મુંબઈ ઈલાકાનું સરકારી કેળવણીખાતું.

# નર્મગદ્ય

અથવા

## કવિ નર્મદાશંકર લાલશંકરના

## ગદ્યાત્મક ગ્રંથોનો સંગ્રહ.

સુધારો કરનાર


રાવસાહેબ મહીપતરામ રૂપરામ નીલકંઠ, સી. આઈ. ઈ.

ગૂજરાતી ટ્રાન્સલેટર, એજ્યુકેશનલ ડિપાર્ટમેંટ.



પાંચમી આવૃત્તિ.—ત્રણ હજાર પ્રત.





મુંબઈ:

ગવર્નમેંટ સેંટ્રલ બુક ડીપો.

સન ૧૮૯૧.




કીમત દોઢ રૂપિઓ.

## મહાદર્શન પહેલું.

# પ્રસ્તાવના.

## (આવૃત્તિ બીજીની.)

આ પુસ્તકની ૧ લી આવૃત્તિ છપાયા પછી તેને બંધાવ્યા પહેલાં કેળવણીખાતાના ડિરેક્ટર મહેરબાન ચાટફીલ્દ સાહેબે મારા રિપોર્ટને માટે મોકલી. તેનાં પહેલાં ૨૨૨ પૃષ્ઠમાં ગ્રંથકર્તાના અનેક વિષયોપર લખેલા નિબંધ હતા અને બાકીનાં પાનાંમાં રામાયણ, મહાભારત અને ઈલિયડના સાર તથા આ દેશ અને બીજા દેશોના ઇતિહાસ હતા. ઘણાક નિબંધોમાં એવું લખાણ હતું કે નિશાળોમાં ચલાવી શકાય નહિ. એ બીના ડિરેક્ટર સાહેબના જાણવામાં આવ્યાથી તેટલા ભાગની છાપેલી પ્રતોનો તેમણે નાશ કરાવ્યો. કથા અને ઇતિહાસના ભાગનાં જે પાનાંમાં થોડો સુધારો કરવાની જરૂર હતી તેઓને ફરીથી છપાવી પ્રગટ કર્યાં, અને બીજી આવૃત્તિને સમયે રદ કરેલા ૧ લા ભાગમાંથી જે કાઢી નાંખવું ઘટે તે કાઢી નાંખવું, અને સુધારવું અને ફેરવવું ઘટે તે સુધારવું અને ફેરવવું એવી આજ્ઞા કરી. તે પ્રમાણે આ બીજી આવૃત્તિમાં કરવામાં આવ્યું છે. બની શક્યું ત્યાંસુધી ગ્રંથકર્તાના લખાણમાં ફેરવ્યું નથી ને જ્યાં ફેરવવું પડ્યું છે ત્યાં ઘણું કરીને નવું લખાણ કૌંસમાં મૂક્યું છે. જ્યાં થોડો કે વધારે ભાગ મૂકી દેવો પડ્યો છે ત્યાં વિષયનું અનુસંધાન મેળવવાને કાંઈ નવાં વાક્યો ઉમેરવામાં આવ્યાં છે. સુધારો કરવાના કામમાં પોતાના અભિપ્રાય જણાવવાની વિનંતિ ગ્રંથકર્તાને કરવામાં આવી હતી, પણ તેનો ઉત્તર મળ્યો નહિ તેથી મારે એકલાને તે કામ કરવું પડ્યું. બીજી આવૃત્તિને સારૂ જેઓ વધારે સુધારા કરવાની સૂચના કરશે તેમનો હું ઉપકાર માનીશ.

અક્ટોબર ૧૮૮૦ અમદાવાદ.

મહીપતરામ રૂપરામ નીલકંઠ.

ગૂજરાતી ટ્રાન્સલેટર, એજ્યુકેશનલ ડિપાર્ટમેન્ટ.

# અનુક્રમણિકા.

# નર્મગદ્ય.

## ૧. મંડળી મળવાથી થતા લાભ.

સભાસદ ગૃહસ્થો, આપણા લોકમાં આવી રીતે મંડળી મળવાનો ચાલ પ્રાચીનથી ચાલતો આવેલો સાંભળવામાં તથા જોવામાં આવ્યો નથી; પણ હાલ થોડાં વર્ષ થયાં એ ચાલ નીકળ્યો છે તેથી સૌએ પ્રસન્ન થવાનું છે, ને હું થાઉંછું, તેમાં વિશેષે કરીને આ મંડળીનો સમારંભ ચાલતો જોઈ બહુજ આનંદ માનુંછું. માટે આ પ્રસંગે તમારી આગળ એજ વિષય ઉપર થોડુંક ભાષણ કરૂંછું તે સાંભળશો.

આ ભાષણથી મુખ્યત્વે કરીને ત્રણ વાત મારે તમને જણાવવી જરૂર છે:—

પહેલી આ કે આ દેશમાં મંડળી મળવાનો ચાલ નહિ તેથી શાં શાં નુકસાન થયાં; બીજી વાત આ કે મંડળી મળવાના ચાલથી શા લાભ છે અને ત્રીજી વાત આ કે આપણા લોકે કેવે પ્રકારે મંડળીઓ કહાડવી અને તેમાં કેવી રીતે ભાષણો કરવાં.

એ ત્રણ વાત જણાવતાં પહેલાં મંડળી અથવા સભા શબ્દનો અર્થ શો છે તે જાણવું જોઈએ. ચાર અથવા વધારે માણસો અનીતિના ખ્યાલ ટપ્પા ગાવા બેસે, કેફ કરવા બેસે, કોઈ તરેહનું ટાહેલું કરવા બેસે અને તે માણસોમાં પછી થોડાક વિદ્વાન્ હોય તોપણ તે મંડળી અથવા સભા મળી છે એમ કહેવાશે નહિ. પણ ચાર અથવા વધારે માણસો એકઠાં મળી કોઈ વિદ્યાજ્ઞાનનાં અથવા લાભ થાય ને જસ મળે તેવાં કામના વિચાર સભ્યતાથી કરે તો તે મંડળી અથવા સભા મળી છે એમ કહેવાશે.—રાજકારભારીઓની, વિદ્વાનોની, વેપારીઓની, વિદ્યાર્થીઓની વગેરેની મંડળી, જ્યાં થોડા ઘણા જણ એકસંપ થઈ એકાદા કાર્યવિષે રૂડી રીતે ચર્ચા ચલાવતા હોય તે પ્રસંગે મંડળી–સભા શબ્દ પ્રવર્તેછે.

૧. આપણો હિંદુસ્થાન દેશ ઘણા પ્રાચીન કાળથી જગત્માં પ્રસિદ્ધ છે, પણ એની કીર્તિનો પ્રકાશ જે પૂર્વે હતો તે હાલ નથી. કારણ શું? આપણા લોક કહેશે કે એમ થવાને ઈશ્વરેચ્છા છે. ઉદય અસ્ત, ભરતી ઓટ, ચડતી પડતી જગત્માં થયાંજ કરેછે. હું પણ કહુંછું કે ઈશ્વરેચ્છાથી સઘળું થયાં કરેછે, પણ આ રીતે કે ઈશ્વરના ઠેરવેલા નિયમપ્રમાણે કારણ ઉપરથી કાર્ય બનેછે. કોઈ પણ કાર્યને કારણ અવશ્ય જોઈએ; તો હિંદુસ્થાનની પડતી દશા આવવાનાં પણ કારણો હોવાં જોઇએ ને એ કારણો ઘણાં છે, પણ તેમાં મુખ્ય આ છે કે આપણા દેશમાં રાજવર્ગમાંના ભણેલા ને પ્રજાવર્ગમાંના ભણેલા એઓએ એકઠા મળી રાજનીતિસંબંધી વિચારો ચર્ચાવડે નક્કી કરવાનો ચાલ રાખેલો નહિ. જુદા જુદા પુરૂષો પોતપોતાના સમયમાં પોતપોતાના યશ બતાવતા, પણ એકસંપે થતાં કાર્યના જે જસ તેના લાભ લોકને નહોતા મળતા. એકનાં અને છૂટક છૂટક કેટલાંકનાં બળ કરતાં જુદા જુદા સંપનાં ને પછી એકત્ર સંપનાં બળ વિશેષ હોયછે. એ સંપબળ આપણામાં નહિ, ને એ સંપબળ વધારવાને ઘણા જણે એકઠા મળી વિચાર કરવો એ ચાલ આપણામાં નહિ તેથી આપણી દુર્દશા થઈ છે. કોઇ કહેશે કે આપણી દુર્દશા શી થઈ છે તો જુઓ—આપણાં રાજ્ય ગયાં, આપણી સત્તા ગઇ, આપણાં શૌર્ય ગયાં, આપણાં માન ગયાં, ધન ગયાં ને સુખ ગયાં; આપણે મૂર્ખ, કાયર, નિરૂદ્યમી, વ્યસની ને દરિદ્રી થઇ રહ્યા છીએ. આપણે એવા તો આળસુ ને વિચારશૂન્ય થઇ ગયા છીએ કે આપણને ઉદ્યમ કરવાનું ગમતું નથી, પણ બજારે બજાર, મોહોલ્લે મોહોલ્લે ને ચકલે ચકલે ભટકી જેની તેની નિંદા કર્યાં કરવાનું ને જમવા જમાડવાની વાતો કરવાનું ગમેછે. એવી આજ કાલ આપણી દશા છે, અને મંડળી મળી સંપે વિચાર કરી ઉદ્યમ કરવાનો અભ્યાસ નહિ જારી રાખીએ તો આપણી શી દશા? જે પ્રમાણે ઢોર પોતાનું પેટ ભરેછે, જે પ્રમાણે આફ્રિકાના સીદી ને ઉત્તર અમેરિકાના ઇંડિયનો પોતાનું ગુજરાન ચલાવેછે તે પ્રમાણે આપણે દહાડા પૂરા કરીશું.

૨. આપણે વિદ્યાર્થીઓએ જે આ મંડળી કહાડી છે તેવી મંડળીઓથી બહુ લાભ છે, તો મોટા વિદ્વાનોની સભાઓમાં રાજનીતિ ને ધર્મનીતિની ચર્ચા ચાલી રહેતી

હોય, અને વેપારીઓ, કારીગરો પોતપોતાની મંડળીઓમાં પોતાના વિષયની વાતો કરતા હોય તો, તે મંડળીઓથી કેટલા બધા મોટા લાભ અવશ્ય થવા જોઇએ ! આપણા જેવી મંડળીઓમાં ભાષણો કરવાથી તથા નિબંધો વાંચવાથી ને પછી ચર્ચા ચલાવેથી ભાષા સુધરેછે, મનમાંની વાત સહેલથી બહાર આવી શકેછે, ચારમાં નિર્ભયપણે ને વિવેકે બોલતાં આવડેછે, ઘણી ઘણી વાતોની જાણ થાયછે, સમજશક્તિ વધેછે, ને નવી નવી જુક્તિઓ જડેછે, દુરાચરણ ત્યાગ કરવાનું અને સદાચરણ ગ્રહણ કરવાનું મન થાયછે; ને આપણે સદાચારી, ઉદ્યમી, ને પ્રતિષ્ઠિત થઇએ છીએ.

નિબંધો લખવા ને ભાષણો કરવાં એ કંઈ જેવી તેવી વાત નથી. પોતાના મનના વિચાર એક પછી એક એમ સંબંધમાં તકરાર ને દાખલા સાથે અસર કરે તેવી રીતે બહાર પાડવા પડેછે, અને એને સારૂ વિદ્વાનોનાં મત ને તેઓની લખવાની ઢબ એ પણ જાણી લેવાની જરૂર પડેછે. એ કામનો અભ્યાસ કરવાના પ્રસંગ મંડળીઓ છે.

આપણા દેશમાં ચાલ નહિ તેથી આપણા લોક તરત તો સારીપેઠે સમજી શકશે નહિ, પણ જે લોકોમાં મંડળી મળવાનો ચાલ ચાલ્યો આવ્યો છે તે લોકોના વિચાર, ઉદ્યમ, ને વૈભવ ઉપર જ્યારે આપણા લોક નિઘા રાખતા થશે ત્યારે તેઓને ખાતરીથી સમજાશે કે મંડળીઓ મળવાના ચાલથી મોટા મોટા લાભ છે.

પ્રાચીન કાળમાં ઇગ્લાંડ દેશના લોક કેવળ જંગલી અવસ્થામાં હતાઃ— કેટલાક જાનવરોના શિકાર કરી, કેટલાએક માછલાં મારી, અને કેટલાએક વૃક્ષનાં ફળ ખાઇ જેમ તેમ ઉદરપોષણ કરતા અને તેઓ એક બીજાથી દૂર ઝુંપડી બાંધી રહેતા, એવું છતાં તેઓ આજ પુષ્કળ દ્રવ્યસંપત્તિને પામ્યા છે, મોટા વેપારી કહેવાયછે, અને ઘણાક દેશમાં રાજ્યસત્તા ચલાવેછે. એ ફેરફાર થવાનાં કારણો જોકે ઘણાં છે, તોપણ તે સંધામાં આ તો ભળેલું જોવામાં આવવાનુંજ કે તેઓએ સર્વ પ્રસંગે મંડળીમાં વિચાર કર્યો છે ને સંપે કામ કર્યાં છે. જે જે સાચું, સુંદર, લાભકારી ને જસાળું તેને તેઓએ શોધ કરી સ્વીકાર કરવા માંડ્યો, ને એમાં તેઓ દહાડે દહાડે જૂની ગેરફાયદાની વાત મૂકતા ગયા, ને ફાયદાની વાત લેતા થયા. કોણ નથી જાણતું કે અંગ્રેજ લોક પ્રથમ વેપારીની કંપનીરૂપે આ દેશમાં આવ્યા ને દ્રવ્યવાન થયા ને પછી તેઓએ ધીમે ધીમે રાજ્યસત્તા પ્રાપ્ત કરી લીધી? સભાસદ ગૃહસ્થો, ઇગ્લાંડ, ફ્રાન્સ ને યુનૈટેડ સ્ટેટ્સ એ દેશના લોક પૃથ્વી ઉપરના બીજા દેશો કરતાં હાલ સર્વ પ્રકારે ઉત્તમ સ્થિતિમાં છે, તેનું મૂળ કારણ આ છે કે ત્યાં શહેરે શહેર, ગામે ગામ, મોહોલ્લે મોહોલ્લે ને ચકલે ચકલે મંડળી મળવાનો ચાલ છે. અજ્ઞાન, દુઃખ ને દુરાચરણનો નાશ થઇ સર્વ પ્રકારના સુજ્ઞાન, સુખ ને સદાચારની પ્રાપ્તિ થાયછે તે, મંડળી મળી કામ કરવાનો—સંગતિથી, વિદ્યાથી ને સંપથી કામ કરવાનો ચાલ ચલાવેથી થાયછે. લોક ગાંડાના ડાહ્યા, મૂર્ખના વિદ્વાન્, દરિદ્રીના ધનવાન અને અરાજ્યના રાજ્યવાન થાયછે તે સૌ મંડળીનેજ યોગે.

યૂરોપના લોક આફ્રિકાના સીદી લોકને પકડી તેઓને વેચવા લેવાનો ધંધો કરતા. એ ગુલામો ઢોરાં બાળક સુદ્ધાં એક ઠેકાણેથી બીજે ઠેકાણે કોઈ કયાં ને કોઇ કયાં એમ વેચાતા, એઓને પૂરૂં ખાવાનું પણ મળતું નહિ, એઓની પાસે ચાબકના મારથી કામ લેવામાં આવતું. એ ગુલામીનો ધંધો અને ગુલામ ઉપર સખ્તી માનવધર્મની ને ક્રિશ્ચિયનધર્મની વિરૂદ્ધ છે એવું કેટલાક વિદ્વાનોની બુદ્ધિમાં આવ્યું તે ઉપરથી તેઓએ સને ૧૭૬૦ પછી મંડળીઓ કહાડી, ને તેમાં એવિષે નિબંધો વાંચી સારીપેઠે ચર્ચા કરી—આવી રીતે કે માણસના કુદરતી સૌના હક્ક સરખા છે, માણસને માણસ વેચવાનો અને તેની શક્તિ ઉપરાંત કામ કરાવવાનો હક્ક નથી, એ કામ ઘણું નિર્દય છે, માટે, એ હીણો ધંધો બંધ થવો જોઈએ. પછી એ ચર્ચા લોકમાં ચાલી, ને ઇગ્લાંડના સત્તાધારીએ એ ધંધો ન કરવાવિષે કાયદો કર્યો. એ કામમાં ટામસ કલાર્કસન નામે પુરૂષે પોતાની જીંદગી ગુજારી હતી, ને જો કે તેને પ્રથમ અણસમજુ ને સ્વાર્થીઆ લોકોની તરફથી બહુ વેઠવું પડ્યું હતું તોપણ તેણે પોતાની અથાક મહેનતનો બદલો જોયો. ને તે આજ એક મોટો પરમાર્થી પુરૂષ થઇ ગયો એમ સંધે કહેવાયછે.

સને ૧૮૦૩ માં જ્યારે બોનાપાર્ટ યૂરોપના દેશોને પાયમાલ કરી ઇગ્લાંડ ઉપર ચડાઈ કરવાની તૈયારીમાં હતો તે વખત રાબર્ટ હાલ વગેરે ઘણાએક દેશહિતેચ્છુ પુરૂષોએ પોતાના સ્વદેશીઓને પોતાની પાસે એકઠા કરી ભાષણોથી હિંમત આપી હતી, અને સ્વતંત્રતા શી વસ્તુ છે એ સારીપેઠે સમજાવ્યું હતું, કે જેથી તેઓ બોનાપાર્ટની તરફથી જે આફતનું વાદળ ચડી આવતું હતું તેને વીખેરી નાંખવાને પહાડની પેઠે ઊભા રહેવાને તૈયાર થઈ રહ્યા હતા.

૩. હવે ત્રીજી વાતવિષે—કોઇ પણ રીતનો ફાયદો થાય ને કોઇ પણ રીતનો જસ મળે ( નિંદા ન થાય ) તેવાં કામના ઉદ્દેશથી મંડળી—સભા કહાડવી. સંપમાં

રહી કામ કરવાનેસારૂ મંડળી છે, તો જે પ્રકારે સંપ વધે, બળ વધે, તેવે પ્રકારે તે સ્થાપવી જોઇએ. અદેખાપણું, એકલપેટાપણું, હું ડાહ્યાપણું, અપ્રમાણિકપણું, અણવિશ્વાસીપણું, અવ્યવસ્થિતપણું, નિરાશાપણું, કાયરપણું, અવિવેકીપણું, ઈત્યાદિ અનીતિથકી મંડળી ટકતી નથી ને શોભતી નથી. માટે જેમ બને તેમ એ દુર્ગુણો મંડળીના જનોમાં ન જોઇએ. એ દુર્ગુણોથી દૂર રહેવાય અને સદ્ગુણની તથા સંપની વૃદ્ધિ થાય તેવે પ્રકારે મંડળીઓ કહાડવી જોઇએ. મંડળીઓમાં ભાષણવાદ કરવાની રીત આ પ્રમાણે હોવી જોઇએ કે, જેઓ જે વિષયવિષે વિચાર કરવાને એકઠા થયા હોય તેઓમાંના શક્તિમાન પુરૂષોએ વારાફરતી ભાષણો કરી પોતપોતાના વિચાર જણાવવા, અથવા એકનું ભાષણ થઈ રહ્યા પછી બીજાઓએ પણ અનુક્રમે ને વિવેકની વાણીમાં પોતપોતાના વિચાર જણાવવા. ઘણી વખત જ્ઞાતિની મંડળીમાં અને આપણા શાસ્ત્રીઓ સભામાં વાદ કરતાં ક્રોધના આવેશમાં એકબીજાને તુચ્છકારના શબ્દો કહેછે, ને વેળાએ મારામારી કરવાને પણ ઊભા થાયછે તે બહુજ ખોટું છે. તેઓનામાં સભ્યતાનું કર્મ જોવામાં આવતું નથી, તેથી તેઓનાં એકઠાં મળવાને સભા મળી છે એમ કહેવું ઘટતું નથી; પછી ઉદ્દેશ ગમે તેટલો સારો હોય તો શું થયું? સભામાં બોલવાનો વિવેક પણ અભ્યાસથી પ્રાપ્ત થાયછે, માટે અભ્યાસ વધારવાને છોકરાઓએ નાનપણથીજ મંડળીઓ કહાડવાનો ને તેમાં ભાષણો કરવાનો ચાલ પાડવો જોઇએ ને વિદ્વાનોની મંડળીની રીત જોવી જોઈએ.

મંડળી મળવાનો ચાલ આપણા દેશમાં નીકળવા માંડયો છે તે આપણા ઉપર રાજ્ય કરનારા અંગ્રેજ લોકનું જોઇને ને તેઓના ઉત્તેજનથી. એઓનો આપણે ઉપકાર માનવાનો છે કે એઓ આપણને ભુંડી હાલતમાંથી સારી હાલતમાં આણવાને પ્રયત્ન કરેછે, પણ તેઓ આપણને જે શીખવેછે તેપ્રમાણે જો આપણે ચાલીશું નહિ તો હાલ જે આપણી હાલત છે તેના કરતાં વધારે નઠારી હાલતમાં આપણે આવી પડીશું, માટે, આપણે પણ મહેનત કરવા માંડવી કે જેથી આપણું નામ જેવું પ્રાચીન કાળમાં પ્રસિદ્ધ હતું તેવું, રે વધારે, હાલના જમાનામાં પણ થાય, ઉદ્યમ ને ધન, વિદ્યા ને જ્ઞાન, શૂરાતન ને જય, સદાચાર ને કુલીનતા, એ સર્વે મંડળીઓ કહાડ્યાથીજ વધશે—કેમકે સુધારાનો મૂળ પાયો મંડળી—સંપ છે. કહેવત છે કે "જીવ જાય તો સારૂં, પણ જીવનગાળો જાય તે માઠું"—અજ્ઞાન ને નિર્ધન એવી હાલતમાં રહેવું તેના કરતાં મરી જવું બહેતર છે. માટે આપણે સંપ રાખવાનો અભ્યાસ જારી રાખવો કે જેથી આપણો તથા આપણા પરિવારનો જીવ પણ જાય નહિ ને જીવનગાળો પણ જાય નહિ.

---

## ૨. કેળવણીવિષે.

### ( દોહરો. )

તન-ધનબળ, મનબળવિના, અસ્થિર મિથ્યા હોય;
તન-મન-ધનબળ સ્થિર સફળ, વિદ્યાભ્યાસે સ્હોય. ૧

બીજાં પ્રાણી શુદ્ધ સ્વભાવથીજ કર્મ કરેછે, પણ મનુષ્ય, સ્વભાવ તથા બુદ્ધિ એ બેથી કર્મ કરેછે. કેટલેક પ્રસંગે સ્વભાવબળ એટલું તો વધી જાયછે કે તે બુદ્ધિના અંકોશમાં ન રહેતાં આગળ ધસેછે, પણ તેથી તે બળ વાપરનારને ને બીજાઓને દુઃખ થાયછે. માટે વહેલી મોડી થોડી ઘણી પણ સુબુદ્ધિ નથી ત્યાં મનુષ્યની સ્થિતિ પશ્વાદિ પ્રાણીની સ્થિતિ કરતાં વધારે ભુંડી થાયછે, અને જ્યાં સ્વભાવબળ ને તેપ્રમાણે, રે વધારે, બુદ્ધિબળ હોયછે ત્યાં મનુષ્યની સ્થિતિ ઉત્તમ હોયછે. માટે સમજવાનું આ કે બીજાં પ્રાણીઓમાં છે તેના કરતાં મનુષ્ય પ્રાણીમાં બુદ્ધિ એ વિશેષ શક્તિ છે. પ્રથમ તો સ્વાભાવિક પ્રેરણા ને સ્વાભાવિક ઉદ્યોગ હોયછે, પણ પછવાડેથી બુદ્ધિ મનુષ્યનાં સુખની કર્તા હર્તા થઈ પડેછે. જે બુદ્ધિથી તેને નિત્ય સુખ તે સુબુદ્ધિ, ને જે બુદ્ધિથી દુઃખ તે કુબુદ્ધિ કહેવાયછે.

અનુભવ, તે ઉપર કરેલા વિચાર ને એ ઉપરથી પાછો નવો અનુભવ કરવાની જુક્તિયો એ ત્રણ વાતથી બુદ્ધિનો ઉદય થાયછે, ને એ ત્રણ વાતનો અભ્યાસ જારી રાખવાથી બુદ્ધિમાં વધારો થયાં કરેછે. અનુભવ તે શું, વિચાર તે શું, યુક્તિયો તે શું, એ સઘળાનું નિયમિત રીતે જે જાણવું તે વિદ્યા, અને એ જાણવાનો અભ્યાસ કર્યો કરવો તે વિદ્યાભ્યાસ કહેવાયછે. ભીલ-

નો છોકરો તીર મારવાનું કામ પોતાના વડીલનું જોઈ અભ્યાસે જાણેછે એ તેનો એક રીતનો વિદ્યાભ્યાસ છે, અને એ વિદ્યાભ્યાસથી કયારે ને કયાં ને કીયે ઉદ્દેશે તીર મારવું એ સંબંધી જે સમજ તેનામાં આવેછે તે તેની બુદ્ધિ કહેવાયછે.

આ જગત્માં માણસ જન્મથી તે મરણ લગી સુખની તૃષ્ણા રાખેછે, ને એને માટે તે મથેછે. પણ એ મથવું અને તેમાં પાર પડવું એ તેના વિદ્યાભ્યાસ ઉપર આધાર રાખેછે. વળી જો વિદ્યાભ્યાસ હોયછે ને યોગ નથી તો ઘણે દહાડે મથતાં મથતાં પણ ધાર્યો યોગ આવવાનોજ, અગર તે ન આવ્યો તોપણ કોઈ બીજો રૂડો યોગ પણ આવવાનોજ. વળી અનુભવ વિચારનાં સુખનો અને સદ્ગુણનાં સુખનો લહાવો પ્રાપ્ત થવાનોજ. તેમ વિદ્યાભ્યાસ સદ્ઉદ્દેશની સાથે મળ્યો તો પછી ખરાં સુખનેવિષે પૂછવુંજ શું? સારાંશ કે વિદ્યાભ્યાસ એ સુખનું મોટું સાધન છે. રે, વિદ્યાભ્યાસ તેજ સુખ છે. જેવો જેટલો જેનાથી વિદ્યાભ્યાસ થાયછે તેવો તેટલો તે પોતાનાં ને પોતાના દેશનાં યશસુખમાં વધારો કરેછે.

જે જે સાધનવડે દેશની ચડતી દશા થાયછે તે તે સૌ પાછલા અનુભવથી ને નવા શોધથી જાણવાં, ને તેના પાછા પ્રયોગ કરી જાણવા અને એ ઉદ્યોગ જારી રાખવા તેનું નામ દેશી જનનો વિદ્યાભ્યાસ. દેશમાં કોઈ સંસાર સુધરાવટનાજ ઉદ્યોગમાં લાગ્યા હોયછે, કોઈ વેપારનાજ ઉદ્યોગમાં, કોઈ હુનરનાજ ઉદ્યોગમાં, કોઈ મનશક્તિ વધારવાના ઉદ્યમમાં મથતા હોયછે, કોઈ નીતિધર્મ ને તત્ત્વજ્ઞાનના બોધ લેવા આપવામાં ગુંથાએલા હોયછે, કોઈ રાજ્યનીતિમાં ને કોઈ જુદ્ધકળામાં માહિતી મેળવતા હોયછે. એ સૌ દેશનાં સામાન્યસુખને અર્થે વિદ્યાભ્યાસ કરેછે એમ જાણવું. એક કુટુંબનાં માણસો જુદા જુદા ધંધા કરેછે, પણ સૌની નજર ધંધાના લાભવડે (પૈસો નહિ પણ એથી જે ખરેખરી સામગ્રી મળેછે તેવડે) કુટુંબનાં યશસુખ વધારવાની હોયછે. તેમ દેશીજનના જુદા જુદા વર્ગનો હેતુ પોતાના વિદ્યાભ્યાસવડે પોતાના દેશીજનનાં યશસુખ વધારવાનો છે. હવે જોકે એ સઘળા વિદ્યાભ્યાસ દેશના લાભને જરૂરના છે, તોપણ તેમાં પહેલો ને સૌથી મોટો કે જેથી બીજા વિદ્યાભ્યાસો સહેલા થઈ પડેછે તે વિદ્યાભ્યાસ જ્ઞાનશક્તિ વધારવાનોજ છે, ને એટલા ઉપરથી ઘણા લોક એનેજ વિદ્યાભ્યાસ કહેછે. જ્ઞાનશક્તિ વધી કે પછી માણસ કોઇપણ કામમાં થોડી મહેનતે માહિતગાર થઇ શકેછે.

વેપારમાં, સરકારી કામમાં, કે હરકોઇ ઉદ્યમમાં જેઓ જ્ઞાનશક્તિ કેળવ્યા વગર મંડેછે તેઓ પોતાનાં કામકાજમાં ઘણે દહાડે લાયક થાયછે ને લાયક થવા છતાં પણ કેટલેક પ્રસંગે તેઓ જ્ઞાનશક્તિની કેળવણી પામેલા એવાઓથી હારી જાયછે. જેઓએ પ્રથમ નિશાળ—પાઠશાળામાં પોતાના અભ્યાસથી જ્ઞાનશક્તિને પ્રફુલ્લિત કરી હોયછે તેઓ જોકે નવાં કામમાં કેવળ અજાણ હોયછે, તોપણ થોડાં વરસમાં પેલાઓ કરતાં વધારે હોશિયાર થઈ રહેછે.

વાંચતાં, લખતાં ને ગણતાં જાણવું એ જ્ઞાનશક્તિની કળી ખીલવવાને પ્રથમ સાધન છે. સાધારણ વિષયો વાંચવા લખવા ને મોટા વિષયો વાંચવા લખવા એ બે જુદી જુદી વાત છે; જ્ઞાનશક્તિ કેળવાય છે તે સાધારણ વિષયના વાંચવા લખવા ગણવાથી નહિ, પણ મોટા મોટા વિષયોના અભ્યાસથી. તોપણ સાધારણ વાંચવા લખવા ગણવાથી કેટલો ફાયદો છે તે જુઓ. જે હલકા દુકાનદારને તે આવડે છે તે પોતાનું કામ સહેલથી ચલાવેછે. તે પોતાને, જેને નથી આવડતું તેના કરતાં, વધારે ફાયદો કરેછે. જેને નથી આવડતું તેને નામાંઠામાંનેમાટે બીજા કોઇના ઓશીઆળા થઈ રહેવું પડેછે, અથવા મહેતા રાખવા પડેછે. એ મહેતાની ઉપર પાછી શેઠે ચોકશી રાખવી પડેછે; ને એમ જો ચોકશી ન રહે તો વેળાએ મહેતાની લુચ્ચાઇનેલીધે શેઠને દુકાન બંધ કરવી પડેછે. કોણ ના કહેશે કે શરાફી દુકાનમાં જેને નામાં ને હિસાબ આવડેછે તે નાણાનો ને માનનો પોતાને ને પોતાના શેઠને ફાયદો નથી કરતો? કોણ ના કહેશે કે જે રાજાને વાંચતાં લખતાં આવડેછે તે પોતાના કારભારીઓના કામની તપાસ નથી રાખતો ને પોતાના રાજ્યનું ભલું નથી કરતો ને પોતાની પ્રતિષ્ઠા નથી વધારતો? કોણ ના પાડશે કે ગૂજરાત કાઠીઆવાડમાં નિશાળો સ્થપાયા પછીના છોકરાઓની સમજ આગળ દશ વર્ષ ઉપરના છોકરાઓની સમજ કરતાં વધારે નથી? આજકાલ ૧૦ વર્ષનો છોકરો હરકોઈ શંકાની પૂછપાછ કરેછે તેવું આગળ કયાં હતું? આજકાલ ચોપડીઓ લોકમાં વંચાયછે તેથી શું તેઓને ફાયદો નથી? રે હલકા વર્ગના દુકાનદારો ને નવરા લોકો ક ફ, ક ફ કરીને ન્યુસપેપરો ખુશીથી વાંચેછે ને અહીંતહીંના સમાચારથી વાકિફ થઈ પોતાના વર્ગમાં તડાકા મારેછે એવું શું આગળ હતું? જો સહજસાજ વાંચવા લખવાથી ઘણી ઘણી વાતની જાણ થાયછે ને તેઓમાં હોંસ વધતી જાયછે તો મોટા વિષયસંબંધી મોટા પુરૂષોના વિચાર જાણ્યાથી ઘણો ઘણો લાભ કેમ ન થાય?

જેમ શરીર, કસરતથી નીરોગી, તેજસ્વી, ચપળ હો-

ઇને થાક્યા વગર સહેલથી વધારે વધારે કામ કરેછે તેમ મન પણ કેળવણીથી અજ્ઞાન-વ્હેમવિનાનું, પ્રકાશિત, ચપળ બનીને કંટાળ્યાવિના સહેલથી વધારે વધારે વિચાર-તર્ક ઇચ્છા કરી શકેછે, ને તેપ્રમાણે ઇંદ્રિયદ્વારે વધારે વધારે કામ કરેછે. શરીરનો ને મનનો પરસ્પર સંબંધ છે, પણ તે આવી રીતે જોવામાં આવેછે કે શરીર નીરોગી ને કૌવતવાળું હોય તો મન સારી કેળવણી લઈ શકેછે, ને પાછું વ્યવહારમાં શરીરદ્વારે કામ કરી બતાવેછે. શરીર રોગી હોય તો મન તેટલું કેળવાઈ શકતું નથી. મન રોગી હોય અથવા કેળવાયલું નહોય તોપણ શરીર કૌવતવાળું ને કસાયલું હોય ખરૂં; શરીરનેજ તાજું રાખવાની કાળજીથી તથા તે શરીરબળનોજ મદ રાખેથી ને મન કેળવવાની દરકાર ન રાખેથી માણસ પશુસરખું બનેછે; શરીરને નીરોગી ને કસાયલું રાખવામાં મિતાહાર ને થોડીક કસરત એટલુંજ બસ છે, પણ મન ઘણે દહાડે ને ઘણે અભ્યાસે કેળવાય છે. અર્થાત્ નિયમિત ખાવું પીવું, ખુલ્લી હવામાં રહેવું ફરવું, માફક આવે તેટલી ને તેવી તાલીમની કસરત કરવી—ચાલવું, ઘોડાપર સવારી કરવી, શિકાર કરવા, રમવું વગેરે ઉપાયોથી શરીરને નીરોગી તથા કૌવતવાળું રાખવાનો અભ્યાસ રાખવો જરૂર છે કે જેથી મન કેળવવું સહેલું પડે ને સારૂં કેળવાય.

મનની કેળવણી બે પ્રકારની છે. જ્ઞાનશક્તિ બુદ્ધિ વધારવાસંબંધી એટલે સમજ જે બીડાયલી કળીરૂપે હોયછે તેને પ્રફુલ્લિત કરવાસંબંધી, અને સદ્ગુણ વધારવાસંબંધી એટલે કુદ્રતી ઉછળતા જોસ્સાઓને વિવેકથી નિયમિત-પ્રસંગપ્રમાણે ઓછા વધતા બહાર પડે તેવા કરવાસંબંધી છે.

મંડળીઓમાં ચાલતી વાતો જાણવાથી, ગ્રંથો વાંચીને અથવા દેશાટન કરેથી અનેક દેશના રાજધર્મ-નીતિ-વિદ્યા-કલાકૌશલ્ય-રીતભાતસંબંધી હકીકતો જાણવાથી, મોટા પુરૂષોનાં ચરિત્ર જાણવાથી, વિદ્વાન્ પુરૂષોના વિચારો જાણવાથી આપણને ઘણા ઘણા વિષયોની જાણ થાયછે, અને તેની સાથે સ્મરણશક્તિ વધેછે. એકજ વિષય ઉપર જુદાં જુદાં મતો જોઇને, જુદે જુદે ઠેકાણે જુદું જુદું જોઇને ખરૂં ને સારૂં કીયું તે નક્કી કરવા તરફ આપણી વૃત્તિ જાયછે, ને એથી તુલના-વિચાર-શક્તિ, વાદશક્તિ, પસંદ કરવાની શક્તિ, ઈત્યાદિ શક્તિયો કામે લાગ્યાથી કેળવાય છે, ને આપણા વહેવાર કામમાં ઉપયોગી થઇ પડેછે. ગ્રંથો વાંચવાથી ને ભાષણ કરનારાઓને સાંભળવાથી નવી નવી જાણ થાયછે એટલુંજ નહિ, પણ તેઓ કેવી રીતે વિચાર કરેછે, વિચારોને કેવી રીતે ગોઠવેછે, કેવી સ્પષ્ટ સુંદર ને અસર કરતી વાણીમાં વિચાર બહાર પાડેછે તે સૌ આપણે જાણીએ છીએ, ને આપણી શક્તિમાં વધારો કરીએ છીએ. કેટલાક, કેળવાયલી બુદ્ધિ નહિ તેથી, બીજાના બોલવાપર વિશ્વાસ રાખી ઠગાયછે; કેટલાક પોતાની ટૂંકી બુદ્ધિથી એક વિષય ઉપર અનેક રીતે વિચાર કરી શકતા નથી, પણ થોડો ઉપલકીઓ વિચાર કરી તે ઉપર મત બાંધી તેનેજ ખરૂં છે એમ ઠોકી બેસાડે છે તેથી તેને ને બીજાઓને બહુ ગેરફાયદા થાયછે; કેટલાક પોતાનેજ પસંદ પડતી વાતનો આગ્રહ રાખેછે, ને ખોટી તકરારથી સાબીત કરી બીજાઓને ભલામણ કરેછે; કેટલાક લોક તરત માને તેવા દાખલાઓ આપી સમજાવી દેછે-એવે એવે પ્રસંગે સાવધ રહેવાને, સામાના બોલવા ઉપર વિચાર કરવાને, સામાનું ખોટું મત તોડવાને, સામાનું ખરૂં ને સુંદર મત પસંદ કરવાને કેળવાયલી બુદ્ધિનું જરૂર કામ પડેછે. મનશક્તિયો કેળવાયછે તેમાંજ નવું જ્ઞાન પ્રાપ્ત થાયછે તો તે કેળવાયા પછી કાર્ય-અનુભવ ઉપરથી નવું જ્ઞાન કેમ ન પ્રાપ્ત થાય? નવા જ્ઞાન ઉપરથી નવો અનુભવ, નવા અનુભવ ઉપરથી પાછું નવું જ્ઞાન, એ રીતે આપણું મન કેળવાયછે ને મોટાં અઘરાં અસાધ્ય કામ સહેલથી કરી શકેછે; જ્યારે માણસ પોતાની મેળે પોતાની અનેક જાણનો પ્રસંગ પ્રસંગપ્રમાણે ઉપયોગ કરી શકે, કાર્યાકાર્યની તુલના કરી શકે, લાભાલાભ સમજી શકે, યુક્તિયો કામે લગાડી શકે, વિવેકસદ્ગુણથી પોતાની શક્તિ દેખડાવી શકે ત્યારે તે કેળવાયલું કહેવાય.

જેમ ઉપર લખેલી શક્તિયો કેળવાયછે-વિચાર તર્ક વધેછે તેમ સારી સંગતિમાં રહેવાના અભ્યાસથી, સુબોધ તથા સુદૃષ્ટાંત મનમાં ઠાંસ્યા કરવાના અભ્યાસથી, ને તેપ્રમાણે વર્તવાનો અભ્યાસ કર્યા કરેથી આપણી નીતિવૃત્તિ પણ દૃઢ ને સુશોભિત થાયછે. સદ્ગુણના ઉપર આસક્તિ રાખવી અને દુર્ગુણના ઉપર નિરંતર ધિક્કારથી જોવું એ સહજ બનતું નથી. સંસારમાં અનેક લાલચ, લોભ ને મોહ છે તેથી ચિત્તવૃત્તિ દુરાચારમાં કૂદી પડવાને તત્પર થાયછે. એ વેળા બોધ તથા દૃષ્ટાંતનું સ્મરણ તરત આડું આવતું નથી, ને કદાપિ આવેછે તોપણ તે જોસ્સા આગળ દબાઈ જાયછે માટે ધર્મ તથા સદ્ગુણસંબંધી મૂળતત્ત્વ જો અભ્યાસથી મનમાં સજડ ચોંટ્યા હોય અને તેનેજ વળગી રહેવાનો અભ્યાસ પડ્યો હોય તો પછી કુકર્મ તરફ ચિત્તનું વલણ કોઇ દહાડો થાયજ નહિ. લાલચમાં ફસાવવાના વખત ઉપર ઈશ્વરના ભયનું, પશ્ચાત્તાપના ભયનું,

અપકીર્ત્તિના ભયનું, સ્મરણ થવું ને ઈશ્વરની પ્રાર્થના કરવી કે મને પાપમાં પડતો ઉગારજે; વળી એટલું થયા છતાં પણ ફસ્યા તો પશ્ચાતાપ કરવો, અને પછી પાછી ચાનક રાખી મન મારી બીજીવાર લાલચમાં ન ફસાવું, ને સદ્ગુણને વળગી રહેવાની ખંત રાખવી;–એપ્રમાણે અભ્યાસ થયેથી શુદ્ધ સદ્ગુણી થવાય છે; પણ એનેમાટે બાળપણથીજ સદ્ગુણ ઉપર પ્રીતિ બેસવી જરૂર છે. દુઃખમાં ધીરજ, પુણ્ય પરમાર્થ કામ કરવામાં તત્પરતા, સત્યનેમાટે શૌર્ય ને હિંમત, સગાંસંબંધી ઉપર હેત, જનદયા, દેશભક્તિ, ઇત્યાદિ સદ્ગુણ પણ કેળવણીથી દૃઢ થાયછે ને જગત્માં પ્રસિદ્ધિ પામેછે. મહાપુરૂષોનાં ચરિત્ર, ઇતિહાસ ને કવિતા વાંચવાની બહુ જરૂર છે. એથી મનુષ્યજાતના અનેક સ્વભાવગુણથી જાણીતાં થવાય અને દુર્ગુણી પુરૂષને અંતે દુઃખ થયલાં ને સદ્ગુણીને જય મળેલા તે જાણવામાં આવેથી દુર્ગુણ ઉપર ધિક્કાર ને સદ્ગુણ ઉપર પ્રીતિ બેસે. મનુષ્યમાત્રમાં સદ્ગુણનાં બીજ હોયછે, પણ ઘટતી ને રૂડી કેળવણીવિના સદ્ગુણ, સુંદર વૃક્ષરૂપે ઉગી શોભતા નથી.

વળી કેળવણીનો ત્રીજો વિષય સુઘડતા આણવાસંબંધી છે. ક્યાં કેટલી મર્યાદાથી ને કેટલા વિવેકથી બોલવું, પહેરવે ઓઢવે કેઈ રીત રાખવી, મિત્ર શત્રુ સાથે કેવી રીતે વર્ત્તવું એ વિષયોની જાણ જરૂરની છે; તેમ તેનો પ્રસંગ પરત્વે કેવી રીતે ઉપયોગ કરવો ને તેમાં આ ઘટતું સારૂં ને તે અઘટતું નરસું છે માટે આમજ રહેવું ને રાખવું, કરવું ને કરાવવું, એ સંધાનેસારૂ પણ કેળવણીની જરૂર છે. શહેરી લોકમાં ગામડીઆની રીતભાત હસવા જેવી થઈ પડેછે, દરબાર ન દીઠેલું એવાઓની રીતભાત ઉપરથી તેઓની દરબારમાં ફજેતી થાયછે, વિદ્વાન્ થઈને ક્રોધમાં અઘટિત વચન કહાડે તો તેને નઠારૂં કહેવાયછે. ઘરમાં યથેચ્છ ભાષણ કરનારો સભામાં પણ તેમ કરે તો સૌને નઠારૂં લાગે ને તેને પોતાને પસ્તાવો થાય, માટે વિવેક ને સુઘડતા એ રાખવાં જરૂર છે. ઊંચા કુળની રીતભાત અને કુલીન તથા ભણેલા માણસોની વર્તણુક એ જોયાથી સુઘડતાની કેળવણી મળેછે. સુઘડતા ઉપરથી અભણ ને ભણેલો, ગામડીઓ ને શહેરી, નીચકુળનો ને ઉંચકુળનો તરત પરખાઈ આવેછે. સુઘડતાવિના મોટાં માણસનું રૂડું શૌર્ય તે કેવળ ઘાતકીપણું થાયછે, તેનું ભણેલું તે દહોડડાહ્યાપણામાં ખપેછે અને તેનો હાસ્યવિનોદ તે ભાંડ ભવાયાના જેવો ગણાય છે. વિવેક, સભ્યતા, નમ્રતા, મળતાવડાપણું એથી મિત્રપ્રાપ્તિ થાયછે ને સંસારી કામકાજમાં વહેલું ફવાયછે. કુલમોટપ, વિદ્યા, પદવી, ઈત્યાદિને શોભાવનાર વિવેકવિચાર છે,–ઉદ્ધતાઈ નથી. જેમ જેની સુઘડતા તેમ તેનું માન ને તેના ઉપર પ્રીતિ જોવામાં આવેછે.

ઉપર જણાવ્યાપ્રમાણે ત્રણ પ્રકારની કેળવણી દરેક માણસને જરૂરની છે. દુનિયાદારીનો અનુભવ અને કેળવાયલી જ્ઞાનશક્તિ હોય તોજ શાસ્ત્રધારા બંધાય, યુક્તિ–વ્યવસ્થા થાય, ન્યાય કરાય, ગ્રંથ લખાય, ને સભામાં ભાષણ અપાય. વિદ્યાકળાના શોધ ને યંત્રાદિકથી કાર્ય થાય તે પણ જ્ઞાનશક્તિની કેળવણીવડે. સંદેહ તથા મુશ્કેલીનો ખુલાસો કેળવાયલી વિચારશક્તિથી તરત થાય. વળી દ્રવ્યમાન-પદવીનો લાભ અને ઊંચો આનંદ મળે. અનીતિથી દૂર રાખનાર અને નીતિથી સુખ તથા માન વધારનાર કેળવણીજ છે. એથી માણસ પોતાનો ટેક ને મોભો જાળવી શકેછે; પોતાને તેવું બીજાને એ જે મોટો તથા રૂડો વિચાર તેપ્રમાણે પોતે વર્ત્તે છે ને બીજા વર્ત્તે તેવું શીખવેછે; અધીરપણે ને અકળામણમાં નઠારાં કામ કરવાની વૃત્તિ થાયછે તેને મન મારી અટકાવેછે અને સુખ તથા માનનો અતિલોભ થાયછે તેને વિવેકથી હદ્દમાં રાખેછે. દુર્ગુણીની નિંદા થાયછે અને સદ્ગુણીનું વેળાએ ફાવતું નથી તોપણ તેનાં વખાણજ થાયછે, માટે સદ્ગુણને મૂકવા નહિ ને ધીરજથી કામ કર્યા કરવાં; તેમ આપત્તિમાં ધીટતા, સંધિપ્રસંગે શૌર્ય, હિંમત, સાહસ, વ્યવહારમાં પ્રમાણિકપણું, દેશભક્તિ, રાજ્યભક્તિ, ઈશ્વરભક્તિ, પરમાર્થમતિ, ઈત્યાદિ સૌ કેળવણીથીજ પ્રાપ્ત થાયછે. ફૂવડતાને, ઊછ[illegible]પણાને, છાલકાપણાને, બીકણપણાને, જંગલીપણાને, ઝાઉસપણાને, ખસેડનાર અને વિવેકમર્યાદાથી વર્ત્તતાં શીખવનાર અને રૂપગુણસૌંદર્ય તથા સ્થિતિવ્યવહારસૌંદર્ય ઉપર યોગ્ય પ્રેમ રખાવી સ્વચ્છતા તથા સુઘડતાથી સૌ પ્રસન્ન થાય ને માન આપે તેવું કરાવનાર કેળવણીજ છે.

કોઈ પણ વાતની કેળવણી એટલે તે વાતની પછવાડે શ્રમ લઈ તેને સુધારી ઉપયોગમાં આવે તેવી કરવી. ધંધામાં કેળવણી લેવી એટલે ધંધો કરવાનો અભ્યાસ રાખી તેમાં જાણીતા થવું. પશુપક્ષીને કેળવવાં એટલે તેઓનું વિકરાળપણું, બીકણપણું જાય અને આપણી સાથે હળી જઈ આપણું કહ્યું કરે તેવી હાલતમાં તેમને આણવાં. મનની કેળવણી એટલે મનને વધારે કામ કરતું, વધારે સદ્ગુણી ને વધારે ડાહ્યું કરવું. ઈશ્વરે માણસનામાં જ્ઞાનશક્તિ ને ઇચ્છાશક્તિ એ બે વિશેષ મૂક્યાં છે કે જેની કેળવણીથી તેણે અનેક પદાર્થોના સ્વભાવ જાણી અનેક વ્યવસ્થાથી તેઓને રૂપમાં આણી

પોતાના ઉપયોગમાં આણ્યાં છે. જમીન ખેડેથી ને તે ઉપર બીજી ક્રિયા થયેથી તેનો પાક આપણા કામમાં આવેછે. ખાણો ખોદેથી ને પછવાડેથી બીજી ક્રિયા થયેથી ધાતુ આપણા કામમાં આવેછે. અવલોકનશક્તિ, જ્ઞાનશક્તિ, ક્રિયાશક્તિ એથી માણસે શુમારવિનાના શોધ કર્યા છે ને સુખસામગ્રીમાં વધારો કર્યો છે. ઈશ્વરે મનુષ્યનેમાટે સુખસામગ્રી તૈયાર નથી કરી મૂકી, પણ એણે પોતાની બુદ્ધિથી તૈયાર કરવી એવો તેનો (ઈશ્વરનો) હેતુ હોય એમ સ્પષ્ટ સમજાયછે. અર્થાત્ કેળવણી લેવી ને કરવી એ આપણી ફરજ છે. હીરો ખાણમાંથી નીકળે છે ત્યારે તેટલો પ્રકાશ નથી આપતો, પણ ઘસાયા પછી પ્રકાશ આપેછે. અને માણસનેવિષે પણ તેમજ છે. આપણું જ્ઞાન, આપણો સ્વભાવ, આપણી રીતભાત કેળવણીથીજ પોતાનાં ખરાં તેજસ્વી સ્વરૂપમાં પ્રકાશે છે. અને એજ કારણથી રાનમાં રહેનારો ભીલ અને નગરમાં રહેનારો બ્રાહ્મણ–ક્ષત્રી એક બીજાથી જુદા પડેછે. બંને માણસ છે, બંનેમાં કુદ્રતીશક્તિ ને સદ્ગુણ છે, પણ એકમાં તે કેળવાયલાં નથી ને બીજાનામાં તે કેળવાયલાં છે. કેળવણી એ માણસનું મોટું બળ છે, કે જેથી સિંહ, ગજ સરખાં પશુ વશ થાયછે, ને અનેક નવી સમૃદ્ધિ ઉત્પન્ન થાયછે. કેળવણી એ મોટો પ્રકાશ છે કે જેથી ઘણી ઘણી વાતો આપણને ફાયદો કરનારી જે અજ્ઞાન–અંધારામાં હોયછે તે જોવામાં ને પછી ઉપયોગમાં આવેછે. કેળવણીથીજ આપણે પરસ્પરના ધર્મ સમજીએ છીએ, ઈશ્વરને ઓળખી શકીએ છીએ અને તેનાં અનંતશક્તિ, અપાર ડહાપણ ને અનંત યશવિષે વિચાર કરતાં ગુમ થઈ જઈ આપણે આપણો ગર્વ મૂકીએ છીએ ને તેના ભક્ત થઇ રહીએ છીએ.

કેળવણીનેમાટે ખંત તથા શ્રમ અવશ્ય છે. કેટલુંક કામ સહેલથી થાયછે ને કેટલુંક ઘણે શ્રમે થાયછે, પણ જે ઘણે શ્રમે થાયછે તે ઘણું મૂલ્યવાન ને લાભકારી હોયછે. કંટાળો ન આણતાં હોંસ, શ્રમ, ધીરજ, ખંતથી કર્યાં કરીએ તો કોઈ દહાડો પણ કામ પાર પડેજ. અભ્યાસથી સંધું સહેલું થઈ પડેછે. ઉદ્યોગનું ફળ વહેલું મોડું મળેછેજ. અસાધારણ બુદ્ધિનાં મોટાં માણસો કહેવાયછે તેઓએ પણ ઘણો શ્રમ કરી ઘણાં દુઃખ વેઠી ઘણીવાર હાર ખાઇ પોતાની શક્તિયો કેળવી હોયછે, ને તેથીજ તેઓ સંધિ મળેથી મોટી પ્રસિદ્ધિ પામેલાં છે. આળસ ને અજ્ઞાન ને વહેમ એ માણસના મોટા શત્રુ છે, તે તેને દુર્દશામાં રાખે છે; એ શત્રુને મારી કહાડનાર ઉદ્યોગ ને જ્ઞાન છે, માટે એ બેનો વધારો કરવાનો અભ્યાસ જરૂર જોઈએ.

માણસે કુદ્રતીજ હાલતમાં રહેવું એમ નથી, પણ તેણે પોતાના ઉદ્યમમાં પોતાની હાલત વધારે વધારે સારી કર્યાં કરવી એવું ઈશ્વરે નિર્માણ કર્યું છે. કુદ્રતને કેળવ્યાથી વધારે સારી હાલત થાયછે. માટે આપણા મનને પૂરતી કેળવણી આપવી જોઈએ. સ્વભાવરૂપી ઘોડાને વિવેકની લગામ ઘાલી કેળવવો જોઇએ, શરીરને કસરતથી કેળવી તૈયાર કરવું જોઇએ, પણ તેમ વગર વિચારે ન વાપરતાં નિર્બળનું સંરક્ષણ કરવા વગેરેના કામમાં વાપરવું જોઈએ. ધનને ક્ષણભંગુર મોજશોખમાં, ક્ષણભંગુર માનના લોભથી નાતવરા ને વરઘોડાના ખર્ચમાં ઉડાવી દેવું ન જોઇએ, પણ વૃદ્ધકાળ તથા આપત્તિકાળનેમાટે અને કુટુંબના ભરણપોષણ તથા બાળકની કેળવણીનેમાટે રાખી વધતું હોય તે દેશીભાઈના સુખને અર્થે પરમાર્થમાં વાપરવું જોઇએ. તન–મન–ધન–બળ કેળવણીથી વધારવાં; ને વ્યવસ્થા હોય તોજ તે વધે માટે વિવેક વ્યવસ્થા રાખતાં શીખવાને પણ કેળવણી જોઈએ. આપણી કુદ્રતી શક્તિ ને ઇચ્છા કેળવાયા પછી ઘણામાં ઘણી કેટલી છે તે જાણવું, મનની શક્તિયોને જ્ઞાન તથા અભ્યાસથી કેળવવી, ઉદ્ધત જોસ્સાને વિવેકમાં રાખવા, રીતભાત સુઘડ રાખવી, અવલોકનશક્તિ તથા વિચાર ડહાપણ વધારવાં, ધર્મનીતિનાં મૂળતત્ત્વ જાણી તેને અનુસરી વર્ત્તવાનો નિશ્ચય રાખવો એ સૌ કેળવણીના વિષય ને કર્મ છે. એક વિદ્વાન્ કહેછે કે "જે કેળવણીથી માણસ પોતાનાં ને પોતાના દેશનાં કામ પ્રમાણિકપણાવડે, કળાકૌશલ્યવડે અને પરમાર્થબુદ્ધિવડે કરવાને લાયક થાય તેજ પૂરી ને ખરી કેળવણી છે." બીજો કહેછે કે "સ્વાભાવિક વૃદ્ધિને કળાથી દોરવવી તે કેળવણી કે જેથી બુદ્ધિ તથા સદ્ગુણ એ બંને સાથે મળી પ્રકાશિત થાય. કેળવણી પામેલા માણસો પણ મરી જાય છે, તોપણ તેઓની બુદ્ધિ તથા તેઓના સદ્ગુણ આવતા જમાનાના લોકને ઉત્તેજન આપી બુદ્ધિ વધારનાર, દુઃખ ઓછું કરનાર, ને સુખ આપનાર થાયછે."

---

## ૩. ઉદ્યોગ તથા વૃદ્ધિ.

આ સંસારમાં મનુષ્ય માત્રનો ઉદ્દેશ સુખ પ્રાપ્ત કરવાનો છે. જુદા જુદા માણસને જુદા જુદા પ્રકારનું સુખ હોયછે. આપણા લોકે સંતોષમાં ખરૂં ને મોટું સુખ માની લીધું છે. સંતોષ એટલે શું? લોભ ન રાખ-

તાં જે મળે તેમાં રાજી રહેવું એમ લોક સમજેછે. પણ જુઓ, મનુષ્યનો સ્વભાવજ છે કે, તેને એકની એક સ્થિતિમાં રહેવું ગમતું નથી. તેને નવું નવું જોવાનો ને પોતાની સમૃદ્ધિ વધારવાનો લોભ હોયજ છે, તે નવાં ને વધારે સુખની આશા રાખેજ છે, તો હવે તેનામાં વિવેક–સંતોષ ક્યાંથી રહે? જો સંતોષે રહ્યા હોત તો યૂરોપ અને અમેરિકાના લોક ઉદ્યમી, યશસ્વી, સમૃદ્ધિમાન ને તેપ્રમાણે સુખી છે તે કેમ થાત? આપણા લોક ન મળ્યાનેલીધે સંતોષ ધરી બેઠા છે, માટે શું તે પેલાઓ કરતાં વધારે સુખી છે? અયોધ્યાની ને હસ્તિનાપુરની શોભા કરતાં હાલનાં પારિસ લંડનની શોભા વધારે નથી? રામ ને કૃષ્ણ એના કાળના લોક કરતાં હમણાના કાળના ઇંગ્લિશ, જર્મન, અમેરિકન, ફ્રેંચ એ વધારે સુધરેલા નથી? જો છે એમ કહેશો તો એઓ પેલા કરતાં વધારે સુખી હોવાજ જોઇએ. આપણે સુખી નથી એ વાત ખરી. સંતોષનું સુખ માન્યાથી ને ચાંચલ્ય ખોયાથી આપણે જડ ને વહેમી થયા છીએ. અંગ્રેજી રાજ્ય થયા પછી આપણે નવું નવું અનુભવવા માંડચું છે, પણ તેથી શું આપણે તે રાજ્ય થતા પહેલાં હતા તેવા સુખી નથી? નવું જાણવાની હોંસથી, નવું જાણેથી ને નવી આશાથી આપણે નવી રીતનું સુખ ભોગવીએ છીએ; હવે સંતોષનું નિસ્તેજ સુખ સારૂં કે હોંસ આશાનું સતેજ સુખ સારૂં? એ સતેજ સુખથી આપણે ઉદ્યમ કરીએ છીએ ને એથી ફળપ્રાપ્તિ થશે, સમૃદ્ધિ ને સુખ વધશે. પ્રકાશ સૌને ગમે, અંધારૂં ન ચાલતાનું સૌને ને જરૂર કરીને કાળાં કામ કરનારને ગમે. કોઈ કહેશે કે અસંતોષી દુર્દશામાં આવેછે ત્યારે તેને બહુ દુઃખ થાયછે તો એના કરતાં સંતોષી રહેવું એ વધારે સારૂં છે. દુઃખ તો અનિવાર છે, સંતોષી ને અસંતોષી બંનેને છે; જેમ સંતોષીને પોતાનાં દુઃખમાં અભ્યાસનેલીધે થોડું દુઃખ થાયછે તેમ અસંતોષીને 'નામ તો કર્યું,' 'લહાવો તો લીધો,' 'ચડતી પડતી સૌને હોયછે,' 'સામગ્રીસુખ તો વધારે છે' એવા એવા વિચારથી દુઃખ ઓછું લાગે છે. સંતોષી પુરૂષ અસંતોષીના સહવાસથી અસંતોષી થાયજ; અસંતોષી પોતાના દુઃખમાં જખ મારીને સંતોષી થવાનોજ. એક અતિ દુઃખી કપાળે હાથ દઈ બેશી રહેછે, ને બીજો અતિ દુઃખી 'જીવતો નર ભદ્રા પામશે,' એ વિચારે પાછો ખટપટમાં પડેછે ને પોતાના દુઃખને વિસારે છે ને વેળાએ પાછો હતો તેવો સુખી થાયછે. હવે સંતોષ રાખવો સારો કે અસંતોષ રાખવો સારો? વળી જુઓ–જગત્માં ઉત્પત્તિ સ્થિતિ ને લય, લય ઉત્પત્તિ ને સ્થિતિ, સ્થિતિ લય ને ઉત્પત્તિ એમ ચક્રરૂપાંતર દર્શન દયાં કરેછે; દિવસ પછી રાત ને રાત પછી દિવસ; પ્રકાશ પછી અંધારૂં, અંધારા પછી પ્રકાશ; એપ્રમાણે ચાલ્યુંજ જાયછે. સ્વભાવ, જ્ઞાન વિવેક, ને યોગ એથી આપણે કર્મ કર્યાં કરીએ છીએ; કર્મ ઉપરથી સ્થિતિ ઘડાયછે; તેમ વળી સ્થિતિપ્રમાણે કર્મ કરીએ છીએ, ને એમ સ્થિતિ કર્મનાં પણ રૂપાંતર જોવામાં આવેછે. સંસાર એ નાટક છે ને એમાં જ્યાં ત્યાં ધૂમાધૂમ થઈ રહી છે; આપણે પણ ધૂમીએ છીએ. આપણાથી ધૂમ્યાવિના રહેવાતુંજ નથી. પ્રવૃત્તિમાં રહીએ છીએ, કામકાજમાં પ્રવૃત્ત છીએ, પ્રવૃત્તિ આપણને સર્જિત છે તો પછી નિવૃત્તિ ને સંતોષથી સુખ છે એ ભણવું મિથ્યા કેમ ન થાય? રામ ઘણા જ્ઞાની હતા માટે શું તે પ્રવૃત્તિમાં નહોતા? પ્રવૃત્તિમાં રહી પ્રપંચી રાજનીતિથી રાવણને નથી જીત્યો? રામના ગુરૂ વસિષ્ઠ તે કર્મથકી તત્ત્વદર્શી હતા. જનકવિદેહી શું રાજકારભાર નહોતા કરતા? ધર્મ, અર્જુન, ભીષ્મ, દ્રોણ એઓએ જુદ્ધ શામાટે કર્યાં? મારો તો આજ વિચાર કે નિવૃત્તિવિવેક સમજી સ્વભાવકર્મથી પ્રવૃત્તિ રાખવી ને ઉદ્યમ ફળના લહાવા લેવા એ સુખ ઊંચા પ્રકારનું છે, ને એ સુખ જો ઘણીવાર રહે તેવું હોય તો એ સર્વોપરિ ને ઉત્કૃષ્ટ છે.

અકેક જણનું સુખ દેશના સર્વ જણના સુખ સાથે ઘણોખરો સંબંધ રાખેછે. દેશના સુખવિષે બોલતાં તેમાં રહેનાર અકેક જણના સુખનેવિષે પણ વિચાર બંધાયછે માટે હવે દેશના–ઘણા જણનાં સામાન્ય સુખ વિષે થોડુંએકઃ—જ્યાંના લોક ઘણા કાળસૂધી રાજ્ય–ધર્મ–નીતિ–સંસાર–વિદ્યા–કળા–સમૃદ્ધિ ઈ૦ ના સંબંધમાં ઉત્તરોત્તર વિશેષ સુખ ભોગવ્યાં કરેછે તે લોક વધારે સુખી કહેવાય. બ્રાહ્મણોએ ને ક્ષત્રી રાજાઓએ ઘણા કાળસૂધી દેશ સુખી રહે તેવિષે કંઈ વિચાર કીધા નથી. તે તો સ્વાર્થી એટલે નજ કરે. તેમ અજ્ઞાન પ્રજા જે પોતાના વર્તમાનસુખથી સંતોષે રહી, જે પોતાના રાજાના ઠાઠમાં ને બ્રાહ્મણના તેજમાં મોહિત થઈ અંજાઈ રહી, જે પોતાના જાલમ રાજાઓના જૂલમ તળે અને જાતિબંધન તળે ચંપાઇ રહી, તેનાથી પણ દેશનેમાટે જાથુનું કંઈ થયું નહિ. સ્વદેશી ને પરદેશી શત્રુઓની સામાં યુદ્ધ થયાં તેમાં લડવામાં ક્ષત્રી ને રજપૂતવર્ગ સિવાય, બ્રાહ્મણ કે વૈશ્ય પ્રજાનો મોટો કોઈ વર્ગ નહોતો. રાજા ને પ્રજા બંને જ્યારે પોતપોતાનો ધર્મ પોતાના દેશપ્રતિ સમજે ને સંપે વર્ત્તે ત્યારેજ દેશની સારી સ્થિતિનેસારૂ સામગ્રી થાયછે–જેમાં પાછા આવતા કાળનાં રાજાપ્રજા ઉમેરો કરેછે. રાજ્યમાં શું થાયછે તેનેવિષે પ્રજા બેદરકાર, વળી પ્રજા અભણ ને હક્ક લેવા સમજે નહિ એથી દેશની ભુંડી દશા થઈ છે. જો

રાજાઓએ પ્રજાને ઘટતા હક્ક આપી, દરબારી કામમાં (જાતિ કુળનો બાધ ન ગણતાં) દાખલ કરી હોત એટલે પ્રજાએ સ્વતંત્ર હક્ક મેળવ્યા હોત ને રાજકાજમાં મન રાખ્યું હોત તો વારે વારે પીડનારા શત્રુ દીઠામાં ન આવ્યા હોત. દેશની સમૃદ્ધિ વધી તો નહિ, પણ ઊલટી અસ્તવ્યસ્ત થઈ ગઈ. સંપીલા ઉદ્યમથી યશ મેળવવા; ખંતથી વ્યવસ્થા કરવી, વ્યવસ્થા કરી પાછા યશ મેળવવા, વળી વ્યવસ્થા કરવી એમ ચાલ્યાં કરેથી સુખસામગ્રી વધેછે ને ઘણો કાળ રહેછે. દેશી રાજા ને પ્રજા બન્ને દુર્દશામાં સરખાં છે. ભલે મુસલમાનનું રાજ્ય હતું કે પ્રાકૃત ભાષા ખેડાવા લાગી, ને ભલે અંગ્રેજનું રાજ્ય છે કે સર્વ પ્રજામાં દેશાભિમાનનો જોસ્સો ઉત્પન્ન થવા માંડ્યો છે, ને દેશીજનના સામાન્યસુખને અર્થે ઐક્ય થવા માંડ્યું છે; ને આશા છે કે દેશી રાજવર્ગ પણ પ્રજાવર્ગ સાથે સાર્વજનિક કામમાં સામિલ થશે. દેશનું સામાન્યસુખ ઘણીવાર રહે તેવું પ્રાપ્ત કરવું છે, એને દરેક દેશીજને ઉદ્દેશ સમજવો ને એને માટે તેણે પોતાનો ખંતી ઉદ્યોગ આરંભવો.

હવે ઉદ્યોગવિષે—ઉજાજમ ને ઉજમાળું એ શબ્દ મંગળવાચક છે. ઉદ્યોગથી થતા લાભવિષે મારે જણાવવું એ નિરર્થક છે. સૌ જાણેછે કે હાથ લાંબો કરીએ તો ઝાડેથી ફળ લેવાય, ને ચાલીએ તો મિત્રને મળાય. આગબોટ, આગગાડી, બલૂન, તાર, અનેક યંત્રો, ઓજાર, હથિઆર, છાપખાનાં, અનેક મકાનો, અનેક ગ્રંથો, ઇત્યાદિ સૌ ઉદ્યોગનાં ફળ છે. ઉદ્યોગથી વિદ્યા કળાકૌશલ્ય વધેછે, સદ્‌ગુણો પ્રાપ્ત થાયછે, સમૃદ્ધિ વધેછે ને તેપ્રમાણે સુખ ભોગવાય છે.

મુંબઇમાં તો થોડાક પણ જિલ્લામાં તો લોક ઉદ્યમનેમાટે બૂમ પાડેછે—કહેછે કે અમે શ્રમ કરીએ પણ કોની સાથે માથું ફોડીએ? વાત ખરી છે. લોકના મોઢાપર આજકાલ તેજ નથી, તેઓને રોજગાર નથી. યૂરોપનાં કારખાનાંએ આપણા કારીગરોને રઝળતા કર્યા છે. પરદેશ સાથે વેપાર કરવાને પૂંજી જોઇએ. ગામગામમાં આપલેનો ધંધો પણ મોઘવારીનેલીધે લાભકારી નથી; ખેતીવાડી કરનાર હમેશનો એક જુદો વર્ગ છે, ને પડતર ભોંય ખેડવાનું માથે લેવામાં દ્રવ્ય તથા માણસો જોઇએ, તેમ થોડાક લોકોએ ત્યાં જઈ વસવું જોઇએ તે આપણા લોકના વિચારથી ઊલટું. બેંકો નીકળવાથી ને શેરસટ્ટાની ખુવારીથી દેશી સરાફી મંદ થઈ છે; દેશી રાજ્યો પડીભાંગ્યાં એટલે ત્યાંથી પણ લોકનો ઉદ્યમ બંધ પડ્યો; અંગ્રેજ સરકાર તે પોતાની નોકરીમાં કેટલાકને રાખે? દુનિયામાં ઉદ્યમની ખોટ નથી, પણ આપણે ઉદ્યમ શોધી જાણતા નથી, અથવા જાણીએ છીએ તો તે રસ્તે ઘણાંક બંધનનેલીધે જઈ શકતા નથી. પણ જ્યારે એ આપણી ભૂલ છે ત્યારે ઉદ્યમ નજ મળે! જો લોક નાતના જૂલમની દરકાર ન રાખે, થોડા દહાડા કુટુંબસુખની દરકાર ન રાખે, પરદેશ ભટકે, ખોટા માની લીધેલા જાતકુળના ટેક મૂકીદે, વિદ્યા હુનર ભણે, પોતપોતાને ફાવતા ઉદ્યોગ શોધે ને કરે તો લાભ થયા વગર રહેજ નહિ. ખુશામતથી ખાવા જેટલું પેદા કરવું, ખોટી મોટાઈમાં નાતવરા વરઘોડા કરી દેવાદાર થવું, દુર્દશામાં રીબાવું ને ગાલ ઉપર તમાચો મારી લાલી દેખાડવી ને સંતોષીમાં ખપવું એના કરતાં દેશકાળસ્થિતિ ઉપર વિચાર કરી, ટેકમાં રહી પોતાને ફાવતો ઉદ્યમ કરવો ને તેનાં ફળ જોવાં એ આપણો પુરૂષાર્થ છે. ઉદ્યમની ખોટ નથી, પણ આપણે વહેમથી કાયર, દુઃખના અભ્યાસે સંતોષી ને નસીબ ઉપર બેશી રહેનારા થયા છીએ. સંસારનાટકમાં ધામધૂમ છે, બીજા દેશના લોક પોતપોતાના વેશ રૂડી રીતે ભજવેછે ત્યારે આપણે કેમ ન ભજવવા? શું દયામણા દુખિયારા દેખડાવી ઈજરાયાં કરવું ને નીસાસા મૂક્યાં કરવા? દુઃખમાં તો છીએ, હવે દુઃખથી શું કરવા ડરવું? બને તેટલું સાહસ કરી ખાડામાંથી કાં ન ઉપર આવવું? એ વિચારનો જોસ્સો લોકમાં ઉત્પન્ન થાય ને ખંતી ઉદ્યોગ ચાલે તો આપણી—આપણા દેશની સ્થિતિ સુધર્યા વગર રહે નહિ એ નક્કી છે.

દાખલા જોયા સાંભળ્યાથી, પુસ્તકો વાંચ્યાથી ને સંગતિથી ઉદ્યોગને ઉત્તેજન મળેછે, પણ પ્રથમ પોતાની હોંસ જોઇએ. જેમ યૂરોપખંડના લોકોને પરસ્પર સંગતિના અને એકધર્મ—ભાષાના લાભ છે તેવા આપણે હિંદુસ્તાનના જુદા જુદા પ્રાંતોના લોકને નથી. તેમ મુસલમાનો જેમ હળી ગયા હતા તેમ અંગ્રેજો હળતા નથી પણ અતડા ને અતડા રહેછે ને એથી તેઓની સંગતિનો પણ આપણને લાભ નથી; પણ માટે, શું આપણે ઉદ્યમ ન કરવા? જો આપણે આપણા દેશનો જય કરવોજ છે તો તેને અર્થે ઉદ્યોગ, શ્રમ, દુઃખ, સાહસ, નિડરપણું, સંપ, શૌર્ય, આદિ સદ્‌ગુણો આપણામાં પ્રથમ આવવાજ જોઇએ. થોડા દહાડા ઉપર મારા ઘરમાં એક આઠ મહિનાની જરા તરા ઘુંટણીઆં તાણતી છોકરીને બે ઓરડાની વચમાંનો ઉંબર ઓળંગતી જોઇને હું બહુ પ્રસન્ન થયો હતો. પ્રથમ તો તે ઉંબર પાસે ગઈ, પછી તે અદુકડી બેઠી, પછી તેણે હાથ ઊંચા કર્યા ને પછી ઉંબરનું લાકડું ઝાલ્યું, પછી મહાકષ્ટે તે ઉપર પડી, પછી તે ૬ આંગળ પહોળાઈના ઉંબર ઉપર આ-

ડકતરાતી પડી, પછી માથું બહાર લટકતું રાખી તેણે બે હાથ ખસેડી નીચા કર્યા ને બીજા ઓરડાની ભોંય સાથે ટેક્યા, પછી ધીમે ધીમે પોતાનું પેટ ખસેડી ઓરડામાં ઉતરી ને બેઠી ને હશી પડી. પછી એક જણે તેને પાછી પ્રથમના ઓરડામાં આણી તો રડી પડી–પાછી ગઈ, આવી, પડી, પણ પેટ સાથે એક હાથ દબાઇ ગયો તેથી તે ઉબર ઉપર પડી રહી પણ રડી નહિ, થોડી વાર પછી તેણે હાથ કહાડ્યો ને પ્રથમની તજવીજપ્રમાણે બીજા ઓરડામાં ગઇ ને અમારા સામું જોઇ હીહી કરીને હસવા લાગી. પછી થોડી વાર અમે તેની સામા જોયું નહિ એટલે તેણે રડવા માંડ્યું ને જ્યારે તેની સામા જોયું ત્યારે તે પાછી હશી. છોકરીએ શ્રમથી જય મેળવ્યો ને તેને ખુશાલી થઈ ! એ જય મેળવતાં તેણે કેટલું સહન કીધું? માથું બહાર લટકતું જોઇ મને વિચાર આવ્યો કે સાહસમાં પ્રથમ માથું બહાર કરવું પડેછેજ.

દેશમાં મોટા કોણ ? રણશૂર, વિદ્યાશૂર ને ધનશૂર. જ્યારે તનમનધનથી અનુકૂળ એવા પુરૂષો દેશના સામાન્ય સુખને અર્થે પોતાના તનમનધનથી ઉદારતા બતાવે ત્યારેજ દેશની સમૃદ્ધિ વધે. રણશૌર્યથી જસ મેળવવાને આપણી પાસે સાધન નથી. શૌર્યસમાન ઊંચો સદ્‌ગુણ ને મોઘું આભૂષણ એ પ્રાપ્ત થવું દુર્લભ છે પણ, પૂર્ણ લક્ષથી, ખંતી ઉદ્યોગથી ને બારીક ચાતુરીથી શું પ્રાપ્ત નહિ થાય ?

હવે વૃદ્ધિવિષે થોડું એક. અંતે મરવું છે, એ સમજ છતાં પણ કોઈ મરવાની ઇચ્છા કરતું નથી; ઉલટી વધારે જીવવાની આશા રાખેછે; બન્ધન–દુઃખમાં પડ્યા પછી તેમાંજ સંતોષ માની રહે એવો કોઈનો જન્મસ્વભાવ નથી, ઉલટું તેમાંથી છૂટવાને તે મથન કરેછે. સ્થિતિ હોય તેથી વધારે સારી કરવાને સૌ કર્મ કરેછે; વધારે વધારે સુખ પ્રાપ્ત કરવાને સૌ લોભ રાખેછે. માત્ર ન ફાવેથી સંતોષ ધરી બેસેછે. મનુષ્યનો અનિવાર સ્વભાવજ છે કે તેણે પોતાની સ્થિતિ ઉત્તરોત્તર વધારે સારી કર્યાં કરવી, તો વસ્તુતઃ અંતે નાશ ક્યાંથી હોય ? ‘ અંતે સૌનો નાશ છે ’ એ મત, ધર્મનીતિની શિક્ષા આપવામાટે અને દુઃખમાં દિલાસો મળવામાટે નીકળ્યું છે; પણ ઉદ્યમ ન કરવો, સ્થિતિ ન સુધારવી એનેમાટે નથી નીકળ્યું. ઘણાંક બન્ધન, અજ્ઞાન, દુરાચરણ, અનભ્યાસ, અનુદ્યમ, અવ્યવસ્થા એથી આપણે ધાર્યાપ્રમાણે કામમાં ફાવી શકતા નથી; પણ શું તેટલામાટે ‘અંતે નાશ છે’ એમ માનવું ? તે માત્ર મહોડેથીજ. બાકી કર્મ તો શું કર્યાં કરવાં ? ચડતી પછી પડતી જોવામાં આવેછે, પણ શું પડતી પછી ચડતીનો સંભવ નથી ? વારૂ, પડતી થાયછે તેનાં પણ કારણો હોયછે, ને એ કારણો જેપ્રમાણે દૂર કર્યામાં આવેછે તેપ્રમાણે પડતી મોડી આવેછે, અથવા નથીજ આવતી અથવા પડતીમાંથી પાછા ચડતીમાં અવાય છે. અંતે નાશ છે એ મત, ચડતીમાં બહેકી ન જવાને માટે છે. અગર એ મત તત્ત્વવિચારથી ખરૂં માનીએ તોપણ તે મતપ્રમાણે ને તેમાંથી નીકળેલા પ્રારબ્ધ વાદપ્રમાણે સંસારમાં કોઇથી વર્તાયું હોય–જડ થઈ કોઇ ઘરમાં બેશી રહ્યું હોય એમ નથીજ.

ઊંચી નીચી ભોંય ઉપર ગાડીની જે ગતિ હોયછે તેના કરતાં બાંધેલી સડક ઉપર વધારે હોયછે. જોગી પોતાનું આવરદા વધારી શકેછે.–આપણે ઓસડથી રોગ દૂર કરી વધારે જીવીએ છીએ. પૃથ્વીઉપર માણસ જાત પોતાનું જ્ઞાન ઉત્તરોત્તર વધારતી જાયછે. આપણા દેશમાં મહાપુરૂષો હતા ને આજે નથી, પણ શું આજે બીજા કેટલાક દેશોમાં આપણા થઇ ગયેલા મહાપુરૂષો કરતાં ઊંચી પદવીના મહાપુરૂષો નથી ? છે. ઉદય અસ્ત, ભરતી ઓટ, ચડતી પડતી, વૃદ્ધિ ક્ષય એનાં ચક્રરૂપાંતર થયાં કરેછે, તેવિષે આપણે નથી કલ્પી શકતા કે કીએ મુકામે તે ક્રિયા અટકશે ? અર્થાત્ જગત્‌માં વૃદ્ધિજ છે. વૃદ્ધિને અટકાવનાર અવ્યવસ્થા ને અનાચાર છે; માટે વ્યવસ્થાની સાથે ઉદ્યમ કર્મ થયાં કરે તો વૃદ્ધિ પણ થયાં કરેજ. એ વૃદ્ધિના વિચારથી યૂરોપ અમેરિકાના લોક ઊંચાં યશસુખ ભોગવેછે. આપણે તે ભોગવતા હતા, પણ તત્ત્વજ્ઞાનનાં પુસ્તકોનો મર્મ ન સમજવાથી અને આપણી અનીતિથી આપણે દુર્દશામાં આવ્યા ને એમાંથી ઊંચા સદ્‌ગુણવિના આપણાથી બહાર ન નીકળાયું ને ત્યારે સંતોષ તથા પ્રારબ્ધને સાહી સુખ માની લેવા માંડ્યું, ને ઉદ્યમ કરવાનો સ્વભાવ છતાં ઉદ્યમનાં સાધન તરત ન મળવાથી અનેક બન્ધન, ભય એથી કાયર થઇ નીરાંતે આપણે બેઠા છીએ. એ સ્થિતિમાંથી પાછા નીકળવાને ઊંચા સદ્‌ગુણ ધારણ કરવા જોઈએ–જ્ઞાન વધ્યું, ચાંચલ્ય વધ્યું, મોટાં કામ માથે લેવામાં શૌર્ય બહાર પડ્યું એટલે આપણી સ્થિતિ વધારે સારી થઇ એમ નક્કી સમજવું.

---

# ૪. સંપવિષે.

જ્યારે એક ઘરના, એક નાતના, એક જાતના અથવા એક દેશના લોક, અથવા જુદા જુદા ઘરના જુદી જુદી નાતજાતના ને જુદા જુદા દેશના લોક કેટલીએક વાતમાં એક વિચારના થાયછે, અને એ વિચાર પાર પાડવાને એકઠા મળી કામો કરેછે ત્યારે તે એકઠા મળવાને ઐક્ય અથવા સંપ કરીને કહેછે. સારાં અથવા નરસાં કોઇ પણ કામનેમાટે એક વિચારના થવું તેનું નામ ઐક્ય અથવા સંપ એમ કહેવાયછે—કે, ફલાણાં ઘરનાં સૌ સંપથી રહેછે. સંપ શબ્દ સાધારણ છે. સંપ શબ્દથી વાકેફ નહિ એવા લોક થોડાજ. નિશાળમાં જતો છોકરો પણ કોઈ દહાડો ફર્યાદ કરતો આવેછે કે ફલાણા બે છોકરાએ સંપ કરીને મને વર્ગમાં ઉપર આવવા દીધો નહિ. સંપ શબ્દનો અર્થ લોકના સમજ્યામાં છે તે ઠીક છે, સંપ રૂડાં કામનેમાટે પણ હોય ને નરસાં કામનેમાટે પણ હોય. આ ભાષણમાં સંપ રાખવો એનો અર્થ આમ લેવો કે રૂડા યોગ્ય ઉદ્દેશનેજસારૂ સંપ રાખવો.

દુનિયામાં ઘણી ઘણી ચીજો જોઈને માણસ તેનો ઉપભોગ કરવાની ઇચ્છા રાખેછે, પણ તે તેને પોતાનાજ સામર્થ્યે થકી મળી શકતી નથી. તે જો પોતે બલાત્કારે એકલોજ અભિમાનના જોસમાં લેવા જાયછે તો તેમાં તે ઠોકર ખાઇને પડેછે. એવું છે તેથી અગર બીજાની સહાયતા લેવી તેને ગમતી નથી તોપણ, જો નથી લેતો તો ઇચ્છેલું પ્રાપ્ત થતું નથી માટે નાચારીથી પણ તેને સહાયતા લેવી પડેછે; ને એ સહાયતાજ સંપની ઉત્પત્તિ છે એમ સમજવું. એક તો સ્વાર્થસારૂ બીજાની સહાયતા જોઇએ એ ખરૂં, ને જગત્‌નું નૂર પણ તેવુંજ છે કે જેને જોઇ, દેખાદેખીથી માણસને પણ તેમ કરવાનું મન થાયછે. જુઓ આકાશ, અને જુઓ કે કોટ્યાવધિ તારાઓ કેવા નિયમસર એક બીજાથી અમુક અમુક અંતરે રહેલા છે! ગ્રહો પોતાની ગતિમાં ઘાલમેલ કરીને સૃષ્ટિનો નાશ કરતા નથી. પેલા બે મોટા ગોળા સૂર્ય ને ચંદ્ર એનેજ જુઓની કે તેઓ કેવા સંપથી રહેલા છે! શું કોઇ દહાડો ચંદ્ર અને સૂર્ય એ બન્ને જોડે પ્રકાશતા દીઠા? ઊનાળાવિના ચોમાસું નહિ અને ચોમાસાવિના ઊનાળો નહિ, દુનિયા ચલાવવાને સઘળી વસ્તુઓ કેવી એક સંપથી રહેલી છે! ઝાડોમાં પણ તેમજ છે.—પૃથ્વી, બીજ, પાણી, તડકો વગેરેનો સંપ થાયછે ત્યારે તેમાંથી વૃક્ષ, પછી ફૂલ ને પછી ફળ થાયછે. અર્થાત્ જગત્‌નું નૂર સંપ છે. કોઈ પ્રાણી પછી માણસ કે જનાવર નિરંતર એકલુંજ એક ઠેકાણે રહ્યું અને તેણે એકલાંજ કામ કીધું એવું ઘણુંખરૂં તો જોવામાં નહિજ આવે. બીજાં પ્રાણીઓ અને ઝાડો ઈશ્વરે જે પ્રેરણા આપી છે તેવડે પોતાનાં કામો કર્યા જાયછે, પણ મનુષ્યને બુદ્ધિ આપી છે કે જે બુદ્ધિના યોગે તે પોતાને જોઇતું, સૂઝે તેવી રીતે અનુકૂળ કરી લેછે. દુનિયામાં વસ્તુઓ જોઇને માણસ મોહ પામી જાયછે ને વિચાર કરેછે કે આમાંથી શું લેઉં, ને શું ન લેઉં, ને પછી ગભરામણમાં તે પોતાના સાથીને પૂછે છે. મહેનત કરીને લાવેલું સંભાળી રાખવાને તેને ઘણાં માણસની ઊંફ જોઇએ. એ સઘળાં સાધનની અનુકૂળતા કરી લેવાને સૌને એક બીજાની ગરજ પડેછે. માણસ માણસને કામ લાગેછે. માણસ બીજી વસ્તુઓને અને બીજી વસ્તુઓ માણસને, એમ સઘળે ઠેકાણે પરસ્પર કામ લાગેછે. વનમાંથી ખશીને ગામોમાં, શહેરોમાં લોકોએ રહેવા માંડયું અને ત્યાં પછી પોતપોતાને રૂડી રીતે વર્ત્તવાસારૂ નાના પ્રકારના રાજ્યસંબંધી, નીતિસંબંધી, સંસારસંબંધી કાયદાઓ બાંધી બંદોબસ્ત રાખ્યા અને પછી એકઠા મળીને મંડળીઓ કહાડીને વિદ્યા વેપારનાં કારખાનાં વધાર્યાં તે સૌ સંપને જોરે. નથી તેને છે કરવામાં સંપ આદિ કારણ છે અને છે તેને નથી કરવામાં અદેખાઈ ભરેલા જુદા વિચારો મૂળ કારણ છે.

સંપ ગૌરવર્ણો છે. તે બેઠી પણ મજબૂત દડીનો પહેલવાન છે. તે ઘણો જાડો નથી તેમ ઘણો પાતળો પણ નથી. તેની રગો કસાઇને ઊંચકાયલી તૈયાર રહેલી છે. તેનું મહોડું ગોળ ને ભરાવ છે. ડાચાં બેશી ગયેલાં નથી પણ મજબૂત છે અને તેના ગાલ ઉપર તન્દુરસ્તીની લાલી આવી રહેલી છે. તેની આંખ કચકડાં જેવી નિર્મળ છે ને કાળી ભમ્મર તેજસ્વી કીકી છે. તે ઘણો આરોગ્ય છે. સ્વચ્છ લોહીનો ભરેલો છે તેથી તેની ઝૂમનેલીધે તેની આંખ કિંચિત્ મીચાયલી રહેછે. જાણે કોઈ ચિત્રની ખૂબી જોતી વખત આંખને કંઈ એક ઝીણી અર્થાત્ પ્રસરેલી દૃષ્ટિને એકઠી કરીને જોતો હોય તેમ તે જોયછે. તે નીચી પણ ચાર પાસ ફરતી એવી દૃષ્ટિયે મોટા ધીર અને વિચારવાળો પુરૂષ દેખાયછે. તેનું નાક મહોડાના પ્રમાણ કરતાં કંઈએક લાંબું છે અને તેને કાળી ને ટૂંકી પણ ભરાવ મૂછ છે. તેના બન્ને હાથ એકદમ જોરમાં બહાર નીકળીને કંઈ પરાક્રમ કરવાને વહેલા ઊઠો એમ દેખડાવેછે, ને તે ઝૂમનેલીધે તેનું જમણું પાસું કસાતાં જોરમાં લગાર અંદર ગયેલું

અને ડાબું પાસું બહાર પડતું દેખાયછે. તેના પગની પાનીઓ જમીન ઉપરથી ઊઠવાની તૈયારીએ ઊંચકાઇ હોય એવી માલૂમ પડેછે. એ હસતા મહોડાના વીરપુરૂષની આકૃતિ ઉપરથીજ સર્વ મોહજાળમાં પડી જાયછે અને તેથી તે જલદીથી સૌને વશ કરી લેછે. માથું જોઇએ તો ગોળ, મોટું, ને કંઈક આગળ પડતું. કપાળ વિશાળ ને ભવ્ય. તેનામાં પ્રૌઢતા, શૌર્ય, વિચાર, ચાતુર્ય વગેરે ગુણો છે તેનો તેના અવયવો ઉપરથી આભાસ થાયછે.

હવે એવી રીતની જેની ઉત્પત્તિ અને એવી રીતનું જેનું સ્વરૂપ તે પરાક્રમ કર્યાવિના કેમ રહે, અને તે પરાક્રમ કંઈ નાનાંસૂનાં પણ ન હોય. સંપકુસંપથી થયેલા લાભાલાભ કેટલા છે તે જોઇએ.

આમ કરીને જુવાનીમાં આવ્યો કે તેણે હસતાં હસતાં મૂછપર તાળ લેવા માંડયોજ છે ની! હસતાં હસતાં આટલાસારૂ કે તેને નીરાંત છેજ કે મેં જે કામ હાથમાં લીધું તે પાર પડ્યાવિના રહેનાર નથી. પોતાનામાં પૂરૂં જોર ન હોય અથવા સામા ધણીનો પરાજય કરતાં ઘણીવાર થઈ ગઈ હોય તો મહોડાનો ચહેરો ફરે અને રૌદ્રરસમાં જવાય. તેવું કંઈ વીર પુરૂષને હોતું નથી. ઘણાં માણસો એક વિચારનાં થયાથી તેઓનું જોર ઘણું વધી જાયછે.

ઉઘાડુંજ છે કે કાચા સૂતરનો દોરો ઝટ તૂટી જાયછે, પણ જ્યારે તે બીજા દોરાઓ જોડે એકઠો વણાઈને દોરડારૂપે થાયછે ત્યારે તે તોડી નાંખવો મુશ્કેલ થઈ પડેછે, અને વળી મોટા મોટા ભારોને ખેંચી લેઈ જાયછે. એક માણસને બીજો મળે અને જો તે બન્ને પૂરેપૂરા હોય તો તેઓનું જોર આખી દુનિયાને ભારે થઈ પડે. માણસને પોતાના બળમાં, પછી શરીરબળમાં, વિદ્યાબળમાં, કે બુદ્ધિબળમાં, વધારો થાયછે, અને વધારાને યોગે દુનિયામાં ફેરફાર થઈ જાયછે. શિકંદર બાદશાહ અને તેના બે ત્રણેક પ્રધાનો એઓનાં એકઠાં બળે આહા કેટલું રાજ્ય સંપાદન કીધું! એક પુરૂષ ગમે તેવો ચતુર હોય ને તેનો સંબંધી તેનો વિશ્વાસઘાત કરે તો આગલાનું શું ચાલે? બે હાથવિના તાળી પડેજ નહિ. ઓછામાં ઓછું બેનું મળવું થયાવિના કંઈજ કામ થાય નહિ. પછી તેમાં એકનું બીજાના કરતાં વધારે આગળ પડે. નેપોલીઅન બોનાપાર્ટે એકલાએ આખા યૂરોપખંડને થથરાવી મૂક્યો હતો તેમાં શું તેના મસલતદારોનું અને વિશ્વાસુ લશ્કરની સહાયતાનું એકઠું મળેલું પરાક્રમ–ઘણાં લોકોનું શરીરબળ અને મનબળ નહોતું? ને એ એકઠા બળના કરતાં જ્યારે રશિયા, પ્રુશિયા, અને ઇંગ્લાંડ એ ત્રણ જુદા જુદા દેશના જુદા જુદા લોકોનાં શરીરબળ તથા મનબળનો સંપ થયો ત્યારે બોનાપાર્ટનું કંઈજ ચાલ્યું નહિ, એ વાત પણ ખરી કે નહિ? બે વરસ ઉપર એકલા રૂશિયાની સામે અંગ્રેજ, ફ્રેંચ, અને તુર્કનો એકઠો જમાવ હતો ત્યારે રૂશિયાનું શું ચાલ્યું? જે વેળા કૈકેયીના વચનઉપરથી રામચંદ્ર વનવાસ નીકળ્યા તે વેળા તેની પાસે શું હતું? જ્યારે તેની સાથે લક્ષ્મણ અને સીતા એ થયાં ત્યારે તેને કેટલી વાતથી મદદ મળી? પોતે શત્રુ મારવા જતા ત્યારે સીતાનું સંરક્ષણ કરવાને વિશેષે અને પોતાને સહાય કરવાને લક્ષ્મણ કામ લાગતો કે નહિ? ને પછી બે ભાઇનું સુગ્રીવ હનુમાન સાથે મળવું થયું ત્યારેજ, રે ત્યારેજ રામચંદ્રે રાવણને માર્યો કે પોતે એકલાએજ જઈને માર્યો? પાંચ પાંડવો પણ એકસંપે રહ્યા ને પછી તેઓએ કૃષ્ણની સહાયતાથી કૌરવનો પરાજય કીધો એ શું? કૌરવ પણ લડાઇમાં ઘણી વાર ટક્યા તે માંહોમાંહે સંપ હતો ત્યારે કેની? અને પછી તેઓનો પાંડવો કરતાં અંગબળમાં અને બુદ્ધિબળમાં ઘટાડો થયો ત્યારે તેઓ હાર્યા કેની?

રાજ્ય સુધરાવટમાં પણ રાજાનું અને પ્રધાનોનું એકદિલ હોવું જોઇએ. પ્રધાનોનું અને રાજાનું એકમત ન હોય તો પ્રધાન પ્રધાનવટું કરે શું? નવા કાયદા બને શું? ને રાજ્યની આબાદાની થાય શું? ઇંગ્લાંડમાં જુદા જુદા પ્રાંતોમાં મુખ્ય શહેરોના વિદ્વાન્ પુરૂષોનું રાજકીય કામના વિચારનેસારૂ પ્રજાની તરફનું જે એકઠું મળવું થાયછે તેને પાર્લમેંટ સભા કહેછે. એ સભા પોતાના દેશીઓના દુઃખનો વિચાર કરી તેને સરકારમાં જાહેર કરેછે. રાજાની સત્તા રૈયત ઉપર કેટલી અને રૈયતે રાજાની કેવી ને કેટલી સત્તા માનવી એનો રાતદહાડો તે વિચાર કરેછે. એ સભા અને રાણી વચ્ચે જો કંઈ વાંધો પડચો તો તે વાત તેમની તેમ રહેછે. રાજા અને રૈયત વચ્ચે ઘણો સંપ હોવો જરૂરનો છે. રાજા કહે કંઈ ને રૈયત કરે કંઈ તો તેમાં રાજા અને રૈયત બન્ને પોતાનું અકલ્યાણ કરી લે. રાજારૈયતે એક બીજાના વિચારથી નવા કાયદા કરવા; રાજાએ રૈયતની સલાહ લીધા પછી દેશમાં રૂડી વ્યવસ્થા કરવાસારૂ (પોતાની મોજશોખનેમાટે નહિ) રૈયત પાસેથી ઘટતું દ્રવ્ય માગવું; એકે કાયદા કરવા ને બીજાએ બજાવવા. રાજાએ રૈયતના હક્કમાં સારૂં થાય તેવાં ઘણાં કામો કરી આપવાં વગેરે જે બાબતોથી સલાહસંપ રહે તે બાબતોની વૃદ્ધિ કરવી એથકીજ દેશની સંપત્તિ વધેછે. રાજકીય પ્રકરણમાં સંપની જરૂર અને અગત્ય ઘણી છે તેવિષે લોકને છેક અજાણ્યું નથી. ઈતિહાસો વાંચ્યા-

થકી માલૂમ પડેછે કે રાજ્યની સંપત્તિ અને આબાદાની વધવાને રાજાની તરફથી રહેમ નજર અને રૈયતની તરફથી રાજભક્તિ અવશ્ય જોઈએ. જો સંપ ન હોય તો તે રાજ્ય થોડા દહાડાનું સમજવું.

સાંસારિક કામમાં તો સંપની જરૂરિયાતવિષે બોલવાનું છેજ નહિ, કેમકે ડગલે ડગલે તેનું કામ પડેછે. સંસારની ઉત્પત્તિજ સંપથી છે. ઉત્પત્તિ છે તો વૃદ્ધિ કાં ન હોય? ઘરમાંનાં માણસોની વચમાં જો કુસંપ થાય તો તેઓ ઘર વણસાડે, ખાવે પીવે હેરાન થાય અને લોકોમાં હાથે કરીને ફજેતી કરાવી લે. દેશકામની વહેંચણ કરવાસારૂ નાત જાત કરવી એ સારૂં છે; પણ અમે મોટા છીએ, અને ઊંચા છીએ, પરમેશ્વરે અમને વધારે ઊંચા કીધા છે, એવું અભિમાન કરવાને તથા બાપદાદાનોજ ધંધો પસંદ ન પડે તોપણ કરવાને તથા ધર્મનું બહાનું કહાડી અનીતિ ફેલાવવાને, અને ઘણી વાતોના પ્રતિબંધો પાળવામાં મોટાઈ છે એમ માનવાને, નાત જાતો કરવી, અને તેની સંખ્યામાં બેહદ વધારો કરવો એ સઘળી, સંપને નસાડી મૂકવાની નિશાની સમજવી. એથી કુસંપ ને કજિયા વધ્યાવિના રહે નહિ ને પછી દેશની પડતી પણ આવ્યાવિના રહે નહિ.

કુટુંબના માણસોમાં સંપ રહ્યાથી પ્રીતિ વધતી જાયછે, એક બીજાને મળીને કામો થાયછે, અને કામો આરંભથકી તે અંતલગી કાંઈ વિઘ્નને જોતાં નથી, પણ વહેલાં પાર પડેછે. જે સગાંવહાલાંમાં, દીકરાબાપને, ધણીધણીઆણીને, સાસૂવહુને, દેરાણીજેઠાંણીને અને બીજાઓને બનતું નથી, અર્થાત્ અદેખાઇએ સજડ મૂળ ઘાલ્યું હોયછે, ત્યાં પૈસાની, શરીરની અને બુદ્ધિની હાનિ થયા વગર રહેતી નથી. કેટલાંક કુટુંબો સહજ કારણનેમાટે લડેછે, કંકાસ વધી પડેછે, આખરે સરકારદરબારમાં કજિયા જાયછે અને એ નિમિત્તે ત્રાહિતનાં ઘર ભરાય છે. ચરસાચરસીથી નાણું વવરાઈ જાયછે. રાતદહાડાની કાળજીમાં શરીર શોષવાય છે. કરવાનાં કામો થતાં નથી.

નીતિસંબંધી વાતમાં પણ સંપ મુખ્ય છે. નીતિ પાળવાનો એક ઉદ્દેશ સંપ છે. વ્યભિચાર ન કરવો, ચોરી ન કરવી અને ખૂન ન કરવું વગેરે જે નીતિયો છે તે આટલાસારૂ કે પરમેશ્વરના અપરાધી ન થઈએ, અને સંસારી કામમાં ઘાલમેલ ન થઈ જાય, પણ જેવું ને જેટલું જેને યોગ્ય તેવું ને તેટલું તેને મળે. વ્યભિચારકર્મ કીધાથી સ્ત્રીપુરૂષોને પરસ્પર દેખાતો પ્રેમચંદ્ર અસ્ત થઈ જાયછે અને કુસંપ આગમન કરેછે. ઈશ્વરનો કોપ ન થાય તથા કોઈનું મન દુખાય નહિ અને સર્વે જણ એક બીજાને દુઃખકર્તા નહિ પણ સુખકર્તા સલાહથકી સ્નેહ બાંધી રહે તેનેમાટે નીતિગ્રંથોમાં આજ્ઞા આપી છે કે સારી સ્થિતિમાં રહેવાસારૂ એટલે સંપથકી રહેવાસારૂ નીતિ પાળવી અને નીતિ પાળવામાં અને પાળવાસારૂ પાછો સંપ રાખવો. સંપ કારણ અને કાર્ય બેરૂપે છે. જો દુનિયામાં સંપ રહે અને સંપની વૃદ્ધિ થાય એવી સઘળા લોકો કોશિશ કરે તો તેઓ અનીતિનાં કામમાં હાથ ઘાલનાર નહિ.

કેટલાએક પુરૂષોએ નવા નવા ધર્મના માર્ગ ચલાવીને લોકમાં કુસંપ ઘાલ્યો છે. તે કુસંપ કહાડીને દૂર રહ્યા હોત તો સારૂં હતું કે ધીમે ધીમે તે કુસંપ નીકળી જાત, પણ ઊલટા ઉત્તરોત્તર અન્યમાર્ગની નિંદા કરવામાં અને દોષ કહાડવામાં અને તેથી કુસંપને વધારવાની વેતરણમાં રહ્યા છે. જુદા જુદા ધર્મમાર્ગોથી કુસંપે દેશમાં પ્રસાર કીધો છે. ત્યારે હવે બધા હિંદુઓમાં એકજ રીતની ઈશ્વરપૂજા કેમ ન હોવી? સંપ હોય તો થાય. જુદાં જુદાં મતના લોકો એક બીજાને ધિક્કારે છે, ને એવા તો ધિક્કારે છે કે પોતાનાથી અન્યમાર્ગનાં પુસ્તકને હાથ અડકાડવાને આંચકો ખાયછે; તો પછી તેમાં લખેલું શું વાંચે? એવા વહેમ કુસંપ જોઈને દેશની દાઝ જાણનારા પુરૂષોને ઘણી ઘણી અકળામણ થાયછે.

વિદ્યાનાં કામમાં સંપ રાખવો ઘણો જરૂરનો છે. જે વિદ્વાન્ થયો તેણે ફૂલાઈ ન જવું તથા પોતાનાથી ઉતરતા પંડિતોને તુચ્છ ન ગણવા. પંડિતોની લડાઈથી પણ કુસંપે ઘર ઘાલ્યાં છે. વાદવિવાદથી પંડિતોમાં ઇર્ષા વધીને વિદ્યામાં વધારો થાયછે. પણ તે વાદવિવાદથી ક્રોધ અને દ્વેષના ઘરમાં ઉતરવું નહિ. જે વિદ્વાનો સંપથકી કામો કરેછે તેમનાં પરાક્રમ અલૌકિક થાયછે. ઇંગ્લાંડ દેશની આટલી ચડતીછે તેનાં કારણોમાંનું મોટું કારણ આ છે કે ત્યાં વિદ્વાનોની હજારો મંડળી છે જેમાં તેઓ પોતપોતાના વિચાર જણાવે છે અને એકસંપ થઈને નવાં કારખાનાં કહાડે છે, જે કારખાનાં થકી પોતાને અને દેશને લાભ થાયછે. જુઓ, ઇંગ્લાંડ દેશના વિદ્વાનોની રીત અને અહિંના વિદ્વાનોની રીત. અહિંના વિદ્વાનોની રીત આવી કે મોટાઈમાં બીજાઓથી જુદું પડવું અને પોતાની મતની નવી શાળા કહાડવી. પણ એમ થયાથી દેશના લાભમાં થોડા ગ્રંથ બને છે. પણ સામાસામાની ખોદણીના ગ્રંથ ઘણા લખાય છે. એક વિદ્વાને બીજાનું સત્યાનાશ ન ઇચ્છવું પણ તેને આશીર્વાદ દેવો. એકને આબરૂ મળેલી જોઈ બીજાએ ખીજવાઈ ન જવું પણ પોતાને આબરૂ મળે તેમ કરવાનો ઈર્ષાથી (અદેખાઈથી નહિ) પરિશ્રમ કરવો. અ-

થીત્ સર્વે પંડિતોએ સંપથી કામ કરવું. જેટલો પંડિતોની વિદ્યા ઉપર દેશનો સુધારો આધાર રાખેછે તેટલો બીજા થોડા વિષયો ઉપર તે આધાર રાખતો હશે. માટે પંડિતોમાં સંપ હોવો જરૂર છે.

વેપાર બાબતમાં સંપથી થતા લાભવિષે ઘણું ઘણું બોલવું તે થોડું છે. એકલા જાતે મોટો વેપાર તો ઘણા દ્રવ્યવાળાથીજ થાય; ને તેમાં જો નુકસાન થાય તો તે તેને એકલાનેજ ભોગવવું પડે. મંડળીએ વેપાર કીધાથી ઘણા જણ પોતાનું થોડું થોડું ધન વેપારમાં નાંખી શકેછે અને તેમાં જે નફો નુકસાન થાયછે તેમાં નફો ઘણા ઘણીવાર થાયછે ને નુકસાન થોડાં થોડીવાર થાયછે એથી ઘણા જણને થોડે પૈસે ઘણો નફો થાયછે. વારૂ, મંડળીવાળાનેજ નફો થાયછે એટલુંજ નહિ, પણ દેશમાં ઘણી બહારની વસ્તુઓ જલદીથી સસતી કીમતે આવેછે. કોઈ સંચાનું નવું કારખાનું કહાડવું હોય તો તેનેમાટે લાખો રૂપિઆ જોઇએ, ને તે સઘળા કંઈ એકલાથી અપાય નહિ. પણ મંડળીરૂપે એક મત થયાથી ઘણું નાણું એકઠું થાયછે ને તે વેપારમાં નંખાયછે. વળી એકને ધીરનાર ન મળે, પણ મંડળીને ધીરનારા ઘણા મળી આવેછે. ઇંગ્લાંડમાં મંડળીઓથીજ વેપાર ચાલેછે. વેપારીઓના સંપથી દૂર દેશના લોકજોડે સંબંધ થઇને મૈત્રી થાયછે, અને સંગતિથી પારકા દેશના લોકોના રિવાજો, તેઓની નીતિ, તેઓના ધંધા, તેઓની વિદ્યા, ચતુરાઈ વગેરે આપણા જાણ્યામાં સહજ આવેછે. દેશાટન કરવાથકી જે લાભો થાયછે તેમાંના ઘણાખરા વેપારીઓની મારફતે થાયછે. વેપારીઓમાં સંપ ન હોય તો પરદેશના લોકો એકબીજાને આડું અવળું સમજાવીને પોતાનાં કામ કહાડી લે માટે માત્ર સ્વાર્થનાજ ઉપર આધાર રાખીને દેશમાં કુસંપ કરી પરદેશીઓને હાથ નાણું જવા દેવું નહિ. ઘણા લોકો જોડે દોસ્તી થયેથી પોતાનાં અઘરાં કામ સહજ બની જાયછે.

એપ્રમાણે સંપની જુદી જુદી બાબતમાં અગત્ય છે. આવી રીતે સંપ હોવો જોઇએ ને આવી રીતનો નહિ એ ઉપરના લખાણથી સમજાયું હશે, પણ હવે સંપથી થતા લાભ અને કુસંપથી થતા અલાભ સાધારણ શબ્દોમાં થોડાએક બતાવુંછું.

સંપથકી રહેવાનો સ્વભાવ રાખ્યાથી અજાણ્યા માણસની પ્રીતિ બંધાયછે; પ્રીતિ બંધાઈ એટલે તેની તરફનું જ્ઞાન પોતાના જ્ઞાનમાં મળેછે; તેમ બીજાને પણ. એ રીતે બે જ્ઞાન એકઠાં થઇને (સંપ બંધાઈને) જો કાંઈ નવું કામ ઊઠેછે તો તે પાર પડેછે. સંપથકી મૈત્રી ટકે છે. અલબત મૈત્રી ટકવામાં ઘણાં ઘણાં વિઘ્નો આવી નડે છે, પણ ગમ ખાઈ જવાની ટેવ રાખ્યાથી અથવા સંપ રહેવાનું પસંદ કીધાથી અને તેવીજ કોશિશ કીધાથી તે વિઘ્નો પોતાની મેળે ગમે ત્યાં સંતાઈ ભરાય છે. સંપે રહ્યાથકી ઉદ્યમ, નીતિ અને દ્રવ્ય વધેછે. માણસને દુઃખની વેળામાં તેની બરદાસ્ત લેવાને સૌ ખુશીથી ચાલ્યાં આવેછે. સંપથકી તન મન પ્રફુલ્લિત ને ખજાને બરકત રહેછે. જ્યારે મન સ્થિર નથી હોતું ત્યારે કોઈ વાતમાં પૂર્ણ ધ્યાન દેવાતું નથી. જ્યારે આકળો સ્વભાવ હોયછે ત્યારે સર્વ કામ બાવરાપણામાં થાયછે. ઈશ્વરની ઓળખાણ પણ સારી થતી નથી, કેમકે તે થવાની આગમચ ધીરજ પકડી મનની સ્વસ્થતાને ઠરીઠામ કરવી જોઈએ. સંપ વધ્યાથકી કજીઆ કંકાસ જણાતા નથી. ગાળાગાળી, મારામારી, ચીડીઆપણું, ગુસ્સો એ સૌ કુસંપથી થાયછે. બે વસ્તુનું મનમાનતી રીતે મળવું ન થયું અર્થાત્ સંપ ન થયો એટલે તેઓ એક બીજાને ખાવા દોડેછે. એકે સારૂં કામ કીધું તેનું જોઈને બીજાઓએ તેના ઉપર અદેખાઈ ન કરવી, પણ બને તેટલો ઉદ્યોગ કરવો. અદેખાઈથી પોતાનું વિશેષે અને થોડુંએક સામાને નુકસાન થાયછે. સંપે રહ્યાથી લાભ ઉપર લાભ થાયછે.

સઘળો વિધિ કહ્યો, હવે ટૂંકામાં નિષેધ કહુંછું. બે ચાર અથવા વધારે શખ્સોએ એકઠાં મળીને રાજ્યદ્રોહ કરવાનો મનસુબો ન કરવો. તૂત ઉઠાવીને રાજ્યમાં બંડ ન જગાવવું. પોતાના સ્વાર્થેસારૂ બે ચાર જણાએ સામાની આબરૂને અથવા ધનને અથવા શરીરને નુકસાન કરવાના હેતુથી સંપ બાંધવો નહિ. દેશમાં કુસંપ વધારવાને એકસંપ થઈને ધર્મઠગોની અથવા જુગારીઓની પેઠે મંડળીઓ કહાડવી નહિ. જેણે કરીને અનીતિનો ફેલાવ થાય, જેણે કરીને કોઈના તનમનધનને હાનિ પહોંચે, જેણે કરીને ઘરની અને દેશની આબાદાનીને ધક્કો લાગે તેવી રીતે એકઠાં થઈ સંપ બાંધીને કોઈએ કામ કરવું નહિ. સંપ કરવો તે રૂડાંજ કામનેમાટે. આ દેહ છે તે પરોપકાર કરવાનેમાટે છે, ઉપદ્રવ કરવાને નથી. ખૂબ સમજી રાખવું કે સંપ છે તે હિત કરવાસારૂ છે,—કોઈનું અનહિત કરવાનેમાટે નથી.

બધા નિબંધનો સાર,- સર્વે સંપ રાખવો એવો છે. સાંભળનારાઓ! આપણી પડતી શાથી થઈ છે તેનો વિચાર કરો. બીજાં કારણો શોધવાં સૌ ફાંફાં છે. કુસંપ એજ કારણ છે. કુસંપે રાજ્ય ગયાં અને ધન ગયાં. સર્વ વાતથી શ્રીમંત ટળીને દરિદ્રી થયા તે કુસંપથી. કુ-

સંપનું જોર વધ્યું કે કુવિચાર પેઠા. હું મોટો ને તું નીચો એમ થવા માંડ્યું ને સઘળી તરફથી વહેમનું જોર વધી ગયાથી રોજ ડગલે ડગલે માર ખાયાં કરીએ છીએ. માટે હવે એ મારનું ભાન તમે દિલમાં આણો. કુસંપ શત્રુએ પહેરાવેલી બેડીને તોડી નાંખવાનું વિચારો રે વિચારો, અને સમય સાધન પણ અનુકૂળ છે એટલે તમે શત્રુને નસાડવામાં વહેલા ફતેહ પામશો. દ્રવ્યનું જોર તો નથી ને એ હું જાણુંછું, પણ તમારા બાપદાદાની બુદ્ધિના નમૂના જે પૃથ્વીમાં વેરાતા પડ્યા છે તે નમૂનાપ્રમાણે તમારા કપાળમાંથી કહાડો. રે કુસંપ સાથે લડવાનો આ છેલ્લો વખત છે. ઊઠો મૂછ ઉપર તાળ દો અને રાત્રદિવસ વિદ્યા ભણવા પછવાડે અને વિદ્વાન્ પરદેશીઓની સંગતિ કરવા પછવાડે, સુવિચારના ગ્રંથો, ઈતિહાસ, કાવ્યાદિ વાંચવા પછવાડે અને સર્વ શાસ્ત્ર પુરાણ તથા લોકની મતિ એ રૂપી છાસ વલોવીને તેમાંથી શુદ્ધ ધર્મરૂપી માખણ કહાડવા પછવાડે, રાત્રદિવસ મંડો. મંડો રે ભાઈ મંડો. મારી પૂરી ખાતરી છે કે તમે તમારા બાપદાદાનું નામ ડૂબાવ્યુંછે તેને પાછું તરાવી આણશોજ આણશો. કુસંપનો પ્રધાન જે વહેમ તેણે તો ઠેકાણે ઠેકાણે કબજ કરી લીધા છે, પણ હવે સઘળા એકસંપ થઈ જાઓ અને ઉદ્યમ આરંભો ને તે ઉદ્યમ ઘટતા રસ્તાસર કરો. તમારાં એકઠાં મળેલાં તેજને પ્રતાપે કરીને સર્વ કુસંપ તો બળીને ખાખ થઈ જશે. સંપ સઘળે પૂજ્ય છે, માટે સંપનું સેવન નિરંતર કર્યા કરો. નીચી મૂંડી રાખીને પોતપોતાનામાં સંપે રહીને રાત્રદિવસ ઉદ્યમની પછવાડે લાગો એટલે તમારાં ધારેલાં કામમાં તમે વહેલા પાર પડશો. આમ ન વિચારો કે આપણાથી શું બનવાનુંછે ? જે બને છે તે માણસથીજ બને છે માટે હવે છેલ્લું કહુંછું કે પરમેશ્વરનું નામ લેતા કે સુવિચાર ગ્રહણ કરવાના અને તેપ્રમાણે અમલમાં લાવવાના ઉદ્યોગમાં વહેલા સામિલ થાઓ. સારૂં કોને નથી ગમતું ? માટે હવે સુધરેલા પુરૂષોએ હિંમતથકી બહાર પડીને લોકોને દેખડાવવું જોઇએ.

દેશી ભાઇઓ! તમને જે જે દુઃખો વહેમથકી થયેલાં છે તે આ ઠેકાણે કહેવાઈ શકાતાં નથી. વહેમ દૂર કરવા, એ એકલા એક પુરૂષનું કામ નથી. એમાં ઘણાના સંપની જરૂર છે માટે તમે વરઘોડા અને નાતવરા કરવામાં હજારો રૂપિઆ ખરચી નાંખો છો તેના કરતાં ગરીબ ગરબાઓને કામે લગાડવામાં કેમ નથી નાંખતા? જેમાં તમને અને તેઓને બન્નેને લાભ થાય. ગરીબ અને તવંગર વચ્ચે પ્રીતિ વધવા દો અને પછી ધનબળ, ઉદ્યમબળ અને બુદ્ધિબળનો એકઠો સંપ થયો અને તે સુવિચારને મળ્યો એટલે પછી તમને તમારા મનોરથ પાર પડેલા જોવામાં લાંબા દહાડા નહિ લાગે. ડાહ્યા છો, પણ અકળામણથી ગાંડા બની ગયા છો તે પાછા ડાહ્યા થાઓ અને અદેખાઇને દૂર કરી સંપથી રહેતા જાઓ. તમારાં સઘળાં કામમાં સંપને મોખરે મૂકો અને પછી તમે જોશો કે થોડા દિવસમાં દેશમાં સઘળે ઠેકાણે સંપ સંપ સંપ ગાજી રહેશે અને તે ગાજવાની સાથેજ સર્વે પ્રકારની સુખસંપત્તિનો વરસાદ એકદમ તૂટી પડશે. તથાસ્તુ.

## ( નર્મવૃત્ત. )

વિનંતિ દેશિને કરૂં, હું દાઝ દીલમાં ધરૂં,
કહું વળી ખરેખરૂં, જૂઠું ન લેશ ધારરે;
કુસંપથી તુટી સહૂ, ગયાં સુરાજ તો બહૂ,
કહું શું દૈવવાત હૂં, નહિજ દુઃખ આરરે;
કુવ્હેમ મત્સરે કરી, દશા થઈજ આકરી,
વિના સુસંપની પડી, જશે ન રોગ ભારરે;
નસાડવા કુસંપને, જગાડવા સુસંપને,
વધારવાજ ઝંપને, તું ઝટ્ટ લૈ વિચારરે. ૧
શરીર મંન જોરમાં, કમી છતાંજ તોરમાં,
ભુંડા કુશબ્દ શ્હોરમાં, રમ્યો ઘણો અપારરે;
ઘણાં હિણાં કર્યાં અરે, મદેથી પાપ તેં ખરે,
સુબુદ્ધિ શુદ્ધિ તો ખરે, પડ્યા નહી સકારરે;
ગરીબ દેશ તો થયો, સુટેક દેશિનો ગયો,
અધર્મ તે વશી રહ્યો, ઉપાય એક સારરે;
નસાડવા કુસંપને, જગાડવા સુસંપને,
વધારવાજ ઝંપને, તું ઝટ્ટ લૈ વિચારરે. ૨
સુધી સભા વિષે જઇ, સુણીજ કાનને દઈ,
શિખામણો દિલે લઈ, તજે તું વેર ખારરે;
ઉમંગ અંગમાં ધરી, સુનીતિ મંનમાં ભરી,
હણે કુબુદ્ધિ જે અરી, દિસે ઘણી હજારરે;
કરે સુઉદ્યમે વળી, વિચાર એકઠા મળી,
વધેજ કીર્તિ જે ભલી, દશો દિશે હુકારરે;
નસાડવા કુસંપને, જગાડવા સુસંપને,
વધારવાજ ઝંપને, તું ઝટ્ટ લૈ વિચારરે. ૩
તું ઊઠ ઊઠ રે હવે, પથારિમાં કયમે લવે,
સિઝાઈ તો રહ્યો તવે, હું હૂં કહી ખંખારરે;
પ્રવીણ રાજકાજમાં, સુસભ્ય રે સમાજમાં,
રહીજ લોકલાજમાં, કરે સહુ સમારરે;
સમાવી દેઈ રોષને, દિલે ધરી તું હોંશને,
ભરાવવા સુકોશને, રિવાજને સુધારરે;
નસાડવા કુસંપને, જગાડવા સુસંપને,
વધારવાજ ઝંપને, તું ઝટ્ટ લૈ વિચારરે. ૪

## ૫. સુખ.

સુખના વિષય અનેક છે, પણ ઘણુંકરીને આપણા લોક આટલાંને સુખ કહેછે. ખટપટ–શ્રમ–રોગ–બન્ધન–ચિંતા–શોક–ભયથી અલગ હોવું તે સુખ; ઇચ્છા પૂરી પડવી–શ્રમને બદલો મળવો–વિજોગને સંજોગ થવો તે સુખ; ઇચ્છાપ્રમાણે વર્ત્તવામાં–જે વાતનો છંદ તેનો ઉપભોગ કરવામાં સુખ; વહાલાંને સારી સ્થિતિમાં જોવા–સાંભળવામાં, નિરાશ્રિતને દયા–ઉપકાર કરવામાં ને વેરીને નુકસાન થાય તેવું ઇચ્છવામાં સુખ, ઘરકુટુંબ, મિત્ર, અન્ન, વસ્ત્ર, દ્રવ્ય એથી અનુકૂળ હોવું તે સુખ; લોકમાં સારૂં બોલાય–માન મળે તેમાં સુખ; જીવતાં રહેવામાં–ઈશ્વર ઉપર ભાવ–આસ્થા રાખવામાં સુખ, ઇત્યાદિ. કહેણીઓ પણ છે–" પહેલું સુખ તે જાતે નરા ( નીરોગી ), બીજું સુખ તે ઘેર દીકરા, ત્રીજું સુખ તે કોઠિયે જાર ( જુવાર ), ચોથું સુખ તે સજ્જન નાર." " સુવા જેવું સુખ નહિ ને મુવા જેવું દુઃખ નહિ." " સંતોષસમાન સુખ નહિ." " નિવૃત્તિમાં મોટું સુખ છે." " સુખ દુઃખ મનમાં ન આણીએ." " જ્ઞાનમાં સુખ છે." " આશા અમર છે માટે એમાં પણ સુખ છે." " જેણે જેમાં માન્યું તેને તેમાં સુખ," અને સંસારમાં સુખ છેજ નહિ એમ પણ કેટલાક દુઃખિયા કહેછે. પંચદશીના ગ્રંથમાં વિષયાનંદ, આત્માનંદ, વિદ્યાનંદ, યોગાનંદ ને બ્રહ્માનંદ એમ આનંદ—સુખના પાંચ વર્ગ કર્યા છે. વસિષ્ઠઋષિયે નિષ્કામ કર્મ કરવામાંજ સુખ માન્યું છે; રામ તથા જનકે મનમાં કેવળ નિવૃત્તિનું સુખ માની કુળધર્મપ્રમાણે ન ચાલતાંનાં પ્રવૃત્તિકર્મ કર્યાં છે; શુકે કેવળ નિવૃત્તિમાંજ સુખ માન્યું છે; ને કૃષ્ણે મનમાં નિવૃત્તિ છતે પ્રવૃત્તિમાં ઉદ્દેશ સાથે કર્મનો ભોગ કરી એનો પણ આનંદ લીધો છે. મોક્ષ એ નિત્યસુખનો બીજો શબ્દ છે.

હવે જુઓ પ્રાણીમાત્ર પોતાની સ્વાભાવિક પ્રેરણાથીજ આકરા તડકામાંથી શીળામાં જાયછે, પણ આપણે માણસ સમજીને જઈએ છીએ ને ત્યાં ગયાથી આપણને જે લાગેછે તે સમજીએ છીએ; હરણ, સાપ, વગેરે ગાયનથી રીઝેછે ને આપણે પણ રીઝીએ છીએ ને આપણે જાણીએ છીએ; ઊગતા ચંદ્રને આપણે જોઇએ છીએ કે આપણને આનંદ થાયછે; કુંજની પાસેથી જતાં સુગંધી આવેછે ને આપણે ખુશ થઈએ છીએ; પણ ઉકરડાની પાસેથી જતાં કંટાળીએ છીએ; ઇચ્છાપ્રમાણે સુંદર ભોજન મળેથી આપણે રાચીએ છીએ. એ સ્પર્શ, શબ્દ, રૂપ, ગંધ રસના દાખલાઓથી જણાય છે કે સુખ થવામાં ચિત્તનો અને બીજા વિષયનો પ્રથમ તો સંબંધ થાયછે; એ સંબંધ ચૈતન્યસ્વભાવને અનુકૂળ અથવા ચિત્તને ગમતો થાયછે; (આપણા દેશમાં અતિ તડકો, અતિ વરસાદ, અતિ ટહાડ, અતિ પવન એનો ને આપણો સંબંધ થાયછે, પણ તે આપણને અનુકૂળ–માફક આવે તેવો–ગમતો થતો નથી) અને આમ કરીને અનુકૂળ સંબંધ થયો કે તરત અંતઃકરણ પ્રફુલ્લ ને સતેજ શોભી રહેછે–પ્રસન્ન થઇ રહેછેઃ—એ જે સ્થિતિ–પ્રસન્નવૃત્તિ અંતઃકરણની તે સુખ છે. દ્રવ્યનો ને આપણી ઇચ્છાનો અનુકૂળ સંબંધ થાયછે અથવા નથી થતો, વહાલાંના વિજોગનો અને આપણા અંતઃકરણનો અનુકૂળ સંબંધ થતો નથી, પણ તેના સંજોગનો અથવા સંજોગના વિચારનો અને આપણાં અંતઃકરણનો અનુકૂળ સંબંધ થાયછે; લોકમાં માન મળે એ વિચારનો અને અંતઃકરણનો અનુકૂળ સંબંધ થાયછે; નીતિ પાળવાથી ને પુણ્ય કર્યાથી ઈશ્વરની શિક્ષાનું ભય નથી પણ સ્વર્ગે સુખ છે એ આસ્થાવાળા વિચારનો અને અંતઃકરણનો અનુકૂળ સંબંધ થાયછે;—એ અનુકૂળ સંબંધોથી આત્માની વૃત્તિ આનંદમાં રહેછે. અનુકૂળ સંબંધ સહજ–સ્વભાવે પ્રાપ્ત થયેલો હોયછે; ઇચ્છા–આશા–શ્રમ–કર્મમાં ગર્ભિત રહેલો કે જયરૂપે રહ્યો હોયછે; બહારની ઇન્દ્રિયદ્વારે થતો–થયો હોયછે અથવા મનથી–વિચારથી–તર્કથી થતો–થયો હોયછે; જે જાતનો, જે પ્રકારનો ને જેટલી વારનો અનુકૂળ સંબંધ હોયછે તે જાતનું તે પ્રકારનું ને તેટલી વારનું સુખ, સુખપાત્ર જે માણસ તેને તેના સ્વભાવ–ગુણ સ્થિતિપ્રમાણે હોયછે. બીજી રીતે જોઇએ કે સુખ તે શું છે? કોઇ રાગી માણસ સંસાર વૈભવની–ઇચ્છાથી–અનુકૂળતાથી પોતે સુખી છે એમ સમજે છે; જાણે એજ અતિ રોગી થયો, તો પછી તેને સુખ નથી એટલે બહારની અનુકૂળતા છતાં પણ તે તેના ઉપભોગને પાત્ર નથી;–તે માણસ નિશ્વાસ મૂકે છે ને પછી બીજું સુખ શોધે છે–ઈશ્વરનું સ્મરણ કરેછે. એક બીજો રાગી છે તે જ્ઞાનના વિચારથી સંસારી વૈભવને અને પોતાની કાયાને પણ મિથ્યા સમજી વિરાગી ને ત્યાગી થવામાં સુખ માનેછે ને તેમ કરી ભગવદ્ભજનમાં સુખ ભોગવેછે. એક ત્રીજો રાગી સંસારમાં દુઃખ પડ્યાથી સંસારથી કંટાળી વિરાગી થાયછે ને એમાં પણ સુખ પામતો નથી. પહેલાને સુખ, દુઃખ ને પરાણે માનેલું સુખ છે; બીજાને સુખ, અધિક સુખ ને અધિક સુખ છે; ત્રીજાને સુખ, દુઃખ ને અધિક દુઃખ છે. એ

દાખલાઓથી જણાય છે કે જેપ્રમાણે મન કેળવાયલું હોયછે, જેવી મનની સ્થિતિ હોયછે તેપ્રમાણે તે સુખ પામેછે;–બહારની અનુકૂળતા ઉપર કંઈજ આધાર નથી. અંતઃકરણે જાણ્યું કે આજ મને સારૂં છે તો એ જાણવાની સાથેજ અંતઃકરણ રંગીલું થઈ રહેછે ને એ જે રંગવૃત્તિ માણસનાં અંતઃકરણની તે તેનું સુખ છે. ત્રીજી રીતે સુખ શું છે તે જોઇએ. કેટલાએક પુરૂષો મુઆ પછી અહિં કીર્તિ થશે ને તહિં સ્વર્ગ મળશે એના વિચારથી નહિ પણ ધર્મવિચારના કેવળ આગ્રહમાંજ બન્ધન ખમેછે, પ્રાણ આપેછે; કેટલાક દેશાભિમાની બન્દીવાન થવામાં, શિરચ્છેદ થવામાં, તોપને ગોળે ઉડવામાં ભય ને દુઃખ જાણતાજ નથી. વળી કેટલાક જ્ઞાની સુખદુઃખને રે કાયા ને મનને મિથ્યા સમજે છે, તોપણ પોતાના એક આનંદમાં હોયછે. એ દાખલાઓથી જણાય છે કે જ્યારે પુરૂષોનાં અંતઃકરણ સ્નેહશૌર્યથી વજ્ર જેવાં થયાં હોયછે ત્યારે તે જખમાતાં નથી. એ અંતઃકરણો પોતાનાં કર્મે—જ્ઞાનનેજ અથવા પોતાના સતેજ અમરપણાનેજ સપ્રેમ જોયછે ને એજ તે અંતઃકરણોનો આનંદ છે.

દરેક માણસ પોતાની જીંદગીમાં ઘણાંએક ને એક ઘડીમાં પણ ઘણાં સુખ ભોગવી લે છે, પણ તે બધાં સુખમાં એક સુખ (કોઈ પણ જાતનું ને કોઈ પણ પ્રકારનું) બીજાં બધાં કરતાં ઘણુંખરૂં જાશુ રહેલું થાયછે–હોયછે ને એ સુખ તે તેને મોટું સુખ છે. દ્રવ્યવાનને વિશેષે કરીને સંસારસમૃદ્ધિના ઉપભોગનાં સુખ હોયછે. એમાં પણ એક સૌથી મોટું હોયછે.—પછી તે કુછન્દસંબંધી, કે દ્રવ્યથી મારૂં બળ–મહત્ત્વ છે એ વિચાર સંબંધી, કે દ્રવ્ય વાપરી લોકમાં માન મેળવવા સંબંધી હોય. વિદ્વાનને વિશેષે કરીને વિદ્યા જ્ઞાન સમૃદ્ધિનાં સુખ હોયછે, પણ તેમાંના એક વિષયનું સુખ તેને નિત્યનું ને મોટું હોયછે.–પછી તે વિશેષે દ્રવ્યના સંબંધમાં કે માનયશના સંબંધમાં કે વ્યસનાનંદના સંબંધમાં હોય. અંગબળ સમૃદ્ધિવાળાનું વિશેષે મોટું સુખ કાંતો પોતાનો બાંધો તથા સુંદર વેશ લોકને દેખાડવામાં, અથવા જ્યાં ત્યાં પોતાનું બળ દેખાડવામાં હોયછે. ગરીબને પોતાનાં અનેક સુખમાં એક સુખ મોટું હોયછે કે દિવસે ઉદ્યમ કરી રળવાનું ને રાત્રીએ કુટુંબ સ્નેહીમાં વાતો કરવાનું. ઘણીવાર રહેતું ને બીજાં બધાંમાં આગળ પડતું અથવા બીજાં બધાંને આઘે ખસેડતું એવું જે સુખ તે મોટું સુખ છે.

હવે ઉત્તમ–ઊંચું સુખ તે કીયું? ઉપર કહ્યુંછે કે સુખપાત્ર જે માણસ તેને તેની સ્થિતિપ્રમાણે સુખ હોયછે તો જેનામાં રજોગુણ બહાર પડતો હોય તે વિશેષે સંસારસમૃદ્ધિના ઉપભોગમાં રાચે છે; સાત્વિકગુણવાળો વિશેષે 'સદ્‌ગુણના યશમાં ને તમોગુણવાળો ઉદ્ધત બળકર્મમાં રાચે છે. એ ઉપરથી સુખની ત્રણ જાત થઈ શકેછે–ઉપભોગ સમૃદ્ધિ વિષયસંબંધથી થતું સુખ, વિદ્યા–વિચાર–સદ્‌ગુણ વિષયસંબંધથી થતું સુખ અને અવિચાર–દુરાચાર હાનિ વિષયસંબંધથી થતું સુખ. સદ્‌ગુણયશથી સમૃદ્ધિ પ્રાપ્ત થઈ શકેછે. મોટા સદ્‌ગુણની સાથે સમૃદ્ધિ હોયછેજ, પણ કેવળ સમૃદ્ધિસુખથી સદ્‌ગુણનું ખરૂં સુખ મળતું નથી. સમૃદ્ધિસુખથી તમોગુણના અવિચારનું સુખ લેવાનું મન થાયછે ને તેથી તે નાશ પામેછે. તમોગુણવાળાને થોડીવારનુંજ સુખ હોયછે. ઘણી વાર રહે તેવું (જીવતાં ને મુઆ પછી પણ), સમૃદ્ધિસુખને પણ સાથે આણે તેવું, સમૃદ્ધિસુખને સાથે ન આણે તોપણ સતેજ રહે તેવું ને સર્વ લોક શ્રેષ્ઠ માને તેવું સુખ તો સદ્‌ગુણનુંજ છે. ત્રણ જાતનાં સુખમાં બીજું સુખ ઉત્તમ છે, પહેલું મધ્યમ ને ત્રીજું કનિષ્ઠ. જો સમૃદ્ધિસુખને સદ્‌ગુણસુખમાં ગણીએ તો દૈવી સુખ ને આસુરી સુખ એમ બેજ જાતનાં સુખ છે ને તેમાં દૈવી શ્રેષ્ઠ છે એ તો સૌજ કહેશે.

વળી પ્રવૃત્તિનિવૃત્તિવિચારે સુખ પ્રાપ્ત થાયછે. પ્રવૃત્તિમાં અહંકાર, ઇચ્છા, આશા, હોંસ, ઉદ્યમ, કર્મ, વૃદ્ધિ એ છે, અને નિવૃત્તિમાં નિરહંકાર, નિરિચ્છાપણું, યોગપ્રબળપણું, ઈશ્વરસત્તા, સંતોષ, શાંતિ એ છે. એ બેમાં કીયું વધારે સારૂં છે? વેરાગી, જોગી, કેટલાક તત્વજ્ઞાની અને ઇચ્છા—આશા—ઉદ્યમમાં નિરાશ પામેલા તે, એ લોક નિવૃત્તિસુખને વખાણે છે ને મતાભિમાન–અનુભવવિવેકને અનુસરી પ્રવૃત્તિસુખને નિંદેછે. પણ પ્રવૃત્તિસુખને નિન્દવા જોગ નથી. સંસાર એટલે પ્રવૃત્તિજ—હુંવડેજ સંસાર છે. સ્વભાવનો ધર્મ, કર્મથી વૃદ્ધિ કરવાનો છે ને એ અનાદિ છે તો એને અસત્ય કેમ કહેવાય? કર્મ કરનારાઓને ફળ મળેછેજ; અને અજ્ઞાન તથા અશક્તિ તથા અવિવેક એનેલીધે કેટલાક લોક ધાર્યું કામ પાર પાડી શકતા નથી માટે શું ઇચ્છા ને કર્મ ખોટાં? એમ હોયજ નહિ. નિવૃત્તિનાજ વિચારથી આપણા કેટલાક સદ્‌ગુણ તે દુર્ગુણ થઈ પડેછે. શૌર્ય–પરમાર્થ–વૃદ્ધિસૌન્દર્ય જાયછે ને બીકણપણું, સ્વાર્થીપણું ને સંકોચિતપણું એ આવેછે. કેવળ નિવૃત્તિ માણસની પ્રકૃતિમાંજ નથી. નિવૃત્તિ તે પ્રવૃત્તિનો વિશ્રામ છે. પ્રવૃત્તિમાં બહેકી ન જવાય અને દુઃખમાં ગભરાઇ ન જવાય તેને-

સારૂ કેટલાએક નિવૃત્તિ વિચાર બહુ સારા છે-પ્રસંગે પ્રસંગે પ્રવૃત્તિસુખને અભંગ રાખેછે, પણ તેટલામાટે નિવૃત્તિવિચારેજ વર્ત્યાથી ઊંચું સુખ છે એમ સંસારીનેવિષે બોલવું એ તો કેવળ અસત્યજ છે.

સંસારમાં દરેક કુટુંબનો મુખી પોતાના કુટુંબનાં ભરણપોષણ વગેરેને માટે કેટલીક અનુકૂળતા કરી લેવાનેમાટે ઉદ્યમ કરેછે; પોતપોતાની શક્તિપ્રમાણે પોતાની સમૃદ્ધિ વધારેછે; પોતાનો વ્યવહાર ચોખ્ખો રાખેછે ને લોકમાં સારૂં કહેવડાવેછે. ઉદ્યમ કરી રળવું, સદ્ગુણ સદાચારથી રહેવું, કુટુંબ મિત્રમાં હેતે વર્તવું ને ઈશ્વરસ્મરણ કરવું એ આચરણથી દરેક માણસને મોટું ને ખરૂં સુખ છે. જ્યારે કેટલાએક જણની સમૃદ્ધિ-વિદ્યાસદ્ગુણ વધારવાની ઇચ્છા વધેછે, ને જેસ્સા વધેછે તથા તેપ્રમાણે મોટાં કર્મો થાયછે ને એ કર્મોથી મોટાં ફળ નીપજે છે ત્યારે તે માણસો લોકમાં બહાર જણાઇ આવેછે ને નામાંકિત થાયછે. એ સ્થિતિથી તે પુરૂષોનાં સુખ સતેજ થઇ પ્રકાશેછે,-પણ જ્યારે કે મોટી પ્રવૃત્તિમાં પણ સદુદ્દેશ ઉપરથી દૃષ્ટિ ખશી ગઈ ન હોય ને તમોગુણનાં કર્મ ન થયાં હોય તો રૂડે ઉદ્દેશે ને રૂડે માર્ગે પ્રાપ્ત થયેલું સુખ પછી રાજાને કે રંકને, ભણેલને કે અભણેલને, શહેરીને કે ગામડીઆને—જાતમાં—પ્રકારમાં-સ્થાયીપણામાં તેનું તેજ છે;-અંતર આટલોજ કે જેમ વિશેષ જાણ, વિશેષ સદ્ગુણ, વિશેષ શક્તિથી જે પ્રાપ્ત થયું હોય તે વિશેષ સારૂં-ઉત્તમ હોવુંજ જોઇએ. ઉત્સાહ ઉમંગથી ઉદ્યમમાં સદ્ગુણ સાથે પ્રવૃત્ત રહેવું, ચડતીમાં મદથી તથા પડતીમાં શોકથી દૂર રહેવું, ઈશ્વરસ્મરણ કરતાં શક્તિ રહી છે ત્યાંસૂધી કર્મમાં મચ્યાં રહેવું એથી દરેક જણ ઊંચું સુખ ભોગવેછે.

અકેક જણનું સ્થાયી સુખ દેશમાંના ઘણાક લોકનાં સુખ ઉપર આધાર રાખેછે અને દેશી સમસ્તનું સુખ કેટલાએકના મોટા અસાધારણ યશ ઉપર આધાર રાખેછે. અકેક જણને ઉદ્યમનું, વિદ્યા-સદ્ગુણનું, ધર્મનું, સંસારનું ઈત્યાદિ એમ ઘણાં સુખ હોયછે, પણ તેનું દેશી દાખલ સ્થાયી સુખ કે જેવડે તેનાં બીજાં સુખ રહેછે ને વધેછે તે રાજ્યસંબંધી છે. રાજ્યસંબંધી સુખ હોય તો નીરાંતે ને ઉત્તેજનથી ઉદ્યમ થયાં કરે, વિદ્યા ભણવાની અનુકૂળતા વધે, ધર્મસંબંધી વિચારો કરાય, ને સંસારસમૃદ્ધિની વ્યવસ્થા થાય. જ્યાં ઓ આવ્યા, ઓ મુઆ, ઓ લૂંટાયા એવું છે ત્યાં શું સુખ હોય? રાજ્યસંબંધી સુખ ઘટ્યાં તેથી આપણાં સઘળાં સુખ નિસ્તેજ થયાં. એ સુખ વધે તેનેમાટે જ્ઞાન ને કર્મ જોઈએ. દેશ-રાજ્યઉપર ભક્તિ ને સંપશૌર્યબળ હોય તો બીજાં રાજ્યો આપણને સતાવી શકે નહિ; ને આપણાં રાજ્ય પણ આપણને કર ભારથી ચાંપી ન નાંખે, પણ જાનમાલની વ્યવસ્થા રાખી ઉત્તેજન આપ્યાં કરે. આપણે ધર્મસુખ ઉપર—આ સંસારનાં સુખ કરતાં મુઆ પછીનાં સુખનેમાટે બહુ કાળજી રાખતા ને રાજ્યસુખવિષે નિસ્પૃહ રહેતા એજ કારણથી આપણી હીણી સ્થિતિ થઈ છે. માટે સર્વ પ્રકારનાં પ્રવૃત્તિસુખમાં મોટું સ્થાયી ને સર્વનું મૂળ જે રાજ્યસંબંધી સુખ તેવિષે દરેક જણે પ્રજારૂપે વિચાર કરવો અવશ્ય છે. જગત ઉપરથી જગદીશ્વરવિષે વિચાર થાયછે તો આ સંસારસુખમાં સમજ્યાવિના મુઆ પછીના સુખવિષે શું સમજી શકાય? સુખ, જ્ઞાન-સ્વતંત્રતા-સદ્ગુણમાં છે; અજ્ઞાન-બન્ધન-દુર્ગુણમાં નથી. જ્ઞાનશક્તિ ને કર્મશક્તિ એ બે કેળવાયાવિના કોઈ પણ રીતનું સ્થાયી સુખ નથી એ સિદ્ધાંત છે.

---

## ૬. કુળમોટપ.

વિચાર-વિવેક, વિદ્યાથી કેળવાય છે ને વધેછે. વિદ્યા શ્રમથી પ્રાપ્ત થાયછે; અને શ્રમ, ઇચ્છા તથા અભ્યાસથી વધેછે. વળી ઊંચી મોટી ઇચ્છાથી ઊંચો વિવેક ને ઊંચા વિવેકથી ઊંચું સુખ એમ પણ છે. જેનો ઊંચો વિવેક, જેની ઊંચી ઇચ્છા ને જેનું ઊંચું સુખ, તે માણસ પણ સંસારમાં ઊંચું કહેવાયછે. અર્થાત્ સંસારનું ઊંચું સુખ પ્રાપ્ત કરવાને ઊંચાં માણસ થવું અથવા ઊંચાં માણસ થઇને ઊંચું સુખ ભોગવવું.

ઉપર કહ્યું કે ઊંચા માણસ ઊંચું સુખ ભોગવે છે ને ઊંચું માન પામેછે, પણ લોક પણ કહેશે કે કેટલાક માણસ રાજ્ય-શ્રીમંતાઇનાં સુખ ભોગવેછે તેઓનામાં ઊંચો વિવેક ને ઊંચી ઇચ્છા તો નથી હોતી. ખરી વાત; પણ એ જો નથી તો તેઓની શ્રીમંતાઇ છતાં તેઓને ઊંચું સુખ નથીજ. જેણે પ્રથમ રાજ્ય મેળવી સ્થાપેલું તે પુરૂષે અને જેણે પ્રથમ શ્રીમંતાઈ મેળવેલી તે પુરૂષે દેશકાળ જનમંડળમાં પોતાના વર્ગીઓથી તે બન્ને વાતમાં પણ વિશેષપણું દર્શાવેલુંજ. વળી જે વંશજ ઊંચા નથી દેખાતા તેનામાં પણ (તેમના

બાપની )અસર તો ઊંચા પ્રકારની ખરીજ. વળી જે વંશજો ઊંચા નથી તેઓને મૂળપુરૂષના જેવું માન પણ નથી—તેઓ તેટલા ઊંચા નથી. ઊજડ ગામમાં એરંડો પ્રધાન તેમ કેટલાંક નઠારાં માણસો મુકાબલે દીપી નીકળ્યાં માટે તે શું ખરેખરાં ઊંચાં છે ? નથીજ. નવાં રાજ્યના સ્થાપનાર ઘણું કરીને પ્રથમ ચોર લૂંટારા ને નિર્દય હોયછે, ને એ તેનામાં દોષ છે તોપણ તેઓનું અંગબળ ને તેઓનું મનબળ વિશેષ હોવાથી ને પછવાડેથી ( રાજ્ય મંડાયા પછી ) પ્રજાની કાળજી માથે પડેથી તેઓ પોતાનાં અને પ્રજાનાં સુખને અર્થે રૂડાંજ આચરણ કરેછે. ભીલ કોળી વગેરે ચોરી લૂંટ કરેછે તેને કોણ માન આપેછે ? પણ એવાં નઠારાં કર્મોમાં પણ જે પોતાની હોશિયારી બતાવે છે તે વધારે ઓળખાય છે, ને વેળાએ દયાની સાથે માન પણ પામેછે કે શૌર્યાદિક ગુણ રૂડા ઉદ્દેશથી સારાં કામમાં વાપરયા હોત તો સારૂં હતું. કેટલાક ચોર પોતાના મોહોલ્લામાં ચોરી કરતાજ નથી. હવે એઓ એના વર્ગી બીજાઓ કરતાં શું વધારે સારા ન કહેવાય ? અર્થાત્ જેનો જેટલો ઊંચો વિવેક ને જેની જેટલી ઊંચી ઇચ્છા તે તેટલું શોભે છે ને માન પામેછે.

લોક કહેછે કે અભણ્યા તથા દુર્ગુણી જન સંસારસુખનો લહાવો લે છે, ને ભણ્યા સદ્ગુણી દુઃખ પામેછે એ શું ? જન ભણ્યા ને સદ્ગુણીજ છે તો તે દુઃખ પામશેજ નહિ, ને પ્રસંગોપાત વેળાએ તેઓને દુઃખ લાગ્યું તો થોડીવાર; પછી વિવેકથી તેઓ દુઃખમાં પણ સુખ માનશેજ. અગર કબૂલ કર્યું કે અભણ્યા ને દુર્ગુણી, સંસારનાં સુખ ભોગવેછે તો એ ઠેકાણે જાણવું કે સંસારસુખની સમજજ જુદી છે–ખાવું પીવું ને મઝા મારવી એટલીજ સમજ છે, પણ એને કોઈ ઊંચી જાતનું સુખ નથી કહેતા. વિવેક સાથે રહ્યું હોયછે તેજ સુખ કહેવાયછે. શ્રમે મેળવી વિવેકે ઉપભોગ કરે તે વધારે સુખી કે હરામનું મેળવી ઉછાંછળી રીતે ( પછવાડે નઠારાં ફળ નીપજે તેવા ) ભોગ કરે તે વધારે સુખી ? પાછલાને કોઈ ખરૂં સુખી કહેતું નથી; " આત્મવત્ સર્વ ભૂતેષુ " એટલે જેવું આપણા આત્માનેવિષે તેવું બીજાના આત્માનેવિષે જાણવું એ નીતિનો જે મૂળ પાયો અને જનમંડળનું બંધારણ છે તે વિચારપ્રમાણે વર્ત્તનારા ઊંચું સુખ કેમ ન ભોગવે? ને જે દુર્ગુણી સુખ ભોગવે છે તેવા દુર્ગુણી જગત્માં સઘળાજ હોય તો માણસનાં સુખનું ઠેકાણું પછી ક્યાં હાથ લાગવાનું? દુર્ગુણી સુખ ભોગવે છે તે થોડીવારજ અને તેનાં પરિણામ પણ ભુંડાં હોયછે–જે ભુંડાં પરિણામોને જોઇને લોકો પાછા સદ્ગુણથી સુખ મેળવવાને પ્રયત્ન કરેછે.

ઊંચો માણસ પોતાના પ્રેમ શૌર્યાદિક યશથી, વિવેકી રહેણીથી અને નિર્મળાં સુખથી પ્રસિદ્ધિ પામ્યો હોયછે; ને એની ઓળખમાં લોકો તેના કુટુંબવર્ગને ફલાણું કુળ એવું નામ આપેછે. ઊંચા માણસની ઘરમાં ને બહાર વર્ત્તવાની રીતિ ઊંચી હોયછે ને ઊંચી સ્થિતિમાં રૂડી રીતે ઉછરેલા જે વંશજ તે કુલીન કહેવાયછે.

યશથી ઊંચી સ્થિતિ થાયછે ને ઊંચી સ્થિતિમાં ઉછર્યાથી ને પાછા યશ મેળવેથી ઊંચી સ્થિતિ કાયમ રહેછે. પોતપોતાનાં ગુણકર્મેયશથી લોકમાં બ્રાહ્મણ ક્ષત્રી વૈશ્ય ને શૂદ્ર એ ચાર કુળ બંધાયાં–તેમાં બ્રાહ્મણ ક્ષત્રીનાં કુળ વિશેષે ઊંચાં મનાયાં. રાજ્યમાં ફેરફાર થયેલી લોકની સ્થિતિ બગડી ને પૂર્વનાં કુળ સંકર થઈ ગયાં. થોડાક બ્રાહ્મણ સિવાય સર્વ ક્ષત્રી વૈશ્ય શૂદ્ર એક થઈ રહ્યા. આજકાલ બ્રાહ્મણ, વાણિયા, કણબી, રજપૂત, વગેરેની સ્થિતિ પરદેશી રાજાની પ્રજારૂપે એકસરખી છે. સૌ લોક યશઉદ્યમ રહિત છે. એ જ્યારે પાછા યશ મેળવશે ને પોતાની સ્થિતિ સારી કરશે ત્યારે પાછાં નવાં કુળ બંધાશે.

કુળના યશ, કુળની સમૃદ્ધિ, કુળની સુઘડતા એ આપણામાં નથી, તોપણ કુળ શબ્દથી માનેલી મોટાઈથી આપણે કુળનું મોટું અભિમાન રાખીએ છીએ ને અભિમાનથી ફૂલાઈ ઘણાં બન્ધન વેઠીએ છીએ, ઘણો ખર્ચ કરીએ છીએ ને વધારે નઠારી સ્થિતિમાં આવીએ છીએ ને વધારે કુળહીન થઇએ છીએ. કાળસ્થિતિને અનુકૂળ નહિ એવા મમતી વિચારથી જ્યારે આપણે બાપદાદાનાજ ધંધા કર્યા કરીએ, બાપદાદાનીજ રીત રાખવામાં માન સમજીએ ને ઇચ્છા તથા શક્તિપ્રમાણે જે ઉદ્યમ કરવાના છે તે ન કરીએ, કાળપ્રમાણે ધર્મ બદલાયછે તે વિચાર મનમાં ન આણતાં અને જે બન્ધનથી દુઃખ પામ્યા છીએ, પામીએ છીએ ને એ જાણીએ છીએ તે છતાં તે બન્ધનને વળગી રહીએ ત્યારે યશ કેમ મળે ? ને યશવિના આપણે નવાં કુળ કેમ બાંધીશું ? " ઠંઠણ પાર ને મદન ગોપાળ," " ઘરનાં છોકરાં ઘંટી ચાટે ને ઉપાધ્યાને આટો," "ખાવા પીવા ખેરસલ્લા ને ધીંગાણાં બોતેરા," "મુખમેં રામ બગલમેં છૂરી," કાળાં કામ કરી જેમ તેમ પેટ ભરવું ને બહાર દેખાડવું કે શ્રીમંત છીએ એવું જ્યાં હોય ત્યાં વળી કુલીનતા કેવી ?

દ્રવ્યથી સર્વ બહારની સમૃદ્ધિ અનુકૂળ થાયછે માટે એ ઉદ્દેશે સૌ બનતો ઉદ્યમ કરેછે, પણ એથી સ્થાયી

લાભ નથી. સ્થાયી લાભ તો યશને ઉદ્દેશે ઉદ્યમ થાય તેમાં છે. વિદ્યા–જ્ઞાન સદ્ગુણ પ્રાપ્ત કરી ઉદ્યમમાં યશ મેળવાય તો દ્રવ્ય એની મેળેજ ચાલ્યું આવે; પણ અંતરનાં પ્રેમ શૌર્યાદિક ગુણે માણસ કેળવાય ને ધર્મબંધન–કુળબંધન–રૂઢિબંધનથી છૂટો પડે ને ધાર્યા યશ પ્રાપ્ત કરે તો તે કુળની સ્થાપના થાય.

પૃથ્વી ઉપર સર્વ દેશમાં રાજકુળ સૌથી શ્રેષ્ઠ મનાયછે; કારણ કે મૂળપુરૂષો ને વંશજો પ્રેમશૌર્યઔદાર્યથી, મોટાં તનમનબળથી ને ઉત્તમ સદ્ગુણથી ને મોટી શ્રીમંતાઈથી ને મોટા વિવેકથી ને સુઘડ રીતભાતથી બીજા સઘળા કરતાં વિશેષે શોભી રહ્યું હોયછે. એ કુલીનતાના અંશ જેપ્રમાણે જે માણસનામાં વિશેષે હોય તેપ્રમાણે તે કુલીન કહેવાય. રાજકુળ છે ને તેનામાં સદ્ગુણ શૌર્ય નથી તો તેની સ્થિતિ હીણી થવાની ને પછી તે કુલીન કહેવડાવે તે શા અર્થનું? કેટલાક બ્રાહ્મણ ને રજપૂત ખેતી કરતા થયા છે. હવે એઓની કુલીનતા તે માત્ર પોતાના વર્તમાન ઉદ્યોગમાંજ સદ્ગુણ રાખે તેટલી. પૂર્વની કુલીનતા તે તો નહિંજ.

બાપદાદા ગોરપદું કરતા હોય ને દીકરાની ઇચ્છા ખલાશીનું કામ કરવાની અથવા લશ્કરમાં રહેવાની હોય તો દીકરાએ ખલાશીનાં કામમાં અથવા લશ્કરમાં પોતાનું શૌર્ય બતાવવું. સોનીની ઈચ્છા મામલતદાર થવાની હોય તો તેણે મામલતદારીનેમાટે તૈયારી કરવી. અર્થાત્ ગમતાં ફાવતાં કામમાં હાથ ઘાલી તેને પાર પાડવું, અથવા પાર પાડવાને મથવું. બ્રાહ્મણ દરિદ્રી હોય તોપણ તેણે બીજો ઉદ્યોગ ન કરવો ને ભીખ માગ્યાં કરવી એવું છે ત્યાંસૂધી અને જાતિબંધન છે માટે તેણે દેશાટન ન કરવું તથા પરનાતના કુલીન મિત્ર સાથે એક પંક્તિયે ભોજન ન કરવું એવું છે ત્યાંસૂધી હાલના ને હવે પછીના વખતમાં આપણે હિંદુઓએ ઊંચા યશની ને કુલીન થવાની આશા રાખવી મિથ્યા છે.

એપ્રમાણે કુલીનતા, યશ ને સુખની સમજ છે અને તેથીજ દેશનો ઉત્કર્ષ છે. દેશનો ઉત્કર્ષ ઘરોના ઉત્કર્ષવડે છે ને ઘરોનો ઉત્કર્ષ તેને ચલાવનારા પુરૂષવડે છે માટે એકેક જણે પોતાનો ઉત્કર્ષ કરવાસારૂ ખંતથી શ્રમ કરવો. હાલમાં ઘણા માણસો સરસાઇથી પોતાની સ્થિતિ સુધારવા પછવાડે મંડ્યા છે, પણ તેઓને બંધન બહુ નડેછે, પણ એ બંધન તોડવાને તેઓએ સત્યનો આગ્રહ, કર્મે કરી બહાર દેખાડવો જોઇએ.

## ૭. સ્વદેશાભિમાન.

પોતાનાં છોકરાંનું—કુટુંબનું કલ્યાણ ઇચ્છવું ને કરવું એ જેમ ઘરડાં વડીલોને સ્વાભાવિક છે, તેમ અમારા દેશમાં રૂડું કરનાર બહુ હોજો, અમને સારો રાજા મળજો, અમારા દેશનો વ્યાપાર વધજો, અમારા દેશમાં ભણેલા ઘણા થજો, અમારા દેશનો સુધારો થજો, અમારો દેશ પૃથ્વીમાં એકજ કહેવાજો, અમારા દેશમાં પુણ્યાત્મા અવતરજો, વગેરે પોકારો દેશદેશનાં માણસોને સ્વાભાવિક છે. પણ જેપ્રમાણે કુટુંબ અને નાતની વાતમાં એ અભિમાન જણાઇ પડેછે તે રીતે દેશની બાબતમાં દેખાતું નથી. જ્યારે સભા મધ્યે ચાલતા પ્રકરણમાં કોઈની વિદ્યા, કોઇનું ઔદાર્ય, કોઇનું આચરણ, કોઈના પૈસા, કોઇનાં ભુડાં કર્મો આદિકનું વર્ણન થતું હોય, તે વેળા જે કુળના ને જે નાતના પુરૂષવિષે બોલાય તે કુળના અને તે નાતના સભામાં બેઠેલા માણસોનાં દિલમાં ખુશીનો અથવા દિલગીરીનો જોસ્સો એકાએક પેદા થઇ આવેછે.–હાસ! આપણામાં પણ મોટા મોટા થઇ ગયા છે. ધન્ય છે તેઓને! અથવા હાયરે! આપણી નાતનું નામ ફલાણાએ બોળ્યું છે જો! મુઓ એ; એમ અભિમાન અથવા ધિક્કાર ઉત્પન્ન થાયછે. કોઇ અજાણ્યો પુરૂષ બ્રાહ્મણ, વાણીઆ એઓની સભામાં આવી પૂછે, નાનાફડનવીસ કોણ હતા? તો બ્રાહ્મણના મનમાં જોસ્સો ઉત્પન્ન થઇ તે પોકારશે કે નાનાફડનવીસ તો બ્રાહ્મણ હતા. કેટલાએક, કુટુંબ અને નાતના અભિમાની એવા મમતી હોયછે કે અગર કોઇ ભુંડું બોલે તો તેઓ પોતાનાથી જેમ બને તેમ કુટુંબી અને નાતીલાની આબરૂ બચાવવાને યત્ન કરેછે. એ રીતે કરવું એ સ્વાભાવિક છે. હિંદુસ્તાન દેશમાં નાના પ્રકારના લોકો છે. જાતો ઘણી છે; નાતો અગણિત છે. બ્રાહ્મણો પોતાની મેળે વગર કારણે નીચ કર્મ કરતા જઇ ઊંચા એમ જણાવેછે. પોતપોતાની નાત શ્રેષ્ઠ એમ સર્વ નાતના લોક જાણેછે. નાતના દોર ઘણા છે. જેમ માર ખાધાથી ચામડું બહેર મારી જાય તેમ મુસલમાનના વારંવારના આવ્યાથી લોકો બહેર ખાઇ ગયેલા છે. ઇર્ષાએ નહિ પણ મત્સરે સજડ મૂળ ઘાલ્યું છે; અને અદેખાઇથી કલહ, કંકાસ, નીચ, ઊંચ, વગેરે કુસંપો થવા માંડ્યા છે. હવે સંપ નહિ તેણે કરીને

દેશનું સાધારણ શુભ ક્યાંથી જોવામાં આવે? એકે એક કામ આરંભ્યું તો બીજો તોડી પાડેછે એટલે તે પાર પડતું નથી ને પાર ન પડ્યું એટલે તેની દેશમાં ખામી એમ થયું; અને એ રીતે સર્વની અછત થાય ત્યારે દેશાભિમાન કેમ જણાઈ આવે ?

ઈર્ષા અને ખંત રાખી સર્વ નાતના ગૃહસ્થોએ પોતપોતાનાં કુળનું, નાતનું તથા શહેરનું ભલું કરવું અને તેની સાથે સર્વ શહેરોનાં માણસોને સુખપ્રાપ્તિ થાય અને છેવટે દેશમાં તવંગર ને ગરીબ, યશસુખ ભોગવે, મોટમોટાં કારખાનાં નીકળે, ઊપજ ઘણી અને સુંદર થાય, દેશની ઉત્તમ જણસો પરદેશમાં જ્યાં અછત હોય ત્યાં વેચાય, વિદ્યા બહોળા લોકમાં પાણીમાં નાંખેલા કાંકરાથી જેમ કુંડાળાં મોટાં થયાં જાયછે તેમ ફેલાય,—એવી એવી વાતોનાં સાધન કરવાની ઊલટ લાવવી અને તેમ કરવા મંડી પડવું એનું નામ દેશાભિમાન. સ્વદેશહિતેચ્છુ કહેવડાવનારા તો ઘણાજ છે, પરંતુ કરવાની વેળા તેઓ ખૂણા શોધેછે. માત્ર એ નામ મેળવવાને ઘણાએ મહેનત કરેછે. પણ તેઓ કંઈ દેશહિતકર્ત્તા નથી કહેવાતા. માણસ પોતાને નામ મળે તેનેસારૂ વિદ્યાભ્યાસ, ધંધા, ધર્મજ્ઞાન, વગેરે સાધ્ય કરેછે, તે તેનાં કુટુંબમાં, નાતમાં, શહેરમાં અને દેશમાં સારો કહેવાશે, પણ દેશનું સારૂં કરનાર એમ લગાર પણ કહેવાશે નહિ,—જ્યાંસૂધી તે કુટુંબ નાતિ વગેરેનું ભરણપોષણ ને શહેરી ને પછી દેશી લોકોને હમેશના હિતના ઉપદેશો વગેરે કર્મો કરતો નથી ત્યાંસૂધી. તેમ દેશને પરદેશીઓના હુમલામાંથી સંરક્ષવાને રાજા અને શૂરા માણસો રણસંગ્રામમાં પડેછે, તેઓજ માત્ર ખરા દેશાભિમાની છે એમ ન સમજવું. જે ગરીબ વિદ્વાન્ અરણ્યમધ્યે ઝુંપડાંમાંના ખૂણામાં બેશી લોકનું સારૂં થાય એવી વાતો અને તેનાં સાધનો, ઝાડનાં પાંદડાં ઉપર લખી લોકમાં આપી જાયછે તે પણ ખરેખરો ને મોટો સ્વદેશાભિમાની છે એમ જાણો. માણસ સ્વાર્થવિના કંઈજ કરતું નથી ખરૂં, પણ તેણે સ્વાર્થી છતાં લોકહિતાર્થી થવું એ દેશાભિમાનીનું કર્મ અને તેનો ધર્મ છે. માખીઓ સાધારણ એટલે સર્વને કામ લાગે તેવો મધપૂડો કરેછે તેમ માણસ માણસની બુદ્ધિ અને તેનો શ્રમ એણે કરીને જુદા જુદા પરિણામો નીપજે છે તે દેશની પૂંજી થાયછે. એ પૂંજી બચાવવાને તથા એ પૂંજીની મદદથી સુધારાને યોગે સહસ્રગણી અચળ ઉપયોગી અને શોભાયમાન એવી દોલત કરવાની લોકો પોતાની પાંતીનું દેણ યથાશક્તિ ઉમંગથી આપી દેશીઓનું રૂડું આચરેછે, તે સર્વ દેશાભિમાની માનવા.

હિંદુસ્તાનમાં સર્વ વિદ્યાનાં બીજ તથા અંકુરો હતાં ને એ ઉપર યૂરોપીયને ઘણો સુધારો કીધો છે. એ પ્રાચીનપણાનો ગર્વ સર્વ હિંદુઓને છે, પણ એ, તે ગર્વ રાખી ઉદ્યોગ કરતા નથી. તે હર્ષયુક્ત ગર્વ ઊપજેછે કે તરતજ સમાઈ જાયછે. પરદેશીઓ આગળ પોતાનામાં પરાક્રમી થઇ ગયેલાઓની વાત ગર્વથી કહાડેછે, પણ તેઓની પોતાની વાત બીજા લોકો ગર્વથી કરે એવું તેઓનું કર્મ લેશ જોવામાં આવતું નથી. અંગ્રેજ, ફ્રેંચ, જર્મન, અને યૂનાઇટેડ સ્ટેટ્સના લોક એઓમાં આજકાલ સ્વદેશાભિમાન ઝળઝળ પ્રકાશી રહ્યું છે. પણ પારકી વાત આ પ્રસંગે આઘી મૂકી આપણામાં પ્રાચીને કેવું ને કેટલું હતું ને આજ તેના લક્ષ વસાએ ઓછું છે, તે નીચે લખેલી લીટીઓથી જાણ્યામાં આવશે. હમણાનું જાણવાથી હું દિલગીર છું ને તમે દિલગીર થશો.

અસલ કોણ રાજા હતા? હિંદુરાજાઓજ. તે વેળા દેશની સ્થિતિ કેવી હતી? દેશ તાજો હતો, લોક સુખી હતા, ક્ષત્રી શૂરા હતા, બ્રાહ્મણો ધર્મોપદેશ અને ગ્રંથો કરતા, વૈશ્યો વ્યાપાર મોટા ચલાવતા, અને શૂદ્રો મન દઈ સેવા કરતા. પ્રથમ નવું કામ કરવાને સર્વ ઉમંગ દેખડાવે તેમ જ્યારે બ્રાહ્મણ વગેરે લોકોએ પશ્ચિમથી આવી હિંદુસ્તાનમાં રાજ્ય આરંભ્યું ત્યારે એકેકું કામ પોતપોતાને માથે લેઈ હોંસથી તેઓ દેશનો ઉત્કર્ષ કરવા લાગ્યા હતા. તેઓ દેશાટન કરતા. નવા દેશની નવી વસ્તુઓ, નવા રિવાજ, વિલક્ષણ વિચારો લઈ આવી એઓથી સ્વદેશને શણગારતા. રાજા રાજનીતિમાં કુશળ થઈ રૈયતના હક્કમાં સુખ કરતા. ટૂંકામાં લખુંછું કે રાજા પ્રજા પરસ્પર એક બીજાનો ધર્મ જાણી વર્ત્તતાં. વિદ્વાનો પોષાતા, લોકમાં સદાચાર હતા. છોકરાંની મા ભણેલી હતી. જાતિપ્રતિબંધ થોડા હતા. વિદ્વાનો, હુનરીઓ, રાજાઓ, પુરૂષ, સ્ત્રી અને બાળકો, તવંગર અને ગરીબો, પોતાનાં કામમાં યશ મેળવવાને ઉપરાઉપરી મચ્યાં રહેતાં. એ સર્વ હમણા ક્યાં છે! રાજા મનુને હજી સંભારો; મહાઋષિયોના ચિરંજીવ ગ્રંથોનાં અવલોકન કરો. વેદાંતશાસ્ત્ર અને કર્મમાર્ગમાં વ્યાસ અને જૈમિનિ એઓએ અતુળ બુદ્ધિ ચલાવી છે. ન્યાયશાસ્ત્રીઓએ અને વૈયાકરણોએ ઘણા શ્રમ લઈ ગ્રંથો રચ્યા છે. શ્રુતિ અને તેઉપર સાયનાચાર્યાદિકોનાં ભાષ્યો અને સ્મૃતિયો તથા પુરાણો, હિંદુધર્મ, હિંદુભાષા, હિંદુજ્ઞાન, એઓને દીપાવેછે. સૂર્યવંશી અને ચંદ્રવંશી રાજાઓ થઇ ગયા તેઓના વારામાં દેશની સ્થિતિ આહા કેવી દીપતી હતી! વાલ્મિક અને વ્યાસનાં કરેલાં રામાયણ અને મહાભારત પશ્ચિમના

લોકો આતુરતાથી ભણેછે. ઉજ્જન નગરીના વિક્રમ, ધારા નગરીના ભોજ અને પ્રતિષ્ઠાનના શાલિવાહન એઓનાં પરદુઃખભંજન રાજ્યો કહેવાયાં. એઓની વખતમાં વિદ્યા અને હુનરોએ સારાં રૂપો લીધાં. ભવ્ય દેવળો વગેરે ઇમારતોની ઉમદા બાંધણીમાં અને તેમાં નકશી કરવામાં સલાટોએ થોડો કિસબ જણાવ્યો નથી, જે કિસબ જોવાને યૂરોપના વિદ્વાનો તડકા સહન કરી ગુફાઓમાં ભમેછે ને તહિંના શિલાલેખો શ્રમે ઉકેલેછે. કાવ્ય, અલંકાર, શબ્દશાસ્ત્રમાં, કાલિદાસ, ધન્વંતરિ, ક્ષપણક, અમર, શંકુ, વેતાલભટ્ટ, ઘટખર્પર, વરાહમિહિર, અને વરરૂચિ, એઓએ, નવરત્ન એ ઉપનામે, રાજા ભોજની કચેરી શોભાવી છે. પરશુરામ, રામ, અર્જુન, ચંદ્રગુપ્ત, પોરસ, પૃથુરાજ, અને શિવાજી, વગેરે લડાઈમાં શૂરા કહેવડાવી ગયા છે. નાનાફડનવીસ, સિંધિઆ, હોલકર એઓએ રાજખટપટમાં હોશિયારી બતાવી છે. આ વિષય બંધ કરવાને મારૂં મન થતું નથી, પણ એટલી સૂચનાથી આપણી હમણાની અવસ્થામાં કેટલી ન્યૂનતા છે તે સહજ માલૂમ પડશે.

શૂરપણું તો ખિલકુલ નથી; લાહોરના જયપાલનું અપ્રમાણિકપણું અને દોલતાબાદના રાજાનું બીકણપણું એથી, ઉત્તર અને દક્ષિણ હિંદુસ્તાન, સમર્થ, વિકરાળ સુલતાન મહમુદ અને ખિલજીવંશજ અલ્લાઉદ્દીન એઓને નજરે પડયાં ત્યારથી આપણા રાજા ધાસ્તી ખાઈ ગયા છે. બેચારસિવાય કીઆ રાજા મુસલમાનોની સામે રણક્ષેત્રે મજબૂત પગલે ઊભા રહ્યા છે? રાજાઓએ ક્ષત્રી નામ ધરાવી જનાનાનાજ ખૂણાઓ ધરી અફીણ કસુંબાના તારમાં નામર્દાઈ કરી એ શરમની વાત થઈ છે. એક કુળ લડવા જાય તો તેનું સગું કુળ તેનીજ વિરૂદ્ધમાં મુસલમાનને મળીને લડે, પણ એમ ન વિચારે કે આખરે પરદેશી છે માટે તેનાથી બીહું હતું ને સગાનેજ મદદ કરવી યોગ્ય હતી. એકેકા પ્રાંતનો એકેકો રાજા એ રીતે ઘણાં રાજ્યો કરી માંહોમાંહે સંપ ન રાખી દેશને તોડી નાંખ્યો.

અરે ઓ ભાટ ચારણો! તમારી કળા કયાં ગુમાવી નાંખી છે? રાજાઓને અયોગ્ય રીતે શા વાસ્તે યશના તાડ ઉપર ચડાવી દો છો? નેકીદારો! તમે રાજાઓના દુર્વિકારો અને નેકી જાણી પોકારો છો? નીતિમાન લોકના પ્રતિનિધિ થઈ, રાજાઓને ચેતાવો કે રાજા! અમે તમારા નેકીદાર કહેવાયા ને તમારી નેકી તો કંઇજ નથી, માટે બદી છોડી દો ને અમને તમારી નેકીનેજ પોકારવા દો. નહિતો થોડે દહાડે તમારે કંગાલ થવું પડશે. કવિયો અને કારભારીઓ તમારાં ગજવાને ન જુઓ; દેશનો ખજાનો જાયછે એમ વિચારો. રાજાઓની સુસ્તી, તેઓની નામર્દાઈ, તેઓની અવિદ્વત્તા એઉપર નિંદાયુક્ત કવિતા રચો જેથી તેઓ દૂભાઇને ચાનક રાખી કુળનામ બોળ્યાં છે તેને તારે. રાજાઓજ પોતાનાં દ્રવ્યથી શ્રમ લઇ દીર્ઘદૃષ્ટિ દોડાવશે ત્યારેજ હિંદુનું નામ ઊંચું આવશે. મહેનત કરતાં મરવાથી કેમ બીહોછો? ઓ રજપૂતો! 'शूरस्य मरणं तृणं.' કમ્મર બાંધી દેશાટન કરો ને ત્યાંથી નવી યુક્તિયો લાવી તમારાં રાજ્યને સુધારો. તમને મુસલમાનોએ, પીંડારાએ, બળવાન લોકોએ હેરાન હેરાન કર્યા છે. ઓ હિંદુઓ! તમે કોઇ દિવસ મંડળીમાં મળી, એકમત થવાનો વિચાર નથી કીધો. તમે સુધારાવધારાના કામમાં આગળ નથી પડ્યા. તમે દેશને, રોજગારે, કારખાનાંઓએ પ્રખ્યાત કરવાને સ્વપ્નામાં પણ ધાર્યું નથી. તમે અટકે કેમ અટકી રહ્યાછો; દેશમાં ભાજી રોટલા મળે તે સારૂં પણ પરદેશમાં લાખ મળે તે ખોટા એમ બોલી સંતોષે કાં રહોછો? પણ તમારો દેશ એ તો તમારૂં ગામ ને તમારૂં કુટુંબ રે એ છોડવાની હિમ્મત ધરી પરદેશ જઇ સન્માર્ગે વિદ્યા, ધન, યશ, મેળવી આવી પછી દેશમાં ઉતરતી વયે ચહેનમાં દિવસ ગુજારો. થવાનું તે થશે, દેશમાં ખાઈપીને મોજ કરીએ છીએ એમ કાયરના બોલ બોલીનેજ દુશ્મનોને લગાર હઠાવ્યાવિના પાછાં પગલાં તમે કર્યાં છે! તમારો માણસરૂપે શો હક્ક છે? એક બીજાસાથે, સ્ત્રી બાળકસાથે, સગાં નાતીલાસાથે ચાલવાની શી નીતિ છે? સ્વતંત્રતા તે શું છે? રાજ્યકારભાર તે શું? વિદ્યા તે શું? સુધારો તે શું? તમારા ઉપર હાલની સરકારનો શો હક્ક છે ને શી રહેમ છે? દેશનું ભલું તે શું? ને સ્વદેશપ્રીતિ તે શું? એ વાતોમાં તમે કેવળ વિચારશૂન્ય છો. જાથુ લશ્કર પગાર આપી રાખવાનો સંપ્રદાય રાજાઓમાં નહોતો. શિબંદી ઘોડા સરદારોને સોંપેલા હતા તે સરદારો પોતાના હાથમાં લશ્કર એટલે નીમકહરામી કરવાને ઢીલ નહોતા રાખતા. તમારા રાજાઓને હું પૂછુંછું, રૈયત ભાઈઓ! શા હક્કથી તેઓએ સો સો રાણીઓ કરી? અને એમ થવાથીજ દેશ પાયમાલ થશે એ પણ અંધાધુંદીમાં તમને માલૂમ ન પડયું! હવે રાજાઓની વાત છોડી દો; તેઓ આજકાલ નહિ સુધરે તેવા છે. પરંતુ સર્વ મહાજનો વિદ્યાજ્ઞાનમાં સારા માહિત થાઓ. છોકરા અને છોકરીઓને નિશાળે મૂકી ભણાવો. તેઓને સદા જ્ઞાનનુંજ ખાજું આપો. મંડળી અને કુંપનીએ વેપાર કરો. તમારી

રહેવાની સ્થિતિમાં ફેરફાર કરો. રસ્તા ચોખ્ખા કરાવો. વ્યસનોથી દૂર રહો. ખેડુતો હાલ ઘણા અજ્ઞાન છે તેઓએ વિદ્યા શીખી ભૂમિસંબંધી રસાયનશાસ્ત્ર જાણી ખેતીનાં કામમાં સુધારો કરવો જોઇએ. યાંત્રિકબળ હસ્તબળ કરતાં ઘણુંજ વધારે છે. અસલ થોડાજ લોકો પુસ્તકો વાંચતા અને હમણા ગરીબ પૈસાદાર સર્વે થોડી કીમતે ચોપડીઓ ખરીદ કરી વાંચેછે. છાપયંત્ર ઠામઠામ દાખલ કરો. જોતા જાઓ વિદ્યાનાં ફળો વિલાયતમાં કેવાં થાયછે તે. અહિં નામાંઠામાં ને તોલબારદાન અને ચીન વિલાયતની હુંડીઓના હિસાબ જાણ્યા અને રૂ૦ ૧૫૦) નું વર્ષાણુ લાવતા થયા કે પાર પડ્યા એમ આપણે સમજીએ છીએ. પૂરૂં ગૂજરાતી પણ જાણતા નથી. યૂરોપ અને અમેરિકામાં આપણી દેવભાષા જે સંસ્કૃત તેમાં વેદ ભાષ્યો તથા કાવ્યો વગેરે ગ્રંથો, ઉલ્લાસ આણી અવલોકન કરવાને તથા શબ્દશાસ્ત્રમાં શોધ કરવાને મોટા મોટા ત્યાંના પંડિતો અહોનિશ શ્રમ લે છે. સંસ્કૃત શીખવાને મોટી મોટી પાઠશાળાઓ છે, પણ હિંદુસ્તાન જ્યાં સંસ્કૃતભાષાએ મોટા જય મેળવ્યા છે, ત્યાં હાલ એકે પણ દિવ્ય પાઠશાળા દેખાડશો? આપણી સર્વ વિદ્યા તો મૂળ સંસ્કૃતમાં તેને પ્રાકૃતમાં કરવાને હજી શૂર પુરૂષો ક્યાં બહાર પડ્યા છે?

હમણાજ વાત સાંભળી છે કે મકાલે નામના ગ્રંથકારના ઇંગ્લાંડ દેશના ઇતિહાસના બે ગ્રંથની ૨૫૦૦૦ પ્રતો છપાઇ વીસવીસ રૂપિએ વેચાઇ ગઇ છે, ને થોડા દિવસમાં બીજી વીસ હજાર છપાવી છે તે ખપી જશે. એક બીજી ચોપડીની કોઈએ પુષ્કળ પ્રત કહાડી હતી ને બીજે અઠવાડીએ તેની પ્રત શોધી જડે નહિં એ રીતે તે વેચાઇ ગઇ. એપ્રમાણે ત્યાં વિદ્યા અને વાંચવાનો શોખ છે. અહિં ત્યારે ચોપડી શું કામ આવવાની છે, એ પૈસા નાંખી દેવાના છે એમ ધારીએ છીએ, સોનું, રૂપું, અને જવાહીર ખરીદ કરી પેટીમાં રાખી મૂકવું આપણને ગમેછે. વિલાયતનાં કારખાનાં વગેરેનો કિંચિત્ છાયો માત્ર મુંબઇમાં દેખીએ છીએ. જુઓ આગબોટ તમારી આગળ! જુઓ આગની ગાડી નજરે! તમે જોઈ કાઇટ સાહેબની પવનપાવડી? જોઈ તમે અંગ્રેજી લશ્કરની કવાયત? કેવો છે શૂરપણાનો દાખલો કે જોધપુરનો કિલ્લો લેતીવખત સત્તર વખત પાછું હઠવું પડચું, પણ અઢારમી વેળા તેઓ જય પામ્યા. તેવુંજ કાબુલ કંધાર લેતી વખત અને તેવુંજ સિબાસ્ટેપોલની લડાઇમાં. ધન્ય છે હાલની સરકારને જે રૈયતને સ્વતંત્રતા વધારે આપતી જાયછે! ને ત્યારે તમે ઉંઘમાંથી કેમ નથી ઉઠતા? મુસલમાની રાજ્યમાં તો શું કે ચાં પણ બોલાતું નહિ અને હમણા મુંબઈ આસોશિએશન સરકારને લખેછે કે આવો અણઘટતો ઇનસાફ ફલાણે ઠેકાણે થાયછે તે ન થવો જોઈએ. આ સરકારનો જૂલમ છે; પેલો, રૈયતનો હક્ક ડૂબેછે; ત્યાં ઘણી સુસ્તી ચાલેછે; અહિં સાહેબલોકો બેપરવા ઘણા છે; વગેરે બૂમો પાડી લોકની તરફથી મોટી સરકારને વિનવેછે. જિલ્લાઓના ખૂણાની વાત એ સભા ક્યાંથી જાણે? માટે એવી હિંમતના દાખલા જોઈ, ઓ રૈયત લોકો! આસોશિએશન વગેરે સભાઓને તમારાં દુઃખથી જાણીતી કરો કે જૂલમ ખશી, રહેમ ને મહેર તમારી હાલતમાં થાય. અંગ્રેજ લોકો ફાનસમાંના દીવા છે. એ દીવા તમને રોશની આપેછે. પણ તે અજવાળાનો યોગ્ય ઉપયોગ કરવો તમારે હાથ છે. એક છોકરાના ઉપર માખી બેઠી ત્યારે તેને હાથ ઉંચો કરી ઊરાડી મૂકવાને બદલે તેણે માખીને કહ્યું "માખી ઉડતી હે કે માકુ બોલાઉં;" તેમ તમે શરીરે નબળા નથી, બુદ્ધિયે બળવત્તર છો, તમે અસલ પ્રખ્યાત દેશના જન છો, છેક નઠારી અવસ્થામાં નથી; પૈસે, ખાવે પીવે, છેક કંગાળ નથી ને તમે કેમ પોકારોછો કે "નસીબમાં હશે તે થશે?" જ્યારે એકેક માણસ, છાતી તોડી કામ કરી, આ સંસાર લડાઈનું ઠેકાણું છે એમ સમજી દેશનેસારૂ પોતપોતાની ફરજ બજાવશે ત્યારે દેશનો જયજયકાર થશે. શું તમારી તબીએત છે લોકો! કે ફલાણી રસમ નઠારી છે એમ જાણોછો, તે છોડયાથી ધર્મબાધ નથી આવતો એવું સમજોછો, તોપણ સંપ કરી તે કહાડી નાંખવાને મહેનત નથી લેતા! મંડળીઓમધ્યેના નિબંધીઓને હશી કહાડોછો; ને જ્યારે સરકાર કાયદા કરી તે ચાલ કહડાવેછે ત્યારે જખમારીને કબૂલ કરોછો. એમાં આબરૂ આપણી ભાઇઓ? વિચારો; પુનર્વિવાહ સંબંધી કલકત્તે કાયદો પસાર થયો તે સૌના જાણ્યામાં હશેજ. માટે પરદેશીઓ ન જાણે અને સમાચારપત્રો નિંદા ન કરે એનેસારૂ સંપ બાંધી દુષ્ટપ્રતિબંધને તોડી નાંખો. પોતાનાં ઘર ને પોતાની આબરૂ એનેવાસ્તે સૌ કાળજી રાખો. પણ દેશના લાભમાં કંઇ ધ્યાન દોડાવવું એવી ઈચ્છા થવી તો થોડાનીજ; પણ એ સૌની થાઓ—અસ્તુ. બાળક છોકરાઓનો વિવાહ કરી તેઓને બંધનમાં રાખોછો—૧૫ વર્ષનો થશે કે ગૃહસ્થાશ્રમ લઇ દોડશે. હવે એ છોકરા શું વિદ્યાભ્યાસ કરે ને પૈસા કમાય? શું સ્ત્રીને સુખ કરી પોતે પામે? વિદ્યારહસ્ય તે શું જાણે? શું શોધ કરે ને શું નામ કરે? ૨૦ વર્ષની અંદર તો ઓછાંમાં ઓછાં

બે છોકરાંથી વીંટલાયલોજ હોય. શું દેશનું અભિમાન રાખી કયા અનુભવ ઉપરથી તે અર્થે કંઇ પણ કામ કરે? ઘરની જંજાળમાંથી પતે ત્યારે કે? નાખુશ છું કે જુવાન સમજેલા તેઓ પણ જાણી જોઇને ખાડામાં પડ્યા છે, પડેછે, ને પડશે, રે ન પડો! નાત જમાડી વરા ફૂલેકાં, વરઘોડા, બહુવા, સાબેલા, સરઘસ, નાચરંગમાં ફૂલાઇ ફૂલાઇ પૈસો ઊરાડી દોછો તે તમને ઘડપણે ઘણો સાલશે. એ નાણાનું અર્દ્ધ, ધર્મશાળાઓ, મુસાફરીનાં મકાનો, તર્ષ્યાનેમાટે કૂવા, વાવ, તળાવો, થાકયાનેમાટે ચોતરાઓ, એ સર્વ બંધાવવામાં, આંધળા લૂલા વગેરે ગરીબ નિરાશ્રિતને દાન આપવામાં તથા તેઓને કામે લગાડવામાં, બાળકોનેસારૂ નિશાળો તથા લોકોનેવાસ્તે કિતાબખાનાંઓ અને દવાખાનાંઓ વગેરે કારખાનાંઓ કહાડવામાં નાંખ્યું હોય, તો દેશમાં કેટલું પુણ્ય અને સુખ અને કેવી કીર્તિ સ્થિર રહે! કહ્યું છે.

" अस्थिरं जीवितं लोके अस्थिरे धनयौवने ।
अस्थिराः पुत्रदाराश्च धर्मे कीर्तिर्द्वयं स्थिरं. " ॥

પ્રાણીમાત્રના જીવતરનો, પૈસાનો, જુવાનીનો, છોકરાનો, બૈરીનો, કોઇનો, ભરોસો નથી. આજ છે ને કાલે નહિ; પણ ધર્મ અને કીર્તિ એ બે તો સ્થિર રહેવાનાં. માણસ મરી જાયછે પણ તેનાં સુકૃતો વીસરાતાં નથી.

નાતના કરો છાંડો મારા ભાઇઓ! ધર્મ કંઇ પ્રાણે નથી, ત્યારે જે ગરીબનું સગું મરી ગયું ને તેની ઉત્તરક્રિયા કરવાને તથા બારમું તેરમું છમાસી વર્ષી વગેરે અવસરે નાત જમાડવાને દ્રવ્ય ન છતાં તે ગરીબ પાસે કર્જ કહડાવી ને ખર્ચ કરાવી તેને ઘેર જમવા જવું એ તમને દુરસ્ત લાગેછે? એ બાપડો કેમ કર્જ વાળશે? તમે તો ખાવાના ધણી છો. એવા ખાઉકડ ન થઇ દશા તરફ નિઘા કરતા રહો. વરા, ઘરબારી, નાતો અને વરઘોડા તો જે દિવસે હોય તેજ દિવસોમાં યાદ રહેછે, પણ દેશને અર્થે પરોપકારબુદ્ધિથી કરેલાં કામો નિરંતર અમર રહેછે. જમશેદજી જીજીભાઇને અગાઉ એની નાતિનાજ ઓળખતા ને હવે જગ ઓળખેછે. શેઠીઆઓ દ્રવ્યનાં સાર્થક કરો. ઓરડા સામું જોઇ મરવાથી કલ્યાણ નથી; દેશીલોકોનાં વૃંદમાં યશરૂપી ધાણી ઊછાળવી એથી શું અધિક શોભીતું છે? બીજું મારે કહેવું અવશ્ય છે કે મોટમોટા કેટલાએક દ્રવ્યવાન શરમાશરમી અને મોટાઇમાં પારકાનેસારૂ મોટી ટીપો ભરેછે ને પ્રત્યક્ષ જે દેશી ગરીબો તેઓને આપવાનું અને દેશ સુધારવાનું કામ ટોલ્લે મૂકી છાંડેછે. દક્ષણી બ્રાહ્મણો ગરીબ છતાં વિદ્યા પ્રસારવાને ભાષામાં ગ્રંથો કર્યા જાયછે અને ગૂજરાતી બ્રાહ્મણો વિદ્યાભ્યાસ કરવાને બદલે યજમાનોને ધૂતી બગાસાં ખાઇ, ફૂવડ અવસ્થામાં પડી રહેછે. ઓ ભગવાન! આળસ, અજ્ઞાન, દુરાચાર, અને ફૂવડાઇ દેશમાંથી ગએલી કિયે દિવસે દેખાડીશ! ગૂજરાત વર્નાક્યુલર સોસાએટી પોતાનું કામ બજાવવામાં એની બહેન દક્ષિણ વર્નાક્યુલર સોસાએટીથી નીચે દરજ્જે પડી જાયછે. ગૂજરાતીઓ પૈસે અનુકૂળ છતાં દક્ષણી અને પારસીઓથી સુધારાના કામમાં કેમ પછવાડે રહેછે? રાજ્યકારભારની વાતોમાં તો લગારે મહોડું ઘાલતા નથી. ગૂજરાતમાં શુદ્ધ લખતાં વાંચતાં થોડાનેજ આવડેછે. રે લખવા વાંચવાના વાંધા તો પછી વિદ્યાપ્રકરણમાં એઓ પાસેથી શી આશા રાખીએ? પણ નહિ, જ્ઞાનનો જુવાળ ચડવા માંડયો છે; હવે શ્રમરૂપી વહાણને વહેતું મૂકો કે ધારેલે મૂકામે જઇ પહોંચીએ. દક્ષણી અને ગૂજરાતી હિંદુઓની સમસંખ્યા સરખાવીએ તો આગલા, વિદ્યાજ્ઞાનની વાતમાં પચીસગણા સરસ છે એમ નક્કી જાણો. રે તમે સુધારાનું નામ સાંભળી આઘા જાઓ છો! સ્વધર્મ પાળીએ છીએ એમ કહોછો, પણ વાસ્તવિક જોતાં ધર્માભિમાન પણ કોઇનામાં હું જોતો નથી. પ્રથમ માણસે પોતાનું રૂપ ઓળખી પરસ્પર કેમ વર્ત્તવું એ વગેરે બીજી નીતિયો ભણવી. એક પાસથી જોતાં નીતિ મુખ્ય છે; નીતિમાન થયાવિના ભક્તિમાન થવાયજ નહિ માટે કરો તો (કરવી તો ન જોઇએ) સદ્‌ગુણોનીજ બડાઇ કરો, પણ રામજીનીને આટલા આપ્યા ને ઉજાણીમાં આટલા ભર્યા, આટલાને વેપારમાં છેતર્યા ને આટલા મેળવ્યા એમ બોલનારાઓની સંગે જરા પણ ઊભા ન રહો. પરોપકારને મોટો ધર્મ જાણો. કહ્યુંછે.—

राद्धांतः सर्वशास्त्राणामयं न कलुषं परं ।
विश्वासघातात्पुण्यं च न परोपकृतेः परं ॥

સર્વ શાસ્ત્રનો સિદ્ધાંત એવો છે કે વિશ્વાસઘાત સરખું મોટું પાપ નથી અને પરોકાર જેવું બીજું મોટું પુણ્ય નથી. ગૂજરાત અને એની પેલી પાસ વર્તમાનપત્રો અને વિદ્યાજ્ઞાન પ્રસાર કરનારા ગ્રંથો થોડાજ છે. એ ઉપર સર્વે જણે ધ્યાન પહોંચાડવું. પુસ્તકોમાંવધારો કરો. વહેમો, કવિયોના અલંકારો, પુરાણોની પરસ્પર વિરૂદ્ધતા અને સર્વ પંથવાળામાંહેના મતીઆઓની જીદ એને સૌ ધર્મ ગણોછો, પણ ખરો ધર્મ તે શું છે તે ઉપર કોઈ ધ્યાન આપતા નથી. માટે એ સર્વને તાવી કહાડી શુદ્ધ મત જે ધર્મતત્ત્વ તેની શોધમાં રહો.

વહેમી અને દુઃખદેતા ભૂત, પિશાચ, પિતૃ, વગેરેના વિચારોવિષે સાવધ રહેતા જાઓ. નાતના દોર ઓછા કરો, કવિયોના અલંકારને ખરા ન માનો; કવિયોનું લક્ષણજ છે કે નાની વાતને વિસ્તાર કરી બતાવવી કે તરત મનમાં પેસે—~~निरंकुशाः कवयः~~ ધીમે ધીમે નઠારી ચાલ કહાડી નાંખતા જાઓ ને તેને બદલે તમારાં વિદ્યા જ્ઞાન, અનુભવ અને બુદ્ધિ જેની સૂચના કરે તે તે વાતો સ્વીકારતા રહો. હિંમત હિંમત હિંમત ધરો. જેની પાસ સાધન ન હોય તેને સઘળી વાતની વાર લાગે, પણ તમારી પાસે રસાળ જમીન છે, અમૂલ્ય ખાણો છે, જે જોઇએ તે તમારી પાસેજ છે, લોકો તમને આપી જાયછે. વિદ્યા અને શ્રમ એ પણ તમારાજ હાથમાં છે, ત્યારે કહો ભાઈ શામાટે ન મંડી પડીએ? દેખતી આંખે, કુમળી ચામડીએ અને નાજુક દિલે, દુઃખના બળાપા કેમ સહન કરીએ? આવો, આપણે રણમાં ઉદ્યમબુદ્ધિની તરવાર ઊછાળીએ. ગરમ લોહી વહેતે મરવું બહેતર છે. શરીરને દુઃખ ન ખમવું પડે ને મુક્તિપદ પામીએ. હે પ્રભુ! અમે હિંદુઓ નાચાર થઈ ગયા છીએ તેની તરફ જો, સન્માર્ગે ચાલવાની બુદ્ધિ આપ, તારેવિષે અમારૂં ચિત્ત રહે એમ કર, અને હિંદુસ્તાન દેશમાં દશે દિશાએથી હું મારા દેશનેમાટે પ્રાણ ખોઇશ, હું મારા સ્વદેશીનું સારૂં કરીશ, એવાં રૂડાં અને શુભ વેણો નીકળે તેવો સમય જલદીથી આણ.

---

## ૮. રણમાં પાછાં પગલાં ન કરવાવિષે.

### ( કડખો. )

"આગે પગ તો પત રહે, પીછે પગ પત જાય;
ભાગા ખેડે બ્હાવડે, વાકું રંગ ચઢાવ." ૧.

અર્થ—શત્રુની સામા પગ વધાર્યો અથવા ટકાવી રાખ્યો ત્યાંસૂધી પત રહેછે, પણ પાછું પગલું કીધું કે પત જાયછે, ને એમ છે માટે હઠયા એવા જે યોદ્ધાઓ તે જો પાછા શત્રુસામા જઈ ઊભા રહે તો તેઓને રંગ ચઢાવો, એટલે તેઓને રંગ છે.

ભાઇઓ, આપણે બહુ પાછા હઠયા છીએ! ના ન કહેવાય.—ના હઠિયે?—જાણી જોઇને ભૂલ કરીએ ત્યારે પસ્તાવો શાનો? રે જાઓ જાઓ, જાણી જોઇને તે વળી કોઈ ભૂલ કરતા હશે? સ્વાર્થીઆ, સ્વાર્થનેમાટે જાગતો બમણું ઘોરે તેની પેઠે જાણી જોઇ આંધળા થઈ રસ્તો ભૂલી જઈ ખાડામાં ન પડે વારુ?—ખરૂં કહો.—ઊભા રહો ઊભા રહો; પંચોપાખ્યાનમાં બ્રાહ્મણ ને ત્રણ ઠગની વાત છે તે આહા કેવી મઝેની છે! આપણે દ્રવ્યમાનના લોભથી કેટલી ધામધૂમ કરી મહેલી હતી!! ને તે ધામધૂમમાં આપણે કેટલા બધા ફાવ્યા હતા!! આહા! વહેમજવન કેટલો નબળો પડયો હતો! પણ રે! તેવું ને તેવું ન ચાલ્યું!

શેનું ચાલે? 'ઢંમ ઢોલ, માંહે પોલ' તે ક્યાંસૂધી ચાલે? વહેલું મોડું ભોપાળું નીકળ્યાવિના રહેજ નહિ. 'બાપ તેવા બેટા' એ કહેવત ખોટી નથી. વાણીઆની નજર પૈસા તરફ ને બ્રાહ્મણની નજર ખાવા તરફ;—આપણા વાણીઆ સાથીઓ સુધારો સુધારો પોકારી માન મેળવી આખરે હાલ પૈસો પૈસો જંખી રહ્યાછે; અને બ્રાહ્મણ સાથીઓ સુધારો સુધારો પોકારી ધર્માચાર્યો થવાનું ડોળ ઘાલી ઊભા હતા તે આજકાલ જુદી જુદી ટૂકડીઓમાં બેઠાબેઠા નીરાંતે રસેંદ્રિયને લડાવ્યાં કરેછે.

એકવાર આપણો વિચાર એકદમ જાતિભેદ તોડી નાંખવાનો હતો ને તેનેમાટે તૈયારી પર આવી રહ્યા હતા; એકવાર આપણે પુનર્વિવાહનો ચાલ ચલાવવાને આતુર થઇ જઈ તે અર્થે ઉદ્યોગ કરતા હતા; એકવાર આપણે વલ્લભમતને તોડી પાડવાને ખાઇ પીને મંચ્યા હતા; એકવાર આપણે નવું મંદિર કહાડવાની તૈયારી કરતા હતા; એકવાર આપણે સર્વોપયોગી વિષયોઉપર સુંદર ભાષણો કરતા હતા ને વર્તમાનપત્રોમાં લખતા હતા; એકવાર આપણે ખોટે માર્ગે પૈસો મેળવવાને આહા કેવા ધિક્કારતા હતા! એકવાર આપણે પરસ્પર મળતા ને લોકોપયોગી વિચારો કરતા હતા; એકવાર આપણે આપણું જોર વધારી વહેમજવનના ઉપર મોટો ધસારો કરવાની તજવીજમાં ખંતે રહેતા હતા; પણ તે દહાડા ક્યાં ગયા? અફસોસ! આજકાલ તો આપણે પૈસાનેજ પરમેશ્વર જાણી પૂજ્યાં કરીએ છીએ. આજકાલ આપણે કહિયે છીએ કે ભાઈઓ જેમ બને તેમ પૈસા પેદા કરો ને પછે નચિંતે મનમાન્યો સુધારો ક-

રીશું; આજકાલ આપણે કોઈ કોઇને મળતા નથી; આજકાલ આપણામાં કોઇને કોઇની દાઝ નથી; આજકાલ આપણે કોઈ કોઇના મિત્ર નથી; આજકાલ આપણામાં વિવેક નથી; આજકાલ આપણામાં શૌર્ય, ઉદ્યોગ, ને ખંત નથી;(એકમાત્ર પૈસો કમાવાની વાતમાં તે છે ખરાં) ટૂંકામાં, આજકાલ આપણે માણસ નથી. 'સૂતારનું ચિત્ત બાવળીએ ને ઊંટને મહોડે ઝાંખરાં' તેમ આપણાં ચિત્ત પૈસા તરફ ને આપણાં મહોડાંપર પણ મૂકયાની શરમ છે.

પૈસો મેળવ્યા પછી સુધારો કરીશું એ આપણું બહાનું છે. આપણામાં જેઓને પૈસા મળ્યા છે તેઓમાંના ઘણાક કરતા નથી; કરેછે તે આડી રીતના કરેછે; કરશે તોપણ આડી રીતના. જુવાનીના જોશમાં જે કામ થાય તે કામ ઘડપણમાં કરવાની ઉમેદ બાંધવી તેનું નામ તે બહાનું કે નહિ? માત્ર પૈસાથીજ સુધારો થયો એવું ઇતિહાસમાં કોઈ ઠેકાણે જોવામાં આવ્યું નથી. નિયમ તો સર્વત્ર આજ જોવામાં આવેછે કે દેશનો સુધારો કરવામાં પ્રથમ વિદ્યા ને ઊંચી પ્રતિના સદ્ગુણો જોઇએ. પછી દ્રવ્યની સહાયતા હોય તો સુધારો વહેલો પ્રસરે, ન હોય તો મોડો પ્રસરે. અર્થાત્, લોકમાં વિદ્યા અને પ્રેમશૌર્યાદિક સદ્ગુણો હોય તોજ તેઓ સુધરેલા કહેવાય. તેમાં સુધારાવાળા ઉપદેશકોમાં તો એ ત્રણ વાત પહેલી જોઇએ. જે જે ઉપદેશકો થઈ ગયા છે તેઓ પ્રથમ નિર્ધન હતા; તેમાંના કેટલાકે પોતાના ઉદ્યોગમાં રહીનેજ પૈસો પેદા કર્યો હતો; પણ આપણે તો 'શીરાસારૂ શ્રાવક થવું' એ કહેવતપ્રમાણે સ્વાર્થનો ને પરમાર્થનો ખરો ઉદ્યોગ છોડી દઈ દેવ ટળી રાક્ષસ થયા છીએ. રાક્ષસ તો સારા કે શત્રુના ઉપર શૌર્ય વાપરે, પણ આપણે તો શૌર્યવિના જનાની થઈ ગયા છીએ. વગર આવડતનેલીધે ઉત્પન્ન થતી ચીડમાં 'કમજોર ગુસ્સા બહોત' તેમ માંહોમાંહે એકેકને પોતાની પાસથી દૂર કરવામાં (રખેને હવે સુધારાવાળો કહેવાઉં ને વહેમી મંડળમાં અળખામણો થાઉં) અને એકબીજાને ચાવવામાં આપણું બાયલું રાક્ષસીપણું વાપરીએ છીએ. ઉપદેશકોએ તો દ્રવ્ય—માનનો લોભ ન રાખતાં દેશના કલ્યાણને અર્થે ખંતે પોતાનું કામ કર્યા જવું જોઇએ. પૂર્વે આપણામાં તેમ હતું. બીજા દેશોમાં તેમ હતું ને આજ પણ છે. પેટને સાંસાં પડતાં એવા યૂરોપખંડના કેટલાક વિદ્વાનો જેમ તેમ ગુજરો કરી મોટાં પુસ્તકો લખેછે, જે પુસ્તકો તેઓના મરણ પછી લોકની જાણમાં આવેછે ને પછી કેટલેક વર્ષે ગ્રંથકારો પિતરરૂપે પોતાનાં યશસ્વી કૃત્યોની કીર્ત્તિની વાસના લેછે—ધન્ય ધન્ય! વારૂ, પૈસો મળ્યો એટલે મદ ને આળસ ઘર ઘાલેજ. જેટલું જોસ્સાનું બોલવું લખવું છે તે દુઃખના વખતનુંજ સારૂં હોયછે. પૈસાથી વિચારવાળું ને મહેનતવાળું કામ કરવાનું મન થાયજ નહિ. ને મન થાય તો તે કામ સારૂં પણ થાય નહિ. અર્થાત્ પૈસાથી અને પૈસા મળ્યા પછી સુધારો કરીશું એ કહેવું કેવળ બહાનું છે. વળી એમ કરતાં પૈસા કમાવવા પછવાડે રોજ ૧૨ કલાક ગાળવા તો અઠવાડિયામાં ૧ કલાક પણ મિત્રને મળવામાં અને આગળ થવાની મોટી લડાઈનેસારૂ કવાયત શીખવામાં ન ગાળવો?

ભાઈઓ, જેમ આપણું જોર નરમ છે તેમ વહેમજવનનું જોર પણ નરમ છે, પણ આપણે ઘણાજ પાછા હઠયા છીએ ને હજીએ હઠીશું. વહેમજવન પણ હઠેછે ખરો, પણ તે કીડીની ચાલે. (બન્નેને હઠાડનાર પૈસાખાન છે.) પણ આપણામાંના કેટલાએક જેઓ વહેમજવનને નિંદતા તેઓજ તેની પૂજા કરેછે, તેથી જ્યારે પાછી લડાઈ શરૂ થશે ત્યારે વહેમજવન આપણા ઉપર ખૂબ દોડ કરી આવશે. જે ઉમંગથી આપણે આરંભ કર્યો હતો તે ઉમંગ ને તે શ્રમ રાખી રહ્યા હત તો વહેમજવનને ઘણે દૂર નસાડયો હત. પણ રે તેમ ન કરતાં આપણે આજ પાછે પગે દોડી પૈસાખાનના ગુલામ થઈ રહ્યા છીએ!

ઓ ભાઇઓ, મારૂં સાંભળો. જેમ રજપૂતના સેનની આગળ કડખા બોલનારા હોયછે ને જેઓને કડખેદ કહેછે તેવો હું સુધારાના સૈન્યનો કડખેદ છઉં. હું તમારા જેવો દીવાનો નથી બન્યો. આપણું ને સામાનું બંનેનું સેન જોયાં કરૂંછું ને તે ઉપર વિચારો કર્યાં કરૂંછું. નક્કી નક્કી ભાઇઓ વહેમજવનના સેનને દ્રવ્યનો કેફ ઉતરશે ને તે શુદ્ધિમાં આવી આપણી તરફ નજર કરશે ને જોશે કે સુધારાવાળા તો ઘણાજ પાછા હઠયા છે તો પછી તેઓને આપણાપર ધશી આવવાને, આપણને ગભરાવવાને, આપણને હરાવવાને અને આપણને પસ્તાવો કરાવવાને શો વિલંબ લાગનાર છે? ભાઇઓ, હું કહુંછું તે સાંભળો ને તમારો ઉદ્યોગ પાછો આરંભો.

ભાઇઓ, આપણે સુધારાનો ઉપદેશ કરવાને યોગ્ય નથી. નથી, ચોખ્ખું આપણી ભાષાનું જ્ઞાન;—સંસ્કૃતનું તો કંઇજ નહિ; ગૂજરાતી લિપિમાં લખાયલા શ્લોક પણ ન વાંચી જાણીએ તો બાળબોધ લિપિમાં કયાંથી વંચાય? અંગ્રેજી પણ સાધારણ લખી વાંચી સમજી જાણીએ છીએ—બાકી તે ભાષાનાં કાવ્ય, ઇતિહાસ, ન્યાય, માનસિક શાસ્ત્ર, ધર્મશાસ્ત્રસંબંધી થોડુંજ જા-

ણીએ છીએ. આપણે આપણા બીજા હજારો ભાઈઓ કરતાં આપણું ગૂજરાતી બોલવું લખવું સારીપેઠે જાણીએ છીએ, તેઓના કરતાં વધારે પૃચ્છક છીએ (વાદ તો કરી જાણતાજ નથી) અને દેખાદેખીથી સંસારસુધરાવટવિષે કંઇ વધારે વિચાર કરી શકીએ છીએ એટલુંજ આપણું જોર છે. આપણને સંસારનો અનુભવ પણ પૂરો નથી. ખરેખર સુધારાના ઉપદેશકોમાં વિદ્યા, વાચાળપણું, લખવાની છટા, તેમ ઉદ્યોગ, ખંત, નિર્લોભતા, લોકાપવાદભયમુક્તિ, નિસ્પૃહતા, સર્વજન સાથે મળતાવડાપણું, ટેકીપણું, સ્વાત્મસુખદુ:ખનો સ્વલ્પ વિચાર એ સૌ સદ્ગુણો જોઇએ, તે તો આપણામાં પ્રથમથકીજ નહિ, તો હમણા તે ક્યાંથી હોય? જેમ નાનાં બાળક છોકરાં રમત કરેછે તેમ આપણે કોડમાં ને હોંસમાં સુધારો કરવાની રમત કરવી શરૂ કીધી. પણ હવે ગવાઇ ચૂક્યા, છપાઇ ચૂક્યા, લોકના શત્રુ થઇ ચૂક્યા, ને જે કંઇ નહિ તે મોટું મહાભારત થઈ રહ્યું; હવે આપણાથી નહિ નીભાય એમ સમજી શું આરંભેલું કામ મૂકી દેવું? ના, ના. 'માથે પડી વિશ્વેદેવા.' હવે તો આપણે પાછા ઠેકાણે આવી જઇ ઉદ્યોગ જારી રાખવો ઘટેછે. પૈસાથી બહારનો સુધારો છે;-અંદરનો નથી. અંદરનો સુધારો વિદ્યાથી છે; અને વિદ્યા, શ્રમ કર્યાવિના ને દુ:ખ ખમ્યાવિના પ્રાપ્ત થતી નથી.

દુ:ખને અંતે જે યશ તેજ ખરો યશ છે. ધનબળે દેશનું કલ્યાણ કરનારાઓનાં કરતાં તનમનબળથી દેશનું કલ્યાણ કરનાઓનું માન ને કામ વધારે ઊંચી જાતનું, ઘણીવાર રહે તેવું અને મૂલ્યવાળું છે.

હવે ગમે તેવા છીએ, થોડી પૂંજીએ ઘણું દેખડાવીએ છીએ, કાયર છતે શૂરવીરનાં ડોળ ઘાલનારા થઈ પડ્યા છીએ, ગમે તેવા છીએ, તોપણ હવે જેવું આપણે ડોળ કર્યું છે તેવું મરતાં લગી રાખી રહેવું જોઇએ. રે ડોળ રાખી રહેવું એટલુંજ નહિ, પણ ઉપદેશની વૃષ્ટિયે મનરૂપી ખેતરોને સદ્બુદ્ધિથી ભરપૂર કરી નાંખવાં જોઈએ. મૂળ કુળના ધર્મ કોણ રાખી રહ્યા છે? બ્રાહ્મણોમાં બ્રાહ્મણપણું નથી ને ક્ષત્રીમાં ક્ષત્રીપણું નથી. રજપૂતે જનોઇ ફેંકી દીધાં ને બ્રાહ્મણે માત્ર લોકલાજે રાખ્યાં છે. ખરૂં જોતાં, દેશ, રાજ્ય, કુળ, ધર્મ, રૂઢી, વિદ્યા બધી વાતમાં આપણાં સેંકડો રૂપાંતરો થઇ ગયાં છે—આપણે બધી વાતે સંકર છીએ. હિંદરૂપી વહાણ સેંકડો વર્ષ થયાં દુર્દશાના દરિયામાં તોફાન ખાઇ ખાઈને ખોખું થઈ રહ્યું છે,—એટલું છે કે હજી પૂરૂં ભાંગ્યું નથી—અંગ્રેજી રાજ્ય છે એ ચોગરૂપી હોકાથી કંઇ દિશા માલૂમ પડવા લાગી છે, પણ આપણે ખલાશીઓ એકસંપે કામ કરતા નથી. ભાઇઓ પ્રથમ ગરબડ હોય તો પછી સ્વસ્થતા થાય, ગાજવીજ હોય તો વૃષ્ટિ સારી થાય ને ધાન્ય પાકે. ભીલ પીંડારાઓએજ રાજ્ય મેળવ્યાં છે તેમ આપણે આજકાલ સુધારાવાળા ગર્જના કરીએ છીએ તે એવીની એવી જારી રાખીશું તો દેશમાંથી વહેમજવનને હાંકી કહાડવા સમર્થ કેમ નહિ થઈએ? રે દિલગીર થવાનું એટલુંજ છે કે આપણે એ ઉદ્યોગ જારી રાખતા નથી.

ખરેખર આપણે ઘણું કરવાનું છે. વિદ્યા જ્ઞાનનો પ્રસાર કરવો છે, શુદ્ધ ધર્મ ચલાવવો છે, ઘરસુધરાવટ કરવી છે, દેશી રાજ્યની ઊંઘ ઊરાડવી છે,—ટૂંકામાં નાનાપ્રકારે દેશનો ઉત્કર્ષ કરવો છે. આપણાથી તે કંઇ સઘળું થવાનું નથી. તોપણ શું આપણાં છોકરાં પણ નહિ કરે? જો આપણે અમુક સીમ બાંધી જઇએ તો આપણાં છોકરાંઓને તેટલી તો મહેનત ઓછી? તેઓ પછી ત્યાંથી આગળ વધશે.

રણમાં પડ્યા પછી હવે બીજું શું? મહેનત કરતાં લડતાં મરવું એ સમાન પુરૂષાર્થ બીજું કિયું છે? મરતાંલગી ઘાથી રીબાયા તોપણ શું લીધેલું પણ મૂકવું? ખરૂં કહુંછું કે પાંચજ વીર નીકળે ને તેઓ સંસારી સુખની તૃષ્ણા મૂકી દે અને રાત દહાડો સુધારો પ્રસારવાના ઉદ્યોગમાં રહે તો બેશક આપણે ઘણા આગળ વધીએ! રાજ્ય મદદમાં છે–છાપખાનાં મદદમાં છે,–શ્રીમંતો પણ ભાવે કભાવે મદદમાં છે અથવા થશે, પણ 'ઓ દિન કહાં કે મીઆંકે પાઉંમેં જુતી?' એ દહાડો ક્યાં કે આપણે પાંચ પણ એકઠા રહીએ? પાંચ તે પાંચ હજારને ભારે પડીએ. પણ સંસારતૃષ્ણાવાળા અને એકલપેટા સ્વારથીઆઓથી શું થાય! વિલાયત જવું સહેલું હોય તો વિલાયત જઇ આવનારને કોણ માન આપે? જાતિભેદ ઝટ તોડાતો હોય ને પુનર્વિવાહ સહજ થતો હોય તો આટલી બધી ચુંથાચુંથ શેની થાય? સંસારમાં સર્વ વસ્તુ નાશ પામેછે. એક માત્ર કીર્તિ નાશ પામતી નથી. માટે સુધારો કરી નામ કરવું અને આવતી પ્રજાને રૂડો દાખલો આપવો એ આપણું પહેલું કામ છે. આપણે પરસ્પર વર્તવાની રીત જુદી છે. અલબત એકેકના વિચારમાં અંતર તો હોયજ, પણ તેટલા ઉપરથી માંહોમાંહે વેર મત્સર રાખવાં, દ્રવ્યમાનને અર્થે ખુશામતીઆ થવું; લોભમાં દોસ્તી બાંધવી ને બાંધીને ન નીભાવવી એ નીચકુળનું લક્ષણ છે. પ્રીત કેઇ તો કે આગળથી જોઈ તપાશીને બાંધવી, બાંધી કે પછી તેમાં આગળ એકાદું નઠારૂં ની-

કર્યું તોપણ તેને નીભાવવું. જેની સાથે કામ પાડ્યું, જેને માટે લોકોમાં ગવાયા, જેને આપણે આપણું પોતાનું એકવાર પણ કહ્યું, જેની સાથે બેશીને પાન ચાવ્યાં, તેને બાંહે ગ્રહ્યાની લાજ એ બહાને પણ હરગીસ મૂકવું નહિ. પણ અફસોસ, આપણે આજ કાલ કોઇ કોઈના નથી! હશે અગર ઘરમાં ગમે તેમ આપણે ભાઇઓ ભાઈ લડીએ, તોપણ બહાર તો એકજ છીએ એમ બતાવવું જોઇએ. લાઇબલ કેસમાં ભાઈ કરસનદાસ મૂળજીના કેટલાએક મિત્રો તેનાથી જુદા વિચારના હતા;—જેઓનો વિચાર કોર્ટમાં જઇ શાહેદી પૂરવાનો નહોતો તેઓએ કરસનદાસની શરમે તો થોડું પણ સુધારાની લાજ જશે એટલાજ માટે આગળ પડીને શાહેદી પૂરી. એ વેળા જે આપણા સાથીઓએ એકસંપી શૂરવીરપણું બતાવ્યું છે તે નોંધી રાખવાજોગ છે. એવુંજ સર્વ પ્રસંગે હોવું. આપણે કેઇ કેઈ લડાઈ જીત્યા છીએ તે જુઓ:—

૧. લોકો એકઠા મળી મંડળી રૂપે વિચાર નહોતા કરતા તે આપણે શીખવ્યું છે અને ઠેકાણે ઠેકાણે સોસાઇટીઓ ને કંપનીઓ જોવામાં આવેછે. એકલપેટાપણું, સ્વાર્થીપણું ને સંકોચિતપણું એઓનું જોર નરમ પાડવાને મંડળીરૂપી પાયો નાંખ્યોછે.

૨. હોળીમાં ભૂંડા ભૂંડા બોલ બોલવાનીઅને લગ્નમાં ફટાણાં ગાવાની ચાલ ઘણી ખરી જતી રહેલી કરી છે.

૩. વિલાયત જવામાં કંઈ હરકત નથી એવું બોલી લખી થોડુંક તેવું કરી પણ બતાવ્યું છે. ( નૂર સસતું થાય અને ભાષા શીખાય તો સૌથી વગર બાધકે સહજ વિલાયત જવાય. )

૪. પુનર્વિવાહવિષે સારીપેઠે ગર્જના કરી મૂકી છે. મોટામાં મોટા વહેમીઓની ખાતરીઓ કરીછે. પુનર્વિવાહ શબ્દ સાંભળીને જેઓના કાનમાં કીડા ખદબદતા તેઓજ આજ કહેછે કે, બાળરાંડો માંડેલી થાય તો સારૂં. એ કામ શું આપણે થોડું કીધુંછે? પ્રથમ મનમાં ઉતારવું ને પછી કરાવવું એમાં નાનાપ્રકારે આપણે લોકોની ખાતરી કરીછે. લોકો સમજેછે પણ નથી કરતા તેમાં આપણો વાંક નથી. વાંક નાતના જૂલમનો અને ખરૂં પૂછાવો તો જુવાનોની કમહિંમતનો છે.

૫. વલ્લભપંથ અને તેના ગોસાંઇઓનાં ચરિત્રથી આખી પૃથ્વીના લોક જાણીતા થયા છે.

૬. જાતિભેદ તોડવાવિષે જેટલું જોઇએ તેટલું તો નહિ, પણ પ્રસંગોપાત બોલવામાં આવ્યું છે.

૭. દેશી રાજ્યના સુધારાવિષે પણ છેક નથી બોલ્યા તેમ નથી અને,

૮. ઘરસંસારસુધરાવટસંબંધી બોલવામાં તો કંઇજ કસર રાખી નથી.

૯. વિદ્યાજ્ઞાનના પ્રસાર ઠેકાણે ઠેકાણે કરીએ છીએ. ગદ્યપદ્યભાષાવિદ્યાનો સંસ્કાર રૂડો થતો ચાલ્યો જાયછે.

કોઈ બાબત એવી નથી કે જે ઉપર આપણે કંઇજ કહ્યું નથી. અલબત કહ્યું ઘણું છે, પણ કર્યું થોડું છે. પણ ટૂંકી મુદ્દતમાં પૂરા કેળવાયલા નહિ એવા સવાકુડી છોકરાઓએ નવી નવી વાતો કહી ( પછી સામાવાળાએ બકવા કહી તો શું થયું ? ) લોકનાં મન ઉપર થોડી ઘણી અસર કરી છે એ કંઇ નાનીસૂની વાત સમજોછો ? નારે ભાઇઓ સાબાશ છે! તમેજ જ્યારે ઘરડા થશો અને પુખ્ત વિચારનાં બીજાં માણસો તમને મળશે ત્યારે તમે શું નહિ કરી શકો ? વળી આપણે ઘણું ન ફાવવાનું કારણ આ છે કે આપણે રાજધાનીમાં છીએ–ધાંધળિયા શાહેરમાં છીએ, આપણાથી બોલાય ઘણું પણ લખાય થોડું.–ઘણું લખવાનું અને કેમ કરવું તેનો મોટો વિચાર કરવાનું, જુક્તિઓ શોધવાનું અને તજવીજે અમલમાં લાવવાનું કામ જીલ્લાના લોકનું છે, કેમકે તેઓને ત્યાં તેટલી પ્રવૃત્તિ હોતી નથી.

ભાઇઓ, તમે છેક નથી કીધું એમ નથી, પણ તમારો ઉદ્યોગ તમે પડતો મૂક્યો છે એ ખોટું કર્યું છે. એ પડતો મૂક્યો છે તે થાક ખાવાનેમાટે છે એમ કહેશો તો તે તમારૂં બહાનું છે. મને નથી લાગતું કે હવે તમે મોટા વિચારનાં અને મોટી મહેનતનાં કામ આગળના ઉમંગથી કરો માટે આટલું લખવું મારે પ્રાપ્ત થયું છે. માટે હવે તો આપણે દ્રવ્યનો કેફ કરવો મૂકી દઈ પાછા શુદ્ધિમાં આવી જઈ એકસંપ થઈ રહી, સઘળી વાતે સજ થઇ, વહેમની સામે કૂચ કરવા માંડીએ; અને પછી મોટું રણસંગ્રામ મચાવી વહેમજવનને નસાડી મૂકીએ–યશસ્વી ગીત ગાતા ગાતા આખા દેશમાં સુધારાનો ઝુંડો રોપી દઇએ. ઈશ્વર એમ કરાવે,—અસ્તુ. રણમાં પાછાં પગલાં ન કરવાવિષે રજપૂતોના સેનમાં સિંધુ રાગમાં ગવાતા અસલના કડખાઓ જે મને બે ગવૈયા પાસથી મળ્યા છે તે નીચે લખું છઉં.—

દો દો તરગસ બાંધકે, સબી કહાવત શૂર;
કામ પડે જબ દેખિયે, કિનકે મુખપેં નૂર. ૧.

અર્થ–બબ્બે તરવાર બાંધીને અમે શૂર છીએ એવું પોતાને કહેવડાવનારા ઘણા હોયછે, પણ કામ પડેથી માલૂમ પડી આવેછે કે તે વેળા કોનાં કોનાં મહોડાંપર નૂર છે તે.

જનુની જણતો હરિભગત, કાં દાતા કાં શૂર;
યાતો રહિયો બાંઝની, મત ગુમાવે નૂર. ૨.

અર્થ—ઓ જણનારી, તારે પુત્ર જણવો હોય તો હરિભગત થાય અથવા દાતા થાય અથવા શૂરો થાય એવો જણજે, નહિતો વાંઝણી રહેજે;-એ પરવડશે પણ કાયર જણીને તું તારૂં ઊંચ કુળનું નૂર-મા ગુમાવીશ.

સાંઈ શૂરા ચાર રખ, ના કાયર ચાલિસ;
વે ચાલીસો ભાજણે, યે ચારો ચાલીસ. ૩.

અર્થ—હે ધણી, સાથી રાખે તો ચાર શૂરા રાખજે, ચાળીસ કાયર ન રાખીશ, કામ પડેથી તે ચાળીસે નાશી જશે પણ એ ચાર તો ચાળીસનું કામ કરશે.

ઝાલર બાજે ભક્ત જન, બંબ બજે રજપૂત;
એતાઉપર ના જગે, આઠો ગાંઠ કપૂત. ૪.

અર્થ—ઝાલરના શબ્દથી ભક્તજન ભક્તિ કરવાને ઊઠેછે અને બંબ બજ્યાથી રજપૂતને શૂર ચડેછે. એ બેમાંના એકથી પણ જે ઉશ્કેરાતો નથી, જે ભક્ત પણ નથી ને જે શૂરો પણ નથી તે આઠો-ગાંઠ-બધા દુર્ગુણથી ભરેલો કપૂત છે એમ જાણવું.

મરદાંહારી મૂછડી, દો દો બાલ ઘના;
ગંડક કેસો પૂછડો, રાખે લોગ ઘના. ૫.

અર્થ—કોઈ માણસ ખરો શૂરવીર હોય અને તેને નાની મૂછ હોય કે મૂછે બે બાલ હોય તોપણ તે મરદના બાલ છે; બાકી ઘણાએ લોકો-ગંડુઓ મૂછે ઘણા બાલ-મોટું પૂછડું રાખેછે તેમાં શું?

રજપૂતી ચાવલ ભરી, ખરી દોહેલી હોય;
જ્યું જ્યું લોહા મુખપેં ઝડેં, ત્યું ત્યું ઉજ્જલ હોય. ૬.*

અર્થ—રજપૂતી ચોખા જેટલી હોય તોપણ તે ખરી દોહેલી છે-રજપૂતી રાખવી હાંસીખેલ વાત નથી. જેમ જેમ લોઢાના ઉપર ઘા પડેછે ને તેમ તેમ તે વધતું ઊજળું થતું જાયછે તેપ્રમાણે ચોખા જેટલી રજપૂતી પણ કામ પડેથી વધી જઈ જસ મેળવેછે.

* ડીસેંબર સને ૧૮૮૪ ના બુદ્ધિપ્રકાશમાં મી. બાળાશંકર ઉલ્લાસરામ કંથારિઆએ એ દોહાનો નીચેપ્રમાણે પાઠફેર આપી જે અર્થ કર્યો છે તે વધારે વાસ્તવિક જણાયછે તેથી અહિં તે દાખલ કર્યો છે:—

"રજપૂતી ચાવલ ભલી, ખરી દોહેલી હોય;
જ્યોં જ્યોં લોહા મુખપેં ઝડે, ત્યોં ત્યોં ઉજ્જલ હોય.

અર્થ—રજપૂતી એ એક ભલી સારી ઊંચી ચાવલ-ડાંગર છે તે ખરેખર દોહેલીજ છે કે જેમ જેમ તેના એટલે-રજપૂતી અને ડાંગરના ઉપર લોહું પડેછે તેમ તેમ તે ઊજળી નિર્મળ શુદ્ધ થતી જાયછે.

ચાવલના મુખ ઉપર લોહું પડવાનો ધર્મ બતાવ્યો છે તે ખાંડતાં સાંબેલાની ખોલી મુદર લોઢાની હોયછે તે તેના ઉપર પડે, અર્થાત્ જેમ જેમ વધારે ખંડાય તેમ તેમ—

અમલ બાટણ જોગપંથ, સૂરાહંદા કામ;
કાયર ખડગ ના વાવરે, કાયર ના દે દાન. ૭.

અર્થ—સત્તા મેળવવી ને સત્તાસમૃદ્ધિનું લાણું દાન કરવું અને યોગાભ્યાસ કરવો એ શૂરાઓનું કામ છે; કાયર, ખડગ ન વાપરે કાયર, દાન ન આપે.

શૂરા સરગસેં ઉતર્યા, હાથાં લાલ કબાણ;
શૂરા ઘર બધામણાં, કાયર તજિયો પ્રાણ. ૮.

અર્થ—જુઓ છો શું? આ જુદ્ધમાં મદદ કરવાને મરી ગયેલા શૂરાઓ પોતાના હાથમાં લાલ ધનુષ લઈને સ્વર્ગથી પાછા અહિં ઉતરી આવ્યા છે એ જોઈ જીવતા શૂરાઓને ઘેર વધામણાં થાયછે અને એઓ રણમાં ઝંપલાવેછે પણ કાયરો તો પોતાના પ્રાણ મૂકેછે.

કંથા રણમેં પેઠકે, કાંઈ જૂવે સાથ;
સાથી થારા તીન હૈ, હિયે કટારી હાથ. ૯.

અર્થ—રજપૂતની સ્ત્રી કહેછે કે હે કંથ, રણમાં પડ્યા પછી સાથીની વાટ શું કરવા જોયછે? તારે ત્રણ સાથી તો તારા અંગનાજ છે. તારૂં હૈયું.-તારી હિમ્મત, તારી કટારી ને તારા હાથ.-હાજર સો હથિયાર.

ભાગે મત તું કંથડા, તો ભાગા મો ખોડ;
મોરી સંગકી સાહેલીઓ, તાલી દે મુખ મોડ. ૧૦.

અર્થ—અરે કંથડા, તું નાશીશ મા. તારા નાસવાથી મારે નીચું જોવાનું છે. કેમકે મારી સાહેલીઓ મોહોડું મરડીને એકમેકને તાળીઓ આપશે.

ઉઠી કંથ હથિયાર લે, મેં લઉં સક્કર ઘી;
પાહુણરા તો મુજ બલ, રનબેરી તો તુજ. ૧૧.

અર્થ—અરે કંથ તું ઊઠીને હથિયાર લે અને હું લેઉં છું ઘી સાકર; પરોણાની ખબર લેવી એ મારૂં કામ છે ને રણવેરીની ખબર લેવી એ તારૂં કામ છે.

રજપૂતીના મુખ ઉપર લોહું પડવાનો ધર્મ બતાવ્યો છે તે મુખ એટલે સન્મુખ છાતી ઉપર લોઢાના તરવારના ઘા પડે તેમ તેમ (Wounds are borne in front.)

વળી "ભરી" એ શબ્દ સુધારી "ભલી" કેમ લખાય એવો શક રહેતો હશે તો "ભરી" શબ્દ પણ ખરો છે, કેમકે "લ" ને ઠેકાણે "ર" ભાષામાં મૂકાયછે. અને "ખરી" ની સાથે પ્રાસયુક્ત કરવાનેજ મૂળ કવિએ "ભલી" ની જગાએ "ભરી" વાપર્યો છે ને તે ઉચિતજ છે.

અલંકાર તદ્રૂપરૂપક છે અને આખો દૃષ્ટાંત છે, રજપૂતી અને ચાવલનો ધર્મ બરાબર સચવાયો છે. તાણી તુશીને અર્થ બેસાડવામાં અર્થગૌરવ કેવળ ઊંધું મરાયછે.

"बलादाकृष्यमाणाचेत् सरसा विरसा भवेत्."

## ૯. સજીવારોપણ.

જેમ વસ્ત્ર ઘરેણાંથી શરીરને અધિક શોભા મળેછે તેમ શબ્દ રચવાના કેટલાક પ્રકારથી ને અર્થ દર્શાવવાના કેટલાક પ્રકારથી ભાષણ પણ સુંદર ને અસર કરતું થાયછે. એ જે પ્રકાર તે શબ્દાલંકાર ને અર્થાલંકાર કહેવાયછે. સાદાં ભાષણ કરતાં અલંકૃત ભાષણમાં વિશેષ ચમત્કૃતિ જોવામાં આવેછે અને તેથી વિશેષ આનંદ થાયછે. જેમકે,—

| સાદાં વાક્ય. | અલંકૃત વાક્ય. |
|---|---|
| ૧ આ પુરૂષ સમર્થ સત્યવાદી છે. | ૧ આ પુરૂષ તો જાણે બીજો હરિશ્ચંદ્ર હોયની તેવો છે. |
| ૨ ધન્ય તે ધર્મી દાતાને. | ૨ ધન્ય છે તે સવારના નામ કર્ણને. |
| ૩ કુળમાં તે એક રૂડો છે. | ૩ આખા કુળમાં તે એક દીવો ઊઠ્યો છે. |
| ૪ એમાં કંઈ સધરવાનું નથી. | ૪ ધૂળ ઉપર લીપણ થવાનું છે. |
| ૫ આહા! આ પુરૂષ સભામાં કેવો શોભેછે. | ૫ આ પુરૂષ સભામાં સૂર્ય સરખો પ્રકાશેછે. |
| ૬ મોટા પુરૂષ બહુ ગંભીર હોયછે. | ૬ મોટા પુરૂષ સાગરજેવા ગંભીર હોયછે. |
| ૭ તેણે થોડે શ્રમે બહુ વિદ્યા પ્રાપ્ત કરીછે. | ૭ તેને સરસ્વતી પ્રસન્ન છે. |

ઉપર જે દાખલા આપ્યા તે અર્થાલંકારના છે. અર્થાલંકારના ઘણા ભેદ છે તેમાં એક ભેદ રૂપક નામનો છે. જ્યાં એકનું વર્ણન બીજાનાં નામધર્મથી કર્યું હોયછે ત્યાં રૂપક કહેવાયછે. જેમકે ઉપરનાં ૧-૨-૩ અલંકૃત વાક્ય રૂપકના દાખલા છે. પંચોપાખ્યાન, ઇસપનીતિ વગેરેની વાતો જેમાં પશુ પક્ષીને માણસની પેઠે પરસ્પર બોલાવ્યાં છે તે દૃષ્ટાંતરૂપક છે. નિર્જીવ પદાર્થને અથવા એકાદા ગુણ-ધર્મ-બનાવ-સમય ઈ૦ ને સજીવ માની તેની પાસે સજીવની પેઠે બોલાવવું, કર્મ કરાવવું તે સજીવારોપણરૂપક કહેવાયછે.-જુઓ આ નીચેના દાખલામાં.

"એક દહાડો રાજા પરીક્ષિત મૃગયાનેમાટે વનમાં ગયો હતો. તે પ્રસંગે તેણે એક ગાય તથા એક બળદને પોતાની ભણી દોડી આવતાં જોયાં. તે બેની પછવાડે એક શૂદ્ર હાથમાં મૂસળ લઇને ધશ્યો આવતો હતો. રાજાએ શૂદ્રને બોલાવી ધમકાવીને કહ્યું કે અરે તું કોણ છે? ગાય બળદને કેમ મારેછે? શું તેં અર્જુનને ગયો જાણ્યો? પાંડવના કુળમાં કોઇ એવો નિર્બળ નથી કે જેની સમક્ષ કોઈ દુષ્ટ રંકને સતાવશે. એમ બોલી રાજાએ ખડ્ગ ઊંચક્યું. શૂદ્ર તો ડરીને ઊભો રહ્યો. પછી રાજાએ ગાય તથા બળદને પાસે બોલાવી પૂછ્યું તમે કોણ છો? દેવતા કે બ્રાહ્મણ? શામાટે નાસોછો? હું છતાં તમને દુઃખ દે એવો કોઈ સમર્થ નથી. એ વચન સાંભળી બળદ માથું હલાવતો બોલ્યો, મહારાજ, આ પાપરૂપ કાળી બીહામણી મૂર્તિ જે આપણી સામા ઊભી છે તે કલિયુગ છે. એના આવવાથી હું ભાગુંછું. આ ગાય તે પૃથ્વી છે. એ પણ ભયથી નાસેછે. મારૂં નામ ધર્મ છે. મારા ચાર પગ તે તપ, સત્ય, દયા ને શૌચ છે. સત્યયુગમાં મારા વીસ વસા હતા, ત્રેતામાં સોળ, દ્વાપરમાં બાર અને કલિયુગમાં ચાર રહ્યા છે. પૃથ્વી બોલી મહારાજ, મારાથી પણ આ યુગમાં રહી નહિ શકાય, કેમકે શૂદ્ર રાજા થઇને ઘણો અધર્મ કરશે તે ભાર મારાથી નહિ ઝીલાય. રાજાએ ક્રોધે ભરાઈ કલિયુગને કહ્યું કે હમણા હું તને મારી નાંખુંછું. કલિયુગ પગે પડી કાલાવાલા કરી બોલ્યો, હે પૃથ્વીનાથ! હવે તો હું તમારે શરણ છું, મને કંઈ રહેવાનું ઠામ બતાવો; કેમકે ત્રણ કાળ ને ચાર યુગ જે બ્રહ્માએ નિર્માણ કર્યા છે તે કોઈ પ્રકારે મિથ્યા થનાર નથી. એ સાંભળી રાજાએ કલિયુગને કહ્યું કે તારે જાુઠું, જાૂઠું, પીઠું, પાતરનું ઘર, હત્યા, ચોરી અને સુવર્ણ એટલામાં રહેવું. એ આજ્ઞા પ્રમાણે કલિયુગે જઈ પોતાનો વાસ કર્યો; રાજાએ ધર્મને મનમાં રાખ્યો ને પૃથ્વી પોતાના રૂપમાં મળી ગઈ. પછી રાજા નગરમાં આવી ધર્મરાજ કરવા લાગ્યો." (પ્રેમસાગર હિંદી).

એ રૂપકમાં કલિયુગને (જે કાળમાં પાપ થાયછે એમ કહેવાયછે તે કાળને) કોઈ બીહામણા શૂદ્રનું રૂપ આપ્યું છે; ધર્મને બળદનું અને પૃથ્વીને ગાયનું; તપ, સત્ય, દયા અને શુચિ એ ચાર પગ બળદને હોતા નથી—ધર્મને બળદ કહીએ તો તેને તે ચાર પગ હોય ખરા. પ-

રીક્ષિતે કહ્યું કે આટલે ઠેકાણે રહેજે—હવે એ ઠેકાણાં પાપનાં ઘર છે તે સર્વ જન જાણેછે. સુવર્ણ શબ્દથી લોભ સમજવો. જ્યાં અનાચાર છે ત્યાં કલિયુગ છેજ. કપટી માણસને આપણે કલિયુગ અથવા કળજુગનું માણસ કહીએ છીએ. છેલ્લી વારે કહ્યું કે સૌ પોતપોતાના રૂપમાં મળી ગયાં. ખરી વાત કે બોધ આપવાને રૂપક કલ્પેલાં હતાં, બાકી ખરેખરાં ન હોતાં. એ રૂપકના કવિતામાં દાખલા આ પ્રમાણે છે.

૧. "મ્યાનમાંહેની તરવારો તે કહેછે અમને કહાડો."

એમાં તરવાર બોલેછે.

૨. "ને જ્યાં ધનુષટણકાર, પ્રભૂએ પ્રૌઢ કર્યો,
તો મરૂત ખળભળ્યા સર્વ, લંકધ્વજ તૂટિ પડચો;
હરખે ડોલ્યાં નગ ધરા, મધુર ઘન નાદ ભણ્યાં,
છે વિજય વિજય નરસિંહ, ધનુર્ધર રામતણાં."

ધનુષનો ટણકાર સાંભળી નગ એટલે પર્વત ને ધરા એટલે પૃથ્વી એ બે હરખથી ડોલ્યાં અને મધુર તથા ઘન એટલે અર્થયુક્ત વાણી ભણ્યાં કે રામનો વિજય છે.

૩. "આકાશે તો ચકચક થતો, શ્વેત વાગો સજ્યોરે,
તારાઓ જે મુઝઈ રડતા, શોક તેણે તજ્યોરે;
પીડાતો તે અતિશ કમળે, ચંદ્ર સારો થયો ને,
પાવા માંડી ફરિ મિઠિ સુધા, ધન્ય તેણે સહૂને."

વર્ષા ઋતુ ગયો ને શરદ્ આવ્યો એટલે આકાશ વાદળાંવિનાનું સુંદર દેખાવા લાગ્યું (આકાશે માણસની પેઠે ચકચકતો સફેત વાઘો પહેર્યો), તારાઓ વાદળાંમાં ઢંકાઈ ગયા હતા તે સતેજ થયા (તેઓએ શોક મૂક્યો); ચંદ્ર પીળો દેખાતો (તેને કમળો થયો હતો) તેણે ફરી તે થકી સૌને અમૃત પાવા માંડયું.

૪. "પારિજાત કરમાયાં કેમ? ટુંકૂં જિવતર માટે તેમ?
નામતણો કો દીએ નાશ, ધન્ય મરોછો દઈ સુવાસ!"

એમાં પારિજાત—સજીવ પ્રાણી સાથે કોઇએ ભાષણ કર્યું છે.

૫. "અરે પરોઢિયાંની લેહેર, કેમ આધી જાયે તેમેર;
આજ એટલી કાં શરમાએ, હવે કાજ તે કેમરે થાએ.
અલી હ્હેની શો લાવી જબાપ, કેમ નાસેછે ધીરજ આપ;
કેમ રીસાઈ તું મારાથી, મારે મરવું શું બે જ્વાળાથી."

એમાં કોઈ સ્ત્રી પવનની લહરી સાથે વાત કરેછે.

૬. મોત કરીને કોઇ પુરૂષ અથવા સ્ત્રી નથી તોપણ તેને પુરૂષ કલ્પી નિર્દય ભયંકર એવો વર્ણવ્યો છે.

"તડતડીત સણગાર સજી, ખડખડીત આયુધ ધરી,
હણણણણણ શબ્દ કરી, મુખથકી, ઝેર ઝરે,
ભડભડભડ નેન ઝાળ, ચકરરરર ચક્ર ફાળ,
કારમો ક્રૂર કાળ, ઘાણ ભારી ભરે.
હું હું વિકરાળ અંત, ગરરરરર ઘં ગર્જંત,
કરરરરર કરડી દંત, ચીરી ચકચૂર કરે,
મરરરરર મચેડી દેહ, અરરરરર સર્વ કેહ,
ત્રાહિ ત્રાહિ લાહે લેહ, ઝટ્ટ જીવને ધરે."

૭. વસંત ઋતુ કરીને કોઈ ખરેખરી સ્ત્રી નથી તોપણ તેને કુમારિકાનું રૂપ સમજાવીને નીતિના ઘોડાઉપર બેસાડી છે.

"બ્રહ્મબાલા ખૂબી ખીલારે, ફાગે ફૂલતી રૂત રમી. ટેક.
નવલ લલિત વેલી ફૂલો રંગીન, ભાતની ઘાટડી ઘાલી રે;
ગોરી ગુણધારી ઘણી ઉપકારી, છે તનુ પીમળ વાળી રે. ફાગે૦ ૧
ભ્રમર કોએલ પીકસહ માલિની, મોહિની સુરની શૂરી રે;
રાગરસફૂલી આનંદથી ઝૂલી, સર્વ જગે સુખનૂરી રે. ફાગે૦ ૨
નર્મદ ગાતો સલૂની સાધવી, નીતિ હયે અસવારી રે;
સજીવનકારી વસંત કુમારી, રેલડી રંગની ભારી રે. ફાગે૦ ૩"

સજીવારોપણ, ઊભરાતા રસતર્કથી થાયછે. જેમ વિષયનું મહત્વ ને જેમ તર્કનું મહત્વ તેમ સજીવારોપણ મહત્વવાળું થાયછે ને આપણને મોટા આનંદ પમાડેછે. મોટા તર્ક કરનારા કવિયો ને ચિતારા સજીવારોપણને બહુ લડાવેછે. તેઓએ મનોવિકાર, વિદ્યાકળા, દેશ, સમય, સ્થિતિ, ગુણ, ઇત્યાદિને સ્ત્રીપુરૂષનાં રૂપ આપ્યાં છે. સજીવારોપણનાં વર્ણન વાંચ્યાથી ને ચિત્ર જોયાથી આનંદ થાયછે એટલુંજ નહિ, પણ નીતિ ભક્તિ ઉપર આપણો ભાવ બેસેછે. આર્ટ જર્નલ, ઈલસ્ટ્રેટેડ લંડન ન્યૂસ વગેરે ગ્રંથોમાં સજીવારોપણથી ચીતરેલાં ચિત્રો ઘણાં જોવામાં આવેછે. આપણાં દેવદેવીઓ એ શું છે? ઈશ્વરના ગુણનાં ને તેની શક્તિનાં સજીવારોપણે કલ્પેલાં સ્વરૂપ છે. રજોગુણ તે બ્રહ્મા, સાત્વિકગુણ તે વિષ્ણુ ને તમોગુણ તે શિવ, ધન આપનારી ઈશ્વરેચ્છા તે લક્ષ્મી ને વિદ્યા આપનારી તે સરસ્વતી. જે ઈશ્વરશક્તિથી આ જગત્ ઉત્પન્ન થયુંછે ને જે શક્તિ આપણા ઉપર માના સરખો ભાવ રાખેછે તે જગદંબા, સંહારશક્તિ તે કાળી ઈ૦ એ માનસિક મૂર્તિયોને સલાટોએ ને ચિત્રકારોએ પોતપોતાની શક્તિપ્રમાણે ઘાટ અને ચિત્રમાં ઉતારી છે.

આપણી ગૂજરાતી ભાષામાં બત્રીસ પૂતળીની તથા સુડાબોતેરીની વાતોમાં પૂતળી પોપટને મહોડે સામળભટે બોલાવ્યુંછે ને પ્રેમાનંદે વિવેકવણજારામાં જીવને વણજારો ને તેને પ્રવૃત્તિ તથા નિવૃત્તિ એ બે સ્ત્રીઓ કલ્પી સુંદર રૂપક કર્યું છે; તેમ નળાખ્યાનમાં હંસને મનુષ્યવાચા આપી છે. દયારામે ને બીજાઓએ વાંસળડીની ગરબી કરી છે, પણ તેમાં કાષ્ઠતણો કકડો એમ જણાવ્યું છે તેથી ને બીજા કેટલાક દોષથી તે રૂપક બગડી ગયાં છે. વળી કેટલાક વેદાંતસંબંધી ગૂજરાતી ગ્રંથોમાં પણ કેટલાંક તેવાં રૂપક છે, પણ નિર્જીવ પદાર્થ ઊભરાતી લાગણીવાળા સજીવનીપેઠે બોલતાં હોય ને કર્મ કરતાં હોય તેવાં સજીવારોપણ ગૂજરાતી ભાષામાં હજી લખાયાં નથી. એ રૂપક લખવાને બે વાત ધ્યાનમાં રાખવાની છે—એક તો જે નિર્જીવને અથવા ગુણને સજીવ કરવો હોય તે પ્રૌઢ જોઇએ–ધર્મ, સદ્ગુણ, દેશ, ઇત્યાદિ વિષયમાં સજીવારોપણ વપરાય તો શોભે, બાકી નિરસ થઈ પડે. બીજી વાત આ કે જબ્બર ઉભરાતી લાગણીથી તે અલંકાર નીકળતો હોય તો તે રાખવો અને લાગણી ધીમી પડવા માંડી કે તેને લંબાવવો નહિ.

હવે છેલ્લું કહેવાનું આ છે કે આપણા લોક જે ખાતરીથીજ સમજેછે કે આપણાં દેવદેવીઓનાં સ્વરૂપ જેવાં દહેરાંમાં જોવામાં આવેછે તેવાંજ ખરેખરાં છે તે અજ્ઞાનથી સમજેછે. એ સ્વરૂપો સલાટોએ મનસ્વી તર્કથી ને આવડતપ્રમાણે ઘડેલાં છે. બંગાળામાં, દક્ષિણમાં, ગૂજરાતમાં જુદી જુદી તરેહની મૂર્ત્તિ ને તેને જુદાં જુદાં વસ્ત્રાભૂષણ હોયછે.

---

## ૧૦. કવિ અને કવિતા.

છોકરૂં જેવું જન્મેછે–આ દુનિયાનો વા ખાયછે તેવું તરત તો તે ગભરાયલી હાલતમાં હોયછે, પણ થોડીવાર પછી જનનવેદનાથી છૂટું થઈ, અહિંના વાને અનુકૂળ થાયછે. પ્રથમ તેને ધાવવાનું તથા ધાવવાના ઠેકાણાનું અને જે જે તેની આંખે કાને પડેછે, શરીરને અડકેછે, જીભ ઉપર ને નાક આગળ આવેછે તેનું કંઈ ભાન હોતું નથી. પણ આટલું તો જોવામાં આવેછે કે બહારનાં તથા અંદરનાં કારણોથી તેને સુખદુઃખ થાયછે અને એ સુખદુઃખના અનુભવ જે હસવું ને રડવું તે આપોઆપ બહાર નીકળેછે. તરત જન્મેલાંને ભાન હોતું નથી ને મુએલાંને શબરૂપે ભાન હોતું નથી; તરત જન્મેલાંને સુખદુઃખ થાયછે ને શબને થતું નથી. એ વાત ઉપરથી જણાયછે કે શરીરની અંદર કંઈ છે કે જે જન્મેછે ત્યારથી તે મરતાંલગી સુખદુઃખાભિમાની છે.

કેટલેક દહાડે છોકરૂં પોતાના અભ્યાસથી હાથ ફેરવતાં ફેરવતાં ધાવવાના ઠેકાણાને બરાબર શોધી કહાડેછે ને તે મળેથી મહોહું મોકળું કરી ઊછળી ઊછળીને હરખાઈ હરખાઈને ધાવેછે અથવા ન મળેથી તરફડી નિરાશ થઈને રડેછે. એ વખતથી માણસ–સ્ત્રી અથવા પુરૂષ (પેલું છોકરૂં) કવિ બનવાની તૈયારી કરેછે એમ જાણવું.

જેમ જેમ બાળક મોટું થતું જાયછે તેમ તેમ બહારની વસ્તુઓની છાપ તેની કર્મેંદ્રિયની માર્ફતે જ્ઞાનેંદ્રિય ઉપર પડેછે. ત્યાં તે છાપ જ્ઞાનેંદ્રિયોની તર્કરૂપ રંગની ચીકાશથી ચીકટાયછે ને પછી મનના ઉપર અસર કરેછે. એ અસર થવા ઉપર અથવા એ રસજ્ઞાનના ગુણ તથા માપ વજન એ ઉપરથી માણસનું ભાવી કવિસ્વરૂપ જણાઈ આવેછે.

રસજ્ઞાન તો સૌ માણસને હોયછે ત્યારે શું સૌનેજ કવિ કહેવા? પણ રસજ્ઞાન સઘળાં માણસનું સરખું હોતું નથી. જુદા જુદા પ્રસંગોઉપરથી, જુદી જુદી મનશરીરની પ્રકૃતિઉપરથી, જુદી જુદી વસ્તુઓઉપરથી, જુદાં જુદાં અવલોકનઉપરથી, જુદા જુદા કાળઉપરથી, અને જુદા જુદા દેશઉપરથી માણસનું રસજ્ઞાન થોડું ઘણું, પોલું નક્કર, અને ઊંઘતું જાગતું હોયછે. જેનું રસજ્ઞાન થનથન કરી રહેલું હોયછે, જે લાગણીઓને વશ છે, જેવું દીઠું સાંભળ્યું તેવું બોલવાની, કરી દેખાડવાની અથવા કોઈપણ રીતે સમજ્યો એમ જુક્તિથી રંગીને બતાવવાની જેની શક્તિ છે તેઓને "કવિ" કહેવા. સઘળાનામાં ઉપર કહ્યું તેમ કરવાની શક્તિ હોતી નથી; થોડાએકનેજ હોયછે, માટે થોડાએકનેજ કવિ કહેવા. આ બધી વાતઉપરથી અમારા વાંચનારાઓના જાણ્યામાં આવ્યું હશે કે કવિ થવામાં કંઈ પણ સ્વાભાવિક બુદ્ધિ જોઈએ ખરી. કેટલાકને સ્વાભાવિક બુદ્ધિ હોયછે, પણ પ્રસંગ ન આવેથી તેઓની બુદ્ધિ મનમાંની મનમાં સમી જાયછે.

"ઉગે પુષ્પ સોહામણાં, નજરે ના દેખાય;
વન સઘળું વાસિત કરે, મિથ્યા ખિલી ખરી જાય."

કેટલાકને સ્વાભાવિક બુદ્ધિ થોડી હોયછે, પણ પછી સારા ને અનુકૂળ પ્રસંગ આવેથી કવિતા કળી બીજાં પાસેનાં સુવાસિત પુષ્પોની સુગંધરૂપ ઉંફથી ખીલીને પ્રસિદ્ધિ પામેછે.

એક વિચારને બીજા વિચાર સાથે કેટલો સંબંધ છે અને તેમાં ખરો ખોટો કીઓ છે એ વાતની તપાસ કરનાર જે આપણી મનશક્તિ તે વિવેકબુદ્ધિ કહેવાયછે અને એક બે અથવા વધારે વિચારોને પોતાની તરફનો પ્રકાશ આપી રંગનાર અને તેજી આપનાર અને તેમ કરી નવો વિચાર ઉત્પન્ન કરનાર એવી જે મનની શક્તિ તે તર્કબુદ્ધિ કહેવાયછે. "તર્કબુદ્ધિનું નિસ્સારણ" એટલે તેનું બહાર નીકળી આવવું તે 'કવિતા' એમ એક વિદ્વાન કહેછે. કવિતામાં વિવેકબુદ્ધિનું થોડું ઘણું કામ પડેછે એ વાત ખરી, તોપણ કવિતાની જણતી તર્કબુદ્ધિ છે. પછી કવિતા જણતરને થોડીવાર વિવેકબુદ્ધિરૂપી ધાવ મળી હોય તો તે સારી કેળવાયલી થાય એમાં કંઇ શક નહિ. તે વિદ્વાન કહેછે કે જેમ કોઈ ગોખમાં મૂકેલી સતાર જુદી જુદી ગતિના પવનવડે હાલેછે અને મધુર સોરાવટ કહાડેછે તેપ્રમાણે માણસના ઉપર બહારની તથા અંદરની છાપ પડેથી મધુરી અસર થાયછે;—અસર થાયછે એટલુંજ નહિ, પણ તે અસર પેલી અસલ છાપના જેવીજ આબેહૂબ થાયછે.—બિંબ પ્રતિબિંબજ. એ વાત માણસનામાં સતારના કરતાં વિશેષ છે. સતારના સૂરને અને પવનની ગતિને લય અથવા સામ્ય નથી, પણ માણસનાં મનને અને બાહ્યાંતર છાપને લય છે;—જેમ ગવૈયાના બોલવાને અને તંબુરાના સૂરને હોયછે તેમ. માણસનામાં એવું કંઈ છે કે જેથી જોયલી અથવા સાંભળેલી વસ્તુની છાપ તેના મનમાં બરાબર અસર કરતી રીતે પડેછે.

છોકરૂં રમતું રમતું પોતાના અવાજથી અને ગતિથી પોતાની ખુશી બતાવેછે. જંગલી માણસ પણ આસપાસ વસ્તુઓ જોઈને નાચેછે કૂદેછે. સુધરેલી સ્થિતિના મંડળમાં તો તરેહતરેહવાર રીતનાં માણસનાં રસજ્ઞાન હોયછે. સીધીભાઈ નાળિએરના ડોયામાં કાંકરા ઘાલી તે વગાડી મનરંજન કરેછે. ગોકુળનો ગોવાળીઓ કાનુડો વાંસળી વગાડી પોતે ખુશ થઈ ગોવાળણોને રીઝવતો હતો. નારદમુનિ વીણા લઇને ભમ્યા કરેછે, તથા ગંધર્વ અને અપ્સરા, નાટ્ય* અને નૃત્ય એથી ઇંદ્રાદિકને રીઝવેછે (એમ પુરાણોની કહાણીઓમાં કહ્યું છે). ઈશ્વરે નાના પ્રકારની વસ્તુઓ ઉ-

* પરસ્પર સંભાષણ કરવાં, ચાળા કરવા અને નાચવું, જે વિષયમાં હોય તે નાટ્ય અથવા નાટક; બોલ્યા વગર (મૂગા) હાવભાવ વગેરે ચાળા કરવા ને નાચવું તે નૃત્ય. એ નાટકાદિકની (ઉત્પત્તિની કહાણી એવી છે કે એ) રીત પ્રથમ ભરત નામના ઋષિયે ઈશ્વરની આજ્ઞા ઉપરથી કહાડી; પણ કેટલાક કહેછે કે એ રીતિયો વેદમાંથી બ્રહ્માએ જુદી પાડી અને તેણે પછી ભરત નામના મુનિને કહી. તાંડવ અને લાસ્ય એ બે બીજી નાચવાની રીતિ છે. શિવે પોતાના સેવક તંડુને શીખવી તે ઉપરથી તાંડવ નામ પડયું ને લાસ્ય જાતનું નાચવું પાર્વતિએ પ્રથમ ઉષા (ઓખા) રાણીને શીખવ્યું ને એણે પછી દ્વારકાની સ્ત્રીઓને શીખવ્યું ને તે સ્ત્રીઓએ સૌરાષ્ટ્ર દેશની સ્ત્રીઓને શીખવ્યું ને ત્યાંથી તે નૃત્ય બીજા પ્રાંતાની સ્ત્રીઓમાં ચાલ્યું.

ત્પન્ન કરેલી છે જે જોઈને, જેનેવિષે સાંભળીને, જેના ઉપર વિચાર કરીને માણસના મનમાં કંઈ થઈ આવેછે ને જેથી જોયલી, સાંભળેલી અને વિચારેલી વસ્તુની છાપ તેના ઉપર આબાદ પડેછે ને તેને તે વસ્તુઓનો રસ સમજાયછે.

રસ એટલે અંદરની મજા. દુઃખથી પણ રસ ઉપજેછે. કોઈને દુઃખી જોતાં આપણામાં સાત્વિકભાવ પેદા થાયછે તેપણ રસનો એક પ્રકાર છે. શણગારથી ભરેલી બૈરી જોવાથી જે ખુશી ઉપજે છે તેના કરતાં તેવી બૈરી લગાર દિલગીરીમાં દેખાયાથી આપણને જુદી જાતની પણ વધારે લહેજત મળેછે.

બોલવામાં, ગાવામાં, ઈશ્વરી અને કૃત્રિમ પદાર્થોની નકલ કરવામાં થોડો ઘણો સઘળા લોકો રસ જોયછે, પણ એકનો એકજ તેનો તેજ નથી જોતા. માટે જેઓ ઉપર લખ્યાપ્રમાણે રસ પ્રગટ કરવામાં ઘણા આગળ પડતા છે તેઓને "કવિ" કહેવા.

ઉપરના લખાણથી કવિનો સાધારણ અર્થ સમજ્યા પછી તે અર્થમાં પણ ઘણા લોકોને આપણે આણી શકીએ છીએ. કવિયો અથવા જેઓ ન જતો રહે એવો ઉપર લખેલો "રસ" વિચારેછે અથવા બતાવેછે તેઓ, ભાષાકવિ, ગાનારા, નાચનારા, ઇમારત બાંધનારા, સલાટો, ચીતારાઓ માત્ર નથી, પણ કાયદા કરનારા, કળા શોધનારા અને રાજ્ય સ્થાપનારા હોયછે—એટલે, એ સઘળા કવિયો છે; એમ નહિ કે ભાષામાં કવિતા કરે તેનેજ કવિ કહેવા. હરકોઈને—ઉપર લખેલી વાતોથી અનુકૂળ થયા તેને કવિ કહેવા, પછી તેઓ કોઇપણ રીતે અને કોઈપણ બાબત ઉપર પોતાનું રસજ્ઞાન દેખાડતા હોય. ભાષા, રંગ, આકાર, એ સર્વે, કવિતા લખવામાં સાધન છે.

સલાટો અને ચીતારા પોતાના કામ કરવાને "લખવું" કહેછે. લખવું અક્ષર કહાડવાનેજ કહેવું એમ કંઈ નથી. અક્ષર પણ ચિન્હ છે ને પૂતળાં ચીતાર પણ ચિન્હ છે. એ ઉપરથી જોતાં સાફ માલૂમ પડેછે કે, કવિતા તે માણસની અંદર છે, પણ તે પછી ઉપર પ્રમાણેનાં રૂપમાં બહાર નીકળેછે. ચીતારો માણસને પોતાંની સામે બેસાડી તેના મહોડા સામું જોઈ જોઈ પેન્સિલથી કાગળ ઉપર લીટા કહાડી તે માણસનો ચહેરો આબેહૂબ બતાવેછે એ શું કવિતાશક્તિ નહિ? કેટલાક ચીતારા એવા તો હોયછે કે એકજ વખત મહોડું જોઈ જાય ને પછી ઘર આગળ જઈને પેન્સિલ કાગળ લઈને કામ કરે ને બરાબર તસવીર લખી દેખડાવે. સલાટોમાં પણ તેમજ છે. લોકની સારી નરશી રીતભાતે જ્યારે કેટલાકને દિલમાં અસર કરેલી ત્યારે તેણેજ કાયદા કરેલા કેની? કવિતાને સઘળા વિષય સાથે સંબંધ છે.

કવિતામાં એ ગુણ રહેલાછે, વર્તમાન કાળનીજ વાત સૂક્ષ્મ નજરથી તે જોયછે અને તેની ખોડ બતાવી નવી સૂચના કરેછે એટલુંજ નહિ, પણ વર્તમાનને જોઈને ભવિષ્ય ચિતરેછે.

ઉપરપ્રમાણે કવિનો સાધારણ વિસ્તીર્ણ અર્થ છે. પણ વ્યવહારમાં ગાનારા, નાચનારા, સલાટ અને ચીતારા કવિશબ્દે નથી ઓળખાતા. જે પુરૂષો પોતાનું રસજ્ઞાન ભાષાની માર્ફતે કહાડેછે તેઓજ લોકમાં કવિશબ્દે ઓળખાયછે, ને એજ વિષયઉપર અહિં વિશેષ લખવાનું છે, પણ વાસ્તવિક વિચારતાં તો કોઈપણ સાહિત્યવિદ્યાને કવિતા કહીએ તો ખોટો અર્થ કીધો એમ નહિ કહેવાય. હવે ભાષાકવિતાવિષે.—

ભાષાનો ગુણજ એવો છે કે આપણા જે જોસ્સા અને આપણાં જે કર્મ તેના તે બરાબર ચીતાર આપેછે. શું સલાટોનાં પૂતળાંથી અને ચીતારાનાં ચિત્રથી અસલ વસ્તુનું ચોખ્ખું સ્વરૂપજ્ઞાન થતું નથી? થાયછે. પણ ભાષા તરેહતરેહવાર રીતે સહેલથી વપરાઈ શકાયછે. રંગ, આકાર અને ગતિ ફેરવાતાં નથી. ભાષાનો કવિતાશક્તિ જોડે પાસેનો ને સીધો સંબંધ છે તેથી ભાષા તેનું કહ્યું તરત ને ઘણું કરેછે. સલાટ અને ચીતારાનાં કામમાં ધારેલી વસ્તુઓ અને પોતાનાં રસજ્ઞાન એની વચમાં બીજી કેટલીક વસ્તુઓ—ઓજારો, હુનરની રીતિયો, કેટલાક વિચાર આવી નડેછે, તેથી તેઓનું કામ વધારે મુશ્કેલ થાયછે. ભાષાકવિ પોતાનું રસજ્ઞાન ટપદઈને ભાષામાં બતાવશે, પણ સલાટને પથરા, ઓજાર જોઈશે; ચીતારાને પણ કાગળ ને લેખણ જોઈશે. કેટલીક બાબતમાં એ લોકોનો કિસબ ભાષાકવિના કિસબને પાણી ભરાવેછે ને તેઓ મોટાં માનને યોગ્ય છે. તોપણ કેટલાક ભાષાકવિયોએ એટલી તો તર્કશક્તિ બતાવી છે કે જેનો ખ્યાલ મોટમોટા સલાટોને અને ચીતારાઓને આવતોજ નથી.

અવાજ અને વિચાર એ બેનો પરસ્પર અને જે વસ્તુઓવિષે કહેવાનું છે તેની સાથે ઘણો સારો સંબંધ છે, અને એવું છે વાસ્તે કવિયો પોતાનાં રસજ્ઞાનના તાનમાં મધુરી રસિક કવિતા કરેછે. બ્રીજભાષાનો કેશવ કવિ રસિકપ્રિયામાં કહેછે.—

### દોહેરો.

જ્યોં બિન દીઠ ન સોહિયેં, લોચન લોલ બિશાલ;
ત્યોંહી કેશવ સકલ કબિ, બિન બાની ્હી રસાલ. ૧

અર્થ—જેમ આંખના ડોળા મોટા ને સારા હોય પણ

કીકી (દૃષ્ટિ) વગર શોભતા નથી તેમ કવિયો બાની વગર શોભતા નથી. બાની એટલે બોલવાની તથા લખવાની છટા.

'બાની' કેટલીક રીતે જરૂરની છે, પણ શું તેનેજ કવિતા કહેવી? શું લલિતવૃત્તને આ રીતે બોલીએ તો શું તે કવિતા કહેવાય?

ર ર ર રા ર રા, રા ર રા ર રા
લ લ લ લા લ લા, લા લ લા લ લા;
વ વ વ વા વ વા, વા વ વા વ વા
સ સ સ સા સ સા, સા સ સા સ સા.

ના, ના, રાગ કંઈ કવિતા નથી; કવિતા તે એક જુદીજ મનની તર્કશક્તિ છે, જે રાગના રૂપમાં અવતરીને બહાર આવેછે. તોપણ, મનમાંહેલા ઊભરાને રાગના અલાપ રૂપેજ બહાર કહાડીએ તો તે અલાપને કદાપિ પછવાડે બતાવેલા સાધારણ અર્થમાં કવિતા કહીએ તો ચાલે, પણ વિશેષ અર્થમાં નહિ. અલાપને અથવા સુંદર મધુર અવાજનેજ માત્ર ભાષાકવિતા પ્રકરણમાં કવિતા નથી કહેતા. ત્યારે ભાષાકવિતા તે શું? પિંગળપ્રવેશમાં લખ્યાપ્રમાણે શું અક્ષર માત્રાના નિયમવાળીજ ભાષાને કવિતા કહેવી?

## દહોરો.

અક્ષર માત્રા નિમ ગણી, રચવો શબ્દસમાસ;
તે કવિતા નર્મદ કહે, છંદ વૃત્ત સુખઆશ. ૧

ના; કવિતા ગદ્યનેવિષે પણ હોયછે. ગદ્યમાં લખનારા મોટા કવિ હતા, છે, ને થશે, માટે હવે ભાષાકવિતા (પછી ગદ્યમાં હોય કે પદ્યમાં હોય) કોને કહેવી?

ઘણાખરા સંસ્કૃત ભણેલાના સમજ્યાપ્રમાણે અને તેવાજ અર્થમાં પ્રતાપરૂદ્ર નામે અલંકારના ગ્રંથમાં લખ્યાપ્રમાણે આમ છે કે,

## श्लोक.

गुणालंकारसहितौ शब्दार्थौ दोषवर्जितौ ॥
गद्यपद्योभयमयं काव्यं काव्यविदो विदुः ॥ १ ॥

અર્થ—શબ્દ ને અર્થ જેમાં દોષ વિનાના છે અને જેમાં શબ્દાલંકારને અર્થાલંકારસારાછે તેને કાવ્ય કહેવું પછી તે ગદ્ય હોય કે પદ્ય હોય. એ વ્યાખ્યામાં કવિતા શું છે એ સમજાવ્યું નથી, પણ કવિતાનાં સાધનો કહ્યાં છે. કેટલાંએક લખાણ, ઉપરપ્રમાણેનાં હોયછે, ને તેમાં કવિતા નથી હોતી, ત્યારે કવિતા તે શું? જે વાક્યમાંથી લખનાર, વાંચનાર, બોલનાર અને સાંભળનારને રસ ઉત્પન્ન થાયછે તે વાક્યને કવિતા કહેવી? વિશ્વનાથ કવિરાજકૃત સાહિત્યદર્પણ નામે ગ્રંથ જે સને ૧૮૫૦–૫૩ માં બંગાળામાં છપાયલો છે તેમાં કવિતાની વ્યાખ્યા નીચેપ્રમાણે આપેછે:—

'वाक्यं रसात्मकं काव्यं.'

અર્થ—રસ છે આત્મા જેનો એવું જે વાક્ય તે કવિતા. અમે આમ સમજીએ છીએ કે જે તર્કશક્તિથી સાર્થવાણીમાં રસનું અવતરણ થયું હોય તે કવિતાશક્તિ અને સાર્થવાણીમાં અવતરેલો તર્કજનિત જે રસ તે કવિતા.

એક વિદ્વાન કહેછે કે જેવું કુદ્રતમાં હોય તેવું ચીતરી બતાવવું એટલુંજ નહિ, પણ તેની સાથે કર્મ અને બનાવ તેને નવાઈ જેવી અને અસર કરતી રીતે બતાવવા જોઈએ. માત્ર બનેલું હોય તેજપ્રમાણે ન બતાવવું, પણ તેને તર્કથી વધારી દીપાવી બતાવવું એ કવિનું કામ છે. સંસ્કૃત વિદ્વાનો કહેછે કે તે કવિતા સારી જાણવી જે નવા તર્કને ઉત્પન્ન કરેછે ને એ રીતે મનને નવા નવા તરંગોથી પ્રફુલ્લિત કરેછે.

ઈતિહાસ કરતાં કવિતા ઘણી ઊંચી પદવી ધરાવેછે. ઈતિહાસમાં તૂટક તૂટક બીનાઓ (જેમાં કાળ, જગા, હકીકત, કારણ ને કાર્ય હોયછે તે) સિવાય બીજો કોઈ સંબંધ નથી. ઈતિહાસ થોડાને લગતી વાતની જાણ કરેછે, પણ કવિતા માણસમાત્રને લગતી વાતની જાણ કરેછે; ઇતિહાસ અપૂર્ણ છે, થોડા વખતેજ અને કેટલીએક બાબતો જે ફરી ભાગ્યે થવાની બનવાની હોય તેવિષે બોલેછે, પણ કવિતા પૂર્ણ ને સઘળા કાળનેસારૂ છે. જે જે કારણ અને કાર્ય માણસ જાતના સ્વભાવમાં ને સ્વભાવથી નીપજવાનાં છે તે સર્વનો અંકુર કવિતામાં લખાયલો હોયછે.

હાઝિલીટ નામે વિદ્વાન કહેછે કે કોઈપણ પદાર્થની અને બનાવની તેના તેજીપણાએ કરીને આપણા મનમાં જે સ્વાભાવિક છાપ પડેછે અને જેથી (વગર વિચારે આપોઆપ અથવા ઇચ્છાએ) તર્ક અને જોસ્સા ઝપ જાગી ઊઠી કામે વળગેછે અને પછી સાત્વિકભાવે સામાનાં સુખ-દુઃખ આપણને લાગેછે, અને એથી પછી અવાજ અથવા શબ્દનું નિયમસર જે નીકળવું થાયછે તે છાપનું નામ કવિતા.

કવિતામાં બે વાનાં જોઈએ; રસ ને વાણી. રસસંબંધી તો જણાવ્યું છે, ને રચનાનેમાટે એવું કંઈ જરૂરનું નથી કે આવીજ રીતે તે કરવી જોઇએ. બેકન નામે વિદ્વાન થઈ ગયો છે તેણે ગદ્યમાં લખ્યું છે તોપણ તેની ભાષા ઘણી મધુરી છે અને કેટલીક નિયમવાળી કવિતાને પણ કોરે બેસાડેછે. બીજા ઘણાઓએ તેમ કર્યું છે.

કવિતાની રચના કરવામાં છેલ્લો અક્ષર સરખો લાવવાની કંઈ જરૂર નથી. સંસ્કૃતમાં અનુપ્રાસ આણવાની ચાલ થોડીજ છે. તેમ પ્રાસ ને અલંકારથી કવિતાને ગુંચવી નાંખવાનું પ્રથમ થોડું હતું. પણ નવીન ગ્રંથકારોએ વધારી દીધું છે. તેઓનું જોઈને હિંદુસ્થાની કવિયો શીખ્યા. તેઓએ તો પ્રાસ ને અનુપ્રાસ ને અલંકારપર ઘણુંજ ધ્યાન દેવા માંડ્યું, એટલું કે જેની કવિતા થોડા લોક મુશ્કેલીથી વાંચે તે મોટા કવિ કહેવાય. ગુજરાતીમાં પણ જેમ રચનાઉપર લક્ષ વધારે હોયછે તે કવિતા રસવાળી કહેવાયછે. ફક્ત સારી રચનાઉપરથી કવન સારૂં ને જે કોઈ પારકાની કવિતા ઝટ લઇને સમજાવે (પછી ખરી કે ખોટી રીતે) ને રાગડા કહાડે તે પ્રવીણ કવિ; એપ્રમાણે કવિતા કવિની ગુજરાતીઓમાં પરીક્ષા થાયછે.

હવે ઉત્તમ કવિ તે કોણ તેવિષે હાઝિલીટનું મત આ છે: જે કવિ કુદ્રતસંબંધી આપણા વિચારને બેહદ પ્રૌઢત્વ આપેછે, અથવા દિલના જોસ્સાને બેહદ જોર આપેછે, જેનો તર્ક જબરો, જેનો પ્રેમ શ્રેષ્ઠ, જેનું ઈશ્વરી સૌંદર્યવિષે રસજ્ઞાન ઊભરાતું અને માણસ જાતનાં દિલમાં જે જે વિકારો ઉત્પન્ન થાયછે તેનો જાણનાર તે ઉત્તમ કવિ. ખૂબસુરતી, શક્તિ અને જોસ્સાનાં તત્ત્વો જે મન છાતીમાં હોયછે તેણે કરીને, દુનિયામાં જે જે સુંદર, ઊંચું ને ગંભીર છે તેને જે પોતાનાં જાણેછે—(સર્વેનું જેને રસજ્ઞાન છે) તે ઉત્તમ કવિ સમજવો. તેની કવિતા એવી હોયછે કે તે સર્વ માણસોની ઇંદ્રિયોને, વિચારોને, અને તેઓનાં દિલને અસર કરતી રીતે ખરેખરી માલૂમ પડ્યા વગર રહેતી નથી—જાણે કે તે પોતાનાં મનના ઊંડા સાચા અને કુદ્રતને મળતા એવા વિચારથી કુદ્રતના જીવ જોડેજ વ્યવહાર રાખતો હોયની તેપ્રમાણે. સઘળાં ઠેકાણાંના સઘળા વખતના સઘળા માણસોની લાગણીઓને પોતાની લાગણી સાથે મેળવી દેવી, તેઓને આગળથી જાણવી અને લખી રાખવી, પોતાના વાંચનારા સાંભળનારાઓનામાં પણ તેવીજ અસર કરવી અને ટૂંકામાં કુદ્રતનું સંપૂર્ણ રસજ્ઞાન મેળવી તેપ્રમાણે કહાડી બતાવવું એ ઉત્તમ કવિનું કામ છે. સાચા અને મોટા કવિનાં મનમાં ઈશ્વરી લીલાનો અનુરાગ એ મુખ્ય હોયછે ને પોતાની સ્તુતિસંબંધી વાત છેલ્લી હોયછે અથવા નથી. જે કવિ અને સ્ત્રી પોતાનેવિષે હુંપદ ધરેછે તે ઠગાયછે.

## શ્લોક.

किं कवेस्तस्य काव्येन किं कांडेन धनुष्मतः ॥
परस्य हृदये लग्नं न निहंति च यच्छिरः ॥ १ ॥

અર્થ—જે કવિતાથી પારકાનું હૈયું ભેદાયું નહિ—જે કવિતાથી સામાને અસર ન થઈ, અને જે તીરે સામાનું ડોકું ન ઉરાડ્યું, તેવી કવિતા કવિયે કીધી તો તે શા કામની તથા તેથી શું? અને તેવું તીર ધનુષ ધરનારે માર્યું તો તે શા કામનું તથા તેથી શું?

પ્રસંગવિના કવિતાકળી ખીલતી નથી એમ ઉપર જણાવ્યું છે, ત્યારે હિંદુસ્થાનમાં અને હિંદુઓમાં શા પ્રસંગ હતા જેથી હિંદુઓને કવિતા કરવાનું મન થયું તેવિષે:—

હરેક દેશનો ભાષાવિદ્યાસંબંધી પહેલો યત્ન કવિતા રૂપે હોયછે. સારૂં નરસું સમજવું એ પછી છે, પણ શરીરના ઉપર બહારની વસ્તુઓની છાપ વહેલી પડેછે. મનની બીજી શક્તિ કામ કરવાને પાથરણામાંથી ઊઠેછે તે સૌની અગાઉ તર્કશક્તિયે પોણું કામ પાર કર્યું હોયછેજ. સૃષ્ટિનું સૌંદર્ય અને અદ્ભુતતા માણસની નજરે પ્રથમ પડેછે. શાસ્ત્રો બાંધવાં ને કાયદા કરવા એ પછવાડેનાં કામો છે. કવિ અસલ છે એમ કહ્યા વગર ચાલતું નથી. બીજી સઘળી બાબતો પછી છે, પણ કવિતા પ્રથમ છે. નવાં જન્મેલાંની નજરે પહેલવહેલાં, આકાશ ને તે માંહેલા સૂર્ય, ચંદ્ર, તારા પડેછે ત્યારે અહાહા તેને કેટલી ખુશી થતી હશે!!! કેટલું બધું આશ્ચર્ય તેને લાગતું હશે! ડુંગર, નદી, ઝાડ, વગેરે સૃષ્ટિની વસ્તુઓ કોઈપણ સ્થિતિનાં માણસનાં દિલને અસર કરવાને શું શક્તિમાન નથી? બ્રહ્મનાં ભુવનોની રચનાથી આપણાં હૈયામાં પ્રીતિ, આનંદ અને માન આપવાની બુદ્ધિ નથી ઉત્પન્ન થતી? જ્યારે એ સર્વઉપર આપણી તર્કશક્તિ અમલ ચલાવેછે, ત્યારે તેનો પરિણામ, ઉશ્કેરાયલાં રસજ્ઞાનનું નિસ્સારણ થાયછે, અને તેથી પરમેશ્વરની સ્તુતિનાં ગીત આપોઆપ દિલના ઊભરામાં નીકળી જાયછે. તર્કશક્તિ એટલી તો તપી ગયેલી હોયછે કે તે વ્યાકરણ અને કોશની કંઈ દરકાર રાખતી નથી. પ્રથમની કવિતામાં છંદભેદ થોડાજ દીસેછે ને તે ઘણી સ્વતંત્ર (કોઈ નિયમથી ઝાઝી બંધાયલી નહિ) હોઇને સરસ છે, એવી કે જેની મધુરતા ટાપટીપથી કીધેલી કવિતામાં થોડીજ આવેછે. ગાયન પહેલું કે કવિતા પહેલી? એ સવાલનો જવાબ દેવો કઠિણ છે, પણ એટલું કે બંનેનો પરસ્પર સંબંધ છે. તેઓને એક માની બે બેહેન કહિયે તો ચાલે.* હવે હિંદુસ્થાન જેવા દેશમાં જ્યાં હિમાલય, વિંધ્યાચળ ને સહ્યાદ્રિ સરખા પર્વત, ગંગા,

* જે અલાપવાળું એટલે ખાલી ગાયન છે તે સાધારણ અર્થવાળી કવિતા કહેવાય ને વિચારવાળું (ભરેલું) ગાયન છે તે વિશેષ અર્થમાં કવિતા છેજ.

યમુના ને સિંધુ સરખી નદીઓ તથા તેને લગતા પ્રદેશ, પ્રીતિપાત્ર ક્ષેત્રો, મોટાં મોટાં અરણ્યો, કોયલ મેના જેવાં પક્ષી, કમળ મોગરા જેવાં ફૂલ એ સૌ હિંદુઓનાં દિલમાં અસર કીધા વગર કેમ રહ્યાં હોય ! !

( નર્મવૃત્ત. )

સુરંગ જંબુ દ્વીપમાં, સુરંગ ભર્તખંડમાં,
સુરંગ ઉષ્ણખંડમાં, સુરંગ આઠ જામ છે;
તરૂ ફુલો ફળો લતા, સુધાન્યથી ઘણી મતા,
વનસ્પતીતણી છતા, રસાળ ભૂમિ ધામ છે;
ગિરી નદી સરોવરાં, સુધાતુ ખાણુ દેહરાં,
ગુફા ઘણી મઠો ઘરાં રસીક રમ્ય કામ છે;
મનૂ સહૂ સુસંગનાં, સુપંખિ પંચરંગનાં,
પશૂ બહૂજ બંગનાં, સુરંગ બ્રહ્મનામ છે.

એ સુરંગોએ અલબતાં પ્રથમ લોક ઉપર ઘણીજ અસર કરેલી અને તેઓએ જોશમાં ને જોશમાં વાણી કહાડેલી અને લખેલી. તેઓના વિચારના ફાંટા એવી તો મધુરી ને જોશવાળી છટામાં લખાયા છે કે પછી પિંગળ, અલંકાર ને રસ એ સઘળાંના નિયમ નીકળ્યા. ભાષા હોય તો પછી વ્યાકરણ થાય. તેમ પ્રથમ જ્યારે બ્રાહ્મણોનાં મનમાં એ સઘળી વાત હતી ને તે બહાર નીકળી ત્યારે કેટલાક જણે તેમાંથી નિયમ જોઇને શાસ્ત્રો બનાવ્યાં.

પ્રથમના કવિયોના વિષય મન, માયા અને મહેશ્વર હતા. તેઓએ ઈશ્વરકૃત પદાર્થોની અને તેના કર્તાની તરફ મન દોડાવ્યું હતું. વેદમાં અગ્નિ, વાયુ, રૂદ્ર અને સોમવલ્લી એનેજ ગવાયાં છે. વેદની કવિતારચનામાં ઘણું કરીને ગાયત્રી, અનુષ્ટુપ્ અને બીજા એવા સરળ છંદો જોવામાં આવેછે. વેદમાં, ઉદાત્ત, અનુદાત્ત ને સ્વરિત વગેરે સ્વર છે તે અક્ષરને નિયમિત જોર આપેછે.

સંસ્કૃત કવિતાનો પહેલો યુગ તે તેજ. સ્મૃતિ,પુરાણ, ઇતિહાસ, તંત્ર (શિવપાર્વતીનો સંવાદ) વગેરે ગ્રંથો સંસ્કૃત કવિતાના બીજા યુગમાં નીકળ્યા સમજવા. એ કવિતાની ભાષા વેદ કવિતાની ભાષાને થોડી ઘણી મળેછે, ને સહેલી છે. પણ પછી જે કવિયો થયા (જેને ત્રીજો અથવા છેલ્લો યુગ કહિયે તો ચાલે) તેઓએ બાહ્યાંતરલાપિકા, લાટાનુપ્રાસ અને યમકાનુપ્રાસ વગેરે ડંફાણ કહાડીને કવિતાભાષાની રચનાને અઘરી કરી મૂકી છે. રામાયણ ને મહાભારત એ બીજા યુગની કવિતા છે. રઘુ, કુમાર, માઘ, નૈષધ અને કિરાતાર્જુનીય, જગન્નાથકૃત રસગંગાધર, ભાનુદત્તની રસમંજરી ને રસતરંગિણી, રૂદ્રભટ્ટનું શૃંગારતિલક, દંડીનો કાવ્યાદર્શ, વામન આચાર્યની કાવ્યાલંકારવૃત્તિ, જયદેવનો ચંદ્રાલોક વગેરે કાવ્ય તથા સાહિત્યશાસ્ત્ર નીકળ્યાં તે સૌ ત્રીજા યુગમાં. એ ત્રીજા યુગમાં વખાણવા લાયક વિક્રમભોજની વખતમાં કેટલાએક કવિયો સારા થઈ ગયા છે; તેમાં કાલિદાસ, ભવભૂતિ ને દંડી એ મુખ્ય છે. કાલિદાસના કીધેલા ગ્રંથ સરસ, સહેલા અને ઉપમા અલંકારથી ભરેલા છે. ત્રીજા યુગમાં જે વિષયો લખાયા છે તે સઘળા બીજા યુગનાજ છે, પણ ભાષા જુદી તરેહની છે. રસઉપરથી સારી નરશી કવિતા કહેવાયછે. માત્ર અવાજ અથવા સામ્ય હોય તે નકામું; તોપણ કવિતામાં રસ આણવાને તે સામ્ય અગત્યનું છે ખરૂં.

હિંદુસ્તાની કવિતામાં ઘણોખરો વિષય સંસ્કૃત ઉપરથીજ લીધેલો છે. પ્રાકૃત ભાષામાં વ્રીજ, હિંદુસ્તાની ને મરાઠી એ કવિતાપ્રકરણમાં ઘણી સારી ખેડાયલી છે. બીજી પ્રાકૃત ભાષા મૂકી દેઇને અમે અમારા ગુજરાતી ભાઇઓને ભલામણ કરીએ છીએ કે ગુજરાતીમાં હજી ઉત્તમ જાતની કવિતા બની નથી માટે તેવી કવિતા કરવા તરફ શીખેલાઓએ મન લગાડવું. વળી આજકાલ ગુજરાતી ભાઇઓએ પોતાની ભાષાને ઘણી નજીવી અને તુચ્છ ન ગણતાં એમાંજ ઊંચી કવિતા કરવી. ઘણાજણ સમજેછે કે સંસ્કૃત, અંગ્રેજી અને હિંદુસ્તાનીમાં કવિતા કરે તેને મોટું માન છે, પણ એમ સમજનારાઓ મોટી ભૂલમાં છે. જેમાં જેનો ઘણો અભ્યાસ તેમાં તે સારી કવિતા કરે. સંસ્કૃત ભણેલાથી ગુજરાતીમાં કવિતા ઘણી સારી થવાની નહિ. માટે જે ભાષાનો જેને ઘણો અભ્યાસ હોય તે ભાષામાં તેણે કવિતા કરવી; ને ગુજરાતી ભાઇઓ પોતાની ભાષા સમજતા નથી તેઓ હિંદુસ્તાની ભાષા સમજવાનું ડોળ બતાવી તેમાં કવિતા કરેછે તેથી તે હસવા જેવું થાયછે; માટે ઘણી વાતમાં હાથ ન ઘાલી પોતાની ભાષામાં લખવું. કોઇએ અમને સવાલ પૂછ્યો કે ઘેર ઘેર અંગ્રેજી ભણવાની ઈન્તેજારી થઈ રહી છે ને ગુજરાતી તરફ થોડા લોકનુંજ વલણ છે ને કેટલાએક (ઘણા થોડા) અંગ્રેજી ભણી રહ્યા પછી ગુજરાતીમાં લખવાને મન કરેછે, ત્યારે હવે ગુજરાતીમાં સારા કવિયો કેમ નીકળશે? અમે જવાબ દીધો કે, અંગ્રેજીમાં ગ્રંથ લખી માન મેળવવું મુશ્કેલ છે તેથી અંગ્રેજી ભણેલા ગુજરાતીમાંજ લખશે. એઓને ભાષાનેમાટે અભ્યાસ કરવો પડશે ખરો. કેટલીક વિદ્યા છે તે ખરેખર અભ્યાસ કરેથીજ આવડેછે; માત્ર સમજણનેલીધે નથી આવડતી, ને તેમ કવિતારાગની પણ નાનપણથી થોડી ઘણી ઓળખ રાખી મૂકવી જોઇએ. પ્રસંગ ગયેથી કવિતા સારી થતી નથી.

કોઇ કહેશે કે આટલી કવિતા કરી આપ ને બીજો કહેશે કે લાવ હું કરી આપુંછું તો એવી રીતની કવિતા કરનારે કવિનું મોટું માન મેળવવાની આશા રાખવી ફોકટ છે. કવિતા જેને વશ છે તે કવિ નથી, જે કવિતાને વશ છે તે કવિ હોય ખરો. ત્યારે હવે ગૂજરાતીમાં સારી કવિતા કોનાથી બની શકે તેમ છે? જેઓ ગૂજરાતી ભાષાનું બાળપણથીજ ચોખ્ખું જ્ઞાન મેળવશે, થોડું ઘણું સંસ્કૃત તથા અંગ્રેજી જોશે, વળી જેઓ વ્યવહારકુશળ થશે ને સત્સંગમાં ફરશે તેઓ ગૂજરાતીમાં સારી કવિતા કરી શકશે. હમણાના ગૂજરાતીઓ કવિતાની ખૂબી તો કંઇજ સમજતા નથી; ફક્ત રાગડાથીજ મોહિત થઈ જાયછે. ગૂજરાતી કવિતાવિષે વધારે કોઇ બીજે પ્રસંગે બોલીશું. કેટલાક ગરબડીઆ બહુશ્રુત કવિ એવા હોયછે કે સભામાં વાણીની છટાથી જેવું તેવું ગટર પટર બોલી દિગ્વિજયી છઉં એમ દેખડાવેછે. એવા લોકોને સભામાં મૂર્ખલોક માન આપેછે. પણ તે માન ઘણીવાર ટકતું નથી માટે એવી શીઘ્રકવિતા કરવાનો ઊગતા કવિયોએ થોડો લોભ રાખવો. તેઓએ રચનાને મરડી મચેડીને પ્રાસથીસારી કરવાની ખટપટમાં ન પડવું. જેટલું સ્વાભાવિક નીકળે તેટલું કહાડવું ને તેમાં જે મઝા છે તે તાણીતૂશીને આણ્યામાં નથી.' શબ્દનેમાટે ગૂજરાતી ભાષાના જૂના કવિયોનાં પુસ્તકો વાંચવાં, જૂની કવિતામાં વ્યાકરણદોષ અને અધ્યાહાર ઘણા હોયછે એ દોષ નવી કવિતામાં ન આવવા જોઇએ. કેટલાક જુવાન છોકરાઓને કવિતાનો શોખ થાયછે ને તેઓ પોતાનો વખત જોડવામાં કહાડેછે, પણ ભણેલા નથી એટલે તેઓની કૃતિમાં ખરી કવિતા આવતી નથી માટે એવા જુવાનોએ પ્રથમ પોતાનું વિદ્યાજ્ઞાન, વ્યવહારજ્ઞાન, રસજ્ઞાન વધારવું ને પછી એ કામ માથે લેવું, બાકી અધવચ રહ્યાથી સઘળાં કામમાં તેઓ ગફલત કરશે; માટે બહેતર છે કે આગળથી હરેક વાતનો પુખ્ત વિચાર કરીને કામ આરંભવું.

કવિતાથી કેટલા લાભ છે તેવિષે:—કવિતા ઈશ્વરપ્રણીત છે તે નઠારી હોયજ નહિ. લોક તેની તેજ વસ્તુને પોતપોતાની શક્તિપ્રમાણે જુદી જુદી રીતે જોયછે ને તેથી કોઇનામાં સારી અસર થાયછે ને કોઇનામાં નઠારી.

## ( દોહરો. )

કવિતાના ભણવા થકી, મન રંજન બહુ થાય;
નીતિ વાત મનમાં ઠસે, દુર્ગુણ નાશી જાય.

કવિતા ન હોત તો સદ્ગુણ, પ્રીતિ, સ્વદેશાભિમાન, મૈત્રી એની શી દશા થાત! આ સુંદર રમણીય જગતનો દેખાવ કેવો થાત! આ દુનિયાનાં દુઃખમાં અને મોતના ભયની વખતમાં આપણને દિલાસો ક્યાંથી મળત! અને મુઆ પછી આપણે શી ઉમેદ રાખત! કવિતાથી સઘળી વસ્તુ પ્રીતિમય થઈ રહેછે. જે ખોડવાળું છે તેને તે સુંદર કરેછે ને જે સુંદર છે તેને વધારે સુંદર કરેછે. જે ગુણો એકબીજાના શત્રુ છે તેને અરસપરસ મિલનસારી કરાવેછે. કવિ જેમ બીજાઓને સુખ, દિલાસા, સદ્ગુણ આપી કીર્તિ અપાવનાર છે તેમ તે પણ જાતે સુખી, સંતોષી હોવો જોઈએ. કવિયે પોતાની કીર્તિની તરફ નજર ન કરવી ને લોકના બોલવા તરફ કાન ન ધરવા. તેણે તો પોતાના મનના ઊભરા કહાડ્યાં કરવા ને જોવું કે કુદ્રતને મળતા આવેછે કે નહિ. વિલાયતમાં, લોકનાં સાંભળવાથી કેટલાક કવિયો હૈયાશોકે મરી ગયા છે. તેમ મોટા કવિયોએ ઊગતાઓને હિંમત આપી સારો રસ્તો બતાવવો.

કવિયો આટલાસારૂ કવિતા કરેછે એમ કહેવામાં તેઓને હદમાં રાખ્યા જેવું થાયછે. પણ સંસ્કૃત કવિયોને જુદાં જુદાં ફળ મળ્યાં તે ઉપરથી તે ફળને કારણ કહી દંડી કવિ નીચેપ્રમાણે બોલેછે.—

## गीति.

काव्यं यशसेऽर्थकृते व्यवहारविदे शिवेतरक्षतये,
सद्यःपरनिर्वृतये कांतासंमिततयोपदेशयुजे ॥ १ ॥

અર્થ—કેટલાક યશનેસારૂ, કેટલાક દ્રવ્યનેસારૂ, કેટલાક વ્યવહાર જાણવાસારૂ, કેટલાક કલ્યાણનેસારૂ, કેટલાક મનનાં સમાધાન અને મુક્તિમાટે અને કેટલાક કાવ્યનાટકના મનોરંજક ઉપદેશનેસારૂ કવિતા કરેછે.

એક વિદ્વાન કહેછે કે કવિતા એ એવી કળા છે કે જે પોતાની મધુરી પ્રેરણાથી અણઘડ, નિર્દય અને પથ્થર જેવી છાતીના માણસનામાં પણ ધર્મનીતિનું રસજ્ઞાન કરાવેછે. મિલ્ટન કહેછે કે આહા! ઈશ્વરી અને મનુષ્યકૃત વસ્તુઓમાં આપણે કવિતાનો કેવો ધર્મી, યશસ્વી અને ઉત્સાહી ઉપયોગ કરી શકીએ છીએ! કવિતાનો કેટલાએક જણ નઠારો ઉપયોગ કરે તેમાં કવિતાનો શો દોષ? કવિનો રસ કવિનેજ માલૂમ છે એમ નથી. મોટા મોટા રાજદરબારે બેસનારા અમીર વજીરોને અને શૂરા લડનારાઓને પણ કવિતાએ પોતાને વશ કર્યા છે. શિકંદરબાદશાહનેવિષે એમ કહેવાયછે કે તે હોમર નામે ઉત્તમ કવિની ચોપડી રૂપાની પેટીમાં લેઈ લેઈને સઘળે ફરતો હતો અને રાત્રે તેને પોતાનાં ઓસીકાં તળે મૂકતો હતો. આપણા રજપૂતો ચંદબારોટનો કરેલો પૃથીરાજ રાસો ઉમંગથી ભાટોને મહોડે

સાંભળેછે. કેટલાક હારેલા રાજાઓ વીરરસનાં કવિતો સાંભળી ઘોડાઉપર ચડીને ફતેહ કરી આવેલા છે. જગત્‌નો ફેરફાર સઘળો કવિતા ઉપર આધાર રાખેછે. જે વેળા બ્રહ્મભજન કવિતામાં રાગરૂપે થાયછે તે વખત રૂવે રૂવે આનંદ આનંદ વ્યાપી રહેછે. વલ્લભમાર્ગનો પ્રસાર થયો તેનું મોટું કારણ આ કે તેમાં સરસ કવિતા છે. સાહિત્યશાસ્ત્રનો ભંડાર એ પંથમાં છે. પણ બાળકને હાથ તરવાર આવ્યા જેવું થયું છે. સુરદાસાદિ અષ્ટસખા, બિહારીલાલ, એ સઘળા કોણ હતા? કવિયો. કવિના ફીધેલા જસ રાજદરબારમાં છે, રણક્ષેત્રમાં છે, શ્રીમંતમાં છે, ગરીબમાં છે, ઘરબહાર છે ને ઘરમાંહે છે. કવિતા ઠામ ઠામ વ્યાપી રહી છે. કવિતાથી દિલાસા મળેછે અને નઠારા માર્ગ છોડાયછે તથા સત્સંગ થાયછે. કવિતા જેવો મિત્ર કોણ છે? એનાથી જેવો ઘા રૂઝાય છે તેવો કોઈ ઓસડથી રૂઝાતો નથી. કહો તો હસાવે, કહો તો રડાવે, કહો તો ગુસ્સો આણે, કહો તો ખીવડાવે. સઘળા ગુણસંપન્ન કવિતા જેવી બીજી વસ્તુ એકે નથી. અહિં નાના પ્રકારનાં નિર્મળાં સુખ ભોગવાવી પરલોકનેવિષે સમજ આપનાર પણ તેજ છે. કવિતાવિષે જેટલું બોલીએ તેટલું થોડું છે—કવિતાનું સુખ અલૌકિક છે. સંસારની ઉષ્ણતામાં કવિતાચંદ્ર મનને શાંત કરેછે. કવિતા જગત્‌નો પ્રાણ છે. અર્થવાદી લોકોએ કવિતાની અવગણના ન કરી તેની મધુરી પ્રસાદી લેવાસારૂ તેની ખરા ભાવે ભક્તિ કરવી.

હવે થોડુંએક કવિતાની જાતિવિષે બોલી આ વિષય પૂરો કરીએ છીએ. લખાણ ત્રણ પ્રકારનું છે. ગદ્ય એટલે સાદું કવિતાના નિયમોવિનાનું; પદ્ય એટલે કવિતાવાળું, અને નાટક એટલે જેમાં ગદ્ય પદ્ય બે આવે તે. ગદ્ય તથા ચંપૂવિષે કોઈ બીજે પ્રસંગે લખીશું.

કવિતાની ત્રણ મુખ્ય જાતિ છે. ગીતકવિતા, વીરકવિતા અને નાટક.

ગીતકવિતા—એ કવિતા અવશ્યે રાગ તથા તાલના ધોરણ ઉપર રચાયછે ને તેથી તે ઘણું કરીને ગાયનના સૂરનેલીધેજ વધારે અસર કરેછે; બાકી સાદી રીતે વાંચી ગયાથી ઘણી લહેજત નથી આપતી. સંસ્કૃતમાં જયદેવકવિની અષ્ટપદી છે તે એ રીતની કવિતા છે. બ્રીજભાષામાં સુરદાસ વગેરે અષ્ટસખાનાં પદો છે તે એ જાતની કવિતા છે. આપણી ગૂજરાતી ભાષામાં જે જે ભક્ત કવિયો થઇ ગયા છે તેઓનાં પદ, ગરબી, લાવણી એ ગીતકવિતા છે. એ કવિતામાં બીજો પ્રકાર છે તેને સંગીતકવિતા કહેછે—કે જે ગાયનના સાજસાથેજ ગાવાને રચેલી હોયછે. ઠુમરી, દાદરા, ખ્યાલ, ટપ્પા, ધ્રુવપદ એ સંગીતકવિતા છે. ગીતકવિતા પણ સાજસાથે ગવાય; પણ સાજસાથે ગાવાને–ગાયનશાસ્ત્રના નિયમ અવશ્યે રાખી ગાવાને અને અર્થવિષે સામાનું લક્ષ થાઓ કે નહિ પણ ગાયનઉપર તો આણવુંજ એ હેતુથી સંગીતકવિતા રચાયછે.

રાગ ગાવો અઘરો છે, પણ કવિતાને તેની રચનાપ્રમાણે નીકળતા ઢાળમાં વાંચવી એ સહેલું છે. કવિતા એક જાતનું ગાયન છે, પણ ગાયન કંઈ કવિતા નથી. પદ, ગરબી, લાવણીઓ, વગેરે કરવામાં પિંગળશાસ્ત્રના નિયમ જાણવાની જરૂર નથી. જેઓને એવી કવિતા કરવી હોય તેઓએ થોડો ઘણો ગાવાનો અભ્યાસ રાખવો. ગાયન કંઈ કવિતાને જરૂરનું નથી, પણ ઉપર કહી તેવી કવિતાને તો જરૂરનું છે. ગીતકવિતા ચાર રીતની–૧. ભજન અથવા ધર્મસંબંધી. ૨. વીરપુરૂષો તથા વીરકર્મની સ્તુતિસંબંધી. ૩. નીતિ તથા તત્ત્વજ્ઞાનસંબંધી. ૪. જમણવાર, લગ્ન વગેરે શુભ કાર્યે અને પ્રીતિસંબંધી. એ કવિતામાં મનનો ઊભરો બહાર પડતો હોયછે. એમાં પદ્ધતિ, સંબંધ, વાદ કંઈ જોવામાં આવતું નથી, જેમ કવિનો જોસ્સો આવે તેમ તે બહાર નીકળી પડેછે ને ગમે ત્યાંથી ગમે ત્યાં ઉતરી પડેછે. એવી કવિતામાં સારી પદ્ધતિની જરૂર નથી, તોપણ જેમાં કોઈએક વાત પૂરી રીતે લખી હોય તે વધારે સારી કવિતા ખરી. મોટાં આખ્યાનો ને રામાયણ મહાભારત વગેરે ગ્રંથો ગાઇને–ગાતાં સાંભળીને સમજવાના હેતુથી દેશીમાં–ઢાળમાં લખાયાં છે. પણ વિષય મોટો ને લખાણ ઘણું તેથી તે ગીતકવિતા છતે પણ તેને ગીતકવિતા ન કહેવી. ગીતકવિતા તે નાનીજ હોવી જોઇએ. થોડામાં પણ વિસ્તારવાળું ધર્મનીતિસંબંધી જે વાર્તારૂપ કથન તે આખ્યાન અને મોટા વિસ્તારવાળું તે વીરરસકવિતામાં ગણાઇ વિષયપ્રમાણે નામ ધારણ કરેછે.

વીરકવિતા—જે કવિતામાં વીરરસનું પ્રાધાન્ય હોય તે. એમાં બીજા શૃંગારાદિક રસો પ્રસંગે હોયજ, પણ વીરરસ મુખ્ય છે. બીજી સઘળી કવિતાની જાતિ કરતાં આ જાતિ ઉત્તમ છે. એવી કવિતા કરનારો ઉત્તમ પંક્તિના કવિવર્ગમાં બેસેછે. સંસ્કૃતમાં રામાયણ, મહાભારત તે વીરકવિતાના મુખ્ય અને શ્રેષ્ઠ નમૂના છે. સંસ્કૃત રામાયણ ને મહાભારત ગાયનમાંજ ગાવાને બનાવેલાં નથી; (આપણે ગાવા ધારીએ તો જેમ તેમ ગાઇ શકીએ ખરા)–શુદ્ધ કવિતામાં છે. આપણી ભાષામાં એ જાતની કવિતા ભાષાંતરરૂપે ઘણી છે. સામળભટની બનાવેલી સિંહાસનબત્રીસી, વિક્રમના પરમાર્થ વર્ણનની દોહરા, ચોપાઈ, છપ્પામાં છે તે કેવળ ભાષાંતરરૂપે નથી.

વીરકવિતા રચવી ઘણી અઘરી છે. ઇતિહાસપુરાણમાંની વાર્તા શોધી વિસ્તારવી, આડકથાથી શોભાવવી, પદાર્થ અને ગુણના તેજીવર્ણનથી રંગવી, અર્થવિચાર ને અર્થાલંકાર પ્રૌઢ રાખવા અને રચના પણ શબ્દાલંકારયુક્ત સાદી રાખવી. પ્રથમથી તે છેવટસુધી એકસંબંધ વાદપુરઃસર રાખી મુખ્ય વિષયને અથથી તે ઈતિલગણુ જાગતો રાખવો એ સઘળું વીરલી બુદ્ધિનું કામ છે.

વીરકવિતા, નીતિભક્તિની રામબાણ પણ આનંદસાથે શીખામણ આપેછે. તેનો ઉદ્દેશ સદ્‌ગુણ વધારવાનો છે. મોટું પરાક્રમ, સત્ય, ન્યાય, પ્રમાણિકપણું, મૈત્રી, ધર્મ અને પરમાર્થ વગેરે ગુણો પોતાના અદ્દ્ભુત પૂર્ણ શણગારથી આપણને દર્શન આપેછે. એઓ કહેછે કે આવો અમને ભેટો, અમને તમારાં મનમંદિરમાં રાખો, અમારો ખર્ચ ઘણો નથી, અમે ભારે નહિ પડીએ. એઓનાં જ્યારે દર્શન થાયછે તે વેળા આપણે ચિત્ર થઈ રહીએ છીએ. એ સદ્‌ગુણો પ્રથમ થોડા દિવસ તો આંખ આગળથી ખસતાજ નથી ને વધારે કાળ થતો જાયછે ને બીજાં કામમાં પડીએ છીએ તોપણ તેઓની અસર આપણા ઉપર રહેછે. વીરકવિતા એ દેશના લોકની ઊંચી સ્થિતિ બતાવેછે. એ મોટી દોલત છે. એવડે દેશના લોક પોતાની સ્થિતિ જાળવી રાખેછે ને નઠારી સ્થિતિ થઇ તો તેમાંથી પાછા ઝટ સારી સ્થિતિમાં આવેછે.

રસશાસ્ત્રની એવી બલિહારી છે કે જેવો કવિતાનો રસ હોય તેપ્રમાણે તે સમજુકની આગળ તે કવિતા વાંચી હોય તો સામાનાં દિલમાં તે મોટી સ્થાયી અસર કરેછે. વીરકવિતાના બંધારણમાં ત્રણ વાનાં છે. ૧. મુખ્ય વિષય એકજ જોઇએ. બીજી આડકથા દાખલા દાખલ આવે, પણ તેને આણતાં મુખ્ય વાત ઢંકાઈ જાય તેમ ન થવું જોઈએ. ૨. મુખ્ય વિષય પ્રૌઢ જોઈએ. એવો કે આપણું મન તરત હરીલે અને કવિતાને પણ પ્રૌઢત્વ આવે. ૩. કર્મ, રસભર્યાં થયેલાં બતાવવાં જોઇએ.

એ કવિતામાં માણસના ગુણનું સાધારણ વર્ણન તો હોયજ, પણ અમુક સ્ત્રીપુરૂષના અમુક ગુણોનું વિશેષે ભભકમાં વિસ્તારે વર્ણન આવવું જોઈએ. મનુષ્ય સ્વભાવમાં હોયજ નહિ તેવું છેક નહિ, પણ વીરલામાં હોય તેવું ખરૂં ને ઊંચું ને ઊંચી ભાષામાં તે ચીતરાવું જોઈએ.

નાટક–એ એવી રીતનું લખાણ છે કે જેમાં કવિ પોતાને નામે કોઈ બીજાઓનું વર્ણન નથી કરતો, પણ તે બીજાઓને બોલાવી તેમની વાત તેઓનીજ પાસે કહેવડાવેછે. કોઈની વાત આપણે કરીએ તેના કરતાં તે કોઈ પોતાની વાત પોતે કરે તેમાં વધારે સાચવટ અને એથી વધારે અસર હોયછે. નાટકમાંનાં સંભાષણો ગદ્ય તથા પદ્ય બંનેમાં હોયછે.

નાટક બે રીતનાં છે–દુઃખપરિણામક નાટક અને સુખપરિણામક નાટક. પહેલા નાટકમાં મનના જોસ્સા, સદ્‌ગુણ, દુર્ગુણ અને માણસ જાતનાં દુઃખ એઓનાં ચિત્ર પ્રત્યક્ષ માલૂમ પડેછે; ને બીજા નાટકમાં માણસ જાતની મૂર્ખાઈ, તેઓની રીતભાત, ટેવ, ખોડ, મોજ શોખ વગેરેનું નકલ દાખલ વર્ણન હોયછે. પહેલામાં કરૂણારસનું પ્રાધાન્ય હોયછે ને બીજામાં હાસ્યરસનું પ્રાધાન્ય હોયછે. ગૂજરાતી જૂની કવિતામાં નાટકો લખાયાંજ નથી.

વળી વનકવિતા, બોધકવિતા, વર્ણનકવિતા એ નામે પણ કવિતા ઓળખાયછે.

વનકવિતા–એમાં ગામડાં, વાડી, વન, વગેરે સ્થળનું અને પશુ, પક્ષી અને ઝાડપાન તથા તે સ્થળમાં વસનારાઓ એસંબંધી કથન હોયછે. ભરવાડ અને ખેડુતના વિષયને લગતી જે બાબતો તે એ કવિતામાં છે. ડુંગર, નદી, સરોવરનાં વર્ણન પણ એમાં આવ્યાં. સૃષ્ટિના પદાર્થોના દેખાવનાં અને જીવવાળી વસ્તુઓના સ્વભાવનાં–સુખનાં વર્ણન એ કવિતામાં છે. દાણલીલા મહિના વગેરે છે તે વનકવિતા છે.

બોધકવિતા–એમાં બોધ આપવા ઉપરજ પ્રાધાન્ય છે. નીતિભક્તિનાં પદો તે એ વર્ગમાં છે. આપણામાં જે કવિતા ચાબકાને નામે ઓળખાયછે તે પણ એજ જાતિમાં છે.

વર્ણનકવિતા–એ ભાગ કોઇ વિષય ઉપરથી જુદો નથી પડચો, પણ હરકોઇ વિષયની કવિતાના સ્વરૂપ ચીતરવાની રીત ઉપરથી જુદો પડચો છે. વર્ણનકવિતા એ કોઈ બાબત નથી પણ બાબતને બતાવવાની રીતિ છે. ઉત્તમ કવિ ને મધ્યમ કવિ વર્ણન ઉપરથી તરત પરખાઇ આવેછે. ઉત્તમ કવિનું વર્ણન એવું રંગદાર હોયછે કે વસ્તુનું ખરૂં સ્વરૂપ તરત મહોડાં આગળ આવી ઊભું રહેછે. ઉત્તમ રીતે કરેલાં ઋતુઓનાં વર્ણન આપણે વાંચીએ તો ભરઊનાળામાં ભરચોમાસાની મઝા લેતા હોઈએ તેવી આપણાં દિલમાં અસર થાય. ઉત્તમ વર્ણન ઉપરથી ચીતારાઓ જેવું વર્ણન હોય તેનું ચિત્ર પાડી બતાવેછે.

# ૧૧. કવિચરિત્ર.

## નરસિંહ મહેતો.

ગૂજરાતમાં છૂટક કીર્તન પદ બનાવનારાઓની કવિ-દાખલ કીર્તિ લોકમાં મનાઈ નથી; તેઓ ભક્ત કહેવાયા છે; પણ હાલના વિદ્વાનોએ તેઓના ભક્તિવિષય કરતાં તેઓની કવિતાશક્તિઉપર મુખ્યત્વે વિચાર રાખી તેઓની કવિમાં ગણના કરવા માંડી છે. નરસિંહ મહેતાની કીર્તિ ભક્તદાખલ હિંદુસ્તાનમાં છેજ, પણ હવેથી તે ગૂજરાતી કવિઓમાંનો એક, બીજા બધાથી જૂનો, પહેલો ને સારો ગણાવા લાગ્યો છે. તેનું ચરિત્ર બાંધવાને દંતકથા તથા તે ઉપરથી રચાયલા ગ્રંથો* એ સાધન છે.

નરસિંહ મહેતો જૂનાગઢનો વડનગરો નાગર બ્રાહ્મણ ગૃહસ્થવર્ગનો હતો. એનો જન્મ કિયા વર્ષમાં થયો ને તે કિયા વર્ષમાં મુઓ તે જાણ્યામાં આવ્યું નથી, પણ તે સંવત્ ૧૫૦૦ માં હતો એ તો નક્કી છે. એના બાપનું નામ કોઇ દામોદર મહેતો, કોઈ વચ્છ મહેતો ને કોઈ નરખત મહેતો લખેછે. કથાભટો વચ્છ મહેતો કહેછે. એના ભાઈનું નામ વંશીધર મહેતો, ભોજાઇનું નામ ઝવેરમહેતી, પોતાની વહુનું નામ માણેકમહેતી, દીકરીનું નામ કુંવરબાઇ, દીકરાનું નામ સામળદાસ અને દીકરાની વહુનું નામ સુરસેના. ભક્તિવિજયમાં નરસિંહનો ભાઈ તે કાકાનો છોકરો હતો એમ લખ્યું છે. નાનપણમાં પરણાવીને માબાપ મરી ગયેલાં તેથી ભાઇભોજાઈએ તેને ઉછેરી મોટો કર્યો હતો. તેણે વિદ્યાભ્યાસ કરેલો નહિ તેથી તે કોઈ ઉદ્યમે લાગ્યો નહોતો. એકવાર ભોજાઇએ મહેણું માર્યું તે તેને વજ્ર જેવું લાગ્યું ને તેથી તે શહેરથી દૂર ગોપનાથના દહેરામાં જઈ શિવશિવ કરતો બેઠો, ને જ્યારે સાત લાંઘણ થઇ ત્યારે શિવે પ્રસન્ન થઇ તેને વૃંદાવનમાં તેડી જઈ કૃષ્ણની રાસલીલાનાં દર્શન કરાવ્યાં. અહિં કૃષ્ણે તેને વર આપ્યો કે તું મારાં ગુણચરિત્રની લીલા ગાતો રહેજે. એવી દંતકથા છે. ભક્તિવિજયમાં લખ્યું છે કે તે સાત વર્ષનો હતો ત્યારે એક સમે તે છોકરામાં રમી ઘેર આવ્યો ને તરશ્યો હતો તેથી પાણી માગ્યું તે વેળા ભાભીએ મહેણું માર્યું હતું.

ઘણીવાર દાખલા બનેલા જોવામાં આવેછે કે ૧૪–૧૭ વર્ષના છોકરાઓ પોતાના વડીલના શબ્દ ન સંખાયાથી નાશી જાયછે. તેમ નરસિંહ નાશી ગયેલો ને પ્રવાસમાં ગોકુળ મથુરા તરફના કોઈ વૈષ્ણવ સાધુએ તેને ભણાવીને બોધ આપેલો તે ઉપર નરસિંહ ભજન કીર્તન ગાતો ને કરતો થયેલો. પછવાડેથી તેને તેનાં સગાંઓએ સમજાવીને નગરમાં આણ્યો ને સ્ત્રી પણ પોતાનું જીવતર ધૂળ ન મળે માટે તેની સાથે થઈ. એપ્રમાણે તે સંસારી પણ મનસા, વાચા, કર્મણા વિરાગી સાધુવૃત્તિથી પોતાના ભાઇથી જુદો પોતાના બાપના એક જૂના ઘરમાં રહ્યો. અહિં તેણે વાડામાં તુળસીક્યારા કર્યા ને ભજન ગાવાનો અને વૈરાગીઓને રહેવાનો અખાડો બનાવ્યો. કંઠે તુળસીની માળા, કપાળે ગોપીચંદનનું ઊભું ટીલું ને ભુજે છાપા એ તેનો શણગાર હતો. તે શાલિગ્રામનું ને બાળમુકુન્દનું પૂજન કરતો, ને સાધુઓનું ટોળું કરી ભજન ગાતો ને ગાવા જતો. તેના મંડળમાં કેટલીએક સ્ત્રીઓ પણ હતી—કેટલાક કહેછે કે તે નાગરણો હતી. સાધુ વૈરાગીઓ તેને ત્યાં પડ્યા પાથર્યા રહેતા અને દશ અવતારનાં ચિત્ર ભીંતપર ચીતરેલાં એવા મંડપમાં તાલ પખવાજ ઠોકાતાં અને શંખ ફુંકાતા.

નરસિંહ કિયો વૈષ્ણવધર્મ માનતો તે નક્કી કહેવાતું નથી. તેના વખતમાં ચારે સંપ્રદાયવાળાના મઠો ઠામઠામ હતા. વલ્લભાચાર્યનો જન્મ સંવત્ ૧૫૩૫ માં થયેલો એટલે તેના માર્ગનો નરસિંહ નહિજ; રામનો ભક્ત નહોતો તેથી રામાનંદી મતનો પણ નહિજ; વિષ્ણુસ્વામીએ શાલિગ્રામનું પૂજન અને ભાગવત તથા ગીતા એને મુખ્ય માન્યાં છે માટે નરસિંહ જે શાલિગ્રામ પૂજતો ને કૃષ્ણાવતારનો મહિમા ગાતો તે વિષ્ણુસ્વામીના મતનો હશે એમ કહી શકાય. પણ વળી તેણે કૃષ્ણનાં બાળચરિત્રને પોતાની કવિતામાં વિશેષ મહલાવ્યું છે અને પોતે એક ગોપી હોય તેવો સખીભાવ રાખ્યો છે એ ઉપરથી તે કોઇ બીજા મતનો હશે.

* ગ્વાલિયરની હિન્દી ભાષામાં નાભાજીએ આશરે સંવત્ ૧૬૬૮ માં ભક્તમાળા રચી છે. એ ઉપરથી તથા ઉદ્ધવ ચિદ્ઘનની ભક્તમાળા ઉપરથી મહીપતિ બાવાએ સંવત્ ૧૮૧૮ માં ભક્તિવિજય ગ્રંથ કર્યો છે. પ્રેમાનંદ ભટે સંવત્ ૧૭૦૦ પછી નરસિંહ મહેતાસંબંધી ગ્રંથ કર્યો છે. કોઈ વલભદાસે પણ નરસિંહ મહેતાસંબંધી તથા તેના છોકરાના વિવાહસંબંધી એક ગ્રંથ કર્યો છે ને કોઇ હરિદાસે પણ તેના છોકરાનો વિવાહ રચેલો છે.

ભક્તિવિજયમાં લખ્યું છે કે તે "અનેક પ્રબંધ કવિતથી નિત્ય હરિના ગુણ ગાતો ને તાળ, વીણા લેઇ નૃત્યથી કીર્તન કરતો. રાયરંકને સમાન દૃષ્ટિયે જોતો. અયાચક વૃત્તિ રાખી કોઈ અન્નવસ્ત્ર આપે તે લેઇ તેમાંથી અતિથિને સંતોખી કુટુંબનું રક્ષણ કરતો." નરસિંહ સંસારી છતાં સંસારવ્યવહારમાં પોતાનું ચિત્ત ઝાઝું રાખતો નહિ. તેની એકાગ્રભક્તિ જોઈ તેમ તેના કુટુંબની દયા ખાઇ કેટલાક પુરૂષો ને વિશેષે વૈષ્ણવો તેને પ્રસંગે પ્રસંગે તેનાં સંસારકામમાં સહાય થયેલા ને તેનું ગાડું ચાલેલું તે ઉપરથી મતપ્રસારનારાઓએ અને કવિયોએ, કૃષ્ણે જાતે આવી તેનાં કામ કરી આપ્યાં એવાં વર્ણન કરેલાં છે. તેની દીકરીનાં લગ્નસંબંધી કોઈએ લખ્યું નથી; પણ તેને સીમંત આવેથી તેને મોસાળું કરવાને પ્રસંગે કૃષ્ણે તેની લાજ રાખી હતી. દીકરાના લગ્નસમયે પણ કૃષ્ણ મોટી ધામધૂમથી નરસિંહને વેવાઇને ત્યાં લઈ ગયા હતા ને મોટી શોભાથી છોકરો પરણ્યો હતો. કોઈ જાત્રાળુને હુંડી કરાવવી હતી તેણે કેટલાક લોકને પૂછ્યું કે કોઇ શાહુકાર બતાવો, ત્યારે તેઓએ નરસિંહનું નામ દીધું ને એ ઉપરથી તે જાત્રાળુ નરસિંહને ત્યાં ગયો પણ પસ્તાયો. નરસિંહે જાણ્યું કે કોઇએ મજાક કરી છે; પણ પછી સામળસાના ઉપર હુંડી લખી આપી ને કૃષ્ણે દ્વારકામાં સામળસા નામ ધારણ કરી પહેડી કહાડી તે હુંડી સ્વીકારી. એ દંતકથા છે પણ આમ કાં ન હોય કે નરસિંહની લાજ રાખવાને કોઇ ભાવિક ગૃહસ્થે જાત્રાળુ પાસે નાણાં લીધાં હોય ને તે ગૃહસ્થે પોતાના મિત્રને લખ્યું હોય અથવા કોઈને સામળસાને નામે ત્યાં મોકલ્યો હોય? છેલ્લો ને મોટો પ્રસંગ સંવત્ ૧૫૧૨ નો છે. કેટલાક સંન્યાસીઓએ જૂનાગઢના ચુડાસમા રાજા મંડળિક બીજો (જેણે સંવત્ ૧૪૮૯ થી તે ૧૫૨૯ સૂધી રાજ્ય કર્યું) તેને સમજાવ્યું કે નરસિંહ મહેતો બ્રાહ્મણ છતે કૃષ્ણભક્તિમહિમા ગાયછે તેથી લોકની ખરા ધર્મઉપરથી આસ્થા ઉઠી જાયછે ને વળી સ્ત્રીઓની સાથે તે વિહાર કરેછે. એ ઉપરથી રાજાએ દામોદરના મંદિરમાં સભા કરી નરસિંહને કહ્યું કે મૂર્તિને હું જે આ હાર ચડાવું છઉં તે હાર જો તારી કોટમાં આવે તો તું સાચો, બાકી પાખંડી. સભામાં સમર્થ વિદ્વાન્ સંન્યાસીઓસાથે નરસિંહે વાદ કીધો ને પછી કૃષ્ણનું કરગરીને ધ્યાન ધર્યું એટલે કૃષ્ણે તેને હાર પહેરાવ્યો. રાજાની મા વૈષ્ણવ હતી તેણે ને બીજા પણ વૈષ્ણવોએ દરબારી યુક્તિ ચલાવી નરસિંહને હાર કાં ન પહેરાવ્યો હોય?

નરસિંહ મહેતો એકમાર્ગી સાધુ ને કૃષ્ણ ઉપર પૂર્ણ આસ્થાવાળો તથા પ્રેમભક્તિવાળો હતો. ગૂજરાતી લોકમાં કૃષ્ણભક્તિ દાખલ કરનાર પહેલો તેજ છે. તેને તેનાં સગાંએ બહુ સમજાવ્યો તોપણ તેણે ન માન્યું અને બીજા ધર્મના લોક સામા થયા છતે, લોકમાં નિંદા થયે છતે તેણે પોતાનો આગ્રહ ન મૂક્યો. એથી તેની ભક્તપાત્રતા પ્રસિદ્ધિને પામી છે. તે સંસારવ્યવહારમાં કંઇ સમજતો નહિ ને તે કેવળ ઓલીઓ અથવા ભક્તિની ઘેલછાવાળો હતો એવી રીતે પ્રેમાનંદે મોસાળામાં તથા શ્રાદ્ધમાં તેને વર્ણવ્યો છે; પણ તેવો તે નહોતો એમ તેની પોતાની કવિતા અને પ્રેમાનંદની લખેલી હુંડી અને ભક્તમાળાઓ એ ઉપરથી સ્પષ્ટ જણાયછે.

હવે કવિદાખલ નરસિંહ મહેતો કેવો છે તેવિષે. જેમ તે ગોપીરૂપે કૃષ્ણની ભક્તિમાં તત્પર રહેતો તેમ તેની કવિતાવાણી પણ સ્ત્રીની છે–કુમળી, સાદી (અલંકાર વિનાની) સરળ ને ઠાવકી. તે કવિ કાઠિયાવાડનો છતાં તેની ભાષામાં સૂરતી ભાષાની કોમળતા જણાયછે. કાળિદાસ, રેવાશંકર વગેરેની ભાષામાં કંઇક કાઠિયાવાડી કઠણતા છે. વળી તેની વખતમાં લખાયલાં પુસ્તકો જે સર્વત્ર પ્રસિદ્ધ નથી થયાં તેની ભાષા હમણાથી જુદી પડેછે, તો નરસિંહની ભાષા પણ હમણાની ભાષાથી જુદીજ હોવી જોઈએ. તેણે ઘણુંકરીને પ્રભાતના રાગોમાં લખ્યું છે. તેનાં પદોની રચના અને તેને ગાવાના ઢાળ તેણે કોના ઉપરથી લીધા એ પણ એક ખોળ કરવાનો વિષય છે. કવિતાનો જીવ જે રસ તે નરસિંહની કવિતામાં સાહજિક, આછો, સાદો, નિર્મળો ને સ્થાયી છે–તુળસીવૃંદનાં સુવાસ જેવો. તેની કવિતાનો વિષય ભક્તિભાવજ છે; પણ વર્ણનઉપરથી વત્સરરસ, શૃંગારરસ, હાસ્યરસ, શાંતરસ અને સંસારી નીતિબોધ એના ચળકારા થોડા અથવા ઘણા બહાર સ્પષ્ટ જણાઈ પડેછે. તેણે પ્રભાતકાળની શોભાનાં વર્ણન સુંદર અને આનંદ પમાડે તેવાં કર્યાં છે. પ્રભાતિયાં તે નરસિંહ મહેતાનાંજ. તેણે હજારો પદ કર્યાં છે એમ લોકમાં કહેવાયછે, પણ મને તો ખોળ કરતાં હજી પોણોસો હાથ લાગ્યાં છે. તેણે તત્ત્વજ્ઞાનબોધનાં થોડાંએક પદ કર્યાં છે તેમાં પણ ભક્તિભાવ ખરો. નરસિંહ મહેતો પહેલા વર્ગના નહિ પણ બીજા વર્ગના કવિયોની પંક્તિમાં માન સાથે શોભેછે. ભરતીઓટને આધીન નહિ એવી રેતાળ તળની નાની નદી શરદ્ ઋતુમાં સવારે, બપોરે, સાંજે, રાતે ચાંદરણામાં પવનથી લહરી કરતી હોય તેવી નરસિંહની કવિતા છે ને એ જાતમાં કંઇક ભળતી કવિતા મીરાંબાઇ સિવાય બીજા કોઇની આપણી ભાષામાં જોવામાં આવતી નથી.

## મીરાંબાઈ.

એ રજપૂતાણીએ હિંદી ભાષામાં કવિતા કરી છે, પણ એમાંની કેટલીક ઘસાઈ ઘસાઈને ગુજરાતી થયેલી છે તથા મીરાં ગૂજરાતમાં ઘણો કાળ રહેલી તેથી તેણે ગૂજરાતીમાં પણ કેટલીક કરેલી એવું સંભવેછે; વળી મીરાંની કવિતા ગૂજરાતી સ્ત્રીવર્ગમાં જાણે તે ગૂજરાતીજ ભાષાની હોય તેવી સમજથી હમેશ ગવાયછે. એઉપરથી મીરાંબાઈ ગૂજરાતી કવિચરિત્રમાં દાખલ થવાને પાત્ર છે.

મીરાંબાઈ મારવાડના મેડતાના જેમલ રાઠોડની દીકરી ને મેવાડનો કુંભોરાણો જેણે સંવત્ ૧૪૭૫ થી તે ૧૫૨૫ સૂધી રાજ્ય કર્યું તેની સ્ત્રી હતી. રાઠોડ વિષ્ણુભક્ત હતો ને તેના ઘરમાં કૃષ્ણની એક સુંદર મૂર્તિ હતી, તેની તે સમારંભથી પૂજા કરતો ને સંત સાધુનો સમાગમ રાખતો. બાપતું જોઇ મીરાંનું ચિત્ત કૃષ્ણભક્તિમાં પ્રોવાયું. દીકરીની ઇચ્છા ઉપરાંત બાપે લોકાપવાદને ભયે મીરાંને પરણાવી. મેવાડનો રાણો તથા તેની મા એ શિવભક્ત હતાં ને મીરાં વૈષ્ણવ હતી તેથી અથવા મીરાં સંતસાધુ સાથે પ્રસંગ રાખતી તેથી તેને રાણા સાથે ન બન્યું ને તે જુદી રહી. અહિં તો તેણે રાણાની સખ્ત મના છતાં ઉઘાડે છોક ને વધારે વધારે સાધુ વેરાગીઓનો સમાગમ રાખવા માંડ્યો ને રાણાને પણ વૈષ્ણવ થવાનો બોધ કહેવડાવ્યો. રાણો બહુ ખીજવાયો ને દરબારી લોકે મીરાંનો ઘાટ ઘડી નાંખવાને કેમ જુક્તિ નહિ ખોળી હોય? પણ મીરાં ચેતી ગઇ ને પછી રાણાના દેશમાં પાણી ન પીઉં એવું પણ લઇ સાંઢણીઉપર બેશી ગૂજરાતમાં આવી. પછી દ્વારકા તથા ગોકુળમથુરાની જાત્રા કરી પાછી દ્વારકામાં તે આવી રહી હતી.

એની ભક્તદાખલ પ્રસિદ્ધિ આખા હિંદુસ્તાનમાં છે. એનું કથન અતિશયોક્તિભરેલું ભક્તમાળા–ભક્તિવિજયમાં છે અને ગૂજરાતીમાં દયારામે "મીરાં મન મોહનશું માન્યું" એમ કરી લખ્યું છે. એનાં પદો નાનક તથા કબીરના ગ્રંથોમાં છે. એણે પોતાના કૃષ્ણ–રણછોડને પ્રેમભક્તિથી ગાયો છે. એ નવાં કીર્તન જોડવાને ભાગવત સાંભળતી અને વૃંદાવન તથા દ્વારકામાં સંતમંડળોમાં બેશી વીણા લેઇ ગાતી.

એની કવિતામાં ભક્તિભાવનો અંતર્પટ છે, અને પ્રેમરસ બહાર પડતો છે; વળી વચમાં વચમાં વિરાગનો ભાસ પણ પડેછે. એની કવિતામાંના રસને તેજી છે, પણ તેજી તીવ્ર નથી અને રસ ઘાડો નથી તેથી ઘણીવાર અસર રહેતી નથી; તોપણ રસ સાહજિક સરલ વહેતો છે. વિચાર તૂટક ને સાદા છે, પણ કહીં કહીં "પીયરીઆંને પરદેશ મૂક્યા, સાસરીઆંરે વસાવ્યા," "ચાંદા સુરજનું તેજ તજીને, આગીઆ સંગાથે પ્રીત જોડ મા રે," એવા એવા ટુચકા છે ખરા. વાણી ઠરેલી, કોમળ, મધુર ને સુંદર છે. મીરાં જેમ રાઠોડ રજપૂત બાપની બેટી હતી તેવો તેનો ભક્તદાખલ આગ્રહ હતો અને જેમ તે રાજવંશી લાડમાં ઊછરેલી દીકરી તથા સીસોદિયા રાણાની એક રાણી હતી તેવી તેની કવિતા સુઘડ છે. "મીરાં કહે પ્રભુ ગિરિધર નાગર" એ તૂક આપણાં બૈરાંઓ કોઈ દહાડો વીસરનાર નથી. સારૂં ગાઇ જાણનારાં બૈરાં ગરબા ગાવાના પ્રસંગમાં મીરાંનાંજ પદો છટાથી ગાયછે. ગૂજરાતી ભાષામાં સ્ત્રીકવિમાં પહેલી મીરાંબાઈજ છે. એના પછી કોઇ બીજી સ્ત્રી પોતાના ગામ બહાર ઝાઝી પ્રસિદ્ધિને પામી નથી.

---

## વિષ્ણુદાસ.

નરસિંહ મહેતે સંવત્ શેકા પંદરના છેલ્લા પાયામાં પદો કરવા માંડેલાં તોપણ તે સંવત્ ૧૫૧૨ ના પ્રસંગથી તેની પ્રસિદ્ધિ થઈ છે માટે તેને ૧૬ મા શૈકાના આરંભમાં થયેલો કવિ સમજવો. એજ શૈકામાં સિદ્ધપુરમાં ઔદીચ બ્રાહ્મણ ભીમે સંવત્ ૧૫૪૦ માં હરિલીલા સોળકળા એ નામનો ગ્રંથ કર્યો છે. પાટણનો ભાલણ જેણે દશમસ્કંધ કર્યો છે ને કાદંબરીની વાતઉપર કાવ્ય રચ્યું છે તે પણ એજ શૈકાના છેલ્લા અથવા સોળમાંના પહેલા પાયામાં થયો છે. સંવત્ ૧૬૦૦ થી તે ૧૭૦૦ લગીમાં કુંતલપુરના સારસ્વત બ્રાહ્મણ તુળસીએ ૧૬૧૪ માં ધ્રુવાખ્યાન, સોજીત્રાના ગંધર્વ દેવીદાસે ૧૬૧૮ માં રૂખમણીહરણ ને ખંભાતના નાગર

બ્રાહ્મણ શિવદાસે ૧૬૭૩ માં દ્રૌપદીસ્વયંવર એ લખ્યાં છે. પણ એ શૈકામાં વિષ્ણુદાસ સૌથી આગળ પડતો છે. એ સ્તંભતીર્થ (ખંભાત) નો રહેનાર હતો. એણે કોઈ બાળકૃષ્ણ ભટને ગુરૂ થાપી રામાયણ ને મહાભારત એ બે મોટાં પુસ્તક રચ્યાં છે. રામાયણનો કિષ્કિન્ધાકાંડ, ૧૬૫૪ માં કર્યો છે, અને અયોધ્યાકાંડ, બાળકાંડ તથા ઉત્તરકાંડ એ ૧૭૧૬ માં સમાપ્ત કર્યા છે.

વિષ્ણુદાસે મોટાં પુસ્તકો કર્યાં છે, પણ તેમાં કેવળ નિરસ કથનજ છે, એવું કે ગ્રંથનાં પાત્રજનને સાધારણ અથવા હલકી સ્થિતિનાં સ્વભાવ ગુણથી વર્ણવ્યાં છે. ભાષા થડકતી, શબ્દપ્રયોગ ખોટા, અલંકાર તાણીતુશીને યોજેલા, વાક્યોની પુનરૂક્તિ ઈત્યાદી બહુ દોષ છે. કથન, રાગ–ઢાળમાં મૂકેલું છે તેથી ને કોઈ કોઈ પ્રસંગે સાંભળેથી અલંકૃત વાણી ઉભરામાં નીકળી ગઇ છે તેથી જેટલી ને જેવી સારી લાગે તેટલી ને તેવી સારી કવિતા વિષ્ણુદાસની છે. વિષ્ણુદાસની કૃતિ અઢારમા શૈકાના પ્રથમ પાયાલગીની કહેવાય, તોપણ તે સત્તરમા શૈકાની ગૂજરાતી કવિતાની પ્રતિનિધિરૂપે છે. સત્તરમા શૈકાની કવિતાનો વિષય ભક્તિ છે; પણ તે દૃષ્ટાંતનાં કથનથી દેખાઈ છે. દેખડાવનારા વિદ્વાન નહોતા તેમ ભક્તિભાવથી ઉભરાતા જોસ્સાવાળા નહોતા તેથી તેઓની કવિતાવાણી મોળી ને નિસ્તેજ છે.

---

## અખો.

એ શ્રીમાળી સોની અમદાવાદમાં ખાડિયામાં દેશાઇની પોળમાં રહેતો હતો. એના વંશમાં હાલ કોઇ નથી. એને કવિતા લખવાનું કેમ સૂઝ્યું તેનાં કારણો લોકમાં આ પ્રમાણે કહેવાયછેઃ—

અખો ઘણો પૈસાદાર હતો. એની પાસે એક બાઈએ ત્રણસેંક રૂપિઆ અનામત મૂક્યા હતા. એક વખત તે બાઈએ કહ્યું કે મને એની કંઠી ઘડી આપો. ત્યારે અખાએ પોતાની તરફથી સો રૂપિઆ ઉમેરીને ચારસેંની કંઠી કરી આપી ને તે વાત પેલી બાઈ જેના ઉપર તે બેહેનના જેવું વહાલ રાખતો તેને કહી દીધી. પણ તે બાઈને એવું સૂઝ્યું કે અખાભાઈ જાતના સોની છે તેથી તેણે કંઈ ગડબડ કીધી હશે ને એ ખ્યાલથી તે બાઇએ બીજા સોનીને તે કંઠી કીમત કરાવવાને આપી. તેણે કકડો કાપીને ગાળી જોઈ ચારસેંનો માલ છે એમ કહ્યું. બાઇ ખશીઆણી પડી ગઇ ને તેણે અખાને કહ્યું કે ભાઇ આ સમી કરી આપો. અખો કંઠી તુટવાનું કારણ પૂછી લીધા પછી ઘણો ખિન્ન થયો ને બોલ્યો કે સંસાર સાચાનો નથી.

બીજી વાત ચાલેછે કે તે ટંકશાળનો ઉપરી હતો ને એક વખત કોઈએ સરકારમાં રાવ ખાધી કે અખો સિક્કાઓમાં હીણી ધાતુ ભેળેછે. તેઉપરથી તપાસ થઇ, પણ તે રાવ સાચી ઠરી નહિ ને એઉપરથી તેનું દિલ સંસાર ઉપરથી ઊઠી ગયું.

એવાં એવાં કારણોથી અખાને સોનીના ધંધાઉપર ધિક્કાર આવ્યો ને તેણે પોતાનાં ઓજાર કૂવામાં નાંખી દીધાં ને પછી સંસારમાં સાચું શું છે તેની ખંતે ખોળ કરવા લાગ્યો. જે જે પંથો ચાલતા હતા તે તેના મોટેરાઓપાસે જઇને તેઓની સાચવટ જોતો, પણ તેમાં બધે ઠગબાજી તેણે જોઈ. એક વખત તે પોતાનાં નામ વેશ બદલીને કોઇ ગોસાંઈજીના મંદિરમાં ગયો ત્યાંથી તેને ધક્કો મારી કહાડી મૂકવામાં આવ્યો હતો ને એઉપરથી તેણે ગોસાંઇજીને કહ્યું કે તમે સઘળા પૈસાના સાથી છો, માણસ અને ગરીબાઈના સાથી નથી ને પછી આ સાખી લખીઃ—

'ગુરૂ કીધા મેં ગોકુળનાથ' 'ઘરડા બળદને ઘાલી નાથ'
'ધન હરે ધોકો ન હરે' 'એ ગુરૂ કલ્યાણ શું કરે'?

સાચું શું છે ને સાચો કોણ છે એની ખોળમાં તે ગામો ગામ ફર્યો, પણ તેના મનનું સમાધાન થયું નહિ. આખરે કાશીમાં તેણે એક રાતે સંન્યાસીના એક મઠમાં જઇ ત્યાં કોઈ બ્રહ્માનંદ નામે સંન્યાસી એક બીજા સંન્યાસી આગળ વેદાંતની કથા કરતો હતો તે સંડાસ આગળ ઉભા રહીને સાંભળી. તે કથા તેને પસંદ પડી. પછી તે રોજ ત્યાં જાય ને છાનો છાનો કથા સાંભળ્યાં કરે. દિવસે તે ઘણી ઘણી રીતે તે સંન્યાસીને કનક કામિનીની વાતો કરીને લલચાવે, પણ લલચાય નહિ. ત્યારે અખાએ જાણ્યું કે એ કોઇ મહાપુરૂષ છે ખરો. કથા સાંભળતાં વર્ષ થયેલું તેવામાં એક રાતે સાંભળનાર સંન્યાસીથી નિદ્રાનેલીધે હોકારો દેવાયો નહિ ત્યારે અખાએ હોકારો દીવો; પણ બ્રહ્માનંદને શક પડયો તેથી તેણે દીવો લઈને જોયું તો અખાને દીઠો ને પછી અખાએ કહ્યું કે મારો અનુગ્રહ કરો. તે દિવસથી અખાએ બ્રહ્માનંદને ગુરૂ માની તેની

કથા પ્રગટ રીતે સાંભળવા માંડી ને ઘેર અવકાશે વેદાંતના ગ્રંથો લખવા માંડ્યા.

એનાં પુસ્તકના બે ભાગ થઇ શકેછે-પાખંડીમત તથા આચારઘેલાઈ એવિષે છપ્પા ને વેદાંતના ગ્રંથો. છપ્પામાં મર્દાની રીતે લોકમાં ચાલતા દાખલાઓથી ઠગબાજીને અને ધરમઘેલાઈને હશી નાંખી-હસવામાં નિંદા કરી લોકને શીખામણ દીધી છે. એણે જે દાખલાઓ મૂક્યા છે તે ખરેખર અસર કરે તેવા છે. કદાપિ એમ લાગે કે એક વાતના બોધનેમાટે જુદાં જુદાં ઠેકાણાંના પ્રસંગોને પ્રમાણરૂપ સાથે મૂકવામાં તેને ઘણી મહેનત પડી હશે,- તોપણ તેની લખવાની છટાઉપરથી સાફ જણાયછે કે તેણે બહુ જોયલું, બહુ સાંભળેલું અને બહુ વેઠેલું તેથી તેનાથી સહજ લખાયાં છે ને એજ તેની કવિદાખલ ખૂબી છે. એના છપ્પા પિંગળ રીતના નથી, પણ છ ચરણની ચોપાઇઓ છે. મૂર્ખાઈનું હાસ્ય કરી શીખામણ આપવામાં અને ગૂજરાતી ભાષામાં વેદાંતના શાસ્ત્રીય ગ્રંથ લખવામાં અખા જેવો હજીસૂધી કોઇ થયો નથી. અખાએ જે વેદાંત લખ્યોછે તે વેદાંત, કવિને લખવાના વિષયને યોગ્ય નથી; તેમાં કવિતા રસ થોડોક છે ને અખો પોતે પણ કહેછે કે 'જ્ઞાનીને કવિમાં ન ગણીશ, કિરણ સૂર્યનાં કેમ વરણીશ.' શાસ્ત્રીય ગ્રંથોની કવિતામાં અલંકારની મેળવણીથી જેટલો રસ ઉત્પન્ન થાય તેટલો રસ હોયછે. ગંભીર વિષયને અનુકૂળ ભાષા ઘડાયલી નહિ તેથી અખાની ભાષા સ્વચ્છ નથી પણ ક્લિષ્ટ જેવી લાગેછે. અખાને જ્ઞાનીદાખલ ઘણું માન છે, પણ કવિદાખલ તો એ બીજા વર્ગમાં આવેછે. એની કવિતા બોધક છે ને તેમાં હાસ્યરસ સિવાય બીજો મોટો રસ નથી.

અખાએ જાતે અભ્યાસ કર્યો નહોતો, પણ તે બહુશ્રુત હતો. એના વિચાર સાધારણ નથી, પણ પ્રૌઢ છે-પંડિત માન્ય કરે તેવા છે. એણે કવિતાઉપર કે ઢાળ ઉપર નજર રાખી નથી, પણ અર્થને દૃષ્ટાંતોથી ભભકમાં બતાવવાઉપર સારીપેઠે નજર રાખી છે. એનાં બનાવેલા વેદાંતના ગ્રંથોમાંનો એક અક્ષયગીતા-અખેગીતા છે. એ ગીતાની છેવટે સંવત્ ૧૭૦૫ ને ચૈત્ર શુદ્ધ ૯ ને સોમવારની તિથિ લખી છે. એણે કેટલીએક સાખી ગરબીઓ પણ કરી છે.

---

## પ્રેમાનંદ.

સંવત્ ૧૭૦૦ થી તે ૧૭૯૯ સૂધી એટલે ૧૮ મા શૈકામાં જે સારા સારા કવિયો થયા તેમાં અને ગૂજરાતી ભાષામાં સર્વ કવિયોમાં પ્રેમાનંદ મુખ્ય છે. એના રચેલા ગ્રંથો ઓખાહરણ (૧૭૨૩), અભિમન્યુ આખ્યાન (૧૭૨૭), મૃદાલશા આખ્યાન (૧૭૨૮), હુંડી (૧૭૩૦), હારમાળા (૧૭૩૪), સુદામાચરિત્ર (૧૭૩૮), મોસાળું (૧૭૩૯), રણયજ્ઞ (૧૭૪૧), નળાખ્યાન (૧૭૭૬), અને ભાગવત દશમસ્કંધના બાવન અધ્યાય, રૂખમણીહરણ, વિવેકવણજારો, દાણલીલા એટલા મારા વાંચવામાં આવ્યા છે. કાવ્યદોહનમાં છાપેલા સુદામાચરિત્રમાં ૧૭૦૦ નું વર્ષ લખ્યું છે. ઉપર જે વર્ષો આપેલાં છે તે અનેક પ્રતોની સમ્મતિ મળેથીજ ખરાં ઠરે. દશમને અંતે કોઈ સુંદર નામે મેવાડાએ લખ્યું છે કે અધ્યાય બાવનથી અધૂરો હતો તે સંવત્ ૧૭૯૬ ની વસંત પંચમીએ પૂરો કર્યો છે. પ્રેમાનંદે બાવન અધ્યાય કેટલાં કાળમાં લખેલા ને સુંદરે આડતીસ કેટલામાં લખેલા એ નક્કી થઈ શકતું નથી, તોપણ ૧૭૭૬ થી તે ૧૭૯૬ લગી ૨૦ વર્ષ થાયછે ને એ વીસ વર્ષમાં પ્રેમાનંદનું મરણ થયેલું. દંતકથા છે કે તેણે મોટપણે ગ્રંથ લખવા માંડ્યા હતા ને ધારીએ કે તેણે ૨૫ વર્ષની વયે મામેરૂં લખ્યું તો નળાખ્યાનની સમાપ્તિવેળા તે ૬૨ વર્ષનો હતો અને પછીનાં ૨૦ લેતાં ૮૨ આવેછે; અર્થાત્ પ્રેમાનંદ એંશી નેવુંએક વર્ષની ઉમરે મરણ પામેલો ને એણે ૬૦ એક વર્ષ કવિતા કરેલી. એ દિલ્લીના ઔરંગજેબ ને મહમદશાહ એ બાદશાહોના વખતમાં હતો. પિલાજી ગાયકવાડે વડોદરામાં સંવત્ ૧૭૮૭ માં ગાદી સ્થાપી તે વેળા પ્રેમાનંદ હયાત હતો એમ અનુમાન થઇ શકેછે. એના વખતમાં ઇંગ્લાંડમાં મિલ્ટન, ડ્રૈડન ને પોપ એ કવિયો હતા.

સંવત્ ૧૯૧૫ માં હું વડોદરે ગયો હતો ત્યાં પ્રેમાનંદના વંશમાંનો કોઇ છે એ જાણવાને ખોળ કરતાં મને મનસુખરામ મળ્યા હતા. એણે વાત કરતાં આ પ્રમાણે કહ્યું છે:—" મૂળપુરૂષ જયદેવ ને એને ચાર છોકરા, તેમાં મોટાનું નામ કૃષ્ણારામ ને એનો પ્રેમાનંદ; એનો રઘુરામ; એનો ઇચ્છારામ; એનો મંછારામ; એનો ઉત્તમરામ; એનો દાજીભાઈ ને એનો મનસુખ-

રામ, ગોત્ર આશ્વલસ; માતૃ કાત્યાયની, પ્રવર પાંચ–(વચ્છસ, ચવન, ઊર્વ, આપ્નવાન ને જમદગ્નિ) અને અટક ઉપાધ્યાયની. પ્રેમાનંદ માશીને ઘેર રહેતો. ચૌદ પંદર વર્ષસૂધી મૂર્ખ ને જડભરત હતો. કામનાથ તથા બહુચરાજીનાં દહેરાં છે તે બેની વચ્ચે એક મકાનમાં કોઇ સિદ્ધ આવી રહ્યો હતો તેની પાસે તે રોજ જતો તથા સેવા કરતો ને બાકીનો વખત ગામમાં રખડ્યાં કરતો. એક દિવસ સિદ્ધે કહ્યું કે હું કાલે અહિંથી જવાનો છઉં માટે તું સવારમાં વહેલો આવજે. પ્રેમાનંદને જતાં મોડું થયેલું ને સિદ્ધ ચાલતો થયેલો, પણ પછી તે લોકને પૂછતો ને દોડતો થોડેક ગયો એટલે સિદ્ધ મળ્યો. પ્રેમાનંદ ગગળી ગયેલા જેવો પગે પડ્યો ને સિદ્ધે કહ્યું કે જા તું પ્રાકૃતમાં કાવ્ય કરવાને સમર્થ થઇશ, વહેલો આવ્યો હોત તો સંસ્કૃતમાં કરવાને સમર્થ થાત. એ રીતે પ્રસાદ લઇને ઘેર આવ્યો ને પછી કાવ્ય કરતો થયો. પ્રથમ ઘણી ગરીબ હાલતમાં હતો, પણ પછવાડેથી તેણે પચીસ ત્રીસ હજાર રૂપિઆ મેળવેલા. એનાં બંધાવેલાં ઘર રૂપિઆ દશ હજારનાં હાલ છે. તેણે કેટલાંક ધોળગીત પણ બનાવેલાં છે કે જે વલ્લભી વૈષ્ણવોમાં ગવાયછે.” વડોદરાના તેમ સૂરતના કેટલાક લોક કહેછે કે ‘તે માશીને ઘેર રહેતો અને ભિક્ષાવૃત્તિથી ગુજારો કરતો. એક વખત કોઇ સિદ્ધે એને બારણે આવીને કહ્યું કે હું બે દહાડાનો અપવાસી છું તે ઉપરથી પ્રેમાનંદે તેની સેવા કીધી ને સિદ્ધે જતી વખત તેની જીભ ઉપર કંઇ લખ્યું તેથી તેનામાં કાવ્યશક્તિ આવી.’ કેટલાક કહેછે કે એ ન્યાયશાસ્ત્ર ભણ્યો હતો. કેટલાએક કહેછે કે એ પુરાણી હતો. કેટલાએક કહેછે કે એને એક પ્રસંગે પુરાણીઓ સાથે રકઝક થઇ તે ઉપરથી એઓ એવી તજવીજ કરતા કે કોઈ પ્રેમાનંદ પાસે પુરાણ વંચાવે નહિ. પ્રેમાનંદે કહ્યું કે તમે આટલા શેના ફૂલાઈ જાઓછો—હું ભાગવતનું ભાષાંતર કવિતામાં કરૂંછું કે જેથી તમારો કોઈ ભાવ પૂછવાનું નથી. એ આગ્રહમાં તેણે પ્રથમ તો દશમસ્કંધનું પ્રાકૃત કરવા માંડ્યું. વડોદરાના નાગરો એની નિંદા કરતા કે સંસ્કૃત કથા પ્રાકૃતમાં ભાખી તેમાં તે નવું શું કીધું? એ ઉપરથી તેણે નરસિંહ મહેતાસંબંધી લખવા માંડ્યું. મનસુખરામે કહ્યું હતું કે એક પ્રસંગે નાગર બ્રાહ્મણની નાત જમવા બેઠેલી ત્યાં પાટે બેશી મામેરૂં ગાઈ સંભળાવ્યું તેથી નાગરો એટલા તો ખુશ ખુશ થઇ ગયા કે તેઓએ પોતાના ચંબુઓ તેને આપી દીધા. કેટલાએક કહેછે કે એણે સંસ્કૃત મહાભારત વાંચ્યું ત્યારે એને પચીસેક રૂપિઆ મળ્યા હતા, પણ જ્યારે તેણે મહાભારતનું પ્રાકૃત વાંચ્યું ત્યારે તે ઘણુંજ કમાયો.

આટલું તો ખરેખરૂં છે કે તે પ્રથમ ગરીબ હાલતમાં હતો–“ઉદર નિમિત્ત કરી સેવ્યું ગામ નંદરબાર” (સુદામાચરિત્ર.) એ સૂરતમાં પણ રહેલો. “મુહૂર્ત કીધું સુરતમાં થયું પૂર્ણ નંદરબારજી.” એ સ્માર્ત હતો પણ પુરાણી એટલે તુળસીની કંઠી પહેરી રાખતો, પણ જેમ દયારામ વલ્લભી વૈષ્ણવ હતો તેવો તે નહોતો. એ સંસ્કૃતમાં સારો વ્યુત્પન્ન હશે ને પુરાણ વાંચવાનો ધંધો કરતો હશે એમ સંભવેછે. ન્યાયશાસ્ત્ર ભણ્યો હતો એવું તો માત્ર એની હારમાળાઉપરથી જેટલું જણાય તેટલુંજ; પણ તેમાં તેવું કંઇજ જણાતું નથી. રસાલંકારશાસ્ત્ર ભણ્યો હોય અથવા સંસ્કૃતમાં વ્યુત્પન્ન થવાને આપણા ગૂજરાતીઓ પંચકાવ્ય ભણતા તેમાંનાં થોડાંએક કોઇ રસિક ગુરૂ પાસે ભણ્યો હોય. એના ગ્રંથોમાંના રસાલંકાર ઉપર વિચાર કરતાં પાછલી વાતનો સંભવ મને તો વધારે જણાયછે. એ જો સંસ્કૃતમાં સારો વ્યુત્પન્ન હોત તો જે રસિકતા એણે ગૂજરાતીમાં બતાવી છે તે, સંસ્કૃતમાં કાવ્ય કરી બતાવી હોત, અને તેથી તેને કોઈ મહારાજાનો આશ્રય મળવાનો સંભવ હતો. તેને નંદરબારના ઠાકોરનો આશ્રય હતો એમ કેટલાક કહેછે, પણ તેના ગ્રંથમાં તેસંબંધી કંઈ જણાતું નથી. આટલો ભાસ થાયછે કે નળાખ્યાન તેણે રાજ્યાશ્રયની ઉમેદમાં લખ્યું હશે, પણ આશ્રય મળ્યો કે નહિ તે કહેવાઈ શકાતું નથી. પ્રેમાનંદનો સમય એવો નહોતો કે સંસ્કૃત કવિની બૂજ ન થાય. વળી જે સમયમાં પ્રાકૃત પુસ્તકોને સંસ્કૃત જેટલું માન નહોતું તે સમયમાં તેણે પ્રાકૃત કિયા ઉદ્દેશથી ને કિયા પ્રસંગથી લખ્યું એ જાણવું અવશ્ય છે. હવે એની કવિતાવિષે. જ્યાંસૂધી સર્વ ગ્રંથો વર્ષ પ્રમાણે મૂકેલાં એવું એક મોટું પુસ્તક થયું નથી ત્યાંસૂધી ખરેખરો વિચાર આપી શકાય નહિ; પણ જેટલું મારા વાંચવામાં અને ચર્ચાવામાં આવ્યું છે તેટલાઉપરથી આ પ્રમાણે કહી શકાયછેઃ—કવિતાનો આત્મા જે રસ તે પ્રેમાનંદની કવિતામાં ઘણુંકરીને એકસરખો સાધારણ ઊજળો ને ઘાડો હોય તેવો દીપેછે. એની કવિતા કરૂણા ને હાસ્ય એ બે રસથી વિશેષ વ્યાપ્ત છે ને બીજા રસ શૃંગાર, વીર, અદ્ભુત એ પ્રસંગોપાત સારા દેખાયછે. પ્રેમાનંદે સ્વભાવસ્થિતિ–રીતભાતનું, અનુકૂળ ગૌરવવાળી શુદ્ધ વાણીમાં રસભર્યું વર્ણન કર્યું છે. અલંકાર પણ ઘટતા ને સારા છે. એણે એની પહેલાં થઇ ગએલાંઓના દેશી રાગ–ઢાળમાં અથવા તેમાં વધારો ઘટાડો કરી નવા કરી એ રીતની વાણીમાં ગ્રંથ રચ્યા છે. હુંડી, શ્રાદ્ધ, હારમાળા ને મોસાળું એ ચારમાં નાયક નરસિંહ મહેતો છે, ને એ ચારમાં ઉત્તમ મો-

સાળું છે. એમાં અને સુદામામાં હાસ્ય ને કરૂણા એ બે રસ છે. ગૂજરાતીમાં જુદા જુદા ત્રણ પ્રકારના હાસ્ય લખનારા અખો, પ્રેમાનંદ ને સામળ એ થયા છે, તેના જેવા બીજા કોઇ થયા નથી. ઓખાહરણમાં શૃંગાર પ્રધાન છે ને તેથી ઓછો વીર છે. મૃદાલશામાં શૃંગાર, કરૂણા ને થોડાંએક અદ્દ્ભુત છે. અભિમન્યુમાં વીરનું પ્રાધાન્ય અને બીજા કરૂણા ને શૃંગાર છે. નળાખ્યાનમાં કરૂણાનું પ્રાધાન્ય ને શૃંગાર, હાસ્ય એ છે. વિવેકવણજારામાં શાંત છે અને દશમમાં સઘળા રસ છે, પણ વિશેષે વત્સરસ છે.

વિષયનું રૂપ અને દર્શાવવાની શક્તિ અને વાંચનારના ઉપર થતી અસર એ ત્રણ ઉપરથી કવિતા ઉત્તમ કે મધ્યમ કે કનિષ્ઠ કહેવાયછે. વળી સર્વ કાળના સર્વ સ્થિતિના લોક જેટલી પ્રસન્ન કરે તેટલા ગૌરવની ને તેટલી શક્તિથી લખાયલી કવિતા તે ઉત્તમ છે. વાલ્મીક, વ્યાસ, કાલિદાસાદિ એઓએ જે પ્રતિની કવિતા કરી છે તે પ્રતિની કવિતા પ્રેમાનંદની નથી. પ્રેમાનંદે વિશેષે ગૂજરાતીઓને પ્રસન્ન પડે તેવી કવિતા કરી છે. એની કવિતામાં ઉત્તમ વર્ગના જનની સ્થિતિનું ચિત્ર નથી, પણ મધ્યમ વર્ગના જનની સ્થિતિનું વિશેષે છે. એણે પોતાના ગ્રંથોમાં સંસ્કૃતમાંના ને દંતકથાના વિષયો લીધા છે અને તેને પોતાનાં સંસારજ્ઞાન તથા તર્કશક્તિ એ બેથી શણગાર્યા છે. એની કવિતામાં પાત્રજનોની મૂર્તિ યથાસ્થિત પડેલી જોવામાં આવતી નથી. વળી એક માણસ જુદે જુદે પ્રસંગે જુદા જુદા રંગમાં દેખાય, પણ તે તેનો તેજ છે એમ તો હોવુંજ જોઈએ. એ વિષયમાં પણ અપૂર્ણપણું દેખાયછે. કારણ કે કવિ, સ્થિતિવર્ણન કરવાના પોતાના મુખ્ય રસમાં અને પોતાની વખતના લોકને પ્રસન્ન કરવાના કોડમાં નિત્ય મગ્ન હતો. એનો સૌથી શ્રેષ્ઠ ગ્રંથ પોતાની ઠરેલી સ્થિતિમાં ઠરેલી કલમથી લખાયલો નળાખ્યાનનો છે. ભાગવત પછી લખ્યું છે, પણ તે વૃદ્ધાવસ્થામાં ને ઉતાવળથી લખેલું હોય એમ ભાષા તથા વર્ણનશૈલીઉપરથી જણાયછે.

વર્ણનરસ અને વર્ણનશૈલી એ પ્રેમાનંદની કવિતાની મોટી ખૂબી છે અને એઉપરથી ગૂજરાતીઓ હુંડી, સુદામાચરિત્ર, મોસાળું, ઓખાહરણ એ ગ્રંથો અમુક અમુક ટાણે ઉમંગથી ગાયછે અને નળાખ્યાન ને ભાગવત ચોમાસામાં વાંચેછે અથવા સાંભળેછે. પ્રેમાનંદની કવિતા એ ગુર્જરી સ્થિતિપ્રદેશમાં એક સુંદર સરોવર છે કે જેની લહરીમાં સર્વ ગૂજરાતીઓ પોતાનાં રોવાં, હસવાં, દુઃખ સુખનાં પ્રતિબિંબ જોઈ જોઇને નિવૃત્તિઆનંદમાં રહેછે. કવિ પોતે પણ એજ આનંદ લેનારો હતો. સ્વભાવે માયાળુ, મળતાવડો, વિવેકી ને ઠરેલ હતો. સંસારઉપાધિમાં છતે તે ગભરાતો નહિ, પણ સૂધે રસ્તે ઉદ્યમ કરી સંતોષથી રહેતો. એ પોતાનાં કુટુંબમિત્રમંડળમાં ઠાવકી મજાથકી, ઠાવકા અભિમાનથી, ઠાવકા કોડીલાપણાથી રસવાર્તા કરી આનંદમાં કાળ ગુજારતો હોવો જોઈએ.

---

## સામળભટ.

મહાપચ્ચિસીમાં સંવત્ ૧૭૭૭ ને ૧૭૮૫ એ વર્ષો આપેલાં છે, પદ્માવતીમાં ૧૭૭૪ નું વર્ષ છે, રણછોડજીના શ્લોકોમાં ૧૭૮૧ છે, સિંહાસનબત્રીસી પછી સુડાબહોતેરી લખાઈ છે એ ઉપરથી ધારી શકીએ છીએ કે સામળે સંવત્ ૧૭૭૦ થી તે ૧૭૮૦ લગીમાં ઘણાએક ગ્રંથ લખ્યા છે. કહેવાયછે કે જ્યારે રખીદાસે તેની કીર્તિ સાંભળી તેડાવ્યો ત્યારે તેની ત્રીસ વર્ષની ઉમર હતી, તો અટકળ થાયછે કે ૧૭૪૦ પછી તેનો જન્મ થયેલો ને ૧૮૦૦ પછી એનું મરણ થયેલું.

એ કવિ શ્રીગોડમાળવી, સામવેદી, સ્માર્ત બ્રાહ્મણ હતો ને તે શ્રીનગરના (અમદાવાદના) વેગણપુર નામે પરામાં જેને હાલ ગોમતીપુર કહેછે ત્યાં રહેતો હતો. એના બાપનું નામ વીરેશ્વર, માનું નામ આનંદબાઇ અને ગુરૂનું નામ નાનાભટ હતું. એને બે છોકરા હતા, તેમાં પુરૂષોત્તમ ભણ્યો ગણ્યો લાયક હશે માટે તેના ઉપર કવિ પ્રેમથી જોતો ને કવિતા ગાવાને પોતાની સાથે રાખતો.

એ કવિની કીર્તિ સાંભળી વાસણ વંશનો લેઉઆ કણબી રખીદાસ પટેલ જે માતર પરગણામાં સુંઝ નામે ગામમાં રહેતો હતો તેણે સામળભટને પોતાના ગામમાં તેડાવીને મોટા સત્કારથી તેના ગુજરાનનેમાટે કેટલુંક પસાયતું કરી આપીને પોતાની પાસે રાખ્યો હતો. અહિં પછી સામળે રખીદાસને રીઝવવાને સિંહાસનબત્રીસી કીધી, તેમ રખીદાસના છોકરા ઝવેરને રીઝવવાને સુડાબહોતેરી કીધી. એના રચેલા ગ્રંથો સિંહાસનબત્રીસી, સુડાબહોતેરી, નંદબત્રીસી,

મદનમોહના, બરાસકસ્તૂરી, પદ્માવતી, શનિશ્ચરાખ્યાન, ઓઢાણાનું આખ્યાન, ઉદ્યમકર્મસંવાદ, ભક્તમાળા (?), અંગદવિષ્ટી, મંદોદરીસંવાદ, શિવપુરાણ, રેવાખંડ, રણછોડજીના શ્લોકો વગેરે છે.

સામળે વ્રજભાષાનો અને સંસ્કૃતનો સારો અભ્યાસ કરેલો જણાયછે. કેટલાએક કહેછે કે એને જ્યોતિષ પણ આવડતું હતું ને તે પુરાણ વાંચતો હતો. દોહરા, ચોપાઇ, છપ્પા, કવિત વગેરે વૃત્ત જે મૂળ સંસ્કૃતમાં નહિ (પ્રથમ વ્રજભાષામાંજ નીકળેલાં) તે સામળે ગૂજરાતીમાં વિશેષે પ્રવૃત્ત કીધાં ને તેમાં તે ફતેહ પામ્યો છે. તેની કવિતાનો મોટો ભાગ વાર્તાનો છે. એ વાર્તાઓ લખવાનો ઉદ્દેશ ગામડિયાઓને રીઝવવાનો છતાં તેણે પોતાની વિદ્વત્તા અને કવિત્વશક્તિ સારીપેઠે બતાવી છે. અજ્ઞાની લોકની કવિતાતરફ રૂચિ કરાવ્યાનું અને તેમાં નીતિ બતાવ્યાનું માન સામળને છે. ભોજપ્રબંધ આદિ લઇ વિક્રમ ભોજસંબંધી સંસ્કૃત પુસ્તકોમાંથી જોઇ લઇને સારીપેઠે વધારીને તેણે વાર્તાઓ બનાવી છે. કેટલીક નવી યોજી છે ને કેટલીક ફારસીમાંથી સાંભળી લેઈને કરી હશે! તેણે સંસ્કૃત સાહિત્યના શ્લોકના કવિત છપ્પા બનાવેલા છે.

સામળભટની પ્રસિદ્ધ કવિતા વાર્તા છે તેમાં વિષય સ્ત્રીચરિત્રનો છે:—

"अनृतं साहसं माया मूर्खत्वमतिलोभता,
अशौचं निर्दयत्वं च स्त्रीणां दोषाः स्वभावजाः"

એ શ્લોકમાં સ્ત્રીના જે પ્રકૃત છ દોષ કહ્યા છે તે સામળે અનેક વાર્તાકથનદૃષ્ટાંતે દેખાડ્યા છે—એટલેલગી કે કવિયે એ વિષય ન લખ્યો હત તો સારૂં થાત. એણે અતિશયોક્તિથી સ્ત્રીને નિંદિત કહી છે, એવું વાંચનારના મહોડામાંથી નીકળેછે. "મહાનપુરૂષ માખણ ગ્રહે, ગ્રહે છત હિણા છાસ; નીચ બુદ્ધિ નરકે પડે, વડાને વૈકુંઠ વાસ." એવું એવું જે લખ્યું છે તે ઉપરથી જણાયછે કે કવિ પણ પોતાની કવિતાથી નઠારી અસર થશે એવું જાણતો હતો. વાર્તાકથનના તેજમાં સુબોધ દબાઇ ગયો છે. જો કે કેટલીક મોટી વાર્તામાં કેટલીક સ્ત્રીની મૂર્તિ રૌદ્ર ને ભયાનક રસ ઉત્પન્ન કરેછે ને કેટલાક પુરૂષોની સુઘડ મૂર્તિ ઊજળો આનંદ આપેછે, તોપણ સર્વે વાર્તાવિષે સાધારણ વિચાર આટલોજ આપી શકાયછે—કે તે તર્કથી યોજાઇ છે તોપણ તે ઉત્તરોત્તર તર્કથી—નવાં નવાં વર્ણનથી રસભરી થઇ નથી; હા, સાહિત્ય અલંકારથી તેજદાર છે ખરી. કથન પણ ઘણુંકરીને એક સરખાં સાદાં છે—યુક્તિ ને ખટપટ ભરેલાં નથી કે એક નવો રંગ દેખાય. વાર્તામાં ને બીજી કવિતામાં પ્રસંગે પ્રસંગે નવે રસ, અલંકાર તથા સાહિત્યથી દેખાડ્યા છે, પણ એ રસ ઘટ્ટ જામેલા નથી—ઉપલકિયા છે એટલે અસર ઘણીવાર રહેતી નથી. કવિનો ગ્રંથ લખવાના ઉત્સાહનો ઉભરો એવો તો જોશમાં બહાર પડેલો છે કે તેણે હિંદુ, ઉર્દુ, જૈન શબ્દો તાણીતોડી પ્રાસને અનુકૂળ કરી પોતાની વાણીને સરળ તેજ મારતી ને છટાવાળી દેખાડી છે. સામળે ઘણું લખ્યું છે, ઘણું સાહિત્ય વાપર્યું છે, ઘણો બોધ આપ્યો છે, ઘણી ચાતુરી બતાવી છે ને ઘણા રંગ દર્શાવ્યા છે; તે સૌ જોતાં તેની કવિતા એ, ગુર્જરી સ્થિતિ પ્રદેશમાં એક રંગમંડપ હોયની શું તેવી શોભેછે કે જેમાં ગૂજરાતી સ્ત્રીપુરૂષો અનીતિ, મૂર્ખાઇ વગેરેનું હાસ્યરસ નાટક જોઇ અને દૃષ્ટાંતકથન સાંભળી સુબોધ શિક્ષા ગ્રહણ કરેછે. ગૂજરાતીઓમાં પ્રવૃત્તિના આનંદનો અને ઉદ્યમ, સાહસ, ધૈર્ય, બળ, બુદ્ધિ, પરાક્રમ એ સદ્ગુણોનો પ્રથમ બોધ કરનાર સામળભટ છે—"જીવતો નર ભદ્રા પામશે" એ વચન તો કહેણીરૂપ થઇ રહ્યું છે.

---

## વલ્લભભટ.

કળિકાળના ગરબામાં સંવત્ ૧૭૯૭—૯૮ નાં વર્ષ છે ને ધનુષધારીના ગરબામાં ૧૭૯૨ નું વર્ષ છે. એ અમદાવાદનો ભટ મેવાડો પ્રથમ વૈષ્ણવ હતો. કેટલાક કહેછે કે જ્યારે તે શ્રીનાથજી ગયો ત્યારે ત્યાં મંદિરમાં તેનાથી ખૂણામાં થુંકાઈ ગયું ને લોકે તેનો ફિટકાર કીધો. એ વખત વલ્લભ ધીરજથી બોલ્યો કે હું કંઇ જાણી જોઇને થુંકયો નથી ને તે કરતાં હોય, માબાપના ખોળામાં છોકરાં થુંકેછે તો તેથી કંઇ તે રીસે ભરાતાં નથી. મંદિરવાળા બોલ્યા કે મા સહન કરે, પણ બાપ સહન ન કરે; ને આ તો બાપનું ધામ છે. એ ઉપરથી વલ્લભે વિચાર્યું કે બાપના કરતાં માનું વહાલ વધારે છે માટે આજથી હવે હું માનેજ ગાઈશ ને પછી તે દેવીભક્ત થયો.

કેટલાએક કહેછે કે તે પ્રથમ નઠારા છંદમાં પડેલો ને તેમાં તેને કોઇએ મદ્ય પીતાં જોયલો તેથી તે ઠપકામાંથી બચી જવાને તેણે દેવીભક્ત કહેવડાવવા માંડ્યું.

એવા છંદી છોકરાઓને લાવણીઓ ગાવાની ટેવ હોય-છે તેથી તેણે લોકમાં ફજેત થયાનેલીધે શરમની લાવણીથી તેણે દેવીની પ્રથમ લાવણી ને પછી ગરબાઓ બનાવવા માંડેલા.

અંબાજીથી ચુંવાળ પ્રાંતમાં બહુચરાજી આવતો ત્યારે તેને તે સ્થાન ઘણું સારૂં લાગ્યું અને ત્યાં રહીને તેણે બહુચરાજીનો મહિમા સારીપેઠે વધાર્યો.

વલ્લભભટનાં માબાપની કંઈ ખબર નથી. પણ એ, ધોળોભટ, હરિભટ અને એક બીજો મળીને ચાર ભાઈ હતા. એમાં ધોળોભટ પણ કવિતા કરતો. માતાનાં દહેરાંઓમાં આરતીને અંતે જે બોલાય છે તેનીસાથે ભક્તદાખલ "વલ્લભ ધોળાકી જે" એમ પણ બોલાય છે.

એની કવિતા ગરબા, ગરબી, લાવણીઓ અને થોડાંક રાગનાં પદોમાં જોવામાં આવેછે. એના મોટા ગરબામાં ધનુષધારીના વર્ણનનો, આનંદનો, શણગારનો, કળિકાળનો, ચોસઠ જોગણીનો, બહુચરાજીનો એ પ્રખ્યાત છે. વલ્લભભટ જગદીશ્વરને શક્તિરૂપે માનતો ને ભજતો—જેમ બાળક પોતાની માના ઉપર વહાલ રાખે ને તેની કને લાડે ને તેનીપાસે માગે તેવી રીતે દરેક જણે જગદંબા—જગતની માઉપર ભક્તિ રાખવી;—કોઈ કરનારે જગત્ કીધું, પણ કરનારામાં શક્તિ હતી તો તે થયું માટે શક્તિ આદિ પૂજ્ય છે એમ તે માનતો. એના વખતમાં ગૂજરાતની ને ગૂજરાતીની જે સ્થિતિ હતી તેનું વર્ણન તેણે કળિકાળના ગરબામાં અસર કરતું કર્યું છે. શક્તિઉપર ભક્તિ ને દેશની દાઝ એ બેવિષે ગૂજરાતમાં પ્રથમ બોલનાર વલ્લભ છે—"દુર્મતિ દીધી દેશને હો બહુચરી, સુમતિ કરાવી તાજ" "દશદિશ દાખ્યું દેશમાં હો બહુચરી, વાધ્યો વિષય વશોક" "આઈ અમી છાંટો નાંખિયે હો બહુચરી, છોરૂ ઢોરૂ ને ગ્રામ" "નેઉવેથકી નારાયણી હો બહુચરી, દેશમાં દો નવ નિદ્ધ." વળી ગરબા ગરબી એ શબ્દો વલ્લભની પહેલાં વપરાયા જોવામાં આવતા નથી, માટે એ શબ્દો પણ એણેજ કયાં ન કહાડ્યા હોય? એની ભક્તિ વિનયવાળી છે.

વલ્લભની ભક્તિવિષયની કવિતા જોશથી ઊભરાતી સરળ વાણીમાં સાથે ને સાલંકાર શોભેછે—થડકો વીરરસવિષય લખવાનો હોય તેવો છે.

સંવત્ ૧૭૦૦ થી તે ૧૭૯૯ લગીમાં થયેલા અખો, પ્રેમાનંદ, સામળ ને વલ્લભ એનાં ચરિત્ર પાછળ લખ્યાં છે, પણ એ સિવાય જે બીજા થયેલા તે આ છેઃ—જગજીવન સંન્યાસી, એણે જ્ઞાનમૂળ (સંવત્ ૧૭૭૨ માં) ને નરબોધ એ ગ્રંથ કર્યા છે. એ અમદાવાદપાસે રાજપુરના પુષ્કર તળાવઉપર રામનાથ મહાદેવમાં રહેતો. રત્નો એ ખેડાનો ભાવસાર ૧૭૯૫ માં હતો ને એ પોતાના વિરહશૃંગારના મહિના કુમળી રંગીલી વાણીમાં લખીને પ્રસિદ્ધિ પામ્યો છે. સૂરતમાં શિવાનંદ નામે નાગર બ્રાહ્મણ થયો, તેણે શિવપૂજાનાં પદો રસાલંકારયુક્ત અનેક રાગમાં લખ્યાં છે. તેમાં વસંતનાં પદ બહુ સારાં છે. એ પૂજા હજીપણ મહાદેવનાં દહેરાંમાં ગવાયછે. જૈન કવિમાં રાંદેરના વિનયવિજયે સંવત્ ૧૭૩૮ માં શ્રીપાળનો રાસ લખ્યો છે. અમદાવાદના મોહનવિજયે ચંદનો રાસ લખ્યો છે. અને ઉદયરત્ન તથા સમયસુંદર એઓએ પણ સારી કવિતા કરી છે.

## કાળિદાસ.

વડનગરો નાગરગૃહસ્થ વસાવડનો કહેવાયછે. એણે પ્રલ્હાદઆખ્યાન, ધ્રુવાખ્યાન, સીતાસ્વયંવર, ઈશ્વરવિવાહ, ચંડીકાના ત્રિભંગીછંદ વગેરે કર્યા છે. પ્રલ્હાદઆખ્યાનમાં સંવત્ ૧૮૧૭ નો લખ્યો છે. પ્રલ્હાદઆખ્યાનમાં રૌદ્ર ને ભયાનકરસ, ધ્રુવાખ્યાનમાં કરૂણારસ અને ઈશ્વરવિવાહમાં શૃંગારરસ વિશેષે જોવામાં આવેછે. ભાષા સાદી પણ રસથી ભરેલી અને અલંકાર થોડા છે, તોપણ તે સારા છે.

## પ્રીતમદાસ.

એ ચરોતરના સંધેસર ગામનો ભાટ સંવત્ ૧૮૩૮ માં હતો. એણે વેદાંતજ્ઞાનવિચારને શૃંગાર વાણીમાં મૂકી કવિતા કરી છે. મોટા ગ્રંથમાં એક ગીતા ને ભાગવતનો એકાદશમો સ્કંધ એ છે, બાકી બીજી છૂટક કવિતા પદ, ગરબી, ધોળ વગેરેમાં છે. એની કવિતા સાથે, ઘટ્ટ, કોમળ, સરળ ને રસભરી છે. એ પ્રથમ વિષ્ણુભક્ત હતો ને ભક્તિનાં પદ કરતો; પછવાડેથી તે બ્રહ્મજ્ઞાની થયો હતો.

# ત્રિવિક્રમાનંદ.

ત્રિવિક્રમાનંદ ઔદિચ્યસહસ્ર બ્રાહ્મણ જંબુસરમાં જન્મ્યો હતો. તે રાઘવાનંદજીનો અખાડો જે હાલ જંબુસરમાં છે ત્યાં ગયા કરતો અને ત્યાંથી તે કંઇ જ્ઞાનમાર્ગ સમજેલો. ૧૫ વર્ષની વયે માબાપે લગ્ન કીધાં ત્યારે સાવધાન થતી વખત તેણે ગોરને પૂછ્યું કે સાવધાન તે શું? ગોરે કહ્યું કે લગ્નઘડી સાચવવાનેમાટે સાવધાન કહેવાયછે, પણ તેથી તેના મનનું સમાધાન થયું નહિ. પોતે મનમાં એમ લઈ લીધું કે ઓ જીવ તું આ સંસારની જાળમાં ન પડ ને પછી તેણે દિશા જવાનું બહાનું કહાડ્યું, તેનાં માબાપ ઘણાં પૈસાદાર હતાં ને એનો બાપ અને બીજા ત્રણ કાકા એ ચાર વચ્ચે તે એકનો એકજ લાડકવાયો છોકરો હતો, તેથી તેઓએ જોષીને પૂછ્યું કે બીજું કોઈ મુહૂર્ત્ત આવેછે? જોષીએ ઉત્તર દીધો કે હા, બે દહાડા પછી આવેછે. સૌએ કહ્યું કે સાસરાના ઘરમાં દિશાએ જાઓ, પણ એણે ના પાડી અને ઘેર જઈ માને બોલાવીને કહ્યું કે, સૌએ સાવધાન કહ્યું તેથી હું તો સાવધ થયો, હવે આ તારાં કલ્લાં, સાકળાં લેઇલે, ને પછી પોતેજ ઉતારી આપ્યાં. માએ અને બીજાંએ ઘણો આગ્રહ કર્યો તોપણ સૌનો ત્યાગ કરીને તે ત્યાંથી નાઠો. નાશીને રાઘવાનંદને અખાડે ગયો અને ત્યાં ગુરૂને સર્વ વર્તમાન વિદિત કીધું. ગુરૂને કહ્યું કે મને તમારી પાસે રાખો, પણ ગુરૂએ કહ્યું કે તારાં માબાપ શ્રીમંત છે તે મને હેરાન કરે; બીજું તેં મારી આજ્ઞાવિના સાધુદીક્ષા કેમ લીધી? જ્યારે ગુરૂએ ન સ્વીકાર્યો ત્યારે તે કાશી તરફ જતો રહ્યો. ત્યાં ચારેક વર્ષ રહ્યો અને ત્યાંથી પછી પોતાની ૨૦ એક વર્ષની ઉમરે સૂરતમાં આવ્યો ને અહિં લાલ દરવાજે રૂદ્રાજી બાપુજીની વજરાબાઇની વાડીમાં ઉતર્યો. અહિં હાલેતા ભગત નામે સાધુ રોજ કથા કરતા તે તે સાંભળતો. પોતે સાધુ પણ માથે પાઘડી ખરી. ત્યાં લેઉઆ કણબી રામભાઈ પટેલનો અને ભાણાભાઈ કીમિયાગરનો ત્રિવિક્રમાનંદને સમાગમ થયો. એ રામભાઈ પટેલ પાલેસાપીર અટકે મોમનાનો ધર્મ માનતો હતો. કથા પ્રસંગે રામભાઈ વગેરેની શંકા ત્રિવિક્રમાનંદ ભાંગતો, તેથી તેઓએ તેને પૂરો જ્ઞાની અને તેજસ્વી દીઠો. એ સમાગમથી ત્રિવિક્રમાનંદે ભાણાભાઇને ત્યાં રહેવા માંડ્યું. પછી થોડા દહાડા એક મફન નામે દરજીને ત્યાં રહેવાનું રાખ્યું, પણ જમવાને તે રામભાઇને ત્યાં જતો. અહિં ઠીક ન પડ્યું ત્યારે હરિપરામાં અવલસન મિડધાના ઘરમાં ત્રણ વર્ષ રહ્યો ને પછી પાછો રામભાઇને ત્યાં રહ્યો. એ વર્ષોમાં એ આનંદરામ શાસ્ત્રીને ઘેર જઇને કૌમુદીનો અભ્યાસ કરતો ને ઘર આગળ હિંદુસ્તાનીમાં લખેલાં વેદાંતનાં પુસ્તકોની કથા વાંચતો. એણે પ્રથમ તો રામભાઇનાં ઘરનાંને કંઠી બાંધી ઉપદેશ કીધો. પછી તેણે કડવા કણબી ગોરધન અને લેઉવા કણબી ત્રીકમ એઓને ત્યાં રહેવા માંડ્યું. ગોરધનના ઘરમાં ભાગવત વંચાતું. એ રામભાઈ જે ગળિયારાની નાતમાં પટેલ હતો તેને કોઇ નાતીલા ગળિયારાએ પોતાના મરણ વેળા પોતાની બૈરી છોકરાં અને પૈસાની સોંપણ કીધી હતી તેથી એ સૌ રામભાઇની સાથે ત્રિવિક્રમાનંદની કથા સાંભળતાં. થોડા દહાડા પછી ત્રિવિક્રમાનંદ કણપીઠમાં આવી રહ્યો અને અહિં પેલા મરનારની ધણીઆણી પાર્વતી તેને, તેના છોકરા વ્રજલાલને અને તેના ચાકર હરજીવનને એ સૌને ઉપદેશ કરી સાધુ કીધા. પાર્વતીને પૂર્ણાબાઇ, વ્રજલાલને વિજયાનંદ અને હરજીવનને દ્દયાનંદ એપ્રમાણે નામ ત્રણેનાં ફેરવ્યાં. વિજયાનંદના બાપે ૧૦,૦૦૦ રૂપિઆ મૂક્યા હતા તે તેણે સાધુઓને ખવાડવામાં, કીર્તન ભજન કરાવવામાં અને રાગરંગમાં ખરચી નાંખ્યા. એ અવસરમાં વિજયાનંદ ગાતાં પણ સારૂં શીખ્યો હતો. ત્રિવિક્રમાનંદના અખાડામાં દેવીદાસ, વિષ્ણુદાસ, ખુમાનદાસ, ઘાસીરામ, લાલખાં, લાડુ, વેણુબા, કબીરખાં, બાપુજી કંસારો, શિવરામ, શિવાનંદ વગેરે ગાનારાઓનો પ્રસંગે પ્રસંગે મેલાવડો થતો હતો. એ સર્વના સહવાસથી વિજયાનંદ ઘણું સારૂં ગાતાં શીખ્યો હતો. ત્રિવિક્રમાનંદે ૩૫ સેક વર્ષની ઉમરે સ્વહસ્થે સંન્યસ્ત લીધું હતું. હરિપરાનું મકાન લીધા પછી તેણે પંચદશી, ભાગવત, યોગવાસિષ્ઠ, આદિ ગ્રંથોનાં બબ્બે ચાર ચાર પારાયણો કીધાં. એણે પોતાની ૬૦ એક વર્ષની ઉમરે દેહ ગાળ્યો. એ યોગાભ્યાસ કરતો તેથી કંઇ શરીરમાં વિક્રિયા થઇ હતી ને એથી તેણે બળાત્કારે વહેલો વહેલો અંત આણ્યો–સંવત્ ૧૮૭૯ માં.

ત્રિવિક્રમાનંદનો અખાડો ચલાવનાર પછી વિજયાનંદ થયો ને એ વિજયાનંદની વખતમાં દર રવિવારે ગાનારા સાંભળનારાઓની મોટી ઠઠ મળતી અને ત્રિવિક્રમાનંદનાં પદો વિજયાનંદ મોટા ઉલ્લાસથી અને સરસ રાગદારીથી ગાઇ સંભળાવતો. એ વિજયાનંદ ૧૯૦૮ માં મુઓ છે.

ત્રિવિક્રમાનંદ ગોરો, પાતળો ને સાત્વિક સ્વભાવનો હતો. એણે ૧૫ એક જણને દીક્ષા આપી સાધુ બનાવ્યા હતા. ઉપદેશવિનાના શિષ્ય તો ૧૦૦ ઉપર હશે.

એ કાવ્ય કરતો અને રાગ સારીપેઠે સમજતો હતો, પણ જાતે સારીપેઠે ગાઈશકતો નહોતો; કોઈ કંઈ ગાતું તો તે સાંભળીને ઘડીએક વિચાર કરી તેવીજ તરેહનું પણ વેદાંતમતલબનું નવું બનાવતો. એણે ગ્વાલી, ઉર્દુ, દક્ષણી અને ગૂજરાતીમાં વેદાંતવિષયસંબંધી કાવ્ય કર્યું છે, તેમાં કેટલાએક તો મોટા મોટા ગ્રંથો છે. એનું ઘણું લખાણ હિંદુસ્થાનીમાં છે, ગૂજરાતીમાં થોડું છે, તોપણ જેટલું છે તેટલું ઘણું સારૂં છે. ત્રિવિક્રમાનંદનું કાવ્ય જુદા જુદા રાગનાં પદોમાં અને સવૈયા, કવિત, ધોળ, પ્રબંધ વગેરેમાં છે.

એના કાવ્યમાં ભક્તિપૂર્વક વેદાંત છે. એનાં કેટલાંએક પદો એવાં તો પ્રેમાનંદમય છે કે અસર થયા વગર રહેતીજ નથી. અખામાં દૃષ્ટાંતોથી અસર થાયછે અને ત્રિવિક્રમાનંદનામાં કાવ્યરસના જોરથી અસર થાયછે. અખાએ કેટલુંક સ્પષ્ટીકરણ કર્યું છે એ વાત ખરી, પણ જેવો ત્રિવિક્રમાનંદનો ગ્રંથ વાંચવો લોકને પ્રિય છે તેવો અખાનો નથી. ભાષા પણ મધુરી છે. એનામાં વૈરાગ્ય ને નીતિ પણ છે. એનાં પદો વાંચવાથી યોગાનંદનું પણ કાંઈક ભાન થાયછે.

---

## ધીરો.

એ ભાટ વડોદરા જીલ્લામાં સાવલી ગામનો રહેનાર ૧૮૮૦–૯૦ માં હતો એમ કહેવાયછે. એણે ઘણું કરીને કાફી રાગમાંજ વૈરાગ્ય અને જ્ઞાનસંબંધી છૂટક પદો ઘણાં કર્યાં છે. એની ભાષા શુદ્ધ અને જોસ્સાવાળી છે. એ જાતે એકલો અને બોલવે બાધડ તથા મશ્કરો હતો.

---

## મનોહરસ્વામી.

મનોહરસ્વામી જાતનો વડનગરો નાગરગૃહસ્થસંવત્ ૧૮૪૪ ના વર્ષમાં જુનાગઢમાં જન્મ્યો હતો અને ત્યાંથી પછી વસાવડ ને ત્યાંથી પછી મહુઆમાં આવ્યો હતો. પ્રલ્હાદઆખ્યાનનો બનાવનાર કાળિદાસ તે મનોહરનો મામો થાય. મનોહરનું બાળચરિત્ર જાણ્યામાં નથી, પણ ગૃહસ્થાશ્રમસંબંધી સધળેથી એવું જાણવામાં આવ્યું છે કે એણે પોતાની સ્ત્રીનામાં કોઇ દોષ જોયલો તેથી તેણે તેનો ત્યાગ કીધો હતો. ઘણાં વર્ષ બન્ને જુદાં હતાં ને અકેકની મળવાની મરજી અંદરખાને ખરી, તોપણ પેલાના મનમાં એવું કે પ્રથમ પેલી બોલાવે અને પેલીના મનમાં એવું કે પ્રથમ પેલો બોલાવે; એમ પછી કોઈકોઇનો મેળાપ થયોજ નહોતો. સ્ત્રી પોતાનાં સગાંવહાલાંમાં ગુજારો કરતી. મનોહરને બે દીકરી હતી પણ તે વહેલી મરી ગઈ હતી.

મનોહર પોતાની પાંતરીસેક વર્ષની ઉમરે ઘોઘે આવ્યો અને ત્યાં કલ્યાણજી નામે નાગરગૃહસ્થ જે અમીન હતો તેને ઘેર તે રહ્યો. અહિં એણે મુખત્યારી વકીલાતનું કામ કરવા માંડ્યું.

એના બાપ નાનકડાએ એનેમાટે ૨૦ એક હજારની પુંજી મૂકી હતી, પણ તે તેણે ઊંધા ઊંધા વેપાર કરીને તમામ ખોઈ નાંખી હતી. એ ધક્કો અને સ્ત્રીનો ત્યાગ એ બે કારણ મનોહરના મનમાં વિરાગ ઉપજાવવાને એકઠાં મળ્યાં હશે.

મહુઆમાં એને કોઈ બંગાળતરફનો સંન્યાસી મળેલો તેનીપાસેથી તેણે વેદાંતમાર્ગનો બોધ લીધો હતો.

એ એટલો તો મેલો રહેતો કે એનીપાસે તો શું પણ એનાથી ચાર ડગલાં દૂર ઊભા હોઇએ તોપણ તેના શરીરમાંથી દુર્ગંધ આવ્યાવિના રહેતી નહિ. જેવો તે મેલો હતો તેવો તે લુચ્ચાઈ ઢોંગાઈમાં પૂરો હતો અને સંન્યાસ લીધા પછી શિષ્યાણીઓનો વધારે સહવાસ રાખતો.

એ સ્નાનસંધ્યા વગેરે કાંઇજ કરતો નહિ. એક વખત ઓઝા ગવરીશંકરના ભાઈ વેણીલાલે કોઈ શુક્લ જોડે તેને કહેવડાવ્યું કે તમે બ્રાહ્મણ થઈને નહાતા ધોતા નથી તથા બ્રહ્મકર્મ કરતા નથી એ સારૂં નહિ; તેના ઉત્તરમાં તેણે લખી મોકલ્યું કે તમે બ્રાહ્મણ થઈને મને પૂછાવોછો એઉપરથી જણાયછે કે તમેજ મોટા ખાડામાં પડેલા છો.

એક કામમાં તેણે બક્ષીના હાથના જેવા દસ્તાવેજ લખીને રાજાના જેવી મહોર મારી હતી ને તે પકડાયો નહોતો. એ કામમાં તેને રૂપિઆ બેએક હજાર મળવાના હશે ખરા. એ કામ અમદાવાદમાં બન્યું, પણ

પછી જેની પાસથી ૨૦૦૦ મળવાના તે ન મળ્યાથી તેને કૃતકર્મનો પશ્ચાત્તાપ થયો ને પછી સંવત્ ૧૮૭૯ માં એટલે ઈ૦ સ૦ ૧૮૨૩ ના વર્ષમાં સૂરતના સેશન જડજ જોન્સની હજૂરમાં જઇને તેણે કબૂલ કીધું કે મેં આવું આવું કામ કીધું છે માટે મને શિક્ષા કરો. જડજે માન્યું નહિ, પણ ખરૂં ખોટું જાણવાને તેણે તેને ફરમાવ્યું કે મને કરી બતાવ. તેઉપરથી મનોહરે નવો દસ્તાવેજ કરી મીણવતી મહોર મારી જૂનો કરી નાંખ્યો, એવો કે તે નવો છે એમ જણાયજ નહિ. જડજે કહ્યું કે તું એ કામ કરી શકેછે ખરો, પણ પેલા કામમાં તુંજ હતો એવી કાંઈ સાબીતી મળી આવતી નથી. પછી તેને છોડી મૂકયો હતો.

એક કલ્યાણભટ નામે ઘોઘાનો શ્રીમાળી બ્રાહ્મણ તેની સાથે ત્રણેક વર્ષસૂધી રહ્યો હતો તેણે મને કહ્યુંછે કે મનોહરને પેશાબવાટે ધાત જતી હતી ને તે રોગ એટલો હતો કે લગાર લગાર વારમાં પેશાબ થઈ જતો હતો ને તેનેસારૂ તેને અફીણનું બંધારણ રાખવું પડયું હતું. તે મહિને રૂપિઆ ચારનું અફીણ ખાતો.

તેણે ફારસી અભ્યાસ સારો કીધો હતો અને અકબરની વખતમાં સંસ્કૃત ઉપનિષદના ફારસી તરજુમા થયેલા છે તે તેણે વાંચ્યા હતા ને તેથી એના વિચારને સારી પુષ્ટિ મળી હતી. તેણે ગણદેવીના ભગવાનશાસ્ત્રી પાસે બે વૃત્તિ કૌમુદી જોઈ હતી.

તેણે સંવત્ ૧૮૯૪ ના શ્રાવણ મહિનામાં સંન્યસ્ત લીધું ને પછી ભાવનગર જઇને તે નીલકંઠ મહાદેવના દહેરામાં રહ્યો. ત્યાં કેટલેક દહાડે ઓઝા ગવરીશંકરે તેની પાસેથી મંત્રોપદેશ લીધો. ત્યારપછી ખાવા પીવાનું યથાસ્થિત મળવા લાગ્યાથી તે શરીરે હૃષ્ટ પુષ્ટ થવા લાગ્યો.

તેણે સંસ્કૃત, હિંદુસ્તાની ને ગૂજરાતીમાં ગ્રંથ કર્યા છે. ઓઝા ગવરીશંકરે આ પ્રમાણે નામ ગણાવ્યાં છે.—ભગવદ્ગીતાની ગૂજરાતીમાં પદબોધિની ટીકા, રામગીતાઉપર ટીકા, પાંચસેં શ્લોકનો એક વલ્લભમતખંડન સંસ્કૃત ગ્રંથ, સનતસુજાતીય આખ્યાન (સંવત્ ૧૮૯૮ માં,) પુરાતન કથા (વલ્લભી મહારાજોસંબંધી,) નિત્યકર્મ અને ગૂજરાતી વ્યાકરણ.

તેણે સંન્યસ્ત લીધા પછી જે કવિતા કરી છે તેમાં મનોહર નામ બદલી સચ્ચિદાનંદ એવી છાપ રાખી છે.

તેની કવિતામાં, મૂર્તિપૂજાદિક કર્મઉપાસનાનું, તથા વૈષ્ણવ સ્વામીનારાયણનાં મતોનું ખંડન અને અદ્વૈતમતનું બ્રહ્મનિરૂપણ છે. તેનામાં સાંભળેલા ઢાળપ્રમાણે કવિતા જોડવાની શક્તિ હતી. તે પોતે ગાઈ જાણતો નહિ.

સંવત્ ૧૯૦૧ ના વૈશાખ શુદ ચૌદસે મનોહર કવિ મરણ પામ્યો છે.

ઉપર કહ્યા તે સિવાય બીજા પ્રસિદ્ધિ પામેલા કવિયો આ છે–રઘુનાથદાસ એ સંવત્ ૧૮૩૬ માં હતો: એણે ભાગવત, રામાયણ, ધ્રુવાખ્યાન અને છૂટક છપ્પા, સવૈયા, પદ, ગરબીઓ કરેલાં છે. પણ "ઓધવજી સંદેશો કહેજો શ્યામને" એ ગરબીઓજ માત્ર બૈરાંઓમાં આજકાલ ગવાયછે. રેવાશંકર એ જુનાગઢનો નાગર બ્રાહ્મણ ગોસાંઈજીના મતનો હતો, તેણે દશમનો સાર, ડાકોરલીલા વગેરે ગ્રંથો કર્યા છે. એ સંવત્ ૧૮૭૫ માં હતો. નરભેરામ, દલપત, કૃષ્ણારામ મહારાજ, રણછોડજી દીવાન, ધનદાસ, ડુંગર બારોટ, બાપુ, રણછોડભગત, ભવાનભગત, ભોજોભગત, રાવોભગત, શાંતિદાસ, શોભણ, મીઠો, રામકૃષ્ણ, ઇચ્છારામ, હરિભટ, રાજે ઇત્યાદિ છે.

સ્વામીનારાયણના સાધુઓમાં નિષ્કુલાનંદે વૈરાગ્ય અને સ્વામીનારાયણના ચરિત્રવિષે લખ્યું છે. એણે ઘણાએક ગ્રંથો કર્યા છે, પણ સંવત્ ૧૮૭૭ માં લખાયલો ભક્તચિંતામણિ પ્રસિદ્ધ છે; મુક્તાનંદ એ પ્રથમ રામાનંદી વેરાગી હતો, પણ પછી સ્વામીનારાયણને ગુરૂ માનતો. જ્યારે સ્વામીનારાયણ વેદાંતમતના હતા ત્યારે તેણે તે મતની કવિતા કરી છે ને પછી ગુરૂ ઉપાસના લઈ બેઠા ત્યારે તેણે તે મતની કવિતા કરી—ઉદ્ધવગીતા, સતીગીતા, રૂક્મિણીવિવાહ, કૃષ્ણપ્રસાદ એ ગૂજરાતી ગ્રંથો તેણે કર્યા છે ને હિંદુસ્તાનીમાં કર્યા છે તે તો બહુ છે. એણે સંસ્કૃત અભ્યાસ કર્યો હતો. એ સરોદો બજાવીને પદ ગાતો. એણે ૧૮૮૭ માં ૭૦ વર્ષની ઉમરે દેહ મૂકયો હતો. બ્રહ્માનંદ એ ડુંગરપર પ્રગણાના ખાણ ગામનો ચારણ હતો. એનું નામ લાડુ બારોટ હતું ને એણે એ છાપથી ચારણી ભાષામાં ને શ્રીરંગ નામથી હિંદુસ્તાનીમાં કેટલીક કવિતા કરી છે. એ વીસમે વર્ષે સ્વામીનારાયણનો ઉપદેશ લઈ સાધુ થયો હતો. એની કવિતાશક્તિ મોટી ને તાત્કાલિક હતી. એ સરોદો સતાર બજાવી ગાતો. એણે ગૂજરાતીમાં કવિતા કરી છે, પણ હિંદુસ્તાની જેટલી નહિ. એણે સંવત્ ૧૮૮૮ માં મૂળીમાં દેહ છોડયો હતો. પ્રેમાનંદ સ્વામી એ ગાયનકળામાં કુશળ હતો ને એણે શૃંગારરસમાં બહુ લખ્યું છે. એણે વિજોગની ગરબી સંવત્ ૧૮૭૮ માં સ્વામીનારાયણ કને ગાઇ હતી તેઉપરથી એણે તેને પ્રેમસખીનું નામ આપ્યું હતું. એણે તુલસીવિવાહ રચ્યો છે. બીજા કવિ દેવાનંદ, મંજુકેશાનંદ વગેરે છે. ગોરજીઓમાં પદ્મવિજય, રૂપવિજય, દીપવિજય, વીરવિજય, ઇત્યાદિ છે.

# દયારામ.

સંવત્ ૧૫૦૦ થી તે સંવત્ ૧૯૦૦ લગીમાં અથવા ૪૦૦ વર્ષના દર્મ્યાનમાં જે જે સારા સારા કવિ થઈ ગયા છે તેમાં છેલ્લો ને ઉપલા વર્ગમાં મૂકવા જેવો શૃંગારકવિતાથી પ્રસિદ્ધિ પામેલો એવો દયારામ અથવા દયાશંકર હતો. એ જ્ઞાતે સાઠોદરો નાગરગૃહસ્થ ઋગ્વેદી, સાંખ્યાયની શાખાનો, વડોદરેથી બાર ગાઉ ઉપર ડભોઈ કસ્બો છે ને ત્યાંથી સાત ગાઉ ઉપર નર્મદાતીરે ચાણોદ (ચંડીપુર) કરીને ગામ છે ત્યાં સંવત્ ૧૮૩૩ અથવા ઈ૦ સ૦ ૧૭૭૭ માં જન્મ્યો હતો. એની માતું નામ રતનબાઈ અને બાપનું નામ પરભુરામ હતું. એ પરભુરામ કારકુની કરતો. બાપે, દીકરાને બાળપણમાં કંઇ અભ્યાસ કરાવ્યો નહોતો, પણ તેને જોતરૂં પહેરાવવાની તજવીજ કરી હતી એટલે સાત વર્ષની ઉમરે તેનો વિવાહ કર્યો હતો. બાપે આઠમે વર્ષે દીકરાને જનોઈ દીધા પછી પાંચ છ વર્ષ જીવીને અને માએ પણ પછી એક બે વર્ષ વૈધવ્ય પાળીને કવિની ૧૫–૧૬ વર્ષની ઉમરે દેહ છોડેલી એવું કહેવાયછે. કોઈ કહેછે કે જનોઈ દીધા પછી એને સૈયડ (બળીઆ) આવ્યા હતા. માબાપનાં મરણ પછી દયારામ ચાણોદમાં પોતાની માશીને ઘેર પળ્યો જતો. એ વખતે એ કુસંગથી ફક્કડ, ઉડાઉ હોઇને કુછંદમાં સારીપેઠે રમતો હતો. એક પ્રસંગે માશી સાથે બોલવું થયું ને તેમાં માશીએ કંઈ કડવું વચન કહેલું તે તેનાથી ન સંખાયું અને તેથી તે ક્રોધમાં ને ક્રોધમાં ઘર–ગામ છોડી કાશી તરફ ચાલ્યો ગયો. એ વેળા એની ઉમર સોળ સત્તરની હશે. કોઈ કહેછે કે સ્ત્રીઓના છંદથી તેની અપ્રતિષ્ઠા થઈ હતી તેથી તે નાશી ગયો હતો. કાશી જઈને ત્યાં તેણે વિશ્વેશ્વરની લાવણી જોડીને ગાઇ હતી. એ લાવણી દયારામનું પહેલુંજ કાવ્ય કહેવાયછે. મને એ વાત ખોટી લાગેછે, કારણ કે મૂર્ખ છોકરો પોતાની સોળ સત્તરની ઉમરે આટલા આટલા અઘરા શબ્દોની ભરણીવાળી અને સારા વર્ણનવાળી લાવણી કરી શકે નહિ. છેલ્લી કડીમાં 'કૃષ્ણચરણ અભિલાખ' એવું લખ્યું છે તેઉપરથી જણાય છે કે પોતે સ્માર્ત છતે, વિશ્વેશ્વરની લાવણી કરતે છતે, એવું લખે નહિ. કોઇ બીજાએ તેમ લખ્યું હશે અથવા પોતે મોટપણે વૈષ્ણવધર્મ સ્વીકાર્યા પછી તેવું લખ્યું હશે. એ લાવણીમાં કોઈ પણ વાતનું દરદ નથી તે ઉપરથી કહીએ તો ચાલે કે તે પોતાનાં મરી ગયેલાં માબાપસંબંધી પ્રેમપીડિત નહોતો.

સોળ સત્તર વર્ષના મૂર્ખ છોકરાએ સહજસાજ વિચારની લાવણી બનાવવી એ કાંઇ નવાઈ જેવું નથી. સૌને જાણીતું છે કે અભણેલ બૈરાંઓ અભ્યાસથી ગરબીઓ જોડેછે તથા લગ્નમાં ઘણીવાર વખાણવા જેવા તરતના તરત બોલ જોડી ગીતો ગાયછે અને બાર તેર વર્ષની ઉમરના નીચ વર્ણના મૂર્ખ છોકરાઓ પણ લાવણી જોડેછે. ગમે તેમ છે, તોપણ આટલું તો ખરૂં કે દયારામ જન્મથી વિચક્ષણ તેથી તેને પોતાના કુછંદી સાથીઓના સહવાસથી કવિતા જોડવાની શક્તિ આવેલી. કાશિવિશ્વેશ્વરની લાવણી બનાવ્યા પહેલાં તેણે કેટલીએક (અનીતિની) લાવણીઓ બનાવેલી ખરી, તોપણ કાશિવિશ્વેશ્વરની લાવણી, એ, દયારામની ધર્મસંબંધી કવિતામાં સત્તર વર્ષની ઉમરે પહેલીજ કરેલી હશે. દયારામે જોષી રણછોડને અથવા જોષી રણછોડે (દયારામને નામે) મારે મહોડે એમ કથા કહી છે કે 'કાશી જ્યારે વીશેક ગાઉ દૂર રહી ત્યારે ગંગામાં નહાવાની ઉત્કંઠા ઘણી થઈ ને પછી દોડી દોડીને ત્યાં પહોંચ્યો તો ઘાટના દરવાજા બંધ દીઠાઃ દરવાને પૂછ્યું કે કેમ અહિં પડ્યો છે ત્યારે કહ્યું કે મારે સ્નાન કરવું છે. થોડી વારમાં એકાએક કોઈ પુરૂષને બોલતાં સાંભળ્યો કે 'ઊઠ દરવાજા ખુલ્લા છે' તેવોજ હું ઉઠયો ને મેં ગંગામાં સ્નાન કીધું ને બીજે દિવસે કાશિવિશ્વેશ્વરમાં જઈને લાવણી ગાઈ–જોષી રણછોડ કહેછે કે 'એજ એનું પહેલું કાવ્ય' કાશિવિશ્વેશ્વરના અનુગ્રહથી થયું ને કાશિવિશ્વેશ્વરેજ એને કાવ્યશક્તિ આપી–મૂર્ખના ચતુર ને ખળના સાધુ બનાવી દીધા.

કાશીથી આવીને અથવા કાશીથી સેતુબંધ જઈ આવીને દયારામ પાછો ચાણોદ આવ્યો. અહિં તેની માશી મરી ગયેલી તેનું તેણે શ્રાદ્ધ કીધું. કાશી જવાથી જો કે તેનો વિવાહ ફોક થયો હતો, તોપણ જ્યારે પાછો ઘેર આવ્યો ત્યારે ડભોઇના એક ગૃહસ્થે તેને કન્યા દેવાની ઈચ્છા દેખાડી હતી, ને જો કે નાગરમાં ૧૧૦૦–૧૨૦૦ નાં પલ્લાં ભરવાની રીત છે તેપ્રમાણે પલ્લું ભરવાનું દયારામનું ગજું નહોતું તોપણ પેલો ગૃહસ્થ તેની હોશીઆરીથી લલચાઈને વગર પલ્લે પોતાની દીકરી પરણાવતો હતો–ને એમ હતું તોપણ ક્રાંકડા કવિયે કહ્યું કે 'મારે તો પરણવુંજ નથી, મેં તો કૃષ્ણસાથે કીદહાડાનું લગન કરી મૂક્યું છે.'

૨. જન્મથી તે વીશ વર્ષ લગીની હકીકત ઉપરપ્રમાણે છે, પણ બીજાં વીશ વર્ષની એટલે કવિની ૪૦ વર્ષની ઉમરલગીની હકીકતમાં ઘણુંજ થોડું લખવાનું

મળ્યું છે, કારણ કે એ વર્ષો કવિયે પ્રવાસમાંજ કહાડ્યાં છે. અલબત, તે વચમાં વચમાં ચાણોદ–ડભોઇમાં વર્ષ છ મહિના રહી જતો ખરો. તેણે જોષી રણછોડના કહેવાપ્રમાણે ત્રણવાર પૃથ્વીપ્રદક્ષિણા કરી છે. એટલે આપણાં જે ઉત્તર, પૂર્વ, દક્ષિણ, પશ્ચિમ, બદ્રીકેદાર, જગન્નાથ, સેતુબંધરામેશ્વર ને દ્વારકા એ ચાર ધામ તેની ત્રણ વાર યાત્રા કરી છે. વળી એમ પણ સાંભળવામાં આવ્યું કે તેણે સાત આઠ વાર શ્રીનાથજીનું દર્શન તથા ચાર વાર યમુનાપાન કીધું હતું અને એકવાર પૃથ્વીપ્રદક્ષિણા કરી હતી, અને એ પ્રદક્ષિણા એવી રીતે કે કાશીથી ગંગાનાં પાણીની કાવડ લઇને પગે ચાલીને સેતુબંધરામેશ્વરને ચડાવી હતી. દયારામ પગે ચાલીનેજ પ્રવાસ કરતો. તેની રામેશ્વરઉપર એટલી ભક્તિ જોતાં માલૂમ પડેછે કે તે પ્રવાસ પહેલી વારનોજ હશે અને શ્રીનાથજી અને ગોકુળ મથુરા તરફના પ્રવાસો વલ્લભી વૈષ્ણવ થયા પછીના હશે.

૩૫—૪૦ વર્ષની ઉમરે સમર્પણ લીધું હતું. તેના ભગવદ્‌ગીતામહાત્મ્યમાં શિવ અને કૃષ્ણ બન્નેનાં નામ છે તે ઉપરથી જણાયછે કે તેણે તે વેળા પુષ્ટિપંથ સ્વીકાર્યો નહોતો, ને તે તો તેની (રાખ) રતનના કહેવાપ્રમાણે ૩૫—૪૦ વર્ષની ઉમરે શ્રીનાથજી જઈને સ્વીકારેલો. પ્રથમ પોતાનો ઈષ્ટદેવ જે શિવ તેની કવિતા કરેલી, પણ જોગી દેવની કવિતામાં તેને પછવાડેથી રસ ન લાગેલો તેથી અને જોગી શિવના કરતાં ભોગી કૃષ્ણની કવિતામાં પોતાના જારી પ્રીતિસંબંધી ઊભરા ઘણા નીકળે અને કૃષ્ણની કવિતાના કદરદાન પણ ઘણા વૈષ્ણવો મળી આવે એમ વિચારી તેણે કૃષ્ણની કરવા માંડેલી: પણ જ્યારથી તેણે પુષ્ટિપંથ સ્વીકારેલો ત્યારથી તો કૃષ્ણનીજ અને વલ્લભકુળમહાત્મ્યનીજ કરેલી એમ સાફ જણાયછે. તેણે ભક્તિપોષણગ્રંથ કીધો છે તે ચાળીશ વર્ષ પછીનો હશે.

માશીના મરણ પછી દયારામે ઘણુંખરૂં ડભોઈમાંજ જ્યાં તેનાં સગાંવહાલાં હતાં ત્યાં રહેવા માંડ્યું. તેને રહેવાનું કેટલું? વર્ષ છ મહીના. વીસથી તે ચાળીસ વર્ષના દર્મ્યાનમાં જાણવાજોગ મુખ્ય ત્રણ વાત છે. એક તો તેણે મોટો પ્રવાસ કીધો. બીજું આ કે તેણે પુષ્ટિપંથ સ્વીકાર્યો અને ત્રીજું આ કે ઘણીક સ્ત્રીઓ જોડે રંડીબાજી કરી ધિક્કારને પાત્ર થયો.

આમ પણ કહેવાયછે કે કવિનો મામો રઘુનાથરામ ભરૂચના ફુરજામાં આઠ દશ રૂપિઆની કારકુની કરતો તેને ત્યાં તે ઘણુંખરૂં રહેતો, વખતે મરજાદી ભાજીઆં પારેખવાળા હરિવલ્લભ કુબેરને ત્યાં ઉતરતો. કુછંદનેલીધે તેને ભરૂચથી સીનોર નાશી જવું પડયું હતું. દયારામ એકવાર સૂરત ને એકવાર અમદાવાદ પણ જઈ આવ્યો હતો.

૩. ચાળીશ વર્ષપછી દયારામે ડભોઈમાં સ્થાયી મુકામ કીધો. એક બેવાર ડાકોર જઈ આવેલો. તે સિવાય ૫૦ વર્ષની ઉમર પછી તે કેથે મરતાં લગી બહાર ગયોજ નથી. જોષી રણછોડના કહ્યાપ્રમાણે ડાકોરના ઈચ્છારામજી મહારાજ જે એક અવતારી પુરૂષ થઈ ગયા કહેવાયછે ને જે મંદિર માંડી બેઠા હતા, તેને કંઇ ખબર પડી કે દયારામ સારૂં કાવ્ય કરેછે; તેઉપરથી તેને તેડાવી ગવડાવ્યું તો ઇચ્છારામભટે પ્રસન્ન થઇ માથે હાથ મૂકયો ને એ પ્રસંગ પછી ૪૯ સેક વર્ષે કવિની વિખ્યાતિ ગૂજરાતમાં પ્રસરવા માંડી. ઇચ્છારામભટજી કહેતા કે દયારામ તો નરસિંહ મહેતાનો અવતાર છે. નરસિંહ મહેતાની જોડે દયારામને સરખાવાય નહિ. નરસિંહ સદાચરણી હતો; દયારામ દુરાચરણી હતો. દયારામ ૩૫ વર્ષ ડભોઈમાં રહ્યો, પણ તેણે કોઇની ચાકરી કરી નથી. કવિ—ગાનાર—બ્રાહ્મણ વૈષ્ણવભક્ત એટલે કોઇ દશ કોઇ પાંચ એમ લોકો ભેટ આપતા ને એપ્રમાણે વર્ષ દહાડે બસેંએક રૂપિઆની દયારામને પેદાશ હતી ને તેમાંથી તે પોતાનો ગુજારો કરતો. જેટલા મળતા તેટલા તે ઉડાવી દેતો. તે પોતાની પછવાડે પુસ્તક સિવાય, કંઇ ઘર, રોકડ વગેરે પૂંજી મૂકી ગયો નથી.

મોટા મોટા ઠાકોર, શાહુકાર ને ગોસાંઈજીના લાલો દયારામને તેડવાને પાલખી, ઘોડા મોકલે તોપણ તે ના પાડતો–કોઈ ઠેકાણે જતો નહિ. જેને મળવું હોય તે અહિં આવે એમ તે કહેતો.

મરવાની અગાઉ સાત આઠ વર્ષ કવિને આંખનું કાચું થયું હતું ને બે ત્રણ વર્ષ તો તે છેકજ અંધ હતો. મરતાં પહેલાં છ સાત દહાડા તે અવાચક રહ્યો હતો. તેને પાંચ આજાર હતા—ગુદે ત્રણ ભગંદર, તાવ, પરમિયો, સારણગાંઠ ને અંતરગળ.

મરવાની અગાઉ ૧૫-૨૦ દહાડાપર કવિયે જોષી રણછોડને કહ્યું કે અલ્યા છોકરા, મેં તો આખા હિંદુસ્તાનમાં ડંકો કીધો છે; હવે મારે ફરી અવતાર લેવો નથી. તારે મારાં પદો ગાવાં. બીજો કંઈ ધંધો કરવો નહિ; અને ગાઈને લોકોને કૃષ્ણઉપર પ્રીતિ કરાવવી. મારાં પુસ્તકો અમૂલ્ય છે, અને જોકે, જે તેની કદર બુઝતો નથી, યા જેને તે ઉપયોગનાં નથી તેના મનને કોડીનાં છે, તોપણ જે એ પુસ્તકોની ખરી કદર બુઝેછે

તેને તો તે બેશક લાખ રૂપિઆનાં છે. એ પુસ્તકો હું તને વારસામાં આપુંછું. હવે છેલ્લું એજ કહુંછું કે મેં તને જે ધંધો કરવાને કહ્યું છે તે વગર બીજો તું ન કરીશ. જોષી રણછોડે કહ્યું કે 'તમારી આજ્ઞા મારે શિર છે; આપ જો આજ્ઞા આપો તો અમે તમારી પાદુકા પૂજીએ.' ત્યારે કવિયે કહ્યું કે "હું તે શી ગણતીમાં? એ વાત તારે કરવીજ નહિ." એ કવિ પોતાની માંદગીમાં પોતાનાં પદો સેવકો પાસે ગવડાવતો ને નવાં બનાવતો તે તેઓ પાસે લખાવતો.

દયારામ સંવત્ ૧૯૦૮ ના માઘ વદ ૫ વાર સોમે ઈ૦ સ૦ ૧૮૫૨ ના ફેબરવારીની ૯ મી તારીખે ૭૫ વર્ષની ઉમરે મરી ગયો.

દયારામ કવિ, મારા મિત્ર ચીમનલાલ નંદલાલના કહેવાપ્રમાણે, પાતળો પણ મારાથી દહોડા હાડનો અને મારાથી મૂઠેક ઊંચો હતો. મોઢું ગોળ નહિ પણ લાંબું મારા જેવુંજ. નાક પણ મારા જેવુંજ સીધું પણ છેડેથી અણીઆળું, આંખ માંજરી પણ ઘણી ચંચળ, કપાળ લમણાંથી ઊંચું થતું જઇને જરાક બહાર પડતું. મૂછ ભરાવ ને ઊંચેથી વાંકડી, પણ થોભિયા નહિ. રંગે ઘઉંવર્ણાથી જરા વધારે ગોરો. નાજુકાઇ ઘણી હતી.

એ કવિને લુગડાંલત્તાં પહેરવાઉપર ઘણો શોખ હતો. સાઠોદરાની રીતજ એવી હોયછે–'સાઠોદરા કેમ જાણીએ? વાંકી પાઘડીએ, ઘોડે બેશી ચાકરી જાય ને જમે દાથરીયે.' એ નડિયાદથી પાંચ પાંચ રૂપિઆનો રંગ નંખાવી પાઘડી રંગાવી મંગાવતો, દશ બાર રૂપિઆનાં રેશમી કોરનાં ધોતીઆં ને મલમલનાં અંગરખાં પહેરતો ને સફેત દુપટ્ટો ખભે નાંખતો. રસ્તામાં કછોટો મારીને ફરતો. વખતે ટોપી ઘાલતો ને વખતે ફેંટો બાંધતો. એને માથે તાલ પડી હતી. એની પાઘડીની શાન, ડભોઇના સાઠોદરાઓ ઘાલેછે તેવીજ પણ ઘાટ ઘણો નાનો. રોજ ૩૦–૩૨ પાનની બીડીઓ ખાતો ને ઓઠને લાલચોળ રાખતો. ઘણો ઘરડો થઇને મુઓ તોપણ રાતોચોળ જેવો હતો અને ઘણો વ્યાધિગ્રસ્ત હતો, તોપણ બહુ સાવધ રહેતો. એને અફીણ, કસુંબા વગેરે કોઇ વાતનું વ્યસન નહોતું, પણ એ ભાંગનું બશેર પાણી પીતો ખરો. એના બોલવા ચાલવામાં ગૂજરાતીઓની ચાલપ્રમાણે થોડોએક સખીભાવ હતો.

એ કવિનો સ્વભાવ, જોષી રણછોડના કહેવાપ્રમાણે, મળતાવડો પણ પ્રસંગોપાત ઘણોજ ચીડીઓ હતો–એટલો કે વખતે જે પડચું હોય તે લેઇને મારવાને ચૂકતો નહિ. આકળો ઘણો હતો. કોઇ એનેવિષે ખોટું બોલતું કે તરત એ ચીડાઇ જતો ને સારૂં બોલતું તો ખુશ થતો. ચીમનલાલ કહેછે કે કોટાબુંદીના દ્વારકેશના મંદિરના દ્વારકાનાથજીની સાંતના પુરૂષોત્તમજી મહારાજ એના ગુરૂ ડભોઈ આવેલા તેને લોકોએ સમજાવ્યું કે દયારામ તો ઘણો મિજાજી છે ત્યારે તેણે કહ્યું કે આપણે એને દર્શન નહિ કરાવીએ. એ વાત સાંભળી દયારામે તે મહારાજની નિંદાનું એક પદ બનાવી મોકલ્યું. તે પદ મહારાજની પાસે બેસનારા કેટલાએક સેવકોએ વાંચ્યું તો તેમાં કવિની ફક્કડાઇ જોઇને મહારાજ પોતે દયારામને ઘેર ગયા. દયારામે મહારાજને આવતા જોઇને બારણાં બંધ કીધાં, પણ પછી લોકોનો આગ્રહ જોઇને ઉઘાડ્યાં. ઘરમાં મહારાજ પધાર્યા પછી કવિયે કહ્યું કે આ લો તમારી કંઠી, એમ કહીને કંઠી તોડી નાંખી. થોડી વાર પછી મહારાજને નરમ પડેલા જોઈને બહારના વિવેકમાં બોલ્યો, કે મારી પાસે ભેટ આપવાને બીજું કંઈ નથી, આ બે પુસ્તકો છે તે લો. પછી પાછી મહારાજે કંઠી બાંધી. એવો તે ક્રોધી હતો.

એ કવિ અભિમાની પણ ઘણો હતો. કોઈ પણ માણસ કવિ જાણી એની મુલાકાતનેમાટે આવતું તો એ તેને પૂછતો કે કંઈ ગાતાં કરતાં આવડેછે? પછી તે જો હા કહે તો તેની પાસે ગવડાવી પોતાની કવિતા તેને સંભળાવતો. વળી એનો સ્વભાવ એવો પણ હતો કે જો કોઈ એને શાસ્ત્ર અથવા કવિતાસંબંધી પ્રશ્ન પૂછે તો તેમાં પૂછનાર શખ્સ જાણતાં છતાં પૂછેછે એમ જો તેને જણાય તો તે તેને ધમકાવી તેનું અપમાન કર્યા વગર પણ રહેતો નહિ. એક વખત પેટલાદનો એક શિવભક્ત વડનગરો બ્રાહ્મણ તેને મળવા ગયો હતો તેની સાથે પરસાળમાં વાતચીત કરતાં પેલાને કૃષ્ણને નિંદતો જોઈ દયારામ ઘરમાં જતો રહ્યો ને ફરી બહાર આવ્યોજ નહિ.

નાગરનો પેશો કલમ, કડછી કે બરછી; તેમાં બરછી તો નહિ પણ કલમની સાથે કડછીમાં પણ એ કવિ હોશિયાર હતો. તેમાં પાછો મરજાદી એટલે ઘણુંખરૂં પોતાને હાથેજ રસોઇ કરી જમતો હતો. જોષી રણછોડ કહેછે કે એને, વેલણ વિનામાત્ર હાથેવતીજ પાતળી ને ઘણી સારી વહેડમી બનાવતાં આવડતી. કેટલાએક કહેછે કે ડભોઇમાં સ્થાયી મુકામ કર્યા પછી કવિયે પોતાની નાતની એક સ્ત્રીને સમર્પણ આપ્યું હતું ને એ તેને રાંધી જમાડતી.

એણે ગૂજરાતી, હિંદુસ્તાની, પંજાબી, મરાઠી, સંસ્કૃ-

ત અને ફારસીમાં કવિતા કીધી છે, પણ દેવનગરી લિપિ સિવાય એને બીજી લિપિ લખતાં આવડતી નહિ એમ કહેવાયછે. જોષી રણછોડ કહેછે કે એણે સંસ્કૃતમાં કાંઈ કાવ્ય કર્યું નથી. એક વખતે કોઇ પંડિતે એની મશ્કરી કરીને કહ્યું કે તમે કંઇ સંસ્કૃતમાં તો કાવ્ય કીધુંજ નથી, પ્રાકૃતમાં કીધું તેમાં શું? ત્યારે દયારામે એક કવિતામાં ચૌદ પ્રશ્ન પૂછયા હતા તેના ઉત્તરો પેલા પંડિતથી અપાઈ શકાયા નહોતા.

એની કવિતા ગૂજરાતીમાં ને હિંદુસ્તાનીમાં ઘણી છે. જોષી રણછોડના કહેવાપ્રમાણે એના બનાવેલા નાના મોટા મળીને ૧૩૫ ગ્રંથ છે. એ ગ્રંથો ઉપરાંત એની કવિતા છૂટક છૂટક પદ, ગરબી, લાવણી વગેરેમાં પણ બહુ છે.

જોષી રણછોડે મને કહ્યું હતું કે જ્યારે જોસ્સો આવતો ત્યારેજ એઓ કવિતા બનાવતા. કોઇ વખતે રસોઇ કરતાં કરતાં ઊઠીને પણ કવિતા કરવા મંડી જતા. એનામાં શીઘ્રકવિતા કરવાની શક્તિ હતી.

દયારામ, જો કે પોતે ગવૈયાની પેઠે સારૂં ગાઇ જાણતો નહતો, તોપણ રાગ, સૂર, તાલની સમજ સારી ધરાવતો. એ પોતે પણ તંબુરો લઈને ગાતો. એનું ગાવું સૂધી રીતનું હતું. દક્ષણી હરદાસ જેવું તો નહિ, પણ સારા ભજનિયા ગૂજરાતમાં ગાયછે તેવું. પેટલાદના એક વડનગરાની સ્ત્રી, જેને ઘણું સારૂં ગાતાં આવડેછે, જે સાજ સાથે ગાયછે, તે એકવાર ડાકોરમાં દયારામની પાસે ગાતી હતી. તેને દયારામે કહ્યું હતું કે 'તારો કંઠ મને આપ, હું તો માત્ર જોડી જાણુંછું.'

દયારામને મશ્કરી ઘણી સારી કરતાં આવડતી હતી. એની સ્મરણશક્તિ પણ ઘણી હતી. કેટલાએક કહેછે કે એને રોજ પદો કરવાનો નીમ હતો. પણ જોષી રણછોડ કહેછે કે એ વાત ખોટી છે, જોસ્સો આવતો ત્યારેજ લખતા અથવા લખાવતા. સને ૧૮૫૯ માં કવિ દલપતરામે વિજયક્ષમાઉપર ભાષણ કર્યું હતું ત્યારે તે સાંભળવાને જોષી રણછોડ પણ મારી સાથે આવ્યો હતો. ત્યાં દલપતરામ પ્રાસને ચાંપી ચાંપીને વાંચતા હતા તે જોઇને જોષી રણછોડ બોલ્યો હતો કે અમારા દયારામભાઈ તો પ્રાસને માટે કોઈ દહાડો આવી ખટપટ કરતા નહોતા.

એના શિષ્ય ઘણા હતા, પણ ચાર મુખ્ય હતા, જે મોટા કારભારઉપર છતે ત્યાગી થઈ ગયા હતા, એમ જોષી રણછોડ કહેતો. બે શિષ્યનાં નામ તો આ છેઃ— અમૃતરામ પંડયો ને ડાહ્યાભાઈ સાઠોદરો નાગર. જોષી રણછોડ તો છેલ્લો શિષ્ય. એ રણછોડ જોષીને અને દયારામને પહેલી મુલાકાત થઈ તે આ રીતેઃ—રણછોડ ચૌદ વર્ષસૂધી તો બદફેલીમાં ફરતો હતો;—ઈશકબાજી કરવી, ગાવાં, બજાવવાં, ફક્કડની પેઠે ફરવાં અને બાવાઓના અખાડામાં જઈ માયાપાણી લેવાં—એ કામ કરતો હતો. એક દહાડો ડભોઈમાંના એક અખાડાવાળા વેરાગીએ [ જેની પાસે ઘણુંખરૂં તે જતો ] પૂછ્યું કે કેમ દયારામભાઈ કને આવેછે? ત્યારે રણછોડે હા કહી ને પછી તે બે જણા દયારામની પાસે ગયા. ત્યાં સાધુએ પછી દયારામને કહ્યું કે, 'યહ લડકા કુછ ગાતા હૈ'—પછી દયારામે કહ્યું કે કંઈ ગા—પછી દયારામની બનાવેલીમાંથી બે ત્રણ ઠુમરીઓ રણછોડે ગાઈ સંભળાવી. એથી કવિ ખુશ થઇ ગયો અને બોલ્યો કે એ તો મારા અસલના પડોશીનો છોકરો છે. પછી બીજે દિવસે રણછોડ ત્યાં ગયો ને દયારામે એક પદ આપીને કહ્યું, કે એને બેસાડીને સાંજે ગાઇ બતાવજે, પણ અલ્યા તાલીમ લીધી નથી તે કેમ આવડશે? રણછોડે કહ્યું કે તમારી કૃપાથી સૌ આવડશે. પછી એમ રોજ તે પદ બેસાડે ને ગાય. રણછોડનું ગાણું પોતાના જેવું થવા માંડ્યું તેમ તેમ દયારામની રણછોડઉપર પ્રીતિ વધારે બેઠી અને બીજા શિષ્યોમાં તેને માનીતો કીધો. બાપના મરણ પછી લોકોએ દેવાનેસારૂ રણછોડને તગાદો કરવા માંડયો તેથી અહિં તહિં નાસતો ફરતો હતો, પણ પછી દયારામે લેણદારને સમજાવી ધીરા પાડ્યા અને રણછોડને કહ્યું કે તારે ને ગીરજાએ મારાં પદો ગાવાનોજ ધંધો કરવો ને એમાંથી જે મળે તેમાંથી થોડું થોડું લેણદારને આપવું. દયારામ સાઠ વર્ષની ઉમરનો હતો, ત્યારે રણછોડની ઉમર પંદર વર્ષની હતી. રણછોડ ઔદીચ ટોળકીઓ હતો. રતન નામે એક સોનારણ વિધવાને બદફેલી કરવા તેણે ઘરમાં રાખી હતી. તેણે કવિની ચાકરી મરતાંસૂધી કીધી. તે તેનાં મળમૂત્ર, લોહી, પરૂ વગેરે ધોતી ને ગભરામણમાં દિલાસો આપતી. એ બાપડી બાળરાંડ હતી. આ સમે તેની જોડે વ્યભિચાર કર્યાને બદલે દયારામે લગ્ન કર્યું હોત તો તેની આબરૂ સજ્જનોમાં ઘણી વધત.

દયારામના સઘળા ગ્રંથોનું અવલોકન કર્યાવિના તેની કવિતાવિષે અને કવિતાઉપરથી કવિવિષે વિચાર આપવામાં ઘણી ઘણી ભૂલ થાય માટે, દયારામની કવિતાવિષે યથાસ્થિત મત બાંધવાનું હાલ બની શકતું નથી. તોપણ જેટલું ગૂજરાતી કવન મારા વાંચવા તથા સાંભળવામાં આવ્યું છે તે ઉપરથી હાલ જે મારા વિચાર બંધાયછે તે આ પ્રમાણે છે. એના ગ્રંથોમાંના કેટલા-

એકમાં ઘણી વાતનાં જ્ઞાન સાથે વિદ્વત્તા જણાયછે અને કેટલાએકમાં સાધારણ વાતજ દીસેછે. પણ એની ગ્રંથરૂપ ગૂજરાતી કવિતામાં ઊંચી પ્રતિની કવિત્વશક્તિ દેખાતી નથી. એની હિંદુસ્તાનીમાં સતસૈ છે તે એનો ઊંચી પ્રતિનો ગ્રંથ છે ખરો. એની છૂટક છૂટક કવિતા, પદ, ગરબીઓ વગેરે જે છે, પછી શૃંગારસંબંધી કે નીતિવૈરાગ્યસંબંધી, તેમાંની અડધોઅડધ ઘણી સારી છે ને એ છૂટક છૂટક કવિતામાંથી સુનીતિવાળીનો સંગ્રહ કરી તેને દયારત્નમાળ એવું નામ આપીએ તો તે ખોટું ન કહેવાય. દયારામનાં કવનમાં વિશેષે ત્રણ રસ જોવામાં આવેછે, શૃંગાર, શાંત અને હાસ્ય. દયારામનાં કાવ્યની પ્રસિદ્ધિ માત્ર તેના છૂટક કવન અને તેમાં વિશેષે કરીને શૃંગારસંબંધી કવનથીજ છે. શૃંગારને વ્યભિચારી કરી દયારામે લોકની નીતિમાં બગાડ કર્યો છે, અને પોતાના નામને કાળો ડાઘ લગાડયો છે. એ કવિતા સદાચરણી સ્ત્રી પુરૂષોને વાંચવાજોગ નથી. રાધાકૃષ્ણ તથા કહાન ગોપીઓને પાત્ર બનાવી તેને ધર્મરૂપ ધારણ કરાવ્યું છે. પણ એમાં તેની લુચ્ચાઈ ઝટ પકડાઈજાયછે.

---

## ૧૨. ગૂજરાતીઓની સ્થિતિ.

સને ૧૮૫૮ ના નવંબરમાં એલફિન્સ્ટન સ્કૂલમાંની આસિસ્ટંટ માસ્તરની નોકરી મૂકી હું ગ્રંથ લખવાના ઉદ્યોગમાં પડયો ત્યારથી મને સ્વતંત્ર સ્થિતિનેલીધે વિચાર કરવાનો અવકાશ મળેથી હું આપણા ગૂજરાતી ભાઈઓની મનની સ્થિતિમાં મોટો ફેરફાર થતો જોઉં છઉં—જોઉં છઉં કે એ ફેરફાર સારાનેમાટે છે ને જેવું સ્ફુરણ દેખાયછે તે પ્રમાણેજ જો વધારો થયાં કીધો તો આપણા ગૂજરાતી ભાઇઓનો ઉત્કર્ષ વહેલો-ઘણોજ વહેલો થવાનો. અચંબા જેવું છે કે લોકનાં મન જે સેંકડો વર્ષ કેવળ જડ રહ્યાં તે એક વીશીમાં ચંચળ થવા લાગ્યાં છે. એ ચંચળતા એકાએક કેમ આવી એ જાણવાની હોંસથી આ નિબંધ લખું છઉં કે જેમાં મુખ્ય ત્રણ વાતનો વિચાર કરી શકાય.—પહેલો આ કે સેંકડો વર્ષ ગૂજરાતીઓની સ્થિતિ કેવી રહી, તેમાં કંઈ ફેરફાર થયા કે નહિ, ને થયા તો તેની અસર કેટલી થઈને રહી; બીજી વાત આ કે એક વીશીમાં કેટલો ફેરફાર ને શાથી થયો; અને ત્રીજી આ કે હવે કેટલો ફેરફાર કેવે પ્રકારે થવાનો સંભવ છે કે જેથી ગૂજરાતીઓની ઘરસંસારસંબંધી, ધર્મસંબંધી, નીતિસંબંધી, વેપારધંધાસંબંધી, બુદ્ધિવૃદ્ધિસંબંધી ને રાજ્યસંબંધી સ્થિતિનો ઉત્કર્ષ વહેલો જોવામાં આવે. એ વિષય ઉપર ઉપરથી જોતાં સુલભ લાગેછે, પણ તે શાસ્ત્રીય રીતે લખવો દુર્લભ છે—અર્થાત્ એ કામ સમર્થ વિદ્વાનનું છે—હું તો મારે અહિં કિંચિત્ લખી સૂચના કરૂં છઉં.

---

### પહેલું રૂપક.

હિંદુરાજ્યમાં ગુર્જર જન ઉદ્યમના રંગમાં હતા ખરા; પણ તે રંગ વંશપરંપરા દીપ્યાં કરે તેવા પાકા નહોતા. ખૂલતા રંગની મઝા તેઓ લેતા, પણ થોડી વારમાં તે રંગ ઊડી ગયા. દેશના ઉદ્યમનો પાકો રંગ, સઘળા વર્ગના દેશી જનોમાં સાધારણ દેશાભિમાનરૂપી સ્નેહ હોવાથી બનેછે. એ સ્નેહ જાતિભેદનેલીધે હોયજ શાનો? રાજ્યનું રક્ષણ કરવાનું અને પ્રજાની સ્થિતિ રૂડી કરવાનું તથા રાજ્યનો ઉત્કર્ષ કરવાનું કામ, માત્ર રાજા, થોડાએક રાજવંશી સરદાર અને વંશપરંપરાથી દરબાર સેવતા એવા વાણિયા પ્રધાનોનેજ માથે; રાજા અને રાજવંશી સરદાર જેઓ રાજ્ય વધારવા અથવા બચાવવાની ખટપટમાં ઘણાખરા તો રાજ્યની બહાર ઘૂમ્યા કરનારા તેઓનું ધ્યાન યુદ્ધનાજ વિષયમાં; અને પ્રધાનોનું કામ જમીનની વસૂલ તથા પરરાજ્યમાંથી આવેલી લૂટ ભંડારમાં નાંખવાનું અને એમાંથી નિત્યનો ખર્ચ કરવાનો તથા રાજાઓની ઈચ્છાને આધીન થઇ તેઓની આજ્ઞા પ્રમાણે નાણું બહાર કહાડવાનું કામ; હવે, પ્રજાની સ્થિતિ સારી કરવાના અને સારી રહે તેવું કરવાના ઉપાયો કામે લગાડવા તરફ રાજા ને પ્રધાન ઠરીને વિચાર શું કરે? તેમ પ્રજામધ્યે બ્રાહ્મણો સદા ધર્મસંબંધી વિદ્યાભ્યાસ કરવાના તથા આચાર પાળવાના અને નિભાવનેમાટે યજમાનઉપર આધાર રાખવાના ઉદ્યમમાં; વૈશ્ય, પોતાના ખેતી વેપાર ધંધામાં અને શૂદ્ર ઉપલા વર્ગોની સેવા કરવાના કામમાં રોકાયલા—એ સૌ રાજદરબારી વાતમાં કેવળ અજાણ. રાજાઓ ધર્મ વિષયમાં નિસ્પૃહ

અથવા કોઈ શૈવમત તરફના અથવા કોઈ જૈનમત તરફના વળણના, પ્રધાનો જૈનમતના, પ્રજામધ્યે કેટલાએક શૈવ ને કેટલાક જૈન; એથી જણાયછે કે તે વેળા ન્યાયને માટે માત્ર બ્રાહ્મણનાજ કરેલા મનુસ્મૃત્યાદિક ગ્રંથો અથવા માત્ર જૈન આચાર્યોનાજ ગ્રંથો નહિ હોય, પરંતુ કંઇ આમાંનું, કંઈ તેમાંનું એમ હશે; પણ ઘણું કરીને ચાલતી આવેલી રૂઢીપ્રમાણે અને પ્રસંગે મનસ્વી ન્યાય ચાલતો હશે. જ્યાં ઉપર કહી તેવી રાજવર્ગની ને પ્રજાવર્ગની સ્થિતિ ત્યાં રાજ્ય કેમ નીભે ? સાડી પાંચસો વર્ષ નીભ્યું એ નવાઇ જેવું છે. આટલાથીજ નીભ્યું કે વચમાં વચમાં કેટલાએક પ્રતાપી રાજાઓએ રાજ્ય વધારવાની ઘેલાઈના જોસ્સામાં આગળ ધસારા કર્યા કીધા ને પોતાના યશના હોકારાથી શત્રુનું ફાવવા ન દીધું; વળી રાજા ને સરદાર ઘણુંખરૂં યુદ્ધમાં રોકાયલા રહેતા તેથી તેઓમાં કુટુંબક્લેશ ન હોવાથી તેઓનું શત્રુની સામા પરસ્પર ઐક્ય હતું. પણ જ્યારે જુદા લોહીના, જુદી ભાષાના, જુદા ધર્મના અને વધારે જોરાવર મુસલમાનોએ ઉપરાઉપરી હલ્લા કર્યા ત્યારે તેની સામા એકલા સૈન્યવર્ગથી ટકી શકાયું નહિ. તોપણ, તે બીજા કોઈ પડોશી રાજ્યની કુમકવિના પણ ઘણુંસુધી ટકી રહ્યા એથી ગૂજરાતનું શૌર્ય ઊંચી પ્રતિનું ગણાયછે.

કરણઘેલાનું ને અલાઉદ્દીન ખિલજીનું યુદ્ધ થયું એ પ્રસંગ જેવો તેવો નહોતો. એ વેળા પણ લડનારા વર્ગ સિવાય બ્રાહ્મણ કે વૈશ્ય લડ્યા હોય એમ જણાતું નથી.—રે હિંદુનું રાજ્ય જશે ને યવનનું થશે ને એથી હિંદુધર્મની ને સ્વદેશી રાજ્યથી મળતા સુખની હાનિ થશે એ વિચારથી ઉશ્કેરાઈને પણ તેઓએ (બ્રાહ્મણવૈશ્યે) શસ્ત્રો લેઇ કરણઘેલાને સહાયતા કરી નહિ !

જ્યાં રાજાએ પોતાની પ્રજાને શીખવ્યું નથી કે રાજભક્તિથી આટલા લાભ છે અથવા પ્રજાએ પોતાની મેળે સમજીને રાજાને શીખવ્યું નથી કે એણે પોતાના ને રાજ્યના લાભને અર્થે પ્રજાને આટલી સ્વતંત્રતા આપવી જોઇએ, ત્યાં રાજ્યનું ક્ષેમ રહેતું નથી—ત્યાં સંકટ વેળા રાજા પોતાને કર્મે ચોંટેલું કરેછે ને તેના પરાભવનું ફળ રાજા ને પ્રજા બંને ભોગવેછે. જ્યાં પ્રજામાં જાતિભેદ, કુળઅભિમાન ને ધર્મમતાભિમાન એ થકી તડાં બંધાયલાં—જ્યાં એક વર્ગ ધર્મને બહાને બીજાને પોતાના તાબામાં રાખેછે ને એ બીજો અજાણ રહી ભોળાભાવમાં તાબે થઇ રહેછે ને કુળનોજ ઉદ્યમ કરેછે—જ્યાં વર્ગોમાં પરસ્પર ખાવા પીવાનો ને કન્યા આપવા લેવાનો અટકાવ છે—જ્યાં ધર્મસંબંધી મતભેદ ઘણા હોઈને તે જનમાં પરસ્પર વિરોધ કરાવેછે—જ્યાં સૌ વર્તમાનનાજ લાભને જોયછે, પણ ભવિષ્યના જોતા નથી—જ્યાં સૌ સ્વાર્થબુદ્ધિનાજ દાસ થઈ રહેછે, પણ પરમાર્થબુદ્ધિને અનુસરીને વર્તતા નથી—જ્યાં જીવતાં સુખ ભોગવવા ઉપર થોડી ને મુએ સુખ ભોગવવાના બોધ આપવા લેવાની બહુ કાળજી છે—જ્યાં ગરમ લોહીથી મળતાં ઊંચાં સુખની શુભેચ્છા નથી, પણ થંડા લોહીનાં સુખથી સંતોષ છે—ત્યાં, ઐક્યની—દેશદાઝની સમજ કયાંથી જોવામાં આવે ? ઊંચા નીચાના ભેદથી મન મળે નહિ ત્યારે ઐક્યબળસુખ શેનું હોય ? જ્યાં સૈન્યવર્ગ અજાણ, કવાયતવિનાનો, ઘેલો જોસ્સાવાળો, તે પોતાના સરદારના પડવાથી કેમ ન વીખરાઈ જાય ? એ સર્વ કારણોથી—રૂડું દેશાભિમાન ને રૂડી રાજ્યનીતિ ન હોવાથી ખંતે પડેલા મુસલમાનોએ હિંદુરાજ્યનો અંત આણ્યો અને એની સાથે ગૂજરાતી હિંદુનું શૌર્ય નિકંદન થયું.*

અલાઉદ્દીનનું ગૂજરાતમાં આવવાનું કારણ ભાટલોકોના કહેલા પ્રમાણે ખરૂં હોય તો તેઉપરથી પણ અભણ વિષયાસક્ત રાજા અને અભણ ઊંડી પોંચવિનાના ખારીલા પ્રધાન એઓથી થતી રાજ્યની ખરાબીવિષે જેટલું બોલીએ તેટલું ઓછુંછે. કહેછે કે કરણઘેલાને માધવ તથા કેશવ એ નામના બે નાગર પ્રધાન હતા ને માધવની સ્ત્રીને રાજાએ લેઈ લીધી હતી અને કેશવને મારી નાંખ્યો હતો ને એઉપરથી માધવે દિલ્લી જઈ અલાઉદ્દીનને ગૂજરાતમાં આણ્યો હતો. એ માધવ જો વિદ્વાન અનુભવી ને દૂરદર્શી હોત અને તેનામાં દેશાભિમાનથી ઉત્પન્ન થતી સ્વદેશદાઝ હોત તો તે કદાપિ મુસલમાનને બોલાવતજ નહિ. પણ તેણે પેટનો બળ્યો ગામ બાળે તેવું કીધું. અગર વેર લેવાનો જોસ્સો તેનામાં વધી ગયો હતો તો તેણે પોતાનાં બીજાં દેશી રાજ્યની સહાયે, પ્રજા ખવાસજનાનાની સહાયે, સેનાની સહાયે પોતાના રાજાને મારી નાંખવાની યુક્તિ કરી હોત, પણ તેમ ન કરતાં ( મૂર્ખ ઢાઉસને યુક્તિ શું સૂઝે ! ) મુસલમાનની મદદથી આખા રાજ્યની ખરાબી કરી ને વળી લોભમાં તે, કરણઘેલાથી ભુંડા એવા અલાઉદ્દીનની તરફથી ગૂજરાતમાં વડો પ્રધાન થયો. એ તેનાં હીણ કર્મનો ડાઘ તેના નામપર હમેશ રહેવાનો.

* કરણઘેલાની હાર પછી ગૂજરાતના રાજવંશીઓમાંના કેટલાએક સાબરમતીની પશ્ચિમ તરફના મૂલકમાં ને કેટલાએક મહીકાંઠાઉપર જઈ ભરાયા છે એવું રાસમાળામાં લખેલું છે. તે વખતના બીજા રજપૂતોમાંના વંશજોમાં હાલ થોડાકજ ગરાશિયા હશે, પણ ઘણાક ખેતી અને કેટલાએક હલકી મજૂરી કરતા થયા હશે એમ સંભવછે.

ગૂજરાતનું હિંદુરાજ્ય* સંવત્ ૮૦૨ (ઈ૦ સ૦ ૭૪૬ માં) વનરાજે સ્થાપ્યું ત્યારથી તે સંવત્ ૧૩૬૦ (ઈ૦ સ૦ ૧૩૦૪) માં મુસલમાનથી લય પામ્યું ત્યાંસૂધી–એ સાડીપાંચસેં વર્ષમાં, પ્રજાનામાં રાજ્યનીતિપ્રકરણસંબંધી વિચાર મૂળગો નહોતો ને સૈન્યવર્ગ પોતાનું લડવાનું કામ કર્યો જતો. ચામુંડ ને ભીમ એઓના વખતમાં સૈન્યવર્ગને મુસલમાનોની સામા ટક્કર લીધાં કરવી પડતી ને તેમાં સોમનાથમાં જ્યારે ભીમની હાર થઈ અને એ ગૂજરાતી સૈન્યની પહેલીજ હાર થઈ ત્યારે તેથી રજપૂતોના દિલપર શરમથી અને વધારે બળવાન શત્રુના ભયથી ઊંડું જખમ થયું. એ જખમનું વેર લેવાને તેઓ પછવાડેથી સારી પેઠે ઉશ્કેરાયા હતા, પણ તે તેઓનું ખારીલું ને ઉશ્કેરાયલું જોર તેઓથી મુસલમાનો ઉપર ન કહડાયું, કેમકે વચમાં ૧૫૦ વર્ષ લગી મુસલમાનોનો ઉપદ્રવ નહોતો. તેઓએ પોતાનું જોર જસભૂખ્યા સિદ્ધરાજ ને કુમારપાલની વખતમાં પોતાની આસપાસનાં દેશી રાજ્યોઉપર કહાડયું ને એથી ગૂજરાતનું શૌર્ય ફરી તકતકી રહ્યું. પણ તે પાછું ઇ૦ સ૦ ૧૧૯૨–૯૩ માં શાહબુદ્દીન ઘોરીની સાથે આવેલા મુસલમાનોને દેખીને, અને દિલ્લી વગેરે રાજ્યોની પડતી જોઇને ભોળાભીમ જેવા શૂરા રાજાની સરદારી નીચે તે મથી મથીને બહાર પ્રકાશ્યું. તોપણ તે આખરે ઝાંખું થયું. પછી જે કંઈ કંઈ રહેલું તે પાછું એક જમાવ થઈને અલાઉદ્દીનના વખતમાં ગૂલ થતા દીવાની છેલ્લી ચીનગારીની પેઠે બહાર નીકળી ગયું, ને હિંદુરાજ્યનો દીવો ગૂલ થયો! ઉપલા પૃથક્કરણથી જણાયછે કે ગૂજરાતનું શૌર્ય ગમે તેવું હતું, તોપણ તે પરદેશી મુસલમાનના જોર આગળ ટકી શકતું નહિ;–પોતાના દેશી જાતભાઈનીજ સાથે લડવામાં ઊંચું રહેતું. કારણ આમ જણાયછે કે અટક બહાર જવાની બંધીથી ગૂજરાતીઓ પરદેશી રાજ્યનું જોર જાણી શકતા નહિ; તેમ પોતાનામાં જાતિભેદને લીધે સૈન્યવર્ગ સિવાય બીજા વર્ગોમાં દેશદાઝથી ઉત્પન્ન થતું શૌર્ય નહોતું.

ધર્મસંબંધી શૈવ અને જૈન એવાં બે મત ચાલતાં. જોકે વનરાજ જૈન સાધુને ઘેર ઉછર્યો હતો અને તેના તથા તેના વંશજોના દરબારમાં જૈન વાણિયાઓનો† કારભાર હતો તોપણ શૈવઉપર જૂલમ નહોતો; ઊલટો એઓને ઘણો આશ્રય મળતો. સોલંકી વંશના મૂળરાજ ને ભીમ એ બે શૈવ હતા. સિદ્ધરાજ‡ જૈનમતના સાધુઓની વાતો સાંભળતો. પણ ધર્મસંબંધી કોઈ પણ મત માનવામાં તેનો આગ્રહ નહોતો. વનરાજથી માંડીને તે સિદ્ધરાજના વખત સૂધી બ્રાહ્મણો ને જૈન સાધુઓ વચ્ચે તકરાર ચાલ્યાં કરતી હતી; પણ તેની અસરમાં ઘણી વેળા શૈવનું ને કોઇ કોઇ વાર જૈનનું

---

* એમાં ત્રણ વંશ થયા તેમાં ચાવડા વંશના સાત પુરૂષે ઈ૦ સ૦ ૭૪૬ થી તે ૯૪૨ સૂધીમાં—૧૯૬ વર્ષમાં ગૂજરાતનું રાજ્ય વધાર્યું ને આબાદ કર્યું. સોલંકી વંશના અગીઆર પુરૂષે ૯૪૨ થી તે ૧૨૧૫ સૂધી—૨૭૩ વર્ષ રાજ્ય કર્યું. એમાં મૂળરાજ, ભીમ, સિદ્ધરાજ, કુમારપાળ ને ભોળોભીમ એઓ ઘણા પ્રતાપી થયા છે. એમાં મૂળરાજની પછી ૯૯૭ થી તે ૧૦૧૦ સૂધી ચામુંડે રાજ્ય કર્યું તેની વખતમાં મુસલમાનો પહેલવહેલા ગૂજરાતના રાજાને સતાવવા લાગ્યા. ૧૦૨૪ માં જ્યારે સુલતાન મહમુદે સોરઠી સોમનાથ ઉપર સવારી કરી હતી ત્યારે ગૂજરાતનો રાજા ભીમ ઘણી બહાદુરીથી તેની સામા લડયો હતો. ૧૦૩૦ માં સુલતાન મહમુદ પોતાના વતનમાં મુઓ ત્યારપછી તેના વંશજો પોતાના પડોશી રાજાઓ સાથે લડવામાં અને પોતાના રાજ્યમાં થયેલા બખેડા સમાવવામાં રોકાયાને લીધે તેમાંના કોઈથી હિંદુસ્તાનમાં આવવાનું બન્યું નહોતું ને તેથી ગૂજરાતમાં ૧૦૨૪ થી તે ૧૧૭૮ સૂધી (૧૫૪ વર્ષ સૂધી) ઝનુની મુસલમાનોની તરફનો ઉપદ્રવ નહોતો. એ ગાળામાં ને વિશેષે કરીને સિદ્ધરાજના ૪૯ વર્ષના રાજ્યમાં ગૂજરાત આબાદીની ટોંચે ચડયું. સિદ્ધરાજે પડોશના રાજાઓ ઉપર સવારી કરીને ઘણા જય મેળવ્યા. એણે રાજ્યને વધાર્યું ને આબાદ કર્યું. પ્રજાને સુખી કરી અને શહેરોને કિલ્લા, દહેરાં વગેરેથી શણગાર્યાં. ભોળાભીમે, કનોજના રાજાના પક્ષમાં રહીને ઘણીવાર દિલ્લીના પૃથુરાજની સામે અને પછી મુસલમાનની સામે લડીને પોતાનું પરાક્રમ પ્રસિદ્ધ કર્યું. ૧૧૯૩ ની પાણીપતની હારથી દિલ્લીનું સૌથી મોટું રાજ્ય લય પામ્યું ને બીજાં ઘણાંકની પડતી દશા આવી. તેમ ગૂજરાતનું રાજ્યબળ પણ છેક ઘટી ગયું. ભોળા ભીમના રાજ્યના છેલ્લા વખતમાં મુસલમાનની ફોજ ગૂજરાતમાં ઘણેખરે ઠેકાણે હતી. એ રાજ્યની પછી વાઘેલા વંશના ચાર પાંચ પુરૂષોએ ૧૨૯૭ સૂધી રાજ્ય કર્યું, તેમાં છેલ્લા કરણઘેલાથી દિલ્લીના અલાઉદ્દીનની સામા ટકાયું નહિ ને એણે ગૂજરાતના રાજ્યની સમાપ્તિ કરી.

† પ્રથમ બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્ય ને શૂદ્ર એ ચાર જાતિ હતી, પણ બૌદ્ધધર્મના પ્રબળથી બ્રાહ્મણ સિવાય ક્ષત્રી ને વૈશ્ય એ બે જાતિના મોટા ભાગે તે ધર્મ કબૂલ કર્યો હતો, પણ પાછું જ્યારે વેદાંત ને શિવભક્તિનું પ્રબળ થયું ને બૌદ્ધધર્મની પડતી થઈ ત્યારે ક્ષત્રી વૈશ્યવર્ગમાંના કેટલાએક પાછા શૈવ થયા ને કેટલાએક બૌદ્ધધર્મનો જૈનમત રાખી રહ્યા. શૂદ્રને તો ધર્મ હોયજ શાનો ને તે કરતાં હતા તો તેઓની પણ પેલાઓના જેવીજ સ્થિતિ જાણવી. રજપૂત પ્રથમ ક્ષત્રી પણ પછી બૌદ્ધ થયલા ને ફરી પાછા શિવ–વિષ્ણુમત માનનારા ને કેટલાએક જૈનમત માનનારા થઈ રહ્યા.

‡ ઈ૦ સ૦ ૧૦૯૪ થી તે ૧૧૪૩ લગી.

રાજાઓ આગળ વધારે ફાવતું. લડાઈઓની ખટપટથી અને પ્રજાને નારાજ કરવાથી રખેને રાજ્યમાં બખેડો થાય ને વસ્તી ઘટે એ ધાસ્તીથી રાજાઓ ધર્મમતવિષે બેદરકાર રહેતા. પણ કુમારપાળના* વખતમાં જ્યારે ખટપટી ને કળવકળિયા હેમચંદ્ર† નામે જૈન આચાર્યના યુક્તિપૂર્વક શ્રમથી કુમારપાળે જૈનમત સ્વીકાર્યો, ત્યારથી એક બે સિવાય સઘળા રાજા જૈનમતના હતા. રાજાઓનો ધર્મમત બદલયાથી પ્રજામાંના કેટલાએક શૈવો જૈન થયા, પણ એમાં બ્રાહ્મણોની‡ સંખ્યા જૂજ હતી. કુમારપાળ પછીના વખતમાં બ્રાહ્મણોનું§ જોર છેક નરમ પડયું હતું. બ્રાહ્મણ ને બીજા શૈવવર્ગમાં તો રોટીબેટીનો વહેવાર નહિ, પણ બીજા વર્ગમાં તેમ નહોતું–શૈવ ને જૈન વાણીઆઓમાં બેટીનો વહેવાર હતો તે આમ માલૂમ પડેછે કે હેમચંદ્રનો¶ બાપ શૈવ હતો ને તેની મા જૈન હતી. વળી બ્રાહ્મણોમાં અને વાણિયાઓમાં જેટલી હાલ છે તેટલી જ્ઞાતિયો નહોતી.

વિદ્યાપ્રસાર પણ સર્વ પ્રજામાં નહોતો. બ્રાહ્મણો ને જૈન સાધુ વચ્ચે ધર્મસંબંધી વાદ ચાલતો તેને અર્થે અને પોતપોતાના મતના પ્રસારને અર્થે સંસ્કૃતમાં ને તે વેળા ચાલતી અપભ્રંશ–ગૂજરાતી ભાષામાં કેટલાંક પુસ્તકો થયાં છે. પણ કાવ્યસંબંધી કે તત્ત્વજ્ઞાનસંબંધી કે રાજ્યનીતિસંબંધી કે ઈતિહાસસંબંધી એકાદું પણ સમર્થ પુસ્તક થયું હોય તેવું જણાતું નથી. જો કે સંસ્કૃતમાં કેટલાંએક ને હિંદી કાવ્યમાં કેટલાંએક ઇતિહાસરૂપ પુસ્તકો થયાં હશે તોપણ તે વેળા સર્વ પ્રજામાં બોલાતી જે અપભ્રંશ અથવા એકાદી રીતની ગૂજરાતી ભાષા તેમાં ઘણાં પુસ્તકો§ થયાં જણાતાં નથી. બ્રાહ્મણ ને જૈન સાધુ સિવાય વાણિયા તથા બીજી થોડીક નાતમાં નામુંઠામું સારી રીતે લખવું ને વ્યવહાર ઉપયોગી હિસાબ જાણવા એટલુંજ ભણતર હતું. વ્રજલાલ શાસ્ત્રી ગૂજરાતી ભાષાના નિબંધમાં કેટલાંએક જૂનાં ગૂજરાતી પુસ્તકવિષે તેઓનાં નામ ને સંવત્ આપી બોલેછે, પણ તે સંવત્ જોતાં તો સઘળાં હિંદુરાજ્યની સમાપ્તિ પછી લખાયલાં છે એમ સાફ કહી શકાયછે.

શિલ્પ (ઇમારત બાંધવાનું) કામ ને તક્ષણ (કોતરવાનું) કામ એમાં કારીગરોએ ઘણી માહિતી મેળવેલી એમ આપણે ડભોઇ ઝિંઝુવાડાના કિલ્લા, સિદ્ધપુરનો રૂદ્રમાળ ને આબુ ઉપરનાં દહેરાં, તળાવ વગેરે કામો જે હાલ છે તે ઉપરથી કહી શકીએ છીએ. ખેતી અને બીજા ધંધા તે વખત પ્રમાણે સારી પેઠે ચાલતા હશે, વહાણનો વેપાર ઘણોજ થોડો બલકે નહિ જેવો હશે અને ઘરસંસાર ને નીતિસંબંધી હાલત હમણાના જેવીજ હશે એવું હિંદુરાજ્યના ઈતિહાસો વાંચવાથી અનુમાન થાયછે–તેમ જયાંસૂધી રાજ્યની આબાદાની હતી ત્યાંસૂધી લોકનાં ગુજરાનસુખસંબંધી હાલત સારીજ હોવી જોઈએ.

મુસલમાની રાજ્યમાં‖ ગૂજરાતી લોકની હાલત જે પાછલાં હિંદુરાજ્યમાં બગડવા માંડી હતી તે પ્રથમ તો પૂરી બગડી. ધર્મ વધારવાના અને દેશ જીતી ધન એ-

* ઈ૦ સ૦ ૧૧૪૩ થી તે ૧૧૭૪ લગી.

† ઈ૦ સ૦ ૧૦૮૯ માં જન્મ્યો ને ૧૧૭૪ માં મુઓ.

‡ એ વખત તો જૂજ પણ બૌદ્ધના પ્રબળ કાળમાં સર્વ સંખ્યાના પ્રમાણમાં થોડા એવા કેટલાએકે જૈનમત સ્વીકારેલું ખરૂં. તેમાં શ્રીમાળી બ્રાહ્મણ ૫૦૦૦ હતા (કવિ દલપતરામનો જ્ઞાતિનિબંધ જોવો.)

§ ભોળાભીમની વખતમાં જૈનનું જોર એટલું હતું કે ઘણાએક શ્રાવક ગૃહસ્થે આબુઉપર શિવકૃષ્ણનાં દહેરાં ખસેડીને ત્યાં પારસનાથનાં દહેરાં બંધાવ્યાં હતાં.

¶ એ છોકરાને તેની માએ તેના બાપની ગેરહાજરીમાં જૈન સાધુને ત્યાં ભણવા મૂક્યો હતો. બાપે જાણ્યું ત્યારે તે ઘણો ચીડાયો. પણ પછી તે સાધુના સમજાવ્યા ઉપરથી સમજી ગયો ને તેણે હેમચંદ્રને મૂંડાવા દીધો.

§ શાસ્ત્રી વ્રજલાલ કહેછે કે અપભ્રંશ ભાષામાં ભાટ ચારણાદિ માગણ લોકોએ રાજાઓના રાસા લખ્યા છે ને હેમચંદ્રે તેના જૂજ નમૂના પણ આપ્યા છે. શાસ્ત્રિયો આજ પણ પ્રાકૃતને ધિક્કારેછે તો તે વેળાના બ્રાહ્મણોએ તે વેળા ચાલતી પ્રાકૃતમાં કેમ લખ્યું હોય? ને જેમ હાલ વાણિયા વગેરે લખી શકેછે તેમ તે વખતના વાણિયાઓએ ગોરજી થયા વિના પુસ્તક લખ્યાં હોય એમ સંભવતુંજ નથી. હેમચંદ્રે અપભ્રંશ ભાષાનું વ્યાકરણ કર્યું (ઈ૦ સ૦ ૧૧૧૨) અને દ્વિઆશ્રય એનો પ્રારંભ કર્યો, જેને હેમચંદ્રનું (૧૧૭૪માં) મરણ થયા પછી કોઇ જૈન સાધુએ ૧૩૧૨ માં પૂરો કર્યો તે તથા પ્રબંધચિંતામણી જે તેના કર્તાએ ૧૩૬૧ માં પૂરો કર્યો તે અને કુમારપાળચરિત્ર એટલાંજ પુસ્તકો જાણ્યામાં આવ્યાં છે. દ્વિઆશ્રય ને પ્રબંધચિંતામણી સંસ્કૃતમાં છે ને કુમારપાળચરિત્ર સંસ્કૃત તથા ગૂજરાતીમાં છે.

‖ મુસલમાની રાજ્યથી થયેલા લાભમાં મોટા આ છે કે તેઓનું આ દેશમાં જાથુ રહેવાનું હોવાથી દેશના ઉદ્યમનું ફળ જે સંપત્તિ તે અહીંજ રહી. ઘણીએક ઇમારતો શોભા આપેછે, પણ જૂની હિંદુની રહીને નવી થઈ હોત તો શોભા વધારે હોત. નવી ઈમારતોની કારીગરી જોઈ હું ખુશ થાઉંછું. પણ પછી જૂનીના વિચારથી તરતજ દિલગીર થઈ જાઉંછું. ફારસી વિદ્યા ને ઉર્દુ ભણતર નવાં દાખલ થઇ પેસર્યાં, ગાયનવિદ્યા સારી પેઠે ખેડાઇ અને મોજમઝાનાં સાધનો કેટલાંએક નવાં દાખલ થયાં.

કહે કરવાના જોસ્સાની ઘેલછામાં અનુની મુસલમાનોએ ગૂજરાતમાં પ્રવેશ કર્યો. ત્યારથી ગૂજરાતીઓ છેક હલકા પડી ગયા—રાજ્યને વધારવાની અને અટકાવવાની તજવીજમાં સુલતાનો ને નવાબો લશ્કરને વધારે મદદ આપતા ને તેનો બોજો હિંદુ રૈયતઉપર નાંખતા. તેઓ પોતાના જાતભાઈઓની એકતરફી કદર કરતા ને હિંદુવિષે બેદરકાર રહેતા તથા તેઓના ધર્મને ખલેલ પહોંચાડતા. તેઓ સૂતાર, કડિયા, ચીતારાઓનીપાસે વેઠે કામ કરાવતા અને ખેડુત સાહુકારોને, ઓ લૂંટ્યા, ઓ લૂંટ્યા, એવી ધાસ્તીમાં રાખતા—એ કારણોથી હિંદુઓનાં મન બિલકુલ ચગદાઇ ગયાં ને એથી તેઓ ખૂણે ભરાઇ રહેતા થયા.

જ્યારથી મુસલમાને ગૂજરાત લીધું ત્યારથી રજપૂત ક્ષત્રી વર્ગનો તો લોપ થયો, એટલે પછી રાજદરબાર સેવતું કોઈ હોયજ શાનું? બ્રાહ્મણોનું જોર તો હતુંજ નહિ ને જૈન લોકોનું જોર હતું તે તૂટી ગયું. બ્રાહ્મણોને રાજાશ્રય ન મળવાથી તેઓ સંસ્કૃત વિદ્યાઉપરથી મન ઉઠાડી માત્ર વૃત્તિ તથા આચાર સાચવતા થયા અને બીજી નાતિના સૌ પોતપોતાના ધંધામાં તત્પર રહેતા થયા. વળી મુસલમાનથી આપણા ધર્મને આંચ લાગશે તે ધાસ્તીથી, લોક અહીં તહીં વેરાઈ ગએથી અસલના જથા તૂટી ગયા, તેથી તેઓએ પોતપોતીકો ધર્મ રાખ્યો હશે. એવી પતીજ ગએલી તેથી અને મનને કંઈ પણ ધર્મસંબંધી ખટપટની ચંચળતા તો જોઈએ એ કારણોથી આચાર વિચારની સરસાઈમાં નાતિઓ વધી ને તેમાં સખ્ત બંધીઓ થઈ. સૌ પોતપોતાની નાતોમાં જમવા જમાડવામાં સંતોષ માનતા થયા, ને એવુંજ સમજવા લાગ્યા કે જન્મ લીધાનું સાર્થક ક્યારે કે નાતમાં વરા ને લાણાં કરીએ ત્યારે.

ગૂજરાત જીતાયા પછી દિલ્લીના બાદશાહની તરફથી અમલદારો નીમાતા. એઓનાં ૫૦ વર્ષના અમલમાં ગૂજરાતમાં ઠામઠામ બંડો થતાં ને તેથી લોકના જીવ ઠરીઠામ પડતા નહિ. એ અમલદારમાંનો છેલ્લો જે ઝેફરખાં તેણે દિલ્લીના રાજ્યની અંધાધુંદીનો લાભ લેઈને મુજફ્ફરશાહ એ નામ ધારણ કરી ગૂજરાતમાં પોતાનું સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું (ઇ૦ સ૦ ૧૪૦૭). એ વંશના તેર જણે ઈ૦ સ૦ ૧૫૭૨ સૂધી રાજ્ય કર્યું, તેમાં તેઓએ હિંદુ રૈયતઉપર ઘણો જૂલમ ગુજાર્યો. તેઓએ હિંદુરાજાઓ* સાથે લડાઈ કરી તેમને હરાવી મુસલમાન કર્યા, કેટલાએક લોકને *પણ જબરદસ્તીથી વટાળ્યા ને દહેરાં ભાંગી તેજ ઠેકાણે મસીદો બંધાવી. તેમ પ્રજા પણ રખેને જાણશે તો સત્તાધારી લૂંટી લેશે એ ધાસ્તીથી પોતાના જીવનગાળા વગેરે કરામાંના અથવા મોભમાંના સંચામાં સંતાડી રાખતી. તે સારૂં લૂગડું, ઘરેણું પહેરી સરિયામમાં ફરી શકતી નહિ ને બૈરાંઓએ બહાર નીકળવું એ તો ન ચાલતાનુંજ ને ઘણી સાવચેતીનું હતું.

હિંદુપ્રજા જે બહાવરી ને પછી નિરાશ બની છેક બેશુદ્ધ જેવી પડી રહેતી હતી તેણે વચમાં વચમાં રાજધાનીના ફેરફારથી પાછું જરા ઊંચું ડોકું કરી ચૈતન્ય બતાવવા માંડ્યું. અહમદશાહે પાટણને ટાળી અમદાવાદ રાજધાની કરી (ઈ૦ સ૦ ૧૪૧૧) અને મુજફ્ફરશાહ બીજાના અને અહમદશાહ બીજાના વખતથી (૧૫૧૫† તથા ૧૫૪૩) સૂરતમાં વસ્તી થઈ ને વધી ત્યારથી લોકો નવાં ઘર માંડવાની ને નવા ઉદ્યોગ ખોળવાની ખટપટમાં પડ્યા.

ઇ૦ સ૦ ૧૫૭૨–૭૩ થી ગૂજરાતમાં મુગલાઇ શરૂ થઈ. અકબર, જહાંગીર, ને શાહજહાંના વખતમાં હિંદુપ્રજા સર્વે રીતે સુખી હતી. વટલવાની ને દહેરાં ભાંગવાની ધાસ્તીથી તેઓ નચિંત હતા, તેમ અકબરના દરબારી કારભારી રાજા ટોડરમલની ઊંડી પહોંચ ને ઊંચી કાબેલિયતથી મૂલકની વહેંચણ થઇ; જમીનના જે દર બંધાયા તેથી દેસાઇ ખેડુતની પણ સ્થિતિ સારી થઇ. અમદાવાદ ખંભાતમાં ધંધા, કારીગરી વધ્યાં અને સૂરતમાં‡ વેપાર બહોળો ચાલ્યો. એ સ્વસ્થ સ્થિતિ ૯૦ વર્ષ રહી. એ પછી ઔરંગજેબે હિંદુપ્રજા ઉપર જૂલમ કરવા માંડ્યો. એના વખતમાં શિવાજીએ બે વખત સૂરત લૂંટ્યું, પણ એ લૂંટથી પડેલી ખોટ વ્યાપારને યોગે પૂરી પડી. ઔરંગજેબ પછી દિલ્લીના પાદશાહ કમજોર થયા ને નવાબો તેઓની સત્તા ન માનતાં સ્વતંત્ર જેવા થઇ રહ્યા. એમ થવાથી એઓને પોતાના રાજ્યની આબાદાની રાખવાની હોંસ અને રૈયતને સુખી રહેવાની આશા હતી. પણ નસીબ ચાર ડગલાં આગળનું આગળ.—ઔરંગજેબના

* મહમદ બેગડાએ ઇ૦ સ૦ ૧૪૭૨ માં જાનાગઢના મંડળિક રાજાને હરાવી મુસલમાન કર્યો ને એથી કાઠિયાવાડમાં મુસલમાન ધર્મ પ્રસર્યો.

* એઓ આજ ખોજા, મેમણ, શેખડા, વગેરેને નામે ઓળખાયછે, વટલેલા રજપૂતો, જેઓ હિંદુની ઘણીક રીત રાખી રહ્યા છે તેઓ મોલેસલામ કહેવાયછે.

† સૂરતનો કિલ્લો બંધાયાની તારીખ હિજરી ૯૨૯–૯૪૬–૯૪૪ એટલે એમ જુદી જુદી મળેછે. ગવર્નર ડંકન તો ઈ૦ સ૦ ૧૫૪૩ નું વર્ષ આપે છે.

‡ એ વખત ફિરંગી—અંગ્રેજ—વલંદા વગેરેની સાથે એ દેશનો ધમધોકારે વેપાર ચાલતો.

મરણ પછી મરેઠાઓની ચડતી થઈ હતી ને શાહુરાજાનો સેનાપતિ ખંડેરાવ દાભાડે ગૂજરાતમાં જ્યાં ત્યાં લૂંટફાટ કરી રહ્યો હતો. અમદાવાદની નવાબીની ભાંજગડમાં મુસલમાનો માંહો માંહે લડ્યા–તેમાં મરેઠાઓએ તરફેનોને મદદ કરીને પછી એઓ પણ માંહોમાંહે લડ્યા તેથી ગૂજરાતની પાછી પડતી થઇ. રાજ્યમાં ફેરફાર આટલો થયો કે ઇ૦ સ૦ ૧૭૩૧ માં પિલાજી ગાયકવાડે પોતાનું નવું રાજ્ય કર્યું ને ઇ૦ સ૦ ૧૭૫૫ માં અમદાવાદમાંથી મુસલમાનની હાકમી ગઈ ને મરેઠાઓ* સત્તાધારી થયા.

મુસલમાની રાજ્યમાં જુદી જુદી વખતે થયેલા ફેરફારના સંબંધમાં હિંદુઓની સ્થિતિ વર્ણવી અને તેમાં ભાસ કર્યો કે શૌર્યની વાતમાં કોઈ ગૂજરાતી બહાર પડ્યો નથી–રે ૧૭૨૦ પછી ગૂજરાતમાં જ્યાં ત્યાં બખેડા મચી રહ્યા હતા. તેમાં પણ કોઇ ગૂજરાતી જૂના રાજવંશી કુળમાંના કોઇએ અથવા કોઇ બીજા શૂરા ગૂજરાતીએ માથું મારી ગૂજરાતનો થોડોક ભાગ પણ પોતાનો ન કરી લીધો! ખરેખર ગૂજરાતનું શૌર્ય જે કરણઘેલાની સાથે સૂતું તે ફરી જાગ્યુંજ નહિ–કેટલાક શખ્સે અહીં તહીં જોર બતાવ્યાં છે, પણ તે યુક્તિ ને સાહિત્યવિનાનાં એટલે તે તેઓને પોતાને ને દેશને શો ફાયદો કરે?

ગૂજરાતીઓની ધર્મસંબંધી સ્થિતિમાં બ્રાહ્મણોએ પોતાનો સંસ્કૃત ભણવાનો ઉદ્યોગ છોડી દીધો હતો ને તેઓ યજમાનઉપર આધાર રાખી આળસુ થઇ રહ્યા હતા, તોપણ તેમાંના કોઇ કોઇ ભણીને પોતાનાં ટોળાંના સંપવડે પોતાના યજમાનો જે પોતાના રોજગારની કાળજીમાં રહેતા તેઓનાઉપર દોર ચલાવતા. એવું અને નાતિયોની સંખ્યા વધી એ ઉપર કહ્યું છે, પણ તે સિવાય મોટો ફેરફાર આ થયો કે વલ્લભાચાર્યના+ પુત્ર વિઠ્ઠલનાથજીએ ગૂજરાતના ઘણાક વાણિયા કણબી વગેરેમાં પોતાના બાપનો ચલાવેલો ધર્મમાર્ગ પ્રવર્તાવ્યો (સંવત્ ૧૬૦૦ ઇ૦ સ૦ ૧૫૪૪ પછી.) મુસલમાનના આવ્યા પછી બ્રાહ્મણ સિવાય બીજા વર્ગમાં ઈશ્વરભક્તિનું સાધન રહ્યું નહોતું; તેમ આચારવિચાર પણ નિયમિત નહોતો; કેમકે કોઇ ક્યાં ને કોઇ ક્યાં પડેલું ને સૌ પોતપોતાની કાળજીમાં હતા. એ વર્ગને ઠરીઠામ થતાંસૂધી તો ધર્મની જરૂરીઆત લાગી નહિ, પણ ઠરીઠામ પડ્યો ને કામ–કાજે લાગ્યો એટલે તેને ધર્મની જરૂર પડી. છેક રાની માણસને ધર્મની લાગણી હોતી નથી, પણ દુનિયાદારીમાં પડેલા એવા ઉદ્યોગી જનને ઈશ્વરસંબંધી કંઈ ઓળખની જરૂર લાગેછે. કોઇ પણ રીતની ઈશ્વરભક્તિવિના તેઓને પોતાની દુનિયાદારીની આફતમાં કરાર વળતો નથી ને ઉદ્યમમાં ઉમંગ રહેતો નથી. એવી હાલતમાં આવેલાઓ જે કંઇ નવું દેખેછે તે ઝડપી લેછે. બ્રાહ્મણનો ધર્મ સઘળો સંસ્કૃતમાં રહેલો તેથી અને બ્રાહ્મણોમાંથી વિદ્યા ઘટી ગયેલી તેથી અને જૈન સાધુઓ પણ પોતાના ઉદ્યમમાં નરમ પડી ગયેલા તેથી કેટલાએક લોક, આચાર સુઘડાઇ ને મંદિરના ઠાઠ જોઇ વલ્લભભક્તિના ભાવિક થઇ રહ્યા. કેટલાએક જૈન વાણિયાઓ શૈવ થયા હતા તે પણ વલ્લભમતથી મોહ પામીને કંઠી બાંધતા થયા.

મુસલમાની રાજ્યમાં પ્રાકૃત ભાષા ઠામઠામ* ખેડાવા માંડી. એથી સર્વ લોકમાં ગ્રંથ સાંભળવાનો ને વાંચવાનો શોખ થવા માંડ્યો. જોકે બ્રાહ્મણો સંસ્કૃત ભણતા નહોતા, તોપણ તેઓ સંસ્કૃતના નામ ઉપર વારી જઇ પ્રાકૃતને ધિક્કારતા. પણ જ્યારે એમાંના કેટલાએકે એ નિંદાની દરકાર ન રાખતાં પોતાના જોસ્સાનું વલણ પ્રાકૃત તરફ કર્યું ત્યારે તેઓના વર્ગીઓ પણ પછવાડેથી પ્રાકૃતઉપર ધ્યાન આપવા લાગ્યા. ગૂજરાતમાં હિંદુ રાજ્યમાં ગ્રંથભાષા સંસ્કૃત હતી અને બોલવાની દેશભાષા અપભ્રંશ ગૂજરાતી હતી એવું ઉ-

---

* પેશવા તથા ગાયકવાડ એ બંનેના સૂબા અમદાવાદમાં રહેતા ને મહાલની ઊપજ બંન્ને જણ સરખી રીતે વહેંચી લેતા.

+ વલ્લભાચાર્યનો જન્મ સંવત્ ૧૫૩૫ (ઈ સ૦ ૧૪૭૯) માં થયો અને તેનું મરણ સંવત્ ૧૫૮૭ (ઇ૦ સ૦ ૧૫૩૧) માં થયું. તેણે શિકંદર લોદીના વખતમાં પોતાનું મત પ્રગટ કરી ફેલાવવા માંડ્યું. વિઠલનાથજીનો જન્મ સંવત્ ૧૫૭૨ માં થયો. એ વિઠલનાથજી ગૂજરાતમાં આવ્યા હતા તેમાં પ્રથમ સંવત્ ૧૬૦૦ માં, પછી ૧૬૧૩ માં, પછી ૧૬૨૦ માં, પછી ૧૬૨૩ માં. અકબરે ૧૫૭૨ માં ગૂજરાત લીધું તેની થોડીએક અગાઉ ગૂજરાતમાં વલ્લભમત દાખલ થયું. વલ્લભાચાર્યનો બાપ લક્ષ્મણ ભટ તૈલંગ દેશના કાંકરવ ગામમ રહેતો હતો.

* મુસલમાની રાજ્યમાં ગૂજરાતીમાં થયેલા ગ્રંથોમાંના કેટલાએક વ્રજલાલ શાસ્ત્રીએ પોતાના નિબંધમાં જણાવ્યા છે તેમાંના જાણવા જોગ કેટલાએક નીચે પ્રમાણે છે.—ગૂજરાતી ભાષાનું વ્યાકરણ સંવત્ ૧૪૫૦ (ઇ૦ સ૦ ૧૩૯૪); ગીતગોવિંદ અથવા અષ્ટપદીની ટીકા ચરોતરના ભેટાસી ગામમાંના રૂડજી નામે શ્રીગોડ બ્રાહ્મણે લખેલી; કાદંબરીની વાતઉપર કાવ્ય ને દશમસ્કંધ એ બે ગ્રંથો પાટણના કવિ ત્રવાડી ભાલનના, સિદ્ધપુરના ભીમ કવિની હરિલીલા ને હરદેવ કવિનું સ્કંધપુરાણ વગેરે.

નરસિંહ મહેતો સંવત્ ૧૫૦૦ માં; અખોભગત, પ્રેમાનંદ, સામળભટ, વલ્લભભટ, એ સંવત્ ૧૭૦૦ થી તે ૧૮૦૦ લગીમાં હતા.

પર જણાવ્યું છે. જોકે અપભ્રંશ ભાષામાં જૂજ ગ્રંથો રાજાઓના રાસાઓના છે, તોપણ તે ભાષાવિદ્યા રૂઢી ખેડાયલી નહિજ. મુસલમાની રાજ્યમાં સંસ્કૃત વિદ્યાનો અભ્યાસ તૂટી ગયેથી કેટલાએક બ્રાહ્મણોએ પણ ગૂજરાતી ભાષામાં ગ્રંથ લખવા માંડ્યા, પણ ગ્રંથના વાંચનાર બ્રાહ્મણ થોડા ને થોડાજ બ્રાહ્મણો પ્રાકૃત લખનારા અને બીજા વર્ગમાં લખવા વાંચવાનો અભ્યાસ નહિ તેથી ગદ્યગ્રંથ ઉપર ઝાઝું ધ્યાન ન આપતાં અભણ યજમાનોને પ્રસન્ન કરવાને બ્રાહ્મણોએ કવિતારૂપ ગ્રંથ કર્યા.

સને ૧૭૫૫ થી ૧૮૧૮ લગી મરેઠાઓએ અમદાવાદમાં અમલદારી કરી. તે ૬૩ વર્ષના દર્મિયાનમાં પણ પેશવા, ગાયકવાડ, અંગ્રેજ વગેરેના ટંટાથી ગૂજરાતમાં સ્વસ્થતા નહોતી. પ્રજા નિર્ધન થઇ ગઇ હતી, પણ તેની સ્થિતિમાં ધર્મસંબંધી એક મોટો ફેરફાર આ થયો કે ગૂજરાતના કેટલાએક કોળી, કણબી, ગરાશિયા અને બીજા કેટલાએક ધંધો કરનારા, સ્વામીનારાયણના* મતને માનતા થયા.

સ્વામીનારાયણે પ્રથમ તો મૂર્તિ ન પૂજવી પણ જ્ઞાન વધારવું એવો બોધ ચલાવ્યો. પણ તેમાં તેનું ન ફાવ્યું. તેણે ઘણી ઘણી તજવીજથી બ્રાહ્મણોને પોતાના મતના કરવાનું કર્યું, પણ તેઓ તેના ન થયા. એ રીતે ધર્મ ચલાવવાની ઘેલાઈના જોસ્સાવાળાએ પોતનું કંઈ ફાવ્યું નહિ એમ જોઈ કોઈપણ રીતે પોતાનું ટોળું વધારવાની કોશિશ કીધી ને અંતે મૂર્તિસ્થાપના કરી પોતાને પરમેશ્વર મનાવી ભાગવતને મુખ્ય કર્યું. એ ઉપરથી જોતાં માલૂમ પડેછે કે ગૂજરાતીઓમાં વિદ્યા ન હોવાથી તેમ સુસંગતિથી મળતા સુવિચાર ઘણા ન હોવાથી તેઓનું મન ઠાઠ મોહિનીઉપર વધારે દોડતું અને મત ફેલાવનારાઓએ ગૂજરાતીઓના ભોળાભાવનો લાભ લેઈ તેઓને ગમતું મત તેઓએ આપ્યું.

ઇ૦ સ૦ ૧૩૫૩ થી તે ૧૮૦૦–૧૮૧૮ લગીમાં હિંદુઓની સ્થિતિવિષે ઉપસંહારરૂપે આટલું જણાયછે:— નાતની સંખ્યા વધી તેથી ગૂજરાતીઓના સંપમાં તૂટ પડી. સંસ્કૃત વિદ્યા ગઇ તેમાં કંઇ નુકસાન નથી—કારણ કે ભણનારને માટે હજી પણ સંસ્કૃતમાં જેવાં જોઈએ તેવાં પુસ્તક છે. એ ન ગઈ હોત તો બ્રાહ્મણોનું જોર કદી ઘટત નહિ. ઘણા પ્રાચીન કાળમાં તો રાજા ને પ્રજા સર્વે સંસ્કૃત ભાષા ભણતા, પણ પછવાડેથી પ્રજાના મોટા ભાગની ભાષા પ્રાકૃત થઇ ને સંસ્કૃત માત્ર બ્રાહ્મણોની રહી. સંસ્કૃતમાં સર્વ ગ્રંથની જાણ ને તે પ્રજાને દુર્લભ તેથી પ્રજાનો મોટો ભાગ કેવળ પરાધીન થઇ રહેતો. પ્રાકૃતની પ્રવૃત્તિ થયેથી અભણ બ્રાહ્મણ ને અભણ વાણિયા વગેરેનું દેશભાષાપ્રત્યે ઐક્ય થવા માંડ્યું. જો કે પ્રાકૃત ગ્રંથ મુસલમાની રાજ્યમાં ઘણા બ્રાહ્મણો નહોતા વાંચતા તોપણ આજ હવે તેઓ ખુશીથી વાંચતા થયા છે. પ્રાકૃત ભાષામાં ગ્રંથ લખવા મંડાયા હતા, તો સોનીએ પણ ગ્રંથ કર્યા ને સોનીના ગ્રંથે એટલું જોર માર્યું છે કે કેટલાક પાખંડમતમાં આંધળા થયેલાઓને તેણે સરળ માર્ગ બતાવ્યો છે. પ્રાકૃત ભાષામાં ગ્રંથ લખવાનો ચાલ ન હોત તો વ્યવસાયવાળો ને શ્રીમંત સોની કેમ સંસ્કૃત અભ્યાસ કરત, ક્યારે ભણી રહેત ને ક્યારે ગ્રંથ કરત?

ધર્મસંબંધી વિષયમાં બ્રાહ્મણ જેવા દુરાગ્રહી કોઈજ નહિ. એઓએ રાજ્યના જૂલમનેલીધે કે રાજ્યના ફેરફારનેલીધે કે બીજી પ્રજાની દેખાદેખીથી કે દ્રવ્યના લોભે પણ પોતાનો શૈવમાર્ગ ન છોડ્યો. તેઓનું મન વલ્લભમતથી કે સ્વામીનારાયણના મતથી ચલિત ન થયું. શું અજબ જેવું છે કે સ્વામીનારાયણનેમાટે શિક્ષાપત્રી બનાવી આપનારો આમોદનો જે વિદ્વાન્ બ્રાહ્મણ હતો તેણે પણ તે મત સ્વીકાર્યું નહોતું. થોડાક બ્રાહ્મણોએ ગોસાંઇજીની ને સ્વામીનારાયણની કંઠી બાંધી છે, પણ તે પેટના કારણથી, અંતઃકરણથી નહિ; તેઓએ પોતાનો માર્ગ છોડી દીધો નથી. સેંકડો વર્ષ થયાં બ્રાહ્મણોએ પોતાનો ધર્મ મૂક્યો નથી. જો કે તેઓ અભણ થઈ ગયા છે ને પોતાનો ધર્મ સમજતા નથી તોપણ રે માત્ર રૂઢીધર્મ જેવો તેઓનો ધર્મ છે તોપણ તેને તેઓ રાખી રહ્યા છે. બીજા વર્ગમાં મોટો ફેરફાર વલ્લભમતથી થયો. જેઓ ધર્મરહિત થઇ ગયા હતા તેમને કોઈ પણ ધર્મ પાળવાની જરૂર હતી ને વલ્લભમત અથવા બીજો કોઇ પણ ન નીકળ્યો હોત તો તેઓની દશા ઘણી ભુંડી હોત. એ માર્ગે તેઓના બહાવરાપણાને ને નિરાશપણાને કૃષ્ણભક્તિની ને ગુરૂભક્તિની મોહિનીમાં આણ્યા અને તેઓના આચારવિચારમાં સુઘડતા આણી. તે વખતના ગોસાંઈજીઓ વિદ્વાન્, ચતુર ને ડાહ્યા હતા. સ્વામીનારાયણના મતની અસરમાં મોટી આ છે કે ઘણાક કાઠી, ગરાશીઆ, ધંધાદારીલોક એઓએ લૂંટફાટ, મારામારી અને ચોરી, છિનાળી, કેફ વગેરેની ભુંડી ટેવ મૂકી દીધી છે. અર્થાત્ તેઓમાં નીતિ આવી છે. એ બન્ને

* એનો જન્મ સંવત્ ૧૮૩૭ ના ચૈત્ર શુદિ ૯ મે (ઇ૦ સ૦ ૧૭૮૦) માં થયો ને તેનું મરણ સંવત્ ૧૮૮૬ (ઇ૦ સ૦ ૧૮૨૯ ના અક્ટોબર) માં થયું. એ અયોધ્યાના છપાયા ગામના બ્રાહ્મણે તીર્થ કરતાં ગૂજરાતમાં આવી રામાનંદસ્વામી પાસે પરમહંસ દીક્ષા લેઈ સહજાનંદ નામ ધારણ કર્યું. એણે પોતાના ગુરૂભાઈ મુક્તાનંદની સહાયતાથી નવો માર્ગ ચલાવ્યો.

પંથથી જોકે લોકને સમયપરત્વે થોડો ઘણો લાભ થયો છે, તોપણ વિદ્યાજ્ઞાનનો પ્રસાર કોઈથી થયો નથી; વલ્લભમતના વિદ્વાનોથી તે મતના લોકમાં પુરાણની વાત અને રાધાકૃષ્ણનાં ગીત ગાવાની હોંસ વધી અને સ્વામીનારાયણના વિદ્વાનોથી તે મતના લોકપર નીતિવૈરાગ્યસંબંધી થોડી ઘણી અસર થઈ.

એ બે મોટા પંથની સાથે કેટલાક નાના પંથ પણ નીકળ્યા હતા, ને તેમાં કેટલાએક રામાનંદી, કેટલાએક કબીરપંથી, કેટલાએક દાદુપંથી વગેરે થયા. એઓનો જથો પેલા બેના જથાથી થોડો છે, માટે તેઓની હાલતવિષે અહિં બોલવાની જરૂર નથી.

ગૂજરાતી ક્ષત્રીનું રણશૌર્ય ગયું તેમ વિદ્યારહિત થયાથી બ્રાહ્મણોનું ધર્મશૌર્ય ગયું. ગૂજરાતમાં તૈલંગ દેશના બ્રાહ્મણનું, અયોધ્યાના બ્રાહ્મણનું અને બીજા દૂર પ્રાંતના સાધુઓનાં એમ મત ચાલ્યાં, પણ ગૂજરાતીમાંથી કોઇ ધર્મ ચલાવનારો ન નીકળ્યો ! પણ બ્રાહ્મણ અભણ ને બીજા ધર્મવિષે બેદરકાર, ત્યારે તેમ થવુંજ જોઇએ ને તેમ થયું, તેમાં તેઓએ પોતાની સત્તાનો અંશ ખોયો અને બીજા વર્ગે તેઓને મૂકીને બીજાથી બોધ લીધો એ એણે એક મોટો હક્ક મેળવ્યો. પ્રાકૃતભાષા ચાલી, તેથી પણ બ્રાહ્મણોએ પોતાની સત્તાનો અંશ ખોયો, અને દેશ કાળ જોઈ તેઓ ઉદ્યમમાં ન પડતાં આળસુ ને ભમતી રહ્યા, તેથી પણ તેઓએ પોતાની સત્તાનો અંશ ખોયો.

---

## ૨. બીજું રૂપક.

અંગ્રેજી રાજ્ય ઇ૦ સ૦ ૧૮૦૦–૧૮૧૮ ( સંવત્ ૧૮૫૬–૧૮૭૪ ) માં થયા પછી ગૂજરાતીઓની સ્થિતિમાં ફેરફાર થવા માંડયો. મુસલમાન ને મરેઠાના જૂલમથી ત્રાસ પામી ખૂણે ભરાઇ રહેલા અને દુકાળ, આગ વગેરે આસમાની આફતથી ગરીબ ને દુઃખી થઈ ગયેલા ગૂજરાતીઓએ અંગ્રેજી રાજ્યથી મળેલી છૂટને જોઇ ખૂણામાંથી બહાર ડોકિયાં કરવા માંડ્યાં. રાજ્યમાં અને વેપાર ધંધાની હાલતમાં તરતનો નવો ફેરફાર જોઇ તેઓ પાછા થોડીવાર સંકોચાઇ રહ્યા. પછી મુંબઇ રાજધાનીમાં થતી ધાંધલના ભણકારા પડવાથી તેઓએ તેમાં સામિલ થવા માડયું–તેમાં સૂરતના લોક જે આગની આફતથી કંગાળ થઇ ગયા હતા તેઓએ પહેલ કીધી. સૂરતની ઘણીખરી વસ્તી મુંબઈ જઇ રહી. અમદાવાદીઓ તેમની પછવાડે થયા. એમ ગૂજરાતની ઘણી વસ્તી અને કચ્છી હાલારની વસ્તી મુંબઇમાં એકઠી થઇ વેપાર ધંધા કરવા લાગી, ને એ રીતે ઘણાએક લોક ઉદ્યમે વળગ્યા. ઊંચા વર્ગના કેટલાએક બ્રાહ્મણો સરકારમાં નોકર રહ્યા. તેમ ખેડુતોએ સરકારના બંદોબસ્તથી અગાઉની ધાસ્તીથી છૂટા થઇને પોતાનું કામ હોંસભેર ચલાવવા માંડયું, ને જિલ્લાઓમાં પણ બ્રાહ્મણ સિવાય બીજા વર્ગના લોકને થોડો ઘણો ઉદ્યમ મળતો થયો.

સને ૧૮૨૬ માં સરકારે નિશાળો કહાડી ને તેમાં બ્રાહ્મણ વાણીઆના છોકરાએ ભણવા માંડયું. સને ૧૮૨૮ માં કેટલાંએક શાલોપયોગી પુસ્તકો રચાયાં. અસલના વખતમાં નામાંઠામાં ને સાધારણ હિસાબ એટલુંજ ભણતર હતું તેને બદલે જુદી જાતનું ભણતર ચાલ્યું. બોર્ડ આવ્ એજ્યુકેશન સભાની સ્થાપના થયા પછી ઠામ ઠામ નિશાળો નીકળી ને તેમાં શુદ્ધ લેખન, વાંચન તથા રીતબંધ ગણિત અને બીજાં કેટલાંક ભણતર વધ્યાં. અર્થાત્ વિદ્યાનો પ્રસાર થવા લાગ્યો. બ્રાહ્મણો જેઓએ વેદશાસ્ત્રનો અભ્યાસ કરવો મૂકી દીધો હતો ને જેઓ આળસુ પડી રહેતા તેઓએ પણ પોતાના છોકરાઓને નિશાળે ભણવા મોકલ્યા, આમ સમજીને કે આકાશવૃત્તિથી યજમાનોની આશા રાખ્યા કરતાં તેઓ સ્વતંત્ર રીતે પોતાનાં ગુજરાન તો ચલાવશે. એ રીતે બ્રાહ્મણ વાણિયાનું શીખવાની બાબતમાં ઐક્ય થયું. પ્રાંતપ્રાંતના ને જાતજાતના લોકનું ઉદ્યમને અર્થે અને પ્રાંતપ્રાંતના તથા જાતજાતના છોકરાઓનું શીખવાને અર્થે ઐક્ય થતું ચાલ્યું–એ નવો ફેરફાર અંગ્રેજી રાજ્યમાં પહેલો થયો.

સંવત્ ૧૯૦૦ ઇ૦ સ૦ ૧૮૪૪ થકી ઘણાએક જણે ગૂજરાતી નિશાળ ભણતરમાં સારી માહિતી મેળવી ને કેટલાએક જણે અંગ્રેજી શીખવા માંડયું. જોકે મોટી ઉમરનાનાં મન ધંધારોજગારમાં ને જુવાનીઆનાં મન ભણવા તરફ લાગ્યાં એવું ઉપર જણાવ્યું અને શિલાછાપખાનાંથી જૂના કવિયોના ગ્રંથો છપાઇને લોકમાં થોડાઘણા વંચાવા લાગ્યા, તોપણ તેઓની મનની સ્થિતિમાં ફેરફાર થયો નહોતો. જ્યારથી બુદ્ધિવર્ધક સભા ૧૮૫૧*માં સ્થપાઈ ત્યારથી ને પછી ૧૮૫૫ માં

---

* સને ૧૮૫૧ ની પહેલાં જિલ્લાઓમાં જે કંઇ જાણવા જોગ બિનાઓ બની છે તે આ પ્રમાણે—સંવત ૧૮૯૮ સને ૧૮૪૩–૪૪ માં સૂરતમાં મહેતાજી દુર્ગારામ મંછારામ, માસ્તર દાદુબા પાંડુરંગ, માસ્તર દલપતરામ ભગુભાઈ, અને કલેક્ટર આફીસના બાળકૃષ્ણ લક્ષ્મણજી વગેરેએ માનવધર્મસભા સ્થાપી હતી. એ સભાનો ઉદ્દેશ સભાનાં નામ ઉપરથી જણાયછે—જાતિભેદ તોડવો, પુનર્વિવાહ ચલાવવો, મૂર્તિ ન પૂજવી, ઈત્યાદિ વિષયો ઉપર વિચારો થતા ને ભાષણો અપાતાં. એ સભા નાણાવટમાં નવલસાના કોઠામાં મળતી. એમાં હમેશાની બેઠકોમાં ૨૦–૨૫

સત્યપ્રકાશ નીકળવા માંડયું ત્યારથી ગૂજરાતી લોકોનાં મનમાં જૂના વિચાર ને નવા વિચારનું યુદ્ધ થવા લાગ્યું. પ્રથમ મુંબઈના લોકઉપર અસર થવા લાગી ને ત્યાં જિલ્લાના લોક હોવાથી તેઓની માર્ફત ને ન્યૂસપેપરની માર્ફત મુંબઇમાં થતા સુધારાના ભણકારા જિલ્લામાં પડવા માંડ્યા. બુદ્ધિવર્ધકસભામાં થયેલાં ભાષણો ને તેના હોકારા, ને સત્યપ્રકાશના આર્ટિકલ એઓથી કેળવણીના તથા સ્ત્રીકેળવણીના ફાયદા અને કેટલીએક નઠારી રીતભાતથી થતા ગેરફાયદા લોકના સમજ્યામાં આવ્યા; કેટલાક તરૂણો નિબંધ, આર્ટિકલ લખતાં ને ભાષણો કરતાં શીખ્યા. લોકો સુધારાની વાતમાં કાન દેતા થયા ને તેવી વાતની ચર્ચા સાંભળવાને મંડળીઓમાં પણ ખંતથી આવવા લાગ્યા. સને ૧૮૫૯–૬૦ માં પુનર્વિવાહ વિષયની ચર્ચા ધમધોકારે ચાલી ને તેનું ફળ આ થયું કે કેવળ જૂના વિચારના ધર્માંધ આગ્રહી ઘરડાઓનાં મનમાં પણ તે વાત ઉતરી. ગોસાંઇજી મહારાજની અનીતિની ચર્ચા ચાલી ને તે ચર્ચાના ગ્રંથો ને ન્યૂસપેપરનાં આર્ટિકલો ગોસાંઇજી મહારાજના સેવકોમાં ઉલટથી વંચાયા હતા ને છેવટ કોર્ટમાં કામ ચાલેથી ગોસાંઈજીના પંથની ફજેતી ફજેતી થઈ ગઇ હતી. ગૂજરાતના સઘળા વલ્લભી વૈષ્ણવોની ખાતરી થઇ છે કે તે પંથમાં ભોપાળું છે ને ગોસાંઇજી ગુરૂઓ ઘણા અનીતિમન્ત છે. અટક નદીની પેલી પાસ જવાની શાસ્ત્રમાં બંધી છે તે બંધી જુવાનીઆઓએ વિલાયત, ચીન જઇ તોડી છે, ને જોકે હાલ તેઓને દુઃખ ખમવું પડેછે તોપણ સહુનીજ ખાતરી છે કે દેશાટન કરવામાં લાભ છે. શાસ્ત્ર જે આજ કાલ લોકોની સ્થિતિને અનુકૂળ પડતાં નથી તેઉપરથી અને પુરાણોના ગપ્પાંસઉપરથી ઘણાખરાનો ભાવ ઊઠચોછે. જાતિભેદ જે દેશની ચડતી કરવામાં ને લોકને ઊંચું મુખ કરવામાં મોટી હરકત કરેછે તેવિષે પણ લોક જાણીતા થયા છે. ઘણાક જુવાનીઆઓ ખાનગીમાં એ ભેદ રાખતાજ નથી. દેશી રાજ્યના સુધારાવિષે અને દેશાભિમાનવિષે લોકની આંખ ઉઘડવા માંડી છે. નાના પ્રકારના વિષયોઉપર પુસ્તકો રચાવા લાગ્યાં છે ને ગૂજરાતી ભાષા સંસ્કાર પામતી જાયછે. એ સઘળું ખરેખર એક વીશીમાં થયું છે. રેલવેનેલીધે ઘણા જણને રોજી મળી છે ને હમેશ જુદી જુદી જાતના લોકનો સમા-

---

માણસો થતાં. થોડા મહીના પછી એ વિષયો પડતા મૂકાયા હતા ને જાદુવિષે ચર્ચા ચાલી હતી. એ જાદુના કામમાં મહેતાજી સારી પેઠે બહાર પડયા હતા ને શહેરમાં હો હો થઇ રહી હતી. એ સભા બે વર્ષ ચાલી હતી. મહેતાજી કહેછે કે ‘ એ સભાનું અડધું દફતર ચૌટાની નિશાળ બળી તેમાં બળી ગયું છે ને અડધું દફતર મારી પાસે છે. ’

સને ૧૮૫૦ ની ૪ થી જૂને એ. કે. ફાર્બસની મૂળ સૂચના ઉપરથી અને એને મીર જાફરઅલીખાન, મીર મુઈનુદ્દીનખાન, તથા બીજા કેટલાએક પારસી મુસલમાન હિંદુ શ્રીમંતોએ ઊપાડી લીધાથી ‘ લિટરરી સોસાઈટી ’ થઇ ને એણે એન્ડ્રુસ લાઇબ્રેરીની સ્થાપના કીધી. સૂરતમાં લાઇબ્રેરી થઇ તેની પહેલાં સને ૧૮૪૮ ની ૨૬ મી ડિસંબરે અમદાવાદમાં પણ એ. કે. ફાર્બસની મૂળ સૂચનાથી અને બીજા કેટલાએક અંગ્રેજ ને હિંદુ શેઠીઆઓની સહાયતાથી વર્નાક્યુલર સોસાઇટીની સ્થાપના થઇ હતી અને એણે ૧૮૪૯ માં લાઇબ્રેરી અને ૧૮૫૦ માં છોકરીઓની નિશાળ કહાડી હતી. પછી એજ વર્ષમાં શેઠ મગનભાઇએ પણ છોકરીઓની નિશાળો કહાડી હતી.

મુંબઈમાં બુ૦ વ૦ સભા થયા પછી તરતજ સ્ત્રીકેળવણીવિષે ચાર બેઠકમાં ચર્ચા ચાલી હતી તે પ્રસંગે કેટલાએક જૂના વિચારના ગૃહસ્થોની તકરાર ઉપર જે રદિયા તે સભાના આગેવાનોએ અને પારસી જ્ઞાનપ્રસારક સભાના આગેવાનોએ બતાવ્યા હતા તેની અસર મુંબઇના ગૂજરાતી મંડળઉપર જેવી જોઇએ તેવી થઈ હતી. એ સભા સ્થપાયા પહેલાં ૧૧ એક મહીનાઉપર છોકરીઓની નિશાળ પણ નીકળી હતી.

જે વર્ષમાં મુંબઈમાં બુદ્ધિવર્ધક સભા સ્થપાઇ તેજ વર્ષમાં સૂરતમાં કવિ દલપતરામે સુધારાસંબંધી કવિતાનો નવો વિષય લોકમાં પ્રગટ કર્યો. જ્યારથી એઓએ એન્ડ્રુસ લાઇબ્રેરીમાં હુન્નરખાન વાંચ્યો અને કર્નલ શા. રેવરંડ ડનલોપ તથા ખાનસાહેબ બેજનજી કોટવાલ એઓએ સ્થાપેલી પરહેજગાર મંડળીમાં જાદવાસ્થળી અને બીજી કેફ ન કરવા વિષેની ગરબી લાવણીઓ વાંચી ત્યારથી સૂરતમાં ને ગૂજરાતમાં નવા કવિતાવિષયની જાણ થઇ છે. સને ૧૮૫૨ માં છોકરીઓની નિશાળ સ્થપાઇ.

સને ૧૮૫૩ માં મુંબઈમાં કરસનદાસ મૂળજીનો દેશાટનવિષય ચરચાયો. સને ૧૮૫૪ ના એપ્રિલમાં બુદ્ધિપ્રકાશ ચોપાનિયું અમદાવાદમાં નીકળ્યું ને ૧૮૫૫ ના જુલાઈથી તે કવિ દલપતરામના હાથમાં આવ્યું. ૧૮૫૬ માં બુદ્ધિવર્ધક ચોપાનિયું નીકળ્યું. સને ૧૮૫૮ માં મુંબઈમાં ભૂલેશ્વરના છપનભોગના વિષયમાં શૈવ ને વૈષ્ણવ લોકમાં ભારે ભાંજઘડ ચાલી હતી—એક તરફ પાંજરાપોળમાં ને બીજી તરફ મહારાજના મંદિરમાં લોકની ઠઠ મળતી—કાશી સૂધી વાત ગઈ હતી—એ ભાંજઘડમાં ગોસાંઈજીઓ હાર્યા હતા. ૧૮૫૯ માં મુંબઈમાં કવિતાવિષયની ઘણીજ સારી ચર્ચા ચાલી હતી ને અમદાવાદમાં ધર્મસભા સ્થપાઇ ને ધર્મપ્રકાશ નામે ચોપાનિયું નીકળ્યું હતું. ૧૮૬૦ માં મુંબઈમાં પુનર્વિવાહવિષય સારીપેઠે ચર્ચાયો ને મહીપતરામ વિલાયત ગયા. ૧૮૬૧–૬૨ માં લાઈબલ કેસનો હોકારો હતો. ૧૮૬૩ માં કરસનદાસ મૂળજી વિલાયત ગયા ને સૂરતમાં ગૂજરાતમિત્ર પ્રગટ થયું. ૧૮૬૩–૬૪ માં શેરસટ્ટાની ચડતી ને ૬૫–૬૬ માં પડતી થઈ.

ગમ થયાં કરેછે ને મુસાફરી સહેલી થયાથી કામકાજ વહેલાં ને સારાં થાયછે.

અમેરિકાની લડાઈના જોગથી વેપારની ને શેરસટ્ટાની ધામધૂમ મચી રહી હતી ને પ્રેમચંદે તે કામમાં અસાધારણ બુદ્ધિથી અસાધારણ ફેરફાર કરી નાંખ્યો હતો—સારાં ફળ થયાં કે માઠાં તે આ ઠેકાણે જણાવવાનું નથી. એ દાખલાથી આટલુંજ જોવાનું છે કે લોકનાં મન એકાએક કેટલાં ચંચળ થઇ ગયાં હતાં. એવી ચંચળતા સર્વ વિષયમાં રહે તો પછી ગૂજરાતીઓનો ઉત્કર્ષ થવાને શી વાર છે? એ સટ્ટાની અંધાધુંદીમાં પહેલા વર્ગના ગૃહસ્થોને ધન માન વિષયમાં મોટો ધોક્કો લાગ્યો છે, તોપણ તેઓ હજી પહેલીજ પંક્તિમાં છે. ખેડુતો ઘણા કમાયા છે ને તેઓ ઘણી સારી સ્થિતિમાં છે. વચલા વર્ગમાંના કેટલાએક જે પોતાનો ખરો ઉદ્યોગ છોડી ઘણું કમાવવા દોડયા હતા ને કેટલાએક મોટાના આશ્રિતરૂપે રહેતા તેઓ દુર્દશામાં છે ખરા. એઓ પણ પાછા નોકરીઓ શોધી ઠેકાણે પડતા જાયછે.

જિલ્લાઓનાં કસ્બા ગામડાંમાં જો કે ભણતર ને સુધારાના વિચાર ઝાઝા ફેલાયા નથી તોપણ ત્યાંના લોક* પૃચ્છક, વિચાર કરતા ને ધર્મના વિષયોઉપર બેદરકાર થવા માંડ્યા છે.

એ બીજા રૂપકના ઉપસંહારમાં જણાયછે કે લોકનાં મન સેંકડો વર્ષ જડ રહ્યાં હતાં તે આ વીશીમાં ચંચળ થવા લાગ્યાં છે—બ્રાહ્મણ ને બીજી નાતના લોક જો કે ધર્મવિષયમાં મળેલા નથી, તોપણ ભણવાની વાતમાં ને ઉદ્યોગમાં મળ્યા છે. ધર્મસંબંધી વિષયના વિચારમાં પણ બ્રાહ્મણ† ને બીજી નાતના લોક એક વિચારના થશે એવું ખાતરીથી કહી શકાયછે.

---

## ૩. ત્રીજું રૂપક.

૧. વિદ્યાસંબંધી વિષયમાં ગૂજરાતીઓ સારીપેઠે જાણીતા થશે—તેઓ વિદ્યાનંદના લહાવા લેશે ને તેઓના જોસ્સાઓ વધેથી તેઓ સંસારસંબંધી, ધર્મસંબંધી ને રાજ્યસંબંધી સ્વતંત્ર વિચારો કરશે, પણ જેવા હાલ યૂરોપિયન વિદ્વાનો છે તેવા તો તેઓ થનારજ નથી, કારણ કે ભાષા નબળી છે ને સઘળા લોકોથી અંગ્રેજી ભણવાનું બનવાનું નહિ ને અંગ્રેજીમાં નાનાપ્રકારના વિષયોના ગ્રંથો છે તે તેઓની જાણમાં આવનાર નહિજ—તેમ તે સઘળાનાં ગૂજરાતીમાં ભાષાંતર પણ થવાનાં નહિ; વળી હિંદુસ્તાની, મરાઠી, ને બંગાળી એ ભાષાનાં પુસ્તકો પણ સઘળાથી જોવાવાનાં નહિ અને રાજદરબારી કામમાં ને વેપારમાં ઘણુંક અંગ્રેજી કામ રહ્યું તેથી લોકથી તે તે વિષયનો પૂરતો લાભ લેવાવાનો નહિ. ભાષાને પૂરતું ઉત્તેજન મળવાનું નહિ. ગૂજરાતી

---

* ચરોતરનાં સાડાત્રણ ગામ—વસો, સોજીત્રા, નડિયાદ ને સાવલી ( અડધી ) ના પાટીદારો કુળવંતા કહેવાયછે. એઓને ત્યાં બીજા પાટીદારો દીકરી દેતા ને એમાંના જેઓ ત્યાંના પાટીદારોને દીકરી દેતા તેઓને ત્યાં બીજા કણબીઓ દીકરી દેતા ને એ રીતે છેલ્લા વર્ગમાંના ઘણાએક કુંવારા રહેતા; એ કુળાભિમાનથી થતી ખરાબી સમારવાને એક વખત સરકાર પણ વચમાં પડી હતી, પણ કંઈ ફળ થયું નહોતું. પણ આ દશ પંદર વર્ષમાં છેલ્લા વર્ગવાળાએ બંદોબસ્ત કીધો કે આપણે ઉપલા વર્ગને ન દેવી. ઉપલા વર્ગે બંદોબસ્ત કીધો કે પહેલા વર્ગને ન દેવી ને એથી પહેલો વર્ગ મોટી ભીડમાં આવ્યોછે—હવે થોડા વખતમાં એ કુળાભિમાન બંધન જતું રહેશે.

અમરોલીની પાસે છાપરા ભાઠા ગામ છે ત્યાંના એક ભાઠેલા માણનાનાભાઇએ દેશાઇનું કુળાભિમાન તોડયું છે—એણે સાટાંનો ચાલ કહાડયો છે. એનો છોકરો સારે ઠેકાણે પરણવાનો હતો ને ત્યાંથી તેને ઘણું મળવાનું હતું, તોપણ તેણે તેની દરકાર કર્યાવગર પોતાનેજ ઘેરથી સાટાંનો ચાલ કહાડયો-છે ને એથી નીચલા વર્ગમાં જે ઘણા કુંવારા રહેતા તે સંસારી થયા છે...એ બધું આ દશ પંદર વર્ષમાં.

† જો કે બ્રાહ્મણો હઠીલા હતા ને આજ પણ છે ને સુધારાવાળાઓના સુબોધ નથી માનતા, તોપણ તેઓ પછવાડેથી બીજી નાતોની ચઢતી જોઈ પસ્તાઈને પોતાના મમત મૂકશે. રે દેશકાળસ્થિતિ તેઓના મમત મૂકાવશે. બ્રાહ્મણોમાં ખાવાપીવાની બંધી નથી—દેશસ્થ, કોકણસ્થ, કરાડા વગેરે સૌ એક પંક્તિયે ભોજન કરેછે. અને ભિક્ષુક પોતાની ભિક્ષુકી મૂકીને ગૃહસ્થ થઈ શકેછે. ગૂજરાતીઓમાં જો કે ઘણીએક નાતના બ્રાહ્મણો એકપંક્તિયે ભોજન કરેછે, તોપણ તે કેટલાએક સાથે નથી કરતા; નાગરો બીજી કોઈ નાતસાથે જમતા નથી ને વડનગરા તો વિસલનગરા ને સાઠોદરા સાથે પણ જમતા નથી. વડનગરાની નાતમાં તો ગૃહસ્થ ભિક્ષુક પરંપરાના છે. શાં બંધન! સૌ વાણિઆઓ સાથે જમેછે, પણ શ્રાવક જોડે કે કણબી જોડે જમતા નથી! બ્રાહ્મણોની ઘણી નાતમાં રોટીવહેવાર છે, તોપણ બેટીવહેવાર નથી ને તેમજ વાણિયાની નાતોમાં પણ છે.

પંડિતો જેઓ અંગ્રેજી ભણ્યા હશે તે તેમાંનું ને જેઓ હિંદી મરાઠી ભણશે તે તેમાંનું થોડું થોડું ગૂજરાતી ભાઈઓને આપશે, ને એ પણ ક્યારે કે જ્યારે વિદ્વાનો સ્વતંત્ર રીતે ગુજરાન ચલાવતા થશે ત્યારે. જોકે યૂરોપિયન પંડિતોના જેવા ગૂજરાતી નહિ થાય તોપણ તેઓમાં સાધારણ વિદ્યા પ્રસરશે ને તેઓના સ્વતંત્રતા સંબંધી જોસ્સા વિવેકના ઘરના ઘણા વધશે.

૨. ઘરસંસારસંબંધી રીતભાત તથા સુઘડતા વધશે. સ્ત્રીઓ ભણેલી થશે. ભૂત, જાદુ, ને ડોશીશાસ્ત્રસંબંધી વહેમો જશે. બાળલગ્ન નહિ થાય ને પુનર્વિવાહની રૂઢી ચાલશે.

૩. દેશાટન સારીપેઠે થશે. વેપાર ધંધા વધશે. દેશમાં દોલત આવશે. મધ્યમ પંક્તિમાંથી ઘણાક જણ સ્વતંત્રપણે પોતાનો નિર્વાહ કરતા થશે.

૪. લોક કુલીનતા ને મૈત્રી સમજશે. ઐક્યતામાં લાભ જોશે. દેશાભિમાનના જોસ્સાઓથી ચકચૂર થશે. વળી વિદ્યા ને ઉદ્યોગમાં ઘણાનું મન રોકાયાથી તેઓની અનીતિમાં ઘણો ઘટાડો થશે.

૫. (ધર્મસંબંધી ફેરફાર થશે તથા રાજકાજમાં લોક ચિત્ત લગાડશે.)

ધમધોકારે કામ ચાલેથી આટલું થવાનો સંભવ છે માટે એટલાને આપણો ઉદ્દેશ જાણી (કે ત્રીસ વર્ષમાં આટલું કરવું છે) તે અર્થે ઘટતા ઉપાય કામે લગાડવા જોઈએ.

પ્રથમ તો આ જોવું જોઈએ. આપણો ઉદ્દેશ પાર પડવામાં આપણામાં કંઇ સ્વાભાવિક બુદ્ધિ છે કે નહિ તે જાણવું. પછી તેની કેળવણી જોવી, પછી એમાં જે નરસું હોય તે કહાડી નાંખવું, પછી સારી રીતે કેળવાઈ, સારી રીતે કવાયતમાં પળોટાઈ રણમાં પડવું અને પછી રણનાં દુઃખો વેઠતાં પરાક્રમ કરી ધારેલો કિલ્લો જીતી લેવો.

વેપાર ધંધાની વાતમાં વાણિયાઓમાં જેવી સ્વાભાવિક બુદ્ધિ છે તેવી હિંદુસ્તાનના કોઈ લોકની નથી; બ્રાહ્મણોમાં વિદ્યાભ્યાસની સ્વાભાવિક છે; અને પાટીદાર તથા ભાઠેલા ખેડુતનામાં પોતાનું કામ કરવાની બુદ્ધિ છે. વળી ગૂજરાતી માત્ર બીજા લોક કરતાં વધારે કુમળા મનના છે એટલે તેના ઉપર અસર વહેલી થઈ શકે તેમ છે—અર્થાત્ સ્વાભાવિક બુદ્ધિ ને મનની કોમળતા તો જેવી જોઈએ તેવી છે.

આજ કાલ આપણા લોકમાં વિદ્યારહિતત્વ અને થંડું લોહી એ સૌથી મોટી ખામી છે અને એથી કાયરપણું, ખુશામત, તાબેદારી, બીકણપણું અને નામર્દાઈ એ ખામીઓ છે. એ રોગ દૂર કરવાના ઓસડમાં વિદ્યા અને સારી સંગતિ એ બે છે; પણ વિદ્યા મળવાનાં સાધનમાં મુખ્ય જે પુસ્તકો તે જેવાં ને જેટલાં જોઈએ તેવાં ને તેટલાં નથી. તેમ પડોશમાં કોઈ રાજ્ય એવું નથી કે ત્યાંના લોકની રૂડી સ્થિતિ જોઈ આપણે તેવી કરીએ. આપણે નસીબે સુધરેલા દેશોસંબંધી ગ્રંથ ને ન્યૂસપેપરો વાંચીને અને આપણા દેશમાં આવેલા સત્તાધારી લોકની સ્થિતિ જોઈને સારી સંગતવિષે વિચાર બાંધવાના છે. અર્થાત્ એ સાધન પણ નબળું છે. ત્યારે હવે સાધન શું છે કે જેથી તે ખામીઓ જાય?

હરેક વિષય જાણવાની હોંસ અને હરેક વિષયસંબંધી વિચાર કરવાની ટેવ અને વિચાર કરતાં જે કંઈ ફાયદા કરવું જણાય તે મેળવવાને ઊછળતી આતુરતા સાથે ન થાકે તેવો ઠર્યો ઉદ્યોગ કરવાની ટેવ એ રાખવાં જોઈએ. તેમ બાળલગ્નથી ને ગરીબાઈથી ઊગતા જુવાનોને સંસાર ચલાવવાની કાળજી પડેથી તેઓનામાંથી કૌવત ઘણું ઓછું થઈ ગયું છે તે પાછું આવવું જોઈએ. બાળલગ્ન બંધ કરવાં અને પૈસાની કાળજી ન રાખતાં ઉદ્યોગ ખોળવામાં મથ્યાં કરવું ને તે મળેથી તેમાં મચ્યાં રહેવું અને લોકલાજનો ડર ન રાખી નાતના ધારાના ખર્ચ ન કરતાં કરકસરથી સ્વતંત્રપણે રહેવું એથી સુખનો વધારો થશે. વળી અંગ વાળવાને કસરત કરવાની ટેવ રાખવાથી શરીરમાં કૌવત આવશે, લોહીમાં ગરમાવો વધશે અને તેથી મનના જોસ્સાઓ વધી બહાર પડશે. કેફ કરવાની ટેવથી લોહીમાં બગાડો થાયછે ને હરકોઇ કામ કરવામાં ઝાઝીવાર જોસ્સો ટકતો નથી, માટે એથી દૂર રહી મલીદા ખાવાની ને તેને મહેનતથી પચાવવાની ટેવ રાખવી કે શરીરમાં લોહી વધે.

ઉપર જે સાધન કહ્યાં તેથી મનના જોસ્સાઓનું જોર વધશે ને વિદ્યાથી ને સંસારના અનુભવથી તે કવાયતમાં કેળવાશે. જ્યારે જોર અને કવાયત જોસ્સાઓને મળશે ત્યારે એ પોતાની ધારણા પાર પાડવાને લડાઇનાં મેદાન કેમ નહિ શોધે ને ત્યાં જૂના દુઃખ દેતા વિચારો સાથે કેમ નહિ લડે? અને મથતાં મથતાં કોઈ દહાડો તે વહેમનો કોટ એકદમ કેમ નહિ તોડી પાડે? વહેમને ખસેડવામાં અને પછી ઉંચા વિચારનાં ઉંચાં સુખ ભોગવાય તેવું કરવામાં ઉંચા જોસ્સા એ રામબાણ સાધન છે.

એ ઉંચા જોસ્સામાં પહેલો સ્વતંત્રતાનો છે. ઉદ્યોગથી પોતાનો નિર્વાહ કરવો. પછી જેવી રીતે થાય

તેવી રીતે અને એનેવિષે આમ સમજવું કે, ગરીબ તો ગરીબ પણ પોતાની મહેનતનું રળ્યું ખાઇએ છીએ. કોઇની મહેનતનું રળ્યું ખાતા નથી ને કોઈના ઓશિયાળા નથી. હરેક કામ કરતાં લોકમાં આમ કહેવાશે એનો ખ્યાલ તો બિલકુલ મૂકી દઇને પોતાનો અનુભવ જે કહે તેજ કરવું; પછી તેમાં દુઃખ થાઓ કે સુખ થાઓ અને એનેવિષે આમ સમજવું કે જેનું કામ તે તેજ કરે. એકના કામસંબંધી બીજો શું પૂરેપૂરૂં જાણવાનો છે? સ્વતંત્ર વિચારથી એક તો ઠગાવાની ધાસ્તી નહિ, બીજું કે લોકની ઘણી ઘણી તરેહની સલાહથી મનમાં મૂઝાવાનું નહિ ને કોઇએ કંઈ આશા આપવાનું અને સહાય કરવાનું કહ્યું તો તેને માટે તેના પરાધીનપણામાં રૂડી જોગવાઈ ગુમાવાની નહિ; વળી લોકના વિચાર ઉપર આધાર રાખી કરેલાં કામનાં છેવટમાં હાનિ થઇ તે વેળા પસ્તાવાનું નહિ, મૂર્ખ લોક તો આમ પણ વગાડે ને તેમ પણ વગાડે માટે એના બોલવાને શું માન આપવું? જગત્માં બનેજ કોઇ કામમાં યશ મળેછે ને કોઇ કામમાં અપયશ મળેછે; સુખ મળેછે ને દુઃખ મળેછે; તેમ, અગર આપણાં કામમાં અપયશ મળ્યો ને આપણને દુઃખ થયું તો તેમાં પણ શું? યશ ને સુખ મળ્યાં હત ત્યારે આપણી છાતી કેવી ફૂલાત કે આપણે કોઇની સહાયતા વિના આપણી પોતાનીજ બુદ્ધિથી કામ પાર પાડચું! તેમ આ અવળા પાસા પડચા તો તેનાં પણ ફળ ભોગવવાં. આપણાં કામમાં સુખ દુઃખ ભોગવનારા આપણે છીએ, લોક નથી. પરવશ રહેવાથી બુદ્ધિનો ઘટાડો, કાર્યની હાનિ (સંધી જતી રહે) અને સદાનું દુઃખ થાયછે. રાજ્યમાંની સુલેહને આંચ ન આવે તેવી રીતે એકેક જણે પોતાના વિચારને તથા કર્મને સ્વતંત્ર રાખવાં કે જેથી પાછી રાજ્યમાંની સુલેહ વધારે દીપી રહે.

બીજો જોસ્સો અભિમાનનો છે. માણસો આકારમાં સરખા છે, મૂળ લાગણીઓમાં સરખા છે, વિદ્યાસંગતિ ને યોગ જુદાં જુદાં મળેથી તે જુદી જુદી રીતે ઘડાયછે, તોપણ કેટલાએક કુદ્રતી હક્ક સર્વ માણસના સરખાજ છે ને એકેક માણસના પોતાનાજ છે. આ મારૂં છે, આ મેં કીધું છે એ જોસ્સો સૌ માણસને જન્મથીજ છે ને કદી જાય તેવો નથી. વળી એથી તો સૌ માણસ સુખનેમાટે ઉદ્યમ રાખેછે ને પોતાનાં કામની ઘટતી વ્યવસ્થા કરેછે. તેઓ પોતાની આસપાસના જનની સાથે સરસાઇ રાખેછે ને એઓનાં કામનાઉપર નિઘા રાખી તેમાંથી પોતાનો લાભ જોયછે ને પોતે કેટલે દરજ્જે તેઓથી ચડતા ઉતરતા છે તેના વિચારથી શિક્ષા મેળવેછે.

ત્રીજો જોસ્સો દેશાભિમાનનો—એટલે એકેક જણના દેશપ્રત્યે અભિમાનનું સ્નેહાકર્ષણે એકરૂપ થઈ રહેવું તેસંબંધી છે. એ જોસ્સો સૌથી ઊંચો છે. એથી દેશી જનની સ્વતંત્રતા વધેછે. તેજ દેશ, તેજ હવાપાણી, તેજ ભાષા, તેજ ધર્મ ને તેજ રીતભાતમાં ઉછરેલા જે જન તેઓનું સુખ ઘણું કરીને સરખુંજ હોયછે. એકેક જણનાં સુખથી સૌ દેશી જનનું સામાન્યસુખ કહેવાયછે ને એ સામાન્યસુખમાં એકેકનું સુખ આવી જાયછે; વળી એકેકનું સુખ પોતાનાં ભાંહુનાં સુખઉપર આધાર રાખેછે માટે, મારાં સૌ ભાંહુઓનું સારૂં થાય (પછી તેમાં મારૂં થશેજ અથવા મારૂં ન થયું ને ઊલટું મારૂં નરશું થયું તોપણ શું) એ જોસ્સો—એ મોટા મનનો મોટો જોસ્સો દરેકની અંદર થવો દુર્લભ છે. સૌને સારૂં તો આપણે સારૂં, સૌની ખરાબી તો આપણી ખરાબી એ વિચાર કરવાથી ને એ વિચારને અનુસરી ઉદ્યોગ કરવાથી, સર્વ દેશી જનને તન મન ને ધનની તરફના બહુ બહુ લાભ થાયછે. દેશાભિમાનથી દેશી જનનું ઐક્ય થાયછે. ઐક્યથી બળ વધેછે, બળથી પરદેશી શત્રુનો પરાભવ થયેથી યશ મળેછે અને દેશમાં ઉદ્યમ વધે સુખનાં સાહિત્યોમાં વધારો થાયછે. ધર્મસંબધી ને રાજ્યસંબંધી વિષય મોટા ઉત્પાત કરનારા છે માટે તે બેથી સુખમાં ઘટાડો ન થાય તેવું કરનાર દેશાભિમાન છે. દેશાભિમાનથી ઘણાક દેશોએ મોટાં નામ મેળવ્યાં છે, તેમ આપણો દેશ પણ તન, મન, ધન, બળમાં રૂડો કહેવાશે—શરીરબળ, વિદ્યા, કળાકૌશલ્ય, સુઘડ રીતભાત, ધર્મનીતિ, વિચાર અને રાજ્યનીતિ એ સર્વ વિષયમાં તે ઊંચું નામ મેળવશે અને આપણે ઊંચાં સુખ ભોગવીશું. અર્થાત્ આપણા લોક જે પોતપોતાના જુજ ઉદ્યમથી સંતોષ માની બેશી રહ્યા છે ને ભાંહુઓસંબંધી કંઈજ વિચાર કરતા નથી (પોતાનોજ સ્વાર્થ સાધેછે, રે ઘણીવાર ભાંહુઓનું ભુંડું ઇચ્છી સાધેછે) તેઓને આ વિચારવું જોઈએ કે પેટ તો કાગડા કૂતરા પણ ભરેછે માટે સંતોષે ન રહેતાં મોટા ઉદ્યોગથી મોટું નામ ને પછી મોટું સુખ મેળવવું જોઇએ કે જેથી આશ્રિતોઉપર પરોપકાર થાય,—વળી વિચારવું જોઇએ કે સંપ ઘટેથી કામમાં યશ ન મળતાં બેની લડાઇમાં ત્રીજાનું ફાવેછે માટે એ રીતે સુખ ખોયાના કરતાં થોડીવાર દુઃખ સહન કરી સમાધાનીથી ઐક્યતામાં રહેવું. એથી ખરા ને ઊંચા સુખમાં વધારો થયાં કરેછે.

પણ એ સઘળું હું કોને કહુંછું? થંડા લોહીના, વિદ્યાવિનાના, હઠીલા, ખુશામતિયા, બીકણ, મર્દાઇવિનાના, કાયર ગૂજરાતીઓને? હા. તેઓમાં બેવકૂફ ઠરવાને ને તેઓને ગુસ્સે કરવાને? તેઓનું ભલું કરવાને કે ભુંડું કરવાને તે તેની મેળેજ વહેલું મોડું જણાશે એટલે મારે કહેવાની જરૂર નથી. મને જે સૂઝેછે તે હું લોકને કહુંછું. થોડા જણ પણ સમજશે કે ગમે–તેવી ઘેલાઇ કરૂંછું, પણ મારામાં દેશી જનની દાઝ છે ને એ દાઝના લખાણ ઉપર જો તેઓ વિચાર કરશે તો મને ખાતરી છે ને તેથી આશા છે કે મારા ગૂજરાતી ભાઈઓની ચડતી થોડાં વર્ષમાં થશે. હું નહોતો જાણતો કે સેંકડો વર્ષના સહવાસે જડ થઇ રહેલાં મન ટૂંકી મુદ્દતમાં આટલાં ચંચળ થશે! હું નજરે જોઉંછું કે તે ચંચળ થયાં છે–લોકોમાં નવી નવી વાત જાણવાની તથા વિદ્યાના લાભ લેવાની હોંસ વધતી જાયછે ને વિચાર કરવાની ટેવ પડતી જાયછે. રે કેટલાએક ભણેલ ને કેટલાએક અભણેલ પણ સમજી ચૂક્યાછે કે આ રીતે દેશનો સુધારો થશે. એ સૌ જોતાં ૩૦ વર્ષનું ભાવી કહેવાની મારી હિંમત ચાલી છે.

કેટલાએક લોક સમજેછે કે આ ખોટું છે ને તે ખરૂં છે, આ ફાયદો કરે તેવું ને પેલું ગેરફાયદો કરે તેવું છે, તોપણ તેઓથી સાચી ને ફાયદો કરે તેવી વાતનો ભોગવટો થઈ શકતો નથી, પોતાને દુઃખ થાયછે, પોતાના ભાંડુને દુઃખ થાયછે એમ તેઓ સમજેછે, જો કે તે દુઃખમાંથી નીકળવાને ઇચ્છેછે તોપણ તેઓ લોકલાજથી અને સાહસ કરવાથી દુઃખ વેઠવું પડશે એ ખ્યાલથી ડરી જઈ દુઃખમાં ને દુઃખમાં રીબાયાં કરેછે, તથા સંતાપ માનેછે. તેઓ કહેછે કે વિદ્યા વધશે ને ઘણાજણ એક વિચારના થશે ત્યાંસૂધી સુધારો થવાનો નથી–વખતનું કામ વખત કર્યો જશે.

ઘરડાઓને તો હું મારા લેખામાં લેતોજ નથી. તેઓનાં મન કળજુગ આવ્યો છે એ વિચારથી થંડાં પડી ગયાં છે; પણ લાગણી પૂરી સમી નથી તેથી તેઓ હઠીલાઇ કરેછે. પણ તે હઠીલાઇનો ચળકાટ ગુલ થતા દીવાના રહી રહી ચળકતા મોગરાના જેવો છે ને તેઓના આગ્રહ કેફીના ટાંટિયાની પેઠે લથડતા થઈ ગયા છે. મારે જે કહેવાનું છે તે હાલના જુવાનીઆઓને ને નવી પ્રજાને. ભાઇઓ, હિંદુરાજ્યની સમાપ્તિની સાથે ગૂજરાતમાંથી શૌર્ય ગયું છે ને હિંદુરાજ્યમાં પણ ક્ષત્રી રજપૂત સિવાય બીજા વર્ગોમાં શૌર્ય નહોતું–માત્ર વિદ્વાન બ્રાહ્મણો ને વિદ્વાન જૈનમાં ધર્મસંબંધી યુદ્ધ ચાલતું. મુસલમાની રાજ્યમાં ગૂજરાતના જૂજ શખ્સોએ ને થોડાં વર્ષ ઉપર કાઠિયાવાડના જૂજ નાગરો તથા જૂજ વાણિયા એઓએ જેવાં તેવાં શૌર્ય બતાવ્યાં છે, પણ ગૂજરાતી લોકમાં પાંચ દશ માણસ તે શા હિસાબમાં! અંગ્રેજ સરકારનાં લશ્કરમાં અથવા દેશી રાજ્યનાં સૈન્યમાં ગૂજરાતીઓ* છે એવું મારી તો જાણમાં નથી. શૌર્ય સદ્ગુણવિના દેશનો ઉત્કર્ષ થતો નથી, શૌર્ય સદ્ગુણથી સ્વતંત્રતાનો ને દેશાભિમાનનો જોસ્સો પ્રકાશી રહેછે, માટે શૌર્ય ગૂજરાતમાં આવવું જોઇએ, પણ જોગવાઇરૂપી તાલીમ નથી ત્યારે તે કેમ આવે? શૌર્યમાં મોટો ભાગ જોસ્સાનો છે ને થોડો ભાગ શરીરબળનો છે, માટે જોસ્સાને કેળવવાને તો હાલ જૂના વિચાર ને નવા વિચાર વચ્ચે જે યુદ્ધ ચાલેછે ને જે કંઈ નાનુંસૂનું નથી, તેમાં મચવું જોઈએ અને શરીરબળને માટે હોંસીલાઓએ અંગ્રેજ સરકારનાં અથવા દેશી સેનમાં નોકરી કરવી જોઇએ. ને સઘળાઓએજ બદનની કસરત કરવી જોઇએ. હાલમાં બ્રાહ્મણ અને બીજી નાતોનું સઘળી વાતોમાં ઐક્ય થતું જાયછે ને સૌની નજર દેશસુધારા તરફ છે, માટે એ ઐક્યથી વહેમસુધારાની લડાઇમાં જેમ જેમ ફતેહ મળતી જશે તેમ તેમ શૌર્યસદ્ગુણની શી લહેજત છે તે સમજવામાં આવતી જશે. પછી વળી કોઇ દહાડો એ સદ્ગુણની મસ્તી ગૂજરાતમાં ઘૂમી રહેશે ને ત્યારે મોટા લાભ થશે—સઘળા ઊંચું સુખ ભોગવશે. થંડા લોહીનું સુખ જે આપણે ભોગવ્યું છે તથા ભોગવીએ છીએ ને ગરમ લોહીનું સુખ જે ભોગવીશું તે બેનો ફેર ત્યારે સમજાશે અને પછી આપણે આપણાં ગરમ લોહીનાં સુખમાં વધારો કરવો જારી રાખ્યાં કરીશું!

શૌર્યવિના માણસપણું રહેતું નથી, શૌર્યવિના આપણે રાજ્ય, ધર્મ, રૂઢીના અધમ દાસ છીએ. પાતરના કેટલાએક તબલચી ઘણા સુખી છે ને કુલીન ગૃહસ્થો પણ સુખી છે, પરંતુ ગૃહસ્થ તે ગૃહસ્થ ને પેલા તે પેલા. શૌર્યથી કુલીનતા ને સૌંદર્ય આવેછે. આપણે ઊંચા છીએ તેથી આપણામાં ઊંચું શૌર્ય આવશે ને ઊંચું શૌર્ય આવ્યું એટલે ઊંચા યશ ને પછી ઊંચું સુખ પ્રાપ્ત થશે—અર્થાત્ દેશાભિમાન થકી ઉત્પન્ન થયેલાં

* એ લખ્યા પછી પછવાડેથી માલૂમ પડ્યું છે કે સૂરતના કેટલાએક દેડાઓએ અંગ્રેજી લશ્કરમાં ચાકરી કરી છે તથા સૂબેદારની પાયરી લગણ પણ કેટલાએક ચડ્યા છે ને હજી પણ કેટલાએક જણ લશ્કરમાં છે. રે જેટલા દેડાઓ સેનમાં છે તેટલાજ ઊંચ કુળ પુરૂષો લશ્કરમાં હોત તો તેઓ કેવા બહાર દીપી નીકળત ને લોકની ઉપર કેટલી અસર કરત!

પ્રેમ (ઐક્ય) અને શૌર્ય એ બેનો દેશીઓમાં દહાડે દહાડે વધારો થવો જોઈએ.

જેઓ સુધારાનાં સુખથી અને એ સુખના રસ્તામાં જે જે હરકતો આવી પડેછે તેથી અજાણ્યા છે તેઓને દોષ બોલાતો નથી, પણ જેઓ સમજેછે ને હરકતો દૂર કરતા નથી તેઓને માથે કાયરપણાનો અને દેશસુધારાનાં કામમાં આળસ રાખ્યાનો મોટો દોષ છે. ભાઇઓ, વિદ્યા ને સંગતિથી ઘણાનામાં વિવેક આવેછે, પણ ઊંચા જોસ્સા તો થોડાઓનામાંજ આવેછે. પાવૈને પાનો ન ચડે. જેઓ સમજ્યા છતાં હરકતો દૂર કરવાનો ખંતથી ઉદ્યોગ નથી કરતા એવાઓને હું પાવૈ સમજું છઉં. બીજાઓને તૈયાર થતાં વાર છે એટલામાં સમજુઓએ પોતાના દેશીઓ તરફ ફરજ સમજી અથવા મોટું નામ થશે એમ સમજી હોંસ રાખી જોસ્સાઓને શિકલ કરી મેદાનમાં પડવાનો લાગ જોવો જોઈએ.

મેદાન પડેથી આપણે એકલા પડી જઇશું, પછી આપણને સૌ આંગળી કરશે, આપણને સંસારસંબંધી મોટી અડચણો પડશે એવા એવા ખ્યાલથી જૂના વિચારને માન આપ્યાં કરવું એ તો બાયલા ગંડુ લોકના ગુલામ થવા બરાબર છે. કેટલાએક તો પોતાના કાયરપણાની પરાકાષ્ઠા બતાવેછે—કે સ્ત્રીઓ ભણેલી થશે ત્યારેજ સુધારો વહેલો થશે. પ્રથમ સ્ત્રીઓ વડેજ જાતે મોટા સુધારા થયા એવું કોઇ ઇતિહાસમાં નથી. હા, સ્ત્રીઓવડે ઘરસંસારસંબંધી, રીતભાતસંબંધી ને બાળકને કેળવવાસંબંધી સુધારા થાયછે, પણ પ્રથમ કરવાનાં સાહસિક કામમાં તેઓ શું કરી શકે? વારુ, બીજા હિંદુઓની સ્ત્રી કરતાં આપણા ગૂજરાતીઓની સ્ત્રી ઘણે દરજ્જે આજ પણ ઊંચે છે—તેઓને પોતાને ઉદ્દેશે પહોંચવામાં કેળવણીનીજ વાર છે. સ્ત્રીઓનો સ્વભાવ ઘણો ચંચળ છે ને નવી નવી વસ્તુ ઉપર તેઓનું મન દોડેછે—નવો ઘાટ, નવું લૂગડું જોયું કે તેવું પોતાને કરવાને તે ઘરમાં સારી પેઠે મથેછે એવો આપણી સ્ત્રીઓનો ચંચળ સ્વભાવ છે. તેઓને બહાર પડતાં ને નવા વિચાર જેમાં તેઓને વધારે છૂટ મળે તેવું છે તે સ્વીકારતાં શી વાર છે? પણ આજકાલ પુરૂષ તે સ્ત્રી છે. પુરૂષ શૌર્યનાં કામ કરવાને અને પોતાનાં પુરૂપાતન દેખાડવાને જન્મ્યા છે, તેઓથી પોતાનું કામ બજતું નથી. ભણીને પુરૂપાતન નથી બતાવતા તે પુરૂષ અભણ રાની લોક જે પોતાનાં અંગબળથી પુરૂપાતન બતાવેછે તેના કરતાં પણ હીણા ઠરેછે; પુરૂષપણું તો ક્યારે કે રણના જખમો લે ત્યારે—જેમ વધારે ઘાયલ થાય તેમ તેની વધારે કીર્તિ છો રે ઢોરને પણ તડકો લાગેછે ત્યારે તે શીળામાં જાયછે—રે જાનવરો પણ પોતાને સુખ મેળવવાને મથેછે તો શું તેનાથી આપણે જવું? જેઓ સમજેછે તેઓએ તો માથાં ફેરવી રણના તડકા ખાવા ને બીજાઓને બતાવવું કે અમે આ ખાઇએ છીએ તેમ તમે ખાજો, એટલે થોડા કાળમાં આપણાં છોકરાં રે આપણે પોતે પણ જૂના વિચારનાં બંધન તોડી ઊંચું સુખ ભોગવીશું.—અફસોસ છે કે સુધારાના ઉપદેશકો બહાર પડી ઊંચું સુખ ભોગવતા ને જેઓ બીજાઓનામાં દેશાભિમાન જગાવતા તેઓએ, કુળને, જાતને, વિદ્યાને અને પોતાના કરેલા ઉપદેશને ડાઘ લગાડ્યો છે! એવું એવું જોવામાં આવે ત્યારે કેમ સુધારો થાય? ભણેલા લોક નોકરીને માટે ખુશામત કરે ને માંહોમાંહે કુસંપ રાખે ત્યારે કેમ બને? ફલાણો કરે તો હું કરૂં, સૌની પાછળ આપણે, એ વિચાર પોતાની કમ અકલના અથવા તાબેદારીના અથવા નામર્દાઇના છે. "આપસમાન બળ નહિ," "પારકી આશ સદા નિરાશ," "પાંચ વર્ષનો ઘરધણી ને સો વર્ષનો સૂતાર," એ કહેવતો ખોટી નથી. એ કહેવતોમાં સ્વતંત્રતા અને સ્વાત્મનિષ્ઠાનો ભાસ થાયછે. મારૂં કામ હું વધારે સમજુંછું, ભીખારી રહીશ પણ ગુલામગીરી નહિ કરૂં, એ વિચાર ગૂજરાતીઓનાં મનમાં રમતા રહેશે ત્યારે જુસ્સાઓએ વધવા માંડ્યું એમ જણાશે.

છેલ્લું ઉપસંહારરૂપે કેટલુંક નીચેપ્રમાણે બોલી આ વિષય બંધ કરૂંછું. ભાઈઓ, જેમ ઇંગ્લાંડના તથા યુનાઇટેડ સ્ટેટ્સના લોક હાલ ઘણાંએક ઊંચાં સુખ ભોગવેછે તેવાં સુખ ભોગવવા તરફ તમારી નજર થવા માંડી છે; પણ પ્રથમ મારે પૂછવું જોઇએ કે તમારે પોતાને કે તમારે ને તમારાં છોકરાંઓએ? તમારે પોતાને તો એ સુખ દુર્લભ છે, તોપણ તેને અર્થે હોંસ ઉદ્યમનું સુખ તમને છે ખરૂં. તમારાં છોકરાંઓને તો તે લહાવો પૂરેપૂરો છે. પણ એમજ કહેશો કે જ્યારે આપણને તે સુખ હમણા મળવાનું નથી ત્યારે છોકરાંઓને માટે આપણે શું કરવા ઉદ્યમ કરવો જોઇએ? પણ એ બોલવું નથી પણ લવવું છે. સૌને પોતાનાં સુખકરતાં પોતાનાં છોકરાંનાં સુખની વધારે કાળજી હોયછે—માબાપ છોકરાંનાં સુખને માટે પોતે દુઃખ પામેછે. જે માબાપ પોતાનાં છોકરાંનું હિત નથી ઈચ્છતાં તે માબાપ પશુપક્ષ્યાદિ પ્રાણીથી પણ હલકાં ઠરેછે. એ પ્રાણીઓમાં માબાપની પોતાનાં બચ્ચાંઉપર સંભાળ, એઓ પોતાની મેળે તે લેતાં થાયછે ત્યાંસૂધી હોયછે. મનુષ્યમાં તેથી વધારે હોવું જોઇએ અને છે કે છોકરાં મોટાં થયાં પછી પણ તેઓને માટે જ્યાંસૂધી શક્તિ હોયછે ત્યાંસૂધી

બાપ રળેછે ને મા તેનાં સુખની કાળજી રાખી તેનું શુભ ઈચ્છયાં કરેછે. જેઓ કોઈ રીતનો વિચાર કર્યા વિના અથવા અકળામણમાં નસીબમાં હશે તે થશે એમ બોલેછે તેઓથી પણ પોતાનેમાટે અને પોતાનાં છોકરાંનેમાટે સહજ ઉદ્યોગ થયાં જાયછે. છોકરાંનું હિત ઇચ્છવું અને તે અર્થે ઉદ્યમ કરવા એ સ્વાભાવિક છે. આપણામાં તો વળી એટલી ઘેલી દાઝ છે કે રખેને છોકરો પરણ્યાવિના રહી જાય માટે માબાપ પોતાનાં જીવતાં છોકરાને પરણેલો ને તેને છોકરાં થયેલાં જોવાને ઇચ્છેછે. માબાપનો જીવ જતો હોય છે ને છોકરાનો બચતો હોયછે તો તેવે પ્રસંગે માબાપ મરવું કબૂલ કરેછે. ત્યારે હવે જે કામમાં તમને પણ ઉદ્યમ-સુખ ને યશસુખ મળે અને છોકરાંઓ પણ સુખી થાય તે કામ શાસારૂ ન કરવું? એકેક જણ પોતાના ને પોતાનાં છોકરાંના સુખને અર્થે ઉદ્યમ કરેછે ને છોકરાંને માટે વારસા મૂકી જાયછે. પણ જ્યાં એકેકના ઉદ્યમ પરસ્પરનું અનહિત ઇચ્છી થાયછે ત્યાં કોઈનો ઉદ્યમ પાર પડતો નથી ને જ્યાં એકેકના ઉદ્યમ પરસ્પર મળતાં રહી થાયછે ત્યાં સૌનો ઉદ્યમ પાર પડેછે. વળી, દુર્લભ કામ તો ઘણા જણના ઐક્યથી થાયછે, માટે સૌ જે સઘળા દેશી જન તેઓના ઉદ્યોગ સૌનું સુખ જે સઘળા દેશી જનનું સુખ તેને અર્થે થાયછે; અર્થાત્ વર્તમાન ને ભવિષ્યમાં પોતાના દેશીજનનું સુખ ઇચ્છવું ને તે અર્થે ઉદ્યોગ કરવા અને તેનાં ફળ જે તન-મન ધન બળ તે આપણે આપણાં છોકરાંઓનેમાટે વારસામાં મૂકી જવાં જોઇએ. એઓ તેમાં વધારો કરી પોતાનાં છોકરાંને માટે મૂકી જશે ને તેથી દેશનો ઉત્કર્ષ થશે. છોકરાંનાં છોકરાં ને તેનાં છોકરાં સુખ ભોગવે તેમાં આપણે સુખ શું? એ વિચાર ખોટો છે. આપણને તો હોંસ ભર્યા ઉદ્યમથી જેવું સુખ થવાનું છે તેવું સંતતિને પણ નથી થવાનું. આઇતાં મળેલાં સુખ કરતાં હોંસથી ઉદ્યમ કરવાનાં સુખ વધારે ઊંચાં છે. માત્ર પોતાનું સુખ ઇચ્છવું એ એકલપેટાપણું છે, પણ પોતાનાં છોકરાંનું, પોતાનાં ભાંડુનું, પોતાનાં ભાંડુનાં છોકરાંનું સુખ ઈચ્છી તે અર્થે ઉદ્યોગ કરવા એ ખરેખર મોટાં મનનાં પરાર્થ—પરમાર્થનાં કામ છે. જેઓ રણમાં મરેછે તેઓ સ્વર્ગમાં જાયછે એવું ગ્રંથોમાં લખ્યું છે. તે ઉપર લખેલા પરમાર્થનેમાટે જોદ્ધાઓ પોતાના પ્રાણ આપેછે તે ઉપરથી લખ્યું છે. પોતાના દેશના ઉત્કર્ષનેમાટે સૌએ પોતપોતાની તરફથી પોતાના શ્રમ જેમ ફાવે તેમ મોટા મનથી બહાર પાડવા જોઇએ એવું ઉપર કહ્યું. હવે આપણે તેને અર્થે ઉદ્યોગ કરવામાં પ્રથમ તો વહેમ શત્રુની સામા લડીને કેટલાંક બંધન તોડવાનાં છે.

જે જે માણસ મોટાં મોટાં કામ કરવાનું માથે લેછે તેણે તેણે બહુ બહુ દુઃખ વેઠવાંજ જોઈએ. જેને લોક દુઃખ કહેછે તે તેઓને હોંસ ઉદ્યમસુખનો લહાવો છે. દુઃખની પછવાડે સુખ. થોડા જણનાં દુઃખ પામવાથી ઘણાને સુખ થાય ત્યારે આગલાએ દુઃખ સહી પોતાનાં નામ કાં ન અમર કરવાં? ખરે જે માણસોએ ઘણું દુઃખ વેઠ્યું છે તેઓજ માણસજાતને સુબોધ આપનારા થયા છે. ગ્રીસ દેશનો તત્ત્વજ્ઞાની સોક્રેટીસ રાતદહાડો ઠામ ઠામ ખરા જ્ઞાનનો બોધ કરતો હતો, ને રાજમંડળીની સામા પણ સાચી વાતનેસારૂ હિંમતથી બોલતો હતો. તેને અદાવતિયાઓએ તેના ઉપર ખોટાં આળ ચડાવીને સરકારપાસે મોતની સજા ઠરાવી હતી ને તે બિચારાને ઝેર પીવું પડ્યું હતું! ઈટાલી દેશનો ગાલિલીયો વિદ્વાન્ જેણે દૂરદર્શક યંત્ર સુધાર્યો, સૂક્ષ્મદર્શક યંત્ર બનાવ્યો, બૃહસ્પતિના ઉપગ્રહો શોધી કહાડ્યા તેણે સૂર્ય નથી ફરતો પણ પૃથ્વી સૂર્યની આસપાસ ફરેછે એ મત ચલાવ્યું; તે ઉપરથી ધર્માચાર્યે તેને સખ્ત કેદખાનામાં નાખ્યો હતો. ફ્રાન્સના પ્રખ્યાત વાલ્ટરે પોતાના દેશમાં નહિ તેવું એક પુસ્તક છપાવ્યું, જેમાં રાજ્યને ધોકો પહોંચે તેવું કંઈજ નહોતું, તોપણ તેને રાજાએ કેદમાં નાંખ્યો હતો. ફ્રાન્સ ને ઇંગ્લાંડમાં ક્રિશ્ચિયન ધર્મના બે મત કાથલિક ને પ્રોટેસ્ટંટ વચ્ચે જ્યારે મારામારી ચાલતી હતી ને રાજાઓ પાછલાને દેહાંત દંડ કરતા તે વખત પણ કેટલાએક પુરૂષોએ ને સ્ત્રીઓએ પોતાનાં મત મૂક્યાં નથી—સ્ત્રીઓએ બળી મરવું ને પીપમાંના ખીલાથી ભોકાવું કબૂલ કર્યું હતું—બલિહારી! દેશસુધારા તે એમ થાયછે! તુળસીદાસને શાહજહાંને કેદ કર્યો હતો, નરસિંહમહેતાને તેના નાતીલાએ દમવામાં કાંઈ બાકી મૂકી નથી અને કેટલાક ગોસાઈજીઓને ને સ્વામીનારાયણને પોતાનાં મતપ્રસારતાં થોડું દુઃખ નથી વેઠવું પડ્યું!

સાચાં મતને માટે—જે સાચાં મતથી દેશને લાભ થાયછે તે મતના પ્રસારનેમાટે આપણે કેમ બહાર ન પડવું? રાજાઓ ને સૈન્યના યોદ્ધા પોતાનાં બૈરાં છોકરાં માલમિલ્કત મૂકી રણમાં જાયછે ને ત્યાં તેઓને મરવાનો ને રાજ્યમાં તેઓનાં વહાલાં પ્રાણીઓનો ને વહાલી વસ્તુઓનો રઝળી જવાનો સંભવ હોયછે; માટે શું તેઓ લડવા નથી જતા? પછવાડેથી આપણને ને આપણાં છોકરાંઓને દુઃખ વેઠવું પડશે એ કાયર વિચારથી શું આપણે આપણી ફ-

રજા ન બજાવવી? સમય અનુકૂળ છે-ઘણા જણ આપણા વિચારના છે-ઘણા જણ આપણા વિચારના થશે-આપણો દાખલો જોઇ ઘણા જણ આપણા સાથી થશે એમ આશા રાખવાને આપણી પાસે કારણો છે, અને તે છતાં આપણને દુઃખ પડશે એમ કહેવું! ને અગર દુઃખ પડ્યું તોપણ શું? પહેલ કરી દુઃખ પામેછે ને દુઃખ પામવા છતાં પણ પોતાની ટેક મૂકતા નથી તેનીજ કીર્તિ જગત્‌માં છે ને તેજ ખરા જનહિતેચ્છુ છે. હવે તો સઘળી પાસથી હિંદુ પ્રજાનું ઐક્ય થવા માંડ્યું છે. રાજ્ય અનુકૂળ છે, છાપખાનાં સહાયમાં છે, લોકનું વલણ આપણા વિચાર તરફ છે; એવા અનુકૂળ કાળમાં શૂર વીરો બહાર ન પડે ને વખતનો વાંક કહાડે એ તો નવાઇ જેવું છે.

ગ્રીસ દેશનો ઉત્કર્ષ બસેં વર્ષમાં થયો તેનાં કારણોમાં મોટું આ છે કે ત્યાં સ્વતંત્રતા હતી. પોતપોતાના સ્વતંત્ર ઉદ્યોગથી અને દેશાભિમાનના ઐક્યથી ગ્રીક લોકોએ જે ટૂંકી મુદ્દતમાં નામ મેળવ્યું છે તે જગત્‌નો પ્રલય થશે ત્યારેજ જશે! હાલ ગૂજરાતમાં જેટલો વેપાર ચાલેછે તેટલો પૂર્વે ગ્રીસમાં નહોતો ચાલતો; ગૂજરાતની જમીન જેટલી રસાળ છે તેટલી ગ્રીસની રસાળ નહોતી. પણ શૌર્ય, વિદ્યા ને દેશાભિમાનનો જોસ્સો એ જેવાં ગ્રીસમાં હતાં તેમાંનો લેશ ગૂજરાતમાં નથી. એજ ત્રણ વાનાંથી સર્વ દેશનો ઉત્કર્ષ થયો છે ને એથીજ આપણો થવાનો છે. એ ત્રણ વાતની કેળવણીને માટે.—

૧. દેશાટન થવાં જોઇએ, જેથી ઘણું ઘણું જોવામાં આવેથી આપણી લાગણીઓ ઉશ્કેરાય ને સાહસિક કામ કરવાના જોસ્સા વધે.

૨. કેટલાએકે નૌકાશાસ્ત્રમાં સારી માહીતી મેળવવી જોઇએ. એ વિષયઉપર હિંદુઓનું પ્રથમથીજ ધ્યાન નથી. શાસ્ત્ર ભણીને વહાણ ચલાવતાં જાણવું અને સમુદ્રમાં વહાણો ઉપરથી લડાઇ કેમ થાયછે તે જોવું ને તેવું આવડવું એ આપણા દેશને બહુ લાભકારી છે. ગૂજરાતમાં કચ્છી, ખંભાતી ને રાંદેરી ખલાશીઓ છે, પણ તેઓ નૌકાશાસ્ત્ર જાણતા નથી. ઊંચી નાતના પુરૂષોએ વહાણ ખેડવાનો ઉદ્યમ શોધવો જરૂરનો છે-પણ જાતિબંધ ને વટલાવવાની ધાસ્તી અને દોરડાં ખેંચવાનો ધંધો નીચો છે એ ઘેલી સમજ અને બીકણપણું આપણને નડેછે. પણ ખરેખર જ્યાંસૂધી વિદ્યાના લાભથી સાહસિકપણું ને નૌકાયુદ્ધની રીત જાણ્યામાં આવી નથી ત્યાંસૂધી દેશનો ઉત્કર્ષ મનમાન્યો થવાનો નથી. રે ઇગ્લાંડ જે મોટું બળવાન ગણાયછે તે આટલાજ માટે કે ત્યાંના ખલાશીઓ નૌકાયુદ્ધમાં બીજા બધા દેશના ખલાશીઓ કરતાં સૌથી વધારે હોશિયાર છે. આપણા દેશીઓ જમીન ઉપર લડવામાં એક તોપખાનાની બાબત સિવાય બીજી બધી બાબતમાં જેવા જોઇએ તેવા છે, પણ વહાણવડે લડવાને તો તેઓને નવા પાઠ ભણવાના છે.

૩. જાહેર ભાષણો થવાં જોઇએ કે જેથી લોકમાં હોહો થાય ને વિષય સારીપેઠે ચર્ચાય. ચોપડીઓ તો વંચાય ત્યારે વાંચનારાઓના ઉપર અસર કરે, પણ ભાષણોથી અને ગ્રંથ કરનારાઓ પોતાના ગ્રંથ પોતેજ જાહેરમાં ઠામ ઠામ વાંચી સંભળાવે તેથી લોકનાં મન ઉપર ઘણીજ અસર થાય. આથીનિયન લોકોએ સાલેમીસ ટાપુ ખોયા પછી નિરાશ થઇને આવો કાયદો કર્યો હતો કે શત્રુની પાસેથી સાલેમીસ પાછું લેવાની કોઇએ વાત કહાડવી નહિ. પણ એ ટાપુના રહેનાર સોલન શાસ્ત્રીએ શિક્ષા થવાની ધાસ્તીથી ગાંડાનો વેશ લઇ આથેન્સનાં બજારોમાં પોતાની બનાવેલી કવિતા ગાઇ સંભળાવી હતી, જેથી આથીનિયનો ઘણા ઉશ્કેરાયા હતા ને પછી એઓએ કાયદો રદ કરી સાલેમીસ લેવાની તૈયારી કરી હતી. એ સોલનને તેના દેશાભિમાનને માટે બીજા પંડિતોએ મોટાં ભાષણ કરી શાબાશી આપી હતી. ગ્રીસનો ડીમાસ્થનીસ ને રોમનો સિસરો એ આદિ જાહેર ભાષણ કરનારાઓએ ગ્રીસ ને રોમમાં લોકનાં મન ઉપર ઘણી ઘણી અસર કરી છે-આપણામાં શંકર, વલ્લભ, કબીર, નાનકે થોડી નથી કીધી. આપણા ગૂજરાતમાં પણ સાધુ ભક્ત કવિયોએ પોતાની કવિતા લોકની આગળ વારે વારે વાંચીને તેઓને બોધ કર્યો છે. હાલમાં પ્રેમમૈત્રિસંબંધી પુસ્તકોની જરૂર છે. તેમ વીરરસનાં પુસ્તકોની પણ જરૂર છે. રાજ્યની સ્થિતિ સુધારવામાં વીરરસ કવિતા રામબાણ ઉપાય છે. ગ્રીસ દેશનો ઉત્કર્ષ જે ઇ૦ સ૦ પહેલાં ૪૦૦ વર્ષ ઉપર દીપી નીકળ્યો તે ઇ૦ સ૦ ની પહેલાં ૧૦૦૦ થી તે ઇ૦ સ૦ ની પહેલાં ૫૭૫ વર્ષ સૂધી એટલે સવાચારસેં વર્ષમાં જે વીરરસકવિતા ઠામોઠામ ગવાએલી તેથી દૃઢીભૂત થયેલા દેશાભિમાન વડે દીપી નીકળ્યો હતો. આપણામાં જ્યારે સંસ્કૃત વાણી સર્વત્ર ચાલતી ત્યારે રામાયણ ને મહાભારતના યુદ્ધપ્રસંગ ગવાતા. મુસલમાનના આવ્યા પછી ગૂજરાતમાં રજપૂતો તે બે પુસ્તકના યુદ્ધપ્રસંગનાં ભાષાંતર ને ચંદનો રાસો ગાતા. પણ એ ગીતોની અસર બીજા વર્ગો ઉપર નહિજ. આજ હવે સઘળા વર્ગની ભાષા એક થઇ છે માટે, ને સુધારાનો નવો વિષય

દેશમાં દાખલ થયોછે માટે, વીરરસકવિતા જાહેરમાં ગવાવાનો ચાલ નીકળવો જોઈએ. કેટલાએક કવિયોએ રામાયણ, મહાભારતમાંના યુદ્ધપ્રસંગ ગૂજરાતીમાં બનાવવા.

૪. જાહેર કામમાં મન ઘાલવું ને રાજપ્રકરણમાં માહીતી મેળવવી, એથી બુદ્ધિ વધેછે, લાગણીઓ ઉશ્કેરાયછે ને શૌર્ય વધેછે. માત્ર સ્વાર્થમાં ને સંસારી સુખમાં મગ્ન રહેવું એથી એકલપેટાપણું ને હીચકારાપણું આવેછે, પણ જાહેરમાં બહાર પડવાથી વિદ્યાના વિષયમાં અને સરકારસંબંધી વિષયમાં તકરાર કરવાની ટેવ પડેછે ને પુરૂષાતન પ્રકાશી રહેછે.

જ્યાંસૂધી એકેક જણ વિચાર કરવાની ટેવ નહિ પાડે, સમજ્યા પછી દુઃખ ખમવાની બીકે પોતાના વિચારને હોંસે અમલમાં નહિ આણે, અમલમાં આણી ટેકથી નહિ રહે ત્યાંસૂધી–દેશી જનની દાઝે દેશહિતના કામમાં રણયોદ્ધાનો ઊંચો જોસ્સો નહિ રાખે, ત્યાંસૂધી–સ્વતંત્રતાવિના, દેશાભિમાનવિના, વિદ્યા, નીતિ, ઉદ્યમ ને શૌર્યવિના કોઈકાળે આપણી દશા ફરવાની નથી. વખત તો પોતાનું કામ કરશેજ, પણ આપણો ધર્મ છે કે આપણું કામ વહેલું ને સહેલું થાય તેમ કરવું જોઈએ. ખરેખર યુદ્ધની નીતિ સૌએ શીખવી જોઇએ. જખમ મળે ને હાર થાય તોપણ લીધેલી વાત છોડવી નહિ ને ખંતથી મથતાંજ રહેવું. ઊંચા જોસ્સામાં ધૂમ્યા કરેથી દેશનો ઉત્કર્ષ વહેલો મોડો થશેજ. જોગ મળવો દુર્લભ છે, તોપણ જો આપણે આપણા જોસ્સા શિકલ કરી રાખી જોગને માટે ટાંપી રહીશું તો તે મળ્યા વગર રહેનાર નથી.

હોંસભર્યા શૌર્યરૂપી વીજળીઓના અખંડ ચળકાટ ને સાહસ તથા બળનાં ગર્જન એવડે સુવિચારરૂપી પાણીથી જ્યાં ત્યાં દેશમાં રેલંરેલા થશે અને જોકે થોડીવાર યુદ્ધની કાપાકાપીથી થતો બગાડારૂપી કાદવ ઘણો વધશે, તોપણ પછી ઊંચા યશ ને ઊંચાં સુખ એ રૂપી શરદૃઋતુનાં જે ક્ષેત્ર સૌંદર્ય તેના આપણે લહાવા લેઇશું ! અસ્તુ.

જોકે કાઠિયાવાડ (સૌરાષ્ટ્ર) ગૂજરાતથી જુદું ગણાયછે તોપણ તે બન્ને પ્રાન્તના લોક ઘણો નિકટ સંબંધ ધરાવેછે. એક વખત એવો હતો કે સૌરાષ્ટ્રના રાજ્યની સત્તાતળે ગૂજરાત હતું ને એક વખત એવો હતો કે ગૂજરાતની સત્તાતળે સૌરાષ્ટ્ર હતું. આજકાલ ભાષાને લીધે, ધર્મને લીધે, વિદ્યાજ્ઞાનના પ્રસારને લીધે, બન્નેના ઉપર એકજ રાજ્યસત્તા થોડી ને પૂરી હોવાને લીધે પ્રજારૂપે ગૂજરાતી ને કાઠિયાવાડી ઐક્ય વધારતા જાયછે. કચ્છ જરા વધારે દૂર છે ને જોકે ત્યાંની મૂળભાષા જુદી છે તોપણ આજ કાલ ગૂજરાતી ભાષા ત્યાં પણ વિશેષે પ્રસરવા માંડી છે. અર્થાત્ કચ્છીઓનું પણ આપણી સાથે ઐક્ય થતું જાયછે. પારસીઓ ગૂજરાતી બોલનારા છે, પણ તેઓની મૂળ જન્મભૂમિ આ દેશમાં ન હોવાથી ને તેઓનો ધર્મ જુદો હોવાથી તેઓનો આપણી સાથે ઘણો મેળાપ નથી, તોપણ રાજ્યસંબંધી વિચારમાં (અંગ્રેજી સત્તાતળે તો) તેઓ આપણને મળતા છે. ગૂજરાતીઓના થવાના ઉત્કર્ષવિષે તો નિબંધમાં કહ્યું છે એટલે અહીં પુનરૂક્તિ કરવાની જરૂર નથી, તોપણ જેમ ગૂજરાતના લોકની ભૂતવર્તમાન સ્થિતિ વર્ણી છે તેમ કાઠિયાવાડના ને કચ્છના લોકની સ્થિતિવિષે પણ બોલવું જોઈએ કે ત્યાંના લોકને પણ ઉત્તેજન મળે.

કાઠિયાવાડવિષે.—(ઈ૦ સ૦ ની પહેલાં ચોથા શૈકાથી તે ઈ૦ સ૦ ની પછીના ૫–૬ શૈકા સૂધીમાં) મગધના (બહાર પ્રાંતના) મોરી વંશના રાજાની, પછી શકલોકની ને પછી વલ્લભીપુરના રાજાઓની એમ અનુક્રમે વિશેષે સત્તા હતી. જ્યારે મોરી વંશના રાજાને સૌરાષ્ટ્ર તાબે હતું ત્યારે અહીંના સત્તાધારીઓએ અને કેટલાક લોકોએ અશોકના વખતમાં બૌધધર્મ સ્વીકાર્યો હતો. વલ્લભીપુરનું રાજ્ય જે કનકસેને સ્થાપ્યું હતું ને જે શિલાદિત્યના વખતમાં ૫–૬ શૈકામાં પાર્થિયન લોકથી નાશ પામ્યું તે રાજ્ય આખા કાઠિયાવાડમાં સૌથી મોટું ને આબાદ હતું, ને તે વેળા લોકની સ્થિતિ ઘણી સારી હતી.

એ રાજ્ય ભાંગ્યા પછી કાઠિયાવાડના લોક વીખરાઈ ગયા. કેટલેક વર્ષે ત્યાં ચાવડા, વાળા, જેઠવા, આહીર, રબારી, મેર અને બાબરીઆ લોકની વસ્તી જણાતી હતી. એ સઘળામાં ચાવડા ઘણા જોરાવર હતા. એઓ ઓખામંડળ ને પ્રભાસના ચાંચિયાની સાથે લૂંટારાનો ધંધો કરતા ને આખા પ્રાન્તમાં લૂંટફાટ ને જૂલમથી અવ્યવસ્થા હતી. એઓ પણ સાતમા શૈકામાં છેક કમજોર થઈ જઈ વેરાઈ ગયા હતા.

પછી એ ચાવડા વંશમાંના એકે પંચાસરમાં રાજ્ય સ્થાપ્યું ને એ આબાદ થવા લાગ્યું એટલામાં (દોલતાબાદની પાસેના) કલ્યાણી નગરના સોલંકી ભૂવડે પંચાસરના જયશિખર ઉપર સવારી કરી એના રાજ્યનો અંત આણ્યો (ઈ૦ સ૦ ૭૦૦).

પછી જયશિખરના દીકરા વનરાજે ઈ૦ સ૦ ૭૪૬ માં અણહિલવાડનું–ગૂજરાતનું રાજ્ય સ્થાપ્યું. એ વંશના રાજાઓની સત્તા સઘળાં સૌરાષ્ટ્ર તથા કચ્છ ઉ-

પર હતી. અહીંના રાજા તેઓને ખંડણી આપતા.

ચાવડા વંશના છેલ્લા એક બે રાજાના વખતમાં જાદવ વંશના કોઇ ચૂડાસન નામે લોકે સિંધ તરફથી આવીને ગિરનારમાં રાજ્ય સ્થાપ્યું હતું. અહીંના વામનસ્થળી–વંથળીના ગ્રહરિપુ રાજાને સોલંકી મૂળરાજના સૈન્યે પરાભવ કરી તેને મારી નાંખ્યો હતો. એથી તેર વર્ષ ગિરનાર ગૂજરાતની સત્તામાં હતું.

ઇ૦ સ૦ ૯૯૨ માં ગ્રહરિપુના દીકરા નોઘણે* આહિરોની મદદથી ગિરનાર પાછું લીધું. એ પરાક્રમી હતો ને નવ સોરઠનો ધણી કહેવાતો, તોપણ તે કંઇ આખા સોરઠનો રાજા નહોતો. ઉત્તરભાગમાં જેઠવા વંશનું ને પૂર્વભાગમાં વાળાઓનું રાજ્ય હતું. પણ એ, વંથળી ને અણહિલવાડનાં રાજ્યોથી ઝાંખાં પડી ગયાં હતાં.

સોલંકી કરણના વખતમાં પાટડીમાં હરપાળ ઝાલાએ રાજ્ય સ્થાપ્યું હતું.

વાઘેલા વંશના પુરૂષો પણ સૌરાષ્ટ્ર ઉપર સત્તા રાખી રહ્યા હતા. એમાંના વિસલદેવના વખતમાં પરમાર શાખાના સોડા રજપૂત સિંધથી સૌરાષ્ટ્રમાં આવ્યા. એઓએ વાઘેલાઓ પાસેથી ગરાસ મેળવી પોતાનું એક જુદું સંસ્થાન સ્થાપ્યું.

જ્યારે અલ્લાઉદ્દીન ગૂજરાતનું રાજ્ય પાયમાલ કરી સૌરાષ્ટ્રના રાજાઓ પાસે ઘણુંક દ્રવ્ય લેઈ પોતાની રાજધાનીમાં ગયો ત્યાર પછી સૌરાષ્ટ્રમાં દેશી રાજ્યોએ સ્વતંત્ર થવાના પ્રયત્ન કરવા માંડયા ને કેટલાંક નવાં રાજ્યોની સ્થાપના થઇ. એમાં રાઠોડે ઓખા તથા નાઘેરમાં ને ગોહેલે ચૂડાસમા રાજાના આશ્રયતળે પંચાળમાં એમ નવાં રાજ્ય સ્થાપ્યાં. વાળા રાજાએ પોતાની સત્તા વધારી કાઠીઓએ પોતાનું નવું રાજ્ય કર્યું. પણ એ સઘળામાં વાઘેલા જોરાવર હતા. એક ભાગમાં મુસલમાનનું પણ મોટું રાજ્ય હતું.

મહમંદ બેગડાએ જૂનાગઢના ચૂડાસમા મંડળિકને વટલાવી તેનું રાજ્ય લેઈ લીધું ને ઘણાએક મુસલમાનને વસાવ્યા. તેમ ઓખામંડળમાં પણ તેઓએ પોતાની સત્તા બેસાડી.

ગૂજરાતમાં મહમુદશાહ બાદશાહના વખતમાં જામ રાવળે જામનગર વસાવ્યું (ઈ૦ સ૦ ૧૫૪૩ માં).

જૂનાગઢમાં ૧૪૭૨ થી ગૂજરાતથી સૂબાઓ આવતા, પણ ૧૭૩૮ માં બહાદુરખાં બાબીએ વંશ સ્થાપ્યો જે આજ લગી ચાલેછે.

ભાવનગરનું રાજ્ય ભાવસંગજીએ ૧૭૨૨ માં સ્થાપ્યું તેની વૃદ્ધિ થતી ગઈ.

ઇ૦ સ૦ ૧૭૪૬ થી ગાયકવાડનાં લશ્કરે કાઠિયાવાડમાં આવવા માંડયું ને એઓએ પણ પોતાના મહાલ કર્યા.

ઈ૦ સ૦ ૧૮૦૦ પછી અંગ્રેજનાં લશ્કર કાઠિયાવાડમાં આવવા માંડયાં ને ઇ૦ સ૦ ૧૮૧૯ માં તેઓએ રાજકોટમાં પોતાનો કાંપ બાંધ્યો.

ઈ૦ સ૦ ૧૭૦૦ સૂધીમાં નાનાં રાજ્યો સ્થપાયાં તેમાં આજ મુખ્ય જામનગરનું ને પોરબંદરનું છે ને પછીનાં ૫૦ વર્ષમાં જે સ્થપાયાં તેમાં ભાવનગરનું ને જૂનાગઢનું છે.

ઉપર પ્રમાણે કાઠિયાવાડની અવ્યવસ્થા જોતાં લોકની સ્થિતિ સારી હતી એમ કેમ વિચાર અપાય ? સૌ રાજ્યો પોતપોતાના સ્વતંત્રપણાની ટેડાઇમાં રહીને પરસ્પર અને પરદેશી રાજ્ય સાથે મારામારી કરવામાં અને પોતાનું સંરક્ષણ કરવામાં ગુંચવાઈ રહ્યાં હતાં. તેઓએ લશ્કરી ખર્ચથી પોતાના ખજાના ખાલી કર્યા અને હમેશ લડાઈમાં રોકાયાથી પોતાનાં રૂડાં બળ ઘટાડયાં. કેટલાંએક તો એવી દશામાં આવી ગયાં કે નાના રાજાઓએ પોતાના નિભાવને માટે મુસલમાની ધર્મ કબૂલ કર્યો અને કેટલાએકે પોતાની દીકરી મુસલમાનને દીધી. રાજ્યોના કકડા થવાનું એક કારણ ભાયાતોમાં થતી વહેંચણ પણ છે. જો કે લડાઇયોમાં રાજવર્ગમાંનાઓએ શૂરવીરપણાં દેખાડ્યાં છે, કેટલાએક બહારવટીઆઓએ* દેખાડયાં છે અને પ્રજાવર્ગમાંના ચાર પાંચ નાગરોએ† ને એક બે વાણિ-

* એનો વંશ ચાલ્યો તેમાં તેનો દીકરો મંડળિક, મહમુદ ગિજનીને ખંડણી આપવી કબૂલ કરી તેને તાબે થયો હતો. એ વંશના છઠ્ઠા ચૂડચંદ્રના ભાઇ ખેંગારે સિદ્ધરાજ સાથે યુદ્ધ કર્યું હતું. એ વંશના ૧૦–૧૧ મા ખેંગાર (રાહગારિયો) તથા જયસિંહ એઓ પૃથુરાજના યુદ્ધમાં હતા. વંશનો ચૌદમો ખેંગાર મહીપાળ અહમદશાહ સાથે ઇ૦ સ૦ ૧૪૧૪ માં લડયો હતો અને છેલ્લો—મંડળિક ત્રીજો એને મહમદ બેગડે ઇ૦ સ૦ ૧૪૭૨ માં પદભ્રષ્ટ કર્યો હતો.

* એમાં જેઠસુર ખાચર, વાજંસુર ખાચર, બાવાવાળો જોગીદાસ ખુમાણ, જેશલો મૈયો, ગીગલો મૈયો, ને રાતડિયો મેહ એ હતા.

† જામનગરના રાજ્યમાં નાગર શંકરદાસ મહેતો સિપાઈગીરીથી નામાંકિત છે. એ જસાજી જામના વખતમાં ઇ૦ સ૦ ૧૬૧૯ માં હતો. જૂનાગઢના અમરજી દીવાને નવાબ મહોબતખાનની નોકરીમાં રહી ઘણીકવાર લશ્કર લેઇ જઇને ઘણાએક કિલ્લા ફતેહ કર્યા હતા. તેને દીવાનનો ખિતાબ તળાજાનો કિલ્લો ફતેહ કર્યાપછી પછવાડેથી આપવામાં આવ્યો હતો. એ ૧૭૮૪ માં દરબારના ખટપટીઆઓથી કતલ થયો હતો.

ચાઓએ યુદ્ધમાં ને દરબારમાં પરાક્રમ બતાવ્યાં છે, તોપણ આમ નહિ કહેવાય કે રાજવર્ગની સ્થિતિ ને પ્રજાવર્ગની સ્થિતિ સારી હતી. પ્રજાની ધર્મસંબંધી ને વિદ્યાસંબંધી સ્થિતિ પૂરેપૂરી બગડી. ઉદ્યમ ઘટ્યા—ખેતીવાડી ને કારખાનાં તૂટ્યાં, અજ્ઞાનથી પાખંડમત ફેલાયાં અને સદાની ચિંતાથી લોક બીકણ, કાયર, સ્વાર્થી ને મમતી થતા ગયા. આહા! એ સઘળાં રાજ્યોએ સંપ કરીને પરદેશીનું ફાવવા દીધું નહોત ને પછી એક મોટાના અધિપપણા નીચે રહ્યાં હોત તો આજ સૌરાષ્ટ્રની કેવી રૂડી સ્થિતિ હોત!

જ્યાં અનેક નાનાં રાજ્યો, જ્યાં તેઓમાં પરસ્પર અંટસ, જ્યાં બહારવટિયાના ત્રાસ, જ્યાં રાજવર્ગ પોતાની બહારની સ્થિતિમાં સુખ સમજતો, જ્યાં પ્રજા દુઃખી, જ્યાં લોકમાં વિદ્યા ને હોંસ નહિ તે પ્રાંતમાં સ્વસ્થતા ક્યાંથી? ને સ્વસ્થતા વિના સુધારો ક્યાંથી? નહિ વિદ્યાભ્યાસરૂપી હળ, નહિ સંગતિરૂપી હોંસવાળી ખંત ને નહિ દયા–છૂટ–કદરરૂપી વરસાદ, હવે લોકની સ્થિતિરૂપી ભોંય કેમ ખેડાય, જ્ઞાનરૂપી વૃક્ષ કેમ થાય, ને સમૃદ્ધિરૂપી ફળ કેમ આવે? એવી જે કાઠિયાવાડની સ્થિતિ તેમાં આ પંદર વર્ષમાં કેટલો ફેરફાર થયો છે તે જોઈએ.

જુઓ—પ્રથમ તો મુંબાઇમાં આપણા લોકમાં વિદ્યા, ઉદ્યમ, ને હોંસ પ્રગટ થયાં ને ત્યાંથી પછી સૂરત, અમદાવાદ ને કાઠિયાવાડમાં એમ ક્રમે છે. ધર્મસંબંધી વિષયમાં માત્ર નગરના વિશ્વનાથના પ્રસિદ્ધપણાથી લોકમાં જરા હોંસ હતી. જ્યારથી જૂનાગઢમાં નવાબને ત્યાં પ્રાણલાલ મથુરાદાસ રહ્યા ને એઓએ એક નિશાળ કહડાવી તેનું ઉપરીપણું રાખ્યું ત્યારથી કંઈ શકુન થવા લાગ્યા. જ્યારથી ભોગીલાલ પ્રાણવલ્લભદાસ કાઠિયાવાડમાં નિશાળો કહાડવાને ને તેનું ઉપરીપણું કરવાને નીમાયા ત્યારથી ઘણાએક છોકરાએ ગૂજરાતી અંગ્રેજી શીખવા માંડ્યું. ભાવનગરમાં છોકરીઓની નિશાળ થઈ ને તેનું કામ તડાકાબંધ ચાલવા લાગ્યું. જ્યારથી ગોપાળજી સુરભાઈના ઉપરીપણા નીચે કેળવણીખાતું આવ્યું ત્યારથી નિશાળની સંખ્યા ચોગણી વધી છે–આજ ૨૦૦ નિશાળો છે. ઘણાંક પુસ્તકો લોકમાં વંચાવા માંડ્યાં છે. જૂનાગઢ, ભાવનગરના ત્રણ ચાર છોકરાઓ યુનિવર્સિટીમાં પણ દાખલ થયા છે. અંગ્રેજી ભણેલા વિદ્વાનોની સંખ્યા કાઠિયાવાડમાં વધતી જાયછે. રાજકોટ ને જૂનાગઢ ને ભાવનગરમાં એકેકું ચોપાનિયું નીકળવા માંડ્યું છે.—ટૂંકામાં લોકને કેળવણી પામવાનાં સાધનમાં જે મુખ્ય તેમાં જાહેર ન્યૂસપેપર સિવાય બીજાં બધાંએ છે.

વેપારસંબંધી ઉદ્યોગ વહાણ આગબોટે ધમધોકારે ચાલેછે. ૧૮૬૬ માં એજંટે ખેતીવાડીસંબંધી વિલાયતી ઓજાર, સંચા વગેરેને માટે જે મેળો મેળવ્યો હતો તે પણ લોકની જિજ્ઞાસા વધારવાનું ને પછી લાભ લેવાનું સાધન હતું. રસ્તાઓ–નિશાળનાં–દવાખાનાનાં–પુસ્તકશાળાનાં–ડાકની આફિસનાં ને બીજાં મકાનો, સંચા, ડક્કા, પૂલ, તળાવ, કૂવા, ધર્મશાળા વગેરે ભાવનગર ને પાળીટાણાનાં રાજ્યમાં નવાં બન્યાં છે. રેલવેની સડક બંધાવાની પણ ગોઠવણ થાયછે.

રાજ્યસ્થાનના લોકમાં ધર્મ–નીતિ–સંસારસંબંધી વિષયોમાં ઉદ્યમ હોંસ મોડેથી આવેછે ને તે આવશેજ, કારણ કે ઊગતા જુવાનોમાં તેવા વિચાર દાખલ થવા માંડ્યા છે. લોકે બહાર ફરવા માંડ્યું છે ને પુસ્તકો વંચાયછે.

રાજ્યસંબંધી વિષયમાં પણ સુધારો થતો માલૂમ પડેછે. ખુશીની વાત છે કે રાજ્યના કારભારીઓએ પછી ભાવે કે કભાવે દેશહિતકારી બુદ્ધિથી કે અંગ્રેજસરકારના માનીતા થવાની બુદ્ધિથી દેખાદેખીથી પણ અંગ્રેજી ઠાઠ પોતાનાં રાજ્યમાં દાખલ કર્યો છે. જામનગરમાં જો કે સુધારાવાળી ટોળીનું ન ફાવ્યું, તોપણ તે ટોળીએ પોતાના થોડી વારના પ્રવેશથી આખા કાઠિયાવાડના રાજ્યકારભારીઓનાં એક રીતે અભિમાન ઉતાર્યાં છે. કામદાર લોક જે આમજ સમજતા કે ઈસકોલીઆ તે રાજકાજમાં શું સમજે? તેઓ આજ જોયછે કે અંગ્રેજી ભણેલાનો કેવો દોર છે. રાજકુંવરોએ કેળવણી લેવી શરૂ કરી છે. જૂના કારભારીઓ જાણી ચૂક્યા છે કે આગળ જતાં આપણે નીભવું કઠણ છે ને એઉપરથી તેઓએ પોતાના છોકરાઓને અંગ્રેજી અભ્યાસ કરાવવા માંડ્યો છે. તેઓએ અંગ્રેજ સરકારથી માન મેળવવાને પોતપોતાનાં રાજ્યમાં સુધારાનાં કામ સરસાઈથી દર્શાવવા માંડ્યાં છે ને જો કે અંદરખાને હાલ સુધારો નથી તોપણ તે વહેલો મોડો થશેજ.

જ્યાં કંઈ નહોતું ત્યાં ઉપર પ્રમાણે જોવામાં આવેછે ત્યારે હવે ઘટતા ઉપાયો કામે લગાડ્યાથી પ્રાન્તની ચડતી દશા જલદીથી થશે એમ કેમ ન કહેવાય?

કચ્છનું રાજ્ય ઇ૦ સ૦ ના નવમા સૈકામાં લાખા ફુલાણીએ માંડ્યું, તેની પહેલાં ત્યાં ચાવડા, વાઘેલા ને

રઘુનાથજી, અહમદખાનનો દીવાન હતો. એ દરબારી કામમાં સારીપેઠે માહેર અને લશ્કરી કવાયતમાં કાબેલ હતો; તેમ રાજ્યનું ભલું ઇચ્છનાર ને પ્રામાણિક હતો. એ રીતે તેના ભાઇ રણછોડજી દીવાને લખ્યું છે. એ ૧૮૧૯ માં ગુજર્યો.

કાઠી લોક વસતા હતા ને એઓનાં નાનાં નાનાં રાજ્યો હતાં. લાખાના વંશમાં જાડા નામે રાજા થયો કે જેના ઉપરથી તેના વંશજો જાડેજા કહેવાયછે. તેને ત્રણ દીકરા હતા, ને એમાં એકનું નામ જામરાવળ હતું. એણે પોતાના ભાઇને મારી નાંખી ગાદી લેઈ લીધી હતી તેથી એને પોતાના ભત્રીજાસાથે ચૌદ વર્ષ લડાઈ કરવી પડી. છેવટે ભત્રીજાનું ફાવ્યું ને જામ પોતાના ૭૦૦ સવારો સાથે નાઠો. એણે પછી કાઠિયાવાડમાં નગરનું રાજ્ય સ્થાપ્યું, ઈ૦ સ૦ ૧૫૪૦–૫૦.

પ્રથમ સને ૧૮૦૯ માં ને પછી ૧૮૧૬ માં કચ્છના રાવને અંગ્રેજ સાથે કોલકરાર થયા ત્યાંસુધી ર૭૫ વર્ષના દર્મિયાનમાં કચ્છના રાજ્યમાં સ્વસ્થતા નહોતી. ગાદીને માટે કુટુંબક્લેશ, આસપાસના ભાયાતની સતાવણી ને તેમના હુમલા, ચાંચિયા તથા લૂંટારાના ત્રાસ અને દરબારી કામદારોની ખટપટ એ સૌ જ્યાં ત્યાં જોવામાં આવતાં.

અંગ્રેજ સાથે કોલકરાર થયા તેની પહેલાં ઘણાંએક વર્ષ ને પછી પણ થોડોએક વખત કચ્છમાં મુસલમાનનું પ્રબળ વધારે હતું. ભાઇજીબાવારાવના બચપણમાં જમાદાર ફતેહમહમદ* રાજ્યનો કુલ અખત્યારી હતો.

કચ્છમાં હિંદુ ને મુસલમાન એવા બે ધર્મ છે. રાવ મુસલમાન અથવા હિંદુધર્મ પાળતા. હાલમાં રાવ શિવમાર્ગી છે. મોટી વસ્તી રજપૂત ને મુસલમાનની છે ને તેઓ લડવૈયા છે. કચ્છમાં વેપાર બહોળો છે,–વેપારી ભાટીઆ, લુવાણા, વગેરે અરબસ્તાન ને જંગબારસૂધી જાયછે. સલાટો, ધાતુ ઉપર નકશી કરનારા, ચિતારા, વણકરો વગેરે સારા કારીગરો છે, પણ બ્રાહ્મણ વાણિયા સિવાય બીજા કોઇ લોક વાંચી લખી જાણતા નથી.

અંગ્રેજી રાજ્યના સંબંધયોગે આટલો સુધારો થયો છેઃ–ગુલામનો ધંધો બંધ થયો છે, બાળક દીકરીઓ કમોતે મરતી બંધ થઈ છે, સતી થવાનો ચાલ બંધ થયો છે અને ભાયાતો તથા બીજાઓ આગળનીપેઠે જ્યારે ત્યારે મ્યાનમાંથી તરવાર કહાડતા નથી. ભૂજ, માંડવી, મુંદ્રારામાં નિશાળો ને લાઇબ્રેરીઓ થઇ છે; વલ્લભી મહારાજનાં જોર નરમ પડ્યાં છે. વૈષ્ણવોની આસ્થા તેઓપરથી ઊઠી ગઇ છે; માંડવીના લોકે તો બે ત્રણવાર મહારાજોને કહાડી મૂક્યા હતા. લોકમાં વાંચવાનો શોખ થોડો થોડો પેદા થયો છે. દરબારમાં અંગ્રેજી ભણેલા પણ કામદારો છે.

વિદ્યાસંબંધી ને સંસારસંબંધી સ્થિતિમાં જે કંઈ સુધારો થયો છે તે રાજધાનીના ને બંદરના લોકમાં; અંદરના ભાગમાં થયો નથી. અંગ્રેજી ભણેલા કામદારો છે, પણ જૂના ખટપટીઆઓ આગળ તેમનું ચાલતું નથી. વેપારીઓ છડા પરદેશ વેઠેછે, તેથી ઘરસંસારમાં સળો સારીપેઠે છે, ને તેઓ જૂના વેપારનેજ વળગી રહ્યા છે તેથી તેઓની કમાઈ ઓછી થઇ છે. એ ખામીઓ છે તે વિદ્યા પ્રસરવાથી દૂર થશે. લોકમાં શૌર્ય ને ઉદ્યમ છે, પણ વિદ્યા ને નીતિ નથી માટે જ્યારે એ પ્રસરશે ત્યારે દેશાભિમાન જેવું જોઈએ તેવું શોભી રહેશે.

---

## ઉમેરો.

કર્મઉપરથી સ્થિતિ ને સ્થિતિ ઉપરથી પાછાં કર્મ એમ છે, તોપણ કર્મઉપરથી સ્થિતિ એ પ્રથમ ને મુખ્ય છે. સારાં કર્મ ઉપરથી સારી સ્થિતિ વહેલી મોડી પણ થાયજ. પણ સારી સ્થિતિથીજ સારાં કર્મ થાય એમ નથી. લોકપાસે દ્રવ્ય હોય તો વિદ્યા વધારવાનાં ને હક્ક મેળવવાનાં સાધન વહેલાં મળી આવે, પણ લોકમાં જો પ્રથમ થોડી ઘણી વિદ્યા અને પુષ્કળ ઉમંગ હોય ત્યારે. રાજ્ય અનુકૂળ, પ્રજાહિતેચ્છુ ને ગુણગ્રાહક હોય તો વિદ્યા, સદ્ગુણ ને સમૃદ્ધિ વધારવાનો યોગ વહેલો આવે, પણ ક્યારે કે પ્રજામાં સ્વતંત્રતા હોય ત્યારે. આપણા લોક પાસે પૈસો છે, પણ વિદ્યા ને સદ્ગુણ નથી, તેથી તેઓ તેની વ્યવસ્થા કરી જાણતા નથી. રાજ્ય અનુકૂળ છે, પણ વિદ્યા અને દેશાભિમાન તેમ સ્વતંત્રતાના જોસ્સાવિના આપણે આ-

---

* કચ્છમાં પ્રજાવર્ગમાં ત્રણ મોટા નામાંકિત ગણાયછે. ફતેહમહમદ, સુંદરજી ખતરી ને લખમીદાસ નાગર. સુંદરજી એ ભુજનો ખતરી પ્રથમ ઘણીજ ગરીબ હાલતમાં હતો. એણે ઘોડાની સોદાગીરી કરવા માંડી ને એથી એને કામદાર અંગ્રેજ સાથે ઓળખાણ થયું. સુંદરજી ઉપર અંગ્રેજોનો એટલો તો ભરોસો બેઠો કે તેને કંપનીનો એજંટ ઠેરવ્યો. કાઠિયાવાડ કચ્છનાં રાજ્યો સાથે રાજ્યસંબંધી કોલકરાર વગેરેનો વહેવાર સુંદરજી કરતો. ફતેહમહમદ જેવો લશ્કરમાં સારી સરદારી કરતો તેવોજ તે રાજકાજમાં પણ કાબેલ હતો. એણે ઘણી લડાઈઓ ફતેહ કરીને કચ્છના રાજ્યને સારીપેઠે વધાર્યું છે. જેમ એ પોતાના રાજ્યને આબાદ કરતો તેમ નવાં જોડેલાં રાજ્યનો પણ બંદોબસ્ત કરી જાણતો. એ કંઈજ ભણ્યો નહોતો, તોપણ તેનામાં હોંસ ને જોર ઘણાં હતાં, તેમ તે પુખ્ત વિચારનો પણ હતો. એની પ્રસિદ્ધિ દૂરનાં મુસલમાની રાજ્યોમાં પણ ગઈ હતી. એ ટીપુસુલતાન સાથે હમેશ કાગળ પત્રનો ને વખતે વખતે નજરાણાંનો વહેવાર રાખતો. સુલતાને તેને એક તોપ બક્ષિસ કરી હતી. એ ૬૧ વર્ષની ઉમરે ૧૮૧૩ માં મુઓ.

પણ હક્ક માગી શકતા નથી. માટે લોકમાં વિદ્યાસ-દ્ગુણની વૃદ્ધિ થવી જોઇએ. એ ધીમે-ધીમે તો થશે, પણ ઊંચી સ્થિતિમાં આવતાં પહેલાં આપણે હજી ઘણાં કામો કરવાનાં છે માટે વિદ્યા–સદ્ગુણની વૃદ્ધિ પહેલી થાય તેવું કરવું જરૂરનું છે. એ ક્યારે થાય કે તેનાં સુખદ ફળ બહાર અથવા માંહે પ્રત્યક્ષ દેખાય ત્યારે. જે કોઈ આશા ધીરજ ખંતથી વિદ્યાભ્યાસ કરેછે અને જે કોઈ રૂડી સંગતિમાં રહી સારા બોધને પોતાના અનુભવમાં આણેછે તેને પદવી, માન, ધન ઇત્યાદિનો લાભ થાયછે અથવા તેવો નથી થતો તોપણ મનના સુખનો ને પછી અમર માનનો લાભ થાયછે.

વિદ્યાભ્યાસથી બુદ્ધિમાં વધારો અને સદ્ગુણમાં વધારો થાયછે–બુદ્ધિના વધારાથી આપણે એકદેશી ટળીને બહુદેશી થઇએ છીએ. સદ્ગુણના વધારાથી આપણે આપણા ઘડાયલા વિચારપ્રમાણે કામ કરવાને શક્તિમાન થઈએ છીએ. વિદ્યાનો પ્રસાર થવા લાગ્યો છે ને ફળ પણ આવવા માંડ્યાં છે, એવિષે* મેં બીજા રૂપકમાં કહ્યું છે, પણ હવે એમાં વૃદ્ધિ થયાં કરે તેવી આપણી વૃત્તિ સદા હોવી જોઇએ.

ધર્મ તથા નીતિસંબંધી વિષયમાં કંઈ વૃદ્ધિ કરવાની રહી નથી, માત્ર રૂડી વ્યવસ્થા કરવાની છે. ઇશ્વર–આત્મા–મૂર્તિસંસ્કાર–પૂજન–વૈરાગ્ય–ભક્તિજ્ઞાન વિષયોસંબંધી જે વિચાર તે ધર્મપ્રકરણના છે અને એમાં જે વ્યવસ્થા કરવાની છે તે, વિદ્યાની વૃદ્ધિ થયેથી ને સ્વતંત્રતાનો જોસ્સો વધેથી થશેજ. તેમ, જોકે નીતિવિષયમાં પણ વધારો કરવો રહ્યો નથી (જેમ વિચાર નવા નવા ઉત્પન્ન થાયછે ને નવા નવા શોધ થાયછે તેમ નીતિમાં કંઇ નવું શોધવાનું નથી), માત્ર એમાં પણ છે તેની રૂડી વ્યવસ્થા કરવાની છે; તોપણ એસંબંધી હમણા વધતો ઉદ્યોગ ચલાવવો જરૂર છે.

* આ વીસ વર્ષમાં વિદ્યા ભણીને જેઓ પ્રસિદ્ધ થયેલા અથવા થવાજોગ છે તે ઉપરથી જણાશે કે સરસ્વતીરૂપી નદી બ્રાહ્મણનેમાટેજ નથી, પણ સર્વે જ્ઞાતિનેમાટે છે. વાણીઆઓમાં વિદ્યા નહોતી તે વાણિયા બ્રાહ્મણો કરતાં વધી ગયા છે, અર્થાત્ બ્રાહ્મણોનું જોર મટી ગયું છે. મેં પાછળ કહ્યું છે કે વૈશ્ય ને શૂદ્ર જો ભણ્યાં હોત ને તેઓમાં દેશાભિમાન હત તો તેઓ રાજ્યની ખરાબી ન થવા દેત. એનો દાખલો આજ જોઇએ છીએ. આજકાલ વાણિયાઓ બહાર પડ્યા છે. બ્રાહ્મણનેજ મંત્ર (વિદ્યા) નો ઉપદેશ હતો એમ નહોતું. એમ જો હત તો વશિષ્ટ, પરાશર ઈ૦ બ્રાહ્મણ કેમ થયા? પણ મંત્ર—વિદ્યાથી બ્રાહ્મણ થવાય એવું હતું. માટે વિદ્યા ભણે તે સંસ્કારી થાય એ ખરૂં છે. વાણિયાઓ વિદ્વાન્ થતા જાયછે ને લોકને ઉપદેશ

આપણે લાગણીથી પેદા થઈએ છીએ, લાગણીથી ઉછરીએ છીએ ને પછી બુદ્ધિ વિચારથી આપણે આપણી ઉદ્ધત–ફુવડ–દુઃખદાયક લાગણીને અંકોશમાં રાખી સુઘડ કરીએ છીએ. અંકોશમાં રહેલી ને સુઘડ થયેલી લાગણીઓનાં જે કર્મવડે યશ ને સુખ મળેછે તે કર્મઉપરથી ઠેરવેલા જે નિયમ તેને હું નીતિ કહું છઉં. સંપ ન તૂટે ને યશ તથા સુખ આપતો વ્યવહાર વધ્યાં કરે તેને માટે ભોમિયા દાખલ, શિક્ષાગુરૂ દાખલ જે સૂત્રરૂપ વિચારો તે નીતિ. વ્યવહારની વ્યવસ્થાને માટે જે નિયમો તે નીતિ. એના હું બે વર્ગ કરૂં છઉં–એક સામાન્ય ને બીજી વિશેષ. વ્યવસ્થાનાં રાજ્યમાં મહાત્મતાસદ્ગુણ એ રાજા છે અને સત્યસદ્ગુણ એ તેનો પ્રધાન છે.

સઘળા દેશના ઈતિહાસો વાંચ્યાથી અનુભવને પુષ્ટિ મળેછે ને એઉપરથી કહેવાયછે કે કેટલાએક બુદ્ધિમાન માણસો પોતાના ઉદ્દેશ પાર પાડવામાં પોતાની લાગણીને વિચારના અંકોશમાં રાખી શકતા નથી અને એવાં કર્મો કરેછે કે જેની અસર લોકના ઉપર અખંડ રહેછે ને જેની વળી લોક પ્રશંસા કરેછે. એવાઓની જે વર્તણુક તેને પણ હું નીતિ કહું છઉં. જેઓની લાગણી વિચારવડે સુઘડ બની હોયછે તેઓ જનમંડળની વ્યવસ્થા રાખેછે. પણ વિચારથી ન દબાયલી લાગણીઓએ જગત્માં મોટા ફેરફાર કરી નાંખ્યા છે ને કરેછે ને કરશે ને એવી લાગણીવાળા પણ જગમાં સ્તુતિપાત્ર થાયછે.

એ લાગણીવાળા મોટા પુરૂષોના પણ ત્રણ વર્ગ છે–જેઓ સદા ઉદ્ધત હોયછે તેઓ કનિષ્ઠ, (રાવણ, કંસ, ભીમ, દુર્યોધન જેવા), જેઓ એકાદે ઉદ્દેશે ઉદ્ધત ને પછી સુઘડ (શિવાજી ને કેટલાએક રજપૂત રાજા જેવા) તે મધ્યમ. અને સુઘડતાવાળી લાગણીવાળા (ભીષ્મ, અર્જુન, રામ જેવા) તે ઉત્તમ. એ મધ્યમ

કરેછે. યુનિવર્સિટિમાં "બી. એ." નો ખિતાબ મળેલો એવા નવ જણ તેમાં એક નાગર ગત થયો છે ને બાકીના આઠમાં ૫ વાણિયા, ૨ કાયચ ને ૧ ક્ષત્રી છે. એ ક્ષત્રી હાલ "એમ. એ." થયો છે. "એલ. એલ. બી." ના ખિતાબમાં ત્રણ વાણિયા ને એક કાયચ મદ્રાસની યુનિવર્સિટિથી મળેલા ખિતાબવાળા છે. ઈજનેરિંગ ખાતામાં એક વાણિયો ને એક કાયચ ઘણા પ્રવીણ છે. દાક્તરીમાં પાસ થયેલામાં બે કાયચ ને બે વાણિયા છે. પ્રખ્યાત વકીલમાં ૧ કાયચ ને ૧ ક્ષત્રી છે. કેળવણી ખાતામાં સારા વિદ્વાન્ પંદરેક છે, તેમાં ૧૦ બ્રાહ્મણો, ૩ વાણિયા ને બે ક્ષત્રી છે. ગ્રંથકારની ગણતીમાં આવે તેવા દશેક લેઇએ તો તેમાં છએક બ્રાહ્મણ ને ચારેક વાણિયા છે. અંગ્રેજી ન્યૂસપેપરમાં ઘણુંખરૂં લખનારાઓમાં ચારેક વાણિયા ને બે ત્રણ બ્રાહ્મણો છે.

ને ઉત્તમ વર્ગના નીતિવાળા પુરૂષો સાહસકર્મ કર્યાપછી જનનાં સંપમાં ને નીતિમાં ઘટાડો ન કરતાં પુષ્ટિ આપેછે ને સુખની વૃદ્ધિ કરેછે, પણ હમેશની ઉદ્ધત લાગણીવાળાઓ જનનાં સંપસુખમાં ઘટાડો કરેછે. એઓ પણ પોતે જનમંડળમાં પોતાની સ્થિતિ ને બળ એવડે ઉંચા તો રહેછે ખરા,-પણ નીતિરહિત હોવાથી નિંદાયછે પણ ખરા.

'आत्मवत् सर्वभूतेषु'—જેવું પોતાને તેવું બીજાને એ ન્યાયે સત્યસદ્ગુણ, જનની લાગણીની તથા વિચારથી થયેલાં કર્મની વ્યવસ્થા કરેછે. તેમ 'कस्यचित् किमपि नो हरणीयं'—કોઈનું કંઈ હરણ કરવું નહિ એ પણ નીતિની વ્યાખ્યા છે. આપણામાં ચોરી, છિનાળી ન કરવી, જૂઠું ભાષણ—આચરણ ન કરવું વગેરેને નીતિ કહેછે. એ સૌ જનની સામાન્યનીતિ છે. મહાત્મતાના રાજવર્ગની નીતિમાં ઔદાર્ય, પ્રેમ, શૌર્ય, સ્વતંત્રતા, દેશાભિમાન, ટેક વગેરે યશસ્વી ને પ્રતાપી નીતિયો છે. સામાન્યનીતિમાં ઉંચો પુરૂષ પ્રતાપી નીતિમાંની થોડીપણ ન રાખતો હોય તો તે ખરો ને ઉંચો નીતિમાન નથી. પ્રસંગ આવે અથવા પ્રસંગ ખોળી તેમાં બંને વર્ગની નીતિ દર્શાવે (પછી ઓછી વધતી તો હોયજ) તેજ ઉંચો નીતિમાન છે. કાયર ને વેરાગી એણે સામાન્યનીતિ બતાવી અને પ્રસંગમાં પડેથી અનીતિ થશે એમ સમજી પ્રસંગથી દૂર રહ્યો તે કંઈ નીતિમાન ન ગણાય. મોટા કારભાર ઉપર છતાં હરામ દાનત ન રાખે, સ્ત્રીમંડળમાં પ્રસંગ હોવા છતાં જિતેંદ્રિય રહે અથવા પ્રેમનીતિ પાળતો રહે તે નીતિમાન ખરો. જોકે દાન કરવાથી ઇશ્વરપ્રાપ્તિ છે એવું ધર્મબોધ લોક જાણેછે, તોપણ મહાત્મતા વર્ગની બીજી નીતિઓ પૂર્વે ક્ષત્રી સિવાય બીજા લોકમાં ઘણીજ થોડી હતી. એ પ્રતાપી નીતિયોનો પાછો ઉદય અંગ્રેજી વિદ્યાવડે* આપણામાં થવા માંડ્યો છે. હાલ યુદ્ધનો પ્રસંગ છે માટે એ નીતિ લોકમાં પ્રસરશે અને એની સાથે અથવા પછવાડેથી આપણી સામાન્યનીતિસંબંધી આપણી વણસેલી સ્થિતિ પણ સુધરશે.

વિદ્યા ને સ્વતંત્રતા જ્યારે લોકમાં વધશે, ત્યારેજ આપણી બંને વર્ગની નીતિ યશસ્વી શોભી રહેશે.

હવે સ્વતંત્રતા એટલે શું? નાના પ્રકારના સ્વભાવ, સ્થિતિ, સંગતિ, વિદ્યા, યોગ એવડે માણસની નાના પ્રકારની નવી સ્થિતિયો ઘડાયછે ને એથી જનમંડળની વ્યવસ્થા રાખવાસારૂ સૌને એકાદી રાજ્યસત્તા—રાજ્યનીતિને આધીન તો રહેવું પડેજ. તોપણ સુખને અર્થે માણસના કુદ્રતી હક્ક સૌના સરખા છે ને તે લેવાને મથેછે. બંધનથી છૂટાં થવાનો—દુઃખથી દૂર રહેવાનો જોસ્સો તે સ્વતંત્રતા કહેવાયછે ને એ માણસે રાખવો એ ઉંચી નીતિ છે. રાજાનો ધર્મ છે કે તેણે પ્રજાનું હિત કરવું. જ્યાંસુધી રાજા પ્રજાનું હિત કરેછે ત્યાંસુધી પ્રજાની રાજભક્તિ રહે, પણ જ્યારે તે જૂલમ કરે, પોતાના વર્ગની તરફદારી કરે, પ્રજામાંના લાયકને પણ ઉંચી પદવી ન આપે, ખોટા ઈનસાફ કરે વગેરે ત્યારે પ્રજા દુઃખી થાયજ. દુઃખમાંથી નીકળી પોતાની સ્થિતિ સારી કરવી એ તો કુદ્રતી લાગણી છે. એ લાગણીને બીકે, દૈવબળથી સંતોષ માનીને, કાયરપણે દાબી નાંખવી એ નીતિ નથી પણ તેને બહાર કહાડવી એ નીતિ છે; હા, વિવેકથી કહાડવી કે રાજ્યવ્યવસ્થામાં ખલેલ ન પહોંચે.

એક અંગ્રેજ વિદ્વાન કહેછે કે "જે પ્રજાની સ્થિતિ વિદ્યા, સદ્ગુણ ને સમૃદ્ધિ એવડે ઘડાઈને સુશોભિત થઇ હોયછે, જેના જાનમાલનું સદા રક્ષણ થાયછે અને જે રાજ્યસત્તાને આધીન રહી સ્વતંત્રતાના લહાવા લેછે તે પ્રજા ઉંચી સુધરેલી કહેવાયછે."

---

## ગૂજરાતીઓની સ્થિતિ.—ભાગ ૨ જો.

ગુર્જર દેશ-ગુર્જરત્રા (ગુર્જરે રક્ષણ કરેલી પૃથ્વી)-ગૂજરાત એ શબ્દો પંચાસરનું રાજ્ય સ્થપાયા પછી વ્યવહારપ્રસિદ્ધ થયા છે. ડાકતર ભાઉ દાજી કહેછે કે ઈસવી સનની સાતમી સદીની પહેલાંનાં પુસ્તકોમાં એ શબ્દો જોવામાં આવતા નથી. પણ હવે રાજ્યસત્તાધારી ચૌરા તે ગુર્જર કે ચૌરાએ જે ઠેકાણે આવી રા-

---

* લોકો નીતિ નીતિ કહેછે, પણ તે પ્રમાણે આપણામાં નીતિની પ્રવૃત્તિ જોવામાં આવતી નથી. વેપારધંધામાં માત્ર ધીરધારને ધોકો લાગે એ લોભીજ જેટલું સાચું બોલવું જોઈએ તેટલુંજ સાચું લોક બોલેછે; ને એ ખાતામાં પણ શેરસદાથી જે જાહાણાં, તર્કટ, દગા વિશ્વાસઘાત થયેલા ને થતા જોવામાં આવેછે એથી સહુજ જાણીતા છે. દેશી રાજ્યોમાં જે અંધાધુંદી—અનીતિ છે તે પણ લોકના જાણ્યામાં છે. બાળલગ્નથી સંસાર વંઠવોજ જોઈએ ને છિનાળાં થવાંજ જોઈએ તે થાયછે. પુનર્વિવાહ ન થવાથી છિનાળાં ને બાળહત્યા થવાંજ જોઈએ તે થાયછે. ગરીબાઈનેલીધે જે અનીતિ થવીજ જોઈએ તે થાયછે.—પદવી, માન મેળવવાના લોભમાં ખુશામત, તાબેદારી, દગા, જાહાણું વગેરે રોજ જોવામાં આવેછે.

જ્ય સ્થાપ્યાં તે ઠેકાણે જે લોક પ્રથમ વસેલા હતા તે ગુર્જર એવિષે નક્કી થઈ શકતું નથી. સૌરાષ્ટ્રદેશના ઇતિહાસમાં લખ્યું છે કે ઇ૦ સ૦ ની સાતમી સદીની આખરે સૌરાષ્ટ્રમાં વાળા, ચોરા ને જેઠવા (શકની ઓલાદના) અને આહેર, રબારી, મેર, બાબરિયા, ભીલ, કોળી (સિંધ તથા ગૂજરાતથી જૂના આવેલા તેની ઓલાદના) હતા. એજ ગ્રંથમાં ડાક્તર ભાઉનાં અનુમાન જણાવ્યાં છે કે "વલ્લભીપુરનો નાશ કરનાર અને ગૂજરાતનું રાજ્ય સ્થાપનાર ગુર્જર અથવા ચૌરા લોક હશે. એઓ રૂશિઅન રાજ્યના સીમાડાપર જ્યાર્જિઆ પ્રાંત જેને કોઇ કોઇ વાર ગુર્જરસ્થાન પણ કહેછે, ત્યાંથી આવેલા;—પ્રથમ પંજાબમાં, પછી મારવાડમાં ને પછી ગૂજરાતમાં ઊતર્યા જણાયછે. આજ પણ ગુર્જર લોક પંજાબ, હરદ્વાર, દિલ્લી ને મથુરાં અહીં છે. એઓનો ધંધો ચોરના જેવો, તેથી એઓ ચૌરા ચાવડા કહેવાયા." એ અનુમાનો છે, તેમ પાછાં આ પણ થઇ શકેછે. ગૂજરાતમાં મૂળ વસ્તી ભીલ કોળીની હતી એવી લોકમાં દંતકથા ચાલી આવીછે ને કેટલાક ગ્રંથકાર પણ કહેછે. સૌરાષ્ટ્ર દેશનો ઈતિહાસ રચનાર પણ સૌરાષ્ટ્રના આહેર, ભીલ, કોળી વગેરેને ગૂજરાતથી આવેલા એમ કહેછે. હિંદુસ્તાની કોશમાં ગુર્જર શબ્દનો અર્થ જાટ, આહીર એવો લખ્યો છે. હારમાળામાં "પરાધીન થઇ પેટ ભરતો લેતો ગુર્જરનાં ધાનરે, નરસૈંયા સાથે હારને કાજે આવડું શું અભિમાનરે" એમ લખ્યું છે. વળી દયારામે લખ્યું છે કે 'બનમે, ગૂજરીયાં લૂંટી, અહીરીયાં લૂંટી.' એ ઉપરથી નક્કી જેવું થાયછે કે આહીર અથવા એમાંનો એક સમૂહ ગુર્જર નામથી કાં ન ઓળખાયો હોય? એક ગરાશિયો કહેછે કે ભીલોમાં ગુહ, ગુજ એ નામ હોયછે; તો ગુહરાજ, ગુજરાજ ને પછી ગુજરાગુજર ને ગૂજરાત કેમ ન થયાં હોય? એપ્રમાણે અટકળો છે. જ્યારે ગુજ્જર ગોડા બ્રાહ્મણ, ગુજ્જર વાણિયા ને ગુજ્જર સૂતાર જે ગૂજરાતમાં છે તેઓની વહી, વંશાવળિ અને દંતકથા જાણીશું ત્યારે વળી આપણે વેળાએ નવી અટકળ કરી શકીશું.

ગુર્જર શબ્દનો મૂળ અર્થ ગમે તે હોય, પણ વ્યવહારમાં તો એ શબ્દ ગૂજરાત દેશના કોઇ પણ વતની હિંદુને વિષે પ્રવર્ત્યો છે. ગુજ્જર લોક પ્રથમ વસેલા તે ઉપરથી ગુર્જર દેશ અને પછી એ દેશમાંનો કોઇ પણ ગુર્જરઃ એપ્રમાણે છે. "महाराष्ट्रान्ध्रद्रविडाः कर्णाटाश्चैव गुर्ज्जराः" એટલે મહારાષ્ટ્ર દેશના, આન્ધ્રદેશના, દ્રાવિડદેશના, કર્ણાટ દેશના અને ગૂજરાત દેશના (બ્રાહ્મણો માંસ ખાતા નથી). જયદેવ કવિયે અષ્ટપદીને મથાળે "गुर्ज्जरीरागेन गीयते" એટલે ગૂજરાત દેશના લોકને વિશેષે પ્રિય એવો જે અમુક રાગ* તેણે ગાયું એમ લખ્યું છે. વળી ગુર્જરી એટલે ગુર્જર—ગૂજરાત દેશની સ્ત્રી એમ સાધારણ અર્થ છે. એક સંસ્કૃત ગ્રંથમાં ગૂજરાતી સ્ત્રીને અનેક વસ્તુનો ઉપભોગ કરવાની કોડીલી, સુંદર આંખની, વસ્ત્ર ઘરેણાંથી શુભ વેશવાળી અને વિચક્ષણ કહી છે. સીતાજીના સોહેલામાં બ્રહ્માનંદે લખ્યું છે કે "ગુજરી સહુ ગોરી ગાયે" એટલે ગૂજરાત દેશની સૌ સ્ત્રીઓ ગાય.

જુદે જુદે કાળે ગૂજરાત દેશનો વિસ્તાર જુદો જુદો થયો છે. શાસ્ત્રી વ્રજલાલ ગૂજરાતી ભાષાના નિબંધમાં લખેછે કે "જૂનાં પુસ્તકોમાં ગૂજરાતની અવધિ ખોળીએ તો ઉત્તરમાં અર્બુદાચળ, પશ્ચિમે કચ્છનું રણ, દક્ષિણે મહી નદી અને પૂર્વે ડુંગરપુર વાંસવાડાની નીકળેછે." રાસમાળામાં લખ્યાપ્રમાણે સિદ્ધરાજ જેસિંગના રાજ્યની ઉત્તરસીમા આબૂની પેલીગમ ઝાલોરની લગભગ પહોંચી હતી; પશ્ચિમે મોઢેરા તથા ઝીંઝુવાડાના કિલ્લા સોરઠ ને કચ્છ એ તેને સ્વાધીન હતાં; ચાંપાનેર ને ડભોઇ ને બીજા કિલ્લાઓ પૂર્વમાં હતા અને નર્મદા એ તેના રાજ્યની દક્ષિણસીમા હતી. હાલના ગૂજરાતમાં સૂરત જિલ્લો, ભરૂચ જિલ્લો, અમદાવાદ જિલ્લો, કાઠિયાવાડ ઇલાકો, પાલણપુર ઇલાકો, મહીકાંઠા ઇલાકો, ખંભાતનું સંસ્થાન, ગાયકવાડનું સંસ્થાન, રેવાકાંઠા ઇલાકો, પંચમહાલ એ સર્વે ગણાયછે. એ મોટા પ્રદેશની ભાષા ઘણું કરીને એકજ છે ને એની વસ્તીનો મોટો ભાગ હિંદુધર્મ માનેછે. અર્થાત્ એ પ્રદેશનો કોઇ પણ હિંદુ વતની તે ગૂજરાતી ને એ તથા બીજા ધર્મ માનનારા વતની તે સૌ ગૂજરાતના કહેવાયછે.

ગૂજરાતની ઉત્તરે બનાસ નદી તથા થોડોએક તેની ઉપરનો ભાગ જે મારવાડને લગતો છે તે છે; પૂર્વે ડુંગરાઓની હાર છે જેથી ગૂજરાત, મારવાડ, મેવાડ, માળવા ને ખાનદેશથી જુદું પડેછે; દક્ષિણે થાણા જિલ્લાનો ભાગ ને ખંભાતનો અખાત એ છે અને પશ્ચિમે

* ગુર્જરી—ગૂજરી અને કેટલાક દીપકની ને કેટલાક મેઘની ભાર્યા કહેછે. મેઘની ભાર્યારૂપે આ દોહરો છે. "બીરહુ જ્વરા તન ગૂજરી, રોવત છુટે કેશ; કામદેવ કાનન લગે, તિનહી દિયા ઉપદેશ." ગૂજરી શબ્દ બજારનેમાટે પણ વપરાયો છે (નથી મળતો એમ તપાસતાં, ગુજરી ગામો ગામની) (નરભેરામ). વળી ગૂજરાતી સ્ત્રીઓને હાથે પહેરવાનું એક ઘરેણું છે તેને પણ ગૂજરી કહેછે.

અરબી સમુદ્ર, કચ્છનો અખાત અને કચ્છનું રણ છે. રણ ને આબૂની તળેટી એ બેની વચમાં મોટું મેદાન છે. અહીં કશોએ પાક થતો નથી, તોપણ બનાસ નદીના ઉત્તરતટની સમીપના પ્રદેશમાં ઢોરને માટે ચારો સારો થાયછે; અહીં ઊંટ, ઘોડા ઘણા સારા નીપજેછે. પૂર્વ તરફના ડુંગરાઓ તથા તેને લગતાં જંગલો એ પ્રદેશમાં ભીલ, કોળી, ગરાશિયા, રાજારાણાઓનો વાસ છે. બનાસ નદી તથા રણ એ બેની દક્ષિણનો અને ખંભાતના અખાતની ઉત્તરનો તથા પૂર્વનો એ મોટો પ્રદેશ જેમાં સરસ્વતી, સાબરમતી, મહી, નર્મદા, તાપી, વગેરે નદીઓ છે તે ઘણોજ રસાળ છે. એ પ્રદેશ વિસ્તારના પ્રમાણમાં બંગાળા કરતાં વિશેષ રસાળ છે; ને તેમાં સર્વ પ્રકારનાં ધાન્ય, કપાસ,અફીણ, તંબાકુ, ગળી, કસુંબાનાં ફૂલ, શેરડી, અનેક ફળ ઇત્યાદિ ઘણાંજ સારાં પાકેછે. એ પ્રદેશમાં પણ અને કાઠિયાવાડના પશ્ચિમ ભાગમાં કહીં કહીં ટેકરીઓ ને ડુંગરીઓ છે ખરી. સમુદ્રને લગતા પ્રદેશમાં ઘણાં ને કેટલાંક સારાં બંદરો છે ને અહીં મીઠું પાકેછે. હવા પાણી પ્રકાશના વિષયમાં ગૂજરાત પોતાની વસ્તીને અનુકૂળ છે. રત રત પ્રમાણે ટહાડ, તડકો, વર્ષાદ જોઈએ તે પ્રમાણે પડેછે.

અંબિકા નદીના કાંઠાની જગો (ગણદેવી પરગણું), સુપા, પારચોળ અને ચરોતર અહીંના જેવી જગો આખા ગૂજરાતમાં બીજે કેથે નથી. પંચમહાલ ઊજડ છે. અમદાવાદ જિલ્લામાં બહુ સારૂં ઉત્પન્ન થતું નથી. રેવાકાંઠામાં નાંદોદ ને કેટલાક બેટ ઘણા ફળદ્રૂપ છે. ભરૂચમાં કપાસની ઘણી સારી પેદાશ થાયછે.

ચરોતરમાં વસ્તી ઘણી છે તેથી તે જમીનનું ખેડાણ બહુ થાયછે–ઘાસ થતું નથી. સૂરત જિલ્લાનાં હવાપાણી બીજા જિલ્લાને મુકાબલે સારાં નથી. એમાં વસ્તી મોડી થયેથી ને જંગલનાં કોહાણથી પાલિયાં પાણીની ને નઠારી હવાની અસર લોકનાપર છે; તેમ કંઈ જમીનનો દોષ પણ ખરો. ચરોતરની જમીન રેતાળ છે, તેથી ત્યાંનાં હવાપાણી સારાં છે ને લોક મજબૂત છે. તોપણ વિચક્ષણતા સૂરત, ભરૂચ જિલ્લાના લોકમાં વિશેષ છે. અહીંની ખેતીવાડીનાં ઓજાર ને યુક્તિ એ ઘણાં સારાં છે. અમદાવાદના લોક વિશેષે મહેનતુ છે. પણ યુક્તિવાળા નથી. ધોળકામાં આમલીનાં ઝાડો બહુ છે તેથી અને નીચાણને લીધે તળાવ ભરેલાં રહેછે તેથી હવાપાણી નઠારાં છે–ચોમાસામાં તાવ આવ્યા વગર રહેજ નહિ.

ઉપર પ્રમાણે ભૂમિનું સ્વરૂપ છે ને એ ઉપરથી લોકનું પ્રકૃત સ્વરૂપ કલ્પી શકાયછે. પર્વતપ્રદેશવાસી શરીરે વિશેષે બળીઆ ને સદ્ગુણે વિશેષે શૌર્યવાન્ હોવા જોઈએ અને રસાળ પ્રદેશના અને બંદરના લોક વિશેષે વિદ્વાન, બુદ્ધિમાન્, વિવેકી ને સમૃદ્ધિમન્ત હોવા જોઈએ. વળી એક માના ભાઈઓ છીએ એવું તેઓનામાં જ્ઞાન હોય ને એ બન્ને વર્ગના સર્વ લોકને જો પોતાની જન્મભૂમિનું અભિમાન હોય અને એ પરસ્પર સ્નેહમાં સ્વતંત્ર રહી પોતાની સ્થિતિ રૂડી કરવાને નિરંતર ઉદ્યમ કરતા હોય તો ગૂજરાત–ગૂજરાતીનું સ્થિતિસ્વરૂપ જગતમાં વખણાયા વિના રહેજ નહિ. એમ છતાં આજ કાલ લોકની સ્થિતિ ઘણાં ઘણાં કારણોથી કેવળ દયામણી થઇ રહી છે.

ગૂજરાતની વસ્તી આશરે પોણો *કરોડ છે. રાજારાણા ને ગરાશિયા પરાધીન ને નિસ્તેજ છે. ભીલ, કોળી, વગેરે ખેતી, મજૂરી, ને ચોરી, લૂંટ કરેછે. બ્રાહ્મણ ભિક્ષાવૃત્તિ, નોકરી, ખેતી, વ્યાજવટંતર ને રસોઈ કરેછે. વાણિયા (વૈષ્ણવ તથા જૈન) વેપારવણજ ને નોકરી કરેછે. કણબી ખેતીવાડી, વેપારવણજ ને કારીગરીના ધંધા કરેછે. સોની, લુહાર, વગેરે કારીગરો છે; મુસલમાન ઘણાખરા સિપાઈગરી તથા બીજી નોકરી કરેછે ને કેટલાક વેપાર કરેછે. હોરાઓ વેપારવણજ, દુકાનદારી, ખેતી,મજૂરીના ધંધા કરેછે અને પારસીઓ ખેતીવાડી, વેપાર ને નોકરી કરેછે. બંદરોના રહેવાશી કેટલાક હિંદુ–મુસલમાન વહાણ ખેડવાનો ધંધો કરેછે. ગૂજરાતનાં દેશી રાજ્યોમાં રાજાઓના ભાયાત કેટલાએક બ્રાહ્મણ, કેટલાએક વાણિયા ને કેટલાએક દક્ષણીઓ આગળ પડતા છે. ગૂજરાતનાં દેશી રાજ્યોના સૈન્યમાં ગૂજરાતના ઘણાક હિંદુ મુસલમાન છે, પણ અંગ્રેજ સરકારના લશ્કરમાં ગૂજરાતના હિંદુઓમાં જૂજ ઢેડ ને જુજ મુસલમાન છે. ગૂજરાત–ગૂજરાતીનું સ્થિતિસ્વરૂપ જગમાન્ય સુંદર હોવું જોઇએ એમ મેં ઉપર કહ્યું છે, પણ શું તેવું કંઈ હતું ને હતું તો આજ અસુંદર શાથી થઈ ગયું? એ જાણવું પ્રથમ જરૂર છે કે જે જે કારણોથી નરસી દશા થઈ છે તે કારણો દૂર કરવાના શ્રમ લેવાય, રોગ કહડાય, નીરોગી થવાય ને ધાતુપુષ્ટિથી શૌર્યવાન ને કાંતિમાન થવાય.

* મિ૦ હોપની ભૂગોળવિદ્યા ઉપરથી અને બ્રિગ્સના પુસ્તકમાં ગાયકવાડનાં રાજ્યની વસ્તી આપેલી છે તે ઉપરથી અડસટ્ટો કહાડ્યો છે. આખા ગૂજરાતનો વિસ્તાર કેટલો, દરેક ચોરસ મૈલે કેટલી વસ્તી, દરેક જાતના લોકની સંખ્યા કેટલી, દરેક ધર્મપંથના લોક કેટલા, ગૂજરાતમાં માલની આવક જાવક શી શી ને કેટલી કેટલી છે, અનેક પ્રકારનું વસૂલ કેટલું ને ખર્ચ કેટલો છે વગેરે વગેરે બાબતઉપર યથાસ્થિત લખાણ થવાની બહુ જરૂર છે.

હાલના ગૂજરાત પ્રદેશમાંનું જે સ્થળ ઘણા પ્રાચીન કાળમાં સૌથી પહેલું પ્રસિદ્ધિમાં આવેલું તે દ્વારિકા છે. જ્યારે કાબુલના કાળયવને જરાસંધની કુમકમાં મથુરાંપર ચડાઈ કરી ત્યારે કૃષ્ણે એ નગર વસાવ્યું એવી કથા છે. રાજા ઉગ્રસેન ને સર્વ યાદવો ને બીજી પ્રજા એ સૌ દ્વારિકામાં આવી રહ્યાં હતાં ને અહીંથીજ પછી કૃષ્ણ તથા યાદવો મહાભારતના યુદ્ધમાં ઘૂમવાને ગયા હતા. કુરૂક્ષેત્રથી પાછા આવ્યા પછી યાદવો યાત્રાને અર્થે પ્રભાસપાટણ ગયા હતા ને ત્યાં મદ્યપાનથી છકી જઇને પરસ્પર કલહ કરી કપાઈ મૂઆ હતા અને કૃષ્ણ સ્વધામ ગયા પછી રાજ્યકુટુંબ હસ્તિનાપુર જઇ રહ્યું હતું એવી કથા છે. અર્થાત્ દ્વારિકાનું રાજ્ય કૃષ્ણે સ્થાપ્યું તે કૃષ્ણના ગયા પછી લય પામ્યું. એ રાજ્યના લોકવિષે વિશેષ લખવા જેવું હોયજ શેનું ? ઉગ્રસેન રાજા ધાર્મિક હતો, ક્ષત્રી યાદવો શૂરવીર હતા ને બીજી પ્રજા સુખી હતી. તોપણ કંસશિશુપાલાદિકનો હણનાર, મહાભારતનું યુદ્ધ કરાવનાર, અર્જુનને જ્ઞાનબોધ આપનાર, સગાંસંબધી ભક્તજનનાં સંકટ હરી તેઓના કોડ પૂરા કરનાર, વિલાસી, વિવેકી, શૂર, વીર, રાજ્યનીતિકુશળ, મહાપરાક્રમી, પ્રતાપી, તત્ત્વજ્ઞાની, મહાપુરૂષ શ્રીકૃષ્ણને માટે બીજા સર્વ પ્રાંતના હિંદુઓની સાથે ગૂજરાતીઓએ જે મોટું અભિમાન રાખવાનું છેજ તેમાં તેણે દ્વારિકાની કીર્તિ અમર સ્થાપી છે તેથી વિશેષ રાખવાનું છે. કૃષ્ણના કાળ પછી તેની દ્વારિકામાં રણછોડજી એ નામે મૂર્તિ સ્થપાઈ ને દ્વારિકા, યાત્રાનું મોટું ધામ* થયું છે.

દ્વારિકા પછી વડનગર ને વલ્લભીપુર એ બે પ્રાચીન પ્રસિદ્ધ છે. કર્નલ ટાડે રાજ્યસ્થાનમાં લખ્યું છે કે કનકસેને સોરઠમાં આવી સંવત્ ૨૦૦ માં વડનગર વસાવ્યું અને તેનાથી ચોથા વંશજ વિજયસેને સંવત્ ૩૭૫ માં વલ્લભીપુર વસાવી એને રાજનગર કર્યું. વલ્લભીપુર આજ છેજ નહિ–ભાવનગરની વાયવ્ય દિશાએ દશ મૈલ ઉપર હાલ વળા ગામ છે તેનું ખંડિયર પ્રાચીન નગરની નિશાની બતાવેછે ને વડનગર હજી ગાયકવાડના તાબામાં છે. વલ્લભીપુરનું રાજ્ય સ્થપાયા પછી વડનગર, વિજયાપુર ( ધોળકાની પાસે ), વિદર્ભ (સિહોર ), એ સૌ તેમાં ગણાયલાં એમાં શક નથીજ. નરસિંહ મહેતાના છોકરાનો વિવાહ એવો ગ્રંથ કોઇ વલ્લભદાસે કરેલો છે તેનો એક ભાગ મારી પાસે છે તેમાં લખ્યું છે કે સંવત્ ૪૨૪ માં જવન મ્લેચ્છ વડનગર ઉપર તૂટી પડ્યા હતા તે વેળા નાગરોએ તેઓને હાંકી કહાડ્યા હતા. વળી લખ્યું છે કે પછી વડનગર ત્રણવાર ભાંગ્યું તેમાં પ્રથમ સંવત્ ૬૪૫ ના માઘમાસમાં યવનના ભયથી, બીજીવાર સંવત્ ૧૨૭૨ ના કારતકમાં ગોરીશાને ત્રાસે અને ત્રીજી વાર સંવત્ ૧૭૮૨ માં દક્ષણને ત્રાસે. વલ્લભી નગરના નાશનો કાળ ટાડના લખ્યાપ્રમાણે સંવત્ ૫૮૨ અને જૈન લોકના કહેવાપ્રમાણે ૪૭૯ છે; ડાકટર ભાઉ દાજી કહેછે કે સંવત્ ૫૬૦ સૂધી તે નગર આબાદ હતું. સંવત્ ૫૮૨ ને વડનગર ભાંગ્યાનો સંવત્ ૬૪૫ એ બેનો અંતર માત્ર ૬૩ વર્ષનો છે ને વલ્લભીપુરની સાથે વડનગરને પણ ધોકો લાગવોજ જોઇએ, માટે આ તો નક્કી જેવું છે કે શક–હન–પાર્થિયન ( યવન મ્લેચ્છ ) એ લોકે સંવત્ ૬ ના શૈકાના છેલ્લા અથવા સાતમાના પહેલા પાયામાં ગૂજરાતનાં પ્રખ્યાત શહેરોનો ઘાણ વાળી નાંખ્યો. એ વેળા વલ્લભીનો રાજા શિલાદિત્ય ( વિજયસેન થકી છઠ્ઠો ) હતો. એ શિલાદિત્યવિષે રાસમાળામાં ને સૌરાષ્ટ્ર દેશના ઇતિહાસમાં ઘણુંક લખ્યું છે, પણ તેમાંથી આ ગ્રંથમાં લખી જણાવવા જેવું માત્ર આ છે કે વલ્લભીપુરનું રાજ્ય ઘણું મોટું તથા ઘણું આબાદ હતું અને બૌદ્ધસાધુ તથા જૈનસાધુ વચ્ચે યુદ્ધ ચાલતાં ને એ મતયુદ્ધના આગ્રહ વધેથી શિલાદિત્યની વેળામાં લોકમાં ઘણો કુસંપ ને બખેડો હતો. બુદ્ધધર્મ માનનાર એક મુસાફરે વલ્લભીરાજ્યનું આપ્રમાણે વર્ણન કર્યું છેઃ—" પેદાશ, હવાપાણી, લોકના શરીરના ઘાટબાંધા અને તેઓની રીતભાત માળવાના લોક જેવીજ છે; વસ્તીની સંખ્યા ઘણી મોટી છે; કુટુંબો દ્રવ્યવાન છે. કરોડપતિ એવાં સો ઉપર ઘર છે; દૂર દેશાવરોથી અતિશય સંપત્તિ આવી આ રાજ્યમાં એકઠી થાયછે; સો કરતાં વધારે બૌદ્ધ મતના મઠ છે ને ૬ હજાર કરતાં વધારે સાધુઓ છે; દેવદહેરાં સેંકડો છે ને બીજા ધર્મ માનનારા પણ ઘણા છે. બુદ્ધ જ્યારે આ લોકમાં હતો ત્યારે તે આ દેશમાં આવ્યો હતો અને તેણે જે જે ઝાડતળે વિશ્રામ લીધેલો તે તે ઠેકાણે અશોક રાજાએ સ્થંભો ઊભા કર્યા છે; રાજ્ય કરેછે તે ક્ષત્રી વંશનો છે ને કનોજના શિલાદિત્યનો ભાઇ છે ને એનું નામ ધ્રુવભટ છે. એની પહેલાંનો રાજા તે માળવાના શિલાદિત્યનો ભત્રીજો હતો. "

* સંવત્ ૧૦૦૦ પછી વૈષ્ણવ સંપ્રદાય નીકળ્યા. તે કાળમાં પણ દ્વારિકાનું માહાત્મ્ય ચાલતું. મેવાડના કુંભો રાણો ( સંવત્ ૧૪૭૫–૧૫૨૫ ) એની રાણી મીરાંબાઈએ સંસાર ત્યાગ કરી કૃષ્ણ રણછોડજીની ભક્ત થઈ દ્વારકામાં વાસ કર્યો હતો. સંવત્ ૧૯૨૫ માં દ્વારિકાના વાઘેરો તથા અંગ્રેજી લશ્કર એ બેની લડાઈ થઈ હતી ને એ લશ્કરે બેટનાં દહેરાં લૂંટ્યાં હતાં.

સંવત્ શૈકા ૮ માં પંચાસરમાં ચૌરા ચાવડા રજપૂતનું ગૂજરાતનું રાજ્ય મંડાયું. એ રાજ્યના છેલ્લા રાજા જયશિખરીના સમયમાં ગૂજરાતની સ્થિતિ કેવી હતી તે ગૂજરાતના શંકર કવિયે કલ્યાણીના ભુવડ રાજાની સભામાં આ પ્રમાણે વર્ણી હતી:–"ગુર્જર દેશ જે, પૃથ્વીનો સૌથી સુંદર ભાગ છે, જે ભૂમિ પૂર્ણ રસાળ છે ને પાણી ઘાસ ઝાડથી સુશોભિત છે, જ્યાં ધન પુષ્કળ છે, જ્યાં મનુષ્યો ઉદાર છે ત્યાંથી હું આવુંછું. ત્યાં પંચાસર જે લક્ષ્મીનો વાસ છે તે ઇંદ્રપુરીસમાન છે. ત્યાં ચાવડા રાજા છે તે સંધી શૂરવીર જાતિમાં શિરોમણિ છે. તેણે પોતાના પરાક્રમનાં કૃત્યોથી જયનો પર્વત ઊભો કર્યો છે ને એ ઉપરથી કવિયો તેને જયશિખર કહેછે. એની પટરાણી રૂપસુંદરીનો કેથે જોડો નથી. એ રાણીનો ભાઈ સુરપાળ તે ડાહ્યો અને શૂરવીર છે. જયશિખર ને સુરપાળ બન્ને મળે તો ઇંદ્રને સિંહાસન ઉપરથી ઉઠાડી મહેલે, પણ એમ કરવાની તેઓને ગરજ નથી, કેમકે પોતાનું ગૂજરાત બ્રહ્માંડનું સત્વ છે. ત્યાં સરસ્વતી માતુપી દેહે નિત્ય રહેછે. મેં મારી વિદ્યા પ્રાપ્ત કરી છે તે ત્યાંજ અને ત્યાંથીજ હું દિગ્વિજય કરવાને નીકળ્યો છઉં." એ વખાણ ઉપરથી ભુવડનો લોભ ગૂજરાત લેવાનો થયો ને પછી સૈન્ય મોકલ્યું. યુદ્ધ થયું તેમાં જયશિખરી પડયો ને ગૂજરાતનું રાજ્ય કલ્યાણીના રાજ્ય સાથે જોડાયું.

કૃષ્ણનો કાળ યુરોપિયન વિદ્વાનોને મતે સંવત્ શકની પૂર્વે ૧૨૦૦ માં હતો. ત્યારથી તે સંવત્ ૮૦૨ માં અણહિલવાડનું રાજ્ય સ્થપાયું તે દર્મિયાનમાં (બે હજાર વર્ષમાં) સૌરાષ્ટ્ર–ગુર્જર દેશમાં દ્વારિકાનું, વલ્લભીનું ને પંચાસરનું એ ત્રણ રાજ્ય સ્થપાયાં; લોકમાં બ્રાહ્મણધર્મ, બૌદ્ધધર્મ ને જૈનધર્મ એ હતા, તેમાં બૌદ્ધ તો વલ્લભીનાં રાજ્યની સાથેજ નિકંદન થયો હતો; જેઠવા, વાળા, ચોરા, આહેર, બાબરિયા, મેર, રબારી વગેરે લડાયક જાતિના લોક હતા. ઘણે ઠેકાણે મોરી વંશના રાજાની સત્તા હતી અને કોઇ ઠેકાણે ગ્રીક લોકોએ થાણાં ઘાલ્યાં હતાં. સંવત્ શકની પૂર્વેના પહેલા શૈકામાં શકસ્ફૂથી લોકો બહુ ઠેકાણે ફરી વળ્યા હતા. સૌરાષ્ટ્રનાં બંદરોસાથે અને ભરૂચના બંદરસાથે યુરોપખંડના ગ્રીક ને રોમન લોકો ધમધોકારે વેપાર ચલાવતા હતા; પરદેશી મુસાફરો આવતા; અને સોમનાથ તથા શત્રુંજય એ આદિ સ્થળોની બ્રાહ્મણ તથા જૈન જાત્રાઓ કરતા.

સંવત્ ૮૦૨ માં જયશિખરીના પુત્ર વનરાજે અણહિલવાડ પાટણમાં રાજ્ય સ્થાપ્યું, તે તેના વંશજોએ થોડુંક વધાર્યું; પણ જ્યારે તે સોલંકીને હસ્તગત થયું ત્યારે મૂળરાજ, ભીમદેવ (૧ લો), અને સિદ્ધરાજ એઓએ ઘણુંજ વધાર્યું. મૂળરાજે (સંવત્ ૯૯૮–૧૦૫૩) પ્રથમ અજમેર તથા તેલંગણના રાજાઓનાં સૈન્ય જે ગૂજરાત ઉપર ઝૂમ્યાં કરતાં હતાં તેઓને દૂર કર્યાં અને વંથળીના સમર્થ ગ્રહરિપુ અને લાટદેશના રાજા એ બેની સાથેયુદ્ધ કરી એઓને માર્યા. ભીમદેવે (૧૦૭૮–૧૧૨૮) સિંધના રાજા સાથે લડી એને તાબે કર્યો, અને ચેદીરાજા તથા બીજાઓ પાસે ખંડણી લીધી. એને ને માળવાના રાજા ભોજને ઘણીજ સામસામી હતી ને ઘણીવાર લડાઇઓ થઈ હતી. સોરઠી સોમનાથ ઉપર મહમુદે સવારી કરી તે વેળા ભીમ ને અજમેરનો વિસલદેવ એ બે જણ મુસલમાનની સામા થયા હતા. સિદ્ધરાજે (૧૧૫૦–૧૧૯૯) બાર વર્ષ યશોવર્મન સાથે લડાઈ કરી ધારાનગર લીધું તથા માળવામાં પોતાની આણ વર્તાવી અને ગીરનારના ચૂડાસમા રાજા રાહખેંગારને મોટી લડાઇમાં માર્યો ને તે રાજ્ય પોતાના તાબામાં આણી ત્યાંનો કારભાર ચલાવવાને એક પોતાના લશ્કરી અમલદારને ત્યાં રાખ્યો. એના વખતમાં ગૂજરાતની સીમા કેટલી હતી તે તો પૂર્વે જણાવી છે.

ચાવડા રાજામાંના કેટલાએકે બંધાવેલાં બ્રાહ્મણનાં તથા જૈનનાં દહેરાં મૂળરાજ જે શંકરમતનો હતો ને જેણે હજારો બ્રાહ્મણોને જમીનનાં દાન કરી પોતાના દેશમાં આણ્યા હતા તેનાં બંધાવેલાં દેવસ્થાનો (જેમાં સરસ્વતીને ઓવારે રૂદ્રમાળનું દહેરૂં બહુ પ્રખ્યાત છે), ભીમદેવની વખતમાં વિમળશાહે બંધાવેલાં આબૂ ઉપરનાં જૈન દહેરાં, કરણ રાજાનાં બંધાવેલાં દહેરાં ને વસાવેલાં નગર, મીનલદેવીનાં બંધાવેલાં મીનલસર માનસર (વીરમગામ આગળ) મલા–મીનલ તળાવ (ધોળકા આગળ) સિદ્ધરાજનાં બંધાવેલાં ગૂજરાત સોરઠમાંનાં દહેરાં–સહસ્રલિંગતળાવ તથા તે ઉપરનાં દહેરાં (રૂદ્રમાળ જે જીર્ણ થયેલું ને અધૂરૂં હતું તે પૂરૂં બંધાઈ રહેલું), ઘણાક કિલ્લાઓ ને બાગબગીચા એ સંધાથી ગૂજરાત જે નદીઓના રસાળ પ્રદેશથી અને પહાડ જંગલથી શોભી રહ્યું હતું તે વિશેષે શોભ્યું. રાજ્યાશ્રય મળવાથી બ્રાહ્મણ ને જૈનસાધુ હોંસીલા ને ઉદ્યમી, સૈન્યવર્ગ તો પોતાનાં શૌર્યસમૃદ્ધિના મદ–તેજથી રંગીલોજ, વાણિયાઓ રાજકારભારની ખટપટમાં તથા વેપાર વણજના ઉદ્યોગમાં, ખેતીવાળા પણ સુખી એ રીતે સિદ્ધરાજના વખતમાં ગૂજરાતી લોક ઉદ્યમ સુખની તેજીથી શોભતા હતા.

ગુર્જર રાજમંડપમાં એક બાજૂએ પંડિત જૈનસાધુઓ કુમુદચંદ્ર આદિ દિગંબર તથા દેવસુરી હેમાચા-

ચૌદિ શ્વેતાંબર સામસામા સમર્થવાદ કરતા; બીજી બાજૂએ રાજકુટુંબ અને સૈન્યના જગદેવ સરખા રજપૂત તથા સજ્જન સરખા વણિક સરદારો ઠાઠથી બેશી યુદ્ધવિષય ચર્ચતા; સિંહાસનની હેઠળ આજુબાજૂએ સામંત, મંજાલ ને ઉદો એ જૈન વાણિયા પ્રધાનો વ્યવસ્થા કરતા તથા ન્યાય ચૂકવતા; એઓની સન્મુખ આતુર આંખથી જોતો, લક્ષ દઇ કાને સાંભળતો અને મલકાતે મહોડે એક બીજા સાથે ધીમે ધીમે વાતો કરતો એવો પ્રજાવર્ગ બેસતો ને એઓની આગલી હારમાં લાલાભાટ, ભંગડભાટ, ચંચભાટ, ડબલભાટ વગેરે જયવાણીથી મંડપ ગજાવી રહેતા;–ત્યાં બાર વર્ષ યુદ્ધ કરી રાજા ભોજનું માળવા જીત્યાથી અને રાહખેંગાર સરખાનું સોરઠ જીત્યાથી ગુપ્ત પણ મોટાં અભિમાનનો ભાસ બહાર પડતો એવો ને રણજયશ્રીથી, સમૃદ્ધિશ્રીથી ને ઔદાર્યશ્રીથી પ્રસન્ન એવો ને રક્તગૌર કાંતિવાળો ને કીર્તિનો કોડીલો ને પૂરો વિલાસી ને સાવધ ને વિચક્ષણ ને નિજપદનું ગૌરવ રાખનારો એવો જયસિંગ સિદ્ધરાજ ગુર્જર દેશનો રાજા સર્વ રાજ્યભૂષણોસહિત સિંહાસને વિરાજતો ને મંદિરની ચોમેર વાદ્યો વાજતાં.

રાજ્ય સ્થપાયા પછી ચારસેં વર્ષે ગૂજરાતનો પૂર્ણ ઉત્કર્ષ દેખાડી સિદ્ધરાજ અમર કીર્તિ મૂકી ગયો. ને પછી સંવત્ ૧૨૦૦ થી ગૂજરાતનો સૂર્ય ઉતરવા માંડ્યો.

મંત્રી તથા હેમાચાર્યની ખટપટથી તથા મદદથી કુમારપાળ પચાસ વર્ષની ઉમરે કેટલાક રાજ્યવર્ગજનને અપ્રસન્ન કરી ગાદીએ બેઠો. એણે પોતાની રજપૂતકીર્તિને બે ત્રણ યુદ્ધ કરીને થાપી, પણ રાજકુટુંબની ને સૈન્યની ભક્તિ તે પોતાભણી તાણી શક્યો નહિ. હેમચંદ્રે પોતાના પ્રસિદ્ધિના મદમાં રાજાને જૈન કરવાને અને પોતાની તથા પોતાના ધર્મની સત્તા વધારવાને ઊઘાડે છોકે ખટપટ કરવા માંડી. બ્રાહ્મણો બડબડવા લાગ્યા ને રાજા પોતે પણ સંકોચાયો, તોપણ આચાર્યઉપર પૂર્ણ પ્રેમ ને વિશ્વાસ તેથી ને પાછો પોતે તેનો ઉપકૃત થયેલો તેથી કુમારપાળે જૈનમત સ્વીકાર્યો. કુમારપાળની એક રાણી જે મેવાડની રાજપુત્રી ને શિવભક્ત હતી, તેને વટલાવવાની ખટપટ ચાલી, પણ એણે છટકી જઈ આપઘાત કર્યો. જ્યાં ત્યાં લોકને જૈન કરવાનો ઉદ્યોગ ચાલૂ હતો–કહેછે કે તે વખતે એક લાખ તો જૈન સાધુ હતા. એ ઉત્પાત સાંભળી શંકરાચાર્યે પોતાના સંન્યાસીઓસાથે ગૂજરાતમાં આવ્યો. તેમ દક્ષિણમાં રામાનુજ જેણે (સંવત્ ૧૧૩૧–૧૨૦૬) વૈષ્ણવધર્મ ચલાવ્યો હતો ને જેણે એક બલ્લાલ ઉપનામના જૈન રાજાને વૈષ્ણવ કર્યો હતો તેના સંન્યાસીઓ પણ ગૂજરાતમાં આવી પહોંચ્યા. સંન્યાસીઓ અને જતીઓ સામસામા એક બીજાનો તિરસ્કાર કરવા લાગ્યા. એ બખેડો જોઇ રાજા ગભરાયો. હેમચંદ્ર ઘણો વૃદ્ધ થઈ ગયો હતો. તેનાથી ખટપટ થઈ શકી નહિ. એ અરસામાં વળી કોઈ દંડી યોગીના કારસ્તાનથી ઝેર ભર્યું દૂધ હેમચંદ્રના પીવામાં આવ્યું તેથી તે ૮૪ વર્ષની વયે મરણ પામ્યો ને એની પછી ૬ મહિને કુમારપાળ પણ (સંવત્ ૧૨૩૦ માં) મૂઓ. એ બેનાં મરણથી અને સંન્યાસીઓના શ્રમથી જૈન ધર્મને મોટો ધોકો લાગ્યો.

આ પ્રસંગે થોડુંક હેમચંદ્ર વિષે બોલવું ઘટિત છે. એ સંવત્ ૧૧૪૫ માં ધંધુકામાં જન્મ્યો હતો. એનો બાપ મોઢ નાતનો વાણિયો બ્રાહ્મણ મતનો ને મા જૈનમતની હતી. એને આઠમે નવમે વર્ષે દેવસૂરીએ દીક્ષા આપી હતી ને પછી એણે સંસ્કૃત તથા પ્રાકૃત ભાષાઓમાં જ્ઞાન મેળવ્યું હતું. એના કરેલા ગ્રંથો આ પ્રમાણે છે. પ્રાકૃત ભાષાનું વ્યાકરણ (સંવત્ ૧૧૯૮), જૈનનાં દેવસ્તવન, શુદ્ધયોગશાસ્ત્ર, અભિધાનચિંતામણિ અને દ્વયાશ્રય (અધૂરો)–તેમાં અભિધાનચિંતામણિ એમ સંસ્કૃત કોશ હિંદુસ્તાનમાં સર્વત્ર પ્રસિદ્ધ છે. એની મોટી પ્રસિદ્ધિ સિદ્ધરાજની સભામાં કુમુદચંદ્ર દિગંબરની સાથે થયેલા વાદથી થઈ. એ પ્રસંગથી એનો લોભ વધ્યો. એણે રાજાને જૈન કરી જૈન ધર્મનો બહોળો પ્રસાર કરી પોતાનું નામ અમર કરવાનો ઉદ્યોગ આરંભ્યો. પહોંચેલા સિદ્ધરાજે ગાંઠ્યો નહિ, પણ કુમારપાળ ગાદીએ બેઠો ત્યારે એણે કુમારપાળને જૈન કર્યો. પોતે વિદ્વાન્, વાચાળ, તાર્કિક, ને સાધુ હતો અને મંત્રી તથા બીજા કારભારીઓ જૈન હતા એ કારણોથી હેમચંદ્ર ખટપટ કરી શક્યો હતો.

કુમારપાળ પછી અજયદેવે ત્રણ વર્ષ રાજ્ય કર્યું. તેમાં એણે પાછલાં રાજ્યમાં બંધાયલાં જૈન દેવસ્થાનોનો નાશ કરાવ્યો અને જૈનમત આગ્રહી કપરદીમંત્રી, રામચંદ્ર જતી, આમરાભટ સરદાર વગેરે ઘણાક જણને ઠાર કરાવ્યા. ભોળોભીમ (૧૨૩૫–૧૨૭૧) કાનનો કાચો, માથાનો ફરેલ ને રણનો શૂરો હતો. એણે ગૂજરાતનું રજપૂતી શૌર્ય છેલ્લું દેખાડ્યું, પણ તેમાં કંઈ ફળ ન થયું. એ જૈન ધર્મનો આગ્રહી નહોતો, પણ જૈન ધર્મનો કહેવડાવતો હતો ખરો, એ ઉપરથી તે બીજા રજપૂત રાજાઓનાં મનમાંથી ઉતરી ગયો હતો. એણે પરમાર ને ચોહાણ સાથે યુદ્ધો કરી કરીને ગૂજરાતનાં સૈન્યનું બળ ઘટાડી નાંખ્યું.

સંવત્ ૧૨૫૦ માં કુતુબુદ્દીન અણહિલવાડપર ઉતર્યો

ને ભીમને હરાવી ઘણોક મૂલક તેણે લૂંટ્યો. એ પોતાનું થોડુંક લશ્કર રાખી દિલ્હી ગયો. તેવામાં ભીમદેવ જે આઘો પાછો થઈ ગયો હતો તે પાછો પોતાની રાજધાનીમાં આવી રહ્યો. ભીમના મરણપછી ગૂજરાતનો સૂર્ય દિગંતમાં હોઈને ઝળઝળું આપતો થયો.

ભીમના મરણપછી ગૂજરાતના સરદારોમાં મોટી સત્તા ધરાવનારો સરદાર વીરધવલ વાઘેલો એ હતો. એને હસ્તક વાઘેલ ને ધોળકા એ પ્રાન્ત હતા. એના બે પ્રધાનો વસ્તુપાળ તથા તેજપાળ એ વાણિયા, રસાલાની સરદારી કરી બંદોબસ્ત રાખે તેવા ને મોટા ધર્મિષ્ઠ ઉદાર હતા. એઓનાં બંધાવેલાં દેવલવાડાનાં ને આબૂપરનાં દહેરાં હજી ગૂજરાતની શોભા ગણાયછે. એ બે પ્રધાને વિસલદેવને અણહિલવાડને આસને બેસાડચો. એણે વિસલનગરને શોભીતું કર્યું ને ડભોઈનો કિલ્લો બાંધ્યો. સંવત્ ૧૩૫૨ માં કરણઘેલો ગાદીએ બેઠો. બીજેજ વર્ષે અલ્લાઉદ્દીન ખીલજીએ પોતાના ભાઇ અલફખાનને તથા વજીર નુસરતખાનને લશ્કરસાથે મોકલ્યા ને એઓએ કરણને ભગાડી અણહિલવાડમાં થાણું ઘાલ્યું. પછવાડેથી કેટલીક હકીકત બની તેનું છેવટ આ થયું કે કરણ બે ત્રણ રાજાઓની સહાયતાથી લડવા ઊભો થયો, પણ હાર્યો ને નાસતાં કહીં અવટાઈ મુઓ (સંવત્ ૧૩૫૩). કોલારાણી તો અલ્લાઉદ્દીનનીપાસે હતીજ ને તેની છોકરી દેવળદેવી જેનેમાટે કરણ લડચો હતો તેનીસાથે શાહજાદાએ શાદી કીધી.

સંવત્ ૧૩૫૩ થી તે સંવત્ ૧૪૬૩ લગીમાં ગૂજરાતમાં દિલ્હીથી અમલદાર નીમાઈ આવતા. એઓએ પણ ઠરીઠામ બેશી કારભાર કર્યો નહિ. એકને કારભાર મળતો તો બીજો ઉમેદવાર તેનું કાટલું કહાડવાને તૈયારજ રહેતો, મુસલમાનમાં માંહોમાંહે દંગા થતા, હિંદુ સરદારો લાગ જોઇ બંડ ઊઠાવતા, મુસલમાન તથા હિંદુલોક વચ્ચે ધર્મને માટે મારામારી થતી, કેટલાક સત્તાધારી જબરદસ્તીથી હિંદુઓને વટલાવતા ને તેઓનાં દહેરાં તોડી તેજ ઠેકાણે મસીદો બંધાવતા. હિંદુ લોક નાસાનાસ કરી કહીં કહીં નાનાં નાનાં રાજ્ય માંડી રહેલા એવા રાજાઓના મૂલકમાં જઇ વસતા. એ ૧૧૦ વર્ષની મુદ્દતમાં ગૂજરાતની ને ગૂજરાતના લોકની દશા ઘણીજ ભુંડી હતી. પશ્ચિમમાં ચુડાસમાનું રાજ્ય ને પૂર્વમાં ચાંપાનેરનું રાજ્ય એ બે ક્ષેમ રહ્યાં હતાં.

સંવત્ ૧૪૬૩ થી મુજફ્ફરશાહે દિલ્હીની સત્તાથી જુદાં પડી નવીજ ગાદી સ્થાપી, ત્યારથી તે ૧૬૨૮–૨૯ માં અકબરે ગૂજરાત લીધી ત્યાં લગીમાં ગૂજરાત–ગૂજરાતીની સ્થિતિ આ પ્રમાણે હતી. એ ૧૬૫ વર્ષના દર્મિયાનમાં ઘણાંક જૂનાં શહેર તૂટી અહમદાબાદ (સંવત્ ૧૪૬૭ માં), અહમદનગર, સુલતાનપુર, વગેરે શહેરો નવાં વશ્યાં. ચાંપાનેર ભાંગ્યાથી સૂરત (એ કિલ્લો બીજા મુજફ્ફરે ૧૫૭૧ માં બંધાવ્યો હતો) વશ્યું અને કેટલાક કિલ્લા નવા બંધાયા. હિંદુઓનાં દહેરાં ને ઘણીક મસીદો ને કબરો ઠામ ઠામ બંધાઈ. મહમદ બેગડાના વખતમાં સોરઠ ગિરનારનું, ચુડાસમાનું રાજ્ય (૧૫૩૨ માં) ને ચાંપાનેરનું રાજ્ય (૧૫૪૧ માં) ગૂજરાતી મુસલમાની બાદશાહીમાં જોડાયાં. ગાદીનું જમદારખાનું પણ ભરપૂર થયું હતું. બાદશાહ ને લશ્કરી સરદારો ગૂજરાતને પોતાનું જાણતા ને એના બચાવનેમાટે મેવાડ, મારવાડ, માળવા, વગેરે રાજ્યોના હુમલામાંથી બચાવવાને નિરંતર ખંતીલા રહેતા; પરદેશી ફીરંગી જે બંદરોને લૂંટતા તેઓને શિક્ષા કરવાને ને બંદરોના બચાવનેમાટે ગોઠવણ પણ જેવી જોઈએ તેવી કરતા. રાજ્યની વ્યવસ્થા કરવામાં ને દેશની સમૃદ્ધિ વધારવામાં એ બાદશાહો સર્વ પ્રકારે યોગ્ય હતા–પણ લોહીથી ઉશ્કેરાયલા ને સત્તાથી વધેલા તેઓના હુંદ મિજાજ અને પોતાનો ધર્મ વધારવાની તેઓની ખંત એ બેથી તેઓ પોતાની બહોળી હિંદુ પ્રજાઉપર બહુ જૂલમ ગુજારતા. તેઓએ કણબી, કોળી, વાણિયા, રજપૂતોને વટાળ્યા, જેમાંના ઘણાએકે પોતાનું જુદું તડું પાડી હોરા, મેમણ કહેવડાવવા માંડ્યું. બેગડાએ મંડળિકને મુસલમાન કર્યો ને બેટનાં દહેરાં લૂંટી મૂર્તિયો ભાંગી. પછવાડેના બાદશાહો કમજોર થતા ગયા તેમ તેમ તેઓએ ઘણો જૂલમ ગુજારવો બંધ રાખ્યો. હિંદુ પ્રજાની સ્થિતિ દયામણી હતી. એઓ પોતાનો ઉદ્યોગ શોધતાં કોઈ ક્યાં ને કોઇ ક્યાં એમ વેરાતા થઈ આચાર સાચવવાને નાતો વધારતા થયા અને એનેજ પોતાનાં રાજ્ય માની લીધાં ને એમાંજ વહેવાર કરી સુખ માનતા થયા. સંસ્કૃત વિદ્યાનો નાશ થયો; તેથી બ્રાહ્મણ, વાણિયા ને બીજા એકસરખી સપાટી ઉપર આવી રહ્યા, પણ વૈશ્ય, શૂદ્ર બહુ અજ્ઞાન તેથી તેઓએ બ્રાહ્મણોને અને જતિયોને દેવસરખા માન્યા ને એઓ યજમાનોને પોતાનો નિર્વાહ જારી રહેવામાટે ઘણા ઘણા વહેમમાં નાખતા ગયા. રજપૂત ગરાશિયાનો વર્ગ જે ધર્મનિયમમાં સંકર જેવો થઇ રહ્યો હતો તે પોતાનો ઉદ્યમ ખોળતો હતો, અથવા પોતાનાં વતનને જાળવી રાખતો હતો.

સંવત્ ૧૬૨૮ થી તે ૧૮૧૫ સૂધીમાં મુગલાઈ રહી.

તેમાં ૧૭૬૩ સુધી (ઔરંગઝેબના મોત સુધી) ગૂજરાતની પૂરી આબાદી હતી. ખેડુતોનાં કામ, કારીગરોનાં કામ, વેપાર ધંધાનાં કામ બહોળાં ચાલતાં-સર્વ જ્ઞાતિની પ્રજા સુખી હતી. અમદાવાદ, મેમદાવાદ, ખંભાત વગેરે શહેરો, મસીદ, રોજા, બાગબગીચા એઓથી શોભતાં. ગૂજરાતનો સઘળો માલ સૂરતમાં એકઠો થતો ને અહીંથી વહાણમાં ચઢતો. ઇરાની, અરબ, યાહુદી, ફીરંગી, વલંદા, ફ્રેંચ, અંગ્રેજ વગેરે પરદેશીઓ વેપાર ધંધાને માટે ઘૂમતા. સત્તાધારી વર્ગ શૂર વીર ને મોજશોખને ચહાનારો હતો, તેમ પ્રજાવર્ગ ઉદ્યોગ કરી ધન જોડતો થયો હતો.

ઔરંગઝેબના વખતમાં શિવાજીએ સંવત્ ૧૭૨૦-૨૬ માં સૂરત લૂંટ્યું હતું ને એના મરણ પછી મરેઠા સરદારોએ ગૂજરાતને ઘણીક વાર લૂંટ્યું. સંવત્ ૧૭૮૭ માં પિલાજીએ વડોદરામાં ગાદી સ્થાપી ત્યાંસૂધી આખા ગૂજરાતમાં લડાઇ લડાઈ ને લૂંટ લૂંટ એજ વાત હતી. પરિણામ આ થયું કે, ગૂજરાતમાંથી મુસલમાનની રાજસત્તા ગઈ. અમદાવાદમાં ગાયકવાડ ને પેશ્વા એ બન્નેનો અમલ ચાલવા લાગ્યો તે અંગ્રેજ સરકારે લીધું ત્યાંસૂધી-એ વખતમાં હિંદુપ્રજા લૂંટાવાના ભયથી અસ્વસ્થ હતી, પણ પાછલી વખતમાં રળતરને લીધે ખાવે પીવે હેરાન નહોતી.

ઉપર ઈતિહાસરૂપ જે લખી જણાવ્યું તે ઉપરથી જણાયછે કે જેમ એકજ પાત્રમાં પાણી તથા તેલ હોય, તથાપિ તેલ જુદું પડી ઉપરજ તરતું રહેછે તેમ ગૂજરાતમાં સત્તાધારીવર્ગ પ્રજાવર્ગથી ઉપરજ તરતો રહ્યો છે. હિંદુરાજ્યમાં બ્રાહ્મણો તથા જૈન સાધુઓને આશ્રય મળતા, જૈન પ્રજામાંના કેટલાક દરબારમાં ને સૈન્યમાં કારભાર કરતા. રાજા તથા પ્રજા બન્ને હિંદુ, બન્ને એક દેશી પ્રકૃતિનાં અને પરસ્પર સ્વભાવથી જાણીતાં હતાં, તોપણ બ્રાહ્મણ, વાણિયા, રજપૂત વગેરેને પરસ્પર ખાવા પીવાનો ને કન્યા આપવા લેવાનો પ્રતિબંધ હતો. બ્રાહ્મણ જૈન પોતપોતાના મતના આગ્રહી હતા; પ્રજાવર્ગમાં જૈન સાધુ સિવાય બીજા કોઇ ઝાઝો વિદ્યાભ્યાસ કરતા નહિ. એ કારણોથી પ્રજાવર્ગ પરસ્પર સ્નેહથી સમગ્રરૂપે થયો નહોતો ને પોતાની ગૂજરાત ભૂમિનું અભિમાન રાખતો નહિ, પણ રાજાઓના ઠાઠથી મોહ પામી પોતાને મળતાં સુખમાં સંતોષ માનતો; અર્થાત્ રાજવર્ગનાઉપર પ્રજાવર્ગની સ્થિતિ આધાર રાખતી. મુસલમાનો તો પરદેશી, જુદા લોહીના, જુદા ધર્મના, જુદા મિજાજના એટલે એઓ હિંદુ પ્રજાવર્ગની દિલથી શેની દરકાર રાખે? અર્થાત્ ગૂજરાતમાં કોઇપણ કાળે ગૂજરાતીઓનું એકદેશી રાજાપ્રજારૂપે ઐક્ય નહોતું; તેમ પ્રજા સમસ્તનું પણ પરસ્પર ઐક્ય નહોતું. પરદેશી રાજાના સંબંધમાં સર્વ પ્રજાનું ઐક્ય જેવું શીખે ને મરેઠાઓએ દેખાડચું તેવું જસવંતું તો નહિ પણ નામનુંએ ગૂજરાતી લોકે કોઇ કાળે દેખડાવ્યું નથી અને આજકાલ તો ગૂજરાતના રજપૂત, ભીલ, કોળી, બ્રાહ્મણ, વાણિયા, કણબી સૌ એકસરખા મોળા થઇ રહ્યા છે.

મુસલમાની રાજ્ય થયા પછી પ્રાકૃત ભાષા ખેડાવા લાગી ને વૈષ્ણવમત-કૃષ્ણભક્તિ દાખલ થયેથી લોક પુરાણકથામાં અને કવિયોએ દર્શાવેલાં રૂપકોમાં આનંદ પામવા લાગ્યા. સંવત્ શૈકા ૧૮ માં ગૂજરાતીઓની સ્થિતિ કેવી હતી તે તે કાળની કવિતારૂપી આરશીમાંથી જણાયછે. પ્રજાને રાજ્યસંબંધી દુઃખ નહોતું ને તે અનેક ઉદ્યમથી ખાવે ખવાડવે તથા સંચય કરવે સુખ માનતી, પણ અખો જણાવેછે કે, તે વેળા અનેક ધર્મમત, ભોળી, ઘેલી ભક્તિ, અત્યાચાર ને દુરાચાર એ બહુ હતાં; સામળ કહેછે કે સ્ત્રીવર્ગ સ્વચ્છંદી ને પુરૂષવર્ગ મૂર્ખ હતો; પ્રેમાનંદ દેખાડેછે કે સૌ પોતાના ઉદ્યમસંબંધી એકમાર્ગીપણામાં સંતોષી ને કુટુંબપરિવારનાં હેતમાં આનંદ માનતા. મુસલમાન સરકાર તથા દેશી દરબારના સંબંધથી કેટલાક બ્રાહ્મણ અને વેપાર ધંધાથી કેટલાક વૈષ્ણવ વાણિયા તથા જૈન શ્રાવકો સર્વ ગૂજરાતીઓમાં બહાર પડતા હતા. આટલી મોટી ગૂજરાત ને તેમાં આટલા બધા લોક તે છતાં લોક પોતાનું કેળવાયલું ખરૂં સ્વરૂપ દેખડાવી શક્યા નથી. સંવત્ ૮૦૦ થી તે ૧૯૦૦ લગીમાં પોતાના વિશેષ ગુણલક્ષણથી પ્રસિદ્ધ થયેલા ગૂજરાતીઓની સંખ્યા અરે કેટલી જુજ છે! જૈનમત પ્રસારવાનો તથા તેને માટે રાજાને જૈન કરવાનો આગ્રહ ને પછી ખંતી ઉદ્યોગ તથા ખટપટ એ હેમચંદ્રે દેખાડ્યાં છે; નરસિંહે કૃષ્ણભક્તિનો આગ્રહ દેખાડચો છે; અખાએ ગ્રંથો લખી કુળકર્મનો પ્રતિબંધ તોડચો છે; બીજું કોણ છે? જુજ ગ્રંથકારોએ પોતાની કૃતિથી પોતાની કીર્તિ કરી છે, એ સિવાય સર્વ ગૂજરાતીઓ કેવળ સાધારણ નિસ્તેજ સ્થિતિમાં હતા. ગૂજરાતીઓ મોળા, ભોળા, અજાણ, બીકણ, બાયલા-"વાણિયા મૂછ નીચી તો નીચી" કહેવાયછે તે ખરૂં છે. મુસલમાનોએ "ગાંડી ગૂજરાત આગુસે લાત ઔર પીછેસેં બાત" કહ્યું છે તે ખોટું નથી. પણ શું આપણે આપણી સ્થિતિ સારી કરવાને સ્વભાવથકીજ હીણા છીએ? ના. દેશહવાપાણી જોતાં તો પૂર્વભાગમાં કહ્યું છે તેપ્રમાણે આપણે પ્રકૃતિથી હીણા ન હોવા જોઇએ ને નથીજ. અને કદાપિ પ્રકૃતિથકી હીણા હોઇએ તોપણ શું?

શું કેળવણીથી સારા નહિ થઇ શકીએ? થઇશુંજ, ને જુઓ ભાઈઓ, અંગ્રેજી રાજ્યથી નવા વિચાર દાખલ થયેથી, રેલવેથી, સંગતિલાભ વધેથી ને છાપખાનાંથી, વાર્તાપ્રસાર થયેથી આપણી સ્થિતિ કેટલી બધી થોડાં વર્ષમાં ફરીછે! પોતાને ફાવતો ઉદ્યમ સૌ કરેછે, નામ મેળવવાની ઇચ્છા સૌને થવા માંડી છે, વિદ્યા ભણવાઉપર સૌની પ્રીતિ વધતી જાયછે; નસીબ, સંતોષ, બીકણપણું, વહેમીપણું, ભોળી ભક્તિ, અજ્ઞાન, ખુશામત, પરાધીનપણું એ સંબંધી વિચાર ઓછા થતા જાયછે ને તેને બદલે અસંતોષ, આશા, શૌર્ય, ઉદ્યમ, કામ કરવાઉપર લક્ષ, ગુણભક્તિજ્ઞાન, સ્વતંત્રતા, ટેક ઇત્યાદિ સદ્‌ગુણો આવતા જાયછે; આગળ જુદા જુદા વર્ગના લોક પોતપોતાના ધર્મમતને વળગી રહેતા તેમ આજ નથી, પણ સઘળાનો ધર્મસંબંધી એકસરખો મત થવા લાગ્યો છે; સર્વ ભાગની ભાષા એક સરખી થવા આવી છે; અને સૌ પોતપોતાની ને પછી પોતાના દેશની સ્થિતિ સારી કરવાની એકસરખી વૃત્તિ રાખતા થયા છે. એ પ્રમાણે આજકાલ સૌની અંતર્વૃત્તિ ને બાહ્યવૃત્તિ જોતાં પણ આપણી સ્થિતિ આગળ જતાં ઘણી સારી થવાનો સંભવ છે એમ ખાતરીથી કહેવાયછે.

તો હવે આપણે શું કરવું? આપણે કામ કરીએ છીએ તે ઉપર કહેલા ઉદ્દેશે કે પોતાની ને દેશીઓની સ્થિતિ સારી કરવી, પણ કિયે પ્રકારે કરવી તેવિષે કંઇ મુકરર કર્યું નથી. માટે હવે એ વિષે થોડુંકઃ—

મોટું કામ કરવાને ઘણાં માણસ જોઇએ ને મોટાં માણસ જોઇએ. ઘણાં એટલે સંપીલાં ને મોટાં એટલે શક્તિમંત, અર્થાત્ સદ્‌ગુણ ને શક્તિ એ વધવાં જોઈએ. સદ્‌ગુણવડે શક્તિ વધેછે ને શક્તિવડે સદ્‌ગુણ વધેછે. શક્તિમાં મનશક્તિ વિશેષ સમજવી; તનશક્તિ આણવી સુલભ છે. સદ્‌ગુણ ને શક્તિ કર્મ કરવાના અભ્યાસથી વધેછે. ત્યારે પ્રથમ શું કરવું? પ્રથમ તો આપણામાં ચાલતી બે કહેવતને નિરંતર મનમાં અનેક રીતે સમજવી ને તે પ્રમાણે વર્ત્તવું કે 'આપ સમાન બળ નહિ' ને 'પારકી આશ સદા નિરાશ.' નસીબને માનવાથી આળસ, અવ્યવસ્થા ને કેવળ સ્વાર્થ ઉપરજ નજર એને આધીન થવાયછે—નસીબના જેવી તરંગી વૃત્તિ થાયછે. પારકાની આશા રાખેથી ખુશામત તથા તાબેદારી કરવી પડેછે, કામમાં ખલેલ થાયછે, ને વેળાએ કામ થાયછે અથવા નથી થતું—નથી થતું તો પાછું દુઃખ વધારે થાયછે ને એમ થયેથી કેવળ મોળાં થઇ જવાયછે. આપબળના વિચારથી માણસને કામ કરવાની ટેવ પડેછે ને તે નિરંતર ઉદ્યમમાં રહેછે, તેથી તેનાં કામ ધાર્યાં પાર પડેછે ને વેળાએ ધાર્યાં નથી પડતાં તો બીજો કોઈ પણ તેને લાભ થાયછે ને ક્વચિત્ કંઇજ ફળ ન મળ્યું તોપણ કામ કરવાના અભ્યાસથી ને પ્રાપ્ત થયેલા ધૈર્યના ગુણથી તે જન ફરીથી ઉદ્યમ કરેછે ને હમેશ કર્મમાંજ સુખ માનેછે. બીજું વળી આ કે, ઉદ્યમ ન હોય તો તે ખોળવા દેશ પરદેશ ગમે ત્યાં જઈ કામ કરવું. જે કામ કરવાની ઇચ્છા થઈ ને જેમાં થોડી પણ બુદ્ધિ ચાલે તેવું હોય તે કામ કરવું. પછી અનુકૂળતા ને સાધન ન હોય તોપણ તે કામ આરંભવું અને તેજ કામના ઉપર નિરંતર લક્ષ રાખવો ને કંઈ પણ કરી દેખાડવું કે જેથી કામ કરવું સહેલ થઈ પડે ને નવી જુક્તિ જડે ને સાધન પણ મળી આવે. જેટલું ઉપલકિયું કામ થાય તેમાં નિરાશાજ છે, પણ જે ખંતથી ને કરવુંજ છે એવા નિશ્ચયથી થાય "देहं पातयामि अर्थं साधयामि" તો તે કામમાં પ્રવીણ થવાય ને યશ મળેજ. ખૈરાંઓની ઘરસંસારની કહેવત છે કે "જેણે કામ કીધું તેણે તો કામણ કીધું" એટલે કામમાં તો વશીકરણ રહ્યુંછે. જે કામ કરેછે તે સૌને પ્રિય લાગેછે ને પ્રિય લાગેછે કે તેનો અર્થ સરેછે. બહુ આશા રાખ્યાં કરવી ને વિચાર કર્યાં કરવા તેના કરતાં કામ કરવા મંડી પડવું એ લાભકારી છે. બોધવચનમાં શિક્ષા છે કે "શ્રમ વિના પ્રારબ્ધ લૂલુંછે" માટે શ્રમ કરતાં કંટાળવું નહિ. ત્રીજી વાત આ કે, સંધિ ઉપર પૂર્ણ લક્ષ રાખવો. કામ ગમે તેટલું કીધું હોય ને સમો ન સચવાયો કે તે મિથ્યા થાય; માટે સંધિસમય ઉપર નજર રાખ્યાં કરવી ને કામ કરતાં સંધિને આણવી. ચોથી વાત આ કે, મોટું કામ માથે લેવાની વૃત્તિ રાખવી ને બને તેટલું કરવું, પછી જો તેમાં નહિ ફવાય તો બીજામાં ફવાશેજ; અગર બીજામાં ન ફવાયું તોપણ તેવાં કામ કરવામાં શક્તિ કેળવાયાથી ને જ્ઞાન વધેથી ત્રીજા મોટા કામમાં તો યશ મળેજ—એથી હિંમત, સાહસ, ધૈર્ય એ સદ્‌ગુણો પ્રાપ્ત થાય ને શક્તિ વધે. પાંચમી વાત આ કે સત્ય તથા પ્રમાણિકપણું એના ઉપર પૂર્ણભાવથી ભક્તિ રાખવી કે અનેક વિઘ્ન દૂર થાય ને કાર્યની સિદ્ધિ થાય. અપ્રમાણિક મંડળમાં પ્રમાણિકપણે કામ કરતાં હાનિ થાય માટે તેવા મંડળના સંબંધનું કામ જો લેવું તો પોતાની શક્તિથી અપ્રમાણિકને પ્રમાણિક કરી શકાય તેવું હોય તો લેવું, બાકી ન લેવું. સત્યે વર્તતાં હાનિ થઈ તોપણ સત્યની તો પ્રશંસાજ છે. થોડીવાર સત્ય ન ફાવે પણ અંતે તો સત્યજ તરેછે. છઠ્ઠી વાત આ કે, કહેણી તેવી રહેણી રાખવી કે જેથી લોકને આપણો વિશ્વાસ પડે ને લોક દાખલો લેઈ તેવા થાય. સાતમી

વાત આ કે જે જે બંધનોથી પોતાના ને પોતાના દેશીઓના સુખમાં હાનિ થતી હોય તે તે બંધનો તોડી નાંખવાં. એમ કરેથી કુટુંબસંસારસંબંધી કેટલીએક વાતે મુશ્કેલીમાં આવી પડાશે, પણ એ મુશ્કેલી ખમવી ને બીજાઓને રૂડો દાખલો આપવોજ. સ્વતંત્રતાના સુખને અર્થે સત્યથી વર્તતાં સ્વાર્થીઆ શત્રુની સામા થવું પડશે, પણ તે થોડો કાળજ. કુળનોજ ઉદ્યમ કરવો ને બીજો ન કરવો એ આગ્રહ મૂકી ઇચ્છામાં આવે ને ફાવે તે ઉદ્યમ કરવો. આઠમી વાત આ કે, પોતાનાથી જે વધારે સારા હોય તેઓની સંગતિમાં રહેવું અને નવમી વાત આ કે, નવું નવું જ્ઞાન મેળવવાની ખંત રાખવી તથા અભ્યાસથી મનશક્તિ કેળવવી. એપ્રમાણે દરેક જણે પોતપોતાના સ્વભાવગુણને કેળવવા.

સ્વભાવગુણ કેળવાયાથી ને કામ કરવાની શક્તિ વધેથી મનુષ્યપણાનું સ્વરૂપ સુંદર પ્રકાશેછે. જ્યારે આપણા ગૂજરાતીઓમાંથી ઘણાએક જણ પોતપોતાનાં જુદાં જુદાં કામમાં પોતપોતાનાં કેળવાયલાં ને શક્તિવાળાં સ્વરૂપથી પ્રકાશશે ત્યારેજ આપણી સ્થિતિ સારી થશે. જે ભુંડું નામ કરશે તેને માઠાં પરિણામ ભોગવવાં પડશે ને માઠાં પરિણામ જોઇ બીજા સાવધ રહેશે. વળી ભુંડું નામ મેળવવાની કોઇની ઈચ્છા હોતી નથી–ન કેળવાયલા સ્વભાવગુણથી ભુંડાં કર્મ થઇ જાયછે, નામ કરવાની ઇચ્છા રાખનારાઓમાંથી જૂજ ભુંડાં નામ કરવાના, પણ ઘણાક જણ તો રૂડાંજ નામ કરવાના. વળી કહેવત છે કે "નામરદ રડે મામને ને મરદ રડે નામને" વળી "નામ રહંતાં ઠક્કરો, નાણાં નવ રહંત; કીર્ત્તિ તણાં જે કોટડાં, તે પાડ્યાં નવ પડંત." વળી કહેવાયછે કે "રૂડે નામ કે ભુંડે નામ" (ને હું વધારૂં છઉં કે 'પણ નામ') માટે નામ મેળવવાની ઈચ્છા એ તો પુરૂષ સ્ત્રીને પોતાના ઉદ્યમમાં મોટું ઉત્તેજન આપેછે. જ્યારે આગ્રહ, ઉત્સાહ ને કર્મકુશળતા આપણામાં આવશે, જ્યારે આપણે મોટાં સાહસિક કામ કરીશું, જ્યારે આપણે દુઃખમાં ધીટ ને સુખમાં નમ્ર રહીશું, જ્યારે આપણે નાણાં કરતાં યશના લોભી વધારે થઈશું, જ્યારે આપણે એક આસ્થાથી એક ઈશ્વરને અને દેશનો ઉત્કર્ષ કરવાના એક સંકલ્પને સેવીશું ત્યારેજ આપણે જગત્‌માં ગૂજરાતભૂમિના પુત્ર ગુર્જર એ પ્રતાપી નામે પ્રકાશીશું.

આ શૈકામાં રાજનીતિશાસ્ત્ર, દેશસમૃદ્ધિશાસ્ત્ર ને માનવધર્મશાસ્ત્ર એ ત્રણનો વિશેષે ઉત્કર્ષ જગત્‌માં જોવામાં આવેછે. નવાં રાજ્યોનો ઉત્કર્ષ છેજ, પણ ઘણાં જૂનાં રાજ્યના લોક જે ઘણો કાળ પરાધીનપણામાં હતા તેઓનો પણ નવો ઉત્કર્ષ થવા લાગ્યોછે. આપણો પ્રાચીન પ્રસિદ્ધ હિંદુસ્થાન દેશનો ને તેનો સુંદર અંગપ્રદેશ જે ગૂજરાત તેનો ઉત્કર્ષ થશેજ. શ્રીકૃષ્ણે અર્જુનને આપેલા બોધનો મર્મ લોકના સમજવામાં ન આવેથી સંસાર મિથ્યા છે, સંધું નાશવંત છે, કર્તા હર્તા તો કોઈ જુદોજ છે, અહંકાર તથા કર્મ નિમિત્તમાત્ર છે એ વિચાર તેઓએ ગ્રહણ કીધા ને એને અનુસરી સંસારમાં ન ચાલતાંનાં કર્તવ્ય કરી નિવૃત્તિસુખને મોટું માન્યું અને એનાં દુઃખદાયક ફળ આપણે ભોગવ્યાં. પ્રત્યક્ષ જોઇએ છીએ કે સદ્દ્દેશે, સદ્દગુણે, સન્માર્ગે, સત્કાર્યે કરેથી બીજા દેશના લોક આ સંસારનાં મોટાં બાહ્ય સુખને પામેછે ને મરણ પછીના સુખને સજ્ઞાનભાવે સત્ય માની અંતર સુખની વૃદ્ધિ કરેછે, તો આપણે તેઓની પેઠે વર્તી તેવાંજ સુખ કાં ન ભોગવવાં?

હાલમાં આપણે કામ કરીએ છીએ તે ઉપલકિયાં, પણ દેશનું કલ્યાણ કે જેથી આપણું પણ કલ્યાણ થાય તે મહાભારત કામનેસારૂ જે પ્રકારે ઉદ્યમો થવા જોઇએ તે પ્રમાણે થતા નથી. મોટું કામ કરવાને ઘણાં માણસ જોઈએ ને શક્તિમંત જોઇએ. શક્તિમંત કેવી રીતે? બુદ્ધિએ ને સદ્દગુણે. આપણા લોકમાં સાધારણ પક્ષનું શરીરબળ, સાધારણ પક્ષનું બુદ્ધિબળ ને સાધારણ સદ્દગુણ છે ને તેથી ગૂજરાતીઓ કાંતિમંત નથી પણ નિસ્તેજ છે. ત્યારે શું કરવું? ગૂજરાત ભૂમિના જુદા જુદા વર્ગના લોકે–પહાડી પ્રદેશના રજપૂત, ભીલ, કોળી, એઓએ તથા રસાળ પ્રદેશના રજપૂત, ભીલ, કોળી એઓએ તથા રસાળ પ્રદેશના બ્રાહ્મણ, વાણિયા, કણબી એઓએ અને પારસી, મુસલમાન એઓએ સૌએ પ્રત્યેકે ને સમૂહમાં ઉત્સાહ તથા આગ્રહથી ખંત સાથે ઉદ્યમ કરવા કે જેથી આપણે ઉંચાં યશસુખ વહેલાં પ્રાપ્ત કરીએ અને આપણી ગૂજરાત, જયશિખર, સિદ્ધરાજ ને મહમદ બેગડાના વખતમાં તેજ મારતી હતી તેમ માત્ર નહિ, પણ જુદીજ રીતે હિંદુસ્થાનના એક મોટા કૌવતવાળા સુંદર અંગરૂપે જગત્‌માં કાંતિમાન ને કીર્તિમાન થઈ રહે.—પ્રભુ, આશા પૂરી પાડે!

---

## ૧૩. નિરાશ્રિતપ્રત્યે શ્રીમંતના ધર્મ.

આપણે આપણું પાણી ખોયું છે! આપણી આ લોક તથા પરલોક સંબંધી મનની સ્થિરતાએ પોતાનો ઠામ છોડી દીધો છે અને તેને ઠેકાણે ઘણી તરેહની અડચણોરૂપી ચિંતા તથા હાલ શત્રુ જેવા લાગતા એવા ઘણા દિવસના પાળેલા વહેમો એઓએ ઘર ઘાલ્યાં છે અને આપણા કોઠા ચિતા સરખા થયા છે! આપણા ઘરડાઓએ સુધારા નામના પહાડની ઊંચી ટોચ ઉપર કીર્તિનો મોટો કિલ્લો બાંધ્યો હતો! પણ મુસલમાનોના હુમલામાંથી તેની સંભાળ કરવાને પહેલાંથીજ આપણા વડીલોએ આળસ કીધું તથા તેઓ સારા માર્ગને છોડતા ગયા તેથી બળીઆ મ્લેચ્છોના ધસારાએ પહાડ ઉપરથી તેઓ નીચે ઢળી પડ્યા! વચમાં વચમાં તેઓ ઉપર ચડતા, પરંતુ ઉપરના વારંવારના અને જોરાવર મારને લીધે અફળાતા કૂટાતા છેક પહાડની તળેટી ઉપર બેશુદ્ધ અને મરવા જેવી દશામાં આવી રહી, તેઓએ આપણને જન્મ આપ્યા છે! ઉપરલીટોચ ઉપર મુસલમાન તથા દેશી રાજાઓને મારી આજને સમે અંગ્રેજ લોક રાજ્ય કરેછે! એઓને આપણી દયા આવેછે. રાજાનો ધર્મ છે કે પ્રજાને પાળવી. અંગ્રેજ પરદેશીઓ પરોપકારબુદ્ધિથી જેટલું આપણું સારૂં કરે તે સંધું આપણી બહારની દશા સંબંધી નિશાળો કહાડવી, દેશીઓને મોટા અધિકારો આપવા, જગાત દાણ ઓછાં કરવાં, દેશમાં સલાહસંપનો વધારો કરવો, આપણને સઘળી વાતની પણ ઘટતી સ્વતંત્રતા આપવી વગેરે બાબતોમાં તેઓ આપણું કલ્યાણ ઈચ્છેછે. તેઓ આપણી અંદરની દશા શું જાણે? એક માણસના સ્વભાવથી બીજો પૂરો વાકેફ હોયજ નહિ. સંબંધ પ્રમાણે માંહોમાંહે જાણ વધારેઓછી હોયછે. આપણે કુટુંબથી, પોતાની નાતથી અને દેશીઓથી ઉતરતા અનુક્રમે જાણીતા છીએ. અંગ્રેજ લોક આપણી દુખીઆરી અંદરની હાલતથી થોડાજ વાકેફ છે. એવી કેટલીએક વાતમાં તેઓનાથીઆપણું સારૂં થતું નથી, વાસ્તે વેળાએ તેઓનું આપણે ભુંડુ બોલીએ છીએ એ મોટી ચૂક છે. આપણી હાલની માંહેની દશા સુધારવી ફક્ત તેઓના હાથમાં નથી. વહાલા દેશીઓ! આપણાજ હાથમાં છે. આપણામાંજ જ્યારે જુરીયત નહિ, આપણેજ તેઓને કહીએ નહિ, આપણેજ મહેનત કરીએ નહિ, આપણેજ ખૂણે ભરાઇ રહીએ તો પછી તેઓ શું વેલણ ઘાલીને ઓસડ પાય? "માગ્યાવિના તો મા પણ ન પીરસે" તેમ આપણે જે બેશુદ્ધ થઇ ગયા છીએ ને પૂરૂં જાણતા નથી કે આપણી હાલત શી હતી ને શી છે તો પછી આગળ પાછો કીર્તિનો કિલ્લો ક્યારે બાંધીશું? મંડળીસિંહ નામના વિદ્વાન્ ગોરા વૈદ્યની પરીક્ષામાં આવેછે કે આપણામાંથી સ્વદેશપ્રીતિરૂપી આંબોઇ ખશી ગઇ છે. અસલના સ્વદેશાભિમાનનો કંઇ પણ ભાગ નાડીપરીક્ષાથી જણાતો નથી;–સ્વદેશાભિમાનને શીત આવ્યાં છે! જલદીથી ગરમી પહોંચાડવાની તજવીજ નહિ કરીએ તો તે જવા બેઠું છે. તે મરી જશે એટલે આપણે રોઈ રહીશું અને છે તેના કરતાં વધારે આપણા ભુંડા હાલ થશે. વૈદ્યરાજ! સ્વદેશાભિમાન તે શું? ઘરડાઓની વિદ્યા, રાજનીતિ, રીતભાત, વહેવાર વગેરે કેવાં હતાં તે તો પેટને સાંસાં ફાંફાં ને વાંધા એટલે નિરાંતે અસલનાં થોડાંએક રહેલાં પુસ્તકો વાંચી જોયા વગર કેમ જણ્યામાં આવે? ત્યારે શું સ્વદેશાભિમાનનું ભાન કરાવવાને કશુંએ નથી? હા હા, છે છે; જુઓને આ આબુગિરનાર ઉપરનાં ને અનેરીકનેરી, ધારીપુરીની ગુફામાંહેનાં પુરાતન પણ ચમત્કારિક કામો! સોમનાથ, પાલીટાણા, ચિતોડ, ઉજ્જન, ગોકુળ, મથુરા, પ્રયાગ, કાશી, જગન્નાથ, રામેશ્વર, સતારા, પુના, નાશક વગેરે જગાઓ આપણને પાછલા દહાડા સંભારી આપેછે! એ ઠેકાણાંની શોભા બધી કોની કીધેલી છે? આપણા વડીલોની. એ ઉત્તર સ્વદેશાભિમાનનું ચોખ્ખું ભાન આણેછે. દેશના સઘળા જનોઉપર હેત રહે, તેઓ સઘળા સુખી થાય, તેઓની વિખ્યાતિ જગત્માં ચાલે એવાં કામો કરવાનું જે અભિમાન તે દેશાભિમાન. એ સ્વાભાવિક છે, પણ આવી આપણી દશા તેથી તે ઠરી ગયું છે. વૈદ્યરાજ! કીયા ઓસડથી, કીયે અનુપાને દેશાભિમાનને ગરમી પહોંચશે? માણસ સર્વ વાતે એક દરજે નથી. આપણે સઘળા જણા જુદી જુદી પ્રકૃતિના જુદી જુદી હાલતમાં છીએ માટે સૌએ પોતપોતાને રૂચિ પડતા અને ફાવતા પણ ભારે ઉદ્યોગ કરવા–ઉદ્યોગ કરી ધન મેળવવું–ધન મેળવી સારી સ્થિતિમાં રહી પોતાથી નીચેના દરજાવાળાઓની ખબર લેવી–એ ખબર લેવાનીજોડે પોતાના શરીરનાં અને મનનાં સુખ વધારવાની કોશિશ કરવી, એ અનુપાન સાથે, કુટુંબનાતના કજીઆ કલેશનાં મૂળ બાળવાં–અદેખાઇને દૂર કરવી ને તેને બદલે માંહોમાંહે ચાનક રાખવી–કુસંપ છોડી સંપે કામ કરવું–આળસ તથા વહેમો વર્જવા વગેરેની કરી પાળી, વિદ્યા,

જ્ઞાન, બુદ્ધિ, ક્ષમા, સત્ય, ચોખ્ખો વહેવાર, કળાકૌશલ્ય ને હાલના સુધરેલા વિચાર વગેરેની માત્રા ઘોળી, એ ઓસડ, ગળામાં ગટગટ ઠાંશી ગયાથી દેશાભિમાનને ઘણીજ ગરમી પહોંચશે—એ ઊચકાયલું ને તોળાયલુંજ પોતાને યોગ્ય ઠેકાણે રહેશે. આમ કરીને વખત આવ્યો કે પોતાનું જોર બતાવવાને મેદાન પડયુંજ છેની ! ચાલો આપણે વૈદ્યરાજની એ શીખામણ પ્રમાણે ચાલીએ. ફલાણાએ ફલાણું કામ કરી પરદેશીઓમાં પોતાના દેશનું નામ વધાર્યું, તેમ એક કહે હું વધારૂં, બીજો કહે ના હું વધારીશ, એ રીતે આપણે હમણા કાયર છીએ, તે ટળી શૂરપણે પોકારીશું કે હાંહાં અમે સ્વદેશને તારી આણવાને હદથી જ્યાદે મહેનત લઇશું, ત્યારે અને જ્યારે એ અહંકારને રૂડા અંગ્રેજ લડાવશે ત્યારેજ રે ત્યારેજ કીર્તિનો કિલ્લો પાછો બાંધવાને આપણે શામાટે લાયક નહિ થઈએ ? એ અભિમાન માણસનું નૂર છે—એવડે તે ઓળખાયછે—એવડે તે અમર છે—એવડે તે સુખી છે—તેને માન છે—અને એવડે તેની મુક્તિ છે. અહો કીરતાર ! એ સારી બુદ્ધિની બિચારા લાચાર હિંદુઓમાં જલદીથી પ્રેરણા કર !

જગત્નો વહેવાર કામની વહેંચણ ઉપર ચાલ્યો જાયછે. કોઇ બુદ્ધિબળથી, કોઈ અંગબળથી, કોઈ વિદ્યાબળથી, એ પ્રમાણે લોક કામ કરતા દેખાયછે. સઘળા સરખીજ હાલતમાં નથી—કોઈ ગરીબ છે, કોઇ પૈસાદાર છે. એવું છે માટે અભાગીઆ ભાગ્યવાનની આશા રાખેછે. મૂર્ખને વિદ્વાન્, નબળાને સબળા, દરિદ્રીને ધનવાન્, કુબુદ્ધિને સુબુદ્ધિ, રોગીને નીરોગી, દુઃખીને સુખી કામ લાગેછે. એઉપરથી જોતાં ખુલ્લું છે કે દેશની હાલત સુધારવામાં દરએક માણસને બે પ્રકારનાં દેણુ ચૂકવવાનાં છે. એક તો પોતેજ મહેનત કરવી અને બીજું આ કે બીજાઓને પોતાથી બની શકે તેટલી મદદ કરવી. એ બે દેણુ અદા થયેથી સ્વદેશાભીમાન દૃઢ થશે.

આપણા ગૂજરાત દેશમાં નહિ નહિ તોપણ કેટલેક ઠેકાણે પુષ્કળ દ્રવ્ય છે. અલબતાં, મોટા ભાગના લોક ઘણાજ હેરાન છે, તોપણ દક્ષણીઓનીજોડે મુકાબલો કરતાં ગૂજરાતીઓ સારી હાલતમાં માલૂમ પડેછે. ગૂજરાત મધ્યેનાં મોટાં શહેરોના શ્રીમંતોને ઓરડે અજવાળાં છે, પણ તેઓ પોતાના પૈસાનો ખરેખરો ઉપયોગ કરી જાણતા નથી. હરેક ઉદ્યોગ કરવામાં, બુદ્ધિને ચાલાક કરવામાં, મોટાં ભારે કામ માથે લેવામાં, સંપત વધારવામાં પૈસો મુખ્ય છે. પૈસો પૈસાને વધારેછે. એનો દેખાઇતો અનુભવ છતાં નઠારી હાલતમાં રહેવું, ધનને દાટી મૂકવું, મુઆ પછવાડે આટલી દોલત નીકળી એમ કહેવડાવવું અને કુસંપથી છેવટે સરકાર તીજોરીમાં ભરણું ભરવું એ ખોટો વહીવટ પૈસાદાર લોકમાં જોવામાં આવેછે. આપણા પ્રાંતનું કેટલુંએક ધન, ભોંયરામાં, ઘરના મોભના તથા બીજા સંચોમાં નકામું પડી રહેલું છે. જુવાન ધનવંતો પોતાના મદમાં પડેછે તેથી કેટલુંક ધન કુપાત્રને ત્યાં અને ગબ્બર કુપાત્રના હાથમાં જાયછે. જીવતર મોંજશોખનેમાટેજ છે, એમ કેટલાક શ્રીમંતો સમજી ખાવાપીવામાં, નાતના કર આપવામાં, વરઘોડા નાચ વગેરેથી બહારથી સારૂં દેખાડવામાં, વગરયોગ્યતાએ ફૂલાસમાં ખોટું મોટું માન મેળવવાને પોતાની પૂંજી વાવરી નાંખેછે. જે ગરીબ પોતાને પીડતી ભૂખથી ખાવાની વાત કરે તે તો ધાનમૂઆ ને મૌડા કહેવાય, પણ ખાવાપીવાના ઇંદ્રિયસુખમાં દિવસ ગુજારવા એ જે આપણે સઘળાને સારૂં લાગેછે તે કંઈ ઉપલા ઠપકાથી દૂર નથી. પરદેશીઓ આપણને ઉપપલાં નામો કરતાં હલકાં નામોએ બોલેછે. સમો ન પીછાનનારા એવા આપણે સઘળાજ, બાપદાદા કરતા આવ્યા માટે ખોટા માર્ગને ખરાજ માનતા આવેલા તેથી, આજના નાલાયકને ભોજન દક્ષિણાદિક દાન આપી અશક્ય રીતે પુણ્ય સમજી પૈસો ખરાબ કરી નાંખીએ છીએ. ગૂજરાતીઓનો હાલનો જમેખર્ચ તપાસતાં ખુલ્લું દેખાય છે કે પેદાશ કરતાં ખર્ચ અતિઘણો છે. બાપદાદાનાં રળતરોવડે એથી ખર્ચ નીભ્યા જાયછે. બાપનું પરસેવાથી રળેલું નઠારે રસ્તે ઠલવાયછે. નાતનેલીધે તથા કેટલાક ધનવંત છે, તેથી છેક ઉઘાડું પડતું નથી. બાકી ખરેખર જોતાં તો, સઘળું પોલેપાને ચાલ્યું જાયછે. એવે અવસરે કેટલીએક ચાલ વિચારીને બંધ ન કરી, કમાણીવાળા ગૃહસ્થો ઊલટા નવી ચાલ કહાડતા જાયછે. લગ્નનાં કામમાં રીતભાત વધતી જાયછે, મરણ કારજમાં પણ જમાડવાની ચાલ વધતી જાયછે, ને લોક ભૂખડુ છતાં એકમેકનું કરજ કહાડી પગરણે યશ લેવાને ગરીબથી તે શ્રીમંત સૂધી ઉમેદ રાખેછે. પણ કેવી થશે અવસ્થા આપણી તે જોતા નથી ! ઘડપણે ગરીબો તો બહુજ માઠી દશાને પામેછે. 'લાંબાસાથે ટૂંકો જાય, મરે નહિ પણ માંદો થાય' એ કહેવત આ ઠેકાણે સારી લાગુ પડેછે. સુરત શહેરના ગરીબ લોકની ગરીબાઈનો પૂર્ણ અને અસર કરતો દેખાવ સંવત્ ૧૮૯૩ ની મોટી આગમાં અને પછી જોવામાં આવેલો હતો. તે સમયે અને રેલથી નુકસાન થયાં તે વેળા અત્રેના પ્રતાપી પારસીએ કેવી કેવી મદદ કરી હતી તે સૌના જાણ્યામાં હશેજ.

પૈસો પેદા કરવો ઘણો મુશ્કેલ છે અને ધનસંપત્તિની પ્રાપ્તિ કરવી પછી ગુજરાન જેટલી પણ એ માણસને કર્મે ચોંટેલુંજ છે. તોપણ શ્રીમંતો અઘટિત રીતે પાણીદાર હથિયારને છાણમાં મારેછે. ગરીબની દશા ભણી લગાર પણ જોતા નથી. હું એમ નથી કહેતો કે શ્રીમંત પોતાની પાસે જેટલું હોય તેટલું ગરીબને આપી દેઈ પોતાને વેલા પાડવી. હરગીસ મારા સ્વપ્નામાં પણ એવું કદી આવ્યું નથી ને આવનાર નથી. તેઓએ પ્રથમ પોતાને સુખ કરી પછી વધતા પૈસાનો નઠારો આડોતેડો ખર્ચ ન કરી, તેને પરમાર્થમાં નાંખવો, જેથી આ લોકમાં તથા પરલોકમાં કલ્યાણ થાય.

દયા એ ઇશ્વરી અંશ છે; એ ગુણ માણસને સ્વાભાવિક છે. કોઇ બૈરીને રસ્તામાં માર ખાતી જોવાથી આપણામાં કણકણો છુટી જોસ્સો પેદા થઇ પ્રથમ સ્ત્રીઉપર દયા અને પછી પણ તરતજ, મારનાર ઉપર ક્રોધ આવેછે. કારણની તપાસ તો પછવાડેથી કરીને આપણો આગલો વિચાર ફેરવવો ઘટતો હોયછે તો ફેરવીએ છીએ, પરંતુ પહેલવહેલાં આપણને સ્ત્રીવિષે દયા ઉપજેછે. હવે એકજણ સારૂ એટલું થાયછે તો લાખો આદમીને ઉઘાડે પગે, ઘસતે ટાંટીએ, નાગે શરીરે, ચોંટી ગયેલે પેટે, બોડે માથે, કેડી આંખે, ચિંતાની લાહે, રોગની ધાસ્તીએ અને છોકરાંરૂપી રાંડધાડનેલીધે, ભીખ માગતા જોઈ કેમ દયા ન ઉપજે? થોડાકજ શ્રીમંતોને ઉપજેછે. ટાંટીઆમાં કસ છતાં, કાંડામાં જોર છતાં, શરીરમાં ઝુમ છતાં, વગર મહેનતે અપાત્ર હોઈને પારકાનું ધૂતેછે અને એ ધૂતવું હક્કરૂપે ગણેછે એવા ઉપર લેશ ધ્યાન આપવું જોઈએ તે તો પૂજાયા જાયછે પણ બિચારાં ખરેખરાં ગરીબ—આંધળાં, લૂલાં, મૂગાં, બહેરાં, માબાપ વગરનાં, રઝળતાં, અને રોગીઓ આપણી પાસેથી પોકાર કરતાં જતાં હોયછે, તોપણ આપણે તેઓ તરફ નજર કરતા નથી. રે ગૃહસ્થો! રીત આવી છે કે પાસેનાં સગાંવહાલાંની નઠારી દશા તરફ જોયાથી દિલને ઘણુંજ લાગેછે. પડોશી, નાતિલા અને દેશીઓવિષે તો અનુક્રમમાં હેતભાવ પ્રમાણે લાગે તોપણ કોઈનાં પણ દુઃખો અને તે વળી ઉપર કહ્યાં તેવાં જોયાથી (આપણો માણસનો જીવ છે માટે) હૈયામાં અસર થાય ખરી. દેશ એક કુટુંબ છે. દેશીઓ તે આપણા ભાંડુ છે. શ્રીમંતનો જીવ તેવો અનાથનો જીવ, જીવ કંઇ ઊંચ નીચ નથી. ઇશ્વરને ઘેર તે સમ ગણાયછે. નાચાર ભૂખે મરતા શૂદ્રને પાળવો એમાં ભ્રષ્ટ બ્રાહ્મણને જમાડ્યાના પુણ્ય કરતાં વધારે પુણ્ય છે. નીચ ઊંચ તો માત્ર ધંધાનેલીધે થયા છે. માટે દાન આપવાવિષે નીચ ઊંચ જાત જોવાની નથી, પણ લેનાર સુપાત્ર કે કુપાત્ર છે, એ વધારે જોવાનું હોયછે. આપ્યાથી જેઓનું પેટ ટાઢું થાયછે અને આંતરડી કળકળતી બંધ પડેછે તેઓ અંતઃકરણથી પોતાને સારૂં કરનારને કેટલી દુવા દેછે! એથી આપનારને કેવો ને કેટલો સંતોષ! અને તેની સંસારપ્રીતિ અને દાઝમાં કેટલો વધારો! દશાનું ચક્કર ફરતું ફરતું સૌના ઉપર આવેછે, ત્યારે દશાથી દુઃખ પામતા અભાગી અને પોતાના ભાંડુ પ્રમાણે જાણી તેની બને તેટલી બરદાસ્ત લીધાથી મનનું સમાધાન રહે કે નહિ? દુઃખી પ્રાણીને સંકટમાંથી ઓધારવો એ આપણો ધર્મ છે. સરકારે એ વાતની સારી જાણ કીધી હતી, કરેછે ને કરશે. રૂશિયનની લડાઇમાં ગરીબ રૈયત પુરૂષોની વિધવાઓનાં ને છોકરાંઓનાં ગુજરાનને માટે "પેટ્રિઆટિક ફંડ—દેશહિતકારી ભંડોળ" ઇગ્લાંડમાં ઊભો થયો. એ બાબતની ટીપમાં આપણા દેશીઓએ પણ સારી સારી રકમો ભરેલી છે. આપણી રાણીની તરફના લડાઈમાં મરણ પામેલા યોદ્ધાઓનાં બૈરાં છોકરાંને તથા જખમી થયેલાઓને દુઃખના દરિયામાંથી કહાડી તેઓ પોતાનો સંસાર ચલાવી શકે, એવિષેનો બંદોબસ્ત કરવો એ જેમ મોટા પુણ્યનું કામ ગણાયછે તેમ આપણા દેશી ગરીબોની હાલત ઉપર નિઘા પહોંચાડી તેઓનાં દુઃખ ટાળવાસારૂ બંદોબસ્ત કરવા એપણ તેવુંજ, રે વધારે પુણ્યનું કામ ખરેખરૂં છે. જ્યારે દેશીઓની બરદાસ્ત ન લેવાઈ અને પરદેશીઓની લેવાઇ ત્યારે પછી સ્વદેશનું અભિમાન શેનું? શરમ અને ફૂલાસમાં પારકાને મદદ કરવી એમાં નિંદવા જેવી સ્વાર્થબુદ્ધિ છે. ઘરનો મરે તો તો જ્ઞાનમસે એમ સમજી બહાર સારૂં કરી આબરૂ મેળવવી એ કેવળ મૂર્ખનું કામ છે. ભાઇઓરે, દેશી અનાથનું પાલન પ્રથમ કરવું જરૂરનું જાણો. વિકારસહિત દેવપૂજા કરવી, બહારથી શ્રોતરી દેખાડવું અને દાન કરવાની મતલબ આબરૂજ છે એમ સમજવું, તે વળી અપાત્રને, એ કંઇ સ્વર્ગે પહોંચવાની નીસરણી નથી.

સ્મિથ નામે અંગ્રેજ વિદ્વાન્ સદ્‌ગુણને મોટા ત્રણ વર્ગોમાં બતાવેછે. હરકોઈ વિષયની તેની યોગ્યતાપ્રમાણે વર્તવું એ એક; સારાસાર સમજી ડાહી રીતે વર્તવું, એ બીજો; અને પારકાનું કલ્યાણ ઇચ્છવું એ ત્રીજો વર્ગ. એ ત્રણમાં પરોપકારરૂપી જે સદ્‌ગુણ તેની તે ભારે તારીફ કરેછે. મોટા મોટા નીતિશાસ્ત્રીઓએ પણ એમજ સમજ આપી છે કે પરોપકારબુદ્ધિ એ મોટો સદ્‌ગુણ અને મનુષ્યનું દૈવત છે. ઈશ્વરને કોઈ વસ્તુની ગરજ અને કમી નથી, તે સર્વે વાતે પૂર્ણ

છે, તે સચ્ચિદાનંદ સ્વરૂપે છે. એવા જગત્કર્તાને, આપણાં ભરણપોષણ તોષણને માટે, તરેહતરેહવારની સગવડ પૂરી પાડી આપવામાં, પરોપકારબુદ્ધિવિના બીજી કેઇ સ્વાર્થી બુદ્ધિએ પ્રેરણા કીધી હશે ? ઉઘાડું છતાં આવી કલ્પના કરવી એજ ગાંડાઇ છે. પરોપકારબુદ્ધિ ઈશ્વરી ગુણ છે. એ ગુણના અંશ આપણામાં હોય તેથી પ્રભુ રાચે કેની ? તે ઘણોજ પ્રસન્ન થાય. મનખા અવતાર ધરી એ બુદ્ધિ જે ન લાવ્યો તેણે "મિથ્યા જનુની ભારેરે મારી એવો જન્મ ધર્યો ન ધર્યો." એ બુદ્ધિ સૌનેજ થાય, પણ તે કામમાં લાવવાનાં પૂરાં સાધનો થોડા જણપાસે હોયછે. એ થોડાજણ જે શ્રીમંત તેઓએ એ બુદ્ધિનો ઉપર લખ્યા પ્રમાણે સારો ઉપયોગ કરવો જોઇએ; ન કરે તો તેઓ ઈશ્વરના ગુનેહગાર છેજ. બખીલ પોતાના એકઠા કીધેલા પૈસાને વાવરતો નથી, પણ વારે વારે તેને જોઇ સુખ માની લેછે. પરંતુ સુખ તે શું એ તે ભોળો જાણતો નથી; રાત દહાડો તેને ઊંઘ હોતી નથી. માટે કહેવાનું આ કે પૈસો રૂડી રીતે મેળવીને તથા તેનો સારો ઉપભોગ કરીને બાકી રહેલાનો માબાપવિનાનાં બાળકોને, ડોસાં ડગરાંને, માંદાંને, ખોડવાળાંને, એઓને ધર્મ કરવો. ભરતામાં ભરવું મિથ્યા છે. જેમ (वृथा वृष्टिः समुद्रेषु) રત્નાગરના પાણીમાં વરસાદના પાણીનો ઉમેરો ફળવિનાનો છે, અને (वृथा तृप्तेषु भोजनं) સારીપેઠે ધરાઇને જમેલો એવાને પાછું ભોજન કરાવવું નકામું છે તેમ (वृथा दानं धनाढ्येषु) પૈસાથી પૂરા ભરેલાને દાન કરવું એ પણ ફોકટ છે. અર્જુનને (કૃષ્ણે) આ પ્રમાણે કહેલું છેઃ—

दरिद्रान्भर कौंतेय मा प्रयच्छेश्वरे धनं ॥
व्याधितस्यौषधं पथ्यं नीरुजस्य किमौषधं ॥

હે કુંતિના પુત્ર, અર્જુન, તું દરિદ્રીઓને આપ, ધનવંતને ન દેતો; રોગીને ઓસડથી ગુણ થાયછે; પણ નીરોગીને ઓસડ શું કરવા જોઇએ ? શંકરાચાર્યે પણ લખેછે કે (देयं दीनजनाय च वित्तं) દીન માણસને ધન આપ. એવા દાખલાઉપરથી ઉઘાડું થાયછે કે નિરાશ્રિતોનેજ દાન કરવું;—પૈસાદારે તેઓની દશા સુધારવાની ઘણી કાળજી રાખવી.

અહો મારા જનો! વિચારો કે વટેમાર્ગુ તથા મુસાફરોની અડચણો દૂર કરવા સારૂ જેઓ ધર્મશાળા, કૂવા વગેરે બંધાવેછે તેઓને કેટલું પુણ્ય લાગેછે ? તળાવ, કૂવા, વાવ, ધર્મશાળા શ્રીમંતો બંધાવતા ને આજ પણ બંધાવેછે એ વાત ખરી પણ ઘણા થોડા, લોકનાં કલ્યાણમાં બે વાત મોટી; એક તો વિદ્યાનું દાન અને બીજું ઓસડનું દાન. બ્રાહ્મણ, વાણિયા વગેરે કેટલીએક નાતોમાં (ब्रह्मभोजन) બ્રાહ્મણને જમાડવા એ મુખ્ય છે. ભક્તિ, અનુષ્ટાન, પૂજા વગેરે હરકોઇ ક્રિયાને અંતે अमुक संख्या ब्राह्मणभोजनेन अमुक देवः प्रसन्नोस्तु. એટલે આટલા બ્રાહ્મણ જમવાથી ફલાણો દેવ પ્રસન્ન થાઓ એવો સંકલ્પ એટલે નીમ કરીને પાણી મૂકાયછે. એ વાતથી સાફ જણાયછે કે ચોરાશી, નવનાત વગેરે કરી બ્રાહ્મણ જમાડવા એ મોટો ધર્મ કહેવાયછે. પણ તેની સાથે એમ નથી કે દયારૂપી ધર્મ કરવો એ દોષ છે. જે કારણથી જે રૂપે જે માણસને જોવાં જોઇએ તે કારણથી તે રૂપે તેને જોઈએ નહિ ત્યારે તેઓને આપણી તરફથી પૂર્વની ભક્તિ અને ભાવ એ દેખાડવાં એ મોટું પાપ છે. માટે અઘટિત ખર્ચને ધર્મ ન જાણો ને કદાપિ આ મારૂં કહેલું માનવાને વિચારઉપર રાખવાને ઇચ્છતા હો તો તેમ કરજો, પણ સૌ આ કબૂલ તો કરશોજ કે ઉપલો ધર્મ દયાધર્મ કરતાં ઉતરતે દરજે છે. દયાધર્મ પ્રત્યક્ષ ખાતરજમાનું સુખ અહીં આપેછે ને તહીં આપશે. ગૂજરાતીઓમાંના કેટલાએક ઊનાળે પરબ મંડાવેછે એ બહુ રૂડું કામ તેઓ આચરેછે. આપણા લોકોએ જમાડવામાં આપણા લોકમાંજ યશ લીધા છે પણ આંધળાં વગેરે અપંગોની હાલત સુધારવાથી આપણા તથા પારકા દેશના લોકોમાં કોણે યશ લીધા છે ? હજીસુધી કોઇએ નહિ.

અસલના વખતમાં આપણા રાજાઓ ગરીબની કંગાલ હાલત અને લાંઠીઆઓની દોંગાઈથી સારીપેઠે વાકેફ થવાસારૂ નગરચર્યા કરતા અને દુઃખીઓને સુખી કરતા. યવનોનાં અસ્થિર રાજ્યની ધાસ્તીને લીધે આપણા તે વેળાના શ્રીમંતો ગરીબનાં દુખડાં કાપવાને માટે ધર્મશાળાઓ, વિદ્યાશાળાઓ, વૈદકશાળાઓ પુષ્કળ સ્થાપવાને આચકો ખાતા, પણ હાલનું રાજ્ય થોડા કાળમાં જશે એવું કોઇની કલ્પનામાં આવે તેવું નથી. માટે બહેતર છે કે લોકોની—દેશીઓની હાલત સુધારવાને શક્તિવાળા પુરૂષોએ સારી મદદ કરવી. લાડ વાણિયાની મોટી નાતમાં અઘરણીની ચાર, વરશીની ચાર અને લગ્નની છ મોટી જમણવારો થતી, અને પગરણે છોકરીથી માંડીને તે સૌ ખૈરાંને ત્રણ ત્રણ આના પ્રમાણે પૈસા વહેંચવામાં આવતા. એ ચાલથી બહુજ નાણું જતું ને ગરીબો માર્યા જતા. એ દુઃખનો ટાળનાર શેઠ પહેલવહેલો કેવો નઠારો કહેવાતો? પણ હવે તે કેવો સારો કહેવાયછે ! ખોટા ખર્ચો કમી કરી, સર જમશેદજીની પરોપકારબુદ્ધિ સામું જોઈ ગરીબ માણસોના તેમાં ઘણું કરીને પોતાની નાતના લાચાર,

ખાવા નથી મળતું એવા રાંડ્યા માંડ્યાઓનાં તથા રડતી રાંડેલીઓનાં પોષણને માટે ફંડ ઊભાં કરો. એ આચરણ મોટો ધર્મ છે એમ નક્કી જાણો. આહા! સુદામાની કેવી ગરીબી! તે પોતાની બૈરીનાં મહેણાં ખાઈ પોતાના મિત્રનીપાસે ગયો તે વેળા તેના મિત્ર કૃષ્ણે કેવી ઉલટભેર અને પડતાં પડતાં તેની ભેટ લીધી! ગરીબ થયો માટે શું નાંખી દેવાનો? આપણા શ્રીમંતો તો જેમ ગળત કોઢની અને ઊડતા તથા ચેપી આજારની સોડે જતાં બીએછે તેમ ગરીબને પાસે તેડવામાં નીચું માનેછે. મહાપુરૂષોએ તો કંગાલનાં દુઃખ હર્યાં છે. આપણાથી બનેછે તો શું પણ થોડા ઘણા અનુકૂળ છતાં આપણે શામાટે વિપત્તિમાં પડેલાને સહાય ન થવું? જેમ પૈસાદારે ધને કરીને દુખીઆંને દિલાસો દેવો તેમ વિદ્યારૂપી ધનવાળાઓએ મૂર્ખના નઠારા વિચારો અને અજ્ઞાન ખસેડવાને મહેનત લેવી. એકલપેટા થવું એ નીચી રીત છે, એથી આપણામાં અને જનાવરમાં કંઈ ફેર રહેતો નથી— પોતાનાં પેટ તો કાગડાકૂતરા પણ ભરેછે, ને સૃષ્ટિમાં માણસનોજ જીવ છે કે જેને પોતાના વર્ગીનાં દુઃખનું ભાન હોયછે, અને એકમેકના દુઃખસુખનો તે ભાગીઓ થાયછે. પણ પૈસાદારની રીત તો ન્યારીજ છે. તેઓને પગ્યા ઉપર પાટું ઉગામતા હું જોઉંછું. ગરીબ એટલે ફેંકી દેવાનો, પછી ગુણી હોય તોપણ. અસતરીના કોકાવાળો ગમે તેવો નઠારા છંદનો હોય, તોપણ તે તેઓને પસંદ પડેછે. ગરીબ શબ્દના અર્થમાં જે મારા મનમાં વિચાર છે અને જેમાંના કેટલાએક, ઓ તવંગરો! તમારા કરવાને આ જે હું મથુંછું તે પૂરા તમારા ધ્યાનમાં નથી આવવાના! પોતાના અનુભવવિના તે સારૂં ભાન નજ હોય. વિચારો, વિચારો લગાર લાંબી નજરે કે તેઓ પોતાનાં ગુજરાન કેવી ભુંડી રીતે ચલાવેછે! તેઓ રાજ્યને અને તમારે માથે ભાર છે એમ તમે ન જાણો. તેઓને નઠારી હાલતમાં સરજ્યા માટે તેઓને ત્યાંજ રહેવા દેવા? શું આપણાં ખોડવાળાં માદાં છોકરાંને વૈદ્યપાસે લેઈ જઈ સારાં નથી કરાવતા? પરદેશીઓમાં હમેશ વાત ચરચાયછે કે કીયા દેશમાં ગરીબ ભૂખે મરતા વધારે છે? ને બનાવ કદાપિ એવો આવ્યો કે આપણનેજ તેઓ પૂછે ત્યારે શું વીલે મ્હોડે જવાબ દેવો કે અમારા? દેશના લાચાર તે પણ આપણા દેશના, એટલે, આપણાં મોટાં કુટુંબમાંના તેઓને સુખીઆં કરવાને આપણે સારી સ્થિતિના લોકોએ સારો શ્રમ લેવો જોઇએ.

વિક્રમ અને ભોજ પોતાનાં રાજ્યનું અભિમાન ધરાવતા એટલે તેઓનાં રાજ્યમાં કોઈ દુઃખી નહોતા. રાજા પોતેજ પરદુઃખભંજનને માટે ઘણાંજ દુઃખ સોસતા તો સમર્થ શ્રીમંત લોકોએ પણ બુદ્ધિ, વિદ્યાથી તો જાણે નહિ પણ માત્ર સરળ રસ્તો જે ધનથી બરદાસ લેવાનો તેથકીજ હાલમાં હજારો ભૂખે, તરસે ને ઓઢવે હેરાન છે તેઓની સંભાળ લેવામાં શાસારૂ પાછાં પગલાં કરવાં?

હું એમ નથી કહેતો કે ગરીબને ભીખ આપી તેઓને આળસુ કરો. તે તો તમે ઘણાને આળસુ કરોછોજ. શક્તિમાન પાસે કામ લેઈ તેઓની બરદાસ લો, અને અશક્તને સારાં કરવા સારૂ મફત ઓસડો પહોંચાડો. આપણા દેશનાં છિદ્ર પારકાને શાવાસ્તે જોવા દેવાં? કેડે છોકરાં, પીઠે છોકરાં, ઝોળીમાં છોકરાં એવી અને ઝોળીઓ તથા તંબુરીઓ સાથે ફાટાં ચીથરાં પહેરેલાં એવી ભીખારણોને મોહોલ્લે મોહોલ્લે ફરતી દેખીએ તેમાં શું આપણી શોભા છે? એઓના બંદોબસ્ત કરવાને કંઈ ઈલાજો નથી? જોઈએ તેટલા છે. તમે ઇચ્છા દેખાડો એટલે રસ્તા પોતાની મેળેજ સૂઝી પડશે. એ ફરેલ અને પરેશાન બૈરીઓ આપણાં બૈરાંની નજરે શામાટે પડવી જોઈએ?

વિદ્યાની બાબતમાં હજીસૂધી ગરીબ તરફ પરોપકારી પુરૂષોનું મન થોડુંજ ગયું છે. આ દેશમાં ગરીબ રંકજાતને ઉત્તમ કેળવણી આપવાનાં ઠેકાણાં ઘણાંજ થોડાં છે. ગૂજરાત તરફના હજારો ગરીબોને ધંધા શીખવવાને નિશાળો નથી. એવી નિશાળો ઉદાર પુરૂષોની પરોપકારબુદ્ધિથી નીકળશે ને ગરીબો શીખશે ત્યારેજ આપણાથી દેશનું અભિમાન ધરાશે.

પૈસો કારમી માયા છે. પૈસાથી નઠારાં કામ કરવાની લાલચ ઘણી વધેછે. એ લાલચરૂપી મહાજાળમાં પડ્યાથી માનવી અને દયાવૈગુણ્ય ભૂલી જવાયછે. નઠારાં આચરણ કરવાની ખાયશ રાખી તેમાં ઝંપલાવવાનેવાસ્તે ટંકોટંક આવી રહીએ છીએ. શૂર અને ગંભીર પુરૂષો, એ દુષ્ટ લાલચને સુસંગત અને નીતિના જોરથી પગતળે ચાંપી, કટાઈ ગયેલી પરોપકારબુદ્ધિને ઉશ્કેરણી આપેછે ને ઈશ્વરનો પાડ માનેછે કે રે દીનદયાળ! જેવી મને દયા કીધી છે તેવીજ દયા મારાથી ગરીબડાં ઉપર થાય એવી મારામાં પ્રેરણા કરજે.

ફિલિપ સિડની મોટો લશ્કરી સરદાર એક લડાઈમાં બહાદુરીથી લડતાં અચાનક ગોળી વાગેથી મૂર્ચ્છા ખાઈને પડયો. તે તરસથી ઘણોજ પીડિત થયાથી તેને માટે એવી વખતે નજ મળે એવું જે પાણી તે તેના માણસોએ મુશીબતથી આણ્યું. સિડની પ્યાલું મ્હોડે માંડેછે, એટલામાં કોઈ ઘાયલ સિપાઈએ તેઉપર નજર નાંખી. તેજ ક્ષણે સિડનીએ પ્યાલું ખસેડી

દેઈ પેલા સિપાઈને આપ્યું ને બોલ્યો તને તેની જરૂરીઆત આ વખતે મારા કરતાં વિશેષ છે. પ્રાચીન રોમશહેરનો બાદશાહ ટૈટસ પોતાની રૈયતનું રૂડું કરવું એથકી સંસારમાં બીજું કંઇ ભલું કર્મ છેજ નહિ એમ માનતો. એક દિવસે તેને યાદ આવ્યું કે, આજ મેં રૈયતના હક્કમાં કંઇ સારૂં કીધું નથી. તે ઉપરથી તેણે પોતાના મિત્રોને કહ્યું કે વહાલાઓ! "મારો આજનો દહાડો ફોગટ ગયો છે." યુદ્ધપ્રસંગે અર્જુનનાં બાણથી કર્ણ મૂર્છાગત થયો તે સમે કર્ણની પાસે એક ઘરડો બ્રાહ્મણ ભીખને અર્થે આવ્યો. પાસે બીજું કંઇજ નહોતું તેથી તે સવારના પહોરના નામે, પથરાથી દાંતમાંની સુનાની રેખ કહાડી બ્રાહ્મણને આપી. બળિ રાજાએ મોટું દાન કીધું છે. હરિશ્ચંદ્રાદિકોએ કીધાં છે. એવા એવા દાખલા પરોપકારથી પુણ્ય થાયછે તે બતાવવાને ઘણા છે-તેમ દાનધર્મ કેવાં ને કીયે પ્રકારે ને કોને કરવાં એ સર્વ, દાનમયૂખ અને દાનચંદ્રિકા એ ગ્રંથોમાં લખેલું છે.

दातव्यमिति यद्दानं दीयते नुपकारिणे ॥
देशे काले च पात्रे च तद्दानं सात्विकं विदुः ॥

જેનાથી આપણો કીધેલો ઉપકાર પાછો વળાવાનો નહિ એવા ગરીબને દાન કરવું; દાન લેનારો ધૂર્ત ન જોઈએ, પાત્ર જોઈએ; દેશ અને સમય જોઇને દાન કરવું; એવા દાનને પંડિતો સાત્વિકદાન કહેછે. દેશ જોઇને એટલે ગામ, શહેર વગેરે ઠેકાણાંના લોકની હાલત સામું જોઇને અને કાળ એટલે શિયાળો, ઊનાળો, ચોમાસું, અવસ્થાકાળ, દશાકાળ, અને દેશમાં પડેલો દુકાળ એ સઘળાંથી હેરાન થતાં માણસને જોઈને. જાત્રાનાં ઠેકાણાં અને વાર પર્વણી એ દેશ અને કાળના હાલ ચાલતા અર્થ છે, પણ અસલ અર્થ નહિ હોય. લોકો ક્યાં ક્યાં ને ક્યારે ક્યારે અને શાં શાં નિમિત્તે અનાથોની હાલત જોવા જાય? માટે જુદી જુદી ઋતુએ જુદે જુદે ઠેકાણે દેવોના મહિમા વધાર્યા છે કે તે તે ઠેકાણે સઘળી અવસ્થાનાં ગામગામનાં ગરીબો દાન લેવાને આવે. આપનાર અને લેનાર બન્નેને સૂતરૂં પડે.

રાજા સિંહાસનેથી વિચારે કે ગરીબને શું દુઃખ પડે છે તે તેને વિક્રમની પેઠે રખડ્યાવિના ક્યાંથી માલૂમ પડે? મહારાણી વિક્ટોરીયાને પણ ગરીબની અવસ્થા જાણવાને, સમાચારપત્રો, ચોપાનીઆં, પુસ્તકો, પાર્લમેંટ સભા વગેરે સાધન ન હોય તો, મુશ્કેલજ પડે. આપણા શ્રીમંતોને આપણા ગરીબોનાં દુઃખોની તસવીર દેખાડવાને ઘણાંજ થોડાં સાધનો છે.

આપણા ન્યાયાધીશોને ઘણીખરી જાણ આથી પડે-છે, કે "પેટ બળ્યો ગામ બાળે" એ કહેવત પ્રમાણે ચાલી ગરીબના જુવાન છોકરાઓ ચોરી, ખૂન, લબાડી, ઉન્મત્તાઇ, જુગાર વગેરેના ગુનાહ કરેછે. પેટ તો મૂકે નહિ ને અનાજ તો ઘરમાં હોય નહિ, કંઇ ભણતર પણ આવડતું હોય નહિ, કોઈના બધામાં પણ ન હોય એવા લોક, ઉપર કહ્યા તે ગુનાહ કરેજ તેમાં શી નવાઇ? તેઓ સાફ કોર્ટની હજૂર કબૂલ કરેછે કે અમારાં પેટને કાજે અમે ગુનાહ કરીએ છીએ. ગુનાહ થતા બંધ કરવાને જુવાન ગરીબને કામે લગાડવા માટે કારખાનાં કહાડવાં જોઈએ. ગરીબની અવસ્થાવિષે કવિયે અસરકારક રીતે વર્ણન કરવું જોઈએ. જુવાન પૈસાદાર પોતાના નઠારા છંદમાંથી ફુરસદ લાવી ઊનાળે દાઝતા, વરસાદે ભીંજાતા અને શિયાળે ઠુંઠવાતા એવા અને ભોંય જેવું બિછાનું, આકાશ જેવું ઓઢણ, આપણું એઠું અને એપણ એવુંજ જેવું ખાનપાન છે એવા નિરાશ્રિતસંબંધી વિચાર દોડાવે તો કેટલા પરોપકરનું કામ થાય!

અંગ્રેજ ગરીબ કારીગરોને ટેક હોયછે કે દાન દાખલ કંઇ લેતા નથી; પણ આપણા એવી પંક્તિના લોકમાં એ સમજ છેજ નહિ. ઊંચ કુળના કંગાલ દશાને પહોંચ્યા હોયછે તે પણ રાતરે ભીખ માગવાને નીકળે છે. જાચના સરખું હલકું કામ બીજું એકે નથી. ઊંચથી નીચનો ધંધો થાય નહિ વગેરે એવા એવા નાતના દોરને લીધે ગરીબો પેટ જેટલું પણ પેદા કરી શકતા નથી એવાની; અને ઊઠાતું બેસાતું નથી તથા કામ કરવાને અશક્ત છે તેઓની, વિશેષે કરીને શ્રીમંતોએ સંભાળ લેવીજ.

તેઓએ ગરીબનેસારૂ ફંડ એકઠું કરી ઘરો બંધાવી આપવાં અને કારખાનાંઓમાં ગરીબ કારીગરોને નીચ જાતને બહાને ન દાખલ કરવા. અફસોસ છે કે આપણા પરચૂરણીઆ શઠ સોદા વેચનારાઓ જુઠાણું ચલાવવામાં કંઈજ બાકી રાખતા નથી. પ્રથમ તો પાંચગણી કીમત બતાવેછે અને ગરીબ બાપડાને ધમકીમાંજ આંજી નાંખી બેપરવાઇ બતાવી સાચાના શિરોમણી થઇ વેચનારા અસલ કરતાં ત્રણગણી કીમતે વેચેછે. ગરીબ શું પેદા કરે ને સુખે રોટલા ખાય? એવા દગા છળ થાય તે અભણેલ અને રાંક લોક શું જાણે? માટે એવી વાતોના પૈસાદારે બંદોબસ્ત કરવા જરૂર છે. આંધળાં, લંગડાં વગેરેઆશરાવિનાનાંને કાજે ધર્મશાળા બાંધવી કે જ્યાં તેઓ રોટલા ખાઈ પડી રહે. અજબ જેવું છે કે મુંબઈમાં આવા આવા નામાંકિત શેઠીઆઓ છતાં ધર્મશાળા નથી કરતા! વાલકેશ્વર, મહાલક્ષ્મી આદિ લેઈ કેટલેક ઠેકાણે રહેઠાણ પોતાને મોજ કરવા,

હવા ફેરબદલ કરવા બંધાવેલાં, તેઓને સારા ગૃહસ્થો ધર્મશાળા નામ આપેછે. એ ઘરો બીજાઓને માગેથી મળેછે પણ ઊંચ વર્ણનેજ. જાત્રાના દહાડામાં જ્યાં ઉજાણીઓ ને નાચરંગ થાયછે તે ઠેકાણાં, ઘણો દિલગીર છઉં કે ધર્મશાળા કહેવાયછે.

મુંબઇમાં દેશદેશના લોકનો પગરવ છે. બિચારા પરદેશીઓ મુકામને માટે ઘણાજ હેરાન થાયછે. ખરેખર કોટ અથવા બહારકોટમાં ધર્મશાળા ન મળે. પાંજરાપોળ નામ આપણા લોકના સમજવામાં ઘણુંજ નીચું છે તેથી ત્યાં જવાને લોક આચકો ખાયછે. સાધુસંત, બાવા વેરાગીઓ, મામાદેવી, ભૂલેશ્વર, મહાલક્ષ્મીને રસ્તે શેઠ જગન્નાથ શંકરશેઠની વાડીમાં અને ભાયખળે શેઠ કરમશી રણમલે બાંધેલાં સ્થાનકમાં આશ્રમ પામેછે. આંધળાં અપંગોને માટે આશ્રમ નથી. ચઢતી પંક્તિના ગૃહસ્થો બહારથી આવેલા અહીં તહીં પડવાને મુકામ શોધેછે એ દુઃખ કંઇ નાનુંસૂનું નથીજ. ગૂજરાત તરફના કેટલાએક અજાણ્યા ગરીબ રોંચાઓ અતરે આવેછે, તેઓને બે ત્રણ દિવસ લગી મુકામ ન મળ્યાથી ચણા ફાકી કોઇને ઘેરથી પાણી પી કોઈ ઠેકાણે પડી રહેલું પડેછે. મુંબઈ શહેરમાં ગરીબ લોકોને ઘર નીભાવવું બહુ અઘરૂં પડેછે તેથી કરીને જિલ્લાઓના દુબળા અને બાપડા અત્રે આવવાને બીએછે. થોડેએક ઠેકાણે સદાવર્ત્તો જોવામાં આવેછે એ ઠીક છે, પણ એઓની સંખ્યામાં વધારો કરવો અને એના બંદોબસ્તમાં સુધરાવટ કરવી એ જરૂરનું છે. મુંબઇના લોકના ઉપયોગમાં આવે એવી કોઇ ધર્મશાળા નથી કે જ્યાં મુસાફરો હક્ક રાખી આરામ લે! થાક્યાં કીધા પરદેશથી આવેલા ક્યાં વિસામો લે? એઓનાં દુઃખનો આરોજ નથી. વાસ્તે સર્વે શ્રીમંતોએ આ બાબત ઉપર વિચાર દોડાવી ધર્મશાળા કરવી. આગગાડી થતા પહેલાં ગૂજરાતના લોક સૂરત થઇને મુંબઇ આવતા. તે લોકને સૂરતમાં ધર્મશાળા નહોતી તેથી જેમ અહીં લોક ઈજા પામેછે તેમ ત્યાં પામતા; પણ નામીચા અને ધર્માત્મા શાહુકાર હિંમતરામ મયારામે વરીઆવી ભાગળે મોટી ધર્મશાળા બંધાવી ત્યારે સર્વ જાતના પ્રવાસી લોકને સુખ થયું.

મારા જાણ્યામાં આવ્યું છે કે આંધળાં, પાંગળાં વગેરે નિરાશ્રિતની ખોરાકી, પોશાકી વગેરેથી બરદાસ લેવાનું શુભ કામ સજ્જન વાણિયા ગૃહસ્થોએ શરૂ કીધું હતું. પણ ત્રણ ચાર મોટાં ઘરોએ રકમ ભરવાની આનાકાની કીધી. તેઓના વિલંબથી મોટું ધર્મનું કામ અટકી પડર્યું. 'તરત દાન ને મહા પૂન' એ કહેણી પ્રમાણે વર્તવું યોગ્ય છે. જેમ જેમ કારખાનાંઓ દેશમાં વધતાં જાયછે તેમ તેમ દેશી ગરીબોને રોજી મળેછે. જીલ્લાઓમાં રેલવે ખાતાંમાં લાખો ગરીબ કારીગર, મજૂરોને રોજી મળેછે એ ખુશીની વાત છે. ચોખ્ખાઇ, સુઘડતા, અને નીતિના ફેલાવ ગરીબોમાં થવા જરૂરના છે, કેમકે તેઓ નઠારાં વ્યસનને તાબે હોયછે અને ઘણુંખરૂં વ્યસનોથી કેટલાકના પ્રાણ જાયછે. માટે એવી નઠારી ટેવોની બેડીથી તેઓને છુટા કરવા સારૂ શ્રીમંતોએ મંડળીઓના તથા છાપખાનાંઓના આગેવાનને અને સમાચારપત્રોના અધિપતિને મદદ આપી તેઓનીપાસે જૂજ કીમતનાં નાનાં પુસ્તકો તૈયાર કરાવી, છપાવી, ગરીબ ગરબામાં વહેંચાવવાં.

ઉપર કહ્યા તે બધા કરતાં ઘણોજ રૂડો અને ધોરી રસ્તો પરોપકારના રસાલાને પધરાવવાને સારૂ હાલમાં દવાખાનાં કહાડવાનો છે. દેશી વૈદ્યોવિષે ઘણું ઘણું બોલવાનું છે તે આ ઠેકાણે ન બોલતાં ટૂંકામાં જણાવુંછું કે તેઓ વૈદકમાં છેકજ અધૂરા છે. બલકે થોડી નાડીપરીક્ષા અને થોડાંક ઓસડીઆંથી તેઓ પતરાજથી પોતાનો ધંધો ચલાવેછે. તેઓ ગરીબ એટલે પૈસાના ભૂખ્યા, તેથી જેમ તેમ થોડુંએક વૈદક જોઇ રાંક જાત ઉપર પોતાની વિદ્યા અજમાવવા માંડેછે. પ્રથમ તો ઘણાઓને ધૂતી, તેઓને પુશ્કળ હેરાન કરી પોતે વિદ્યા શીખેછે. રોગીના દરદ સામું ન જોઇ આદીતવાર, મંગળવાર, અમાસ વગેરે દિવસોએ આપણા પોપટપંડિત વૈદ્યો નાડી હાથમાં ઝાલતા નથી, તેથી ઘણાખરા અભાગીઆઓ પરવશ પડ્યાથી પોતાના પ્રાણ ખોયછે. એવા વહેમી અને મૂર્ખ વૈદ્યોના હાથતળે ગરીબ જનો શું સારા થાય? પૈસાદારો તો પોતાની કોથળીના જોરથી વૈદ્યોને ઘેર બોલાવી નાડ દેખાડેછે. આહાહા! કેટલા બધા ગરીબો રોગે કષ્ટિત થાયછે! વિસ્ફોટક, જલંદર, ગોળાના રોગ, પથરી, ટાંકી, પરમીઆ, કમળા, નજળા, તાવ, લોહીવિકાર, પિત્તવિકાર વગેરે તરેહતરેહના રોગથી, લોહી પરૂથી પાકાં ફૂટની પેઠે પચપચતા થઇ રહ્યા હોયછે—એવાને જોયાથી સૂગ ચડે માટે તેઓને વહેતાં મૂકવાં કે જેટલી બને તેટલી બરદાસ લેવી? ઘણાએક સૂતાર, કડીઆ, મજૂર વગેરે મહેનતુ આદમીઓ ઊંચે ઠેકાણેથી હેઠળ પડી ગયાથી, તેઓનું લોહી એકદમ ભગજે ચડી જાયછે, તેણે કરીને તેઓને મૂર્ચ્છા આવેછે. એજ વેળા તેઓને દવાખાનામાં લેઇ જઇને ઉપાય કીધા હોય તો ઈશ્વરકૃપાથી તેઓ છોકરાંની સંભાળ લેવાને સારા થઈ ઊઠે. એવા અનાથોની દાઝ તેઓના સમર્થ બેલીવિના બીજા કોને આવે? હું આશ્ચર્ય પામુંછું કે મુંબઇની આશરે સાત લાખની વસ્તીમાં સર જ-

મશેદજી ઈસપીતાલ, નેટિવ ડિસ્પેન્સરી, કોટનું ધર્મનું દવાખાનું, નાગદેવી આગળનું એક અને બે ત્રણ નાનાં બીજાં, તમામ રૈયતને બસ છે? નથીજ. એવાં ઠેકાણાં—જીવ ઉગારવાનાં, ઘણાંજ થવાં જોઈએ. મેં ઉપર કહ્યા તેમાં ગૂજરાતી અને દક્ષણી લોકો થોડાજ સંચાર કરેછે. કેટલાક આંધળા, લૂલા વગેરે જાયછે. તેઓને ગરીબ એટલે સારી દવાનો પણ લાભ થતો નથી. ઘણા અપંગો તરફડી તરફડી જીવ કહાડેછે. કેટલાએક ન ખમે એવા આત્મઘાત કરેછે. ઓ ભગવાન્! ગરીબની શી દશા આ! દેશી સોયાણી, એક કળ હાથ લાગ્યાથી અને રોજના સહવાસથી જણાવવામાં લગાર વાકેફ હોયછે. પણ વિદ્યાવિના, છોકરૂં કયાં છે એની બરાબર પરીક્ષા ન થયેથી પ્રસવ સમે પોતે ગભરાઈને જણનારીને ગભરાવેછે અને તેનો કોઠો બગાડેછે. પાછી શક્તિ આણવાને શાં ખાનપાનાદિક કરવાં તેની સમજણ ન હોવાથી પેલી પરવશ અબળાને સૂવારોગ રહેછે ને એથી શરીર ઘસાતાં ઘસાતાં થોડે વર્ષે પેલી સૂવારોગી મરણ પામેછે. ગરીબ સ્ત્રી તો હરતાં ફરતાં જણે, તેઓને ખાવાકરવાની કરી પાળવાની ચિંતા નહિ એમ કીયો નિર્દય જીવ બોલશે? ગરીબ છોકરાંઓને સૈયડ વગેરે ઘણી ઘણી તરેહના આજારો થાયછે તેથી અને પાછાં છોકરાં (કેમકે છોકરાંમાં જુવાનોના કરતાં મરણ વધતાં હોયછે) એટલે તેઓ બાપની ખાંધે જાયછે. એવાં એવાં દુઃખો નિવારણ કરવાને શ્રીમંતોએ દેશમાં પોતાની દયા અને દેણ ન દેવાં જોઈએ? હાલમાં વૈદ્ય તો મેડિકલ કાલેજનેલીધે સારા સારા થવા માંડ્યા છે, પણ શેઠીઆઓની આંખ કયાં ઊઘડેછે? મફત અને રામબાણ ઓસડથી ગરીબને રોગથી છૂટા કરવાને શેઠીઆઓ દવાખાનાં કહાડવાની ઈચ્છા કરે તો પછી કેટલા બધા આત્માના આશીર્વાદથી તેઓ પેલે જન્મ ખાતરજમાનાં સુખની આશા રાખે!

પેલા જગત્ નામાંકિત ઇંગ્લિશ હાવર્ડના નામનું સ્મરણ આ વેળા મોટા માનપૂર્વક કરૂંછું. એ હાવર્ડે યૂરોપખંડનાં તમામ કેદખાનાંની શોકકારક દશા ફેરવી નાંખી. એ હાવર્ડ તમારા જેવો ધનવંત ગૃહસ્થ હતો; તેણે પોતે સઘળી પાસનું નુકસાન ખમી ગરીબ અને દુઃખી અને દરદીની હાલત સુધારવામાં અને તેઓનાં સુખ વધારવાની તજવીજો કરવામાંજ પોતાની ઉમર ખોઇ. તેણે મફત કેળવણી આપવાને નિશાળો બંધાવી. પોતે થોડાંક ઉપર ગુજરાન ચલાવી પોતાની આવકનો ઘણો ભાગ તે ધર્મકામમાં નાંખતો. તેણે દેશદેશના કેદીઓ અને રોગીઓની ઘણીજ સારી બરદાસ લીધી; ટૂંકામાં એટલુંજ કહું છઉં કે દુખીઆરાના પોકારને સારીપેઠે કાન માંડવાને તે હમેશ તત્પર રહેતો. તેનું નામ ઇંગ્લાંડ દેશના પરોપકારી પુરૂષોમાં પહેલે નંબરે જોવામાં આવેછે. આપણાજ દેશમાં પારસીમાં સર જમશેદજીની સખાવત તે વીરલીજ. શ્રાવકમાં પણ ઉદાર જનો દેખાયછે. હવે વાણિયા શેઠમાંથી બહાર કીયો પડેછે તે જોવાની ઉત્કંઠા રાખીએ છીએ. રે રે શેઠીઆઓ! તમારા પ્રૌઢ પરાક્રમનું અમે અભિમાન નહિ ધરાવીએ?! દેશીઓ નહિ ધરાવે?!

આ ક્ષણભંગુર જગત્માં કામ, ક્રોધ, લોભ, મોહ, મદ અને મત્સર નામે છ શત્રુ આપણી સારી બુદ્ધિને ચળાવેછે. એઓથી ઇન્દ્રિયો સ્વાધીન રાખી, ન ચળી, મનને સ્થિર રાખી પરદુઃખભંજનતરફ નિધા કરીશું તો, તેમાંથી જગત્નો કર્તા તે શું? આપણને શામાટે તેણે જન્મ આપ્યો છે? આપણે શું કરવું જોઈએ? વગેરે સારા વિચારો આપણામાં આવશે, હૈયાં કુમળાં થશે અને નઠારાં દુઃખ દેતાં સાણાં કદી પણ નહિ આવે. પારસી, મુસલમાન, ખ્રિસ્તી વગેરે સઘળાનાં ધર્મપુસ્તકમાં પરોપકારની સ્તુતિ કરેલી છે. તુળસીદાસ કહેછે કે "તુલસી દયા ન છાંડીએ, જબલગ ઘટમેં પ્રાન." દુનિયાનાં સઘળાં માણસો ઇશ્વરને મોટો દાતા જાણી તેના ઉપર આધાર રાખેછે. કુટુંબનાં માણસો રળતા પુરૂષોના ઉપર આધાર રાખેછે. દેશરૂપી કુટુંબમાં રળતા શ્રીમંત લોક હોયછે માટે, નિરાશ્રિત ભાંડુઓ વિશેષે કરીને શ્રીમંતોની આશા રાખેછે.

જાણ જાણ જાણ આઝ,
દીન લોકનીજ દાઝ;
આપ આપ આપ હામ,
મામ કામ ઠામ ચામ. ૧

## (લલિત વૃત્ત.)

વિનતિ હું કરૂં દેશિયો રૂડા,
ગરિબ જંતને લક્ષ દો વડા;
જિરણ આંધળાં પાંગળાં બહૂ,
ખબર લેવિ રોગીતણી સહૂ. ૧
નિકટ સ્નેહિનાં કારજો સરો,
પરજનો તણાં દુઃખડાં હરો;
દરદ દોહલાં તંન મંનનાં,
શ્રમ લઇ તમે રૂઝવો ઘણાં; ૨
હુ વરસે ઘણી ચૈત્ર માસમાં,
નથિ અનાથને સૂખ ધૂપમાં;
તરફડી બહૂ આંગ તો તુટે,
મન શરીરની લાલ ના ખુટે. ૩

દિવસ મોટ વૈશાખ માસના,
પવન વાદળાં વીજ નાદના;
ગરિબ પાડતા ચીસ આકરી,
ક્યમ થશે હવે રક્ષણો હરી. ૪
રજનિ જેઠની બાફતી ઘણી,
સ્ત્રિ પતિને વઢે લાજને હણી;
વરસતો ઋતૂ આવશે હવે,
ઘર રૂએ બધું ભૂખને દવે. ૫
દુખ ઘણુંજ આષાડ આવવે,
ઘર ચુએથકી છોકરાં રૂવે;
શરદિ વ્યાપિને રોગીઆં બને,
કણ જુવારના ભોજને કને. ૬
પવન શ્રાવણે દુખવે બહૂ,
થરથરે ઘણા ટહાડથી સહૂ;
અવનિ ખેડવા ભીંજવે તનો,
પછી ખમેછ તે જોશ તાવનો. ૭
ભદરવે દિસે હાલ તો બુરા,
ઘર કલેશ ને કેફથી પુરા;
રઝળિ આવિને માતને દમે,
બળતિ બાપડી તે સહૂ ખમે. ૮
પરવ આશ્વિને દીપવાળિનૂં,
નિરધની લહે પેટબાળિનૂં;
ઘરનિ સ્ત્રી કહે લાવની મુવા,
વગર અન્નથી પેટમાં કુવા. ૯
ભરણ પેટનૂં હોરિ કાર્તકે,
મજૂરી ખેતમાં શોધતાં ટકે;
ગરિબ એ રિતે દીસતા હિણા,
વગર વસ્ત્રથી રોય ઠીંગણા. ૧૦
સુઋતુ માર્ગશીર્ષે પિડા સહે,
દિવસ નેવું રે ટહાડતો રહે;
નથિ રજાઈ ને ગોદડાં વળિ,
હરઘડિ ધ્રુજે અન્નને દળી. ૧૧
ઉલઢ પોષમાં આણિને હસે,
મકર રાશિનો સૂર્ય તો થશે;
વિવિધ દાન શ્રીમંત આપશે,
ભવતણાં દુખો આપણાં જશે. ૧૨
લગન ઘેર શ્રીમંત માઘમાં,
મરણ કાણ દીસે અપંગમાં;
અધમ ચોરિથી જાચકો ખુશી,
ન પ્રિછશે રૂડું ભુંડું એ ખુસી. ૧૩
ગરમી રોગ તો માસ ફાગણે,
શરૂ થઇ કરી છોકરાં હણે;
સઘળિ પાસની આફતો સહી,
રડવડે બહૂ દીનતા લહી. ૧૪

રૂદન માસ બારે અપંગનાં,
સુણિ થશો દુખી આપ મંનમાં;
ઘણીજ દુર્દશા તેમની દિસે,
વલણ બુદ્ધિનું આપજો ખિસે. ૧૫
ધ્રુજત હાડ ને નાડિમંદના,
ક્યમ સહે મુગા રોગ વેદના;
સ્ત્રિ જણતી ઘણાં છોકરાં ઠર્યાં,
ટળવળે બહૂ ટહાડથી કર્યાં. ૧૬
વગર મા અને બાપ ભાંડુઓ,
જણતરો ક્યમે ઊછરે જુઓ;
અસર લાગશે વજ્ર છાતિમાં,
રૂડી દયા ધરો ધર્મકાજમાં. ૧૭
પિડિત લોકને રેહવા કરો,
ધન જમે બહુ બાંધવા ધરો;
પિડિત લોકની મીટવો ભુખો,
ઇસપિતાલથી ટાળિને દુખો. ૧૮
હુનર કામના શીખવો વળી,
દિન અનાથને ભીખ દો ભલી;
કુપ તળાવ ને વાવ ચોતરા,
તજવિજો કરી બાંધજો ખરા. ૧૯
સમજણો દિસે આટલીજ કે,
દુખિ નિરાશ્રિતો પાળવા હકે;
સુઅભિમાન દેશીતણુંજ એ,
કમર બાંધિને કષ્ટ કાપિએ. ૨૦
ઉકરડો વધી ગંધ મારશે,
અતિશ કુવ્યયી નર્કમાં જશે;
સમજ હોરવાનીજ છે ઘણી,
જમતણી સજા ખાય તે ધણી. ૨૧
ધન ન આવશે સાથ આપણી,
ધિરવું ધર્મને પાપને હણી;
જગત આવિષે માન સંચિએ,
જીવ ગયા પછી મુક્તિ પામિએ. ૨૨
જમણવારના છાંડજો કરો,
વરવધૂતણા ઠાઠને હરો;
ગરવ હોય જો કીર્તિ આણવા,
ન દઈ ધૂર્તને દીન પાળવા. ૨૩
જડથડેથકી વેમ બાળજો,
સુધરવે ઘણી ચોંપ રાખજો;
દળદરીતણાં દુઃખડાં હરો,
ધરમબુદ્ધિને મોખરે કરો. ૨૪
ગરિબ પાત્રને દેવું દાનરે,
નથિ બિજી મતી તુલ્ય તેનિરે;
નરમદા કહે વીનવી તમો,
મદદ દીનને દેઇને રમો. ૨૫

## ૧૪. સ્ત્રીના ધર્મ.

નિર્મળપણું અથવા પતિવ્રતાપણું પાળવું એ સ્ત્રીનો મુખ્ય ધર્મ છે. જેની સાથે લગ્નસંબંધ થયો, જેની જોડે પાનું પડ્યું એવા વરના ઉપર તેની સ્ત્રીએ પ્રીતિ રાખી તેની ઈચ્છાપ્રમાણે વર્ત્તવું જોઇએ. લગ્ન થતાંસૂધી જેટલી તજવીજ ને ચોકસાઈ કરવી હોય તેટલી કરવી, પણ લગ્ન થયું કે પછી જેવો નીકળી આવે તેવો ધણી સ્ત્રીએ માન્ય રાખવો. તેના ઉપરથી પ્રીતિ ખસેડવી નહિ (અને બદફેલી કદી કરવી નહિ.) સુનીતિ વિરૂદ્ધ ચાલેથી બહુ રીતનાં નુકસાન થાયછે તેમાંનું મોટું આ છે કે ઘર વંઠેછે. સત્યવડે પ્રીતિ રહેછે અને જ્યાંસૂધી પ્રીતિની ગાંઠ હોયછે ત્યાંસૂધી સંસાર ચાલેછે ને તે તૂટી એટલે ક્લેશ, કંકાસ, વૈરભાવ, ચીડિયાપણું, ક્રોધ, સાહસ, જૂઠાણું વગેરે ભીલોની ધાડ પડેછે. કુસંપ જે ભીલનો સરદાર તે ઘરમાં થાનક કરેછે અને નવો ઉગતો સંસાર બાળપણામાંજ ઘરડો થઇને મરી જાયછે. કદાપિ ધણી દોષવાળો નજરે આવે તો તેના દોષ ઉપર તેણીએ કંટાળો ન આણવો. તેણીએ સમજવું કે માણસ માત્ર સંપૂર્ણ ગુણ રૂપવાળું નથી. ચાર દિવસના જીવતરસારૂ મિથ્યા કંકાસ કરી શરીરમનને બગાડી ઈશ્વરની આજ્ઞા તથા નીતિના ધારા તેણીએ ઓળંગવા નહિ. તેણીએ નીતિના તથા વિદ્યાના દિલાસાવડે અને બને તેટલા ઉપાયોવડે નગમતી વાતવિષે મનનું સમાધાન રાખવું અને તેને સુધારવાની કોશિશ કરવી. તેણીએ ખાતરનીશાંથી સમજી મૂકવું કે પતિઉપરથી પ્રીત ઉઠાવી નાંખ્યાથી જે લાભ હાનિ થાયછે તે બેનું તોલ કરતાં હાનિનું ત્રાજવું ધમ દેઈને હેઠળ અફળાયછે. પાપનું સુખ માત્ર એક ઘડીનું છે. પ્રભુની આજ્ઞા તોડવાથી, ઘરમાં કુસંપ વધાર્યાથી, લોકમાં ફીટફીટ થયાથી અને બીજી ઘણીએક વાતોની હરકતોથી ઘણાં ઘણાં નુકસાન થાયછે. સ્ત્રીએ ધણીનાં માત્ર સુખનાંજ ભાગીઆ ન થવું, પણ તેનાં દુઃખમાં પણ ભાગીઆ થવું જોઇએ. જે સ્ત્રી પોતાના ધણીની આપતવેળા નથી સંભાળતી તેને કુપાત્ર સમજવી. આપણામાં ચાલ છે કે બૈરાંઓ બહાર જાયછે ત્યારે સુઘડતા તથા ગુણેએ ડાહી છે એમ બતાવેછે અને ઘરમાં ફુએડ તથા કુભારજા હોયછે. જે સ્ત્રીઓ ધણીને નામનોજ છે એમ ગણેછે ને પતિવ્રત પાળતી નથી તેઓને ધિક્કાર છે. પીહેરનાં સગાંની સંગત કરતાં, મૂર્ખ બાયડીઓનાં સહીપણાં કરતાં, સ્ત્રીઓએ પોતપોતાના ધણીઓની સંગતને તનમનથી વધારે ઇચ્છવી. ધણીની ગેરહાજરી જે સ્ત્રીથી (દેખડાવવાને નહિ પણ દિલથી) સ્વાભાવિક રીતે લગાર પણ સંખાતી નથી તેને ખરી સ્ત્રી કહેવી. સ્ત્રીને પુરૂષજાતિમાં ધણી જેવો બીજો મિત્ર કોણ છે? ભાઈબાપ આગળ કેટલીક વાત કહેવા જેવી નથી હોતી, પણ ધણી આગળ સઘળીજ કહેવાય તેવી છે. માટે રૂડી સ્ત્રીએ પોતાના ધણીને હૈયાનો હાર અને આંખની કીકી એપ્રમાણે જાણવો જોઇએ. લગ્ન સમયે આપેલાં વચન પાળવાઉપર તેણે સદા દૃષ્ટિ અને અંતઃકરણથી ધણીના ઉપર પ્રીતિ રાખવી.

સ્ત્રી ધણીની ગુલામ નથી, તે પણ માણસ જાત છે. જેવો પુરૂષ તેવી સ્ત્રી, એકને બીજાવિના ચાલતું નથી. તેઓ એકબીજાને સુખ કરવાને તથા સૃષ્ટિ વધારવાને લગ્નસંબંધ કરેછે. એટલાં કારણથી સ્ત્રી પુરૂષ મિત્ર છે. એવું છે ત્યારે કોઈ કહેશે કે ધણીઆણીએ ધણીની આજ્ઞા શામાટે માનવી? એ સવાલ મૂર્ખાઈ ભરેલો છે. હું પૂછુંછું જે એક મિત્રનું કહ્યું બીજાએ ન કરવું? એકમેકની સારી શીખામણ એકમેકે માનવી ઘટારત છે. વિશેષે કરીને ધણીને પોતાનો વડીલ મિત્ર જાણી, કુટુંબઘરનો ઉપરી જાણી, તેના ઉદ્યમઉપર, તેની બુદ્ધિઉપર, તેની વર્તણુકઉપર, સંસાર આધાર રાખેછે એમ જાણી અને ધણીવડે સૌ છે એમ સમજી સ્ત્રીએ વિવેકથી તેની આજ્ઞામાં રહેવું જોઈએ. અગર ધણી નઠારી વાત કહે તોપણ તે વખત તેણીએ કબૂલ કરવી અને પછી તેનો મિજાજ જોઇને તેને સુધારવો, પણ તેની આજ્ઞા માન્ય રાખવી. પ્રજા રાજાને ઘટતું માન ન આપે તો તે અનીતિ કહેવાય, તેમ કુટુંબના ઉપરીનું તેનાં છોકરાંઓએ માન ન રાખવું એ ખોટું છે. સઘળાઓનો અમલ હોય તો રાજ્ય ચાલે નહિ; તેમ કુટુંબનાં સઘળાં જણ હૂકમ ફરમાવે તો સંસાર નીભવો કઠણ પડે માટે હૂકમ તો ધણીનો સ્ત્રીએ અમલમાં આણવોજ, પણ તેને મુખ્ય વજીરનીપેઠે ઘટતી સલાહ આપવાનો અધિકાર છે.

બેસો બેસો કંઇ સમજતા નથી. મારે કર્મે આ તે કયાં સરજ્યો, ના હું તો નથી કરવાની, એવાં વેણ સ્ત્રીએ ધણીપ્રતિ કહેવાં એ નીતિથી ઉલટું છે. સ્ત્રીએ ધણી સાથે કપટ ન રાખવું, નિખાલસ મનથી કામકાજ કરવું, દુષ્ટ માણસોના પ્રપંચથી સાવધ રહેવું અને વિવેક તથા મળતાવડો સ્વભાવ રાખવો. સારાંશ કે સ્ત્રીએ ધણીને હેતમાં રાખી પોતે તેના હેતમાં રહી તેની સાથે હળી મળી સંપથી ચાલી પોતાનું ઘર શોભાવવું.

શાસ્ત્ર તથા પુરાણનાં વચન.

याज्ञवल्क्यस्मृतिः

स्त्रीभिर्भर्तृवचः कार्यमेष धर्मः परः स्त्रियः
आशुद्धेः संप्रतीक्ष्यो हि महापातकदूषितः ॥ १ ॥

टीका ॥ स्त्रीभिः सदा भर्तृवचनं कार्यं । यस्मादयमेव पर उत्कृष्टो धर्मः स्त्रीणां स्वर्गादिहेतुत्वात् ॥ यदा तु महापातकदूषितस्तदा आशुद्धेः संप्रतीक्ष्यो न तत्पारतंत्र्यं ॥ १ ॥

**અર્થ**—સ્ત્રીઓએ પોતપોતાના સ્વામીનું વચન માનવું એ તેઓનો મોટો ધર્મ છે. કેમકે એ ધર્મ પાળવાથી સ્વર્ગનિવાસફળની પ્રાપ્તિ થાયછે. કદાપિ સ્વામીને કોઈ મહાપાતક લાગ્યું હોય તો જ્યાંસૂધી તે સ્વામી શુદ્ધ થાય ત્યાંસૂધી તેની પ્રતીક્ષા કરવી એટલે તે શુદ્ધ ક્યારે થાય કે હું તેની સેવા કરૂં, એવી સ્ત્રીએ ઇચ્છા રાખવી.

विवादभंगार्णवे बृहस्पतिवाक्यं

पूर्वोत्थानं गुरुष्वर्चा भोजनव्यं जनक्रिया ॥
जंघन्यासनशायित्वं कर्म स्त्रीणामुदाहृतं ॥ १ ॥

देवलः अस्वातंत्र्यं स्वपतिशुश्रूषा सहधर्मचर्या तत्पूज्यपूजनं तद्द्वेष्यमाणद्वेषणं अदुष्टभावना नित्यानुकूल्यं तत्कार्यपरत्वमिति स्त्रीधर्मः ॥

**અર્થ**—સ્ત્રીનો ધર્મ છે કે ધણીના પહેલાં ઉઠવું, પોતાના સ્વામીની પૂજા કરવી, તેને ભોજન કરાવવું, વીંજણે વતી વા નાંખવો, ખોળામાં સૂવાડવો વગેરે કરવું—વળી તેણે ફક્ત પોતાની મરજી પ્રમાણે ચાલવું નહિ, પોતાના સ્વામીની સેવા કરવી, તેની સાથે ધર્મયુક્ત ચાલવું, સ્વામીના જે પૂજ્ય માતાપિતાદિ તેઓની પૂજા કરવી, ધણીના શત્રુ તેને પોતાના શત્રુ સમજવા, ધણીને અનુકૂળ રહેવું અને તેનાં કાર્યમાં તત્પર રહેવું, એપ્રમાણે વર્ત્યાથી સ્ત્રીને સ્વર્ગ પ્રાપ્ત થાયછે. બ્રહ્મવૈવર્ત પુરાણના કૃષ્ણજન્મખંડમાં કહ્યું છે કેઃ–હે નંદજી, તમે પતિવ્રતા સ્ત્રીના ધર્મ સાંભળોઃ–નિત્ય ઉત્સાહથી તેનું ચરણામૃત લેવું; ભક્તિભાવે કરીને સ્વામીએ ભોજન કર્યા પછી તેની આજ્ઞાએ સ્ત્રીએ જમવું; વ્રત, તપ, દેવપૂજા એ કરતાં સ્વામીની સેવામાં અંતરાય પડે તો વ્રતાદિક ન કરવાં; સ્વામીની આજ્ઞા પ્રમાણે વર્ત્તવું; જેણે કરીને સ્વામી પ્રસન્ન થાય તે કરવું; નારાયણના ધ્યાન સરખું પોતાના સ્વામીનું ધ્યાન કરવું; ઘણા રૂપવાળા અથવા ઘણા સારા વેષવાળા એવા પુરૂષ સામું પ્રીતિથી જોવું નહિ; યાત્રા, મહોત્સવ, નૃત્ય, ગાયન, ક્રીડા એટલાની તરફ પ્રેમયુક્ત દૃષ્ટિયે જોવું નહિ; સ્વામી જે ભોજન કરે તેજ પોતે કરવું; સ્વામીનો સંગ ક્ષણમાત્રપણ મૂકવો નહિ; ક્રોધથી સ્વામી ખીજાઇને કદાપિ તાડન કરે તોપણ સ્ત્રીએ પોતે ક્રોધ કરવો નહિ; સ્વામીને ભૂખ લાગે ત્યારે ભોજન કરાવવું ને તે જળ માગે ત્યારે જળ આપવું; નિદ્રામાંથી ઉઠાડવો નહિ ને સ્વામીને કોઇ કામમાં આજ્ઞા કરવી નહિ; પુત્રનાથકી સોગણો સ્નેહ સ્વામીઉપર રાખવો; પોતાનો બંધુ, સ્વર્ગની ગતિ આપનાર અને દૈવત તે પોતાનો સ્વામી જાણવો. એ રીતે ધર્મ પાળનારી સ્ત્રી પોતાના ઉભયકુળના હજાર પુરૂષોનો ઉદ્ધાર કરેછે ને એ રીતે ધર્મ પાળનારી સ્ત્રીનો સ્વામી, પાતકી હોય તો તે સર્વ પાપથી મુક્ત થાયછે. (આપણા જૂના ગ્રંથોમાં સાચાની જોડે જૂઠું ઘણું હોયછે તેમ ઉપર કહેલાં પુસ્તકોમાં સ્ત્રીના ધણીપ્રતિ ધર્મવિષે અને તેનાં ફળવિષે છે. જેમ રાજહંસ દૂધ પાણી ભેળાં હોય તેમાંથી દૂધ કાઢી લઈ પાણી રહેવા દેછે એમ કહેવાયછે, તેમ વિવેકી વાંચનારે સત્ય અસત્યને જુદાં પાડી સત્ય ગ્રહણ કરવું.)

કુટુંબ નાતમાં માણસો સાથે તેઓનાં રૂપ ઓળખીને તેઓની જોડે પ્રસંગ પાડવો; ઘરની ગુહ્ય વાત બહાર કહાડવી નહિ; છેક એકલપેટી અથવા કોઈને મોઢું ન ગમે એવી તબીયત પકડવી નહિ. કુટુંબનાં સ્ત્રીપુરૂષ સાથે નિષ્કંલકી મીલનસારી રાખવી. કામકાજ કરવામાં કોઈ ચાર વાત કહે તે સાંભળવી અને સાંખી રહેવી. કોઇએ વખાણ કીધાં તો તેથી ફૂલાઈ ન જવું અને નઠારૂં કહ્યું તો તેથી રીસ ન ચડાવવી. અજાણ્યાં માણસ જોડે કાર્ય જેટલુંજ કામ પાડવું.—તમ ભલે અમ ભલા એવી રીત રાખવી. ચાકરો જોડે માયાળુપણે પણ મર્યાદાસર કામ લેવું. એ રીતે વર, સગાં, આડોશીપાડોશી વગેરે સંબંધી જોડે ચાલવાનો સ્ત્રીનો ધર્મ છે. નઠારા છંદોના હુમલામાંથી પોતે બચવું તથા પોતે જખમો ખાઇને પોતાની પાસેનાઓને બચાવવાં. માના ઉપર છોકરાનું થવાનું સ્વરૂપ આધાર રાખેછે માટે તેણીએ હસકે તસકે ધવડાવતાં, નવડાવતાં, જમાડતાં, રમાડતાં અને હરેક વખતે આંખમાં પ્રેમ આણીને તેઓને સારી શીખામણનો બોધ કરવો. માત્ર છોકરાઓનેજ નહિ, પણ પોતાની બહેનપણી સખી વગેરેને પણ રૂડી શીખામણ ને સલાહ આપવી.

"ઘર ઉઠાવી લીધું" એમ નવી સ્ત્રીએ જલદીથી કહેવડાવવું જોઈએ. સ્ત્રીને ઘરધંધો તથા ઘરખર્ચ એ

એવિષે ઘણું ધ્યાન આપવું લાજમ છે. જેમ પુરૂષ બહારનાં કામ કરેછે તેમ સ્ત્રીએ ઘરનાં કામકાજમાં ચપળતા, હોશીઆરી તથા યશ બતાવવા અને ધણીની આવક તપાશીને તે પ્રમાણે ઘરનો ખર્ચ રાખવો. ઘરની વસ્તુઓની ગોઠવણ તથા રીતભાત સ્વચ્છ અને વખાણવાલાયક થવી જોઇએ.

તેણીએ પોતાની ફુરસદનો વખત નકામાં ટાહેલાં કરવામાં, નિંદા કરવામાં, મશ્કરીઠઠા કરવામાં, અથવા લોકોને ઘેર ભટકીઆં મારવામાં ન કહાડવો; પણ નાના પ્રકારનાં અનેક વિદ્યા તથા નીતિનાં પુસ્તકો વાંચવામાં, ચાર સખીઓમાં વિવેકથી ડહાપણની વાત કરવામાં અને પોતાના ધંધામાંથી કેટલીએક નવી યુક્તિ શોધવામાં, શીવવા ભરવામાં અને ભજન ગીત ગાવામાં પોતાનો વખત કહાડવો. ફલાણો બહુ ફૂટડો છે, તે બહુ પૈસાદાર છે એવી વાત કરનાર બૈરીઓ જોડે રૂડી સ્ત્રીએ ઝાઝો પ્રસંગ ન રાખવો.

પોતાનાં કામથી ફારક થયા પછી ધણીના કોઈ કામમાં મદદ થઈ શકે તેવું હોય તો મદદ કરવી. સ્ત્રીએ લાડવું તે પોતાના વર સાથેજ. તેનીજ સાથે પોતાના સંસારની, પોતાનાં છોકરાંની, પોતાના સુખ વધારવાની વાતો કરવી. સ્ત્રીજાત પુરૂષ કરતાં વધારે ચંચળ છે, તેની લાગણી પુરૂષ કરતાં વધારે જાગતી છે તેથી તે સાહસ કરવાને વધારે મન દોડાવેછે, પણ સદ્ગુણી સ્ત્રીઓએ જૂઠાપણું, મૂર્ખપણું, લોભીપણું, હઠીલાઈ, ક્રોધ, ગર્વ અને વગર સમજના ઉતાવળા વિચાર એઓથકી દૂર રહેવું ઘટારત છે.

कार्येषु मंत्री, करणेषु दासी ।
स्नेहेषु माता, शयनेषु रंभा ॥
धर्मेषु साह्या, क्षमया धरित्री ।
षाड्गुण्ययुक्ताविह धर्मपत्नी ॥ १ ॥

**અર્થ**—વિચાર કરવામાં પ્રધાનનું કામ કરેછે એટલે પ્રધાનની પઠે સલાહ આપેછે; કામ કરતી વેળા દાસીની પેઠે મહેનત લઇને કામ કરેછે; માના જેવો સ્નેહ રાખેછે; શયનનેવિષે તો રંભા છેજ; ધર્મનીતિનાં કામ કરવાવિષે ધણીને સમ્મત રહેછે અને સહનશીલતા રાખેછે; એવી છ ગુણ ધરનારી સ્ત્રીને વિદ્વાનોએ ધર્મપત્ની કહી છે.

જેમ અઘોર વનમાં કોઇ ખુશનુમા સરોવરનું પાણી શરીરમનને સુખ કરેછે તેમ તરેહતરેહવાર પાપનાં જંગલમાં રત્નનાં જેવાં શોભતાં વિવેકનાં સરોવરનેવિષે ગુણકારી જે નીતિનાં નીર તે સઘળી વાતની ભીડને મટાડેછે અને જેમ કુમુદનું ફૂલ ચંદ્રથી ખીલીને તેનાજ ઉપર આસક્ત રહેછે તે પ્રમાણે સારા સ્વભાવની અને પતિવ્રતા સ્ત્રી પોતાનું રક્ષણ કરનાર જે તેનો ધણી અને પરમેશ્વર તે બેને હૈયાનાં હેતથી ભજેછે.

આપણે વિદ્યા, નીતિએ, પૈસે અને સુખે ઘણા ગરીબ છીએ તેનું કારણ આજ કે આપણી સ્ત્રીઓની હાલત નઠારી છે. તેઓ ભણેલી નથી, કે તેઓની પ્રજા તેઓના હાથ તળે વિદ્યાનીતિનાં ખાજાં ખાય. સ્ત્રીઓ ઘણીએક અનીતિથકી એટલે વિષયાદિક કામોથકી, અતિશે શોક કરવાથકી, ઘરમાં કુસંપ વધાર્યાથકી અને ખાનપાનાદિકથી શરીર અને મનને ઘણાં ઘણાં નુકસાન પહોંચાડેછે. તવાઇ ગયેલાંને છોકરાં થાય તે માઇકાંકલાંજ રહે તેમાં શું અજબ જેવું છે ?

આપણા દેશમાં જ્યારે પાર્વતી, સીતા, રૂક્મિણી, બીજા દેવ ઋષિઓની સઘળી અને બીજી નાતોની કેટલીએક સ્ત્રીઓ ભણેલી અને નીતિમાન હતી ત્યારે દેશમાં પરાક્રમ અજાયબ જેવાં થયાં છે. હમણાની બાયડીઓના વિચાર ઘણા મૂર્ખ છે. તેઓ ઘરેણાં લૂગડાંનીજ ભૂખી હોયછે, પણ ધણીની પ્રીતિની ભૂખ નથી રાખતી. તેઓ કોઇપણ રીતના સારા ઉદ્યોગમાં વખત ગુજારતી નથી. વિલાયતમાં સ્ત્રીઓ રોજના ઘરધંધાથી પરવારીને પોતાને કાજે, ધણીને કાજે અને છોકરાંકાજે કપડાં સીવેછે અને તેઓનાં કામમાં મદદ લાગેછે. આપણી સ્ત્રીઓ તો કહેછે કે લાવે તો ખાઉં ને ખવડાવું. દુઃખ પડ્યા વિના માણસ ઘડાતું નથી એ વાત ખરી છે. જે નાતોમાં મોટાં પલ્લાં ભરવાનો ચાલ છે ત્યાં બૈરાંઓ નઠારાં કામ કરવાનો ઘણો ફાયદો મેળવેછે. ધણી છે ત્યાંસુધી તે ખવડાવશે ને મરી જશે ત્યારે પીહેર તથા પલ્લું છે એમ કહીને પેટની ફીકર રાખતાં નથી અને તેથી તે કંઈ પણ ઉદ્યોગ કરતાં નથી. જે નાતોમાં બિલકુલ પલ્લાંની ચાલ નથી તેમાં પણ ઘણાં નુકસાન થાયછે, તેમ જ્યાં ઘણાં પલ્લાંનો ચાલ છે ત્યાં પણ ઘણાં નુકસાન થાયછે. ઘણાં પલ્લાંથી બૈરાંઓ આળસુ થઈ જાયછે ને ખાવું પીવું ને ચહેન મારવી એજ વાત સારીપેઠે જાણેછે. એ કારણ અને બીજાં ઘણાંઓને માટે પલ્લાં ઓછાં કરવાં જરૂરનાં છે. એમ થશે ત્યારેજ ખાનદાનમાં બૈરાંઓ પૈસો જતો રહેવાની બીકે કોઈ પણ ઉદ્યોગમાં વખત કહાડશે અને દુરાચરણ નહિ હોરે. ઘણો દિલગીર છઉં કે કેટલીએક આપણી રંડાએલી સ્ત્રીઓ પોતાનો ગુજરો કુમાર્ગે કરેછે. ઉદ્યમવિના વિદ્યાનીતિ નહિ, ને એવિના ખરૂં સુખ નહિ માટે સ્ત્રીજાતે પોતાનો વખત ઉદ્યોગમાં કહાડવો.

## સ્ત્રીઓની હાલત સુધારવાસંબંધી કેટલાએક ઉપાયો.

૧. માબાપે પોતાની છોકરીઓને પાંચ વર્ષથકી માંડીને તે બાર વર્ષસુધી સારીપેઠે વિદ્યાભ્યાસ કરાવવો, ને બારથી તે તેર વર્ષસૂધી ઘરધંધો તથા સંસાર ચલાવવાની રીતિઓ સમજાવવી.

૨. એ રીતે તૈયાર થયેલી છોકરીને તેનાં માબાપે ઘટતી રીતે સલાહ આપીને તેને પસંદ પડતો ગુણી વર જોઈ પરણાવવી કે આગળ તેઓનો સંસાર કુસંપથી વંઠે નહિ.

૩. સ્ત્રીઓમાં લાજ કહાડવાની રીત છે તે કહાડી નંખાવવી. તેઓને સદ્ગુણી વિદ્વાન્ પુરૂષજોડે ભાષણ કરવાની વધારે છૂટ આપવી.

૪. તેઓને સંગ્રહસ્થાન, આગગાડી, વીજળીનાં યંત્ર, ગોદી, ટંકશાળ, વાડી, બંગલા વગેરે કારખાનાંઓમાંના ચમત્કાર દેખાડવા કે તેઓની જિજ્ઞાસા વધીને નઠારી હાલત છોડી દેઈ સારી હાલતમાં આવવાનું તેઓ મન કરે.

૫. તેઓની પાસે દેશાટન કરાવવું કે નવા દેશોની વાતો જાણ્યામાં આવે. આપણામાં યાત્રા કરવાની ચાલ છે તે ઠીક છે, પણ તેનો ઉપયોગ થોડાજ જણ કરેછે. તેઓ દેવસ્થાન જોયછે ને તે પણ ઉપર ઉપરથીજ; બીજી વસ્તુઓ, લોકોના રિવાજો એ ઉપર થોડુંજ ધ્યાન આપેછે. એક ઠેકાણે રહ્યાથી નઠારા વિચારો વધારે નઠારા થાયછે. હું જોઉંછું કે કેટલાંએક બૈરાં પોતાનાં કુટુંબ છોડી બીજે દેશ જાયછે, ત્યાં તેઓ ઘણી વાતે પોતાના વહેમને છોડી દઈ સુખી અને સુધરેલાં થાયછે. તેઓ જુદાં જુદાં માણસોની સંગતિથી વિચાર સુધારેછે, કેળવેછે અને ઘણી વાતના જ્ઞાનનો સંગ્રહ કરેછે.

૬. પરણ્યા પછી દીકરાઓએ માબાપથી જુદા રહેવું. હેત ઉતારવું એમ નહિ.—હેત તો વધારવુંજ. ઘરમાં જેમ વધારે માણસ તેમ વિચાર પણ જુદા હોયછે તેથી આજકાલ સવાર પડી કે સાસૂવહુ, નણંદભોજાઈને લડાઈ ચાલેછે તેવું જુદાં રહેથી નહિ થાય. બીજું, સ્ત્રીથી સાસૂ સસરા જેઠ દેખતાં વર જોડે બોલાતું નથી; તે અડચણ પણ જુદા રહેવાથી જતી રહેશે.

૭. ધણીએ બૈરીને ચોપડી વાંચતી બેઠેલી જોઇને આંખમાં ખૂન ન આણવું. તેણે તેને કહેવું કે બેલાશક તારી ફુરસુદની વખત નીતિજ્ઞાનવિદ્યાહુનરને લગતી બાબતોની ચોપડીઓ વાંચજે અને છોકરાંઓને નઠારી સોબતમાં ફરવા ન દેઈ તેમને ભણાવજે અને વિવેક સમજાવજે.

૮. સ્ત્રીઓએ પોતપોતાનાં મંડળમાં વિદ્યાનીતિની તથા છોકરાં ભણાવવાવિષેની અને તરેહતરેહવાર ઘરકામો સહેલથી તથા સારાં કરવાવિષેની વાતો કરવી જોઇએ.

૯. રડવા કૂટવાની અને ફટાણાં બોલવાની નફ્ફટ ચાલ કહાડી નાંખવી જોઇએ.

૧૦. નાતવરા ઓછા કરીને સ્ત્રીઓને તથા છોકરીઓને ભણાવવી જોઇએ.

૧૧. છોકરીઓને ફક્ત લખતાં વાંચતાં શીખવીને ઊઠાડી ન લેવી. હાલમાં છોકરીઓની નિશાળમાં નીતિ સમજાવવાનું થોડુંજ કામ ચાલેછે માટે તે ઉપર વધારે ધ્યાન આપવું જોઇએ. નીતિની વાતો જુદી જુદી રીતે છોકરીઓનાં મનમાં ઠસે તેમ તે ભાષણથી અથવા લખાણથી સમજાવવી. માબાપે અડોશીપડોશીઓએ પણ છોકરાંઓને નઠારી રીતે લડાવવું નહિ, પણ તેઓને વિવેકનો બોધ કરતાં રહેવું.

૧૨. સ્ત્રીઓ વહીતરી છે એમ નહિ પણ સહાયપ્રધાન છે એમ તેઓના ધણીઓએ જાણવું. પુરૂષોને પારકાં બૈરાંપાસે બેસવાનું ભારી મન હોયછે, પણ તેઓ પોતાનાં બૈરાં પાસે બેસતા નથી એ ખોટું છે. પોતાની સ્ત્રી સાથે બેસવું, વાતચીત કરવી, નીતિનો બોધ કરવો, અને માંહોમાંહે પ્રીતિ વધે એમ કરવું એ તો પોતાની ફરજ છે એમ પુરૂષે જાણવું. પોપટ, મેના વગેરે જનાવરને પણ શીખવીએ છીએ ત્યારે સારાં થાયછે તો નવી વહુઓને પણ ધીમે રહીને તજવીજથી કેળવવી જોઇએ કે પછી તેઓ સુખ આપવાને લાયક થાય.

૧૩. સ્ત્રીઓને બહાર ફરવા હરવાની છૂટ આપવી, કેમકે રાત્ર દિવસ ઘરમાં ને ઘરમાં રહ્યાથી તેઓની પ્રકૃતિમાં બગાડ થાયછે.

૧૪. વિદ્વાન્ લોકોએ સ્ત્રીસુધારાસંબંધી ઘણાંએક પુસ્તકો રચવાં જોઈએ.

૧૫. સ્ત્રીઓએ પણ ઘરકામમાં કુશળ થઈને તેમાં નવી યુક્તિઓ શોધી કહાડવાનો અભ્યાસ પાડવો. તેઓએ પોતાના સંદેહનાં વિદ્વાન્ પાસેથી સમાધાન કરી લેવાં. તેઓએ પૃચ્છક થવું એટલે હરેક વાતની પૂછપાછ કરવાની (કારણ સમજવાની) ટેવ રાખવી.

૧૬. દુરાચારી સ્ત્રીઓની સંગતિથી દૂર રહે તેનેસાર પુરૂષોએ પોતાની સ્ત્રીઓ ઉપર તાકીદ રાખવી.

૧૭. બાળરાંડ સ્ત્રીઓને ફરીથી પરણાવવી.

૧૮. નાતની સ્ત્રીઓ દળદરે હેરાન હોય તેમની સં-

ભાળ લેવાને તથા તેઓને કામે વળગાડવાને નાતમાં ફંડ કરવાં.

૧૯. સ્ત્રીઓનો સ્વભાવ ચંચળ છે એ વાત મેં ઉપર કહેલી છે. તેઓને પુરૂષનાં જેવાં કર્મો કરવાના કોડ હોયછે માટે કેટલાંએક તેવાં કામ તેઓની શક્તિ ઇચ્છા જોઈ તેઓની પાસે કરાવવાં. તેઓને ખુશી રાખી તેઓની પાસે તેઓને ગમતા પણ નીતિવાળા ઉદ્યમો કરાવવા. એમ કીધાથી પણ કેટલીએક રીતે તેઓ દેશના લાભમાં ઉપયોગી થઈ પડશે.

૨૦. અસલથી જે ધર્મસંબંધી ને રીતભાતસંબંધી દુઃખ દેતા કલંક વિચારોએ સજડ મૂળ ઘાલ્યાં છે તેઓને સ્ત્રીઓએ વિદ્યા ભણીને કહાડી નાંખવા.

એ શિક્ષા અમલમાં આવેથી થોડાં વર્ષમાં આપણી સ્ત્રીઓની દશા સુધરેલી માલૂમ પડી આવશે. જેમ શીઆળાના સૂર્યનાં કિરણો ફૂટવાથી પ્રાતઃકાળની શોભા ખીલી રહેછે તે પ્રમાણે સ્ત્રીઓનાઉપર સુધારાનો ગંભીર પ્રકાશ પડશે.

---

## ૧૫. લગ્ન તથા પુનર્લગ્ન.

સંસ્કૃત લગ્ ધાતુનો અર્થ સાથે થવું અથવા જોડાયલું હોવું એવો થાયછે. ને એ ઉપરથી લગ્ન, અને આપણાં લંગન, લગોલગ, લાગટ વગેરે શબ્દો છે. લગ્ન કે લગનમાં જોડાઇને એકરૂપ થવાનો અર્થ છે-વિ એટલે પરસ્પર ને વહ્ એટલે લેવું, એપરથી વિવાહ શબ્દ થયો છે; અને પરિ એટલે એક પછી એક અથવા અકેક જણે, ને ણી એટલે લેવું એ ઉપરથી પરિણય (પરણવું) શબ્દ લગ્નનો પર્યાય થયો છે. વળી પાણીગ્રહણ એટલે હાથ લેવો-કન્યા જે માબાપની હતી તેનો હાથ પકડી પોતાની કરવી. હસ્તમેળાપક એટલે વરકન્યાયે એકમેકના હાથ મેળવવા-એક છઈએ એમ નક્કી કરવું.

લગ્ન કરવું, વિવાહ કરવો, પરણવું, પાણીગ્રહણ કરવું, હસ્તમેળાપક કરવા એ સઘળા શબ્દ એના એક થઈ અથવા બંને સાથે રહી સંસાર માંડવાને માટે છે. માટે હવે સંસાર માંડી તેને ચલાવવો એ તે શું અને એ કામ અઘરૂં કહેવાયછે તે શું? પરણ્યો જાણે કુંવારાને સુખ છે ને કુંવારો જાણે પરણ્યાને સુખ છે, એમાં ખરૂં શું ને કેમ હોવું જોઇએ? એ વિષયનું રૂપક બતાવતાં પહેલાં એ વિષય ઘણો ગુંચવણવાળો છે એમ જણાવવાને સારૂ પોંખતી વેળા જમાઇ પ્રત્યે જે ચાળા કરેછે ને ગૈરાં "ધૂંસળ મૂસળ ને રવૈરે, પોંખવાની કશેરે સનાઇરે, સરિયા સાંપડ ને ત્રાકરે, હરખીને આવ્યા છે નાકરે" એવું જે ગાયછે, તે આહા કેટલી સૂચના કરેછે! રે છેલ્લીવારે તે નાક પકડીને સૂચવેછે કે મારી શીખામણ ભૂલશો નહિ, હોશિયાર રહેજો, નહિતો નાક-ટેક આબરૂ જશે.

સંસાર માંડવો ને ચલાવવો તે શું? કુંવારી અવસ્થામાં પુરૂષને પોતાનીજ કાળજી થાયછે, પણ પરણવાથી તેને પોતાની સ્ત્રી, પોતાનાં છોકરાં વગેરે ઘણાં જણની કાળજી હોયછે. તેઓનાં ભરણપોષણ કરવાં ને પોતાની કબારબએ તેઓને તે વાતમાં હરકત ન પડે માટે આગળથી તજવીજ કરી મૂકવી, અર્થાત્ તેઓને સુખી કરવાને પુરૂષે કમાવવું જોઇએ. કમાવવાને માટે ઉદ્યમ કરવો જોઈએ. ઉદ્યમને માટે ભણવું જોઇએ. ઉદ્યમ ખોળવાની ખટપટ ને કમાવવાની ખટપટ એ કંઈ જેવીતેવી નથી. ભણેલા પુરૂષોને પણ પોતાનો મનમાનતો ઉદ્યમ પકડતાં ફાંફાં મારવાં પડેછે તો અભણને કેટલાં વધારે મારવાં પડે ને તે વળી ખુશામત ને તાબેદારીની સાથે. વારૂ ઘરના નિભાવને સારૂ ધંધેરોજગારે વળગ્યા એટલે પુરૂષને નિરાંત થઇ તેમ નથી. તેને પોતાનાં કમાઇ આણેલાં નાણાંવડે ઘરમાં જે જે વસ્તુઓ જોઇએ તે તે સઘળી તજવીજથી પૂરી પાડવી પડેછે ને એ કામ સહેલું નથી-પોતાની આવક પ્રમાણે ખર્ચ કરવો, ચોકસાઇથી ખરીદી કરવી કે કોઇ છેતરી વધારે નાણું ન લેઇ લે. એ કામ પોતાથી ન બને તો તે પોતાની પતીજવાળાને સોંપવું વગેરે. વસ્તુઓ ઘરમાં આવ્યા પછી તેની ગોઠવણ ને તેનો ઉપયોગ ઘરમાં સુઘડ ને નિયમિત રીતે થાયછે કે કુવડ ને ગમે તે રીતે થાયછે તેની તેને તપાસ રાખવી પડેછે. ઘરનાં જુદા જુદા સ્વભાવનાં માણસોને એક સંપમાં રાખવાં, સૌ એક બીજાની અદબમાં રહી પોતપોતાની ફરજ બજાવતાં રહે તેમ કરવું, ને એમ સૌ સ્નેહ ને સંપમાં રહે તેને માટે પુરૂષને પોતાની તરફથી વહાલ ને ધાક બતાવવાની જરૂર છે. ઘરમાં કોઇના મંદવાડ ને કોઇનાં મરણ, કોઈના દુરાચાર ને કોઇનાં રીસામણાં, કોઇના કંઇ મિજાજ ને કોઇના કંઇ મિજાજ હોય તે તે પ્રસંગ સંભાળી લેવા, છોકરાંઓને રૂડી રીતે ઉછેરવાં ને તેઓને વિદ્યાભ્યાસ કરાવવા. સગાંસંબંધીના ને મિત્રવર્ગના પરસ્પરના વહેવારોઉપર ધ્યાન રાખવાં, સ્ત્રીપુરૂષની પ્રીતિ તે શું, માબાપની ને છોકરાંની પ્રીતિ તે શું તે જાણવું. વળી એકમેકની ફરજ શી છે તે જાણવી ને તે દેશકાળસ્થિતિ જોઇ કેમ

અદા કરવી તે જાણવું. ટૂંકામાં ઘરરૂપી રાજ્ય ચલાવવું એનું નામ સંસાર ચલાવવો છે. કેટલીક વાતમાં રાજ્યકારભાર કરતાં ઘરનો કારભાર વધારે ગુંચવણનો થઈ પડેછે. એ ઘરરૂપી રાજ્યમાં પુરૂષ રાજા છે, ને સ્ત્રી પ્રધાન છે. પુરૂષે પોતાનાં સુખ ભૂલી જઈ બીજાને સુખ કરવું અને એમ કરવામાં તેણે પોતાને સુખ માની લેવું એવો સંસારી ખટપટી વિષય છે.

અનેક સંબંધમાં ગૂંથાયા રહેવું, આધિવ્યાધિ ઉપાધિના રણમાં ભટકવું, કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર એ ષડ્રિપુની સામા ઘૂમવું એ સઘળી જે ખટપટ તે સંસારચિત્ર છે. એ ખટપટમાં—એ સંસારસાગરમાં પડનારા જો વયે, સ્વભાવે, વિદ્યાએ, ગુણે પુખ્ત હોયછે તો તેઓને તેના તોફાનમાં ધાસ્તી જેવું નથી હોતું ને તેઓ કળવળે સુખે તરી પાર પડેછે ને જેઓ ઉપલા વિષયમાં બાળક છે તેઓ તરતજ ડૂબી જાયછે ને બીજાં પ્રાણિયોથી સારી પેઠે પિખાયછે.

હવે એવા દુસ્તર સંસારમાં ઝંપલાવવાની તૈયારી કરવી એ પુખ્ત વિચારનું કામ છે અને જો કે પુખ્ત વિચાર અનુભવવિના—ઘર માંડયાવિના થતો નથી તોપણ આ તો કોઇથીજ ના નહિ કહેવાય કે પાકી ઉમરનું માણસ કોઇ પણ વિષયમાં થોડેઘણે દહાડે માહીત થઇ રહેછે તથા પુખ્ત વિચારથી કામ કર્યો જાયછે ને કાચી ઉમરનાને બહુજ મુશ્કેલી પડેછે. અગર કાચી ઉમરના ભણેલા હોય તો તેઓને ધાસ્તી જેવું નથી, પણ કાચી ઉમરના અભણ એવા જે હોય તેઓથી યશ મેળવાયજ નહિ.

ઈશ્વરે એવું સરજાવ્યું છે કે તેણે સ્ત્રીને પ્રધાન રાખી ઘરરૂપી રાજ્ય ચલાવવું. પણ પ્રધાન શોધવાનું કામ તેને સોંપ્યું છે, કારણ કે તે તેની મરજી પ્રમાણે તજવીજથી પ્રધાન ખોળી લે ને પછી પરસ્પરના ને ઘરરૂપી રાજ્યનાં સુખને અર્થે કોલકરાર કરી સાથે રહી કામ કરે. જેવું પુરૂષનેવિષે સરજાવ્યું છે તેમ સ્ત્રીનેવિષે પણ સરજાવ્યું છે કે તેણે પોતાને અનુકૂળ પડે તેવો રાજા ખોળવો; મતલબ કે રાજા ને પ્રધાન એક બીજાનો પૂર્ણ સ્નેહ રહે ને તેથી થતા ઐક્યથી રાજ્ય ચાલે.

જ્યાં અમુક પુરૂષ અમુક સ્ત્રીને અને તે સ્ત્રી તે પુરૂષને ઉમળકાથી જોઈ સ્નેહાતુર થઇ જોડાય ત્યાં પછી તેઓના કારભારમાં વિક્ષેપ પડવાનો નહિ ને તે કરતાં કદી કોઈ કારણથી વિક્ષેપ પડવાનો પ્રસંગ આવ્યો તો રાજ્યની ખરાબી થશે એમ જાણી બન્ને પાછાં સંપથી ચાલશે અથવા તેવોજ પ્રસંગ આવ્યો તો પરસ્પરના કોલકરાર સામું જોશે ને લોકલાજથી ડરશે ને તેમ કરતાં છેકજ વાત બગડી હશે તો ઠાવકી રીતે જુદાં પડશે. તેઓ પ્રથમ બહારના રંગથી એકમેકને મળવાની ઇચ્છા કરશે. પછી થોડા દહાડા ઉપલક પ્રસંગ રાખી એકમેકના સ્વભાવ મળતા આવેછે કે નહિ તે જોશે ને પછી દિલ કહેશે તો એકમેક સાથે પરણશે. એ રીત જેને સ્વયંવરની રીત કહેછે તે છે તે ઉત્તમ છે. એવું પૂર્વે આપણામાં હતું ને આજ કેટલાક સુધરેલા દેશોમાં છે ને જે દેશોમાં નથી ત્યાં ઘરસંસારની ખરાબી જોવામાં આવેછે.

બીજી રીત જો કે કુદ્રતી રીતે જોતાં વાજબી નથી ને સ્વયંવરની રીત જેવી સુખદાઈ નથી તોપણ હાલ જે આપણામાં રીત છે તેના કરતાં તે વધારે સુખદાઇ છે ખરી—કે માબાપે પોતાનાં છોકરાંઓને નાનપણમાં વિદ્યાભ્યાસ કરાવી તેઓને મોટપણે પરણાવવાં.

હાલમાં જે રીત ચાલેછે તે કેવળ દુઃખદાયક છે. બળાત્કાર ને બંધન હોય ત્યાં સુખ હોયજ નહિ. સુખનો વિચાર તો પુખ્ત ઇચ્છામાં તથા છૂટાપણામાંજ છે. જેનું જે કામ તે તેજ સારૂં કરે. તેને બદલે બીજાઓ વચમાં પડે અને જે કામમાં પછવાડેથી તેઓથી હાથ ઘલાવાનો નથી તે કામમાં ફક્ત એક ચાર દહાડાની ઘેલી વાહવા કહેવડાવવાને વચમાં પડે તેમાં પછવાડેથી ખરાબી થયા વગર રહેજ કેમ? જ્યાં વરવહુ બન્ને અભણ ત્યાં ખચીત ઘરસંસાર બગડવોજ જોઇએ.

હવે જોઇએ કે બાળપણામાં પરણાવવાથી કેટલા ગેરફાયદા છે તે—રોગ મરણનો ભો જેટલો નાની વયે છે તેટલો મોટી વયે નથી ને નાનપણમાં લગ્ન થયેથી અગર વર મરી જાયછે તો પુનર્વિવાહનો ચાલ ન હોવાથી તેની વહુ કોઈ સાથે જોડાતી નથી ને તેને રંડાપાનાં અસહ્ય દુઃખમાં જીવતાં સૂધી રીબાવું પડેછે. વારૂ એ હાલતમાં સ્વાભાવિક ને સંગતિથી ઊંચકાયલા જોસ્સાઓ તેઓને સાહસ કામ કરવા તરફ દોરેછે ને વળી અભણ હોયછે તેથી તેઓ વિવેકના ઘરમાં ન રહેતાં અનીતિનાં કર્મ કરી મહાપાતકી થાયછે. અગર વર સૈયડ વગેરે રોગનાં કારણથી આંધળો કે લૂલો થાયછે તો પેલીનો જન્મારો વ્યર્થ જાયછે ને તેનાથી નઠારાં કર્મ થાયછે. સ્વભાવપ્રકૃતિનું પરિપક્વ થવું પણ પુખ્ત ઉમરે છે માટે નાનપણમાં તેનેવિષે વિચાર ન બાંધતાં પરણાવવામાં આવેથી અગર વર જુગારી, ચોટ્ટો, વ્યસની, ક્રોધી વગેરે થાયછે તો અબળા વહુને તેની સાથે કંટાળાથી દહાડા પૂરા કરવા પડેછે ને બેદિલીથી સંસાર ખરાબે હાલ થાયછે. નાનપણે પરણાવ્યાથી છોકરાથી પૂરતો વિદ્યાભ્યાસ થતો નથી ને તેને અધવચથી

ધંધે વળગવું પડેછે. વળી ધંધો પણ અભણને ક્યાંથી મળે માટે તે બિનરોજગાર રહી અથવા જેવો તેવો રોજગાર હોરી પોતાના સંસારને ભૂખે મારેછે અથવા નઠારી હાલતમાં રાખેછે ને બીજાઓનો તાબેદાર થઇ રહેછે. એ રીતે એકની સાથે ઘણા જણનો આત્મા કકલેછે. કેટલાક પોતાના સંસારની ખરાબી જોઇ વેરાગી થઇ જાયછે. વળી નાનપણમાં પરણવાથી પરણવાનો ને પ્રીતિસુખનો કુદ્રતી ને કેળવાયલો લહાવો સ્ત્રીપુરૂષથી લેવાતો નથી. એ સ્ત્રીપુરૂષ પ્રેમ ને સ્નેહ ને ધર્મથી કેવળ અજાણ રહેછે. વળી હાલમાં જ્યાં ત્યાં સમજતા છોકરાઓ કહેછે કે અમને માબાપે ખાડામાં નાંખ્યા છે. કેટલાક માબાપોને ગાળો દેછે. નાનપણમાં પરણવાથી તથા અણબનાવનેલીધે જ્યારે વહુ પીહેર રહેછે ત્યારે તે ઘણો ગભરાયછે ને તેડવાની તજવીજ કરેછે. એ વેળા તેનાં માબાપો હરકત કરેછે ને તેથી પેલો ઉન્મત્ત થઇ પેલીને રસ્તે જતી પકડી ચોટલો સાહી ઘેર આણેછે ને એમ લોકમાં ફજેતી થાયછે ને સરકાર દરબારે ચઢવાં પડેછે. બાળલગ્નથી કેટલીક નીકળી જાયછે અથવા પીહેર મોસાળમાં રહેછે ત્યારે તેનો વર બિચારો જીવતો મુઓ થઇ પડેછે ને લોકમાં ઢૌઓ કહેવાયછે. સ્વભાવ ન મળવાથી ને ન બનવાથી પેલો જો એકઉપર બીજી કરેછે તો પછી બે સોએકથી થતા ગેરફાયદા તે પોતાને કરી લેછે. નાનપણમાં પરણ્યાથી હીણવરૂં પડેછે તો પેલો પ્રથમ તો તાલીમ કસરત કરીને અથવા ચાકુદી ખાઇને જોર આણેછે, પણ કુદ્રતી બાંધાવિના કસરત ને ઓસડ તે કેટલો ફરક પાડે ને કેટલું સુખ કરે?

અગર વહુ રોગ વગેરે કારણથી ખોડવાળી થાયછે તો પેલાં બેને બેદિલીથી સંસાર નીભાવવો પડેછે. જેમ છોકરાનો સ્વભાવ જણ્યામાં આવતો નથી તેમ સ્ત્રીની પ્રકૃતિ, મિજાજ ને ટેવ નઠારાં નીકળેથી વરનું દિલ ઉઠી જાયછે. પ્રીતિરૂપી કળીનું ખીલવું ને પ્રફુલ્લિત થવું એ પુખ્ત ઉમરનું કામ છે. તે નાનપણમાં પરણવાથી પ્રીતિરૂપી કળી હીમાઈ જાયછે એટલે પેલીથી તેનો ભોગવટો થતો નથી ને તેથી દુરાચારને ઉત્તેજન મળેછે. નઠારા સ્વભાવવાળાને પરણ્યાથી પેલી દુઃખી થાયછે ને લોકલાજ વેઠેછે ને અભણ હોયછે તેથી પોતાનાં માબાપને ને ગોરને ગાળો દેછે. તે ઘરમાં કંકાસ કરેછે, ધણીને ન કહેવાનાં વચન કહેછે, ને જગત્માં જોણું ને વગોણું કરાવેછે. કેટલીક નીકળી જાયછે, કેટલીક પીહેરમાંજ રહેછે, ને એ રીતે જ્યાં ત્યાં તરફડિયાં મારી પરાધીનતામાં હલકું સુખ માની લેછે. જ્યાં વહુ ડોસા સાથે પરણી હોયછે ત્યાં અનાચારની વાત પૂછવીજ શી? નાનપણમાં પરણ્યાથી વરનું કાહું ન માલૂમ પડેથી કજોડું પડેછે ને તેથી પણ નઠારાં પરિણામ કેમ ન હોવાં જોઇએ? નાનપણમાં પરણવાથી છોકરાથી વિદ્યાભ્યાસ થતો નથી.

જ્યારે ઉપર પ્રમાણે બાળલગ્નથી ગેરફાયદા ને જ્યારે મોટપણનાં લગ્નથી ફાયદા છે ત્યારે હવે બાળલગ્નની નઠારી રીત આપણામાંથી કાં ન કહાડી નાંખવી? શું ઘરડાને પરણાવવી? શું મૂર્ખને, ખોડવાળાને, શું રંડાપો ભોગવાવવાને, શું અનીતિનાં ઘોર કર્મ કરાવવાને, ટૂંકામાં પોતાની છોકરીઓને દુઃખી કરવાને નાનપણમાં પરણાવવી? શું ખાવા લેઇ દીકરી પરણાવવી, શું ગર્ભમાંથી, છ મહિનાનીને, ત્રણ વર્ષનીને, પાંચ વર્ષનીને પરણાવવી આટલા આટલા ગેરફાયદા જોઈને? અફસોસ!

ચાલતું આવ્યું છે માટે ચલાવવું તો જ્યારે ઘણીક વાત મૂકતા આવ્યા છો ત્યારે આ દુઃખ દેતી ચાલ કેમ ન કહાડી નાંખવી? માબાપથી લહાવા ન લેવાય તો જ્યારે તેઓના લહાવા ભૂલભરેલા દુઃખ દેતા છે ત્યારે ખરા ને સુખ દેતા ને ઘણીવાર ટકે તેવા કેમ ન લેવા? પુરાણશાસ્ત્રમાં ૧૬ વર્ષની મુદ્દત આપી છે. સ્ત્રીઓ જ્યારે રજસ્વલા થઈ જુવાનીમાં આવી સ્વયંવરથી પરણતી તે શું ૧૬ વર્ષ પહેલાં ને કાચી ઉમરે? મનુસ્મૃતિ કહેછે કે આષોડશાદ્બાલા. શોળ વર્ષસૂધી તો બાળા કહેવાય; પુરૂષને માટે કહ્યું છે કે ૧૨ વર્ષ તો વિદ્યાભ્યાસ કરવો ત્યારે શું તેણે ૨૦ વર્ષની પહેલાં પરણવું એમ કોણ કહેશે? અને કદાપિ કોઇ સ્મૃતિકારે ૧૧ વર્ષની હદ્દ બાંધી તોએ શું દેશકાળસ્થિતિ જોઇને મુદ્દત કેમ ન વધારવી? લોકને અનુકૂળ પડે તેનું નામજ શાસ્ત્ર. જુદા જુદા ઋષિયોનાં જુદાં જુદાં મત છે ને કોઈ કાળમાં કોઇ સ્મૃતિનું માન છે. રૂઢી છેક નથી એમ પણ નથી કહેવાતું. કાઠિયાવાડમાં વાણિયામાં ને રજપૂતોમાં ૨૦–૨૫ વર્ષસૂધીની છોકરીઓ કુંવારી રહેછે. પણ એ છોકરીઓ દુરાચાર રમતી હશે એમ કહેશો, તોપણ એવું થોડુંક જણાયું છે ને આપણામાં નાનપણમાં પરણાવ્યાથી કેટલા અનાચાર થાયછે તે તો આપણે જાણિયે છીએ. દુરાચાર થવાનાં કારણો બે છે—અભણપણું ને નઠારી સંગત.

જ્યારે નાનપણમાં પરણાવ્યાથી છોકરાંથી પૂરતો વિદ્યાભ્યાસ થઈ શકતો નથી, જ્યારે પુરૂષ ભણતાં અધવચ નિશાળેથી ઉઠી જાયછે, જ્યારે હીણવરાનો ઠપકો માથે આવેછે, જ્યારે રોજગારને માટે ફાંફાં માર-

વાં પડેછે, જ્યારે છોકરીનો અવતાર ખરાબ થાયછે, ત્યારે બાળકને નાનપણમાં કેમ પરણાવવાં? જ્યારે ખાવા લેઈને દીકરી દોછો અને અણબનાવથી જુદી રહેતી અથવા રંડાયલી છોકરીઓનાં પલ્લાં પોતાના ઉપભોગમાં લોછો અને વળી બેન દીકરીપાસે તો દળણું દળાવવામાં નામોશી સમજોછો ત્યારે તે નામોશી કેમ નથી ખસેડતા? અરે તમે તમારી છોકરીઓને નીકળી જતી ને સાસરે રીબાતી કેમ જોઈ શકોછો? અરે સમજો કે જેમ છોકરાંઓનાં સુખ માબાપના ઉપર આધાર રાખેછે તેમ સ્ત્રીપુરૂષનું સુખ પરસ્પરથી છે. કુંદનમાં નંગ જડવાથી વીંટી શોભેછે ને જમીન હવા માફક આવેથી ઝાડ ફળ આપેછે. સરખા સ્વભાવથી ને સરખી ગુણજ્ઞ ભક્તિથી ને સરખી પ્રીતિથી સ્ત્રીપુરૂષના સંબંધમાં સર્વ રીતનું સુખ છે. ત્યારે સ્ત્રીઓને મોટપણે પોતાની મેળે કેમ ન પરણવા દેવી? નાનપણમાં પરણાવી છોકરાંઓના બાંધા તોડી નાંખી તેથી નાકૌવત છોકરાંથી વંશ વધારવાના લોભમાં નસંતાન વહેલું શું કરવા આણવું?

લગ્નનો અર્થ જોડાવું છે ને તે કુદ્રતી રીતિથી, સહવાસથી, સ્વભાવથી, રીતભાત વગેરેથી ને જ્યાં ત્યાં પ્રેમમાં ને સઘળાં કામમાં એકદિલી રાખવી છે, ત્યારે અને જે જેનું કામ તે તેજ કરે તો સારૂં થાય એમ છે માટે છોકરા છોકરીને પોતાની ઈચ્છા પ્રમાણે કેમ ન પરણવા દેવાં?

હમણાનો વખત જુદો છે, સૌનાં મન ઉદ્યમ તરફ છે ને ભણવાની જરૂર છે માટે ભણવામાં ખલેલ ન પડે તેનેસારૂ છોકરી છોકરાઓને નાનપણમાં ન પરણાવવાં, તેઓનો સંસાર પછવાડેથી ન બગડે માટે તેઓને નાનપણમાં ન પરણાવવાં, હમણા માણસનાં તન નાકૌવત છે માટે નાનપણમાં ન પરણાવવાં એવું કીઓ સમજુક નહિ કહે? આ તો નક્કી છે કે આ પાંચ દશ વર્ષની ચર્ચાથી લોકો સમજતા તો થયા છે, પણ હવે પોતપોતાને ઘેરથી નઠારી રીત બંધ પાડવાને લોકલાજને લીધે તેઓની હિમ્મત ચાલતી નથી; પણ ભાઈઓ, અસલથી રીત બદલાતી આવી છે તેમ તમે પણ બદલશો. તમે તમારાં છોકરાંઓનાં હિત ઈચ્છોછો માટે તમારે સમજીને વર્ત્તવું જોઇએ. લોક તો નવાની વાત કરે, પણ નવું તેજ જૂનું થાયછે માટે હિમ્મત ભીડવી જોઈએ. એ રીત બદલાવાથી બીજી પણ રીતો બદલાશે ને થોડાં વર્ષમાં આપણાં સંસારસુખ સુધરેલા દેશના લોકનાં સંસારસુખ જેવાં ઊંચી પ્રતિનાં થશે.

હવે પુનર્લગ્નવિષેઃ—

## (ચામરવૃત્ત.)

શક્તિમાન ને કૃપાનિધાન પાપના અરી,
જ્ઞાનવાન વિશ્વમાન્ય નાન્ય દેવ હે હરી;
માગિ લેઉંછું હું રંક રૂડિ બુદ્ધિ આલજે,
વાણિમાં મચાવિ રંગ કામ પાર પાડજે—૧.
આજ આ સમે સમાજ–ને મને વસે બહુ,
રાંડિરાંડનાં અસહ્ય પાપ ને પિડા સહુ;
તેમના વિવાહમાં પ્રસન્ન તો તું છે હરી,
પ્રેરણા રૂડી કરીજ સાહ્ય થા કૃપા કરી—૨.

આજનો વિષય એટલો તો મોટો છે કે તે ઉપર યથાસ્થિત વ્યાખ્યાન કરવાને ઘણો કાળ જોઈએ ને આપણને અવકાશ તો માત્ર બે કલાકનોજ છે માટે થોડામાં જે સાર કહું છઉં તે ઉપર લોકોએ ઘેર જઇને સારી પેઠે વિચાર કરવો.

પૂર્વે પુનર્વિવાહનો ચાલ હતો; પુનર્વિવાહ કરવો એ શાસ્ત્રોક્ત છે; આજકાલ વિધવાઓને ઘણું દુઃખ છે તથા તેઓથી ઘણાં પાપ થાયછે—એ ત્રણ વાત બતાવી ઉપસંહારમાં પુનર્વિવાહની રૂઢી પાછી ચલાવવાવિષે બે બોલ બોલીશ.

૧. પુનર્વિવાહની રૂઢી પૂર્વે હતી તે નીચે લખેલા દાખલાથી જણયામાં આવશેઃ—

રામચંદ્રે રાવણની સ્ત્રી મંદોદરીને રાવણના મુઆ પછી વિભીષણ સાથે લગ્ન કરવાનું કહ્યું તેપ્રમાણે તેણે લગ્ન કીધું હતું.

નવા નવા ઇંદ્રસાથે ઇંદ્રાણી લગ્ન કરેછે.

રાજા નળ દ્યૂત રમી પોતાનું રાજ્ય હારી દમયંતીને લેઈને વનવાસ ગયો. રસ્તે એક અરણ્યમાં બન્ને સૂતાં છતાં નળ જાગીને દમયંતીને જગાડ્યાવિના એમનો એમ ચાલતો થયો ને પછી કોઈ ઋતુપર્ણ નામે રાજાને ત્યાં સારથી થઇને રહ્યો. પછી દમયંતી રખડતી રખડતી ઘણે દહાડે પોતાના ભીમક બાપને ત્યાં જઈ પહોંચી, ત્યાં તેણે કેટલોએક કાળ વિયોગનાં દુઃખમાં ગાળ્યા પછી એવી યુક્તિ શોધી કહાડી કે હું ફરી પરણવાને બહાને સ્વયંવર રચું કે નળ તેમાં બીજા રાજાઓની સાથે જીવતો હશે તો આવશે. દમયંતીએ સ્વયંવર રચ્યો અને તેમાં મોટમોટા ધર્માત્મા રાજાઓ આવ્યા હતા.

હવે જો પુનર્વિવાહની રૂઢી નહોત તો દમયંતીથી સ્વયંવર રચાત કેમ અને ધર્માત્મા રાજા આવત શું કરવાને? જો કે દમયંતીએ તો કૃત્રિમ સ્વયંવર કીધો હતો તોપણ એવી રૂઢી નહોત તો તે બે છોકરાંની

મા શા આધારે સ્વયંવરમાં મોટમોટાઓને બોલાવત અને મોટા ધર્માત્મા રાજાઓ પુનર્વિવાહની રૂઢી નહોત તો શું કરવાને સ્વયંવરમાં આવત?

મહાભારતમાં ભીષ્મપર્વમાં ઈરાવાન નામે અર્જુનનો પુત્ર હતો તેનું મોટું યુદ્ધ વર્ણ્યું છે ને તે પ્રસંગે તેની ઉત્પત્તિ કહી છે. ઐરાવત એ નામે નાગ હતો. તેની કન્યાનું લગ્ન થયું હતું ને તેના ધણીને ગરૂડ લેઈને ખાઇ ગયો હતો. પછી ઐરાવત નાગે પોતાની વિધવા થયેલી છોકરાંવગરની "ઊલુપી" એ નામે કન્યા પુનર્વિવાહ વિધિયે અર્જુનને આપી હતી ને એને અર્જુનથકી ઇરાવાન એ નામે પુત્ર થયો હતો.–એ વાત કલિયુગના આરંભમાં બનેલી છે.

૨. શાસ્ત્રવાદ—વિધિનિષેધ આદિ લેઇ વાતો આ ઠેકાણે વિસ્તારથી બોલવાને સમય નથી માટે તે સર્વેનો સાર વિધિરૂપે બોલોમાં બોલું છઉં. બીજા યુગોનાં પ્રમાણ તે આ યુગમાં શા કામનાં એમ ઘણા જણ કહેછે, પણ હું તો 'કલિયુગનેજ માટે જે શાસ્ત્રાધાર તેનેજ અનુસરતું પ્રમાણ આપુંછું.' પરાશરસંહિતાના પહેલા અધ્યાયમાં આ શ્લોક છે કે.—

कृते तु मानवा धर्मास्त्रेतायां गौतमाः स्मृताः ॥
द्वापरे शंखलिखिताः कलौ पाराशराः स्मृताः ॥ १ ॥

**અર્થઃ**–સત્યયુગમાં વિશેષે કરીને મનુસ્મૃતિમાં કહેલા ધર્મપ્રમાણે વર્તવું, ત્રેતાયુગમાં ગૌતમના કહ્યાપ્રમાણે, દ્વાપરમાં શંખના કહ્યાપ્રમાણે અને કલિયુગમાં પરાશરના કહ્યાપ્રમાણે વર્તવું. કલિયુગમાં પરાશરસ્મૃતિ વિશેષ માન્ય છે. એ સ્મૃતિના ચોથા અધ્યાયમાં લખેછે કે;–

नष्टे मृते प्रव्रजिते क्लीबे च पतिते पतौ ॥
पंचस्वापत्सु नारीणां पतिरन्यो विधीयते ॥ १ ॥

**અર્થઃ**–પતિનો શોધ લાગે નહિએવું થયું હોય, પતિ મરણ પામ્યો હોય, સંન્યાસી થઇ ગયો હોય, નપુંસક જણાયો હોય અથવા પતિત થયો હોય તો એ પાંચ પ્રસંગે તે સ્ત્રીએ બીજો પતિ કરવો. એ વિધિવાક્ય અમલમાં લાવવુંજ જોઈએ. એ ઓળંગવાથી બહુ પાપ થાયછે.

એ શ્લોકમાં "મૃતે" એ શબ્દ નહોત તોપણ ચાર કારણો ઉપરથી પુનર્વિવાહ કરવાનો આધાર મળેછે. પણ જ્યારે "મૃતે" એ શબ્દ લખીને સફાઇ કીધી છે ત્યારે હવે પુનર્વિવાહ કરવાવિષે શાસ્ત્રની તરફથી શી હરકત રહી? પરાશરના મતને મળતાં બીજાં મતો આ છેઃ—

## કાત્યાયન કહેછે,—

वरो यदन्यजातीयः पतितः क्लीबएव वा ॥
विकर्मस्थः सगोत्रो वा दासो दीर्घामयोपि वा ॥
ऊढापि देया सान्यस्मै सहावरणभूषणा ॥ १ ॥

**અર્થઃ**—કન્યા પરણાવ્યા પછી માલૂમ પડે કે વર બીજી જાતનો, પતિત, નપુંસક, કર્મરહિત, પોતાના ગોત્રનો, ચાકર અથવા મોટા રોગવાળો છે તો તે પરણેલીને લૂગડાં ઘરેણાંસહિત બીજા વરને આપવી.

એ વચનનો હેતુ આટલોજ કે તે બિચારીનો જન્મારો બગડે નહિ. વર જીવતો છતે તેને મૂકી બીજાને પરણાવવી તો વર મરી ગયે કાં ન પરણાવવી? વળી એજ ઋષિનું બીજું વચન આ છેઃ—

वरयित्वा तु यःकश्चित् प्रणश्येत्पुरुषो यदा ॥
ऋत्वागमांस्त्रीनतीत्य कन्यान्यं वरयेद्वरं ॥ १ ॥

**અર્થઃ**–વર ગુજરી જાય ત્યાર પછી ત્રણ વાર અટકાવ આવે ત્યાંસૂધી રહીને પછી તે કન્યાએ બીજા વરને પરણવું.

## વસિષ્ઠ કહેછે,—

कुलशीलविहीनस्य पश्चाद्धि पतितस्य च ॥
अपस्मारिविधर्मस्य रोगिणां वेषधारिणाम् ॥
दत्तामपि हरेत्कन्यां सगोत्रोढां तथैव च ॥ १ ॥

**અર્થઃ**–પરણાવ્યા પછી જણાય કે વર અધમ કુલનો, નઠારા સ્વભાવનો, પતિત, અપસ્માર થયેલો રોગી, અધર્મી, રોગી, વેષધારી, સગોત્રી હોય તો પરણાવેલી કન્યા પણ પાછી લેવી અને બીજાને પરણાવવી.

ઉપરપ્રમાણે પુનર્વિવાહ કરવાવિષે ઋષિઓનાં મત છે. તેમાં "અવિદ્ધયોનિ" એટલે સાસરે રહેતી થઇ ન હોય તેવી બાળવિધવાને ફરીથી પરણાવવાની આજ્ઞા સઘળા ઋષિઓએ આપેલી જણાયછે.

## નારદ કહેછે કે—

उद्वाहितापि सा कन्या न या संप्राप्तमैथुना ॥
पुनः संस्कारमर्हेत यथा कन्या तथैव सा ॥ १ ॥

**અર્થઃ**—પરણાવેલી કન્યા હોય ને તેનો વરનીસાથે સંગ ન થયો હોય, તો તે ફરીથી પરણવા યોગ્ય છે ને તે કન્યા જેવીજ જાણવી.

## માર્તંડમાં લખેછે,—

देयान्यत्र विवाहितापि च बलाद्या विद्रुयोनिर्नचेत्

**અર્થઃ**—પરણ્યા પછીજ્યાંસૂધી સ્વામીનો સંગ થયો ન હોય, ને તેવામાં સ્વામી મરી ગયો હોય તો તેને ફરીથી જોરજુલમથી પરણાવવી.

## મયૂખવીરમિત્રોદયમાં કહેછે કે—

केवलं शास्त्रमाश्रित्य न कर्त्तव्योहि निर्णयः ॥
युक्तिहीने विचारे तु धर्महानिः प्रजायते ॥ १ ॥

**અર્થઃ**—કેવળ શાસ્ત્રનો આશ્રય લેઇને કોઈ નિર્ણય કરવો નહિ—વિવેકબુદ્ધિની સાથે કરવો, એમ ન કરેથી ધર્મની હાનિ થાયછે. અર્થાત્, દેશકાળસ્થિતિ જોતાં જે શાસ્ત્ર અનુકૂળ આવે ને પાપ થતાં અટકે તેપ્રમાણે વર્ત્તવું જોઇએ; એમ ન વર્તીએ તો ધર્મહાનિ થાય.

देशकालानुसारेण कर्त्तव्यं नान्यथा क्वचित् ॥

**અર્થઃ**—દેશકાળને અનુસરીનેજ વર્ત્તવું, બીજે પ્રકારે નહિ.

શાસ્ત્રકારોએ આજ્ઞા આપી છતાં, આપણી વિવેકબુદ્ધિ રૂડો રસ્તો બતલાવેછે તે છતાં, તેને પોતાની જીદમાં પત ન કરી દુઃખ સહન કરી પાપી થવું એ કંઇ આપણને ઘટતું નથી. શાસ્ત્રકારો કંઈ નિર્દય ન હતા; તેઓએ પ્રજાને સુખ થાય માટે તેને અનુકૂળ આવે તેવાં તેવાં શાસ્ત્રો બનાવેલાં છે. વાસ્તે જેથી ધર્મ સચવાતો હોય તે આચરણ કરવું.

## મનુસ્મૃતિના ૪ થા અધ્યાયનો ૧૭૬ મો શ્લોક આમ બોલેછે—

परित्यजेदर्थकामौ यौ स्यातां धर्मवर्जितौ ॥
धर्मं चाप्यसुखोदर्कं लोकविद्विष्टमेव च ॥ १ ॥

**અર્થઃ**—શાસ્ત્રથી ઊલટે રસ્તે દોલત ને સુખ મળતાં હોય તો તે દોલત અને સુખનો ત્યાગ કરવો અને જે શાસ્ત્રોથી ભવિષ્યમાં દુઃખ પ્રાપ્ત થાય અથવા તે માણસજાતને દુઃખદાયક થઇ પડતાં હોય તો તે શાસ્ત્રનો પણ ત્યાગ કરવો. મનુએ એમ કહ્યું છે, તોપણ આપણને તેમ કરવાની જરૂર નથી. આપણે તો શાસ્ત્રને માનજ આપીએ, કેમકે દયાળુ શાસ્ત્રકારોએ પુનર્વિવાહ કરવાની રજા આપી છે.

વળી વહાણમાં સફર કરનારને નાતમાં રાખવો, સંન્યાસી થઇને કમંડળ રાખવું, પરણેલી કન્યાનું બીજીવાર દાન કરવું, સ્ત્રી અથવા પુરૂષે ઘણાં વર્ષ કુંવારાં રહેવું, નરમેધ, અશ્વમેધ, ગોમેધ કરવા, ઘણે દૂર દેશાવર જવું, બ્રાહ્મણે નીચ યવનની સેવા કરવી, કાંદા ખાવા, વહાણમાં બેસવું, યવનની ભાષા બોલવી એ આદિ વાતો કલિયુગમાં ન કરવી એમ કેટલાએક (ઘણાજ થોડા) જણે કહ્યું છે. વારૂ, એમાંનું હાલ લોકો કેટલું પાળેછે? ઘણુંજ થોડું. જ્યારે લોકો દેશકાળ જોઈને શાસ્ત્રમાં કહેલી કેટલીએક શિક્ષાને છોડતા ગયા તેમ દેશકાળસ્થિતિ જોઈને વિધવાઓના પુનર્વિવાહ કેમ ન થવા જોઈએ?

વળી, રૂઢી તરફ જોતાં માલૂમ પડેછે કે શાસ્ત્ર કરતાં રૂઢી બળવત્તર છે. ધણી મુએ કે વિધવાનું મુંડન તરત કરવું અને રજોદર્શન પહેલાં તો જરૂર કરવું એમ શાસ્ત્રમાં છતાં હજારો બાળરાંડો વેષ રાખી રહેલી જોવામાં આવેછે. પેટલાદ, નડિયાદ તરફ નાગરની નાતોમાં પણ મોટાં બૈરાંઓ વિધવા છતે એકવાર મુંડાવીને પછી ચોટલા રાખેછે તે કયું શાસ્ત્ર? શાસ્ત્રબાસ્ત્ર કંઈ નહિ; રૂઢી એજ શાસ્ત્ર છે. શાસ્ત્રનાં બહાનાં નકામાં છે. નવી ચાલ ઘણીવારે રૂઢી થાયછે ને ઘણી રૂઢીયો બદલાઇ છે. ત્યારે સમજ્યા છતાં નવી ચાલ કાં ન દાખલ કરવી? વારૂ, પુનર્વિવાહ કરવાથી જો દોષ થતા હોય તો તેનાં પ્રાયશ્ચિત્તો પણ શાસ્ત્રોમાં હોવાં જોઈએ, પણ તે સંબંધી પ્રાયશ્ચિત્તો કોઇ પણ ગ્રંથમાં જોવામાં આવતાં નથી.

આપણા પરાશરે વિધવાનેમાટે ત્રણ પ્રકાર કહેલા છે, તેઓએ વિવાહ કરવો, અથવા બ્રહ્મચર્ય પાળવું, અથવા ધણીનીસાથે સહગમન કરવું. હવે સહગમન–સતી થવાની સરકારે બંધી કરી છે અને બ્રહ્મચર્યવિષે તો આમ છે કે,–

કલિયુગમાં બ્રહ્મચર્ય પાળવું એ ન બને તેવું છે ને વિધવાઓથી બ્રહ્મચર્ય નથીજ પળાતું એવો આપણે અનુભવ છે ત્યારે વિધવા પાસે બ્રહ્મચર્ય શું કરવા પળાવવું?

## ગીતામાં લખ્યું છે કે—

कर्मेंद्रियाणि संयम्य य आस्ते मनसा स्मरन् ॥
इंद्रियार्थान् विमूढात्मा मिथ्याचारः स उच्यते ॥ १ ॥

જે કોઇ માણસ કર્મેન્દ્રિયજીતી છે એમ કહીને કર્મેન્દ્રિયોનો જે વિષય તેનું નિરંતર સ્મરણ કરેછે તેનું બ્રહ્મચર્યાદિ વ્રત ફોગટ છે. વિધવાઓના ધર્મ તેઓની પાસે તેઓની મરજી ઉપરાંત જબરદસ્તીથી પળાવીએ અને તેઓનાં ચિત્ત તો સંસાર લહાવો લેવાને ઘણાં આતુર થઇ રહ્યાં હોયજ ત્યારે વિધવાઓથી ખરું બ્રહ્મચર્ય કેમ પળાય? માટે છેલ્લીવારે કહેવાનું આજ કે વિધવાઓનાં ફરીથી લગ્ન થવાં જોઇએ.

ગૃહસ્થો! અબળા વિધવાઓને જે જે દુઃખ સહન કરવાં પડેછે, ને "ભૂખ્યો શું પાપ ન કરે" તેમ તેઓથી જે જે પાપો થઇ જાયછે તે સર્વેનું ઝાંખું ચિત્ર તમને બતાવ્યું. એ કંઇ કોઇના એકના ઘરની વાત નથી. શહેરે શહેર, ગામે ગામ ને ઘેરે ઘેર વિધવાનાં દુઃખથી ને વિધવાથી થતાં પાપથી લોક જાણીતા છે. અને કોઇ બાળક વિધવાને તેના એકાંતમાં નિસાસા મૂકતી જોવી અથવા દિલગીરીના વિચારમાં ડૂબી ગયેલી જોવી, તેને

પ્રસંગે પ્રસંગે (લગ્નકાર્યમાં વિશેષે કરીને) હડહડ થતી જોવી, તે બિચારીપર (અજ્ઞાની અવસ્થામાં) આવી પડેલી ગરીબાઈ અને દાનાઈની તસવીર જોવી, તેને ચારમાં બેઠી છતે પોતાનીજ દિલગીરીમાં કણકણો ખાતી જોવી, તેને નિરંતર શોકથી સૂકાઇ જતી જોવી, તેને વેશ ઉતારતી વખત ટટળતી તથા આરડતી જોવી ને આખરે માથું અફાળતી હજામની પાસે શરમાતી જતી જોવી, અને પાછી રૂઢી વહેમના જૂલમને સહન કરતી જોવી એ સઘળું શું માણસજાતની કુમળી છાતીને વીંધી નાંખીને એકદમ દયાનો જોભો આણવાને બસ નથી? પત્થર, લોઢું અને વજ્ર એ જડ છતે પણ વિધવાઓના સ્પર્શથકી પાણી પાણી થઇ જાય;—નથી થઈ જતાં તેનું કારણ આ કે વિધવાઓ સમજતી અવસ્થામાં કુકર્મ કરેછે. એથી તે જડ પદાર્થોમાંથી દયા ખશીને તેમનામાં ધિક્કાર પેસેછે. રે પત્થર પલળે તો કુમળી છાતી કેમ ન પલળે!

રે ગૃહસ્થો, વિધવા કુકર્મ કરેછે તે જોવાં, તેઓને ગર્ભ રહેછે તે જોવા, તેઓ ગર્ભપાત કરેછે તે જોવા,—આવી આવી રીતે કે ધગધગતા અંગારા બચ્ચાંઓનાં મહોડાંમાં મૂકેછે, કુમળું ડોકું મરડી નાંખેછે, રઝળતું રસ્તામાં ફેંકી દેછે, તેનાપર છરી મૂકેછે, તેનાપર તરતની ઓર ઢાંકીને ગુંગળાવેછે, એ જોવાં, તેઓની અને તેઓનાં સગાંઓની લોકમાં લાજ જાયછે એ જોવાં એ સૌ શું માણસજાતની કુમળી છાતીને ફાડી નાંખનાર તોપના ધણધણતા ગોળા અને તરવારના તીખા ઝટકા નથી? તેમાં વેળાએ પોતાના ઘરમાં ગોદા લાગ્યા હોય ત્યારે તો માબાપનાં દુઃખની, તેઓના ગભરાટની અને તેઓના આત્મઘાત કરવાની હાલત જોવી એ શું કમકમાટી ઉપજાવે તેવું નથી? એઓએ વિધવાને ફરીથી ન પરણાવવાથી જે પાપો થાયછે તેટલાંજ પાપો (બીજાં પાપો તો હાલ ગણવાં મૂકી દેઈએ) પૃથ્વીઉપર પ્રલય વહેલો આણવાને અને બ્રહ્માંડમાં નિરંતર અંધારૂં કરવાને બસ છે. પણ હિંદુઓમાંજ એ પાપો છે અને બીજા લોકોમાં નથી માટેજ વાર લાગેછે. એવાં પાપ પૃથ્વીપર સઘળે ઠેકાણે થાય તો દુનિયાની અવધ આવવાને કંઈજ વાર નથી. જે જે દુઃખ અને જે જે પાપ વિધવાપર ગુજરેછે તે તેઓજ સારીપેઠે જાણેછેઃ—

"વીતે તે તો જાણે,
વિધવાપણું તે ખરેખરૂં કસાઈ."

રે ગૃહસ્થો, વિધવાની એ દશા જોઇને તેઓની લહાય હોલવવાને અને બંધ છોડવવાને આપણને ઘટેછે કે નહિ? જો દયાળુ ધર્મી બ્રાહ્મણ, વાણિયા છીએ તો તેમ કરવુંજ ને કસાઈ હોઇએ તો ન કરવું. કસાઇ તો સારા કે એકદમ જીવ લેછે, પણ આપણે તો વિધવાઓને રીબાવી રીબાવીને મારી નાંખીએ છીએ.

હશે, જ્યાંસૂધી દુઃખ જાણ્યું નહિ ત્યાંસૂધી તો સહન કીધું. પણ હવે જાણ્યા છતાં તે સાંખ્યા કરવું અને મચ્છર કરડે તો કરડવા દેવો અને રોગ આવે તો ઓસડ ન કરવું, કર્મમાં લખ્યું હશે તે થશે, એમ જો વિચારમાં હોય તો મારે કંઇ બોલવાનું છેજ નહિ. માણસમાત્રનો ધર્મ છે કે પોતાને સુખ થાય તેમ કરવું, ન કરે તો તે પાપી થાય. માણસ થઇને પોતાનું હિત ન વિચારીએ અને કાર્યાકાર્ય ન સમજીએ ત્યારે પછી ઢોરમાં ને આપણામાં ફેર શો?

વિધવાને ન પરણાવવાથી કેટલાંએક કુળ નિકંદન થઇ જાયછે ને કેટલાએક પુરૂષો વાંઢા મરી જાયછે. ટૂંકામાં, સ્ત્રીની દશા પડતી આવેછે ને જ્યાંસૂધી સ્ત્રીની દશા સુધરી નથી ત્યાંલગી દેશની હાલત પણ સુધરનાર નથી. માટે, સંસારી રીતે જોતાં પુનર્વિવાહ કરવો યોગ્ય છે.

પાપ થાયછે તેથી નીતિને અનુસરીને તે પાપથી મુક્ત થવાને સારૂ પુનર્વિવાહ કરવો યોગ્ય છે.

શાસ્ત્રકારો કંઇ નિર્દય નહોતા, તે મોટા દયાળુ હતા. તેઓએ લોકનાં કલ્યાણનેસારૂ શાસ્ત્રો કર્યાં છે. એ શાસ્ત્રમાં મના હોય નહિ, ને નથીજ; રે ઊલટી કરવાની ભલામણ કરી છે.

માટે હવે, ઓ સજ્જન ગૃહસ્થો! લોકોમાં એ ચાલ વહેલી શરૂ થાય એવી તજવીજ કરો. જ્યારે તમે નહિ કરો ત્યારે કોઇ દહાડો સરકાર એ કામ માથે લેશે. જેમ સતી થવાનો ધારો બંધ કીધો તેમ વિધવાને ગર્ભ રહ્યા માલૂમ પડયા કે તરત તેઓને એજ કામને સારૂ રાખેલા સખ્ત હુકમવાળાં માણસો પાસે પકડાવી મંગાવીને કેદ રાખશે, ને ત્યાર પછી તમારી આબરૂમાં શી મણા? માટે સરકાર તેમ ન કરે ને તમારી આબરૂ ન જાય તેવી રીતે ચાલો.

અરે! તમે એ ચાલ નહિ ચલાવો માટે તમારાં છોકરાં પણ શું નહિ ચલાવે? તમારાં છોકરાં બેશક રાંડેલીઓને માંડેલી જોશેજ. સમયજ તેવો આ છે. તમારાં છોકરાં કરવાનાં છેજ ત્યારે તમેજ કેમ બહાર નથી પડતા?

હવે એ કામ કરવું યોગ્ય છે એ વાત તો તમારા મનમાં નક્કી થઇ ચૂકી છે, પણ પહેલ કરવાને બીહોછો. પણ હવે થોડા જણ હિમ્મત ધરીને બહાર પડશો તો બીજાઓ મદદ કરશેજ કરશે. બંગાળાના પંડિતો શું મૂર્ખ છે અને શાસ્ત્રથી ઊલટા ચા-

લેછે ? તેઓમાં દશપંદર પુનર્વિવાહ થોડી મુદ્દતમાં થઇ ચૂક્યા છે. માટે હવે ઉતાવળ કરીને એ બીડાંઓ ઝડપી લો. જેઓ પહેલા કરશે તેઓનેજ માન છે અને તેઓજ વિધવાઓના તારનાર કહેવાશે. અને એ કામ વહેલું થાય તેને સારૂ જે લોકો પુનર્વિવાહ કીધા પછી નુકસાન થશે તેવી બીકમાં હોય ને તે પ્રમાણે વિઘ્નો આવી પડે તો તેઓને તેમાંથી કહાડવાસારૂ પરોપકારી પુરૂષોની તરફથી એક ફંડ ઊભું થવું જોઇએ.

છેલ્લીવારે એજ કહુંછું કે નિરાશ્રિત વિધવાઓ જેઓ ગ્રેહને દવે બળતાં વનમાંથી બળતી અને વહેમના કાંટાની ઝાડીવાળા રસ્તાઓમાંથી નાસતી ફરેછે તેઓને, ઓ દેશી સજ્જનો ! દયારૂપી ઠંડાં વાંદળાંના પરોપકારરૂપી વરસાદનાં ઝાપટાંઓ વડે ઠંડક કરી નીતિના ધોરી રસ્તાપરથી સુખનાં રમ્ય અને ઊંફાળાં ઘરમાં પહોંચતી કરો.

---

# ૧૬. સ્ત્રીકેળવણી.

## ગ્રંથબીજ.

ચેતનસૃષ્ટિ ને જડસૃષ્ટિ એવી બે સૃષ્ટિ છે. આપણે માણસ ચેતનસૃષ્ટિમાં છીએ એટલુંજ નહિ, પણ એમાં બીજાં સૌ પ્રાણીઓ કરતાં ઊંચી પદવી ધરાવીએ છીએ. કારણ કે આપણામાં બીજા સૌ કરતાં વધારે બળ છે. એ બળ એટલું છે કે જડ પદાર્થોને આમ તેમ મેળવી આપણે પ્રથમ નહિ તેવી જુદીજ રીતની બીજી જડસૃષ્ટિ કરી છે ને એમાં વધારો કર્યાજ જઇએ છીએ. જેમ આપણે બીજાં સૌથી ઊંચા છીએ તેમ આપણામાં પણ ઊંચા નીચાનો ભેદ છે. જેમ જેનામાં વધારે બળ તેમ તે ઊંચી પદવી ધરાવેછે. હવે એ બળ તે કીયું ? એ બળ, જ્ઞાન એટલે જાણ છે. કેટલાંક પ્રાણીઓને પણ તેઓના ઉપર બહારથી જે છાપ પડેછે તેની જાણ હોયછે; પણ તેઓથી બોલાતું નથી; માટે તેઓ એકમેકને પોતપોતાની અંદરની સઘળી જાણ ખુલ્લી રીતે બહાર બતાવી શકતાં નથી. માણસ બોલી શકેછે ને તેને પોતપોતાના કામથી જે જે દુઃખ સુખ થાયછે તે તે એકમેકને જણાવેછે ને જેથી સુખ થાય તે રસ્તા તરફ સૌ જણ મહેનત કરેછે. વળી આપણી જાણ, સ્મરણશક્તિવડે હમેશ રહેછે ને વળી વંશપરંપરા વધતી જાયછે. રાની માણસને માત્ર પોતાની ઝુંપડી, પોતાનાં હથિયાર ને પોતાનાં બૈરાં બાળક સંબંધીજ જાણ હોયછે. શહેરીને ઘણી ઘણી વાતની જાણ હોયછે. રાની ગમે તેવો શરીરે જોરાવર હોય ને પોતાનાં તીર તાકવામાં સાચો હોય તોપણ તેને શરીરે નબળો એવો શહેરી, પોતાની જાણનાં બળવડે પોતાને તાબે કરેછે. સારાંશ કે જેમ જેનું વધારે જ્ઞાન અને તેથી વધારે બળ તેમ તે પોતાનાથી ઓછા જ્ઞાનવાળાથી ઊંચી પદવીએ રહી ઊંચું સુખ ભોગવેછે.

બાળક ને પશુ બરાબર કહેવાયછેજ. જેમ જેમ તે મોટું થતું જાયછે તેમ તેમ તેની જાણ વધતી જાયછે. માણસને ઘણી ઘણી વાતની જાણ હોયછે, પણ તેની તે સઘળી જાણ ખેડ્યા વગરના ખેતર જેવી ને ગોઠવ્યા વિનાના ગાંધીના હાટ જેવી હોયછે. ખેતર ચસાઈ ખેડાઇ પોચું થાયછે ને પાણી પીએછે ત્યારે તે પાક આપેછે અને ગાંધી જ્યારે સઘળા સામાનને જુક્તિથી ગોઠવેછે ત્યારે તે પોતાનો ધંધો ચાલાકીથી ચલાવેછે. તેમ જ્ઞાનનું ખેતર પણ ખેડવું પડેછે ને જ્ઞાનનું હાટ પણ ગોઠવવું પડેછે—એ જે ખેડવું ને ગોઠવવું તે કેળવણી કહેવાયછે. કણેક કેળવાયછે તો રોટલી થાયછે, પશુ કેળવાયછે તો આપણા ઉપયોગમાં આવેછે, માણસ કેળવાયછે તો તે પોતાની જાણમાં સહેલથી વધારો કરેછે, અને સદ્ગુણી, ડાહ્યું તથા સુઘડ બનેછે. જેમ કસરત કરવાથી શરીરમાં શક્તિ વધેછે, શરીર નીરોગી થઈ બાંધો પકડી સુંદર દેખાયછે ને પછી શરીરશક્તિ કામકાજમાં ઉપયોગી પડી લાભ કરેછે તેમ મનને કેળવવાથી મનશક્તિની પહોંચ લાંબી થાયછે એટલે જાણવા સંબંધી આપણી શક્તિ વધેછે, મન પ્રફુલ્લિત થઇ સુંદર ઊજળું દીપેછે અને આપણી જાણમાં વધારો થયેથી આપણને વધારે સુખ પ્રાપ્ત થાયછે. મનની કેળવણીથી હરેક વાત સહેલથી સમજાયછે, તે યાદ રહેછે, તે સારી કે નરસી, વાજબી કે ગેરવાજબી, ફાયદો કરે તેવી કે ગેરફાયદો કરે તેવી એ સૌ માલૂમ પડેછે; ફલાણું કામ કરવાની આપણી શક્તિ છે કે નહિ, તે કરવામાં આપણને વચમાં હરકતો આવી પડશે તો તે દૂર કરી શકીશું કે નહિ અને ઇચ્છેલું કામ પાર પાડવામાં શી શી ચતુરાઈ ને યુક્તિ કામે લગાડવી પડશે તે સૌ જણાયછે; તેમ આપણી ઉદ્ધત લાગણીઓ કપાઈ ઘસાઇ હીરાની પેઠે ચળકતી ને કીમતી બનેછે; કેળવણીથી સંસારના અનુભવસંબંધી, ભાષાપ્રકરણસંબંધી, પદાર્થગુણસંબંધી, ઘણી

ઘણી વાતોની જાણ તે આપણને સહેલથી પ્રાપ્ત થઈને આપણા સંસારવ્યવહારના કામમાં આપણને લાભ કરેછે. તેમ પ્રીતિ–આશા–ધીરજ–દયા–સત્ય–શૌર્ય–સ્વતંત્રતા–માન, ઘણા ઘણા સંબંધને લીધે ઘણી ઘણી રીતે વર્તવાવિષે જે નીતિયો તેને ઈશ્વરભક્તિએ સૌ કેળવણીથી સુઘડ બની દીપી રહેછે. જેવી જેની ઊંચી કેળવણી તેવું તેનું ઊંચું જ્ઞાન ને જેવું જેનું ઊંચું જ્ઞાન તેવું તેને ઊંચું સુખ હોયછે. આ નિબંધ કેળવણીવિષે નથી, પણ સ્ત્રીકેળવણીવિષે છે માટે હવે સ્ત્રીવિષે–

માણસ શબ્દમાં પુરૂષ ને સ્ત્રી બંને છે. બંને આકાર, સ્વભાવ, લાગણી ને સમજણમાં ઘણાંખરાં સરખાં છે. પરણ્યા પછી એકમેકના સહવાસથી, એકમેકની પ્રીતિથી, એકમેકની પતીજથી પુરૂષ કેળવાઈને સુઘડ થાયછે–તે કેવળ જુદોજ માણસ બની રહેછે. એ જોતાં પુરૂષ પરણ્યા પહેલાં અડધો માણસ છે એમ કહીએ તો ચાલે. પુરૂષના સ્વભાવગુણ ને સ્ત્રીના સ્વભાવગુણ મળીને માણસ જાતના સ્વભાવગુણ થાયછે. તેઓ સંસારમાં એકમેકને સહાય કરવા ઉત્પન્ન થયાં છે. એ સઘળું જોતાં સ્ત્રી, પુરૂષના કરતાં માણસ શબ્દમાં ખપવાને કંઇ ઓછો હક્ક ધરાવતી નથી. સ્ત્રીને પુરૂષનું અર્દ્ધાંગ કહ્યું છે તે કંઈ ખોટું નથી. ખાવે પીવે, પહેરવે ઓઢવે, દુઃખ દૂર કરવે ને સુખ ભોગવવે બંનેના કુદ્રતી હક્ક સરખા છે. કેટલીએક બાબતમાં તો પુરૂષે પોતે સ્ત્રીની નાજુકાઈ ને મોહિની ઉપર આસક્ત થઇ રહી એને વધારે હક્ક આપ્યા છે. ટાઢ તડકામાં ફરવાનું ને ઘણી મહેનતનું કામ પોતે રાખ્યું છે ને ઘરનું કામ તેઓને સોંપ્યું છે. સ્ત્રીઓને સંકટમાંથી બચાવવાને પુરૂષોએ દુઃખ વેઠ્યાં છે ને પ્રાણ પણ ખોયા છે. એવું છતાં તેને કેટલાએક વિદ્વાનોએ અધમ ગણી છે. તેઓ કહેછે કે સ્ત્રી દાસીનીપેઠે ઘરનું વહીતરૂં કરવાને અને પુરૂષના સુખને અર્થે ઉત્પન્ન થઇ છે. એ-રીતે અધમ ગણવાનાં કારણો આ છે કે પુરૂષો પોતાનાં સંસારકામના યશના અભિમાની છે. તેઓએ સ્ત્રીથી મળતાં સુખની લહેજત લીધી નથી ને તેઓએ કેટલીએક ઠોઠ ને નઠોર સ્ત્રીઓની વર્તણુક જોઇ સાંભળીને સઘળી સ્ત્રીજાતવિષે નરસો વિચાર જણાવ્યો છે.

શું સ્ત્રીજાતમાં ભણવાની બુદ્ધિ નથી? શું સ્ત્રીજાત પુરૂષની પેઠે સંસારી કામ કરવાને અશક્તિમાન છે? જે સ્વતંત્રતાથી પુરૂષ યશ મેળવેછે તે સ્વતંત્રતા સ્ત્રીને હોય તો શું એ તેવા યશ ના મેળવી શકે? એ બાબતમાં યૂરોપ અમેરિકાની સ્ત્રીઓના દાખલા જેટલા જોઇએ તેટલા છે; ને શું આપણામાં નથી? શું બ્રાહ્મણની કન્યા ગાર્ગીએ જનકરાજાની સભામાં મોટામોટા ઋષિઓની સાથે વાદ કરી તેઓનો પરાભવ નથી કર્યો? શું ભામતીએ ન્યાયશાસ્ત્રસંબંધી ગ્રંથ નથી કીધો? શું ડગ જોષીની પુત્રી ભાઢળી જ્યોતિષમાં પ્રવીણ નહોતી? શું સરસ્વતીએ શંકરાચાર્યે સાથે રસશાસ્ત્રના વાદ કરી પોતાના સ્વામી મંડનમિશ્રનો બચાવ નહોતો કર્યો? શું નોમિએ વિધવાવસ્થાનાં દુઃખવિષે અસર કરે તેવું નાટક નથી રચ્યું? કુંતીએ પોતાના ધર્મરાજાને સિંહાસને બેસતી વેળા ને યુદ્ધમાં જતી વેળા રાજ્યનીતિ ને યુદ્ધનીતિ વિષયની ઊંડી ને સુઘડ શીખામણ નથી દીધી? શું રજપૂતની સ્ત્રીઓ તરવાર લેઈ રણસંગ્રામમાં નથી ઉતરી ને નથી શું તેઓએ યશ મેળવ્યા? શું પાર્વતી, સીતા, દ્રૌપદી, વિજળી, રૂક્મિણી, આદિ લેઈ સ્ત્રીઓએ પોતપોતાના સદ્‌ગુણથી પ્રસિદ્ધિ નથી મેળવી? પ્રથમ સ્ત્રીઓના ઉપર લક્ષ, શ્રમ આપી તેઓને કેળવવી તથા સ્વતંત્રતા આપવી અને પછી જોવું કે તેઓ પુરૂષના જેવા યશ મેળવી શકેછે કે નહિ. જે માતા પોતાનાં છોકરાંને પ્રેમને લીધે દુઃખ વેઠતાં પેટમાં રાખેછે, પ્રેમને લીધે તેનું પાલનપોષણ કરેછે ને પ્રેમને લીધે રૂડો બોધ આપેછે, જે વહુ પોતાના વરને ઘરની કાળજીથી દૂર રાખેછે, સંસાર કામકાજમાં સલાહ આપેછે, દુઃખમાં દિલાસો ને સુખમાં ગમત આપેછે તે માતા–તે સ્ત્રીને–સ્ત્રીજાત છે માટે દાસી ગણવી એ શું ન્યાય ને કુલીનતા છે? વારાહીસંહિતાના ભાષ્યમાં લખ્યું છે કે બ્રહ્માને સાવિત્રીએ ઉપવીત આપ્યું હતું ને હાલ રૂઢી પણ છે કે વિવાહ થયો હોય તેવા છોકરાને સાસરેથી જનોઈ આપેછે. અગ્નિહોત્રાદિક કર્મ સ્ત્રીને સાથે રાખ્યાવિના થતાં નથી. હવે સ્ત્રી જેની મારફતે બ્રહ્મા ને તેના વંશજો સંસ્કાર પામ્યા છે તે અધમ કેમ ગણાય? ખરો વિચાર કરતાં તો આમ જણાયછે કે સ્ત્રીજાતને ધિક્કારનારા પુરૂષો પોતેજ ધિક્કારને પાત્ર થાયછે. થોડાજણ નઠારા માટે સઘળાજ નઠારા એવો વિદ્વાને વિચાર બાંધવો એમાં તે પોતાનો બળાપો, પક્ષપાત ને પોતાની વિદ્વત્તાની ખામી બતાવેછે. પ્રથમ પુરૂષે સ્ત્રીની મોહિનીઉપર પ્રસન્ન થઇ તેને વધારે મહેનત ન પડે માટે તેને ઘરનું કામ સોંપ્યું ને સ્ત્રી પોતાના પ્યારના ઉમળકામાં તેના વિશ્વાસ ઉપર તાબેદાર થઈ રહી એમ છતાં સ્ત્રી હાલ દાસીરૂપે ગણાયછે એ કેવું અચરતી ભરેલું છે!

કેટલાએક બ્રહ્મચારી સાધુ વિદ્વાનો અને નિરાશ થયેલા શૃંગારી કવિયોએ પણ સ્ત્રીનો ધિક્કાર કર્યો છે. તેઓએ તેને નરકકૂપ, નાગણી, વાઘણી, વિખની વેલ, દુઃખદરિયો, પાપપૂતળી, જૂઠ, નિર્દય, લોભી, ગંદી,

છળ રચનારી, સાહસિક, નીચ, હઠીલી, બેવચની, ઇત્યાદિ એવાં એવાં વિશેષણો આપ્યાં છે. જ્યાં સ્ત્રીઓ ભણેલી નથી, જ્યાં તેઓને સારી સંગતિ નથી, જ્યાં તેઓ બાળપણાથી પરણી છે, જ્યાં તેઓ વિધવાપણાના કેદખાનામાં છે ને જ્યાં તેઓને સ્વતંત્રતા નથી ત્યાં તેઓ પોતાના અભણ દુરાચારી પુરૂષોના સહવાસમાં દુરાચારી કેમ ન હોય? પણ અફસોસ છે કે તેઓનો સ્વાભાવિક દોષ ન છતાં તેઓઉપર સાધુઓએ પોતાને સંસારી સુખ ન મળવાના બળાપા કહાડ્યા છે! શું મુક્તાનંદ સરખા વિદ્વાનોને સ્ત્રીઓનો ધિક્કાર લખતાં વિચાર નહિ આવ્યો હોય કે આપણે પણ સ્ત્રીથી ઉત્પન્ન થયા છીએ? સાધુઓનું બોલવું બળાપાનું અથવા પોતાના મત ચલાવવાવિષે પક્ષપાતનું છે, માટે તે ખોટું છે. સુજ્ઞ અને અનુભવી પુરૂષોએ સ્ત્રીને જીવન, પ્રધાન, અંતલગીનો સાથી, પરમમિત્ર, પ્રાણપ્યારી, અર્દ્ધાંગ, પ્રેમદા, રમણી, રત્ન, શક્તિસ્વરૂપ ઇત્યાદિ શબ્દે જે વર્ણી છે તેજ ખરૂં છે.

જ્ઞાનબળથી આપણે બીજાં પ્રાણીઓ કરતાં ઊંચાં છીએ. કેળવણીથી જ્ઞાનબળ પ્રાપ્ત થાયછે. માણસમાં સ્ત્રીપુરૂષ બંને છે. સ્ત્રીના હક્ક ઘણાખરા પુરૂષ જેટલાજ છે. પુરૂષની પેઠે સ્ત્રી પણ કેળવણી લેઈ શકેછે. માટે, જેમ આપણે પુરૂષ હક્ક સમજી કેળવણીથી જ્ઞાનબળ વધારીએ છીએ તેમ આપણી સ્ત્રીઓએ પણ પોતાનો હક્ક સમજી કેળવણીથી પોતાનાં જ્ઞાનબળ વધારવાં જોઇએ ને એઓ તેમ કરે તેમાં આપણી તરફથી ઇચ્છા, સહાય ને ઉત્તેજન હોવાં જોઈએ. એમાં લાભ પાછો આપણે પુરૂષનેજ છે. ભણેલી સ્ત્રી સહાયરૂપે આપણાં બળમાં વધારો કરેછે; ભણેલી સ્ત્રી પરમમિત્રરૂપે સુખદુઃખની વાતો કરવાની લહેજત વધારેછે ને દુઃખ દૂર કરેછે; ભણેલી સ્ત્રી પ્રિયારૂપે રસભર્યું સુખ વધારે વધારે આપ્યાં કરેછે. જ્યાં રાજા ને પ્રધાન બંને ભણેલા ને સુઘડ હોય ત્યાં રાજ્યના ઉત્કર્ષવિષે પૂછવુંજ શું? ભણેલા પુરૂષને અભણ બૈરી સાથે, રસિક ચતુર પુરૂષને શઠ ભોથડ સાથે, ઉદ્યોગીને આળસુ સાથે, વિવેકીને ઉદ્ધત સાથે, સદાચારીને દુરાચારી સાથે, સુઘડને ફૂવડ સાથે, કદી નજ બને. જ્યાં કેળવણીથી સરખાપણું શોભતું હોયછે ત્યાંજ સ્ત્રીપુરૂષનાં મન એક બીજા સાથે મળેછે.

## ભણેલી સ્ત્રીથી તેને પોતાને ને તેના સંસારને લાભ થાયછે.

આરશીવિના ખોડ કે ખૂબી કંઈ જણાય નહિ માટે આ નિબંધરૂપી આરશીમાં પ્રથમ જ્યારે અભણ સ્ત્રીની સ્થિતિ તથા તેથી થતા અલાભ અને ભણેલી સ્ત્રીની સ્થિતિ તથા તેથી થતા લાભ જણાશે ત્યારે પછી ઘણા કાળના રોગથી રીબાયાં કરતી સ્ત્રીઓ જે પોતાની સ્થિતિને નીરોગીજ સમજેછે તેઓને ઓસડ કરવાનું મન થશે અને પુરૂષો જેઓ તેમને નીચી ગણતા આવ્યા છે તેઓને પણ માલૂમ પડશે કે સ્ત્રીઓ દાસી નથી પણ પ્રધાન છે અને ભણેલા પ્રધાનથી ઘણા ઘણા લાભ છે. રોગ જાણ્યા પછી ઓસડ, અનુપાન ને કરીવિષે પણ સમજાય છે.—એ સઘળું પ્રકરણ, હું સ્ત્રીની પુત્રીરૂપ, સ્ત્રીરૂપ, માતારૂપ એ ત્રણ અવસ્થાપરત્વે ત્રણ ભાગમાં નીચે પ્રમાણે વર્ણવું છઉં.

પુત્રીરૂપ અવસ્થા પુત્રી સાસરે રહેતી થાય ત્યાંસૂધીની જાણવી. *ત્રણ વર્ષથી તે પાંચ વર્ષસૂધી છોકરીઓ ઠીકરાંની કૂલડીઓ, ઘંટી, રેંટિયા, દાબડી, ચલાણી વગેરે લાકડાંનાં અને ચૂલ તથા તેને લગતી ચીજ સંબંધી ધાતુનાં રમકડાં આમ તેમ મૂકવા ગોઠવવામાં વખત કહાડેછે. તેઓ ઢીંગલીઓને ચીથરાં વીંટાળેછે, તેઓની સાથે વાતો કરેછે ને તેઓને કેડમાં ઘાલી બબડતાં બબડતાં અહીં તહીં ફર્યા કરેછે. તેઓ ઘરમાં બીજાં બાળક હોયછે તો તેની સાથે ને નહિ તો એટલે અથવા રસ્તામાં ધૂળમાં પોતાના જેટલી ઉમરની છોકરીઓ સાથે રમેછે. તેઓ નાગી અથવા ફક્ત ચણીઓ પહેરી રમવા નીસરેછે. માને કે બાપને કોઇને તેઓની કાળજી હોતી નથી—ફક્ત જમતી વેળા તેઓ તેને બોલાવેછે. જમવા જવું હોયછે ત્યારે લૂગડાં ઘરેણાં† પહેરાવેછે ને સૂતી વેળા પેલી બિચારી ગમે ત્યાં સૂઇ ગઈ હોયછે તેને ઊંચકીને પથારીમાં નાંખેછે.

પાંચ વર્ષથી તે સાતમા વર્ષસૂધીમાં તેઓ બેચારેક સાથે મળીને ઢીંગલા ઢીંગલીને પરણાવવાની ને તેઓના સંસારસંબંધી રાંધી પીછી વગેરેની રમત રમેછે.

તેઓ પોતાની પાસે જે ખજૂર, ધાણી, ચણા વગેરે ખાવાનું હોયછે તેથી નાત જમાડેછે, સામાસામી વેવાણો થઇ ગીત ગાયછે વગેરે. સાતથી તે દશ સૂધીમાં તેઓ પોતાની સખીઓ સાથે ખાંગડાં કોડાં, ડાહીનો ઘોડો, કૂદડી વગેરે રમેછે ને ગીત ગાયછે. એ દર્મિયાન તેઓ વર્ષે વર્ષે આષાડ સુદ ૧૨ થી તે વદ પડવા લગી

*જન્મથી તે ત્રણ વર્ષ લગીનો વિષય ત્રીજા ભાગને લગતો છે.

† એ છોકરાંઓને પણ માની સાથે બહાર જતી વખત ઓઢણી ચણિયાના ને ઘરેણાંના કોડ હોયછે ને તેને માટે તે કંકાસ કરેછે. એ વાત ન વધે ને વર સારો મળે માટે ગોર (ગૌરી) નામે દેવીનું તેઓ પાંચ વર્ષ સૂધીનું વ્રત પાળેછે. એ વ્રત પરણ્યા પહેલાં શરૂ થવું જોઇએ ને સાસરે રહેતાં પહેલાં પૂરૂં થવું જોઇએ.

ગોર પૂજેછે ને એ વ્રતમાં તેઓ ઘઉં, મીઠું વગેરે ખાતાં નથી, પણ ચોખા તથા તેના બનાવેલા પદાર્થો અને દૂધ, ખાંડ તથા મીઠાઇ ખાયછે. તેઓ ટોળું મળીને નદીએ અથવા તળાવે ગાતાં ગાતાં જાયછે ને ત્યાં જઇ કૂટણાં ગાઈ છાતી કૂટેછે—ગોરમાને પૂજનારી છોકરીઓ પણ ગોર કહેવાયછે ને એઓ જે ગીત ગાયછે તેમાં આવી ભલીવાર હોયછે:—

ઊંચો પીપળો ખખડેરે રામગોવાળિયો જાય;
'મેતો રામગોવાળિયાને પુછ્યુંરે, તારે કેટલી ગાય,'
'સો દુજણી સો ગાભણીરે, ચારો ચરવા જાય,'
'એટલા દહી દૂધને શું કરશોરે, ગોરમા બેઠાં નહાય.'

જુદાં જુદાં ટોળાં રસ્તામાં સામાં મળે તો બંને તરફનાં બોલી ઊઠેછે:—

'સામી સામી છોકરીઓને, ડામડારે દઇએ'
'અમારીરે ગોરમાને, બોલડારે દઈએ.'

પછી એક ટોળું બોલેછે—'ઓ લાછા કુંવર, ઓ લાછા કુંવર, તમે પરણ્યાં કે કુંવારાંલાલ, અચકો મચકો કારેલી.'

બીજું ટોળું.-'અમે લગન લગન કુંવારાં લાલ-અચકો મચકો કારેલી.'
૧ લું ટોળું.-તમને કઈ બહેન ગોરાં ગમશે લાલ, અચકો૦'
૨ જું ટોળું.-'અમને આ * બહેન ગોરાં ગમશે લાલ, અચકો૦'
૧ લું ટોળું.-'એ ઊંચીને શું કરશો લાલ-અચકો૦'
૨ જું ટોળું.-'એ ઊંચી કેડે કુંચી લાલ-અચકો૦'
૧ લું ટોળું.-'એ નીત કુંચીઓ ખોશે લાલ-અચકો૦'
૨ જું ટોળું.-'અમે નીત નવી વસાવીશું લાલ-અચકો૦'
૧ લું ટોળું.-'તમે પૈસા ક્યાંથી લાવશો લાલ-અચકો૦'
૨ જું ટોળું.-'અમે નાણાવટી બોલાવીશું લાલ—અચકો૦'

વગેરે વગેરે વગેરે.

૧ લું.-'નાગરડી ગાગરડી એકવાર આવજે'
૨ જું.-'હું નહી આવું જો'
૧ લું.—'સસરાજી બોલાવે જો'
૨ જું.—'બોલતાં ના આવડે જો'
૧ લું.—'બોલીને બતલાવું જો.'
૨ જું.—'બોલેલાં કોણ બોલે જો'
૧ લું.—'મેં બોલાવી તારે શે ના આવી'
૨ જું.—'એટલો તારો વાંક જો'
૧ લું.—'નાગરડી ગાગરડી એકવાર આવજે'

* આંગળી કરીને અથવા નામ દઈને.

૨ જું.—'હું નહી આવું જો'
૧ લું.—'ગંઠોડા ઘડાવું જો'
૨ જું.—'પહેરતાં ના આવડે જો'

વગેરે વગેરે વગેરે.

૧ લું.—'સાસુ રાજરે રાજ, અમને બાળકુંવારાં રાખ્યાં રાજ, બાળકુંવારાં રાખ્યાં રાજ, તડાકબંધી તાંદળીઓ, મગવેલણીઓ, પગઠેલણીઓ, કોઇ લોરે તનમનિયો.'

૨ જું.—'વહુજી રાજરે રાજ, તમને કાલેને પરણાવું રાજ, કાલેને પરણાવું રાજ-તડાકબંધી તાંદળીઓ૦'

વગેરે વગેરે વગેરે.

૧ ટોળું.—'સુનાની સાંકળ ધમધમે, રૂપાની સાંકળ ધમધમે, તું બેસરે બીબી બેસ.'

૨ ટોળું.—'સુનાનો હીંચકો રૂપાનો હીંચકો તું ઊઠરે બીબી ઊઠ.'

૧ ટોળું.—'હરસાંકળ ને લંગર બે નંગ દુલ્યાં મારા ઠાકોરિયા, ભાંગના ભોગી તમે ભાંગ ના પીશો.'

૨ ટોળું.—'કાલેને છોડાવશું મારાં ગોરાંદે ભાંગના ભોગી હમે ભાંગજ પીશું.'

વગેરે વગેરે વગેરે.

૧ ટોળું.—'અમારા સસરાજીની ચાલ ચલાવો મોરી સહીઅરો-પાનસુડી લો, પાનસુડી લો.'

૨ ટોળું.—'તમારા સસરાજી તે આમ આમ ચાલે મોરી સહીઅરો-પાનસુડી લો, પાન૦'

વગેરે વગેરે વગેરે.

૧ ટોળું.—'વહાણ ડોલ્યું રે શંકર શેઠિઆનું'
૨ ટોળું.—'નથી ડોલ્યુંરે શંકર શેઠિઆનું'
૧ ટોળું.—'માંહી બેઠો રે પેલો દેદલો હનમ'
૨ ટોળું.—'નથી બેઠો રે પેલો દેદલો હનમ'

વગેરે વગેરે વગેરે.

એ સામસામી બોલીમાં એકાદા ટોળાથી જો જવાબ દેતાં વાર લાગે તો બીજું નીચેપ્રમાણે બોલીને પછી હારી હારી કરીને બૂમાશોર કરેછે ને નીચવર્ણમાં તો બંને ટોળાંમાં વળગાવળગી પણ થાયછે.

'મારૂં ગાયું ગાયરે ભાઈ ગોરાંદે
'ઘેડવાડે જાયરે ભાઇ ગોરાંદે'
'મા ઘેડ બાપ ઘેડ, પાડા ને પરોશી ઘેડ'
'જે બોલાવે તે ઘેડ, ઘેડ ઘેડ ને ઘેડ.'

પાંચથી તે દશ વર્ષ લગીમાં છોકરીઓ પરણેછે *ને

* બાળલગ્નનો વિષય જુદો છે માટે તવિષે અહીં બોલવું ન જોઇએ—તોપણ થોડામાં જણાવવું પડેછે કે સ્ત્રીપુરૂષનાં લગ્ન પરસ્પર પ્રેમ બંધાયા પછી થવાં જોઇયે ને તેમ થાય ત્યારેજ તે

દશથી તે ૧૧-૧૨-૧૩-૧૪-વર્ષ લગી-સાસરે જતાં-સૂધી તેઓ થોડુંક રાંધવાનું કામ શીખેછે અને પોતાની બેનપણીઓમાં વરને મળવાના પહેલા પ્રસંગસંબંધી વાતો કરેછે.

ઉપરનાં ચિત્રથી જણાયછે કે છોકરીઓનો વખત રસળાટમાંજ જાયછે. બીજે ઘેર (સાસરે) જઇ ત્યાંનાં જુદા જુદા સ્વભાવનાં માણસો સાથે ઠરીને વસવાનું તથા ઘણી ઘણી રીતે વર્ત્તવાનું છે અને પછી તે ઘર પોતાનેજ ચલાવવાનું છે, એ અઘરા વિષયસંબંધી તેને કંઈજ સૂચના થતી નથી. સાસરે જવું છે ને ત્યાં ઘરધંધો કરવો પડશે માટે પૂંજો કહાડવાનું, એઠવાડ ઊટકવાનું, અબોટ દેવાનું, વીણવા ઝાટકવાનું એટલુંજ માત્ર તેઓ રસળતાં શીખેછે. શ્રીમંતની કેટલીક છોકરીઓને તો તેટલાં કામની પણ પૂરી આવડત હોતી નથી. ખરેખર છોકરીઓનો વખત નકામો જાયછે એટલુંજ નહિ, પણ જે હાલતમાં જે રીતે તેઓ રસળેછે તે હાલતથી ને તે રીતથી અને ગોરમાનાં ગીતડાંથી તેઓના ઉપર ભુંડી અસર થાયછે. તેઓને મોટપણે કોઇ કામમાં ગમ નથી પડતી. તેઓ રસળતાં ઘરધંધો કરેછે, પરવારીને આળસુ બેશી રહેછે, બપોરે સૂએછે, ઘરનાં માણસો સાથે રીસાયછે—લડેછે, ચાર મળી કે ઘરસંસારસંબંધી કૂથલી કરેછે અને નિલાજરા છંદમાં પડેછે વગેરે. છોકરીઓ ગોરમાં સામાસામી મહેણાં મારે ને તેમાં 'ડામડા દઈએ' 'દેદલો હનમ' 'ભાંગના ભોગી' 'મા ઘેડ બાપ ઘેડ' ઇ૦ શબ્દો વાપરે ને ફટણાં શીખે એ તે કંઈ સુઘડતા કહેવાય? વારૂ તેઓની રમતમાં ને તેઓનાં ગીતડાંમાં વહુ, વર ને સાસરૂં એજ વિષય હોયછે-પણ અફસોસ છે કે એ નાનપણના કોડનો વિષય મોટપણે તેઓના કંટાળાનો ને ધિક્કારનો થઇ પડેછે. એ વિષયઉપર ધ્યાન આપવાનું છે, પણ તે ક્યારે કે ધ્યાન આપવા જેવી ઉમર ને મનની શક્તિ થાય ત્યારે.

જે છોકરી પાંચ વર્ષેથી તે સાસરે રહેતાંસૂધી કેળવણી લેછે તે પોતાના મોટપણની સ્થિતિના ઝાડનું બી રોપી છોડ ઊગેલો જોયછે એમ સમજવું. લખતાં, વાંચતાં શીખવું એનુંજ નામ કેળવણી નથી, પણ જે જે ભણતર ને શીખામણથી રીતભાત સુધરે, મનની શક્તિ વધે, જોસ્સા ને રીતભાત સુઘડ થાય, હાથની આવડત વધે, કામો સહેલાં તથા સારાં થાય ને એવડે પછી પોતાથી ને બીજાથી ઊંચાં સુખ ભોગવાય તે તે સઘળાં કેળવણીનાં સાધન કહેવાય. નાનપણથી જે છોકરી ભણેલી અથવા ભણતી છોકરીઓની સંગતિમાં રમેછે તે ઊઘાડે શરીરે ધૂળમાં ઢીંગલા ઢીંગલી સાથે નહિ રમે, પણ ચોપડીઓ ને સ્લેટ પેન્સિલને રમકડાં જાણશે. સ્લેટપર ચિત્રામણ કહાડશે. ઉમર થતી જશે તેમ તેમ તે વાંચતાં, લખતાં, ગણતાં ને ગાતાં શીખશે, સીવતાં ભરતાં ને ગુંથતાં શીખશે, અને વાંચવામાં જે સારી શીખામણ આવશે તે અને પોતાના વડીલ પાસે અથવા બેનપણી પાસે સમજતાં એ જે વાત કહેશે તે સઘળું પોતાના હૈયામાં ઠસાવશે. કુમળું ઝાડ જેમ નમાવીએ તેમ નમેછે, પણ તેજ મોટું થયે વળતું નથી-કુમળાં મનઉપર રૂડી છાપ સહેલથી પડેછે, છોકરીઓને પણ અઘરૂં લાગતું નથી. એઓને મન શીખવું એ એક જાતની રમત થઈ પડેછે. મેં કેટલાંએક અભણ મોટાં બૈરાંઓને ભણેલાં બૈરાંઓની સંગતિથી મનમાં પસ્તાતાં અને પછી ભણતાં, લખતાં, ભરવા સીવવાના ઉદ્યોગમાં પડતાં જોયાં છે. પણ બિચારીઓને બહુ મુશ્કેલ પડતું—કેટલાંકથી તો નજ શીખાયું ને તેઓએ કપાળ કૂટી મૂકી દીધું, પણ કેટલાંક (ઘણાંજ થોડાં) જે ખંતથી વળગી રહ્યાં તેઓએ થોડું ઘણું હાંસલ કર્યું છે. ભણવામાં તથા સુબોધ લેવામાં ને સુઘડતાનો સહવાસ કરવામાં ગુજરેલું બાળપણ મોટપણે બૈરાંને બહુ બહુ લાભ કરેછે.

કોઈ તકરાર ઊઠાવશે કે એ રીતે વખત જશે તો પછી ઘરધંધો કીએ દહાડે શીખશે? પણ વીણવું, ઝાટકવું, વાસીદું, અબોટ કરવું, ઊટકવું, વીછળવું, રાંધવું, પીરસવું એ ધંધો દશ વર્ષની ભણેલી છોકરી ખંતથી મંડે તો એક મહિનામાં શીખી શકે તેવું છે ને હાલ જે તેટલી ઉમરની છોકરીઓને તે કામમાં આવડત છે તેના કરતાં ભણેલી છોકરી વધારે સારી સારી આવડતને પોતાની કરી રાખશે-કારણ કે અભણ રસળતી ને બેદરકારીથી ધંધો કરેછે ને પેલી પોતાની ઉદ્યોગની ટેવથી ઝપટથી કરી શકશે. તે ધંધો એટલો તો સહેલો છે કે અગર વ-

બંને સુખી થઇને સંસાર રૂડો ચલાવે એવો કુદરતી કાયદો છે, તે છતાં જ્યારે માબાપ પોતાની પુત્રીને બાળપણમાં પરણાવછે ને પરણ્યા પછી છૂટાં તો થવાતું નથી તેથી તે કેટલીકને આંધળા, લૂલા, ખોડવાળા સાથે, કેટલીકને ભંગી, અફીણી, ચોર, છીનાળવા, જુગારીસાથે, કેટલીએકને હીણકમાઉ સાથે દહાડા કહાડવા પડેછે. તેઓને સાસરે જવું ગમતું નથી, તે છતાં પારકાના તાબામાં રહી દુઃખ વેઠવું પડેછે. તેમ વર મરી ગયે પુનર્વિવાહનો ચાલ નહોવાથી રંડાપામાં રીબાવું પડેછે. કાચી ઉમરમાં સાસરે રહેવાથી છોકરાં નાકૌવત અવતરેછે. 'સોળે સાન ને વીસે વાન' એ કહેવત ખરી છે—પુખ્ત ઉમર થયા વિના શરીર બાંધો પકડતું નથી. સ્વભાવગુણવૃત્તિ પાકાં થતાં નથી. એ મુદતની પહેલાં રોગ મરણનો અને નઠારી ટેવ પડવાનો પણ સંભવ હોયછે.

હેલો ન શીખવામાં આવ્યો હોય તોપણ તે દશ વર્ષની ઉમરે પણ છોકરી ઝટ શીખી શકેછે. ભણવાના ઉદ્યોગની સાથે ઘરધંધો પણ વચમાં વચમાં કરાવવો ને એમ ચાલેથી છોકરીઓ પાંચ સાત વર્ષની મોટી મુદ્દતમાં ઘરધંધો નહિ શીખે એમ ધારવું એ કેવળ જુટ્ઠો છે.

## સ્ત્રીરૂપ અવસ્થા.

સાસરે રહ્યા પછી છોકરાંની મા થાય ત્યાંસુધીની જાણવી. પ્રથમ સાસરે જાયછે ત્યારે વર જો કંઈ સમજતો ને ડાહ્યો હોય તો ઘણુંકરીને થોડા વખતમાં તેની સાથે વહુ હળી મળી જાયછે, પણ વર નઠારો હોય તો તેના જૂલમથી ત્રાસ પામીને અને કેટલીક વરનું મોં ન ગમવાથી સાસરે જવાને કેદખાનામાં પડવું ને સૂળીએ ચડવું સમજેછે. એ સઘળું બાળપણામાં પરણાવવાની ચાલને લીધે અને બાળપણમાં કેળવણી ન લેવાને લીધે થાયછે. એમ મૂળથીજ સંસાર બગડેછે. જેઓ વરની સાથે હળીમળી જાયછે તેઓ પોતાનો સંસાર શિરસ્તાપ્રમાણે ચલાવ્યાં જાયછે, પણ જેઓ પ્રથમથીજ એભક ખાઇ ગઇ હોયછે તેઓનો સંસાર મંડાતાં ઘણી વાર લાગેછે. સંસાર માંડ્યા પછી સ્ત્રીઓની હાલત આપ્રમાણેની છેઃ—જે સ્ત્રીઓ જન્મસ્વભાવથી અને ભલાં માબાપને ઘેર ઉછરવાથી ડાહી હોયછે તેઓ પોતાનો સંસાર ડાહી રીતે ચલાવ્યાં કરેછે ને તે વાતમાં તેઓનો વાંક કહાડવાનો નથી, પણ એઓથી કેળવણીથી થતા લાભ લેવાતા નથી. વળી જે ઠાવકી છે તેઓ પણ રડવા કૂટવાની ને લગ્નમાં ફટાણાં ગાવાની રીત વગેરે અને ધર્મસંબંધી વહેમો વગેરેને તાબે છે. કોઇ ડાહી હશે પણ તે ચતુર નહિ હોય, ને કોઈ ઠાવકી દેખાતી હશે પણ તે થોડા બોલી ને થાંભલાંકોરી હશે. અભણ જુવાન સ્ત્રીઓની સ્થિતિ ઘણીખરી સરખી છે. જુદા જુદા સ્વભાવ અને જુદી જુદી વિદ્યા તથા સંગતિ એથી જનજનની સ્થિતિમાં અંતર પડેછે. આપણી સ્ત્રીઓને વિદ્યા નથી ને સંગતિ ઘણીખરી એક રીતની છે; માત્ર સ્વભાવથી અને કંઈએક સંગતિથી તેઓમાં પરસ્પર થોડોક ફેર પડેછે. માટે આપણી અભણ જુવાન સ્ત્રીઓની સ્થિતિ સર્વ વર્ગમાં ઘણીખરી સરખીજ છે એ કહેવું ખોટું નથી.

હવે એ સ્ત્રીઓની સ્થિતિ કેવી છે તે જોઇએ. વહુ સાસરે રહેતી થઈ કે પ્રથમ તો તેઓ સાસૂ નણંદના તસકા ખાતાં ને વખતે આંખમાં ઝળઝળીઆં સાથે ઘરધંધો કરેછે. તેઓને જરા ઝંપીને બેસવાનો વખત આવતો નથી. એમ કરતાં લાગ મળ્યો તો મોહોલ્લાની પડોસણ બહેનપણીઓની આગળ જઈ ઘરનું દુઃખ રડેછે ને પછી એઓ સાસૂ નણંદની સામા થવા માંડેછે. રાતે વાળું કરી એઠવાડ માજી બિચારી થાકીપાકી સૂઈ જાયછે. સૂવાનો વખત એજ તેઓને વરની સાથે સુખ ભોગવવાનો હોયછે, પણ શેનું સુખ? દિવસના કંકાસના ઊભરાઓ તે વરની આગળ કહાડેછે. એ જો સમજુક હોયછે તો થાપડ થાપડ ભાણા કરી હસાડી રમાડી સૂવાડેછે, કેમકે એ બિચારાથી પણ વહાલી બૈરીની દાઝમાં વિવેક મૂકી માબહેનને કહેવાતું નથી. વર જો ચીડિયા સ્વભાવનો હોયછે તો રાંડ તારોજ વાંક છે એમ દાઝ્યા ઉપર ડહામ દેછે. જેમ જેમ વર્ષ થતાં જાયછે તેમ તેમ જુવાન સ્ત્રીઓ પાકી થતી જાયછે ને બહેનપણીઓને મળવાનું વધારે રાખેછે ને તેમાં પછી કોઇનાં નવાં બાળગાંની, કોઇનાં નવાં સાસરે રહેવાની, કોઇને દહાડા રહ્યાની, કોઈના દુરાચારની, કોઇનાં ઘરેણાંની, કોઈનાં સુખની, કોઇના ધણીની વગેરે વાતો ચાલેછે. એનું છેવટ આ થાયછે કે ઘણાંક કારણોને લીધે ઘણીક સ્ત્રીઓ બગડેછે. એ જુવાન સ્ત્રીઓને માથે ઘરની કાળજી ન હોવાથી તેઓ પોતાનો નવરાસનો વખત ફૂથલી કરવામાં અને (નીચલા વર્ગોમાં) રેંટિયા કાંતવામાં તથા કણિયાની દાળ વીણવામાં કહાડેછે. એઓને લૂગડાં ઘરેણાંના ઘણા કોડ હોયછે ને એનેમાટે વરનીસાથે કંકાસ કરેછે ને વેળાએ તેની પાસે બાપથી છાનું દેવું કરાવીને પણ નાણું કહડાવેછે. એક નાગરની નાત સિવાય સઘળી નાતોમાં લગ્નમાં ફટાણાં ગાવાનો ચાલ છે તેથી તેવે પ્રસંગે જુવાન સ્ત્રીઓ વેવણ વેવણની તરફથી કૂદી કૂદીને ઘણું ઘણું ઉઘાડું બોલેછે—એઓના બોલવા આગળ હોળીમાં બોલાતા છોકરાઓનાં ગીત તો કંઈજ હીસાબમાં નહિ. એઓ મોટાં બૈરાંની સાથે ઊભાં રહીને કૂટવાનો પણ અભ્યાસ કરેછે. ઘરધંધામાં માહીતી અને (ઉપલા વર્ગોમાં) ગીત ગાવાઉપર તથા ભરત ભરવાઉપર થોડોક શોખ એ સિવાય તેઓનું બીજું કશુંએ જાણવા જેવું નથી.

સાસરે રહ્યા પછી બે ત્રણ વર્ષમાં જો જુવાન સ્ત્રીઓને દહાડા ન રહ્યા તો પછી તે મનમાં મૂઝાયછે. હાય રહી ગયાં જો, વંઝ્યાદોષ માથે રહેવાનો ને છોકરાંવિના આપણાંમાન વધવાનાં નહિને સૌ જૂલમ કર્યા કરવાનાં, એવા એવા ખ્યાલથી તે મનમાં બળ્યાં કરેછે. પછી તે સોય્યાણી, જોષી, હાથ જોનાર, વૈદ, જોગીને શોધેછે ને તેઓના કહેલા ઉપચાર છાના છાના કરેછે, ગમે તે ગમે તે ઓસડ કરેછે, દેવદેવીની માનતા માનેછે, ગ્રહના જપ કરાવેછે તથા

દાન કરાવેછે, નાગપાંચેમ વગેરે વ્રતો કરેછે. પારકાં છોકરાંને રમાડેછે ને એ તેના લૂગડાં મળમૂત્રથી ખરાબ કરે તો તેમાં તે સ્ત્રીઓ રાજી થાયછે કે હવે આપણે દહાડા રહેશે.

એ ચિત્ર ઉપરથી જણાયછે કે જે સમયે પ્રેમરસનો લહાવો લેવાનો ને સંસારસુખ ભોગવવાનું તે સમયે જુવાન સ્ત્રીઓને સાસૂ નણંદના જૂલમ વેઠવા પડેછે ને એથી તેઓ બળીએલ ને ચીડીએણ થાયછે. દહાડા રહ્યા પછી કેટલીકનાં માન વધેછે, તોપણ કેટલીકને તો ગર્ભવાળી હાલતમાં પણ ઘણો ધંધો કરવો પડેછે ને બળીએલ રહેવું પડેછે કે જેથી થવાના છોકરાના સ્વભાવઉપર નઠારી અસર થાયછે. એ વાત ખોટી નથી. દહાડા રહ્યા પછી બૈરાંને લાડ લડાવવાનો મુખ્ય હેતુ ગર્ભને પુષ્ટિ આપવાનો છે કે જેથી તેનું મગજ પણ સારૂં થાય. ઘરમાં સાસૂ, નણંદ, દેરાણી, જેઠાણીમાં ઘરધંધાની વહેંચણસારૂ મારામારી હોયછે. વહુઓ પોતપોતાના વરને ઊંધું ચતું સમજાવેછે તેથી બાપના મરણ પછી ભાઈઓ જુદા રહેછે. ફટાણાં ગાવાં, ફૂટવા જવાં, દહાડા રાખવાને બાધા,આખડી, ધંતરમંતર, ટૂચકા ઓસડ કરવાં, અનેક લાલચે દુરાચાર કરવો, ઘરમાં કંકાસ કરવો, ચાર મળી કે નિંદા કૂથલી કરવી અને ઘરેણાં લૂગડાંની ઘેલાઈ રાખવી એ સૌ કેળવણી નહિ તેનાં ફળ છે. એ ઉપર વધારે ટીકા કરવાની જરૂર નથી. લગ્નથી જોડાયલાં એવાં વરવહુએ પહેલી પ્રીતિનો લહાવો કેમ લેવો, ઘરનાં માણસો સાથે કેમ વર્ત્તવું અને આગળ ઘર કેમ ચલાવવું ને છોકરાં થએથી તેઓને કેમ ઉછેરવાં એ સંબંધી જાણ, ચોપડીઓ વાંચ્યા વિના ને ભણેલીમાંથી ઊછરેલી સુઘડ છોકરીઓની સંગતિ વિના કોઈ કાળે થનારજ નહિ.

નાનપણમાં કેળવણી લીધેલી છોકરી સાસરે જવાની તૈયારી ઉપર ધણીધણીઆણીના પ્રેમવિષેની અને સાસરાંનાં માણસો સાથે વર્ત્તવાવિષેની ચોપડીઓ વાંચશે. તે પોતાના વિચારથી ને સુઘડ માની સૂચનાથી સાસરાંનાં માણસો દેખતાં વરની સાથે બોલવામાં સંકોચ નહિ રાખે. એ રીતે વર વહુની પરસ્પર પ્રીતિ વધશે. કેળવણી પામેલી સ્ત્રી પોતાના ઉદ્યોગથી ને ડહાપણથી સાસરે એવી રીતે વર્ત્તશે કે કોઇ દહાડો કંકાસ થશે નહિ. કદાપિ ઘરનાં માણસોના જુદા જુદા સ્વભાવને લીધે કંકાસ જેવું દેખાશે તો તે ચતુરાઇથી અથવા ખામોશ ખાઈ જઇને તકરારને માંડી વાળશે. તેણે ચોપડીઓમાં જે વાંચ્યું હશે, મા બ્હેનને મ્હોડે સાંભળ્યું હશે તેના ઉપર ધોરણ રાખી પોતાના નવા અનુભવમાં આવેલાં સાસૂ સસરા, જેઠ દિયર ને ઘરના ચાકરો સાથે જેમ જોઇએ તેમ રૂડી રીતે વર્ત્તશે. અગર કદાપિ મોટાં કુટુંબનેલીધે પોતાને સુખ નહિ થતું હોય તો તે વિવેક ચતુરાઇથી પોતાનાં વડીલ સ્ત્રીઓને કહી પોતાના ઉપરનો બોજો ઓછો કરાવશે અથવા તેમાં નહિ ફાવે તો પોતાના વરને સમજાવીને જાદું રહેવાનું કરાવશે. કેળવણી પામેલી સ્ત્રી કોઇપણ રીતે કુટુંબમાં કંકાસ નહિ ઘાલે, પણ હરેક રીતથી પોતે ને બીજાં સુખી થાય તેવું આચરણ રાખશે. તેઓ ઘર કામથી પરવારીને નવરાસના વખતની વહેંચણ કરી કામમાં રોકાયલી રહેશે. તેઓ ઘણી ઘણી વાતની જાણ કરે તેવા, શીખામણ આપે તેવા, ને મનરંજન કરે તેવા ગ્રંથો વાંચશે. થોડીવાર શીવવા ભરવાનું રાખશે ને થોડીવાર પોતાના જેવી સુઘડ બહેનપણીઓ સાથે ખરી પ્રીતિમૈત્રીની વાતો કરશે, ગીત ગાશે અને સંસાર સુધારાના વિચાર કરશે. એ રીતે ઉદ્યોગમાં લાગુ રહ્યાથી તેઓ અનીતિનાં કામના બુટ્ટાઓ નહિ ઊઠાવે, તેઓ ઘરેણાં લૂગડાંની ઘેલાઇ નહિ રાખે, પણ જે મળશે તેમાં સંતોષ માની તેને યુક્તિથી એવી રીતે પહેરશે કે તે થોડાં પણ ઘણાં સારાં દેખાશે. તેઓ અઘરણીમાં પીચળ માંડણથી વાંદરી અથવા વાઘ થવાના કોડ નહિ રાખે; તેમ કદી દહાડા ન રહ્યા તો તેને માટે વૈદ, સોય્યાણી નહિ સેવે ને બાધા ટૂચકાને ખોટાં સમજશે. ભૂત, ચૂડેલ, નારાયણબળી વગેરેના વહેમ નહિ રાખે. અગર વર તામસી ને રાંડ તારો રોટલો ઘડતાં ભાંગ્યો એવું કહેનારો હશે, તોપણ ભણેલી વહુ પોતાની ચતુરાઇ ને સુઘડતાની મોહિનીથી તેને પોતાનેવિષે પ્રેમી કરશે. જેમ મૂર્ખ જુવાન સ્ત્રીઓ જાદુ ટાણાથી પોતાના વરને વશીકરણ કરેછે તેમ નહિ કરે. તેઓ ફટાણાં ને ફૂટણાની ફૂવડ ચાલ જે સ્ત્રીજાતની મર્યાદા તથા સુઘડતાને મોટી એબ લગાડેછે તેમાં કદી સામિલ નહિ થાય.

## માતારૂપ અવસ્થા.

સ્ત્રીને બાળક અવતરે ત્યાંથી તે ઘરડી થઈ ઘર ચલાવવાનું કામ છોકરાંની વહુને સોંપે ત્યાંલગીની જાણવી. હાલની સ્થિતિ આપ્રમાણે છે. મા પોતાના નવા બાળકને ધવડાવવાની, તે પડે આખડે તેની અને ટાઢ હોય તો તેને પહેરાવવા ઓરાડવાની, એટલીજ વાતની કાળજી રાખેછે. મા અથવા બીજી બૈરી બાળકને ઊંધું ચતું કરી તેલથી રગડી નાકમાં ઘી ને આંખમાં દીવેલ મૂકી દાઝે તેવા પાણીએ નવડાવેછે. એથી

બાળક બિચારૂં બહુ રડેછે ને રતાળુ જેવું લાલ થઈ જાયછે, તોપણ તેની માને દયા આવતી નથી. મા પોતાના બાળકને કોઇની નજર ન લાગે માટે કેડે કાળો હીરનો કંદોરો ને હાથે કીડીઆંનાં ભડકિયાં ; કોટે રૂપાનું પગલું તથા બજરબટ્ટુ ઘાલેછે ને ગાલે કાજળનાં ટપકાં કરેછે. બેએક મહિનાનું થાયછે કે તેને કેડે રૂપાનો કંદોરો ને હાથે પગે સોનાં રૂપાંની કલ્લી ઘાલેછે. પેલું મોટું થતું જાયછે, પણ તેને બોલતાં ચાલતાં શીખવવાનું કામ માને નસીબે નથી. ઘરનાં ઘરડાંઓની લાજથી વહુથી સૌના દેખતાં પોતાના બાળકને રમાડાતું પણ નથી. બાળકને કેડમાં ઘાલી ફરવાના; તેને લૂગડાં ઘરેણાંથી સજી નાતમાં જમવા લેઈ જવાના તથા વરઘોડામાં સાબેલા કરવાના માને બહુ કોડ હોયછે—એટલા કોડની સાથે પેલાના ઘણા રડવાથી અકળાઇ જાયછે ત્યારે મા તેને ઢીકા મારવામાં કંઈ કસર રાખતી નથી. બાળકને પછાડેછે ને મારેછે. બાળક ત્રણ વર્ષનું થયા પછી તેને ઊછેરવાસંબંધી ને કેળવણી આપવાસંબંધી મા બિલકુલ બેદરકાર રહેછે.

પોતાની વહુરૂપ હાલતમાં એટલો ફેર પડેછે કે તેનાં જરા માન વધેછે ને સાસુ નણંદ તેની પાસે સખ્તીથી કામ કરાવતાં નથી. જેમ જેમ વર્ષ થતાં જાયછે તેમ તેમ તે ઘર ચલાવવામાં આગળ પડતી જાયછે. હવે હું ઘરધણીઆણી છઉં એવા અભિમાનમાં બોલવે ચાલવે ઠાવકી થાયછે ને બધી વાતમાં ઘરડાચાર બતાવેછે. પછી તે છોકરાંઓને પરણાવવાની ખટપટમાં પડેછે ને પછી વેવણ ને સાસૂના લહાવા લેછે ને પોતાના છોકરાની વહુનાઉપર ચાલતી આવેલી સખ્તી કરેછે. મારૂપ અવસ્થાનાં સાતેક વર્ષ પાછલી સ્ત્રીરૂપ અવસ્થાની પેઠે જુવાનીના તોરમાં પણ જરા ઠાવકી રીતે ગુજારવામાં આવેછે. નીતિસંબંધી વિષયમાં બૈરાં થોડાં ઘણાં ડાહ્યાં થાયછે, પણ રૂઢી ને વહેમ વિષયમાં તો તેઓ વધારે પાકાં બનેછે.

એ ચિત્ર ઉપરથી દેખાયછે કે પ્રથમ વડીલની લાજ રાખવાની ચાલથી માથી પોતાનાં બાળકઉપર દિવસે ઝાઝું ધ્યાન અપાતું નથી. એ હાલની અભણ હાલતમાં જુવાનના કરતાં ઘરડાંની કાળજીથી બાળક મોટાં થાયછે એ સારી વાત છે. પણ એઓ પણ તેના ઉપર ઉપલું ઉપલુંજ ધ્યાન આપેછે. ખરેખર બાળકને ઉછેરવાસંબંધી રીત આપણામાં સારી નથી. જ્યાં ત્યાં બેદરકારી દેખાયછે. ઠળ્યા પીટયા કરવું, રાંડ રાંડ કરવું, ઢીકા મારવા એમાં તેઓ માપણું બતાવેછે, પણ તેઓને પાસે બેસાડીને બોધ આપતી હોય એવું કેધે જણાતું નથી.

છોકરાં થયા પછી બૈરી પોતાના ધણીની સાથે જરા વધારે છૂટથી સંસાર લહાવો લેછે, પણ ખરો લહાવો તો ક્યાંથી મળે ? પોતાની પ્રસન્નતાથી વર વહુએ જોડાવવું જોઇએ તે તો થયું નહોય ત્યારે પછી સ્ત્રીપુરૂષની પ્રીતિનો લહાવો ચોખ્ખો તે કેમ લેવાય ? મોટાં થયાં એટલે રૂઢીને તાબે વધારે થાયછે. દેવ દહેરાં કરવાં, મંદિરે જવાં, મહારાજોનાં દર્શન કરવાં, રડવા, કૂટવા જવાં વગેરે વાતોમાં નીમ રાખવા એમાં તેઓ મોટાં થયાં સમજેછે. છોકરા છોકરી ક્યારે પરણે, ફલાણીનો તો ઝોળીમાંથી ઝડપાયો જો, એવા અંદેશા કરી તેની ખટપટમાં પડેછે, પણ જેથી છોકરા છોકરીનું આગળ જતાં કલ્યાણ થાય તેવા ઉપાયો કામે લગાડતી નથી.

ભણેલી સ્ત્રી દહાડા રહ્યા કે પછી પોતાની તંદુરસ્તી સાચવવા માંડશે. તે જાણેછે કે માની નીરોગી ને સુખી હાલત ઉપર ગર્ભનું વધવું ને થવાના બાળકનું નીરોગીપણું આધાર રાખેછે. તે જાણશે કે હું જો બળીએલ ને ચીડિયેલ રહીશ તો મારા બાળકનો સ્વભાવ તેવો થશે. એમ સમજી તે ખાવા પીવાની યુક્તિ રાખશે ને બને તેમ કાળજીને દૂર કરી ચહેનમાં રહેશે. તે વારેઘડીએ ઓસડ નહિ લે, તેમ ઘણું સારૂં સારૂં પણ નહિ ખાય ને એક ઠેકાણે આળસુ પડી પણ નહિ રહે. તે પોતાના રોજના ધારાપ્રમાણે પણ સંભાળીને તનને કસરત આપ્યાં કરશે ને મનને ખુશ રાખશે. જણવાની તૈયારી ઉપર તે આગળથી હોશિયાર સોય્યાણી અથવા ભણેલા ડાકટરને શોધી રાખશે, સૂવાવડને માટે ખુલ્લી હવાનો એકાંત ઓરડો તૈયાર કરશે ને છોકરૂં અવતર્યા પછી પોતાની ને બાળકની તંદુરસ્તી બાબત સારી પેઠે કાળજી રાખી સોય્યાણી ડાકટરની સલાહ પ્રમાણે ચાલ્યાં કરશે. દીકરીના પ્રસવ જે હાલની રીત પ્રમાણે ધિક્કાર પામેછે તેના ઉપર તે ધિક્કાર નહિ નાંખે અને તેને રાંડ રાંડ કહીને નહિ બોલાવે. તે પોતાના બાળકને અણસમજુક બૈરાંની પાસે ઘણીવાર નહિ રહેવા દે. તેને કંદોરા કલ્લીથી અણખત નહિ કરે. તેને હાલ નવડાવેછે ને રોવડાવેછે તેમ નહિ કરે. તે ધવડાવવાની બાબતમાં અનિયમિત રહી બાળકને ચીડિયું નહિ કરે ને ઉઘાડી દેઈ કોઈને સોંપી બહાર નહિ જાય. તે પોતાના બાળકને સહીઅડ કડાવશે. તે નજર બાંધવી, ઝાક ઉતારવી, ઉતાર મૂકવો વગેરેને ખોટા વહેમ સમજશે.

બાળકની ત્રણ વર્ષની ઉમરથી મા તેને ઘરમાં અથવા બહાર લેઇ જઈ નવા નવા શોભીતા સુંદર પદા-

યોં દેખડાવવા માંડશે. પોતાના અથવા વાજિંત્રોના મધુરા સ્વર તેના કાનમાં પાડવા માંડશે; પોતાના કુમળા ને સરળ બોલોમાં શીખામણની પણ બાળકને ગમે તેવી વાતો કરવા માંડશે. બાળકે સુઘડતાથી ઊછરવું ને સુઘડ માની વાતો સાંભળવી એ તેનામાં કેળવણીનું બી રોપાયછે એમ સમજવું. જગત્‌માં એવો કોઈ પુરૂષ નથી કે જે પોતાની વર્ત્તણુક તથા ભાવી સુખને અર્થે પોતાની માનાઉપર આધાર નથી રાખતો. જે પુરૂષોએ મોટાં યશસ્વી કામો કર્યાં છે તેમાંના ઘણાક સુઘડ માતાથીજ ઊછરેલા માલૂમ પડચા છે. અફસોસ છે કે કેટલીક માની બેપરવાઈથી બાળક મરી જાયછે ને અગર જીવેછે તો પછવાડેથી તેઓ દુરાચારી નીકળેછે. કેટલીક માને પોતાના બાળકની ઘણી કાળજી હોયછે, પણ તેઓ તેને ઉછેરવાસંબંધી ભૂલભરેલી રીત રાખેછે, જેથી બાળકની મનશક્તિ વધતી નથી ને એથી તે મોટપણે માણસાઇમાં આવતાં નથી. ભણેલી મા પોતાનું બાળક સામું બોલે તેવી રીતનું લાડ નહિ લડાવે, પણ એવી રીતે લડાવશે કે જેથી બાળક રાજી રહી ન માલૂમ પડે તેવી રીતે તે સલક્ષણું થાય. તે પોતાના બાળકને સચ્ચાઇની તારીફ ને જૂઠાણનો ધિક્કાર બતાવી એ શીખામણ તેનામાં ઠસે તેવું કરશે. તેમ ઈશ્વરભક્તિ ને ઈશ્વરનો ભય એવિષે પણ તેને સમજાવ્યાં કરશે. વળી સાદાઇ, સ્વચ્છતા, ચારમાં શરમાયા વગર પણ વિવેકથી બોલવાની ટેવ અને ભાંડુઉપર તથા માબાપઉપર પ્રીતિ એ સૌ રખાવવાવિષે તે મહેનત લેશે. તે બાળકને કેટલાક વખત સૂધી રમકડાંઓ સાથે અથવા બીજાં સુઘડ બાળકો સાથે પોતાની ઇચ્છા પ્રમાણે રમવા દેશે. પણ તેની રમતમાં કોઈ પણ રીતની કૂવડતા અથવા કંકાસ જેવું જોશે તેમાં અટકાવ કરશે. પાંચમા વર્ષથી મા પોતાનાં છોકરાંને વાંચતાં, લખતાં, ગાતાં ને ચિત્ર કહાડતાં શીખવવા માંડશે. એ વર્ષમાં વાંચતાં લખતાં ને થોહુંક ગણતાં શીખી રહ્યા પછી છોકરાને નિશાળે મૂકશે ને પછી તેના અભ્યાસ ઉપર લક્ષ રાખ્યાં કરશે. છોકરીને સાતમે વર્ષથી વાંચવાની સાથે કોઈ વિષયનું વર્ણન તથા કાગળ લખવાનું અને સીવવા ભરવા ગૂંથવાનું શીખવશે. નવમા વર્ષથી થોડો થોડો ઘરધંધો આપશે, પણ એ સઘળા વખતમાં જે જે તજવીજે છોકરી પહેરવે, ઓઢવે, બોલવે, ચાલવે, સુઘડ, ડાહી, ધંધામાં હોશિયાર ને દુનિયાદારીની થોડી ઘણી સમજ ધરાવનારી થાય તે તે તજવીજે ખંતથી કામે લગાડશે. તેરમે વર્ષે તેને લાયક વર ખોળી છોકરી તે વરને પ્રસન્ન કરેછે કે નહિ તે જોશે અને પછી બંનેને બનેછે એમ જોઇ તે બેનાં લગ્ન કરશે. ભણેલી મા પોતાની છોકરીને બાળપણામાં નહિ પરણાવે, પણ તેરમે વર્ષે અથવા લાયક વર ન મળેથી મોડેથી પરણાવશે.

ભણેલી મા પોતાના છોકરાને માયાળુપણાથી ભલમનસાઇના ને પરોપકારબુદ્ધિના વિચારો સમજાવશે, નિયમસર કામ કરવાની ટેવ પાડશે અને તે શું સમજવાનાં છે એમ જાણી તેઓનાં કુમળાં મનપર જૂઠાણાની ને કૂવડતાની ભૂંડી છાપ પડે તેવું કંઈ બોલવા કરવાનું રાખશે નહિ. ટૂંકામાં ભણેલી મા પોતાનાં બાળકની કેળવણીવિષે ધ્યાન આપશે એટલુંજ નહિ, પણ તેની સાથે પોતાનાં ઘરકામની ઘણી સારી રીતે સંભાળ લેશે. ઘર ચલાવવું ને રાજ્ય ચલાવવું એ બે બરોબર છે. ઘરમાં શું છે, શું લાવવાનું છે, ઘરમાં આવેલી વસ્તુ ક્યાં ગોઠવવી છે ને કેમ વાપરવી છે તે સઘળાઉપર તેની હમેશ નજર રહેશે. તે પોતાના ઘરમાં સંધે સફાઈ ને યુક્તિથી ગોઠવણ કરશે અથવા ચાકર હશે તો તેની પાસે તજવીજથી કરાવશે. તે ઘરખર્ચનો હિસાબ ચોખ્ખો રાખી ઘટતો ખર્ચ કરશે. તે ઘરકામથી પરવારશે તો પોતાનો અભ્યાસ જારી રાખશે અથવા ધણીના કામમાં સહાયતા આપશે.

ભણેલી સ્ત્રી પોતાના વરનેજ પોતાનો પ્રાણ સમજશે. તે સમજશે કે તેનાં સુખદુઃખની સ્થિતિઉપર પોતાની, છોકરાંની ને ઘરની સ્થિતિ આધાર રાખેછે, માટે તેની સ્થિતિ સારી રહે તેવું પ્રભુ પાસે માગતી રહેશે. બહારથી ગભરાયલા આવેલા પિયુને તજવીજથી કુમળી વાણીએ ઠંડો પાડી ખુશ કરી પછી ગભરાટનું કારણ પૂછશે, રોજગારસંબંધી, આબરૂસંબંધી કોઈ ધાર્યાં કામમાં હાર થઈ હોય તો તે સંબંધી અને જાતના અથવા પોતાનાં છોકરાંના મંદવાડસંબંધી ગભરાટમાં પુરૂષ આવી પડેથી તેની ભણેલી સ્ત્રી તેનું દુઃખ ઓછું કરવાને ઘણી ઘણી રીતે મહેનત લેશે. તે એમ નહિ જાણે કે હું નાજુક છઉં, સુંદરી છઉં, ભણેલી છઉં માટે ચાકરનું કામ નહિ કરૂં—તે પોતાના પ્રાણપ્રિયને માટે ગુલામની પેઠે ચાકરી કરશે. હાલમાં તો સ્ત્રીઓ અંતઃકરણનાં હેતથી નહિ પણ લોકલાજથી ને રાંડવાના ભોથી પોતાના ધણીના મંદવાડમાં તેની ચાકરી કરેછે—બાકી બીજી તેની દુનિયાદારીની આફતમાં કંઇજ નહિ. વખતે ધણીને કરજ આપવાનું હોય તો બૈરી પોતાના કબજામાંનું પીહેર મૂકી આવેછે ને ધણીની આબરૂ લૂંટાવી દેછે ને કંકાસ કરેછે કે લાવે તો

ખવડાવું. પણ ભણેલીની શી વાત? તે પોતાના તનમનધનથી પોતાના પ્યારાને દિલાસા સાથે સહાય કરશે. પેલીની પ્રેમ ભરેલી દયામણી પણ ચંચળ આંખ જોઈ, તેની પ્રેમ ભરેલી દયામણી ચંચળ વાણી સાંભળી, તેના ધણીજ ચંચળતાવાળા હાથ પોતાને શરીરે અડકતાં ધ્રુજતા જોઈ, બિચારો પુરૂષ પ્રથમ તો આંખે સજળ થાયછે, પણ પછી પોતે ભાગ્યશાળી છે એમ સમજેછે ને પેલી સુઘડ સ્ત્રીના ઉપર વિશેષ પ્રીતિ કરેછે. જે વેળા ધણી પોતાની તનમનધનની હાલતથી મોટી ગીરફતારીમાં પડ્યો હોયછે—જેની અસર ઘરનાં છોકરાં છૈયાં, ચાકર નફ્ફરના ઉપર પણ જણાતી હોયછે, જે વેળા ઘરરૂપી વહાણ દુઃખના દરિયામાં ડૂબવાની તૈયારીપર હોયછે તે વેળા ભણેલી ઘરધણિયાણી જેની નાજુકાઈઉપર પણ ભયંકર અસર થઈ હોયછે તેને બીજાં સૌ માણસો હોકાયંત્ર—ધ્રુવનો તારો છે એમ સમજી તેના તરફ જોયાં કરેછે; ને એ પણ ધીરજ રાખી પોતાની ખોળેલી યુક્તિથી વહેલું મોડું ડૂબતાં ઘરને સલામત રાખેછે. એ રીતે ભણેલી સ્ત્રીનો પોતાના ધણી ઉપર પ્યાર હોયછે. રખેને પોતાના ભણેલાને બટ્ટો લાગે, રખેને મારાં છોકરાંની કેળવણી ચુંથાઈ જાય, રખેને મારૂં ને મારા ધણીનું ઘર ડૂબે એ અંદેશાથી પણ તે પતિવ્રતા રહેશે. જે સ્ત્રીએ કેળવણી લીધી છે ને જે નીતિમાં ઊછરેલી છે તે સ્ત્રી નઠારાં કામ તરફ વલણ કરે ત્યારે તો ગજબ થયો સમજવો—એમ બનેજ નહિ ને અગર ૧૦૦ માં પાંચ કદી તેવી નીકળી તો તેને હડે હડે થઈ મરવું પડવાનું.

ભણેલી સ્ત્રી પોતાની સાસૂ નણંદ જેઠાણી દેરાણીસાથે હળી મળીને ચાલશે. તે પોતાના ચાકર ઉપર ધણીઆણીપણાનો દોર રાખશે, તેમ તેઓની ચાકરીની કદર પણ કરશે. ચાકર એ ઘરના કોળ છે. જૂનાને કહાડવાથી ઘરનું ગુહ્ય બહાર જાયછે ને નવાને દાખલ કરવાથી તેઓને પાછા તરબીએત કરવા પડેછે માટે ચાકરને કેટલી છૂટ આપવી, તેઓની આગળ કેટલી વાત કરવી અને તેઓને કેવી રીતે કહાડવા, કેવી રીતે રાખવા વગેરેના કામમાં ભણેલી સ્ત્રી ઘણીજ પહોંચ હોશિયારી ને ચાલાકી બતાવશે.

## ભણેલી સ્ત્રીથી દેશને થતા લાભ.

ભણેલી સ્ત્રી ધણીનું ઘર ઉપાડી લેઈ તેને રૂડી રીતે ચલાવશે તેથી અને છોકરાંઓને બાળપણમાં કેળવણી આપશે તેથી ઘરના ધણી પુરૂષને તે બે મોટા વિષયની કાળજી ન રહેથી એઓ પોતાના ઉદ્યમમાં ધૂમ્યા રહેશે. ઘરનો ખટલો કંઈ નાનોસૂનો નથી. એ બોજાનો અરધો ભાર આજકાલ અભણ સ્ત્રીઓનેલીધે આપણે પુરૂષને વેઠવો પડેછે. ફક્ત સ્ત્રીના હાથમાં મહિને મહિને નાણાંની રકમ આપવી કે તે પછી તેમાંથી ખર્ચ કર્યા કરે. એ રીતે પુરૂષને કાળ ઘણો મળેથી દેશમાં ઉદ્યમ ને વિદ્યા વધશે. તેમ સ્ત્રીઓને ભણેલી જોઈ કેટલાએક મૂર્ખાઓને પણ ભણવાની ચાનક થશે. છોકરાંઓને માતાઓથી નાનપણમાં કેળવણી મળેથી તેઓ મોટપણે પોતાને ઉદ્યોગે વહેલાં વળગશે ને જગત્માં મોટાં નામ કરશે.

ભણેલી સ્ત્રીઓની સંખ્યા વધેથી દેશના લોકની ઘણી ઘણી અસલની જંગલી ચાલમાં રૂડો ફેરફાર થશે. લોકનું બોલવું, ચાલવું, પહેરવું, ઓઢવું સુધરશે. તેઓની શુભ ને અશુભ કારજમાં ચાલતી ફૂવડ રીતભાત જતી રહેશે ને તેને બદલે નવી સુઘડ દાખલ થશે. નજર લાગવી, ભૂત વળગવું, ધંતરમંતર, ટૂચકા વગેરેના વહેમો દેશમાંથી જશે; તેમ ફટાણાં, રડવા કૂટવાની ઘેલાઈ, અધરણીમાં ચીતરાઈ વાઘ થવું વગેરે જંગલી રીતભાત પણ દૂર થશે. બાળલગ્ન બંધ થવાથી ને પુનર્વિવાહ થયેથી પણ ઘણા ઘણા દેશને લાભ થશે. તેઓ પોતપોતાનાં ઘરમાં સુધારો કરશે ને કેટલીક પોતાની ફુરસદની વખતમાં ગ્રંથ લખશે.

કેળવણી પામેલી સ્ત્રીઓ ઘેરઘેર પ્રેમસંપની ને પછી દેશને અર્થે ભક્તિ ને શૌર્ય એ બેની વૃદ્ધિ કરશે. સ્ત્રીઓએ જનમંડળ ને દેશઉપર બહુ બહુ અસર કરી છે. એવિષે રજપૂતસ્થાન, ગ્રીસ, રોમ ને જર્મની એ પ્રદેશ જેવા જોઈએ તેવા દાખલા આપેછે.

લડાઇ કેમ ચાલેછે, પોતાના દેશના ને શત્રુની તરફના કેમ લડેછે તેની સઘળી જાણ રજપૂતાણીઓ પોતાનાં માણસો પાસે પોતાના જનાનામાં મંગાવતી. તેઓ લડી પણ જાણતી. પાટણના રાજાની દીકરી કરમદેવી જે ચિતોડવાળાસાથે પરણી હતી તે દિલ્હીના કુતુબુદ્દીનની સામા લડી હતી ને એને એણે હરાવ્યો હતો. ઉદેસંગરાણાની તરફથી તેના એક સરદારની મા ને તેની બાળક વહુ અકબરના સૈન સાથે લડવાને ઉતર્યાં હતાં જેથી રજપૂતો ઘણા ઉશ્કેરાયા હતા. બાપને ઘેર ને વરને ઘેર દેશાભિમાન ને શૂરાતનના જોસ્સાઓથી ગરમ લોહીની થયેલી એવી સ્ત્રીઓ મોજમઝામાં ગુલતાન થતા ને ઘઈ ગયેલા સ્વામીઓને ઉત્તેજન આપી લડવા મોકલતી. તમે મને ગમે તેટલા ચાહોછો, હું તમને ગમે તેટલી ચાહુંછું, તોપણ પ્યારની ઘેલાઈમાં આપણે આપણી રજપૂતાઇને બટ્ટો ન લગાડવો એમ તેઓ કહેતી. એ જોરસો કોઈ વખત ઘેલછા

જેવો થઈ પડતો, તોપણ તે જોસ્સાથી રજપૂતો દેશભક્તિ ને રાજ્યભક્તિ ને કુળભક્તિ આજલગી પણ રાખી રહ્યા છે.

દિલ્હીના પૃથિરાજને મહોબના પરમાલ સાથે લડાઈ ચાલતી હતી, તેમાં પૃથિરાજ છેક પરમાલની રાજધાની લગી આવી રહ્યો હતો. એ પ્રસંગે પરમાલ ગભરાઈ ગયો હતો, પણ તેની સ્ત્રી માલણદેવીએ તેને સલાહ આપી કે હાલ આપણે પૃથિરાજ પાસે એક મહિનાનો તહ માગવો ને એ દર્મિયાનમાં આપણા બે સરદારો જેને તમે દેશનિકાલ કર્યા છે ને જેઓએ કનોજનો આશ્રય પકડચો છે તેઓને પાછા બોલાવીશું. પૃથિરાજે તહ આપ્યો ને માલણદેવીએ પોતાના ભાટને કનોજ મોકલ્યો. ત્યાં તે પેલા બે સરદાર ભાઇઓને ઘણું સમજાવે, પણ તે નાની નાજ કહે. છેલ્લી વારે ભાટે કહ્યું કે ભાઇઓ, તમારી મા દેવલદેએ માલણદેવી આગળ ઘણી ઘણીવાર સમ ખાધા છે કે 'મારા છોકરાઓની જીંદગી મહોબની સાથે છે' ને એ વાત દેવલદેને સંભારી આપવાને માલણદેવીએ મને કહ્યું છે. એ સંદેશો દેવલદેએ સાંભળ્યો કે તેણે પોતાના દીકરાઓને કહ્યું કે ચાલો તૈયારી કરો. માનું એ વચન સાંભળીને-એક ભાઇએ ટક ટક જોયા કીધું, પણ બીજો બોલી ઊઠચો કે મહોબ પાયમાલ થઈ જાઓ-અમારી નોકરીના બદલામાં પરમાલે અમને દેશનિકાલ કર્યા તો હવે અમારે ત્યાં આવી બચાવ કરવાની શી જરૂર છે? હું તો નહિ આવું. એ સાંભળી દેવલદે જોસ્સામાં બોલી ઊઠી કે "ઈશ્વરે મને વાંઝણી રાખી હોત તો સારૂં કે રજપૂતનો ધર્મ છોડી દેઇને પોતાના રાજાને સંકટમાં સહાય ન કરે તેવા દીકરાને જન્મ ન આપત. ઓ જગદીશ! બાપદાદાનાં નામપર પાણી ફેરવનારા આ દીકરાઓ જોઈ મારે બળાપો કર્યા કરવો એવું શું તેં સરજાવ્યું છે? નાલાયક છોકરા! ખરા રજપૂતોનું હૈયું ટંટા લડાઇનું માત્ર નામ સાંભળી હરખથી ઊંચકાયછે, પણ ઓ નીચ, તમે મારા સ્વામી જેસરાજના હો એમ મને લાગતું નથી-કોઇ હરામ થકી તમારી ઉત્પત્તિ હશે." એ વચનોથી પેલા ભાઇઓ શરમિંદા થયા અને પછી તેઓ પરમાલને સહાય કરવાને નીકળી પડ્યા. દેવલદે પણ સાથે થઈ. તેઓ મહોબ પહોંચ્યા પછી ત્યાં લડાઈના વિચારને સારૂ મંડળી ભરાઈ હતી તેમાં માલણદેવી ને દેવલદે પણ પડદામાંથી પોતાના વિચાર જણાવતી હતી. રાજા જે પૃથિરાજનું જોર જોઈ લડવાની આનાકાની કર્યા કરતો હતો તેને માલણદેવીએ ઠપકા આપી ઉશ્કેરી લડાઈમાં મોકલ્યો હતો ને દેવલદેએ દીકરાઓને છેલ્લી શીખામણ દીધી હતી કે લૂણ ખાધું છે માટે સાચા રહેજો ને જો તમે તમારા રાજાને માટે અગર રણમાં પડશો તોપણ તમે સ્વર્ગમાં મૂગટ ધારણ કરશોજ.

કનોજના રાઠોડ રાજાની સંજોગતા નામે દીકરીએ પોતાના સ્વયંવરમાં બીજા બધા રાજાઓને મહેલી દેઈને પૃથિરાજને વરમાળા પહેરાવી હતી. પૃથિરાજ એના ઉપર એટલો આસક્ત થઈ રહ્યો હતો કે તેની સાથે મોજ મઝામાં કાળ ગુજારવામાં તેણે પોતાનાં રાજ્યસંબંધી કામકાજ કરવાં છોડી દીધાં હતાં. જ્યારે શાહબુદ્દીન ઘોરીની સામા તૈયાર થવાનો પ્રસંગ આવ્યો તે વેળા પેલી સંજોગતાએ પોતાનાં પ્રેમવચન પડતાં મૂકી શૂરાતનસંબંધી કઠણ શબ્દથી પૃથિરાજને ઉશ્કેર્યો હતો. 'મારા પ્રીતમનો જય થાઓ ને કીર્તિ વધો. ઓ ચોહાણના સૂર્ય! તારા જેવા યશ કોણે મેળવ્યા છે ને તારા જેવું સુખ કોણે ભોગવ્યું છે? મરવું એ તો માનવીને ને દેવતાને પણ સર્જિત છે. પણ ઊંચી રીતે મરવું એ અમર રહેવું છે. તું તારી જાતનો વિચાર ન કર, પણ અમરપણાનો કર. તારી તરવાર શત્રુને વચમાંથી કાપો ને હું વળી પાછી તારી અર્દ્ધાંગના થઈ રહીશ.'

શાહબુદ્દીન ઘોરીની સાથે લડવાની ગોઠવણ કરવાને રાજા અને સરદારો મળ્યા હતા. વચમાં પૃથિરાજે તેઓને કહ્યું કે તમે વિચાર કરોછો એટલામાં હું જઈ આવું છઉં એમ કહીને રાજા પોતાની પ્યારી સંજોગતાકને ગયો ને પૂછ્યું કે તારી શી સલાહ છે, તે વખતે સંજોગતા આ પ્રમાણે બોલી હતીઃ—

"સ્ત્રીની વળી સલાહ કોણ પૂછેછે? જગત્ તો કહેછે કે સ્ત્રીની બુદ્ધિ પાનીએ-કદી તેઓ સાચેસાચી વાત કહેછે તોપણ તેનું કોઈ સાંભળતું નથી, તોપણ સ્ત્રીવિના સંસાર કેવો છે? અમો શક્તિને રૂપે છીએ ને અમારામાં શિવનો જોસ્સો છે. અમે ચોર છીએ ને પવિત્ર તીર્થ પણ છીએ. અમે દુર્ગુણનાં પાત્ર છીએ તેમ સદ્ગુણનાં પણ છીએ. અજ્ઞાનનાં પાત્ર છીએ તેમ જ્ઞાનનાં પણ છીએ. જ્ઞાની જોષી પુસ્તકો ઉપરથી ગ્રહોનો ગતિમાર્ગ ગણી શકેછે, પણ સ્ત્રીનાં પુસ્તકમાં તે અજાણ્યો છે; ને એ કંઈ આજકાલનું કહેવું નથી, અસલથી કહેવાતું આવ્યું છે. અમારાં પુસ્તકનો કોઇએ પાર લીધો નથી ને એટલામાટે એઓ પોતાનું અજ્ઞાન છૂપાવવાને બોલેછે કે સ્ત્રીમાં બુદ્ધિ નથી. એટલું છતાં પણ સ્ત્રીઓજ તમારાં સુખદુઃખની ભાગીએણ થાયછે. જ્યારે તમે સૂર્યલોકમાં જાઓછો ત્યારે પણ

અમે જુદાં નથી પડતાં, સાથે આવીએ છીએ. ભૂખતરસમાં અમે તમારીસાથે રાજી રહીએ છીએ. અમે સરોવર છીએ ને તમે તેના હંસ છો. જ્યારે તમે અમારી છાતી થકી આઘા હોછો ત્યારે તમારી કેવી અવસ્થા થાયછે ?"

સેન તૈયાર થઈને પૃથિરાજની આજ્ઞાની વાટ જોઇ રહ્યું હતું તે સમે સંજુગતાએ તેને ઘણી ઘણી રીતે ઉશ્કેરીને વિદાય કર્યો હતો, પણ તેણે પોતાના પ્યારના ઊભરામાં થોડીવાર પૃથિરાજને ટકટક નિરખ્યાંજ કર્યાં હતો. એણે નીમ લીધો હતો કે ફરીથી રાજાનું મોહું જોઈશ ત્યાંસૂધી હું પાણી પીને જીવીશ. હું મારા પ્યારાને સૂર્યલોકમાં મળીશ, અહીં દિલ્હીમાં નહિ મળું એમ તે કહ્યાં કરતી અને જ્યારે પૃથિરાજ કેદી થઇ કપાઇ ગયો ત્યારે તે તેની સાથે બળી મૂઈ.

જ્યારે રાઠોડ જસવંતસીંગ ઔરંગઝેબની સાથે લડતાં હાર્યો ને પોતાની રાજધાનીમાં આવ્યો ત્યારે તેની સ્ત્રી જે ઉદેપુરના રાણાની બેટી થતી હતી તેણે મહેલના દરવાજા બંધ કરવાનો હૂકમ કર્યો. જોકે તેને પહેલેથી જાણ થઇ હતી કે જસવંતસીંગ ઘણી બહાદુરીથી લડયો છે ને ત્રીસ હજારમાંથી માત્ર ૪૦૦-૫૦૦ રહ્યા ત્યારેજ તે પાછો ફર્યો છે તોપણ પેલી તેને દિલાસો દેવાને બદલે બોલી કે તે કંઇ મારો વર ન હોય! રાણાના જમાઇનામાં આવો નીચ જીવ ન જોઇએ. તેણે તો તે મોટા ઘરના સંબંધથી પોતાના સદ્ગુણ વધારે પ્રસિદ્ધ કરવા જોઇએ. જસવંતસીંગે શત્રુને હરાવવા જોઇતા હતા અથવા પોતે પડવું હતું. જરાવાર રહી પેલી બોલી ઊઠી કે ચિતા ખડકો, હું બળી મરૂંછું-મારા વરની હારથી મારૂં અપમાન છે-અપજશીઓ માણસ મારો વર હોયજ કેમ ? એણે પણ મરવું ઘટેછે. થોડીવાર પછી તેણે જોસ્સામાં આવી જસવંતસીંગને મહેણું માર્યાં. એપ્રમાણે તે ઊંચા જોસ્સાની ઘેલછામાં આઠ નવ દહાડા રહીને જ્યારે તેની માએ આવી સમજાવ્યું કે રાજા તો બીજું સેન લેઇ ફરીથી લડવા જનારો છે ને તે પોતાની ગુમાવેલી કીર્તિ પાછી મેળવશે ત્યારે તે ઠંડી પડીને ડાહી થઈ હતી.

ગ્રીસદેશના સ્પાર્ટાના રાજ્યની સ્ત્રીઓ પોતાનેવિષે, પોતાના છોકરાઓનેવિષે અને પોતાના દેશની કીર્તિને અર્થે અભિમાની હતી. એક કોઈ બીજા રાજ્યની સ્ત્રીએ લીઆનીડાસ નામે શૂરા સરદારની સ્ત્રી ગોર્ગોને કહ્યું કે માત્ર તમારા સ્પાર્ટાની સ્ત્રીઓને પોતાના મર્દોને વશ રાખતાં ઠીક આવડેછે. ત્યારે પેલીએ જવાબ વાળ્યો કે માત્ર સ્પાર્ટાનીજ સ્ત્રીઓ મર્દોને જન્મ આપેછે. 'ઢાલ સાથે અથવા ઢાલઉપર (સુવેલા) પાછા આવજો' એવી રીતની ઉશ્કેરણી રણમાં જતી વખત દીકરાઓને તેઓની મા આપતી.

વળી આસપાસીઆ નામે સ્ત્રી આથેન્સમાં અલંકારશાસ્ત્રની ને રાજ્યનીતિની શિક્ષાગુરૂ હતી. એની બુદ્ધિ, એની ભાષણ આપવાની છટા, એની જુવાની અને એની ખૂબસુરતી ઉપર આથેન્સના લોક ફીદા હતા. એ લોક સ્ત્રીજાતને હલકી ગણતા ને કહેતા કે તેઓનામાં ઘરનુંજ કામકાજ કરવાની શક્તિ છે-મોટાં જ્ઞાન મેળવવાની તેઓનામાં શક્તિ નથી. તેજ અથિનિઅન લોકે આસપાસીઆની અસાધારણ બુદ્ધિ જોઇને પોતાનો પુરૂષપણાનો ગર્વ મૂકી દીધો હતો. આથેન્સના રાજ્યનો મુખી પેરિક્લીસ ને તત્ત્વજ્ઞાની સોક્રેટીસ એઓ આસપાસીઆનાં ભાષણો સાંભળવા જતા. એ સ્ત્રી એક બીજા આનેક્સાગોરાસ નામે તત્ત્વજ્ઞાનીને ધર્મ સુધારવાના કામમાં મદદ કરતી. એ બાઇનાઉપર જ્યારે પાખંડમત ચલાવવાનું તોહમત મૂકવામાં આવ્યું ને દેહાંતદંડ શિક્ષાને પાત્ર થઇ ત્યારે પેરિક્લીસ-જે પેલીથી ભાષણ કરતાં શીખ્યો હતો તેણે તેને બચાવવાને મોટું ભાષણ કર્યું ને તેમાં તે એટલો તો ગગળી ગયેલો હતો કે લોકોએ રાજ્યના કાયદાની વિરૂદ્ધ જઈ પેલીને સજાથી છૂટી કીધી હતી ને ફરીથી કોઇ તેવું વાદળ પેલીના ઉપર ન આવે માટે પેરિક્લીસ તેની સાથે પરણ્યો હતો.

કેળવણીથી નીતિમાન ને છૂટથી વિચાર કરતી થયેલી એવી લ્યુક્રેશિઆ નામે સ્ત્રીએ રોમનલોકને જુલમી રાજ્યથી સ્વતંત્ર કર્યા હતા. એક વખત રોમનો ટાર્કિવન નામે રાજા રૂટીલી લોક સાથે લડાઇ કરતો હતો ને લશ્કર રોમથી ૧૨-૧૩ ગાઉ ઉપર પડ્યું હતું. ત્યાં સેક્સટસ નામે રાજાનો છોકરો કોલાટિનસ નામે એક જુવાન અમીર ને બીજા કેટલાએક તંબુમાં સાથે નીશો કરતા હતા. એવી વાત નીકળી કે રૂપગુણમાં સૌથી ચડીઆતી સ્ત્રી કોની છે? ને પછી દરેક જણે પોતપોતાની સ્ત્રીઓનાં વખાણ કરવા માંડ્યાં. તેમાં કોલાટિનસે કહ્યું કે તમારે જોવું હોય તો આવો-આટલી મોટી રાતે પણ મારી સ્ત્રી નવરી નહિ બેઠી હોય. જોકે રાત ઘણી ગઇ હતી તોપણ પેલા સઘળા નીશાની ઘૂમમાં ઘોડાપર સવાર થઇને રોમ દોડી આવ્યા. અહીં કોલાટિનસને ઘેર ગયા ત્યાં તેની સ્ત્રી લ્યુક્રેશિઆ બીજી સ્ત્રીઓની પેઠે મોજમઝા ને આળસમાં વખત નહોતી ગાળતી, પણ તે પોતાની દાસીઓની વચમાં ગૂંથવાનું કામ કરતી બેઠી છે ને બીજીઓને બતા-

વેછે, એવું તેઓએ જોયું. એ સુંદરીએ પોતાના સ્વામીના મિત્રોનો જે રૂડો આદર સત્કાર કર્યો તેથી તેઓ મોહિત થઇ ગયા ને તેઓએ ઝંખવાઇ જઈ કબૂલ કર્યું કે લ્યુક્રેશિઆ બીજી સૌથી ચડે, પણ એ દેખાવથી સેક્સટસની દાનત બદ થઇ હતી. થોડા દહાડા પછી સેક્સટસ છાવણીમાંથી છાનો લ્યુક્રેશિઆને ઘેર ગયો ને ત્યાં આદરસત્કાર પામ્યો. તેની હરામ દાનતવિષે લ્યુક્રેશિઆ કંઇ સમજેલી નહિ તેથી એણે તેની સાથે ખાણું ખાધું ને પછી તેને સૂવાનેસારૂ એક ઓરડામાં તૈયારી કરાવી. મધરાત્રે તે લુચ્ચો સેક્સટસ તજવીજથી લ્યુક્રેશિઆના સૂવાના ઓરડામાં પેઠો ને નાગી તરવારે તેના બીછાના આગળ જઇ પેલીની છાતીપર હાથ મૂક્યો ને બોલ્યો કે મારા જોસ્સાને તાબે નહિ થાય તો હમણા મારી નાંખીશ. એ ધાસ્તીને પણ પેલીએ ગણકારી નહિ, પણ જ્યારે સેક્સટસે કહ્યું કે તને ને મારા ચાકરને બંનેને મારીશ ને પછી બૂમ ઉરાડીશ કે મેં મારા ચાકરને ને લ્યુક્રેશિઆને બંનેને પકડ્યાં છે, ત્યારે પેલી તાબે થઇ–એમ સમજીને કે મુઆ પછી ચંડાળનું બોલેલું સૌ સાચું માનશે ને જીવતી હઈશ તો મારી આબરૂનો હું બચાવ કરી શકીશ. સવારે સેક્સટસ છાવણીમાં ગયો ને પેલીએ પોતાના વરને તથા બાપને અને બીજાં સગાંઓને બોલાવી બનેલી વાત કહી ને વળી કહ્યું કે "મારી આબરૂ ગઈછે. હવે હું વધારે જીવવાને ઈચ્છતી નથી, ઓ મારા કોલાટિનસ, હું આજે ભ્રષ્ટ ને હીણ પ્રાણી છઉં, મારૂં શરીર બીજાએ લૂંટ્યું છે, પણ મારો પ્રેમ હજીલગી તારા ઉપરથી જરાકે ખશ્યો નથી, સેક્સટસે જે મારી દોલત ( આબરૂ ) બળાત્કારે લૂંટીલીધી છે તે માત્ર મારા મરવાથીજ હું પાછી મેળવી શકીશ, પણ તમારાં હૈડાં જો મરદનાં હોય તો મારી તરફથી વેર લેજો અને દુનિયાને જણાવજો કે જે સ્ત્રી પોતાના સદ્ગુણથી ભ્રષ્ટ થઇ તેણે મરવામાંજ સુખ માની લીધું" એમ બોલી તેણે પોતાના જભ્ભામાંથી કટાર કહાડી પોતાની છાતીમાં ઘોંચી દીધી. પછી તેનું મડદું બજારમાં સૌને દેખાડવામાં આવ્યું હતું ને કેટલાક જણે મોટાં ભાષણ કર્યાં હતાં જેથી એક સત્તાધારી મંડળીએ એવો ઠરાવ કર્યો કે ટાર્કિવનને તથા તેના વંશજોને રાજ્યમાંથી કહાડી મૂકવા ને હવેથી કોઈને રાજા થવા દેવો નહિ. રોમની રૈયતમાંના ઘણાક જે રાજદરબારી કામમાં ભાગ લેતા થયા ને જેથી રૈયતને છૂટસંબંધી હક્કો મળતા ગયા તેનાં કારણોમાંનાં કેટલાંકનો વિષય રોમની સ્ત્રીઓજ છે.

## સ્ત્રીઓને જાણવાના વિષય.

વાંચવું, લખવું, ગણવું, ચીતરવું, શીવવું, ભરવું, ગાવું, એનો આઠ વર્ષસૂધીમાં થોડો ઘણો અભ્યાસ થવો જોઇએ. તેમ ઇશ્વરભક્તિ ને નીતિવિષે સુબોધ મનમાં ઠસવો જોઇએ. આઠથી તે બાર વર્ષ લગીમાં તેઓએ વાંચવામાં, નીતિસંબંધી તથા ઘર ચલાવવાસંબંધી પુસ્તકો લેવાં ને ત્રિરાશીસૂધી અંકગણિત જાણવું. બારથી તે તેર લગીમાં ઘરધંધા ઉપર વધારે ધ્યાન આપવું અને સ્ત્રીપુરૂષના પ્રેમ ને ધર્મસંબંધી પુસ્તકો વાંચવાં જેથી દુનિયાદારીની જાણ, નીતિ ને સુઘડતાનો બોધ થાય. વળી તેઓએ ગર્ભ રહ્યા પછી તંદુરસ્ત ને સૂવાવડસંબંધી અને બાળક અવતર્યાં પછી તેઓને કેળવણી આપવાસંબંધી પુસ્તકો વાંચવાં. એ ઉપરાંત જાણવાજોગ વિષય સિદ્ધપદાર્થવિજ્ઞાન ને રસાયનશાસ્ત્ર છે. પણ ન્યૂસપેપર તથા ચોપાનીઆં તો તેઓએ હમેશ વાંચવાં જોઈએ અને સગાંસંબંધી મિત્રને કાગળ લખવાની ટેવ રાખવી જોઇએ. જેને ઘરની કાળજી થોડી હોય ને જેનાથી બની શકતું હોય તેણે ઉપર કહેલા વિષયોસંબંધી પુસ્તકો પણ લખવાં.

સ્ત્રી પુરૂષના પ્રેમ તથા ધર્મસંબંધી પુસ્તકો વાંચવાથી પ્રથમ સ્ત્રી એમ સમજશે કે પુરૂષ એ ઘરનો રાજા છે ને હું તેની પ્રધાન છઉં; મારે મારા સ્વામીરાજાની ઇચ્છાને આધીન રહેવું જોઇએ ને રાજા પોતાના બહારના કામમાં રોકાયો રહે ત્યારે ઘરનો જુમ્મો મારે શિર રાખવો જોઇએ. તે પોતાના સ્વામીની આજ્ઞા લોપશે નહિ, પણ જે કામમાં સ્વામીના વિચારથી નુકસાન થાય તેવું હશે તે કામમાં પ્રસંગ જોઈ પોતાના સ્વામીને સમજાવશે. કોઈ રીતે તે પોતાના ઘરને કલેશથી ધુંધવાતું નહિ રાખે. ઘણી વખત જોવામાં આવેછે કે પુરૂષથી કંટાળી સ્ત્રી પોતાને પીહેર રહેછે, અથવા પુરૂષ પોતાની બૈરી જેને સાસરે જવું ગમતું નથી તેનો ચોટલો સાહી પોતાને ઘેર આણેછે. વળી બાળપણમાં પરણેથી, પ્રીતિનો મોહ ન રહેથી અને અભણ સ્ત્રીઓની ફૂવડતાથી કેટલાક પુરૂષો કુછંદમાં પડેછે. સઘળું સ્ત્રીકેળવણીના પ્રતાપથી બંધ થઈ જવાનું. જ્યારે સ્ત્રીઓ પોતાના ભણતર, પ્રેમ ને સુઘડતાથી પોતાના વરને પ્રસન્ન રાખી શકશે ત્યારે તે તેની વહાલી થયાવિના કેમ રહેશે ? તેમ ઘણીથી સઘળી વાતે પ્રસન્ન રહેતી અને ઉદ્યમમાં મચી રહેતી સ્ત્રી પણ પતિવ્રતા થયાવિના કેમ રહેશે ?

ભણેલી સ્ત્રીને પોતાના પતિનું લોહી મીઠું લાગશે ને તેથી તે તેને કહેશે કે પ્યારા તમે જે કહેશો તે હું

ભાવથી કરીશ, ઈશ્વરે અમારેમાટે એવું સરજાવ્યું છે કે માબાપથી મોટાં થવું, પણ જન્મારો તમારી સાથે ગાળવો; મારે ખરા સંબંધીમાં તમેજ છો; તમે મને દુઃખ દો; આપણા ઉપર દુઃખ આવી પડો તોપણ હું તમારીજ છઉં. જ્યાંસૂધી હું તમારી માનીતી નથી ત્યાંસૂધી મારાં ઘરેણાં, મારૂં ડહાપણ, મારી ચતુરાઇ, મારા ગુણ, મારી ખૂબસુરતી, મારૂં ભણતર એ સઘળું કોડીનું છે. એમ જે સ્ત્રી વર્ત્તેછે તે પતિવ્રતા કહેવાયછે. એનો લક્ષ નિરંતર પોતાના ધણીના ઉપર, ઘર ચલાવવા ઉપર ને પછી પોતાનાં તથા પોતાનાં કુટુંબનાં સુખ ઉપર હોયછે.

નીતિસંબંધી વિષયમાં ઘરકુટુંબમાં સંપ રહે તેમ કરવું. સામસામા મહેણાં મારવાં, લડવાં, રીસાવવાં ને વેર રાખવાં એથી ઘરનાં માણસો ચીડિયાં ને ઉદાસી રહેછે. એ ઘરમાં જનાર કોઈ બહારનો પણ ખુશ થતો નથી. સંપીલા કુટુંબથી તે કુટુંબને ને બહારનાને બધાને સુખ થાયછે. જે મળે તેમાં સંતોષ માનવો ને તેટલામાં ઘર ચલાવવું એ સદ્‌ગુણ કંઈ જેવો તેવો નથી. અસંતોષી સ્ત્રીઓ ઘરેણાં લૂગડાંનેમાટે ઘરમાં ક્લેશ ઘાલેછે, ચોરી તથા જારકર્મ કરેછે, તેથી પ્રેમ ને પતીજ ઊઠી જાયછે અને અદેખાઇ ઉત્પન્ન થઈ ઘર વણસેછે. અસંતોષ માત્ર ઊંચા સદ્‌ગુણ, ઊંચી આબરૂ ને ઊંચું સુખ મેળવવામાં ચાનકરૂપે રાખવો. સંતોષની સાથે ધીરજનો ગુણ પણ હોવો જોઈએ. ઘરનાં માણસનાં મંદવાડમાં, મરણ સમે, લેણદારની સતાવણીમાં, ધાર્યું કામ પાર ન પડવાથી થતી દિલગીરીમાં, વિજોગમાં, વહાલાની રીસના વખતમાં, આસમાની સુલતાની આફતમાં, ભણેલી સ્ત્રી પોતાની ધીરજથી ને તજવીજથી ગભરાટ, શોક, દુઃખ એ સંધાને દૂર કરી પોતાને ને પોતાના કુટુંબને સુખ કરેછે. પોતાની ને પોતાના ઘરની આબરૂ વધારવી એ સ્ત્રીનો મોટો યશ છે. ઘરેણાં લૂગડાંની બહારની શોભા કરતાં ઘર ઉપાડી લીધું, ઘર રૂડી રીતે ચલાવેછે, આવડતવાળી છે, સમજુક છે, ડાહી છે, નીતિમાન છે એમ જગત્‌માં કહેવાયાથી જે આબરૂ ને શોભા છે તે ખરી કીમતી ને ઘણીવાર ટકે તેવી છે. મૂર્ખ, ફૂવડ, હઠીલી, કંકાસીએણ, અવળચંડી, કુકર્મી એવી સ્ત્રીઓને સ્ત્રીઓજ નિંદેછે તો પછી પુરૂષ કેમ ન નિંદે? પોતાનેવિષે અભિમાન અને એકલપેટાપણાનો વિચાર રાખવાથી પોતાના સદ્‌ગુણમાં વધારો થતો નથી માટે તેવી હલકાઇથી સ્ત્રીઓએ દૂર રહેવું.

સુઘડતા એ પણ સ્ત્રીનો કીમતી શણગાર છે. ખીચોખીચ જાડાં જાડાં ઘણાં ઘરેણાં ઘાલવા કરતાં થોડાં પણ નાજુક ઘરેણાં જુક્તિસર ઘાલવાથી અને થોડી કીમતમાં ને સાદાં લૂગડાં યુક્તિથી પહેરવામાં શરીર વધારે સારૂં દેખાયછે. ભીલડીઓના અને મારવાડણોના પહેરવેશ કરતાં ગૂજરાતી સ્ત્રીઓના પહેરવેશ ઘણા સારા છે ને એ વાતમાં સૂરતની સ્ત્રીઓ સૌથી સરસ રીત રાખેછે. સ્ત્રીઓનું ચાલવું પણ વલવલતું ન હોવું જોઇએ. સ્ત્રીઓની ચાલ તો તેઓની સુઘડતાનું એક ભૂષણ છે. તેમ બોલવું પણ મર્યાદાવાળું ઠાવકું હોવું જોઈએ. વડીલની સામે તડતડ બોલવું, વાત કરતાં દાંત કહાડી હસવું, મોટે સાદે બોલવું, મોઢામાંથી હલકા ને નાગા બોલ કહાડવા એ ફૂવડપણું સ્ત્રીજાતને શોભા નથી આપતું. અજાણ્યું માણસ કોઈ ઘરમાં આવ્યું તો ધૂમટો કહાડવો અથવા ઘરમાં જતાં રહેવું એ ફૂવડતા છે, પણ ઘટતો જવાબ ઠાવકાઇથી દેવો એજ સુઘડતા છે.

ઘર ચલાવવાવિષે વાકિફ થયાથી સ્ત્રી ઘરમાં આવેલી વસ્તુઓને ઘટતે ઘટતે ઠેકાણે ગોઠવેછે કે જેથી ઘરમાં ગડગચ્ચો ન દેખાતાં મોકળાસ તથા સફાઈ રહેછે ને ઘર સુંદર દેખાયછે. રોજ ખપમાં આવતી ચીજો પાસે રાખવી ને કોઈક વેળા કામમાં આવતી ઊંચી મહેલવી. લૂગડાં ઘરેણાંની સંભાળ રાખવી. ઘરકામની વહેંચણ કરવી. ચાકરપાસે કરાવવું હોય તે તેનીપાસે કરાવવું ને પોતાને કરવાનું હોય તે પોતે કરવું. કચરો એઠવાડ કહાડવામાં જરાકે ઢીલ ન કરવી. તેમ ખાઇને તરતજ ઘરધંધો કરતાં તંદુરસ્તી બગડેછે માટે તે થોડી વાર રહીને કરવો. ઘરની આવકપ્રમાણે થોડું રાખીને ખર્ચ કરવો—ખર્ચનો હિસાબ રાખવો. ચાકરોથી કામ લેતાં તેઓને ધમકાવ ધમકાવ ન કરવું તેમ, તેઓનીસાથે ઘરસંબંધી ઝાઝી વાતો ન કરવી. છોકરાંઓનાં જતન કરવાં, તેઓને ભણાવવાં ને રૂડા બોધ આપવા. પોતે પણ ગમતો ઉદ્યોગ કરવો કે જેથી અડી વેળાએ ગુજરાન ચાલવામાં હરકત ન પડે ને સંસારમાં આબરૂ વધે. જેને સારી રીતે ઘર ચલાવતાં આવડતું હશે ને જે ભણેલી હશે તે કોઇથી છેતરાશે પણ નહિ.

ઘરનાં ને બહારનાં માણસો સાથે વર્ત્તવાવિષે પણ ઘણો લક્ષ ને ઘણો વિચાર જરૂર જોઈએ. ઘરનાનો સ્વભાવ તો જાણ્યામાં હોયજ, પણ જુદા જુદા સ્વભાવ છતે સૌ સાથે સમાધાની રાખવી એ અઘરૂં કામ છે. કોઈ વેળા ચાકરને ધમકાવવો, ને કોઇ વેળા તેની હલકી ભૂલને ન ગણકારવી. કોઇ વડીલ વખતે ક્રોધમાં કંઈ બોલે તો તેની સામા ન થતાં તેનો ગુસ્સો ઊતારી

નાંખવા. બહારનાં માણસોના ચહેરા જોઈ તે ઉપરથી તેઓની દાનતવિષે વિચાર બાંધવો ને પછી પોતાના વરના મિત્રો સાથે ઘટતી રીતે વર્ત્તવું. સૌનેજ પોતાના ન જાણવા, તેમ સૌનીજ સાથે છૂટથી બોલવાનો વહેવાર ન રાખવો, તેમ કોઈનું મન પણ દુભાવવું નહિ. વળી સૂમ થઈને બેશી ભરાઈ પણ ન રહેવું. કેટલીએક સ્ત્રીઓ ચાકરના ઉપર ચીડ ચીડ કરવામાંજ શેઠાણીપણું જણાવેછે જેથી ઘરમાં ચાકરો ટકતા નથી અને કેટલીક સ્ત્રીઓ પોતાનો દરજ્જો ભૂલી જઈ ચાકર સાથે ઘણી મીલનસારી રાખેછે તેથી તેઓ બહેકી જાયછે. કેટલીક સ્ત્રીઓ પોતાના વરના મિત્રો સાથે ઘણી હળી જાયછે તેથી પણ વેળાએ માઠાં ફળ નીકળેછે. માટે સ્ત્રીઓએ તો પોતાના બોલવાહસવાને અંકોશમાં રાખવાં જોઇએ. કેટલીક વખત મુસાફરીમાં અથવા બીજા અણધાર્યા પ્રસંગમાં સ્ત્રીઓને પુરૂષો સાથે કામ પડેછે તે વખત હરખમાં અથવા ગભરાટમાં અજાણ્યા સાથે વહેવાર રાખવામાં તેઓએ પેલાઓને માઠું ન લાગે તેવી રીતે સાવચેતીથી રહેવું જોઈએ. પણ એ સઘળી ચાતુરી ને ઠાવકાઈ ભણેલી ને કેળવાયલી સ્ત્રીથીજ બતાવી શકાયછે.

બહેનપણીઓ કરવી તો તેમાં પણ ઘણી તપાસ થવી જોઈએ. જ્યાં પ્રીતિ, ગુણજ્ઞતા ને ભક્તિ હોય ત્યાંજ સાચી મૈત્રિ જાણવી. જેનામાં ગુણ નથી તેની સાથે સ્નેહ બાંધવો એમાં તો શરમાવાનું છે. તેમ જુવાન છોકરીઓએ પોતાનેમાટે વર પસંદ કરવામાં માત્ર કુળ ને પૈસો એનેજ ન જોવાં પણ તેનો સ્વભાવ પોતાની સાથે મળતો આવેછે કે નહિ ને તેનામાં કંઈ ગુણ છે કે નહિ કે જેથી તેના ઉપર ભક્તિ રહે ને તે આપણી ખૂબસુરતીનેજ ચાહેછે કે ગુણને પણ, એ વાતોઉપર અને રીતભાત, વર્ત્તણુકમાં સુઘડતા (ઊંચ કુળનું અંગ) તથા સંસાર ચલાવી શકે તેટલી કમાણી તેને છે કે નહિ એ ઉપર તેઓએ લક્ષ રાખવો જોઇએ. આમ કરીને આંખે અથવા કાને કહ્યું કે ફલાણાસાથે આપણે સંબંધ કરવો છે તો તરતજ તેમ ન કરતાં તે ઉપલી વાતોની ચોકશી કરવી ને પછી પાત્ર સાથે સંબંધ કરવો ને એમ કરતાં કદી પછવાડેથી ઘર બરાબર ન ચાલ્યું તો તેમાં સ્ત્રીએ પોતાની તરફની ભુલનો પસ્તાવો ન કરતાં ઈશ્વરી ઇચ્છાને આધીન રહેવું ને પોતાથી બને તેટલી સહનશીલતાથી ઉદ્યમમાં રહી દિવસ પૂરા કરવા.

પોતાની મનશક્તિ તથા જાણ વધારવાસારૂ સ્ત્રીઓએ ઘરકામમાંથી નવરાસ આણી ગ્રંથો વાંચવા ને તેમાંની તથા પોતાના અનુભવમાં આવેલી ઉપયોગી વાતો પોતાને સ્મરણ રહેવામાટે એક ચોપડી કરી ટૂંકામાં લખી રાખવી; વળી અનુકૂળ પડે તો ગ્રંથ લખવાને પોતાનાં બૈરાંમંડળમાં ઘરસુધરાઇસંબંધી તકરાર સાથે વિચાર કરવા. કોઇથી નાનપણમાં થોડો અભ્યાસ થયો હોય તો તેણે નાઉમેદ નહિ થતાં ધીરજ રાખી ધીમે ધીમે પણ ખંતથી તે ચલાવ્યાં કરવો. આવી રીતે કે પ્રથમ તો તેણે ઉપયોગી વિષયનું જ્ઞાન મેળવવાને મન કરવું. પછી એકજ વિષય લેવો ને પછી ડાહ્યા વિશ્વાસુ ને ભણેલા જનની સહાયતાથી ઈચ્છેલું પ્રાપ્ત કરવું. તેણે જે કંઈ જોયું સાંભળ્યું કીધું વાંચ્યું હોય તેના ઉપર વિચાર કરવાની ટેવ ને નવી વાત જાણવાની હોંસ રાખવી. દિવસમાં એક કલાક પણ એકાંતમાં ઠરીઠામ બેશી વાંચીને વિચાર કરવાની અથવા વાંચી વિચાર કરી તેની નોંધ રાખવાની ટેવ પડવાથી અને ભણેલાની સંગતિમાં નવા વિચાર તથા વાદ થતા સાંભળવાથી બુદ્ધિ વધેછે.

## ૫ ઉપસંહાર.

અભણ સ્ત્રીઓની સ્થિતિ ને ભણેલી સ્ત્રીઓની સ્થિતિ પાછળ વરણી. એઉપરથી હવે સારીપેઠે સમજાયું હશે કે તે બેમાં ભણેલીની સ્થિતિ વખાણવાજોગ છે અને સ્ત્રીઓએ કેળવણી લેવી જોઈએ તેમ આપણે પુરૂષોએ તેઓને તે આપવી જોઈએ. મિથ્યા કેટલાએક જણ કહેછે કે સ્ત્રીજાત પુરૂષ જાતથી ઊતરતે દરજ્જે છે ને તે તેની દાસી છે. મિથ્યા કેટલાએક કહેછે કે તેનામાં મોટું જ્ઞાન મેળવવાનું સામર્થ્ય નથી. મિથ્યા કેટલાએક કહેછે કે જ્યારે તેઓ શીખવામાં વખત ગાળશે ત્યારે તેઓ પોતાનો ઘરધંધો ક્યારે કરશે ને તેઓ શું મરદનો ધંધો કરશે? ને મિથ્યા કેટલાએક કહેછે કે તેઓ કેળવણી લીધાથી બગડશે–તેઓનામાં સ્વતંત્રતાનો જોસ્સો વધેથી તેઓ અમર્યાદ થશે–તેઓ નઠારી ચોપડી વાંચી બગડશે–લખાણની મારફતે સહેલથી કુકર્મ કરશે. એ શંકાના નિવેડા પાછલાં લખાણમાં કર્યા છે તોપણ વિશેષ અહિં કરૂંછું. કેળવણી તો દુર્ગુણને કહાડનારી છે; કેળવણીથી બગાડો થતો હોય તો તે પુરૂષે પણ ન લેવી જોઈએ. કોઈ કહેશે કે કેળવણીમાં દોષ નથી પણ સ્ત્રીજાતના સ્વભાવને દોષ છે કે જેથી તેનાઉપર કેળવણીની અસર થતી નથી. સ્વભાવ પણ કેળવણી ને સંગતથી ઘડાય છે, રે એટલો ઘડાયછે કે બાળપણ ને મોટપણના સ્વભાવમાં આસમાન જમીનનો ફેર પડેછે. અગર તેઓનો સ્વભાવ જન્મથીજ નઠારો છે, તોપણ તે કેળવણી તથા રૂડી

સંગતિથી સમરી શકે તેવો છે. હું તો કહુંછું કે પુરૂષના કરતાં સ્રીનું મન વધારે કોમળ છે માટે એના ઉપર ભણતરની ને નીતિની છાપ બાળપણથી પડે તો તે કદી જાય નહિ. વળી સ્રીનો સ્વભાવ જન્મથીજ નઠારો ને તે ન સુધરે તેવો હોય તો જે સ્રીઓએ પોતાનાં વિદ્યા-સદ્દગુણથી મોટાં નામ મેળવ્યાં છે તેનેવિષે શું કહેવું? હાલમાં પણ આપણે જોઇએ છીએ કે સ્રીઓ શીખી શકેછે. લખતાં આવડેથી દુરાચાર કરશે એ કહેવું પણ નિરર્થક છે. લખવું, વાંચવું એ કંઇ કેળવણી નથી પણ તેનાં સાધન છે—એથી જ્ઞાન વહેલું ને સારૂં પ્રાપ્ત થાયછે ને બીજાને આપી શકાયછે. વારૂ હું પૂછું, લખતાં નથી આવડતું તેવી સ્રીઓ શું કુકર્મ નથી કરતી? કુકર્મ કરવાં એને લખવા, વાંચવા સાથે કશોએ સંબંધ નથી. નીતિના બોધની ખામીથી અને નઠારી સંગતિથી કુકર્મ કરેછે એમ કહેવું એ ખરૂં છે. જે સ્રી નીતિની કેળવણી લેશે તે કુમાર્ગે જશેજ નહિ. લખવા, વાંચવાથી કાળાં કર્મ કરનારી સ્રી કંઇ કેળવણી પામેલી કહેવાશેજ નહિ. ને એમ કરતાં કોઈ તેવી નીકળી તો તેઉપરથી સઘળીજ નઠારી થશે એમ કહેવું એ ગેરઇનસાફ છે. કેળવણી પામેલી સ્રી પોતાના પિયુને અંતઃકરણથી ચહાશે ને હમેશ પોતાના ઉદ્યોગમાં રહેશે તેથી અને પોતાનાં કામમાં નીતિનો અંકોશ રાખશે. તેથી તેનું મન બગાડા તરફ લલચાવાનુંજ નહિ. સ્રીઓને શીખવી તેમની પાસે પુરૂષનાં કામ જરૂર જાણી કરાવવાં એમ નથી, પણ અગર જરૂર પડે અથવા અનુકૂળ હોય તો તે કરી શકે પણ એટલાનેજમાટે તેમને શીખવવું એમ નથી–તેમને શીખવવું આટલામાટે કે તેઓ જ્ઞાન મેળવે–તેઓ પોતાનો સ્રીજાતનો ધર્મ સમજે—ઘર રૂડી રીતે ચલાવે—છોકરાંને કેળવણી આપે ઈ૦ સંધું જે મેં પાછળ કહ્યું છે તેપ્રમાણે વર્ત્તે.

સ્રીકેળવણીથી થતા લાભમાં મોટો તો આ છે કે સ્રી પોતાના પુરૂષને અંતઃકરણથી ચહાય છે ને જ્યાં પ્રીત છે ત્યાં બંને પોતાને સુખ થાય તેમ પોતાની આબરૂ વધે ને પોતાના બાળકનું ભલું થાય તેમ કરવામાં હોંસથી કેમ ઉદ્યોગ નહિ કરે? કેળવણી પામેલી સ્રી, પોતાના પિયુની લાડતી પ્યારી, સાચવટથી હમેશ વળગી રહે તેવો દોસ્ત, સલાહમાં વજીર ને કામ કરવે ચાકર થઇ રહેછે. અભણ સ્રીઓ ચાકરરૂપે ઊઠી ગયેલે દિલે ને લોકલાજથી ઘર ચલાવેછે ને ભણેલી સ્રી ઊલટથી તથા પોતાની ફરજ છે એમ જાણી ચલાવેછે. એથી સાફ દેખાયછે કે ભણેલીનું ઘર વધારે સારી રીતેજ ચાલવું જોઈએ. ભણેલી સ્રી સુખમાં ગમત ને દુઃખમાં દિલાસો આપેછે. પુરૂષના ઉદ્ધત જોસ્સાને નરમ પાડનાર અને દુખિયારા પુરૂષનાં આંસુ લૂછનાર તેને પોતાની વહાલી ભણેલી સ્રી જેવું બીજું કોણ છે? સંકટમાં સગાંવહાલાં દોસ્ત આશના સૌ આઘાં ખશી જાયછે—ફક્ત સ્રીજ તેની થઇ રહેછે. હાલમાં જે થાયછે તે લોકલાજથીજ, પણ હવે જે થશે તે નિજઉમંગથી ને પોતાની ફરજ સમજીને. ભણીને મોટપણે પરણતી સ્રી પોતાના વરને આવી રીતે કહેશે કે આજથી હું તમારાં સુખદુઃખની ભાગીએણ છઉં; તમારી મરજીથી ઊલટી નહિ ચાલું; તમે મારા પ્યારા ધણી, સાચા મિત્ર ને કદરદાન રાજા છો ને હું તમારી પ્રેમમાં ગગળી ગયેલી સ્રી, અંતલગીની સાથી અને વચની વિશ્વાસુ સેવક છઉં. મારૂં તનમનધન એ સર્વ તમારૂં છે. કેળવણી પામેલું સ્રીરત્ન કદી પોતાનું તેજ ખોતું નથી–જેમ જેમ તે વપરાય છે તેમ તેમ તે વધારે પ્રકાશ આપેછે. દુનિયાનો છેડો પોતીકું ઘર ને ઘરનો છેડો પોતાની સ્રી એ કહેવું ખોટું નથી. જેમ સ્રીવિના સંસાર સૂનો છે તેમ કેળવણી રહિત સ્રીવિના સંસાર સિંહ વાઘના વાસવાળું ભયંકર રાન છે અને ભણેલી સ્રીથી સંસાર એક રમણીય બાગ છે.

કેળવણી પામેલી સ્રી સમજે છે કે મારે મારા ધણીપ્રત્યે, મારાં છોકરાંપ્રત્યે, મારાં સગાંપ્રત્યે, મારા ચાકર પ્રત્યે, મારા સ્નેહીઓપ્રત્યે આવી આવી રીતે વર્ત્તવાનું છે ને તેમ સમજી તે રૂડી રીતે વર્ત્તે છે. તે સમજેછે કે દાંત રંગાવવા, દાંતે જડ મૂકાવવી, કાપવાળી તસતસતી કાંચળી પહેરવી, લૂગડાંનો છેડો પેટનો વાટો દેખાય માટે જમણી તરફથી લગાર ઉઘાડો મૂકવો, પટિયાં પાડવાં, નીચો ચાંલ્લો કરવો, ભારે ઘરેણાં ઘાલવાં વગેરેથી સ્રી ખૂબસુરત નથી દેખાતી, પણ પોતાના ધર્મ પોતાથી બરાબર પળાય છે તેના સંતોષથી અને લોકમાં માન વધેથી સ્રી ખૂબસુરત દેખાયછે. હાલમાં જેમ છોકરીઓ નિશાળે ભણેછે અથવા ભણી રહેછે તે કંઈ કેળવણી નથી, પણ સ્રીનાં ધર્મ ને કર્મ સમજવાને તેઓએ ઘરમાં ને નિશાળમાં ને પછી પાછું ઘરમાં તૈયાર થવું તેનું નામ કેળવણી છે. વહેલું ઊઠવું, ઘરધંધો કરવો અથવા કરાવવો, નવરાસની વખતમાં સીવવા ભરવાનું, વાંચવા લખવાનું રાખવું, ઘરમાં શી શી વસ્તુ આવેછે, શા શા ભાવે ને કેટલી કેટલી ખરચાય છે એ જાણવું, ચાકરોની પાસે પોતાના દોરમાંજ અથવા સમજાવીને અથવા ધમકાવીને કામ લેતાં જાણવું, માબેન દેરાણી જેઠાણી બેનપણીના અને પોતાના વરનાં કામમાં સહાયતા આપવી,

છોકરાંઓને રૂડી રીતે ઊછેરવાં ને ભણાવવાં, ઘરમાં સફાઈ ને ગોઠવણ રાખવી, ખર્ચ નિયમસર રાખવો, વખત ટાહેલામાં ન ગાળતાં તેનો રૂડો ઉપયોગ કરતાં જાણવો, પોતાના મનની શક્તિ ને બુદ્ધિ વધારવી, વગેરે બાબતોમાં જાણીતાં થઇ રૂડી રીતે રહેવું ને ઘરને રાખવું એ સઘળાં સ્ત્રી કેળવણીનાં અંગ છે.

છેલ્લું થોહુએક ને પછી થયું. ઘર ચલાવવું, ઘરનાં માણસને સુખી કરવાં, ને છોકરાંઓ મોટપણે પોતાની વારીમાં રૂડાં માબાપ નીકળી આવે એનેસારૂ તેઓને તેયાર કરવાં એ ધર્મકર્મ સ્ત્રીઓનાં છે—પણ જ્ઞાન વિના તે શું કરી શકે? આજકાલ જોઇએ છીએ તો સ્ત્રી રસોડાંસંબંધી કામમાં ગૂંથાયલી હોયછે ને ફૂથલી કરવામાં ને કૂટડાં દેખાવામાં ને પરણમરણસંબંધી રૂઢિયોમાં સરસાઇ બતાવવામાં સ્ત્રીઓ સુખ માની લેછે ને પોતાનો અમૂલ્ય કાળ નિરર્થક ગાળેછે. આપણો ધર્મ શો છે, આપણો લક્ષ કીયા ઊંચા ઉદ્દેશપ્રત્યે થવો જોઇએ, ઊંચી જાતનું સુખ તે શું એ વિષયોવિષે સ્ત્રીઓને કંઈજ જાણ નથી;-ખરેખર તે બિચારી દયા આણવા જોગ હાલતમાં છે. એ દાસીપણાની ને દયામણી હાલતમાંથી બહાર નીકળી, ધર્મશાસ્ત્ર તથા ડોશીશાસ્ત્રમાંની કેટલીક શિક્ષાથી જે દુઃખદાયક ઝાંઝરિયાં પહેર્યાં છે તેને તોડી નાંખતી થાય, પોતાની બુદ્ધિ ખેડવાના અને નીતિ સમજવાના ઉદ્યમમાં રહી તેમાં વધારો કર્યા કરતી થાય, પોતાના સ્ત્રીજાતના હક્ક સુખને અર્થે વિચાર કરતી થાય અને પોતાનાં છોકરાં પછવાડેથી મોટાં મોટાં કામ કરે, યશ મેળવે ને સુખ ભોગવે તેનેસારૂ તેઓને કેળવતી થાય એ દહાડા જોવાની આશા રાખવી એજ ખુશ કરતું છે તો પછી તે દહાડો પ્રત્યક્ષ જોવો એ કેટલું હેતું ઠારતું નેં સુખ આપનારૂં સમજવું!

જ્યાંસૂધી સ્ત્રીઓના ઉપરથી ધિક્કાર ખસ્યો નથી, જ્યાંસૂધી જેમ આપણામાં પૂર્વે સ્ત્રીઓનાં માન હતાં ને હાલના સુધરેલા દેશોમાં છે તેમ આપણી સ્ત્રીઓ પુરૂષથી માન નહિ પામે ત્યાંસૂધી તે બિચારીઓ તથા આપણે પણ સંસારસુખના ઊંચા લહાવા લેઇ શકવાનાં નથી. જે જોડું વહાણું વાય ને ઘરકામની ભાંજઘડ કરેછે તેના કંગાલપણા સરખું બીજું શું છે? કેળવણી પામેલાં જોડાંનો ઉદ્યમ એ તેઓની ખરી દોલત છે. અગર દ્રવ્યસંબંધી સ્થિતિ તેઓની ઊતરતી હોયછે તોપણ પરસ્પર પ્રેમ ને એકેકનો ઉદ્યોગ એ તેઓનાં ખરાં સુખનાં મોટાં સાધન થાયછે. જ્યારે સ્ત્રી વિનાનું ઘર નહિ ને સ્ત્રીથી સઘળાં સુખ ત્યારે એને કેમ ન કેળવણી આપવી? જે કેળવણીથી તેના સદ્‌ગુણને પુષ્ટિ મળે ને સદાચરણ દૃઢ થાય, જે કેળવણીથી તે દેશ સુધારાનાં કામમાં આગળ પડીપડીને યશ મેળવતી થાય, ને ટૂંકામાં જે કેળવણીથી તે અહિંનાં ને તહિંનાં ઊંચી જાતનાં સુખ ભોગવે તે કેળવણી અભાગી અબળા ને સુહાગી સબળા કરે તેવો દહાડો ઈશ્વરની કૃપાથી અને આપણા પરિશ્રમ તથા ઉત્તેજનથી વહેલો વહેલો આવો—અસ્તુ.

---

# ૧૭. રોવા કૂટવાની ઘેલાઈવિષે.

## મંગલાચરણ.

ઓ પરમેશ્વર! અમો ગૂજરાતી ભાઈયોને કેટલીએક ચાલતી આવેલી જંગલી અને વહેમી ચાલ બહુ દમેછે, ને એની વેદનામાં હોઇશું ત્યાંલગી કલંકવગરનું પૂરૂં સુખ પામવાને લાયક થવાની પણ જોગવાઇ અમને મળનાર નથી. માટે અમો આંધળાને સંસારમાં દોરવાને તેં જે વિવેકબુદ્ધિ બક્ષી છે તેને રે તું દીનદયાળ વહેલી સતેજ કર; અને કુવિચારના અંધારા ઘોર કોઠારમાં તારી પ્રેરણાના અજવાળાથી સાર વસ્તુનીજ સૂઝ પાડ.

## ગ્રંથ લખવાની મતલબ.

સમજતા પુરૂષોની આંખે ધિક્કારવા લાયક દીસે એવો પણ છંદ જેઓને જે વાતનો હોયછે તેઓ તેનાજ યારી રહી તેનેજ વાજબી વસ્તુ ગણેછે. જુગારી પોતાના પાસા પૂજેછે. ચોર પોતાના ધંધામાં મગન છે. એપ્રમાણે બીજા પણ પોતાના નઠારા છંદોના ભગત હોયછે. જેવી જેને બાળપણથી ટેવ પડી હોયછે તેવો તે (પંચોપાખ્યાનમાંથી બે પોપટની વાતમાં છે તેપ્રમાણે) આગળ સંસારમાં નીકળી આવેછે.

જેવું થોડાં માણસોનેમાટે ઉપરપ્રમાણે કહ્યું તેવું કુટુંબો, નાતો, ગામો, શહેરો, પ્રાન્તો અને દેશો મધ્યે જોવામાં આવેછે. એક લોકની રીતભાતથી બીજાની ઘણીજ જુદી પડેછે. પોતપોતાની રીતિઓના (પછી યોગ્ય કે અયોગ્ય) સૌ પક્ષ કરેછે. હવે સારી નરસી કોની એ જાણવાની ઇચ્છા હોયછે તો જ્યારે અ-

કેક તરફેન સામાની ખોડ અને પોતાનું રૂપ બતાવેછે ત્યારે ઘણી વારે બન્ને બાજૂના સમજુક પુરૂષોને માલૂમ પડેછે કે આ સારી ને તે નઠારી. તેઓ એવી તકરારનો સાર ખેંચી લઈ ધીમે ધીમે પોતાની મંડળીમાંથી નઠારી ચાલ કહાડી નાંખવાને મહેનત લેછે; અને તેઓની જથ્થુ મહેનતનેલીધે નઠારી ચાલ થોડે ઘણે દહાડે પણ નીકળી જાયછે.

મુવા પછવાડેની રોવા કૂટવાની ચાલ આપણા ગૂજરાતીઓમાં છે તે કેવળ ગંધાતી છે. જેમ નરકની ગંધ ભંગીઆઓને નહિ, કાંદા, માછલાં, તાડી, દારૂ વગેરેની તેના ખાનારાઓને નહિ, તેમ રોવા કૂટવાના ચાલની ગંધ આપણને આવતી નથી. પણ બીજી કોમના લોકનાં નાક તો ફાટી જાયછે.–કેમકે એક તો તેઓને સહવાસ નહિ ને બીજું આ કે એ ગંધથી જે જે મહાભારત નુકસાન તથા દુઃખ થાયછે તેનું તેઓને જ્ઞાન છે.

આપણામાંના થોડા સમજુક લોકથી પણ તે ગંધ સંખાતી નથી, પણ જેઓને પોતાની ખોડ દેખડાવવાને સારી સોબતરૂપી તથા ચાનક આપતી એવી આરશી નથી, અને જેઓ ભણેલા નથી તેઓને તો તે ગંધનું ભાન છેકજ ન હોય તેમાં કંઈ આશ્ચર્ય સરખું નથી.

એવા અજ્ઞાની ભાંહુઓમાં સુઘડતા તથા નીતિ લાવી તેઓની હાલત સુધારવી એનાં જેવાં બીજાં પુણ્ય થોડાંકજ છે. એ સારાં કામમાં જેઓથી બને તેઓએ સારો આશરો આપવો જોઈએ. લોકના મોટા સમુદાયમાંથી તેઓનાં મનની વૃત્તિ ફેરવીને નઠારી ચાલ કહાડી નખાવવી એ કામ મુશ્કેલ છે; ઘણું મુશ્કેલ આટલામાટે છે કે તે ચાલ બહુ કાળની છે. "કુમળું ઝાડ જેમ નમાવીએ તેમ નમે; પણ તેજ મોટું થયા પછી વાળ્યું વળતું નથી." પણ એવાં મોટાં ઝાડને પાડનાર વંટોળીઓ હોયછે ખરો. તેમ વિદ્યાજ્ઞાનના પ્રસારતણા જોરાવર પવનથી કલંક ચાલ ઘસડાઇ ગયાવિના રહેશેજ નહિ.

રોવા કૂટવાની દુઃખદાયક ચાલથી ઘણાં ઘણાં નુકસાનો થાયછે. તે આપણને યોગ્ય નથી; તે નીતિ અને ધર્મથકી ઊલટી છે; શરીર તથા મનને બગાડનારી છે; વગેરે. એ સઘળાંની આપણા ભાઇઓને ઘટતી જાણ થાય તેનેસારૂ બુદ્ધિવર્ધક હિંદુસભાએ નિબંધો તૈયાર કરાવવા જાહેરખબર છપાવી છે. એઉપરથી શક્તિમાન પરોપકારી પુરૂષોના જોસ્સા બહાર પડ્યાવિના રહ્યા નહિ હોય એમ ધાર્યામાં આવેછે. તેમ હું અલ્પમતિ પણ નીચેપ્રમાણે થોડા વિચાર જાહેર કરવાની ખાયશ રાખુંછું તે ઉપર સજ્જનોએ ધ્યાન પહોંચાડવું.

મારા ભોળા દેશીઓની મરણ સમયની અને ત્યાર પછીની રોવાકૂટવાસંબંધી ચાલ કંટાળો આવે અને ચીતળી ચડે તેવી છે.

ગૂજરાત તથા કચ્છનાં મુખ્ય શહેરોમાં (શહેર ત્યાં સુધારો હોય તેથી) હાલ એ ચાલનું ઘણું બાકળું રૂપ વારે વારે જોવામાં આવતું નથી; બાકી છે તો ખરૂંજ. ગામડાંમાં એ છાકી ગયેલી ચાલ હસકે તસકે અને ડગલે ડગલે દીઠામાં આવેછે.

## મરણ સમયની પુરૂષની ધાંધલ.

પુરૂષોમાં રોવાનીજ ચાલ છે, છાતી કૂટવાની નથી. પુરૂષોની શોક કરવાની વર્તણુક જોવાથી ઘણું દિલગીર થવાનું કારણ નથી. પરંતુ તેઓની માણસના મરણ સમેની ધાંધલ જોઈને સમજતા પુરૂષોને ધિક્કાર ઉપજેછે. મરનાર જોડે અને મરણ સમયે માણસે કેવી રીત રાખવી જોઈએ તેનું તેઓને ભાન હોતું નથી તેથી જાણીતા પુરૂષો ઘણા મુઝાયછે.

માણસ મરી ગયું કે તેને કયારે ઘરમાંથી બહાર-કહાડી બાળી આવીએ એ કાળજીમાં સંધા હોયછે. મરતાં પહેલાં પણ શાસ્ત્રયુક્ત નહિ એવી કેટલીએક કલ્પિત જંગલી રીતિઓથી નિર્દય સગાં મરનારને ઘણું દુઃખ દેછે–મુવેલું માણસ કોટિ ઉપાયે જીવતું થનાર નથી તેને કહેલા સંસ્કાર લાયકી પકડીને કરવા જરૂરના છે તે ઘટતી રીતે ન કરી, ચાલો ચાલો, મુડદું ભારે થઈ જશે અને ઉચકાશે નહિ અને ડાઘુઓને ઘણીવાર ખોટી રહેવું પડશે માટે વહેલા થાઓ, વહેલા થાઓ એવા શબ્દો કહાડેછે. ચૈતન્ય હોયછે ત્યારે શ્વાસના જોરે હવા શરીરમાં લેવાયછે, તથા પાછી કઢાયછે, પણ બંધ પડ્યા પછી હવા પાછી બહાર નીકળી શક્તી નથી. હવે જ્યારે હવા ભરાયાં કરે ત્યારે શબ ભારે થાયજ. શબ ભારે થવાનું કારણ એપ્રમાણે છતાં ભૂત પિશાચસંબંધીનું છે એમ કેટલાએક વહેમી લોકો માનેછે. સઘળી હોહો મરણભોંય આગળ થાયછે; તેજ ઠેકાણે નજદીકના સંબંધીઓ પોક મૂકેછે અને તેજ ઠેકાણે બૈરાં ખુંધે શરીરે માંદાંની તરફ જઈ જઇ છાતી સાથે હાથ અફાળેછે ને પાછે પાછે પગે ચાલીને પડી જાયછે.

શરીર હાલતું બંધ થાયછે એટલે જીવ ગયો એમ મનાયછે. થોડેક ઊંચે ઠેકાણેથી પડ્યાથકી કેટલાએકને મૂર્છા આવેછે તો રીબાયલાં માંદાંને હજામત કરાવી, ટાંગાટોળી કરી, ખાળમાં પછાડી, ટાઢે પાણીએ નવ-

ડાવી, તરત લીપેલી ભોંયઉપર વગર લૂગડે સૂવાડ્યાથી તેનાં ગાત્ર શિથળ અને નાડી બંધ થાય એમાં કંઈ તાજુબ જેવું નથી; અને તેમ થાયછે એટલે તેણે દેહ છોડી એમ ગણાયછે. ઉપરપ્રમાણે અવસ્થામાં રોવા કૂટવાના ગોંગાટથી તે જીવની મૂઝવણમાં ઘણો ઉમેરો થાયછે, અને પોતાથી બોલાતું નથી ત્યારે તે અંદરથી મોટા નિસાસો મૂકેછે. આપણે સાજા છતાં મોટી બૂમથી અકળાઇએ છીએ તો માંદાંને શું ગભરામણ ન થાય? થાયજ. પણ મૂર્ખ ગૂજરાતી લોકો તેજ ઠેકાણે રોવા કૂટવાથી શોર કરી મૂકેછે. એટલામાં કેટલાએક જણ વાંસ દોરડી લેઈ આવી ચકલા આગળથી ઓ ઓ કરતા આવેછે—તેઓ તરતજ જલદી જલદી જૂલમી રાજાના સિપાઈઓની પેઠે પેલા શબને તાણીને સીકડી બાંધેછે—ને રામ બોલો! રામ બોલો! રામ બોલો! ભાઈરામ—એમ બૂમ પાડતા રાગો કહાડતા દોડતા દોડતા શબને ઊછાળતા અને તેનું માથું આમ તેમ લડાવતા વિચિત્રરૂપે મસાણમાં જઈ ઠાઠડીને અકળામણથી ભોંય સાથે અફાળેછે—મરનાર ઉપર ગૂજરાતીઓની કેવી અભ્રછના છે આ! તેઓ કેવા દુશ્મન! અને કેવા જંગલી છે! ચિતા ઉપર શબને ઝોંકી ઓ ઓ કરી આગ મૂકી તે બળી રહે ત્યાંસૂધી નિરાંતે ગપ્પાં મારેછે—ત્યાંજ કેટલીએક કાયચ વગેરેની નાતોમાં વખતે વિવાહ લગ્નની વાતો થાયછે, ને વેળાએ ખરેખર સાટાં ગરાયછે ને બીડી હુક્કા પણ પીવાયછે. કેટલેક ઠેકાણે ભાડેલાઓમાં શબ બળી રહ્યું ને સૌ નહાયા કે તરત તેઓ લાડુ ખાવા મંડી પડેછે. બાળી આવીને ઘેર આવે તે વખત ચકલા આગળથી ઓ ઓ એ એ એ થવું શરૂ થાયછે. ઘેર આવ્યા પછી પાસેનાં સગાં એકદમ સારીપેઠે રોઈ લેછે.

મરણકાળ કાંઈ ધાંધલનો નથી. તે વખત એવી મસ્તી શાને જોઈએ? મુઉં તેને બાળી આવવાના તો છોજ, ત્યારે ઘડી બે ઘડીની વધારે ધીરજ કાં ધરતા નથી? મરનાર ઉપર વેર કેમ આણોછો? સગાંને શીકડી બાંધતાં કેમ જીવ ચલાવોછો? તમે મોઢે શોક છે એમ કહોછો ને ટાંટીઆમાં તો જોર બતલાવોછો—શોક હોય ત્યાં ટાંટીઆમાં જોર ન હોય. તાબુતના દહાડામાં મુસલમાનોનું ઝુંડ દૂલો દૂલો કરેછે તેવા જંગલી તમે દેખાઓછો! રામનામ શું મનમાં લેવાતું નથી? રામનામ લોછો તે ઠીક છે, પણ તે લેવાની એવી રીત નથી—ભાર ન જણાય તેનેસારૂ વહાણના ખારવાની પેઠે મોઢેથી લવોછો! રામ! તારી ગત અકળ છે એમ જાણી કોઇ રામનામ લેતા નથી, પણ બોલવું તે બોલવું એમ સમજી ઊછાંછળી-રીતે તે શબ્દ કહાડી પ્રભુને તમે તરછોડોછો. ખારવા ગીત બોલેછે તે પણ ઠાવકી રીતે, પણ તમે તો તેના કરતાં પણ ભુંડા થાઓછો—ધિંગામસ્તી કંઈ શોકની નિશાની નથી માટે તેને છોડી દઈ ગંભીરાઈ પકડો. દક્ષણીઓ અને પારસી, અંગ્રેજ, મુગલ વગેરેની મુડદાં લેઇ જવાની રીતિ ઘણીજ તારીફ કરવા લાયક છે.

શબને બાળી આવ્યા પછીની પુરૂષની વર્તણુક ડાહી છે. તેઓ એક બીજાને મળવા આવેછે ત્યારે વિવેકની રીતિએ એક બીજાના દુઃખનાં સમાધાન કરેછે. નવ દહાડા સાદડી નાંખી બેસવાનું રાખેછે તે પણ ઘણું ઠાવકું છે. એ ડાહી ચાલ આપણા બૈરાંઓમાં જેમ બને તેમ જલદી આવવી જોઈએ. મરણ દિવસ ગયા પછી પુરૂષો રોવાનું રાખતા નથી, પણ મરનારની ક્રિયા કરવાની તથા નાતના કરો આપવાની ફીકરમાં રહેછે.

## સ્ત્રીઓની રોવા કૂટવાની રીતિ.

મરણ પ્રસંગની ગૂજરાતી બૈરાંઓની વર્તણુકથી તો તોબા! શબ ઘરમાંથી નીકળ્યું કે જાણે ધુંધવાતો જ્વાળામુખીજ ફાટ્યો હોયની તેમ તેઓ છાતી અને માથાં કૂટેછે ને રોઈને બરકા પાડવા મંડી પડેછે,—શબને ચકલા લગી વળાવી આવી ત્યાં ધબડ ધબડ છાજીઆં લેઈ છેડા વાળતાં અને કલ્પાંત કરતાં ઘર આંગણે આવેછે. એ ઠેકાણે પછી નાત તથા ગામના રિવાજપ્રમાણે રડવું કૂટવું થાયછે.

ઘોઘા ભાવનગરમાંનાં બૈરાંઓ એ વેળા જોવાલાયક રમુજ કરી મૂકેછે. રાજવણ તે એજ દેશની. એણી પાસનાં ગામો મધ્યે સઘળી નાતમાં રાજવણો ગાવાની ચાલ છે. બીજા ગૂજરાત તરફના દેશોમાં બ્રાહ્મણ વાણિયામાં એ ચાલ અસલ નહોતી, પણ હાલ દેખાદેખીથી ચાલવા માંડી છે. સોનારેણો, સૂતારેણો, કપોળેણો, ભોઇએણો અને કેટલીએક બ્રાહ્મણીઓ રાજવી ગાવે નામજાદી કહેવાયછે.

જે નાતમાં રાજવણ ગાવાની ચાલ નથી ત્યાં તો સારી પેઠે કૂટવું કૂટાવવું અને છેડા વાળવા એ હોયછે—અને રાજવણનાં જેવાં પણ ધીમાં સૂરનું "હાય હાયરે વજ્જર બાણ માર્યાં, હાય હાયરે તાકી તીર માર્યાં" એવી રીતનું જબ્બર કૂટણું ચાલેછે. તે નહાઇ આવ્યા પછી ચાલેછે તે છેક ડાઘુ આવતાંસૂધી ને વળી પછી થોડીએકવાર. ક્ષત્રીઓમાં હાયને ઠેકાણે વાય બોલેછે. "વાયરે ઊલટી ગંગા, વાયરે અવળાં ચક્કર, વાયરે નેવનાં પાણી, વાયરે ઊલટાં વળ્યાં, વાયરે રમતાં, વાયરે જમતાં, વાયરે ઘોડીઆં, વાય વાય વાય."

રાજવી-રાજવણુ ગવાયછે તેમાં આવી રીત છે કે મરનાર જુવાન હોય તો લાડડા અથવા રાજવીને ટકે બૈરાં વિલાપ કરેછે; જુવાન બૈરીને રાજવણને ટકે; ઘરડા પુરૂષને બાપજી અને ઘરડી બૈરીને માવડી અથવા માબાઇને ટકે ગાયછે. એ કૂટણામાં શો વિષય છે તે આપણા પુરૂષોના જાણ્યામાં નથી સબબ થોડીએક જાણ કરૂંછું.

"રાજવીરે ઊંચો તે બંગલો બજારમાં
રાજવીરે નીચાં તે સોનીડાનાં હાટરે.
રાજવીરે આ એવો સોનીડો તારે પરગયો
રાજવીરે સાંકળી લેઇ આ૦યો મોઘા મૂલની
રાજવીરે સાંકળી તે હોરી હોરી શું કરે."
ઈત્યાદિ ઈત્યાદિ ઈત્યાદિ.

"ઓએ લાડારે આજનો દીન ઉન્તંજરો;
ઓય, ઓય, ઓય. ઓયરે લાડા."
ઈ૦ ઈ૦ ઈ૦

"ઓએ માલીડા હાટ ઉઘાડરે,
રણક દેવડી રૂએરે વેરાગમાં;
ઓએ રૂડાં છોગલાં લાવરે,
રણક દેવડી રૂએરે વેરાગમાં;
ઓએ છોગલાં કોને કાજેરે,
રણક દેવડી રૂએરે વેરાગમાં;
ઓએ પરોણાને કાજેરે,
રણક દેવડી રૂએરે વેરાગમાં."
ઈ૦ ઈ૦ ઈ૦

એપ્રમાણે સોની અને સાંકળી, તંબોળી ને બીડલાં, રંગારો ને છાંટણાં વગેરેને ઉપરપ્રમાણે લહેકાવે છે.

ઓએરે પીતળ લોટા જળે ભર્યા રે,
જાવું જરૂર છે.
"દાતણ વેળા વહી ગઈરે,
મરવું હક્ક છે.
"ચીનાઇ પ્યાલા તેલે ભર્યારે;
જાવું જરૂર છે.
"મરદન વેળા વહી ગઇરે;
મરવું હક્ક છે."
ઈ૦ ઈ૦ ઈ૦

"હાયરે ઊંચી મેડી તે અસમાનમાંરે.
ઓય ઓય લાડા હાય હાયરે."
ઈ૦ ઈ૦ ઈ૦

"આ શી રૂડી લીંબડીઆની છાંયરે,
મરઘો બોલ્યોરે કરોધનો.
મરઘે એના દીકરા જગાડ્યારે,
ઓએ જનેતા એકવાર બોલોરે,
આજના ચાલ્યા તે કયારે આવશો,
દીકરાને છેલડો જુહારરે,
હવે નહિ આવું બીજીવારરે, આ શી૦"
ઈ૦ ઈ૦ ઈ૦

"ઓએ અભીમન રાવણ સીતા હરી ગયો,
ઓએ શીખામણ દીધી સારી રાત;
મમતા મોહના ભર્યા વહી ગયા.
ઓએ અભીમન મનોહરી મનસું
બોલાવીયાં,
ઓયરે રામની સાથે માંડ્યાં જુધ
મમતા૦"
ઈ૦ ઈ૦ ઈ૦

"સોનીડાને હાટેરે,
શુંરે વળુંધ્યા કાળજીઆ લાડડા;
ડોશીડાને હાટેરે,
શુંરે વળુંધ્યા મણીગર લાડડા
સરબંધો હોર્યા પણ હોરીએ
ન જાણ્યું આશાભર લાડડા."
ઈ૦ ઈ૦ ઈ૦

"અરે અભીમન ચડયો રે શકાર
ઓતરા રાણી આણાં મોકલ્યાં.
અરે અભીમન ડોશીડાને હાટ,
સરબંધો વસાવે મોઘા મૂલમાં.
અરે વસાએવાં વાર કવાર,
જેવાં પહેર્યાં તેવાં ઉતર્યાં;
અરે રાણી રૂવે રંગ મોહલ,
દાસી રૂએ દરબારમાં.
અરે ઘરમાં રોશે ઘરની નાર,
પોપટ રોશે પાંજરે;
અરે ઘોડા રૂએ ઘોડારમાં,
હાથી રૂએ હલકારમાં;
અરે વનમાં રોશે લીલાં ઝાડ,
છોરૂ રૂએ ઘરઆંગણે;
અરે ચોરે રૂએ ચારણ ભાટ,
હાટે રોશે હાટ વાણીઆ."
ઈ૦ ઈ૦ ઈ૦

"બાપજી છાંડલો મૂકીને
ધૂપમાં કેમ ટળ્યારે બાપજી,
ગુલાબોના કુપા ઢળી પડ્યા,

એલાએચીની ખુશબો ઉડી ગઇ રે,
ગોકુળ મેલીને મથુરાં ગયા."
ઈ૦ ઈ૦ ઈ૦
" પાછલી રાતના પરોઢીઆંરે રૂડાં માબાઇ.
સૂરજ ઉગ્યોને રથ જોડીઓરે
દીકરાએ આવી રથ રોકીઓરે
અમને ભલામણ દેતા જઓરે
રામજીના રથ પાછા નહિ વળે."

હવે એ ગીતોમાં ભલીવાર શી છે તે સૌના જાણ્યામાં હશે. મરણ અને મરનાર જોડે એવાં ગીતનો કંઈ ખરેખરો જરૂરનો સંબંધ દેખાતો નથી. પરાક્રમી અને સુખવાસી પુરૂષોનું તથા ભોગની વસ્તુઓનું દાખલા દાખલ ફોકટ સંભારણું થાયછે. સમર્થ લાયક રાજા મરી જાયછે તે વેળા સૌને શોક થાયછે. ને તે શોક કોઈ કવિએ અભિમન્યુના રાજીઆમાં બરાબર ચીતર્યો છે. જે દિવસોમાં પ્રથમ રાજીઆ ગાવાનો ચાલ નીકળેલો તે દિવસોમાં એ ગાવાનું કારણ દિલાસા લેવાનેમાટે હશે. આવી રીતે કે મોટા મોટા પુરૂષો મરી ગયા છે તો આપણે શા હિસાબમાં? પણ એ કારણ તો કોઈ હમણા સમજતું નથી. રાજવણ ગવાઈ કે બૈરાંના મનમાં એમજ આવેછે કે આવું આવું સુખ મરનારે અને આપણે નજ ભોગવ્યું જો? એ ઓછું આવવું એટલે એ દિલગીરી, એ ગીતોની ધાટી સૂર અને ઢાળ, અસર કરતી રીતે બૈરાંને શોકમાં નાખેછે.

એ રાજવી ગાતાં ગાતાં અને કૂટતાં કૂટતાં બૈરાંઓ ઉપરાઉપરી પછાડીઓ ખાયછે—છાયલનો ઉપલો છેડો કહાડી નાંખી કમ્મરે લપેટી હાથના હસવા જેવા ચાળા કરેછે ને છુટી લટ રાખી આરડેછે તેથી ડાકેણ અને ભીખારણોના જેવી તે દેખાયછે.

ઘર આંગણે બૈરીઓ બરાબર ગોળાકૃતિમાં ઉભી રહેછે, તે ગોળના મધ્યમાં ૪ બૈરીઓ આવેછે; તેમાં બબ્બે સામસામી થાયછે અને એઓ સાલ્લાના છેડા સૂરમાં સટ દઇને માથેથી કહાડી કમ્મરે બાંધેછે. તેઓ પોતાના હાથ અજબ રીતે ઊંચા કરી રાજવણ ગીતના તાલસર છાતીમાં અફાળેછે. બીજી બાયડીઓ ઘણા હાથ ઊંચા કરતીઓ નથી પણ ગીતના ટેકો પૂર્યાં કરેછે. થોડીવાર પછી પેલી વચમાંની ચાર જાયછે ને બીજી આવેછે. એવામાં થાકી ગયાથી અથવા શૂર ચઢયાથી અથવા મૂર્ચ્છા આવેથી અથવા ઘણો શોક છે એમ દેખડાવવાના વિચારથી કોઈ એકાએક ઝટ લેઇને પછાડી ખાયછે. તેને ઊંચકી લેવાને સઘળી બૈરીઓ દોડી આવેછે. તેમ પેલી વધારે બકોરા પાડેછે. એ રીતે સડકના રસ્તામાં નાગાં ઊભાં રહેવું, હાથના ને શરીરના ચાળા કરવા એ મર્યાદાથી ઘણું બહાર છે. વેશ્યા નાચેછે, ગાયછે તે પણ મંગળ કારજે ઘરમાં, અને મરજાદા તથા માનસર; પણ આપણી બાયડીઓ તો વેશ્યા કરતાં પણ જાદે નફ્ફટ જાણવી. હજારો લોક દેખે ત્યાં ઉઘાડે શરીરે જંગલી ચાળા કરવા એ તેઓને કેવું હલકું અને આપણે કેટલું શરમાવાનું છે? એ ડાકેણો થાકે છે ત્યારે બેસેછે અને એવામાં કોઈ નવાં બૈરાં આભડવા આવ્યાં તો તેઓને માન આપવાસારૂ ને દુઃખીયારાં છીએ એમ જણાવવાસારૂ સર્વે પાછાં ઊભાં થાયછે. તે નવી આવેલી બૈરીઓ ઊછળી ઊછળીને બોલેછે. તે વખત તો યૂરોપખંડના દેશોમાં પોલકાનો નાચ થાયછે તેના સરખું જણાયછે. વાહરે તેઓનાં કૂદવાં અને કૂટવાં! ધિક્ક છે તેઓને! આપણી બાયડીઓ દેખાય છે તો નાજુક પણ કૂટતી વેળા એટલું જોર કોણજાણે કયાંથી આણેછે!

મુંબઈ સરખાં મોટાં શહેરમાં સડકના રસ્તા ઉપર જ્યારે રાજવી ગવાય છે ત્યારે તે વેળાનો ફોટોગ્રાફ લેઈ યૂરોપના દેશોમાં મોકલ્યો હોય તો ત્યાંના લોકોને તે જોઇને કણકણા આવ્યા વિના રહેજ નહિ. જ્યારે જાણે, કે એઓ ગૂજરાતી વાણિયા, બ્રાહ્મણનાં બૈરાંના ચિતાર છે ત્યારે તેઓને આપણાવિષે કેવો વિચાર આવે તે સૌની જાણમાંજ છે. બૈરાંના ટોળાંની આસપાસ પારકા લોકોની મેદની ભરાય છે ને એઓ નિરાંતે બૈરાંના ઉઘાડાં શરીર તથા ચાળા જોયછે. અજબ જેવું છે કે જે બૈરીઓ લૂગડાંને માથાથકી સવાહાથ બહાર તાણી ઘૂમટો કહાડેછે તેઓ એ પ્રસંગે ઘણીજ નિર્લજ બનેછે.

કચ્છ તરફનાં બૈરાઓમાં ઊભાં રહીને કૂટવાની ચાલ નથી. એ તો ઘરમાં એક જુદા ઓરડામાં બેશી છાયલનો ઉપલો છેડો કમ્મરે બાંધી છાતી ને જાંઘ કૂટેછે. એ બૈરાનું રોવું જુદીજ તરેહનું છે. ઘરમાં સંકડાસ હોય તો ઘરને આંગણે ભાતનાં છાલાં પથરાવી તે ઉપર બેશી ઘૂમટો તાણીને રોયછે. અગર કદાપિ કારીનું મરણ થયું હોયછે તો કોઈ લેંગી—મુસલમાનીને પૈસા આપવા કબૂલ કરી તેડાવેછે, ને એ કૂટેછે અને રોયછે તેમ સઘળી ભાટીએણો અને છાપરીએણો કરેછે.

ઘરડું મરણ હોયછે તો ખડખડાટ હસવું અને લોકલાજનું કૂટણું ચાલેછે. વેળાએ છોકરાનું મરણ થયું હોય ને તેનાથી અથવા તેનાં માબાપ બેન વગેરેથી તેની વહુને સુખ ન મળ્યું હોય તો તે વહુની તરફનાં બૈરાં આભડવા આવ્યાં હોયછે તે વહેવાણનાં ભુંડાં

બોલેછે. પછી સામસામાં મેણાં ચાલેછે. ઘરની લડાઈ લોકને જણાયછે. કૂટવામાં સામસામા વેરના બોલ કહડાયછે અને કંકાસ થઈ પડેછે. દેશીઓ ! જોતા જાઓ એ શોક કરવાની રીતને ! બળ્યાં તે બૈરાંના શોક કરવા જવાં. લોકો શત્રુ સગાંને તેના મંદવાડમાં જોવા જતાં લાજેછે, પણ તેને મરણે જલદીથી તેને ઘેર આભડવા જાયછે. એ વાત કેટલી ઊલટી ? દુશ્મનને મરવો ઇચ્છવો તે મૂઓ કે તેને ઘેર કૂટવા જઈ લોકને શોક બતાવવો ને વળી પાછું ત્યાં તેનું ભુંડું બોલવું ને પીટચો મૂઓ તો સારૂં એમ અંદરખાનેથી જણાવવું ! એ તે શું ? ઝેરી જનાવર સારાં પણ વેરી સગાં ખોટાં. બૈરીઓ વિવેકથી રહેવાને ને વર્ત્તવાને લગારે પણ મન નથી કરતી.

જ્યારે મધરાતે અથવા પાછલી રાતે કોઈ મરણ પામેછે ત્યારે તે વખત જે આક્રંદ થાયછે તે આડોશી-પાડોશી વગેરે મોહોલ્લાના લોકને તીરના જેવું હૈયામાં ભોકાય છે; સૂતેલાં માણસો ઝબકી ઊઠેછે, બાળક ચીસ પાડી ઊઠેછે અને અધઓકનો આજાર ચાલતો હોયછે તો પેલી રોવા કૂટવાની ચીસથી કેટલાએક લોકને ભયંકર આજારની બીક સાંભરી આવેછે ને એ બેભકમાં કેટલાએક મરી પણ જાયછે.

કેટલાંએક રોતાં બૈરાંઓની પછવાડે છોકરાં રોતાં ટળવળેછે. કેટલીએક બૈરીઓએ જીવતાં ધણીને સુખ નહિ આપ્યું હોય પણ તેનાં મોત પછી તેઓ લોકમાં શોક જણાવવાને "ઓ મારાં ભાયગજીરે" એવી પોક મૂકેછે.

સૂવાવડી મરી જાય તો તેને પીયળ કરી ચોટલો છૂટો રાખી તેનું રૂપ વધારે ભયંકર કરેછે. સૂવાવડીની તો અસદ્‌ગતિ થાયછે, તે તો વનવાગોળ અવતરેછે, તે તો ચૂડેલ થાયછે, એવા એવા ખોટા ખોટા વહેમી વિચાર બૈરાંઓનાં મનમાં રમી રહેલાજ હોયછે. એ વાતના વહેમથી અને ધાસ્તીથી કેટલીએક સૂવાવડીઓએ પોતાના પ્રાણ ખોયા છે અને કેટલીએક ગાંડી બની ગયેલી છે. બાળક સ્ત્રીઓના મરવાથી અને છોકરાં ન થયેલાં એવીઓના મરવાથી પણ તેઓ ભૂતયોનિમાં અવતરેછે એવું કહેવાયછે.

હોળી દીવાળી વગેરે તહેવારને ટાણે બૈરાં મુએલાંને વિશેષે કરીને રોયછે એ પણ કલ્પના જુદીજ છે. આડે દહાડે સારૂં સારૂં ખવાય, સારાં લૂગડાં પહેરાય અને ટાણે ન પહેરાય ! પુરૂષો વેપારવણજ કરે, પૈસો અને સુખ મેળવવાની કાળજીમાં રહે, નાચરંગ કરાવે, ગાડીઘોડે બેસે, ઉજાણી જાય અને વળી શોકમાં છીએ એવું તે મોઢું રાખેછે ! શોક ને શોખ એક બીજાથી કેવા ઊલટા છે ! શોકને ઠેકાણે શોખ કરવો એ માઠું, શોખ કરી શોક બતાવવો એ જૂઠાણું, અને શોક શોખ ભેગાં રાખવાં એ મોટી મૂર્ખાઈ છે.

સૂરતના નાગરની તથા બીજી કેટલીએક નાતમાં ( ડાહી રીતે ) રોવા કૂટવાને નવ દહાડામાંજ સમાપ્ત કરેછે. કચ્છમાં તેરમે દિવસે સમાપ્ત થાયછે, પણ ગૂજરાતમાં બાર દિવસસૂધી તો સાંજસવાર સધાયછે, પછી કેટલીએક નાતમાં વર્ષ દહાડાસૂધી સાંજેજ મહોડાં વળાયછે ને કેટલીએક નાતમાં રોજ સાંજ ને સવાર પોક મૂકાયછે. કેટલીએક નાતમાં માસીસા વરશીએ પણ બ્રાહ્મણ જમી ઊઠચા કે બૈરાંઓમાં, ધી, ધી, ધીપ, ધીપ, ધબડ ધબડ સારી પેઠે થાયછે.

ચિતા છંટાયા પછી તો લગાર રોવું નહિ, રોવાથી ઘણુંજ પાપ લાગેછે તો રોજ અને જે દહાડાની જે ક્રિયાથી મરનારની સારી ગતિ થવાની તે દહાડે એક પાસથી તેનું શ્રાદ્ધ કરવું ને બીજી પાસથી તેને આંસુ લીંટથી અપવિત્ર કરવું અને એ ઝેર ભોજન તેને કરાવવું એ દુષ્ટ મા, દુષ્ટ બેન, દુષ્ટ દીકરી અને દુષ્ટ સગાંનો ત્રાસદાયક જૂલમ છે.

મરનારના વિજોગે રહેલાં સગાં કાણો માંડેછે ને કાણે જાયછે. પુરૂષને માત્ર આ ઓ એ એ કરવું, પણ બૈરાંને કૂટવા પીટવાથી મરવા જેવું થાયછે. વર્ષમાં મરનારને ઘેર ઘણીએક કાણ આવેછે તેથી તે મરનારના વાલીઓ શરીરે અને પૈસે હેરાન થાયછે. મરનારનાં સગાં પૈસાદાર હોયછે તો ત્રણ ચાર ઠેકાણે કાણ મંડાયછે. સારૂં સારૂં ભાથું કરીને રસ્તે ખાતાં ને ગમતના તડાકા મારતાં કાણીઆઓ મરનારને ઘેર જાયછે ને ત્યાં રોવા કૂટવાનું કરી પાછાં મોજ મારતાં ઘેર આવેછે. જેમ જાત્રાના સંઘમાં મુખ્ય સંઘવી કેટલીએક રીતે બીજાઓની બરદાસ્ત લેછે તેમ મુખ્ય કાણીઆ પોતાના સાથને તેઓનો ગાડીભાડાંનો ખર્ચ પોતે આપી ફાયદો કરેછે. હવે જુઓ કે તે સાથીઓને ખરૂં દુઃખ લાગતું હોય તો બીજાનો ખર્ચ શાસારૂ લે ? પણ કાણે જવું તે તેઓને મનનેવિષે વિવાહમાં જવા સરખું છે. કાણે જવાનું કારણ કંઈ સમજાતું નથી. દિલાસો દેવો તે તો કાગળની મારફતે થઈ શકેછે. એવું કંઈ જરૂરનું નથી કે કાણે જવુંજ જોઇએ.

નાગર બ્રાહ્મણોમાં પુરૂષો ઘણો શોક પાળતા નથી, ચૌદમે દહાડેથી બહાર જમવા નીકળેછે. ઘણીખરી નાતમાં બે ત્રણ મહિનાસૂધી જમવા નીકળતા નથી, પણ કેટલીએક નાતના પુરૂષોએ બબ્બે વર્ષસૂધી

શોક પાળવાની ચાલ રાખી છે. વડોદરૂં, અમદાવાદ, ખંભાત વગેરે જગાનાં બૈરાંઓ, વર્ષ દહાડામાં છ મહિનાસૂધી તો રાતે એકવાર સાતુ અથવા કાચું કોરૂં ખાઇને પડી રહેછે ને છ મહિના પછી એકવાર જમવાનું રાખેછે. ત્રણ મહિના, છ મહિના, વર્ષ, બે વર્ષ, જન્મારો એપ્રમાણે બૈરાંઓને ખાણું (શોક) હોયછે. કેટલાંક બૈરાં ખાણું પાળીએ છીએ એમ કહેતાં જઇ છાનું છાનું મિષ્ટાન્ન સપાટેછે.

બાળપણમાં રાંડે તેને વર્ષ બે વર્ષસૂધી ખૂણો પાળવો પડેછે. તે બિચારી ખૂણામાં જીવતી મુઇરે એમ રોઇ રોઈ નીસાસા મૂકેછે.

રજવાડામાં કોઇ મોટો પુરૂષ મૂઓ હોયછે તો ગામના સઘળા પુરૂષો મૂછ મૂડાવેછે તથા સપેત પાઘડી બાંધેછે. કેટલાએક (છિછલ્લા) કપોળીઆ બીજાને સેવ મમરા ગાંઠીઆ ખવડાવી સૂતકી કરેછે. કેટલાએક બ્રાહ્મણ વાણિયા ચોથીઆં, દશા, અગિયારમાં જમવા જાયછે. કેટલાએક કરજ કરી તે દિવસે નાતને નોતરેછે અને ગોરના દિવસમાં છોકરીઓને કૂટતાં શીખવેછે.

જગાની સંકોચનેલીધે સઘળી વાત સવિસ્તર લખાઈ નથી, પણ ભાત બફાયાની પરીક્ષા એક ચોખો ચાંપી જોએ થાયછે તેમ આટલા વર્ણનથી સાંભળનારાઓની ખાતરી થઇ હશે કે ગૂજરાત તે ખરેખરી ગાંડીજ છે. ઉપર કહ્યાપ્રમાણે ગૂજરાતીઓમાં ધિક્કારવા જોગ રડવા કૂટવાની અને અતિ શોક કરેવાની ચાલ છે. વિદ્યાજ્ઞાન મેળવવા ઉપરથી મન ઊઠીને આ જંગલી વાત ઉપર બેઠું છે! જેટલું બૈરાંઓનું ધ્યાન રોવા કૂટવા ઉપર છે તેનો સોમો ભાગ ભણવા ગણવા ઉપર હોય તોપણ તેઓ ડાહ્યાં, જ્ઞાની, અને સુખી થાય. હમણા તેઓ દુઃખી છે તેથી આપણે પુરૂષ દુઃખી છીએ અને તેથી આપણો દેશ સુધારામાં બહુજ પછાત છે. હું દિલગીર છું કે મારે આપણી અંદરની વાત બહારના લોકની આગળ કહેવી પડી છે, પણ એમ કીધાવિના ગંડુ ભાઈઓ ઠેકાણે આવે તેવા નથી એમ સમજીને મેં આટલું લખ્યું છે.

## એ ચાલની ઉત્પત્તિ.

"આવ્યું સમાય પણ ગયું ન સમાય" એ કહેવત ખરેખરી છે. મરણ થવાથી મરનારનો અને પછવાડે રહેનારનો મોટો વિજોગ થાયછે. મરનારનું અને મરનાર ઉપરનું ભેળું હેત તે વેળા તેનાં સગાંને સાંભરી આવેછે. તેઓને પોતાના સ્વાર્થમાં ખલેલ પડ્યાથી મરનાર ઘણું સાંભરેછે. તેઓને તેના તથા પોતાનાસંબંધી નાનાપ્રકારના ચિંતાતુર વિચારો ઉપજેછે તેથી કરીને સ્વાભાવિક શોક પેદા થઈ તેઓ રૂદનથી કલ્પાંત કરેછે. ઘણી અકળામણનેલીધે તેઓ પોતાનાં શરીરને વશ રાખી શકતા નથી, વેળાએ આપો આપ હાથ ઊછળેછે.

મૂઆંનો ઘણો શોક કરવો મિથ્યા છે એમ સમજી પુરૂષોએ તો ઘણું રોવું બંધ રાખી જે પ્રકારે મરનારનું અને પોતાનું ભલું થાય એવી રીતે વર્ત્તવા માંડ્યું. પુરૂષને ઈશ્વરે બહારના અને અઘરાં કામ કરવાસારૂ નિર્માણ કીધો છે માટે તેને ઘણીઘણી તરેહના ભય તથા શોકને પ્રસંગે દુઃખ ખમવાં પડેછે તેથી તેની છાતી વધારે કઠણ હોયછે. પણ બૈરાં ઘરનાં અને નાજુક કામ કરવાનેમાટે સર્જ્યાં છે—જે દુઃખનો ભાર પુરૂષને ઘણો થોડો લાગેછે તે ભાર વહેવો અબળા જાતિને બહુ સખ્ત પડેછે.

પુરાણો તથા ગાથાઓથી સાફ માલૂમ પડેછે કે પ્રાચીનકાળમાં હમણાના જેવી હસવા જેવી ચાલ નહોતી.—બૈરાંઓ પોતાના વહાલાનાં મરણ સમયે ઘરમાંજ રૂદન કરતાં ને વધારે અકળામણ થતી તો કોઇક વખત માથું છાતી કૂટતાં; પણ થોડીવારમાં આડોશીપાડોશી નાત વગેરેનાં બૈરાં તેની પાસે એકઠાં થઈ તેને દિલાસો આપતાં—તેઓ થયેલા દાખલાઓથી એક બીજાનાં દુઃખની વાતો કરીને આક્રંદ કરતી સ્ત્રીઓને ધીરજ આપતાં. હમણાની પેઠે તેઓમાં ભારે કૂટણાથી શોકને મહલાવાની ચાલ નહોતી.

સગાં નાતીલાં ભાયડાબાયડીઓનું એકઠું થવાનું કારણ આજ કે દુખીઆરાંઓને રોતાં રાખી તેઓને દિલાસા અને હિમ્મત આપવાં તથા મુએલાને અવલમજલે પહોંચાડવું. એ કારણ તથા અસલની ડાહી રીત એ બેને ભૂલી જઇ હાલનાં બૈરાં નિર્દયપણે જેમ દાઝ્યા ઉપર ડહામ તેમ બળતા પેટમાં દિલગીરીના જોસ્સારૂપી ઘી હોમ્યાં કરેછે.

સઘળી વર્ણના હિંદુઓમાં એવી રીતે શોક કરવાની રીત નથી. દક્ષિણ તથા મારવાડ ગૂજરાતની પડોસમાં છતાં ત્યાં એવી ચાલ નથી.

આપણાં બૈરાંઓએ એકઠાં થઇ સૌએ રોવું અને કૂટવું એ ચાલ ક્યારથી અને ક્યાંથી આવી તે કંઈ ખાતરજમાથી કહી શકાતું નથી. પણ એવું અનુમાન થાયછે કે મુસલમાનનો ચેપ લાગ્યો હશે. હિંદુસ્તાનના જે ભાગમાં મુસલમાનોએ જાથુ પડાવ રાખ્યો ને જ્યાંના લોક મૂર્ખ હતા તે ઠેકાણે એ ચાલ પ્રથમ નીકળી. જે કોમનું રાજ્ય તે કોમની રીતભાત ઘણું કરી

રૈયતમાં આવેજ. હજી પણ ઘણાખરા આપણા સરકારી દરબારી ગૂજરાતીઓ ફારસી જામાં અને મુગલાઈ રિવાજ પસંદ કરેછે. મુસલમાનના રાજ્યમાં કોઇ હિંદુ પ્રધાનને ત્યાં કોઇનાં મરણ સમય તેનાં ઘરનાં બૈરાંઓએ તથા બીજા ઘણાઓએ (પ્રધાનનું ઘર માટે) મોટા ઠાઠથી કોઇ મુસલમાનીની પાસે શોકનાં ગીતો ગવડાવીને કૂટ્યું હશે અથવા પોતે સૌએ એકઠાં મળીને તેમ કીધું હશે. મોટા આદમીને ઘેર સ્વાભાવિક શોક મોટા ડોળથી દેખાડવો પડેછે. એ હું કહુંછું તેને કચ્છમાં ચાલતી રીત પુષ્ટિ આપેછે. એ પશ્ચિમના લોકે ઘણા સુધરેલા પુરૂષોનાં મોઢાં દીઠાં નથી ને તેઓ સઘળી વાતે પછાત છે; અને જ્યારે કોઇની સંગતથી તેઓને પોતાનો રિવાજ બદલવાને બન્યું નથી ત્યારે તે રિવાજ ત્યાં પહેલ વહેલો ચાલેલો જાણવો.

દહાડે દહાડે એ ચાલ ઠામ ઠામ પસરી વળી અને ગામની તથા લોકની રીતભાતપ્રમાણે તેમાં ફેરફાર થતો ગયો. આપણા સોબતીની સારી ચાલ આપણામાં આવતાં વાર લાગેછે, પણ નઠારી સહજ આવેછે.

ગમે ત્યાંથી એ ચાલ આવી હોય, પણ આટલું તો ખરૂંજ છે કે જ્યારે આપણામાં એ ચાલ પૂર્વે નહિ ત્યારે બીજાની દેખાદેખીથી આવી છે. એ ચાલ નુકસાન કર્ત્તી છે તે ઉપરથી માલૂમ પડેછે કે એ અણસમજુ લોકની પાસથી આવેલી છે.

હમણાં કૂટણું અને કૂટણાની રીત એ તો જરૂરનાં થઇ પડ્યાં છે. પરાણે પણ કૂટવું. રોવું પછી પણ કૂટવું પહેલું. હાલની બાયડીઓ, સ્વાભાવિક આક્રંદ થાય તે શોક થવાની નિશાની નહિ પણ જેમ કૂટણું ઊંચા હાથનું ગાજે તેમ શોક વધારે એમ સમજે છે. કૂટતી વેળા હાલની બાયડીઓને આ વિચાર આવેછે જે આપણાથી બરાબર કૂટાતું હશે કે નહિ, આપણને કોઇ મૂર્ખ તો નહિ કહે, આપણે દુખીઆરાં છીએ એમ લોક જાણશે ખરા વગેરે. એ ઉપરથી જોતાં ખુલ્લું જણાયછે કે હાલનું કૂટણું લોકને દેખાડવાનું માત્ર છે.

બીજાં જે આભડવા આવેછે તે સઘળાંઓને કંઇ રોવું આવતું નથી માટે તે ઠેકાણે પોતાનાં મરી ગયેલાંને સંભારેછે ને એ રીતે ન લાવવાની એવી નેહેશ દિલગીરીના આવેશમાં મરનારનાં સગાંને બતાવેછે કે તમારે માટે અમે દિલગીર છીએ. કેટલું જૂઠાણું આ! અરે કેટલીએક બાયડીઓ તો એવી ઉસ્તાદ હોયછે કે એક આંખમાંથી આંસુની ધાર ચલાવેછે ને બીજી આંખમાં ઇશક ઝરાવેછે.

## એ ચાલ જરૂરની નથી; માઠી અને ખોટી છે.

જે વાત જરૂરની હોય તે સઘળે જોવામાં આવવી જોઇએ. એ ચાલ ઉપર લખ્યાપ્રમાણે આ દેશમાં સઘળે જોવામાં આવતી નથી. બીજા દેશમાં શોક કરવાની રીતિ આપણા જેવી ગાંડી નથી. હિંમત ધરીને કહુંછું કે આપણા જેવી રીતિ આખી પૃથ્વીમાં કોઈ ઠેકાણે નથી. કેટલાક કહેછે કે રડવા કૂટવાની ચાલ આપણાં બૈરાંઓમાંથી કદી જનાર નહિ, પણ સુવિચારથી શું નહિ થાય? શોક કરવાની બીજી ડાહી રીતો ઘણી છે માટે એ ચાલ જરૂરની નથી. એ ચાલ માઠી આટલા માટે છે કે એથી ઘણાં ઘણાં નુકસાન થાયછે ને ખોટી આટલા માટે કે મનુષ્યમાત્રની વિવેકબુદ્ધિને તથા શાસ્ત્રોને તથા ઈશ્વરના નિયમોને અનુસરતી નથી.

## બાયડીનાં શરીરને નુકસાન.

ઈશ્વરે આપણી તંદુરસ્તીસારૂ અદ્ભુત નિયમો કરી મૂક્યા છે. પ્રકૃતિપ્રમાણે ખોરાક માફક આવેછે. હદથી બહાર ગયા કે રોગ ઘર ઘાલેછે. ખોરાકના સત્વાંશ માત્ર શરીરની પુષ્ટિ કરેછે; બાકીના અપકાર કરતા અંશો શરીરનાં ઇંદ્રિયોરૂપી દ્વારે બહાર નીકળી જાયછે. એવી રીતે ક્રિયા બંધ પડે તો આપણે જીવીએ નહિ. જેટલો વિકાર પોતાની મેળે બહાર નીકળી શકેછે તેના કરતાં વધારે તેને તાણી કહાડવાથી શરીરમાં ક્ષીણતા આવ્યાવિના રહેતી નથી.

દિલગીરીરૂપી અગ્નિનું બળતું કરીએ તેથી લોહી બળી જાયછે, આંસુ લીંટવિરૂપે બહાર નીકળેછે અને શરીરની નીકો જે બંધારણસર રહી હોયછે તે ઢીલી પડેછે એટલે શરીરની મજબૂતી પાછી જામવી મુશ્કેલ થાયછે.

## વૈદ્યકશાસ્ત્ર નીચેપ્રમાણે હકીકત બતાવેછે તથા શિક્ષા આપેછે.

કાન તથા આંખ એ બેની વચમાંના ભાગની અંદર (લમણામાં) બે કુક્કા હોયછે ને તેમાં લોહીમાંનો પાણીનો ભાગ તથા કેટલાક ખાર જુદા પડેછે. એ ખારૂં પાણી આંખ વાટે નીકળેછે તેને આંસુ કહીએ છીએ. ભય, ક્રોધ, પ્રેમ, શૌર્ય અને શોક વગેરેથી આપણાં શરીરમાં લોહીને ફરવાની ગતિમાં ઘણો ફેરફાર થાયછે. એ લોહી જ્યારે એકાએક ઊકળી જાયછે ને વધારે દોટ કરેછે ત્યારે પેલા કુક્કાઓમાં ઘણું પાણી જુદું પડેછે ને તેથી ઘણાં આંસુ આવેછે. જે લોહી અંગને પુષ્ટિકર્ત્તા છે તે ફોકટ પાણી થઇને આંસુરૂપે નીકળી જાયછે. વારૂ; આંખને ધોવા તથા સાફ રાખવાને જેટલું પાણી જરૂરતું છે તેના કરતાં વધારે પાણીમાં ડોળાને વધારે

ઢૂબાવી રાખ્યાથી આંખને ઘણું નુકસાન થાયછે. આંખની તેજ ઘટેછે–તે આંધળી, કાણી, બાડી કે ફુલાંવાળી થાયછે.

ફૂટવાથી ગેરફાયદા બહુજ છે. બહારથી તો છાતીએ તથા જાંઘે રાતાંચોળ પછી લીલાંછમ અને પછી કાળાંબહ્લક ચામઠાં અને હાથમાં આંટણો પડેલાં દેખાયછે. પછાડીઓની ધીંગામસ્તીથી બાયડીઓ અફળાય છે, ફૂટાયછે અને સોરાયછે–તેઓને લોહી નીકળેછે એટલુંજ નહિ, પણ મૂત્રાશયમાં બગાડ થઇ પેશાબ બંધ થાયછે ને તેથી જીવ પણ જાયછે.

છાતીને ફૂટવાથી તે ઠેકાણે તથા તેની પાસેની જગાએ લોહીના વહેવાની ગતિ બંધ થાયછે. નસો ચકદાઈ જાયછે–માત્ર છેક ઝીણી નસોમાંથી લોહી માર્ગ કરેછે ને તે ઠેકાણાનું અસલનું તમામ લોહી ખરાબ થઇ જઈ પાછું શરીરમાં પસરેછે તેથી ગોડગુમડાં સોજા રસવિકાર વગેરે થાયછે. તે ઠેકાણે લોહીનું આવવું બંધ થયું કે થાનમાં તરત રોગ પેસેછે. ઘણાંખરાં જનાવરોમાં થાનના હવાડા ભર્યાને ભર્યા રહેછે, પણ મનુષ્ય સ્ત્રીઓનાં થાનમાં તેમ નથી હોતું.

છોકરૂં થાને વળગ્યું હોયછે ને જેમ જેમ ધાવવે હોંસ બતાવેછે તેમ તેમ થાનમાં લોહીનું દૂધ થતું જાયછે. બૈરીઓને ઊમળકાના વિચાર પેદા થાયછે તેનીજ સાથે થાનમાં દૂધ પેદા થાયછે. એ દૂધ બગડવાથી છોકરાં તરત મરી જાયછે.

ગર્ભવાળી સ્ત્રીઓ ઉપર બહારથી ઘણી જાતની અસર થાયછે. ગર્ભ રહેતી વખત અને પછી, સ્ત્રી જેસંબંધી ઘણો વિચાર કરે તે સરખું તે ઘણુંકરીને છોકરૂં જણે એ બાબતના દાખલા ડાક્તરી ગ્રંથોમાં જોવામાં આવેછે. તેઓ જો બાડાને નિહાળે તો બાડો છોકરો જણે ને લંગડાને લક્ષ દઇને જોય તો લંગડો જણે. એ સ્ત્રીઓને અને ધાવતાં છોકરાંવાળી સ્ત્રીઓને, એભક તથા રોવા ફૂટવા વગેરે શોકની ફાળ ખાધાથી અને બીજા જોસ્સાઓથી ઘણી હાનિ થાયછે–ગર્ભવંતીને અધૂરે જાયછે ને ધાવતાં છોકરાંવાળી બૈરીઓ છોકરાંને થાને વળગાડે છે કે તેઓને કંપારીના આજાર થાયછે ને વેળાએ તેઓ મરી જાયછે.

એવા દાખલા ઘણા બનેલા છે તેમાંનો એક, એક દોસ્ત ડાકટરની પાસેથી મને મળેલો છે તે અંહિ જણાવું છઉં. એક સૂતાર અને એક સિપાઇ માંહોમાંહે મારામારી કરતા હતા તેવામાં સૂતારની વહુએ જોસ્સામાં આવીને બન્નેને મૂકાવ્યા, પણ તે જોસ્સાથી તેનું લોહી બગડી ગયું ને થાનનું દૂધ ઝેર થઈ ગયું. આમ કરીને છોકરૂં થાને વળગાડ્યું કે બેજ ઘૂંટડા ભરતામાં તે બચ્ચું મરી ગયું. ફક્ત ધાસ્તીથી એટલું અને એવું થાયછે તો આપણાં આટલાં ફૂટણાં અને રોવાથી અને એભકમાં પડી રહ્યાથી છોકરાંની ઘાત કેમ ન થાય? ને કદાપિ આપણાં એવાં થઇ રહેલાં બૈરાંઓને તથા છોકરાંઓને તરત નુકસાન થયું ન માલૂમ પડ્યું તોપણ તે થોડા દહાડાનાંજ સમજવાં–રોગ પેઠો કે પછી કોઈ વહેલો ને કોઈ મોડો હેરાન કરેજ. આપણાં બૈરાંઓ જે પોતાને તથા છોકરાંઓને હેરાન કરેછે તે કેવાં નિર્દય જાણવાં? કેટલીએક વાયુની પ્રકૃતિવાળી સ્ત્રીઓ ફેફરાના આજારથી મૂર્ચ્છા ખાઇ પડેછે તે સૌના જોવામાં આવેછે.

પછાડી ખાધેથી પેટમાં અને પેડુમાં ગાંઠ થયેલી એવી મેં ઘણી બાયડીઓ દીઠી છે. જુવાન બાયડીઓ એવું કીધાથી પોતાનાં કુમળાં હાડને ભાંગી નાંખેછે. રોતાં ફૂટતાં નથી આવડતું એવી છોકરીઓની પાસે પણ જોર જૂલમથી પીટાવેછે ને તેની મશ્કરી કરેછે. ટૂંકામાં આજ કહુંછું કે આંસુથી આંખને નુકસાન કરવું, કૂટીપીટીને શરીરમાં રોગ ઘાલવા અને છોકરાંની હત્યા કરવી એ કેવું નઠારૂં બાયડીઓ કરેછે! શોક પાળવાની રીતિ ફક્ત માણસને શુષ્ક કરી નાંખી તેનો અંત વહેલો આણેછે–બાયડીઓ છોકરાં જણેછે તે રોગી અને ખોડવાળાં હોયછે અથવા થાયછે.

## શોકથી મન ઉપર થતી અસર.

શરીરને અને મનને ઘણો સંબંધ છે. શરીરના રોગથી મન બગડે છે અને મનનાં દરદથી શરીર ક્ષીણ થાયછે–ને એ બેના બગડવાથી મરણ થાયછે. ભૂખ્યા હોઈએ તો કંઈ કામ કરવું સૂઝતું નથી–વિચાર કરી શકાતો નથી–મંદવાડમાં બુદ્ધિ ઘટેછે–સ્મરણશક્તિ કમજોર થાયછે. દિલગીરી, ફીકર, અદેખાઈ વગેરે મનના જોસ્સાથી તેની વૃત્તિ ફરી જાયછે ને તેથી શરીરમાં વ્યાધિ ઉત્પન્ન થાયછે. શરીરના રોગનો ઉપાય સહેલથી મળી આવે, પણ મનના રોગના ઉપાય મળવા મુશ્કેલ છે. વિજોગનેલીધે ઘણાં સ્ત્રીપુરૂષો, માબાપ અને છોકરાં હેરાન થાયછે. અશક્ય વાતની ઇચ્છા રાખ્યાં કીધાથી પણ કેટલાક ગાંડા થઇ જાયછે.

સહજ શોકના આવેશમાં કણકણા છૂટેછે, રૂવાં ઊભાં અને પેટમાં ઊનું ઊનું થાયછે તો અતિશે શોકથી શરીર બગડે ને મન ચળી જાય એમાં શક શો લાવવો?

રોજના શોકનેલીધે મુઆંનેજ સંભાર્યાં કર્યાથી અને મોત તથા મરનારવિષે મનમાં તુરંગો ઊઠાવવાથી કેટલીએક બાયડીઓ સંસારકામમાં ઘણી ગાફેલ રહેછે.

તેઓનું ચિત્ત કોઈ કામમાં વળગતું નથી. શોક તેઓનું વ્યસન થઈ પડેછે. તેઓને કોઈનું મોઢું ગમતું નથી ને કોઇને તેઓનું મોઢું ગમતું નથી. છોકરાંછૈયાંની ખબર પણ તેઓ લેતી નથી. તેઓ પોતાની ફરજ સમજતી નથી અને અંતે તેઓ બુદ્ધિક્ષીણ તથા દેહક્ષીણ થઇને મરી પણ જાયછે.

કેટલીએક રોજના સહવાસનેલીધે નઠોર અને નફ્ફટ બની જાયછે. તેઓ વિવાહમાં જવું અને કાણે જવું સરખું સમજેછે. કેટલીએક કુભારજા ઘરેણું ઘાલીને આભડવા જાયછે ને કેટલીએક પાછળ ઊભી રહીને મજાક ઠઠ્ઠા કરેછે.

શોકાતુર રહ્યાથી સગાંવહાલાં ઉપરથી પ્રીતિ ઊઠી જાયછે. ચીઢીઆં થવાય છે, દયા અને પરોપકારબુદ્ધિ મંદ થઇ જાયછે. એ દુષ્ટ રોવા કૂટવાની ચાલનેલીધે નીતિથી ઘણું ઊલટું વર્તાય છે. આ લોકમાં જે ધર્મપ્રમાણે ચાલવું જોઇએ તેપ્રમાણે ચલાતું નથી અને પરલોકસંબંધી પણ કંઈ સાધન થતું નથી.

## આસપાસના લોકના ઉપર થતી અસર.

ગૂજરાતી નહિ એવા બીજા આ દેશના તથા પરદેશના મનુષ્યો એવું રોવું કૂટવું જોયછે ત્યારે પ્રથમ તો તેઓને ધિક્કારના જોસ્સાથી ધ્રૂજારી છૂટેછે. પાસે જઇને રાજવણ સાંભળેછે ત્યારે શોકાતુર થાયછે. એવી વેળા જો બૈરાં કૂટતાં થાક્યાં હોયછે ને કોઈ બીજી બૈરી આવી શૂરભેર બોલી ઊઠેછે કે 'કૂટોરે બાવા એમ શું કૂટો' તો તે સાંભળીને જોનાર ગભરાઈ જાયછે ને વાઈના પિંડવાળાને તો તરત ફેફરૂં થઈ આવેછે. જોનાર બૈરાં હોયછે તો તેઓને ઉપર કહેલા આજાર થાયછે. જોનાર બાળક છોકરાં હોયછે તો તેઓનામાં ભય અને શોકના જોસ્સા પેશી જાયછે, જે તેઓને મોટપણે બહુ દમેછે. આસપાસના ડાહ્યા લોકોને એ ચાલનો તો નહિ પણ એ ચાલની સાથે વળગેલા દુર્વિકારના ચેપ અજાણે વળગેછે. એ રોવા કૂટવાનાં આરડવાં જોઇને અકળામણથી દક્ષિણી લોક બોલેછે કે–હ્યા બાયકાંસ વેડ લાગલેં કિં કાય! પારસી કહેછે કે કેવાં જંગલી બૈરાં છે આએ? અને અંગ્રેજ લોક 'વ્હાટ ઇસ્ટુપીડ જીપસીઝ આર ધે' એમ બોલીને તે ઠેકાણેથી ખશી જાયછે. એ ચાલથી બીજા લોકમાં આપણું પાણી જાયછે અને તેઓનામાં આપણેવિષે નીચે લખેલા વિચારો આવેછે ને એ વિચારો તેમના ઉપર એટલા તો અમલ ચલાવેછે કે આપણા સારા ગુણવિષે તેઓ પછી લેશ ધ્યાન આપનાર નહિ. તેઓ કહેછે કે ગૂજરાતી બાયડીઓ ફૂવડ, નિર્લજ, નિર્દય, અભિમાની, જૂઠી, ઢોંગી, વેરવાળી (કેટલાંએક કૂટણામાં વેર વાળેછે) સ્વાર્થે અને પરકારજવિષે આંધળી, અભણેલ, અણસમજુક, અનીતિવાળી અને પાપી છે. ઘરનું માન બૈરાંના ગુણ ઉપર આધાર રાખેછે. બૈરાંથી સુધારો થાયછે. યૂરોપખંડના લોકો પોતાની વિદ્વાન બૈરીઓની મગરૂબી રાખેછે. આપણે આપણાં પ્રાચીન બૈરાંનું વખાણ કરવાનું કારણ છે, પણ હાલનાં બૈરાંની આ રીતિવિષે કોઈ આપણને સવાલ કરેછે ત્યારે મોઢું ફીકું કરી સવાલના જવાબને આડો અવળો ઊડાવીએ છીએ. જેઓ આપણી હાલત સુધારવાને બહાર પડ્યા છે તેઓ એવું એવું જોઇને પોતાનો ઉદ્યોગ નરમ પાડેછે. જ્યાં બૈરાંજ ઠાવકાં નહિ ને અણઘડ ત્યાં સુધારો તે ક્યાંથી આવે? બૈરાંઓનું મન સદૈવ રોવાકૂટવામાંજ નિમગ્ન છે તે તેમાંથી બહાર નીકળ્યાવિના સારી શીખામણ તેઓના દિલમાં વસવાનીજ નહિ. કોઇ પુરૂષને સમાચાર કહ્યો હોય કે ફલાણો જુવાનજોધ છોકરો મરી ગયો ને તેની પછવાડે કૂટણું જબ્બર ચાલેછે તો તેના મનમાં મરનારસંબંધી વિચાર આવેછે પણ તે સમાચાર તેની બૈરીને કહ્યા હોય તો તે ઉપર લખેલો નહિ પણ જબ્બર કૂટણાસંબંધી વિચાર આણેછે અને એભક ખાઇ ગાભરી પડી જાયછે. આપણામાંના જેઓને પરદેશીઓની સારી સોબત છે તેઓનાં બૈરાં આરડતાં ને પીટતાં દેખાય ત્યારે તે પરદેશી સ્નેહીઓ, તેઓને તુચ્છ કર્યાવિના કેમ રહે? તે પરદેશીઓ એ રીતથી ત્રાસ પામેછે અને આપણી હાલત ઉપર ઘણો અફસોસ કરેછે.

## આપણી વિવેકબુદ્ધિથી ઊલટું છે.

વિવેકબુદ્ધિ વિચારેછે કે જે જન્મ્યું તે મરવાનું છે. મરણ આપણા હાથમાં નથી–"દોરી સઘળી એના હાથમાં, ભરાવ્યું ડગલું ભરે, જેવો જંત્ર વજાડે જંત્રી તેવો સ્વર નીસરે." ઘણા દિવસના સ્નેહનેલીધે તથા આપણા ભવિષ્યના સ્વાર્થનેમાટે દરદ તો લાગે, પણ નિરૂપાય વસ્તુનો આવો ઘેલો શોક કરવો એ કેવળ ફળવિનાનો છે એટલુંજ નહિ, પણ એવી રીતે શોક કીધાથી તનમનની ખરાબી માત્ર થાયછે. જે વિવેકી માર્ગે વર્તવાને આપણને ઈશ્વરે સરજ્યા છે તેમાંનું કંઈ બનતું નથી. જન્મ મરણ સૌનેજ છે ને એ ઈશ્વરના ઠેરવેલા નિયમ ઉપર નાખુશ થવું એ પાપનું કારણ છે. સ્મૃતિ અને પુરાણો એ આપણા મોટા આધાર છે કે જેમાં સાફ લખેલું છે કે રોવા કૂટવા વગેરેથી કલ્પાંત કરવું નહિ.

## શાસ્ત્ર તથા પુરાણનાં પ્રમાણો.

એ બાબતઉપર મનુસ્મૃતિમાં ભીને લૂગડે રહેવાની તથા શોક કરવાની મના કીધી છે અને આંસુ તથા વિલાપ એ બેથી મોકળા રહેવાસારૂ કેટલાએક શ્લોક શોકની વેળાએ ભણવાની સલાહ આપી છે. તેમ ભગવદ્ગીતામાં પણ શોક ન કરવાવિષે આમ કહેલું છેઃ-

श्लोक.

अशोच्यानन्वशोचस्त्वं प्रज्ञावादांश्च भाषसे ॥
गतासूनगतासूंश्च नानुशोचंति पंडिताः ॥ १ ॥

**અર્થઃ**—અરે અર્જુન, તું જેનો શોક કરવો યોગ્ય નથી તેનો શોક કરેછે અને વળી હું પંડિત છું એમ વાદ કરેછે, પણ પંડિત કંઈ મુઆનો કિંવા જીવતાનો શોક કરતા નથી.

સંસ્કૃત પંચોપાખ્યાનમાં લખ્યું છેઃ—

श्लोक.

नष्टं मृतमतिक्रांतं नानुशोचंति पंडिताः ॥
पंडितानां च मूर्खाणां विशेषोयं यतः स्मृतः ॥ १ ॥

**અર્થઃ**—જે વસ્તુનો નાશ થયો, જે માણસ મરી ગયું, જે વાત થઈ ગઈ, તેનો શોક પંડિતજન કરતા નથી. પંડિતમાં અને મૂર્ખમાં એટલોજ ભેદ.

श्लोक.

अशोच्यानीह भूतानि यो मूढस्तानि शोचति ॥
अदुःखे लभते दुःखं द्वावर्थौ यो निषेवते ॥ १ ॥

**અર્થઃ**-સંધાં વાનાં કોઈ સમયે નાશ પામવાનાં માટે તેનું દુઃખ કરવું નહિ ને જે મનુષ્ય દુઃખ કરેછે તેને તેવિના બીજો કંઈ લાભ થતો નથી. દુઃખનોજ લાભ થાયછે.

ધર્મશાસ્ત્ર મિતાક્ષરામાં આ છે કેઃ-

श्लोक.

श्लेष्माश्रु बांधवैर्मुक्तं प्रेतो भुंक्ते यतोऽवशः ॥
अतो न रोदितव्यं हि क्रियाः कार्याः स्वशक्तितः ॥ १ ॥

**અર્થઃ**-મુઆની પછવાડે તેનાં સગાં વહાલાં રડી કૂટીને આંસુ અને લીંટ પાડેછે તે મરનાર પ્રેત ખાયછે કાંકે તે પોતાને વશ નથી; એમાટે મુઆની પછવાડે રોવું કૂટવું નહિ, પણ તે મરનારની ક્રિયા શક્તિપ્રમાણે કરવી.

ગરૂડપુરાણમાં પ્રેતકલ્પના અધ્યાય ૬ ઠ્ઠાનો શ્લોક ચોથોઃ-

अश्रुपातं न कुर्वीत दत्वादाघां जलांजलिं ॥
श्लेष्माश्रु बांधवैर्मुक्तं तदा प्रेतोयमश्नुते ॥ १ ॥

**અર્થઃ**-ચિતા છાંટ્યા પછી તો આંસુ નજ પાડવાં, કેમકે જો મરનારનાં સગાં આંસુ તથા લીંટ નાંખેછે તો તે ગંદું મરનાર ખાયછે—એજ અધ્યાયમાં એ મતલબના બીજા શ્લોક પાઠફેરે બહુ લખ્યા છે, પણ સંધા આ ઠેકાણે લખવાની અગત્ય નથી.

વળી ત્રિંશતના શ્લોક પંદરમામાં કહ્યું છેઃ—

रोदने एकरात्रं. असपिंडोसपिंडमरणनिमित्ते रोदनेश्रुपातेकृते तन्निमित्तमेकरात्रमाशौचं ॥

तथा च पारस्करवचनं.

श्लोक.

मृतस्य बांधवैः सार्द्धं कृत्वा तु परिदेवनं ॥
वर्जयेत्तदहोरात्रं दानं श्राद्धादि कर्म च ॥

**અર્થઃ**-રૂદન કીધાથી સૂતક લાગેછે ને સૂતક લાગ્યું એટલે નિત્યકર્મનો લોપ થાયછે ને એ થવાથી ઘણા પાપમાં પડાયછે ને તેમાંથી મુક્ત થવાને ઘણાં પ્રાયશ્ચિત્તો કરવાં પડેછે.

એ ઉપરથી માલૂમ પડેછે કે વગર કારણે સૂતક લાવવું એ મોટું પાપ છે માટે વગર કારણે પાપમાં પડવાને અશ્રુપાતથી કલ્પાંત ન કરવું.

વળી હિતોપદેશમાં પણ નીતિ કહીછે કે-

श्लोक.

शोकस्थानसहस्राणि भयस्थानशतानि च ॥
दिवसेदिवसे मूढमाविशंति न पंडितं ॥ १ ॥

**અર્થઃ**—શોકનાં ઠેકાણાં હજારો છે ને ભયનાં સ્થાન સેંકડો છે માટે એવા જો શોક કર્યાં કરીએ તો દહાડે દહાડે મૂઢપણું આવે ને ડહાપણ જતું રહે; મૂઢને શોક નડેછે; પંડિતને નહિ.

ઉપરનાં પ્રમાણો જોતાં સ્પષ્ટ જણાયછે કે મુઆ પછવાડે રોવા કૂટવાની મના છે.

ગૂજરાતીઓ, શાસ્ત્રના અભિમાની છીએ એમ કહેછે, પણ જે વાતની શાસ્ત્રમાં મના છે તેતો તેઓ કરેછે ને તે વળી ન કરવાની રીતે કરી ઘણા પાપી થાયછે એ આશ્ચર્ય જેવું છે. માટે સમજુક ગૃહસ્થોએ શાસ્ત્રને માન આપી તેના ખરા અભિમાની થઈ રડવા કૂટવાથી શોક ન કરવાવિષે જે શાસ્ત્રો શીખામણ આપેછે તે સૌએ માનવી.

## સુબોધ.

કોઈ કહેશે કે અસલથી ચાલતી આવેલી નઠારી ચાલ શામાટે કહાડી નાંખવી જોઇએ ? એ સવાલનો જવાબ સૌ અનુભવથી જાણેછે. જગત્નો કોઈ પણ

પ્રાણી દુઃખમાં રહેવાને ઇચ્છતો નથી, પણ સુખ મેળવવાને ફાંફાં મારેછે. કોટયાવધિ પુરૂષનો સુખ ભોગવવાનો લોભ ઓછો હોતો નથી. ઋષિઓએ દેહકષ્ટ કરી તપ કીધાં તે પણ મુક્તિપદ પામવાને અથવા સ્વર્ગમાં નિરંતરનું સુખ ભોગવવાનેમાટે. અર્થાત્ સૌને સારી વસ્તુ ગમે અને સારૂં તથા સુખની પ્રાપ્તિ કરવી એજ સૌનો ઉદ્દેશ છે.

આપણા ગૂજરાતીઓમાં જેટલી ચાલ છે તે સઘળી લાયક છે એવું કહેવાને કોઈ હિંમત નહિ કરે. અસલી રીતને મડાની ગાંઠ જેવો વળગેલો એવો ઘરડો પણ કહેશે કે કેટલીએક ચાલ નઠારી છે ખરી. તેને કહીએ કે જાણ્યા છતાં તમે નઠારી હાલતમાં કેમ રહોછો અને બીજાઓને શીખામણ દઈને તે દુઃખદાયક ચાલ કેમ કહાડી નથી નાંખતા ? તો તે બુઢ્ઢો કહેશે કે ના—પીછેસેં ચલી આઇ તેમ ચલાવ્યાં કરવું, એમાં કંઇ વધઘટ કરવી નહિ, ઘરડાએ જે કીધું હશે તે ઠીકજ કીધું હશે. એરીતે તે બુઢ્ઢો સંતોષ રાખીને બેશી રહેશે, પણ નહિ વિચારે કે ગફલતથી આવેલી કટેવ દમ્યાં કરેછે તેને વરજીએ. નિમાળામાં જૂ થઇ હોય તેને જાણ્યા છતાં માથામાં રાખી મૂકે એવા કાયર મૂર્ખ દુનિયામાં થોડાજ મળી આવેછે, પણ ઘરડાઓ તો દુષ્ટ ચાલરૂપી ચામજુ કરડ્યાં કરેછે તેને નિરાંતે કરડવા દેછે.

બીજા વધારે જાણીતા એમ જવાબ દેછે કે ઘણા દિવસનેલીધે તે કટેવ વડની પેઠે મૂળ ઘાલી પસરી છે તેને નિકંદન કરવાની ભારે ખટપટમાં કોણ પડે ને કદાપિ એમ કરતાં પડીએ તો લોકમાં અપયશ ન મેળવીએ ? વાહવા ! આપણે જાણીએ કે આ રસ્તે ભો નડેછે ને તે છતાં તેણી પાસ જ્યારે જઇએ ને લૂંટાઇએ ત્યારે કૃષ્ણાર્પણ કીધું એમ કહીએ એ કંઇ શહાણા આદમીનું કામ નહિ. રોવા કૂટવાની ચાલથી આટલાં નુકસાન ખમીએ છીએ તે જાણ્યામાં છતાં, પડ્યા તો કે નમસ્કાર વળ્યા એમ બોલવું એ છોકરવાદી છે—સારો માર્ગ આપણી નજીકમાં છતાં તે રસ્તે વર્ત્તવાની હોંસ ન કરવી અને નઠારામાંજ જીદ કરી પડી રહેવું એ ઈશ્વરના નિયમ તોડ્યા બરોબર સમજવું. જે રસ્તે સિંહ વાઘનો ભો હોયછે તેણી તરફ નબળાં પશુઓ પણ જતાં નથી. એ જોતાં આપણે જનાવરથી પણ ભુંડા બનીએ છીએ. મનુષ્યનું લક્ષણ છે કે કદાપિ ગફલતથી અને વખતનેલીધે કોઈ નઠારી રૂઢી આપણામાં પેઠી હોય તો સારા વખતમાં તે માલૂમ પડ્યાથી જેમ બને તેમ તેમ તેણે હડસેલી મૂકવાનો પ્રયત્ન કરવો. રૂડા પ્રયત્નથી માઠાં પરિણામ થનારજ નહિ. માબાપ પોતાનાં કલંઠ છોકરાંને સમારવાને તેઓના નીસાસા લેછે, વખતે બેઅદબી સોસેછે અને દુઃખ પામેછે, તોપણ પોતાની ફરજો બજાવવામાં પાછાં પગલાં કરતાં નથી તેથી તેજ છોકરાં માબાપ કહેતાં તે ખરૂં એમ કહી તેઓને મોટપણે સંભારેછે. તેમ ઓ ઘરડાઓ અને નાતના પટેલો, હમણા તો લગાર નઠારા કહેવાશો, પણ જેમ જેમ લોકને વીતતી જશે તેમ તેમ તેઓ તમારાં વખાણ કરશે. આસપાસના લોકો તો પ્રથમથી સ્તુતિ કરશે અને તમારો અંતર્યામી આત્મા પણ ઘણો આનંદ પામશે. વળી પુણ્યનું કામ તેથી મૂઆ પછી પ્રભુ તમને ઠેકાણે રાખશે માટે રોવા કૂટવાની નિર્લજ અને નુકસાન કરતી ચાલ તાબડતોબ બંધ પાડો.

ભાઇઓ ! આખા જગત્‌માં એવી એકે વસ્તુ નથી કે જેના રૂપનું બદલાવું કદી પણ થતું નથી. સંસારની રહેંટમાળમાં આપણે પણ એક ઢોચકાં જેવા છીએ. સૌની વલે તે આપણી વલે, સૌનેજ થતું આવ્યું છે ને થયાં કરશે માટે પ્રભુનો કીધેલો જે નિયમ ચાલ્યો જાયછે તે ઉપર શોક કરવો નહિ. સગાંનાં મરણ થવાથી પ્રભુના ઉપર વેર લાવવું એ ગેરઈનસાફ છે. તે નિષ્પક્ષપાતીએ મરણરૂપી દંડ સૌનેજ માટે કીધો છે. તેણે માણસજાતનાં પ્રાણી ઉપર વિશેષ કૃપા આણી પોતાનેવિષે તેને કંઈએક ઓળખ આપી છે અને તે ઉપરથી તથા આ જગત્‌ની રચના સામું જોયાથી સમજતા પુરૂષોને શીખામણ લેવાની છે કે મરણ તો મૂકવાનું નથી, અને આપણે આ દેહે કંઈ ઉત્તમ કામ બજાવવાને જન્મ્યા છીએ માટે તે શું છે તે શોધી કહાડીને તે બજાવવાના ઉપાયો જલદીથી કરવા જોઈએ. કલ્પાંત કીધાથી ઈશ્વરની આજ્ઞાનો ભંગ થાયછે. રાજવણોમાં મરનારથી આ સંસારનાં સુખ પૂરાં ભોગવાયાં નહિ એમ ગવાયછે, પણ શાના ભોગવાય, જીવતર ઘણુંજ ટૂંકુ છે.—ભર્તૃહરિના વૈરાગ્યશતકમાં શ્લોક છેઃ—

आयुर्वर्षशतं नृणां परिमितं रात्रौ तदर्धं गतं
तस्यार्धस्य परस्य चार्धमपरं बालत्ववृद्धत्वयोः
शेषं व्याधिवियोगदुःखसहितं सेवादिभिर्नीयते
जीवे वारितरंगचंचलतरे सौख्यं कुतः प्राणिनां ॥

અર્થઃ—માણસનાં આયુષ્યની મર્યાદા સો વર્ષસૂધીની છે તેમાંથી પચાસ તો રાત્રમાં ગયાં, બાકી રહેલા અરધાનું અરધ બાળપણમાં તથા વૃદ્ધાવસ્થામાં ગયું, હવે બાકી જે શેષ રહ્યાં તે રોગ, વિરહ, સંકટ, અને બીજાની સેવા વગેરેમાં જાયછે, માટે પાણીની લહેરપ્રમાણે પરમ ચંચળ એવું જે જીવતર તેમાં પ્રાણીઓને સુખ ક્યાંથી મળે.

મુઉં તે તો છૂટયું, તેણે આ પ્રપંચી દુનિયા છોડી અને તે બીજી દુનિયામાં અખંડ સુખ પામવા ગયું. હવે તેનેમાટે આપણે શામાટે શોક કરવો? આપણે આપણા દેહનું સાર્થક કરવું બાકી રહ્યું તે કરવું. વૈરાગ્યના અગણિત દાખલાઓથી જણાયછે કે મૂઆં પછવાડે શોક કરવો એ મૂર્ખાઈ છે અને આપણો અમૂલ્ય સમય મિથ્યા જાયછે. મનુસ્મૃતિમાં લખેછે કે મરણ થાય તે વેળા રોવા કૂટવાથી કલ્પાંત ન કરતાં પ્રભુની અકળ ગત તથા અકળ શક્તિને સંભારવાં. એ વિષેના શ્લોકોમાંના બે શ્લોકનો સાર નીચેપ્રમાણે છેઃ

"મનુષ્યદેહ કેળાનાં ડીચકાં જેવી તરત ભાંગી જાય તેવી અને સમુદ્રના ક્ષણભંગુર ફીણ સરખી છે; માટે એવી દેહને જે નિત્ય છે એમ સમજે છે તે મૂર્ખ જાણવો."

"જે સર્વ નીચાં છે તેનો નાશ થાયછેજ, ને જે સઘળાં ઉંચાં છે તે પડેજ છે." વળી–

શ્લોક.

अहन्यहनि भूतानि गच्छंति हि यमालयं ॥
शेषाः स्थावरमिच्छंति किमाश्चर्यमतः परं ॥ १ ॥

અર્થઃ–રોજ રોજ લોકો જમને મંદિરે જાયછે એ સૌ જોયછે, તોપણ લોકો ન મરવાની ઇચ્છા રાખેછે. હવે એથી તે બીજું શું અજબ જેવું છે?

કવિસામળ કહેછે કે–

(છપય.)

કોઈ આજ કોઈ કાલ,
કોઈ માસે છ માસે,
કોઇ વરસે દશ બાર,
કોઈ પચીસ પચાસે;
કોઈને થાયે સાઠ,
કોઈને થાયે એંશી,
જે જાયું તે જાય,
નથી રહેવાનું બેશી;
નામ તેટલાનો નાશ છે,
ધરમ એવો મન ધારવો;
સામળ કહે મૂરખ કરે,
ગંદી દેહનો ગારવો.

આપણા પ્રખ્યાત ધીરા કવિનેવિષે એવું કહેવાયછે કે જ્યારે તેનો જુવાન છોકરો મરી ગયો ત્યારે શિરસ્તાપ્રમાણે બૈરાંઓએ રાજવીથી ભારે કૂટણું ચલાવ્યું. તે તેનાથી ન ખમાયું માટે જોસ્સો કરીને બોલ્યો કે આમ કલ્પાંત કીધાથી છોકરો પાછો આવવાનો નથી માટે કૂટતાં બંધ પડો ને છોકરાની અસદ્ગતિ ન કરો. એવું કહીને તેણે પોતાનો જોડેલો રાજિયો ગાઇ બતાવ્યો તથા સઘળી બાયડીઓ પાસે ગવડાવ્યું:–

"કઠણ છૂટી કળી કાળનીરે
મરણ મોટેરો માર,
એમાંથી કોઇ નવ ઊગરે;
કોઇ નરપતિ ને રંકરે,
હેતે હરિરસ પીજીએ;
ગુણ ગાઇએ ગોવિંદરે,
શિવજીના તાપને તારવા;
ઉરમાં રાખીએ આનંદરે,
જીવો માણીગર બંધવા. ટેક.
જાયા તે જાવાના સૌ,
જાશે જણનાર રે,
મૂઆં તેને તમે શું રૂઓ,
રોનાર નથી રહેનારરે,
હેતે હરિરસ પીજીએ. ગુણ૦ ૧.
માળી આવ્યો ફૂલો વેડવારે,
કળીઓ કરેછે વિચારરે,
આજનો દીન રળીઆમણો;
કાલે આવશે આપણો કાળરે,
હેતે હરિરસ પીજીએ. ગુણ૦ ૨.
કેનાં છોરૂ ને કોનાં વાછરૂરે,
કોનાં મા ને બાપરે,
અંતકાળે જવું પ્રાણી એકલું;
સાથે પુણ્ય ને પાપરે,
હેતે હરિરસ પીજીએ. ગુણ૦ ૩.
દાસ ધીરો રમે રંગમાં,
રમે દિવસ ને રાતરે,
સતગુરૂએ મારગ દેખાડીઓ;
લીધો સાધુઓનો સાથરે,
હેતે હરિરસ પીજીએ. ગુણ૦ ૪.
દેહ દુર્લભ છે આપણીરે,
જાતાં લાગે નહિ વારરે,
આકડાના તૂળની ગોડે ઊડશે;
કોણ મારગડો દેખાડશે,
હેતે હરિરસ પીજીએ. ગુણ૦ ૫.
મારૂં મારૂં તમે શું કરોરે,
જાતાં લાગે નહિ વારરે,
આશા મેલીને જાતા રહ્યા;
મોટા દેવ દૈત રાયરે,
હેતે હરિરસ પીજીએ. ગુણ૦ ૬."

લિંગાયતી તથા બીજી કેટલીએક નાતના લોક પોતા-

નાં મુએલાંને વાજતે ગાજતે શ્મશાનમાં લેઈ જાયછે તે આવી સમજણ ઉપરથી કે જેમ જન્મવેળા ઓચ્છવ કરીએ છીએ તેમ મરણ સમે પણ કરવો જોઇએ. માણસ જ્યાંથી આવ્યું ત્યાં પાછું ગયું તેમાં વળી રોઇ કૂટીને શોક શામાટે કરવો? હવે ઓચ્છવ કરવા વગેરેની રીત આપણા સ્વભાવથી ઊલટી છે માટે તેમ તો ન કરવું, પણ ઉપલો વિચાર આપણને દિલાસો દેછે માટે અતિશોક કરવો માંડી વાળવો. શેકસપીઅર કવિ નીચેપ્રમાણે શીખામણ દેછે. "જ્યારે હું મરી જાઉં ત્યારે કોઈ શોક કરશો નહિ. દુનિયામાં સૌને જાણ કરજો કે હવે હું આ દુષ્ટ જગજાળમાંથી છૂટચો. રખે તમને મારે માટે શોક થાય વાસ્તે એવું ઇચ્છુંછું કે મને સંભારશોજ નહિ. મારા મરવાની સાથેજ તમારી પ્રીતિ મારા ઉપરથી એકદમ ઉતારી નાંખજો; કેમકે નહિ તો ડાહ્યા માણસો તમારો શોક જોઇને તમને હશી કહાડશે."

ગ્રીસ દેશના પ્રખ્યાત જ્ઞાની સોલનને એક દોસ્તદાર હતો તે હમેશા દિલગીરી ને ઉદાસીમાંજ રહેતો. બીજા ઘણાએએ બતાવેલા ઉપાયો તેણે કીધા, પણ તેનો શોક જાય નહિ. એક દહાડો સોલન પેલાને એક ઊંચી ટેકરી ઉપર લેઈ ગયો. ત્યાંથી આસપાસનાં તમામ ઘરોનાં છાપરાં નીચાં દેખાતાં હતાં. સોલન બોલ્યો, ભાઈ! આ ઘરો જે દહાડાથી બંધાયાં ત્યારથી તે આજસૂધીમાં તેમાંના જેટલા બધા લોક મરી ગયેલા છે, મરી જાયછે અને મરી જશે એ સઘળાંનો શોક કેટલો આખો વારૂ? એ સઘળાનો શોક કરવો મૂકી દઇને તારાજ શોકને તું રડ્યાં કર. હવે પોતાનાનેમાટે શોક કરવો અને પારકાંનેમાટે ન કરવો એ તો ગેરઈનસાફી અને નિર્દયપણું જાણવું. સઘળાં પારકાંનો શોક કરવો તેમાં કદી આરો આવવાનો નહિ. એવું છે વાસ્તે ચડેલું કપાળ ઊતારી નાંખવું અને મૂળગો શોક કરવોજ નહિ એ ઉત્તમ પક્ષ છે ને આપણાં દુઃખનો આપણે શોક કર્યો અને એનેસારૂ દુનિયા નઠારૂં કહીને બબડે તો તેને લેખવવું નહિ એજ સારી રીત છે. એમ પેલા ઉદાસી પુરૂષે વિચારી શોક કરવો છોડી દીધો. એ સોલન મૂગી શિક્ષા ઘણી આપતોઃ–તેને કોઇએ પૂછ્યું કે માણસની જીંદગીવિષે તમારો શો વિચાર છે? સોલન કંઇજ બોલ્યો નહિ. પણ ચૂપચૂપ તેને પ્રદક્ષિણા કરીને જતો રહ્યો.

કબીર કહેછે કેઃ—

( પદ. )

કાલકા અજબ તડાકા બે,
તું ક્યા જાને લડકા બે–ટેક.

નવબી મરગએ દસબી મરગએ,
મરગએ સહસ્ર અઠચાસી;
તેતીસ કોટી દેવ મરગએ.
પડે કાલકી ફાંસી. કાલ૰ ૧.
પીર મરગએ પેગંબર મરગએ,
મરગએ જંદા જોગી;
જતી સતી સંન્યાસી મરગએ,
મરગએ બૈદન રોગી. કાલ૰ ૨.
તીન લોક પર છત્ર બીરાજે,
સો લૂટા કુંજબીહારી;
કહત કબીરા સોબી મરગએ,
રૈયત કોન બીચારી. કાલ૰ ૩.

માણસે કોઈના મૂઆ પછવાડે શોક કરવો નહિ, પણ જીવતર થોડું છે માટે પુણ્યનાં કામો કરીને મોતની સામે થવાને તૈયાર રહેવું કે પછી તેને કોઈ વાતનું ભય રહે નહિ. એવિષે વિદ્વાનોએ બહુ બહુ કહ્યું છે, પણ આ ગ્રંથ ઘણો લાંબો થઈ જાય વાસ્તે જેટલી બાબતો ઉપર લખેલી છે તેટલીજ બસ છે. મરણ વખતે ઘણું ગંભીર રહેવું જોઈએ–એથી આપણને સારાં કામો કરવાની ચાનક રહેછે. એ વેળા દોડાદોડ અને ઉતાવળ કરવાની નથી. મરનારને હૂસ હૂસ કરી બાળી આવવું એ કંઈ સુધરાઈ કહેવાતી નથી. તેને ટાઢે પાણીએ નવડાવી ભોંએ સાથરી ઉપર નાંખી મૂકવું એ નિર્દયતાનું કામ છે. રોવા કૂટવાવિષે તો હું ઘણું બોલ્યો છું માટે એસંબંધી વારે વારે કહેતાં શરમાઉં છઉં, પણ છેલ્લી વારે કહુંછું કે એ દુષ્ટ ચાલ, ઓ દેશીઓ, કહાડી નાંખો, શબને ઠાવકી રીતે અવલ મજલે પહોંચાડો અને મૂઆ પછવાડે શોક કરી જીવ બાળી બાળી સંસારકામ કરવાની બેપરવાઇ ન રાખો.

પુરૂષોએ અજ્ઞાન સ્ત્રીઓની બુદ્ધિને હવે વધારે લડાવવી એ તેમને ઘટતું નથી. કેટલાએક બોલેછે કે અંગ્રેજ લોક બૈરાંના દબેલ છે પણ એ વાત પોતાના ઢૌઆપણા આગળ લેશ દોષવાળી દેખાતી નથી. બૈરાં વાજબી વાત કહે અને તેપ્રમાણે તેઓના સ્વામી ચાલે તે કંઇ તાબેદારી ન કહેવાય; પણ જેઓ મોટાં અભિમાન રાખી લવેછે કે શું અમે બૈરીના દબેલ રહીશું તેઓજ, ખરેખર, મૂર્ખ બૈરીઓની તુચ્છ, વહેમી, કાંટા ભોંકતી અને જીદ્દી ટેવને મૂકાવી શકતા નથીઃ તેઓનું બૈરાંની આગળ કંઈજ ચાલતું નથી.

પુરૂષોએ એ નઠારી ચાલના ગેરફાયદા પોતાના મનમાં સારી પેઠે સમજી પોતાની સ્ત્રીઓને રૂડી રીતે સમજાવી જેમ બને તેમ એ ચાલ કહાડી નંખાવવી જો-

ઈએ. બૈરાંઓએ સારી પેઠે સમજવું કે આપણી બાયડીની જાત છે, સ્ત્રીના ધર્મ શા છે, તેઓએ ઘરમાં અને બહાર કેવા વિવેક બતાવવા જોઈએ એ બધું તેઓને જાણવું જરૂરનું છે. બાયડીઓ! તમારી રાજવણો અને પછાડીની રીતથી સુઘડ મંડળમાં તમારી કુલના ઘણીજ હલકી થાયછે. તમે તમારૂં, તમારાં છોકરાંનું, સંસારનું, દેશનું હિત કંઇ જોતાં નથી. છોકરાંઓનું આચરણ તમારા ઉપર ઘણો આધાર રાખેછે. કેઇ કેઇ નીતિઓ તમે તમારાં બાળકનાં મનમાં ઠાંસોછો? કંઇજ નહિ. પોતે વિદ્વાન હો તો સામાંને ભણાવો કેની? વારૂ કદાપિ નીતિ નથી શીખવતાં તો રહ્યું, પણ વળી નઠારા વહેમોની ધાસ્તી આપી છોકરાંનાં કુમળાં હૈયાં કુવિચારથી ભરી નાંખોછો એ ડાહ્યા ગુર્જરોની સ્ત્રીઓને યોગ્ય નહિ માટે સમજીને શોક કરવાની આ નઠારી ચાલ કહાડી નાંખવી જોઈએ.

આપણે આ સંસારમાં નાનાપ્રકારનાં નિરપરાધી અને નિર્વિકારી કામો કરી સુખ ભોગવવાને જન્મ્યા છીએ અને વગર કારણે હાથે કરી ખરાબી કરી લેઇ દુઃખ પામવાને સરજ્યા નથી; માટે આપણી જે જે ફરજ છે તેને ન વણસાડી પેલી દુનિયાનાં સુખ પામવાને લાયક થવાની આપણે સઘળાઓએ તજવીજ રાખવી.

**( પદ અથવા લાવણી. )**

શાને સોચ સળગાવે જીવડા,
ભેદ પામર નવ પામેરે;
જાણે તારૂં નરસૂં થાએ,
દાજ હરિની હિત કરવેરે. શા૦ ટેક.
મૃતક માટે કલ્પાંત કરે તું,
સ્વાર્થી સમજ સૌ દીસેરે;
ઈશ્વરી ધારણ સમજુક કારણ,
ભરાય તેપર કાં રીસેરે. શા૦ ૨.
ચડતી પડતીને જગ અધીન છે,
મદ રીસ કેમ તું આણેરે,
દેવ દાનવ રાય રંક કરેછે,
હાય કલ્લોલ હર ટાણેરે. શા૦ ૩.
સાંજ પડે ને વહાણું વાએ,
ફૂલ કો ખીલે બીડાએરે;
ઋત ઋતના ફેરફાર હોએ,
સુખ દુઃખના તેમ જાએરે. શા૦ ૪.
દરએક ઘટ ઘટ નાશને જોએ,
જગ આ ઘટમાળ જાણેરે;
એક ભરાએ બીજો ઠલવાએ,
શિખામણ ડાહી માનેરે. શા૦ ૫.
આવો દેખે નીમ તું ભાઈ,
શોક શો કરવો સારોરે;
કો દિન દેવો જરૂર જરૂર છે,
વિચાર એવો મન ધરવો રે. શા૦ ૬.
સદાય માયામઝામાં મહાલે,
ધર્મ નીતિ ન હીણો માનેરે;
દુઃખનો માર પ્રસંગે મારી,
પાધરો કરે કસી તુંનેરે. શા૦ ૭.
થએલી વાતે દિલાસો માને,
પ્રભુ બ્રહ્મ ગુણ જાણેરે;
આ ભવબંધન લેશ ન પીડે,
નર્મદને સુખ આણેરે. શા૦ ૮.

---

## ૧૮. ધર્મગુરૂવિષે.

ધર્મનીતિનું જ્ઞાન તથા વિદ્યાનું જ્ઞાન એ બે ઉપર હરેક દેશની સુધરાઈ આધાર રાખેછે. એ બે વાતથકી માણસો બીજાં પ્રાણીઓના સંબંધમાં પોતાની સ્થિતિ કેટલી ઉંચી છે તે જાણેછે; પોતાના પેદા કરનારને ઓળખેછે; જગત્‌માં સઘળી ચીજો સંપસંપીને રહેલી છે એમ જોઇને, પોતે પણ ક્લેશ ટંટા દૂર કરી સલાહસંપથી રહેછે; દુર્ગુણ સદ્‌ગુણ ને પાપ પુણ્ય શું છે તે સમજેછે; અનેક વસ્તુના ઉપયોગ કરી જાણી જીવતાં સંસારસુખ ભોગવી મરણ પછીના સુગતિ-સ્વર્ગ-મોક્ષનાં આશા સુખમાં રહેછે.

પ્રાચીનકાળમાં આપણા હિંદુઓ એ બે વાત સારીપેઠે સમજતા હતા તેથકી તેઓની હાલત ઘણી સારી હતી. આજકાલ એની આપણામાં ઘણી અછત છે, અને થોડી ઘણી છે એમ કદાપિ કહીએ તો તેમાં પણ ઘણીજ ખોડ છે એમ કહ્યાવગર પણ ચાલે નહિ.

આપણી દશા સુધારવાને આપણા લોકોએ ઉપલી બે વાત ઉપર ધ્યાન પહોંચાડવું જોઈએ. પણ એ વાત બનવી ઘણુંકરીને ધર્મના ઉપદેશ કરનારાઓને હાથ છે. આજકાલ ગુરૂઓ પોતાના ધર્મ પોતેજ જાણતા નથી તો તેઓ બહોળા લોકમાં શી રીતનો સુધારો કરી શકે? માટે ગુરૂઓએ સારો વિદ્યાભ્યાસ કરવો અને પ્રથમ પોતાના ધર્મ પોતે સમજવા.

વહેવારમાં હરકોઈ બાબતના શીખવનારને ગુરૂ કહેછે. પણ આ ગ્રંથમાં ગુરૂ શબ્દથી, ધર્મનીતિનું જ્ઞાન આપનારા સમજવા. બીજી સઘળી દેહ કરતાં મનુષ્ય દેહ ઉત્તમ છે. મનુષ્ય દેહમાં વસનારે આત્માનું મુક્તિરૂપી જે કલ્યાણ તે કરવાનો માર્ગ દેખડાવનારા જે મહંત તેઓનું નામ ગુરૂ. ધર્મના ગુરૂ એટલે પૂરા સંસ્કારી ને સર્વ સારાં આચરણથી ભરેલા સમજવા. ગુરૂનાં લક્ષણો શાસ્ત્રમાં બતાવ્યાં છે તેવા પૂરા ગુરૂઓ તો હાલને સમે જોવા કઠિણ. સાપ તથા નાવ જાયછે તેની પછવાડે શેરડો પડી રહેછે તેમ અસલના ગુરૂઓનાં લક્ષણોનો લીસોટો હાલના ગુરૂઓમાં દેખાવો જોઈએ. પણ તે લેશ દેખાતો નથી.

આટલું તો ગુરૂઓએ જરૂર જરૂર કરવું કે તેઓએ ધર્મ—જ્ઞાન—નીતિસંબંધી શાસ્ત્રોનો સારો અભ્યાસ કરવો. તેમાં લખેલી વાતોની સાચવટથી પોતાની ખાતરનીશાં કરી લેવી અને તે ઉપર પછી પોતાનો વિશ્વાસ તથા ભાવ બેસાડી ખરા ધર્મના અભિમાનના જોસમાં સાચો ધર્મ, નીતિ, અને આચાર એ લોકમાં પ્રવર્તાવવાં. તેઓએ ઈશ્વરજ્ઞાન, અનેક વિદ્યા, સારા વિચાર, ક્ષમા, વૈરાગ્ય, સંતોષ, વિવેક, ઉદારતા અને ગંભીરતાનાં શોભીતાં કવચ (બખ્તર) પહેરવાં જોઈએ. કાયાથકી અહંકારને આઘો ખસેડી તેઓએ ઇંદ્રિયોને જીતવી; કૂડ કપટ આશા તૃષ્ણાના ત્યાગ કરવા; પરધન અને પરસ્ત્રી જોઇને નજર બગાડવી નહિ અને કોઈ વાત ઇચ્છાપ્રમાણે ન બનેથી ક્રોધને કદાપિ વશ થવું નહિ. ગુરૂઓએ શંકા પૂછનારાઓને ખરો રસ્તો બતાવવો. શત્રુમિત્ર સરખા ગણવા અને કાયા (શરીર), વાચા (બોલવું) અને મન થકી જીવ જતે પણ કોઈ પણ વેળા નઠારી કલ્પના ન કરવી. તેઓએ કોઈ પણ રીતનાં મરણને આધીન થવામાં મનમાં આચકો ખાવો નહિ. તેઓએ પ્રભુના યશ તથા ગુણ ગાવામાં નિરંતર લક્ષ લગાડી તેની આજ્ઞાનો અને નીતિનો લોકને ઉપદેશ કરવાની ધુંધમાં રહેવું. તેઓએ બીજાને આપવાની શીખામણ પોતે પણ પાળવી.

ઉપરપ્રમાણે લક્ષણના જે સાધુસંત તેઓને ગુરૂ કહેવા. જ્યારથી મંત્રઉપદેશ કીધો ત્યારથી તો અગત્ય કરીને ગુરૂએ પોતાના પુરૂષ સ્ત્રી શિષ્યોને પુત્રપુત્રીપ્રમાણે ગણવાં જોઇએ. જેટલી મર્યાદાથી બાપે છોકરાં સાથે અને રાજાએ પ્રજા સાથે વર્ત્તવું જોઇએ તેથી વધારે મર્યાદાથી અને વધારે ભારમાં તથા માનમાં ગુરૂએ પોતાના સેવકો સાથે વર્ત્તવું જોઇએ. બાપના કરતાં ગુરૂ ઘણીએક વાતે શ્રેષ્ઠ છે, તેનાં આપેલાં જ્ઞાનથી સંસારમાં સાવધાનીથી સન્માર્ગે ચલાયછે અને ઈશ્વરકૃપા પ્રાપ્ત કરવાની હિંમત ધરાયછે માટે તેણે પોતાના સેવકો તરફ પવિત્ર નજરથી જોવું જોઇએ. બ્રહ્મવૈવર્તપુરાણમધ્યેના કૃષ્ણજન્મખંડમાંના ૮૩-મા અધ્યાયમાં કહ્યું છે કેઃ—

શ્લોક.

गुरुः पुत्रसमं स्नेहं शिष्येषु न करिष्यति ॥
लभते ब्रह्महत्यां च भुक्तिं कृत्वा च नाशिषम् ॥

**અર્થઃ**—જે ગુરૂ પોતાનાં સ્ત્રીપુરૂષ સેવકોને દીકરી દીકરાપ્રમાણે ગણતો નથી અને આશીર્વાદ દીધાવિના તેઓનું આપેલું ધન ભોગવેછે તો તેવા ગુરૂને બ્રહ્મહત્યાનો જે મોટો દોષ કહેવાયછે તે લાગેછે.

આ જગત્‌માં કંચન અને કામિની એ બે ભલભલાને ભૂરકી નાંખે તેવી માયા છે. એઓને જોઈ કોઈ માણસે બુદ્ધિ ફેરવવી નહિ એવું છે તો પછી ગુરૂએ હરગીસ તે બેમાં લંપટ નજ થવું જોઈએ એ વાતમાં શું પૂછવું? જે પૂરણ જ્ઞાન પામેલો છે તેને આ ખોટાં દ્રવ્ય અને ખોટી દારા (બૈરી) વગર અધિકારે શાસારૂ અંગીકાર કરવાં જોઇએ? સાધુને પૈસાનું શું કામ? માટે ગુરૂએ સેવકો પાસેથી પૈસાની ઘણીજ થોડી આશા રાખવી. સહજ વાતમાં કોઈના ઉપર જૂલમ કરી (એટલે તેની મરજી ઉપરાંત અથવા ધર્મનું બહાનું બતાવી) ગુરૂએ નાણું ન માગવું. તેણે સેવકને ઘેર કહાવી ન મોકલવું કે આજ અમો તમારે ઘેર પધારવાના છીએ. જ્યારે ગુરૂઓ એમ કરેછે ત્યારે પછી સેવકોને ઘેર હાંલ્લાં અથડાતાં હોય તોપણ તેઓ મોટા ગુરૂના સત્કારનેમાટે દેવું કરેછે તથા આડોશી પાડોશીને શરમમાં નાંખેછે. લોભના આવેશમાં પૈસો એકઠો કરવાસારૂ ગુરૂઓએ અનીતિનાં અને પાપી આચરણોને ન છુપાવવાં તથા છૂપાવવા દેવાં ન જોઈએ. તેઓએ પોતે પ્રાયશ્ચિત્ત (કીધેલાં પાપથી છૂટવાની ક્રિયા) ન કર્યા છતાં કીધાં એમ ન દેખાડવું જોઇએ. તેઓએ ખોટાં પ્રાયશ્ચિત્ત ન કરવાં તથા ન કરાવવા દેવાં જોઇએ. અર્થાત્ કે તેઓએ પોતાના નકામા અને અઘટિત ખર્ચનેવાસ્તે લોભમાં નાણું ભેગું કરવામાટે તાણી તુશીને અપ્રસિદ્ધ (ખૂણામાંના—અઘટિત) શાસ્ત્રાર્થ ન બતાવવા. શાસ્ત્ર દ્રવ્ય મેળવવાને કાજે છે એમ તેઓએ ન જાણવું. તેઓને પોતાનાં-ગુજરાન જેટલું તથા મંદિર હોય તો ખર્ચસારૂ અને ઉપદેશનેમાટે દ્રવ્ય જોઈએ; બાકી, ફાંકટા લાલચુ બનવાને અને અણઘટતા ખર્ચ ઊઠાવવાને ન જોઇએ.

નરહર કવિ કુંડળીઓ લખી કહેછે,—

નરહર બિનતિ કહા કરે,
જનુનિ સુતા બિખ દેત;
બાડ ખેતકું જો ચુગે,
સાધુ પરત ધન લેત;
સાધુ પરત ધન લેત,
નાવ ઘર ત્રિયા જો બોરે;
જો પેરા સો ચોર,
પ્રીત પ્રીતમ કરિ તોરે;
નૃપતિ પ્રજાકું દુઃખ દેત,
કહા શમશેર કર ધર;
સુનહો અકબર શાહ,
કહા બિનતિ કરે નરહર. ૧

**અર્થઃ**—મા થઈને છોકરીને ઝેર આપે; વાડ (સંભાળનાર) ખેતરને (શરણાગતને) નુકસાન કરે, સાધુ થઇને પારકાનું ધન હરણ કરે, નારી થઈને નાવરૂપી જે ઘર તેને ડૂબાવે, પહેરેદાર થઇને ચોરી કરે, પ્રીતમ કહેવડાવીને પ્રીત તોડે, રાજા થઈ રંકરક્ષક તરવાર હાથમાં ધરી રૈયતને દુઃખ દે તો ત્યાં શું વિચારવાનું ને કહેવાનું રહ્યું? એ સરખું હીણું બીજું કંઈજ નથી. ધર્મનો ગુરૂ એટલે સેવકોની મા, તેઓની વાડ, તેઓનો સાધુ, તેઓનાં અંતઃકરણનો સ્નેહી, તેઓની સ્ત્રી, તેઓનો રાજા અને તેઓનું સૌ એવો ગુરૂ જેને ખોળે સેવકનાં શિર છે, જેને આધીન સેવકોનાં મન છે, જેના ઉપર સેવકોનું આ દુનિયાનું તથા પેલી દુનિયાનું સુખ આધાર રાખેછે તે ગુરૂ જ્યારે ગરીબ ભોળા અને અજ્ઞાન સેવકોને વિશ્વાસઘાત કરી છળે તો તે સરખું મહાપાતક બીજું કંઈ નથી.

સાધુ ઈશ્વરીજન કહેવાઈને તેણે સંસારી વિલાસ વૈભવમાં મચ્યાં રહેવું અને તે વળી અઘટિત રીતે એ તેઓને મોટી શરમની વાત છે. તેઓએ તો આવી રીતે સમજવું જોઈએ કે,

श्लोक.

दानेन पाणिर्नतु कंकणेन
श्रोत्रं श्रुतेनैव न कुंडलेन ॥
विभाति कायः करुणापराणां
परोपकारेण न चंदनेन ॥

**અર્થઃ**—હાથ, દાનધર્મ કરવાને આપ્યા છે, કલ્લાં સાંકળાં તથા ફૂલનાં ગજરાં ઘાલવાને નહિ; કાન આપેલા છે તે હરિગુણ સાંભળવાને, કડકીઆં ને કુંડળો લટકાવવાને નહિ; પારકાનાં ઉપર દયા અને પરોપકાર કીધાથી કાયા શોભેછે, મણીઆગરાં તથા ચંદન કેસરના લેપોથી અને તિલકો કરવાથી નહિ.

ગુરૂ થઇને ઘરેણાં લૂગડાં, રથ, પાલખી, ઘોડા, હાથી સિપાઈઓ વગેરે દમામ રાખવા, બાંકા થઇ કુછંદે ભમવાં, ન જવાને ઠેકાણે જવાં, દયાને ઠેકાણે જૂલમ ગુજારવા એ કંઈ તેઓને ઘટિત નથી. કેશવદાસ કવિ રામચંદ્રચંદ્રિકામાં લખેછે કે,

## ( ભુજંગી. )

'કૃતઘ્ની કુવાતી પરસ્ત્રી વિહારી
કરો વિપ્ર લોભી ન ધર્માધિકારી'

**અર્થઃ**—કીધેલા ઉપકારના બદલામાં અપકાર કરનાર, નઠારા છંદમાં પડેલો, પારકાની સ્ત્રી ભોગવનારો, લોભી એવા બ્રાહ્મણને ધર્મનો અધિકારી એટલે ગુરૂ ન કરો.

સૌ કોઇએ પારકી સ્ત્રીને મા બેનપ્રમાણે જાણવી તો ગુરૂએ પોતે, સૌ સ્ત્રીઓને વિશેષે શિષ્યાણીઓને દીકરીપ્રમાણે ન ગણવી? જે ગુરૂ સ્ત્રી સેવક ઉપર કનજરે જોયછે તે ઘણો પાપી ચંડાળ જાણવો. ગુરૂ એવાં નીચાં જારકર્મ (છિનાળાં) થી કેટલો પાપી થાયછે તે વાત, એવાં કીધેલાં કર્મના પ્રાયશ્ચિત્ત શાસ્ત્રમાં લખેલાં છે તે ઉપરથી સ્પષ્ટ જણાયછે.

શિષ્ય અને પુત્રમાં ભેદ નથી, શિષ્યાણી અને પુત્રીમાં ભેદ નથી, પુત્રીની સ્ત્રી અને શિષ્યની સ્ત્રીમાં ભેદ નથી. એ રીતે સર્વ ધર્મશાસ્ત્રનું મત છે.

કહેવાયછે કે महाजनो येन गतः स पंथाः જ્યાંથી મોટા પુરૂષ ગયા હોય તે માર્ગ અને ભગવદ્ગીતામાં પણ લખ્યું છે કે—

श्लोक.

यद्यदाचरति श्रेष्ठस्तत्तदेवेतरोजनः ।
स यत्प्रमाणं कुरुते लोकस्तदनुवर्त्तते ॥ १ ॥

**અર્થઃ**—જે રીતે મોટા પુરૂષ વર્ત્તે તે રીતે બીજા ચાલે ને વાત પણ ખરી છે કે જેવાં આચરણ ગુરૂનાં હોય તેવાં આચરણ સેવકોનાં થાય. માટે ગુરૂએ પોતાનાં આચરણ શુદ્ધ છે એમ બહારથી લોકલાજની ખાતર માત્ર દેખાડવું નહિ પણ ખરેખરા અંતઃકરણથી મન શુદ્ધ કરી તેપ્રમાણે બહાર અને ઘરમાં, શરીર ઉપર ને મનમાં વર્ત્તવું જોઇએ; પોથીમાંનાં રીંગણાં એવી રીતની વર્ત્તણૂક ગુરૂએ રાખવી નહિ.

પોતાનાં નિત્યકર્મથી પરવાર્યા એટલે ગુરૂઓએ તથા તેના આશ્રિત, શાસ્ત્રી, પુરાણી આદિલેઈ વિદ્વાનોએ ઈશ્વરને ઓળખવાનો માર્ગ, ઈશ્વરગુણકથા, નીતિકથા

અને વિદ્યાસંબંધી વિષયો આદિ એઓનો સેવકોને બોધ આપવો. એમ નહિ કે જેટલું પુસ્તકમાં લખ્યું હોય તેટલુંજ, પણ જે લખ્યું હોય તેને વિસ્તારીને સેવકોનાં મનમાં પેસે તેવી રીતે સમજાવવું. ગુરૂઓએ દેખાઇતી વિપરીત (ઊલટી) લાગે એવી બાબતો છાલકા અને કાચા મનના શ્રોતાઓને (સાંભળનારાને) સમજાવતી વખતે મોટી સંભાળ રાખવી. મઠ મંદિરમાં ભાષણો જારી રાખવાં, કેટલાએક વિદ્વાનોને લોકની શંકા તોડવાનું કામ સોંપવું અને કેટલાએકને પારકા ધર્મના લોકના ખોટા વાદ રદ કરી આપવાનું સોંપવું. સંસ્કૃત ગ્રંથોને પ્રાકૃતમાં આણવા કે સૌના જાણ્યામાં તરત આવે. પોતાના માર્ગસંબંધી, નીતિસંબંધી અને ઉપયોગી વિદ્યાસંબંધી, ગ્રંથો રચી રચીને લોકનાં વૃંદમાં મૂકવા એ, સેવકો પ્રત્યે ગુરૂનું મોટું દેણ છે. એકજ માર્ગના ગુરૂઓએ એક બીજાની અદેખાઈ ન કરવી. પોતપોતાના લાભને ન જોઈ ધર્મના સાધારણ પ્રસારમાં ખરા અંતઃકરણથી સૌએ પરસ્પર સહાય કરવી. તેઓએ તથા તેઓના આશ્રિતોએ એકજ ઠેકાણે બેશી રહેવું નહિ. દેશાટન કરીને, ટાઢ તડકા સહન કરીને ઠેકાણે ઠેકાણે સુબોધ કરતાં રહેવું. સ્ત્રીસેવકોને દેવદર્શન કરવાસારૂ તથા તેઓનાં મંડળને સુજ્ઞાન આપવાસારૂ સારી તજવીજો રાખવી કે કોઈ વાતે તેઓથી તથા પુરૂષોથી લગારપણ બેમર્યાદ થવાય નહિ. ગુરૂઓએ સ્ત્રીજાતિ ઉપર વધારે ધ્યાન દેવું; કેમકે તેમના ઉપર પ્રજા આધાર રાખેછે; તેઓને ભણવાની છૂટ આપી નીતિ સમજાવવી કે તેઓ પોતાનાં છોકરાંઓમાં તેવાં બીજ રોપે. ગુરૂ કહેવાતા પુરૂષોએ લોકોને સારી વાતોનો ઉપદેશ કરવાની ટેવ તો જરૂર જરૂર રાખવી જોઇએ. ધર્મનીતિ શીખવવાને તેઓએ સમર્થ સેવકોની સહાયતાથી નિશાળો કહાડવી અને તેમાં રૂડી રીતે છોકરાંઓને કેળવણી આપવી. ગુરૂ જો પોતાના સેવકોને નઠારો બોધ આપે અથવા તેઓ નઠારે માર્ગે વળે એવું પોતે આચરણ કરે તો તેથી શિષ્યશિષ્યાણીનાં સઘળાં પાપ ગુરૂનાં પોતાનાં પાપમાં ભેગાં થાયછે. મનુસ્મૃતિમાં લખેછે,—

શ્લોક.

राज्ञि राष्ट्रकृतं पापं कृतं राज्ञा पुरोहिते ॥
भर्तरि स्त्रीकृतं पापं शिष्यपापं गुरौ स्मृतं ॥ १ ॥

**અર્થઃ**—પ્રજાએ કીધેલું પાપ રાજાને લાગેછે, રાજાએ કીધેલું પાપ તેના ગોરને લાગેછે, સ્ત્રીએ કીધેલું પાપ તેના ધણીને લાગેછે અને શિષ્ય પાપ કરે તે ગુરૂને લાગેછે.

પ્રજા પાપ ન કરે માટે રાજાએ તજવીજ રાખવી, બૈરી પાપ ન કરે માટે તેના વરે તેને નીતિ સમજાવવી અને શિષ્ય પાપ ન કરે માટે ગુરૂઓએ તેમને સુબોધ આપવો. ગુરૂ ઘણા પ્રકારના છે, પણ ધર્મનીતિના મર્મ જાણી તેપ્રમાણે વર્ત્તનારા ને બીજાને વર્ત્તાવી શકનારા ગુરૂ પૃથ્વી ઉપર દુર્લભ છે. ઘેરેઘેર દીવા હોયછે તેમ ગુરૂપણ છે, પણ જે ગુરૂ સૂર્યનીપેઠે સૌનેજ પ્રકાશિત કરે તે ગુરૂ સર્વથી શ્રેષ્ઠ ને દુર્લભજ હોવો જોઈએ.

---

## ૧૯. રામાયણનો સાર.

પ્રતાપી સૂર્યવંશમાં સત્તાવનમો રાજા દશરથ અયોધ્યામાં રાજ્ય કરતો હતો. એને કૌશલ્યા, સુમિત્રા ને કૈકેયી એ ત્રણ રાણી હતી, પણ એમાંથી કોઇને સંતાન નહોતું. રાજાએ પોતાને પુત્ર નહિ તેથી અશ્વમેધ યજ્ઞ કર્યો. થોડા દહાડાપછી પાછો એક બીજો યજ્ઞ શૃંગઋષિએ રાજાનેમાટે કરવા માંડ્યો.

એ ટાણાઉપર વળી એક વાત આ બની હતીઃ—સઘળા દેવતાઓએ બ્રહ્માનીપાસે જઈને વિનતિ કરી કે મહારાજ તમારો પ્રપૌત્ર (છોકરાનો છોકરો ને તેનો છોકરો) રાવણ જેને તમે વરદાન આપેલું છે કે તે સુર અસુર કોઈથી જીતાશે નહિ તેણે મદાભિમાનમાં જગત્માં ત્રાસ ત્રાસ વર્ત્તાવ્યો છે—તે યજ્ઞમાં ભંગ કરેછે ને અમને બળિ મળતાં નથી, તેણે પોતાની પ્રજાને યમની સત્તામાંથી મુક્ત કરી છે ને અમને દાસ કર્યા છે, તે બ્રાહ્મણ તથા ગાયને બહુ દુઃખ દેછે, તે અમારામાંના કેટલાએકની સ્ત્રીઓનું બળાત્કારે હરણ કરી ગયો છે, માટે બ્રહ્મદેવ તમે કોઇપણ યુક્તિથી અમને રાવણના ત્રાસથી ઉગારો. એ વિનતિ ઉપરથી બ્રહ્મા ને સર્વ દેવતા એઓએ ક્ષીરસાગરને તટે જઈ વિષ્ણુની સ્તુતિ કીધી. વિષ્ણુ દર્શન આપી વદ્યા કે ભય ન રાખો, મેં યુક્તિ શોધી કહાડી છે કે જેથી બ્રહ્માનું વરદાન મિથ્યા ન થતાં રાવણનું મૃત્યુ થશે. રાવણે મનુષ્ય ને વાનર તે શી ગણતીમાં એમ જાણી અભિમાનમાં તેઓથી ન મરૂં એવું વરદાન માગ્યું નથી માટે હું અયોધ્યામાં જઈ રામને નામે અવતાર ધારણ કરીશ ને રાવણને મારીશ; તમે સૌ પૃથ્વીઉપર વાનરરીંછ થઇ અવતરજો. એ સાંભળી સર્વ દેવતાઓ આજ્ઞાપ્રમાણે વર્ત્તવાને પોતપોતાને ધામે ગયા હતા ને વાનર રીંછને પેઠે અવતર્યા હતા.

શૃંગઋષિના યજ્ઞની પૂર્ણાહુતિ થઇ કે તેમાંથી સાક્ષાત્ અગ્નિદેવ પ્રગટ થયા ને એણે પાયસનું (દૂધચોખાનું) ભરેલું એક સુવર્ણપાત્ર શૃંગને આપ્યું ને એણે તે દશરથને આપ્યું. દશરથે તે પાત્રનો પ્રણામપૂર્વક

સ્વીકાર કરી અગ્નિદેવની પ્રદક્ષિણા કરી દંડવત્ કર્યા ને પછી તરતજ અગ્નિદેવ અંતર્ધાન થઇ ગયા. પછી રાજાએ અંતઃપુરમાં (રણવાસમાં) આવી અર્દ્ધ પાયસ કૌશલ્યાને પાયું, અર્દ્ધનું અર્દ્ધ સુમિત્રાને પાયું ને તેનું અર્ધ કૈકેયીને પાયું ને વધ્યું તે પાછું સુમિત્રાને પાયું. એ પાયસથી ત્રણેને ગર્ભ રહ્યા.

પછી પૂરે દહાડે ચૈત્રશુદ્ધ નવમીએ રાણીઓને પ્રસવ થયો-કૌશલ્યાએ રામને, સુમિત્રાએ લક્ષ્મણ તથા શત્રુઘ્ન એ બેને અને કૈકેયીએ ભરતને એમ જન્મ આપ્યા, અને દશરથે મોટો ઓચ્છવ કર્યો.

જનોઇ દેવાયાપછી ચારે ભાઈઓએ વસિષ્ઠગુરૂપાસે વિદ્યાભ્યાસ કીધો ને તેઓ વેદશાસ્ત્રમાં ને ક્ષાત્રકળામાં નિપુણ થયા; તેમાં રામ સૌથી શ્રેષ્ઠ નીકળ્યો.

જેવામાં દશરથ પોતાના પુત્રોનાં લગ્ન કરવાસંબંધી વિચાર કરતો હતો તેવામાં વિશ્વામિત્ર ઋષિ ત્યાં આવ્યો. રાજાએ મોટો સત્કાર કર્યો. વિશ્વામિત્રે આશીર્વાદ ભણી માગ્યું કે રાક્ષસો રક્ત માંસ નાંખી અમારા (બ્રાહ્મણોના) યજ્ઞ ભ્રષ્ટ કરેછે; રાવણે મારીચ તથા સુબાહુ એ બેને યજ્ઞભંગ કરવાનું સોંપ્યું છે માટે વિનતિ છે કે તું તારા જ્યેષ્ઠ પુત્ર રામને મારી સાથે મોકલ-એ તરૂણ મોટો સમર્થ છે, એની સામે કોઈ પણ રાક્ષસનું ચાલનાર નથી; રામની તું કશીએ ચિંતા કરીશ નહિ. એ સાંભળી રાજા શોકાતુર થયો ને બોલ્યો કે મહારાજ, હજુ રામને સોળ વર્ષ તો થયાં નથી અને હું આંખ આગળથી શી રીતે કહાડી શકું; હું મોટું સૈન્ય લેઇને તમારી સાથે આવવાને સિદ્ધ છઉં. વિશ્વામિત્રે અતિ ક્રોધ કરી કહ્યું કે તેં મને વચન આપ્યું છે ને હવે તું ફરી જઇશ; ઠીક છે ઠીક છે, તારા સરખા અસત્ય ભાષણ કરનારાથીજ રઘુકુળનો યશ વધશે! મિથ્યાવચની, હું હવે જાઉં છઉં. રાજા ગભરાયો, પણ પછી વસિષ્ઠગુરૂના સમજાવ્યાથી તેણે રામ તથા લક્ષ્મણ એ બેને વિશ્વામિત્રને સોંપ્યા.

વિશ્વામિત્ર કુંવરોનેસાથે લેઈ અયોધ્યેથી નીકળ્યો. ઋષિ તથા કુંવરો શરદનું સૌંદર્ય જોતા ને માર્ગને કાપતા જ્યારે શરયૂ તથા ગંગા એ બેનો જ્યાં સંગમ થાયછે ત્યાં આવી પહોંચ્યા ત્યારે વિશ્વામિત્રે એક આશ્રમ જેમાં ઘણાક ઋષિઓ રહેતા તેમાં વાસો કર્યો ને રામલક્ષ્મણને જણાવ્યું કે આ ઠેકાણે શિવે કામને બાળી નાંખ્યો છે. બીજે દિવસે પ્રાતઃકાળે હોડીમાં બેશી ઋષિ તથા રાજપુત્રો ગંગાનદી ઉતર્યા ને એક ભયંકર વનમાં આવ્યા. ઋષિયે કહ્યું કે આ વન મારીચ રાક્ષસની મા તાટકાનું છે; એ રાક્ષસી આ પ્રદેશમાં કોઇને સુખે રહેવા દેતી નથી માટે ઓ રામ તું બ્રાહ્મણને અર્થે એને માર; એ સ્ત્રી છે તેથી તું તેને મારતાં સંકોચ પામીશ, પણ રાજાઓનો ધર્મ છે કે પ્રજાનાં હિતને અર્થે કર્મ કરવું પછી એ પુણ્યનું કે પાપનું ગમે તેવું હોય. પછી રામે ઋષિને કહ્યું કે મારે તમારી આજ્ઞા પાળવીજ જોઈએ. આમ કહી રામે ધનુષનો ટંકાર કર્યો એટલે તાટકા ક્રોધ ભરી ગર્જના કરતી ત્યાં આવી. તેણે બે ભાઇઓઉપર પથ્થરનો વરસાદ વરસાવ્યો ને તે બે હાથ ઊંચા કરી રામના ઉપર ધશી. તરતજ રામે એક શસ્ત્ર ફેંક્યું કે જેથી તેના બંને હાથ કપાઈ પડ્યા ને લક્ષ્મણે નાકકાન કાપી નાંખ્યાં. તાટકાએ લોપ થઇ જઇ ફરીથી માયાબળે પથ્થરો વરસાવ્યા. વિશ્વામિત્ર બોલ્યો કે રામ! તે સ્ત્રીજાત છે જાણી દયાનો વિચાર ન કરીશ, તત્કાળ તેનો વધ કરી નાંખ; રાત્રી પડશે તો અંધારામાં રાક્ષસોથી ઉગરવું દુર્લભ થશે. એ વચન સાંભળી રામે ચંદ્રાર્ધ બાણ માર્યું કે જે તાટકાને વાગતાંજ તે લોહી ઓકી પૃથ્વી ઉપર પડીને મરણ પામી. એ દિવસની રાતે તો તેઓ તેજ વનમાં રહ્યા.

બીજે દિવસે ઋષિએ દેવને પણ દુર્લભ એવાં કેટલાંક શસ્ત્ર અસ્ત્ર રામને આપ્યાં અને બે મંત્ર શીખવ્યા. એક મંત્ર એવો હતો કે જેથી ઇચ્છેલાં અસ્ત્ર શસ્ત્ર સમક્ષ થાય ને કામ કરી આપે અને બીજો મંત્ર એવો હતો કે ભૂખ તરસ ન લાગે ને ઊંઘ ન આવે.

પછી તેઓ આગળ ચાલ્યા એટલે થોડેક દૂર એક પર્વત દેખાયો ને એનીપાસે એક સુંદર ઉપવન દેખાયું કે જેમાં હરણો કૂદકારા મારી રહ્યાં છે ને પક્ષિયો વિવિધપ્રકારે આલાપ કરી રહ્યાં છે. ઋષિએ કહ્યું કે એ મારો આશ્રમ છે ને મારો છે તે તમારોજ છે; વિષ્ણુએ વામનરૂપે બળીને છળ્યો તેની પહેલાં તે એ ઠેકાણે રહી તપશ્ચર્યા કરતા હતા. થોડીવાર પછી તેઓ આશ્રમે આવી પહોંચ્યા ને સૌ ઋષિઓ પ્રસન્ન થયા.

બીજે દહાડેથી સામગ્રી થવા માંડી ને સાતમે દહાડે યજ્ઞનો પ્રારંભ થયો. મારીચ ને સુબાહુ એ રાક્ષસો રક્ત ને અસ્થિથી યજ્ઞને ભ્રષ્ટ કરવાને મથ્યા, પણ રામે તેઓને ફાવવા ન દીધા. મારીચે બીજવાઈને બ્રાહ્મણોને પકડવા માંડ્યા, પણ રામે એક મોટું શસ્ત્ર તેના ઉપર ફેંક્યું જેથી તે ઘણેક દૂર ઊડીને સમુદ્રમાં પડ્યો. સુબાહુને બાણથી માર્યો ને બીજા રાક્ષસોને પણ સંહાર્યા. પછી નિર્વિઘ્ને યજ્ઞ સમાપ્ત થયો ને વિશ્વામિત્ર તથા બીજા ઋષિયોએ રામલક્ષ્મણની બહુ પ્રશંસા કરી.

બીજે દહાડે વિશ્વામિત્ર આદિ ઋષિયો રાજપુત્રો પ્રત્યે બોલ્યા કે મિથિલા નગરીમાં રાજા જનક યજ્ઞ

કરેછે ને ત્યાં એક શિવનું ધનુષ છે તે જોવાને અમારી સાથે ચાલો. પછી તે સૌ ચાલ્યા. વાટમાં ગૌતમનો આશ્રમ આવ્યો તે જોયો—અહિં અહલ્યા જે પોતાના પતિ ગૌતમના શાપથી શલ્યા થઈ પડી હતી તેના ઉપર રામનો પગ પડચો એટલે તે સજીવન થઈ હતી અને ગૌતમઋષિ પોતાની સ્ત્રી વ્યભિચારદોષથી મુક્ત થઇ જાણીને પાછો પોતાના આશ્રમમાં આવી રહ્યો હતો. પછી માર્ગ કાપતાં સૌ મિથિલાપુરી પહોંચ્યા અને જ્યાં ઋષિયોનો સાથ પડયો હતો ત્યાં ઊતર્યા. જનકને જાણ થઇ કે તરત તે પ્રધાનો સાથે વિશ્વામિત્રને મળવા આવ્યો. અહિં રામલક્ષ્મણને જોઇ રાજાએ ઋષિને પૂછ્યું કે આ બે બાળક મુનિકુળભૂષણ છે કે રાજકુળભૂષણ છે? વિશ્વામિત્રે સર્વ કથા કહી ને રાજા પ્રસન્ન થઇ પોતાને મંદિરે ગયો.

પછી ઠેરવેલે દિવસે રામલક્ષ્મણ વિશ્વામિત્ર સાથે સ્વયંવરમાં ગયા. જનકે મોટા આદર કરી તેઓને સ્વયંવરની રચના દેખાડી ને સુંદર આસન ઉપર બેસાડ્યા. પછી રંગમંડપમાં સર્વ રાજા સાંભળે તેમ ઊંચે સ્વરે કહ્યું કે આ શિવનું ધનુષ જે તોડશે તેને વૈદેહી વરમાળ આરોપશે. એ ઉપરથી કેટલાક રાજાઓએ ધનુષ ઉપાડવાનો પ્રયત્ન કર્યો, પણ તે ઉપડયું નહિ. પછી વિશ્વામિત્રની આજ્ઞાથી રામ ઊઠયો ને એણે મલકાતે મોઢે ધનુષ સહજમાં ઊંચકયું ને એના વચમાંથી બે કકડા કરી નાંખ્યા; અને તરતજ સીતાએ રામને વરમાળ પહેરાવી દીધી.

પછી જનકે દશરથ વસિષ્ઠાદિને તેડાવ્યા ને લગ્નનો મોટો સમારંભ કર્યો. સીતાને રામ જોડે, એની બેન ઊર્મિલાને લક્ષ્મણ જોડે અને પોતાના ભાઈ કુશધ્વજની બે કન્યાને ભરત શત્રુઘ્ન જોડે જનકે પરણાવી અને વેવાઈને સર્વ રીતે પ્રસન્ન કર્યા.

લગ્ન થયાં કે બીજે દહાડે વિશ્વામિત્ર બંને રાજાને આશીર્વાદ દેઇ પોતાના આશ્રમ ભણી ચાલતો થયો અને રાજા દશરથ તથા ગુરૂ વસિષ્ઠ રાજા જનકને મળી પોતાના પુત્ર તથા વહુઓને લેઈ મોટા ઠાઠથી અયોધ્યે જવા નીકળ્યા.

અયોધ્યે જતાં માર્ગમાં એકાએક મોટો વાયુ છૂટચો ને પૃથ્વી કાંપવા લાગી ને દિશા અંધારી થઇ ગઇ;–તરતજ એક જટાધારી તેજસ્વી કાળપુરૂષ સામો આવતો દેખાયો. એ જોઈ સર્વ ભયભીત થઈ રહ્યા. વસિષ્ઠ તથા બીજા ઋષિયોએ જાણ્યું કે એ પરશુરામ છે તેથી તેઓએ પ્રણામ પૂર્વક વિનતિ કરી કે હે પ્રતાપી રામ! ક્રોધ શમાવો. પરશુરામે તેઓને કાન ન દેતાં રામની સામા આવી આ પ્રમાણે કહ્યું કે ઓ દશરથના પુત્ર! મેં તારાં સામર્થ્યવિષે ને તેં શિવનું ધનુષ ભાગ્યું તેવિષે સાંભળ્યું છે, પણ આ વિષ્ણુનું ધનુષ મારી પાસે છે ને એથી મેં પૃથ્વી જીતી છે એને તું ચડાવ, પછી હું તારી સાથે દ્વંદ્વયુદ્ધ કરીશ. દશરથે દીનતાથી ઘણું સમજાવ્યું, પણ પરશુરામે ન માન્યું. પછી રામે તે ધનુષ હાથમાં લેઈ ચડાવ્યું ને કહ્યું કે તમે પૂજ્ય બ્રાહ્મણ છો માટે તમારી ભણી શર નથી યોજતો પણ આકાશભણી યોજું છઉં. એ ધીટતા જોઈ પરશુરામે જાણ્યું કે રામ તે વિષ્ણુ પોતેજ છે ને પછી રામને નમન કરી તે પોતાના આશ્રમ ભણી ચાલતો થયો.

પરશુરામ ગયા પછી વહુવર તથા જાન સૌ અયોધ્યે આવી પહોંચ્યું. રાજકુટુંબ ને સર્વ પ્રજા મોટા ઉત્સાહથી સામા લેવા ગયાં ને મોટી ધામધૂમથી સૌએ નગરમાં પ્રવેશ કર્યો ને ઘેર ઘેર ઓચ્છવ થઇ રહ્યો.

## (બાલકાંડકથાસાર સમાપ્ત.)

---

ચારે ભાઇઓએ પોતપોતાના ગૃહસ્થાશ્રમ માંડ્યા ને તેઓ માતાપિતાગુરૂની આજ્ઞામાં રહી, રાજકાર્યમાં મન રાખતાં રહી, પ્રજાની પ્રીતિ મેળવતા રહી પોતપોતાની સ્ત્રીઓ સાથે પૂર્ણપ્રેમવિલાસથી સુખમાં દિવસ નિર્ગમન કરતા થયા.

દશરથે પોતાની વૃદ્ધાવસ્થા થઇ જાણી રામને યુવરાજ કરવાનો સભામાં વિચાર કીધો ને ગુરૂએ મુહૂર્ત જોઈ દિવસ નિર્ધાર્યો. એ ધામધૂમની જાણ મન્થરા દાસીએ કૈકેયી રાણીને કરી ને એણે પણ પોતાની પ્રસન્નતા દેખાડી. રાણીને રાજી થતી જોઈ મન્થરાને ક્રોધ ચડચો ને એણે પછી તેને ઘણી ઘણી રીતે ભંભેરીને ભૂત કીધી;—એવી કે મુહૂર્તને આગલે દહાડે જ્યારે રાજા કૈકેયીને મંદિરે ગયા ત્યારે એણે તેનો આદર સત્કાર પણ ન કર્યો ને રાજાએ ઘણા કાલાવાલા કર્યા ત્યારે રોષમાં બોલી કે દેવદૈત્યના યુદ્ધને પ્રસંગે જ્યારે રથનો આંક નીકળી પડચો હતો ને મેં મારો હાથ પૈડાંમાં ઘાલી રાખ્યો હતો તે સમયે તમે મને બેવાનાં માગવાનાં કહ્યાં હતાં ને મેં કહ્યું હતું કે માગું ત્યારે આપજો તો તે હું આજ માગું છઉં:–મારા ભરતને રાજ્ય આપો ને રામને ચૌદ વર્ષ વનવાસ કહાડો. એ ક્રૂર વચન સાંભળતાંજ રાજા મૂર્છિત થઇ પડચો. પછી વળી શુદ્ધિમાં આવી તેણે કૈકેયીને બહુ બહુ રીતે સમજાવી પણ તેણે ન માન્યું. એ બોલી કે "મેં ત્રણ વાર તમારી પાસે માગ્યું છે. તમારે તમારૂં વચન પાળવું જોઇએ. નહિ પાળો તો હું તમારી સ-

મક્ષ ઝેર ખાઇને મરીશ." રાજા અકળાઇને બોલ્યો કે "આજથી હું તારો ને તારા દીકરા ભરતનો બંનેનો ત્યાગ કરૂંછું."

પ્રાતઃકાળે વસિષ્ઠે સુમંત્ર પ્રધાનને કહ્યું કે જઇને રાજાને કહો કે ઉતાવળ કરો, મુહૂર્ત વહી જશે. પ્રધાન ઉમંગ ભર્યો કૈકેયીને મંદિરે ગયો ને જ્યાં રાજા રાત્રે સૂઇ રહ્યો હતો તેની પાસેના ઓરડામાંથી તેણે તેની સ્તુતિ કીધી. પણ દશરથ અતિશોકથી એવો તો અશક્ત થઈ ગયો હતો કે તેથી ઉત્તર વળાયો નહિ. કૈકેયીએ કહ્યું કે સુમંત્ર તમે ઉતાવળા રામને અહીં તેડી લાવો, રાજા તેને કંઇ કહેવાને ઇચ્છેછે. તરત સુમંત્ર રામને મંદિરે ગયો. અહિં તો સર્વ પ્રકારની શોભા થઇ રહી હતી ને લોક રામને રથમાં બેસતા જોવાને ઠેઠઠ મળ્યા હતા. સુમંત્રે રામને સંદેશો કહ્યો ને એ તત્કાળ કૈકેયીને મંદિર આવ્યો; જોયછે તો દશરથ કેવળ ઉદાસ મોઢે કૈકેયીની પાસે પડેલો છે. રામ પિતાને તથા કૈકેયીને પગે પડચો ને દશરથની આંખમાંથી આંસુના ઓઘ ચાલ્યા; એનાથી 'ઓ રામ' એથી વધારે બોલી શકાયું નહિ. પછી રામે કૈકેયીને કહ્યું માતા કહો મને, મેં મહારાજનો શો અપરાધ કીધો છે? તે બોલી અરે રામ, મહારાજ ક્રોધે નથી ભરાયા ને દુઃખમાં પણ નથી, પણ એના મનમાં કંઇ કહેવાનું છે પણ તે તારા ભયથી કહી શકતા નથી પણ તે તારે જાણવાની અગત્ય છે ખરી. હું બે વાનાં માગું તે મને આપવાનું મહારાજે વચન આપ્યું છે પણ તેનો હમણા તે પસ્તાવો કરેછે. તારા પિતાએ પોતાનું આપેલું વચન પાળવું જોઈએ એવી જો તારી ઇચ્છા હોય તો તું આજનો આજ નગરમાંથી જા ને ચૌદ વર્ષ પૂરાં થાય ત્યાંલગી પાછો આવીશ નહિ અને મારા ભરતને રાજ્ય કરવા દે. એ સાંભળી દશરથ શોકે વીંધાયો, પણ રામને કંઇજ લાગ્યું નહિ; એ બોલ્યો કે ઘણું સારૂં, હું વનમાં જઇશ એટલે મહારાજનું વચન પળશે ને હમણા ભરતને તેડાવું છઉં. પછી તરતજ રામ મૂર્છિત દશરથને પગે પડી તેમ કૈકેયીને પગે પડી કૌશલ્યાને મંદિરે ગયો ને સાષ્ટાંગ કરી સર્વ વર્તમાન કહ્યું. કૌશલ્યાએ મોટું આક્રંદ કર્યું ને રામને બહુ સમજાવ્યો, પણ એણે કહ્યું કે મારે તો મહારાજની આજ્ઞા માનવીજ જોઇએ ને પછી આજ્ઞા માગી તે પોતાને મંદિરે આવ્યો. અહીં સીતાને કહ્યું કે હું વનવાસ જાઉં છઉં ને ભરત ભાઇ રાજ્ય કરશે; તારે મારી માતા કૌશલ્યાની માનપૂર્વક દૃઢ સેવા કરવી ને બીજી માતાઓને પણ માન આપવું. તેમ મારા ભાઇ ભરત શત્રુઘ્ન તે તારા પોતાના ભાઇઓ છે એમ જાણવું; ઓ પ્રિયા! મારે વનમાં જવુંજ જોઈએ ને તું ભરત રાજાની આજ્ઞામાં રહેજે. એ વચનો સાંભળી સીતાને ક્રોધ ઉપજ્યો, પણ તે વિવેકથી બોલી કે રામ આ તમે શું ભણોછો? સ્ત્રી તો પોતાના સ્વામીના સુખદુઃખની ભાગિયેણ છે; તમે આજ વનમાં જવાના છો તો મારે તમારાથી આગળ જઈ કાંટા ખસેડી નાંખવા જોઇએ; પતિ ગમે ત્યાં હોય તોપણ સ્ત્રીએ તેના ચરણના ઓળામાં રહેવું જોઈએ; હું મારા પિતાનાજ ઘરમાં હોઉં તેવાજ સુખમાં હું વનમાં રહીશ; મને ભય નહિ લાગે, મને તમારી સાથે વનમાં ભમવાની અને નદી, સરોવર, ફૂલ, પક્ષી જોવાની બહુ ઇચ્છા છે; હું તમને ભારે નહિ પડું, પણ જો તમે મને મૂકીને જશો તો હું પ્રાણત્યાગ કરીશ. પછી રામે વનવાસનાં દુઃખ કહી સંભળાવ્યાં ને કહ્યું કે વિયોગથી પ્રેમનું સુખ જણાયછે માટે તારે મારી સાથે આવવાનો વિચાર છોડી દઇ અહીઆંજ રહેવું. પાછું સીતાએ કરગરવા માંડચું કે તમે હશો ત્યાં અમંગળ તે સૌ મંગળ થશે, એક તમારા વિયોગ વિના બીજું બધું મારાથી સહન થશે, મને નિરાશ ન કરો, ઓ રામ! મને સાથે રાખો એમ કહી પગે પડી ભારે રૂદન કર્યું. એ પ્રમાણે સીતાનો દૃઢ નિશ્ચય જોઇ રામે છેલ્લીવારે આવવાની હા કહી ને કહ્યું કે તારી સાસૂઓને મળી વસ્ત્ર ઘરેણાં ધર્મે કરી દેઇ આવ. લક્ષ્મણે કાલાવાલા કર્યા તેને તો તરતજ કહ્યું કે સૌને મળીને તૈયાર થઇ આવ.

પછી રામ, લક્ષ્મણ ને સીતા ત્રણે જણ વનમાં જવાનો વેષ ધારણ કરી દશરથ રાજાની આજ્ઞા લેવાને ચાલ્યાં. દશરથે સુમંત્રને કહી સર્વ કુટુંબને કૈકેયીને મંદિરે બોલાવ્યું. રામ, લક્ષ્મણ, સીતા એઓને પોતાની પાસે આવતાં જોઇ દશરથ પોતાના આસન થકી ઊભો થયો, પણ પાછો તરતજ મૂર્છા ખાઇ પડચો. રામ લક્ષ્મણે વહેલાં વહેલાં દોડી મહારાજને ઊંચકી પાછો બેસાડચો ને સ્ત્રીઓએ રડારડ કરી મૂકી. રામ બોલ્યો ઓ મહારાજ! હું વનમાં જવા નીકળ્યો છઉં, મને આશીર્વાદ દો અને આ લક્ષ્મણ તથા સીતાને મારી સાથે આવવાની આજ્ઞા આપો. દશરથે કહ્યું ઓ રામ! તું મારી આજ્ઞા ન માગ, તું આજ અયોધ્યાનો રાજા થા. રામ બોલ્યો કે ચૌદ વર્ષ થશે એટલે હું આવીશ ને તમને મળીશ. પિતાપુત્રનાં ભાષણથી સૌનાં હૃદય પીગળ્યાં, પણ કૈકેયીને કાંઈજ લાગ્યું નહિ. એને સુમંત્રે વશિષ્ઠે બહુ બહુ તીક્ષ્ણ વચન કહ્યાં, પણ તેણે પોતાનું બોલવું ફેરવ્યું નહિ. તેણે વલ્કલ આગળથી મંગાવી રાખ્યાં હતાં તે જાતે ઊઠીને સૌ હતાં ત્યાં આ-

ણ્યાં ને તે બોલી કે પહેરો. ત્રણે જણાએ તે પહેર્યાં ને પછી રામલક્ષ્મણ ધનુષ્યબાણ લેઇ સીતા સાથે રથમાં બેઠાં. સુમંત્ર હાંકવા બેઠો ને એણે ઘોડાને દોડાવી મૂક્યા. નગરલોક રથની પછવાડે રામને જોવાને દોડ્યા. દશરથ પણ મંદિરની બહાર ધશીને આવ્યો ને તેણે રામની પછવાડે દોડવા માંડયું પણ પ્રધાનોએ તેને સમજાવી પાછો મંદિરમાં આણ્યો.

રામ વિદાય થયો કે રાજા દશરથ પાછો મૂર્ચ્છિત થઇ પડચો. કૌશલ્યા ને કૈકેયી એ બેએ મળીને ઊઠાડચો. વળી શુદ્ધિમાં આવતાં તે જોયછે તો કૈકેયી પાસે ઊભેલી. દશરથ બોલ્યો એ દુષ્ટ મને અડીશ નહિ, તું આજથી મારી સ્ત્રી પણ નથી ને મિત્ર પણ નથી, તું આજથી વિધવા થઇ રહેજે. પછી મહારાજ કૌશલ્યા સાથે પોતાના રાજમંદિરમાં ગયો.

નગરના લોક પાછા વળતા નથી તે જોઈ સુમંત્રે રામની આજ્ઞાથી તમસા નદીને કાંઠે ઉતારો કીધો ને રાત્રિએ રામે સૌ સાથે મળી પ્રસંગવાર્તા કરી. પરોઢિયે રામ પત્રની શૈયા ઉપરથી ઊઠચો ને લોકને ઊંઘતા જોઇ લક્ષ્મણને કહેવા લાગ્યો કે આ લોકોએ આપણને પાછા નગરમાં લેઇ જવાની પ્રતિજ્ઞા કરી છે ને એઓ આપણને છોડવાના નથી માટે એ સૌ જાગે તેની પહેલાં આપણે અહિંથી જતા રહીએ. પછી સુમંત્રે રથે ઘોડા જોડચા ને બે ભાઈ તથા સીતા તેમાં બેઠાં કે તરત તેણે થોડેક લગી અયોધ્યા ભણી રથ હાંક્યો ને પછી પાછો જુદે રસ્તે તમસા નદીને કાંઠે આણ્યો. વહાણે વાયે લોકે ઊઠીને જોયું તો રામલક્ષ્મણ કોઇ મળે નહિ ને પછી તેઓ નિરાશ થઇ અતિ શોકે પાછા અયોધ્યે ગયા. આણીગમ રામ તો તમસા નદી ઊતરીને કોસલ દેશમાં થઇને ગુહ નામે ભીલ રાજાના નગરમાં આવી રહ્યો. એ ભીલ રામનો ભક્ત હતો તેથી તેણે રૂડો સેવાસત્કાર કર્યો. બીજે દિવસે સવારે રામે સ્નેહપૂર્વક પ્રશંસા કરી સુમંત્રને વિદાય કર્યો ને પોતે સીતા તથા લક્ષ્મણ સાથે હોડીમાં બેશી ગંગાને દક્ષિણ તીરે ઊતર્યો.

પછી આગળ લક્ષ્મણ વચમાં સીતા ને પાછળ રામ એ રીતે ત્રણે જણ વનમાં ચાલતાં ચાલતાં એક મોટા વૃક્ષ આગળ આવ્યાં. અહિં તેઓ બેઠાં એટલે એક તળાવ દષ્ટિયે પડચું કે જેને તીરે હંસ બતક ચારો કરતાં હતાં. અહિંજ તેઓએ વાસો કર્યો ને માંસ ભક્ષણ કરી પાણી પીઈ પત્રશૈય્યા ઉપર આરામ કર્યો. રામે લક્ષ્મણને કહ્યું કે આપણા વનવાસની આ પહેલી રાત્રિ છે, નિર્ભય રહેજે, આજથી આ સીતાનું રક્ષણ તારે ને મારે કરવાનું છે. વળી રામે પોતાના દશરથ-કૌશલ્યાસંબંધી સ્મરણથી રૂદન કર્યું, પણ પછી લક્ષ્મણે ધૈર્ય આપ્યું. બીજે દિવસે તેઓ પ્રયાગ ભણી ચાલ્યાં ને સાંજે ભરદ્વાજને આશ્રમે આવી રહ્યાં. ત્રીજે દહાડે તરાપો બાંધી ત્રણે જણ યમુના પાર કરી સામે કાંઠે આવી રહ્યાં ને સવારે ચિત્રકૂટ પર્વત આગળ આવ્યાં ને અહિં તેઓ એક ઝૂંપડી બાંધી રહ્યાં.

અયોધ્યામાં સુમંત્રે આવીને રાજા દશરથને પ્રણામ કરી રામનો નીતિયુક્ત સંદેશો કહ્યો. એ સાંભળતાંજ દશરથને મૂર્ચ્છના આવી. પાછો શુદ્ધિમાં આવ્યો, પણ પછી તેને સનેપાત થયો ને મધ્ય રાત્રે તેણે દેહ છોડી. એ વેળા તેની પાસે કૌશલ્યા ને સુમિત્રા એ બેજ હતી તે રાજાનો પ્રાણ ગયો જાણી મૂર્ચ્છા ખાઇ પડી તે સવારસૂધી તેમની તેમ રહીને કોઇએ કંઈ જાણ્યું નહિ. સવારે સૌના જાણ્યામાં આવ્યું ને રડારડ થઇ રહી. ચારેમાંથી કોઈ કુંવર રાજ્યમાં નહિ તેથી રાજાના શબને તેલમાં રાખી મૂક્યું. પ્રધાન કારભારીઓ ને બ્રાહ્મણો સૌ વસિષ્ઠ પાસે આવ્યા ને એના કહ્યાથી પ્રધાને ભરત જે પોતાને મોસાળ ગયો હતો તેને તથા શત્રુઘ્નને તેડી આણવાને ઘોડા ઉપર દૂત મોકલ્યા.

સંદેશો પહોંચ્યા પછી સાતમે દહાડે ભરત તથા શત્રુઘ્ન અયોધ્યે આવ્યા ને એઓએ નગરી સૂતકાર દીઠી. મંદિરમાં મહારાજને ન દીઠા ત્યારે ભરત પોતાની માના મહેલમાં ગયો. અહિં કૈકેયીએ આગળથી પોતાનાં સગાંનાં વર્તમાન પૂછી લેઇ પછવાડેથી માઠા સમાચાર કહ્યા. એ સાંભળી ભરતે મોટું આક્રંદ કર્યું ને તે ભોંય ઉપર પડચો. કૈકેયીએ તેને ઊઠાડી ધીરજ આપી. ભરત બોલ્યો, જ્યારે હું રાજાની આજ્ઞા લેઇ અયોધ્યે આવવા નીકળ્યો ત્યારે હું કેટલો હર્ષમાં હતો કે મહારાજ રામને ગાદીએ બેસાડશે ને યજ્ઞ કરશે, પણ ઓ દૈવ એકાએક આ શું થઇ ગયું! રે મારાથી મરણ સમે મહારાજનું મુખ પણ ન જોવાયું! મારો મોટો ભાઇ જે રામ તે હવે મારે પિતાને ઠેકાણે છે પણ તે ક્યાં છે? કૈકેયીએ પોતાનાં કરતૂક તેને કહી સંભળાવ્યાં ને તે બોલી કે ઓ ભરત તારેમાટે મેં એ સઘળું કીધું છે; દીકરા હવે શોક કરવાનો સમો નથી, મહારાજની ક્રિયા કર ને ગાદીઉપર બેસ. એ વચનો સાંભળીને ભરત શોકક્રોધયુક્ત થઈ નીચેપ્રમાણે બોલ્યો. "મારે રાજ્યને શું કરવું છે? અરે તેં શું આ ઘોર કર્મ કર્યું! રામે કોઇ દહાડો તને અપમાન આપ્યું નથી ને તને પોતાની માતાપ્રમાણે ગણી છે; મહારાજનો સઘળો વિશ્વાસ રામ ઉપરજ હતો ને કુળની રીતિ પણ છેજ કે કુંવરોમાં જે મોટો હોય તેજ ગાદીએ બેસે. હું રામને વનમાંથી પાછો લેઇ આવીશ

ને ગાદીએ બેસાડીશ." એમ તે આકળો શોક કરી ભોંયઉપર પડ્યો.

શત્રુઘ્નને સઘળી જાણ થઈ ત્યારે તે મન્થરાને મારી નાંખવાને દોડ્યો, પણ ભરતે તેને વાર્યો. પછી બે ભાઈઓ કૌશલ્યા પાસે ગયા ને દુઃખ કર્યા પછી ભરત બોલ્યો કે માજી હું રાજા રામનો સેવક છઉં. એટલામાં વસિષ્ઠે આવી ભરતને કહ્યું કે હવે શોક કરવો મૂકી દઇ જે કર્તવ્ય છે તે કર.

બીજે દહાડે સવારે ભરતે દશરથ રાજાની દહનક્રિયા કરી. પછી બાર દહાડાની ક્રિયા કરી તેરમે દહાડે તેણે શોક મૂક્યો.

ચૌદમે દિવસે રાજમંદિરમાં મોટી સભા ભરાઇને ભરતને વિનંતિ કરવામાં આવી કે તમે રાજ્યાભિષેક કરાવો. ભરતે કહ્યું ના, રાજ્ય તો રામનું છે, હું એને તેડી લાવું છઉં.

પછી ભરત, શત્રુઘ્ન, કૌશલ્યા, સુમિત્રા, કૈકેયી, પ્રધાન, બ્રાહ્મણો, સૈન્ય, ને નગરના લોક સૌ રામને તેડવાને નીકળ્યા તે માર્ગમાં ગુહભીલને ત્યાં ને ભરદ્વાજ ઋષિને ત્યાં આશ્રમ કરતા કરતા ચિત્રકૂટ આગળ આવી પહોંચ્યા. પછી ભરત એકલો ચાલતો ચાલતો જ્યાં રામની ઝૂંપડી હતી ત્યાં ગયો ને લક્ષ્મણ સીતાને મળ્યો. રામે ભરતને ભેટી પૂછવા માંડ્યું, "પ્રિય બંધુ ! મહારાજ દશરથ ક્યાં છે કે તું અહિં આ વનમાં આવ્યો છે? મહારાજનાં શાં વર્તમાન છે? રાજ્યસંબંધી કામકાજ કેમ ચાલેછે? ભરતે પ્રથમ તો સઘળું સાંભળ્યાં કીધું ને પછી તે બોલ્યો ઓ પ્રિય રામ ! મહારાજે કૈકેયીના કહેવાથી તમને વનમાં મોકલ્યા પછી અતિશોકે પીડિત થઇ સ્વર્ગમાં વાસ કર્યો છે. તમે અયોધ્યે આવીને રાજ્ય કરો, પણ હમણા ઉઠો ને પિતાની અંજળી આપો ને તેનું શ્રાદ્ધ કરો. દશરથનું મરણ થયું સાંભળી રામ શોકે વીંધાઈ પૃથ્વીપર પડ્યો. લક્ષ્મણ સીતાએ પાણી છાંટી પાછો શુદ્ધિમાં આણ્યો તો ફરીથી રામે શોકનાં વચન કહાડ્યાં અને ભરત લક્ષ્મણ ને સીતા એઓની આંખોમાંથી આંસુના ઓઘ ચાલ્યા. પછી રામે અંજળી આપી ને પિંડ મૂક્યા. એવામાં સઘળું કુટુંબ ને નગરજન સહુ ત્યાં આવ્યું ને રામને મળ્યું. બીજે દહાડે પ્રાતઃકાળે સૌ પોતાનાં નિત્યકર્મ કરીને મંદાકિનીને તટે બેઠાં છે ત્યાં ભરતે હાથ જોડી રામને વિનંતિ કરી કે મારી મા કૈકેયી મને રાજ્ય આપી સંતોખાઇ છે, પણ એ રાજ્ય હું તમને આપું છઉં; ઓ રામ ! તમે મારી માના ક્રોધનો અપરાધ ક્ષમા કરો, મારાઉપર દયા કરો; અને જો તમે આ વિનંતિ માન્ય નહિ રાખો તો હું પણ તમારી સાથેજ આવું છઉં. રામે ઉત્તર આપ્યો કે મારે આપણા પિતાના કહ્યાપ્રમાણે ચૌદ વર્ષ વનમાં કહાડવાંજ જોઇએ; તું અયોધ્યે જઇને સુખે રાજ્ય કર. પછી જાબાલી પંડિતે ને વસિષ્ઠ ગુરૂએ રામને સમજાવ્યા પણ રામે ન માન્યું પણ એટલું કહ્યું કે "ચૌદ વર્ષ પછી આવીને હું રાજ્ય કરીશ પણ હમણા તો નહિ."

ભરત નિરાશ થઇ કુટુંબ તથા નગરજન સાથે પાછો અયોધ્યે આવ્યો ને અહિં રામની પાવડીનો અભિષેક કરી એની આણ નગરમાં ફેરવી. શત્રુઘ્ન તથા પ્રધાન એઓએ રાજ્ય ચલાવવાવિષે ઘટતો બોધ આપી પોતે નગર બહાર નંદીગ્રામમાં જઇ જોગીનો વેષ ધારણ કરી રહ્યો.—એ રીતે રામની પાદુકાને નામે રાજ્ય ચાલ્યું.

## ( અયોધ્યાકાંડકથાસાર સમાપ્ત. )

---

રામલક્ષ્મણ સીતા ચિત્રકૂટ ઉપર વાલ્મીકના આશ્રમની પાસે રહ્યાં હતાં ત્યાંથી ભરતના ગયા પછી નીકળી દક્ષિણમાં પ્રથમ અત્રિ મુનિને આશ્રમે આવ્યાં. અહિં ઋષિયે ને ઋષિપત્ની અનસૂયાએ બંને ભાઇ તથા સીતાનો ઘણો સત્કાર કર્યો. અનસૂયાએ સીતાનાં વખાણ કરી આશીર્વાદ દીધો અને શરીરે ચોપડવાનો એક પદાર્થ તથા વસ્ત્રઘરેણાં આપ્યાં,—એમ કહીને કે એથી તું સદા લક્ષ્મી સરખી રૂપવાન રહીશ. અહિંથી તેઓ વનમાં ઋષિયોના આશ્રમો જોતાં જોતાં દંડકારણ્યમાં આવ્યાં. અહિં વિરાધ નામે રાક્ષસ સીતાને ઊંચકી લઇ ગયો તેને લક્ષ્મણે ક્રોધે ભરાઈ પાંચ બાણ માર્યા ને પાડ્યો. રાક્ષસે કારમી ચીસ પાડી ને એક ત્રિશૂળ લક્ષ્મણના ઉપર ફેંક્યું, પણ તરતજ રામે એક શર મૂકી તે ત્રિશૂળના ચૂરેચૂરા કર્યા. પછી રાક્ષસ બંનેને ઊંચકીને ઝાડીમાં જતો રહ્યો તો ત્યાં લક્ષ્મણે તેનો ડાબો ને રામે જમણો હાથ ભાંગી નાંખ્યો ને પછી તેને મુક્કીએ લાતે ને ઊંચકી ઊંચકી નીચે નાંખીને બહુ માર માર્યો, પણ તે રાક્ષસ મરે નહિ; છેલ્લીવારે જ્યારે તેને જીવતો દાટ્યો ત્યારે તે મુવો—ને મુવો કે ખાડામાંથી એક સુરૂપવાન પુરૂષ આકાશમાં જતો બોલ્યો કે 'હું ગંધર્વ છઉં, મને શાપ થયો હતો પણ આજ તમારે હાથે મારૂં મરણ થયેથી હું પાછો સ્વર્ગમાં જાઉં છઉં ને તમારો જય થજો.'

રામે લક્ષ્મણને કહ્યું કે આ અઘોર અરણ્યમાં ઝાઝીવાર રહેવું યોગ્ય નથી માટે ચાલો. પછી તેઓ શરભંગ ઋષિને આશ્રમે આવ્યા. રામે કહ્યું કે હમણા તમારા આશ્રમમાંથી દિવ્ય રથમાં બેસી કોણ ગયું?

ઋષિયે કહ્યું કે ઇંદ્ર મને તેડવા આવ્યો હતો પણ મેં કહ્યું કે રામનાં દર્શન કર્યાવિના હું સ્વર્ગમાં આવી નહિ રહું તેથી તે પાછો ગયો છે–હવે હું જઇશ. આ વનમાં સુતીક્ષ્ણ ઋષિ છે તે તમને યોગ્ય ઠેકાણું દેખાડશે ત્યાં તમે રહેજો; જુઓ આ હું સ્વર્ગમાં જાઉં છઉં તે, એમ કહી તેણે મોટા અગ્નિમાં ઝંપલાવ્યું તો તેમાંથી એક સુંદર છોકરો નીકળ્યો ને તે સ્વર્ગે ગયો.

શરભંગ ઋષિ સ્વર્ગે ગયો એટલે આસપાસના સઘળા તપેશ્વરી ઋષિયોએ આવી રામની પ્રશંસા કરી કહ્યું કે રાક્ષસો અમને બહુ ઉપદ્રવ કરેછે માટે તેઓથી અમને ઉગારો. એઓને સાથે લેઇ રામે સુતીક્ષ્ણનાં દર્શન કર્યાં. એણે કહ્યું, આશ્રમ તમારો છે, ઇચ્છામાં આવે ત્યારથી ને ત્યાંસૂધી અહિં રહેજો. પછી આજ્ઞા લેઇ રામલક્ષ્મણ સીતા સર્વ ઋષિઓના અનેક આશ્રમ જોઇ તથા રાક્ષસોએ ઋષિયોને મારીને જે અનેક ઢગ કર્યા હતા તે જોઈ અને ઋષિયોને મુખે અનેક કથા સાંભળી દશ વર્ષે પાછા સુતીક્ષ્ણને આશ્રમે આવ્યાં ને અહિં થોડો કાળ રહ્યાં.

પછી ત્યાંથી તેઓ વિંધ્યાચળ ઉપર અગસ્તિ મુનિને આશ્રમે આવ્યાં. અગસ્તે ઘણો સત્કાર કર્યો અને આશીર્વાદ દેઈ વિષ્ણુધનુષ્ય, બ્રહ્માસ્ત્ર, બે અખૂટ ભાથા ને એક ખડ્ગ એ આયુધ આપ્યાં. પછી અહિંથી આજ્ઞા લેઇ તેઓ પંચવટી ઉપર આશ્રમ રાખવાને નીકળ્યાં. વાટમાં ગરૂડનો પુત્ર જટાયુ મળ્યો તે રામપ્રત્યે બોલ્યો કે હું દશરથ રાજાનો મિત્ર છઉં, તમે સુખે પંચવટીમાં રહેજો ને જ્યારે તમે તથા લક્ષ્મણ બહાર જશો ત્યારે હું સીતાનું સંરક્ષણ કરીશ. હું મારાં સગાં સંબંધીને મળી અહિં પાછો આવું છઉં એમ કહી જટાયુ ગયો.

પંચવટીમાં ( નાશકઆગળ ) આશ્રમ બાંધી રહ્યાં છે ને શરદૃઋતુનું સૌંદર્ય જોઇ આનંદમાં કાળ નિર્ગમન કરેછે એવામાં એક દહાડો રાવણની બહેન સૂર્પનખા ફરતી ફરતી ત્યાં આવેલી તે રામને જોઇ મોહિત થઇ ને પછી માયાબળે સુંદર રૂપ ધારણ કરી તેણે રામને કહ્યું કે તું મારી સાથે લગ્ન કર. રામે કહ્યું કે મારે તો આ સ્ત્રી છે માટે ઇચ્છા હોય તો મારો ભાઇ લક્ષ્મણ કુંવારો છે તેની સાથે લગ્ન કર. લક્ષ્મણે હાસ્યમાં કહ્યું કે હું રામનો દાસ છઉં ને તું દાસની સ્ત્રી થાય તેના કરતાં રામની સ્ત્રી થા; તે સીતાને ત્યાગ કરી તને રાખશે. એઉપરથી સૂર્પનખાએ પાછું રામને કહ્યું કે શું મારા કરતાં સીતા વધારે સુંદર છે? હું હમણા તારા દેખતાં તેને ખાઈ જઈશ ને તરત તે સીતા ઉપર ધશી. રામે તરતજ લક્ષ્મણને સાન કરી ને લક્ષ્મણે તેનાં નાકકાન કાપી નાંખ્યાં. સૂર્પનખા ચીસ પાડીને પાછી પોતાના વનમાં ગઇ ને અહિં એણે સર્વ વાત પોતાના ભાઈ ખરને કહી. એણે ચૌદ રાક્ષસ મોકલ્યા તેને રામે મારી નાંખ્યા. પછી ખર તથા દૂષણ એ બે ભાઇ ચૌદ હજાર રાક્ષસનું સૈન્ય લેઇ આવેછે એ જોઇ રામ, સીતાને ગુફામાં સંતાડવાનું લક્ષ્મણને કહી ધનુષ ચડાવી ઊભો રહ્યો. એટલામાં સૈન્યે આવી રામ ઉપર ધસારો કરવા માંડયો પણ એણે બાણની વૃષ્ટિથી સૈન્યનો સંહાર કર્યો. પછી રામે બંને ભાઇઓ સાથે જુદું જુદું યુદ્ધ કરી તેમને મારી નાંખ્યા.

એ સંહારથી ઊગરેલા એક રાક્ષસે લંકામાં જઈ રાવણને સમાચાર કહ્યા. રાવણ ક્રોધે ભરાઈ બોલ્યો હું જાતે જઈ તે બંને ભાઇઓને હમણા મારી આવું છઉં. રાક્ષસે કહ્યું એમ તે નહિ જીતાય–એની સીતા નામે સુંદર સ્ત્રી છે તેનું હરણ કરી આવો; એનાથી સીતાવિના રહેવાતું નથી માટે તે તેનાવિના મોટા અરણ્યમાં અકળાઇને મરી જશે. પછી રાવણ રથમાં બેશી પોતાના મારીચ પ્રધાનને ત્યાં વિચાર પૂછવાને ગયો. એણે કહ્યું કે મહારાજ એ વાત જવાદો, એના પરાક્રમથી હું અજાણ્યો નથી, એ સૂતેલા સિંહને જગાડવામાં હાનિ છે. એ હિતનાં વચન સાંભળી રાવણ પાછો લંકામાં પોતાને મંદિરે આવ્યો.

ખર દૂષણ અને સૈન્ય એઓનો સંહાર થયો જાણી સૂર્પનખાએ લંકામાં જઇ રાવણને મહેણાં મારી તથા સીતાની મુખકાંતિ વખાણી ઉદ્યુક્ત કીધો. એ પાછો મારીચ પાસે ગયો ને બોલ્યો કે મારે તારો વિચાર નથી જોઇતો, તું મારી સાથે ચાલ ને સુવર્ણમૃગ થઈ સીતાને લોભાવ.

પછી બે જણા રથમાં બેશી આકાશમાર્ગે રામના આશ્રમ આગળ આવ્યા. મારીચે મૃગ થઇ વાડીમાં ચરવા માડયું. સીતાએ રામને કહ્યું એને મારી એનું ચામડું મને આપો. સીતાને સંભાળજે એમ લક્ષ્મણને કહી રામ મૃગને મારવા ચાલ્યો. દૂર વનમાં જઈ રામે મૃગને બાણ માર્યું તો તાડ જેવો રાક્ષસ થઇ પડયો ને તેણે રામના જેવા સ્વરે બૂમ પાડી કે ઓ સીતા, ઓ લક્ષ્મણ મારૂં રક્ષણ કરો ને પછી પ્રાણ મૂક્યો. રામ મૃગનું ચામડું લેઇ, મારીચના અંતકાળના બોલવામાં કંઇ ભેદ છે એમ વિચારતો પાછો આશ્રમ ભણી ચાલ્યો આવતો હવો.

અહિં આશ્રમમાં સીતાએ રામના જેવો સ્વર સાંભળી લક્ષ્મણને કહ્યું કે રામ મોટા સંકટમાં છે માટે

તમે તેનીપાસે જાઓ. લક્ષ્મણે કહ્યું કે મારા ભાઈને જીતે એવું ત્રૈલોક્યમાં નથી, રાક્ષસો તેને કંઈજ કરી શકવાના નથી ને તમે શું કરવા ગભરાઓછો? સીતા બોલી કે તમે તમારા ભાઇના શત્રુ છો, તેને દુઃખ થાય તેમાં રાજી છો, બાકી તો આટલી આનાકાની ન કરો, તમે મારૂં કહ્યું ન માની રામનું મરણ ઇચ્છોછો તે શું મારે માટે? પણ જાણજો હું રામના મરણ પછી ક્ષણ પણ જીવનાર નથી. લક્ષ્મણે ઘણી ઘણી રીતે સમજાવી પણ સીતાએ ન સહન થાય તેવાં મહેણાં માર્યાં ને હઠે ભરાઇ આક્રંદ કરવા માંડ્યું. અંતે લક્ષ્મણ ધનુષ બાણ લેઈ રામને ખોળવા ગયો.

રામલક્ષ્મણ બંને આશ્રમથી દૂર છે એવું જોઇ રાવણ, બ્રાહ્મણ સાધુનો વેષ ધારણ કરી સીતાને આશ્રમે આવ્યો. સીતાએ સત્કાર કર્યો ને પોતાની વાર્તા કહી. સાધુ બોલ્યો કે હું લંકાનો રાજા રાવણ છઉં, તું મારી સ્ત્રી થઇને રહીશ તો બહુ સુખ પામીશ. એ સાંભળી સીતાએ ક્રોધ કરી વચન કહ્યાં. પણ તેને ન ગણકારતાં રાવણ પોતાનો કૃત્રિમ વેષ કહાડી નાંખી પોતાને રૂપે થઇ સીતાનો ચોટલો પકડી રથમાં બેસાડી આકાશમાર્ગે લંકા ભણી ચાલતો થયો.

રાવણના રથનો વેગ સાંભળી જટાયુ ચમકી ઊઠ્યો. ને તેણે ઓ રામ! ઓ લક્ષ્મણ! ગદ્ગદિત શબ્દ પણ સાંભળ્યા. સીતાને રાવણ લેઈ જાયછે એમ જાણી જટાયુ રાવણના રથને અટકાવી બોલવા લાગ્યો કે તું રાજા છે તેથી તારે સ્ત્રીનું રક્ષણ કરવું જોઈએ ને તું બળાત્કારે સીતાને લેઈ જાયછે એ તને ઘટતું નથી. તું બળીઓ છે ને હું અશક્ત વૃદ્ધ છઉં તોપણ હું તને રથમાંથી દૂર ઉરાડી શકીશ એટલું તો હજી મારામાં સામર્થ્ય છે. એ સાંભળી રાવણ ક્રોધે ભરાયો ને પછી બેજણ યુદ્ધ કરવા લાગ્યા. રાવણે બાણો માર્યાં પણ જટાયુએ તેને આવતાં અટકાવ્યાં ને તેની પીઠ ઉપર બેશી પોતાના પંજાથી તેને ઊઝેડી નાંખ્યો. રાવણ સીતાને લેઇ રથમાંથી ઊતર્યો તો જટાયુએ તેને ચાંચ ને પંજાથી લોહીલોહીઆણ કરી મૂક્યો. પછી રાવણે ઘણીવારસૂધી મુષ્ટિએ યુદ્ધ કીધું, પણ જ્યારે તેમાં પણ ન ફાવ્યો ત્યારે તેણે ખડ્ગે વતી તેની પાંખ તથા તેના પગ કાપી નાંખ્યાં ને સીતાને લેઇને આકાશમાર્ગે ઊડ્યો.

એ આપત્તિમાં સીતાને બુદ્ધિ સૂઝી ને એણે પોતાનાં આભૂષણ એક પછી એક નીચે નાંખ્યાં કે જેને ઋષ્યમુખપર્વતઉપર રહેલા પાંચ વાનરોએ ઉપાડી લેઇ પોતાનીપાસે રાખી મૂક્યાં.

રાવણે સીતાને લંકામાં આણી પોતાના મંદિરમાં એક ઠેકાણે રાખી ને કેટલીક રાક્ષસીઓને આજ્ઞા આપી કે તમારે એને જે જોઇએ તે પૂરૂં પાડવું, પણ એક મારાવિના બીજા કોઇને અહિં આવવા દેવું નહિ. વળી આઠ રાક્ષસોને આજ્ઞા કરી કે તમે જઇને રામલક્ષ્મણ હવે શું કરેછે તે ઉપર લક્ષ રાખો ને તેઓને કોઇપણ યુક્તિથી મારી નાંખો. પછી પાછો રાવણ અંતઃપુરમાં આવી સીતાને સમજાવવા લાગ્યો પણ જ્યારે એણે ન માન્યું ને ક્રોધ કર્યો ત્યારે તેણે રાક્ષસીઓને કહ્યું કે એને અશોકવનમાં લેઇ જઈને રાખો ને જે જોઇએ તે આપજો; તે કોઇપણ રીતે મને વશ થાય તેમ કરજો ને સંભાળ રાખજો કે ત્યાંથી તે જાય નહિ ને બીજું કોઇ ત્યાં આવે નહિ.

હવે લક્ષ્મણ રામને મળ્યો ત્યારે એણે તેને ઠપકો દીધો કે તું સીતાને મૂકીને આવ્યો એ તેં ઘણુંજ ખોટું કીધું ને એમાં કાંઈ હાનિ છે. બંને ભાઇ દોડતા આશ્રમે આવ્યા ને જોયછે તો ત્યાં સીતા મળે નહિ. રામ મૂર્છિત થઇ પડ્યો. લક્ષ્મણે તેને શુદ્ધિમાં આણ્યો. બંને ભાઇએ વનમાં શોધ કર્યો પણ સીતા જડી નહિ. રાત્રિએ તો તે એમના એમ શોક કરતા ઝૂંપડીમાં પડી રહ્યા. પ્રાતઃકાળે પાછા સીતાનો શોધ કરવાને નીકળ્યા તે જ્યાં જટાયુ પડ્યો હતો ત્યાં આવ્યા. એણે કહ્યું કે રાવણ સીતાને લેઈ ગયો છે, હવે મારૂં શરીર મારી સત્તામાં નથી, હું આંખે જોઈ શકતો નથી ને મારો પ્રાણ જાયછે. એમ બોલી જટાયુએ રામભણી ઊંચું જોયું ને તેવોજ સ્તબ્ધ થઇ રહ્યો. તરતજ વૈકુંઠથી વિમાન આવ્યું ને જટાયુનો જીવ શરીરમાંથી નીકળી રામની આજ્ઞાથી તેમાં બેઠો ને રામની સ્તુતિ કરી આકાશમાર્ગે વૈકુંઠે ગયો. પછી રામલક્ષ્મણ લાકડાં એકઠાં કરી શબને બાળી રાત થવા આવેલી તેથી આશ્રમે આવી શોક કરતા બેઠા. સવારે પાછા બે ભાઇ દક્ષિણતરફ ચાલ્યા. માર્ગમાં કબંધ નામે રાક્ષસ પડેલો તેને તેઓએ પર્વત જાણ્યો ને તેસંબંધી વાત કરતા હતા એટલામાં કબંધે બે હાથ પસારી તેઓને ગળી જવાનું કીધું. તરતજ અક્કેક જણે અક્કેકો હાથ કાપી નાંખ્યો. કબંધે પૂછ્યું કે તમારાં નામ શાં છે? અમે રામલક્ષ્મણ દશરથ રાજાના પુત્ર છીએ એમ બે ભાઇઓએ કહ્યું ત્યારે કબંધ બોલ્યો હું ગંધર્વ હતો પણ એક ઋષિયે શાપ દીધો હતો કે રામ તારો ઉદ્ધાર કરે ત્યાંસૂધી તું આ રૂપે પડી રહેજે—હું હજી રાક્ષસરૂપે છઉં, મને બાળી મૂકો એટલે હું તમારે જે જાણવાની ઇચ્છા છે તે કહીશ. રામલક્ષ્મણે તેને બાળ્યો એટલે તે ગંધર્વરૂપે થઇ રથમાં બેશી રામપ્રત્યે બોલ્યો કે અહિંથી ઉત્તરે પમ્પા નામે સરોવર છે ને તેની પાસે ઋષ્યમુખપર્વત છે તેઉપર સુગ્રીવ વાનર

રહેછે તેની સહાયતાથી તમે રાવણને જીતશો માટે તેની સાથે મૈત્રી બાંધજો; માર્ગમાં એક ઋષિનો આશ્રમ છે ત્યાં તેનો શિષ્ય તમારી વાટ જોયાં કરેછે તેની ઇચ્છા પૂર્ણ કરજો. એમ બોલી તે ગંધર્વ સ્વર્ગે ગયો.

આગળ ચાલતાં ગંધર્વના કહ્યાપ્રમાણે આશ્રમ આવ્યો ને ત્યાં સબરી નામે વૃદ્ધ સ્ત્રીએ રામલક્ષ્મણનું પૂજન કર્યું ને કંદમૂળ ખાવાને આપ્યાં. રામની ઇચ્છાથી તેણે પોતાની વાર્તા કહી કે હું અધમ જાતમાં જન્મી છઉં, હું એક દહાડો આ વનમાં લાકડાં કાપવાને આવી ત્યારે મેં માતંગ ઋષિને જોયા ને મારા મનમાં ઇચ્છા થઇ કે એની શિષ્ય થઈ રહી સેવા કરૂં, પણ નીચ કુળની તેથી હું બોલી શકી નહિ તોપણ પ્રતિરાત્રે હું અહિં આવી આશ્રમથકી તે ઘાટલગીનો માર્ગ હું વાળી જતી. ઋષિએ પોતાના શિષ્યોને પૂછેલું કે માર્ગ કોણ વાળી જાયછે પણ કોઈ ઉત્તર આપી શક્યું નહિ. એક રાત્રે તેઓએ સંતાઈ રહી મને પકડીને ઋષિપાસે લઈ ગયા. મેં મારી સ્થિતિ કહી તે ઉપરથી ઋષિને દયા આવી ને તેણે મને શિષ્ય કરી રાખી. થોડા દહાડા થયા મારા ગુરૂ બ્રહ્મલોકમાં ગયાછે ને મને કહી ગયાછે કે તારો ઉદ્ધાર કરનારો રામ ચિત્રકૂટ ઉપર છે તે થોડા કાળમાં અહિં આવશે ત્યારે તું તેની સમક્ષ અગ્નિમાં પ્રવેશ કરજે એટલે તારી સર્વ ઇચ્છા પૂર્ણ થશે. એપ્રમાણે વાત કહી સબરીએ અગ્નિમાં પ્રવેશ કરવાની રામની આજ્ઞા માગી. રામે તે આપી ને સબરીએ પોતાની દૃષ્ટિ રામની સન્મુખ રાખી ને અગ્નિમાં પ્રવેશ કીધો. તરતજ વિમાન આવ્યું ને તે વૈકુંઠે ગઈ.

પછી રામલક્ષ્મણ આગળ ચાલતાં સુંદર પમ્પા સરોવર ઉપર આવી પહોંચ્યા. અહિં તટ ઉપર એક વૃક્ષ તળે લક્ષ્મણે રામને માટે કમળફૂલની શૈયા કરી ને પાણી આપ્યું. પછી રામ લાંબો થઇ સૂતો ને લક્ષ્મણ ચરણ તળાંસવા પાસે બેઠો.

## ( અરણ્યકાંડકથાસાર સમાપ્ત. )

---

બીજે દહાડે પમ્પા સરોવરમાં સ્નાન કરી સંધ્યાવંદન કરી બે ભાઈ ઋષિમુખપર્વત આગળ આવ્યા. એઓને આવતા જોઈ સુગ્રીવ વાનર જેને તેના ભાઈ વાળીએ મારીને પોતાના નગરમાંથી કહાડી મૂક્યો હતો તેણે હનુમાન વાનરને કહ્યું કે પેલા બે જણ વાળીએ મોકલેલા ચાર (ભેદુ) તો નહિ હોય? હનુમાન જે સુગ્રીવના પ્રધાનમાંનો એક હતો તેણે કહ્યું કે ઓ સુગ્રીવ, ભય ન પામ. એ રાજપુત્રો છે ને આપણી સુક્તિ કરવાને અહિં આવેછે. પછી હનુમાન, પર્વત ઉપરથી ઊતરીને રામલક્ષ્મણને સુગ્રીવ પાસે લેઈ આવ્યો. અહિં તેણે લાકડાં એકઠાં કરી અગ્નિ પ્રગટાવ્યો ને એની તથા બીજા વાનરોની સાન્નિધ્ધે રામ તથા સુગ્રીવ એ બે જણે એકમેકના સદા મિત્ર રહેવાની પ્રતિજ્ઞા કરી. પછી સુગ્રીવે ઘરેણાં દેખડાવ્યાં તે જોઈ રામને સીતાનું સ્મરણ થયું. સુગ્રીવ બોલ્યો કે હવે શોક કરવાનું મૂકી દો–સીતા તમને સહજ પ્રાપ્ત થશે. રામે સુગ્રીવને પૂછ્યું કે તમારે શું દુઃખ છે? સુગ્રીવ બોલ્યો કે મારા મોટા ભાઇ વાળીએ મારૂં રાજ્ય મારી પાસેથી છીનવી લીધું છે, મારી સ્ત્રી રૂમાને લેઇ જઈ પોતાની પાસે રાખી છે. તે મારો પ્રાણ લેવાને મને ખોળેછે ને એ ભયથી ઊગરવાને મેં આ પર્વત ઉપર વાસ કર્યો છે; ઓ રામ! મને વાળીના ત્રાસથી ઊગારો. રામે કહ્યું મિત્ર, તમે વાળીનું કંઈ ભય ન રાખો, હું તમને તેથી મુક્ત કરી આપવાનું વચન આપું છઉં–તત્પર થાઓ, કિષ્કિંધ્યા જાઓ અને વાળી સાથે યુદ્ધ કરો ને હું તેને મારાં બાણથી મારીશ.

પછી સુગ્રીવ અને રામલક્ષ્મણ કિષ્કિંધ્યા નગરમાં આવ્યા. બે ભાઈ તો વાળીના મહેલથી થોડેક દૂર ઝાડી હતી તેમાં સંતાઈ રહ્યા ને સુગ્રીવે દ્વારઆગળ જઈ કીકીઆરી કરી. વાળી બહાર આવી જુએછે તો પોતાના ભાઇને યુદ્ધ માગતો દીઠો. બન્ને જણે એકમેકને કઠોર શબ્દ ભણ્યા. સુગ્રીવે કહ્યું કે વિષ્ણુ મારો સહાય છે ને તું આજ મારા હાથથી પડીશ. પછી મારામારી ચાલી. સુગ્રીવ નીચે પડ્યો અને વાળી તેની છાતીપર ચઢી બેઠો ને બોલ્યો ક્યાં છે તારો સમર્થ સહાય વિષ્ણુ? તત્ક્ષણે રામે બાણ માર્યું ને વાળી પડ્યો. વાળીની સ્ત્રી તારાએ ઘણો શોક કર્યો પણ રામે તેને ધૈર્ય આપ્યું. પછી વાળીના શબને બાળી સર્વ વાનરોએ પમ્પા સરોવરમાં સ્નાન કીધું. એ પછી સુગ્રીવે રૂમાની સાથે તારાને પણ પોતાની સ્ત્રી ગણી અને રામના વિચારથી આવું ઠર્યું કે સુગ્રીવ કિષ્કિંધ્યાનો રાજા અને વાળીનો પુત્ર અંગદ તે યુવરાજ થાય. રામે સુગ્રીવને કહ્યું કે હમણા તમે અહિં રહો ને વર્ષાકાળ પૂરો થાય એટલે સીતાના શોધસંબંધી વિચાર કરવાને અમને મળજો, અમે જઈ માલ્યવન પર્વત ઉપર આશ્રમ કરીએ છીએ.

વર્ષાકાળ પૂરો થયો, પણ મોહમદિરાને વશ થયેલો સુગ્રીવ પાછો આવ્યો નહિ તેથી લક્ષ્મણે ક્રોધે ભરાઈ નગરસહિત સુગ્રીવને બાળી નાંખવાનો વિચાર કર્યો. રામે તેને શાંત પાડી કહ્યું કે તું ત્યાં જઈ ક્રોધ જણાવજે પણ બાળીશ નહિ. એ વર્ત્તમાન હનુમાને જઈ

સુગ્રીવને કહ્યું ત્યારે એણે પશ્ચાત્તાપ કરી ઠામઠામના કપિયોને દૂતો મોકલી તેડાવ્યા. એવામાં લક્ષ્મણે આવી બાણ ચડાવ્યું કે વાનરોએ નાસવા માંડ્યું અને સુગ્રીવે હનુમાનને મોકલી વિનંતી કરી કે અપરાધ ક્ષમા કરો. પછી સૌ રામનીપાસે આવ્યા. રામે સુગ્રીવને કહ્યું કે હવે ત્વરાથી કામ કરવું જોઈએ. એટલામાં વાનરોનાં ઝુંડ ત્યાં આવી પહોંચ્યાં. સુગ્રીવે તેઓને સીતાનો શોધ કરવાને કહ્યું. તત્કાળ, વાનરો કેટલાક પશ્ચિમ ભણી, કેટલાક ઉત્તર ભણી, કેટલાક પૂર્વ ભણી, ને કેટલાક દક્ષિણ ભણી દોડ્યા. સુગ્રીવે અંગદ, હનુમાન, નળ, નીળ, જાંબુવાન એઓને દક્ષિણ તરફ શોધ કરવાની આજ્ઞા કરી ને રામે પોતાની મુદ્રિકા (વીંટી) સીતાને દેખાડવાને હનુમાનને આપી. પછી તેઓ નીકળ્યા. કપિયો માર્ગમાં રાક્ષસો મળે તેને મારતા ને ઋષિઓને ઘેરી લેઇ બૂમ પડાવતા. એકવાર તેઓ માર્ગ ભૂલ્યા ને બહુ તરશ્યા થયા ત્યારે હનુમાને પર્વતઉપર ચડીને જોયું તો બગલા, હંસ, ચક્રવાક, ઇત્યાદિ પક્ષીઓને એક ગુફામાં જતાં દીઠાં, પછી સૌ તે ગુફામાં પેઠા. આગળ એક ઉપવન આવ્યું, તેમાં એક સુંદર સ્ત્રીને બેઠેલી જોઈ કપિયોએ નમન કર્યું એટલે તે સ્ત્રીએ તેઓનું વૃત્તાંત પૂછ્યું ને પછી ફળ જળનાં સ્થળ દેખાડ્યાં. વાનરો તૃપ્ત થયા એટલે તે સ્ત્રી બોલી કે હું હમણા રામનીપાસે જનાર છઉં માટે તમે સૌ આંખ મીચજો. વાનરોએ આંખ મીચી ઉઘાડી એટલે તેઓ સમુદ્રને તીરે આવેલા છે એવું તેઓએ દીઠું. તે સ્ત્રીનું નામ બદરી હતું ને તે તપશ્ચર્યા કરતી હતી. તે રામને મળી ને પછી અખંડ ભક્તિ રહે એવો વર માગી પાછી પોતાને ઠામે ગઈ હતી.

સમુદ્ર તીરે પડેલા સૌ કપિયો અવધ પૂરી થવા આવી તેથી ચિંતામાં પડ્યા ને દીર્ઘસ્વરે રામનું સ્મરણ કરવા લાગ્યા. મોટો સાદ સાંભળી સંપાતિક નામે પક્ષી જે આ ગિરિની ગુફામાં રહેતો તે ભક્ષ મળ્યું જાણી બહાર આવ્યો. વાનરો ગભરાયા પણ અંગદ બોલ્યો કે જટાયુને ધન્ય છે કે તે રામને કારણે દેહ ત્યાગ કરી મુક્ત થયો. એ સાંભળી સંપાતિકે વાનરોને અભય કરી જટાયુનું વૃત્તાંત પૂછી શોક કીધો ને પછી પોતાની વાત કહી—કે અમે બંને ભાઇ સાથે જન્મ્યા હતા, અમે ઊડતા ઊડતા સૂર્યનીપાસે જવા લાગ્યા; હું જટાયુ કરતાં આગળ ચાલ્યો તેથી મારી પાંખ બળી ગઇ ને હું પૃથ્વીઉપર પડ્યો; પછી એક ચંદ્રમા નામે મુનિને મારી દયા આવી ને એણે જ્ઞાનનો બોધ કરી મારૂં અભિમાન મૂકાવ્યું; તેણે મને કહ્યું છે કે ત્રેતાયુગમાં રામના દૂત તને મળવા આવશે ત્યારે તું પૂર્વરૂપે થઇશ ને તું તેઓને રામની સ્ત્રીવિષે સંદેશો કહેજે. એપ્રમાણે મુનિએ મને કહ્યું હતું ને હું ત્યારનો તમારૂં ચિંતન કર્યાજ કરૂં છઉં. પછી સંપાતિકે કહ્યું કે લંકાના અશોકવનમાં સીતા બેઠી બેઠી રૂદન કરેછે તે હું દેખું છઉં, હું જો વૃદ્ધ ન હોત તો તમારૂં કામ કરત. એમ બોલી તે જતો રહ્યો અને કપિયો સૌ સમુદ્ર ઓળંગી લંકામાં જવાના વિચારમાં પડ્યા.

## ( કિષ્કિન્ધાકાંડકથાસાર સમાપ્ત. )

---

હનુમાન લંકામાં જવા તૈયાર થયો. જાંબુવાન રીંછે કહ્યું કે તમે સીતાની શોધ લઇને પાછા આવશો ત્યાંસૂધી અમે અહિંજ રહીશું. પછી હનુમાન એક ઊંચા પર્વતઉપર ચડ્યો ને ત્યાંથી ઉડાન કીધું. એક સુરસા નામે મોટી સાપેણે હનુમાનને ગળી જવાને મોઢું વિકાશ્યું પણ હનુમાને પોતાનું મોઢું તેનાથી બમણું મોટું કર્યું. એમ સરસાસરસી કરતાં અંતે હનુમાન અતિ લઘુરૂપ ધરી તેના શરીરમાં પેઠો ને પાછો બહાર નીકળી પડ્યો. એ જોઈ સુરસા પ્રસન્ન થઈ તેને આશીર્વાદ દેઇ જતી રહી. એક રાક્ષસી સિંધુમાં રહેતી તે આકાશમાં ઊડતાં પક્ષીઓની છાયા સમુદ્રમાં પડતી જોઈ તેને પકડી આહાર કરતી. તે રાક્ષસીનો મર્મ હનુમાન સમજી ગયો તેથી એણે તેને મારી નાંખી. એમ વિઘ્ન દૂર કરતાં હનુમાન સુવેળાચળ પર્વત ઉપર આવ્યો. અહિંથી પ્રથમ તો તેણે લંકાના કોટ દુર્ગ ધાતુઓની ભીંત દ્વાર પૂલ તળાવ વાડી ઇત્યાદિક સૌ સારીપેઠે જોયું. રાત્રી પડી એટલે તેણે માંજરનું રૂપ ધારણ કરી લંકામાં પ્રવેશ કરી માંહેનું સઘળું જોયું. મોડી રાત્રે ઉગ્રચંડા નામે લંકાની રખેવાળ દેવી એક હાથમાં ખડ્ગ ને બીજા હાથમાં મારી નાંખેલાં માણસોનું લોહીનું વાસણ ઝાલેલું એવે રૂપે પ્રગટ થઇ હનુમાનની સન્મુખ ઊભી. હનુમાન પણ પોતાનું વાનરરૂપ ધારણ કરી ઊભો. દેવીએ પૂછ્યું તું કોણ છે આટલી રાત્રે? તેં મારા નગરમાં શામાટે પ્રવેશ કર્યો છે? તું કંઈ અનર્થ કરવાને આવ્યો છે, પણ તું મારા ક્રોધાગ્નિથી ભસ્મ થઇ જઈશ. એમ બોલી ઉગ્રચંડાએ હનુમાનને એક લાત મારી, પણ હનુમાને ડાબા હાથની મુક્કી એટલા તો બળથી મારી કે તે મૂર્ચ્છિત થઈ પડી ને લોહી ઓકી. જ્યારે તે શુદ્ધિમાં આવી ત્યારે તેણે હનુમાનને કહ્યું કે હું સૌ જાણું છઉં! તું રામનો દૂત છે ને સીતાના શોધનેમાટે આવ્યો છે,—જા, નગરમાં પ્રવેશ કર, તને કંઇ વિઘ્ન નહિ નડે. ઉગ્રચંડા ગયાપછી હનુમાને પાછું માંજરરૂપ લીધું ને નગરમાં ફરતાં ફરતાં

એક રાક્ષસને તુળસી આગળ બેશીને વિષ્ણુનું ભજન કરતો જોયો. હનુમાને જાણ્યું કે એજ વિભીષણ હશે. પછી તે રાવણના મહેલમાં પ્રત્યેક ઠેકાણે ભમ્યો ને રાવણને સ્ફાટિકની શૈય્ય ઉપર સૂતેલો દીઠો પણ સીતા કેથે તેના જોવામાં ન આવી. મધરાત વીતી ને હનુમાન થાકી નિરાશ થઈ એક ઊંચી ભીંત ઉપર બેશી વિચાર કરેછે કે સીતા મરી ગઈ હશે? એવામાં અશોક વનમાં પક્ષીના કોઇ કોઈ સ્વર તેના સાંભળવામાં આવ્યા. તરતજ તે ત્યાં ગયો ને એક ઊંચા વૃક્ષના પત્રની ઘટામાં સંતાઇ રહ્યો. અહિંથી તેણે સીતાને રામનું ચિંતન કરતાં દીઠી.

એવામાં રાવણ કેટલીક રાક્ષસીઓને લેઇને આવ્યો. જેમ વાઘને જોઇ હરણ ભય પામે તેમ રાવણને દેખી સીતા ભયે કાંપી. રાવણે સીતાને સમજાવવા માંડી, ઓ સુંદરી, શામાટે દુઃખી થાયછે ને આંસુ પાડેછે? મારાથી કેમ બીહેછે? હું તારો દાસ છઉં, આ ઠેકાણે કોઈ આવવાનું નથી, મારી સાથે હશીને વાત કર, સણગાર સજ, આવ, મારી પાસે બેસ, આપણે સાથે મધુપાન કરીએ. મારી સ્ત્રીઓમાં હું તને પટ્ટરાણી કરીશ અને તું જે આજ્ઞા કરીશ તે હું તારો દાસ પાળીશ. સીતાએ ઉત્તર વાળ્યો ઓ લંકાધીશ! તું રામના ઉપર વેર ન રાખ, તું સમૃદ્ધિ, બળ ને પરાક્રમથી જગત્‌માં વિખ્યાત છે, તારે દુષ્ટ કર્મ કરી તારી કીર્તિને કલંક લગાડવું ઉચિત નથી. જે દૃષ્ટિએ તું તારી માતાના સામું જુએછે તે દૃષ્ટિએજ તારે પરસ્ત્રી સામું જોવું જોઇએ. મને પાછી રામને સોંપ; તે તને ક્ષમા કરશે; મને મારા પતિ જેવું મૂલ્યવાન બીજું તું શું આપી શકીશ? હું તને વિનવુંછું કે મને મારા રામ પાસે મોકલી દે. એમ ઘણીવાર સંવાદ ચાલ્યા પછી રાવણે ધમકી આપી કે જો બે માસમાં તું વિચાર કરી મને વશ નહિ થાય તો હું તને ગળી જઇશ. સીતાએ કહ્યું કે સહસ્ર વર્ષની અવધ આપીશ પણ હું તારી નહિ થાઉં. એ કઠોર વચન સાંભળી રાવણે સીતાનું ડોકું કાપી નાંખવાને ખડ્ગ કહાડ્યું. એટલામાં રાવણની સ્ત્રી મંદોદરી ત્યાં આવી પહોંચી ને એણે સમજાવી રાવણને શાંત પાડ્યો. પણ એ પાછો રાક્ષસીઓપ્રત્યે બોલ્યો કે બે માસ વાટ જોજો ને તે ન માને તો તમે તેને મારી નાંખજો ને તેનું માંસ મારે માટે ખાવાને આણજો. પછી રાવણ પાછો મંદિરે ગયો ને રાક્ષસીઓએ ભયંકર રૂપે ને કઠોર વાણીએ સીતાને સંતાપવા માંડી, પણ એટલામાં ત્રિજટા નામે રાક્ષસી જે સૌની ઉપરી હતી તે જાગી ઊઠીને બોલી કે મને સ્વપ્ન થયું છે તેમાં રામનો જય થશે એવું આવ્યું છે. પછી રાક્ષસીઓ ત્રિજટાનું સ્વપ્ન સાંભળી સીતાને હવેથી દુઃખ ન દેવું એવો નિશ્ચય કરી પોતપોતાના ઓરડામાં ગઈઓ. સીતાએ ત્રિજટાનો ઉપકાર માન્યો ને પછીથી એ સીતાની સખી જેવી થઇ રહી. સીતાએ અગ્નિમાં પડવાનો પોતાનો વિચાર જણાવી ત્રિજટાને અગ્નિ આણવાને કહ્યું, પણ એણે ઘણી ધીરજ આપી ને રાત્રિયે દેવતા નહિ મળે એમ કહી તે પોતાને ઠામે ગઈ.

સીતા નિરાશ થઇને અગ્નિ મેળવવાને અશોકની સ્તુતિ કરવા લાગી એટલે હનુમાને રામે આપેલી રત્નમુદ્રિકા ઉપરથી નીચે નાંખી દીધી. એને અંગારો જાણી સીતા વહેલી વહેલી લેવા ગઈ, પણ હાથમાં લેતાંજ તેણે રામનામ અંકિત સુંદર મુદ્રિકા ઓળખી. પછી ચકિત થઇ આસપાસ જોવા માંડયું તો હનુમાન વૃક્ષની ઘટામાંથી રામની કથા કહેવા લાગ્યો.

એ સાંભળી સીતાને બહુ આશ્ચર્ય લાગ્યું ને તે મોટા વિચારમાં પડી. પછી તરત હનુમાન પ્રગટ થયો ને બોલ્યો કે હું રામનો દૂત છઉં ને તું મારી માતા છે એ હું રામના સમ ખાઇને કહું છઉં. પછી ઘણીક રીતે ખાતરી કરી ત્યારે સીતાને પતીજ આવી. સીતા ગદ્‌ગદ કંઠે બોલી કે કોમળ હૃદયનો રામ તે આટલો કઠોર કેમ થયો છે, ઓ કપિ હું ક્યારે તેને જોઇશ? હનુમાને ધીરજ આપીને કહ્યું કે હવે થોડા દિવસમાં રામ વાનરોના સૈન્ય સાથે અહિં આવી સર્વ રાક્ષસોને મારી તને છોડાવશે. સીતાએ પોતાની પાસે એક મણિ રહ્યો હતો તે હનુમાનને આપ્યો ને કહ્યું આ રામને આપજે. પછી હનુમાન ત્યાંથી આજ્ઞા લઈ પાછો વળ્યો.

હનુમાને વિચાર્યું કે સીતા માતાને તો હું મળ્યો, પણ હવે મારે રાવણને જણાવવું જોઇએ કે હું આવ્યો હતો. એણે મોટું રૂપ ધરી અમરાઇમાં ભરાઇને સઘળાં વૃક્ષો તોડી પાડ્યાં. રાક્ષસો જાગી ઊઠ્યા ને હનુમાનના ભયંકર રૂપથી ભય પામી રાવણને જાણ કરવા ગયા. એણે એંસી હજાર રાક્ષસો મોકલ્યા. એઓને આવતા દેખી કપિયે આરસના મોટા સ્તંભ હતા તે તોડી પાડી ફેરવી ફેરવીને નાંખ્યા તેથી તે સર્વ રાક્ષસો મરણ પામ્યા. રાવણે પોતાના સેનાપતિના પુત્ર જાંબુમાળીને મોકલ્યો ને એણે હનુમાનને ઘણાંક બાણ માર્યાં, પણ કપિયે તેનો પણ પ્રાણ લીધો. એ રીતે હનુમાને બીજા સાત મોટા રાક્ષસ, પાંચ સેનાપતિ અને રાવણનો પુત્ર અક્ષ એઓને મારી નાંખ્યા. પછી રાવણે પોતાના વડા પુત્ર ઈન્દ્રજિતને મોકલ્યો. કપિયે મોટી ગર્જના કરી ને ઈન્દ્રજિતે પણ સામી

ગર્જના કરીને બાણથી કપિને વીંધી નાંખ્યો. કપિયે એક મોટો સ્તંભ લેઇ સારથીને મારી નાંખ્યો ને રથના ચૂરા કર્યા. ઈન્દ્રજિતે બીજા રથમાં બેશી ઘણીવારસૂધી યુદ્ધ કર્યું. પછી એ કોઇ દેવ છે એમ વિચાર કરી બ્રહ્મપાશ હનુમાનના ઉપર ફેંક્યો. હનુમાન બ્રહ્માનું અપમાન ન થાય માટે બંધાયો અને ઇન્દ્રજિત તેને બંદીવાન કરીને રાવણકને લેઈ આવ્યો.

રાવણે ક્રોધમાં પૂછ્યું તેનો ઉત્તર ન વાળતાં હનુમાને કહ્યું કે સીતા રામને આપ ને રામની પાસે ક્ષમા માગ. રાવણે આજ્ઞા કરી કે એનો શિરચ્છેદ કરો. વિભીષણે કહ્યું કે દૂતનો વધ કરવો એ શાસ્ત્રથી ઊલટું છે. રાવણે કહ્યું કે એને શિક્ષા તો થવી જોઈએ માટે એની પૂછડી બાળી નાંખો. પછી રાક્ષસોએ તેની પૂછડીએ ઘીમાં બોળેલાં કપડાં વીટાળ્યાં ને પૂછડી સળગાવી દીધી. એથી હનુમાનને કંઇજ દુઃખ થયું નહિ. તે સૂક્ષ્મરૂપ કરી પાશમાંથી નીકળ્યો ને મોટું રૂપ કરી એક મોટો સ્તંભ લેઇ ઉંચી ભીંત ઉપર બેઠો. રાક્ષસો તેને પકડવા મથ્યા, પણ તેણે સ્તંભે વતી સૌને મારી પાડ્યા ને પછી ઠેકાણે ઠેકાણે બળતે પૂછડે કૂદી લંકાને બાળી નાંખી. એટલો નાશ કરી પાછો અશોકવનમાં જઇ સીતાને સર્વ વાત કહીને પછી આજ્ઞા લેઇ નગર બહાર આવી સમુદ્રકાંઠે આવ્યો.

અહિં મોટી ગર્જના કરી તે સમુદ્ર ઓળંગી જ્યાં કપિસૈન્ય પડ્યું હતું ત્યાં આવ્યો ને સૌને તેણે પોતાનું વૃત્તાંત કહ્યું. પછી કપિસૈન્ય હરખભેર જ્યાં રામલક્ષ્મણ, સુગ્રીવ હતા ત્યાં આવ્યું અને હનુમાને સીતાનો આપેલો મણી રામના ચરણ આગળ ધરી સર્વ વૃત્તાંત નિવેદન કર્યું ને કહ્યું કે જો આજથી એક માસમાં સૈન્ય લંકામાં પ્રવેશ નહિ કરે તો સીતા પ્રાણ ત્યાગ કરશે. પછી રામ તથા સુગ્રીવે હનુમાનની પ્રશંસા કરી ને વાનરાઓ હર્ષમાં કૂદવા લાગ્યા.

પછી રામ, લક્ષ્મણ, સુગ્રીવ, વાનર રીંછના સૈન્ય સાથે નીકળ્યા ને માર્ગ કાપતાં છેલ્લે સમુદ્રકાંઠે આવ્યા ને અહિં ઝૂંપડીઓ બાંધી રહ્યા ને સમુદ્ર ઓળંગી લંકામાં પ્રવેશ કરવાનો વિચાર કરવા લાગ્યા.

હનુમાનના ગયા પછી લંકામાં રાક્ષસો ભયભીત થઇ ગયા હતા. મંદોદરીએ સીતા પાછી આપવાને બહુ બહુ સમજાવ્યું પણ રાવણે ન માન્યું ને વળી રાવણની મા નીકશા ઘણા અપશકુન જોઈને દુઃખી થતી હતી તેથી એણે પોતાના પુત્ર વિભીષણને બોલાવ્યો ને કહ્યું કે રાવણને સમજાવ કે સીતાને પાછી આપે. વિભીષણે સભામાં જઈ રાવણને કહ્યું પણ એણે ક્રોધે ભરાઇ તેને કુત્સિત વચન કહી આજ્ઞા કરી કે તું લંકામાંથી જા. એ વચન ન સહન થયેથી વિભીષણ પોતાની સ્ત્રી શર્માને સીતાની સેવામાં રહેવાનું કહી પોતે સમુદ્રપાર આવી રામને શરણ થયો. રામે તેને પોતાનો ભક્ત જાણી રાજ્યાભિષેક કરવાની ઇચ્છા જણાવી. વિભીષણે કહ્યું કે મારે રાજ્ય નથી જોઈતું, મારે તો તમારી ભક્તિમાં લીન રહેવાની ઇચ્છા છે. રામે કહ્યું કે તારી ઇચ્છા નથી પણ મારી પ્રસન્નતા એવીજ છે માટે અભિષેક થવા દે. પછી રામે વિભીષણને લંકાના રાજ્યનો અભિષેક કર્યો.

સમુદ્ર ઊતરવામાટે રામે વરૂણની સ્તુતિ કરી. એણે આવી કહ્યું કે તમારાં સૈન્યમાં નળ વાનર છે તે જે પથ્થરને અડકશે તે સમુદ્રમાં તરશે. એ ઉપરથી સર્વ વાનરોએ પર્વત, પાષાણ, વૃક્ષ લાવી લાવીને નળની આગળ મૂક્યાં અને નળે સ્પર્શ કરી સમુદ્રમાં નાંખ્યાં કે તે તેમાં તરતાં રહ્યાં ને એ રીતે સેતુ બંધાઇ રહ્યો. એ પ્રસંગે રામે શિવલિંગ સ્થાપન કર્યું, જે આજપણ સેતુબંધ રામેશ્વરને નામે પ્રસિદ્ધ છે.

## ( સુંદરકાંડકથાસાર સમાપ્ત. )

---

શુભ મુહૂર્તે જોઇ રામ સુગ્રીવ સકળ સૈન્ય લેઇને સેતુને માર્ગે લંકામાં આવ્યા ને સુવેળ પર્વતની તળેટીમાં તેઓએ પડાવ નાંખ્યો. રામે હનુમાનને મોકલી પોતાના આવ્યાનો સંદેશો કહાવ્યો ને સીતા પ્રસન્ન થઇ.

રામ લંકામાં આવ્યાની જાણ રાવણને થઇ એટલે તેણે શુક તથા સારણ એ બે પ્રધાનને આજ્ઞા કરી કે તમે વાનરને વેષે જઇ રામનું સૈન્ય કેટલું છે તથા તેમાં કોણ કોણ સેનાપતિયો છે તેની જાણ કહાડી લાવો. તે બેજણ જ્યારે વાનરનાં સૈન્યમાં ગયા ત્યારે તેઓને ભેદુ જાણી વાનરોએ પકડીને રામની આગળ આણ્યા. રામે કહ્યું કે નિર્ભય થઇ મારૂં સૈન્ય ગણો અને મારા પ્રધાન તથા સેનાપતિસંબંધી જે જાણવું હોય તે જાણી લો; અને રાવણને કહેજો કે હું આ લંકાને બાળીને ભસ્મ કરીશ અને તને, તારા પુત્રોને તથા તારાં સગાંને સૌને મારીશ.

શુક સારણ પોતાના સ્વામીની આજ્ઞાપ્રમાણે કામ કરી રાવણને રામનો સંદેશો કહી સંભળાવ્યો. રાવણ ક્રોધ કરી બોલ્યો કે આખું જગત્ મારી સામા યુદ્ધ કરવા આવશે તોપણ હું રામને સીતા પાછી નહિ આપું. પછી તે ઊઠ્યો ને પોતાના મહેલની અટારી ઉપર ચડી રામનાં સૈન્યને જોવા લાગ્યો. શુક-સારણે રામ, લક્ષ્મણ, સુગ્રીવ આદિ સૌ મુખીઓને ઓળખાવ્યા. શુકે

રાવણને વિનંતિ કરી કે મહારાજ જય થવો દુર્લભ છે માટે સીતાને આપી દો તો સારૂં. રાવણે ક્રોધ કરી શુકને લંકામાંથી બહાર જઇ રહેવાનું કહ્યું ને શુકે જોગ ધારણ કરી વનવાસ કરતાં પોતાના દહાડા પૂરા કર્યા.

એ પછી રાવણે પ્રહસ્ત નામે મુખ્ય સેનાપતિને બોલાવી સૈન્યને સજ કરવાની આજ્ઞા આપી ને એ પ્રસંગે રાવણની મા તથા આજો એ બે જણાએ સભામાં આવી રાવણને વિનવીને કહ્યું કે યુદ્ધ કરવાનો વિચાર પડતો મહેલી સીતાને પાછી આપો, પણ રાવણે તેઓનું અપમાન કર્યું ને તેઓ તેના ક્રોધથી ભય પામી સભામાંથી ઉતાવળાં ચાલતાં થયાં.

અહિં સુવેળાચળ ઉપર રામે સભા કરી વિચાર પૂછ્યો કે હવે કયારે ચઢાઈ કરવી ? જાંબુવાન બોલ્યો કે મહારાજ પ્રથમ આપણે રાવણને સમજાવવાને દૂત મોકલવો ને તે ન માને તો પછી યુદ્ધ કરવું ને એ કામને માટે અંગદ સર્વ પ્રકારે યોગ્ય છે. જાંબુવાનના બોલવાને બીજા સૌ સંમત થયા, ને પછી રામે અંગદના સામું જોયું એટલે તે તરત આજ્ઞા માગી રાવણની સભામાં ગયો. અહિં અંગદે રાજદૂતનો વિવેક રાખી રાવણને ઘણું ઘણું સમજાવ્યું, પણ જ્યારે રાવણે રામની ઘણી નિંદા કરી ત્યારે તેણે પોતાના બે હાથ પૃથ્વીઉપર પછાડ્યા. સભામાં ખળભળાટ થયો ને રાવણ ક્રોધ કરી બોલ્યો કે સર્વ કપિયોને મારી નાંખી બે ભાઇને પકડી બાંધીને અહિં લાવો ને આ અંગદને પકડો. પછી અંગદે કહ્યું કે સૌ રાક્ષસોને હું એકલો પૂરો પડું તેવો છઉં, પણ દૂત છઉં તેથી ને તારી લાજ રાખવાને હું કંઇ હાલ મારૂં પરાક્રમ દેખાડતો નથી. પણ તારો કાળ પાસે આવ્યો છે માટે તને રૂડી બુદ્ધિ સૂઝતી નથી. એમ કહી તે રામ પાસે આવ્યો ને બોલ્યો કે મહારાજ એ શઠ કોઈ પ્રકારે સમજે તેવો નથી માટે હવે યુદ્ધનેજ સજ થવું.

પછી રામના સૈન્યે મોટી ગર્જના કરી લંકાને ઘેરો ઘાલ્યો. રાવણે રાક્ષસોને વાનર ઉપર તૂટી પડવાની આજ્ઞા કરી. એ યુદ્ધમાં બંને બાજૂના ઘણાએક પ્રાણગત થયા. રામે રાવણને જોયો ત્યારે તેણે તેને અગિયાર બાણ માર્યા—એકે છત્ર કાપ્યું ને દશે દશ મૂગટ કાપ્યા. રાવણ લજ્જિત થઇ અટારી ઉપરથી ઊતરી પડચો ને તેણે રાક્ષસોને કહ્યું કે નગરી બહાર જઈને યુદ્ધ કરો અને વિભીષણ, રામ, લક્ષ્મણ, સુગ્રીવનાં શિર લેઇ આવો. પછી યુદ્ધ ચાલ્યું. વાનરોએ પર્વત તથા વૃક્ષથી ને રાક્ષસોએ બાણ તથા બીજાં શસ્ત્રથી મારો ચલાવ્યો. એમાં ઘણાએક વાનર કપાયા, ને ઘણાએક નાશી ગયા. રાક્ષસો જીત્યા, પણ સુગ્રીવે એક મોટું વૃક્ષ ઇન્દ્રજિત ભણી ફેંક્યું તેથી તેનો રથ ભાંગી ગયો, ઘોડા તથા સારથી છુંદાઇ મુઆ ને ઇન્દ્રજિત નાઠો.

પછી ઇન્દ્રજિતે હોમ કીધો ને તેમાંથી ચાર ઘોડા જોડેલા એવો ને અનેક શસ્ત્રથી ભરેલો એવો રથ નીકળ્યો કે જેમાં બેઠેલો તે સૌને જોઈ શકે, પણ તેને કોઈ જોઇ શકે નહિ. એમાં બેશી તેણે રામલક્ષ્મણને અસંખ્ય બાણ માર્યા ને પછી નાગપાશ મૂકી બંને ભાઇને બંધનમાં રાખી પોતે જયવાદ્ય વજડાવી લંકામાં આવ્યો.

ઇન્દ્રજિત ગયા પછી વાયુએ આવી રામને ગરૂડનો મંત્ર ભણવાની સૂચના કીધી ને રામ તે ભણ્યો કે ગરૂડ આવી ઊભો રહ્યો ને સઘળા સર્પ નાશી ગયા. એ રીતે બંને ભાઈ બંધનથી છૂટચા કે પાછા યુદ્ધ કરવાને સજ થયા. એ જોઇ રાવણ પોતે રાક્ષસસૈન્ય સાથે મોટા ઠાઠથી યુદ્ધ કરવા આવ્યો. વાનરોએ પર્વતવૃક્ષનો વરસાદ વરસાવ્યો, પણ રાવણે બાણો મારી સૌથી પોતાનું રક્ષણ કરી ઘણાક કપિયોને સંહાર્યા. તેણે હનુમાન સાથે, લક્ષ્મણ સાથે ને છેલ્લે રામ સાથે યુદ્ધ કર્યું. થોડીવાર પછી રામે અર્દ્ધચંદ્ર બાણથી દશ મૂગટ કાપી નાંખ્યા ને રાવણ લજ્જિત થઈ પાછો લંકામાં આવ્યો.

રાવણે સભામાં આવી પ્રધાનોને કહ્યું કે ઘણા સાવધાન થઇ નગરનું રક્ષણ કરો ને મારા ભાઇ કુંભકરણને જગાડી રણમાં મોકલો. એ પોતાની ઘોર ઉંઘમાંથી જાગશે એટલે આપણે રામના ભયથી ઊગર્યા સમજજો. પછી રાક્ષસોએ અનેક વાદ્યથી શબ્દ કરીને, અનેક હસ્તિ તેના શરીર ઉપર ચલાવીને તેને જગાડવાનું કીધું, પણ તે ન જાગ્યો. છેલ્લીવારે અનેક સુંદર સ્ત્રીઓ પાસે મધુરાં ગાયન કરાવ્યાં ને તેઓના હાથ તેના શરીર ઉપર ફેરવાવ્યા, ત્યારે તે મોટી ગર્જના કરી ઊઠચો ને ક્રોધ કરી પૂછવા લાગ્યો શા માટે મને જગાડચો ? પ્રધાનોએ કહ્યું કે મોટાભાઈ મોટી આપત્તિમાં છે, પણ હમણા તમે ક્ષુધાને શાંત કરો. એમ બોલી શુમારવિનાનું માંસ ને શુમારવિનાનો મદ્ય એ તેની આગળ ધર્યાં. કુંભકર્ણે પ્રથમ તો ભાત તથા શાક ખાધાં, પછી ઘણાંક હરણ બકરાં ગળ્યાં, ઘણાંક મનુષ્ય ખાધાં ને તે પ્રમાણે પુષ્કળ મદ્ય પીધો. પછી તે સભામાં આવ્યો ને રાવણે સર્વ વૃત્તાંત કહ્યું. રામની સાથે વેર બાંધ્યું તેને માટે કુંભકર્ણે રાવણને ઘણો ઠપકો આપ્યો, પણ પછી તેણે રથમાં બેશી યુદ્ધ કર્યું, પણ રામે પ્રથમ તેના પગહાથને બાણ મારી મારી જુદા પાડ્યા ને પછી તેનું શિર ઉરાડચું.

પછી પાછો ઇન્દ્રજિત પ્રથમની પેઠે હોમ કરી તેમાંથી નીકળેલા રથમાં બેશી અભ્રમાં ભરાઇ બાણ મારવા લાગ્યો. અસંખ્ય વાનરો કપાયા, રામલક્ષ્મણ મૂર્છિત થઈ પડ્યા ને ઇન્દ્રજિત જયવાદ્ય વગડાવતો લંકામાં આવ્યો.

રામનાં સૈન્યમાં વિભીષણ તથા હનુમાન એઓએ કરાંઠી સળગાવી જોયું તો કેટલાએક કપિને ડોકાં વિનાના, કેટલાએકને હાથ પગ વિનાના, કેટલાએકને તૃષાથી મરતા ને ઘણાએકને મુએલા દીઠા. સુષેણ વાનર જે વૈદ્ય હતો તેણે હનુમાનને કહ્યું કે ગંધમાદન ઉપરથી પ્રાતઃકાળ થતાં પહેલાં ઔષધિ આવે તો સર્વ સૈન્ય પાછું જીવતું થાય. હનુમાન તે પર્વત લેઇ આવ્યો ને તેની સુગંધિથી રામલક્ષ્મણ તથા સર્વ વાનરો પાછા ઊભા થયા. હનુમાન તે પર્વત પાછો મૂકી આવ્યો.

એ પ્રમાણે રામ તથા કપિયોને પાછા તત્પર થયેલા જોઈ રાવણ ગભરાયો ને એણે યુદ્ધ કરવું માંડી વાળી લંકાનાં દ્વાર બંધ કરાવ્યાં તો વાનરો હાથમાં મસાલ લેઇ લેઇને રાતે અંદર ઘૂશ્યા ને લંકામાં ઠામ ઠામ આગ લગાડવા લાગ્યા. રાવણે કુંભકર્ણના બે છોકરાઓને સૈન્યસાથે, વાનરોને નગર બહાર કહાડી મૂકી તેઓની સામા યુદ્ધ કરવા મોકલ્યા. હનુમાન તથા સુગ્રીવ એઓએ તેમને મારી નાંખ્યા ને ખર રાક્ષસના પુત્રને રામે બાણથી માર્યો.

ઇન્દ્રજિત ગુપ્ત હોમ કરતો હતો તે લક્ષ્મણે જાણ્યું ને પછી એ વાનરોને લેઇને હોમ થતો હતો ત્યાં ગયો. વાનરોએ હોમને ભ્રષ્ટ કીધો ને ઈન્દ્રજિત ક્રોધ ભર્યો લક્ષ્મણ સામા યુદ્ધ કરવા ઊભો. બંનેનું યુદ્ધ ઘણીવાર પહોંચ્યું. કોઈ કોઇથી હઠે નહિ. અંતે લક્ષ્મણે ઇન્દ્રે આપેલું બાણ માર્યું ને ઇન્દ્રજિત તેને અટકાવવાને સામું મારવા જાયછે એટલામાં એનું શિર ઊડી ગયું. વાનરો જય જય રામ કરતા રામની પાસે આવ્યા ને દેવતાઓએ લક્ષ્મણના ઉપર પુષ્પવૃષ્ટિ કરી.

ઈન્દ્રજિતના મરણ પછી રાવણ મરણીઓ થઈ મોટું સૈન્ય લેઇ રણમાં આવ્યો. અનેક અસ્ત્ર શસ્ત્રથી રામરાવણે યુદ્ધ કર્યું. રાવણે ક્રોધમાં એક શક્તિ (સાંગ) લક્ષ્મણના ઉપર ફેંકી ને એ પૃથ્વીઉપર પડ્યો. પછી રામે રાવણને રણમાંથી ભગાડ્યો. મધરાત્રે સુષેણના કહેવાથી હનુમાન ગંધમાદનને ઊંચકી આણવાને ચાલ્યો. માર્ગમાં રાવણના મૂકેલા રાક્ષસોએ તેને બહુ દુઃખ દીધું, તોપણ તે સર્વેને મારીને તે પર્વત લેઇ આવ્યો અને સુષેણે લક્ષ્મણને સજીવન કર્યો.

રાવણે એક પછી એક એમ યોદ્ધાઓ મોકલ્યાં કીધા ને પોતે પોતાના ગુરૂ શુક્રના કહ્યા પ્રમાણે કિલ્લાના ભાંયરામાં મોટો ખાડો ખોદી ત્યાં હોમના માંસમદ્ય, નરમુંડ ઈત્યાદિ સાહિત્યસાથે એકાગ્રચિત્તથી હોમ કરવા બેઠો. એ વાતની જ્યારે રામને જાણ થઈ ત્યારે તેણે અંગદ હનુમાનને કપિસૈન્ય સાથે રાવણને બહાર કહાડવાને મોકલ્યા. એઓએ ઢુંઢતાં ઢુંઢતાં જ્યાં રાવણ હતો ત્યાં આવીને અનેક પાષાણવૃક્ષથી ને મળમૂત્રથી હોમ ભ્રષ્ટ કીધો ને અંગદે મંદોદરીને ચોટલો પકડી ત્યાં આણી. એ સ્ત્રીએ રૂદન કરી વચન કહ્યાં કે રામ પોતાની સ્ત્રીને માટે કેવું કરેછે ને તું મારી દુર્દશા તારી સમક્ષ થાયછે તોપણ કંઇ બોલતો નથી. એ સાંભળી રાવણ ધ્યાનમાંથી ચોંકી ઊઠ્યો ને હોમ કરવો છોડી દઈ તેણે અંગદના ઉપર ખડ્ગનો પ્રહાર કર્યો, પણ તરતજ અંગદ ત્યાંથી છટકીને રામ પાસે આવતો રહ્યો.

હવે જ્યારે રાવણ મોટું સૈન્ય લેઇ નીકળ્યો ત્યારે રેણુથી સૂર્ય ઢંકાયો, પવન થંભી રહ્યો ને પૃથ્વી ડોલવા લાગી. રાવણે પોતાના સુભટોને કહ્યું કે તમે સૌ કપિયોને સંહારજો ને હું પેલા બે ભાઇઓને પૂરા કરીશ. સૈન્ય દેખી કપિયોએ પર્વત વૃક્ષો રાક્ષસોની ઉપર ફેંકવા માંડ્યાં ને રાક્ષસો કપિયો ઉપર તૂટી પડ્યા. દારૂણ યુદ્ધ ચાલ્યું. દેવતા ને ગંધર્વો વિમાનમાં બેશી રણસંગ્રામ જોવા આવ્યા. વાનરો હઠતા નથી એ જોઇ રાવણે પોતાનો રથ આગળ કહાડ્યો ને બાણની વૃષ્ટિ કરી. કપિયો અહિં તહીં નાસવા લાગ્યા. પોતાનાં સૈન્યમાં ભંગાણ થયું જોઇ લક્ષ્મણ આગળ ધશી આવ્યો ને બોલ્યો રે ખળ, આ કપિયોને શું મારેછે ? રાવણ કહે રે મારા પુત્રના ઘાતી, હું તનેજ શોધું છઉં. પછી રાવણે પ્રચંડ શરો છોડવા માંડ્યાં. લક્ષ્મણે તે નિવારી તેનો રથ ભાંજી સારથીને હણ્યો. જ્યારે લક્ષ્મણનાં સો બાણ રાવણના ઉરમાં લાગ્યાં ત્યારે તે મૂર્ચ્છી ખાઇ પડ્યો. પછી રામ સામો આવ્યો ને બંને જણે યુદ્ધ કર્યું. રાવણ થાકયો ને પોતાનું ધનુષ્ય ખેંચી શક્યો નહિ ને રથમાં પડ્યો એ જોઇ સારથી તેને લંકામાં લેઇ ગયો. અહિં રણમાં ઇંદ્રે પોતાનો રથ માતુલી સારથી સાથે રામને માટે મોકલ્યો.

રાવણ પાછો રણમાં આવ્યો ને રામે કપિયોને કહ્યું કે હવે તમે સૌ ખશી જાઓ, અમારૂં દ્વંદ્વયુદ્ધ જુઓ. રામે પોતાનો રથ આગળ આણ્યો. રાવણે સામા આવી રામને કહ્યું કે તેં જે બળીઆઓને માર્યા છે તેના જેવો તું મને ન જાણતો, રાવણના યશ જગત્‌માં જાણેછે, કે જે મારા સગાઓને માર્યા છે તે બધાનું વેર

આજ હું લેનાર છઉં, જો તું ભયથી રણભૂમિ નહિ છોડે તો આજ હું તને કાળને સ્વાધીન કરીશ. રામે હ-શીને કહ્યું કે સત્ય છે, સત્ય છે! રાવણે અસંખ્ય શર છોડ્યાં. રામે અગ્નિબાણથી તે સર્વને ભસ્મ કર્યાં. રાવણે શક્તિ મારી તે રામે પાછી વાળી. પછી રાવણે સો બાણ રામના સારથીને માર્યાં તેથી તે મૂર્છા ખાઈ પડચો. રામે સારથીને સાવધ કરી ક્રોધે ભ-રાઈ ધનુષ્યટંકાર કર્યો તો બ્રહ્માંડ ડોલ્યું ને આમ કરી શર છોડ્યાં કે રાવણનો સારથી તથા ઘોડા પ્રાણગત થયા અને રથ ધ્વજાપતાકા સાથે ચૂર્ણ થઇ ગયો. ત-રત રાવણે બીજા રથમાં બેશી બાણ ચલાવ્યાં ને રા-મના ચારે ઘોડાને પાડ્યા. પછી રામે સન્મુખ થઈ બાણ માર્યાં તો રાવણનાં મસ્તક ભુજસહિત નીચે પડ્યાં. પણ નવાં મસ્તકો નીકળ્યાં. એ જોઈ રા-મને આશ્ચર્ય લાગ્યું ને રાવણે નિર્ભયપણે શરવૃષ્ટિ કરી ને એક પ્રચંડ શક્તિ રામનાઉપર છોડી જેથી એ મૂર્ચ્છિત થયો.

એ જોઈ વિભીષણ ગદા લેઇને દોડચો ને એ તેણે રાવણને મારી. રાવણ પડચો, પણ તરતજ ઊઠચો ને વિભીષણને મારવા લાગ્યો. એવે હનુમાને આવી રાવણની છાતીમાં લાત મારી. આમ કરી રાવણ પૂ-છડું પકડવા જાયછે કે કપિયે તે મોટું કીધું ને આકાશ-માં રાવણને ખેંચી ધમ દઈને પૃથ્વીઉપર પાડચો. પછી રાવણે ક્ષણેક અંતર્ધાન થઈ પોતાનાં અનેક રૂપ કર્યાં ને કપિયોને ભગાડ્યા. રામે બાણ છોડી સર્વ રાવણો છેદી નાંખ્યા. પછી રાવણે બાણો ચલાવી રામને બહુ ગભરાવ્યા, પણ એણે દશ બાણથી દશ શીશ ને વીસ ભુજ છેદી નાંખ્યાં. વારેવારે છેદાય ને વારેવારે પાછાં નીકળે એથી રામ કંટાળ્યો. એ જોઈ વિભીષણે કહ્યું કે મહારાજ એના નાભિકુંડમાં અમૃત છે તેના બ-ળથી તે મરતો નથી. રામે પછી એકત્રીશ શર નાભિ લક્ષીને માર્યાં ને અગસ્ત્યદત્ત બ્રહ્માસ્ત્ર કહાડી મંત્ર ભણી ઉડાડચું. એ રાવણના હ્રદયમાં પેઠું ને એ પડચો. તે શર પોતાની મેળે તેમાંથી પાછું નીકળી સમુદ્રમાં જઈ ધોવાયું ને પછી રામના ભાથામાં આવી રહ્યું. દેવોએ રામનાઉપર પુષ્પની વૃષ્ટિ કરી અને જય જય એવો દુંદુભિશબ્દ આકાશમાં ગાજી રહ્યો. એપ્રમાણે સાત દહાડા ને સાત રાત એમ અખંડ ચા-લતું રામરાવણનું યુદ્ધ પૂર્ણ થયું.

રાવણના મરણનું વર્તમાન સાંભળી મંદોદરીએ ત્યાં આવી વિલાપ કર્યો. પછી વિભીષણે ઉત્તર ક્રિયા કરી. સર્વ સ્ત્રીઓએ રાવણને અંજળી આપી ને રામે સૌના મનનું સમાધાન કર્યું. રામે લક્ષ્મણને કહ્યું કે સર્વ ક-પિયોને લેઈ લંકામાં જાઓ ને વિભીષણને રાજ્યાભિ-ષેક કરો. આજ્ઞા પ્રમાણે લક્ષ્મણે રાજ્યાભિષેક કર્યો, પછી વિભીષણ, લક્ષ્મણ ને કપિ સર્વ પાછા રામની પાસે આવ્યા.

રામે સીતાને વર્તમાન કહેવાડ્યાં ને તે રામની પાસે આવી. રામે લંકાનું વિભીષણને દાન કર્યું હતું તેથી તેણે લંકાની બહારજ પોતાની સભા ભરી. સર્વ દેવ-તાઓ રાવણના ત્રાસથી મુક્ત થઈ ત્યાં આવ્યા ને રા-મની પ્રશંસા કરવા લાગ્યા. રામે કહ્યું કે સીતા અ-ગ્નિમાં પ્રવેશ કરે તો હું એનો સ્વીકાર કરૂં. સીતાએ તેમ કીધું ને સીતા પવિત્ર છે એવી આકાશવાણી થઈ. રામે સીતાને પોતાનીપાસે બેસાડી. પછી ત્યાં સ્વ-ર્ગવાસી દશરથ રાજાએ આવી પોતાના બે પુત્રોનાં વ-ખાણ કર્યાં ને આશીર્વાદ દઇ તે પાછો ગયો. શિવે આવી રામની પ્રશંસા કરી ને પછી સૌ દેવતા પોતાને ધામે ગયા. ઇન્દ્રે અમૃતની વૃષ્ટિ કરી એટલે રણમાં પડેલા કપિયો સજીવન થયા. પછી રામ, સીતા તથા લક્ષ્મણ, વિભીષણ, સુગ્રીવ અને સર્વ કપિયો પુષ્પક વિમાનમાં બેશી અયોધ્યાભણી માર્ગ લેતા હવા.

વનવાસનાં ૧૪ વર્ષ પૂરાં થયા પછી પાંચમે દહાડે રામ, સીતા, લક્ષ્મણ તથા કપિયો ચિત્રકૂટપર્વતની પા-સે ઋષિ ભરદ્વાજને આશ્રમે (પ્રયાગ આગળ) આવી પહોંચ્યા. ઋષિયે રામ તથા બીજાઓનો સત્કાર કર્યો ને પછી ભરતસંબંધી વૃત્તાંત કહ્યું; વળી કહ્યું કે, રામ અયોધ્યે આવેછે એમ ભરતને નહિ જણાવો તો તે કાલે પ્રાણત્યાગ કરશે. પછી રામે હનુમાનસાથે ભ-રતને સંદેશો કહેવડાવ્યો અને ભરદ્વાજે વિશ્વકર્માને બોલાવી વાનર રીંછનેમાટે મોટો આશ્રમ રચાવ્યો. રામ, લક્ષ્મણ તથા સીતા એઓને પોતાની ઝૂંપડીમાં લઇ જઇ તેઓની આગળ કંદમૂળ, ફળ, પાણી મૂક્યાં. રામ બોલ્યો કે હું મારા ભાઇ ભરતને જોયાવિના એ-માંનું કંઈ લેઈ શકતો નથી. બીજે દહાડે પ્રાતઃકાળે રામે હનુમાનને મોકલી ભીલના રાજા ગુહને ને અયો-ધ્યામાં પ્રધાનોને પોતાના આવવાની જાણ કરી.

ભરતે અયોધ્યા નગરીમાં પડો વગડાવ્યો કે નગર-જનો, શ્રીરામ વનવાસથી પાછા આવેછે, આજે તે ગુ-હરાજાને ત્યાં છે ને કાલે અયોધ્યામાં આવશે; તમારા શોક મૂકી તેને સામોણે જવાને સજ થાઓ, નગરને શણગારો ને દેવ દહેરાંમાં પૂજા કરાવો.

પછી બીજે દહાડે ભરત ને રાણીઓ ને જનકરાજા ને પ્રધાનો ને વશિષ્ઠાદિ બ્રાહ્મણો ને નગરજન સૌ હ-ર્ષભર્યાં રામને લેવા ગયાં. રામ ભરતને, પોતાના સ-સરા જનકને ને શત્રુઘ્નને ભેટચો. ભરત લક્ષ્મણને ભે-

ટચો. વશિષ્ઠ ને બીજા બ્રાહ્મણોએ રામને આશીર્વાદ દીધો ને વિનંતિ કરી કે હવે રાજ્યાસને વિરાજો. સર્વે લોક જય જય રામ એમ ભણ્યા. પછી રામ કૌશલ્યા, સુમિત્રા ને કૈકયીને પગે પડચો ને એઓએ હરખનાં આંસુ પાડ્યાં. પછી રામે નંદિગ્રામ આવી પુષ્પક વિમાનને કુબેરને ત્યાં વિદાય કર્યું ને પોતે તથા લક્ષ્મણ સીતાએ વનવાસના વેશ કહાડી નાંખ્યા. પછી રાજ્યચિન્હ ધારણ કરી રામ મોટી ધામધૂમથી અયોધ્યામાં આવ્યો.

## ( યુદ્ધકાંડકથાસાર સમાપ્ત. )

પછી રામને રાજ્યાભિષેક થયો ને ભરત યુવરાજ થયો. રામે વિભીષણ, સુગ્રીવ ને બીજા કપિ રીંછ સૌને એક માસ અયોધ્યામાં રાખી વિદાય કર્યા ને પછી તે રૂડી રીતે રાજ્ય કરતો હવો.

કેટલાક માસ પછી સીતાને ગર્ભ રહ્યો. એક દિવસ રામ કુંડમાં સ્નાન કરતો હતો તેવામાં એક ધોબીને પોતાના જમાઇ સાથે વાત કરતાં સાંભળ્યો. તે વાત આવી કે તેની છોકરી સાસરેથી રીસાઇ આવીને રાતે બાપને ઘેર રહી હતી. બીજે દહાડે જમાઇ સાસરે આવ્યો ત્યારે સસરાએ કહ્યું કે આ તારી વહુને તારે ઘેર લેઈ જા. જમાઈએ ઉત્તર દીધો કે તારી છોકરી મારે ઘેરથી કાલની ગઇ છે તે રાતે કયાં રહી આવી તે હું જાણતો નથી. હું રામના જેવો નથી કે તેને રાખું. હું ગરીબ છઉં તેથી સૌ મને નાત બહાર મૂકે માટે હું તો તારી છોકરીને નહિ રાખું. એ સાંભળી રામને બહુ દુઃખ લાગ્યું. વળી જ્યારે તે સ્નાન કરી અંતઃપુરમાં આવ્યો ત્યારે સીતા પોતાની દાસીઆગળ રાવણ કેવો હતો તેની આકૃતિ ચીતરી બતાવતી હતી તે જોવામાં આવ્યું. એ ઉપરથી રામને શક ઉપજ્યો કે હજી રાવણનું સ્મરણ તેના હૃદયમાંથી ખસ્યું નથી. પછી રામે પોતાના ત્રણે ભાઇઓને બોલાવીને કહ્યું કે મારે સીતાનો ત્યાગ કરવો છે. ભાઈઓએ રામને ઘણું સમજાવ્યા ત્યારે રામે કહ્યું કે હા, હું જાણું છઉં કે સીતા નિર્દોષ છે તોપણ લોકમાં મારી વાત થાયછે ને તેઓનાં વચન મારાથી સંખાતાં નથી માટે ઓ લક્ષ્મણ, તું કાલે તેને ગંગાપાર મૂકી આવ.

પછી લક્ષ્મણ સીતાને લેઈ ચિત્રકૂટ પર્વત ઉપર આવ્યો ને વાલ્મિકનો આશ્રમ થોડોક દૂર રહ્યો એટલે તેણે રડીને સીતાને રામની આજ્ઞા જણાવીને કહ્યું કે તમે હવે ઋષિના આશ્રમમાં જઈ રહો, હું જાઉં છઉં. એટલું બોલી લક્ષ્મણ પાછો અયોધ્યે આવ્યો.

સીતા એકલી આક્રંદ કરવા લાગી. અઘોર ને વૃક્ષ વિનાના વનમાં ઉપરથી આકરો તાપ પડે ને તે પગે દાઝતી ધીમે ધીમે ચાલે, પાણીની તૃષાથી અકળાય, ચાલતાં પડી પડી જાય એ દુર્દશામાં તે થોડુંક ચાલી પણ પછી મૂર્છિત થઇ પડી. થોડીવારે વાલ્મિક ઋષિ ફરતો ફરતો ત્યાં આવી પહોંચ્યો ને એણે તેને પોતાના આશ્રમમાં લેઇ જઈ પોતાની સ્ત્રી તથા શિષ્યોની સંભાળમાં રાખી !

અહિં સીતાએ બે પુત્ર પ્રસવ્યા. તેનાં ઋષિએ લવ તથા કુશ એ નામ રાખ્યાં. પાંચ વર્ષના થયા ત્યારે તેઓને ઉપવીત સંસ્કાર કર્યા ને પછી વેદશાસ્ત્ર ને ધનુર્વિદ્યા ભણાવ્યાં. વળી ઋષિએ પોતાનું કરેલું રામાયણ કાવ્ય પણ તેઓને પાઠે કરાવ્યું.

એ છોકરાઓ પંદર સોળ વર્ષના થવા આવ્યા તેવામાં રામને વિચાર થયો કે રાવણ બ્રાહ્મણ હતો, ને મેં તેને માર્યો માટે મેં ખોટું કામ કર્યું છે. એ વિચારથી નિત્ય તે ઉદાસ રહે. પછી વશિષ્ઠાદિ ઋષિયોના કહેવાથી રામે અશ્વમેધ કરવાનું ઠેરવ્યું. અશ્વને છૂટો મૂકી તેનું રક્ષણ કરવા રામે શત્રુઘ્નને સાથે મોકલ્યો. ઘણેક ઠેકાણે અશ્વ ફર્યો પણ કોઈએ બાંધ્યો નહિ, પણ વાલ્મિકના આશ્રમ આગળ લવકુશે તે બાંધ્યો. શત્રુઘ્ને તે અશ્વ છોડી મૂકવાનું કહ્યું, પણ તેઓએ ન માન્યું. પછી શત્રુઘ્ને યુદ્ધ માગ્યું તો લવકુશે યુદ્ધ કરી સેનાસહિત શત્રુઘ્નને હરાવ્યો ને એવો તો ઘાયલ કીધો કે તે હાલી ન શકયો. એ વર્ત્તમાન જાણી રામે ક્રોધે ભરાઇ લક્ષ્મણને મોકલ્યો. એની પણ તેજ દશા થઇ. પછી ભરત ને હનુમાન ગયા તે પણ હાર્યા. છેલ્લીવારે રામ પોતે સજ થયો. જ્યારે તે છોકરાઓ રામની દૃષ્ટિએ પડ્યા ત્યારે એને હૃદયમાં પ્રેમ ઉપજ્યો; તેમ તે છોકરાઓ પણ માનમર્યાદાથી રામને જોવા લાગ્યા. રામે પૂછ્યું તમે કોના પુત્ર છો ? તેઓ બોલ્યા અમારી માનું નામ સીતા છે, પણ અમે અમારા પિતાનું નામ જાણતા નથી. અમને વાલ્મિક ઋષિયે ભણાવ્યા છે ને એ અમારે પિતા સમાન છે. એ સાંભળી રામે જાણ્યું કે એ મારાજ પુત્રો છે. એવે ત્યાં વાલ્મિક આવી પહોંચ્યો ને એણે રામને વિનંતિ કરી કે તમે સીતાનો અનુગ્રહ કરો. પછી ઋષિ સીતાને લેઇ આવ્યો ને એને કહ્યું કે રામની સાથે જા. સીતાએ ના કહી, પણ વાલ્મિકે તેને કહ્યું કે રામે તને દુઃખ દીધું છે તેનું વેર તારા દીકરાઓએ લીધું છે ને હવે તું જો મારી આજ્ઞા નહિ માને તો હું તને શાપ દઇશ. પછી સીતા રામનીપાસે ગઇ ને રામે પ્રેમથી તેને હૈયાસરસી ધરી. પછી વાલ્મિકે સૌના ઉપર અંજળી છાંટી એ-

ટલે મૂર્છિત પડેલા સજીવન થયા ને રામ સીતા લવ કુશ લક્ષ્મણ ભરત શત્રુઘ્ન હનુમાન ને સૈન્ય સૌ વાજતે ગાજતે અયોધ્યામાં આવ્યાં.

પછી મોટા ઠાઠથી અશ્વમેધ યજ્ઞ કરીને રામ, કુટુંબસુખ મહાલતાં રૂડી રીતે રાજ્યકાર્ય કરતાં, પ્રધાનને ધર્મનીતિનો બોધ આપતાં ને દેવ તથા ઋષિયોનો સમાગમ રાખતાં આનંદમાં કાળ નિર્ગમન કરી સ્વધામ પહોંચ્યો.

## (ઉત્તરકાંડકથાસાર સમાપ્ત.)

એ પ્રમાણે રામાયણનો સાર છે. હવે એમાંના પાત્રજનસંબંધી થોડું એકઃ—

રામનાં સર્વ કાર્યમાં વિવેક બહાર પડતો જણાયછે ને એટલામાટે હું એને વિવેકવીર કહું છઉં. જેણે ઋષિયો પાસે અધ્યયન કર્યું, ઋષિયોની સંગતિમાં બાળપણ ને તરૂણપણ ગાળ્યું, ઋષિયોનાં કાર્ય કરી યશ મેળવ્યો ને ઋષિયોના સુખની સ્તુતિ સાંભળી આનંદ માન્યો તેનામાં ઋષિના સામાન્ય ગુણ હોવાજ જોઇએ ને તે રામનામાં હતા. સત્ય, સદાચાર, સરળપણું, આગ્રહ અને એની સાથે લોકને પ્રસન્ન રાખવાનો લોભ એ તેનામાં હતાં; પ્રસંગે વળી તેનો મોટો ક્રોધ વિવેકવટ છતાં પણ પ્રગટ દેખાઇ આવતો. ક્ષત્રી રાજપુત્રરૂપે તે રણયશેચ્છુ, ઉદાર ને ક્ષમાવાન હતો—દુષ્ટને દંડવામાં, નિર્બળને સહાય થવામાં, કુળપદમોટપ રાખવામાં તે પોતાનો ધર્મ તથા આનંદ છે એમ સમજતો. એ રણમાં ધીટ, ધીર, સાવધ, ચતુર, ચપળ ને બળિયો તેમ રાજ્યકાર્યમાં નિપુણ ને વૈભવમાં ઠાવકો વિલાસી હતો. આજ્ઞાંકિત પુત્રરૂપે, આજ્ઞાંકિત શિષ્યરૂપે, પ્રેમી તથા કોડીલા પતિરૂપે, શત્રુના કાળરૂપે તેમ વળી પ્રજાને સુખકર રાજારૂપે, વિદ્યાધર્મજ્ઞાનમાં પંડિતરૂપે સૂર્યવંશમાં રઘુકુળમાં રામના સરખી કીર્તિ બીજાએ મેળવી નથી.

લોકમાં પોતાનેવિષે જરાએ નરસું નહિ પણ સંધુંજ સારૂં કહેવાય એ વિવેક ભર્યો લોભ રાખતાં રામે સીતાને કટુ વચન કહી અગ્નિમાં પ્રવેશ કરાવ્યો ને ગર્ભવતી છતાં વનમાં મોકલી દીધી એથી તેણે પોતાનો પ્રેમીપણાનો વિવેક છોડચો છે અને પોતાનું કાર્ય કહાડી લેવાને સુગ્રીવ સાથે બાંધેલી મૈત્રિનો વિવેક રાખતાં વાલીને મારી નાંખી ધર્મવિવેક છોડચો છે.

રામનું હૃદય કોમળ ને પ્રેમળ હતું, પણ તે વિવેકથી આચ્છાદિત રહેતું. તેના વિવેકે તેના ઉત્સાહને પણ બહાર પડવા દીધો નહિ. સાહસ તથા સાહસનો ઉદ્યમ એ કરવાના કરતાં રામે કળેવળે યુક્તિ પ્રયુક્તિથી સહાય મેળવી કાર્ય કર્યાં એથી તેના જય ને યશ ઊજળા છતે તેટલા તેજસ્વી નથી—સૂર્યના તેજથી નથી પ્રકાશતા પણ ચંદ્ર—પૂર્ણચંદ્રની કાન્તિ પ્રમાણે દીપી વિરાજેછે.

તોપણ, તે કાળની વસ્તીમાં ને તે કાળના જનની સ્થિતિમાં રામ એ પૂર્ણ પ્રતાપી વીરપુરૂષ હતો. રાજ્ય તે રામનુંજ—'**રામરાજ્ય.**' બાણ તે રામનુંજ—'**રામબાણ**' એ કહેણી—તેનાં રાજ્ય તથા રણજયનાં સ્મરણ, અને '**એકપત્ની**' '**એક વચન**' એ તેનાં સંસાર વ્યવહારનાં યશનાં સ્મરણ,—એ સ્મરણો સેંકડો વર્ષ થયાં લોકનાં મન ઉપર તેવાં ને તેવાંજ સતેજ રહ્યાં છે.

લક્ષ્મણે ભાઈના પ્રેમને સ્ત્રીના પ્રેમથી વધારે ગણ્યો ને ઊર્મિલાને છોડી ચૌદ વર્ષ વનવાસ ભોગવ્યો, રામની આજ્ઞામાં રહી દાસત્વ કીધું, વનવાસમાં નિદ્રામાં સીતાનો સ્પર્શી થયો માટે તે બાર વર્ષ નિરાહાર રહ્યો એ તેના સદ્ગુણની સાથે તેનામાં રણશૌર્ય, બાણ યોજવાની કળા ને સાહસવૃત્તિ એ ક્ષત્રીપણાનાં ભૂષણ હતાં. એનો જાતિસ્વભાવ ઉગ્ર, ઉછ્રંકળ ને ક્રોધી હતો તે પ્રસંગે પ્રસંગે બહાર દેખાઈ આવતો, તોપણ તેણે બન્ધુના વચનઅંકોશે એક પણ અઘટિત કર્મ કર્યું નથી.*

ભરત જેને રાજ્ય અપાવવાને તેની માએ દશરથનું તથા કુટુંબનું મન દુખવ્યું ને રામને વનવાસ કરાવ્યો તેણે રાજપદનો લોભ ન રાખતાં રામના પાછા આવતાં સૂધી યોગીપણે કંદ ફળ ખાઇ રામની પાદુકાની સેવા કર્યા કીધી એ તેની બન્ધુભક્તિ ને કુલીનતાનો વિવેક ખરેખર સ્તુતિપાત્ર છે.

સીતા એ સ્ત્રી કેવી હતી? જનક રાજાની પુત્રી ને રામની સ્ત્રી એટલે તેનામાં રાજવંશી કુલીનતા ને સુઘડતા હોયજ એમાં કાંઇ નવલ વિશેષ નથી. પરણીને સાસરે ગઇ, સાસરેથી વનમાં ગઇ, વનમાં બારેક વર્ષ કહાડ્યાં તે સ્ત્રીને સુવર્ણમૃગ જોઇ તેના ચર્મ ઉપર બેસવાનું મન કેમ ન થાય? તે સંસારના છળભેદમાં શું સમજે? રામ મૃગ મારવા ગયો. મૃગે મરતી વેળા ઓ સીતા! ઓ લક્ષ્મણ! એવા શબ્દ કર્યા

* મૃગના પ્રસંગમાં સીતાને વીહોલી મૂકી એ તેણે મોટું સાહસ કીધું કે જેથી રાવણ સીતાને લેઇ ગયો. પણ એ સાહસ, તે ઉગ્ર સ્વભાવના લક્ષ્મણે અવિચારથી ને ઇચ્છાથી નથી કીધું, પણ કોઈ દહાડે સીતાની આજ્ઞા લોપેલી નહિ માટે એ પ્રસંગે પણ ન લોપવી એ વિવેક, તેના શાપનું ને ભાઈના ઠપકાનું ભય, ને હમણાંજ પાછો આવું છઉં એવી પ્રતીતિ એ ત્રણ, જ્યારે અસત્ય વેણ સાંભળવાથી તેના ખળભળેલા તથા ઉદાસ થયેલા મનમાં વરયાં ત્યારેજ કીધું છે.

તે સાંભળી સીતાએ પોતાના પ્રિય પતિને સંકટ છે જાણી લક્ષ્મણને કહ્યું. લક્ષ્મણે બહુ સમજાવી, પણ તેણે ન માનતાં તેને કડવા શબ્દ કહ્યા. એ પ્રસંગમાં સીતાએ પોતાની જાતિની અધીરતા, ગભરામણ ને ઉદ્ધતાઇ દેખાડી છે; તેમ રાવણને સાધુ અતિથિ જાણી તેણે ભોળે ભાવે તેની સાથે વાતો કરી છે.

તેનો બહાર પડતો ને વખાણવાજોગ ચશ એકજ છે. પતિના ઉપર તેનો પૂર્ણ પ્રેમ હતો જેથી તેણે રાજમંદિરનાં સુખ કરતાં પતિની સાથે રહેવા માટે વનવાસનાં દુઃખમાં વિશેષ સુખ માન્યું; રાવણની વિનયયાચના, તેનો ક્રોધ અને લંકાના વૈભવની તેણે સ્પૃહા ન રાખી; પોતે પ્રેમમાં સાચી છતે રામે શંકા આણીને કટુ વચન કહ્યાં તેથી મનમાં ક્રોધ ઉપજ્યો છતાં પાછી તે પ્રેમમાં આવી જઇ પોતાની સાચવટ દેખાડતી; રામની સાથે રહેવાને તેણે અગ્નિમાં પ્રવેશ કર્યો ને ગર્ભવતી છતાં જ્યારે રામે કહાડી મૂકી ને પોતે બહુ બહુ દુઃખ પામી તોપણ તેણે રામની નિંદા ન કરી—એ તેના પ્રેમની બલિહારી છે. સીતાનો રામના ઉપર એટલો દૃઢ પ્રેમ હતો ને તે પ્રેમનું એટલું તો મોટું બળ હતું કે જે બળે તે, રાવણ રાક્ષસના વિકરાળપણાને તુચ્છ ગણતી ને ઊલટો સામો ક્રોધ દાખવતી. લોક ને વિશેષે સ્ત્રીઓ કહેશે કે બિચારી સીતા સંસારમાં કંઈ સુખ ન પામી! પરણીને તેણે સંસાર માંડ્યો—પછી તરતજ તે વનમાં ગઇ—બ્રતે રહી—રાવણના ત્રાસમાં પીડાઇ;—ત્રીસેક વર્ષની વયે અયોધ્યે આવ્યા પછી ગર્ભવતી થઈ—એ સ્થિતિના લહાવાના સમય ઉપર રામે તેને કહાડી મૂકી ને પંદર વર્ષ વિયોગમાં ગાળ્યાં! પણ ધન્ય છે સીતાને! સંસારસુખનો લહાવો ન લીધો ને ઘણાં દુઃખ વેઠ્યાં તોપણ, તેનો રામના ઉપર પ્રેમ સદા સાચો ને અખંડ સતેજ સતેજજ રહ્યો!

હનુમાન, સુગ્રીવ ને અંગદ એ ત્રણે બળ, સાહસ ને પરાક્રમથી પ્રખ્યાત છે. તોપણ હનુમાન—વજ્રઅંગ—બજરંગમાં તે ત્રણે ગુણ વિશેષે બહાર પડતા છે. એણે દાસરૂપે હોંસભેર રામને માટે બીજાથી નજ થાય તેવાં જે અદ્ભુત સાહસ કર્યાં છે, તેથી તેણે પોતાનું નામ પોતાના સ્વામીની સાથે જોડાયલું રાખ્યું છે—'રામ લક્ષ્મણ જાનકી, જે બોલો હનુમાનકી.' વળી બ્રહ્મચર્ય તે હનુમાનનુંજ. તે બુદ્ધિમાન પણ ઉદ્ધત, રંગીલો પણ બહુજ ફૂલકણો, પ્રસંગ સમજનારો પણ ભોળો હતો. સુગ્રીવ પોતાના પદનું મોટપ રાખનાર ને વ્યવસ્થાથી પોતાની પ્રજાનું હિત ઇચ્છનાર વિવેકી રાજા હતો. પણ વેળાએ પોતાની ધુંદમાં ઉદ્ધત થવામાં વિલંબ કરતો નહિ. સ્ત્રી તથા મદિરાનો વિલાસ ને તેથી આળસ એ તેનામાં મોટા દોષ હતા. જડ કુંભકર્ણ અને ચંચળ સુગ્રીવનો યુદ્ધ પ્રસંગ બહુ આનંદ આપેછે. તરુણ અંગદ, ચંચળ, હોંસીલો, પરાક્રમથી યશ ઇચ્છનાર તેમ પાછો સમજુક ને સામાને પોતાની બુદ્ધિથી મોહ પમાડે તેવો હતો. યુદ્ધમાં તેણે હનુમાનથી ઓછું બાકી બીજા બધા કપિથી વિશેષ પરાક્રમ દેખાડ્યું છે.

રાવણમાં પ્રચંડ આગ્રહની સાથે શારીરબળ, તપશ્ચર્યાબળ ને બુદ્ધિબળ એ મળ્યાં હતાં ને એથી તે ત્રાસદાયક મદોન્મત્તપણે વર્તતો હતો. ચક્રવર્તી રાજા થવાનો ને તે પ્રમાણે સર્વ સમૃદ્ધિસુખનો વૈભવ ભોગવવાનો તેનામાં અતિલોભ હતો ને અતિલોભથી તે નિઃશંકપણે દુષ્ટ ઘાતકી ઘોરકર્મ કરતો ને બ્રાહ્મણ છતે રાક્ષસ કહેવાતો. એને કોઇપણ કારણથી બ્રાહ્મણો ઉપર અતિવૈર ઉપજેલું તેથી તે બ્રાહ્મણોની પછવાડે લાગ્યો હતો અને નિસ્તેજ થયેલા બ્રાહ્મણો એકસંપે તેના શત્રુ થયા હતા, પણ કંઈ ફાવતા નહોતા. રાવણે પોતાનું ધાર્યું પાર પાડ્યું, પણ પ્રવૃત્તિનો જીવડો તે કેમ નિરાંતે બેસે? યુદ્ધપ્રસંગ ન રહ્યા ત્યારે તેણે પોતાના શત્રુઓની સ્ત્રીનાં હરણ કરવા માંડ્યાં જેથી તે પોતાનાં કુટુંબમાં ને પ્રજાવર્ગમાં પણ અળખામણો થયો ને અંતે દુર્દશાને પામ્યો.

એ મોટો તપસ્વી, પરાક્રમી, રણચતુર ને પ્રતાપી યોદ્ધો, તેમ સમર્થ વિદ્વાન હતો, પણ અત્યભિમાન, વિષયાસક્તપણું, નિર્દયપણું, ઉદ્ધતપણું, એ તેનામાં મોટા દોષ હતા.

રામરાવણનું યુદ્ધ એ વિવેક ને ઉદ્ધતપણું એ બેનું યુદ્ધ છે. અસાધારણ ઉદ્ધત સ્વભાવ આગળ, વિવેકનું શું ચાલે? પણ વિવેકને ઘણાની સહાય ને યુક્તિઓ મળે ત્યારે ઘણીવારે પણ વિવેકજ જય મેળવે. તેમ રામને જય મળ્યો. બાકી રણચતુર ને પ્રતાપી યોદ્ધારૂપે રાવણ રામ કરતાં ઊતરતો નહોતો. લોભી ને મહાભિમાની એને નીતિનો વિચાર તો હોયજ શેનો ને એજ કારણથી પાકી વચનો ને રણમાં પાકો ઘડાયલો એવો બળવાન બ્રાહ્મણરાજા, નાની વયના ને રણપ્રસંગ ન જોયલા એવા પણ સર્વની કૃપાપ્રસાદી પામેલા એવા વિવેકબુદ્ધિના ક્ષત્રીરાજાથી પરાભવ પામ્યો.

વિભીષણે રાવણને વારે વારે ને બહુ બહુ રીતે સમજાવ્યો તોપણ રાવણે ન માન્યું અને આપણે સત્યજ માનીએ કે રાવણે ક્રોધમાં તેને નગર બહાર જઈ રહેવાનું કહ્યું, પણ તેટલાજ ઉપરથી તેણે રામને શરણ જવું ને તેની આગળ ભાઈનું સર્વ મર્મ ઉઘાડું પાડવું

એ શું તેને ઉચિત હતું? રાવણથી અપમાન મળ્યું માટે, રાવણ અધર્મી ને દુષ્ટ હતો માટે તેણે તેનો ત્યાગ કરવો હતો ને શુક રાક્ષસની પેઠે વનમાં જઇ તપ કરવું હતું અથવા તેમ નહિ તો યુદ્ધ સમાપ્ત થયા પછી રામને મળવું હતું, પણ તે રાવણનોજ ભાઇ એટલે તે વેર લેવાની બુદ્ધિથી અથવા રાજ્ય કરવાના લોભથી અથવા રણનો કાયર તેથી રામને સહાય થયો. ધન્ય છે કુંભકર્ણને કે તેણે રાવણનું કર્મ નિંદ્યું ને તેને કહ્યું કે ઘણુંજ ખોટું કીધું, તોપણ રણમાં જઈ યુદ્ધ કરી મુઓ. વિભીષણ રામનો ભક્ત ગણાયછે તે કાં ન ગણાય? વિભીષણ હતો તે છતાં રામને જય મેળવતાં ઘણું મથન કરવું પડચું તો તે ન હોત તો રામને જય મળવો શકચ કેમ હોત? વિભીષણ કુળદ્રોહી ને રાજ્યદ્રોહી છતાં રામે, પોતાનું કાર્ય કર્યું માટે ચિરંજીવ કર્યો છે.

ઈન્દ્રજિત લક્ષ્મણનો સમોવડિયો હતો. નામ તો મેઘનાદ હતું, પણ ઈન્દ્રને જીત્યા માટે ઇન્દ્રજિત કહેવાયો. એના બળ, રણચાતુર્ય, બહુજ બાણકળા એ વિષે સૌ એની પ્રશંસા કરેછે. કયાંથી બાણ મારેછે તે રામલક્ષ્મણ પણ ન જાણી શકયા ને નાગપાશે બંધાયા. એ ઈન્દ્રજિત ચપળ તેજસ્વી પણ અભિમાનના આનંદમાં રમનારો હતો. કૃત્રિમ સીતા કરી તેનું ડોકું કાપ્યું હતું એ તેણે રાક્ષસી રમત કીધી હતી. એ પુત્રરૂપે આજ્ઞાંકિત ને સુલોચનાના સ્વામીરૂપે કોડીલો તથા વિલાસી હતો. એ કુટુંબમાં સૌને લાડકો ને પ્રજાને મનભાવતો યુવરાજ હતો.

---

## ૨૦. મહાભારતનો સાર.

અત્રિ નામે પ્રજાપતિની આંખમાંથી તેજનો ચળકાટ નીકળ્યો તેથી અવકાશને ગર્ભ રહ્યો ને ચંદ્ર ઉત્પન્ન થયો. એને બૃહસ્પતિની સ્ત્રી તારાથી બુધ પુત્ર થયો. એ બુધ, સૂર્યનો પુત્ર વૈવસ્વત મનુ ને એનો પુત્ર જે ઇક્ષ્વાકુ તેની બેન ઈલા (પૃથ્વી) સાથે પરણ્યો હતો ને એથી પુરૂરવા પ્રતાપી રાજા થયો. એ પછી ત્રીજો યયાતિ રાજા પ્રખ્યાત ગણાયો. એને બે પુત્ર યદુ ને પુરૂ. યદુના વંશમાં કૃષ્ણ તથા બળરામ એ પ્રતાપી થયા અને પુરૂના વંશમાં અઢારમો કે વીસમો ભરત (દુષ્યંત તથા શકુંતલાનો પુત્ર) રાજા થયો કે જેનો રાજ્યપ્રદેશ ભરતખંડ કહેવાયો. એ પછી પાંચમો હસ્તિન્ રાજા થયો તેણે હસ્તિનાપુર (દિલ્હી) એ નગર વસાવી રાજ્યધામ કર્યું. હસ્તિનનો કુરૂ ને કુરૂનો શન્તનુ થયો.

શન્તનુ પ્રથમ ગંગાસાથે પરણ્યો હતો ને તેથી તેને દેવવ્રત નામે પુત્ર હતો. શન્તનુ એક માછીની યોજનગંધા નામે કન્યા (એણે કુમાર અવસ્થામાં પરાશર ઋષિથી વ્યાસને જન્મ આપ્યો હતો) સાથે લગ્ન કરવાને લલચાયો. પણ માછીએ કહ્યું કે તમે તમારા દેવવ્રતને ટાળીને મારી પુત્રીના પુત્રને રાજ્ય આપો તો પરણાવું. એ ઉપરથી શન્તનુ ઉદાસ રહેતો. એ જોઇ દેવવ્રતે તેના મનનું સમાધાન કીધું, પણ માછી માનતો નહિ. એ પ્રસંગે દેવવ્રતે માછીને ત્યાં જઇ કહ્યું કે તું જો તારી કન્યા મારા પિતાને પરણાવીશ તો રાજ્ય ઉપરથી મારો હાથ ઊઠાવું છઉં, હું કોઇ સ્ત્રી સાથે પરણીશ નહિ, હું કોઇ પણ સ્ત્રીથી કોઇ છોકરાનો બાપ થઇશ નહિ એ મારી પ્રતિજ્ઞા છે. એ ઉદાર બુદ્ધિની પણ ભયંકર પ્રતિજ્ઞા દેવવ્રતે કરી તે ઉપરથી તે ભીષ્મ એ નામથી ઓળખાયો ને પછી શન્તનુ પરણ્યો.

શન્તનુને સત્યવતી (યોજનગંધા)થી ચિત્રાંગદ ને વિચિત્રવીર્ય એ બે પુત્ર થયા. શન્તનુ મરણ પામ્યા પછી ચિત્રાંગદ રાજા થયો, પણ એ એક ગંધર્વરાજા સાથે યુદ્ધ કરતાં મરણ પામ્યો ને પછી વિચિત્રવીર્ય હસ્તિનાપુરનો રાજા થયો. સત્યવતી ને ભીષ્મ એ બે વિચિત્રવીર્યને પરણાવવાને વિચાર કર્યા કરતાં હતાં એવામાં કાશીરાજાની ત્રણ પુત્રીનો સ્વયંવર થાયછે, એવું વર્ત્તમાન ભીષ્મને કાને પડચું. એ ઉપરથી ભીષ્મે ત્યાં જઈ જોયું કે કન્યાઓ તો સુંદર છે ને પછી સ્વયંવરના દિવસની વાટ ન જોતાં કાશીરાજાને પૂછચા વિના ભીષ્મ ત્રણે કન્યાને રથમાં બેસાડી હસ્તિનાપુર આવવા લાગ્યો. એ પ્રસંગે ત્યાં મળેલા સર્વ રાજાઓએ ભીષ્મસામા યુદ્ધ કર્યું, પણ ભીષ્મે સર્વને જીત્યા. હસ્તિનાપુર આવ્યા પછી ત્રણમાંની અમ્બા નામે કન્યાએ કહ્યું કે મારા પિતાએ શાલ્વ રાજા સાથે મારો વિવાહ કરેલો છે માટે હું બીજો વર નહિ વરૂં. ભીષ્મે તેને શાલ્વને ત્યાં મોકલી ને પછી બીજી બેની સાથે વિચિત્રવીર્યને પરણાવ્યો.

શાલ્વે અંબાને કહ્યું કે તું બીજાને ત્યાં રહી આવી માટે હવે હું તારી સાથે લગ્ન નહિ કરૂં. અંબા પાછી ભીષ્મ પાસે આવી બોલી કે તું મારી સાથે લગ્ન કર. ભીષ્મે કહ્યું મેં તો પ્રતિજ્ઞા કરી છે. એ ઉપરથી અમ્બા ક્રોધ કરી પરશુરામને કરગરીને તેડી લાવી. પરશુરામ

ભીષ્મનો ગુરૂ હતો માટે એણે સામા જઈ પરશુરામને નગરમાં આણી રાખ્યો. પરશુરામ બોલ્યો કે અંબા સાથે લગ્ન કર અથવા મારી સાથે યુદ્ધ કર. ભીષ્મે વિનયથી કહ્યું કે લગ્ન કરવા સંબંધી તો મારે પ્રતિજ્ઞા છે ને આજ્ઞા કરો તો યુદ્ધને માટે મારી ના નથી. પછી નગરની બહાર સત્તાવીસ દિવસ ગુરૂશિષ્યે યુદ્ધ કર્યું ને ભીષ્મે પરશુરામને જીત્યો. એ યુદ્ધપ્રસંગમાં જ્યારે પરશુરામ મૂર્છિત થતો ત્યારે ભીષ્મ તેની આસનાવાસના કરતો. પછી પરશુરામે ભીષ્મને છાતી સરખો દાબીને કહ્યું કે તેં મારી ધનુર્વિદ્યા પૂર્ણ પ્રાપ્ત કરી છે અને અંબાને કહ્યું કે મારો નિયમ પૂર્ણ થયો માટે હવે તું પિતાને ઘેર જા. પછી પરશુરામ પોતાને સ્થાનકે ગયો. ચિત્રાંગદ મરણ પામ્યો હતો ને જ્યારે વિચિત્રવીર્ય પણ સંતાન રહિત મરણ પામ્યો ત્યારે હસ્તિનાપુરની ગાદી બીજા વંશમાં ન જાય માટે તે રાજપુત્રોની માતા સત્યવતીએ ભીષ્મનો વિચાર લેઈ પોતાને પ્રથમ થયેલો પુત્ર જે વ્યાસ તેને તેડાવ્યો. વ્યાસ યમુના નદીના એક બેટમાં જન્મ્યો હતો તેથી કૃષ્ણદ્વૈપાયન પણ કહેવાયછે; તે તપસ્વી જટાકલાપ રાખતો, વાઘનું ચામડું ઓઢતો ને અરણ્યમાં રહેતો. વ્યાસની કૃપાથી ચિત્રાંગદની રાણીને આંધળો પુત્ર (ધૃતરાષ્ટ્ર), વિચિત્રવીર્યની રાણીને પિંડરોગીઓ પુત્ર (પાંડુ) ને એક દાસીને સુંદર પુત્ર (વિદુર) એ ઉત્પન્ન થયા. ધૃતરાષ્ટ્ર અંધ હતો તેથી તેને રાજ્યપદનો અધિકાર નહોતો, વિદુર દાસીપુત્ર હતો માટે તેને પણ અધિકાર ન હોતો; પાંડુ હસ્તિનાપુરનો રાજા થયો. એ કુન્તી ને માદ્રી એ બે સ્ત્રીને પરણ્યો. કુન્તી એ શૂરસેન યાદવની પુત્રી–વસુદેવની બેન–કૃષ્ણની ફોઈ હતી; તેનું નામ પૃથા હતું, પણ શૂરસેને પોતાના મિત્ર કુન્તીભોજ રાજાને સન્તાન નહિ તેથી તેને કરી રાખવા આપી હતી ને એ ઉપરથી તે કુન્તી કહેવાતી હતી ને કુન્તીભોજેજ તેને પાંડુ સાથે પરણાવી હતી. માદ્રી તે મદ્ર દેશના રાજાની પુત્રી હતી ને તેનું ભીષ્મે પાંડુને માટે માગું કરેલું તે ઉપરથી તેનો બાપ હસ્તિનાપુર આવી તેને પરણાવી ગયો હતો. પાંડુ રાજાએ ઘણાંક યુદ્ધ કરી ઘણાક દેશ જીત્યા. તેને મૃગયા ઉપર ઘણો પ્રેમ હતો તેથી તે ઘણુંખરૂં હિમાલયના રમણીય પ્રદેશોમાં પોતાની સ્ત્રીઓ સાથે રહેતો. અહિં તેને એક બ્રાહ્મણના શાપથી વિરાગ ઉત્પન્ન થયો ને તેણે રાજ્યપાટ છોડી સાધુવૃત્તિયે વનમાંજ રહેવાનો નિશ્ચય કીધો. તેણે સ્ત્રીઓને કહ્યું કે તમે હસ્તિનાપુર જઈ રહો, પણ તેઓ તેમ ન કરતાં તેની સાથેજ રહી. પછી તે વનવનમાં અટણ કરે ને ઋષિયોને આશ્રમે જઇ ધર્મજ્ઞાન સાંભળે. એક આશ્રમે તેણે સાંભળ્યું કે પુત્ર વિના ગતિ નથી ને એ ઉપરથી તેને પુત્રની ઇચ્છા થઇ; ને પછી કુન્તીને ધર્મના પ્રસાદથી યુધિષ્ઠિર, વાયુના પ્રસાદથી ભીમ, ને ઇન્દ્રના પ્રસાદથી અર્જુન એ ઉત્પન્ન થયા અને માદ્રીને અશ્વિનીકુમારના પ્રસાદથી સહદેવ તથા નકુળ એ બે ઉત્પન્ન થયા. એ પાંચે પુત્ર, પાંડુના પુત્ર માટે પાંડવ કહેવાયા. થોડે કાળે પાંડુ રાજા મરણ પામ્યા ને માદ્રિએ સહગમન કીધું.

ધૃતરાષ્ટ્રે ગંધાર દેશના રાજાને જણાવ્યું કે તારી પુત્રીનાં મારીસાથે લગ્ન કર; એ ઉપરથી તે રાજાએ પોતાની પુત્રીને કહ્યું ને એ ગાંધારી ધૃતરાષ્ટ્ર અંધ છે જાણી પોતાની આંખે પાટા બાંધી પોતાના ભાઇ શકુનીની સાથે હસ્તિનાપુર આવીને ધૃતરાષ્ટ્ર સાથે પરણી; પણ તેણે પછી કોઇ દહાડો આંખેથી પાટો દૂર કર્યોજ નહોતો. ગાંધારીની ભક્તિ જોઇ તપસ્વી વ્યાસ પ્રસન્ન થયા હતા ને પછી તેને સો પુત્ર ને પુત્રી થયાં હતાં. એ સો પુત્ર કૌરવ કહેવાયા; (પૂર્વે હસ્તિનાપુરમાં કુરૂ રાજા પ્રતાપી થઈ ગયેલો તેના વંશના છે એમ ઓળખાવાને માટે).

હવે પાંડુ માદ્રીની ક્રિયા કરીને કુન્તી તથા પાંચ પાંડવ હસ્તિનાપુર આવ્યા ને એઓએ પોતાનું વર્ત્તમાન ધૃતરાષ્ટ્ર તથા ભીષ્મને કહ્યું. એઓએ શોક કીધો ને પછી કુન્તી તથા પાંડવને ધૃતરાષ્ટ્રે પ્રીતિ કરી રાજમંદિરમાં રાખ્યાં. અહિં પાંડવ ને કૌરવ ધૃતરાષ્ટ્રની સમાન પ્રીતિથી સાથે ઉછરે, સાથે વિદ્યાભ્યાસ કરે ને સાથે રમે. તોપણ, કૌરવ પાંડવની બહુ અદેખાઇ કરતા. એક દિવસે દુર્યોધને ભીમને ઝેર ભર્યા લાડુ ખવાડ્યા ને જ્યારે એ ગાઢ નિદ્રામાં પડ્યો ત્યારે એને કૌરવોએ ગંગામાં ડૂબાડી દીધો. પણ ભીમ મુઓ નહિ. એ પાતાળમાં ગયો ને અહિં વાસુકીએ તેનું વિષ ઉતારી એક એવું અમૃતપાન કરાવ્યું કે તેનામાં દશ હજાર સર્પનું બળ આવ્યું. પછી તે પાછો હસ્તિનાપુર આવ્યો હતો.

પાંડવકૌરવને કૃપ નામે આશ્રિત બ્રાહ્મણ વિદ્યાભ્યાસ કરાવતો હતો, પણ પછી કૃપનો બનેવી દ્રોણ પણ ત્યાં આવી રહ્યો એટલે એની પાસે તેઓએ વિદ્યાભ્યાસ કરવા માંડ્યો. એ દ્રોણને હસ્તિનાપુર આવવાનું કારણ આ હતું:—પોતાની નિર્ધન સ્થિતિથી પોતાના કુટુંબનું ભરણપોષણ થઈ શકતું નહિ તેથી તેણે દ્રુપદ રાજાને ત્યાં જઇ આશીર્વાદ દેઇ કહ્યું હતું કે તું ને હું એક ગુરૂને ત્યાં ભણતા હતા ને તેં મને કહ્યું હતું કે હું રાજા થાઉં ત્યારે તું આવજે, એ ઉપરથી હું તારી પાસે આવ્યો છઉં. દ્રુપદ બોલ્યો હતો કે

હું કંઇ તને ઓળખતો નથી. એ ઉપરથી દ્રોણે ખીજવાઇને કહ્યું હતું કે તું મારૂં અપમાન કરેછે, પણ સ્મરણ રાખજે હું ખરો ક્યારે કે તારૂં રાજપાટ છીનવી લેવડાવું ને તને મારા શિષ્ય પાસે બંધાવું ત્યારે. પછી તે પોતાના પુત્ર અશ્વત્થામાને લેઈને હસ્તિનાપુર આવ્યો હતો. એ વેદશાસ્ત્ર ને સર્વ અસ્ત્રશસ્ત્રવિદ્યામાં ઘણોજ પ્રવીણ હતો તેથી ભીષ્મે તેને મોટો સત્કાર કરી રાજ્યાશ્રય આપી રાજકુંવરશાળાનો અધ્યક્ષ ઠેરવ્યો હતો.

દ્રોણે સૌ શિષ્યને શ્રમ લેઈ ભણાવ્યા, પણ પાંડવોની બુદ્ધિ તથા વૃત્તિ જોઇ તેઓને ભણાવતાં તે બહુ પ્રસન્ન થતો. યુધિષ્ઠિર શસ્ત્રઅસ્ત્રવિદ્યા ભણ્યો, પણ તે પોતાની ધર્મબુદ્ધિએ, ડહાપણે ને ભલમનસાઈએ વિશેષ નામાંકિત થયો; અર્જુને ધનુર્વિદ્યા વિશેષે સાધ્ય કીધી ને ભીમ ગદામાં પ્રવીણ થયો; નકુળ અશ્વવિદ્યામાં ને સહદેવ જ્યોતિષમાં તથા ખડ્ગ મારવાની કળામાં નિપુણ થયો. પણ સર્વ શિષ્યમાં અર્જુન દ્રોણને ઘણોજ વહાલો હતો તેમ અર્જુનની દ્રોણ ઉપર પણ ઉત્તમ ભક્તિ હતી.

પછી દ્રોણે ધૃતરાષ્ટ્રને કહ્યું કે મહારાજ પાંડવકૌરવ વિદ્યાભ્યાસ કરી રહ્યા છે ને મહારાજે ઇચ્છયું કે નગરની બહાર રંગઅખાડો થાય ને તેમાં કુંવરો પોતપોતાની વિદ્યા દેખાડે ને સૌ લોક તે જોય. પછી સુશોભિત રંગમંડપ રચાયો ને ત્યાં સ્ત્રીવર્ગસહિત રાજકુટુંબ તથા નગરના જન સૌ જોવા આવ્યા.

પ્રથમ તો દ્રોણ ને તેનો પુત્ર અશ્વત્થામા એ શ્વેત વસ્ત્ર પહેરી મંડપમાં ઊતર્યા ને ઈશ્વરનું મંગળસ્તવન ભણ્યા. પછી કુંવરો રંગ રંગનાં વસ્ત્ર સજી પોતપોતાનાં પ્રિય શસ્ત્ર સાથે ઊતર્યા. એક પછી એકે ઊભા રહીને ઘોડા ઉપરથી નિશાન માર્યાં, ઢાલ તરવારના પટા કર્યા ને દોડતાં, કૂદતાં, રથ દોડાવતાં, બાણ મારી દેખાડ્યાં. દુર્યોધન ને ભીમ એ ગદાથી લડ્યા, પણ એ બેને એકમેક ઉપર દ્વેષ હતો તેથી તેઓ ખરેખરૂં લડ્યા ને એથી ત્યાં ભારે ગડબડ થઈ રહી. તે બેને છૂટા પાડવાને દ્રોણે અશ્વત્થામાને મોકલ્યો પણ તેઓએ ન માન્યું; પછી દ્રોણે જાતે જઈ બળે કરીને બંનેને એકેકથી વેગળા કર્યા. પછી અર્જુન સુવર્ણ કવચ પહેરી સુંદર ધનુષ્ય સાથે ઇન્દ્રના સરખો શોભતો આવ્યો. એણે અનેક પ્રકારે બાણની, ખડ્ગની, ચક્રની, પાશની વિદ્યા દેખાડી ને સૌ ઘણાજ આશ્ચર્ય પામી પ્રસન્ન થયા. પછી કર્ણ આવ્યો ને બોલ્યો, રે અર્જુન! તેં તારી વિદ્યા દેખડાવી, પણ જો હવે હું તારા કરતાં કેવી વધારે સારી રીતે શસ્ત્ર વાપરૂં છઉં તે. દુર્યોધન બહુ રાજી થયો, પણ અર્જુનનું મોહૃં ઊતર્યું. કર્ણે અનેક ખેલ કર્યા ને તે બોલ્યો કે હું ને અર્જુન સામસામા યુદ્ધ કરીએ. અર્જુન બોલ્યો તું શું મને તારા સરખોજ ગણેછે? પણ હું તને એવો તો રમાડીશ કે તારી ખાતરનીશા થશે કે વગર તેડે ને વગર બોલાવે અહિં આવવાથી શું લાભ થાયછે તે. કર્ણ બોલ્યો, મિથ્યા વેણ ન કહાડ, આવી જા એટલે તારા જાણ્યામાં આવશે કે હું તને કેવો રમાડું છઉં તે; એ મંડપ કંઈ તારો નથી કે તને પૂછીને મારે આવવું જોઇતું હતું? હું તારા ગુરૂના દેખતાં તને એવો રમાડીશ કે સૌ આશ્ચર્ય પામશે. દ્રોણે ક્રોધે ભરાઈ અર્જુનને કહ્યું ઊઠ, શું સાંભળ્યાં કરેછે, મારી આજ્ઞા છે. પછી અર્જુન તથા ભાઇઓ અને કર્ણ તથા કૌરવો એમ સામસામા ઊભા થયા. એટલામાં કૃપ ઊભો થયો ને ટંટો પતાવવાને બોલ્યોઃ ઓ કર્ણ, તું અર્જુનની સામા શસ્ત્ર વાપરવાને આવ્યો-છે? તું જાણેછે પાંડુ તથા કુન્તીનો પુત્ર છે તે? હવે તારાં માતપિતા કોણ છે તે કહે, અમે જાણીએ કે તું અર્જુન સામા ઊભો રહેવાને પાત્ર સમોવડિયો છે. એ સાંભળી કર્ણ લજ્જિત થઇ રહ્યો, કેમકે તે તો જાણતો હતો કે મારો પિતા તો મહારાજનો રથ હાંકનાર છે. પણ દુર્યોધને કૃપને ઉત્તર વાળ્યો કે કુળથી નહિ પણ વિદ્યાબળથી મોટાપણું આવેછે. અને હું આજથી કર્ણને અંગ દેશનો રાજા કરૂં છઉં. એમ કહી દુર્યોધને કર્ણને સુવર્ણ આસન ઉપર પોતાની પાસે બેસાડ્યો ને તેનાઉપર રાજછત્ર ધરાવ્યું. એ પ્રસંગે વૃદ્ધ સારથી પ્રસન્ન થતો કર્ણની પાસે આવ્યો ને એ ધનુષ્ય બાણ મૂકી સામો જઈ તેને પગે પડ્યો. પાંડવોએ તે બેને જોઇ હાસ્ય કીધું ને ભીમ તો બોલી ઊઠ્યો કે આ પિતાનો પુત્ર તું અર્જુન સામા યુદ્ધ કરવાને તત્પર થયો હતો કે? તું સારથીપુત્રને ધનુષ્ય બાણનું શું પ્રયોજન છે? તું પરાણો લેઈ બળદનું ગાડું હાંક. કર્ણ ખીજવાઈ ગયો, પણ ઉત્તર ન આપતાં ચૂપ બેશી રહ્યો. એટલે રાત પડી ને સૌ પોતપોતાને ઠેકાણે થયા.

કર્ણવિષે કથા આમ છે કે કુન્તિભોજને ત્યાં દુર્વાસા ઋષિ આવ્યા હતા તેણે કુન્તીની સેવા જોઈ પાંચ મંત્ર આપી કહ્યું હતું કે જેનો મંત્ર ભણીશ તે દેવ તારા ઉપર પ્રસન્ન થશે. એ ઉપરથી મંત્રનું પારખું જોવાને સહજ કુન્તીએ એકાંતમાં જઇ સૂર્યનો મંત્ર ભણ્યો તો સૂર્યે આવી તેને કવચ કુંડળ સહિત પુત્ર આપ્યો. કુન્તીએ તેને પેટીમાં ઘાલી જમનામાં વહેતો મૂક્યો, પણ પેટી જમનામાંથી ગંગામાં ગઇ ને ગંગામાંથી અંગદેશમાં ગઈ. અહિં

એક સારથીની સ્ત્રીએ તે પેટી લીધી ને તેના ધણીએ ઉઘાડી અંદર જોયું તો તેઓએ બાળક દીઠો ને પછી તેને પોતાના પુત્ર પ્રમાણે પાળી પોષી મોટો કર્યો. કર્ણ દ્રોણ પાસે વિદ્યાભ્યાસ કરતો હતો, પણ એણે મન દઇ શીખ્યું નહિ ત્યારે તેણે પરશુરામ પાસે જઇ અસ્ત્રશસ્ત્રનો અભ્યાસ કર્યો. એક દિવસ પરશુરામ કર્ણના ખોળામાં માથું મૂકી સૂતો હતો ત્યાં ઈન્દ્રે કીટ થઈને જાંઘ કોરવા માંડી; રૂધિરનો પ્રવાહ ચાલ્યો; પણ કર્ણ સળવળ્યો નહિ. પરશુરામ જાગી ઊઠ્યો ને બોલ્યો કે તું તારૂં ખરૂં નામ કહે. કર્ણે લજ્જિત થઇ કહ્યું. પરશુરામ બોલ્યો કે તું બ્રાહ્મણનું નામ દઇ મારી પાસે ભણ્યો એ તેં ચોરી રાખી માટે તારી વિદ્યા સઘળે ફળશે, પણ મરણ સમયે તું અસ્ત્રવિદ્યા ભૂલી જઇશ. એ પ્રમાણે પરશુરામે કર્ણને શાપ દીધો હતો.

પછી દ્રોણે બોલી પ્રમાણે ગુરૂદક્ષિણામાં પંચાળ દેશના દ્રુપદને શિક્ષા કરવાનું પાંડવકૌરવને કહ્યું. એ ઉપરથી દુર્યોધન ને બીજા કૌરવો દ્રુપદ સામા યુદ્ધ કરવા ગયા, પણ એઓ હારીને પાછા આવ્યા. પછી યુધિષ્ઠિરાદિ પાંડવો ગયા ને એઓએ તેને હરાવ્યો ને બાંધીને હસ્તિનાપુર આણ્યો. દ્રુપદે ક્ષમા માગી ને દ્રોણે તેને છોડાવ્યો; વળી તેમ તેનું અર્દ્ધ રાજ્ય પોતે રાખી અર્દ્ધ તેનું પાછું આપ્યું.

પછી ધૃતરાષ્ટ્રે યુધિષ્ઠિરને યુવરાજ કર્યો ને એણે ધૃતરાષ્ટ્રની વતીનું રાજકાર્ય ચલાવવા માંડ્યું. યુધિષ્ઠિર યુવરાજ થયો ને લોકમાં તેની કીર્તિ વધી. એથી દુર્યોધન બહુ ખિન્ન થયો. એણે ધૃતરાષ્ટ્રને એકાંતમાં કહ્યું કે અમે તમારા પુત્ર છતાં અમને રાજ્ય કરવે અયોગ્ય કેમ ગણોછો? તમે પાંડુ કાકાના મોટા ભાઇ છો ને અમે મોટા ભાઈના પુત્ર છીએ માટે અમારો હક્ક છે. ધૃતરાષ્ટ્રે ઉત્તર વાળ્યો કે હે પુત્ર! પાંડુના સરખો બીજો રાજા જગત્‌માં કોઈ નહોતો ને હું અંધ છઉં તે શી રીતે રાજ્ય કરૂં? તેના પુત્રમાં રાજ્યકાર્ય કરવાના સર્વ સદ્‌ગુણો છે ને લોક પ્રસન્ન છે; યુધિષ્ઠિરમાં તારા કરતાં વિશેષ સદ્‌ગુણ છે. મારાથી તેની સાથે શત્રુવટ કેમ રખાય? દુર્યોધન બોલ્યો ત્યારે હું આપઘાત કરી મરીશ, કેમકે મારૂં માનભંગ થયું તે મારાથી સહન થતું નથી. ધૃતરાષ્ટ્ર બોલ્યો ઓ મારા પુત્ર, તું એટલો અધીર કેમ થાયછે? જો તારી ઇચ્છા રાજ્ય કરવાની છે તો હું રાજ્યકારભાર અડધા અડધા તેને ને તને બન્નેને વહેંચી આપું કે પછી તારે ને તેને કોઇ દહાડો ટંટો થાયજ નહિ.

દુર્યોધન બોલ્યો કે ત્યારે ઠીક છે, પણ રાજ્યજ વહેંચી આપો તે વધારે સારૂં કે કોઇ દહાડો પણ કલહ ન થાય. હું હસ્તિનાપુરમાં રહી તમારા વિચાર લેઇ રાજ્ય કરૂં ને તે પોતાના પ્રદેશમાં રાજ્ય કરે. ધૃતરાષ્ટ્ર બોલ્યો કે આપણા કુટુંબમાં ભીષ્મ મુખ્ય છે તે ને દ્રોણ ને વિદુર એ પાંડવના દૂર જવાથી અપ્રસન્ન થશે, ને મારાથી તેમને કહેવાયજ કેમ કે તમે જાઓ. દુર્યોધન બોલ્યો મહારાજ, તમો બીજાઓને વિચાર પૂછો એ તમારી ઊંચી પદવીને યોગ્ય નથી; તે કરતાં તમે પાંડવોને તેડાવી તેમને વારણાવટ (અલાહબાદ) જઇ રહેવાનું કહો. તેઓ તમારી આજ્ઞા માનશે ને કોઇ તમને માઠું પણ કહેશે નહિ. એ પ્રમાણે વાત થયા પછી ધૃતરાષ્ટ્રે યુધિષ્ઠિરને બોલાવી કહ્યું કે પુત્ર, તમે સૌ વારણાવટમાં જઇને રહો ને થોડા દહાડા પછી હું તમને પાછા બોલાવીશ. એ આજ્ઞા ઉપરથી પાંડવ ને કુન્તી ત્યાં જઇ રહ્યાં.

પાંડવો વારણાવટ જવા નીકળ્યા તે વેળા વિદુરે યુધિષ્ઠિરને સાંકેતિક બર્બર ભાષામાં ચેતાવ્યા હતા કે દુર્યોધને તમને લાક્ષાગૃહમાં (લાખ તથા બીજા સળગી ઊઠે તેવા પદાર્થોનું ઘર) બાળી મૂકવા વિચાર કર્યો છે માટે સાવધ રહેજો. ને એક શ્લોક ભણી કહ્યું કે હું એક માણસ મોકલું છઉં તે એ શ્લોક ભણશે ને પછી તેને તમે રાખી કામે વળગાડજો. પછી થોડેક દહાડે પાંડવો વારણાવટમાં પુરોચન શિલ્પીએ જે મહેલ બાંધી રાખ્યો હતો તેમાં જઇ રહ્યા. એઓ રાતે જાગતા રહેતા—અહિં વિદુરનો મોકલેલો માણસ આવ્યો તેણે કોઇ ન જાણે તેમ ભાંયમાં સણંગ ખોદી મૂકી. એક દિવસ કુન્તીએ નગરના ગરીબ લોકોને જમાડ્યા તેમાં એક ભીલડી ને તેના પાંચ છોકરા પુષ્કળ મદ્યપાન કરી, સારી પેઠે જમીને ત્યાં સૂતા હતા. તે રાતે પવન ઘણો છૂટ્યો હતો તે જોઈ ભીમે છાનોમાનો પડોસમાં પુરોચનનું ઘર હતું તેને સળગાવી દીધું ને પછી વહેલો વહેલો આવી તે તથા ભાઇઓ તથા કુન્તી ભાંયરાંમાં ભરાઇ ચાલતાં થયાં ને લાક્ષાગૃહ બળી ગયું. ભીલડી તથા પાંચ છોકરાંઓ બળી મુઆં ને પુરોચન તેના ઘરમાં બળી મુઓ. હસ્તિનાપુરમાં સમાચાર પહોંચ્યો કે પાંડવ તથા કુન્તી બળી મુઆં ને ભીષ્મ, દ્રોણ, ધૃતરાષ્ટ્ર એઓએ શોક કર્યો, પણ કૌરવો બહુ રાજી થયા.

---

ભીમે ચાર ભાઇ તથા માતાને ખાંધપર બેસાડી દક્ષિણ દિશાનો પંથ લીધો ને તે ભાગીરથીને તટે

આવ્યાં. ત્યાં વિદુરનો મોકલેલો એક માછી આવ્યો હતો તેણે તેઓને નદીપાર ઉતાર્યાં. પછી તેઓ વનમાં ચાલ્યાં. અતિ શ્રમથી થાકી ગયાને લીધે ચાર ભાઈ તથા કુન્તી એક ઝાડ તળે બેઠાં ને પછી ઘસઘસાટ ઊંઘવા લાગ્યાં, પણ ભીમ જાગતો બેશી રહ્યો હતો. થોડીકવાર થઈ એટલે પીળા ડોળાના હિડિમ્બ રાક્ષસે પોતાની બેન હિડિમ્બાને કહ્યું કે આપણા વનમાં મનુષ્યની ગંધ આવેછે માટે તું જઇ તેમને લેઈ આવ. ઊંચી ને સુંદર રાક્ષસીએ ભીમનું પ્રચંડ શરીર તથા તેના લાંબા હાથ જોઈ તેને વરવાની ઈચ્છા કરી. ભીમ બોલ્યો હું અહિંથી નહિ ખસું, પણ એટલામાં હિડિમ્બ ક્રોધ કરી ત્યાં આવ્યો. એ ને ભીમ ઝાડ તથા પથરાથી સારીપેઠે લડ્યા. એ મોટા ગોંધાટથી પાંડવ જાગી ઊઠચા ને અર્જુન ભીમની સહાય કરવા આવ્યો, પણ તે સમે ભીમે રાક્ષસને કમરમાંથી પકડી ઊંચકી માથા ઉપર ફેરવી ભોંયપર પછાડચો ને પછી તેનું માથું એક હાથમાં ઝાલી રહી બીજે હાથે મુક્કીઓ મારી મારીને તેના શરીરનાં હાડકાં ભાંગી નાંખ્યાં.

ભીમે રાક્ષસીને કહ્યું કે અમારી સાથે શું કરવા આવેછે, તું તારે ઠેકાણે જા. તે બોલી મેં તને વર્યાં છે માટે હું તો તને નહિ મૂકું, તારી વચનની દાસી થઈને રહીશ. પછી તે કુન્તીને પગે પડી ને એણે ભીમને આજ્ઞા આપી. યુધિષ્ઠિરે વિધિથી લગ્ન કર્યાં. પછી ભીમે પોતાના ભાઈઓની ઝૂંપડીથી નિરાળી એક બીજી ઝૂંપડી બાંધી ને હિડિમ્બા સાથે ગૃહસ્થાશ્રમ ચલાવ્યો. અહિં તેને પુત્ર થયો જે ઘટોત્કચ–ઘટોરગચ્છ એ નામથી પ્રસિદ્ધ છે. એવામાં વ્યાસ ત્યાં આવ્યો ને એણે પાંડવોને કહ્યું કે તમે અહિંથી થોડેક દૂર એકચક્ર નામે નગર છે ત્યાં જઈ રહેજો.

પછી પાંડવો હિડિમ્બવન છોડીને એકચક્રમાં જઈ એક બ્રાહ્મણને ત્યાં બ્રાહ્મણને વેષે રહ્યા. સવારે તેઓ ભિક્ષા માગવા જાય ને રાતે કુન્તી સઘળાનું આણેલું એકઠું કરી બે ભાગ કરે ને એક ભાગ ભીમને આપે ને એક ભાગમાંથી સૌ ખાઈને ધરાય. એક દહાડો જેના ઘરમાં તેઓ રહેતાં હતાં તેઓને રડતાં કકલતાં સાંભળ્યાં ને પછી પૂછી લેતાં જાણ્યું કે તે નગરનો રાજા વકરાક્ષસને માટે પ્રતિદિન કેટલુંક ખાવાનું ને એક માણસ મોકલેછે ને આવતી કાલે તે બ્રાહ્મણની પોતાના ઘરમાંથી કોઈને મોકલવાની વારી આવી હતી. કુન્તીએ બ્રાહ્મણને ધીરજ આપી કહ્યું કે તમે અથવા તમારા ઘરનું કોઈ ન જશો, મારો ભીમ છે તે જશે ને રાક્ષસને મારશે. પછી બીજે દહાડે ભીમ પુષ્કળ ખાવાનું લેઈને વનમાં ગયો ને એક વડતળે બેશીને ભીમે પ્રથમ તો ગાડામાં ભરેલું સર્વ ખાઈ લીધું ને ખાલી ગાડામાં કચરો કાદવ પાછો ભર્યો, વળી ઘીનાં કુડાં પણ તે પી ગયો ને પછી મૂત્ર વગેરે ગંદાં પાણીથી તે પાછાં તેણે ભર્યાં. એટલે તો વક આવ્યો ને ગાડાં કુડાં જોઈને ખીજવાઈ ગયો. તેણે ભીમને મુક્કીઓ મારી પણ એણે હશ્યાં કીધું. પછી બે જણ ઝાડે ઝાડે ને મુક્કીએ મુક્કીએ લડ્યા; ને ભીમે તેના પગ પકડી ચીરી નાંખ્યો. બીજા રાક્ષસો હાથ જોડી ભીમની પાછળ આવ્યા ને એણે તેમને કહ્યું કે સાવધ રહેજો—કોઈ દહાડો પણ મનુષ્યનો આહાર કરશો નહિ ને તેમને દુઃખ દેશો નહિ. પછી ભીમે પાછા નગરમાં આવી સંધું ભાઈને કહ્યું. યુધિષ્ઠિરે કહ્યું કે હવે ઉતાવળા અહિંથી ચાલો, નહિતો છતાં પડીશું ને કૌરવ જાણશે. પછી તેઓ રાત્રે છાનામાનાં નગરમાંથી નીકળીને આગળ ચાલતાં થયાં.

પછી પાંડવો એક બીજા નગરમાં જઈ રહ્યા. અહિં તેઓએ સાંભળ્યું કે દ્રુપદરાજા પોતાના કામ્પિલ્ય નગરમાં પોતાની પુત્રીનો સ્વયંવર કરેછે ને ત્યાં સૌ રાજા એકઠા થાયછે ને પુત્રી ઘણી સુંદર છે. તેઓનું મન લલચાયું ને બીજે દહાડે તેઓ કુન્તીને એક ધૌમ્ય નામે બ્રાહ્મણની સંભાળમાં રાખી સ્વયંવર લેવાને ચાલ્યા.

સ્વયંવરનો મોટો ઠાઠ હતો ને ત્યાં સૌ રાજાઓ મંડપ જોવાને બેઠા હતા. ત્યાં પાંડવોએ પોતાના વેરી કૌરવને–દુર્યોધન તથા કર્ણને–કૃષ્ણ બળરામને, સિંધુદેશના જયદ્રથને, પૌંડ્રના વાસુદેવને, ચેદીના શિશુપાળને, વિરાટના રાજાને, મદ્રના શલ્યને ઈત્યાદિને દીઠા. દ્રુપદનો પુત્ર ધૃષ્ટદ્યુમ્ન મંડપમાં આવી બોલ્યો કે આ દંડની ઉપર સુવર્ણ મત્સ્ય છે ને વચ્ચે ચક્ર ઊલટાં સૂલટાં ફર્યાં કરેછે; આ ધનુષ્ય ચઢાવી બાણ યોજી મત્સ્યની આંખ વીંધશે તે દ્રૌપદીને વરશે; એકથી બીજીવાર બાણ મારવું નહિ, જેની શક્તિ હોય તે ઊઠે. પછી કેટલાક ઊઠ્યા, પણ ધનુષ્ય વાળીજ ન શક્યા ને કેટલાક અપમાન થવાને ભયે ઊઠ્યાજ નહિ. પછી કર્ણ ઊઠી ધનુષ્ય વાળ્યું ને તે તેમાં બાણ યોજેછે એટલામાં દ્રૌપદી જે મંડપમાંજ હતી તે બોલી ઊઠી કે 'હું સૂતપુત્રને નહિ પરણું.' કર્ણ ઝાંખો પડચો પણ પછી હસતું મોહું રાખી મંડપ બહાર જઇ બેઠો.

જ્યારે સૌ રાજા હારી બેઠા ત્યારે બ્રાહ્મણ મંડ-

ળમાં બેઠેલા પાંડવોમાંથી અર્જુને ઊઠી ધનુષ્ય ચઢાવ્યું અને બ્રાહ્મણ સ્વયંવરને અર્થે મત્સ્ય વીંધેછે એ જોઈ મંડપસભામાં જ્યાં ત્યાં સૌ આશ્ચર્ય પામવા લાગ્યા. કોઈ હાસ્ય કરી કહે કે રાજાઓથી નથી થયું તે હવે બ્રાહ્મણ કરવા આવ્યો છે? કોઇ કહે શક્તિવિના કોઇ હામ ધરતું હશે? પણ અર્જુને કોઈનું કંઈ ન સાંભળતાં દ્રોણનું સ્મરણ કરી બાણ સાધી માર્યું ને મત્સ્યની આંખ વીંધી. ધન્ય! ધન્ય! વાઃ વાઃ થઈ રહી. દ્રૌપદીએ અર્જુનને હાર પહેરાવ્યો.

ક્ષત્રી રાજાઓ ક્રોધાયમાન થયા ને તેઓ દ્રુપદને ધિક્ ધિક્ કહેવા લાગ્યા કે ક્ષત્રી થઈને બ્રાહ્મણને કન્યા આપી! તેઓ ખડ્ગ કહાડી દ્રુપદના ઉપર ઝુમી રહ્યા ને બોલ્યા કે તારી પુત્રી ક્ષત્રીને નહિ વરે તો તેને જીવતી બાળી મૂકીશું. પાંડવો ને બ્રાહ્મણો દ્રુપદની સહાયે ગયા. ભારે બખેડો મચ્યો, પણ કૃષ્ણે પાંડવને ઓળખ્યા ને પછી સૌને સમજાવી વિદાય કર્યા. પાંડવો દ્રૌપદીને લેઈ પોતાને ઉતારે ગયા. એઓએ ઘેર જઈ માતાને કહ્યું કે અમે આજ રૂડું કમાઇ આવ્યા છીએ. કુન્તીએ જાણ્યું કે ખાવાનું હશે ને તે બોલી કે તમે સૌ ભાઇઓ વહેંચી લો. યુધિષ્ઠિર બોલ્યો રે મા! તું શું બોલી? અર્જુન સ્વયંવરમાંથી દ્રૌપદીને લેઇ આવ્યો છે. કુન્તીએ પસ્તાવો કરી કહ્યું કે હવે જેમ દોષ ન લાગે તેમ વર્તો. યુધિષ્ઠિરે અર્જુનને કહ્યું કે તું લગ્ન કર. એ કહે અમે તારા દાસ છીએ, દ્રૌપદી સાથે લગ્ન કરવાને તુંજ યોગ્ય છે. યુધિષ્ઠિરે કહ્યું કે દ્રુપદ પોતાની પુત્રીને જેની સાથે પરણાવે તેણે પરણવું.

પછી કુન્તીના કહેવા પ્રમાણે દ્રૌપદીએ જે ખાવાનું હતું તેની વહેંચણ કરી, પણ ભીમને તેનો ભાગ આપતાં તેનાથી હસ્યા વગર રહેવાયું નહિ. મધ્યરાત્રે તે સૌ સૂતાં–દ્રૌપદી કુન્તી પાસે પાંડવો કુન્તીના પગ આગળ.

દ્રુપદ મોટા વિચારમાં પડચો હતો પણ ધૃષ્ટદ્યુમ્ને પાંડવોની પછવાડે પછવાડે જઈ તેઓએ ઘરમાં જે વાત કરી તે સાંભળી. તરતજ તેણે પાછા આવી દ્રુપદને કહ્યું ને એણે સવારે પુરોહિત મોકલ્યો ને પાછળથી રથ મોકલ્યો. એક રથમાં પાંડવો બેઠા, બીજા રથમાં કુન્તી તથા દ્રૌપદી બેઠાં ને તેઓ નગરમાં આવ્યાં. ભોજન કરાવ્યા પછી દ્રુપદે યુધિષ્ઠિરને કહ્યું કે હું જાણું છઉં કે તમે કીર્તિમાન્ રાજા છો, પણ કુળ નામ કહેશો? યુધિષ્ઠિર બોલ્યો અમે રંક લોક છીએ, અમારી સાથે સંબંધ કરવો અઘટિત સમજો, તો ઇચ્છા હોય તેમ કરવું–અમે અપ્રસન્ન નહિ થઇએ. વળી દ્રુપદે વિનંતિ કરી ત્યારે યુધિષ્ઠિરે સત્ય વાર્તા કહી ને દ્રુપદ મનમાં હરખાયો.

પછી કોણ પરણે તેને માટે ચર્ચા ચાલી. એટલામાં વ્યાસ ત્યાં આવી પહોંચ્યો. દ્રુપદે તેને સુવર્ણઆસને બેસાડચો ને સભા થઇ. નક્કી આ થયું કે દ્રૌપદીએ પાંચો સાથે લગ્ન કરવાં. પછી યુધિષ્ઠિરાદિ એક પછી એક એમ દ્રૌપદી સાથે પરણ્યા ને ઘણોક કાળ કામ્પિલ્ય નગરમાંજ પ્રગટ નામે રહ્યા.

પાંડવો પરણ્યાનાં વર્તમાન કૌરવને થયાં ને એઓ ગભરાયા. પછી ભીષ્મે આગ્રહ લીધો કે પાંડવકૌરવને અડધો અડધ રાજ્ય વહેંચી આપવું જોઇએ. વિદુરને મોકલી પાંડવોને તેડાવ્યા. એઓ પાછા હસ્તિનાપુર આવ્યા ને નગરના લોક ઘણા પ્રસન્ન થયા.

પાંડવો હસ્તિનાપુરમાં આવી રહ્યા છે એવામાં એક દહાડો ધૃતરાષ્ટ્રે યુધિષ્ઠિરને બોલાવી કહ્યું કે તમે ઈન્દ્રપ્રસ્થમાં જઇને રાજ્ય કરો, હું અડધું રાજ્ય તમને આપી દઉં છઉં. ભીષ્મે પણ કહ્યું કે મહારાજ કહેછે તે યોગ્ય છે. પછી પાંડવો, ધૃતરાષ્ટ્ર, ભીષ્મ, દ્રોણ અને બીજા સંબંધીઓની આજ્ઞા લેઇ જમનાનદી ઉપર ઇન્દ્રપ્રસ્થમાં આવી રહ્યા ને અહિં તેઓએ રૂડે પ્રકારે રાજ્ય કર્યું ને સર્વ દેશાન્તરમાં યુધિષ્ઠિરની કીર્તિ ચળકી રહી.

એક સમે કૃષ્ણ પાંડવને (ફોઈના છોકરાને) મળવા ઈન્દ્રપ્રસ્થમાં આવેલો તે ને અર્જુન બન્ને ખાંડવવનમાં મૃગયાને ગયા. અહિં એક દહાડો અગ્નિએ બ્રાહ્મણને વેષે આવી કહ્યું કે એક મોટા ઋષિએ બાર વર્ષ યજ્ઞ કરી મને એટલું તો ઘી પાયું છે કે મારી શક્તિ ઘટી ગઈ છે ને મારો રંગ પીળો થઈ ગયો છે માટે ખાંડવવનની વનસ્પતિ ભક્ષણ કરાવો કે મારૂં અજીર્ણ મટે. જ્યારે હું વન બાળવાનો આરંભ કરૂં છઉં ત્યારે ઇન્દ્ર વૃષ્ટિ મોકલી છાંટી નાંખેછે ને તેનું કારણ આ વનમાં મોટા નાગ રહેછે તેને ઉગારવાનું છે. અર્જુન બોલ્યો–મને જો સ્વર્ગનાં અસ્ત્રશસ્ત્ર મળે તો હું ઇન્દ્રને જીતું. એ ઉપરથી અગ્નિએ તેને ગાંડિવ ધનુષ્ય, બાણ ભર્યા બે ભાથા અને ધ્વજા ઉપર હનુમાન એવો એક રથ એ આપ્યાં. પછી અર્જુને ને કૃષ્ણે ઈન્દ્ર સામું યુદ્ધ કર્યું ને અગ્નિએ ખાંડવવન ભક્ષ કીધું. સઘળા સાપ ને નાગ બળી ગયા, માત્ર તક્ષક નાશી ગયો ને ઊગર્યો.

ઈન્દ્રપ્રસ્થમાં પાંડવો નારદના કહેવાથી દ્રૌપદી સાથે વર્ષમાં બે મહિના ને બાર દહાડા અનુક્રમે વારાફરતી રહેતા. તેઓએ પરસ્પર પ્રતિજ્ઞા કરી હતી કે જેને મંદિરે દ્રૌપદી હોય તેના મંદિરમાં તેની આજ્ઞા-

વિના જો કોઇ જાય તો તે બાર વર્ષ વનવાસ કરી આવે. એક પ્રસંગ એવો આવ્યો કે એક બ્રાહ્મણની ગાય લુચ્ચાઓ છોડી લઇ ગયા તેઉપરથી તે બ્રાહ્મણ અર્જુનને દ્વારે આવ્યો. અર્જુને તેની પાછળ દોડવાની ઉતાવળમાં યુધિષ્ઠિરદ્રૌપદીના મંદિરમાંથી શસ્ત્ર લીધાં. એ અપરાધનેમાટે અર્જુને યુધિષ્ઠિરને કહ્યું કે મારાથી દોષ થયો છે માટે હું બાર વર્ષ તીર્થાટન કરવા જાઉં છઉં. યુધિષ્ઠિરે ઘણી ના કહી, પણ અર્જુન ન માનતાં ચાલતો થયો.

એની સાથે કેટલાક બ્રાહ્મણ પણ નીકળ્યા ને અર્જુને સકળ તીર્થ કર્યાં. હરદ્વારમાં તે વાસુકીની કન્યા ઉલૂપી સાથે પરણ્યો ને થોડો કાળ તેના નગરમાં રહ્યો. વળી અટનમાં પરશુરામનાં દર્શન કર્યાં ને એણે પ્રસન્ન થઈ ઘણાંક અસ્ત્રશસ્ત્ર આપ્યાં. મણિપુર નગરીમાં ત્યાંના રાજાની દીકરી ચિત્રાંગદા તેના ઉપર મોહિત થઈ ને અર્જુન પણ તેનાઉપર મોહ્યો. રાજાએ કહ્યું કે મારી પુત્રીને પુત્ર થાય તે અહિંઆજ રહીને મારી પાછળ મારૂં રાજ્ય કરે એવું હોય તો હું પરણાવું. એ વાતને માન્ય કરી અર્જુન પરણ્યો ને ત્યાં ત્રણ વર્ષ રહ્યો. ચિત્રાંગદાને પુત્ર થયો તે બભ્રુવાહન નામે પ્રસિદ્ધ છે. પછી અર્જુન દ્વારિકા આવ્યો ને કૃષ્ણને મળ્યો. અહીં કૃષ્ણે પોતાની ફોઈના પુત્રની રૂડી સ્વાગતા કરી. એક વાર નગર બહાર એક ડુંગરી ઉપર મંડપ બંધાવી કૃષ્ણ, સૌ રાજવંશીઓને બોલાવી સુંદર ભોજન કરાવી કુટુંબ લહાવો લેતો હતો. એ પ્રસંગમાં કૃષ્ણ તથા અર્જુન એ બે જણ ફરતા ફરતા જ્યાં સ્ત્રીઓનો ઉતારો હતો ત્યાં જઈ પહોંચ્યા.

અહીં અર્જુન સુભદ્રાની સામા એકી દૃષ્ટિયે જોયાં કરેછે એવું દેખી કૃષ્ણે તેનું હાસ્ય કીધું ને પૂછ્યું કે તું તીર્થવાસીને વેષે છતાં સ્ત્રિયો ઉપર દૃષ્ટિ કેમ કરેછે? અર્જુન બોલ્યો કે ઉત્તમ સૌંદર્ય એકાએક જોવામાં આવે તો કોણ મોહ નહિ પામે? મારાથી અજાણતાં જોવાયું હશે.

એમ કહી તેણે ચાલવા માંડ્યું, પણ કૃષ્ણે તેનો હાથ પકડી કહ્યું કે એ મારી બેન છે. તારી ઇચ્છા હોય તો મારા પિતાને કહી તારી સાથે પરણાવું.

અર્જુન બોલ્યો કે તારી બેનનો જે પતિ થાય તેના જેવો ભાગ્યશાળી કોણ? કૃષ્ણે કહ્યું કે મારા મોટા ભાઈનો વિચાર દુર્યોધનને આપવાનો છે, પણ હું તનેજ આપીશ.

બે દહાડા કુટુંબ મેલાવડો ડુંગરઉપર રહ્યો. ત્રીજે દહાડે પ્રાતઃકાળે સ્ત્રીપુરુષો સૌ પાછાં દ્વારિકા આવવાને નીકળ્યાં. કૃષ્ણે અર્જુનને બાજૂપર તેડી જઈ કહ્યું કે હું મારા પિતાની આજ્ઞાથી મારી બેન આપું છઉં, તું આ મારા ચાર અશ્વના રથઉપર ચઢ અને સુભદ્રા વાટમાં મળશે; જેમ નસાય તેમ નાસજે ને બળરામને જાણ પડે તેની અગાઉ ઈન્દ્રપ્રસ્થ જઇ પહોંચજે. અર્જુને સુભદ્રાનો રથ દીઠો કે પોતાનો રથ તેની પાસે પાસે રાખવા માંડ્યો ને પછી કૂદી પડી બીજી બે સ્ત્રીઓ પાસે હતી તે છતાં સુભદ્રાનો હાથ પકડી ઊંચકીને પોતાના રથમાં બેસાડી ને તરત પાછો ઉપર કૂદી આવી રથ દોડાવી મૂક્યો ને પછી તે હેલામાં ઇન્દ્રપ્રસ્થ જઈ પહોંચ્યો. અર્જુન સુભદ્રાને હરી ગયો એ જોઈ લોક હોકારા પાડતા જ્યાં વસુદેવ, કૃષ્ણ, બળરામ વાતો કરતા હતા ત્યાં આવ્યા ને બોલ્યા કે અર્જુન સુભદ્રાને હરી ગયો. એ સાંભળી બળરામે ક્રોધે ભરાઈ સેવકને આજ્ઞા આપી કે અશ્વ સજ કરો. પણ કૃષ્ણે કંઈજ ચંચળતા ન દેખાડી ત્યારે તેણે રોષમાં ને રોષમાં કહ્યું કે કૃષ્ણ! એ કર્મ તેંજ કરાવ્યું છે, પણ મને પૂછ્યાવિના તારે તેમ કરવું ઘટિત નહોતું, પણ હવે અર્જુનનું મૃત્યુ આવ્યું છે, હમણા હું તેને પકડી કહાડીશ અને તેને ને તેનાં સગાંને વાઢી નાંખીશ. કૃષ્ણ બોલ્યો ભાઇ આટલો આકળો કેમ પડેછે? અર્જુન આપણો સગો છે, કુળ ઊંચું છે ને શ્રેષ્ઠ સદ્ગુણયુક્ત છે. વળી તેને પાછી આણીશું તો પછી તેની સાથે લગ્ન કોણ કરશે? માટે હવે અર્જુન સુભદ્રાને અહિં બોલાવો કે તે વિધિથી પરણે. બળરામ બોલ્યો, તને તેમ સંતોષ છે તો તારી ઇચ્છામાં આવે તે કર.

પછી અર્જુન સુભદ્રા દ્વારિકા આવ્યાં ને પરણ્યાં. બાર વર્ષ પૂરાં થતાં સૂધી અર્જુન અહીંજ રહ્યો ને પછી તે સુભદ્રાને લેઈ ઈન્દ્રપ્રસ્થમાં આવ્યો. પછી દ્રૌપદીને અક્કેક ધણીથી અક્કેકો એમ પાંચ પુત્ર થયા ને સુભદ્રાને એક (અભિમન્યુ) થયો. ઈન્દ્રપ્રસ્થમાં યુધિષ્ઠિર ધર્મરાજ્ય કરતો ને પ્રજાજન સુખી હતાં. પાંડવો બીજા રાજાઓ સાથે યુદ્ધ કરી હરાવી તેઓનું દ્રવ્ય ભંડારમાં ભરતા. વળી કેટલાક રાજા તો યુધિષ્ઠિરને મિત્ર રાખવાને આતુર હતા તેથી તેઓ પોતાની પ્રસન્નતાથી ભેટ મોકલી દેતા. જ્યારે ધનસંગ્રહ પુષ્કળ થયો ત્યારે યુધિષ્ઠિરે રાજસૂયજ્ઞ કરવાનો વિચાર કર્યો ને એને માટે કૃષ્ણને દ્વારિકાથી તેડાવ્યો. કૃષ્ણે આવી કહ્યું કે હજુ એક રાજા જરાસંધ જીવતો બાકી છે. માટે તે જીતાયા પછી યજ્ઞ કરજો. કૃષ્ણ, અર્જુન, ને ભીમ એ ત્રણજણ બ્રાહ્મણને વેષે મગધ દેશ ગયા ને

જરાસંધને ત્યાં જઈ જાચ્યું કે અમો ત્રણમાંથી એક સાથે તું યુદ્ધ કર. જરાસંધે ભીમ સાથે યુદ્ધ કર્યું ને અઢારમે દહાડે તે મુઓ. પછી યુધિષ્ઠિરે યજ્ઞને અર્થે સર્વ રાજાઓની પાસેથી દ્રવ્ય માગવાને ચારે ભાઇને ચારે દિશાએ મોકલ્યા. એઓ જ્યારે વર્ષે પાછા આવ્યા ત્યારે કૃષ્ણે સભા ભરી યુધિષ્ઠિરને કહ્યું કે હવે તું મોટો રાજા થયો, હવે તું યજ્ઞ કર ને હું તારી આજ્ઞામાં રહી તને સહાય કરીશ.

યજ્ઞની સામગ્રી થવા માંડી ને દેશદેશના રાજા બ્રાહ્મણ વૈશ્ય સૌ ત્યાં આવવા લાગ્યા. હસ્તિનાપુરથી કૌરવ પણ આવ્યા. ભીષ્મ, દ્રોણ, દુર્યોધન, એઓની આજ્ઞા લેઇ યુધિષ્ઠિરે યજ્ઞ આરંભ્યો ને કારભાર કૌરવોને સોંપ્યો.

એ યજ્ઞના વિધિમાં આવું છે કે જે શ્રેષ્ઠ રાજા હોય તેની પ્રથમ અર્ઘ્યપૂજા કરવી જોઈએ. એ ઉપરથી ભીષ્મે યુધિષ્ઠિરને કહ્યું કે તું કૃષ્ણને અર્ઘ્ય આપ. પણ એ સાંભળી ચેદીનો શિશુપાળ ક્રોધે ભરાઈ બોલી ઊઠ્યોઃ "વયને માન આપો તો વસુદેવને અર્ઘ્ય આપો, મોટું રાજ્ય જુઓ તો દ્રુપદને, ઊંચા મનના તરૂણને જુઓ તો દુર્યોધનને, મોટા ગુરૂને જુઓ તો દ્રોણને, તપસ્વી ઋષિને જુઓ તો વ્યાસને માન આપો, પણ ધિક્ છે આ સભાને કે આ ગોવાળિયો—પોતાના રાજાનો ઘાતક એને માન આપોછો!" (શિશુપાળની સાથે રૂક્મિણીનાં લગ્ન થવાનાં હતાં, પણ તેટલામાં કૃષ્ણ તેને હરી ગયો હતો.) ભીષ્મ ને યુધિષ્ઠિરે તેને બહુ સમજાવ્યો, પણ તે ખડ્ગ કહાડી બોલ્યો કે હમણા હું સૌને કાપી નાંખું છઉં. પછી તેણે ભીષ્મને ને કૃષ્ણને ગાળો ભાંડવા માંડી ને સભામાં કોળાહળ થઈ રહ્યો. કૃષ્ણ બોલ્યો કે એ મારો સગો છે, એના શબ્દ સહન કર્યા છે, પણ હવે એક શબ્દ એ વધારે બોલશે તો હું સહન કરનાર નથી. શિશુપાળ સામે આવ્યો ને કૃષ્ણે સુદર્શન મૂકી તેનું મસ્તક ઊડાડી દીધું. પછી નિર્વિઘ્ને યજ્ઞ થયો.

યજ્ઞ સમાપ્ત થયા પછી દુર્યોધને યુધિષ્ઠિરના મહેલમાં જન્મમાં ન જોઈ હોય તેવી વસ્તુઓ દીઠી. તેણે મયાસુર શિલ્પીનો ઘડેલો એક અલૌકિક સભામંડપ જોયો. એ મંડપ જોતાં તેણે પથ્થર હતા ત્યાં પાણી જાણ્યું ને પાણી હતું ત્યાં પથ્થર જાણ્યા ને એથી તેનાં વસ્ત્ર પલળ્યાં. એ મૂર્ખાઈ ઉપર દ્રૌપદીએ હાસ્ય કર્યું ને દુર્યોધન છેક લજ્જિત થઈ રહ્યો. પછી સૌએ મળી તેને કુંડમાંથી કહાડ્યો ને નવાં વસ્ત્ર આપ્યાં. દુર્યોધને ખિન્ન થઈ વહેલું વહેલું બહાર જવાનું કીધું, પણ તેટલામાં તે ભૂલો પડ્યો ને તેનું માથું ભીંત સાથે અફળાયું. પછી તેણે હસ્તિનાપુર જઇને મહારાજાને સર્વ વાર્તા કહી.

પાંડવની કીર્તિ તથા સમૃદ્ધિ જોઈ દુર્યોધન જે મનમાં બળી ગયો હતો તેણે પોતાના ભાઈ દુઃશાસન તથા મામો શકુની એઓને બોલાવી ગોઠવણ કરી કે આપણે યુધિષ્ઠિરને દ્યૂત (જુગાર) રમવા તેડવો ને કપટ કરી તેને હરાવી વનવાસ મોકલવો. પછી તેણે ધૃતરાષ્ટ્રને સમજાવી દ્યૂતનો ઓચ્છવ કરવાની આજ્ઞા લીધી ને પાંડવોને બોલાવ્યા. દ્યૂતથી મોટી હાનિ થાયછે તે યુધિષ્ઠિર જાણતો હતો, પણ પિતા સમાન કાકાની આજ્ઞા ન ઓળંગાય અને ક્ષત્રીધર્મ પ્રમાણે યુદ્ધ અથવા દ્યૂતરમણની સામી માગણી થયે ના ન કહેવાય માટે તેણે ઇચ્છા ઉપરાંત પણ હસ્તિનાપુર જવાની સજાઈ કીધી.

પાંડવો અને કુંતી તથા દ્રૌપદી હસ્તિનાપુર આવ્યાં ને ધૃતરાષ્ટ્ર આદિ સૌને મળ્યાં. બીજે દહાડે પાંડવો સભામંડપમાં ગયા ને ત્યાં શકુની બોલ્યો કે રાજા યુધિષ્ઠિર આવો. સંધું તૈયાર છે, એક બાજી રમો. યુધિષ્ઠિરે કહ્યું કે કપટ ન કરો તો હું રમવા બેસું. શકુની બોલ્યો કે જો હારવાનો ડર લાગતો હોય તો નજ રમવું એ વધારે સારૂં છે. યુધિષ્ઠિર બોલ્યો કે મારે જાણવું તો જોઈએ કે સામો બેસનાર કોણ છે ને હું જીતું તો હોડ પ્રમાણે મારે કોની પાસેથી લેવું? દુર્યોધન બોલ્યો કે હું સામો રમવા બેસું છઉં, પણ મારી તરફથી પાસા શકુની નાંખશે. યુધિષ્ઠિરે કહ્યું કે એ રીત તે વળી કેવી કે પાસા કોઈ નાંખે ને બેસે વળી કોઈ? તોપણ પછી તે ને શકુની સામાસામા પાસા નાંખવા લાગ્યા.

યુધિષ્ઠિરે ઉપરાઉપરી હારવા માંડચું ને છેલ્લીવારે રાજ્ય પણ ખોયું. પછી સૌએ તેને વાર્યો, પણ તેણે કોઇનું ન સાંભળતાં રમ્યાં કીધું ને હાર્યાં કીધું. તેણે પોતાના ભાઇઓને દુર્યોધનના દાસ કર્યા ને પોતે પણ થયો. શકુની બોલ્યો—યુધિષ્ઠિર તેં ઘણું ખોટું કામ કીધું કે તું દાસ થયો, પણ હવે તું તારી સ્ત્રી આપી દેવાની હોડ કરી રમ; જો જીતીશ તો પાછો સ્વતંત્ર થઈશ. યુધિષ્ઠિરે કહ્યું કે હા હું દ્રૌપદીની હોડ કરૂં છઉં. એ શબ્દ સાંભળી સભામાં બેસનારા સૌ દુઃખી થયા—વિદુરે કપાળે હાથ દીધો ને ભીષ્મ તથા દ્રોણનાં મોઢાં ઊતરી ગયાં. પછી શકુનીએ પાસો નાંખ્યો ને દુર્યોધન જીત્યો.

દુર્યોધને વિદુરને કહ્યું કે દ્રૌપદીને અહીં લેઈ આવો

ને તેની પાસે દાસીનું કામ કરાવો. વિદુર બોલ્યો આ તે શું અઘટિત બોલવું? રાજપુત્રી–તારા ભાઇની સ્ત્રીને તું દાસી કરેછે? યુધિષ્ઠિર પ્રથમ દાસ થયો છે ને દાસ થકી દ્રૌપદીની હોડ થાય નહિ. પછી તેણે સર્વને કહ્યું કે દુર્યોધન કહે તે સાંભળશો નહિ, તેની બુદ્ધિ તો આજ ભ્રષ્ટ થઈ છે.

પછી દુર્યોધને એક સેવકને આજ્ઞા કરી કે દ્રૌપદીને અહિં તેડી લાવ. એણે જઈ દ્રૌપદીને કહ્યું, ત્યારે દ્રૌપદી ક્રોધ કરી બોલી કે હું કોની દાસી હતી કે તેણે મને હોડમાં મૂકી? પોતાની સ્ત્રીને હોડમાં મૂકે એવો કોણ મૂર્ખ છે? સેવક બોલ્યો–રાજા યુધિષ્ઠિરે પોતાના ભાઇઓને હોડમાં દાસ કર્યા છે ને તે પોતે પણ થયો છે માટે હવે તારાથી ના નહિ કહેવાય, ઊઠ ચાલ. દ્રૌપદી બોલી પૂછીને આવ કે યુધિષ્ઠિરે પોતે દાસ થયા પહેલાં મને હોડમાં મૂકી હતી કે પછી? સેવકે સભામાં આવી યુધિષ્ઠિરને પૂછ્યું તો એણે એકે શબ્દ ન બોલતાં નીચું જોયાં કીધું. દુર્યોધને સેવકને કહ્યું કે એ મિથ્યા શબ્દવાદ શાને માટે? જા તેને લેઈ આવ. સેવક જવાનું કરતો હતો પણ ભીમના ડોળા જોઈ ડર્યો. પછી દુર્યોધને દુઃશાસનને મોકલ્યો. એણે જઈ કહ્યું કે હમણા તો મારી સાથે ચાલ, પછી તારે જે કહેવું હોય તે સભામાં આવી કહેજે. દ્રૌપદી બોલી—કૌરવોનો અંત હવે પાસે આવ્યો છે કે તેઓ આવાં કર્મ કરેછે? પછી તે કાંપતી કાંપતી દુઃશાસન સાથે ચાલી, પણ આમ કરીને રાજમહેલ આવ્યો કે તરતજ તે રણવાસ તરફ ઉતાવળી દોડી. પણ દુઃશાસને તેને પકડી કહાડી ને તેનો લાંબો ચોટલો સાહી તેને સભામાં આણી.

દ્રૌપદીને જોઇ સૌએ લજ્જિત થઇ નીચું જોયું. તેણે ભીષ્મ દ્રોણને પૂછ્યું કે યુધિષ્ઠિરે દાસ થયા પછી કે પહેલાં મને હોડમાં મૂકી હતી? એઓએ ઉત્તર ન દેતાં નીચું ઘાલ્યું. પછી તેણે પાંડવોની સામું જોયું, પણ તેઓએ પણ નીચું ઘાલ્યું. ભીમ તેને છોડવવાને ઊઠવાનું કરતો હતો પણ તેટલામાં યુધિષ્ઠિરે આંખને અણસારે તેને ના કહી. પછી જ્યારે દ્રૌપદીએ ફરીથી પાંડવના સામી દૃષ્ટિ કરી ત્યારે દુઃશાસન તેને બીજી તરફ ખેંચી લેઇ જઇ બોલ્યો રે દાસી, તું આમ તેમ શું જોયછે? એ પ્રસંગે કર્ણ ને શકુની બોલી ઊઠ્યા કે ઠીક, ઠીક કહ્યું!

પછી દ્રૌપદી મોટું આક્રંદ કરતાં બોલી કે તમારે સૌને સ્ત્રી છોકરાં છે ને તમારા હૈયામાં મારૂં દુઃખ કેમ નથી વસતું? હું એક વાત પૂછું છઉં તેનો ઉત્તર દો. તે વધારે બોલવા જાયછે કે દુઃશાસને કઠોર વચન બોલી તેને ખેંચવા માંડી, પણ એટલામાં તેના ચીરનો છેડો તેના હાથમાં આવ્યો. ભીમથી ન રહેવાયું ને એણે યુધિષ્ઠિરના ઉપર ક્રોધ કર્યો, પણ અર્જુને તેને વાર્યો. દુર્યોધને દ્રૌપદીને કહ્યું કે આવ મારી જાંઘ ઉપર બેસ. ભીમ દાંત કકડાવીને મોટે સ્વરે બોલ્યો કે સૌ મારી પ્રતિજ્ઞા સાંભળો. જો હું દુર્યોધનની જાંઘને મારી ગદાથી ન ભાગું ને દુઃશાસનનું લોહી ન પીઉં તો હું કુન્તીનો પુત્ર નહિ. તેટલામાં વિદુર ધૃતરાષ્ટ્રને સભામાં તેડી લાવ્યો ને એ દ્રૌપદીને બોલ્યો–હું દુઃખી છઉં બેટા કે મારા દીકરાઓએ આજ તારૂં અપમાન કર્યું છે; પણ હવે તું તારા સ્વામીઓ સાથે તારા રાજ્યમાં જા ને જે થયું છે તેને વિસારી દેજે. પાંડવો તરત ઊઠ્યા ને ચાલતા થયા.

પછી દુર્યોધને ધૃતરાષ્ટ્રને કહ્યું કે તમે તો તેઓને પાછું રાજ્ય આપ્યું, પણ હવે તેઓ ખીજવાયલા છે તેથી અમારી સામે યુદ્ધ કરવા આવશે માટે એકવાર ફરીથી અમે દ્યૂત રમીએ ને જે હારે તે બાર વર્ષ વનવાસ કરી આવે એમ થવું જોઇએ. ધૃતરાષ્ટ્રે તેમ કરવાની આજ્ઞા આપી ને પાંડવોને પાછા બોલાવ્યા. પાછા યુધિષ્ઠિર ને દુર્યોધન રમવા બેઠા ને આ પ્રમાણે હોડ કરી કે જે હારે તે બાર વર્ષ વનવાસ કરે અને તેરમે વર્ષે ઇચ્છામાં આવે તે નગરમાં ગુપ્ત રહે, પણ જો કોઈના જાણ્યામાં આવે કે તે ફલાણી જગાએ છે તો ફરીથી બીજાં બાર વર્ષ વનવાસ ભોગવે. પછી શકુનીએ પ્રથમની પેઠે કપટપાસા નાંખ્યા ને દુર્યોધન જીત્યો. દુઃશાસન બોલી ઊઠ્યો કે હવે તો દુર્યોધનનું રાજ્ય નક્કી થયું. પણ ભીમ બોલ્યો કે હર્ષથી ફૂલાઇ ન જા, મારી પ્રતિજ્ઞાનું સ્મરણ રાખજે; તારૂં લોહી પીઉં તોજ હું કુન્તીનો પુત્ર ખરો. પછી પાંડવોએ વસ્ત્ર કહાડી નાંખી વલ્કલ ધારણ કર્યાં ને વનમાં જવાની ઉતાવળ કરી. વિદુરે યુધિષ્ઠિરને કહ્યું કે કુન્તી વૃદ્ધ ને અશક્ત છે માટે તેને હું મારે ત્યાં રાખીશ. યુધિષ્ઠિરે તે માન્ય કર્યું ને પછી તે તથા દ્રૌપદી વલ્કલ ધારણ કરી નગર બહાર વનભણી ચાલ્યાં. એ પ્રસંગે દ્રૌપદીએ પ્રતિજ્ઞા કરી હતી કે ભીમ દુઃશાસનને મારી એનું લોહી પીશે ને લોહીએ ભર્યા હાથ મારે માથે મૂકશે ત્યાંસુધી હું મારા કેશ આમના આમ છૂટાજ રહેવા દેઇશ.

પાંડવોએ બારે વર્ષ વનમાં કહાડ્યાં તેમાં જાણવા જોગ પ્રસંગો આ પ્રમાણે છેઃ—યુધિષ્ઠિરે સૂર્યની તપશ્ચર્યા કરી ને એણે એક અક્ષયપાત્ર આપ્યું જેવડે સં-

કરો બ્રાહ્મણ યુધિષ્ઠિરને ત્યાં ભોજન કરતા. વ્યાસે આવીને કહ્યું હતું તે ઉપરથી અર્જુન ભાઇઓથી જુદો પડી તીર્થાટન કરવા નીકળ્યો. તેણે તપ કરી શિવને પ્રસન્ન કર્યા ને શિવે બ્રહ્મશિરો એ નામનું અસ્ત્ર આપ્યું; કુબેર, વરૂણઆદિ દેવતાઓએ પણ અસ્ત્ર આપ્યાં. પછી ઇન્દ્રના તેડવાથી અર્જુન સ્વર્ગમાં ગયો ને ત્યાં તેણે પાંચ વર્ષ રહી નવી અસ્ત્રશસ્ત્રવિદ્યા પ્રાપ્ત કરી, તેણે નિવાંતકવચ નામે અસુરને મારી ઇન્દ્રને પ્રસન્ન કર્યો હતો. તેના ઉપર ઉર્વશી પ્રેમાસક્ત થઇ હતી, પણ અર્જુને તેને લેખવી નહોતી. એ ઉપરથી તેણે તેને શાપ દીધો હતો કે તું વ્યંઢળ થઇ સ્ત્રીઓમાં રહીશ, પણ પછી ઈન્દ્રે તે શાપને એક વર્ષનો કર્યો હતો. ભીમે કિર્મીર ને જટાસુર એ રાક્ષસોને માર્યા હતા. પાંડવો, ઋષિ તથા બ્રાહ્મણોના સંઘાથમાં તીર્થાટન કરતા અને તીર્થ મહિમાનાં તથા પુણ્યશ્લોક જનનાં આખ્યાનો સાંભળતા. તેઓએ રામ–નળ–હરિશ્ચંદ્ર–અષ્ટાવક્ર, યાજ્ઞવલ્કય–સાવિત્રી–ઇત્યાદિકની કથા સાંભળી હતી.

પાંડવો તીર્થાટન કરી આવી પાછા અદ્વૈત વનમાં આવી રહ્યા હતા તેવામાં કૌરવો પોતાનો વૈભવ દેખડાવી પાંડવોને બાળવા સારૂ ગાયવાછડાંની ગણતરી કરવાને મશે દેશમાં ફરવા નીકળ્યા હતા. તેઓએ ફરતાં ફરતાં આવી અદ્વૈત વનની પાસેના વનમાં પડાવ કર્યો હતો. એક દહાડો દુર્યોધને થોડેક દૂર તળાવ હતું ત્યાં તંબુઓ તાણવાનું પોતાનાં માણસોને કહ્યું. તે તળાવ ઉપર ગંધર્વ રાજા પોતાનાં માણસ સાથે પડચો હતો. પછી દુર્યોધન તથા ગંધર્વ એ બેની લડાઇ થઈ તેમાં ગંધર્વે દુર્યોધન તથા કર્ણને બાંધી રાખ્યા. એ વાતનો સંદેશો કોઇએ આવી કહ્યો ત્યારે પાંડવોએ તરત જઇ ગંધર્વ સાથે યુદ્ધ કરી તેને હરાવી દુર્યોધન તથા કર્ણ એઓને છોડવી પોતાને આશ્રમે આણી રાખ્યા. પછી દુર્યોધન લજ્જિત થઈ પાછો હસ્તિનાપુર ગયો હતો.

દુર્યોધને યુધિષ્ઠિરના જેવો રાજસૂયજ્ઞ કરવાનો વિચાર કર્યો, પણ પુરોહિતે કહ્યું કે જ્યાંસૂધી ધૃતરાષ્ટ્ર છે ને તમારો શત્રુ યુધિષ્ઠિર છે ત્યાંસૂધી તમારાથી તે યજ્ઞ કરાય નહિ—ઇચ્છા હોય તો રાજસૂયજ્ઞના જેવો બીજો મોટો યજ્ઞ કરો. પછી દુર્યોધને પુરોહિતના કહ્યાથી બીજો યજ્ઞ કર્યો ને પાંડવને તેડાવ્યા. યુધિષ્ઠિરે ઉત્તર કહાવ્યો કે ઘણું રૂડું કર્મ છે ને તેથી ભરતવંશના પુરૂષોની કીર્તિ વધશે. પણ વનવાસની અવધિ પૂરી થયાવિના અમારાથી આવી શકાશે નહિ. ભીમે કહાવ્યું કે તેર વર્ષ પૂરાં થશે ત્યારે યુધિષ્ઠિર રણયજ્ઞ કરી ધૃતરાષ્ટ્રના સઘળા પુત્રોને તેમાં હોમશે. પછી દુર્યોધને યજ્ઞ પૂર્ણ કર્યો. કોઇએ તે વખાણ્યો ને કોઇએ તે નિંદ્યો. દુર્યોધને કર્ણને કહ્યું કે જ્યારે હું પાંડવને મારીશ ત્યારે હું રાજસૂયજ્ઞ કરીશ ને તું ત્યાં આવી મને માન આપજે. કર્ણે પ્રતિજ્ઞા કરી કે જ્યાંસૂધી હું અર્જુનને નહિ મારૂં ત્યાંસૂધી હું મારા પગ નહિ ધોઉં ને મૃગમાંસ નહિ ખાઉં ને કોઇને કંઈ ભેટ દાન નહિ કરૂં. પ્રતિજ્ઞાની જાણ યુધિષ્ઠિરને થઇ ત્યારે તે બહુ ખિન્ન થયો, કેમકે તે જાણતોજ હતો કે કોઈ દહાડો પણ અર્જુન ને કર્ણ સામાસામા લડ્યાવિના રહેનારા નથી.

એક દિવસ પાંડવો મૃગયાને ગયા હતા ને દ્રૌપદી આશ્રમમાં એકલી હતી. એવું બન્યું કે રાજા જયદ્રથ તે વાટે જતો હતો તેણે દ્રૌપદીને રથમાં બેસાડી લેઇ જવા માંડી, પણ એવામાં પાંડવોને જાણ થયેથી અર્જુન ભીમ તેની પછવાડે દોડ્યા ને તેના સૈન્યને મારી ભીમે તેને ધર્મ પાસે બાંધી આણ્યો, પણ પછી એણે તેને શીખામણ દઈ પોતાને દેશ જવા દીધો. એક દિવસ એક ઋષિ પાંડવને કહેવા આવ્યો કે મારાં અરણીપાત્ર એક મૃગ લેઈ ગયો છે માટે મને તે અપાવો. એ ઉપરથી તે નીકળ્યા, પણ મૃગ હાથ ન લાગ્યો ને ધર્મને તૃષા લાગી. પછી નકુળ એક સરોવર આગળ ગયો તો ત્યાં વૃક્ષઉપરથી એક યક્ષ બોલ્યો કે મારા પ્રશ્નના ઉત્તર દીધા વગર પાણી લઇશ તો તું મરીશ. નકુળે તે ન માન્યું ને તે મરણ પામ્યો. સહેદેવ, અર્જુન ને ભીમની પણ તેજ દશા થઈ. પછી ધર્મે તે યક્ષના પ્રશ્નના ઉત્તર દીધા ને તે યક્ષે (યમે) પોતાના પુત્ર ધર્મના ઉપર પ્રસન્ન થઈ મરણ પામેલા ચારે ભાઇઓને જીવતા કર્યા; પેલા બ્રાહ્મણનાં અરણીપાત્ર પાછાં આપ્યાં ને જય થાઓ એવો વર આપ્યો. પછી પાંડવોને દ્યૂતની હોડ પ્રમાણે તેરમે વર્ષે ગુપ્ત રહેવાનું હતું તેથી તેઓએ સર્વ ઋષિમંડળીને વિદાય કરી ને પોતે દ્રૌપદીસહિત વેષ બદલી એકલા વનમાં ચાલતા થયા.

પાંડવોએ વિરાટરાજાની નગરીમાં પ્રવેશ કર્યો તેની પહેલાં તેઓએ નગરની બહાર શ્મશાનમાં શમીના ઝાડ ઉપર ડાળાં પાંદડાંમાં પોતાનાં શસ્ત્ર વસ્ત્ર સૌ સંતાડ્યાં; અને ત્યાં એક શબ રઝળતું પડેલું દીઠું તે લેઇને ઝાડ સાથે બાંધ્યું ને બૂમ પાડી કે આ અમારી માનું શબ છે તે અમે વર્ષ પછી આવીને બાળવાના છૈયે માટે કોઇ એને છોડશો નહિ. પછી એકેક જણે

નગરીમાં પ્રવેશ કર્યો. પ્રથમ યુધિષ્ઠિરે કાખમાં અક્ષપાસાનું પોટલું રાખી વિરાટને જઇ આશીર્વાદ દીધો ને કહ્યું કે હું પાંડવને ત્યાં હતો, પણ તેઓ વનવાસ ગયા ત્યારે હું નિરાશ્રિત હોવાથી અહિંઆં આવ્યો છઉં; અક્ષવિદ્યામાં કુશળ છઉં ને મારૂં નામ કંક છે. પછી વિરાટે તેને રાખ્યો. થોડીવાર પછી ભીમ બલ્લવ ( રસોઈયાને વેષે ), પછી અર્જુન બૃહન્નટા ( સ્ત્રીઓને નૃત્ય ગીત શીખવનાર હીજડાને વેષે ), પછી સહદેવ તન્તિપાળ ( ગાય ભેંસ ઢોરનો પરીક્ષક થઈને ) અને નકુળ ગ્રંથિક ( અશ્વપરીક્ષક થઈને ) એમ એક પછી એક વિરાટને મળ્યા ને પાંડવોને ત્યાં અમે હતા એવું તેઓએ કહ્યું અને વિરાટે સૌને પોતાને ત્યાં રાખ્યા.

દ્રૌપદી સૈરન્ધ્રી નામ ધારણ કરી ચાલી આવતી હતી તે રાણીની દૃષ્ટિએ પડી ને એણે તેને બોલાવી પૂછ્યું. દ્રૌપદીએ કહ્યું કે હું પ્રથમ રૂક્મિણીની દાસી હતી ને પછી દ્રૌપદીની થઈ હતી, પણ પાંડવો સાથે દ્રૌપદી વનવાસ ગઈ ત્યારથી હું રઝળ્યાં કરૂં છઉં. રાણી બોલી તું કોઈ રાજાની સ્ત્રી જેવી જણાયછે ને તું મારા કરતાં વધારે સુરૂપ છે ને રાજા જો તને જોય તો તે પછી મારો તો ભાવજ ન પૂછે માટે હું તો તને નથી રાખતી. દ્રૌપદી બોલી તે વાતની ચિન્તા નહિ રાખશો, પાંચ ગંધર્વ મારી રક્ષા કરેછે ને જે કોઇ મારી સામા કુદૃષ્ટિ કરશે તેને તે તરત મારી નાંખશે; હું સઘળો ઘરધંધો કરીશ, પણ કોઇના પગ નહિ ધોઉં ને કોઇનું એઠું નહિ જમું. રાણી બોલી જો એમજ છે તો આવ રણવાસમાં રહે. પછી દ્રૌપદી વિરાટરાણીની સેવામાં રહી.

પછી યુધિષ્ઠિર ઘણા ઘણા સરદારો સાથે દ્યૂત રમે ને જીતે તે રાજાની આગળ લાવી મૂકતો. રાજા પ્રસન્ન થઇ સઘળું તેને પાછું આપી દેતો. ત્રણ મહિના રાજાએ મલ્લયુદ્ધની રમત કરાવી. એ પ્રસંગે દેશ દેશના મલ્લો પોતાનું બળ તથા ચાતુર્ય દેખાડવાને આવ્યા હતા. એક જીમૂત નામે મલ્લ ઘણે દૂરથી આવ્યો હતો તેણે સૌને હરાવ્યા. પોતાના રાજ્યમાં જીમૂતને જીતે તેવો કોઇ ન નીકળ્યો તેથી રાજા ને સરદારો ચિન્તાતુર થયા. તેટલામાં ભીમનું સ્મરણ થયું ને રાજાએ તેને બોલાવ્યો. ભીમ બોલ્યો હું ભૂખ્યો છઉં માટે ખાધા પછી લડીશ. રાજાએ તેની આગળ ઢગે ઢગ ખાવાનું અણાવી મૂકાવ્યું ને ભીમે સૌના દેખતાં ધરાઇને ખાધું. પછી તે ને જીમૂત બે જણ બે હાથી લડતા હોય તેમ લડ્યા ને જોનારા વિસ્મયપૂર્વક હરખાયા. છેલ્લીવારે ભીમે જીમૂતને બે પગ પકડીને પોતાના માથા પર ફેરવી ધમ્મ દઇ ભોંયપર પછાડ્યો ને તે મુઓ. રાજાએ ને બીજા સરદારોએ પ્રસન્ન થઈ ભીમને બહુ બહુ વાનાં આપ્યાં. એ પ્રસંગથી રાજાની ભીમપર ઘણી પ્રીતિ થઈ ને તે કોઈ કોઈ વાર ભીમને રણવાસને આંગણે લેઈ જઇ સહીં વાઘ રીંછ સાથે લડાવતો. ભીમનું પરાક્રમ દેખી રાજા રાણી બહુ આનંદ પામતાં. કોઇ કોઇ વાર અર્જુન રાજકન્યા ઉત્તરાને ગાતાં નાચતાં શીખવતો તે રાજા જોતો ને પ્રસન્ન થતો. એ કોઈ કોઈ વાર હયશાળામાં જઈ ઘોડાને જોતો ને નકુળને રીઝ આપતો. સહદેવને પણ ઘણીક રીઝ મળી, કેમકે તે ભવિષ્ય વર્તી આગળથી કહેતો ને પછવાડેથી તેમજ થતું; વળી તેની સંભાળથી ઢોર વધ્યાં ને ગાયો તમણું ચોગણું દૂધ વધારે આપતી.

એવી રીતે એક વરસ લગભગ વહી જવા આવ્યું. એ પાંડવોના વનવાસનું તેરમું વરસ હતું. દુર્યોધન જોડે યુધિષ્ઠિર જુગટું રમ્યા તેમાં છેલ્લી રમતની શરત એવી હતી કે યુધિષ્ઠિર હારે તો પાંડવો ૧૨ વરસ વનવાસ કરે અને તેરમે વરસે ગુપ્ત રહે. તેરમા વરસમાં તેઓ ઓળખાય તો બીજાં બાર વરસ વનમાં રહે. માટે આ વરસ ઘણું સંભાળવાનું હતું. અત્યારસૂધી એમને કોઈએ પારખ્યા ન હતા. વરસ આખરે દ્રૌપદીને માથે ભારે સંકટ આવ્યું.

જૂની કથાઓમાં મોટી પાંચ સતી કહી છે તેમાં દ્રૌપદી પ્રખ્યાત છે. પાતિવ્રત્ય ધર્મ જે એને અતિ વહાલો હતો તેની ઉપર વિઘ્ન આવ્યું. વિરાટ રાજાની રાણી સુદેષ્ણાની હજૂરમાં દાસી થઈને એ સતી સૈરંધ્રી નામ ધારણ કરીને રહી હતી. રહેવા ગઈ ત્યારે સુદેષ્ણાને કહ્યું હતું કે હું દ્રૌપદીની દાસી છું ને તે તેના સ્વામી જોડે વનવાસ ગઈ ત્યારથી હું તેનાથી છૂટી પડી છું. પાંડવસાથે વનવાસ જતી વેળા તેણીએ પોતાનાં સઘળાં મૂલ્યવાન વસ્ત્રભૂષણ તજ્યાં હતાં ને માત્ર એક ધોળે લૂગડે નીકળી હતી. રાણી સુદેષ્ણાની ચાકરીમાં રહી તેવારે તેણીએ જણાવ્યું હતું કે મારા ધણી પાંચ ગંધર્વ છે તેઓ રાત દિવસ મારી રક્ષા કરેછે.

સુદેષ્ણાને ઘણા ભાઈ હતા તેઓ કીચક કહેવાતા હતા, અને વિરાટ રાજાના દરબારમાં તેમનું જોર ઘણું હતું. તેઓમાં સૌથી વડો હતો તે વિરાટનો સેનાપતિ હતો. એને એકસો પાંચ ભાઈ હતા. એ સાળાથી રાજા બહુ ડરતો ને તેમની ઇચ્છાની સામો થઇ શકતો નહિ. વડા કીચકે દ્રૌપદીની લાજ લૂંટવાનો પ્રયત્ન કર્યો

તેથી તે સતીને બહુ ક્રોધ ચડચો. એકાંતમાં છાનામાના ભીમને મળી તેણે બહુ રૂદન કર્યું, ને ઘણાં મહેણાં મારી કહ્યું કે જો તમે એ દુષ્ટ કીચકને નહિ મારો તો હું ઝેર ખાઇને મરીશ. એ વાત જાણી ભીમ ઘણો દિલગીર થઈ કીચક ઉપર ક્રોધાયમાન થયો. દ્રૌપદી જોડે ખેદ કરવા લાગી તેને શાંત પાડીને સમજાવી. તેણે કહ્યું કે તમે મારો વાંક શું કરવા કહાડોછો ? દુઃશાસનને હું મારવા ઊઠચો હતો, પણ મોટા ભાઈએ અટકાવ્યો; જયદ્રથ વેળા પણ તેણે અટકાવ્યો; મારે વડીલ ભાઇની આજ્ઞામાં રહેવું જોઇએ. પણ કીચકનો ઘાટ તો હું નક્કી ઘડી નાંખીશ. આ મારો મનસુબો એકે ભાઈને કે બીજા કોઇને જણાવ્યા વિના આવતી કાલે કીચકનો પ્રાણ લઇશ. આ વાત કોઇને કહેવી નહિ. એનું મરણ થયા પછી તમારે એમ કહેવું કે એને મારા ગંધર્વે માર્યો.

પછી બીજી રાત્રે યુક્તિથી પાપી કીચકને એકાંત અંધારી જગાએ ચિત્રશાળામાં ભીમે ઝાલ્યો ને તેનો ચોટલો પકડી પાડી નાંખી ભોંયઉપર ઘસડચો. કીચક પણ મોટો લડવૈયો હતો તેથી તેણે ઊઠીને ભીમને પછાડચો પણ એણે પાછો તેને ઊંચકી પછાડી ભાર મૂકી એવો તો મસળ્યો ને છાતીઉપર ઘૂંટણ મૂકી એવો તો ગુંદ્યો કે કીચકથી બોલાયુંજ નહિ ને તે મરણ પામ્યો.

પછી ભીમે દ્રૌપદીને તેડી આણી દીવો સળગાવી કીચકનાં હાડમાંસનો ઢગ દેખાડચો ને બોલ્યો કે જે કોઇ તને સતાવશે તેને હું આ દશાને પહોંચાડીશ. દ્રૌપદી ઘણી રાજી થઇ. તેણીએ એવી બૂમ ઉડાડી કે કીચકને મારા ગંધર્વે માર્યો. કીચકના મરણની ખબર નગરમાં થયાથી હાહાકાર થઇ રહ્યો. કીચકના ભાઈઓ મુડદાંને બાળવા લેઇ ગયા તે વેળા તેઓએ રાજાને કહ્યું કે જે દાસીને માટે કીચકનું મરણ થયું છે તેને અમે કીચક સાથે બાળી મૂકવાને ઇચ્છીએ છીએ. રાજા કીચકોથી બહુ ડરતો તેથી તે કંઇ અટકાવ કરી શકયો નહિ. તેઓ દ્રૌપદીને પકડીને દોરડે બાંધીને લેઈ ગયા. પછવાડેથી ભીમ જુદે માર્ગે ત્યાં ગયો ને એક મોટું વૃક્ષ મૂળથી ઊખેડી પોતાના કેશ મોઢાપર નાંખી (કે કોઈ ઓળખે નહિ) કીચકો ભણી દોડચો. એઓ ગંધર્વ આવ્યો જાણી નાઠા, પણ ભીમે તેઓને પકડી કહાડી મારી નાંખ્યા ને દ્રૌપદીને છોડી નગરમાં વિદાય કરી ને પોતે પાછો છાનોમાનો પોતાને ઠેકાણે આવી રહ્યો. નગરમાં પાછો ગભરાટ ઊઠચો. સૌ પ્રધાનોએ રાજાને કહ્યું કે દ્રૌપદીથી નગરમાં બહુ ઉત્પાત થાયછે માટે તેને વિદાય કરી દેવી જોઈએ. રાજાએ પણ તેમ વિચાર્યું, પણ રખેને ગંધર્વ તેને મારી નાંખે માટે તેણે રાણીને કહ્યું કે તું તેને રજા આપી દે. પછી રાણીએ દ્રૌપદીને કહ્યું કે તારે લીધે મારા ભાઇઓ મરણ પામ્યા છે ને કાલે ઊઠીને મારા રાજાને પણ કંઈ થાય માટે તું તારે હવે બીજે કહીં જા. દ્રૌપદી બોલી હવે તેર દિવસ બીજા મને અહીં રહેવા દો; પછી મારા ગંધર્વો તમારૂં કલ્યાણ ઇચ્છીને મને બીજે ઠેકાણે લેઈ જશે. પછી રાણી કંઈ બોલી નહિ.

હવે કૌરવોએ પાંડવોને બીજાં બાર વર્ષ વનવાસ ભોગવવાં પડે માટે તેઓને શોધી કહાડવાને જ્યાં ત્યાં ગુપ્ત દૂત મોકલ્યા હતા, પણ એઓને જાણ પડી નહોતી. કેટલાક દૂત બળવાન કીચકના મરણનો સન્દેશો લાવ્યા હતા તેઉપરથી કૌરવો, સૈન્ય લેઈને વિરાટઉપર હલ્લો કરવા આવ્યા. તેઓને સહાય ત્રિગર્ત દેશનો રાજા સુશર્મન હતો તે વિરાટ નગરીની દક્ષિણે ઉતરી ગાયોને લેઈ ગયો. વિરાટે સૈન્ય લેઇ તેની પાછળ દોડ કરી ને પછી યુદ્ધ ચાલ્યું. તેમાં બન્ને પક્ષનાં ઘણાંક માણસો મુઆં. પછી બે રાજાને એકલાએકલી યુદ્ધ થયું. તેમાં વિરાટ હાર્યો ને સુશર્મન તેને બાંધી પોતાના રથમાં નાંખી ચાલતો થયો. યુધિષ્ઠિરે ભીમને કહ્યું કે આપણે વર્ષ થયું રાજાનું લૂણ ખાઇએ છીએ માટે કોઈ પણ પ્રકારે રાજાને શત્રુના હાથમાંથી છોડાવી આણવો જોઇએ. હું સૌની સંભાળ રાખું છઉં ને તું તથા નકુળ સહદેવ સુશર્મન પછવાડે દોડો. એઓએ જઇ સુશર્મનને પકડચો. પ્રથમ વિરાટને છોડી નગરમાં મોકલ્યો ને પછી સુશર્મનને મુશકે બાંધી રાજા પાસે આણ્યો. સુશર્મને ક્ષમા માગી ત્યારે વિરાટે તેને તેના રાજ્યમાં પાછો મોકલ્યો. એ પ્રસંગમાં વિરાટે પાંડવોનાં બહુ વખાણ કર્યાં ને તેઓનો ઉપકાર માન્યો.

વિરાટ ને પાંડવ દક્ષિણ દિશાએ સુશર્મન સામા યુદ્ધ કરતા હતા તેવામાં દુર્યોધન ને બીજા કૌરવોએ ઉત્તર દિશાએ હલ્લો કરવા માંડચો હતો. એઓની સામા લડવા જનાર કોઇ નહોતું. રાજપુત્ર ઉત્તર નામે હતો તે છોકરો હતો ને તે રણવાસમાં ઊછર્યો હતો. યુદ્ધસંબંધી તે કંઇજ જાણતો નહોતો. લોકે કહ્યું કે રાજા તને રાજ્ય સોંપીને ગયો છે ને તારાં તે વખાણ કરતો માટે આ વેળા તારે નીકળવુંજ જોઇએ. ઉત્તર ઊઠચો ને બોલ્યો કે હું કૌરવ સામા જઈ યુદ્ધ કરૂં, પણ રથ હાંકનાર કોઈ સારથી નથી. પછી તે રણવાસમાં આવ્યો ને ઉપર પ્રમાણે બોલ્યો. દ્રૌપદીએ કહ્યું કે

તારી બેનના ભણાવનારે અર્જુનનો રથ હાંકેલો છે તે તારો રથ હાંકશે. ઉત્તરે પોતાની બેન ઉત્તરાને અર્જુન પાસે મોકલી ને અર્જુન સજ થયો. અર્જુને શસ્ત્ર કવચ સજવા માંડ્યાં તે જોઈ સૌ સ્ત્રીઓએ હાસ્ય કર્યું. પછી ઉત્તર ને અર્જુન થોડાંક માણસો સાથે કૌરવ સામા ગયા. કૌરવનું સૈન્ય દેખી ઉત્તર બીન્યો ને અર્જુનને કરગરવા લાગ્યો કે સ્ત્રીઓ હસશે તે ખમાશે, પણ આ સૈન્યની સામા તો મારાથી જોવાતું નથી માટે તું પાછો નગરમાં હાંક. અર્જુને કહ્યું કે હવે તેમ નહિ થાય, ધીરજ રાખ. ઉત્તરની ધીરજ ન રહી ને તેણે રથમાંથી નીચે કૂદી પડી નાસવા માંડ્યું. અર્જુને રથમાંથી ઊતરી તેને પકડી પાછો બેસાડ્યો. એ સંધું જોઈ કૌરવને વિચાર પડ્યો કે તે અર્જુન તો નહિ હોય? જો અર્જુન હોય તો ઠીકજ છે કે પાંડવને પાછો બાર વર્ષ વનવાસ કરવો પડશે. પછી તેરમું વર્ષ ક્યારે પૂરૂં થાયછે તેવિષે વાદ ચાલ્યો, પણ ભીષ્મ બોલ્યો કે તેર વર્ષ પૂરાં થયાં છે.

અર્જુને ઉત્તરને કહ્યું કે તું સ્મશાન ભણી હાંક. પછી અર્જુને શમી ઉપરથી શસ્ત્ર લીધાં ને ઉત્તરને સર્વ વાર્તા કહી. પછી ઉત્તરને ધીરજ આવી ને તેણે રથને શત્રુ સામા હાંક્યો. અર્જુને સૌને હરાવ્યા ને પછી જયસૂચક શંખનાદ કીધો તેથી એક ભીષ્મ વગર સૌ કૌરવ મૂર્છિત થઇ પડ્યા. અર્જુનના કહ્યાથી ઉત્તરે રથમાંથી ઊતરી દુર્યોધન કર્ણ ઇત્યાદિ મોટામોટા યોદ્ધાઓનાં વસ્ત્ર કહાડી લીધાં ને તે પાછો આવી રથમાં બેઠો. કૌરવો શુદ્ધિમાં આવ્યા કે લજ્જિત થઈ હસ્તિનાપુર ભણી ચાલતા થયા.

વિરાટ સુશર્મનને હરાવી નગરમાં આવતો હતો તેને માનથી નગરમાં લાવવાને લોક સામા ગયા હતા. પણ તેમાં ઉત્તર નહોતો તેથી રાજાએ તેને વિષે પૂછ્યું એટલામાં તો સંદેશો આવ્યો કે ઉત્તરે કૌરવોનો પરાજય કર્યો છે ને તે લૂંટ સાથે આવેછે. પછી રાજાએ મોટી ધામધૂમથી સૈન્યને સામું મોકલ્યું ને યુધિષ્ઠિરને બોલાવી કહ્યું કે મહારાજ આવો મારી સાથે દ્યૂત રમો. યુધિષ્ઠિર બોલ્યો કે અતિહર્ષમાં આવેલા સાથે દ્યૂત ન રમવો એવું શાસ્ત્રમાં કહેલું છે. રાજાએ આગ્રહ કર્યો ને બે જણ રમવા બેઠા. રમતાં રાજા બોલ્યો કે મારા દીકરાએ કૌરવને કેવા હરાવ્યા છે! યુધિષ્ઠિર બોલ્યો–ઉત્તરે જય મેળવ્યો તેમાં કંઈ નવાઇ નથી, કેમકે બૃહન્નટા (અર્જુન) સારથી હતો. રાજા બોલ્યો તું હીજડાનાં વખાણ કરી મારા કુંવરનું માનભંગ ન કર. યુધિષ્ઠિર બોલ્યો–જે યુદ્ધમાં ભીષ્મ, દ્રોણ, કર્ણ, દુર્યોધન સરખા યોદ્ધા હોય તે યુદ્ધમાં ઉત્તર ટકી શકેજ નહિ. રાજાએ ક્રોધ કરી યુધિષ્ઠિરના મોઢા ઉપર બળથી પાસો માર્યો, જેથી તેના નાકમાંથી લોહી નીકળ્યું; પણ દ્રૌપદી પાસે હતી તેણે તરત તે લોહી પોતાનાં લૂગડાં ઉપર ઝીલી લીધું. એટલામાં સેવકોએ આવી જાણ કરી કે કુંવર મહેલને આંગણે આવી ઊભો છે. યુધિષ્ઠિર બોલી ઊઠ્યો કે સારથી અહિં ન આવે, તે આવશે ને મારૂં લોહીવાળું મોઢું જોશે તો મોટી હાનિ થશે. પછી ઉત્તર એકલો આવ્યો ને રાજાને મળ્યો ને સર્વ વાર્તા કહી. રાજાએ યુધિષ્ઠિર પાસે ક્ષમા માગી. એ બોલ્યો મેં ક્રોધને જીત્યો છે, પણ મારૂં લોહી દ્રૌપદીએ પોતાનાં વસ્ત્રમાં ન ઝીલ્યું હોત ને તે ભોંયઉપર પડ્યું હોત તો તમારૂં ને નગરના લોકનું સૌનું આવી બન્યું હોત. પછી યુધિષ્ઠિરે મોઢું ધોયું ને અર્જુને આવી રાજાને નમન કર્યું.

પછી રાજાએ સભા ભરીને પાંડવોને દિવ્ય વસ્ત્ર પહેરાવ્યાં ને બહુ માન આપ્યું. રાજાએ પોતાની કુંવરી ઉત્તરા અર્જુનને આપવા માંડી, પણ એણે કહ્યું કે મેં તેને ભણાવી છે માટે હું નહિ પરણું, તમારી ને મારા મોટા ભાઈની ઇચ્છા હોય તો તેને મારા અભિમન્યુ સાથે પરણાવો. રાજાએ તે માન્યું ને પછી લગ્નનો સમારંભ કરવા માંડ્યો. પછી ત્યાં કૃષ્ણ, બળરામ, સુભદ્રા, અભિમન્યુ, દ્રુપદરાજા તથા તેનો કુંવર ધૃષ્ટદ્યુમ્ન અને બીજા સરદારો ત્યાં આવ્યા ને મોટા ઉત્સાહથી ઉત્તરાઅભિમન્યુનાં લગ્ન થયાં.

---

વિરાટનગરીમાં ઉત્તરાઅભિમન્યુનાં લગ્ન થઈ રહ્યા પછી ત્યાં મળેલા રાજા સરદારોએ સભા ભરી ને તેમાં કૃષ્ણ, બળરામ, સાત્યકી, દ્રુપદ સૌએ પોતપોતાનાં મત જણાવ્યાં ને છેલ્લીવારે ઠર્યું કે દ્રુપદે પોતાના પુરોહિતને હસ્તિનાપુર મોકલી કૌરવને કહેવડાવવું કે હવે તમારે પાંડવને તેઓનું ઈન્દ્રપ્રસ્થનું રાજ્ય આપવું જોઈએ ને દુર્યોધન તે ન માને તો પાંડવોએ યુદ્ધ કરવું. પછી સૌ પોતપોતાનાં રાજ્યમાં ગયા.

એ ઠરાવની જાણ કૌરવોને થઇ કે તરત દુર્યોધને સૈન્યની સજાઈ કરાવવા માંડી ને તે પોતે કૃષ્ણને પોતાનો સહાય કરવાને દ્વારિકા ગયો. એવું બન્યું કે અર્જુન પણ તેજ દિવસે ત્યાં જઈ પહોંચ્યો. કૃષ્ણ નિદ્રામાં હતો તેથી દુર્યોધન શૈય્યા આગળ કૃષ્ણના માથા કને બેઠો ને અર્જુન પગ કને બેઠો. કૃષ્ણ જાગ્યો એટલે તેણે પ્રથમ સન્મુખ બેઠેલા અર્જુનને જોયો ને આવવાનું કારણ પૂછ્યું. અર્જુન ઉત્તર દેછે એટલે દુર્યોધન

બોલી ઊઠ્યો કે હું ને મારા ભાઇ યુદ્ધની સજાઈ કરીએ છીએ માટે વિનંતિ કરવા આવ્યો છઉં કે તમે તમારાં સૈન્ય સાથે આવી મને સહાય થશો. હું ને અર્જુન બન્ને તમારા સગા છૈએ, તમારે અમને બન્નેને સરખા ગણવા જોઇએ; વળી હું પ્રથમ આવ્યો છઉં. કૃષ્ણ બોલ્યો તું પ્રથમ આવ્યો હઈશ, પણ મારી દૃષ્ટિએ તો પ્રથમ અર્જુન પડ્યો છે, પણ કંઇ નહિ તેટલા ઉપરથી તારે અપ્રસન્ન ન થવું; તમે બન્ને મારી બે આંખ જેવા છો, પણ હવે હું તમને કહું છઉં કે એક જણે મને લેવો ને બીજાએ મારૂં સંધું સૈન્ય લેવું—વળી હું આવીને યુદ્ધ નહિ કરૂં, પણ માત્ર વિચારજ આપીશ. અર્જુન બોલી ઊઠ્યો મારે સૈન્યનું કામ નથી, તમે મારી સાથે રહેશો એટલેજ ઘણું છે. દુર્યોધને યાદવસૈન્ય લેવું રાખ્યું. પછી દુર્યોધન બળરામને મળ્યો. એ બોલ્યો કે તમે તમારૂં ફોડી લો; હું કંઇ તમારા યુદ્ધમાં આવવાનો નથી. પછી દુર્યોધન યાદવસૈન્ય લેઇ હસ્તિનાપુર ગયો. કૃષ્ણે અર્જુનની ઇચ્છા ઉપરથી હું તારો સારથી થઇશ એવું કહ્યું ને પછી અર્જુન વિરાટ જઇ ભાઇઓને મળ્યો.

દ્રુપદના પુરોહિતે હસ્તિનાપુર જઈ સભામાં પાંડવનો મોકલેલો સંદેશો કહ્યો. તેનો સાર આ કે જેમ તમે ઇચ્છ્યું તેમ અમે કીધું છે, પણ હવે રાજ્યમાંનો અમારો અર્દ્ધભાગ અમને આપો. જે જે દુઃખ અમે વેઠ્યાં છે તે અમે વિસરી જઇશું; પણ જો તમે અમારી સત્તાનું અર્દ્ધ અમને પાછું નહિ આપો તો યુદ્ધના સંહારનો દોષ તમારે શિર છે.

પછી ભીષ્મ તથા કર્ણ વચ્ચે કેટલીક ભાંજગડ ચાલી અને ધૃતરાષ્ટ્રે સંજયને મોકલ્યો. એણે જઇ પાંડવને કહ્યું કે મહારાજ ઇચ્છેછે કે સગાં સંબંધમાં કલહ ન થવો જોઇએ; દુર્યોધન, કર્ણ ને બીજા મારા પુત્રો યુદ્ધ કરવાને સજ થયા છે, પણ મારી ને ભીષ્મદ્રોણાદિકની ઇચ્છા નથી કે યુદ્ધ કરવું. અહિં આવો તો તમારૂં તથા કૌરવનું ઐક્ય કરાવીએ.

યુધિષ્ઠિર બોલ્યો—અમે યુદ્ધ કરવાને ઇચ્છતા નથી; મહારાજ અમને હસ્તિનાપુર તેડી આશ્રમમાં રાખવાનું કહેછે, પણ રાજ્યભાગ આપવાનું કહેતા નથી. કૃષ્ણ બોલ્યો—કૌરવોએ યુદ્ધની સજાઇ કરવા માંડી ત્યારપછી પાંડવોએ સજાઇ કરી છે ને એ સજાઇ કરતાં એઓને બહુ શ્રમ પડ્યો છે ને અહિં આવેલાં સૈન્યોને જોઇએ તે પૂરૂં પાડવાને અર્દ્ધરાજ્ય માગ્યાવિના બીજો ઉપાય નથી, માટે કાંતો સામથી કે કાંતો યુદ્ધથી પણ રાજ્યભાગ મળવો જોઇએ. પછી યુધિષ્ઠિરે સંજયને વિદાય કરતાં એકાંત તેડી જઇ કહ્યું કે ઉપર પ્રમાણે સંદેશો તું સભામાં કહેજે ને દુર્યોધનને એકલાનેજ કહેજે કે જો તારી અર્દ્ધરાજ્ય આપવાની ઇચ્છા ન હોય તો માત્ર પાંચ ગામ આપવાનું માન્ય કર ને અમે સંતોષથી રહીશું.

સંજયે હસ્તિનાપુર જઇ સંદેશો કહ્યો ને દુર્યોધનને પણ સમજાવ્યો, પણ મોટેરાઓએ યુદ્ધ ન કરવાવિષે ને તરૂણોએ તે કરવાવિષે ઘણીવાર ભાંજગડ કરી. કંઈ નક્કી થયું નહિ ને કૌરવોએ સંદેશાનો ઉત્તર પણ પાંડવોને મોકલ્યો નહિ.

ઘણા દહાડા થયા પણ કૌરવ તરફથી સંદેશો ન આવ્યો ત્યારે યુધિષ્ઠિરે કૃષ્ણને જણાવ્યું કે મેં માત્ર પાંચ ગામને માટે દુર્યોધનને કહેવડાવ્યું છે તે છતાં પણ તે રાજી હોય એમ દેખાતું નથી માટે હવે શું કરવું ? કૃષ્ણે કહ્યું કે હવે હું જઇને સમજાવું ને તે જો ન માને તો પછી વિલંબ ન કરતાં યુદ્ધ આરંભવું.

પછી કૃષ્ણ હસ્તિનાપુર ગયો. અહિં તેના સત્કારને માટે સઘળું સજ કરી રાખ્યું હતું. સૌ કૃષ્ણને સામા લેવા ગયા, પણ દુર્યોધન ન ગયો. કૃષ્ણ નગરમાં આવ્યો ને ધૃતરાષ્ટ્રને મળ્યો. પછી તે વિદુરને ત્યાં જઇ કુન્તીને મળ્યો. પછી દુર્યોધનના મહેલમાં ગયો. અહિં દુર્યોધને બેસાડ્યો ને મદ્ય તથા ફળપાન તેની આગળ મૂક્યાં. કૃષ્ણે તેમાંનું કંઈ લીધું નહિ ત્યારે દુર્યોધન બોલ્યો કે કેમ આજ કંઈ રૂચિ કરતા નથી? કૃષ્ણે ઉત્તર દીધો—જો કોઇ કોઇને ઘેર જઈ તેને ત્યાં ખાવા પીવાનું કરે તો જાણવું કે તે બે મિત્ર છે અથવા એકને બીજાની ગરજ છે. દુર્યોધન બોલ્યો તમને ખાવાની રૂચિ નહિ હોય, પણ તમે મને મિત્ર કેમ નથી ગણતા? કૃષ્ણ બોલ્યો—જ્યાંસૂધી તું પાંડવનું કોઇ પણ રીતે મન નહિ મનાવે ત્યાંસૂધી તારે મારે મૈત્રી થનાર નથી; વળી જે કામને માટે હું તારી પાસે આવ્યો છઉં તે કામ મારી ઇચ્છા પ્રમાણે થયાવિના મારે તારા ઘરનું ખાવું એ ઘટિત નથી; વળી તું જે આટલો આગ્રહ કરેછે તેમાં તારી કંઈ પણ ભુંડી મતલબ કેમ નહોય? માટે હું અહીં કંઈ નહિ ખાઉં—વિદુરને ઘેર જઇને ત્યાં ખાઇશ. એમ બોલી કૃષ્ણ ઊઠ્યો ને તેની સાથે ભીષ્મ, દ્રોણ ને બીજા પણ ઊઠ્યા. એઓએ પોતપોતાને ત્યાં આવવાને કૃષ્ણને વિનંતિ કરી, પણ કૃષ્ણે કહ્યું કે એકને ઘેર જાઉં તો બીજાનું મન દુખાય માટે હું તો વિદુરને ત્યાંજ જઇ રહીશ.

બીજે દહાડે કૃષ્ણ સભામાં ગયો. થોડીક વાર થઈ કે નારદ ને બીજા ઋષિઓ આકાશમાર્ગે સભામાં આ-

વી વિરાજ્યા. પછી કૃષ્ણ બોલ્યો એ મહારાજ ધૃતરાષ્ટ્ર, હું પાંડવ કૌરવ વચ્ચે ઐક્ય થાય તેને માટે અહિં આવ્યો છઉં, કે જેથી મોટા શૂરવીર યોદ્ધાઓનો સંહાર થતો અટકે; ભરતનું કુળ ધર્મ સદાચરણને માટે વિખ્યાતિ પામ્યું છે, પણ તારા પુત્ર અધર્મે ને દુરાચારે વર્ત્તેછે ને હવે તેઓ સગાંસંબંધીઓનો નાશ કરવો ઇચ્છેછે; જો તું યુદ્ધ કરવાની આજ્ઞા આપીશ તો પૃથ્વીનો પ્રલય થશે, ને ઇચ્છશે તો સમાધાન ઝટ થશે. શત્રુવટથી ને યુદ્ધથી લાભ થનાર નથી; પાંડવો કૌરવ કરતાં સોગણા વધારે બળીઆ છે. કૌરવ ને તેના પક્ષના રાજાઓ દ્વેષબુદ્ધિ મૂકી દઈ સમાધાનને ઇચ્છે તો કેવું સારૂં કે આપણે એ નિમિત્તે મોટો ઓચ્છવ કરીએ? હવે પાંડવોએ જે સંદેશો મારી સાથે કહેવડાવ્યો છે તે સાંભળો-“ મહારાજ! તમે અમારા પિતાને ઠેકાણે છો, અમે તેમ ગણીએ છીએ ને તમે અમને પુત્ર પ્રમાણે ગણો. તમારી આજ્ઞાપ્રમાણે અમે બાર વર્ષ ગુપ્ત રહ્યા છીએ. તમારી સભાના સર્વ બ્રાહ્મણો જાણેછે કે અમે અમારૂં વ્રત પાળવામાં કંઈ ઊણું રાખ્યું નથી. અમને અમારા ભાગનું રાજ્ય પાછું અપાવો. અમારો દોષ છે કે કૌરવનો, તેનો વિચાર તમારેજ કરવો.” હવે હું મારી પાસનું છેલ્લું બોલું છઉં કે યુદ્ધ ન કરતાં સમાધાન આણવું એ ઉત્તમ પક્ષ છે. પાંડવોને અરધું રાજ્ય આપ અને પછી તું ને તારા પુત્ર નિરાંતે સુખમાં રાજ્ય કરો.

ધૃતરાષ્ટ્ર બોલ્યો—તેં જે કહ્યું તે સઘળું યથાર્થ ને સત્ય છે, પણ હું સ્વતંત્ર નથી–મારી ઇચ્છા પ્રમાણે હું કંઇ કરી શકતો નથી. દુર્યોધન હઠીલો છે તે મારૂં, ગાંધારીનું, વિદુરનું, ભીષ્મનું કોઇનું માનતો નથી. જો તું તેને સમજાવીશ તો મારા ઉપર મોટો ઉપકાર થશે. પછી કૃષ્ણે ને ભીષ્મે ને દ્રોણે ને ગાંધારીએ દુર્યોધનને બહુ બહુ સમજાવ્યો, પણ એ સમજ્યો નહિ ને ક્રોધ કરી સભામાંથી ઊઠી ચાલતો થયો. તેની પાછળ કર્ણ, દુઃશાસન, શકુની એ પણ ચાલ્યા. એ ચાર જણે એકાંત કીધી કે સઘળા આપણી સામા થયા છે ને કૃષ્ણનો વિચાર આપણને બન્દી કરવાનો હોય તેવો જણાયછે, માટે આપણે તેનેજ બન્દી કરીએ કે પછી પાંડવો કેવળ અશક્ત થઇ રહે. એ વાતની કૃષ્ણને જાણ પડી ને ધૃતરાષ્ટ્રે પણ તે જાણી. મહારાજે વિદુરને કહ્યું કે દુર્યોધનને અહિં તેડી લાવ. એ આવ્યો ને કૃષ્ણ બોલ્યો–દુર્યોધન તું મને બાંધવાનો વિચાર કરતો હતો પણ જો આ મારૂં સ્વરૂપ. એમ કહેછે તેટલામાં કૃષ્ણના શરીરમાંથી સર્વ દેવતાઓએ પોતપોતાનાં તેજ પ્રગટ કર્યાં ને એટલો તો પ્રચંડ પ્રકાશ પડ્યો કે સભામાં સૌ આંખ મીચી કાંપવા લાગ્યા. એ ભયંકર રૂપ દેખડાવી કૃષ્ણે પાછા પોતાને સ્વરૂપે થઇ ધૃતરાષ્ટ્રને કહ્યું કે તારો દોષ નથી, પણ પુત્ર દુષ્ટ હોયછે તો લોક પિતાને પણ નઠારૂં કહેછે ખરા. પછી કૃષ્ણ વિદુરને ત્યાં આવ્યો. કુન્તીએ કહ્યું કે ભાઈ પાંડવને મારો આશીર્વાદ કહેજે ને કહેજે કે હવે તમે યુદ્ધ કરવામાં આળસ કરશો નહિ, શત્રુના મહત્વનો ને તેઓના મોટા સૈન્યનો વિચાર ન કરતાં રણમાં ઘૂમજો ને પાંડુનો વારસો લેજો. તમે ક્ષત્રી છો–ખેતી કરવાને, વેપાર કરવાને, ભીખ માગવાને નહિ, પણ ધનુષ્ય ખડ્ગ વાપરવાને જન્મ્યા છો, તમે પાંડુ તથા કુન્તીના પુત્ર છો એમ લોકમાં પ્રસિદ્ધ થવાનો સમો પાસે આવ્યો છે, હું દુઃખ પામી છઉં ને તમે પામ્યા છો પણ એ કંઈજ નથી, પણ દ્રૌપદીને ચોટલો સાહી સભામાં આણી એ કંઈ જેવો તેવો તિરસ્કાર શત્રુએ નથી કર્યો; તે વેળા તમે વેર લીધું હત અથવા પ્રાણત્યાગ કર્યો હત તો સારૂં હતું, પણ તે વેળા તમે કંઈ કીધું નથી તો હવે યુદ્ધમાં વધારે વેર બુદ્ધિથી વર્તજો. પછી કૃષ્ણ રથમાં બેશી નગરબહાર ગયો તો તેણે કર્ણને જતો દીઠો. કૃષ્ણે તેને પોતાના રથમાં બેસાડી સમજાવ્યો કે તું કૌરવનો પક્ષ છોડી પાંડવને મળ. કર્ણ બોલ્યો કે સોળ વર્ષ થયાં દુર્યોધને મને રાજ્યકારભાર સોંપ્યો છે. હવે શું મારે તેને આપત્કાળમાં છાડવો? તમારા પક્ષમાં અર્જુન છે ને તેની કીર્તિ મોટી છે, કૌરવપક્ષમાં મારી છે, જો હું પાંડવપક્ષમાં આવું તો લોક મને અર્જુનથી ઉતરતોજ ગણશે; અર્જુનમાં કેટલું પાણી છે તે હું જાણું છઉં ને તે મારૂં જાણેછે, પણ હવે દૈવઉપર વાત રહી છે. મેં કૌરવનું લૂણ ખાધું છે માટે હું તેનાજ પક્ષમાં રહીશ. પછી કૃષ્ણ ને કર્ણ બન્ને જણ રડ્યા ને ભેટ્યા. કર્ણ હસ્તિનાપુર ગયો ને કૃષ્ણ પાંડવની છાવણી ભણી વળ્યો.

કૌરવપાંડવે પોતપોતાનાં સૈન્ય કુરૂક્ષેત્રમાં આણ્યાં. કૌરવસૈન્યમાં ભીષ્મે પ્રતિજ્ઞા કરી કે જેટલો સંબંધ મારે કૌરવ સાથે છે તેટલોજ પાંડવ સાથે પણ છે, પણ જ્યાંસૂધી હું આ સૈન્યમાં છઉં ત્યાંસૂધી હું અંતઃકરણના ઉત્સાહથી શ્રમ લેઇ યુદ્ધ કરીશ. કર્ણ મારી બરોબરી કરવા આવેછે તો જ્યાંસૂધી તે યુદ્ધથી દૂર નહિ રહે ત્યાંસૂધી હું યુદ્ધ નહિ કરૂં. કર્ણે પ્રતિજ્ઞા કરી કે જ્યાંસૂધી ભીષ્મ યુદ્ધમાં હશે ત્યાંસૂધી હું યુદ્ધમાં સાથે નહિ રહું. પછી દુર્યોધને ભીષ્મને સેનાધિપતિ કરી થાપ્યો ને સૌ તેની આજ્ઞા પ્રમાણે વર્તતા

થયા. પાંડવોએ ધૃષ્ટદ્યુમ્ન (દ્રૌપદીના ભાઈને) સેનાધિપતિ કર્યો.

ભીષ્મ બન્ને સૈન્યની વચમાં રથ આણીને બોલ્યો— સાંભળો યોદ્ધાઓ! કોઈએ યુદ્ધમાં કપટ કૃત્રિમ કરવું નહિ. યુદ્ધ પૂરૂં થાય કે કોઈએ કોઇના ઉપર વેર રાખવું નહિ ને એક સૈન્યના યોદ્ધા બીજા સૈન્યમાં સુખેથી જા આવ કરે; જેઓ યુદ્ધ જોવાને આવ્યા હોય, જેઓ નાસતા હોય, જેઓ શસ્ત્ર મૂકી દે તેઓના ઉપર, અને વાદ્ય વગાડનારા, રથ હાંકનારા, વાર્તિક, ચાર, દૂત, સેવક એ ઉપર, લુહાર, ખોદનારા, ઈત્યાદિ કામ કરનારા ઉપર શસ્ત્રઘાત કરવો નહિ; રથીએ રથી સાથે, સવારે સવાર સાથે, પદાતીએ પદાતી સાથે, એમ યુદ્ધ કરવું; જ્યારે યોદ્ધાઓ પરસ્પર નિંદા કરતા હોય અથવા ભાંડતા હોય તો તેમાંથી કોઈએ અથવા ત્રીજાએ શસ્ત્ર ઉંચકી ઘાત ન કરવો. આગળથી જણાવ્યાવિના કોઇએ કોઇના ઉપર શસ્ત્ર ઉગામવું નહિ; બે જણ યુદ્ધ કરે તેમાં ત્રીજાએ વચમાં પડવું નહિ. વળી ભીષ્મે બીજું આ કહ્યું કે પાંડવ પક્ષમાંથી જેઓને આ પક્ષમાં આવવું હોય તે આમ આવે ને જેઓને તેઓના પક્ષમાં જવું હોય તે ત્યાં જાય. આ સાંભળી યુયુત્સવ નામે ધૃતરાષ્ટ્રનો પુત્ર (વેશ્યાથી થયેલો) હતો તે પાંડવ પક્ષમાં ગયો.

પછી અર્જુન દુર્ગાનું સ્તવન કરી રથ ઉપર ચડ્યો ને કૌરવસૈન્યને નિહાળી કૃષ્ણ (સારથી) પ્રત્યે બોલ્યો, અરે! આ ભીષ્મપિતામહે અમને પાળીપોષી મોટા કર્યા, આ ગુરૂદ્રોણ, આ કૃપાચાર્ય એઓના ઉપર મારે શસ્ત્ર ચલાવવાં? મારે રાજ્ય નથી જોઇતું ને હું મારા ભાઈઓને મારી ગોત્રવધ કરનાર નથી. એમ બોલી તે કાંપ્યો ને મૂર્ચ્છિત થઇ પડ્યો. એ પ્રસંગે કૃષ્ણે જ્ઞાન સમજાવ્યું કે અર્જુન તું મોહને વશ કેમ થયો? તું મારીશ તોજ શું તે મરશે, બાકી તે શું ચિરંજીવ રહેવાના છે? તું તો નિમિત્ત માત્ર છે, કર્તા હર્તા તો હું છઉં, ઉત્પત્તિ, સ્થિતિ, પ્રલય મારેવડે થાયછે; તું મિથ્યાભિમાન શું કરવા ધરેછે? તું તારા ક્ષત્રીધર્મ પ્રમાણે વરત; લોક તને હસશે; ઊઠ ધનુષ્યબાણ ધર ને યુદ્ધ કર. એ પ્રમાણે જ્ઞાનનો ઉપદેશ કરી કૃષ્ણે અર્જુનને સાવધ કર્યો. (એ પ્રકરણ ભગવદ્ગીતાના નામથી પ્રસિદ્ધ છે.) પછી પાંડવો રથમાંથી ઊતરી શસ્ત્ર મૂકી કૌરવસૈન્યમાં ગયા. કૌરવોએ જાણ્યું કે તેઓ શરણે આવ્યા ને તેથી તે હરખાયા. પાંચ પાંડવોએ અનુક્રમે ભીષ્મને પ્રણામ કર્યા ને યુદ્ધ કરવાની આજ્ઞા માગી. ભીષ્મ બોલ્યો જય થાઓ તમારો! જો તમે ન આવ્યા હોત તો હું તમને શાપ દેત, પણ હવે તો જાઓ ને નિર્ભય થઇ યુદ્ધ કરો. પછી તેઓએ કૃષ્ણને નમન કર્યું ને અર્જુન તો ગદગદિત થઈ રહ્યો. દ્રોણે કહ્યું કે તમારો જય છે. કોઇ વાતે સંકોચ ન રાખતાં ધર્મયુદ્ધ કરજો. ને તમારા મનોરથ પૂર્ણ થશે. પછી તેઓએ કૃપાચાર્યનો આશીર્વાદ લીધો ને તેઓ શલ્ય મામાને મળ્યા. એને યુધિષ્ઠિરે કહ્યું કે તું કર્ણનો સારથી થઈ તેનું તેજ હરણ કર. પછી પાંડવ પોતાના સૈન્યમાં આવ્યા.

ભીષ્મ કૌરવસૈન્ય સાથે પાંડવસૈન્યઉપર તૂટી પડ્યો. સામો ભીમ ધસ્યો. શંખશૃંગના પ્રૌઢ નાદ, ગજ અશ્વના દીર્ઘ શબ્દ ને યોદ્ધાઓના ઉન્મત્ત સ્વર એથી આકાશ ગાજી રહ્યું; યોદ્ધાઓનાં ઉરત્રાણ ને ખડ્ગ એ વિદ્યુતની પેઠે ચળકારા કરવા લાગ્યાં. દુર્યોધને ને તેના ભાઇઓએ ભીમનાઉપર બાણવૃષ્ટિ ચલાવી. ભીમ હાંક મારતો જાયછે ને શત્રુનાં શિર છેદતો જાયછે—પાંડવો તેના રક્ષણને માટે આવેછે. યુધિષ્ઠિર શલ્ય સામા, ધૃષ્ટદ્યુમ્ન દ્રોણ સામા, દ્રુપદ જયદ્રથ સામા એમ યોદ્ધાઓ અહિં તહિં ઘૂમેછે. ભીષ્મ અર્જુન, એકમેકનાઉપર તીક્ષ્ણ શર ફેંકેછે. એમ પ્રહરએક ચાલ્યું, પણ કૌરવના મારથી પાંડવોએ હઠવા માંડ્યું કે સોળ વર્ષના અભિમન્યુએ બહાર ધસી અતિવૃદ્ધ ભીષ્મના ઉપર ત્વરાથી બાણ ચલાવ્યાં ને તેનો રથધ્વજ છેદ્યો. કૌરવો અભિમન્યુઉપર ઉલટ્યા. વિરાટપુત્ર ઉત્તરના હાથીએ શલ્યના રથને ઊંધો વાળ્યો; શલ્યે ઉત્તરને બાણથી મૂર્ચ્છિત કર્યો ને તેના હાથીને પાડ્યો. તેવે વિરાટનો એક શ્વેતકેતુ પુત્ર હતો તેણે ભીષ્મનાં ધ્વજ સારથીને છેદ્યાં. એ જોઈ કૌરવ તેના ઉપર સામટા ઊતર્યા ને ભીષ્મે ક્રોધે ભરાઈ તેના ઘોડા સારથી રથ ધ્વજ છેદી નાંખ્યા. શ્વેતકેતુ ગદા લઈને ઘૂમ્યો ને તેણે ભીષ્મનો રથ ચૂર્ણ કર્યો. ભીષ્મે નવા રથમાં બેશી ભાર્ગવબાણ મૂકી શ્વેતકેતને પાડ્યો ને પાંડવ સૈન્યમાં મોટા સંહાર કર્યો. પછી થોડીવાર ભીષ્મ અર્જુને યુદ્ધ કર્યું એટલે સાંજ પડી. બીજે દહાડે ભીષ્મે મકરવ્યૂહ રચ્યો ને કૌરવસૈન્ય પાંડવ ઉપર તૂટી પડ્યું. અર્જુને કૃષ્ણપાસે ભીષ્મની સામા રથ હંકાવ્યો ને કૌરવને મારવા માંડ્યા. દુર્યોધને ભીષ્મને કહ્યું કે અર્જુન સામા યુદ્ધ કરે તેવો આપણામાં કર્ણવિના કોઈ નથી ને તમે તો પ્રતિજ્ઞા કરી છે. ભીષ્મે નિરૂપાય થઈ, રણરંગ રાખવાને અર્જુન સામું યુદ્ધ કર્યું. બન્ને જણે એકમેકનાઉપર તીક્ષ્ણ બાણ મૂકયાં ને તે બંનેને ભોંકાયાં. ભીષ્મ ઘડીએક વિકળ રહ્યો ને અર્જુન કૌરવસૈન્ય સંહારવા લાગ્યો. પછી પાછો ભીષ્મ સાવધ

થઇ ધૂમ્યો. ધૃષ્ટદ્યુમ્ન તથા દ્રોણનું ભારે યુદ્ધ મચ્યું. ભીમ ધસ્યો આવતો હતો તેને કલીંગ રાજાએ ઘેરી લીધો, પણ ભીમે ગદાથી સૌને નસાડ્યા. કલીંગના રાજપુત્રે ભીમનો સારથી તથા તેના ચાર ઘોડાને કાપ્યા, પણ ભીમે તેને પૂરો કીધો. રાજાએ ભીમભણી હાથી હંકાર્યો ને ભીમ ખડ્ગ લેઈ સામો દોડ્યો, પણ તેટલામાં તેના એક પુત્રે વચમાં હાથી આણ્યો. ભીમે ગંડસ્થળ ઉપર હાથ ટેકવી ઉપર ચડી તેના છોકરાનું ડોકું કાપી નાંખ્યું ને પછી રાજાને તથા તેના હાથીને બન્નેને માર્યો ને પછી શંખનાદ કીધો કે તરત પાંડવસૈન્યના યોદ્ધા ભીમનું રક્ષણ કરવા ધાયા. અભિમન્યુએ દુર્યોધનના પુત્ર લક્ષ્મણને માર્યો. એનું વેર લેવાને સઘળા કૌરવ અભિમન્યુ ઉપર તૂટી પડ્યા, એટલામાં અર્જુન આવ્યો ને તે સૌ નાઠા. અર્જુને ને કૃષ્ણે જયના શંખનાદ કીધા. ભીષ્મે દ્રોણને કહ્યું કે, અર્જુન સંહાર કરતો ધસ્યો આવેછે ને આપણું સૈન્ય વિખરાઇ ગયું છે, આપણા યોદ્ધા થાકેલા ભયભીત છે માટે આજ્ઞા કરો કે આજ યુદ્ધ બંધ રહે ને કાલે સૌ પાછા મળે—દ્રોણે સૌને જણાવ્યું. પાંડવો જયના આનંદમાં પોતાને શિબિરે ગયા.

બીજે દહાડે ભીષ્મે ગરૂડવ્યૂહ રચ્યો ને પાંડવે અર્દ્ધચંદ્ર રચ્યો. પ્રથમ તો પાંડવે કૌરવને ભગાડ્યા પણ પછી ભીષ્મે અર્જુનની સામાં એવાં તો ઉપરાઉપરી તીક્ષ્ણ બાણ માર્યા કે તેના હાથમાંથી ધનુષ્ય પડી ગયું ને તે સકંપ મૂર્ચ્છિત થઇ પડ્યો. કૃષ્ણે રથ હાંકતાં પાછું ફરી જોયું ને તે બોલ્યો, રે અર્જુન, તું કેમ બાણ નથી મારતો, પણ અર્જુન આંખ મીચીને પડેલો તે શું બોલે? કૃષ્ણ ગભરાઈ ગયો ને સુદર્શન ચક્રનું સ્મરણ કરી રથ ઉપરથી ઊતરી પડ્યો. તે તરત આવ્યું ને કૃષ્ણે તે હાથમાં લીધું તો કૌરવસૈન્યમાં હાહાકાર થઈ રહ્યો. ભીષ્મ કહે કે, આજ મારી પ્રતિજ્ઞા સફળ થઈ. તું યુદ્ધમાં શસ્ત્ર નહોતો ઝાલવાનો તે તારે લેવું પડ્યું. પછી અર્જુન સાવધ થયો ને કૃષ્ણ સુદર્શનને વિદાય કરી પાછો રથ હાંકવા બેઠો. પછી પાછું યુદ્ધ મચ્યું, પણ કૌરવ હાર્યા ને પાંડવ જીત્યા.

ચોથે પાંચમે છઠ્ઠે સાતમે દહાડે યુદ્ધ થયા પછી આઠમે દહાડે યુદ્ધ થયું તેમાં ભીમના પુત્ર ઘટોત્કચ તથા કૌરવપક્ષના અલંબુશનું રાક્ષસયુદ્ધ અને ભગદત્તનું તથા ભીમનું યુદ્ધ એ ચમત્કારિક હતાં. નવમે દહાડે દુર્યોધને, દુઃશાસન, કર્ણ, શકુની એઓને બોલાવી કહ્યું કે, ભીષ્મને પાંડવનો પક્ષ છે માટે તે ઉત્સાહ ને પૂર્ણ લક્ષથી યુદ્ધ કરતો નથી માટે હવે કેમ કરવું? કર્ણ બોલ્યો, ભીષ્મ દૂર થાય તો હું યુદ્ધ કરૂં. પછી દુર્યોધને ભીષ્મને કહ્યું કે તમારા મનમાં પાંડવને જય અપાવવો એવુંજ હોય તો શસ્ત્ર મૂકી દો કે કર્ણ આવી શત્રુને પરાજય પમાડે. ભીષ્મ બોલ્યો, રે ભાઈ, હું યુદ્ધ કરવે કાંઈ ઊણું રાખતો નથી ને તું શું કરવા મને ઠપકો આપેછે? કાલે કાંતો પાંડવોનો પૂરો સંહાર વળશે કે કાંતો હું રણમાં પડીશ, બેમાંથી એક તું જોઈશ—તું નિશ્ચિંત રહે.

પછી દશમે દહાડે ભીષ્મે ભદ્રવ્યૂહ રચ્યો ને પાંડવે શેષાકારવ્યૂહ રચ્યો. ભારે ધમસાણ મચ્યું. એક પાસથી ભીમ, ઘટોત્કચ, અભિમન્યુ એ કૌરવના સહાય રાક્ષસો ઉપર ઊલટ્યા અને દ્રોણ, કૃપ એ પાંડવના સહાય ઉપર ઊલટ્યા. ભીષ્મે અસંખ્ય યોદ્ધાઓ માર્યા. પછી તે અર્જુન સામો મચ્યો. એ પ્રસંગે તેણે પોતાનું હસ્તલાઘવ એવું તો દેખાડ્યું કે બીજા યોદ્ધાઓ વિસ્મય પામી રહ્યા ને ધન્ય ધન્ય કહેવા લાગ્યા. પણ તેટલામાં શિખંડીના નિમિત્તબાણથી પણ ખરેખરા અર્જુનના તીક્ષ્ણ બાણથી વીંધાઇ ભીષ્મ, રથથકી હેઠળ ઢળી પડ્યો ને બન્ને સૈન્યમાં શોક વ્યાપી રહ્યો. પાંડવ, કૌરવ સૌ શસ્ત્ર મૂકી દઇને ભીષ્મ પાસે આવ્યા ને પછી તેને શિબિરમાં લેઈ ગયા. ભીષ્મ બોલ્યો કે મારૂં ડોકું લબડેછે માટે કંઈ તળે મૂકવાનું આણો. દુર્યોધન સુંવાળું ઓશીકું લેઈ આવ્યો, પણ ભીષ્મે અર્જુન સામું જોયું ને એણે ત્રણ બાણ ટેકવી ડોકું ઊંચું કર્યું. પછી ભીષ્મને બાણશૈય્યાપર સૂતો રાખી પાંડવ, કૌરવ પોતપોતાને ઠેકાણે ગયા. ભીષ્મ કાર્તક વદી આઠેમથી તે ઉત્તરાયણ થતાંલગી બાણશૈય્યાપરજ રહ્યો હતો.

અગિયારમે દહાડે દ્રોણ સેનાધિપતિ થયો. એણે યુધિષ્ઠિરને પકડી બન્દી કરવામાટે બહુ યુક્તિ કરી, પણ અર્જુન ને કૃષ્ણ એઓએ સાવધ રહી તેનું રક્ષણ કર્યા કીધું, તેથી દ્રોણનું ધાર્યું પાર પડ્યું નહિ. સાંજે દ્રોણે દુર્યોધનને કહ્યું કે તમે અર્જુનને કોઈ બીજા સાથે યુદ્ધ કરવાને અહીંથી દૂર ખસેડો તો યુધિષ્ઠિરને આપણે સપડાવીએ. પછી બારમે દહાડે ત્રિગર્ત દેશના રાજા સુશર્મન ને તેના ભાઇઓએ અર્જુનને કહાવ્યું કે તું અમારી સાથે યુદ્ધ કર. યુધિષ્ઠિરે ના કહી તે છતાં અર્જુન તેઓની સામા દૂર યુદ્ધ કરવા ગયો. અર્જુને યુદ્ધ કર્યું ને તેઓને ભગાડ્યા. તેમ અહીં દ્રોણે યુધિષ્ઠિરને ઘેરી લીધોજ હતો, પણ તેટલામાં તે નાઠો. તેરમે દહાડે વળી સુશર્મને અર્જુનપાસે યુદ્ધ માગ્યું ને એ લડવા ગયો. અહીં દ્રોણે ચક્રવ્યૂહ રચ્યો. એ વ્યૂહને તોડે તેવો વ્યૂહ પાંડવો રચી શક્યા નહિ,

પણ એઓએ જે પોતાને ઉત્તમ જણાયો તે રચ્યો ને ભીમને આગળ કર્યો. યુધિષ્ઠિરે અભિમન્યુને બોલાવી કહ્યું કે ભાઈ ચક્રવ્યૂહ ભેદવો કઠિણ છે, અર્જુન કે કૃષ્ણવિના બીજો કોઈ તે ભેદી શકે એવું અમે જાણતા નથી—તું હામ ભીડીશ? અભિમન્યુ બોલ્યો કે મોટાં સંકટનાં કામમાં મારાથી અગ્રેસર નહિ થવાય. યુધિષ્ઠિર બોલ્યો તું પ્રવેશ કરી અમને માર્ગ કરી આપ, અમે તારી સાથેજ રહીશું. પછી અભિમન્યુ રથ હંકાવી કૌરવસૈન્યમાં ધસ્યો ને સંહાર કરવા લાગ્યો, પણ તેટલામાં કૌરવોએ તેને ઘેરી લેવા માંડ્યો. પાંડવો તેનું રક્ષણ કરવા જાયછે તેટલે જયદ્રથ આડો પડ્યો ને તેઓ અભિમન્યુનું રક્ષણ કરી શક્યા નહિ. દુઃશાસન, તેનો પુત્ર ને બીજા ચાર યોદ્ધાઓએ અભિમન્યુને ઘેર્યો, પણ અભિમન્યુ તે છ મોટા યોદ્ધાઓની સામા ધૂમ્યો ને ટક્યો રહ્યો. તેવામાં વળી તેનો પગ સર્યો ને તે પાછો ટટાર થતો હતો તેટલે દુઃશાસનના પુત્રે તેના માથામાં ગદા મારી ને તે મરણ પામ્યો. અર્જુન સુશર્મનને જીતી સાંજે આવ્યો ત્યારે તેણે પુત્રના મરણનો શોક કરી પ્રતિજ્ઞા કરી કે કાલે સૂર્યાસ્ત પહેલાં હું જયદ્રથને મારીશ, નહિતો હું ચિતા ખડકી બળી મરીશ.

એ પ્રતિજ્ઞાની જાણ જયદ્રથને થઇ ત્યારે એ ગભરાયો ને દુર્યોધન પાસે ગયો ને બોલ્યો કે મને આજ્ઞા આપો તો હું જતો રહું. દુર્યોધન તેને દ્રોણકને લેઇ ગયો ને એણે કહ્યું કે તારૂં રક્ષણ ઘણા યોદ્ધાઓ કરશે ને કાલે હું એવો વ્યૂહ રચીશ કે અર્જુનથી તારી પાસે અવારોજ નહિ ને તું સૈન્યની પાછળ રહેજે.

ચૌદમે દહાડે અર્જુન, સાત્યકી ને ભીમ એઓ જયદ્રથને મારવા નીકળ્યા. દુર્યોધને તેમને અટકાવ્યા. કર્ણ ભીમ સામા ને ભૂરિશ્રવા સાત્યકી સામા થયો. ભૂરિશ્રવાએ સાત્યકીના કેશ સાહી ભોંયપર રગડોળ્યો ને તેનું ડોકું કાપવાને ખડ્ગ ઉગામ્યું. અર્જુને એક શસ્ત્ર ફેંકી ભૂરિશ્રવાના હાથ કાપી નાંખ્યા. એ બોલ્યો આ કેટલો અધર્મ કે અમે બે લડતા હતા તેમાં તેં વચમાં આવી મને માર્યો? અર્જુન બોલ્યો કે છ જણે મળીને અભિમન્યુને કેમ માર્યો? પછી સાત્યકીએ, કૃષ્ણઅર્જુને ના કહ્યા છતાં પણ વેરમાં ઉભરાઈ ભૂરિશ્રવાને લાત મારી ને તેનું ડોકું ઉરાડી દીધું. દુર્યોધને ઘણાક યોદ્ધાઓને અર્જુન સામા લડવા મોકલ્યા, પણ સૌને અર્જુનભીમે માર્યા. સૂર્યાસ્ત થવાનો સમય આવ્યો, પણ જયદ્રથ જડ્યો નહિ. અર્જુન પ્રતિજ્ઞા પ્રમાણે બળી મરવાને તત્પર થયો. એ જોઇ જયદ્રથ મનમાં રાજી થઇને છેક પછવાડે હતો તે થોડોક બહાર આવ્યો. કૃષ્ણે અર્જુનને સાન કરી ને એણે તત્ક્ષણે લક્ષીને બાણ માર્યું ને જયદ્રથનું મસ્તક ઉડાડ્યું.

કૌરવ એટલા તો ક્રોધમાં આવી ગયા કે તેઓ રાત્રી થઇ, પણ યુદ્ધ કરતા બંધ પડ્યા નહિ. યોદ્ધાઓએ ઉન્મત્ત થઇ મોટો સંહાર કર્યો; પિતાએ પુત્રને, પુત્રે પિતાને, મિત્રે મિત્રને અંધારામાં કાપી નાંખ્યા. પછી યુધિષ્ઠિરે દીપિકાઓ મગાવી—અક્કેકજણ એક હાથમાં દીવો રાખી બીજે હાથે શસ્ત્રપ્રહાર કરતો; ને અક્કેક રથી પાછળ દશ દશ દીવા હતા. કુરૂક્ષેત્ર તો દિવસના પ્રકાશ જેવું શોભી રહ્યું—રાજાઓનાં સોનાનાં ઉરત્રાણ, રત્નજડિત આભૂષણ, ખડ્ગ, ભાલા એ સૌ ઝળકતાં દેખાયાં. યોદ્ધાઓ પથ્થર ને પૈડાં જે હાથમાં આવ્યું તેનો ઉપયોગ કરતા, શત્રુનું શિર કાપ્યું કે તેને હાથમાં ધરી રાખતા ને તેઓનાં મોઢાં લોહીનાં અધરાળાથી વિકરાળ દેખાતાં. રણભૂમિ તો મુડદાંના ઢગથી ભરાઇ ગઈ હતી. એ સંહારમાં ભીમનો પુત્ર ઘટોત્કચ પડ્યો.

મધરાત થવા આવી તે સમાઉપર અર્જુને મોટે સ્વરે કહ્યું કે હવે થોડીવાર યુદ્ધ બંધ રાખો. સૌએ તે માન્ય રાખ્યું ને પછી જ્યાં જે હતો ત્યાં તે હાથીપર બેસનાર હાથીપર, ઘોડેસ્વાર ઘોડાઉપર પોતાનું માથું મૂકી ઊંઘ્યો. આમ કરી ચંદ્ર ઊગ્યો કે યોદ્ધાઓ જાગૃત થઇ લોહી પાડવાને પ્રવૃત્ત થયા. દુર્યોધને દ્રોણને ઠપકો આપ્યો કે પાંડવોને ઊંઘમાં કેમ ન મારી નાંખ્યા? દ્રોણ બોલ્યો તેવું અધર્મ કર્મ નજ કરવું જોઈએ ને અર્જુન છેતરાય તેવો નથી. યુદ્ધ મચ્યું તેમાં યુધિષ્ઠિર ઘાયલ થયો ને દ્રોણે વિરાટ તથા દ્રુપદ એઓનાં શિર ઉડાવ્યાં. પાંડવદળના હજારો યોદ્ધા કપાયા ને પાંડવ હાર્યા જેવા થઇ રહ્યા. ધૃષ્ટદ્યુમ્ને પણ કર્યું કે દ્રોણને માર્યાવિના પાણી નહિ પીઉં. ભીમે કહ્યું કે તારાથી દ્રોણની સામા નહિ ટકાય માટે હું જઇ તેને થકવું છઉં ને પછી તું આવી પૂરો કરજે. પછી ભીમે દ્રોણસાથે સૂર્યોદય થતાં લગી યુદ્ધ કર્યું.

પંદરમે દહાડે ધૃષ્ટદ્યુમ્ન બપોરસૂધી દ્રોણની સામા મથ્યો, પણ કંઈ વળ્યું નહિ. પછી કૃષ્ણે ભીમની પાસે કૌરવ સૈન્યમાંનો અશ્વત્થામા નામે એક હાથી મરાવ્યો. ને અશ્વત્થામા પડ્યો એવી બૂમ ચલાવી ને જયવાદ્ય વગડાવ્યાં. દ્રોણે કહ્યું કે મારો પુત્ર ચિરંજીવ છે તે કેમ મુઓ તે નક્કી જાણી લેવાને તે યુધિષ્ઠિર પાસે આવ્યો ને તેણે પૂછ્યું તો રણવાદ્યના ગજરમાં 'હતઃ' માર્યો એમ સાંભળ્યું કે તરતજ તેણે પાછા પોતાના

રથમાં ચઢી શસ્ત્ર મૂકી દીધાં ને આસનવાળી પ્રાણને મસ્તકદ્વારે આકાશમાં જતો કર્યો. પછી ધૃષ્ટદ્યુમ્ને જઈ તેનું મસ્તક ખડ્ગથી કાપી નાંખ્યું. કૌરવોએ શોક કર્યો ને અશ્વત્થામાએ પણ લીધું કે જો ધૃષ્ટદ્યુમ્નને ન મારૂં તો હું દ્રોણપુત્ર નહિ.

પછી સોળમે દહાડે કર્ણ સેનાધિપતિ થયો. તેણે ઘણાક યોદ્ધાઓને સંહાર્યા ને નકુળ સામું ઘણીવાર-સૂધી યુદ્ધ કર્યું. તેમ અર્જુને પોતાનું રક્ષણ કરી કૌરવસૈન્યમાંના કેટલાકને હણ્યા. દુર્યોધને ઘણી આવી કૃષ્ણ અર્જુન દેખે તેવી રીતે સો બાણ અર્જુનને માર્યાં. અર્જુને શર મૂકી તેના સારથીને અને છત્ર તૂણીરને છેદ્યાં. રાત્રીએ કર્ણે દુર્યોધનને કહ્યું કે આજ તો પાંડવો મારા હાથમાંથી છટકી ગયા, પણ કાલે જોજે હું તેઓનું ને તેઓનાં સૈન્યનું શું કરૂં છઉં તે. મેં નિશ્ચય કર્યો છે કે કાલે મારે અર્જુનને મારવો અથવા તો મારે પડવું. એ સાંભળી દુર્યોધન પોતાને શિબિરે ગયો.

યુદ્ધને સત્તરમે દહાડે બંને સૈન્યમાં વાત ચાલી કે આજ જે ઊગરશે તે નવે જન્મે આવ્યો મનાશે. કર્ણ બોલ્યો કે અર્જુનને કૃષ્ણ સારથી છે તેવો મારે સારથી જોઇએ; આપણામાં શલ્ય જેવો બીજો કોઈ નથી માટે એ જો મારો સારથી થાય તો હું અર્જુનને જીત્યાવિના ન રહું. પછી દુર્યોધને શલ્યને વિનંતિ કરી. એ ક્રોધ કરી બોલ્યો કે હું પાંડવપક્ષમાં ન જતાં તારા પક્ષમાં રહ્યો તેના બદલામાં તું સારથીના પુત્રનો મને સારથી કરેછે? દુર્યોધન બોલ્યો અમે અપમાન નથી આપતા, પણ તારા જેવો બીજો કોઇ નથી ને તારે વડે જય મળે તેવું છે માટે વિનંતિ કરૂં છઉં. કૃષ્ણ અર્જુનનો રથ હાંકેછે તેથી કંઈ તે નીચો નથી; અમારામાં તું કૃષ્ણ છે. પછી શલ્ય પોતાને કૃષ્ણની ઉપમા મળી તેથી ફૂલાઈને કર્ણની પાસે આવ્યો ને બોલ્યો કે મારા વિચારથી આડો ન ચાલે તો હું તારો સારથી થાઉં. કર્ણ બોલ્યો—જેમ શિવ બ્રહ્માનો સારથી હતો, કૃષ્ણ અર્જુનનો છે, તેમ તું મારો થઇને મારા ઉપર મોટો ઉપકાર કરેછે.

કર્ણ શલ્યને વિનવેછે કે વહેલો વહેલો અર્જુનની સામો રથ હાંક—મારે યુધિષ્ઠિર કે ભીમનું કામ નથી, મારે તો અર્જુનનેજ મારવો છે. શલ્યે રથ હાંકયો, પણ થોડેક ગયા એટલે એક હાડકું કર્ણના ઉપર પડયું. એ બોલ્યો અપશકુન થાયછે, પણ હું હવે પાછો ફરનાર નથી, ઈશ્વરે ધાર્યું હશે તે થશે. પછી રથ આગળ ચાલ્યો. શલ્યે અર્જુનનાં વખાણ કરી કર્ણનું તેજ હરણ કરવા માંડયું. કર્ણ બોલ્યો જો તારૂં અંતઃકરણ સાચું હોય તો ત્વરાથી હાંક ને મને અર્જુન સામા લેઈ જા ને પછી જોજે કે અર્જુનની શી વલે થાયછે. કદાપિ તારા મનમાં મને છળ દેવાનુંજ હોય તો સદીસા કહી દે કે બીજો સારથી કરૂં; જો યુદ્ધમાં તેં કપટ કર્યું એમ મને લાગ્યું, તો નક્કી હું તારો વધ કરીશ. એ સાંભળી શલ્યે રથ ઊતાવળો હાંકયો ને કર્ણે પાંડવ ઉપર ધસારો કર્યો. અર્જુન સુશર્મન સામો લડવા ગયો હતો તેથી યુધિષ્ઠિર કર્ણની સામો થયો. યુધિષ્ઠિરે કર્ણની છાતીમાં એક ઘા કર્યો, પણ પછી એણે તેને બહુ ભીડાવ્યો. યુધિષ્ઠિરના સારથીઓએ તેને ઘોડાઉપર બેસાડી નસાડી મૂકયો, પણ કર્ણે તેની ગરદન પકડી ઘોડેથી પાડી નાંખ્યો ને કહ્યું કે તું જો ખરો ક્ષત્રી હોત તો ભાગત નહિ, પણ તું બ્રાહ્મણોમાં ઘણો રહ્યો છે એટલે તું શૂર પુરૂષ સામો કેમ ઊભો રહે? જા ભાગ હું તને નથી મારતો; તારે ઠેકાણે અર્જુન હોત તો નિઃશક મારી નાંખત. યુધિષ્ઠિરને પડતો મૂકી કર્ણ ભીમની સામો ધસ્યો ને યોદ્ધાઓ સામસામા મચ્યા.

એટલામાં અર્જુન આવી પહોંચ્યો ને યુધિષ્ઠિરે તેને વચન કહ્યાં કે તું જ્યારે ત્યારે કર્ણથી ભાગતો ફરેછે. તું રથ હાંક ને તારાં ધનુષ્યબાણ કૃષ્ણને આપ કે તે કર્ણ સામા ભીડે. એ સાંભળતાંજ અર્જુને ખડ્ગ ઊગામ્યું, પણ કૃષ્ણે વચમાં પડી અટકાવ્યું, નહિતો યુધિષ્ઠિરનો પ્રાણ જાતજ. અર્જુન બોલ્યો જે કોઈ મને શસ્ત્ર મૂકી દેવાનું કહે તેને મારે તરત મારી નાંખવો એવી મેં પ્રતિજ્ઞા કરી છે. ચાલ આઘો જા ને બોલતો બંધ થા. પછી કૃષ્ણે બે ભાઈઓને ભેટાડયા.

ભીમ, કર્ણ તથા દુર્યોધન એઓની સામો મચ્યો છે તેટલામાં દુઃશાસને એક બાણ મારી ભીમના સારથીને પાડયો. ભીમે દુઃશાસનને દીઠો કે દાંત કકડાવી તરત તેનાઉપર દોડી એવી તો તેને ગદા મારી કે તેનો રથ તીરવા જેટલે પાછો હઠી ચૂરો થઇ ગયો. દુઃશાસન રથ ઉપરથી એટલા જોરથી ઢળી પડયો કે તેનાં હાડકાં છુંદાઇ ગયાં. ભીમ બોલ્યો—જુઓ કૌરવો! આ તમારો દુઃશાસન કર્ણનો સહાય થઇ આવતો હતો પણ કેવો મેં તેને માર્યો છે? જેનામાં શૌર્ય ને બળ હોય તે આવે ને એને છોડાવે, કોઇ આવ્યું નહિ ને વળી ભીમ બોલ્યો—હવે આજે હું મારી પ્રતિજ્ઞા પૂર્ણ કરૂં છઉં. પછી તેણે એક પગ તેની છાતી ઉપર મૂકી ખડ્ગ કહાડયું ને છાતી ચીરી રક્ત નીકળ્યું તે વખાણી વખાણી પીધું ને પછી શિર ઊડાવી દીધું.

ભીમ દુઃશાસનનો પ્રસંગ ચાલતો હતો તેટલે વળી અર્જુને કર્ણ સામો રથ હંકાવ્યો. બંને એકમેકને દેખી એકાએક સતેજ થઈ ગયા ને બાણ યોજવા લાગ્યા.

બીજે ઠેકાણે યુદ્ધ બંધ થયાં ને સૌ યોદ્ધાઓ તે યુદ્ધ જોવા મળ્યા. દેવતાઓ પણ સ્વર્ગથી વિમાનમાં બેશી આવ્યા. કર્ણે શલ્યને કહ્યું આજ તું મારી ને મારા રથની પૂર્ણ સંભાળ રાખજે કે તારી કીર્તિ જગત્‌માં અખંડ રહે. અર્જુને પણ કૃષ્ણને કહ્યું કે સાવધ રહેજે. પછી કર્ણે અર્જુનના ગાંડીવનું તૂણીર છેદ્યું. કર્ણે કૃષ્ણને સાઠ ને અર્જુને શલ્યને સો બાણ માર્યા. બંને જણ પોતપોતાનું બાણચાતુર્ય છટાથી દેખડાવેછે તેવામાં તક્ષક નાગના પુત્રે કર્ણના ભાથામાં ગુપ્ત પ્રવેશ કર્યો. સ્વેદ છૂટયો તેટલા તે શ્રમિત થયા, પણ પછી કર્ણે મંત્ર ભણી તક્ષકપુત્રને બાણને અગ્રે થાપી અર્જુનનો કંઠ લક્ષી તે મૂકર્યું તો સૌ પાંડવો ત્રાસ પામી ગયા ને દેવતાઓ વિસ્મિત થયા. પણ આમ કરી તે બાણ કંઠને સ્પર્શ કરેછે તેટલામાં કૃષ્ણે ઘોડા બેસાડી દીધા ને તેથી તે બાણે અર્જુનના મૂગટને છેદી ચાલ્યું. પછી અર્જુને બાણ યોજી કર્ણનો મૂગટ પાડયો. બે જણે એકમેકના ઉપર અસંખ્ય બાણ મૂક્યાં ને બંને જણ વીંધાઈ રહ્યા. એટલામાં કર્ણના રથનું પૈડું પૃથ્વીમાં પેઠું. તત્કાળ કર્ણે રથ ઉપરથી ઉતરી પૈડું કહાડવા માંડયું, પણ તે ઊપડતું નથી ને ઉપરથી બાણ ચાલ્યાં આવેછે તે વેળા કર્ણ બોલ્યો—એક મુહૂર્ત તો અવકાશ આપ? અર્જુને ન અટકતાં તેનો મૂગટ છેદ્યો. કર્ણ બોલ્યો કંઇ ધર્મ અધર્મનો તો વિચાર કર. કૃષ્ણ બોલ્યો તેં કેટલો પાળ્યો છે તેનો તું વિચાર કર. પછી અર્જુને કંઠ લક્ષી પ્રતાપી અર્દ્ધચંદ્ર શર મૂકી કર્ણને ગતપ્રાણ કર્યો ને પાંડવોએ જયવાદ્ય વજડાવ્યાં. દુર્યોધને પોતાના વીખરાયલા સૈન્યને એકઠું કર્યું, પણ તે સંધું મિથ્યા. કૃપાચાર્યે દુર્યોધનને કહ્યું કે હજી પણ સમજ ને સંધિ કર. દુર્યોધને કહ્યું કે મેં આટલું આટલું પાંડવને દુઃખ દીધું ને હવે હું છેલ્લી વારે સંધિ કરીશ? એ ધીટપણું જોઇ કૌરવસૈન્ય ઉશ્કેરાયું ને બીજા દહાડાને માટે સામગ્રી કરતું થયું.

હવે અઢારમે એટલે છેલ્લે દહાડે શલ્ય સેનાપતિ થયો. કૌરવસૈન્યમાં કોઇ મોટા યોદ્ધાઓ નહોતા તેથી દુર્યોધને કહ્યું કે સૌએ સામટોજ ધસારો કરવો. પછી બંને સૈન્ય લડયાં. યુધિષ્ઠિરે શલ્યને માર્યો ને પાંડવદળે કૌરવદળને સંહાર્યું. દુર્યોધન ગદા લેઈ છાનોમાનો નાઠો ને એક નાનું તળાવ હતું તેમાં બૂડકી મારી અંદર બેશી રહ્યો. એની પાસે મંત્ર હતો તેથી તે ઇચ્છે ત્યાંલગી પાણીમાં રહી શકતો. દુર્યોધન રણમાં ન દેખાયો ત્યારે કૃપ, અશ્વત્થામા ને કૃતવર્મા એ ત્રણ જણા યુદ્ધ કરવું બંધ રાખી તેને શોધવા નીકળ્યા. પાંડવોએ પણ તેને ખોળ્યો, પણ તે જડયો નહિ. થોડીક વારે તે ત્રણને જાણ થઇ કે દુર્યોધન તળાવમાં છે. એઓએ ત્યાં જઇ પાળે ઊભા રહી કહ્યું કે ઓ રાજા, તું બહાર આવ, અમે ત્રણ પાંડવને પૂરા પડીએ તેવા છીએ. દુર્યોધન બોલ્યો–ઈશ્વરનો પાડ માનું છઉં કે તમે જીવતા રહ્યા છો; તે પાંડવને અનુકૂળ છે માટે હવે યુદ્ધ જારી રાખવું એ સારૂં નથી; તમે સ્વસ્થ રહો; હમણા તો હું ભવિષ્યની ગહનગતિ કેમ થાયછે તે જોયાં કરૂં છઉં. એ પ્રમાણે વાત થાયછે તેટલામાં ભીમ ને એક સેવકના કહેવાથી પાંડવો ત્યાં આવતા હતા તેઓને દેખી પેલા ત્રણ જણ એક ઝાડને ઓથે શું થાયછે તે જોવાને સંતાયા.

યુધિષ્ઠિર તળાવ ઉપર આવી બોલ્યો—દુર્યોધન તેં આટલા બધા લોકનો સંહાર કરાવ્યો ને હવે તું પાણીમાં સંતાઇ રહેછે એ તને લાજ લાગવા જેવું છે; તું ક્ષત્રી છતે અમે યુદ્ધ માગીએ છીએ તે આપતો નથી એ તને ઘટારત નથી, આવ યુદ્ધ કર, પછી જય પરાજય ઈશ્વરેચ્છા પ્રમાણે થશે. દુર્યોધને ઉત્તર વાળ્યો, "હું ભયથકી અહિં ભરાયો નથી, પણ જ્યારે સૈન્ય રહ્યું નહિ ત્યારે થાક ખાવાને અહિં આવ્યો છઉં; થોડીવાર રહીને હું પાછો આવીશ ને યુદ્ધ કરીશ." યુધિષ્ઠિર બોલ્યો—પાણીમાં ભરાઇ રહેવું એ ઘણું અધર્મ છે. આવ યુદ્ધ કર ને જીતે તો રાજ્ય કર. દુર્યોધન બોલ્યો—"મારા ભાઇ, સગા, મિત્રો મુઆ, હવે મારે રાજ્યનું શું કામ છે? તું સુખે રાજ્ય કર. જો હું ઇચ્છું તો હજી તમને જીતી શકું તેવો છઉં. હવે ભીષ્મ, દ્રોણ, કર્ણ કોઈ નથી માટે હું યુદ્ધ કરતો નથી. મારો કેડો મૂકો, હું મારૂં ભોગવીશ, વલ્કલ પહેરી તપશ્ચર્યા કરીશ." યુધિષ્ઠિર બોલ્યો—હવે દયા ઊપજાવવાની વાત છોડી દે. તારાં આગલાં વચન સંભાર. પછી ભીમ બોલ્યો—અરે ઓ લબાડ, નીકળ બહાર, નહિતો હું અંદર પડી તને ખેંચીને બહાર કહાડીશ. એ સાંભળી દુર્યોધન બહાર આવ્યો ને તેની ઇચ્છા પ્રમાણે એકલો ભીમ તેની સાથે યુદ્ધ કરે તેમ ઠર્યું. ભીમ બોલ્યો—દુર્યોધન! તેં જે અમને દુઃખ દીધાં છે તેની તને આજ શિક્ષા આપું છઉં, જોજે. દુર્યોધન બોલ્યો—રણમાં બોલવાનું પ્રયોજન નથી. કર્મે કરી દેખાડ, પુરૂષાર્થ હોય તો મુખ બંધ રાખી શસ્ત્ર વાપર. એટલામાં બળરામ ત્યાં આવી પહોંચ્યો. દુર્યોધન ને ભીમ બંને પોતાના ગુરૂ બળરામને પગે પડયા. એ બોલ્યો બેમાંથી એક જણ મરશે એ તો નક્કી છે માટે અહિંના કરતાં કુરૂક્ષેત્રમાં જઇને યુદ્ધ

કરવું. પછી સૌ ત્યાં ગયા ને યુદ્ધ ચાલ્યું. કૃષ્ણે યુધિષ્ઠિર તથા અર્જુનને કહ્યું કે ભીમમાં બળ વિશેષ છે પણ ચપળતા ને કળામાં દુર્યોધન શ્રેષ્ઠ છે માટે તે જીતાવાનો નથી; ભીમે બીજી યુક્તિ કરવી જોઈએ. કૃષ્ણે ભીમને સાન કરી પણ ભીમ સમજ્યો નહિ. પછી અર્જુને પોતાની જમણી જાંઘ ઠોકી ભીમને સાન કરી તો એણે થોડીવાર આમતેમ ફેરવી તેની જાંઘ ઉપર ગદા મારી ને તે પડયો. ભીમે યુદ્ધના ઘેલા હાથીની પેઠે તેની આસપાસ ફરી દ્રૌપદીને અપમાન આપ્યું તેનું ફળ આ જોતો જા એમ બોલી તેના મસ્તક ઉપર લાતો મારી. એ જોઈ યુધિષ્ઠિરે ક્રોધ કરી ભીમના મોઢા ઉપર તમાચો માર્યો ને તેને ધિક્કાર્યો. પછી અર્જુને ભીમને ત્યાંથી ખસેડી લીધો ને યુધિષ્ઠિરે દુર્યોધનની કને જઈ તેને ધીરજ આપી.

જ્યારે બળરામે જાણ્યું કે ભીમે તેની જાંઘ ઉપર ગદા મારી છે, ત્યારે તે હળમૂશળ લેઈ પાંડવોને મારવા દોડયો, પણ કૃષ્ણે વચમાં પડી તેને અટકાવ્યો. પછી કૃષ્ણ ને પાંડવ એઓ દુર્યોધનની કને ગયા. એ બોલ્યો—મેં મારૂં રાજ્ય યથાન્યાયે ચલાવ્યું છે, હું ઈશ્વરની પાસે માગું છઉં કે તે મને મારી રૂડી વર્ત્તણુકનું ફળ આપે. તેટલામાં દેવતાઓએ તેના ઉપર પુષ્પવૃષ્ટિ કરી ને આકાશમાં ગંધર્વગાયન ચાલ્યું. એ જોઈ પાંડવોનાં મોઢાં ઊતરી ગયાં ને તેઓ કાંપવા લાગ્યા.

કૃષ્ણ બોલ્યો—પાંડવો તમે ભય કેમ પામોછો? તમે જય મેળવ્યો છે, હવે રાજ્ય હાથમાં લેઈ પ્રજાનું કલ્યાણ કરો. પછી કૃષ્ણે શંખ વગાડયો ને રાજા યુધિષ્ઠિરની આણ વર્ત્તાવી ને સૌ બોલ્યા—જય રાજા યુધિષ્ઠિર ઘણું જીવો!

પાંડવો થોડાએક સેવકોને દુર્યોધનની પાસે રાખી કૌરવની છાવણીમાં ગયા. ત્યાં દુર્યોધનના તંબુમાં પુષ્કળ સોનું ને જવાહીર જોઇ તેઓ થોડીવાર તો દંગ થઇ રહ્યા. પછી યુધિષ્ઠિરના કહેવાથી કૃષ્ણે હસ્તિનાપુર જઇ ધૃતરાષ્ટ્ર તથા ગાંધારી તેઓને સર્વ વર્ત્તમાન કહ્યાં અને ધીરજ આપી તેઓને આક્રંદ કરતાં ટાઢાં પાડ્યાં. પછી પાછો તે પાંડવને આવી મળ્યો હતો.

પાંડવો દુર્યોધનને મૂકી કૌરવની છાવણીમાં ગયા એટલે દુર્યોધન પડયો હતો તે બેઠો થયો; તેણે ધૂળ તથા લોહીથી ખરડાયલું મોહું સ્વચ્છ કર્યું ને માથાના કેશ ઠીક કર્યા. તેટલે અશ્વત્થામા, કૃપ, કૃતવર્મા એઓ આવ્યા ને એઓને દેખી પાંડવના રાખેલા સેવકો નાશી ગયા. અશ્વત્થામા બોલ્યો—ધૃષ્ટદ્યુમ્ને મારા પિતાને માર્યા છે અને ભીમે તને કપટ કરી માર્યો છે માટે તું જો મને આજ્ઞા આપે તો હું આજ રાતમાં પાંડવનો સંહાર કરી નાંખું. દુર્યોધન બોલ્યો—હું અશ્વત્થામાને મારો પ્રતિનિધિ કરૂંછું ને ઓ કૃપ તથા કૃતવર્મા તમે એની આજ્ઞામાં રહેજો; પાંડવને મારી ભીમનું માથું મારી આગળ આણો કે તેને જોઇ સંતોષ પામી આ દેહ છોડું. પછી તે ત્રણે જણ એક વૃક્ષ તળે વિચાર કરવા બેઠા. બે જણે કહ્યું કે ધૃતરાષ્ટ્ર ગાંધારી જેમ આજ્ઞા આપે તેમ કરવું, પણ અશ્વત્થામાએ ન માન્યું. કૃપ બોલ્યો કે નિદ્રામાં મારવાનું બહુ પાતક છે માટે પ્રાતઃકાળે આપણે યુદ્ધ કરીશું. અશ્વત્થામા બોલ્યો તમે કહોછો તે ખરૂં છે, પણ મારે મારા પિતાનું વેર લેવું જોઈએ. પછી સ્વર્ગે જાઉં કે નરકે જાઉં.

પછી તે રથ હાંકી પાંડવની છાવણીમાં ગયો; સાથીઓ પાછળ પાછળ ગયા. અશ્વત્થામાએ સાથીઓને કહ્યું કે તમે આ દ્વાર આગળ ઊભા રહેજો ને હું અંદર જાઉં છઉં. તેણે ધૃષ્ટદ્યુમ્નને શોધી કહાડયો ને તેના માથામાં લાત મારી જગાડયો ને પછી ખડ્ગની મૂઠે વતી તેની ખોપરી ભાંગી નાંખી. સ્ત્રીઓએ ચીસ પાડી પાડીને આક્રંદ કરવા માંડયું. એટલામાં ધૃષ્ટદ્યુમ્નના સેવકો ધાઈ આવ્યા, પણ તે સૌને અશ્વત્થામાએ ખડ્ગથી પૂરા કર્યા. એ ગભરાટથી પાંચે ભાઈના પાંચ પુત્ર (દ્રૌપદીથી થયેલા) જાગી ઊઠયા ને મામાનું વેર લેવાને દોડ્યા, પણ અશ્વત્થામાએ તે પાંચેને કાપી નાંખ્યા. છાવણીમાં ધમસાણ થઈ રહ્યું. બાપે દીકરાને, દીકરાએ બાપને માર્યો એમ કાપાકાપી થઇ. એ પ્રમાણે ઘોર સંહાર કરી અશ્વત્થામા પાંડવના પાંચ છોકરાનાં મસ્તક લેઇ દુર્યોધન કને આવ્યો ને કૃપ તથા કૃતવર્મા પણ આવ્યા. દુર્યોધન જેમ તેમ કરી બેઠો થયો. અશ્વત્થામા બોલ્યો કે આજ રાત્રે મેં પાંચ પાંડવને સૈન્ય સહિત મારી નાંખ્યા છે ને આ પાંચ માથાં લાવ્યો છઉં. દુર્યોધન બોલ્યો તું સત્ય બોલેછે? અશ્વત્થામાએ તે દેખાડ્યાં. વહાણું વાયું નહોતું તેથી અશક્ત દુર્યોધન બરોબર જોઈ શક્યો નહિ ને અશ્વત્થામાનું બોલવું ખરૂં છે એમ માની ભીમનું માથું માગ્યું. અશ્વત્થામાએ ભીમના છોકરાનું માથું આપ્યું. દુર્યોધને તેનો ભેચો કહાડી નાંખ્યો, પણ પછી તે બોલ્યો કે તે ભીમનું મસ્તક નહોતું, તેં મને જૂઠું કહ્યું. પછી તેણે પ્રત્યેક માથાં જોયાં ને તે દ્રૌપદીના પુત્રનાં છે એમ કહી ઊંડો નિશાસો મૂક્યો. તે બોલ્યો રે અશ્વત્થામા! તેં ઘોર કર્મ કીધું, તેં મારા વંશનો નાશ કીધો, એને જીવતા રાખ્યા હત તો અમારૂં નામ રહેત, મારે પાંડવ ઉપર વેર હતું, બાળકો ઉપર નહોતું.

એમ બોલી તે તરત કૃતવર્માના ખોળામાં માથું મૂકી મરણ પામ્યો. ત્રણે યોદ્ધાઓએ આંસુ પાડ્યાં, પણ પછી તેઓએ વિચાર કર્યો કે સંહારની વાત પાંડવોએ જાણી હશે; દુર્યોધન તો મરણ પામ્યો છે, હવે તેઓ તેનું શબ લેવાને આવશે ને આપણને પકડશે માટે આપણે અહિંથી ઊઠો. પછી તે પોતપોતાના રથમાં બેશી જેમ નસાયું તેમ નાઠા.

ધૃષ્ટદ્યુમ્નના સારથીએ કૌરવની છાવણીમાં જઈ પાંડવોને સંહારની જાણ કરી હતી ને તે સાંભળી યુધિષ્ઠિર મૂર્ચ્છા ખાઈ પડ્યો હતો. કૃષ્ણ તેને સાવધ કરી ધીરજ આપતો હતો તેવામાં દ્રૌપદી રડતી કકળતી ત્યાં આવી. કૃષ્ણે ને યુધિષ્ઠિરે તેને સમજાવી ધીરી પાડી. દ્રૌપદી બોલી—પણ તમે આટલા સમર્થ થઇને અશ્વત્થામાને કંઈ શિક્ષા નહિ કરો? ભીમ, તમે જો તેનું મસ્તક મારી કને નહિ લાવો તો હું તમારૂં મોં ફરીથી જોનાર નથી. યુધિષ્ઠિર બોલ્યો—અશ્વત્થામા બ્રાહ્મણ છે, અમારા ગુરૂ દ્રોણનો પુત્ર છે. તેણે અપરાધ કર્યો હશે તો વિષ્ણુ તેને શિક્ષા કરશે; તેને મારી નાંખવાથી તારા પુત્ર ને તારો ભાઈ એ શું ફરીથી જીવતા થવાના છે? દ્રૌપદી બોલી—હું તમારૂં માનું છઉં, પણ તેને માથે મણિ છે તે મારેમાટે લેઇ આવો. પછી અર્જુને અશ્વત્થામાને ગંગાતીરે પકડ્યો ને તેની પાસથી મણી લેઈ ભીમને આપ્યો. ભીમે દ્રૌપદીને આપ્યો ને એણે યુધિષ્ઠિરને આપ્યો ને એણે પોતાને માથે મૂક્યો ને સૌ મોટે સાદે બોલ્યા કે જય યુધિષ્ઠિર બહુ જીવો!

તેટલામાં પાંડવને સન્દેશો મળ્યો કે ધૃતરાષ્ટ્ર ગાંધારી કુરૂક્ષેત્રમાં આવેછે. પાંડવો સામા ગયા ને મહારાજને પગે લાગ્યા. એણે યુધિષ્ઠિરને આલિંગન આપી પૂછ્યું-ભીમ ક્યાં છે? તરતજ ભીમની એક મૂર્ત્તિ લોઢાની દુર્યોધને કરાવી રાખી હતી તે કૃષ્ણે તેને આપી. ધૃતરાષ્ટ્ર તેને ભેટવાને હાથ પસારી દાબેછે કે તે મૂર્ત્તિના કડકેકડકા થઇ ગયા. પછી તે પસ્તાયો ને રડ્યો. સંજયે કહ્યું કે મહારાજ! ભીમ તો જીવતો છે, કૃષ્ણે તેની મૂર્ત્તિ તમને આપી હતી. તે બોલ્યો બહુજ સારૂં થયું. પછી તે એકેક ભત્રીજાને ભેટ્યો. ભીમને ભેટતાં તે હસ્યો ને બોલ્યો ચાંપી નાંખું કે? ભીમ બોલ્યો હું તમારો દાસ છઉં, આજ્ઞા કરો તો હું મારીમેળે મારો પ્રાણ કહાડું. ધૃતરાષ્ટ્ર બોલ્યો હવે તમે સૌ મારા પુત્ર છો, મારા પાંડુ ભાઈના વંશમાં તમેજ રહ્યા છો; આ જે મોટો નાશ થયો છે તે મારા પુત્રની દ્વેષબુદ્ધિથી થયો છે, તમારો દોષ નથી. એમ બોલતાં તેણે રૂદન કર્યું ને બીજાં સૌ પણ રડ્યાં.

પછી પાંડવો ગાંધારીને મળ્યા. યુધિષ્ઠિરે ક્ષમા માગી ને ગાંધારીએ કહ્યું કે હવે મારા દુર્યોધનને ઠેકાણે તું છે, ઈશ્વર તને જીવતો રાખે. ભીમ પગે પડવા આવ્યો ત્યારે ગાંધારીએ કહ્યું કે તેં મારા દુઃશાસનનું લોહી પીધું કે? ભીમ બોલ્યો, ના, મેં પીધું નથી. મેં હાથમાં લેઈ મોઢે ચોપડ્યું હતું, પણ બીજાઓને બીવડાવવાને મેં કહ્યું હતું કે પીધું. એ વેળા યુધિષ્ઠિરે ગાંધારીના પગ આગળ માથું ધર્યું ને તે બોલ્યો, માતા! તમારા પુત્રોને મેં હણ્યા છે ને સઘળો દોષ મારો છે; તમે કોઇને કંઈ વચન કહેશો નહિ એ હું માગી લઉં છઉં. પછી ગાંધારીએ દ્રૌપદીને કહ્યું કે તું ને હું સરખાં દુઃખમાં છીએ; જ્યાં શિવનો કોપ થયો ત્યાં કોનું ચલણ છે? ગાંધારીએ પાંડવને કહ્યું કે હવે કુન્તીને જઇને મળો. પછી તેઓ કુન્તીને મળ્યા ને એ હરખાઇ. દ્રૌપદી કુન્તીને પગે પડી ને રડી પડી. ગાંધારીએ ધીરજ આપી કે બેટા રડ નહિ, તારૂં દુઃખ મારા દુઃખની આગળ કંઈજ નથી. દૈવે શું નિર્માણ કર્યું છે તે આપણે જાણી શકતાં નથી; ઈશ્વરનો પાડ માન કે યુદ્ધ પૂરૂં થયું; મુઆ તેનો શોક ન કર; તેઓની ક્રિયા કરવાનો સમો વહી જાયછે.

પછી સૌ રાણીઓએ પોતપોતાનાં વહાલાંના શબ પાસે બેશી વિલાપ કર્યા. વિદુર, સંજય, યુયુત્સુ અને ધૌમ્ય પુરોહિત એઓએ શબને બાળવાનેમાટે સાહિત્ય એકઠું કર્યું. પછી પ્રથમ દુર્યોધનની ને પછી બીજા રાજાઓની ને પછી બીજાની દહનક્રિયા કરી સૌએ ગંગામાં સ્નાન કર્યું.

પછી યુધિષ્ઠિરે ને અર્જુને કર્ણનો ઘણો શોક કર્યો. પછી સૌ વિધવાઓને ધીરજ આપી તેઓને રહેવા કરવાની વ્યવસ્થા કરી. કર્ણના સોળ વર્ષના પુત્રને એક જાથુ રાજ્ય આપ્યું ને તેની સંભાળ રાખવાનું ને તેને ધનુર્વિદ્યા ભણાવવાનું અર્જુનને સોંપ્યું. પછી ભીષ્મ પડ્યો હતો ત્યાં જઈ બોધ સાંભળ્યો ને ઉત્તરાયણ થતે તેણે પ્રાણ મૂક્યા ત્યારે તેની ઉત્તરક્રિયા કરી. એ પ્રમાણે પરવાર્યા પછી કૃષ્ણના કહેવાથી યુધિષ્ઠિર રથમાં બેશી વાજતે ગાજતે હસ્તિનાપુર આવ્યો.

યુધિષ્ઠિરે રાજ્યાભિષેક કરાવ્યો ને સૌ રાજા પ્રજાએ તેને મહારાજા કરી માન્યો. તેણે રૂડી રીતે રાજ્ય ચલાવવા માંડ્યું, પણ તેનો જીવ ઉદાસ રહે. તે કહેતો કે મારેમાટે યુદ્ધમાં આટલો સંહાર થયો છે તે દોષથી હું ક્યેદહાડે મુક્ત થઈશ? એ શોકમાંથી તેનું મન ખસેડવાને કૃષ્ણે તેને અશ્વમેધ કરવાનું કહ્યું. અશ્વમેધ યજ્ઞ કરતાં પહેલાં સૌ રાજાઓએ અશ્વમેધ કર-

નારા રાજાને શ્રેષ્ઠ માનવો જોઈએ. યુધિષ્ઠિરે પોતાનું શ્રેષ્ઠપણું મનાવવાને અશ્વને છોડયો ને તેના રક્ષણને-માટે અર્જુનને સાથે મોકલ્યો. ઘણાક રાજાઓએ તે અશ્વને બાંધ્યો, પણ અર્જુને સૌનો પરાભવ કર્યો. એ પ્રસંગોમાંના એકમાં બભ્રુવાહને (અર્જુનના પુત્રે) અર્જુન સાથે યુદ્ધ કરી તેનું મસ્તક છેદ્યું હતું, પણ પછી શેષનાગે સજીવન મણિ આપ્યો હતો તેના સ્પર્શવડે ડોકું ધડસાથે જોડાયું હતું ને અર્જુન સજીવન થયો હતો. પછી યુધિષ્ઠિરે રાજા તથા બ્રાહ્મણોને તેડી મોટી ધામધૂમથી યજ્ઞ કર્યો. એ સમાપ્ત થયો ને પછી સૌ રાજાઓ પોતપોતાને દેશ ગયા-કૃષ્ણ પણ દ્વારિકા ગયો.

યજ્ઞ કર્યા પછી પાંડવે ઘણાંક વર્ષ રાજ્ય કર્યું. તેઓ ધૃતરાષ્ટ્રને કોઈ વાતથી દૂભવતા નહિ તોપણ એના મનમાંથી દુર્યોધનના મરણનો શોક ખશ્યો નહોતો. તેમાં વળી ભીમ જ્યારે ત્યારે તેનું અપમાન કરતો. એ દુઃખથી કંટાળી ધૃતરાષ્ટ્ર હસ્તિનાપુર છોડી દૂર ગંગાતીરે એક આશ્રમમાં જઇ રહ્યો હતો ને તેની સાથે ગાંધારી, વિદુર ને કુટુંબનાં બીજાં કેટલાંક જણ પણ હતાં. એક સમે પાંડવો વડીલોને મળવાને આશ્રમમાં આવેલા ને યુદ્ધમાં મરણ પામેલાઓ સંબંધી શોકવાર્તા ચાલતી હતી તેવામાં વ્યાસ આવી પહોંચ્યો. એણે સૌને ગંગામાં સ્નાન કરાવ્યું ને પછી કહ્યું કે આજ રાતે તમે તમારા મરી ગએલાઓને જોશો. રાત પડી એટલે વ્યાસ તેઓને નદી તીરે લેઇ ગયો ને પછી પોતે મંત્ર ભણી નદીમાં સ્નાન કરી તીરે આવી ધૃતરાષ્ટ્ર તથા યુધિષ્ઠિર એઓની કને ઊભા રહી અક્કેક મુએલાનું નામ દેવા માંડયું. તે વેળા નદીનાં પાણી ખળખળતાં ઊનાં થયાં ને પાણીમાંથી મોટો શબ્દ થતો સંભળાયો; ને પછી તરતજ મરણ પામેલા યોદ્ધાઓ પોતાનાં રથ અશ્વ ને શસ્ત્રસહિત સજીવન થયેલા પોતપોતાના સૈન્યમાં ઊભેલા દેખાયા,-ભીષ્મ, દ્રોણ, કર્ણ, દુર્યોધન, શકુની, દુઃશાસન, દ્રૌપદીના પાંચ પુત્ર, ઇત્યાદિ સૌને નિર્વૈર પ્રસન્નવદને જોઈને પાંડવો અને કૌરવોની વિધવાઓ અને બાળકો સૌ વિસ્મય પામ્યાં ને હરખાયાં; વિધવાઓ પોતપોતાના પતિયોને, માબાપ દીકરાઓને, બેન ભાઈઓને મળ્યાં. એમ તેઓએ આખી રાત આનંદમાં કહાડી પંદર વર્ષનો વિયોગ વિસારી દીધો. પ્રાતઃકાળે મરણ પામેલા પુરૂષો પોતપોતાને વાહને ચડી અદરશ થઈ ગયા. વ્યાસે કહ્યું કે જે વિધવાઓને પોતાના સ્વામીની સાથે જવું હોય તે સુખેથી જાય. પછી સઘળી વિધવાઓ સ્નાન કરી ધૃતરાષ્ટ્રગાંધારીના ચરણનું વંદન કરી ગંગામાં જઈ પડી ને ઇચ્છાપ્રમાણે ફળ પામી. ધૃતરાષ્ટ્ર, ગાંધારી, કુન્તી, વિદુર એ પોતાને આશ્રમે ગયાં ને પાંડવો હસ્તિનાપુર આવ્યા. એ પછી ઘણેક દહાડે પાંડવોએ સાંભળ્યું કે વનમાં મોટો દવ લાગ્યો હતો તેમાં ધૃતરાષ્ટ્ર, ગાંધારી, કુન્તી સૌ બળી મુઆં છે. પાંડવો ભયભીત ને શોકપીડિત થઈ રહ્યા. વળી થોડા દહાડા ગયા એટલે તેઓએ કૃષ્ણ બળરામનાં મરણના સમાચાર સાંભળ્યા. અર્જુને દ્વારિકા જઈ કૃષ્ણના કુટુંબની વ્યવસ્થા કરી. તેટલામાં કૃષ્ણનો પિતા વસુદેવ મરણ પામ્યો તેની દહનક્રિયા કરીને, પછી પ્રભાસમાં જઈ યાદવો મરણ પામ્યા હતા તેઓને ગતિએ પહોંચાડીને, પછી તે દ્વારિકાના લોકને લેઈને હસ્તિનાપુર આવે છે એવામાં દ્વારિકા નગર ડૂબી ગયું ને અર્જુનનો સંઘ લૂંટાયો. કુરૂક્ષેત્ર આવ્યું કે ત્યાં કૃષ્ણની પાંચ રાણીઓ બળી મુઈ ને બીજીઓ જોગણનો વેશ ધારણ કરી વનમાં ચાલી ગઈ. પછી અર્જુન ઈન્દ્રપ્રસ્થમાં આવ્યો ને અહિં દ્વારિકાના લોકે વાસ કર્યો.

અર્જુન હસ્તિનાપુર આવતો હતો તેવામાં તેને વ્યાસ મળ્યો. એણે કહ્યું કે તમારા સુખના દિવસ હવે પૂરા થયા, હવે તું તારૂં ધનુષ્ય ચડાવી શકનાર નથી, હવે તારે તારા આત્માના મોક્ષનું સાધન કરવું જોઈએ. અર્જુને નગરમાં આવી યુધિષ્ઠિરને સર્વ વર્ત્તમાન કહ્યાં અને એણે વિચાર કર્યો કે હવે આપણે ત્વરાથી વ્યાસની આજ્ઞાપ્રમાણે આચરણ કરવું. પછી યુધિષ્ઠિરે હસ્તિનાપુરનું રાજ્ય અભિમન્યુના પુત્ર પરીક્ષિતને આપ્યું ને ઈન્દ્રપ્રસ્થનું રાજ્ય યુયુત્સુને આપ્યું ને બંનેને કહ્યું કે તમે પરસ્પર મૈત્રીભાવે ઐક્ય રાખી વર્ત્તજો.

પછી પાંડવોએ પોતાનાં વસ્ત્રાભૂષણ ઉતારીને વલ્કલ ચીર ધારણ કર્યાં અને અગ્નિહોત્રના અગ્નિને ગંગામાં પધરાવ્યો. પછી પ્રથમ યુધિષ્ઠિર, પછી ભીમ, પછી અર્જુન, પછી નકુળ, પછી સહદેવ, પછી દ્રૌપદી ને પછી એક કૂતરો એમ તે અનુક્રમે નગર બહાર ચાલતાં થયાં. તેઓ બંગ દેશમાં થઇને પૂર્વ દિશા ભણી ચાલ્યાં ને પછી ઘણાક પ્રદેશ ખુંદી હિમાળે પહોંચ્યાં ને ત્યાં એક પછી એક પડ્યાં.-પ્રથમ દ્રૌપદી, પછી સહદેવ, પછી નકુળ, પછી અર્જુન, પછી ભીમ ને પછી યુધિષ્ઠિર. કૂતરો યમસ્વરૂપે થયો ને એણે યુધિષ્ઠિરને સ્વર્ગ દેખડાવ્યું. સ્વર્ગમાં યુધિષ્ઠિરે કૌરવોને દીઠા પણ ભાઈઓને ન દીઠા. યમે કહ્યું તેઓએ પાપ કર્યાં છે. યુધિષ્ઠિર બોલ્યો તો હું પણ તેઓ છે ત્યાંજ ર-

હીશ. એ તેની બંધુ ઉપરની પ્રીતિ જોવાની છેલ્લી પરીક્ષા યમે કરી, ને પછી તેને સ્વર્ગની ગંગામાં સ્નાન કરવાને કહ્યું. યુધિષ્ઠિરે સ્નાન કીધું એટલે તેણે પોતાના સર્વ બંધુસહિત કુટુંબને સ્વર્ગમાં જોયું ને તે સૌની સાથે રહ્યો.

ધૃતરાષ્ટ્ર અંધ ન હોત તો તે રાજ્ય કરત ને તેની પછી તેનો દીકરો ગાદીએ બેસત. પાંડુને ગાદી મળી (એણે કબજે કર્યાં) એટલે એનો પુત્ર હક્કદાર કહેવાયો. એ રૂડો નીકળ્યો, અંધપુત્ર અદેખો થયો, એણે હક્કદારને દુઃખ દીધું, હક્કદારે સાંખ્યું. પણ અંતે એ એક સગાની સહાયતાથી સામો થયો, મોટું યુદ્ધ થયું, મોટો સંહાર થયો, અંધપુત્ર હાર્યો ને પાંડુપુત્ર જીત્યો. એ રાજગાદીએ બેઠો. એણે રડતાં રાજ્ય કર્યું. પછી ભાઈના દીકરાના દીકરાને ગાદી સોંપી તે ત્યાગી થયો, હિમાળે ગયો ને હિમ થયો! એપ્રમાણે મહાભારતમાં કથન છે. ગુજરાતના લોક કહેછે કે–મહાભારત કામ છે, પાંડવ કૌરવનું જુદ્ધ, વિદુરની ભાજી, ધૃતરાષ્ટ્ર આંધળો, પાંડુ રાજા, કુન્તી માતા, ભીષ્મપિતામહ ને દ્રોણાચારજી કૌરવમાં રહી પાંડવની જે ઇચ્છતા. ધરમરાજા (સત્યવાદી), ભીમ બળીઓ (ને હસામણો), અર્જુન બાણાવળી, કરણ બાણાવળી, ને સવારનું નામ, સહદેવ જોષિ, નકુળ વરણાગિયો, દુર્યોધન કપટી, ઘટોરગચ્છ ભીમનો છોકરો, અભિમનનો ચકાવો, બિચારી ઉત્તરા, દ્રૌપદી સતી, બાપડા પાંડવ, પાંડવ જીત્યા ને કૌરવ હાર્યા, અશ્વમેધ જગન, બભ્રુવાહન, પાંડવ હિમાળે ગળવા ગયા.

પણ સમજવાનું આમ છે કે રૂડો રાજા વનમાં મરી ગયો ને તેના દીકરા કાકાને ત્યાં ઊછર્યા માટે બાપડા કહેવાયા ને લોકે વહાલ દેખાડચું. એઓ વિદ્યા ભણ્યા ને સદ્ગુણથી પ્રકાશ્યા. કૌરવ દ્વેષી ને ઘાતક થયા. પાંડવોએ વિવેક રાખી સંધું સહન કર્યું. એઓએ પરરાજ્યમાં વિદ્યા દેખાડી માન પ્રાપ્ત કર્યું ને મોટાં રાજ્ય સાથે સંબંધ કીધો. સ્થિતિ તથા સદ્ગુણથી પોતાનાં રાજ્યના લોકને વશ કરી અને વિદ્યાબળે પરરાજ્યના લોકની પ્રીતિ સંપાદન કરી પાંડવો પ્રતાપી થયા. કૌરવ બીના. પાંડવોએ અડધું રાજ્ય ભોગવ્યું પણ વળી કૌરવોએ કપટ કરી તેઓને લૂંટી લીધા. પાંડવોએ વિવેક ન મૂકયો. દુઃખ સહન કીધું. એક સમર્થ સંબંધીએ કહ્યું કે એટલો અતિવિવેક શું રાખોછો? સંસારમાં રહેવું છે કે રઝળવું છે? તમારે તો કંઈ નહિ પણ કુટુંબનું કંઇ વિચારશો કે? ઊઠો, હણતાને હણો. વિવેકીએ કહ્યું તમે સહાય રહો તો અમે યુદ્ધ કરીએ. પછી તેઓએ યુદ્ધ કીધું. તે મિત્રે વિવેકી ને અડીવેળાની–અવિવેકી જુક્તિ દેખાડીને જીતાડયો. સંસારમાં કોઈ પણ પ્રકારે સ્વાર્થ પરાર્થ પરમાર્થ સાધવો એ બોધ તેણે લોકને આપ્યો અને વ્યાસે તે અમૂલ્ય વાણી સર્વકાળના જનને માટે ગ્રંથમાં સદા સતેજ રાખી. વિવેકી યુધિષ્ઠિરને ઘણીવારે પણ સંસારી કૃષ્ણ મળ્યો ને એની સહાયતાથી તેણે રાજ્ય કર્યું ને શક ચલાવ્યો ને પછી તે પોતાનો ખરો વિવેક સતેજ કરી સ્વર્ગમાં વિરાજ્યો.

યુધિષ્ઠિર રાજા હતો, પણ તેનામાં રાજ્ય ચલાવવાની શક્તિ નહોતી. અર્જુન ભીમ સરખા તેને ભાઈઓ નહોત તો તે પ્રજાનું રક્ષણ કરી શકત નહિ ને સારો રાજા કહેવાત નહિ. તે કેવળ સદય ન્યાયાધીશનું કામ યથાસ્થિત કરી શકે તેવો હતો. તે યુદ્ધવિદ્યા જાણતો ને બરછી સારી વાપરી શકતો. તોપણ અનભ્યાસનેલીધે તે રણમાં મોટા યોદ્ધાઓની સામા ધૈર્ય રાખી શકતો નહિ. તેણે બીજાઓની ઊંફમાં રહી યુદ્ધ કર્યું હતું ને શલ્યને માર્યો હતો તોપણ તેને ભયભીત ને પાછાં પગલાં કરનારો યોદ્ધો કહ્યાવિના ચાલે નહિં. તેનો મોટો સદ્ગુણ, ધર્મવિવેક હતો. તેને વડીલનું માન રાખતાં–વડીલનું મન ન દુભાય તેવું આચરણ કરતાં પોતાની ઇચ્છા ઉપરાંત દ્યૂત રમી સર્વસ્વ ખોયું ને દ્રૌપદીની ભુંડી દશા કરાવી એ તેનું ધાડુ ધૈર્ય હતું. અશ્વત્થામાના પ્રસંગમાં તેણે 'નરો વા કુંજરો વા' એવું સંશયયુક્ત ભાષણ કર્યું હતું એમ કહેવાયછે ને વિરાટને ત્યાં કંક બ્રાહ્મણ એવું નામ રાખ્યું હતું ને બીજે થોડેક પ્રસંગે તેણે યુક્તિવાળાં આચરણ કર્યાં હતાં તોપણ તે મોટો સત્યવાદી હતો. તે ક્ષમાશીલ, સમાનવૃત્તિ રાખનારો, હેતાળ, ભલો ને ધોતાળ હતો. તેના અવ્યવસ્થિત ધોતાળપણા ઉપરથી 'ધરમરાજાનો ગોળ' એ કહેવત ચાલેછે. તેણે કેટલેક પ્રસંગે અભિમાન, ક્રોધ જણાવ્યાં છે તોપણ તે વેદશાસ્ત્ર ભણેલો ધર્મિષ્ઠ સાધુપુરૂષ હતો ને એ રૂપેજ તેનો યશ અમર છે. તે બ્રાહ્મણોનો પૂજક ને કલ્પદ્રુમ રાજા હતો.

ભીમ, મહાબળવાન, ઉદ્ધત, સાહસિક ને પરાક્રમી યોદ્ધો હતો. તે ધનુષ્યબાણ સાથે પણ ઘૂમતો તોપણ ગદા પોતાની કહેવડાવતો. તે અતિ ક્રોધી તેમ ભોળો ને અતિઆહારી તેમ બળીઓ હતો. રાક્ષસ, મલ્લ એઓને ભીમજ પૂરો પડે. તેણે કીચકની જે દુર્દશા કરી અને દુઃશાસનની છાતી ઉપર ચડી બેશી તેનું લોહી પીધું ને પોતાને મોઢે લપેડયું એ દેખાવ ભયાનક ને ત્રાસદાયક હતો. પણ ધન્ય છે ભીમને કે તે એટલો

ઉગ્ર ક્રોધી છતાં તેણે કોઇ દિવસ રે દ્રૌપદીના અસહ્ય પ્રસંગમાં પણ યુધિષ્ઠિરની આજ્ઞા લેશ ઉલ્લંઘન કરી નહોતી. તેણે ભાઈઓની, કુન્તીની ને દ્રૌપદીની અમોલિક સેવા કરી હતી. તે તોછડો ને મેણાં મારનારો ને મશ્કરો હતો. તે પાકશાસ્ત્રમાં પ્રવીણ હતો ને તેણે તેવિષે ગ્રંથ પણ લખ્યો છે. તે સંસારવ્યવહારનાં કામમાં ઝાઝો જાણીતો નહોતો તેથી તે તેમાં વિચિત્રપણું બતાવતો ને તેથી હસવું આવતું ને આજ પણ તેની કથા લોકને હસાવેછે.

અર્જુન, યુદ્ધકળામાં પ્રવીણ, રણચતુર, ધીટ, વિજયી ને પ્રતાપી યોદ્ધો હતો. તેમ ગૌબ્રાહ્મણપ્રતિપાળ ને પ્રતિજ્ઞા પાળનાર સત્યવાદી વ્રતસ્થવીર પણ હતો. તેને પોતાના મોટા ભાઇની કેટલીક દોઢડાહી વર્તણુક ગમતી નહોતી તોપણ તે નિરંતર મર્યાદશીલજ રહ્યો હતો. ઘણુંકરીને તે પોતાના યુદ્ધવિષયમાંજ મગ્ન રહેતો, પણ તે સંસારવિષયમાં અજાણ નહોતો. તે વડાઇમાં રાચનારો ને ચંચળ વૃત્તિનો નહિ પણ ઠરેલ પુરૂષ હતો; ને ઠરેલ હતો તેથી તે કામ કરવે ધીમો નહોતો પણ ઘણોજ ચાલાક હતો. તે બંને હાથે બાણ મારી શકતો તે ઉપરથી તે સવ્યસાચી કહેવાયો છે. તે સર્વ પ્રકારની યુદ્ધકળા જાણતો તોપણ ધનુર્વિદ્યા તેણે પોતાની કહેવડાવી છે. અર્જુન મિઠો નહોતો પણ સ્પષ્ટવક્તા હતો અને યોદ્ધો છતે કોમળ હૃદયનો હતો. રણમાં ઊભા રહી સંબંધીના ઘાતનો વિચાર કરતાં તેણે મોહવશ થઈ યુદ્ધ ન કરવું એવું ઇચ્છયું એ જો ખરૂં હતું તો તેના યોદ્ધાપણાને દોષ લાંછન લાગેછે. જેણે અનેક યુદ્ધો કરેલાં—દેવતાઓ સાથે કરેલાં ને જે ક્ષાત્રધર્મ જાણનારો તે સહજ મોહવશ થઇ રહ્યો ને કૃષ્ણના બોધથી સાવધ થયો એ વિસ્મયવાર્તા છે. તેના કોમળ હૃદયમાં વહાલા ગુરૂદ્રોણ ને ભીષ્મપિતામહ એઓને માટે તેને બહુ લાગ્યું હશેજ, પણ તરતજ તે વિચાર તેણે કહાડી નાંખ્યો હશે. પણ કૃષ્ણનો બોધ આગળ પાડવાને વ્યાસે અર્જુનને મૂર્છિત થયો એમ અતિશયોક્તિ કરી હશે. તેણે કૃષ્ણની સહાયતાથી કેટલાક જય મેળવ્યા હતા, પણ ઘણાખરા જય તો તેણે એકલાએજ મેળવ્યા હતા. વિલાસીક્ષત્રીરૂપે તે ઘણીક પ્રેમી સ્ત્રીઓનો ભોગી ને નૃત્યસંગીતમાં કુશળ હતો.

કૃષ્ણ એ મહાપુરૂષ પ્રપંચવીર હતો. મહાબળિયા સમૃદ્ધિસાધનથી અનુકૂળ ને પ્રપંચી કૌરવની સામા એકલા અર્જુન ભીમ કેમે કરી ટકી શકે તેવા નહોતા. કૃષ્ણે વિરાટને ત્યાં મળેલા રાજાઓને સમજાવ્યા ને બીજાઓને પણ સહાયમાં રાખ્યા, યુદ્ધમાં અર્જુન ભીમને યુક્તિઓ દેખડાવી ને પાંડવને જય અપાવ્યો એ તેનો પ્રપંચ વિજય છે. તેણે જરાસંધને ભીમ પાસે મરાવ્યો, કાળયવનના ભયથી મથુરાનું રાજ્ય દ્વારિકામાં આણ્યું ને તેને મુચકુન્દના ક્રોધાગ્નિમાં બળાવ્યો, પોતાના ભાઈ બળરામને જ્યારે ત્યારે આડું અવળું સમજાવી પોતાનું ધાર્યું કર્યું, યાદવોને પરસ્પર લડાવ્યા ને મરાવ્યા, ઇત્યાદી પ્રસંગ તેના પ્રપંચના દાખલાઓ છે. તેણે કંસ, નરકાસુર, શાલ્વ, વગેરેને માર્યા ને બાણાસુરનો મદ ઉતાર્યો એ તેના યોદ્ધારૂપે જય છે. તેણે પોતાના ને લોકના વેરી શત્રુઓને મારી સગાંસંબંધીઓના પ્રપંચી શત્રુઓને અને પોતાના મદમાતા યાદવોનો સંહાર કરાવી તે કાળને અનુકૂળ એવા ધર્મ–ન્યાય–વિવેકની સ્થાપના કીધી એ ઉપરથી અને તેણે પોતાને કોઇ પ્રદેશનો રાજા કહેવડાવ્યો નથી (કહેવડાવત તો તેને કોઇ ગાંઠત નહિ) તેથી તે મોટો પરોપકારી ને નિર્લોભી મનાયછે. જય મેળવવો પછી ધર્મે કે અધર્મે એ તેનો ઉદ્દેશ હતો. તેણે રાજવંશી પણ ગોવાળની સ્થિતિમાં ઉછરી, શૃંગારમાં, રણમાં, ધર્મજ્ઞાનમાં પ્રપંચવિલાસી કહેવડાવી કાબાના તીરમાં સુદર્શનથી વિશેષ તીક્ષ્ણતા જોઇ વિસ્મય પામી કાળને સાધ્યો—તે પ્રભુપદને પામ્યો ને પ્રપંચમાં પ્રેમે પૂજાયો.

દ્રૌપદી રાજપુત્રી ને રાજપત્ની હતી એટલે તે ઉંચા વિવેકમાં પોતાની જાતનો ખારીલો ને હઠીલો સ્વભાવ દાબી રાખતી. તેનો સ્વભાવ રીસાળ ને છણકો કરવાનો ખરો, પણ પ્રસંગ વટ્યો કે પછી તેમાંનું કંઈ નહિ. તેને યુધિષ્ઠિરની વૃત્તિ સમૂળગી ગમતી નહોતી. તેને વનવાસ કરવો પાલવ્યો નથી તોપણ તેણે વિવેક છોડી પતિઓને મેણાં માર્યાં નથી. તે બળિયેલ નહોતી. તે સ્વયંવરસભામાં 'હું તો સૂતપુત્ર સાથે નહિ પરણું' એમ બોલી હતી. તેણે ક્રોધે ભરાઇ કૌરવની સભામાં ભીષ્માદિકને નિર્ભયપણે પ્રશ્ન કર્યા હતા અને કીચક વળગવા આવ્યો તેને હડસેલી મૂક્યો હતો એ તેનામાં પુરૂષશૌર્ય હતું. એ સીતાની પેઠે રડ્યાં કરે તેવી નહોતી, પણ સ્થિતિને અનુકૂળ થઇ રહી સદા પ્રસન્ન રહેતી. તે ઠરેલ, પાકી, સાવધ, સંકટ આવ્યું તો ન ગભરાતાં બને તેટલો ઉપાય કરે તેવી અને વ્યવહારમાં જાણીતી હતી. તેણે અર્જુનને પ્રેમથી વર્યો હતો, પણ પછી પાંચેની સ્ત્રી દાખલ તેણે પાંચેને પ્રસન્ન રાખ્યા હતા—તે કૃષ્ણને પ્રેમવિવેકે જોતી ને તે સહાય રહેતો તેનેમાટે તેનો ઉપકાર માનતી.

દુર્યોધન શૌર્યે ને બુદ્ધિવડે સ્વતંત્ર રાજ્ય કરવે યોગ્ય હતો. તે આગ્રહી ને બુદ્ધિમાન પુરૂષ, સમર્થ

યોદ્ધો ને સત્તાકીર્ત્તિનો હોંસીલો રાજા હતો. પણ બાપવિના રાંકડા ને ડાહ્યા ને સદ્દ્ગુણી પાંડવ ઉપર લોકનું વહાલ હોવાથી ને યુધિષ્ઠિરને યુવરાજપદ મળવાથી દુર્યોધનનામાં મત્સર ભરાયો ને પછી વેરબુદ્ધિએ તેણે તેઓને પજવ્યા; અને મોટું યુદ્ધ કરી પોતાના રાજ્યનો અંત આણ્યો. વેર તે દુર્યોધનનુંજ. તેના સૈન્યમાં કૃષ્ણ જેવો કોઇ નહોતો તેથીજ તેની હાર થઇ. તેણે વેર લેવાની ખુમારીમાં રાજ્યકારભાર કરવો મૂકી દઈ તે કર્ણને સોંપ્યો હતો. રાજસૂયજ્ઞને પ્રસંગે પાંડવોએ પોતાની સમૃદ્ધિ દેખાડી તેને મીઠા ડહામથી બાળવામાં ઓછ રાખી નહોતી તો તે પછી યુદ્ધવિના બીજે કીએ પ્રસંગે પોતાના વેરને માર્ગ આપે? ભીષ્મ ને દ્રોણસરખાએ જેને કેળવ્યો, માબાપે ને નારદાદિ ઋષિયે પિગળાવ્યો તે રાજપુત્રે પોતાનો મમત અંતલગી ન મૂક્યો એ તેના સ્વભાવનો તેના વિવેક ઉપર જય છે, પણ એ જય પોતાની કરેલી હાણથી નિંદ્ય થયા છે. આપવડાઈ, ફૂલાસ, રાજાપણાની મોટાઈ, ઉદ્ધતાઇ અને વેરથી ઉત્પન્ન થયેલા સઘળા દુર્ગુણો તેનામાં હતા. યુદ્ધનું મૂળ ભીમદુર્યોધનનું જુગલ, તેમાં એકમાં માંસ સ્નાયુવાળું બળ વિશેષ ને બીજામાં ચપળતા ચતુરાઈનું બળ વિશેષ હતું, પણ ભીમનામાં કપટ ઉમેરાયું ને દુર્યોધન પડચો!

ભીષ્મપિતામહ ઉદાર હતો-તેણે પિતાની ઇચ્છા પૂરી પાડવાનેમાટે પોતાને ન પરણવું એવી પ્રતિજ્ઞા કરી અને રાજઉપરથી હક્ક ઊઠાવી દીધો; સાવકા ભાઇઓની ને તેના પુત્રોની સંભાળ લીધી. તે રાજ્યકારભાર કરતો. તે મહાધીર ને મહાશૂર, રણપંડિત ને રણરંગ રાખનારો હતો. તે સમર્થ વિદ્વાન ને રાજનીતિકુશલ હતો. તે દુર્યોધન દુઃશાસનની વર્ત્તણુકને ધિક્કારતો, પણ ધૃતરાષ્ટ્રનું માન રાખવાને ને પોતાનું માનભંગ થયું ન જોવાને તે પોતાની સત્તા વિનાની ને વૃદ્ધવય એવી સ્થિતિમાં સંકોડાઈ રહ્યો હતો-સભામાં તેણે દુર્યોધન કર્ણને ઠપકો આપવામાં બાકી રાખી નથી. તે એક સ્ત્રીવિષયવિના બીજા બધામાં મોટો અનુભવી, પુરૂષપરીક્ષક ને વિદ્યાસદ્દ્ગુણ ઉપર ઠરેલા પ્રેમથી જોઈ પ્રસન્ન રહેનારો હતો. અતિવૃદ્ધ છતે યુદ્ધમાં તરૂણની પેઠે ઘૂમ્યો હતો. બાણશૈય્યા ઉપર પડી રહી નારદાદિ ઋષિમંડળમાં યુધિષ્ઠિરને અનેક ધર્મ સમજાવ્યા હતા. તેણે અર્જુનને ગભરાવી કૃષ્ણની પાસે ચક્ર ઊચકાવી પ્રતિજ્ઞા મૂકાવી હતી ને પોતે પ્રસંગ વિચારી પોતાની અર્જુન સામા યુદ્ધ ન કરવાની પ્રતિજ્ઞા મૂકી હતી. તેણે કોઈ દિવસ યુદ્ધમાં પીઠ દેખાડી નથી. અસ્ત્રશસ્ત્ર વાપરવામાં તે અર્જુન કરતાં વિશેષ ઉજ્વળ યશસ્વી હતો એમ કહીએ તો ચાલે ને બ્રહ્મવિદ્યામાં તો ઋષિ જેવો હતો.

દ્રોણ બ્રહ્મવિદ્યામાં તેવોજ ક્ષાત્રવિદ્યામાં નિપુણ હતો. દરિદ્રી પણ વિદ્વાન ને સદ્દ્ગુણી બ્રાહ્મણ પોતાના ગુરૂભાઈ દ્રુપદના કહેવા ઉપરથી તેને મળવા ગયો ને અપમાન પામ્યો. વેર લેવાને તે હસ્તિનાપુર ગયો-રાજપુત્રોને વિદ્યા દેખાડી-પાલખીમાં બેશી ભીષ્મને મળ્યો ને રાજપુત્રોનો શિક્ષક થયો. ગુરૂદક્ષિણામાં તેણે અર્જુનની પાસે દ્રુપદને માગ્યો. અર્જુન તેને બન્દી કરી લેઈ આવ્યો. દ્રોણે ક્ષમા કરી અડધું રાજ્ય રાખી અડધું દ્રુપદને પાછું આપ્યું. એ ઉપરથી દ્રોણનો સ્વભાવ સમજી લેવાયછે. તેને અર્જુન ઉપર ઘણોજ પ્રેમ હતો-અર્જુન નહોય તો યુધિષ્ઠિરને બન્દી કરૂં એવું કહી અર્જુનને પોતાની સામા આવતો ખસેડચો હતો. તેણે યુદ્ધમાં ઘણી ચાતુરી દેખાડી હતી. ભોળો બ્રાહ્મણ પોતાના ચિરંજીવ દીકરાનું અકસ્માત્ મરણ સાંભળી ગભરાયો, સત્યવાદી યુધિષ્ઠિરને પૂછવા ગયો ત્યાં કપટ થયું ને તેણે સત્ય માન્યું! મહાપુરૂષ શસ્ત્ર મૂકી સમાધ લઈ ઊંચો ઊડચો! દ્રોણ રાજપુરોહિત, શિક્ષક, કૌરવસભામાં એક વિદ્વાન મંત્રી ને કૌરવ સેનાનો સેનાપતિ હતો ને યુદ્ધમાં તરૂણની પેઠે ઊછળતો. તે આશ્રિતરૂપે કેટલીક વાતે ઓશિયાળા જેવો હતો, પણ પાંડવનો જય ઇચ્છતાં કૌરવનો લૂણહરામી થયો નથી.

કર્ણ એ સુંદર તેજસ્વી પણ અવ્યવસ્થ સ્થિતિમાં હોય તેવો પુરૂષ હતો. તે પાંડવ કૌરવના કુળમોટપના તેજમાં અંજાઈ ઈઝરાતો ને ઊંચી સ્થિતિમાં આવવાને વિદ્યાસદ્દ્ગુણ વધારતો. તેણે ગાડી હાંકનારને ત્યાં ઊછરી વિદ્યાબળે દુર્યોધનનો મિત્ર થઈ તેની વતીનું રાજ્ય કર્યું ને બે દહાડા સમોવડીઆરૂપે અર્જુનની સામા યુદ્ધ કર્યું એ તેના વિદ્યાબળ તથા સદ્દ્ગુણના જય છે. તે 'મોટો બાણાવળી,' 'મોટો દાતા,' 'સવારનું નામ' કહેવાયછે. તેનું રથચક્ર ગડાયું ને તે અટક્યો કે ઝાંખો થયો તે પ્રતિકૂળ જોગ આડો પડવાથી ફાવ્યો નહિ પણ રંગી કહેવાયો. કૃષ્ણે તેને ભમાવ્યો પણ તે ન ભમ્યો-કૌરવને નજ છોડ્યા એ તેનો સદ્દ્ગુણવિવેક છે. તેણે કૌરવના મંત્રીરૂપે પાંડવની વિરૂદ્ધ જેટલું આચરણ કરેલું તે દુર્ગુણ કહેવાય છે ને તેણે ઊંચી સ્થિતિનો કહેવડાવવાને-ઊંચી સ્થિતિના લાભ લેવાને જેટલું કીધેલું તે ઊચ પુરૂષની કીર્તિને કલંક લગાડવું નથી. તે વડાઈખોર, જૂઠો, અભિમાની તેમ વિવેકી, આગ્રહી, ઉદ્યમી, વિલાસી, રણરંગીલો મહેચ્છ રાજા હતો.

# ૨૧. ઇલિયડનો સાર.

ટ્રોય નગરના પ્રાયમ રાજાને બે સ્ત્રી હતી અને એઓથી તેને પચાસ છોકરા થયા હતા. તેમાં હેક્યુ એ નામે રાણીથી તેને ઓગણીસ હતા ને એમાં હેક્ટર વડો ને બીજો પારિસ હતો. એ પારિસના જનમતાં પહેલાં એની માને સ્વપ્ન થયું હતું કે મેં અગ્નિ જણ્યો ને તેની જ્વાળા આખા નગર ઉપર ફરી વળી. એ ઉપરથી પારિસ જન્મ્યા પછી તેને એક પહાડ ઉપર મૂકી આવ્યા હતા. અહિં એક ભરવાડે તેને ઊછેરી મોટો કર્યો હતો. ભરવાડની સ્થિતિમાં તેણે એક પ્રસંગે ત્રણ દેવીનો ટંટો ચૂકવ્યો હતો. એ વાત આવી છે કે એક વખત એક ઠેકાણે જૂનો (ઈન્દ્રાણી), વીનસ (કામદેવની મા), ને મિનર્વા (સરસ્વતી) એ ત્રણ બેઠાં હતાં ત્યાં એક સોનેરી ફળ પડ્યું ને તેના ઉપર લખેલું કે જે સૌથી ખૂબસુરત હોય તે તે લે. એ ત્રણ દેવીઓ પારિસ ભરવાડ પાસે ગઇ. જૂનોએ કહ્યું કે મને જો એ ફળ આપીશ તો હું તને એશિઆખંડનું રાજ્ય આપીશ. મિનર્વાએ કહ્યું કે હું યુદ્ધમાં તારી કીર્તિ વધારીશ, ને વીનસે કહ્યું કે દુનિયામાં જે ખૂબસુરતમાં ખૂબસુરત બૈરી હશે તે તારી સ્ત્રી થશે. પારિસે વીનસને ફળ આપ્યું, ને એ ઉપરથી પેલી બે ઘણી ક્રોધાયમાન થઈ. કેટલેક કાળે પારિસે પોતાનાં ખરાં માબાપ જાણ્યાં ને પ્રાયમ રાજાએ તેને પોતાને ત્યાં તેડી લીધો. કેટલાંક વર્ષ પછી તે ગ્રીસ દેશ જોવા ગયો ને ત્યાં સ્પાર્ટા સંસ્થાનના મેનલેઅસ રાજાએ તેને મેમાન તરીકે રાખ્યો. અહિં તે હેલન નામે રાણી જે ઘણીજ ખૂબસુરત હતી તેના ઉપર આશક પડ્યો ને પછી તેને લેઈને ટ્રોય નાશી આવ્યો. પછી તે હેલન, પારિસની સ્ત્રીદાખલ રાજકુટુંબમાં રહી હતી.

મેનલેઅસે ક્રોધે ભરાઈ ટ્રોય જઇ લડીને પોતાની સ્ત્રી પાછી આણવાનો ઠરાવ કર્યો. તેણે ગ્રીસ દેશનાં ઘણાંખરાં સંસ્થાનોના રાજાઓની સહાયતા માગી. પારિસ હેલનને લેઈ ગયો તેથી એકલા સ્પાર્ટા સંસ્થાનના રાજાનું અપમાન નથી થયું પણ એક જાત કુળના સર્વ રાજાઓનું સામટું અપમાન થયું–એક સંસ્થાનનું નહિ પણ દેશનું અપમાન થયું એમ જાણી ઘણાંખરાં સંસ્થાનોના રાજાઓ એક સંપ કરી પોતપોતાનાં સૈન્ય લઈને બારસેં વહાણ ભરી ટ્રોયને કિનારે આવ્યા. અહિં મૈસિનેઇ એ સંસ્થાનનો રાજા આગેમેમ્નન જે મેનલેઅસનો ભાઇ થતો તેને સૌએ સકળ સૈન્યનો અધિપતિ ઠેરવ્યો હતો. ફિથેટિસ સંસ્થાનનો એકિલિઝ, સાલેમિસનો એજાક્સ, લોક્રિનો એજાક્સ, એથાકાનો યુલિસિઝ, આર્ગોસનો ડાયોમિડિઝ, પૈલોસનો નેસ્ટર, ઇત્યાદિ રાજાઓ આગેમેમ્નનના ઉપરીપણા તળે મોટા યોધરૂપે હતા.

ટ્રોયના સૈન્યમાં રાજપુત્ર હેક્ટર, ઈનિયસ નામે સરદાર, સારપિડન નામે બિસિયાનો રાજા, ઝિલિયાનો પાંડેરસ રાજા, ઈત્યાદિ હતા. એઓ સામા થયા છતાં ગ્રીકલોકે ટ્રોયને ઘેરો ઘાલ્યો હતો.

ખોરાક ખૂટી જવાથી ગ્રીકલોકો થોડુંક સૈન્ય ટ્રોયના ઘેરામાં રાખી ખેતી કરવાના અને નગરો લૂંટવાના કામમાં રોકાયા રહેતા હતા. નવ વર્ષ પૂરાં થયાં હતાં, પણ તેઓ ટ્રોયની જીત કરી શક્યા નહોતા.

દશમે વર્ષે ગ્રીકસૈન્યમાં મરકી ચાલી અને આગેમેમ્નન એકિલિઝ એ બેની વચમાં કલહ ઊભો થયો. એ પ્રસંગથી આરંભ કરીને હોમર નામે ગ્રીક કવીશ્વરે ઇલિયડ પુરાણ રચ્યું છે.

## સર્ગ ૧ લો.

ટ્રોયના રાજ્યના એક ગામમાં સૂર્યનું એક દહેરૂં હતું ને ત્યાંના પૂજારીની દીકરીને ગ્રીકલોક પકડી લાવ્યા હતા ને એને આગેમેમ્નને રાખી હતી. દુઃખી થયેલો પૂજારી આગેમેમ્નનની પાસે આવી બોલ્યો કે હું સૂર્યનો ઉપાસક છઉં, તને આશીર્વાદ દઉં છઉં કે તારા મનોરથ પાર પડો,–પણ વિનંતિ કરૂં છઉં કે મારી એકની એક દીકરીને તેં રાખી છે તે કૃપાળુ થઇ મને પાછી આપ—હું ઘરડો છઉં, મારી દયા જાણ, એ દીકરીના છુટકારાના બદલામાં આ નાણું ભેટ કરૂં છઉં તે લે.

બીજા સૌ મોટા સાદ કહાડી બોલ્યા કે વૃદ્ધ પૂજારીનું માન રાખી તેને તેની દીકરી પાછી આપવી જોઇએ ને તે જે મોટી ભેટ કરેછે તે લેવી. એ બોલવું આગેમેમ્નનને ન ગમ્યું ને એણે પૂજારીને કહાડી મૂકતાં આ પ્રમાણે તિરસ્કાર કર્યો. "પૂજારી, તું અહિંથી જા, રસળ નહિ, ફરીથી તારૂં મોહું ન દેખડાવતો; તારા દેવનો આ સોનાનો દંડ ને કેશબંધ તને કંઈ કામ લાગવાના નથી; તારી દીકરી ઘરડી થઇ મને નિરૂપયોગી થશે ને દાસીરૂપે મારી શૈય્યા સજ કરતી થશે ત્યાંસુધી તો હું તેનો છુટકારો કરનાર નથી–જા, મને આકળો ન કર, પાધરો ક્ષેમ ઘેર જઇ પહોંચ."

એ કઠોર વચન સાંભળી તે પૂજારી નિરાશ થઈ પાછો વળ્યો ને સમુદ્રતીરે ઊભા રહી તેણે સૂર્યની પ્રા-

ચેના કરી. સૂર્યે ભક્તનું દુ:ખ જોઈ ગ્રીકના ઉપર કોપ કર્યો ને નવ દહાડા મરકી ચાલી તેમાં ઘણાંક માણસો ને પશુઓ મરણ પામ્યાં.

દશમે દહાડે દેવી જૂનો જે ગ્રીકનો જય જોવાને ઇચ્છતી હતી તેની પ્રેરણાથી એકિલિઝે સર્વ ગ્રીકને એકઠા કર્યા ને તે આગેમેમ્નન પ્રતિ બોલ્યો કે "સરદાર, હવે આપણે પાછા આપણે દેશ જવું એ વધારે સારૂં છે, કેમકે મરકી ઓછી થતી નથી ને જેટલા રહ્યા છૈએ તેટલા પણ ટ્રોય જીતવાને બચવાના નથી. પણ વારૂ આપણે જોષિને બોલાવીને આ કોપ થવાનું કારણ પૂછીએ ને બળિદાન આપી દેવને સંતોખીએ." તરતજ ભૂત ભવિષ્યનો જાણનાર કાલકસ નામે જોષિ ઉભો થઇ બોલ્યો, કે "હું સૂર્યના કોપનું કારણ કહેવાને તૈયાર છઉં, પણ એ કહેતાં આગેમેમ્નન જે આરગિવલોકનું મોહોટું રાજ્ય કરેછે ને જે અહિં સઘળા ગ્રીકનો સરદાર છે તેને માઠું લાગશે, ને રૂઠેલો રાજા કદાપિ તરત ક્રોધ નહિ કરે તોપણ તે મનમાં ગાંઠ વાળી રાખી વેર લેશે ત્યારેજ ઝંપશે; માટે તું જો મારૂં રક્ષણ કરવાનું માથે લે-વચન આપે તો હું બોલું."

એકિલિઝે કહ્યું કે "મારા ઉપર પૂરો વિશ્વાસ રાખીને સુખે બોલ. મારામાં પ્રાણ છે ત્યાંલગી તો કોઈ ગ્રીક તારા ઉપર હાથ નહિ કરી શકે." પછી જોષિ બોલ્યો કે "બીજા કોઈ અપરાધથી નહિ પણ પૂજારીની દીકરીનો આપણે છૂટકારો નથી કરતા તેથી સૂર્યે કોપ્યો છે-માટે તે છોકરીને તેના બાપને આપી દેવી જોઈએ."

એ સાંભળી આગેમેમ્નન ઉભો થઇ પ્રચંડ ક્રોધ કરી બોલ્યો "ઓ કાળજીભા, તું કોઈ દહાડો મારે માટે સારૂં બોલ્યોજ નથી; તું નહેશીઓ નહેસ વચન કહાડવામાંજ આનંદ માનેછે, ગ્રીકને દુ:ખ પડવાનું કારણ તું મનેજ ઠરવેછે! મેં પેલીને ન આપી માટે? હું તેને મારી ક્લિટેમનેસ્ત્રા રાણી કરતાં વધારે ચાહું છઉં. પણ હું તેને તેના બાપને પાછી નથી આપતો એજ કારણથી આ ઉત્પાત થાયછે તો સૌના જીવ બચે તેમાં હું રાજી છઉં ને હું તેનો છૂટકારો કરીશ, પણ તું તેના બદલામાં કોઈ બીજી મારે માટે તૈયાર કર કે હુંજ એકલો યુદ્ધમાં મળેલી લૂટમાંના મારા હિસ્સા વિનાનો ન રહું."

પણ તેને એકિલિઝે ઉત્તર વાળ્યો-રે ઓ કુલીન પણ મોટા લોભી! ઉદાર મનના ગ્રીક તને શેમાંથી હિસ્સો કહાડી આપશે? લૂંટનો માલ તો વહેંચાઇ રહ્યો છે ને વહેંચાયલો પાછો એકઠો કરી ફરીથી વહેંચવો એ ધટારત નથી. પણ હમણા તો તે છોકરીને પાછી આપ ને સૂર્યને સંતોખ, પછી જો ઈશ્વરની કૃપાથી આપણે ટ્રોયને લૂંટીશું તો અમે તને ત્રણગણો ને ચારગણો બદલો વાળી આપીશું.

આગેમેમ્નન બોલ્યો-એકિલિઝ! તું તારી ઠગાઇ રમવી મૂકી દે, તું ન જાણતો કે હું કંઇ સમજતો નથી. તું તને મળેલા તારા હિસ્સાનો ઉપભોગ કરે ને મને મળેલી તે મારે આપી દેઇ બીજી કોઈને માટે વિમાસ્યાં કરવું કે? હું તે છોકરીને પાછી આપી દઉં તેના બદલામાં ઉદાર મનના ગ્રીક મને પસંદ પડતી કોઇ બીજી આપે તો ઠીકજ છે, પણ તેઓ નહિ આપે તો હું જાતે જઇને તારી કે એજાકસની કે યુલિસિઝની પકડી આણી રાખીશ ને તેથી વળી તમે સૌ મારા ઉપર ક્રોધે ભરાશો. પણ એ વાતનો વિચાર આપણે પછી કરીશું, હાલ તો તે છોકરીને વહાણપર ચડાવી દઇએ-એજાકસ કે ઐડોમિન્યુસ કે યુલિસિઝ તેની સાથે જઇ તેને તેના બાપને સોંપી આવે અથવા તું પોતે જા.

એકિલિઝ ભવાં ચડાવી બોલ્યો-તું પોતે બેઅદબ ને લોભી છે ત્યારે કીઓ ગ્રીક ખુશીથી તારો હુકમ માની તેને મૂકવા જશે ને શત્રુ સામા યુદ્ધ કરવા જશે? ટ્રોજન લોકે મારૂં કંઇ બગાડયું છે ને તેથી હું તેઓની સામા લડવા આવ્યો છઉં એમ નથી; મેનેલેઅસની ખાતર ને તું રાજી થાય માટે અમે, ઓ બેશરમ! અહિં આવ્યા છૈએ. પણ તું નગુણો છે, રે જે મેં મહેનત કરી મેળવ્યું છે ને જે મને સર્વ ગ્રીકે આપ્યું છે તે તું મારી પાસેથી હરણ કરી જઈશ એમ બોલી તું શું મને ડરાવેછે કે? આગળ પડીને લડવામાં ને મહેનત કરવામાં ત્યારે હું, મારે વડે સૌને લૂંટ મળે, તને અમે સરસ ને મોટો ભાગ આપીએ ને તે છતાં મને મારા ગમતા નાના ભાગઉપર જ્યારે તું દાઢ રાખેછે ને મારૂં અપમાન કરેછે તો હવે મારે અહિં ન રહેતાં પાછું દેશ જવું એજ વધારે સારૂં છે-જોઉં તો ખરો પછી તું કેવી રીતે દોલત એકઠી કરેછે તે.

આગેમેમ્નને સામું કહ્યું કે તારૂં મન તને તેમ કહેતું હોય તો ઉતાવળો જા; હું કંઇ તને રહેવાને કાલાવાલા નથી કરતો; અહિં બીજા ઘણા છે તે મને માન આપશેજ ને મારો ઈશ્વર કયાં ગયો છે? તું ને તારા સાથી તમારાં વહાણો લેઈ દેશ જઇ સુખે રાજ્ય કરો. હું તને કશી વાતમાં ગણતોજ નથી. તારા ગુસ્સાની પણ દરકાર રાખતો નથી ને કહું છઉં કે ડરતો રહેજે, સાંભળ-સૂર્ય રૂઠયો છે તેથી હું તે છોકરીને તો મારા વહાણમાં મારા મિત્રો સાથે વિદાય કરીશ, પણ તરતજ હું જાતે

તારા તંબુમાં જઇને તારે ભાગે આવેલી સુંદર છોકરીને ઘસડી લેઇ આવીશ ને ત્યારે તને ખબર પડશે કે તારા કરતાં હું કેટલો વધારે બળિયો છઉં, ને પછી, કોઇ બીજા મારી બરોબરી કરવાને ને મારી સામા બોલવાને હિંમત કરતાં ડરશે.

એ સાંભળી એકિલિઝ શોકાતુર થઇ વિચાર કરેછે કે તરવાર કહાડી આગેમેમ્નનને મારી નાંખું કે ખામોશ ખાઈ જાઉં. તે મ્યાનમાંથી તરવાર કહાડેછે તેવામાં સરસ્વતીએ આવી પછવાડેથી તેના કેશ ઝાલ્યા. એકિલિઝે પાછું ફરી જોયું તો તેણે દેવીને દીઠી (બીજા કોઇએ ન દીઠી) ને તે વિસ્મિત થયો. પછી દેવીએ તેને કહ્યું કે તું મારૂં માન ને તારો ક્રોધ શમાવ; ને પછી તે અદર્શ થઈ. એકિલિઝે અડધી બહાર કહાડેલી તરવાર પાછી મ્યાનમાં ઘાલી મૂઠ ઉપર હાથ રાખી ક્રોધભર્યાં વચન કહ્યાં કે રે મદ્યપી! તારૂં મોઢું કૂતરાના જેવું કરડકણું છે, પણ તારૂં હૈયું તો હરણના જેવું પોચું છે, રે તેં કોઇ દહાડો સૈન્ય સાથે જઇ યુદ્ધ કરવાની અને ગ્રીક યોદ્ધાઓ સાથે રહી છૂપો હલ્લો કરવાની હિંમત કરી છે? કાયર, તને મરણનું ભય લાગેછે! એ તો બહુ સારો ધંધો કે જે કોઇ તારીસામે બોલે તેની પાસેથી શ્રમના બદલામાં મળેલું તેનું તું ઝૂંટવી લે! પણ હવે હું કહું છઉં ને આ મારા રાજદંડના શપત લેઇ પ્રતિજ્ઞા કરૂંછું કે જ્યારે હેક્ટરના મારથી લોહીલોહીઆણ થયેલા ગ્રીક સૌ તમે મારી સહાયતા લેવાને કાલાવાલા કરતા આવશો ને તે દહાડો આવશેજ તે વેળા હું તમારૂં કંઇજ સાંભળવાનો નથી અને ત્યારેજ ક્રોધે અકળાતો ને પશ્ચાત્તાપ કરતો આગેમેમ્નન બોલશે કે બહાદુરમાં બહાદુર ગ્રીકનું અપમાન હાયરે મેં શું કરવા કર્યું?!

એપ્રમાણે એકિલિઝ બોલ્યો ને પછી પોતાનો રાજદંડ ભોંય ઉપર પટકી બેશી ગયો. આગેમેમ્નન પણ ક્રોધથી લાલચોળ થઇ રહ્યો હતો. એ જોઇ નેસ્ટર નામે વૃદ્ધ યોદ્ધાએ ભાષણ કર્યું. "ઓ દેવતાઓ ખરેખર ગ્રીસ દેશના ઉપર મોટી આફત આવવા માંડી છે! આ કજિયાની વાત જાણશે ત્યારે પ્રાયમ, તેના દીકરાઓ ને બીજા ટ્રોજનો કેટલા બધા હરખાશે! તમે બંને મારા કરતાં નાના છો, મારૂં કહ્યું માનો ને સમજી જાઓ. આગળ તમારા કરતાં વધારે બળિયાઓ મારી સલાહથી ચાલ્યા છે; રે તે તો એવા અજિત યોદ્ધા હતા કે તેઓની સામા લડવાની હમણાના યોદ્ધાની તો હિંમતજ ન ચાલે. હું પણ તેઓની સાથે લડવા જતો ને મારી શક્તિ પ્રમાણે લડચો છઉં. તેઓ મારી સલાહ લેતા ને મારૂં કહ્યું માનતા. આગેમેમ્નન તું મોટો બળિયો છે, પણ હવે તે છોકરીની વાત પડતી મૂક—સઘળા ગ્રીકે મળી તેને આપી છે તો તેને રાખવાદે; અને ઓ એકિલિઝ! તું રાજાની સામે ન થા, સમજ કે બીજા કીર્તિમંત રાજાઓમાં તને એકલાનેજ સૌ ગ્રીક આગેમેમ્નનના જેટલુંજ માન આપેછે. તારામાં શૌર્યબળ વિશેષ છે ને તું દેવીથી ઉત્પન્ન થયો છે તેમ તે સત્તામાં વિશેષ છે, કેમકે તે ઘણા લોકના ઉપર રાજ્ય કરેછે." ઓ આગેમેમ્નન! તું તારો ક્રોધ શમાવ, આ હું નેસ્ટર તને વિનંતિ કરૂં છઉં કે એકિલિઝ જે આપણા ગ્રીકનો યુદ્ધમાં સમર્થ કિલ્લો છે તેની ખાતર તું તારી વેરબુદ્ધિ કહાડી નાંખ."

આગેમેમ્નન બોલ્યો—વૃદ્ધ પુરૂષ તેં યથાન્યાય ને યથાસત્ય સર્વ કહ્યું છે. પણ એને સૌના ઉપરી થવું છે ને સૌને પોતાની આજ્ઞામાં રાખવાછે; એ તેની ઇચ્છાને કેટલાક નહિ પણ કબૂલ કરે. પણ દેવતાઓએ તેને મોટો યોદ્ધો બનાવ્યો છે માટે શું તેઓએ તેને બીજાઓને અપમાન આપવાનો હક્ક પણ આપ્યો છે?

તરતજ એકિલિઝ વચમાં બોલી ઊઠચો—રે મેં યોગ્ય કીધું છે; તારી સઘળીજ વાત જો કબૂલ રાખું તો પછી હું કાયર જેવો કંઈજ પાણી નથી એવા માણસમાં ખપું કે? એ બીજાઓને સમજાવવાની વાત છે; મને શીખામણ ન દે; હું તારૂં કહ્યું હવે કદી માનનાર નથી. પણ સાંભળ બીજી વાત કહું છઉં ને એ તું તારા મનમાં ઠાંશી રાખજે: એ છોકરીની ખાતર હવે હું તારી સાથે કે બીજા સાથે ટંટો કરનાર નથી, કેમકે તમેજ આપનારા ને તમેજ પાછી લેઇ લોછો. પણ મારાં વહાણમાંથી તમે બીજી કંઇ વસ્તુ લેઇ જશો તો હું ગુસ્સે થઈશ. ને આગેમેમ્નન તું જો આવીશ ને તેમાં શું શું છે તે જાણવાની તજવીજ કરીશ તો તરતજ હું મારા ભાલાની આસપાસ તારૂં કાળું લોહી વહેતું કરીશ.

પછી તે બે જણ ધૂમરાયલા ને બબડતા ઊઠચા ને સૌ પોતપોતાને ઠેકાણે ગયા. એકિલિઝ ને તેનો મિત્ર પેટ્રોક્લસ સાથીઓને લેઇને પોતાના તંબુ તથા વહાણોમાં જઇ રહ્યા. આગેમેમ્નને પોતાના એક વહાણમાં પૂજારાની દીકરીને તથા બળિદાન આપવાનાં પશુઓને ચડાવી યુલિસિઝ સાથે રવાને કર્યા. પછી દેવતાઓને બળિદાન આપ્યાં ને આગેમેમ્નને બે દૂતને એકિલિઝને તંબુએ પેલી છોકરીને તેડી આણવા મોકલ્યા. એઓ ત્યાં નાખુશીથી ગયા તો ખરા, પણ કહેવાની હિંમત ન ચાલેથી તટસ્થ ઊભા રહ્યા.

એકિલિઝ બોલ્યો—"તમે પવિત્ર દૂત છો, આવો. તમે મારૂં કંઈ બગાડ્યું નથી ને તમને ઠપકો આપવો યોગ્ય નથી. ભાઇ પેટ્રોકલસ! પેલીને કહે કે તે બહાર આવે ને એઓની સાથે જાય. પણ ઓ દૂત, તમે સાક્ષી રહેજો—હું ફરીથી બોલું છઉં કે ગ્રીકલોક હારશે ને મારી સહાય માગવા આવશે તો હરગીશ હું તે આપનાર નથી."

પછી દૂત તે છોકરીને લેઇને ચાલતા થયા. તે છોકરીને જવું ગમ્યું નહોતું. એ વખત એકિલિઝ પોતાના સાથીઓથી દૂર થઈ સમુદ્રતીરે એકાંત જઈ આગેમેમ્નને અપમાન કર્યું તેથી તે રડતો બેઠો ને હાથ લાંબા કરી કરીને પોતાની માને કરગરવા લાગ્યો. એ ઉપરથી દેવી થેટિસ જે સમુદ્રમાં રહેતી હતી તે આવી ને પોતાના દીકરાને રડતો રાખી દુઃખનું કારણ પૂછવા લાગી. એકિલિઝે અથેતિ સંધું કહ્યું ને થેટિસે દિલાસો દીધો કે પૂત, તારૂં જીવતર ટૂંકું છે પણ યશસ્વી છે એમ હું જાણતી, પણ આતો તારૂં મોટું અપમાન થયું છે ને તું દુઃખી છે! ભોગ મારા કરમના કે મારે પેટે જન્મી તું દુઃખી થયો, પણ હવે અકળાઇશ નહિ; તું યુદ્ધમાં જઇશ નહિ ને ગ્રીકના ઉપર દ્વેષ વધાર્યા કરજે. ઇંદ્ર એક ઠેકાણે યજ્ઞ થાયછે ત્યાં દેવતાઓને લેઇને ગયો છે તે બારમે દહાડે આવશે એટલે હું તેને પગે પડી વિનવીશ ને હું ધારૂં છઉં કે તે મારૂં માનશે ને ટ્રોજનને જય અપાવી ગ્રીકને તારી ખુશામત કરતા કરશે.

એમ બોલી થેટિસ ગઇ ને એકિલિઝ ધૂમરાયલો પાછો પોતાના તંબુમાં આવ્યો.

હવે યુલિસિઝ પેલો પૂજારી જ્યાં રહેતો હતો તે બંદરે પહોંચ્યો. પ્રથમ સૂર્યને બળિદાન આપ્યું ને પછી પૂજારીને તેની દીકરી પાછી આપી. એ પૂજારીએ પણ બળિદાન આપ્યું ને યુલિસિઝ વગેરેને મીજબાની આપી સંતોખ્યા. બીજે દહાડે યુલિસિઝ બીજા વહાણમાં બેશી પાછો પોતાને મુકામે આવ્યો.

એકિલિઝ જે યુદ્ધ તથા ધામધૂમનો ઘણોજ શોખી તે કોઇ મંડલીમાં જતો નહિ, પણ ઉદાસનો ઉદાસ પોતાના વહાણમાં બેશી રહેતો.

બારમે દહાડે થેટિસે જ્યુપિટરને (ઈન્દ્રને) પોતાના દીકરાનાં દુઃખની સઘળી વાત કહી ને ગ્રીકનો પરાભવ કરવાસારૂ વિનંતિ કરી. જ્યુપિટરે સાંભળ્યાં કીધું, પણ જ્યારે થેટિસ ઘણી કરગરી ત્યારે તેણે કહ્યું, કે એ કામ ભારે થઇ પડવાનું, કારણ કે જૂનોને (ઈન્દ્રાણીને) ગ્રીકનો ઘણોજ પક્ષ છે તે ક્રોધે ભરાશે. તે સર્વ દેવતાઓનાં દેખતાં મને મહેણાં મારેછે ને ધમકાવેછે કે હું ટ્રોજન લોકને યુદ્ધમાં સહાય કરૂં છઉં, પણ તું હવે વહેલી વહેલી અહીંથી જા, નહિતો જૂનો તને જોશે. તારી ઇચ્છા છે તો હું નક્કી ગ્રીકને સહાય કરીશ. પછી થેટિસ ત્યાંથી ઊઠીને પાછી સમુદ્રમાં ગઇ.

એટલે જૂનો જ્યુપિટર પાસે આવીને બોલી—ઓ ઠગ, વળી કીઆ દેવતા સાથે બેશીને વિચાર કર્યો? ઘડી બહાર ગઈ કે મારાથી છાના વિચાર કરવા માંડ્યાજ છેની? તેં કોઇ દહાડો દિલ ખોલીને મારી સાથે વાત કરી નથી ને તું જે જે વિચાર કરેછે તેસંબંધી એક અક્ષર પણ મારી આગળ બોલતો નથી.

જ્યુપિટર બોલ્યો—અરે જૂનો, તું મારી ધારણા જાણવાની આશા ન રાખ, તું મારી પ્રિયા છે, પણ તારાથી તે સમજી શકાશે નહિ. તારે જે જાણવું ઘટિત હશે તે બીજો કોઇ દેવ અથવા મનુષ્ય જાણશે તેની પહેલાં તું જાણીશ. તું મારી ધારણાસંબંધી પૂછપાછ ને તપાસ કરવાનું મૂકી દે.

મોટી આંખની જૂનો બોલી—ઓ રાજ, અત્યારલગીમાં કોઈ દહાડો મેં તને ઘણું પૂછ્યું છે અથવા તારી છાની વાતો જાણવાની છૂપી રીતે તજવીજ કરી છે? તારી ઇચ્છાપ્રમાણે તું તારે સુખે વિચાર કર્યા કર; પણ મેં સવારે થેટિસને તારી પાસે બેઠેલી જોઇ છે ને રખેને તેણે કંઈ તને સમજાવ્યો હોય. એકિલિઝને માન અપાવવાનું ને ગ્રીકનાં વહાણો બાળી મૂકવાનું તેં તેને સ્પષ્ટ વચન આપ્યું છે એવો મને વહેમ પડ્યો છે. જ્યુપિટર બોલ્યો—ઓ હઠીલી સ્ત્રી! તું તો જે તે વાતમાં હમેશ વહેમ આણનારી છે, તારા વહેમમાંથી હું પણ ઊગરતો નથી. પણ કંઇ ચિંતા નહિ, તારાથી તારૂં ધાર્યું કંઇજ થશે નહિ—ને મારા હૃદયથી અળગી રહીશ ને એ તને વધારે કડવું લાગશે. પણ જો તને વહેમજ આવેછે તો જા તે ખરૂંજ છે, હા હા મારી તેમજ ઇચ્છા છે. બોલતી બંધ થઈ બેસ ને મારી આજ્ઞા પાળ; જો મેં પાસે આવી મારા અનિવાર હાથ તારા ઉપર મૂકયા તો પછી કદી સઘળા દેવતા તારૂં ઉપરાણું લેઇ મારી સામા થશે તોપણ તારૂં ને તેઓનું કંઇ વળનાર નથી.

એપ્રમાણે જ્યુપિટરે ક્રોધ કર્યો ને જૂનો આધીન રહેવામાં મન વાળી ચૂપ થઇ બેઠી. પણ જ્યુપિટરના મહામંદિરમાં દેવતાઓ ગડબડ કરવા લાગ્યા. વલ્કન (વિશ્વકર્મા) એણે ભાષણ આપવા માંડ્યું કે "રોજ ઊઠીને મનુષ્યના ટંટાઓને માટે જ્યુપિટર જૂનો આમ લડ્યાં કરશે તે આપણાથી તો નહિ સંખાય; ભોજન સમય વહી ગયો ને હવે ભોજનમાં કંઈ મઝા પડવા-

ની નથી. પણ હું હવે મારી માને કહું છઉં કે તું ડાહી છે, મારા પિતાને રાજી કર, નહિતો વળી તે ફરીથી તને ધમકાવશે ને ભોજનને વિલંબ થશે." એમ બોલી તેણે એ ખાનાંનું પ્યાલું પોતાની માને આપ્યું ને વળી બોલ્યો, માતા, તું ધીરી પડ, મનને માર, નહિતો તે મારા દેખતાં તને મારશે ને મારાથી મૂકાવવા અવાશે નહિ—એવેજ એક પ્રસંગે તેણે મને મારો પગ પકડીને ઊરાડી મહેલ્યો હતો.

એ સાંભળી જૂનોએ મોઢું મલકાવ્યું ને પછી દીકરાનું આપેલું પ્યાલું પીધું. વલ્કને સઘળા દેવતાઓને અમૃત પાયું ને હસાવી આનંદ આપ્યો.

પછી દેવતાઓ રાતે પોતપોતાને મંદિરે સૂવા ગયા ને જ્યુપિટર પણ પોતાની શૈય્યા ઉપર સૂતો ને જૂનો પણ તેની પાસે સૂતી.

## સર્ગ ૨ જો.

જ્યુપિટરે શયન કર્યું, પણ તેને ઊંઘ આવી નહિ; તેણે ગ્રીકનાં વહાણો બળી જાય તેવી યોજના કરવાસંબંધી વિચાર કર્યા કીધો ને પછી આગેમેમ્નનને સ્વપ્ન મોકલ્યું. એ ઉપરથી સવારે આગેમેમ્નને વહેલાં ઊઠી વસ્ત્ર શસ્ત્ર સજી દૂતોને આજ્ઞા આપી કે સર્વે ગ્રીકને એકઠા મળી સભા ભરવાનું કહી આવો.

પ્રથમ તો સરદારો મળ્યા ને આગેમેમ્નન બોલ્યો—મિત્રો સાંભળો—રાતે હું ઊંઘતો હતો ને નેસ્ટરના જેવી આકૃતિ તથા કાંતિવાળા સ્વપ્નપુરૂષે મારા માથા ઉપર ઊભા રહીને મને કહ્યું કે "યોદ્ધા, તારે માથે યુદ્ધનો ભાર છે ને તું સૂઇ શું રહ્યો છે? પણ હવે હું કહું છઉં તે સાંભળ; હું જ્યુપિટરનો દૂત છઉં, તે જો કે ઘણો દૂર છે તોપણ તેને તારી ઘણી દયા આવેછે. તે તને આજ્ઞા આપેછે કે સર્વ લંબકેશી ગ્રીકોને ટ્રોજન સામા યુદ્ધ કરવાને સજ કર; ટ્રોય જીતવાનો યશ તનેજ મળવાનો છે, કારણ કે જૂનોએ કાલાવાલા કરી જ્યુપિટરનું મન મનાવ્યું છે ને એ ટ્રોજનના ઉપર રૂઠ્યો છે; પણ તું એ સઘળું તારા વિચારમાં રાખજે." એમ બોલી તે આકાશમાં ઊડી ગયો ને મારી ઊંઘ પણ ઊડી ગઇ. માટે હવે આપણે તજવીજ કરીને સૌ ગ્રીકને સમજાવવા જોઇએ. નવ વર્ષ થયાં છતાં ટ્રોય જીતાયું નથી તેથી આજનું આપણું કહેલું તેઓ તરતનું તરત માનશે એમ જણાતું નથી, તોપણ હું ભાષણ કરીને તેઓની ઇચ્છા જાણી લેઇશ—તેઓને આજ્ઞા કરીશ કે હવે ટ્રોય જીતવાની આશા નથી માટે સૌ પાછા દેશ જવાની તૈયારી કરો; પણ તમે સૌ તેઓને સમજાવી અટકાવજો.

નેસ્ટર બોલ્યો—મિત્રો, સરદારો ને ગ્રીકને સલાહ આપનારાઓ! જો કોઇ બીજાએ એવું સ્વપ્ન આપણી આગળ કહ્યું હોત તો આપણે તેને ખોટું બનાવટનું માની તે સાંભળતાંજ પાછા હઠ્યા હોત. પણ સકળ સૈન્યમાં જેને મોટું પદ ધારણ કર્યાનું અભિમાન છે તેણે જ્યારે તે જોયું છે ત્યારે આપણે, સૌ ગ્રીકને સમજાવવાની તજવીજ કરવી જોઇએ.

પછી સૌ ઊઠ્યા ને વહાણોમાંથી ગ્રીકજન ઊતરીને એકઠા થવા લાગ્યા. મોટો ખળભળાટ થઇ રહ્યો. કોઇ આમ બોલે ને કોઈ આમ બોલે. પછી મોટી સભા ભરાઇ ને આગેમેમ્નને આ રીતે કહ્યું—"ઓ મિત્રો, ગ્રીક સરદારો, માર્સના (યુદ્ધ દેવતાના) ભક્તો! જ્યુપિટરે મને મોટા ગભરાટમાં નાંખ્યો છે. તેણે મને કહ્યું હતું કે તું ટ્રોયની જીત કરી પાછો સ્વદેશ આવીશ, પણ તે નિર્દય હવે મને આજ્ઞા આપેછે કે તું પાછો દેશ જા. કેટલી મારી અપકીર્તિ? ઘણાક ગ્રીકના પ્રાણ ગયા, નવ વર્ષનો શ્રમ મિથ્યા ગયો ને મારે અપયશ સાથે દેશમાં જવું! આટલા બધા ને આટલા શૂરા ગ્રીકે પોતાનાથી થોડા એવા ટ્રોજનોની સામા આટલાં વર્ષ નિરર્થક યુદ્ધ કર્યું ને ટ્રોય જીત્યાવિના તેઓ અપયશ સાથે પાછા ઘેર આવ્યા એ કથા સાંભળતાં આપણા વંશજોને કેટલું શરમાવું પડશે! પણ શું કરીએ? જો કે આપણે ગ્રીક, ટ્રોજન કરતાં વધારે છૈએ, પણ તેઓને ઘણા શૂરવીર રાજાઓની સહાય છે ને બીજી હરકતો પણ ઘણી છે તેથી આપણાથી ટ્રોય જીતાવાનું નથી ને તે વસ્તીવાળા નામાંકિત નગરનો નાશ કરવો એ પણ મને સારૂં લાગતું નથી. નવ વર્ષ તો વહી ગયાં છે, આપણા વહાણનાં પાટીઆં સડી ગયાં છે, ને દોરડાંઓ ઊખળી ગયાં છે. આપણાં બૈરાં છોકરાં આપણી વાટ જોયાં કરતાં હશે. જે કામસારૂ આપણે આવ્યા તે થયું નથી ને થશે એવી આશા પણ નથી; માટે હું ભલામણ કરૂં છઉં કે આપણે તાકીદથી પાછા સ્વદેશ જઇએ."

એ બોલવું સાંભળી જેઓ અંદરનો ભેદ જાણતા હતા તે સિવાય બીજા બધા ગ્રીક ઘેર જવાના ઉમંગમાં આવી ગયા—દોડાદોડ થઈ રહી. ઘણાકે વહાણ ઉપાડવાની તૈયારી કરવા માંડી ને કેટલાકે તો નાંગર પણ ઉઠાવ્યાં. પણ એ ધાંધલ જોઇને જૂનોએ મિનર્વાને તેડીને કહ્યું કે ગ્રીક પાછા જવાથી વીનસ આપણને હસશે માટે તું જઇને તેઓને જતા અટકાવ. તરત મિનર્વાએ જ્યાં ગ્રીકનાં વહાણો હતાં ત્યાં આવીને યુલિસિઝને સમજાવ્યો. એ પોતાનો ડગલો ફેંકીને

દોડ્યો ને આગેમેમ્નન પાસેથી તેનો રાજદંડ લેઈ વહાણો આગળ વહેલો વહેલો ગયો. જે કોઇ રાજા અથવા સરદાર વાટમાં મળતો તેને આ પ્રમાણે કહેતોઃ "આ શું કાયરનીપેઠે ગભરાટમાં પડવું? બેસો ને બીજાઓને બેસાડો. આગેમેમ્નનના બોલવાનો મર્મ હજી તમે પૂરો સમજ્યા નથી. તેણે લોકનાં મન જોવાને ભાષણ કર્યું છે. હમણા તે સૌને શિક્ષા કરશે. જ્યુપિટરની પ્રસન્નતાથી તેને મોટું માન મળેછે ને તે ક્રોધ કરશે તો પછી આપણી સૌની હાનિ છે." વાટમાં જો સાધારણ માણસ મળતો, તો તેને તે કહેતો "બેસ, તું યુદ્ધમાં જવાને ને સભામાં બેસવાને યોગ્ય નથી, માટે મોટાઓનું કહ્યું માન. અહિં ઘણા જણ અમલ કરવા ઉભા થશે તેમાં કંઇ સઘરવાનું નથી. એક સરદાર–એક રાજા અને કાયદાઓ એથીજ રાજ્ય ચાલેછે.

એપ્રમાણે યુલિસિઝે બધે ફરી વળીને સૌને પાછા એકઠા કર્યા. ત્યાં એક લંગડો ગ્રીક જેને એકિલિઝ તથા યુલિસિઝ ઉપર દ્વેષ હતો તેણે આગેમેમ્નનને મોટે સ્વરે કઠોર શબ્દ કહ્યા. પણ યુલિસિઝે તેને તિરસ્કારનાં વચન કહી પીઠપર ને ખભાપર રાજદંડથી પ્રહાર કર્યાં. પછી સૌને બોલતા બંધ રહો એમ કહી યુલિસિઝે ભાષણ કર્યું—ઓ આગેમેમ્નન, ઓ રાજા ! આ ગ્રીકલોક તને માણસમાત્રમાં હલકો પાડવાને ઇચ્છેછે અને એઓએ તને ગ્રીસથી નીકળ્યા ત્યારે જે વચન આપ્યું છે કે ટ્રોયને જીતીશું ત્યારેજ પાછા આવીશું તે વચન તેઓ પાળતા નથી ને ઘેર જવાનેસારૂ બાળક છોકરાં ને રંડાયલી સ્ત્રીઓ એઓની પેઠે અધીરા થઇ રહ્યા છે. આપણે આપણાં કુટુંબ છોડ્યાંને નવ વર્ષ થયાં છે ને હવે તાકીદથી પાછું દેશ જવું જોઈએ, પણ આટલાં વર્ષ અહિં રહ્યા ને ધાર્યું કામ પાર પાડ્યાવિના ઘેર જવું એતો ખરેખર મોટો અપયશ પામવાનું ને લજવાવાનું છે. થોભો, મારા ભાઈઓ, આપણે હમણા કાલકસ જોષિને પૂછીએ છૈએ. હું ભૂલી ગયો નથી ને તમે સૌ જાણોછો કે આપણે ગ્રીસથી નીકળ્યા ત્યારે શા શકુન થયા હતા ને કાલકસે શું કહ્યું હતું–નવ વર્ષ તો રસળતાં રસળતાં લડાઇઓ કર્યા કરીશું, પણ દશમે વર્ષે ખચીત ટ્રોય લેઈશું ! એ શું તેણે નથી કહ્યું ? માટે ભાઇઓ, પ્રાયમનું નગર જીતીનેજ દેશ જવું એવું નક્કી કરો ને અહિં રહો. એ સાંભળી સૌ ગ્રીક મોટે સાદે યુલિસિઝની પ્રશંસા કરવા લાગ્યા.

પછી વૃદ્ધ નેસ્ટરે ઉઠીને ભાષણ કર્યું–'અજબ છે કે તમે નાનાં બાળકની પેઠે વાતો કર્યા કરોછો, તમે યુદ્ધનાં યશસ્વી કૃત્યોની શી દરકાર રાખવાના હતા ? ક્યાં છે તમારાં વચન ને શપથ ? મને તો જણાયછે કે શૂરવીર પુરૂષોના વિચાર, દેવતાને અર્પેલાં શુદ્ધ બળિદાન અને વિશ્વાસુ જમણા હાથ એ સૌ અગ્નિમાં બળી ગયાં છે ! આટલાં વર્ષ થયાં હજી આપણે કોઈ ઉપાય ખોળી કહાડી શકતા નથી ને મિથ્યા શબ્દવાદ કર્યા કરીએ છૈએ. પણ હવે ઓ આગેમેમ્નન ! તું તારો ઉદ્દેશ દૃઢ રાખ, પ્રચંડ યુદ્ધોમાં ગ્રીકનો સરદાર થઇ રહે અને જેઓ ગ્રીકથકી જુદા પડી દેશ જવાનો વિચાર કરેછે તેને દૂર કર. જે દહાડે આપણે અહિં આવવા નીકળ્યા તે દહાડે જ્યુપિટરે ટ્રોજનનો નાશ કરવાનું કબૂલ કરેલું છે ને આપણી જમણી તરફ વીજળી દેખડાવી શુભ શકુન દેખડાવ્યા છે તે કોણ નથી જાણતું ? માટે હું કહું છઉં કે જ્યાંસૂધી અકેક જણ અકેકી ટ્રોજનસ્ત્રીને ન પકડી લાવે અને હેલનનાં દુઃખનું વેર ન લે ત્યાંસૂધી કોઇએ ગ્રીસ જવાની ઉતાવળ કરવી નહિ. એમ છતાં કોઈ ઘણો અધીર હોય તો તેને પોતાનો હાથ પોતાના વહાણ ઉપર મૂકવા દેજે કે તે સૌના દેખતાં પોતાના મૃત્યુને જોય. પણ ઓ રાજા ! તું તારી મેળે તારે જે કરવાનું છે તે કર–લડવૈયા લોકને જાત કુળપ્રમાણે જુદા પાડ કે સગા સગાને જાત જાતને સહાય કરે. એમ કરીશ તો તને તરત જણાઇ આવશે કે આટલા તે કુલીન શૂર છે ને આટલા તે વર્ણસંકર કાતર છે; અને દેવની અવકૃપાથી કે સૈન્યના કાયરપણાથી–શાથી ટ્રોય નથી જીતાતું તે તારા જાણ્યામાં સહજ આવશે.

પછી આગેમેમ્નને ઉત્તર વાળ્યો–વૃદ્ધ પુરૂષ ! તું સભામાં ગ્રીકના સર્વ પુત્રોમાં શ્રેષ્ઠ ઠર્યો છે. ઓ પિતા જ્યુપિટર, ઓ મિનર્વા, ઓ સૂર્ય, આ પ્રસંગે ગ્રીકમાં આવા દશ મંત્રીઓ મારીપાસે હોય તો પ્રાયમનું નગર આપણે હાથ આવતાં શી વાર લાગે ? પણ જ્યુપિટરે મને નિરર્થક કંકાસમાં નાંખી દુઃખી કર્યો છે. હું ને એકિલિઝ એક ગુલામડી છોકરીની ખાતર લડ્યા; પણ મેં લડાઈ ઉપજાવી છે પણ હવે જો આપણે એક સંપે રહી કામ કરીશું તો થોડા દહાડામાં ટ્રોય પડશે. હવે જાઓ ને જમો કે આપણે તૈયાર થઇએ. દરેક જણ પોતાનો ભાલો તીક્ષ્ણ કરજો ને ઢાલ સમારજો, ઘોડાઓને ઘાસ દાણો સારીપેઠે ખવડાવજો, અને દરેક જણ પોતાના રથમાં બેશી આવો કે પછી ભયંકર યુદ્ધમાં આખો દહાડો ઘૂમીએ. જે કોઈ સાથે નહિ થાય ને વહાણમાં ભરાઇ રહેશે તે કૂતરા તથા પક્ષીઓનું ભક્ષ થશે.

એપ્રમાણે આજ્ઞા થયા પછી સૌ પ્રસન્ન થઈ પોકાર

કરતા વહાણોમાં ગયા ને તૈયારી કરવા મંડ્યા. આગેમેમ્નને ૭ સાત સરદાર રાજાઓની સમક્ષ જ્યુપિટરની પ્રાર્થના કરી. એક પાંચ વર્ષના બળદનું બળિદાન આપ્યું ને સૌએ સાથે ભોજન કીધું. પછી નેસ્ટરે કહ્યું કે હવે રસળવાનું કામ નથી ને પછી તે સૈન્યની ગોઠવણ કરવાને નીકળ્યા. એ પ્રસંગે મિનર્વા પણ બાવરી બાવરી અહિં તહિં ફરીને દરેક ગ્રીકને યુદ્ધમાં જવાની પ્રેરણા કરતી હતી. એ રીતે સર્વ ગ્રીક જે દેશ જવાનું કરતા હતા તે યુદ્ધમાં જવાને આતુર થઇ રહ્યા. સકળ સૈન્ય સજ થયું ને તેમાં આગેમેમ્નન તે દહાડે જ્યુપિટરની પ્રસન્નતાથી ઉત્તમ પ્રકારે તેજસ્વી દેખાતો હતો.

પછી સૌ યોદ્ધાઓ પોતપોતાનાં સૈન્ય સાથે પગ અફાળતા ટ્રોય તરફ ચાલ્યા. (એકિલિઝ, તેના મિત્ર ને તેના સૈન્યજન એઓ પોતાનાં વહાણમાં ને કાંઠે નાંખેલા તંબુઓમાંજ હતા.) એ જોઇને ઐરિસ દેવી જે દેવતાની દૂતી હતી તેણે ટ્રોયમાં જઇ પ્રાયમ રાજાને ખબર આપી કે શું બેશી રહ્યો છે? હવે યુદ્ધ કર્યાવિના છૂટકો નથી. મેં ઘણાં યુદ્ધ જોયાં છે, પણ આવાં શૂરાતનવાળાં સૈન્યો મેં કદી જોયાં નથી, તેઓ ટ્રોય ઉપરજ આવેછે એમ મને જણાય છે. હેક્ટર! વિશેષ હું તને વિચાર આપવાને આવી છઉં માટે સહાય રાજાઓને પોતાનાં સૈન્ય સાથે બોલાવ અને જે જાતના લોકનો જે રાજા હોય તેને તે લોકની સરદારી આપ, પણ સકળ સૈન્યનો મુખ્ય અધિપતિ તું થજે.

એમ કહી ઐરિસ ગઇ ને ટ્રોજને સર્વ સહાયકારીને બોલાવી મોટું સૈન્ય રચવાની તૈયારી કરવા માંડી.

## સર્ગ ૩ જો.

ટ્રોજનો પોતપોતાના સરદારના મુખીપણા તળે એકઠા થયા કે તેઓ સારસ પક્ષીની પેઠે બૂમ પાડતા ને યુદ્ધની ગર્જના કરતા સવારે ગ્રીકલોકને યુદ્ધ આપવાને આવ્યા. આણી પાસથી સૌ ગ્રીક પરસ્પર સહાય કરવાના વિચાર કરતા ને ઉત્સાહનોજ શ્વાસ લેતા આવવા લાગ્યા.

આમ કરીને બન્ને બાજૂનાં સૈન્ય એક બીજાને મળવાને પાસે પાસે આવવા માંડ્યાં કે તરતજ દેવના સરખો તેજસ્વી પારિસ મોખરે આવી ઊભો. એણે પોતાના ખભા ઉપર ચિત્તા વાઘનું ચામડું ઓઢ્યું હતું ને એક વાંકું ધનુષ્ય ને એક ખડ્ગ એ તેની પાસે હતાં; પણ તેણે પિત્તળની બોલીવાળી બે બરછીનો પટો કરી દેખડાવ્યું કે ગ્રીકમાં જે મહાશૂરા હોય તે સંધા આ શોકપાત્ર યુદ્ધમાં મારી સામા આવો.

પારિસને ઉતાવળે પગલે ધશ્યો આવતો જોઇ મેનલેઅસ પોતાનાં હથિઆર લેઈ એકદમ રથમાંથી નીચે કૂદી પડ્યો. પણ જ્યારે પારિસે જાણ્યું કે મેનલેઅસ આગળ પડી લડનારાઓમાંનો એક છે ત્યારે તેનું કલેજું બળી ગયું ને તે મરણથી ઊગરવાને પાછો પોતાના સાથીઓનાં સૈન્યમાં ભરાઈ ગયો. પારિસને અંદર ભરાયો જોઈ હેક્ટરે તેને નિન્દીને ઠપકો આપ્યો—ઓ દુર્દૈવ પારિસ, ઉત્તમ સ્વરૂપવાન પણ ઓ સ્ત્રી હરણ કરનારા! તું ન જન્મ્યો હોત કે લગ્ન કર્યાવિના મરણ પામ્યો હોત તો ઘણું સારૂં હતું—કે આવી રીતનું બીજાઓને અપમાન ને કલંક ન લાગત! લંબકેશી ગ્રીકોએ તારૂં સુરૂપ જોઈને તને મોટો યોદ્ધો ગણ્યો હશે, પણ હવે તેઓ ખરેખર તને કેવા હસશે? રે તારા જીવમાં તેજ નથી ને તારી શિરામાં બળ નથી; એમ છતાં ગનગમતા સાથીઓ ભેગા કરી વહાણમાં બેશી સમુદ્ર પાર કરી, પરદેશીઓમાં હળીમળી જઈને તું ત્યાની સુંદર સ્ત્રી લેઈ આવ્યો છે.—કોની? શૂરવીર પુરૂષમાંના એકની! હવે તું જોજે તારા પિતાની, નગરની ને સઘળા લોકની કેવી હાનિ થાયછે તે. આ તારાં પાછાં પગલાંથી શત્રુને હર્ષ છે, પણ તારી તો અપકીર્ત્તિ પૂર્ણ થઇ ચૂકી છે. શૂરા મેનલેઅસને ધશી આવવાની વાટ તો જોવી હતી? રે ત્યારે તારા જાણ્યામાં આવત કે કેવા શૂર પુરૂષની સ્ત્રીનું તું હરણ કરી લાવ્યો છે! તારી વીણા, વીનસના સુન્દર પ્રસાદ ને તારા કેશ ને તારૂં રૂપ એ સૌ જ્યારે તું માટી સાથે મળી જઈશ ત્યારે કંઇજ કામ લાગવાનાં નથી. પણ રે ટ્રોજનો ઘણા કાયર છે, બાકી તો તેં જે કર્મ કર્યો છે તેના બદલામાં તેઓ તને પથ્થરના વસ્ત્રમાં લપેટાયલો કરી તમાશો જોત.

પારિસે ઉત્તર વાળ્યોઃ રે હેક્ટર, તેં મને ધટતો ઠપકો આપ્યો છે, અણઘટતો નથી આપ્યો. હું અધીન છઉં. તારૂં શૌર્ય સદા અશ્રાંત છે ને તારૂં હૃદય નિર્ભય છે. વીનસે મને જે વિલાસસામગ્રી આપી છે તેનેસારૂ તું મને ઠપકો ન આપઃ દેવતાઓના આપેલા વર પછી ગમે તેવા હોય, તોપણ કોઇ રીતે તે અમાન્ય થવા ન જોઇએ, કારણ કે કોઇ માણસ પોતાની ઇચ્છાપ્રમાણે પ્રાપ્ત કરી શકતો નથી. હવે જો તારી એવીજ ઇચ્છા હોય કે મારે યુદ્ધમાં જવું ને લડવું તો બીજા સર્વ ટ્રોજન ને બીજા સર્વ ગ્રીક બેશી જાય તેમ કર અને હું તથા મેનલેઅસ બે જણા એકલા એકલી લડીએ અને જે જીતે તે હેલનને રાખે ને બીજી બધી દોલત પણ લે. બીજા સૌ તમે ગ્રીક સાથે મૈત્રી ને વિશ્વાસુ સંધિકાર્ય કરી ટ્રોયમાં સુખે રહો ને તેઓ પોતાને દેશ જાય.

હેક્ટર પારિસનું બોલવું સાંભળી પ્રસન્ન થયો ને પછી સૈન્યના મધ્યમાં જઇ પોતાના ભાલાને વચમાંથી પકડી તેણે ટ્રોજનોને બેસાડી દીધા. આગેમેમ્નને પોતાના ગ્રીકને કહ્યું કે હેક્ટર કંઈ બોલવાને ઇચ્છે છે એવું જણાયછે માટે જરા થોભો. પછી હેક્ટરે બન્ને સૈન્યને મધ્યે ઊભા રહી પારિસની ઇચ્છાપ્રમાણે કહી સંભળાવ્યું. સર્વે સ્તબ્ધ થઈ રહ્યા. એવે શૂરો મેનલેઅસ બોલ્યો કે હવે મારૂં સાંભળો; મારે માટે તમને સૌને દુઃખ ખમવાં પડ્યાં છે ને પારિસથી આ ટંટો ઊઠ્યો છે તો હવે અમે બંનેજ લડીશું ને જેનું આવરદા ખૂટ્યું હશે તે મરશે; તમે સૌ ગ્રીક તથા ટ્રોજનો અળગા થઇ જાઓ. [તમે ટ્રોજનો] એક ધોળો ને એક કાળો ઘેટો પૃથ્વીને ને સૂર્યને બળિદાનમાં આપવાને લાવો અને આપણે એક બીજો જ્યુપિટરને વધેરીશું. વળી પ્રાયમને અહિં બોલાવી તેનું સંધિકાર્યમાં મતું લો, કેમકે તેના દીકરા ઉદ્ધત ને વચનભંગ કરે તેવા છે–તરૂણનાં મન ચલિત હોયછે ને વૃદ્ધ છે તે આગળ પાછળનો વિચાર કરી બંને પક્ષનું રૂડું થાય તેવું કરેછે.

પછી નગરમાંથી બે ઘેટા મંગાવવાને હેક્ટરે બે માણસ મોકલ્યાં ને આગેમેમ્નને એક જણને પોતાનાં વહાણમાંથી એક ઘેટો આણવાને મોકલ્યો. અને સૌ પોતપોતાનાં શસ્ત્રો ભાંય ઉપર મૂકી બેશીને વાતો કરવા લાગ્યા.

એ અવકાશમાં ઐરિસદેવીએ ટ્રોયમાં જઇ સર્વ વૃત્તાંત હેલનને કહ્યું ને તેના મનમાં તેના આગલા ધણી, તેનાં માબાપ, તેનું નગર એ સૌનેવિષે પ્રેમ ઉપજાવ્યો. પછી હેલન ધોળું વસ્ત્ર પહેરી બે દાસીને સાથે લેઈને જે દરવાજા ઉપરના મહેલમાં પ્રાયમ ને બીજા ઘરડાઓ યુદ્ધ જોવાને બેઠા હતા ત્યાં ગઇ. પ્રાયમે તેને બોલાવી કહ્યું "બેટા બેસ અહિં મારી પાસે, તારા ધણીને, તારા સગાને અહિંથી જો. તારો કાંઇ વાંક નથી; દેવતા મારા ઉપર રૂઠયા છે કે આ શોકપાત્ર યુદ્ધ જોવાને મારે દહાડો આવ્યો છે–પણ પેલો સૌથી ઊંચો ને પ્રૌઢ પુરૂષ જેના જેવો મેં કોઇ દહાડો જોયો નથી તે કોણ છે તે મને કહે. હેલન બોલી, સસરાજી તમે પૂજ્ય વૃદ્ધ છો ને હું મર્યાદામાં રહેવાને યોગ્ય છઉં. હું મારા ધણી, મારી દીકરી વગેરે કુટુંબને છોડી અહિં આવી તેના કરતાં મેં મરવું ધાર્યું હત તો સારૂં થાત. પણ તેમ ન થયું ને હું હવે પસ્તાવો કરી રડ્યાં કરૂં છઉં.

હેલન ગ્રીક યોદ્ધાઓને દેખડાવી ગુણ વર્ણવી ઓળખાવેછે એટલામાં દૂતે આવી પ્રાયમને વિનંતિ કરી કે આપની સૌ રાહ જોયછે. વૃદ્ધ રાજા જરાક ધ્રૂજ્યો, પણ પછી તે રથમાં બેશી યુદ્ધના મેદાનમાં આવ્યો.

પછી આગેમેમ્નન, પ્રાયમ, હેક્ટર એઓએ પોતપોતાના ઇષ્ટદેવને સંભારી પ્રતિજ્ઞા કરી બળિદાન આપ્યાં. પ્રાયમરાજા પાછો નગરમાં આવ્યો ને પારિસ તથા મેનલેઅસ શસ્ત્ર સજી દ્વંદ્વયુદ્ધ કરવાને ઊભા થયા.

પ્રથમ પારિસે પોતાના લાંબા ભાલાનો પટો કરી મેનલેએસની ઢાલ ઉપર તે માર્યો, પણ અણી અંદર પેઠી નહિ તેથી ઢાલ ભાંગી નહિ; પછી મેનલેઅસે સામો પટો કરી પોતાનો ભાલો માર્યો તે પારિસની ઢાલની આરપાર ગયો ને બખ્તરની અંદર પહેરેલું વસ્ત્ર ચીરાયું, પણ તેટલામાં પારિસ વાંકો વળીને બચ્યો. તરતજ મેનલેઅસે ખડ્ગ કહાડી તેના ટોપના ઉપલા ભાગ ઉપર પ્રહાર કર્યો, પણ તે ખડ્ગ તેના હાથમાંથી પડી ગયું ને તેના ચાર કટકા થઇ પડ્યા. શસ્ત્રોએ ધાર્યું કામ ન કર્યું તેથી ખીજવાઈ જઇને મેનલેઅસે ધશીને ટોપ પકડી પારિસને ખેંચ્યો, પણ એટલામાં વીનસે આવી જે બંધથી ટોપ પારિસને માથે રહ્યો હતો તે બંધ તોડી નાંખ્યો ને મેનલેઅસના હાથમાં ટોપજ રહ્યો. પારિસ સટક્યો. બીજીવાર મેનલેઅસ પોતાના ભાલાથી પારિસને મારવા જાયછે એવામાં વીનસે એને ઊંચકી લેઇ જઈ એના સુવાસ ભર્યા મહેલમાં મૂક્યો, અને હેલન જ્યાં જોવા બેઠી હતી ત્યાં જઈ તેને કહ્યું કે ચાલ ઊઠ મારી સાથે; પારિસ તને બોલાવેછે. હેલને રકઝક કરી, પણ વીનસે તેને ધમકાવીને પારિસના મહેલમાં આણી ને તેની સામા બેસાડી.

અહિં હેલન પારિસને કહેછે–તું યુદ્ધમાંથી નાશી આવ્યો છે? મારા આગલા પતિને હાથ તું મુઓ હોત તો સારૂં થાત. તું મારી આગળ ઘણું અભિમાન કરી બોલ્યો છે કે બળ, હાથ ને ભાલામાં હું મેનલેઅસ કરતાં અદકો છઉં–તો ઊઠ જા ને ફરીથી તેની સાથે યુદ્ધ કર. પણ ના તારે હવે જીવનું જોખમ કરવાને નજ જવું. પારિસ બોલ્યો–તું એવાં એવાં મહેણાંથી મારા આત્માને દુઃખી ન કર; મિનર્વાની સહાયતાથી મેનલેઅસ જીત્યો છે, પણ મારો વારો આવશે ત્યારે હું જીતીશ, આપણી સહાયમાં પણ દેવતાઓ છે. પણ હવે એ વાત બંધ રાખ; આજે મને તારા ઉપર એવું વહાલ ઊપજ્યું છે કે તેવું મને અગાડી કોઇ વખત નથી ઊપજ્યું. રે ગ્રીસથી વહાણમાં અહિં આવતાં પહેલાં ટાપુમાં જે વહાલ મેં દાખવ્યું હતું તેના કરતાં પણ વધારે હમણા ઊભરાય છે.

સૈન્યમાં–મેનલેઅસ જંગલી ઢોરની પેઠે બાવરો બાવરો પારિસને ખોળેછે, પણ એ જડતો નથી. બીજા ટ્રોજને પણ વિસ્મય પામી અહિં તહિં તેને જોયો, પણ જ્યારે તે ન દેખાયો ત્યારે આગેમેમ્નન આ પ્રમાણે બોલ્યો–"એ ટ્રોજન, ગ્રીક, સહાયો સૌ સાંભળો, જીત તો મેનલેઅસની થઇ છે; ટ્રોજનો તમે હવે હેલન તથા તેની દોલત અમને આપો અને ઘટતો દંડ પણ આપો કે હવે પછીના લોકને સ્મરણ રહે."

## સર્ગ ૪ થો.

હવે દેવતાઓ સર્વે અમૃતપાન કરેછે ત્યાં જ્યુપિટર જૂનોને ખીજવવાને બોલ્યો કે જૂનો તથા મિનર્વા બંને ગ્રીકના પક્ષમાં છે, પણ તેઓએ જોયાં કીધું ને વીનસે પારિસને કેવો બચાવી લીધો! ના પણ જીત તો મેનલેઅસની થઇ છે. પણ હવે ગ્રીક તથા ટ્રોજનમાં મૈત્રી કરાવવી કે પાછા તેમને લડાવવા એવિષે વિચાર કરીએ. તમારી સૌની પ્રસન્નતા હોય તો ટ્રોજન જીતે ને મેનલેઅસ નિરાશ થઇ પાછો જાય તેમ કરૂં. એ સાંભળી મિનર્વા તો ચૂપ બેશી રહી, પણ જૂનો ક્રોધ કરી બોલી કે અરે આ નહેસ વચન શું બોલેછે? તું મારી મહેનત મિથ્યા કેમ કરી નાંખેછે? સૈન્ય રચાવતાં ને તેમાં તજવીજ રાખતાં હું ને મારા ઘોડા થાકી ગયા છે–પ્રાયમ તથા તેના દીકરાનું સત્યાનાશ જાઓ. તારી ઇચ્છામાં આવે તે કર પણ અમે બીજા દેવતા સૌ પ્રસન્ન નથી.

જ્યુપિટર ક્રોધમાં બોલ્યો–તને એટલું બધું શું ઉપરાણું છે કે ટ્રોજનને શાપ દેછે ને ટ્રોયનો નાશ કરવા ઇચ્છેછે? જા જા દરવાજા આગળ જઇને પ્રાયમ તથા તેના દીકરાઓને જીવતાજ ખાઇજા કે તારો કોપ ધરાય. એ ટંટો તો તારે મારે હમેશ રહેવાનો. પણ એક વાત કહું છઉં તે તારા મનમાં રાખજે કે જ્યારે હું કોઇ નગરનો નાશ કરવાને ધારીશ ત્યારે પછી ત્યાંના લોક તને વહાલા હશે તોપણ તું મારા ક્રોધને અટકાવી શકીશ નહિ. પૃથ્વીપરનાં સઘળાં નગરમાં ટ્રોયને મેં પસંદ કર્યું છે, ત્યાં અસંખ્ય ને સુંદર બળિદાન મને આપવામાં આવેછે ને એ કામમાં ટ્રોજન લેશ આળસ કરતા નથી.

જૂનો બોલી કે મને આર્ગોસ, સ્પાર્ટા ને મૈસીની એ ત્રણ નગર ઘણાં વહાલાં છે. જ્યારે તું એને ધિક્કારે ત્યારે નાશ કરજે, હું આડે આવવાની નથી, ને આડી આવીશ તોપણ મારૂં ચાલવાનું નથી, કેમકે તું મારા કરતાં વધારે શક્તિમાન છે. પણ મારો શ્રમ મિથ્યા કરવો એ તને ઘટતું નથી, હું એક દેવી છઉં ને તારી સ્ત્રી છઉં ને તું સર્વ દેવતાઓનો રાજા છે. હું તારી પાસે માગી લેઉં છઉં કે તું ગ્રીક ટ્રોજનનું જ્યાં યુદ્ધ થાયછે ત્યાં મિનર્વાને હમણાને હમણા મોકલ અને તેની પાસે ટ્રોજનને પ્રેરણા કરાવ કે તેઓ પોતાની કરેલી પ્રતિજ્ઞા તોડે ને ગ્રીકનાં મન દુઃખવે.

પછી જ્યુપિટરે મિર્વાને મોકલી ને એણે તરત કેટલાક ટ્રોજન સરદારો હતા ત્યાં જઈ અદર્શ રહીને લેકેઅનના દીકરાને પ્રેરણા કરી. એ સરદારના સાથીઓએ ઢાલ આડી રાખી કે કોઇ ગ્રીક દેખે નહિ ને તેણે ધનુષ્ય ચડાવી મેનલેઅસને લક્ષીને બાણ માર્યું; પણ તરતજ જૂનોએ તે બાણને આવતું આડું પાડી દીધું, તોપણ તે બાણે કમરપટાની અંદર જઈ ચામડી સહોરી ને ઘામાંથી લોહી વહ્યું તેથી તેનાં જાંઘ, નળા, પગ રંગાઈ ગયાં.

એ જોઈ આગેમેમ્નન ચોંક્યો ને મેનલેઅસ પોતે પણ ચોંક્યો. પણ જ્યારે એણે બાણનાં ફળાંના વળેલા કાંટા જોયા ત્યારે એની છાતીમાં પાછી હિંમત આવી. પણ આગેમેમ્નન ગદગદિત શબ્દે બોલ્યો કે "પ્રિય ભાઇ! તારૂં મરણ થાય તેવા મેં કોલકરાર કરાવ્યા એમજ હવે મારે જાણવું તો, પણ નહિ; કોલકરાર ને ઘેટાનાં લોહી મિથ્યા થનાર નથી. તેઓનું આવી પહોંચ્યું છે; તેઓ પોતાનાં મસ્તક, સ્ત્રી, બાળક સૌ આપીને કોલકરાર તોડવાનો ભારી દંડ ભરશે. એમ તો થશેજ પણ મેનલેઅસ કદી તું મરીશ તો પછી હું શું મોઢું લેઇ ગ્રીસ જઈશ?" મેનલેઅસ બોલ્યો, ગભરા નહિ, હિંમત રાખ; બાણ મને મર્મસ્થાનમાં લાગ્યું નથી.

પછી આગેમેમ્નને પોતાના સૈન્યમાં એક નિપુણ વૈદ્ય હતો તેને તેડાવ્યો ને એણે આવી મેનલેઅસને લાગેલું તીર બહાર ખેંચી કહાડ્યું ને ઘામાંનું લોહી ચૂશી કહાડી તેમાં રૂઝનું ઓસડ ભર્યું.

એ ખટપટમાં યોદ્ધાઓ પડ્યા છે તેવામાં ટ્રોજન લોક શસ્ત્ર સજીને ગ્રીક ઉપર ધશી આવવા લાગ્યા. આગેમેમ્નન પોતાના રથ ઘોડાને પાછળ લાવવાનું કહી પોતે સૈન્યજનને ઉત્તેજન આપતો એક યોદ્ધાની પાસેથી બીજાની પાસે એમ દોડતો ચાલ્યો.

પછી જેપ્રમાણે વાયવ્ય દિશાના વાયુને બળે સમુદ્રના ઘોડા ઘણા ઉંચા થઇ થઇને ઉપરા ઉપરી આવેછે ને ગર્જના કરી કાંઠાની ભૂમિ સાથે અથડાય છે, વળી ઘણા ફૂલીને આસપાસના બહાર નીકળેલા ખડક ઉપર ઉંચા ચડેછે ને તેમાંથી ફીણ ફાટેછે તેપ્રમાણે ગ્રી-

કનાં ઘટ સૈન્યો ધશી ધશીને યુદ્ધભૂમિપર ચાલ્યાં આવ્યાં. ટ્રોજનો, જાણે કોઈ શ્રીમંતનાં અસંખ્ય ઘેટાં ગોડામાં ઊભાં હોય ને દોહવાતાં હોય તે વેળા પોતાનાં બચ્ચાંઓનો સાદ સાંભળી બેં બેં શબ્દથી આરડતાં હોય તેપ્રમાણે આખા સૈન્યમાં કલકલ કરી રહ્યા હતા. એઓને માર્સ (યુદ્ધનો દેવ) સહાય કરતો ને ગ્રીકને મિનર્વા સહાય કરતી. પછી યુદ્ધ મચ્યું. યોદ્ધાઓનાં ભાલા ને ઢાલ એથી મારતાઓના ને મરતાઓના શબ્દોની મોટી ગર્જના થઇ રહી ને પૃથ્વીપર લોહી વહેતું ચાલ્યું.

એ યુદ્ધમાં કેટલાક ટ્રોજન યોદ્ધાઓ એજાક્સ ને યુલિસિઝના વિકરાળ મારથી પડ્યા અને ટ્રોજનનાં મોખરાનાં સૈન્યો પાછાં હઠયાં ને કીર્તિમાન હેક્ટર પણ હઠયો.

ગ્રીકલોક જયથી ફૂલાઇને ધશી આવ્યા હતા તે જોઈ સૂર્યે ક્રોધાયમાન થયો ને એણે ટ્રોજનોને ઉત્તેજન આપ્યું કે ભીડો, હઠોછો શું? ગ્રીકનાં માંસ કંઇ પથ્થરનાં કે લોઢાનાં નથી કે તે તમારાં શસ્ત્ર સામા ટકે; વળી એકિલિઝ તો યુદ્ધમાં છેજ નહિ, તે તો પોતાનાં વહાણમાં વેરક્રોધથી ધુંધવાતો બેઠોછે. જેમ સૂર્યે ટ્રોજનને ઉત્તેજન આપતો તેમ જૂનો ગ્રીકલોકમાં જો કોઇને નરમ થતા જોતી તો તેઓને પાછા જાગૃત કરતી. પછી પાછું યુદ્ધ ચાલ્યું—

## સર્ગ ૫ મો.

પછી મિનર્વાએ ગ્રીકયોદ્ધા ડાયોમીડને પોતાનું તેજ આપ્યું ને એ પ્રથમ તો શત્રુની તરફથી બે ભાઇઓ રથમાં બેશી ધશી આવ્યા તેઓની સામા પગે દોડતો ભીડયો. એકને તો છાતીમાં ભાલો મારી રથ ઉપરથી ઘસડી પાડયો ને તે મુઓ. એ જોઈ બીજો ભાઇ રથમાંથી ઊતરી લડવા મંડયો ને એની પણ તેવીજ દશા થાત, પણ વલ્કન દેવે અંધારૂં કરી નાંખી તેને ઊગાર્યો. પછી ડાયોમીડે તેના ઘોડા પોતાના એક સાથી સાથે વહાણપર મોકલાવી દીધા. એટલામાં મિનર્વાએ ટ્રોજનને સહાય કરનારા માર્સ દેવને કહ્યું કે લડવા દો બંનેને, ગમે તેની જીત થાઓ. જ્યુપિટર આપણાપર ક્રોધ કરશે માટે આપણે અહિંથી ચાલો.

પછી આગેમેમ્નને એકને, ઐડોમીનીઅસે બીજાને, મેનલેઅસે ત્રીજાને એમ ગ્રીક યોદ્ધાઓએ ટ્રોજન યોદ્ધાઓને સંહાર્યા. વળી ડાયોમીડ તો જેમ નદી પર્વતમાંથી નીકળતા ઘણાક પ્રવાહને ઉમેરણે પોતાનું બળ વધારી જોરમાં વહીને પૂલ તથા બાંધને તોડી પાડેછે તેમ ટ્રોજનનાં ઘટ સૈન્યોને ગભરાટમાં નાંખી વિખેરી નાંખતો હતો.

ટ્રોજનની એ સ્થિતિ જોઇ પાંડેરસે પોતાનું ધનુષ્ય ખેંચીને એક બાણ ડાયોમીડને માર્યું, પણ તે તેના ખભામાં લાગ્યું ને પછી ભાંગી જઈ બીજી બાજૂએ પડ્યું. શત્રુને તીર વાગ્યું જોઈ પાંડેરસ મોટે સાદે બોલ્યો: ઘોડા દોડાવવામાં નિપુણ ને મોટાં મનના એ ટ્રોજનો! ધસો ધસો; મોટો ગ્રીક યોદ્ધો ઘાયલ થયો છે.

ડાયોમીડે ન ગભરાતાં એક સરદાર જે રથમાં બેશી ઘૂમતો હતો તેને બૂમ પાડી તેની પાસે પોતાના ખભામાંથી તીર કઢાવ્યું ને પાછો જેમ ખીજવાયલો સિંહ શત્રુ ઉપર ધશે તેમ તે સંગ્રામમાં પાંડેરસ ઉપર ધશ્યો. પણ એ આઘો ધશી ગયેલો તેથી ડાયોમીડે વચમાં નડતા એવા એક પછી એક એમ આઠ યોદ્ધાઓને મારી ઢાળી પાડ્યા ને તેઓના ઘોડા રથ શસ્ત્ર વગેરે સૌ વહાણો ઉપર મોકલાવી દીધું.

એપ્રમાણે નાશ થતો જોઈ ટ્રોજન યોદ્ધો ઇનિયસ એણે આગળ આવવા માંડયું. પાંડેરસ નજરે પડયો તેને ઇનિયસે કહ્યું કે આ વેળા તારાં ધનુષ્ય બાણ ને તારી કીર્તિ એ કયાં જતાં રહ્યાં છે? આવ આ ડાયોમીડે ખરાબી કરી નાંખી, એને બાણ મારી પૂરો કર. પાંડેરસ બોલ્યો કે એ યોદ્ધો કોઇ દેવ હોય તેવો લાગેછે ને એમ નહિ તો તેને કોઈ દેવની સહાય છે. મેં એને બાણ માર્યું હતું. પણ કોઇ તેના ઇષ્ટદેવે તેને ઊગાર્યો છે. રથમાં બેઠાવિના એની સાથે યુદ્ધ નહિ થઇ શકે માટે હું મારે મંદિરે જઇ સૌને મળી રથમાં બેશી પાછો આવું છઉં ને પછી જો મારૂં ધનુષ્ય કંઈ કામ નહિ કરે તો હું એને મારે હાથે ભાંગી નાંખીશ ને કકડાઓને અગ્નિમાં બાળી મૂકીશ. ઇનિયસે કહ્યું એમ ન બોલ, ચડ મારા રથપર, તું પણ જોઈશ કે ટ્રોયના ઘોડા દોડવે હઠવે ચક્કર ફરવે કેવા કેળવાયલા છે તે. પણ હવે આપણે ડાયોમીડની ખાતરનીશાં કરવી જોઇએ ખરી. તારે ગમે તો તું રથ હાંકજે ને હું હેઠળ ઊતરી લડીશ અથવા હું હાંકીશ ને તું લડજે. પાંડેરસ બોલ્યો, ના તુંજ રથ હાંકજે ને હું મારા તીક્ષ્ણ ભાલાથી તેની સામો ધશીશ. પછી તેઓએ સાથે બેશી ડાયોમીડની સામા ઉતાવળો રથ હાંકયો.

ડાયોમીડને તેના મિત્રે કહ્યું કે પાંડેરસ પાછો આવેછે ને તે ધનુર્વિદ્યામાં નિપુણ છે ને ઇનીયસ તો વીનસપુત્ર છે માટે આપણે દૂર ખશી જઈએ. ડાયોમીડ બોલ્યો કે મને મિનર્વાની પૂર્ણ સહાય છે ને હું પાંડેરસના પ્રાણ લીધાવિના ઝંપવાનો નથી માટે હું તો

તેની સામો ધશીશ. એમ બે મિત્ર ભાષણ કરેછે એવામાં પેલા બેજણ પાસે આવ્યા ને પાંડેરસ બોલ્યો મારા બાણથી તો તું મુઓ નથી માટે હું હવે મારા ભાલાથી પ્રયોગ કરવા આવ્યો છઉં. પછી તેણે પોતાનો લાંબો ભાલો ફેંક્યો, પણ એ ડાયોમીડની ઢાલને વીંધી તેના બખ્તરને લાગ્યો. તેવોજ ડાયોમીડે પોતાનો ભાલો ફેંક્યો ને એ મિનર્વાની યુક્તિથી તેના નાકના ઉપલા ભાગમાં પેશી અંદર દાંતમાં ઊતરી જીભનું મૂળ છેદી હડપચીમાંથી બહાર આવ્યો. પાંડેરસ મુઆ પછી ઇનીયસ રથથી ઊતરી ભાલો ફેરવી ફેંકવા જતો હતો તેટલે ડાયોમીડે એક મોટો પથ્થર લેઇને એવો તો જોરમાં ફેંક્યો કે તે કમરના ઠાઠામાં લાગ્યો ને ઇનીયસ પડ્યો, પણ એટલામાં વીનસે આવી તેને ઊંચકી લીધો ને લેઇ જાયછે એવામાં તરતજ ડાયોમીડે પોતાના મિત્રના રથમાં બેશી ઘોડા દોડાવી ભાલાની અણીથી વીનસનાં કાંડાં ઉપર ઘા કર્યો. વીનસ તો પોતાના દીકરા ઈનીયસને નાંખી દઇ ચાલી ગઈ. પણ તેને અપાલોએ (સૂર્યે) વાદળામાં વીટી લેઇ ઊગાર્યો.

પછી સંગ્રામની ડાબી બાજૂએ જ્યાં માર્સ બેઠો હતો તેના રથમાં બેશી વીનસ જ્યુપિટરપાસે ગઇ ને અહિં એક દેવીએ તેને મનુષ્યનાં બળવિષે ને દેવતાઓને ઘા લાગેલા તેવિષે વાતો કહી સમજાવી ને તેના હાથનો ઘા રૂઝાડ્યો. જ્યુપિટરે કહ્યું કે દીકરી, યુદ્ધનાં કામ મેં મિનર્વા ને માર્સ એ બેને સોંપેલાં છે, તને તો પ્રેમ ને લગ્નનાં કાર્ય સોંપેલાં છે માટે હવે ફરીથી યુદ્ધમાં જઈશ નહિ.

એપ્રમાણે દેવતાઓમાં વાત ચાલતી હતી, પણ અહિં સંગ્રામમાં ડાયોમીડ ઇનીયસની પાછળ લાગ્યો હતો. તેણે ત્રણવાર હલ્લા કર્યા ને ત્રણવાર અપાલો દેવે તેને પાછો હઠાવ્યો ને પછી તેને ધમકાવ્યો કે સમજ ને પાછો જા, દેવતાની બરોબરી કરવા જાયછે તેમાં છક્કડ ખાઇશ. ડાયોમીડ દેવતાનો ક્રોધ જોઇ હઠ્યો ને દેવે ઇનીયસને પોતાના દહેરામાં એક ઠેકાણે સંતાડ્યો. અહિં તેને દેવીઓએ પાછો સારો કર્યો. પણ અપાલોએ ઇનીયસનું સ્વરૂપ ધારણ કર્યું ને ગ્રીક ટ્રોજનને એવા તો ભમાવ્યા કે તેઓએ એક બીજાની છાતીઉપર ઢાલના પ્રહાર કર્યા. પછી તે માર્સને યુદ્ધમાં જઇ ટ્રોજનોને ઉત્તેજન આપવાનું કહી પોતાને ધામે ગયો.

માર્સે, સારપિડન ને હેક્ટર એ બંનેને પ્રેરણા કરી. સારપિડને હેક્ટરને ઠપકો આપ્યો ને પછી એણે સર્વ ટ્રોજનોને પાછા ચંચળ કીધા ને એઓ ગ્રીકના ઉપર તૂટી પડ્યા, પણ ગ્રીક પાછા હઠ્યા નહિ.

યુનિયસે પાછા આવી યુદ્ધ કર્યું ને કેટલાએક ગ્રીકને કાપી નાંખ્યા. પછી મેનલેઅસ ને આગેમેમ્નન એ બે જણ ટકાવ કરી પોતાના સૈન્યનું રક્ષણ કરેછે, એટલામાં હેક્ટર ધશીને બહાર આવ્યો. એને જોઇને શૂરો ડાયોમીડ ચમક્યો ને પાછો હઠી બોલ્યો. "મિત્રો આપણે બધા તે કીર્ત્તિમાન હેક્ટરને જોઇ કેટલા આનંદ પામીએ છૈએ?" તે ભાલો મારવામાં નિપુણ છે તેમ સાહસિક યોદ્ધો પણ છે. પણ માર્સ અથવા બીજો કોઈ દેવ નિત્ય તેનીપાસે રહેછે ને તેને મરણથી ઊગારેછે એમ જણાયછે. મોઢાં ફેરવ્યાવિના પાછા હઠો, યુદ્ધમાં દેવતાઓની સામા પરાક્રમ દેખાડવાનું ન ઇચ્છો.

ટ્રોજનો ગ્રીકનીઉપર તૂટી પડ્યા. હેક્ટરે બે યોદ્ધાઓને ઠાર કર્યા. એજાકસે (સાલેમિસવાળાએ) એક ટ્રોજનને ભાલો માર્યો ને તેનું બખ્તર લેવાની તજવીજ કરી, પણ ઉપરના શુમારવિનાના મારથી તે ત્યાંથી ખશી ગયો. પછી પાછું લિસિયાના સારપિડન તથા એક શૂરા ગ્રીકનું યુદ્ધ મચ્યું. તેમાં બન્ને જણ ઘાયલ થઈ પાછા પોતપોતાના સૈન્યમાં ગયા. યુલિસિઝે સારપિડનને ઠાર કરવાનો વિચાર કીધો, પણ વળી તેણે તેમ ન કરતાં લિસિયાના યોદ્ધાઓનો ઘાણ કહાડવા માંડ્યો. એ જોઈ હેક્ટર ધશ્યો આવ્યો. યુલિસિઝ પાછો હઠ્યો. હેક્ટરે ને માર્સે ઘણાક ગ્રીક યોદ્ધાઓને હણ્યા.

ઘણાક ગ્રીકનો સંહાર થયો જોઇ જૂનો તથા મિનર્વા એ બે જ્યુપિટર પાસે આવી. જૂનો બોલી કે માર્સ અવિચારે ને અયોગ્ય રીતે ગ્રીકનો ઘાણ કહાડેછે એથી મારૂં કાળજું બળી જાયછે, તું ક્રોધ ન કરે તો હું તેને ઘાયલ કરી યુદ્ધ કરતો બંધ કરૂં. જ્યુપિટરે ઉત્તર વાળ્યો કે મિનર્વાને તેની સામે ધવાને ઉશ્કેર કે તે તેને પૂરી પડશે.

પછી જૂનો ને મિનર્વા પાછાં યુદ્ધમાં આવ્યાં ને એઓએ ગ્રીક યોદ્ધાઓને મહેણાંથી, ધમકીથી, ને વખાણથી ઉશ્કેરી ટ્રોજન સામા નિડર થઈ લીડવાની પ્રેરણા કીધી.

ટ્રોજનોને દેવતાઓની સહાય છે જાણી ને માર્સ સંહાર કરેછે એ જોઇ ડાયોમીડ નિરાશ થઈ ટકટક જોયાં કરતો હતો તેને મિનર્વાએ પ્રેમ દેખાડી હિમ્મત આપી માર્સની સામા ધસવાનું કહ્યું ને પોતે તેનો રથ હાંકવા બેઠી. માર્સ તેને ઓળખે નહિ માટે મિન-

ર્વાએ પ્લૂટો (યમ) નો ટોપ પહેર્યો હતો. માર્સે ડાયોમીડને ધશ્યો આવતો જોઇ એને ઠાર કરવાને એના ઘોડાઉપર લાંબો પડ્યો, પણ મિનર્વાએ તેનો ભાલો પકડી લીધો ને પછી તે રથમાંથી ખશી ગઇ કે માર્સના જાણ્યામાં ન આવે. ડાયોમીડે જોરથી ભાલો માર્યો ને મિનર્વાએ તેમાં એટલું તો બળ મૂક્યું કે તે કવચ કાપી ચામડીમાં ભોંકાયો ને પછી તે ભાલો મિનર્વાએ ખેંચી લીધો. એ ઘા લાગેથી નવ દશ હજાર માણસો યુદ્ધમાં પોકાર કરે તેવો માર્સે પોકાર કીધો ને ગ્રીક તથા ટ્રોજન સર્વ ભયભીત થઇ રહ્યા.

માર્સે જઈ જ્યુપિટર આગળ ફર્યાદ કરી, પણ એણે તેને ધમકાવ્યો કે તને તારી માની પેઠે કલહ ને યુદ્ધજ ગમેછે, હું જાણું છઉં કે તેજ તને બેકાવેછે, માટે હવે તું મને શું કહેછે, દુઃખ ને અપમાન થાય તે સાંખ, પણ પછી જ્યુપિટરે પીઆનને (ધન્વંતરીને) કહ્યું કે એને સારો કર. એવે જૂનો ને મિનર્વા ત્યાં આવી પહોંચીઓ.

## સર્ગ ૬ ઠ્ઠો.

થોડીવાર તો અહિં તહિં મારામારી ચાલ્યાં કીધી. પછી પાછા એન્જક્સ, ડાયોમીડ, મેનલેઅસ ઇત્યાદિઓએ ઘણાક ટ્રોજન યોદ્ધાઓને માર્યા અને નેસ્ટરે પોતાની વાણીથી પ્રત્યેક ગ્રીકની હિંમત તથા શક્તિને એવી તો તેજાળ કરી કે સૌ એકદમ સામટો ધસારો કરવાને તત્પર થઈ રહ્યા. એ પ્રસંગ એવો હતો કે જો પ્રાયમના પુત્ર હેલિનસે ઇનિયસ તથા હેક્ટર એ બેને સાવધ ન કર્યા હોત તો ગ્રીકના ધસારાથી ટ્રોજનો નાશીને કિલ્લામાંજ ભરાઈ બેસત. તેણે કહ્યું કે તમારા બેના ઉપર સઘળો ભાર છે, તમે દરેક કામ કરવામાં—લડવામાં ને વિચાર કરવામાં સૌથી મોટા શૂર પુરૂષ છો માટે મારૂં કહેવું આ છે કે તમે બે અહિં રહો ને બાકીનાં વિખરાતાં સૈન્યોનો દરવાજા આગળ એક મોટો જમાવ થવા દો. એમ નહિ થાય તો ટ્રોજનો નાશી જઇ પોતાની સ્ત્રીઓની સોડમાં ભરાશે ને શત્રુનો જય થશે. પણ હેક્ટર તું હમણા નગરમાં જા, ને આપણી માને કહે કે તે ને નગરની બીજી કુલીન સ્ત્રીઓ મિનર્વાને બળિદાન આપે કે જેથી તે આપણાપર તુઠે ને સંકટમાંથી ઊગારે.

હિતનાં વચન સાંભળી હેક્ટર રથમાંથી નીચે કૂદી પડ્યો ને ભાલાના પટા કરતો સઘળાં સૈન્યમાં ફરી વળ્યો ને તે વિખરાઇ ગયેલા ટ્રોજનો હેક્ટરનું સાંભળવાને એકઠા થયા. એ બોલ્યો-હિંમતવાન ટ્રોજનો ને દૂરથી આવેલા સહાયો! તમે શૂરપુરૂષ થઈ રહેજો. મારા મિત્રો! તમારાં સાહસશૌર્યનું સ્મરણ રાખજો. હું નગરમાં વૃદ્ધ મંત્રીઓને અને સ્ત્રીઓને કહેવા જાઉં કે તેઓ દેવતાઓની આરાધના કરે ને બળિદાન આપે. એમ બોલી હેક્ટર વિદાય થયો.

પણ ગ્લાકસ ને ડાયોમીડ એ બે સામસામા મળ્યા ને એકેકને હણવાને તત્પર થયા. પણ આમ કરી તેઓ પાસેપાસે આવવા લાગ્યા એટલે ડાયોમીડે પૂછ્યું કે ઓ શૂરા તું કોણ છે? આ યુદ્ધમાં તને મેં અત્યારસૂધી દીઠો નહોતો. તું જો કોઈ દેવ હોય તો હું લડવાને ઇચ્છતો નથી. એના ઉત્તરમાં ગ્લાકસે પોતાનું લાંબું વૃત્તાંત કહ્યું ને તેમાં જણાવ્યું કે તેનો બાપ રાજા હતો ને ડાયોમીડના બાપનો કોઈ દહાડા ઉપર મેમાન થયો હતો ને તે બંનેએ એકમેકને સ્મરણ ભેટ આપી હતી. એ ઉપરથી ડાયોમીડ પોતાનો ભાલો ભોંયમાં ઘોંચી બોલ્યો કે તું મારો મેમાન દોસ્ત છે ને હું જ્યારે તારા દેશમાં આવીશ ત્યારે તારો થઈશ. હવે આપણે આપણા ભાલા એકમેકના ઉપર ઊગામવા ન જોઇએ. બીજા ઘણાક ટ્રોજનો મને અને ઘણા ગ્રીક તને મારવાને હજી સમર્થ છે. આપણે પરસ્પર શસ્ત્રો ભેટ કરીએ કે તેઓ પણ જાણે કે આપણે વંશપરંપરના મિત્રો છૈએ. ગ્લાકસે સોનાનું બખ્તર આપ્યું ને ડાયોમીડે પિત્તળનાં હથિયાર આપ્યાં—બખ્તર, હથિયારોનાં કરતાં નવગણી કીમતનું વધારે હતું.

હવે હેક્ટર નગરમાં ગયો કે ટ્રોજનસ્ત્રીઓ પોતપોતાનાં સગાં સંબંધીઓની ખબર પૂછવાને વીંટલાઈ વળીઓ. પણ તેણે કહ્યું કે ઘણા જણના ઉપર આફત તૂટી પડવાની છે માટે હાલ તો તમે સૌ દેવદહેરે જઈ પ્રાર્થના કરો.

પછી તે પોતાની માને મળ્યો. એણે કહ્યું કે ભાઇ, યુદ્ધ મૂકીને તું અહિં કેમ આવ્યો છે? ધિક્કારપાત્ર ગ્રીકપુત્રો તારાં નગરની આસપાસ લડીને ખરેખર તને ગભરાવેછે, તારી બુદ્ધિ ઊંચા કિલ્લામાં આવી જ્યુપિટરને આરાધવાની થઇ તેથી તું અહિં આવ્યો છે, પણ ઊભો રહે હું તારેમાટે દ્રાક્ષારસ લાવું છઉં તે તું દેવતાઓને ધરાવીને પી કે તારો થાક ઊતરે. હેક્ટર બોલ્યો કે મા હું દ્રાક્ષારસ નહિ પીઉં, એથી તો હું ઉશ્કેરાઇશ ને મારૂં પોતાનું શૌર્ય તથા બળ વિસરી જઇશ. વળી લોહીથી ભરેલા હાથ ધોયાવિના દેવને દ્રાક્ષારસ ધરાવવો એ કોઇ રીતે ઘટિત નથી. પણ તું હવે કુટુંબ તથા નગરની સ્ત્રીઓને લેઇને મિનર્વાના દહેરામાં જા ને તેને ઉત્તમ વાગો અર્પણ કરી પહેરાવ ને વર્ષવર્ષની

વચના બાર બળદનું બળિદાન આપ કે તે આપણા ટ્રોજનને સાનકૂળ થાય. હું પારિસને ખોળું છઉં. એને જો જમપુરીમાં જતો હું દેખું તો મારો જીવ પીડા પામતો રહે.

પછી હેક્ટર ત્યાંથી નીકળ્યો અને પારિસને મળ્યો ને બોલ્યો—રે ઓ ભ્રષ્ટબુદ્ધિ! લોક નગરની ને કિલ્લાની આસપાસ મરેછે અને તારે માટે યુદ્ધ ને ઉપયુદ્ધ નગરની ચોમેર ધગધગેછે. યુદ્ધમાંથી નાશી આવેલા કોઈને તું જોય તો તેને તું પણ ઠપકો આપેજ ને તું અહિં કેમ ભરાઈ રહ્યો છે? પણ હવે ઊઠ, શત્રુના અગ્નિથી નગર ભડકે બળવાનો સમો પાસે આવેછે. પારિસે ઉત્તર દીધો કે હેક્ટર તું મને યોગ્ય ઠપકો આપેછે પણ મારૂં સાંભળ. ટ્રોજનના ઉપર ક્રોધે ભરાઈ, હું અહિં નથી રસળતો, પણ મારી દિલગીરી મટાડવાને હું અહિં આવ્યો છઉં, પણ હવે મારી સ્ત્રીએ પણ મને પસંદ પડતા શબ્દોમાં સમજાવી યુદ્ધમાં જવાનું કહ્યું છે ને મને પણ તેમજ કરવું વધારે સારૂં જણાયછે, કેમકે જય વારાફરતી માણસને મળેછે. ઊભો રહે, હું શસ્ત્ર સજીને આવું છઉં; અથવા જા મેં તને પકડી કહાડયો જાણજે. હેક્ટરે ઉત્તર ન વાળ્યો. પણ હેલન મધુર શબ્દે બોલી: જેઠજી! હું નિર્લજ, હાનિનું મૂળ, બીકણ, કંગાલ છઉં; રે હું જન્મી ત્યારે પવને મને પહાડ ઉપર ફેંકી દીધી હોત તો પછી આમાંનું કંઇએ ન થાત. પણ જો દેવતાઓએ એ દુઃખો મારેમાટે નિર્માણજ કરી મૂક્યાં હતાં તો તમારા સરખા પુરૂષનાં ક્રોધવચન સમજતા એવા કોઇ શૂરાની હું સ્ત્રી થઈ હોત તો સારૂં થાત, પણ આ પુરૂષના વિચાર હજી સ્થિર નથી ને હવે પછી થનાર પણ નથી; અને તેનાં ફળ ભોગવવાં પડશે એમ મને લાગેછે. પણ જેઠજી આવો આ આસનપર બેસો, નિર્લજ હું ને અન્યાયી પારિસ એ બેનેલીધે તમારૂં મન અનેક શ્રમથી ગુંચવાઇ ગયું હશે.

હેક્ટર બોલ્યો—હેલન, તું વિવેક કરેછે પણ મારાથી બેસાય તેમ નથી. યુદ્ધમાં ટ્રોજનો મારી વાટ જોતા હશે ને ત્યાં મારે જલદીથી જવું જોઈએ. પણ તું હવે પારિસને સમજાવીને વહેલો મોકલી દે. હું હવે મારે ઘેર જઇ સૌને મળું છઉં કારણ કે ફરી પાછા આવવાનો મને ભરોસો નથી. એમ બોલી હેક્ટર માથાના ટોપની કલગી ફરકાવતો ફરકાવતો પોતાને ઘેર આવ્યો.

અહિં તેણે પોતાની સ્ત્રીને ખોળી પણ તે ન મળી. પછી તેણે ઊંબરમાં ઊભા રહીને દાસીઓને પૂછ્યું. એમાંની એ કે જવાબ દીધો કે તમે કહોછો તેમ તે નણંદને અથવા દેરાણી જેઠાણીને મળવા નથી ગઇ ને મિનર્વાને દહેરે પણ નથી ગઇ, પણ જ્યારે તેણે જાણ્યું કે ટ્રોજનો હાર ખાઈ પાછા હઠયા છે ત્યારે તે જુદ્ધ જોવાને બાળકુંવરને સાથે લેઈને ગાભરી ગાભરી કિલ્લા ઉપર ચડી છે. એ સાંભળી હેક્ટર ઉતાવળે પગલે ત્યાં જઇ પહોંચ્યો ને સ્ત્રીને મળ્યો.

આંડરોમાકી રડતી રડતી તેના હાથપર ઝૂલી જઈને બોલી "વિલક્ષણ પુરૂષ! તારૂં શૌર્ય તારોજ નાશ કરશે; તને તારા બાળકની ને મારી દયા નથી આવતી, હવે થોડીવારમાં ગ્રીક સઘળા તારાપર તૂટી પડીને તને મારી નાંખશે ને અમે તારાવિના રઝળીશું. તારાવિના હું રહું તેના કરતાં પૃથ્વીમાં સમાઇ જાઉં એ વધારે સારૂં છે, કેમકે તારા મરણ પછી મારે માટે બીજું શું સુખ રહેવાનું છે? માત્ર શોકજ કરવો કરમે રહેવાનો. હવે નથી મારે બાપ ને નથી મારે મા. તું જાણેજ છે કે મારા બાપને એકિલિઝે યુદ્ધમાં મારી નાંખ્યો છે, પણ ભલો તે કે તેણે તેને ન ચૂંથતાં યોગ્ય રીતે બાળ્યો છે; માને કેદ કરી હતી પણ પછી નાણું લેઈ છોડી હતી; મારા સાતે ભાઇઓને યમપુરીએ પહોંચાડ્યા છે. ઓ હેક્ટર! મા, બાપ ભાઈમાં તુંજ મને એક રહ્યો છે; પણ હવે ઓ મારા પ્રિય પતિ તું મારા ઉપર દયા આણ ને કિલ્લામાં આવી રહે; તારી સ્ત્રીને વિધવા અને બાળકને બાપ વિનાનો ન કર. આ જંગલી અંજીરીના ઝાડ આગળ થોડું એક સૈન્ય રાખ, કેમકે એ ઠેકાણેથી કિલ્લાપર ચડવાને ગ્રીક યોદ્ધાઓએ ત્રણ વાર હુમલા કર્યા છે.

હેક્ટર બોલ્યો ખરૂં કહું છઉં કે મને પણ એજ સઘળી વાતોના વિચાર થાયછે. વહાલી! પણ જો કાયર બીકણની પેઠે હું યુદ્ધમાં ન જાઉં તો ટ્રોજનપુરૂષ સ્ત્રીજનોમાં હું લજ્જિત શું મોઢું દેખાડું? વળી તેમ કરવાનું મારૂં મનજ થતું નથી, કેમકે હું સદા શૂરો છઉં ને સૌ ટ્રોજનોમાં આગળ પડી યુદ્ધ કરૂં છઉં. મેં મારા મનમાં ને આત્મામાં સારીપેઠે જાણી મૂક્યું છે કે પવિત્ર ટ્રોય અને પ્રાયમ અને પ્રાયમના શસ્ત્રનિપુણલોક સૌ મરશે તેવો દહાડો હવે પાસે આવેછે. પણ હેક્યુબા, પ્રાયમ ને મારા ભાઈઓ શત્રુઓની નીચે ધૂળમાં પટશે ને મને શોક થશે તેના કરતાં જ્યારે કોઇ ગ્રીક તને રડતી કકળતી ખસેડી લેઈ જશે ને તને દાસી કરશે ત્યારે મને ઘણુંજ વિશેષ દુઃખ થશે. પણ એ હું સાંભળું તેની અગાઉ મટોડીનો ઢગ મને ઢાંકે તેવું ઇચ્છું છઉં.

પછી હેક્ટરે પોતાના હાથ લાંબા કરીને દાસીની કેડમાં બાળક હતો તેને લેવા માંડ્યો, પણ તે પોતાના

બાપનો ભયંકર દેખાવ ( શસ્ત્રથી ને ટોપની ફૂદતી કલગીથી ) જોઇ બીન્યો ને રડવા લાગ્યો. હેક્ટરે ટોપ ઊતારી નીચે મૂક્યો ને પછી બાળકને હાથમાં લેઈ રમાડચો ને દેવતાઓની પ્રાર્થના કીધી. " એવું કરજો કે આ મારો દીકરો મારા જેવો ટ્રોજનમાં નામાંકિત થાય, મોટો બળિયો ને ટ્રોયનું રાજ્ય યશસ્વી રીતે કરે તેવો; બાપના કરતાં વધારે શૂરો છે એમ એ લોકમાં કહેવાઓ ! "

એમ કહી હેક્ટરે બાળકને આંડરોમાકીના હાથમાં આપ્યો ને એણે આંખમાં આંસુ પણ મોઢું મલકાવી તેને લીધો ને પોતાની સુવાસિત છાતી સરસો દાબ્યો. હેક્ટરે પોતાની સ્ત્રીને દયામણી જોઈ તેના ઉપર હાથ ફેરવ્યો ને પછી બોલ્યો, વહાલી તું મારે માટે તારા હૈયામાં એટલો બધો શોક ન કર. મારૂં આવી બન્યાવિના હું કોઇથી મરનાર નથી. વળી મુઓ નથી એવો જગત્‌માં કોણ છે ? કાયર ને શૂરા જન્મ્યા છે તે મરવાના છેજ. પણ હવે તું ઘેર જા, કામે વળગ ને દાસીઓને વળગાડ. હું હવે જાઉં છઉં. એમ બોલી હેક્ટર ટોપ પાછો માથે મૂકી ચાલ્યો.

વાટમાં પારિસ સાથે થયો, અને હેક્ટરે કહ્યું વિચિત્ર માણસ ! કોઈ પણ માણસ ન્યાયથી જોશે તો તે તારા યુદ્ધનાં પરાક્રમને કદી નિંદશે નહિ, તું શૂરો છે. તું તારી ઇચ્છાથી રસળતો આળસુ રહેછે ને યુદ્ધ કરવું ચહાતો નથી. પણ તારેમાટે દુઃખમાં પડેલા ટ્રોજનો તારેમાટે જ્યારે ઘણું ઘણું અપજસ ભરેલું બોલેછે ત્યારે મારી છાતીમાં બહુ દિલગીરી થઈ આવેછે. પણ હવે ચાલો, જો જ્યુપિટર સાનકૂળ થશે ને આપણે ગ્રીકને ટ્રોય આગળથી મારી કહાડીશું ને આપણે નગરમાં પાછા આવી આપણા મહેલમાં દેવતાઓને પુષ્કળ કટોરાથી નૈવેદ્ય ધરાવીશું ત્યારે આપણે બધી વાતો પાછી કરીશું.

## સર્ગ ૭ મો.

હેક્ટર ને પારિસ સંગ્રામમાં આવ્યા. એ બે જણે ને ત્રીજા ગ્લાકસે કેટલાક ગ્રીક યોદ્ધાઓને ઠાર કર્યા. એ જોઇ મિનર્વા ગ્રીકને સહાય કરવા આવવા લાગી, પણ અપાલોએ તેને અટકાવી કહ્યું કે ટ્રોજનો મરેછે તેની દયા આણતી નથી ને ગ્રીકને શક ભરેલી જીત તું અપાવવાને જાયછે? મારૂં માન ને એમાં સારૂં થશે કે આજ હવે યુદ્ધ બંધ કરાવીએ–માત્ર હેક્ટર ને કોઈ સમોવડીઓ યોદ્ધો લડે તેમ કરીએ. મિનર્વાએ તે વાત કબૂલ કરી.

અહિં રણક્ષેત્રમાં હેલિનસે હેક્ટરને કહ્યું કે સઘળાઓને બેસાડી દઇ તું ને કોઈ બીજો બે જણ લડો. એ હેક્ટરને ગમ્યું ને પછી એણે બંને સૈન્યને મધ્યભાગે આવી કહ્યું ઓ ગ્રીકજનો, જ્યુપિટર સાક્ષી છે, તમે સાંભળો. નિરર્થક સંહાર શું કરવા થવો જોઇએ ? તમારામાં જે સૌથી શ્રેષ્ઠ બળિયો હોય તે મારી સાથે યુદ્ધ કરે. જે મને જીતે તે મારૂં બખ્તર કહાડીને વહાણ ઉપર લેઇ જાય. પણ મારૂં શબ મારે ઘેર મોકલી દે અને મારે હાથે જે મરશે તેનું શબ હું તમને પાછું આપીશ.

એ સાંભળી સૌ ચૂપ થઈ રહ્યા. ના કહે તો શૌર્યને કલંક લાગે ને હા કહે તો સામો હેક્ટર છે. થોડીવાર પછી મેનલેઅસ બોલ્યો: અફસોસ ! બડાઇખોરો ! ગ્રીક સ્ત્રીઓ ! ગ્રીકપુરૂષો નહિ ! જો કોઇ નથી ઊઠતું તો હું તત્પર છઉં. આગેમેમ્નને તેને વાર્યો ને પાછો બેસાડચો. નેસ્ટરે મોટું ભાષણ કરી સૌને મોટો ઠપકો દીધો. પછી નવ યોદ્ધા તૈયાર થયા. નેસ્ટરના કહેવાથી ચીઠીઓ નંખાઇ ને તે ઉપરથી મોટો એજાક્સ હેક્ટર સામા લડવાને ઊભો થયો ને બોલ્યો–ઓ હેક્ટર તને હવે જણાશે કે અમારા ગ્રીકમાં એકિલિઝવિના બીજાઓ પણ છે. પણ હવે ચાલ આવ.

હેક્ટરે સામું કહ્યું કે જેમ અશક્ત છોકરાને અથવા સ્ત્રીને પટાવતો હોય તેમ તું મારી આગળ વાત ન કર, લડાઇનાં કામ અને માણસો કાપવાનાં કામ બંને હું જાણું છઉં, ઢાલને જમણી ડાબી કેમ ફેરવવી તે હું જાણું છઉં, ને થાકયાવિના લડ્યા કરવું એ તો હુંજ કરી શકું છઉં. ઉતાવળા ઘોડાઓના સામા ધસવામાં પણ હું કેળવાયલો છઉં. શત્રુની સામા વ્યૂહરચના કરવામાં ને યુદ્ધ કરવામાં પણ હું કુશળ છઉં. એવો છઉં માટે હું તને ચોરીથી છેતરીને ઘા કરવાને ઇચ્છતો નથી, પણ પ્રગટ રીતે બનશે તો હું તને મારીશ.

એમ બોલી તેણે પોતાનો લાંબો ભાલો ફેરવીને માર્યો ને એ એજાક્સની સાત પડની ઢાલનાં છ પડ વીંધી સાતમામાં અટકી રહ્યો. એજાક્સે માર્યો તેણે હેક્ટરના બખ્તરમાં થઇને તેનાં પહેરેલાં વસ્ત્રને ચીર્યું, પણ તરતજ હેક્ટર વાંકો વળી ગયો એટલે તેને તે લાગ્યો નહિ. પછી તેઓએ નાના ભાલા કહાડ્યા ને સિંહ અથવા રાની ભૂંડ લડતાં હોય તેમ તેઓ લડચા. હેક્ટરનો ભાલો એજાક્સની ઢાલની આરપાર ગયો, પણ તેની અણી વાંકી વળી ગઇ. પણ એજાક્સે કૂદીને જે માર્યો તે હેક્ટરની ઢાલની આરપાર ગયો ને તેને હઠાવ્યો, પણ હઠતાં તે ભાલો તેની ગરદન ઉપરથી કતરાઇ ચાલ્યો તેથી તે જરાક વાગીને

લોહી નીકળ્યું, તોપણ હેક્ટર અટકયો નહિ. જરા હઠી એક મોટો કાળો ખરબચડો પથ્થર લેઈ એજાકસની મોટી જબરી ઢાલ ઉપર માર્યો ને મોટો કડાકો થયો. એજાકસે પથ્થર લેઇ માર્યો તે સામાની ઢાલ ફોડીને ઘૂંટણને લાગ્યો. હેક્ટર પડયો, પણ અપાલોએ તેને તરત ઊભો કર્યો અને પછી તેઓ એકમેકના ઉપર ખડ્ગ ઉછાળી ઘાયલ થયા હોત, પણ એટલામાં બંને સૈન્યમાંથી દૂતોએ આવી તેમને કહ્યું કે ભાઇઓ જ્યુપિટરની તમારા બંનેના ઉપર કૃપા છે; તમે બંને યોદ્ધા છો ને એ અમે જાણીએ છૈએ. રાત થવા આવી છે ને આપણે તેની આજ્ઞા માનવી એ સારૂં છે. એજાકસ બોલ્યો કે હેક્ટર જો કહે તો હું માનવાને તૈયાર છઉં, કેમકે એણે પ્રથમ આ સઘળા ગ્રીક યોદ્ધાઓને પોતાની સાથે યુદ્ધ કરવાને તેડ્યા હતા. પછી હેક્ટર બોલ્યો કે રાત પડી છે માટે હવે આજ લડવું બંધ રાખીએ ને બીજીવાર આપણે લડીશું. પણ આવ આપણે પરસ્પર બક્ષિસો આપીએ કે કોઈ દહાડો કોઇ ગ્રીક કે કોઈ ટ્રોજન કહેશે કે કાળ પુરૂષ જેવા લડ્યા હતા, પણ પછવાડેથી મૈત્રી કરી છૂટા પડ્યા હતા.

એપ્રમાણે બોલ્યા પછી હેક્ટરે તેને એક તરવાર મ્યાન સાથે ને એક પટો એ આપ્યાં અને એજાકસે એક પટો આપ્યો. પછી તે બે યોદ્ધા પોતપોતાના સૈન્યમાં ગયા.

પછી નેસ્ટરે આગેમેમ્નનને કહ્યું કે કાલે લડાઈનું કામ બંધ રાખીને મુડદાંઓને રથમાં, બળદ ખચ્ચર ઉપર નાંખી લેઈ જઇએ ને વહાણોથી થોડેએક દૂર બાળીએ કે મુએલાંના હાડકાં ગ્રીસ લેઇ જવાય. પછી બાળ્યાને ઠેકાણે એક ચોરો કરવો ને તેની પાસે ઊંચા મિનારા બંધાવવા કે તે આપણાં ને આપણાં વહાણનાં સંરક્ષણનેમાટે કિલ્લા દાખલ કામ આવે. એ બોલવું સૌએ માન્ય રાખ્યું.

ટ્રોજનમાં એક જણે વિચાર આપ્યો કે આપણે કોલકરાર તોડીને લડ્યાં કરીએ છૈએ માટે બહેતર છે કે હેલન તથા તેની દોલત ગ્રીકને પાછી આપી દેવી. પારિસ બોલી ઊઠયો કે હું મારી સ્ત્રીને તો નહિ આપું. પણ ત્યાંથી તે જે દોલત લાવી છે તે અને વળી બીજું મારી તરફથી વધારે એ આપવાને હું કબુલ છઉં. ત્રીજાએ કહ્યું કે કાલે દૂતને મોકલી પારિસનો સંદેશો ગ્રીકને કહાવીએ ને વળી વિનંતિ કરીએ કે આજ લડાઈ બંધ રાખી મૃતકને બાળી ગતિએ પહોંચાડીએ.

બીજે દહાડે ટ્રોજનના દૂતે જઇ આગેમેમ્નન આદિકને સંદેશો કહ્યો. સૌ સાંભળી રહ્યા. પણ પછી ડાયોમીડ બોલ્યો કે કોઈએ પારિસની વાત કબૂલ ન રાખવી. એ સંદેશા ઉપરથી જણાયછે કે પારિસ જેનામાં બાળબુદ્ધિ છે તે પણ સમજેછે કે હવે ટ્રોજનોનો નાશ થવાનો દહાડો પાસે આવેછે. આગેમેમ્નને કહ્યું કે ભાઈ ગ્રીકના તો આવા વિચાર છે ને મૃતકને ગતિએ પહોંચાડવાનેમાટે તો હું ના નથી કહેતો. દૂત પાછો ગયો ને ગ્રીકોએ પોતાનાં મુડદાં બાળ્યાં ને તે ઠેકાણે ચણતર કર્યું.

દેવની સભામાં નેપ્ચ્યૂને (વરૂણે) જ્યુપિટરની આગળ ફર્યાદ ગુજારી કે ગ્રીકોએ દિવાલ બાંધી ને દેવતાઓને બળિદાન તો આપ્યું નથી. એ કામની કીર્ત્તિ જ્યાં જ્યાં સૂર્યનો પ્રકાશ છે ત્યાં ત્યાં ચાલશે ને મેં ને અપાલોએ ટ્રોયની આસપાસ દિવાલ બાંધી છે તેને હવે કોઈ સંભારશે નહિ. જ્યુપિટરે કહ્યું કે તું કેવો મૂર્ખ છે કે આવી વાત કરેછે! તારી કીર્ત્તિનો પ્રકાશ જ્યાં છે ત્યાં છેજ, તોપણ જ્યારે ગ્રીક પોતાને દેશ જાય ત્યારે તું તે દિવાલને તોડી પાડજે.

રાત પડી, ગ્રીક પોતાના કામથી પરવાર્યા ને એઓએ મોડી રાતલગી જમ્યાં કીધું ને આનંદ કીધો. ટ્રોજનોએ પણ નગરમાં તેમ કીધું ને નીરાંતે ઊંઘ લીધી.

## સર્ગ ૮ મો.

પ્રાતઃકાળ થયો અને જ્યુપિટરે દેવસભા ભરી કહ્યું કે જે દેવ અથવા દેવી ટ્રોજનને અથવા ગ્રીકને સહાય કરવા જશે તેને અપમાન સાથે શિક્ષા કરવામાં આવશે અથવા હું તેને પૃથ્વીની નીચે ઘણે દૂર ઊંડાણમાં ફેંકી દઇશ. પછી તે રથમાં બેશી ઘોડા દોડાવી ઓડા પર્વતના શિખર ઉપર પોતાના બાગમાં ટ્રોય નગરને ને ગ્રીકનાં વહાણોને જોતો બેઠો. અહિંથી તેણે પોતે ગ્રીકનાં સૈન્યની સામે ભડભડ બળતી વીજળી મોકલી. સૌ ગ્રીક યોદ્ધા ભયથી ગભરાટમાં પડ્યા, ને ટ્રોજનની સામા આવતા હતા તે પાછા હઠ્યા. પણ એટલામાં તો હેક્ટર રથ દોડાવતો આવી પહોંચ્યો.

ડાયોમીડ ને નેસ્ટર રથમાં બેશી સામા ગયા. ડાયોમીડે હેક્ટરના ઉપર ભાલો માર્યો પણ તે તેને ન લાગતાં તેના સારથીને લાગ્યો ને એ ઢળી પડયો. પણ તરતજ તેણે બીજા એકને સારથી કર્યો. પછી મોટી કતલ ચાલી ને ટ્રોજનો પાછા હઠ્યા. એ જોઈ જ્યુપિટરે વીજળી મોકલી ને એ ડાયોમીડના ઘોડાની આગળ પડી ને અહિં જમીનમાંથી બળતા ગંધકનું ભડકું દેખાયું ને ચોંકેલા ઘોડા રથ નીચે ભરાવા લાગ્યા; વળી નેસ્ટરના હાથમાંથી રાસ પડી ગઈ. નેસ્ટરે ડાયોમીડને પાછા ફરવાનું કહ્યું. એ બોલ્યો કે ખરૂં

છે, પણ કોઈ દહાડો હેક્ટર પોતાના ટ્રોજનમાં પોતાની વડાઈ ગાશે કે ડાયોમીડ મારાથી ભય પામીને વહાણમાં ભરાઈ ગયો, પણ તે વેળા પૃથ્વી મને પોતાની અંદર લેઇ લે તો સારૂં. નેસ્ટર બોલ્યો અફસોસ! તું શું બોલ્યો છે–" કદી હેક્ટર તને હિચકારો ને નામર્દ કહેશે, પણ ટ્રોજનો ને જેઓના શૂરા પતિયોને તેં ધૂળમાં લાંબા કર્યા છે તેઓની સ્ત્રીઓ હેક્ટરનું બોલવું ખરૂં નહિજ માને. પછી ઘોડા પાછા ફેરવીને બંને યોદ્ધા જીવ લેઇને જ્યાં પોતાનાં સૈન્યનો જમાવ હતો તે તરફ નાઠા.

એ જોઈ તેની પાછળ કલગી ફફડાવતો હેક્ટર દોડ્યો ને બોલ્યો–ગ્રીકે તને બહુ માન આપ્યું છે, પણ હવે તેઓ તને અપયશ આપશે. જા જા, બીકણ છોકરી!

એ સાંભળી ડાયોમીડે ઘોડા પાછા ફેરવી હેક્ટરની સામા યુદ્ધ કરવાના ત્રણવાર વિચાર કીધા ને ત્રણવાર તે ફેરવ્યા.

હેક્ટર પોતાના ટ્રોજનોને સારીપેઠે ઉશ્કેરી બોલ્યો–ધશ્યા આવો મારી પાછળ કે આપણે નેસ્ટરની સોનાની ઢાલ ને ડાયોમીડના ઘોડાની પાખર લેઇએ. પછી ટ્રોજનોએ એવો તો ધસારો કર્યો કે સઘળા ગ્રીક પોતાના ઘોડા સાથે પોતાનાં વહાણોને લગતા કાંઠા ઉપર ને જ્યાં તેઓએ દિવાલ ચણીને આસપાસ ખાઇ ખોદી હતી તેટલામાંજ ઘેરાઇ રહ્યા. જ્યુપિટરે પ્રસન્ન થઈ હેક્ટરને કીર્તિમાન કર્યો.

જૂનો તો મનમાં બળી ને ખાખ થઇ ગઇ ને એણે આગેમેમ્નનને પ્રેરણા કરી તેથીજ ગ્રીકનાં વહાણ સલામત રહ્યાં.–બાકી હેક્ટરે સંધાંને બાળી મૂક્યાં હોત.

આગેમેમ્નને વહાણમાંથી પોકાર કરી કહ્યું કે ઓ ગ્રીક, હીણા અપજશિયાઓ! તમે શરીરથીજ માત્ર શૂરા દેખાઓછો. ક્યાં ગઈ તમારી બધી પતરાજ? રે આપણે બધા એકલા એક હેક્ટરની બરાબર નથી આવતા–એ હમણા આપણાં વહાણોને બાળી નાંખશે–અરે જ્યુપિટર, આ અમારી શી દશા તેં કીધી છે! કાંઈ તો સામું જો!

જ્યુપિટરને દયા આવી ને ગ્રીક યોદ્ધાઓએ ટ્રોજન સામા ઘોડા દોડાવ્યા. પછી પાછી કતલ ચાલી ને ગ્રીકોએ કેટલાક ટ્રોજનોને માર્યા. એક ગ્રીક તો હેક્ટરને મારવાને બહુ મથ્યો, પણ તે તેમ ન કરી શક્યો, પણ માત્ર તેણે તેના સારથીને મારી પાડ્યો. હેક્ટરે રથમાંથી ઊતરી એક મોટો પથ્થર ફેંકી તેના ધનુષ્યની ચાપ તોડી ને તેનું કાંડું ભાંગી નાંખ્યું.

વળી ટ્રોજનો ઉશ્કેરાયા ને હેક્ટરે આગળ પડી ગ્રીકોને માર માર કરી નસાડ્યા ને વહાણો ઉપર ચઢી જતા કર્યા.

જૂનો ને મિનર્વા ઘણાં અકળાયાં તેથી તેઓ જ્યુપિટરની આજ્ઞા તોડીને પણ ગ્રીકને સહાય કરવા ચાલ્યાં. જ્યુપિટરે ઐરિસને મોકલી તેમને અટકાવ્યાં. એટલામાં રાત પડવા આવી. જય મેળવી ફૂલાયલા ટ્રોજનો તો કાર્ય પરિપૂર્ણ ન થયું તેથી જરા નારાજ થયા. પણ જીવ ઊડી ગયેલા ગ્રીક તો ઘણાજ રાજી થયા.

પછી હેક્ટરે પોતાના ટ્રોજનો તથા સહાયોને એકઠા કરી ભાષણ આપ્યું કે મારો વિચાર ગ્રીકનાં વહાણો બાળી તાકીદથી ટ્રોયમાં જવાનો હતો, પણ રાત પડી ગઈ એટલે તેમ થઈ શક્યું નહિ. પણ હવે રાત્રિને પણ માન આપવું જોઇએ. ઘોડાઓ છોડો ને આરામ લો. નગરમાંથી જે જોઇએ તે અણાવો ને અહિંજ ચૂલા સળગાવી ખાવાનું તૈયાર કરો. દૂતો, તમે ટ્રોયમાં જઇ ખબર કરો કે વયે આવેલા છોકરાઓ ને ઘરડાઓ સૌ રાતે જાગતા રહીને નગરની ચોકી રાખે. અહિં પણ સૌ સાવધ રહેજો. કાલે હવે જોઇએ ડાયોમીડ મને પાછો હઠાવેછે કે હું તેને મારે ભાલે વતી ભોકું છઉં ને તેનું સર્વસ્વ લૂંટી લાવું છઉં.

સૌ ટ્રોજનો તેની પ્રશંસા કરી આજ્ઞાપ્રમાણે વર્ત્તતા થયા.

## સર્ગ ૯ મો.

ગ્રીક તો ભયભીત ને શોકાતુર થઇ રહ્યા હતા તેમાં આગેમેમ્નન રાજા તો ઘણોજ ગગળી જઇ દીન થઇ ગયો હતો; તોપણ, તેણે દૂતોને આજ્ઞા કરી કે તમે ધીમે સાદે નામ દઈ યોદ્ધાઓને બોલાવી અહિં તેડી લાવો ને પોતે પણ કહેવાને નીકળ્યો. પછી તે સૌ મળ્યા ને આગેમેમ્નને રડી દીધું. ડસકાં ખાતો ખાતો તે બોલ્યો–મિત્રો ને સરદારો! દુઃખનો કાંઠો નથી. હવે આપણે બચવાના નથી. નિર્દય જ્યુપિટરે આપણને ફસાવ્યા છે ને હજી પણ આપણો કેડો લેવો મૂકી દેતો નથી. મારે નસીબે અપયશ સાથે દેશ જવાનું છે તો હવે તમે સૌ મારૂં માનો તો આપણે આપણાં વહાણ લેઇ જતા રહીએ.

સર્વ જણ અબોલ રહ્યા, પણ નિડર ડાયોમીડ બોલ્યો–હું વિવેકથી પણ મને જે ખરૂં લાગેછે તે બોલીશ, તું ક્રોધ ન કરીશ. સઘળા ગ્રીકોમાં તેંજ મને નિર્બળ ને કાયર કહી મને નાહિંમત કર્યો હતો ને એ વાત સઘળા ગ્રીક જાણેછે. જ્યુપિટરે તને રાજ્ય કરવાની સત્તા

આપી છે પણ શૌર્ય નથી આપ્યું. તારૂં મન હઠી જતું હોય તો તું જાઃ રસ્તો ખુલ્લો છે, તારાં વહાણ પણ પાસે છે. બીજા ગ્રીક તો ટ્રોયના પડતાસૂધી અહિંજ રહેશે; ને તેઓની ઇચ્છા હોય તો તેઓ પણ જાય. હું ને મારો સ્થેનિલસ બે જણાજ લઢીશું.

પછી નેસ્ટરના કહેવાથી સૌએ ભોજન કરી લીધું ને પછી વિચાર કરવા લાગ્યા. નેસ્ટર બોલ્યો કે આગેમેમ્નન, તેં એકિલિઝનું મન દુઃખવ્યું એ ઘણું ખોટું કીધું છે. એ મારા વિચારથી ઊલટું હતું, પણ તે વેળા તારો પિત્તો બહુ ઊછળતો હતો તેથી હું ઝાઝું બોલ્યો નથી, પણ હજી પણ કહું છઉં કે તેને બોલાવી આણવાનો વિચાર કર.

આગેમેમ્નન બોલ્યો—હું મારી ભૂલ કબૂલ કરૂં છઉં—મારી ભૂલ મને સાલેછે. તેજ એક બધા ટ્રોજનને પૂરો પડે તેવો છે. તમે સૌ કહો તે રીતે હું તેનું મન મનાવવાને રાજી છઉં. તમે સૌ બોલશો તેની પહેલાં હું જે આપવાનું કહું છઉં તે સાંભળો. ન વાપરેલાં એવાં સાત તો ત્રિપાયાં આસન, સોનાના દશ ટાલેંટ (પચીસેક હજાર રૂપિઆ), વીસ ચળકતા મોટા ડેગ, શરત જીતેલા એવા બાર મજબૂત ઘોડા, સ્ત્રીજાતમાં ઉત્તમ સુંદર એવી લેસબાસ ટાપુની સાત સ્ત્રીઓ ને એમાં જેનેમાટે તેને ક્રોધ ચડચો છે તે બ્રેસિસ પણ પાછી મોકલીશ—હું શપથ ખાઇને કહું છઉં કે મેં તેને મારી ભાર્યા કરી નથી, વળી ઈશ્વર કરશે ને ટ્રોય જીતીશું ને લૂંટ મળશે તેમાંથી તે સોના પિત્તળથી પોતાનાં વહાણ ભરે, ને હેલનના સરખી વીસ સ્ત્રીઓ પણ રાખે. વળી મારે ત્રણ દીકરી છે તેમાંથી તેને જે પસંદ પડે તેની સાથે તે લગ્ન કરે ને હું બીજી મોટી પેરામણીમાં સાત વસ્તીવાળાં નગર આપીશ—એ સઘળું હું આપવાને રાજી છઉં, જો તેનું મન મનાતું હોય તો.

નેસ્ટર બોલ્યો યોગ્ય છે. પણ હવે ફીનિક્સ, યુલિસિઝ, એજાક્સ ને બે દૂત તેની પાસે જાય. પછી નેસ્ટરે એઓને ઘણી ઘણી યુક્તિઓ સમજાવીને વિદાય કર્યા.

તેઓ એકિલિઝના તંબુ આગળ આવ્યા ને જોયછે તો એકિલિઝ પોતાની સુંદર વીણા વગાડેછે ને યોદ્ધાઓના યશ ગાય છે ને તેનો મિત્ર પેટ્રોક્લસ સામો બેઠેલો છે.

ફીનિક્સ વગેરેને આવતા જોઇ એકિલિઝ અચરત પામ્યો ને વીણા લેઇ એકદમ ઊઠચો. પેટ્રોક્લસ પણ ઊઠચો. એકિલિઝ બોલ્યો, આવો આવો યોદ્ધાઓ તમે મિત્રરૂપે આવોછો. કંઇ પણ મોટી જરૂર પડી છે માટે આવોછો. જો કે હું ખીજવાયલો છઉં, તોપણ સઘળા ગ્રીકમાં તમે મને સૌથી વધારે વહાલા છો.

પછી એકિલિઝે તેઓને પોતાની પાસે બેસાડચા ને પેટ્રોક્લસને કહ્યું કે શુદ્ધ દ્રાક્ષમદ્યથી કટોરા ભર—આજ મારે ઘેર મારા પ્રિય પુરૂષો આવ્યા છે. પછી સૌએ સુંદર માંસભોજન કીધું. ખાવું પીવું પત્યા પછી યુલિસિઝે પાછો કટોરો ભરીને એકિલિઝનું આરોગ્ય ઈચ્છી મદ્ય પીધો ને અથેતિ સર્વ વૃત્તાંત કહ્યું.

એકિલિઝે ઉત્તર વાળ્યો—હું કેવળ નિઃશંકપણે બોલું છઉં. જે કોઇ મનમાં કંઈ રાખીને બહાર જુદું બોલેછે તે માણસને હું ધિક્કારૂં છઉં. મને જે ઉત્તમ જણાયછે તે હું કહું છઉં. આગેમેમ્નન અથવા બીજો કોઈ ગ્રીક હવે મને વધારે સમજાવી શકશે નહિ, કારણ કે જે માણસ નિરંતર શત્રુની સામા લઢચાં કરેછે તેનો તો કોઇ ઉપકાર માનતુંજ નથી. કાયર ને શૂરો સરખો ભાગ લેછે ને સરખું માન પામેછે. જે કોઈ કંઇ કામ નથી કરતો ને જે ઘણાં કામ કરેછે તે બંને મરવાના છે; સદા મેં મારો જીવ લડાઇના જોખમમાં નાંખ્યો છે ને મારો આત્મા શોકથી બાળી નાંખ્યો છે, પણ તેથી કંઇ મને વિશેષ લાભ થયો નથી. વહાણમાં લડીને બાર અને પગે લડીને અગિયાર નગર મેં ઉજાડ કરી મૂક્યાં છે. લૂંટ લાવી લાવીને આગેમેમ્નનની આગળ મૂકી છે. પણ એણે ઘણીક પોતે રાખી ને થોડી થોડી સૌને વહેંચી આપી છે. બીજા સરદારોને આપેલું પાછું ન લેતાં તેણે મને આપેલું પાછું લીધું છે. પણ ગ્રીકોએ ટ્રોજન સાથે શું કરવા લડવું જોઈએ? શું તેઓ હેલનને માટે નથી લડતા? શું આગમેમ્નન ને તેનો ભાઈ એ બે જણજ પોતાની સ્ત્રીઓને ચાહેછે? હરકોઈ માણસ જે ભલો ને સમજુક છે તે પોતાની સ્ત્રીને ચાહેછે; ને તેપ્રમાણે, જો કે તે મારા ભાલાને બળે કેદી થઈ હતી તોપણ હું તેને મારા દિલથી ચહાતો હતો. પણ હવે જ્યારે તેણે તેને મારી પાસથી લેઈ લીધી છે ને મને દગો દીધો છે તો હવે તેણે મને શું કરવા પાછો બોલાવવો જોઇએ? તે મને મનાવી શકનાર નથી. તેણે હવે વહાણો આગળથી ટ્રોજનોને દૂર હાંકી કહાડવાને તારી સાથે ને બીજા યોદ્ધાઓ સાથે વિચાર કરવો જોઇએ. ખરેખર તેણે મારાવગર ઘણાંક કામો કર્યાં છે—કોટ બાંધ્યો છે, ખંદક કર્યું છે, પણ એથી હેક્ટર હઠવાનો નથી. જ્યાંસુધી હું લડાઇમાં હતો ત્યાંસુધી હેક્ટરથી દરવાજો છોડી આણીપાસ અવાયુંજ નથી. પણ હવે હું હેક્ટર સાથે યુદ્ધ કરવાને ઇચ્છતો નથી ને કાલે હું મારાં વહાણો ઊપાડી ગ્રીસ

જાઉં છઉં. મારે એની બક્ષિસો નથી જોઇતી, મારે એની દીકરી સાથે નથી પરણવું, હું જ્યાં જઈશ ત્યાંથી મને જેટલી જોઇએ તેટલી દોલત ને સ્ત્રીઓ મળશે. મારી માએ મને કહેલું છે કે જો તું ટ્રોજનનાં નગરની આસપાસ યુદ્ધ કરીશ તો તારી કીર્ત્તિ અમર થશે, પણ તું પાછો તારે દેશ આવવા નહિ પામે અને યુદ્ધ ન કરતાં પાછો દેશ જઈશ તો તારૂં આવરદા ઘણું વધશે. હું તમને સૌને સલાહ આપું છઉં કે તમારે પણ દેશ આવવાનો વિચાર કરવો. એપ્રમાણે મારો સંદેશો છે તે સૌને કહેજો.

પછી ફીનિક્સે આંસુ પાડીને લાંબું ભાષણ કરી તેને બહુ બહુ સમજાવ્યો, પણ એકિલિઝે કહ્યું—તારે મને એટલું બધું માન આપવાની જરૂર નથી—જ્યુપિટરે મને આપેલુંજ છે. હું મારે મારાં વહાણમાં આનંદ માનું છઉં. પણ તું હવે આગેમેમ્નનની ખાતર રડી વિલાપી મારા જીવને ગભરાવ નહિ. તેને છોડીને આવ મારી પાસે, હું પણ તને તેટલુંજ માન આપીશ.

પછી એન્જાક્સ, યુલિસિઝ ને દૂતો પાછા વળ્યા ને ફીનિક્સ તે રાતે ત્યાંજ સૂઈ રહ્યો. એઓએ જઈ આગેમેમ્નન વગેરેને સઘળું કહ્યું. સઘળા ચૂપ થઈ રહ્યા, પણ પછી ડાયોમીડ બોલ્યો: આગેમેમ્નન, તેં બક્ષિસો મોકલી તેને વધારે ક્રોધી કર્યો છે. હવે તેની વાત પડતી મૂકો—તેને ગમે તો જાય ને ગમે તો રહે; જ્યારે તે પોતાનાજ મનથી ઉશ્કેરાશે ને દેવ પ્રેરણા કરશે ત્યારેજ તે લડશે. પણ હવે હમણા તો સૌ સૂઈ જાઓ ને વહાણે વાયે પાયદળ ને ઘોડેસવાર ઉતાવળા તૈયાર થઇ રહેજો ને આગેમેમ્નન તું પણ સૌની મોખરે લડજે. પછી સૌ પોતપોતાને ઠેકાણે સૂવા ગયા.

## સર્ગ ૧૦ મો.

સઘળા સૂતા, પણ આગેમેમ્નનને ઊંઘ ન આવી. તેણે વહાણો સામા જોયું ને ખિન્ન થઈ નિમાળા પીંખી તોડી નાંખ્યા. પછી તે પોતાનો જભ્ભો પહેરી, સિંહનું ચાંમડું ઓઢી લેઈ નેસ્ટરની સાથે વિચાર કરવાને ચાલ્યો. મેનલેઅસને પણ ઊંઘ નહોતી આવી તેથી તે પણ સામો આવતો હતો. બંને ભાઈ મળ્યા. પણ પછી આગેમેમ્નન તેને પાછો વિદાય કરી પોતે એકલો ચાલ્યો. નેસ્ટરને જગાડ્યો ને પછી તે બે જણે એન્જાક્સ, ડાયોમીડ, યુલિસિઝ એઓને જગાડ્યા. એઓએ મળીને વિચાર કીધો કે આપણામાંના બે જણે છૂપા ટ્રોજનની છાવણીમાં જવું ને તેઓ શું વિચાર કરેછે તે સાંભળી આવવું. પછી ડાયોમીડે બીડું ઝડપ્યું ને એણે યુલિસિઝને સાથે આવવાનું કહ્યું.

એ બે યોદ્ધા ઉત્તમ શસ્ત્રો સજીને બે સિંહ જેવા અંધારી રાતે મુડદાં છુંદતા ને લોહીમાં પગ બોળતા ટ્રોજનની છાવણી તરફ ચાલ્યા.

ટ્રોજનની છાવણીમાં પણ સૌ જાગૃત હતા ને હેક્ટર સરદારોની આગળ બોલતો હતો કે જે કોઈ ગ્રીકનાં વહાણો આગળ જઈ તેઓ જાગેછે કે ઊંઘેછે, તેઓ દેશ જવાનો વિચાર કરેછે કે હજી લડવાનો, તેઓએ પોતાનાં વહાણ બચાવવાની ગોઠવણ કરી છે કે નહિ વગેરે વાતોની ખબર લેઈ આવશે તેને હું મોટી બક્ષિસ આપીશ. એ સાંભળી ડોલન નામે એક દૂત તે ખબર લાવવાને તૈયાર થયો ને શપથ ખાઈ નીકળ્યો.

એ ધશ્યો ચાલ્યો આવેછે એમ જોઈને ડાયોમીડ તથા યુલિસિઝ મુડદાંના ઢગલામાં સંતાઇ રહ્યા. ડોલન એક તીરવા દૂર ગયો એટલે પેલા ઊઠ્યા ને તેની પાછળ દોડ્યા. ડાયોમીડે તેને પકડી કહાડી ભાલો ઊગામી પૂછ્યું કે ઊભો રહે ને પછી તેના હાથ પકડ્યા. પણ તે રડી પડી બોલ્યો મને જીવતો રાખો, હું તમને મારા છુટકારાનું નાણું આપીશ.

પણ પછી યુક્તિવાળા યુલિસિઝે તેને ટ્રોજન સૈન્યની સ્થિતિ ને તેઓના વિચાર સંબંધી સઘળું પૂછી લીધું. છેલ્લીવારે ડોલને કહ્યું કે હવે મને વહાણો ઉપર લેઇ જાઓ અથવા હું જે બોલ્યો છઉં તે ખરૂં છે એમ તમે નક્કી કરી આવો ત્યાંસૂધી અહિં મને બાંધી રાખો.

ડાયોમીડ બોલ્યો હવે તું છટકી જવાનો વિચાર કરવો મહેલી દેજે. તું અમારા હાથમાં આવ્યો તેથી તેં સારી સારી ખબર કહી છે પણ હવે જો તને છૂટો મૂકીએ તો તેમાં અમને ઘણો ગેરફાયદો છે માટે તારે મારે હાથે મરવુંજ જોઈએ. ડોલન કરગર્યો પણ ડાયોમીડે ધશીને તેની ગરદન કાપી નાંખી. તે ડોલન પડ્યો તે ઠેકાણે નિશાની રાખી તેઓ આગળ ચાલ્યા. ટ્રોજનના સહાયમાંના કેટલાએક પોતાનાં શસ્ત્ર ઉતારી મૂકીને સૂતા હતા, તેઓને બધાને કાપી નાંખ્યા ને તેઓના સરદારના ઘોડા લેઇ પાછા પોતાના વહાણ ઉપર આવ્યા.

એ સઘળા કામમાં મિનર્વાએ સહાય કરી હતી તેથી જ્યુપિટરે તેના ઉપર ક્રોધ કર્યો ને એણે પોતે જઈ ટ્રોજનોને ઊઠાડ્યા ને એઓ જે બનાવ બન્યો તે જોઇ વિસ્મય પામ્યા.

## સર્ગ ૧૧ મો.

પ્રભાત થયું ને જ્યુપિટરે વિકરાળ કલહ દેવીને ગ્રીકનાં વહાણો ઉપર મોકલી ને એણે ગ્રીકને યુદ્ધને અર્થે સારીપેઠે પ્રેરણા કીધી.

પછી ગ્રીક ને ટ્રોજન એઓએ લડવા માંડયું ને કાપાકાપી ચાલી ને ઘણાક પડ્યા. બપોરે આગેમેમ્નન બહાર પડી ધૂમ્યો ને યોદ્ધાઓને મારતો મારતો દરવાજાની નજીક જઇ પહોંચ્યો. ટ્રોજનો હઠતા જાયછે પણ મરણીઆ થઈ લડેછે. એમાંના એકજણે આગેમેમ્નનની કોણી નીચે આરપાર ભાલો માર્યો ને એ ધ્રૂજ્યો, પણ ભાલો ખડ્ગ ને પથ્થર વાપરતો કતલ કરતો આગળ ચાલ્યો. જખમ સૂકાયું પણ દુઃખ વધ્યું ને આગેમેમ્નન ચિંતામાં પડયો. એણે સારથીને આજ્ઞા કરી કે મને વહાણ ઉપર લેઈ જા.

એને જતો દેખી હેક્ટરે પોતાના ટ્રોજનોને ઉશ્કેર્યા ને પોતે પણ ઘણાક યોદ્ધાઓનાં મસ્તક પૃથ્વીપર પાડ્યાં. એટલામાં ડાયોમીડ ને યુલિસિઝ એ બે જણ જેમ જંગલી ભૂંડ કૂતરાના ઉપર પડે તેમ ટ્રોજન ઉપર પડયા ને તેઓએ થોડીવાર તો હેક્ટરના મારથી ગ્રીકને ઊગાર્યા. ડાયોમીડે હેક્ટરના ટોપ ઉપર ઘા કર્યો પણ તે બચી ગયો ને ડાયોમીડ ધશ્યો આવેછે તે જોઈ પારિસે તેને બાણ માર્યું ને તેના જમણા પગની પાની વીંધી નાંખી. પારિસ બોલ્યો " તને મારૂં બાણ લાગ્યું છે, તે વ્યર્થ નથી ગયું, તે તારી કમરના સાંધામાં વાગ્યું હોત તો સારૂં થાત કે તારો પ્રાણ જાત; ને ટ્રોજનો જે તને સિંહ જાણી બોકડાંની પેઠે ગભરાઈ ગયાછે તેને વિસામો મળત." ડાયોમીડે ઉત્તર વાળ્યો કે " તિરંદાજ, નિંદાખોર, સ્ત્રીલંપટ સામો આવી જા, તારૂં કામઠું ને તારાં તીર કંઈજ કામ કરનાર નથી. મારા પગમાં તારૂં તીર છરકું લાગ્યું છે માટે શું તું આટલો ફૂલાઈ જાયછે? જાણે કોઈ સ્ત્રીએ અથવા મૂર્ખ છોકરાએ મને તે માર્યું હોય તેમ હું સમજું છઉં. પણ મારાં શસ્ત્રની વાત જુદી છે હો. એકાદાને લગાર કોઈ અડકે તો તે ભોકાયાવિના રહે નહિ ને તરતજ પ્રાણ લે તેવું છે." એમ તે બોલ્યો ને તરત યુલિસિઝે આવી તે તીર કહાડયું, પણ પછી તેને એટલી તો વ્યથા થઈ કે તે રથમાં ચડી બેશી વહાણ ઉપર ગયો.

હવે યુલિસિઝ એકલો પડયો. તે ટ્રોજનના ધસારાથી ગભરાયો, પણ પછી ધીટપણે મરણીઓ થઈ એક પછી એક એમ ટ્રોજનોને કાપવા લાગ્યો. એક ટ્રોજનનો ભાલો તેની ઢાલ વીંધી બખ્તરમાં પેઠો ને તેનાં પાસાંની ચામડી સોરાઈ તોપણ યુલિસિઝે તેને માર્યો. જ્યારે તેના ઉપર ટ્રોજન સામટા ધશી આવ્યા ત્યારે તેણે કુમકનેસારૂ ત્રણવાર મોટા પોકાર કર્યા.

એ સાંભળી મેનલેઅસ તથા એજાક્સ ધસતા ને કાપતા ચાલ્યા આવ્યા. હેક્ટર યુદ્ધની ડાબી બાજુએ જ્યાં નેસ્ટરના ઉપર સૌ તૂટી પડ્યા હતા ત્યાં પોતાના ચાતુર્યથી ઘૂમતો હતો. પારિસ પણ જે ત્યાંજ પોતાનાં બાણ ભાલા વાપરતો હતો તેણે એક મોટા ગ્રીક યોદ્ધાને ખભા ઉપર બાણ માર્યું તેથી તે અશક્ત થઈ પડયો ને તેને નેસ્ટર પોતાના રથમાં બેસાડી વહાણ ઉપર લેઇ ગયો.

એટલામાં એક ટ્રોજને આવી હેક્ટરને કહ્યું કે તું અહિં લડેછે પણ ત્યાં એજાક્સે ટ્રોજનોને બહુ ગભરાટમાં નાંખ્યા છે. એ ઉપરથી હેક્ટર ત્યાં ગયો ને ભાલે, ખડ્ગે ને પથ્થરે તેણે ગ્રીકને ગભરાવ્યા. એજાક્સ સામો થયો, પણ એટલામાં તે ગભરાઈ ગયો ને બાવરો બાવરો આમ તેમ જોતો ને લથડતો ને ઉપરથી પડતો માર સહન કરતો જેમ તેમ તે પોતાના સાથીઓનો જ્યાં જમાવ હતો ત્યાં આવી પહોંચ્યો.

એ મચેલું ધમસાણ ને ગ્રીકની હાર એકિલિઝ પોતાનાં વહાણની નાળ ઉપર બેશી જોયાં કરતો હતો. જ્યારે નેસ્ટરને ઘાયલ યોદ્ધા સાથે પાછો વળતો જોયો ત્યારે તેણે પોતાના મિત્ર પેટ્રોક્લસને તંબુમાંથી પોતાની પાસે બોલાવ્યો ને કહ્યું કે પ્રાણપ્રિય, હવે તેઓ મુશ્કેલીમાં આવ્યા છે ને હું ધારૂં છઉં કે મારા કાલાવાલા કરવા આવશેજ. પણ તું નેસ્ટરને પૂછી આવ કે ઘાયલ થયેલો કોણ છે? ઘોડા દોડી ગયા તેથી તેનું મોઢું મારાથી જોવાયું નહિ.

પછી પેટ્રોક્લસ ત્યાં ગયો ને નેસ્ટરે સત્કાર કરી વર્त્તમાન કહી વિશેષ આ કહ્યું કે તું એકિલિઝને સમજાવ, કદી તે ન માને તો એટલું પણ કરજે કે તને તે સંગ્રામમાં મોકલે.

નેસ્ટરના લાંબા ને અસરકારક ભાષણથી પેટ્રોક્લસની છાતીમાં જેસ્સો થઇ આવ્યો ને પછી તે ત્યાંથી ઊઠી પોતાનાં વહાણ ભણી આવવા લાગ્યો. વાટમાં તેને તેનો એક ઘાયલ મિત્ર મળ્યો. તેની સાથે થોડી ઘણી વાત કરી તેને ઊંચકી તેણે (પેટ્રોક્લસે) તેના તંબુમાં મૂક્યો ને તેની જાંઘમાંથી તીર કહાડી ઘામાં દવા ભરી લોહી વહેતું બંધ કીધું.

## સર્ગ ૧૨ મો.

હવે ટ્રોજનો તો ધશીને છેક જ્યાં ગ્રીકોએ કોટ બાંધ્યો હતો ત્યાંલગી આવી છાવણી કરી ને ખંદક ઓળંગીને કોટ તોડી પાડવાનો વિચાર કરવા લાગ્યા. ઘોડા રથ સાથે ખંદક ઓળંગી પેલીપાસ જવું ઘણું મુશ્કેલ હતું તેથી તેઓ રથ તથા ઘોડા સારથીઓને સોંપી પોતે સૌ પાયદળે થઇ પાંચ ટૂકડીમાં વહેંચાઇને ચાલ્યા.

ગ્રીકલોક વહાણમાંથી તીરનો માર ચલાવતા હતા પણ જ્યારે તેઓએ જોયું કે ખંડક ઓળંગી શત્રુ કોટ તોડવાનું કરેછે ત્યારે તેઓ એકદમ વહાણો ઉપરથી કિનારે ઊતરી પથ્થરના મારથી શત્રુ હઠાવી કોટ, તંબુ ને વહાણોનો બચવા કરવા લાગ્યા.

ટ્રોજનમાંના ઘણાક જુવાનો જે કોટ પાડવાને ને વહાણો બાળવાને બહુ આતુર હતા તેઓ પોતાનાં બખ્તરો કહાડી નાંખીને હેક્ટરની પાછળ પાછળ ચાલી આવી ખંડક આગળ ઊભા, એટલામાં ડાબી બાજૂએ એક ગરૂડ અદ્દસસ્તા સાપને મોઢામાં ઘાલી સૈન્યની મધ્યની ઉપરથી ઊડી જતો દીઠામાં આવ્યો. એઉપરથી એક સરદારે ટ્રોજનને કહ્યું કે ખંડક પાર કરવાની વાત છોડી દેવી જોઇએ. પણ હેક્ટરે તેની વાત ન માનતાં આગળ ચાલવા માંડ્યું. જ્યુપિટરે ગ્રીકના વહાણની સામા વંટોળ મોકલ્યો. એથી હેક્ટરને ઉત્તેજન મળ્યું ને એણે કોટના કેટલાએક કાંગરા ભાંગ્યા ને બહારનું ચણીઆર કામ સંધું તોડી પાડ્યું. પછી ટ્રોજનોએ દીવાલ ફોડી અંદર જવાની આશા બાંધી. એટલું છતાં ગ્રીકલોક પણ પોતાની તજવીજમાં હતા. તેઓ દીવાલમાંની બારીઓ ને તેમાંનાં બાકાંઓને પોતાની ઢાલોથી બંધ કરી જે ટ્રોજનો દીવાલ તળે આવતા તેઓને ઘાયલ કરતા.

ઘણીવાર સામસામી થયા પછી અંતે હેક્ટરે પોકાર કરી કહ્યું કે ધસો ધસો. સૌ ટ્રોજનો ને એઓ પોતાના ભાલા સાથે એકદમ દીવાલ ઉપર ચડવા મંડ્યા. પછી હેક્ટરે બે જબરાં માણસથી પણ ઊંચકીને ગાડામાં ન મૂકાય તેવો પથ્થર ઊંચકી માથા ઉપર ફેરવી એવો તો જોરમાં ફેંક્યો કે દરવાજાનાં બારણાં ચીરાઈ ગયાં ને પછી અંદર જઇ તેણે પોતાના હાથમાં બે ભાલા રાખી ગ્રીકને એટલા તો બીવાડ્યા કે તેઓ સામા થઇ શક્યા નહિ ને ટ્રોજનો કેટલાક દીવાલ ઉપર ચડીને ને કેટલાક દરવાજામાંથી અંદર પેઠા અને ગ્રીક સૌ નાશીને પોતાનાં વહાણમાં ભરાઈ ગયા.

## સર્ગ ૧૩ મો.

ટ્રોજનો ગ્રીકનાં વહાણ પાસે આવી રહ્યા છે એ જોઇ નેપ્ચ્યૂનને (વરૂણને) ગ્રીકની ઉપર દયા આવી ને પછી તેઓને હિંમતથી લડવાની પ્રેરણા કરી, કે શરમ છે જુવાનો! મને આશા છે કે તમે જો લડશો તો આપણાં વહાણો ઊગરશે. રે મને અચંબો લાગે છે કે બીકણ હરણ જેવા ટ્રોજનો જેઓએ તમારો ઘણો માર ખાધો છે તેઓ અહિં વહાણો બાળવાની તજવીજ કરેછે! તેઓ પોતાના નગરથી કેટલા દૂર આવ્યા છે! આગેમેમ્નને મોટી ભૂલ કરી છે કે એકિલિઝનું અપમાન કર્યું છે પણ એ નથી માટે શું આપણે મન દેઇ ન લડવું? તમે શૂરા છો ને કાયર બનો છો એથી હું ઘણો ક્રોધાયમાન છઉં. અરે પોચાઓ! તમે તમારી હાનિ વહેલી આણશો. તમને શરમ લાગવા જેવું ને ઠપકો આપવા જેવું છે તેનો દરેક જણ વિચાર કરો.

એ ઉપરથી બંને એજાકસ ને બીજાઓ ટ્રોજન સામા સારીપેઠે ઘૂમ્યા. તેમ જ્યુપિટરના પ્રસાદથી ટ્રોજનો પણ ભીડ્યા રહ્યા. ભારે કતલ ચાલી ને બંને તરફના ઘણાએક યોદ્ધાઓ પડ્યા. આઇડોમીનીયસે પોતાનું શ્રેષ્ઠ પરાક્રમ દેખાડ્યું. પણ ઇનિયસના ધસવાથી તે પાછો હઠ્યો. મેનલેઅસે, હેલીનસ ને પિસાંડર એ બે ટ્રોજન યોદ્ધાઓને માર્યા. ટ્રોજનો ડાબી બાજૂએ પાછા હઠ્યા પણ હેક્ટરે એજાકસોની સામા ટક્કર લીધાં કીધી, પણ પછી ગ્રીકના તીરના વરસાદથી ટ્રોજનો ગભરાટમાં પડી ગયા.

એ જોઈ એક યોદ્ધાએ હેક્ટરને કહ્યું કે તારી ચોમેર લડાઈની ગડદી મચી રહી છે અને ટ્રોજનો દીવાલ ઓળંગ્યા પછી કેટલાએક તો પોતાનાં શસ્ત્ર લેઈ આઘા ઊભા છે ને થોડાક જણ ઘણાની સામા લડેછે માટે તું પાછો આવી સૌ સરદારોને અહિં ભેગા કરી વિચાર કર કે વહાણ ઉપર જવું સારૂં છે કે સલામત પાછું હઠવું સારૂં છે. એ સૂચના હેક્ટરે માની ને પછી ટ્રોજનનાં સૈન્યમાં આવી પારિસને ધમકીથી ઉશ્કેર્યો. પારિસ ને બીજા યોદ્ધાઓ પોતપોતાનાં માણસો સાથે પાછા યુદ્ધમાં ઘૂમવાને હેક્ટરની સાથે થયા. હેક્ટરે ધસારો કર્યો, પણ એજાકસ સામો આવી બોલ્યો કે તું સૌ ગ્રીકને શું કરવા બીવડાવેછે, પાસે આવ. અમે ગ્રીક યુદ્ધમાં કુશળ નથી એમ નથી. તારો આત્મા વહાણો લૂંટવાને તલપેછે, પણ હમારા હાથ તરતજ તને પાછો કહાડશે. હેક્ટર બોલ્યો ઓ એજાકસ, મિથ્યા ગર્વ શું કરવા કરેછે? હવે સંધા ગ્રીકનો નાશ થવાનો સમો લગભગ આવી રહ્યો છે. તારી હિંમત હોય તો આવ મારા લાંબા ભાલાની સામા કે તું પૂરો થાય ને ટ્રોજનના કૂતરા તથા પક્ષી એ તારાં માંસ ચરબી ખાઇને ધરાય.

એમ બોલી હેક્ટરે પોકાર કરી સૈન્ય સાથે સામટો હલ્લો કર્યો. તેમ ગ્રીક સૈન્યે પણ શૂરા ટ્રોજનની સામા ટકાવ રાખવાના નિશ્ચયનો પોકાર કર્યો, પણ એ ગર્જના એટલી થઇ કે તે આકાશમાં જ્યુપિટરના મંદિરમાં સંભળાઇ.

## સર્ગ ૧૪ મો.

ઉન્માદ ભરી ગર્જના સાંભળીને નેસ્ટર ચોંકયો ને આગેમેમ્નનને મળવા ચાલ્યો. વાટમાં ડાયોમીડ, યુલિસિઝ, આગેમેમ્નન વગેરે ઘાયલ યોદ્ધાઓ પોતાનાં વહાણમાંથી ઉતરીને આવતા હતા તે સામા મળ્યા. પછી તેઓ વિચાર કરવા લાગ્યા–આગેમેમ્નન બોલ્યો કે હવે તો વહાણો ઉપાડવાં એજ ઘટતું છે. યુલિસિઝ બોલ્યો કે ઓ આગેમેમ્નન, તારા મોઢામાંથી એવા શબ્દ કેમ નીકળેછે ? તું દમવગરનાં લશ્કરની સરદારી કરવાને લાયક છે, અમારૂં ઉપરીપણું કરવાને નહિ. જેને માટે અમે આટલાં દુઃખ વેઠયાં છે તે કામ સિદ્ધ કર્યા વગર અમે પાછા ફરવાના નથી. તું તારે ચૂપ બેશી બીજાઓ બોલે તે સાંભળ્યાં કર. ડાયોમીડ બોલ્યો હું સૌથી નાનો છઉં માટે મારા બોલવાઉપર કોઇ ક્રોધ ન કરશો. મારૂં મત તો આ છે કે ઘાયલ છૈયે તોપણ આપણે યુદ્ધ કરવુંજ. પછી તેઓ તૈયાર થયા ને આગેમેમ્નને આગળ પડી સરદારી કીધી.

નેપ્ચ્યૂન પણ આઘો નહોતો રહ્યો. તેણે દરેક ગ્રીકને પ્રેરણા કરી સાવધ ને ચપળ કર્યા. જૂનોએ સુંદર શણગાર સજી વીનસને કહ્યું કે જે મોહિનીથી તું માણસ તથા દેવતાઓને વશ કરેછે તે મને આપ. વીનસે એક કટિમેખળા (કમરપટો) આપી ને પછી જૂનો મોહિની સ્વરૂપ ધારણ કરીને ઐડાના શિખર ઉપર ગઈ. અહિં વાટમાં યોગમાયા (નિદ્રા) મળી તેને જૂનોએ સમજાવી, પણ એણે કહ્યું કે જ્યુપિટરની આજ્ઞા થાયછે ત્યારેજ મારાથી તેની પાસે જવાયછે, જાણતી નથી એણે મને એક વાર શિક્ષા કરી હતી તે ? પછી જૂનોએ તેની ઇચ્છા પૂરી પાડવાનું વચન આપી તેને સાથે લીધી ને એ બંને જણ જ્યુપિટર પાસે ગઇ. પ્રથમ જૂનોએ જ્યુપિટરને પ્રેમ ઉપજાવ્યો ને પછી નિદ્રાએ તેને ઘેર્યો. વળી નિદ્રાએ આવી નેપ્ચ્યૂનને વર્ત્તમાન કહ્યું ને એણે પાછા ગ્રીકને વધારે ઉશ્કેર્યા.

ગ્રીકના ભાલા અચ્છી રીતે ઉછળ્યા ને હેક્ટરે પણ ખૂબ કીધી, પણ આખરે એજાકસે એક મોટો પથ્થર ફેંક્યો તેથી તે પડ્યો. શત્રુઓ તેને ઘસડી લેઇ જવાને ધશી આવ્યા, પણ એટલામાં ટ્રોજન યોદ્ધાઓએ આવી તેને ઉંચકી લેઇ રથમાં બેસાડી ટ્રોય મોકલી દીધો.

ગ્રીક યોદ્ધાઓ નાના એજાકસની સરદારી નીચે ટ્રોજનઉપર ધધડીને પડ્યા ને માર માર કરી તેઓએ ટ્રોજન સૈન્યોને વહાણો આગળથી ઘણે દૂર હઠાવ્યાં.

## સર્ગ ૧૫ મો.

જ્યુપિટર જાગ્યો એટલે ટ્રોજન પાછા હઠયા છે ને હેક્ટર ઘાયલ થયો છે એ તેણે જાણ્યું ને જૂનોને બોલાવી કહ્યું કે એ તારૂંજ કારસ્તાન છે પણ હવે જોજે. જૂનો સોગન ખાઈ બોલી કે એમાં હું કોઈ રીતે સામિલ થઇ નથી; નેપ્ચ્યૂને ગ્રીકની દયા ખાઈ ટ્રોજનોને હઠાડ્યા હશે.

જ્યુપિટર બોલ્યો કે જો તું ખરૂંજ બોલે તો જા, ઐરિસને ને અપાલોને અહિં બોલાવી લાવ. એ આવ્યાં એટલે જ્યુપિટરે પ્રથમ તો ઐરિસને આજ્ઞા કરી કે તું જઇ નેપ્ચ્યૂનને કહે કે તું ગ્રીકને સહાય કરવી મૂકી દઈ અહિં દેવસભામાં આવ અથવા સમુદ્રમાં જઈ રહે. પછી અપાલોને કહ્યું કે તું હેક્ટરને સારો કરી પાછો યુદ્ધમાં મોકલ ને તું પણ ટ્રોજનને સહાય કરજે. પછી તે બે જણ પોતપોતાનું કામ બજાવવાને ચાલ્યાં.

પછી હેક્ટરે પોતાના ટ્રોજનોને ઉશ્કેરી પાછો ગ્રીકના ઉપર ધસારો કર્યો ને તે વહાણ આગળ આવ્યો. ગ્રીકે વહાણમાંથી ને ટ્રોજને રથમાંથી છેક પાસે પાસે આવી જઈ એકમેકના ઉપર શસ્ત્ર ચલાવ્યાં.

હવે પેટ્રોક્લસ જે પોતાના મિત્રને દવા કરવાને તેના તંબુમાં રહ્યો હતો ને અનેક વાતોથી તેને રીઝવતો હતો તે ગ્રીકની હાર જોઈ ત્યાંથી ઊઠી એકિલિઝ કને જવાને લાંબાં પગલાં ભરી ચાલતો થયો હતો.

યુદ્ધમાં ટ્રોજન ટૂકડીઓ કોઈ આં વહાણ સામી ને કોઇ પેલા વહાણ સામી મચી હતી, પણ હેક્ટરે એજાક્સનીજ સામા ધમસાણ મચાવ્યું હતું. એ વખતના યુદ્ધનું પરિણામ આ થયું કે હેક્ટરે એક વહાણ પકડ્યું ને પોતાના એક સાથીને કહ્યું કે આગ લાવ ને સળગાવ. પણ જે ટ્રોજન વહાણને સળગાવવાને ધસતા હતા તેને એજાકસ ભાલાથી અટકાવતો ને બાર જણને તો તેણે વીંધી પાડ્યા.

## સર્ગ ૧૬ મો.

પેટ્રોક્લસને શોકથી ગદગદિત થયેલો ને રડતો જોઈ એકિલિઝ બોલ્યો "રે તું છોકરીની પેઠે રડેછે શા સારૂ ? તું કંઈ માઠા સમાચાર લાવ્યો છે ? આપણા કોઈ મિત્ર મરણ પામ્યા છે? અથવા ગ્રીક પોતાના અપરાધનેલીધે મરણ પામેછે તેથી શું તું રડેછે? બોલ, કહે મને." પેટ્રોક્લસ ડસકાં ખાતો બોલ્યો—ઓ મોટા શૂરા ! તું ક્રોધ ન કરીશ, શૂરા ગ્રીક હાલ ઘાયલ થઈને પોતાનાં વહાણમાં પડેલા છે ને વૈદ્યો કામે લાગેલા છેઃ પણ ઓ એકિલિઝ, તારી છાતી વજ્રની છે.

એ નિર્દય, તારા સરખો ક્રોધ મને કોઈ દહાડો પ્રભુ ન કરાવે! જો તારા સરખો પુરૂષ ગ્રીકને અઘટિત નાશમાંથી નહિ ઊગારે તો બીજો હવે પછી કોણ ઊગારશે? તને તારા બાપ પેલ્યુસે ને થેટિસ દેવીએ જન્મ નથી આપ્યો, પણ સમુદ્ર તથા ઊંચા ખડકોએ તને જન્મ આપ્યો છે ને એટલાજમાટે તારૂં મન શઠ નિર્દય છે. હવે તારા વિચારમાં કોઈ રીતે ન આવતું હોય તો મને તારા સૈન્ય સાથે મોકલ કે હું જઈ ગ્રીકને સહાય કરૂં. તારૂં બખ્તર આપ કે ટ્રોજનો જાણે કે એકિલિઝજ આવ્યો છે, ને હું નવો યુદ્ધમાં ઘૂમીશ એટલે સૌ યોદ્ધાઓને પણ હિંમત આવશે ને અમે ટ્રોજનોને મારી હઠાવી મહેલીશું.

એકિલિઝે પાછું પોતાના ક્રોધનું કહી સંભળાવ્યું પણ પછી તે બોલ્યો કે હવે જે થઈ તે થઈ. પણ હું તો નથીજ આવવાનો. તારી ઇચ્છા છે તો તું મારૂં બખ્તર, મારા રથ ઘોડા, મારૂં સૈન્ય એ સૌ લેઈને જા. પછી તેણે સૈન્યની ટૂકડીઓ બાંધી આપી, ઘણી ઘણી સલાહ આપી, મોટા ઉત્સાહથી પેટ્રોક્લસને વિદાય કર્યો.

પેટ્રોક્લસ યુદ્ધમાં સામિલ થયો ને પોતાના સૈન્યજનને બોલ્યો કે એકિલિઝના સાથીઓ ને મારા સ્નેહીઓ તમે શૂર પુરૂષ થઈ ધસજો કે પેલ્યુસના દીકરાને માન મળે ને આગેમેમ્નન પોતાથી થયેલો વાંક સારીપેઠે સમજે.

પેટ્રોક્લસ ઘાડા યુદ્ધમાં પડચો ને તેણે ટ્રોજનોનો ઘાણ કહાડવા માંડચો. તેણે ટ્રોજનોને વહાણ કનેથી દૂર કર્યા ને ભડકે બળતી આગને હોલવી નાંખી. પણ ટ્રોજનો પાછા હઠચા તેટલામાં અડધું વહાણ બળી ગયું ખરૂં. તોપણ યુદ્ધ કંઇ અટક્યું નહિ, કાપાકાપી ચાલ્યાં કીધી. પછી હેક્ટર ખશી ગયો, પણ તેનાં સૈન્યથી ઉતાવળે ખંદક ઓળંગાયું નહિ. પેટ્રોક્લસ પૂઠે પડચો, પણ ટ્રોજનોએ વિખરાઈ જઈ રસ્તાઓ ઘેરી લીધા. તોપણ તે હેક્ટરને શોધતો ધસ્યો ચાલ્યો. સારપિડન સામો થયો, એણે પેટ્રોક્લસને ભાલો માર્યો, પણ તે તેને ન લાગતાં તેનો એક ઘોડો મરણ પામ્યો. બીજો ઊગામ્યો તે પણ તેના ખભા ઉપરથી ચાલ્યો ગયો. પણ પેટ્રોક્લસે ધસીને એવો તો ફેંક્યો કે સારપિડન ભોંકાઈ ગયો ને પોતાના રથ ઘોડા આગળ લાંબો થઈ પડચો. પેટ્રોક્લસે તેની છાતી પર એડી મૂકી ભાલો ખેંચી કહાડચો ને તેનીજ સાથે તેનો જીવ પણ ગયો.

એ જોઇ તેના મિત્ર ગ્લાકસે અપાલોનું સ્મરણ કરી લિસિયન લોકને ઉશ્કેર્યા ને હેક્ટરને કહ્યું કે રે તું તારા સહાયોની દરકાર કેમ નથી રાખતો?—સારપિડન પડચો છે જો. એ મોટા સ્થંભ પડચો જાણી ટ્રોજનો શોકથી અકળાયા ને હેક્ટર ક્રોધમાં આગળ પડી પેટ્રોક્લસને મારવા ધાયો. ટ્રોજનો ગ્રીકના ઉપર ઊલટચા.

પણ જ્યુપિટરે વિચાર કીધો કે હજી થોડીવાર પેટ્રોક્લસને ઘૂમવા દેવો ને પછી હેક્ટરને ભય ઉપજાવવું. એ રથમાં બેશી ટ્રોય તરફ દોડચો ને ટ્રોજનોને પણ પોતાની પાછળ આવવાનું કહ્યું. એ દર્મિયાનમાં અપાલોએ જ્યુપિટરની આજ્ઞાથી સારપિડનના મુડદાને શસ્ત્રના ઢગમાંથી ઊપાડી લેઈ જઇ નદીમાં બોળી અમૃતનો લેપ કરી અમર વસ્ત્ર પહેરાવી ઊંઘ તથા મોત એ બેને સોંપ્યું ને કહ્યું કે એને એના રાજ્યમાં રૂડે ઠેકાણે સૂવાડી આવો.

પેટ્રોક્લસે ટ્રોજન તથા લિસિયનની પાછળ ઘોડા દોડાવ્યા ને ઘણાક યોદ્ધાઓને સંહાર્યા. તેણે ઠેઠ ટ્રોય આગળ જઈ ત્રણ વાર કિલ્લા ઉપર ચડવાનું મથન કર્યું, પણ ત્રણે વાર તેને અપાલોએ હડસેલી કહાડચો ને હેક્ટરને પ્રેરણા કરી કે જોયછે શું, પડ ધધડીને, હેક્ટર બીજા ગ્રીકને પડતા મેલી પેટ્રોક્લસનીજ પછવાડે દોડચો. એ ગ્રીકે રથમાંથી ઉતરી એક પથ્થર માર્યો, પણ તે હેક્ટરને ન લાગતાં તેના સારથીને વાગ્યો ને એ પડચો. પછી એ બિચારાને હેક્ટર માથા આગળથી ને પેટ્રોક્લસ પગ આગળથી ખેંચવા લાગ્યા; ને બીજા ટ્રોજન બીજા ગ્રીક પણ જોશથી લડ્યાં કરતા હતા.

એમ બપોરસૂધી તો ચાલ્યું, પણ સૂર્ય અસ્ત થવાનો થોડોક કાળ રહ્યો તેવે ગ્રીકની જીત થઈ. તેઓ પેલા મુડદાને ખસેડી લેઇ ગયા, પણ પેટ્રોક્લસ તો ટ્રોજનો ઉપર ધસારો કરવામાંજ પોતાનું પરાક્રમ દેખડાવતો હતો. ત્રણવાર તેણે હલ્લા કર્યા ને ત્રણ વાર મળીને તેણે નવ મોટા યુદ્ધાઓને કાપી નાંખ્યા.

પછી અપાલોએ અદર્શ રહીને પેટ્રોક્લસના ખભા તથા વાંસા ઉપર થાપટ મારી ને તેથી તેને અંધારાં આવી ગયાં ને તેનો ટોપ પડી ગયો. એ ટોપ જ્યુપિટરે હેક્ટરને આપ્યો. એક યોદ્ધો પેટ્રોક્લસને મારવાને ઉતાવળો ધસ્યો ને તેણે એક ભાલો માર્યો તેથી ઢાલ, પટા એ પડી ગયાં ને બખ્તર પણ નીકળી પડ્યું.-તોપણ તે નાશીને પોતાના સાથીઓમાં ભરાયો. પણ તરતજ હેક્ટરે આવી બરછી મારી તેને જમીનદોસ્ત કર્યો ને પછી તે (હેક્ટર) આ પ્રમાણે ગર્વથી બોલ્યો:—

"પેટ્રોક્લસ, તું અમારૂં નગર લેવાને અને ટ્રોજન સ્ત્રીઓને તારે દેશ લેઇ જવાને મથતો હતો, પણ એ તારી કેવી ઘેલાઇ હતી! પણ તેઓનાં રક્ષણનેમાટે હેક્ટરના ઘોડા ઉતાવળા યુદ્ધમાં ધસે તેવા છે ને ભાલા મારવામાં ટ્રોજનો કુશળ છે ને તેમાં હું વિશેષ છઉં. પણ હવે ગીધો તને ખાશે, હતભાગ્ય પુરૂષ! એકિલિઝ મોટો શૂરો છતે તને સહાય ન થઇ શક્યો."

પણ એને પેટ્રોક્લસે ધીમે ધીમે આ વચનો કહ્યાં—પણ હેક્ટર, તું હવે તારી બડાઈ હાંક, જ્યુપિટરે તને જય આપ્યો છે. બાકી તારા સરખા વીસ યોદ્ધા મારા ભાલાને આધીન થાત. પણ સ્મરણ રાખજે તું હવે ઘણા દહાડા કહાડવાનો નથી, તું એકિલિઝને હાથે મરીશ ને દુર્દશા પામીશ. પછી તેણે પ્રાણ મૂકયો.

હેક્ટર બોલ્યો—પેટ્રોક્લસ તું મારો નાશ થશે એવું નિર્દય ભવિષ્ય કેમ બોલેછે? કોણ જાણે આમ પણ ન થાય કે એકિલિઝ મારા ભાલાથી પડે ને પ્રાણ ખોય? પછી તેણે તેને એડીથી દાબીને ભાલો ખેંચી કહાડયો ને તેને જમીન સાથે લાંબો કર્યો. પછી હેક્ટર ત્યાંથી એકિલિઝના ઘોડાવાળા રથમાં બેશી ઓટોમીડનને મારવાને વહાણ ભણી દોડયો.

## સર્ગ ૧૭ મો.

પેટ્રોક્લસનું શબ એક ટ્રોજન યોદ્ધો ખેંચી લેઇ જતો હતો તેને મેનલેઅસે અટકાવ્યો. બંને જણે એકમેકના ઉપર ભાલા વાપર્યા, પણ તેમાં તે ટ્રોજન પડયો ને મેનલેઅસે તેનાં શસ્ત્ર ઉઠાવી લેઇ જવાની તજવીજ કીધી, પણ એટલામાં હેક્ટર પોતાનાં સૈન્ય સાથે ત્યાં ધશી આવ્યો—મેનલેઅસ ત્યાંથી ખશી એજાક્સને તેડવા ગયો.

હેક્ટરે પેટ્રોક્લસનું બખ્તર કહાડી તેના શબને પોતાના સૈન્યમાં તાણી લેઈ જવા માંડયું એવે એજાક્સ ને મેનલેઅસ આવી પહોંચ્યા. હેક્ટર ખશી રથ ઉપર ચડયો, ને દૂર જઇ તેણે પોતાનું બખ્તર ટ્રોય મોકલી એકિલિઝનું પહેર્યું—પછી તે પાછો ટ્રોજનોને ઉશ્કેરતો સંગ્રામમાં આવી ઉભો.

યુદ્ધ ચાલ્યું—ગ્રીક હઠયા ને ટ્રોજનો શબને ઘસડી લેઈ ગયા. પછી પાછું યુદ્ધ વધ્યું. ઈનિયસ તથા હેક્ટર એ બેએ એકિલિઝનો રથ લેઈ જવાનું કીધું. પણ ઘોડાઓ પેટ્રોક્લસના મરણથી શોકે એટલા તો સ્તબ્ધ થઇ રહ્યા હતા કે તે સંગ્રામથી દૂર રડતા ઉભા હતા ત્યાંથી ડગ્યાજ નહિ. પણ જ્યુપિટરને દયા આવી તેથી તેણે તે ઘોડાઓને ટ્રોજન તથા ગ્રીકના સૈન્યમાં આણી મૂકયા ને પછી સારથીએ પોતાનું પરાક્રમ દેખાડવા માંડયું. પણ ટ્રોજનોના માર આગળ ગ્રીકથી ટકાયું નહિ ને એજાક્સ પણ ગભરાયો, તોપણ ગ્રીક યોદ્ધાઓ ઘોડાને ચાબક મારી મારી વહાણ તરફ દોડાવી લેઇ ગયા.

શબને માટે યુદ્ધ તો ચાલ્યાંજ કરતું હતું, પણ મેનલેઅસે ત્યાંથી ખશી એક જણને મોકલી પેટ્રોક્લસના મરણના સમાચાર એકિલિઝને કહાવ્યા ને પોતે પાછો સંગ્રામમાં આવ્યો. અહિં એણે ને બે એજાક્સે વિચાર કર્યો. પછી બે એજાક્સે હેક્ટર તથા ટ્રોજનને ધાડા યુદ્ધમાં રોકયા, કે તરતજ મેનલેઅસ ને એક બીજો એ બે મળી શબને ઉઠાવી વહાણ આગળ લેઇ ગયા.

## સર્ગ ૧૮ મો.

એકિલિઝે પેટ્રોક્લસનું મરણ સાંભળી કલ્પાંત કીધું. ચૂલામાંની ઊની રાખોડી બબ્બે હાથે લેઇને માથામાં ઘાલી ને મોઢાપર નાંખી. કેશ પીંખી તોડી નાંખ્યા અને તે ધૂળમાં આળોટયો. દાસીઓએ પણ રડવા કકલવા માંડયું. પછી તે ભયંકર શબ્દે પોક મૂકી એવો તો રડયો કે, સમુદ્રમાંથી તેની મા થેટિસે તે સાંભળ્યું.

એ તરત આવીને પૂછવા લાગી. દીકરા, તું શાસારૂ રડેછે, તારા મનમાં શી દિલગીરી ભરાઇ છે? બોલ, મારાથી છાનું ન રાખ. જે તારી ઇચ્છા હતી તે તો જ્યુપિટરે પાર પાડીછે, હવે બીજું શું દુઃખ છે?

એકિલિઝ ડચકાં ખાતો બોલ્યો—મા, તે સઘળું જ્યુપિટરે મારે માટે કીધું છે એ ખરૂં, પણ જ્યારે હું મારા પેટ્રોક્લસને દેખવાનો નથી ત્યારે મને તેમાં શું આનંદ થવાનો છે? રે એને મેં મારા મસ્તકપ્રમાણે ગણ્યો છે ને બીજા સર્વ મિત્રમાં વધારે માન આપ્યું છે. તે મારો પેટ્રોક્લસ ગયો! હેક્ટરે તેને માર્યો ને તેણે પહેરેલું મારૂં બખ્તર ખૂંચી લીધું—મા, તું હવે તારા દીકરાનું મોહું નથી દેખવાની. હું હવે પેટ્રોક્લસને મારનાર હેક્ટર જે મારો વેરી તેને હું મારા ભાલાથી મારીશ ને ત્યાંસૂધી હું કોઇ માણસ સાથે રહેવાનો ને વહેવાર રાખવાનો નથી. થેટિસે આંસુ ઢાળી કહ્યું કે દીકરા તું પણ રે થોડા દહાડાનોજ હવે મારે તો કારણ કે હેક્ટરની પછી તારી વારી આવવાની. વળી એકિલિઝ રડતાં રડતાં બોલ્યો—પણ મા મારા મરણ પામેલા સાથીને સહાય કરવાનું મને સર્જિત નહોતું તો હવે હું હમણાજ મરૂં. તે પોતાના વતનથી કેટલે દૂર આવી મુઓ છે, રે તેણે પોતાના મોતથી ઉગરવાને મારીજ આશા રાખી હતી. પણ જ્યારે હું પાછો દેશ

જનાર નથી, જ્યારે પેટ્રોક્લસ તથા બીજા સાથીઓનું સંરક્ષણ કરી શક્યો નથી ત્યારે હવે મારે અહિં નિરર્થક વહાણમાં શું કરવા પડી રહેવું ? ક્રોધથી મોટા ડાહ્યાઓ તે કઠોર છાતીના થઈ જાયછે એવા કે તેઓને ક્રોધ મધ કરતાં વધાર મીઠો લાગેછે–આગેમેમ્નને મને ઘણો ક્રોધી કર્યો. પણ હવે તે વાત શી કરવી ? જરૂર પડી છે માટે હવે મારે મારો ક્રોધ દાબી રાખવો જોઈએ; હું હવે જઈશ, હેક્ટરને ખોળીશ, બળિયાઓ મોતને આધીન થયા છે તો તેનો હું શોક શું કરૂં ? માટે તું મને યુદ્ધમાં જવાની ના ન કહે ને કહીશ તો હું તે તારી વાત માનનાર નથી.

થેટિસે કહ્યું પણ દીકરા, દુઃખમાં આવી પડેલાં સંબંધીઓને નાશમાંથી ઊગારવાં એ કંઇ નઠારી વાત નથી. પણ સવારે હું તારેસારૂ નવું બખ્તર લેઈ આવું ત્યાંસૂધી તું માર્સની સામા યુદ્ધ કરવા જતો નહિ એમ બોલી તે પાછી સમુદ્રમાં ગઇ.

હવે મેનલેઅસ શબને ઊઠાવી વહાણ આગળ લેઈ ગયો, પણ ત્યાં હેક્ટરે આવી શબનો પગ ધરી રાખ્યો. ત્રણવાર ગ્રીકલોકે તે છોડાવ્યો ને ત્રણવાર હેક્ટરે તે પકડી ધર્યો. એ પ્રસંગે એજાક્સ હેક્ટર દૂર કરવાને બહુ બહુ મથ્યા, પણ તેઓનું ફાવ્યું નહિ.

જૂનોની મોકલેલી ઐરિસ એકિલિઝ પાસે આવીને બોલી કે ટ્રોજનો પેટ્રોક્લસના શબની દુર્દશા કરેછે તે તારાથી કેમ સહન થાયછે માટે ઊઠ. એકિલિઝે કહ્યું કે મારી માએ બખ્તરવિના જવાની ના કહીછે; ને તે વલ્કન પાસે બીજું કરાવી લાવી મને આપનાર છે. ઐરિસે કહ્યું કે તું ત્યાં આવી તારૂં મોઢું દેખાડ એટલે ટ્રોજનો ભયથી પાછા હઠશે ને થોડીવાર યુદ્ધ બંધ રહેશે. માટે, હમણા તો તું ચાલ.

એકિલિઝ ઊઠ્યો ને મિનર્વાએ તેના ખભા ઉપર પોતાની ઢાલ નાંખી. વળી તે દેવીએ તેના મસ્તકની ચોમેર સોનેરી વાદળું રાખ્યું કે જેમાંથી તેજના ભભુકા નીકળ્યા. પછી તેણે સંગ્રામમાં જઇ મોટી ગર્જના કરી ને મિનર્વાએ પણ કરી–એવી કે સૌ ટ્રોજનો ગભરાટમાં પડી ગયા. પણ જ્યારે એઓએ પિત્તળના રણકા જેવો એકિલિઝનો સાદ ઓળખ્યો ત્યારે તેઓએ પોતાના ઘોડા ફેરવી રથને વાળવા માંડ્યા–એ ગભરાટમાં બાર ટ્રોજન યોદ્ધાઓ પોતાનાજ રથ તથા ભાલાથી મરણ પામ્યા અને ગ્રીક યોદ્ધાઓએ પેટ્રોક્લસને લેઇ જઈ કરકટીઉપર સૂવાડ્યો. પછી તેની આસપાસ સૌ શોક કરતા ઊભા ને એકિલિઝે પણ આંસુ પાડતાં પોતાના પ્રાણપ્રિયની સામા ટકટક જોયાં કીધું.

પછી જૂનોએ સૂર્યને વહેલો અસ્ત કીધો ને ગ્રીક તથા ટ્રોજન યુદ્ધ કરતા બંધ થયા. રાતે ભૂત ભવિષ્યના જાણનારા પોલીડામસે હેક્ટરને કહ્યું કે હવે અહિં પડી રહેવામાં ફાયદો નથી. એકિલિઝનો આત્મા એટલો તો ઉગ્ર છે કે તે આ રણભૂમિમાંજ નહિ અટકે પણ નગર તથા નગરની સ્ત્રીઓને માટે યુદ્ધ કરતો ધશ્યો આવશે. મારૂં કહ્યું માની અહિંથી ચાલો; નહિતો સવારે એકિલિઝનાં શસ્ત્ર આગળ આપણાથી ટકી શકાવાનું નથી. હેક્ટરે ભવાં ચડાવી ઉત્તર વાળ્યો કે નગરમાં ગોંધાઈ રહેવાની તું વાત કરેછે તે મને જરા પસંદ પડતી નથી. જ્યુપિટરે આપણને સમુદ્ર કાંઠે કીર્તિ અપાવી છે માટે તેની ઇચ્છા પ્રમાણે આપણે અહીંજ રહેવું યોગ્ય છે. પણ હમણા ખાવાનું કરો ને સાવધ થઇ રહો. વહાણે વાયે આપણે વહાણ આગળ જઇ તીક્ષ્ણ યુદ્ધ કરીશું અને જો એકિલિઝ વહાણમાંથી લડશે તો તેમાં તેની હાનિજ છે. ખરેખર હું કંઈ ભયંકર શબ્દવાળા યુદ્ધમાંથી પાછાં પગલાં કરવાનો નથી, પણ હઠે ભરાઈ તેની સામા લડીશ પછી તે જય મેળવશે કે હું મેળવીશ. માર્સદેવ બંનેનો છે–કાપી નાંખનારને પણ કાપી નાંખેછે.

ગ્રીક સૌએ આખી રાત પેટ્રોક્લસનો શોક કર્યાં કીધો. એકિલિઝે ઘણુંજ આક્રંદ કર્યું; પણ પછી તેણે ને મિત્રોએ પેટ્રોક્લસને પાણીથી નવડાવી, કપડાં પહેરાવી એક બીછાના ઉપર સૂવાડી તે ઉપર સફેદ ચાદર ઓઢાડી. એકિલિઝ તેની પાસે બેશી રહ્યો.

થેટિસ વલ્કન પાસે ગઇ ને એણે બહુ શ્રમ કરી પાંચ પડની એક સુંદર ઢાલ ઘડી ને તેમાં ઘણું એક અર્થ સાથે નકશી કામ દેખાડ્યું. એવું કે દેવ ને મનુષ્ય તે જોઇ વિચાર કરે ને મર્મ સમજે; પછી તેણે અગ્નિના તેજ કરતાં વધારે તેજ મારતું એક બખ્તર બનાવ્યું; વળી એક ટોપ બનાવ્યો.

પછી વલ્કને તે ત્રણ વાનાં એકિલિઝની માની આગળ મૂક્યાં; ને એ, શકરાની પેઠે ઊડીને પાછી પૃથ્વી ઉપર આવી.

## સર્ગ ૧૯ મો.

પ્રભાત થયું કે થેટિસ એકિલિઝ પાસે આવી ને બોલી–દીકરા, આપણે દિલગીર તો ઘણા છૈએ, પણ જ્યારે દેવતાઓની ઇચ્છાથી તેમ થયું છે ત્યારે હવે એને હમણા પડી રહેવાદે; પણ આ સુંદર શસ્ત્રો પૃથ્વી ઉપર કોઈ માણસે નથી ધારણ કર્યાં તે તું કર. એમ કહી તેણે તે મૂક્યાં ને તે એવાં તો પ્રકાશિત હતાં

કે સૌ જણ ઝળકારે ઝંખવાઇ ગયા ને ભય પામી આઘા નાઠા.

એકિલિઝ બોલ્યો—શસ્ત્રો તો હું સજું છઉં, પણ માખીઓ ઘામાં પેશીને કીડા પેદા કરશે ને શબ અપવિત્ર થશે માટે એની મને બહુ ચિંતા થાયછે. થેટિસ બોલી તું શબની ચિંતા ન કર, વર્ષ દહાડો રહેશે તોપણ નહિ બગડે તેવો હું ઉપાય કરૂં છઉં, પણ તું તો હવે ઊઠ, જા ને યુદ્ધ કર. પછી થેટિસે પેટ્રોક્લસનાં નસકોરાંમાં અમૃતઔષધિ રેડી.

પછી એકિલિઝ કાંઠે કાંઠે શબ્દ કરતો ને ગ્રીક યોદ્ધાઓને જણાવતો ચાલ્યો. પછી એક ઠેકાણે તે ઊભો ને અહિં ડાયોમીડ ને યુલિસિઝ પોતાના ભાલાને ટેકી લંગડાતા આવ્યા,જેઓ હેક્ટરને ધાકે સંતાઈ રહ્યા હતા તે પણ આવ્યા ને છેલ્લે આગેમેમ્નન પણ આવ્યો. જ્યારે સૌ એકઠા થયા ત્યારે એકિલિઝ ઊંચે સ્વરે આ પ્રમાણે બોલ્યોઃ—

આગેમેમ્નન ! જેવા આજ છૈએ તેવા આપણે પ્રથમથીજ મિત્ર રહ્યા હોત તો ઘણું સારૂં હતું—રે આપણે એક છોકરીનેમાટે પ્રાણ જાય તેવો કલહ કરી ખિન્ન રહ્યા. જ્યારે મેં નગર લીધું ને વહાણમાં તેને આણી તે સમા ઉપર ડાએના દેવીએ તેને બાણ મારી કાપી નાંખી હત તો સારૂં હતું કે કલહ ઊઠતજ નહિ ને સૌ ગ્રીક આ ભુંડી દશા ન જોત. આપણા કલહથી હેક્ટરને ને ટ્રોજનોને સારૂં થયું, પણ હું ધારૂં છઉં કે એ તારા મારા સ્મરણનું ગ્રીકલોક સદા સ્મરણ રાખશે. પણ હવે એ ગઇ ગુજરી આપણે મૂકી દેઇએ—જરૂરીઆતને લીધે આપણે આપણા ખિન્ન આત્માને છાતીમાં દાબી નાંખવા પડેછે. આજ હું મારા ક્રોધનો અંત આણું છઉં ને મારે આગ્રહ ધરી સદા ક્રોધી રહેવું એ યોગ્ય પણ નથી. પણ હવે તું લંબકેશી સર્વ ગ્રીકને ઉશ્કેરી યુદ્ધમાં દોર કે તેઓની સામા લડવા આવતા ટ્રોજનોને તપાશી લેઉં.

એપ્રમાણે તે બોલ્યો ને સૌ ગ્રીક પ્રસન્ન થયા કે એકિલિઝે પોતાના ક્રોધનો ત્યાગ કર્યો. પછી આગેમેમ્નન બોલ્યો સાંભળો—તમે સૌએ મને ઠપકો આપ્યો છે, પણ મારો વાંક નથી. તે દહાડે જ્યુપિટર, વિધાત્રા અને રાત્રિની પુત્રીઓએ મારૂં મન ભમાવેલું તેથી મેં એકિલિઝનું મન દુઃખવ્યું હતું. જ્યારે હેક્ટરે આપણને વહાણો ઉપર હડશેલી મૂક્યા હતા ત્યારે હું મારૂં કરેલું અઘટિત કામ—તને માઠું લગાડેલું તે વિસારી શક્યો નથી. હું તારૂં મન મનાવવાને રાજી છઉં ને તને ઘણી ઘણી બક્ષિસો આપું છઉં પણ હમણા તો તું ઊઠ ને રણે ચઢ.

એકિલિઝ બોલ્યો તું મને બક્ષિસો આપ અથવા ન આપ, પણ, હમણા તો સંગ્રામનોજ વિચાર કરવો યોગ્ય છે. યુલિસિઝ બોલ્યો કે એકિલિઝ તું સૌને ભૂખ્યાના ભૂખ્યા સંગ્રામમાં જવાનું ના કહે. યુદ્ધ અટકાવાનું નથી ને ભૂખ્યાં સૌથી લડાવાનું નથી માટે સૌને ખાવા પીવાની જરૂર છે.

પછી યુલિસિઝ ને બીજા એઓએ આગેમેમ્નનના તંબુમાં જઈ એણે જે બક્ષિસો આપી તે લેઇ આવી એકિલિઝને આપી ને પછી સૌ ગ્રીકે આનંદથી સારીપેઠે ભોજન કીધું.

પછી ગ્રીકજનો એકદમ સામટા વહાણ ઉપરથી કિનારાપર કૂદી પડયા ને એકિલિઝ પોતાના રથ ઉપર ચઢયો.

એ વેળા જૂનોની પ્રેરણાથી તેના એક ઘોડાને વાચા થઇ—કે એકિલિઝ અમે તને સલામત લેઇ જઇશું તો ખરા, પણ હવે તારો અંત પણ પાસે આવેછે એવું તને સર્જિત છે.

એકિલિઝ ક્રોધ કરી બોલ્યો કે તું મારા મોતનું ભવિષ્ય શું કરવા બોલેછે ? તે બોલવાની તારે જરૂર નથી. હું જાણું છઉં કે હું પાછો મારે દેશ જવાનો નથી પણ અહિંઆંજ મરવાનો છઉં; તોપણ જ્યાંસૂધી ટ્રોજનો યુદ્ધથી પુષ્કળ નહિ ધરાય ત્યાંસૂધી તો હું અટકવાનો નથી.

એમ બોલી સૈન્યની આગલી હારમાંથી મોટી હાંક મારી તેણે પોતાના ઘોડાઓને ધસાવ્યા.

## સર્ગ ૨૦ મો.

જ્યુપિટરે દેવસભા ભરીને સર્વને કહ્યું કે હવે પાછું ગ્રીક ટ્રોજનોનું મોટું યુદ્ધ થાયછે માટે જેને જેનો પક્ષ કરવો હોય તે તેઓનો કરે. એકિલિઝની સામા ટ્રોજનો ટકી શકવાના નથી; થોડીવાર ઉપર ટ્રોજનો તેને દેખી ભય પામી નાઠા હતા. પણ હવે તો તે નવાં શસ્ત્ર ધારણ કરી મિત્રનું વેર લેવાને પૂર્ણ ક્રોધથી ઊછળશે; ને નિર્માણ કરેલા દિવસની પહેલાં પણ તે ટ્રોયનો કોટ પાડશે એમ મને જણાય છે. તમે સૌ જાઓ, હું અહિં બેશી જોયાં કરી મારા આત્માને આનંદ પમાડીશ.

પછી દેવ દેવીઓ પોતપોતાના પક્ષનાં સૈન્યોને પ્રેરણા કરી યુદ્ધમાં મચ્યાં, ને મોટો કોલાહલ થઇ રહ્યો. ઉપરથી જ્યુપિટરે ભયંકર ગર્જન કર્યું ને નીચેથી નેપ્ચ્યૂને પૃથ્વીને ને ઊંચા પર્વતને કંપિત કર્યા. નેપ્ચ્યૂનની સામા અપાલો, મિનર્વાની સામા માર્સ, જૂનોની સામા

રાયેના (અપાલોની બેન) ઈત્યાદિ સૌ ધૂમાધૂમ કરવા લાગ્યાં.

એકિલિઝની દાઢ હેક્ટર ઉપર હતી, પણ પ્રથમ તો અપાલોની પ્રેરણાથી ઈનિયસ એકિલિઝની સામા આવ્યો. એ વેળા જૂનોએ નેપ્ચ્યૂન તથા મિનર્વાને કહ્યું કે આપણે પણ એકિલિઝની પાસે ઊભાં રહીએ પણ નેપ્ચ્યૂને કહ્યું કે જ્યાંસૂધી માર્સ અથવા અપાલો સંગ્રામમાં પડે નહિ ત્યાંસૂધી આપણે દૂર બેશી જોયાં કરવું. પછી એક ઊંચા કોટ ઉપર એક બાજૂએ તેઓ ને તેઓના પક્ષનાં દેવ દેવીઓ બેઠાં ને બીજી બાજૂએ માર્સ તથા અપાલો ને એઓનાં પક્ષનાં બેઠાં.

ઈનિયસ ધશ્યો આવ્યો તેને એકિલિઝે કહ્યું કે તું મને મારીશ એમ સમજી સૌથી આગળ પડીને મારી સામા લડવા આવ્યો છે? તને સ્મરણ નથી થતું કે મેં તને આગળ એક વાર પાછો હઠાવ્યો હતો તે પાછો મારી સામા ફરી આવ્યોજ નહતો? હું તારા સારાનેમાટે કહું છઉં કે તું મારી સામો ન આવ, નહિતો તારી હાનિ થશે.

ઈનિયસ બોલ્યો—મને બાળક છોકરો જાણી ધમકી આપી બીવડાવીશ નહિ. મને પણ તારી પેઠે બોલતાં આવડેછે. તું કોણ કુળનો છે ને હું કોણ કુળનો છઉં તે આપણે બંને જાણીએ છૈએ. પણ જ્યુપિટર પોતાની ઇચ્છાપ્રમાણે મનુષ્યનું શૌર્ય પરાક્રમ વધારેછે ને ઘટાડેછે, પણ હવે સંગ્રામના મધ્યમાં ઊભા રહી બાળકની પેઠે વાતો કરવી અથવા સ્ત્રીઓની પેઠે મેણાં બોઠાં કરવાં એ સારૂં નથી. શબ્દથી તું મને નાહિંમતવાન કરી શકનાર નથી; આવીજા.

એમ બોલી તેણે એકિલિઝની ઢાલ ઉપર લાંબો ભાલો માર્યો. ઢાલનાં પાંચ પડમાંનાં બે વીંધાયાં પણ પછી ત્યાંજ ભાલો અટક્યો. એકિલિઝે જે માર્યો તેથી ઈનિયસની ઢાલ ભાંગીને છુંદાઈ ગઇ. ઈનિયસ ઘાથી તો ઊગર્યો પણ ભયથી સ્તબ્ધ થઇ રહ્યો. ગ્રીક તીક્ષ્ણ ખડ્ગ લેઈ ઊછળ્યો ને ટ્રોજને એક મોટો પથ્થર લેઈ બળથી સામા ફેંક્યો. ઈનિયસનો જીવ જાત ને પથ્થર એકિલિઝના ટોપ અથવા ઢાલ ઉપર પડત, પણ એટલામાં નેપ્ચ્યૂને આવી ગ્રીકની આંખે અંધારાં મૂક્યાં ને ઇનિયસની ઢાલમાંથી ભાલો કહાડી એકિલિઝના પગ આગળ મૂક્યો; વળી ઇનિયસને પૃથ્વી ઉપરથી ઊંચો કીધો ને એ, યોદ્ધાઓ તથા ઘોડાઓની ઉપર થઇને પોતાનાં સૈન્યની પાછલી હારમાં આવી ઊભો. અહિં નેપ્ચ્યૂને કહ્યું કે મૂર્ખ તું કીઆ દેવની પ્રેરણાથી એકિલિઝની સામા આવ્યો, હવે જો ફરીથી આવીશ તો વગર મોતે મરીશ. પછી નેપ્ચ્યૂને એકિલિઝની આંખ આગળથી અંધારાં દૂર કર્યાં તો એ પોતાના મનમાં વિસ્મય પામ્યો કે મેં ભાલો તો માર્યો ને તે વળી અહિં ક્યાંથી પડ્યો ને જેના ઉપર ઊગામ્યો તે ક્યાં છે? પછી તે દરેક ગ્રીકને ઉશ્કેરતો આગળ ચાલ્યો.

હવે હેક્ટરે આગળ પડવા માંડ્યું, પણ અપાલોએ કહ્યું કે હમણા બહાર ન પડતો, સૌમાં રહીને લડજે. એ ઉપરથી હેક્ટરે અંદર રહી લડ્યાં કીધું.

એકિલિઝ ત્રણ મોટા ટ્રોજન યોદ્ધાઓને કતલ કરી પ્રાયમના દીકરા પોલેડોરસના ઉપર આવ્યો. એને પણ માર્યો ને એનાં છૂટાં પડી ગયેલાં આંતરડાં હાથમાં એકઠાં કર્યાં. એ જોઇ હેક્ટરની આંખે તંમર આવ્યાં ને તે કોઈનો વાર્યો ન રહેતાં ધુંધમાં ભડકા જેવો તેજસ્વી ભાલો ફેરવતો એકિલિઝની સામા આવ્યો.

તરતજ એકિલિઝ કૂદતો કૂદતો ગર્વથી બોલ્યો, હા, જેણે મારા આત્માને ઝેરી દુઃખ દીધો છે, જેણે મારા મિત્રને મારી નાંખ્યો છે તે માણસ આ મારી પાસે ઊભોછે; હવે આપણે એકમેકથી ડરવાનું કામ નથી. પછી તેણે હેક્ટર પ્રત્યે કહ્યું કે આવ આવ પાસે આવ કે તું તારા અંતને વહેલો પામે.

કલગી કૂદાવતો હેક્ટર નિર્ભયપણે બોલ્યો—મને બાળક જાણી બોલીને મા બીવડાવ. મને પણ બોલતાં આવડેછે. હું જાણું છઉં કે તું ખરેખર બહાદુર છે ને હું તારા કરતાં ઊતરતો છઉં, પણ દેવતાઓની ઇચ્છા હશે તો હું ઊતરતો છઉં તોપણ મારા ભાલાથી તારો પ્રાણ લઈશ, કેમકે મારાં શસ્ત્રની અણી પણ તીક્ષ્ણ છે.

એમ બોલી તેણે એકિલિઝના ઉપર ભાલો ફેંક્યો, પણ મિનર્વાએ હળવે ફૂંક મારી એટલે તે ભાલો પાછો જઇ હેક્ટરના પગ પાસે આવી પડ્યો. પણ એકિલિઝ ભયંકર શબ્દ કરી પ્રચંડ ક્રોધના આવેશમાં ધશ્યો આવ્યો; પણ અપાલોએ ઘાડું ધૂમસ પાથરી દેઇ તેને અટકાવ્યો. ત્રણ વાર એકિલિઝ ઊછળ્યો ને ત્રણ વાર તેણે પોતાનો ભાલો ધૂમસ ઉપર માર્યો. ચોથી વાર ઊછળ્યો ને ન ફાવ્યો ત્યારે તે ઉતાવળું બબડ્યો કે કૂતરા તું મરણથી ઊગર્યો છે. તારૂં આવીજ બોતું હતું પણ તું ભાલાઓના સંગ્રામમાં જતા પહેલાં અપાલોની પ્રાર્થના કરેછે તેથી તેણે તારૂં સંરક્ષણ કર્યું છે. પણ વારૂ બીજી વાર મળજે તો ખરો, તને પૂરેરોજ કરી નાંખીશ, મને પણ કોઈ દેવતા સહાય કરશેજ. હમણા તો હું બીજા ટ્રોજનો ઉપર જાઉં છઉં.

પછી તેણે ટ્રોજન સૈન્યમાં ચારે પાસ ભાલો ફેરવ્યો ને ઘણાક યોદ્ધાઓને ગતઃપ્રાણ કર્યા ને તે પો-

તાને લોહીથી ખરડાઈ ગયેલો જોઈ પોતાના અજિત હાથની કીર્તિથી હરખાયો.

## સર્ગ ૨૧ મો.

એકિલિઝના મારથી ટ્રોજનો કેટલાએક નગર તરફ ને કેટલાએક સ્કામાંડર નામે નદી તરફ નાઠા. નદી તરફ નાઠા તેની પાછળ એકિલિઝ પડચો. કેટલાએક ટ્રોજનો તો નદી ઉપરના કોતરભેખડમાં ભરાઈ રહ્યા, પણ જેઓ નદી ઓળંગી જતા હતા તેમની પાછળ એકિલિઝ પણ હાથમાં તરવાર લઇને નદીમાં પડચો ને તરતાં તરતાં ઘણાંકનો ઘાણ વાળી નાંખ્યો; પણ જ્યારે તેના હાથ થાકયા ત્યારે તેણે બાર ટ્રોજનોને જીવતા નદી બહાર આણ્યા ને તેઓને બાંધીને વહાણ ઉપર મોકલાવી દીધા—આવા વિચારથી કે પેટ્રોકલસના શબની સાથે તેઓને પણ બાળી મૂકવા. પછી તેણે બીજા બે યોદ્ધાઓને માર્યા ને નદીનો દેવ તેઓનું સંરક્ષણ કરી ન શકયો માટે તેનું ઉપહાસ કર્યું. દેવ ઘણો ક્રોધે ભરાયો એટલામાં એકિલિઝ નદી તીરે આવ્યો ને પોતાના ભાલાનો પટો કરવા લાગ્યો. અહિં નદીદેવે કેટલાએક ટ્રોજનોને પોતાનું તેજ આપી એકિલિઝની સામા લડાવ્યા, પણ તેઓના પ્રાણ ગયા.

એ જોઈ નદીદેવ માણસનું રૂપ લેઈ ખીજવાઈને બોલ્યો—ઓ એકિલિઝ! તું બળમાં શ્રેષ્ઠ છે, કેમકે દેવતાઓ તને સહાય થાયછે, પણ તું હીણાં કર્મ કરેછે. મારી નદીઓ મુડદાંથી ભરાઈ ગઇ છે ને હું મારી ભરતી સમુદ્રમાં રેડી શકતો નથી ને તું સંહાર કરતો બંધ પડતોજ નથી!

એકિલિઝે ઉત્તર વાળ્યો—જ્યાંસૂધી હું ટ્રોજનોને નગરમાં નહિ ઘાલું ને હેક્ટર ને હું સામસામાં નહિ લડીએ ત્યાંસૂધી હું કોલકરાર તોડનારાં ટ્રોજનોનો સંહાર કરતો અટકનાર નથીજ.

પછી નદીદેવે અપાલોની સ્તુતિ કીધી. નદી પોતાનું પાણી વધારી હોડાઓ સાથે ધશી આવી. એક હોડો એકિલિઝની ઢાલ ઉપર પછડાયો ને તેના પોતાના પગ ઠર્યા નહિ. તેણે કૂદીને કાંઠે આવવાનો પ્રયત્ન કર્યો, પણ તેની પાછળ તે મોટા શબ્દ કરી દોડી. એપ્રમાણે નદીએ એકિલિઝનો કેડો લીધો ને તેને થકવ્યો.

એકિલિઝ રડચો ને જ્યુપિટરને વિનવવા લાગ્યો. આ નદીમાંથી ઊગારવાને કોઇ દેવ મને સહાય કેમ નથી થતું? રે મારી માના જેવી જૂઠી કોને કહું? તેણે તો મને કહ્યું હતું કે ટ્રોયના કોટ આગળ તું અપાલોનાં બાણથી મરીશ ને આ હું નદીમાં ઘેરાઈ રહી ડૂબી મરૂં છઉં. રે હેક્ટરે મને મારી નાંખ્યો હોત તો સારૂં થાત–તે આ પ્રદેશમાં મોટામાં મોટો બહાદુર છે ને બહાદુરે બહાદુરને માર્યો એમ કહેવાત.

એ ગદ્દગદ વાણી નેપ્ચ્યૂને ને મિનર્વાએ સાંભળી ને એઓએ ધીરજ આપી. પણ એટલામાં નદીદેવે પોતાના એક ભાઇની સહાયતાથી એકિલિઝને પાછો ગભરાવ્યો. પછી એકિલિઝના ઈષ્ટદેવોએ વલ્કનને મોકલ્યો ને એની સહાયતાથી એકિલિઝ સંકટમાંથી ઊગર્યો.

પછી દેવતાઓમાં પરસ્પર ઘાડું યુદ્ધ ચાલ્યું, પણ પછી અપાલો ટ્રોયનું રક્ષણ કરવા આવ્યો ને બીજા દેવતા પોતાને ધામે ગયા.

હવે એકિલિઝ માણસનો ને ઘોડાનો સંહાર કરતો આવેછે ને ટ્રોજનો ગભરાઈ જઇ અહિં તહિં નાસાનાસ કરેછે. એ સંધું પ્રાયમ રાજાએ કોટ ઉપરથી જોયું. તેણે નીચે આવી આજ્ઞા કરી કે દરવાજા ખુલ્લા કરો કે સૌ ટ્રોજનો અંદર આવી જાય ને પછી પાછા દરવાજા બંધ કરી દેજો. પછી સૌ ટ્રોજનો પાણીથી તરસ્યા ને ધૂળથી રગદોળાયલા નગરમાં આવ્યા. એકિલિઝ પણ તેમની પાછળ અંદર ધૂસ્યો હતજ, પણ અપાલોએ આજીનોર નામે એક ટ્રોજન યોદ્ધાને હિંમત આપી તેની સામા મોકલ્યો. તે એકિલિઝને આવતો દેખી ઢાલ ધરી પહાડની પેઠે અચળ ઊભો રહ્યો ને લાલો તાકી બોલ્યો:—

ઓ એકિલિઝ! તું હવે મોટી આશા રાખતો હઈશ કે આજ તું મોટા મનના ટ્રોજનોના નગરને ઊજડ કરીશ; પણ મૂર્ખ! ખરેખર હજી બહુ વિઘ્ન પાર કરવાનાં છે–નગરમાં હજી અસંખ્ય શૂરાઓ છે ને અમે અમારાં માતાપિતા, અમારી સ્ત્રીઓ ને અમારાં બાળકનેમાટે અમારા પ્રિય નગરનું સંરક્ષણ કરીશુંજ; પણ જોજે કે તું ભયંકર ને સાહસિક યોદ્ધો છે તોપણ તારૂં મોત અહિંજ છે.

એમ બોલી તેણે ભાલો માર્યો ને એ એકિલિઝના ઘૂંટણ આગળ લાગ્યો, પણ તે દેવદત્ત ઢાલવડે તેને લાગ્યો નહિ. પછી એકિલિઝે ભાલો માર્યો પણ અપાલોએ ધૂમસ પાથરી તેને વશ અપાવ્યો નહિ.

પછી અપાલો તે ટ્રોજનનું રૂપ ધારણ કરી આડે રસ્તે પેલી ભયંકર નદી તરફ નાઠો. એકિલિઝ તેની પાછળ દોડચો, પણ એ અવકાશમાં બહાર રહેલા ટ્રોજનો જેમ નસાય તેમ નાશીને નગરમાં આવ્યા ને દરવાજા બંધ થયા.

## સર્ગ ૨૨ મો.

ટ્રોજન સંધા ભય પામી નગરમાં વિશ્રાંતિ લેતા થયા ને ગ્રીક સંધા ઉમંગભેર ધશ્યા આવવા લાગ્યા, પણ હેક્ટર ટ્રોયની બહાર સીયન દરવાજા આગળ ઊભો રહ્યો.

અપાલોએ એકિલિઝને કહ્યું: હું દેવની પાછળ તું માણસ શું કરવા દોડેછે? હજી તેં જાણ્યું નથી કે હું દેવ છઉં? પણ ક્રોધી આંધળો હોયછે. તને અહિં મોકલી ટ્રોજનો નગરમાં ભરાઈ ગયા છે.

એકિલિઝ બોલ્યો—અપાલો તેં મારો તાલ બગાડ્યો. ટ્રોયમાં ભરાઈ જાત તેની પહેલાં ઘણા જણે પોતાને દાંતે પૃથ્વી ધરી હોત. તેં મને મોટી કીર્તિથી અલગ રાખ્યો. મારામાં શક્તિ હોત તો મેં તને ક્યારની શિક્ષા કરી હોત. પછી તે ઉતાવળે પગે નગર તરફ વળ્યો.

એને આવતો દેખી પ્રાયમે હેક્ટરને વિનવી વિનવીને કહ્યું કે ભાઈ તું અંદર આવ, અંદર આવીને યુદ્ધ કરજે પણ હેક્ટરે તે ન માન્યું. એની મા ઘણું કરગરી પણ કોઈ રીતે હેક્ટર સમજ્યો નહિ. જેમ ઝેરી વસ્તુ ખાઈ ખાઈને માતો બનેલો વિકરાળ સાપ માણસની વાટ જોતો હોય તેટલામાં એકાએક ક્રોધી બની જઈ ભયંકર ચળકાટ મારે ને પોતાના રાફડાની આસપાસ વીંટલાયા કરે, તેમ ન શમી જાય તેવી હિંમતવાળો હેક્ટર બૂરજના ઉપર પોતાની ચળકતી ઢાલ ટેકીને એકિલિઝની વાટ જોતો ઊભો રહ્યો; પણ તે ક્રોધમાં પોતાના જીવને આ પ્રમાણે કહેવા લાગ્યો:-

રે જો હું અંદર જઇશ તો પોલીડામસ મને ઠપકો આપશે—એકિલિઝે પ્રથમ મોહું દેખાડ્યું હતું તે દિવસની રાતે તેણે મને ટ્રોયમાં આવવાની સલાહ આપી હતી, પણ તે મેં માની નહોતી. એ મારી હઠથી ઘણાક ટ્રોજનો માર્યા ગયા છે ને ટ્રોજન પુરૂષો ને ટ્રોજન સ્ત્રીઓ મારા ઉપર નારાજ હશે ને એમાંનું કોઈ બેઅદબ થઇ બોલશે કે હેક્ટરે માત્ર પોતાનાજ બળના ઉપર વિશ્વાસ રાખીને લોકનો સંહાર કરાવ્યો છે—એ વચન મારાથી કેમ સંખાશે? પણ એકિલિઝની સામા યુદ્ધ કરી તેને મારી નગરમાં જવું અથવા નગરનેમાટે તેને હાથે મરવું એ વધારે સારૂં છે. વળી ઢાલ ભાલો બાજૂપર મૂકી દેઈ એકિલિઝને જઇ કહ્યું કે હેલનને આપીએ છેયે ને બીજું પણ ધન આપીએ છૈયે તે લો ને નગરને બચાવો. પણ એમાટે મારે વડા-મુખ્ય ટ્રોજનને પૂછવું જોઇએ ખરૂં. પણ એ બધી વાતોનો મારે શું કરવા વિચાર કરવો? વળી હું તેની પાસે જઉં ને તે દયા ન આણતાં, માન ન આપતાં મને કાપી નાંખે! પણ નહિ નહિ, અહિંઆં રહી તેની સાથે યુદ્ધજ કરવું એ સારૂં છે. પછી જોઇએ જ્યુપિટર કોને જય અપાવેછે તે.

એટલે તો ત્યાં એકિલિઝ આવ્યો. એને જોતાં વારને હેક્ટર કાંપ્યો, ઊભો રહી ન શક્યો ને ભયથી નાઠો. તરતજ એકિલિઝ તેની પછવાડે પડ્યો. જેમ શકરો બીકણ કબૂતરની પછવાડે દોડે તેમ તે દોડ્યો. જેમ શરતના ઘોડાઓ દોડે તેમ તેઓએ ત્રણ વાર પ્રાયમ રાજાની નગરીને પ્રદક્ષિણા કરી ને સૌ દેવતાઓએ તે જોયું. પછી જ્યુપિટર બોલ્યો:-

શોક કરવા જેવું છે કે હું મારા પ્રિય યોદ્ધાની પાછળ શત્રુ લાગેલો જોઉં છઉં. હું હેક્ટરનેમાટે બહુ દુઃખી છઉં; એણે મને ઘણા બળદનું બળિદાન આપ્યું છે. પણ ઓ દેવતાઓ, વિચાર કરો કે મારે એને હવે ઊગારવો કે એકિલિઝને હાથે તે મરણ પામે તેમ કરવું?

મિનર્વા બોલી—અરે પિતા, તું શું બોલેછે! જ્યારે માણસના મોતનો નિર્માણ થયેલો સમય પાસે આવ્યો છે ત્યારે તું તેને ઊગારવાને ઇચ્છેછે? ઊગાર પણ અમે સૌ દેવતાઓ તને સંમત થવાના નથી.

જ્યુપિટર બોલ્યો—પ્રિય પુત્રી, હિંમત રાખ, હું તો સહજ બોલ્યો છઉં, હું તારા ઉપર ક્રૂર થવાને ઇચ્છતો નથી, જેમ તારી ઇચ્છા હોય તેમ કર, વાર ન લગાડ. એ રીતે તત્પર હતી એવી જે મિનર્વા તેને જ્યુપિટરે પ્રેરણા કરી ને પછી તે તરતજ સંગ્રામમાં આવી.

એકિલિઝે હેક્ટરનો કેડો ન મૂક્યો. કૂતરો પહાડમાંનાં હરણના બચ્ચાને તેના ટોળામાંથી વછૂટે પાડી ઝાડી ને ખીણમાં થઈ થઇને તેની પાછળ દોડેછે અને તે બચ્ચું કાંટાની ઝાડીમાં મૂંડી ઘાલી સંતાઇ રહેછે, પણ તે કૂતરો પાછો પોતાના શિકારને ખોળી કહાડેછે; તેમ જો કે હેક્ટરે બહુ બહુ તજવીજથી એકિલિઝને ભૂલાવાનું કીધું તોપણ એ પોતાના શિકારને પકડ્યાવિના રહ્યો નહિ. છેલ્લે ફેરે હેક્ટર થાકી ગયો હતો પણ સૂર્યે તેના ઘૂંટણમાં બળ આપ્યું તેથી તે બચ્યો. એ વેળા એકિલિઝે બીજા લોકને માથું ડોલાવી ચેતાવ્યા હતા કે તમે કોઈ એને મારશો નહિ—કેમકે બીજો કોઈ ભાલો મારે તો પોતાની કીર્તિ ઓછી થાય. પણ જ્યારે ચોથી વાર તેઓ ફર્યા ને જ્યાં ઝરણો વહેતાં હતાં ત્યાં આવ્યા ત્યારે જ્યુપિટરે પોતાનાં સોનાનાં પલ્લાંનો કાંટો હાથમાં લીધો ને અક્રેકમાં એકિલિઝ તથા હેક્ટર બંનેના મૃત્યુયોગને મૂક્યા

ને તોળી જોયા તો હેક્ટરનો મૃત્યુયોગ નીચે પડ્યો ને અપાલોએ તેની આશા મૂકી.

તરતજ મિનર્વાએ આવી એકિલિઝને કહ્યું–હવે તું ઊભો રહે ને થાક ખાઈ હોશિયાર થા; હું તારી સાથે આવીને તેને સમજાવું છઉં કે તારી સન્મુખ આવી લડે.

પછી તે બે યોદ્ધા સામસામા થયા ને હેક્ટર બોલ્યો—એકિલિઝ, હવે હું નાસવાનો નથી. હવે હું તને મારીશ અથવા તું મને મારજે. પણ દેવતાઓને સાક્ષી રાખીએ કે તેઓ આપણા કરાર પળાવે. જો મારો જય થશે તો હું તારા ઉપર નિર્દય ન થતાં તારો પ્રાણ લેઇશ ને તારૂં સુંદર બખ્તર કહાડી લેઈ તારૂં શબ હું ગ્રીકને હવાલે કરીશ; તું પણ તેમ કરજે.

એકિલિઝ બોલ્યો–રે શાપિત હેક્ટર, તું કરાર કરવાની વાત મારી આગળ ન કર. સિંહ ને મનુષ્ય વચ્ચે, વરૂ ને ઘેટાં વચ્ચે ભરોસો રાખવા જોગ સંધિ હોતીજ નથી તેમ તારે મારે મૈત્રી અથવા સંધિ થવી અશક્ય છે—હવે તો આમજ કે જે પડે તેણે પોતાના લોહીથી યુદ્ધ દેવને તૃપ્ત કરવો. તારૂં જેટલું શૌર્ય હોય તેટલું તત્પર રાખજે; હવે તારે સાહસિક યોદ્ધાનું ને કળાથી ભાલો વાપરવાનું એમ બે કામ કરવાની જરૂર છે. હવે તું બચવાનો નથી, કેમકે મિનર્વા તને મારા ભાલા તળે ચાંપેછે અને તેં જે મારા સાથીઓને મારી દુઃખ દીધાં છે તેનો બદલો હું તને સામટો વાળીશ.

એકિલિઝે ભાલો ફેંક્યો પણ હેક્ટર નીચો વળી ગયો એટલે તે તેના ઉપરથી ચાલી જઇ ભોંયમાં દટાયો, પણ મિનર્વાએ તે ખેંચી કહાડી પાછો એકિલિઝને આપ્યો. એ હેક્ટરના જાણ્યામાં ન આવ્યું તેથી તે બોલ્યો—

દેવ સરખા એકિલિઝ, તું ચૂક્યો, તને હજી મારા મૃત્યુયોગની જાણ નથી પડી; તું બકીજ જાણેછે. તું શબ્દ વાપરવે ખંધો છે કે હું ભય પામી મારાં શૌર્યબળને વિસારી મૂકું પણ કદી નાસું તો મારા વાંસામાં ન મારતો, પણ ઈશ્વર તને જય અપાવે તો સામો આવી મારી છાતીમાં મારજે. પણ હવે તારી વારી છે. તું મારો ભાલો અટકાવજે હો, એમ બોલી તેણે ભાલો ફેંક્યો પણ તે ઢાલને અથડાઈ પાછો ફર્યો. એ જોઇ હેક્ટર નિરાશ થયો. એણે ડીઐફોબસને બૂમ પાડી ભાલો માગ્યો, પણ તે પાસે નહોતો એટલે કોણ આપે? ને પછી તેણે જાણ્યું કે હવે ખરેખર મારૂં મોત આવી રહ્યું છે. તોપણ હું કાયર થઈ અપયશ લેઈ નહિ મરૂં, પણ વંશજો સ્મરણ રાખે તેવાં કામ કરી મરીશ એમ તે બોલ્યો.

પછી પોતાની કમરે તીક્ષ્ણ ખડ્ગ હતું તે કહાડી જેમ ગરૂડ ઘેટાં અથવા બીકણ સસલાં ઉપર તૂટી પડેછે તેમ હેક્ટર એકિલિઝપર પડ્યો. એણે ઢાલથી પોતાનો બચાવ કર્યો પણ ઢાલના સોનાના મોગરા ઢીલા પડી ગયા. એકિલિઝે ભાલો ઊગામી નિશાન તાક્યું, પણ હેક્ટરે પેટ્રોકલસવાળું બખ્તર પહેર્યું હતું તેથી તેના શરીરનો કોઈ ભાગ ખુલ્લો નહોતો તોપણ ખભા ને ગરદનની વચમાંનો ભાગ કંઇક ખુલ્લો દેખાયો તે તાકીને એકિલિઝે ઊછળીને એવી તો બરછી મારી કે તે ગરદનની આરપાર ગઈ. હેક્ટર ધૂળમાં પડ્યો અને એકિલિઝ ફૂલાઈને ગર્વથી બોલ્યો–પેટ્રોકલસની દુર્દશા કીધી તે વેળા તું નિર્ભય હતો, કેમકે હું ત્યાં પાસે નહોતો. મૂર્ખ! હું તેનું વેર લેનાર વહાણમાં હતો, બાકી મેં તારાં ઘૂંટણ તેજ વેળા ઢીલાં કરી નાંખ્યાં હોત. પેટ્રોકલસની ઉત્તરક્રિયા ગ્રીક કરશે, પણ તને તો હવે કૂતરા તથા પક્ષીઓ ફાડી ખાશે.

હેક્ટર કેવળ હળવે સ્વરે બોલ્યો–તને તારા પ્રાણના, તારા ઘૂંટણબળના ને તારા માતાપિતાના શપથ આપી કરગરી કહું છઉં કે તું મારા શબને વહાણ આગળ લેઇ જઈ કૂતરાઓને ફાડી ખાવાને ન ફેંકીશ. મારાં માબાપ તને પુષ્કળ પિત્તળ ને સોનું આપશે તે તું લેઇ મારા શબને પાછું આપજે કે ટ્રોજનો ને તેઓની સ્ત્રીઓ મારી ઉત્તરક્રિયા કરે.

પણ એકિલિઝ ભવાં ચડાવી બોલ્યો–કૂતરા, શપથ આપી કરગર નહિ, કોઈપણ રીતે હું તારૂં માનવાનો નથી. તેં મને એટલું તો કીધું છે કે હું તારા માંસના તૂકડા કરાવ્યા વગર રહેનાર નથી.

પછી હેક્ટરે મરતાં શબ્દ કહાડ્યા કે તું નથી માનવાનો એ હું જાણતોજ હતો; ખરેખર તારામાં લોઢાનો આત્મા છે. પણ સ્મરણ રાખજે. એવો પણ દહાડો આવશે કે આ સીયન દરવાજા આગળજ પારિસ ને અપાલો એ બે તને મારશે ને તે દાહાડે તું જાણીશ કે દેવતાઓને કોપ થવાનાં કારણમાં હેક્ટર પણ છે. પછી તેણે પ્રાણ મૂક્યો.

પછી એકિલિઝ બોલ્યો–હમણા તું મર, જ્યુપિટરની ને બીજા દેવતાઓની ઇચ્છા થશે ત્યારે હું મરીશ. પછી તેણે ભાલો ખેંચી કહાડ્યો ને પોતાના હાથ લોહી લર્યા કર્યા. બીજા ગ્રીક સૌ ધાઇ આવ્યા ને તેની ભવ્ય મૂર્ત્તિ તથા મોહક સ્વરૂપ જોઇને વિસ્મય પામ્યા, પણ કોઈ ઘા કર્યા વગર રહ્યું નહિ. એકે કહ્યું કે એ હમણા કેટલો ભલો દેખાયછે કે સૌને અડકવા દેછે ને અગ્નિનાં ભડકાંથી વહાણને બાળ્યાં હતાં તે વેળા કેવો પ્રચંડ કાંતિમાન હતો!

પછી એકિલિઝે તેના પગ કતરાવ્યા ને તેમાં ચામડું ઘાલ્યું ને તે રથ સાથે બાંધ્યો ને માથું ઘસડાય તેવું રાખ્યું; અને પછી રથ હાંકી મૂક્યો.

હેક્ટરની માએ કેશ ચૂંટી નાંખ્યા, બૂરખો ફેંકી દીધો ને તે પોકેપોક મૂકી રડી. તેનો ઘરડો બાપ દયામણા જેવો ડસકાં ભરીભરીને રોયો. નગરના સૌ લોકે રડાપીટ કરી શોક કર્યો. પછી પાછાં માબાપે પથ્થર પલળે તેવા વિલાપો કર્યા.

## સર્ગ ૨૩ મો.

નગરના લોક શોક કરતા હતા ને ગ્રીક પોતપોતાનાં વહાણમાં ગયા; પણ એકિલિઝે પોતાનાં સૈન્યજનને કહ્યું કે આપણે આમના આમ પેટ્રોક્લસની પાસે જઇને શોક કરીએ–ને પછી અહિં આવી ભોજન કરીએ. પછી તેઓએ તેમ કીધું ને એકિલિઝે મિત્રના શબની પાછળ શત્રુનું શબ ઘસડાતું એવા રથે ત્રણવાર પ્રદક્ષિણા કરી નીચે ઉતરી મોટો વિલાપ કર્યો.

પછી ગ્રીકોએ મુકામે જઇ ખાવાનું કરી ખાધું ને સૌ સૂવા ગયા. એકિલિઝને ઊંઘ ન આવેથી તે એકલો સમુદ્રકાંઠે ઉદાસ ફરતો હતો એવામાં પ્રેત પેટ્રોક્લસે આવી કહ્યું કે જીવતાં તો તેં મારી કાળજી રાખી છે ને હવે તું નથી રાખતો? વહેલો વહેલો મને બાળી મૂક કે યમને ત્યાં જાઉં.

એકિલિઝે પ્રેમવચન કહી પોતાના હાથ ભેટવાને લાંબા કર્યા પણ તેટલે તે પ્રેત જતું રહ્યું.

પછી સૌ ગ્રીકે પેટ્રોક્લસને મોટા ઠાઠથી બાળ્યો. એ થઈ રહ્યા પછી એકિલિઝે સર્વ યોદ્ધાઓને કહ્યું હવે અહિં ઠરો ને ઘોડાની કુસ્તી વગેરેની રમતો રમો, હું બક્ષિસો આપું છઉં. પછી સૌએ ત્યાં રહી તેમ કીધું ને તે આનંદ પામ્યા.

## સર્ગ ૨૪ મો.

એકિલિઝે પોતાના તંબુમાં એક ખૂણે હેક્ટરના શબને રાખી મૂક્યું હતું, પણ અપાલોએ તે બગડે નહિ તેવું કર્યું હતું ને ઘસડાવાથી તે ચગદાઇ ન જાય માટે તેની આસપાસ સોનાનું પતરૂં વીંટી રાખ્યું હતું. અપાલો ને બીજા દેવતાઓ હેક્ટરની દયા ખાતા હતા ને ઇચ્છતા હતા કે એકિલિઝ તેને હવે સંતાડી દે તો સારૂં, પણ એ વિચાર જૂનો, મિનર્વા ને નેપ્ચ્યૂનને ગમતો નહોતો, કેમકે પારિસની ભ્રષ્ટબુદ્ધિને લીધે ટ્રોયનગર, ત્યાંનો રાજા ને ત્યાંના લોક એ તેઓને અળખામણાં હતાં–તે દેવીઓ જ્યારે પારિસના ઝૂંપડામાં આવી હતી ત્યારે એણે તેમને અપમાન આપ્યું હતું.

બારમે દહાડે અપાલોએ દેવસભામાં ભાષણ કર્યું ને જણાવ્યું કે એકિલિઝ હેક્ટરના શબની આટલી બધી દુર્દશા કરેછે એ તેને યોગ્ય નથી; શૂરો છે તોપણ ક્રોધમાં તે ચૈતન્ય વિનાની મટોડીને પણ અપમાન આપેછે–ને એ તમે સાંખી રહોછો એ યોગ્ય નથી.

જૂનો ક્રોધ કરી બોલી–તું જો એકિલિઝ ને હેક્ટરને સરખું માન આપેછે તો અમે કહીએ છૈયે કે હેક્ટર મનુષ્ય સ્ત્રીને ધાવ્યો છે પણ એકિલિઝ તો દેવીપુત્ર છે.

જ્યુપિટર બોલ્યો–હેક્ટર બીજા સર્વ મનુષ્યો કરતાં ટ્રોજનોના ઇષ્ટ દેવોને સૌથી વધારે વહાલો હતો ને મને પણ ઘણો વહાલો હતો. પણ હવે થેટિસને બોલાવો કે હું તેને ડાહી સલાહ આપું કે તે એકિલિઝને જઇ સમજાવે ને એ પ્રાયમ પાસેથી દંડ લેઇ હેક્ટરના શબનો છૂટકો કરે.

ઐરીસ તેડવા ગઇ. થેટિસ આવી ને જ્યુપિટરે આજ્ઞા આપી કે એકિલિઝને જઇને કહે ને હેક્ટરનું શબ રાખી મૂક્યું છે તેથી દેવતાઓ તારા ઉપર ક્રોધે ભરાયછે માટે પ્રાયમ દંડ આપવા આવે તે લેઇ હેક્ટરને આપી દેજે.

થેટિસે જઇ એકિલિઝને કહ્યું ને એણે જવાબ દીધો કે જ્યુપિટરનીજ એવી આજ્ઞા છે તો પ્રાયમ અહિં આવે, દંડ આપે ને તેનું મુડદું લેઇ જાય, એમ મા દીકરો વાતો કરેછે એટલે જ્યુપિટરે ઐરિસને પ્રાયમ પાસે મોકલી ને એણે પ્રાયમને સમજાવ્યો ને એણે દંડનો અવેજ નક્કી કરી ખચ્ચરના રથ ઉપર ભરાવ્યો. એ પ્રસંગે પ્રાયમે ને તેની રાણીએ ઘણોક શોક કર્યો.

પછી પ્રાયમ રથમાં બેસવા નીકળ્યો. ઉપરથી જ્યુપિટરે તેની સ્થિતિ જોઇ દયા આણી મર્ક્યુરીને કહ્યું કે તું પ્રાયમને વહેલો વહેલો કોઈ ન જાણે તેમ એકિલિઝને તંબુએ પહોંચાડ, નહિતો કોઇ ગ્રીક વળી તેને અપમાન આપશે. એ ઉપરથી મર્ક્યુરી માર્ગમાં પ્રાયમને મળ્યો ને તેની પતીજ કરી પોતે ઘોડા હાંકી ખચ્ચરનામાં વિશેષ ગતિ આપી પ્રાયમને તંબુમાં મૂક્યો ને તે બોલ્યો તું હવે એકિલિઝને પગે પડજે, દંડ આપજે ને તે શબ આપશે એટલે હું તને લેવાને આવીશ ને તારા નગરમાં તને મૂકીશ. એમ કહી તે અદર્શ થયો ને પછી પ્રાયમ એકિલિઝને કરગરીને બોલ્યોઃ—

ઓ એકિલિઝ દેવતાના સરખા, તારા પિતાને સંભાર; તે મારી વયનો વૃદ્ધ છે; આજુબાજુના પડોશીઓ તેને સતાવતા હશે ને યુદ્ધ તથા નાશને દૂર રાખવાને તેની પાસે કોઇ નહિ હોય, તોપણ તે તું જીવતો છે એવું સાંભળી પોતાના મનમાં પ્રસન્ન રહેતો હશે ને

તારી આવવાની વાટ જોતો હશે. પણ હું દુર્દૈવ છઉં. મારા શૂરવીર પુત્રોમાં હવે કોઇ રહ્યા નથી. જ્યારે ગ્રીક અહિં આવ્યા ત્યારે મારે પચાસ હતા ને એમાંના ઘણાકનો મારો ઘાણ વાળ્યો છે, પણ હેક્ટર મારો સૌથી વહાલો ને માનીતો જેણે નગરનું ને અમારૂં રક્ષણ કીધું ને જે પોતાના દેશનેમાટે યુદ્ધ કરતો હતો તેને તેં મારી નાંખ્યો છે. એને લેવાને માટે હું દંડનો અવેજ લેઇ તારી પાસે આવ્યો છઉં. રે એકિલિઝ, તું દેવોને માન આપ ને તારા પિતાનું વિચારી મારા ઉપર દયા કર; કારણ કે હું વધારે કંગાલ છઉં કે જે કોઇ પણ મનુષ્ય સહન ન કરી શકે તેવું મેં કર્યું છે—મારા દીકરાના મારનારના હાથને મેં મારા મુખ આગળ ધરી ચુંબન કર્યું છે.

એમ પ્રાયમ બોલ્યો, પણ એથી એકિલિઝને પોતાના પિતાનેમાટે લાગ્યું. તેણે પ્રાયમનો હાથ પકડી દૂર ખસેડ્યો. ત્યાં પ્રાયમ પોતાના દીકરાનેમાટે એકિલિઝને પગે પડી ઘણું રડ્યો. એકિલિઝ પોતાના બાપને ને પેટ્રોક્લસને સંભારી રડ્યો ને આખા ઘરમાં શોક વશી રહ્યો. જ્યારે એકિલિઝ પુષ્કળ શોક કરી રહ્યો ત્યારે તેણે ઊઠીને વૃદ્ધ રાજાને પોતાને હાથે ઉઠાડ્યો ને પળિયાં આવેલું માથું ને પળિયાં આવેલી દાઢી એ બેની દયા ખાઈ બોલ્યો–

શોકપાત્ર દીનપ્રાણી તેં બહુ બહુ દુઃખ સહન કર્યાં છે. જેણે તારા ઘણા ને શૂરા દીકરાઓને કાપી નાંખ્યા છે તેની દૃષ્ટિ આગળ આવવાની તું શી રીતે હિંમત કરી શક્યો? ખરેખર તારૂં હૈયું વજ્રનું છે. પણ હવે બેસ, શોકને ટાળ, શોક કરવાથી કંઈ વળવાનું નથી.

પ્રાયમ બોલ્યો–જ્યાંસૂધી હેક્ટર તારા તંબુમાં છે ત્યાંસૂધી તું મને બેસવાનું ન કહે; પણ જેમ બને તેમ ઉતાવળો તેનો છૂટકો કર; અને જે દંડ અવેજ અમે લાવ્યા છૈયે તે આ લે; ને એ તું સલામત વતનમાં જઇ ભોગવ.

એકિલિઝ બોલ્યો–વૃદ્ધ માણસ, હવે તું વધારે બોલીને મને ખીજવ નહિ. પછી એકિલિઝે ને તેનાં બે માણસોએ મળીને ઘોડા છોડ્યા ને હેક્ટરના શબને ધોવડાવી તેલનો લેપ કરાવી સુંદર ડગલો પહેરાવ્યો ને પછી તેને ઊઠાવી સુંદર રથમાં બેસાડ્યો. પછી એકિલિઝે પ્રાયમને કહ્યું કે તારી ઇચ્છાપ્રમાણે મેં તારા દીકરાનો છૂટકારો કર્યો છે, શોક કરવો મૂકી દે. વૃદ્ધ માણસ ચાલ હવે આપણે ખાઈ લેઈએ. તારા દીકરાને ટ્રોય લેઈ જઇને પછી તું શોક કરજે.

પછી તેઓએ ભોજન કર્યું. એકિલિઝ આવો મોટો છે એ વિચારમાં પ્રાયમ આશ્ચર્યથી તેના સામું જોયાં કરતો હતો ને પ્રાયમનું પ્રિયકર મુખ જોતાં તથા તેની વાતો સાંભળતાં એકિલિઝ આશ્ચર્ય પામતો હતો. એ બોલ્યો કે હેક્ટરની ક્રિયાનેસારૂ તારે કેટલા દહાડા જોઈએ કે તેટલા દહાડા હું શાંત રહું ને મારા લોકને પણ અટકાવું. પ્રાયમ બોલ્યો અગિયાર દિવસ તો જોઇએજ, પછી જરૂર પડશે તો અમે બારમે દહાડે યુદ્ધ કરીશું. એકિલિઝ બોલ્યો ઓ વૃદ્ધ પ્રાયમ, તું કહેછે તેટલા દહાડા હું યુદ્ધ બંધ રાખીશ.

એમ વાતો થયા પછી પ્રાયમ ને બીજાઓ, તંબુનાં આંગણાં આગળ ચોરાઉપર સૂતા ને એકિલિઝ અંદર સૂતો.

સૌ ઊંઘમાં છે એમ જોઇ મર્ક્યુરી દેવે ઘોડા તથા ખચ્ચર રથે તથા ગાડે જોડ્યા ને પ્રાયમને રથમાં બેસાડ્યો. પછી પ્રાયમના રથને તથા શબવાળા રથને હાંકી માર્ગમાં નદી આવી તે પાર કરી. અહિંથી દેવ પોતાને ધામે ગયો. સવાર થયું કે પ્રાયમ નગરમાં આવ્યો. લોકની ઠઠ મળી ને રડારડ થઈ રહી. પછી શબને મહેલમાં એક સુંદર શૈય્યા ઉપર મૂક્યું. આંડરોમાકીએ પોતાના પતિના મસ્તકને બે હાથે ઝાલી વિલાપ કીધો. પછી હેક્યુબાએ ને પછી હેલને વિલાપ કર્યો. ફરીથી સૌ લોક મળ્યા ને પોક મૂકી રડ્યા.

પછી વૃદ્ધ પ્રાયમ બોલ્યો–ઓ ટ્રોજનો, હવે તમે લાકડાં લેઈ આવો, ગ્રીક સંતાઇ રહ્યા હશે ને તમને મારશે એ ભય રાખશો નહિ; એકિલિઝે મને વચન આપ્યું છે કે બારમા દહાડાનું વહાણું વાશે ત્યાંલગી હું યુદ્ધ બંધ રાખીશ.

નવ દહાડા લગી તો તેઓએ લાકડાં આણ્યાં કીધાં ને દશમે દહાડે હેક્ટરને થયાવિધિ રાજઠાઠથી બાળ્યો. અગિયારમે દહાડે તેઓએ ચિતા છાંટી ને ભાઈ તથા મિત્રોએ તેનાં ધોળાં હાડકાં એકઠાં કરી એક સોનાના કુંભમાં મૂક્યાં ને પછી કુંભને જાંબુઆ રંગના વસ્ત્રમાં લપેટી ખાડામાં દાટ્યો ને તે ઉપર પથ્થરો પાથર્યા ને સૌએ પોક મૂકીને છેલ્લો શોક કીધો. પછી તે ઉપર તેઓએ ઉતાવળથી દેવડી ચણી લીધી ને ત્યાં આસપાસ રખવાળ રાખ્યા કે કોઈ ઉદ્ધત ગ્રીક તે ઠેકાણાને અપમાન ન આપે. પછી પ્રાયમે નગર જમાડ્યું ને સૌએ શોક મૂક્યો.

એપ્રમાણે ઇલિયડનો સાર છે. ઇલિયડમાં મુખ્ય નાયક એકિલિઝ છે. તે મોટો શૂર ને માનતૃષ્ણ પુરૂષ હતો. તેનામાં જેમ માનની તૃષ્ણા વિશેષ હતી તેમ તે માનભંગ થયેથી પ્રચંડ ક્રોધ ને અશામ્ય વેરમાં નિર્દ-

ચ ને કનિષ્ટ કર્મે કરવાને પ્રવૃત્ત થતો. આગેમેમ્નનની સાથે થયેલા કલહથી તેણે પેટબળ્યો ગામ બાળે તેવું કીધું ને ઘણાક દેશીઓનો સંહાર કરાવ્યો; વિકરાળ સાહસથી તેણે ટ્રોજનોનો નદીમાં પણ ઘાણ વાળ્યો અને હેક્ટરના શબને રથ સાથે ઘસડી તેણે કાળા વેરની પૂર્ણાહુતિ કરી. એકિલિઝ યુદ્ધમાં પ્રવીણ તથા ચતુર, ભય તથા ત્રાસ ઊપજાવનારો ને મોટાં વિઘ્ન સંકટની સામા ધસવામાં તથા ટકવામાં મોટો સાહસિક ને આગ્રહી હતો.

તોપણ, રણમાં ઘૂમવાને હોંસીલો તથા યોદ્ધાનાં યશગીતમાં વિલાસ કરનારો છતાં તેણે દૂર રહી સંગ્રામ જોયાં કીધો એ તેનું ધૈર્ય અને ધૈર્ય છતાં મિત્રના મરણનું વેર લેવાને તે રણમાં ઊતર્યો એવો તેનો મિત્ર ઉપર પ્રેમ એ બે સદ્ગુણ વિસ્મયસહિત પ્રશંસા કરવા જોગ છે. તે વિચક્ષણ, વાચાળ, વિવેકી, નિષ્કપટી હોય તેવું સત્ય બોલી દેવે નિર્ભય એવો તરૂણ રાજપુત્ર હતો.

એકિલિઝમાં અતિક્રોધ હતો ને એથી તેણે દેશનું અનહિત થાય તેવું ઇછ્યું, તોપણ તેણે પાછળથી પ્રેમવેર લેતાં શત્રુને પરાભવ પમાડી પોતાની ને પોતાના દેશની કીર્તિ અમર કરી છે.

આગેમેમ્નનમાં, મોટા યોદ્ધાનાં શૌર્ય પરાક્રમ નહોતાં. તે મોટાં સંકટમાં ગભરાઇ જઇ નિરાશ થઇ માથે લીધેલું કામ પડતું મૂકી દે તેવો હતો. તોપણ રાજારૂપે ને સર્વ સૈન્યના અધિપતિરૂપે ગૌરવ, પ્રતાપ ને સત્તા રાખવામાં અને યુક્તિપ્રયુક્તિથી તથા સત્તાથી વ્યવસ્થા કરવામાં તેના સરખો બીજો કોઇ ગ્રીક નહોતો. તેની ભવ્ય કાંતિ તથા પ્રભાવથી જોઇને ક્રોધે ભરાયલો એકિલિઝ પોતાની તરવાર મ્યાનમાંથી પૂરી બહાર કહાડી શક્યો નહોતો.

હું રાજા છઉં, મારી ઇચ્છાપ્રમાણે અમલમાં આવવુંજ જોઈએ ને સૌએ વિવેક મર્યાદાથી વર્તવું જોઇએ એવું અભિમાન તેનામાં વિશેષ હતું ને એથી તેણે એકિલિઝ સાથે કલહ કર્યો ને તેને દૂર થવા દીધો, પણ દેશી સમસ્તના લાભને અર્થે ને પોતાને માથે રહેલી જવાબદારીને બટ્ટો ન લાગે માટે તેણે પોતાનો આગ્રહ મૂકી દઈ વિવેક તથા ઔદાર્ય દેખાડ્યાં છે, તેમ ઘણી કાળજી રાખી ઘણો શ્રમ લીધો છે અને સત્તા તથા ઐશ્વર્ય વધારવાના લોભથી રણમાં ધામધૂમ કરી શૌર્ય પરાક્રમ દેખાડ્યાં છે.

એજાકસ (વડો)ને ડાયોમીડ એ બે ધીટ યોદ્ધા, બળ સાહસ પરાક્રમમાં એકિલિઝથી ઊતરતા પણ બીજા સૌથી ચડીઆતા હતા;–એજાકસ અહંકારી ને ભારે ધુંધી હતો અને ડાયોમીડ વયે નાનો હતો માટે તે થોડોક ઉદ્ધત તેમ પાછો બીજાનું માન્ય કરે તેવો પણ હતો. યુલિસિઝ સાવધ યોદ્ધો ને પ્રપંચ વિવેકી પુરૂષ હતો. મેનલેઅસ કોમળ હૃદયનો ને પોતાને માટે સૌને દુઃખ થાયછે તેથી સંકોચવૃત્તિથી રહી થોડું પણ અસર કરતું બોલનારો હતો ને એણે પ્રસંગે પ્રસંગે યોદ્ધારૂપે વખાણવા જેવું રણપરાક્રમ દેખાડ્યું છે.

નેસ્ટર એ વૃદ્ધ યોદ્ધો હતો. તેનામાં ડહાપણ, અનુભવ ને યુક્તિ જણાયછે. તેણે ઊછળતા જુવાનોને ઠપકાથી ને વખાણથી ઉશ્કેર્યા છે અને ભરસંગ્રામમાં રથી થઇ દોડાદોડ કરી છે ને અહિં તહિં સમાધાની ને સંભાળ રાખી છે. વહાણમાં, તંબુમાં, રણમાં રાતદહાડો તેણે સૌ યોદ્ધાઓને ઘડીએ ઘડીએ વિચાર આપ્યા છે—એ બધો તરૂણ વયનો ઉદ્યમ તેની અતિવૃદ્ધવયના સંબંધમાં આપણને વિસ્મય પમાડી બોલાવેછે કે ડોસો કેવો ઘૂમેછે!

હેલન સ્વરૂપસૌંદર્યને લીધે પ્રસિદ્ધ છે. તેણે પારિસના પ્રેમને આધીન થઈ પતિને છાંડચો ને પ્રીતમ સાથે ટ્રોય જઇ રહી. એ સાહસ કામ તેણે નીતિવિરૂદ્ધ કર્યું. તે પારિસ સાથે પૂર્ણ પ્રેમવિલાસી થઇ રહી. જ્યારે તેણે રણસંગ્રામમાં પોતાના સંબંધીજનને જોયા ને મેનલેઅસને જોયો ત્યારે તેના હૃદયમાં દબાઇ ગયેલો પ્રેમ પાછો જાગ્યો ને ઊછળ્યો. બે પ્રેમનું યુદ્ધ ચાલ્યું. એનું પરિણામ મોટા યુદ્ધના પરિણામ જેવું પછવાડેથી થયું હતું. પારિસ મુઓ ને તે મેનલેઅસ સાથે પાછી ગ્રીસ ગઇ ને જતાં ડરી પણ નહિ. એ સૌઉપર વિચાર કરતાં જણાયછે કે હેલન રૂપે સુંદર ને અતિ કોમળ પ્રેમમય સરળ હૃદયની હતી. જ્યાં સતેજ પ્રેમ દીઠો કે તે તરત બાવરી ને પછી આધીન થઈ રહેતી, તો તેનામાં નીતિ અનીતિ, સાર અસાર, લાભ હાનિ એનો વિચાર કરવાની શક્તિ કયાંથી હોય?

હેક્ટર એ મોટો શૂરવીર પુરૂષ હતો. રણસંગ્રામનો સઘળો ભાર તેના માથા ઉપર હતો ને કુટુંબ રાજ્યનું રક્ષણ કરવાનો પર્વતભાર તેની છાતીપર હતો એટલું છતાં તે સર્વ ગ્રીક યોદ્ધાઓને દ્વંદ્વયુદ્ધમાં ને સમૂહસંગ્રામમાં પૂરો પડચો ને ધસારો કરી તેણે તેઓનાં વહાણ બાળવાનો સમો આણ્યો.—એ પુરૂષ કેટલો ઉદ્યોગી, કેટલો સાવધ, કેટલો ધીટ, કેટલો સાહસિક, કેટલો ધીર ને કેટલો યુદ્ધનિપુણ હોવો જોઇએ!! એકિલિઝ સાથે હેક્ટરજ લડચો! નાદાન પારિસે ખોટું કામ કીધું તેને માટે તેણે શોક કર્યો ને દેશની હાનિ થઇ જાણ્યું. વેર ભરાયલા, સંપીલા, વિચક્ષણ, ઉદ્ધત, ખટપટીઆ ગ્રીક આગળ લજ્જિત કુસંપી વિલાસી ઠાવકા સરળ ટ્રોજનોનું બોલ્યું પળવાનું નથી, એઓ હા-

રવાના છે ને માર ખાવાના છે, કોઇ રીતે ઊગરવાના નથી એમ જાણી તેણે નાશને તરત આવતો અટકાવ્યો ને ઉદારબુદ્ધિથી યુદ્ધદાન કરી પ્રાણ આપ્યો એ કર્મ ઊંચું સ્તુતિપાત્ર છે.

આજ્ઞાંકિત પુત્રરૂપે, પ્રિય પતિરૂપે, પ્રિય પિતારૂપે, પ્રિય બંધુરૂપે ને પ્રિય દેશીરૂપે તેનું હૃદય કોમળ, પ્રેમદયા ભરેલું હતું, અને રાજપુત્રરૂપે, રાજ્યના સ્તંભરૂપે ને યોદ્ધારૂપે તેનું મન પુરૂષાર્થ વિચારમાં રોકાયલું હતું.

મોટું પરાક્રમ કર્યા પછી ને મદમાં આવી જઇ કોઈ કોઈવાર તે ગર્વનાં ફૂવડ વેણ કહાડતો; વેળાએ ગભરાઇને અસાવધ બહાવરો થતો; એકિલિઝને જોઈ સૈન્યમાં ભરાતો ને છેલ્લે પ્રસંગે નાઠો (પણ પાછો સામો ઊભો રહી લડચો.) એ પ્રસંગોથી તે પોતાની વીરનીતિથી કંઇક રહિત થયો કહેવાય; પણ એકિલિઝના ઘોર ત્રાસથી તે ઊગરવાને ઇચ્છતો હતો. તે યુદ્ધમાં જ્યારે ત્યારે પોતાના શબની દુર્દશા ન થાય તેને-માટે કરગર્યો છે એ તેનું સુઘડ અંતઃકરણ બતાવેછે.

પારિસ રંગીલો રાજકુંવર—પ્રેમી ને વિલાસી હતો. તે મનસ્વી રણયોદ્ધો હતો પણ સચોટ બાણ મારતો. તે સ્ત્રી તથા વિલાસ વિષયમાં નિડર ને સાહસિક હતો. મોટા ભાઇએ ઠપકો આપ્યો તે માન્ય કર્યો, પણ બોલ્યો કે દેવી વીનસે આપેલી પ્રસાદીની નિંદા ન કર—તે માગી મળતી નથી. જેને લજ્જાનીતિનો વિચારજ નહિ તેનો દોષ શું બોલવો? કોમળ ખૂબસુરતીને કોમળ ખૂબસુરતી મળી! બબડતા લોક મોહિત થઈ રહ્યા ને વડીલોએ લાડમાં નાદાનને વધારે નાદાન કહ્યો! પારિસે સ્ત્રીવિલાસ કર્યો, રણવિલાસ કર્યો, એકિલિઝને માર્યો ને પછી પોતે શસ્ત્રઘાએ પડચો—રાજકુંવરે નામ કર્યું! ફૂમળો સુઘડ પ્રેમી વિલાસમાં મગ્ન, હાણ દેખી દાઝતો પણ હેલનમાં રાચતો!

---

# ૨૨. મહાપુરૂષોનાં ચરિત્ર.

જે પુરૂષ કમાતો ને ઘર ચલાવતો હોય તે પોતાના ઘરમાં મોટો કહેવાયછે. જેઓ નાતમાં વધારે વરા કરેછે, જેઓ વધારે અનુભવી ને સમજતા હોય તે શેઠ–પટેલ–પંચ કહેવાયછે. જેઓ દેશના લોકનું પરદેશી શત્રુઓથી રક્ષણ કરેછે ને તેઓનાં સુખની વ્યવસ્થા રાખેછે, તેઓ રાજા, મંત્રી, સરદાર એ નામ મેળવેછે. જેઓ વિદ્યા, કળા, ધર્મ, સદ્ગુણ એ વિષયમાં વિશેષ છે તેઓ પણ મોટા કહેવાયછે. અર્થાત્ જેઓ પોતાનાં ગુણકર્મથી વિશેષ આગળ પડતા હોયછે તે મોટા પુરૂષો છે.

દરેક દેશમાં જુદે જુદે કાળે જુદા જુદા પ્રકારના જુદા જુદા મોટા પુરૂષો ઉત્પન્ન થાયછે. એ મોટા પુરૂષોમાં કોઈ એવો અથવા એવા હોયછે કે તે પોતાના ને પાછલા કાળના મોટાઓમાં શ્રેષ્ઠ ગણાયછે ને વેળાએ તેના જેવા અથવા વિશેષ શ્રેષ્ઠ ફરી બીજા કવચિતજ જણાયછે. જે વીરલાએ અથાક ઉદ્યોગ ને અખૂટ યુક્તિથી મોટાં મોટાં વિઘ્નસંકટની સામા ઉપરાઉપરી યુદ્ધો કરી સતેજ મોટા જય મેળવ્યા હોયછે–જે અસાધારણ શક્તિમાન હોઇને અસાધારણ કર્મ કરી અસાધારણ વિજયી થયો હોયછે તે મહાપુરૂષ કહેવાયછે. એમાંના જેઓએ પોતાના જયથી ઘણા ઘણા દેશના લોકને જાણીતા કર્યા હોયછે ને એઓના ઉપર સત્તા ચલાવી હોયછે તેઓ જગત્પ્રસિદ્ધ મહાપુરૂષ મનાયછે.

પરશુરામ, રામ, ભરત, યુધિષ્ઠિર, વિક્રમ, શાલિવાહન એ રાજાઓ, ગૌતમ, ભરદ્વાજ, વિશ્વામિત્ર, જમદગ્નિ, વસિષ્ઠ, કશ્યપ ને અત્રિ એ સપ્તર્ષિ, મનુ, વાલ્મીક, વ્યાસ, બુદ્ધ, શંકર, ઇત્યાદિ આપણા દેશમાં થઇ ગયા છે. એઓસંબંધી યથાસ્થિત ઇતિહાસ આપણા જાણ્યામાં નથી, તોપણ તેઓનાં કર્મના જય જોઇને આપણે શેંકડો વર્ષ થયાં તેમને પૂજતા આવ્યા છૈએ.

મહાપુરૂષનાં ચરિત્રથી શા લાભ છે તે જોઇએ. મહાપુરૂષ જે કાળમાં થયો હોય તે કાળનો ઇતિહાસ જાણવામાં આવેછે–તે કાળમાં લોકનાં તનમન ધનબળની સમૃદ્ધિ કેવી હતી ને તેઓના સંબંધમાં આવેલાની કેવી હતી તે જાણ્યામાં આવેછે–દેશી લોક એક વિચારના ને એક સંપના હતા કે જુદા વિચારના હતા ને જો જુદા વિચારના હતા તો કેઈ તજવીજે તે મહાપુરૂષે સર્વને એકસરખા વશ કર્યા તેની અને બીજી ઘણી ઘણી તે કાળની વાતોથી આપણે જાણીતા થઈએ છૈએ. બીજા પ્રકારનો લાભ આ છે કે તે પુરૂષ આપણને દૃષ્ટાંતરૂપ ને શિક્ષણીય થાયછે. કેટલાક જણ પોતાનાં અસાધારણ કર્મથી મહાપુરૂષ કહેવાયછે, તોપણ તેઓનાં કેટલાંક કર્મ (પ્રગટ ને અપ્રગટ) નિંદ્ય હોયછે;

તો તેઓના સદ્ગુણ લેવા ને દુર્ગુણ ન લેવા એ જે બોધ તે ચરિત્રદર્પણમાંથી સહજ જણાઇ આવેછે. કેટલાકે દીનહીન સ્થિતિમાં ઉત્પન્ન થયા છતાં પણ ઉદ્યમ, સદ્ગુણ ને બુદ્ધિથી નામ મેળવ્યાં છે, કેટલાકે સ્વાર્થસુખનો ત્યાગ કરી પરાર્થ ને પરમાર્થ કરી નામ મેળવ્યાં છે, કેટલાકે શ્રમ, ત્રાસ વેઠતાં પોતાનો આગ્રહ ન મૂકતાં દેશાભિમાન દેખાડ્યાં છે ને નવા વિચાર જગત્માં પ્રગટ કર્યાં છે, કેટલાકે ઘણી વાર ન ફાવ્યાથી કંટાળો આવ્યા છતાં પણ ઉમંગ આણી ખંતી રહી વિદ્યાકળામાં ને અજાણ્યા દેશોમાં શોધ કર્યા છે. પ્રથમ કેવી સ્થિતિમાં હતા, કીઆ ઉદ્યમથી ને કેઈ તજવીજે તે પાર પડયા ને મોટા પુરૂષ કહેવાયા તે જાણવું થોડું લાભકારી નથી. જે દેશમાં ઘણા મહાપુરૂષ તે દેશની કીર્તિ વિશેષ ને લોકની સ્થિતિ પણ વિશેષ રૂડી હોયછે. હીણી દશામાં આવેલા દેશનો ઉત્કર્ષ ઇચ્છવો તો લોકમાં મહાપુરૂષોની સંખ્યા વધવી જોઇએ. દેશવિદેશનાં મહાપુરૂષોનાં ચરિત્ર ઉપરથી શિક્ષા ગ્રહણ કરી મોટાં કર્મ કરેથી કેટલાક જણ આગળ પડેછે ને અનુકૂળ પ્રસંગ સાધી મહાપુરૂષમાં પોતાની ગણના કરાવેછે.

## રાજા તથા વિજયી યોદ્ધા.

**સૈરસ (કેખશરૂ)** ઈરાનના એક અમીરનો અને મીડિયાના રાજાની દીકરીનો કુંવર હતો. એના વડવાને સ્વપ્ન થયું હતું કે દીકરીનો દીકરો એશિયાનાં સઘળાં રાજ્યનો ધણી થશે, તે ઉપરથી તેણે તેને જનમ્યા પછી મારી નાંખવાનો હૂકમ કર્યો. વજીરે તેમ ન કરતાં એક ભરવાડને છાનો ઉછેરવા સોંપ્યો. દશ વર્ષનો થયો ત્યારે તે છતો પડ્યો ને પછી તેના વડવાએ તેને ઈરાન મોકલી દીધો.

સૈરસ ઇરાનમાં સારી કેળવણી લેઇને થોડો કાળ વડવાના રાજ્યમાં જઈ રહ્યો. ત્યાં તેણે મોજમઝામાં દિલ ન રાખતાં રાજ્યકાજમાં પાકી માહિતી મેળવી. તે મોટેરાઓના હૂકમમાં રહેતો ને તેઓ તેને સારીપેઠે ચહાતા. (કેટલાક તવારીખ લખનારા જણાવેછે કે સૈરસે ઇરાનના પહાડી લોકને મીડિયા તરફ લેઈ જઇ વડવા સાથે લડાઈ કરીને એને હરાવી કેદ કીધો હતો—ઇ૦ સ૦ પૂ૦ ૫૫૯ માં.) થોડાં વર્ષ પછી મીડિયાનો રાજા મરણ પામ્યો ને તેની ગાદીએ તેનો દીકરો બેઠો.

સૈરસ પાછો ઈરાનમાં આવી બાપની સાથે રહી રાજ્યકારભાર ચલાવેછે એવામાં ખબર આવી કે બાબિલન તથા તેનાં કુમકી રાજ્યો મીડિયા ઉપર હલ્લો કરવાની તૈયારી કરેછે. તરતજ સૈરસ તીસ વર્ષની ઉમરે તીસ હજાર લશ્કર લેઇને પોતાના મામાની કુમકે મીડિયે ગયો. તહિં ગોઠવણ કીધા પછી તે આર્મીનિયા ઉપર ઉતર્યો ને ત્યાંના રાજા તથા રાજકુટુંબને તેણે કેદ કીધાં. પછી તેણે બાબિલનવાળા સાથે મોટી લડાઈ કરીને તેને તેના નગરમાં ઘાલ્યો અને લીડિયાનો ક્રીસસ રાજા જે તેની કૂમકે આવ્યો હતો તેને પણ તેના રાજ્ય તરફ ભગાડ્યો. પછી આર્મીનિયા તથા આસીરિયાની સરહદ ઉપર રહીને પાછો તે પોતાના મામાને (જ્યાં એણે આસીરિયાના રાજાને હરાવ્યો હતો ત્યાં) તંબુમાં આવી મળ્યો.

પછી સૈરસે કાપેડોશિયાના લોકને તાબે કરી લીડિયામાં આવી ક્રીસસ સાથે ભારી લડાઈ મચાવી. ક્રીસસ હાર્યો ને રાજનગર સાર્ડિસમાં ભરાયો. સૈરસે ઘેરો ઘાલ્યો ને ચૌદ દહાડા પછી ક્રીસસ શરણે આવ્યો—ઇ૦ સ૦ પૂ૦ ૫૪૬ માં લીડિયા જીત્યા પછી તેને લગતો સઘળો મૂલક તાબે કરી સૈરસ પાછો ફર્યો. બાબિલન આગળ તેનું લશ્કર બે વર્ષ થયાં પડી રહ્યું હતું તેથી તેણે ત્યાં આવી નગરને ઘેરો ઘાલ્યો. લશ્કરથી નદી પાર કરાય તેવું નહોતું તેથી તેણે નદીનું પાણી એક મોટું તળાવ હતું તેમાં વાળ્યું ને પછી એક રાતે લાગ જોઈ સૈરસે પોતાના લશ્કરને નગરની માંહે દોર્યું. તે રાતે બાબિલનના રાજાએ લશ્કરી સરદારોને પોતાના મહેલમાં ખાણું આપ્યું હતું ને ત્યાં સૌ છાકટા થઇને પડ્યા હતા. એમાંના કેટલાક પોતાના રાજાને બચાવવાને સામા થયા, પણ કપાઇ પડ્યા ને તેઓની સાથે બાબિલનના રાજ્યનો પણ અંત આવ્યો—ઇ૦ સ૦ પૂ૦ ૫૩૮ માં. પછી સૈરસ, પોતાના મામાને જીતેલા સઘળા મૂલકનો શહેનશાહ થાપી ઈરાનમાં આવી માબાપને મળ્યો.

થોડા માસ પછી તે પાછો પોતાના મામાને મળવાને મીડિયા ગયો ને આંહિ તેની દીકરી સાથે પરણ્યો. પછી તે પોતાની સ્ત્રીને લેઇને બાબિલન જઇ રહ્યો. આંહિથી તેણે પોતાના જીતેલા મૂલકોનો કારભાર રૂડી રીતે ચલાવવાસારૂ ખાનદાન તથા કાબેલ શખ્સોને ઠામઠામ મોકલ્યા. થોડે દહાડે તેનો મામો મરણ પામ્યો ને પછી સૈરસ તેના વારસ દાખલ મોટો શહેનશાહ કહેવાયો.

સૈરસે સીરિયા ને રાતો સમુદ્ર એ બેની વચમાંના સઘળા પ્રદેશ જીત્યા તેમ ઈશાન તથા પૂર્વ તરફનો પણ ઘણો મૂલક જીત્યો. પછી જ્યારે તે આગળ વધ્યો ત્યારે સીથિયન લોક સામા થયા અને લડાઈ

થઈ તેમાં તે હાર્યો ને કપાયો. (કોઈ કહેછે કે તે પોતાના રાજ્યમાં સગા કુટુંબમાં સુખસંતોષે મરણ પામ્યો છે.) સૈરસ ઇ૦ સ૦ પૂ૦ ૫૯૯ માં જન્મ્યો હતો ને ૭૦ વર્ષની ઉમરે ૫૨૯ માં મુઓ. તેણે ઇ૦ સ૦ પૂ૦ ૫૫૯ માં વડવાને મારી મીડિયાનું રાજ્ય લીધું એ ખરૂં હોય તો તેનું રાજ્ય ૩૦ વર્ષનું ગણાય.

સૈરસનો જન્મ થયો તેની આગમજ એશિયામાં સૌથી મોટું રાજ્ય બાબિલનનું હતું; લીડિયાનું જબરૂં થતું હતું ને મીડિયાનું સ્વતંત્ર થયું હતું. ઇરાનમાં જુદા જુદા અમીરો હતા, પણ તે મીડિયાના તાબામાં હતા. સૈરસના બાપનો મીડિયા સાથે સંબંધ થયો તેથી તે ઇરાનનો શાહ જેવો પણ મીડિયાનો છત્રપ મનાતો. સૈરસે મીડિયાના સંબંધરૂપી પ્રસંગથી પણ પોતે ઉપરા ઉપરી મેળવેલા જયથી ઇરાનનું રાજ્ય સ્વતંત્ર કીધું ને પુષ્કળ વધાર્યું. પાછલા વખતમાં તેવું બીજું કોઈ પણ રાજ્ય નહોતું. પશ્ચિમ એશિયાના ને મધ્ય એશિયાના મોટા ભાગના મૂલકો ઇરાની રાજ્યમાં ગણાયા. જુદાં જુદાં રાજ્યોનો જુદો જુદો વહીવટ ટળ્યો ને એક સરખો ઇરાની વહીવટ બધે ચાલવા લાગ્યો. એ સઘળો ફેરફાર થોડાં વર્ષમાં કોણે કરી મહેલ્યો? ઇરાન દેશના એક પહાડી પ્રદેશના એક નિસ્તેજ અમીરના દીકરાએ. એને મીડિયાનું રાજ્યબળ સહાયમાં હતું, તોપણ સામું પાછું બાબિલન, લીડિયા ને બીજાં રાજ્યોનાં એકત્ર થયેલાં સૈન્યોનું અમાપ બળ હતું. પણ જેમ વાઘ હાથીઓના ઝુંડમાં પડે તેમ સૈરસ લડાઇમાં ઊતર્યો. સામાં લશ્કરમાં ઘણાએક લોક જુદી જુદી જાતના ને ગભરાયલા અથવા વેઠે પકડાયલા હતા, પણ તેઓની એકત્ર સંખ્યા ઘણી મોટી હતી, ને ઇજિપ્ટની કુમક જોરાવર તથા ગોફણ તીર મારવે ચપળ હતી; તેઓનો સરદાર લીડિયાનો ક્રીસસ ચતુર ને બહાદુર હતો—સૈરસના લશ્કરમાં માણસ થોડાં, પણ તે એક દેશી, સંપીલાં, ઉમંગી, પહાડી ને વિશેષે તરવારબાજ હતાં; અને તે પોતે તદબીરવાળો ને સાહસિક લડવૈયો હતો.—બાજી ખેલાઈ સૈરસ જીત્યો.

એણે મીડિયાના દરબારમાં ઘણાં વર્ષ કામકાજ જોયાં કીધું હતું તેથી તેને તદબીરથી કામ કહાડી લેતાં સારૂં આવડતું. એ જાતે શૂરો સરદાર હતો ને લડાઇમાં દુશ્મન ઉપર ધશ્યો જતો, તોપણ એમ કરતાં પહેલાં તે ઠરીને વિચાર કરતો ને તદબીરથી કામ કરતો. એનું સાહસ વિચારયુક્ત હતું. બાબિલનના રાજાને નગરમાં ઘાલ્યો, તેને મદદ કરે તેવાં રાજ્યોને તોડ્યાં ને પછી બાબિલન લીધું; જીતેલો મૂલક મામાને આપ્યો, મામાની દીકરીને પરણ્યો ને પછી તે સઘળો મૂલક પોતાનો કહેવડાવ્યો. એણે પાછલા રાજાએ બાબિલનમાં કેદ કરેલા પચાસ હજાર યાહુદીને છોડી મૂકી પાછા તેમને તેઓને દેશ મોકલ્યા તે પણ તેની ઇજિપ્ટમાં જવાની તદબીર હતી. સૈરસનામાં રાજ્ય વધારવાનો અતિશય લોભ હતો ને લોભમાંજ તે સીથિયા લેતાં કતલ થયો. તેણે બાબિલનમાં દાખલ થયા પછી ઘણાક નિરપરાધીને પણ કાપી નંખાવ્યા હતા ને ક્રીસસને પણ જીવતો બાળી મૂકવાને ચિતાપર ચડાવ્યો હતો. (પછવાડેથી તેને ઊગાર્યો હતો.) એ બે દોષ સિવાય તે રાજ્ય મેળવવે ને બંદોબસ્તથી ચલાવવે પૂરો લાયક હતો. તેણે પોતાના દેશની કીર્તિ વધારી પોતાના નામની કીર્તિ જગત્‌માં સ્થિર રાખી છે.

**અલેકઝાન્ડર—શિકંદર,** ગ્રીસ દેશના માસીડન પ્રાંતના ફિલિપ રાજાનો પુત્ર, ઈ૦ સ૦ પૂ૦ ૩૫૬ માં જન્મ્યો હતો. તેર વર્ષનો થયો કે ફિલિપે તેને આરિસ્ટૅાટલ નામે પ્રખ્યાત તત્ત્વજ્ઞાનીને સોંપ્યો. એણે પોતાના શિષ્યને ઘણીક વિદ્યા ભણાવી, પણ રાજ્યનીતિમાં વિશેષે નિપુણ કર્યો. શિકંદર પોતાના બાપ સાથે લડાઈમાં જતો. તેણે સત્તર વર્ષની વયે એક પ્રસંગે સૈન્યજનને ને ફિલિપને મારતાં ઊગાર્યા હતા ને અઢારમે વર્ષે આથીનિયન ગ્રીક ઉપર ધસારો કરી તેમને હરાવ્યા હતા. તે પોતાના બાપની ગેરહાજરીમાં દરબારી કામકાજ રૂડી રીતે ચલાવતો અને બીજાં રાજ્યોના એલચીઓનો સત્કાર કરી તેમની સાથે વર્ત્તમાન પ્રસંગસંબંધી તથા તેઓના દેશનાં બળસંબંધી વાતો કરતો. જ્યારે ફિલિપે ૩૩૭ માં કલીઓપેટ્રા સાથે લગ્ન કર્યું ત્યારે શિકંદર ઘણો નારાજ થયો ને પછી જ્યારે ત્યારે તે બાપની સામા થતો. તેણે પોતાની મા ઓલિમ્પિયાસને વડવાને ત્યાં મોકલી દીધી હતી. ફિલિપે ઓલિમ્પિયાસનું મન મનાવવાને શિકંદરની બેનને તેના મામાની સાથે પરણાવી, પણ એ પ્રસંગે ખાનાની રંગરેલીમાં રક્ષક સૈન્યમાંના એકે ફિલિપને ખંજર ભોક્યું ને એ મુઓ—૩૩૬ માં.

એ બનાવથી રાજ્યમાં ગભરાટ થઈ રહ્યો ને શત્રુદેશમાં હર્ષ વ્યાપ્યો. એક સરદારે રાજ્યાસન ઉપર બેસવાની ખટપટ કરવા માંડી. કુટુંબક્લેશને લીધે ને સાવકીનાં સગાંનું રાજ્યમાં પ્રબળ થયેલું તેથી પોતાને રાજા કહેવડાવવાની શિકંદરની હિંમત ચાલી નહિ. તે પોતાના મિત્રોની સલાહથી પોતાનું લશ્કર લેઈ થેસ-

લીમાં ગયો ને અહિં તેણે એવું તો ભાષણ કર્યું કે લશ્કરે તેને ગ્રીસનો મુખ્ય સેનાધિપતિ કહી માન આપ્યું. તરત તે પાછો આવ્યો ને રાજ્યાસનનેમાટે ખટપટ કરનારા સરદારને તેણે મારી નંખાવ્યો.

શિકંદર પ્રથમ તો જે લોક ફિલિપનું મરણ સાંભળી સ્વતંત્ર કહેવડાવવા લાગ્યા હતા તેઓને શિક્ષા કરવા નિકળ્યો. તેણે ટ્રિબેલિયન ને ઇલિરિયન એ લોકને તાબે કર્યા. શિકંદર ઇલિરિયનમાં મરી ગયો એવી ઊડતી વાત ચાલેથી થીબન લોકે માસીડન ગારિસનના બે સરદારને બજારમાં આણી મારી નાંખ્યા. એ ખબર શિકંદરને પહોંચી કે તે ઘણી ઝડપથી તેર દહાડામાં ત્યાં ગયો ને થીબ્સનો કિલ્લો તોડી પાડ્યો. તેણે થોડાક કલાકસૂધી નગરના લોકની સ્ત્રીબાળક સૌની કતલ કરાવી અને એક પિંડાર નામે કવિના ઘર સિવાય બીજાં સૌ ઘરોને તોડી ભાંગી પડાવ્યાં. દહેરાં તથા તેને લગતી જમીન સિવાય બીજી સઘળી સૈન્યજનોને તેણે વહેંચી આપી અને કેદીઓને ગુલામ દાખલ વેચી અગિયારેક લાખ રૂપિઆ જેટલું નાણું પોતાના ભંડારમાં નાંખ્યું. થીબનની દુર્દશા જોઇ આથીનિયન ને બીજા ગ્રીક ત્રાસ પામી જઈ દબાઈ રહ્યા અને શિકંદરે પોતાના રાજ્યને દંગા બખેડાથી નિર્ભય કીધું. પછી તે રાજ્યકાજની વ્યવસ્થા યોગ્ય પુરૂષોને સોંપી એશિયાખંડમાં જય મેળવવા જવાની તૈયારી કરતો થયો.

ઈ૦ સ૦ પૂ૦ ૩૩૪ ની વસંત ઋતુમાં હજાર પાયદળ તથા પાંચ હજાર ઘોડા અને લશ્કરને પગારમાં આપવાને પોણાબેલાખ રૂપિઆ સાથે રાખી (કેટલાક કહેછે કે તેને પોણાપાંચલાખ કરતાં વધારેનું દેવું હતું) એકસો સાઠ કોટિયાં ભરી તે બાવીસેક દહાડે એશિયામાં જ્યાં અસલ ટ્રોયનગર હતું ત્યાં આવી પહોંચ્યો. અહિંથી આગળ ચાલતાં શિકંદરે ઇરાનના ડરાયસ–દારાના એક સરદારને ગ્રાનિકસ નદીને કાંઠે મોટી ફોજ સાથે ઊભેલો જોયો. મોટી લડાઇ થઈ ને તેમાં ઇરાની લોક તદ્દન હાર્યા (૩૩૪ ના મે મહિનામાં). એ હારથી સાર્ડિસ અને બીજાં ઘણાંક નામીચાં શહેર તેને તાબે થયાં. મિલેટસ આગળ આવ્યો ત્યારે તેણે ઈરાનીઓનાં મોટા રાજ્યને નક્કી ઊંધું વાળવુંજ એવો નિશ્ચય કર્યો ને પોતાનો વહાણનો કાફલો કહાડી નાંખ્યો. હાલિકાર્નાસસ આગળ આવ્યો ત્યારે ઘણાક રાજાઓએ ત્યાં આવી તાબે થવાનું કબૂલ કર્યું. પછી કેટલુંક લશ્કર વેરાતું પડ્યું હતું તેને એકઠું કરવાને શિકંદર, ગાર્ડિયમ નગરમાં રહ્યો. અહિંના કિલ્લામાં એક ગાડી હતી ને તેના ઘોરીઆસાથે ઝુંસરીને વળગાડીને એક ઝાડની અંતર છાલથી બહુજ મજબૂત ગાંઠ મારેલી હતી ને તેનેવિષે લોક કહેતા હતા કે જે કોઇ તે ગાંઠ છોડશે તે આખા એશિયાખંડનો વિજયી થશે. શિકંદર તે જોવા ગયો ને જ્યારે કોઇથી ગાંઠ છૂટી નહિ ત્યારે તેણે પોતાની તરવારથી તે કાપી નાંખી. પછી ગાર્ડિયમથી સિલિશિયામાં આવીને તેણે ઇરાનીઓને લડાઈમાં હરાવ્યા, પણ એકદમ માંદો પડી ગયો તેથી તે તાકીદથી આગળ વધી શક્યો નહિ.

શિકંદરની પ્રકૃતિ સારી થઈ કે તેણે છાવણી ઊઠાવી અને સીરિયાની સરહદ ઉપર ઈસ્સસ નગર આગળ ઈરાનનો શાહ ડરાયસ જાતે લડવા આવ્યો હતો તેને હરાવ્યો (૩૩૩). ડરાયસ નાઠો, પણ તેની મા, સ્ત્રી તથા તેનાં છોકરાં જે પકડાયાં તેને શિકંદરે માન વિવેકથી રાખ્યાં. પછી તેણે ફીનિશિયાનાં કેટલાંક આબાદ શહેરો તાબે કર્યા; સાત મહિના ઘેરો રાખી ટાયર શહેર લીધું (૩૩૨); જરૂસલેમમાં થઇને ઈરાનનું ગાઝા લેઈ તેણે ઈજિપ્ટ દેશ તાબે કર્યો અને નૈલ નદીના મુખઉપર અલેકઝાંડ્રિયા નામે નગર વસાવ્યું (૩૩૧ ના આરંભમાં). પછી તે પાછો ફર્યો ને યુફ્રેટિસ તથા ટૈગ્રિસ નદી ઓળંગી આસિરિયાના આર્બેલા નગરથી પચાસ મૈલ આણીપાસ આવી અટક્યો. અહિં ડરાયસે દશ લાખ લશ્કર એકઠું કરી રાખ્યું હતું. ગ્રીક તથા ઈરાનીઓની મોટી લડાઈ થઈ (૩૩૧ ના અક્ટોબરમાં) અને તેમાં ઈરાનીઓ પૂરેપૂરા હાર્યા. એ આર્બેલાની લડાઈથી શિકંદર એશિયાનો વિજયી કહેવાયો.

તે બાબિલન, સૂસા, પર્સિપોલિસ વગેરે શહેરોને સહેલથી તાબામાં લેઈ ડરાયસની પાછળ લાગ્યો. (કેટલાક કહેછે કે તેણે પર્સિપોલિસને બાળી મૂક્યું હતું). દરરોજ ચાળીસ મૈલ કૂચ કરતાં તે પંદર દહાડે મીડિયાની રાજધાની એકબટાનામાં જઈ પહોંચ્યો ને ત્યાંથી પાર્થિઆમાં ગયો–અહિં તેણે સાંભળ્યું કે બાક્ટ્રિયાના નવાબે ડરાયસને મારી નાંખ્યો છે. તરત તે આગળ ચાલ્યો. થોડીક મજલ કપાઈ એટલે તેણે કેટલાક ઇરાનીઓને એક ગાડીની સાથે આવતા દીઠા. પાસે જઈને જોયછે તો ડરાયસ અદ્દસ્તો ગાડીમાં પડેલો. થોડીવાર પછી ડરાયસ મરણ પામ્યો ને શિકંદરે તેના મુડદાને મોટા લશ્કરી માન સાથે અવલમંજલે પહોંચાડ્યું.

તેણે કેટલાક ગ્રીક સવારોને પગાર ચૂકવી આપી ગ્રીસ વિદાય કર્યા અને સરદાર તથા લશ્કરને ઘણાંક

બક્ષિસ વહેંચ્યાં. એ પછી તેના લશ્કરી લોક ઐશઆરામની ને દારૂની મોજમઝામાં એવા તો ગુલતાન થઈ ગયા કે તેઓને સાવધ કરવાને શિકંદરે બહુ તજવીજ કીધી છતાં તેઓએ માન્યું નહિ. તેણે ઇરાની લોકને રાજ્ય-કારભાર સોંપવા માંડયો અને ત્રીસ હજાર ઈરાની છોકરાઓને ગ્રીક ભાષા ને ગ્રીક કવાયત શીખવવાનો બંદોબસ્ત કર્યો. વળી તેણે પોતાના એક વિશ્વાસુ મિત્રને પણ કપટ કર્યાને બહાને ગરદન મરાવ્યો ને નિર્દયપણું બતાવ્યું. એપ્રમાણે જ્યારે તેણે આંખ ફેરવી ત્યારે સૌ ગ્રીક પોતાની શુદ્ધિમાં આવ્યા ને આજ્ઞાંકિત થયા.

પછી તેણે ડ્રાનજિયાના, અફગાનિસ્તાન, સીસ્તાન અને પશ્ચિમ કાબુલ એ તાબે કીધાં, હિંદુકુશની દક્ષિણના માર્ગમાં એક નવું નગર કરી તેમાં પોતાના દેશના સાત હજાર વૃદ્ધ લશ્કરી સીપાઇઓને વસવાને રાખ્યા. પછી પહાડમાંથી પંદર દહાડાની મજલ કાપી તે બાકટ્રિયામાં ગયો. ત્યાં ઓકસસ નદી ઉપર લડાઇ કરીને ડરાયસના ખૂની બેસસને પકડી મંગાવી ચીરી નખાવ્યો. આગળ વધીને તેણે સઘળો સોગડિયાનો પ્રાંત જીત્યો અને જાકસર્ટિસ નદી ઓળંગી સીથિયન લોકની સામા લડતાં અસાધારણ પરાક્રમ દેખાડયું. પાછા વળતાં તે એક તાબે થયેલા બાકટ્રિયન રાજાની દીકરી રોકસાના સાથે પરણ્યો. એ બે વર્ષના દર્મિયાનમાં તેણે પાછાં પોતાના એક બીજા મિત્રને દારૂની ઘેલાઇના ટંટામાં મારી નખાવ્યો હતો ને જ્યારે ત્યારે અંશીપુરૂષ છઉં માટે ઈશ્વરી માન મને મળવું જોઈએ એમ તે ગર્વથી બોલતો હતો.

છેલ્લે તે (૩૨૭ માં) સિંધુનદી ઓળંગી અટક આગળ આવ્યો ને જ્યારે તેણે જેલમ નદી પાર કરવા માંડી ત્યારે પોરસ નામે હિંદુરાજા સામો થયો. શિકંદરે લડાઇ કરી તેને હરાવ્યો. જ્યારે પોરસને શિકંદરનીપાસે લાવ્યા, ત્યારે તેણે તેનો મજબૂત બાંધો, તેની ભવ્ય કાંતિ ને તેનું નિડરપણું જોઈ પ્રસન્ન થઇ તેને મિત્ર કહ્યો ને તેનું રાજ્ય તેને પાછું આપ્યું. પોરસ પણ વચની મિત્ર થઈ રહ્યો. જેલમને કાંઠે રણક્ષેત્રમાં નૈસિ નામે અને સામે કાંઠે બ્યુસીફેલીઆ નામે બે નગર વસાવ્યાં. શિકંદરનો માનીતો ઘોડો જે તેની સઘળી જીતમાં સાથેજ હતો તે વૃદ્ધ થયેથી જેલમને તીરે મુઓ હતો તેનું નામ બ્યુસીફેલસ હતું ને તેની યાદગીરી રાખવાને તેણે બીજું નગર વસાવ્યું હતું. અહિં પછી શિકંદરે લડાઇમાં પડેલાઓને દટાવ્યા, દેવતાઓને બળિદાન આપ્યાં ને નદીને કાંઠે મોટા તમાશા કર્યા.

તેણે સિંધુ ને જેલમની વચમાંનો ને બીજો કેટલોક પ્રદેશ જીતીને પોરસને આપ્યો અને ઘણાક રાજાઓના વકીલો તાબેદારી કબૂલ કરવાને આવેલા તેઓનો સત્કાર કીધો. તેણે સતલજની પેલી પાસ જવાની તૈયારી કરવા માંડી, પણ સરદારો હઠ લેઈ બેઠા. ત્રણ દહાડા ઘોળાઘોળ થયા પછી શિકંદરે પાછા ફરવાનો નિશ્ચય જણાવ્યો. પછી બે હજાર વહાણનો કાફલો સિંધુનદીમાં રહીને સમુદ્ર તરફ ચાલ્યો અને બીજું લશ્કર નદીને બંને કાંઠે બે ભાગમાં વહેંચાતું ચાલ્યું. એકવાર ગ્રીક લશ્કરે કાફલામાંથી કાંઠે ઊતરી એક કિલ્લાપર હલ્લો કર્યો, પણ શીડીને આવતાં વાર લાગી તેથી શિકંદર કોટના રખેવાળોને મારી ઉપર ચઢી જઈ અંદર કૂદી પડયો ને કતલ કરતો ચાલ્યો; પણ એવામાં એક જખમ લાગ્યું ને તે પડતોજ હતો, પણ તેટલે સાથીઓએ આવી પહોંચી તેને ઊંચકી લીધો ને વહાણમાં આણ્યો. પછી કાફલો આગળ ચાલ્યો ને સમુદ્ર આગળ આવ્યો (૩૨૬ ના મે-જૂનમાં). કાંઠે કાંઠે ચાલતું લશ્કર પણ ત્યાં આવી મળ્યું. અહિં શિકંદરે ગોઠવણ કરી કે લીઓનેટસ થોડાંક વહાણ સાથે સિંધુનદીમાં રહે, નીઆર્કસ મોટો કાફલો લેઈ સમુદ્રમાર્ગે પણ કાંઠાની નજીક નજીક રહીને ઈરાન આવે અને બાકીનું લશ્કર ખુશકીને રસ્તે પોતાની સાથે આવવાને તૈયારી કરે.

પછી તે આબિસ નદી ઊતરીને જીડ્રોશીઆમાં આવ્યો. અહિં પોતે ને લશ્કરના લોક અત્યંત દુઃખ પામ્યા—રસ્તાનાં ઠેકાણાં નહિ તેથી તેઓ વારે વારે ભૂલા પડતા, રેતાળ જમીનમાં પગ પેશી જતા તેથી ઉતાવળા ચાલી શકતા નહિ, ટેકરા ટેકરી મુશ્કેલીથી ચઢતા, ખોરાક ને પાણી વગર ગભરાતા; તોપણ શિકંદર પોતાના દાખલાથી તેઓને હિંમત આપ્યાં કરતો ને તેઓ દરરોજ ત્રીસ ચાળીસ મૈલ ચાલતા. એમ દુઃખ વેઠતાં તેઓ કાર્મોનિયામાં આવ્યા. એ શહેરમાં તેઓ થોડા દહાડા રહ્યા ને પછી ઇરાનમાં આવ્યા. અહિં કેટલાક દંગા બખેડા થયા હતા તેનો બંદોબસ્ત કરી શિકંદર સૂસે આવ્યો.

સૂસામાં તે ને લશ્કરી લોક ઈશ્ક દારૂ નાચરંગની મોજમઝામાં શુમારવિનાના વહ્યા. પોતે ડરાયસની વડી છોકરી બારસીની સાથે પરણ્યો ને બીજા સરદારોને ઇરાની રાજવંશી એંસીએક છોકરીઓ સાથે પરણાવ્યા—સૌનાં લગ્ન સામટાં એકજ વખતે થયાં હતાં. તેણે એશિયાખંડમાં પરણેલા ગ્રીકની સંખ્યા ગણાવી તે દશહજારની થઈ; લશ્કરને પૂરેપૂરો પગાર ચૂકવી

આપ્યો; જે ત્રીસ હજાર ઈરાની છોકરાઓને માટે કવાયત શીખવાનું ફરમાવ્યું હતું તેની તપાસ કરી; અને જેઓએ હિંદુસ્તાનમાં વફાદારીથી ને બહાદુરીથી નોકરી કરી હતી તેઓના પગાર દરજા વધાર્યા.

પછી કેટલાંક લશ્કરને ટૈગ્રિસ નદી ઉપર હાજર રહેવાનો હૂકમ કરી શિકંદર ( ૩૨૫ ની આખરે ) એકબટાને થઈને બાબિલન આવ્યો. અહિં રહી તેણે પોતાના મોટા રાજ્યસંબંધી કાયમ બંદોબસ્ત રાખવાને અને પ્રજાને સુધારી સુખી કરવાને ઘણાએક વિચાર કર્યા, પણ તેટલામાં તે આઠ દહાડા તાવનો મંદવાડ ભોગવી મરણ પામ્યો–ઇ૦ સ૦ પૂ૦ ૩૨૩ ના મે અથવા જૂનમાં.

શિકંદર એ શબ્દ મુસલમાની રાજ્યે આ દેશની ભાષાઓમાં નવો દાખલ કર્યો છે. ફલાણાનો દહાડો શિકંદર ( ચઢતો ) છે એમ લોક ઘરમાં તથા વ્યવહારમાં બોલેછે અને જાણે તે શબ્દના ઉપર મોહ તથા આશ્ચર્યથી મનમાં જોતા હોય તેવા તે દેખાયછે. શિકંદર એ નામ ઘણા રાજાઓએ ધારણ કર્યાં છે, પણ લોકમાં જેનું નામ ચાલેછે તે શિકંદર તો ઉપર કહેલો ગ્રીક છે એમ હવે ઓળખાવવાની જરૂર રહી નથી.

એના બાપનું મરણ થયું કે સઘળાં ગ્રીક રાજ્ય સ્વતંત્ર થવાની તૈયારી કરવા લાગ્યાં. ગ્રીકના હાડવેરી જે ઇરાનીઓ તે પણ હવે પોતાનું ફાવશે જાણી હરખાયા. પાછો રાજકુટુંબમાં કલહ ને તેથી સરદારોમાં પરસ્પર વિરોધ જાગેલો, એવી સ્થિતિમાં આવી પડેલા માસીડનના રાજ્યને વીસ વર્ષના શિકંદરે લગાર પણ આંચ ન લાગવા દેતાં સતેજ રાખ્યું અને પછી તરતજ એશિયામાં જઈ ઉપરાઉપરી યુદ્ધ કરી મોટા વિસ્તારવાળા ઇરાની રાજ્યને જોતાં જોતાંમાં ઊંધું વાળી નાંખ્યું ને જ્યાં ત્યાં પોતાની આણ વર્તાવી. વળી આગળ વધી તાતાર દેશનો ઘણોક ભાગ ને હિંદુસ્તાનનો પંજાબ પ્રાંત એ જીત્યા–એ સઘળું કામ તેણે બાર વર્ષની ટૂંકી મુદ્દતમાં કર્યું એ તેનો અદ્ભુત દિગ્વિજય છે.

મોટા વિજય મોટા સદ્ગુણવડે ને ઘણાં તથા મોટાં સાહિત્યવડે પ્રાપ્ત થાયછે; તો તે શિકંદરના સંબંધમાં શાં હતાં તે જોઈએ–તે ત્રીસ હજાર પાયદળ ને પાંચ હજાર ઘોડા સાથે નીકળ્યો હતો. તેને કોઈની કુમક નહોતી, પણ એ લશ્કર પોતાના ગ્રીસ દેશનું હતું. ગ્રીક જેવા તે કાળમાં યુદ્ધકળા જાણનારા બીજા કોઈ દેશના લોક નહોતા; તેઓ જન્મ થકી રણમાં ઘડાયલા, તનમન બળે ખરેખર શૂરા ને પરાક્રમી લડવૈયા હતા; અને તેઓમાંના વીણી કહાડેલા શિકંદરના લશ્કરમાં હતા. તોપણ, એ લશ્કર ઇરાનના અસંખ્ય લશ્કર સામા ને ગ્રીકથી થોડાકજ ઊતરે તેવા શૂરા તથા પ્રવિણ લડવૈયાઓની સામા ટકી શકે તેવું નહોતુંજ—પછી ગમે તેવા એ આળસુ, મોજીલા ને બેદરકાર થઈ ગયા હતા તોપણ, ઈરાનના રાજ્યને ઊંધું વાળવામાં શિકંદરનું પોતાનું બળ ને પોતાના સદ્ગુણ એજ મુખ્યત્વે હતા. તે ઘણોજ કસરતી મર્દ હતો ને તેથી ચાલતાં, સવારી કરતાં, ટાઢ તડકો ખમતાં, લડતાં હરગીસ થાકતો નહિં; તેનું મન ઉત્તમ ગુરૂની પ્રસાદીથી ને અનુભવથી ઘણુંજ કેળવાયલું હતું ને તેથી તે મહાભારત કામના વિચાર સહેલથી કરી શકતો ને પછી તે તરત પાર પાડતો. એ અસાધારણ તનમનસામર્થ્ય તેના ઉપરના ઊછળતા ઉત્સાહથી અસાધારણ કર્મરૂપે બહાર પડી પ્રકાશિત થતાં ને જય અપાવતાં. દેવવંશનો છઉં, મને ઈશ્વરે મોટું કામ કરવાને મોકલ્યો છે, આમજ થશે માટે આમજ કરવું છે એ વિચારથી પ્રફુલ્લ રહેતા પુરૂષના ઉત્સાહમાં ગૌરવ કેમ ન હોય? શિકંદર શુદ્ધ રણવીર યોદ્ધો હતો. ઘણા કાળના વેરી ગ્રીક તથા ઈરાનીઓ સામસામા ઊભા રહ્યા, પણ તેઓમાં વેર જેવું કંઇ દેખાયુંજ નહિ. શિકંદરના પવનવેગી સાહસથી ઈરાનીઓ બાવરા પડી ગયા–તેઓએ ઉતાવળમાં પણ બેશુમાર લશ્કર એકઠું કર્યું ને તેઓના ઘોડેસવારે ઘણું પરાક્રમ દેખાડ્યું, તોપણ કોઈ ઠરેલો ને તદબીરવાળો મુખી સરદાર નહિ તેથી અને છત્રપો મનસ્વી રીતે કોઈ આમ ને કોઇ તેમ લડતું તેથી તેઓ હાર્યા. શિકંદર, સામા લશ્કરની જગા તેની રચના, તેનું બળ એ સંધાં ઉપર તત્કાળ વિચાર કરી પોતાના અનુભવી સરદારોને તત્કાળ હૂકમ આપી પ્રથમ પોતે પોતાની ટૂકડી સાથે ધસારો કરી છાપો મારતો ને બીજી બાજૂએથી બીજી ટૂકડીઓ તૂટી પડતી ને એમ સામા લશ્કરને ભેદી પાછા સૌ ગ્રીક એકત્ર થઇ લડતા ને દુશ્મનને ભગાડતા. કોઇ લડાઇમાં શિકંદર પાછો હઠ્યો નથી, સઘળીજ જીત્યો છે તો તેની યુદ્ધનિપુણતાવિષે વિશેષ શું બોલવું?

તે રાજ્યનીતિમાં કેવો કુશળ કે એક પ્રદેશ જીત્યો કે તરતનો તરત તેના રાજ્યકારભારસંબંધી પાકો બંદોબસ્ત કરતો કે ફરીથી કદી ફિતૂર થાયજ નહિ અને જીતેલું તે પાછું જવાનું નથીજ એવી ખાતરી કરી બીજો પ્રદેશ જીતતો ને ત્યાં પાછો બંદોબસ્ત કરી આગળ વધતો. ઇરાનીઓને રાજ્યકારભાર આપ્યા ને ત્રીસ હજાર જુવાનોને કવાયત શીખવી જીતેલા મૂલકમાં પોતાના લશ્કર ભેળા રાખ્યા. નવાં શહેરો સ્થાપ્યાં ને ત્યાં

ગ્રીકલોકને વસવાને રાખ્યા. પોતે જય મેળવતો દૂર જતો જાય ને વચમાં વચમાં ગ્રીક સોજરોને બક્ષિસો આપી ઇરાની બૈરાં પરણાવી સ્વદેશ મોકલતો જાય કે તેઓ પોતાના દેશમાં શિકંદરના જયની વડાઇવાર્તા કરે ને ત્યાંની ઉદ્ધત પ્રજા દબતી ને દબતી રહે. તે પોતાનાં સગાં, પોતાના કારભારી વગેરેને એશિયાની સમૃદ્ધિનાં બક્ષિસો મોકલ્યાં કરતો કે તેને જોઇ દેશના લોક મોહ પામી રાજી રહેતા. કેટલાક લખનારા કહેછે કે જીતેલા પરદેશીને વહેલા વશ કરી રાખવાના લોભમાં તેણે ઇરાનીઓ સાથે હળીમળી જવામાં ઘેલછા બતાવી છે, પણ જીતેલી પ્રજાનાં મનમાં નવા રાજ્યવિષે સારો વિચાર બેસાડવો એ પાકી રાજ્યનીતિ છે અને શિકંદરે પોતાના દાખલાથી પોતાના દેશી કારભારીઓને તેમ વર્તવાને સુબોધ કર્યો તેમાં તેની ઘેલછા નથી પણ તેનું ડહાપણ છે. તેણે નવી પ્રજાની ભક્તિ નવા રાજ્યપર બેસે તેનેમાટે તેના પાછલા હક્કવહીવટ ચાલુ રાખ્યા અને તે અમલદારોને વારે વારે લખતો કે અદલ ઇનસાફથી સત્તા વાપરજો ને એઓ હૂકમ માનેછે કે નહિ તેની પાછી તજવીજ રાખતો. તેણે જગાઓ પસંદ કરીને સિત્તેર નગર નવાં વસાવ્યાં કે જેથી ગ્રીસ તથા એશિયાનો રાજ્યવ્યવહાર સુલભ થાય ને સમૃદ્ધિ વધે.

તેની ઉદારબુદ્ધિ ને જનદયાવિષે જેટલાં વખાણ કરીએ તેટલાં ઓછાં છે. મોટી મોટી આશાએ રસ્તાનાં તથા રણનાં કષ્ટ વેઠેલાં ને જીત મેળવી વસ્તીમાં આવેલા એવા સોજરો ક્રોધમાં ને લોભમાં કેદી તથા પ્રજાને કેટલું દુઃખ દે? પણ શિકંદરે તેમને તેવું ઉદ્ધતપણું કરવાની સખ્ત મના કરી હતી. તેમ તેઓને પ્રસંગે પ્રસંગે બક્ષિસો વહેંચી રાજી રાખતો. તેણે થીબ્સમાં ઘોર સંહાર કર્યો એ તેનામાં ક્રૂર ક્રોધરૂપી દોષ કહેવાય ખરો, પણ જે બારીક વખતે તેણે સંહાર કર્યો, જે સંહારથી સમાધાની રાખવાનો ને એશિયાના વિજય મેળવવાનો તેને રૂડો વખત આવ્યો તે જોતાં તે તેનું કર્મ વિસારી નાંખવા જોગ છે ને જ્યારે તે પોતે પણ તે કર્મનો હમેશ પશ્ચાત્તાપ કરતો એ આપણે જાણીએ છેએ ત્યારે આપણે તેની સદ્બુદ્ધિની પ્રશંસા કર્યાવિના ચાલતી નથી. તે હારેલા રાજા તથા તેના કુટુંબ સાથે માન વિવેકે ને ધોતાળપણે વર્ત્યો છે-જીતેલો મૂલક હારેલા રાજાને તેના ઉપર પ્રસન્ન થઇ પાછો આપે તેવો રાજા તે વીરલોજ. તેણે જય કરીને લોકને લૂંટચા નથી ને તેઓના ઉપર જૂલમ કર્યો નથી. તેના જય, જયના પ્રકાર ને જયની વ્યવસ્થા જોતાં જણાયછે અને તેણે પણ જણાવ્યું છે કે યૂરોપ એશિયાના લોકમાં પરસ્પર ઘણા કાળનું જે અતડાપણું ને વિરોધીપણું છે તે એક રાજ્યના સંબંધે ને વેપારને સંબંધે કહાડી નાંખવું.

શિકંદર દેવના જેવું માન ઇચ્છતો એ તેનામાં દોષ હતો એમ કેટલાક કહેછે, પણ જે પુરૂષ દેવતાઓને શ્રદ્ધાથી બળિદાન આપતો, જે પોતાના દેશના દેવતારૂપ મનાયલા યોદ્ધાઓને માન આપતો, હોમર કવિનું પુસ્તક રાત દહાડો પોતાની પાસે રાખતો—સૂતી વેળા પણ ઓસીસાં તળે મૂકતો, જેણે હોમરના વરણેલા ગ્રીક યોદ્ધાઓના મોટા ઓચ્છવો કરેલા, જેણે થીબ્સના સંહારમાં પિંડાર કવિનું ઘર ન બાળ્યું તે પુરૂષે કોડથી અથવા કાર્યપરત્વે દેવના જેવું માન ઇચ્છ્યું તો શું તેણે અવિવેક કર્યો? જેનો સ્વભાવ ઉગ્ર, જેણે પોતાની માને અપમાન મળેથી બાપને સખ્ત વેણ કહ્યાં, પોતાના સંબંધી કોઇને ને વિશેષે લશ્કરના મનમાં રખેને ઓછો વિચાર આવે તેટલામાટે જે અતિશય ખંતીલો રહેતો—જેણે જોતરની ગાંઠ કાંપી નાંખી અને એક મિત્રે દારૂની ઝૂમમાં સૌના દેખતાં ફિલિપને શિકંદર કરતાં વધારે વખાણ્યો માટે તેને મારી નાંખ્યો તે તરૂણ પુરૂષનાં કેટલાંક સ્વેચ્છિક સાહસ કર્મનો ( રણોત્સાહી કાળનો વહીવટ જોતાં ) દોષ કહાડતો નથી. તે કુમળા હૃદયનો પ્રેમાળ હતો—તેણે મિત્રોનાં મરણનો તથા વહાલા ઘોડાના મરણનો ઘણો શોક કર્યો છે અને પોતાનાં કેટલાંક કર્મોનો પશ્ચાત્તાપ પણ કર્યો છે. તેને રાજ્ય મેળવવાનો અતિશય લોભ હતો એમ ઘણા જણ કહેછે. ગ્રીક ઇરાની ઘણા કાળ થયાં એકેકના દુશ્મન હતા; ઇરાનીઓએ ગ્રીસ તાબે કરવાને ઘણા હુમલા કર્યા હતા પણ હારીને બેઠા હતા; ફિલિપ સર્વ ગ્રીકની તરફથી એશિયામાં જવાની તૈયારીમાં હતો;-તો, શિકંદરે સંધું ઇરાની રાજ્ય જીત્યું તેમાં તેનો લોભ શો હતો? તે હિંદુસ્થાનમાં વધ્યો હોત, કાર્થેજ ને ઇટલી જો તેણે લીધાં હોત તો વળી તે લોભી કહેવાત. લોભ એ પાપનું મૂળ કહેવાયછે, પણ એના જયથી કંઈ પણ પાપ થયું નથી, પણ ઉલટો જગત્‌ને લાભ થયો છે. તે જીત્યો હોત તો લોભી થાત એવું અનુમાન કરવું તે શા અર્થેને? શિકંદર વિદ્યાકળાને ઉત્તેજન આપનાર ને પોતે તેનો આનંદ લેનારો હતો; કવિતા, નાટક ને ઇતિહાસ ઉપર તેની વિશેષ આસક્તિ હતી. કોઇ કહેછે કે શિકંદર ખૂબસુરત હતો ને કોઇ કહેછે કે તે ઠીંગણો ને કંઈક કુરૂપ હતો, કોઈ કહેછે કે તે અતિશય દારૂ પીતો તથા હદથી જ્યાદે મોજીલો હતો,

ને કોઇ કહેછે કે તે પોતે થોડો પીતો; એના બીજા કેટલાક ગુણદોષવિષે પણ જુદાં જુદાં મત છે. તોપણ તેના મોટા જયવિષે જગતનું સેંકડો વર્ષ થયાં એકજ મત ચાલ્યું આવેછે કે,

તે કાળના જયનિવાસ ગ્રીસ દેશના જય રાજ્ય માસીડનની જયરાજધાની પેલ્લા ત્યાં જયરાજ ફિલિપના પુત્રરૂપે જન્મીને, જયવાદ્ય સાંભળીને, જયની રમત રમીને, તે કાળના પ્રથમ પૂજ્ય જયપંડિત પાસે ભણીને, નિજરાજ્યનો રંગ રાખીને, ગ્રીસથી પશ્ચિમ એશિયા ને ત્યાંથી ઈજિપ્ટમાં ને પાછો એશિયામાં તે છેક તાતાર દેશની જાકસર્ટિસ નદીસૂધી ને પંજાબની સતલજ નદીસૂધી ને ત્યાંથી સિંધુના મુખ આગળ ને ત્યાંથી પાછો ઇરાનમાં ને ત્યાંથી પછી, પ્રાચીન પ્રસિદ્ધ શુભ રાજનગર બાબિલનમાં આવી રહેલો દિવ્ય જયકાંતિમાન તે મહાપુરૂષ અલેક્ઝાંડર–શિકંદર, પોતાની જયમાળાનો સુવાસ લેતાં ને ગ્રીક જયધ્વજ જોતાં ને એકચક્રી રાજ્યશ્રીના રંગભોગસંબંધી મોટા ઉદાર મનમાં મોટી મોટી જયધારણા બાંધતાં, ને મનુષ્ય જાતને જયલાભ તથા જયરંગ દાખવતાં, ધન્ય બત્રીસ વર્ષની વયે, ઉત્સાહ ભર્યો, જયજોગમાયાને નમી અમર કીર્ત્તિ રણમાં ધશ્યો !

**જુલિયસ સીઝર**, રોમના એક શ્રીમંત કુળમાં ઇ૦ સ૦ પૂ૦ ૧૦૦ ની ૧૨ મી જુલાઇએ જન્મ્યો હતો. તે સત્તર વર્ષની વયે એક અમલદારની દીકરી સાથે પરણ્યો. એ અમલદાર લોકનો પક્ષ રાખીને રાજસભમાં બોલતો તે ઉપરથી સિલ્લા જે વડો અમલદાર શ્રીમંતકુળનો હતો તેણે સીઝરને કહ્યું કે તું તારી સ્ત્રીનો ત્યાગ કર. સીઝરે તે ન માન્યું; વળી એણે પોતાની વય ન છતાં પાદરી થવાની ઉમેદવારીમાં નામ નોંધાવ્યું; એ ઉપરથી સિલ્લાએ રાજસભામાં ઠરાવ કરાવ્યો કે સીઝરને દેહાંત શિક્ષા કરવી. સીઝર રોમથી નાશી જઈ પાસેના એક મૂલકમાં ભરાઈ રહ્યો. એના મિત્રોએ સિલ્લાને વિનવ્યો ને એણે શિક્ષા તો માફ કીધી, પણ કહીને કે એ છોકરો કોઇ દહાડો શ્રીમંતવર્ગની સત્તાનો અંત આણશે. સીઝરે જોયું કે તેની દાઢ ઘણી છે માટે હમણા તો ખશી જવું એ સારૂં છે અને પછી તે રોમ છોડી એશિયામાં ગયો. અહિં લશ્કરમાં નોકરી લેઇને એક લડાઇમાં તેણે સાથીનો જીવ ઊગાર્યો માટે એક ઇનામ મેળવ્યું (૮૦ માં).

સિલ્લાના મરણ પછી સીઝરે રોમમાં આવી પોતાની બાવીસ વર્ષની વયે રાજસભામાં એક કામસંબંધી ભાષણ કરી સુવક્તાનું (સુંદર ભાષણ કરનાર એવું) મોટું માન મેળવ્યું. સભામાં છટાથી ભાષણ કરવાની વિદ્યા પૂર્ણ પ્રાપ્ત કરવાને તે રહોડ્ઝ ટાપુ જવાને વહાણમાં બેઠો. વહાણ ચાંચીઆઓને હાથ લાગ્યું ને તેમાં સીઝર પકડાયો. આડત્રીસ દહાડા કેદ રહીને પછી તે બારેક હજાર રૂપિઆ આપી છૂટયો. સીઝરે મિલેટસમાં જઇને કેટલાંક વહાણ તૈયાર કર્યાં ને પછી તેજ ચાંચીઆઓને પકડીને ફાંશી દીધા. પછી તેણે રહોડ્ઝ જઇને વિદ્યા પ્રાપ્ત કરી.

તેણે પાછા રોમમાં આવી લોકપક્ષનાં કામો કરવા માંડ્યાં. એક પાસથી ભાષણો કરીને ને બીજી પાસથી લોકોપયોગી મકાનો બંધાવવામાં ને તમાશાઓ કરવામાં ધોતાળપણું દેખાડીને તેણે લોકની પ્રીતિ પૂર્ણ સંપાદન કરી. લોકે પણ તેને ઉપરાઉપરી રાજ્યકારભારમાં પદવીએ ચઢાવ્યો. ઈ૦ સ૦ પૂ૦ ૬૩ માં સીઝર મોટા પાદરીની પદવીનેમાટે ઉમેદવાર થયો. રાજસભામાંના બે મોટા સત્તાવાળા તેની સામે થયા, પણ ઘણાનાં મતથી તેને તે પદવી મળી. એથી ઘણાએક શ્રીમંતો બહુ ક્રોધે ભરાયા.

એવામાં કેટલાએક દેવાદાર થઈ ગયેલા શ્રીમંત તરૂણોએ પોતાને ફાયદો કરી લેવાસારૂ રાજ્યમાં દંગો ઊઠાવવાની તૈયારી કરેલી. તે પકડાયા ને તેને શિક્ષા કરવાનો વિચાર સભામાં ચાલ્યો. સીઝરે અપરાધીઓને દેહાંત શિક્ષા ન કરવાવિષે ભાષણ કર્યું ને એ ઉપરથી તેના શત્રુ શ્રીમંતોએ રાજ્યનો વડો કારભારી સિસરો નામે લોકપક્ષનો હતો તેને બહુ બહુ રીતે એકાંતમાં સમજાવ્યો કે સીઝર પણ તે તરકટમાં સામિલ હતો એવું તે બોલે; પણ સિસરોએ તે માન્યું નહિ. સીઝરે દેહાંતશિક્ષા ન કરવાવિષે મત આપ્યું તેથી તેને સહુ ખોટું બોલવા લાગ્યા અને કેટલાક તરૂણ શ્રીમંતો તેને મારી નાંખવાનો લાગ શોધતા થયા. એક બીજો પ્રસંગ આ છે કે સીઝરને ત્યાં એક દેવીની પૂજાનેમાટે ઘણીક સ્ત્રીઓ ભેગી થઇ હતી. તે દેવીની પૂજા સ્ત્રીઓજ કરે ને ત્યાં જો કોઇ પુરૂષ જાય તો તેને રાજકાયદાપ્રમાણે શિક્ષા થતી. એક વંઠેલ શ્રીમંત તરૂણ વેષ બદલી ત્યાં ગયો પણ પકડાયો. તેની તપાસ ચાલી ત્યારે સીઝરે સાક્ષી આપી કે તે શખ્સની નઠારી ચાલવિષે મેં કોઈ દહાડો સાંભળ્યું નથી. એમ સાક્ષી આપવાની તેની મતલબ આટલીજ કે તે શખ્સ લોકનો માનીતો હતો. એ ઉપરથી રાજસભા ને શ્રીમંતો સીઝરને નિંદવા લાગ્યા કે તે અપરાધ છૂપાવનાર છે અને સંગતિદોષમાંથી નીકળી જાયછે. પછી તેને સ્પેનની પેલી તરફના ભાગનો કારભાર મળ્યો.

તે ત્યાં જવા નીકળ્યો ત્યારે તેના લેણદારોએ તેને અટકાવ્યો, પણ ક્રાસસ નામે એક મોટા શ્રીમંતે તેને નાણું ધીર્યું ને તે સ્પેન ગયો.

જ્યારે તે પાછો રોમ આવ્યો ત્યારે તેણે ક્રાસસ તથા પોમ્પી એ બેની સાથે ખાનગી ગોઠવણ કરી કે આપણે ત્રણ જણે રોમનું રાજ્ય વહેંચી લેઇને રાજ્યકારભાર કરવો. એમાં ત્રણેની મતલબ હતી કે સીઝરને પહેલી પદવીના અમલદાર થવું હતું; ક્રાસસને ઘણું નાણું મળે તેવી મોટી સત્તા જોઈતી હતી; અને પોમ્પી પોતે મેળવેલા જયને રાજસભામાં નોંધાવવાને આતુર હતો. પછી સીઝર પહેલી પદવીનો એક અમલદાર થયો ને તેણે લોકની સત્તા વધે ને શ્રીમંતવર્ગની ઘટે તેવા કાયદા કરવા માંડ્યા. એનો સાથી પ્રથમતો સામો થયો, પણ સીઝરનો આગ્રહ જોઇને તે આડો ન પડતાં પોતાના ઘરમાંજ ભરાઇ રહ્યો, ને કાયદાઓ થયા. સીઝરે જે શખ્સને માટે સાક્ષી આપી હતી તેને એક અમલદારની જગા આપી ને એની ખટપટથી સિસરો જે એક વડો કારભારી હતો તેને દેશપાર કરાવ્યો. પછી ત્રણ જણે રાજ્યકારભાર વહેંચી લીધો—ક્રાસસે એશિયા, પોમ્પીએ સ્પેન અને સીઝરે ફ્રાન્સ લીધું.

સીઝર પાંચ વર્ષની મુદ્દતે ત્રણ પલટન લેઈને પોતાના પ્રાંતમાં ગયો (૫૯ માં), પણ તેની પહેલાં તેણે પોતાની દીકરી ઘરડા પોમ્પી સાથે પરણાવીને તેની સાથે વિશેષ સંબંધ કર્યો હતો. પછવાડેથી સીઝરને બીજાં પાંચ વર્ષની મુદ્દત આપવામાં આવી. એ દશ વર્ષના દર્મિયાનમાં એક પ્રાંત સિવાય તેણે સઘળું ફ્રાન્સ જીત્યું, બે વાર ર્‌હૈન નદી ઓળંગી અને બે વાર ઇગ્લંડમાં જઈ આવ્યો—પહેલીવાર તો તે જોવાજ ગયો હતો, પણ બીજીવાર તેણે ઉપરાઉપરી લડીને બ્રિટનોને હરાવ્યા હતા. જો કે દૂર પડ્યો હતો તોપણ તે રોમમાં શું થાયછે તેની ખબર રાખતો ને વર્ષની જે ઋતુમાં લડાઇ બંધ રાખવામાં આવતી તે ઋતુમાં તે હર વર્ષે પોતાના પ્રાંતની સરહદમાં આવી ઇટલીમાં રહેનારા પોતાના પક્ષના લોકને મળતો. કાયદો એવો હતો કે જે ઇટલીની બહાર કારભાર કરે તેનાથી બોલાવ્યાવિના અંદર અવાય નહિ. સીઝર ઉપરાઉપરી જય મેળવેછે તે જોઇ પોમ્પી અદેખો થયો હતો ને તેવામાં વળી તેની સ્ત્રી મરી ગઈ એટલે તેને તે રીતનો પણ સીઝર સાથે સંબંધ તૂટ્યો.

એટલામાં વળી ક્રાસસ એશિયામાં મરણ પામ્યો ને તેથી સીઝર ને પોમ્પી એ બેમાં વધારે સરસાઇ ચાલી. પોમ્પીએ પોતાનું બળ વધારવાને રાજસભામાંના ઘણાએકને પોતાના પક્ષમાં લેઈ લીધા. જ્યારે સીઝરે મુખ્ય અમલદારની જગોને સારૂ ઉમેદવારી કરી ત્યારે સભાએ ઠેરવ્યું કે તેને જો ઉમેદવાર દાખલ આવવું હોય તો તે વગર લશ્કરે આવે. સીઝરે ઉત્તર વાળ્યો કે જો પોમ્પી સરદારી છોડે તો હું છોડી દેવાને તૈયાર છઉં. પણ એ કહેવું રાજસભાએ વિચારમાં લીધું નહિ અને ઠરાવ કર્યો કે સીઝરે પોતાના લશ્કરને રજા આપી દેવી ને જો તેમ નહિ કરે તો તેને રાજ્યનો શત્રુ ગણવામાં આવશે. એ ઠરાવ ઉપર બે અમલદારોએ સહી ન કીધી, પણ તેથી તેઓને ત્યાંથી નાસવું પડ્યું. એઓ આવી સીઝરને મળ્યા ને એ, કાયદાનું—અમલદારોનું રક્ષણ કરવાને બહાને પોતાના લશ્કર સાથે ઇટલીમાં આવ્યો. પોમ્પીએ ને રાજસભાએ શત્રુવટ તો કરી હતી, પણ લશ્કરની કંઈ તૈયારી રાખી નહોતી. પોમ્પી પોતાને આગળ મળેલાં માન ઉપર અને પોતાનાવિષે લોકમાં ચાલતાં સારાં મત ઉપર વિશ્વાસ રાખી બેઠો હતો—તેને ખાતરી હતી કે ઇટલીના કોઈ પણ ભાગમાં પગ મૂક્યો કે લશ્કર તરત ઊભું થશે; વળી તેને કોઇએ ભંભેર્યો હતો કે સીઝરના લશ્કરમાંના ઘણાએક તારી તરફના થશે. એ વેળા રોમમાં ઠામ ઠામ સામસામી ટૂકડીઓ બંધાઈ હતી. એ સંધિ જેવી જોઇએ તેવી અનુકૂળ છે એમ વિચારી સીઝર તાબડતોબ પોતાના લશ્કર સાથે ઇટલીમાં ધશ્યો. રાજ સભાએ લડાઇનું સંધું કામ પોમ્પીને સોંપ્યું હતું તેથી તે લશ્કર લેઇ સામો ગયો, પણ એનાંજ માણસો સીઝરના પક્ષમાં જઇ લડ્યાં અને દરેક શહેરના કિલ્લાઓ સીઝરના તાબામાં આવ્યા.

સીઝરને ધશ્યો આવતો દેખી આખું રોમ ખળભળી ગયું અને પોમ્પી તથા રાજસભાના શ્રીમંતો રોમ છોડીને દૂર નાઠા—તેઓ એટલા તો ગાભરા થઈ ગયા હતા કે રાજ્યનો ભંડાર શત્રુને હાથ જશે તેની પણ કોઈએ દરકાર રાખી ન હતી. એવામાં તો સીઝરે રોમમાં પ્રવેશ કર્યો અને નગરના લોક ઉપર તથા કિલ્લાનાં લશ્કર ઉપર કોઈ રીતનો પણ તેણે જુલમ ગુજાર્યો નહિ. સીઝર પોમ્પીની પછવાડે પડ્યો, પણ વહાણો ન મળવાથી તે તરત ગ્રીસ જઇ શક્યો નહિ. સીઝર સ્પેનમાં ગયો ને ત્યાં પોમ્પીના રાખેલા સરદારોને હરાવી તાબે કરી પાછો રોમ આવ્યો. અહિં એને લોકે ડિક્ટેટરની પદવી આપી. અગીઆર દહાડા પછી તે પદવી છોડીને તે ગ્રીસ ગયો. પોમ્પીએ મોટું લશ્કર તૈયાર કરી રાખ્યું હતું તે લડ્યું ને જીત્યું

પણ પછી સીઝરે થેસલીમાં ફાર્સેલિયાના મેદાનમાં મોટી લડાઇ કરીને પોમ્પીને પૂરો હરાવ્યો (૯ આગષ્ટ ૪૮). પોમ્પીના લશ્કરમાં ૪૫ હજાર પાયદળ ને ૭ હજાર ઘોડા અને સીઝરનામાં ૨૧ હજાર પાયદળ ને હજાર ઘોડા હતા. પોમ્પી ઈજિપ્ટ તરફ નાઠો. સીઝર પણ તેની પછવાડે ઈજિપ્ટમાં ઉતર્યો. પણ અહિં એણે સાંભળ્યું કે પોમ્પીને કોઈએ મારી નાંખ્યો છે. ઈજિપ્ટના રાજ્યકારભારીએ પોમ્પીનું શિર સીઝરની આગળ ભેટ દાખલ મૂક્યું. એ જોતું ચીતળી ચડે તેવું હતું ને સીઝરે મોહું ફેરવી હુકમ કર્યો કે તે મોટા સરદારના શબને માન સાથે દાટો, અને પછી તેની યાદગારીમાં એક મિનારો બંધાવો.

ઈજિપ્ટમાં રાજ્યને માટે કલીઓપેટ્રા તથા તેનો ભાઇ ટોલેમી એ બેની વચમાં ટંટો ચાલતો. સીઝર કલીઓપેટ્રા ઉપર આશક પડ્યો હતો તેથી તેણે તેનો પક્ષ ખેંચ્યો. પછી વળી કહ્યું કે બંને જણ સાથે રાજ્ય કરે. એ ઉપરથી સીઝર ને ટોલેમી એ બે વચ્ચે લડાઇ ચાલી. સીઝર પોતાની સાથે ઘણું લશ્કર લાવ્યો નહોતો ને ટોલેમીએ તેને ઘેરી લીધો હતો. સંકટમાંથી નીકળતાં તેને બહુ ચતુરાઇ ને બહુ પરાક્રમ કામે લગાડવાં પડ્યાં હતાં. તેણે કલીઓપેટ્રાને ગાદીએ બેસાડી, પછી તે સિરિયામાં થઇને એશિયામાં આવ્યો. અહિં પૉંટસના રાજાએ રોમના અમલદારને હરાવ્યો હતો, પણ સીઝરે તેને તરત તાબે કર્યો. એ જીતની ખબર તેણે ત્રણ શબ્દમાં રોમ મોકલી હતી—આવ્યો, જોયું, જીત્યો. સીઝર પાછો રોમ આવ્યો ને અહિંથી તેણે આફ્રિકામાં જઈ પોમ્પીની તરફના લશ્કરને હરાવ્યું. પછી તેણે રોમમાં આવી જાહેર જણાવ્યું કે મારા તથા પોમ્પીના પક્ષના એ બેમાં હું અંતર ગણનાર નથી. એ ઉપરથી જેઓએ તેની સામા શસ્ત્ર ઊંચક્યાં હતાં તેઓના અપરાધ ક્ષમા થયા. તેણે પોતાની જયદર્શક સવારીથી લોકને રાજી કર્યા; ખાણું આપ્યું. તેમાં લોકનેમાટે બાવીસ હજાર ટેબલ હતાં ને એ પ્રસંગે તેણે લશ્કરી સિપાઇઓને મોટાં બક્ષિસો પણ આપ્યાં. એ પ્રકારે ઓચ્છવ થાયછે તેવામાં તેને સ્પેન જઇને પોમ્પીના દીકરાઓ સામા લડવું પડ્યું. એ પણ એક ભારે લડાઇ થઇ ને તેમાં પોમ્પીનો મોટો દીકરો માર્યો ગયો ને સીઝરની જીત થઈ. (૧૭ મી માર્ચ ૪૫).

સપ્ટેંબરમાં સીઝર પાછો રોમમાં આવ્યો ને પછી તેણે દહેરાં તથા લોકોપયોગી મકાનો બંધાવ્યાં અને કેટલાંક નગર વસાવ્યાં તથા કેટલાંક જે તૂટી ગયાં હતાં તેમને પાછાં દીપતાં કર્યાં. તેણે રાજ્યના કાલેંડરને (પંચાગને) સુધારી પ્રવર્ત્તાવ્યું તેઉપરથી તેના શત્રુ બોલવા લાગ્યા કે તે રાજ્યપદ ધારણ કરવાની તજવીજ કરેછે. તેના મિત્રો તો તેને તે પદ આપવાને તૈયાર થઇ રહ્યા હતાજ ને એકે તો એક તહેવારને દહાડે તેને માથે તાજ મૂકવાનું કર્યું, પણ લોકે તે વાત ઉપાડી ના લીધી ત્યારે સીઝરે કહ્યું કે હમણા તો નહિ. એ પ્રસંગોથી તેના શત્રુઓને દ્વેષ વધ્યો ને એઓએ તેનો ઘાટ ઘડી નાંખવાની ગોઠવણ કીધી. એક કાશિયસ નામે શખ્સ જેને સીઝર ઉપર ઘણુંજ વેર હતું તેણે તે ઘોર કર્મ કરવાનું માથે લીધું-એમાં સાઠ જણ સામિલ હતા ને એમાંના કેટલાએકને તો સીઝરેજ ધનમાન અપાવ્યાં હતાં.

સીઝરનો બ્રૂટસ નામે માનીતો મિત્ર હતો ને તે મોટો નીતિમાન તથા સદ્ગુણી હતો. બ્રૂટસ તે ટોળીવાળાનું સમજાવેલું ખરૂં માની તેમાં સામિલ થયો. સીઝરને કેટલાક મિત્રોએ ખબર કરી હતી કે તું સાવધ રહેજે, પણ એ લોકનો ખરો પ્રેમ છે જાણી દૈવને ભરોસે રહી પોતે નિર્ભય છે એમ સમજતો હતો. તેણે પોતાનું લશ્કર ઈટલી બહાર મોકલ્યું હતું ને તેના શરીરરક્ષણનેમાટે રાજસભાએ તેને થોડુંક સૈન્ય આપવા માંડેલું તે તેણે લીધું નહોતું.

તારીખ ૧૫ મી માર્ચ (૪૪ માં) સીઝર રાજસભામાં જવા નીકળ્યો. રસ્તામાં તેના એક મિત્રે તેને દગાની ખબર લખીને અરજી આપતો હોય તેવી રીતે એક કાગળ આપ્યો, પણ એ તેણે ન વાંચતાં સેક્રેટરીને આપ્યો; બીજો મિત્ર લોકની ભીડને લીધે તેની પાસે જઈ શક્યો નહિ. સીઝરે સભામાં આસન લીધું કે એક શખ્સે તેની પાસે જઇ અરજ કરી કે મારા ભાઈને રાજ્ય બહાર કર્યો છે તેને પાછો બોલાવવાનો હુકમ કરો. જાણે તેની તરફથી બીજાઓ પણ કંઈ કહેવાને આવતા હોય તેમ તેઓ સીઝરના આસન તરફ ધશ્યા. સીઝરે રાજ્યબહાર કરેલાને પાછો બોલાવવાની ના કહી. પછી એકજણે અરજી આપવા જતો હોય તેમ જઇને તેનો જભ્ભો પકડી ખેંચ્યો ને કાસ્કે ઘા કર્યો, પણ સીઝરે તેની તરવાર નીચી પાડી નાંખી; સઘળાજ તેનાપર ધશી આવ્યા ને જ્યારે સીઝરે બ્રૂટસને પણ જોયો ત્યારે તે બોલ્યો કે "તું પણ છે?!" પછી સીઝર જભ્ભામાં ભરાયો ને ૨૩ ઘાથી વીંધાઈ પોમ્પીના પૂતળા આગળ પડ્યો.

સીઝરનો ઉદ્દેશ પ્રથમ રાજ્યમાં સત્તા મેળવવાનો ને પછી રાજા થવાનો હતો. શ્રીમંત-સત્તાધારી વર્ગ-

ના તરૂણે મોટી સત્તાની ઇચ્છા રાખીને રાજા થવાનો લોભ રાખ્યો એમાં કંઇ આશ્ચર્ય જેવું નથી. પણ તેણે પુષ્કળ વિદ્યાબળ, દ્રવ્યબળ, યુદ્ધબળ, ચાતુર્યબળ કામે લગાડી રોમના સર્વોપરિ મોટા રાજ્યના મોટા સમર્થ સત્તાધારી કર્તાહર્તાઓને ભગાડી હરાવી પોતે રાજા જેવો થયો એ સીઝરનો જય છે. તેણે બાવીસ વર્ષની વયથી તે સાડીત્રીસ લગીમાં ભાષણો આપી ધન વાપરી લોકની પ્રીતિ સંપાદન કીધી ને લોકે તેને ઉત્તરોત્તર પદવીએ ચડાવતાં છેલ્લે એક મોટા કારભારી જેવો મનાતો કર્યો. પછી તેણે ક્રાસસ તથા પોમ્પી એ બે પરસ્પર શત્રુ હતા તેઓમાં મૈત્રી કરાવી, પોમ્પીને પોતાની દીકરી દીધી, રાજ્યકારભાર ચલાવવાસંબંધી છાની ગોઠવણ કરી અને તગાદો કરતા લેણદારોનું પતાવવાને તેણે ક્રાસસની પાસે નાણું કરજે લીધું. એ ખટપટથી ને લોકની મેળવેલી પ્રીતિથી તે રાજસભાની ઇચ્છા ઉપરાંત પણ ઠરાવ કરાવીને એક વડો કારભારી થયો. એ પછી તેણે નવ વર્ષમાં પોતાના ભાગે આવેલા પ્રાંતમાં ઘણાએક જય મેળવી પોતાના લશ્કરને પોતાનાં શૌર્ય પરાક્રમથી મોહિત ને બક્ષિસોથી પ્રસન્ન રાખી વશ કરી લીધું. જેને લોક વશ થયા, જેને લશ્કર વશ થયું, જેણે સમયના ઉપર ખંતથી લક્ષ રાખ્યાં કરી લાભસંધિને જોઈ તે પુરૂષને પછી રાજ્યપદ ધારણ કરવાને શો વિલંબ રહ્યો? સીઝર પોતાની ૫૧ વર્ષની વયે રોમના રાજ્યની સત્તા એકચક્રે ચલાવતો થયો.

એણે પોતાના જયથી પોતાનું ધાર્યું પાર પાડયું અને રાજ્યને અનેક સ્વાર્થી વિષયી ઉડાઉ કુભાંડી પુરૂષોની ક્રૂર જાળમાંથી ચંપાઈ જતું ઉગાર્યું—એ મોટું કામ કર્યું, તોપણ સ્વાર્થ સાધતાં તેણે જે ઉપાયો કામે લગાડ્યા તેમાંના કેટલાએક એવા અધમ છે કે તે તેના જયબિંબને કલંકયુક્ત કરેછે. તેણે રાજ્યનીતિના ઉજળા પ્રપંચ ખેલ્યા છે તેમ ઊંચ કુળને ન ઘટે તેવાં નીચાં ને ક્રૂર કર્મો પણ કીધાં છે. રૂડે કે ભૂંડે ગમે તે પ્રકારે પણ ધાર્યું પાર પાડવું એ તેનો આગ્રહ હતો. તેણે ફ્રાન્સમાં ને હ્રૈન નદી ઉપરના પ્રદેશમાં શત્રુનાં લશ્કરમાંના દશેક લાખને મારી નાંખ્યા અથવા કેદ કર્યા હશે. જે પુરૂષ કાયદાનું રક્ષણ કરવાને અમલદારોની વહારે ચઢી રોમમાં આવ્યો તેજ પુરૂષે અપરાધીઓને દેહાંતદંડ ન કરવા વિષે ભાષણ કર્યું હતું ને એકનેમાટે ખોટી સાક્ષી આપી હતી—આગલું શત્રુની સામા થવાને ને પાછલું લોકને રાજી રાખવાને. સદાચાર, સત્ય, પ્રમાણિકપણું એ રીતિ ઉપર તો રોમન શ્રીમંત વર્ગમાં થોડાજ જણ ધ્યાન આપતા તો સીઝરની શી વાત કરવી? સીઝર છકેલ છીનાળવો જાહેર હતો—તે બાવન વર્ષની વયે સત્તર વર્ષની ક્લીઓપેટ્રાના મોહમાં પડચો ને તેને રોમમાં આણી રાખી હતી. તે ઘણો મોજીલો હતો ને ઘરડપણમાં નિત્ય પ્રવૃત્તિથી ને રણના પરિશ્રમથી તેનાં ડાચાં બેશી ગયાં હતાં, તોપણ તે જભ્ભાને તજવીજથી સીવડાવવામાં અને તાલ પડેલું માથું જયમૂગટથી ઢંકાશે એવું બોલવામાં કોડથી ઘેલાં કહાડતો—મિત્રનું ને શત્રુનું મન જાણી લેવું એમ પણ કેમ ન હોય? તેણે પોતાના જયના ઓચ્છવો કર્યા ને પોતાનાં પૂતળાં મૂકાવવા દીધાં એમાં તેણે પોતાનો ફૂલકણો સ્વભાવ દેખાડચો છે, પણ એમ સૌને મોહિત કરવાનો પણ વિચાર કેમ ન હોય? એટલો પાકો છતાં મારે હવે શત્રુ કોઇ નથી એમ વિચારી તે નિર્ભયપણે રહેતો એ તેની કેવી ભૂલ અથવા અભિમાનની મૂર્ખાઇ? કે જેથી શત્રુઓએ રાજમંડપમાં રક્ત પાડયું! તેનો ક્રોધ ફાવતું ત્યાં વરૂ જેવો ને ન ફાવતું ત્યાં ઘેટાં જેવો હતો. તે કહેતો કે રાજ્યમાં સત્તા મેળવવાને ધન ને લશ્કર બે વાનાં જોઇએ—ધનથી લશ્કર મળે ને લશ્કરથી ધન મળે. તેણે ધનનેમાટે મિત્રને કે શત્રુને, રાજ્યને કે દેવળને કોઇને છોડયું નથી. જ્યારે તે સ્પેન જવા નીકળ્યો ને લેણદારોએ અટકાવ્યો ત્યારે તેણે ક્રાસસ પાસેથી ૨૦ લાખ લેઈને એક મોટું દેવું કરી સૌનું પતાવ્યું હતું ને એ સઘળું દેવું લોકને ભભકો દેખાડવી સત્તા મેળવવાને માટે; એ જોતાં તેના જેવો હિંમતવાળો લોભી ને નઠોર મૂર્ખ કોણ?

પણ તેનો સ્વાર્થ થયો, અને એણે (સ્વાર્થ સાધવાને) જે કેટલાક નિંદ્ય ઉપાયો કામે લગાડ્યા હતા તેના કરતાં તેને ભૂલાવી દેવડાવે તેવાં કેટલાંક મોટાં રૂડાં કામો કીધાં. તેણે પોતાના શત્રુને માફી આપી—કેટલાકને પાછા પોતાની મહેરબાનીમાં લીધા. જેમ બીજા જય કરનારા જીત પછી લૂંટફાટ ને કાપાકાપી કરે તેમ તેણે ન કીધું—પછી પક્કાઈથી કે ઉદારબુદ્ધિથી પણ ન કીધું એ વાત ખરી. તેણે શ્રીમંતવર્ગને ને લોકને અને રાજ્યને હાનિ કરનારી પરસ્પર દ્વેષી એવી ટોળીઓને તોડી રાજ્યના સર્વ લોકના હક્કમાં સારૂં કર્યું. રોમના વતનીને વધારે માન હતાં ને વધારે હક્ક મળતા, પણ સીઝરે રાજ્યના કોઇ પણ ભાગના લોકને યોગ્યતાપ્રમાણે હક્ક ને માન મળે તેવું કીધું. તેણે લોકપક્ષમાં રહીને તેઓનું શ્રીમંતના જુલમથકી રક્ષણ કર્યું ને પછી ફાવ્યો ત્યારે તેઓનું વધારે સારૂં

કર્યું. તે એટલો બધો રાજ્યપ્રવૃત્તિમાં હતો તોપણ ગ્રંથ લખવાનો અવકાશ ક્હાડતો. તેણે ઘણાક ગ્રંથ લખ્યા હતા, પણ તેણે લાટિન ભાષામાં સુંદર ઇબારતથી લડાઈની બખ્ખરો લખી છે તે હજી છે ને વખણાયછે. તે ભાષણકળા શીખવાને રહોડ્ઝ ગયો હતો ને સુવક્તારૂપે તેણે માન મેળવ્યું હતું તે ચરિત્રમાં જણાવેલું છેજ. તે રાજકાજમાં નિપુણ તથા ચતુર હતો. શત્રુઓના ભેદ પ્રપંચ તરત સમજી શકતો ને આબાદ સામા પ્રપંચ રમતો ને એ પ્રપંચોમાં તે છેક હીણો નહોતો. સંકટ આપત્તિમાં લગાર પણ ગભરાતો નહિ, પણ યુક્તિ રમી તેમાંથી છટકી જતો અથવા નિડર થઈ સામો ધસતો. યુદ્ધપ્રસંગમાં તે અતિશય ત્વરાથી ઉત્સાહભરી શક્તિથી ગોઠવણ કરતો ને વીજળીના જેવી દોડથી શત્રુ ઉપર નિડર ધસતો; તેમ શસ્ત્રકળાથી લડાઈઓ કરતો. શત્રુઓમાં ફૂટ ઘાલી, તેઓને પરસ્પર લડાવી પછી તે લડાઇમાં ઊતરતો. બેંતાળીશ વર્ષની વય થઇ ત્યાં લગી તેને લશ્કરસંબંધી કંઇજ જાણ નહોતી. પણ પછી બાર તેર વર્ષમાં ઉપરાઉપરી જય મેળવી યોદ્ધારૂપે ને સરદારરૂપે તેણે જે પોતાનું શ્રેષ્ઠપણું દેખાડ્યું છે તે અદ્ભુત, તેજસ્વી છે. તે અનેક પ્રવૃત્તિમાં ઘૂમતો છતાં તેણે દરેક લીધેલા કામમાં મોટો યશ મેળવ્યો છે.—કોઇમાં તે નિરાશ થયો નથી; તેણે ધાર્યા પોબાર પાડ્યા છે. પ્રાચીન કાળમાં પુરૂષપ્રયત્ન ને પુરૂષાર્થ તે સીઝરનાંજ કહેવાય. તે પોતાની અનેક પ્રવૃત્તિના અનેક જયના બળવડે વિજયી થયો. તે કેવી સ્થિતિમાં હતો ને કેઈ સ્થિતિને પામી અટકયો તે જુઓઃ—

રોમ નગરનો એક કુલીન શ્રીમંત, ઉત્તમ પ્રકારની વિદ્યા ભણી, એથી ને ઘોતાળપણાથી લોકનો વહાલો થઈ, ઉત્તરોત્તર પદવી પામી, અનેક પ્રપંચ રમી, યુદ્ધમાં ઘૂમી રોમનું રાજ્ય વધારી, પુષ્કળ દ્રવ્ય મેળવી લશ્કરને અનુકૂળ કરી લેઈ, મોટી સાહસ બુદ્ધિએ છેલ્લો પાસો નાંખી, શત્રુ ઉપર ધશી ઇટલીમાં, ગ્રીસમાં, થેસલીમાં, ઇજિપ્ટમાં, આફ્રિકામાં, સ્પેનમાં, એશિયામાં, ને તે સૌને હરાવી, ચાળીસ વર્ષ થયાં માંડેલી બાજી જીત્યો;—જગત્‌માં સર્વોપરિ શ્રેષ્ઠ વિસ્તાર તથા બળમાં એવાં રાજ્યને પોતાનું કરી, લોભી દ્વેષી શ્રીમંતોના ત્રાસથી ચંપાઈ જતું ઉગારી તે મહાપુરૂષ—સીઝર રાજારૂપે લોકકલ્યાણનાં કામો ઉત્સાહભેર કરતાં ને અમર કીર્તિના રણમાં ધસતાં, અકસ્માત્ કાળનું સૈન્ય દેખી હજી પણ મારે શત્રુ છે? ને મિત્રને પણ શત્રુ જોઉંછું? એમ ભણી મોહિત થઈ પડચો ને સદા દીપ્યો!

**મહમ્મદ પેગંબર**, ઇ૦ સ૦ ૫૭૦ ના આગસ્ટમાં મક્કામાં જન્મ્યો હતો. તેનો જન્મ થયા પછી તરતજ તેનો બાપ અબદુલ્લા પોતાના કુટુંબને છેકજ ગરીબી હાલતમાં મૂકી મરણ પામ્યો. થોડાક કાળ પછી તેની મા અમીના મરી ગઈ ને તેના વડવાએ તેને ઊછેર્યો. એ પણ મરી ગયો ને પછી અબદુલ્લાનો ભાઈ અબૂતાલેબે મહમ્મદને વેપાર ધંધાના કામમાં નાંખ્યો. અબૂતાલેબ એકવાર પોતાના તેર વર્ષના ભત્રીજાને પોતાની સાથે વેપારનાં કામસારૂ સિરિઆમાં લેઇ ગયો હતો. ત્યાંથી પાછા આવ્યા બાદ અબૂતાલેબે મહમ્મદને એક શ્રીમંત વિધવા કદીજાને ત્યાં ગુમાસ્તો રખાવ્યો. મહમ્મદ ગુમાસ્તા દાખલ વેપાર ધંધાનાં કામસારૂ સિરિએ જઈ આવ્યા પછી શેઠાણીએ તેની સાથે લગ્ન કર્યાં. એ વેળા મહમ્મદ ૨૫ વર્ષનો હતો ને કદીજા પાંત્રીસેકની હતી. એ સંબંધથી તેણે પંદર વર્ષ નિરાંતસુખના આનંદમાં ક્હાડ્યાં. છ છોકરાં થયાં તેમાં બે છોકરાં બાળપણમાંજ મરી ગયાં હતાં.

એપ્રમાણે જેની સ્થિતિ હતી તે પુરૂષ જગત્‌ના મહાપુરૂષમાંનો એક ગણાયો; તેણે તરવારબળે લોકમાં ધર્મ પ્રવર્ત્તાવ્યો ને મોટું રાજ્ય સ્થાપ્યું—એ તેનો અદ્‌ભુત વિજય છે!

મહમ્મદના કાળમાં, અરબસ્તાનમાં ધર્મના ઘણાક પંથો ને ઘણાક મતવાદ ચાલતા—કેટલાંક મત યાહુદીના ધર્મમાંથી નીકળેલાં ને કેટલાંક ખ્રિસ્તી ધર્મમાંથી નીકળેલાં હતાં. વળી, સિરિઆમાં ઘણી લડાઇઓ થયેલી ને ત્યાં ઈરાનીઓએ યાહુદી તથા ક્રિશ્ચિયનો ઉપર જૂલમ ગુજારેલો તેથી એમાંના કેટલાક અરબસ્તાનમાં આવી વશ્યા હતા. કહેવાનું આ કે તે કાળે અરબસ્તાનમાં જુદી જુદી જાતના લોક જુદા જુદા પંથને માનનારા હતા; તેઓ પરસ્પર ઝગડા મચાવતા ને મનસ્વી રીતે વર્ત્તતા.

મહમ્મદ વેપારનાં કામસારૂ મુસાફરી કરતો તેવામાં તેણે ઘણીક ધર્મસંબંધી ચર્ચાઓ સાંભળેલી ને પોતાના દેશમાં ચાલતી તે પણ તેના સાંભળવામાં આવેલી—લખતાં વાંચતાં આવડતું નહિ કે કિતાબો વાંચી ચાલતી ચર્ચામાં ભાગ લે. તવંગર સ્ત્રીને પરણેલો ને પ્રથમ તેનો ગુમાસ્તો હતો એટલે તે કંઈ પણ તેનો ઓશિઆળો હતો; તોપણ ધંધા વેપારના પ્રસંગથી તે લોકમાં આબરૂદાર ગણાતો હતો ખરો. વેપાર ધંધાનું કામ પણ તેને તડામારનું નહોતું ને તેને પૈસા તરફની ઘણી સારી નિરાંત હતી. એ સ્થિતિમાં

ચંચળ બુદ્ધિનો ત્રીસની અંદરનો પુરૂષ તરંગી ને પછી એકાદી વાતમાં ઉમંગી થયાવગર કેમ રહે?

મહમ્મદ ધર્મસંબંધી ચાલતી ચર્ચા ઉપર હોંસથી ધ્યાન આપવા લાગ્યો. ખંતે ભરાઈ પોતાના દેશની કથાઓથી ને બીજા પંથના લોકનાં ધર્મમતથી સારી-પેઠે વાકેફ થયો. પછી તેણે મક્કાથી ત્રણ મૈલ દૂર એક પહાડની ગુફામાં જઈ એકાંતે વિચાર કરવા માંડયો. એમ કરતાં તેને સૂઝ્યું કે મારે નવો ધર્મ ચલાવવો.

ઈ૦ સ૦ ૬૧૧ માં તેણે પોતાની ૪૧ વર્ષની વયે એક દહાડો પોતાની સ્ત્રી કદીજાને કહ્યું કે મને ઝબ્રી-અલ ફિરેશ્તો અલ્લાનો હૂકમ કહી ગયો છે કે હું તારા દેશીઓને ખરા ધર્મનો બોધ કર–તે ધર્મ આ કે ઈશ્વર એક છે ને જગત્માં જે કંઈ થાયછે તે સઘળું તેની ઇચ્છાથી થાયછે; મૂર્ત્તિપૂજા ઉપર તેણે કોપ કર્યો છે; સૌએ તેના નામઉપર ને પેગંબર મહમ્મદનાં વચન ઉપર પૂરૂં ઈમાન રાખવું.

કદીજાએ, તેની દીકરીઓએ ને તેના એક ગુલામે મહમ્મદનું મત સ્વીકાર્યું. પછી તેના કાકા અબૂતાલેબનો દીકરો અલી અને પોતાની જાતનો એક મુખી અબૂબેકર એ મહમ્મદના ઇસ્લામ ધર્મને માનનારા થયા. ત્રણ વર્ષમાં તેણે મક્કાના સત્તાવાળા ને વગવાળા એવા કેટલાએકને પોતાના મતમાં આણ્યા. તેણે સગાં સંબંધીઓ એકઠાં કરી પોતાના પેગંબરપણાનું ખરાપણું વિસ્તારથી સમજાવ્યું ને પછી તે બહાર પડયો. લોકે તેનો બોધ સાંભળ્યાં કીધો, પણ જ્યારે તેણે મૂર્ત્તિપૂજાની ને મૂર્ત્તિપૂજાના આગ્રહની નિંદા કરવા માંડી ત્યારે તેઓ ઘણા ચીડવાઇ ગયા. તેઓએ તેને મારીજ નાંખ્યો હોત, પણ તેનો કાકો અબૂતાલેબ જ્યારે ત્યારે તેનું રક્ષણ કરતો. કેટલાક મોટા લોકે તેને સમજાવ્યો કે તું જો નવા ધર્મનો બોધ આપતો બંધ રહે તો અમે તને દોલત તથા સરદારી આપીએ. પણ મહમ્મદે તેઓનું ન માનતાં બોધ જારી રાખ્યો. કેટલાક લોક તેની મૂર્ખાઈ ઉપર હસતા હતા ને કેટલાક શત્રુ થઇ તેને જ્યાં ત્યાં સંતાપતા હતા. તેની પોતાનીજ જાતના મક્કાના ખોરેશ સરદારોએ નવો ધર્મ માનનારા કેટલાકના ઉપર જબરદસ્તી કરવા માંડી ને એઓ બીજે દેશ જઈ રહ્યા. પણ જેમ જૂના ધર્મનો જૂલમ વધ્યો તેમ નવા ધર્મનું જોર વધ્યું–મહમ્મદનો એક સગો જે મોટો બહાદુર ને આબરૂવાળો હતો તે અને નામજાદો ઓમર જે પ્રથમ શત્રુ હતો તે અને બીજા કેટલાએક નવાધર્મમાં આવ્યા. એથી મક્કાના ખોરેશ સરદારોએ ક્રોધે ભરાઇ મહેમ્મદનાં સગાં જે જાતનાં હતાં તે જાત સાથે સર્વ પ્રકારનો વહેવાર બંધ કીધો.

એવામાં તેનો કાકો ને કદીજા એ બે મરણ પામ્યાં. એઓની કુમક ગઈ એટલે ખોરેશ લોક મહમ્મદને વધારે વધારે પજવવા લાગ્યા. મહમ્મદ મક્કેથી સાઠ મૈલ દૂર એક શહેર હતું ત્યાં ગયો. અહિંના લોકે કંઈ તેને લેખવ્યો નહિ ને મહમ્મદ પાછો મક્કે આવી રહ્યો. એ પાછા હઠવાથી કેટલાક સાથી નાઉમેદ થયા, પણ મહમ્મદ બોધ આપતો અટકયો નહિ. તેણે મદીનાના છ યાહુદીને નવા ધર્મમાં લીધા ને એઓએ મદીના જઇ ઘણાકને સમજાવી પેગંબર મહમ્મદને માનતા કર્યા. પછી તેણે જરૂસલેમમાં જઇ કેટલાક ચમત્કાર કર્યા ને પછી તે પાછો મક્કે આવ્યો. ચમત્કારની વાત ઠામઠામ ચાલી. કેટલાકે તો તે માનીજ નહિ, પણ અબૂબેકરે જ્યારે સોગન ખાધા ત્યારે સૌએ માની.

મદીનાના તમામ લોકે નવો ધર્મ કબૂલ કર્યો તેથી બીજા શહેરના લોકમાં પણ તે ચાલ્યો. એમ ટોળું વધવા લાગ્યું એટલે તેની સાથે મહમ્મદની ઊલટ પણ ઘણી વધી. આટલી વારસૂધી તો તે વાણીથી બોધ કરતો ને કરાવતો, પણ હવેથી તેણે શસ્ત્ર વાપરીને પણ ધર્મ મનાવવો એવી આજ્ઞા આપવાનો વિચાર કીધો ને પછી તે આપી હતી.

મદીનાના લોક મહમ્મદને મળી ગયા એ જાણી ખોરેશોએ તેના ઉપર ધશી તેને મારી નાંખવાની ગોઠવણ કરી. મહમ્મદને ખબર પડી ને એ અલીને પોતાનો જભ્ભો પહેરાવી પોતાની જગોએ રાખી અબૂબેકરની સાથે મક્કાથી થોડે દૂર એક પહાડની ગુફામાં જઇ ભરાયો. અહિંથી નીકળી તે ચાલ્યા જાયછે એટલે શત્રુની એક ટોળી સામી મળી, પણ એના મુખીએ મારવો કે ન મારવો એના વિચારમાં મહમ્મદને ઇજા ન કરતાં જવા દીધો. પછી મહમ્મદ ને તેના સાથીઓ મદીને આવ્યા. અહિંના લોકે ખુલ્લી રીતે તેને પેગંબર કહી ઊલટભેર માન આપ્યું. એ દિવસની યાદગારીમાં હીજરી સન મનાય છે, ઇ૦ સ૦ ૬૨૨ ની તા૦ ૧૬ મી જુલાઈથી. અહિં મહમ્મદે એક મોટી મસજીદ બંધાવી અને લોકને ધર્મકર્મસંબંધી કેટલાક નિયમ બાંધી આપ્યા. પછી તેણે ખોરેશીઓના ઉપર ચઢાઇ કરી; બેદ્ર આગળ લડાઈ કરી તેમને હરાવી જીત મેળવી (૬૨૪ ની ૧૩ મી જાનેવારીએ). કેદીઓના ઉપર જૂલમ ન ગુજારતાં તે તેઓની સાથે ઉદારબુદ્ધિથી વર્ત્યો; એમાંના કેટલાએકને તેણે પોતા-

ના શાગીર્દોને લખતાં વાચતાં શીખવવાનું કામ સોંપ્યું. એ જીતથી મહમ્મદના સાથીઓ ઉશ્કેરાયા ને ખોરેશી લોક ગાભરા-બાવરા થઈ રહ્યા. મદીનામાં રહીને તેણે આસપાસના મૂલકના લોકને તાબે કર્યાં. ને ખોરેશી સાથે પણ ઘણી લડાઇઓ કરી. યાહુદીઓએ તેને પેગંબર દાખલ માનવાની આશા આપી હતી. પણ જ્યારે તેઓએ પછવાડેથી તેને લેખવ્યો નહિ ત્યારે તેણે તેઓનાઉપર સખ્તી ચલાવી.

ઇ૦ સ૦ ૬૨૮ માં તે ચૌદસેં વીણી કહાડેલા સાથીઓને લેઈ જાત્રાને બહાને મક્કા તરફ ગયો, પણ ખોરેશીઓએ અંદર આવવા દીધો નહિ. મહમ્મદ પોતાના લશ્કરે સાથે પાછો મદીને આવ્યો. અહિંથી તેણે દેશદેશના રાજા સરદારોને કાગળ મોકલી જણાવ્યું કે તમે સૌ એક અલ્લાને અને પેગંબર મહમ્મદના બોધને માનો. ઇરાનવાળાએ તે કાગળ ફાડી નાંખ્યો, કુસ્તંતુનીઆવાળાએ સખ્ત રદીઓ મોકલ્યો, કેટલાકે બહાનાં કહાડ્યાં, પણ એક રાજાએ ઇસ્લામ ધર્મ માન્યો. હીજરી સન ૮ માં ખાલેદ જેણે સિરિઆ અને ઓમર જેણે પછવાડેથી ઈજિપ્ટ જીત્યું હતું તે બે મહમ્મદના માનીતા શાગીર્દ થયા. મહમ્મદે તે બંનેને મોટી સરદારી આપી. ખાલેદે ગ્રીક લોકના મોટા લશ્કરને હરાવ્યું તેઉપરથી પેગંબરે તેને 'અલ્લાની તરવાર' એ ઇજ્જત ભરેલો ઇલકાબ આપ્યો. એવામાં ખોરેશીઓએ તહ તોડચો ને મહમ્મદ દશ હજાર લશ્કર લેઈ મક્કે ગયો. શહેરના લોક તે મોટા લશ્કરની સામે થવાને શક્તિમાન નહોતા તેથી તેઓ તાબે થઇ રહ્યા. ખોરેશીમાં જે મુખી હતો તે નવો ધર્મ માની ઊગર્યો; પણ ખાલેદે તેના અઠ્ઠાવીશ સાથીને કતલ કીધા. પછી મહમ્મદે ચાર જણને ફાંસી દેવડાવી ને બીજા દેશીઓને જીવતા રાખ્યા. મહમ્મદ ઊંટપર બેશી મક્કાના દહેરામાં કાબાની આસપાસ સાતવાર ફર્યો ને તેના સાથીઓએ ત્યાંની ૩૬૦ પ્રખ્યાત મૂર્ત્તિઓનો ને બીજી ઘણીએકનો ઘોર નાશ કીધો.

મક્કાની જીત પછી એક વર્ષમાં એક નાના પ્રદેશ સિવાય આખા અરબસ્તાનમાં ઇસ્લામ ધર્મ મનાયો. એક યાહુદેણે મહમ્મદને ઝેર આપ્યું હતું, પણ તેની તરત જાણ પડેથી ઇલાજ કરવામાં આવ્યા હતા ને તે સારો થયો હતો-તોપણ તેની અસર રહી ગયેલી તેથી તેને માથાનું દુઃખ લાગુ પડયું હતું. દહાડે દહાડે તે લેવાતો ગયો ને ઇ૦ સ૦ ૬૩૨ ની આઠમી જૂને તેણે આ દુનિયાં છોડી. તે પેગંબરપણે જે જે ધર્મનીતિની શિક્ષા જુદે જુદે પ્રસંગે આપતો તે તેના શાગીર્દો લખી રાખતા. એનો પછવાડેથી સંગ્રહ થઇ જે ધર્મપુસ્તક રચાયું ને કુરાનના નામથી પ્રસિદ્ધ છે.

અરબ લોક શ્રમથી થાકે નહિ તેવા, કામ કરવે ચપળ ને સંકટમાં નિડર હોયછે; તેઓની બુદ્ધિ ઘણી તીક્ષ્ણ નહિ પણ ઘણી ચંચળ અને તેઓના તર્કરંગ ભભકવાળા ને ચમત્કારીક હોયછે. એવો મહમ્મદ અરબ હતો. તેણે પોતાની નિરાંતમાં દશ કરતાં વધારે વર્ષ ધર્મવિષે એકાંતમાં જઇ જઇ તરંગયુક્ત વિચાર કીધા; અને તેઉપરથી તેણે નક્કી કર્યું કે કર્ત્તાહર્ત્તા કેવળ સ્વતંત્ર તો એક ઈશ્વર પોતેજ છે ને બીજું સૌ આળપંપાળ છે. તેણે પોતાનો નિશ્ચય સગાં સંબંધીઓને જણાવ્યો. જ્યારે કેટલાકે તેનું મત સ્વીકાર્યું ત્યારે તેણે મૂર્ત્તિપૂજાની વિરુદ્ધ ઉઘાડે છોક બોલવા માંડયું. સામસામાં મત ચરચાયાં; દ્વેષ વધ્યા; અને તેની જાતનાજ લોક તેને મારી નાંખવાનો લાગ શોધતા થયા. તેના સાથીઓનાઉપર જ્યાં ત્યાં જૂલમ ગુજર્યો ને એઓ નાઉમેદ થવા લાગ્યા. ચાલતા મતના લોક ઘણા ને નવા મતના ઘણાજ થોડા તેથી અનેક અદ્ભુત યુક્તિયોવડે અને શૂરા અરબોને વહાલો જે રણસંગ્રામ તે દ્વારે તેણે જય મેળવવાનો નિશ્ચય કીધો ને તેપ્રમાણે પછી તેણે તે મેળવ્યો. તેણે પોતાના મનની પ્રેરણાપ્રમાણે જે ખરૂં લાગ્યું તે સાચે ભાવે જણાવ્યું હતું ને પ્રસંગોપાત તેણે જરૂરને લીધે અથવા ઉત્સાહના લોભમાં હાલ નિંદિત કહેવાય તેવા કેટલાક ઉપાયો કામે લગાડ્યા હતા. તેણે જે ધર્મબોધ કર્યો છે તે યાહુદી તથા ક્રિશ્ચિયન મતોમાંથી પોતાને જે જે સારૂં લાગ્યું તે તે લેઇને કર્યો છે; કંઇ નવું ધતીંગ કહાડ્યું નથી-નવામાં એટલું કે 'મારીને પણ મુસલમાન કરવા.' પણ શસ્ત્ર વાપરવાનો બોધ પ્રથમ તેનો નહોતો; તે પોતે નિવૃત્તિ વાસને ઇચ્છનારો હતો, પણ જ્યારે લોક સામા થયા ત્યારે તે હઠે ભરાયો ને જ્યારે તેના જાતિલાએ તેનો પ્રાણ લેવો ધાર્યો ત્યારે તેને અરબ દાખલ વેર ઊપજ્યું ને એ બેથી તેણે ઉશ્કેરાઇ અરબને બહુ વહાલો જે સંગ્રામ તે ઉપાય કામે લગાડયો. કીઆ રણવિજયીએ ને કીઆ ધર્મપ્રવર્ત્તકે થોડી ઘણી પણ યુક્તિયો વાપર્યા વગર જય મેળવ્યો છે? ગમે તેમ કહો, મહમ્મદે પોતાના દેશીઓને અનેક ધર્મમાંથી એક ધર્મમાં આણ્યા, અને તેની સાથે અનેક રાજ્યસત્તામાંથી એક રાજ્યસત્તામાં આણ્યા એ તેનો મોટો જય છે. તેણે પોતાના દેશીઓની ધર્મસંબંધી સ્થિતિ સુધારી ને તેઓને સંસાર વહેવારમાં વર્ત્તવાના ધારા બાંધી આપ્યા એ તેનો

મોટો પરમાર્થ છે. તેના વારસ- ખલીફાઓએ તેના ધર્મનો પ્રસાર કરતાં મોટા જય મેળવ્યા હતા અને તેના ધર્મને માનનારી સંખ્યા આજ પણ જગતમાં મોટી છે, તે ઉપર વિચાર કરતાં મૂળ પુરૂષનામાં અસાધારણ સામર્થ્ય હતું એમ માન્યાવિના ચાલતું નથી.

મહમ્મદ પોતાની રહેણીમાં ઘણોજ સાદો હતો. તે ખજૂર તથા જવની રોટલી ખાઇ પાણી પી ધરાતો; ધરવંધો કરતો; જોડા તથા ઊનનાં કપડાં પોતાને હાથે દુરસ્ત કરતો. તેનો સ્વભાવ હસમુખો ને મળતાવડો હતો. તે કેટલીક વાતે દુરાચારી હતો એમ કેટલાએક જણ કહેછે, પણ તે કાળના લોકની સ્થિતિ ઉપર વિચાર કરી તેણે પોતાનું ધર્મસંબંધી કોઇ કામ પાર પાડ્યું હશે અને અનીતિમાં વહી ગયેલા એવાઓને ઠેકાણે આણવાને તેઓ કબૂલ કરે તેવા કાયદા કર્યા હશે. અહિં મહમ્મદ મહાપુરૂષવિષે બોલવાનું છે ને એ રૂપે તે દૃઢ નિશ્ચયનો, પુષ્કળ તર્કશક્તિવાળો, મન હરણ કરે તેવો, વાચાળ, ધર્મી, ધ્યાની ને મતાગ્રહી હતો.

સોળ વર્ષ એકાંતમાં વિચાર કરીને, બાર વર્ષ બોધ આપતાં દુઃખ વેઠીને ને પછી આઠ વર્ષ સંગ્રામરંગ દાખવતાં તેણે ઇસ્લામ તથા ઇમામનો ઊંચો જયધ્વજ અરબસ્તાનના મક્કાના શિખર ઉપર ઉરાડ્યો.—તે એક હાથમાં કુરાન ને બીજા હાથમાં શમશેર એ સ્વરૂપે ઉત્સાહ ભર્યો પ્રકાશ્યો. એ તેનો વિજય અદ્ભુત ને ભારે છે. મહમ્મદે ધર્મનેમાટે શસ્ત્ર વપરાવ્યાં, પણ ખલીફોએ ધર્મને બહાને શસ્ત્ર વાપરી રાજ્યનો લોભ રાખ્યો ને એથી ઇસ્લામ ધર્મનો વિજય અદ્ભુત, પ્રગલ્ભ ને સતેજ થયો.

**શાર્લેમેન**—ફ્રાન્સનો રાજા, ઈ૦ સ૦ ૭૪૨ માં જન્મ્યો હતો. તેનો બાપ પેપિન રાજા ૭૬૮ માં મરણ પામ્યા પછી શાર્લેમેન તથા તેનો ભાઈ એ બે જણે રાજ્ય વહેંચી લીધું. પણ પછી ભાઇનું મરણ થયેથી શાર્લેમેન સ્વતંત્ર રાજા થયો. તેણે પોતાની સ્ત્રીનો ત્યાગ કર્યો તેઉપરથી અને વળી બીજાં કારણથી તેનો સસરો લોમ્બર્ડ લોકનો રાજા તેની સામા લડવા ઊભો થયો. એટલામાં વળી સાક્સન લોકોએ બંડ ઊઠાવેલું તેથી શાર્લેમેને ર્‍હૈન નદી ઓળંગી જર્મનીમાં જઇ તેઓને તાબે કર્યા. ત્યાંથી પાછો વળ્યો કે ધર્મગુરૂ પોપના બોલાવ્યા ઉપરથી તે આલ્પ્સ પર્વત ઓળંગી ઇટલીમાં જઇ લોમ્બર્ડ લોક સામા ઘણેક ઠેકાણે લડી તેમને હરાવી રોમ પહોંચ્યો. અહિં પોપે તેને ઘણો સત્કાર કર્યો, રોમના લશ્કરી સરદારનું માન આપ્યું અને લોમ્બર્ડીનું તાજ તેને માથે મૂક્યું. પછી તરત શાર્લેમેનને પાછું જર્મનીમાં જવું પડ્યું. તે ત્યાં જઈ બંદોબસ્ત કરેછે તેટલામાં કેટલાક લોમ્બર્ડ લોકે ઇટલીમાં દંગા કર્યા. શાર્લેમેને પાછા ઈટલીમાં આવી બંડો હોલવ્યાં ને ત્યાં મોટું લશ્કર રાખી તે ત્રીજીવાર સાક્સનોને જીતવાને પાછો વળ્યો. એટલામાં વળી સ્પેનથી એક નાશી આવેલા ઇસ્લામ ધર્મના સરદારની વિનંતી ઉપરથી શાર્લેમેન લશ્કર લેઈને પિરીનીઝ પર્વત ઓળંગી સ્પેન ગયો. ત્યાં જીત મેળવેછે તેવામાં તેણે સાંભળ્યું કે સાક્સન લોકે કેટલાક પ્રદેશ ઉપર હુમલા કર્યા છે. શાર્લેમેન પોતાના રોલંડ નામે સરદારને સ્પેનમાં લડાઇ કરવાનું સોંપી પોતે જર્મની તરફ ગયો. તેણે સાક્સની ઉપર ચઢાઇ કરી ને તે પ્રાંત પૂરેપૂરો તાબે કીધો ને ત્યાંના લોકનેસારૂ સખ્ત કાયદા બાંધ્યા. જેઓ મૂર્ત્તિ પૂજે અથવા ક્રિશ્ચિયન ધર્મ માનવાની આનાકાની કરે તેમને મોતની સજા ઠેરવી; અને બવેરિઆનો ડ્યૂક જે હુલ્લડ કરાવતો હતો તેને સપડાવ્યો. પછી થોડો અવકાશ મળ્યો તેમાં તેણે પોતાની પ્રજાના સુધારાનેમાટે સારા કાયદાઓ બાંધ્યા ને નિશાળો સ્થાપી. પણ વળી પાછા સાક્સનો સામા ઊઠ્યા ને શાર્લેમેને તેઓને તાબે કર્યા—એ પ્રસંગે તેણે ચાર હજાર અને પાંચસેં ગુનેહગારોને એક દહાડામાં દેહાંત કરાવ્યા. થોડા દહાડા પછી વળી સાક્સનોએ શસ્ત્ર ઊંચક્યાં; પણ બે ભારે લડાઈમાં હાર્યા પછી તેઓ પૂરા તાબે થઈ રહ્યા ને તેઓના સરદારે છેક નિરાશ થઈ ક્રિશ્ચિયન ધર્મ સ્વીકાર્યો. પછી શાર્લેમેને કેટલેક ઠેકાણે બંડ થયાં હતાં તે બેસારી હંગરીના મોટા મોટા કિલ્લાઓ તાબે કીધા. એવામાં કેટલાક અમીરોએ તેને તથા રાણીને મારી નાંખીને તેની રાખેલીના એક છોકરાને રાજ્ય આપવાની મતલબે તરકટ રચ્યું હતું તે વાતની જાણ પરેથી શાર્લમેને કેટલાક તરકટીઓને દેહાંત કીધા ને તે છોકરાને મઠમાં મોકલી કેદી જેવો કીધો. એ પત્યું એટલે તેણે ત્રણ ઠેકાણે હુમલા થયાની ખબર સાંભળી—તરત તેણે પોતાનો એક છોકરો જેને ઇટલીનો રાજા કર્યો હતો તેને હંગરીમાં મોકલ્યો ને બીજો છોકરો જેને એક્વિટેનનો રાજા કર્યો હતો તેને સ્પેનમાં મોકલ્યો ને પોતે કેટલાક સાક્સનોએ હંગરીના લોકની મદદથી બંડ ઊઠાવ્યું હતું તેમને શિક્ષા કરવા નીકળ્યો. દીકરાઓએ જય મેળવ્યો ને પોતે દંગો બેસાડ્યો. એ પ્રસંગે હરૂન અલ રશીદ ખલીફે શાર્લેમેનને ઘણીક ભેટ મોકલી ને જરૂસલેમ ( ક્રૈસ્ટની પવિત્ર કબરની જગા સાથે ) તેના સ્વાધીનમાં આપ્યું. થોડોક કાળ વીત્યો

એટલે નાર્મન નામથી ઓળખાતા ચાંચીઆઓએ ફ્રાન્સના કાંઠા ઉપર દેખાવ દીધો. શાર્લમેને તેઓને પાછા હઠાવ્યા, પણ પછી તેને તેઓની તરફની મોટી ધાસ્તી રહેતી. રોમમાં લીઓ નામે પોપને મારી નાંખવાને એક ટોળી ઉભી થયેલી પણ તેનાથી છટકી શાર્લમેનને શરણ આવ્યો. એણે લીઓના શત્રુઓને ખોળી કહાડી મારી નાંખ્યા અને લીઓએ ઉપકાર વાળવાને **પશ્ચિમનો મહારાજા** એ ઉપનામ સાથે શાર્લમેનને રોમમાં રાજ્યાભિષેક કીધો. શાર્લમેને કુસ્તન્તુનીઆના રાજાની દીકરી સાથે પરણીને પ્રાચીનકાળની પેઠે રોમનાં પૂર્વ પશ્ચિમ રાજ્યોને એક કરી નાંખવાનો વિચાર કર્યો હતો, પણ તે કામ ત્યાંના પ્રધાનોના આડા આવવાથી પાર પડયું નહિ. પછી તેણે ફ્રાન્સમાં આવી પોતાના રાજ્યના ત્રણ સરખા ભાગ કરી ત્રણ છોકરાઓને વહેંચી આપવાનો લેખ કર્યો ને તે પોપે બહાલ રાખ્યો, પણ પછી તેના બે છોકરા જ્યારે મરણ પામ્યા ત્યારે તેણે સરદારોની સંમક્ષ પોતાના ત્રીજા છોકરાને વારસ ઠેરવ્યો. થોડે દહાડે તે છાતીના એક દરદથી મરણ પામ્યો (ઇ૦ સ૦ ૮૨૪ માં.)

પોતાના ફ્રાન્સના નાના રાજ્યને તેણે ઘણાક જય મેળવી વિસ્તાર બળમાં વધારી પશ્ચિમ યૂરોપમાં એક મહારાજ્ય સ્થાપ્યું એ તેનો મોટો જય છે. તેણે સ્પેનનો ને ઇટલીનો મોટો ભાગ, જર્મનીનો ઉત્તર તરફનો ને પશ્ચિમ તરફનો સઘળો ભાગ, હંગરી પ્રાંતનો મોટો ભાગ, ભૂમધ્યસમુદ્રમાંના સાર્ડિનિયા, કોર્સિકા, વગેરે ટાપુઓ ઇત્યાદિ ફ્રાન્સના રાજ્ય સાથે જોડી નાંખ્યાં–તે કાળે યૂરોપનું બીજું કોઇ રાજ્ય ફ્રાન્સના રાજ્ય સાથે સરસાઈ કરી શકે તેવું નહોતું.

તે પોતાના ૪૭ વર્ષના રાજ્યમાં લગાર પણ ઝંપીને બેઠો નથી. તેની પ્રવૃત્તિ ખરેખર સ્તુતિપાત્ર છે. તે એક પાસથી નવી છત મેળવતો, બીજી પાસથી બંડને તોડતો; એક પાસથી પોતાનાજ સરદારોની ખટપટથી સાવધ રહેતો ને બીજી પાસથી રાજ્યને સ્થાયી રાખવાને ને શોભાવવાને ખંતથી કામ કરતો. ઘણો પ્રવૃત્ત છતે તે પોતાની બુદ્ધિ, હિંમત, ચપળતા, યુક્તિ કામે લગાડી અનેક હરકત અડચણોને તોડી ધારેલું પાર પાડતો અને વળી રાજ્યનું બળ વધારવાને નવી નવી ધારણાઓ મનમાં બાંધતો. એ ઉપરથી તેની ઉત્સાહ શક્તિ ને મનશક્તિ વિસ્મય પમાડે તેવી હતી એમ જણાયછે. સાક્સનોએ તેને પજવવામાં બાકી રાખી નથી. તેમ તેણે તેઓને સજા કરવામાં પણ કસર રાખી નથી. તે ક્રોધમાં જંગલી લોકની પેઠે વિકરાળ થતો ને સ્ત્રીઓ કરવે ને ટાળવે યથેચ્છ વર્ત્તતો, તોપણ રાજ્યનું રૂડું કરવે ને લોકનું ભલું કરવે કાળજી રાખતો. તે રાજ્યમાં વ્યવસ્થા રાખતો, કાયદાઓ બાંધવાના અને લશ્કરી વહાણો બંધાવવાના વિચારો કરતો, ઠામ ઠામ નિશાળો કહાડતો, દેશદેશનાં પુસ્તકો મંગાવી સંગ્રહ કરતો, વિદ્વાનોને આશ્રય આપતો એ સઘળું તેના વખાણમાં બોલાય છે. કેટલાક કહેછે કે તેણે રાજ્ય વધાર્યું ને ઉપલક ઉપલક બંદોબસ્ત રાખ્યો, પણ બલિષ્ઠ વ્યવસ્થા રાખી શક્યો નહિ. પ્રાપ્ત કરવું ને વ્યવસ્થિત રાખવું એ બંને દુર્લભ છે. એક નિપુણ સરદાર જેવી તેવી સહાયે જય મેળવી શકે, પણ જયની વ્યવસ્થાનેમાટે તો તેને યોગ્ય પુરૂષો સહાય જોઇએજ. શાર્લમેનને હોંસીલા ને શક્તિવાળા મંત્રીઓ નહિ ત્યારે તેના રાજ્યની વ્યવસ્થા પછવાડેના લોભી સરદારો શી રીતે રહેવા દે? તોપણ શાર્લમેને પ્રાપ્ત કરી જાળવી રાખવા ઉપર વખાણવાજોગ લક્ષ રાખ્યો હતો.

શાર્લમેનનું રાજ્ય તે કાળના ઊજડ યૂરોપમાં સુંદર વાટિકા જેવું શોભતું ને તે પોતે પોતાની પ્રજાને રંગરંગ દાખવતાં, તેનાં કલ્યાણમાં ઉત્સાહથી કર્મ કરતાં ને તેનો પ્રેમ માન્ય થતાં ઊગતા ચંદ્ર જેવો વિરાજતો.

**જંઘિસખાન**—મુગલ લોકનો સરદાર પોતાના તાતાર દેશમાં બંડ દંગા બેસાડીને બીજા દેશ છતવાને ૭ લાખ લશ્કર લેઇને નીકળ્યો. તેણે પાંચ વર્ષમાં ચીનના ઉત્તર ભાગના પ્રાંતો તાબે કર્યા ને ત્યાંનું રાજ્ય ચલાવવાને પોતાના એક માનીતા સરદારને મૂક્યો. પછી તેણે તાતારની સરહદ ઉપરનાં બોખારા, ખોરાસાન વગેરેના શાહસુલતાન સાથે લડાઇ કરીને તે પ્રાંત જીત્યા ને ઘણાંક શહેરોનો નાશ કીધો. સમરકંદને થોડુંક લૂંટયું, પણ ત્યાંના રહેવાશીઓએ મોટી ખંડણી આપવી કબૂલ કરી ત્યારે જંઘિસ ત્યાંથી ખશ્યો. પછી તેણે કાસ્પિયન સમુદ્રની બંને બાજૂના દેશો અને ઇરાનની ઉત્તર તરફના તથા પશ્ચિમ તરફના દેશો જીત્યા. મુગલ લશ્કરની એક ટૂકડીએ આસ્ટ્રાખાન લીધું ને બીજીઓએ છેક રૂશિયાની સરહદ લગી ધસારો કીધો. પછી દરેક સરદારે કેઇ કેઇ ને શી શી રીતે ફતેહ મેળવી તે જાણવાસારૂ જંઘિસે સૌને તાતારમાં ટોંકટના મેદાનમાં બોલાવ્યા ને પોતે પણ ત્યાં ગયો. એ મોટું દરબાર ભરવાની તેની મતલબ આ હતી કે તેના લોક તે મોટો દબદબો તથા અનર્ગળ લૂંટનો કીમતી માલ દેખી મોહ પામે ને તેને

પોતાનેવિષે ઊંચો વિચાર બાંધી સદા ઉમંગથી મોટું માન આપતા રહે. એ દરબાર બરખાસ્ત થયા પછી જંઘિસે પૂર્વ તરફ ઘણીએક ફતેહ મેળવી, પણ એ દમિયાનમાં તે માંદો પડયો ને તેવામાં વળી તેના એક વહાલા છોકરાના મરણની ખબર આવી. એથી તેણે જાણ્યું કે હવે મારૂં મોત પાસે આવ્યું છે. તેણે પોતાના છોકરાઓને પાસે બોલાવી શીખામણ દીધી કે તમે સહુ સંપથી રહેજો ને આ જે મેં મોટું રાજ્ય સ્થાપ્યું છે તેનો અદેખાઈથી તથા લોભથી નાશ ન કરી નાંખશો. તેઓએ શપથ ખાઇ આજ્ઞા પાળવાનું કબૂલ કર્યું ને પછી તે મુઓ. (જન્મ ૧૧૬૩ માં ને મરણ ૧૨૨૭ માં.)

તાતારના જંગલી લોકમાં દરેક પુરૂષ શૂરો સિપાઇ ને દરેક સ્ત્રી શૂરી હોયછે; છોકરાઓને બાળપણથી ઘોડાઉપર સવારી કરતાં, હઠીલા ઘોડાઓને તાબે રાખતાં ને રમતમાં પણ લશ્કરી લડાઇ કરતાં શીખવવામાં આવેછે. એ લોકમાં ઘણીએક જાત હોયછે ને તે એકમેક સાથે હમેશ મારામારી કર્યા કરેછે; પણ જ્યારે કોઇ અસાધારણ સામર્થ્યવાળા સરદારની કીર્તિ પોતાની જાતિયોમાં ગવાયછે ત્યારે સઘળી જાતિના લોક તેનું ઉપરીપણું કબૂલ કરી તેની સાથે રહેછે. જ્યારે તેઓ કોઇ દેશના ઉપર હૂમલો કરવા નીકળેછે ત્યારે જીત કે મોત એ બે સિવાય બીજો કોઈ વચગાળાનો વિચાર તેઓને હોતોજ નથી; કારણ કે જ્યાંથી તે નીકળ્યા હોય ત્યાં પોતાનામાંની બીજી જાત આવીને વશી રહી હોયછે એટલે હારે તો પાછા કયાં આવી રહે? તોપણ હૂમલો કરવા નીકળેલા લોક સંકટમાં પોતાની કુમકે આવે તેનેમાટે કેટલુંક ટોળું પછવાડે રાખી મૂકેછે. એવા લોકના ભયંકર ધસારાની સામા મોટાં બળવાળાં રાજ્યોને લડવું બહુ મુશ્કેલ થઇ પડેછે–હારથી તો નુકસાન થાયજ તેમ જીતથી પણ કંઈ ફાયદો નહિ, કેમકે તેઓનો કોઇ સ્થાયી દેશ નથી હોતો ને તેઓની પાસે કંઇ દોલત હોતી નથી, અને જ્યાંસૂધી તેઓનો સમૂળો સંહાર ન થાય ત્યાંસૂધી તેઓ પૂરા જીતાય પણ નહિ.

રોમન લોકે ૫૦૦ વર્ષમાં જેટલું પોતાનું રાજ્ય કર્યું તેના કરતાં વધારે રાજ્ય અરબોએ ૭૦ વર્ષમાં કર્યું; પણ એથી ઓછા કાળમાં મુગલોએ વધારે રાજ્ય મેળવ્યું—એકલા જંઘિસે નાના સરખા મંડળિક રાજારૂપે બહાર પડીને પૂર્વપશ્ચિમ છ હજાર મૈલ ને ઉત્તરદક્ષિણ ત્રણ હજાર મૈલ એટલા વિસ્તારવાળું રાજ્ય મેળવ્યું કે જેમાં એશિયાનાં મોટાં બળવાળાં રાજ્યો દાખલ હતાં. જંઘિસે મહા વિજય કર્યો, પણ તે વિજય કેવળ ઘોર સંહારજ હતો. એ સંહારથી રાજ્યો ઊંધાં વળ્યાં, પણ નવાં રાજ્ય મજબૂત ને રૂડા પાયા ઉપર સ્થપાયાં નહિ. જંઘિસની જાતમાં પછવાડેથી તૈમુરલંગ થયો તે પણ મોટો સંહાર કરનાર હતો. પછવાડેથી મુગલ વંશના કેટલાએક રાજાઓએ ઈરાનમાં ને હિંદુસ્તાનમાં રાજ્ય ચલાવ્યાં તે ડાહ્યા ને પ્રજાનું હિત ઇચ્છનારા હતા.

**ચાર્લસ પાંચમો-જર્મનીનો,** એ ઇ૦ સ૦ ૧૫૦૦ ની ૨૪ મી ફેબ્રુઆરીએ જન્મ્યો હતો. તે વડવા વડીઆઇના વારસ દાખલ ૧૫૧૬ માં સ્પેનનો રાજા થયો. થોડી મુદ્દતમાં તેણે કેટલાક પરદેશીના ભમાવ્યાથી પોતાના બુદ્ધિમાન પ્રધાનને કહાડી મૂકયો. સ્પેનના સરદારો તેની સામા ઊઠાવણી કરવાની તૈયારી કરતા હતા એટલામાં તેનો દાદો (બાપ તો મરી ગયો હતો) માકિસમિલયન જે જર્મનીનો મહારાજા હતો તે મરણ પામ્યો અને પાંચ મહિના પછી ચાર્લસને મહારાજા ઠેરવવામાં આવ્યો–(૧૫૧૯ માં) ચાર્લસ સ્પેનના લોકની તકરાર ન સાંભળતાં તેઓને નારાજ રાખીને જર્મની ગયો.

ફ્રાન્સનો રાજા ફ્રાન્સિસ પહેલો એ પણ જર્મનીના મહારાજાના પદનેમાટે એક રીતે હક્ક ધરાવતો ને બીજી રીતે ચાર્લસનું બળ તોડવાને ઇચ્છતો હતો. ચાર્લસે તેની સાથે દોસ્તી દાવો રાખવા માંડયો ને ફ્રાન્સિસે પણ તેવોજ સામો વિવેક રાખ્યો, પણ એ વહેવારમાં કોઈ કોઇથી ઠગાયું નહિ. ચાર્લસનાં મોટા રાજ્યમાં જુદે જુદે ઠેકાણે જુદો જુદો વહીવટ હતો; જર્મનીમાં લ્યૂથરમત તથા પોપમત એ બેની ધર્મસંબંધી મોટી ભાંજગડ ચાલી રહી હતી અને કેટલાંક અંગભૂત રાજ્ય લ્યૂથરમતનાં હતાં. ઘણાંક રાજ્ય તેની સત્તા વધે તેવું ઇચ્છતાં નહોતાં; સ્પેનમાં તો બખેડો હતોજ; રાજ્યની વસૂલ જમાનું કંઈ ઠામઠેકાણું નહોતું ને લશ્કરને પગાર કરવો મુશ્કેલ પડતો;–એ હાલતમાં ફ્રાન્સિસે લડાઇ શરૂ કીધી. ચાર્લસે રોમના પોપને અને ઇંગ્લંડના હેન્રિ આઠમાને પોતાની તરફના કરી લીધા. તેમ ફ્રાન્સિસને સ્વીસ તથા વેનિશિયન એ લોકોની સહાયતા હતી. પછી જુદે જુદે ઠેકાણે પણ એકજ વખતે સામટી લડાઈઓ ચાલી.

ચાર્લસની જ્યાં ત્યાં જીત થવા લાગી. પછી પોપ લીઓ મુઓ તેને ઠેકાણે પોતાને અનુકૂળ એવો એક નવો પોપ ત્યાંના લોકની સંમતિથી બેસાડી ચાર્લસ ઇંગ્લંડ જઇ હેન્રિને મળ્યો ને ત્યાંથી દંગા બેસાડવાને

સ્પેનમાં ઊતર્યો. એટલામાં વળી ફ્રાન્સિસ ચોપાસ દુશ્મનથી ઘેરાઈ ગયો હતો, તોપણ તેણે ઘણેખરે ઠેકાણે ચાર્લસનાં લશ્કરને હરાવ્યાં. પણ તેવામાં ફ્રાન્સિસની માના તરફટથી બુર્બોનો એક અમલદાર પોતાનો સગો તથા રાજા જે ફ્રાન્સિસ તેનીજ સામા ઊઠયો. એ સંધિ જોઈ ચાર્લસે ફ્રાન્સ ઉપર હલ્લો કર્યો; પણ ફ્રાન્સિસે દુશ્મનના લશ્કરને હરાવી ભગાડી મૂક્યું. એ જીતથી ફૂલાઈને ફ્રાન્સિસે ઈટલીમાંના ચાર્લસના લશ્કર ઉપર ધસારો કર્યો ને પેવિયાને ઘેરો ઘાલ્યો. પણ પછી પોપ સાથે કોલકરાર કરી તેઉપર ભરોસો રાખી તેણે છ હજાર માણસ નેપલ્સ ઉપર હૂમલો કરવા મોકલ્યાં તેથી ઘેરાનાં લશ્કરમાં ઘટ પડી. એ જોગવાઈ સાધી ચાર્લસના સરદારોએ તથા બુર્બોના અમલદારે ધસારો કરી પૂરી ફતેહ મેળવી—દશ હજાર માણસ કાપી નાંખ્યાં ને ફ્રાન્સિસને કેદ કીધો. (૧૫૨૫ ની ૨૪ મી ફેબ્રુવારીએ). ચાર્લસે તેની પાસે કેટલીક સખ્ત કબૂલાત કરાવી લેવાનું કર્યું, પણ જ્યારે તેણે ન માન્યું ત્યારે તેને સ્પેન મોકલી દઈ ત્યાં રાખ્યો. પોપ તો પોતાની પદવીને ન ઘટે તેવી રીતે ચાર્લસને શરણ થયો. ફ્રાન્સિસ ૧૩ મહિના કેદ રહી બારીક પેચનો કોલકરાર કરી પાછો પોતાના રાજ્યમાં આવ્યો.

પછી ફ્રાન્સિસ, પોપ, ઈટલીના કેટલાક સરદારોએ સૌએ એકઠા મળી ચાર્લસની સામા લડવાનો વિચાર કીધો અને ઇંગ્લંડનો હેન્રિ પણ ચાર્લસને છોડી સામા પક્ષમાં ઊતર્યો; પણ તેઓએ પાકી તૈયારી કર્યાવિના ઉતાવળું કામ આરંભ્યું તેથી ચાર્લસનું ફાવ્યું. બુર્બોનો અમલદાર જે ચાર્લસની તરફથી ઈટલીમાં સરદારી કરતો હતો તેની પાસે લશ્કરનો પગાર આપવાને નાણું નહોતું તેથી તેના લશ્કરે રોમ લૂંટયું, કેટલીક સ્ત્રીઓની આબરૂ લીધી ને ઘણાકને કતલ કર્યા; પોપ એક કિલ્લામાં ભરાઈ રહ્યો, પણ ત્યાંથી તેને પકડી કેદ કીધો. એ સમાચાર જ્યારે ચાર્લસના જાણ્યામાં આવ્યા ત્યારે તેણે શોકનાં કપડાં પહેર્યાં, દેવળના ઘંટ વાગતા બંધ રખાવ્યા અને પોપના છુટકારાનેસારૂ પ્રાર્થનાઓ કરાવી.

એ જીતથી ચાર્લસને ફાયદો ન થયો. યૂરોપમાં જેટલા રાજા પોપને ધર્મગુરૂ માનતા તે સઘળા સામા થશે તેને ભયે તેણે મોટો દંડ લેઇને પોપને છોડયો. પછી ફ્રાન્સિસ સાથે કોલકરાર કરી લડાઈ બંધ પાડી ચાર્લસ સ્પેનથી ઇટલીમાં આવ્યો. અહિંનાં રાજ્યોસંબંધી વ્યવસ્થા કરી તે પાછો જર્મનીમાં ગયો. ત્યાં તે ધર્મસંબંધી ભાંજગડમાં પડતો હતો તેવામાં તેને તુર્કલોકની સામા જવું પડયું. તુર્ક લોકને પાછા હઠાવી તેણે ઇટલીમાં જઇ પોપને સમજાવ્યો કે તું રાજાઓની સભા મેળવ કે ધર્મસંબંધી મતવાદી યૂરોપમાં ગરબડ ઊઠી રહી છે તેનું સમાધાન થાય. પણ પોપે તેનું ન માન્યું.

પછી ચાર્લસે આફ્રિકામાં જઈ બાર્બેરી સંસ્થાનના ચાંચીઆઓનું જોર તોડયું ને ટયુનિસના સુલતાનની ગાદી એક બારબોસાએ ખુંચી લીધી હતી માટે એની સાથે લડાઈ કરી એને નસાડી સુલતાનને પાછો ગાદીએ બેસાડયો. પણ એટલામાં ફ્રાન્સિસે ફરીથી લડાઈ ચલાવી ને તે થોડોક ફાવ્યો. ચાર્લસે કોલકરારની ખટપટમાં ઘણીવારસૂધી ફ્રાન્સિસને વાહી પોતાનું લશ્કર તૈયાર કર્યું ને પછી રોમમાં જાહેર સભા ભરી તેની વિરૂદ્ધ મોટું ક્રોધભર્યું ભાષણ કીધું. તેના લશ્કરે ફ્રાન્સના ઉપર હલ્લો કર્યો, પણ ફ્રેંચ લોકોએ જબરો ટકાવ રાખ્યો તેથી ચાર્લસને પોતાના લશ્કરના મોટા ભાગનો સંહાર કરાવી પાછું હઠવું પડયું. ફ્રાન્સિસ પણ ફ્લાંડર્સ ઉપર હૂમલો કરતાં ફાવ્યો નહિ. એપ્રમાણે બનેની હાર થયેથી લડાઈ બંધ પડી ને બંનેને સલાહ થઈ.

પછી ચાર્લસે આલ્જિયર્સ ઉપર હૂમલો કરવાને વહાણો મોકલ્યાં. પણ લશ્કર કિનારે ઊતરી રહ્યું નહિ એટલામાં તોફાન થઇ આવ્યું ને વહાણો છૂટાં પડી ગયાં. તેમ કિનારે પડેલાં લશ્કરના ઉપર અરબોએ મારો ચલાવ્યો ને ચાર્લસ પાછો ફર્યો. એ સંધિ જોઈને ફ્રાન્સિસે સ્પેનમાં ને ફ્લાંડર્સમાં લડાઈ ચલાવી. ચાર ભારે લડાઇ થઈ, પણ તેમાં કોઇની ખરેખરી જીત થઈ નહિ ને પાછી સલાહ થઇ.

સને ૧૫૪૫ માં તેણે જર્મનીમાંથી ધર્મસંબંધી ચુંથારો સમૂળગો કહાડવાને ઈરાદે પોપની સાથે વિચાર કર્યો—પછી કેટલીક લડાઈઓ થઈ તેમાં નવા મતના પક્ષના રાજાઓ હાર્યા ને ચાર્લસે નવા મતના ઉપર સખ્તી કરીજ હોત, પણ પોપ તેની રાજ્યસત્તા વધેલી જોવાને ઇચ્છતો નહોતો તેથી તેણે (પોપે) પોતાનું લશ્કર પાછું બોલાવી લીધું ને ફ્રાન્સિસ સાથે છૂપી ગોઠવણ કીધી. એટલામાં ફ્રાન્સિસ મરણ પામ્યો ને ચાર્લસે સાક્સનીના મોરિસને લડાઈમાં હરાવી કેદ કર્યો ને તેના ઉપર સખ્તી ગુજારી. મોરિસે રાજ્ય આપી દેવું કબૂલ કર્યું, પણ પોતાનું ધર્મમત મૂક્યું નહિ. ચાર્લસે ઇચ્છા નહિ તોપણ કેટલાંક કારણોને લીધે તેને તેનું રાજ્ય સ્વાધીન કીધું.

પછી મોરિસે નવાં મત માનનારાં સઘળાં રાજ્યો

સાથે છૂપી ગોઠવણ કરી, ફ્રેંચ રાજા સાથે પણ બંદોબસ્ત કર્યો, અને પછી એક પાસથી એક જાહેરનામું કહાડી બીજી પાસથી લડાઈ ચલાવી. ચાર્લસે મોરિસને ફાંદામાં લેવાની બહુ યુક્તિયો કરી, પણ તેનું ન ચાલ્યું ને તેને પાસ્સો આગળ કોલકરાર કરવા પડ્યા, જેથી જર્મનીનાં સંસ્થાનોનું સ્વતંત્રપણું કાયમ રહ્યું ને નવાં મતના ઉપર સખ્તી થતી અટકી. ફ્રેંચ સાથે લડાઈ થઈ તેમાં પણ ચાર્લસ હાર્યો.

એ નિરાશ સ્થિતિમાં તેણે કંટાળીને પોતાનું રાજ્ય પોતાના દીકરાને સોંપી પોતે સ્પેનમાંના એક મઠમાં જઈ રહ્યો. ત્યાં તે ધર્માંધપણાની ઘેલછામાં ઘણોક કાળ ક્રિયાપ્રાર્થના વગેરે કરવામાં ગાળતો. તેણે પૂરો પસ્તાવો બતાવવાને પોતાનું મડદું મોટા ઠાઠથી કહડાવ્યું. એ ભયંકર દેખાવથી તેને તાવ આવ્યો ને તે મુઓ—૧૫૫૮ માં.

ચાર્લસનામાં સત્તાનો લોભ અત્યંત આગળ પડતો હતો. તે મોટા વારસાથી મોટો સત્તાધારી હતો તે છતાં તે પોતાની સત્તા વધારી યૂરોપમાં સૌથી શ્રેષ્ઠ બળવાન એકચક્રી રાજા કહેવડાવવાની તૃષ્ણા રાખતો. એ તૃષ્ણાપ્રમાણે તેને અનુકૂળતા નહોતી; ને અનુકૂળતા નહિ તે છતાં તેણે અનેક પ્રપંચ વાપરી ઘણી એક લડાઈઓ લડી ધાર્યાપ્રમાણે તો નહિ પણ હતી તેથી વિશેષ રાજ્યસત્તા કીધી. એ તેનું મોટું બુદ્ધિબળ હતું. તે જર્મનીનો મહારાજા થયો તેવામાં તેની બુદ્ધિ ઘણી કાચી હતી, પણ પછી તે ધીમે ધીમે પાકી થતી ચાલી ને છેવટે અસાધારણ જેવી થઈ રહી. તે બહુ બારીકીથી ને અંદર પેશીને પોતાની ધારણા બાંધતો, આગ્રહ ધરી ખંતથી સામગ્રી એકઠી કરતો ને પછી મોટું ઘોતાળપણું ને સાહસપણું એકદમ બહાર પાડતો. તેણે જર્મની, સ્પેન, ઈટલી, ફ્લાંડર્સ, ફ્રાન્સ, ઇંગ્લંડ, આફ્રિકામાં સૌ મળી પચાસેકવાર મુસાફરી કીધી ને ૬૦ લડાઈ કીધી; એ તેની બહારની પ્રવૃત્તિ બતાવેછે તો હવે તેના મનની પ્રવૃત્તિવિષે તો કહેવુંજ શું? લોભ ને કાવાદાવા જેનામાં હોય તે સ્વાર્થ સાધવાને શું ન કરે? પોપને કેદ કર્યો ને પછી શોક પાળ્યો તથા પળાવ્યો પણ પોપના ઉપર જે સખ્તી ગુજરતી હતી તેનો તેણે અટકાવ કીધો નહિ. તે પોતાની મતલબ પાર પાડવાને પોપની વિરૂદ્ધ, ફ્રાન્સિસની વિરૂદ્ધ, પોતાનાજ રાજ્યના લાભની વિરૂદ્ધ ઉપાયો કામે લગાડવામાં ચૂકયો નહોતો.

**પીટર** મહાપુરૂષ ઇ૦ સ૦ ૧૬૭૨ માં જન્મ્યો હતો. તેનો વડો ભાઈ થીઓડોર રૂશિયાનો રાજા ૧૬૮૨ માં મરણ પામ્યો ત્યારે તેણે પોતાની પાછળ પીટરને ગાદી આપવાનું ઠેરવ્યું હતું, પણ તેની બેન સોફાયા લશ્કરની મદદથી પોતાને પ્રતિનિધિ કહેવડાવી રાજ્ય કરવા લાગી. તે પીટરના ઉપર સખ્ત નજરથી જોતી ને તેની કેળવણી ઉપર જરાએ દરકાર રાખતી નહિ. પીટરે સાત વરસ તો ઘણાંજ દુઃખમાં કહાડયાં, પણ પછી તેણે સામું થવા માંડયું. એઉપરથી સોફાયાએ તેનો ઘાટ ઘડી નાંખવાની તજવીજ કીધી, પણ અમીર લોકે કેટલાંક લશ્કરની મદદથી કુભાંડીઓને મારી નાંખ્યા અને સોફાયાને મઠમાં ઘાલી. પીટરને એક બીજો મોટો ભાઈ જોન નામે હતો, પણ તે જન્મમૂર્ખ હતો ને રાજ્ય ચલાવવાને અશક્ત હતો તેથી પીટરજ રૂશિયાનો રાજા મનાવવા લાગ્યો.

તેણે લશ્કરી વહાણોનો કાફલો તૈયાર કરવાસારૂ પ્રથમ લક્ષ દોડાવ્યો. તેને દરિયાઉપર અભાવ હતો તોપણ તેણે વેપારીનાં વહાણોમાં ઘણીક સફરો કરી વહાણ હંકારવાસંબંધી માહીતી મેળવી લીધી. એક બુદ્ધિવાન્ પરદેશીની મદદથી તેણે લશ્કરમાં સુધારો કરવા માંડચો. અમીરોની એક ટૂકડી કરી તેઓને ઉત્તમ પ્રકારની લશ્કરી કેળવણી આપવાની ગોઠવણ કરી ને પોતે પણ તેમાં નોંધાયો. વસૂલ જમાનાં ખાતાંમાં પણ તેણે ફેરફાર કીધો.

તેણે તુર્ક લોક સાથે લડીને આઝોફનું બંદર પોતાના તાબામાં લીધું ને ત્યારપછી પોતાની પ્રજા બીજા સુધરેલા દેશોની પ્રજા કરતાં કેટલી પછવાડે છે તે જાણી લેવું ઇછ્યું. તે પોતાની ગેરહાજરીમાં રૂડી રીતે રાજ્યચાલ્યાં કરે તેવો બંદોબસ્ત કરી પ્રવાસ કરવા નીકળ્યો. ૧૬૯૮ માં તે હાલંડ ગયો ને ત્યાં એક સાધારણ કારીગરની પેઠે ગોદીમાં કામ કરતો ને પોતાના સાથીઓ પાસે કરાવતો. પછી તેણે ઇંગ્લંડ જઈ પદાર્થશાસ્ત્રમાં પ્રવીણ એવા કેટલાક વિદ્વાનોને અને કળાકુશળ પુરૂષોને ખોળી કહાડી પોતાના રાજ્યમાં મોકલ્યા કે તેઓ ત્યાંના લોકને શીખવે. પછી તે વીએના ગયો ને તહિંથી તે ઈટલી જાત પણ તેટલામાં તે તરકટીઓને સજા કરવાને પાછો પોતાના રાજ્યમાં આવ્યો.

અહિં ફિતૂર કરનારાને દેહાંત કીધા પછી તેણે વહાણ, વેપાર, વસાવવાનાં સંસ્થાન એ સુધારવા વધારવાસંબંધી ઘણો શ્રમ લીધો. લશ્કરની જે ટૂકડી તેને વારે વારે સતાવતી હતી તેને તોડી તેમાંના માણસોને જુદે જુદે ઠેકાણે વહેંચી નાંખ્યા ને વાદીઓ કેટલાક બાબતમાં સામા થતા હતા તેઓને ધમકી

આપી તાબે રાખ્યા. પછી બાલ્ટિક સમુદ્રની પૂર્વ તરફનો પ્રદેશ પોતાની સત્તામાં આણવાને તેણે પોલંડ તથા ડેન્માર્ક એ બે રાજ્યોને મળીને સ્વીડનના ચાર્લસ ૧૫ માની ઉપર ચઢાઈ કરી, એ જાુવાને તે બંને સહાયને સપડાવી પીટરના પચાસ હજારને હરાવ્યા. પીટર બોલ્યો કે હું જાણતોજ હતો કે સ્વીડ લોક રૂશિયનોને હરાવશેજ, પણ ત્યારેજ રૂશિયનો શીખશે ને પછી એઓ સ્વીડનને હરાવશે.

પછી આઠ વર્ષસૂધી અહિં તહિં નાની નાની લડાઈ ચાલ્યાં કીધી. પીટરે સેન્ટ પીટર્સબર્ગ નામે શહેર વસાવી તેને રાજધાની કીધું. ૧૭૦૯ માં તેણે પલટાવા આગળ ભારે લડાઈ મચાવી. એનું લશ્કર શત્રુના લશ્કરથી તમણું ને પાછલી હારથી ઘડાઇ ઘડાઇને પાકું કેળવાયલું હતું, તોપણ જાણે તે નબળું છે એમ સમજી પીટર બહુ સાવધ રહી કળાથી લડચો ને તેણે ચાર્લસને પૂરો હરાવ્યો ને ભગાડચો. એ જીતથી રૂશિયાનું રાજ્યબળ આખા યૂરોપમાં પ્રખ્યાત થયું ને તે રાજ્ય મોટું બળવાન ગણાવા લાગ્યું.

ચાર્લસે તુર્કને મળી નવી લડાઈ જગાવી. એ લડાઇમાં પીટરની હાર થઇ ને આજોફ્ બંદર તેને આપી દેવું પડચું. એ બંદર ખોયાથી તેને બહુ લાગ્યું, કેમકે તેનો વિચાર કાળા સમુદ્રમાં લશ્કરી વહાણનો કાફલો રાખવાનો હતો. એ હાર પછી તેની રાણી કાથેરૈને છૂપી રીતે પોતાનું કેટલુંક જવેર તુર્કસ્તાનના વજીરને ભેટ મોકલાવ્યું તેથી તેણે ચાર્લસનો પક્ષ છોડી દીધો ને રૂશિયા સાથે સલાહ કરી.

દક્ષિણમાં હાર થઇ તોપણ પીટરે ૧૭૧૪ માં ફિન્લાંડ તરફ સ્વીડ લોક ઉપર જીત મેળવી ને તેમાં એક જીત વહાણની લડાઈથી મળી હતી તેથી તે બહુ રાજી થયો, કારણ કે તેણેજ પ્રથમ લશ્કરી વહાણ ઊભાં કર્યાં હતાં. ૧૭૨૧ માં રાજ્યસભાએ પીટરને સઘળા રૂશિયનોનો મહારાજા ને પિતા એ ઉપનામ ધારણ કરાવ્યાં. પછી પીટરે કાસ્પિયન સમુદ્ર તરફ નજર દોડાવી. ત્યાં લશ્કર મોકલ્યું, પણ કંઇ તેનું વળ્યું નહિ. ૧૭૨૫ માં તેણે પોતની સ્ત્રી કાથેરૈનને મહારાણીનો પટ્ટાભિષેક કરાવી પોતે વિરક્ત થયો ને પછી થોડે દહાડે તે મરણ પામ્યો.

રૂશિયા જંગલી લોકનું રાજ્ય હતું તેને પીટરે મોટાં બળવાન સુધરેલાં રાજ્યોમાંનું એક કીધું. એ કંઈ તેનો જેવો તેવો જય નથી, પોતે રાજા છતે એક સાધારણ માણસપ્રમાણે વર્તી પોતાના દાખલાથી તેણે પોતાના દેશિયોને ઊંચી સ્થિતિમાં આણ્યા. જે જે મોટાં ભારે કામ ઊઠાવ્યાં તે તે સૌ તેણે નિરંતર લક્ષ શ્રમ રાખી પાર પાડ્યાં. કેટલી અડચણ ને કેટલી હાર વેઠી? તોપણ નિરાશ ન થતાં તેણે નવો નવો અનુભવ મેળવી પોતાના શ્રમનો બદલો જોયો, એ ઉપરથી દૈવવાદ ઉદ્યમવાદ આગળ પાણી ભરેછે એમ કેમ ન કહેવાય? તેણે જાત મહેનતથી, જાતે મેળવેલા જ્ઞાનથી ને જાતબુદ્ધિપરાક્રમથી પોતાના દેશિયોનું માન વધાર્યું. તેણે સ્થિતિ પ્રસંગપરત્વે કેટલાંક ક્રૂર ને અઘટિત કર્મ કર્યાં હશે, પણ તેથી તેને મહાપુરૂષરૂપે લેશ પણ કલંક નથી. જે પીટરને તેના લોક પ્રથમ ધિક્કારતા તેનેજ તેમણે વખાણ્યો ને જગત્ વખાણેછે.

**ફ્રેડરિક**, ઇ૦ સ૦ ૧૭૧૨ ના જાનેવારી મહિનામાં જન્મ્યો હતો. તે ૧૭૪૦ માં ૨૮ વર્ષની ઉમરે પોતાના બાપની પ્રુશિયાની રાજગાદીએ બેઠો. ૧૭૪૧ ના જાનેવારીમાં તેણે કોલકરાર તોડી એકદમ ધસારો કરી આસ્ટ્રિયાનો શિલિશિયા પ્રાંત તાબે કરી લીધો. પણ પછી એક લડાઇ થઈ, તેમાં તેનું લશ્કર છેવટ જીત્યું, પણ જે ઘોડેસવાર પલટનની તેણે સરદારી કરી હતી તેને નાસવું પડચું હતું ને તે પોતે પણ ગભરાઈને નાઠો હતો. આસ્ટ્રિયાની હાર થયેથી એ રાજ્યના દુશ્મન બીજા રાજાઓ ફ્રેડરિકને મળ્યા ને એણે તેઓની સાથે કોલકરાર કર્યો. આસ્ટ્રિયા સાથે બીજી લડાઇ થઈ એમાં પણ તેનું લશ્કર જીત્યું. એ લડાઇમાં તેણે હિંમત બતાવી થોડુંક શૌર્ય પરાક્રમ દેખાડચું હતું. પછી આસ્ટ્રિયાવાળી મરાયા થેરિસાએ ઇંગ્લંડના રાજ્યની ભલામણ ઉપરથી સિલિશિયા ઉપરથી હાથ ઊઠાવી ફ્રેડરિક સાથે સલાહ કરી અને એણે જે રાજાઓ સાથે કોલકરાર કર્યા હતા તેઓને અધવચ પડતા મેલ્યા. એ રાજાઓ ઉપર મરાયા થેરિસાએ ચઢાઈ કરી ને તેઓને હરાવી ઠામઠામ ફતેહ મેળવી.

ફ્રેડરિક ગભરાયો કે આસ્ટ્રિયાએ ફ્રાન્સને હરાવ્યું છે તો તે મારી સાથે કરેલા કોલ તોડી સિલિશિયા પાછું લેવાને મને સતાવવા કેમ નહિ આવે? પછી તેણે ફ્રાન્સને મદદમાં રાખી ૧૭૪૪ માં પોતેજ કોલ તોડચો ને મરાયા થેરિસાના કેટલાક મૂલક ઉપર હૂમલો કીધો. એ રાણીના લશ્કરે તેને ડરાવ્યો ને સિલિશિયામાંથી તેની સત્તા ઊઠે તેવું-કીધું. ફ્રેડરિક તે લશ્કર સામા ઊભો રહી શક્યો નહિ ને પાછો ફર્યો. ૧૭૪૫ થી તે ૧૭૪૮ માં યૂરોપમાં ઘણીક લડાઇઓ ચાલેલી તેમાંની બે ત્રણમાં ફ્રેડરિકે જીત મેળવી એટલુંજ નહિ, પણ લશ્કરી સરદાર દાખલ પણ મોટું

માન મેળવ્યું. સને ૧૭૫૬ માં ફ્રાન્સ, આસ્ટ્રિયા, રૂશિયા, સાક્સની, સ્વીડન એ રાજ્યો ફ્રેડરિકની સામાં એકસંપે થયાં. ફ્રેડરિકે જોયું કે મારૂં રાજ્ય નક્કી કકડા થઇ વહેંચાઇ જવાનું. તે ગભરાયો તો બહુ, પણ પછી યાહોમ કરી તેણે રણમાં ઝંપલાવ્યું. આગસ્ટમાં તેણે પ્રથમ તો સાક્સનીની ખબર લીધી ને લડાઇ જીતી તે રાજ્યને પોતાના તાબાનું હોય તેવું કર્યું. ૧૭૫૭ માં બોહીમિઆમાં ઊતરી તેણે લડાઈ જીતી પ્રેગ નગરને ઘેરો ઘાલ્યો. પણ કોલિન આગળ દુશ્મને અતિશય મારો ચલાવ્યો ને તેના તેર હજાર બહાદુર સિપાઇઓ કતલ થઇ પડ્યા. પછી તે ઘેરો ઊઠાવી મોટી મુસીબતે બોહીમિઆમાંથી બહાર નીકળી છૂટ્યો. તેનું લશ્કર તેની સામા થયું ને તેની પ્રજા સૌ તેની ઉદ્ધતાઈને નિંદવા લાગી. તેવામાં ફ્રેંચ લોક જર્મનીમાં કેટલીક ફતેહ કરી પ્રુશિયા ઉપર ઉતરવાની તજવીજ કરતા હતા. વળી તેટલામાં તેની મા મરી ગઈ. એ સંકટમાં તે ઊંઘતો નહિ. વેળાએ અકળામણમાં રડતો ને દુઃખ તથા અપમાન સહન કર્યાના કરતાં ઝેર ખાઈ મરવાનો વિચાર કરતો. તેટલામાં નવંબરમાં રૂશિયનોએ તેના રાજ્યના પૂર્વ તરફના મૂલક ઉપર ચડાઈ કરી; સિલિશિયામાં આસ્ટ્રિયાનું લશ્કર ફરી વળ્યું; મોટું ફ્રેંચ લશ્કર પણ ધશ્યું અને ક્રોએશિયનોએ પ્રુશિયાની રાજધાની બર્લિન શહેર લીધું ને લૂંટ્યું.

ફ્રેડરિકે કેસરિયાં કર્યાં. પ્રથમ તે ફ્રેંચ સામા ગયો. ફ્રેંચનું લશ્કર બમણું હતું પણ કેળવાયલું નહોતું ને તેનો સરદાર મૂર્ખ હતો. ફ્રેડરિક પોતાના કેળવાયલા સિપાઇઓનાં પરાક્રમથી જીત્યો ને દુશ્મનના સાત હજારને કેદ કીધા. પછી બરોબર એક મહિને તે ૪૦ હજાર લશ્કર સાથે સિલિશિયા ઉપર ધશ્યો. દુશ્મનના ૬૦ હજાર લ્યૂથન આગળ મળ્યા. ફ્રેડરિકે પોતાના મુખ્ય સરદારોની મંડળી મેળવી ભાષણ કરી તેઓને ઉશ્કેર્યાં ને કહ્યું કે તમે તમારાં માણસોને ઉશ્કેરી તૈયાર રાખજો. યુદ્ધગીતનાદસાથે ભારે લડાઇ ચાલી ને પ્રુશિયનો જીત્યા. દુશ્મનમાંથી કપાયલા, ઘાયલ થયેલા ને કેદી પકડાયલા થઇને સત્તાવીસ હજાર હતા, પચાસ વાવટા, સો તોપ, ચાર હજાર ગાડાં એ ફ્રેડરિકના હાથમાં આવ્યાં. બ્રેસ્લોનો કિલ્લો તાબે થયો ને સિલિશિયા પાછું તાબે થયું. એરીતે એક મહિનામાં ફ્રેડરિકની સ્થિતિ ફરી ને તેની કીર્તિ યૂરોપમાં ગાજી રહી. સને ૧૭૫૮ ના વસંતમાં તેણે રૂશિયનોને હરાવ્યા.

હારેલા દુશ્મનોએ તેને પાછો સપડાવ્યો ને એવો સપડાવ્યો કે તેનું લશ્કર છેક્જ ઘટી ગયું ને તેણે આશા મૂકી. તેણે પોતાના કારભારીઓને બર્લિન લખી જણાવ્યું કે રાજકુટુંબને ખસેડી દેજો ને તમે દુશ્મન સાથે કોલકરાર કરજો. સંધું ગયું છે, હું નિરૂપાય છઉં, હું મારા દેશનો નાશ જોવાને જીવનાર નથી. ૧૭૬૦ માં દુશ્મનોએ બર્લિન લીધું ને રાજમહેલ લૂંટ્યો.

બે વર્ષ દુઃખમાં પણ અહિં તહિં લડાઇઓ ચાલુ રાખી હાર જીત મેળવવામાં કહાડ્યાં, પણ પછી ૧૭૬૩ ના ફેબ્રુવારીમાં સૌ રાજા સાથે કોલકરાર થયા ને સાત વર્ષ થયાં ચાલેલી લડાઇનું છેવટ આવ્યું—ને તેમાં જે સિલિશિયાનેમાટે આખું યૂરોપ સામું થયું હતું તે તેનીજપાસે રહ્યું. ફ્રેડરિક જયી રાજા રૂપે પાછો પોતાની રાજધાનીમાં આવ્યો. ૧૭૭૨ માં તેણે રૂશિયા તથા આસ્ટ્રિયાની સાથે મળી પોલંડના રાજ્યની પહેલી વહેંચણીમાં ભાગ લીધો ને ૧૭૮૬ માં તે મરણ પામ્યો.

ફ્રેડરિકના બાપે પ્રુશિયાનું રાજ્ય નવું સ્થાપ્યું હતું ને ફ્રેડરિકે તેટલુંજ પાછું નવું વધાર્યું. તેણે ૨૯,૩૧૩ ચોરસ મૈલ જેટલો મૂલક નવો મેળવ્યો એ તેનો જય છે. તેણે અનેક મુસીબતો વેઠી ને વેઠતાં નવું નવું જાણી સરદાર દાખલ ને ખટપટી રાજા દાખલ મોટું માન મેળવ્યું અને પ્રુશિયાના રાજ્યને યૂરોપમાંનાં બળવાન રાજ્યોમાં ગણાતું કર્યું. તે લડાઇનાજ કામમાં ગુંથાયો રહેતો એમ નહોતું, પણ તે પોતાના રાજ્યનો સઘળો કારભાર જાતેજ કરતો. તેનો કોઇના ઉપર ભરોસો નહોતો તેથી તે કોઈની સલાહ લેતો નહિ: પોતેજ સંધું ફરમાવતો ને અમલદારો તે અમલમાં લાવેછે કે નહિ તે ઉપર ખંતથી નિઘા રાખતો; તેનો ઉદ્યોગ ને કામ કરવાની ઝડપ ખરેખર અજબ જેવી હતી ને તેની કરકસર મહેલમાં ને રાજ્યમાં મશહૂર હતી. તે લોકના ઉપર કારભાર નાંખવામાં ને લશ્કરનાઉપર સખ્ત કરડા રહેવામાં મોટો જાલમ હતો. તે પોતાની મતલબ થતી હોય ત્યાં કોલ તોડવાને જરા પણ વિલંબ કરતો નહિ. તેણે કોઈ પણ પ્રકારે રાજ્ય વધારવું એવો નિશ્ચય કર્યો ને પછી આગ્રહ ખંત ઉદ્યમથી અનેક વિઘ્ન સંકટ કાપી ધાર્યું પાર પાડ્યું એ તેનું સ્તુત્ય પુરૂષાર્થ છે.

**વાશિંગ્ટન**—સને ૧૭૩૨ ના ફેબ્રુવારીની ૨૨ મીએ ઉત્તરઅમેરિકાના વર્જિનિઆ સંસ્થાનના વેસ્ટમોર્લાંડના પરગણામાં જન્મ્યો હતો. સને ૧૬૫૭ માં ઇંગ્લંડનો જોન વાશિંગ્ટન પોતાના ભાઈ સાથે વ-

ર્જિનિઆમાં આવી વશ્યો હતો, તેના દીકરાનો દીકરો ને તેનો દીકરો જ્યોર્જ વાશિંગ્ટન હતો. તેની માએ તેને ઉદ્યોગ, મિતવ્યય ને સદ્‌ગુણવિષે ઘણો સારો બોધ આપ્યો હતો. તેણે અંગને કસરતથી વાળ્યું હતું, તેણે નિશાળમાં સાધારણ પક્ષની કેળવણી લીધી હતી, તેને અંગ્રેજી સિવાય બીજી ભાષાનું જ્ઞાન નહોતું–પછવાડેથી તે જરાજ ફ્રેંચ શીખ્યો હતો. તેને શુદ્ધ અંગ્રેજી લખતાં આવડતું નહોતું, પણ ઘણા અભ્યાસથી ને સારા સારા ગ્રંથકારોનાં પુસ્તક ધ્યાન દેઇને વાંચ્યાથી ને કાગળો લખવામાં ખંતીલી કાળજી રાખ્યાથી તે શુદ્ધ સ્પષ્ટ ને સુંદર લખતાં શીખ્યો હતો. તેણે અંગ્રેજી લશ્કરી વહાણમાં નોકરી કરવાની ઇચ્છા કરીને તે લીધી હતી, પણ પોતાની માની ઇચ્છા નહિ તેથી તેણે તરત છોડી દીધી હતી.

સોળ પૂરાં થતે તે એક શ્રીમંતનું ઇસ્ટેટ માપવાને સર્વેઅર થયો. બે ત્રણ વર્ષ તે કામ કરી વાશિંગ્ટન વર્જિનિઆના એક પ્રાંતનો લશ્કરી અમલદાર મેજરની પદવીનો આજ્યુટંટ જનરલ થયો. ૧૭૫૨ માં તે સરકારથી ઉત્તર ભાગનો આજ્યુટંટ નીમાયો હતો. ૧૭૫૬ માં તેણે વર્જિનિઆનાં બધાં લશ્કરનો સરદાર થઈ શાબાશી મેળવી. ૧૭૫૮ માં તેણે નોકરી છોડી પોતાની જમીન મિલ્કત સુધારવાના ખેતીવાડીના કામમાં મન ઘાલ્યું. ૧૭૫૯ માં તે બે છોકરાની મા એવી એક શ્રીમંત વિધવા સાથે પરણ્યો. એ સ્ત્રીએ તેનો ઘરખટલો ઉપાડી લીધો તેથી વાશિંગ્ટન પોતાનું ખેતીવાડીનું ને માલને બીજે દેશ ચડાવવાનું કામ સારી રીતે કરી શકતો. ૧૭૫૭ સૂધીમાં તે વર્જિનિઆની તરફથી રાજસભાસદ નીમાયો હતો ને એ અધિકારીરૂપે તેણે ૧૮ વર્ષ લગી કાયદા બાંધવામાં ને પોતાના સંસ્થાનના લોકને ફાયદો કરવામાં પોતાનું બુદ્ધિચાતુર્ય સારૂં દેખડાવ્યું હતું.

ઇંગ્લંડની સરકાર અમેરિકાનાં પોતાનાં સંસ્થાનો ઉપર કેટલો કારભાર મૂકતી હતી ને સંસ્થાની લોક તેની સામા થતા હતા ને એ રકઝક આઠ વર્ષ થયાં ચાલ્યા કરતી હતી. વાશિંગ્ટન સંસ્થાનોનાં પક્ષનો હતો, પણ તેના મનમાં ઇંગ્લંડ સરકારની સામા ઊઠવાનું નહોતું. સંસ્થાની લોક ઇંગ્લંડની સામા લડાઈ કરવાને ઊભા થયા–૧૭૭૪ ની ૧૪ મી જૂને અને ૧૭૭૫ ના જૂનમાં તેઓએ વાશિંગ્ટનને પોતાના લશ્કરનો મુખી કીધો.

વાશિંગ્ટને પોતાની બુદ્ધિ તથા ચાતુર્યથી ઉશ્કેરાયલા પણ કેળવાયલા નહિ તેવા લશ્કરને ઇંગ્લંડ સરકારના લશ્કર સામા ભીડાવ્યું. ઘણીવાર હારજીત થયા પછી તેણે એટલું જોર માર્યું કે ૧૭૭૬ ના જુલાઈની ચોથી તારીખે સંસ્થાનોએ પોતાનું સ્વતંત્રપણું જાહેર કર્યું. લડાઈ ચાલુ રહી, પણ તે ૧૭૮૩ ના નવેંબરની ત્રીસમી તારીખે ઇંગ્રેજ લોકે અમેરિકાનું સ્વતંત્રપણું કબૂલ રાખ્યું. સંસ્થાનો સ્વતંત્ર તો થયાં, પણ પછી પરસ્પર કલહ જાગ્યો. એ કલહ મટાડવામાં ને સંસ્થાનોને એક રાજ્યસત્તામાં આણી રાખવાને વાશિંગ્ટને ઘણી મહેનત લીધી ને ૧૭૮૭ ની બીજી મેએ 'ફેડરલ કન્વેન્શન' નામની રાજસભા સ્થાપવામાં આગેવાની કરી. ૧૭૮૯ ની ત્રીસમી અપ્રેલે તે, 'યુનાઇટેડ સ્ટેટ્સ' નો (એકઠાં મળેલાં સંસ્થાનોનાં પ્રજારાજ્યમાં) સૌથી વડો કારભારી થયો. ચાર વર્ષની મુદ્દત પૂરી થયેથી તેણે પોતાનો ઓદ્ધો છોડી ઘેર બેસવું ઇચ્છ્યું, પણ લોકના આગ્રહથી તેણે બીજાં ચાર વર્ષ વડા કારભારીનું કામ કર્યું. એ વખતમાં ઇંગ્લંડ ને ફ્રાંસ વચ્ચે લડાઈ ચાલી હતી ને જોકે વાશિંગ્ટન ફ્રાંસનો જય ઇચ્છતો તોપણ તેણે પોતાના રાજ્યને એકે પક્ષમાં ઉતાર્યું નહોતું. તેના મિત્રોએ ત્રીજીવાર તેને વડો કારભારી રહેવાને બહુ સમજાવ્યું, પણ તેણે નજ માન્યું ને છેલ્લું ભાષણ આપી તે ઘેર બેઠો.

પછી તે પોતાનાં ઘરકામમાં મચ્યો. થોડા વખત પછી અમેરિકાને ફ્રાંસની સામા લડાઈ કરવાનો પ્રસંગ આવ્યો. એ સંકટમાં રાજસભાએ તેને સેનાપતિ થવાને વિનંતિ કરી. તરત તેણે કબૂલ કર્યું અને એક પાસથી લશ્કર તૈયાર કરવાની ને બીજી પાસથી કાગળપત્રો લખી સમાધાની આણવાની ખટપટ કરવા માંડી. પણ પછી ફ્રેંચની તરફથી લડાઇનું માંડી વળાયું અને અમેરિકા તથા ફ્રાંસ એ વચ્ચે કોલકરાર થતા હતા તેટલામાં વાશિંગ્ટન મરણ પામ્યો. (૧૭૯૯ ના ડિસેંબરની ૧૪ મીએ.)

વાશિંગ્ટન ૧૭ વર્ષની વયે સર્વેઅર થયો ત્યાર પછી અગિયાર વર્ષે તે ઘેર બેઠો તે દર્મિયાનમાં તેણે સારી પેઠે અંગની કસરત કરી હતી અને માત્ર નિશાળમાં રહીને નહિ પણ તે વખતના જે મોટા હોશિયાર સરદારો કહેવાતા તેઓના કરડા ઉપરીપણા તળે રહી જોખમ ભરેલી ને નોકપર આવી રહેલી એવી ભારે લડાઈઓ લડીને લડાઇનાં કામની પાકી માહીતી મેળવી હતી. સને ૧૭૫૯ થી તે ૧૭૭૫ સૂધીનાં પંદર વર્ષમાં તેણે રાજસભાના મેમ્બર દાખલ ઈનસાફ કાયદાસંબંધી ને રાજ દરબારી કામસંબંધી પૂરતો અનુભવ

મેળવ્યો હતો–તે વખતે જે કામ ચાલતાં તે પુરૂષોનાં મનને પ્રફુલ્લિત ને ઊંચા કરે તેવાં હતાં. યુદ્ધકળા ને રાજ્યનીતિનું જ્ઞાન, કામની ઉકેલ ને હુશેઆરી, વળી વિવેકી સ્વભાવ એવડે તે રાજ્યની ઊથલપાથલ કરી નાંખનાર લશ્કરની સરદારી કરવે ને પાકા પાયાપર નવું રાજ્ય સ્થાપવામાં પ્રમુખપણું કરવે સર્વ પ્રકારે યોગ્ય થયો હતો–તેના જેવો તે વેળા બીજો કોઇ નહોતો. સમૃદ્ધિમાન તથા બળવાન રાજ્યોની તરફથી સેનાપતિયો, કેળવાયલા સરદારોની સહાયતાએ અને દારૂગોળા, ખાવા પીવાનાં વગેરેની સામગ્રીની અનુકૂળતાએ મોટા જય મેળવેછે તેઓની સાથે વાશિંગટનનો મુકાબલો કરવો એ નિરર્થક છે. વાશિંગટનને તો નવું નવું લશ્કર ઊભું કરીને તરતનું તરત તેને કેળવાયલાં લશ્કરની સામા દોરવવાનું હતું, બંદૂક દારૂ ગોળા વગેરે નવાંજ પેદા કરવાનાં હતાં; ખોરાકી પૂરી પાડવાની હતી ને એ સંધાંને માટે તેને કોઈ નાણું ધીરે તેવું નહોતું, તેમ લોકના ઉપર કર નાંખવાની તેને સત્તા પણ નહોતી; વળી જુદાં જુદાં સંસ્થાનોના લોક પાસેથી ઊઘરાવીને નાણું ભેગું કરવાનું હતું. એ સઘળું તેણે ઝડપથી કીધું–લડાઈઓ કીધી ને થોડી મુદ્દતમાં પોતાના દેશને અંગ્રેજી રાજ્યની સત્તાથકી મુક્ત કરી સ્વતંત્ર કીધો. એ મહાભારત કામમાં કેટલું વિચક્ષણપણું ને કેટલો વિચાર, કેવો નિશ્ચય ને કેવું ડહાપણ, કેટલું ધૈર્ય ને કેટલું સાહસ તેણે વાપર્યું હશે? હતું તે રાજ્ય ઊંધું વાળી રૂડા પાયાપર નવું પ્રજારાજ્ય સ્થાપી તેણે જગત્‌માં નવો શક વર્ત્તાવ્યો છે–યોગ્ય દેશાભિમાન ને યોગ્ય સ્વતંત્રતાથી જે શુદ્ધ ને મોટું રાજ્યસુખ મળેછે તે તેણે પોતાના મોટા મનમાં કર્મેજયથી સ્પષ્ટ દેખાડ્યું છે. વળી જે સાધન ઉપાયો કામે લગાડેલાં તેમાં અસત્ય ને કૃત્રિમ નહિજ, એ તેની મોટી ને ધીટ મનશક્તિ હતી. તે બહુ સાદો ને ભલો હતો, પણ તેમ પોતાના કામમાં પાકી યુક્તિવાળો ને પ્રસંગે ઠાવકો કરડો સરદાર હતો. તે હેતાળ, નિર્લોભ ને નિવૃત્તિસુખમાં મગ્ન હતો, પણ દેશને અર્થે તે અતિ પ્રવૃત્ત થઈ રહેતો. ખરેખર વાશિંગટન અસાધારણ મનશક્તિ, અસાધારણ કર્મેશક્તિ, ને ઊંચ સદ્ગુણ એવડે સપ્રેમ માન્ય મહાપુરૂષ હતો.

**નેલ્સન**—સને ૧૭૫૮ ની ૨૯ મી સપ્ટેંબરે જન્મ્યો હતો. તે બારમે વર્ષે પોતાના મામાનાં ૬૪ તોપનાં વહાણમાં રહ્યો હતો. પછી તે વેસ્ટઇંડીઝ ખાતે ને પછી ઉત્તર ધ્રુવ તરફ ગયો હતો. સને ૧૭૭૭ માં તે ધારાપ્રમાણે પરીક્ષા આપીને લોએસ્ટોફ વહાણમાં બીજો લેફ્ટનેંટ અને સને ૧૭૭૮ માં તે બ્રિસ્ટલ વહાણનો પહેલો લેફ્ટનેંટ થયો હતો. એ વહાણમાં તેણે વેસ્ટઇંડીઝ જઈને મેક્સિકોના અખાતમાં સાનજુઆનનો કિલ્લો લીધો હતો. તે કામમાં તે ઘણો શ્રમિત થયેલો હતો તેથી ને સંગ્રહણીના રોગથી પીડાતો તેથી પાછો ઇંગ્લંડ આવ્યો હતો.

સને ૧૭૮૧ માં કપ્તાન નેલ્સન ઉત્તર તરફ ગયો ને ૧૭૮૨ માં તેણે રાજા વિલિયમ ચોથાની ભેટ લીધી. તે ૧૭૮૭ માં પરણ્યો ને ૧૭૯૩ સૂધી ઇંગ્લંડમાંજ રહ્યો. એ વર્ષમાં તે આગામેમ્નન નામે વહાણ ઉપર હતો ને તેણે ટૂલોં, આસ્ટ્રિયા ને કાલવી એ ત્રણ ઠેકાણે લડીને માન મેળવ્યું. કાલવીના ઘેરામાં તેની એક આંખ ગઇ હતી. ૧૭૯૬ માં તે કમાંડર થયો ને પોર્ટોફેરાજો અહિં ગયો. સને ૧૭૯૭ માં કેપ સેંટ વિન્સેંડથી દૂર લડાઇ છત્યો તેથી તેને રીઅર આડ્મિરલનો યોદ્ધો ને નૈટ આવ્ ધ બાથનો ખિતાબ મળ્યો. મેની ૨૮ મીએ સર હોરેશિયો નેલ્સને પોતાનો વાવટો થેસ્યૂસ વહાણ ઉપર ઊડાવ્યો ને સાંટાક્રુઝ ઉપર હૂમલો કર્યો. એ પ્રસંગે તેની જમણી કહોણીમાં ગોળી વાગેથી તેનો તે હાથ કાપી નાંખવો પડ્યો. પછી તે ઘેર આવ્યો ને ચાકરીના બદલામાં તેને પેન્શન મળ્યું.

૧૭૯૮ માં તે થોડાંક વહાણ લેઈને ટૂલોં બંદરે ગયો. ત્યાં તોફાન લાગેથી તે ફ્રેંચની સામે થઈ શક્યો નહિ, પણ તેણે અબુકરના ઉપસાગરમાં ફ્રેંચ વહાણોનો નાશ કર્યો. એ નીલનદીની ફતેહમાં પાર્લમેંટે તેને નૈલનો અને બર્નહામ થાર્પનો બ્યારન (અમીર) બનાવ્યો. સિસિલીમાં તેણે કેટલું કામ કીધું તેથી ત્યાંના રાજાએ તેને બ્રંટનો ડ્યૂક એ ખિતાબ આપ્યો ને ત્રીસ હજાર રૂપિઆની જાગીર આપી.

ભૂમધ્ય સમુદ્રના કાફલાની સરદારી લોર્ડ કીથને મળ્યા પછી નેલ્સન ઇંગ્લંડ આવ્યો, પણ પછી ઉત્તર સમુદ્રમાં ગયો ને ૧૮૦૨ ની ૩૦ મી માર્ચે તેણે સૌંડનો રસ્તો ખુલ્લો કીધો. પછી કોપનહેગનની લડાઇમાં તેણે પરાક્રમ દેખાડી ફતેહ મેળવી. પછી તેને વૈકૌંટની પદવી મળી. ૧૮૦૫ ના અક્ટોબરની ૨૧ મી તારીખે તેણે ફ્રેંચ તથા સ્પેનનાં વહાણોને આવતાં કેપ ટ્રાફલગર આગળ અટકાવ્યાં. એ પ્રસંગે તેણે પોતાનાં વહાણના વાવટા ચડાવી પોતાના કાફલાનાં સઘળાં વહાણનાં લશ્કરને ખબર આપી ઉશ્કેર્યું હતું કે "ઇંગ્લંડ આશા રાખેછે કે દરેક જણ

પોતાની ફરજ બજાવશેજ.” તેણે ૧૩૬ તોપનાં વિક્ટરી નામના વહાણને આગળ કહાડી લડાઈ મચાવી હતી. પણ તેમાં એક ગોળી તેના બરડાના હાડકામાં આરપાર ગયેથી તે પડચો હતો તોપણ તે હૂકમ આપ્યાં કરતો ને પોતાનાં માણસોને ઉશ્કેર્યા કરતો હતો. પછી તરત તે મરણ પામ્યો હતો.

નેલ્સનમાં હર કંઇ વાત તરત સમજી જવાની શક્તિ હતી. તે ઠરાવમાં નિશ્ચળ રહેતો ને ધીરાં પરાક્રમથી પોતાની ધારણા પાર પાડતો. તે ફતેહની ઉશ્કેરાયલી હાલતમાં પણ દયા કરવી ભૂલતો નહિ. તેનો એક મોટો ઉદ્દેશ હતો કે દેશનું કલ્યાણ કરવું ને તેનો એક મોટો લોભ હતો કે દેશ તેની મહેનતનો બદલો વાળે. ઇંગ્લંડના લશ્કરી વહાણના સરદારોમાં નેલ્સન જેવો કોઇ બીજો થયો નથી.

**વેલિંગ્ટન**— ( આર્થર વેલ્સલી ) એ સને ૧૭૬૯ ની ૧ લી મેએ જન્મ્યો હતો. લશ્કરી કામ શીખવાની પાઠશાળામાં અભ્યાસ કર્યા પછી તે પ્રથમ ૧૭૮૭ માં ૭૩ મી રીજમીટમાં એનસૈન દાખલ રહ્યો. એક વર્ષની અંદર તે ૭૬ મીનો લેફ્ટેનેંટ થયો ને પછી ૪૧ મી પાયદળ રીજમીટમાં ને પછી ૧૨ મી ઘોડેસવાર પલટનમાં ને પછી ૫૮ મી રીજમીટમાં, પછી ૧૮ મી ઘોડેસવાર પલટનમાં અને ૧૭૯૩ માં ૩૩ મી રીજમીટનો લેફ્ટેનેંટ કર્નલ થયો હતો. ૧૭૯૦ માં તે પોતાનાં કુટુંબની તરફથી ડબ્લિનમાં રાજસભામાં એક અધિકારી ગણાયો.

સને ૧૭૯૪ ના જૂનમાં તે પોતાની ૩૩ મી રીજમીટ લેઈને આયર્લંડથી હોલંડ ગયો ને ત્યાં ડચને કુમક કરી ફ્રેંચને હઠાવ્યા. પણ ૧૭૯૫ ના જાનેવારીમાં દુશ્મનના મારથી અંગ્રેજી લશ્કરને પાછાં હઠી ભાગવું પડ્યું હતું ને તેમાં સોજરોએ બહુ દુઃખ વેઠ્યું હતું. તે પ્રસંગે રાજ્યની તરફથી પૂરતો બંદોબસ્ત ન હોવાથી ને સરદારો તીક્ષ્ણબુદ્ધિના ન હોવાથી ને સત્તાધારીઓ જ્યારે ત્યારે ભૂલ કર્યા કરતા હતા તેથી તે ઘણો કંટાળી ગયો હતો. તેણે પોતાના મિત્રને લખ્યું હતું કે હું હવે લશ્કરમાં રહેવાને ઇચ્છતો નથી માટે બને તો રેવીન્યુ કે તીજોરીખાતામાં મારેમાટે વગ કરવી. તેના મિત્રે તજવીજ કરી હતી, પણ સત્તાધારીની તરફથી ના આવેથી વેલ્સલીને લશ્કરમાંજ રહેવું પડ્યું હતું.

પછી તે ૧૭૯૭ ના ફેબ્રુવારીમાં પોતાની રીજમીટ સાથે કલકત્તે આવ્યો. અહિં તેણે ટીપુ સુલતાનની ને સિંધિયાની લડાઈમાં પરાક્રમ બતાવી મોટું માન મેળવ્યું ને મેજર જનરલની પદવી પ્રાપ્ત કરી. ઇંગ્લંડના રાજાએ તેને ‘નાઈટ આવ્ ધ બાથ’ નો ખિતાબ આપ્યો. ૧૮૦૫ ની ૧૦ મી માર્ચે તે ઇંગ્લંડ ગયો. ૧૮૦૬ માં તે આયર્લંડમાં ડ્યૂક આવ્ રિચ્મંડના હાથ નીચે ચીફ સેક્રેટરી થયો. થોડા મહિના પછી તેને પાયદળ લશ્કરની એક ટૂકડી લેઇને કોપનહેગનની સામા લડવા જવું પડ્યું હતું.

સને ૧૮૦૮ ની નવમી આગસ્ટે તે ચૌદ હજાર લશ્કર સાથે પોર્ટુગાલના લિસ્બોન આગળ ઊતર્યો ને તેણે પોતાના ઉપરી સરદારના હૂકમમાં રહી લડાઇઓ કરી ને ૨૧ મી તારીખે ફ્રેંચને પાછા હઠાવ્યા. તેણે ઉપરી સરદારને કહ્યું કે દુશ્મનની પછવાડે ધસવામાં ફાયદો છે, પણ એ સલાહ ઉપરીએ માની નહોતી. વેલ્સલી પાછો આયર્લંડ ગયો.

સને ૧૮૦૯ ની ૨૨ મી એપ્રિલે તે પાછો લિસ્બોન આવ્યો ને તેણે નામાંકિત ફ્રેંચ સરદારોની સામા મોટી મોટી લડાઈઓ કરી ફતેહ મેળવી ને કેટલાક ખિતાબો મેળવ્યા. ૧૮૧૩ ના મે મહિનાની આખરે ઘણાએક દેશનાં એકઠાં મળેલાં બે લાખ કુમકી લશ્કરના સરદાર દાખલ તેણે ફ્રેંચની સામા ભારે લડાઈ મચાવી ફ્રેંચને સ્પેનમાંથી કહાડ્યા ને પિરીનીઝ પહાડ તરફ હડસેલ્યા. અહિં પણ લડાઇઓ થઇ ને વેલિંગ્ટન ફ્રાંસની સરહદ ઉપર આવી રહ્યો. પણ તેટલામાં નેપોલિયન રાજીનામું આપી એલ્બે ગયો એટલે લડાઇનો અંત આવ્યો. દેશદેશનાં લશ્કર છૂટાં પડ્યાં ને વેલિંગ્ટન, ફ્રાંસમાં રહીને પારિસ થઇ ઇંગ્લંડ ગયો ને જ્યી યોદ્ધાનું માન પામ્યો (૧૮૧૪ ના જૂનમાં). આગસ્ટમાં તે ઇંગ્લંડની તરફથી વકીલ થઈ પારિસમાં જઇ રહ્યો. અહિં તે પાંચ મહિના હતો. તેવામાં તે ત્રણ ઇજનેરને સાથે લેઇને નેધર્લંડની સરહદ જોઇ આવ્યો હતો ને ફરીથી ફ્રેંચ જો ઊઠાવણી કરે તો તેઓની સામા લડવાને તેણે **વાટર્લુ**ની જગા પસંદ કરી હતી.

સન ૧૮૧૫ ની વાટર્લુની નામીચી લડાઇમાં તેણે નેપોલિયનને ફરીથી મોઢું ન દેખડાવે તેવો પૂરો હરાવ્યો ને મોટો જય કર્યાનું માન મેળવ્યું. સને ૧૮૨૨ માં યૂરોપનાં રાજ્યોએ સ્પેનના રાજ્યની કંઈ ભાંજગડ પતાવવાને પોતપોતાના વકીલોને મોકલી વેરોનામાં સભા મેળવી હતી તેમાં ઇંગ્લંડની તરફથી વેલિંગ્ટન ગયો હતો. પછી તે રાજદરબારમાં મોટી પદવી પામી ઘણાક કામમાં ગુંથાયો. પ્રસંગે રાણી તેની સલાહ લેતી. ૧૮૪૧ માં તે કુલ બ્રીટિશ ફો-

જનો સૌથી વડો સરદાર થયો. સને ૧૮૫૨ ની ૧૪ મી આગસ્ટે તે મરણ પામ્યો.

**આર્થર વેલ્સલી**—ડયૂક આવ્ વેલિંગ્ટન એ પુરૂષનામાં અસાધારણ બુદ્ધિ-તર્ક-કર્મશક્તિ એ નહોતાં પણ સ્થિતિ પ્રસંગના જ્ઞાનથી ને અભ્યાસથી તેની સમજસૂઝ બહુજ પાકી ને જબરી હતી; એટલી કે વેળાએ અસાધારણ બુદ્ધિને પણ પાણી ભરાવતી. સ્પેનમાં ત્રણ લાખ ફ્રેંચ હતા ને એકઠાં મળેલાં લશ્કરમાં અંગ્રેજ માત્ર સાઠ હજાર હતા તોપણ સ્પેનની જગાઓની હાલતથી તે સારીપેઠે વાકેફ હતો ને ફ્રેંચ સંકટમાં આવી પડશે તે તે આગળથી જાણતો હતો; ને તેના ધાર્યાપ્રમાણેજ તેણે ફ્રેંચને હરાવ્યા ને ગભરાવ્યા. તે પોતાનાં લશ્કરનાં માણસો ઉપર બહુ સખ્તી રાખતો ને તેથી તેઓ તેને ચાહતા નહિ, તોપણ તેનાં કામ ઉપર તેઓનો પૂરો ભરોસો હતો ને તેઓ ફતેહની ઉમેદથી ઉશ્કેરાઈ લડતા.

તે એક વાતનો નિશ્ચય કર્યા પછી લગાર પણ ડગતો નહિ. તે આગ્રહથી ધાર્યું પાર પાડતો—પછી ગમે તેટલું સંકટ તેના માથાપર ઝૂમી રહ્યું હોય તોપણ મારે મારી ફરજ બજાવવીજ જોઈએ એ તેના મનનો સંકલ્પ હતો ને તેટલામાટે તે શુદ્ધ અંતઃકરણથી પ્રમાણિકપણે કામ કરતો—પછી તેનું લશ્કર તેને કરડો સરદાર કહે કે લોક તેને હઠીલો કહે તેની તેને જરાએ દરકાર નહોતી. પોતાનોજ કક્કો ખરો એ મમત તેનામાં બહુ હતો ને તેથી રણમાં તેણે યશ મેળવ્યો છે, પણ રાજદરબારી કામમાં તે ફાવી શક્યો નથી. એ કામનેસારૂ તેનામાં ઝાઝી પહોંચ નહોતી.

**નેપોલિયન**, એ કોર્સિકા ટાપુના એજેશિઓ નામે શહેરમાં સને ૧૭૬૯ ની ૧૫ મી આગસ્ટે જન્મ્યો હતો. તે દશ વર્ષની ઉમરે બ્રિએનની લશ્કરી નિશાળમાં દાખલ થયો. અહિં થોડાંક વર્ષ શીખ્યા પછી તેણે પારિસ જઇ ત્યાંની બાદશાહી લશ્કરી પાઠશાળામાં અભ્યાસ કર્યો. તે પરદેશી હતો તેથી બીજા છોકરાઓ તેને ખીજવતા ને તે ગરીબ છતાં મગરૂર હતો તેથી તે પોતે પણ અતડો ને અતડો રહેતો. સોળ વર્ષની ઉમરે તેણે તોપખાનાની રીજમીંટમાં લેફ્ટેનેન્ટની સનદ મેળવી અને ૧૭૮૯ માં તે કપ્તાનનો દરજ્જો ધરાવતો હતો, પણ કોઇ રીજમીંટના સંબંધમાં નહોતો. તે કોર્સિકામાં પેઓલીની સામા લડવા ગયો, પણ એને અંગ્રેજની કુમક હતી તેથી તેને પાછા ફ્રાંસ આવવાની જરૂર પડી. પછી તેને ટૂલોંના ઘેરાનેસારૂ તોપખાનાંનો અમલદાર કરી મોકલ્યો. તેના ઉપરીઓ તેના જે વિચારની સામા હતા તેજ વિચારપ્રમાણે તેણે કામ પાર પાડયું ને અંગ્રેજોને તે શહેર ખાલી કરવું પડયું. પછી તેને ઇટલીમાં બટાલિયનનો ઉપરી કરી મોકલ્યો ને ત્યાં તેણે કેટલાંક કામો કર્યાં. તેને હોલંડમાં તોપખાનાંની ટૂકડી સોંપવામાં આવેલી, પણ તેની પહેલાં તેણે ફ્રાંસમાં રાજસભાને કોપેલી પ્રજાના દ્વેષમાંથી ઉગારી હતી. એના બદલામાં તેને દેશની અંદર વ્યવસ્થા રાખવાસારૂ ઊભાં કરેલાં સૈન્યનો સરદાર બનાવવામાં આવ્યો હતો. એ સમા ઉપર ૧૭૯૬ ના માર્ચની ૯ મીએ તે જોસફેન નામે એક વિધવા સાથે પરણ્યો હતો. એ સ્ત્રીના વગથી તેને ૨૬ વર્ષની ઉમરે ઇટલીના સૈન્યની સરદારી મળી. એક મહિનાની અંદર તેણે ૭ મોટી જીત મેળવી, ઘણાક કિલ્લા સર કર્યા, પીંડમોંટનો ફળદ્રૂપ ભાગ તાબામાં આણ્યો, શત્રુના ૧૫૦૦૦ ને કેદી કીધા ને ૧૦૦૦૦ સંહાર્યા અથવા ઘાયલ કર્યા; સાર્ડિનિયાના રાજાનાં વધારે મોટાં લશ્કરનો નાશ કીધો, તેને કોલકરાર કરવાની ફરજ પાડી, અને પોતાના લશ્કરને લોમ્બર્ડિમાં જવાનો માર્ગ કરી આપ્યો. તેણે સામો તોપનો મારો છતાં લોદીના પૂલ ઉપર પોતાનું સૈન્ય દોર્યું ને તોપ ફોડનારાઓની પાસે જઇને તેમને જખમી કીધા. ક્રીમોના ને માંચ્યુઆની ફતેહ કરીને લોમ્બર્ડિ પ્રગણું પૂરૂં તાબે કીધું. તેણે તાબે કરેલાં સંસ્થાનો પાસેથી ઘણુંક નાણું લીધું ને જયની નિશાનીમાં કેટલીક સરસ વસ્તુઓ પારિસ મોકલી. આસ્ટ્રિઆના રાજાએ નેપોલિયનનાં લશ્કરથી બમણું લશ્કર મોકલી લડાઈ કરી પણ એ હાર્યું. વળી એક બીજું મોકલ્યું તે પણ હાર્યું—એમ ૭ વખત આસ્ટ્રિઆનું લશ્કર હાર્યું ને નેપોલિયન જીત્યો.

નેપોલિયન ઇટલીમાં ઘૂમતો હતો તેવામાં તેના એક શત્રુએ પારિસમાં પ્રજાસત્તારાજ્ય ઊઠું વાળી રાજાને બેસાડવાની તજવીજ ચલાવી હતી, પણ તે તરકટ ખુલ્લું પડી આવ્યું હતું ને પ્રજાસત્તારાજ્યના કારભારીઓનું પ્રબળ વધ્યું હતું. એઓ નેપોલિયનની કીર્તિની અદેખાઇ કરતા ને એ તેઓના સ્વતંત્રતાના તથા સમાનતાના વિચારને પ્રગટ રીતે હશી કહાડતો. તોપણ, ઇગ્લંડના ઉપર ચડાઇ કરવાને જે લશ્કર તૈયાર કરવામાં આવ્યું હતું તેનો તેને સેનાપતી બનાવ્યો હતો. પણ પછી ઇગ્લંડ ઉપર હલ્લો કરવાનું માંડી વાળી નેપોલિયને ઇજીપ્ટ ઉપર ચડાઇ કરવાનો વિચાર કીધો.

નેલ્સન પોતાનાં વહાણના કાફલા સાથે ટૂલોંના

બંદરમાં હતો, પણ ભારે તોફાન થવાથી તેનાં વહાણ ઘસડાઇ ગયાં હતાં. એ સંધિનો લાભ લેઈ નેપોલિયન ૨૫૦૦૦ હજાર લશ્કર વહાણમાં ચડાવી ઇજીપ્ટ ગયો ને તેણે અલેક્ઝાંડ્રિયા લીધું. પછી મામેલ્યૂક લોકનાં લશ્કરને હરાવી કેરો ને બીજાં શહેર તાબે કર્યાં, પણ તેટલામાં નેલ્સને આવી અબુકરના ઉપસાગરમાં ફ્રેંચ વહાણોના કાફલા ઉપર હલ્લો કીધો ને મોટી ફતેહ મેળવી. એથી નેપોલિયનને ફ્રાન્સ સાથે સંદેશાવહેવારનો માર્ગ બંધ થયો. તોપણ, તેણે સીરિયામાં ધસારો કર્યો ને જાફામાં મોટી કતલ કીધી. એકર આગળ લડાઈ થઈ ત્યાંથી તેને પાછું હઠવું પડયું ને પછી તેણે પાછા ઇજીપ્ટમાં આવી અબુકર આગળ તુર્ક લોકનું લશ્કર ઊતર્યું હતું તેના ઉપર ફતેહ મેળવી. પણ તેટલામાં તેને ફ્રાન્સથી સંદેશો આવ્યો ને તે નેલ્સનના વહાણની ચોકી ચૂકવીને ફ્રાન્સ જઈ પહોંચ્યો.

ફ્રાન્સમાં રાજ્ય મામલાની ખટપટમાં તે ભરાયો ને પાંચસેં જણની જે રાજસભા હતી તેમાંના પુરૂષોને તેણે બેયોનેટથી મારી નાંખવાની ધાસ્તી આપી કહાડી મૂક્યા. પછી તે પહેલો કોન્સલ એ પદ ધારણ કરી ફ્રેંચ રાજ્યનો મુખી સત્તાધારી થયો. તરતજ પછી તેણે ઇંગ્લંડ સાથે કોલકરાર કરવાની ભાંજગડ ચલાવી, પણ ઇંગ્લંડે માન્યું નહિ. નેપોલિયને લશ્કર ઊભું કરી તૈયારી કરવા માંડી. એ વાતની જાણ આસ્ટ્રિઆને થઈ કે તેણે ઈટલીમાંના ફ્રેંચ સરદારો ઉપર ઊઠાવણી કરી. નેપોલિયને પોતાના લશ્કર સાથે આલ્પ્સ પર્વત ઓળંગ્યો ને જાણે ઊંચેથી વાદળાંમાંથી પડતો હોયની તેવી રીતે તે આસ્ટ્રિઆનાં લશ્કર ઉપર તૂટી પડયો. મરેંગો આગળ લડાઈ થઈ ને તેમાં આસ્ટ્રિઅન લશ્કર પૂરૂં હાર્યું. નેપોલિયને પૂરી ફતેહ મેળવી.

એ જીત કરી તે પારિસ આવ્યો ને લોકે મોટી ઊલટથી તેનો સત્કાર કર્યો. પણ એક પાસથી રાજવંશીઓ ને બીજી પાસથી પ્રજાસત્તાને ઇચ્છનારા તેના દુશ્મન થયા હતા. નેપોલિયનનો ઘાટ ઘડી નાંખવાની પણ ગોઠવણો થઈ ચૂકી હતી, પણ તેમાંથી તે છટકી ગયો હતો. એવામાં વળી જ્યાં ત્યાં અંગ્રેજી લશ્કરે ફતેહ મેળવવા માંડી ને નેપોલિયનને કોલકરાર કરવાની ફરજ પડી. પછી કોલકરાર થયા પણ તેપ્રમાણે કોઈ વર્ત્યું નહિ. બ્રિટિશ લોકે કેટલાંક ફ્રેંચ સંસ્થાનો લીધાં ને નેપોલિયને હાનોવર તાબે કીધું. પછી તેને મારી નાંખવાના કામમાં જે સામિલ હતા તેમાંના ૧૯ ના તેણે શિરચ્છેદ કરાવ્યા ને બીજાઓને કેદ અથવા દેશનિકાલ કીધા.

૧૮૦૪ ના ડિસેંબરની ૨ જીએ તેણે મોટા ઠાઠથી ધર્મગુરૂ પોપ પાસે રાજ્યાભિષેક કરાવ્યો ને પછી ઇટલીમાં જઈ ૧૮૦૫ ના મેની ૨૫ મીએ લોંબર્ડ રાજાઓનો પ્રાચીન કાળનો લોઢાનો મૂગટ ધારણ કીધો. નેપોલિયને પોતાની સત્તા વધારી તેથી રૂશિઆ, સ્વીડન, આસ્ટ્રિઆ ને ઇંગ્લંડ એ ચાર રાજ્યોએ એકસંપ થઈ ફ્રાન્સનું બળ તોડવાનો ઉદ્યોગ આરંભ્યો. આસ્ટ્રિઆએ લડાઈ શરૂ કરી, પણ નેપોલિયને ધસારો કીધો. નેપોલિયને રાજનગર વીએના લીધું ને તે ત્યાંના બાદશાહી મહેલમાં રહ્યો. આસ્ટ્રિઆ તથા રૂશિઆ એઓએ લડાઈ જારી રાખી, પણ તેમાં આસ્ટ્રિઆને સલાહ કરવાની ફરજ પડી ને નેપોલિયને પોતાના લશ્કરી સરદારોને તથા રાજકારભારીઓને અમીરની પદવીઓ આપી. તેણે પોતાના ભાઈ લૂઇને હોલંડનો રાજા બનાવ્યો ને મ્યૂરાટને પણ રાજા કીધો. પોતે રૈનનાં સંસ્થાનોનો રક્ષક એવો ખિતાબ રાખ્યો કે જેથી તે પશ્ચિમ જર્મનીનો રાજા મનાવા લાગ્યો.

પ્રુશિઆના રાજાએ નેપોલિયનની સામા લડાઇ કીધી, પણ જીના આગળ તે હાર્યો. પછી તેણે રૂશિઆની મદદથી બીજી લડાઈ કરી તેમાં પણ તે હાર્યો. રૂશિઆનો મહારાજા ગભરાયો ને એણે ફ્રેંચના મહારાજા સાથે કોલકરાર કીધા.

સઘળા દુશ્મન રાજાઓને તાબે કરી નેપોલિયને ઇંગ્લંડનું માનખંડન કરવાનો નિશ્ચય કીધો. તેણે જાહેરનામાં કર્યાં કે કોઇ રાજાએ ઇંગ્લંડનાં કારખાનાંનો ને તેના સંસ્થાનનો માલ પોતાના રાજ્યમાં દાખલ કરવો નહિ. તેણે સ્પેન ને પોર્ટુગલમાં પણ પોતાનું રાજ્ય કરવાનું ઠેરવ્યું. તેના સરદાર જૂનોટે સ્પેનમાં ફરી વળી લિસ્બોન લીધું ને ત્યાંનું રાજકુટુંબ અંગ્રેજી વહાણમાં બેશી બ્રઝિલ જતું રહ્યું. નેપોલિયને પોતાના ભાઈ જોસેફને સ્પેનનું રાજ્ય આપ્યું. પણ પછવાડેથી અંગ્રેજી લશ્કરે ફ્રાન્સના લશ્કરને સ્પેનમાંથી કહાડયું. પછી નેપોલિયન પોતે ત્યાં લશ્કર લેઇ ગયો, પણ તેવામાં તેને આસ્ટ્રિઆ સાથે લડાઇ કરવા જવાસારૂ પાછું પારિસ આવવું પડયું. વળી નેપોલિયને આસ્ટ્રિઅનોને લડાઇમાં હરાવ્યા. જોસેફૈનને છોકરૂં ન થયેથી નેપોલિયને તેને તલાક આપી આસ્ટ્રિઆના રાજાની દીકરી મરાયા લુઈસા સાથે ધામધૂમથી લગ્ન કીધાં. તેટલામાં વળી તેને પોતાના ભાઇ લૂઇને હોલંડની ગાદી ઉપરથી ઊઠાડી મહેલવાની જરૂર પડી ને તેણે હોલંડનું રાજ્ય ફ્રાન્સ સાથે જોડી નાં-

ખ્યું સને ૧૮૧૧ માં મરાયા લુઇસાને દીકરો અવતર્યો ને એને નેપોલિયને રોમનો રાજા કરી થાપ્યો. પછી તેણે પોલંડના રાજ્યને સ્વતંત્ર કરવાનું ધાર્યું.

સને ૧૮૧૨ માં નેપોલિયન રૂશિઆ ઉપર ચડાઇ કરવા નીકળ્યો. કેટલીક લડાઇઓ કરી રૂશિઅનોને પાછા હઠાવ્યા. એઓ મોસ્કો શહેર બાળી નાંખીને દૂર થઇ ગયા. નેપોલિયને મોસ્કો લીધું, પણ ખોરાક ન મળવાથી તે ત્યાંથી પાછો વળ્યો. પાછા આવતાં તેનું લશ્કર બરફથી ને દુશ્મનોનાં લશ્કરથી બહુ બહુ હેરાન થયું ને નાશ પામ્યું, તોપણ નેપોલિયને પારિસ જઇ નવું લશ્કર ઊભું કીધું.

પણ તેટલે પ્રુશિઆ ફ્રાન્સની સત્તામાં ન રહેતાં સામે થયું; આસ્ટ્રિઆનો રાજા પણ જમાઈનો પક્ષ મૂકી ઇંગ્લંડ રૂશિઆને મળ્યો. લીપ્ઝિક આગળ લડાઈ થઈ તેમાં નેપોલિયનની હાર થઇ. તેના લશ્કરને જર્મનીમાંથી હાંકી મહેલવામાં આવ્યું; ડચલોકે પોતાના આગલા રાજાને ગાદીએ બેસાડચો; અને વેલિંગ્ટન ફ્રાન્સના ઉપર હુમલો કરવાને ટમટમી રહ્યો. ૧૮૧૪ ની જાનેવારીની ૧ લી તારીખે એકસંપી રાજ્યોએ રૂહૈન ઓળંગીને પારિસ તરફ આવવા માંડચું. નેપોલિયન ચારેપાસથી ઘેરાઈ ગયો. તેણે લડાઇ કીધી પણ તેમાં તેનું ફાવ્યું નહિ. એકસંપી રાજ્યોનું લશ્કર પારિસમાં આવ્યું ને ફ્રેંચલોકે નેપોલિયનને રાજગાદી ઉપરથી ઊઠાડી એલ્બે જઇ રહેવાનું ઠેરવ્યું ને લૂઇ અઢારમાને ફ્રાન્સની ગાદીએ બેસાડચો.

નેપોલિયન એલ્બે જઈ રહ્યો પણ ત્યાં તેને ગોઠચું નહિ. તે લાગ જોઈ ત્યાંથી નાઠો ને ફ્રાંસમાં આવ્યો. અહિં લશ્કરે તેને કબૂલ કર્યો ને અઢારમો લૂઈ નાઠો. સને ૧૮૧૫ ના માર્ચની ૨૦ મીએ નેપોલિયન પાછો ફ્રાન્સની રાજગાદીએ બેઠો.

પ્રુશિઅન તથા અંગ્રેજ લોકે લડાઈની તૈયારી કરી ને નેપોલિયને સામા જઇ બે ત્રણ લડાઈ જીતી પણ તેટલે વેલિંગ્ટને પોતાનું લશ્કર વાટર્લુ આગળ આણ્યું. તા૦ ૧૮ મી જૂને ભારે લડાઇ થઇ તેમાં નેપોલિયન પૂરેપૂરો હાર્યો. તેનાં ૭૫૦૦૦ લશ્કરમાંથી અરધું પણ સલામત ફ્રાંસ પહોંચ્યું નહિ.

નેપોલિયન હાર્યો માટે તેના ઉપરથી લોકની પ્રીતિ ઊઠી ગયેલી ને તેઓએ તેને રાજ્ય ઉપરથી હાથ ઊઠાવાનું કહ્યું. કંઇ ઈલાજ રહ્યો નથી એમ જોઈ તેણે રાજગાદી ઉપરથી હક્ક ઊઠાવ્યો. પછી તેણે અમેરિકા જઈ રહેવું ધાર્યું. પણ સંધિ મળી આવે તો ઝડપી લઉં એવી આશાએ તે થોડીક મુદ્દત લગી પારિસમાં રહ્યો પણ તેટલામાં તો અંગ્રેજી વહાણોએ તેને પકડવાને સંધાં બંદરો ઘેરી લીધાં. તે અમેરિકા જવાનેમાટે બેલરફોં નામે વહાણના કપ્તાનના ઉપર ભરોંસો રાખીને તે ઉપર ચઢ્યો પણ પછી તેને કેદી ગણવામાં આવ્યો હતો.

અંગ્રેજ રાજમંત્રીઓએ ને એકસંપી રાજ્યોએ ઠેરવ્યું કે યૂરોપની સ્વસ્થતાના ભંગ કરનારને જીવે ત્યાંલગી કેદ રાખવો, પણ તેને તેની યોગ્યતાપ્રમાણે સઘળા સુખભોગ આપવા. પછી તેને સેંટ હેલીના નામે ટાપુમાં રાખ્યો હતો. સને ૧૮૨૧ ના મે મહિનાની પાંચમી તારીખે તે ત્યાં મરણ પામ્યો.

સાધારણ સ્થિતિના પુરૂષનો છોકરો પોતાનું વતન છોડી ઉદ્યમને અર્થે પારિસ ગયો, ત્યાં જઈ લશ્કરી નિશાળમાં ભણ્યો, પછી લશ્કરી નોકરીમાં રહ્યો ને હોંશિયાર કહેવાયો એ જાણવામાં કંઈ નવલવિશેષ નથી. પણ તેણે પોતાની છવીશ વર્ષની ઉમરે ઇટલી ખાતેનાં લશ્કરનો સરદાર થઈ એક મહિનામાં પોતાનાં થોડાં લશ્કરથી ઘણાં મોટાં કેળવાયલાં ને અનુભવી સરદારોના ઉપરીપણાંવાળાં લશ્કરોને ઉપરા ઉપરી હરાવ્યાં—અસાધારણ મોટી જીત મેળવી એ જાણવાથી આપણે વિસ્મય પામીએ છીએ. તે ઈજીપ્ટ તાબે કરી ફ્રાન્સમાં આવ્યો ને ત્યાં રાજકાજસંબંધી રાજસભામાં નિપુણતા બતાવી અનેક ખટપટ કરી સામે થનારા પ્રજાસત્તારાજ્યના કારભારીઓની સભાને વિસર્જન કરી, ફ્રાન્સના રાજ્યનો વડો સત્તાધારી થયો—ત્રીસ વર્ષની ઉમરે અને પાંચ વર્ષ પછી તે ફ્રાન્સનાં બહુ મોટાં રાજ્યનો મહારાજા થયો એ તેનું મોટું અસાધારણ ને અદ્ભુત પુરૂષાર્થ છે એમ કોણ નહિ કહે? તેણે નવ વર્ષ રાજ્ય કર્યું તેમાં તેણે યૂરોપના એકસંપી થયેલાં શત્રુ રાજ્યોની સામા લડાઈઓ કીધી ને તેઓને હંફાવ્યાં, કેટલાંક રાજ્યને ફ્રાન્સ સાથે જોડ્યાં, પોતાનાં મોટાં રાજ્યની વહેંચણ કરી પારિસને જીતેલાં રાજ્યની સમૃદ્ધિથી શણગાર્યું, ફ્રેંચ લોકને માટે કાયદાનો સંગ્રહ તૈયાર કરાવ્યો એ તેની રાજારૂપે કારકીર્દી છે. બારેક મહિના પદભ્રષ્ટ રહ્યા પછી તે પાછો ફ્રાન્સની ગાદીએ બેઠો. તે પોતાનું રાજ્ય સ્થાયી રહે ને મરણ પછી તેના વારસને મળે એવી ગોઠવણ કરતો હતો ને શત્રુ રાજાઓ સાથે કોલકરાર કરી સમાધાની આણવાની તજવીજ કરતો હતો તેવામાં એકસંપી રાજ્યોએ ફ્રાન્સ ઉપર ચઢાઇ કીધી. નેપોલિયન લડચો, હાર્યો, ને નાઠો, પણ કેદી થયો ને પાંચ

વર્ષ ૧૦ મહિના ને ૨૦ દહાડા એકાંતવાસે રહી પોતાની ઉમરના પર મે વર્ષે મુઓ.

લશ્કરી સરદાર દાખલ તે, શિકંદર, પિહ્રસ, હાનિબલ, સિપિઓ, સીઝર એ સઘળા કરતાં વિશેષ બુદ્ધિમાન ને કીર્તિમાન છે. તે સાઠ લડાઇ લડ્યો—ઇંગ્લંડ, પ્રુશિઆ, રૂશિઆ, આસ્ટ્રિઆ, તુર્કસ્તાન એટલે યૂરોપનાં મહાબળિયાં ને એકસંપી રાજ્યો સામા તે જય પામ્યો. પ્રાચીનકાળમાં જેમ હાનિબલે પોતાના લશ્કરને દુર્ઘટ આલ્પ્સ પર્વતમાંથી ઇટાલીમાં ઉતાર્યું હતું તેમ નેપોલિયને પણ ઉતાર્યું હતું. તેને મોસ્કોથી આવતાં ટાઢ બરફ ને શત્રુના મારાથી મોટી હાનિ થઈ, તોપણ તે શત્રુના રાજ્યમાંથી લડતો લડતો પાછો આવ્યો ને પછી થોડી મુદ્દતમાં ૩,૫૦,૦૦૦ લશ્કર નવું ઊભું કરી પાછો લડવા નીકળ્યો. તેણે તે કાળમાં ચાલતી યુદ્ધની રીતિથી જુદીજ રીતિ ચલાવી ને અસાધારણ યુદ્ધકુશળતા દેખાડી. તેણે પ્રજાસત્તારાજ્યને ઊંધું વાળી પોતાને રાજા કહેવડાવી બળીઆં રાજ્યો સાથે કામ પાડી, ઇજીપ્ટ તાબે કરી હિંદુસ્તાન આવવું ધારી પ્રપંચી રાજકાજમાં પણ કુશળતા દેખાડી છે.

સત્તા મેળવવાની ઉત્કંઠા, મોટી મોટી જીત ને મોટાં મોટાં માનનું ઉત્તેજન એથી વશ થયેલાં લશ્કરરૂપી સાધન, ફ્રાન્સનાં રાજ્યની સ્થિતિ ને ફ્રેંચ લોકની સ્વભાવવૃત્તિ એરૂપી પ્રસંગ, પોતાની તરફની અસાધારણ બુદ્ધિ ને તેજપ્રમાણે વળી કર્મશક્તિ,—એ સૌ તેનામાં સામટાં મળ્યાં હતાં ને એથી તે મહાજય મેળવી શક્યો હતો.

જેમ જેમ તે ફાવતો તેમ તેમ તેનામાં લોભ વધતો અને જેમ જેમ લોભ વધતો તેમ તેમ તે મોટાં કામ કરી પોતાની ધારણા પાર પાડતો. મહાશક્તિ ને અતિ લોભ એ તેનામાં બહાર પડતાં દેખાયાં. મહાશક્તિએ તેને મહાપુરૂષ કરી થાપ્યો અને અતિ લોભે તેને અતિ સ્વાર્થી કરી નિંદાવ્યો ને શત્રુઓએ વિશેષે નિંદ્યો. તાત્કાળ સમજી જવું, તાત્કાળ નિશ્ચય કરવો ને તાત્કાળ કરવું એ શક્તિ તેનામાં હતી એવી કે ગોઠવણ ને કામ કરવામાં જરાએ ભૂલ ન કરતાં તે આબાદ ફતેહ મેળવતો. તેનામાં ધૈર્ય કરતાં સાહસ બહાર પડતું હતું—તે સાહસથીજ જીત મેળવતો—તે લશ્કરને આવો મારી પાછળ એમ કહી તોપના મારા સામા ધસતો. તે પોતાના કામમાં ઘણોજ કાબેલ ને સોનું લોહું વહાણ માણસસંબંધી સંધી વાતે વાકેફગાર હતો. તે પોતાના લશ્કરી સરદારોને પદવી આપી ઉત્તેજન આપતો. તેણે સાધારણ સોલજરમાંના સત્તરને તેઓનાં પરાક્રમ જોઇ રાજા માર્શલ, ડયૂક, જનરલ કરી થાપ્યા હતા. તે કહેતો કે ઘોળાઘોળ કરતાં એક નિશ્ચય કરી વર્ત્તવું તેજ ખરૂં ડહાપણ છે ને પછી તે પોતાના ઉદ્યોગમાં તનમનબળથી એકદમ મંડી પડતો. તે મોટો આગ્રહી ને ઉદ્યમી હતો. હવે તેના દોષવિષે—આસ્ટર્લિટ્ઝની લડાઇમાં હારેલા રૂશિઅન તથા આસ્ટ્રિઅન સોલજરો જેઓ પાણી બરફ થઈ ગયેલું એવા એક તળાવમાંથી જતા હતા તેઓને જોઈ નેપોલિયને પોતાનાં લશ્કરને હૂકમ આપ્યો કે બરફના ઉપર ગોળાનો વરસાદ ચલાવો. એમ કરેથી શત્રુના હજારો સોલજરો ડૂબી મુઆ હતા. તેણે હરકતો મટાડવાને કેટલેક પ્રસંગે હજારો કેદીને મારી નાંખ્યા હતા ને એક પ્રસંગે પોતાના સોલજરોમાં મરકી ચાલી ત્યારે તેઓને ઝેર દઈ મારી નાંખવાનો હૂકમ કર્યો હતો. તેણે અર્થ સાધવાને જોસેફીન સાથે લગ્ન કીધું ને અર્થ સાધવાને તેને છોડી મરાયા લુઇસા સાથે તે પરણ્યો. તે કહેતો કે પ્રેમ ને મૈત્રી જગતમાં છેજ નહિ, જ્યાંસૂધી મારી ચડતી છે ત્યાંસૂધી સૌ મારાં છે, એ હું જાણું છઉં. વળી તે કહેતો કે અર્થ ને ભય એ બેથી માણસ ચંચળ થાયછે (પ્રવૃત્તિમાં આવેછે), એ સંધું જોતાં નેપોલિયન મોટો જાલમ ને મોટો શઠ હતો—તેનામાં દયા ને વિવેક એ નહોતાં.

એક સાધારણ માણસ યોગની અનુકૂળતાએ અર્થવીર પુરૂષ થયો, પછી રણવીરરૂપે બુદ્ધિ કર્મ યોજી અનેક વિઘ્ન સંકટ કાપી મહાસમર્થ રાજાઓને જીતી એકચક્રી થયો. પણ જ્યારે ખીજવાયલા રાજાઓ એકસંપી થયા ને તેની પોતાની પ્રજા ચંચળવૃત્તિની ને માત્ર જયતૃષ્ણાજ રાખનારી હતી ત્યારે નેપોલિયને હાર્યા પછી સેંટ હેલીનામાં પણ વાસો કીધો. નેપોલિયનની શક્તિ ને તેનો લોભ, તેની જીત ને તેની હાર, તેની ચઢતી ને તેની પડતી એ સૌ લોકને શિક્ષણીય છે.

---

## ધર્મપ્રવર્ત્તક, તત્ત્વશોધક, શાસ્ત્રી, ઈ૦.

**બુદ્ધ—શાક્યમુનિ** ક્યારે જનમ્યો તે જાણ્યામાં નથી, પણ તેના મરણનેવિષે કહેવાયછે કે તે ઈ૦ સ૦ પૂ૦ ૫૪૩ અથવા ૪૭૭ વર્ષ ઉપર ગોરખપુરમાં કુશીના ગઢમાં થયું હતું. તે કપિલવસ્તુ નગરના શુ-

દ્ધોદન નામે રાજાનો પુત્ર હતો. તેણે પ્રથમ તો સંસારના ભોગવિલાસ કરી લીધા, પણ પછી વિરાગ ઉત્પન્ન થયેથી તેણે સાધુ થવાનો નિશ્ચય કર્યો. તેના પિતાએ તેના વિચાર ઉપર અંકોશ રાખવા માંડ્યો, પણ એક રાત્રિએ તે એક સેવકને લેઇને નગરબહાર ગયો ને ત્યાં તેણે સાધુનો વેશ લીધો ને તરવારવડે માથાના કેશ મૂંડી નાંખ્યા. પછી તેણે ઘણેક ઠેકાણે પ્રવાસ કર્યો, બ્રાહ્મણો સાથે વાદવિવાદ કરી પોતાનો સિદ્ધાંત પ્રગટ કર્યો ને ઘણાક લોકોએ તેનો બોધ સ્વીકાર્યો. રોગ તથા મૃત્યુનું કારણ જન્માંતર છે ને જન્માંતરનું કારણ અવિદ્યા છે માટે અવિદ્યા મટે તો પછી જરા, મૃત્યુ, સંકટ, દુઃખ નડેજ નહિ એવો તેનો બોધ હતો. કપિલ મુનિના સાંખ્યશાસ્ત્રના આધાર ઉપરથી તેણે પોતાના નવા સિદ્ધાંત ઊપજાવ્યા હતા. તે બ્રાહ્મણના વેદધર્મની ને તેઓના મહત્વ—શ્રેષ્ઠપણાની વિરૂદ્ધ ભાષણ કરી સઘળી જાતનાં પુરૂષસ્ત્રીને એક સરખો બોધ આપતો ને તે આ હતો કે દેહ કષ્ટ કરી મનના વિકાર જીતવાથી ને સત્કર્મ કરવાથી ઘણાંક જન્માંતર પછી નિર્વાણ મોક્ષ પ્રાપ્ત થશે. તેનો ધર્મ તેની હયાતીમાં તો ઝાઝો ફેલાયો નહોતો, પણ જ્યારે ઇ૦ સ૦ પૂ૦ ત્રીજા શૈકામાં અશોક રાજાએ તે ધર્મ સ્વીકાર્યો ત્યારે તે આખા હિંદુસ્તાનમાં ને સીલોન, ટિબેટ, ચીનમાં સંધે ફેલાયો હતો. હાલ હિંદુસ્તાનમાં બુદ્ધના ધર્મને માનનારા લોક નથી, પણ સીલોન, શિઆમ, આવા, પેગુ, બ્રહ્મદેશ, ચીન, ટિબેટ, તાતાર, મંગોલિઆ, સૈબીરિઆ એ મૂલકના લોક તે ધર્મને માનેછે ને દુનિયામાં એક અબજ માણસ છે એવો અડસટો નીકળ્યો છે તેમાં બુદ્ધ ધર્મ માનનારની સંખ્યા ૩૫ કરોડની ગણાય છે. જેના ધર્મબોધે બ્રાહ્મણના આગ્રહવાળા ધર્મને તોડ્યો ને એટલા બધા લોકનાં મન ઉપર સત્તા ચલાવી તે મૂળપુરૂષ પોતાના મહાવિજયવડે સદા સ્મરણીય છેજ.

**જરતોશ્ત,** એ શુમારે ઇ૦ સ૦ પૂ૦ ૫૨૦ માં તહેરાનની પાસે રએ શહેરમાં જન્મ્યો હતો. ઈરાનમાં માજી નામના ધર્મમતવાદીઓ જે લોકને અનેક પાખંડનો બોધ આપતા તેઓએ રાજ્યમાં પણ મોટી સત્તા મેળવી હતી. જરતોશ્તે પોતાના ધર્મશાસ્ત્રમાં પૂરૂં જ્ઞાન મેળવીને લોક સાથે વાદ ચલાવ્યો અને મૂર્ત્તિપૂજા તથા જાદુ વગેરે વહેમોની સામે થઇ એક, નિરંજન ઈશ્વરનો ને સદાચારનો ઉપદેશ કીધો. તેને ઘણાક શત્રુ થયા, પણ તે બોધ કરતો બંધ પડ્યો નહિ; તેણે બલ્ખમાં જઈ કેટલાએકને પોતાના મતના કીધા. ઈરાનના રાજા ગુસતાસ્પે મોટી સભા ભરી સઘળા ધર્મમતવાદીઓને એકઠા કર્યા ને જરતોશ્તને પણ બોલાવ્યો. એણે તકરારમાં સૌને હરાવ્યા. પણ પછી કેટલાએકના ભંભેરવાથી ગુસ્તાસ્પે તેને કેદ કીધો. એવું બન્યું કે તે રાજા કોઇ વાતે પીડિત થયો ને ઘણા ઉપાય કીધા પણ તેને કરાર વળ્યો નહિ. જરતોશ્તે કહેવડાવ્યું કે તમે ને દેશના લોક મારો ધર્મ કબૂલ કરો તો હું તમને સારા કરૂં. ગુસ્તાસ્પે કબૂલ કીધું ને જરતોશ્તે તેના મનનું સમાધાન કરી તેની પીડા મટાડી. એ રીતે જરતોશ્તે ચાળીસ વર્ષની વયે પોતાના દેશીઓને નવો ધર્મ આપ્યો. તે સિત્તોતેર વર્ષની વયે એક શત્રુ રાજાની તરવારના ઘાથી મરણ પામ્યો હતો.

**જીજસ ક્રૈસ્ટ,** એ જૂડિયાના જરૂસલેમ નગરની અગ્નિકોણમાં ૬ મૈલ ઉપર બેથલેહેમ ગામમાં ૨૫ મી ડિસેમ્બરે જન્મ્યો હતો. એની મા મેરી—મરિયમ કુમારીનો વિવાહ જોસેફ સાથે થયો હતો, પણ તેટલામાં જીજસનો જન્મ થયો તેથી જોસેફ વંકાયો હતો, પણ પછી એણે તેની સાથે સંસાર માંડ્યો હતો ને જીજસને ઉછેરી મોટો કીધો હતો. હેરોડ રાજાના ત્રાસથી જોસેફ તથા મરિયમ જીજસને લેઇને ઇજીપ્ટ જઈ રહ્યાં હતાં. તે હેરોડના મરણ પછી પાછાં સ્વદેશમાં આવ્યાં હતાં. જોસેફ સૂતારનો ધંધો કરતો હતો; ને જીજસ પણ તે કામમાં દાખલ થયો હતો. તોપણ તેનું મન સદા ધર્મસંબંધી વાતોમાં બહુ ગુંથાયલું રહેતું. તેણે પોતાના દેશના વિદ્વાનો તથા ધર્મ વિષય જાણનારા પુરૂષો સાથે વાદવિવાદ કરવામાં ઘણાંક વર્ષ ગાળ્યાં. પછી ત્રીસમે વર્ષે તેણે નવા ધર્મનો ઉપદેશ કરવા માંડ્યો. શત્રુઓ સામા થયા તેમાં તેના ગામના લોકે તેના ઉપર જૂલમ ગુજારવાની આગેવાની કરી. તેઓના નગરમાંથી ખશી જઈને તેણે કાપરનોમમાં પોતાનું રહેવાનું રાખ્યું ને અહિંથી તે આસપાસનાં શહેરોમાં જઈ લોકને ઉપદેશ કરતો ને શિષ્યોની સંખ્યા વધારતો. પણ પછી તેના શત્રુ વધ્યા ને તેઓનાં કારસ્તાનથી તેણે બહુ બહુ સહન કીધું. અંતે તેઓએ તેના ઉપર ખોટાં તહોમત મૂકી તેને અપરાધી ઠરાવ્યો ને તેનો શિરચ્છેદ કરાવ્યો. (ઈ૦ સ૦ ૩૩).

ક્રૈસ્ટે અનેક દુઃખ વેઠ્યાં—કમોત હોર્યું પણ ઈશ્વર ઉપરથી આસ્થા ન ઊઠાડી ને સત્યને ન મૂક્યું. તે પાપને સદા નિર્ભયપણે ધિક્કારતો ને પાપીઓને માટે અંતઃકરણથી દયાભાવે ક્ષમા ઇચ્છતો. તે કેવળ નિ-

લોભ, ને પરાર્થી ને પરમાર્થી હતો. એ પુરૂષે જે દેશમાં નવો ધર્મ ચલાવ્યો તે દેશ વિદ્યા કે વેપાર કે રાજ્યસંબંધી સત્તા ધરાવનારો નહોતો, તે પોતે સંસારી ઉત્તમ સ્થિતિમાં નહોતો. તેમ તેના શિષ્યો વિદ્વાન નહોતા, પણ અજ્ઞ ને રંક માછીઓ હતા. એમ છતાં તે તેનો બાંધેલો ધર્મ ચોથા શૈકામાં જગપ્રસિદ્ધ રોમના બહોળા રાજ્યનો રાજમાન્ય ધર્મ થયો હતો અને આજકાલ દુનિયામાં તે ધર્મને માનનારા પચીસ કરોડ લોક હશે. એ જોતાં જીજસના ધર્મનો અદ્‌ભુત વિજય કીર્ત્તનીય છે.

**શંકરાચાર્ય,** એ મહાપુરૂષ ઇ૦ સ૦ ના ૮ મા કે નવમા શૈકામાં હતો. કેરલ દેશમાં વૃષ પર્વતની પાસે પૂર્ણા નદીને તીરે કાલટિકા નામે ગામના શિવગુરૂ નામના બ્રાહ્મણનો દીકરો હતો. તેણે વેદશાસ્ત્રનો અભ્યાસ કરી સંન્યસ્ત દીક્ષા લેઈ દેશાટન કરી અનેક ધર્મમતના પંડિતોને જીત્યા હતા અને રાજાઓને તથા લોકને વેદાંતજ્ઞાનનો બોધ આપ્યો હતો ને લોકમાં શિવપૂજનનો મહિમા વધાર્યો હતો. તેણે દ્વારિકામાં, જગન્નાથમાં, બદ્રિકેદારમાં, કાશીમાં, શૃંગેરીમાં ઈત્યાદિ ઠેકાણે ઉપદેશનેમાટે મઠ થાપ્યા હતા. જે વિદ્વાન બ્રાહ્મણોએ વેદધર્મથી ઊલટા જે અનેક ધર્મ ચાલતા તેઓનું ખંડન કરી પોતાનો સનાતન ધર્મ પાછો લોકમાં પ્રવર્ત્તાવ્યો તેઓમાં છેલ્લો ને સમર્થ શંકરાચાર્ય હતો. શંકરે દશ ઉપનિષદ્ ઉપર ભાષ્ય રચ્યાં છે ને બીજા પણ કેટલાક નાના મોટા ગ્રંથ કર્યા છે.

**માર્ટિન લ્યૂથર,** એ સાકસનીમાં ઇસલબેનમાં સને ૧૪૮૩ ની ૧૦ મી નવંબરે જન્મ્યો હતો. ૧૫૦૧ માં એરફર્ટની પાઠશાળામાં દાખલ થઇ તેણે ન્યાય તથા તત્ત્વશાસ્ત્રનો અભ્યાસ કીધો. વીસ વર્ષની વયે તેણે માસ્ટરની પદવી મેળવી ને પછી માબાપની ઇચ્છાપ્રમાણે કાયદાનો અભ્યાસ કરવા માંડ્યો. તેનો એક મિત્ર પવનના તોફાનમાં મરણ પામ્યો તે ઉપરથી તેને વિરાગ ઉત્પન્ન થયો ને તે ઓગસ્ટિનિઅન સાધુઓના એક મઠમાં જઈ રહ્યો. અહિં તે ઘણોક વિદ્યાભ્યાસ કરી વિદ્વાનમાં ખપ્યો ને બૈબલ–ધર્મપુસ્તક જોયું ત્યારથી તે તેનો અભ્યાસ ખંતથી કરવા લાગ્યો. પછી સાકસનીના ઈલેક્ટર ફ્રેડરિકે પોતાની સ્થાપેલી નવી પાઠશાળામાં તેને તત્ત્વજ્ઞાન તથા ઈશ્વરજ્ઞાન શીખવવાને પ્રોફેસર ઠેરવ્યો.

સને ૧૫૧૭ માં રોમનો પોપ ધર્મગુરૂ લીઓ દશમો એણે પોતાના ધર્મના લોકને પાપથી મુક્ત કરવાને 'ક્ષમા પત્રિકાઓ' વેચવા માંડી હતી. લ્યૂથર સામો થયો. તેણે તકરારથી સાબીત કરી આપ્યું કે ધર્મગુરૂને નાણું આપેથી પાપથી મુક્ત થવાતુંજ નથી; પાપથી મુક્ત થવાનેમાટે બૈબલમાં જે ઉપાયો કહ્યા છે તેજ ખરા છે. ભારે ચર્ચા ચાલી ને લીઓએ તેને બહુ સપડાવ્યો, પણ તેણે પોતાનો આગ્રહ ન મૂક્યો. સને ૧૫૨૧ ના માર્ચમાં વરમ શહેરમાં રાજસભા ભરાવાની હતી તેમાં તેને હાજર રહેવાનો હૂકમ થયો. તેના મિત્રોએ ત્યાં જવાની ના કહી, પણ લ્યૂથરે તેઓને ઉત્તર વાળ્યો કે જ્યારે મને કાયદાને વચમાં રાખી બોલાવ્યો છે ત્યારે મારે ત્યાં જવુંજ જોઈએ, પછી ઘરેના ઉપર જેટલાં નળિયાં છે તેટલા દુશ્મનો એકઠા થઇ મારા ઉપર ઊતરી પડશે તોપણ હું તેઓની દરકાર રાખનાર નથી. પછી તે સભામાં ગયો. કેટલાક રાજાઓએ તેનો સત્કાર કર્યો. તે સભામાં કેટલાકનો વિચાર એવો હતો કે લ્યૂથર પોતાનો મમત ન મૂકે તો તેને ગરદન મારવો. એટલું છતાં તેણે નિર્ભયપણે કહ્યું કે હું અપરાધી નથી, મારૂં મત સાચું છે તે હું હરગીસ મૂકવાનો નથી.

થોડા દહાડા પછી તેને જર્મનીના મહારાજા ચાર્લ્સે પાખંડી ઠેરવી પતિતમાં ગણ્યો, ને પકડી આણવાસારૂ માણસોને મોકલ્યાં. સાકસનીના ઇલેક્ટરે તેને પોતાના કિલ્લામાં રાખી તેનું સંરક્ષણ કર્યું. જ્યારે તેના મતના લોક ઉપર સખ્તી કરવી સરકારે બંધ રાખી ત્યારે તે છતો પડ્યો. બૈબલનું જર્મન ભાષામાં ભાષાંતર કરવા માંડ્યું હતું તે ૧૫૨૨ માં પૂરૂં કર્યું ને સૌ લોક હોંસ ઉમંગથી તે વાંચવા લાગ્યા. સને ૧૫૨૪ સૂધી તેણે રોમના ધર્મગુરૂના મતની સામા અનેક વિષયનાં લખાણ કર્યાં કીધાં. રોમના ધર્મગુરૂ ક્લેમેંટ સાતમો એણે એક બંધા પુરૂષને ઊભો કરી જાહેર સભામાં લ્યૂથરને તેડાવી તેને અપરાધી ઠેરવવાનો વિચાર કીધો, પણ એમાં તે ફાવ્યો નહિ. લ્યૂથર મઠમાં રહેનારો સાધુ થયો હતો તોપણ પછવાડેથી તેણે લગ્ન કર્યાં હતાં ને તેથી તેના મિત્રો પણ શત્રુ થયા હતા.

સને ૧૫૨૬ માં સાકસનીનો ઈલેક્ટર મરણ પામ્યો. પણ તેથી કંઈ લ્યૂથરના મતને ધોકો લાગ્યો નહિ. સને ૧૫૨૯ માં જર્મનીના કેટલાક સંસ્થાની રાજાઓએ એકઠા મળી પોપના ધર્મમતની સામા કેટલાક રદિયા મોકલ્યા ને તેઓ લ્યૂથરના મતને જરૂર માનનારા થયા. એ ઉપરથી તેઓ પ્રોટેસ્ટંટ ક્રિશ્ચિયન કહેવાયા. સને ૧૫૪૬ માં લ્યૂથર પોતાની ૬૩ વર્ષની વયે પોતાનાજ શહેરમાં મરણ પામ્યો.

લ્યૂથરે સત્યનેમાટે પોતાનો મત ન મૂક્યો, શત્રુઓની સામા નિર્ભયપણે રહી તેઓના વાદનું ખંડન ને પોતાના મતનું મંડન કીધું. પોતાના મતના પ્રસારને માટે અથાક શ્રમ લીધો. કહેણી તેવી રહેણી રાખી અને એ સંધું તેણે સમર્થ રાજ્યનું ને ધર્મગુરૂનું ને જનમતનું ભય છતાં કીધું એ તેના સદ્ગુણના મોટા ને શીખામણ લેવા જેવા જસ છે.

**સોક્રેટીસ,** એ તત્વજ્ઞાની તથા શાસ્ત્રી ઈ૦ સ૦ પૂ૦ ૪૬૯ માં આથેન્સની પાસેના એક ગામમાં જન્મ્યો હતો. એનો બાપ મૂર્ત્તિ પૂતળાં બનાવનાર–કોતરનારો હતો, ને સોક્રેટીસ પણ તેજ ધંધો કરતો. ગરીબીને લીધે તેનાથી વિદ્યાભ્યાસ થઈ શકતો નહિ, તોપણ તે વિદ્વાનનાં સંભાષણ ને વાદવિવાદ ખંતથી સાંભળતો ને પોતાના જ્ઞાનમાં વધારો કરતો. ક્રેટસ નામના શ્રીમંતે તેની વિચક્ષણતા જોઈ તેના વિદ્યાભ્યાસને માટે થોડી ઘણી અનુકૂળતા કરી આપી ને સોક્રેટીસે પોતાનો ધંધો છોડી દેઈ આથેન્સના પંડિત–શાસ્ત્રીઓની સંગતિમાં રહી ઘણું ઘણું જ્ઞાન મેળવ્યું.

પછી તેણે નગરમાં ઠામ ઠામ ઈશ્વર ધર્મનીતિ વિષયસંબંધી વાતો કરવા માંડી. કેટલાક ધૂર્ત પંડિતો લોકને આડું અવળું સમજાવતા તેઓની સામા તે ચતુરાઇથી એવા તો દાખલા આપતો કે તેઓ બોલતા બંધ થઇ જતા. તે લોકના સઘળા વર્ગમાં ફરતો ને તેઓમાં હળીમળી જઇ વાતો કરતો ને વાતો કરવામાં તે ધર્મ અધર્મ, ન્યાય અન્યાય, પુણ્ય પાપ, ઊંચકર્મ નીચકર્મ, કાયરપણું ને શૂરાપણું, રાજ્ય, પ્રજા રાજ્ય, રાજકારભારી, ઇત્યાદિ વિષયની ચર્ચા કરતો.

આથેન્સના રાજ્યના ધારાપ્રમાણે તેણે લશ્કરમાં પણ કામ કીધું હતું ને યોદ્ધા દાખલ મોટું માન મેળવ્યું હતું. પ્રથમ તે ૩૮ વર્ષની ઉમરે ને બીજીવાર ૪૬ વર્ષની ઉમરે લડાઇમાં ગયો હતો. એ લડાઇના પ્રસંગ ને બીજા બેએક તે સિવાય તે પોતાની જીંદગીમાં આથેન્સની બહાર ગયોજ નહોતો. તેણે પોતાનો જન્મારો ગરીબીમાંજ કહાડ્યો હતો–તે પોતાને પેટ જેટલું મળતું તેમાં સંતોષી રહેતો; વળી તે સંસારી હતો; ને તેની સ્ત્રી તામસી ને વઢકણી હતી ને તેને બહુ દુઃખ દેતી એમ કહેવાય છે. સોક્રેટીસ સંધું સહન કરતો, પણ કોઇ દહાડો પોતાની સ્ત્રીનો દોષ કહાડતો નહિ; તે સ્ત્રીનું ઉપરાણું લેઈ દીકરાને શીખામણ દેતો. કેટલેક વર્ષે તેજ સ્ત્રી પોતાના ધણી સાથે પ્રેમ ઉમળકાથી વર્ત્તતી થઈ હતી.

ઈ૦ સ૦ પૂ૦ ૪૦૬ માં તે પાંચસેં જનની રાજસભામાંનો એક હતો ને છ સરદારોને દેહાંત શિક્ષા કરવાનો વિચાર ચાલતો હતો તે પ્રસંગે તેણે લોકના દ્વેષનો ભય ન રાખતાં દેહાંતશિક્ષા ન કરવાનું મત આપ્યું હતું. ઇ૦ સ૦ પૂ૦ ૪૦૪ માં જ્યારે આથેન્સમાં ૩૦ જણના કારભારથી રાજ્ય ચાલતું ત્યારે તેઓએ દ્વેષથી એક જણને પકડી આણવાનો હુકમ કર્યો હતો તે પ્રસંગે પણ સોક્રેટીસ નિર્ભયપણે સામો થયો હતો. એ ત્રીસ કારભારીઓમાં કેટલાક સોક્રેટીસના કટ્ટા દુશ્મન થયા હતા ને એઓએ તેના ઉપર અપરાધ મૂક્યો કે સોક્રેટીસ નગરના છોકરાઓને અનીતિનો બોધ કરી બગાડે છે ને રાજ્યમાં મનાતા દેવતાઓને નિંદી નવા દેવતાઓને પૂજવાનું કહેછે. સોક્રેટીસે પોતાની તરફથી જે કહેવાનું હતું તે સંધું નિર્ભયપણે કહ્યું. પછી મત લેવાયાં તેમાં તેને શિક્ષા ન કરવાવિષે ૨૭૫ મત આવ્યાં ને કરવાવિષે ૨૮૧ આવ્યાં. તેના શિષ્યો ક્રેટેન ને પ્લેટો એઓએ મોટો દંડ ભરવો કબૂલ કર્યો, પણ દ્વેષી લોકે ને લાંચિયા ઇનસાફદારોએ તે માન્યું નહિ ને સોક્રેટીસને દેહાંત શિક્ષા કરી. તેણે મોટા ધૈર્યથી ઠરાવ સાંભળ્યો ને પછી દરબારમાંથી ઊઠતી વેળા તે બોલ્યો કે અસત્ય ન્યાયથી મને શિક્ષા કરવામાં આવેછે તો તેમાં મારૂં કંઇજ અપમાન નથી, શિક્ષા ઠેરવનારને લજવાવાનું છે; કેમકે હું સારીપેઠે જાણું છઉં કે કોઇને મારાથી નુકસાન થયું નથી, મારા બોધથી કોઇ બગડ્યું નથી, પણ જેઓ મારી સાથે વાતો કરતા તે સૌને મેં નાણું અથવા બક્ષિસ લીધાવિના મારી શક્તિપ્રમાણે વધારે ડાહ્યા ને સારા કર્યા છે–ભૂતકાળે સાક્ષી આપી છે ને ભવિષ્યકાળ આપશેજ. પછી તે હસતે મોઢે ચાલતો થયો ને મિત્રો જે દિલગીર થયા હતા તેમનાં મનનું સમાધાન કરવા લાગ્યો. પછી તેણે મહિનો એક, કેદખાનામાં રહી ઝેરનો પ્યાલો પીધો. (ઇ૦ સ૦ પૂ૦ ૩૯૯ માં).

સોક્રેટીસ કેવળ સાધુ પુરૂષ હતો. તેણે પોતાની જીંદગી પોતાના દેશીઓને અધર્મ અન્યાયમાંથી કહાડવાને ઠામ ઠામ ઉપદેશ કરવામાં ગુજારી. તેને સૌ ડાહ્યો જ્ઞાની કહેતા, પણ તે કહેતો કે હું કંઈજ જાણતો નથી. તમે તમારાં મનને—અંતઃકરણને પૂછી માનવું હોય તે માનજો ને વિચાર કર્યાવિના કોઈનું મનાવેલું માનશો નહિ. એવા પુરૂષને પણ શત્રુ ને એવા પુરૂષને પણ કમોત! પણ શત્રુના વૃંદમાં પણ ખરા સાધુએ પોતાની વૃત્તિ છોડી નહિ ને

કમોતે મરવું પણ કબૂલ કર્યું એ તેનો યશ છે ને એથીજ તેના સદ્ગુણ સર્વકાળના લોકમાં વખણાઈને દૃષ્ટાંતરૂપ મનાય છે.

**પ્લેટો,** એ ગ્રીકે પોતાના ગુરૂ સોક્રેટીસના મરણ પછી દેશાટન કીધું અને ભૂમિતિ તથા ખગોળવિદ્યાનો અભ્યાસ કર્યો ને પિથાગોરાસ તત્ત્વશાસ્ત્રીના સિદ્ધાંત જાણી લીધા. તેણે હિંદુસ્તાનમાં આવવાનો વિચાર કીધો હતો, પણ તે વેળા એશિયામાં લડાઈઓ ચાલતી તેથી માંડી વાળ્યું હતું. જ્યારે તેણે સિસિલીના રાજાની આગળ સદ્ગુણ તથા સદ્ધર્મવિષે ભાષણ કર્યું ત્યારે તે રાજાએ ક્રોધે ભરાઈ તેને દેશમાંથી જતા રહેવાને કહ્યું. જે વહાણમાં તે બેઠો હતો તેના તંડેલને રાજાએ કહેલું કે તું તેને મારી નાંખજે અથવા ગુલામ દાખલ વેચજે, પણ તંડેલે તેને મારી તો ન નાંખ્યો પણ ગુલામ દાખલ વેચ્યો. ત્યાંથી એક વિદ્વાને નાણું આપી તેનો છૂટકારો કરાવ્યો હતો. પછી તેણે આથેન્સમાં આવી થોડીક જગા વેચાતી લેઈ શાળા કહાડી ને ત્યાંજ તે મરતાં લગી રહ્યો. તે ઈ૦ સ૦ પૂ૦ ૪૨૮ માં આથેન્સમાં (કેટલાક કહેછે કે તેની પડોસના એજીના એ ટાપુમાં) જન્મ્યો હતો ને સોક્રેટીસ ૪૦૦ માં મુઓ ત્યાર પછી તેણે ૧૨ વર્ષ દેશાટન કર્યું હતું ને પછી ૪૦ વર્ષ આથેન્સમાં રહી પોતાની ૮૧ વર્ષની વયે તે મરણ પામ્યો હતો. તેણે ધર્મનીતિ, રાજ્યમોક્ષ, ઇત્યાદિ વિષયસંબંધી સમર્થ પુસ્તકો લખ્યાં છે ને ગદ્ય ભાષામાં લખ્યાં છે તોપણ તેની શૈલી કવિતારૂપ છે.

હિંદુસ્તાનમાં વેદની સત્તા માન્ય રાખી વ્યાસે વેદાન્તશાસ્ત્ર ને ગોતમે ન્યાયશાસ્ત્ર રચી તત્ત્વશોધનમાં સિદ્ધાંત દેખાડ્યા છે અને ગ્રીસમાં પ્લેટોએ વસ્તુ—બનાવોના અવલોકન ઉપરથી સંબંધીભાવને વિવિક્ત કરી સામાન્ય માનસિક મૂર્ત્તિઓ, બહુવ્યાપ્ત પ્રમિત વચનો અને સર્વમાન્ય નિયમો એઓનું શોધન કરી સિદ્ધાંત જણાવ્યા છે.

તે કહેછે કે નિત્ય ને સ્વયંભૂ તે શું છે? જે નિત્ય હોય તે સદાકાળ તેવું ને તેવુંજ હોવું જોઇએ; સંસારમાં જોઈએ છૈએ તો ઉત્પત્તિ, સ્થિતિ, લય એમ થયાંજ કરેછે; ને ઉત્પત્તિને તો કારણ જોઇએ; માટે જેનાં રૂપાન્તર થયાં કરેછે તેને પોતાનું ખરૂં અસ્તિત્વ નથી. કોઇ અનાદિ સિદ્ધકારણ—સર્વ વસ્તુનો કર્ત્તા પિતા જે સૌનું સારૂં કરનાર, સર્વજ્ઞ ને સર્વશક્તિમાન છે તેનાથીજ જગત્ ઉત્પન્ન થવું જોઇએ. એ અનાદ્યંત પિતાએ પોતાના વિચારોમાં એક નમૂનો ધારી આ જગત્ બનાવ્યું છે ને આત્માવિના કોઈ પણ વસ્તુ પૂર્ણ સુંદર નથી એમ વિચારી તેણે જગતને સજીવ કર્યું છે—તેના સઘળા જડ અવયવોને ઈશ્વરી ચૈતન્યથી સતેજ કર્યા છે. આત્મા દેહથી જુદો છે, અમર છે ને ઈશ્વરે પોતાનું જે ચૈતન્ય સકળ જડમાં વ્યાપ્ત કરી રાખ્યું છે તેનો અંશ છે એમ તે સમજતો. તે કહેતો કે માણસનામાં ત્રણ આત્મા છે–એક અમર જે શરીર પડ્યા પછી પણ રહેછે તે, ને બીજો માનસિક એટલે મનશક્તિયો જે પશુઓમાં પણ થોડી ઘણી હોયછે તે અને ત્રીજો મૃત્યુપાત્ર જે ઉદ્ભિજ ને પશુપક્ષ્યાદિમાં પણ હોયછે. નીતિવિષયમાં તે પોતાના ગુરૂ સોક્રેટીસની પેઠે પરિમિત ને શુદ્ધ આચરણ રાખવું, ન્યાયથી વર્ત્તવું ને રાજ્યના કાયદાને તાબે રહેવું એવો ઉપદેશ આપતો. તેણે સ્ત્રીવિષયમાં છટેલ થયેલા પોતાના દેશીઓને સુધારવાનેમાટે સૌંદર્ય ને પ્રેમવિષે વિચારો જણાવ્યા છે–તે કહેછે કે ખૂબસુરતી ચહેરામાં નથી પણ તે (ખૂબસુરતી) આપણા સુંદર આત્માનું સામા ચહેરામાં પ્રતિબિંબ છે; સદ્ગુણ વૃત્તિથી તેને સંભાળી રાખવું જોઇએ ને જેઓ તેનાજ ધ્યાનમાં રહેવાને ઇચ્છતા હોય તેઓએ પોતાના પ્રિય વિષયને દોષ રહિત કરી ગુણથી પરિપૂર્ણ કરવાનો શ્રમ લેવામાં આનંદ માનવો જોઇએ કે જેથી સદાકાળ નીભે તેવો સ્નેહ બંધાય. પદાર્થવિજ્ઞાનમાં પરમાણુ શાસ્ત્રને માનતો.

જેમ શિકંદર ને સીઝર રણવિજયી મહાપુરૂષો હતા તેમ તત્ત્વશાસ્ત્ર વિષયમાં પ્લેટો ને આરિસ્ટોટલ એ બે મોટા આચાર્ય મનાયા છે.

**આરિસ્ટોટલ**—એ માસીડનની સરહદ ઉપરના સ્ટાજિરા નામે ગામમાં ઈ૦ સ૦ પૂ૦ ૩૮૩ માં જન્મ્યો હતો. તેનો બાપ માસીડનના રાજાના વૈદ્યોમાંનો એક હતો. આરિસ્ટોટલ સત્તર વર્ષની વયે પ્લેટોની આકેડેમી–શાળામાં દાખલ થયો. પ્લેટો તેને "શાળાની બુદ્ધિ" કહેતો. તેણે વીસ વર્ષ અભ્યાસ કરી ૩૪૭ માં પ્લેટો મુઆ પછી આથેન્સ છોડ્યું. પછી તે પોતાનો ગુરૂભાઇ જે મીસીઆનાં બે નગરનો રાજા થયો હતો તેની પાસે જઈ રહ્યો, પણ જ્યારે તે રાજાને ઈરાની સરદારોએ પકડી ફાંશી દીધો ત્યારે આરિસ્ટોટલ ત્યાંથી નાશી લિસ્બોસના ટાપુમાં મીટીલીનીમાં જઈ રહ્યો. અહિં તેની સ્ત્રી એક બાળક છોકરી મૂકીને મરણ પામી. ૩૪૨ માં તે માસીડનના રાજાના તેડાવવા ઉપરથી શિકંદરના અભ્યાસનું ઉપરીપણું રાખવાને ત્યાં ગયો. તે સાત

વર્ષ માસીડનમાં રહ્યો ને જ્યારે ૩૩૫ માં શિકંદર ગાદીએ બેઠો ત્યારે તે પાછો એથેન્સમાં આવી રહ્યો. અહિં તેણે શાળા કહાડીને પછી તેર વર્ષ લગી ભાપણો આપ્યાં. તે દરરોજ સવારે ને પાછલે પહોરે ભાષણો આપતો-સવારે માનસશાસ્ત્ર, ન્યાયશાસ્ત્ર ને પદાર્થવિજ્ઞાન ઉપર અને પાછલે પહોરે અલંકારશાસ્ત્ર, રાજનીતિ ને બીજા પરચૂરણ વિષય ઉપર;-એ તેર વર્ષમાં તેણે ઘણાંએક પુસ્તકો લખ્યાં. શિકંદરે તેનેમાટે દેશદેશની નવીન વસ્તુઓનો ને પશુપક્ષ્યાદિ પ્રાણીઓનો સંગ્રહ કરાવ્યો હતો ને એ સહાયતાવડે આરિસ્ટોટલે પ્રાણીઓનો સ્વર્ગ ઇતિહાસ લખ્યો છે. શિકંદરના મરણ પછી આથેન્સના લોકને તેનેવિષે શક ઉત્પન્ન થયો કે તે માસીડનના રાજ્યનો પક્ષકાર છે, પણ એ તોહમત મૂકવું સહેલું નહોતું તેથી તેઓએ તેના ઉપર ધર્મવિરૂદ્ધ આચરણ કર્યાનું તોહમત મૂક્યું. પણ તે બાબતની સરકારમાં તપાસ ચાલવાની હતી તેટલામાં ૩૨૨ ના આરંભમાં તે આથેન્સ છોડી યૂબોઈઆમાં કાલ્સિસ છે ત્યાં જઇ રહ્યો-ને તેજ વર્ષમાં તે ૬૩ વર્ષની ઉમરે મરણ પામ્યો.

જેમ હિંદુસ્થાનમાં કપિલે સાંખ્યશાસ્ત્ર ને કણાદે પરમાણુશાસ્ત્ર રચી સિદ્ધાંતો બતાવ્યા છે તેમ ગ્રીસમાં આરિસ્ટોટલે પોતાના બતાવ્યા છે, ને વળી ન્યાયશાસ્ત્ર, નીતિશાસ્ત્ર, અલંકારશાસ્ત્ર, પદાર્થવિજ્ઞાન, રાજનીતિ ઇત્યાદિમાં તેણે પોતાની શાસ્ત્રીય બુદ્ધિનો મોટો ને રૂડો પ્રકાશ કર્યો છે. તેનું ન્યાયશાસ્ત્ર તો હાલના પંડિતોને પણ માન્ય છે.

આરિસ્ટોટલ કહેછે કે કેટલીક મનની મૂર્ત્તિઓવિષે પદાર્થવિષયના કોઈ પણ રીતના જ્ઞાનથી વિચાર અપાઇ શકે તેમ નથી પણ તેવી સામાન્ય મૂર્ત્તિઓ ઉપરથી પ્લેટોની પેઠે મૂળ કારણનો શોધ ન કરતાં વર્ગીકરણથી મનની મૂર્ત્તિઓને અનુભવમાં આણવાનો શોધ કરેછે. તે સત્યના ત્રણ વર્ગ કરેછે. "અનુમિત એટલે સપ્રમાણ સિદ્ધ કરેલા, સામાન્ય એટલે બુદ્ધિથીજ સ્પષ્ટ જણાતા ને વિશેપ એટલે ઇંદ્રિયજન્ય અનુભવના. ઇંદ્રિયજન્ય અનુભવ, અહિંનું, તહિંનું, આમ તેમ બતાવેછે પણ તે દરેક ઠેકાણાનું ને સર્વકાળનું બતાવી શકતું નથી; મૂળ તત્ત્વ-સત્ય એને સિદ્ધ કરવાની જરૂર નથી. આપણે તે માનીએજ છૈયે. વર્ગીકરણથી બહુ વ્યાપ્ત સામાન્ય હોય તે નક્કી કરી તે ઘણાને લાગુ પડ્યાથી અનુમિત સત્ય શોધાય છે." પ્લેટોએ યુક્તિપ્રત્યુક્તિના વાદથી વિશેપ વિશેષનું ખંડન કરીને સામાન્ય ને પછી એક બીજા દેખડાવ્યું ને પછી પાછાં એકમાંથી ઘણાં દેખડાવ્યાં. આરિસ્ટોટલે શુદ્ધ વાદન્યાયથી, વિભાગથી ને વ્યાખ્યાથી એકને થાપી તેમાં ઘણાં છે એવું અને ઘણામાં એક છે એવું સિદ્ધ કીધું. તેણે તર્કસૂત્ર બાંધવાની શાસ્ત્રીય રીત આપીને વાદ વિદ્યાનો જય દેખડાવ્યો છે. ઈશ્વર એક છે કે ઘણા છે એવિષે લાંબો વાદ થાય. પણ આરિસ્ટોટલ એક તર્કસૂત્રમાં ઈશ્વર એક છે એમ સિદ્ધ કરેછે-તે કહેછે કે ઈશ્વર સ્વયંભૂ છે એ જો સત્ય છે અને જે સ્વયંભૂ છે તે એકજ છે એ જો સત્ય છે તો ઈશ્વર એકજ છે એ પણ સત્ય છે.

હવે એના સિદ્ધાંતવિષે જગતને કોઇ આદિ કારણ છે ને તે જડ નહિ પણ ચૈતન્ય-જ્ઞાનરૂપ છે ને તે પોતાનેજ જાણેછે—જગતના સંબંધમાં નથી એમ તે માનતો. આત્મા શરીરથી જુદો પણ છૂટો ન પડી શકે તેવો છે. આત્મા અમર છે પણ સ્મરણશક્તિ રહિત છે. ઉદારતાવિષે તે કહેતો કે તે તો હોય તેથી વધારે દેખડાવવાની વૃત્તિ છે. ગુલામોવિષે કહેતો કે તે સજીવ ઓજારો છે. સ્ત્રીઓને તે ગુલામ કરતાં થોડીકજ ઉંચે દરજ્જે સમજતો. રસશાસ્ત્રમાં તેના વિચાર ઉપલકીઆ હતા-તે કહેતો કે કળા હુનર તે કુદ્રતની માત્ર નકલ છે. નીતિપ્રકરણમાં પ્લેટોનું મત જોસ્સાઓને અંકોશે દાબવા એવું હતું ને આરિસ્ટોટલનું મત આ કે તેઓને નિયમિત રાખવા-અતિ ઉપર ન જવું. રાજનીતિ વિષયમાં પ્લેટોના વિચાર ઘણાજ ઉંચા છે, પણ અનુભવમાં આવે તેવા થોડા છે ને આરિસ્ટોટલના કેટલાક અનુભવમાં આવે તેવા છે ને ઘણાક વાંધા ભરેલા છે.

આરિસ્ટોટલ સમર્થ ગણિતશાસ્ત્રી ને ખગોળવેત્તા નહોતો પણ મોટો પદાર્થશાસ્ત્રી ને પદાર્થનો શાસ્ત્રીય રીતે ઇતિહાસ લખનારો હતો. પ્લેટો રસિક હતો ને આરિસ્ટોટલ આર્થિક હતો. તે માનનો અતિ લોભી હતો ને તેથી તેણે થઇ ગયેલા પંડિતોનાં મતને અધૂરાં ને સ્વરૂપ બદલીને બતાવ્યાં છે ને પછી તેનાં ખંડન કર્યાં છે. મારા સરખો બીજો કોઈ નહોતો ને નથી એવું તે અભિમાન રાખતો. તે અદેખો પણ હતો તોપણ, તેનું ચાંચલ્ય, તેનો શોધ, તેનો અથાગ અભ્યાસ ને તેની સકળ વિષયમાં જાણ એ તેની મહાપંડિતાઇને કાંતિમાન ને કીર્ત્તનીય કરેછે.

**ફ્રાન્સિસ બેકન,** સને ૧૫૬૧ ના જાનેવારીની ૨૨ મીએ લંડનમાં જન્મ્યો હતો. એનો બાપ નિકોલસ બેકન રાણી એલિઝાબેથની સીલ-મહોર રાખનારો હતો. તેર વર્ષની ઉમરે તેને કેંબ્રિજની ટ્રિનિટી કાલેજમાં ભણવા મૂક્યો હતો. સોળ વર્ષની ઉમરે તેને પારિસ મોકલવામાં આવ્યો હતો ને ત્યાં તેણે રા-

ણીના વકીલની સંભાળમાં રહીને રાજકીય કામમાં માહીતી મેળવી હતી. બાપનું મરણ સાંભળી તે પાછો ઇંગ્લંડ આવ્યો હતો. એ વેળા તેની ઉમર વીસ વર્ષની હતી. તેણે કાયદાનો અભ્યાસ કરતાં સઘળું ન્યાયશાસ્ત્ર જોઈ લીધું હતું. ત્રીસ વર્ષની ઉમરે તેણે રાણીનો વકીલ એ ઉપનામ જે આગળ કોઈને આપવામાં આવ્યું નહોતું તે ધારણ કર્યું. રાણીનો મુખ્ય પ્રધાન બર્લે હતો ને તે બેકનનો સગો થતો; પણ એ તેના સામાવાળા એસેક્સની તરફનો હતો તેથી બર્લેએ બેકનને સોલિસિટર જનરલની પદવી મળવા દીધી નહિ.

સાડત્રીસ વર્ષની ઉમરે તેણે ધર્મવિષયમાં નિબંધોનું એક પુસ્તક છપાવી પ્રગટ કર્યું. સને ૧૬૦૩ માં જેમ્સ રાજાએ તેને નાઈટનો ખિતાબ આપ્યો. પછી તેણે વિદ્યાનું વર્દ્ધન એ નામનું પુસ્તક કહાડયું. એ પુસ્તકમાં તે કાળે જે જે વિદ્યાઓ ભણવા ભણાવવામાં આવતી તે સૌનું શાસ્ત્રીય રીતે કથન કર્યું છે અને શાસ્ત્રવિદ્યાના જે વિષયનો શોધ નહોતો થયો તેનાં નામ આપેલાં છે. પછી તેણે આયર્લાંડની સ્થિતિ સુધારવાસંબંધી મહેનત લીધી, ઇંગ્લંડ સ્કાટ્લંડને જોડી નાંખવાના વિચારને પુષ્ટિ કરી અને ધર્મસંબંધી ખાતામાં સુધારો કરવાના કામમાં સહાયતા આપી. પછી તેને સોલિસિટર જનરલની ને પછી આટર્ની જનરલની પદવી મળી. સને ૧૬૧૬-૧૭ માં તેની ૫૭ વર્ષની ઉમરે બેકન ઇંગ્લંડનો લોર્ડ ચાન્સેલર થયો—કાયદામાં પૂર્ણ જ્ઞાન ધરાવનાર વકીલ, ન્યાયાધીશ, રાજકારભારી ને ધર્મોપદેશકોની વ્યવસ્થા રાખનારો એ ચાર પદવીનું તે કામ કરતો. સને ૧૬૨૮ માં તે વેરયુલામનો બ્યારન થયો. પછી રાજાએ તેને એલીએનેશનનું કામ સોંપી નાણાં મળે તેમ કીધું ને પછી તેને સેંટ આલૂબનનો વાઈકૌંટ કીધો.

એપ્રમાણે ૬૦ વર્ષની ઉમરનો થયો ત્યાંસૂધી બેકને ઉત્તરોત્તર માન મેળવ્યું. પણ પછી ૧૬૨૦ માં તેના ઉપર ન્યાયાધીશ થઇને લાંચ ખાધી એવું તોહમત આવ્યું. પ્રથમ તો બેકને તોહમત મૂકનારાને ધિક્કારી કહાડ્યા, પણ જ્યારે તેઓની સંખ્યા વધી ત્યારે તે ગભરાયો. તેણે પોતાનો બચાવ કરવાની અમીરની સભા પાસે મુદ્દત માગી. એ દર્મિયાનમાં તે રાજાને મળ્યો ને લાંચ નથી ખાધી તેસંબંધી તેણે સોગનો ખાધા. પણ રાજાએ તેને ઉત્તર વાળ્યો કે જે કહેવું હોય તે સભાને કહેવું. રાજા વચમાં પડ્યો નહિ. અમીરની સભાએ ઠેરવ્યું કે બેકન ચાળીસ હજાર પૌંડ દંડ આપે ને રાજાની ઇચ્છા હોય ત્યાંસૂધી કેદમાં રહે; વળી તે, રાજ્યમાં કોઇ પણ સરકારી કામમાં દાખલ થઇ શકે નહિ. બેકને બે દહાડા કેદ ભોગવી ને પછી રાજાએ તેને છોડયો ને દંડ માફ કરાવ્યો. પછી તેણે વિદ્યાવિષયમાં પોતાનો શ્રમ ચલાવ્યો. ૧૬૨૫ માં તેને પાર્લીમેંટમાં બેસવાનું તેડું આવ્યું, પણ તે શરીરે અશક્તિનેલીધે ત્યાં જઈ શક્યો નહિ. એજ વર્ષમાં તેણે કેટલાંક પુસ્તક છપાવી પ્રગટ કર્યાં ને સને ૧૬૨૬ ના એપ્રિલની નવમી તારીખે ૬૬ વર્ષની ઉમરે તે મરણ પામ્યો.

ન્યાયાધીશ દાખલ તે લાંચિયો ઠરીને અપકીર્ત્તિ પામ્યો છે ને રાજકારભારી દાખલ તે ડાહ્યો ને રાજભક્ત હતો, ને તેની અમર કીર્ત્તિ તો તેના તત્ત્વશોધનશાસ્ત્રમાં પુસ્તકો ઉપર આધાર રાખેછે.

પ્રાચીનકાળના પંડિતો બનાવોના અવલોકન કરતા, પણ તેઓ બુદ્ધિવિચારને બળે વિશેષ ઉપરથી એકદમ સામાન્ય ઉપર જઈ સિદ્ધાંત કરતા. બેકને વિચાર આપ્યો કે અકેકા વિષયનું અવલોકન કરી તેમાંથી જેટલું સત્ય શોધાય તેટલુંજ સત્ય માનવું (વધારે નહિ), પછી-એવાં એવાં સત્ય હોય તેમાંથી નવું એક સામાન્ય સત્ય શોધવું ને તેટલું વધારે માનવું એમ કર્યા કરવું, પણ એકદમ છેલ્લો સિદ્ધાંત ન કરી લેવો. તે કહેતો કે જૂનાં પુસ્તકો વારેવારે વાંચવાથી ત્રને નવું જાણવામાં આવનાર નથી, તમારે પોતે પ્રયોગ જોઈ ખાતરી કરી લેવી જોઈએ. એમ કરેથી વસ્તુ કેમ ખરી કેવી છે તે જાણવામાં આવશે ને મનુષ્ય જાતનું જ્ઞાન ઉત્તરોત્તર વધતું જશે. બેકનની પહેલાંના વિદ્વાનો પદાર્થશાસ્ત્રમાં ઉપલક જાણતા, ખોટા ખોટા વિચાર કરતા ને જેઓ નવું કહેતા, તેઓને હશી કહાડતા તથા તેઓનાઉપર જૂલમ ગુજારતા. પણ બેકને પુસ્તકો લખી વિદ્વાનોની અભ્યાસ કરવાની પદ્ધતિ બદલાવી ને પદાર્થવિજ્ઞાનના અભ્યાસની વૃદ્ધિ કરી. તેણે નવાં સત્ય શોધવાનો નવો માર્ગ બતાવ્યો ને વિદ્વાનોએ તેપ્રમાણે વર્ત્તવા માંડયું. કોઈ ખગોળવિદ્યામાં, કોઈ રસાયનશાસ્ત્રમાં, કોઈ શારીરવિદ્યામાં, કોઈ યંત્રશાસ્ત્રમાં, કોઈ દેશ શોધવામાં એમ સૌ મંડી પડ્યા. ઈ૰ સ૰ નો સત્તરમા સૈકામાં બે મહાપુરૂષે પોતપોતાના નવી પદ્ધતિના વિચાર આપી વિદ્યાવૃદ્ધિ કરી તેમાં બેકન પદાર્થવિજ્ઞાનનો ને ફ્રેંચ ડીકાર્ટ મનવિજ્ઞાનનો પ્રથમ ગુરૂ મનાયછે; ડીકાર્ટ સને ૧૫૯૬ માં જન્મ્યો ને ૧૬૫૦ માં મરણ પામ્યો હતો.

**ગ્યાલિલીઓ**, એ ઇટલી દેશના પાઇસામાં સને ૧૫૬૪ ની ૨૫ મી ફેબરવારીએ જન્મ્યો હતો. ચોવીસ

વર્ષની વયે તે પાઈસાની પાઠશાળામાં વૈદકશાસ્ત્રનો પ્રોફેસર નીમાયો હતો. અહિં તેણે પ્રયોગો કરી દેખડાવ્યું કે પડતી વસ્તુ ઉપર વજન–ભારની કંઈ અસર નથી. એ ઉપરથી જૂના મતના (આરિસ્ટોટલના મતના) વિદ્વાનો સામા થયા ને તેને બે વર્ષ પછી નોકરી મૂકવી પડી. પછી તેણે ૧૫૯૨ માં પાન્યુઆમાં ગણિતશાસ્ત્રીના પ્રોફેસરની જગા લીધી. અહિં તે ભાષણો કરતો ને તે સાંભળવાને દેશાંતરથી વિદ્યાર્થીઓ આવતા. તે શિરસ્તા પ્રમાણે લાટિનમાં નહિ પણ દેશી ઇટાલિયન ભાષામાં ભાષણ આપતો તેથી પણ વિદ્વાનો તેની નિંદા કરતા થયા. પાન્યુઆમાં અઢાર વર્ષ રહ્યો તેમાં તેણે પદાર્થવિજ્ઞાનશાસ્ત્રમાં ઘણાક શોધ કર્યા. સને ૧૬૦૯ માં તેણે સાંભળ્યું કે કોઈ વલંદાએ દૂરબીન બનાવી છે તે ઉપરથી તેણે તે કેમ બની હશે તેના નિયમોવિષે વિચાર કીધો ને પછી વલંદાની દૂરબીન કરતાં ઘણી સારી દૂરબીન બનાવી. તેણે દૂરબીનથી આકાશમાં જોઈ સૌને કહ્યું કે ચંદ્ર ખરબચડી સપાટીનો પદાર્થ છે, સૂર્યમાં અહિં તહિં ડાઘ જેવું છે, આકાશગંગા તે ઝીણા ઝીણા તારાઓનો સમુદાય છે, શુક્ર પણ ચંદ્રની પેઠે વૃદ્ધિ ને ક્ષય પામેછે, શનિની બાજૂએ પાંખો જેવું કંઇ છે (પછવાડેથી તે કુંડાળું ઠર્યું છે) ને બૃહસ્પતિની આસપાસ ચાર ઉપગ્રહો છે. સને ૧૬૧૧ માં ટસ્કનીના મોટા ડ્યૂકે તેને પાછો પાઈસામાં તેડાવ્યો. અહિં તેણે એક પુસ્તક છપાવી પ્રગટ કર્યું કે કોપર્નિકસે પૃથ્વી સૂર્યની આસપાસ ફરેછે એમ કહ્યું હતું તે મેં મારા બહુ બહુ પ્રકારના શોધથી નક્કી કર્યું છે. એઉપરથી પાદરીઓએ ને બીજા જૂના મતના પંડિતોએ તેને ધર્મભ્રષ્ટ ગણ્યો. ૧૬૧૫ માં તે બાબતની તપાસ ચાલી ને ગ્યાલિલીઓને કબૂલાત આપવાની ફરજ પડી કે હવેથી નવાં મત પ્રગટ નહિ કરૂં. પછી થોડાં વર્ષ તેણે પોતાનું મત જાહેરમાં ન ચરચાવ્યું, પણ તેણે ખગોળવિદ્યાનો અભ્યાસ ચલાવ્યાં કીધો. પણ પૃથ્વી ફરેછે એ વાતની તેની એટલી તો ખાતરી થઈ હતી ને તેથી તે લોકમાં જણાવવાને એટલો આતુર થયો હતો કે તેણે વાદી પ્રતિવાદી ને ન્યાય કરનાર એવા ત્રણ પુરૂષોના સંભાષણનું એક પુસ્તક રચ્યું. એ પુસ્તક તેણે ૬૩ વર્ષથી વયે ૧૬૩૦ માં રોમ જઈને છપાવ્યું. આમ કરીને તે બહાર પડ્યું કે પોપે પાદરીઓ, સાધુઓ, ને આરિસ્ટોટલના મતના પંડિતોની એક સભા કરી. એ સભાએ તે પુસ્તકને ધર્મવિરૂદ્ધ ઠરાવ્યું ને ગ્યાલિલીઓને ૧૬૩૩ માં રોમ જવું પડ્યું. અહિં તેને કેદ કરવામાં આવ્યો. કેટલાક મહિના પછી ન્યાયાધીશોએ તેને બોલાવી ફરમાવ્યું કે તું બૈબલ ઉપર હાથ મૂકી બોલ કે "હું મારા પાપિષ્ઠ ને ધિક્કારપાત્ર ભૂલ ભરેલા વિચાર ને પાખંડમતને છોડી દઉં છઉં." એ પ્રમાણે ગ્યાલિલીઓએ પ્રતિજ્ઞા કરી, પણ તરતજ તે ક્રોધે ભરાઈ પગ પછાડી બોલી ઊઠ્યો કે ગમે તેમ છે પણ પૃથ્વી તો ફરેજ છે. એ ઉપરથી તેને જન્મ કેદની સજા થઈ, પણ પછવાડેથી તેને ફ્લોરેન્સની પાસે એક જગામાં મરતાંસૂધી રહેવાને ઠેરવ્યું હતું. અહિં તે કેટલાંક વર્ષ રહ્યો ને તેણે પદાર્થશાસ્ત્રનો અભ્યાસ કર્યા કીધો. તેની એક આંખ તદન આંધળી થઈ હતી ને બીજી પણ નિરૂપયોગી જેવી હતી, તેવામાં તેણે ચંદ્રનું 'લિબ્રેશન' શોધી કહાડ્યું. અંધાપો, બહેરાપણું, નહિ ઊંઘ ને સાંધામાં દુઃખ એ સંધાંથી તે ઘડપણમાં રીબાઇને ૭૮ વર્ષની વયે ૧૬૪૨ ના જાનેવારીની ૧ લી તારીખે મરણ પામ્યો.

પૃથ્વી ફરેછે એ મતની પોતાની ખાતરી થઈ કે તેણે ઇચ્છ્યું કે તે લોકની ક્યારે થાય ને પછી તેસંબંધી હોંસ તથા ખંતમાં તેણે દુઃખ ભોગવ્યું તોપણ તેણે પોતાનું મત સાચું છે એમ દુશ્મનોની જાહેર સભામાં કહ્યું એ તેનું શિક્ષણીય વીરલાપણું છે. તે વિદ્વાન હતો ને તેણે શોધ કીધા ને લોકને જણાવ્યા એ તેનાં માનગૌરવ ને પરાર્થબુદ્ધિ છે.

**ન્યૂટન**, એ ઇંગ્લંડના લિન્કનશાયરમાં કોલસ્ટર્વર્થ નામની જગામાં સને ૧૬૪૨ ની ૨૫ મી ડિસેમ્બરે જન્મ્યો હતો. બાર વર્ષની વયે તે નિશાળે બેઠો. અહિં જ્યારે બીજા છોકરા રમવા જતા ત્યારે તે લાકડાંની ઘણીક તરેહની વસ્તુઓ બનાવવામાં કાળ ગાળતો. નિશાળેથી ઊઠ્યા પછી તે પોતાના બાપના ખેતીના ધંધામાં પડવાનો હતો, પણ તેમ ન થયું–તે ઢોરની ચોકી રાખવાને ને કામ કરનારાઓનું ઉપરીપણું કરવાને ખેતરમાં જતો, પણ ત્યાં તે ઝાડતળે બેશીને પોતાનું વાંચ્યાં કરતો; જ્યારે તે માલ વેચવાને બજારમાં જતો ત્યારે તે પોતાના નોકરને તે કામ સોંપી પોતે ગંજીમાં ભરાઈ ગણિત સિદ્ધાંતના દાખલા ગણતો. દીકરાની તેવી વૃત્તિ જોઇને માએ ફરીથી તેને નિશાળે મૂક્યો. તે ૧૬૬૦ ના જૂનની પાંચમીએ કેંબ્રિજની પાઠશાળામાં દાખલ થયો. ૧૬૬૫ માં તેણે આકર્ષણ ને ગુરૂત્વાકર્ષણનો શોધ કીધો કે જેથી ખગોળવિદ્યામાં વૃદ્ધિ થઈ. ૧૬૬૬ માં તેણે શોધી નક્કી કર્યું કે પરમાણુરૂપ વીખરાઈ જાય તેવાં કિરણો એકઠાં મળેથી રોશની પેદા થાયછે; સફેત રોશનીનાં કિરણમાં સાત રંગ છેઃ—રાતો, નારંગી, પીળો, લીલો, ભૂરો, આસમાની,

ગળીનો ને જાંબુડીઓ; એ શોધથી દૃષ્ટિવિદ્યાનું બીજ રોપાયું. ૧૬૬૭ માં તે પાઠશાળાનો ફેલો ને બે વર્ષ પછી ગણિતશાસ્ત્રનો પ્રોફેસર થયો. ૧૬૭૧ માં રોયલ સોસાઈટીનો ફેલો થયો. ૧૬૮૩ માં તેણે 'પ્રિન્સપિયા' (પદાર્થવિજ્ઞાનનાં ગણિતસંબંધી મૂળતત્ત્વો) એ નામનું પુસ્તક છપાવી પ્રગટ કર્યું. ન્યૂટને શોધના જયથી મોટું માન મેળવ્યું, પણ કેટલાક વિદ્વાનો તેના દ્વેષી થયા. સને ૧૬૯૯ માં તે ટંકશાળમાસ્તર થયો. ૧૭૦૫ માં આન્ન રાણીએ તેને નાઈટનો ખિતાબ આપ્યો. સને ૧૭૧૪ માં તેને ને લીબનિઝ શાસ્ત્રીને એક શોધના માનનેમાટે વાદ ચાલ્યો. તે ૧૭૨૭ ના માર્ચની ૧૮ મીએ ૮૪ વર્ષની ઉમરે મરણ પામ્યો.

જે પુરૂષે નવા ને અગત્યના ને કીમતી શોધ કર્યા અને જગતને નવું નવું જ્ઞાન આપ્યું તે મહા પુરૂષ કેવો નમ્ર હતો! તે કહેતો કે સૌ મને પંડિત કહેછે, પણ હું જાણે બાળક છોકરાની પેઠે દરિયાના કિનારાપર કાંકરા ઊંચકતો હોઉં તેવો છઉં ને સત્યના સમુદ્રનો શોધ કરવો તો હજી બાકી રહ્યો છે. જ્યારે તેની ગેરહાજરીમાં તેના કૂતરાએ ટેબલ ઉપરની સળગતી મીણબત્તી ઊંધી વાળી ને તેના કીમતી લખાણના કાગળ બળી ગયા ત્યારે તેણે તેને કહ્યું રેડાએમંડ! ડાએમંડ! (કૂતરાનું નામ) તું નથી જાણતો કે તેં શી ખરાબી કીધી છે!

**જેમ્સ વાટ,** એ સને ૧૭૩૬ ના જાનેવારીની ૧૯ મીએ સ્કાટ્લંડના ગ્રીનોકમાં જન્મ્યો હતો. તેનો બાપ વહાણને જોઈતા સામાનનો ધંધો કરતો. નિશાળમાં થોડુંક શીખ્યા પછી અઢાર વર્ષની ઉમરે વાટ લંડન ગયો ને ત્યાં ગણિતયંત્ર ઘડનારા એકજણને ત્યાં કામ શીખવા રહ્યો. વર્ષ પછી તે પાછો સ્કાટ્લંડ ગયો, ને ત્યાં ગ્લાસ્ગો શહેરમાં ગણિતયંત્ર ઘડવાનો ધંધો કરવા માંડયો, પણ તે ધંધાવાળા બીજા જે હતા તેઓ સામા થયેથી તેનું ગાડું ચાલ્યું નહિ. તોપણ પછી સને ૧૭૫૭ માં તેને ત્યાંની પાઠશાળાનેમાટે યંત્રો ઘડવાનું કામ મળ્યું. એ સંબંધથી તેને કેટલાક વિદ્વાનો સાથે સમાગમ થયો. છ વર્ષ પછી તેણે 'જનરલ ઈજનેર' એ નામે નહેર, બંદર, પૂલ ને તેવાં બીજાં કામોના નકશા તથા એસ્ટિમેટ કરી આપવાનો વંધો કરવો શરૂ કીધો. એ સઘળા વખતમાં તેનું મન વરાળયંત્રમાં સુધારો કરવાની યુક્તિયો ગોતવામાં વિશેષ રહેતું. પ્રયોગ કરવાને તેની પોતાની પાસે નાણું નહોતું ને તે કામનેમાટે નાણું આપે તેવો કોઈ મિત્ર નહોતો. અંતે એકજણે બે ભાગ નફો લેવાની શરતે નાણું આપ્યું ને વાટે નવી યુક્તિનો યંત્ર બનાવ્યો ને સરકારથી સનદ મેળવી. થોડોક કાળ ગયો એટલે વળી તે સહાયવિનાનો થયો તોપણ નિરાશ ન થતાં તેણે સને ૧૭૭૫ માં એક ભાગીદાર રાખીને વરાળયંત્રો બનાવવાનો વંધો કરવા માંડયો વરાળયંત્રસંબંધી શોધ દેશને ઘણો ઉપયોગી જાણી પાર્લમેંટ સભાએ તેને આપેલી સનદની મુદ્દત બીજાં પચીસ વર્ષની વધારી. એ મુદ્દતમાં વાટે શરીર સારૂં નહોતું રહેતું ને માથું દુખ્યાં કરતું તોપણ ખંતથી મહેનત લેઈ લેઈને નવા નવા સુધારા કરી વરાળયંત્રને ઘણાક ઉપયોગમાં આણતો કર્યો. સને ૧૭૮૫ માં તેને રાયલ સોસાઈટીનો ફેલો કરવામાં આવ્યો; ગ્લાસ્ગોની પાઠશાળાએ તેને 'ડાક્ટર આવ્ લાઝ'નો ખિતાબ આપ્યો અને ૧૮૦૮ માં તેને ફ્રેંચ ઇંસ્ટિટ્યુટનો મેમ્બર કરવામાં આવ્યો હતો. વાટ, ચોર્યાશી વર્ષની ઉમરે ૧૮૧૯ ના આગસ્ટની ૨૫ મીએ મરણ પામ્યો.

વરાળયંત્રનો પ્રથમ શોધ વાટે નથી કર્યો, પણ તેણે તેમાં જે મોટા સુધારો કર્યો છે ને તેને જે અનેક ઉપયોગમાં આણતો કર્યો છે તે જોતાં વરાળયંત્રના ખરેખરા શોધનું માન વાટનેજ ઘટેછે. વાટના સુધારેલા વરાળયંત્રે વેપાર હુનરમાં મોટા ફેરફાર કરી નાંખી મોટો જય મેળવ્યો છે અને લોકનાં સમૃદ્ધિ સુખમાં મોટો વધારો કર્યો છે. રૂકાપડના સાંચા, આગબોટ, આગગાડીના સાંચા, છાપવાના સાંચા, ને વરાળને યોગે ચાલતા બીજા સાંચા એ સૌમાં યંત્રશાસ્ત્રી વાટના શોધનો જય દીપી રહ્યો છે.

---

## દેશશોધક.

**કોલમ્બસ,** સને ૧૪૩૬ માં જીનોવામાં ગરીબ માબાપને ઘેર જન્મ્યો હતો. વિદ્યા પ્રાપ્ત કરવાને નાણાંનું સાધન નહોતું તોપણ તેણે પોતાના ખંતીલા અભ્યાસથી ગણિતમાં ને ભૂગોળવિદ્યામાં ને પાવ્યુઆની કોલેજમાં થોડીવાર રહી ખગોળવિદ્યામાં થોડુંઘણું જ્ઞાન મેળવ્યું. ચૌદ વર્ષની ઉમરે તે એક વહાણમાં ખલાશી થયો ને પછી કેટલેક વર્ષે એક વહાણનો સરંગ થયો. ચોત્રીસ વર્ષની ઉમરે તે લિસ્બોન ગયો ને ત્યાં પોતાનો એક દેશી જેણે કેટલીક સફરો કરી હતી તેની છોકરી સાથે પરણ્યો. સસરાની પાસેથી સફરની હ-

ફીકતો ને નકશાઓ લેઇ તે ઉપર કોલંબસે વિચાર કીધો. તેમ પોર્ટુગીઝ લોકે આફ્રિકાની પશ્ચિમે જે શોધ કર્યા હતા તેસંબંધી પૂછપાછથી માહીતી મેળવી. તે વખતના શોધક વહાણવટીઓએ નક્કી કર્યું હતું કે આટ્લાંટિક મહાસાગરનો છેડો નથી અથવા જાપાન, હિંદુસ્થાન અને એશિયાના કોઇ ભાગ એ તેની સીમા હશે. કોલમ્બસે પૃથ્વીની ગોળાકૃતિ ઉપર વિચાર કરી અટકળો કરી મનમાં નક્કી કર્યું કે આટ્લાંટિક સાગરમાં પશ્ચિમ તરફ વહાણ હંકાર્યાથી કોઇપણ ટાપુઓ હાથ લાગશે અથવા તે રસ્તે હિંદુસ્થાન વહેલું પહોંચાશે. કોલંબસ ગિની ને કનેરી ટાપુઓની સફર કરી વહાણ ખેડવાના કામમાં પાકો જાણીતો થયો.

આટ્લાંટિક મહાસાગરની સીમા નક્કી કરવાની ખંતથી સાધનનેમાટે તેણે પોર્ટુગાલના રાજાને અરજ કરી પણ એણે કંઈ લેખવ્યું નહિ. સને ૧૪૮૫ માં કોલમ્બસ પોતાના છોકરાને લેઇને (તેની સ્ત્રી મરી ગઈ હતી) છેક જ ગરીબી હાલતમાં સ્પેન ગયો ને ત્યાં ઘણા મહિના અથડાયા પછી એક મિત્રના વગથી તેણે રાજારાણીને પોતાનો સાહસિક વિચાર જણાવ્યો. એઓએ કોલમ્બસનો વિચાર પાર પડે તેવો છે કે નહિ તેસંબંધી નક્કી કરવાને કેટલાક વિદ્વાનોને પૂછ્યું ને એઓએ તેના વિચારને હશી કહાડયો ને કહ્યું કે તે ધર્મથી ઊલટો છે. સ્પેનમાં ન ફાવ્યો ત્યારે તે ફ્રાન્સ ગયો ને અહિં પણ તેનું વળ્યું નહિ. એવું બન્યું કે તેનો જૂનો મિત્ર પિરેઝ તદબીર કરી સ્પેનની રાણીને મળ્યો ને તેણે કોલમ્બસનો મોટો વિચાર ને તે પાર પડેથી દેશને થવાનો લાભ ને રાજારાણીનું વધવાનું માન એસંબંધી યથાસ્થિત જણાવ્યું. રાણીનું મન પીગળ્યું ને એણે આશ્રય આપવો કબૂલ કર્યો.

પછી કોલમ્બસની અને રાજારાણીની વચ્ચે ૧૪૯૨ ના અપ્રેલની ૧૭ મીએ કોલકરાર થયા. તેણે ત્રણ મહિનામાં વહાણ ને તેમાં રાખવાનો ખોરાક તૈયાર કર્યો, પણ મોટી સફરનેસારૂ ખલાસીઓ મેળવવાને તેને કેટલાક દહાડા ખોટી રહેવું પડ્યું. પછી ૩ જી આગસ્ટે સવારે કોલમ્બસે પ્રયાણ કીધું. ૧૧ મી અક્ટોબરે તેઓએ એક ટાપુ જોયો ને તેનું 'સાન સાલવેડોર' એ નામ પડ્યું ને પછી બીજા ટાપુઓ જોયા તેમાં એક હાલ જે 'ક્યૂબા' કહેવાયછે તે હતો. ૫ મી ડિસેંબરે 'સેંટ ડોમિંગો' શોધ્યો. પછી સાથીઓની જીદથી કોલમ્બસે આગળ ન વધતાં સ્પેન આવવાને વહાણ પાછાં ફેરવ્યાં. ૧૪૯૩ ની ચોથી માર્ચે તેણે લિસ્બોન આગળ ને ૧૫ મી માર્ચે સ્પેનના પાલોસ બંદરમાં આવી વહાણ નાગર્યાં. પછી કોલમ્બસે નવી દુનિયાનાં માણસો ને ત્યાંની વસ્તુઓ દરબારને ભેટ કરી મોટું ભાષણ કર્યું. રાજારાણી બહુ પ્રસન્ન થયાં ને તેઓએ કોલમ્બસને મોટું માન આપ્યું; તેમ દેશમાં ઠામ ઠામ નવી દુનિયાના અદ્ભુત શોધની વાર્તા ચાલી રહી.

સને ૧૪૯૩ ની ૨૫ મી સપ્ટેંબરે તે બીજી વાર નવા શોધને નીકળ્યો ને કેટલીક જગા શોધી, પણ કેટલાક નારાજ થયેલા ને અદેખા સાથીઓએ તેની ઘણીક ગીબત કરેલી તેમાંથી છૂટા થવાને ને થયેલાં નુકસાનનો બદલો મેળવવાને તે પાછો સ્પેન આવ્યો.

સને ૧૪૯૮ ના મે મહિનામાં તે ત્રીજીવાર નીકળ્યો ને દક્ષિણ અમેરિકામાં પારિઆના કિનારાપર ઊતર્યો. પછવાડેથી તેના દુશ્મનોએ દરબારમાં ખટપટ કરી કોલમ્બસની પાસથી અધિકાર લેઈ લેવાને એક અમલદાર મોકલ્યો. એણે કોલમ્બસનું તથા તેના ભાઈઓનું અપમાન કરી તેઓને બેડી ઘાલી સ્પેન મોકલ્યા. એ વાતની ખબર પડી કે લોકમાં હોહો થઈ રહી ને રાજારાણીએ તેઓને બેડીથી છૂટા કરી ઘટતું માન આપ્યું. ૧૫૦૨ માં તે ચોથીવાર નીકળ્યો ને દક્ષિણ અમેરિકાના કેટલાક ભાગ તેણે જોયા, પણ વહાણો જૂનાં ખોખાં થઈ ગયાં હતાં તેથી આગળ નવા શોધ તે કરી શક્યો નહિ. પછી તે પાછો સ્પેન આવ્યો. અહિં તેને આશ્રય આપનારી ઈસાબેલ્લા રાણી મરણ પામી હતી તેથી ને ફર્ડિનાંડ રાજા અદેખો ને કૃતઘ્ની હતો તેથી તે છેક જ નિરાશ થઈ ગયો. તેને કોઈએ લેખવ્યો નહિ ને તે છેક જ ગરીબી હાલતમાં આવી પડ્યો. તે ૧૫૦૬ ના મેની ૨૦ મીએ મરણ પામ્યો.

જીનોવાનો ખલાશી જેને લોક મૂર્ખ જાણી હશી કહાડતા ને વિદ્વાનો પાખંડી કહેતા તેણે ઘણાંક વર્ષ ગરીબી હાલતમાં છતે ખંતી ઉદ્યોગ કરતાં ને જ્યારે ત્યારે નિરાશ થતાં આખરે પણ આટ્લાંટિકની પેલી પાસ જમીન છે એમ જગતને દેખડાવ્યું—અમેરિકાખંડનો શોધ કર્યો એ તેનો સ્તુતિપાત્ર જય છે. આક્ષેપ, સાહસ, ખીજવાયલા ખલાશી ને અદેખા સાથી એઓની સામા ધીરપણું ને ધીટપણું એ તેના સદ્ગુણો છે; તેને પોતાના શ્રમનો બદલો ન મળ્યો ને તે ગરીબીમાં રીબાયો તોપણ તે ઉદાર મનથી ને સંતોષે સુખી એ તેની વૃત્તિ શિક્ષણીય છે.

## કાયદા બાંધનાર.

**મોઝીઝ**—ઇજીપ્ટ દેશમાં જઈ રહેલા યાહુદીઓની સંખ્યા ઘણી વધી ગયેથી ત્યાંના ફેરો રાજાએ તે લોકનું બળ ઘટાડવાને હુકમ કરેલો કે યાહુદેણોને પેટે છોકરા અવતરે તેમને મારી નાંખવા. મોઝીઝને એની માએ ત્રણ મહિના તો છુપો રાખ્યો, પણ પછી વાત ચરચાયાથી તે પોતાના બાળકને નીલ નદીને તીરે મૂકી ગઈ–(ઈ૦ સ૦ પૂ૦ ૧૫૭૧ માં). અહિં તે રાજપુત્રીને નજરે પડ્યો ને એણે તેને પોતાના પુત્રની પેઠે ઉછેરી મોટો કીધો ને ભણાવ્યો. એક ઇજીપ્ટનો વતની એક યાહુદીને બહુ સતાવતો હતો તેઉપરથી મોઝીઝ તેને મારી નાંખી રાજાના ભયથી નાઠો ને રાતા સમુદ્રની પાસે પરરાજ્યમાં જઇ રહ્યો (ઈ૦ સ૦ પૂ૦ ૧૫૩૧). અહિં તે પોતાના સસરાનાં ઘેટાં બોકડાં ચારતો. ચાળીસ વર્ષ પછી તેણે પાછા ઇજીપ્ટ જઇ રાજાને કહ્યું કે મને ઈશ્વરની આજ્ઞા થઇછે કે મારે સર્વ યાહુદીઓને જૂડિયા લેઈ જવા, માટે આપ અટકાવ ન કરતાં રાજી થઈ રજા આપશો. રાજાએ તે ન માન્યું ને યાહુદીઓ ઉપર વધારે વધારે સખ્તી ગુજારી. તોપણ, મોઝીઝના સમજાવ્યાથી યાહુદીઓ નીકળ્યા—(૧૪૯૧ માં). રાજાએ પછવાડેથી લશ્કર મોકલ્યું, પણ તે ઈશ્વરી સત્તાથી નાશ પામ્યું ને યાહુદીઓ ચાળીશ વર્ષ જંગલમાં ભટકતા ભટકતા અંતે જૂડિયામાં આવી વશ્યા. એ સઘળો વખત મોઝીઝ તેમની સાથે હતો ને અનેક અદ્ભુત કર્મોથી ઈશ્વરી ચમત્કારથી તેઓનાં દુઃખો ટાળી તેમનો વિશ્વાસ મેળવી ઈશ્વરનો માનીતો છે એમ મનાતો હતો. જૂડિયા આવ્યા પછી મોઝીઝે લોકને અર્થે શાસ્ત્ર રચ્યું અને પછી તે ઈ૦ સ૦ પૂ૦ ૧૪૫૧ માં મરણ પામ્યો.

મોઝીઝ મોટો સમર્થ વિદ્વાન હતો–વૃત્તાંતજ્ઞ, કવિ અને રાજનીતીજ્ઞ હતો. જે કાળમાં ધર્મશાસ્ત્ર—કાયદા જેવું કંઇ નહોતું ને કોઈ જાણતું નહોતું તે કાળમાં જેમ મનુએ હિંદુઓનેમાટે ધર્મશાસ્ત્ર કર્યું છે તેમ મોઝીઝે ધર્મ, નીતિ, ન્યાય, શુદ્ધ રાજનીતિ એ પાંચ વિષયસંબંધી કાયદા બાંધી આપ્યા છે. ગ્રીસમાં લૈકર્ગસ, સોલન એઓએ ને રોમમાં ન્યુમાએ કાયદા બાંધ્યા હતા, પણ તે આજ નથી, પણ મોઝીઝના કાયદા હજી આજ પણ છે એ તેનો જય છે. તેણે પોતાના દેશીઓને પરરાજ્યની ગુલામગીરીમાંથી છોડાવ્યા અને તેમના હિતને અર્થે કાયદા કર્યા એ તેનો મોટો પરમાર્થ છે એમ કોણ નહિ કહે?

---

## કવિ.

**હોમર**—એ ગ્રીક કવીન્દ્ર ઇ૦ સ૦ પૂ૦ ૮૫૦ વર્ષ ઉપર હતો. તે એશિયામાં હાલ જે શહેર સ્મર્ના એ નામથી ઓળખાયછે ત્યાંનો હતો એમ મનાય છે. તે અનૌરસ હતો. તેની માએ સ્મર્નાની નિશાળના મ્હેતાજી સાથે લગ્ન કર્યાં ને એણે હોમરને ઉછેરી ભણાવ્યો. હોમર મોટો થયો તેટલે તેની મા તથા તેનો પાળક બાપ બંને મરણ પામ્યાં ને તેણે નિશાળ ભણાવવાનું કામ ઉઠાવી લીધું. તેણે નગરના લોકની ને બહારના વેપારીઓની પ્રીતિ સંપાદન કરી. પછી એક જણની સલાહથી તેણે નિશાળ ભણાવવી છોડી દીધી ને દેશાટન કીધું. પ્રવાસમાં તે ઠામ ઠામના લોકને પોતાની કવિતા ગાઇ આનંદ પમાડી પોતાનો નિર્વાહ ચલાવતો. કીઓસ નગરમાં તેણે કવિતાની નિશાળ કહાડી થોડીક પૂંજી કરીને તે પરણ્યો. તેને બે દીકરી થઈ તેમાં એક તો બાળકજ મરી ગયેલી ને બીજી મોટી થઇ પરણી હતી. હોમર એકવાર તો આથેન્સ ગયો હતો, પણ બીજીવાર જતો હતો તેવામાં વહાણ આડું નીકળી ગયું ને ઈઓસ ટાપુના બંદરમાં નાગર્યું. અહિં તે માંદો પડ્યો ને મરણ પામ્યો.

હોમરે ઇલિયડ ને ઓડીસી એ નામનાં બે કાવ્ય કર્યાં છે એ તેનો વિજય છે. જ્યારે કવિતા મનુષ્યનાં બાહ્યાંતરનું નિર્મળ ને સતેજ પ્રતિબિંબ દર્શાવી રસ ઉત્પન્ન કરેછે ને આનંદ પમાડેછે ત્યારે જે કવિતાનો વિષય મોટો—જેમાં ઘણીઘણી વાતો ને ઘણાઘણા માણસનાં ગુણકર્મો ખરેખરાં પણ અસાધારણ તર્કશક્તિથી, અસાધારણ વાણીથી, અસાધારણ રસથી દર્શનીય કર્યાં હોય તે કવિતા સૌથી શ્રેષ્ઠ મનાવવી જોઈએ, ને તે કવિતાનો કર્ત્તા કવિ પણ સૌથી શ્રેષ્ઠ મનાવવો જોઈએ. જે કવિતાથી એક દેશના ને એક કાળના નહિ પણ સર્વ દેશના ને સર્વકાળના મનુષ્યો રસમાં આવે ને આનંદ માને તે કવિતાઓના કર્ત્તા વીરલાજ હોયછે. તે પોતાની મોહક શક્તિથી મનુષ્યનું મન હરી લેઇ તેને આનંદ પમાડેછે ને અંદરથી સુબોધ આપેછે. યોદ્ધાના, ધર્મપ્રવર્ત્તકના ને તત્વદર્શીના ને શાસ્ત્રીઓના જય વિજય છે તેમ કવિઓના પણ છે ને તે ત્રાસ સંહારથી મેળવેલા નહિ, કોમળ ભક્તિભાવ અથવા શઠજ્ઞાન એનાજ બોધથી મેળવેલા નહિ, પણ જેને જે ગમતો હોય તેને તે આનંદ આપી મેળવેલા હોયછે. હોમરે ઇલિયડ લખી યુદ્ધ ને યોદ્ધાઓને ચીતર્યા છે ને ઓડીસી લખી સંસાર કુટુંબનાં દુઃખસુખ ચીતર્યાં છે. જગતનો આદી કવીશ્વર વાલ્મિક ને શુદ્ધ વીરરસ કવિતા લખનારો વિજયી કવીન્દ્ર તે હોમર.

એપ્રમાણે થોડાક મહાપુરૂષોનાં જયસ્મરણ છે. મહાપુરૂષનામાં મહાશક્તિ આવશ્યક છે ને જે મહાપુરૂષ લોકને અર્થે મહાશક્તિવડે મહત્કર્મ કરેછે તે સર્વોત્તમ પુરૂષ કહેવાયછે. જ્યાંસૂધી આ દેશમાં જાતિબંધન ને કુળબંધન છે જ્યાંસૂધી લોક પોતપોતાનાં નાનાં નાનાં મંડળમાં નાના નાના આનંદનેમાટે મથન કરેછે-જ્યાંસૂધી દેશના પુરૂષો કોઈ પણ જ્ઞાતિના ને કોઈપણ કુળના છતે બંધનમાં ન રહી સ્વતંત્રપણે યથેચ્છ ધંધો ને યથેચ્છ આનંદ એને માટે ઉદ્યમ નહિ કરે ને તેમાં ઉત્કર્ષ નહિ મેળવે ત્યાંસૂધી દેશમાં મહાપુરૂષો થનાર નથી ને મહાપુરૂષોવિના દેશનો ઉત્કર્ષ થનાર નથી.

---

## ૨૩. મેવાડની હકીકત.

"રજપૂતસ્થાન એ મુસલમાનોએ માળવા ને ગૂજરાત લીધાં તેની અગાઉ મોટા વિસ્તારવાળું હતું-ઉત્તરે સતલજ નદીની દક્ષિણનું રેતીનું રણ, દક્ષિણે વિંધ્યાચળ પર્વત, પૂર્વે બુંદેલખંડ અને પશ્ચિમે સિંધુ નદીના કાંઠાનો દેશ એવું તે ૩૫૦,૦૦૦ ચોરસ મૈલના વિસ્તારવાળું હતું." હિંદુસ્તાનનો ઈતિહાસ લખનાર હામિલ્ટન કહેછે કે એની "ઉત્તરે મુલતાન, લાહોર, દિલ્હી છે; દક્ષિણે ગૂજરાત ને માળવા છે; પૂર્વે દીલ્હી ને આગ્રા અને પશ્ચિમે મુલતાન છે. લંબાઇ ૩૫૦ મૈલ ને પહોળાઇ ૨૦૦ મળીને ૭૦,૦૦૦ ચૌરસ મૈલ છે." "એમાં મુખ્ય મુખ્ય રાજ્ય આ છે-મેવાડ અથવા ઉદેપુરનું રાજ્ય, મારવાડ અથવા જોધપુરનું રાજ્ય, વિકાનેર ને કિશનઘડ, કોટા તથા બુંદી, જેપુરનું રાજ્ય, જેસલમેરનું રાજ્ય અને રણ."

મેવાડની ચતુઃસીમા આ પ્રમાણે છેઃ—"ઉત્તરે અજમેર, પૂર્વે કોટા બુંદી તથા થોડોક સિંધિયાનો મૂલક, દક્ષિણમાં માળવા તથા ગૂજરાત અને પશ્ચિમે સીરોઈ તથા જોધપુરનું રાજ્ય. એનું ક્ષેત્રફળ ૭૩૦૦ ચોરસમૈલ અને એની જમીનની આમદાની ૧૨,૫૦૦૦૦ નીછે અને એમાં શેરડી, તંબાકુ, અફીણ, બાજરો, ગળી, ચોખા જવ, ઇત્યાદીની ઉપજ છે. એમાં ગંધક અને લોઢાની ખાણો છે. એની રાજધાની પ્રથમ ચિતોડ ને હાલ ઉદેપુર છે. ઉદેપુરથી બાવીસ મૈલ ઈશાન દિશાએ બનાસ નદીને ડાબે કિનારે શ્રીનાથબાવાનું મોટું તીર્થ છે."

૧. રામના પુત્ર લવે લવકોટમાં (લાહોર) રાજ્ય સ્થાપ્યું ને તેના ૬૩ મા વંશજ કનકસેન એણે સૌરાષ્ટ્રમાં (સોરઠ) આવી કોઇ પ્રમારકુળના રજપૂત પાસેથી ગાદી છીનવી લેઈને તેઉપર પોતે બેઠો ને વડનગર વસાવી તેને પોતાની રાજધાની કરી-સંવત્ ૨૦૦ અથવા ઇ૦ સ૦ ૧૪૪ માં. કનકસેનથી ચોથી પહેડીએ વિજયસેને સોરઠમાં વિજાપુર અથવા વરતગઢ (જ્યાં હાલ ધોળકા છે ત્યાં) વસાવ્યું અને એણેજ વલ્લભીપુર (વળા-ભાવનગરની વાયવ્યદિશાએ ૧૮ મૈલ ઉપર) વસાવી વલ્લભી શક સંવત્ ૩૭૫ અથવા ઈ૦ સ૦ ૩૧૯ થી ચલાવ્યો હશે એમ પણ કહેવાઈ શકાયછે. એ વિજયસેનથી ૭ મી પહેડીએ શિલાદિત્ય નામના રાજાના વખતમાં યવનોએ (પાર્થિઅન અથવા હૂન જાતના સિથિયન હશે) વલ્લભીપુર લૂંટ્યું ને રાજાને મારી રાજ્યનો અંત આણ્યો—ઇ૦ સ૦ ૫૨૪ માં.

૨. એ સમે ગર્ભવતી પુષ્પાવતી રાણી જે ચંદ્રાવતી નગરીના પ્રમાર રાજાની દીકરી હતી તે અંબાભવાનીની યાત્રા ગઈ હતી તેથી તે બચી. એને ઉપલી માઠી ખબર પહોંચેથી તે શોક કરી ઊંચે જીવે માળીઆના પહાડની અંદર છૂપાઈ રહી અને આંહિ એણે પુત્ર પ્રસવ્યો. પછી બાળકને વડનગરની કોઇ બ્રાહ્મણની સ્ત્રી કમળાવતીને ઊછેરવાનું સોંપ્યું ને કહ્યું કે એને બ્રાહ્મણની વિદ્યા ભણાવજે, પણ પરણાવજે રજપૂતાણીને; પછી પુષ્પાવતી પોતાના ભરથારને મળવાને સતી થઈ.

૩. એ કમળાવતીએ બાળકનું નામ ગોહા (ગુહાજ-ગુફામાં જન્મેલો) રાખ્યું. ગોહા બાળપણમાંથી જ પોતાના કુળના ગુણ દેખાડવા લાગ્યો. એણે રજપૂતના છોકરાઓ સાથે રમવા માંડયું, પક્ષીઓ મારવા માંડ્યાં અને જંગલી જનાવરોના શિકાર કરવા માંડ્યા એવી દંતકથા છે.

૪. મોટપણે ગોહાએ ઈડરના ભીલો સાથે જંગલોમાં ભમવા માંડયું ને તેમની સાથે તે ઘણોજ હળી ગયો. એક વખત ભીલોએ વાત કરતાં વિચાર કરી ઠેરવ્યું કે આપણામાંથી એક જણને આપણે રાજા કરીએ ને પછી સૌએ ગોહાની સામું જોયું; એટલામાં એક ભીલે પોતાની આંગળી કાપી લોહીવડે ગોહાને કપાળે ટીકો કીધો. એ બધું જે જે થયું તે તે જંગલના આગલા મુખી ભીલે કબૂલ રાખ્યું. એ રીતે સૂર્યવંશી શિલાદિત્યનો પુત્ર ઇડરના ભીલ રાજાની ગાદીએ બેઠો ને પછી એના વંશજો ઘેલોટ કહેવાવા લાગ્યા.

૫. આઠ પહેડી લગી ગોહાના વંશજ ઇડર તથા તેના પહાડોમાં રહ્યા; પણ પછી ભીલ લોકને પરરાજ્ય પરવડ્યું નહિ તેથી તેઓએ આઠમી પહેડીનો નાગાદિત્ય રાજા શિકાર કરવા જતો હતો તેને મારી નાંખ્યો અને ઇડરનું રાજ્ય પોતાના તાબામાં લીધું.

૬. કમળાવતીના વંશજ ( ગોહાએ ઇડરમાં રાજ્ય કરવા માડ્યું ત્યારથી ) ઇડરમાંજ રહ્યા હતા તેમાંના એક જણે નાગાદિત્યનો ત્રણ વર્ષનો દીકરો જેને સૌ બાપા બાપા કહીને બોલાવતા ને જે એ નામથીજ પછવાડેથી રાજારૂપે ઓળખાયો છે તેને ઈડરમાંથી છૂપી રીતે ભાંડીરના કિલ્લામાં ( ગ્રારેલની નૈઋત્યે ૧ મૈલ ઉપર ) લેઈ જઈ એક યદુવંશી ભીલને ત્યાં રાખ્યો હતો–ત્યાંથી પછી તેને પારાશરના રાનમાં લેઇ જઇ રાખ્યો હતો. અહિં નાગેંદ્રની ( નાગદા ગામ જે ઉદેપુરની ઉત્તરે ૧૦ મૈલ ઉપર છે તેની ) આસપાસનાં એકાંત રાનોમાં બાપાએ પોતાનું બાળપણ ગાળ્યું.

એ બાપાવિષે બહુ બહુ દંતકથા છે, પણ તેમાંની એક આ છે કે નાગદાના સોલંકી રાજાની બેટી સાથે તે છૂપો પરણ્યો હતો તેથી રાજાને ક્રોધ ચડચો હતો અને તેથી બાપાને પોતાના બે ભીલો સાથે નાશી જઈ પહાડોમાં ભરાઈ રહેવું પડ્યું હતું. એ બે ભીલો એટલા તો વિશ્વાસુ અને વહાલા હતા કે જ્યારે તે ચિતોડનો રાજા થયો ત્યારે એમાંનો એક જેનું નામ બાલિયો હતું તેણે પોતાના લોહીએ બાપાને કપાળે ટીકો કર્યો હતો.

એક વખત માએ કહેલું કે ચિતોડના રાજાનો તું ભાણેજ* છે તે સાંભળીને ૧૫ વર્ષનો પણ ઊછળતા લોહીનો બાપો ભરવાડનું સુસ્ત કામ કરવું છોડી દેઈ ખૂણામાંથી પોતાના સાથીઓને લેઇ મેદાનમાં ઊતરી પડચો.

એ વખત ચિતોડમાં પરમાર કુળનો મોરી વંશનો રાજા રાજ્ય કરતો હતો તેણે બાપાને આદરસત્કારથી પોતાના રાજ્યમાં પોતાના એક સામંત ( સરદાર ) દાખલ કરી થાપ્યો.

બાપાનું માન વધી જવાથી અને રાજાનો લક્ષ તેઉપર ઠરેથી જૂના સરદારો ખીજવાઈ ગયા—એવું બન્યું કે કોઇ એક બહારનો શત્રુ સતાવવા લાગ્યો ને તે પ્રસંગને માટે તૈયારી કરવાને રાજાએ સરદારોને કહ્યું ત્યારે તેઓ બોલ્યા કે અમે નથી આવતા–તમારા બાપાને લેઈ જાઓ અને તેઓએ પોતાની જાગીરો રાજાને પાછી આપી દીધી.

*બાપાની મા પરમાર હતી ને ચિતોડનો મોરીરાજ પરમાર હતો—એટલાજ સંબંધે ભાણેજ—ખરો ભાણેજ નહિ.

બાપો એકલો તૈયાર થયો અને સેન આગળ ચાલ્યું—સરદારો જેઓ જાગીર વિનાના થયા હતા તેઓ પણ શરમના માર્યા તેની સાથે ચાલ્યા. બાપાએ શત્રુને હરાવી હાંકી કહાડચો, પણ પછી તે પાછો ચિતોડ ન આવતાં પોતાના કુટુંબનું મૂળ વતન જે ગાજનીને નામે ઓળખાતું ત્યાં ગયો અને અહિં કોઇ સીલીમ નામનો યવન ભરાયો હતો તેને કહાડી મૂકી તેની ગાદીએ ચાવડા કુળના એક સરદારને બેસાડચો. એ બે પ્રસંગે મોરીરાજાના સરદારો તેની સાથે હતા તે બાપાની સાથે સ્વરાજ્ય લગી તો આવ્યા, પણ ચિતોડમાં ન પેસતાં બીજી જગાએ જઇ રહ્યા. મોરી રાજાએ પોતાના એક ભાઇને તથા ગુરૂને તે સરદારોને મનાવી આણવાને મોકલ્યા, પણ એઓએ ઉત્તર વાળ્યો કે અમે રાજાનું લૂણ ખાધું છે માટે બાર મહિના તો અમે સામા થનાર નથી. બાપાની ભલી વર્ત્તણુક જોઇ સરદારોએ તેને મોટેરો માન્યો ને તેની સેવામાં રહેવા માંડ્યું. બાપાને રાજ્ય મેળવવાનો લોભ થયો ને તેની પણ બુદ્ધિ ફરી. બાપો સરદારોની મદદથી મોરી રાજા કનેથી ચિતોડની ગાદી છીનવી લેઇ પોતે રાજા થયો અને હિંદુસૂરજ, રાજગુરૂ, ચક્રવર્તી એ ઉપનામ તેણે ધારણ કર્યાં–ઇ૦ સ૦ ૭૨૮ માં. પછી તે ૩૬ વર્ષ રાજ્ય કરીને ૭૬૪ માં ઇરાન તરફ જીત કરવા નીકળી ગયો.

૭. બાપની પછી તેનો દીકરો અપરાજિત ચિતોડનો રાજા થયો. એની પછી એનો દીકરો કાળભોજ થયો ને પછી ઇ૦ સ૦ ૮૧૨ માં ખુમાણ થયો. એના વખતમાં જાબુલિસ્તાનના મુસલમાનોએ ચિતોડ ઉપર હલ્લો કર્યો હતો, પણ ખુમાણે તેઓને હરાવી નસાડ્યા હતા ને તેઓના મહમૂદ નામના સરદારને કેદ રાખ્યો હતો. ખુમાણ ૮૩૬ માં મરણ પામ્યો. તે પરાક્રમી રાજા હતો ને તેનો રાસડો લખાયલો છે. ખુમાણ પછીના રાજાઓ સંબંધી હકીકત જાણવા જેવી નથી.

---

૧. સમરસિંહ સંવત્ ૧૨૦૬–સને ૧૧૫૦ માં જન્મ્યો હતો ને દિલ્હીના પૃથિરાજની બેન સાથે પરણ્યો હતો. તે સને ૧૧૯૨ ની કાગર નદી ઉપરની લડાઇમાં પૃથિરાજની તરફનાં સઘળાં લશ્કરનો વડો સરદાર હતો. તે શૂરો, ધીરો ને ચતુર યોદ્ધો હતો, અને બુદ્ધિમાન, વિવેકી ને સુવકતા રાજા હતો. તેના ઉપર તેની પોતાની પ્રજાનો પ્રેમ તો હતોજ, પણ પૃથિરાજના મંડળિક ચોહાણો પણ તેના ઉપર પ્રેમથી જોતા ને તેનો વિચાર પૂછી કામ કરતા. સમરસિંહ લડાઇમાં ત્રીજે દહાડે કપાઇ પડયો હતો. સમરસિંહ-

ને ચાર દીકરા હતા તેમાં એક બાપની સાથે લડતાં મરી ગયો, એક બીડર જઇ રહ્યો, એકે ગૂર્ખાઓનો વંશ ચલાવ્યો ને ચોથો કરણ નામનો બાળક હતો. સમરસિંહ પછી તેની રાણી કરમદેવીએ પોતાના બાળક કરણની આણ ફેરવાવી તેની વતીનો રાજ્યકારભાર ચલાવ્યો. જ્યારે કુતુબુદ્દીન લડવા આવ્યો ત્યારે તે તેની સામા લશ્કર લેઈ જઈ આમ્બેર આગળ લડી હતી ને તેણે દુશ્મનને જખમી કરી હરાવ્યો હતો.

૨. કરણનો દીકરો મહપ પોતાના મોસાળમાંજ રહેતો તેથી કરણના મરણ પછી તેના જમાઈ ઝાલોરના રાજાએ ચિતોડના સરદારોને મારી નાંખી પોતાના બાળકને ચિતોડની ગાદીએ બેસાડચો. કરણનો ભત્રીજો રહપ જે સિંધમાં રાજ્ય સ્થાપી રહ્યો હતો તેણે આવી પાછું ચિતોડ લીધું–૧૨૦૧ માં. પછી તેણે મુસલમાન સામા કેટલીક લડાઈઓ કરી. તેણે પોતાની કુળશાખા ઘેલોટ નામથી ઓળખાતી તે બદલી સીસોદિયા એ નામથી ઓળખાતી કરી અને રાજાઓ રાવળ કહેવાતા તે રાણા કહેવાતા થયા. તે ૩૮ વર્ષ રાજ્ય કરી મરણ પામ્યો.

૩. પછી છત્રીસ વર્ષમાં નવ રાજા થયા તેમાં છ રાજા, પ્રયાગ ને બીજાં પવિત્ર સ્થળોમાંથી મુસલમાનને કહાડતાં લડાઇમાં કપાઇ મુઆ હતા. રાજ્યમાં પણ કુટુંબકલહ હતા ને અવ્યવસ્થિત કારભાર ચાલતા.

૪. સને ૧૨૭૫ માં લખમસી ગાદીએ બેઠો. એની વખતમાં અલાઉદ્દીને બે વાર ચિતોડ ઉપર હલ્લો કર્યો. પહેલી વખત તો શૂરા રજપૂતોએ સામી લડાઈ કરી પોતાના પ્રાણ આપી આપીને ચિતોડનું સંરક્ષણ કર્યું હતું, પણ બીજી વારના હલ્લાની સામા તેઓ ટકી શક્યા નહિ ને ચિતોડ મુસલમાનને તાબે થયું. અલાઉદ્દીન ચિતોડ ઉપર લડાઈ કરવાને લલચાયો તેનું કારણ આ હતું કે લખમસીને ભીમસી કરીને કાકો હતો ને તેની સ્ત્રી ઘણીજ ખૂબસુરત પદ્મિની હતી. અલાઉદ્દીન તે રજપૂતાણીને લેવાસારૂ બહુ મથ્યો, પણ જ્યારે તેનું કંઈ ન ફાવ્યું ત્યારે તેણે લખમસીને કહેવડાવ્યું કે મને આયનાની મારફતે પણ તેનું મોઢું જોવા દેવું. પછી તેણે થોડાં માણસો સાથે ચિતોડમાં આવી પોતાની મુરાદ હાંસલ કીધી, પણ ત્યાંથી પાછા પોતાની છાવણીમાં આવતાં તેણે ભીમસીને કેદ કીધો ને કહ્યું કે પદ્મિનીને આપે તો છોડું.

ભીમસી કેદ થવાથી ચિતોડમાં મોટો ગભરાટ થઇ રહ્યો. તેની સ્ત્રીએ પોતાના બે સગાને તેડાવી યુક્તિ ખોળી ને પછી રજપૂત સરદારોએ અલાઉદ્દીનને કહેવાડચું કે જે દહાડે તમારી છાવણી ઊઠશે તે દહાડે પદ્મિની પણ આવશે; તેને ઠેઠસૂધી વળાવવાને શહેરની ઘણીક સ્ત્રીઓ પણ સાથે આવનારી છે માટે જનાનાને કોઈ રીતે હરકત ન પડે તેવો બંદોબસ્ત થવો જોઈએ. અલાઉદ્દીને કબૂલ કીધું. પછી ૭૦૦ મીઆના તૈયાર થયા—અક્કેકમાં અક્કેકો રજપૂત સરદાર બેઠો હતો ને અક્કેકને ઊંચકનાર છ છ હથિયારબંધ સિપાઇઓ હતા. તે મીઆના છાવણીમાં આવ્યા એટલે કનાતના પડદા કર્યા. ભીમસીને તેની સ્ત્રી સાથે વાત કરવાની અડધો કલાક છૂટ મળી. ભીમસી થોડેક લગી એક મીઆનામાં ને પછી ઘોડે બેશી ચિતોડમાં દાખલ થઈ ગયો. અલાઉદ્દીન વિચારમાં પડચો કે હજી ભીમસી પાછો કેમ ન આવ્યો ને પછી તજવીજ કરાવી તો ભીમસી ને પદ્મિની કોઇ મળે નહિ. પછી સંધા રજપૂત સરદારો મીઆનામાંથી બહાર નીકળી પડ્યા ને અલાઉદ્દીનની છાવણીમાંના લશ્કરની કતલ કરતાં પોતે કપાઈ મુઆ. ચિતોડના દરવાજા બહાર અલાઉદ્દીનનું લશ્કર હતું તેની સામા પણ રજપૂતો લડ્યા. અલાઉદ્દીનનું ઘણુંક લશ્કર કપાઇ ગયેથી તે નિરાશ થઇ દિલ્હી ગયો.

સને ૧૨૯૦ અથવા ૧૩૦૩ માં તે મોટું લશ્કર લેઇ પાછો આવ્યો. લડાઇ ચાલી તેમાં રાણાના અગિયાર દીકરા તો પડ્યા. પછી રાણાના આગ્રહથી અજયસિંહ થોડાક લશ્કર સાથે દુશ્મનના લશ્કરમાંથી રસ્તો કાપી કેલવાડે જઇ રહ્યો. શહેર બહાર લડાઇ ચાલેછે તેવામાં હજારો રજપૂતાણીઓ બેઆબરૂ થવાની ધાસ્તીથી મહેલના ભાંયરામાં હારદોર ચિતા ખડકી બળી મુઇઓ. રાણો લડાઇમાં કપાઇ મુઓ. પછી અલાઉદ્દીન ઊજડ ને ભયંકર દેખાતા ચિતોડમાં દાખલ થયો.

૧. અજયસિંહ કેલવાડામાં હતો તેને કોઈ મુંજ નામના શત્રુ સાથે લડાઈ કરવી પડી. રાણાએ પોતાના માથામાં એક જખમ તો લીધું, પણ તેને હરાવી કહાડચો. પછી તેણે પોતાના બે દીકરાને કહ્યું કે મુંજનું શિર લેઈ આવો. તેઓ લાવી શકયા નહિ, પણ તેનો ભત્રીજો હમીર નામનો હતો તે લેઇ આવ્યો. રાણાએ પોતાના બંને દીકરાનો તિરસ્કાર કર્યો. પછી એક તો મરી ગયો ને બીજો સુજનસિંહ* હતો તે દક્ષિણમાં જતો રહ્યો.

૨. સને ૧૩૧૦ માં હમીર કેલવાડામાં ગાદીએ

* એથકી ૧૧ મી પહેડીએ શિવાજી (મરાઠાનું રાજ્ય સ્થાપનાર) થયો.

બેઠો. ચિતોડમાં દિલ્હીના બાદશાહની તરફથી માલદેવરાવ સૂબો હતો તેણે પોતાની દીકરી હમીરને આપવાનો વિચાર કરી નાળિએર મોકલ્યું. હમીર પ્રથમ તો કંઈ તર્કટ હશે એમ સમજ્યો, પણ પછી તેણે વિચાર્યું કે રજપૂતને કર્મે આફત તો લખેલીજ છે. વળી જે ખડકોમાં મારા બાપદાદા ફર્યા છે તે ખડકોઉપર મારાં પણ પગલાં પડશે એ નસીબ ક્યાંથી માટે જવું તો ખરૂંજ. પછી તે પાંચસેં ઘોડા લેઇ ચિતોડ જઈ પહોંચ્યો. માલદેવે પોતાના મકાનમાં હમીરને તેડી સત્કાર કર્યો અને પછી દીકરીને બોલાવી થોડાક રજપૂતોની સમક્ષ વરવહુનાં વસ્ત્રના છેડાની ગાંઠ બાંધી ને બંનેના હાથ મેળવી દીધા ને હમીરને પગે પડચો. એ રીતે લગ્ન કર્યાં તેથી હમીર નારાજ તો બહુ થયો, પણ પછી ખામોશ ખાઇ જઈ તે એકાંતમાં ગયો. અહિં તેની સ્ત્રીએ કહ્યું કે હું બાળક હતી ત્યારે પરણી હતી, પણ તે મરી જવાથી આ બીજીવાર લગ્ન થયું છે; એ સાંભળી તમે દુઃખી થશો, પણ હું તમને તમારૂં ચિતોડ પાછું અપાવીશ. એ ઉપરથી હમીરે માલદેવરાવપાસે મહેતા કુળનો જાલ નામનો ચિતોડનો એક કામદાર હતો, તેને માગી લીધો. પછી હમીર પોતાની સ્ત્રી તથા જાલ એ બેને લઈને પંદર દહાડામાં પાછો કેલવાડે આવ્યો. અહિં હમીરને એક દીકરો થયો. એ પ્રસંગે માલદેવે હમીરને કેટલીએક તળેટીઓ બક્ષિસ આપી.

એ દીકરો કેતસિંહ વર્ષ દહાડાનો થયો ત્યારે તેની માએ પોતાના બાપને લખ્યું કે બાધા મૂકવાને મારે ચિતોડ આવવું છે. ~~એઉપરથી ચિતોડથી~~ થોડું લશ્કર આવ્યું ને એની સાથે તે જાલને લેઈને ચિતોડ ગઈ. અહિં જાલે ચિતોડનું લશ્કર ફોડચું. એ વખત માલદેવરાવ તો પોતાના મુખ્ય મુખ્ય સરદારોને લેઇ માંડેરિયાના મેર લોકની સાથે લડવા ગયો હતો. બાગોર આગળ હમીરને ખબર મળી કે સઘળી તૈયારી છે ને પછી તેણે ચિતોડ તરફ વધવા માંડચું. વચમાં ઘણાક સામાવાળાઓએ હમીરનું ફાવવા દીધું નહિ, પણ પછી હમીરે એવો ધસારો કર્યો કે સામાવાળા વીખરાઈ ગયા અને તેના બાપ દાદાના મહેલમાંથી તેની આણ વર્ત્તી. હમીર ચિતોડમાં ગયો એટલે કેલવાડાના અને કોમલમેર જ્યાં હમીરે રાજધાની કરી હતી ત્યાંના રજપૂતો પાછા ચિતોડમાં આવી વસ્યા.–એઓ એટલા તો ઉમંગમાં આવી ગયા હતા કે ખિલજી વંશનો મહમૂદ જે અલાઉદ્દીનની પછી દિલ્હીની ગાદીઉપર બેઠો હતો ને જે માલદેવની મારફતે ખબર મળેથી ચિતોડ લેવાને આવતો હતો તેની સામા ધસ્યા. સિંગોલી આગળ હમીરે મહમૂદને હરાવ્યો ને પકડી કેદ કીધો; તેમ વનવીરનો ભાઈ જે હરિસિંહ તેની સાથે એકલાએકલી લડતાં તેને કાપી નાંખ્યો. મહમૂદ ચિતોડમાં ત્રણ મહિના કેદ રહ્યો અને જ્યારે એણે અજમેર, રણથંભોર, નાગોર અને સુઈસોપુર પાછાં આપ્યાં અને વળી ૫૦,૦૦૦૦૦ રૂપિઆ અને ૧૦૦ હાથી આપ્યા ત્યારે હમીરે તેને છોડચો. માલદેવના છોકરા વનવીરે હમીરની ચાકરીમાં રહેવાનું કબૂલ કર્યું ને પછી હમીરે તેને સારી જાગીરો આપી અને કહ્યું કે ચોખ્ખી ચાકરી કરો અને વિશ્વાસુ રહો; તમે આગળ તુર્કના ચાકર હતા પણ હવે હિંદુ જાતભાઈના છો. હમીરની વખતમાં હિંદુસ્થાનમાં એજ માત્ર મોટો રાજા હતો–સઘળાં પ્રાચીન રાજ્યો તો કચરાઇ ગયાં હતાં. મારવાડ, જેપુર, બુંદી, ગ્વાલિયર, ચંદેરી, રાયસીન, સિકરી, કાલપી વગેરેના રાજાઓ ચિતોડને માન આપતા અને તેના બોલાવ્યા આવતા. યશસ્વી હમીર ઈ૦ સ૦ ૧૩૬૫ માં મરણ પામ્યો. એ મેવાડના ડાહ્યામાં ડાહ્યા અને બહાદુર રાજામાંનો એક ગણાયછે. એણે પોતાને પરાક્રમે ગયેલું રાજ્ય પાછું મેળવ્યું હતું અને ઘણું વધારી તેની સારી વ્યવસ્થા કરી હતી.

૩. ખેતસી બાપના જેવોજ પરાક્રમી નીકળ્યો. તેણે લિલા પઠાણ પાસથી અજમેર અને જિહાજપુર લીધાં અને માંડલઘડ, દસોર અને સઘળું છપ્પન એ મેવાડ સાથે જોડી નાંખ્યાં. તેણે બાકરોળ આગળ દિલ્હીના હુમાયુ સાથે લડીને જીત મેળવી, પણ કમનસીબથી બુંદીના હાડા રાજા જેની દીકરી સાથે તે પરણવાનો હતો તે રાજાની સાથે ખટપટમાં પડ્યાથી તેને કોઈએ મારી નાંખ્યો.

૪. ઈ૦ સ૦ ૧૩૭૩ માં લખો રાણો ગાદીએ બેઠો. તેણે પ્રથમ તો મેવાડનો સઘળો પહાડી મૂલક તાબે કર્યો ને ત્યાંનો વેરાટઘડનો કિલ્લો તોડી પાડી તેની પાસે બેદરનો નવો કિલ્લો બાંધ્યો. તેના વખતમાં જવાહીરોની, કલાઈની, ને રૂપાની ખાણો જડી તેથી દેશ ઘણો આબાદ થયો.—એ પેદાશથી અલાઉદ્દીને જે દહેરાં ને મહેલો તોડી નાંખ્યાં હતાં તે પાછાં બંધાયાં.

લખા રાણાના ઘડપણમાં તેના વારસ ચંદને સારૂ મારવાડના રાજા રણમલને ત્યાંથી નાળિએર આવ્યું. એ વખત ચંદ ઘરમાં નહોતો. રાણાએ ભર્યા દરબારમાં ગોરને બેસાડચો ને કહ્યું કે ચંદ હમણા આવીને નાળિએર લેશે. એ દર્મિયાનમાં રાણો મૂછપર તાલ દેઈ બોલ્યો હતો કે હું નથી ધારતો કે તમે આવાં રમકડાંઓ મારા જેવાની ઘરડી સફેત દાઢીનેમાટે લાવ્યા

હશે. આ મજાકનું બોલવું કચેરીમાં સૌએ વખાણ્યું હતું, પણ ચંદે બહારથી આવી તે વાત જાણી ત્યારે તેને માઠું લાગ્યું હતું. બાપજીના મનમાં તેને પરણવાનું હશે માટે તેણે એવી મજાક કરી એમ કહી ચંદે નાળિએર ન લીધું. હવે નાળિએર પાછું તો મોકલાય નહિ–પાછું મોકલેથી રણમલને દુઃખ લાગે, માટે ઘરડો રાણો ચંદની હઠીલાઇથી ખીજવાઈને બોલ્યો કે ચંદ રાજગાદીનો હક્ક છોડી દે અને મારી પછી બેસનારને હરકત ન કરે તો હું નાળિએર રાખું છઉં. ચંદે એકલિંગ મહાદેવના સોગન ખાઈને પોતાનો હક્ક છોડી દીધો અને ઘરડો રાણો પરણ્યો.

એ લગ્નથી જે દીકરો થયો તેનું નામ મોકલ હતું. એ પાંચ વર્ષનો થયો ત્યારે રાણો તેને ગાદી સોંપીને પ્રયાગ તીર્થે જઈ રહેવા નીકળ્યો. એ વખત રાણાએ ફરીથી ચંદને પૂછ્યું કે મોકલનેમાટે શી જાગીર કરી જાઉં? ચંદે ઉત્તર દીધો કે ચિતોડની ગાદી; અને તમને વહેમ આવતો હોય તો હું કહુંછું કે તમે મોકલનો અભિષેક કરીનેજ જાઓ. પછી અભિષેક થયો અને પહેલવહેલા ચંદેજ સોગન ખાધા કે હું મોકલ રાજાનો આજ્ઞાંકિત અને ખરો વિશ્વાસુ છઉં. ચંદે પોતાનો હક્ક છોડ્યો તેના બદલામાં રાણાએ ઠેરવ્યું કે દરબારમાં પહેલી પદવી ચંદની છે અને રાજ્યની તરફથકી જે જે જાગીરો આપવામાં આવે તે સનદ ઉપર રાણાની સહીની સાથે ચંદના અને તેના વંશજોના ભાલાની નિશાની જોડાય.

---

૧. મોકલ બાળક પડર્યો તેથી સઘળો રાજ્યકારભાર બહાદુર ને ડાહ્યો ચંદ કરતો હતો, પણ મોકલની માને હાથ કારભાર ન રહેથી તે અકળાતી–વળી એવો વહેમ પણ ખરો કે ચંદ કોઇ દહાડો પોતે રાજા થઈ બેસશે. એ વાત ચંદને માલૂમ પડ્યાથી એણે રાણીને સમજાવી કે મારા દિલમાં તો કંઇજ કપટ નથી, પણ તું જે આવા ખોટા ખોટા વહેમ આણેછે એ કંઈ તને ઘટતું નથી—હું તો મારે જાઉં છઉં, પણ એટલું માગી લઉં કે તું સીસોડિયાના હક્કનું રક્ષણ કરજે. પછી તે પોતાનું રાજ્ય મૂકી માંડુના રાજ્યમાં ગયો.

ચંદ ગયો એટલે રાણીની તરફના સગાઓ મંડોરથી ચિતોડમાં આવ્યા. એક દહાડો મોકલનો આજો રણમલરાવ જે મોકલને ખોળામાં લેઇ ગાદીપર બેઠો હતો તેણે તેને ત્યાંથી છૂટો રમવાને મૂક્યો–એટલે છત્ર ચામરાદિક રણમલનાઉપર આવી રહ્યાં–એ બનાવ દાસીથી સહન થયો નહિ–એણે તરત રાણીને જઇને કહ્યું કે તમારા બાપનો આટલો અખત્યાર નથી કે ગાદીએ બેસે–રજપૂત ગાદી મેળવવાને શું નહિ કરે? શું તમારા બાપનો વિચાર દીકરાનો હક્ક ખુંચી લેવાનો છે? રાણીએ બાપને કહ્યું કે આમ કરવાથકી રાજ્યને નુકસાન પહોંચશે અને દીકરાને જોખમ થશે. થોડા દહાડા પછી ચંદનો ભાઇ રઘુદેવ જે કેલવાડાની ગાદીપર હતો ને જે પોતાના સદ્ગુણને લીધે રજપૂતોનો માનીતો હતો તેનું એકાએક ખૂન થયું.

એ બધી ગરબડથી રાણીએ ગભરાઇને ચંદને બોલાવ્યો ને કહ્યું કે રાજ્યમાં મારાં સગાંઓએ સઘળો કારભાર લેઈ લીધો છે ને તેઓ થોડે દહાડે ધણીઆતા થઇ પડશે. ચંદે યુક્તિ બતાવી કે તમારે મોકલને થોડા લશ્કર સાથે આસપાસ ગામડાંઓમાં જમણવાર કરવાને મોકલ્યાં કરવો અને તેમાં દીવાળીને દહાડે તો ખસૂસ ઘસુંડામાં ગોઠ કરવી. એ સલાહપ્રમાણે રાણીએ દીવાળીમાં ગોઠ કરી ને સૌ જમ્યા. રાત પડી પણ ચંદ દેખાયો નહિ અને સમજાવેલું લશ્કર પણ નિરાશ થઇ પાછું ચિતોડ તરફ વળ્યું; પણ તેટલામાં ૪૦ સવાર દોડતા આવ્યા તેમાં ચંદે જૂદો વેશ રાખ્યો હતો. તેણે તજવીજથી છૂપી રીતે પોતાના નાના ભાઈ મોકલ રાજાને જુહાર કીધા. રામપોળસૂધી તો કોઈએ હરકત કરી નહિ. અહિંઆં જ્યારે પૂછપાછ થઇ ત્યારે તેઓ બોલ્યા કે અમે તો પાસેના ગામડાના સરદારો છૈએ અને ઘસુંડામાં મોટું જમણ થયું તે સાંભળીને રાજાને પહોંચાડવાને આવ્યા છૈએ. એટલામાં પાછળથી ઘણું લશ્કર આવી પહોંચ્યું એટલે કરામત ખુલ્લી પડી ગઇ. તરતજ ચંદે મીઆનમાંથી તરવાર કહાડી અને તેનો સાદ સાંભળીને સઘળા સરદારો કતલ કરવા મંડી પડ્યા. ભાટીના રાજાએ ચંદની તરફ ભાલો ફેંક્યો ને તેને જખમી કીધો, પણ એમ કરતાં તે પોતેજ કપાઇ ગયો અને એની સાથે દરવાજા આગળના પહેરેગીરો પણ કપાઈ મુઆ.

એ વખત મોકલનો આજો રાવ રણમલ જે મહેલની એક ચાકરડી સાથે લાગ્યો હતો તે તેની સાથે અફીણ દારૂ અને પ્યારની મસ્તીની અંદર ગુલતાન હતો તેથી તેને દરવાજા બહાર શું થાયછે તેની કંઈજ ખબર નહોતી. એ દાસીએ પેલાને તેની ગાફેલીઅતમાં તેનીજ પાઘડીથી બાંધી રાખ્યો હતો. એટલામાં તો ચંદ ને મોકલ મહેલમાં આવી પહોંચ્યા. રણમલ શુદ્ધિમાં આવ્યો, પણ તેના હાથ પગ બાંધેલા હતા તેથી તે ઘણી મુસીબતે ઊભો થયો ને પાસે નહાવાનું પિત્તળનું એક વાસણ પડ્યું હતું તેણે વતી ઘણાએકને જમીન-

દોસ્ત કીધા,પણ એટલામાં એક ગોળી વાગેથી તે મૂર્છા પામી મરી ગયો. એ રીતે ચિતોડમાંથી હરામીઓને કહાડી મૂકવામાં આવ્યા.

---

૧. ઈ૦ સ૦ ૧૪૧૯ માં મોકલનું ખૂન થયું અને તેનો છોકરો કુંભો ગાદીએ બેઠો. કુંભાના વખતમાં મેવાડ આબાદ હતું. એ આબાદીને ખલેલ પહોંચાડવાને ગુજરાત અને માળવા એ બે જણ સંપ બાંધીને ૧૪૪૦ ના વર્ષમાં મોટાં લશ્કર સાથે મેવાડ ઉપર હલ્લો કરવાને આવ્યાં. કુંભાએ મેવાડની સરહદ ઉપર માળવાના મેદાનમાં ૧,૦૦,૦૦૦ માણસની સરદારી કરીને દુશ્મનોને હરાવ્યા અને માળવાના મહમૂદને ચિતોડમાં કેદ રાખ્યો. છ મહિના પછી તેને પાછો માન સાથે વદાય કીધો. મેવાડને ૮૪ કિલ્લા તેમાં ૩૨ કુંભાએ બાંધ્યા હતા. કુંભોરાણો જેવો શૂરવીર હતો તેવો પ્રીતબાજીમાં પણ પૂરો હતો. એ ઝાલાવાડના રાજાની દીકરી જેનો મંડોરના રાજા સાથે વિવાહ થયો હતો તેને ચિતોડમાં લઇ આવ્યો હતો ને એથી રાઠોડોએ લડાઈ કીધી હતી તેમાં તેણે તેઓનું ફાવવા દીધું નહોતું. કુંભાએ ૫૦ વર્ષ રાજ્ય કીધું, તેમાં તેણે પોતાના રજપૂત શત્રુઓનો પરાભવ કર્યો અને કિલ્લાઓ તથા દહેરાંઓ બાંધી દેશને શણગાર્યો. તે કવિ પણ હતો. તેણે અષ્ટ પદીની મેવાડી ભાષામાં ટીકા કીધી છે. પ્રખ્યાત મીરાંબાઈ તેનીસાથે પરણી હતી. તેને ઈ૦ સ૦ ૧૪૬૯ માં તેના દીકરા ઉદાએ ગાદીની લાલચે મારી નાંખ્યો.

૨. ઉદાથી રાજ્ય ભોગવાયું નહિ. સૌ તેને હત્યારો કહી ધિક્કારતા. તેણે કારભારીઓને બહુ બહુ રૂશવત આપી પણ કંઈ ફાવ્યું નહિ. આખરે તે દિલ્હી જઈ બાદશાહને પગે પડચો, ને બોલ્યો કે ચિતોડમાં મને સૌ કબૂલ રાખે એવું જો કરી આપો તો હું મારી બેટી તમને શાદીમાં આપું. દીવાનખાનામાંથી બહાર આવેછે એટલામાં તેના ઉપર વીજળી પડી ને તેમરી ગયો.

૩. ઈ૦ સ૦ ૧૪૭૪ માં રેમલ જેને કુંભાએ તેની ઉદ્ધતાઈને લીધે કહાડી મૂક્યો હતો તે ઉદા સાથે લડીને ગાદીએ બેઠો હતો. એણે દિલ્હીના બાદશાહ સાથે ને માળવાના ગ્યાસુદ્દીન સાથે ઘણીવાર લડાઈઓ કરીને તેમાં તેઓનો પરાભવ કર્યો.

રેમલને ત્રણ દીકરા હતા—સાંગો, પૃથિરાજ અને જેમલ. સાંગામાં શૌર્યની સાથે વિવેક હતો, પણ પૃથિરાજનામાં માત્ર લડાઇનોજ જોસ્સો હતો. એક દહાડો ત્રણ ભાઈ ને તેનો કાકો સુરજમલ વાતો કરતા હતા ત્યાં સાંગાએ કહ્યું કે ચારણીદેવી કહે તો હું મારો રાજ્યનો સઘળો હક્ક પૃથિરાજને આપી દઉં છઉં. પછી તેઓ ચારણીદેવી પાસે ગયા. ચારણીદેવીએ શુકન જોઈને કહ્યું કે સાંગાને રાજ્ય મળે એવું જણાયછે. એ સાંભળી પૃથિરાજ તરવાર કહાડી સાંગાને મારવા જતો હતો એટલામાં સુરજમલ વચમાં પડચો. એ બખેડામાં સુરજમલ ને પૃથિરાજ ઘણા જખમાયા અને સાંગો તરવારના પાંચ ઝટકા ખાઇને અને તીરથી એક આંખ ખોઇને નાશી ગયો. પૃથિરાજના જખમ રૂઝાયા પછી સાંગો તેનાથી ઘણોજ બીતો રહેતો ને એ કારણથી તે બહારનો બહાર ભરવાડોમાં ભટક્યાં કરતો. રેમલને જ્યારે એ વાતની ખબર પડી ત્યારે તેણે પૃથિરાજને તું તારી બહાદુરી ઉપરજ જીવ, એમ કહીને કહાડી મૂક્યો. થોડે વર્ષે પૃથિરાજને તેના સાળાએ ઝેર પાયું; ને પૃથિરાજ મુઆ પછી તેનો બાપ રેમલ રાણો મુઓ.

૪. ઈ૦ સ૦ ૧૫૦૯ માં સાંગો* રાણો ગાદીએ બેઠો. એના રાજ્યમાં ચિતોડ આબાદીની ટોચે ચઢચું. માળવાનો ને ગુજરાતનો એ રાજા મેવાડ ઉપર ચઢી આવતા, પણ સાંગાની આગળ તેઓનું કંઈ ચાલતું નહિ. સાંગો લડવા જતો ત્યારે તેની સાથે ૮૦,૦૦૦ ઘોડા, ઊંચી પદવીના ૭ રાજા, ૯ રાવ, રાવળ તથા રાવત ઉપનામના ૧૦૪ સરદાર અને ૫૦૦ હાથી એટલો રસાલો રહેતો હતો. એણે બાબરની સામા લડાઈ કીધી તેની અગાઉ દિલ્હીના અને માળવાના રાજાઓની સામે મોટી મોટી ૧૮ લડાઇમાં ફતેહ મેળવી હતી.

બાબર ગાદી ઉપર બેઠા પછી બીજે વર્ષે તે ચિતોડના રાણા સાંગાની સામે ધસ્યો, ઇ૦ સ૦ ૧૫૨૮. કનુવા આગળ સાંગાએ બાબરની ૧૫૦૦ માણસની હરોળને કાપી નાંખી. બાબરે બીજીવાર ફોજ મોકલી તે પણ હારી અને સાંગાએ છેક બાબરની છાવણીસૂધી ધસારો કર્યો. એ વખત બાબરે પોતાના સરદારોને ભાષણો કરી સમજાવ્યા કે હવે જો હાર્યા તો સઘળું મિથ્યા છે. સેનનો નિશ્ચય જોવાને બાબરે કુરાનના સોગન ખવડાવ્યા ને પછી છાવણી ઊઠાવીને તે બે મૈલસૂધી ધશી આવ્યો. સાંગો વિચારમાં પડચો કે હારેલા શત્રુ પાછા આટલી ઝડપથી કેમ આવી પહોંચ્યા; તોપણ એ સોળમી માર્ચની લડાઈમાં રજપૂતો લડતાં હઠચા નહિ; પણ જ્યારે તુવાર વંશનો રાયસીનનો રાજા બાબરને મળી ગયો ત્યારે સાંગાને પાછું હઠવું પડચું. એ વેળા સાંગો જખમી થયો હતો ને તેના મોટા મોટા સરદારો કપાઇ મુઆ હતા.—ડુંગર-

---

* સંગ્રામસિંહ.

પુરનો ઉદેસિંહ રાવળ ૨૦૦ સગા સાથે, સલુંબરનો રત્નો પોતાના ૩૦૦ ચંદાવટ સગા સાથે, મારવાડના રાજાનો દીકરો રાયમલ રાઠોડ, સોનગઢનો રાવ રામદાસ, ઊજો ઝાલો, ગોકળદાસ પ્રમાર અને માણેકચંદ તથા ચંદ્રભાણ જેઓ મેવાડમાં પહેલી પદવીના ચોહાણ સરદારો હતા તે આદિ ઘણાએક કપાઇ મુઆ.

એ હારથી સાંગો મેવાડની ડુંગરી તરફ હઠચો ને તેણે પણ લીધું કે ફતેહ કરૂં તોજ ચિતોડમાં પગ મૂકું, પણ એ વચન પૂરૂં પડતાં પહેલાં તે બસવામાં મરી ગયો—કોઇ કહેછે કે વજીરોની સાંસણીથી કોઈએ ઝેર પાયું તેથી તે મુઓ. સાંગો ઘણો જોરાવર હતો તેમ ઘણો દેખાવડો હતો. તેણે એક આંખ તો ભાઈની સાથે લડવામાં ખોઇ હતી. દિલ્હીના લોદી વંશના રાજા સાથે લડતાં એક હાથ ખોયો હતો. એક ગોળો લાગ્યાથી તે લંગડો થયો હતો અને તેના શરીર ઉપર ભાલા તથા તરવાર એ બેના મળીને ૮૦ જખમ ગણાતા હતા. તેણે માળવાના રાજા મુજફરને કેદ કીધો હતો અને રણથંભોરનો જબરો કિલ્લો લીધો હતો. સાંગો દુઃખમાં ઘડાયલો, બહાદુર ને તુરંગી હતો તેમ પાછો ડાહ્યો પણ હતો.

૫. સાંગાની પછવાડે રત્નો આવ્યો. એણે બાપની પેઠે પ્રતિજ્ઞા કરી કે રણક્ષેત્રજ મારી રાજધાની છે ને હુકમ કીધો કે ચિતોડના દરવાજા કદી બંધ ન કરવા,—જોઈએ મુગલ શું કરેછે? એ રત્નો બુંદીના સુરજમલ સાથે લડતાં મરી ગયો. તેના વખતસૂધી તો રજપૂતોએ મેવાડનું એક વીંઘું પણ ખોયું નહોતું.

૬. ઇ૦ સ૦ ૧૫૩૫ માં વિક્રમાજીત આવ્યો તે ચીડીઓ ને ખારીલો હતો. તેણે પોતાનો ઘણો વખત તાલેમખાનોમાં કહાડચો હતો તેથી પોતાના પાયદલ સિપાઈઓને ઘણા વધારી દીધા, જેથી ઘોડેસવાર રજપૂતો નાખુશ થયા હતા. ગૂજરાતનો બહાદુર રાણાની સામા લડવા આવ્યો ત્યારે વિક્રમાજીત તેને મળ્યો, પણ એના પાયદળનું જોર નબળું પડયું, કારણ કે તેના સગા ને અમીરો આઘા આઘા રહેતા. તોપણ પોતાના ચિતોડને બચાવવાને તેઓ બહુ લડયા પણ આખરે હાર્યા.

હુમાયુ વિક્રમાજીતની મદદે આવ્યો અને તેણે ચિતોડમાંથી ગૂજરાતના બહાદુરને કહાડચો. વિક્રમાજીતે ફરીથી ગાદીએ બેઠા પછી પણ સરદારોનું મન દુખવવાની પોતાની ટેવ છોડી નહિ ને એ કારણથી તેઓએ જોરજૂલમથી તેની પાસથી ગાદી છીનવી લીધી.

વિક્રમાજીતની ચાલથી અમીરો તેની તરફ બેદરકાર થઇને રાણા સાંગાના મુઆ પછી અવતરેલો તેનો દીકરો ઉદેસિંહ જે બાળક હતો તેને ગાદી આપવાના વિચારમાં હતા; પણ એ વખત હુમલો કરવા આવેલા મુસલમાનોથી ચિતોડને દીઓલાના રાજા સુરજમલના દીકરા વાઘજીએ બચાવ્યું હતું તેથી તેના ઉપર છત્રચામર થવા માંડ્યાં હતાં. થોડીવાર પછી તે વાઘજી લશ્કરમાં કપાઇ ગયો હતો. હુમાયુની મદદથી વિક્રમાજીત ચિતોડની ગાદીએ પાછો બેઠો ત્યારે અમીરો સાંગાનો ભાઈ જે પૃથિરાજ ને એની રાખેલીનો છોકરો વનવીર* તેને ગાદી આપવાની તજવીજ કરવા લાગ્યા. વનવીરે પ્રથમ તો ના કહી, પણ જ્યારે સરદારોએ તેને સમજાવ્યો કે આ વખતમાં મેવાડના રાણાને સરદારનો વિશ્વાસ નથી તેથી દેશને ઘણું નુકસાન થશે ત્યારે તેણે તે વાત કબૂલ કરી હતી. તેવામાં મહેલમાં બૂમ પડી કે વિક્રમાજીત મરી ગયો.

વનવીરે વિચાર કીધો કે ઉદેસિંહ મોટો થશે એટલે મારા હાથમાંથી કારભાર જશે. પછી તે રાત્રે તરવાર લેઇને ઉદેસિંહને મારી નાંખવા ગયો. છ વર્ષનો ઉદેસિંહ વાળું કરીને પારણામાં સૂતો હતો તેવામાં તેની દાઈ જનાનામાં હોકારો સાંભળીને ચોંકી ઊઠી ને એણે ખબર કહાડી તો વિક્રમાજીતનું ખૂન થયેલું. દાઇએ વિચાર્યું કે એ ખૂનની સાથે બીજું ખૂન થશે ને એ વિચારથી તેણે ઉદેસિંહને મેવાની ટોપલીમાં ઘાલી તે ઉપર પાતરાં ઢાંકી પોતાના ભરોસાદાર નાઈને કહ્યું કે એને કિલ્લામાંથી બહારલેઈજા. આમ કરીને તે ગયો કે પેલીએ તરતજ પોતાનું બાળક પારણામાં સુવાડી દીધું, એટલામાં વનવીર આવી પહોંચ્યો અને એણે પૂછ્યું કે કયાં છે ઉદેસિંહ? પેલી દાઇ કંઈ બોલી નહિ, પણ તેણે દૂરથી આંગળી કરી પારણું બતાવ્યું; કે તરતજ વનવીરે તે તરફ ધશી બાળક ઉપર ઘા કર્યો. બાળકની ક્રિયા થયા પછી તે દાઈ બેરીસ નદીના ભાઠામાં જ્યાં પેલો વિશ્વાસુ નાઇ વાટ જોઇ રહ્યો હતો ત્યાં જઈ તેને મળી. અહીંથી તેઓ ડુંગરપુર ગયાં, પણ ત્યાંના રાવળે કહ્યું કે હું રાખવાને તૈયાર છઉં, પણ માલૂમ પડશે તો આ રાજ્યને પણ નુકસાન થશે. પછી તેઓ ત્યાંથી ભોમિયા ભીલોની સાથે ઇડરને રસ્તે થઈ અરવલિ પર્વતની ખિંડોમાં થઇને કોમલમેર ગયાં. ત્યાંનો અમલદાર જે જૈનધર્મનો હતો તેના ખોળામાં દાઇએ ઉદેસિંહને મૂકયો ને કહ્યું કે આ તારા રાજ્યનું રક્ષણ કરશે. એ અમલદાર ગભરાયો પણ તેની માએ

* ઉદેસિંહ બાળક પડયા ને હંગામના વખતમાં બાળકરાજા ઉપયોગી ન પડે માટે વનવીરને ગાદીએ બેસાડયો.

કહ્યું કે આનાકાની શું કરેછે? વફાદાર થઇને આફતની સામા જોતો નથી? પછી પેલી દાઈ કોમલમેરથી બહાર નીકળી ગઈ. કારણ કે કદાચ લોકને વહેમ પડે કે શ્રાવકના દીકરાને ને રજપૂતાણીને શો સંબંધ?

એક વખત સોનગઢનો રાવ કોમલમેરનો અમલદાર જેનું નામ આશાશાહ હતું તેને મળવાને આવ્યો. એ પ્રસંગે આશાશાહે ઉદાને સામો લેવા મોકલ્યો. એ ઉદો સોનગઢવાળા સાથે એવી રીતે વર્ત્યો કે એણે જાણ્યું કે આ કોઈ શ્રાવક નથી, ને પછી એ વાત ફેલાઇ. પેલી દાઇએ પણ સઘળી હકીકત અમીરોને કહી. એઉપરથી મેવાડના મોટમોટા અમીરોએ કોમલમેર જઇને ઉદેસિંહને ટીકો કીધો ને તેની આણ ચાલી. એ સાંભળી વનવીરે સામા થવાની તજવીજ કીધી, પણ કંઈ તેનું ફાવ્યું નહિ ને આખરે તેને દક્ષિણમાં નાશી જવું પડ્યું.

૭. રાણો ઉદેસિંહ ઈ૦ સ૦ ૧૫૪૧-૪૩ માં ગાદીએ બેઠો. એનામાં રાજગુણ એકે નહોતો-શૂરપણું તો મૂળગુંજ નહોતું.

એના વખતમાં અકબરે ચિતોડ ઉપર હલ્લા કર્યા. પહેલી વખત તો રાણાની રાખેલી રાણીની મર્દાની હિંમતથી અકબરને પાછું હઠવું પડ્યું હતું, પણ બીજીવાર જ્યારે અકબર ચિતોડ આગળ આવ્યો ત્યારે રાણો ગભરાયો ને એણે તો ચિતોડ છોડી દેવું ધાર્યું, તોપણ એ પ્રસંગે પણ દેશાભિમાની રજપૂતો બહાર આવ્યા. ઘણા સરદારો પડ્યા, પણ તેમાં બેડરનો જેમલ ને કેલવાનો ફત્તો એ બે જણે ખરી બહાદુરીથી લડી પોતાનાં નામ તવારીખમાં અમર રાખ્યાં. જ્યારે સલંબુરનો સરદાર ચિતોડ આગળ પડ્યો ત્યારે સેનની સરદારી કેલવાના ફત્તાને મળી. એ ૧૬ વર્ષના ફત્તાને તેની માએ કેસરિયાં કરાવ્યાં (બાપ તો પહેલી લડાઇમાં માર્યો ગયો હતો) અને તેની બાળક વહુને ભાલો આપીને પોતે પણ તેની સાથે ખડક ઉપરથી નીચે લડવા ઉતરી પડી. એ જોઈ રજપૂતોએ મરણિયા થઇને ઘણીવાર સૂધી ટકાવ રાખ્યો; પણ પછી એક ગોળી જેમલને વાગી. એણે વિચાર્યું કે દૂરથી આવેલી ગોળીથી મરવું એમાં કંઈ કીર્ત્તિ નથી ને પછી રજપૂતોને બોલાવી ધસારો કરવાનો મનસૂબો કીધો—તરતજ ૮૦૦૦ રજપૂતોએ કેસરિયાં કર્યાં-દરવાજા ખુલ્લા મૂકી એકદમ ધસારો કર્યો ને સઘળા કપાઈ ગયા.

એપ્રમાણે રજપૂતોની હાર થઇ ને અકબર ચિતોડમાં પેઠો. સંવત્ ૧૬૨૪ ની ચૈત્ર સુદી ૧૧ ને વાર રવિ-ઈ૦ સ૦ ૧૫૬૮ ના મે મહિનામાં, નવ રાણી, પાંચ રાજકુંવરી, બે બાળક કુંવર અને સરદારોનાં કુટુંબ એ સૌ અકબરને ચિતોડમાં પેઠો જાણી બળી મુઆં; તેમ શહેરનાં ૩૦,૦૦૦ માણસો અકબરના લશ્કરથી કપાઈ પડ્યાં.

ઉદેસિંહે ચિતોડથી નાશીને થોડોક કાળ રાજપીપળાનાં જંગલોમાં ગાળ્યો ને ત્યાંથી પછી તે અરવલિની તળેટીમાં જઈ રહ્યો. અહિં તેણે શહેર વસાવ્યું, જે ઉદેપુર એ નામથી પ્રસિદ્ધ છે.

---

ચિતોડ ખોયા પછી ઉદેસિંહ ૪ વર્ષ જીવીને પોતાની ૪૨ વર્ષની ઉમરે મરણ પામ્યો. એને પણિયત રાણીથી ૨૫ દીકરા થયા હતા તેમાંનો જગમલ બાપની ઇચ્છાપ્રમાણે ગાદીએ બેઠો; પણ આમ કરીને રણસિંગડાં ફુંકાયછે ને નેકી પુકારાયછે એટલામાં કેટલાક સરદારો માંહોમાંહે મસલત કરવા મંડી પડ્યા—ઉદેસિંહની રાણીઓમાં એક જે સોનગઢવાળી હતી તેનો ભાઈ પોતાના ભાણેજ પ્રતાપને ગાદીએ બેસાડવાને ઇચ્છતો હતો અને તેણે ચંદાવટના મુખીને પૂછ્યું કે જગમલને શેની ગાદી આપોછો? ત્યારે તેણે જવાબ દીધો કે "મરવા પડેલો દૂધ માગે તો તેને શું ના કહીએ?-સબુર કર, પ્રતાપજ ગાદીએ બેસશે." પ્રતાપ જવાની તૈયારી કરતો હતો એટલામાં ચંદાવટનો મુખી અને એક બીજો સરદાર દરબારમાં ગયા અને અક્કેક જણે જગમલનો અક્કેકો હાથ પકડી ગાદી ઉપરથી ઉઠાડી નીચે બેસાડ્યો ને પછી ચંદાવટે કહ્યું કે મહારાજ તમે ભૂલી ગયા, એ ગાદી તો તમારા ભાઇને માટે છે, અને પછી પ્રતાપને તરવાર બાંધીને ત્રણવાર નીચા વળી સલામ કરી તેની આણ વર્ત્તાવી.

પ્રતાપ રાણો ગાદીએ તો બેઠો ખરો, પણ નહિ રાજધાનીનાં ઠેકાણાં ને નહિ રાજ્યનો ઉત્કર્ષ કરવાનાં સાધનોનાં ઠેકાણાં. તેનાં સગાં સાથી સૌ પડતી હાલતને લીધે નિરાશ થઈ ગયેલાં હતાં, તોપણ પોતાના કુલીનપણાના અને દેશાભિમાનના જોસ્સાથી છડે હાથે પણ તેણે પોતાના બાપદાદાનું ચિતોડ મુગલ પાસથી પાછું લેવાનો નિશ્ચય કીધો. પોતાનાં વડીલોનાં પરાક્રમ વાંચીને અને ચિતોડમાં શત્રુઓને કેદ કર્યા હતા તે સંભારીને અને સઘળા દહાડા કંઈ સરખા જતા નથી એમ વિચારીને અને મહેનતનું ફળ મળશેજ એમ સમજીને તેણે પોતાના સાહિત્યની અનુકૂળતાનો વિચાર ન કરતાં પોતાના જોરાવર દુશ્મનોની સામે મથવાનો આરંભ કીધો.

પોતાના કેટલાક વિશ્વાસુ, વિવેકી અને અનુભવી

સરદારોની સહાયતાથી પ્રતાપે કોમલમેરને રાજધાની કરી પોતાના રાજ્યનો બંદોબસ્ત કીધો. કોમલમેરે ગગુંડા વગેરે કિલ્લા મજબૂત કર્યા અને પોતે મેવાડના મેદાનમાં લડવાને અશક્ત હતો તેથી તેણે પોતાની રૈયતને પહાડોમાં રહેવાનો હૂકમ કીધો. એથી પહેલું આ થયું કે યૂરોપનો માલ સૂરતથી મેવાડમાં થઈ મુગલરાજ તરફ જતો તે તેણે લૂંટયો.

જેમ પ્રતાપને ચિતોડ પાછું લેવાનો આગ્રહ હતો તેમ અકબરને મેવાડ જેર કરવાનો હતો; ને જ્યારે મારવાડ, આંબર, બિકાનેર વગેરે રજપૂત સંસ્થાનો અકબરની તહેનાતમાં આવ્યાં હતાં ને માત્ર મેવાડજ આવવું બાકી રહ્યું હતું ત્યારે બાદશાહે વધારે આગ્રહ ધર્યો હતો. અકબરે જ્યારે અજમેરમાં છાવણી નાંખી ત્યારે પ્રતાપ બહુ ગભરાયો ને ગભરાવાનું મોટું કારણ તો આ હતું કે પોતાનાં સંબંધી રાજ્યો અને પોતાના બે ભાઈઓ પણ શત્રુના સહાયી થયા હતા.

જ્યારે અકબરનું મોટું લશ્કર તેના વડા દીકરા સીલીમની સરદારી નીચે મેવાડ ઉપર તૂટી પડયું ત્યારે પ્રતાપ પોતાની દેશી ટેકરીઓને ભરોસે ૨૨,૦૦૦ રજપૂતોને લેઈને અરવલિ પર્વતના હલધુઘાટના મેદાનમાં સામો લડવાને ઉભો રહ્યો. એ ઠેકાણે ઈ૦ સ૦ ૧૫૭૬ ના જુલાઈમાં–સંવત્ ૧૬૩૨ ના શ્રાવણ સુદ ૭ મે મોટી લડાઈ થઈ. પ્રતાપે આંબરનો રાજા માન જે અકબરની તરફથી લડવા આવ્યો હતો તેને મારવાની ઘણી ઘણી તજવીજ કીધી, પણ તેમાં તો તેનું ન ફાવ્યું તોપણ એટલે લગી તો ધસારો કર્યો હતો કે સીલીમની પાસે ઉભેલા રક્ષણ કરનારાઓને તેણે કાપી નાંખ્યા હતા; અને જો કદાચ સીલીમના હોદ્દાને લોઢાનાં પતરાં ન હોત તો તેને પણ પોતાના ભાલાથી ઘા કરી પાડયો હોત. એ ઠેકાણે યુદ્ધ ખૂબ મચ્યું. મુગલનું લશ્કર સીલીમને બચાવવાને મથે અને મેવાડનો પ્રતાપ જેને એ વખત ત્રણ ભાલાથી, એક ગોળીથી ને ત્રણ તરવારથી જખમો લાગ્યા હતા તેને બચાવવાને રજપૂતો મથે. પ્રતાપ ત્રણવાર પડતો બચ્યો હતો ને ચોથીવાર પડતો હતો તેટલામાં ઝાલાના રાજાએ પ્રતાપના ઉપરનું છત્ર પોતાને માથે ધરી લેઇને આગળ ધસારો કર્યો, જેથી તે પ્રતાપ છે એમ જાણી રજપૂતસેન પણ તેની સાથે ધસ્યું ને એથી પ્રતાપ પાછળ રહ્યો ને બચ્યો. એ સઘળું કરવા છતાં મુગલની આગળ રજપૂતનું ચાલ્યું નહિ–ઝાલો પડયો અને જે ૨૨,૦૦૦ હલધુઘાટને બચાવવાને એકઠા થયા હતા તેમાંથી માત્ર ૮,૦૦૦ જીવતા પાછા વળ્યા.

પ્રતાપ એકલો પોતાના બહાદુર ચેતક નામના ઘોડા ઉપર નાઠો. તેની પાછળ બે બે મુગલ સરદારો દોડ્યા હતા. એ વખત એક નાની નદી ઓળંગતાં ઘોડાએ પ્રતાપને પડીજતો બચાવ્યો હતો. પ્રતાપે પાછળ જોયું તો પોતાનો ભાઈ સકતો જે દુશ્મનાઇ રાખતો તે હતો. પ્રતાપે જાણ્યું કે દુશ્મનની તરફથી મને પકડવાને આવેછે, પણ પ્રતાપની હાર જોઈને સક્તાના હૈયામાંથી વેરભાવ જતો રહ્યો હતો ને પ્રતાપને બચાવવાનું તેને વહાલ ઉપજ્યું હતું. પછી બે ભાઈઓ મળ્યા; પણ અહિંઆં આમ કરીને રાણો પોતાના જખમી થયેલા ને થાકેલા ચેતક ઉપરથી ખોગીર કહાડીને ભાઈના ઘોડા ઉપર મૂકેછે તેટલામાં ચેતક*પડયો ને મુઓ. સકતાએ પ્રતાપને ઘોડો આપી વિદાય કર્યો ને પોતે બીજા ઘોડાઉપર બેશીને સીલીમ પાસે ગયો. સીલીમે પૂછયું કે તારો ઘોડો કયાં ગયો કે તારે આ ખોરાસાનીઉપર આવવું પડયું? સક્તાએ જવાબ દીધો કે પ્રતાપે પાછળ લાગેલાઓને કાપી નાંખ્યા છે એટલુંજ નહિ, પણ મારા ઘોડાને પણ કાપી નાંખ્યો જેથી મારે ખોરાસાની ઉપર આવવું પડયું; પણ જ્યારે સીલીમે કહ્યું કે સાચું બોલ, ગુનોહ માફ છે ત્યારે સક્તાએ જવાબ દીધો કે રાજ્યનો ભાર મારા ભાઈના ખભા ઉપર છે ને તે સંકટમાં આવી પડયો તેથી મારાથી તેને મદદ કર્યાવિના રહેવાયું નહિ. સીલીમે પોતાનો બોલ પાળ્યો, પણ પછી સક્તાને રજા આપી. સકતો ઉદેપુર આવી પ્રતાપને મળ્યો.

હલધુઘાટની ફતેહથી સીલીમે ડુંગરીઓ છોડી પણ પાછો વસંતઋતુ આવ્યો એટલે તેણે કોમલમેરને ઘેરો ઘાલ્યો. એ ઠેકાણે પણ પ્રતાપે પોતાની બહાદુરીથી ઘણો ટકાવ કીધો, પણ જે કૂવાનું પાણી તેના પીવામાં આવતું તેમાં કીડા થયા ત્યારે તે ત્યાંથી ખસ્યો. કોમલમેરની લડાઈ જે સંવત્ ૧૬૩૩ ના માઘ સુદ ૭–ઈ૦ સ૦ ૧૫૭૭ માં થઈ તેમાં પણ મોટા મોટા રજપૂત સરદારો પડ્યા. મુગલ લશ્કરે એ લડાઈ જીત્યા પછી તેના એક સરદાર રાજા માનના હાથ નીચે ધરમેટી અને ગગુંડાના કિલ્લાને ઘેરા ઘાલ્યા. મહોબતખાને ઉદેપુર લીધું ને એક સરદાર ચંદ જ્યાં પ્રતાપ હતો ત્યાં આવી પહોંચ્યો. એ બારીક વખતમાં પણ પ્રતાપ છૂપે છૂપે ઠેકાણે ભરાઈ ભરાઈને પોતાની ઈશારતથી

* તેનો ચબુતરો બંધાવ્યો છે. એનો એક પગ સીલીમના હાથીના ગંડસ્થળ ઉપર ને પ્રતાપે પોતાનો ભાલો સીલીમની સામા ઊગામેલો એવું ચિત્ર મેવાડમાં હજી પણ ઠામ ઠામ જોવામાં આવેછે.

પોતાનાં માણસ એકઠાં કરી કરી વચમાં વચમાં પોતાના દુશ્મનનાં લશ્કર ઉપર તૂટી પડતો હતો. એક ફેરીદ નામે મુગલ સરદાર જેણે પણ લીધું હતું કે પ્રતાપને પકડું તોજ જીવું તેના તમામ લશ્કરને પ્રતાપે કાપી નાંખ્યું. ઘણું ઘણું કરતાં પણ પ્રતાપ તો નથીજ પકડાતો એવું જોઇને અને ચોમાસાથી નદીનાળાંનાં પૂર મજલમાં બહુ નડશે એમ વિચારી મુગલ લોકોએ કંટાળીને લડાઈ બંધ રાખી.

જેમ જેમ વર્ષ જતાં ગયાં તેમ તેમ પ્રતાપનાં સાહિત્યની અનુકૂળતા ઘટતી ગઈ. રખેને મારૂં કુટુંબ બંદીખાને પડે એની તેને ઘણી કાળજી હતી; ને તેના વિશ્વાસુ ભીલોએ તેના પરિવારને ટોપલામાં ઘાલી જવારાની કલઇની ખાણોમાં લેઈ જઈ સંતાડયો ન હોત તો તે શત્રુના હાથમાંથી બચ્યો ન હોત. એ ભીલો તે પરિવારને ખવડાવતા ને તેની રખેવાળી કર્યાં કરતા. એ સઘળાં દુઃખની અંદર પણ પ્રતાપે પોતાની ધીરજ અને કુલીનપણાની રીતભાત મૂકયાં નહોતાં. એક વખત અકબરના ફરમાવ્યાથી એક જાસુસે પ્રતાપની હાલત જોઈ આવી આ રીતે બ્યાન કર્યું હતું કે તે પોતાના થોડા સરદારોને લેઇને સાથે જમવા બેસેછે ને તેમાં તેઓને તેઓના દરજ્જા પ્રમાણે એક પછી એકને પ્રતાપ જમી રહ્યા પછી મેવાનું લહાણું કરેછે ને તેઓ મોટાં માન સાથે લેછે. એ સાંભળી અકબરને બહુ લાગ્યું હતું અને રજવાડાના દરેક રાજાના મોઢામાંથી 'ધન્ય છે પ્રતાપને' એમ નીકળ્યું હતું. પ્રતાપનાં પરાક્રમ અને તેની ખંત એવિષે ખાનખાનાન લખી ગયો છે કે "આ દુનિયામાં કોઈ ચીજ હમેશની નથી; જમીન ને દોલત જતાં રહેછે, પણ મોટા નામની નેકી હમેશ રહેછે.— પ્રતાપે દોલત ને જમીન ખોયાં, પણ પોતાનું માથું નીચું નમાવ્યું નથી. ફક્ત એજ રાજાએ પોતાના ખાનદાનની આબરૂ રાખી છે."

એ ઉપલી હાલત તો કંઈજ નહિ, પણ હવે એવી તંગીની હાલત આવી પડી કે જે હાલતમાં પોતાના પ્રાણથી વહાલાં માણસોને જોઇને પ્રતાપ દીવાના સરખો થઇ રહ્યો. તેની વહાલી સ્ત્રી ખડકમાં અથવા ગુફામાં પણ ધાસ્તીમાંની ધાસ્તીમાં રહેતી ને તેનાં ભૂખથી ટળવળતાં બાળકો તેની આસપાસ વીંટલાઈને રડ્યાં કરતાં હતાં; મુગલની ધાસ્તીથી તેઓને ઘણીવાર પીરસેલાં ભાણાં ઉપરથી ઊઠી જવું પડતું હતું. એક વખત રાણી અને દીકરાની વહુએ ઘાસનાં મૂળિયાંના લોટની અંગાખરીઓ કરીને સૌને અક્કેકી વહેંચી આપી હતી તે વેળા તેઓની પાસે પ્રતાપ સૂતો સૂતો પોતાનાં દુઃખનો વિચાર કર્યા કરતો હતો; તેટલામાં બાળક દીકરીને માટે ઢાંકેલી અડધી અંગાખરી બિલાડી આવીને ખાઇ ગઇ તેથી તેણે રોઈ રોઈને ખળિયાણ કરી મૂક્યું એ જોઈને પ્રતાપ છેકજ નિરાશ થઈ ગયો.—તેણે પોતાના દીકરાઓને અને સગાઓને રણમાં કપાતા જોયા હતા તે વેળા તેને આટલું લાગ્યું નહોતું, કેમકે તેમ લડી કપાવવાને તેઓ જન્મ્યા હતા, પણ તેનાં બાળક ભૂખે ટળવળતાં હતાં તે તેનાથી જોવાતું નહોતું. એ હાલતમાં પ્રતાપે પોતાના રાજપદને ધિક્કાર્યું અને અકબરને કાગળ લખી જણાવ્યું કે મારા દુઃખમાં સહાય થા.

પ્રતાપ નમ્યો એ જોઇને અકબરે પોતાના રાજ્યમાં ઓચ્છવ કર્યો ને પ્રતાપનો કાગળ સઘળા રજપૂત રાજાઓને દેખડાવ્યો. એ રજપૂતમાં એક પૃથિરાજ નામે બિકાનેરવાળાનો ભાઈ હતો તેણે અકબરને કહ્યું કે હું પ્રતાપને સારી પેઠે ઓળખુંછું—તમે તમારૂં આખું રાજ્ય આપી દેશો તોપણ તે તમને નમે એવો નથી ને આ કાગળ તો કોઈ એના દુશ્મને લખ્યો હશે. એણે રાજાને અરજ કીધી કે તમારો હૂકમ હોય તો હું પ્રતાપને લખી જવાબ મંગાવું કે તું તાબે થયો છે? અકબરે હા કહી ને પછી એ બહાને પૃથિરાજે* પ્રતાપને લખ્યું કે હિંદુની આશા હિંદુ ઉપર છે તોપણ શું તે રાણો મૂકી દેછે? આપણા રાજાઓએ પોતાની બહાદુરી અને આપણી સ્ત્રીઓએ પોતાની આબરૂ ખોઈ છે; હવે પ્રતાપ તાબે થયો એટલે અકબર સઘળાઓને સરખાજ હલકા ગણશે. આપણા લોકના બજારમાં અકબર દલાલ છે. તેણે સઘળાઓને ખરીદ કીધાછે, પણ હજી એક ઉદાનો દીકરો બાકી રહ્યો છે. સૌએ તો ક્ષત્રીનું નામ ખોયું છે, પણ હવે એ બજારમાં† ચિતોડ પણ આ-

* એ ઘણો શૂરો હતો ને કવિતા પણ સારી કરતો. એણે પ્રતાપને કવિતામાં કાગળ લખીને ઉશ્કેર્યો હતો. એ પ્રતાપના નામને પૂજતો હતો.

† અકબરે દર મહિનાને નવમે દહાડે પોતાની દરબારના ચોકમાં બજાર ભરવાનું ઠેરવ્યું હતું—બાદશાહ પુરૂષનું દરબાર ભરતો ને બેગમ સ્ત્રીઓનું દરબાર ભરતી. એ સ્ત્રીઓના દરબારમાં વેપારીઓની સ્ત્રીઓ માલ વેચવા બેસતી ને અમીર ઉમરાવની સ્ત્રીઓ તે ખરીદ કરતી. એ બજારમાં અકબર પણ ઓરતને વેશે ફરતો ને પોતાનાવિષે શું બોલાય છે તે સાંભળતો. એ પ્રસંગથી ઘણીક રજપૂત રાણીઓની હુરમત લેવામાં આવી હતી. ઉપલી પૃથિરાજની સ્ત્રી જે મેવાડના રાણાની બેટી હતી તેને જ્યારે અકબરે સપડાવી ત્યારે તેણે તરત જમીઓ કહાડી અકબર ઉપર ઊગામ્યો હતો ને હવેથી એ રીતે રજપૂતાણીની હુરમત નહિ લઉં એવું વારે વારે તેણે અકબર પાસે વચન લીધું હતું.

વ્યું શું? છેક‌જ નિરાશ થઈ ગયેથી રજપૂતોને આ બજારમાં આવી પોતાની બૈરીઓની હુરમત લેવાતી જોવી પડી, પણ એ બેઆબરૂમાંથી હજી હમીરનો વંશજ ફક્ત બચ્યો છે. દુનિયા પૂછે કે એ બેઆબરૂમાંથી પ્રતાપ કેમ બચેછે? તેની મર્દાઇ અને તેની તરવાર એ સિવાય બીજું કંઇ નથી–એથીજ એણે ક્ષત્રીનો ટેક રાખ્યો છે. એ દલાલનું પણ એક દહાડો આવી પહોંચશે–એ કંઈ હમેશ જીવવાનો નથી અને પછી આપણા રજપૂતો પ્રતાપની પાસે આવશે. વેરાન થઇ ગયેલી જમીનમાં રજપૂતનું બી રોપવાને સઘળા આશા રાખેછે કે રજપૂતનું બી પ્રતાપ શુદ્ધ રાખે અને તે શુદ્ધપણું પાછું ચળકશે." પૃથિરાજ રાઠોડના એ કાગળથી પ્રતાપને શૂર ચડચું અને તેણે અકબરને તાબે થવાનું માંડી વાળ્યું.

ઘણું મથતાં પણ પોતાનું ફાવતું નથી એમ જોઈને પછી પ્રતાપે પોતાનો દેશ છોડવાને નક્કી કીધું. કુટુંબ કબીલો અને સરદાર તથા સાથી જેઓ પણ હલકા પડવાના કરતાં દેશની બહાર નીકળી પડવું વધારે સારૂં ધારતા તેઓને સાથે લેઇને પ્રતાપ અરવલિ પર્વત ઊતર્યો અને રણની લગભગ આવી પહોંચ્યો. પણ એવામાં તેના વજીર ભામાશાહે પોતાના બાપદાદાની દોલત પ્રતાપની આગળ મૂકી કહ્યું કે આથી ૨૫,૦૦૦ માણસનો ૧૨ વર્ષ ટકાવ થશે–તમે મેવાડ ન છોડો. આ મદદથી ઉશ્કેરાઇને પ્રતાપે પોતાના સાથીઓ એકઠા કર્યા ને દુશ્મન એવા ખ્યાલમાં હતા કે પ્રતાપ પાછો હઠેછે એટલામાં તેણે દેવરને ઘેરો ઘાલ્યો અને ત્યાંના મુગલ લશ્કરને કાપી નાંખ્યું. પછી પ્રતાપે કોમલમેર ને બીજા ૩૨ કિલ્લા લીધા (ઇ૦ સ૦ ૧૫૯૦);–ચિતોડ અજમેર ને મેડલગઢ એ ત્રણ સિવાય બાકી સઘળું મેવાડ હસ્તગત કરી લીધું. મરતી વખત તેના મોટા મોટા વિશ્વાસુ સરદારો પાસે હતા ને પ્રતાપે મોટો નિશાસો મૂકયો તે જોઇને સલુંબરના અમીરે પૂછયું કે રાણાજી તમારો જીવ કેમ દુખાયછે? ત્યારે પ્રતાપ બોલ્યો કે મારો દેશ તાર્તર લોકના હાથમાં ન જાય એવી તમે મને ખાતરી આપો. મારા દીકરામાં હોશ નથી અને સરદારો જે નિરાશ થઈ ગયા છે તે હવે સ્વતંત્રતા જાળવવાના નથી. હું જાણું છઉં કે મારી પેઠે હવે કોઈ ઝુંપડાંમાં* રહેનાર નથી. એ સાંભળી સરદારોએ બાપા રાવળની ગાદીના સોગન ખાઇને કહ્યું કે જ્યાંસુધી અમે મેવાડને સ્વતંત્ર નહિ કરીએ ત્યાંસુધી મહેલ હવેલી નહિ બાંધીએ. એ વચનથી સંતોષ માની પ્રતાપે દેહ મૂકી, ઇ૦ સ૦ ૧૫૯૭.

૨. પ્રતાપને સત્તર દીકરા તેમાંથી અમરસિંહ જે સૌથી મોટો તે મેવાડનો રાણો થયો. થોડાં વર્ષ તો મુગલરાજ્યની તરફથી સતાવણી ન થઈ ને તેથી અમર સાવચેતીમાં ન રહેતાં મોજશોખમાં પડચો. એણે બાપનો હૂકમ તોડી સરોવરને કાંઠે એક નાનો પણ સુંદર મહેલ બંધાવ્યો.

અકબરને મુઆને ચાર વર્ષ થયાં કે બાદશાહી સત્તા કબૂલ કરાવવાને જહાંગીરે રાણાને કહેવડાવ્યું. જ્યારે સઘળા સરદારો અમરસિંહને કહેવા ગયા કે ઊઠો તૈયારી કરો ત્યારે અમર રાણાની મરજી કંઈ દેખાઇ નહિ. ચંદાવટવાળોબોલ્યો કે પિતા શું કહી ગયા છે? તેના દાખલા જોઈ આપણે હિંમત ન હારવી જોઇએ. ઘણું સમજાવ્યો, તોપણ રાણાએ મરજી ન કરી ત્યારે ચંદાવટવાળો સલુંબરનો સરદાર રાણાનો હાથ ઝાલી તેને ગાદી ઉપરથી ઊઠાડી મહેલી બૂમ પાડી બોલ્યો કે સરદારો સવાર થાઓ અને પ્રતાપના દીકરાને અપયશમાંથી બચાવો. એ વેળા દરબારમાં કેટલોએક બડબડાટ ચાલ્યો, પણ પછી મોટા સરદારોએ સલુંબરવાળાને ટેકો આપ્યો તેથી અમર ગુસ્સામાંનો ગુસ્સામાં પોતાનાં લશ્કરને લેઇને જગન્નાથ લગી આવ્યો; અહિં આવ્યા પછી એનો ગુસ્સો ઊતરી ગયો ને પછી આંખમાં ઝળઝળિયાં આણતાં બંધ કરી મૂછપર હાથ મૂકી તેણે બધા સરદારોને કાલાવાલા કીધા કે મેં જે તમારૂં અપમાન કીધું છે તે માફ કરજો ને પેલા સલુંબરના સરદારને કહ્યું કે ભાઈ આગળ ચાલો, બાપના નામને બટ્ટો લાગશે તેવું નહિ થાય. પછી તેઓ ઉદારતા ને શૌર્યના વિચારથી દેવર આગળ પહોંચ્યા. અહિં ખાનખાનાનના ભાઈની સરદારીવાળા બાદશાહી લશ્કરની સાથે લડાઇ થઈ તેમાં રાણાના કાકાએ મુગલને હરાવ્યા, ઈ૦ સ૦ ૧૬૦૮. એ લડાઇ પછી તહ થયો, પણ તે થોડીવાર ચાલ્યો ને ઇ૦ સ૦ ૧૬૧૦ માં રાનપુર આગળ બીજી લડાઈ થઈ તેમાં પણ રજપૂત છત્યા.

એ ઉપરાઉપરી હારથી ચોંકીને જહાંગીરે ચિતોડમાં એક નવા રાણાની ગાદી કરવાનું ઠેરવ્યું, એવી મતલબથી કે અમરસિંહના મળતીઆમાંના ઘણાક ખશી

* એ આજ્ઞા તો પછવાડેથી પળાઈ નથી, પણ બીજીઓની કેટલીક નિશાનીઓ હજી પણ છે—નગારાં લડાઈમાં અથવા સવારીમાં પ્રતાપ પાછળ રાખતો તે આજપણ તેમજ રાખવામાં આવેછે; પ્રતાપ પત્રાવળીમાં જમતો તેની નિશાનીમાં હાલના રાણાઓ સોના રૂપાની થાળી નીચે એક પાતરૂં મૂકેછે; પ્રતાપ ઘાસ ઉપર સૂતો તેની નિશાનીમાં હાલના રાણાઓ પથારી તળે એક ઘાસનું તરણું મૂકેછે; મોરપીછનાં ચમર સાથે એક તાડછું પણ રાખેછે.

જાય; પણ રજપૂતના સંપે જહાંગીરનું ફાવવા ન જ દીધું. ચિતોડની ગાદીને માટે જે રજપૂતને મોકલ્યો હતો તેને પોતાના બાપદાદાનાં મોટાં પરાક્રમ સાંભરી આવેથી અને દેશભક્તિ વણસાડ્યાનો પશ્ચાત્તાપ થયેથી પોતાના ભત્રીજા અમરસિંહને ચિતોડની ગાદી સોંપી ને પોતે* જતો રહ્યો. એ રીતે ચિતોડ અમરસિંહના હાથમાં આવ્યું, પણ કિલ્લા કોટ બાંધવાને તેની પાસે પૈસા નહોતા તેથી ઘણો ફાયદો થયો નહિ. તોપણ મેવાડનાં મોટાં શહેરો ને કિલ્લાઓ મળી એંશીએક જગા પાછી તેના તાબામાં આવી.

જહાંગીર ઘણો ગભરાયો, પણ પછી મોટું લશ્કર પોતાના દીકરા પરવેજની સરદારી તળે રાણા સાથે લડવાને મોકલ્યું, પણ એમ સમજાવીને કે રાણો અથવા તેનો મોટો દીકરો તારી પાસે આવે તો તેનો યોગ્ય રીતે સત્કાર કરવો ને દેશને કંઈ નુકસાન કરવું નહિ.

રાણાએ ખાનનોર આગળ ઈ૦ સ૦ ૧૬૧૧ માં લડાઈ આપી તેમાં બાદશાહી લશ્કર બેહુરમત થઇ માર્યું ગયું. એ વખત પરવેજ પહાડી રસ્તાઓમાં ગુંચવાઇ ગયો; છાવણીમાં ટંટા ફિતૂર થવા માંડ્યાં; ખોરાકી બંધ થઈ ને ઘણાં માણસો કપાઈ ગયાં. પછી જહાંગીરે પરવેજના દીકરાને મોકલ્યો, પણ તેની પણ હાર થઇ ને તે કપાઈ મુઓ.

પ્રતાપ મુઆ પછી અમરસિંહે મુગલ સાથે સત્તર મોટી લડાઈ કીધી, પણ એથી મોટા મોટા જૂના સરદારો મરી ગયા તેથી અને દ્રવ્યાદિક સાધન એકઠાં કરવાની તેને નિરાંત નહોતી તેથી અને પોતાના જુવાન સરદારોને તરબીયત કરવાની ફુરસદ નહોતી તેથી જ્યારે જહાંગીરે મોટું લશ્કર શાહજહાંની સરદારી તળે મોકલ્યું ત્યારે અમરનું કંઈ ફાવ્યું નહિ. રાણાના મોટા મોટા સરદારો ને બૈરાંઓ પકડાયાં તેથી રાણો છેક નાઉમેદ થઈ ગયો ને તેણે વિચાર કીધો કે જો હું હજૂર સામો થઈશ તો મારે કેદ અથવા દેશ બહાર રહેવું પડશે. એમ વિચારી અમરસિંહે પોતાના બે સરદાર શાહજહાં પાસે મોકલી કહેવાડ્યું કે બાદશાહ જો મને માફ કરી મારો હાથ ઝાલે તો હું તેને તાબે રહેવા તૈયાર છઉં, અને જેમ બીજા રજપૂત રાજા તહેનાતમાં છે તેમ હું મારા કરણને પણ રાખીશ. હું તો હવે ઘરડો થવા આવ્યો છઉં માટે મારાથી તો આવી શકાશે નહિ.

* એનું નામ સકતો હતું— જેણે પ્રતાપને બચાવ્યો હતો તે ભત્રીજાને ગાદી આપીને બાદશાહી દરબારમાં ગયો. અહિં જ્યારે જહાંગીરે ઠપકો આપ્યો ત્યારે તે તરતજ કટાર કહાડી પોતાના પેટમાં મારી મરી ગયો.

બાદશાહે ખુશી થઇને રાણાને લખ્યું કે હું તને માફ કરૂં છઉં ને પછી દોસ્તદાવે લખતો હોય તેવું એક ફરમાન મોકલ્યું કે તું ગભરાઈશ નહિ, હું તારૂં રક્ષણ કરીશ; અને પોતાના દીકરા શાહજહાંને લખ્યું કે રાણાની ઇચ્છા ઉપરાંત વર્તીશ નહિ. એ રીતે મેવાડે છેકજ લાચાર હાલતમાં આવી જઇ દિલ્હીની મુગલાઈનું ઉપરીપણું કબૂલ કીધું, ઇ૦ સ૦ ૧૬૧૬.

૧. ઇ૦ સ૦ ૧૬૨૧ માં અમરસિંહ મરણ પામ્યો ને તેના દીકરા કરણની આણ ફરી. તે શૌર્ય તથા વર્તણુકમાં ઓછો ન હતો. પોતાના બાપની વખતની નાણાની તંગીમાંથી છૂટવાને તે પોતાના દુશ્મનોના મૂલકમાંથી ન મનાય તેવી ઝડપથી પસાર થઈને સૂરત લૂંટી ગયો હતો, અને યુદ્ધ પરાક્રમ બતાવવાનો પ્રસંગ ન હતો તેથી તેણે કિલ્લાકોટ મજબૂત કર્યાં ને દેશને શણગાર્યો—તેણે રાવળા નામનો મહેલ બંધાવ્યો છે.

૨. કરણની પછી તેનો દીકરો જગતસિંહ આવ્યો. તેણે જહાંગીરના મરણની ખબર ખરૂમને ઈરાન લખી હતી ને જ્યારે એ સૂરત આવ્યો, ત્યારે એને તેડવાને પોતાના રજપૂતો મોકલ્યા હતા. ખરૂમ ઉદેપુરમાં આવી શાહજહાંન નામ ધરાવી બાદશાહ કહેવડાવવા લાગ્યો. એ પ્રસંગે શાહજહાંને પાંચ પરગણાં ને એક અમૂલ્ય લાલ રાણાને બક્ષિસ આપ્યાં ને ચિતોડનો કિલ્લો બાંધવાની રજા આપી. જગતસિંહે ૨૬ વર્ષ સ્વસ્થતામાં રાજ્ય કર્યું. તેણે જગનિવાસ નામનો આરસપાહાણનો મહેલ બંધાવ્યો છે. જગતસિંહ પોતાની પદવીના ભારેખમપણાથી, પરોપકાર બુદ્ધિના બોલવા લખવાથી અને પોતાની કુલીન રજપૂતાઈથી રજવાડામાં સંઘેથી માન પામ્યો છે.

૩. ઇ૦ સ૦ ૧૬૫૪ માં રાજસિંહ ગાદીએ બેઠો. તેના વખતમાં શાહજહાંની ગાદીનેમાટે તેના ચાર દીકરા જે પોતપોતાનેમાટે મહેનત કરતા હતા તે દરેકે રાણાની મદદ માગી હતી, પણ રાણાએ ખરો વારસ જે દારા તેની તરફેણ ખેંચી હતી ને બીજા રજપૂત રાજાઓએ પણ તેમજ કર્યું હતું. પણ ફતેહાબાદની લડાઇથી ઔરંગજેબને ગાદી મળી તે દહાડેથી રજપૂતોનાં માન બાદશાહી દરબારમાં ઘટ્યાં. ઔરંગજેબે દ્વેષથી ને મૂર્ખાઇથી રજપૂતઉપર જૂલમ ગુજારવા માંડ્યો.

ઔરંગજેબને ગાદી મળી તે દહાડેથી રાણાએ પોતાને સ્વતંત્ર કહેવડાવવા માંડ્યું. પ્રથમ ઝગડો તો આ થયો કે ઔરંગજેબે મારવાડના રૂપનગઢવાળાની બેટીનો હાથ માગ્યો ત્યારે તે કુંવરીએ રાણાને કાગળ લખ્યો હતો. શું હંસી કાગડાની માદા થશે? શું શુદ્ધ

લોહીની રજપૂતાણી વાનરમુખા યવનની સ્ત્રી થશે? વળી લખ્યું હતું કે મારી હુરમત બચાવવાને હું રજપૂતમાંના સૌથી શ્રેષ્ઠને શરણ થાઉં છઉં ને તેના બદલામાં મારી જાત તેને આપું છઉં; તું જો મારૂં રક્ષણ નહિ કરે તો હું આપઘાત કરીશ. એ ઉપરથી રાણો વીણી કહાડેલા સવારો લેઈને રૂપનગઢ ગયો ને ત્યાં પડેલી મુગલફોજની કતલ કરીને પેલીને પોતાની રાજધાનીમાં લેઇ આવ્યો.

ઔરંગજેબે મારવાડનો જસવતસિંહ જેને હસ્તક કાબુલનો સૂબો હતો તેને ઝેર દેવડાવી મારી નખાવ્યો હતો ને તેનાં કુટુંબને કેદમાં નાંખવાની તજવીજ કરતો હતો, પણ એક ખિડના નાકા આગળ ૨૫૦ રજપૂતોએ બાદશાહનાં ૫,૦૦૦ માણસની સામા ટકાવ કરીને તે કુટુંબને સલામત નસાડી મૂક્યું હતું. એ જસવતસિંહનો બાળક-મારવાડની ગાદીનો વારસ અજિતસિંહ તેની મા જે મેવાડના રાણાની બેટી હતી તે રાણાની પાસે જઈ પગે પડી ને બોલી કે આ બાળક નાનો છે ત્યાંસૂધી એનું તું રક્ષણ કરજે ને હું જે એની વતીનો કારભાર ચલાવું છઉં તેમાં તું સહાય રહેજે. એઉપરથી રાણાએ અજિતને કેલવાડામાં દુર્ગાદાસ નામે બહાદુર સરદારની સંભાળમાં રાખ્યો.

બાદશાહે જજીયો કહાડ્યો ત્યારે રાણાએ તેને રજપૂત લોક તરફથી ઠપકાનો કાગળ લાંબો લખી મોકલ્યો હતો. એ કાગળમાં પોતે સ્વતંત્ર છે એવું પણ મર્મમાં લખ્યું હતું.

ઉપર લખેલાં ત્રણ મોટાં કારણોથી બાદશાહ બહુ ચીડાઇ ગયો; ને પછી ચારે પાસથી ફોજ એકઠી કરીને મેવાડ ઉપર તૂટી પડ્યો. તેણે બંગાળેથી અકબરને, કાબુલથી અજીમને અને દક્ષિણમાંથી મોઅજ્જીમને એ પ્રસંગ ઉપર તેડાવ્યા. ચિતોડ, મેંડળગઢ, મંદુસર વગેરે કિલ્લા તો મુગલે લડીને લીધા, પણ પછી જ્યારે રાણો પહાડોમાંથી મોટું સેન લેઇને પોતાના બે દીકરા સાથે ઊતરી પડ્યો ત્યારે મુગલ ફોજની ઠેકાણે ઠેકાણે ખરાબી થઈ ગઈ. ડોબારી આગળ ૧૬૮૦-૮૧ માં મોટી લડાઇ થઈ તેમાં ઔરંગજેબ હાર્યો અને બાદશાહી વાવટા, હાથીઓ વગેરે ઘણોક માલ રાણાના હાથમાં આવ્યો.

ઔરંગજેબ ઉપલી હારથી શરમાઇને પોતાના દીકરા અજીમ તથા અકબરને લડવાનું કહી પોતે મેવાડ છોડી અજમેર જઈ રહ્યો. અહિંથી એણે ખાન રોહીલાને ૧૨,૦૦૦ માણસ સાથે સામળદાસ રાઠોડની સામા લડવાને મોકલ્યો. એ રાઠોડે મારવાડના લશ્કર સાથે પૂરમંડળ આગળ લડાઈ આપી અને દુશ્મનને હરાવી અજમેર તરફ હાંકી મૂક્યા.

જેમ રાણો, તેનો પાટવી પુત્ર અને તેના સહાયકારી રાઠોડ એઓએ યશ મેળવ્યા હતા તેમ રાણાના બીજા દીકરા ભીમે પણ ગૂજરાત ઉપર હૂમલો કરી ઈડર લીધું હતું અને ત્યાંના મુસલમાનોને હાંકી કહાડ્યા હતા; વળી વડનગર થઇને પાટણ જ્યાં છત્રપ રહેતો તેને લૂંટ્યું હતું ને સૂરતને લૂંટવાની તૈયારી કરતો હતો એટલામાં નાસનારાઓનાં દુઃખ જોઈને રાણાને દયા આવી ને એણે ભીમને પાછો બોલાવી લીધો હતો.

દયાળશાહ નામે દીવાન જે ઘણો હિંમતવાન્ અને ચાલાક હતો તેણે થોડુંક લશ્કર લેઇને માહૂ, ઉજ્જન, ચંદેરી વગેરે શહેરો લૂંટ્યાં અને ત્યાંના લશ્કરને કાપી નાંખ્યું. પછી દયાળની ટૂકડી અને રાઠોડ તથા બીજી સહાયકારીઓની ટૂકડીઓ મેવાડના પાટવીનું લશ્કર જે ચિતોડ આગળ અજીમ સાથે લડતું હતું તેને મળી. એમ થતામાં તો અજીમ છેક જ હાર્યો ને નાઠો. એ પ્રસંગે રજપૂતોએ બાપદાદાની બહાદુરી બતાવી હતી.

એ બધી ધામધૂમથી રાણો જખમના મંદવાડથી મરણ પામ્યો.

૪. ઇ૦ સ૦ ૧૬૮૧ માં રાણો જયસિંહ ગાદીએ બેઠો. એણે ઔરંગજેબ સાથે પોતાનો ટેક રાખી કોલકરાર કર્યા. એ રાણાએ બાપની વખતમાં ઔરંગજેબની સાથે લડીને પરાક્રમ બતાવ્યું હતું, પણ ગાદીએ બેઠા પછી તે આળસુ ને મોજીલો થઇ ગયો હતો. તે પોતાના દીકરા અમરને પ્રધાનને સોંપી રાજધાનીથી દૂર રહ્યો હતો. એક વખત એવું બન્યું કે અમરે એક ગાંડા હાથીને શહેરમાં છૂટો મૂક્યો તે વેળા પ્રધાને તેને ઠપકો આપ્યો હતો. એ બનાવથી દરબારમાં પાટવી અને પ્રધાન વચ્ચે વાંધો પડવા માંડ્યો તેનું સમાધાન કરવાને જયસિંહ ઉદેપુર આવ્યો. બાપનું આવવું જાણી અમર બુંદી નાશી ગયો, ને ત્યાંથી પછી પોતાની માની તરફના હાડા સરદારોને લેઇને ૧૦,૦૦૦ માણસની સરદારી કરી પાછો આવ્યો. માંહોમાંહે લડાઇ ન થાય એટલાસારૂ રાણો ગોડવાડ તરફ હઠ્યો ને ત્યાંથી એક સરદારને પોતાના દીકરાને સમજાવવાને મોકલ્યો; પણ અમર ન સમજતાં ખજાનો સંભાળવાને કોમલમેર ગયો, પણ એમાં તેનું ફાવ્યું નહિ, કેમકે રાણાની તરફના સરદારો જોરાવર હતા. પછી એકલિંગના દેવળમાં એવું ઠર્યું કે રાણો પોતાની રાજધાનીમાં આવે ને દીકરો બાપની હયાતી સૂધી બહારનો બહાર રહે. એ રીતે જયસિંહ પાછો ઉદેપુરમાં આવી રહ્યો.

૫. ઈ૦ સ૦ ૧૭૦૦ માં અમરસિંહ બીજો ગાદીએ બેઠો. એ બહાદુર ને ચાલાક હતો. ઔરંગજેબના દીકરાઓની વચમાં ટંટો થયો તેનો લાભ લેઇને તેણે શાહ આલમ સાથે ખાનગી કોલકરાર કર્યાં હતા. તેણે જજીઓ કહાડી નાંખવાનું બાદશાહને લખ્યું હતું, તેણે પોતાના દેશનો મોહ્‌ભો વધાર્યો હતો અને ખેતીવાડી તથા કારખાનાંઓને ઉત્તેજન આપ્યું હતું.

૬. ઇ૦ સ૦ ૧૭૧૬ માં રાણો સંગ્રામ ગાદીએ બેઠો. તેના વખતમાં મુગલ બાદશાહનો હૂકમ ન ચાલતાં ઘણાંક સ્વતંત્ર રાજ્યો ઊભાં થયાં હતાં અને એક મેવાડ સિવાય સઘળાં રજપૂત રાજ્યોએ પોતાની સત્તા વધારી દીધી હતી. મુગલાઈ સાથે જોડાયાથી તથા પરરાજ્યના લોક સાથે મળી જવાથી કુલીનતા તથા અસલી રીતભાત વણસશે એ ધાસ્તીથી મેવાડ, રાજ્યોની ધાંધલથી દૂરનું દૂર રહેતું; મેવાડ પોતાનો ટેક મૂકવા કરતાં નાના રાજ્યને વધારે પસંદ કરતું; વળી તેના અમીરોમાં પણ એકમેકને ટંટા હતા—એ કારણોથી મેવાડ પોતાની સત્તા વધારી શક્યું નહિ—તોપણ એણે ગુમાવેલાં ડુંગરપુર, વાંસવાડા વગેરે પાછાં મેળવ્યાં. બાપા રાવળની ગાદીનો દરજ્જો રાખનારાઓમાંનો છેલ્લો સંગ્રામસિંહ હતો. તેની પછી મરાઠાઓએ રાણાઓ પાસે પોતાનું ઉપરીપણું કબૂલ કરાવ્યું. એ રાણો મુઓ ઈ૦ સ૦ ૧૭૩૪ માં.

૭. જગતસિંહ (બીજો) ગાદીએ બેઠો તેને બીજે વર્ષે બાજીરાવ મેવાડ આવ્યો અને રાણાએ ૧,૬૦,૦૦૦ *રૂપિઆ વર્ષ દહાડે આપવા એવો તેણે લેખ કરાવ્યો. મેવાડના રાણાએ આવી રીતનું લખાણ પહેલવહેલુંજ બાજીરાવને કરી આપ્યું.

પછી ઈ૦ સ૦ ૧૭૪૩ માં જેપુરનો રાજા જેસિંહ મુઓ ત્યારે રજવાડાઓમાં માંહોમાંહે લડાઈ ચાલી. જેસિંહનો દીકરો ઈશ્વરસિંહ રાજા કહેવાવા લાગ્યો, પણ કેટલીક જબરી ટોળીએ રાણાના ભત્રીજા માધુસિંહને જેપુરનો રાજા માન્યો. રાણો ને માધુસિંહ, ઈશ્વરસિંહ ને તેના સહાયકારી મરાઠા એઓ સાથે રાજમહાલ આગળ લડ્યા પણ હાર્યા. પછી ઈશ્વરસિંહ ફૂલાઇને સિંધિયાને સાથે રાખી બુંદીકોટાના હાડાઓ સામો લડવા ગયો, તેમાં હાડાં હાર્યાં. પછી રાણાએ પોતાને સહાય કરવા હોલ્કરને તેડ્યો એવી રીતે કે હોલ્કર ઈશ્વરસિંહને ઊઠાડી મૂકે તો રાણો તેને ૮૦ લાખ રૂપિઆ આપે. એવામાં ઈશ્વરસિંહે અપમાનના ભયથી ઝેર ખાધું ને માધુસિંહને ગાદી મળી. એ પ્રમાણે મરાઠાઓ મેવાડમાં ઘૂશ્યા.

ઇ૦ સ૦ ૧૭૫૨ માં જગતસિંહ (બીજો) મુઓ. તે મોજશોખમાં પોતાનો વખત કહાડતો. તેણે મહેલ સમરાવ્યો અને ૨૫ લાખ રૂપિઆ પેશોલા તરફનો પ્રદેશ શોભાયમાન કરવામાં ખરચ્યા.

૮. પછી પ્રતાપ (બીજો) આવ્યો તે ત્રણ વર્ષ રાજ્ય કરી મુઓ. તેની પછી રાજસિંહ (બીજો) થયો એણે સાત વર્ષ રાજ્ય કીધું. એ બંને રાજ્યમાં મરેઠાઓ મેવાડ ઉપર હૂમલા કરતા અને કબૂલેલાં નાણાંની ભાંજગડ ચાલતી.

૯. ઇ૦ સ૦ ૧૭૬૨ માં રાણો ઉદેસિંહ ગાદીએ બેઠો. માંહોમાંહેના કજીઆના સમાધાનને સારૂ હોલ્કરને વચમાં નાંખવો પડ્યો હતો. વળી મરાઠાઓની તરફથી ચોથ ઊઘરાવનારો પણ તેજ હતો તેથી તેણે નાણાની ઊઘરાણી કરીને ઉદેપુરપર ચડાઇ કરવાની ધમકી બતાવી. એથી મેવાડના ખજાનામાંથી ૬૦ લાખ ગયા.

વળી ૧૭૭૦ માં સિંધિયાએ ઉદેપુરને ઘેરો ઘાલ્યો તેથી મેવાડની ઘણીએક ફળદ્રૂપ જમીન રાણાને ગીરો મૂકવી પડી.

૧૦. ઇ૦ સ૦ ૧૭૭૨ માં ઉદેસિંહ મુઓ ને હમીર ઉદેપુરનો રાણો થયો. એના મરણ પછી ૧૭૭૮ માં તેનો ભાઈ ભીમસિંહ આવ્યો. એના વખતમાં સિંધિયા તથા હોલ્કરને લડાઈ ચાલી ને એ ઇંદોરની લડાઈમાં ઇ૦ સ૦ ૧૮૦૨ માં સિંધિઓ જીત્યો ને એણે મેવાડને પોતાનું ખંડણી રાજ્ય ગણ્યું. ઇ૦ સ૦ ૧૮૧૧ માં બાપુ સિંધિયો સૂબેદાર નામ ધારણ કરીને આવ્યો. તેણે મેવાડને છેક્જ પાયમાલ કરી નાંખ્યું; સરદારો, વેપારીઓ, ખેડુતો, વગેરેને અજમેરના કિલ્લામાં બંદીખાને નાંખ્યા.

ઇ૦ સ૦ ૧૮૧૮ ની જાનેવારીની ૧૬ મીએ દયામણા થઇ ગયેલા રાણાએ અંગ્રેજ સાથે કોલકરાર કર્યા તે નીચેપ્રમાણે છેઃ—

૧ લી કલમ—અંગ્રેજ સરકારે ને મેવાડના રાજે ઓલાદ દર ઓલાદ હમેશ દોસ્તી રાખી ફાયદાની વાતમાં મિલાપી રહેવું. એકના જે દોસ્ત દુશ્મન તે બીજાના પણ ખરા.

૨ જી કલમ—અંગ્રેજ સરકાર ઉદેપુરના રાજ્યનું રક્ષણ કરવાની કબૂલાત આપેછે.

*એના સરખે ભાગે હિસ્સેદાર સિંધિયા, હોલ્કર ને પુવાર એ ત્રણ હતા. ૧૦ વર્ષ એ શરત ચાલી. પછી એ ત્રણ હિસ્સેદારમાંના એકે એ બધી રકમ પોતે લેવી ધારી તેથી એ શરત પછી અમલમાં આવી નહિ.

૩ જી કલમ–ઉદેપુરના મહારાણાએ અંગ્રેજ સરકારનું ઉપરીપણું માની તેની સાથે મળીને વર્ત્તવું અને બીજાં રાજ્યો અથવા સરદારો સાથે કોઈ પણ રીતનો સંબંધ રાખવો નહિ.

૪ થી કલમ–ઉદેપુરના મહારાણાએ કોઈનાઉપર હૂમલા કરવા નહિ; અને જો કદાપિ કોઈ સાથે ભાંજગડ થાય તો તે કામમાં અંગ્રેજ સરકારને વચમાં નાંખી તે જે ઠરાવ કરે તે અમલમાં આણવો.

૫ મી કલમ–ઉદેપુરના મહારાણાએ હરકોઈ રાજ્ય અથવા સરદાર સાથે અંગ્રેજ સરકારને જણાવી તેની મંજૂરી વગર કોઈપણ કોલકરાર કરવા નહિ. પણ સ્નેહી ને સગાં સાથે સ્નેહરૂપ પત્રવ્યવહાર ચલાવ્યાં કરવામાં બાધ નથી.

૬ ઠ્ઠી કલમ–ઉદેપુરનાં ખરેખરાં રાજ્યની વસૂલમાંથી દરવર્ષે અંગ્રેજ સરકારને પાંચ વર્ષ સૂધી મહારાણાએ ચોથાઈ આપ્યાં કરવી અને પછી હમેશ રૂપિએ ૬ આના લેખે આપ્યાં કરવી. મહારાણાએ ખંડણીની બાબતમાં કોઇ બીજા રાજા સાથે સંબંધ રાખવો નહિ અને કોઈ બીજું રાજ્યનો દાવો કરે તો તેનો જવાબ આપવાને અંગ્રેજ સરકાર કબૂલ થાયછે.

૭ મી કલમ–મહારાણો કહેછે કે ઉદેપુરના રાજ્યનો કેટલોક ભાગ અણઘટતી રીતે બીજાઓના હાથમાં ગયેલો છે તે પાછો તેને હવાલે થાય તેવું સરકારે કરી આપવું. અંગ્રેજ સરકાર ખરેખરી હકીકતથી વાકેફ નથી માટે તે એ બાબતમાં કોઇ રીતની કબૂલાત આપી શકતી નથી; પણ ઉદેપુરના રાજ્યની ફરીથી આબાદી કરવા તરફ સરકાર પોતાની નજર હમેશ રાખ્યાં કરશે; અને અકેકી બાબતની કેફિયત જાણી લીધા પછી રાણાની ઉમેદ પાર પાડવામાં જે જે જોગવાઈએ મહેનત કરવી ઘટતી હશે તે તે જોગવાઈએ સારીપેઠે મહેનત લેશે. અંગ્રેજ સરકારની મદદથી જે જે જગ્યાઓ રાણાને પાછી મળશે તે તે જગ્યાની વસૂલમાંથી પણ રૂપિએ છ આના હમેશ અંગ્રેજસરકાર લેશે.

૮ મી કલમ—અંગ્રેજ સરકારની માગણી થાય ત્યારે ઉદેપુરનાં રાજ્યે સત્તાપ્રમાણે લશ્કર પૂરૂં પાડવું.

૯ મી કલમ—ઉદેપુરનો મહારાણો હમેશ પોતાના રાજ્યનો સ્વતંત્ર સત્તાધારી રહેશે અને તે રાજ્યમાં અંગ્રેજ સરકારના કાયદા દાખલ કરવામાં નહિ આવે.

૧૦ મી કલમ—આ ૧૦ કલમના કોલકરાર દિલ્હીમાં થયા અને એઉપર અંગ્રેજ સરકારની તરફથી મિ૦ ચાર્લસ થીઓફાઈલ્સ મેટક્રીફે અને મહારાણાની તરફથી ઠાકોર અજીતસિંહ બહાદુરે પોતપોતાની સહી ને મોહર કરી છે—એઉપર ધ મોસ્ટ નોબલ ધ ગવર્નર જનરલની (માર્કિવસ આવ્ હેસ્ટિંગ્સની) અને મહારાણા ભીમસિંહની મંજૂરી આજની તારીખથી મહિનાની અંદર એક બીજાને આપવામાં આવશે.

**(સહી) સી. ટી. મેટકોફ** (એલ. એસ.)

**ઠાકોર અજીતસિંહ,** (એલ. એસ.)

દિલ્હીમાં થયો તા૦ ૧૩ મી જાનેવારી સને ૧૮૧૮.

---

હવે મેવાડના રજપૂતો વિષે થોડુંક.

૧. **રાજભક્તિ**વિષે તો પૂછવુંજ શું? સીલીમની સાથે લડતાં પ્રતાપરાણાને બચાવવાને ઝાલાવાળાએ પોતાનો પ્રાણ આપ્યો, ને જો કે તે છેકજ પડતી હાલતમાં આવી પડયો હતો તોપણ તેના સરદારો તેને વળગી રહ્યા ને ભામાસા પ્રધાને પ્રતાપ મેવાડ ન છોડે તેનેસારૂ પોતાની બાપદાદાની દોલત તેને નજર કરી. અમરરાણાથી ઉપરાઉપરી હાર પામેથી જહાંગીરે મેવાડીઓનો ચિતોડ ઉપર પ્રેમ જોઈ રાણાના એક સગાને રાણા ઉપનામથી ચિતોડની ગાદીએ બેસાડયો–આવી મતલબથી કે અમરસિંહના વળામાંના ઘણાએક તેને મૂકી ચિતોડવાળાને માન આપે; પણ ધન્ય છે રજપૂતને કે તેઓએ નવા રાણાને નજ માન્યો! મારવાડનો અજિતસિંહ જે પોતાના બચપણમાં છૂપો ને છૂપો રહેતો ને જેને તેની પ્રજામાંના વીસ જણે પણ નહિ જોયો હોય તે અજિતના નામનીજ ભક્તિથી તેની તમામ પ્રજા સંપમાં રહીને ઔરંગજેબનું ફાવવા દેતી નહિ; ને આમ કરીને તે હથિયાર લેવાને શક્તિમાન થયો એટલે તરતજ તેની સરદારી નીચે રજપૂતોએ ઝુંડમાં મળી ઔરંગજેબ સાથે ૨૦ વર્ષસૂધી ટક્કર લીધાં કીધી. જ્યારે ભીલોએ ઇડરના નાગાદિત્યને મારી નાંખ્યો હતો ત્યારે તેના વંશમાંના બાળકને એક બ્રાહ્મણે ભાંડીરના કિલ્લામાં લેઈ જઈ રાખ્યો હતો; એક ભાટે, જ્યારે ચોહાણે ચિતોડની ગાદી ખૂંચી લેવાનું કીધું ત્યારે સિંધ જઇ રહપને આણ્યો હતો; અને એક દાઈએ ખૂની વનવીરથી બચાવવાને બાળક ઉદેસિંહને એક નાઇની સાથે ગામ બહાર મોકલાવી દેઈ તેને બદલે પોતાના કુમળા બાળકને મરાવ્યું હતું.

૨. **દેશભક્તિ**–જ્યારે હમીરે ચિતોડ પાછું મેળવ્યું ત્યારે કોમલમેર જ્યાં તે હતો ત્યાંથી સઘળા રજપૂત લોક ઉમંગભેર પાછા ચિતોડ આવ્યા ને મોટા શૌર્યથી મહમ્મદને તોબા પોકરાવી. પ્રતાપના પણની શી વાત—કે ચિતોડ પાછું આવે તોજ મહેલ બાંધવા ને

રાજસાહેબી ભોગવવી. એ પણ પ્રમાણે તે ઝુંપડીમાં રહેતો, પત્રાવળીમાં જમતો, પૈંડા ઉપર સૂતો વગેરે; ને એજ પણ તેણે મરતી વેળા પોતાના સરદારો પાસે પળાવવાનું વચન લીધું ને ત્યારેજ તેનો સંતોષે પ્રાણ ગયો! જેવું મેવાડ વિષે ત્યાંના રજપૂતોનું અભિમાન તેવુંજ બીજાં સંસ્થાનો વિષે લોકનું પણ સમજવું. દેશ ઉપર આફત એ શબ્દોનો ધ્વનિ દરેક રજપૂતના લોહીને ઉકળાવી નાંખતી. રજપૂતનો ઘોડો, રજપૂતની સ્ત્રી, રજપૂતની તરવાર ને રજપૂતનો દેશ એવિષે અપમાન લાયક શબ્દ રજપૂત આગળ બોલાય ને તરવાર ન નીકળે એવું તો ક્વચિતજ બનતું.

૩. **શૌર્યપરાક્રમ** વિષે બાપા, ખુમાણ, સમરસિંહ, હમીર, કુંભો, સાંગો, પ્રતાપ, રાજસિંહ એ મેવાડના રાજા, રાઠોડો, હાડાઓ ને ટૂંકામાં રજપૂતસ્થાનના રાજાઓ, સરદારો ને સૈન્યો દુનિયાની તવારીખમાં ઊંચી પ્રતિના દાખલા દર્શાવેછે. રે કરમદેવી ને કૃત્તાની મા જેવી સ્ત્રીઓ રણસંગ્રામમાં જાતે જઇ બહાદુરીથી ઘૂમી છે! રાણીઓએ રાજ્યકારભાર કર્યાના દાખલા તો રજવાડામાંથી ઠેકાણે ઠેકાણે મળી આવેછે. ટાડ ગ્રંથકાર કહેછે કે "રજપૂતસ્થાનમાંનું એક પણ નાનું રાજ્ય દેહની સ્વતંત્રતાને સારૂ થર્માપિલીના જેવી લડાઈ ન લડ્યું હોય તેવું નથી. એક પણ શહેર એવું નથી કે જેણે થર્માપિલીની લડાઇ લડનાર લીઆનિડાસના જેવા પ્રતાપી જોદ્ધાને જન્મ નથી આપ્યો. જે લડાઇમાં અંગ્રેજ સરકારનું ફાવવું નહોતું ને જે લડાઇના છેવટનેસારૂ ઇગ્લાંડમાં પણ મોટો ગભરાટ થઈ રહ્યો હતો તે લડાઇ જેપુરના રાજા માનસિંહે જીતી આસામ, આરાકાન, ઓઢીઆ એ પ્રાંત અંગ્રેજ સરકારને અપાવ્યા હતા."

૪. **કુલીનતા***—રામના પુત્રના વંશજ છૈયે એ વાતની જાણથી અભિમાન છે તેથી અને ઘણાજ પ્રાચીન કાળથી રાજાના ધણિયાતા છે તેથી અને આટલાં આટલાં વર્ષ થયાં છતાં નીચી વર્ત્તણુક દેખાતી નથી તેથી કુલીનતા ઊંચી પ્રતિનીજ છે. જો કે રજપૂતોએ પોતાની આગલી સત્તા ને આગલી પદવી ને આગલો દોર એ ખોયાં છે, તોપણ તેઓએ હજી પોતાનું ઉંચ કુળનું પ્રૌઢત્વ ને અભિમાન મૂકી દીધું નથી. ગરીબમાં ગરીબ રજપૂત પણ પોતાના બાપદાદાને વિષે અભિમાનથી બોલેછે. તે ખેતીવાડી કરવાને અને ઘોડેસવાર થયા વિના ભાલો વાપરવાને નીચું સમજેછે ને એ કુલીનપણાના વિચાર પ્રમાણે નીચી પદવીવાળો ઊંચી પદવીવાળાને માન આપેછે ને ઊંચી પદવીવાળો નીચી પદવીવાળાનો સારો સત્કાર કરેછે. હું મારૂં માથું મુગલને નહિ નમાવું એવા પણમાં પ્રતાપે પોતાની દુર્દશા આણી ને એ દુર્દશામાં પણ તે અને તેના સરદારો પરસ્પર એક બીજા સાથે ટેક અને યોગ્યતાથી વર્ત્તતા. અમરરાણાએ જહાંગીરને લખી મોકલ્યું કે હું તો હવે ઘરડો થયો માટે મારાથી તો તમારી પાસે જાતે આવવું નહિ બને. એ કુલીનપણાને અને તેને લગતી અસલી રીતભાતોને વળગી રહેવાના અત્યાગ્રહની ઘેલાઇમાંજ ઉદેપુરે* જોધપુરનાં રાજ્યોની પેઠે સત્તા ન વધારતાં પોતાનું રાજ્ય નાનું કરી નાંખ્યું. મેવાડની કુલીનતા બીજાં રજપૂત રાજ્યો કરતાં ઊંચી મનાયછે તેનાં કારણમાં એક આ પણ છે કે તેણે બીજાં રાજ્યોની પેઠે પોતાની દીકરી મુગલને નથી દીધી. મેવાડના સીસોડીઆ રજપૂતો, મારવાડના †રાઠોડો અને જેપુરના ‡કચ્છવા એ પણ કુલીન રજપૂતો છે. જાતિભેદને લીધે નીચી જાતના લોક, ઊંચા લોહીના રજપૂત સાથે ભળી શકતા નથી. શુદ્ધ લોહીના હોયછે તેજ માત્ર જાગીરના હક્કદાર થાયછે. જૂજ જમીનવાળા ગરીબની સાથે પણ ઊંચી પદવીવાળો પોતાની દીકરી પરણાવેછે—પણ ઉચકુળનો હોવો જોઈએ.

૫. કૃતજ્ઞતા, ઉદારતા, પરોણાની સેવા ને સભ્યતા એ જે કુલીનતાનાં ભૂષણ તે પણ રજપૂતાઈનાં ઊંચાં અંગ છે. રાજ્યોમાં ઘણા ઘણા ફેરફાર થયા ને તેને લીધે તેઓની દશામાં પણ ઘણા ઘણા ફેરફાર થયા, તોપણ રજપૂતો આજ પણ તે રૂડી વર્ત્તણુકો રાખી રહ્યા છે. કોઇપણ રજપૂતને પૂછીએ કે તમારામાં મોટો ગુનો કીઓ ? તો તરત કહેશે કે ગુણચોરી—કૃતઘ્નતા—નિમકહરામી, જેનું ખાધું તેનું ભુંડું ન ઈચ્છવું એ મોટી નીતિ છે—ને એથીજ રાજ્યભક્તિ ને દેશભક્તિના વિચાર દૃઢીભૂત થાયછે. જોકે મેવાડ, મારવાડ,

* સિંધિયા, હોલ્કર ને ગાયકવાડ એ ત્રણે પોતાનાં કુળનું અભિમાન કરી શકે તેમ નથી. સિંધિયાનો મૂળપુરૂષ ખેડુત, હોલ્કરનો ભરવાડ અને ગાયકવાડનો કણબી હતો—જે રાજકુળનો મૂળપુરૂષ શસ્ત્રથી અને સદ્ગુણથી પ્રસિદ્ધિ પામ્યો હોય તે રાજકુળ ઊંચું કહેવાય.

* આખા રજપૂતસ્થાનમાં સૌથી જૂનું રાજ્ય મેવાડનું—એ જ્યારે આબાદ હતું ત્યારે જોધપુર ને જેપુરનાં રાજ્યો નવાં મંડાતાં હતાં.

† કનોજનું રાજ્ય ભાંગ્યા પછી ત્યાંનાં રાજકુળની શાખા મારવાડમાં સ્થપાઇ.

‡ કચ્છવા એ રામચંદ્રના વંશના કહેવાયછે. એ કુળમાં નૈષધ દેશનો નળ રાજા ઈ૦ સ૦ ના ૩ જા સૈકામાં થઇ ગયો છે.

વગેરે કેટલાંક મોટાં રાજ્યો ઔરંગજેબની સામાં હતાં, તોપણ તેઓ બાદશાહના દુશ્મન મરાઠાઓને નહોતાં મળ્યાં.

ઉપર લખેલા સદ્ગુણો છતાં રજપૂતોની પડતી થવાનાં કારણો નીચેપ્રમાણે છેઃ—

૧. મત્સર ને કુસંપ એ પ્રથમથી જોવામાં આવેછે. કનોજના જેચંદથી અને અણહિલવાડના ભોળાભીમથી દિલ્હીના પૃથિરાજની મોટાઈ ન સંખાયાથી તેઓએ પોતાનું તેની સામે ચાલતું નથી. એમ જોઈ દ્વેષથી શાહબુદ્દીન ઘોરીને તેડાવ્યો—ને એ જ્યારે દિલ્હી ઉપર ઉતરી આવ્યો ત્યારે કનોજ ને અનહિલવાડ એ સિવાય બીજાં બધાં રાજ્યોએ જો કે દિલ્હીના રાજ્યને સહાય કરી તોપણ અંતે એ સૌ હાર્યાં ને મુસલમાનોએ આ દેશમાં પોતાની સત્તા કીધી. ઘણાંક રજપૂત રાજ્યો પાયમાલ થઈ ગયાં—તેમાં કનોજ ને અનહિલવાડ જેણે પેટનાં બળ્યાં ગામ બાળ્યું તેઓ પણ નાબુદ થઇ ગયાં—દિલ્હી, કનોજ ને અનહિલવાડ એ ત્રણે મોટાં રાજ્યો ઊંધાં વળ્યાં. એ રીતે રજપૂતની પહેલી ને મોટી પડતી થઈ. ઇ૦ સ૦ ૧૧૯૩ પછી, રહેલાં રાજ્યોમાં ચિતોડનું રાજ્ય જે ઇ૦ સ૦ ૭૨૮ થી મંડાયું હતું તે માત્ર મોટું રહ્યું. એને અલાઉદ્દીને ઇ૦ સ૦ ૧૩૦૩ માં તારાજ કીધું; પછી પાછું તે હમીરથી ચડવા માંડ્યું ને સંગરામ (સાંગા) રાણાના વખતમાં આબાદાનીની ટોંચે પહોંચ્યું. અકબરના વખતમાં પાછી પડતી થઈ ને મેવાડના ઉદેસિંહને ચિતોડ છોડી દેવું પડ્યું, અને અમર રાણાએ ઇ૦ સ૦ ૧૬૧૬ માં જહાંગીરનું ઉપરીપણું કબૂલ કર્યું. એ પડતી આણવામાં પણ બીજાં રજપૂત રાજ્યો, મેવાડની ઉપર અદેખાઇ તેથી, મુગલબાદશાહની મદદમાં હતાં.

૨. મુસલમાન બાદશાહોનું બેદરકારીપણું, તેઓનો જૂલમ અને તેઓનું ધર્મસંબંધી વાતમાં વચમાં પડવું એ, અને ઇ૦ સ૦ ૧૭૩૬ થી તે ૧૭૭૮ સૂધી ચાલેલી મરાઠાઓની લૂંટફાટ એ, રજપૂતની પડતીનાં મુખ્ય કારણો છે.

જેપુર ને જોધપુરનાં રાજ્યો મુગલાઇના કકડા થયા ત્યારથી પોતાની હદ્દ વધારવાના ઉદ્યોગમાં પડ્યાં ને મરાઠાઓથી ઘણુંકરીને આઘાં રહેતાં તેથી તેઓ નબળાં ન પડ્યાં, પણ મેવાડ, પોતાના ઊંચ કુળના અભિમાનમાં દેશકાળ પ્રમાણે ન વર્ત્તવાથી, ઘણી રાણીથી તથા કુટુંબકલેશથી અને રાજકારભારને લાયક નહિ તેવા રાજાઓથી થતી અન્ધાધુન્ધીથી અને મરાઠાઓના વચમાં પડવાથી અને ઈ૦ સ૦ ૧૭૬૪ માં મોટો દુકાળ પડયો તેથી છેકજ પાયમાલ થઈ ગયું.

જો કે એ ત્રણ રાજ્ય હાલ સારી હાલતમાં છે તોપણ રજપૂતો જેવા આગળ હતા તેવા નથી. રજપૂતને હાલ પોતાને અનુકૂળ ઉદ્યોગ નથી તેથી તેઓ નીશો ને ઇશકબાજીમાં ગુલતાન થઈ પોતાના દિવસ નિર્ગમન કરેછે, પણ એથી તેઓને ફરીથી ઊંચો થવાનો દહાડો આવનાર નથી માટે એઓએ ફરીથી પોતાનો રૂડો દહાડો આણવાને નીચે લખેલી ભલામણ પ્રમાણે વર્તવું જોઇએ અને વર્ત્તાય તેવું છે, કારણ કે હાલમાં ચક્રવર્તી અંગ્રેજી રાજ્યના પ્રતાપથી દેશમાં સ્વસ્થતા છે.

૧. પોતાની જન્મભાષાની સાથે જેમ મુગલાઈ વખતમાં ફારસી ભણાતું તેમ આ વખતમાં અંગ્રેજી ભણવા તરફ દરબારના બેસનારાઓનો લક્ષ થવો જોઈએ—કે જે રાજનીતિથી અંગ્રેજો આટલા ચડેલા છે તે જાણવામાં આવે; અંગ્રેજ સાથે પોતાના વ્યવહારમાં ગાફેલિયત ન થાય અને પોતાના અંગ્રેજ સરકાર પ્રતિ ને અંગ્રેજ સરકારના દેશી રાજ્યપ્રતિ શા શા ધર્મ છે તે જાણ્યામાં આવે.

૨. અંગ્રેજના રાજ્યની સુધરાવટ જોઈને તે પોતાનાં રાજ્યમાં દાખલ કરવી.

૩. પ્રજાને સંતોષ પમાડવાને—કે જેથી આગલી દેશભક્તિ ને રાજ્યભક્તિ જાગૃત થાય તેવા ઉપાયો દરબાર તરફથી અમલમાં આવવા જોઇએ; મુખ્ય ઉપાય બે છે—જમીનના ગણોતમાં ઘટાડો અને નિષ્પક્ષપાત ન્યાય.

૪. રાજાઓએ વિષયાસક્તિ અને અફીણ દારૂનાં વ્યસન એથી દૂર રહી પોતાની પ્રજા તેથી દૂર રહે તેવી તજવીજ રાખવી.

૫. ખેતીવાડીની સુધરાવટથી, વેપારથી અને યંત્રાદિકથી બીજા ઉદ્યોગ વધારી પોતાના દેશની દોલત વધારવી—ટૂંકામાં તનમાં કૌવત, બુદ્ધિ અને દ્રવ્ય રાજ્યમાં વધારવાં.

૬. લશ્કર રાજ્યથી કંટાળે નહિ એવા ઉપાયો અને તેઓને અંગ્રેજી કવાયત શીખવવાની તજવીજો એ દેશી દરબારોએ કામે લગાડવાં જોઈએ.

---

# સૂરતની સુખતેસર હકીકત.

## બાબ ૧;—જગાનું બયાન.

૧. તાપી નદી સાતપૂડા પર્વતની ઇંજરડી ડુંગરીની તળેટીના ગંડવાના પ્રાંતના બટૂલ ગામ પાસેથી અથવા નાગપુરની ઉત્તરે માલટે ગામ છે ત્યાંથી નીકળીને ખાનદેશમાં થઇને સર્પાકૃતિએ વહેતી સૂરતથી આશરે ૯ ગાઉ ઉપર ખંભાતના અખાતને મળેછે. એની લંબાઈ ૪૬૦–૫૦૦ મૈલની અને એનો પટ સૂરતના કિલ્લા આગળથી તે સામે પાર સૂધી ૦ાા મૈલનો છે. એની ઉત્તર તીરે રાંદેર નામે કસ્બો (જે અસલ મોટું શહેર કહેવાતું તે) છે; અને દક્ષિણ તીરે (રાંદેરથી તાપીના પટ સાથે ૨ાા મૈલને અંતરે) હાલનું સૂરત શહેર છે. સૂરતના અક્ષાંસ (ઉત્તર) ૨૧ ૪ અને રેખાંશ ( પૂર્વ ) ૭૨ ૫૬ છે.

૨. સૂરતને બે કોટ હતા—એક માંહેનો ને એક બહારનો. પહેલો, શહેરપનાહ* અને બીજો આલમપનાહને† નામે ફારસીમાં લખાતો.

૩. માંહેના કોટને લગતી ૧૨ ભાગળો છે તે આ પ્રમાણે—ઉત્તર દિશાએ, (૧) વરિયાવી ભાગળ; પૂર્વ દિશાએ, (૨) સૈયદપુરી ભાગળ તથા (૩) બરહાનપુરી ભાગળ; દક્ષિણ દિશાએ, (૪) નવસારી ભાગળ તથા (૫) મજૂરા ભાગળ; પશ્ચિમ દિશાએ (૬) મક્કાઈ ભાગળ, (૭) બાદશાહી ભાગળ, (૮) ડક્કાની ભાગળ; (૯) રાજઓવારાની ભાગળ, (૧૦) મીરબહેરની ભાગળ, (૧૧) મુલ્લાંખડકીની ભાગળ અને (૧૨) લક્કડકોટની ભાગળ.—એ પશ્ચિમ દિશાની ભાગળો તાપીના કિનારા ઉપર પાસે પાસે રાખેલી તે આટલા માટે કે એણી તરફ બંદર પડચું અને શહેરના લોકોને નહાવા ધોવાને તથા પાણી ભરવાને સુગમ પડે.

૪. બહારના કોટને બાર દરવાજા તે આ પ્રમાણે—ઉત્તર દિશાએ, (૧) ફાટકનો દરવાજો, (૨) વરિયાવી દરવાજો અને (૩) કતારગામનો દરવાજો. ( એ બહારના કોટનો એક છેડો, ફાટકના દરવાજા બહાર એક મોટો બૂરજ જેને રશીબૂરજ કહેછે તેની સાથે સંધાયલો છે. વરિયાવી દરવાજેથી ઉત્તર દિશામાં જવાના ધોરી રસ્તાપર ઊતરાયછે). પૂર્વ દિશાએ (૪) લાલ દરવાજો,‡ (૫) દિલ્હી દરવાજો,§ (૬) સરાહનો દરવાજો અને (૭) સલાબત (સલાટ) પરાનો દરવાજો. (પાછલા બે પૂર્વ દિશામાં જવાના મોટા માર્ગ છે). દક્ષિણ દિશાએ, (૮) માનનો દરવાજો, (૯) નવસારી દરવાજો અને (૧૦) જાફરઅલ્લીનો દરવાજો (એ મધ્યે નવસારી દરવાજેથી દક્ષિણ દિશામાં જવાના ધોરી રસ્તાપર ઊતરાય છે).—પશ્ચિમ દિશાએ, (૧૧) મજૂરા દરવાજો અને (૧૨) અઠવાનો દરવાજો; (મજૂરા દરવાજાની બહાર ઘોડદોડની શરતનું મેદાન અને અઠવાના દરવાજાની બહાર લશ્કરની છાવણી છે. એ બંને દરવાજાની બહારની ખાડી ઉત્તર દિશાએ થઇને તાપીને મળેછે ત્યાંસૂધી એ બહારના કોટનો છેડો પહોંચી અટકેલો છે. એ છેડાથી તે ઉત્તર દિશામાં રશીબૂરજ સૂધી તાપી નદીનો વાંક આવ્યાથી એ શહેર ૧/૩ ચંદ્રાકારે દેખાયછે ).

૫. કિલ્લો,¶ ઉપર કહેલા બે છેડાને સાંધનારી લી-

* શહેરનો કચરો જ્યાં ઠરતો હોય તે જગા એટલે ખાડી અને એ ખાડીને લગતો જે કોટ તે. એ કોટ ( માંહેનો ) ઈ૦ સ૦ ૧૬૬૨ માં ગ્યાસુદ્દીન રૂમી નવાબની હકૂમતમાં બંધાયો હતો—એ બંધાવવાની રજા લેવાને જહાનબેગ તથા વીરજી વહોરા ઔરંગજેબ બાદશાહ પાસે ગયા હતા. એ જહાનબેગ ઘણો નેક ને હિંમતવાન હતો અને વીરજી વહોરો પણ ઘણો ધનવાન અને ધર્માત્મા વાણિયો હતો.

† દુનિયાનો કચરો એ કોટ ( બહારનો ) ઈ૦ સ૦ ૧૭૦૮ માં બાદશાહ ફરૂખશીરના વખતમાં હૈદર કુલીખાન નવાબની હકૂમત તળે ગોપીતળાવના પથરો ખોદી લેઈ જઈ તેવડે બાંધ્યો હતો. એ બાંધવામાં અમાનતખાન ઉર્ફે શાહમતખાન દારોગો હતો. એ કોટ થોડોક બાકી રહી ગયો તે પછી લાકડાનો થયો તે હજી લક્કડકોટ કહેવાયછે. હૈદર કુલીખાનને તથા અમાનતખાનને રાંદેરના નવાયતાની ખરાબી યાદ આવી તેથી કોટ પૂરો કરવો બંધ રાખ્યો હતો. ( રાંદેરની હકીકત જોવી. )

‡ એ નામ, દરવાજા બહાર લાલદાસ નામે સાધુ રહેતો તેના નામ ઉપરથી પડચું છે. તેનો મઠ હજી પણ છે.

§ દિલ્હીના બાદશાહનો ફરમાન એ દરવાજેથી આવતો તે ઉપરથી. એમ કહેવાયછે કે અસલના વખતમાં બાદશાહી ફરમાનને માન આપવાસારૂ નવાબો સામે જતા અને પછી દરવાજા આગળ કેટલોક વિધિ કરી બડી ધામધૂમથી તે ફરમાનને પોતાના મહેલમાં લેઈ જતા.—એ પ્રમાણે અમદાબાદ, હૈદ્રાબાદ, ઔરંગાબાદ, વગેરે મોટાં શહેરોમાં દિલ્હી દરવાજા કહેવાયછે.

¶ એ કિલ્લા ઉપર ઈ૦ સ૦ ૧૫૭૩ થી ફક્ત મુગલ બાદશાહનો એક લાલ વાવટો ચઢતો, પણ ઈ૦ સ૦ ૧૭૫૯ થી બે વાવટા ચઢતા હતા—તેમાં અગ્નિકોણ ( દક્ષિણ પૂર્વ ) તરફના બૂરજની કાઠી ઉપર મુગલનો ને નૈરૃત્ય કોણ ( દક્ષિણ પશ્ચિમ ) તરફની કાઠી ઉપર અંગ્રેજનો. હાલ અંગ્રેજનો વાવટો પણ જાયુ ઊડતો નથી; પ્રસંગે જોવામાં આવેછે.

ટીના મધ્યબિંદુમાં આવેછે. એનો આકાર ચોરસને મળતો છે પણ સમચોરસ નથી. એની સૌથી નાની બાજૂ ( પશ્ચિમ તરફની ) અને એક બીજી વાંકી બાજૂ ( ઉત્તર પશ્ચિમ તરફની ) એ બે તાપીનાં પાણીની લગોલગ છે. એને અક્કેકે ખૂણે અક્કેકો મોટો ગોળ બુરજ છે ને જે દીવાલ તે બુરજોને જોડે છે તે બુરજ જેટલી ઊંચી છે. બુરજનું મથાળું જમીનથી આશરે ૭૫ ફુટનું હતું. પણ હાલ એક તબક ઊતારી પાડયું છે.

૬. ઉત્તરે વરિયાવી દરવાજાથી તે દક્ષિણે નવસારી દરવાજાસૂધી અને પૂર્વે સરાહના દરવાજાથી તે પશ્ચિમે અઠવાના દરવાજાસૂધી મધ્ય રેખાએ માપીએ તો હરેક રેખા આશરે ચાર મૈલ થાય. તેમ શહેરની જમીન ( પરાં મળીને ) આશરે ૩૧૦૦ વીઘાં છે. શહેરના બહારના કોટનો *ઘેરાવો ૭ મૈલ છે એમ મિ૦ ફાર્બસ લખેછે.

૭. માંહેનો કોટ ને બહારનો કોટ એ બેની વચમાંની જગા પરાંઓમાં વહેંચાયલી છે. શહેરની વસ્તી વધી ગયેથી આજુબાજૂનાં કેટલાંક ગામની† જમીનો શહેર સાથે જોડી નાંખવામાં આવી છે, પણ તે શહેર પનાહની બહાર આવેલી તેથી તેનાં નામ પુરાં—પરાં પડ્યાં છે; ને પછી આમલ પનાહથી સૂરતની હદ બંધાઇ. એ પરાંઓનાં નામ કેટલાંએક તો પ્રખ્યાત પુરૂષો જેણે ત્યાં વાસો કરી વસાવ્યાં તે ઉપરથી અને કેટલાંએક તો જે જે જમીદારોની જમીન ( ગામોની ) શહેરમાં દાખલ થઈ તે તે જમીદારોનાં નામ ઉપરથી પડ્યાં છે.

૮. પરાંઓ.‡ ( ૧ ) નાનપરૂં ( એમાં મોજે અઠવાની જમીન આવી છે ), ( ૨ ) રેહમતપરૂં ( એમાં મોજે મજૂરાની જમીન ), ( ૩ ) સવરામ ( સગરામ ) પરૂં ( એમાં મોજે ખટોદરાની ), ( ૪ ) રૂસ્તમપરૂં ( એમાં મોજે ખટોદરાની ), ( ૫ ) સલાબતપરૂં ( એમાં મોજે ઉમરવાડાની ), ( ૬ ) બેગમપરૂં ( એમાં મોજે ઉમરવાડાની ), ( ૭ ) મહીધરપરૂં ( એમાં મોજે નવા ગામની ), ( ૮ ) હૈદરપરૂં ( એમાં મોજે કતારગામ તથા નવા ગામની ), ( ૯ ) રામપરૂં ( એમાં મોજે કતારગામ તથા ટૂંકીની ), ( ૧૦ ) રૂઘનાથપરૂં ( એમાં મોજે કતારગામની ), ( ૧૧ ) સૈયદપરૂં ( એમાં મોજે કતારગામ તથા ટૂંકીની ), ( ૧૨ ) હરિપરૂં ( એમાં મોજે કતારગામ તથા ટૂંકીની ), ( ૧૩ ) ખંડેરાવપરૂં, ( ૧૪ ) સામપરૂં, ( ૧૫ ) રૂદરપરૂં, ( ૧૬ ) ઇદરપરૂં, ( ૧૭ ) નવુંપરૂં, ( ૧૮ ) મનચરપરૂં અને ( ૧૯ ) ધાસ્તીપરૂં.

૯. શહેરમાં જોવા જેવાં જાહેર મકાનો ( હાલમાં ).

- ૧ રેલવે સ્ટેશન તથા તેની સામેનાં મકાનો, ધર્મશાળા વગેરે.
- ૨ ડિસ્પેન્સરી ( ફરદુનજી પારેખના નામની ).
- ૩ ઘડિયાલ ને મિનારો ( મેરવાનજી ફ્રેન્જરના નામનો ).
- ૪ સોદાગરવાડાનાં જૂનાં મકાનો તથા મજીસદો.
- ૫ આર્માનિયનનું દેવળ તથા ફિરંગીની લાતી.
- ૬ મુગલીસરાનાં જૂનાં મકાનો.
- ૭ સૈયદ એંદ્રુસનો મિનારો—એમાં સત્તાવન પાયરી છે ને તે ૮૦ ફુટ ઊંચો છે.
- ૮ અંગ્રેજ લોકને દાટવાનું ઠેકાણું ( કતારગામ જવાના દરવાજા બહાર ).
- ૯ જૂની ઈસ્પિતાલને નામે ઓળખાતું મકાન તેમાં અંગ્રેજોની કોઠી હતી ( નદીને ઓવારે જતાં ).
- ૧૦ ઐરિશ મિશનનું દેવળ ને છાપખાનું.
- ૧૧ મ્યુનિસિપાલ હોલ આફીસ—એ મકાન મુસાફરખાનાંને નામે ઓળખાતું તે દિલ્હીના શાહજહાન બાદશાહના રાજ્યમાં કોઇ ઇશક બેગ યેજદી નામે સખીદિલના મુસલમાને લાચાર મુસાફરોને સારૂ હિજરી સને ૧૦૫૪ માં બંધાવ્યું હતું.
- ૧૨ દરિયા મહેલ તથા અસલ ફૂરજાનું મકાન.
- ૧૩ અંગ્રેજોનું દેવળ.
- ૧૪ હાઈસ્કૂલનું મકાન ( શોરાબજી જમશેદજી જીજીભાઈના નામનું અને તેની પાછળ એંડ્રુસ લૈબ્રેરીનું મકાન ).
- ૧૫ ઈસ્પિતાલ ( કાવસજી જહાંગીર રેડીમનીના નામની ).
- ૧૬ કિલ્લો—એમાં કલેક્ટર તથા માજિસ્ટ્રેટના તાબાની આફીસો છે.

* એ કોટ ને માંહેનો કોટ હાલમાં ઘણેખરે ઠેકાણે તોડી પાડયો છે.

† ચોરયાસી પ્રગણાનાં ગામ હનફીલે ને બલદા એની તો સઘળીજ જમીન શહેરની વસ્તીમાં આવી ગઈ છે.

‡ એમાં સલાબતપરૂં તે નવાબ સલાબતખાન ઉપરથી, હૈદરપરૂં તે નવાબ હૈદરકુલીખાન ઉપરથી, બેગમપરૂં તે ઔરંગજેબ બાદશાહની બેહેન જે સૂરતમાં રહી હતી તે ઉપરથી અને મહીધરપરૂં, રૂઘનાથપરૂં, રામપરૂં, સામપરૂં, એ મહિધર, રૂઘનાથ, રામ, સામ એ મોટા અનાવલા દેશાઈઓનાં નામ ઉપરથી છે.

૧૭ ટક્કો—અહિંથી માલ વહાણ ઉપર ચઢેછે.
૧૮ જાહેર બાગ—એમાં બે ફુવારા છે.
૧૯ મક્કે ભાગળનો પૂલ, અહિં શહેરમાં આવતી રેલને અટકાવવાસારૂ કરેલાં બાંધકામ છે.
૨૦ વલંદાનું બંદર, અહિં વલંદાઓની કોઠી હતી. અસલ કિનારા તરફ છોની દીવાલ હતી, પણ રેલના જોરથી તે પડી ગયેથી સરકારે લાકડાંનો કોટ કરાવ્યો છે, પણ એમાંની અસલની ઇમારત ભાંગી તોડી નાંખી છે. સને ૧૮૨૨ માં જ્યારે વલંદાઓ પોતાની કોઠી ઉપાડી પોતાને દેશ ગયા ત્યારે કંપનીએ તે બંદર તેઓની પાસેથી વેચાતું લીધું હતું. એ બંદરમાં પોસ્ટ આફીસ અને અંગ્રેજ મુસાફરોને સારૂ બાંધેલું મકાન છે.
૨૧ જેલ-તુરંગ.
૨૨ અદાલતનો બંગલો.
૨૩ ફ્રાંસીસની વાડી-લેનના દરવાજામાં પેસતાંજ જમણી બાજૂએ-અહિં ફ્રેંચ લોકની કોઠી હતી; એ હજી પોંડીચરીની સરકારના હવાલામાં છે.
૨૪ લેન-અહિં લશ્કરની છાવણી છે. (પાછાં ફરી દરવાજે આવ્યા પછી).
૨૫ ઘોડદોડ-માનને દરવાજે.
૨૬ પૂતળાં વાડી.
૨૭ પાંજરાપોળ સગરામપરામાં.
૨૮ ગોપીતળાવ ને નવ સૈયદની દરઘા.
૨૯ મુલ્લાજીનું મકાન, મસીદ (ઝાંપા ઉપર).
૩૦ સણદલ બાગ.
૩૧ નવાબનો મહેલ-સરાહને મોરચે.
૩૨ રૂનો સાંચો.

એ સિવાય ગોશ વેચવાની બીજી ચાર મારકીટો છે.

૧૦. શહેરમાં પારસીઓની બે અગિયારી છે-એક માછલીપીઠમાં ને એક રૂસ્તમપરામાં. તેમ હિંદુઓનાં દહેરાંમાં બાલાજીનું દહેરૂં, અંબાજીનું દહેરૂં, ગોસાંઇજી મહારાજનું મોટું મંદિર અને સ્વામીનારાયણનું મંદિર એ પ્રસિદ્ધ છે.

૧૧. આસપાસનાં ગામોમાં હિંદુઓનાં જાત્રાનાં સ્થળોમાં મુખ્ય આ છે-અશ્વિની કુમાર, આચારજીની બેઠક, ગણેશ્વર એ ત્રણ તાપી નદીને કાંઠે છે-એ કાંઠો ઘણોજ પવિત્ર ગણાયછે-એજ ઠેકાણે હિંદુઓ પોતાનાં મડદાં બાળેછે; કંતારેશ્વર-કતારગામમાં; બહુચરાજી-વરિયાવી દરવાજા બહાર; ભીડભંજન—નવસારી ભાગળના અથવા ઊધનાના દરવાજા બહાર; રામનાથ ઘેલા-અઠવાના દરવાજા બહાર ઉમરાગામમાં; ભીમપોર, અઠવાના દરવાજા બહાર ઘણે દૂર; હુમાળના હનુમાન (સરાહના દરવાજા બહાર).

૧૨. લેનને દરવાજેથી જતાં દશ મૈલ ઉપર ડુમસ કરીને ગામ છે તે સચીણના નવાબને તાબે છે. ત્યાંની હવા દરિયો પાસે આવ્યાથી શરીરને ઘણી સુખકારી છે. એ પરરાજ્યને તાબે હોવાથી શહેરમાંના દેણદારો નાશીને ત્યાં ભરાયછે. એ ડુમસને સંસ્કૃત ગ્રંથકારો દુર્વાસાક્ષેત્ર કરીને કહેછે. એથી થોડેક દૂર ભીમપોર કરીને ગામ છે ત્યાં શ્રાવણ મહિનામાં હનુમાનની મોટી જાત્રા ભરાયછે.

વોકસની કબર-બારકસનો હજીરો એ ડુમસને સામે પાર છે. અહિં દીવાદાંડી છે. એક ધર્મશાળા મુંબઈના પારસી ફરદુનજી પારખે બંધાવી છે. અહિં બે કૂવા છે તેમાં એકનું પાણી ઘણુંજ સારૂં છે; એ કૂવા ઉપર આ પ્રમાણે લેખ છે:—

"ધરમ મોખ અરથે અંધારૂ રૂસ્તમજી માણેકજીએ આ કૂવો બંધાવો છે, સંવત્ ૧૭૫૫ ના સરાવણ સુદ ૩." ખબર કહાડતાં માલૂમ પડેછે કે એ રૂસ્તમજી વલંદાનો તથા અંગ્રેજનો મોટો દલાલ હતો અને નવાબની દરબારમાં પણ સારો વગ ધરાવતો અને તેની પાસે ઘણી દોલત હતી. રૂસ્તમબાગ તેણે બંધાવ્યો છે અને શહેરમાં જે પરાનું નામ રૂસ્તમપરૂ પડ્યું છે તે તેના નામ ઉપરથી.

લોક હવા ફેરબદલ કરવાને હજીરે જાયછે. એ ઠેકાણાને બારૂ પણ કહેછે એટલે અહિં તાપી નદી દરિઆને મળેછે. હજીરાવાળા કાંઠા ઉપર આણીગમ સિકોતરી માતા છે. સિકોતરી એટલે સંગમોત્તરી તાપીનો ને સમુદ્રનો સંગમ બતાવેછે. અહિંથી અઢી મૈલ ઉપર મોરા સુંવાળી નામે ગામ છે;—જ્યાં અસલ મોટાં ઝાઝાં નંગરાતાં ને જ્યાં ટોપીવાળાઓ વચ્ચે માંહોમાંહે લડાઈઓ થતી.

૧૩. સૂરત શહેરની (પરાં સુદ્ધાની) વસ્તી સને ૧૭૯૬ માં આઠ લાખની કહેવાતી; હાલ ૧ લાખ ૭ હજારની છે. દેશી વસ્તીનો મોટો ભાગ વાણીઆ, બ્રાહ્મણ, શ્રાવક, ભાટિયા, કણબી, કાછિયા; ભાઠેલા, મુસલમાન, હોરા ને પારસીનો છે.

રીતભાતમાં સૂરતની વસ્તી જેવી સુઘડ છે તેવી બીજી કોઈ ગૂજરાતમાં નથી. સ્ત્રીપુરૂષોને પોષાક હલકો ને શોભતો છે તેમ તેઓની ઘરેણાં પહેરવાની

રીત પણ યુક્તિસર છે. સૂરતના લોકનું બોલવું પણ કુમળું ને મધુર છે. મુફલસીમાં છે; તોપણ તેઓ શહેરના રહેનાર, સુઘડ ને ચતુર છે એમ પોતાના ચહેરા ઉપરથી બતાવેછે. સૂરતના લોક તરત ઓળખાઇ આવેછે.

કિનખાબ, કસબ, કિનારી, એલાએચો, બરફી, કાચું ઘી, ગોળ, શેરડી, કેટલેક લીલો મેવો, શાકભાજી વગેરે જનસ સૂરતમાં સારી થાયછે.

---

## બાબ ૨ જો;—રાંદેરની હકીકત.

૧. રાંદેર પ્રથમ ક્યારે વસ્યું તે કંઈ નક્કી જણાતું નથી; સૌ કહેછે કે તે ઘણુંજ જૂનું શહેર છે. શેવડાઓના ગ્રંથો ઉપરથી આટલું મારા જાણ્યામાં આવ્યું છે કે વિક્રમની પહેલાં મહાવીરનો* શક ચાલતો ને એ શક ૪૯૩ વર્ષ ચાલ્યો ને એ શકનાં ૨૭૧ વર્ષ થયા પછી કોઈ સંપત્તિ નામે રાજા હતો તેના વખતમાં રાંદેરમાં ચાર દહેરાં બંધાયાં હતાં. એ ઉપરથી જોતાં આજથી ૨૨૦૦—૨૩૦૦ વર્ષ ઉપર રાંદેર શહેર આબાદ હતું. વળી પાટણમાં સોલંકી વંશના સિદ્ધરાજ જયસિંહ જેણે ૧૦૯૧–૧૧૪૧ સૂધી રાજ કીધું તેણે ભરૂચ બંદર વસાવ્યું એવો લેખ છે; ત્યારે રાંદેર જે ભરૂચથી વીશેક કોશ દૂર છે ત્યાં તેણે પોતાની સત્તા કેમ નહિં કીધી હોય? વળી ઓરપાડમાં સિદ્ધનાથ મહાદેવનું દહેરૂં છે તે સિદ્ધરાજે બંધાવ્યું છે એમ કહેવાયછે; ને રાંદેર ઓરપાડમાં ગણાય છે. અર્થાત્ રાંદેરમાં પ્રથમ હિંદુઓની સત્તા હતી.—મુસલમાનની થઈ તે આ રીતે:—

૨. મુસલમાનના પેગંબર મહમ્મદની પછી તેની ગાદી ચલાવનારા જે થયા તેને ખલીફા કહેછે; તેમાં ઈ૦ સ૦ ૭૫૦ માં એક અબુલ આબાદ સેફા નામનો ખલીફ થઈ ગયો તેણે વળી પોતાનું એક નવું ટોળું કર્યું હતું જે આબાસી ખલીફાનું કહેવાતું–એ ટોળાંના, કુફા શાહેરના (એ શહેર અબેસ્તાનમાં છે) કેટલાક લોક જેઓ મલેક મોમીન કહેવાતા, ને જેઓ વહાણ ચલાવવાના કામમાં હોશિયાર હતા તેઓના ઉપર દીન ચલાવનારાઓની તરફથી કેટલીક સખ્તી થવા માંડી હતી–એ સખ્તી તેઓથી ન સંખાયાને લીધે તેઓ સોદાગરને નામે તથા ધંધે રાંદેર આવી વશ્યા હતા. અહિં તેઓ નવાયત† અથવા નાયતાને નામે ઓળખાવા લાગ્યા. તેઓ ક્યારે આવ્યા તે કંઈ જણાતું નથી; પણ આવ્યા પછી થોડે ઘણે વર્ષે તેઓના ઉપર પાછી જૈન તરફથી સખ્તી થવા માંડી. એ મોમના મોટા તવંગર અને જોસ્સાવાળા લોકો હતા તેથી તેઓએ દીન જગાડયું; અને રાંદેરમાં મોટી ખૂનરેજી ચાલી. આખરે મુસલમાનોનું ફાવ્યું–તેઓએ રાજ્યસત્તા હિંદુપાસેથી છીનવી લીધી અને દહેરાંઓ ભાંગી મસીદો‡ બનાવી.—સને હિજરી ૬૪૧§ ઈ૦ સ૦ ૧૨૨૫.

૩. સને ૧૫૦૦ ના નવાયતા વિષે જાણવા જોગ આ છે કે સૂરત શહેર નામ પડયું છે તે તેની રાખેલી રામજની સૂરજ નામની હતી તે ઉપરથી; અને સને ૧૬૦૦ ના નવાયતાવિષે આમ કહેવાયછે કે નવાયતાની દોલત અને તેની સાહેબીની વાત દિલ્હીના જહાંગીરશાહને કાને પડી ત્યારે તે તે જોવાનેસારૂ આ પ્રાંતમાં આવ્યો. પ્રથમ તો રાંદેરથી થોડેક દૂર તેણે મુકામ કર્યો. એક દહાડો વહાણના પહોરમાં તે ત્યાંથી સામે પાર વેડ કરીને ગામ છે ત્યાં શિકારને એકલોજ ઘોડાપર સવાર થઈને જઈ પહોંચ્યો. ત્યાં કેટલાક ઢેડાઓ મળ્યા તેને તેણે પૂછ્યું કે દિલ્હીના જહાંગીરશાહને તમે ઓળખોછો? તેઓએ કહ્યું કે તે તો તમેજ છો. બાદશાહ અજબ થઈ બોલ્યો કે હું જહાંગીરશાહ નથી. ઢે-

---

* મહાવીર જૈન શ્રાવકોનો છલ્લો ચોવીસમો તીર્થંકર પાટણના કુમારપાળ પહેલાં ૧૬૬૯ વર્ષ ઉપર થઇ ગયો ને કુમારપાળ ઈ૦ સ૦ ૧૧૭૨ માં મરી ગયો તો તે (મહાવીર) ઈ૦ સ૦ ની પહેલાં ૪૯૭ વર્ષ ઉપર હતો. કેટલાક ઈ૦ સ૦ ની પહેલાં ૬૩૬ નું વર્ષ આપેછે.

† નવી જાતના લોક નવા આવી વસેલા માટે નવાયતા. નવા આવેલાનું મુસલમાનોએ નવાયતા કરેલું લાગેછે; અને નવાયતા ઉપરથી પાછું નાયતા થયેલું. એમાંના એકને ત્યાં 'છપ્પન ઉપર ભુંગળ વાગતી' એમ કહેવાયછે. તેના ખજાનામાં છપ્પન ક્રોડ રૂપિઆ રોકડા ને લાખો રૂપિઆની બીજી મિલકત હતી તે તો જુદી. લોકમાં મનાયછે કે જે ખજાનામાં એટલી દોલત હોય તે ખજાનાંમાંથી ગેબી અવાજ નીકળ્યાં કરેછે—લક્ષ્મી સાક્ષાત્ બિરાજેછે.

‡ કેટલાક આરસ પાહાણના પથરા (કેટલાક થોડી થોડી નકશીવાળા પણ) શ્રાવકના દહેરામાં પણ હોયછે તેવા મસીદનાં પગથીઆંમાં ચણી લીધા છે ને રાંદેરના મુસલમાનો કહેછે કે મૂર્તિઓને અને લેખના પથરાઓને ઊંધા નાંખી આટલાનાં અને સંડાસનાં પગથિયાં બનાવ્યાં છે. કુંડ વધારી હોજ કરેલા તે અને દહેરાંની મોટી મૂર્તિના ગોખલાઓ જે મુસલમાનોએ રહેવા દીધેલા તે હજી છે. લેખના પથરા ચણી લેવામાં આવેલા એટલે દહેરાં બંધાયાંનાં વર્ષ ક્યાંથી જાણ્યામાં આવે?

§ એ વર્ષ મસીદના પથરા ઉપરના લેખ ઉપરથી જાણ્યામાં આવ્યું છે.

ડાઓએ કહ્યું કે છાહેબ તમેજ છો. બાદશાહે કહ્યું કે તમે કેમ જાણ્યું? ઢેડાઓએ કહ્યું કે અમને કોઈએ કહ્યું નથી પણ તે તમેજ છો. એઉપરથી બાદશાહે કયાસ કીધો કે ઢેડા આટલા સમજુક છે તો ઊંચી કિસમના લોક કેમ નહિ શહાણા હોય? પછી બાદશાહે ઢેડાઓને પૂછ્યું કે પેલા નવાયતાની શી વાત છે? ત્યારે તેઓએ કહ્યું કે તેઓની દોલત ને છાહેબીમાં છું પૂછવું છાહેબ? પછી બાદશાહ ઢેડાઓને કેટલાંક પસાયતાં કરી આપવાનું કહીને પાછો પોતાને મુકામે ગયો. હજી વેડના ઢેડાઓને પસાયતાં છે ખરાં.

૪. એ બાદશાહની બેગમ વગેરે રાંદેરમાં જ્યાં ઊતર્યાં હતાં તે ઠેકાણું જહાંગીરાબાદને નામે અને જે ઠેકાણે પોતે ને પોતાનું લશ્કર હતું તે ઠેકાણું જહાંગીરપરાને નામે હજી ઓળખાયછે. એમ કહેવાયછે કે જે દહાડે બાદશાહ વગેરેને નવાયતાએ ખાણું આપ્યું હતું તે દહાડે નવાયતાની હવેલી આગળથી તે એક તરફ જહાંગીરાબાદલગી અને બીજી તરફ જહાંગીરપરાલગી આવતી વખત ને જતી વખત કિનખાબના ગાલીચા પાથરવામાં આવ્યા હતા ને પછવાડેથી લૂંટાવી દેવામાં આવ્યા હતા. સૌનેજ રૂપાની થાળી અને સોનાના વાડકામાં જમાડ્યા હતા ને પછી તે તે સૌને બક્ષિસ કરી દીધાં હતાં. બાદશાહને મોટાં મોટાં નજરાણાં કીધેલાં તે તો જુદાં. બાદશાહ ખૂબ રાજી થયો ને પછી નવાયતાને કહ્યું કે હવે તમે કંઇ મરજી બતાવો. નવાયતો બોલ્યો કે ખોદાનું આપેલું મારી પાસે બહુ છે,—મારે કોઈ વાતની કમી નથી. બાદશાહ બોલ્યો કે કંઇ પણ બોલો. નવાયતો બોલ્યો કે મને ઘણા દહાડા થયાં હાથી હાથણીની સોબત જોવાનો હવસ છે તે પૂરો પાડો. બાદશાહે દિલગીર થઇને કહ્યું કે ઠીક છે. ને પછી મહાવતોને હુકમ કર્યો કે અમારી સવારી નર્મદાપર પહોંચે એટલે તમારે નવાયતાની મરજી પૂરી પાડવી. એમ કહેવાયછે કે એ દહાડા પછી નવાયતાની પડતી આવવા લાગી. કોઇ દહાડો વહાણ ભાગ્યાના સમાચાર આવે તો કોઈ દહાડો ઘરનું માણસ મરે એમ થવા લાગ્યું. થોડાં વર્ષમાં નવાયતાનો વંશ ખરાબે હાલ થઈ મૂળથી ઊપડી જવા લાગ્યો ને આજ નવાયતાના વંશમાં સમ ખાવાને એકજ ઓલાદ વગરનો ઘરડો ને બહેરો ડોસો છે.*

* એ ડોસો જેનું નામ ડોસા મીયાં તેને મેં જોયો છે અને નવાયતાની હવેલીની ભાંયો પણ જોઇ છે. એ ડોસો પોતાના બાપદાદા નવાયતા જે ધંધો કરતા તેજ (વહાણ ફેરવવાનો) માલમનો ધંધો કરતો.

૫. જે દહાડેથી સૂરત મુગલના હાથમાં ગયું તે દહાડેથી રાંદેરની હાકમી પણ સૂરતના નવાબો કરવા લાગ્યા. રાંદેરમાં ફિરંગીઓ ગયાજ નથી. રાંદેર શહેર આજ કાલ એક મોટું પણ પડતી હાલતમાં આવેલું ગામ માલૂમ પડેછે.

---

## બાબ ૩ જો;—સૂરત માછીવાડો.

૧. રાંદેરના સોદાગરોનાં મોટાં ઝાઝ આ કાંઠે (સૂરતવાળે) લંગરવાર થતાં. એ કાંઠાની જગામાં માછી, ખારવા અને એવાજ બીજા લોક રહેતા ને તેથી તે માછીવાડાને નામે ઓળખાતી. એમાં એક ગઢી એટલે બુરજ ઘાટની નાની સરખી ઇમારત બાંધી હતી જ્યાં રાંદેરની સરકાર ચાંચીઆઓને બાંધી મારી કેદ રાખતી હતી.

૨. સોદાગરોનાં ઝાઝને આ દેશી ચાંચીઆથી ઝાઝી ધાસ્તી જેવું નહોતું, પણ જ્યારથી ફિરંગીઓ હિંદુસ્તાનમાં આવ્યા ને એઓએ ગૂજરાત કાંઠે ફરતાં વહાણોને લૂંટવા માંડ્યાં ત્યારથી સોદાગરોને ઘણીજ દહેશત લાગવા માંડી. એ ફિરંગીઓ પછવાડેથી સૂરતમાં મોટા વેપારી થઈ પડ્યા હતા ને નવાબની સાથે ઘણો વગ ધરાવી અંગ્રેજોને કોઠી ઘાલવા દેતા નહોતા. એ ફિરંગીઓનું પ્રથમ હિંદુસ્તાન તરફ આવવું થયું તે આ રીતેઃ—

૩. હિંદુસ્તાન સાથે વેપાર ચલાવી ત્યાંની દોલત પોતાને દેશ ઘસડી લેઈ જવાની યૂરોપખંડના લોકની ઘણા દહાડા થયાં દાઢ હતી અને એને સારૂ તેણી તરફના લોકનું મન હિંદુસ્તાન સહેલથી જવાય તેવો દરિયાનો રસ્તો શોધવા તરફ સારીપેઠે લાગ્યું હતું. એ ખંતમાં એક કોલમ્બસ નામે જીનોઆ શહેરના રહેનારે મોટો દરિયો ખેડ્યો હતો. પણ તેના શ્રમના બદલામાં તેને હિંદુસ્તાન તો નહિ પણ અમેરિકાખંડ જડયો હતો, (૧૪૯૨) તેમ પોર્ટુગાલના પોર્ટુગીઝ લોક જે આ દેશમાં ફિરંગીને નામે ઓળખાય છે તેઓ આફ્રિકાખંડના કિનારાનો શોધ કરતા હતા. તેમાંના કેટલાએકે કોલમ્બસનું જોઈને વધારે છાતી ચલાવી આફ્રિકાખંડની દક્ષિણે થઈને હિંદુસ્તાન તરફ આવવાનો રસ્તો શોધ્યો;—ને એક વાસકો ડી ગામા નામે વહાણવટી ૧૪૯૮ ના વર્ષમાં આ દેશના મલબાર કોસ્તા ઉપર કાલીકટ શહેર છે ત્યાં આવી પહોંચ્યો. એ રીતે પ્રથમ ફિરંગીઓનું આ દેશમાં આવવું થયું. એ ફિરંગી વેપારીઓએ વેપારની સાથે લડાઈનું કામ પણ જારી રાખ્યું ને ધીમે ધીમે પોતાની સત્તા

વધારી ગોવાને પોતાનું મુખ્ય ઠેકાણું કીધું. (ઇ૦ સ૦ ૧૫૧૦ માં.)

---

## ભાગ ૪ થો;—દંતકથા—ખરાખોટા લેખ.

ઉપર કહેલા માછીવાડાનું મોટું ગામ ને પછી મોટું શહેર કેમ થયું ને સૂરત એ નામ કેમ પડયું એવિષે દંતકથા એક નહિ પણ ઘણીએક ચાલેછે. ઘણાખરા લોક તો આમજ કહેછે કે "સૂરત શહેર કોઇ રામજનીએ વસાવેલું છે," પણ એવિષે કેટલાએક જણ વિગતવાર હકીકત નીચેપ્રમાણે આપેછેઃ—

૧. કોઈ "નાગર જમીદારની વિધવા પોતાના નાની વયના દીકરા ગોપીને લેઇને કોઈ કારણથી આ પ્રાંતમાં આવી માછીવાડાની આસપાસ* રહી ઉદર પોષણ કરતી. તે દિવસમાં કંચની સૂરજ રાંદેરના નવાયતાની ઇતરાજીથી હજ કરવાના વિચારથી ઝાઝ ઊપડતાં સૂધી ઉપલા માછીવાડામાં રહી. તેને ગોપીની માએ ચાકરી કરી રાજી કરી. કંચની સૂરજે જતીવેળા પોતાનું લાખો રૂપિઆનું જવાહીર ગોપીની માને અનામત સોપ્યું હતું, તે પાછી આવ્યા પછી ગોપીની માએ તેને તેનો માલ પાછો આપવા માંડચો, પણ તે ઘણી કાયલી હતી તેથી તેણે તે લીધો નહિ. સૂરજે મરતી વખત પોતાનો તમામ માલ ગોપીની માને બક્ષિસ કીધો ને કહ્યું કે મારી નામદારી વધે તેવું કંઇ કરજે."

"ગોપીએ† તે દ્રવ્યવડે મોટી હવેલી તથા વાડી બાંધી અને રાંદેરના સોદાગરો સાથે વેપાર ચાલુ કર્યો. આસપાસના પ્રાંતના લોક વેપારધંધાને અર્થે આવવા માંડ્યા અને ઠરીઠામ વાસો કરી રહેવા લાગ્યા. હિંદુઓએ દહેરાં બાંધ્યાં ને મુસલમાનોએ મસીદ બનાવી. બે ત્રણ વર્ષમાં વસ્તી વધી ગઇ ને મોટી મોટી હવેલીઓ તથા શોભીતી વાડીઓ થઈ. એ હકીકતની જાણ ગૂજરાતના બાદશાહ મહમ્મદ બેગડાના દીકરા ખલીલખાન અલકાબ સુલતાન મુજફ્ફરશાહ એને થઈ. તેણે ખુશ થઈ ગોપીને નાયકનો ખિતાબ આપ્યો અને વસ્તી વધારવાના કામમાં મદદ કરવાનું જણાવ્યું. એ બાદશાહના હુકમની ખબર રાંદેરના શેઠિયા તથા સોદાગરોને પહોંચી એટલે તેઓ ગોપીને મળ્યા ને ગોપીએ તેઓને આ તરફ આવવાની સલાહ આપી. જેને ફાવ્યું તે આવ્યા ને ઘરો બાંધી રહ્યા. દિનપર દિન વસ્તી તથા વેપારની વૃદ્ધિનો હોકારો ચોતરફ ચાલ્યો—દૂર દેશાવરથી લોક ધંધાને સારૂ અહિં આવી વસવા લાગ્યા. એ રીતે વસ્તીનો દેખાવ વિશાળ તથા શોભાયમાન થયો."

"રાંદેરના મુસલમાન સોદાગરોએ વકીલ મોકલી

---

* એ મહોલ્લાને કોઈ કેસુરબેગ, કોઈ કસમીર ને કોઈ આસુરબેગ કહેછે.

† એ ગોપીવિષે બીજી દંતકથા આ ચાલેછે કે તે એક સૂરતના રહેનાર વડનગરા ગ્રહસ્થની વિધવાનો છોકરો હતો. તેણે ફારસીમાં કાબેલિયત મેળવી હતી, પણ તે કંઈ રોજગારે વળગ્યો નહોતો. રોજગારને સારૂ તે પોતાની માની સાથે દિલ્હી ગયો હતો. દિલ્હી જતાં રસ્તામાં એક દહાડો તેની મા ખીચડી રાંધવા બેઠી ને ગોપી કંઇ શાક લેવા ગયો. ગોપીને આવતાં વાર લાગી ને ખીચડી તો તૈયાર થઈ હતી. એવું બન્યું કે એક દુર્ગીચલ્લીએ પેલી ખીચડીમાંથી એક દાણો ખાધો તે એક ખેડુતે દીઠું. પછી તેણે પેલી ડોશીને કહ્યું કે આ ખીચડી મને આપ ને તું કહે તે એનો કીમત આપું—ડોશીએ ના કહી પણ પછી તેને પૂછ્યું કે ભાઈ ખીચડીમાં એવું તે શું છે?—ત્યારે તેણે કહ્યું કે દુર્ગીચલ્લીનું ખાધેલું ખાય તેનું ભાગ્ય ઊઘડી જાય; તારો છોકરો આ ખીચડી ખાધાથી ઘણો ભાગ્યશાળી થશે, પણ મેં તને કહ્યુંછે માટે મને કંઇ આપજે. પેલીએ હા કહી. પછી પેલો છોકરો આવ્યો ને તેણે ખીચડી ખાધી. પછી મા દીકરો બંને જણ દિલ્હી ગયાં. ગોપીએ બાદશાહની કચેરીમાં જવા માંડયું, પણ ત્યાં તેની ઘણા દહાડા સૂધી દાદ લાગી નહિ. એક વખત એવું બન્યું કે કચેરી બરખાસ્ત થઈ, પણ ગોપીને ઊંઘ આવી ગયેલી તેથી તે ત્યાંજ સૂઈ રહેલો; એવામાં કોઈ જરૂરનું ખત આવ્યું—બાદશાહે કહ્યું કે મુનશીને બોલાવો—એક કારભારીએ કહ્યું કે મુનશી તો ઘેર ગયા છે, પણ એક છોકરો કચેરીમાં છે તે ઘણો કાબેલ છે. જો હુકમ આપો તો બોલાવું. પછી બાદશાહે દીવાની જોતથી કાગળ પ્રથમ પોતે વાંચી જોઈ ગોપીને કહ્યું કે વાંચ. તે કાગળ ઝીણો હતો તે જયારે બાદશાહ વાંચતો ત્યારે ગોપી જોયાં કરતો હતો—ઊંધા દસ્કત ઉપરથી પણ મતલબ ગોપી સમજ્યો હતો. ગોપી કહે કે મેં તો વાંચ્યો. બાદશાહે કહ્યું કે શું વાંચ્યું? ત્યારે તેણે મતલબ કહી દીધી. રાજાએ ખુશ થઈને પછી તેને કેટલીક જાગીરો આપી વિદાય કીધો. પછી તે ગોપીએ સૂરતમાં આવી હવેલી, વાડી, વજીફા, તળાવ વગેરે બંધાવ્યાં ને શહેરને શોભીતું કીધું.

વળી એક બીજી દંતકથા ચાલેછે કે તે અકબર બાદશાહનો કારભારી હતો. અકબરનો વખત તો ૧૫૫૬ થી તે ૧૬૦૫ નો છે ને જે દંતકથાની ગોપીવિષે લાંબી ટીપ છે તેમાં ગોપીનો વખત ઇ૦ સ૦ ૧૫૧૬—૧૫૨૧ નો આપેલો છે.

કેટલાએક કહેછે કે ગોપીનાથ નાગર હતો ને કેટલાએક કહેછે કે ગોપીનાયક અનાવલો હતો. અનાવલામાં નાયક ને વસી એવી અટક હોયછે.

અમદાવાદના મુજફ્ફરશાહને પોતાનો અહેવાલ જાહેર કીધો કે ફિરંગી લોક પોતાનાં ઝાઝમાં આવી તોપનો માર ચલાવી અમારા ઝાઝમાંથી વેપારનો માલ તથા વસ્તીમાંથી લોકનો માલ લૂંટી જાયછે ને અમને બહુ દુઃખ દેછે; માટે તે લોક બંદરમાંથી જાય તેવો ઉપાય કરવો. મુજફ્ફરશાહે પોતાના ગુલામ સંગરાકને રૂમીખાન તથા ખુદાવંદખાનનો ખિતાબ આપી ઘણું ધન હવાલે કરી રવાને કર્યો કે તે તાપી કાંઠે કિલ્લો બાંધે.

એ કામમાં ફિરંગીઓએ હરકત કરી પણ તેઓનું ફાવ્યું નહિ. કિલ્લો બાંધ્યાની તારીખ હીજરી સને* ૯૩૧ એટલે ઈ૦ સ૦ ૧૫૧૫."

"પછી પાછાં છ વર્ષમાં સેંકડો ઘરો બંધાયાં. ચૌટાં બજારો મંડાયાં અને શેરીઓ, પોળો, મહોલ્લાઓનાં નામો પાડવામાં આવ્યાં. ગોપીના ઘરની આસપાસની વસ્તીનું નામ 'ગોપીપરૂં' પડયું. સોદાગરો વશ્યા તે 'સોદાગરવાડો,' નાણાવટીઓ વશ્યા તે 'નાણાવટ' એ રીતે નામ અપાયાં. વળી ગોપીએ પોતાની નામના તથા લોકની સુખાકારીને માટે એક મોટું તળાવ ખોદાવી બંધાવ્યું.—ઈ૦ સ૦ ૧૫૧૬." તે તળાવ હાલ ખેતરવાડી દાખલ સુંદર બન્યું છે; ને ત્યાં એક અસલના વખતમાં બંધાયલી વાવ છે.

"વસ્તીનો વિસ્તાર જોઇ ગોપીએ જોષી પંડિતોને બોલાવી કહ્યું કે મારો ઉદય રામજાની સૂરજાથી થયો છે માટે તેની નામના રહે એવું નામ ઠેરવવું જોઇએ. જોષી પંડિતે કહ્યું કે સૂર્યપુર—સૂરજપુર—સૂરજ એ નામ ઉત્તમ છે. પછી ગોપીએ ગૂજરાતના બાદશાહને અરજ કરી કે 'તમારા નસીબને જોરે આ વસ્તી વધી છે. પણ કારણ તો સૂરજ છે માટે એ રામજાનીનું નામ કાયમ રાખવાસારૂ શહેરનું નામ સૂરજ ઠરાવવું જોઇએ.' રામજાનીને નામે શહેરનું નામ રાખવું એ હલકું છે એમ જાણી બાદશાહે જકારને બદલે તકાર કરી સૂરત એવું નામ રાખવાનો હૂકમ કીધો. એ પ્રમાણે સૂરત એ નામથી આ શહેર પ્રસિદ્ધ થયું. ઇ૦ સ૦ ૧૫૨૧ માં."

૨. "રાંદેરના કોઈ જમીદારની 'સૂરજ' નામની છોકરીનું પેટ વધવાથી તેનાં સગાંએ નાત જાતમાં લાજ ન જાય તેનેસારૂ કોઈ બહાને તેને તાપીને આ પાર માછીવાડા પછવાડે રાખી. ત્યાં તેને એક છોકરો થયો જેનું નામ તેણે 'ગોપી' પાડયું. પછી તેણે પોતાના ઘરનાં માણસોની મારફતે વેપાર ચલાવવા માંડયો. એ વેપારથી વસ્તી વધી અને પેલી સૂરજ બાઈના નામઉપરથી શહેરનું સૂરત એવું નામ પડયું."

૩. "રૂમશામના (યૂરોપના તુર્કસ્તાનની રાજધાની કોન્સ્ટંટિનોપલ) બાદશાહની એક સૂરતા કરીને રામજાની હતી. એક વખત એ સૂરતાઉપર બાદશાહની ઈતરાજી થઈ તેથી એણે તેને દૂર કરી હતી. પછવાડેથી એવું બન્યું કે તેજ શહેરના કોઇ રૂમી નામના સોદાગરે તેને રાખી. એ વાતની બાદશાહને ખબર પડતાંજ તેણે તે બંને જણને દેશનિકાલનો હૂકમ ફરમાવ્યો. રૂમી પોતાની પ્યારી અને પોતાનો પૈસો માલમિલ્કત લેઇ મોટાં બારકસો ભરી આણી તરફ આવ્યો. એ રૂમીને આ કાંઠો સારો લાગ્યો તેથી અહિં ઉતર્યો અને પછી કોઠી કરી વેપારનું કામ જારી કર્યું. એ ખબર મૂલકે મૂલક થઈ ત્યારે સેંકડો વેપારીઓએ આવી વેપાર કરવા માંડયો અને દિનપરદિન વસ્તી વધવા લાગી. એ વાતની ખબર ગૂજરાતના બાદશાહને થઇ ત્યારે તેણે તેને ખિતાબ મોકલ્યો અને એ દહાડાથી તથા એ સૂરતા રામજાનીના નામ ઉપરથી સૂરત શહેર જાણીતું થયું."

૪. "આ શહેરની જગા તો અહિંથી આઠેક ગાઉ ઉપર હાલમાં કામળેજ ગામ છે (જે મોટી નગરી કહેવાતી) ત્યાંના કોઈ હિંદુરાજાની ચૌદસેં વીઘાંની વાડી હતી. એમાં ચૌદ તો મોટા કૂવા† હતા. એ વા-

* હીજરી સન ઇ૦ સ૦ ૬૨૨ થી ચાલુ થયો, પણ હાલમાં હીજરી ને ઇસવીમાં ૫૮૪ નું અંતર છે. મુસલમાની મહીનાના દહાડા પૂરેપૂરા ત્રીસ હોતા નથી માટે ઉપર જે ઇસવીસન છે તે આશરે સમજવા.

† એ અસલ કૂવાઓમાંના કેટલાક હાલ છે. એ કૂવા કયાં કયાં હતા તે સઘળાનાં નામમાંથી આઠ ઠેકાણાંનાં નામ માત્ર જણાવવામાં આવ્યાં છે ને ખરેખર તે અસલ કૂવા છેજ.—૧ સૈયદ ઈદ્રુસ આગળનો; ૨ બાગાતળાવનો; ૩ પાણીની ભીતનો; ૪ મજુરા બાગળનો; ૫ ગોપીપગનો; ૬ રાણીતળાવનો; ૭ ખાજે દીવાન આગળનો; ૮ વાડીફળીઆનો (હાલ પૂરી નાખવામાં આવ્યો છે); અને ૯ ડક્કા ઓવારાનો. એ છેલ્લો કૂવો ડક્કા ઓવારાથી ૩૫ ફુટ દૂર છે એવું રાંદેરના એક બુઢા મુસલમાને મને કહ્યું છે. કિલ્લો બંધાતાં પાણીના જોરને લીધે ઘણાં વર્ષ થયાં હશે એમ મેં કહ્યું હતું તે ઉપરથી તે બોલ્યો હતો કે તે વેળા પાણીનું જોર નહોતું; કિલ્લા આગળ રસ્તો હતો. અને ડક્કાને ઓવારે અસલ મોટો કૂવો હતો. લક્કડકોટથી તે અઠવે ગાડાં જતાં ને તાપી કિલ્લાથી દૂર હતી એવી વાત ઘરડાઓમાં ચાલેછે.

ડીનું નામ સૂરજવાડી હતું ને એ ઉપરથી સૂરત એ નામ પડચું છે.”

૫. જે વખત શહેર પૂરૂં વસેલું નહિ તે વખત પહેલી દંતકથામાંના જે રૂમીખાને કિલ્લો બાંધ્યો તેણે પોતાની કોઇ પ્યારીના નામ ઉપરથી અથવા તેની ખૂબસુરતી ઉપરથી શહેરનું નામ સૂરત કાં ન પાડચું હોય ? એમ પણ કેટલાક તર્ક કરેછે.

૬. નામીચો તવારીખ લખનાર જેમ્સ મિલ્લ અને મુંબઇનો ગવર્નર ડંકન લખેછે કે હાલમાં જે કિલ્લો* છે તે ઇ૦ સન ૧૫૪૩ માં સુલતાન મહમ્મદશાહ બીજાના વખતમાં બંધાયો છે. હાફતઈ કિલમ નામની અરબી કિતાબમાં લખ્યું છે કે હીજરી ૯૪૭ માં એટલે ઈ૦ સ૦ ૧૫૩૧ માં બંધાયો છે. મરે નામનો ગ્રંથકાર કહેછે કે ઇ૦ સ૦ ૧૫૩૬ માં ફિરંગીઓએ દીવ લીધું ને ત્યાંથી પછી તેઓને ખંભાત અને ગૂજરાતનાં બીજાં બંદરો તરફ જવાનું સહેલ પડવા લાગ્યું. ૧ લી દંતકથામાં કિલ્લો બાંધવાનું વર્ષ ૧૫૧૫ આપ્યું છે–હવે નક્કી કયું ? ૧૫૧૫ ને ૧૫૪૩ એમાં અંતર ૨૮ વર્ષનો છે તે કંઇ ઝાઝો નથી. ૧૫૧૫ માં ફિરંગીઓ સૂરત તરફ આવ્યા હતા એમ ૧ લી દંતકથામાં છે તે, બ્રિગ્સના લખ્યાપ્રમાણે કે ૧૫૧૨ માં ફિરંગીઓએ સૂરત લૂંટચું હતું તે ખરૂં ઠરેછે:—મતલબ કે એમજ નક્કી રાખવું કે કિલ્લો કાચો ઈસવી ૧૫૧૫ માં મુજફ્ફરશાહના વખતમાં અને પાકો ૧૫૪૩ માં મહમ્મદશાહ બીજાના વખતમાં બંધાયલો.

૭. ઇ૦ સ૦ ૧૫૧૫ થી તે ૧૫૪૩ સૂધી સૂરત સ્વતંત્ર હતું. માત્ર નામનું ગૂજરાતના બાદશાહના અમલ તળે કહેવાતું. એ બાદશાહો પોતાના મુસલમાનોને ફિરંગીઓના હૂમલામાંથી બચાવવાને સૂરતના કિલ્લાની કાળજી રાખતા; બાકી લોકને પોતાની ખરી રૈયત દાખલ ગણતા એવું કંઇ નહોતું.

## બાબ ૫ મો;—તવારીખ ૧૫૪૩–૧૫૭૩.

૧. ઈ૦ સ૦ ૧૫૪૩ પછી ગૂજરાતના બાદશાહોની તરફથી સૂરતમાં નાઝીમો આવી હાકમી કરતા.

૨. ઇ૦ સ૦ ૧૫૫૪ માં કોન્સ્ટંટિનોપલના બાદશાહ પહેલા સુલીમાને તુર્કસ્તાનની કારીગરીની એક તોપ સૂરત ખાતે મોકલી હતી; જેને અકબરે આગ્રે લેઇ જવાનું ધાર્યું હતું, પણ લેઇ જવી મુશ્કેલ પડી તેથી તેને અહિંજ રાખી હતી. એ તોપ સુલેમાની એ નામથી ઓળખાતી.

૩. જ્યારે ગૂજરાતમાં ત્રીજો મુજફ્ફર ગાદીએ બેઠો (૧૫૬૧) ત્યારે અમીર ઉમરાવોએ દંગા બંડો ઊઠાવ્યાં હતાં. કેટલાએકોએ ગૂજરાતને પોતપોતાનામાં વહેંચી લીધું હતું તેમાં સૂરત ભરૂચ ઝંઘીસખાને લીધાં હતાં. એ વેળા અકબરના ત્રાસથી કોઇ સુલતાન મીરજાં નામના સરદારના મહમ્મદ હુસેન મીરજાં મસાઉદ, હુસેન મીરજાં અને અલ્લી હુસેન મીરજાં એઓ ગૂજરાતમાં નાશી આવી ઝંઘીસખાન સાથે રહ્યા હતા. વળી એ વખત ઐતયાદખાન જેણે અમદાવાદ લીધું હતું તેની અને ઝંઘીસખાનની વચ્ચે લડાઈ ચાલતી હતી. એમાં ઝંઘીસખાન માર્યો ગયાથી પેલા મીરજાંઓએ સૂરત ભરૂચ પોતાનાં કરી લીધાં. એવામાં પાટણવાળા શેરખાં ફૌલાદીની મદદથી ત્રીજા મુજફ્ફરે અમદાવાદના ઐતયાદખાન ઉપર ચઢાઈ કરી. એ ગભરાટથી ઐતયાદ મીરજાંઓને મળી ગયો. પણ તેજ વખત તેણે અકબરને ગૂજરાત આવવાને લખી મોકલ્યું.

૪. અકબરના ત્રાસથી ગૂજરાતમાં હુલ્લડ સમ્યું અને તેનો વાવટો ઇ૦ સ૦ ૧૫૭૨ ના નવમ્બરની ૧૮ મીએ (કોઇ સપ્ટેમ્બર કહેછે) અમદાવાદના કિલ્લા ઉપર ચઢ્યો. પણ મીરજાંઓ પોતાના તાબાના સૂરત ભરૂચ વગેરેના કિલ્લા આપતા નહોતા માટે તેઓને કાઢવાસારૂ અકબરે ૧૫૭૩ ની ૧૯ મી જાનેવારીએ સૂરતમાં ગોપીપરા આગળ ડેરા તંબુ તાણ્યા.

૫. અલ્લી હુસેન મીરજાં જે સૂરતમાં હતો તેણે પોતાનો ખજાનો એક હાથી ઉપર ભરીને કોઇ રામદેવ નામના એક જાગીરદારને ત્યાં મોકલ્યો હતો, પણ વાટમાં અકબરનું થોડુંક વેરાતું લશ્કર જે આહિં તાહિં લૂંટફાટ કરતું હતું તેના હાથમાં તે આવ્યો. એ ખજાનો અકબરે પોતે ન રાખતાં લાવનાર સિપાઇઓને વહેંચી આપ્યો. મીરજાંઓએ પોતાનું જોર કમ જોઇને ગોવાના ફિરંગીઓને તેડાવ્યા. એવું લખીને કે જો અકબર છુટાશે તો કિલેદારી તમારે હવાલે કરીશું. હવે ફિરંગીઓ અકબરથી તો બહુ બીતા, તોપણ તેઓના રાજાએ કિલ્લાની લાલચે કેટલાંક માણસો મોકલ્યાં ખરાં–એવું ભણાવીને કે કિલેદારી મળે તેવો જોગ ન હોય તો અકબર પાસે જઇને કહેવું કે અમારા રાજાએ તમને નજરાણું આપવાને મોકલ્યા છે. ફિરંગીઓએ સૂરત આવી અકબરનું લશ્કર જોયું કે તરત તેઓના હોશ ઊડી ગયા; ને પછી તેઓએ અકબરની મહેરબાની મેળવવાની તજવીજ કીધી.

* ફિરંગીઓના અને ઘોઘા તરફના તથા આંગરીઆના મૂલક તરફના ચાંચીઆઓના હુમલાઓને અટકાવવાસાર એ બહાદુરશાહ કોઈ વખત સૂરતમાં આવ્યો હોય એવું જણાતું નથી.

૯. કિલ્લાને ઘેરો ઘાલવામાં એક મહીનો ને સત્તર દહાડા લાગ્યા. એ દરમ્યાનમાં બહારથી તે અંદર લગી સુરંગ ખોદી હતી. કિલ્લો ફોડવાની તૈયારી હતી તેટલામાં અહીં હુસેન સૂરત છોડી ભરૂચ તરફ જતો રહ્યો અને કિલેદાર હમનજખાને અકબરને કહેવડાવ્યું કે જો તમે મને જીવતો મૂકો તો આ ઘડીએ કિલ્લો તમારે તાબે કરૂં. એ અરજ બાદશાહે કબૂલ રાખી. હમજખાન અકબરની હજૂર આવી ઊભો રહ્યો, પણ તે ઘણો બેઅદબ અને ભરભડીઓ માલૂમ પડયો તેથી તેની જીભ કાપી નાંખવાનો બાદશાહે હુકમ કર્યો. બીજી સવારે એટલે તા૦ ૬ ઠી માર્ચ સને ૧૫૭૩* ને રોજે સૂરતને કિલ્લે અકબરે લાલ નિશાન ઊડાવ્યું.

---

## બાબ ૬ ઠ્ઠો;—તવારીખ ૧૫૭૩—૧૬૧૨.

૧. સૂરતનો કારભાર ચલાવવાને ખલીજખાનને મુકરર કરી અકબર આગ્રે ગયો ને ત્યાંથી સૂરતની કામદારીની વહેંચણ આ રીતે કરી–એકને શહેરની હાકમી સોંપી ને બીજાને કિલ્લાનું તથા દરિયાઈ લશ્કરનું ઉપરીપણું સોંપ્યું. એકનો નિભાવ જમીનોની ઉપજ તથા મહેસૂલ જગાતમાંથી અને બીજાનો કેટલીક ઠેરવી આપેલી જાગીરો તથા કેટલીક બીજી વસૂલાતમાંથી થયાં કરે તેવું ઠરાવ્યું. એક હાકેમ અથવા નવાબ ને બીજો કિલેદાર કહેવાયો.

૨. પછી બાદશાહે રાજા તોડરમલને ગૂજરાતનાં પ્રગણાંઓ મુકરર કરવાને મોકલ્યો. એ તોડરમલે અમદાવાદ વડોદરે થઇને સૂરત આવી પ્રગણાં તથા તાલુકાઓ નીમી આપ્યા. તેમ, ફુરજો, ખુશકી, ફોજદારી, ટંકશાળ, ગલ્લેમંડી (અનાજનાં બજાર), કસાબી (ખાટકીવાડા), મહોતસીબી (કોઈ કોઈની જમીન ન દબાવે, ઓછું વધતું ન તોળે એવી એવી વાતની ચોકશી રાખવાનું કામ), સવાને નિધારી (કામદારોની હકીકતની ચોકશી રાખવાનું કામ), વકાયે નિધારી કામ (મૂલકોની હકીકત રાખવાનું કામ), ઝવેર ખાતું, નીરખખાતું (વેચવાની જનસોના ભાવ મુકરર કરી આપવાનું કામ), કોટવાલી, ચબુતરા, નખાસ, મસ્રકી (બાદશાહોની તરફથી બક્ષિસ ધર્માદા આપવાનો કોઠાર), તેહેવીલદારી (નવારસા માલની હકીકત રાખવાનું કામ) વગેરે મુકરર થયાં ને શહેર આબાદ થવા લાગ્યું.

૩. જહાંગીર બાદશાહના વખતમાં ઇંગ્લંડમાં ઊભી થયેલી ઈસ્ટ ઇંડિયા કંપની† વેપારીનું વહાણ નામે હેક્ટર, વિલિયમ હોકિન્સ કપ્તાનવાળું વિલાયતથી ઊપડેલું સૂરતને બારે મોરા સુંવાળી આગળ તા૦ ૨૦ આગસ્ટ સને ૧૬૦૮ માં લંગરવાર થયું–એજ વહાણથી અંગ્રેજોનું પહેલું આવવું હિંદુસ્તાનમાં થયું. એ વહાણમાં જહાંગીર બાદશાહ ઉપરના બે કાગળો આવ્યા હતા—એક તો કંપનીએજ લખ્યો હતો ને બીજો ઇંગ્લંડના રાજા પહેલા જેમ્સે લખ્યો હતો. એ બંનેની મતલબ આ હતી કે જહાંગીરશાહે મહેરબાનીની રાહે પોતાના મૂલકમાં અંગ્રેજોને વેપાર કરવાની રજા આપવી.

૪. એ વખતે ફિરંગીઓનું દરિયાઇ જોર એટલું હતું કે જે વહાણોને ફિરંગીનો પરવાનો ન હોય તેને તેઓ લૂંટી લેતા. હવે મુગલ જો અંગ્રેજોને વેપાર કરવાની છૂટ આપે તો ફિરંગીઓ ચીડાઇ જાય અને ખાર રાખી હિંદુસ્તાનથી ઈરાન અરબસ્તાન જતાં વહાણોને લૂંટી લે. એ સબબથી મુગલો મોટા વિચારમાં પડ્યા હતા. અંગ્રેજની કોઠી ન થાય માટે તેને ફિરંગીઓ, સૂરતના કારભારીઓને લાંચરૂશ્વતથી તથા વગવશીલાથી સમજાવ્યાં કરતા હતા:—ને એમાં તેઓ ચાર વર્ષ તો સારીપેઠે ફાવ્યા, પણ સને ૧૬૧૨ ની ૧૧ મી જાનેવારીએ જ્યારે કપ્તાન બેસ્ટે જાહાંગીર બાદશાહ પાસે સનદ લખાવી લીધી ત્યારે ફિરંગીઓ હાથ ઘસતા રહ્યા. એ સનદની મતલબ આ કે ઇંગ્લંડનો એક એલચી (વકીલ) મુગલના દરબારમાં રહે; અને અંગ્રેજોને કોઇ દુઃખ દે અથવા તેઓનો હક્ક ડૂબાડે તો તેવા કામનો ફેસલો થોડે ખર્ચે પહેલો થાય; અંગ્રેજો પોતાના માલની જકાત સેંકડે ૩॥ ટકા લેખે મુગલ સરકારને આપે; વળી સૂરતના નવાબ ઉપર એવો ફરમાન લખાયો કે તેણે શહેરના જે લોકોએ અંગ્રેજ સાથે વેપાર કરવો હોય તેઓ બેલાશક કરે ને તેઓનો માલ ચોરાઈ લૂંટાઈ ન જાય માટે તેઓને કોઠી કરવા દેવી.

---

## બાબ ૭ મો;—તવારીખ ૧૬૧૨–૧૬૫૮.

એ સનદ મળ્યા પછીથી તે ૧૬૫૮ માં શાહજહાં

---

* સૂરતનો કિલ્લો લીધાનું વર્ષ કોઈ ૧૫૫૪ પણ કહેછે.

† એ મંડળી—કંપની તે હિંદુસ્તાન સાથે વેપાર કરનારી અંગ્રેજ વેપારીઓની મંડળી. એને એલિઝાબેથ રાણીની, ૧૫૯૯ ના ડિસેમ્બરની ૩૧ મી તારીખે સનદ મળી હતી. ૧૬૯૩ માં એક બીજી કંપનીને સનદ મળી. થોડી વાર તો એ બેને બન્યું નહિ, પણ પછવાડેથી બંને કંપનીઓ યુનાઇટેડઈસ્ટ ઇંડિયા કંપનીને નામે ઈ૦ સ૦ ૧૭૦૨ ની ૨૨ જુલાઇએ જોડાઈ ગઈ હતી.

બાદશાહ મરણ પામ્યો ત્યાંસૂધીની જાણવા જોગ બિના આ પ્રમાણે છે.—

૧. અંગ્રેજ ને ફિરંગી વચ્ચે સૂરતને બારે લડાઇ થઈ તેમાં ફિરંગીઓનાં ૩૫૦ માણસો માર્યાં ગયાં—સને ૧૬૧૪ ના જાનેવારીમાં.

૨. એજ વર્ષમાં અંગ્રેજ રાજાની તરફથી સર ટામસ રો નામે પહેલવહેલોજ એલચી મુગલ દરબારમાં આવી બેઠો. એણે વિલાયત લખી જણાવ્યું કે થોડુંએક થયું વલંદાઓ થોડોક માલ ને થોડીક નગદી લેઈને સૂરત આવ્યા છે; તેઓને બેઆબરૂ કરી નાંખવાની મેં સારીપેઠે તજવીજ કરી છે, પણ આગળ વેર વધી પડવાની ધાસ્તીથી હું તેઓને સૂરતમાંથી સમૂળા કહાડી શક્યો નથી.

૩. સને ૧૬૧૬ માં વલંદાઓ નગદી ખૂબ લાવ્યા હતા તેથી તેઓને થોડા દહાડામાં ઘણો લાભ થયો ને એથી ઉશ્કેરાઈને તેઓએ પણ જહાંગીર બાદશાહની રજા લેઈને સૂરતમાં કોઠી ઘાલી. ઇ૦ સ૦ ૧૬૧૭ માં.

૪. સને ૧૬૨૨ માં એક વાર સૂરતને બારે વલંદાઓ, અંગ્રેજની તરફના કેટલાક વેપારીઓનાં વહાણોમાંથી ઉઘાડે છોક માલ લૂંટી લેઈ ગયા. જુદા જુદા ટોપીવાળાનાં વહાણો ઉપર જુદા જુદા વાવટા હોયછે એ વાત નવાબ સરકારના જાણ્યામાં નહિ તેથી વલંદાને બદલે કેટલાક અંગ્રેજને પકડ્યા. સૂરત, અમદાવાદ વગેરે જ્યાં જ્યાં અંગ્રેજની કોઠી હતી ત્યાં ત્યાંનો સઘળો માલ મુગલ સરકારે કબજ કર્યો અને કોઠીને લગતાં માણસોને પણ કેદ રાખ્યાં. જ્યારે ગુનેહગાર વલંદાઓ પકડાયા ત્યારે પણ પછી ઘણી ઘણી મુસીબતે અને ઘણું ઘણું આપતે છેક સાત મહીને અંગ્રેજોનો છૂટકબારો થયો—માણસો છૂટ્યાં ને માલ પાછો મળ્યો.

૫. ૧૬૩૦ ના સપ્ટેમ્બરમાં અંગ્રેજ ને ફિરંગી વચ્ચે મોરાસુંઆળી આગળ ફરીથી લડાઈ થઈ. એ વખતે ફિરંગી પાસે નવ વહાણ અને બે હજાર લડવૈયા ડાન ફ્રાંસિસ્કો કાંતિનહોના અધિકાર નીચે હતા. પોતાની પાસે મોટું લશ્કર છે એમ જોઇને ફિરંગીએ સૂરતના હાકેમ પાસે ઘણા પૈસા માગ્યા અને અંગ્રેજ તથા વલંદાનું મૂળ સૂરતમાંથી કહાડી નખાવવાની જેટલી બની તેટલી તજવીજ કરી. એ વખત નવાબ પણ ઘણો ગભરાયો હતો.

૬. એક વખત અંગ્રેજનો માલ ગાડાંમાં ભરાઇ ખુશકીએ શહેરમાં જતો હતો. તે ઉપર ત્રણ હજાર ફિરંગીઓ તૂટી પડ્યા; વળી નાની નાની મારામારીઓ તો જુદા જુદા ટોપીવાળાઓમાં રોજ થતી: એક વખત એ સઘળું અંગ્રેજ અમલદારોથી ખમાયું નહિ, તેથી તેઓએ ઠરાવ કર્યો કે 'આપણે ૮૦૦ લડવૈયા જમીન ઉપર ઊતારવા અને તક જોઇ એકદમ ફિરંગીઓ ઉપર તૂટી પડી તેઓને ઠાર કરવા અને વહાણમાં રહેલાં લશ્કરે પોતાથી થોડે દૂર દુશ્મનનું જે મોટું વહાણ છે તેનું છાનામાના લંગર કાપી નાંખવું. બીજે દહાડે ઠરાવ પ્રમાણે અંગ્રેજોએ સામાવાળા તૈયાર ન થયા એટલામાં તેઓને ગભરાવી નાંખી ઠાર કર્યા. એક મોટા વહાણનું લંગર ભરતીની વખતે કાપી નાંખ્યું તેથી તે બારકસ બીજાં વહાણો સાથે અથડાયું અને એમ ઘણાંક વહાણો ભાંગી ડૂબી ગયાં. અંગ્રેજો દુશ્મનની પાછળ એક મૈલ દોડ્યા અને ફિરંગીઓને ઘણું ઘણું નુકસાન કર્યું. એ લડાઈથી અંગ્રેજનાં ૨૦ અને ફિરંગીઓનાં ૫૦૦ માણસો માર્યાં ગયાં. એ ફતેહથી અંગ્રેજનું વજન શહેરમાં ઘણું વધી પડ્યું.

૭. ઇ૦ સ૦ ૧૬૩૬ માં અંગ્રેજ કંપની ઘણી ગભરાટમાં આવી પડી. એક તો કોઇ અંગ્રેજ વહાણવટીએ મુગલની બે અરમાર લૂંટી તેથી કંપનીનો માલ તથા રૂ. ૧,૭૫,૦૦૦ નો ખજાનો મુગલ સરકારે જપ્ત કરી કોઠીવાળાઓને પરહેજ કર્યા ને કહ્યું કે વહાણ લૂંટવાનું ખરૂં કારણ નહિ બતાવો ત્યાંસૂધી તમારો છૂટકારો કરવામાં નહિ આવે; બીજું આ કે કંપનીના અમલદારોએ વણકર વગેરે કારીગરોને કાપડ તૈયાર કરવાને આગલથી રૂપીયા ધીર્યા હતા ને ત્રીજું આ કે સૂરતમાં તે વખત દુકાળ પડ્યો હતો.

૮. ૧૬૪૯ માં કંપનીને સૂરતના વેપારીઓનું ઘણું દેવું થઇ ગયું હતું તે તેઓએ દોકડે દોકડા ચૂકાવી આપ્યું તેથી તેઓની શાખ ઘણી વધી ગઇ. થોડીવાર પછી આગ્રામાં ગળીની ખરીદી ઘણી ચાલી તેથી હાથ પાછો ભીડમાં આવ્યો. એ વખતે સૂરતના એક શરાફે એકદમ એક લાખ રૂપિઆ ધીર્યા હતા.

---

## બાબ ૮ મો;-તવારીખ ૧૬૫૮–૧૭૦૭.

૧. ઔરંગજેબના વખતમાં ૧૬૬૧ માં કંપનીને માથે સાહુકારોનું દેવું ઘણું ચઢી ગયું હતું તેથી સૂરતના હાકેમે એવું કહેવડાવ્યું કે જ્યાંસૂધી તમે રૈયતનું મન નહિ મનાવો ત્યાંસૂધી તમારાથી કોઠી બહાર નીકળાશે નહિ ને ઘણી વાર લગાડશો તો સઘળાને સખ્ત મજૂરી સાથે કેદ કરવામાં આવશે.

૨. કંપનીને નુકસાન પહોંચાડતા એવા કેટલાએક ખાનગી અંગ્રેજો સૂરતના લોક સાથે ખાનગી રીતે વેપાર કરતા હતા તેનો અટકાવ કરવાને સૂરતમાં એક વટો

અધિકારી કંપનીની તરફથી ઠેરવવામાં આવ્યો.—તા૦ ૧૯ માર્ચ ૧૬૬૨.

૩. એજ વર્ષમાં શહેરપનાહ એટલે માંહેનો કોટ ગ્યાસુદ્દીનરૂમી નવાબની હકુમતમાં બંધાયો. એ બાંધવાની રજા લેવાને જહાન બેગ તથા વીરજી વોરા ઔરંગઝેબ બાદશાહ પાસે ગયા હતા.

૪. એ કાળે સૂરતની સંપત્તિનું શું પૂછવું ? એવિષે ખબર કહાડવાને શિવાજી મરાઠાએ પોતાનો એક બહિરજી નામનો જાસુસ સૂરત મોકલ્યો હતો. એથી વાકિફ થઇને સૂરતની તવંગીરીથી લલચાઈને નાશકનું બહાનું બતાવી શિવાજી ૪,૦૦૦ સવાર સાથે અચાનક તા૦ ૫ જાનેવારી સને ૧૬૬૪ માં સૂરત આવી પહોંચ્યો. એ વાત સાંભળતાંજ હાકેમ તો કિલ્લામાં ભરાઈ બેઠો. શહેરના લોક જીવ લેઈ નાઠા. થોડાએક સાહુકારોએ અંગ્રેજની કોઠી આગળ આવી પોતાના જાનમાલ બચાવવાની વિનંતિ કરી તેથી તેઓ બચ્યા. એ વર્ષમાં કંપનીની કોઠીમાં ૮૭ લાખનો માલ હતો. સમીસાંજ સૂધીમાં તો મરાઠાનું સૈન સૂરતની ચોમેર ફરી વળ્યું. કેટલાકે કિલ્લાને ઘેરો ઘાલ્યો, પણ ત્યાં કંઇ તેઓનું ફાવ્યું નહિ. ઘણાએકે તો છ દહાડા ને છ રાત નિરાંતે શહેરને લૂંટ્યાં કીધું ને બાળ્યાં કીધું. અંગ્રેજ ને વલંદા સામે થયા ને તેઓએ પોતાનું કોડીભાર લેવા દીધું નહિ. તેમાં અંગ્રેજો તો એટલી બહાદુરીથી ઊભા રહ્યા કે તેઓએ પોતાનો તો હોયજ પણ કેટલાક વેપારીઓનો પણ માલ મરાઠાને હાથ જવા દીધો નહિ. એ વેળા અંગ્રેજનો કોઠીદાર સર જ્યોર્જ ઓકસનડન હતો. એ વખતે શિવાજી સૂરતમાંથી ફક્ત સોનું, રૂપું ને જવાહીર ત્રીસ ક્રોડનું લેઇ ગયો. એને જો અંગ્રેજની ને વલંદાની કોઠી હાથ લાગી હોત તો તેને અનરગળ દોલત મળી હોત. જ્યારે એ લૂંટ ચાલતી હતી ત્યારે શિવાજી ભાગળ બહાર હતો. એક સ્મિથ નામનો અંગ્રેજ જેને બંધવો કરી શિવાજી કને લેઈ ગયા હતા તેણે છૂટ્યા પછી કહ્યું કે શિવાજી તંબુમાં બેઠો હતો ને પોતાના માણસોને હૂકમ આપ્યાં કરતો હતો કે જે લોક પોતાની દોલત છૂપાવતા હોય તેઓના હાથ ને માથાં કાપી નાંખવાં. સ્મિથ લખી ગયો છે કે તે વખત સૂરતનો કોટ* માટીનો હતો, ને ઇંટનો બનાવવાનો નવાબને હૂકમ મળ્યો હતો. ૧૬૬૭ માં બંધાતો હતો એમ વળી એકજણ કહેછે.

* એ કોટ, માંહેનો શહેરપનાહ સમજવો. ૩ કલમમાં ૧૬૬૨ નું વર્ષ છે તે એ કિલ્લો બાંધી રહ્યાનું હોય અથવા રજા મળ્યાનું હોય.

૫. અંગ્રેજે શહેરના કેટલાક સાહુકારોને શિવાજીની લૂંટથી બચાવ્યા હતા માટે તેઓની તારીફ નવાબે બાદશાહને લખી ને તે ઉપરથી કંપની પાસથી ૩।। ટકા જકાત લેવાને બદલે ૧ ટકો લેવાનો ઠરાવ થયો.

૬. સને ૧૬૭૦ ની ૩ જી અક્ટોબરે વળી પાછો બીજીવાર શિવાજી ૧૫,૦૦૦ ફોજ લેઇને સૂરત આવ્યો. એ વેળા શિવાજીનું ફાવત નહિ એવો ફોજ વગેરેનો બંદોબસ્ત હતો, પણ સપ્ટેમ્બરમાં શહેરનો હાકેમ મરી ગયેથી તેની જગો ખાલી પડી હતી અને કિલ્લામાંના સારા લડવૈયા બીજે ઠેકાણે ગયા હતા. રૈયતને તો શું પણ કિલ્લાને બચાવી શકે એટલાં આદમી પણ તે સમે હાજર નહોતાં. શિવાજીએ ત્રણ દહાડા શહેર લૂંટ્યું અને જતી વખત તે કાગળ નાંખતો ગયો કે શહેરના લોક જો દરવર્ષે ૧૨ લાખ રૂપિઆ આપ્યાં કરશે તો ફરીથી તેઓને લૂંટવામાં નહિ આવે. એ વખત પણ અંગ્રેજે પોતાનો બચાવ સારી રીતે કીધો હતો. વલંદાની કોઠી તો દૂર ખૂણામાં હતી એટલે ત્યાં તો મરાઠા ગયાજ નહિ, પણ ફ્રાંસિસે* મરાઠાઓને પોતાની લાતીમાંથી જવા દીધા તેથી એક તાતાર દેશનો તવંગર સારી પેઠે લૂંટાયો.

૭. કોઇ મિસ્તર ફૂકે મુગલોનું મક્કે જતું એક વહાણ પકડ્યું હતું, તેની જ્યારે ખબર પડી તેવારે મુગલ સરકાર ઘણી ગુસ્સે થઈ ગઇ. સને ૧૬૮૦ માં બાદશાહે હૂકમ લખી મોકલ્યો કે કંપનીપાસે સેંકડે ૧ ટકો જકાત લેવાનું કર્યું છે તે પાછા ૩।। ટકા લેવા. એટલી બધી જકાત ભરતાં કંપનીને નફો થોડો થવા માંડ્યો. અંગ્રેજોએ હજારો રૂપિઆ નવાબને ભેટ આપવાની ને પછી ૧ ટકો જકાત કરાવવાની તજવીજ કરી, પણ કંઈ વળ્યું નહિ. એ વખતે અંગ્રેજ કંપનીને સારૂ રૂ. ૩૦ લાખની ખરીદી તો સૂરતમાંજ ચાલતી. એવામાં ૧૬૮૧ માં ૬ વહાણો રૂ. ૧૭ લાખની માલમતા–નગદી લેઇને આવી પહોંચ્યાં; તે માલનું વેચાણ સઘળું સૂરતમાંજ ચાલ્યું.

૮. એજ વર્ષમાં કંપનીના આદમીઓને ભરોસાદાર જાણી ટંકશાળમાં રૂપિઆ પાડવાનો તેમને બાદશાહે ફરમાન આપ્યો.

* ફ્રાંસિસ એટલે ફ્રાન્સદેશના લોક. ૧૬૭૦ માં તેઓની લાતી હતી, એ ઉપરથી માલૂમ પડેછે કે તેઓ ૧૬૬૪ ને ૧૬૭૦ ની વચમાં આવેલા, પણ એલફિન્સ્ટન ગ્રંથકાર ફ્રાન્સિસની લાતી ઘાલ્યાનું વર્ષ ૧૬૮૫ લખેછે. મિલ્ક કહેછે કે ૧૬૭૧–૭૨ માં ફ્રાન્સિસ પહેલવહેલા સૂરતમાં આવ્યા હશે.

૯. ૧૬૮૭ માં મુંબઇ* એ કંપનીનું સ્વસત્તાનું મુખ્ય ઠેકાણું થયું ને તે મોટું બંદર પડયું. તેથી સૂરત ખાતેનો વહીવટ ઓછો થવા લાગ્યો.

૧૦. એજ વર્ષમાં વલંદાઓએ પોતાનાં વહાણપર અંગ્રેજી વાવટા ચડાવી અરબી સમુદ્રમાં સૂરતનાં સફરી વહાણો લૂંટયાં, તેનું આળ અંગ્રેજને માથે આવ્યું.

૧૧. કોઇ સર જાન ચાઇલ્ડે સૂરતના વેપારીઓ પાસે કંપનીની સાખ ઉપર હજારો રૂપિઆની ખરીદી કરી પોતાનાં તથા સૂરતના વેપારીઓનાં વહાણો મંડાવી વિલાયત હંકરાવ્યાં. થોડા દહાડા પછી તે વાંકું બોલ્યો કે મારે તો કોઈની એક પઈ દેવી નથી. તેથી નવાબે સને ૧૬૮૮ માં મિ૦ હારિસ તથા મિ૦ ગ્લેસમનને તુરંગમાં નાંખી સઘળો માલ હરાજ કરવાનો અને ખજાનો સરકાર તિજોરી ખાતે નાંખવાનો હૂકમ કર્યો. એ વખત ઔરંગજેબ અંગ્રેજ ઉપર ખૂબ ચીડાઇ ગયો હતો. તેણે જંજીરાવાળા સીદીને મુંબઈને ઘેરો ઘાલવાને રવાને કર્યો ને શહેરમાં દાંડી ફેરવાવી કે સર જાન ચાઇલ્ડને જે કોઈ જીવતો અથવા મુઓ લાવશે તેને સારીપેઠે ઈનામ આપવામાં આવશે. એ શખ્સ છૂપી રીતે મુંબઈ નાશી ગયો. મુંબઇ જતાં તેણે મુગલના વળાવાની મદદથી સૂરતનાં ૪૦ બારકસોને પકડી મુંબઇના બારામાં ઘાલવાની તજવીજ કીધી, એ ખબર સાંભળી સૂરતમાં જેટલા અંગ્રેજ હતા તેઓને હાથે પગે બેડી ઘાલી સખ્ત મજૂરી કરવાનો નવાબે હૂકમ કીધો. આખા શહેરમાં તેઓ દગાખોર કહેવાવા લાગ્યા ને ફજેત ફજેત થઇ ગયા.

૧૨. એ વખતે કંપનીને ૨૦ લાખનું દેવું તો હતુંજ. તેમાં વળી ૧ લાખ ૨૦ હજાર કાપડ વણાવવાને કહાડવા પડ્યા એટલુંજ નહિ, પણ એક લાખની ગળી તથા છીંટ લેવાનો વિલાયતથી હૂકમ આવ્યો હતો માટે તે પણ લેવી પડી. એ ગભરાટમાં અંગ્રેજની એક નવી કંપનીનું આવવું થયું, એટલામાં એક જાફર અબદુલ વેપારીના વહાણને ૧૬૯૫ માં અંગ્રેજોએ લૂંટયું. વળી મક્કે હજ કરવા જતા મુસલમાનોનું એક વહાણ અંગ્રેજ ચાંચીઆઓએ મુંબઈ અને દમણ વચ્ચે લૂંટયું. એ સઘળી વાતથી વેપારીઓ અને મુસલમાનો જે અગાઉનાજ ખારીલા થઈ રહ્યા હતા, તેમાં વળી જાત્રે જતું વહાણ લૂંટયું તેથી તેઓ સઘળાજ અંગ્રેજ ઉપર ગુસ્સે થઇ ગયા. જ્યાં જ્યાં અંગ્રેજોની કોઠી હતી ત્યાં ત્યાં મુગલ સરકારની જપ્તી બેઠી. કેટલાક મોટા વેપારીઓએ તો બીજી ટોપીને મળી જઇ અંગ્રેજનો ટાંટીઓ સૂરતમાંથી સદાવડો કાઢવાનો ઠરાવ કીધો. ઘણી આજીજી કરવાથી તથા પૈસા વેરવાથી કેદમાંથી તો તેઓ છૂટયા, પણ ત્રણ શરત તેઓને કબૂલ કરવી પડી—કંપનીના અમલદાર બહાર નીકળતા ત્યારે નાના નાના વાવટા રાખતા તે તેઓએ રાખવા નહિ; તેઓએ હથિયારબંધ ફરવું નહિ; અને પાલખીમાં બેસવું નહિ. એ શરતથી અંગ્રેજોએ પોતાનું વજન ખોઇ નાંખ્યું.

૧૩. વળી ફરીથી બંગાળેથી સૂરત આવતાં એક વહાણને અંગ્રેજોએ કન્યાકુમારી આગળ પકડયું ને માલ ઉતારી લીધો. તેણે કરીને અંગ્રેજ, ફ્રેંચ અને વલંદાની કોઠી ઉપર નવાબની જપ્તી બેઠી અને જે રૈયત ટોપીવાળાઓની ચાકરીમાં રહેશે તેઓનાં ઘરબાર છૈયાં છોકરાં લૂંટી લેવામાં આવશે એવો હૂકમ કર્યો. એવા સખ્ત હૂકમથી ત્રણે ટોપીવાળા ગભરાઈ ગયા. કેટલાક લોક વચમાં પડ્યા તેથી આવું ઠર્યું કે ત્રણ જણ મળી રૂ. ૪૦ લાખ વહાણ લૂંટવાના બદલામાં આપે. વલંદાઓએ જામીન આપી પોતાના માલઉપરથી જપ્તી ખસેડી અને દેવું અદા કરવાને આઠ દહાડાની મહેતલ માગી. એ આઠ દહાડામાં વલંદાઓએ તો ચૂકતે હિસાબે સાહુકારોને ચૂકવી આપ્યું.

---

## બાબ ૯ મો;—તવારીખ ૧૭૦૭–૧૭૫૯.

૧. ફરૂકશીર બાદશાહ તખ્તે બેઠા પછી સૂરતના નવાબ હૈદરકુલીખાને ગોપીતળાવના પથ્થરો ખોદી લેઈ તે વડે બહારનો કોટ બાંધ્યો, ઈ૦ સ૦ ૧૭૦૭–૧૭૦૮. એ કોટ બાંધવામાં દારોગો અમાનતખાન ઉરફે શાહમતખાન હતો.

૨. દિલ્હીના મહમ્મદશાહના વખતમાં (૧૭૧૯–૧૭૪૮) જ્યારે સૂરતમાં રૂસ્તમખાન નવાબ હતો ત્યારે મરાઠાઓની દોડાદોડ તથા લૂંટફાટથી અને તેઓની સત્તા વધી જવાથી સૂરતના મહાલોનું વસૂલ ઘણું ઓછું થઇ ગયું હતું. એ મરાઠાઓએ ૧૭૩૪ માં સૂરત સિવાય તેના તાબાનો ઘણો ખરો મહાલ પોતાનો કરી લીધો હતો અને પેશવા તથા ગાયકવાડ એઓએ ચોથ*

* મુંબઈ અસલ તો ફિરંગીનું, પણ જ્યારે ૧૬૬૨ માં ઇંગ્લંડનો બીજો ચાર્લસ પોર્ટુગાલના રાજાની છોકરી કાથેરૈન સાથે પરણ્યો ત્યારે એની પહેરામણીમાં અંગ્રેજ રાજાને મુંબઈ પણ મળ્યું હતું. એ ચાર્લસે ૧૬૬૮ માં કેટલુંક નાણું વર્ષે વર્ષે લેવાની શરતે મુંબઈ અને તેનો અમલ કંપનીને હવાલે કર્યો હતો.

* સને ૧૭૬૮ ની ચોથ ખાતે માધવરાવ પેશવા અને ફતેહસિંહ ગાયકવાડ એ બેની તરફથી ચોથ ઊઘરાવનારાઓએ આફીસ એસ્ટાબ્લિશમેન્ટનો ખર્ચ રૂ. ૧૦,૦૦૦ બાદ કરતાં એકેક જણે પચાસ પચાસ હજાર રૂપિઆ વહેંચી લીધા હતા.

વગેરેનો લાગો ઉઘરાવવાને પોતપોતાની તરફનાં માણસો રાખ્યાં હતાં–એક દંતકથા* જણાવેછે કે સૂરતમાં પેશવાની ચોથ ઘલાવનારો એક જગન્નાથ નામનો સૂરતનોજ શેઠિયો હતો.

૩. એ મહમ્મદશાહે નિઝામ ઉલમુલ્ક પાસેથી માળવા તથા ગૂજરાત લેઇ લીધા પછી માળવાનો સૂબો રાજા ગિરિધર બહાદુર† નામે નાગરને અને ગૂજરાતનો સૂબો સર બુલંદખાનને સોંપ્યો હતો. એ સર બુલંદખાન જ્યારે પોતાનો અધિકાર લેવાને ગૂજરાત આવ્યો ત્યારે ત્યાંનો વહીવટ કરનાર હમીદખાન જે નિઝામનો ભત્રીજો થતો તે સામો થયો; પણ એણે પોતાને કમજોર જોઈને શાહુરાજાનો કોઈ સરદાર નામે કાંતાજી કદમ બાંડે જે દાહોદમાં રહેતો તેની મદદ માગીને ગૂજરાતની ચોથ આપવાનું કબૂલ કર્યું. એની મદદથી હમીદખાન જીત્યો અને પછી એણે સર બુલંદખાનના હાથ નીચેના સુજાયતખાનને મારી નાંખ્યો. એનું અને ઇબ્રાહિમ કુલિખાન નામના નાનાભાઇને પણ માર્યો હતો તેનું વેર લેવાને વચલો ભાઇ રૂસ્તમઅલીખાન જે સૂરતનો નવાબ હતો તે પિલાજી ગાયકવાડની સાથે બંદોબસ્ત કરી તેની મદદથી હમીદખાનની સામે લડવા ઉભો રહ્યો. એ વખત હમીદખાનને મદદ કરવાને નિઝામનો પિલાજી ઉપર કાગળ આવ્યો હતો. પિલાજીએ મનમાં એવું પાપ રાખ્યું કે જેની સબળી બાજી થશે તેની તરફ થઇ જઇશું. પછી મહી નદીને પેલે તીર અડાસ ગામમાં લડાઈ થઇ તેમાં પિલાજી પાસે પંદર હજાર ફોજ અને સૂરતવાળા પાસે ઘણી સારી તોપો હતી. અઢાર દહાડા લડાઇ ચાલી, પણ તેમાં રૂસ્તમ અલીનું ફાવ્યું નહિ. ઓગણીસમે દહાડે એણે પોતાના સરદારોને પાસે બોલાવી કહ્યું કે 'જેઓની ઇચ્છા કુટુંબ પરિવારથી સુખ ભોગવવાની હોય તેઓએ સુખેથી ઘેર જવું અને મરવું હોય તેઓએ મારી સાથે રહેવું.' એ બોલવું સાંભળીને કોઈ ફીરપાશંકર નામનો નાગર હતો તે સલામ કરી બોલ્યો કે સાહેબ આજ અમે કેવા લડીએ છૈએ તે જોજો. પછી રૂસ્તમઅલીના સરદારો મરણિયા થઇ લડ્યા ને દુશ્મનની ફોજ મારી હઠાવી. પછી પિલાજીએ રૂસ્તમઅલીખાનને કહ્યું કે તું દુશ્મનની પછવાડે દોડ, હું તોપો સંભાળું છઉં. જેવો રૂસ્તમ, હમીદખાનની પછવાડે દોડ્યો કે પિલાજીએ તોપનાં મોઢાં ફેરવીને હમીદખાનની તરફેન કરી, સૂરતવાળા ઉપર હમીદખાનનું અને ગાયકવાડનું એમ બંને લશ્કર તૂટી પડ્યાં. રૂસ્તમઅલીએ મોટી બહાદુરીથી પોતાનો ટકાવ કીધો, પણ પોતાનાં ઘણાં માણસ મુઆં તેથી તે એકલો પડી ગયો. આખરે નસાય તેવું નથી એમ જોઇને અને પકડાઇશ તો દુશ્મન મારા ઘણાજ બુરા હાલ કરશે એમ વિચારીને તેણે પોતાનેજ હાથે પોતાનો અંત આણ્યો–ઇ૦ સ૦ ૧૭૨૫.

૪. પશ્ચિમ હિંદુસ્તાનના કિનારા ઉપર જે મૂલકો મુગલના રાજ્યમાં ગણાતા હતા તેઓના રક્ષણને માટે સૂરતને બારે મુગલોએ અરમારો રાખી હતી. એ લશ્કરી અરમારનું ઉપરીપણું ઔરંગજેબના વખતથી રાજપોરના ( જંજીરાના ) સીદીને મળ્યું હતું અને એનો ખર્ચ જે ત્રણ લાખનો હતો તે સૂરતના તાબાનાં પ્રગણાંઓની ઉપજમાંથી ચાલ્યાં કરતો. પણ મરાઠાઓના ધૂસવાથી અને તેઓથી થયેલી ખરાબીથી સૂરતની પેદાશ ઘણી ઓછી થઇ ગઈ હતી અને તેથી સીદીનો ખર્ચ નવાબથી આપી શકાતો નહોતો. એવી વખતમાં એકવાર સીદીએ પોતાનું લશ્કર લાવી બારાને ઘેરો ઘાલ્યો ને સઘળા વેપારીઓનાં વહાણોને અટકાવ્યાં. વેપારીઓ નવાબ પાસે ફર્યાદ ગયા. થોડું ઘણું આપી સીદીનું મન મનાવવું તો જોઈએ માટે ૧૭૩૫ માં નવાબ તેગબેગખાને બલેશ્વર પ્રગણું તેને તાબે કીધું અને

---

* નવાબ અચ્ચનના વખતમાં સૂરતમાં એક જગન્નાથ કરીને શેઠિયો હતો, તે એક વખત નવાબને મળવા ગયો ત્યારે નવાબે મશ્કરીમાં તેને કહ્યું કે તને કદાચ હું હમણા પકડી મારી નખાવું તો તારૂં આ જગોએ શું ચાલે ? તે વખતે જગન્નાથે પોતાની કમરમાંથી એક પિસ્તોલની જોડ કહાડી બતાવીને કહ્યું કે મારી પાસે આ ગોળી ભરેલાં બે હથિયાર છે તેથી એવી વખતે મારનારને એક વાર મારૂં પછી હું મરૂં. નવાબે એ વાત મનમાં રાખી મૂકી અને હશીને બીજી વાતો કરવા માંડી. જ્યારે જગન્નાથ ઊઠ્યો ત્યારે પછવાડેથી નવાબે અરબો પાસે તેને પકડાવીને વહાણમાં ચડાવી દીધો. તે વેળા જગન્નાથની સાથે એક મેઘો કરીને તેનો ચાકર હતો તેના હાથની રૂપિઆ ૨૦૦ ની વીટી વહાણમાં અરબોને તેણે ઊતારી આપીને બંને જણ છૂટા થઈ તાપીમાં પડી તરતા તરતા પેલે પાર નીકળ્યા અને સુંઆળીમાં એક વેરાગીને ત્યાં સંતાયા. પછી તેઓ ત્યાંથી વડોદરે જઈ રહ્યા. જ્યારે નવાબને ખબર પડી કે જગન્નાથ વડોદરે છે ત્યારે ત્યાંથી પકડી મંગાવવાની તેણે તદબીર કરી. જગન્નાથ પુણે જઈ પેશવાને મળ્યો અને પછી તેની સૂરતમાં ચોથ ઘલાવી. પુણેથી દયારામ ચોથીઓ સૂરતમાં આવ્યો ને હાલ જે દયારામ ઝવેરીની હવેલી કહેવાયછે તે તેણે બંધાવી છે.

† એનો કાકો દયા બહાદુર ૧૭૨૪ માં માળવામાં મરાઠા સાથે લડ્યો હતો.

ર, સૂતર, ગોળ, તંબાકુ વગેરે કેટલીક ચીજો ઉપર મુકાત કરી આપી; વળી ઢોર ઊપરના વેરામાંથી કંઇ આપવું કર્યું અને ટંકશાળની તથા કૂરજાની ઉપર કેટલેક લાગો કરી આપ્યો.

૫. તેગબેગખાન ૧૭૪૬ માં મુઓ ને તેના પછી નવાબની ગાદીએ તેનો દીકરો સફદરખાન બેઠો અને કિલેદારીપર સફદરખાનનો દીકરો વકરખાન થયો. એ બંનેથી ઘણાં વર્ષ હાકમી ભોગવાઇ નહિ. ૧૭૪૮ માં આવું બન્યું કે એક સૈયદ મીઆ અચ્ચન જે પછવાડેથી મોઇનુદ્દીનખાનના નામથી ઓળખાવા લાગ્યો ને જે તેગબેગખાનના ભાઈ બેગબરખાનની એક છોકરી સાથે પરણ્યો હતો તેણે, બેગમ તથા માજી નવાબની ધણિયાણી અને પોતાના એક સગા અલીનવાજખાનની મદદથી, વકરખાન પાસેથી કિલેદારી લેઈ લીધી. પછી સૂરતની ઊપજની ચોથ અને બે મોરચાની મુકાત આપવાની શરતથી દામાજી ગાયકવાડની મદદ લેઇ અને વળી અંગ્રેજ કંપનીની મદદ લેઇ તેણે સૂરતની નવાબી ઉપરથી સફદરખાનને ઉઠાડી મહેલ્યો ને પોતે નવાબી ઉપર બેઠો.

૬. ૧૭૪૮ થી તે ૧૭૫૧ સૂધી મીઆ અચ્ચને નવાબી ભોગવી. પણ એવામાં પાછી વકરખાને અચ્ચન ઉપર ચઢાઈ કરી તેથી અચ્ચનને કિલ્લામાં ભરાઇ રહેવું પડયું—પણ એ બધી ગરબડાટમાં રાજાપોરના સીદીઓમાંનો એક મસાઉદ સીદી હતો તેણે કિલ્લો પોતાને કબજે કરી લીધો.

૭. વકરખાન અને અચ્ચનનો ટંટો ચાલતો તેમાં વકરખાને દામાજીને સૂરતની અરધી ઊપજ આપવાનું કબૂલ કરીને તેની મદદ માગી હતી; પણ કામ થઈ રહ્યા પછી અને એનો બાપ સફદરખાન જે ૧૭૪૮ માં મીઆ અચ્ચનની જબરીને લીધે ઠઠ્ઠે જતો રહ્યો હતો તે પાછો આવ્યા પછી વકરખાને દામાજીને ઠેરવેલું અરધું આપવાની ના કહી, પણ પછી આખરે આવું ઠર્યું કે મુકાત અને બીજી પેદાશનો ત્રીજો હિસ્સો આપવો. ૧૭૫૨–૫૩ માં દામાજીએ કેટલુંક પેશવાને આપ્યું તેમાં સૂરતની પેદાશનો ત્રીજો હિસ્સો જે પોતાને મળતો તેમાંથી પણ અરધું આપ્યું.

૮. હવે સફદરખાનને પાછો બેસાડયો તેના અવેજમાં સીદીને ગલેમંડીની પેદાશનો ત્રીજો હિસ્સો અને ઈનસાફની અદાલતોની પેદાશમાંથી પણ ત્રીજો હિસ્સો મળ્યો. પણ થોડા દહાડા પછી એક તરફ સફદરખાન તથા તેનો સગો અલીનવાજખાન અને બીજી તરફ સીદી એ બે વચ્ચે ટંટો ચલ્યો—તે વખતમાં એટલે ૧૭૫૭ ના જાનેવારીમાં તે બે અને કંપનીના અધિકારી એલિસ વચ્ચે સીદીને કાઢી મૂકવાના કોલકરાર થયા—આ રીતે કે કિલ્લો નવાબને મળે અને લશ્કરી અરમારો કંપનીને મળે ને એના ખર્ચને માટે નવાબ દર વર્ષે લાખ રૂપિઆ આપ્યાં કરે; પણ પછી કેટલાંક કારણોને લીધે તે ઠરાવ અમલમાં આણવો કંપનીની તરફથી બંધ રહ્યો હતો. એવામાં નવાબ અને અલીનવાજ વચ્ચે કંઇ વાંધો પડયો અને અલીનવાજે નવાબી મેળવવી ધારી. એ ખટપટમાં સીદી અને વલંદા તેની મદદે થયા હતા; વળી અલીનવાજની સામા ફારિસખાન ઊભો થયો હતો અને એને સફદરખાન તથા મરાઠા એઓ મદદ કરતા હતા. એટલામાં સફદરખાન એકાએક મરી ગયો (કોઇ કહેછે કે અલીનવાજે ઝેર ખવાડયું તેથી) ૧૭૫૮ ના જાનેવારીમાં. સફદરખાન પછી અલીનવાજ ગાદીએ બેઠો. તેમ, મસાઉદ સીદી જે ૧૭૫૬ માં મરી ગયો હતો તેના વારસ દાખલ સીદી હમેદખાન કિલેદારી લેઇ બેઠો હતો.

૯. એ વખત સૂરતના લોક અલીનવાજ તથા સીદીના જુલમથી એટલા તો નારાજ થયા હતા કે તેઓએ અલીનવાજ નવાબી પર બેઠો તેજ મહિનામાં એલિસને કહ્યું કે કંપની જો કિલ્લો અને દરિયાઇ લશ્કર પોતાને તાબે રાખે તો તેના ખર્ચને વાસ્તે બે લાખ રૂપિઆ ઊપજમાંથી આપીએ ને તેટલામાં જો કાંઇ ઓછું પડે તો તે અમે અમારી ગાંઠથી પાંચ વર્ષસૂધી આપ્યાં કરીએ; પણ મરાઠાની ધાસ્તીથી એલિસે તે વાત ઝાઝી મનઉપર લીધી નહિ. મરાઠાની ધાસ્તી આટલાસારૂ કે તેઓએ પણ સૂરત પોતાને તાબે કરી લેવાનો વિચાર કર્યો હતો.

૧૦. કંપનીની તરફથી ઢીલ થવાથી મોઇનુદ્દીનખાન જે ૧૭૫૧ માં વકરખાનથી હારીને મુંબઇ જતો રહ્યો હતો તેણે ઘણીખરી તો જાત મહેનતથી, થોડીઘણી સીદી હમેદ કિલેદારની મદદથી અને પોતાનાં સાસરિયાંના વગથી ૧૭૫૮ ના ડિસેમ્બરમાં અલીનવાજને નવાબી ઉપરથી ઊઠાડી મહેલ્યો ને પોતે બેઠો.

૧૧. ૧૭૫૮ માં ફારીસખાનને મદદ આપવાને કંપનીએ કબૂલ કીધું હતું ત્યારથી તે મોઈનુદ્દીન પાછો નવાબી ઉપર બેઠો ત્યાં સૂધીના દર્મિયાનમાં સીદીઓએ અંગ્રેજ ઉપર કેટલોક જુલમ ગુજર્યો હતો, પણ તેની દાદ કિલેદાર સીદી અને નવાબ કાન ઉપર લેતાજ નહિ; તેથી કંપનીએ ૧૭૫૯ ની શરૂઆતમાં ફારિસખાનને ગાદી આપવાનો અને પોતે કિલેદારી

તથા લશ્કરનું ઉપરીપણું લેવાનો જે આગળનો કરાર તે પાછો તાજો કર્યો–વધારે આ કે એમ કરતાં અગર ફારિસખાનને નવાબી ન મળે તોપણ તેને નાયબ નવાબ તો કરવોજ કરવો. એ છેલ્લી વાતને સીદી જાફર તથા વલી અલ્લાએ અને કેટલાએક ફારિસખાનના દોસ્તોએ ઉત્તેજન આપ્યું ને લડાઇની તૈયારી થઇ. અંગ્રેજો સૂરતને બારે ગયા અને મરાઠા સામા ન થાય તથા સીદીને મદદ ન આપે માટે તેઓએ નાના પેશવા તથા દામાજી ગાયકવાડ અને મરાઠાની અરમારના ઉપરી નારોપંત એઓને કાગળો લખ્યા કે સૂરતસંબંધી તમારા જે વાજબી હક્ક તથા ફાયદા છે તેમાં અમે કશોએ હાથ ઘાલવાના નથી માટે તમારે આ અમારી ખટપટથી દૂર રહેવું.

૧૨. એ ગભરાટમાં મોઈનુદ્દીન કંપનીવાળા એરસ્કિનને જઇ મળ્યો કે તમે જો હમેશને માટે મને નવાબી ઉપર કાયમ રાખો તો હું સીદીની સામા તમને સારી પેઠે મદદ કરૂં. પછી તરતજ મુંબઈથી ૮૦૦ ગોરૂં પાયદળ, ૧૫૦૦ કાળું પાયદળ અને તોપદારગોળાવાળાની એક ટૂકડી એ સૌ ૧૫ મી ફેબ્રુવારીએ આવી પહોંચ્યું.

૧૩. પછી તા૦ ૪ માર્ચ ૧૭૫૯ ને રોજ સઘળાએ મળીને ઠેરવ્યું કે કંપની બડી ધામધૂમથી મોઈનુદ્દીનને નવાબની ગાદીપર બેસાડે અને ફારિસખાન નાયબ નવાબ થાય. પછી કંઈ લડાઈ થઇ નહિ–સીદી નરમ પડી ગયો, અને એણે દરિયાઇ લશ્કર તથા કિલ્લો એ કંપનીને આપી દીધાં અને મોઈનુદ્દીનખાન નવાબ થયો.

૧૪. તા૦ ૪ થી સપ્ટેમ્બરે દિલ્હીના પાદશાહે કંપનીને કિલેદારીનો અને દરિયાઈ ઝાઝોના ઉપરીપણાનો અને તેના ખર્ચમાં મોઈનુદ્દીન બે લાખ રૂપિઆ આપ્યાં કરે એવો ફરમાન મોકલ્યો. એ દહાડેથી સૂરતના કિલ્લાપર બે વાવટા ચઢવા લાગ્યા–એક મુગલ સરકારનો ને બીજો કંપની સરકારનો.

---

## બાબ ૧૦ મો;–તવારીખ ૧૭૫૯–૧૮૦૦.

૧. મોઇનુદ્દીનખાન ૧૭૬૩ ની ૨૭ મી ફેબ્રુઆરીએ મુઓ. ત્યાર પછી તેની ગાદીને માટે ચાર જણ ઉભા થયાઃ—મોઇનુદ્દીનનો દીકરો, ફારિસખાન નાયબ, આગળનો નવાબ અલીનવાઝખાન અને એક નુરૂદ્દીન અલીખાન. મોઇનુદ્દીનનો દીકરો સારા સ્વભાવનો હતો, પણ તેના મસલતિયા નઠારા હતા; અને એમાંનો એક અમીરૂદ્દીન બક્ષી ઘણો તામસી ને હુલ્લડીઓ હતો. એ વેળા કિલેદારી તો કંપનીના હાથમાં હતી જ. મોઇનુદ્દીનને નવાબ તથા ફારિસખાનને નાયબ નવાબ કંપનીએજ ઠેરવ્યા હતા એટલે કંપની સરકાર તો ખટપટમાં હતીજ. નવાબનાં લશ્કરમાં તૂકડીઓ બંધાઈ હતી અને અંગ્રેજી લશ્કર તો ટાંપી રહ્યું હતું કે ક્યારે બંગાળાની સરકારનો હૂકમ આવે કે હુલ્લડ સમાવીએ. ઘણા દહાડા ઘોળાઘોળ થયા પછી વડી સરકારનો હૂકમ આવ્યો કે માજી નવાબ મોઈનુદ્દીનના દીકરાને ગાદીએ બેસાડવામાં આપણને ફાયદો છે માટે એને ગાદીએ બેસાડવો અને બીજા સામા થાય તો તેઓની સામે લડવામાં આપણા લશ્કરે મદદ કરવી. એ હૂકમ મુજબ દિલ્હી સરકારની સનદની વાટ ન જોતાં કંપનીએ માજી નવાબના દીકરા મીર કુતુબુદ્દીનને મીર હફીઝુદ્દીન હમીદખાન બહાદુરનો ખિતાબ આપી ગાદીએ બેસાડચો–તા૦ ૧૪ મી માર્ચ ૧૭૬૩. એ નવાબ, કાયમુદ્દૌલાના નામથી ઓળખાતો. દિલ્હીની સનદની વાટ ન જોવાનું કારણ આ કે તે વખત ત્યાંના બાદશાહની સત્તા નબળી થઈ ગઈ હતી, ને તેઓની તરફથી એક વકીલ* જે સૂરતમાં મોકલવામાં આવતો હતો તે પણ મોકલવો બંધ કરવામાં આવ્યો હતો.

૨. હફીઝુદ્દીનખાનની હકુમતમાં ફારીસખાન નાયબ ૧૭૭૦ ની ૭ મી નવેમ્બરે મરી ગયો તેની જગાએ તેના છોકરા લાયક નથી એમ જાણીને અને અમીરૂદ્દીન બક્ષી તો નવાબનો ભાઈ છે તેથી વખતે ગરબડ કરે; માટે અલીનવાઝખાન જે એક વખત આગળ નવાબ થયો હતો તેને કંપનીએ નાયબ ઠેરવ્યો. ૧૭૭૭ માં એ અલીનવાઝ પણ મરી ગયો. એના પછી નાયબની જગોની જરૂર નથી ને બે લાખ રૂપિઆ નકામા જાયછે એવે બહાને તે જગો કંપનીએ કાઢી નંખાવી.

૩. ગણેશપંત નામે એક મરાઠો સરદાર જેને તાબે કોંકણ હતું તેણે ત્યાંથી નીકળી આવી સૂરત અઠ્ઠાવીસીનાં ઘણાંક પ્રગણાં લૂંટચાં અને સૂરતની લગભગ આવી લૂંટફાટ કરવા માંડી. પણ લેફ્ટેનન્ટ વેલ્સે થોડાક ઘોડેસવાર લેઇને તેની સામા જઈ સને ૧૭૭૮ ની તા૦ ૨૨ મી એપ્રિલે સાંજરે ચાર વાગતે તેનું લશ્કર વીખેરી નાંખ્યું ને સૌ કરતાં વધારે મરાઠાઓને મારી કાઢચા. એ વખતે ગણેશપંત પોતે પણ જખમી થયો. વેલ્સે તેની ત્રણ તોપો સુદ્ધાં સઘળો સામાન લેઈ લીધો. પછી એ દક્ષિણ તરફ વળ્યો; અને પારનેરા,

* એ એલચી અથવા બાદશાહની તરફનો દીવાન સૂરતમાં રહેતો. નવાબ તથા કારભારીથી થતા જુલમની ખબર તે બાદશાહને લખતો—પછી કોઇ ફર્યાદ હોય કે ન હોય. બાદશાહી ફરમાનો, એ એલચીની મારફતે નવાબને પહોંચતા.

બગવાડા, તથા ઈડરગઢ એ ત્રણ કિલ્લા જે દમણ પાસે હતા તે એણે જીતી લીધા.

૪. એ નવાબના વખતમાં વડી સરકારનો કંપની ઉપર આવો હૂકમ આવ્યો કે નવાબની પેદાશ કેટલી છે તે બરોબર જાણી લેઇને આપણા દફતરમાં નોંધી રાખવી, અને નવાબ નવા કર મૂકવા ધારે તો તે મૂકવા દેવા નહિ. તેમ, જે છે તેમાં કંપનીની સલાહ-વિના તેને કંઇ ફેરફાર પણ કરવા દેવો નહિ.

૫. એ વખત, કંપનીની પેદાશ ઘણી વધી ગઇ હતી, ને વેપાર પણ સારો ચાલી રહ્યો હતો; પણ નવાબનું જોર છેક નબળું પડી ગયું હતું.

૬. સને ૧૭૯૦ ના માર્ચમાં મીર હફીજુદ્દીન મરણ પામ્યો. એને બે છોકરા હતા. મોટો મીર નિઝામુદ્દીન ૩૫ વર્ષનો અને નાનો મીર નસીરૂદ્દીન ૩૦ વર્ષનો હતો. એ વખતે કંપનીએ બંગાળાની સરકારને લખ્યું કે હવે કોઈને નવાબ કરવો નહિ અથવા જો કરવો તો શહેર તથા બંદરની સંભાળ જે આપણાં લશ્કર તથા દરિયાઇ ફોજથી થાયછે તેનો અરધોઅરધ ખર્ચ સાડાત્રણ લાખ નવાબ આપે એવું ઠેરવવું અને રેલથી થતાં નુકસાનને અટકાવવાનો ખાઇ વગેરે ખોદાવવાનો ખર્ચ સાહેક લાખ થશે તે તે આપે. બંગાળાની સરકારે એવો જવાબ વાળ્યો કે નવાબને ગાદીએ બેસાડવો અને બીજી કબૂલાતો હાલ કરાવવી નહિ.

૭. વળી પ્રથમ તો આવું જરૂરનું વિચારમાં આવ્યું હતું કે સિંધિયાની મારફતે દિલ્હીના બાદશાહના ફરમાનથી નવાબને ગાદીએ બેસાડવો—ને સિંધીઆને નવાબે ૨૦ હજાર રૂપિઆ નજરાણામાં આપવા. એ રૂપિઆ તો નવાબે નાખુશીથી ૧૭૯૦ ના સપ્ટેમ્બરમાં આપવા કાઢચા. પણ સિંધિયાને વધારે જોઇતા હતા અને તેથી દિલ્હીથી સનદ મળતાં વાર લાગે તેવું છે એવું જોઈને બંગાળાની સરકારે લખી મોકલ્યું કે કંપની સરકારની તરફથી નિઝામુદ્દીનને નવાબીપર બેસાડવો—ને એરીતે ૧૭૯૨ ની ૨૯ મી ડિસેમ્બરે નિઝામુદ્દીન ગાદીએ બેઠો.

૮. નિઝામુદ્દીન નવાબ ઘણો રોગી હતો. તેણે ખાટલામાં સૂતાં કારભારીઓને વશ પડી હકુમત કીધી. ચાડિયા લોક ફાવી ગયા. નવાબે તેઓની જૂઠી ખબરો ઉપરથી લોકને દંડવા માંડચા ને એથી વેપારીઓનાં મન ઘણાં દુખાયાં. કેટલાક સોદાગરો ખશી ગયા. વેપારધંધો ઓછો થવા લાગ્યો. ખુશકી દૂરજાની આમદાની નવાબના કારભારીઓએ તથા સગાઓએ ઉચાપત કરી લેઇને સરકાર ખજાને ખોટ દેખડાવવા માંડી.

૯. સંવત્ ૧૮૪૭ સને ૧૭૯૧ માં મોટો દુકાળ પડચો હતો, જે સુડતાળાને નામે પ્રસિદ્ધ છે.

૧૦. સને ૧૭૯૭ માં તાપીમાં ઘણીજ મોટી રેલ આવી હતી.

૧૧. એ નવાબના વખતમાં સ્વીડન દેશના કેટલાક વેપારીઓ સૂરતમાં વેપારની કોઠી ઘાલવાને આવ્યા હતા, પણ તેઓનું કંઈ ફાવ્યું નહિ તેથી તેઓ થોડાં વર્ષ રહી પાછા પોતાને દેશ ગયા.

૧૨. વળી જર્મનીના શાહજાદાએ પણ મિ૦ વિલ્યમ બોલ્ટ્સને કેટલાંક વહાણ આપી સૂરત મોકલ્યો હતો—એઓ પણ થોડાં વર્ષ ભાડાંનાં ઘરમાં રહી પાછા પોતાને દેશ ગયા.

૧૩. અંધાધુંધીનો કારભાર અને દુકાળ વગેરેથી આવેલી મુશ્કલસીને લીધે શહેરની આમદાની ઘટી ગઈ હતી ને નવાબને કરજ કરવું પડચું હતું, તેમ કિલેદારીનો ખર્ચ ઘણો થઈ ગયેલો ને નવાબથી તો હફતા ભરાય નહિ તેથી કંપની ઘણી ચીડાઈ ગઇ હતી. આખરે ૧૭૯૭ માં કંપનીએ નવાબને બે વાતની તાકીદ કરી કે અંધાધુંધીનો કારભાર ન ચાલવા દેતાં પોતાનું તથા રૈયતનું ભલું થાય તેમ તેણે કરવું અને બીજું આ કે જ્યાંલગી નવાબ કંપનીનું કરજ અદા કરી રહે ત્યાંલગી તેણે દર હફતે વધારે વધારે રકમ ભર્યાં કરવી; તેમ ખર્ચ ઓછો કરી નાંખવામાં કંપનીએ નવાબને થોડું લશ્કર ઓછું કરી નાંખવાનું લખ્યું. એ શરતો નવાબે કબૂલ ન રાખતાં પાછું લખ્યું કે 'તમારે અમારી હકુમતમાં હાથ ઘાલવાની જરૂર નહિ.' પછી જેમ સીદી નવાબને સતાવતો હતો તેમ કંપનીએ સતાવવા માંડચો ને આખરે દર વર્ષે લાખ રૂપિઆ અને બીજા ત્રીસ હજાર આપવાનું કંપનીએ નવાબ પાસે કબૂલ કરાવ્યું, પણ એ બાબતના કોલકરાર થતા હતા તેટલામાં ઈ૦ સ૦ ૧૭૯૯ ની ૮ મી જાનેવારીએ નિઝામુદ્દીન એકાએક પાણીજેવું ઓકીને મરી ગયો. એ નવાબ બક્ષીની છોકરી હાફીઝા બેગમ સાથે પરણ્યો હતો અને એના પેટનો તેને એક છોકરો થયો હતો; તે પણ થોડા દહાડાનોજ થઇને મરી ગયો. હવે મરનારનો ભાઇ જે નસીરૂદ્દીન તે નવાબીનો દાવો કરવા લાગ્યો.

૧૪. એ વખતે કંપનીની સત્તા એટલી તો વધી ગઇ હતી કે તેઓની હા થયા વિના નવાબ થવાની આશા રાખવી ફોકટ હતી. મીર નસીરૂદ્દીને ગવર્નર ડંકનને લખ્યું કે મારા ઘરડાઓએ પોતાના કુટુંબ કબીલા કંપનીની સંભાળમાં સોપ્યા છે માટે કંપનીએ મને

ખરા વારસ દાખલ નવાબી ઉપર કાયમ રહેવાની મંજૂરીઆત આપવી, (તા૦ ૯ મી જાનેવારી ૧૭૯૯).

૧૫. એના જવાબમાં ડંકને લખ્યું કે કંપનીનો વડો (સૂરતમાં) મિ૦ સીટન છે તે તમને સઘળું કહેશે.

૧૬. ફેબ્રુઆરીની ૯ મીએ ડંકને સીટનને લખ્યું કે 'નવાબ, કંપનીની મંજૂરીઆત મેળવવાને કેટલે લગી ચાલ્યો આવવાને ખુશી છે? ખબરદાર, જ્યાંસૂધી આપણી સઘળી શરતો કબૂલ ન કરે ત્યાંસૂધી નસીરૂદ્દીનને નવાબનું માન ન આપવું; શહેરનાં ઈનસાફનાં ખાતાંમાં પણ જરૂર જાણીએ તો વચમાં પડીએ; તેણે જલદીથી હફતા ભરવા માંડયા નહિ તો ૬ ફ્રી રીજમીટ ઊભી થાયછે તેને આપવાને કંપની પાસે ફંડ નથી.'

૧૭. માર્ચની ૧૮ મીએ સીટને ડંકનને લખ્યું કે હવે થોડા દહાડામાં.

૧૮. માર્ચની ૧૯ મીએ ડંકને સીટનને લખ્યું કે નસીરૂદ્દીન ફક્ત પોતાના બાપે જે આપવાનું કબૂલ કર્યું છે તેટલુંજ આપેછે એ કંઇ તેની પોતાની તરફનું ન કહેવાય; અને આપણો વધારે માગવાનો હક્ક છે. ઇનસાફના કામમાં પણ કેટલોક હક્ક આપણને મળે.

૧૯. એપ્રિલની ૧ લીએ સીટને ડંકનને લખ્યું કે નસીરૂદ્દીન હમણા બદલાઈ ગયેલો માલૂમ પડે છે–આગળ તે નરમ અને આપણાપર આધાર રાખતો હોય તેવો દેખાતો, પણ હાલ તો તે પોતાના દરજ્જાને મોતાનો હક્ક સમજેછે; ને એના કાગળની ઇબારત ઉપરથી મને લાગેછે કે એને તો કોઇ છૂપા મસલતિયા મળ્યા છે. બીજી સઘળી વાતમાં મારી સલાહ પ્રમાણે ચાલવાને ખુશી છે, પણ નાણાંની વાતમાં તે કંઇજ કબૂલ કરતો નથી. મેં તેને એટલે લગી કહ્યું કે 'નસીરૂદ્દીન, અમે જે માગીએ છૈયે તે જો તમે નહિ આપો તો અમે ઘણા નાખુશ થઈશું; ભરૂચના નવાબના છોકરા કેવે હાલે સૂરતમાં ફરેછે તે જોયું?'

૨૦. એપ્રિલની ૧૮ મીએ ડંકને સીટનને લખ્યું કે નસીરૂદ્દીનને નવાબની ગાદીએ બેસવું હોય તો તેને આટલા રૂપિઆ આપવાની ફરજ છેજ.

૨૧. આગસ્ટની ૧૮ મીએ સીટને ડંકનને લખ્યું કે–'મેં માજી નવાબના ભાઈ પાસેથી એક લાખ કરતાં વધારે રૂપિઆ કઢાવવાની મહેનત લેવામાં કંઈ કસર રાખી નથી. મારી ખાતરી થઈ છે કે તેની પાસે પૂંજી નથી–હોય તો તે આપ્યા વગર રહે નહિ. હું જીવને સટે ખાતરીથી કહું છઉં કે એક લાખ રૂપિઆ કરતાં વધારે મળનાર નથી–પછી જો લશ્કર લાવી જોરજૂલમથી લો તો મુખત્યાર છો. નવાબના વંશ પાસેથી નવાબી લેઇ લેવી અને તેને કંઇ પેન્શન દાખલ આપવું એ વાત મારા વિચારપ્રમાણે તો ભરોસો તોડવા જેવી છે. હું નથી ધારતો કે પેન્શન આપ્યાથી અને રાજ દરબાર વધારવાથી કંપનીને હાલના કરતાં કંઇ પણ વધારે ફાયદો થાય. કંપની સરકારની કિલેદાર થવાની શું મતલબ હતી? ગમે તે મતલબ હોય, તોપણ તે હમણા તેજ છે તેમાં કંઇ પણ ફેરફાર નથી. નવાબનો ભાઇ નસીરૂદ્દીન વર્ષે જે એક લાખ રૂપિઆ કંપની સાથે કોઇ પણ શરત કર્યા વિના આપવા કબૂલ કરેછે તે ઠીક છે; કેમકે તેમાં કિલેદારી વગેરેની ઊપજ કરતાં દર વર્ષે રૂપિઆ ૨૫૦૦૦ નો વધારો છે. એટલું છતાં પણ હજી સરકાર સંતોષ પામતી નથી, અને વધારે લોભ કરીને લેવા ચહાયછે. રૈયત હમણા એટલી તો ગરીબ થઇ ગઇ છે કે નવાબ જો કંપનીને વધારે આપવું કબૂલ કરે તો તેમાં રૈયત છેકજ નીચોવાઇ જાય.

૨૨. સને ૧૮૦૦ ની ૧૦ મી માર્ચે ગવર્નર જનરલ લાર્ડ માર્નિંગ્ટન ઉર્ફે માર્કિવસ આવ્ વેલ્સલી એણે મુંબઈના ગવર્નર ડંકનને લખી મોકલ્યું કે 'નવાબને ગાદી ઉપરથી ઉઠાડી મૂકવો અને હાકમી તથા વસૂલાતનો તમામ કારભાર અંગ્રેજે કરવો.' એ હૂકમની સાથે કેટલાંક કારણો આ બતાવ્યાં હતાં કે '૧૭૫૯ માં મોઈનુદ્દીન સાથે કરાર થયા છે તે કરાર તો ફક્ત મોઈનુદ્દીન વાસ્તે હતા, તેના વારસોને વાસ્તે નહિ, ને જ્યારે અંગ્રેજો કોઇ ચોક્સ કોલકરારથી બંધાએલા નથી ત્યારે નવાબની ગાદી કાઢી નોંખવાને અંગ્રેજ સરકાર મુખત્યાર છે. શહેરને બહારના દુશ્મનોથી બચાવવાનાં નવાબ પાસે સાધન નથી. હાલમાં દંગા થાયછે, જૂલમથી લોકોનાં નાણાં લેવામાં આવેછે, વસૂલાતના કામમાં ઘણું અંધેર ચાલેછે, ઇનસાફના કામમાં લાંચ રૂશ્વત તરફદારી થાયછે અને ફોજદારી પોલીસનું પણ ઠેકાણું નથી તેથી રૈયતની ખરાબી થાયછે; અને એ ખરાબીનો અટકાવ તથા રૈયતની સુખાકારી શહેરનું ઈનસાફખાતું ને લશ્કરીખાતું અંગ્રેજ સરકારને હાથ આવેથીજ થશે, માટે નવાબ પાસેથી હાકમી છીનવી લેવાને અંગ્રેજ સરકારનો હક્ક તથા તેની ફરજ છે. સૂરતનો નવાબ કંઈ ખુદ રાજા નથી, પણ મુગલ સરકારની વતીનો છે. હાલ કંપનીના અમલદારોએ આણી તરફ મુગલનું સઘળું રાજ્ય પોતાને સ્વાધીન કરી લીધું છે ને તે મુગલ સરકારની માફક રાજ્ય ચલાવેછે, તેથી તેઓનો પણ સૂરતની હાકમી ઉપર મુગલ સરકાર જેટલોજ હક્ક છે.'

૨૩. તા૦ ૨ જી મેએ ગવર્નર ડંકન સૂરત આવ્યો

ને પછી તરતજ તેણે બક્ષી, નવાબનો દીવાન ફીરપારામ અને રાજકાજમાં સત્તા ધરાવતા એવા બીજા કેટલાક ગૃહસ્થોને પોતાની તરફના કરી લેઈ તા૦ ૯ મીએ નવાબને તેડાવ્યો અને પોતાનું આવવાનું કારણ કહી સંભળાવી તાકીદથી જવાબ માગ્યો.

૨૪. ત્રણ ચાર દહાડા ડંકને નવાબ, બક્ષી અને ફીરપારામ સાથે ઘણીએક ખટપટ કરી; તેમાં એક વખત નવાબે કહ્યું કે હાકમી આપી દેવાની વાત મારાથી કબૂલ થાય તેવી નથી, કેમકે મારા તમામ જાતભાઇઓ આ શહેરને બાબુલમક્કા ( મક્કાનો દરવાજો ) કહેછે તે બીજા ધર્મના હાથમાં ગયેથી હું બેઆબરૂ થઇ જાઉં; પણ અંતે બિચારા નસીરૂદ્દીને જોયું કે મારાથી સામું થવાય તેવું તો છે નહિ ને કંપની તો છાતીઉપર ચઢી આવી છે માટે હા કહેવી એજ સારી વાત છે. નવાબે ડંકનને ખોળે માથું મૂકીને કહ્યું કે કહેશો તેમ મારે કબૂલ છે, પણ જોજો તમને હું મારા પોતાના સમજું છઉં.

૨૫. પછી તા૦ ૧૩ મીએ સામસામા કોલકરાર થયા. તેમાં મોટો છકર આટલો કે નવાબ શહેરની તમામ હાકમી કંપનીને આપી દે અને કંપની નવાબને તથા તેના વારસોને નામના ગાદી ઉપર બેસાડી વર્ષ દહાડે લાખ રૂપિઆ આપ્યાં કરે; વળી કુલ વસૂલમાંથી ખર્ચ બાદ કરતાં અને મરાઠાઓને ચોથ આપવી પડતી તે બાદ કરતાં જે બાકી રહે તેનો પાંચમો ભાગ પણ કંપની નવાબને આપે.

૨૬. કરારનામા મુજબ ગવર્નર ડંકને મીર નસીરૂદ્દીનખાનને તા૦ ૧૪ મીએ શિરસ્તાના ઠાઠમાઠથી ગાદીએ બેસાડ્યો અને ૧૫ મીએ પોતાની તરફનું જાહેરનામું ફારસી ગૂજરાતી અને અંગ્રેજી ભાષામાં કાઢ્યું.

૨૭. જાહેરનામાની મતલબ–૧. ઇ૦ સ૦ ૧૮૦૦ ને તા૦ ૧૩ મી મેને રોજ નવાબ મીર નસીરૂદ્દીનખાન અને કંપની સરકાર વચ્ચે જે કોલકરાર થયો છે તેમાં નવાબે કબૂલ કર્યું છે કે મેં સૂરત શહેર અને તેના તાબાના મૂલકની હાકમી તથા ઊપજ હમેશને સારૂ કંપની સરકારના અખત્યારમાં આપી છે; ને તમામ વસૂલાતનો, દિવાની ફોજદારીનો અને લશ્કરનો કુલ કારભાર હવેથી તે ચલાવશે. માટે, શહેરના અને શહેર તાબાનાં પ્રગણાંના સઘળા લોકોને ખબર આપવામાં આવેછે કે તા૦ ૧૫ મે ઈ૦ સ૦ ૧૮૦૦ તા૦ ૨૨ મી માહે જિલ્હેજ સને હિજરી ૧૨૧૪ ને વાર ગુરૂ એ દિવસથી શહેર અને શહેર તાબાનાં પ્રગણાંઓમાં ફકત એકલી કંપની સરકારનુંજ રાજ્ય ચાલશે. ૨. એડ્વર્ડ ગ્યાલી ઈસ્કાયરને પ્રગણાંની મુકાત તથા મુગલાઈનો કલેક્ટર નીમવામાં આવ્યો છે અને અલેક્ઝાંડર રામસે એને શહેરનો જડજ અને માજિસ્ટ્રેટ નીમવામાં આવ્યો છે; એ બે ખાતામાં જે જે માણસો છે તેઓએ નવા ઠરાવ થતા સૂધી ઉપર લખેલા ઉપરીઓના હૂકમ તળે કામ કર્યાં કરવું. સૂરતનો તમામ કારભાર લેઈ લેવાની કંપની સરકારની મતલબ આટલીજ છે કે જાનમાલની સારી સંભાળ માટે રૈયતને અદલ ઈનસાફ મળે–તા૦ ૧૫ મે સને ૧૮૦૦.

૨૮. એ રીતે સૂરતનો રાજકારભાર કંપની સરકાર કરવા લાગી તોપણ નવાબ મોટા જાગીરદાર દાખલ શહેરમાં મોટો ગણાતો. એ નસીરૂદ્દીનખાન સને ૧૮૨૧ ના સપ્ટેમ્બરમાં મુઓ ને તેની ગાદીએ તેનો દીકરો મીર અફ્ઝુલુદ્દીનખાન બેઠો. એ નવાબ સને ૧૮૪૨ ના આગસ્ટની ૮ મીએ મુઓ અને એને છોકરો ન હોવાથી નવાબની *ગાદી પરવારી.

---

## બાબ ૧૧ મો;–૧૫૭૩ થી તે ૧૮૦૦ લગીમાં થયેલા નવાબો:†

૧. મીરઝા એ અરબ. ૨. મુસ્તફાખાન. ૩. ઈનાએતખાન. ૪. ગ્યાસુદ્દીનખાન, ૫. ઝેનુલઆબેદ્દીન. ૬. મીરઝરોશન ઝમીર. ૭. સેફુલ્લાખાન. ૮. ગ્યાસુ-

---

* અફ્ઝુલુદ્દીનને બખતીયારૂ નીસા બેગમ નામની જે એકજ દીકરી તેણે એક લાખ અને સૂરત શહેર તથા તેના તાબાનાં પ્રગણાંની ( ખર્ચ બાદ કરતે ) રહેતી આમદાનીનો $\frac{1}{5}$ જેને બદલે પછવાડેથી પચાસ હજાર નક્કી કર્યા હતા તેનો દાવો કીધો, પણ સરકારે ઠેરવ્યું કે નવાબ મરી ગયો તેને બીજે દહાડેથી બેગમને બે હજાર, બેગમના ધણી જાફરઅલીખાનને એક હજાર અને બે છોકરી તેમાં એકેકને પાંચસેં પાંચસેં રૂપિઆ દર મહીને પેન્શન આપ્યાં કરવું. એ બેગમ મરી ગઈ સને ૧૮૪૫ ની ૯ મી જાનેવારીએ.

† પાંચ યાદી હતી તેમાં એક જે ઉપર મને ભરોસો પડ્યો તેમાં ૩૩ નવાબનાં નામ આપી પછી લખ્યું હતું કે ગ્યાસુદ્દીનખાન, અમાનતખાન, અબદુલ હમીદખાન, હૈદર કુલીખાન, તેગબેગખાન ને સોરાબખાન એ બબે વાર નવાબ થયા હતા; બીજી યાદીના અનુક્રમમાં હૈદર કુલીખાન ને તેગબેગખાન બીજીવાર જોવામાં આવતા નથી માટે તે બેને એક વારજ લખ્યા છે. સઘળી યાદીમાં સોરાબખાનને બે વાર કહેછે ને સફદરખાનને એક વાર, પણ અંગ્રેજી દફતરોથી સફદરખાન બે વાર આવ્યો જણાયછે. વળી એક અંગ્રેજી ચોપડીમાં લખ્યું છે કે ૧૬૧૩ માં કોઈ મોકિબખાન નવાબ હતો ને એ નવાબનું નામ તો ઉપલી યાદીમાં દેખાયુંજ નહિ.

દ્દીનખાન ( બીજી વાર ). ૯. સુનઅતખાન. ૧૦. સલાબતખાન. ૧૧. સુખતારખાન. ૧૨. મોઅતમદ્દખાન. ૧૩. એતેયાદ્દખાન. ૧૪. અમાનતખાન. ૧૫. દયાનતખાન. ૧૬. એતેબારખાન. ૧૭. નજાબતખાન. ૧૮. અમાનતખાન ( બીજી વાર ). ૧૯. દીલાવરખાન. ૨૦. અબદુલ હમીદ્દખાન. ૨૧. મહોબતબેગખાન. ૨૨. અસાલતખાન. ૨૩. મોતરમખાન. ૨૪. અબદુલહમીદ્દખાન ( બીજી વાર ). ૨૫. મોમિનખાન. ૨૬. શેખઈસ્માયલખાન. ૨૭. હેદરકુલીખાન. ૨૮. તહવુરખાન. ૨૯. રૂસ્તમઅલીખાન ( ૧૭૨૫ માં મુઓ. ) ૩૦. સોરાબખાન. ૩૧. તેગબેગખાન. ( ૧૭૪૬ માં મુઓ ). ૩૨. સફ્દરખાન ( ૧૭૪૮ લગી ). ૩૩. મીઆ અચ્ચન સૈયદ ( ૧૭૪૮–૧૭૫૧ ). ૩૪. સફદરખાન ( બીજી વાર ૧૭૫૧–૧૭૫૮ ). ૩૫. અલીનવાજખાન ( ૧૭૫૮ ).

## દિલ્હીના બાદશાહથી સ્વતંત્ર થયેલા સૈયદ નવાબો.

૧. મોઈનુદ્દીનખાન ( મીઆ અચ્ચન ) ( ૧૭૫૯—૧૭૬૩ ). ૨. હફિઝુદ્દીનખાન ( ૧૭૬૩–૧૭૯૦ ). ૩. નિઝામુદ્દીનખાન ( ૧૭૯૦–૧૭૯૯ ). ૪. નસીરૂદ્દીનખાન ( ૧૭૯૯–૧૮૦૦ ).

## પેન્શન ખાતા નામના નવાબો.

૧. નસીરૂદ્દીનખાન ( ૧૮૦૦–૧૮૨૧ ). ૨. અફઝુલુદ્દીનખાન ( ૧૮૨૧–૧૮૪૨ ).

---

## બાબ ૧૨ મો;–૧૮૦૦–૧૮૬૫.

૧. કંપની સરકારે સૂરતની હાકમી લેઇ લીધા પછી મરાઠાઓને ચોથ આપવાની ખટપટમાંથી છૂટાં થવાનું ધાર્યું. ગોવિંદરાવ ગાયકવાડ જે પોતાના રક્ષણને માટે કંપનીની ઓથ ચહાતો હતો તેણે તો પોતાનો હિસ્સો મૂકી દીધો ને ચોર્યાશી પ્રગણું આપ્યું. પણ પેશ્વાની ચોથનો નીકાલ થતાં જરા વાર લાગી.

૨. દરિયાઇ લશ્કરને મુંબઈ મોકલી દીધું.

૩. સને ૧૮૦૨ માં પેશ્વા અને કંપની વચ્ચે સલાહ થઈ ને વસઈમાં કોલકરાર થયા તેથી શહેરના બે દરવાજાની મુકાત તથા કેટલાંક પ્રગણાં અંગ્રેજને મળ્યાં, ને નવાબને જે ચોથ આપવી પડતી તે બંધ થઈ. (પછી જે જે પ્રગણાંઓ મળ્યાં તેવિષે સૂરત અઠ્ઠાવીસ પ્રકરણમાં જોવું ).

૪. સને ૧૮૦૪ માં મોટા દુકાળ પડયો હતો જે સાડોકાળ ( સંવત્ ૧૮૬૦ ) કહેવાયો છે. એ સુડતાળોકાળ જેવો નહોતો, તોપણ મોંઘવારી ઘણીજ હતી. કણપીઠમાં હુલ્લડો થતાં. એ વખતે સૂરતના જડજ તથા માજિસ્ટ્રેટ મિ૦ ક્રો અને કોટવાલ મીરજાં અમાની એઓએ અનાજના વેપારીઓને સમજાવી તથા ધમકી આપી બજાર બંધ પડવા દીધું નહિ ને ચોમાસું આવતાં લગી દિવસે પણ શહેરમાં રોન ફેરવી સમાધાની રાખી–એ દુકાળમાં ત્રવાડી શ્રીકૃષ્ણ અર્જુનજી નાથજી, ભણસાળીજી, નહાલચંદ કાકા વગેરે સાહુકારોએ ઘણો ધર્મ કરી ગરીબોને જીવાડ્યા.

૫. ૧૮૦૫ માં અપીલ કોર્ટ ભરૂચથી ઊઠીને સૂરતમાં થઈ.

૬. ૧૮૦૯ માં ગોરૂં લશ્કર અહિંથી ઊઠ્યું.

૭. માંડવી પ્રગણાના મોજે બહુધાનમાં એક ગામડીઆ હોરાએ મીર અબદુલ રહેમાન સાહેબ એ નામ ધારણ કરીને પોતાની યુક્તિથી તથા વાચાળપણાથી હજારો હોરા તથા મુસલમાનને પોતાના મતના કીધા હતા–એ હોરા તથા મુસલમાનોએ બળવો કરીને માંડવીના *હિંદુરાજા પાસેથી રાજ્ય છીનવી લેઇને તેને કેદ કર્યો ને તેના પ્રધાન સુખાનંદને જીવથી મારી નાંખ્યો–તા૦ ૧૦ મી જાનેવારી ૧૮૧૦. લાગ જોઇને બાકીના અમલદારો તથા સિપાઈઓ જીવ લેઇ સૂરતમાં નાશી આવી કંપની સરકારને શરણ થયા. ૧૧ મીએ તે ફકીરે માંડવીનું રાજ્ય પોતાને તાબે કરી લેઇ મી૦ ક્રો ઉપર કાગળ લખ્યો કે 'આ કાગળ લાવનાર મારો આદમી સુલેમાન વડોદરે જાયછે તેને ( રૂ. ૩૦૦ ) રોકડા આપવા, નહિતો આજનું આજજ સૂરત છોડવું.' એ સુલેમાને, કાગળ જાતે આપવા ન જતાં એક કોળીને મોકલ્યો. કોળીએ સૂરત જઇ મી૦ ક્રોને હાથોહાથ કાગળ આપ્યો. મી૦ ક્રોએ તરતજ કોળીને કેદ કરાવ્યો. પણ એ દર્મિયાનમાં તમામ મુસલમાનો હુલ્લડ કરવાને તૈયાર થઈ રહ્યા હતા તેમાંના કેટલાક કેટલાક ગરીબ હિંદુઓને વટલાવ્યા.

તા૦ ૧૫ મીએ ઈદને દહાડે બહુધાનનો એક સૈયદ પીરમ નામનો ફકીર તથા આ શહેરના ત્રણ મુસલમાન એઓને લોકમાં દીન મનાવવાનો જૂલમ કરતાં સરકારે પકડયા. ફકીરે જુબાની આપી કે બહુધાનમાં અબદુલ રહેમાને અદાલતવાળા સૈયદ હાડા ઉપર એક કાગળ લખ્યો છે ને મારી સાથે તેણે કહાવ્યું છે કે 'કોરાનમાં આમદનું નામ લખ્યું છે તે મારૂં છે માટે આજથી તારે મને માનવો, નહિતો સૂરતમાંથી જતું રહેવું.'

* એ રાજા અસલથી સૂરતના નવાબને માન આપનારો પણ સ્વતંત્ર હતો.

તા૦ ૧૭ મીએ બહુધાનથી સૂરતમાં જાહેરનામું આવ્યું જેની એક નકલ સૂરતના કાજીએ મી૦ ક્રો ઉપર મોકલી–તે જાહેરનામાની મતલબ આ હતી કે 'દુનિયાની આખેરીનો ઈમાઉ મુલહન ઈયા ઈમામ મેહેદી હમણા જાહેર થયો છે. એ દરવેશનું નામ આદમ કરીને છે. શહેરના સઘળા લોકોએ મુસલમાની ધર્મ કબૂલ કરવો ને તેમ નહિ બને તો શહેર ખાલી કરવું અથવા સામે લડવાને તૈયાર થવું. એ દરવેશ ચોથા આસમાનમાંથી આવેલો છે અને તેણે ચાર વેશ ધર્યા છે.–આદમ, ઈસા, મરીઅમનો દીકરો અને આમદ એ ચારે એક ઠેકાણે આવેલા છે–તેઓની પાસે તોપ બંદૂક નથી પણ એક લાકડી ને રૂમાલ છે–તમે તૈયાર રહેજો !'

તા૦ ૨૦ મીએ મિ૦ ક્રોએ રાયલ ડ્રૂનની બે ટુકડીઓને કરોલના ઉપરીપણા નીચે બહુધાન રવાને કીધી ને તેની પાછળ દેશી ૫૬ મી પલટન મોકલી. નવો ધર્મ ચલાવનાર હુલ્લડિયો ફકીર જે બહુધાનની મસીદમાં ૭૫ અરબ સાથે પડયો હતો અને જેણે બીજા ૨૦૦ લડવૈયાને આસપાસનાં ગામમાં તૈયાર રાખ્યા હતા તેને સમજાવવાને મિ૦ ક્રોએ ધનજીશા બહેરામશાને મોકલ્યો. ધનજીશાએ તે ફકીરને ઉઝત છોડી દેઈ કંપની સરકારને આધીન થવાને ઘણું સમજાવ્યું, પણ તેણે ન માન્યું ને તેના સાગ્રીદોએ તરવારથી ધનજીશાને, રાજાના વકીલને અને બીજા ચાર આદમીઓને* કતલ કરી નાંખ્યા.

એ બનાવ જોઈ કરોલ એકદમ તૂટી પડયો. હોરા ને મુસલમાનો સામે લઢ્યા, પણ કંઈ ચાલ્યું નહિ ને ૨૦૦ આદમીઓ જોતાં જોતાંમાં કપાઈ ગયાં. એ કતલ પૂરી થવા આવી કે લશ્કરે બહુધાનમાં આગ લગાડી પાછું ફરવું ધાર્યું. એટલામાં કપ્તાન કનિંગહામ થોડું પાયદળ લેઇને આવ્યો. એ લશ્કરે પણ કેટલાક મુસલમાનોને ઠાર કર્યા અને અબદુલ રહેમાનને ઘણા જખમ કર્યા–એ નાશીને એક લુહારની ઝૂંપડીમાં ભરાઈ ગયો, પણ ત્યાંથી તે પકડાયો ને માર્યો ગયો.

એ ફકીર માર્યો ગયાથી સૂરતના હિંદુઓની વટલવાની ને લૂંટવાની ને મરવાની ધાસ્તી જતી રહી.

તા૦ ૨૮ એપ્રિલે માંડવીના રાજાને તેનું રાજ્ય પાછું સોંપ્યું.

* એ ચારમાં એક વાડીફળિયાનો બીજલાલ નામનો ભાઠેલો વકીલ પણ હતો. તેની ડાહી નામની બઈરીએ સરકારમાં મોઢેથી જવાબ સવાલથી લડીને પોતાને માટે પેન્શન કરાવ્યું હતું. એ ડાહી વકીલણના નામથી ઓળખાતી.

૮. સને ૧૮૧૮ માં ફિરંગી લોકોએ સૂરતમાંથી રૂકસત લીધી.

૯. સને ૧૮૨૧ ની ૧ લી જાનેવારીથી સદર અદાલત ગવર્નર કૌન્સિલથી જુદી પડીને સૂરતમાં થઇ.

૧૦. સને ૧૮૨૧ ના સપ્ટેંબરમાં નવાબ નસીરૂદ્દીનખાન મરણ પામ્યો.

૧૧. સને ૧૮૨૨ માં ( સંવત્ ૧૮૭૮ માં ) શ્રાવણ ઉતરતે રેલ આવેથી લોકના જાન માલની બહુ ખરાબી થઈ–માણસો ડૂબી ગયાં, ઘરો તૂટી પડ્યાં અને પશુ માલ મિલ્કતની મોટી હાણ થઈ. એ રેલનું પાણી, સને ૧૭૭૬ ની મોટી રેલના કરતાં ૩ ગજ વધારે ઉંચું ચડયું હતું. એ રેલના જોરથી ચીડીયા કૂઇનો કોટ પડયો તે સરકારે નવો બનાવ્યો છે, પણ તે અસલ કોટથી નવા ડોળનો છે.

૧૨. એજ વર્ષમાં શહેરનો મોટો સાહુકાર ત્રવાડી શ્રીકૃષ્ણ અર્જુન મરી ગયો.

૧૩. સને ૧૮૨૪ માં સૂરતના જડજ તથા ક્રિમિનલ જડજ જાર્જ વિલ્યમ આંડર્સનના વખતમાં શહેરની માંહેનો કોટ ખોદી નાંખવાનો હૂકમ આવ્યો. એ કોટનાં છારાંથી શહેરના રસ્તા બંધાવા લાગ્યા.

૧૪. સને ૧૮૨૪ માં ડાકટર કારની ઉશ્કેરણીથી અને મીર જાફરઅલીખાન બહાદુર તથા અરદેશર ધનજીશાહ બહાદુરની મદદથી એક અંગ્રેજી પુસ્તકખાનું વિલંદાના બંદરમાં કાઢવામાં આવ્યું જે હાલ એંડ્રુસ લાઈબ્રેરી સાથે જોડાઇ ગયું છે.

૧૫. સને ૧૮૨૮ માં દિલ્હીના બાદશાહનો ભાઈ મીરજાં મહમ્મદ બહેરામ મક્કે જવાને સૂરતમાં આવ્યો હતો.

૧૬. સને ૧૮૨૯ માં ૧૪ મી માર્ચે સૂરતમાંથી સદર અદાલત ઊઠીને મુંબઈ ગઇ.

૧૭. સને ૧૮૩૭ ના એપ્રિલની ૨૪ મીએ ( સંવત્ ૧૮૯૩ ના ચૈતર વદ ૪ ) પાછલે પહોરે ૪ વાગતે માછલી પીઠમાં એક પારસીને ત્યાંથી આગ લાગી; તે આગે તરત દીનશાની મોટી હવેલી પકડીને ત્યાંથી તે આખા શહેરમાં ફેલાઈ. એ આગ ૨૬ મીએ હોલાઈ. ખરેખર એ આગે સૂરત શહેરનું સત્યાનાશ વાળી નાંખ્યું. એક ગ્રંથકાર લખેછે કે એ આગથી ૬ હજાર મકાનો બળ્યાં, ૫૦૦ માણસો તથા ઘણાંએક ઢોર બળી મુઆં, ૭૦ હજાર લોક મુફલસીમાં આવી ગયા ને કરોડ ઉપરનું લોકોને નુકસાન થયું.

૧૮. સને ૧૮૪૨ માં અંગ્રેજી નિશાળ મંડાઇ.

૧૯. સને ૧૮૪૨ ની ૮ મી આગસ્ટે નવાબ અફઝુલદ્દીનખાન મરણ પામ્યો.

૨૦. સને ૧૮૪૩ માં મીઠાઉપર મહેસૂલ કરવા માંડચું હતું તેઉપરથી રૈયતે હડતાલ પાડી હુલ્લડ કર્યું. લોકોએ કિલ્લાનો દરવાજો ભાંગ્યો. અદાલત વગેરે કેટલીક કચેરીના કટેરા ભાંગ્યા અને કેટલીએક તોપના વેહ બંધ કીધા. કેટલાક મુસલમાનો તો લાકડીઓ લેઇને કિલ્લા આગળ એકઠા થયા. સરકારે એક પલટન મૂકીને ખાલી બંદૂક ફોડવાની રજા આપી. એ વખતે થોડીક મારામારી પણ ચાલી. આખરે રૈયતનો બોલ રાખવાને સરકારે ધાર્યા કરતાં ઓછું મહેસૂલ કીધું.

૨૧. સને ૧૮૪૫ માં આગબોટ પહેલવહેલી સૂરતમાં આવી.

૨૨. સને ૧૮૪૭ માં સરકારે બંગાળી તોલ ચલાવવાનું કર્યું, તે વખતે પણ રૈયતે હડતાલ પાડીને તોફાન કરવા માંડચું હતું-આખરે એ તોલ ચલાવવું સરકારે બંધ રાખ્યું.

૨૩. સને ૧૮૫૦ માં એંડ્રુસ લાઇબ્રેરી સ્થાપવામાં આવી.

૨૪. સને ૧૮૫૧ માં ગણપતરાવ ગાયકવાડ જ્યારે જેજુરી ગામમાં ( પુનેથી સતારે જતાં આવેછે ) ખંડોબાની જાત્રા કરવા ગયો હતો ત્યારે સૂરતમાં આવી તેણે ઘણું ધર્મદાન કર્યું હતું.

૨૫. સને ૧૮૫૨ ની ૨૫ મી મેએ મ્યુનિસિપાલ કમિટી થઇ.

૨૬. સને ૧૮૫૬ ની ૧ લી મેથી અમરોલીમાં રેલવે બંધાવાનું કામ ચાલ્યું.

૨૭. સને ૧૮૫૭ માં ઉત્તર હિંદુસ્તાનમાં મોટું બંડ થયું હતું તેથી શાહેરમાં લશ્કરની આવજાવ બહુ થઈ હતી.

૨૮. સને ૧૮૫૮ ના નવેંબરની ૧ લીએ કંપનીનું રાજ્ય ટળી રાણીનું થયું..

૨૯. સને ૧૮૬૪ ની ૧ લી નવેંબરથી સૂરતથી તે મુંબઈ સૂધીની આગગાડી ચાલુ થઇ.

૩૦. સને ૧૮૬૫ માં શાહેરમાં શેરની ઘેલાઇ ચાલી અને લોકો પૈસાદાર ને ગરીબ સૌએ પાયમાલ થઇ ગયા-તેમાં આત્મારામ ભુખણવાળા સાહુકાર ફરી ન ઊઠે તેવી રીતે તૂટી ગયા.

## બાબ ૧૩ મો;-સૂરતની ચડતી પડતી.

૧. ચડે તે પડે એવો નિયમજ છે. મોટાં રાજ્ય વેરાન થઈ ગયાં છે તો સૂરતની પડતી થઈ તેમાં કંઈ તાજુબ જેવું નથી: તોપણ ફક્ત પોણીત્રણસેં વર્ષના દર્મિયાનમાં જે માછીવાડાએ નાબુદ ન થાય તેવું નામ દુનિયામાં રોશન રાખ્યું છે, જેણે જોતાં જોતાંમાં કંગાલિયત જોઈછે, જેણે પોતાની ચડતી પડતીમાં આહા કયાં કયાંના, કેવા કેવા ને કેટલા કેટલા રંગો દર્શાવ્યા છે !, ટૂંકામાં, જેની જમીન ઉપર પ્રથમ પગલાં કરી અંગ્રેજ લોકે આખા હિંદુસ્થાનની ચક્રવર્તી સત્તા મેળવી છે,-તે માછીવાડાની જુદી જુદી હાલતના જુદા જુદા ચહેરા જોઈને અજબ ગજબ કોણ નહિ કહે ?

૨. પ્રથમ તો એ કાંઠાઉપર માછીઓનાં થોડાંક ઝૂંપડાં હતાં-તોપણ જેનો કાંઠો કહેવાય તે નદી તો પોતાની છાતીઉપર રાંદેરના સોદાગરોનાં અનરગ્રળ દોલતનાં મોટાં ઝાઝને ઝીલી તરાવતી. એ ઠેકાણે પછવાડેથી ઘોઘા તરફના ને આંગરિયાના મૂલક તરફના ચાંચિયાઓએ વહાણોમાંથી ચોરવાનું ને લૂંટવાનું જારી કર્યું હતું. ઈ૦ સ૦ ૧૫૧૨ માં ઉપલા ચાંચિયાઓને ખશેડી ફિરંગીઓના હૂમલામાંથી બચવાને રાંદેરના સોદાગર લોકોએ ગૂજરાતના મુજફ્ફરશાહને અરજ કરી તે ઉપરથી બાદશાહના હૂકમથી તેના એક કારભારી રૂમીખાને કિલ્લો બાંધ્યો ( ઈ૦ સ૦ ૧૫૧૬ ).

૩. દંતકથામાં કહ્યાપ્રમાણે સૂરજ રામજીની દોલતે અને ગોપીની મહેનતે માછીવાડાની વસ્તી સારી પેઠે વધી અને સૂરજના નામ ઉપરથી ગૂજરાતના બાદશાહે તે* વસ્તીનું નામ સૂરત શાહેર પાડચું. ઈ૦ સ૦ ૧૫૨૧-૧૫૪૩ માં ગૂજરાતના મહમ્મદશાહ બીજાના વખતમાં કિલ્લો પાકો બંધાયો.

૪. ઇ૦ સ૦ ૧૫૨૧ થી તે ૧૫૪૩ સૂધી સૂરત શાહેર ગૂજરાતના બાદશાહોનું કહેવાતું; પણ એઓ ચોકસ કાયદાથી બીજાં ઠેકાણાંની પેઠે કારભારી મોકલી રૈયત ઉપર અમલ ચલાવતા હોય એવું કંઈ નહોતું. કિલ્લો બાંધવાનું કામ ચાલતું તેનેમાટે તથા મોજ શોખને માટે ગૂજરાતથી અમીરો આવ્યાં કરતા અને સૂરતની વસ્તીની સંભાળસારૂ તથા સૂરતના ને રાંદેરના સોદાગરોનાં ઝાઝને ફિરંગીઓના હૂમલામાંથી બચાવવા સારૂ પેલા અમીરોના હાથ તળે થોડાઘણા સિપાઈઓ હતા. એ વેળા વસ્તી થોડી પણ ઉદ્યમી, સુખી ને રાજકીય સંબંધમાં સ્વતંત્ર જેવી હતી.

૫. ૧૫૪૩ થી તે ૧૫૭૩ સૂધી અથવા અકબરે લીધું ત્યાંસૂધી સૂરતમાં ગૂજરાતના બાદશાહોની તરફથી નાજીમો નીમાતા. એઓ શાહેરની વસ્તીને રૈયત જેવી ગણી તેઉપર હાકેમના જેવી સત્તા ચલાવતા. એ

* રાંદેર, અમદાવાદ અને ચાંપાનેર એ ત્રણની થોડીઘણી વસ્તીથી સૂરતની મૂળ વસ્તીમાં ઊમેરો થયો હતો.

દર્મિયાનમાં શહેર વસ્તી રોજગારમાં વધતું જતું. પૂર્વે જે વસ્તી નામની રૈયતદાખલ ને સ્વતંત્ર હતી તે વસ્તી હવે ખરી રૈયતદાખલ નાજીમના હૂકમ તળે પરતંત્ર થઈ હતી.–પણ તે સુખી હતી.

૬. મુગલાઇ થઈ ત્યારથી સુરતની સૂરત ઉપર જોબન ઝળકવા લાગ્યું. અકબર, જહાંગીર, શાહજહાં, ઔરંગઝેબ ને ફરૂકશીર એઓના વખતમાં (૧૫૭૩–૧૭૧૯ સૂધીના દર્મિયાનમાં) શહેર આબાદાનીની ટોચે ચડયું. વેપારને માટે મૂલકમૂલકના લોક શહેરમાં આવી ઠરીઠામ રહ્યા હતા. મુગલની તમામ બાદશાહીમાં સૂરત જેવું કોઈ બંદર નહોતું. સઘળા યૂરોપિયનો હિંદુસ્તાનનો માલ સૂરતમાંજ ખરીદ કરતા. મક્કાની જાત્રાએ જનારા સેંકડો મુગલ ને મુસલમાનો અહિં થઇને જતા, અને અહિંયાં તેઓ ઘણા માલની ખરીદી કરતા. અહિં લોકને રોજગાર અને સુખ સારાં હતાં. શહેરની શોભામાં કંઈજ કસર નહોતી—ફિરંગી, અંગ્રેજ, વલંદા ને ફ્રાંસિસ પોતપોતાના દેશના વાવટા ઊડાવતા—મુસલમાન, ઈરાની, યાહુદી, તુર્ક, આર્મિનિયન, અરબ, યુનાની, ચીના, મલાઈ વગેરે પરદેશી અને બીજા આ દેશી લોક પોતાના જુદા જુદા લેબાસ ને પોતાની જુદી જુદી રીતભાતથી શહેરને શણગારી રહ્યા હતા–બંદર ને બજારોમાં તરેહતરેહવાર માલ સામાન તકતકતા હતા.

પરદેશી માલની આવક આ પ્રમાણે હતી:—સીસું, લહોડું તથા લહોડાંના તૈયાર સામાન (ચપ્પુ, કાતર, તરવાર વગેરે) ઇંગ્લંડથી;—બીલોરી સામાન ને રેશમ ચીનથી;—મસાલા સુમાત્રા વગેરે ટાપુઓથી;-તાંબું, મોતી, ગલીચા, મેવા ઇરાનથી; અને અત્તર વગેરે અરબસ્તાનથી આવતાં.—વળી સોનું, રૂપું, રાળ વગેરે નગદી પણ યૂરોપિયનો ઘણી લાવતા. તેમ, આ દેશી ઊનના વણેલાં કપડાં મલબારથી;—રેશમ, ખાંડ બંગાળેથી;—અને અફીણ માળવાથી આવતાં. સૂરતથી તરેહતરેહવાર સૂતરાઉ કપડાં, કિનખાબ, મશરૂ, એલાયચો, કિનારી, કસબ, કારચોબ, લપ્પો, ગળી, સૂરોખાર, કાશ્મીરી શાલ, મસાલો, હીરા, મોતી, જડાવ ને મિનાકારી દાગીના, અનાજ, સુખડીઆનો સામાન (બરફી, રેવડી, રમકડાં) વગેરે બીજે દેશ જતાં. ખરેખર સૂરત એ પૃથ્વીનાં મોટાં બજારોમાંનું એક બજાર થઈ રહ્યું હતું. એક સૂરતવડે મોટો ધંધો ચાલી રહ્યો હતો. પ્રગણાંઓમાંથી જે રૂ આવતું તેનું સૂતર કંતાતું ને તેનાં કપડાં થતાં. ગરીબગરબાં એક આંટી (નવટાંક રૂ વજનમાં) વણે તો તેને ત્રણ આના મળતા ને તેથી તેઓ પોતાનું ગુજરાન ચલાવતાં. વણકરોને પણ પેદાશ સારી હતી. વેપારીઓ તેઓને આગળથી રૂપિઆ આપી તેઓ પાસે કાપડ વણાવતા. સૂરતના બંદરમાં ૧૦૦૦–૧૨૦૦ ટનનાં તો વહાણો હતાં અને બંદરની સંભાળને સારૂ મુગલ સરકારની તરફથી લશ્કરી મનવાર પણ હતી. એમ કહેવાયછે કે ફકત તળ સૂરતના બજારમાં વીસ લાખની રોજ ઊથલપાથલ થતી. તેમ, ફકત ફૂરજાની પેદાશ સાત લાખની હતી ને જકાત, ભાડું વગેરેની બીજી ૧૩ લાખ હતી. સૂરત તાબેનાં પ્રગણાંની ઊપજ પણ વીસ લાખની ગણાઈ છે.

જો કે એ દર્મિયાનમાં શહેરમાંથી ઘણીક દોલત શિવાજી બે વાર લૂંટી ગયો હતો અને નામજાદા લુચ્ચો જાન ચાઈલ્ડ નામનો અંગ્રેજ સૂરતના વેપારીઓને છેતરી ગયો હતો તે છતાં, વળી ટોપીવાળાઓમાં માંહોમાંહે સંપ નહોતો તે છતાં, અને તેમાંના કેટલાએક મુગલ સરકારને તથા રૈયતને ચાંચિયા રૂપે લૂંટી લેઇ નુકસાન પહોંચાડતા હતા તે છતાં, શહેરની આબાદાની જેવી જોઇએ તેવી હતી. સૂરતમાં ઘણા મોટા સાહુકારો હતા.

૭. દિલ્હીના બાદશાહની પડતીની સાથે સૂરતની પડતી આવવા લાગી. નવાબ રૂસ્તમઅલીખાન બહાદુર ૧૭૨૫ માં મુઓ ત્યારપછી મરાઠાઓએ દોડાદોડીથી સૂરત પ્રગણાનું સત્યાનાશ વાળી મૂકયું હતું અને એઓએ ૧૭૩૪ લગીમાં સૂરત સિવાય તેના તાબાનો ઘણોખરો મહાલ પોતાનો કર્યો હતો ને પેશવા તથા ગાયકવાડે ચોથ લેવા માંડી હતી.

૮. ૧૭૩૪ થી તે ૧૭૫૯ સૂધીના દર્મિયાનમાં શહેરનો કારોબાર ઘણીક ખટપટનો હતો. કામ સહેલથી સારૂં થઈ ફાયદો કરે અને એકને હાથ બે મોટાં કામ રાખ્યાથી માણસ છકી જઈ વખતે તે પોતાના ઉપરીની સામો થાય એ બે વાતના વિચારથી અકબરે શહેરની હાકમી એકને ને કિલેદારી બીજાને સોંપી હશે. જ્યાંસૂધી માથે ધણી સબધા હતા ને શહેર આબાદ હતું ત્યાંસૂધી તો બે કારભારીઓ સલાહસંપથી રહ્યા ને તેઓએ પોતપોતાનું કામ સારૂં બજાવ્યું. વચમાં વળી એના ત્રણ કારભારી થયા હતા–નવાબ, કિલેદાર ને લશ્કરી અરમારનો ઉપરી. આમ કરીને દિલ્હીના બાદશાહની પડતી આવવા લાગી ને મરાઠાઓના ધૂસવાથી શહેર ખજાને ખોટ આવી એટલે ને તેમાં વળી પડતીમાં આવેલો ઘણી દૂર પડેલો છે એમ જાણી, અરમારના ઉપરીપણાનો ખર્ચ જે શહેરની ઊપજમાંથી ચાલતો તે તે ઉપરીને નવાબ પાસથી ન મળવા લા-

ગ્યો ને તે વળી મતલબિયા, જૂલમગાર ને તોફાની સીદી જેવાને; ને વાત પણ ખરી કે સીદીને જોઇએ તો ખરૂં. ત્યારે ભૂખે મરતા સીદીએ નવાબોને સતાવવા માંડ્યા. કંઈ ખજાનો ખાલી થયાના સબબથી, કંઈ સીદીનું જોર નરમ પડવાના સબબથી નવાબો ન આપે ને સીદી સતાવ્યાં કરે—એ રીતે કુસંપ પેઠો. મરાઠાઓના જોરથી નવાબ નરમ થયેલા ને સીદી પાસ લશ્કર મોટું. નવાબને સીદીની, મરાઠાઓની ને અંગ્રેજ જે રાજ્યખટપટમાં ભરાતા તેની બીક એટલે તે છેકજ નબળો હતો ને પાસે ખજાનો નહિ ત્યારે જોઇતું લશ્કર તે પણ ક્યાંથી! એટલું સારૂં હતું કે થોડાં વર્ષ થયાં કિલેદાર નવાબના સગાંમાંનોજ હતો, ને એમાં કોઈને ઈર્ષા નહોતી. પણ રે રાજ મામલામાં સગપણ કેવું ને વાત કેવી! સીદીએ તેગબેગખાનના વખતમાં બારાને ઘેરો ઘાલ્યો, પણ પછી નવાબે થોડું ઘણું આપી તેનું મન મનાવ્યું. તેગબેગખાનની પછી જ્યારે સફદરખાન ગાદીએ બેઠો ને કિલેદારીપર તેનો છોકરો વક્કરખાન થયો ત્યારે આગલા કિલેદાર બેગલરખાનનો એક જમાઈ જે સૈયદ મીઆં અચ્ચનને નામે ઓળખાતો તેણે પોતાનો વગ લડાવી વક્કરખાન પાસેથી કિલેદારી લેઈ લીધી.

૯. મીઆં અચ્ચને નવાબી ભોગવી નહિ. પછી ખટપટ જબરી થઇ; ને એમાં એ નવાબ વક્કરખાન, અલી નવાજખાન અને ફારીસખાન બહાર પડેલા સામસામા એક બીજાના હરીફો હતા—ને અંદરખાનેથી સીદી, પેશ્વા, ગાયકવાડ, વલંદા ને અંગ્રેજ ટાંપી રહ્યા હતા કે ક્યારે લાગ આવે કે ધણીઆતા થઈ બેશીએ.

૧૦. સને ૧૭૫૯ માં એ ટંટાનું છેવટ આ આવ્યું કે મીઆં અચ્ચન ઓલાદ દર ઓલાદ નવાબી ભોગવે ને અંગ્રેજ કિલેદાર તથા લશ્કરી અરમારના ઉપરી થાય, ને એનો ખર્ચ રૂપિઆ બે લાખ દર વર્ષે નવાબ આપ્યાં કરે. એ રીતે કિલ્લા ઉપર બે વાવટા* ચઢતા થયા—દિલ્હીના બાદશાહનો તો હતોજ ને અંગ્રેજનો ચઢ્યો. એ ખટપટમાં નવાબી બાબત ને કિલેદારી તથા લશ્કરી અરમાર બાબત ખરો હક્કદાર કોણ હતો તે પૂરતાં કાગળીઆં હાથ ન લાગ્યાથી જણાતું નથી, તોપણ જ્યાં બળિયાના બે ભાગ જેવું હતું ત્યાં તેજ હક્કદાર માની લેવો. આટલું સારૂં થયું કે ઠરાવપ્રમાણે સીદી ખશ્યો ને અંગ્રેજની બાંહેધરીથી નવાબને બીજા કોઈની તરફની ધાસ્તી રહી નહિ.

૧૧. મીઆં અચ્ચન ઉર્ફે મોઈનુદ્દિનખાન મુઆ પછી પાછી ખટપટ ચાલી તે આવી કે તેનો છોકરો ગાદીપર બેઠો તો ખરો, પણ તેને દિલ્હીથી સનદ મળતાં ઢીલ થતી હતી તેવામાં અંગ્રેજે સંમતિ આપી તેને નવાબ પોકાર્યો. એ કાયમુદ્દોલા નવાબના વખતમાં અંગ્રેજોનું જોર મોટું હતું. મરાઠા ને વલંદા છેક નરમ પડી ગયા હતા. એ નવાબ જીવ્યો ત્યાંસૂધી શહેર, જો કે સળો પેઠો હતો તોપણ, આબાદ દેખાતું.

૧૨. નિઝામુદ્દીનના વખતમાં રાજ્યકારભારમાં ઘણું અંધેર ચાલ્યું. કારભારીઓ લુચ્ચા ને જૂલમી થયા. તેમાં વળી મોટા દુકાળથી ને મોટી રેલથી લોકો મુફ્લસીમાં આવી ગયા. એ ટાણે સૂરતના અંગ્રેજોએ નવાબ પાસે સાડાત્રણ લાખ રૂપિઆ માગ્યા—આવી રીતે દાવો કરીને કે શહેરની સંભાળ ને રૈયતની સુખાકારી અમવડે છે. પણ બંગાળાવાળાએ તેમ માગવાની ના લખી. થોડા દહાડા પછી કંપનીએ નવાબને ફરીથી લખ્યું કે તમારે એક લાખ તો આપવાજ જોઇએ. ઘણી ભાંજઘડ ચાલ્યા પછી નવાબને તે વાત કબૂલ કરવી પડી હતી, પણ તેટલામાં તે મરી ગયો અને તેની પછવાડે તેનો થોડા દહાડા થયાં અવતરેલો છોકરો પણ મરણ પામ્યો.

૧૩. પછી એનો ભાઇ નસીરૂદ્દીન નવાબની ગાદીનો દાવો કરવા લાગ્યો. તેણે જૂના કારભારીઓનો અણવિશ્વાસ કરીને નવા કર્યા—એઓએ નવા કર ચલાવવાની યુક્તિ કીધી તેમાં તેની ફજેતી થઈ. એ વખત સૂરતના સીટને મુંબઈના ગવર્નર ડંકનના હૂકમથી નવાબને લખ્યું કે તમારા બાપના કબૂલ કરેલા રૂપિઆ આપ્યા વિના અમે તમને નવાબી ઉપર કાયમ રાખનાર નથી. પછી જ્યારે તેઓ શહેરની મુફ્લસીથી સારીપેઠે વાકેફ થયા ત્યારે તેઓને દયા આવી ને તેઓ નવાબની તરફેન ખેંચતા હતા, પણ એટલામાં બંગાળાની સરકારે લખ્યું કે નસીરૂદ્દીનનો હક્ક નથી માટે તેની પાસેથી ગાદી છીનવી લેવી ને એ હૂકમ આવ્યો કે તરતજ સીટન ને ડંકન એઓ નસીરૂદ્દીન ઉપર તૂટી પડ્યા. એ બાબતસર ભાંજગડ ચાલી. આખરે સને ૧૮૦૦ માં અંગ્રેજ સરકારે સૂરતની હાકમી પોતાને હાથ લીધી અને નસીરૂદ્દીનને ઓલાદ દર ઓલાદ એક લાખ રૂપિઆ પેન્શન આપવાની કબૂલાત આપી.

૧૪. સને ૧૭૨૦ પછી મરાઠાઓના ધૂસવાથી અને માંહોમાંહેની ખટપટથી સૂરતની આબાદાનીએ સળવા માંડ્યું હતું, પણ તે સળો જલદીથી વધી ગયો, તેનાં કારણો આ પ્રમાણે છે:—

* નવાબનો વાવટો તેના મહેલપર ને દરબાર ઉપર ચઢતો.

કાયસુદ્દોલાની હાકમીની આખેરીના વખતથી અંધેર* ચાલવા લાગ્યું. નવાબ બેદરકાર ને તેના સગા તથા કારભારીઓ જૂલમી થતા ગયા. મુગલ નવાબોમાં પાછલા નવાબો જૂલમી હતા—પણ સૈયદ વંશના નિઝામુદ્દીન ને નસીરૂદ્દીન તો તેઓના માથાંના નીકળ્યા. એ બેની વખતમાં સૂરતની રૈયતની પૂરેપૂરી ખરાબી થઈ હતી—એવિષે થોડુંકઃ—રૈયત ધાસકામાંની ધાસકામાં રહેતી; કોઈ શખ્સ તવંગર છે એવો વહેમ આવતો કે નવાબ તેને લૂંટી લેતા; નવાબના કારભારી તથા માનીતાઓ લોકને જેમ સતાવાય તેમ સતાવતા; નવાબ દાદ સાંભળે નહિ ને અગર સાંભળે તો આસપાસના આડું અવળું સમજાવી પોતાનું ધાર્યું નવાબ પાસે કરાવતા; ઈનસાફનું નામ નહિ—નજરાણું કરે તેને ઈનસાફ મળતો; કારભારી ગુનાહ કરે તો પછી હલકી રૈયત કેમ ન કરે? ચોર, લુચ્ચા, હરામખોરનું કેમ ન ફાવે? લોકોને પોતાનું ધન સુખે ભોગવવાનો દહાડો આવતો નહિ.—તેઓ પોળ—ખડકીમાં રહેતા;—સરીઆમ રસ્તાપર હોય તો તેઓ દરબારની આંખે આવે. ફૂરજામાં ખૂબ ચોરી થતી ને તેથી વેપારીઓ બહુ ચીડાતા; ટૂંકામાં, લોકને પોતાના જાનમાલની મોટી ધાસ્તી રહેતી.

સને ૧૭૯૧ ના મોટા સુડતાળા† કાળે, સને ૧૮૨૨ ની ઇઠ્ઠોતેરી મોટી તથા બીજી રેલોએ અને સને ૧૮૩૭ ની ત્રાણુની‡ મોટી તથા બીજી ઘણીએક આગોએ શહેરને પાયમાલ કરી નાંખ્યું.

વિલાયતમાં કાપડ વણવાના સાંચા વધવાથી અ-

* ૧. ૧૭૮૨ ના વાવાઝરડામાં ઘર, ઝાડ પડી ગયાં હતાં ને બરાનપુરી ભાગળની કમાન થોડી એક પડી ગઈ હતી. એ કમાનને દુરસ્ત કરાવવાને તે ભાગળ ઉપર એક લુહાણો ભાટીઓ તમાકુનો વેપારી હતો તેને નવાબે બિન તકસીર ૧૦ હજાર રૂપિઆ દંડ કીધો હતો.

૨. આશરે ૧૭૮૮ માં દેવદીવાળીને દહાડે રઘનાથપરામાં તુળસી પરણ્યાનો લાલજીનો વરઘોડો નીકળ્યો તેની ગડબડમાં મુસલમાન લોકોએ હુલડ કર્યું ને દીન દીન પોકારી થોડુંક રઘનાથપરૂં લૂંટી લીધું, પણ નવાબે કોઈની દાદ સાંભળી નહિ.

૩. ૧૭૯૫ માં એક આદિતરામ લક્ષ્મીદત્ત કરીને બ્રાહ્મણ હિંગપોળમાં રહેતો તેના ઘરનીપાસે મસીદ હતી તેમાંનો એક ફકીર રાતે મસીદની દીવાલ ઉપર ચડી પેલા બ્રાહ્મણના ઘરમાં ચોરી કરવાને પેઠો. તે બ્રાહ્મણ જાગતો હતો તેથી તેણે તે ફકીરને અચ્છી તરેહથી માર્યો. બીજે દહાડે ફકીરે નવાબને જાહેર કીધું કે મસીદમાં રાતે અમે જ્યારે બાંગ પોકારીએ છેયે ત્યારે પેલો બ્રાહ્મણ અમને ઘણી ગાળો દેછે ને કાલે રાત્રે તો મને ઘણોજ માર્યો. નવાબે હૂકમ કર્યો કે તેનું ઘરબાર લૂંટી લો. મુસલમાનોએ એકઠા થઈ આદિતરામનું ઘર, હિંગપોળ અને બરાનપુરી ભાગળનું આખું બજાર એ લૂંટયાં હતાં.

† એ દુકાળ એવો તો ભારી હતો કે વરસાદ મૂળગો વરશ્યો નહિ ને અનાજ પાકયું નહિ—ઘણી મોંઘવારી ચાલી—એક રૂપિઆનું આઠ શેર અનાજ મળતું ને તે પણ સો પચાસ રૂપિઆનું સામટું જોઈએ તે ન મળે. જેની દુકાનમાં અનાજ હતું તે પણ વેચી શકતા નહિ, કેમકે ગરીબ લોકો ભૂખે મરવાને લીધે લૂંટફાટ કરતા; બે ચાર દહાડા વધારે પહોંચે એટલું અનાજ તો કયાંથી મળે? બંગાળી ચોખાની ગાંસડીઓ પૂરી પડતી નહિ, કેમકે વહાણની ખેપ વર્ષમાં એક બે વાર થતી. સાહુકારો ખજૂર ને ધાણી ચણા વહેંચતા તે ખાઈ પાણી પી ગરીબગરબાં સૂઈ રહેતાં. કેટલાંક બાપડાં, ઢોરને ખાવાની કુસકી ખાઈ રહેતાં. કેટલાંક ગરીબો મહોલ્લે મહોલ્લે ફરીને ઓસામણ માગી પીતાં. કેટલાક આબરૂદાર લોકો ભૂખે મરવાથી ફૂવો ટાંકું કરતા. છોકરાઓને ભૂખથી ટટળતાં જોઈને તેઓનાં માબાપો તેઓને અશ્વિનીકુમાર લેઈ જઈ તાપીમાં ઝંપલાવતાં. કેટલાક નિર્દય ઘાતકીઓ, પોતાનાં છોકરાંને મારી નાંખી તેનું માંસ ખાતા. સોના રૂપાની જનસો સસ્તે ભાવે લોકો વેચવા કહાડતા તોપણ તેના લેનાર મળતા નહોતા. તડકો અતીસેં પડતો; મરકી પણ ખૂબ ચાલતી—એટલા તો લોક મરતા કે સહાહના દરવાજા બહાર અને નવસારી દરવાજા બહાર નવાબે બે મોટા ખાડા ખોદાવ્યા હતા તેમાં મૂડદાં નંખાતાં. ગરીબ ગરબાનાં તથા કેટલાંક કોળી દુબળાનાં મૂડદાં તો રસ્તે રઝળતાં. એ દુકાળ વર્ષ દહાડો રહ્યો. સને ૧૮૦૪ માં સાઠો દુકાળ પડયો હતો તે પણ દુઃખ દેવામાં સુડતાળાથી થોડોક ઓછો હતો.

‡ ૨૪ મી અપ્રેલ ૧૮૩૭ સંવત્ ૧૮૯૩ ના ચૈત્ર વદ ૪ ને સોમવારે પાછલે પહોરે ચાર વાગતે માછલીપીઠમાં દીનશાની હવેલીની પાસેની પોળમાં આગ લાગી. બંબા આવ્યા પણ પાણી વગર ખાલી ઊભા થઈ રહ્યા. પવનનું જોર એટલું તો હતું કે આગ ચારે તરફ પ્રસરી ગઈ—માછલીપીઠમાંથી પશ્ચિમ તરફ નાણાંવટનો જિલ્લો, હરમાનની પોળ, સોનીફળિયું;—તેમ દક્ષિણ તરફ ચૌટું, કેળાંપીઠ, બાલાજીનો ચકલો અને આત્મારામ ભુખણનો મહોલ્લો જોતાં જોતાંમાં લાગી ઊઠયાં. કોઈ બળતા ઘરમાંથી એકાદું બળતું પાટીયું કે એવું કંઈ ઊડી બીજાં ઘરોપર પડતું તો તે સળગતાં—એપ્રમાણે એક મહોલ્લાએ બીજો મહોલ્લો લીધો કે ત્રીજાએ ચોથો એમ સઘળે આગ ફેલાઈ ગઈ. લોકોએ ઘરબાર, માલમિલ્કત મૂકી નાસવા માંડ્યું. ગભરામણનું તો પૂછવુંજ શું? મોટું બૂમરાણ થઈ રહ્યું. લોકો ઉતાવળમાં જેટલું હાથ આવે તેટલું લેઈ ઘરમાંથી બહાર નીકળી પડતા; ઘરનું કોઈ માણસ કયાં ને કોઈ કયાં બૂમ પાડતું ને પછી રઝળી રખડી મોટી ગીરદીમાં રખડી અટવાઈ જતું. કેટલાંકની તો ભાળ લાગતીજ નહિ ને કેટલાંકની ચોથે પાંચમે દહાડે લોથ જડતી. સામાન ભરવાનાં ગાડાંઓનું એક ફેરાનું ભાડું પાંચથી

હિંના કાપડનો રોજગાર બંધ થયો. અમેરિકાનું રૂ જવાથી આંહિનું રૂ ઓછું જવા માંડ્યું–તેમ મુંબઈ મુખ્ય રાજધાની ને મુખ્ય બંદર થયું તેથી લોકો રોજગારને સારૂ ત્યાં જઈ વશ્યા.

૧૫. એ પ્રમાણે વખતના દેવે શહેરની આબાદીનો લીલો કુંજાર જેવો બાગ બાળી નાંખ્યો–રે અશોકવાડી જેવું શોભતું સૂરત શહેર સહજ સહજમાં શ્મસાન જેવું થઈ રહ્યું. રે નવાબની ગાદી જે પોતાની જેફીની કરચલીવાળી હાલતમાં પણ આથમતા આફતાબના તેજ જેવી દીપતી તે પણ કયાં છે! ઈદમાં નીકળતી નવાબોની સવારી શહેરને જેબ આપતી તે કયાં જતી રહી? વખત તું કેટલો કીનાખોર ને કેવો ઘાતકી છે?! ચાળીસ લાખની જે ગાદી કહેવાતી તે ગાદીના છેલ્લાનું મૂડદું અવલમંજલે પહોંચાડવાને તેના જમાઇને પોતાના સાહુકાર પાસેથી પાંચસેં રૂપિઆ ઉછીના લેવા પડ્યા! અરેરે ખીલેલાં કમળ સરખું તે કિલ્લાનું મેદાન, આરસ જેવા ઓપતા તે ઓવારા, માણેકના ચોક જેવી તે મુગલીસરાહ ને નંગમાળ જેવું તે નાણાવટ, ચાંદ જેવું તે ચૌટું, રસે રાતો કસુંબા જેવો તે રહિયા સોનીનો ચકલો, બામદાદના રંગ જેવી તે બરહાનપુરી ભાગળ ને ગોકુળ જેવું તે ગોપીપરૂં કયાં કયાં ઊડી ગયાં?! અરે ઓ પ્યારી સૂરત હવે તો અમારે નસીબ તારાં ખંડિયેર ઉપર પડતા તીત તડકાના અધ્ધર તરતા તેજને ઉદાસીન મોઢે બેઠાં બેઠાં જોયાં કરવાનુંજ રહ્યું છે!–અફસોસ!

---

## બાબ ૧૪ મો;–સૂરતના નામાંકિત ગૃહસ્થો. (મરી ગયેલા.)

### ૧. સરદારો.

મીર મુજમુદ્દીન પહેલો બક્ષી (મુઓ ૧૮૧૫).

મીર સદ્રુદ્દીન બીજો બક્ષી (નીઝામુદ્દીન તથા નસીરૂદ્દીન નવાબોની બહેન લાલબેગમ સાથે પરણ્યો હતો–મુઓ ૧૮૨૪).

મીર મોઈદ્દીન ત્રીજો બક્ષી (મુઓ ૧૮૬૧).

જાફરયાબખાન—એ પ્રથમ, નવાબ તેગબેગખાનનો ભાઇ બેગલરખાન જે પણ નવાબ કહેવાતો તેનો ચેલો હતો. એ જાફરયાબખાન (ખાંસાહેબ) ઘરડો, હકુમતના ધારા જાણનારો, અને ચોરલુચ્ચાને ઓળખનારો હતો. નવાબો તેને કાકો કહેતા અને તેનું બહુ માન રાખતા. શહેરના દરવાજા, કોટ, ફુરજો, બજાર વગેરેની તે ચોકસી રાખતો. વસ્તીની સુખાકારીને માટે ચાર પાંચ વર્ષે માંહેના કોટની ખાડીઓ સાફ તથા ઊંડી કરાવતો તેમ બીજી દુર્ગંધી ભરેલી મટોડી ખોદાવી જંગલમાં મોકલી દેતો. નવાબ તથા બક્ષી તેને જેમ સારૂં લાગે તેમ કરતા, ને તે પણ તેઓની મરજી સંભાળતો. જાફરયાબખાન અંગ્રેજી રાજ્ય થયા પછી મરણ પામ્યો.

મુલ્લાં કુતુબુદ્દીન ભટારવાળો એ પ્રથમ સોદાગર પણ પછવાડેથી જાગીરદાર સરદાર ગણાયામાં આવ્યો હતો.

મીરજાફરઅલીખાન બહાદુર (વડોદરાવાળા મીર સરફરાજઅલીનો દીકરો ને અફજાલુદ્દીનખાન નવાબનો જમાઇ) મોટા અમીરી દબદબાથી રહેતો હતો. તે બે વાર ઇંગ્લંડ જઈ આવ્યો હતો. તેણે આ શહેરના લોકનું ભલું થાય તેને માટે ઘણાંક કામ ઊઠાવવાનો વિચાર કીધો હતો. જાફરઅલી સ્પિનિંગ એંડ વીવિંગ કંપની તો મશહૂરજ છે. એ સરદાર સને ૧૮૬૪ ની ૧૧ મી આગસ્ટે ૪૬ વર્ષની ઉમરે મરણ પામ્યો.

### ૨. દીવાન.

ભગવાનદાસ—કાએચ.

માણેકચંદ—કાએચ. (આશરે સવાસો દોઢસો વર્ષ ઉપર.)

રઘનાથદાસ—કાએચ.

મનોહરદાસ—કાએચ.

ભિખારીદાસ—કાએચ.

રૂપરામ—બ્રહ્મક્ષત્રી.

મયારામ–નાગર. (ફીરપારામનો બાપ ને તેગબેગખાન નવાબનો દીવાન.)

ફીરપારામ–એ વડનગરો બ્રાહ્મણ ગૃહસ્થ સૂરતમાં ઇ૰ સ૰ ૧૭૩૫માં ઇયા હિજરી ૧૧૫૧ માં જન્મ્યો હતો. એના બાપનું નામ મયારામ અને દાદાનું નામ દયારામ હતું. દયારામ મુગલ વેપારીઓનો દલાલ હતો. એણે મયારામને ફારસી સારૂં શીખવ્યું હતું. એ વખતમાં સૂરતના કિલેદાર બેગલરખાનનો ભાઈ તેગબેગખાન જેને ફારસી ઘણું સારૂં આવડતું તેની સાથે મ-

---

તે પંચોતેર રૂપિઆસુધી અપાતું લેવાતું; અધવચ ગાડાંવાળા એકને છોડી બીજાને વધારે ભાડું આપતા જોઇ આગલાનો સામાન રસ્તામાં રઝળતો રાખી બીજાનો ભરી જતા ને પેલા બિચારાનો સામાન લૂંટાઇ જતો. લોકને પોતાની માલ મિલ્કતનાં અને માણસોની જાતનાં પણ ભાન ન રહેતાં, પણ તેઓ બહાવરા બહાવરા થઇ આમ તેમ દીવાના જેવા ભટકતા. એ આગ તા૰ ૨૬ મીએ હોલાઈ. એ આગની ગરબી કવિતાસંગ્રહ નામની ચોપડીમાં છે. એ આગની પછી શ્રાવણમાં રેલ આવી—એ રેલ ન આવી હોત તો છારૂં ધોવાત નહિ તોપણ રેલથી નુકસાન કંઇ થોડું થયું નહિ.

ચારામને ઓળખાણ થયું. તેગબેગખાને મયારામને પોતાનો મુનશી બનાવી પોતાના ઘરનો તમામ કારભાર સોંપ્યો. સને હિજરી ૧૧૩૯ માં જ્યારે તેગબેગખાન નવાબ થયો ત્યારે તેણે મયારામને પોતાનો દીવાન બનાવ્યો ને એ રીતે નવાબની મહેરબાની તથા તેના ભરોસાને લીધે સરકારી તથા ખાનગી તમામ કામકાજ મયારામ કરતો. એ મયારામે તેગબેગખાનની દીવાનગીરી ૧૭ વર્ષ કરી. એ મયારામ ઈ૦ સ૦ ૧૭૫૬ માં પોતાના બે છોકરા કીરપારામ તથા કાશીરામને મૂકી ગુજરી ગયો. એ વખત કીરપારામ ૫ વર્ષનો અને કાશીરામ ૩ વર્ષનો હતો. મયારામના મુઆ પછી તેના ઘર આગળ નવાબની ચોકી આવી ને એણે ઘરબાર લૂટી લીધાં. એ વખત કીરપારામની મા પોતાના બે છોકરાને લેઈને પોતાને પીહેર ઓરપાડ જઇ રહી ને અહિં એણે પોતાની ખાનગી પૂંજી જે ઘરમાંથી નીકળતી વખત સાથે લીધી હતી તેમાંથી ખર્ચ કરીને કીરપારામને કોઈ સારા ફારસી શીખવનારા ઉસ્તાદ પાસે ફારસી ભણાવ્યો. કીરપારામ પોતાની ૧૪ વર્ષની ઉમરે સૂરતમાં આવ્યો. એ વખતે સૂરતનો નવાબ સફદરખાન હતો. એની રૂબરૂ કીરપારામે સારી ફારસી બેતો બનાવી વાંચી સંભળાવી તે ઉપરથી તે નવાબ ઘણો મહેરબાન થયો ને રૂ. ૧૦ ના પગારની તેને નોકરી આપી. કેટલાંક વર્ષ પછી કીરપારામને સૂરતની ટંકશાળમાં જાસ્તી પગારની નોકરી મળી. ત્યાં તેની સારી હોશીયારી માલૂમ પડ્યાથી નવાબ કાયમુદ્દોલાએ તેને પોતાનો દીવાન કરી મુકાતો વગેરેનો કુલ કારભાર સોંપ્યો. એ કીરપારામે કાયમુદ્દોલાના વખતથી તે સન ૧૮૦૦ માં સૂરતની હકુમત અંગ્રેજ સરકારના હાથમાં આવી ત્યાંસૂધીમાં જે જે નવાબો થયા તેઓની ચાકરી કરી. અંગ્રેજ સરકાર અને નવાબ વચ્ચે જે કોલકરારો થયા તે સઘળા કીરપારામની મારફત થયા; અને ગવર્નર ડંકને રૂ. ૩૦૦) નું વંશપરંપરાનું વર્ષાસન કરી આપ્યું તે હજી તેના વંશમાં ચાલેછે.

મીઠારામ ( કાએચ. ) એણે અફઝુલુદ્દીનખાન નવાબનો થોડીવાર કંઈ કારભાર કર્યો હતો.

અભેરામ–બક્ષીનો દીવાન. એ ગરીબોને વર્ષાસન કરી અપાવતો. એણે અશ્વિનીકુમારતથા મોળેશ્વરનાં દહેરાં સમરાવી બંધાવ્યાં છે. એ પાલખીનશીન સાહુકાર સંવત્ ૧૮૭૧ ના કાર્તક વદ ૬ ને દિને મરણ પામ્યો.

૩. કામદાર ( અંગ્રેજી રાજ્ય થયા પછી ).

મીરજા અમાની–ચોર શાહને ઓળખનાર; ખરાં ખોટાંને પારખનાર, નીતિનો જાણનાર, ભલું ચહાનાર, દયાળુ અને ઊંચા ખાનદાનનો હતો.

પીરોજશાહ અરદેશરનો મોટો ભાઈ તેને પાંચ ગામ બક્ષીસ મળ્યાં હતાં.

અરદેશર–એ ધનજીશાહ બહેરામશાહનો બીજો દીકરો ઈ૦ સ૦ ૧૭૯૭ ના વર્ષમાં સૂરતમાં જન્મ્યો હતો. એના એક નેકબખ્તખાન નામના વડવાને દિલ્હીના બાદશાહના એક મોરાદશાહ નામના માનીતા વજીર સાથે દોસ્તી બંધાઈ હતી અને તેથી તેને બાદશાહે ઇ૦ સ૦ ૧૭૬૦ માં કેટલીક જાગીરો કરી આપી સૂરતની આમદાનીમાંથી તથા ખર્ચની તપાસનું કામ સોંપ્યું હતું. એજ શખ્સની મારફતે અંગ્રેજોને મુગલ સરકારથી કીમતી ફરમાનો મળ્યાં હતાં. નવાબ મીઆં અચ્ચન સાથે અંગ્રેજને દિલ્હીના બાદશાહનો ફરમાન મળ્યો તે બધી ખટપટમાંઆગેવાની કરનાર નેકબખ્તખાન હતો. એના કુટુંબમાંનો એક બરજોરજી જે યંત્રકળામાં પ્રવીણ હતો તેને નવાબે આગ્રે મોકલ્યો હતો ને ત્યાં તેણે ઘડિયાળ વગેરે યંત્રો જે ઘણા દહાડા થયાં બંધ પડ્યાં હતાં તેને ચલાવી આપ્યાં; તે ઉપરથી બાદશાહે તેને સૂરત તાબેનાં પ્રગણાંમાં કેટલીક જાગીરો કરી આપી ને ખાનનો ખિતાબ આપ્યો.

ધનજીશાહ વિષે આટલુંજ જાણ્યામાં આવ્યું છે કે સને ૧૮૧૦ માં બહુધાનમાં જ્યારે મોટું તોફાન મચ્યું હતું તે વખત અંગ્રેજ સરકારના એજંટ દાખલ ફકીરને સમજાવવાને તેને મોકલ્યો હતો–ત્યાં તેણે પોતાનો જાન ખોયો. ધનજીશાહની નોકરીની કદર બૂજીને અંગ્રેજ સરકારે તેની વિધવાને દર વર્ષે ત્રણ હજાર રૂપિઆનું પેન્શન કરી આપ્યું હતું.

અરદેશરના સગીરપણાના વખતની હકીકત જાણ્યામાં આવી નથી. પણ આટલું તો ખાતરીનું માલૂમ પડ્યું છે કે તેણે પોતાની ઊગતી જુવાનીની સાથે સરકાર નોકરીમાં પણ ઊગવા માંડ્યું. પહેલે તો તેને ડીપુટી કોટવાલ બનાવવામાં આવ્યો હતો. પછી તે અમીન થયો. સને ૧૮૨૫ ના નવેંબરમાં સરકારે મોટી દરબાર ભરી તેને મોટો શિરપાવ આપ્યો ને પાંચ હજાર રૂપિઆ બક્ષિસ કર્યા–એ વેળા સૂરતના સારા સારા ૮૦૦ ગૃહસ્થોએ સરકારના એજંટને લખી જણાવ્યું કે રૈયતની સંભાળ તથા સુખાકારીને માટે અરદેશરે ઘણી ઘણી મહેનત લીધી છે તેથી અમે ઘણા ખુશી ને તેના આભારી છૈયે.

સને ૧૮૨૯ માં સરકારની ખાયશ ઉપરથી અરદેશરે દિલ્હીના બાદશાહનો ભાઈ મિરઝાં મહમ્મદ બેહેરામ

જે મક્કે જવાસારૂ સૂરત આવ્યો હતો તેને ઊતારો આપી તેની સારી પરોણાચાકરી કરી હતી. એ બહેરામે જતી વખત એક શિરપેચ ને એક તરવાર બક્ષિસ કર્યા હતાં કે જે પછવાડેથી સરકારે અરદેશરને રાખવા દીધાં હતાં.

સને ૧૮૨૯ ની ૨૨ મી ડિસેમ્બરે જ્યારે મુંબઇનો ગવર્નર સર જાન માલ્કમ સૂરતમાં હતો ત્યારે એણે અરદેશરની વખાણવાજોગ મહેનતની કદર કરી ભરી દરબારમાં મોટા માનસર અરદેશરને પોશાક ને બહાદુરનો ખિતાબ બક્ષ્યો એટલુંજ નહિ, પણ તેની સાથે કીમતી સાજનો એક ઘોડો આપ્યો અને ભેસ્તાન, સોનારી (ચોર્યાશી પ્રગણામાં) અને કંબાડા ને ઓરિયાજ (ચીખલીમાં) એ ચાર ગામો આપી વર્ષ દહાડે ત્રણ હજારની જાગીર કરી આપી—ને વળી કહ્યું કે સોનાનો ચાંદ પછવાડેથી આપવામાં આવશે—એ વખતે ૨૦ હજારથી વધારે ગૃહસ્થોની ઠઠ મળી હતી ને અંગ્રેજી લશ્કરની પલટનોની શોભામાં ગાજતે વાજતે અરદેશર પોતાની વાડિયે વિદાય થયો હતો.

સને ૧૮૩૦ ની ૧૪ મી ડિસેમ્બરે મિ૰ જેમ્સ સધર્લેંડે સરકારની તરફથી મોટી દરબાર ભરી તેની કીમતી નોકરી બાબત હિંદુસ્તાનીમાં લાંબું ભાષણ કરી અરદેશરને સોનાનો ચાંદ આપ્યો—એ ચાંદની બંને બાજૂએ અંગ્રેજી ગુજરાતીમાં આવું કોતર્યું હતું કે—પોલીસના અને બીજાં સરકારી કામોમાં મહેનત અને વિશ્વાસુપણું બતાવ્યું છે તેની કદર મુંબઈ સરકારે સારીપેઠે બૂજી છે ને તેની નિશાનીમાં તે, અરદેશર બહાદુર સૂરતના કોટવાલને આ ચાંદ આપેછે—૧ લી જાનેવારી ૧૮૩૦.

અરદેશર પ્રથમ તો પરાંનો કોટવાલ (શહેરનો મીરજાં આમાની હતો), પછી અમીન, પછી શહેર તથા પરાંનો કોટવાલ, પછી સદર અમીન ને છેલ્લે પ્રિન્સિપાલ સદર અમીન હતો. તે સરદારીનું કામ કરતો એટલે સચીણ, ધરમપુર વગેરેનાં રાજ્યનો અંગ્રેજ સરકાર સાથે જે સંબંધ તે ખાતાનો નેટિવ એજંટ દાખલ હતો. તે બન્દરમારતરનું તથા રસ્તા સુધારવાનું કામ કરતો અને દરેક સરકારી કામમાં તે ઉપરીઓને મસલત આપતો. ચોરીઆઓ વહાણમાંથી માલ ચોરી જતા ને જે નહોતા પકડાતા તેમને અરદેશરેજ પકડી આપ્યા. એ અમલદાર સંવત્ ૧૯૧૩ ના પોષ મહિનામાં (ઇ૰ સ૰ ૧૮૫૭ માં) મરણ પામ્યો.

અરદેશરની સરકારી ને ખાનગી બાબતો વિષે વિગતવાર લખવાનું એટલું બધું છે કે મોટો ગ્રંથ થાય—સારૂં ને માઠું ઘણુંએક અંગ્રેજીમાં તો લખાઈ ચૂક્યું છે. આ ગ્રંથમાં તે સઘળું શોભે નહિ—એને માટે તો જુદોજ ગ્રંથ થવો જોઈએ—ખરેખર એનું જન્મચરિત્ર સારી ઈબારતથી લખાય તો આપણી ભાષામાં એક મોટું કીમતી પુસ્તક થઈ પડે.

---

## ૪. સાહુકાર.

ત્રવાડી શ્રીકૃષ્ણ અર્જુનજી નાથજી—એ નાગર બ્રાહ્મણ ત્રવાડી ઉપનામનો નાનપણમાં સૂરત આવ્યો હતો. એના બાપદાદા અસલ રાધનપુરના વતની હતા (કોઈ કહેછે કે કાશીના) પણ વેપારને અર્થે સૂરત આવેલા—એના બાપ અર્જુનજીએ સાહુકારી પહેડી કહાડી હતી, જે અર્જુનજી નાથજીની કહેવાતી. એમ કહેવાયછે કે અસલ સૂરતમાં મારવાડી વેપારીઓ ઘણા તવંગર હતા ને તેઓની સાથે અર્જુનજીનો ઘણો વહીવટ હતો. સને ૧૮૦૪ માં હોલકર ને અંગ્રેજની વચ્ચે લડાઈ ચાલતી હતી તેવામાં એક વખત હોલકર ભરતપુરના રાજાને શરણે જઇ રહ્યો હતો ને એથી પછી સને ૧૮૦૫ માં ભરતપુરવાળાને અંગ્રેજ વચ્ચે લડાઇ ચાલી હતી. એ મોટી અને બીજી લડાઇથી અંગ્રેજ સરકારને ખર્ચ ઘણો થઇ ગયો હતો ને કોઈ સાહુકાર કરજે પણ નાણું આપતો નહોતો. મુંબઈના ગવર્નર ડંકને સૂરતના એજંટને લખ્યું કે લશ્કરમાં લોક ભૂખે મરેછે ને નાણાંની ઘણી તંગી છે માટે કોઈ સાહુકાર વ્યાજે નાણાં ધીરે તેવો છે? કોઈ નીકળ્યો નહિ, પણ ત્રવાડી શ્રીકૃષ્ણે સૂરતનું નામ જશે એવું ધારી સરકારને કહેવાડ્યું કે જેટલું નાણું જોઇશે તેટલું હું આપીશ—ને પછી વગર વ્યાજે અને કોઈ પણ રીતનો બંદોબસ્ત કીધા વગર તેણે સરકારને નાણાં ધીર્યાં—એમ કહેવાયછે કે બાલાજીના ચકલામાં જ્યાં એનું ઘર હતું ત્યાંથી તે નવસારી મોરચા સૂધી રૂપિઆનાં ગાડાં હારબંધ ભરી વિદાય કરવામાં આવ્યાં હતાં. (કોઇ કહેછે કે ૩૨ લાખ ધીર્યા હતા.) ત્રવાડીની એ દોલત ને એનું એ મન જોઇને બંગાળાની સરકારને ઘણું તાજુબ લાગ્યું ને તેણીએ તેને ઘણીજ શાબાશી આપી ને તેનો ઘણોજ ઉપકાર માન્યો. સરકારે પછી તેને કલકત્તાની કૌન્સિલનો મેમ્બર ઠેરવ્યો ને તે કંપનીનો સરાફ કહેવાયો. કલકત્તાની સરકારે મોટા મોટા શિરપાવ, બક્ષિસ, ચાંદ વગેરે આપ્યા ને વિલાયતની સરકારને મોટી મોટી મિનિટો લખી મોકલી. ૧૮૧૩ માં નેપાળ સાથે લડાઇ ચાલી તે સમે પણ ત્રવાડીએ સરકારને મદદ કરી હતી.

એક વખત ગાયકવાડને રૂપિઆ ધીર્યા હતા (કોઇ કહેછે કે ૨૪ લાખ) તેઉપરથી એણે તેને સેવની ગામ

બક્ષિસ કર્યું કે જે ત્રવાડીએ બાલાજીની સેવાપૂજાના ખર્ચ સારૂ રાખ્યું.

વાડીફળીઆનો રહેનાર કણબી નામે સૂરજી પટેલ ત્રવાડીના ઘરનો હાંડીઘોયો હતો તે પછવાડેથી તેનો મોટો કારભારી થઈ પડ્યો હતો. જેટલું તે પાણી પાતો તેટલું ત્રવાડી પીતો. એકાદ કારણસર ત્રવાડીની ત્રીજીવારની (બંને વારની મરી ગઈ હતી) ધણિયાણી રાણીવહુ ને સૂરજી પટેલ એ બેને અણબનાવ થયો હતો—તેમાં સૂરજીએ ત્રવાડીના એટલા તો કાન ભંભેર્યા હતા કે રાણીવહુને તથા ત્રવાડીનાં ભાઈ બેનને નજરકેદ રખાવ્યાં હતાં. શહેરના તમામ લોકો સૂરજીને નામે હાય હાય કરતા કે એ માણસ ત્રવાડીના ઘરને ખરાબ કરી નાંખેછે. એક વસંત પંચમીને દહાડે ત્રવાડીને બારણે મોટું હુલ્લડ થયું તેમાં સૂરજીનો ઘાટ ઘડી નાંખવાનું કેટલાએકે ધાર્યું, પણ તેમાં તેઓ ન ફાવતાં ઊલટા પકડાયા. વૈશાખ મહીનામાં એક રાત્રે સૂરજી ઓખાહરણ સાંભળી ઘેર જતો હતો એવામાં એક ફકીરભટ નામનો બ્રાહ્મણ તેની પાછળ દોડ્યો. (એ ભટ રોજ રાત્રે અંબાજીમાં પાઠ કરતો ને સૂરજી જ્યારે માતાનાં દર્શન કરીને ઘેર જતો ત્યારે તેને ગાળો દેતો—કહેતો કે મારી માને—ત્રવાડીની ધણીઆણીને કેમ દુઃખ દેછે—તારૂં સત્યાનાશ જજો, વગેરે). સૂરજી પોતાને ઘેરથી તરવાર લેઇને ભટ પાછળ દોડ્યો ને ભટને ત્રણ જખમો કીધા, એ ઉપરથી વૈશાખ વદ ૧૪ ને દિને સૂરજીને સરકારે કેદ કીધો ને સેશનમાં તેને બાર વર્ષની કેદની સજા થઈ. દશ વર્ષ કેદ ભોગવ્યા પછી તે કેદમાં ને કેદમાં મરી ગયો. એમ કહેવાયછે કે તેની ધણીઆણીએ ઝેરના લાડુ ખવડાવ્યા તેથી.

એક વખત ત્રવાડીના ઘરમાં જેરામ નામના ચાકરનું ખૂન થયું તેઉપરથી ત્રવાડીના ઉપર કામ ચાલ્યું ને ત્રવાડીને પાંજરામાં ઊભું રહેવું પડ્યું. આખરે અંગરખાની બાંહે કાપી નાંખવી એટલીજ સજા થઈ.

ત્રવાડીની દોલત ને સાહેબી વિષે હજીએ લોકમાં ઘણી ઘણી વાત ચાલેછે—ભાંયરાં ને ભાંયરાં દ્રવ્યથી ભરેલાં હતાં. કાટ ન ચઢે માટે મીઠું નંખાવી છોકરાંઓ પાસે રૂપિઆ ખુંદાવવામાં આવતા. તેણે ત્રણ લાખ ખરચી બાલાજીનું દહેરૂં બંધાવ્યું ને મૂર્તિની પ્રતિષ્ઠા કરી તે દહાડે તેની ધણીઆણીએ સુંડે સુંડા ભરી મોતીઓ ઊછાળી લૂંટાવ્યાં હતાં. સૂરતના નાગર બ્રાહ્મણોનો તે મોટો થંભ હતો.

ત્રવાડી શરીરે વહરવો પણ ગોરો હતો. તેને પગે પદ્મરેખા હતી—જે દોલત સાહેબીનું ચિન્હ કહેવાયછે. ભણતાં લખતાં તો કંઈજ આવડતું નહિ, પણ તે નસીબદાર જબરો હતો. તે અંબાજીની યાત્રા ગયો ત્યારે ઠેકાણે ઠેકાણેથી અંગ્રેજ સરકારની તરફથી તોપો ફૂટી ને તેને સલામતી મળી હતી. તેને મનકઠઠ્ઠાની ને સોગઠે રમવાની ઘણી ટેવ હતી. તેને કાન ઘણા હતા—જેમ કોઈ સમજાવતું તેમ તે કરતો, પછી સારૂં કે માઠું—નીચ કુળના અને છેક હલકા ચાકરને પોતાનો ખવાસ કર્યો તેથી તે દૂધ પીને ઊછરેલા સાપે ત્રવાડીની આબરૂને ડંખ દીધો. ત્રવાડી સંવત્ ૧૮૭૮ ના ચૈત્ર વદ ૪ ને દિવસે ઇ૦ સ૦ ૧૮૨૨ માં ૭૨-૭૩ વર્ષની વયે મરણ પામ્યો.

**આત્મારામ ભૂખણવાળા, ભણસાળીજીવાળા, નગરશેઠવાળા** વગેરે ઘણાએક સાહુકારો હતા.

---

## બાબ ૧૫ મો;—સૂરત અઠ્ઠાવીશી.

૧. અસલ સૂરતના નવાબના તાબામાં આસપાસનાં ૨૮ પ્રગણાં હતાં તે ઉપરથી તે અઠ્ઠાવીસને સૂરત અઠ્ઠાવીશી એવું નામ આપ્યું છે; અને જો કંઈ એમાં ઘટાડો વધારો થયાં કરતો તોપણ તે અઠ્ઠાવીશીજ કહેવાતી.

૨. જ્યારે એ પ્રગણાં ઉપરથી સૂરતના નવાબની સત્તા ઊઠી ને તેઉપર પેશવાની તથા ગાયકવાડની થઇ ત્યારે એઓ વચ્ચે વાંધો પડ્યો. પણ પછી સંવત્ ૧૮૦૭ સને ૧૭૫૧ માં એઓએ પ્રગણે કુરેલનું ગામ મોજે તરસાડીને મુકામે સૂરત અઠ્ઠાવીશીની વહેંચણ કરી લીધી તે નીચેપ્રમાણે હતીઃ—એ વહેંચણ પેશવા સદાશિવ ભાઉ તથા દામાજીરાવ ગાયકવાડ વચ્ચે થઈ હતી. એ વખતે ગાયકવાડે પેશવાના દીવાન સખારામ બાપુને પ્રગણે ચોર્યાશીમાંથી ગામ ૧૭ શિરપાવમાં આપ્યાં હતાં; પછી એનું થાણું મોજે સચીણમાં બેઠું.

### પેશવાનાં.

તાપી ઉત્તર તીર.

| | | |
|---|---|---|
| ૧ પ્રગણે | અંકલેશ્વરનાં ગામ | ૫૨. |
| ૨ પ્ર૦ | હાંસોટનાં ગા૦ | ૫૨. |
| ૩ પ્ર૦ | ઓરપાડનાં ગા૦ | ૧૪૨. |

તાપી દક્ષિણ તીર.

| | | |
|---|---|---|
| ૪ પ્ર૦ | સરભોણનાં ગા૦ | ૩૩. |
| ૫ પ્ર૦ | વાલોડનાં ગા૦ | ૬૨. |
| ૬ પ્ર૦ | સુપાનાં ગા૦ | ૪૮. |
| ૭ પ્ર૦ | બુહારીનાં ગા૦ | ૧૨. |

૮ પ્ર૦ પારચોળનાં ગા૦ ૩૮.
૯ પ્ર૦ વલસાડનાં ગા૦ ૫૨.
૧૦ પ્ર૦ પારનેરાનાં ગા૦ ૨૪.
૧૧ પ્ર૦ ભૂતસરનાં ગા૦ ૧૨.
૧ કસ્બે બારડોલી.

## ગાયકવાડનાં.

તાપી ઉત્તર તીર.

૧ પ્ર૦ વસરાવીનાં ગા૦ ૧૧૨.
૨ પ્ર૦ તડકેશ્વરનાં ગા૦ ૧૨.
૩ પ્ર૦ ગાલાનાં ગા૦ ૨૫.

તાપી દક્ષિણ તીર.

૪ પ્ર૦ ચોર્યાશીનાં ગા૦ ૮૪.
૫ પ્ર૦ કામળેજનાં ગા૦ ૪૨.
૬ પ્ર૦ ટીંબાનાં ગા૦ ૩૩.
૭ પ્ર૦ બલેશ્વરનાં ગા૦ ૮૯.
૮ પ્ર૦ કડોદનાં ગા૦ ૨૯.
૯ પ્ર૦ મરોલીનાં ગા૦ ૨૪.
૧૦ પ્ર૦ તેલાડીનાં ગા૦ ૩૬.
૧૧ પ્ર૦ મહુવાનાં ગા૦ ૫૨.
૧૨ પ્ર૦ વીસનપોરનાં ગા૦ ૩૯.
૧૩ પ્ર૦ અંતાપુરનાં ગા૦ ૫૨.
૧૪ પ્ર૦ વલવાડાનાં ગા૦ ૧૬.
૧૫ પ્ર૦ અનાવલનાં ગા૦ ૧૮.
૧૬ પ્ર૦ ચીખલીનાં ગા૦ ૭૨.
૧૭ પ્ર૦ ગણદેવીનાં ગા૦ ૩૦.

## કસ્બા.

૧ કસ્બે વરિયાવ ગા૦ ૧.
૨ કસ્બે મોતા ગા૦ ૧.
૩ કસ્બે નવસારી ગા૦ ૧.

૩. મરાઠાઓ ધૂસ્યા તેની અગાઉના મુગલાઈ વખતમાં એ મહાલોની ઊપજ વીસ લાખની હતી.

૪. સને ૧૮૦૨ થી પેશવા તથા ગાયકવાડના જે જે મહાલો, કસ્બા, વગેરે કંપની સરકારને મળતા ગયા તેની વિગત.

| મહાલ ને કસ્બા. | | સરકારી ગામ. | જાગીર ગામ. | એકંદર. | કયા વર્ષથી. | | |
|---|---|---|---|---|---|---|---|
| પ્ર૦ ચોર્યાશી | ગાય૦ | ૫૪ | ૩૦ | ૮૪ | ૭ | જાનેવારી | ૧૮૦૨ |
| સરકારી તાબામાં...૫૧ | | | | | | | |
| જાગીરદારો પાસે...૧૩ | | | | | | | |
| નવાબનાં...........૧૭ | | | | | | | |
| કતારગામ.........૧ / કુલપાડું...........૧ / કુંભારિયું..........૧ | પેશ૦...... | | | | ૩૧ | ડિસેમ્બર | ૧૮૦૨ |
| પ્ર૦ ચીખલી | ગાય૦ | ૬૪ | ૯ | ૭૩ | ૧૪ | જૂન | ૧૮૦૨. |
| કસ્બે બારડોલી | પેશ૦ | ૧ | ૦ | ૧ | ૩૧ | ડિસેમ્બર | ૧૮૦૨. |
| પ્ર૦ ભૂતસર | ,, | ૧૨ | ૦ | ૧૨ | ૧૪ | જૂન | ૧૮૦૨. |
| પ્ર૦ બુહારી | | ૧૩ | ૦ | ૧૩ | ૩૧ | ડિસેમ્બર | ૧૮૦૨. |
| પ્ર૦ વલસાડ | ,, | ૫૯ | ૦ | ૫૯ | ૧૪ | જૂન | ૧૮૦૨. |
| પ્ર૦ ઓરપાડ | ,, | ૧૪૦ | ૪ | ૧૪૪ | ૨૮ | નવેમ્બર | ૧૮૧૭. |
| તાલુકે કુડસદ.........૬૪. | | | | | | | |
| તાલુકે ઓરપાડ......૭૬. | | | | | | | |
| પ્ર૦ પારચોળ | ,, | ૩૫ | ૩ | ૩૮ | ૧૪ | જૂન | ૧૮૦૨. |
| પ્ર૦ સુપા | ,, | ૪૫ | ૮ | ૫૩ | ૩૧ | ડિસેમ્બર | ૧૮૦૨. |
| પ્ર૦ પારનેરા | ,, | ૨૫ | ૦ | ૨૫ | ૧૪ | જૂન | ૧૮૦૨. |
| પ્ર૦ સરભોણ | ,, | ૩૨ | ૦ | ૩૨ | ૩૧ | ડિસેમ્બર | ૧૮૦૨. |
| પ્ર૦ વાલોડ | ,, | ૬૨ | ૦ | ૬૨ | ૩૧ | ડિસેમ્બર | ૧૮૦૨. |
| પ્ર૦ કડોદ | ગાય૦ | ૨૮ | ૦ | ૨૮ | ૫ | જૂન | ૧૮૧૬. |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| પ્ર૦ તડકેશ્વર | ગાય૦ | ૯ | ૦ | ૯ | ૬ | જૂન | ૧૮૧૭. |
| કસ્બે મોતા | ” | ૧ | ૦ | ૧ | ૬ | જૂન | ૧૮૧૭. |
| પ્ર૦ બગવાડા | પેશવા૦ | ૭૫ | ૬ | ૮૧ | ૬ | જૂન | ૧૮૧૭. |
| નીમે મગદલ્લા તથા પીપળોદ | | ૧॥ | ૦॥ | ૨ | ૬ | જૂન | ૧૮૧૭. |
| વેસુ અને ખજોદ | | ૨ | ૦ | ૨ | | | |
| કસ્બે રાંદેર | | ૧ | ૦ | ૧ | ૧૩ | મે | ૧૮૦૦. |
| | | ૬૫૯॥ | ૬૦॥ | ૭૨૦ | | | |

એણી વિગતે પેશવાનાં ૧૦ ને ગાયકવાડનાં ૪ મળીને પ્રગણાં ૧૪, કસ્બા ૩, વેસુ તથા ખજોદ મળીને ૨ અને મગદલ્લા તથા પીપળોદ નીમે કંપની સરકારના તાબામાં આવ્યાં—કુલે ગામ ૭૨૦ માં ૬૫૯॥ તે ખાસ સરકારી અને ૬૦॥ તે જાગીરનાં.

૫. હાલમાં સરકારે પોતાના તાબામાં સૂરત અઠ્ઠાવીશીનાં પ્રગણાંના આઠ મહાલ કર્યા છે તે સંબંધી હકીકત સંવત્ ૧૯૨૦ ની દીવાળી આખર સને ૧૮૬૪–૬૫ માં થયેલી માપણી પ્રમાણે શુમારે આપ્રમાણે હતી.

| મહાલ | ગામ | એકર* | વસ્તી |
|---|---|---|---|
| ૧ ઓરપાડ | ૧૪૨ | ૨૦૭૨૦૦ | ૬૯૪૦૦ |
| (ઓરપાડ, કુડસદ). | | | |
| ૨ ચોર્યાશી | ૬૩ | ૪૪૯૪૦ | ૨૪૪૭૫ |
| ૩ બારડોલી | ૧૩૮ | ૧૨૭૦૪૦ | ૬૦૧૦૦ |
| (સરભોણ, કડોદ, વાલોડ). | | | |
| ૪ સુપા | ૭૮ | ૧૦૧૦૨૦ | ૫૬૫૦૦ |
| (સુપા, જલાલપોર, પારચોળ). | | | |
| ૫ ચીખલી | ૬૮ | ૧૦૫૮૧૦ | ૫૦૯૦૦ |
| ૬ વલસાડ | ૧૭૩ | ૧૮૪૩૦૦ | ૧૧૩૭૮૦ |
| (વલસાડ, બગવાડા, પારનેરા). | | | |
| ૭ માંડવી | ૧૫૩ | ૧૧૯૬૮૦ | ૩૪૧૨૩ |
| ૮ અંકલેશ્વર | ૧૦૨ | ૨૨૪૧૯૦ | ૫૮૨૯૦ |
| (અંકલેશ્વર, હાંસોઠ). | | | |
| | ૯૧૭ | ૧૧૧૪૧૮૦ | ૪૯૭૫૬૮ |

ઊપજના રૂપિઆ.

| | |
|---|---|
| કુલ સરકારી ખાલસાના | રૂ. ૨૪૧૧૦૦૦ |
| ઈનામી બારખલીના | રૂ. ૫૩૭૫૦૦ |
| સાએર | રૂ. ૨૮૨૫૦૦ |
| કુલે | રૂ. ૩૨૩૧૦૦૦ |

૬. હાલમાં સૂરત અઠ્ઠાવીશીમાં ગાયકવાડના ૧૪ મહાલ છે તે આ–૧ વસરાવી, ૨ ઘરાં, ૩ કામળેજ, ૪ ટીંબા, ૫ બલેશ્વરી, ૬ તેલાડી, ૭ ગણદેવી, ૮ મરોલી, ૯ વીહારા, ૧૦ સોનગઢ, ૧૧ મહુવા, ૧૨ અનાવળ, ૧૩ અંતાપુર, ૧૪ વસંતપુર. વરિયાવ ને નવસારી એ બે કસ્બા છે. બ્રિગ્સ લખેછે કે એ અઠ્ઠાવીશીની લંબાઈ ૬૫ મૈલ ને પહોળાઈ ૪૯ મૈલ છે; વસ્તી ૩,૫૦,૦૦૦ ની છે અને ઊપજ ૯ લાખ રૂપિઆની છે.

સંવત્ ૧૯૧૨–સને ૧૮૫૬ માં પેદાશ ૯ લાખની હતી; સંવત્ ૧૯૨૦ માં ૩૨ લાખની હતી. એમાં ૨૫ લાખ જમાબંદીના અને ૭ લાખ સવારીનો વેરો. સંવત્ ૧૯૨૧ માં ૨૬॥ લાખ જમાબંદીના ને ૩॥ લાખ માપણીનો ખર્ચ મળીને ૩૦ લાખની પેદાશ હતી.*

૭. ગણદેવીમાં ગોળ ઘણોજ થાયછે; ફણસ ને અનનાસ તો અહિંનાં જેવાં બીજે કોઈ ઠેકાણે ગૂજરાતમાં થતાં નથી. ગણદેવી પ્રગણા જેવી બાગાયત જમીન ગૂજરાતમાં નથી.

૨ ચિખલીમાં ભાત ઘણુંજ પાકેછે.

૩ મહુઆમાં તુવર, ભાત પાકેછે.

૪ ઓરપાડમાં ઘઉં, કપાસ, બાજરી વિશેષે પાકેછે

૫ હાંસોઠમાં ઘઉં.

* સૂરત જિલ્લામાં ૩૪ વસાનો, ભરૂચ જિલ્લામાં ૩૯ વસાનો એક એકર થાયછે.

* વરીઆવ જઈને ત્યાંના એક ઘણાં વર્ષના ઈજારાના ભોગવટાવાળા દેશાઈને પૂછ્યું કે સૂરત અઠાવીશીમાં ગાયકવાડી જમીન ને તેની વસ્તી કેટલી છે? તેણે જવાબ દીધો કે એ રાજ્યની વાત પૂછવીજ નહિ–હજી જમીન મપાઈ નથી ને રાન મપાય તેવાં પણ નથી ને થોડા પગાર એટલે મોજણીદાર બરોબર માપતા પણ નથી. વસ્તીપત્રક થયુંજ નથી ને ઊપજને માટે તો આવું છે કે ત્રણ વીઘાં જમીન હોય તોપણ પાંચ વીઘાં પ્રમાણે ખેડુત પાસે લેવામાં આવેછે. ગાયકવાડની રૈયત ઘણી કંગાલ છે, માત્ર કારભારીઓ તાજા છે. સરકારના કારભારીઓ ઈજારદારોને લૂંટે ત્યારે એઓ રૈયતને કેમ ન લૂંટે?

૬ તડકેશ્વરમાં કપાસ.

૭ ચોર્યાશી
૮ બલેશ્વર } જુવાર.

૯ સુપા પારચોળમાં ગોળ.

૮. કતારગામ, વરીઆવ, અડાજણમાં તંબાકુ થાયછે. તંબાકુ મૂળ ચરોતરમાંજ, પણ પચાસેક વર્ષ થયાં સૂરત જિલ્લામાં પાકવા માંડ્યો છે ને દશ વર્ષમાં તો ઘણોજ પાક્યો છે-જેવો કાતરગામમાં થાયછે તેવો ચરોતરમાં પણ થતો નથી.-કતારગામમાં પાણી પાવાની જરૂર પડતી નથી.

૯. ચોર્યાશીનાં ગામ, કતારગામ, વેડ, સીંગણપોર વગેરેની જરાએત જમીન, ગૂજરાતની સારામાં સારી જમીન કરતાં ઊતરતી નથી. ચરોતરમાં સરસમાં સરસ જમીનનો દર ૪॥-૫ નો છે, પણ ચોર્યાશીનાં ઉપર કહ્યાં તે ગામોમાંની કેટલીક જમીનનો દર ૭॥ નો છે.

૧૦. સૂરત જિલ્લાને લગતો એક સૂરત ઈલાકો કહેવાયછે તેમાં સચીણ, વાંસદા, ને ધરમપુર એવાં ત્રણ સંસ્થાન છે. એ ત્રણને સૂરતના કલેક્ટરની નજર તળે મૂક્યાં છે. સચીણનો નવાબ ને વાંસદા તથા ધરમપુરના રાજા કહેવાયછે.

૧. સચીણ સંસ્થાનમાં ૧૭ ગામ (ચોર્યાશી પ્રગણામાં) ને ૧૩,૦૦૦ માણસની વસ્તી છે. નવાબના બાપદાદા જંજીરામાં રહેતા, પણ હાલના નવાબનો દાદો બાલુમીઆ તે જંજીરા છોડીને પોતાને અંગ્રેજ સરકારે આપેલા ગામમાં આવી રહ્યો. જમીનની ઊપજ જુવાર તથા કપાસ છે.

૨. વાંસદા સંસ્થાનમાં ડુંગર તથા રાન ઘણાં છે.-વસ્તી ૧૯,૦૦૦ ની છે, ને ઊપજ નાગલી, કોદરા, મહુડાં, ખજૂરાંની છે.

૩. ધરમપુર સંસ્થાનમાં પણ ડુંગર તથા રાન ઘણાં છે-એની લંબાઈ ૨૪ ને પહોળાઈ ૧૫ મૈલ છે-વસ્તી ૩૦,૦૦૦ ની છે, અને ઊપજ ભાત, નાગલી વગેરે અનાજની ને સાગનાં લાકડાંની છે. ડુંગરની તળેટીમાં પાણી પાયા વિના શેરડીઓ થાયછે.

## પૂરવણી.

અબુલ ફાજલ લખેછે કે "સૂરતની સરકારના ૩૧ મહાલ છે—વીઘાં ૧૩ ૧૨ ૩૧૫; મહેસૂલ ૧૯૦ ૩૫૧ ૭૭ દામ (આશરે રૂ. ૩,૮૦,૭૦૨) તે સાથે ૧૮ ૧૨ ૭૦ દામ ધર્મખાતાંની જાગીરના એકઠા થાયછે. એ સરકાર ૨,૦૦૦ ઘોડા ને ૫,૫૦૦ પેદલ લશ્કર રાખેછે."

સૂરત શહેરનો વેપાર. સને ૧૮૦૨-૩ માં આવકમાં માલની કીમતના ૪૩૩૨૬૭૭ ને નગદી ૧૧૬૪૭૯૪ કુલે રૂ. ૫૪,૯૭,૪૭૧ એટલા હતા ને જાવકમાં માલની કીમતના ૫૧૦૨૫૦૫ ને નગદીના ૨૫૭૫૧૯ કુલે રૂ. ૫૩,૬૦,૦૨૪ હતા. સને ૧૮૧૫-૧૬ માં આવકમાં માલની કીમતના ૪૧૬૬૫૨૩ ને નગદી ૨૨૦૫૩૭૭ કુલે રૂ. ૬૩૭૧૯૦૦ હતા ને જાવકમાં માલની કીમતના ૫૧૭૧૭૧૯ ને નગદી ૯૮૭૪૯૫ કુલે રૂ. ૬૧૫૯૨૧૪ હતા. સને ૧૮૪૯—૫૦ માં આવક ખાતે કુલે રૂ. ૩૧,૨૭,૯૧૩ હતા ને જાવક ખાતે ૩૯૫૬૭૩૪ હતા.

---

મહમ્મદ ઘોરીની તુર્કમના પાદશાહના અમલ તળે સૂરત દિલ્હીને તાબે હતું તે ૧૪૧૩ સૂધી. પછી સૂરતમાં જે હાકેમ હતો તે આપ અખત્યાર હતો.

---

બાદશાહી વખતમાં થાણદાર, ફોજદાર અને બાંયધર વીહારા સૂધી સૂરતથી નીમાતા. ભરૂચના ફુરજા ઉપર પણ દારોગો સૂરતથી જતો. ભરૂચનો હાકેમ અબદુલા બેગ સૂરતના નવાબને વર્ષોવર્ષ રૂ. ૨,૦૦૦ આપતો.

---

તેગબેગખાન ઘણો જૂલમી હતો. તેણે મરાઠાઓને મળી રૈયતની ખરાબી કરી.

---

અફ્ઝુલુદ્દીન પાસે ૧૬૦૦ વીઘાં ભોંય, ૩૦૦ ખેડુત, ૨૦૦ હથિયારબંધ સિપાઈ અને ૨૦૦ ચાકરનફર હતા. તેને એક લાખ ને પચાસ હજારનું પેન્શન મળતું ને ખાનગી જાગીર વાડી વજીફાની ઊપજ ચોવીસ હજારની હતી. એ અને એના બાપદાદાઓ દાઢી નહોતા રખાવતા.

# રાજ્યરંગ.

એક છે, અનેક છે; નિવર્ત્તે છે, પ્રવર્ત્તે છે, આનંદે છે; એકને અનેક અર્થ છે, એકને અનેક કામ રાજેછે, એકને અનેક ધર્મે પ્રતાપે છે; પ્રેમ પોષે છે, શૌર્યે પ્રકાશે છે ને જય વિલાસે છેઃ—સર્વકાળ શ્રીરંગ!

બીજ, વૃક્ષ ને ફળ, લય, ઉત્પત્તિ ને સ્થિતિ સ્વભાવજ્ઞાન ને યોગ, સદુદ્દેશે ને સત્કર્મે! અકળલીલા! અનંતશક્તિ! અગાધજ્ઞાન! પ્રેમભક્ત હું વંદુ–વિજય વિજય શ્રીરંગ!

બ્રહ્માંડમાં પૃથ્વી શું? પૃથ્વી ઉપર જનસમૂહ શું? રાજ્ય શું? રાજ્યના રંગ શું? હું નર્મદ શું? એ સંધું રસસિંધુના કંઠ ઉપરની કણિકા પણ નથી; તોપણ તે કાંઇ છે, ને રંગ છે. એ રંગ હું મારી તોતલી વાણીએ વર્ણવવા ઈચ્છું છઉં, દે પ્રસાદ રંગાઉં—ઉદય ઉદય શ્રીરંગ!

સૂર્યમંડળનો એક ગ્રહ આ પૃથ્વી, પાણી, વાયુ, તેજ આકાશથી વેષ્ટિત છે, ઉદ્ભિજ પ્રાણી ઈત્યાદિ સમૃદ્ધિથી ભરપૂર છે, પોતાનો ને પોતાની ઉપરનાનો અનાદિ વ્યવહાર નિયમપૂર્વક સદૈવ વર્ત્તમાન વિરાજિત રાખેછે–એ મહારંગમાંના અંશમાં જનરંગ છે ને એના વંશમાં એક કુળ રાજ્યરંગ છે. એ પ્રતાપી છે,–જનનાં સુખદુઃખનું મહાકારણ છે,–એની બલિહારી છે.

લોક પોતપોતાના સંસાર વ્યવહારના અખંડ સુખને માટે, પરસ્પર અન્યાય તથા વિરોધ વ્યાપેથી હાનિ થાય તે નિવારવાને માટે પોતપોતાના દેશમાં અક્કેકી મોટી સત્તાને આધીન થઈ રહેછે. જેટલા પ્રદેશના જેટલા લોક જે સત્તાને વશ વર્ત્તેછે તેટલા પ્રદેશમાં તેટલા લોકના ઉપર તે સત્તાનું–સત્તા પ્રતિનિધિનું–સત્તાધારીતું રાજ્ય છે એમ કહેવાયછે; અને જે પ્રદેશના લોક એકાદી સત્તાને માનેછે તે પ્રદેશ પણ એક રાજ્ય કહેવાયછે. રાજ ધાતુનો અર્થ શોભવું છે ને રાજ્ય એટલે સત્તાને માનનારૂં શોભતું જનમંડળ અથવા જનમંડળ ઉપર શોભતી સત્તા. સર્વ સૌંદર્યમાં સત્તાસૌંદર્ય શ્રેષ્ઠ છે તો રાજ્યનું સૌંદર્ય સર્વોપરિ છેજ. કોઇ પ્રદેશના જનમંડળ ઉપર ધર્મની, કોઈ ઉપર ધર્મ તથા બળ બંનેની અને કોઈ ઉપર કેવળ બળનીજ સત્તા હોયછે. જેમ મોટું જનમંડળ ને જેમ મોટી સત્તા તેમ તે મોટું રાજ્ય છે. જે પ્રદેશના લોક તનમનધનબળમાં વિશેષ આગળ પડતા તેમ તેઓ વિશેષ શોભેછે ને એવાઓ પણ જે સત્તાને વશ છે તે સત્તા વિશેષ શોભવી જોઈએ ને શોભેછે.

કાળે કાળે અનેક રાજ્યો થપાયાં ને લય પામ્યાં–કેવી રીતે મંડાયાં, કેવાં શોભ્યાં ને કેમ ક્ષય પામ્યાં–પાછાં નવાં થયાં, દીપ્યાં ને ગયાં.—એ રૂપાંતરોનાં જે વિધવિધ દર્શન તે રાજ્યરંગ છે; અને એ રંગનો કાંઈક ભાસ નિત્ય સ્મરણમાં રહે માટે આ ચિત્રપટ્ટ છે, ને એને પણ હું રાજ્યરંગ કહું છઉં.

મૂળથી તે આજદિન સૂધીમાં પૃથ્વી ઉપર કેટલાં રાજ્ય થપાયાં ને ઉથાપાયાં તે કોઈ જાણતું નથી. માત્ર પાંચ હજાર વર્ષસૂધીના કાળમાં જે જે ઉપજ્યાં ને પાછાં સમાયાં તે તે સંબંધી થોડીઘણી જાણ જનવાર્ત્તા, છૂટક લેખ, શિક્કા વગેરે નિશાની એઉપરથી રહી છે; અને એઉપરથી વિદ્વાનોએ જુદા જુદા પ્રદેશનાં જનમંડળોના જુદા જુદા ઇતિહાસ તથા સર્વ રાજ્યના સમગ્ર ઈતિહાસ રચ્યા છે. એ ઈતિહાસોમાંથી અને વર્ત્તમાન રાજ્યોનાં વૃત્તાંતોમાંથી આ સારરૂપ લઘુગ્રંથ હમણાના ગૂજરાતના લોકને અર્થે યથાબુદ્ધિ રચું છઉં.–

# દર્શન ૧ લું.

## સૂર્ય ચંદ્રવંશી રાજ્ય (સત્યયુગ.)

**આર્યજનનાં** પુરાણોમાં લખ્યું છે કે નારાયણે મચ્છરૂપ ધારણ કરી વૈવસ્વતમનુને વહાણમાંથી જળપ્રલયની* લીલા દેખાડતાં જ્ઞાનનો ઉપદેશ કીધો હતો. એ પ્રલયના નાશથી ઊગરવામાં મનુ, તેનું કુટુંબ, સાત ઋષિ, વેદ અને ઉદ્ભિજ તથા સકળ પ્રાણી એનાં બીજ એ હતાં. તે વહાણ જળ ઓસર્યા પછી સુમેરૂ પર્વતઉપર થોભ્યું હતું.

વૈવસ્વતે પોતાનું સુમેરૂ પર્વતના † પ્રદેશનું રાજ્ય પોતાના નવ પુત્રને વહેંચી આપ્યું; તેમાં **ઈક્ષ્વાકુ**એ અયોધ્યામાં સૂર્યવંશી ગાદી સ્થાપી અને એની બેન **ઈલાને** ચંદ્રના પુત્ર બુધથી **પુરૂરવા** પુત્ર થયો તેણે પ્રયાગમાં પોતાની ચંદ્રવશી ગાદી સ્થાપી.

વૈવસ્વત મનુથી સત્યયુગનો આરંભ થયો. એ યુગમાં ઈક્ષ્વાકુથી તે આહુક લગી ૩૧ રાજા થયા તેમાં ઘણાએક પ્રતાપી લખાયા છે, પણ તેમાં ચક્રવર્તી **માન્ધાતા,** રણશૂર **મુચુકુંદ** ને સત્યવાદી તથા દાનશીલ **હરિશ્ચન્દ્ર** એ અદ્યાપિ સતેજ છે. ચંદ્રવંશીમાં **યયાતિ** રાજા મહાપ્રતાપી ગણાયો છે.

એ યુગમાં લોક ઇંદ્ર વરણ વાયુ અગ્નિનાં સ્તવન ભણતા, યજ્ઞકર્મ કરી તે દેવતાઓને સંતોખતા ને પ્રસાદ વાંચ્છતા, તેમ ઉત્તમ પુરૂષો તપશ્ચર્યા કરતા. એ યુગમાં કોઈને અધર્મથી લાભ થતો નહિ; સૌ સત્ય બોલતા ને સત્ય આચરતા; પ્રથમ જાતિભેદ નહોતો, પણ પછવાડેથી બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્ય, ને શૂદ્ર એમ ગુણકર્મે ઉપરથી જાતિ મનાઈ હતી; તોપણ ભોજન તથા લગ્નસંબંધી હાલના જેવા પ્રતિબંધ નહોતા. આવરદા મોટાં હતાં ને સૌ પોતપોતાના ને સમગ્રરૂપે સંપીલા આનંદમાં હતા. એ યુગના અંતમાં બ્રાહ્મણોનું પ્રબળ હતું ને તેઓએ ક્ષત્રીવર્ગનો અનાદર કરવા માંડચો હતો. ગાધી રાજાના પુત્ર વિશ્વામિત્રે ઋષિપદ મેળવવાને વસિષ્ટની સામા થઈ બહુ પ્રયાસ કીધો હતો ને અંતે તે તે પદ પામ્યો હતો.

## આસીરિયાનું રાજ્ય (ઈ૦ સ૦ પૂ૦ ૨૨૩૪.)

'બૈબલ' ખ્રિસ્તી ધર્મપુસ્તકમાં લખ્યું છે કે સૃષ્ટિ‡ ઉત્પન્ન થયા પછી ૧૬૫૬ મે વર્ષે એટલે ઈ૦ સ૦ પૂ૦ ૨૩૪૮ મે વર્ષે મહાજળ પ્રલય થયો હતો. ચાળીસ દહાડા લાગલાગટ વર્ષાદ પડચો હતો ને ૧૫૦ દહાડા પૃથ્વીઉપર પાણી રહ્યું હતું. **નોહા** પોતે તથા તેનું કુટુંબ (૮ માણસ) અને દરેક જાતની વસ્તુનું બીજ તથા દરેક પ્રાણીનું જોડું એ સૌ ઈશ્વરની આજ્ઞાથી નોહાએ બંધાવેલા એક વહાણમાં ક્ષેમ ઊગાર્યાં હતાં. તે વહાણ જળ ઓસર્યા પછી **આર્મીનિયામાં આરરાટ** પર્વત ઉપર અટક્યું હતું.

નોહાએ **જાફેથ, શેમ, ને હામ** એ નામે પુત્રોને પૃથ્વી વહેંચી આપી હતી, તેમાં યૂરોપ તથા ઉત્તર એશિયા જાફેથને ભાગે, મધ્ય એશિઆ શેમને ભાગે, ને આફ્રિકા હામને ભાગે, આવ્યાં હતાં. પછવાડેથી એ ભાઇયોના વંશજોમાં કલહ ઉત્પન્ન થયો હતો.

હામનો પુત્ર **કુશ** ને એનો પુત્ર **નિમરોડ** એણે

---

* એ પ્રલય નાનો હતો. મહાજળપ્રલય તો આ ચાલતા શ્વેતવરાહકલ્પને આરંભે હતો. સ્વયંભૂ મનુએ સૃષ્ટિ ઉત્પન્ન કરવાને ધ્યાન ધર્યું ને નારાયણે વરાહરૂપ ધરી દાઢેવતી પૃથ્વીને જળમાંથી ઉપર આણી. સ્વયંભૂ સૃષ્ટિ વધારી ઘણાકાળ રાજ્ય કરી તપશ્ચર્યાને ગયો ને એની પછી એના પુત્ર પ્રિયવ્રતે પૃથ્વીમાં અટન કરી તેના સાત દ્વીપ કર્યા. એને ૧૩ પુત્ર ને એક પુત્રી તેમાં છએ તપશ્ચર્યાકર્મ આદર્યું ને બીજા સાતે પિતાની આણમાં રહી એકેકા દ્વીપમાં રાજ્ય કર્યું. પ્રિયવ્રતના વંશજોમાં ધ્રુવ, ચક્ષુરા, પૃથુ, પ્રચેતા, દક્ષ એ વિશેષે પ્રસિદ્ધ છે. જંબુદ્વીપમાં અગ્નિધ્રુવે રાજ્ય માંડેલું ને તેના નવ પુત્રમાં વડો નાભિ હતો ને એના પુત્ર ઋષભને સો પુત્ર થયા તેમાં ૮૨ બ્રહ્મકર્મ તથા ૯ યોગાભ્યાસ કરતા થયા ને બાકીના નવે રાજ્ય વહેંચી લીધું. એ નવમાં વડો ભરત હતો ને તેનો પ્રદેશ ભરતવર્ષ (હિમાલયથી તે સમુદ્રસૂધીનો) કહેવાયો છે. ઘણેક કાળે સ્વયંભૂની સૃષ્ટિ ટળી ને સ્વારોચિશ મનુની થઈ. પછી કેટલેક કાળે ઉત્તમની ને પછી તામસની ને પછી રૈવતની ને પછી ચાક્ષુસ મનુની એમ સૃષ્ટિ થઈ ને વહી ગઈ. આ કલ્પમાં વર્તમાન સૃષ્ટિ સાતમા મનુ વૈવસ્વતની—સૂર્યપુત્રની છે.

† જે પ્રદેશનાં સીમાબિંદુ હાલના બામિયન, કાબુલ ને ગીઝની થાય તે પ્રદેશમાં સુમેરૂ હશે એમ અટકળ થાયછે ને એજ ભૂમિ આર્યજનનું મૂળ વતન હતું (ટાડનું રાજ્યસ્થાન) [તાતારદેશમાં હિંદુકુશપર્વત ભણીનો પ્રદેશ.]

‡ સૃષ્ટિની ઉત્પત્તિનું વર્ષ ઈ૦ સ૦ પૂ૦ ૪૦૦૪ નું માનેલું છે. પૃથ્વીને આકાર નહોતો—સઘું જળમય ને અંધકારરૂપે હતું. ઈશ્વરની આજ્ઞાએ સૃષ્ટિ રચાઈ અને આદમ ઉત્પન્ન થયો. આદમ તથા ઈવની સૃષ્ટિના નાશમાંથી ઊગરેલો નોહા આ બીજી સૃષ્ટિનો મૂળપુરૂષ ગણાયછે.

શેમના પુત્ર આશરને શેનાર* પ્રાંતમાંથી હાંકી કહાડ્યો ને એક મોટું નગર વસાવી રાજ્ય સ્થાપવા માંડ્યું. વળી એક અતિ ઉંચો મિનારો બાંધવા માંડ્યો, પણ તેવામાં ઈ૦ સ૦ પૂ૦ ૨૨૪૭ મે વર્ષે ઈશ્વરસત્તાથી તે લોકની ભાષા જુદી જુદી થઈ ગઈ–કેટલાકનું બોલ્યું કેટલાક સમજી શક્યા નહિ ને પછી તેઓ જ્યાં ત્યાં વેરાતા થઈ ગયા. એ બનાવ બન્યો તે 'બાબેલ' (ગોંધળ) કહેવાયો ને એ જગાની આસપાસ પછવાડેથી કેટલેક વર્ષે યુફ્રેટિસ નદીને તીરે **બાબીલન** નામનું પ્રખ્યાત નગર વસ્યું હતું.

**આશરે** પર્વત તળેટી ભણી જઈ પોતાનાં ટોળાંને માટે ટેગ્રિસ નદીને તીરે **નિનેવે** નામનું નગર વસાવી આસીરિયાનું રાજ્ય સ્થાપ્યું—ઈ૦ સ૦ પૂ૦ ૨૨૩૪ માં.

**ચીનનું રાજ્ય** (ઇ૦ સ૦ પૂ૦ ૨૨૦૭.)

ચીનનું રાજ્ય નોહાના વંશજોમાંના એક ફોહી એણે ઈ૦ સ૦ પૂ૦ ૨૨૦૭ માં સ્થાપ્યું. એણે પોતાના લોકનાં સો કુટુંબ કીધાં તથા અક્કેકનું નામ આપ્યું; અને લગ્નનાં વિધાન ઠેરવ્યાં. એ ફોહી ૧૧૫ વર્ષ રાજ્ય કરી મરણ પામ્યો હતો. રાજ્યના લોક ખેતી કરતા, ઢોર પાળતા ને ધાતુ ગાળી ઘાટ બનાવી જાણતા.

**ઈજીપ્ટનું રાજ્ય** (ઇ૦ સ૦ પૂ૦ ૨૧૮૮.)

ઈજીપ્ટમાં પ્રથમ યજ્ઞકર્મિષ્ઠ લોકની સત્તા હતી, પણ મીનિસ—મિઝરેમ એણે ઈ૦ સ૦ ૨૧૮૮ માં રાજગાદી સ્થાપી. એણે એક બંધ બંધાવી નૈલ નદીનો ફાંટો બીજે માર્ગે વાળ્યો હતો ને તેથી કેટલાંક નગરને રેલથી થતાં નુકસાનમાંથી ઊગાર્યાં હતાં. તેણે દેવપૂજન તથા યજ્ઞકર્મસંબંધી પોતાના લોકને બોધ કર્યો હતો અને સુખમજામાં રહેવાસંબંધી કેટલીક નવી રીતભાત દેખાડી હતી.

વિદ્વાનોએ રૂપ રંગ ઉપરથી મનુષ્યજાતિના ત્રણ વર્ગ કર્યા છે–ગોરા અથવા 'કાકેશિયન,' બદામી અથવા 'મોંગોલિયન,' અને છેકજ કાળા અથવા 'ઇથિયોપિયન.' ભાષા ઉપરથી 'સેમિટિક;' 'એરિયન' ને 'ટ્યુરેનિયન' એ નામના વર્ગો કર્યા છે. આસીરિયાના લોક, અરબ લોક, યાહુદી લોક વગેરેની ભાષા હાલ જુદી જુદી છતે તેઓની મૂળ ભાષા એકજ હતી; હિંદુસ્થાન–ઈરાન–ગ્રીસ–રોમ અને યૂરોપના પશ્ચિમ તથા મધ્ય ભાગના પુરાતન લોકની ભાષાઓ કોઇ એક મૂળમાંથી જુદી પડી છે; અને ઉત્તર એશિયા તથા ઉત્તર પૂર્વ યૂરોપના લોકની ભાષા મૂળ એક છે. એ ત્રણ વર્ગના લોકમાં એરિયન ને સેમિટિક લોકે જય કરી રાજ્ય મેળવ્યાં છે, સમૃદ્ધિ વધારી છે ને પ્રવૃત્તિ નિવૃત્તિ સુખના લહાવા લીધા છે. ટ્યુરેનિયન લોકે કોઈ કોઈ વાર હુમલા કરી રાજ્યોને તોડ્યાં છે ને થોડીકવાર કીધાં છે, તોપણ ઘણુંકરીને તેઓએ નિરંતર અહિં તહિં કુટુંબસહિત ભટકવામાં ને પોતાના મંડળના સંપકુસંપમાં સુખ માન્યું છે. એરિયન લોકનું એક ટોળું પંજાબમાં આવી વસ્યું, એક ઇરાનમીડીઆમાં રહ્યું, એક ખોરાસાનમાં થઇ રૂશિઆનો પ્રદેશ કાપી કાળાસમુદ્ર તથા ગ્રસભણી ગયું, એક કાકેસસ પર્વત ઓળંગી ઉત્તર ગ્રીસમાં ને ત્યાંથી ડાન્યુબ નદીને તટે રહી જર્મનીમાં જઈ વસ્યું. એ ટોળાં શાથી ને ક્યારે જુદાં પડ્યાં તે જણ્યામાં નથી આવ્યું; તોપણ તેઓના અટનમાર્ગ ઉપરથી ને ભાષા ઉપરથી નક્કી થયું છે કે તે સંધાં મૂળે એક જાતનાંજ હતાં ને તે સેમિટિક ને ટ્યુરેનિયન જાતિનાં ટોળાંથી જુદી જાતનાં હતાં.

એ ત્રણે વર્ગનું અથવા મનુષ્યસૃષ્ટિનું મૂળવતન, હાલના તાતાર દેશની ઓક્સસ ને જાકસાર્ટિસ એ બે નદીઓની વચમાંનો પ્રદેશ હતો એમ નક્કી કર્યું છે. જૂની સૃષ્ટિના નાશમાંથી જે ઊગર્યાં તેમાંથી કેટલાએક પશ્ચિમ ભણી ને કેટલાએક દક્ષિણ તથા દક્ષિણ પૂર્વભણી વેરાતા જઈ રહ્યા. તેઓ નવા નવા પ્રદેશની નવી નવી વસ્તુઓને માટે અને સ્થાઈ વાસને લીધે–જ્ઞાનની વૃદ્ધિવડે કેટલીએક નવી તથા કેળવાયલી એવી રીતની પોતપોતાની જુદી જુદી ભાષા બોલવા લાગ્યા. બૈબલનો ને પુરાણનો કથનસાર એકસરખો છે. બૈબલમાંનો **ઈડન** બાગ ગમે તેવો હોય, પણ કાશ્મીરનો બાગ પુરાતન કાળથી પ્રખ્યાત છે ને આજ પણ પ્રત્યક્ષ છે; નોહાના વંશમાંના કેટલાક કાલડીઆ ને પછી કેનાનમાં આવી વસ્યા અને મનુના વંશજોમાં કેટલાક પંજાબમાં ને ત્યાંથી પછી યમુના ગંગાના પ્રદેશમાં વધ્યા.

તે કાળમાં આર્યપ્રજા, નોહાપ્રજા, ફોહીની ને મિઝરેમની પ્રજા પોતાની બાહ્ય સ્થિતિમાં ઘણુંકરીને એક સરખી હતી. તેની સમૃદ્ધિ ખેતીમાં, ઢોરમાં ને ધાતુના ઘડેલા ઘાટમાં હતી; તેનાં શરીર કદાવર ને આવરદા મોટાં હતાં ને લોક નિત્ય ઉદ્યમ ઉમંગમાં રહેતા.

---

## દર્શન ૨ જું.

### સૂર્ય ચંદ્રવંશી રાજ્ય (ત્રેતાયુગ.)

એ યુગનો પ્રથમ રાજા **સગર** તેણે શત્રુ સંહાર્યા ને દુષ્ટ દુરાચારીઓને દંડ્યા. તેના વંશજોમાં **ભગીરથ,**

---

* ટેગ્રિસ ને યુફ્રેટિસ એ બે નદીઓની વચમાંનો રસાળ પ્રદેશ.

**અંબરીશ, ઋતુપર્ણ, દીલીપ, રઘુ, અજ, દશરથ, રામ** ને છેલ્લો **કુશ** એ પ્રસિદ્ધ છે.

એ યુગના આરંભમાં ક્ષત્રીઓ મદમાતા થઈ બ્રાહ્મણોને લેખવતા નહિ, પણ જ્યારે **સહસ્રાર્જુન,** જમદગ્નિ **ઋષિની** કામદુધા હરી ગયો ત્યારે ઋષિના પુત્ર **પરશુરામે** માત્ર પોતાના વેરીનોજ નહિ, પણ ઘણાંખરાં ક્ષત્રી કુળનો સંહાર કીધો હતો. એ નાશમાંથી ઊગરેલું રાજ્ય એક અયોધ્યાનુંજ હતું–એનું તેજ વધતું ચાલ્યું. લંકામાં બ્રાહ્મણ પણ રાક્ષસ રાજા પૂર્ણ સમૃદ્ધિમાં રાજ્ય કરતો. એ રાવણ અયોધ્યાના દશરથના પુત્ર રામની સ્ત્રી સીતાને હરી ગયો ને રામે મોટું યુદ્ધ કરી તેને માર્યો. એ પછી રામે પોતાના રાજ્યને 'રામરાજ' એવી કહેણીમાં આણ્યું–સૂર્યવંશી રાજ્યનો પૂર્ણ ઉત્કર્ષ કીધો. એ યુગમાં રાજાઓ પ્રજાનું કલ્યાણ કરનારા, સદાચારી ને શૂરવીર હતા; બ્રાહ્મણ ને ઊંચા ક્ષત્રી જ્ઞાની હતા ને વૈશ શૂદ્ર પોતાના કર્મમાં કુશળ રહી સુખ માનતા; યજ્ઞાદિક કર્મો ઓછાં હતાં પણ ઠામ ઠામ વેદની, તત્ત્વશાસ્ત્રની ને પદાર્થશાસ્ત્રની ચર્ચા ચાલતી.

**ઈજીપ્ટનું રાજ્ય.** (ઇ. સ. પૂ. શૈકા ૨૨–૧૬.)

ઈજીપ્ટનું રાજ્ય મીનિસે સ્થાપ્યું ત્યાર પછી પાછું તે જુદાં જુદાં સંસ્થાનોમાં વહેંચાયું ને ત્યાં જુદા જુદા રાજાઓ (ને ઘણાખરા એક વંશના) પોતપોતાની સત્તા ચલાવતાં; પણ સંઘાં સંસ્થાનમાં થીબ્સનું સંસ્થાન મોટું હતું. એ મીનિસના વંશજો રાજ્ય કરતા તેવામાં 'હિકસોસ' નામના ભરવાડ લોક (અરબસ્તાનના) ઈજીપ્ટ ઉપર ઊતરી પડ્યા ને સંસ્થાનો લેતાં લેતાં અંતે પૂરા ધણીઆતા થઈ રહ્યા. એ રાજાઓએ મેમ્ફિસને (વચલો ને નીચલો પ્રદેશ) મુખ્ય સંસ્થાન કર્યું. એ ભરવાડ રાજાઓએ બસેંક વર્ષ રાજ્ય કર્યું, પણ પછી પાછાં જૂના રાજકુળમાંના કેટલાકે ભરવાડોની સત્તા તોડીને ફેરો એ ઉપનામ રાખી તેઓ રાજ્ય કરવા લાગ્યા.

ઈજીપ્ટના લોક ચાર જાતિના કહેવાતા યજ્ઞ કરાવનાર ઉપાધ્યાઓ પ્રથમ વર્ગમાં, ક્ષાત્રકર્મ કરનારા બીજા વર્ગમાં, ખેડુત વેપારી કારીગરો ત્રીજા વર્ગમાં, અને ખલાશી તથા ભરવાડ છેક હલકી જાતના કહેવાતા. તેઓ જીવનાં જન્માંતરો માનતા ને જગદીશ્વરને સર્પની મૂર્ત્તિ કરી પૂજતા; અગ્નિ, સૂર્ય, ચંદ્ર, ઇત્યાદિને પણ દેવ ગણતા; તેઓ પશુપક્ષીને અને વૃક્ષોને દેવતાઓનાં માનીતાં સમજી પવિત્ર ગણતા ને દહેરાંઓમાં થાપતા.

તેઓ ઈશ્વરજ્ઞાન, ધર્મનીતિ, રાજનીતિ, યુદ્ધકળા, જ્યોતિષ, ભૂમિતિ, શિલ્પ, ઇત્યાદિ વિષયથી સારીપેઠે જાણીતા હતા. તેઓ પરદેશનાં બંદરો સાથે વેપાર કરતા ને એથી કેટલાક પરદેશીઓ રોજગાર અથવા વિદ્યાને માટે ઈજીપ્ટ આવી રહેતા.

**યાહુદી વંશ** (ઈ૦ સ૦ પૂ૦ શૈકા ૨૦–૧૬.)

યાહુદીવંશનો મૂળપુરૂષ **એબ્રામ** શેમકુળનો હતો ને તે આરરાટ પર્વતની તળેટીના યુફ્રેટીસ નદીના કાંઠાના એક પ્રદેશમાં જન્મ્યો હતો. તે ત્યાંથી નીકળી (ઇ૦ સ૦ પૂ૦ ૧૯૨૧ માં) પોતાનાં કુટુંબટોળાં સાથે ઈજીપ્ટ તથા બીજા કેટલાક પ્રદેશમાં ફરતો ફરતો છેલ્લો કેનાન (પાલેસ્ટૈન–જુડીઆ) પ્રદેશની સીમભણી આવી વશ્યો. અહિં તેની સમૃદ્ધિમાં પુષ્કળ ઢોર હતાં.

એ મહાપુરૂષ પોતે રાજા નહોતો તોપણ એને બીજા રાજાઓ પોતાના બરોબરીઆ જેવો ગણતા અને સલાહ પૂછી વર્ત્તતા. એબ્રામ ઇચ્છામાં આવે ત્યારે તેઓમાં લડાઇ ને સલાહ કરાવી શકતો. રખેને કોઇને વિચાર આવે કે અમારી આપેલી સમૃદ્ધિથી તે શ્રીમંત થયોછે માટે તે કોઇનું નજરાણું રાખતો નહિ. તે શરીરે બળીઓ, પ્રૌઢ વિચારનો, પ્રમાણિક ને મોટો ધર્મિષ્ઠ હતો.

એને ઘરડપણમાં બે દીકરા થયા–**ઐઝાક** ને **ઇસ્માએલ.** ઐઝાકના વંશજો તે યાહુદી ને ઇસ્માએલના વંશજોમાં અરબની કેટલીક જાત છે. ઐઝાકનો નાનો દીકરો **જેકબ** અથવા **ઈસ્રાએલ** તેને બાર દીકરા હતા ને એઓનો પાછો વિસ્તાર ચાલ્યો તેથી યાહુદીઓનાં બારકુળ–ટોળાં કહેવાયછે. તે બાર દીકરાઓમાં **જોસેફ** મોટી ને રૂડી પ્રસિદ્ધિ પામ્યો. જોસેફને બીજા ભાઇઓ સાથે બનતું નહિ ને તેઓએ તેને વેચ્યો. સત્તર વર્ષનો જોસેફ પોતાના ધણીની સાથે ઇજીપ્ટ ગયો. (ઇ૦ સ૦ પૂ૦ ૧૭૨૯ માં). અહિં તેનું કેટલેક વર્ષે ભાગ્ય ભળ્યું ને તે ત્યાંના 'ફેરો' રાજાનો પ્રધાન થયો. તેણે પોતાના રાજાની સત્તાને દૃઢ કીધી ને કરનું ધોરણ બાંધી લોકને સુખ કીધું. તેણે ત્યાંના એક ઉપાધ્યાયની પુત્રી સાથે લગ્ન કરી પોતાનો મોભ્ભો વધાર્યો ને રાજ્યમાં ઉપાધ્યાય વર્ગનું ને સૈન્યવર્ગ બંનેનું ચલણ હતું તે ટાળી કેવળ ઉપાધ્યાય વર્ગનુંજ રાખ્યું. તેની જાતના કેટલાક ઈજીપ્ટમાં અનાજ ખરીદ કરવા આવેલા તેઓની સાથે પ્રસંગ પડેથી જોસેફે પોતાના યાહુદી ભાઈઓને કેનાનની સરહદના પ્રદેશમાંથી ઈજીપ્ટ તેડાવ્યા ને ત્યાં રાજાની સનદથી તેઓને

ઇશાન ભાગમાં 'ગોશેન' નામના પ્રદેશમાં રાખ્યા (ઇ૦ સ૦ પૂ૦ ૧૦૬૭); ને એમ કરવાથી ઈજીપ્ટના રાજ્યને તેણી તરફના શત્રુનું ભય પણ ઊગર્યું, કારણ કે તે યાહુદી લોક બળીઆ ને લડવૈયા હતા.

ઇ૦ સ૦ પૂ૦ ૧૬૩૫ માં જોસેફ મરણ પામ્યો. ત્યારપછી ઇજીપ્ટમાં યાહુદીઓની સંખ્યા ઘણી વધી ગઈ ને એથી રાજાને ભય ઉત્પન્ન થયું. તે લોકની વસ્તી સંખ્યા ઓછી કરવાને રાજાએ હૂકમ કર્યો કે કોઈપણ યાહુદી સ્ત્રીને છોકરો અવતરે તો તેને તરતનો તરત નૈલનદીમાં હુબાડી દેવો. એક સ્ત્રી પોતાના તરત જન્મેલા બાળકને ઘાસ સરોડાંની ઝોળીમાં સૂવાડી નદીતીરે ભોથાંઓ હતાં ત્યાં મૂકી દઈ ઘેર ચાલી ગઈ. તે બાળક રાજપુત્રીની દૃષ્ટિયે પડ્યો ને એણે તેનું **મોઝિઝ** (પાણીમાંથી કહાડેલો) એવું નામ પાડી પોતાની સંભાળમાં રાખ્યો (ઇ૦ સ૦ પૂ૦ ૧૫૭૧ માં).

મોઝિઝને ખંતથી ભણાવવામાં આવેલો તેથી તે વિદ્વાન થયો ને દરબારમાં માન પામ્યો. તોપણ પોતાની જાતના લોકને દરબાર તરફથી જે પીડા થતી તે જોઇને તે મનમાં ઈજરાયાં કરતો. એવું બન્યું કે ઇજીપ્ટનો વતની એકજણ એક યાહુદીને સતાવતો હતો તે જોઇ ન શકાયાથી મોઝિઝે તેને ઘા કરી મારી નાખ્યો. પછી તે શિક્ષાને ભયે બહારોબહાર નાઠો ને રાતા સમુદ્રની પાસે અરબસ્તાનના એક પ્રદેશમાં જઈ રહ્યો (ઇ૦ સ૦ પૂ૦ ૧૫૩૧). અહિં તેણે ચાળીસ વર્ષ લગી પોતાના સસરા જેથ્રોનાં ઢોર ચરાવ્યાં કીધાં ને પોતાના દુઃખી જાતભાઇઓને ઇજીપ્ટના રાજાના ત્રાસથી ઊગારવાના વિચારો કર્યાં કીધા.

**ગ્રીસ** (ઇ૦ સ૦ પૂ૦ શૈકા ૨૨-૧૬.)

ગ્રીસમાં પ્રથમ વસનારૂં **પિલાસજિયન** લોકનું **આયોનિયન** (યવન) નામનું એક ટોળું હતું. એ પિલાસજિયન ને **હેલિનિઝ** લોક ઉત્તર ને પૂર્વ ભણીથી શકદ્વીપ–સિથિયાંમાંથી ગ્રીસમાં આવી વસેલા હતા એમ વિદ્વાનો અનુમાન કરેછે.

ઈજીપ્ટમાં ભરવાડ રાજાઓના ત્રાસથી અકળાયલા ત્યાંના કેટલાક સરદારો ગ્રીસમાં આવી રહ્યા હતા. તેમાં **ઇનેકસ** એણે **આર્ગોલિસ** સંસ્થાન પોતાનું કરી લીધું હતું (ઇ૦ સ૦ પૂ૦ ૧૮૫૬ માં); ને ત્યારપછી બીજાં સંસ્થાનો ઉપરા ઉપરી સ્થપાયાં હતાં. *આટિકા નામના પ્રદેશમાં પિલાસજિયન રહેતા.

પણ સોળમા શૈકામાં **સીક્રોપ્સ** એણે ઈજિપ્ટથી આવી **આથેન્સ** વસાવ્યું.

પરદેશીઓએ જંગલી વતનીઓને વશ કરી લીધા ને એઓ તેઓની સંગતિથી સુધરવા લાગ્યા. વતની લોક પરદેશીથી ભય પામીને પહાડોમાં ભરાઇ રહેલા તેઓએ પણ ઈજીપ્ટના રાજ્યના ધારા ને ત્યાંની રીતભાત પોતાનામાં દાખલ કીધી.

ધરતીકંપને લીધે પેન્યુસ નદી ઊભરાઈ ગયેલી તેથી થેસલી સંસ્થાનમાં પાણી ફરી વળ્યું હતું (ઈ૦ સ૦ પૂ૦ ૧૫૨૯ માં) ને એ રેલને લીધે હેલિનિઝ લોકે પોતાનું ફોસિસ વતન છોડી થેસલીને માર્ગે ગ્રીસમાં જ્યાં ત્યાં બધે ફરી વળી પિલાસજિયન લોકને હાંકી કાઢ્યા.

(ઈ૦ સ૦ પૂ૦ ૧૫૨૧ માં) હેલિનિઝ સંસ્થાનોએ પોતપોતાના લાભ જાળવવા બહારના શત્રુઓને નિવારવાના હેતુથી એકસંપી કરાર કીધા. તેઓના વકીલો **થર્મોપિલી ને ડેલ્ફી** એ બે ઠેકાણે મળતા ને વિચાર કરતા.

---

## દર્શન ૩ જું.

### સૂર્ય ચંદ્રવંશી રાજ્ય (દ્વાપરયુગ.)

દ્વાપરયુગમાં સૂર્યવંશી પહેલો રાજા, રામના પુત્ર કુશનો પુત્ર હતો. એ વંશ થોડોક ચાલ્યો ને પછી છેલ્લા **વીરસેન**થી સમાપ્તિ થઈ. પછીના સૂર્યવંશી કહેવાતા રાજા તે શાખામાંના હતા. એ યુગમાં ચંદ્રવંશી રાજાઓ સારીપેઠે દીપ્યા. હસ્તિન્ એણે હસ્તિનાપુર વસાવી એને રાજનગર કીધું. હસ્તિન્‌ના વંશમાં **અતીપ, સન્તનુ, વિચિત્રવીર્ય** એ રાજા થયા.

એ યુગમાં મથુરાનું, મગધનું, વિદર્ભનું, ચેદીનું, પંચાળનું, મત્સ્યનું, અંગનું, સિંધુનદીના પ્રદેશનું, ઈત્યાદિ અનેક નાનાં નાનાં રાજ્ય હતાં, પણ સંધામાં સર્વોપરિ રાજ્ય હસ્તિનાપુરનું હતું. દેશી રાજાઓને બહારના રાજાઓ સાથે સંબંધવ્યવહાર હતો ને બહારના લોકનું આ દેશમાં કાર્યપરત્વે રહેવું થતું. કાબુલનો કાળયવન મગધના જરાસંધની તરફથી કૃષ્ણને યુદ્ધ આપવા આવ્યો હતો. રાજાઓ યુદ્ધકાર્યમાં ને સમૃદ્ધિ વધારવાના કાર્યમાં કુશળ હતા. તેઓ ધર્મ વિષયે ઝાઝા આગ્રહી નહોતા, તોપણ મોટાઈમાં મોટા મોટા યજ્ઞો કરતા. બ્રાહ્મણોમાં કેટલાક યજમાનોને કર્મકાંડ કરાવવાના વ્યવસાયમાં પડ્યા હતા ને કેટલાક તત્વશોધનમાં અનેક મત ધરાવતા થયા હતા.

**ઇજીપ્ટ** (ઇ૦ સ૦ પૂ૦ શૈકા ૧૬-૧૦) ઈજીપ્ટ-

* ફિનીશિયન લોક પણ ગ્રીસનાં બંદરોમાં મુકામ કરતા, પરંતુ તેઓ તો માત્ર આસપાસનાં ગામડાં લૂટી લોકને ગુલામ દાખલ વેચવાને લેઈ જતા.

માં ભરવાડ રાજાને હાંકી મેલ્યા પછી જે રાજવંશ ચાલ્યો તેમાં **સિસોસ્ટ્રિસ** મહા પરાક્રમી થયો (ઈ૦ સ૦ પૂ૦ પંદરમા શૈકામાં). તેણે લીબિયા, એથિયોપિયા, મીડીઆ, ઈરાન, બાક્ટ્રિયા, સીથિયા ને એશિયામૈનર એ સંધા પ્રદેશોમાં પોતાની હાક બેસાડી ત્યાંથી ખંડણી આવતી કીધી હતી. તેણે પોતાના જીતેલા પ્રદેશના ૩૬ ભાગ કીધા હતા ને ત્યાંથી ખંડણી ઊઘરાવવાને કામદારો નીમ્યા હતા. તેણે ઘણેક ઠેકાણે નહેરો બાંધી હતી. વહાણમાં લશ્કર રાખી દરિયામાં જબરો લડાઈ કરનારો ઈજિપ્ટનો પહેલો ને બહાદુર રાજા સિસોસ્ટ્રિસજ હતો. આંધળો થયેથી તેણે પોતાના રાજ્યને તેત્રીસમે વર્ષે આત્મઘાત કર્યો હતો. તેનાં નામ, તેના ખિતાબ, તેની લડાઈઓ ને તેની ફતેહ એ સઘળાંની નિશાનીઓ આજપણ **લક્સર, કેરનાક, થીબ્સ ને ન્યુબિયા** અહિંના મહેલો ને દેવલોની દીવાલ ઉપર કોતરેલી મુસાફરોના જોવામાં આવેછે. સોળથી તે દશમા શૈકાસુધી ઈજિપ્ટના રાજ્યકારભારમાં અંધાધુંધી ચાલતી, તોપણ બીજે સર્વ પ્રકારે રાજ્યનો ઉત્કર્ષ હતો.

**યાહુદી રાજ્ય** (ઈ૦ સ૦ પૂ૦ શૈકા ૧૬–૧૦.)

**મોઝિઝે** ઈશ્વરી પ્રેરણાથી ઈજિપ્ટના દરબારમાં જઈ કહ્યું કે યાહુદી લોકને પોતાને વતન જવાની રજા આપો. ફેરો ઉપનામના રાજાએ આજ્ઞા ન આપતાં ઊલટી વધારે સખ્તી ચલાવી. અંતે જ્યારે પોતાની વતની પ્રજામાં આંતરે આંતરે દશ વાર મોટી મરકી ચાલી ત્યારે ફેરોને મોઝિઝના સંદેશાવિષે ખાતરનીશાં થઈ ને તેણે રજા આપી. યાહુદીઓએ પોતપોતાના કુળ પ્રમાણે તૂકડીઓ બાંધી લશ્કરની હારની પેઠે ઈજિપ્ટ છોડી ચાલવા માંડ્યું (ઈ૦ સ૦ પૂ૦ ૧૪૯૧). થોડીકવાર પછી ફેરોની બુદ્ધિ ભ્રષ્ટ થઈ ને એણે તેઓની પછવાડે લશ્કર મોકલ્યું. આગળ દરિયો પાછળ લશ્કર જોઇ યાહુદીઓ ગભરાઈ ગયા, પણ તરતજ દરિયો આમ તેમ થઈ ગયો ને તેઓ આગળ વધ્યા. લશ્કર તેઓની પાછળ પડ્યું, પણ તે દરિયાનાં પાછાં એક થઈ જતાં પાણીમાં ડૂબી ગયું.

ઈજિપ્ટ છોડ્યા પછી ત્રણ મહિને જેવારે યાહુદીઓ સૈનૈ પર્વત આગળ આવેલા તેવારે મોઝિઝે ઈશ્વરની દશ **આજ્ઞા**વિષે, ધર્મકર્મ તથા વ્યવહારકર્મ વિષે સૌને બોધ કર્યો. મોઝિઝનો બોધ કોઈ માનતું નહિ ને એણે અનેક દેવકૃતિ સરખાં અદ્ભૂત કામ કરી પોતાનાઉપર તેઓનો વિશ્વાસ બેસાડ્યો—ખાવાનેમાટે **માન્ના** નામના પદાર્થને ધાન્યનીવતી ઉપયોગમાં આણ્યો, કડવાં પાણી મીઠાં કીધાં ખડકના ઉપર લાકડી મારી નિર્મળ પાણીના ઝરા વહેતા કીધા, અને પૃથ્વીને કહી ઊંડો માર્ગ કરાવીને તથા આકાશમાંથી અગ્નિ વરસાવીને તથા મરકી ચલાવીને હજારો જણને દટાઈ ગયેલા, બળી ગયેલા, મરી ગયેલા કરી બીજા સૌને ઈશ્વરી આજ્ઞા માનવાની ચાનક લગાડી. વળી જે પ્રદેશમાં જઇ વસવાનું હતું તેને જોઈ આવેલા શખ્સોના બોલવાઉપર યાહુદીઓ ભરોસો રાખતા નહોતા તેથી તેણે શાપ દીધો ને તે શાપથી **જોશુઆ** તથા **કાલેબ** અને વીસ વર્ષની વયની અંદરના તે સિવાય બીજા સૌ મરણ પામ્યા.

ચાળીશ વર્ષ યાહુદીઓ અરબસ્તાનના મેદાનમાં અહિં તહિં ભટક્યા ને પછી તેઓ નિર્માણ પ્રદેશની સમીપે આવી રહ્યા. મોઝિઝે સૌને એકઠા કીધા; ધર્મવ્યવહારશાસ્ત્ર ઉપદેશકોને આપ્યું ને પછી સૌને ઉત્તેજન સહિત રૂડો બોધ કરી ડેડસીની ઈશાને દશ મૈલ ઉપર પિસગાહની ટેકરી ઉપર ચઢી દેહ છોડી (ઈ૦ સ૦ પૂ૦ ૧૪૫૧.)

જોશુઆએ લડવૈયા યાહુદીઓના સરદાર થઈ શત્રુ રાજાઓને હરાવી કેનાન પ્રદેશ (જૂડીઆ પ્રાંત) લીધો ને અહિં યાહુદીઓનું પ્રજાસત્તાક રાજ્ય સ્થપાયું. જોશુઆ ઈ૦ સ૦ પૂ૦ ૧૪૪૩ માં મરણ પામ્યો.

ન્યાયાધીશો (જોશુઆના મરણ પછી) યાહુદીઓ ઉપર રાજ્યસત્તા ચલાવતા, ને લડાઈમાં સરદારી કરતા. દરેક શહેરમાં અક્કેકો ન્યાયાધીશ ને બીજા તેવીસ તેવીસ કારભારીઓ હતા. થોડેક કાળે યાહુદીઓ પરસ્પર કજિયા ટંટા બખેડા કરતા થયા તેમ અસલ રહેનારા તથા સંબંધી પ્રદેશના લોકની પેઠે મૂર્ત્તિપૂજાઉપર ભાવ બેસાડવા લાગ્યા. ઈ૦ સ૦ પૂ૦ ૧૦૯૫ સુધીમાં પંદર ન્યાયાધીશ થયા તેમાં **ગીડીઅન** મોટો લડવૈયો, **સામસન** મોટો જોરાવર મલ્લ અને છેલ્લો **સામ્યુએલ** તે મોટો ભાવિ વક્તા હતો. પોતાના પ્રજાસત્તાક રાજ્યમાં યાહુદીઓને વચમાં વચમાં સાત વાર **ફિલિસ્ટૈન** લોકની સત્તાને આધીન થઈ રહેવું પડ્યું હતું. એ કાળમાં ગીત–સંગિતકવિતા ધર્મ તથા નીતિ વિષયની નેવન તથા ભરવાડ વિષયની ઘણીક રચાઈ હતી.

સામ્યુએલના દીકરાઓથી નારાજ થઈ યાહુદીઓએ **સાઉલને** પોતાનો રાજા માન્યો. એણે પ્રથમ તો ન્યાયથી ને ડહાપણથી રાજ્ય ચલાવ્યું, પણ પછવાડેથી તે મદભર્યો ને તામસી થયો. તે ઘણુંખરૂં ફિલિસ્ટૈન લોક સાથે લડવામાં મચ્યો રહેતો. તે ને તેના

ત્રણ દીકરા એક લડાઈમાં પડ્યા ત્યારે **જૂડાકુળનો ડેવિડ** નામનો એક જુવાન ભરવાડ રાજા થયો. બીજાં અગિયાર કુળના લોકે સામા થઇ સાઉલના ચોથા દીકરાને રાજા માન્યો. સાત વર્ષ લગણ પરસ્પર બખેડા થયા પછી સૌએ **ડેવિડને** રાજા માન્યો (ઈ૦ સ૦ પૂ૦ ૧૦૪૮ માં.) એણે જૂના શત્રુનો પૂરો પરાભવ કીધો અને ભૂમધ્ય સમુદ્રથી તે યુફ્રેટિસ નદી લગીનો ને ફિનીશિયાથી તે રેડસી સૂધીનો પ્રદેશ પોતાની સત્તામાં આણ્યો; વળી અરબી અખાત ઉપરનાં કેટલાંક શહેરો લેઈ વેપારને વધાર્યો. પાછળથી તેણે પોતાના નાતભાઈઓનાં ને કુટુંબીઓનાં મન દુખવ્યાં તેથી તે કમજોર થયો ને બહારના શત્રુઓએ સતાવવા માંડયું. તે ચાળીસ વર્ષ રાજ્ય કરીને ૭૦ વર્ષની વયે મરણ પામ્યો (ઇ૦ સ૦ પૂ૦ ૧૦૧૫ માં.) એનાં જોડેલાં પ્રભુસ્તવન "દાઉદનાં ગીત" એ નામે પ્રસિદ્ધ છે. ડેવિડ પછી તેનો દીકરો સોલોમન રાજા થયો તેણે જરૂસલમમાં મોટું દેવળ બંધાવ્યું. તે બાપની પેઠે કવિતા કરતો ને તેણે નીતિસૂત્રો કરી લોકોક્તિમાં આણ્યાં. તે ઈજિપ્ટની રાજકન્યા સાથે પરણ્યો હતો ને એ સ્ત્રીના બોધથી સોલોમન મરતાં પહેલાં થોડાં વર્ષ ઉપર મૂર્ત્તિપૂજક થયો હતો. તે ૪૦ વર્ષ રાજ્ય કરીને ૬૦ વર્ષની વયે ઇ૦ સ૦ પૂ૦ ૯૭૫ માં મરણ પામ્યો.

સોલોમનના દીકરાને ૧૦ કુળના લોકે રાજા માન્યો નહિ ને એઓએ પોતાનો નવો રાજા કર્યો. એ પ્રમાણે યાહુદીઓમાં બે રાજ્ય થયાં—એક જૂડાનું (દક્ષિણનું) ને બીજું **ઇસ્રાએલનું** (ઉત્તરનું) કહેવાયું. ઈ૦ સ૦ પૂ૦ ૯૧૪ માં જૂડાના રાજાએ પોતાના દીકરાનાં ઈસ્રાએલના રાજાની બેટી સાથે લગ્ન કર્યાં ને એથી જો કે બે રાજ્યને સંબંધ થયો તોપણ પછવાડેથી પાછો કુસંપ વધેથી બંને રાજ્યની પડતી ચાલુ થઈ.

## ફિનીશિયા.

* સીરિયાના પશ્ચિમ કાંઠાનો પ્રદેશ ફિનીશિયા કહેવાતો તે ૧૫૦ મૈલ લાંબો ને ૨૪ મૈલ પહોળો હતો. ત્યાંના લોકનું કઇ એક રાજ્ય નહોતું પણ તેઓનાં જુદાં જુદાં સંસ્થાન હતાં ને એ સગપણે કે સ્નેહે નહિ પણ ભયે અથવા લાભે સંપીલાં રહેતાં. તે લોક મોટા વેપારી ને હુનરી હતા. વહાણ ખેડવામાં તેઓજ માત્ર તે કાળમાં સારીપેઠે જાણીતા ને સાહસિક હતા. તેઓ અજાણી ભૂમિ ખોળી કહાડી ઠામઠામ નવાં બંદરો વસાવતા. તેઓના જેવી દ્રવ્યસમૃદ્ધિ બીજા કોઇ લોકની નહોતી. એઓનો ઉત્કર્ષ ઈ૦ સ૦ પૂ૦ ૧૦૦૦ થી તે ૩૩૨ સૂધી હતો. **સૈડન ને ટાયર** † એ બે તેઓનાં મુખ્ય શહેર હતાં—બહુ જૂનું સૈડન તે ઈ૦ સ૦ પૂ૦ ૧૨૫૫ માં વસ્યું હતું.

## ગ્રીસ (ઈ૦ સ૦ પૂ૦ શૈકા ૧૫–૧૦.)

ગ્રીસમાં **સીક્રોપ્સે** (સોળમા શૈકામાં) **આથેન્સ** વસાવ્યું, પણ **થેસ્યુસે** (તેરમા શૈકામાં) બાર સ્વતંત્ર કસ્બા–તાલુકાને એક રાજ્યસત્તામાં આણી આથેન્સને રાજધાની કરી. તેણે પ્રત્યેક કસ્બાની રાજસભા ટાળીને એક રાજસભા આથેન્સમાં રાખી તેમ સૌએ મિનર્વા દેવીનો ઓચ્છવ કરવો એવું ઠેરવ્યું.

**થીબ્સનો** કિલ્લો ફિનીશિયાના **કાડમસે** ઇ૦ સ૦ પૂ૦ ૧૪૯૩ માં બાંધ્યો. તેણે પોતાની ભાષાના પંદર વર્ણ ગ્રીક લિપિમાં વધાર્યા.

**ક્રીટમાં મનસ** ઈ૦ સ૦ પૂ૦ ૧૪૩૧ માં રાજગાદીએ બેઠો. એણે પોતાના લોકને માટે કાયદા કર્યા; એ કાયદાને આધારે પછવાડેથી બીજાં સંસ્થાનના અધિકારીઓએ પોતપોતાના રાજધારા કીધા હતા.

**કોરિન્થમાંથી** ત્યાંના રાજવંશને હાંકી મહેલી **પીલોપ્સના** દીકરાઓ સત્તાધારી થયા (તેરમા શૈકામાં). એ પીલોપ્સ પોતાનું એશિયાના પ્રદેશનું વતન છોડી દક્ષિણ ગ્રીસમાં આવી વસ્યો હતો.

ઇ૦ સ૦ પૂ૦ ૧૨૬૩ માં **થેસલીનો જેસન, ઓર્ફ્યુસ હર્ક્યુલીસ, પેલ્યુસ** આદિ લેઇ કેટલાક શૂર સાહસિક પુરૂષો **સોનેરી ઊનની** ભાળ કહાડવાને (ગ્રીસમાં ઊન આવતું કરવાને) વહાણો તૈયાર કરાવી નવે નવે બંદરે ગયા હતા—એ પુરૂષો **આર્ગોનાટ** કહેવાયા.

મહાબળિયા હર્ક્યુલીસે આખા ગ્રીસમાં પોતાનું બળ જણાવ્યું હતું ને થેસ્યુસે દેશાટન કરી એશિઆ ખંડના પશ્ચિમ કાંઠાના લોકસાથે સંબંધ વધાર્યો હતો.

બારમા શૈકામાં ગ્રીસના રાજાઓ એકસંપ થઈ

* સીરિયાનું એક રાજ્ય નહોતું પણ ડમાસ્કસ, હામથ વગેરે શહેરોમાં જુદા જુદા સત્તાધારી હતા. એઓ યાહુદી રાજ્ય ને બીજાઓ સાથે લડાઈ કરતા અથવા સલાહ રાખતા. ઈ૦ સ૦ પૂ૦ ૯૪૦ માં સીરિયાના રાજાએ કેટલાંક આજુબાજુનાં રાજ્યોને પોતાની સત્તામાં આણ્યાં હતાં. એ રાજ્યને નિનેવેના રાજાએ ઊંધું વાળ્યું હતું.

† એ શહેરના રાજાની બેન ડૈડો એણે આફ્રિકાની ઉત્તરે કિનારા ઉપર કાર્થેજનું નવું સંસ્થાન થાપ્યું હતું—ઈ૦ સ૦ પૂ૦ ૮૯૦ માં (કેટલાક કહેછે કે ૧૨૨૩ માં). ઈરાનનાં સૈરસ, કમ્બાઈસિઝ ને ડરાયસ એના વખતમાં (૫૫૦–૪૮૦) કાર્થેજ જમીન ને દરિયો એ બંને ઉપર ભય ઊપજાવનારૂં હતું.

લશ્કરસાથે વહાણમાં ચઢી ટ્રોજન લોકની સામા લડવા ગયા. એ ચઢાઇ કરવાનું કારણ આ કે ટ્રોય નગરના **પ્રાયમનો** દીકરો **પારીસ** ગ્રીસના **લાસીડીમન** સંસ્થાનના રાજા **મેનલેઅસની** સ્ત્રીનું હરણ કરી ગયો હતો. દશેક વર્ષલગી તો ટ્રોજનોએ ગ્રીકને હંફાવ્યા, પણ પછી એઓએ શત્રુ રાજાઓનો મોટો સંહાર કરી યુક્તિ પ્રયુક્તિથી ટ્રોય લીધું, લૂંટયું, બાળ્યું અને ત્યાંના રાજ્યનો અંત આણ્યો (ઈ૦ સ૦ પૂ૦ ૧૧૮૪ માં).

ટ્રોયથી પાછાં આવતાં ને આવ્યા પછી લડવૈયા ગ્રીક બહુ બહુ આપત્તિમાં આવી પડવાથી કમજોર બની રહ્યા હતા. રાજ્યોમાં બખેડા થયા હતા. **એકીઅન** લોકે હકર્યુલીસના વંશજોને પેલો પોનીસસમાંથી હાંકી મૂકયા હતા, પણ એઓ ડોરીયન, ઇટોલિયન ને લોક્રિયન લોકની કુમકે પાછા ત્યાં આવી રહ્યા હતા. ડોરિયન લોકે પેલો પોનીસસ ઉપર હુમલો કરી તે લીધું ને **સ્પાર્ટાને** રાજધાની કરી (ઈ૦ સ૦ પૂ૦ ૨૧૦૪). એકીઅન લોકને ખસવું પડયું ત્યારે એઓએ એઓનિયન લોકની જમીનો છીનવી લીધી.

**આટિકાનો** પ્રદેશ ફળદ્રૂપ ન હોવાથી તે ઉપર કોઈ સાહસીક ટોળાએ નજર કરી નહિ. પણ નાસરણે આવેલા બહુ લોક ત્યાં આવી રહ્યા હતા. આથેન્સનો છેલ્લો રાજા **કોડરસ** ઈ૦ સ૦ પૂ૦ ૧૦૯૫ માં મુઓ ત્યારપછી લોકે રાજગાદી કહાડી નાંખી. **આરકન** એ ઉપનામના અધિકારીઓ ઠેરવી તેમને રાજ્યકારભાર સોંપ્યો. પહેલો આરકન, કોડરસનો દીકરો **મીડન** જીવ્યો ત્યાંલગી હતો, પણ પછવાડેથી વર્ષે વર્ષે નવ નવ આરકન નીમાતા થયા હતા.*

અગિયારમા શૈકામાં ઘણાક લોક ગ્રીસ છોડી બીજે દેશાંતરે ઇટલીમાં, ભૂમધ્ય સમુદ્રના ટાપુઓમાં ને એશિયામેનરમાં જઈ વશ્યા.

દશમા શૈકામાં **હીસિયડ ને હોમર** એ બે ગ્રીક કવિયો નામાંકિત થયા. હીસિયડે ગ્રીકનાં દેવદેવીઓનું અને દિવસદિવસનાં કર્મનું વર્ણન કર્યું છે. હોમરે **ઇલિયડમાં** ગ્રીક **ટ્રોજનની** લડાઈનું અને **ઓડીસીમાં યુલિસિઝ** જોદ્ધાને ટ્રોયથી પાછાં આવતાં ઘણી ઘણી વિપત્તિ પડી તેનું વર્ણન કર્યું છે. હીસિયડ ઈ૦ સ૦ પૂ૦ ૯૪૪ માં ને હોમર ૯૦૭ માં હતો.

* દશ દશ વર્ષે આરકન બદલાતા થયા તે ઈ૦ સ૦ પૂ૦ ૭૫૪ થી અને વર્ષો વર્ષ નવા થવા લાગ્યા તે ૬૮૪ થી.

## દર્શન ૪ થું.

ચંદ્રવંશી રાજ્ય-(દ્વાપરનો અંત ને કલિયુગનો પ્રારંભ).

આર્યાવર્ત્તમાં દ્વાપરને અંતે કૌરવપાંડવનું મોટું યુદ્ધ થયું ને તેમાં પાંડવો જીત્યા. એમાંના યુધિષ્ઠિરે હસ્તિનાપુરનું રાજપદ ધારણ કરી પોતાના નામનો શક પ્રવર્ત્તાવ્યો. છત્રીસ વર્ષ રાજ્ય કરીને પાંડવો હિમાળે ગયા ને કલિયુગનો આરંભ થયો. અર્જુનના દીકરાના દીકરા પરીક્ષિતે ૬૦ વર્ષ ને એના **જન્મેજયે** ૮૪ વર્ષ ને એના દીકરા **શતાનિકે** ૮૨ વર્ષ રાજ્ય કર્યું. પછી પચીસમા રાજા **ક્ષેમક**-ક્ષેમરાજને નંદકુળના **વિશારદે** મારી નાંખી ચંદ્રવંશી ગાદીનો અંત આણ્યો. મગધમાં (બહાર પ્રાંતમાં) જરાસંધના વંશજો રાજ્ય કરતા તેની સમાપ્તિ **નંદે** કીધી ને એના વંશજો રાજ્ય કરતા થયા એ રાજાઓએ ઘણાએક ક્ષત્રીઓનો સંહાર કીધો.

ઈરાનના બાદશાહ ડરાયસે સિંધુ ને સતલજ એ બેની વચમાંના પ્રદેશને જીતી પોતાનો એક સૂબો ગણ્યો હતો ને અહિં તેનો એક છત્રપ રહેતો.*

તત્ત્વજ્ઞાન વિષય ઘણો ચરચાયાથી અનેક મત ચાલ્યાં હતાં ને કેટલાક બ્રાહ્મણ પંડિતો પણ નિરીશ્વરવાદ પ્રગટ કરતા. વેદોક્તધર્મના આગ્રહી બ્રાહ્મણો કાળવર્ત્તમાનનો વિચાર ન કરતાં લોકને આચાર શુદ્ધિ વિષયનોજ બોધ કર્યા કરતા ને જાતીભેદ વધારતા. પરદેશી લોકના આવવાથી, રાજ્યોની અવ્યવસ્થાથી ને અનેક મતવાદથી લોકનાં મન પોતાના સંસારવ્યવહારમાં ને ધર્મવિષયમાં અતિ ચંચળ હતાં. પરિણામે આ જોવામાં આવ્યું કે કેટલાએક બ્રાહ્મણ તથા ક્ષત્રીઓએ મળીને વેદોક્ત ધર્મથી જુદો પણ તે કાળના સર્વ જાતિના લોકને અનુકૂળ આવે તેવો ધર્મ પ્રવર્ત્તાવ્યો. એ બૌદ્ધધર્મને પુષ્ટિ આપનાર નેપાળની તળેટીના એક પ્રદેશના ક્ષત્રી રાજાનો પુત્ર હતો. એ વિરાગી થઈ

* ઈજીપ્ટના સિસોસ્ટ્રિસ રાજાએ અને આસીરિયાની સેમિરામિસ રાણીએ અને ગ્રીસના બાકસે હિંદુસ્તાનમાં પોતાનાં લશ્કર મોકલ્યાં હતાં એમ કેટલાએક જણે લખ્યું છે. પણ તે હાલના વિદ્વાન માનતા નથી. ઈ૦ સ૦ પૂ૦ ૬૪૮ થી તે ૫૯૫ સૂધીમાં સીથિયન લોક હિંદુસ્તાનમાં આવેલા એમ માનવાને કારણ છે કે એજ કાળાંતરમાં તે ભટકતા લોક ઈરાન ઉપર પણ તૂટી પડયા હતા. તક્ષક વંશના દશ પુરૂષોએ હિંદુસ્તાનમાં રાજ્ય કીધું હતું એમ પુરાણોમાં લખ્યું છે તે સીથિયન હશે. ડરાયસે ઈરાનમાં ઈ૦ સ૦ પૂ૦ ૫૨૧ થી ૪૮૫ સૂધી રાજ્ય કર્યું. હિંદુસ્તાનના સૂબાની વસૂલાત ઈરાની રાજ્યની કુલ વસૂલાતનો ત્રીજો હિસ્સો હતો.

જ્ઞાન પામી ગયો બુદ્ધ–શાક્યમુનિ–ગૌતમ એ નામે પ્રસિદ્ધ થયો. એના મરણનું વર્ષ યૂરોપિયન પંડિતો ઇ૦ સ૦ પૂ૦ ૫૪૩ નું નક્કી કરેછે.* એ ધર્મમાંથી એક નવો ફાંટો નીકળેલો તે જૈનધર્મ કહેવાયો અને એનો ચોવીસમો તીર્થંકર **મહાવીર** વિક્રમ શકની પહેલાં ૪૭૦ વર્ષ ઉપર હતો એમ જૈન પુસ્તકોમાં લખેલું છે.

### ઇજીપ્ટ (ઇ૦ સ૦ પૂ૦ શૈકા ૧૦–૬.)

ઈજીપ્ટના એક રાજાની દીકરીને સોલોમન પરણ્યો હતો અને સૈશાકે જૂડીઆ ઉપર હૂમલો કર્યો હતો (૯૭૧.) રાજ્ય પ્રદેશોના બાર ભાગ કરવામાં આવ્યા હતા (૯૭૧ માં) ને અક્રેકમાં અક્રેકો રાજા રાજ્ય કરતો. એઓમાં પરસ્પર કલહ થયેથી પોતાનામાંના એક **સાંમેટિકસને** હાંકી કાહાડવામાં આવ્યો હતો, પણ એણે ગ્રીક લોકના મુસારદાર લશ્કરની મદદે પાછા આવી શત્રુઓને ભગાવ્યા ને પોતે એકલો સ્વતંત્ર રાજા થયો ને **મેમ્ફિસને** રાજધાની કરી. એણે પરદેશી વેપારીઓને બંદરોમાં આવવા દીધા ને વેપારને વધાર્યો. પૂર્વે આકૃતિરૂપ સંજ્ઞાવાળું લખાણ હતું, પણ એના રાજ્યથી વર્ણલિપિવડે લખાણ ચાલવા માંડ્યું. એ રાજાની પહેલાં એક સિસોસ્ટ્રિસ સિવાય બીજો કોઇ લડવૈયો જોસ્સાવાળો નહોતો. સામેટિકસે લોકના ઉપર ઝાઝો કરભાર મૂક્યાવિના રાજ્યને આબાદ કર્યું. એ ગ્રીક લોકનો પક્ષકારી હતો ને આથેન્સના લોક સાથે વધારે મેળાપ રાખતો.

એનો દીકરો ફેરો નીકો (૬૧૭–૬૦૧) એણે દેશો છતવાના મનસુબા કરી મોટી ગોઠવણો કરી હતી. યુફ્રેટિસ નદી સૂધીનો પ્રદેશ છતી લેઇને ત્યાં મોટું લશ્કર રાખ્યું હતું. જૂડાનો રાજા જોસાયા લડાઇમાં કપાઈ ગયો હતો ને તેનું રાજ્ય ઇજીપ્ટના તાબામાં ગણાતું. નીકોએ નૈલનદી ને રાતો સમુદ્ર એ બેને નહેરથી જોડી નાંખવાનું કામ ચલાવ્યું હતું, પણ તે પાર પડ્યું નહોતું–કહેવાયછે કે ૧૨૦૦૦૦) માણસ મરણ પામ્યાં હતાં. તેના હૂકમથી ફિનીશિયન વહાણોનો એક કાફલો ત્રણ વર્ષ આફ્રિકાની પ્રદક્ષિણા કરી આવ્યો હતો.

ઇ૦ સ૦ પૂ૦ ૬૦૯ માં આસીરિયાનો નેબુકડનેઝર બીજો એણે ઇજીપ્ટના રાજાને હરાવ્યો હતો, ને ત્યારથી ઇજિપ્ટના રાજ્યની સત્તા સરહદ બહારના પ્રાંતો ઉપરથી ટળી હતી. નીકો ૬૦૧ માં મુઓ ને તેનો દીકરો **સામિસ** રાજા થયો; એ છઠ્ઠે વર્ષે મુઓ ને **એપ્રિઈઝ** થયો તેને નેબુકડનેઝરે હરાવી મરાવી નાંખ્યો. એ પ્રમાણે ઇ૦ સ૦ પૂ૦ ૫૬૯ માં સામેટિકસના વંશની સમાપ્તિ થઈ. પછી આમાસિસ ગાદીએ બેઠો. એ એક ગ્રીક સ્ત્રી સાથે પરણ્યો હતો. ઈજીપ્ટના એજ રાજાએ સૈપ્રસ ટાપુ પોતાની સત્તામાં આણ્યો હતો. તેના રાજ્યમાં પિથાગોરસ, સોલન, થાલિસ એ પંડિતોએ નૈલ નદીનાં તટ જોયાં હતાં. તેણે કેટલાએક જુદા કાયદા જે વચમાં બંધ પડ્યા હતા તે પાછા ચાલુ કર્યા અને વર્ષે વર્ષે પોતાની પ્રજાની ગણતરી કરવાનો ચાલ કહાડયો. તેણે ૪૪ વર્ષ રાજ્ય કર્યું ને ઈરાનનો કમ્બેસિઝ તેના રાજ્ય ઉપર હૂમલો કરવાની તૈયારી કરતો હતો તેવામાં તે મુઓ. પછી સામેનિટસ રાજ્ય કરતો હતો તેવામાં (ઇ૦ સ૦ પૂ૦ ૫૨૫) ઇરાની લશ્કર નૈલ નદીને બંને કાંઠે ફરી વળ્યું ને એક લડાઇ કરી ઇજીપ્ટને પોતાના તાબામાં લીધું તે ફરી પાછું સ્વતંત્ર થયુંજ નહિ.*

### આસીરિયા. (ઇ૦ સ૦ પૂ૦ શૈકા ૬ સૂધી.)

આશર મૈનારમાં (બાબિલોનિયામાં) વશ્યો હતો, પણ પછી તેણે ઉત્તર તરફ નિનેવે ને બીજાં શહેરો વસાવ્યાં હતાં. એજ કાળે અથવા થોડુંએક પહેલાં નિમરોડ જે પણ બાબિલોનિયામાં વશ્યો હતો તેણે આશરને હાંકી મહેલ્યો હતો. પછી તેણે આસીરિયામાં જઇ આસરને હસ્તક થોડોક પ્રદેશ રહેવા દેઈ બાકીનો પોતાની સત્તામાં આણ્યો હતો. નિમરોડ પછી તેર રાજા થયા ને પછી ઇ૦ સ૦ પૂ૦ ૧૯૬૮ માં **નૈનસ** રાજા થયો. એણે બાબિલોનિયા, મીડીઆ, આર્મીનિયા ને બીજા પ્રાંતો તાબે કર્યા. બાકટ્રિયન લોક સામા થયા હતા પણ તેઓ પણ પછવાડેથી તાબે થયા હતા.

**નૈનસે** નિનેવે શહેરને ફરીથી ઘણું સુંદર બંધાવ્યું તેમ તેની સ્ત્રી સેમિરામિસે બાબિલનને વધારે સુંદર

* એક અગ્રેજ ૪૭૭ ઠેરવેછે. ચીનમાં કનફ્યુશિયસ જેણે રાજ્યમાં સર્વે પદવીનું માન મેળવ્યું હતું ને જેણે મોટા તત્વશોધક આચાર્યરૂપે ચીનાઓને નવો ધર્મબોધ આપ્યો હતો ને રાજ્યારા બાંધ્યા હતા તે ઇ૦ સ૦ પૂ૦ ૫૫૦ સેકમાં જન્મયો હતો. ગ્રીક તત્વજ્ઞાની પિથાગોરસ ૫૪૦–૫૧૦ સૂધીમાં હતો અને ઈરાનના જરતોસ્તને માટે કેટલાક કહેછે કે તે પણ તે કાળમાંજ હતો.

* મીનિસથી ગણતાં ૨૬ મો રાજવંશ પૂરો થયો. શિકન્દરના મરણ પછી ટોલેમીએ ૩૨૩ માં નવી રાજગાદી થાપી તે ઇ૦ સ૦ પૂ૦ ૩૦ સૂધી કલીઓપેટ્રાંના વખત સૂધી રહી ને પછી ઇજીપ્ટ રોમના રાજ્યનો પ્રાંત ગણાયો. સારાસેન ને મામેલ્યૂક એ લોકના તાબામાં અનુક્રમે આવ્યો ને હાલ તુર્કસ્તાનના તાબાનો ગણાયછે.

બંધાવ્યું–વીસ લાખ માણસ બે વર્ષ તે બાંધી રહ્યાં હતાં. એ રાણીએ બીજાં પણ કેટલાંક શહેર નવાં બંધાવ્યાં હતાં તેમ તેણે પોતાના રાજ્યમાં ઠામ ઠામ પાણીની નહેરો વાળી હતી. પહાડોને ખોદી સપાટ પ્રદેશ કર્યા હતા ને રસ્તાઓ બંધાવ્યા હતા. બેતાળીસ વર્ષ રાજ્ય કરીને ૬૨ વર્ષની ઉમરે સેમિરામિસે પોતાના દીકરા નીનિયસને ગાદી સોંપી. એ નીનિયસથી માંડીને તે સારડનપેલસ સૂધી જેટલા રાજા થયા તે સઘળાઓએ રાજકાજથી દૂર રહી મોજમઝામાં કાળ ગુજાર્યો હતો. ઈજીપ્ટના સિસોસ્ટ્રિસે આસીરિયાના રાજ્યઉપર ખંડણી નાંખી હતી, પણ રાજસત્તામાં હાથ ઘાલ્યો નહોતો.

સારડનપેલસ એ આસીરિયાનો છેલ્લો રાજા હતો. એ ઘણોજ વિષયાસક્ત ને આળસુ હતો તેથી તેના ઉપર તેની પ્રજાનો અભાવ થયો હતો. બાબિલનનો એક ઉપાધ્યો બેલેસિસ એણે મીડિઆના સૂબાઆરબેસિઝ સાથે ગોઠવણ કરી બંડ ઊઠાવ્યું. એની જાણ થતાંજ સારડનપેલસ થોડા દહાડા મહેલના એક ખૂણાના ઓરડામાં ભરાઈ રહ્યો, પણ પછી હિંમત આણી તેણે ભરોસાદાર લડવૈયાઓનું લશ્કર એકઠું કરી બલવાખોરોની સામા લડી તેઓને ત્રણ વાર હરાવ્યા. પણ નિનેવેનું લશ્કર જેણે બે વર્ષ સૂધી તો શત્રુની સામા ટકાવ કીધો હતો તેને કુમક કરવા રાજાને પાછું રાજધાની તરફ આવવું પડ્યું. તેવામાં વળી ટૈગ્રિસ નદીમાં પૂર આવ્યાથી કોટનો ઘણોક ભાગ પડી ગયો હતો ને શત્રુઓ ધશ્યા આવતા હતા. સારડનપેલસે શત્રુને હાથ ન મરવું એવા વિચારથી મોટી ચિતા ખડકાવી અને તેમાં તે પોતાની સ્ત્રીઓ તથા ધનમાલ સાથે બળી મુઓ–ઈ૦ સ૦ પૂ૦ ૭૫૯ માં.

પછી આસીરિયાનું બહુ મોટું રાજ્ય ત્રણ રાજ્યમાં વહેંચાયું;–નિનેવેવાળું ૧૩૦ પછી પાછું બાબિલનની સાથે જોડાયું; બાબિલનવાળું જે બેલસિસે હસ્તગત કરેલું તેનો ૨૨૦ વર્ષ પછી ઈરાનના **સૈરસે** અંત આણ્યો; અને મીડિઆનું રાજ્ય જે આરબેસિઝે સ્વતંત્ર પોતાનું કીધું તે પણ સૈરસે ઇરાની રાજ્યમાં ભેળ્યું. એ ત્રણ સંબંધી જાણવા જેવું આ પ્રમાણે છે:—

**નિનેવે**નું રાજ્ય સારડનપેલસના દીકરા **પલ્લ** એણે ચલાવ્યું ને એનો દીકરો **ટીગલેથ પીલેસર** એણે ૭૪૦ માં ઇસ્રાએલના રાજ્ય ઉપર હલ્લો કર્યો; ડમાસ્કસનું રાજ્ય ઊંધું વાળ્યું, એ બંને રાજ્યના કેટલાક લોકને બંદીવાન કરી પોતાના રાજ્યમાં આણી રાખ્યા અને જૂડીઆના રાજ્ય ઉપર ખંડણી નાંખી. તે ઓગણીસ વર્ષ રાજ્ય કરીને ૭૨૮ માં મુઓ. એનો દીકરો **શાલમેનેસર** એણે ઈસ્રાએલના રાજ્યની સમાપ્તિ કીધી (મંડાયા પછી ૨૫૪ વર્ષે) અને ફિનીશિયાનાં ઘણાંક સંસ્થાનો જીતી તે ઉપર ખંડણી બેસાડી. શાલમેનેસર ૭૧૪ માં મુઓ ને તેનો દીકરો **સેનાકરિબ** ગાદીએ બેઠો. તેણે જૂડીઆ ઉપર હલ્લો કીધો. પણ લશ્કરમાં મરકી ચાલવાથી તે **જરૂસલેમ** શહેર લેઈ શક્યો નહિ. એ બળાપામાં તે યાહુદીઓઉપર અતિશય નિર્દય થયો–તે દરરોજ ઘણાક જણને કાપી નંખાવતો. તેને તેના બે દીકરાઓ ૭૦૭ માં મારી નાંખી નાશી ગયા તેથી ત્રીજો દીકરો **એસારહેડ્ડન** ગાદીએ બેઠો. તેણે બાબિલનના રાજ્યમાં બખેડા તથા તેનો લાભ લઈને તે રાજ્યને ૬૮૦ માં પોતાના રાજ્ય સાથે જોડી નાંખ્યું. (બાબિલનમાં નિનેવેના અમલદાર ૬૪૭ સૂધી હતા). તેણે સીરિયા, ઈજીપ્ટ, એથિયોપિયા વગેરે રાજ્યોને તાબામાં રાખ્યાં હતાં. તે બેતાળીસ વર્ષ રાજ્ય કરી મુઓ ને તેનો દીકરો **નેબુકડનેઝર** એણે મીડીઆના **ફ્રેઓરટિસ**ને હરાવી કાપી નાંખ્યો (૬૨૫ માં). તેણે મોટું લશ્કર જૂડીઆમાં મોકલ્યું પણ તે હાર્યું અને ત્યાર પછી તેની જ્યાં ત્યાં હાર થતી ચાલી. તે બાવીસ વર્ષ રાજ્ય કરીને મુઓ. એના દીકરાના રાજ્યમાં **નેબોપોલાસ્સર** જે બાબિલનનો સૂબો હતો તેણે પોતાને સ્વતંત્ર રાજા કહેવડાવ્યું ને મીડીઆના રાજ્યસાથે મેળાપ રાખ્યો. પછી એ બંને રાજ્યનાં લશ્કરે નિનેવેને ઘેરો ઘાલી તેનો નાશ કર્યો. એથી નિનેવે આસીરિયાનું બીજીવારનું રાજ્ય બાબિલનના રાજ્યમાં ગણાયું (૬૨૫ માં).

**બાબિલન**ના રાજ્યમાં **નેબોનેસર** એણે ૭૪૭ માં પોતાના નામનો શક ચલાવ્યો. પછીના રાજા નિર્બળ થયા ને રાજ્ય ૬૮૦ થી તે ૬૨૫ સૂધી નિનેવેના રાજ્યમાં ગણાયું. **નેબોપોલાસ્સર** એણે પાછું તે સ્વતંત્ર કીધું. એની સત્તા વધી ગઈ જોઈ ઈજીપ્ટના **નીકો**એ યુફ્રેટિસ નદીની પશ્ચિમનો સઘળો મૂલક પોતાના તાબામાં આણવાને લડાઈઓ કીધી, પણ નેબોપોલાસ્સરનો દીકરો **નેબુકડનેઝર** (એ મોટો કહેવાયો છે) તેણે નીકોને હરાવ્યો ને જરૂસલેમને ઘેરો ઘાલ્યો. તેવામાં તેના બાપના મરણના સમાચાર આવ્યા તે ઉપરથી તે ઘણાક યાહુદીઓને બંદીવાન કરી સાથે લેઈ રાજગાદીએ બેસવાને બાબિલન પાછો આવ્યો (૬૦૪ માં). એ વર્ષથી યાહુદી લોક બાબિલનમાં કેદી રહ્યા. તેઓનો છૂટકારો ૭૦ વર્ષ પછી સૈરસે કીધો હતો.

નેબુકડનેઝરે બાબિલનના રાજ્યનો પૂર્ણ ઉત્કર્ષ કર્યો.

યહૂદીઆ, એડમ્યુમિયા, આમન, મોઆબ એ સંધાંને જીત્યાં. સીરિયાની સત્તા છેક તોડી પાડીને ઈરાનને તાબે કર્યું. તેણે જરૂસલેમને અઢાર મહિના ઘેરો ઘાલ્યા પછી ૫૮૭ માં લીધું. તેણે ઘણાંક ફિનીશિયન લોકનાં નગર લીધાં ને ઈજીપ્ટ તથા એથિઓપિઆને અગ્નિ તથા તરવારવડે પોતાની આણ માનતાં કીધાં; પાછાં બાબિલન આવીને તેણે વેપાર ઉદ્યમ હુન્નરને ઘણું ઉત્તેજન આપ્યું. નેબુકડનેઝર ૫૬૧ માં મુઓ ને તેના દીકરાને મારી નાંખીને **રિગ્લિસ્સર** (૫૫૯ માં) ગાદીએ બેઠો. એ સૈરસ સાથે લડતાં (૫૫૫ માં) મુઓ ને તેના દીકરાને નવ મહિના પછી તેની પ્રજાએ મારી નાંખ્યો. વળી પાછો અસલ રાજકુળનો **બેલશાઝર** ગાદીએ આવ્યો. એ મોજમઝામાં ગુલતાન રહેતો, પણ તેની ડાહી મા **નૈટોક્રિસ** જે રૂડી રીતે રાજ્ય ચલાવતી તેણે મીડિઆના રાજ્યના હુમલામાંથી બચાવવાને બાબિલનના કિલ્લાને મજબૂત કર્યો હતો ને લીડિયાના* રાજ્યસાથે મેળાપ રાખ્યો હતો. ઇ૦ સ૦ પૂ૦ ૫૪૫ માં થિમ્બ્રારાની લડાઈમાં મીડિઆનું મોટું લશ્કર હાર્યું, પણ પાંચ વર્ષ પછી સૈરસે બાબિલનના મોટા રાજ્યનો નાશ કરી પોતાના રાજ્ય સાથે જોડી નાંખ્યું.

મીડિઆ જૂના વખતથી આસીરિયાનો એક સૂબો ગણાતો, પણ ઈ૦ સ૦ પૂ૦ ૭૫૯ માં તે સ્વતંત્ર રાજ્ય થયું હતું. ડૈયોસીઝે ૫૩ વર્ષ રાજ્ય કર્યું (૭૩૩–૬૮૦) તેમાં તેણે માજી અને બીજા પાંચ જાતિના લોકને એકત્ર કરી એક રાજસત્તામાં રાખ્યા. ફ્રેઓર્ટિસ એણે ૬૮૦ માં ઈરાનને તાબે કર્યું. સૈઆક્સરીસ પેહેલો એણે (૬૪૮) સીથિયન લોક જેઓ એશિયામાં જ્યાં ત્યાં ફરી વળ્યા હતા ને જેઓ ઈજીપ્ટની સરહદ સૂધી પહોંચ્યા હતા તેઓ થકી પોતાના રાજ્યનું રક્ષણ કર્યું. તેણે બાબિલન સાથે મળીને નિનેવેનો નાશ કીધો. તે ૫૮૫ માં મુઓ ને તેનો દીકરો આસ્તૈઆજીસ મોટી સત્તા ધરાવનારો રાજા કહેવાયો.

## ઇરાન (ઇ૦ સ૦ પૂ૦ શૈકા ૬–૫).

એ પ્રદેશ ઘણો કાળ આસીરિયાની ને કેટલોક કાળ મીડિઆની સત્તા તળે હતો, તોપણ ત્યાંના કારભાર કરનારા અધિકારીઓ તો ઈરાનીઓજ હતા. ને તેમાં એક મુખ્ય અધિકારી રાજા જેવો હતો. ઇરાનની જૂની તવારીખમાં બાદશાહ **જમશીદ** જેને ગ્રીક લોક સૈરસના પૂર્વજમાંનો એક ગણેછે તેજ એક નામાંકિત હતો. ઇ૦ સ૦ પૂ૦ ૬૮૦ માં જ્યારે ઇરાન મીડિઆની સત્તામાં ગયું ત્યારે ત્યાંના લોકની દશ જાત હતી. ત્રણ જાત અમીર તથા લડવૈયાની ને એમાંની એક રાજસત્તા ચલાવતી; બીજી ત્રણ મહેનત મજૂરી કરનારી ને ચાર ભરવાડની હતી. ઇરાનીઓ સૂર્ય–અગ્નિને જગદીશ્વરનું ગુણ સ્વરૂપ માની પૂજતા ને ગ્રહતારાને પણ માનતા. મીડિઆમાં **માજી** નામના ધર્મોપાધ્યાયોએ ઈરાનીઓના ધર્મમાં ઘણુંક નવું ધર્મકર્મ દાખલ કર્યું હતું, પણ **જરતોસ્ત પેગંબરે** પાછો ફેરફાર કરી નાંખી ઇરાનીઓને નવોજ ધર્મબોધ કીધો.

ઈરાનના રાજા કમ્બૈસિઝનો દીકરો **સૈરસ (કેખુશરૂ)** એણે પોતાની માનો બાપ આસ્તૈઆજીસ જે મીડિઆનો રાજા હતો તેને લડાઈમાં હરાવી કેદ કીધો (૫૫૯ માં)ને મીડિઆના લોકે સૈરસને પોતાનો રાજા કરી માન્યો. તેણે ૫૪૬ માં લીડિયાના રાજ્યને ઊંધું વાળ્યું. એશિયા મૈનરમાં ગ્રીક લોકે વસાવેલાં શહેર હતાં તે સૈરસના સરદાર હારપેગસે તાબે કર્યાં. સૈરસે ૫૩૮ માં બાબિલનના મોટા રાજ્યનો અંત આણ્યો અને ત્યાંના રાજાએ ૫૦ હજાર યાહુદીઓને કેદ કર્યા હતા તેઓનો છૂટકારો કરી તેઓને વતન જવાની રજા આપી. ૫૩૬ માં તેનો મામો મરણ પામ્યો ને તેવામાં તેના બાપે પણ તેને ઈરાનની ગાદી સોંપી. પછી તે **માસાજીટે** નામના સીથિયન લોકની સાથે લડતાં કપાઇ પડ્યો. સૈરસ ઇરાનથી લશ્કર લેઈ દેશ

* એશિયામૈનરમાં ઘણાંએક નાનાં રાજ્યો હતાં, પણ તેમાં લીડિયાનું રાજ્ય ત્યાંના રાજા આલિઆટિસ્સે ઇ૦ સ૦ પૂ૦ સાતમા શૈકામાં સીથિયન લોકને પાછા હઠાવ્યા ત્યારપછી બહુ જોરાવર ગણાતું થયું. લીડિયન લોક પિલાસજીયન હતા તે પછવાડેથી હર્ક્યુલીસના વંશમાંના કોઈએ રાજ્ય માંડ્યું હતું. લીડિયા તથા મીડિઆ વચ્ચે ૬૦૧ ની ૩૦ મી સપ્ટેંબરે લડાઇ ચાલતી હતી તે સૂરજ આખો ઘેરાઈ ગયાથી બંધ પડી હતી. આલીઆટિસ્સનો દીકરો ક્રીસસ તેણે ૫૬૦ થી તે ૫૪૬ સૂધી રાજ્ય કર્યું. તેણે એશિયાનાં સઘળાં ગ્રીક સંસ્થાનોને પોતાની સત્તામાં આણ્યાં હતાં. જેવામાં તે પોતાના બાપની સાથે રાજ્ય કરતો તેવામાં સોલન, ઇસપ વગેરે કેટલાક ગ્રીક વિદ્વાનો તેની પાસે હતા. તેણે એક પ્રસંગે સોલનને પૂછેલું કે તારા જોવામાં શ્રેષ્ટ સુખી કોણ આવ્યું છે? સોલને ઉત્તર વાળ્યો હતો કે માણસે જ્યાં લગી પોતાની જીંદગી સુખમાં પૂરી નથી કીધી ત્યાં લગી તે પૂરો સુખી છે એમ કહેવાય નહિ. જ્યારે સૈરસની સામે લડાઈ કરતાં તે હાર્યો ને રાજધાની સાર્ડિસ શત્રુને હાથ ગઈ ત્યારે સૈરસના હુકમથી તે જીવતો બળી મરવાને ચિતા આગળ આવી ઊભો તરસે તેને સોલનનું કહેલું યાદ આવ્યું ને તેણે ત્રણ વાર સોલનનું નામ લીધું હતું. તેનું શામાટે નામ લીધું તે પૂછી તેનાં સૈરસે પણ સમજીને તેને જીવતો રાખી પોતાનો દોસ્ત કરી માન્યો હતો.

જીતવા પ્રથમ નીકળેલો તે ૫૬૦ માં; પણ ૫૩૬ થી તે ૫૨૯ સૂધી તેણે રાજ્ય કીધું. એના રાજ્યનો વિસ્તાર ભૂમધ્યસમુદ્ર તથા ઇજીપ્ટથી તે હિન્દી મહાસાગર સૂધી અને એથિઓપિયાથી તે યૂક્સૈન તથા કાસ્પિયન સમુદ્ર સૂધીનો હતો. સૈરસે **પર્સિપોલિસ** રાજધાનીમાં મોટો મહેલ બંધાવવો શરૂ કીધો હતો ને તે ઝેરક્સિઝની કારકીર્દીમાં પૂરો બંધાઈ રહ્યો હતો.

સૈરસની પછી કમ્બૈસીઝે ૫૨૧ સૂધી રાજ્ય કર્યું ને તેમાં ઈજીપ્ટને પોતાના રાજ્યસાથે જોડયું. ઈજીપ્ટથી પાછા આવતાં તેણે સાંભળ્યું કે માજી લોકે સ્મેર્ડિસ નામના એક શખ્સને રાજગાદીએ બેસાડવાની તજવીજ કીધી છે; તરતજ તે ઘોડા ઉપરથી નીચે કૂદી પડયો, પણ તેટલે તરવારનું મ્યાન નીકળી પડયું ને તેની જાંઘમાં જખમ થયું ને એથી તે મરણ પામ્યો. પછવાડેથી સ્મેર્ડિસ ઠગારને ખોળી કહાડી મારી નંખાવવામાં આવ્યો ને માજી લોકની પણ કતલ કરાવવામાં આવી હતી. ડરાયસ હિસ્તાસ્પિસે (૫૨૧ થી તે ૪૮૫ સૂધી) રાજ્ય કર્યું તેમાં તેણે ઐઓનિયન સંસ્થાની લોકનો એક સંપ હતો તે તોડયો અને થ્રેસ, માસીડન, પશ્ચિમ હિંદુસ્તાન ને આફ્રિકા એ પ્રદેશોમાં સત્તા બેસાડી. પણ સીથિયન લોકના ઉપર હુમલો કરતાં તે પોતે હાર્યો (૫૧૩ માં) ને ગ્રીસમાં તેના લશ્કરે મારેથનની લડાઈમાં ભારે હાર ખાધી (૪૮૦ માં). ડરાયસે લડાઈઓ કરીને પોતાનું રાજ્યબળ ઓછું કર્યું હતું, પણ તેણે પોતાના રાજ્યના વીસ સૂબા કરીને રાજ્યકારભારની ગોઠવણ ઘણી સારી કરી હતી.

### ગ્રીસ (ઈ૦ સ૦ પૂ૦ શૈકા ૯–૬).

**સ્પાર્ટા** સંસ્થાનમાં એક કાળે બબ્બે રાજા સાથે રાજ્ય કરતા. ઇ૦ સ૦ પૂ૦ ૮૮૪ માં એક રાજા બાળક હતો ને તેની વતીનો કારભાર તેનો કાકો **લૈકર્ગસ** કરતો. એણે પોતાના રાજ્યના લોકને કાયદા આપવાની જરૂર જોઈ પ્રથમ તો ક્રીટ જઈ મૈનસના કાયદાનો અભ્યાસ કીધો ને પછી એશિયા ઈજીપ્ટમાં જઈ ત્યાંના રાજ્યકારભારની રીત જાણી લીધી. અઢાર વર્ષ પ્રવાસ કરી તે પાછો સ્પાર્ટામાં આવ્યો. પછી તેણે રાજ્યમાં નવી વ્યવસ્થા કરી અને લોકને શપથ લેવડાવ્યા કે હું પ્રવાસ કરી પાછો આવું ત્યાંસૂધી કોઈએ મારા કરેલા ધારા ફેરવવા નહિ ને તે પ્રમાણેજ વર્ત્તવું. પછી તે પાછાં ન આવવાનો વિચાર કરી પ્રવાસ કરવા નીકળી પડયો.

લૈકર્ગસની રાજ્યનીતિમાં બે હેતુ હતા—એક આ કે રાજાઓને વંશપરંપરાથી જે મોટું માન મળેછે તે કાયમ રાખવું; અને બીજો આ કે લોક શૂરા ને સદ્‌ગુણી થાય—દેશાભિમાન ને યુદ્ધનીતિમાં મચ્યા રહે. ધર્મવિષયમાં તેણે નવો ફેરફાર કીધો તે આ કે દેવદેવીઓની મૂર્ત્તિઓને શસ્ત્ર ધારણ કરાવ્યાં. તેના કાયદાથી મરણ પામેલા યોદ્ધાઓને માનસ્મરણમાં સુંદર મિનારા નહોતા બંધાતા ને તેઓનો શોક પણ થતો નહોતો. બે રાજા સાથે રાજ્ય કરતા, પણ ૨૮ જણની રાજસભા હતી. જમીનની સરખી વહેંચણ કરવામાં આવી હતી–૯ હજાર વાંટા સ્પાર્ટનને ને ૩૦ હજાર લાકોનિયનને આપવામાં આવ્યા હતા અને ગુલામો તે સઘળી જમીન ખેડતા. લોઢાના શિક્કા ચાલતા. સ્પાર્ટન લોક એક ઠેકાણે સાથે જમતા. છોકરાંઓ તે રાજ્યની મિલ્કતમાં ગણાતાં ને જે ખોડવાળાં અથવા અશક્ત માલૂમ પડતાં તેઓને મારી નાંખવામાં આવતાં. સ્પાર્ટન છોકરાઓ મરણભયને ધિક્કારતા; વડિલ ઉપરીને આજ્ઞાંકિત રહેતા; ને દુસ્સાધ્ય સદ્‌ગુણ પ્રાપ્ત કરતા. તેઓ અડવાણે પગે ફરતા ને આખા વર્ષમાં એકજ વસ્ત્ર પહેરતા. વીસ વર્ષની વયે તેઓની કેળવણી પૂરી થતી. દેશભક્તિનાં થોડાંક ગીત મોઢે રાખવાં ને ટૂંકાં વાક્ય બોલી મનનો અભિપ્રાય કહી જણાવવો એજ તેઓનું ભણતર હતું.

સ્પાર્ટા ને મેસ્સેનિયા એ બે સંસ્થાન વચ્ચે લડાઈ ચાલી તેમાં પહેલી ૭૪૩–૭૨૩ સૂધી ને બીજી ૬૮૫ થી તે ૬૬૮ સૂધી; એ લડાઇઓનું છેવટ આ આવ્યું કે મેસ્સેનિયન લોક હાર્યા ને તાબે થઈ રહ્યા.*

* મેસ્સેનિયાનો પ્રદેશ રસાળ હતો તે ઉપર સ્પાર્ટાના પહાડી લોકની દાઢ હતી. મેસ્સેનિયન લોક સૂક્ષ્મ ને ખેતી કામ કરનારા હતા તોપણ લડવૈયા ઓછા નહોતા. જ્યારે ત્યારે બંને સંસ્થાનો વચ્ચે ટંટાના બનાવો બન્યા કરતા. પહેલી લડાઈમાં મેસ્સેનિયન આરિસ્ટોડીમસ દેશ રક્ષણને અર્થે પોતાની દીકરીનો દેવને ભોગ આપી લડયો હતો, પણ પાછળથી તે હાર્યો હતો ને તેણે પોતાની દીકરીની કબર ઉપર પોતાને હાથે પોતાનો શિરચ્છેદ કીધો હતો. બીજીવાર લડાઈ ચાલી તેમાં આરિસ્ટોમીનીસ મોટો સદ્‌ગુણી યોદ્ધો હતો. તેણે બહુ બહુ રીતે દેશનું રક્ષણ કરવાના ઉપાય કીધા, પણ ન ફાવ્યું ત્યારે તેને નાશી જવું પડ્યું હતું. સ્પાર્ટાના સૈનની સરદારી લંગડા ટીર ટયુસ નામના આથીનિયને કરી હતી—તે એક નિશાળનો મહેતાજી હતો; હથિયાર રાખતો પણ લડવૈયા દાખલ તે વખણાયો નહોતો; તેણે પોતાનાં જોડેલાં યુદ્ધગીતથી સૈનને ઉશ્કેરી જીતાડ્યું હતું. મેસ્સેનીઅનોએ ગુલામોની સાથે મળીને ત્રીજીવાર (૪૬૪–૪૫૫) લડાઈ કીધી હતી, પણ તેઓ હાર્યા હતા ને ઐથોમી શહેર સુમાવ્યા પછી નાસભાગ કરતા બીજે દેશ પેસતા જઈ રહ્યા હતા.

ક્લીઓમીનીજ રાજા (૫૧૫-૪૯૧) શૂરો પણ ઉદ્ધત હતો. તેણે **આર્ગોલિસ** સંસ્થાનના લોકને લડાઇથી છલ્યા. તેણે કેટલીક વખત આથેન્સના સહાય દાખલ ને કેટલીક વાર શત્રુ દાખલ લડાઈ કરી હતી.

**આથેન્સ**ના લોકે સ્પાર્ટાનું જોઇને અને પોતાનામાં કલહ થતો જોઇને પોતાને માટે કાયદા ઇચ્છ્યા. એ કામ તેઓએ **ડ્રેકો** આર્કનને સોંપ્યું (ઇ૦ સ૦ પૂ૦ ૬૨૪ માં). એ પુરૂષ જેવો કરડો તેવો ન્યાયી પણ હતો. તેના કાયદામાં મોટા તેમ નાના અપરાધને માટે મોતની શિક્ષા હતી તેથી તે ઘણો કાળ ચાલ્યા નહિ. વળી શ્રીમંત, વંધાદારી ને શરીરશ્રમ કરનારા એ ત્રણ વર્ગના લોકમાં રાજ્યનીતિ વિષયમાં ઘણાક મતભેદ પડ્યા હતા. ફળદ્રૂપ પ્રદેશના લોક શ્રીમંતોની મંડળીને રાજસત્તા આપવાને ઇચ્છતા, પહાડી લોક સૌ લોકનીજ સત્તા થાય તેમ ઇચ્છતા ને કિનારાના પ્રદેશના લોક ઇચ્છતા કે લોકે મત આપવું પણ રાજ્યવસ્થા રાખવાને થોડાએક અધિકારીઓ જોઇએ. ન્યાયાધીશો પક્ષપાતથી ન્યાય કરતા ને તેઓનાજ લેણદાર સામા થતા એ જોઈ લોકે બંડ ઊઠાવ્યું. પોતાનામાંથી એકને મુખી કરી તેઓએ બંદીખાનાં ખુલ્લાં કીધાં અને શસ્ત્ર ઊગામી જમીનની વહેંચણી, સઘળાં કરજની ફીટણી ને નવી રાજ્યનીતિ માગી. મોટી લડાઈ ઊઠત પણ તેટલામાં કોડ્રસનો એક વંશજ **સોલને** એ મિતસત્તાક રાજ્યનો કાયદા આપનારો અને આરકન ઠર્યો (ઈ૦ સ૦ પૂ૦ ૫૯૪ માં).*

સોલને ખૂનના સિવાય બીજા બધા કાયદા (ડ્રેકોના) રદ કર્યા. મિલ્કત પેદાશ પ્રમાણે લોકના વર્ગ કર્યા,† સઘળાં દેવાં માંડી વાળ્યાં, વ્યાજ ઓછું કીધું ને દેણદારને ગુલામ ન કરવા તથા તેઓનાં છોકરાં ન વેચવાં એવું ઠેરવ્યું. લોકની મંડળીઓમાં ને ઈનસાફની દરબારોમાં સર્વ વર્ગના લોકને આવવાનો ને મત આપવાનો હક્ક કર્યો. પણ ન્યાયાધીશો ને રાજસભાના ગૃહસ્થો ઉપલા ત્રણ વર્ગમાંથીજ નીમાતા કીધા. જે વર્ષને માટે જે આર્કન (મુખ્ય ન્યાયાધીશ) નીમાયો હોય તે વર્ષમાં તે કોઈ પણ લડાઈમાં જઈ શકતો નહિ. રાજસભામાં વૃદ્ધ, થોડાઘણા દ્રવ્યવન્ત ને માનવન્ત એવા ૪૦૦ નગરજન હતા ને તે ચિઠ્ઠીઓ નંખાઈ નીમાતા લોકની મંડળીઓમાં ચારે વર્ગના લોક હતા ને એઓને નવા કાયદા બહાલ રાખવાનો અથવા રદ કરવાનો, ન્યાયાધીશો પસંદ કરવાનો રાજસભાનાં સોંપેલાં કામોની ભાંજગડ કરવાનો અને રાજ્યસંબંધી મોટા ગુનાહના કામમાં વિચાર આપવાનો હક્ક હતો. વળી જેઓએ કોઈ વાર પણ આર્કનનું કામ કર્યું હોય તેવાઓની એક સર્વોપરી દરબાર કચેરી (**આરીઓપેગસ**) હતી તેને લોકમંડળીના ઠરાવ સુધારવાની અથવા રદ કરવાની તેમ લોકની ને આર્કનપણું કરેલું એવા શખ્સોની નીતિવિષે ચોકશી રાખવાની અને મોટા ગુનાહની તપાસમાં છેલ્લો નિવેડો આણવાની સત્તા હતી. સોલનના કાયદાથી **થેટિસ**–ચોથા વર્ગને–અનેક જાતના મિશ્ર લોકને રાજકાજમાં સત્તા મળી; અને જોકે એ વર્ગને રાજસભાનો ને એરીઓપેગસનો અંકોશ હતો તોપણ તેણે દહાડે દહાડે પોતાની સત્તા ઘણીજ વધારી દીધી.

એમ કહેવાયછે કે સોલને શપત ખવડાવ્યા હતા કે અમુક કાળ સૂધી તો તેઓએ કાયદા ફેરવવા નહિ ને પછી તે પ્રવાસ કરવા ગયો હતો. વીસમે વર્ષે તે પાછો આવ્યો ત્યારે તેણે લોકમાં પાછલા ટંટા ચાલતા જોયા. એ ટંટાઓનું છેવટ આ આવ્યું કે કોડ્રસનો એક વંશજ **પિસિસ્ટ્રેટસ** એણે રાજ્યસત્તા પોતાને હાથ કરી લીધી (ઈ૦ સ૦ પૂ૦ ૫૬૦ માં). તેણે સા-

* એ ઈ૦ સ૦ પૂ૦ ૬૩૮ માં જન્મ્યો હતો. એ કુલીન પણ નિર્ધન સ્થિતિમાં હતો તેથી તે પરદેશ જઈ વેપાર ધંધો કરતો ને પોતાને અવકાશ મળતો તેમાં તે વિદ્યાજ્ઞાન સંપાદન કરતો. તે કવિતા પણ કરતો. સાલેમિસ ટાપુને માટે, આથેન્સ ને માગેરા એ બે સંસ્થાનો વચ્ચે લડાઈ ચાલેલી તેમાં આથીનિયન લોકે હારીને પોતાનો હક્ક ઊઠાવી લીધો હતો. સોલને ૧૦૦ લીટીની કવિતા જોડી ગાંડાનો વેષ ધરી બજારમાં ગાઈ ને ઉપરથી આથીનિયન લોક પાછા ઉશ્કેરાયા હતા. એઓએ સોલનનેજ પોતાનો સરદાર કરી લડીને સાલેમિસમાં પોતાની સત્તા પાછી બેસાડી. પાછી લડાઈ ચાલી પણ સ્પાર્ટાએ આથેન્સના પક્ષનું મન આપ્યું તેથી તે ટાપુ આથેન્સનીજ સત્તાનાં રહ્યો. સોલનને સાલેમિસમાં જાગીર મળી હતી તે ઉપરથી તે સાલેમિસનો પણ કહેવાયછે. સોલન તે કાળના સાત મહા પંડિતોમાંનો એક ગણાતો–બીજા છ આ હતા. મૈલેટસનો થાલિઝ (૫૮૬ માં), પ્રૈએનીનો બૈઆસ (૫૮૬માં), લાસીડીમનનો કૈલો (૫૮૬), મૈટીલીનીનો પિટેકસ (૫૬૯), રહોડસનો કિલઓબ્યુલસ (૫૮૬), કોરિંથનો પેરીએંડર (૫૮૫). એ છેલ્લો પંડિત નહોતો પણ પંડિતોને આશ્રય આપનારો હતો એવું હાલના વિદ્વાનો કહેછે.

† જેઓને વર્ષનું ઉત્પન્ન ૫૦૦ બુશલ ધાન્ય હતું તે પહેલા વર્ગમાં, ૪૦૦ બુશલના ઉત્પન્નવાળા, બીજા વર્ગમાં, ૩૦૦ ના ઉત્પન્નવાળા, ત્રીજા વર્ગમાં અને એથી ઓછા ઉત્પન્નવાળા તે ચોથા વર્ગમાં. એક બુશલ તે સાત કે આઠ રતલ.

લેમિસની લડાઇમાં ખ્યાતિ મેળવી હતી. તેણે ભાષણની છટાથી તથા મળતાવડાપણાથી (સોલન સારીપેઠે સામો થયા છતાં) લોકને વશ કરી લીધા ને પછી અંગરક્ષક જનસમૂહને વધારી કિલ્લો લિયો ને શત્રુઓને હાંકી કહાડ્યા. પાંચ છ વર્ષ પછી પિસિસ્ટ્રેટસ જે પહાડી લોકનો મુખી હતો તેને સપાટ પ્રદેશના શ્રીમંત લોકના મુખી લેકર્ગસે કહાડી મૂકયો, પણ કાંઠા પ્રદેશના ઘણાક લોકની સહાયતાથી તે પાછો આવી સત્તા ચલાવવા લાગ્યો (ઈ૦ સ૦ પૂ૦ ૫૫૪ માં). તેણે પોતાના શ્વશુરપક્ષને અપમાન કરેલું ને એઓએ લોકને ઉશ્કેરેલા તેથી તેને વર્ષ પૂરૂં ન થયું તેટલામાં નાશી જવું પડયું પણ વળી ૫૪૨ માં તેણે પાછાં આવી સંબંધ, દ્રવ્ય ને સહાયસૈન્ય વધારી પાછી સત્તા મેળવી ને ૫૨૭ માં મુઓ ત્યાંસૂધી નીરાંતે ભોગવી.* પિસિસ્ટ્રેટસે વિદ્વાનોને આશ્રય આપ્યો, લોકોપયોગી પુસ્તકશાળા સ્થાપી, હોમરની કવિતાનો સંગ્રહ કરાવ્યો, જાહેરબાગની ગોઠવણ કીધી, ઈત્યાદિ કામો કર્યાં હતાં.

એની પછી એના દીકરા **હિપ્પારકસે** રૂડી રીતે રાજ્ય કીધું, પણ તે **હારમોડિયસ** તથા **આરિસ્ટોજીટન**† એ બેના શસ્ત્રઘાવથી ૫૧૪ માં પડયો; ત્યારપછી તેના ભાઇ **હિપ્પીઅસે** કરડા થઇ સત્તા ચલાવી. એ ઉપરથી આથીનિયન લોકે સ્પાર્ટાની સહાય માગી તેને કહાડી મૂકી આલ્કમીઓનીડી એને સત્તા આપી (૫૧૦ માં). હિપ્પીઅસ નાશીને ઇરાન જતો રહ્યો.‡

ઇ૦ સ૦ પૂ૦ ૫૦૮ માં કલીસથીનીસે સત્તા ચલાવી. એણે લોકની ચાર જાતિની દશ કીધી ને અક્કેકનાં સો સો મંડળ કીધાં; ઘણાક નવા લોકને નગરજનનો હક્ક આપ્યો ને ગુલામોને સ્વતંત્ર કીધા. તેણે સીપાણીમાં મત લખી આપવાનો ધારો કહાડયો કે જેથી લોક પોતાનામાંનો જે શત્રુ જેવો લાગતો તેની વિરૂદ્ધ તાબડતોબ મત આપી દેતા. ઐસાગોરસે કલીસથીનીસ પાસેથી સત્તા છીનવી લેવાને સ્પાર્ટાની મદદ માગી, પણ તે ફાવ્યો નહિ.

થોડાં વર્ષમાં આથેન્સ પોતાના સત્તાધારીઓના ત્રાસથી છૂટયું ને તેણે થીબ્સ સંસ્થાનના મદને ઊતાર્યો **ઉન્મત્ત કાલસીડિયન** લોકને શિક્ષા પહોંચાડી, **એજૈના**ના લોક સાથે લડાઇ કરી ટેક રાખ્યો અને સ્પાર્ટા–લાસિડીમન ઈર્ષ્યા કરતું તેની સામા પોતાનું બળ તેજ વધાર્યા કીધું. તે લડાઇયોથી મળેલી લૂંટ વડે મિનારા મકાન વગેરેથી શોભીતું થયું હતું. **હેલસ્પોંટના** ઉપર ઘણેક ઠેકાણે કોઠીઓ ઘાલવામાં આવી હતી તેથી ઉત્તર ગ્રીસમાં પણ તેનાં વગ વજન વધ્યાં હતાં. **એસના કેરસોનીસના કારડીઆ**માં **મિલટાએડિસનું** કુટુંબ રાજ્ય કરતું ને તે પોતાની રાની પ્રજાને સ્વદેશનાં નામને માન આપતાં શીખવતું હતું.*

સઘળાં સંસ્થાનના ગ્રીક એકઠા મળી નિયમિત કાળે દેવતા તથા શૂરવીર પુરૂષોના સ્મરણ નિમિત્ત કેટલાએક ઓચ્છવ કરતા, ને તેમાં ઓલિમ્પિયા નગરની પાસે **આલફ્યૂસ** નદીને તીરે ચાર ચાર વર્ષને આંતરે **ઓલિમ્પિક** નામનો થતો. એ ઓચ્છવ કરવાનો પ્રથમ આરંભ ઇ૦ સ૦ પૂ૦ ૧૩૫૪ માં થયેલો, પણ વચમાં તે બંધ પડયો હતો. નવમાં શૈકામાં તે પાછો ચાલતો થયો. તોપણ તેનો ખરો મહિમા તો ઇ૦ સ૦ પૂ૦ ૭૭૬ ના જુલાઈ મહિનાથી ચાલ્યો–એટલે એ વર્ષથી એ પહેલા ઓલિમ્પિયડના પહેલા વર્ષથી સઘળાં સંસ્થાનના ગ્રીક લોકે પોતાના વ્યવહારમાં કાળની ગણતરી કરવા માંડી–ચાર વર્ષનું એક **ઓલિમ્પિયડ**. એ ટાણામાં **એલિસ** સંસ્થાનને સૌ ગ્રીક પવિત્ર માનતા ને તે શત્રુના ભયથી મુક્ત રહેતું. સઘળો કારભાર એલિયન ગ્રીકજ કરતા. ગ્રીસનાં સઘળાં સંસ્થાનના ગ્રીકજ ભેગા થતા એમ નહોતું પણ પરસંસ્થાનના, ગ્રીક ને એશિઆ આફ્રિકામાંથી બીજા લોક તે ઓચ્છવખેલ જોવાને આવતા. એ ઓચ્છવખેલને અર્થે કોઈ એકાદો પુરૂષ સૌને બોલાવતો એમ

* હક્કદાર વારસની સામા થઇ અથવા લોકની ઇચ્છા ઉપરાંત થઇ જેઓ જબરી કરી સત્તા વધારતા તેઓને ગ્રીક લોક ટૈરંટ કહેતા. સોલન કહેતો કે પિસિસ્ટ્રેટસમાં સત્તાલોભ એજ એક દોષ હતો, બાકી બીજી સઘળી વાતે તે સદ્ગુણી સત્તાધારી હતો.

† એ બે શખ્સ સ્વતંત્રતાને અર્થે જ્યારે ત્યારે સત્તાધારીઓની સામા થતા. હારમોડિયસને હિપ્પારકસના રક્ષકજનોએ કાપી નાંખ્યો, પણ આરિસ્ટોજીટન નાશી ગયો—એ પછવાડેથી પકડાયો હતો ને હિપ્પીઅસે મરણની સજા કરી હતી.

‡ એ બનાવ ગ્રીસ ને ઈરાન વચ્ચે લડાઈ ચાલી તેનું મૂળ કારણ કહેવાયછે.

* નવમા શૈકાને અંતે આરગોલિસના હેલીનિક લોકનું એક ટોળું અમેથીઆમાં જઇ વસ્યું હતું ને માસીડનના રાજ્યનો પાયો નંખાવા જેવું થયું હતું. ઇ૦ સ૦ પૂ૦ ૫૧૦ માં તે લોક ઈરાની રાજ્યના તાબામાં ગયા, પણ ગ્રીક લોકના તે રાજ્ય ઉપર જય થયા તેથી તેઓ ઈરાની ઝુંસરીથી પાછા છૂટયા હતા. પ્લાટીની લડાઈથી (૪૭૯) તેઓ સ્વતંત્ર થયા હતા; તોપણ શિકંદરનો બાપ ફિલિપ એનાજ રાજ્યસાં માસીડન એ ગ્રીક રાજ્યોમાંનું એક ગણાવા લાગ્યું હતું.

નહોતું, પણ ઘણાંખરાં શહેરની રાજમંડળીની તરફથી ઠામ ઠામ નોતરાં જતાં; અને ભોગ થએલા લોક ઓલિમ્પિયાના દેવના મેમાન રૂપે મનાતા. જ્યાં અખાડા રચાતા તે જગા જ્યી પુરૂષનાં પૂતળાંઓથી શણગારવામાં આવતી. ત્યાં અનેક પ્રકારની કસરત થતી; પગદોડ, ઘોડદોડ, રથદોડ થતી ને પુસ્તક વંચાતાં તથા ભાષણો થતાં. જે જન જીતતો અથવા શ્રેષ્ઠ જણાતો તેને **લોરલ** અથવા **ઓલિવ** ઝાડનાં પાતરાંનો માત્ર હાર પહેરાવવામાં આવતો. એ માન સઘળા ગ્રીકની તરફથી અપાયલું મનાતું ને જેને મળતું તેનાં કુટુંબનાં તથા નગરનાં જન પોતાને માન મળ્યું સમજતા. આથેન્સમાં આવો ધારો હતો કે ત્યાંનો કોઈ જીતતો તેને બસેંક રૂપિઆ બક્ષિસ આપવામાં આવતા ને તેને ન્યાયાધીશની ટેબલપાસે બેસવાનો હક્ક મળતો; અને સ્પાર્ટામાં આવો ધારો હતો કે તેને રણસંગ્રામમાં ઉંચી પદવી આપવામાં આવતી. ઓલિમ્પિયામાં ને તેના પોતાના નગરમાં તેનો વરઘોડો કહાડવામાં આવતો અને તેનાં તથા તેના બાપદાદાનાં તથા નગરનાં યશગીત ગવાતાં.

**રોમ** (ઈ૦ સ૦ પૂ૦ શેકા ૮–૬).

ઈટલી દેશમાં જુદી જુદી જાતના ને જુદી જુદી બોલી બોલતા ને જુદી જુદી સ્થિતિના લોક વસતા હતા ને એઓ પરસ્પર લડાઈઓ કરી એકમેકને અહિંથી તહિં ને તહિંથી અહિં એમ ખસેડતા હતા. ઈ૦ સ૦ પૂ૦ બારમા શૈકામાં મૂળ વતની લોકે **જોરાવર** થઇ બીજા સૌને ખસેડી દીધા હતા. એ લોક પોતાના રાજા **લાટિનસ**ના નામ ઉપરથી **લાટિન** કહેવાતા. કેટલાક કહેછે કે ટ્રાયની લડાઈમાંનો **ઈનીઅસ** યોદ્ધો ઈટલીમાં આવી લાટિનસની દીકરીને પરણ્યો હતો ને **લાવીનીયસ** વસાવી ત્યાં રાજ્ય કરતો. એના વંશનો તેરમો **પ્રોકાસ** હતો. એને બે દીકરા **ન્યુમિટર** ને **આમ્યુલિયસ** એ પરસ્પર દ્વેષ રાખી લડતા તેમાં આમ્યુલિયસનું ફાવ્યું હતું, પણ ન્યુમિટરના દીકરાના દીકરા **રોમ્યુલસ ને રીમસ** એ બે ભાઇઓએ આમ્યુલિયસને ગાદી ઉપરથી ઊઠાડી મેહેલ્યો હતો.

રોમ્યુલસ બાળપણમાં ઘેટાં ચરાવતો. તે ન્યુમિટરને ગાદીએ બેસાડી પોતે પોતાના ત્રણેક હજાર લુંટારા સાથીઓસાથે **પાલેસ્ટૈન** ડુંગરીઉપર **આલબા** થયો ઘેરેક છેટે વશ્યો અને ખુનીઓ તથા નાશી આવનાર ગુલામોને આશ્રય આપી તેણે વસ્તી વધારી. એ રીતે **ટૈબર** નદી ઉપર મોટું ગામ વશ્યું ને તે **રોમ** કહેવાયું (ઈ સ૦ પૂ૦ ૭૫૩). ગામમાં સ્ત્રીની વસ્તી નહોતી માટે તેણે એક ઓચ્છવ ખેલ કરવો ઠેરવ્યો ને પડોસના રાજ્યના લોકને જોવા તેડ્યા. **સબૈન ને લાટિન** લોક જોવાને આવ્યા એટલે જુવાનીઆ તેઉપર ધશ્યા ને સ્ત્રીઓને ઉપાડી લેઈ નાઠા. એ ઉપરથી ભારે લડાઈ ચાલી, પણ પછી સબૈન સ્ત્રીઓએ ચાલતી લડાઈમાં ધશી આવી પોતાના ધણી તથા બાપ એઓને કહ્યું કે હવે પતાવી નાંખો. સલાહ થઈ ને તેમાં ઠર્યું કે બન્ને રાજ્ય એકઠાં કરવાં ને બન્ને રાજા સાથે રાજ્ય કરે. એ રીતે રોમમાં બે રાજા રાજ્ય કરતા, પણ પછવાડેથી સાથી રાજાને અદાવતીઆઓએ મારી નાંખ્યો ત્યારે રોમ્યુલસ એકલોજ રાજ્ય કરતો થયો. તેણે પોતાની પ્રજાના **(પાટ્રિશિયન)** (શ્રીમંત) ને **પ્લીબિયન** લોક એવા બે વર્ગ કર્યા, ધારા બાંધ્યા અને એક રાજસભા ઠેરવી. તેણે સબૈન લોકની ઘણીક રીતભાત પોતાના લોકમાં દાખલ કરી. કેટલેક વર્ષે તેણે ઘણો જૂલમ કરવા માંડ્યો ને રાજસભાસદોએ વાવાઝોડાના અંધારામાં તેને મારી નાંખ્યો (૭૧૫ માં). તેઓએ તેનું શબ સંતાડી રાખ્યું ને બૂમ ચલાવી કે તેને સ્વર્ગમાં લેઈ જવામાં આવ્યો છે ને તે દેવ થયો છે; ને પછી **કિવરિનસની** ડુંગરી ઉપર તેનું દહેરૂં બાંધવામાં આવ્યું હતું.

એક વર્ષ લગણ તો રાજસભાએ સત્તા ચલાવી, પણ પછી **ન્યૂમા પોમ્પિલિયસ** નામના સબૈનને ગાદીએ બેસાડ્યો. રોમ્યુલસે લોકને લડવૈયા કીધા હતા ને ન્યૂમાએ હુનર ધન્ધા શીખવ્યા. તેણે લૈકર્ગસના કાયદા ઉપરથી નવા કાયદા કીધા અને પૂજન તથા બીજી ધર્મક્રિયાનો વિધી નક્કી કર્યો. તે ૪૩ વર્ષ રાજ્ય કરીને ૬૭૨ માં મરણ પામ્યો. **ટલ્લસ હોસ્ટિલિયસ**ના રાજ્યમાં (૬૬૭ માં) આલબન લોક સાથે લડાઈ ચાલી તેમાં રોમની તરફથી ત્રણ ભાઈ **હોરેશિયૈ,** આલબન તરફના ત્રણ ભાઈ **કયુરેશિયૈ**સાથે લડ્યા ને જીત્યા અને અલાબા રોમના રાજ્યમાં જોડાયું. ચોથો રાજા આંક્સ માર્શિયસને કરવામાં આવ્યો તે સારો કહેવાયો. (૬૧૬ માં) ટાર્કિવન રાજા થયો તેણે શહેરને પથ્થરનો કોટ કરાવવા માંડ્યો, રાજસભાસદની સંખ્યા ૩૦૦ ની કીધી અને કેટલાંક લોકોપયોગી કામો કર્યાં આંક્સ રાજાના દીકરાઓએ બે મારાઓ મોકલી ટાર્કિવનને મરાવી નાંખ્યો ને પોતે નાશી ગયા. (૫૭૮ માં) ટાર્કિવનનો જમાઈ સર્વિયસ ટલ્લિયસ રાજા થયો. તેણે રોમના રાજ્યને પડોસનાં રાજ્યોમાં મુખ્ય ગણાતું કર્યું. શહેરનો કોટ પૂરો કરાવ્યો, મૂલકની મહાલમાં વહેંચણ કરી, વસ્તી

ગણવાનો ધારો કહાડયો, દોલત પ્રમાણે લોકના વર્ગ અને અક્કેકા વર્ગના સોસો વિભાગ કીધા. એ રાજાને તેના જમાઇ **ટાર્કિવને** ઠાર કર્યો ને પછી એ રાજસભાની મંજૂરીયત લીધાવિના રાજા થયો ને **મગરૂબ** એ ઉપનામે ઓળખાયો. તેણે લોકથી ન સહન થાય તેવા જૂલમી કાયદા કીધા અને અંગ સંભાળવાને ઘણાં માણસો રાખેલાં હતાં તેને બળે તેણે શ્રીમંત લોક ઉપર પણ બહુ જૂલમ ગુજાર્યો. તોપણ તેણે રોમના રાજ્યનું ઉપરીપણું બીજાં રાજ્યો પાસે કબૂલ રખાવ્યું હતું. તેના દીકરાએ **લ્યુક્રેશિયા** નામની સ્ત્રી ઉપર બળાત્કાર કર્યો તે ઉપરથી લોકે ટાર્કિવનને તેનાં કુટુંબ સહિત રોમમાંથી કહાડી મૂક્યો.—ઇ૦ સ૦ પૂ૦ ૫૦૯ માં.

---

## દર્શન ૫ મું.

### (ઈ૦ સ૦ પૂ૦ શૈકા ૫–૪).

### ઈરાન.

ડરાયસ (૫૨૧–૪૮૫) પછી ઝેર્કિસઝ ગાદીએ બેઠો; તેણે ઇજીપ્ટના બળવાખોરોને શિક્ષા કીધી અને ત્યાંના લોકના ઉપર કરડો અમલ કરવાને પોતાના ભાઇને મૂકયો. તેના બાપે યાહુદીઓને હક્ક આપ્યા હતા તે તેણે કાયમ રાખ્યા. તે ૪૮૦ ના વસંતમાં મોટું લશ્કર લેઈ ગ્રીસ જીતવાને નીકળ્યો, પણ થર્મોપિલી, સાલેમિસ, પ્લાટીઆ ને મૈકેલ આગળની લડાઇઓમાં ભારે હાર ખાઈને પાછો આવ્યો. તે ઘણો ઘાતકી ને વ્યસની હતો. તે ૪૬૫ માં ખૂનીઓને હાથે મુઓ ત્યાર પછી સત્રપોએ બખેડા જગાવ્યા ને એમાંના કેટલાએક તથા ગ્રીક સંસ્થાનીઓ સ્વતંત્ર થયા. બાદશાહો મોજીલા થયા હતા, દરબારમાં સ્ત્રીઓનું ચલણ ચાલતું, સત્રપો એક બીજા સાથે લડતા, ને ગાદીના વારસાને માટે વાંધા ઊઠતા એ કારણોથી ઈરાનનું રાજ્ય કમજોર થઈ રહ્યું. વચમાં, આથેન્સ તથા સ્પાર્ટાના ઝગડામાં ઇરાની રાજ્યે ૩૮૭ માં તે બંનેનું સમાધાન કરી, એશિયાનાં ગ્રીક સંસ્થાનો પોતાની સત્તામાં રાખવાં ઠેરવી પોતાનું મોટપ રાખ્યું હતું; અને (૩૫૯–૩૩૮) ઈજીપ્ટને પાછું પોતાની સત્તામાં લીધું હતું. આરબેલાની લડાઈથી ઈરાનનું રાજ્ય જે વિસ્તારમાં હિંદુસ્થાનના કરતાં ત્રીજે હિસ્સે વધારે હતું તેને જોતાં જોતાંમાં શિકંદરે ઊધું વાળ્યું–(૩૩૧ માં)–છેલ્લો બાહશાહા **ડરાયસ** (દારા) નાઠો ને પોતાનાજ સત્રપને હાથે માર્યો ગયો.

### ગ્રીસ.

ઈરાનની રાજસત્તામાં આવેલા ઐઓનિયન સંસ્થાનના ગ્રીકે આથીનિયનની મદદથી બળવો ઊઠાવેલો ને સાર્ડિસ શહેર બળીગએલું (૪૯૯) તે ઉપરથી અને ઈરાનની દરબારના આશરામાં જઈ રહેલા **હિપ્પિયસ** ગ્રીકની ઉશ્કેરણીથી ડરાયસે એકલાખ વીસ હજાર માણસનું લશ્કર છસેં વહાણ ભરી ગ્રીસ મોકલ્યું. **ડેટિસ ને આરટેફરનિસ** એ બે સરદારોએ હિપ્પિયસના દેખડાવ્યા પ્રમાણે પોતાનાં લશ્કરને આથેન્સની ઈશાને ૧૫ મૈલ ઉપર **મારેથન**ના મેદાનમાં છાવણી કરાવી (૪૯૦ માં).

આથીનિયન લડાઈ આપવાને સામા ચાલ્યા. સત્તાધારીઓએ કામ લાગે તેવા સૌ નગરજનને અને સ્વતંત્ર થવાની ઇચ્છા રાખનારા ગુલામોને પણ હથિયાર બંધાવ્યાં. ધારા પ્રમાણે દશ સરદાર નીમાયા ને તેમાં એક મુખ્ય થયો ને બંને તરફનાં લશ્કર એક મૈલને અંતરે સામસામાં ઊભાં. કેટલાક સરદારો બોલ્યા કે સ્પાર્ટાની મદદ માગી છે માટે ત્યાંથી આવનાર લશ્કરની વાટ જોવી, પણ મિલટાએડિસે કહ્યું કે હિપ્પિયસ ઈરાનના સોનાવડે લાંચ લાલચથી નગરમાં ને છાવણીમાં ખટપટ કરવે ચૂકે તેવો નથી ને સામું લશ્કર બહુ મોટું છે માટે હવે વધારે ખોટી રહેવામાં હાનિ છે. પછી મુખ્ય સરદારે લડાઈ શરૂ કરવાનો હૂકમ આપ્યો ને એકેક સરદાર વારાફરતી સરદારી કરતો થયો.

મિલ્ટાએડિસની સરદારીમાં ગ્રીક લશ્કર કંઈક ઊંચી જમીન ઉપરથી દુશ્મન ઉપર એવું તો ધશીને તૂટી પડયું કે ભેળંભેળા થઇ ગઈ અને એમાં ઇરાનીઓ છૂટે ને ઊતાવળે હાથે હથિયાર વાપરી શક્યા નહિ; તેઓની વચલી ટૂકડીએ ટક્કર લીધી પણ ગ્રીક લશ્કરની પાંખ ટૂકડીઓએ ઈરાનીઓને કિનારા તરફ હાંકી કહાડ્યા. એઓને કાદવવાળી જમીનમાં મુસીબતથી લડતા રાખી મિલ્ટાએડિસે પોતાની પાંખ ટૂકડીઓને એકઠી કરી દેઈ ધસારો કીધો ને ઈરાની ફોજની જબરી વચલી ટૂકડીને વાઢી નાંખી. રહેલી ફોજમાંના કેટલાએક નાસભાગ કરતા કાદવ પાણીમાં મુઆ ને કેટલાક પોતાનાં વહાણોપર ચઢી ગયા. એ હાર પછી ઇરાનીઓએ આટિકાના દક્ષિણ પ્રદેશ ઉપર હલ્લો કરવાને વહાણ ઉપાડ્યાં, પણ આથીનિયનો થોડુંક લશ્કર લૂંટની તથા કેદીની ચોકી કરવાને રાખી કિનારેથી વહાણો દેખાતાં થયાં તેની પહેલાં આથેન્સ આવી પહોંચ્યાં હતાં. ઈરાનીઓએ નિરાશ થઈ વહાણ

પાછાં ફેરવ્યાં. એ જયથી આથેન્સમાં મિલ્ટાએડિસની સત્તા વધી. તેણે પેરોસ ટાપુ ઉપર ચઢાઈ કરી, પણ તેમાં તે હાર્યો. તેના ઉપર રાજ્ય અપરાધ મૂકવામાં આવ્યો ને ન્યાયથી ઠર્યું કે તેણે પોતાનું ખાનગી વેર લેવાને પેરોસ સાથે લડાઈ કરાવી રાજ્યને મોટા ખર્ચમાં નાંખ્યું માટે લડાઇનો ખર્ચ ને ૫૦ ટાલેંટ (૧,૨૧,૮૭૫ રૂપિઆ) દંડ આપે. એ દંડ તેનાથી અપાયો નહિ ને તે કેદમાંજ મુઓ (૪૮૯ માં).

**આરિસ્ટાએડિસ ને થેમિસ્ટોક્લિસ** એ બે જણે કારભાર કરવામાં આગળ પડી આથેન્સના પ્રજાસત્તાક રાજ્યને વિશેષ બળવાન ને કીર્ત્તિમાન કીધું. તે બેમાં એક શ્રીમંત કુળનો પણ નિર્ધન, દેશાભિમાની, ડાહ્યો ને ન્યાયી હતો અને આથેન્સના લોકમાં તે વીરલો હતો માટે તેને **ન્યાયી** એ વિશેષણ પણ જોડાયું હતું. બીજો, એક ઉપાધ્યાયકુળનો, વગવસીલાવાળો, વિચક્ષણ, સમય સ્થિતિ સમજી જઈ તે પ્રમાણે વર્ત્તનારો ને દૂરદર્શી હતો. બંને ગ્રીસના રાજ્યને મોટાઈ અપાવવાને મહેનત લેતા, પણ એક, એકલો જાતે તથા સૂધે રસ્તે ને બીજો ઘણાને સાથે રાખી ખટપટથી. રાજકાજની ચર્ચામાં થેમિસ્ટોક્લિસ જ્યારે ત્યારે સત્તાવાળાઓની સામો થતો. તેણે ૪૮૩ માં વિના આરોપ ને વિના અન્યાય આરિસ્ટાએડિસને માટે ઓસ્ટ્રાસિઝમથી ઠરાવ કરાવ્યો કે તેણે સ્વરાજ્યમાં ન રહેવું. પછી એકલા થેમિસ્ટોક્લિસનુંજ રાજ્યમાં ચલણ થયું. ૪૮૧ માં આરકન થયા પછી તેણે **લોરિયમ**ના પહાડની ખાણોમાંથી રૂપું નીકળતું તેને વિષે ઠરાવ કરાવ્યો કે તે નાણું નગરજનને વહેંચી ન આપતાં લશ્કરી વહાણો બંધાવવામાં વાપરવું. એ ઠરાવ તેણે અમલમાં આણ્યો ને આથેન્સનું દરિયાઈ જોર વધ્યું.

જ્યારે ઝેર્કિસઝ ગ્રીસ ઉપર ચઢી આવવાની સાર્ડિસમાં તૈયારી કરતો હતો તેવામાં સ્વતંત્ર રાજસુખને ઇચ્છનારા ગ્રીક સંસ્થાનોના મુખીઓએ એકસંપીલા થઈ રહેવાને સભા ભરીને કેટલીક ગોઠવણ કરી રાખી. ઝેર્કિસઝે લશ્કરી વહાણના કાફલાઓ ઉપરા ઉપરી મોકલ્યા ને પોતે વીણી રાખેલાં લશ્કર સાથે ઉપલે ખુશકીને રસ્તેથી ગ્રીસમાં ઊતર્યો. એક પાસથી દરિયામાં ને બીજી પાસથી જમીન ઉપર લડાઇ ચાલી. ઝેર્કિસઝ ફતેહ કરતો કરતો **થેર્મોપિલી**ની નેળ લગી આવી પહોંચ્યો. એ ઠેકાણે સ્પાર્ટાનો રાજા **લીઓનિડાસ** ૧૨ હજાર લશ્કર સાથે ઈરાનની મોટી ફોજને ટક્કર આપવાને વાટ જોઈ ઊભો રહેલો તેણે બે દહાડા લગી તો લડાઈ કરી દુશ્મનની ફોજને હંફાવી; પણ પછી એક દેશદ્રોહી ગ્રીકે ઝેર્કિસઝને એક ડુંગરીની વાટ દેખાડી તે ઓળંગવાનું કહ્યું. લીઓનિડાસે જાણ્યું કે હવે બચવું કઠણ છે ને તેણે લશ્કરના મોટા ભાગને વીદાય કીધો. ત્રણસેં **સ્પાર્ટન,** મરવું કબૂલ કરી રહેલા એવા ચારસેં **થેસ્પિયન,** સો **થીબન, મૈસિની**ના ૮૦ લડવૈયા અને બીજા ગુલામો મળીને બે હજાર માણસ ઈરાની ફોજના મોજાઓની સામા મચ્યા. થીબન સિવાય બીજા સૌજ કપાઈ પડ્યા (૪૮૦ માં). ઝેર્કિસઝે આગળ વધી આથેન્સ લૂંટયું ને બાળ્યું.–રહેવાશીઓ આગળથીજ આજુબાજૂના ટાપુઓમાં જઈ રહ્યા હતા. ચોથી આગસ્ટે થેર્મોપિલીની લડાઇ થઈ તે રાતે દરિયામાં પણ એક લડાઇ થઈ હતી. વીસમી અક્ટોબરે **સાલેમિસ**ની ખાડીમાં ગ્રીકનાં ૩૮૦ વહાણને ઇરાનીનાં ૧,૦૦૦ વહાણ સામા લડાઈ ચાલી ને તેમાં ઇરાનીઓની પૂરેપૂરી હાર થઇ તે ઝેર્કિસઝે એક ટેકરી ઉપર બેશી ક્ષોભ પામતાં જોયાં કીધી. ઝેર્કિસઝ ૩ લાખ માણસ **માર્ડોનિયસ**ને સોંપી ઉતાવળો પાછો પોતાના રાજ્ય તરફ વળ્યો. બીજે વર્ષે **પોસેનિયસ** ને આરિસ્ટાએડિસ* એ બેની સરદારી તળે ગ્રીક લશ્કરે **પ્લાટીઆ**ની લડાઇમાં ઈરાનીઓને હરાવી ભગાડ્યા ને તેજ દહાડે એશિયા મૈનરમાં **મૈકેલ**થી થોડેક દૂર વહાણની લડાઇ થઈ તેમાં તેઓના રહ્યાં સહ્યાં વહાણોનો પૂરેપૂરો નાશ થયો.

સાલેમિસમાં મળેલી જીતથી ગ્રીક લોકની સ્થિતિ ઉપર દેશમાં ને પરદેશમાં મોટી અસર થઈ. તેઓ સ્વદેશનું રક્ષણ કરતાં પરરાજ્ય ઉપર ચઢાઈ કરતા થયા. એશિયામાંના ગ્રીક લોકને અમારે ઈરાનના રાજ્યના જૂલમમાંથી છૂટા કરવા જોઇએ એ બહાને તેઓએ લડાઇ કરવી જારી રાખી. ગ્રીસમાં તે ધામધુમના વખતમાં **સ્પાર્ટા** સંસ્થાન મુખીપણું કરતું, પણ પોસેનિયસના મરણ પછી આથેન્સે તે કરવા માંડયું. એ ઉપરથી સ્પાર્ટ જ્યારે ત્યારે અરિસ્યાથી વંકાયું રહેતું. ગ્રીસમાં આથેન્સના રાજ્યનું પ્રબળ થતું હતું તેમ ત્યાં વિદ્વાનો પણ પ્રગટ થતા દેખાતા હતા–નાટક લખનારામાં એસક્લિસ ૫૨૫ માં જન્મ્યો હતો, ને તે મારેથન, સાલેમિસ, ને પ્લાટીઆની લડાઈમાં હતો.

* પોસેનિયસ લીઓનિડાસનો ભત્રીજો થતો. રાજ્ય બહાર રહેલા આરિસ્ટાએડિસે પોતાની તરફનું થોડુંક નવું લશ્કર ઊભું કરી સાલેમિસની લડાઈને પ્રસંગે ઈરાનીઓને વહાણોમાંથી ઊતરતાં ખસેડ્યા હતા.

**સોફોક્લિસ** ૪૯૫ માં ને **યુરીપિડીસ** ૪૮૦ માં જન્મ્યો હતો.

થેમિસ્ટોક્લિસે ઘણી સાવધાની રાખી ગ્રીકોને ઉત્તેજન આપી સાલેમિસની જીત કરાવી હતી ને જેમ વહાણના લશ્કરને બળે આથેન્સની ચઢતી છે એવું સ્પષ્ટ દેખાડયું હતું તેમ તેણે આથેન્સના રક્ષણને માટે કોટ ચણાવ્યા હતા, બંદરો જોરાવર કીધાં હતાં, ને દર વર્ષે નવાં વહાણો બંધાવવાને નાણાંનો ઠરાવ કરાવ્યો હતો. સ્પાર્ટન લોકે તેના ઉપર તહોમત મૂક્યું કે તે પોસેનિયસને મરાવી નાંખવામાં સામિલ હતો ને તેણે ઉચાપત પણ ઘણી કરી હતી; તે ઉપરથી તેને આથીનિયનોએ ઓસ્ટ્રાસિઝમથી રાજ્યની બહાર કહાડ્યો ( ૪૭૧ ).

પછી મિલ્ટાયેડિસનો દીકરો **સૈમન** આથેન્સના રાજ્યકારભારમાં આગળ પડ્યો. તેનામાં તેના બાપનું શૌર્ય, થેમિસ્ટોક્લિસની દીર્ઘદૃષ્ટિ ને આરિસ્ટાએડિસનું ન્યાયપણું એ હતાં. તે **થ્રેસ**માં ને **એશિયામૈનર**માં ઇરાનીઓ ઉપર ફતેહ મેળવી પ્રખ્યાત થયો હતો. તેણે યૂરીમિડનની લડાઈઓમાં ( ૪૬૬ માં ) આર્ટેઝર્કિસઝનાં લશ્કરને જમીન ઉપર ને દરિયામાં પૂરાં હરાવ્યાં ને એથી ઐઓનિયન નગરો ઈરાની રાજ્યથી છૂટાં થયાં. તેણે ચઢાઇ કરીને **કેર્સોનીસ** પાછું લીધું, ને ૪૬૩ માં **થેસોસ** તાબે થયાથી થ્રેસના સામા કિનારા ઉપરથી સોનાની ખાણો આથીનિયન લોકના હવાલામાં આવી.

**પેરીક્લિસ** ( મૈકેલની ફતેહ કરનાર ઝાંટિપ્પસનો દીકરો ) જે ૪૬૯ થી રાજ્યકાજસંબંધી તકરારોમાં ભાગ લેતો થયો હતો તેણે લોકના પક્ષમાં રહીને શ્રીમંત વર્ગના સૈમનની સામા થવા માંડ્યું. તેણે પોતાના એક મિત્રની પાસે દરખાસ્ત કરાવી પછી પોતે ઉપાડી લેઇ એક ઠરાવ કરાવ્યો કે જેથી **આરીઓપેગસની** સત્તા લોક ઉપરથી ઘણીખરી ઊઠી ગઈ.

સ્પાર્ટાએ મેસ્સેનિયન સામા લડતાં આથેન્સની મદદ માગી ને સૈમને લશ્કર મોકલ્યું. એ લશ્કરથી સોંપેલું કામ બન્યું નહિ ને સ્પાર્ટનોએ તેને પાછું વીદાય કીધું. આથીનિયન લોકે ક્રોધે ભરાઈ સ્પાર્ટાની સાથેનો સઘળો સંબંધ તોડી નાંખ્યો અને સૈમન સ્પાર્ટાનો પક્ષ કરનાર હતો માટે તેને રાજ્યમાંથી કહાડ્યો ( ૪૬૧ માં ).

**કોરિંથ ને મેગારા** એ સંસ્થાનો વચ્ચે વાંધો પડેલો તેમાં આથીનિયને મેગારાનો પક્ષ કીધો ને તેથી કોરિંથ તથા આથેન્સને લડાઇ ચાલી. ઘણાં ખરાં બીજાં સંસ્થાનો પોતપોતાના પક્ષમાં સામિલ થયાં. મેગારાની લડાઇમાં આથીનિયન જીત્યા ને **ટનાગ્રાની** લડાઈમાં ( ૪૫૭ ) સ્પાર્ટન તથા સાથીઓ જીત્યા. બીજે વર્ષે આથીનિયને **ઓઇનો ફ્રેટા**ની લડાઇમાં કોરિંથિઅનોને ભારે હાર ખવાડી ને સ્પાર્ટનનું મોટું શસ્ત્રાગાર બાળી નાંખ્યું, પણ ઈજીપ્ટમાં તેઓએ ઇરાનીઓનો માર ખાધો ને થેસલીમાંથી તેઓને પાછાં હઠવું પડયું ( ૪૫૪ ). આથેન્સમાં ગભરાટ થઇ રહ્યો; તેને મટાડવાને પેરીક્લિસે બહુ બહુ તજવીજ કીધી, પણ તેનું ફાવ્યું નહિ. લોકની ઇચ્છા સૈમનને પાછો બોલાવવાની છે એમ જાણી પેરીક્લિસે તેવો ઠરાવ કરાવ્યો. સૈમને ( ૪૫૩ માં ) આવી પાંચ વર્ષ સૂધી લડાઈ બંધ રાખવાના સામસામા રાજ્ય વચ્ચે કોલકરાર કરાવ્યા. ૪૪૯ માં તે ઇરાનીઓની સામા લડવાને સૈપ્રસ ગયો, પણ ત્યાં તે મરણ પામ્યો. ૪૪૮ માં **ડેલ્ફિયન ને ફોશિયન** ગ્રીક વચ્ચે લડાઈ ચાલી તેમાં આથેન્સે ફોશિયનનો અને સ્પાર્ટાએ ડેલ્ફિયનનો પક્ષ લીધો. એ લડાઈમાં આથીનિયન હાર્યા ને એઓએ કેટલોક પ્રદેશ ખોયો. ૪૪૫ માં યૂબીઆના ને મેગારાના લોકે બળવો ઉઠાવ્યો તેમ સ્પાર્ટા તથા બીજાં રાજ્યોમાંના એકસંપી લશ્કરે આટિકા ઉપર હૂમલો કર્યો. એ હુંગામો પત્યા પછી ૪૪૦ માં સમોસ ટાપુમાં બળવો ઊઠેલો તેને પેરીક્લિસે સમાવ્યો ને તે ટાપુ આથેન્સની સત્તામાં લીધો. ૪૩૩ માં કોરિંથ તથા કોરસિરા એ બેને લડાઈ ચાલી તેમાં ( ૪૩૩ માં ) આથીનિયનોએ કોરસિરાને મદદ કરી. ૪૩૨ માં પેલોપોનીસસનાં ઘણાંક શહેરના પ્રતિનિધિઓની સ્પાર્ટામાં સભા મળી ને ત્યાં ઠર્યું કે લડાઇઓ કરીને ઉન્મત્ત થએલા આથેન્સને શિક્ષા કરવી.

૪૩૧–૪૩૦ માં સ્પાર્ટાના રાજાએ આટિકા ઉપર હૂમલા કર્યા, પણ તેની આથેન્સ ઉપર ચઢાઇ કરવાની હિંમત ચાલી નહિ. પેરીક્લિસે વહાણમાં લશ્કર લેઈ જઈ સ્પાર્ટાના કિનારાને લગતા પ્રદેશને ઉજ્જડ કીધા, એજીના તાબે થયું ને કોરિંથનાં વહાણો હાર્યાં. ૪૩૦ માં આથેન્સમાં મરકી ચાલી ને તેમાં મોટા મોટા પુરૂષો મુઆ. એ આપત્તિનું મૂળ પેરીક્લિસ છે એવું માની લોકે તેને પદભ્રષ્ટ કીધો ને દંડ્યો; પણ વળી થોડા દહાડા પછી તેને પાછો કારભાર સોંપવામાં આવ્યો. એ જીત તેનાથી ભોગવાઈ નહિ–તે મરકીના આજારથી સપડાયો ને મરણ પામ્યો ( ૪૨૯ ).

પેરીક્લિસ યુક્તિકળાવાળો, મોટાં કામમાં હામ ભીડનારો, વાચાળ ને દ્રવ્યવાન હોવાથી તે પોતાની ઈચ્છા

પ્રમાણે લોકને વર્તાવતો. તેણે લડાઈમાં સરદાર દાખલ ને રાજ્યના મુખી કારભારી દાખલ મોટી ખ્યાતિ મેળવીને પોતાનો ને રાજ્યનો પૂરો ઉત્કર્ષ જોયો. તેની ૪૦ વર્ષની કારકીર્દીમાં શાસ્ત્રકળા વેપારની વૃદ્ધિ દીપી; ભાષણકર્તા, તત્ત્વશોધક ને બીજા વિદ્વાનોની મંડળી વધી; અને ભાષા કેળવાઇને શુદ્ધ તથા સરસ અલંકૃત થઈ. (૪૩૮-૪૩૨) તેણે ઘણાંક મકાનો બંધાવી શહેરને શોભાવ્યું; પણ એ બાબતમાં તે છેક કલંક રહિત નથી–ઈરાનની સામા લડાઈ ચલાવવાને બીજાં સંસ્થાનોએ નાણાંનો જે ભંડોળ આથેન્સને હવાલે કરેલો તેમાંથી તેણે કેટલુંક ઉપાડીને પોતાના શહેરને શોભાવ્યું હતું. રાજ્યના ઉત્કર્ષમાં પેરીક્લિસની સાથે શોભતા મહાજનોમાં **આનેક્સાગોરાસ** (તત્ત્વજ્ઞાની ને પેરીક્લિસનો ગુરૂ), **ફીડિયાસ** (શિલ્પશાસ્ત્રી ને પેરીક્લિસનો મિત્ર), **આસપાસિયા** (વાચાલંકારશાસ્ત્ર જાણનારી ને પેરીક્લિસને સુંદર વક્તા કરનારી ને પછવાડેથી તેની સ્ત્રી થયેલી) અને **સોક્રેટિસ** એ મુખ્ય હતા.

પેરીક્લિસ પછી આથેન્માં **કલીઓન** મુખી થયો. સ્પાર્ટન સરદાર **બ્રાસિડાસને** લડાઇ આપતાં હાર્યો ને પડયો (૪૨૨). પછી **આલસિબાએડિસે** લાંબાં લાંબાં ભાષણો કરીને સિસિલી ઉપર ચઢાઈ કરવાની ગોઠવણ કીધી. તે ટાપુમાં કેટલાંક ગ્રીક સંસ્થાન હતાં, પણ મુખ્ય શહેર સૈરેક્યૂઝ તે કાર્થેજને તાબે હતું અને સૈરેક્યૂઝની રાજ્યસભા નબળાં શહેરોના ઉપર જૂલમ ગુજારતી તેથી એ શહેરોએ આથેન્સની મદદ માગી હતી. ૪૧૫ માં આલસિબાએડિસ લશ્કરી વહાણ લેઈ ચાલ્યો. વહાણ હંકારવા માંડ્યાં હતાં તેટલે તેના ઉપર દેવદહેરાંનો માલ ચોર્યાનું તહોમત મૂકવામાં આવ્યું અને પાછું આથેન્સ જવું પડશે તેની બીકે તે સ્પાર્ટા જઈ પોતાના દેશનો શત્રુ થઇ રહ્યો. સ્પાર્ટાએ સૈરેક્યૂઝને મદદ મોકલી આથીનિયન વહાણ તથા લશ્કરનો નાશ કરાવ્યો.

આથીનિયનોએ આલસીબાએડિસને પાછો બોલાવ્યો ને તેના બીજી વારના કારભારમાં (૪૧૧-૪૦૭) આથીનિયનોએ સ્પાર્ટન ઉપર ઘણીક ફતેહ મેળવી. પણ તેમ ૪૦૫ માં સ્પાર્ટન સરદાર **લૈસેંડરે** આથેન્સનાં વહાણોના કાફલાનો લશ્કર સુદ્ધાં નાશ કીધો; ૪૦૪ માં પીરચુસ બંદર લીધું ને પછી જયગીત ગાતાં આથેન્સની દીવાલ તોડવા માંડી. જ્યારે આથીનિયનોએ, કોટ કિલ્લા તોડી પાડવા, માત્ર બાર વહાણ રાખી બાકીનાં સ્પાર્ટાને આપી દેવાં, ખંડણી આપતાં શહેરો પાસે ખંડણી ન લેવી, રાજ્ય બહાર કરેલાઓને પાછા બોલાવવા અને સ્પાર્ટાના હૂકમ વિના કોઈની સામા લડાઇ કરવી નહિ; એવી કબૂલાત આપી ત્યારે લૈસેંડરે નગર તથા નગરજનને ક્ષેમ રાખ્યાં ને લડાઈ [illegible] કીધી. એ આપત્તિની સાથે બીજી આ પડી કે [illegible]રી જ્નસમાંથી પ્રજાસત્તાક રાજ્ય ટળ્યું ને સઘળી રા[illegible]ને લૈસેંડરના નીમેલા ત્રીસ આરકનને હાથ ગ[illegible] **મે-** સ૦ પૂ૦ ૪૩૧ થી આથેન્સ ને સ્પાર્ટા એ બે[illegible] ડાઈ ચાલેલી (જે **પેલોપોનીસસની** લડાઇ[illegible] છે) તે સત્તાવીસ વર્ષે પૂરી થઇ–આથેન્સનું રાજ્ય[illegible] વ્યસ્ત થયું ને સ્પાર્ટાએ પોતે ગ્રીસમાં સર્વો[illegible] વાન રાજ્ય એવું કહેવડાવ્યું.*

[illegible] વચ્ચે લ- કહેવાય- થતિ ઉપ અસ્ત- [illegible]ઓ સ્પાર્ટિ બળ- ના થયા

* જે તારીખે સાલેમિસની જીત થયેલી (૪૮૦ માં) તેજ તારીખે (૪૦૪ માં) આથેન્સ પડયું. એ સત્તાવીસ વર્ષની લડાઈનાં મૂળ કારણ સ્પાર્ટાની અરીશ્યા ને આથેન્સનો મદ એ હતા. એ દ્વેષાગ્નિ કોરિંથની લડાઈ ને પોટીડીઆનો બળવો એ બે પ્રસંગમાં ધૂમાયો ને પછી ભડકો થયો—આખા ગ્રીસમાં, ટાપુઓમાં ને એશિયામૈનરનાં સંસ્થાનોમાં સંઘે જ્વાળા ફરી વળી—જમીન ઉપર ને દરિયામાં લડાઈઓ ચાલી. લડાઇને ચોથે વર્ષે (૪૨૮) સ્પાર્ટને આટિકા ઉપર ત્રીજીવારનો હલ્લો કીધો ત્યારે આથેન્સમાં મિલકત ઉપર કર (પેહેલવહેલોજ) મૂકવામાં આવ્યો. ૪૨૭ માં સ્પાર્ટાનાં વહાણ પહેલવહેલાંજ એશિયામૈનર તરફ ગયાં; આથેન્સમાં વળી મરકી ચાલી. ૪૨૬ માં સ્પાર્ટાના મૂલકમાં ધરતીકંપ થયો; આથીનિયનોએ ઘણેક ઠેકાણે ફતેહ મેળવી. ૪૨૫ માં સ્પાર્ટનોએ પાંચમી વારનો આટિકા ઉપર હલ્લો કીધો; પણ પછી આથીનિયનોની ફતેહ જારી રહી. ૪૨૨ માં આમ્ફીપોલિસની લડાઈમાં કલીઅન ને સ્પાર્ટન સરદાર બ્રાસીડાસ બંને કપાઇ પડયા ને આથિનીયનો હાર્યો. ૪૨૧ માં ૫૦ વર્ષને માટે કોલકરાર થ[illegible]રાજ્યન[illegible] ૪૨૦ માં આલસીબાએડિસે ખટપટ કરી સ્પાર્ટનોને આલિ[illegible]એ લ[illegible] રછવમાંથી ટાળ્યા. ૪૧૮—૪૧૭—૪૧૬ માં સ્પાર્ટા[illegible] વખત[illegible] ગોંસ એ બેને લડાઈ ચાલી. આથેન્સે આર્ગોસ[illegible]સેનિ- કીધી. ૪૧૫—૪૧૪ માં સિસિલીમાં ચાલેલી લડાઈમાં[illegible] ઉ- ને આથેન્સ સામસામા પક્ષમાં હતાં; પાછી પેલોપોની[illegible]હેતું. લડાઈ ચાલી. ૪૧૩ માં સ્પાર્ટન રાજા એજીસે આટિકા[illegible] ત્યાં ચડાઈ કરી; સૈરાક્યૂઝની લડાઈમાં સ્પાર્ટન જિલિપ્પસે આથી- નિયનોને હરાવ્યા ને સિસિલીની લડાઈનો અંત આણ્યો; સ્પાર્ટા દરિયાની લડાઈમાં પણ જોરાવર ઠર્યું. ૪૧૨ માં ઈરાન તથા સ્પાર્ટા વચ્ચે પહેલવહેલા કરાર થયા ને આથીનિયનોએ એશિઆમૈનરમાંનાં કેટલાંક શહેર પાછાં મેળવ્યાં. પછી સ્પાર્ટનોનું કંઈક નબળું પાસું દેખાયું. ૪૦૫ માં લૈસેંડરે ઈગોસપોટેમી આગળ આથીનિયનોને પૂરેપૂરા હરાવ્યા ને એશિઆમૈનરમાંનો તેઓનો સઘળો મૂલક લીધો. ૪૦૪ માં લડાઈનો અંત આવ્યો.

એ ત્રીસ ટૈરંટ (જાલમ સત્તાધારીઓએ) ત્રણ વર્ષ આથેન્સમાં જંગલી રીતનું ઘાતકીપણું વાપરી રાજ્ય કર્યું–તેઓએ ત્રાસ બેસાડવાને ને ધનાઢ્ય થવાને અપરાધી ને નિરપરાધી એવા ઘણાક લોકને ઠાર કર્યા ને દેશનિકાલ કર્યા. પછી **થ્રાસીબ્યૂલસ** નામના આથીનિયને પોતાના દેશીઓને ઉશ્કેર્યા ને એઓએ જાલમોને હાંકી મહેલ્યા; અને પોતાનું જૂનું રાજ્ય સ્થાપ્યું. સોક્રેટિસનું મરણ (૩૯૯ માં) થયું ત્યારપછી ૩૯૫ માં આથીનિયનો સ્પાર્ટાની ઝૂંસરીથી છૂટા પડ્યા; તેઓએ કોટ દીવાલ ફરીથી ચણાવ્યાં ને આથેન્સને પાછું આબાદ કરવા માંડયું. આથેન્સની આબાદી થતી અટકાવવાને સ્પાર્ટાનો **એજેસીલેઅસ** તજવીજ કરતો હતો, પણ તેટલામાં તેનાં લશ્કરી વહાણોઉપર ઇરાનીઓએ છાપો માર્યો. એ હારથી સ્પાર્ટાના રાજ્યને ઇરાનના રાજાના કહ્યા પ્રમાણે કોલકરાર કરી આપવા પડ્યા—સ્પાર્ટાના રાજ્યનો મદ ઉતર્યો ને તે લજ્જિત થઈ રહ્યું.

થોડાક કાળ પછી **થીબ્સનું** રાજ્ય થોડીકવાર ચળકયું. એક સ્પાર્ટન સરદારે થીબ્સના તાબાના **કાડમીઆના** કિલ્લાનો ગેરવાજબી રીતે કબજો કર્યો હતો. તે કિલ્લો પાછો લેવા ને થીબ્સના **પીલોપિડાસ** નામના દેશાભિમાની શૂર તરૂણે યુક્તિ કરી, આવી કે તે તથા બીજા તેર સાથી બૈરાંનો વેષ લેઈ એક ઠેકાણે જ્યાં સ્પાર્ટનો સાથે જમવાને ભેગા થએલા ત્યાં ગયા ને તેઓએ મુખ્ય મુખ્ય સરદારોને કાપી નાંખ્યા. એ ઉપરથી લડાઈ ચાલી. સ્પાર્ટાને બીજાં ગ્રીક રાજ્યોની મદદ હતી તેથી થીબ્સને હારવાનોજ સંભવ હતો; પણ થીબ્સનો **એપામિનોંડાસ** નામનો સરદાર શૂરો ને યુદ્ધકળા જાણનારો હતો તેણે છ હજાર લશ્કરે પચ્ચીસ હજાર સ્પાર્ટનને **લ્યૂક્ટ્રાની** લડાઈમાં હરાવ્યા ને મોટી ફતેહ મેળવી (૩૭૧).

એ સરદારના સદ્ગુણ ને તેનું મોટપણ દુર્ગુણી દુર્જને જોઇ શક્યા નહિ ને એઓએ તેનેમાટે દેહાંતદંડનો ઠરાવ કરાવવાની તજવીજ કરી; પણ તેમાં ન ફાવેથી તેને થીબ્સના રસ્તા વાળનારાઓનો ઉપરી ઠરાવ્યો. એપામિનોંડાસે આટલું બોલી તે કામ કરવા માંડયું કે 'કામ મને માન નહિ આપે તો હું કામને માન આપીશ.' પણ થોડા દહાડા પછી થીબનોએ તેને માન આપી લશ્કરનો સરદાર કરી સ્પાર્ટાના લશ્કરની સામા લડવા મોકલ્યો. તેણે **માંટીનિયાની** લડાઈ જીતી, પણ લડાઈની ખીચાખીચમાં એક સ્પાર્ટને તેને છાતીમાં ખંજર માર્યું ને તે પડયો (૩૬૨).

**માસીડન**ના રહેવાશીઓને દક્ષિણના સુધરેલા ગ્રીકલોક પોતાનાથી જુદા ને જંગલી જેવા ગણતા. તેઓ ૪૦૦ વર્ષ સ્પાર્ટા, આથેન્સ ને થીબ્સ એ રાજ્યોની સત્તા તળે હતા. તેઓનો રાજા **એમિંટાસ બીજો** (૩૬૯ માં) મરણ પામ્યા પછી માંહોમાંહેની ભાંજગડથી બખેડા ચાલતા તેની પીલોપિડાસે ત્યાં લશ્કર લેઈ જઇ સમાધાની કરી હતી. એ વખતે તેણે પોતાની સાથે એમિંટાસના સૌથી નાના દીકરા **ફિલિપને** પણ બીજાઓની સાથે ઓળમાં થીબ્સ આણી રાખ્યો હતો. એ ફિલિપે થીબ્સના રાજ્યમાં કેળવણી લીધી હતી. તેનો ભાઈ જે માસીડનમાં રાજ્ય કરતો હતો તેના મરણ પછી ફિલિપને તેવીસ વર્ષની ઉમરે ત્યાંના રાજ્યની ગાદી હવાલે કરવામાં આવી (૩૫૮ માં). તેણે પ્રથમ તો લશ્કરને કરડી કવાયતથી કેળવ્યું ને પછી રાજ્ય વધારવાનો ઉદ્યમ આરંભ્યો. તેણે માસીડનના કિનારા ઉપરનાં ગ્રીક શહેરોને તાબે કીધાં ને થ્રેશિયન લોકને પોતાના રાજ્યમાં ગણ્યા.

આથેન્સમાં ડીમોસ્થનીસ ઉપરાઉપરી ભાષણ કરીને લોકને સમજાવતો હતો કે ફિલિપનો વિચાર સ્વતંત્ર ગ્રીકના ઉપર રાજ્ય કરવાનો છે માટે તેની સામા થવાને સંપબળ વધારવું જોઇએ. લોકો ઉશ્કેરાઈ થીબ્સને મળી સામા થયા, પણ **કેરોનીઆની** લડાઇમાં (૩૩૮ માં) તેઓ હાર્યા ને ગ્રીસની સ્વતંત્રતાનો અંત આવ્યો. પછી ગ્રીકનાં સઘળાં રાજ્યોના મુખ્ય પુરૂષો કોરિંથમાં મળ્યા ને ત્યાં ઠર્યું કે ઈરાનની સાથે લડાઈ કરવી ને સઘળાં ગ્રીકરાજ્યોનાં લશ્કરનો ઉપરી માસીડનનો રાજા થાય. ફિલિપ ઈરાન ઉપર ચઢવાની તૈયારી કરતો હતો તેવામાં તેને કોઇએ મારી નાંખ્યો (૩૩૬ માં).

**અલેક્ઝાંડર**—શિકંદર અને ઇરાનનો ડરાયસ (દારા) એકજ વર્ષમાં પોતપોતાની ગાદીએ બેઠા (૩૩૬ માં). ઇલિરિયન વગેરે લોક સ્વતંત્ર થવાને સામા ઊઠેલા તેમને શિક્ષા કરી આવ્યા પછી અલેક્ઝાંડરે થીબ્સને જમીનદોસ્ત કરી નાંખ્યું. એ ઉપરથી બીજાં ગ્રીકરાજ્ય જે પોતાને સ્વતંત્ર કહેવડાવવાના ઉદ્યમમાં હતાં તે દબાઇ ગયાં–આથેન્સ જે થીબ્સને મદદ કરનારૂં હતું તેણે વકીલ મોકલી પોતાની તાબેદારી જણાવી.

અલેક્ઝાંડર પોતાના ગ્રીસનાં રાજ્યની વ્યવસ્થા રાખવાનું **આંટીપેટરને** સોંપી પોતે ૩૩૪ ના વસંતમાં ૩૦ હજાર પાયદળ ને ૫ હજાર ઘોડેસ્વાર લેઇને એશિયામાં ઉતર્યો. અહિં તેણે ઈરાનના સત્રપોનાં

લશ્કરને હરાવી પ્રદેશો જીત્યા ને પછી ઈસસની લડાઇમાં (૩૩૩ માં) ઈરાનના રાજા ડરાયસને હરાવ્યો. પછી તેણે સીરિયા, ફિનીશિયા, ને ઈજીપ્ટ એ તાબે કર્યાં. એ અવકાશમાં ડરાયસ અનેક જાતના લોકનું ૬ લાખ લશ્કર એકઠું કરી છેલ્લી લડાઇ આપવાને તૈયાર રહ્યો હતો. અલેકઝાંડરે **આરબેલા** આગળ પહેલે સપાટે લશ્કરને વીખેરી નાંખ્યું ને પછી થોડીકવાર લડાઈ ચાલી, પણ તેમાં ડરાયસ નાઠો (૩૩૧) ને માર્યો ગયો. પછી અલેકઝાંડરે ઇરાનની રાજધાની **પરસિપોલિસ** જઇ ત્યાંનો ભંડાર લૂંટાઈ જતો બચાવ્યો ને શહેરને બાળી મૂકાવ્યું. પછી તે હિંદુસ્તાનપર ઊતર્યો ને પંજાબના એક પ્રદેશના હિંદુરાજા પોરસ તથા તેના સહાયો સાથે લડીને તે તથા બીજો કેટલોક સિંધુ નદીનો તટ પ્રદેશ જીતીને પાછો ફર્યો (૩૨૬ માં).

પાછાં આવતાં સૂસામાં ને **એકબટાના**માં થોડા દહાડા રહી બાબિલન ગયો ને ત્યાં તાવના મંદવાડથી ૩૨ વર્ષની ઉમરે મરણ પામ્યો (૩૨૩).*

અલેકઝાંડરના મરણ પછી ગ્રીસમાં ડીમોસ્થિનીસના ઉશ્કેરેલા આથીનિયનોએ બીજાં રાજ્યો સાથે સંપ કરી માસીડનની સત્તા તળેથી છૂટા પડવાને લડાઇ કીધી ને આંટીપેટરને બેવાર હરાવ્યો. પણ **ક્રાનન**ની લડાઇમાં તેઓ હાર્યા ને આથેન્સ મુસીબતે બચ્યું–ડીમોસ્થિનીસ નાશીને એક દેવળમાં ભરાયો ને ઝેર ખાઇ મુઓ. મોટાં રાજ્યની વહેંચણને માટે સરદારોમાં બાવીસ વર્ષ ભાંજગડ ચાલ્યા પછી ૩૦૧ માં વ્યવસ્થા થઇ તે આ પ્રમાણે કે **માસીડન, ગ્રીસ** ને **પશ્ચિમમાં કાસ્સાંડર, થ્રેસ, બિથિનિયા** ને **ઉત્તરમાં લીસીમાકસ, ઈજીપ્ટ ને દક્ષિણમાં ટોલેમી** તેમ **સીરિયા** ને **પૂર્વમાં સેલ્યૂકસ** રાજ્ય કરે. એ સેલ્યૂકસે ૩૧૨ થી બાબિલનમાં રાજ્ય માંડ્યું ને પોતાનો શક ચલાવ્યો (તે ઇ૦ સ૦ પૂ૦ ૬૫ સૂધી ચાલ્યો).

એ ચોથા શૈકામાં **પ્લેટો** ને **આરિસ્ટોટલ** (તત્ત્વજ્ઞાની), ઝેનોફન (ઇતિહાસ લખનારો), ને ડીમોસ્થિનીસ (ભાષણ કરનારો) એ બીજા વિદ્વાનોમાં મુખ્ય ગણાયા છે.

## કાર્થેજ.

કાર્થેજના રાજ્યમાં વિશેષે શ્રીમંત કુળની સત્તા હતી–લોકસભા, સોજણની રાજસભા ને બે ન્યાયાધીશ એઓ રાજ્યકારભાર કરતા; ન્યાયાધીશો જૂનાં, કુલીન ને શ્રીમંત કુળમાંથી વર્ષે વર્ષે શોધીને નીમવામાં આવતા. ત્યાંના લોક આકાશના પદાર્થોને પૂજતા ને રાજ્યઆપત્તિમાં ત્રણસેં કુલીન છોકરાઓને **મોલોક**-**દેવ**ના ધગધગતા હાથમાં આપતા ને તે બળી મરતા. કાર્થેજ વેપારનું મોટું મથક હતું ને વેપારનીજ દોલતે તે રાજ્યસત્તા ભોગવતું. તેનાં વહાણ દરિયામાં સઘળે ઠેકાણે ફરતાં ને તેનાં સંસ્થાન તથા કોઠીઓ એ દરિયા કિનારે ઠામઠામ હતાં. તેઓનાં વહાણ આફ્રિકાની પશ્ચિમે **ગીનિ** લગી ને બ્રિટનની દક્ષિણ લગી જતાં, તેમ ત્યાંનો વણજારૂ કાફલો પૂર્વમાં ઈજીપ્ટ ને દક્ષિણમાં ફેજાન લગી જતો. કાર્થેજના સત્તાધારીઓ સ્પેનની ખાણોમાંથી સોનું નીકળતું તેમાંથી સ્પેન, લેગ્યુરિયા, ને ઇટલી એ દેશનાં માણસોનું મુસારેદાર લશ્કર રાખતા. **સિસિલી, માલ્ટા, સાર્ડિનિયા, કાર્સિકા** ને બીજા ટાપુ એ કાર્થેજને તાબે હતા.

કાર્થેજ ઈરાની રાજ્યના સંબંધમાં આવ્યું હતું; ફેશિયનલોકનાં વહાણોસાથે લડ્યું હતું અને તેણે રોમના રાજ્યસાથે કોલકરારનો વહેવાર કીધો હતો; ૫૦૯ માં સિસિલીના ટાપુમાં માત્ર સૈરાક્યુઝ કાર્થેજનું હતું. એણે આખો ટાપુ પોતાની સત્તામાં આણવાનો ઠરાવ કરી લશ્કર મોકલ્યું. પણ ત્યાંનો એક વતની **ગેલો** એણે તેને હરાવી પાછું કહાડ્યું હતું (૪૮૦ માં). સૈરાક્યુઝનો **ડાયોનિશિયશ** પહેલો એણે પાછી કાર્થેજ સાથે લડાઈ કીધી હતી (૪૦૬ માં). થોડે કાળે રોમના રાજ્યનો લોભ પણ સિસિલીનો ટાપુ પોતાનો કરવાનો થયો અને એ ઉપરથી પછવાડેથી બે રાજ્ય વચ્ચે મોટી લડાઇઓ ચાલી. ચોથા શૈકાને અંતે રોમે છીંડાં શોધી કાર્થેજની સત્તા તોડવાના ઉપાયો કરવા માંડ્યા–પણ તેની પોતાની સત્તા કાર્થેજની પ્રદેશસત્તાની આગળ કંઈજ નહોતી.

## રોમ.

રોમમાંથી બાદશાહી નીકળી ગયા પછી પદભ્રષ્ટ ટાર્કિને પક્ષકારોની સહાયતાથી લશ્કર એકઠું કરી રોમ ઉપર ઘણીકવાર હુમલા કર્યા, પણ તેનું ફાવ્યું નહિ ને અંતે તે મુઓ (૪૯૪ માં).

પછી ૪૫૧ સૂધી આજૂબાજૂનાં રાજ્યના લોકે રોમ સાથે લડાઈઓ કરી ને તેમાં **વોલસિયન** ને **ઇકિવયન** એ લોકે રોમના રાજ્યનો ઘણોક ભાગ પોતાનો કરી લીધો, પણ વીએનટૈન લોકને તો ૪૦ વર્ષ લડાઇ બંધ રાખવાની રોમ પાસે માગણી કરવી પડી. **સ્પુરિયસ કાસિયસે** રોમની તરફથી **લાટીન** તથા

* સિકંદરનું ચરિત્ર જોવું.

**હર્નિકન** લોક સાથે મળીને સંધિકરાર કીધા કે તેઓ વોલસિયન ને ઈક્વિયન લોકને ચઢી આવતા અટકાવે.

૪૪૯ માં ઉત્તરેથી સબૈન ને ઇશાનેથી ઈક્વિયન એ લોક રોમ ઉપર ઉતરી પડ્યા. રોમન લોકે પ્રથમ તો જેમ તેમ ટકાવ કર્યો. પણ પછવાડેથી **વાલેરિયસ** ને **હોરેશિયસ** એ કોન્સલોએ જીત મેળવી; અને (૪૪૨ માં) **આરડીયા**માં સંસ્થાન સ્થાપી વોલશિયન લોકના હુમલા બંધ કીધા. ૪૦૫ માં રોમે **વીઐ** એને ઘેરો ઘાલ્યો ને તે શહેર દશ વર્ષ તૂટ્યું; **કામિલ્લસ** ઘણી લૂંટ લેઇને મોટા ઠાઠથી નગરમાં આવ્યો (૩૯૬).

૩૯૦ માં **ગોલ*** નામથી ઓળખાતા લોકના ઝુંડ ઉપરાઉપરી ઇટલીમાં ઉતરી આવતાં હતાં; તે ટોળાંમાંનો એક **બ્રેનસ** એણે પોતાના ૭૦ હજાર લશ્કરને રોમના ૪૦ હજાર લશ્કર સામા લડાવ્યું ને જીત મેળવી. ૩૯૦ માં તેણે રોમને લૂંટાવ્યું ને સઘળાં ઘરોને બાળી નંખાવ્યાં. સાત મહિના રોમમાં રહ્યા પછી બ્રેનસ હજાર રતલ સોનું લેઇને પોતાનાં લશ્કર સાથે સ્વદેશ ગયો.

રોમમાં પાછી વસ્તી થતી હતી તેવામાં **ઇક્વિયન, વોલશિયન ને ઇટ્રસકન** એ વળી પાછા હલ્લા કરવા લાગ્યા, પણ કામિલ્લસે તે ત્રણને હરાવી પાછા કહાડી રોમને ક્ષેમ રાખ્યું (૩૮૯). બે વર્ષ પછી ઇટ્રસકનનું રાજ રોમની સત્તામાં આવ્યું. ૩૬૧ માં **ગોલ** લોકે બીજી વાર આવી સપડાવવાનું કીધું હતું, પણ રોમનોએ તેઓનું ફાવવા દીધું નહિ. પછી લાટિન, હર્નિકન એઓએ રોમન સાથે મૈત્રી કરાર કીધા (૩૫૮ માં). પણ તેટલે ટાર્કિવનના પક્ષી લોકે એકાએક ટેકરી ઉપરથી નીચે ઉતરી **ફેબીયસ કોન્સલ**ને હરાવ્યો. તે રોમમાં આવ્યાજ હોત, પણ તેટલામાં રોમન લશ્કરે તેઓને પાછા ભગાડ્યા. વળી પાછી લડાઇ ચાલી પણ પછી ૩૫૧ માં તેનો અંત આવ્યો. બે વર્ષ પછી ગોલ લોક ત્રીજીવાર હુમલો કરવાને આવ્યા, પણ **વાલેરિયસે** તેઓને પાછા વાળ્યા.

ઈટલીના કામ્પેનિયા પ્રાંતની ઉત્તરે પહાડી પ્રદેશમાં **સામનૈટ** નામના રબારી લોક વસતા હતા. તેઓ કામ્પેનિયાના રાજ્ય ઉપર જ્યારે ત્યારે હલ્લા કરતા. તે રાજ્યના લોકે રોમનની મદદ માગી ને એઓએ આપી. સામનૈટસાથે પહેલી લડાઈ ૩૪૩–૩૪૧ લગી ચાલી ને તેમાં રોમન જીત્યા. પછી **લાટિન** સાથે લડાઇ ૩૪૦–૩૩૮ ચાલી ને તેથી **લાશિયમ** રોમની સત્તામાં આવ્યું. બીજીવાર સામનૈટ સાથે લડાઈ ૩૨૬–૩૦૪ ચાલી તેમાં પણ રોમન જીત્યા; ને ત્રીજીવાર લડાઇ ૨૯૮—૨૯૦ ચાલી તેમાં સામાનૈટ લોક પૂરા હાર્યા ને તાબે થયા.

એ લડાઇઓથી રોમનું રાજ્ય ને આજુબાજુનાં રાજ્ય એઓના પરસ્પર સંબંધ વહેવાર પાકા સ્થપાયા ને રોમનું મોટપ વજન ઇટલીના દૂર પ્રદેશોમાં પણ મનાવા લાગ્યું.

**અંતર્સ્થિતિ.**—ટાર્કિવનને કહાડ્યા પછી વર્ષે વર્ષે શ્રીમંતવર્ગના બબ્બે જણ રાજ્યના મુખી થઈ સત્તા ચલાવતા. તેઓ **પ્રીટર** કહેવાતા. રાજસભાના ગૃહસ્થો પણ શ્રીમંતવર્ગના હતા. એ રીતે રોમમાં ૫૦૯ થી તે ૩૬૭ સૂધી શ્રીમંતજન સત્તાધારી હતા. પહેલવહેલા પ્રીટર જે પછવાડેથી **કોન્સલ** કહેવાયા તેમાં **બ્રૂટસ** રાજ્યવંશ છેદનારો ને નિષ્ઠુર પણ યથાન્યાય વર્ત્તનારો હતો અને **વાલેરિયસે** લોકલોભમાં ધારા કીધા હતા—તેના એક ધારાથી કોન્સલના ચૂકાદા ઉપર લોકને અપીલ સાંભળવાની સત્તા મળી હતી. પછી જે કોન્સલ થયા તેમની કારકીર્દીમાં શ્રીમંતો લોકની (હક્કની) જમીન તેઓને પાસેથી છીનવી લેતા. લશ્કરી લોકને જીત-લૂંટમાં મળેલી જમીનના હિસ્સા મળતા ને તે ઉપર તેઓનો નિર્વાહ ચાલતો; એવો જૂનો વહીવટ છતાં શ્રીમંતો જ્યારે તેઓની જમીન લેઇ લેતા ત્યારે તેઓ વ્યાજે નાણાં કહાડી કરજદાર થઇ કરજ વાળતાં લગી લેણદારની ગુલામી કરતા. શ્રીમંતો એ લોકનો પોકાર સાંભળી તેઓનું મન મનાવવાને તેઓનો પસંદ કરેલો એક સર્વોપરિ અધિકારી-**ડિકટેટર** (પોતાનામાંનો) ઠેરવ્યો (૪૯૮ માં). એણે પણ લોકની દાદ સાંભળી નહિ તેથી ને એક લશ્કરી સિપાઇની દુખિયારી હાલત જોઇ તથા તેની વાત સાંભળી લોકે બળવો ઉઠાવ્યો. ઘણી ભાંજગડ થયા પછી આ પ્રમાણે ઠર્યું કે **પ્લીબિયન** (લોકવર્ગ) પોતાના રક્ષણને માટે પોતાનામાંથી પાંચજણને વર્ષોવર્ષ મુકરર કરે ને એઓ રાજસભાના લોકવિરૂદ્ધ ઠરાવોને રદ પણ કરી શકે (૪૯૩).

રાજ્યને લૂંટમાં મળેલી જમીન લોક તથા શ્રીમંત બન્નેને ધારા પ્રમાણે મળે કે શ્રીમંતજ તે સઘળી લેઇ લે એવિષે ભાંજગડ ચાલ્યાંજ કરતી હતી; તેવામાં **સ્પૂરિયસ કાસ્સિયસ** જે ત્રીજીવાર કોન્સલ થયો હતો તેણે જમીન સંબંધી બંને વર્ગના લોકના હક્ક સંબંધી કાયદા—**આગ્રેરિયન લા** કરાવવાને રાજ્યસભામાં ચર્ચા ચલાવી. તેના સાથી શ્રીમંતોએ તે ચર્ચા ઉપર ઝાઝું

* પશ્ચિમ યૂરોપમાં સેલ્ટ નામના લોક વસતા હતા તેઓની બે મોટી જાતિ હતી—એક ગોલ ને બીજી કિમ્રી કહેવાતી.

ધ્યાન આપ્યું નહિ ને કાસિયસને રાજ્ય અપરાધ કર્યાના આરોપે મરણદંડ કીધો (૪૮૪). લોક પોકાર કરતા અટક્યા નહિ–કેટલાક લશ્કરમાં ચાકરી કરવાની ના પાડતા ને કેટલાક લડવા જઈ હથિયાર ન ઊગામતાં હારીને પાછા આવતા. એ ઉપરથી રાજ્યધારા નક્કી કરવાને **ડિસેંવર**—દશ જણને નીમવામાં આવ્યા. ધારાનો ઉદ્દેશ આ કે લોક તથા શ્રીમંત, રાજ્યમાં એક સરખા ગણાય ને કોન્સલો ટળી દશમાંનો એક્કેકજણ વારાફરતી દરરોજ વડા ન્યાયાધીશનું કામ કરે (૪૫૧). પ્રથમ નીમાયલા દશ જણ ડાહ્યા હતા, પણ પછવાડેના નિર્દય, લોભી ને વિષયાસક્ત હતા અને એઓને શ્રીમંતો આશ્રય આપતા. એ કારણ ઉપરથી અને ડિસેંવરમાંના એક **એપિયસે** એક જુવાન સ્ત્રીના ઉપર બળાત્કાર કર્યો તે પ્રસંગ ઉપરથી **ડિસેંવરોની** પદવી લોકોએ કહાડી નંખાવી* ને પાંચ બીજા ટ્રેબ્યૂનો નીમ્યા (૪૪૯). પછી કેટલીક ભાંજગડ થયા બાદ શ્રીમંતવર્ગમાંના બે જણ **વાલેરિસ ને હોરેશિયસ** જે બંને વર્ગના હિતુ હતા તેઓને કોન્સલ ઠેરવવામાં આવ્યા. એઓએ ધારા કીધા; ને તેમાં બે મુખ્ય હતા–એક તો તેઓએ જૂનો પણ બંધ પડેલો ધારો રાજ્યસભાના ઠરાવ ઉપર લોકને અપીલ કરવાનો પાછો વહીવટમાં આણ્યો ને બીજો નવો કર્યો કે લોકની મંડળી જે ધારા કરે તેનો અમલ રાજ્યસભાના ધારાની પેઠે શ્રીમંત ને લોક બંને વર્ગના ઉપર સરખોજ થાય. લોકવર્ગ ને શ્રીમંતવર્ગ એ બેમાં પરસ્પર લગ્નવહેવાર ન કરવાનો કાયદો હતો તે ૪૪૫ માં રદ થયો. પછી લોકવર્ગમાંનો પણ કોન્સલ થાય એવિષેની ભાંજગડ ૮૦ વર્ષ ચાલી.

૩૭૬ માં **લિસિનસ સ્ટોલો ને સેક્સટિયસ** એ બેને લોકે પોતાના ટ્રેબ્યુન કીધા ને એઓએ આપ્રમાણે આગ્રહથી માગ્યું:–કોન્સલ નીમાય, તેમાં એક લોકવર્ગમાંથી પણ નીમાય, લેણદાર દેણદાર સંબંધી ધારામાં ફેરફાર થાય અને જમીનસંબંધી ધારા વહીવટમાં આવે. એ ધારા જે લિસિયન ધારા કહેવાયા તે છ વર્ષ ભાંજગડ થયા પછી વહીવટમાં આવ્યા–૩૬૬ માં **સેક્સટિયસ લાટરેનસ** એ લોક વર્ગમાંથી પહેલો કોન્સલ નીમાયો; ૩૫૯ થી **ડિક્ટેટર**, ૩૫૧ થી **સેન્સર**, ૩૩૭ થી **પ્રીટર** ને ૩૦૧ થી ધર્માચાર્ય, એ લોકવર્ગમાંથી નીમાતા થયા.

એપ્રમાણે શ્રીમંત ને લોક બંને વર્ગ રાજ્યના સામાન્ય ધારાની સત્તામાં આવેથી વર્ગભેદ ટળી ગયો ને રોમના રાજ્યની વૃદ્ધિ થતી ચાલી (૨૯૬ થી).

* ડિસેંવર ગયા પણ તેઓના ધારા ઘણો કાળ રહ્યા. એ ધારા તે 'બાર ટેબલ' ના ધારા કહેવાયા.

---

## દર્શન ૬ ઠું.

(ઇ૦ સ૦ પૂ૦ શૈકા ૩–૨–૧).

### રોમ.

લાટિન ને સામનેટ એ લોકને પોતાની સત્તામાં આણ્યા પછી રોમનોએ ટરેંટૈન લોક ઉપર ચઢાઈ કરી. **ટરેંટમ** એ સંસ્થાન ઇ૦ સ૦ પૂ૦ ૮ મા શૈકામાં ઇટલીના દક્ષિણ પ્રદેશમાં લાસીડીમન ગ્રીકે વસાવ્યું હતું. એ સંસ્થાની શહેરો દ્રવ્યસત્તા ને વિદ્યાજ્ઞાનમાં સર્વ વાતે વખણાયાં હતાં. પછવાડેથી ટરેંટૈન લોક મોજીલા થઇ ગયા હતા. તેઓ રોમની ચઢતીની સામા પોતાનું રક્ષણ કરવાને સમર્થ નહોતા તેથી તેઓએ **ઇપૈરસના** (ગ્રીસની વાયવ્ય દિશાએ પ્રદેશ હતો ત્યાંના) રાજા **પિહ્રસની*** મદદ માગી. તેણે ત્રીસ હજાર લશ્કર સાથે આવી **હીરાક્લીઆ ને આસકયુલમ** એ બેના મેદાનમાં જીત મેળવી (૨૮૦–૨૭૯ માં). છ વર્ષ પછી તેને રોમનું ઊપરીપણું કબૂલ કરવું પડયું ને ૨૭૧ માં ટરેંટૈન તાબે થયા. **આર્નો** નદીથી તે **મેસાનાની** સામુદ્રધુની સૂધીનો પ્રદેશ રોમના રાજ્યમાં ગણાયો. રોમનું રાજ્ય વ્યવસ્થિત થયું હતું; લશ્કરમાં કસાયલા ને રાજ્યમાં કેળવાયલા સંસ્થાનીઓ હારેલા લોકને ભયમાં ને ભયમાંજ રાખતા. સાત વર્ષ પછી રોમે સિસિલીમાં કાર્થેજની સત્તા ખસેડી ત્યાં પોતાની કરવાના હેતુથી તે રાજ્ય સાથે લડાઇ ચલાવી.

રોમ પોતાના બળમાં વધતું હતું. તોપણ કાર્થેજથી ડરતું ને દક્ષિણ ઇટલીના પોતાના રાજ્યને રખેને કાર્થે-

* એ કુલીન ને તરુણ રાજા જગતમાં થઇ ગએલા મોટા લડવૈયા સરદારોમાંનો એક ગણાયછે. એને પોતાનું રાજ્ય છાડિ દેવું પડ્યું હતું, પણ ઇજિપ્ટના ટાલેમીની મદદથી તેણે પોતાનું રાજ્ય પાછું મેળવ્યું હતું (૨૯૫). પછી તેણે માસીડન જીતવાની તજવીજ કરી ને સાત મહિના ત્યાં લીસીમાકસની સાથે રાજ્ય કીધું; પણ પછી તેને ત્યાંથી પણ કહાડી મૂકવામાં આવ્યો હતો. પછી તેણે છ વર્ષ ઈપૈરસમાં નિરાંતે રાજ્ય કીધું. ટરેંટૈનના બોલાવવા ઉપરથી તેણે ઇટલીમાં ફતેહ મેળવી ને તે છેક રોમની નજીક જઇ પહોંચ્યો. રોમનોએ સલાહના કરાર ન કીધા તેથી તે પાછો ફર્યો હતો. ઈપૈરસ પહોંચ્યા પછી તેણે ચઢાઈ કરી માસીડનની રાજ્યગાદી (બીજીવાર) મેળવી ને પછી સ્પાર્ટા તથા આર્ગોસ ઉપર ચઢાઇ કરી. તે ૨૭૨ માં મરણ પામ્યો હતો.

જવાળા છેડે માટે તે કાર્થેજની સત્તા સિસિલીમાંથી ખસેડી ત્યાં પોતાની કરવાને ખંતીલું થયું હતું; વળી સિસિલી પોતાની સત્તામાં હોય તો કોઈવાર કાર્થેજની પણ ખબર લેવાય. રોમની દાઢ સિસિલી લેવાની હતી તેવામાં વળી પ્રસંગ આવ્યો. **મામરટૈન** એ નામથી ઓળખાતા લશ્કરી સિપાઈઓએ **મેસાના** શહેર લેઈને ત્યાંના લોકને કાપી નાંખ્યા હતા. તે ઉપરથી સૈરાક્યુઝનો સરદાર ને કાર્થેજની સરકાર એ બેએ સાથે મળી મામરટૈનને શિક્ષા કરવાની તૈયારી કરી. એ લોકે રોમની મદદ માગી ને એઓએ આપી. એ ઉપરથી રોમ કાર્થેજને લડાઈ ચાલી.

પહેલી લડાઇ ૨૬૪ થી તે ૨૪૧ સૂધી ચાલી. રોમનોનીપાસે વહાણોનો કાફલો નહોતો, પણ તેઓએ તે ઝડપથી તૈયાર કરીને ૨૬૦ માં વહાણની પહેલી લડાઈમાં કાર્થેજીનિઅન જે દરિયામાં લડાઈ કરવે એક્કા કહેવાતા તેઓને હરાવ્યા. બીજી ઘણીક ફતેહ મેળવીને કાર્થેજીનિઅનોને સિસિલીની દક્ષિણ પશ્ચિમે હાંકી કહાડ્યા, પણ (૨૪૯) માં **ડ્રેપાના** આગળ રોમનોએ નેવું વહાણ ને ૨૮ હજાર માણસ ખોયાં. કાર્થેજ સબળું થયું ને તેના સરદાર **હામિલ્કર બાર્કા** એણે સિસિલીમાં રહી થોડે વહાણે ને થોડે લશ્કરે રોમનોને ભય ઉપજાવ્યાં કીધું. એઓએ એક પાસથી લડ્યાં કીધું ને હાર્યાં કીધું, પણ બીજી પાસથી ૨૦૦ વહાણનો કાફલો તૈયાર કીધો. એ કાફલાએ ૨૪૧ માં રોમનોને જય અપાવ્યો—કાર્થેજ સરકાર સિસિલી ટાપુ રોમને હવાલે કરી દે ને વીસ વર્ષમાં ૨,૨૦૦ ટાલેંટ લડાઈ ખર્ચના આપે એવા સંધિકરાર થયા.

એ લડાઇ બંધ પડ્યા પછી રોમનોએ ઈલિરિયાના ચાંચીઆઓને તોડ્યા ને તે પ્રસંગમાં ગ્રીસનાં રાજ્યો સાથે પ્રથમજ રાજ્યવ્યવહાર કીધો (૨૨૮). પછી છ વર્ષ **ગોલ** લોક સાથે લડાઈ ચાલી તેમાં રોમે ૭ લાખ પાયદળ ને ૭૦ હજાર ઘોડેસ્વાર એકઠા કીધા હતા. હલ્લો કરનાર શત્રુએ રોમનું ૫૦ હજાર લશ્કર કાપી નાંખ્યું, પણ **ટેલામોન**ની લડાઈમાં રોમે જીત મેળવી ને લડાઇનો અંત આણ્યો (૨૨૨). પછી ઇટલીનો ઉત્તર પ્રદેશ તાબે કરી, ઇસ્ટ્રિયા તથા ઇલિરિયા જીતી (૨૧૯) રોમે ગ્રીસમાં પેસવાનો રસ્તો કરી રાખ્યો.

કાર્થેજના સરદાર **હાનિબલે*** **સ્પેનમાં સગંટમ**ને ઘેરો ઘાલી તે લીધું હતું (૨૧૯ માં). સગંટમને રોમ સાથે મિલાપ હતો તે ઉપરથી રોમે કાર્થેજને સંદેશો કહાવ્યો કે હાનિબલને અમારે સ્વાધીન કરો. હાનિબલના દુશ્મનોની તો તેમ કરવાની ઇચ્છા ખરી, પણ રોમના નામ ઉપર સૌને ધિક્કાર હતો તેથી કાર્થેજ સરકારે જવાબ આપ્યો કે સગંટમ ઉપર ચઢાઈ ન કરવી એવું કંઈ કોલકરારમાં નથી. રોમની તરફથી સંદેશો લેઇ જનારામાંનો એકજણ પોતાનો ઝૂલતો જભ્ભો હાથમાં લેઇ બેવડ વાળી બોલ્યો કે, 'આમાં હું સલાહ ને લડાઇ લેઈ ફરૂં છઉં, ઇચ્છા હોય તે કહીદો;' કાર્થેજનો ન્યાયાધીશ બોલ્યો કે 'તમારી ઇચ્છા હોય તે અમને આપો;' રોમને કહ્યું 'ત્યારે લડાઇ લો' ને સભાસદોએ કહ્યું કે 'અમારે કબૂલ છે, આવજો.' એ પ્રસંગ ઉપરથી બીજીવાર રોમકાર્થેજની લડાઇ ચાલી (૨૧૮–૨૦૨).

હાનિબલ સ્પેનમાંથી ૩૦ હજાર લશ્કર સાથે નીકળ્યો ને **પિરીનીસ** પહાડ, -**હોન** નદી, **આલ્પ્સ** પર્વત એ ઓળંગી ઇટલીમાં ઊતર્યો અને **ટિસિનસ** આગળ રોમન કોન્સલ **સિપિયો** સામે થયો તેને હરાવી આગળ વધ્યો. બે બીજી લડાઇ જીતીને ૨૧૬ માં તેણે **કાની**ની લડાઇમાં ૭૦ હજાર રોમન લશ્કરને મારી પાડ્યું. એ જીતથી ઇટલીનો દક્ષિણ પ્રદેશ તેના હાથમાં આવ્યો. પછી તેણે **કાપ્યુઆમાં** છાવણી રાખી. રોમન રાજસભા હાનિબલની સામા લશ્કર આણવાને શક્તિમાન નહોતી તોપણ તે હારી બેઠી નહોતી. હાનિબલનું લશ્કર મોજીલા કાપ્યુઆમાં શિયાળો ગાળતું હતું તેવામાં રોમનરાજસભા નવું લશ્કર ઊભું કરતી હતી, મળતીઆ રાજાઓને સમજાવતી

---

* કાર્થેજના મુસારદાર લશ્કરે બંડ ઊઠાવેલું તેને રાજ્યના હામિલકર સરદારે બેસાડેલું તે પ્રસંગમાં રોમ વચમાં પડ્યું નહોતું, પણ જ્યારે સાર્ડિનિયામાં મુસારદાર લશ્કરે રોમની મદદ માગેલી ત્યારે રોમે કાર્થેજને સપડાવી સાર્ડિનિયા તથા કોર્સિકા એ ટાપુ ને ૧,૨૦૦ ટાલેંટ લીધા હતા. એ ભુંડી દાનત જોઈ હામિલકરે વેર લેવાનો મનમાં નિશ્ચય કરી રાખ્યો. પણ કાર્થેજની રાજસભામાં તેના શત્રુ બહુ હતા તેથી ધાર્યાપ્રમાણે કંઈ થઈ શકવાનું નથી એમ વિચારી તેણે સ્પેન જીતવા જવાની સભા પાસે રજા માગી. હામિલકર, પોતાનો જમાઈ હાસ્ડ્રુબલ તથા નવ વર્ષનો દીકરો હાનિબલ એઓને સાથે લેઇ સ્પેન ગયો (૨૩૬ માં). તે હાનિબલને સાથે તેડી લાવવાનો નહોતો, પણ તેના કરગરવા ઉપરથી તેને સાથે લીધો હતો ને અગ્નિકુંડ આગળ શપત ખવાડ્યા હતા 'કે જીવીશ ત્યાંસૂધી રોમના રાજ્યનો શત્રુ રહીશ.' હામિલકરે આઠ વર્ષ સ્પેનમાં રહી કેટલોક યશ મેળવ્યો ને લશ્કર તૈયાર કર્યું. એ એક લડાઈમાં મરણ પામ્યો (૨૨૯ માં) ત્યારે હાસ્ડ્રુબલે સરદારી કરી ને એનું ખુન થયા પછી હાનિબલ સ્પેનની ફોજનો સરદાર થયો હતો (૨૨૧ માં).

હતી અને સિસિલી, સ્પેન, સારડિનિયા ને ગ્રીસ એ દેશોમાં ફતેહ સાથે લડાઇ ચલાવ્યાં કરતી હતી. હાનીબલ કને પૂરતો ખોરાક નહોતો ને તે સ્પેનથી મંગાવતો; ને તેનું લશ્કર મોછલું થઇ ગયું હતું; તેવામાં રોમે લાગ જોઇ લડાઇ કરી **કાપ્યુઆ ને ટરેંટમ** પાછાં લીધાં (૨૦૯ માં). હાનિબલનો ભાઇ ૬૦ હજાર લશ્કર સાથે કુમકે આવતો હતો તે વચમાં અટકયો ને લડતાં પડયો. હાનિબલ પંદર વર્ષ કાર્થેજ સરકારની કોઇ પણ રીતની મદદ વગર ઈટલીને પોતાની હાકમાં રાખી રહ્યો હતો. તે મદદ મળેથી રોમ લેવાનો વિચાર કરતો હતો તેવામાં કાર્થેજ સરકારે તેને **સિપિયોની** સામા લડવાને બોલાવ્યો—એ વેળા તે શોક કરી બોલ્યો હતો કે ‘ દેવતાઓ કાર્થેજ ઉપર રૂઠયા છે.’

જેમ હાનિબલ ઇટલીમાં આવી લડયો તેમ **સિપિયો** એણે આફ્રિકામાં જઇ કાર્થેજના રાજ્યમાં લડાઇ મચાવી. હાનિબલે કાર્થેજ જઇ વિખરાતું ભાગતું મુસારદ્દાર લશ્કર એકઠું કરી સીપિયોને **ઝામા** આગળ લડાઇ આપી, પણ એમાં તે હાર્યો (૨૦૨ માં) અને રોમે નિષ્ઠુર મનથી કબૂલાત લેઇ કાર્થેજને નાશથી ઊગાર્યું. કાર્થેજ પોતાનો બહારનો મૂલક સઘળો રોમને આપે, લડાઇનાં સઘળાં વહાણ ને સઘળો સરંજામ આપે, પચાસ વર્ષમાં ૨ કરોડ રૂપિઆ ભરે, અને રોમની મંજૂરીઅત વિના કોઇ પણ લડાઇમાં ઊતરે નહિ, એ પ્રમાણે કબૂલાત કરાવી સિપિયો રોમ આવ્યો ને **આફ્રિકેનસ** એ ઉપનામે વિખ્યાતિ પામ્યો.

સિપિયો મોટા કુળનો દેશાભિમાની, નિડર ને ઉદ્ધત યોદ્ધો હતો. તે ન્યાયથી વર્ત્તનારો પણ સ્વાર્થ જાળવવે પાકો અને મમતી તથા ખારીલો પણ ઘોંતાળ તથા દયાળુ હતો. તેનો શત્રુ હાનિબલ ઘડાયલો, ઠરેલ, અનુભવી, રાજ્યકાજમાં બુદ્ધિશાળી, નિરાશમાં ઉદ્યમી, ચતુર ને ડાહ્યો યોદ્ધો હતો પણ કોઈ કોઈ પ્રસંગે તે અભિમાન, અવિવેક ને નિર્દયપણું એ વિશેષે બહાર પાડતો.*

બીજીવારની કાર્થેજની લડાઈ પત્યા પછી રોમે બીજાં રાજ્યો પોતાની સત્તામાં આણવાનો લોભ કીધો. હવે દુનિયામાં બીજાં ત્રણ રાજ્ય **માસિડોનિયા, ગ્રીસ, ને સીરિયા** એજ બળીઆં હતાં તે રોમે અનેક ખટપટ ને ઘણીક લડાઈઓ કરીને જીતી લીધાં—માસિડોનિયા ૧૯૭ માં, સીરિયા ૧૯૧ માં, ને ગ્રીસ ૧૪૬ માં. કાર્થેજ સાથે ત્રીજીવાર લડાઈ ચાલેલી (૧૪૯–૧૪૬) તેનું છેવટ આ થયું કે તે શહેરને આગ લગાડી લોક તેમાં બળી મુઆ. વળી સ્પેનમાં પણ લડાઇઓ ચાલેલી (૧૪૪–૧૩૩) તેમાં પણ રોમન જીત્યા. આલ્પ્સ પર્વતના ઈટલી ભણીના **ગોલ** લોક જ્યારે ત્યારે ઉત્તર ઈટલી ઉપર ચઢી આવતા તેઓને છેલ્લે (૧૯૧ માં) હરાવી વીખેરી નાંખ્યા હતા. (૧૬૩ માં) સિસિલીમાં ગુલામોએ બળવો ઉઠાવેલો તે લડાઈ ૧૩૪ થી તે ૧૩૧ સૂધી ચાલી હતી. આફ્રિકામાં ન્યૂમિડિઆના (હાલનું આલ્જીઅર્સ) રાજા **જગરથા**

* કાર્થેજ રોમ સાથે કોલકરાર થયા ત્યાર પછી હાનિબલ ત્યાંનો મુખ્ય ન્યાયાધીશ ઠર્યો હતો ને તેણે રાજ્યનાં નાણાં પ્રકરણ સંબંધી એવી તો મોટી મોટી ગોઠવણ કરી કે દશ વર્ષમાં કાર્થેજ રોમનું દેણ પતાવવાને શક્તિમાન થયું હતું. તે ઘણાંક રાજ્યોને કાર્થેજ સાથે સંપ કરાવી રોમ ઉપર તૂટી પડવાનો વિચાર કરતો હતો, પણ તેવામાં રોમે કાર્થેજને કહેવડાવ્યું કે, હાનિબલને અમારે ત્યાં મોકલી દો. એ કાર્થેજ છોડી નાશીને સીરિયાનો રાજા જે રોમની સામા લડતો તેના આશ્રયમાં જઇ રહ્યો (૧૯૩). હાનિબલે તે રાજાને કેટલીક સલાહ આપી પણ તે રાજાએ તે ન માની ને તે હાર્યો (૧૯૦) રોમનોએ તેની પાસે જે કબૂલાત કરાવી તેમાં એક, હાનિબલને આપી દેવાની હતી. હાનિબલ સમજી ગયો ને નાશીને બીથનિયાના રાજ્યાશ્રયમાં કેટલાંક વર્ષ રહ્યો. રોમે કેડો ન મૂક્યો ને તે રાજાને પણ કહેવડાવ્યું; હાનિબલે જોયું કે હવે નાસવું મુશ્કેલ છે ને શત્રુને હાથ પકડાઈ રીબાઈને મરવું તેના કરતા મારે મારે હાથેજ મરવું એ વધારે સારૂં છે એમ વિચારી તેણે પોતાની વીંટીમાં રાખેલા ઝેરનો ઉપયોગ કર્યો—૬૫ વર્ષની ઉમરે ૧૮૩ માં એજ વર્ષમાં સિપિયો પણ મુઓ. સિપિયો રાજ્યધારાને માન નહોતો આપતો તેથી તેના ઉપર લાંચ ખાધાનો અપરાધ મૂકવામાં આવેલો, પણ જવાબ આપવાને દહાડે તે પોતાના થોડાક સાથીઓને ભેગા કરી બોલ્યો કે, પહોર આજ આપણે હાનિબલને જીત્યો હતો. ચાલો રોમનો દહેરે જઇ દેવનો પાડ માનીએ ને પ્રાર્થના કરીએ કે સિપિયો જેવા સરદાર રોમમાં બહુ થાય. એ ઉપરથી લોકને તે જીતનું સ્મરણ થયું ને તેઓને ઓચ્છવ કીધો ને સિપિયો ઉપર ચાલતું કામ માંડી વાળ્યું. પછી તે રોમ છોડી પોતાની એક જમીન હતી ત્યાં જઈ રહ્યો હતો ને મરતી વેળા કહી ગયો હતો કે, રોમ નગુણું બેકદર છે માટે ‘ મારી રાખ કોઈ ત્યાં લઈ જશો નહિ.’ એ જ્યારે રોમની તરફથી આંટીઓકસની દરબારમાં વકીલ દાખલ હતો ત્યારે એણે હાનિબલને એક દિવસ પૂછ્યું હતું કે દુનિયામાં સૌથી શ્રેષ્ઠ લશ્કરી સરદાર કોણ? હાનિબલે જવાબ દીધો હતો કે, તમે અનુક્રમે કેમ છે? એમ પૂછેલું ત્યારે જવાબમાં કહ્યું હતું કે શિકંદર, પિહ્રસ, હું ને તમે. સિપિયે પૂછ્યું કે ઝામાની લડાઈમાં તમારી ફતેહ થઇ હોત તો? હાનિબલે જવાબ દીધો હતો કે સૌથી શ્રેષ્ઠ હું થાત.

સાથે લડાઇ ચાલી તે ૧૧૧ માં પૂરી થઇ–ને રાજાને રોમમાં કેદ રાખી ભૂખે મારી નાંખ્યો હતો. કિમ્બ્રિયન ને ટયૂટન લોક **ગોલ** તથા **ઇટલી** બંને ઉપર ચઢાઇઓ કરતા (૧૦૫ થી) તેનું છેવટ અને ઇટલીમાં ગુલામોએ (૧૦૩ થી) લડાઇઓ મચાવેલી તેનું છેવટ ૧૦૧ માં થયું—એ કાળે રોમને કોઇ રાજ્ય કે કોઇ જોરાવર મંડળ જીતવું બાકી રહ્યું નહિ–રોમનું રાજ્ય પૃથ્વીમાં ચક્રવર્તી શોભ્યું.

પણ રાજ્યની અંતર્સ્થિતિ આ પ્રમાણે હતી—સિસિલી ને ગ્રીસના સંબંધે કરીને રોમનો ત્યાંના લોકનાં વિદ્યાજ્ઞાનના ગ્રંથોનો અભ્યાસ કરતા ને નવા ગ્રંથો લખતા થયા હતા. તેઓએ પોતાની ભાષા શુદ્ધ સુઘડ **લાટિન** એ નામે જગત્માં ઓળખાવી હતી. ઇ૦ સ૦ પૂ૦ ૨૮૬ થી તે ૧૩૩ સુધી રોમનોમાં પરસ્પર કલહ નહોતો તોપણ તેનાં બીજ રોપાયાં હતાં. કાર્થેજ પડ્યા પછી ત્યાંની લૂંટથી લોક નાણાંવાળા થઈ મોજીલા થયા હતા. **સિપિયો આફ્રિકેનસે** ને થોડાક બીજા શ્રીમંતોએ ગ્રીક લોકનો પહેરવેશ ને તેઓની રીતભાત પોતાનામાં દાખલ કરવા માંડી. **કેટો** ને કેટલાક બીજા સામા થયા કે નવી રીત રાજ્યમાં નજ દાખલ કરવી. ૧૯૫ માં રોમન શ્રીમંતાણીઓએ કેટો બહુ સામો હતો તોપણ **ઓપિયન** લા રદ કરાવ્યો—એ ધારો આવો હતો કે થોડાએક ઠેરવેલા તહેવાર સિવાય કોઇ દહાડો સ્ત્રીઓએ અડધો ઔંસ સોનાથી વધારે અંગે સજવું નહિ, એક વસ્ત્રમાં ઘણા રંગ હોય તેવું પહેરવું નહિ ને કોઈ બીજાં શહેર–ગામમાં જવું નહિ. દશેક વર્ષ પછી **બાકસ દેવ**ના દારૂડીઆ ભક્તોની ઘણીક મંડળીઓ વધી ને તેથી વ્યભિચાર ને ખૂન વધ્યાં. રાજ્યસભામાં મોટો સળો આ પેઠો કે **કેટો**એ (જ્યારે સેન્સર હતો ત્યારે) ઘણા સભાસદોને કહાડી મૂક્યા, મિતાહાર સંબંધી ઘણાક ધારા કીધા, લોકની ગાડીઓ ઉપર ને પહેરવાનાં વસ્ત્ર ઉપર કર નાંખ્યા, સૌને અર્થે બાંધેલી ટાંકીઓમાંથી લોકે નળ પોતાનાં ઘરોમાં લીધા હતા તે બંધ કીધા અને જે મકાનો સરિઆમને આડાં આવતાં તે તોડાવ્યાં–તેણે રાજ્યની વસૂલાત ઘણીએક વધારી હતી ખરી.

જેમ રોમમાં મોઝમઝા વધી તેમ મૂલકમાં કારભારીઓએ લોકને દમવા માંડ્યું–દહેરાં ને મકાનો લૂંટવા માંડ્યાં–હજારોને ગુલામ દાખલ વેચવા માંડ્યા. શ્રીમંત લોકમાં વિશેષ વિશેષ માન મેળવવાને સરસાઇવાળો લોભ ઉત્પન્ન થયો ને તેઓ સરકારી કામદારની જગા મેળવવાને અતિ ખંતીલા થયા. આટલી ઉમર વિના કોઇ સરકારી કામમાં દાખલ થઈ શકે નહિ એવો કાયદો થયો હતો; લાંચને માટે ને કામદાર પસંદ કરવામાં જે ખટપટ થતી તેને માટે કાયદાઓ થયા હતા. પણ તે અમલમાં આવતા નહોતા. લાંચ, ઉચાપત, હરામખોરી એની તપાસ રાખવાને ચાર નવા ટ્રૈબ્યૂન નીમવામાં આવ્યા હતા, પણ ઇનસાફ કરનાર કામદારો તેજ પોતાના ચૂકાદા વેચતા હતા.

લોકવર્ગમાંના ઘણાક મોટી પદવી ધરાવનારા થએલા તેઓ પણ શ્રીમંત કુળના ગણાવા લાગ્યા હતા. અનેક લડાઈઓને લીધે પ્રદેશ પ્રદેશના લોક રોમન સાથે ભળી ગયા હતા. એ કારણથી રાજસભા આગળની પેઠે પ્રજાનો ડર રાખતી નહિ ને તેને માન પણ આપતી નહિ. લોકની સત્તા રાજ્યકારભારમાં ન વધવા દેવાને રાજસભા ખંતીલી થઈ હતી ને અમલદારી પણ પોતાનામાંનાજ કરે તેવી જુક્તિ ચલાવતી હતી. એ ખટપટમાં વળી ૧૪૪–૧૪૩ માં પાક ઓછો થવાથી ને ત્રીસ વર્ષમાં રોમમાંથી કોઈ લોક બહાર જઇ વસેલા નહિ તેથી લોકને શ્રીમંતની ગુલામી કરી પેટ ભરવાનો વખત આવ્યો ને એ દુઃખમાં કેટલાક લોકે બળવા ઉઠાવ્યા. **ગ્રાકસ, ટૈબારિઅસ ને કેઅસ** એઓનાં દિલમાં દીન લોકનું દુઃખ વસ્યું ને તેઓએ ઘણી મહેનતે થોડાક ધારા સુધરાવી રાજસભાનું જોર તોડ્યું (૧૩૩–૧૨૧). તેઓનાં મરણ પછી સુધારેલા ધારા રાજસભાએ ફેરવી નાંખ્યા. એ સઘળાં કારણોથી રાજસભાને ને લોકને સામસામી મચી અને **કોન્સલ** જે તેઓની ભાંજગડથી દૂર રહેતા તે હવે પોતેજ પરસ્પર લડતા થયા ને તેઓની લડાઈઓએ રોમને ને રોમના રાજ્યને ખલભળાવી નાંખ્યું.

**મરાયસ** કોન્સલ ન થાય તેવી તજવીજ કરવામાં રાજસભાએ કંઈ બાકી રાખી નહોતી. પણ તેમ છતાં તે છઠ્ઠીવાર લોકની તરફથી કોન્સલ થયો (૧૦૦ માં). તેના મળતીઆ અમલદારોએ મદોન્મત્ત થઈ રાજસભા પક્ષનો ને લોકને પ્રિયકર એવો જે **મેટેલ્લસ** તેને દેશનિકાલ કરાવ્યો, ઈટલીના ઉત્તરના **ગોલ** પ્રદેશની જમીન મરાયસના લશ્કરને વહેંચી આપી, ને કેટલાક બીજા ધારાને માટે દરખાસ્ત કીધી; વળી તેઓએ કેટલાંક ઉઘાડેછોક ખૂન કીધાં; એ ઉપરથી લોકે સામા થઈ તે અમલદારોને મારી નાંખ્યા; નવા ધારા રદ કર્યા; મેટેલ્લસ પાછો આવ્યો ને મરાયસ એશિયામાં જઈ રહ્યો (૯૯ માં).

મરાયસ મોટો લશ્કરી સરદાર હતો ને લોકના દુર્ગુણ તેનામાં પણ હતા તેથી તે છ વાર કોન્સલ થયો,

પણ પોતે જાતે કારભાર કરવે નિર્બળ તેથી તેણે રાજ્યની સામા અપરાધ કરનારાઓનું છાવરી વાળવાનું કીધું ને તેથી તેના ઉપરથી લોકની પ્રીતિ ઘટી. **ડ્રૂસસ** ટ્રેબ્યૂન જે શ્રીમંતપક્ષનો હતો તેણે બંને વર્ગમાં સેમાધાની આણવાને પ્રયત્ન કીધા, પણ પછવાડેથી તે પણ લોકનો અણમાનીતો થયો. ડ્રૂસસેં રાજ્યની સામા બળવો ઊઠાવવાની તજવીજ કીધી, પણ તેવામાં તેને કોઇએ મારી નાંખ્યો (૯૧).

એ પ્રમાણે રોમમાં ચાલતું હતું તેવામાં ઈટલીના ઘણાક લોકે બળવો ઉઠાવ્યો (૯૦ માં). તેઓની તકરાર આ હતી કે તેઓએ રોમની પ્રજાસત્તાની વફાદારીથી ચાકરી કરી છે, રોમનાં લશ્કરમાં બે ભાગ જેટલું લશ્કર પૂરૂં પાડયું છે અને રાજ્યો જીતીને રોમને આપેલાં છે ને હજી રોમનો તેઓને પોતાનાથી જુદા ગણેછે. તેઓએ ઉપરાઉપરી પરગણાં લેવા માંડયાં. કોન્સલો એક પાસથી તેઓની સામા લશ્કર લેઇ ગયા ને બીજી પાસથી રાજસભાએ કાયદો કરી જે પરગણાં બળવામાં સામિલ થયાં નહોતાં તથા થઇને પાછાં અટક્યાં હતાં તેઓને રોમનું સ્વતંત્રપણું આપ્યું ને નવેસરથી લોક રાજ્યમાં નોંધાયા. એથી કંઇ બળવાખોર પાછા હઠયા નહિ ને ભારે લડાઇ ચાલી (૮૯). બંને તરફનાં મળીને ત્રણ લાખ માણસ લડતાં મુઆં ને બન્ને તરફેન લડતાં નબળી પડી ત્યારે લડાઇનો અંત આવ્યો ને પરિણામ આ થયું કે સઘળા ઇટલિયનોને રોમ નગરજનના જેટલાજ હક્ક મળતા થયા (૮૮ માં).

એજ સમા ઉપર સમાચાર આવ્યા કે **પૅાંટસના** રાજા **મિથ્રિડેટિસે** ૮૦ હજાર રોમનોને કાપી નાંખ્યા છે ને એશિયામાંના રોમના રાજ્યને જીતી લીધું છે, ને હવે રોમને માટે તૈયારી કરેછે. તેની સામા લડવા જવાને શ્રીમંતપક્ષના **સિલ્લાને** સેનાપતિ ઠેરવવામાં આવ્યો, પણ મરાયસે* તે ઠરાવ રદ ઠરાવી પોતાને માટે કરાવ્યો. સિલ્લા નોલા શહેરને ઘેરો ઘાલતો હતો ત્યાંથી ઉતાવળો લશ્કર સાથે રોમ આવી પહોંચ્યો ને મરાયસને નાશીને આફ્રિકા જઇ રહેવું પડયું. સિલ્લા મિથ્રિડેટિસ સામા થોડીવાર લડયો ને ફતેહ પામ્યો. (૮૪ માં) સલાહ થઈ ત્યારે તેની રૂએ ગ્રીસ, માસિડન, ઍઓનિયા ને બીજા પ્રાંત રોમને પાછા મળ્યા ને કેટલાંક વહાણ પણ મળ્યાં.

---

* એણે એશિયાથી પાછા આવી ઈટલીમાં રોમના એક લશ્કરની સરદારી કરી હતી.

રોમમાં **સિન્ના** નામના કોન્સલે સિલ્લાની ગેરહાજરીમાં મરાયસના પક્ષના લોકને સબળ કરી મરાયસને આફ્રિકાથી પાછો તેડાવ્યો ને એણે આવતાં વારને વેર લેવા માંડયું. મુખ્ય મુખ્ય રાજસભાસદોને ગુલામો પાસે ઠાર કરાવ્યા—એક ઊંચી પદવીનો ધર્માચાર્ય મરાયો અને એક ભાષણ કરનારનું ડોકું ખાના વખત મરાયસને દેખડાવવામાં આવ્યું. પાંચ દહાડા ને પાંચ રાત નગરમાં હુલકું પડયું. **સિન્ના ને સર્ટોરિયસ** એ બે જણે રાજ્યમાં સ્વસ્થતા આણવાને કેટલાક ખૂનીઓને તેઓની છાવણીમાં સૂતેલા ઠાર કર્યા. તેવામાં સિલ્લાના જયના વર્તમાન મરાયસને કાને પડ્યા ને એ ગભરાયો. એણે અતિશેં દારૂ પીવા માંડયો ને એથી તે ૭૦ વર્ષની ઉમરે મરણ પામ્યો (૮૬ માં)—એ વેળા તે સાતમીવારનો કોન્સલ હતો.

સિલ્લા રોમ આવ્યો ને શ્રીમંતોએ તથા લશ્કરના મોટા ભાગે તેનો પક્ષ ધર્યો; પણ તે દરવાજા આગળ હતો તે વખતે મરાયસના પક્ષકારોએ રાજસભાસદોને કાપી નાંખ્યા હતા. સિલ્લાએ પોતાને ડિક્ટેટર કહેવડાવ્યો ને મોટો સંહાર કર્યો. કોન્સલના સંબંધમાંના ૩૩, પ્રીટર ૭૦; સેડીલી ૬૦, રાજસભાસદ ૨૦૦ અને દોઢ લાખ રોમના રહેવાશી એટલાના પ્રાણ ગયા ને હજારો માણસ ભૂખે મરતાં ને ભીખ માગતાં થયાં. તેણે રાજસભાના હાથમાં સઘળી સત્તા રાખી લોકના ઘણાક હક્ક છીનવી લીધા અને ઇટલીનાં શહેરોને રોમનું સ્વતંત્રપણું આપવામાં આવ્યું હતું તે રદ કીધું. તેણે ચાર નવા ટ્રેબ્યૂન કીધા, પ્રીટરને વધારી આઠ કીધા, પ્રાંતોના અમલદારો જે પોતાની પ્રજાને નીચોવતા તેને માટે સખ્ત બંદોબસ્ત કીધો અને ન્યાયાધીશનું કામ કરવાને લાયક થવાના ઉમેદવારના ગુણ ને તેનું વય એ નક્કી કીધાં—ડિક્ટેટર થયાને બે વર્ષ થયા પછી તેણે પોતાના ઓદ્ધાનું રાજીનામું આપ્યું ને પછી થોડે દહાડે તે મરણ પામ્યો (૭૮ માં).

પછી એક પાસ **લેપિડસ** ને **બ્રૂટસ** એઓ લોકપક્ષના થઇ આગળ પડ્યા, પણ **પેટોરિયસ** એણે તેઓનું ફાવવા દીધું નહિ. એણે ઈટલીનું, આફ્રિકાનું, સ્પેનનું મળીને દશ હજાર લશ્કર સાથે એક લાખ વીસ હજાર લશ્કરના ચાર રોમન સરદાર સામા લડાઇ કીધી ને **મેટેલસ** તથા **પોમ્પી** એઓને હરાવ્યા, પણ તેટલામાં તેના હાથ નીચેના અમલદારે તેને મારી નાંખ્યો (૭૨ માં). જેવામાં સ્પેનમાં સર્ટોરિયસ સામા ને એશિયામાં મિથ્રિડેટિસ સામા લડવામાં રોમ મચ્યું હતું તેવામાં ગ્રેસના કેટલાક તાલીમ-

બાન્તેએ **સ્પર્ટેકસને** મુખી કરી ત્યાંના અમલદારોને હાંકી કહાડ્યા હતા. તેઓએ નાસતા ફરતા ગુલામો, ભરવાડો ને બીજા મળીને ૭૦ હજાર લશ્કર એકઠું કર્યું હતું ને રોમના લશ્કરને હરાવ્યું હતું. પછી **ક્રાસસે** લડાઈ કરી તેઓને ભગાડ્યા હતા (૭૧ માં).

ઇ૦ સ૦ પૂ૦ ૭૦ માં **પોમ્પી** અને **ક્રાસસ** એ બે સાથે કોન્સલ થયા. પોમ્પીને લશ્કરનું જોર વિશેષ હતું ને તેણે ઘણી ફતેહ મેળવી હતી; તે કીર્તિનો વિશેષ લોભી થયો હતો. તેમ ક્રાસસ પણ લોકમાં માન મેળવવાને તરસતો હતો. તેને જે પોતાની પાસે એકઠી થયેલી દોલતનું ઘણું જોર હતું ને તે રાજસભામાં સારો વક્તા હતો; વળી તેણે પોતાના મળતાવડાપણાથી ને ધોતાળપણાથી રાજ્યકારભારમાં મોટી સત્તા મેળવી હતી. તેઓ એકએકથી ચઢિયાતા થવાને પ્રયત્ન કરતા ને અરિશ્યામાં એકમેકની સામા થતા. બંને જણનેમાટે ઠરાવ થએલો કે તેઓએ પોતપોતાના લશ્કરથી અલગ થવું. પોમ્પી ઈચ્છતો કે પ્રથમ ક્રાસસ લશ્કરને રજા આપે ને એ ઇચ્છતો કે પોમ્પી પહેલો આપે. પણ પછી ક્રાસસે પહેલ કીધી હતી. જેમ ક્રાસસે હજારો જણને જમાડી, ગરીબગરબાંને અનાજ વહેંચી લોકની પ્રીતિ મેળવી તેમ પોમ્પીએ લોકની વિરૂદ્ધમાં સિલ્લાએ જે કાયદા કીધા હતા તે રદ કર્યા; ગ્રાકસના વખતમાં ન્યાય ચૂકવવાની સત્તા **નૈટ*** લોકને આપવામાં આવેલી પણ પછવાડેથી તેઓની પાસેથી લેઈ લેવામાં આવેલી તે પાછી તેઓને આપી, અને ટ્રેબ્યૂનના ગએલા હક્ક પાછા જારી કીધા. એ ફેરફાર જલદીથી થયો તેના કારણમાં મોટું આ હતું, કે **વેરીંઝ** નામના એક અમલદારે સિસિલીમાં લોકના ઉપર ઘણોજ જૂલમ ગુજાર્યો હતો તેની રોમમાં તપાસ ચાલતી હતી ને તેમાં સૌ સરદાર લોક તેના પક્ષના હતા ને સિસિલીના લોકે વકીલ સિસરોને પોતાની તરફથી મુકદ્દમો ચલાવવાનું સોંપ્યું હતું. એ તપાસ જોશમાં ચાલતી હતી તેવામાં **વેરીંઝ** નિરાશ થઈ રોમ છોડી બીજે દેશ જતો રહ્યો. તેની ગેરહાજરીમાં તેનાઉપર ગુનાહ સાબીત થયા હતા.

નૈટ લોકને સત્તા મળી તેના બદલામાં તેઓએ **સિલિશિયાના** ચાંચીઆઓના ઉપર ચઢાઈ કરનાર લશ્કરી વહાણોની સરદારી પોમ્પીને આપી. પોમ્પીએ તેઓને હરાવ્યા ને દરિયામાં તેઓનું એકે વહાણ ફરતું ન રાખ્યું. પછી તે ૨૦ હજાર કેદીઓને ઊજડ થયેલાં શહેરોમાં વસાવી ચાળીસ દહાડે પાછો રોમ આવ્યો હતો. વળી **પોંટસના** મિથ્રિડેટિસે એશિયામૈનરમાંના કાપેડોશિયાના પ્રાંત ઉપર ચઢાઈ કરેલી તેની સામા થવાને રોમે બે સરદારોને મોકલ્યા હતા, પણ તેમાંનો એક હાર્યો હતો ને રોમનાં લશ્કરી વહાણોનો નાશ થયો હતો. પછી પોમ્પીએ જઇને એક રાતે છાપો મારી દુશ્મનના લશ્કરને કાપી નાંખ્યું હતું ને મિથ્રિડેટિસ આઠસેં ઘોડા સાથે નાશી ગયો હતો. એ રાજા રોમના મૂલકમાં લડાઈ લેઈ જવાની ગોઠવણ કરતો હતો પણ તેવામાં તે પોતાનાજ દીકરાની બેવફાઈ જોઈ ઝેર ખાઈ મુઓ હતો (૬૩ માં).

**કાટીલૈન** નામનો એક કુલીન શ્રીમંત છેક નિર્ધન ને વ્યસનલંપટ થઈ ગએલો તેણે રાજ્યને ઊંધું વાળવાની ગોઠવણ કીધી. પ્રથમ તો તે કોન્સલના ઓદ્ધાને માટે ઉમેદવાર થયો, પણ તેમાં તેનું ન વળ્યું; બે વર્ષ પછી તેણે ઘણાકને પોતાની તરફના કીધેલા પણ **સિસરો** સામો થયેથી તે કોન્સલ થયો નહિ. તેની તરફના કેટલાકે એટ્રુરિયામાં લશ્કર એકઠું કીધું ને કેટલાએકે રોમમાં દુશ્મનોની કતલ કરી નાંખવાની ને રોમને બાળી મૂકવાની તજવીજ કરી રાખી. એ તરકટની સઘળી હકીકત સિસરોના જાણવામાં આવેથી તેણે કાટિલૈન ઉપર રાજ્યઅપરાધ મૂક્યો. ઘણાક શ્રીમંતોએ તેને ઉગારવાનું કર્યું, પણ સિસરોએ પણ મજબૂત પૂરાવાથી ને ધારાની કલમો લાગુ પાડીને તેને અપરાધી ઠેરવ્યો. કાટિલૈન નાઠો ને જે લશ્કર તેના સાથીઓએ ઊભું કરેલું તેનો સરદાર થઈ લડવા આવ્યો પણ તેને **આંટોનિયસ** કોન્સલે હરાવ્યો ને તે લડાઈમાં પડ્યો (૬૩ માં). તેની અગાઉ તેના સાથીમાંના કેટલાકને પકડી કેદ કરવામાં આવ્યા હતા. ને કેટલાકને મારી નાંખવામાં આવ્યા હતાજ. સિસરોને **સ્વદેશનો પિતા** એ ઉપનામ જોડાઈ મોટું માન મળ્યું.*

---

* પાટ્રિશિયન ને પ્લીબિયન અથવા જૂના કુળના શ્રીમંત સરદાર અને લોક એ બે વર્ગની વચમાં એક નવો વર્ગ જે નવી દોલતવાળા લોકનો કરવામાં આવ્યો હતો તે નૈટનો કહેવાતો.

* સિસરો ૬૩ ના જાનેવારીની પહેલીએ કોન્સલ થયેલો ત્યારથી તે શ્રીમંતવર્ગના લોકસાથે વિશેષ સંબંધ રાખતો પણ આમ કરીને તેણે પોતાનો ઓદ્ધો છોડયો કે કેટલાક લોક તેના સામા થયા ને તે કાટિલૈનના કામમાં જસ મેળવી વડાઈખોર થયો હતો તેથી પોમ્પી ને ક્રાસસના મનમાંથી પણ તે ઊતર્યો હતો. એક નવો ધારો પસાર થયો હતો કે ન્યાય કીધાવિના જેણે કોઇપણ નગરજનને મરણની શિક્ષા કરી હોય તેને રાજ્ય બહાર કરવો–ને સિસરોએ તેવું કરેલું તે ઉપરથી તેના દુશ્મન કલોડિયસે સિસરોને રાજ્ય બહાર કહાડવાની દરખાસ્ત કીધી

પોમ્પી એશિયામાં ફતેહ મેળવી પાછો રોમ આવ્યો (૬૦ માં); પણ રાજસભાએ તેની ફતેહને મંજૂરીયત આપી નહિ તે ઉપરથી તે સીઝરને મળ્યો. પછી તે બે સત્તાલોભીઓએ ધનલોભી ક્રાસસને પોતાની સાથે ભેળ્યો–પોમ્પી તથા ક્રાસસને અણબનાવ હતો, પણ સીઝરે પાછી મૈત્રી કરાવી હતી. તે ત્રણે જણે રોમના મોટા રાજ્યની સત્તા પોતાને હાથ રાખવાને પરસ્પર સંપ બાંધ્યો (૬૦ માં). એ ઐક્ય પ્રગટ નહોતું, પણ તેઓની વર્તણુક ઉપરથી તે પ્રગટ થઇ **ત્રિમૂર્તિરાજ્ય** કહેવાતું.

(૫૯ માં) સીઝર કોન્સલ થયો ને તેણે લોકની પ્રીતિ મેળવી. (૫૮ માં) કોન્સલપણાનું વર્ષ થયા પછી **ગોલ** તથા **ઇલિરિકમ** એ બે પ્રદેશની તેને પાંચ વર્ષ લગીની અમલદારી મળી. (૫૫ માં) પોમ્પી તથા ક્રાસસ બીજીવાર સાથે કોન્સલ ઠર્યા. પોમ્પી સ્પેનનો ને ક્રાસસ એશિયાનો અમલદાર થયો. પોમ્પી પોતાની વતીના અમલદારને સ્પેન મોકલી પોતે રોમની આજુબાજૂનાં શહેરોમાં રહેતો. ક્રાસસ એશિયામાં ગએલો તે પાર્થિઅન લોક સાથે લડતાં હાર્યો પછી તેઓના સરદારની મુલાકાત લેતાં માર્યો ગયો હતો (૫૩ માં).

પોમ્પી ને ક્રાસસ કોન્સલ હતા તેવામાં સીઝરે બીજાં પાંચ વર્ષ ગોલમાં રહેવાનો ઠરાવ કરાવ્યો હતો. સીઝર ગોલમાં ઉપરાઉપરી ફતેહ મેળવેછે તે કોઇ દહાડો રાજ્યસત્તા પોતાને હાથ લેશે એ વિચારથી પોમ્પી અદેખો થયો હતો. તેની સ્ત્રી–સીઝરની દીકરી (૫૪ માં) મરણ પામ્યા પછી તેણે સીઝરની સામા થવાનો નિશ્ચય કર્યો અને જેવામાં રોમમાં છ મહિના અંધાધુંધી ચાલી રહી હતી તેવામાં સામસામી ટોળીઓના કલહમાં વધારો કીધો. અમલદારીને માટે મત મેળવવાના કામમાં લાંચ રૂશ્વત છચોક અપાતી લેવાતી ને રાજસભા તથા લોકને નામે ખોટા ઠરાવો જાહેર કરવામાં આવતા. પ્રીટર થવાનો ઉમેદવાર **ક્લોડિયસ** તથા **કોન્સલ** થવાનો ઉમેદવાર **મૈલો** એ બે જણ એક બીજાના કટ્ટા વેરી થઇ પડ્યા હતા ને તેઓએ પોતપોતાના અંગરક્ષણને માટે માણસો રાખ્યાં હતાં. એક દહાડે બંને તરફના માણસોને મારામારી થઈ તેમાં લોકનો માનીતો ક્લોડિયસ માર્યો ગયો (૫૨).

એ અંધાધુંધીનો અંત આણવાને રાજસભાએ પોમ્પીને કોન્સલ ઠેરવ્યો. એણે સીઝરના લાભની વિરૂદ્ધમાં કેટલાએક કાયદાને રાજસભાની મંજૂરીઅત અપાવી—પોમ્પી લોકપક્ષનો રહી સર્વોપરી સ્વતંત્ર મુખી થવાને ઇચ્છતો હતો. તે શ્રીમંતનું વળું રાખતો થયો.

સીઝરે કેટલાક અમલદારોને લાંચ આપી આપીને પોતાના લાભમાં બોલનારા કરી રાખ્યા હતા. એમાંનો એક **ક્યૂરિયો,** એણે (૫૦ માં) રાજસભામાં દરખાસ્ત કીધી કે પોમ્પી ને સીઝર બંને જણે પોતપોતાના લશ્કરને રજા આપવી–કેમકે પોમ્પીનાં લશ્કરના ધાકને લીધે લોકથી રાજકાજના વિચાર સ્વતંત્ર ઇચ્છા પ્રમાણે થઇ શકતા નથી. એ વાત ઉપર રાજસભાએ કાન દીધાજ નહિ, પણ સીઝરને લશ્કર કાયમ રાખવાનું બહાનું મળ્યું. ઇ૦ સ૦ પૂ૦ ૪૯ ના વર્ષને માટે જે કોન્સલ ઠર્યા તે પોમ્પીના પક્ષના હતા. ક્યૂરિયોએ સીઝરના કાગળો રાજસભામાં રજુ કર્યા—તેમાં હતું કે પોમ્પીનું લશ્કર રોમની પડોસમાંથી આઘે જાય તો હું એક સાધારણ માણસ દાખલ રોમમાં આવી **કોન્સલપણા**ને માટે ઉમેદવાર થાઉં. ભારે ભાંજગડ ચાલ્યા પછી ઠર્યું કે સીઝરને રાજ્યરક્ષણ બહાર ગણવો ને કોન્સલોએ વિશેષ સત્તા વાપરવી. બીજે દહાડે રાતે સીઝરના પક્ષના આંટનીને એક બીજો (ટ્રેબ્યૂન) એ બે જણ તે ઠરાવ વિરૂદ્ધ પોતાનાં મત લખી રોમમાંથી નાશી ગયા. તેઓ સીઝરને મળ્યા ને એ પોતાનું મોટું લશ્કર જેને સરહદ ઉપરજ રાખ્યું હતું તે લેઈને ધશ્યો આવ્યો–રાજસભાસદ રોમ મૂકી ગ્રીસ જતા રહ્યા ને સીઝરે ૬૦ દહાડામાં આખું ઇટલી તાબે કીધું. તેણે રોમમાં જઈ રાજભંડારનો કબજો કીધો ને પછી આંટની તથા લેપિડસ એ બેને પોતાના લેફ્ટેનેંટ દાખલ ત્યાં રાખી પોતે સ્પેન ઉપર ચઢાઈ કરી. તે

---

ને સિસરો ગ્રીસ જઈ રહ્યો (૫૮ માં). તેના મિત્રોએ તેને પાછો બોલાવવાની તજવીજ કરેલી ને તે (૫૫ માં) પાછો રોમ આવ્યો, પણ તે રાજ્યખટલામાં પડયો નહિ. તોપણ તેને (૫૨ માં) સિલિશિયે જઈ ગવર્નરનું કામ કરવું પડ્યું. જેવામાં પોમ્પી તથા સીઝર એ બેની લડાઈ શરૂ થતી હતી તેવામાં તે પાછો રોમ આવ્યો. તેણે પોમ્પીનો પક્ષ કીધો હતો તોપણ પછવાડેથી સીઝરે તેને ક્ષમા કરી પ્રીતિપાત્ર ગણ્યો હતો. સીઝરનું ખૂન થયા પછી તેણે લોકપક્ષમાં રહી આંટનીની વિરૂદ્ધ ભાષણ કર્યાં. આંટનીની ફતેહ થઈ ત્યારે મરણ દંડની ટીપમાં તેનું નામ આવ્યું ને તે મારાઓની સામા પોતાનું માથું ધરી કપાઈ પડ્યો (૪૩ માં). સિસરોના ગ્રંથોમાં અલંકારશાસ્ત્રના ૭ ને રાજનીતિશાસ્ત્ર, સંસારનીતિશાસ્ત્ર, માનસિકશાસ્ત્ર ને ઈશ્વરજ્ઞાન એ વિષયના ચાર છે. વળી મિત્ર તથા સગાંને કાગળો લખેલા તે ૮૦૦ ને ૫૬ જાહેર ભાષણો પણ છે.

પણ તાબે કીધું ને તરતજ ત્યાંથી ગ્રીસ જઈ **ફાર્સેલિઆ**ની લડાઈમાં પોમ્પીને પૂરો હરાવ્યો (૪૮), પોમ્પી ઈજીપ્ટ નાઠો તો સીઝર પણ ત્યાં દોડ્યો. ઈજીપ્ટના રાજ્યની ભાંજગડ પતાવી ત્યાંની કલીઓપેટ્રા રાણી સાથે પ્રેમસંબંધ કરી તેનું રાજ્ય તેને આપી સીઝર આફ્રિકે ગયો ને ત્યાંનું રોમન રાજ્ય પોતાના તાબામાં આણી—સઘળા શત્રુઓને પરાભવ પમાડી તેણે રોમમાં આવી વિજય ઓચ્છવ કીધા—તે રોમના ચક્રવર્તી રાજ્યનો સદાનો **ડિક્ટેટર** થયો ને સ્વદેશનો પિતા કહેવાયો.*

સીઝરે ખવડાવી પીવડાવી, તમાશા દેખડાવી રોમના લોકની ને જમીનની બક્ષિસથી લશ્કરની પ્રીતિ મેળવી અને વિદ્યાકળાને ઉત્તેજન આપી અને સ્વસ્થતા રહે તેવા કેટલાક ધારા કરી રાજ્યના લોકને પ્રસન્ન કર્યા. તોપણ રોમમાં એકજણનું રાજ્ય ન જોઈએ. પ્રજાસત્તાકજ જોઈએ એ વિચારના કેટલાક જણ અને કેટલાક અદેખા તથા કેટલાક દુઃખથી વેરીલા થએલા તે—સાઠેકજણે મસલત કરી તેને મારી નાંખવાની ગોઠવણ કીધી—**કાસ્સિયસ** ને **બ્રૂટસ** મુખ્ય હતા. ઇ૦ સ૦ પૂ૦ ૪૪ માં તા૦ ૧૫ મી માર્ચે ભરી દરબારમાં એકજણ પોતાના દેશનિકાલ થએલા ભાઈને પાછો બોલાવવાની અરજી આપવાને બહાને સીઝરની પાસે ગયો ને તેસંબંધી ચર્ચા ચાલેછે તેવામાં એક બીજાએ જઈ તેનો જબ્ભો ખેંચ્યો ને ત્રીજાએ જઈ તેને જખમ કર્યું ને પછી બીજાઓએ પણ જખમ કર્યાં ને સીઝર પડ્યો.

આંટનીએ પાંચ છ કરોડનો ભંડાર પોતાના તાબામાં લીધો ને તે દ્રવ્યવડે મોટા વગવાળાઓને વશ કીધા. સિસરોએ તેની વિરૂદ્ધ ઘણાં ભાષણો કર્યાં, પણ તે મિથ્યા ગયાં. રાજસભાએ **ઓક્ટેવિયસને** સર્વોપરિ સત્તાધારી દાખલ ઊભો કીધો. લડાઇ ચાલતી તેવામાં આંટની કંઇ સમજ્યો ને એણે ઓક્ટેવિયસને સિસરોના પક્ષમાંથી ખસેડી લીધો ને લેપિડસને સાથે રાખી ત્રિમૂર્તિરાજ્ય કર્યું (૧૪૩ માં). કાસ્સિયસ ને બ્રૂટસ ગ્રીસ જઈ જોરાવર લશ્કરની સરદારી કરી સામા થયા, પણ **ફિલિપ્પી**ની લડાઈમાં તે બે પડ્યા (૪૨ માં).

પછી રાજ્યની અમલદારી કરવાવિષે નવી ગોઠવણ થઈ કે પૂર્વ પ્રદેશમાં આંટની, ઈટલી તથા પશ્ચિમ પ્રદેશમાં ઓક્ટેવિયસ અને આફ્રિકામાં લેપિડયસ અમલદારી કરે. આંટની લોકની પાસથી નાણું કહડાવવાને પશ્ચિમ એશિયામાં ગયો હતો ત્યાં તે ઈજીપ્ટની રાણી **કલીઓપેટ્રા**ને મળ્યો, તેનો આશક થયો ને પછી પોતાના રાજ્યકાજની દરકાર ન રાખતાં તેની સાથે ઈજીપ્ટમાંજ રહ્યો.

ઓક્ટેવિયસ ગ્રીસથી પાછાં આવતાં માંદો પડેલો ને બૂમ પડેલી કે તે મુઓ. તે ઉપરથી લશ્કર બળવો કરવાની તૈયારી કરતું હતું, પણ તેટલે તે સારો થયો ને તેણે પોતાના દુશ્મનોની જમીન તેઓની પાસેથી છીનવી લેઇ લશ્કરને સંતોષ્યું. કેટલાક સંતોખાયા તેમ કેટલાક ભૂખે મરતા થયા ને એઓ બળવો ઊઠાવવાને કોઇ આગળ પડનારાને ખોળતા હતા તેવામાં આંટનીની સ્ત્રી ને આંટનીનો ભાઇ (કોન્સલ હતો) એ બે જણે વિચાર્યું કે ઓક્ટેવિયસ આંટનીની ગેરહાજરીમાં રાજ્યમાં સર્વોપરિ થઇ બેસશે ને તેઓએ લશ્કર એકઠું કરી લડાઇ કરી, પણ ઓક્ટેવિયસના એક સરદારે તેઓને હરાવી પીરૂશિયામાં ઘાલી રાખ્યાં.

જેવામાં તેની સ્ત્રી, તેનો ભાઈ ને તેના મિત્ર ઇટલીમાંથી જતાં રહેવાના ગભરાટમાં હતાં તેવામાં આંટનીએ પોતાના ભાગના રાજ્યમાં પાર્થિઅન સામા લડતાં હાર ખાધી હતી. તેની સ્ત્રી વગેરે સંબંધીજન આંટનીને ગ્રીસમાં મળ્યાં. પછી આંટનીએ સિસિલીના પોમ્પીયસ સાથે મળી ઓક્ટેવિયસ ગોલમાં હતો તે લાગ જોઇને એક નગર ઉપર છાપો માર્યો, પણ પછી સામસામાં લશ્કરોએ પોતપોતાના સરદારને સમજાવ્યા ને સલાહ થઈ. આંટની ને ઓક્ટેવિયસ મિત્રરૂપે રોમમાં આવ્યા ને આંટની ઓક્ટેવિયસની બેન સાથે પરણ્યો.

સિસિલીના પોમ્પિયસે ઇટલી ઉપર ચઢાઇ કરી રોમને બીવડાવ્યું (૪૦-૩૯ માં), પણ પછી તેને માટે ઠર્યું કે સિસિલી, સાર્ડિનિયા, કોર્સિકા તેનીજ સત્તામાં રહેવા દેવા ને આકાયા પણ તેનીજ સત્તામાં આપવું. લેપિડસને આફ્રિકાનું રાજ્ય હતુંજ-રોમનું રાજ્ય ચાર અમલદારોએ વહેંચી લીધું.

આકાયાને માટે આંટનીએ વાંધો ઊઠાવ્યો તે ઉપરથી પોમ્પિઅસે ઈટલીનાં વહાણોને દરિયામાં ફરતાં અટકાવ્યાં; ને એમ પાછી લડાઇ જાગી—ઓક્ટેવિયસે ઉપરાઉપરી વહાણો મોકલ્યાં, પણ તેમાંનાં ઘણાંએક તોફાનમાં નાશ પામ્યાં ને એકવાર લડાઇ થઈ તેમાં તે હાર્યો—પણ પાછી ઈ૦ સ૦ પૂ૦ ૩૬ ની ત્રીજી સપ્ટેંબરે મેસાનાની સામુદ્રધુની પાસે લડાઇ થઇ તેમાં પોમ્પિઅસ પૂરેપૂરો હાર્યો ને લેસબોસ ટાપુ તરફ વહાણ હંકારી ગયો. સિસિલીની સાથે ચાલેલી લડાઇ-

* સીઝરનું ચરિત્ર જોવું.

માં લેપિડસે મદદ કીધી હતી પણ તે લડાઈ પૂરી થયા પછી તે પોતાને સ્વતંત્ર કહેવડાવા લાગ્યો. ઓક્ટેવિયસે થોડાંક લશ્કર સાથે તાકીદથી જઈ તેની છાવણીને ઘેરો ઘાલ્યો; તેનું લશ્કર વિખરાઈ ગયું ને લેપિડસે માફ માગી. ઓક્ટેવિયસે તેને મારી ન નાંખતાં રોમ જઈ રહેવાનું કહ્યું. એપ્રમાણે રોમના રાજ્યના ચાર અમલદારમાંથી બે ઓછા થયા.

આંટનીએ પોતાની સ્ત્રીનો (ઓક્ટેવિયસની બેનનો) ત્યાગ કીધેલો, એશિયાનાં રાજ્યની સંભાળ ન રાખેલી ને શત્રુ રાજા સામા લડતાં હારેલો, કલીઓપેટ્રાના ફંદમાં મોજીલો થઈ ગયેલો, એ સંધા ઉપરથી ઓક્ટેવિયસે લોકમાં ચલાવ્યું કે આંટનીનો વિચાર ઈજીપ્ટ અને આર્મીનિયા રોમના રાજ્યમાંથી ટાળી કલીઓપેટ્રાની સત્તામાં આપવાનો છે. ઈ૦ સ૦ પૂ૦ ૩૨ ને અંતે રાજસભાની સત્તાથી ઓક્ટેવિયસે કલીઓપેટ્રા સામા લડાઈ કરવા જવાની ધામધૂમ કરી.

એ સમાચાર સાંભળી આંટનીની સુસ્તી ઊડી ને તેણે વહાણનો કાફલો તૈયાર કરાવ્યો; પણ પછવાડેથી તેના સરદારોને ઓક્ટેવિયસે હરકોઈ રીતે સમજાવી પોતાની તરફના કરી લીધેલા તેથી કે કલીઓપેટ્રાને લીધે લડાઈની ખટપટથી કંટાળી ગએલા તેથી આંટનીએ જમીનઉપર લડાઈ કરવાનું માંડીવાળી લશ્કરી વહાણોને ઓક્ટેવિયસ સામા લેઈ જવાનો ઠરાવ કીધો. **આક્ટિયમ** આગળ દરિયાઈ લડાઇ થઈ તેમાં આંટની તથા કલીઓપેટ્રા હાર્યાં ને આંટનીનું લશ્કર ઓક્ટેવિયસને શરણ ગયું (૪૧ માં). બીજે વર્ષે જુલાઇમાં ઓક્ટેવિયસે ઈજીપ્ટ ઉપર ચઢાઈ કરી. આંટનીએ લશ્કરની સરદારી કરી ને કલીઓપેટ્રાએ વહાણની સરદારી કરી પણ તે ફાવ્યાં નહિ ને આલેક્ઝાંડ્રિયા ઓક્ટેવિયસને તાબે થયું. પછી તે આશક માશુક આપઘાત કરીને મરી ગયાં હતાં.

ઓક્ટેવિયસ પોતાના રાજ્યનું પહેલું વર્ષ આક્ટિયમની લડાઈથી ગણતો, પણ તે લડાઈઓથી પરવારીને રોમના મહારાજ્યના **સર્વોપરિ સરદાર ઓગસ્ટસ સીઝર** એ પદનામ ધારણ કરી સ્વસ્થપણે રાજ્ય કરતો થયો, ઇ૦ સ૦ પૂ૦ ૨૭ થી. એ વેળા ભૂમધ્યસમુદ્રની આસપાસનાં—**હ્રેન, ડાન્યુબ, યુફ્રેટિસ** એઓથી ને **સીરિયા** તથા **આફ્રિકાના** રણથી વેષ્ટિત જે બહુ મોટા ને સુંદર પ્રદેશ બાર કરોડ લોકની વસ્તીનો તે બધામાં રોમનું રાજ્ય હતું. લોક લડાઈથી થાકેલા ને કંટાળેલા હતા તેઓને નિરાંતનું સુખ પ્રાપ્ત થયું.

એ સૈકામાં **વર્જિલ, હોરેસ, ઓવિડ**, આદિ કવિયો, **સિસરો, હોર્ટેન્શિયસ, સીઝર** આદિ વક્તાઓ, **સાલસ્ટ, લિવિ**, આદિ ગદ્યમાં ઇતિહાસ લખનારા, **સેલસસ** આદિ વૈદ્ય, **વિટ્રુવિયસ** આદિ શિલ્પશાસ્ત્રી, ને બીજા ઘણાએક હતા. ઈ૦ સ૦ પૂ૦ ૪ માં જુડીઆના બેથલેહેમમાં **ઇસુ ખ્રિસ્ત**નો જન્મ થયો.

ઓગસ્ટસે સ્પેનનો બળવો બેસાડ્યો, એથિયોપિયા સાથે સલાહ કીધી, પાર્થિયન લોકને હાકમાં રાખ્યા અને જર્મનીના લોકને તાબામાં આણ્યા. તે રાજધાનીને સુધારવા ઉપર લક્ષ રાખતો, મોટાં ને સુંદર મકાનો બંધાવતો અને વિદ્વાનોને આશ્રય આપતો.* ઓગસ્ટસના રાજ્યમાં સ્વસ્થતા ને વિદ્યાકળા ને બીજી સમૃદ્ધિ હતી તે ઉપરથી કોઈ પણ દેશના તેવી આબાદાનીના વખતને **ઓગસ્ટન એજ** કહેવાની રૂઢિ પડી છે.

---

## હિંદુસ્તાન.

મગધમાં નંદવંશને મોરીવંશે ખસેડ્યો હતો. એ વંશનો પહેલો **ચંદ્રગુપ્ત** એની પાટલીપુત્રની (પટણાની) દરબારમાં શિકંદરનો સરદાર **સેલ્યુકસ** જેણે સીરિયામાં (૩૧૨—૨૮૦) રાજ્ય કીધું હતું તેણે પોતાનો વકીલ રાખ્યો હતો. સેલ્યૂકસના રાજ્યનો એક પ્રદેશ જે બાક્ટ્રિયા કહેવાતો ત્યાંના અધિકારીએ સ્વતંત્ર થવાને બંડ ઉઠાવેલું તે બેસાડવાને સેલ્યૂકસનો

* એક ગ્રંથકાર લખેછે કે "અઢાર વર્ષની ઉમરે તે ઠીંગણો, નાજુક, રોજ માંદો ને એક પગે લચકાતો હતો. તે ગગડાટથી, અંધારાથી ને દુશ્મનથી બીહીતો. તે સહેલથી બોલી શકતો નહિ. તે પોતાની સ્ત્રી સાથે પણ લખીને વાત કરતો ને લોકની મંડળીમાં પોતાની વતીનું બીજા પાસે બોલાવતો. જેઓ તેને ભય ઊપજાવતા તેઓનો તે કટ્ટો વેરી થતો, પણ બીજું કાંઈ તેનામાં શૌર્ય નહોતું. જુલિયસ સીઝરના મરણ પછીના ગરબડાટના વખતમાં વારસ દાખલ તેણે સર્વોપરિ સત્તાનો દાવો કરવાની મોટી હામ ભીડી. એ પ્રસંગે રાજકીય લાભ મેળવવાવિષે તેનો જોસ્સો હતો." એક બીજો લખેછે કે "તે લડાઈમાં ઝળક્યો નથી, પણ તે સાવધાન રહી ધીરજથી કામ કર્યો જતો— તેણે લોકનું મન દુખવવાને પોતાને રાજા ન કહેવડાવ્યું, પણ રાજા કરતાં વિશેષ સત્તા સૌને રાજી રાખી ભોગવી." "તે વેરીલો ને નિર્દય હતો પણ રાજ્ય મળ્યા પછી દયાળુ ને ક્ષમાળુ થયો હતો. તે મોટો રાજા હતો પણ ઘરનો દુઃખીઓ હતો— તેની સ્ત્રી ઉગ્ર પ્રકૃતિની હતી ને ઇચ્છા પ્રમાણે સત્તા ચલાવતી અને તેની દીકરી નઠારી ચાલની હતી તેને રાજ્ય બહાર રાખી હતી.

દીકરો **આંટીઓકસ** એણે ચંદ્રગુપ્તની મદદ માગી હતી. તેને સિંધુનદીના કાંઠાનો કેટલોક પ્રદેશ આપ્યો હતો (એમ એક ગ્રીક ગ્રંથમાં છે). ચંદ્રગુપ્તના દીકરાનો દીકરો **અશોક** એ મોટો પ્રતાપી રાજા કહેવાયો. તે પોતાના બાપના વખતમાં ઉજ્જનના રાજ્યનો અધિકારી હતો. મગધની ગાદીએ બેઠા પછી તેની સત્તા નર્મદાની ઉત્તરનાં સઘળાં રાજ્યો ઉપર હતી. તેણે પોતાનાં મોટાં રાજ્યના જુદા જુદા પ્રદેશમાં નિરાશ્રિતને રહેવા તથા રોગીને ઓસડ આપવામાટે ઘરો બંધાવ્યાં હતાં, ધોરી રસ્તાઓ ઉપર કૂવા, વાવ, ચોતરા એ બંધાવ્યાં હતાં ને રસ્તાની બાજૂઓએ ઝાડો રોપાવ્યાં હતાં. અશોકે બૌદ્ધધર્મ સ્વીકારી તેને મોટો રાજ્યાશ્રય આપ્યો હતો. ઈ૦ સ૦ પૂ૦ ૨૫૦ માં તેણે ધર્મનો બહોળો પ્રસાર કરવાને માટે સભા મેળવી હતી ને દેશાંતરે ઉપદેશક સાધુઓને મોકલ્યા હતા. તેનો ભાઈ તથા તેની બેન એ બેજણે સીલોન (લંકા) જઈ ત્યાંના રાજાને બૌદ્ધધર્મનો કીધો હતો અને થોડાકસાધુઓતીબેટ, ચીન, શ્યામ, બ્રહ્મદેશ એ દેશોમાં પણ ધૂમતા. સ્તંભ, ગુફામંદિર, વિહાર-આશ્રમ-મઠ એ ઠામ ઠામ હતાં. અશોક પછી સાત પુરૂષોએ મગધનું રાજ્ય કીધું.

દિલ્હીમાં નંદકુળના વિશારદના વંશ પછી બીજા બે વંશે રાજ્ય કર્યું-છેલ્લા રાજા રાજ્યપાળને **શકવંતશકાદિત્ય** એણે કુમાઉ પર્વત ઉપરથી ઉતરી આવી પદભ્રષ્ટ કર્યો હતો.*

ઇ૦ સ૦ પૂ૦ ૧ લા સૈકામાં માળવાનો ભર્તૃહરિ રાજા પોતાની સ્ત્રીના જારકર્મ ઉપરથી વિરાગી થઇ ચાલતો થયો ત્યારપછી ત્યાં થોડીવાર અંધાધુંધી હતી. પણ પછી તેનો ભાઈ વિક્રમ જે પ્રવાસ કરતો ગૂજરાતમાં આવી રહ્યો હતો તે ઉજ્જન જઈ ગાદીએ બેઠો. તેણે ઉત્કલ, વંગ, કચ્છ, ગૂજરાત પોતાની સત્તામાં આણ્યાં અને ઘણાક શક લોકને જીતી શકાદિત્યને દીલ્હીની ગાદી ઉપરથી હાંકી મૂક્યો. તેણે દિલ્હીને રાજધાની ન કરતાં ઉજ્જનનેજ રાખી ને શક ચલાવ્યો (ઈ૦ સ૦ પૂ૦ ૫૬ માં). તે **સંવત** નર્મદાની ઉત્તરના ઘણાખરા પ્રદેશોમાં આજ પણ ચાલેછે.

**વિક્રમ** પરાક્રમી, પ્રતાપી, પરદુઃખભંજન હતો. તે વેદશાસ્ત્રોક્ત ધર્મ પાળતો ને વિદ્વાનોને આશ્રય આપતો. કાળિદાસ, વરરૂચિ, અમરસિંહ આદિ વિદ્વાનો તેની રાજ્યસભામાં વિરાજતા.

એ શૈકામાં દક્ષિણ હિંદુસ્તાનના રાજ્યના લોક, રોમના મોટા રાજ્યના પ્રદેશોના લોકસાથે વેપારસંબંધ રાખતા. પાંડ્ય-મધુરાના રાજાએ રોમના ઓગસ્ટસ પાસે પોતાનો વકીલ મોકલ્યો હતો.

* ઈ૦ સ૦ પૂ૦ ૧૨૭ માં સૈબીરિયાના સીથિનલ લોકે બાક્ટ્રિયાનું રાજ્ય ઊંધું વાળ્યું હતું ને ત્યાંથી તેઓએ હિંદુસ્તાનના ઉત્તર પશ્ચિમ પ્રદેશ ઉપર ચઢાઈઓ કરી હતી ને કેટલાંક રાજ્ય પણ થાપ્યાં હતાં.

---

## દર્શન ૭ મું.

### ઈ૦ સ૦ સૈકા ૧-૫ સૂધી.

### રોમ.

**ઓગસ્ટસ** ૭૬ વર્ષની ઉમરે ઇ૦ સ૦ ૧૪ માં મરણ પામ્યો. જૂલિયસ, ઓગસ્ટસ ને તે પછી જે દશ થયા તે **સીઝરરાજાઓ** કહેવાયા છે. **ટૈબીરિયસ** વરવો, વિકરાળ, વહેમી ને નિર્દય હતો. આટલા આટલા જણ રાજ્યનો ઘાટ ઘડી નાંખવાની છૂપી મસલત કરેછે એવું એક તેના માનીતા સરદારે સમજાવ્યું તે ઉપરથી ટૈબીરિયસે તે સઘળાઓને મારી નંખાવ્યા. તેણે ગોલ, સ્પેન ને ગ્રીસ અહિંના કેટલાક ધનવાન લોકને નજીવે બહાને મારી નંખાવ્યા કે તેઓની દોલત પોતાને મળે. તેણે એક ગરીબ સ્ત્રી પોતાના મરી ગએલા દીકરાને રડતી હતી તેને પણ મરણની શિક્ષા કરી હતી. તેણે એટલા બધા લોકને ગરદન મરાવ્યા હતા કે તેઓના ઉપરાઉપરી સીંચેલા ઢગ રસ્તામાં ઠામઠામ નજરે પડતા. ટૈબીરિયસને તેના રક્ષક સિપાઇઓએજ ઓસીસે ઓસીસે પટકી ગુંગળાવી મારી નાંખ્યો (૩૭ માં).

**કાલિગ્યુલા**એ આઠ મહિના તો ભલી રીતે રાજ્યકાજ કીધું, પણ પછી તે ઘેલો થયો ને ઘેલછામાં તેણે હજારો જણના પ્રાણ લીધા-તેણે હોડીઓનો પૂલ (ત્રણ મૈલનો) બંધાવ્યો, પછી તે ઉપર ઘરો બંધાવ્યાં, પછી તેમાં મોટું ખાતું કીધું ને છેલ્લીવારે જમવા આવેલા મેમાનોમાંના ઘણાકને દરિયામાં ફેંકી દેવડાવ્યા. તેણે રાજભંડાર ભરવાને રોમ ઈટલીના લોક ઉપર જબરદસ્તી કીધી ને **ગોલ** જઈ લશ્કર પાસે તે લૂંટાવ્યું ને દરિયા કાંઠે ખાંગડાં કોડાં છીપ એકઠાં કરાવ્યાં ને તે બોલ્યો કે 'કેવો દરિયાને જીતી લૂંટયો છે?' તે પોતાનાં વિકરાળ પશુઓને નગર લોકનાં તથા કેદીઓનાં શરીરનું ભક્ષ આપતો. તેણે પોતાની સ્ત્રીને તથા પોતાના ઘોડાને વડા અમલદારની પદવી આપી-તે પોતાના ઘોડાને સોનાના કટોરામાં દારૂ પાતો. 'હું દેવ છઉં, હું દેવી છઉં' એમ કહી પોતાનાં દહેરાં બંધાવતો

ને મૂર્તિની પૂજા કરતો. તેને તેના એક અંગરક્ષકે મારી નાંખ્યો (૪૧).

**ક્લોડિયસને** રાજસભા સામી થએલી છતાં શહેર લશ્કરના લોકે રોમની ગાદીએ બેસાડચો. તે પોતાના બે માનીતાને વશ થઇ પડવાથી તેના રાજ્યમાં ૩૫ રાજસભાસદ ને ૩૦૦ નૈટલોક શિરચ્છેદ કરનારાને હાથે પડ્યા હતા. તે અશક્ત ને બૈરાંઘેલો હતો. તેને તેની સ્ત્રીએ એક જાદુટોણા કરનારની મદદે ઝેર પાઈ મારી નાંખ્યો (૫૪ માં). તોપણ તેના રાજ્યમાં કેટલાક સારા ધારા પસાર થયા, શહેરના કોટનો પરિધ વધ્યો ને એક બંદર બંધાયું. રાજ્યમાં સ્વસ્થતા હતી.

**નીરો** એણે **બુરહસ** તથા **સેનીકા** એ બેની બુદ્ધિએ પાંચ વર્ષ તો ડાહી રીતે રાજ્ય કીધું, પણ પછી તેણે ઘેલાઈ કરવા માંડી–શહેરના રસ્તા પહોળા કરાવવામાટે તેણે શહેરમાં આગ લગડાવી ને એક ઊંચા તળક ઉપર જોવા બેશીને ટ્રોય શહેર બળી ગયું હતું તે વિષે પોતે જે કવિતા બનાવી હતી તે સતારમાં ઊતારી ગાઈ; શહેર બાળી નાંખવાનો દોષ ખ્રિસ્તીલોક ઉપર ઢોળી પાડચો ને ઘણાકને મારી નંખાવ્યા; તેણે જબરદસ્તીથી પોતાની પ્રજામાંના ધનવંતો પાસેથી નાણાં કહડાવ્યાં અને મા, સ્ત્રી, ભાઇ, સેનીકા, લ્યૂકન વગેરેને મારી નંખાવ્યાં. નીરોનો જુલમ જોઇ તેના લશ્કરી અમલદારોએ બંડ ઊઠાવ્યું ને નીરોનું જાતનું લશ્કર તેઓને મળી ગયું. તે રોમથી ૪ મૈલ છેટે એક ઘર હતું ત્યાં જઈ ભરાયો ને પછવાડે પકડવા આવેલા સ્વારના ઘોડાઓના પગના પડઘા સાંભળી તેણે પોતાને હાથે પોતાનો શિરચ્છેદ કર્યો (૬૮ માં). નીરો જૂલિયન વંશના રાજાઓમાં છેલ્લો હતો.

પછી બે વર્ષમાં ચાર રાજા થયા તેમાં ચોથો **વેસપેશિયન** સીરિયાનાં લશ્કરની મદદથી ગાદીએ બેઠો (૬૯). યાહુદી લોકે બળવો ઊઠાવ્યો હતો, રાજ્યના બીજા પ્રાંતોમાં પણ બખેડા હતા, રોમના મહોલ્લાઓમાં કાપાકાપીથી લોહી પડતાં, જ્યુપિટરનું દહેરૂં બળી ગયું હતું, **ગોલમાં** બળવો હતો, ર્‍હૈન ઉપર જર્મન ને **યૂફ્રેટિસ** ઉપર પાર્થિયન ડોકાવી રહ્યા હતા–એ અંધાધુંધી વેસપેશિયને દૂર કરી રાજ્યમાં સઘળે સ્વસ્થતા આણી. અગિયાર વર્ષ તેણે મિતવૃત્તિથી રાજ્ય કીધું; તેના હુકમથી તેના કુંવર ટૈટસે જરૂસલેમના ઘેરાની લડાઇ પૂરી કીધી ને શહેરને બાળી નાંખ્યું (૭૦ માં). એ ઘેરો ૭ મહીના રહ્યો હતો ને તેમાં ૬ લાખ માણસ મુવાં હતાં–૧૧૫૮૮૦ ભૂખમરાથી મુવાં હતાં.

**ટૈટસે** બે વર્ષ (૭૯–૮૧) રાજ્ય કીધું. તે મળતાવડો તથા ઉદારવૃત્તિનો હતો. તેનું દિલ એક યાહુદી રાજકુંવરી ઉપર લાગ્યું હતું, પણ તેને છોડી દેવી પડી હતી. રોમનો કેટલોક ભાગ બળી ગયો, મરકી ચાલી, **વિસૂવિયસ** નામનો બળતો પહાડ ફાટચો ને તેથી **હર્ક્યુલાનિયમ, પોમ્પિયાઈ, સ્ટાબીઈ** એ શહેરો દટાઈ ગયાં (૭૯ ની ૨૪ મી આગસ્ટે)–એ આપત્તિયો ટૈટસે જોઈ હતી.

ટૈટસના ભાઇ **ડોમિશિયન** તેણે મોટાં મોટાં મકાનો બંધાવી શહેરને શોભીતું કીધું, પણ વગર ફાયદાની ઘણીએક લડાઇઓ કીધી. તેના એક સરદાર આગ્રિકોલાએ બ્રિટનનો દક્ષિણ પ્રદેશ જીતી તાબે કર્યો (૮૫). તેણે રોમમાંથી વિદ્વાન્ લોકને કહાડી મૂક્યા, રાજસભાનો તુચ્છકાર કીધો અને દરજાવાળા ભલા તથા સારા લોકને મારી નંખાવ્યા. તે પોતાને દેવાંશી સમજતો, પણ ખૂનીના છરાથી પડચો (૯૬ માં).

પછી પાંચ સારા રાજા થયા તેમાં પહેલો **નરવા** શાંત પ્રકૃતિનો ને ડાહ્યો હતો, બીજો **ટ્રેજન** (૯૮–૧૧૭) તેણે **ડેશિયા** તાબે કરી રોમનાં રાજ્યમાં જોડચું, **આર્મીનિયાને** તાબે કર્યું, પાર્થિયા ઉપર ચઢાઈ કરી ત્યાંના લોકને સપડાવ્યા ને આગળ વધતો હતો તેવામાં તેને પાછું વળવું પડચું–સૈપ્રસ, ઇજીપ્ટ વગેરેમાં યાહુદીઓએ બળવો ઊઠાવી રોમન લોકને કતલ કરી નાંખ્યા હતા. એનો બંદોબસ્ત કરવાની તે વેતરણ કરતો હતો તેવામાં તે સિલીશિયામાં મરણ પામ્યો. તે સાદો, પ્રમાણિક, ન્યાયી ને ડાહ્યો હતો. તે ભણેલો નહોતો પણ મોટો હિંમતવાળો હતો–તેણે સરહદ બહારના જંગલી લોક સાથે લડાઇઓ કરીને રોમની બહાદુરીથી તેઓને ડરતા રાખ્યા હતા. એકવાર તેના જખમી સોજરોનાં જખમ ઉપર પાટા બાંધવાને કપડું હાજર નહોતું તે વેળા તેણે પોતાનો પોશાક ફાડી આપ્યો હતો. તેણે રસ્તાઓ ને પુસ્તકશાળા તથા નાટકશાળા એ બંધાવ્યાં હતાં; તે પ્રજાનું કલ્યાણ ઇચ્છનારો હતો એટલું છતાં તેણે ખ્રિસ્તીધર્મ પાળે તેનો શિરચ્છેદ કરવો એવો ધારો કીધો હતો; ને તેથી ઘણાંક પુરૂષસ્ત્રીઓ મરણ પામ્યાં હતાં. ત્રીજો રાજા **એડ્રિયન** એણે (૧૧૭–૧૩૮) સ્વસ્થતા વધારી ડહાપણથી રાજ્ય કીધું. ચોથો રાજા **પાયસ** એણે (૧૩૮–૧૬૧) મોજમઝાનો ત્યાગ કરી પ્રજાનું કલ્યાણ કરવાની બુદ્ધિએ રાજ્ય કીધું. પાંચમો **ઓરેલિયસ આંટોનૈનસ** (૧૬૧–૧૮૦) તે પાયસ જેવો પણ વધારે કરડી પ્રકૃતિનો હતો. તેનાં રાજ્યમાં દુકાળ ને મ-

રકીથી કેટલાક પ્રાંત ઉજડ થયા હતા અને રાજ્યની ચારે સરહદ ઉપર લડાઈઓ શરૂ થઈ હતી.

પછી **કોમ્મોડસ** થયો તેનો સગા કામદાર ઉપરથી ભરોસો ઉઠી ગયો હતો ને તે ઘણો નિર્દય હતો. તે ૧૯૩ માં માર્યો ગયો. પછી **વર્ટિનાક્સ** ત્રણ મહિના રાજ્ય કરી મુઓ ત્યારે શહેરનાં લશ્કરે રોમના રાજ્યનું લીલામ કરી એક **ડીડિયસ** નામના શ્રીમંતને સ્વાધીન કીધું-એણે બબ્બે હજાર રૂપિઆ દરેક સોજરને આપવા કબૂલ કીધા હતા. તેના રાજ્યથી લોક રાજી ન થયા ને બ્રિટન, **સીરિયા** ને **પાનોનિયા** એ ત્રણ ઠેકાણાંના લશ્કરે પોતપોતાની તરફથી રાજા મુકરર કીધા. પણ તેમાં પાનોનિયાવાળા **સેવરસ**નું ફાવ્યું. એ ઇટલીમાં આવ્યો એટલે શહેરનું લશ્કર તેને મળી ગયું ને રાજસભાએ ડીડિયસનો શિરચ્છેદ કીધો (૧૯૩ માં).

**સેવરસ** આફ્રિકાનો વતની હતો તે છતાં ઊંચી પદવીએ ચડયો. ચાર વર્ષમાં તેણે લોકહિતનાં કેટલાંક કામ કીધાં તોપણ તેણે શહેરી લશ્કર ચાર ગણું વધારી તેના આશરા ઉપર ભરોસો રાખી રાજસભાસદ તથા તેઓનાં કુટુંબ એમાંનાં ઘણાંકને મારી નાંખ્યાં. તે ૨૧૧ માં મુઆ પછી **કારાકલ્લા** થયો. તે મોટો ખારીલો ખૂની હતો; તેણે હજારો જણને કાપી નાંખ્યા ને રાજ્યના દરેક પ્રાંતમાં ઘાતકીપણું કીધું; પણ તેણે લશ્કરને ખુશ રાખ્યાં કીધું તેથી તે ટકયો હતો. તે પોતાના અંગરક્ષકમાંના એકના છરાથી પડયો (૨૧૭ માં).

પછી ત્રણ રાજા થયા ને પછી લશ્કરે ઠેરવેલો **માક્સિમિયન** ૨૩૫ માં ગાદીએ બેઠો તે દેશનો એક ગામડીઓ હતો. તે સહેલા **લાટિન** શબ્દોનો ઉચ્ચાર પણ કરી શકતો નહિ ને મૂર્ખ હતો; મોટો શૂરો પણ હીણો ઘાતક હતો. તેનું (૨૩૮ માં) ખૂન થયા પછી કેટલાક રાજાઓએ થોડાં થોડાં વર્ષ રાજ્ય કીધાં ને ૨૮૪ માં **ડાયોક્લિશિયન** રાજગાદીએ આવ્યો. તેણે પરદેશી જંગલીઓના હૂમલા અટકાવવાને **માક્સિમિયન** એને સાથી કીધો. એ પશ્ચિમનું રાજ્ય સંભાળવાનું માથે લેઇ રોમ છોડી મીલાન શહેરમાં રહ્યો ને ડામોક્લિશિયન એશિયામાં બીથિનિયાના **નિકોમીડિયા** શહેરમાં રહ્યો. એ રાજ્યમાં બ્રિટનનો અમલદાર પોતાને રોમથી સ્વતંત્ર કહેવડાવતો તે હાર્યો; જર્મનોના હાથમાંથી **ગોલ** પાછું આવ્યું અને ટૈગ્રિસની પેલીપાસના પાંચ પ્રાંત પાછા આપી દેવાની ઇરાનીઓને ફરજ પડી. ડાયોક્લિશિયને ૨૧ વર્ષ રાજ્ય કરી રાજગાદી છોડી (૩૦૫ માં) અને તેજ દહાડે માક્સિમિયને પણ મીલાનમાં રાજકાજ છોડયું.

પછી થોડીક વાર છ જણે જુદા જુદા પ્રાંતના ધણીઆતા થઈ રાજ્ય કર્યું. પછવાડેથી એકને તેના દીકરાએ ઉઠાડી મહેલ્યો, એક મરી ગયો, એક (૩૧૨ માં) લડાઇમાં હારી ભાગતાં ટૈબર નદીમાં ડૂબી ગયો અને જીતનારો **કોન્સ્ટન્ટૈન** રોમની ગાદીએ બેઠો. બીજા બે પરસ્પર લડ્યા તેમાં એક હાર્યો તથા રાજશણગાર રહિત થયો ને બીજો કોન્સ્ટન્ટૈન સાથે લડયો ને હાર્યો પણ પોતાના પૂર્વ પ્રદેશનું રાજ્ય રાખી રહ્યો. નવ વર્ષ પછી તેની પાસેથી સત્તા છીનવી લેવામાં આવી ને તેને મારી નાંખવામાં આવ્યો; અને કોન્સ્ટન્ટૈન જે ૩૦૬ માં ભાગિયો રાજા થયો હતો તે રોમના આખા રાજ્યનો ૩૨૩ માં સ્વતંત્ર મહારાજા થયો.

કોન્સ્ટન્ટૈન ઉદ્યમી ને સત્તાલોભી હતો. રોમના રાજાઓમાં પ્રથમ તેણેજ ખ્રિસ્તીધર્મ સ્વીકાર્યો. કેટલાક કહેછે કે પોતાના રાજ્યની ખ્રિસ્તી પ્રજાની સહાયતા વડેજ તે પોતાના સાથીઓના ઉપર (૩૧૨ માં) ફાવી શકયો હતો. તેણે રોમને ટાળી બૈઝાન્શિયમ–કોન્સ્ટંટિનોપલ (કુસ્તુનતુનિયા) માં રાજધાની કરી (૩૩૨). તે ૩૩૭ માં મરણ પામ્યો ને તેના ત્રણ દીકરાએ રાજ્ય વહેંચી લીધું. વડો ને છેક નાનો મુઆ પછી વચલો કોન્સ્ટન્શિયસ એકલો સ્વતંત્ર રાજા થયો–૩૫૩.

**કોન્સ્ટન્શિયસ** ૩૬૧ માં, **જૂલિયન** ૩૬૩ માં ને આઠ મહિને **જોવિયન** મરણ પામ્યા પછી **માસિઆ**માં લશ્કર એકઠું થયું હતું તેણે **વાલેનટિનિયન**ને રાજગાદી આપી. એણે **વાલેન્સ**ને સાથી કીધો ને બેજણે રાજ્ય વહેંચી લીધું–એકે પશ્ચિમ પ્રદેશનું ને બીજાએ પૂર્વ પ્રદેશનું; એકે રોમને અને બીજાએ કોન્સટંટિનોપલને રાજધાની રાખી (૩૬૪).

વાલેન્સ મરી ગયા પછી રોમના ગ્રેશિયને (વાલેનટિનિયનનો દીકરો) સ્પેનથી થીઓડોશિયસને બોલાવી એને પૂર્વપ્રદેશનો રાજા કીધો (૩૭૯). એણે **ગોથ** નામે ઓળખાતા વિદેશી શત્રુઓને જીતી પોતાના રાજ્યને તેઓના ઉપદ્રવથી મુક્ત કીધું. પશ્ચિમના રાજ્યમાં ગ્રેશિયન (૩૮૩ માં) ખૂનીને હાથે માર્યો ગયો ત્યારપછી તેનો ભાઈ ગાદીએ બેઠો હતો, પણ તેવામાં આલ્પ્સ પર્વતની પેલી પાસના પ્રાંતોના અમલદારે ઈટલી ઉપર ચઢાઇ કરી. થીઓડોશિયસ ઈટલીના રાજાની તરફથી લડયો ને તે અમલદાર પડયો (૩૮૮); પણ જ્યારે (૩૯૨ માં) ઈટલીનો રાજા ખૂનીને હાથે પડયો ત્યારે રોમની ગાદી ફ્રાંક નામની વિદેશી જાતિ-

માંના એકે લેઈ લીધી. એને થીઓડોશિયસે લડાઈમાં હરાવ્યો ને પછી એ આખા રોમના રાજ્યનો સ્વતંત્ર રાજા થયો. થોડે મહિને એ મરણ પામ્યો (૩૯૫ માં) ને પાછાં બે રાજ્યો જુદાં પડયાં તે ફરી એકઠાં થયાંજ નહિ. થીઓડોશિયસનો દીકરો **હોનોરિયસ** પશ્ચિમનો ને **આર્કેડિયસ** પૂર્વનો રાજા થયો.

એ ચારસેં વર્ષમાં રાજાઓના ઘાતકીપણાથી તથા જુલમથી રોમનાં કુળવંતાં કુટુંબો સમૂળાં ઊપડી ગયાં અને બુદ્ધિ તથા સદ્ગુણના અંકુરો ચંપાઇ ગયાં; રાજ્યમાં લશ્કરનીજ સત્તા કર્તાહર્તા થઇ પડી–પ્રથમ શહેરનાં લશ્કરે નાણાંના લોભમાં રાજા થાપ્યા ઊથાપ્યા ને પછી કોઇવાર આ પ્રદેશના ને કોઇવાર તે પ્રદેશના લશ્કરે પોતાનામાંનાને રાજા, પ્રધાન સરદાર કીધા; દરબાર, ભપકો ને ઠાઠમાઠ એથીજ શોભતી ને કારભાર સ્ત્રીઓ તથા હીજડાઓ કરતા; ઠામઠામનાં લશ્કર પોતાનું જોર વધારવાને લોકને નીચોવતાં, પરસ્પર સરસાઈ કરતાં ને કવાયત ઉપરથી આક્ષેપ ખસેડી મોજમઝામાં ગુલતાન રહેતાં; લોક માગ્યા કર ભરતા, ખેતી ધંધા કરતા ને વિદેશી લશ્કરીઓ રાજ્યમાં શું ગરબડ કરેછે તે વિષે તદન બેદરકાર રહેતા–વળી તેઓમાં ધર્મ વિષયમાં તડાં પડ્યાં હતાં; દુકાળ ને મરકીએ કેટલોક ઘાણ વાળ્યો હતો; અને વિદેશી રાની હૂન લોક રાજ્યની સરહદ ઉપર ઝઝૂમ્યાં કરતા હતા.

**પૂર્વનું રાજ્ય**–ગ્રેસ, એશિયામૈનર, સીરિયા, ઈજીપ્ટ, ડેશિયા, માસીડોનિયા એ પ્રાંતોનું રાજ્ય આર્કેડિયસે જુદું ચલાવેલું (૩૯૫ થી) તેમાં તેણે વીસિગોથ નામના વિદેશીઓને વર્ષે વર્ષે અપાતી ખંડણી બંધ કીધી, ને એ ઉપરથી તેઓના સરદાર **આલારિકે** ધશી આવી એડ્રિયાટિકથી તે બોસ્ફરસ સૂધીનો પ્રદેશ ઊજડ વાળ્યો ને આથેન્સને છાપો માર્યો. આર્કેડિયસે ખિતાબ વગેરેથી આલારિકનું મન મનાવ્યું (૩૯૮ માં). આર્કેડિયસ પછી તેનો સાત વર્ષનો દીકરો **થીઓડોશિયસ** બીજો એ (૪૦૮–૪૫૦) રાજા હતો, પણ ખરેખરો કારભાર તેની બેન **પલકેરિયા** કરતી. એના વખતમાં રોમના ધારાનો પહેલવહેલોજ સંગ્રહ કરવામાં આવ્યો હતો. પછી **માર્શિયન** થયો તેણે હૂન લોકનો **આટ્ટિલા** નામનો સરદાર રાજ્ય ઉપર તૂટી પડવાનું કરતોહતો તેનું ફાવવા ન દીધુંને રાજ્યમાં ધર્મ સંબંધી ભાંજગડો ચાલતી તે પતાવી–તે મુઆ પછી ૪૫૭ માં **લીઓ** ગાદીએ બેઠો ને તેની પછી **ઝીનો** ને તેની પછી **જસ્ટિન** પહેલો ૫૧૮ માં બેઠો.

**પશ્ચિમનું રાજ્ય**—ઇટલી, આફ્રિકા, ગોલ, સ્પેન, બ્રિટન, નોરીકમ, પાનોનીઆ, ડાલમેશિયા, એ પ્રાંતોનું રાજ્ય **હોનોરિયસ** એણે ૩૯૫ થી ચલાવ્યું. તેનો પ્રધાન શૂરો ને ચતુર **સ્ટિલિકો** (વાંડલ જાતિનો) એણે આફ્રિકામાં થએલું બંડ બેસાડયું (૩૯૮ માં) ને **વીસિગોથ** એઓને બે લડાઇમાં હરાવી એઓની ગ્રીસની લૂંટ રોમમાં આણી (૪૦૨ માં). **વીસિગોથ** ને **હૂન** એ બે જાતિનાં એકઠાં મળેલાં લશ્કરે ઇટલીમાં ફરી વળી રોમ ઉપર આવવાની તૈયારી કરેલી, પણ **સ્ટિલિકોએ** પોતાની ચતુરાઈથી તેઓને ડુંગરાઓમાં ઘાલી ભૂખે મારી જીત્યા ને તેઓના સરદારનો શિરચ્છેદ કીધો (૪૦૬ માં). **વાંડલ, સ્વેવી, આલની** એ વિદેશી જાતિના લોકે ગોલનો ઘણોક પ્રદેશ ઊજડ વાળ્યો હતો, પણ તેઓને ત્યાંના અધિકારીએ હઠાવી કહાડયા હતા.

**સ્ટિલિકો**નું માન વધતું જોઇ એક કામદારે ખટપટ કરી હોનોરિયસને ભંભેર્યો ને એણે સ્ટિલિકોને ગરદન મરાવ્યો (૪૦૮ માં). એ સંધિ જોઈ **આલારિકે** એકદમ ધસારો કરી રોમને ઘેરો ઘાલ્યો ને ૫ હજાર રતલ સોનું, ૩૦ હજાર રતલ રૂપું, ૪ હજાર રેશમી પોશાક, ૩ હજાર રાતાં ચટ્ટક થાન ને ૩ હજાર રતલ મરી (એ નવાઇનો મોઘો પદાર્થ મનાતો), એટલું આપવાનું કબૂલ કરાવી તે પાછો વળ્યો. પછવાડેથી હોનોરિયસે હઠ ધરી દગો કીધો તેથી આલારિક ફરીથી (ત્રીજીવાર) રોમ ઉપર પડયો—કેટલાએક ગુલામોએ મધરાતે દરવાજો ઉઘાડયો ને મહોલ્લાઓમાં ગોથ લોકોની તતૂડીઓ વાગી ને લોક ઊંઘમાંથી ચોંકી ઊઠયા. વસ્યા પછી અગિયારસેં ત્રેંસઠ વર્ષે જેણે દુનિઆના મોટા ભાગ ઉપર રાજ્ય ભોગવ્યું હતું તે રોમનગર છ દહાડા સૂધી **સીથિયન** ને **ગોથ** એ વિદેશી ઉન્મત્ત લોકે લૂંટી લીધું (૪૧૦). પછી દક્ષિણનાં બીજાં શહેર ઉપર પડવાની તૈયારી થતી હતી તેવામાં **આલારિકો** એકાએક મરણ પામ્યો. એના દીકરાને હોનોરિયસે પોતાની બેન પરણાવી મનાવ્યો ને બનેવીએ સાળાના રાજ્ય પ્રાંતમાં બળવા ઉઠયા હતા તે બેસાડ્યા. હોનોરિયસના મરણ પછી (૪૨૪ માં) તેની ગાદીએ જે બેઠો તેના વખતમાં આફ્રિકાના અમલદારે વાંડલજાતિના જેનસરિકને તેડયો ને આફ્રિકાનું રાજ્ય, સિસિલી, સાર્ડિનિયા વગેરે ટાપુઓ, એ સૌ રોમની સત્તામાંથી છૂટયાં (૪૩૫). હૂન જાતિનો **આટ્ટિલા** ઈટલીમાં ફરી વળ્યો ને સઘળાં શહેરની દોલત લૂંટી લઈ ચાલ્યો ગયો (૪૫૨)–તે રોમ ઉપર ચઢયો નહોતો. **જેનસરિકે** (૪૫૫ માં) ચૌદ દહાડા રોમ લૂંટયું; હે-

વદેવીની ને યોદ્ધાઓની મૂર્તિયો ખ્રિસ્તી ધર્મ પ્રવર્ત્યા પહેલાંની જે હતી તે, જરૂસલમની સોનાની મેજ ને સમેદાની ખ્રિસ્તી દહેરાં ને રાજમહેલમાંની કીમતી વસ્તુઓ, સુમાર વિનાનું જવાહીર એ સઘળું લૂંટી લેઈ વળી હજારો સ્ત્રી ને પુરૂષ ખૂબસુરત તથા અકલવાળાં અને રાણી એઓને કેદ કરી પોતાની સાથે આફ્રિકા (પોતાના રાજ્યમાં) લેઈ ગયો.

પછી વીસ વર્ષમાં નવ રાજાઓએ રોમની ગાદી રાખી. ઈટલીનાં લશ્કરનો સરદાર **ઓરેસ્ટિસ** એણે રોમના રાજા **નીપોસને** ઊઠાડી મહેલી આટ્ટિલાના દીકરા **ઓગસ્ટ્યુલસ** એને રોમની ગાદીએ બેસાડ્યો.

એ સમા ઉપર વિદેશી લશ્કરોએ એકઠાં મળી ઇટલીના પ્રદેશની જમીનનો ત્રીજો હિસ્સો માગ્યો, પણ તે ન મળવાથી બળવો ઊઠાવ્યો ને તેઓના સરદાર **ઓડોઆસર** એણે ઓરેસ્ટિસના લશ્કરને **પેવિયા**ની લડાઇમાં હરાવ્યું ને ઓરેસ્ટિસ કપાઇ પડ્યો. આટ્ટિલાનો દીકરો જેને રોમ બહાર **કામ્પાનિયા**ના પ્રગણામાં રાખ્યો હતો તે પણ થોડે કાળે મરણ પામ્યો ને **ઓડોઆસરે** પોતાને ઇટલીનો રાજા એવું કહેવડાવ્યું. (૪૭૬).

બ્રિટન સ્વતંત્ર થયું; ગોલમાં માત્ર થોડાંક પ્રગણાં રોમની સત્તાને માનતાં રહ્યાં; **ગોથ** ને **સ્વેવી** એ લોક સ્પેનને માટે લડતા થયા; વાંડલ લોકે આફ્રિકા લીધું હતું અને ઈટલીની ઉત્તરે તથા પૂર્વે ઘણીક જર્મન જાતિઓએ આવી વાસ કીધો હતો.—રોમનું મોટું રાજ્ય તૂટી પડ્યું. પણ રોમે જેને આશ્રય આપ્યો તે ખ્રિસ્તી ધર્મે તે મોટાં રાજ્યના લોકના મન ઉપર એકચક્રે રાજ્ય કરવાનું આરંભ્યું. રોમના રાજાઓએ ખ્રિસ્તીઓને દશ વાર ઇ૦ સ૦ ૬૪–૯૫–૧૦૬–૧૬૬–૨૦૨–૨૩૫–૨૫૦–૨૫૮–૨૭૨–૩૦૩ માં મોટી મરણ આપદાને પમાડ્યા હતા; તોપણ કોન્સ્ટંટેને અને પછીના એક બે સિવાય બીજા બધાઓએ આશ્રય આપ્યો હતો ને ખ્રિસ્તીધર્મ મોટાં રાજ્યના ઘણાએક પ્રાંતના લોકમાં મનાતો પળાતો થયો હતો.

## પહાડી રાની લોક.

મધ્ય એશિયા–સૈબીરિયા ને હિંદુસ્તાન એ બેની વચમાંના પ્રદેશે ઘણીક વાર પોતાના પહાડી રાની લોકને દોડાદોડ કરાવી શોભીતાં રાજ્યોની ખરાબી કરાવી છે. ઇ૦ સ૦ પૂ૦ ૭ મા સૈકામાં તે લોક ઈજીપ્ટ-સૂધી જઇ પહોંચ્યા હતા ને મીડિઆના રાજાએ મુસીબતથી પોતાના રાજ્યનું રક્ષણ કર્યું હતું. તે લોકના **માસાજીટે** એ નામના ટોળાની રાનીએ ઈરાનના સૈરસનું ડોકું ઊડાવ્યું હતું (૫૨૯ માં) અને ડરાયસ તે લોકથી હાર્યો હતો (૫૧૩), બાકટ્રિયાનું મોટું રાજ્ય જેની પૂર્વ સીમા સિંધુ નદીલગીની હતી તેને તે સીથીયન–શક લોકે ઊંધું વાળ્યું હતું (૧૨૭ માં) ને પછી હિંદુસ્તાનમાં પણ તેઓએ કહિં કહિં પોતાનાં થાણાં ઘાલ્યાં હતાં. એ લોકનું હૂન નામથી ઓળખાતું ટોળું યૂરોપના થ્રેસમાં ઈ૦ સ૦ ૩૭૬ માં વશ્યું હતું ને તેઓના સરદાર આટ્ટિલાએ રોમના રાજ્યને ઊજડ વાળ્યું હતું. (૪૩૪–૪૫૩).

ઇ૦ સ૦ ની પૂર્વે રોમન રાજ્યમાં ન ગણાતો એવો જેટલો યૂરોપ ખંડનો પ્રદેશ તેમાં ત્રણ જાતના લોક વસતા હતા—ફ્રાન્સ, બ્રિટન ને આયર્લંડમાં **સેલ્ટ** અથવા **ગોલ**, મધ્ય યૂરોપમાં **ટ્યૂટન** અથવા **જર્મન** અને ઉત્તર તથા પૂર્વમાં **સ્લાવોનિયન.** પહેલા બે તો મધ્ય એશિયામાંથી આવેલા હતા.

ગોલ લોક ખુશમિજાજી, ચંચળ ને જોસ્સાવાળા હતા. તેઓ પશુઓનો શિકાર કરી તથા માછલાં મારી ગુજારો કરતા ને તીરકામઠાંથી તથા કુહાડા ફરસીથી લડતા. તેઓ સૂરવાલ ને જભ્ભો પહેરતા. કેટલેક કાળે તે લોક મોટા સાહસ શૂર થયા અને દક્ષિણના ફળદ્રૂપ દેશો ઉપર તૂટી પડ્યા. તે લોકે **બ્રેનસને** સરદાર કરી રોમ ઉપર હૂમલો કરી તે લીધું હતું (ઇ૦ સ૦ પૂ૦ ૩૯૦ માં). જૂલિયસ સીઝરના વખતમાં તેઓની દશ જાત હતી. તેઓની રાની સ્થિતિ કાંઈક બદલાઈ હતી, તેઓએ કેટલાંક શહેરોને કોટ બાંધ્યો હતો. રોમનના જેવા કવાયતમાં કેળવાયલા નહોતા ને તેઓનાં હથિયાર તેટલાં સારાં નહોતાં, તોપણ તેઓ સીઝર સાથે નવ વર્ષ લડ્યા હતા. સીઝરે ૧૦ લાખ કાપી નાંખ્યા ને બીજાઓને અનેક રીતે સમજાવ્યા ત્યારે તે તાબે થયા હતા (૫૦ માં). પછી તેઓએ રોમન લોકની રીતભાત પોતાનામાં દાખલ કરી–ભાષા પણ બદલીને લાટિનને મળતી કીધી ને ઈટલીના લોક સાથે સરસાઇ કરી રાજકારભારમાં મોટી પદવી ને મોટાં માન મેળવ્યાં. રોમના રાજ્યમાં શ્રેષ્ઠ નામાંકિત સરદારો, ધારાના વકીલો, ને ઈશ્વરવિદ્યાના જાણનારા થઈ ગયા તેમાં ઘણાએક ગોલ લોક હતા.

જૂલિયસ સીઝરના વખતમાં ઉત્તર અક્ષાંશ ૫૬ તથા ડાન્યૂબનદી અને ર્‌હેન તથા વિસ્ચુલા એ બે નદી એની માંહેના પ્રદેશના લોક ટ્યૂટન–જર્મન કહેવાતા. એ લોક રોમના રાજ્યની ઉત્તર સરહદ ઉપર ઝઝૂમતા. તેઓને મરાયસે હાંકી મહેલ્યા હતા. ટ્યૂટનમાં ગોથ

નામનું એક ટોળું હતું. જ્યારે કોઈ પૂર્વ તરફના જબરા લોકે વિશ્ચુલાના મુખને લગતા પ્રદેશના ગોથને હાંકી કહાડ્યા ત્યારે એઓ ડેશિયાની સરહદ ઉપર આવી વસ્યા હતા ( ઇ૦ સ૦ ૨૧૩ પહેલાં ). ઓરેલિયન રાજાએ તેમને કાળા સમુદ્રને લગતા પ્રદેશમાં વસવાની રજા આપી હતી ને અહીંથી તેઓનાં બે ટોળાં ઓસ્ટ્રોગોથ ને વીસિગોથ એ નામે ઓળખાયાં—પૂર્વ પ્રદેશના તે ડોનથી તે નીસ્ટર નદી સૂધીના રહેનારા અને પશ્ચિમ પ્રદેશના તે નીસ્ટરથી તે ડાન્યૂબ સૂધીના રહેનારા હતા. જર્મન લોક રોમન તથા સેલ્ટલોકના જેવાજ શૂરા ને લડાઈ કરવે હોંસીલા હતા, પણ પોતાને ગમતી સ્વતંત્ર સ્થિતિમાં રહેવું વિશેષે ઈચ્છતા. તેઓ સ્ત્રીઓ પ્રત્યે માનપૂર્વક વર્તતા—દાસીજેવી નહોતા ગણતા. જર્મન સ્ત્રી પોતાના ધણીના કામ કરવામાં સાથી ને મંત્રી હતી, માત્ર ભોગ્યપદાર્થરૂપે નહોતી. જર્મનો હમેશ ખુશમિજાજી પણ કોઇ કોઈ વાર છેકજ ઉદાસ રહેતા; ને ખુલ્લાં મનના ને સાચાંને ચહાનારા હતા. તેઓની જમણવાર ઘણા દહાડા ચાલતી ને તેમાં તેઓ સરસાસરશીમાં ઘણોક જવનો દારૂ પીતા. તેઓ રાનની ઝાડીઓમાં ઝુંપડીઓમાં રહેતા, ભેંસ, સાબર ભૂંડનો શિકાર કરતા. શિકાર કરવા અથવા લડવા જવાની તૈયારી વેળા રણસિંગડું થયું કે તરત સૌ એકઠા થઈ જતા. જર્મનલોકનાં નાનાં મંડળ હતાં ને તે જુદાં જુદાં ગામમાં રહેતાં. તેઓના સરદારો પ્રદેશ પ્રદેશનાં રાજ્ય નહોતા કરતા પણ તેઓ પોતપોતાનાં મંડળ મોટાં કરવાનો લોભ રાખતા અને મંડળના લોક પોતાના સરદારોને પૂર્ણભક્તિથી વળગી રહેતા.

સ્લાવોનિયન લોકની ભાષા, રીતભાત ને લડાઇની કવાયત જર્મન લોકથી તદન જુદી હતી. તેઓ પોતાના ઘોડેસવાર લશ્કર ઉપર વિશેષે ભરોસો રાખતા અને તેઓ પોતાની સ્થિતિ ન સુધારવાવિષે મમતી રહેતા. તેઓમાં સરદારોની મંડળી રાજ્યવ્યવસ્થા રાખતી, પણ લડાઈ વેળા એકજણ સરદારી કરતો. તેઓ કોઈ ઠેકાણે કાયમ મુકામ કરી રહેતા નહિ ને જ્યારે તેઓ કોઈ પ્રદેશ તાબે કરતા ત્યારે તેઓ શહેરની બહાર પડતા. તે લોક જર્મનોને ધિક્કારતા.

ઇ૦ સ૦ શૈકા પાંચમાં જર્મન જાતિના લોક જુદા જુદા પ્રદેશમાં સ્થાયી વાસ કરી રાજ્યો માંડતા થયા. પાનોનીઆમાં **લોમ્બર્ડ** હતા ને ઇટલીમાં **ઓસ્ટ્રોગોથ થીઓડોરિકે** ૪૯૩ માં રાજ્ય સ્થાપ્યું. દક્ષિણ **રૈન** ને **વીઝર** એને લગતા પ્રદેશના લડવૈયા **ફ્રાંક** લોક ગોલમાં આવી વસ્યા હતા.( ૩૫૮ પહેલાં ). તેઓના સરદાર **મેરોવિઅસે** પોતાની રાજ્યગાદી ( ૪૪૮ માં ) થાપી; અને એનો વંશ પરવાર્યો પછી **ક્લોવીસે** ગોલમાં પોતાની સત્તા વધારી ( ૪૮૧માં ). સ્પેનમાં વાંડલ ( ૪૩૮–૪૬૩ ) હતા તેઓને વીસિગોથે કહાડી પોતાનાં રાજ્ય થાપ્યાં હતાં (૪૫૧-૪૮૪). **બર્ગંડિયન** લોક ઓડર ને વિશ્ચુલા નદી આગળથી ખશી **આલ્સેસ** ને પશ્ચિમ સ્વિત્ઝર્લંડ એ પ્રદેશમાં આવી વસ્યા હતા ( ૪૧૪ ). રોમનલોકે ૪૨૬ માં બ્રિટન છોડ્યું ત્યારપછી **સાકસન** લોક ત્યાંના સત્તાધારી થયા હતા ( ૪૫૪–૪૯૧ ).

## ઇરાન.

શિકંદરે ઇ૦ સ૦ પૂ૦ ૩૩૧ માં ઈરાનનું રાજ્ય ઊંધું વાળ્યું ત્યારપછી ઇરાનના લોકે સીરિયાના રાજ્યની અને ઇ૦ સ૦ પૂ૦ ૨૫૦ થી તે ઈ૦ સ૦ પૂ૦ ૨૨૬ લગી પાર્થિઆના *રાજ્યની સત્તા માની હતી. ઈરાનીઓ પોતાના સત્તાધારીઓને વિદેશી સમજી તેઓ સાથે હળ્યા નહોતા ને સત્તાધારીઓએ ગ્રીકલોક સાથેજ સંબંધ રાખ્યો હતો. **આર્ટેક્સર્સિઝ-અરદેશર બાબીગન** એ ઇરાની નામીચો લશ્કરી પોતાના પાર્થિયન રાજા **આર્ટેબેનસને** ત્રણવાર હરાવી પોતે રાજા થયો ( ૨૨૬ માં ) ઇરાનનું રાજ્ય વળી સ્થપાયું. અરદેશરે જરતોસ્તી ધર્મ ( અગ્નિપૂજાનો ) પાછો ચાલતો કીધો અને રાજ્યવ્યવસ્થા કરી રોમનલોક સામા ફતેહમંદીથી લડાઇઓ ચાલુ કીધી ( ૨૩૦ માં ). તે ચૌદ વર્ષ સતેજ રાજ્ય ભોગવી મરણ પામ્યો ને પછી **શાપુર** રાજા થયો. તે બાળપણથીજ લડાઇમાં કેળવાયલો હતો તેથી પોતાનાં લશ્કરને પણ સખ્ત કવાયતમાં રાખતો. તેણે ઈરાનની પશ્ચિમ સરહદને લગતા પૂર્વ રોમન રાજ્યના પ્રદેશ ઉપર ચઢાઈઓ કરી મહારાજા વાલેરિયનને હરાવ્યો ને પછી સીરીયા, સિલીશિયા, કાપેડોશિયા એ રાજ્યોમાં મોટો નાશ કીધો, પણ પછવાડેથી તેને પાછું હઠવું પડ્યું હતું ( ૨૬૧ ). તેણે **આર્મીનિયાને** પોતાનાં રાજ્યમાં જોડી નાંખ્યું હતું, પણ ત્યાંનો રાજા મારાઓના હાથમાંથી છટકી જઈ રોમનોનો આશરો ધરી રહ્યો હતો. એણે પછી ૨૯૭ માં પાછી ગાદી મેળવી હતી. શાપુર ૨૭૩ માં

* એ રાજ્ય મંડાયું તેની પહેલાં બાક્ટ્રિયાનું રાજ્ય મોટી સત્તા ધરાવતું. શિકંદરના વખતથી તે ઈ૦ સ૦ પૂ૦ ૨૫૫ સુધી તે પ્રાંત સીરિયાના રાજ્યને તાબે હતો, પણ થીઓડોટસ એણે બળવો ઊઠાવી પોતાનું સ્વતંત્ર રાજ્ય કીધું હતું—એ રાજ્યને પાર્થિઅને ઈ૦ સ૦ પૂ૦ ૧૩૪ માં પોતાનાં રાજ્ય સાથે જોડ્યું હતું.

મરણ પામ્યો ત્યારપછી નોશરવાન ૫૩૧ માં ગાદીએ બેઠો તે દર્મિઆનમાં ઘણાક રાજાઓએ પોતપોતાના વારામાં પૂર્વ રોમન રાજ્યસાથે લડાઈઓ કરી હતી.

## હિંદુસ્તાન.

ઉત્તર હિંદુસ્તાનમાં **મગધ**માં મોરીવંશ પછી ત્રણ વંશે રાજ્ય કીધું; તેમાં ત્રીજો વંશ **આંધ્ર** કહેવાતો. એ વંશ ઇ૦ સ૦ પૂ૦ ૨૦ થી તે ઇ૦ સ૦ ૪૩૬ સૂધી ચાલ્યો હતો. કનોજનું રાજ્ય ઇ૦ સ૦ ૪૭૦ માં હતું 'ગૂજરાતમાં વલ્લભીપુરનું રાજ્ય ૧૪૪ માં સ્થપાયું હતું તે પછવાડેથી ૫૨૪ માં ઊંધું વળ્યું હતું.

દક્ષિણ હિંદુસ્તાનમાં મહારાષ્ટ્ર દેશમાં ગોદાવરીને કાંઠે પૈઠણમાં (હૈદરાબાદની ઈશાને ૪૦ કોશ ઉપર) **શાલિવાહને** રાજ્ય સ્થાપી ઈ૦ સ૦ ૭૮ થી પોતાનો શક ચલાવ્યો હતો. એ શક હજી પણ ચાલેછે.

હિંદુસ્તાનમાં વિક્રમ પછી ૫૦૦-૬૦૦ વર્ષના ગાળામાં ઉપર જણાવ્યાં તે વિના વળી બીજાં કેટલાંક રાજ્યો હતાં ને તેમાં કેટલાંએક ઉત્તરથી તથા પશ્ચિમથી આવેલા પરદેશી લોકનાં માંડેલાં હતાં. પરદેશી લડવૈયાઓનાં ને બીજા સંકરજાતિમાં રાજકુળ તે રજપૂત કુળ કહેવાયાં.

બૌદ્ધ ધર્મમાંથી દૈવત ઊઠચું હતું-લોક આસ્થા રહિત થતા હતા ને સાધુઓ આશ્રય શોધતા વેરાતા પડતા હતા; જૈનધર્મ ઝળકવા લાગ્યો હતો અને બ્રાહ્મણો પુરાણ રચવાના ઉદ્યમમાં મચ્યા હતા.

## ચીન.

કનફ્યૂશિયસ (ઇ૦ સ૦ પૂ૦ ૫૫૦) પછી ઘણેક કાળે ઇ૦ સ૦ પૂ૦ ૨૧૩ માં ચીનાઓની અનેક જાતિ ટળી એક જાતિ થઈ. ચીનાઓએ ઇ૦ સ૦ પૂ૦ ૧૨૦ થી હિંદુસ્તાની, ઈરાની ને યાહુદી લોક સાથે સંબંધ વહેવાર રાખતા થયા. એક જાતના કાગળો તેઓ બનાવી જાણતા. ઈ૦ સ૦ ના આરંભમાં ચીનનું રાજ્ય **કોરિયાથી તે ચીનેસસુદ્ર** સૂધી વિસ્તારમાં હતું. ઇ૦ સ૦ ૬૫ માં **ફોનું** પૂજન એઓમાં દાખલ થયું-ને ૯૭ માં તેઓએ કાસ્પિયન સમુદ્ર સૂધી પાર્થિયન લોકસાથે વહેવાર કીધો. તેઓ રોમન રાજ્યને **તત્સિન** નામે ઓળખતા. રોમના રાજાએ (૧૬૬ માં) ચીનના રાજાને હાથીદાંત ને ગેંડાનાં શિંગડાં મોકલ્યાં હતાં. ઇ૦ સ૦ ૨૨૦ માં ચીનનાં મોટાં રાજ્યનાં ત્રણ નાનાં રાજ્ય થયાં હતાં, પણ ૨૮૦ માં એક સરદારે તે પાછાં જોડી નાંખ્યાં; તોપણ ખંડણીઆ રાજાઓ હમેશ એક બીજા સાથે લડાઈઓ કરતા. ઇ૦ સ૦ ૩૨૧ માં **નાનકિંગ** ચીનના રાજ્યની રાજધાની થયું. ૩૮૬ માં ચીનની ઉત્તરે તાર્તરીનું-તાતાર દેશનું નવું રાજ્ય થયું. ૪૨૦ માં ચીનનાં બે રાજ્ય થયાં.

---

## દર્શન ૮ સું.

ઈ૦ સ૦ સૈકો ૬ ઠ્ઠો.

## ગ્રીકરાજ્ય.

રોમનલોકનુંપૂર્વ પ્રદેશનું કોન્સ્ટંટિનોપલવાળું રાજ્ય તે પછવાડેથી **ગ્રીકરાજ્ય** એ નામથી ઓળખાયું છે. થ્રેસ પ્રાંતનો ગામડીઓ **જસટિન** એણે (૫૧૮-૫૨૭) રાજ્ય કીધું ને પછી તેનો સગો **જસટિનિયન** ગાદીએ બેઠો. તેનો સરદાર **બેલીસારિયસ** એણે ઈરાનીઓ સાથે લડાઈઓ કીધી, વાંડલ લોકને કહાડી કાર્થેજ લીધું ને ત્રણ મહિનામાં ઉત્તર આફ્રિકાનાં રાજ્યને તાબે કરી ગ્રીક રાજ્યમાં જોડ્યાં (૫૩૪). સિસિલી તાબે કરી **નેપલ્સ**ની ખરાબી કરી રોમ લીધું (૫૩૬). **વિટિજીસગોથ**ના દહોડ લાખ લશ્કરે તેને રોમમાં ગોંધી રાખ્યો, પણ બેલીસારિયસની સ્ત્રી **આંટોનૈના** લશ્કર લેઈ ધણીની કુમકે આવી પહોંચી ને વિટિજીસ પાછો હઠચો (૫૩૮). કોન્સ્ટંટિનોપલની દરબારમાં ખટપટ ચાલેથી બેલીસારિયસને ત્યાં પાછો બોલાવવામાં આવ્યો હતો. તે બીજીવાર (૫૪૪ માં) ઈટલી ગયો ને કેટલીક લડાઈ કીધા પછી રોમ પાછું પોતાને હાથ કર્યું (૫૪૬). વળી ૫૪૮ માં તેને બોલાવી લીધો હતો. બેલીસારિયસે ૪૦ વર્ષ લશ્કરી નોકરી કરી પોતાની દેશભક્તિ ને રાજ્યભક્તિ દેખાડેલી, તોપણ તેની માલમિલ્કત દરબારે જપ્ત કરી લેઈ તેને હેરાન કીધો હતો. તે ૫૬૫ માં મુઓ. ત્યારપછી નારસિઝે લશ્કરની સરદારી કરી. એણે **ફ્રાંક આલ્લેમાની ગોથ** લોકને હરાવ્યા હતા ને રોમની કૂંચીઓ કોન્સ્ટંટિનોપલ મોકલી હતી.

રાજધાનીમાં **સર્કસ**ના તમાશા તથા તેમાં શ્રીમંત સરદારોમાં પરસ્પર લડાઈ ચાલતી ને તેઓને એક બીજા ઉપર એટલું વેર હતું કે રાજ્યમાં જ્યારે ત્યારે બખેડા થતા ને સેંકડો જણ કપાઈ મરતા. ખ્રિસ્તીધર્મમાં બે મત પડ્યાં હતાં. તેમાં **એરિયન**ના નવા પંથના તે લીલા રંગનો ને મૂળધર્મના તે આશમાની રંગનો પોશાક પહેરતા-એઓ જસ્ટિનિયનને પોતાનામાંનો ગણતા. એ બખેડાઓ અને સીરિયા વગેરે પ્રાંતોમાં થએલા ધરતીકંપ (૫૨૬ ને ૫૫૭ માં). એથી કેટલોક

નાશ થયો ને મરકી ચાલી તેથી પ્રાંતના પ્રાંત ઉજડ વજ્યા ને કોન્સ્ટંટિનોપલમાંથી ૪ લાખ માણસ ઓછાં થયાં. રાજ્યમાંથી માણસ ને ધન એ ઘણાં ઘટી ગયાં ને જસ્ટિનિયનનું લશ્કર ૬ લાખ ૪૦ હજારનું હતું તેનું ૧ લાખ ૪૦ હજારનું ગણાયું.

ઈરાનના બે ખ્રિસ્તી સાધુ ચીન જઈ ત્યાંથી રેશમના કીડાનાં ઇંડાં પોલી લાકડીમાં સંતાડીને જસ્ટિનિયન પાસે લેઈ આવ્યા હતા ને એણે પોતાના રાજ્યમાં રેશમના પાકનાં ને વસ્ત્રનાં કારખાનાં કહડાવ્યાં હતાં; ઘણાંક સુંદર દેવળ પણ બંધાવ્યાં હતાં. જસ્ટિનિયને પાછલા દશ શૈકામાં રોમના રાજ્યમાં થએલા ધારા, ફેસલા વગેરેને એકત્ર કરાવી ગોઠવાવી સારાંશ કહડાવી સંગ્રહપુસ્તક રચાવ્યાં હતાં (૫૨૯-૫૩૩).

જસ્ટિનિયન ૩૮ વર્ષ રાજ્ય કરી મરણ પામ્યો (૫૬૫ માં). ત્યારપછી સૈકાની આખર લગીમાં થએલા રાજાઓએ ઇરાનીઓસાથે ને **આવર** તથા **તુર્ક**લોક સાથે લડાઈઓ કરી હતી, પણ કંઈ નવલ કીધું નહોતું. ઇ૦ સ૦ ૫૮૦ થી લાટિન ભાષા બોલાતી બંધ થઈ.

## ઇરાન.

**નોશરવાન** (૫૩૧) એણે બખેડા દંગા તોડી રાજ્યમાં સ્વસ્થતા આણી અને અદલ ધારા તથા ઇનસાફ કરી **અદલ** એ વિશેષણ પોતાના નામ સાથે જોડાવ્યું. તેણે ખેતીવાડીના ઉદ્યમને ઉત્તેજન આપ્યું, વિદ્વાનોને આશ્રય આપ્યો, વૈદકશાળા સ્થાપી અને રાજ્યની વર્ષ વર્ષની હકીકત લખાવવાનો ઠરાવ કર્યો. તેણે **પિલ્પે** નામના હકીમને હિંદુસ્તાન મોકલ્યો હતો ને એ જ્યારે પાછો ઈરાન આવ્યો ત્યારે એણે રાજ્યનીતિવાર્તા (પંચોપાખ્યાનની) લોકને સંભળાવી હતી ને સેતરંજની રમત શીખવી હતી. પશ્ચિમના વિદ્વાનો તેની દરબારમાં જતા. જસ્ટિનિયનના સરદારો ફતેહ મેળવેછે એ સાંભળી અને તે રાજા ઓકસસ નદી ઉપર વસેલા હૂન લોકને ઇરાન ઉપર તૂટી પડવાને ઉસ્કેરેછે એવી મતલબના લખાયલા સંદેશા વાંચી નોશરવાને ગ્રીક રાજ્યની સામા ફતેહમંદીથી લડાઈઓ ચલાવી હતી. તે ૫૭૯ માં મરણ પામ્યો ને પછીના રાજાઓએ તુર્ક લોકસાથે અને ગ્રીક રાજાસાથે લડાઈઓ ને પછી સલાહ કીધી હતી.

## ઇટલી.

થીઓડોરિક જેને કોન્સ્ટંટિનોપલમાં ઓળમાં રાખી ભણાવવામાં આવ્યો હતો તેણે ૪૮૯ માં લશ્કરસાથે ઈટલીમાં આવી ઓડોઆસરને હરાવ્યો ને ૪૯૩ માં પોતાને ઈટલીનો રાજા કહેવડાવ્યો. તેણે ઈલિરિયા, પાનોનિયા, નોરીકમ, રહીશિયા એ પ્રાંતો પોતાનાં રાજ્યમાં જોડ્યા; ખવેરિયન લોક તેને ખંડણી આપતા થયા ને બીજી ઘણીક જાતિના જર્મનો તેના રાજ્યધારાની સત્તામાં રાજી થઈ રહેતા થયા. તેણે બર્ગંડિયન ને ફ્રાંક એઓ સાથે લડાઇઓ કરી પોતાના રાજ્યને વધાર્યું. તેણે રોમનો કોટ ફરીથી બંધાવ્યો; મહેલ, દેવળ, નાટકશાળા એ બંધાવ્યાં, નહેર ને હમામખાનાં દુરસ્ત કરાવ્યાં અને રોમના ધારા તથા રોમની રીતભાત એ કાયમ રાખ્યાં. તે ૫૨૬ માં મુઓ કે તેના રાજ્યની અસ્તાવ્યસ્તતા થઈ ને **લોમ્બર્ડ** લોક સત્તાધારી થયા (૫૬૮ માં).

લોમ્બર્ડ એ જર્મનજાતિ અસલ ઓડર નદીને કાંઠે વસતી હતી, પણ જસ્ટિનિયને તે લોકને પાનોનિયામાં વસવા દીધા હતા (૫૨૭). નારસિઝે તેડેલા તે ઉપરથી લોમ્બર્ડ લોકનો સરદાર **આલબોઈન** ઈટલીમાં આવ્યો અને એણે રોમ, રવેના ને થોડોક પૂર્વનો પ્રદેશ એ સિવાય બીજો બધો દેશ જીતી લેઇ **પેવિયા**ને રાજધાની કરી. ઇ૦ સ૦ ૫૯૦ માં **આજીલલ્ફ** રાજા થયો તે તથા તેની રાણી એ બેને આશ્રયે **પોપ** (ખ્રિસ્તીધર્મગુરૂ) **ગ્રેગરી**એ લોમ્બર્ડ પ્રજાપાસે ખ્રિસ્તીધર્મ પળાવ્યો હતો.

આલબોઇને જીતેલા પ્રદેશની અમલદારી ૩૬ **ડ્યૂક**ને (પહેલી પદવીના અમીર) વહેંચી આપી હતી, પણ તેના મરણ પછી તેઓ સ્વતંત્ર રાજા થઇ પડ્યા હતા. જ્યારે ગ્રીક રાજાનાં ને ફ્રાંકનાં લશ્કરે તેઓના ઉપર ચઢાઈ કરવા માંડી ત્યારે તેઓએ પોતાના રક્ષણને માટે પોતાના રાજાને પોતપોતાના પ્રદેશનું અડધું વસૂલ આપવાનું અને કેટલુંક લશ્કર પૂરૂં પાડવાનું કબૂલ કીધું હતું; જો કોઇ ડ્યૂક મહા અપરાધ કરે તો અથવા પુરૂષ વારસ વિના મરી જાય તો તેનો પ્રદેશ રાજા જપ્ત કરે એવો ધારો રાખ્યો હતો.

## સ્પેન.

પાંચમા શૈકામાં સ્વેવી, વાંડલ, આલ ને વીસિગોથ એ લોકે પોતપોતાનાં રાજ્ય માંડ્યાં હતાં. છઠ્ઠા શૈકામાં વીસિગોથનું રાજ્ય સ્પેનમાં સૌથી મોટું ને જોરાવર હતું ને તે લોક (૫૮૬ થી) તથા સ્વેવી લોક (૫૭૦ થી) ખ્રિસ્તીધર્મ પાળતા થયા હતા.

## ફ્રાન્સ.

ગોલમાં વસેલા ફ્રાંક લોકની ઘણીક જાતિ હતી તેમાંની એકનો સરદાર **ક્લોવિસ** હતો (૪૮૦ માં)

તેની સત્તા થોડાક પ્રદેશમાં હતી. તેણે (૪૮૬ માં) પોતાની પડોસની એક ફ્રાંક જાતિને જીતી ને ૪૯૩ માં તે બર્ગંડિયન રાજાની ખ્રિસ્તી દીકરીને પરણ્યો. પછી તેણે ગોલની ફ્રાંક જાતિનો સરદાર ને ગોલના સઘળા ખ્રિસ્તીઓનું રક્ષણ કરનાર એવો પોતાને કહેવડાવ્યો. તેણે આલ્લીમાન્નીને હરાવ્યા ને પછી વીસિગોથને તથા બર્ગંડિયનને **પોઈટીયર્સ** આગળ લડાઇમાં જીતી ગોલનો સઘળો પ્રદેશ પોતાની સત્તામાં આણ્યો (૫૦૫). તેણે (૫૧૦ માં) ટૂઅર્સમાં આવી ઓચ્છવ કીધો ને રાજા કહેવડાવ્યો ને પારિસને રાજધાની કરી. ક્લોવિસ લોભી તથા નિર્દય હતો ને પોતાની મતલબ પાર પાડવાને તેણે ધર્મરક્ષણનું બહાનું બહાર પાડ્યું હતું. તે (૫૧૧ માં) મુઆ પછી ફ્રાન્સમાં નાનાં રાજ્ય થયાં ને તેમાં પરસ્પર મારામારી ચાલી.

સેલિયન જાતિના ફ્રાંકે (૪૨૧ માં) ધારા બાંધેલા તે **સાલિકલા** સઘળી ફ્રાંક જાતિમાં ચાલ્યા હતા ને પછી આખા ફ્રાન્સમાં ચાલ્યા હતા. ખૂનના દંડને માટે ૫૦ થી તે ૬૦૦ સોનાના કકડા હતા; ખરાખોટાનો ઇનસાફ સામસામા એકલા એકલી લડ્યાથી ચૂકવાતો; જીતેલો પ્રદેશ જીતનારાઓને વર્ષે વર્ષે વહેંચી આપવામાં આવતો. આવા કારણથી દેશના રક્ષણને માટે સૌએ લશ્કર પૂરૂં પાડવું; સ્ત્રીઓને જમીદારી ને રાજ્યગાદી ન મળે એવું રાખ્યું હતું. ગોલ ફ્રાન્સના લોક પ્રથમ સેલ્ટ હતા, પછી સેલ્ટ રોમના થયા, પછી રોમન જર્મન થયા, ને પછી ફ્રાંક કહેવાયા.

## બ્રિટન.

એ ટાપુઉપર રોમના જૂલિયસ સીઝરે ઇ૦ સ૦ પૂ૦ ૫૫–૫૪ માં ચઢાઈઓ કરી હતી, પણ લોક* પૂરા તાબે થયા ન હોતા. રોમના રાજા ક્લોડિયસે જાતે ને પછી બે સરદારે આવી લડાઇઓ કરી ઘણીક જાતના લોકને તાબે કીધા ત્યારથી (ઈ૦ સ૦ ૪૩) બ્રિટન, રોમના રાજ્યમાં ગણાતું થયું હતું. ઈ૦ સ૦ ૭૮ માં આગ્રિકોલા રોમથી બ્રિટનમાં હાકમી કરવા આવ્યો. તેણે સાત વર્ષ રહી છેક ફોર્થ નદી સૂધી (કાલિડોનિયા સિવાય) આખું બ્રિટન રોમની સત્તામાં આણ્યું. તેણે બ્રિટનના લોકને ભણવા લખવાઉપર રૂચિ કરાવી ને તેઓમાં રોમન પહેરવેશ, લાટિન ભાષા અને ખરચાળ મોજીલી ચાલ ચલણ એ દાખલ કીધાં; વળી રસ્તા સડકો બંધાવ્યાં. રોમનું ૪ લીજિયન લશ્કર બ્રિટનમાં રહેતું.

ઉત્તર તરફના **કાલિડોનિયન**ને પછી **પિક્ટ ને સ્કાટ** એ પહાડી લોક જ્યારે ત્યારે રાજ્ય પ્રદેશમાં ઉપર ચઢી આવતા ને એઓને રોમન અમલદારો પાછા હાંકી મહેલતા. જેવામાં રોમના રાજાએ રાજધાનીના રક્ષણનેમાટે બ્રિટનમાંનું લશ્કર બોલાવી લીધેલું (૪૦૮) તેવામાં **પિક્ટ ને સ્કાટ** એઓએ ફરીથી ઉપદ્રવ કરવા માંડ્યો. બ્રિટનોએ રોમની મદદ માગી, પણ એ આપી શક્યા નહિ. પછી રાજ્યનાં ૩૩ પ્રગણાંમાંના એકનો વહિવટદાર **વોર્ટીજરન** એણે દક્ષિણમાં આવી રહેલા લૂંટારા સાકસન લોકની ટોળીને બોલાવી; ને એની મદદે બ્રિટનના લોક પિક્ટ સ્કાટના ભયથી ઊગર્યા (૪૪૯). સાકસન ટોળીના સરદાર **હેંજિસ્ટ** ને હોરસા એ નામે હતા. પછવાડેથી એ સરદારો અને તેઓની મદદ લેનારા વતની એઓ વચ્ચે ભારે લડાઈ ચાલી ને તેનું પરિણામ આ થયું કે **સાકસન** લોકે કેંટમાં પોતાનું રાજ્યસ્થાન કીધું (૪૫૫). બીજું સાકસન ટોળું જર્મનીથી આવ્યું તેની સામા વતની વઢ્યા, પણ અંતે **સસેક્સ**માં એક બીજું રાજ્યસ્થાન સાકસનોએ કીધું (૪૯૧) એમ ત્રીજું ને પછી ચોથું ટોળું જર્મનીમાંથી આવ્યું ને **વેસેક્સ** ને **એસેક્સ** એ રાજ્યો થપાયાં (૫૧૯ ને ૫૨૭ માં). **નોર્ધંબર્લંડ**નું (૫૪૭ માં) ને **પૂર્વ આંગલીઆ**નું (૫૭૫ માં) એ સંસ્થાનો આંગ્લ લોકે થાપ્યાં ને સાતમું સંસ્થાન **મરસિયા**નું થયું (૫૮૨ માં). એ સાતમાંના એક રાજ્યની સર્વોપરી સત્તા બીજા સૌ માનતાં. બ્રિટનના લોક પરદેશીઓ સામા લડ્યા હતા ને **કોર્નિશ બ્રિટન**ના રાજા **આથરે** ઘણી ફતેહ મેળવી હતી. પણ તે પોતાના સગાંની સામા લડાઈમાં લડતાં પડ્યો (૫૪૨). ત્યારપછી બ્રિટન લોક થાક્યા ને પશ્ચિમમાં, વેલ્સમાં, કોર્નવાલમાં, ડેવનશૈરમાં ને સ્કાટ્લંડમાં જઈ રહ્યા.

* ક્રિગ્રી લોક ને સેલ્ટ લોક બ્રિટનમાં વસતા. બધા મળીને લોકની ૪૫ કુળ જાતિ હતી. તેઓ પહાડી રાની લોકની પેઠેજ રહેતા ને વર્તતા. તેઓને ખોરાકમાં દૂધ તથા માંસ ને પહેરવા ઓઢવામાં ચામડાં હતાં; તેઓ પોતાના અંગને વિચિત્ર રંગતા; તેઓનાં ઘર લાકડાં ને બરૂસરોડાંનાં હતાં; મોટી ઝાડીવાળાં રાનમાં તેઓ ગામ વસાવતા; તાંબું લોઢું આપી લેઈ પોતાનો વહેવાર ચલાવતા; સરદારો ગાડીમાં બેશી દાતરડાંથી લડતા, પણ લશ્કર તો પગે ચાલતુંજ લડતું. ડ્રૂઇડ કહેવાતા ધર્મગુરૂઓના બોધ પ્રમાણે ધર્મ પાળતા; તે ધર્મમત આવું કે જીવ અમર છે ને તેને જન્માંતર છે, દેવતાઓને પૂજવા, નઠારૂં કામ કરવું નહિ ને બહાદુરીથી વર્તવું; વળી માણસોને મહુલીઓમાં બાળી મૂકી રૂઠેલા દેવને રીઝવવામાં આવતા; જે ઓકના ઝાડ ઉપર મિસલ્ટો નામનો વેલો ચઢયો હોય તે બહુજ પવિત્ર મનાતું.

પરદેશીઓએ ઘણાક વતની લોકની કતલ કરી નાંખી ને તેઓના ધર્મનો તથા કળાકામનો ઉચ્છેદ કીધો. ભાષા બદલાઈ, સુધારો વધારો બંધ થયો ને લોક પોતાની જંગલી હાલતમાં આવવા લાગ્યા, પણ તેટલામાં રોમના પોપ ગ્રેગરીએ સાક્સન લોકને ખ્રિસ્તી કરવાને ને રોમની ધર્મસત્તા સર્વોપરિ મનાવવાને પાદરીઓ મોકલેલા તે આવી પહોંચ્યા (૫૯૬). **સેંટ ઓગસ્ટેન** દેશીધર્મગુરૂઓનેતાબામાં લેઈ શકયો નહિ, પણ તેણે સઘળી જાતના સાકસેનોને ખ્રિસ્તી કીધા.

---

## દર્શન ૯ મું.

### ઈ૦ સ૦ સૈકો ૭ મો.

### અરબસ્તાન.

શિકંદરે અરબ લોકને પોતાની સત્તામાં આણવાનો લોભ રાખ્યો હતો—**ઓગસ્ટસ** ને **ટ્રેજન** એ રાજાઓ તેઓને તાબે કરવાને મથ્યા હતા, પણ ફાવ્યા નહોતા. ઇ૦ સ૦ ૫૨૯ માં આબીસિનિયાવાળાએ અરબસ્તાન ઉપર ચઢાઈ કરી ઘણોક પ્રદેશ જીતી લીધો ને પછી કેટલોક કાળ ત્યાં અમલ કીધો હતો. અરબ લોક ભરવાડો હોવાથી તેઓને લડાઈઓ કરવાનો મહાવરો બાળપણથીજ હતો. તેઓની ઘણીક જાત હતી, પણ સંકટ સમે સૌ એક થઇ જઈ કોઇ એકને સરદારી આપતા; કેટલીક જાત ચોર લૂંટારાનુંજ કામ કરતી. અરબ લોક આકાશના ગ્રહ ઉપગ્રહ આદિને પૂજતા. આસપાસનાં રાજ્યોમાં લડાઈ બખેડા જુલમ ચાલતા તેથી કંટાળીને ત્યાંના ઘણાક લોકો અરબસ્તાનના જુદા જુદા ભાગમાં આવી વસ્યા હતા. મહમ્મદની પહેલાં ૬ સેં વર્ષ ઉપર યાહુદીઓ આવી રહ્યા હતા; ને **યેમેનના** રાજાઓ ઇ૦ સ૦ ના ચોથા સૈકાથી યાહુદીઓનો ધર્મ પાળતા થયા હતા. દેશદેશના ખ્રિસ્તીઓ પણ રાજાઓના જૂલમને લીધે અરબસ્તાનમાં વસ્યા હતા ને પોતાના ધર્મનો બોધ અરબોમાં કરતા.

ખોરેશ જાતિનું હાસમકુલ વંશપરંપરા મક્કામાં **કાબાનાં** દહેરાંનો વહીવટ કરતું. એ કુળમાં **મહંમદ** ઈ૦ સ૦ ૫૭૦ માં જન્મ્યો. તેનો બાપ અબદલ્લા ને યાહુદેણ મા **અમીના** મરણ પામેથી મહંમદ સગાને ત્યાં ઊછર્યો હતો ને તે વેપારીને ત્યાં ગુમાસ્તો રહ્યો હતો ને બે વાર સીરિયે જઇ આવ્યો હતો. પચીસ વર્ષની ઉમરે તે એક તવંગર બાઈ **કદીજા** વિધવાને ત્યાં નોકર રહ્યો ને પછવાડેથી તેની સાથે પરણ્યો. મહંમદ કદાવર ને ખૂબસુરત હતો; તેને લખતાં વાંચતાં આવડતું નહિ, તોપણ તે વાચાળ બહુ હતો. તેને નાનપણથીજ એકાંત ગુફાઓમાં જઈ વિચાર કરવાની ટેવ હતી ને એવી મનની હાલતમાં તે નવો ધર્મ ચલાવવાની ગોઠવણ કર્યા કરતો. ઇ૦ સ૦ ૬૦૯ માં તેણે પોતાનું ધર્મમત લોકમાં પ્રગટ કર્યું. પ્રથમ તો તેની સ્ત્રી ને એક બે બીજાં એઓએ તે મત માન્યું; ત્રણ વર્ષ પછી ૧૪ જણ ને બીજાં ૯ વર્ષ ગુજર્યા બાદ સવાસો જણ તે ધર્મ માનનારા થયા. તેની જાતના લોક સામા થયા ને મહંમદ મક્કેથી નાશી **યાત્રેબ** શહેરમાં આવ્યો ઇ૦ સ૦ ૬૨૨ ની ૧૬ મી જુલાઈએ—ને યાત્રેબ શહેર **મદીના** એ નામે વિખ્યાતિ પામ્યું. મદીનાના લોકે તેને રાજા તથા પેગંબર માન્યો. તરત પછી મહંમદે હૂકમ કીધો કે મૂર્તિપૂજકોની સામા લડાઈઓ કરવી ને જેઓ લડાઈમાં પડશે તે પોતાનાં પાપથી મૂકાશે. તેણે સીરિયાના રોમન અમલદારની દરબારમાં વકીલ મોકલી પોતાનો ઈસલામ ધર્મ માનવાનું કહેવડાવ્યું. તે અમલદારે વકીલને મારી નંખાવ્યો, પણ મહંમદે પોતાનાં થોડાંક ઝનુની લશ્કરને ૩૦ હજાર લશ્કર સામા મોકલવાની હામ ભીડી હતી. તેણે પોતાનું થોડુંક લશ્કર લેઈ જઈ ખોરેશ લોક સામા ઘણીક લડાઈઓ કરી તેમને હરાવ્યા (૬૨૫). પછી અરબસ્તાનના ઘણાખરા ભાગમાં પોતાની રાજ્યધર્મસત્તા કબૂલ કરાવી. *મહંમદે ૬૩ વર્ષની ઉમરે દેહ છોડી (૬૩૨). તેણે ધર્મવિષે ને સંસાર વહેવારવિષે જે ધારા કાયદા કીધા તેનો સંગ્રહ **કોરાન** કહેવાયછે. મહંમદ પછી અરબ રાજધર્મની સર્વોપરિસત્તા તેના સગા વારસોએ **ખલીફ** નામ ધરી ચલાવી. સો વર્ષમાં હિંદુસ્તાન થકી તે આટલાંટિક સૂધી—ઈરાન, સીરિયા, ઈજિપ્ટ, આફ્રિકા ને સ્પેનમાં અરબનું રાજ્ય થઈને મહંમદનો ધર્મ મનાતો થયો હતો.

પહેલો ખલીફ **અબુબેકર** એણે ધર્મનો પ્રસાર કરવાની મતલબથી લડાઇઓ ચલાવી; બીજો ખલીફ (૬૩૪) **ઓમર** તેણે અરબસ્તાનની સરહદ ઉપરનાં ત્રણ રાજ્યોની ફતેહ કરી; ત્રીજો ખલીફ **ઓથમન** (૬૪૪-૬૫૫) તેની કારકીર્દિમાં જીતેલાં રાજ્ય પૂરાં તાબે થઈ રહ્યાં ને દરિયાઈ લડાઇમાં અરબોની ફતેહ થઈ. ચોથા ખલીફ **અલીની** પાંચ વર્ષની કારકીર્દિમાં અરબોમાં માંહોમાંહે લડાઈ ચાલી ને તેનું છેવટ આ થયું હતું કે **અલી** માર્યો ગયો ને **મોઆ-**

* મહંમદનું ચરિત્ર જોવું.

**વિઆ** એણે ખલીફની ગાદી પોતાના વંશજોને માટે થાપી. ( ૬૬૦ )

અબુ બેકરના લશ્કરે **બોસ્ટાને** ઘેરો ઘાલી તે લીધું ને **ડમાસ્કસને** ઘેરો ઘાલ્યો, કોન્સ્ટંટિનોપલનો રાજા **હીરાકલીઅસ** એણે પોતાના સીરિયાના રાજ્યને સંકટમાંથી ઉગારવાને ૭૦ હજાર લશ્કર મોકલ્યું પણ તે હાર્યું; ને ૭૦ દહાડા ઘેરો રાખ્યા પછી અરબોએ ડમાસ્કસ લીધું. જરૂસલેમ ચાર મહિના ઘેરામાં રહીને ૬૩૭ માં તાબે થયું ને એમ સીરિયાનો ઘણોખરો પ્રદેશ અરબોએ જીતી લીધો. **અમરૂ**એ ( ૬૩૮ માં ) ૪ હજાર અરબની સરદારી કરીને **પીલુસિયમ** લીધું ને **મેમ્ફિસ**ને ઘેરો ઘાલ્યો; સાત મહિના ઘેરો રાખી છાપો મારી તે શહેર લેઈ બાળી મુકયું ને **કેરો** નામનું શહેર વસાવ્યું. ચૌદ મહિના ઘેરો રાખી ૨૩ હજાર માણસોનો ઘાણ વાળી **અલેકસાંડ્રિયા** લીધું ને ત્યાં ખ્રિસ્તી વાવટો ખસેડી મહંમદીઆન અર્ધચંદ્ર વાવટો ઉડાવ્યો ( ૬૪૦ ). તે નામીચા શહેરમાં ૪ હજાર મહેલ, ૪ હજાર નહાવાનાં સ્થળ, ચારસેં નાટકશાળા એ હતાં, ત્યાં ૪૦ હજાર ખંડણી આપતા યાહુદીઓ રહેતા હતા. શહેરના લોકના જીવ ઉગારવામાં આવ્યા, પણ ઓમરના હૂકમથી ત્યાં ટૉલેમી રાજાઓના વખતથી જે મોટો પુસ્તકસંગ્રહ હતો તે બાળી નાંખવામાં આવ્યો, સૈપ્રસ, રહોડસ ને બીજા ટાપુઓ પણ ૬૫૩ લગીમાં તાબે થયા. હવે પૂર્વમાં યુફ્રેટિસ ટૈગ્રીસ નદીને લગતા પ્રદેશો જીતી અરબો ઈરાન ઉપર ઉતર્યા. ઈરાનનો રાજા **યજદેજર્દ** એણે **ખદીશીઆના** મેદાનમાં અરબોને લડાઈ આપી, પણ તેમાં ઈરાનીઓ હાર્યા. બીજીવાર યજદેજર્દ લશ્કર એકઠું કરી **નાહંદ** આગળ લડાઈ આપવા આવ્યો. પણ અરબ લશ્કરના ધસારા સામું ઈરાની લશ્કરથી ટકાયું નહિ ને યજદેજર્દ નાઠો ( ૬૪૧ ).—તેણે દશ વર્ષ રખડતાં રહી અરબોને ઈરાનમાંથી કહાડવાની તજવીજ કીધી, પણ કંઈ વળ્યું નહિ ને તે જેને ત્યાં છૂપો રહ્યો હતો તેનેજ હાથે માર્યો ગયો ( ૬૫૨ ). ઈ૦ સ૦ ૬૫૬ માં જ્યારે **અલી** ખલીફ થયો ત્યારે તેણે **મોઆવીઆ** પાસથી સિરિઆની હાકમી છીનવી લેવાનો હૂકમ કીધો. મોઆવીઆ તે હૂકમ ન માનતાં લશ્કર લેઈ અલીની સામા ગયો. એકસો ને દશ દહાડા લડાઈ ચાલી પણ કોઈની હારજીત નક્કી થઈ નહિ. તેવામાં ત્રણ ઝનુની અરબોએ અલી, મોઆવીઆ, ને અમરૂ એ ત્રણ જણને મારી નાંખી લડાઈનું છેવટ લાવવાને સોગન ખાધા. માત્ર **અલી** એકલોજ ખૂનીના ઘાથી પડ્યો; પછી તેના બે દીકરા હસન ને હુસેન એ બેએ ખલીફ કહેવડાવવા માંડ્યું, પણ તેમ મોઆવીઆની તરફના લોકને વારસામાં કંઈ ઓછી સત્તા મળી નહિ. વળી થોડીકવાર મારામારી ચાલ્યા પછી ખલીફની ગાદી વંશપરંપરાની થઈ ( ૬૬૦ )*—પ્રથમના ખલીફ તો અરબોએ પોતાનામાંથી નીવેડીને નીમ્યા હતા.

* અલી ને પેહેલા ત્રણ ખલીફ એઓ વચ્ચે ઝગડો ચાલેલો તે ઉપરથી મહંમદીઆન લોકમાં બે તડાં પડ્યાં છે—સૂની કહેછે કે મહંમદે કુરાન સિવાય બીજા પણ કેટલાક ધારા ને હૂકમો કહ્યા છે, તેઓ ચારે ખલીફને સ્મરણમાન આપેછે પણ અલીને બીજા ત્રણના જેવો પવિત્ર ને ધર્મી ગણતા નથી;—તુર્કલોક સૂની છે. શિહા ફક્ત કુરાનનેજ માનેછે ને અલીને પેગંબરનાં જેવુંજ માન આપેછે;—અરબસ્તાન ને ઈરાનના મુસલમાન શિહા છે. અબુબેકર ઉદાર ને મધ્યમ પ્રકૃતિનો (ઉગ્ર નહિ તેમ શાંત નહિ) હતો; તે લૂંટમાં મળેલી સમૃદ્ધિનો પોતાનો ભાગ લશ્કરી સિપાઈ તથા ગરીબ લોકને વહેંચી આપતો ને સૌની ફર્યાદ સાંભળતો. જાતે અમલમાં લાવીને, દાખલા કહી સંભળાવીને, તે પોતાના લોકમાં સરળપણે સદ્‌ગુણનો બોધ કરતો. અલીના પક્ષીઓ તેને હકદાર ખલીફ નથી માનતા તોપણ તેના સદ્‌ગુણને મોટું માન આપેછે. યાહુદી–ખ્રિસ્તીઓનું જાત્રાનું પવિત્રસ્થાન જરૂસલેમ એને તાબે કરવા મોકલેલા સરદારને અબુબેકરે કહી સંભળાવ્યું હતું કે તારાં માણસો ઉપર રહેમ માયા રાખજે, જરૂરની વખતે તારા હાથ નીચેનાની સલાહ પૂછજે અને દુશ્મન સામા વધારે હઠે ભરાઈને બહાદુરીથી લડે તેવું તેમને ઉત્તેજન આપજે; જીત થાય તો ઘરડાં, અશક્ત, બૈરાં છોકરાંને ઉગારજે; ફળતાં ઝાડનો ને અનાજનાં ખેતરનો નાશ કરીશ નહિ. ખપ જેટલાં ઢોરને કપાવજે; વચન ઠરાવમાં ચળવચળ થઈશ નહિ, મઠમાં રહેતા ધર્મી માણસોને મારીશ નહિ ને દહેરાંઓને છેડીશ નહિ, પણ સેતાનને માનનાર લોક જેઓ પોતાનું તાલકું મૂંડાવેછે તેઓ જો ઈસલામ ધર્મ કબૂલ ન કરે તો તેઓની ખોપરીઓ કાપી નાંખજે. ઓમર જેવો સાદો તેવોજ કરડો હતો. તે એક નાનાસરખા ઘરમાં રેહેતો; બપોર પહેલાં તે મસજીદોમાં નીમાજ પઢવામાં ને વાએજ કરવામાં રોકાતો; પાછલે પહોરે તે બજારમાં ફાટોતૂટો જભ્ભો પહેરી ફર્યાદ સાંભળતો ને ઈનસાફ ચૂકવતો; મોટાં રાજ્યનાં કામ કરતો ને પરદેશી મોટાં મોટાં રાજ્યોના વકીલોને મળતો; તેણે અરબોને હિજરી શકથી વર્ષ ગણતાં શીખવ્યું; તેણે કેટલાંક શહેરોમાં ફોજદારી સિપાઈ રાખ્યા, લશ્કરી સિપાઈઓને નિયમિત પગાર આપવાનો ધારો કર્યો; જેઓએ મહંમદને સંકટમાં સહાય કરેલી પણ જેઓ ઘડપણથી ને જખમથી દુઃખી થઈ ગએલા તેઓની ખોરાકી પોશાકીનો બંદોબસ્ત રાખ્યો—એટલું છતાં તે અક્ષરશત્રુ હતો ને તેણે ટૉલેમીનું સ્થાપેલું પુસ્તકાલય બાળી નંખાવ્યું. તેની સાડાદશ વર્ષની કારકીર્દીમાં મહંમદને માનનારા અરબતુર્ક–સારાસેન એઓએ સીરિયા, કાલડીઆ, ઈરાન ને ઈજીપ્ટ એ તાબે કીધાં; ૩૬ હજાર શહેર ગામ કિલ્લા લીધા, ખ્રિસ્તી દેવળ અને અગ્નિનાં તથા મૂર્તિવાળાં દહેરાં ૪ હજાર તોડી પાડ્યાં અને ચૌદસેં મસજીદો બાંધી.

મોઆવીઆએ દમાસ્કસને રાજધાની કરી (૬૬૧). આફ્રિકાના લોક ગ્રીકરાજ્યને ખંડણી આપતા, પણ તેઓના ઉપર એક બીજો દંડ ભરવાનું નાંખેલું તે ઉપરથી તેઓએ પોતાની મદદમાં અરબોને બોલાવ્યા. ઈ૦ સ૦ ૬૬૫ માં ગ્રીક લોક ૮૦ હજાર જીવ ખોઈ હાર્યા ને અરબોએ વહાણના કાફલા તૈયાર કરવા માંડ્યા. છવાર અરબો કોન્સ્ટંટિનોપલ આગળ આવ્યા, પણ છવાર તેઓથી ગ્રીકના અગ્નિ સામું ટકાયું નહિ ને મોઆવીઆએ સલાહની માગણી કીધી. તેણે ૫૦ ઘોડા, ૫૦ ગુલામ, સોનાની કોથળી ૩ હજાર આપવી કબૂલ કરી ત્યારે ગ્રીક રાજાએ લડાઈ બંધ રાખી. મોઆવીઆના મરણ પછી માંહોમાંહે ટંટો જાગ્યો હતો પણ તેનો જલદીથી બંદોબસ્ત થયો હતો. એ માંહોમાંહેની ખટપટથી આફ્રિકાની લડાઇ બંધ રહી હતી, પણ ૬૯૨ માં ઈજીપ્ટનો અમલદાર **હાસન** એણે ઉપરાઉપરી ચઢાઈઓ કરીને ઉત્તર આફ્રિકાનાં રાજ્યોને તાબે કીધાં–કાર્થેજ ૬૯૮ માં પડ્યું ને ગ્રીકરાજ્યની સત્તા આફ્રિકામાંથી સામટી ટળી. બાર્બેરી સંસ્થાન છતવું અરબોને ભારે પડ્યું. ત્યાંની રાણી કાહીના એણે હાસનને પાછા ફરવાની ફરજ પાડી; પણ એના મરણ પછી મૂસાએ તે સંસ્થાન લીધું ને ત્યાંના લોક ખ્રિસ્તી ધર્મ છોડી મહંમદીઆન ધર્મ પાળતા થયા.

**અબદલ મલેક** ખલીફની કારકીર્દીમાં (૬૮૪–૭૦૫) મુસલમાન લોક હિંદુસ્તાનમાં પણ જઈ ચઢ્યા હતા.

---

## દર્શન ૧૦ મું.

### ઈ૦ સ૦ સૈકા ૮–૯–૧૦.

### અરબસ્તાન.

ખલીફ **વાલીદ** (૭૦૪) ને ખલીફ **સુલેમાન** (૭૧૪) એઓએ કોન્સ્ટંટિનોપલ મેળવવાને બહુ યત્ન કીધેલો, પણ તેઓનાં લશ્કરને ઘણું નુકસાન ખમી પાછાં ફરવાની જરૂર પડી; તોપણ એ હારનો બદલો સ્પેનની જીતે ૭૧૧ માં વાળ્યો. અરબ લોકે ફ્રાન્સ ઉપર ચઢાઈ કરી, પણ તેમાં તો તેઓને શરમાઈને પાછું હઠવું પડ્યું (૭૩૨). સુલેમાન પછી ખલીફો થયા તેઓથી રાજ્યમાં વ્યવસ્થા રખાઇ નહિ ને **અબૂઆબાસ મેરવાનને** ઉઠાડી મૂકી પોતે ખલીફ થયો (૭૫૦). આબાસે મેરવાનનાં સગાંસંબંધીઓનો સંહાર કીધો. પણ એક રાજવંશી જુવાન **અબદુલ રહેમાન** નાશીને સ્પેન ગયો ને ત્યાં તેણે **કોર્ડોવામાં** ખલીફની જુદી ગાદી માંડી—તે ગાદી તેના વંશજોએ ૨૭૫ વર્ષ સૂધી ભોગવી હતી. આબાસ પછી **આલમાનસર** (૭૫૩) ખલીફ થયો તેની કારકીર્દીમાં માંહોમાંહેના દંગા બખેડામાં ૬ લાખથી વધારે જીવની હાનિ થઇ. તેણે **બગદાદમાં** પોતાની ગાદી રાખી (૭૬૨). મોહાદી ખલીફે (૭૭૪) ગ્રીક સામાં પાછી લડાઇ શરૂ કરી. તેના દીકરા **હરૂન અલ રશીદે** તેવીસ વર્ષની કારકીર્દીમાં ગ્રીકરાજ્યના પ્રદેશમાં આઠવાર ચઢાઇ કરી સામાં લશ્કરને હરાવ્યાં હતાં ને રાજા પાસેથી વર્ષે વર્ષે ખંડણી લેઈ બગદાદની તીજોરી ભરી હતી. ગ્રીકરાજાનો તથા કોર્ડોવાના ખલીફનો દુશ્મન છઉં એવી પોતાની મોટાઈ જણાવવાને તેણે ફ્રાન્સના રાજા **શાર્લમેન** એની દરબારમાં એલચી મોકલ્યો હતો (૭૯૯). તે વિદ્યાકળાને ઉત્તેજન આપતો; પણ તેણે અદેખાઈથી પોતાના બે નિરપરાધી રાજ્યકારભારીઓને ને તેઓના સગાને મારી નંખાવ્યા. એ કર્મ તેના રશીદ—ન્યાયીપણાને કલંક લગાડનારૂં હતું.

હરૂને ગ્રીક રાજ્યને ડરાવીને પોતાની તીજોરી વધારી, પણ એનાજ વખતથી અરબી રાજ્યની પડતી જણાવવા માંડી—ઈ૦ સ૦ ૭૫૬ માં સ્પેન સ્વતંત્ર થયું. એ ખલીફ ૮૦૮ માં મરણ પામેથી ત્રણ વર્ષ અંધાધુંધી રહી ને પછી તેનો દીકરો ગાદીએ બેઠો. પણ તેના વખતમાં ગ્રીક સાથે લડાઇ કરવી પડેલી તેમાં બે લાખ પ્રાણની હાણ થઇ હતી. **મોટ્સમ** ખલીફે પોતાની ગાદીને સલામત રાખવા સારૂ ૫૦ હજાર તુર્ક લોકને પોતાના લશ્કરમાં રાખ્યા. ઓક્સસ નદીની પેલી તરફના લડવૈયા તાતાર લોકની એક જાત **તુર્ક** કહેવાતી. એઓ પોતાના ધણીને નબળા જોઇ રાજ્યમાં કર્તાહર્તા થઈ પડ્યા—એવો વખત આવ્યો કે એઓ ઠેરવે તેજ ખલીફની ગાદીએ બેસે. એ ગરબડમાં કેટલાક પ્રાંતના અમલદારોએ પોતાને રાજા કહેવડાવા માંડ્યું. આબાસના વંશના છેલ્લા ખલીફે **મહંમદ** નામના તુર્કને **અમીર અલ ઉમરાવ** (સરદારોનો સરદાર)—રાજ્યનો કુલ અખત્યારી એ પદવીએ ચઢાવ્યો (૯૩૫). એ ઉપરથી બીજા સરદારો સામા થયા ને તેનું છેવટ આવું આવ્યું કે ઈરાનના અમલદારે વંશપરંપરા તે પદવી ધારણ કીધી. (૯૪૪). રાજ્ય બહુ નિર્બળ થતું ચાલ્યું ને ગ્રીક લશ્કરોએ સીરિયા વગેરે ઘણાક પ્રાંત પાછા પોતાના તાબામાં લીધા.

મહંમદની દીકરી ફાતિમાના વંશના એકજણે આફ્રિકામાં ખલીફની જુદી ગાદી માંડી હતી. (૯૦૮) ને પછી તેની પેઢીના એકે ૯૬૦ માં સાર્ડિનિયાની ને ઈજિપ્ટની ફતેહ કરી **કેરો** શહેર બાંધી ત્યાં ગાદી

આણી; પણ એમ થવાથી પશ્ચિમ તરફના પ્રાંતો સ્વતંત્ર થયા—એપ્રમાણે બગદાદની ગાદીની સત્તા ઠામઠામ ઓછી થતી ચાલી. તેવામાં વળી તુર્ક જાતના સામાની વંશના એક **અલસગી**ને ગીજનીમાં ગાદી કીધી (૯૬૧); ને એના જમાઈ સબક્તગીનના દીકરા મહમૂદે લાહોર, મુલતાન, ગૂજરાતમાં ચઢાઈઓ કરી હતી.

એ ત્રણ શૈકામાં અરબ લોકની સ્થિતિ આપ્રમાણે હતીઃ—ઈ૦ સ૦ ૭૫૪ માં **આલમાનસર** ખલીફ થયો તેણે, તેના દીકરાએ ને તેના દીકરા હરૂન અલ રશીદે અરબોના વિદ્યાભ્યાસને ઉત્તેજન આપ્યું હતું. જે અરબોએ અલેકઝાંડ્રિઆની લૈબ્રેરી બાળી નાંખી હતી તેની સંતતિએ ગ્રીકભાષા ભણી તેમાંના ગ્રંથોનાં ભાષાંતર કીધાં હતાં; ને પછી ખગોળ, રસાયન, વૈદ્યક, ગણિત, બીજગણિત, શિલ્પ, યંત્રકળા એવિષે નવા ગ્રંથો લખ્યા હતા, અને એમ કેળવણીના વધારાથી બગદાદ, ઇસ્પહાન, ક્યૂફા, દમાસ્કસ ને કોર્ડોવા એ શહેરો શોભતાં થયાં હતાં. અરબ શાહેરો ને અરબ તવારીખ લખનારા હતા ને અરબોએ ફિલસુફી ભણીને **અરીસતૂન** ( આરિસ્ટોટલ ) ના ગ્રંથો યૂરોપીઅન લોકની જાણમાં આણ્યા હતા. ઠામઠામ મકતબો થાપવામાં આવી હતી. બાર્બરી સંસ્થાનના લોક જે મૂર કહેવાતા તેઓની શિલ્પકળા વખણાયછે. એ ત્રણ શૈકામાં ઇસલામ ધર્મમાં અનેક મત ને પંથ ચાલ્યા હતા ને વિરોધી મતવાળાઓના કલહથી સેંકડો લઢાઈ ને હજારો જીવની હાણ થઈ હતી.

## સ્પેન.

સ્પેનના ગોથલોકના તાબામાં આફ્રિકાના કિનારા ઉપર થોડોક પ્રદેશ હતો ને ત્યાંના અમલદાર કૌંટ જૂલિયને રાજદ્રોહ કીધેલો તે પ્રસંગમાં અરબો* પ્રથમ સ્પેનમાં દાખલ થયા હતા. **તારિક** ૫ હજાર લશ્કર સાથે સ્પેનને કાંઠે ઊતર્યો ને એક શહેર લીધું કે જે પછી **જીબ્રાલ્ટર**ને નામે ઓળખાયું (૭૧૦). **રોડરિક** નામના ગોથ રાજાએ **કેડિઝ** આગળ ત્રણ દહાડા લડાઈ કરી પણ તે હાર્યો ને નાસતાં **ગ્વડાલક્વિવર** નદીમાં ડૂબી મુઓ (૭૧૨). પછી પંદર મહિનામાં સ્પેન મહંમદધર્મી લોકની સત્તામાં આવી રહ્યું. અમલદારોએ ખ્રિસ્તીઓના ઉપર જૂલમ ન કરતાં તેઓને તેઓના કાયદા પાળવા દીધા, કેટલાએકને દરજા આપ્યા, કેટલાએકને લશ્કરમાં નોકર રાખ્યા અને મુસલમાન સાથે પરણવાની રજા આપી. સ્પેનના અમલદારોની નિમણુક આફ્રિકાના નવાબો કરતા. સ્પેનની વ્યવસ્થા કરી અરબોએ ફ્રાન્સઉપર ચઢાઈઓ કરી, પણ **ટુઅર** આગળ મોટી લડાઈ થઈ તેમાં તેઓ છેકજ હાર્યા (૭૩૨).

એશિયામાંથી કેટલાંક કુટુંબ આવી વસેલાં તેથી ખેતી વેપાર વધ્યાં; અને ખલીફ આબાસના સંહારમાંથી ઊગરેલા **અબદલ રહેમાને** સ્પેનમાં આવી **કોર્ડોવા**માં ખલીફની નવી ગાદી માંડી ત્યારથી તો સ્પેન આબાદાનીથી વિશેષ શોભ્યું. કોર્ડોવાની મકતબોમાં યૂરોપના લોકને અજાણી એવી કેટલીક વિદ્યા શીખવવામાં આવતી ને તેથી ઘણાક ખ્રિસ્તી લોક પણ તેમાં ભણવા જતા. ખ્રિસ્તીધર્મગુરૂ **સિલ્વેસ્ટર** બીજો એણે પ્રથમ સ્પેનમાં અભ્યાસ કીધો હતો. અનેક કારીગરીનાં કામ ને વહાણ ખેડવાની વિદ્યા અરબોએજ યૂરોપના લોકને શીખવી. સેતરંજી, ગલીચા, કસબ તથા રેશમનાં ભરત કામ, લોઢાનાં કામ વગેરે સ્પેનમાં ઘણાંજ સારાં બનતાં. સંખ્યા ગણવાના અંક, કાગળ, ને ફોડવાનો દારૂ એ અરબ લોકેજ યૂરોપમાં દાખલ કીધાં હતાં.

ઈ૦ સ૦ ૮૦૧ માં અરબો ફ્રાંકલોકસાથે લડ્યા પણ તેમાં **બાર્સેલોના** ખોયું. પછી તેઓએ વહાણનો કાફલો તૈયાર કરી ભૂમધ્ય સમુદ્રના કાંઠા ને તેમાંના ટાપુઓ એ ઉપર હલ્લા કીધા, પણ તેમાં કંઈ જાશુ રહે તેવી ફતેહ થઈ નહિ. **ઓવીડો**ના ખ્રિસ્તીઓ, **ટેગસ** નદી સૂધી ધશી આવેલા તેઓના વારંવારના હુમલા ને અરબ અમલદારોના માંહોમાંહેના ઝગડા એથી ખલીફોની સત્તા ઘટવા માંડી. તોપણ નવમા સૈકાને અંતે ઈટલી, બર્ગંડી, સ્વેબિયા, સ્વિટ્ઝર્લેંડ, પ્રોવેન્સ એ રાજ્યોમાં અરબોએ ફરી વળી પોતાની હાક ગજાવી હતી.

ઇ૦ સ૦ ૯૧૨ માં **અબદલ રહેમાન** ત્રીજો એણે બળવાખોર અમલદારોને તાબે કીધા ને આફ્રિકામાં કેટલીક ફતેહ મેળવી, પણ ખ્રિસ્તી રાજાઓની સામા લડતાં તેના ૮૦ હજાર મુસલમાન પડ્યા (૯૩૮). પછી તે ખલીફે ૨૦ વખત ખ્રિસ્તી રાજ્યોઉપર ચઢાઇ કરી પોતાને થએલાં નુકસાનનો બદલો મેળવ્યો. ખલીફ ૯૬૧ માં મુઓ ત્યારપછી ખ્રિસ્તી મુસલમાન વચ્ચે ભારે લડાઈઓ ચાલી કે જેનું છેવટ આ આવ્યું કે ખ્રિસ્તીઓએ પોતાનાં રાજ્ય વધારી જબરાં કીધાં.

સ્પેનમાં અરબો અમલ કરતા તોપણ ત્યાંના કેટલાક પહાડી પ્રદેશમાં ભરાઈ રહેલા ખ્રિસ્તી રાજાઓ ધીમે ધીમે બહાર પડી મુસલમાન સામા ઘણીક લડા-

* સ્પેનના અરબ મુસલમાનને ખ્રિસ્તીઓ મૂર કહેતા—કારણ કે તેઓ આફ્રિકાના મૌરીટાનિયા નામના બંદરેથી સ્પેન આવવાને વહાણમાં ચઢયા હતા.

ઇઓ કરી હારતાં જીતતાં દુસ્મનને હઠાવી પોતાનાં રાજ્યોની સરહદ્દ વધારતા. આઠમા સૈકામાં **એથ્વેડોનું** ખ્રિસ્તી રાજ્ય થપાયું (૭૧૮ માં); નવમા સૈકામાં **નવાર ને લીઓન** એ બે મંડાયાં ને દશમા સૈકામાં **કાસ્ટીલનું** રાજ્ય લીઓનના રાજ્યથી જુદું પડ્યું. (૯૬૦ માં).

## ઇટલી.

ઇટલીમાં ત્રણ રાજ્ય હતાં—લોમ્બર્ડ લોકે ઇ૦ સ૦ ૫૬૮ માં માંડ્યું હતું; **રાવેનાવાળું** કોન્સ્ટંટિનોપલના ગ્રીકરાજ્યમાં ગણાતું, પણ ત્યાંના અમલદાર લોમ્બર્ડને ખંડણી આપતા; અને રોમના વેનિશિઆ પ્રાંતના લોક હૂનના ત્રાસથી નાશીને નજીકના ટાપુઓમાં રહ્યા હતા (૪૫૨ માં);–એઓએ (૬૯૭ માં) **હીરાકલીઆમાં** એકઠાં થઈ ગ્રીકરાજ્યની સત્તાને માન આપતાં રહી પોતાનામાંથી એકજણને પોતાનો મુખ્ય અધિકારી ઠેરવી વેનિસના પ્રજાસત્તાક રાજ્યનો પાયો નાંખ્યો હતો.

આઠમા સૈકામાં ખ્રિસ્તી ધર્મના આચાર્ય **રોમના પોપ** એઓની ધર્મરાજ્યસત્તા સ્થપાઈ. રોમમાં રાવેનાવાળાના તાબાના ડ્યૂક અમલ કરતા ને એઓ લોકના ઉપર જુલમ ગુજારતા. લોક મુખ્ય ધર્મગુરૂને વળગતા જતા ને એઓ સત્તાધારીઓને જુલમ ઓછા કરાવવા વિષે સમજાવતા. ગ્રીકરાજા **લીઓ** એણે મૂર્તિપૂજક ખ્રિસ્તીઓની વિરૂદ્ધ એક હૂકમ કહાડેલો તે ઈટલીમાં રાવેનાના રાજ્યમાં અમલ થવા આવ્યો. રોમનો ધર્મોપાધ્યાય **ગ્રેગરી** બીજો જે મૂર્તિપૂજક ખ્રિસ્તી પંથનો હતો તે સામો થયો ને ઈટલીમાંના ગ્રીકલોકે પોતાના ડ્યૂકોને કહાડી મૂક્યા. રાવેનાના લોકે પોતાના **એક્સાર્ક પાઉલને** મારી નાંખ્યો ને લોમ્બર્ડ રાજા **લ્યૂઇટપ્રાંડે** રાવેના ઉપર તલપ મારી. રોમના લોકે પોતાનું પ્રજાસત્તાક રાજ્ય કીધું ને બિશપ—મુખ્ય ઉપાધ્યાયને રાજ્યના વડાની સત્તા આપી. રાવેનાનું રાજ્ય લોમ્બર્ડને હાથ ન જવા દેવું એ વિચારથી ગ્રેગરીએ વેનિસના રાજ્યસાથે છૂપી મસલત કરી ને એણે વહાણનો કાફલો રાવેનાવાળાની મદદે મોકલ્યો. એ કાફલાએ લ્યૂઈટપ્રાંડને કહાડ્યો પણ પછી રોમ લેવાને તેની સાથે કરાર કીધા (૭૨૯ માં) ઈ૦ સ૦ ૭૩૧ માં ગ્રેગરી **ત્રીજો** ગ્રીક રાજા લીઓની આજ્ઞા વિનાજ પોપની ગાદીએ બેઠો અને મૂર્તિખંડક ખ્રિસ્તીઓની વિરૂદ્ધ ભાષણ કરવા લાગ્યો. લીઓ એણે ક્રોધે ભરાઈ પોપના રાજ્યને તાબે કરવાને કાફલો મોકલ્યો, પણ તે તોફાન લાગવાથી નાશ પામ્યો. ઈ૦ સ૦ ૭૪૧ માં પોપ ને લીઓ બંને મરી ગયા ને ૭૪૩ માં લ્યૂઇટપ્રાંડ પણ મુઓ.

લોમ્બર્ડ રાજા **આસ્ટોલફસ** એણે રાવેનાના રાજ્યને પોતાના રાજ્યસાથે જોડ્યું (૭૫૨); અને રોમના લોકને કહેવડાવ્યું કે તમે મારી સત્તા તળે છો. રોમના લોક ગભરાયા, વિચારમાં પડ્યા, પણ પછી તેઓએ પોતાની મદદમાં ફ્રાંકલોકને બોલાવ્યા (૭૫૪). ફ્રાંકના રાજા **પેપિને** ઈટલીમાં આવી લોમ્બર્ડને હરાવી રાવેનાનું રાજ્ય **પોપ સ્ટીફન ત્રીજાને** આપ્યું. પછી ફ્રાંકનો રાજા **શાર્લમેન** એણે લોમ્બર્ડ રાજ્યની સમાપ્તિ કરી હતી.

ઈટલીમાં ફ્રાંક લોકની સત્તા ખ્રિસ્તી લોકને બહુ લાભકારી થઈ પડી–તેઓએ ત્યાં આવવા માંડેલા મુસલમાન લોકસાથે ઘણીએક લડાઈઓ કીધી; એ લડાઈઓથી અને ડ્યુકોમાં પરસ્પર ઝગડાઓ મચ્યા તેથી ઈ૦ સ૦ ૮૭૫ માં ઈટલીના દક્ષિણ પ્રદેશમાં ગ્રીક, મુસલમાન અને **બેનેવેંટોના ડ્યૂક** એ ત્રણનાં રાજ્ય થયાં. પછી ફ્રાન્સના રાજા ને જર્મનીના રાજા, બંને ઈટલીના રાજ્યને માટે દાવો કરતા થયા; તેમ કેટલાએક ડ્યૂક–અમીરો સ્વતંત્ર થવા લાગ્યા. દશમા સૈકામાં રાજાઓ અને પોપ એક બીજાની અદેખાઇ કરતા થયા. **પોપ** એ ધર્મના આચાર્ય અને ઈટલીના કેટલાક પ્રદેશના રાજા હતા; તેઓની સત્તા એટલી મોટી હતી કે મોટમોટા રાજાઓ તેઓની મંજૂરીઅત લેઇ પોતાનાં રાજ્યપદને દૃઢ કરતા. પછવાડેથી ખ્રિસ્તી પોપ વિષયી ને દુરાચારી થવા માંડ્યા હતા.

## ફ્રાન્સ.

**પેપિન** એણે ઈ૦ સ૦ ૭૫૨ માં **કાર્લોવિંજિયન** કુળની ગાદી થાપી. તેણે લોમ્બર્ડ લોક જે રોમ ઉપર ચઢાઈ કરતા તેઓને અટકાવ્યા ને ઇટલીના કેટલાક પ્રદેશમાં સત્તા કીધી; ફ્રાન્સની દક્ષિણમાં ઘૂસેલા મુસલમાનોને હાંકી કહાડ્યા અને જર્મનીમાં પોતાને જોરાવર કહેવડાવ્યો. તેણે મરતી વેળા (૭૬૮ માં) પોતાનું રાજ્ય બે દીકરાઓને વહેંચી આપ્યું. તે બે જણને બનતું નહિ ને અણબનાવથી રાજ્ય નિર્બળ થાત, પણ તેવામાં નાનો ભાઈ **કારલોમન** જે **ઓસ્ટ્રેશિયા** તથા **બર્ગંડીનો** રાજા હતો તે મરણ પામ્યો (૭૭૧).

મોટા ભાઈ **ચાર્લસ શાર્લમેન** પોતાની સ્ત્રીને તલાક આપી ઈટલીના ઉત્તરના પ્રદેશમાં લોમ્બર્ડનું રાજ્ય હતું ત્યાંના રાજાની દીકરી સાથે પરણ્યો. એ રાણીનો પણ થોડે દહાડે તેણે ત્યાગ કીધો ને પછી લડાઇ ચાલી. તેમાં તેણે સસરાને હરાવી રાજગાદીએથી ઊઠાડી મહેલી (૭૭૪) તેની રાજધાની **પેવિયા** શહેરમાં પો-

તાની આણ ફેરવાવી-**પોપ એડ્રિયન** એણે લોમ્બર્ડીનો લોહમૂગટ શાર્લમેનને માથે મૂકી તેને સંસ્કારી રાજા કીધો. શાર્લમેને લડાઇઓ કરીને ખ્રિસ્તીધર્મ મનાવવાને બહાને હજારોને મારી નાંખીને અને ઘણાએકને પોતાના રાજ્યના જૂદા જૂદા પ્રદેશમાં વેરાતા રાખીને સાક્સન લોકને (૭૭૨–૮૦૩) પૂરેપૂરા તાબે કીધા. એ એકત્રીસ વર્ષના દર્મિયાનમાં તેણે સ્પેન ઉપર ચઢાઈ કરી હતી–કારણ આ હતું કે ત્યાંના ખલીફ અબદલ રહેમાને કેટલાક અમીરોની પાસેથી તેઓના પ્રદેશની સત્તા છીનવી લીધી હતી ને ઓએએ શાર્લમેનની મદદ માગી હતી. સ્પેનની લડાઇમાં પહેલે તો ફતેહ મળી હતી પણ પછવાડેથી હાર થઈ હતી ને તેના બહાદુર તથા વહાલા સરદારો કપાઈ ગયા હતા.

રોમનો **પોપ લીઓ ત્રીજો** એની સામા પાછલા પોપના સગાઓએં બખેડા ઊઠાવેલા તેને બેસાડવાને શાર્લમેન રોમ આવેલો–એ ઉપકારના બદલામાં પોપે શાર્લમેનને **રોમનો મહારાજા** એ પદ મોટપ ધારણ કરાવ્યું (૮૦૦ માં). તેનું પોતાનું રાજ્ય પણ ઘણું મોટું હતું તેથી શાર્લમેને **પશ્ચિમનો મહારાજા** એ ઉપનામ પણ રાખ્યું. તેનું રાજ્ય સ્પેનની ઈબ્રો નદીથી તે જર્મનીની એલ્બ નદી સૂધી અને ઈટલીમાં નેપલ્સ સૂધી હતું. તે ગ્રીકરાજદરબાર સાથે પ્રસંગ વહેવાર રાખતો ને બીજી ઘણીએક રાજમંડળીઓનું ઉપરીપણું કરતો; તેની દરબારમાં હરૂન અલ રશીદના વકીલો આવતા. તે ૮૧૪ માં મરણ પામ્યો.

શાર્લમેન વર્ષે વર્ષે પાદરીઓની ને અમીરોની સભા ભરતો ને એઓ લોકહિતના કાયદા બાંધતા; તે વખતે વખતે ઠામ ઠામ ઈનસાફદારો મોકલતો ને રાજ્યને શોભા મળે ને લોકને ફાયદો થાય તેવાં કામ કરતો. તેણે નાણાંનું ચલણ મુકરર કીધું, રસ્તા બંધાવ્યા, નિશાળો થાપી ને પુસ્તકસંગ્રહ કરાવ્યા. તેના રાજ્યમાં પાદરીઓ સિવાય બીજા લોક ભણ્યા ગણ્યા નહોતા. તેને પોતાને ૩૨ વર્ષની ઉમરલગી તો લખતાં પણ આવડતું નહિ, પણ પછવાડેથી તે ઘણીક વિદ્યામાં પાઠ લેતો ને ઘણીક ભાષા બોલી જાણતો. તે પોતાના દુશ્મનો ઉપર બહુ ઘાતકીપણું વાપરતો–તેણે ત્રીસ હજાર સાકસોનોનો સંહાર કીધો હતો. તે પોશાકમાં સાદો, ખાવા પીવામાં નિયમ રાખનારો, મળતાવડો ને સેતરંજનો શોખીલો હતો. રાતે ૨૦ જણ નાગી તરવારે ને બળતી મસાલે તેના બીછાનાની ચોકી કરતા.

શાર્લમેનના દીકરા લૂઈના મરણ પછી એના બે દીકરાએ વડા ભાઈની સામા લડાઈ કરી તેને હરાવ્યો (૮૪૧) ને વહેંચણ થઈ તેમાં **મ્યૂઝ, સોન ને રોન** એ નદીઓનો પશ્ચિમ પ્રદેશ **ચાર્લસ** (તાલ પડેલા) એને, જર્મનીનો પ્રદેશ **લૂઇને**, અને ઈટલીનો પ્રદેશ **લોથેરને** મળ્યો–હાલ જે ફ્રાન્સનું રાજ્ય કહેવાયછે તેનો મૂળપુરૂષ **ચાર્લસ** ગણાયો. એ ત્રણ રાજ્ય એક કુટુંબના પુરૂષોની સત્તાને આધીન થયાથી, વળી તે પુરૂષો નિર્બલ છતે પરસ્પર સરસાઈ કરતા તેથી તેઓ પોતાની સરહદ કાયમ રાખી શકયા નહિ. જર્મનીવાળો **ચાર્લસ** (જાડો) એણે ૮૮૪ માં ત્રણે રાજ્યને એકઠાં કર્યાં, પણ તેને તેની પ્રજાએ ગાદી ઉપરથી ઊઠાડી મહેલ્યો એટલે રાજ્યના પાછા કકડા થયા–ફ્રાન્સ, ઈટલી ને જર્મની એ ત્રણ રાજ્યો અને **લોરેન, બર્ગંડી ને નવાર** એ ત્રણ સંસ્થાનો જૂદાં જૂદાં ગણાયાં.

ફ્રાન્સમાં અમીર ને પાદરીઓ એ બે વચ્ચે બનાવ નહોતો. વળી અમીરો પોતપોતાના પ્રદેશમાં કુળ અખત્યારીથી સત્તા ચલાવતા. એ અવ્યવસ્થાનું પરિણામ આ થયું કે પારિસના એક **કૌંટ** (અમીર) **હ્યુ કાપેટ** એણે ફ્રાન્સનો રાજા **લૂઈ પાંચમો** મરી ગયો કે તરત લશ્કર એકઠું કરી ગાદી લેવાને દોડ કરી ને **રીમ્સમાં** મૂગટ પહેર્યો (૯૮૭). એ ૯૯૬માં મુઆ પછી તેનો દીકરો **રોબર્ટ** (ડાહ્યો) ફ્રાન્સની ગાદીએ બેઠા ને કાપેટવંશનો બીજો રાજા મનાયો.

**નોર્મન** (ઉત્તરના લોક—**ડેન્માર્ક, સ્વીડન ને નોર્વે** એ દેશના) જેઓએ પરંપરાથી ચાંચીઆનો ધંધો કરેલો, ચોથા સૈકાથી છેક રોમ સૂધીના ને આફ્રિકાનાં પણ બંદરો લૂંટવા શરૂ કરેલાં, શાર્લમેનને પણ પજવેલો તેઓએ ૮૪૩ થી ફ્રાન્સનાં બંદરો ઉપર ઉપરાઉપરી ઊતરવા માંડયું. ૮૪૫ થી તે ૮૬૧ લગીમાં તેઓએ ત્રણવાર પારીસને લૂંટયું. ૮૮૬ માં તેઓ ફરીથી દેખાયા, પણ પારિસના કૌંટે તેઓની સામા થઈ ઘણાકનો નાશ કીધો. તેઓમાંનો એક **રોલ્લો** ફ્રાન્સના એક પ્રદેશમાં વસ્યો, ખ્રિસ્તી થયો, રોબર્ટ નામ રાખીને **નોર્મંડીનો** ડયૂક કહેવાયો (૯૧૨ માં). નોર્મનની પેઠે આફ્રિકાથી મુસલમાનો પણ વખતે વખતે આવીને ફ્રાન્સના લોકને ઉપદ્રવ કરતા.

આઠમા સૈકાથી ફ્રાન્સના રાજ્યની વ્યવસ્થા **ફ્યૂડલ સિસ્ટમ** પ્રમાણે ચાલતી થઈ–આવી રીતે કે રાજકુળના પુરૂષો તથા સરદારો જેઓ પોતપોતાનાં લશ્કરથી રાજાને સહાય કરતા તેઓને રાજસેવાના બદલામાં નાણું નહિ પણ જમીન મળતી. કેટલાકને એકલી જમીન ને કેટલાકને જમીન તથા પદવી બંને મળતી,

પણ તે એવી શરતથી કે તેઓએ રાજાને માન આપવું, શત્રુઓથી તેનું રક્ષણ કરવું, કદી પકડાયો હોય તો તેને છોડવવો, તેની સાથે કચેરીએ જવું, તેની સાથે લડાઈમાં જવું અને જ્યારે તે કહે ત્યારે પોતપોતાની તરફથી લશ્કર ઊભાં કરી રાજસેવામાં મોકલવાં. તે જમીદારો રાજસેવક કહેવાતા. તેઓ પોતાની જમીન પોતાનાથી ઉતરતા અધિકારી અથવા શ્રીમંતજનને આપતા ને એઓ તેઓના સેવક કહેવાતા. એ બીજી પ્રતિના જમીદારો પોતાની જમીન લોકવર્ગમાં વહેંચતા ને લોક જમીદારોને ખેતીને માટે બળદ પૂરા પાડતા અથવા મુદ્દત ઠેરવી તેઓની જમીન ખેડતા અથવા તેઓની સાથે લડાઇમાં જતા. એપ્રમાણે રાજા કોઇની ચાકરીમાં નહિ, પણ બીજા સૌ લોક પોતપોતાના ઉપલા વર્ગના-ઉપરીઓના સેવક હતા ને સૌજ લશ્કરી સીપાઈઓ હતા. રાજાને લશ્કરનું કામ પડે કે તે વડા જમીદારોને કહેતો, એઓ પોતાના ગણોતીઆને કહેતા ને એઓ પોતાના ખાતેદાર ગણોતીઆને કહેતા ને મોટું લશ્કર તરત ઊભું થતું. ઇ૦ સ૦ ૮૮૭ પછી એ બંદવસ્થા પ્રકારમાં વિકાર પેઠો-સરદાર વડા જમીદારોએ પોતાની પદવી કાયમ રાખી પોતપોતાના પ્રદેશને સ્વતંત્ર રાજ્ય કર્યા; અને પોતાથી ઉતરતા ગણોતીઆઓ તે પોતાની તાબેદાર રૈયત છે એવી રીતે તેઓ પ્રત્યે વર્ત્તવા લાગ્યા. એમાંના એક સરદારે ૯૮૭ માં ફ્રાન્સનું રાજ્યપદ ધારણ કર્યું હતું તે પાછળ જણાવેલુંજ છે.

રોમની લાટિન ભાષા ગોલના લોકની ભાષામાં ઉતરી, એવી ભાષામાં ફ્રાંક તથા બીજી જાતના લોકની ભાષા મળીને એમાંથી એક નવી **રોમાનેસક્યુ** નામની દેશભાષા ઉત્પન્ન થઈ કે જેમાં લાટીન શબ્દ વિશેષ પણ તેમ **સેલ્ટ-ટ્યૂટન-ગોથ** એ લોકના શબ્દો પણ ઘણા હતા. એ રોમાનેસક્યુ ભાષાએ કેળવાતાં આડશેં વર્ષે હાલની ફ્રેંચભાષાનું રૂપ ધારણ કીધું છે.

## જર્મની.

શાર્લમેનના દીકરાનો દીકરો લૂઈ તેણે ઇ૦ સ૦ ૮૪૩ થી જર્મનીનું રાજ્ય સ્થાપ્યું. લૂઈના દીકરાઓએ રાજ્યની વહેંચણ કરી લીધેલી, પણ પછી એનાં મરણ પછી **ચાર્લસ** (જાડો) તેણે (૮૮૧-૮૮૭) જુદાં પડેલાં રાજ્યોને પાછાં એકઠાં કીધાં ને ઇટલીને પોતાના રાજ્યમાં જોડી નાંખી મહારાજા કહેવડાવ્યો. ચાર્લસથી વ્યવસ્થા રખાઇ નહિ ને લોકે તેને પદભ્રષ્ટ કીધો ને **આરનલ્ફ**ને રાજા ઠેરવ્યો.

નોર્મન ને પૂર્વ સરહદના સ્લાવોનિયન લોક જ્યારે ત્યારે હુમલા કરતા ને પ્રદેશને વણસાડતા તેઓને હઠાવતાં કહાડતાં જર્મન રાજાઓને બહુ મહેનત પડતી હતી.

ઇ૦ સ૦ ૮૮૮ માં ચાર્લસ (જાડો) મરણ પામેથી ફ્રાન્સ તથા જર્મની એ બેના રાજાઓનો સગપણ સંબંધ ટાળ્યો-આરનલ્ફ જર્મનીનો હતો. ૯૧૧ માં જર્મનીનાં આઠે રાજ્યના લોકની સામાન્ય સભાએ **કોનરાડ ફ્રાંકોનિયાનો ડ્યૂક** એને રાજા ઠેરાવ્યો. કોનરાડ મુઆ પછી સાકસનીનો ડ્યૂક હેન્રી સર્વાનુમતે રાજા થયો (૯૧૯ માં). ફ્રાન્સના રાજ્યમાં બખેડા ચાલતા તેનો લાભ લેઈ હેન્રીએ **લોરેન** પ્રગણું જીતી લીધું ને હંગરીના લોક જે રાજ્યને ઉપદ્રવ કરતા તેઓને મારી કહાડચા. તેણે કેટલાક કિલ્લાઓ મજબૂત કીધા ને કેટલાંક શહેરને પોતપોતાનું રક્ષણ કરવાનો હક્ક આપ્યો.

હેન્રી પછી તેનો દીકરો **ઓથો** ૯૩૬ માં રાજા થયો. તેણે ઇટલીને પોતાની સત્તામાં આણી અને હંગેરિયન લોકને પૂરા હરાવ્યા. ૯૬૨ માં તેણે મીલાન શહેરમાં લોમ્બર્ડીનો લોહમૂગટ ધારણ કર્યો ને રોમમાં પોપે મહારાજાનો સોનાનો મૂગટ તેને માથે મૂકયો. **ઓથો**એ પોતાના કુટુંબના પુરૂષોને રાજ્યમાં વર્તાવ્યા, તાલુકદારોના ઉપર નીઘેબાની રાખવાનું કામ કેટલાએક કૌંટને સોંપ્યું અને ધર્મગુરૂઓની પ્રદેશસત્તા વધે તેને અટકાવવાને કેટલાએક અમલદાર નીમ્યા. તેણે ફ્યૂડલ હક્કને વધતા અટકાવ્યા હતા, પણ તે તેના મરણ પછી પાછા જોર મારતા થયા હતા.

**ઓથો બીજો** ૯૭૩ માં રાજા થયો. તેણે ફ્રાંન્સમાં ને ઈટલીમાં મુસલમાન સામા લડાઈઓ કીધી, પણ તે ફતેહમંદીવાળી નહોતી. તેણે ગ્રીકરાજપુત્રી સાથે લગ્ન કર્યા પછી **આપ્યુલિયા** ને **કલાબ્રિયા** એ પ્રાંતો પહેરામણીમાં માગ્યા. એ ઉપરથી બે રાજ્યો વચ્ચે લડાઇ ચાલી તેમાં ઓથો પડચો (૯૮૩ માં). તેનો છ વર્ષનો દીકરો **ઓથો ત્રીજો** રાજા કહેવાયો પણ સઘળો રાજ્યકારભાર તેની મા (ગ્રીકરાજપુત્રી) કરતી. એ રાજ્યમાં ફ્યૂડલ હક્ક ધરાવતા સ્વામી સેવક વચ્ચે ઝગડા ચાલતા અને **ડેન** તથા **સ્લાવોનિયન** એ લોક સરહદઉપર હુમલાઓ કરતા. કારભાર પોતાને હાથ લીધા પછી ઓથોએ ઇટલીમાં ને રોમમાં પોતાની સત્તા બેસાડવાના ઉદ્યમમાં કાળ નિર્ગમન કીધો. તે મુઆ પછી તેને દીકરો ન હોવાથી બવેરિઆનો ડ્યૂક **હેન્રી** (સાકસન વંશનો છેલ્લો રાજા) ગાદીએ બેઠો (૧૦૦૨).

## બ્રીટન.

સાક્સનનાં સાત રાજ્યોમાં **વેસેક્સનું** રાજ્ય આઠમા સૈકાને અંતે જોરાવર હતું. ત્યાંના રાજા **એગ્બર્ટે, કેંટ, એસેક્સ, આંગ્લિયા** એ રાજ્યોને પોતાનાં રાજ્ય સાથે જોડ્યાં અને **નોર્થમ્બ્રિયા** તથા **મર્સિયાના** રાજાને ખંડણી આપતા કીધા. એ પ્રમાણે સાત રાજ્ય ટળી એક થયું ને તે **ઈંગ્લંડનું** રાજ્ય કહેવાયું (૮૨૭). **એગ્બર્ટ** બ્રિટનમાં જન્મ્યો હતો, પણ તેણે ફ્રાંન્સમાં શાર્લમેનની દરબારમાં કેળવણી લીધી હતી ને તેથી તે બીજા સાક્સન રાજાઓ કરતાં વધારે જાણીતો ને સુઘડ હતો.

એના રાજ્યમાં ઘણેક ઠેકાણે બજારો મંડાતાં. હથિયાર બખતર બનાવવાનાં કારખાનાં હતાં, પણ બીજા હુનરનાં નહોતાં. ઘરો દેખાવડાં નહોતાં. સાક્સન સ્ત્રીઓ સીવવા ભરવામાં કુશળ હતી. જમણવારને પ્રસંગે સ્ત્રીપુરૂષોના મેળાવડા થતા ને ત્યાં વાદ્ય વગાડી ગાનારા ગાઈ નાચી ટોળ કરી સૌને રીઝવતા. લોકનાં ત્રણ વર્ગ હતા: જાગીરદાર–સરદારલોક, ખેતીનું કામ કરનારા ને ગુલામો. એગ્બર્ટ અને પછીના રાજાઓના વખતમાં નોર્મન–ડેન (ડેન્માર્ક તથા નોર્વેના) લોક ઇંગ્લંડના કાંઠા ઉપર ઘણેક ઠેકાણે ઊતરી બંદરો લૂંટતા ને સામા થતા તેમને મારી નાંખતા;–સાક્સનો તેમને પૂરા પડી શકતા નહિ.

ઈ૦ સ૦ ૮૭૧ માં સાક્સન રાજા ડેન સાથે લડતાં કપાઈ પડ્યો ને તેના ભાઈ **આલ્ફ્રેડને** સાત વર્ષ રાન ગામડાંઓમાં સંતાતાં ભટક્યાં કરવું પડ્યું. તેણે સારંગી વગાડનાર માગણનો વેશ લેઈ છાવણીમાં જઈ ડેન લોકની સંખ્યા જાણી લીધી ને પછી તે મોટું લશ્કર ભેગું કરી દુશ્મનને હરાવી ઘણાકની કતલ કરી નાંખી રાજગાદીએ બેઠો (૮૭૮). આંગ્લિયા ને નોર્થમ્બ્રિયાના ડેનોએ આલ્ફ્રેડની સત્તા માની ને ખ્રિસ્તી ધર્મ સ્વીકાર્યો.

લડાઈથી પરવારી નિર્ભય થઈ આલ્ફ્રેડે રાજ્યની રૂડી વ્યવસ્થા કરી ત્યાંનો કિલ્લો જબરો કીધો ને શસ્ત્રથી ભરી રાખ્યો; દૂરનાં બંદરોનું રક્ષણ કરવાને અને વેપાર વધારવાને વહાણો બંધાવ્યાં; પાછલા રાજાઓના બાંધેલા કાયદા સુધાર્યા ને કેટલાક નવા કીધા; ઇનસાફનો લાભ સૌને સહેલથી મળે માટે રાજ્યના વિભાગો કીધા; નિશાળો થાપી; અને પાદરીઓ અભણ હતા તેઓને પોતાના દાખલાથી શરમમાં નાંખી વિદ્યાભ્યાસ કરતા કીધા. આલફ્રેડ ૯૦૧ માં મરણ પામ્યો.

આલ્ફ્રેડે સાત વર્ષ દુઃખ ભોગવી ખંત રાખી, યુક્તિયો કરી, સાધન મેળવી લડાઇ કરી પોતાનું રાજ્ય મેળવ્યું—તેણે સૌ મળીને ૫૬ લડાઇઓ કીધી એ તેનાં આગ્રહ, શૌર્ય ને પરાક્રમ દેખાડેછે. તેણે રાજ્યકાર્યની વ્યવસ્થા કરી કાયદા બાંધ્યા. રાજતેજની વૃદ્ધિ ઈચ્છી ને પ્રજાને અર્થે કામ કીધાં એ તેના રાજપણાના યશ છે. તેણે ગદ્યપદ્યમાં કેટલાક વિષયના ગ્રંથ લખ્યા ને વિદ્વાનોને પોતાની પાસે રાખ્યા એ તેનું ઊજળું કોડ હતું. તે સૌ સાથે ભલો તથા મળતાવડો, કામ કરવે ધીમો, દેખાવમાં માનવંતો, મુખકાંતિમાં પ્રસન્ન, સાચો, સૂધો, ઠાવકો ને ગરીબનો બેલી હતો.

આલ્ફ્રેડ પછી **એડ્વર્ડે** પૂર્વ કિનારાતરફના ડેનને હાંકી કહાડ્યા, ને કેળવણીને ઉત્તેજન આપ્યું. **એથલસ્ટન** રાજાએ ૯૨૫ થી તે ૯૪૬ સૂધી રાજ્ય કર્યું. તેણે સ્કાટલંડનો ઘણેક પ્રદેશ ઊજડ વાળી ત્યાંના રાજાને પોતાનું જોર દેખાડ્યું હતું અને પરદેશી બીજાં રાજ્યોની સાથે ઇંગ્લંડના રાજ્યને પણ ગણાતું કર્યું હતું. કેટલાંક નિરાશ થયેલાં પરદેશી રાજકુટુંબ એથલસ્ટનને આશરે ઇંગ્લંડ આવી રહ્યાં હતાં; અને પારિસનો કૌંટ હ્યૂ, જર્મનીનો રાજા **ઓથો** ને એક જર્મન રાજકુંવર એ એથલસ્ટનની બેનો સાથે પરણ્યા હતા.

ઈ૦ સ૦ ૯૪૬ થી ડેનલોક વળી પાછા ઉપરાઉપરી ઇંગ્લંડના કિનારા ઉપર ઊતરી નાશ કરતા થયા હતા તેઓની સામે થવાને રાજાઓ શક્તિમાન નહોતા ને દશમા સૈકાને અંતે ડેનલોકે ઇંગ્લંડનો ઘણેક પ્રદેશ પોતાનો કરી લીધો હતો.

## હિંદુસ્તાન.

કનોજમાં (૪૭૦ થી) રાઠોડ રાજા હતા; અજમેરમાં ચોહાણ રાજા હતા (માણેકરાય ૬૯૫ માં); દિલ્હીમાં (૭૯૨ થી) તુવારવંશના રાજા હતા; ચિતોડમાં (૭૨૮ થી) ગેલોટ રાજા હતા; માળવામાં પરમાર રાજા હતા (૧ લો ભોજ ૫૭૫, બીજો ૬૬૫ ને ત્રીજો ૧૦૪૪ માં); ગૂજરાતમાં અનહિલવાડ–પાટણનું રાજ્ય ચાવડા વનરાજે (૭૪૬) થાપ્યું હતું તે તેના વંશજોએ ૯૪૨ સૂધી ભોગવ્યું ને પછી સોલંકી મૂળરાજ ૯૯૭ સૂધી હતો; બંગાળામાં પાલ ઉપનામના રાજા નવમા સૈકાથી હતા.

દક્ષિણમાં ઇ૦ સ૦ ૭૦૦ માં કલ્યાણીનું રાજ્ય જોરાવર હતું; તેલંગણનું હતું; ને **ચેરનું** (ત્રાવણકોર, મલબાર, કોઈમતુર) હતું તે દશમા સૈકામાં નાશ પામી આસપાસનાં સંસ્થાનોમાં વહેંચાઈ ગયું.

ધર્મસંબંધી વૃત્તાંત આવું છે કે સાતમા સૈકામાં બૌ-

ક્રમે હિંદુસ્તાનમાંથી છેલ્લો ઉચાળો ભરી ગયો. તે સમે બ્રાહ્મણધર્મનું પ્રબળ હતું—બંગાળાના કુમારિલભટ્ટે દક્ષિણમાં જઈ બૌદ્ધ વાદીઓને દંડિત કીધા હતા ને સુધન્વા રાજાએ બૌદ્ધધર્મી જનોની કતલ કરાવી હતી. ૮ મા સૈકામાં શંકરાચાર્યે* બૌદ્ધ તથા જૈન ને બીજા અનેક ધર્મમાર્ગનું ઉચ્છેદન કરી, વૈદિક ધર્મ સ્થાપી વેદાંતજ્ઞાનનો અને શિવ, શક્તિ, વિષ્ણુ, સૂર્ય, ગણપતિ એ પંચાયતન દેવતાનો પૂજા કરવાનો ઉપદેશ કીધો હતો.

પરદેશી મુસલમાનના સંબંધમાં હકીકત આ છે કે ખલીફ વાલીદની કારકીર્દિમાં (૭૧૧ માં) મહંમદ કાસીમ નામના સરદારે ઇરાનથી આવી સિંધના દેવળ ગામના દાહીર રાજા સાથે લડી સિંધ તથા મુલતાન મુસલમાનની સત્તામાં આણેલાં; પણ પછવાડેથી જ્યારે મુસલમાન સ્વસ્થાને જતા રહ્યા ત્યારે તે પાછાં હિંદુઓના તાબામાં આવ્યાં હતાં (૭૫૦). પછી સવાબસેં વર્ષ સૂધી હિંદુઓ પરદેશી લોકના હુમલાઓથી ઊગર્યા હતા.

જેવામાં ગિજનીની ગાદીએ **સબક્તગીન**† બેઠો (૯૭૭) તેવામાં સિંધુનદીના પ્રદેશના રાજાઓએ પોતાની પડોશમાં ઉન્મત્ત પરદેશીઓનું રાજ્ય છે તે કોઈ દહાડો હેરાન કરશે એમ વિચારી તેઓને ગીજનીમાંથી કહાડવાનો નિશ્ચય કરી પેશાવર ને કાબુલ એ બેની વચમાંની ખિંડમાં ડેરા ઘાલ્યા ને સબક્તગીનને લડાઈ આપવા તેડ્યો. લશ્કર સામસામાં ઊભાં છે તેવામાં વા, વીજળી, વરસાદ થઇ આવ્યાં—હિંદુઓ હિંમતથી હેરાન થયા ને ઈશ્વરી કોપ માની પાછા હઠ્યા—લાહોરનો જયપાળ ૫૦ હાથી આપી બીજું દ્રવ્ય પછી આપવાનું કબૂલ કરી પાછો ફર્યો.

જયપાળે પોતાની કબૂલાત ન પાળતાં ઊઘરાણી કરવા આવેલાઓને બંદીખાને નાંખેલા તેઉપરથી સબક્તગીન લશ્કર લેઈ લાહોર ઉપર આવ્યો. જયપાળે દિલ્હી, અજમેર, કલંજર ને કનોજ એ રાજ્યનાં લશ્કરોની મદદ રાખીને એક હજાર સવાર સાથે જઇને લડાઇ આપી પણ તે હાર્યો; અને સબક્તગીન તેની છાવણી લૂંટી, આસપાસના પ્રાંતોમાંથી ખંડણી લેઈ સિંધુનદી સૂધી દેશ જીતી ને પછી પેશાવરને થાણું કરી એક હજાર સવાર મૂકી પોતાની રાજધાની ભણી વળ્યો.

* એ સંવત ૮૪૫ ના વૈશાખમાં સુદ દશમે જન્મ્યો હતો.

† ઈ૦ સ૦ ૮૦૦ માં કોઈ તાહીર નામના મુસલમાન સરદારે ખોરાસાનને ખલીફના રાજ્યમાંથી છુટું પાડ્યું હતું. તેના વંશે રાજ્ય કીધા પછી સુફર ને સામાની એ વંશના રાજા થયા. સામાની વંશના એક રાજાના સરદાર તુર્ક જાતિના અલપ્તગીને ગીજનીમાં જુદી રાજગાદી થાપી (૯૬૨). તેણે પોતાના ગુલામ સબક્તગીનને દરજ્જે વધારતાં પોતાના જમાઈને વારસ ઠેરવ્યો હતો.

## ચીન.

છઠ્ઠા સૈકામાં બૌદ્ધધર્મ ચીનના રાજ્યમાં ઠામ ઠામ મનાતો થયો. નવમા સૈકાના આરંભમાં હીજડાઓએ રાજકારભાર પોતાને હાથ રાખી રાજ્યમાં બખેડા જગાવ્યા હતા, પણ ૮૪૫ માં તેઓને હાંકી કહાડવામાં આવ્યા હતા. પછવાડેથી પ્રાંતોમાં અંધાધુંધી ચાલી તેથી તાતારના લોકે ઉત્તર તથા પશ્ચિમ પ્રદેશોઉપર હૂમલા કરવા માંડ્યા હતા.

---

## દર્શન ૧૧ મું.

### (ઈ૦ સ૦ સૈકા ૧૧–૧૨).

### તુર્કી રાજ્ય.

તાતાર દેશના લોકમાં ત્રણ જાત હતી—**તુર્ક, મુગલ ને માગ્યૂ.** તુર્ક લોક ખલીફના લશ્કરમાં ને રાજકારભારમાં હતા એમ આગળ જણાવેલું છે. ઈ૦ સ૦ ૧૦૩૮ માં ગીજનીનું રાજ્ય ઊધું વળ્યું ને ફતેહ કરનારા સલજુક જાતના તુર્ક લોકે **તોગ્રલબેગ**ને પોતાનો વડો સરદાર કીધો. સોળ વર્ષમાં તેણે બલખ, કારમાનિયા, તાબેરિસ્તાન એ મૂલકો જીત્યા ને ખલિફના હૂકમથી ઇરાનના હાકેમને ગાદી ઉપરથી ઊઠાડી મહેલ્યો. ખલીફે **તોગ્રલ**ને બગદાદનો **સુલતાન** કરી થાપ્યો અને અરબ રાજ્યના પૂર્વ પશ્ચિમ બંને રાજ્યનો તેને અમલદાર માન્યો છે એમ જણાવવાને તેને બે તાજ પહેરાવ્યાં ને બે તરવાર તેની ડાબી જમણી કંમરે બાંધી. તોગ્રલે ઈસ્પહાનને પોતાની રાજધાની કરી. ૧૦૬૩ માં તોગ્રલ મુઓ ને તેનો ભત્રીજો **આલ્પઅર્સલાન** સુલતાનની ગાદીએ બેઠો. તેણે આર્મીનિઆ ને જીઓર્જિઆ એ પ્રાંતો રાજ્યમાં જોડી જીહૂનથી તે ટૈગ્રિસ નદી સૂધીના મૂલકનું રાજ્ય કીધું. તેણે ગ્રીસ રાજાને હરાવી કેદ કીધો હતો; તેની મહેરબાનીમાં રહેલા બારસેં રાજા હતા. ને તે બે લાખ જબરા લડવૈયાનો સરદાર હતો. તે ૧૦૭૩ માં મુઓ ને તેના વડા દીકરા મલેકશાહે ચીન થકી તે છેક કોન્સ્ટંટિનોપલ સૂધીના બહોળા મૂલકની હાકમી કરી. તે બાર વખત પોતાના રાજ્યમાં ફરી વળ્યો હતો. તેણે ઈમારતો બંધાવી ઘણાંક શહેરને શણગાર્યાં, વિદ્યાહુનરને ઉત્તેજન આપ્યું ને શક ચલાવ્યો. ઈ૦સ૦ ૧૦૯૨ માં તે મુઓ ત્યાર પછી પ્રાત પ્રાંતના નવાબોએ આપઅ-

ખત્યારીથી હાકમી કરવાનો ઉદ્યમ ચલાવ્યો. સીરિયાના તુર્ક લોકે ખલીફની ગાદી કહાડી નાંખી ને **સાલાદીન**ને ઇજીપ્ટનો નવાબ કીધો (૧૧૭૧ માં)—તે થોડે વર્ષે સ્વતંત્ર થયો ને તેણે ટ્રિપોલીથી તે ટૈગ્રિસ સૂધી ને આર્મીનિઆના પહાડથી તે હિંદી મહાસાગર સૂધી હાકમી કીધી.

## ક્રૂસેડ—ખ્રિસ્તીઓની મુસલમાન ઉપર ચઢાઇ.

દેશ દેશના ખ્રિસ્તી લોક જરૂસલેમમાં પોતાના ધર્મની પવિત્ર જગાતું દર્શન કરવા જતા તેઓને મુસલમાનો બહુ પીડા કરતા. જ્યાંસૂધી તે શહેર અરબોના તાબામાં રહ્યું ત્યાંસૂધી તો તેટલું નહિ પણ જ્યારથી તે તુર્ક લોકના હવાલામાં ગયું ત્યારથી એઓ દેશી ને જાત્રાળુ ખ્રિસ્તીઓ ઉપર અનેક રીતે જૂલમ ગુજારતા. ગ્રીકરાજા **આલેકિસઅસે** દેશ દેશના ખ્રિસ્તી રાજાઓને કાગળ લખી મુસલમાનનો જૂલમ ને ખ્રિસ્તીઓનાં દુઃખ એવિષે જણાવ્યું; ખ્રિસ્તી સાધુ પીટર એણે દેશ દેશમાં ફરી ભાષણ કીધાં; અને **પોપ અર્બન બીજો** એણે ફ્રાન્સમાં જઈ સભા ભરી ઠેરવ્યું કે લડાઇ કરવી. જે કોઈ ધર્મનું રક્ષણ કરવાને લડશે તે પોતાનાં પાછલાં આગલાં પાપથી મુક્ત થશે એવો નિઃશેષ અનુગ્રહ ધર્મગુરૂએ સમજાવ્યો. ઇ૦ સ૦ ૧૦૯૬ ના આગસ્ટની ૧૫ મીએ યુદ્ધને અર્થે નીકળવાતું ઠરેલું તોપણ તેની પહેલાં કેટલાંક સ્ત્રીપુરૂષોનાં ઝુંડ પીટરને આગેવાન કરી ફ્રાન્સથી નીકળ્યાં; માર્ગમાં બીજાં ઝુંડો પણ મળ્યાં. તે ઉન્મત્ત લોકે પ્રથમ તો હૈન ને મોસેલ નદીઓના પ્રદેશમાં રહેનારા હજારો યાહુદીઓને લૂંટ્યા ને કાપી નાંખ્યા. ખ્રિસ્તી ઝુંડ કોન્સ્ટંટિનોપલ પહોંચ્યાં પણ તે એટલાં તો ઉન્મત્તપણે વર્તતાં કે ગ્રીકરાજા અલેકિસયસે પોતાના રાજ્યને ક્ષેમ રાખવાને તેઓને વહેલાં વહેલાં એશિયામાં ઉતાર્યાં. **નૈસ**ના મેદાનમાં સુલીમાને ૩ લાખ ખ્રિસ્તીઓની કતલ કરી નાંખી.

ઇ૦ સ૦ ૧૦૯૬ માં **બોઈલોનો ગોડફ્રી, તૂલૌસનો રેમંડ ને વરમાનડોઇનો હ્યૂ** એ ત્રણ જણ પોતપોતાનાં જાદાં લશ્કર લેઈ ફ્રાન્સમાંથી નીકળ્યા ને જાદે જાદે રસ્તે થઈને નવ મહિને **કોન્સ્ટંટિનોપલ** આવી એકઠા થયા. બીજે વર્ષે ગીયિનિયાના મેદાનમાં ૧ લાખ ખ્રિસ્તી સરદાર લડવૈયાઓએ બે ઠેકાણે લડાઈ કરી; એશિયામૈનર પસાર કરી **આંટિઓક**ને ઘેરો ઘાલ્યો; ને સાત મહિને તે શહેર તાબે કર્યું. પણ પછી કિલ્લામાંનાં લશ્કરે અને તુર્ક અરબનાં બીજાં લશ્કરોએ ખ્રિસ્તીઓને ઘેરી લેઈ કાપવા માંડ્યા. પચીસ દહાડા ખ્રિસ્તીઓ નાશને આધીન રહ્યા, પણ પછી મરણીઆ થઇને તેઓએ પાછો દુશ્મનનો ઘાણ વાળ્યો. પણ વળી દુકાળ ને મરકી ચાલ્યાં તેથી કેટલાક ખ્રિસ્તી મરણ પામ્યા—ફ્લાંડર્સ પ્રદેશના કૌંટને ભીખ માગી પેટ ભરવું પડ્યું હતું ને **ડ્યૂક જીઓફ્રે** એણે પોતાને બેસવાને કોઈનો ઘોડો મંગાવ્યો હતો. એ હાલતમાં પણ કેટલાક પાદરી ને સરદાર એઓ લશ્કરને યુક્તિપ્રયુક્તિથી ઉત્તેજન આપ્યાં કરતો. દશ મહિના પછી ખ્રિસ્તી લશ્કરે જરૂસલેમ તરફ કૂચ કીધી ને છ અઠવાડિયાંનો ઘેરો નાંખી તે શહેર લીધું (૧૦૯૯ માં)—ખલીફ ઓમરે પ્રથમ લીધેલું ત્યારપછી ૪૬૦ વર્ષે. ત્રણ દહાડાની કતલમાં ખ્રિસ્તીઓએ ૭૦ હજાર મુસલમાનોને વહાડી નાંખ્યા, ઘણાક યાહુદીઓને તેઓનાં દેવળમાંજ બાળી મૂક્યા ને કેટલાકને કેદ રાખ્યા, પછી ઊઘાડે માથે તથા ઊઘાડે પગે અને દીન થઈ પશ્ચાત્તાપથી ક્ષમા માગતા ને પાદરીઓ ઊંચે સ્વરે પ્રભુનાં જે સ્તવન ભણતા તે ધ્યાનથી સાંભળતા, ખ્રિસ્તીઓ ડુંગરીઉપર ચઢ્યા ને ક્રૈસ્ટની કબરનું ચુંબન કરી સૌએ હરખનાં આંસુ પાડ્યાં. પછી લશ્કરી લોકે **ગોડફ્રી**ને જરૂસલેમનો રાજા માન્યો, પણ તેણે તે ખિતાબ ન લેતાં **હોલી સેપલકરનો**—પાક કબરસ્તાનનો **બારન** એ ખિતાબ કબૂલ કીધો; પણ તેટલે ઈજીપ્ટનો સુલતાન ૩ લાખ લશ્કર લેઈ લડવા આવ્યો. ગોડફ્રીએ લડાઇ આપી મુસલમાનને હરાવ્યા. એ પ્રમાણે ગોડફ્રી ને બે **બાલ્ડવિન** એઓનાં પરાક્રમે સીરિયામાં ફ્રાંક લોકનું સ્વતંત્ર રાજ્ય થયું.

૧૦૯૯ ની પહેલી ક્રૂસેડમાં ગોડફ્રીના ભાઈ બાલ્ડવિને **ઇડેસ્સા** શહેર તાબે કર્યું હતું તે ૧૧૪૫ માં દુશ્મનોએ પાછું લીધું હતું. એ ઉપરથી પશ્ચિમ યૂરોપના ખ્રિસ્તીઓએ ૧૧૪૭ માં બીજી ક્રૂસેડ કીધી. જર્મનીનો મહારાજા **કોનરાડ ત્રીજો** ને ફ્રાન્સનો રાજા **લુઈ સાતમો** એ બે જણ સિત્તેર સિત્તેર હજાર ઘોડેસવાર લડવૈયા સાથે નીકળેલા તે ભૂખ તરસનાં ને દુશ્મનના મારનાં અનેક સંકટ વેઠતા એશિયામાં ગયા. **ઇડેસ્સાને** પડતું મૂકી તેઓએ ડમાસ્કસ ઉપર ચઢાઈ કરી, પણ તેઓ હારીને ખિન્ન થતા પાછા ફરી પોતપોતાનાં રાજ્યમાં આવ્યા (૧૧૪૯).

**સાલાદીને** ૧૧૮૭ માં જરૂસલેમ પોતાના તાબાનું કરેલું તે ઉપરથી ત્રીજી ક્રૂસેડનેમાટે પોપે તૈયારી કરાવી અને ઇંગ્લંડથી **રિચર્ડ કૂર ડી લાયન**, જર્મનીથી **ફ્રેડરિક બારબરોસ્સા**ને ફ્રાન્સથી **ફિલિપ આગસ્ટસ** એ ત્રણ ૧૧૮૮ માં નીકળ્યા. એઓએ જઇ ફ્રાંક લશ્કરને

મદદ કરી ને એકર શહેર લીધું. ફિલિપ તથા રિચર્ડ એ બેને અણબનાવ થયો તેથી ફિલિપ ફ્રાન્સ ગયો ને પછી રિચર્ડે ઉપરાઉપરી ફતેહ મેળવી પણ તે ટકી નહિ. ખ્રિસ્તી જાત્રાળુઓને મુસલમાન તરફથી હરકત ન થાય **નેઝરેથ**થી તે **ટાયર** લગીનો સમુદ્ર કાંઠો ફ્રાંકના તાબામાં રહે એવો કોલકરાર સાલાદીન પાસે કરાવી રિચર્ડ ૧૧૯૨ માં સ્વદેશ જવા પાછો ફર્યો.

વળી બીજી પાંચ ક્રુસેડ થઇ હતી, પણ તે પાલેસ્ટાઈનમાં નહોતી ને ફતેહમંદીવાળી પણ નહોતી.

## શિવલરી—ઘોડેસવારપણું.

ફ્યુડલ સ્વામીસેવકની સ્થિતિમાં બળીઆ સરદાર નિર્બલ સરદારને જ્યારે ત્યારે દમ્યાં કરતા, મારી નાંખતા ને તેઓના કિલ્લા છીનવી લેતા. સરદાર વર્ગ છકેલ, જુલમી ને જંગલી રીતે વર્તતો. જ્યારથી ફ્રાન્સમાં સરદાર લોક પોતપોતાના મહાલમાં રાજ્યપદનો ઠાઠ કરી દરબારો ભરતા થયા ત્યારથી કેટલાક કુળવંતા જુવાનોને દરબારી ટેટ, સુઘડતા ને રીતભાતમાં કેળવણી લેવી સુગમ થઈ પડી હતી ને એ પ્રસંગ ઉપરથી શિવલરીની નીતિરીતિ નીપજી હતી.

નિર્બળને સહાય થઈ તેના શત્રુ સાથે લડવું, સાહસ શૌર્ય ચાતુરીવિવેક દેખડાવવાં, પોતાની પ્રિયા પ્રત્યે કોઇ વાતનો પડદો ન રાખતાં માનવિવેકે વર્તવું, પોતાના સદ્ગુણના યશને કુલીન સ્ત્રીઓની પ્રસન્નતાથી અંકિત કરવા, માન રાખી માનમાં રહેવું ને માનનો લોભ રાખવો, જનદયાથી પરોપકાર કરવા ને ધર્મ ઉપર આસ્થા રાખી રહેવું,-એ, શિવલરીની નીતિ હતી-એ નીતી પ્રમાણે વર્તનારા જે ઘણું ખરૂં ઘોડેજ બેસવાની રૂઢિ પાળતા તેઓ **નૈટ** કહેવાતા—એકવીસ વર્ષની ઉમર પછી માનવંતું નૈટપદ ધારણ કરી તેઓ દેશમાં પ્રવાસ કરતા ને પોતામાં શૌર્યાદિ સદ્ગુણ દેખડાવવાને જીવસટ્ટાના પ્રસંગો ખોળતા ને સંકટમાં આવેલાં માણસોનાં દુઃખ નિવારણ કરતા. શિવલરીની ઉત્પત્તિ ફ્રાન્સમાં થઈ, પણ પછી બીજા ઘણાક દેશોમાં તે ચાલી હતી.

નૈટ, એડીલગી આવતો ઝુલતો જભ્ભો પહેરતા; તરવાર, કટાર, ફરશી, ગદા ને એક લાંબો ભાલો, બખ્તર ટોપ વગેરે સજી ઘોડા ઉપર સવારી કરતા; અને એક હજુરીઓ ખિદમતગાર હમેશ સાથે રાખતા. તેઓ મોર, રાજહંસ, વગેરે પક્ષીઓમાંથી એકને પોતાની શિવલરીનું ઇષ્ટપ્રાણી સમજતા ને ધર્મભાવથી માન આપતા—તેઓ જગતકર્તાના, ક્રૈસ્ટની મા **વર્જિન**ના, સ્ત્રીઓના કે ઈષ્ટપક્ષીના સોગન ખાતા. તેઓ પોતપોતાનાં બળ ચાતુર્ય દેખડાવવાને કોઈ કોઈ વાર પરસ્પર લડતા ને એ તમાશો જોવાને સેંકડો સ્ત્રીપુરૂષ મળતાં. જે જીતતો તેને એકાદી કુલીન રૂપસુંદરી પોતાનો રૂમાલ અથવા પહોંચી બક્ષિસ આપતી.

## ઈટલી.

નોર્મંડીના કેટલાક નોર્મન લોક હથિયાર સાથે રાખી ઈટલીનાં દેવલોની જાત્રા કરવા આવેલા તેઓને એક લોમ્બર્ડ રાજાએ મુસલમાનની સામા લડવાના કામમાં લગાડ્યા હતા ( ૧૦૧૬ માં ). તેઓએ લડીને દક્ષિણ ઇટલી ને સિસિલી મુસલમાન પાસેથી લેઇ લીધાં. **પોપ** તેઓની માગણીની સામા થયો પણ પકડાયો તેથી **આપ્યુલિઆ ને કલાબ્રિયા** એ પ્રગણાં નોર્મનોએ તેની પાસેથી પડાવ્યાં ( ૧૦૫૩ ). નોર્મનોએ એક નેપલ્સમાં ને એક સિસિલીમાં એમ બે રાજ્ય થાપ્યાં.

**વેનિસ, જીનોઆ ને પાઇસા** એ ત્રણ પ્રજાસત્તાક રાજ્ય પોતપોતાનાં વહાણોથી એશિયાનો માલ યૂરોપ લાવી વેચતાં તેથી તે ઘણાં દોલતમંદ થયાં હતાં. તેઓ પોતાના લશ્કરથી ચાંચીઆઓની ને મુસલમાનોની સામે થઈ પોતાનું રક્ષણ કરતાં, પણ પરસ્પર સ્પર્દ્ધા રાખેથી કુસંપને લીધે તેઓને વખતે વખતે જર્મન રાજ્યના તાબામાં રહેવું પડતું હતું.

રોમના પોપે રાજપદ આપવાની ને પાદરીઓ નીમવાની સત્તા પોતાને હાથ રાખી હતી, પણ જર્મનીના રાજાઓ તે સત્તા રદ કરી પોતાની કરવાના ઉદ્યમમાં રહેતા. હેન્રિ ચોથો, પોપ ગ્રેગરી સાતમાની સામા થયો -બંને જણે સભા ભરી એકએકને પદભ્રષ્ટ કહ્યા; એમ રાજા તથા પોપ વચ્ચે દ્વેષ ચાલવાથી પરિણામ આ થયું કે અમીર લોકને પોતાના હક્ક જાળવી રાખવાની જોગવાઈ મળી, શહેરોમાં અંધાધુંધી થઈ ને હથિયારબંધ માણસોનાં ઝુંડોની દોડાદોડીમાં ખેતરના પાક વણસ્યા.

## જર્મની.

ઈ૦ સ૦ ૧૦૨૪ થી **ફ્રાંકોનિયન** વંશના રાજાઓએ ૧૧૨૫ સુધી રાજ્ય કીધું. **હેન્રિ ત્રીજે** ( ૧૦૩૯–૧૦૫૬ ) તેણે હંગરીમાં લોકને હરાવી **કાહાલેનબર્ગ** ને **લૈથા** એ બેની વચમાંનો પ્રદેશ પોતાના તાબામાં લીધો. ઈટલીમાં ત્રણ ઉમેદવાર **પોપપદ**ને માટે દાવો કરતા હતા પણ હેન્રિએ **બામ્બર્ગ**ના બિશપને ક્લેમેંટ બીજો એ નામે પોપ કીધો. હેન્રિએ ફ્રાંકોનિયાની જાગીર રાજ્યમાં જોડી નાંખી. **હેન્રિ ચોથાની** ( ૧૦૫૬–૧૧૦૬ ) કારકીર્દીમાં રોમના પોપ ગ્રેગરી **સાતમા**એ સભા કરી ઠરાવ કીધો કે કોઇ રાજાએ કોઈને બિશપ પદ આપવું નહિ–તે સત્તા માત્ર પોપ-

નીજ છે. હેન્રિએ પોતાના રાજ્યના અમીર તથા પાદરી એઓની સભા કરી ગ્રેગરીને પદભ્રષ્ટ ઠેરવ્યો (૧૦૭૬). ગ્રેગરીએ હેન્રિને ખ્રિસ્તી મંડળ બહાર-પતિત ને રાજ્ય પદભ્રષ્ટ ઠેરવ્યો. કેટલાએક અમીર તથા સાક્સન લોકે પોપની ઉશ્કેરણીથી હથિયાર ઊચક્યાં ને રોડોલ્ફે દરબારમાં જઈ રાજાને રોકી ઊઠાડી મહેલવાનો ડર બતાવ્યો. હેન્રિએ ઈટલી જઈ પોપનું મન મનાવ્યું, પણ પછી લાગ જોઈ લડાઇ કરી રોડોલ્ફને હરાવ્યો ને રણમાં પાડ્યો; તેમ તેણે ઈટલીમાં પણ ફતેહ મેળવી. ૧૦૮૫ માં ગ્રેગરી મુઓ ત્યાર પછી પણ હેન્રિને ઝંપ નહોતો-એક બીજો અમીર ગાદીનો દાવો કરવા નીકળેલો તેની સામા અને પોતાનાજ દીકરાએ પોપની ઉશ્કેરણીથી બળવો ઊઠાવેલો તેની સામા હેન્રિને મથવું પડયું હતું; તેમ તેની સ્ત્રીએ પોતાના દોષ ખરેખરા કહી દીધા તેથી પણ તે બેકરાર થયો હતો. પછવાડેથી તે રઝળતો રહી ખાવાનું ન મળવાથી હેરાન થઈ મરણ પામ્યો હતો. **હેન્રિ પાંચમો** રાજાઓના હક્ક જાળવવામાં પોપની સામો હતો, પણ પતિત ઠરવાની ને રાજ્યપદ ખોવાની બીકે તેણે પોતાનો મમત મૂકી દીધો હતો. તેના મરણ પછી જર્મનોએ સાક્સનીના ડયૂક **લોથેરને** મહારાજા ઠેરવ્યો. તેણે ધર્મગુરૂની બીજી સઘળી વાત કબૂલ રાખી, પણ ૧૧૨૨ ની **વરમ**ની સભાના ઠરાવ પ્રમાણે તે વર્ત્યો નહિ-તે ઠરાવ આ હતો કે '**ઇન્વેસ્ટિચર**,'-બિશપપદ સંસ્કાર કોઇને કરવો હોય તો તે રાજાથી થાય નહિ, તે સત્તા પોપનીજ છે; પણ મહાલ પ્રગણાંના પાદરીઓનેવિષે તેનો હક્ક કાયમ છે. લોથેરે પોતાના સામાવાળા સ્વેબિયા કુળના મુખીઓની સત્તા તોડવાને ને પોતાના ને પછી પોતાના જમાઈને વારસો મળે તેવું કરવાને બની તેટલી તદબીર કીધી. લોથેરનો જમાઈ હેન્રિ બવેરિઆનો ડયૂક હતો, માની તરફથી તેને લ્યૂનબર્ગ મળ્યું હતું, લોથેરની એકની એક દીકરી સાથે પરણ્યાથી **હાનોવર** તથા **બ્રંઝવિક** એ સંસ્થાનો તેને મળ્યાં હતાં ને લોથેરે સાક્સનીની **ડચી** તેને આપી હતી.

લોથેરના મરણ પછી (૧૧૩૮) **સ્વેબિયાના કોનરાડને** તેના પક્ષકારોએ વહેલો વહેલો મહારાજા ઠેરવી દીધો. કોનરાડે તૂત જગાવ્યું કે બે **ડચી** (વડી જાગીર) ધારા પ્રમાણે કોઇ એક જણથી રખાય નહિ, માટે હેન્રિએ એક આપી દેવી જોઇએ. હેન્રિએ ન આપી તે ઉપરથી તેની સઘળી તાલુકદારી કોનરાડે છીનવી લીધી. એ વખતથી જર્મનીના તાલુકદારોમાં બે પક્ષ પડ્યા-જેઓ હેન્રિ પક્ષના-સાક્સનીના તે **ગ્વેલ્ફ** અને કોનરાડ પક્ષના-સ્વેબિયા કુળના-ફ્રાંકોનિયાના-રાજપક્ષના તે **ઘીબીલૈન** કહેવાયા; એ નામ ઈટલીમાં ગયાં ત્યારે ત્યાંના લોક, રાજપક્ષનાને **ઘીબીલૈન** અને પોપના તથા રાજાના શત્રુઓને **ગ્વેલ્ફ** કહેતા થયા.

ઇ૦ સ૦ ૧૧૫૨ માં **ફ્રેડરિક બારબોરોસ્સા** મહારાજા થયો. તે શક્તિમાન ને રાજનીતિ કુશળ તેમ તે વખતમાં સૌથી મોટો ગણાતો લશ્કરી સરદાર હતો. ઇટલીમાં પોપપદને માટે બે ઉમેદવાર ઝગડો મચાવી રહ્યા હતા, તેમાં જે પોપ પદભ્રષ્ટ હતો તેણે અને લોમ્બર્ડીનાં નાનાં શહેરોએ ફ્રેડરિકને તેડ્યો. એણે આવી મીલાનના લોકને શિક્ષા કરી પદભ્રષ્ટ પોપને પાછો થાપ્યો ને પોતે મહારાજાનો **મુગટ** ધારણ કીધો. બે પોપ નિમિત્ત લડાઈ ચાલી તેમાં એડ્રિયન તરફ મહારાજા અને અલેકઝાંડર તરફ ઇંગ્લંડ તથા ફ્રાન્સના રાજા અને પ્રજાસત્તાક રાજનગર એ હતાં. છેલ્લીવારે મહારાજા હાર્યો હતો ને તેને અલેકઝાંડરને ચુંબન કરવાને ને એ ખચ્ચર ઉપર ચઢતો તે વખત રકાબ પકડી રાખવાની ફરજ પડી હતી. ૧૧૮૩ માં તેણે રાજનગરોના હક્ક ને તેઓની રીતભાત એ કાયમ રાખવાં એવો ફરમાન જાહેર કીધો હતો. તે ક્રૂસેડમાં જતાં એક નદીપાર કરતાં તણાઈ જઈ ડૂબી મુઓ હતો. (૧૧૯૦ માં). **હેન્રિ** છઠ્ઠાએ લડાઈઓ કરીને સિસિલી તથા નેપલ્સ એ રાજ્યો પોતાના મહારાજ્યમાં જોડ્યાં—ઈટલીમાંથી નોર્મનવંશની સમાપ્તિ થઈ. હેન્રિના બે વર્ષના દીકરાને રોમનોએ **ફ્રેડરિક બીજો** કરી રાજા માન્યો, પણ જર્મનીમાં બે ઉમેદવાર ઊભા થયા—હેન્રિ છઠ્ઠાનો-ભાઈ **ફિલિપ** અને બ્રંઝવિકનો **ઓથો**. ફિલિપના પક્ષવાળાએ ફિલિપને, ઓથાના પક્ષવાળાએ ઓથાને અને પોપે **ફ્રેડરિકને** રાજા માન્યો—એક કાળે ત્રણ રાજાની આણ વર્તી.

## બ્રિટન.

સાક્સન રાજાએ ૧૦૦૨ માં ડેન લોકને ઇંગ્લંડમાંથી કહાડવાનો છેલ્લો પ્રયત્ન કીધો, પણ તે મિથ્યા ગયો. ડેન લોકનો સરદાર **સ્વેન** તેણે **એથેલરેડ** બીજાને ભગાડ્યો ને પોતાને રાજા કહેવડાવ્યો. (૧૦૧૪). (એથલરેડ નોર્મંડીમાં જઈ રહ્યો). સ્વેન પછી **કેન્યુટ, હારલ્ડ, હારડીકેન્યુટ** એ ડેન રાજાઓએ રાજ્ય કીધું. પછી પાછો સાક્સન રાજવંશમાંનો, '**એડ્વર્ડ ધી કન્ફેસર**' (૧૦૪૧) રાજા થયો ને તે ૧૦૬૬ માં મુઓ ત્યારે હારલ્ડ બીજો એણે ગાદી ઝડપી

લીધી.* બીજા ત્રણ ઉમેદવાર નીકળ્યા તેમાં એનો તો હારલ્ડે પરાભવ કીધો, પણ નોર્મંડીનો ડ્યૂક દાવો કરતો પાછો હઠયો નહિ. જેવામાં હારલ્ડ રાજા નહિ તેવામાં તેણે ડ્યૂકને સોગન ખાઇ કહેલું કે એડ્વર્ડ મુઆ પછી તને ગાદી મળે તેમ હું કરીશ; અને હારલ્ડે તેમ ન કરતાં પોતાને રાજા કહેવડાવ્યો. એટલાજ બહાના ઉપરથી સમોસાધુ ડ્યૂક સાતસેં વહાણ સાથે ઇંગ્લંડ ઉતર્યો. **હેસ્ટિંગ્સ** આગળ લડાઈ થઈ તેમાં હારલ્ડ તીર ભોકાયાથી પડયો ને નોર્મંડીનો ડ્યૂક **વિલિયમ** ઇંગ્લંડનો રાજા થયો—આગલો સાકસન વંશની સમાપ્તિ થઈને નોર્મન વંશનો આરંભ થયો ( ૧૪ અક્ટોબર, ૧૦૬૬ ).

વિલિયમે રાજ્ય કામદારોની, હારલ્ડનાં સગાં વારસોની ને વેપારી વગેરે ખાનગી તવંગર લોકની સ્થાવર જંગમ મિલ્કત પોતાના કબજામાં લેઇને કેટલીક પોતે રાખી ને કેટલીક પોતાના સરદારોને વહેંચી આપી. **બારન નૈટ** એ પદ ધરાવતા સરદારોને તાલુકદારી, કિલ્લા, શહેર, કસ્બા મળ્યા ને તેઓના અનુજીવીઓને પણ થોડો હિસ્સો મળ્યો. ઠેકાણે ઠેકાણે કિલ્લા કોટ નવા બંધાયા; પ્રજાની પાસથી હથિયાર છીનવી લેવામાં આવ્યાં ને તેને નોર્મન રાજાની રાજ્યસત્તાને માન આપવાની ફરજ પાડી. સાકસન એ શબ્દ નિંદાતો થયો એવો કે એક આખા સૈકામાં કોઈ પણ સાકસનને કોઈ પણ સરકારી દરજ્જો મળ્યો નહિ. સાકસન ભાષા પણ નિંદાવા લાગી; નિશાળોમાં ફ્રેંચ ભાષા શીખવવામાં આવી ને **એડ્વર્ડ ત્રીજાનું** રાજ્ય થયું ત્યાંસૂધી કાયદાકાનુનમાં નોર્મન ભાષાના રૂઢિપ્રયોગ વપરાતા રહ્યા.

વિલિયમ રાજ્યમાં બંદોબસ્ત કરી નોર્મંડી ગએલો તેવામાં સાકસનોએ મગરૂબ અમલદારો ઉપર ખીજવાઇ જઈને બળવો ઉઠાવ્યો. એની ખબર નોર્મંડી ગઈ કે વિલિયમે તરત ઇંગ્લંડ આવી અઢાર દહાડા ઘેરો રાખી **એક્સિટરનો** કિલ્લો લીધો ને બળવાખોરને શિક્ષા કરી. સ્વતંત્રતાને ઈચ્છનારા સાકસન સ્કાટ્લંડના રાજાને આશ્રયે જઇ રહ્યા છે જાણી વિલિયમે તેના ઉપર ચઢાઇ કરી ને કેટલોક પ્રદેશ ઉજડ કીધો. સ્કાટ્લંડના રાજાને હારેલા પ્રદેશને માટે ઇંગ્લંડના નવા રાજાના ફ્યૂડલ સેવક દાખલ રહેવું કબૂલ કરવું પડયું.

* એડ્વર્ડ, કેંટના તાલુકદાર ગોડવિનની દીકરી સાથે પરણ્યો હતો ; એડ્વર્ડને છોકરાં થયાં નહોતાં. જે હારલ્ડે ગાદી ઝડપી તે ગોડ્વિનનો દીકરો હતો.

વિલિયમે પોતાના સરદારોને જમીનની વહેંચણ કરી આપી તેના બદલામાં તેઓ હુકમ થાય ત્યારે પોતપોતાની કબૂલાત પ્રમાણે ઘોડેસવાર લશ્કર પૂરૂં પાડવાને બંધાયા હતા; ને એ રીતે ૬૦ હજાર ઘોડેસવારનું લશ્કર ઊભું થયું હતું. વિલિયમની સાથે ઇંગ્લંડ આવી જીત મેળવેલી તે **નોબલ**-પ્રથમ વર્ગના સરદાર લોક કહેવાતા. પદવીમાં પહેલી રાજાની, બીજી કૌંટની—પ્રગણાના હાકેમની, ત્રીજી **વૈકૌંટ**ની-કૌંટના નવાબની, ને પછી મોટા લશ્કરી સીપાઈઓની જેવી કે **બારનની, નૈટની ને ઇસ્કવાયરની.**

વિલિયમ ઇંગ્લંડમાં છતે તેના વડા દીકરા રોબર્ટે નોર્મન સરદારોની આગેવાની કરી નોર્મંડીનો ડ્યૂક થવાની તજવીજ કીધી. બાપે એક વારતો (૧૦૭૯ માં ) દીકરાને હરાવ્યો, પણ એણે તકરાર ઉઠાવી કે જ્યારે વિલિયમ પરાયા દેશનો રાજા થયો ત્યારે નોર્મંડીની હાકમી તેના વડા દીકરાને મળવીજ જોઈએ. ફ્રાન્સનો રાજા જે પોતાના ફ્યૂડલ સેવક વિલિયમની સત્તા વધેલી જોવામાં પોતાને કોઈ દહાડો ભય છે એમ વિચારતો તેણે રોબર્ટને મદદ કરી. વિલિયમ પારિસ ઉપર ચઢાઇ કરવા જતો હતો તેવામાં તે મરણ પામ્યો ( ૧૦૮૭ ).

પછી તેનો બીજો દીકરો વિલિયમ રૂફસ ( રાતાકેશનો ) ઇંગ્લંડની ગાદીએ બેઠો. રોબર્ટ, નોર્મંડી તથા મેન એ પ્રાંત પોતાના ભાઈ વિલિયમ રૂફસને ૭૦ એક હજાર સારૂ ગીરો દાખલ હવાલે કરી ઉભું કરી લશ્કર ક્રૂસેડમાં જવાસારૂ નીકળ્યો. રૂફસે ઉડાઉપણામાં રાજ્યભંડાર ખાલી કીધો ને ખાડો પૂરવાને તેણે કર તથા દંડભારથી પ્રજાને ત્રાસ ઉપજાવ્યો. તે શિકાર રમવા ગએલો ત્યાં પોતાના મિત્રના છટકેલા તીરથી કે દુઃખી થએલી પ્રજામાંના કોઇએ દ્વેષથી મારેલા તીરથી તે બીજી આગસ્ટે મરણ પામ્યો ( ૧૧૦૦ ).

પોતાનો ભાઈ રોબર્ટ પાલેસ્ટૈનમાં હતો તેથી **હેન્રિ બો ક્લાર્ક** (સુંદર લહિયો) એણે ઇંગ્લંડની ગાદી પોતાની કરી. તેણે સાકસન રાજવંશના એડ્ગર એથલિંગની ભત્રીજીતથા સ્કાટ્લંડના માલ્કમ ત્રીજાની દીકરી **મટિલ્ડા** સાથેલગ્ન કરી સાકસન પ્રજાનીપ્રીતિ સંપાદન કરી; અને પ્રજાના હક્કમાંરૂડા ધારાને રાજ્યના રૂડા બંદોબસ્ત કરવા વિષે જાહેરનામાં કહાડયાં. પણ તે બધી તદબીર રોબર્ટના હક્કની સામા થવાની હતી. ફ્રાન્સનો રાજા **લુઇ** છઠ્ઠો એણે રોબર્ટની ગેરહાજરીમાં તેના દીકરાને ઇંગ્લંડ ઉપર દાવો માંડવા ઊભો કીધો. ૧૧૦૧ માં રોબર્ટ પાલેસ્ટૈનથી પાછો આવી જુલાઈ ની ૧૯ મીએ

**પોર્ટસ્મથ** બંદરે ઉતર્યો. બંને તરફના તાલુકદારોએ વચમાં પડી સમાધાની કરાવી; પણ હેન્રિએ કોલકરાર તોડયા ને રોબર્ટના નોર્મંડી પ્રાંત ઉપર ચઢાઈ કીધી. લડાઈ થઈ તેમાં રોબર્ટ હાર્યો, ને પકડાયો. પછી તે ૨૮ વર્ષ કેદમાં રહી મરણ પામ્યો હતો. રોબર્ટનો દીકરો હેન્રિ સતાવ્યાં કરતો, પણ ૧૧૨૮ માં તે લડાઇમાં પડયો ત્યારપછી થોડીવાર ઇંગ્લંડ ફ્રાન્સ વચ્ચે સલાહ રહી હતી.

હેન્રિનો દીકરો ૧૧૨૦ માં ડૂબી મુઓ હતો ને તેની દીકરી **મટિલ્ડા** જે જર્મનીના રાજા સાથે પરણેલી ને પછી ૧૧૨૮ માં રંડાઈ હતી તેને હેન્રિયે **જીયોફી પ્લાંટાજીનેટ** નામના ફ્રેંચ અમીરને ફરીથી પરણાવી હતી ને એ અમીરથી તેને ૧૧૩૩ માં દીકરો જન્મ્યો હતો. હેન્રિ ૧૧૩૫ માં મુઓ ત્યારપછી વીસ વર્ષસૂધી **મટિલ્ડા** અને તેની ફોઈનો દીકરો **સ્ટીફન** એ બે વચ્ચે કલહ જાગ્યો ને છેવટ ઠર્યું કે સ્ટીફન રાજ્ય કરે ને તેના મરણ પછી મટિલ્ડાનો દીકરો રાજ્ય કરે.

ઈ૦ સ૦ ૧૧૫૪ માં મટિલ્ડાનો દીકરો **હેન્રિ બીજો** એ નામ ધારણ કરી ગાદીએ બેઠો. વારસાથી ને લગ્નથી તેના તાબામાં ફ્રાન્સનાં નોર્મંડી, આંજુ, મેન વગેરે દશેક પ્રગણાં હતાં, તેણે પાછલા રાજ્યમાં ઉન્મત્ત થએલા અમીરોને દબાવ્યા અને પાદરીઓ જ્યારે ત્યારે પોતાના હક્ક વધારવાને મથ્યાં કરતા હતા તેઓને ન લેખવ્યા. તેણે ૧૧૬૪ માં રાજધારો કીધો કે દેશી પાદરીઓનો ઇનસાફ રોમનો **પોપ** ન કરે, પણ દેશી દીવાની અમલદાર કરે અને **પોપને** જો ઇંગ્લંડના પાદરીઓને કંઇ હૂકમ કરવો હોય તો તે રાજાની મંજૂરીઅત લેઇ કરે. જૂદીથી ઈનસાફ થવાનો ધારો બંધ પડયો હતો તે લોકે અમીરો નબળા પડવાના પ્રસંગથી પાછો ચાલુ કરાવ્યો.

**બેકેટ** નામનો પાદરી **હેન્રિ**ના ધારાની સામે થએલો તેનાઉપર બહુ જૂલમ ગુજારવામાં આવ્યો ને તે પછવાડેથી માર્યો ગયો. એ ખૂનમાં હેન્રિ સામિલ હતો એવો અપવાદ **પોપે** તેના ઉપર મૂકી તેને પ્રાયશ્ચિત્ત* આપી હલકો પાડયો. તેના દીકરાઓ પોપ તથા ફ્રાન્સના રાજાના ઉશ્કેરવાથી બખેડા કરતા થયા; એ દુઃખે હેન્રિ ૧૧૮૯ માં મરણ પામ્યો.

એ રાજાએ દક્ષિણ વેલ્સને પોતાની સત્તામાં આણ્યું હતું ને ૧૧૭૨ માં આયર્લંડ ટાપુઉપર ચઢાઈ કરી ત્યાંના સત્તાધારીઓને ખંડણી આપતા કીધા હતા.

* રાજા ઊઘાડે પગે બેકેટની કબર આગળ ગયો, લાંબો થઇ પગે પડયો ને ઉપરથી પાદરીઓએ માર માર્યો.

બેકેટના પ્રસંગમાં હેન્રિએ ફ્રાંસમાં કેટલીક ફતેહ મેળવી હતી. એ હેન્રિથી નોર્મન સાક્સન રાજવંશ ભળી ગયા હતા.

**રિચર્ડ ૧ લો. કયુર ડી લાયન** (સિંહતૂલ્યહૃદયનો) હેન્રિનો હુલ્લડીઓ દીકરો ફ્રાન્સથી લંડન આવી ગાદીએ બેઠો. એ પ્રસંગે યાહુદીઓ મોટું મોટું નજરાણું લેઈ આવેલા, પણ મના છતાં આવેલા તેથી તેઓ બેઆબરૂ પામ્યા. ખ્રિસ્તીઓને યાહુદી ઉપર ધર્મદ્વેષ હતો. વળી યાહુદીઓ નાણું ધીરી બહુ વ્યાજ ખાતા તેથી પણ દ્વેષ હતો. ખ્રિસ્તીઓએ તેઓની કતલ કરીને તેઓનાં ઘરબાર લૂંટી લેઈ બાળી નાંખ્યાં. પાદરીઓની પણ સાંસણી હતી તેથી રિચર્ડે બખેડો બેસાડવાની તજવીજ કીધી છતાં તે ફાવ્યો નહોતો.

રિચર્ડને રાજકારભાર કરવા કરતાં લડાઇમાં ધૂમવું વધારે પસંદ હતું ને તે જાગીરો, કિલ્લા તથા બીજા રાજાઓ ઉપરના હક્ક વેચી પુષ્કળ નાણું ભેગું કરી મોટી ફોજ લેઈ ફ્રાન્સના ફિલિપને સાથે આવવા તૈયાર કરી પાલેસ્ટૈન ગયો (૧૧૯૦). ત્યાંથી ૧૧૯૨ માં પાછા આવતાં વેનિસના અખાતમાં તેનું વહાણ ભાગ્યું. રિચર્ડને જર્મની તાબાના એક પ્રાંતના ડયૂક સાથે પાલેસ્ટૈનમાં ઝગડો થયો હતો તે ઉપરથી એણે તેને પકડી જર્મનીના રાજાને હવાલે કર્યો. પછી જ્યારે ઇંગ્લંડ તથા નોર્મંડીના લોકે ત્રીસેક લાખ રૂપિઆ દંડના ભર્યા ત્યારે રિચર્ડનો છૂટકો થયો ને તે ૧૧૯૪ માં ઇંગ્લંડ આવ્યો.

અહિં જોયછે તો જે મોટા પાદરીને રાજાએ કારભાર સોંપેલો તેને અમીરોએ ઊઠાડી મેલેલો ને જોનને સોંપેલો. જોને પોતાના મોટા ભાઇની માફ માગી ને રીચર્ડે કારભાર હાથ લીધો. ફ્રાન્સના રાજાએ જોનને મદદ કરેલી તે ઉપરથી રિચર્ડે તેની સાથે લડાઈ કરી. એક તાલુકદારે બંડ કરેલું તે ઉપરથી તેના કિલ્લા ઉપર રિચર્ડ છાપો મારતો હતો તેવામાં એક તીર ખભામાં લાગવાથી તે હેરાન થઈ મરણ પામ્યો (૧૧૯૯).

## હિંદુસ્તાન.

સબક્તગીનની પછી તેનો વડો દીકરો **મહમૂદ** ૯૯૭ માં ગીજનીની ગાદીએ બેઠો. તે બે વર્ષમાં બુખારાના સામાની વંશના રાજાઓથી સ્વતંત્ર થયો ને ખલીફે પોશાક તથા ખિતાબત મોકલી દીધા પછી તેણે પોતાને સુલતાન કહેવડાવ્યો. તેણે ૧૨ વાર હિંદુસ્તાન ઉપર ચઢાઈ કરીઃ—

પહેલીવાર (૧૦૦૧ માં) તે લાહોરના જયપાળને હરાવી અતિશય લૂંટ લેઈ ગીજની ગયો (જયપાળ

પોતાનું રાજ્ય પોતાના દીકરા અનંગપાળને સોંપી ચિતા કરાવી હાથે સળગાવીને બળી મુઓ હતો); બીજીવાર (૧૦૦૪ માં) આવી તેણે ભાટી રાજા ખંડણી નહોતો આપતો તેને હરાવ્યો (એ રાજાએ રાનમાં નાશી જઇને જીવ આપ્યો હતો); ત્રીજીવાર ૧૦૦૫ માં તેણે મુલતાનઉપર ઊતરી ત્યાંના સૂબેદારે બંડ ઊઠાવેલું તેનો બંદોબસ્ત કીધો; ચોથીવાર (૧૦૦૮ માં) આવી તેણે લાહોર, ઉજ્જન, ગ્વાલિયેર, કલંજર, કનોજ, દિલ્હી, અજમેર અહિંનાં એકઠાં મળેલાં લશ્કરોને હરાવી ભગાડી નગરકોટ જ્વાળામુખીનું દહેરૂં લૂંટયું; પાંચમીવાર (૧૦૧૦ માં) તેણે મુલતાન લીધું, છઠ્ઠીવાર (૧૦૧૧ માં) તેણે સ્થાનેશ્વર લૂંટયું; પછી ત્રણ વર્ષમાં બેવાર તેણે કાશ્મીર લૂંટવાને ચઢાઈ કરી; નવમીવાર (૧૦૧૭ માં) તેણે શરણ આવેલા કનોજને ઉપદ્રવ ન કરતાં મથુરા જઈ વીસ દહાડાસૂધી તે શહેર લૂંટયું ને દહેરાં અભડાવ્યાં; દશમીવાર તે કનોજના રાજાને સહાય કરવા આવેલો, પણ તે પહેલાંજ બુંદેલ ખંડમાંના કલંજરના રાજાએ કનોજના રાજાને ઠાર કીધો હતો; અગીઆરમીવાર (૧૦૨૨ માં) તે કલંજર ઉપર ચઢી આવ્યો હતો; અને બારમીવાર (૧૦૨૪ માં) તે મુલતાન, અજમેર, અનહિલવાડમાં થઇ સોરઠી સોમનાથઉપર આવ્યો—અહિં રજપૂત લોકે લડાઈ આપી પણ મહમૂદે ત્રીજે દહાડે મોટો ધસારો કરી તેઓને હરાવ્યા ને દહેરામાં પેશી શિવલિંગને ભાગતાં પુષ્કળ દ્રવ્ય જડયું તે લીધું.

પછી મહમૂદ ઠામઠામ થાણાં બેસાડી ગીજની ગયો. ત્યાં તેણે સલજૂક લોકે બંડ ઊઠાવ્યું હતું તે ભાગ્યું (૧૦૨૭). ઈરાનમાં લડાઈઓ ને હજારોની કતલ કરી આવ્યા પછી મહમૂદ માંદો પડયો ને ૧૦૩૦ ના એપ્રિલની ૨૯ મીએ મરણ પામ્યો.

મહમૂદ* મોટો સાહસ શૂર ને ધનલોભી લડવૈયો હતો ને તેનું લશ્કર સંપીલું ને કાફરઉપર ઉદ્ધત હતું. હિંદુરાજાઓ દહોડ ડાહ્યા, માંહોમાંહે લડનારા ને સૈન્યને અવ્યવસ્થિત રાખનારા હતા. મહમૂદે ધસારાથી મારામાર કરી દહેરાં ભાગી ત્રાસ પમાડયો ને હિંદુઓ ભયભીત થઇ રહ્યા—રાજ્યો મૂર્છિત થયાં.

મહમૂદના વંશજોમાંના કોઈથી હિંદુસ્તાન તરફ નજર કરવાનું બન્યું નહિ ને થાણદાર મુસલમાન મોજમઝામાં બેદરકાર હતા એટલે હિંદુરાજ્યોની મૂર્છા વળી ને પાછાં સતેજ થઇ શોભ્યાં–પાટણમાં **સિદ્ધરાજ** (૧૦૯૪–૧૧૪૩), કુમારપાળ (૧૧૪૩–૧૧૭૩ ને ૧૧૭૯ થી) **ભોળોભીમ** એ હતા; આબુ ઉપર **જેત** પરમાર; ચિતોડ–મેવાડમાં **સમરસિંહ**; મારવાડમાં **નરહરરાવ**; બંગાળામાં ૧૦૭૦ પછી **સૂરજપાળ**; અને દિલ્હીમાં **અનંગપાળ** રાજ્ય કરતો હતો કે જેને મંડોર, નાગોર, સિંધ, પેશાવર, લાહોર ને ડુંગરી કિલ્લા, એ તાબે હતાં; વળી કાશી, પ્રયાગ ને દેવગઢ અહિંઆના રાજાઓ મુજરો આપતા.

અનંગપાળે બે દીકરીમાંની એક કનોજના રાઠોડ **બીજપાળને** ને બીજી અજમેરના ચોહાણ **સોમેશ્વરને** પરણાવી હતી; બંને બેનને દીકરા થયા હતા; અને અજમેરવાળીના આઠ વર્ષના **પૃથીરાજને** અનંગપાળે દત્તક લેઈ ગાદીએ બેસાડયો હતો;—એ ઉપરથી કનોજને દિલ્હી એ બે વચ્ચે કલહ પડયો ને એ કલહનું પરિણામ આ થયું કે મુસલમાનોએ હિંદુસ્તાનમાં રાજ્ય માંડ્યાં.

કનોજવાળીના દીકરા જયચંદે દિલ્હીનું ઉપરીપણું કબૂલ ન રાખ્યું †–વળી તે પોતાની દીકરી પૃથીરાજને પરણાવવાનો વિચાર માંડીવાળેલો; એ ઉપરથી બંને રાજ્ય વચ્ચે ઘણીક લડાઇઓ ચાલી. અનહિલવાડનો ભોળોભીમ ચોહાણનો સદાનો વેરી તે કનોજના પક્ષમાં હતો. જ્યારે પૃથીરાજને નાગોરમાંથી અનર્ગળ ધન જડયું ત્યારે કનોજ ગૂજરાતને ભય ઉપજ્યો ને એઓએ પોતાના લશ્કરમાં તાતાર લોક રાખી એઓની મારફતે ગીજનીના ઘોરીવંશના રાજાના ભાઈ શાહબુદ્દીનને મદદમાં તેડયો.

શાહબુદ્દીન હિંદુસ્તાનમાં આવી (૧૧૯૧ માં) બિઠંડાનો કિલ્લો પોતાનો કરી પાછો પોતાના રાજ્યમાં ગયો. પૃથીરાજ ૨ લાખ ઘોડાનું લશ્કર એકઠું કરી તે કિલ્લાને

* મહમૂદે હિંદુસ્તાનની લૂંટથી પોતાની રાજધાની શોભાવી–આરસપાહાણની મસીદો ને મોટી મોટી હવેલીઓ બંધાવી હતી. સોમનાથના દરવાજા મસીદે મૂકાવેલા તે આજ ઇંગ્લંડમાં છે. જેવો વૈભવલોભી તેવોજ તે કૃપણ હતો—તેણે ફરદુશી શાહેરને રોવડાવ્યો ને મરતીવેળા પોતે પણ રડયો.

† જયચંદે અશ્વમેધ યજ્ઞ માંડયો ને ઉત્તરહિંદુસ્તાનના ઘણાક રાજાને સમારંભમાં તેડ્યા, પણ પૃથીરાજ ને તેનો બનેવી ચિતોડના સમરસિંહ એ બેને ન એઓના પક્ષીઓને તેણે બોલાવ્યા નહિ. સભામાં પૃથીરાજને બદલે એક સોનાની મૂર્તિ કરી આંગણા નજીક બેસાડી હતી. એ પ્રસંગમાં જયચંદની કુંવરી સંજુક્તાનો સ્વયંવર પણ ભળો હતો–વળી તે કુંવરી પૃથીરાજને પ્રીતમ જાણતી હતી–કુંવરીની ઇચ્છા ને ફાવતું ટાણું છે એમ જોઈ પૃથીરાજ તેનું હરણ કરી ગયો હતો.

ઘેરો ઘાલવા નીકળ્યો. એની ખબર થતાંજ શાહબુદ્દીન લશ્કર લેઈ હિંદુસ્તાનમાં આવ્યો. થાણેશ્વરથકી ૧૪ મૈલ ઉપર **તીરૂરી** છે ત્યાં લડાઈ થઈ, પણ તેમાં મુસલમાનનું લશ્કર વીખરાઇ ગયું ને શાહબુદ્દીન પાછો ગીજની ગયો.

એ જીતથી ફુલાઈ પૃથીરાજ આળસુ ને મોજીલો થયો હતો. ૧૧૯૩ માં શાહબુદ્દીને ૨૦ હજાર સવારના અફગાન લશ્કર સાથે હિંદુસ્તાન આવી પૃથીરાજને મુસલમાની ધર્મે માનવાને કહેવડાવ્યું. પૃથીરાજ ને તેના સહાય રાજાઓએ સંદેશો વાળ્યો કે લડાઈ આપો કે પાછા જાઓ. શાહબુદ્દીને કહેવડાવ્યું કે તમે કહોછો તેને માટે તમારી રજા હોય તો હું મારા ભાઈની શી મરજી છે તે જાણી તે લેઉં—હું કંઇ અખત્યારી નથી, સરદાર છઉં. હિંદુઓએ રાત મોજમઝામાં કહાડી, પણ શાહબુદ્દીને પોતાનું લશ્કર કાગરનદી પાર ઊતાર્યું ને સવાર પડતાંજ ધસારો કીધો. પાણીપતના મેદાનમાં સાંજ થવા આવી ત્યાંલગી લાડાઈ ચાલી—સમરસિંહ ને બીજા રજપૂત કપાઈ પડ્યા ને પૃથીરાજ કેદી થયો.* શાહબુદ્દીને છાવણી લૂંટી; હજારોને કતલ કરી મુલતાન લીધું ને ઘેરો ઘાલવાને તે દિલ્હી તરફ ગયો. પણ પછી તેણે ખંડણી આપવી કબૂલ કરાવી દિલ્હીની ગાદીએ પૃથીરાજના દીકરાને બેસાડ્યો અને દીલ્હીની પાસે થાણું કરી ત્યાં પોતાના માનીતા ગુલામ **કુતુબુદ્દીન**ને થોડાક લશ્કર સાથે રાખ્યો. પછી તે ગીજની ગયો ને કુતુબુદ્દીને દિલ્હીપ્રાંત તાબે કીધો.

ઈ૦ સ૦ ૧૧૯૪ માં શાહબુદ્દીન પાછો આવ્યો ને જયચંદનું રાજ્ય ઊંધું વાળ્યું ને કાશીપુરી લીધી. તેના સરદાર કુતુબુદ્દીન તથા મહંમદ બખત્યાર એઓએ અયોધ્યા, બહાર, બંગાળા એ રાજ્યો તોડ્યાં. શાહબુદ્દીન પાછો સ્વદેશ જઇ પોતાનો ભાઈ મરી ગએલો તેની ગાદીએ બેઠો (૧૨૦૬ માં).

---

## દર્શન ૧૨ સું.

### ઈ૦ સ૦ શૈકા ૧૩—૧૪.

### બ્રિટન.

ઈ૦ સ૦ ૧૧૯૯ માં જોન રાજા ગાદીએ બેઠો. તેનો ભત્રીજો આર્થર બ્રિટનીનો ડયૂક હતો તેને કેટલાક બારનોએ ફ્રાન્સના રાજાની મદદથી ઇંગ્લંડની ગાદીનો દાવો કરવા ઊભો કીધો. પછવાડેથી જોને આર્થરને ખંજર મારી મારી નાંખ્યો. જોન નોર્મંડીનો ડયૂક એટલે ફ્રાન્સના રાજાનો ફ્યૂડલસેવક ને એણે ખૂન કીધું તે ઉપરથી ફ્રાન્સના રાજાએ પોતાના અમીરોની આગળ જવાબ આપવાને જોનને બોલાવ્યો. જોન ત્યાં ગયો નહિ ને નોર્મંડી, આંજુ, મેન, ટૂરેન એ પ્રગણાં ફ્રાન્સના રાજાની સત્તામાં ગયાં.

ઈ૦ સ૦ ૧૨૦૫ માં ઇંગ્લંડનો મુખ્ય ધર્માધિકારી મરણ પામ્યો ને કાંટર્બરીના સાધુઓએ પોપની આજ્ઞાથી જોનની મંજૂરિયત લીધા વિના પોતાનામાંના એકને નીમ્યો. જોને તે સાધુઓને મઠમાંથી કહાડી મૂક્યા ને પોપે ક્રોધે ભરાઈ ઇંગ્લંડના ખ્રિસ્તીધર્મના ઉપાધ્યાઓને આજ્ઞા કીધી કે કોઈએ ધર્મક્રિયા કરાવવી નહિ;—એથી દેવળો બંધ રહ્યાં ને મુડદાંને ખાઇમાં ફેંકી દેવામાં અથવા ખેતરોમાં દાટવામાં આવ્યાં—ખ્રિસ્તીલોકને પણ માંસ ખાવાની, દાઢી મૂડાવવાની વગેરેની મના થઈ હતી. ઇંગ્લંડમાં શોક વ્યાપી રહ્યો ને લોક ત્રાસ પામી દુઃખી થયા, વળી પોપે જણાવ્યું કે જોન પદભ્રષ્ટ છે ને ફ્રાન્સના રાજાને ઇંગ્લંડનું રાજ્ય આપવામાં આવશે. જ્યારે જોને ગભરાઇ માફ માગી ને વર્ષે વર્ષે ખંડણી આપવી કબૂલ કીધી ત્યારે પોપે મનાઈ હૂકમ રદ કરી ધર્મક્રિયા પાછી ચાલતી કરી હતી. વળી જોને બમણા તમણા કર લેવા માંડ્યા તેથી અમીરો નારાજ થયા હતા. ફ્રાન્સમાં ઘણાંક ફ્યૂડલરાજ્ય હતાં ને તે, ધારા રીતભાત હક્કની બાબતમાં એકએકથી થોડાં થોડાં જુદાં પડતાં હતાં તેવું કંઇ ઇંગ્લંડમાં નહોતું— ઇંગ્લંડમાં એક પણ પ્રગણું એવું નહોતું કે જોનનો હૂકમ માની બીજાં બધાંને દુઃખમાં નાંખે—સૌ પ્રજા સમાન સ્થિતિમાં હોવાથી એકસંપ હતી. બારનો તથા પાદરીઓ એઓએ એકઠા મળી પોતાનાં તથા બીજી પ્રજાનાં દુઃખનો છેડો આણવાને કેટલીક બાબત લખી કહાડી તે ઉપર રાજાની સહી લેવાનો ઠરાવ કીધો. બારનો લશ્કર લેઇ લંડન પહોંચ્યા એટલે જોન ત્યાંથી નાઠો પણ પછી એણે ઈ૦ સ૦ ૧૨૧૫ ના જૂનની ૧૫ મી તારીખે **'માગ્ના ચાર્ટા'**—સનદપટા ઉપર સોગન લેઈ સહી કીધી. એ પટાના મૂળ આધારો ઉપરથી ઈંગ્લંડની રાજ્ય વ્યવસ્થાનું—પ્રજામાન્ય રાજ્યસત્તાનું પાછળથી સારૂં સ્વરૂપ ઘડાયું. પછવાડેથી જોને તે પટો રદ કરવાને બહુ બહુ તદબીરો કીધી. બારનોએ નિરાશ થઇ ફ્રાન્સના રાજાના દીકરાને ઇંગ્લંડની ગાદીએ બેસાડવાને તેડાવ્યો ને એણે આવી લડી જોનને હરાવ્યો. જોન સ્કાટ્લંડ તરફ નાસતાં રસ્તે

* પૃથીરાજ શત્રુને હાથ પકડાઇ માર્યો ગયો હતો એમ કેટલાક કહેછે ને કેટલાક કહેછે કે ચંદબારોટ જેણે પૃથીરાજરાસો લખ્યો છે ને જે પૃથીરાજનો મિત્ર હતો તે તેનું મુડદું ન રઝળે માટે તેનું મોત આણવામાં સામિલ થયો હતો.

મરણ પામ્યો (૧૨૧૬). બારનોએ લૂઈને સમજાવી પાછો વીદાય કીધો ને જોનના નવ વર્ષના દીકરાને **હેન્રિ ત્રીજો** એ નામ ધારણ કરાવી ગાદીએ બેસાડ્યો.

હેન્રિની વતી **પેમ્બ્રોકનો અર્લ** ને **હ્યૂબર્ટ ડી બરો** એ બે જણે રાજકારભાર ચલાવ્યો. પુખ્ત ઉમરે સત્તા પોતાને હાથ આવી તોપણ રાજા પોતાનાં સગાં સંબંધીઓની સલાહથી ચાલતો ને તેઓનેજ મોટા દરજ્જા આપતો. તેણે લોકને ઘણાક કરભારથી ચાંપી નાંખ્યા ને પોતાના ભાઈ રિચર્ડ—કોર્નવાલનો અર્લ જે પછવાડેથી રોમનોનો રાજા થયો હતો તેની સાથે ભારે અણબનાવ રાખ્યો. ફ્રાંન્સના રાજ્યમામલામાં હાથ ઘાલી તેણે લડાઈઓ કીધી, પણ બંને પ્રસંગે તે ફતેહ પામ્યો નહોતો. લીસ્ટરનો અર્લ જે હેન્રિની બેન સાથે પરણ્યો હતો તેણે બારનોને સાથે લેઈ બંડ ઊઠાવ્યું ને રાજાને કેટલાક ધારા સુધારવાની ફરજ પાડી; પણ ૧૨૬૧ માં હેન્રિએ પોતાની મંજૂરીઅત રદ કીધી. ૧૨૬૪ માં બારનો ફરીથી હથિયાર ઊંચકી લડવા ઊભા થયા. રાજા ને તેનો ભાઈ રિચર્ડ એ પકડાયા. ૧૨૬૫ ની ૨૨ મી જાનેવારીએ ઇંગ્લંડના રાજાએ પ્રજાસભા* બોલાવી હતી તેમાં **કલર્જી** (ધર્મના ઉપાધ્યાય), બારન (અમીરો) દરેક પ્રગણામાંથી બબ્બે **નૈટ** ને દરેક કસ્બામાંથી બબ્બે **બર્જેસ** હતા. પાટવી **એડ્વર્ડ** એણે બંડખોરોને હરાવ્યા, લીસ્ટર કપાઈ પડ્યો ને હેન્રિ બંદીખાનેથી છૂટ્યો.

**એડ્વર્ડ ૧ લો** ૧૨૭૨ માં રાજા થયો. તે લડાઈનો હોંસીલો ને બુદ્ધિમાન હતો. તેણે (૧૨૮૩ માં) વેલ્સની જીત કરી† ને (૧૨૯૬ માં) સ્કાટ્લંડ ઉપર ચઢાઇ કરી ત્યાંના રાજાને કેદ કરી લંડન આણ્યો. બીજે વર્ષે સ્કાટ્લંડના લોકે બહાદુર **વાલેસ**ની સરદારી તળે રહી અંગ્રેજોને હાંકી કહાડ્યા. પછી સ્કાટ્લંડના રાજા બ્રૂસની સામા લડવા જતો હતો તેવામાં એડ્વર્ડ મરણ પામ્યો (૧૩૦૭).

**એડ્વર્ડ** ૨ જો જનાની, બીકણ ને માનીતાઓને વશ હતો. તેણે ૧ લાખ લશ્કર લેઈ સ્કાટ્લંડ ઉપર ચઢાઇ કરી, પણ બ્રૂસે ૩૦-હજાર લશ્કરવડે સ્ટર્લિંગ પાસે **બાનકબર્ન** આગળ લડાઇ આપી અંગ્રેજોને હરાવ્યા, ને પોતાના દેશને સ્વતંત્ર કીધો (૧૩૧૪). એડ્વર્ડ વહાણમાં બેશી પોતાના રાજ્યમાં નાશી આવ્યો. તેણે પોતાના માનીતા **સ્પેનસર**ને વધારવાને બીજા ઉમરાવોની જાગીરો છીનવી લીધી. એઓએ બળવો ઊઠાવ્યો ને રાણી **ઇસાબેલા**એ પોતાના ભાઇ **ચાર્લ્સ ૪ થા**ને ખબર કરી ફ્રાન્સથી લશ્કર મંગાવ્યું. સ્પેન્સરને ફાંસી દેવામાં આવી ને રાજાને કેદ કરી રીબાવીને મારી નાંખવામાં આવ્યો.

**એડ્વર્ડ ૩ જો** ૧૩૨૭ માં ગાદીએ બેઠો. તેણે ૧૩૩૧ માં **માર્ચના અર્લ મોર્ટિમર**ને ફાંસી દીધો ને પોતાની મા ઇસાબેલાને કેદ કીધી. (તે કેદમાંજ મરી ગઇ હતી). સ્કાટ્લંડના બ્રૂસના મરણ પછી એડ્વર્ડે સ્કાટ્લંડ જીતવાનો ઉદ્યોગ ચલાવ્યો ને ૧૩૩૩ માં મોટું લશ્કર લેઇ સ્કાટ્લંડ ઉપર ચઢાઈ કીધી ને **હાલિડન હિલ** નામની ડુંગરી ઉપર લડાઇ થઈ તેમાં તેણે શત્રુના ૩૦ હજાર લશ્કરને કાપી નાંખી મોટી જીત મેળવી (૧૩૩૩ માં). પછી તેણે ફ્રાન્સને માટે તૈયારી કરી. **સ્લ્યૂઈસ** આગળ વહાણની લડાઇ થઈ તેમાં ફ્રાન્સે ઘણાંક વહાણ ને ૨૦ હજાર માણસ ખોયાં (૧૩૪૦).

એડ્વર્ડે ઇસાબેલાના (ફ્રાન્સના ચાર્લ્સ ચોથાની બેનના) દીકરા દાખલ ફ્રાન્સની ગાદીનો દાવો કરી પારીસ લગી જઇ પહોંચી **ક્રેસી** ગામમાં છાવણી કરી. ફ્રેન્ચ રાજા **ફિલિપ** ૧ લાખ ૨૦ હજાર લશ્કર લેઈ સામો આવ્યો તેને એડ્વર્ડે પોતાના ૩૦ હજાર લશ્કરથી હરાવ્યો (૧૩૪૬); ને ઘેરો ઘાલી બીજે વર્ષે **કાલેસ** શહેર લીધું. અંગ્રેજી લશ્કર ફ્રાન્સમાં છે એ લાગ જોઇ સ્કાટ્લંડનો **ડેવિડ** ઇંગ્લંડ ઉપર ઊતર્યો હતો, પણ એડ્વર્ડની રાણી ફિલિપાએ તેને હરાવી કેદ કર્યો હતો. ફ્રાન્સના રાજા સાથે કોલકરાર થયા ને સાત વર્ષ લડાઇ બંધ રહી. ૧૩૪૯ માં મરકીએ યૂરોપના ઘણાખરા દેશોમાંથી ત્રીજે હિસ્સે વસ્તી ઓછી કરી નાંખી—લંડનમાંથી ૫૦ હજાર માણસ ઓછાં થયાં હતાં. ૧૩૫૬ માં પાછી લડાઇ જાગી. એડ્વર્ડના પાટવીએ (કાળું બખ્તર પહેરવાના શોખથી તે બ્લાકપ્રિન્સ—કાળોરાજકુંવર કહેવાતો) આઠ હજાર લશ્કરથી **પોઇટીઅર્સ** આગળ ફ્રેંચનું ૬૦ હજાર લશ્કર હરાવ્યું ને રાજા **જોન**ને કેદી કીધો. બ્લાકપ્રિન્સે પોતાના કેદીને ઠાઠથી લંડન લેઈ જઈ ઘણાં સુખમાનથી રાખ્યો હતો.

પછી બ્લાકપ્રિન્સનું મરણ થયું; ને તેના હૈયાશોકથી એડ્વર્ડ રાજા વર્ષ પછી મરણ પામ્યો (૧૩૭૭).

---

* એ સભા તે પાર્લિમેંટનું મૂળ મંડાણ સમજવું.—હાલમાં સરદારસભા ને લોકસભા એમ બે જુદી સભાઓ મળીને પાર્લિમેંટ કહેવાયછે તેની સ્થાપના ૧૩૩૯–૧૩૪૩ માં થઇ હતી.

† એડ્વર્ડ વેલ્સની જાગીર પોતાના પાટવીને આપી હતી તે ઉપરથી ઇગ્લંડના રાજાઓના પાટવીઓ પ્રિન્સ આફ વેલ્સ કહેવાયછે. યુરોપમાં તોપ ગોળા વાપરતા થયા તે ક્રેસીની લડાઈના વખતથી.

એડ્વર્ડ રાજા પોતાની સુંદર, શૂરી ને વેપાર ધંધાને ઉત્તેજન આપનારી ફિલિપા સાથે ને બ્લાકપ્રિન્સ જેવા પુત્ર સાથે શિવલરીના નૈટરૂપે પ્રતાપી શોભ્યો.* તેમ પાર્લેમેંટે પોતાના હક્ક પંદરવાર તેની પાસે મંજૂર કરાવી રાજ્યનું બળ વધાર્યું. એડ્વર્ડે જ્યારે ત્યારે બેઅદલ ને ભારે ખર્ચની લડાઈઓ કરવાને પાર્લેમેંટ પાસે નાણું માગતો અને પાર્લેમેંટ રકઝકથી નાણું આપતી, પણ પ્રસંગે પ્રસંગે સનદપટા ઉપર સહી કરાવી લેતી. બ્લાકપ્રિન્સ ઇંગ્લંડ આવ્યા પછી ફ્રાન્સમાંનાં પ્રગણાં પાછાં ફ્રેંચ રાજાના તાબામાં ગયાં; માત્ર કાલેસ, બોર્ડો, બયોન, બ્રેસ્ટ, ચેરબુર્ગ એ શાહેરો અંગ્રેજી સત્તામાં કાયમ રહ્યાં. એડ્વર્ડના ઉપરથી સૌની પ્રીતિ ઊતરી ગઈ હતી ને મરતી વેળા પાદરી સિવાય બીજું કોઇજ તેની પાસે નહોતું. તે ને બ્લાકપ્રિન્સ પ્રસંગે અતિક્રૂર હતા તોપણ તેઓ બીજી વાતે બહુ સદ્ગુણી હતા. તેના રાજ્યમાં પાર્લેમેંટ હરવર્ષે મળતી; ઊનનો વેપાર વધ્યો; વિદ્વાનોને આશ્રય મળ્યો; ઓક્સફર્ડની પાઠશાળાને કેટલાક હક્ક મળ્યા; નોર્મન તથા સાક્સન એવો ભેદ લોકમાંથી ટળ્યો; અને સૌની એક ભાષા ને એક સરખી રીતભાત થઇ;—એડ્વર્ડના હૂકમથી સરકારી કામમાં ફ્રેંચ શબ્દ બહુ વપરાતા બંધ થયા. એ કાળથી આંગ્લો સાક્સન—અંગ્રેજી ભાષાનું સ્વરૂપ ઘડાવા માંડ્યું–**ચાસરે** અંગ્રેજીમાં કવિતા લખી.

ઈ૦ સ૦ ૧૩૭૭ માં બ્લાકપ્રિન્સનો અગિયાર વર્ષનો કુંવર **રિચર્ડ ૨ જો** એ નામે ગાદીએ બેઠો–**લાંકાસ્ટર, યોર્ક** ને **ગ્લોસ્ટર** અહીંના ડ્યૂકોએ રાજ્યકારભાર ચલાવ્યો. એઓના ટંટા બખેડાથી ઘણુંક નાણું ખરચાઈ ગયું. પંદર વર્ષની વયથી ઉપરના દરેક સ્રીપુરૂષ ઉપર અરધા રૂપિઆ જેટલો વેરો નાંખવામાં આવ્યો. ગરીબલોકને તે વેરો આપવો બહુ કઠણ લાગ્યો; ને તેઓએ **વોટ ટૈલર** નામના લુહારની ઉશ્કેરણીથી મોટું બંડ ઊઠાવ્યું ( ૧૩૮૧ ). ૧ લાખ લોક પોકાર કરતા લંડન ગયા. ટૈલર તરવાર દેખાડી ધમકાવતો હોય તેમ બોલતો હતો તે ઉપરથી લંડનના મેઅરે તેને સોટો માર્યો ને રાજાના એક નૈટે તેને તરવારથી કાપી નાંખ્યો. બંડ ઊઠાવનાર લોકે ગુસ્સાનો પોકાર કરી કામઠી ચઢાવી. સોળ વર્ષના રિચર્ડે તેમને કહ્યું કે આકળા કેમ પડોછો, આવો મારી પાછળ; ને પછી એક ખેતરમાં જઇ રાજાએ લોકના માગ્યા પ્રમાણે લખી આપી સૌને પોતપોતાનાં ગામ તરફ વેરાતા કીધા. પછવાડેથી રિચર્ડે તે લોકમાંના ઘણાકને ફાંસી દીધા.

રિચર્ડ મોજશોખમાં ગુલતાન રહેતો ને અપાત્ર સાથીઓના ઉપર મહેરબાન થતો; રાજ્યકારભારમાં લગાર પણ મન ઘાલતો નહિ; ને કારભારીઓ ઇચ્છા પ્રમાણે વર્તતા ને લોકના ઉપર જૂલમ કરતા. તેણે લાંકાસ્ટરના ડયૂકના દીકરા હેન્રિને રાજ્ય બહાર રહેવાનો હૂકમ કર્યો હતો, પણ તે પોતાના બાપના મરણ પછી તેનો વારસો લેવાને ઇંગ્લંડ આવ્યો. ઇંગ્લંડનું લશ્કર તેને મળી ગયું ને પાર્લેમેંટે રિચર્ડને પદભ્રષ્ટ ઠેરવ્યો. હેન્રિ રાજા થયો ( ૧૩૯૯ ) અને રિચર્ડ કેદખાનામાં સખ્ત વેઠી મરણ પામ્યો ( ૧૪૦૦ ).

## સ્પેન.

સ્પેનમાં કાસ્ટીલ તથા લીઓનનો **આલફોન્સો ૬ ઠ્ઠો** એણે મુસલમાન પાસેથી **ટોલિડો** લીધું ( ૧૦૯૫ ) અને **આરેગોનના આલફોન્સો ૧ લાએ** ઈબ્રો નદી લગી ફતેહ મેળવીને **સારાગોસા** જીતી એને પોતાની રાજધાની કીધી ( ૧૧૧૮ ). લીઓનના આલફોન્સો ૬ ઠ્ઠાએ ૧૦૯૫ માં પોતાની દીકરી બર્ગંડી રાજ્યકુળના **હેન્રિ** નામના નૈટને પરણાવી હતી ને પહેરામણીમાં જેટલો પ્રદેશ તે મૂર પાસેથી જીતે તેટલાની હાકમી તેને આપી હતી ને એ હક્કથી હેન્રિ પોર્ટુગલનો કૌંટ થયો હતો. હેન્રિનો દીકરો કૌંટ આલફોન્સો એણે મૂર હાકેમોના એકઠા મળેલા લશ્કરને હરાવ્યું ને તેના પોતાના લશ્કરે તેને **પોર્ટુગલનો** રાજા કરી થાપ્યો ( ૧૧૩૯ )–તેનું રાજ્ય **મિન્હો ને ડૈરો** એ બે નદીની વચમાના પ્રદેશનું હતું. ૧૧૪૭ માં તેણે **લિસ્બન** શહેર લીધું હતું ને ૧૧૮૫ માં મરતી વેળા પોતાનો દીકરો **સાંકો ૧ લો** એને ગાદી સોંપી હતી.

અગિયાર બાર એ સૈકામાં ખ્રિસ્તી ને મુસલમાન રાજાઓ વચ્ચે ઘણુંખરૂં લડાઇઓ ચાલ્યાં કરતી. તેરમા સૈકામાં ૧૨૩૦ માં લીઓનનો **ફર્ડિનાંડ ત્રીજો** એણે કાસ્ટીલને પોતાના રાજ્ય સાથે જોડી નાંખ્યું; ૧૨૩૮ માં **મહંમદે** ગ્રાનેડાનું મુસલમાની રાજ્ય થાપ્યું; આરેગોનના **પીટર ત્રીજાએ** ( ૧૨૭૬ ) સિસિલીના રાજાની દીકરી સાથે પરણેલો તે સંબંધે તે ટાપુ પોતાનો કર્યો. ચૌદમા સૈકામાં કાસ્ટીલના **આલફોન્સો ૧૧ માએ** મૂર લોકની સામા લડી મોટી જીત મેળવી ( ૧૩૪૦ ). એ ૧૩૫૦ માં મરકીના રોગ-

* એકવાર નાચમાં સાલિસ્બરીની કૌંટેસના પગનાં મોજાંનો ગાર્ટર—બંધ પડી ગયો હતો તે એડ્વર્ડે ઊંચકીને આપ્યો હતો—કહીને કે 'જે ભુંડું વિચારે તેનું ભુંડું થાઓ.' એ પ્રસંગ ઉપરથી ગાર્ટર નૈટની શિવલરી કહેવાઇ છે—( ૧૩૪૭ ).

માં મુઓ ત્યારપછી **પીડરો નિર્દય** એણે ૧૩૬૯ સૂધી રાજ્ય કીધું ને પછી **હેન્રિ બીજો** ગાદીએ બેઠો. એણે પોર્ટુગલના કાફલાને હરાવ્યો ને ઇંગ્લંડના કાફલાઓને હરાવ્યા હતા (૧૩૭૦-૧૩૭૧). આરેગોનના **જેમ્સ બીજા**એ સિસિલી ટાપુ ખોએલો તેના બદલામાં સાર્ડિનિયા ટાપુ મેળવ્યો (૧૩૨૫); ને એ ઉપરથી આરેગોનના રાજાઓને જીનોવાના પ્રજાસત્તાક રાજ્ય સાથે જ્યારે ત્યારે લડાઈઓ ચાલ્યાં કીધી. પોર્ટુગલમાં **ડાયોનિશિયસ પ્રમાણિક** ઉપનામનો હતો (૧૨૭૯-૧૩૨૫) તેણે એક પાઠશાળા થાપી, ખેતી વેપારને અને વહાણુની તેમ બીજી વિદ્યાઓને ઉત્તેજન આપ્યું. ૧૩૮૩ માં આલફોન્સો ૧ લાના વંશની સમાપ્તિ થઇ;-છેલ્લા રાજા ફર્ડિનાંડે પોતાની રાખેલીની દીકરીને કાસ્ટીલના જોન સાથે પરણાવી હતી ને તેને દીકરો અવતરે તે રાજ્ય કરે એવું ઠેરવ્યું હતું; એમ છતાં તેના મરણ પછી તેનો ભાઇ **ડોન જોન** ગાદી ઉપર બેઠો. કાસ્ટીલના રાજાએ લિસ્બનને ઘેરો ઘાલ્યો, પણ ૧૩૮૫ માં **જોન** પોર્ટુગલના દરબારી લોકના સમ્મતથી રાજા ઠર્યો ને તેણે દુશ્મનોને પોતાના રાજ્યમાંથી હાંકી કહાડ્યા.

### ફ્રાન્સ.

રોબર્ટ પછી હેન્રિ ને એના પછી ફિલિપ ને એના પછી લૂઇ (જાડો) ગાદીએ બેઠો (૧૧૦૮ માં). એ વખત ફ્રાન્સનું રાજ્ય ઘણુંજ નાનું હતું-**પારિસ ઓલિયન્સ, બૂરજિસ** અને એ શહેરોને લગતો અથવા પારિસ તથા તેની આસપાસનો ૬૦-૭૦ મૈલ લગીનો પ્રદેશ એટલુંજ હતું. લૂઇના વખતથી ફ્રાન્સ ઇંગ્લંડ વચ્ચે લડાઓ જારી થઇ. લૂઇને જ્યારે ત્યારે પોતાના અમીરોની સામા થવું પડતું; ને તેમાં તેને પાદરીઓએ સારી મદદ આપી હતી તેથી તેના મરતા પહેલાં થોડુંક આગમચ તેની હાક પિરીનીઝ સૂધી વાગી હતી. તે ૧૧૩૭ માં મુઓ ને તેના દીકરા **લૂઈ ૭*** માએ જર્મનીના મહારાજા **કોનરાન** ૩ જાને મળીને ક્રૂસેડ ઊભી કરી, પણ તેમાં તે બંને ફતેહ પામ્યા નહિ.

ઇ૦ સ૦ ૧૧૮૦ માં **ફિલિપ ઓગસ્ટસ** રાજા થયો. તેણે લોભ ને ખંધાઈથી પોતાના અમીરોના તાબાના મોટા મોટા પ્રદેશ પોતાની સત્તામાં આણ્યા-નોર્મંડી, આંજુ, મેન એ પ્રગણાં પોતાના રાજ્યમાં જોડ્યાં. ફિલિપે ખ્રિસ્તીઓને યાહુદીઓના કરજમાંથી છોડવ્યા ને પછી યાહુદીઓને પારિસમાંથી કહાડી મૂક્યા. ઇ૦ સ૦ ૧૨૨૩ માં લૂઈ આઠમો ગાદીએ બેઠો તે ફ્રાન્સની દક્ષિણમાં **આલબીજેન્સિઝ** ખ્રિસ્તીઓની સામા લડવામાં રોકાયો હતો. ઇ૦ સ૦ ૧૨૨૬ માં લૂઈ **નવમો સેંટ** અગિયાર વર્ષની ઉમરે રાજા કહેવાયો. રાજ્યકારભાર તેની મા કરતી. તેના રાજ્યનાં પહેલાં પંદર વર્ષમાં તો તેના હઠીલા અમીરોએ પોતાની સ્વતંત્રતા મેળવવાને બહુ બહુ ફાંફાં માર્યાં, પણ લૂઈની માએ તેમના ઉપર ફતેહ મેળવી. પછી લૂઈએ મધ્યમવૃત્તિ રાખીને ન્યાયબુદ્ધિથી રાજ્ય ચલાવી પોતાનો પ્રતાપ દેખાડ્યો. તેણે ગીએન પ્રગણું ઇંગ્લંડના **હેન્રિ** ૩ જાને આપી દેઈ લડાઈઓ થતી અટકાવી ને ફ્યૂડલ ધારાનો સંગ્રહ કરી અમલમાં આવતો કીધો કે જેથી પ્રજાના હક્કનું રક્ષણ થવા માંડ્યું. તે પોતાની મા પ્રત્યે અતિમાનવિવેકે વર્તતો ને તે બહુજ ધર્મવહેમી હતો તેથી તેણે બે ક્રૂસેડ કરી; છેલ્લીમાં તે ટ્યુનિસને ઘેરો ઘાલતાં ૧૨૭૦ માં મરણ પામ્યો. રાજા ફિલિપ ૩ જાએ પાંચેક અમીરોની જાગીર પોતાના રાજ્યમાં જોડી. ૧૨૮૫ માં **ફિલિપ** ૪ થો **ખૂબસુરત** રાજા થયો તે જાલમ લૂંટારો ને લોભી હતો. તેણે પણ કેટલીક જાગીર પોતાના રાજ્યમાં આણી. એડ્વર્ડ ૧ લો સ્કાટ્લંડ સાથે ગુંથાયલો હતો તેનો લાભ લેઈ તેણે **ગીએન** તથા **ગાસકની** એ પ્રગણાં જીતી લીધાં હતાં. તેણે શિક્કાઓનું મૂલ ઘટાડેલું, પાદરીઓ સાથે ટંટા કીધેલા ને દુશ્મન અમીરો વેર લેવાને ઝઝુમી રહેલા તેવા સંકટમાં (પોપની સામા પોતાના મતને પુષ્ટિ મળવાને) **સ્ટેટસ જનરલ**ની-સઘળા વર્ગના લોકની સભા બોલાવી હતી. ૧૩૦૨ માં તેણે ફલાંડર્સ ઉપર હૂમલો કરી લડાઈ કીધી, પણ તેમાં તે હાર્યો હતો ને ૧૩૦૫ માં તેઓનું સ્વતંત્રપણું તેને કબૂલ રાખવું પડ્યું હતું. તેણે ટેમ્પલર શિવલરીના ઘણાક નૈટોને જીવતા બાળી મૂક્યા ને તેઓની જમીન મિલ્કત **સેંટજોનના હોસ્પિટાલર નૈટોને** આપી (૧૩૧૨). રાજાએ લોકના ઉપર કર મૂકવાને બીજીવાર સ્ટેટસ જનરલની સભા બોલાવી હતી-૧૩૧૪.

પછી લૂઈ ૧૦ મો (૧૩૧૪), ફિલિપ પાંચમો (૧૩૧૬), ચાર્લ્સ ખૂબસુરત (૧૩૨૩) ને ફિલિપ છઠ્ઠો (૧૩૨૮) એ રાજા થયા. એ છેલ્લો ક્રેસીની લડાઇ કરી ૧૩૫૦ માં મુઓ ને તેનો દીકરો જોન એણે પોઈટીઅર્સની લડાઇ કરી દુર્દશા ભોગવી. અમીરોનો જાલમ ને તેઓનો ધિક્કાર ગામડીઆઓથી સંખાયો

* એની રાણી એલીઅનોર પાલેસ્ટૈન ગઈ હતી ને કોઈ તુર્ક સાથે લાગી હતી. લૂઈએ તલાક આપ્યા પછી તે ઇંગ્લંડના હેન્રિ બીજાને પરણી હતી.

નહિ ને એઓએ ૧૩૫૮ માં બળવો કીધો ને ભયંકર ઘાણ વાળ્યો. એ બળવો **જાકેરીને** નામે ઓળખાયછે;-એઓએ ૨૦૦ કિલ્લાને બાળી નાંખ્યા, ને તેમાંના માણસોને વાઢી નાંખ્યા; પછી અમીરો ઊલટ્યા ને એઓએ ગામડીઆઓને કાપી નાંખ્યા; એમ લોહીની રેલમરેલા થઈ રહી. જોનનો દીકરો **ચાર્લ્સ પાંચમો** ડાહ્યો (૧૩૬૪) ફ્રાન્સના રાજ્યને ઊંચી સ્થિતિમાં આણવાનો પ્રયત્ન કરતો હતો તેવામાં તે ૧૩૮૦ માં મરણ પામ્યો. ચાર્લ્સ છઠ્ઠો બાળક હતો તેથી તેના ત્રણ કાકા-**આંજુ બેરી** ને **બર્ગંડીના ડ્યૂક** કારભાર કરતા ને અતિસે કરવેરા મૂકી લોકને હેરાન કરતા. ચાર્લ્સે રાજ્યસત્તા પોતાને હાથ લીધી ત્યારે પણ તેના પ્રધાનોએ લોકનાઉપર જૂલમ કીધો. થોડી વાર પછી (૧૩૯૩ માં) ચાર્લ્સ ઘેલો થયો તે પાછો ઠેકાણે આવ્યોજ નહિ ને જુના કારભારીઓ પાછા રાજ્યમાં સત્તા ચલાવવા લાગ્યા.

હવે ફ્રાન્સના રાજ્યની અંતરસ્થિતી જોઈએ:-અગિયારમાં સૈકામાં ફ્યૂડલ રાજ્યવ્યવસ્થા પૂરી સબળ હતી-લોક અમીરોના ગુલામ બની રહ્યા હતા ને તેઓના ઝાંસેલા તૂકડા ખાતા. જેમ અમીરો જંગલી બળે લોકને લૂંટતા તેમ પાદરીઓ ધર્મભય બતાવી લૂંટતા; ન્યાય તો હતોજ નહિ; અમીરો માંહોમાંહે લડતા; ખ્રિસ્તી સાધુઓનું જોર બહુ હતું; તેઓ પોપનોજ હૂકમ માનતા, રાજા કે અમીર કોઈને ગાંઠતા નહિ. બારમા સૈકાના આરંભમાં ફ્રાન્સના રાજાના તાબાના મૂલકમાં જે શહેર કસ્બા હતા ત્યાંના લોકે અમીરોના અથવા પાદરીઓના જુલમથી કંટાળી બળવા ઊઠાવ્યા હતા ને રાજા અશક્ત હતા તેથી તેણે કેટલાંક શહેરોને પોતાનો બચાવ પોતેજ કરવો એવી છૂટ આપી હતી; ને એ ઉપરથી માત્ર તેજ શહેરો સ્વતંત્રતા ભોગવતાં થયાં હતાં. વળી કેટલીક નિશાળો મંડાઈ હતી ને ત્રણ હજાર વિદ્યાર્થીઓ **આબેલર્ડનાં** ભાષણો મેદાનમાં સાંભળતા. મહેલમાં ને કિલ્લાઓમાં શિવલરીની નીતિ પ્રકાશી રહી હતી-ને ટ્રોબેડર કવિઓ* પ્રેમ તથા સૌંદર્યને ગાતા હતા. ફીલિપ ઓગસ્ટસે પગાર આપી પાયદલ લશ્કર રાખ્યું તેથી પણ ફ્યૂડલ રાજ્યવ્યવસ્થાને થોડોક ધોકો લાગ્યો. ક્રૂસેડમાં ગએલા લોક એશિયામાંથી કોઢનો રોગ લાવ્યા હતા ને ચેપી રોગ તો દુકાળની પેઠે સાધારણ હતો. લડાઈઓ હમેશ ચાલ્યાં કરતી ને વચમાં વચમાં ખેતી બંધ પડતી તેથી દુકાળ ને મરકીમાં લોકનો ઘાણ વળતો.

તેરમા સૈકામાં લૂઈ **નવમાએ** ન્યાયનું બળ દેખડાવી ફ્યૂડલ મંડળનું બળ તોડ્યું—તેણે લોહીનો છાંટો પાડ્યા વગર ઘણાંક પ્રગણાં રાજ્યમાં જોડ્યાં; તેણે અમીરોના ટંટામાં પડી નિષ્પક્ષપાત રહી તેઓનું પરસ્પર સમાધાન કરાવ્યું; તેણે નિશ્ચયથી પણ તેમ પોપનું માન રાખીને રાજાના હક્કનો બચાવ કીધો ને ૧૨૬૮ થી ફ્રાન્સના ધર્મોપાધ્યાયને પોપથી કેટલીક વાતે સ્વતંત્ર કીધા; તેણે ફ્યૂડલ ધારાના સંગ્રહને યોગે પોતાના તાબાના રાજ્યમાંથી ઘણોક બખેડો ઓછો કીધો ને અદલ ઇનસાફના કાયદા બતાવ્યા—મિલ્કત જપ્ત કરવાનો ધારો કરી કુટુંબની વઢવાડો બંધ કરી; કેટલાક અમીરોએ પોતાના પ્રદેશમાં પોતાના શિક્કા ચલાવ્યા હતા તેનો અટકાવ કીધો; સાચાંજૂઠાંનો ઇનસાફ બે જણ પોતપોતાનાં શસ્ત્રથી લડી પોતેજ કરતા તે બંધ પાડ્યા; પાદરીઓની સત્તા વિષે નિયમ કર્યા; કેટલીએક સરકારી કામકાજની મંડળીમાં શહેરોમાંના કેટલાક જણને બોલાવવાનો ચાલ કહાડ્યો. ફિલિપની **સ્ટેટસ જનરલની** સભાથી લોકને રાજકાજમાં મત આપવાનો હક્ક મળતો થયો. ચૌદમા સૈકામાં કેટલાક ગુલામ ગામડીઆઓને કેટલાક હક્ક મળતા થયા; રાજ્યમાં રાજાની નહિ પણ સ્ટેટસ જનરલ સભાની સત્તા વધી હતી; પણ વળી પાછી રાજાઓની સત્તા પ્રબળ થઈ હતી.

## જર્મની.

માંહોમાંહે લડાઈ ચાલ્યા પછી ફિલિપનું ખૂન થયું ને ઓથો ૧૨૧૮ માં મરણ પામ્યો ત્યારપછી ફ્રેડરિક એકલો જર્મનીનો સ્વતંત્ર રાજા થયો. ક્રૂસેડમાં જવાનું પોપની આગળ કબૂલ કીધેલું છતાં પછવાડેથી તેણે આનાકાની કીધી તે ઉપરથી **પોપ ગ્રેગરી ૯** માએ ફ્રેડરિકને ખ્રિસ્તીમંડળ બહાર કરવાનો ડર દેખાડ્યો. ફ્રેડરિકે હિંમતથી હૂકમ કીધો કે ધર્મગુરૂઓએ પોતાના ધર્મનાંજ કામકાજમાં મચ્યાં રહેવું, બીજી આડી ખટપટમાં પડવું નહિ. ગ્રેગરીએ જણાવ્યું કે તે રાજપદને પાત્ર નથી. એમ રાજા તથા પોપ વચ્ચે અણબનાવ થયેથી ઇટલીમાં લડાઈ ને કાપાકાપી ચાલી, સામસામાં ઝેર દેવાયાં, ને ખૂન થયાં. પછી ફ્રેડરિકે જરૂસલેમ જવું નક્કી કીધું; પણ પોપે કહ્યું કે પ્રાયશ્ચિત્ત લીધાવિના તેનાથી જવાય નહિ. ફ્રેડરિક પોપની અવજ્ઞા કરી ચાલ્યો ને આગળ જેઓ ફાવ્યા હતા તેના કરતાં વધારે ફતેહમંદ થયો-જરૂસલેમ તથા તેને લગ-

* પ્રોવેન્સમાં-ફ્રાન્સની દક્ષિણે ને ઇટલીની ઉત્તરે અગિયારમા સૈકાથી તે તેરમાની આખરસૂધી ઘૂમ્યા હતા.

તો પ્રદેશ એ ઇજીપ્ટના સુલતાને ફ્રેડરિકને હવાલે કીધાં. ૧૨૩૦ થી તે ૧૨૩૮ લગીમાં જર્મનીમાં ઉદ્ધત ફ્યૂડલ સેવકોએ બખેડા મચાવ્યા હતા અને પોપની ઉશ્કેરણીથી લોમ્બર્ડીનાં શહેરોએ લડાઈ ચલાવી હતી; ને રાજકુંવર હેન્રિએ બળવો ઉઠાવ્યો હતો પણ તે સૌની સામા થઈને ફ્રેડરિકે સઘળી જગાએ ફતેહ મેળવી. તોપણ, પોપે પોતાનો મમત મૂક્યો નહોતો ને તેણે તેને ખરેખરો ખ્રિસ્તીમંડળબહાર કીધો (૧૨૩૯); ને તે પતિતની સામા સૌ ખ્રિસ્તી રાજાઓએ ક્રૂસેડ કહાડી લડવું એવું જાહેરનામું કર્યું (૧૨૪૦). ગ્રેગરી પછી સિલેસ્ટૈન ને **ઇનોસેંટ ચોથો** એ બે જણે પણ ફ્રેડરિકનો કેડો ન મૂક્યો. ઇનોસેંટ (૧૨૪૫ માં) ફ્રેડરિકને રાજપદભ્રષ્ટ કીધો; લશ્કરે બળવા ઊઠાવ્યા ને ફ્રેડરિક **પાર્મા** આગળ હાર્યો. પછી તે નેપલ્સ જઈ લશ્કર ઊભું કરતો હતો તેવામાં તે તાવ લાગુ પડવાથી ૫૭ વર્ષની ઉમરે મરણ પામ્યો, ૧૨૫૦. ફ્રેડરિક ઘણો બુદ્ધિમાન ને વિદ્યાને આશ્રય આપનારો હતો.

ઇ૦ સ૦ ૧૨૫૦ થી તે ૧૨૭૨ સૂધી જર્મનીમાં કોઈ રાજાની ખરેખરી સત્તા નહોતી—તે કાળાંતર રાજા વિનાનો કહેવાયછે. નાના નાના રાજાઓ એક બીજા સાથે લડતા તેવામાં વેપારનાં મોટાં શહેરોની સત્તા ધીમે ધીમે વધ્યાં કરતી હતી. તે શહેરોએ પોતાના રક્ષણનેમાટે પરસ્પર સંપ કરી રાખ્યો હતો—૧૨૪૧ માં લ્યૂબેક ને તેની પડોશનાં શહેરો બાલ્ટિક સમુદ્રના ચાંચિઆઓથી પોતાનું રક્ષણ કરવાને એક સંપ થયાં હતાં; દેશાવરોમાં તેઓએ વખાર રાખી હતી; લ્યૂબેક, કોલોન, બ્રંઝવિક ને ડાંટઝિક એ શહેરો આગળ પડીને વહીવટ ચલાવતાં.*

ઇ૦ સ૦ ૧૨૭૩ માં **આપ્સબર્ગનો રોડોલ્ફ** એ રાજા ઠર્યો. તે શક્તિમાન ને સમજુક રાજાએ પોતાના રાજ્યમાં ઠામ ઠામ ફરી ઘટતો બંદોબસ્ત કરી સલાહસુખ થાપ્યું. બોહીમિઆના રાજાએ બળવો કરેલો તેને હરાવ્યા પછી રોડોલ્ફે **ઓસ્ટ્રિયા, સ્ટીરિયા, કાર્નિઓલા** એ પ્રગણાંનું **ડ્યૂકડમ** (જાગીર ને હાકમી) પોતાના દીકરા આલ્બર્ટને આપ્યું (૧૨૮૩ માં). **રોડોલ્ફ** ૧૨૯૧ માં મુઆ પછી બીજે વર્ષે એક બીજાને રાજા ઠેરવવામાં આવેલો પણ ૧૨૯૮ માં આલ્બર્ટે તેનો અંત આણી પોતે મહારાજપદ ભોગવ્યું હતું. પછી લુકસમ્બર્ગનો હેન્રિ (૧૩૦૯); **બવેરિઆનો** લૂઈ (૧૩૧૪), **બોહીમિઆનો ચાર્લસ ૪ થો** (૧૩૪૭), ને **વેનસેસલેઅસ** (૧૩૭૮) એઓએ અનુક્રમે જર્મનીનું રાજ્ય કીધું હતું.

બારમા સૈકાની પહેલાં **સ્વિટ્ઝર્લંડ**નો થોડોક પ્રદેશ **સ્વેબિયાના,** કેટલોક **આરલ્સના** ને કેટલોક **બર્ગંડના** તાબામાં હતો. તે સઘળા તાલુકા સમુહરૂપે જર્મનીના મહારાજમાં ગણાતા, પણ કેટલીક જાગીરો આસ્ટ્રિયાવાળા અમીરની હતી. તેરમા સૈકાના અંતમાં આસ્ટ્રિયાના ડયૂકના તાબાનો હાપ્સબર્ગનો મહાલ કૌંટ રોડોલ્ફની સત્તામાં હતો ને એ સ્વિટ્ઝર્લંડમાં મોટી સત્તા ધરાવતો હતો. તેનો દીકરો આલ્બર્ટ જર્મનીનો મહારાજા થયો હતો તેથી તેણે જર્મનીના રાજ્યમાં ગણાતાં પ્રગણાંમાંનાં કેટલાંકને આસ્ટ્રિયા તાબા સાથે ભેળી નાંખવાનો ઉદ્યોગ ચલાવ્યો હતો; ને તે ઉપરથી સ્વિટ્ઝર્લંડના પહાડી લોકે બળવો ઊઠાવી જર્મનીના જૂલમગાર અમલદારોને* હાંકી મહેલ્યા હતા (૧૩૦૮ માં). આસ્ટ્રિયાના લોકે પોતાનું ઉપરીપણું જાળવવાને લડાઈઓ કરી, પણ **મોરગાર્ટન**ની લડાઈમાં હાર ખાધી; ને થોડાંક પ્રગણાંઓ સ્વતંત્ર થયાં (૧૩૧૫). આસ્ટ્રિયનોએ કેડો ન મૂક્યો, પણ ૧૩૮૬ ની **સેમ્પાક**ની લડાઈ પછી તેઓએ આશા છોડી. (પછી ઇ૦ સ૦ ૧૪૯૯ માં **બાસલેમાં** થએલા કોલકરારથી સ્વિટ્ઝર્લંડનું સ્વાધીનપણું સંધે કબૂલ રાખવામાં આવ્યું હતું.)

## ઇટલી.

તેરમા સૈકામાં ઉત્તર ઇટલીમાંનાં પ્રજાસત્તાક રાજ્યોએ જર્મનીના **ફ્રેડરિક બીજાને** પોતાનો મહારાજા

* એ શહેરોની આબાદાની ત્રણ સૈકા સૂધી ચાલી હતી. તેઓએ પાછલા રાજાઓ પાસે પોતાના હક્કની મંજુરીઅત લીધેલી તે સંબંધી કેટલુંક દફતર ચાર્લસ પાંચમાના એક અમલદારે સંતાડ્યું હતું; ને તે ઉપરથી તેઓએ મહારાજાનું ભય ન રાખતાં તેને મરણ તોલ માર મરાવ્યો હતો. તે શહેરોએ સ્વીડનના રાજાને ગાદી ઉપરથી ઊઠાડી મહેલી બીજા એકને બેસાડયો હતો. તે શહેરના વેપારીઓની દોલત એટલી બધી હતી કે એક પ્રસંગે બોલ—નાચમાં લોકનાં છઐરાંને પોતાના કરતાં વધારે શણગારેલાં જેઈ, ન ખમાયાથી ફ્રાન્સની રાણી દીલગીર થઇ ત્યાંથી ઊઠીને ચાલી ગઈ હતી.

* જેસ્સલર ગવરનરે યુરી શહેરના બજારમાં એક લાકડી ઉપર ટોપી મૂકી અને નીચાં વળી સલામ કરવાનો લોકને હૂકમ આપ્યો હતો. ટેલ નામના શખસે સલામ ન કીધી તે ઉપરથી કેદ કરી હોડીમાં બેસાડી સરોવર પાર લેઈ જતા હતા તેવામાં તોફાન થઇ આવ્યું ને તે જાણીતા પાસે હોડી હંકારવાને તેની બેડી કહાડી નાંખવામાં આવી કે ટેલ કૂદી પડી નાઠો; ને પછી કેટલેક દહાડે તેણે પોતાના દુશ્મનને તીર મારી પૂરો કર્યો હતો. ટેલ દેશાભિમાની એ ઉપનામે પ્રસિદ્ધિ પામ્યો છે.

કબૂલ રાખ્યો નહોતો અને એ ઝગડો ધર્મગુરૂ પોપ એઓએ વધાર્યો હતો. પછી જે ઝગડા ચાલ્યા તે કોઈ મતને માટે નહિ પણ પક્ષને માટે હતા—ગ્વેલ્ફ તથા ધીબીલૈનના અને પોપ તથા જર્મન રાજાના હતા. પ્રજાસત્તાક રાજ્યો આ હતાં. **મધ્ય લોમ્બર્ડી**નાં શહેરો (મિલાન, ક્રેમોના, પાર્મા, માંચ્યુઆ, લોદી ને બીજાં); **વેરોનાની માર્ચ**નાં શહેરો (એડીજ ને જર્મન સરહદ એ બેની વચમાંનાં); **રોમાગના**નાં શહેરો (બોલોગના, મોદીના ને ફરારા); અને **ટસ્કની**નું રાજ્ય. મધ્ય લોમ્બર્ડીનાં ને રોમાગનાનાં શહેરો ગ્વેલ્ફ, વેરોનાનાં ધીબીલૈન અને ટસ્કનીનાં વેળાએ ગ્વેલ્ફ ને વેળાએ ધીબીલૈન પક્ષનાં હતાં. ઇ૦ સ૦ ૧૨૩૭માં સઘળાં શહેરો ફ્રેડરિકની સત્તામાં ગયાં હતાં, પણ પોપે **વેનિસ** તથા **જીનોઆ**નાં રાજ્યોને પોતાના પક્ષમાં કરેલાં તેથી તેઓએ ફરીથી હથિયાર ઉચકયાં હતાં. ફ્રેડરિકના મરણ પછી લોમ્બર્ડીનાં શહેરોમાં ઉમરાવ તથા લોક એ બે વચ્ચે ઝગડો ચાલ્યો હતો ને તેમાં પણ પોપ પોતાનો ફાયદો જોતો.

**ફ્લોરેન્સ**માં ગ્વેલ્ફ ને ધીબીલૈન બંનેની સત્તા હતી. પણ ૧૨૫૦ માં ફ્રેડરિક બીજાના મરવાનાં બે વર્ષ અગાઉ ગ્વેલ્ફે પોપની મદદથી ધીબીલૈનને કહાડ્યા ને ત્યાં સ્વાધીન પ્રજાસત્તાક રાજ્ય કર્યું. ધીબીલૈન સિસિલીની મદદથી પાછા ભરાયા હતા, પણ એઓને પાછા ૧૨૬૭ માં ગ્વેલ્ફોએ હાંકી મહેલ્યા હતા.

**વેનિસ** એ પ્રજાસત્તાક રાજ્ય ક્રૂસેડના વખતથી વેપારનેલીધે મોટપણું પામ્યું હતું—ત્યાંના લોકે ગ્રીકરાજ્યમાં ને ટાપુઓમાં ને એશિયામાં ઘણેક ઠેકાણે કોઠીઓ ઘાલી હતી; ગ્રીક રાજાએ તો (૧૨૦૪ માં) કંઇક રાજકીય સત્તા પણ આપી હતી; કાળા સમુદ્રના કાંઠા ઉપર સઘળાં બંદરોમાં વેનિસના વેપારી હતા. **વેનીશિયન** લોક ઇલિરિયાને માટે હંગેરીઅન સાથે લડાઈ કરતા હતા, પણ તેવામાં તેઓને પ્રતિસ્પર્દ્ધી **જીનોઇસ** (જીનોઆ શહેરના) સાથે લડાઈઓ કરવી પડી. ૧૨૯૩ તથા ૧૨૯૮ માં ભારે હાર ખાધા પછી વેનીશિઅનનાં વહાણ કાળા સમુદ્રમાં ફરતાં બંધ થયાં હતાં. (વેનિસ અને જીનોઆ એ બેની પરસ્પર સ્પર્દ્ધા પ્રથમ ૧૨૬૪ માં પ્રગટ જણાઈ હતી). પછી વેનિસમાં ઉમરાવ તથા લોક વચ્ચે કલહ જાગ્યો ને તેનું છેવટ આ થયું કે દશ જણની મંડળી (નામની) સત્તાધારી કહેવાઈ, પણ ખરેખરી સત્તા શ્રીમંત લોકનીજ રહી.

**જીનોઆ** એ વેપારનું શહેર ઇટલીનું એક રાજ્ય ગણાતું, પણ ૧૨૩૮ થી તે લોમ્બર્ડીનાં શહેરોના સંપમાં દાખલ થયું હતું. તેરમા સૈકાના ઉત્તરાર્દ્ધમાં જીનોઈસ લોકે **કોન્સ્ટંટિનોપલ** તેના ખરા રાજવંશીઓને પાછું અપાવ્યું તેથી તેઓને વિશેષ હક્ક મળ્યા હતા ને એથી તેઓએ પાઈસા તથા વેનિસ એ બેની સત્તા તોડી હતી.

**પાઈસા** એ શહેર જર્મન મહારાજાઓના પક્ષમાં રહ્યું હતું; **સાર્ડિનિઆ** ટાપુ તેને તાબે હતો. **પાઈસા**માં ૧૧૧૭ થી પ્રજાસત્તાક રાજ્ય થયું હતું. કોર્સિકા ટાપુને માટે **પાઈસા** તથા **જીનોઆ** એ બેને લડાઇઓ થઈ હતી; ૧૨૮૪ માં તે ટાપુ જીનોઈસને હાથ ગયો હતો. પછી પાઈસાના રાજ્યના લોકને માંહોમાંહે ટંટા ચાલ્યા તેથી તેને જીનોઈસ સાથે લડતાં હારી પોતાનું બંદર બંધ કરવું પડયું હતું (૧૨૯૦).

**નેપલ્સ** ને **સિસિલી**—ફ્રેડરિક બીજાના મરણ (૧૨૫૦) પછી પોપે નેપલ્સને પોતાના રાજપ્રદેશમાં જોડી નાંખવાની ખટપટ કીધી ને પાદરીઓ તથા અમીરોને ઉશ્કેર્યા, પણ ફ્રેડરિકના દીકરા **કોનરાડ** તથા **માનફ્રેડ** એઓએ ફાવવા દીધું નહિ. લડાઇઓ થઈ ને ૧૨૬૬ માં નેપલ્સ ને સિસિલી આંજુના ચાર્લસના હાથમાં ગયાં. ૧૨૮૨ માં આરેગોનના રાજાએ સિસિલી તાબે કીધું; ૧૨૮૫ માં **ચાર્લસ ૨ જો** નેપલ્સનો ને આરેગોનનો **જેમ્સ** સિસિલીનો રાજા થયો; ૧૨૯૬ માં સિસિલીમાં **ફ્રેડરિક બીજો** રાજા થયો હતો.

**રોમના પોપ** પોતાનો રાજ્ય પ્રદેશ વધારવાને અનેક રીતે મથન કરતા પણ ફાવતા નહિ; તોપણ તેઓએ રાજાઓ ઉપર પોતાની ધર્મસત્તા ખંતથી કામે લગાડી તેઓને બહુ બહુ રીતે પજવ્યા હતા—ફ્રાન્સ, જર્મની, સ્પેન અહિંના રાજાઓને ખ્રિસ્તી મંડળ બહાર કરી તેઓની સામા ક્રૂસેડો ચલાવી હતી. **પોપ બોનિફેસ ૮ મો** (૧૨૯૪–૧૩૦૩) એણે પોતાની ધર્મસત્તાનું છેલ્લું બળ દેખડાવવામાં બાકી રાખી નહિ. તે ને તેનો સામાવાળો **ફ્રાન્સનો ફિલિપ ૪ થો** એ બે જણે પોતપોતાના હક્ક દાવા સરસાઈથી ઉદ્ધત થઈ પ્રગટ કીધા હતા. તેરમા સૈકામાં પોપની સત્તા જેટલી વધવાની હતી તેટલી વધી રહી હતી.

ચૌદમા સૈકામાં પોપની સત્તા ક્ષીણ થતી ચાલી. ઇગ્લંડના એડ્વર્ડ ૧ લાએ અને ફ્રાન્સના ફિલિપ ચોથાએ પોતપોતાના રાજ્યનાં ધર્મખાતાંનાં ઉત્પન્ન ઉપર હુમલા કરવા માંડ્યા હતા. બોનિફેસના મરણ પછી તેણે જે ફિલિપની વિરૂદ્ધ ફરમાન કહાડેલાં તે પોપ **બેનિડિક્ટ ૧૧ મા**એ રદ કીધાં; **ક્લેમેંટ** પાંચમાએ ફ્રાન્સના રાજાની ઇચ્છાથી રોમને ટાળી **આવિગ્નન**માં પોતાની ગાદી રાખી (૧૩૦૫); ક્લેમેંટ

પછી બીજા જે ઉત્તરોત્તર પોપ થયા તે ફ્રેંચ હતા. પાઠશાળાનાં ભણતરથી લોકમાં વિચાર કરવાની શક્તિ આવી હતી અને તેઓએ લોકભાષામાં ગ્રંથો કરવા માંડ્યા હતા; શાસ્ત્રી પંડિતોએ ને દેશાભિમાની પુરૂષોએ પોપની સત્તાના પાયાને ખોદવા માંડ્યો હતો; વાર્તા કવિતા લખનારાઓ પોપના દુરાચારને ઊઘાડા પાડતા હતા; અને **ફ્રાન્સિસ્કન** મંડળના ખ્રિસ્તી સાધુઓએ પણ પોપને ખ્રિસ્તી ધર્મથી ઊલટા ચાલનારા કહ્યા હતા. (પોપ પણ છેલ્લા હવાતીઆમાં અનેક રીતે ત્રાસ ઊપજાવતા).

ઇટલી તથા બીજા દેશના ઘણાખરા લોકની ઇચ્છા જોઈને ગ્રેગરીએ પોતાની ગાદી પાછી રોમમાં આણી (૧૩૭૬). ગ્રેગરીના મરણ પછી ફ્રેંચ ઉપાધ્યાઓ પોતાનામાંના એકને અને ઇટાલિઅન ઉપાધ્યાઓ પોતાનામાંના એકને ગાદી આપવામાં સામસામા થયા. ઇટલી, જર્મની, ઇંગ્લંડ એઓએ રોમમાં પોપ અર્બનને માન્યો અને ફ્રાન્સ, સ્પેન, સ્કાટ્લંડ, સિસિલી એઓએ **ક્લેમેંટ સાતમાને** માન્યો. (૧૩૬૮).

**રોમ**માં સિત્તેર વર્ષે પોપની ગાદી નહોતી તેવામાં ત્યાં અમીર ઉમરાવોમાં ઘણાંક તડાં પડ્યાં હતાં—કુટુંબના ઝગડાથી કેવળ અવ્યવસ્થા હતી. વચમાં **રીએનઝી** નામના ગરીબ માબાપના પણ વિદ્વાન પુરૂષે રોમના લોકના ભુતકાળનાં સ્વતંત્ર સુખવિષે ને તેઓની વર્તમાન દુર્દશાવિષે ભાષણો કરી દેશીઓને ઉશ્કેર્યા. રોમના લોકે તેને **ટ્રેબ્યુન** ઠેરવ્યો (૧૩૪૭) ને પછી તેણે પોપના ઠેરવેલા રાજકારભારીઓને ઊઠાડી મૂક્યા, શ્રીમંત કુળના કેટલાક દુષ્ટ લોકને મરણ દંડ કીધો ને કેટલાકને રોમના રાજ્યની હદ બહાર કહાડ્યા. ઇટલીનાં શહેરોએ તેની સાથે સંધિકાર્ય કીધાં; હંગરીનો રાજા ને નેપલ્સની રાણી એઓએ તેને પોતાનાં કામમાં પંચ ઠેરવ્યો; મહારાજા લૂઈએ તેની સાથે મૈત્રી કરવી ઇચ્છી ને પોપે પત્ર લખી તેનાં સઘળાં કામને પસંદ કરી કબૂલ રાખ્યાં. પછી તેણે હુકમ જેવું જાહેરનામું કહાડ્યું કે રોમ દુનિયાની રાજધાની છે; અને પોતે ઘણાક ખિતાબ ધારણ કીધા. એમ અભિમાનને ઘેર જવાથી પોપે તેને ખ્રિસ્તી મંડળ બહાર કીધો; લોકે તેને છોડી દીધો; અને ઉમરાવો પાછા રોમમાં આવ્યા. રીએનઝી ભટકતો ને પોપના કારભારીઓએ તેને પકડી કેદમાં નાંખ્યો. વળી તે પોપનો હુકમ લેઈ રોમનો કારભાર કરવા આવેલો, પણ પછવાડેથી તેને કોઈએ મારી નાંખ્યો (૧૩૫૪). તેણે પ્રથમ સાત ને પછી ચાર મહિના રોમમાં કારભાર કીધો હતો.

**જીનોઆ**ના રાજ્યમાં પણ શ્રીમંત કુળોમાં લડાઈ ટંટા ચાલતા, પણ પછી લોકમાંના મુખ્યજનની મંડળીની રાજ્યસત્તા થઈ હતી. પહેલવહેલો વડો ન્યાયાધીશ ૧૩૩૯ માં ઠર્યો હતો. જીનોઇસ લોક (૧૩૭૮ માં) વેનીશિયન વહાણોના કાફલાને હરાવી વેનિસને ઘેરો ઘાલવાને હંકારતા હતા, પણ તેવામાં નિરાશ થએલા વેનીશિયનોએ છેલ્લી હિંમત ભીડી વહાણો તૈયાર કીધાં ને જેનોઇસના કાફલાને ઘેરી લેઈ તેઓને તાબે થવાની ફરજ પાડી—એ પછી જીનોઆની પડતી થતી ચાલી ને ૧૪૦૧ થી શહેરનું રક્ષણ ફ્રેંચ ગારિસને આવી કરવા માંડ્યું.

**ફ્લોરેન્સ**માં જેવી સામસામી ચાલતી તેવી ઇટલીનાં બીજાં કોઈ શહેરમાં ચાલી નથી—જે પક્ષના લોકનું પ્રબળ થતું તે બીજા પક્ષવાળાને રાજ્ય બહાર કરતા અથવા મારી નાંખતા. ચૌદમા સૈકાના આરંભમાં ગ્વેલ્ફ લોકે મોટા કવિ **ડાંટીને** શહેરમાંથી કહાડી મૂક્યો હતો ને તે બિચારાએ મરતાં લગી ટસ્કની તથા રોમાગનાનાં ગામોમાં ભટક્યાં કીધું હતું. ઇ૦ સ૦ ૧૩૪૨ માં ફ્લોરેન્સમાં લોકનું રાજ્ય થયું હતું; ને ત્યાં ૧૩૪૮ માં મોટી મરકી ચાલી હતી.

ચૌદમા સૈકામાં ઇટલીમાં **મિલાન, ફ્લોરેન્સ, જીનોઆ ને નેપલ્સ** એ રાજ્યોનો ઉત્કર્ષ હતો; પોપે પોતાના પ્રદેશનું રાજ્ય વ્યવસ્થિત કીધું હતું; અને ગદ્યપદ્ય વિદ્યામાં તથા ચિત્ર વિદ્યામાં ઘણાક જણ મોટાં માનને પાત્ર થયા હતા.

## એશિયામાં મુગલ રાજ્ય.

ચીનાઈ તાતાર દેશના દૂરના પ્રાંતમાં સેલિંગા નદીના કાંઠાના પ્રદેશમાં ૩૦ હજાર કુટુંબનો સરદાર જે મોટો **ખાન** કહેવાતો તે મરણ પામ્યો ત્યારે તેના **તેમુજિન** નામના એક બાળકને માત્ર ૧૩ કુટુંબ પોતાનો સરદાર માની રહ્યાં હતાં. એક વાર તે લોક સૌ એકઠા થયા હતા ત્યાં કોઈ ડાહ્યામાં ખપતા શખ્સે કહ્યું કે મેં સાણામાં ઈશ્વરને પોતાની દેવસભામાં બોલતાં સાંભળ્યો છે કે **તેમુજિન** તે ચિંગીસ—જેંઘીસ એટલે મોટો ખાન થશે. સૌ મુગલોએ જેંઘીસખાનને સરદાર માની તે જ્યાં લેઈ જાય ત્યાં જવાના સોગન ખાધા (૧૨૦૬).

જેંઘીસે પ્રથમ તો ચીનનું રાજ્ય ઊંધું વાળ્યું ને રાજધાની પોતાના તાબામાં લીધી; કોરિયા જીત્યું; પછી પશ્ચિમ તરફ તીબેટ તાબે કીધું ને કાશ્મીરની સરહદ ઉપર રહીને **ખારિસ્મ**ના સુલતાનના ૪ લાખ લશ્કર-

ને હરાવ્યું; ઇરાન જીત્યું, કાસ્પિઅન સમુદ્રના કિનારાનો પ્રદેશ જીત્યો ને **રૂશિયાના ઝારને** હરાવી ભગાડયો. ચીનાઈ સમુદ્રથી તે કાળા સમુદ્ર સૂધીનો મોટો પ્રદેશ તેણે તાબે કીધો હતો. તે ૧૨૨૬ માં મરણ પામ્યો, પણ તેના દીકરાઓએ નવા દેશ જીતવા જારી રાખ્યા હતા—એકજણે મોટા પટની નદીઓ ઓળંગી યૂરોપમાં ધશી રૂશિયા જીત્યું. પોલંડઉપર હુમલો કીધો ને **લબલીન** તથા **ક્રાકો** એ શહેરોનો નાશ કીધો; યૂરોપના રાજાઓ કાંપવા લાગ્યા. **ફ્રેડરિક બીજા**એ ને પોપે ખ્રિસ્તીઓને ઉશ્કેર્યા ને **લિગનીટ્ઝ** આગળ લડાઈ થઈ તેમાં તેઓ હાર્યા ને મુગલોએ મોટો પ્રદેશ ઊજડ વાળ્યો, પણ એઓ ઘેરો ઘાલવાની રીતમાં ઝાઝા જાણીતા નહોતા તેથી પાછા ફર્યા (૧૨૪૨). તેઓએ ૧૨૫૮ માં બગદાદની ખલીફાની ગાદીની સમાપ્તિ કરી—ચાળીસ દહાડા તે શહેર લૂંટાવ્યું હતું ને ૨ લાખ માણસ કાપી નાંખ્યાં હતાં. **કયુબ્લે**ખાને ૧૨૭૯ માં ચીનની પૂરી જીત કરી ને ૧૨૯૪ સૂધીમાં તેણે પોતાના મોટા વિસ્તારવાળા રાજ્યને સર્વોપરિ ઝળકાવ્યું.

પછી તરતજ મુગલ રાજ્યના કકડા થયા. **ઇરાન**નું, **ઝગતૈ**નું (દક્ષિણ પૂર્વ એશિયાનું), **કામસ્કાટકા**નું (રૂશિયાનું). અને **ચીન**નું એ રાજ્યો થયાં. ઇ૦ સ૦ ૧૩૫૫ માં પ્રાંતોના અમલદારોએ સ્વતંત્ર કહેવડાવવા માંડયું તેમાં બગદાદવાળાએ કાસ્પિયન સમુદ્ર સૂધી પોતાનો પ્રદેશ વધાર્યો. તે રાજ્ય ઉપર તુર્ક લોક ને રૂશિયાના મુગલો હુમલા કરતા પણ તૈમુરલેને તે રાજ્યને ઊધું વાળ્યું.

**તૈમુરલેન** ઢોરાં ચારતો ને તેણે ૧૯ વર્ષની ઉમરે કોઈ પણ જીવની હિંસા ન કરવાનો નીમ લીધો હતો. તે પોતાના દેશને **કાલમક** લોકના હૂમલામાંથી ઊગારી સ્વતંત્ર કરવાના વિચાર કર્યા કરતો. તે ૨૭ વર્ષની ઉમરે ઝગટૈની ગાદીએ બેઠો. (૧૩૭૦ માં) ત્યાર પછી પોતાનું ઝૂંડ લેઇ નવા મૂલક તાબે કરવા નીકળ્યો; તેણે તુર્કસ્તાન ૧૩૮૩ માં, ને ઇરાન ૧૩૯૩ માં જીત્યું; અને ૧૩ મૈલ જમીન રોકાય તેટલાં મોટાં લશ્કર સાથે તાતારદેશના પૂર્વ પ્રદેશ ઉપર ચઢાઈ કરી. તેણે ૯૨ હજાર ઘોડા સાથે હિંદુસ્તાનમાં આવી કતલ કરી દિલ્હી લીધું ને લૂંટયું (૧૩૯૮). એક વર્ષ પછી તે તુર્કસ્તાનના **બજાઝેટ ૧ લા**ને લડાઇ આપવાને નીકળ્યો. ઇ૦ સ૦ ૧૪૦૨ માં **આંગોરા**ની લડાઇમાં તુર્ક લોક હાર્યા પછી તેમુર એશિયા ખંડના ઘણા મોટા ભાગનો સ્વતંત્ર સત્તાધારી થઇ ૧૪૦૫ માં મરણ પામ્યો હતો.

## ઓથમન તુર્કનું રાજ્ય.

સૈકોનિમના સલજુક સત્તાધારીઓ નબળા પડવાથી તુર્ક લોકનાં કેટલાંક કુટુંબોએ એશિયામૈનરના પહાડોમાં જઇ નાનાં રાજ્યો થાપ્યાં હતાં ને ત્યાંથી તેઓ ગ્રીક રાજ્યના પ્રદેશો ઉપર હૂમલા કર્યા કરતા. **કારાહિસ્સરન**નો **ઓથમન** એણે **બીથિનિયા**માં પોતાની સત્તા વધારી ને તેના દીકરા **ઓરકન** એણે (૧૩૨૬ માં) સુલતાનનો ખિતાબ ધારણ કરી પોતાનું રાજ્ય વધાર્યું કોન્સ્ટંટિનોપલના કેટલાક દરબારીઓના તેડવા ઉપરથી તુર્ક લોક તે રાજધાનીની પડોસમાં જઈ રહ્યા ને ત્યાંથી તેઓએ ધીમે ધીમે સઘળો પ્રાંત તાબે કીધો (૧૩૬૦ માં). ઓથમન કુળના **અમુરથ** ૧ લાએ ગ્રીક રાજાને એટલો હલકો પાડયો કે તેને પોતાના ચાર દીકરા તુર્કની દરબારને ઓળમાં સોંપવા પડ્યા. ઓરકને અથવા અમુરથે જબરા ખ્રિસ્તી કેદીઓને લડાઇનું કામ શીખવી પોતાનાં લશ્કરમાં રાખ્યા હતા, તેઓ **જેનીઝરીઝ**—નવા સિપાઈ કહેવાતા. **બજાઝેટ** સુલતાને ૧૪ વર્ષમાં યુફ્રેટિસ ને ડાન્યુબ એ બેની વચમાંનો મૂલક જીતી તાબે કીધો. તેણે ઇ૦ સ૦ ૧૩૯૬ માં હંગરીના રાજા સીજીસ્મડને અને ફ્રાન્સ તથા જર્મનીના મોટા બહાદુર **નૈટો**ને નૈકોપોલિસની લડાઇમાં હરાવ્યા હતા.

## હિંદુસ્તાન.

શાહબુદ્દીન ઘોરીના મરણ પછી તેનો સરદાર કુતબુદ્દીન દિલ્હીમાં સ્વતંત્રપણે રાજ્ય કરવા લાગ્યો (૧૨૦૬ થી). તે પ્રથમ ગુલામ હતો તે ઉપરથી તેની પછી જે બાદશાહ થયા તે ગુલામવંશના કહેવાયછે. કુતબુદ્દીન ૧૨૧૦ માં ને તેનો દીકરો આરામ ૧૨૧૧ માં મુઆ પછી કુતબુદ્દીનનો ખરીદ કરેલો ગુલામ જે પછવાડેથી ચઢતાં ચઢતાં તેનો જમાઈ થયો હતો તે શમસુદ્દીન અલ્તમસ દિલ્હીની ગાદીએ બેઠો. તેણે સિંધ તાબે કીધું અને બંગાળ તથા બહાર પ્રાંતોનો નવાબ મહંમદ બખત્યાર પોતે સ્વતંત્ર કહેવડાવવાની તદબીર કરતો તેની પાસે દિલ્હી સરકારના હૂકમ પ્રમાણે વર્તવાનું કબૂલ કરાવ્યું. તેણે માળવાનું માંડુ શહેર લીધું ને ગ્વાલિયરના લોકે બંડ કીધું હતું તેનો બંદોબસ્ત કરી તે શહેર તાબે કીધું. પછી મુલતાન ઉપર ચઢાઈ કરવાની તૈયારી કરેછે. તેવામાં તે મરણ પામ્યો (૧૨૩૬). અલ્તમસે ઉત્તર હિંદુસ્તાનનાં ઘણાંખરાં રાજ્યો પાસે પોતાનું ધણીપણું કબૂલ કરાવ્યું હતું, પણ કેટલાક પ્રાંત ખરેખરા ને કેટલાક નામનાજ તેના તાબામાં હતા. દિલ્હીની પાસે કુતુબમીનાર

નામનો ૨૪૨ ફુટનો મિનારો છે તે અલ્તમસના રાજ્યમાં પૂરો બંધાઈ રહ્યો હતો.

રૂક્નુદ્દીન બાદશાહ રામજની ગવૈયા મશ્કરા એઓમાંજ ખુશ રહેતો ને રાજકારભાર તેની મા કરતી. મુસલમાનોએ તેને ઊઠાડી મૂકી તેની બહેન **રિજિઆ બેગમને** ગાદીએ બેસાડી. તે ઘણી ભણેલી નહિ, પણ કુરાન શુદ્ધ વાંચતી; જાતે તે તખ્ત ઉપર બેશી ફરીઆદ સાંભળતી ને વેળાએ ઇનસાફ પણ કરતી; તે તદબીરથી કામ કહાડનારી ને સૌને ખુશ રાખનારી હતી; તેણે શરૂઆતમાં થોડીક બહાદુરી પણ બતાવી હતી. તેણે પોતાના એક હબસી ગુલામને **અમીર અલ ઉમરાવનો** દરજ્જો આપ્યો તેથી ઉમરાવો નારાજ થયા. **અલતુનિયા** નામના સરદારે બંડ ઊઠાવેલું તેની સામા રિજીઆએ ફોજ મોકલી, પણ એજ ફોજમાં બખેડો થયો; ને ફોજે રિજીઆને કેદ કરી અલતુનિયાના હવાલામાં સોંપી. રિજીઆએ પોતાના રખેવાળને વશ કરી લેઈ તેની સાથે લગ્ન કીધું ને પછી બંનેએ દિલ્હી ઉપર ચઢાઇ કીધી. બે લડાઇ થઈ ને બંને જણ કેદી થઇ માર્યાં ગયાં. રિજીઆએ સાડાત્રણ વર્ષ રાજ્ય કીધું ત્યાર પછી મૌજુદ્દીન બહેરામ બે વર્ષ બે મહિના રાજ્ય કરીને માર્યો ગયો—એના વખતમાં મુગલોએ પંજાબ ઉપર હલ્લો કર્યો હતો, પણ તેઓ પાછા ફર્યા હતા. **અલ્લાઉદ્દીન મસાઉદ** જે ઘાતકી ને રંડીબાજ હતો તેના બે વર્ષના રાજ્યમાં મુગલોએ ટીબેટમાંથી ઊતરી બંગાળા ઉપર હલ્લા કર્યા હતા.

**નાશરૂદ્દીન મહંમદે** વીસ વર્ષ રાજ્ય કર્યું (૧૨૪૬—૧૨૬૬) તેમાં ઘણાંક બંડ થયાં ને સરહદ ઉપર હલ્લા થયા તોપણ રાજ્યને કંઈ પણ આંચ લાગી નહિ. તેના વજીર **ગ્યાસુદ્દીનબુલબને** (પ્રથમ તુર્કી ગુલામ હતો) સિંધુની પશ્ચિમે આવી પડેલા મુગલોના ભયથી તે સરહદને લગતા પ્રદેશનો એક સૂબો કીધો ને તે પોતાના ગુલામ શીરખાનના હવાલામાં આપ્યો; તેની સલાહથી નાસરૂદ્દીને પંજાબ જઈ ગક્કરલોક જે મુગલને મદદ કરતા તેઓને સજા કરી ને જાગીરદારોને લશ્કર તૈયાર રાખવાની તાકીદ કરી. પાછલી બાદશાહીની અંધાધુંધીમાં હિંદુરાજાઓએ જમનાના બંને પાસના કાંઠાને લગતા પ્રદેશમાં, બુંદેલખંડમાં, ચિતોડ ચાંદેરી વગેરે શહેરોમાં બંડો ઊઠાવ્યાં હતાં ત્યાં પાછો નાસરૂદ્દીને પોતાનો અમલ બેસાડ્યો. તેના સરદાર શીરખાએ મુગલોને હરાવી ગીજની શહેર લીધું. પછી તેની બુલબન ઉપર ઇતરાજી થઇ ને તેને વજીરાત ઉપરથી ઊઠાડ્યો. બુલબને સરહદ પ્રાંતના સૂબેદારો સાથે ગોઠવણ કરી તેઓની ફોજ મંગાવી ને નાસરૂદ્દીને બુલબનને પાછી વજીરાત આપી. જંઘીસખાનના છોકરાના છોકરા હોલાકુખાનની તરફથી વકીલ આવેલો તે ટાણે નાસરૂદ્દીને પોતાની બાદશાહીનો પૂરો ઠાઠ દેખાડ્યો હતો. નાસરૂદ્દીન પોતાના ઘરવહેવારમાં બહુજ સાદો હતો. તે કિતાબોની નકલો કરી વેચી પોતાનો ઘરખર્ચ ચલાવતો, તેનું ખાણું છેકજ સાદું હતું; તેનું ખાણું તેની સ્ત્રીજ ગુલામડીની મદદવિના રાંધીને તૈયાર કરતી; એક પરણિયત સ્ત્રી સિવાય બીજી કોઈ સ્ત્રીને તેણે રાખી નહોતી; તે વિદ્યા હુંનરને ચહાતો; ને ભલો હતો. **ગ્યાસુદ્દીન બુલબન** (૧૨૬૬—૧૨૮૬) તદબીરીઓ ખટપટી ને શૂરો ને જાલમ બાદશાહ હતો. પછી બાદશાહીને માટે ઝગડો ઊઠ્યો ને દરબારમાં ત્રણ તડાં બંધાયાં. અંતે ગીલચી ફોજના સરદાર ૭૦ વર્ષના જલાલુદ્દીને તાતારના સરદારોનું અને ગીજની ઘોરના જૂના સરદારોનું ફાવવા ન દેતાં પોતે લશ્કરની મદદે બાદશાહ કહેવડાવ્યું (૧૨૮૮).

ગીલચી જલાલુદ્દીન ભલો ને દયાળુ હતો, પણ એ તેના સ્વભાવથી લુચ્ચાઓને લાભ થયો ને રાજ્યનો બંદોબસ્ત ઢીલો પડ્યો—સૂબાના અમલદારો ખંડણી આપતા બંધ થયા, બાદશાહી હૂકમને તરછોડતા થયા ને વટેમાર્ગુઓને લૂંટવા લાગ્યા. માળવામાં બંડ થયું તેનો બંદોબસ્ત કરવા બાદશાહ જાતે ગયો ને પંજાબમાં મુગલની મોટી ફોજ આવી હતી તેને તેણે હરાવી સલાહમાં પાછી વીદાય કરી—એ વખત ત્રણ હજાર મુગલ મુસલમાન થઇ બાદશાહની નોકરીમાં રહ્યા (૧૨૯૨). બીજે વર્ષે બુંદેલખંડમાં ને માળવાના પૂર્વ ભાગમાં બંડો થયાં હતાં તે તેના ભત્રીજા અલ્લાઉદ્દીને બેસાડ્યાં. અલ્લાઉદ્દીને રજવાડાના કિલ્લાઓ લૂંટી પોતાની ફોજ વધારી તોપણ જલાલુદ્દીને તેનો ડર ન રાખતાં તેને (**કરા**નો સૂબો આપ્યો હતો ને વળી) અયોધ્યાનો સૂબો આપ્યો.

દક્ષિણમાં પહેલો જનારો મુસલમાન સરદાર અલ્લાઉદ્દીન હતો તેણે વરાડપ્રાંતનાં રાનોમાં થઇને ઇલીચપૂર સૂધી બંદોબસ્ત કીધો ને નર્મદા ઊતરી દેવગઢ* (દોલતાબાદ) ઉપર ધસારો કીધો. ત્યાંનો રજપૂત રાજા રામદેવ અસાવધ હતો તોપણ તે ત્રણ હજાર લશ્કર જેમ તેમ ઊભું કરી લડ્યો પણ હાર્યો ને એક કિલ્લામાં ભરાયો કે જ્યાં કેટલીક મદદ આવી મળી હતી. અલ્લાઉદ્દીને રામદેવની પાછળ ન પડતાં શહેર લૂંટ્યું, સાહુકારને નીચોવ્યા અને હાથી ઘોડા ને પુષ્કળ

* હાલનો મહારાષ્ટ્રદેશ તે દેવગઢનું રાજ્ય હતું.

ધન પોતાના રાજ્યમાં મોકલી દીધાં. પછી તે દેવગઢને ઘેરો ઘાલી રામદેવને ગભરાવી કેટલીક કબૂલાત કરાવી લડાઈ બંધ રાખતો હતો તેટલામાં રામદેવનો દીકરો મોટી ફોજ લેઈ દૂરથી આવી પહોંચ્યો. તેણે બાપનું ન માનતાં લડાઈ કીધી અને હારીને ઇલીચપુર વગેરે પ્રાંત તથા બીજું કેટલુંક ધન એ આપવા કબૂલ કર્યો; ત્યારપછી અલ્લાઉદ્દીન ખાનદેશ થઈ માળવે ગયો.

હૂકમ વગર અલ્લાઉદ્દીને દક્ષિણમાં સવારી કરી ને પોતાની તરફની કંઈજ ખબર ન મોકલી તે ઉપરથી બાદશાહને ફીકર થઈ હતી. દરબારીઓએ અલ્લાઉદ્દીનની દાનત ઉપર ભરોસો ન રાખવાનું કહ્યું, પણ તેણે ઉદાર બુદ્ધિથી સાંભળ્યું નહિ. અલ્લાઉદ્દીને પોતાના ભાઈને કાકા પાસે મોકલી તેના મનનો ખતરો કહડાવ્યો ને વગર ફોજે મળવા આવવાનું ઠેરવ્યું. કાકા ભત્રીજા મળ્યા—અલ્લાઉદ્દીન પગે લાગ્યો ને પછી જલાલુદ્દીન વહાલમાં ગદગદ થઈ બોલેછે તેવામાં ભત્રીજાએ ઇસારત કરી મારાઓ પાસે ૭૭ વર્ષના કાકાને ઠોર કરાવ્યો (૧૨૯૫); અને પોતે તેનું માથું ભાલા ઉપર ખોશી લશ્કરમાં તથા શહેરમાં બધે ફેરવાવ્યું.

**અલ્લાઉદ્દીને** દિલ્હી આવી કાકાના બે દીકરાને અભય આપી તેઓ ને ઠોર કીધા; કાકીને પણ નજરકેદ રાખી. તેણે ૧૨૯૭ માં **કરણઘેલાને** દક્ષિણમાં ભગાડી ગૂજરાતનું હિંદુરાજ્ય ઊધું વાળ્યું; ૧૩૦૦ માં રણથંભોરનો કિલ્લો ત્રીજે ઘેરે સર કીધો ને ત્યાંના રાજકુટુંબને મરાવી નાંખ્યું; ૧૩૦૩ માં ચિતોડનો કિલ્લો લેઈ મેવાડનું રાજ્ય જીત્યું; મારવાડમાં ઝાલોર ને સેવના એ લીધાં; ૧૩૦૯ માં તેના સરદાર કાફૂરે તેલંગણને ઊજડ વાળી વરંગુળ લીધું; ૧૩૧૦ માં કર્ણાટકના બલ્લાળ રાજ્યની સમાપ્તિ કરી, ને રામેશ્વરમાં એક મસીદ બંધાવી; રામદેવ મરણ પામ્યા પછી તેનો દીકરો ખંડણી નહોતો આપતો તે ઉપરથી લડાઇ કરી દેવગઢ લીધું ને બધો મહારાષ્ટ્ર તથા કર્ણાટક દેશ ઊજડ કર્યો (૧૩૧૨). કેટલીક લડાઇઓમાં તેના સરદાર મલેક કાફૂરે ફતેહ મેળવી હતી.

પછવાડેથી અલ્લાઉદ્દીન કાફૂરને વશ થઈ રહ્યો; લોક, ઉમરાવ, કાફૂરના જૂલમથી ત્રાસ પામ્યા; ગૂજરાતમાં બંડ થયું, હમીરે ચિતોડ પાછું લીધું ને રામદેવના જમાઈ **હરપાળે** મુસલમાન કિલ્લેદારોને હાંકી મૂકયા. એ ખબર સાંભળ્યા પછી થોડે દહાડે (૧૩૧૬ માં) અલ્લાઉદ્દીન મરણ પામ્યો; કહેવાયછે કે કાફૂરે ઝેર આપ્યું હતું. અલ્લાઉદ્દીન શઠ, સ્વાર્થી, સત્તાલોભી ને ધનલોભી હતો; સગાં સંબંધીઓનો હત્યારો, વિશ્વાસઘાતી, કપટી, વહેમી, ક્રોધી ને ક્રૂર હતો; તે લડાઈમાં તદબીરીઓ, ઝડપથી ધસારો કરનારો ને મારમાર કરી જીત મેળવનારો હતો. અલ્લાઉદ્દીને રાજ્ય વધાર્યું તોપણ જ્યારે ત્યારે લશ્કરમાં ફિતૂર ને દંગા થતા; એકવાર તેણે પોતાના લશ્કરમાંના ૧૫ હજાર મુગલની કતલ કરાવી હતી.

મલેક કાફૂરે અલ્લાઉદ્દીનના બે મોટા છોકરાઓના ડોળા કહડાવ્યા ને ત્રીજાને મારાઓને સોંપ્યો, પણ એઓએ દયા આવેથી મુબારીકને જીવતો રાખ્યો. પછી બાદશાહી હજૂર લશ્કરના સરદારે કાફૂરને મારી નાંખી મુબારિકને ગાદી આપી (૧૩૧૭). એણે ગૂજરાતમાં થએલા બખેડાનો બંદોબસ્ત કરવાને ત્યાં ફોજ મોકલી, હરપાળને કેદ કરી તેના શરીરની ચામડી સોરી કહડાવી, ને તેના વજીરે મલબાર પ્રાંત તાબે કીધો. બાદશાહે રાંડદારના છંદમાં રાજ્યની કાળજી છોડીને કેટલાક અમીરોને મરાવી નાંખ્યા. પછી વજીર ખુશરૂ લાગ સાધી મુબારિક તથા તેના કુટુંબને મારી પોતે ગાદીઉપર બેઠો; પણ પંજાબનાં લશ્કરે ખુશરૂને હરાવી પોતાના સરદાર ગાજીખાન–ગ્યાસુદ્દીન તઘલખને ગાદી આપી (૧૩૨૧).

**ગ્યાસુદ્દીન તઘલખે** (૧૩૨૧–૧૩૨૫) રૂડી રીતે રાજ્ય ચલાવ્યું. પછી મહમ્મદ તઘલખની ૨૬ વર્ષની બાદશાહીમાં (૧૩૨૫–૧૩૫૧) તૈમુર શીરખાન મુગલ લશ્કર લેઈ પંજાબમાં આવ્યો હતો તેને ખંડણી આપી પાછો કહાડવામાં આવ્યો હતો; દક્ષિણના રાજ્યનો પાકો બંદોબસ્ત થયો હતો; માળવામાં, પંજાબમાં ને બંગાળામાં મુસલમાન સરદારોએ બંડ ઊઠાવેલાં તે બેસાડવામાં આવ્યાં હતાં. પાછળથી અફગાન ને ગક્કર એ લોકે લૂંટફાટથી પંજાબને ઊજડ વાળ્યો. કર્ણાટકના બલ્લાળ વંશના રાજાએ **વિજયનગરમાં** પોતાની ગાદી સ્થાપી; તેલંગણના રાજાએ વરંગૂળ પાછું લીધું (૧૩૪૪); ગૂજરાતમાં મુગલ ફોજે બખેડો કીધેલો તેનો બાદશાહે જાતે જઈ બંદોબસ્ત કર્યો ને ખંભાત તથા સૂરત એ શહેરો લૂંટી પ્રાંતને ઊજડ વાળ્યો; દક્ષિણમાં મોટું બંડ થયું ને તે ગરબડમાં બ્રાહ્મણી વંશની બાદશાહી થપાઇ. બાદશાહ બંડખોરની પછવાડે દોડ કરતાં સિંધમાં ઠઠ્ઠા શહેરમાં તાવના મંદવાડથી મરણ પામ્યો.

**મહમ્મદ તઘલખ** ગાદીએ બેઠો તેવામાં તેણે દવાખાનાં તથા મુસાફરખાનાં કહાડયાં હતાં ને દોસ્તોને બક્ષિસ તથા કાબેલ શખ્સોને આશરો આપ્યો હતો. તે જાતે પણ ફારસી અરબીવિદ્યામાં પાકી મા-

હિતગારી ધરાવતો. વહેમ અને બેશુમાર જૂલમ એથી તે અલ્લાઉદ્દીનનું માંડેલું રાજ્ય વ્યવસ્થિત કરી શકયો નહિ ને સૂબેદારોએ તથા બીજા અમલદારોએ ઠામ ઠામ બંડો કીધેલાં તે સૌને પૂરો પડી શકયો નહિ, તેણે ઇરાન લેવાને મોટી ફોજ ઊભી કરી, ને ફોજે ખજાનો ખાલી કરી મૂલકને વણસાડયો. ચીનમાં લાખ ફોજ મોકલેલી તે હારી, ને દુશ્મન પછવાડે લાગેલા તેથી પહાડ રાનમાંથી નાશી આવતાં ખોરાક ખૂટવાથી ને નદી ભરપૂર હોવાથી નાશ પામી. તેણે રૂપિઆને બદલે ત્રાંબાના કકડા ચલાવ્યા; દિલ્હીને ટાળી દેવગઢને દોલતાબાદ નામ આપી ત્યાં રાજધાની કરી, ને વળી પાછો તે દિલ્હી આવી રહ્યો; વળી તેણે જબરદસ્તીથી લોકો પાસે નાણાં કહડાવ્યાં,—એ તેના અવિચાર ને હૂકમ મુજબ અમલ થવોજ જોઇએ એ તેનો મમત એથી રૈયત કંગાલ થઈ રહી.

**ફીરોજ તઘલખ**ની બાદશાહીમાં (૧૩૫૧–૧૩૮૮) બંગાળાનું ને દક્ષિણના રાજ્યોનું સ્વતંત્રપણું કબૂલ રાખવામાં આવ્યું (૧૩૫૬), સિંધમાં બંડ થતાં તેનો બંદોબસ્ત કરવામાં બાદશાહ ૧૩૮૫ સૂધી રોકાયો હતો, તેની દરબારે ડહાપણ ભર્યા કાયદા ને રૈયતના ફાયદાનાં કામો કીધાં હતાં—મસજીદો, મખતબો, મુસાફરખાનાં, દવાખાનાં, હમામખાનાં, તળાવો, નહેરો એ બંધાવ્યાં હતાં.

**નાસરૂદ્દીન તઘલખ**ના વખતમાં (૧૩૯૦–૧૩૯૪) ગૂજરાતના સૂબેદારે બંડ કરેલું તે **મુજફરખાને** બેસાડયું ને જમનાની પેલીગમ રાઠોડ રજપૂતે કરેલું તે પણ સમેટાયું. તે બાદશાહનો વજીર મુસલમાન થએલો હિંદુ હતો.

**મહમ્મદ તઘલખ** (૧૩૯૪–૧૪૧૨) બાદશાહી કરવે તદન કમજોર હતો. ખાનજહાંએ જવાનપૂરમાં રાજ્ય માંડયુ (૧૩૯૪), મુજફરશાહે ગૂજરાત પોતાનું કીધું (૧૩૯૬), માળવાનો દિલાવગોરી સ્વતંત્ર થયો (૧૪૦૧), ને ખાનદેશનો પ્રાંત પણ દિલ્હીની બાદશાહીના અમલમાંથી છૂટો પડયો. ઇ૦ સ૦ ૧૩૯૮ માં તૈમૂરલેન* હિંદુસ્તાન ભણી ઊતરી દિલ્હી ઉપર પડયો. બાદશાહી ફોજ હારી; બાદશાહ ગૂજરાતમાં જતો રહ્યો; ને તૈમૂરે (૨૭ મી ડિસેંબરે) પોતાને હિંદુસ્તાનનો બાદશાહ કહેવડાવ્યો. તેના મુગલ લશ્કરે પાંચ દહાડાસૂધી શેહેર લૂંટયું તથા બાળ્યું ને હજારો લોકને કતલ કરી નાંખ્યા. પછી તૈમૂર પુષ્કળ દ્રવ્ય અને સેંકડો પુરૂષસ્ત્રીને દાસ દાસી કરી તેમને તથા નકશી કામ કરનારા કારીગરોને સમરકંદ પોતાની સાથે લેઈ ગયો (૩૧ મી ડિસેંબર).

* એ તુર્કી મુસલમાન જંધીસખાનની ઓલાદનો હતો ને સમરકંદ પાસેના એક ગામમાં જન્મ્યો હતો—તેણે હિંદુસ્તાન આવતાં પહેલાં એશિયાના ઘણાક પ્રાંત જીત્યા હતા ને લૂંટયા હતા.

તૈમૂરના ગયા પછી દિલ્હીને લગતા પ્રાંતોમાં અંધાધુંધી, દુકાળ; ને મરકી ચાલ્યાં, બે મહિના સૂધી દિલ્હીમાં વસ્તી નહોતી; પછી દિલ્હીના તખ્તને માટે સરદારોમાં મારામારી ચાલી; મહંમૂદ બાદશાહ ગૂજરાતથી આવી દિલ્હીમાં રહ્યો. વળી જવાનપુરના તાબાના કનોજમાં જઇ રહ્યો ને જ્યારે **એકબાલ** નામનો સરદાર મરણ પામ્યો ત્યારે બાદશાહની ફરીથી દિલ્હીમાં ગાદી સ્થપાઈ (૧૪૦૫). પછી ૧૪૧૨ માં તઘલખ વંશની સમાપ્તિ થઇ હતી.

ઈ૦ સ૦ સૈકા ૧૧ થી તે ૧૪ માના અંતલગીમાં હિંદુઓની સંસારીસ્થિતિ દયામણી હતી. તોપણ **રામાનુજ, મધ્વ, વિષ્ણુસ્વામી** ને **નિંબાદિત્ય** એ આચાર્યોએ પોતપોતાનાં વૈષ્ણવ ધર્મમત સંસ્કૃતમાં ગ્રંથો લખી અને વાદવિવાદ કરી પ્રવર્તાવ્યાં હતાં—રામાનુજ ૧૧ મા સૈકાના અંતમાં જન્મ્યો હતો ને ૭૯ વર્ષની વયે ગુજર્યો હતો. ચૌદમા સૈકાના અંતમાં રામાનુજ મતના **રામાનંદે** રામભક્તિનો બોધ હિંદુસ્તાનમાં ઠામ ઠામ કીધો.

દેશી રાજાઓના આશ્રયથી કેટલાક વિદ્વાનોએ સંસ્કૃતમાં ગ્રંથ લખ્યા, પણ તેમ દેશદેશની પ્રાકૃતમાં પણ ગ્રંથો લખાવા માંડ્યા—**મુકુંદરાજ** (૧૦૦૦), **જ્ઞાનદેવ** ને **નામદેવ** (૧૩૦૦) એઓએ મહારાષ્ટ્ર ભાષામાં ને **ચંદબારોટે** (૧૨૦૦) રજપૂતોની ભાષામાં ગ્રંથ લખ્યા.

જેમ હિંદુસ્તાનમાં દેશદેશની પ્રાકૃતોમાં ગ્રંથો લખાવા માંડ્યા તેમ યૂરોપમાં પણ વિદ્વાનો લાટિન ભાષા ટાળી ચૌદમા સૈકાથી પોતપોતાની દેશી ભાષાઓમાં ગ્રંથ લખતા થયા. **ડાણ્ટી, પિટ્રાર્ક** ને **બોકાશિઓ** એઓએ ઇટાલિયન ભાષામાં ને **ચાસરે** અંગ્રેજીમાં લખ્યું. જેમ હિંદુસ્તાનમાં વૈષ્ણવ ધર્મની પ્રવૃત્તિ થઇ તેમ ખ્રિસ્તી ધર્મનું એક નવું મત હંગરીમાં (૧૩૪૯), ને બીજું નવું મત ઈટલીમાં (૧૩૯૯) એમ ઊભાં થયાં હતાં; અને ઇંગ્લંડમાં ઇ૦ સ૦ ૧૩૬૦ માં **વિક્લિફે** ખ્રિસ્તી ઉપાધ્યાયોના દુરાચાર વિષે લખવા બોલવા માંડયું હતું; તેણે ખ્રિસ્તી **ન્યુટેસ્ટેમેંટ**નું ભાષાંતર કીધું હતું.

તેરમા સૈકામાં ચશ્માંનો શોધ થયો, આરશી, આચના વપરાવા લાગ્યા ને વાગતાં ઘડિયાળ બન્યાં. ચૌદમા સૈકાની આખરમાં હોકાયંત્ર વપરાવા માંડચો. એ યંત્ર ચીના લોકે ૧૧૦૮ માં પ્રથમ શોધી કહાડચો હતો ને મુસલમાન લોકે યૂરોપમાં આણ્યો હતો. ચૌદમા સૈકામાં વિદ્યાનો પુનરૂદ્ભવ થયો તેથી મોઘાં પડતાં પાર્ચમેંટ ( ચામડાં ) ટળી ચીથરાંઓના કાગળ બની વપરાતા થયા. ટાંકણીઓ ને રમવાનાં પાનાં એ બનાવવામાં આવ્યાં. લડાઈઓમાં દારૂ તોપ ગોળા વપરાયા.

---

## દર્શન ૧૩ મું.

### સૈકો ૧૫ મો.

### બ્રિટન.

લાંકાસ્ટર કુળનો **હેન્રિ ચોથો** ૧૩૯૯ માં ઇગ્લંડનો રાજા થયો, પણ પાછલા રાજાના પક્ષના **યાર્કકુળ**ના સરદારો તથા બીજા શત્રુઓ તેની સામા હતા. હેન્રિએ પોતાના ચૌદ વર્ષના રાજ્યમાં ઘણાએક અમીર સરદારોનાં બંડો બેસાડચાં, પાદરીઓને પોતાની તરફના કરી રાખવાને **વિક્લિફ**ના ઉપર જૂલમ ગુજાર્યો અને પાર્લિમેંટને કેટલાક હક્કને માટે કબૂલાત આપી.

તેના દીકરા **હેન્રિ પાંચમા**એ વારસાનો દાવો કરી ફ્રાન્સ ઉપર ચઢાઈ કરી. ચેપી રોગથી તેનું પોણું લશ્કર મરી ગયું ને તેણે **કાલેસ** શહેર તરફ વળવા માંડચું. સામું **ફ્રેંચ** લશ્કર મળ્યું ને લડાઈ થઈ તેમાં ઘણેજ થોડે લશ્કરે હેન્રિ જીત્યો. પછી કોલકરાર થયા ( ૧૪૨૦ ) તેની રૂએ હેન્રિ ફ્રાન્સની રાજપુત્રી **કાથેરૈન** સાથે પરણ્યો ને ફ્રેંચ રાજાના મરણ પછી ફ્રાન્સની ગાદીને માટે વારસ ગણાયો. હેન્રિ ૧૪૨૨ ના આગસ્ટની ૧૩ મી તારીખે નવ મહિનાના કુંવરને મૂકી મરી ગયો. એ કુંવર **હેન્રિ** છઠ્ઠો ઇગ્લંડ ને ફ્રાન્સ બંને દેશનો રાજા કહેવાયો. **બેડ્ફર્ડનો ડયૂક** ફ્રાન્સમાં ને **ગ્લોસેસ્ટરનો ડયૂક** ઇગ્લંડમાં કારભાર કરતો. ફ્રાન્સના કેટલાક ભાગના લોક હેન્રિને રાજા માનતા નહોતા; તેઓએ પાછલા રાજાના વડા દીકરાને **ચાર્લસ ૭ મો** એ નામે માન્યો હતો. એણે અંગ્રેજોને ફ્રાન્સમાંથી કહાડવાને લડાઇઓ ચલાવી. બેડ્ફર્ડે ફ્રેંચ લશ્કરને ઠામ ઠામ હરાવી છેલ્લીવારે **ઓર્લીયન્સ**ને ઘેરો ઘાલ્યો. પણ **આર્કનની જોઆન-ઓર્લીયન્સની કન્યા*** એણે ફ્રેંચ લશ્કરની સરદારી કરી કિલ્લાને ઘેરામાંથી છોડાવ્યો. પછવાડેથી લડાઈઓ ચાલી, પણ તેનું પરિણામ આ થયું કે અંગ્રેજોને ( ૧૪૫૩ સૂધીમાં ) એક **કાલેસ શહેર** સિવાય બીજો સઘળો મૂલક ખાલી કરી આપવો પડચો.

લાંકાસ્ટરના ડયૂકે **રિચર્ડ બીજા**નું તાજ છીનવી લીધું હતું ને તે તેણે ને તેના દીકરાએ પક્ષના લોક જબરા હતા તેથી પહેરી રાખ્યું; પણ **હેન્રિ છઠ્ઠો** નબળો હતો તેથી ખરા વારસે સામા થવાની વેતરણ કીધી ને જ્યારે હેન્રિને દીકરો અવતર્યો ત્યારે **યાર્કના ડયૂકે** પોતાનો દાવો લડીને ખરો કરી આપવાનો નિશ્ચય કીધો ( ૧૪૫૨ ). હેન્રિ છઠ્ઠાના પક્ષમાં ઘણાએક અમીર હતા તેમ યાર્કના ડયૂકની તરફ પણ **વાર્વિ**નો અર્લ ને બીજા કેટલાએક હતા. એ બે પક્ષ વચ્ચે લડાઈઓ ચાલી તે **ગુલાબની લડાઇઓ** કહેવાયછે. લાંકાસ્ટર અથવા રાજા હેન્રિના પક્ષના સરદારો પોતાના માથાપર લાલગુલાબનું ચિન્હ રાખતા ને યાર્કવાળા સફેદ ગુલાબનું રાખતા. ૧૪૫૪ માં હેન્રિ માંદો પડચો તેવામાં યાર્કના ડયૂક રિચર્ડને રાજ્યરક્ષક કરવામાં આવેલો, પણ રાજા સારો થયો એટલે તેણે તેને—રિચર્ડને દરબારમાં આવતો બંધ કર્યો. રિચર્ડ કેટલાક અમીરની મદદે ૩ હજાર લશ્કર ઊભું કરી લડવા ઊભો થયો ને રાજાએ **સેંટઆલ્બન્સ** આગળ લડાઈ આપી. હેન્રિ ઘાયલ થઇ પકડાયો, પણ રિચર્ડે તેનું માન રાખી રાજ્યરક્ષકની સત્તા પોતાને હાથ રાખી. ૧૪૬૦ માં હેન્રિની રાણી **માર્ગરેટે** રાજાની તરફથી લડાઇ કીધી, પણ **નોર્ધામ્પટન** આગળ તે હારી, ને રાજા બીજી વાર કેદી થયો. એવું ઠર્યું કે હેન્રિ છઠ્ઠો જીવે ત્યાંસૂધી રિચર્ડ **રાજ્યરક્ષક** રહે ને પછી એ રાજગાદી ઉપર બેસે. માર્ગરેટ રાણીએ પોતાના દીકરાનો હક્ક જાળવવાને ૨૦ હજાર લશ્કર ઊભું કીધું. રિચર્ડ પાંચ હજાર લેઈ સામો થયો, પણ **વેકફીલ્ડ** આગળ હાર્યો ને માર્યો ગયો. રાણીએ કેટલુંક લશ્કર રિચર્ડના વડા દીકરા **એડ્વર્ડ**ની સામા મોકલ્યું, પણ એણે **માર્ટિમર ક્રાસ** આગળ જીત મેળવી. એ જીત રાણીએ સેંટ આલ્બન્સ આગળ મેળવેલી તેના કરતાં જબરી હતી તેથી યાર્કવાળાઓએ રાણીને ઉત્તર તરફ જતાં રહેવાની ફરજ પાડી ને એડ્વર્ડ રાજા ગાદીએ બેઠો ( ૧૪૬૧ ની ૪ થી માર્ચે ).

એ **એડવર્ડ ચોથા**ને તરત પાછી લાંકાસ્ટરવાળાને લડાઈ આપવી પડી, પણ **ટૈટન** આગળ તે જીત્યો ને સામાવાળા છેક હાર્યા. રાજાએ **સરજોનગ્રે**ની વિધવાસાથે લગ્ન કીધાં ને રાણીનાં સગાંસંબંધી જન રાજ્ય-

* એની હકીકત ફ્રાન્સના વૃત્તાંતમાં આપી છે.

કારભારમાં દાખલ થયાં. વાર્વિકનો અર્લ જેની મદદે એડ્વર્ડને રાજ્ય મળ્યું હતું તે નારાજ થયો ને તેણે યાર્કવાળાનો પક્ષ છોડચો. વાર્વિકે લંડન જઈ હેન્રિ છઠ્ઠાને કેદમાંથી કહાડી રાજા કીધો (૧૪૭૦) ને એડ્વર્ડને નેધર્લંડ તરફ નાશી જવું પડચું. વળી એડ્વર્ડે પાછા આવીને ૬૦ હજાર લશ્કરની સરદારી કરી; **બાર્નેટ** આગળ લડાઇ થઈ તેમાં વાર્વિક પડચો ને તેના પક્ષકારો નાઠા (૧૪૭૧ માં). **માર્ગરેટ** રાણી છેક નાહિંમત થઈ ને રહી; પણ વળી તેણે લશ્કરની સરદારી કરી **ટ્યૂક્સબરી** આગળ એડ્વર્ડ સાથે લડાઇ કીધી, પણ પાછી તે હારી, ને તે તથા તેનો દીકરો કેદી થયાં. એડ્વર્ડના ભાઇ ગ્લોસેસ્ટરના ડ્યૂકે હેન્રિ છઠ્ઠાના ઓરડામાં જઇ તેને મારી નાંખ્યો; અને રાણી તથા તેનો કુંવર એ ફ્રાન્સના રાજાએ દંડ ભર્યો ત્યારે છૂટચાં હતાં. એડ્વર્ડ ૪ થો ૧૪૮૩ માં મરણ પામ્યો ને તેનો વડો દીકરો ગાદીએ બેઠો.

**એડ્વર્ડ ૫ મો** બાર વર્ષનો હતો તેથી તેનો કાકો કારભાર કરતો. એણે શત્રુના ધાકનું બહાનું બતાવી ભત્રીજાઓને લંડનના કિલ્લામાં રાખ્યા ને પછી ખટપટ કરી પોતે **રિચર્ડ ત્રીજો** એ નામ ધરી ગાદીએ બેઠો. પછી તેણે ભત્રીજાઓને ઊંઘમાં મરાવી નાંખીને દટાવી દીધા (૧૪૮૩ ની ૨૬ મી જૂન). રિચર્ડ નીરાંતે રાજ્ય ભોગવી શકયો નહિં; લાંકાસ્ટર કુળનો રિચમંડનો અર્લ **હેન્રિ ટ્યૂડર** એણે ગાદીને માટે દાવો કીધો. લડાઇ થઈ તેમાં રિચર્ડ મુઓ ને હેન્રિએ તાજ પહેર્યો.

ટ્યૂટર વંશનો **હેન્રિ સાતમો** એણે યાર્કની વારસ **એલિઝાબેથ** સાથે લગ્ન કીધાં ને એ સંબંધથી બંને કુળના કલહનો અંત આવ્યો કે જે કલહે ૧૨ લડાઈઓ કરાવી ૮૦ રાજપુત્રોના પ્રાણ લીધા, ઘણાએક જાગીરદારોને હણ્યા ને ઇંગ્લંડને નબળું કીધું. બાપે દીકરા ઉપર ને દીકરાએ બાપ ઉપર હથિયાર વાપર્યાં હતાં; રસ્તાઓ બંધ પડચા હતા, ગામડાંઓ ઉજડ થયાં હતાં ને મહેલો ખાલી થયા હતા; ખેતર વણશ્યાં હતાં અને બજારમાં ને ઘરમાં સગાં સંબંધીઓના એકએકને શસ્ત્રે લોહી વહ્યાં હતાં.

હેન્રિ ૭ માએ (૧૪૮૫–૧૫૦૯) લોભથી જૂલમ ભરેલા વેરા ઊઘરાવ્યા ને તેમાં અમીર ઉમરાવને ઘણા નીચોવ્યા, તોપણ પાછલાં રાજ્યોથી મચેલી અંધાધુંધીની તેણે વ્યવસ્થા કીધી, ફ્લાંડર્સના કારીગરો બોલાવી ઊનનાં કારખાનાં મંડાવ્યાં ને વેપારીઓનાં વહાણનાં રક્ષણનેમાટે બીજાં રાજ્યો સાથે કોલકરાર કીધાં. **ગ્રેટ હારી** નામનું લડાઈનું વહાણ પહેલવહેલું હેન્રિના રાજ્યમાં બંધાયું—આગળ રાજાઓ લડાઇનેમાટે વેપારીઓનાં વહાણ ભાડે લેઇ વાપરતા.

બારન–તાલુકદારો હથિયારબંધ માણસો પૂરાં પાડવાને બેડાદારો સાથે બંદોબસ્ત કરી રાખતા ને તે માણસો ચોટ્ટા, લૂંટારા, ખૂની, કાળાં કામ કરનારા હોવાથી પાછલાં રાજ્યોમાં મોટા બખેડા થયા હતાઃ—તે ઉપરથી હેન્રિએ ધારો કીધો કે તાલુકદારો અમુક સંખ્યાથી વધારે માણસોના બેડા રાખે નહિં; વળી મઠમાં ભરાતા ગુનેહગારોને ખ્રિસ્તી સાધુઓ પકડવા દેતા નહિ એ તેઓની સત્તા તોડવાને ધારો કીધો કે બીજીવાર ગુનાહમાં આવેલા શખ્સોને મઠમાંથી પણ પકડવા.

તેના રાજ્યમાં બે બંડ થયાં હતાં—એકમાં કેટલાક અમીરોએ ભઠિયારાના છોકરાને ચોથા એડ્વર્ડનો ભત્રીજો ઠેરવી બહાર પાડચો હતો ને બીજામાં ફ્લાંડર્સના યાહુદીના એક છોકરાની પાસે હેન્રિ છઠ્ઠાના કુંવરનો વેશ ધારણ કરાવ્યો હતો—બંડ બેસાડચા પછી હેન્રિએ ભઠિયારાને મહેલના રસોડાનાં એઠાં વાસણ માજવાનું કામ સોંપ્યું હતું, યાહુદીને ફાંસી દીધો હતો, ને અમીરોને સારીપેઠે દંડયા હતા.

હેન્રિનું રાજ્ય થયું ત્યાંસૂધી ઇંગ્લંડમાં ગાડીગાડાં થોડાં હતાં ને રસ્તા ઘણાજ ખરાબ હતા—દૂરના કસ્બાગામવાળાઓને ખરીદી કરવાને બજાર નહોતાં, અમુક અમુક વખતે અમુક અમુક ઠેકાણે હાટ ભરાતાં ને ત્યાં આજુબાજૂના લોક ખરીદીનેમાટે જતા.

સ્કાટ્લંડમાં અમીરો પોતાના મહાલોમાં રાજાના જેવી સત્તા ચલાવતા ને માંહોમાંહે તથા રાજા સામે લડતા—રાજ્યમાં ઘણીજ અંધાધુંધી હતી; ઉત્તરના પહાડી પ્રદેશના લોક જે દક્ષિણના સપાટ પ્રદેશના લોકથી ભાષા વેશ રીતભાતમાં જુદા હતા તેઓને એક બીજાને બનતું નહિ. રાજા **જેમ્સ ત્રીજો** (૧૪૬૦–૧૪૮૮) અમીરોના બખેડાનો ભોગ થયો, પણ પછી **જેમ્સ ચોથો**, રાજા તથા અમીર વચ્ચે હમેશ સલાહ સંપ રહે તેવી રીતે વર્ત્યો હતો.

## ફ્રાન્સ.

અમીરોના માંહોમાંહેના ટંટા ને તેઓના જૂલમ એથી રાજ્ય અવ્યવસ્થિત હતું. કેટલાંક વર્ષ પછી ચાર્લ્સ છઠ્ઠાનો ભાઈ લૂઈ **ઓર્લીયન્સનો ડ્યૂક** જે વચમાં રાજ્યનો લેફ્ટેનેંટ જનરલ ઠર્યો હતો તેને બર્ગંડીના ડ્યૂકની તરફના લોકે મારી નાંખ્યો (૧૪૦૭). લૂઈનો વડો દીકરો ચાર્લ્સ જે **આરમાગનાકના** કાં-

ટની દીકરી સાથે પરણ્યો હતો તેણે ઓર્લીયન્સ કુળના વડા દાખલ પોતાના ખૂનીની સામા થવામાં ઇંગ્લંડના હેન્રિ ચોથાની મદદ માગી અને તેના બદલામાં ફ્રાન્સના રાજ્યના કેટલાક હક્ક તેને આપવા કબૂલ કીધા. બર્ગંડીના ડ્યૂકે રાજાને સમજાવી ઓર્લીયન્સના સંબંધી **આરમાગનાક**વાળાઓને રાજશત્રુ ઠેરવી તેઓને હરાવી કોલકરાર કરાવી લીધા. એ ખટપટોથી **બર્ગંડિયન ને આરમાગનાક** એઓનું પરસ્પર સમાધાન તો ન થયું, પણ તેઓમાં ચાલતી લડાઇઓ બંધ થઈ.

ઇંગ્લંડનો **હેન્રિ પાંચમો બ્રેટની**ના કોલકરાર અમલમાં આણવવાને ત્રીસ હજાર લશ્કર સાથે નોર્મંડીમાં ઊતર્યો ને **કાલેસ** તરફ ચાલ્યો. ફ્રેંચનું દશગણું મોટું લશ્કર સામે મળ્યું; **આજિન્કોર્ટ** આગળ લડાઈ થઇ (૧૪૧૫) તેમાં ફ્રેંચ હાર્યાં—૭ રાજવંશી કુંવર તથા ૮ હજાર ગૃહસ્થજન રણમાં પડયા ને ૫ રાજવંશી કુંવર તથા ૧૪ હજાર માણસો કેદી બન્યાં.

એ હાર પછી પાછા માંહેમાંહેના ટંટા જોશથી ચાલ્યા ને તેમાં ભોળા લોકે વેળાએ આ પક્ષમાં ને વેળાએ તે પક્ષમાં જઈને પોતાની હાનિ કરી લીધી. ચાર્લસ છઠ્ઠાએ પોતાની છટેલ રાણીને કેદખાંનામાં નાંખી હતી ને એણે બર્ગંડીના ડયૂકનો પક્ષ કરવાની ઇચ્છા જણાવેલી તે ઉપરથી તે પક્ષના લોકે આરમાગનાકના પક્ષની સામા એક બળવો ઊઠેલો તેમાં સામિલ થઈ પારિસ જઈ પોતાના દુશ્મનોની મોટી કતલ કરી નાંખી—ત્રણ દહાડામાં પાંત્રીસેં જણના જીવ ગયા (૧૪૧૮). એ સમા ઉપર હેન્રિ પાંચમાએ નોર્મંડી પ્રાંત પોતાનો કરી લીધો હતો. રાણી તથા બર્ગંડીવાળા એઓએ પોતાના શત્રુઓની સામા થવાને હેન્રિ સાથે કોલકરાર કીધા (૧૪૨૦ માં)—આ રીતના કે હેન્રિ ચાર્લસ છઠ્ઠાની દીકરી સાથે પરણે ને રાજપ્રતિનિધી કહેવાય અને ચાર્લસ છઠ્ઠાના મુઆ પછી તે ફ્રાન્સનો રાજા કહેવાય. તરતજ પછી હેન્રિ મોટા ઠાઠથી પારિસમાં આવ્યો ને રાજપુત્રીને પરણી રાજપ્રતિનિધિ કહેવાયો. પણ ઓર્લીયન્સ તથા આરમાગનાકવાળાઓએ ચાર્લસ છઠ્ઠાના ભાઈના વડા દીકરા ચાર્લસને **રાજપાટવી** કરી થાપ્યો ને એણે પોતાની રાજસભા **પોઇટીઅર્સ**માં રાખી. એ પાટવીનો પરાભવ કરી હેન્રિ આખા ફ્રાન્સને જીતવાની આશા રાખતો હતો તેવામાં તે મરણ પામ્યો (૧૪૨૨ માં); અને એજ વર્ષમાં ચાર્લસ છઠ્ઠો પણ મુઓ.

પારિસમાં બેડ્ફર્ડના ડ્યૂકે હેન્રિ પાંચમાંના બાળરાજ્યનો પ્રતિનિધિ એવું પોતાને કહેવડાવ્યું; અને **પોઇટીઅર્સ**માં પાટવી કુંવર **ચાર્લસ સાતમો** રાજા કહેવાયો. અંગ્રેજ ફ્રેંચ વચ્ચે લડાઇ ચાલી—અંગ્રેજોએ ઘણી ઓર્લીયન્સને ઘેરો ઘાલ્યો ને ચાર્લસે પોઇટીઅર્સ છોડી દક્ષિણમાં ખસવાનું કીધું. એવું બન્યું કે લોરેન પ્રગણાના ડોમરેમીના એક ગરીબ ગામડીઆની સત્તાવીસ વર્ષની કુંવારી છોકરીના મનમાં અંગ્રેજોને ફ્રાન્સમાંથી કહાડવાનો ખુટ્ટો ઊઠયો ને ઘેળાયો—તેને જાગૃતપણામાં તેજ વાતની ધુંધ રહેતી ને ઊંઘમાં તેજ વાતનાં સાણાં આવતાં. તેણે પોતાની વાત પોતાના ગામના હાકેમને કહી ને એણે તેને ઘેલી કહી કહાડી મૂકી. વળી બીજીવારની અરજી ઉપરથી હાકેમે તે છોકરીને ચાર્લસની દરબારમાં મોકલી. ત્યાં તે **આર્કની જોઆન**ની પરીક્ષા થઇ—તેણે કોઇ દહાડો જોયલો નહોતો તે રાજાને ઓળખી કહાડયો, રાજાના મનની વાત કહી જણાવી, એક ન દીઠેલી તરવારનું વર્ણન કરી કહ્યું કે તે વાપરવાને ઈશ્વરે મને મોકલી છે; એ વગેરે કેટલાક ચમત્કાર કરી બતાવ્યા. પછી રાજાએ જોઆનને સેનાપતિનાં વસ્ત્ર પહેરાવ્યાં ને તે શૂરી કુંવારી લોઢાનું ચળકતું બખ્તર પહેરી તરવાર લેઇ ધોળા ઘોડા ઉપર ચઢી ખ્રિસ્તની છબીવાળો ઝુંડો દેખડાવતી મોટા સૈન્ય સાથે ઓર્લીયન્સના કિલ્લા ભણી ધશી. અંગ્રેજો પણ તેની તેજસ્વી કાંતિ જોઇ મોહ પામી ગયા ને જોઆને તેઓના સૈન્યની અંદર ધ્રૂશી કિલ્લામાં જઇ ત્યાંથી અદ્ભુત પરાક્રમ કરી શત્રુને હઠાવી જય મેળવ્યો (૧૪૨૮); પછી બીજે વર્ષે તેણે **રીમ્સ** શહેરમાં રાજાને રાજ્યાભિષેક કરાવ્યો ને બેડ્ફર્ડને ઇંગ્લંડથી કુમક ન મળી હોત તો ચાર્લસ પારિસ લેત. પછવાડેથી અંગ્રેજોએ જોઆનને પકડી હતી ને ડાકેણ ઠેરવી જીવતી બાળી મૂકી હતી (૧૪૩૧).

પછવાડેથી હેન્રિ છઠ્ઠાની તરફથી બેડ્ફર્ડનો ડ્યૂક જે પારિસના રાજ્યનો કારભાર કરતો તેના જૂલમથી બર્ગંડીનો **ડયૂક** કંટાળ્યો ને એ સમજી શરમીંદો પડયો કે દેશી તથા સગાં સંબંધીઓથી જુદો પડી મેં શું કરવા પરદેશીને રાજ્યસત્તા અપાવી. એણે (બર્ગંડીના ડ્યૂકે) ચાર્લસ સાતમા સાથે સંધિ કીધી (૧૪૩૫); ને ચાર્લસ ફતેહ કરતો મોટા ઠાઠથી લશ્કર સાથે પારિસમાં આવ્યો—અંગ્રેજોને તે શહેર ખાલી કરવું પડયું. ચાર્લસની એક રાખે તેને ઉત્તેજન આપી ઉદ્યુક્ત રાખ્યો ને રાજાએ લડાઇઓ કરી અંગ્રેજના તાબામાં ગએલો સઘળો મૂલક (એક કાલેસ શહેર સિવાય) પાછો જીતી લીધો (૧૪૫૧). એ પ્રમાણે ફ્રાન્સ પરદેશી

સત્તાથી છૂટ્યા પછી ચાર્લસે પિતારૂપે ડહાપણ ભર્યા ધારાવડે રાજ્ય કીધું. પછવાડેથી તેના પાટવીએ બળવો ઊઠાવી તેનો પ્રાણ લેવાની તજવીજ કીધી, પણ તેટલામાં રાજા મરણ પામ્યો. ( ૧૪૬૧ ).

ચાર્લસનો પાટવી, **લૂઈ અગિયારમો** એ નામ રાખી રાજા થયો. તેણે બાપની વખતના કારભારીઓને બદલી નાંખ્યા ને તે અમીર તાલુકદારોની સત્તા તોડવાનો ઈરાદો જણાવી લોકને વશ રાખવા લાગ્યો; પણ કામ કહાડી લીધા પછી તેઓના ઉપર જૂલમ ગુજારવાને ચૂકયો નહિ તે ઉપરથી તેઓએ બળવો ઊઠાવ્યો. એ બળવામાં બર્ગંડીનો **ડયૂક ચાર્લસ ધ બોલ્ડ** ( નિડર ) ને બીજા અમીર એઓએ સામિલ થઈ લૂઈ સામા લડાઈ કરી ( ૧૪૬૫ ), પણ લૂઈએ ખંધાઇ ભર્યા કોલકરારો કરી લડાઈનો અંત આણ્યો ને નોર્મંડીનો પ્રાંત જે પોતાના ભાઈની સત્તામાં આપ્યો હતો તે પાછો લેઈ લીધો. વળી તેણે **આંજુ** ને **બર્ગંડી** એ પ્રગણાં પોતાના રાજ્યમાં જોડયાં. લૂઈ લુચ્ચો પ્રપંચી ને નિર્દય હતો ને તેણે પોતાની પ્રજામાંના ચાળીસ હજારનો શિરચ્છેદ કરાવ્યો હતો, તોપણ તે, હું નૈષ્ઠિક ખ્રિસ્તી રાજા છઉં એમ કહેતો. લૂઇ સાઠ વર્ષની ઉમરે ૧૪૮૩ માં મુઓ.

લૂઇનો તેર વર્ષનો દીકરો **ચાર્લસ આઠમો** કહેવાયો. રાજકારભાર તેની બેન **આન્ન** કરતી. એનામાં જેમ સ્ત્રી જાતનું સર્વ પ્રકારનું લલિતસૌંદર્ય હતું તેમ પુરૂપનો સ્વભાવ પણ હતો. આન્નનો કારભાર લેઈ લેવાને ઓર્લીયન્સનો ડયૂક લૂઈ ને બુર્બોનો જોન એ સામા થયા. ઓર્લીયન્સવાળાએ વીસ હજાર લશ્કર ઊભું કીધું, પણ **આન્ને** ન ગભરાતાં ઘણાક આગેવાનોને તેઓનાજ કિલ્લામાં જઈ પકડ્યા ને મેદાનમાં સામા થયા વિનાજ લડાઇનો અંત આણ્યો ( ૧૪૮૫ ). આસ્ટ્રિયાનો માક્સિમિલિયન બળવાખોરોને મળેલો, પણ તે પોતાનાં લશ્કરને પગાર આપી શક્યો નહિ તેથી તેને લડાઈ બંધ રાખવી પડી; ઓર્લીયન્સનો ડયૂક હાર્યો ને કેદી બન્યો; અને બ્રિટનીના ફ્રાન્સિસને કોલકરાર કરવા પડ્યા. એ ફ્રાન્સિસ થોડે દહાડે મુઓ ને તેની દીકરી ચાર્લસ આઠમાસાથે પરણી તેથી બ્રિટની ફ્રાન્સના રાજ્યમાં જોડાયું (૧૪૯૧).

ચાર્લસ નેપલ્સની ગાદીનું હક્કદારપણું બતાવી ચોવીસ વર્ષની ઉમરે ૬ હજાર ફ્રેંચ પાયદળ, ૬ હજાર સ્વિસ પાયદળ, ૫ હજાર ઘોડેસવાર ને ૧૪૦ તોપ સાથે ઈટલીમાં ગયો; ફ્લોરેન્સે તથા રોમે દરવાજા ખુલ્લા કીધા ને નેપલ્સનો રાજા ફર્ડિનાંડ બીજો જતો રહેથી તે શહેર તાબે થયું. પછી ચાર્લસે ગ્રીસની ફતેહ કરવી ધારી પણ તેટલામાં મિલાન તથા વેનિસના રાજ્યવાળા અને રોમનો પોપ, વળી સ્પેનનો ફર્ડિનાંડ ને માક્સિમિલિયન એ સૌ એકસંપ કરી સામા થયા. ચાર્લસ પોતાનું અડધું લશ્કર નેપલ્સમાં રાખી પોતાના રાજ્ય ભણી પાછો વળ્યો; વાટમાં વેનિસના લશ્કરે લડાઇ આપી, પણ તે હાર્યું ને ચાર્લસ ફ્રાન્સમાં આવ્યો. નેપલ્સમાં રાખેલાં લશ્કરને દુશ્મનોને તાબે થવું પડયું ને ફર્ડિનાંડ પાછો ગાદીએ બેઠો. ચાર્લસ બીજીવાર ચઢાઈ કરવાની તૈયારી કરતો હતો તેવામાં તે મરણ પામ્યો ( ૧૪૯૮ ); અને તેને કોઈ છોકરૂં નહોતું તેથી **વાલોય** કુળનો ઓર્લીયન્સનો લૂઈ ફ્રાન્સની રાજગાદીએ બેઠો.

## સ્પેન તથા પોર્ટુગલ.

સ્પેન પોર્ટુગલવાળા દ્વીપકલ્પમાં નવારનું, કાસ્ટીલનું, આરેગનનું ને પોર્ટુગલનું એમ ચાર ખ્રિસ્તીરાજ્ય અનેગ્રાનેડાનું મુસલમાન રાજ્યએમ પાંચ રાજ્યો હતાં.

**નવાર**નું નાનું રાજ્ય પંદરમા સૈકામાં ત્યાંના રાજાની દીકરીઓના લગ્નસંબંધથી ફ્રેંચ અમીરના કુળોમાં વહેંચાયું તોપણ તેનો મોટો ભાગ આરેગનના રાજાઓએ પોતાના રાજ્યમાં જોડી નાંખ્યો.

**કાસ્ટીલ**ના રાજવંશી ઘણાજ અભિમાન હોઈને કારભારને માટે જ્યારે ત્યારે બખેડા મચાવતા. ઈ૦ સ૦ ૧૪૫૪ માં હેન્રિ ચોથો ગાદીએ બેઠો તેણે ૫૦ હજાર લશ્કર લેઇ ગ્રાનેડા ઉપર ચઢાઇ કીધી ને કેટલીક ફતેહ મેળવી, પણ એથી લડાઈનો ખર્ચ નીકળવા જેટલો પણ ફાયદો ન થવાથી તે પાછો આવ્યો. હેન્રિ પોતાની સ્ત્રી નવારની રાજપુત્રીને તલાક આપી પોર્ટુગલની **જોઆના** સાથે પરણ્યો. હેન્રિ વિષયાસક્ત હતો તેમ જોઆના પણ છટેલ મોજીલી હતી; વળી હેન્રિએ મૂરના ઉપર ફરીથી હુમલા કીધા તેમાં પણ તે હાર્યો; એ ઉપરથી અમીરોએ **ટોલીડો**ના ખ્રિસ્તી આચાર્યને આગેવાન કરી હેન્રિનો ભાઈ **આલ્ફોન્સો** એના નામની આણ ફેરવી; હેન્રિએ બંડખોરોને મળી બળવો કીધો ( ૧૪૬૫ ). અમીરોએ હેન્રિની રાણીના ઉપર છીનાળાનું તોહમત મૂકયું ને તેની દીકરીને વારસામાંથી બાતલ કીધી. આલ્ફોન્સો ૧૪૬૮ માં મુઓ ને અમીરોએ હેન્રિની બેન **ઈસાબેલા**ને રાજગાદીએ બેસાડવા માંડી. એણે કહ્યું કે જ્યાંસૂધી મારો ભાઇ ( હેન્રિ ) જીવેછે ત્યાંસૂધી હું ગાદીની હક્કદાર નથી. પોર્ટુગલના રાજા ને ગીએનીનો ડ્યૂક એ બે જણ ઇસાબેલા સાથે પરણવાની ઉમેદવારી કરતા હતા, પણ તે-

ટલામાં (૧૪૬૯ માં) તે આરેગનના ફર્ડિનાંડ સાથે છૂપી રીતે પરણી. હેન્રિ ૧૪૭૪ માં મુએ ત્યારપછી પાછો રાજ્યમાં બખેડો ઊઠચો–એક પક્ષનાએ ઈસાબેલાને રાણી માની ને બીજા પક્ષનાએ હેન્રિની દીકરી જેનો વેવીસાળ પોર્ટુગલના આલ્ફોન્સો રાજા સાથે થયો હતો તેને ગાદીની વારસ માની. ઇ૦ સ૦ ૧૪૭૬ માં પોર્ટુગલનો રાજા હાર્યો ને હેન્રિની દીકરીના પક્ષવાળાએ ઇસાબેલા રાણીને તાબે થયા.

**આરેગન**નું રાજ્ય કાસ્ટીલના જેવું મોટું નહોતું તોપણ બળમાં તેના જેવુંજ હતું–રાજ્યવ્યવસ્થા વધારે સારી હતી; રાજા વધારે ડાહ્યા હતા ને વેપાર બહોળો હતો. ચૌદમા સૈકાના આરંભમાં સાર્ડિનિઆનો ટાપુ અને પંદરમાના આરંભમાં સિસિલી એ આરેગનના રાજ્યમાં જોડાયાં હતાં. ૧૪૪૨ માં **આલ્ફોન્સો મોટા મનનો** એણે નેપલ્સને પોતાના રાજ્યમાં જોડચું. એ ૧૪૫૮ માં મરણ પામ્યા પછી તેનો દીકરો **ફર્ડિનાંડ** નેપલ્સની ગાદીએ બેઠો ને તેનો ભાઈ **જોન બીજો** એ નામે આરેગનનો રાજા થયો ને તે ૧૪૭૯ માં મુઆ પછી તેનો દીકરો **ફર્ડિનાંડ કાથલિક** રાજા થયો ને એ કાસ્તીલની ઈસાબેલા સાથે પરણ્યો હતો તેથી બે રાજ્ય જોડાઇ સ્પેનનું એક મોટું રાજ્ય થયું.

**ફર્ડિનાંડે** પોતાના મોટા રાજ્યની વ્યવસ્થા કરી ગ્રાનેડા ઉપર ચઢાઈ કરી. એ વખત મૂરલોકમાં માંહોમાંહે તડાં બંધાયાં હતાં ને તેમાંના એકે ખ્રિસ્તીઓને મદદ કરી. તોપણ દશ વર્ષ લગી મોટી કતલની લડાઇએ ચાલ્યા પછી ખ્રિસ્તીઓ ૫૦ હજાર લશ્કરથી ગ્રાનેડાને ઘેરો ઘાલી શકયા. નવ મહિના પછી ગ્રાનેડા તાબે થયું ને ફર્ડિનાંડ તથા ઈસાબેલા એઓએ જયના ઠાઠથી નગરમાં પ્રવેશ કર્યો (૧૪૯૨ ની ૨ જી જાનેવારીએ)*. એજ વર્ષમાં રાણીએ જીનોઆના કોલમ્બસને આશરો આપ્યો ને એણે આટ્લાંટિક મહાસાગર ઓળંગી અમેરિકા તરફના ટાપુઓ—**વેસ્ટઈંડીઝ** ખોળી કહાડચા (૧૨ મી અકટોબરે).

કાસ્ટીલ તથા આરેગન જોડાઈને એક રાજ્ય થયું, ખ્રિસ્તીઓએ ગ્રાનેડા લેઈ મુસલમાનોનું જોર તોડચું અને ઈશાબેલાની દીકરી આસ્ટ્રિયાના આર્ચ ડયૂકના દીકરા ફિલિપ સાથે લગ્ન સંબંધમાં આવી—એ મોટાં કારણોથી સ્પેનનું રાજ્ય યૂરોપનાં બળિયાં રાજ્યોની સામા લડાઈમાં ઉતરી પોતાની કીર્તિ વધારવાને કૌવતવાળું ને જબરૂં બન્યું.

**પોર્ટુગલ**માં બર્ગંડીના હેન્રિના વંશનો છેલ્લો રાજા **ડૉન ફર્ડિનાંડ** ૧૩૮૩ માં મરણ પામ્યો. તેને પોતાની રાખથી થયેલી એક દીકરી હતી ને તે કાસ્ટીલના **જોન પહેલા** સાથે પરણી હતી. પોર્ટુગલના લોકને કાસ્ટીલના રાજા ઉપર અભાવ હોવાથી ફર્ડિનાંડનો ભાઈ **જોન જૂઅન** પોર્ટુગલનો રાજા થવાને શક્તિમાન થયો એ રાજા **જોન પહેલો** એણે અંગ્રેજની મદદથી સ્પેન તથા ફ્રાન્સનાં લશ્કરોને હરાવી (૧૩૮૫) પોતાની ગાદી કાયમ રાખી. તેણે જસનાં કામો કરી લોકનું વહાલ મેળવી ૪૮ વર્ષ રાજ્ય કર્યું. તેનો દીકરો એડ્વર્ડ ગાદીએ બેઠો તે ૧૪૩૮ માં મુએ. આલ્ફોન્સો પાંચમો એણે કાસ્ટીલના રાજ્યનેમાટે ફર્ડિનાંડ સાથે લડાઈ કીધી, પણ તે હાર્યો. પછી કંટાળી મઠમાં જઈ રહેવાની તૈયારી કરતો હતો તેવામાં તે મરણ પામ્યો (૧૪૮૧). **જોન બીજો** એણે અમીરોની સત્તા તોડી રાજ્યસત્તા વધારી. તે રાજનીતિમાં નિપુણ હતો ને તેપ્રમાણે પોતાના રાજ્યની વ્યવસ્થા રાખતો, પોતાના કરેલા અદલ કાયદાઓથી રૂડી રીતે ઈનસાફ થતા જોવાને ખંતી રહેતો અને દરિયા કિનારાના અજાણ્યા પ્રદેશના શોધ કરાવવામાં હોંસથી આશ્રય આપતો તે ૧૪૯૫ માં મરણ પામ્યો ત્યારપછી નારાજ થએલા અમીરોએ ધીમે ધીમે પોતાની સત્તા વધારવા માંડી ને પોર્ટુગાલના રાજ્યને જૂલમી કરવાનો પાયો નાંખ્યો.

* મુસલમાનનો ઇનસાફ મુસલમાનજ કરે, તેઓના ધર્મ તથા રીતભાતને ખ્રિસ્તીઓ આડા ન આવે ને તેઓ વગર હરકતે પોતાની માલમિલકતનો ઉપભોગ કરે ને હાકેમ બોઆબદીલને (આબુ અબદલા) આલપ્યુકસારાસમાં જાગીર મળે એવા કરાર ફર્ડિનાંડની તરફથી કરી આપવામાં આવ્યા હતા. મુસલમાનોને સ્પેનમાંથી તદન હાંકી મહેલવામાં આવેલા તે ઈ૦ સ૦ ૧૬૧૦ માં ફિલિપ ત્રીજાના રાજ્યમાં.

સ્પેનના યાહુદીઓને પણ ઉપલા કરારમાં ગણ્યા હતા, પણ તેઓ પ્રત્યે તે કરાર પાળવામાં આવ્યા નહોતા. તેઓ વેપારથી દોલતમંદ થયા હતા. તેઓએ વ્યાજના ધંધાથી રાજ્યની દોલત પોતાના હવાલામાં આણી હતી. ધર્મદ્વેષી ને દેવાદાર ખ્રિસ્તીઓએ તેઓની વિરૂદ્ધમાં ઘણી એક ફર્યાદ કીધી તે ઉપરથી સરકારે હૂકમ કીધો કે તેઓ પોતાનું સોનું રૂપું જવાહીર મૂકીને ચાર મહિનામાં સ્પેન છોડી બીજે દેશ જાય ને જે નહિ જાય અથવા સોનું રૂપું લેઈ જશે તેને મારી નાંખવામાં આવશે—૮ લાખ યાહુદીઓએ સ્પેન છોડયું. કેટલાક આફ્રિકામાં, કેટલાક ફ્રાન્સમાં ને ઘણાક પોર્ટુગાલ જઈ રહ્યા. યાહુદીઓના જવાથી સ્પેનનો વેપાર તૂટચો ને સરકારની વર્ષોવર્ષની વસૂલમાં ઘણો ઘટાડો થયો.

પંદરમા સૈકામાં પોર્ટુગાલના સાહસિક વહાણવટીઓએ પોતાના રાજ્યના આશ્રયથી ઘણાક અજાણ્યા પ્રદેશનો શોધ કીધો. ૧૪૧૯ માં મદીરાનો ટાપુ જડ્યો, ૧૪૮૬ માં **બર્થોલોમ્યુ ડાયઝ** આફ્રિકાની દક્ષિણ ભૂશલાકા—**કેપ આવ્ ગુડ હોપ** સૂધી પહોંચ્યો અને **વાસ્કો દી ગામા**એ લિસ્બનથી (૧૪૯૭ ના જુલાઇની ૧૫ મીએ) વહાણો ઊપાડ્યાં ને આફ્રિકાની પ્રદક્ષિણા કરી **માદાગાસ્કર** ટાપુ જોયો ને ત્યાંથી તેણે હંકારી હિંદુસ્તાનના કલીકટ બંદરમાં વહાણ નાગર્યાં (૧૪૯૮ ના મે મહિનાની ૧૮ મી તારીખે).

જે કોલંબસે આટ્લાંટિકની પશ્ચિમ ભણીની ભૂમિનો શોધ કીધો તે જીનોઆનો હતો, પણ તે પોર્ટુગલ સરકારનાં વહાણોમાં નોકરી કરી વહાણ ખેડવાની વિદ્યામાં કુશળ થયો હતો. કોલંબસે પોતાની ત્રીજી સફરમાં (૧૪૯૮ માં) **ઓરિનોકો** નદીના મુખ પાસેની (અમેરિકાની) ભૂમિ જોઈ હતી. ૧૪૯૯ માં **આલોનઝો દી ઓજેદા** નામનો પોર્ટુગીઝ ટંડેલ ફ્લોરેન્સના **અમેરિકો વેસપુસ્સી** નામના વેપારી સાથે અમેરિકા ગયો હતો અને ઈ૦ સ૦ ૧૫૦૦ માં પોર્ટુગીઝ લોક બ્રેઝીલનાં બંદરોમાં ઊતર્યા હતા.

## ઈટલી.

**ફ્લોરેન્સ**માં ચૌદમા સૈકાના અંતમાં આલબિઝ્ઝીના પક્ષકારોએ **મેદીસી**ના પક્ષકારોની સત્તા છીનવી લીધી હતી, પણ ૧૪૨૦ થી મેદીસી કુળના પાછા સત્તાધારી થવા માંડ્યા હતા. **કોસમો ૧ લો** તેણે સઘળા **આલબિઝ્ઝીને** દેહદંડ પત્રકમાં નોધ્યા હતા; પોતાના મરતા લગી (૧૪૬૪) સર્વોપરિ સત્તાથી રાજકારભાર કીધો હતો; ને દેશ પરદેશમાં સલાહ સંપ રહે તેવું કરવામાં હોંસ ભરી ખંત રાખી હતી–તે યૂરોપ, એશિયા ને આફ્રિકા એ ત્રણેમાંના ૧૨૮ વેપારી મંડળીનો ઉપરી હતો ને તેણે પોતાની દોલત, મહેલ, મઠ, ઈસ્પિતાલ બંધાવામાં, લૈબ્રેરીઓ સ્થાપવામાં ને વિદ્યાકળાને ઉત્તેજન આપવામાં વાપરી હતી. તે, 'સ્વદેશનો પિતા' કહેવાયો છે. **લોરેનઝો** મેદીસી (૧૪૯૨ માં મરણ પામ્યો) તે પણ નામાંકિત હતો ને 'વિદ્યા કળાનો પિતા' કહેવાતો. તેના વખતમાં (૧૪૯૦ માં) રાજ્ય મોટા કરજમાં આવી પડ્યું હતું.

**વેનિસ**ના રાજ્યને, તુર્કલોકે કોન્સ્ટંટીનોપલ લીધું ત્યારથી પોતાનાં પૂર્વ તરફનાં સંસ્થાનને માટે ભય ઉત્પન્ન થયું હતું—૧૪૬૩ થી તેઓએ ૧૬ વર્ષ લડાઈ ચલાવી, પણ આખરે ફાયદો ન થાય તેવા કોલકરાર કરી બંધ રાખી. એ લડાઇઓ ચાલતી તેવામાં વેનિસે **સૈપ્રસ** ટાપુ પોતાનો કરી લીધો હતો; અને ઈટલીમાં પણ કેટલોક મૂલક પોતાની સત્તામાં આણ્યો હતો. પંદરમા સૈકાના અંતમાં વેનિસના રાજ્યની સ્થિતિ ઘણી સારી હતી–ઈટલીમાં કેટલોક નવો મૂલક મેલવ્યો હતો; વેપાર લડાઇનાં વહાણનો કાફલો મોટો હતો તેમ ખુશકી ઉપર લડનાર લશ્કર પણ જોરાવર હતું, વસ્તી બહોળી હતી; જમા વસૂલ વ્યવસ્થિત હતી; અને સરકાર પ્રજાપાસેથી વ્યાજે નાણું લેતી તેથી શ્રીમંત લોક રાજ્યમાં બંધનમાં રહેતા—એ સરકારી લોનનો ધારો પ્રથમ વેનિસનાજ રાજ્યમાં નીકળ્યો હતો. તેનાં સોનાંરૂપાં ને રેશમનાં કારખાનાંઓ દુનિયામાં વખણાતાં હતાં ને વેપાર આબાદ હતો (પણ કેપ આવ્ ગુડ હોપનો માર્ગ ખુલ્લો થવાથી એ રસ્તે એશિઆનો માલ યૂરોપમાં જવાનો તેથી વેનિસની પડતી આવવાનો વખત નજીકજ હતો).

**મીલાન** તથા **જીનોવા–કોટિગનોલા** ગામનો એક મજૂર પંદરમા સૈકાની શરૂઆતમાં લશ્કરમાં રહેલો તે વધતાં વધતાં મોટો લડવૈયો સરદાર થયો હતો ને તેણે સ્વેચ્છાથી લશ્કરી થએલા એવા સાત હજાર જણનાં લશ્કરવડે નેપલ્સના રાજાને આરેગનના તાબામાંથી છોડાવ્યો હતો. એ પરાક્રમ ઉપરથી તેને રાજ્યનો રક્ષક (કોન્સ્ટેબલ) કરવામાં આવ્યો હતો. તેણે પોતાનું નામ બદલી **સ્ફોર્જા** એવું રાખ્યું હતું. તેની રાખથી થએલો તેનો દીકરો ફ્રાન્સિસ પણ પરાક્રમી નીકળ્યો. ૧૪૪૭ માં તેનો સસરો મુઓ ત્યારે તેણે મીલાન ઉપર દાવો કીધો ને તે સવોયનો ડ્યૂક, નેપલ્સનો રાજા, વેનિસનું પ્રજાસત્તાક રાજ્ય ને ઓર્લીયન્સનો ચાર્લ્સ એ સૌની સામા થયો. મીલાનના લોકે ડયૂકની રાજ્યસત્તા કહાડી નાંખી પોતાનું પ્રજાસત્તાક રાજ્ય કીધું ને સ્ફોર્જાને રાજ્યનો સેનાપતિ બનાવ્યો. એ પદવીમાં તેણે ડયૂકનો ખિતાબ ધારણ કીધો ને ૧૪૬૬ સૂધી સત્તા ભોગવી–તેની દીકરી નેપલ્સના રાજા સાથે પરણી હતી, અને તેને લૂઈ ૧૧ માની પાસેથી જીનોઆ શહેર મળ્યું હતું. તેના મરણ પછી રાજ્યમાં બખેડા ચાલ્યા ને જીનોઆ પાછું સ્વતંત્ર થયું. ૧૪૮૮ માં જીનોઆ ફરીથી મીલાનના તાબામાં આવ્યું, પણ સ્ફોર્જા તેને ફ્રાન્સનું સંસ્થાન ગણી રાખી રહ્યો હતો.

ઈ૦ સ૦ ૧૪૯૪ માં જેવામાં ફ્રેંચ લોકે હુમલો કીધો તેવામાં ઈટલીની બાહ્ય સ્થિતિનો પૂર્ણ ઉત્કર્ષ હતો–દેશી રાજ્યો હતાં તે પરસ્પર સંપીલાં ને કોઇ પણ રી-

તની પરદેશી સત્તાથી મુક્ત હતાં; ભાષા શાસ્ત્ર કળા હુન્નરમાં થએલો વધારો પ્રકાશતો હતો; ખેતી વેપાર આબાદ હતાં; શહેર દેખાવડાં હતાં ને દરબારો દીપતી હતી. વિદ્યાકળાનો વધારો ને સમૃદ્ધિનો વૈભવ જેવો ઈટલીનો હતો તેવો યૂરોપમાં બીજા કોઈ પણ રાજ્યનો નહોતો. અંતર્સ્થિતિપરત્વે લોક બાયલા તથા જનાની, બીકણ તથા કાયર તથા અધીર, લાંચીઆ તથા છટેલ, જૂઠા તથા વિશ્વાસઘાતી તથા દગાખોર હતા. **પોપ ઇનોસંટ આઠમો** ને **લારેન્ઝો ડી મેદીસી** એ બેની ડહાપણ ભરેલી સત્તાવડે બહારની આબાદી ટકી રહી, પણ તે બે ૧૪૯૨ માં મરણ પામ્યા પછી ઈટલીને માંહોમાંહેના ટંટાનાં ને પરરાજ્યોના હુમલાનાં ભયંકર દુઃખો વેઠવાં પડ્યાં.

## જર્મની.

ઇ૦ સ૦ ૧૪૦૦ માં બવેરિઆનો રોબર્ટ ઈટલી ઉપર ચઢાઈ કરતાં હાર્યો ત્યાર પછી જર્મનો ઈટલીને પોતાની સત્તામાં આણી શકયા નહિ. ઈ૦ સ૦ ૧૪૧૧ માં હંગરીનો રાજા ને બ્રાંડનબર્ગનો ઈલેકટર જે **સીજીસમંડ** તે સર્વાનુમતે જર્મનીનો મહારાજા ઠર્યો; પણ તે ઓટોમન તુર્કના હૂમલાઓથી પોતાના (હંગરીના) રાજ્યની સંભાળ રાખવામાં ને ખ્રિસ્તી ઉપાધ્યાયોની ભાંજગડ પતાવવામાં ગુંથાઈ રહ્યો તેથી તેનાથી જર્મનીના મહારાજા રૂપે મોટાં કામ થઈ શકયાં નહિ. સીજીસ્મંડ ૧૪૩૮ માં મરણ પામ્યો.

આસ્ટ્રિયાનો ડ્યૂક સીજીસમંડનો જમાઈ ને હંગરીનો તથા બોહીમિઆનો રાજા **અલ્બર્ટ ૨ જો** મહારાજા થયો તે સારો હતો ને ૧૪૪૦ માં **ફ્રેડરિક ત્રીજો** થયો તે નિર્બળ હતો–એની કારકીર્દીમાં બર્ગંડીના ડ્યૂક મોટી રાજ્યસત્તા ચલાવતા થયા હતા, પણ સૈકાના અંતમાં તેઓનો ઘણોક મૂલક લગ્ન સંબંધે કરીને આસ્ટ્રિયાના રાજકુળના હવાલામાં ગયો હતો. ફ્રેડરિક ૧૪૯૪ માં મુઓ.

આસ્ટ્રિયાનો આર્ચ ડ્યૂક, **માકિસમિલિયન ૧ લો** મહારાજા થયો, તેણે મીલાનના ડ્યૂકની ભત્રીજી સાથે લગ્ન કરી ઈટલીની રાજ્યકીય ખટપટમાં પડવાની સત્તા મેળવી. ઈ૦ સ૦ ૧૪૯૫ માં તેણે ઈટલી ઉપર ચઢાઈ કરવાને નાણાની મદદ માગી તે ઉપરથી સઘળાં જર્મન રાજ્યોએ **વરમ્સ**માં સભા કરી ઠેરવ્યું કે જ્યાંસૂધી સ્વરાજ્યમાં સલાહસંપ ન વધે ત્યાંસૂધી પરદેશી રાજ્યસંબંધી કામમાં હાથ ઘાલવો નહિ; જેઓ પરસ્પર લડે તેઓની પાસેથી મોટો દંડ લેવો ને એની તપાસ રાખવાને ઇમ્પીરિયલ ચેમ્બર નામની ઇન્સાફની દરબાર હમેશ રાખવી. ઈ૦ સ૦ ૧૫૦૦ માં **ઓક્સબર્ગ**માં સભા મળી તેણે જર્મનીના પ્રદેશમંડળ મુકરર કરવાનો વિચાર કીધો–પ્રથમ છ ગણવામાં આવ્યાં તે **બવેરિયા, ફ્રાંકોનિયા, સાકસની, રૈન, સ્વેબિયા ને વેસ્ટફેલિયા** એ હતાં.

## ઓટોમન તુર્કનું રાજ્ય.

તૈમુરલેને તુચ્છકાર તથા ધમકીના કાગળોથી **બજાઝેત**ને ચીડવી ઓટોમન રાજ્ય ઉપર હુમલો કીધો (૧૪૦૨). સુલતાન કોન્સ્ટંટિનોપલને ઘેરો ઘાલતો હતો ત્યાંથી છાવણી ઊઠાવી મુગલને લડાઈ આપવા એશિયામૈનરમાં ગયો. ત્રણ દહાડા ને બે રાત લડાઈ ચાલી, એક લાખ ચાળીસ હજાર માણસ કપાઈ પડ્યાં, તુર્ક હાર્યા ને બજાઝેત સુલતાન કેદી બની મરતાં સૂધી લોઢાના પાંજરામાં રહ્યો. વહાણોની અછતને લીધે તૈમુર યૂરોપ ભણી આવતાં અટકયો ને પાછો ફરી સમરકંદ ગયો. સિત્તેર વર્ષનો થયો હતો તોપણ તેણે ચીનને જીતવાનો લોભ કીધો, પણ તે પોતાની ધારણા પાર પાડતાં પહેલાં ૧૪૦૫ માં એપ્રિલની ૧ લીએ મરણ પામ્યો.

તૈમુરલેનના હૂમલાથી ને બજાઝેતના દીકરાઓના ઝગડાથી ઓટોમન રાજ્યનું આવી બનવા જેવું થઈ રહ્યું હતું; પણ **મ્યૂસા**એ મહારાજા સીજીસ્મંડ ઉપર ૧૪૧૨ માં ફતેહ મેળવી તેથી ને **મહંમદ ૧ લા**એ ઠાવકી રીતે રાજ્ય ચલાવ્યું તેથી ઓટોમન રાજ્ય પાછું ચળકયું. **આમુરથ બીજો** એણે બે લાખ લશ્કરે કોન્સ્ટંટિનોપલને ઘેરો ઘાલ્યો. એ ઘેરો ઊઠાડવાને ડાન્યુબ નદી ઉપર લશ્કરી વહાણનો કાફલો તૈયાર થાયછે એ જાણી તુર્ક લશ્કરે સર્વિયા ઉપર હૂમલો કીધો ને ૧૪૩૫ માં **સેમેન્દ્રિયા** લીધું; પણ હંગરીના લશ્કરના સરદાર **જોન હનીઆડીસ** એણે બેલગ્રેડ લેવા દીધું નહિ. એ સરદારના વગથી પોલંડના લેડિસલેઅસને હંગરીનું તાજ મળ્યું ને પછી તે બે જણે તુર્કને હંફાવ્યા. અમુરથને દશ વર્ષ લડાઈ બંધ રાખવાની માગણી કરવી પડી. પછી અમુરથ પોતાનું રાજ્ય પોતાના દીકરા **મહંમદ** ૨ જાને સોંપી એકાંત વાસ કરવા ગયો (૧૪૪૩). પોપ ઘણો અધીરો થયો ને તેજ વર્ષમાં ખ્રિસ્તીઓએ કરાર તોડી લડાઈ ચલાવી. અમુરથ પાછો આવ્યો. ૧૪૪૮ માં મોટી લડાઈ થઈ તેમાં ખ્રિસ્તી લશ્કર હાર્યું. એ જીતપછી અમુરથ પાછો એકાંત વાસ કરવા માગ્નીશિઆમાં ગયો, પણ જાનીસરીઝના બખેડાથી તેનાથી ત્યાં રહેવાયું નહિ. અમુરથે ફરીથી રાજ્યકારભાર પોતાને હાથ લીધો ને આલ-

બાનિઆના લોકે બળવો ઊઠાવેલો તેઓને સજા કરવા તે ચાલ્યો–કોઇઆના ઘેરામાં તેનું ફાવ્યું નહિ, ને તે નિરાશ થઈ આડ્રિયાનોપલમાં મરણ પામ્યો (૧૪૫૧ માં).

**મહંમદ બીજો** એણે બે લાખ સાઠ હજાર લશ્કર ને ૩૦૦ વહાણનો કાફલો લેઈ કોન્સ્ટંટિનોપલને ઘેરો ઘાલ્યો. અહીંનો રાજા **કોન્સ્ટનટૈન પાલીઓલોગસ** એણે ખ્રિસ્તી રાજ્યોની મદદ માગી, પણ તે ન મળવાથી તે પોતાના માત્ર સાઠ હજાર લશ્કર સાથે મહંમદ સામા લડવા ઊતર્યો. પુરાતન કોટના ઉપર મોટી મોટી તોપનો મારો ચાલી રહ્યો હતો તેવામાં પાંચ લશ્કરી વહાણ મહંમદનાં વહાણની હારને તોડી ગ્રીક ગારિસનની કુમકે આવી પહોંચ્યાં. ખ્રિસ્તી લશ્કરે મુસલમાન લશ્કરને હરાવ્યું. પણ વધારે ટકાવાનું નથી એમ જાણી કુમકી લશ્કર પાછું હઠી ખશ્યું ને સામું લશ્કર ધશ્યું આવ્યું. મુસલમાન લડવૈયા તૂટેલા કોટ ઉપર ચઢ્યા, **પાલીઓલેગસ** આખરલગણ લડ્યો ને લડતાં કપાઈ પડ્યો; કોન્સ્ટંટિનોપલ પડ્યું ને લૂંટાયું, લોક ગુલામ દાખલ વેચાયા;–ગ્રીક રાજ્યની સમાપ્તિ થઈ* (૧૪૫૩ ના મેની ૨૯ મી એ).

પછી મહંમદે દહોડલાખ લશ્કરે બેલગ્રેડને ઘેરો ઘાલ્યો, પણ ત્યાં હંગરીના લશ્કરે તેનું ફાવવા દીધું નહિ. પછી તેણે આથેન્સની ડચી જે ફ્લોરેન્સના એક શ્રીમંતે સ્થાપી હતી તેનો નાશ કીધો ને થોડા દહાડા પછી ટ્રેબિઝોંડ, સર્વિયા ને બોસ્નિયા એ ત્રણેની સ્વતંત્રતા લૂંટી. વેનિસના રાજ્યે મહંમદની સામે થવામાં શૂરાતન બતાવ્યું, પણ તેથી તેણે વધારે ચીડાઈ ખ્રિસ્તી ધર્મ નિકંદન કરવાને ઠામ ઠામ મસજીદોમાં બંદગી કીધી. ૧૪૭૦ માં તુર્કી વહાણના મોટા કાફલાએ **નીગ્રોપોંટ**નો ટાપુ લીધો ને રહેવાશીઓને કતલ કરી નાંખ્યા. પછી તેણે જીનોઆના તાબાનું **કાફ્ફા** શહેર (વેપારનું મથક) લીધું. રહોડસ ટાપુ ઉપર હૂમલો કીધો, પણ તેને પાછું ફરવું પડ્યું. તે ૧૪૮૧ માં મરણ પામ્યો. ઝડપવાળી દોડ ને છૂપી ગોઠવણ એ બેથી મહંમદ પોતાની સરદારી ફતેહમંદીવાળી કરી શક્યો હતો. જો કે લડાઈમાં ઘણો વિકરાળ ઘાતકી હતો તોપણ તે વિદ્યા હુન્નરને આશરો આપનારો હતો–તેણે કિતાબખાનાં, મદરેસા વગેરેની સ્થાપના કીધી હતી. તે વાદવિવાદ સાંભળતો ને વક્તા તથા કવિયોને ઈનામ વહેંચતો. તે ઈતિહાસ, તથા ભૂગોળ વિદ્યામાં જાણિતો હતો ને ગ્રીક, લાટિન, હિબ્રુ, અરબી ને ફારસી એ ભાષાઓ બોલી વાત કરી શકતો.

મહંમદને બે દીકરા તેમાં વડો મક્કાની જાત્રા ગયો હતો તેથી નાનો **બાજાઝેત બીજો** એ નામેં ઓટોમન રાજ્યનો સુલતાન થયો. એને ઇજીપ્ટના સુલતાન સાથે વાંધો પડ્યો ને લડાઈ ચાલી. બાજાઝેત ૧૪૮૮ માં સીલીશિઆમાં **ઈસ્સસ** આગળ હાર્યો પણ યૂરોપમાં તેણે મોલડેવિયા, બોસ્નિયા, ક્રોએશિયા એ પ્રદેશ તાબે કીધા ને સ્પેનના ખ્રિસ્તીઓની સામા લડતાં મૂર લોકને મદદ મોકલ્યાં કીધી.

## હિંદુસ્તાન.

ઇ૦ સ૦ ૧૪૧૨ માં તઘલક વંશની સમાપ્તિ થયા પછી પંજાબના સૂબેદાર ખીજરખાને પંદર મહિના રાજ્ય કીધું. એની પછી સૈયદ મુબારક, સૈયદ મહંમદ ને સૈયદ અલ્લાઉદ્દીન એ ત્રણ જણે રાજ્ય કીધું–એ છેલ્લાના રાજ્યની હદ દિલ્હીના કોટ બહાર પાંચ છ કોશથી વધારે નહોતી.

ઈ૦ સ૦ ૧૪૫૦ થી લોદી વંશના બાદશાહ થયા તેમાં પહેલો બહિલોલખાન લોદી હતો. તેણે પંજાબનો બખેડો બેસાડ્યો ને જવાનપુરના મુસલમાન રાજા સાથે ૨૬ વર્ષ લડી તે રાજ્યને બાદશાહી હકુમતમાં આણ્યું (૧૪૭૮). દશ વર્ષ પછી તે મુઓ ત્યારે તેના રાજ્યની સરહદ પૂર્વમાં કાશી લગી, દક્ષિણમાં બુંદેલખંડસૂધી ને ઉત્તરમાં હિમાલયસૂધી હતી. શિકંદર લોદીએ ૨૮ વર્ષના રાજ્યમાં થોડોક મૂલક વધાર્યો ને પછી ૧૫૧૬ માં ઇબ્રાહિમ લોદી દિલ્હીનો બાદશાહ થયો હતો.

એ સૈકામાં **ગૂજરાત**ના સ્વતંત્ર રાજ્યના અહંમદશાહે (૧૪૧૧–૧૪૪૩) પાટણ ટાળી અમદાવાદને રાજનગર કીધું, ૧૪૧૧ માં; અને મહંમદશાહ બેગડાએ (૧૪૫૯–૧૫૧૨) જૂનાગઢના હિંદુરાજ્યનો ૧૪૭૨ માં અને ચાંપાનેરના હિંદુરાજ્યનો ૧૪૮૧ માં અંત આણ્યો.

**માળવા**નો મહમૂદ ખિલજી (૧૪૫૧) ગૂજરાત સાથે લડવામાં ફતેહમંદ હતો. **ચિતોડ**માં કુંભારાણાનું યશસ્વી રાજ્ય ૧૪૧૯ થી તે ૧૪૬૯ સૂધી હતું.

* પશ્ચિમ પ્રદેશનું રોમન રાજ્ય ગોથ લોકથી ૪૭૬ માં નાશ પામ્યું, પણ પૂર્વ પ્રદેશનું રોમન રાજ્ય અથવા કોન્સ્ટંટિનોપલનું ગ્રીક રાજ્ય જે ૩૯૫ થી જુદું પડેલું તે ક્ષીણ થતાં થતાં માત્ર રાજધાનીમાંજ આવી રહ્યું હતું. કોન્સ્ટંટિનોપલ પ્રથમ ૩૩૦ માં બંધાયલું ને ૨૮ વાર દુશ્મનના ઘેરામાં સપડાયલું તે ૧૧૨૩ વર્ષ ૨૯ મી વારના ઘેરાથી નાશ પામ્યું–એ નાશથી ત્યાંની લૈબ્રેરીઓમાંનાં એક લાખ વીસ હજાર હાથનાં લખેલાં પુસ્તકોનો પણ નાશ થયો.

**વરાડ**માં ફતેહઉલ્લાએ ૧૪૮૪ માં, **વિજાપુર**માં યુસુફ આદિલશાહે ૧૪૮૯ માં, **અહમદનગર**માં અહમદશાહે ૧૪૯૦ માં ને **બેદર**માં કાસીમે ૧૪૯૮ માં પોતપોતાનાં નવાં રાજ્યો માંડ્યાં.

ઈ૦ સ૦ ૧૪૯૮ ના મેની ૨૨ મીએ પોર્ટુગાલી વહાણ મલબાર કાંઠાના કલિકટ બંદરમાં આવી નાગર્યાં. કલિકટમાં **ઝામોરિન** ઉપનામના હિંદુરાજાઓનું રાજ્ય હતું. હિંદુથી તથા મુસલમાનથી કાંતિ પહેરવેશમાં જુદા પડતા ને નવી તરેહનાં હથિયાર રાખતા એવા પોર્ટુગીસ–ફિરંગી લોકને જોઈ ઝામોરિન મોટા વિચારમાં પડ્યો; પણ પછી તેણે પોતાની દરબારમાં **વાસ્કો દી ગામા**ની મુલાકાત લીધી ને મુકામ કરવાનું ઠેકાણું બતાવ્યું. બીજે દહાડે ગામાએ જઈ પોતાના રાજાની તરફથી થોડાંક લાલ કપડાં, છ ટોપી, થોડાક પિત્તળના પાટ, થોડાંક પરવાળાં ને થોડીક ખાંડ તથા થોડુંક મધ, એનું નજરાણું કર્યું–દરબારી લોક હસ્યા ને અંદેશામાં પડ્યા. મલબાર કાંઠાનો વેપાર ઈજીપ્ટ તથા અરબસ્તાનના લોકે પોતાને હાથ રાખેલો તેઓએ કારભારીઓને લાંચ આપી; ને એઓએ ઝામોરિનને જણાવ્યું કે તે અજાણ્યા લોક કોઈ રાજાની તરફથી આવેલા વેપારી નથી પણ ચાંચીઆ લોક છે. એ ઉપરથી ઝામોરિનની ફિરંગી તરફ કરડી નજર થઈ, ને મૂર નામથી ઓળખાતા વેપારીઓએ તેઓને પજવવા માંડ્યું. ગામા પોતાના વહાણમાં માલ ચઢાવતો હતો તેવામાં તેના બે લશ્કરી આફિસરને પકડી કેદ રાખવામાં આવ્યા. ગામાએ છ દેશી જે તે વેળા વહાણ ઉપર આવ્યા હતા તેઓને કાંઠે ઊતરતા અટકાવી રાખ્યા ને કહેવડાવ્યું કે અમારાને મોકલો ને તમારાને લો. રાજા આનાકાની કરેછે એમ જોઈ ગામાએ વહાણ ઉપાડ્યાં. તરત કાંઠેથી મછવાઓ આવી પહોંચ્યા ને એકમાં બે આફિસરો પણ હતા. મછવાના લોક વહાણ ઉપર ચઢ્યા કે ગામાએ કેટલાકને પાછા ઊતારી મૂક્યા, પણ કેટલાકને લિસ્બન જઈ પોતાના રાજાને દેખડાવવાને વહાણમાં ગોંધ્યા; પછી તેણે તરતજ નાંગર ઉપાડી પોતાના દેશ તરફ વહાણ હંકારી મૂક્યાં.

એ સૈકામાં કેટલાક રાજ્યમાં મુસલમાનો હિંદુપ્રજા ઉપર જૂલમ કરતા ને કેટલાક રાજ્યમાં તેઓ હિંદુ તરફ બેદરકાર હતા. હિંદુલોકમાં રામાનંદના શિષ્યો રામભક્તિનો બોધ કરવામાં સારીપેઠે મચ્યા હતા; કબીર સઘળાં ધર્મમતને ખંડી નિર્ગુણના નામ ગાયનમાં મસ્ત રહેતો; નાનકે પંજાબમાં પોતાનો નવો ધર્મ ચલાવવો આરંભ્યો હતો; બંગાળામાં વૈષ્ણવ ધર્મ દાખલ થવા માંડ્યો હતો ને ગૂજરાતમાં નરસિંહ મહેતાએ કૃષ્ણભક્તિનો મહિમા વધાર્યો હતો.

**પંદર**મા સૈકામાં સાહસિક વહાણવટીઓને નવા દેશ શોધવામાં ઉત્તેજન મળ્યું. હિંદુસ્તાનનો માલ કાબુલ કંધાર ને ઈરાનની વાટે કોન્સ્ટંટિનોપલ જતો; અથવા કાસ્પિયન તથા યૂક્સૈન સમુદ્રના કાંઠાને રસ્તે થઈ સીરિયાનાં બંદરોમાં જતો; અથવા રાતા સમુદ્રને વાટે ઈજિપ્ટમાં જતો; અને પછી પાઇસા, જીનોઆ ને વેનિસની વખારોમાં પડતો; અને ત્યાંથી પછી યૂરોપના બીજા દેશોમાં જતો. કેપ આવ્ ગુડ હોપના શોધથી ને તે માર્ગે યૂરોપનાં વહાણો આવવા જવાથી વેપારને ઉત્તેજન મળ્યું. અમેરિકા તથા તેણી તરફના ટાપુઓનો નવો શોધ થયો. યૂરોપમાં બંદૂકો વપરાતી થઈ, બીબાંથી ગ્રંથ છાપવાનો શોધ પંદરમા સૈકાના વચગાળામાં થયો અને તરતજ પછી લાકડાં તથા તાંબાનાં પતરાં ઉપર એનગ્રેવિંગ કરવાનું પણ નીકળ્યું. તેલીઆ રંગથી ચીતરવાનું ૧૪૬૧ થી શરૂ થયું. બીજગણિત વિદ્યા યૂરોપના વિદ્વાનોના જાણ્યામાં પ્રથમ ૧૪૮૬ માં આવી.

---

## દર્શન ૧૪ સું.

### ઈ૦ સ૦ સૈકો ૧૬ મો.

### બ્રિટન.

**હેન્રિ આઠમો** (૧૮ વર્ષનો) ઇ૦ સ૦ ૧૫૦૯ માં રાજગાદીએ બેઠો. પ્રથમ તો તેણે પોતાના બાપની વખતમાં માન પામેલા (૩૮ વર્ષના) **કાર્ડિનલ** (મુખ્ય ધર્માધ્યક્ષ) **વુલ્ઝીને** ઊંચે દરજ્જે ચઢાવી ખાસખિલબતમાં લીધો. હેન્રિએ બાપનું ભેગું કરેલું નાણું મોજમઝામાં ઊડાડી દીધું ને પછી તે રાજ્યખટપટમાં મચ્યો. રોમના પોપ જૂલીઅસ બીજાએ ઇટલીમાંથી ફ્રેંચ લશ્કર કહાડવાને માટે હેન્રિની મદદ માગેલી તે ઉપરથી હેન્રિએ ફ્રાન્સના લૂઇ ૧૨ મા સાથે લડાઈ કીધી; પણ વળી પોપે મને છેતર્યો એવું જાણ્યું ત્યારે તેણે લૂઈ સાથે સલાહ કીધી ને પોતાની બેન પરણાવી (૧૫૧૪). વુલ્ઝી પદવીએ ચઢતાં ચઢતાં ઇંગ્લંડનો મુખ્ય પ્રધાન ને મુખ્ય ધર્માધ્યક્ષ થયો (૧૫૧૫).

ફ્રાન્સનો **ફ્રાન્સિસ ૧ લો** એણે ૧૫૧૫ માં મીલાન શહેર જીતી લીધા પછી હેન્રિને પોતાની તરફનો કરી રાખવા સારૂ વુલ્ઝીને સાધ્યો. વુલ્ઝીએ રોમની ધર્માધ્યક્ષોની સભામાં* દાખલ થવાના લોભમાં હેન્રિને

* એ સભામાંના એકને પોપની પદવી મળતી.

સમજાવ્યો ને એણે ફ્રાન્સિસ સાથે પરસ્પર સહાય રહેવાના કોલકરાર કીધા (૧૫૧૮). જ્યારે સ્પેન તથા જર્મનીનો **ચાર્લ્સ પાંચમો** ઇંગ્લંડ આવી હેન્રિ તથા વુલ્ઝીને મળ્યો ત્યારે રાજા ફુલાયો ને લોભી મંત્રી ચાર્લ્સના વચનથી લલચાયો—ચાર્લ્સે વુલ્ઝીને પોપની જગા (ખાલી પડેથી) આપવાનું કહ્યું હતું. હેન્રિએ જ્યારે ચાર્લ્સના રાજ્યમાં જઈ એની ભેટ લીધી ત્યારે ચાર્લ્સે હેન્રિને તથા વુલ્ઝીને ફ્રાન્સિસના પક્ષમાંથી ખસેડી પોતાના પક્ષના કરી લીધા (૧૫૨૨).

અંગ્રેજોએ ફ્રાન્સના મૂલક ઉપર હૂમલો કરવા માંડ્યો. પોપ **લીઓ** મરણ પામ્યો, પણ ચાર્લ્સે વુલ્ઝીને પોપપદ ન આપતાં એક બીજાને આપ્યું. વુલ્ઝી નારાજ થયો તેનું મન ચાર્લ્સે ઇંગ્લંડ જઈ મનાવ્યું. દહોડ વર્ષ પછી પોપ એડ્રિયન મુઓ ત્યારે હેન્રિએ ચાર્લ્સને આગ્રહથી લખ્યું કે વચનપ્રમાણે પોપપદ વુલ્ઝીને મળવું જોઇએ. તોપણ ચાર્લ્સે ન લેખાવતાં બીજા એકને પોપ કીધો (ક્લેમેંટ ૭ મો). એ ઉપરથી વુલ્ઝીએ ચાર્લ્સની સામા ફ્રાન્સિસ સાથે કોલકરાર કરવાવિષે હેન્રિને સમજાવવા માંડ્યો. પણ તેટલામાં (૧૫૨૫ માં) પેવિયાની લડાઈમાં ચાર્લ્સના લશ્કર સાથે લડતાં ફ્રાન્સિસ હાર્યો ને પકડાયો. હેન્રિએ ફ્રાન્સ જીતવાનો લોભ કીધો, પણ તેમાં ચાર્લ્સ સામિલ થયો નહિ. પછવાડેથી ઇંગ્લંડ ફ્રાન્સ વચ્ચે કોલકરાર થયા ને હેન્રિએ ફ્રાન્સ ઉપરથી પોતાનો દાવો તદ્દન ઉઠાવી લીધો.

હેન્રિ પોતાના વડા ભાઈની વિધવા કાથેરૈન (ફર્ડિનાંડ તથા ઈસાબેલાની ચોથી દીકરી) સાથે પરણ્યો હતો. એ રાણીના ઉપર અભાવ થયાથી હેન્રિ તેને તલાક આપવાની તજવીજમાં હતો. (૧૫૨૭ માં) રાણીની તહેનાતમાં રહેનારી આનેબૂલેન ઉપર રાજા આશક પડ્યો ને પછી તો તે રાણીને તલાક આપવાને ઘણોજ અધીરો થયો. હેન્રિએ પોપને જણાવ્યું. પોપ હેન્રિને રાજી રાખવાને ઇચ્છતો, પણ ધર્મવિરૂદ્ધ કામ અને કાથેરૈન ચાર્લ્સની ફોઇ થતી તેથી તેની ઇતરાજી થવાની બીક એ બે કારણથી મંજૂરીઅત આપી શક્યો નહિ. તોપણ પોપે ૧૫૨૮ માં વુલ્ઝી તથા કેમ્પેજીઓ એ બે જણાને રાજારાણીની હકીકત સાંભળવાને નીમ્યા; ને એઓએ ૧૫૨૯ ના મેમાં કોર્ટ કીધી. રાણીએ કહ્યું કે ખૂદ પોપવિના મારો ઈન્સાફ બીજાથી થાય નહિ ને રાજાને કરગરીને વીનવ્યો, પણ એણે તેને તુચ્છકારીને કાહાડી મૂકી. ચાર્લ્સ તથા પોપ વચ્ચે સલાહ થઈ ત્યારે ચાર્લ્સની શીખવણીથી પોપે રાજા રાણી ઈટલી આવી પોતાની હકીકત જણાવે એવું ઠેરવ્યું. એ અપમાનથી ક્રોધે ભરાઈ સંધું વુલ્ઝીનું કારસ્તાન છે એવું કહી હેન્રિએ વુલ્ઝીને કારભારથી દૂર કર્યો ને લોભથી એકઠી કરેલી તેની સઘળી મિલ્કત દોલત લેઈ લીધી–(વુલ્ઝી હૈયાશોકે ૧૫૩૦ માં મુઓ). ક્રાન્મર વડો પ્રધાન થયો તેની સલાહથી હેન્રિએ યૂરોપની મુખ્ય મુખ્ય પાઠશાળાના અધિકારીઓનાં મત પૂછ્યાં ને એમાંના ઘણાએક હેન્રિની ઇચ્છાને અનુકૂળ આવ્યાં. વળી તેણે પોપની સત્તા તોડવાને પોતાના રાજ્યના પાદરીઓ ઉપર કોપ કર્યો, ને એઓએ ૧ લાખ પૌંડ આપી રાજાનું મન મનાવવાનું કીધું. હેન્રિ મમત લેઇને બેઠો કે જ્યાંસૂધી તમે મને ઇંગ્લંડની ધર્મવ્યવસ્થા મંડળીનો સર્વોપરિ અધિકારી ન ગણો ત્યાંસૂધી હું તમને કદી માફ કરવાનો નથી. એપ્રમાણે તડૂકી હેન્રિએ ૧૫૩૩ માં આનેબૂલેન સાથે છાનાં લગ્ન કીધાં; ને પછી જાહેરમાં તેને પોતાની રાણી કહી. ક્રાન્મર જેને કાંટર્બરીનો મુખ્ય ધર્માચાર્ય બનાવવામાં આવ્યો હતો તેણે તલાકનું હૂકમનામું કરી આપ્યું કે તરતજ હેન્રિએ મોટા ઠાઠથી આનેબૂલેનને તાજ પહેરાવ્યું. પાર્લેમેંટે આનેબૂલેનનું લગ્ન મંજૂર રાખ્યું ને કાથેરૈનની દીકરી મેરીને ગાદીના હક્કદારમાંથી ટાળી; પોપની સત્તા ઇંગ્લંડમાં ન જોઈએ એવો ઠેરાવ કીધો અને ઇંગ્લંડની ધર્મવ્યવસ્થાનો સર્વોપરી અધિકારી એવો ખિતાબ હેન્રિને આપ્યો.

પોપનો ધર્મ માનનાર કે લ્યૂથરનો ધર્મ માનનાર જેણે રાજાનું ધર્મવિષયમાં ઉપરીપણું ન માન્યું તે સૌ દેહાંતદંડને પાત્ર થયા. **બિશપ ફિશર** ને **સર ટોમસ મોર** એઓએ હેન્રિને સર્વોપરિ ધર્માધિકારી માનવાના સોગન ન ખાધા તે ઉપરથી તેઓને શિરચ્છેદ કરવામાં આવ્યા. ઇંગ્લંડના ખ્રિસ્તી સાધુઓ જમીદાર હતા ને જ્યારે ત્યારે બખેડા કરતા તે ઉપરથી હેન્રિએ તેઓનો ઘાટ ઘડી નાંખવાને ક્રોમ્વેલને પોતાની વતીનો સેક્રેટરી ઠેરવ્યો. એણે રાજાની ઇચ્છા પ્રમાણે સાધુઓના મઠોની સ્થિતિનો રીપોર્ટ કીધો ને પાર્લેમેંટે ધારો કીધો તેથી ૩૮૦ મઠ બંધ થયા. એ બધા મઠોની જમાવસૂલ ૩૨ હજાર પૌંડની હતી અને એક લાખ પૌંડનો બીજો સામાન હતો.

થોડા દહાડા પછી હેન્રિએ આનેબૂલેન રાણીના ઉપર વ્યભિચાર અને રાજદ્રોહ એ બે અપરાધ મૂકી તેને પકડાવી કિલ્લામાં ઘાલી ને સત્તર દહાડા પછી ફાંસી દીધી; ને તે બીજેજ દહાડે **જેન સીમોર** (રાણીની તહેનાતમાંની) સાથે લગ્ન કીધાં; (૧૫૩૬). જેન સીમોર ૧૫૩૭ માં દીકરો જણી તેરમે દહાડે મરણ પામી; ને હેન્રિએ ક્લીવ્સના ડ્યૂકની દીકરી **આને**

સાથે લગ્ન કીધાં. એને ને ક્રોમ્વેલને ન બન્યું. રાજાએ તેના શત્રુઓને ઊભા કરાવી ક્રોમ્વેલઉ પર રાજ્યઅપરાધ મૂકાવ્યા અને જે પાર્લમેંટે તેનાં મોટાં વખાણ કીધાં હતાં તેજ પાર્લમેંટે તેને દેહાંતદંડને પાત્ર ઠેરવ્યો. હેન્રિએ **આને** રાણીને પણ તલાક આપી; ને મહિનામાં નોર્ફોકના ડ્યૂકની ભત્રીજી **કાથેરૈન હાવર્ડ** સાથે લગ્ન કીધાં. ૧૮ મહિના પછી તેના ઉપર પણ પરણ્યાં પહેલાં ને પછી વ્યભિચાર કીધાનો અપરાધ મૂકી તેનો શિરચ્છેદ કરાવ્યો. પછી તે લાર્ડ લાટિમરની વિધવા **કાથેરૈન પાર** સાથે પરણ્યો.

હેન્રિએ પોતાના બાપદાદાના **વેલ્સ** દેશને રાજસભામાં ઠરાવ કરી ઇંગ્લંડ સાથે જોડી નાંખ્યો ને ઇંગ્લંડના ધારાને આધીન કીધો (૧૫૩૬). ધર્મસંબંધી નવાં મતને સરકારથી આશરો મળેલો એથી આયર્લંડમાં બળવો ઊઠ્યો હતો, પણ બળવાખોરોનું લશ્કર હાર્યું ત્યાર પછી બીજા તાલુકદારો તાબે થયા હતા. એમાંના કેટલાકને હેન્રિએ **અરબ** બનાવ્યા ને આયર્લંડના ઇનસાફને માટે ધારા બંધાવ્યા. પછી હેન્રિએ પોતાનો ભાણેજ જે સ્કાટ્લંડનો રાજા **જેમ્સ ૫ મો** તેની પાસે પોતાના ધર્મમત કબૂલ કરાવવાની ઇચ્છા કીધી. અંગ્રેજી લશ્કરે થોડાંક ગામ બાળ્યાં; પણ તેટલામાં (૧૫૪૨) જેમ્સ મરણ પામ્યો એટલે લડાઈ બંધ રહી. પછી હેન્રિએ ફ્રાન્સપર ચડાઈ કરી બૂલોં લીધું. કોલકરારમાંથી ચાર્લ્સ ખશ્યો ત્યાર પછી બે વર્ષ લડાઈ ચાલી હતી, પણ તેમાં કંઈ વિશેષ બન્યું નહોતું. હેન્રિ આઠમો ૧૫૪૭ ના જાનેવારીની ૧૮ મીએ મરણ પામ્યો.

હેન્રિ રણયોદ્ધો કે રાજનીતિકુશળ કે લોકનો હિતુ એવો રાજા નહોતો. રંગીલા મોજીલા જુવાન રાજાને લોભીઆ વુલ્ઝીએ રમાડ્યો ને પોપે તથા ચાર્લ્સે ઠગ્યો. એ ઠગાઈ હેન્રિ પાછળથી સમજ્યો ને વેર લેવાને અધીર થયો તેમ અણગમતી કાથેરૈનનો ત્યાગ કરવાને પણ અધીર થયો. એકદમ તે પોપ સાધુ ઈત્યાદિ ધર્માધિકારીઓ ઉપર કોપ્યો—પાર્લમેંટ થરથરી તાબે થઈ રહી—રાજાએ પોપની સત્તા હણતાં યથેચ્છ અનાચાર કીધા—પણ એ સઘળું ખ્રિસ્તીધર્મનો પુનઃસંસ્કાર થવામાં કામ લાગ્યું હતું.

**એડ્વર્ડ ૬ ઠ્ઠો** (જેન સીમોરનો દીકરો) ૧૫૪૭ માં દશ વર્ષની ઉમરે ગાદીએ બેઠો, ને મુખ્ય કારભારી તેનો કાકો થયો તે હર્ટફર્ડનો અર્લ—સમર્સેટનો ડ્યૂક હતો ને પ્રોટેસ્ટંટ—પોપમતની વિરૂદ્ધ હતો. તેણે ને ક્રાન્મરે મળીને ઇંગ્લંડમાંથી રોમન કાથલિક—રોમનો ખ્રિસ્તીધર્મ કહાડવાને ગોઠવણ કીધી ને ઉપાયો અમલમાં આણવા માંડ્યા. સમર્સેટે લોકની પ્રીતિ મેળવવાને પાર્લમેંટ બોલાવી કેટલાક ધારા રદ્દ કરાવ્યા ને કેટલાક નવા પસાર કરાવ્યા. તેણે બંડ ઊઠાવનાર પોતાના ભાઈને ફાંસી દેવડાવ્યો અને કાથલિક પાદરીઓની ઉશ્કેરણીથી **ડેવન્શાયર ને નોર્ફોકના** ગામડીઆઓએ બળવો ઊઠાવેલો તે બેસાડ્યો. પછવાડેથી તે ફ્રાન્સ તથા સ્કાટ્લંડના એકઠાં મળેલાં લશ્કર સામા અને પોતાના શત્રુ વાર્વિકના અર્લની સામા ફાવી શક્યો નહિ. તેને રાજ્યઅપરાધી ઠેરવી ફાંસી દીધામાં આવી હતી (૧૫૫૨). વાર્વિકનો અર્લ, નોર્થમ્બર્લંડનો ડ્યૂક એ નામ ધારણ કરી મુખ્ય કારભારી થયો. એડ્વર્ડ ૧૫૫૩ માં મુઓ; ને નોર્થમ્બર્લંડે **લેડી જેનને** (સાતમા હેન્રિની દીકરીની દીકરી ને તેની દીકરી ને પોતાના દીકરાની વહૂને) ઇંગ્લંડની રાણી માની. હેન્રિ ૮ માની પહેલી રાણી કાથેરૈનની દીકરી **મેરી** સામી થઈ ને ફાવી. જેન દશ દહાડા રાજ્ય કરી કેદમાં પડી. નોર્થમ્બર્લંડના ડ્યૂકને શિરચ્છેદ કરવામાં આવ્યો (૧૫૫૩ માં) ને બીજે વર્ષે જેન તથા તેનો વર પણ તેજ દશાને પામ્યાં.

**મેરી** કાથલિક ધર્મની હિમાયતી હતી. તેણે ગાર્ડિનર ને બીજા ધર્માધ્યક્ષોને કેદમાંથી છૂટા કરી તેઓને તેઓના પૂર્વ અધિકાર સોંપ્યા અને સુધરેલા ધર્મમત માનનારાઓને પદવીભ્રષ્ટ કીધા. ક્રાન્મરને રાજ્યનો અપરાધી ઠેરવ્યો. એડ્વર્ડ છઠ્ઠાના રાજ્યમાં પસાર થએલા જે ધારા કોઈપણ રીતે નવા મતને પુષ્ટિ આપતા જણાયા તે પાર્લમેંટે રદ્દ કીધા. ઇંગ્લંડમાંથી પ્રોટેસ્ટંટમત ટળી કાથલિક ધર્મ પાછો વ્યવસ્થિત પણે ચાલુ રહે તેટલું કરતાં લગી ધર્માધિકારીની સત્તા પોતાને હાથ રાખી પછી તે પાછી પોપને આપવી એવો મેરીનો વિચાર હતો. તેણે પોતાનું ને પોતાના ધર્મમતનું બળ વધારવાને જર્મનીના રાજાધિરાજ ચાર્લ્સ પાંચમાના દીકરા ફિલિપ સાથે લગ્ન કીધાં (૧૫૫૪). એ ફિલિપ ૧૪ મહિના ઇંગ્લંડમાં રહી પાછો ફ્લાંડર્સ ગયો હતો ને થોડે દહાડે સ્પેનનો તે રાજા થયો. ત્યારપછી તેણે પોતાની મેરી રાણીની દરકાર રાખી નહોતી.

૧૫૫૪ ના નવેંબરમાં પાર્લમેંટ રોમન કાથલિકધર્મની પુનઃસ્થાપનાને માટે રાણીને સમ્મત થઈ; અને પોપે રોમથી **કાર્ડિનલ પાઉલને** ઇંગ્લંડ મોકલ્યો હતો. મેરીના રાજ્યમાં ક્રાન્મર, લાટિમર, હૂપર, રિડલી આદિ ત્રણસેં જણ જેઓ પોપ વિરૂદ્ધ મતનો પ્રસાર

કરવામાં આગેવાન હતા તેઓને જીવતા બાળી મૂકવામાં આવ્યા હતા. મેરીની સાવકી બેન (આનેબૂલેનની દીકરી) **એલિઝાબેથ**ની પ્રોટેસ્ટંટ મતના લોકને મોટી ઓથ હતી તેટલામાટે મેરી રાણીએ તેને કિલ્લામાં કેદ રાખી હતી. ઈ૦ સ૦ ૧૫૫૮ માં મેરી મરણ પામી ને એલિઝાબેથ ઇંગ્લંડની રાજગાદીએ બેઠી.

**એલિઝાબેથ**ને મેરીએ કિલ્લામાં રાખી હતી, પણ નસીબ પાધરાં કે તેની તપાસ ચાલી નહોતી. તે પોતાના એકાંતવાસમાં ભાષાઓના અભ્યાસ કરી ગ્રંથો વાંચી પોતાનાં દુખમાં રીઢી થઈ હતી.

કાથેરૈનનું તલાક ને આનેબૂલેનનું લગ્ન એ પાર્લમેંટે મંજૂર કર્યાં હતાં, પણ પોપે કીધાં નહોતાં તેથી ઇંગ્લંડના કાથલિક લોકે **મેરીસ્ટુઅર્ટ** (સ્કાટ્લંડની) ભણી જોયું; એણે હેન્રિ સાતમાની દીકરીની પાસથી રાજગાદીને માટે દાવો કીધો ને પોતાને ઇંગ્લંડની રાણી કહેવડાવ્યું. તે ફ્રાન્સના પાટવી સાથે પરણી હતી; એટલે ઇંગ્લંડ, સ્કાટ્લંડ ને ફ્રાન્સના કાથલિક તેના પક્ષમાં હતા.

એલિઝાબેથે શત્રુના ભયથી વિચારમાં ચંચળ ન થતાં પોતાનો પ્રોટેસ્ટંટ પંથજ દેશમાં માન્ય કરાવવાનો આગ્રહ ધર્યો. તેણે હૂકમ લખી જાહેર કીધું કે બીજો હૂકમ મળતાંસૂધી દેશમાં ધર્મપ્રકાર જેવો મેરીના મરણ સમે હતો તેવોજ રાખવો અને પ્રાર્થના અંગ્રેજીમાં કરવી. કાથલિક સૌ રાજી થયા, પણ દશ દહાડા પછી પાર્લમેંટે ઠરાવ કીધો કે દેશીજનની પ્રાર્થનાપોથી (બુક આવ્ કામન પ્રેયર) સિવાય બીજું કોઈ પુસ્તક ઉપયોગમાં લેવું નહિ અને સઘળા ધર્માધિકારીઓએ શપત લેઈ રાણીને દેશમાં સર્વોપરિ ધર્માધિકારી માનવી;—ધર્માધ્યક્ષોએ શપત ન લીધા, પણ તેઓથી ઊતરતી પદવીના ઘણાએક ધર્માધિકારીઓએ શપત લીધા. એ પ્રકારે ઇંગ્લંડનું રાજ્ય પ્રોટેસ્ટંટ પંથનું સ્થપાયું.

સ્કાટ્લંડમાં પ્રોટેસ્ટંટ પંથ દાખલ થવા માંડ્યો હતો ને નાક્સનાં ભાષણોથી લોકનાં મન ચંચળ થતાં હતાં તેવામાં એલિઝાબેથના સેક્રેટરી **સેસિલે** પક્ષકારોના ઝગડા વધાર્યા કીધા કે જેથી ત્યાંની રાણી મેરીની સત્તા ઘટે ને ફ્રેંચ લોકનું ન ફાવે. એ ઝગડા એટલા જોશમાં ચાલતા કે મેરી જ્યારે ફ્રાન્સથી (સાસરેથી) સ્કાટ્લંડ આવી (૧૫૬૧) ત્યારે તેને ઇંગ્લંડ ઉપરથી પોતાનો દાવો ઉઠાવી લેવો પડ્યો.

૧૫૬૩ માં ધારો ઠરાવવામાં આવ્યો કે પાર્લમેંટના ગૃહસ્થોએ, શિક્ષકબોધકોએ, વકીલોએ ને નકલ કરનારાઓએ રાણીને સર્વોપરિ ધર્માધિકારી કરી સ્થાપવાના શપત લેવા—(એ શપત થોડાક જણે ન લીધા તે પ્રોટેસ્ટંટથી જુદા **પ્યુરિટન** એ નામે ઓળખાયા). પછી ધર્માધિકારીઓની સભા બોલાવવામાં આવી ને તેણે ઇંગ્લંડના લોકે કીઓ ખ્રિસ્તી પંથ કેવી રીતે પાળવો તે વિષેનાં ૩૯ પ્રકરણ નક્કી કીધાં (એ આજ પણ માન્ય છે).

સ્કાટ્લંડનો મામલો એટલો ભારે થઈ પડ્યો કે મેરીને ઇંગ્લંડ નાશી આવવું પડ્યું ને અહિં તેને એલિઝાબેથે કેટલાક અપરાધ કર્યાને બહાને કેદમાં ઘાલી. રોમનો પોપ **પાયસ ૫ મો** એણે એલિઝાબેથના અનેક દોષ અપરાધ દેખાડી સર્વ ખ્રિસ્તી રાજ્યોમાં પોતાની આજ્ઞા જણાવી કે ઇંગ્લંડની રાણી ખ્રિસ્તીધર્મ વિરૂદ્ધ પાખંડી મતની છે ને તેની પ્રજાએ તેની આણ માનવી નહિ. એ ઉપરથી ઇંગ્લંડની પાર્લમેંટે ઠરાવ કીધો કે જે કોઈ રોમની સાથે સંબંધ રાખશે ને રાણીને સર્વોપરિ ધર્માધિકારી નહિ માને તેને કરડી શિક્ષા કરવામાં આવશે ને બીજો આ કીધો કે સ્કાટ્લંડની રાણી મેરીની તપાસ ચલાવવી.

સ્કાટ્લંડમાં એલિઝાબેથની વતી મોર્ટન રાજ્યકારભાર કરતો તેને કોઈએ મારી નાંખ્યો ને મેરીના પક્ષના લોક ઇંગ્લંડ ઉપર ધશી આવ્યા; આયર્લંડમાં કાથલિક લોકે બળવો ઊઠાવ્યો; ફ્રાન્સમાં કાથલિક જીત્યા; દેશદેશના કાથલિકે એકસંપ થવા માંડ્યું. એ સંકટમાં ઇંગ્લંડના પ્રોટેસ્ટંટોએ દેશવિદેશના શત્રુઓથી રાણીનું રક્ષણ કરવાને પોતાનામાં એક સંપ કીધો અને પાર્લમેંટે જેસૂટપંથના ખ્રિસ્તીઓ તથા રોમનકાથલિક પાદરીઓ એઓને દેશબહાર કહાડ્યા.

મેરીના પક્ષના લોક તેના છૂટકારાને માટે અનેક તજવીજ કરતા તે ઉપરથી એલિઝાબેથ મેરી ઉપર વધારે વધારે સખ્તી કરતી. એકજણ કેદમાં પડેલી મેરી સાથે સંદેશા ચલાવવાનું કરતો હતો તેને રાણીના સેક્રેટરી **વાલ્સિંગ્હામે** પકડ્યો. એ ઉપરથી મેરી તૂતમાં સામિલ છે એવો તેના ઉપર અપરાધ ઠેરવી ૧૫૮૭ ની આઠમી ફેબ્રુવારીએ તેને શિરચ્છેદ કરવામાં આવી. એલિઝાબેથે શોક બતાવ્યો ને આજ્ઞા વિના શિરચ્છેદ કરાવ્યો તેને માટે પોતાના સેક્રેટરી ડેવિસનને શિક્ષા કીધી.

ઇંગ્લંડની રાણીએ નેધર્લંડને મદદ કરી હતી તે ઉપરથી સ્પેનનો **ફિલિપ બીજો** એલિઝાબેથને નસીઅત આપવાને તૈયારી કરતો હતો; પણ તેટલામાં ડ્રેકે લશ્કરી વહાણની સરદારી કરી લિસ્બન તથા કેડિઝની નજીકમાં ઘણાંએક સ્પેનનાં વહાણ બાળી નાંખ્યાં અને

અમેરિકાથી સ્પેન જતાં દોલત ભર્યાં વહાણોને પકડી લૂંટ દાખલ ઇંગ્લંડ આણ્યાં. વાલ્સિંગ્હામની ખટપટથી સ્પેનની હુંડીઓ જીનોવાવાળાએ સીકારી નહિ તેથી પણ ફિલિપને ઇંગ્લંડ ઉપર ચઢાઈ કરતાં વાર લાગી. એ ગાળામાં એલિઝાબેથે વહાણનો કાફલો તૈયાર કીધો.

ઈ૦ સ૦ ૧૫૮૮ ના મેની ૨૯ મીએ **મેદીનાનો ડ્યૂક સ્પાનિશ આર્મેડા**—સ્પેનનાં લશ્કરી વહાણના કાફલાનો સરદાર થઈ લિસ્બનથી ઉપડ્યો. તે કાફલામાં મોટાં ૧૩૨ વહાણમાં ૩૧૬૫ તોપ, ૮૭૬૬ ખલાશી ને ૨૨ હજાર લડવૈયા હતા (પછવાડેથી ડંકર્ક આગળ ૩૦ હજાર વધવાના હતા). એલિઝાબેથનો કાફલો માત્ર ૨૮ વહાણનો હતો, પણ પછવાડેથી ૧૧૭ નો થયો હતો ને તેમાં ૧૧૧૨૦ માણસ **એફિંગ્હામના લોર્ડ હાવર્ડ**ની સરદારી તળે હતાં. રાણીએ ઘોડે બેશી ભાષણ કરી લશ્કરને ઉત્તેજન આપ્યું કે ઈશ્વરનેમાટે, મારા રાજ્યનેમાટે ને મારા લોકનેમાટે હું મારૂં લોહી પાડવાને તૈયાર છઉં–હું મોખરે રહી લડીશ અને જો કે મારો હાથ તે સ્ત્રીનો હાથ છે તોપણ મારો જીવ રાજાનો છે ને વધારે શું છે કે તે ઇગ્લંડના રાજાનો છે. સ્કાટ્લંડના લોક પણ ઇંગ્લંડના લોકની પેઠે ફિલિપના હુમલાથી પોતાના દેશનો બચાવ કરવાને સારીપેઠે ઉશ્કેરાયા હતા. સ્પેનનો કાફલો જુલાઈની ૧૯ મીએ **ઇંગ્લિશ ચાનલ**માં દેખાયો. અંગ્રેજી વહાણોએ પાંચ વાર હુમલા કીધા ને પાંચે વાર ફતેહ મેળવી. સ્પેનના કાફલાનો સરદાર ડંકર્કના માણસોની કુમક લેઈ શક્યો નહિ ને તેણે વહાણો પાછાં ફેરવ્યાં; તોફાન થયું તેમાં પણ કેટલાંક ભાગી ગયાં ને માત્ર ૫૩ વહાણ પાછાં સ્પેન પહોંચ્યાં. ઇંગ્લંડમાં જયઓચ્છવ થયો ને સ્પેનને જબરો ધક્કો લાગ્યો; અંગ્રેજી વહાણોએ સ્પેનના કિનારા ઉજાડ પાડ્યા ને તેનાં સંસ્થાનો લૂંટ્યાં.

આયર્લંડમાં ઊઠેલો બળવો બેસાડવાને રાણીએ પોતાના (પ્રીતમ) એસેક્સના **અર્લ**ને પૂર્ણ સત્તા આપી મોકલ્યો. એસેક્સથી તે બળવાખોર જીતાયા નહિ ને રાણીની ઇતરાજી થઈ. એસેક્સે ઇંગ્લંડ આવી ધાંધલ કરવા માંડી ને રાણીએ તેને દેહાંતદંડ શિક્ષા કીધી. બે વર્ષ પછી રાણી મરણ પામી (૧૬૦૩ ની ૨૪ મી માર્ચે).

એલિઝાબેથ પચીસ વર્ષની વયે ગાદીએ બેઠી ને તેણે ૪૫ વર્ષ રાજ્ય કીધું–તેમાં ઇગ્લંડમાં પ્રોટેસ્ટંટ ધર્મ સ્થપાયો, હાલંડના પ્રોટેસ્ટંટોને ઉત્તેજન મળ્યું, દેશવિદેશના કાથલિક આશા ભંગ થયા ને સ્પેનનું રાજ્ય નબળું પડ્યું.

પ્રોટેસ્ટંટ પંથના લોકને રાણીની ઓથ ને રાણીને તે લોકની મદદ હતી; પાર્લમેંટમાં ઘણાજણ પ્રોટેસ્ટંટ હતા ને તે તાબેદાર હતી; દરબારી લોક સાથે તે પ્રેમદૃષ્ટથી વર્તતી ને તેઓ તેને રીઝવવાને સરસાઈ કરતા; વળી તે પોતે પોતાની શક્તિથી તથા પોતાના સ્વભાવથી રાજપદવીનું મોટપ ને પ્રસંગે કરડાપણું રાખતી ને દેખડાવતી; એ કારણોથી તેની કારકીર્દી ફતેહમંદ થઈ ચળકી. તે પાકી, જૂઠાણાથી પણ મતલબ સાધનારી ને પોતાનીજ ઇચ્છા પ્રમાણે વર્તનારી હતી, પણ તેમ સાવધ ને ડાહી પણ હતી–મોટાં સંકટમાં તે સાહસ કરી મૂર્ખ નહોતી થતી, પણ સ્થિતિને આધીન થઈ રહેતી–તે અદેખી, ખારીલી, ફૂલકણી, અહંકારી, પાખંડી, પણ રાજપુત્રી–રાજા હેન્રિ આઠમાની પુત્રી, રંગીલી કુંવારી નિરંકુશ રાજારૂપ ઇંગ્લંડની તેજસ્વી રાણી શોભી. તેને **બેકન** ને **સેસિલ** (લોર્ડ બર્લે) સલાહ આપનારા કારભારી હતા; **લીસ્ટર**નો **અર્લ** ને **ફિલિપ સિડ્ની** એ લશ્કરના સરદાર હતા. **હાવર્ડ, ડ્રેક, હોકિન્સ, સેમોર** ને **ફ્રોબિશર** વહાણનાં લશ્કરના સરદારો હતા. ડ્રેકે વહાણ વાટે પૃથ્વીની પ્રદક્ષિણા કરી, રાજનીતિકુશળ ને વહાણવટી **વાલ્ટર રાલે** એણે અમેરિકાનો કેટલોક ભાગ શોધ્યો ને વર્જિનિઆમાં અંગ્રેજો જઇ વશ્યા; તંબાકુ, બટાટા વગેરે અમેરિકાની પેદાશથી ઇંગ્લંડના લોક જાણીતા થયા. ધર્માધિકારીમાં **હૂકર**, રાજધારામાં નિપુણ **કોક** અને તત્ત્વશાસ્ત્રમાં નામાંકિત **બેકન** એ હતા; **સ્પેન્સર** ને **શેક્સપીઅર** મોટા કવિ હતા. **લીસ્ટર** ને **એસેક્સ** જેવા રંગીલા માનીતા દરબારી હતા. ઈ૦ સ૦ ૧૫૯૧ માં અંગ્રેજોએ હિંદુસ્તાનની સફર કીધી ને ૧૬૦૦ માં હિંદુસ્તાન સાથે વેપાર કરવાને કેટલાક વેપારીઓએ મંડળી સ્થાપી હતી. રૂશિઆ સાથે પહેલ વહેલો રાજકીય સંબંધ થયો હતો.*

* એ પ્રમાણે રાજ્યનો ઉત્કર્ષ હતો, પણ લોકની સ્થિતિ દયામણી હતી. ઇચ્છા ઉપરાંત પણ નવો પંથ મનાવવાને લોકને કેદખાનામાં ઘસડી લેઈ જવામાં આવતા; ઇચ્છા ઉપરાંત લોકને પકડી લશ્કરમાં ને વહાણમાં સીપાઇ તથા ખલાશી કરવામાં આવતા; વગર વ્યાજે સરકારને નાંણું કરજે આપવાની તેઓના ઉપર જબરદસ્તી થતી; ને તેઓની મિલકત ઉપર મમતી ને તબીયતી સ્ત્રીની મરજી અખત્યાર ચલાવતી.

લોક સાત વાગે નાસ્તો કરતા; તેવારે કાફી કે ચા શું છે તે કોઇ જાણતા નહોતા; ને લેડીઓ એલ દારૂ પીને ઊનું ઊનું ગોશ ખાવામાં લહેજત લેતી. ધાતુની તાસક અથવા લાકડાંની થાળીમાં લોક જમતા—તેવારે કાચનાં વાસણ નહોતાં, પીવાનાં પ્યાલાં સીંગડાંનાં અથવા તવંગરને ત્યાં રૂપાનાં હતાં, કાંટા વપ-

## ફ્રાન્સ.

લૂઈ ૧૨ મો પોતાની વડીઆઈના વારસ દાખલ મીલાનના ડ્યૂકનો ખિતાબ રાખી લશ્કર લેઈ ઈટલી ઉપર ચઢયો. (૧૫૦૧). વીસ દહાડામાં મીલાન તાબે થયું ને પછી તેણે નેપલ્સ લીધું. થોડે દહાડે ફ્ર્ડિનાંડે આવી ફ્રેંચને નેપલ્સમાંથી કહાડી મૂકયા. લૂઈ પોતાની દીકરી પરણાવી ફ્રાન્સના મૂલકનો ત્રીજો ભાગ પહેરામણીમાં આપવા કરતો હતો, પણ તેણે ૧૫૦૬ માં લોક સભાને બોલાવેલી તેણે તેનો વિચાર ફેરવી નાંખ્યો. પછી પોપ જાતે લડાઈ કરવા આવેલો તેની સામા લૂઈને લડવું પડયું. ઇ૦ સ૦ ૧૫૦૮ માં **કાંબ્રે**માં થએલા કોલકરાર પ્રમાણે લૂઇ, જર્મનીનો મહારાજા માક્સિમિલિયન, સ્પેનનો ફ્ર્ડિનાંડ ને પોપ જૂલિયસ બીજો એ સૌ એકસંપ થઈ વેનિસની સામા થયા. ફ્રેંચ લશ્કરે વેનિસના રાજ્યની સત્તા ઇટલીમાંથી ટાળી માત્ર તેના ટાપુઓમાં રહેવા દીધી. ઇ૦ સ૦ ૧૫૧૦ માં પોપે વેનિસના રાજ્યાધિકારી સાથે સલાહ કીધી ને બીજે વર્ષે તેણે ફ્ર્ડિનાંડ, હેન્રિ આઠમો ને માક્સિમિલિયન એઓને પોતાના પક્ષમાં લેઈ લૂઈસામા લડાઇ કીધી. ફ્રાન્સના લશ્કરે પ્રથમ તો ઘણી જીત (૧૫૧૨ માં) મેળવી, પણ પછવાડેથી તેણે ઘણીક હાર ખાધી કે જેથી મીલાનમાં **સ્ફોર્ઝા** કુળની ને ફ્લોરેન્સમાં **મેદીસી** કુળની સત્તા સ્થપાઈ. પછી લૂઇ સ્પેનના ફ્ર્ડિનાંડ સાથે ને ઇંગ્લંડના હેન્રિ (આઠમા) સાથે સલાહ કરી થોડે દહાડે મરણ પામ્યો (૧૫૧૫). લૂઇએ કર ઓછા કીધા હતા, મજૂરી કરનાર તથા કારીગર લોકને ઉત્તેજન આપ્યું હતું અને રાજ્યમાં ઇનસાફ બરાબર ચૂકવાયછે કે નહિ તે ઉપર નજર રાખી કાયદાની સત્તા વધારવાની કાળજીથી મહેનત લીધી હતી; તે પ્રજાનું હિત કરનારો રાજા હતો ને તેને **કાર્ડિનલ આમ્બોઇસ** જોઇએ તેવો ડાહ્યો પ્રધાન હતો. નવા પ્રદેશ જીતી પોતાનું રાજ્ય વધારવું એવો તેના મનનો ફાંટો હતો.

**ફ્રાન્સિસ ૧ લો** એણે લોમ્બર્ડી ઉપર હૂમલો કીધો. સ્વિસલોકે **મારિગનાનો** આગળ તેના લશ્કરની સામા બહાદુરીથી લડાઈ આપી. ત્રીજે દહાડે ફ્રેંચ લશ્કરે જીત મેળવી ને સ્વિસ હાર્યા. પછી ફ્રાન્સિસે પોપ **લીઓ દશમો** એની સાથે ને વેનીશિઅન સાથે કરાર કરી નેપલ્સ જીતી લેવાનું તાકયું, પણ વળી તે વિચાર તેણે માંડી વાળ્યો હતો.

જર્મનીના મહારાજાની પદવીને માટે આસ્ટ્રિયા તથા સ્પેનનો ચાર્લસ ઉમેદવાર થયો ત્યારે ફ્રાન્સિસ પોતાનો હક્ક દેખાડી તેની સામા થયો. પણ ચાર્લસ તે પદવી ધારણ કરી ફ્રાન્સિસનો શત્રુ થઈ રહ્યો. ફ્રાન્સિસે હેન્રિ આઠમા સાથે કોલકરાર કીધા, પણ ચાર્લસે તે તોડાવ્યા. લીઓ દશમો એણે મીલાનમાંથી ફ્રેંચને હાંકી મહેલવાના કામમાં ચાર્લસને મદદ કીધી. યૂરોપનાં ઘણાંખરાં રાજ્યો ફ્રાન્સની સામાં હતાં; અને ફ્રાન્સિસનો એક મોટો લડવૈયો સરદાર **કોન્સ્ટેબલ બૂર્બો** રાજાથી કંટાળીને શત્રુપક્ષનો થયો હતો. ફ્રાન્સિસ ડર્યો નહિ; તે ઇટલી જઈ લડયો, પણ **પેવિઆ**ની લડાઈમાં હાર્યો ને પકડાયો ને સ્પેનના માદ્રિડ શહેરમાં કેદ રહ્યો. ફ્રાન્સિસે પોતાના છૂટકારાના બદલામાં બર્ગંડી તાલુકો આપવો કબૂલ કીધો, પણ ત્યાંના લોક પરરાજ્યસત્તામાં જવાને ના પાડતા તેથી કોલકરાર થયા નહોતા. ફ્રાન્સિસે ચાર્લસની સામા થવાને પોપ, હેન્રિ આઠમો, વેનિસના સત્તાધારી, ને મીલાનનો ડ્યૂક એઓ સાથે સંપના કરાર કીધા ને પછી આલ્પ્સ પર્વત ઓળંગી નેપલ્સને ઘેરો ઘાલ્યો; પણ લશ્કરમાં મરકી ચાલી તેથી તેને ઇટલી ખાલી કરી પાછું આવવું પડયું. કામ્બ્રેમાં સલાહના કરાર થયા (૧૫૨૯) ને છૂટકારાનો દંડ ૨૦ લાખ ક્રૌન (૫૦ લાખ રૂપિઆ) નક્કી થયો. પણ એ બન્યું તેની પહેલાં બૂર્બોના ડ્યૂકે (ચાર્લસની તરફ થયો હતો તેણે) લશ્કરને આપવાને નાણું નહોતું તેથી રોમ લૂંટયું હતું ને પોપને કેદ કીધો હતો.

મીલાનના ડ્યૂક સ્ફોર્ઝાએ બહાનું કહાડી આપ્યું ને ફ્રાન્સિસે **સવોય** ને **પીડમોંટ** એ ઉપર હૂમલો કીધો (૧૫૩૬); પણ ચાર્લસે ઉતાવળા જઈ ફ્રેંચને આલ્પ્સની પેલી પાસ કહાડ્યા ને ૫૦ હજાર લશ્કર પ્રોવેન્સ ભણી આણ્યું. **માર્શલ મોંટ મોરેન્સી**એ વચમાંનો પ્રદેશ ઉજડ કરીને પ્રોવેન્સ તથા બીજા પ્રાંત બચાવ્યા. પોપ **પાઉલ ૩ જો** એણે ચાર્લસ તથા ફ્રાન્સિસ એ બેને સમજાવી દશ વર્ષ લડાઇ બંધ રાખવાના **નેસ**માં કોલકરાર કરાવ્યા. ચાર વર્ષ પછી ફ્રાન્સિસે **સુલતાન સુલીમાન** સાથે સંપ બાંધી નેસને ઘેરો ઘાલવાની ગોઠવણ કીધી. તુર્કનાં વહાણ આવ્યાં, પણ આસ્ત્રિયાની નોકરીમાં જીનોઆનો **આંદ્રુ ડો-**

રાતા નહોતા—લોક હાથેવતી મહોડામાં મૂકતા. રાણીના ઓરડામાં શેતરંજી ગાલીચા નહિ પણ એક જાતનું ઘાસ પાથરવામાં આવતું. હાલંડદેશથી ગાડીઓ આવેલી તે નવીજ દાખલ થઇ હતી. મુસાફરી ઘોડા ઉપરજ કરવામાં આવતી. ઘડીઆલ પણ નહોતું તે પહેલું એજ રાજ્યમાં જોવામાં આવ્યું—એક જર્મને રાણીને ભેટમાં આપ્યું હતું.

**રિઆ** નામનો વહાણના લશ્કરનો સરદાર હતો તેણે તુર્કને હરાવ્યા. ફ્રાન્સિસે એક લડાઈ જીતી, પણ ચાર્લ્સે તહ માગ્યો ને ફ્રાન્સમાં રહીને ઘેંટ જવાની ફ્રાન્સિસ પાસે રજા માગી. ફ્રાન્સિસે ખાર ન લેતાં રજા આપી. પછી ચાર્લ્સે હેન્રિ આઠમા સાથે સંધિ કીધી, ને હેન્રિ ફ્રાન્સમાં **સોઈસન** લગી આવ્યો. પછી ક્રેસ્પી આગળ સલાહના કોલકરાર થયા ને ચાર્લ્સ ફ્રાન્સિસનો ટંટો પત્યો (૧૫૪૪). ફ્રાન્સિસ ૧૫૪૭ માં મરણ પામ્યો.

ફ્રાન્સિસ હિંમતવાળો, સાહસિક, બહાદુર ને શિવલરીના વિવેકની મોટાઈ જાળવનારો પણ અવિચારી ને જાલમ-રાજા હતો. તેણે વગર સત્તાના ઘણાક કર પ્રજા ઉપર મૂકયા હતા. તે સ્ટેટ્સ જનરલ–લોકની સભાને નહોતો બોલાવતો, પણ પોતાના વગના **નોટેબલ્સ** પ્રખ્યાત નગરજનોને બોલાવી પોતાનાં ધારેલાં કામની મંજૂરીઆત લેતો. તેણે ફ્રાન્સમાં ધર્માધિકારીઓને ગુલામ બનાવ્યા હતા ને પોતાની છટેલી ચાલથી લોકની નીતિમાં બગાડો કીધો હતો. તેણે ફ્રાન્સની કાલેજ સ્થાપી હતી ને સરકારી કામમાં ફ્રેંચ ભાષા વાપરવાનો ધારો કીધો હતો.

**હેન્રિ ર જો** (ફ્રાન્સિસનો દીકરો) રાજા થયો. ચાર્લ્સ પાંચમા સાથે પાછી લડાઈઓ ચાલી. રાજાએ મેટ્ઝ, ટોલ ને વર્ડન એ ચાર્લ્સ પાસેથી ખુંચવી લીધાં (૧૫૫૩) ને ચાર્લ્સ એક લાખ લશ્કર લેઈ મેટ્ઝ ભણી ચાલ્યો. ગ્યેઝના ડ્યૂકે ચાર્લ્સને પાછો હઠાવી કહાડચો. પછી ૧૫૫૯ ની ૩ જી એપ્રિલે સલાહના કરાર થયા. હેન્રિ ૧૫૫૯ માં મરણ પામ્યો. એ રાજ્યમાં ને પાછલામાં દરબારમાં સ્ત્રીઓનું ખટપટી ચલણ ઘણું હતું.

**ફ્રાન્સિસ ર જો** (સ્કાટ્લંડની મેરી સ્ટુવર્ટનો વર) સોળ વર્ષનો ગાદીએ બેઠો ને બીજે વર્ષેજ ૧૫૬૦ માં મુઓ. લૂઈ ૧૧ માએ ઉમરાવોની સત્તા તોડી ત્યાર પછી તેઓ દરબારી દાખલ રાજાના હૂકમમાં રહેતા થયા હતા. જ્યારે પરરાજ્ય સાથે લડાઈઓ બંધ થઈ ત્યારે તેઓ માંહોમાંહે ઝગડા કરવામાં મન રોકતા. ધર્મને બહાને તેઓમાં બે પક્ષ પડ્યા હતા. **કોંડેનો** રાજકુંવર તથા તેનો ભાઈ નવારનો રાજા (બૂર્બોં કુળના) પ્રોટેસ્ટંટ પંથના હતા અને મેરી સ્ટુવર્ટના સગા ગ્યેઝ કુળના છ ભાઈ કાથલિક હતા; વળી કોન્સ્ટેબલ મોંટ મોરેન્સીનું ત્રીજું તડું હતું. ગ્યેઝવાળા જે ઘણી સત્તા ચલાવતા તેઓનો નાશ કરવાને કોંડે એણે છૂપી ગોઠવણ કરી; પણ તે જાહેર પડી ગઈ ને તેને પકડી મરણની સજા ઠેરવવામાં આવી; પણ તેટલામાં ફ્રાન્સિસ મરી ગયો.

ફ્રાન્સિસનો ભાઈ દશ વર્ષનો **ચાર્લ્સ ૯ મો** ગાદીએ બેઠો, પણ તેની વતી તેની મા કાથેરૈન રાજ્યકારભાર કરતી. તેણે કોંડેને કેદમાંથી છૂટો કીધો, ને મોંટ મોરેન્સીને મહેરબાનીમાં લીધો; વળી, પોતાની તરફનો ત્રીજો પક્ષ ઊભો કરવા માંડચો. **હ્યૂગેનોટ** નામના કાલ્વિનિસ્ટ ખ્રિસ્તીઓ જર્મની તથા ફ્રાન્સમાં ઘણા હતા ને તેઓ પ્રોટેસ્ટંટોની તરફથી પોપમાર્ગીવાળાઓની સામા ટંટા કરતા. તે પતાવવાને કાથેરૈને **પોઇસી**માં સભા મેળવી (૧૫૬૧), પણ તેથી સમાધાન ન થતાં ઊલટા પક્ષકારોના પરસ્પર દ્વેષ વધ્યા. કેટલાએક હ્યૂગેનોટ એક ઠેકાણે પ્રાર્થના કરવાને મળ્યા હતા તેઓના ઉપર કાથલિક પક્ષના ગ્યેઝના ડ્યૂકના માણસોએ હૂમલો કીધો ને ૬૦ જણને વહાડી નાંખી ૨૦૦ જણને ઘાયલ કીધા. એ ઉપરથી પક્ષકારોમાં લડાઈ ચાલી.

પહેલી લડાઈ ૧૫૬૨ માં નોર્મંડીમાં ડ્રૂ આગળ થઇ–કાથલિક પક્ષમાં ગ્યેઝકુળના ને મોરેન્સી તથા રાજા એ હતા અને સામા પક્ષમાં કોંડેનો લૂઈ ને બીજા હતા. ગ્યેઝનો ડ્યૂક ઓર્લીયન્સને ઘેરો ઘાલતાં માર્યો ગયો ને પ્રોટેસ્ટંટોને તેઓના ધર્મમત પ્રમાણે વર્તવાની છૂટી મળી (૧૫૬૩). કાથલિકો ચીડાઈ ગયા ને તેઓએ હ્યૂગેનોટ ઉપર સખ્તી ચલાવી. **સેંટ ડેનિસ** આગળ (૧૫૬૭) બીજી લડાઈ થઈ તેમાં કોઇ પક્ષની જીત નક્કી કહેવાઇ નહિ, પણ મોંટ મોરેન્સી લડાઈમાં પડચો. વળી **જાર્નાક**ની લડાઈમાં (૧૫૬૯) હ્યૂગેનોટ હાર્યા ને રાજાનો ભાઇ આંજુનો ડ્યૂક જીત્યો. કોંડેનો ડ્યૂક શરણ થતો હતો તેવામાં તેનું ખૂન થયું. ઈ૰ સ૰ ૧૫૭૦ માં સલાહના કોલકરાર થયા—કાથેરૈને પ્રોટેસ્ટંટોને રાજી રાખ્યા; પોતાની નાની દીકરી પ્રોટેસ્ટંટ પંથના આગેવાન નવારના રાજા હેન્રિને પરણાવી (૧૫૭૨) ને તે પંથના મુખીઓને જમાડવાને પારિસ તેડ્યા. અહિં કાથેરૈનની ઉશ્કેરણીથી ૨૩ મી આગસ્ટે સેંટ બાર્થોલોમ્યૂની સાંજે સઘળા પ્રોટેસ્ટંટોને કતલ કરી નાંખવામાં આવ્યા—માત્ર **નવારનો રાજા ને કોંડેનો રાજકુંવર** એ બે જણ ત્રણ દહાડામાં કાથલિક થવાની કબૂલાત આપી ઊગર્યા. પારિસમાં ૫૦૦ ગૃહસ્થ ને બીજા દશ હજાર તેમ આખા રાજ્યમાં બીજા ૭૦ હજાર પ્રોટેસ્ટંટની કતલ થઈ. કાથલિક લોકે મોટી કતલ કરી જીત મળી માની લીધી તે નિમિત્ત રોમ તથા માદ્રિદમાં

સ્તવનભક્તિ કરી પ્રભુનો પાઠ માન્યો. ઈ૦ સ૦ ૧૫૭૪ માં ચાર્લસ રાજા મરી ગયો ને તેનો ભાઈ જે પોલંડનો રાજા ઠર્યો હતો તે **હેન્રિ ૩ જો** એ નામ ધારણ કરી ફ્રાન્સનો રાજા થયો.

એ રાજ્યમાં કાથલિક લોકે સંપ કીધો ને (૧૫૭૭) પોપે ઉત્તેજન આપ્યું. રાજા તેઓના ઉપર અંકુશ રાખવાને અગ્રેસર થયો. ૧૫૮૭ માં નવારનો હેન્રિ જે (પ્રોટેસ્ટંટ) હતો તેણે રાજા હેન્રિના લશ્કરને હરાવ્યું ને ગ્યૈઝનો હેન્રિ જે કાથલિક હતો તેણે જર્મન કાલ્વિનિસ્ટ લોક જે નવારના હેન્રિની કુમકે જતા હતા તેઓને હરાવ્યા. એ લડાઇઓ ચાલતી હતી તેવામાં પારિસમાં સોળ ઠેકાણાંના સોળ જણાની એક મંડળી થએલી તેણે ઠરાવ કીધો કે અશક્ત રાજાની પાસેથી સત્તા છીનવી લેવી. રાજાએ સામા થવાની તજવીજ કરી કેટલાક સ્વિસને પારિસ બોલાવ્યા. પણ બળવાખોરોએ હથિયાર ઊંચક્યાં ને રાજા નાઠો—ગ્યૈઝ ને તેના મળતીઆઓનું ફાવ્યું. રાજાએ ગ્યૈઝ સાથે સલાહના સંદેશા ચલાવ્યા, તેને ફ્રાન્સના લશ્કરનો મુખ્ય સેનાપતિ ઠેરવ્યો ને તેની તથા તેના મળતીઆઓની માગણી ઉપર વિચાર કરવાને સ્ટેટ્સ જનરલની સભા બોલાવી (૧૫૮૮, ૪ થી અક્ટોબર). એ સભામાં ગ્યૈઝ તથા તેના સાથીના વળાના અને પોપની વાત મંજૂર રાખનારા ઘણા જણ હતા તેથી રાજાએ સમાધાનીની આશા રાખેલી તે વ્યર્થ થઈ. રાજા પોતાના શત્રુઓની સામા ખુલ્લો પડી લડવાને શક્તિમાન નહોતો તેથી તેણે ગ્યૈઝના ડ્યૂકને તથા તેના ભાઈને મરાવી નાંખ્યા (ડિસેંબર ૨૩–૨૪). એ ઉપરથી ઘણાંક શહેરોના લોકે બંડ ઊઠાવ્યાં; પોપે રાજાને ખૂની કહી પતિત ઠેરવ્યો; સોળજણની ટોળીએ પાર્લમેંટના જે લોક રાજ્યપક્ષના હતા તેમને બાસ્ટીલના કેદખાનામાં ઘાલ્યા. રાજા પોતાના ભાઈ નવારના રાજાસાથે મળી જઈ પોતાનું ને તેનું એમ બે લશ્કર એકઠાં કરી પારિસ ઉપર ચડ્યો; પણ તેટલે એક ખ્રિસ્તી સાધુએ તેને છૂરી ભોકી મારી નાંખ્યો (૧૫૮૯ ની ૨૭ આગસ્ટ)—**વલોપ વંશની** સમાપ્તિ થઇ.

**બૂર્બા-નવારનો** હેન્રિ, ફ્રાન્સનો **હેન્રિ ૪ થો** એ નામે રાજા થયો. કેટલાક કાથલિક પણ સામો પક્ષ મૂકી રાજપક્ષમાં આવ્યા. કાથલિક સંપનાં લશ્કરનો સરદાર **મેએન**નો ડ્યૂક એણે કાર્ડિનલ ચાર્લસને રાજા માન્યો ને મોટું લશ્કર લેઈ હેન્રિ ઉપર ચઢ્યો. થોડા ભાગમાં રાજા મનાયલો હેન્રિ લશ્કરની તંગીને લીધે નોર્મેંડીમાં ભરાયો. અહિં તેને ઇંગ્લંડથી નાણાંની ને લશ્કરી માણસોની મદદ મળી આવેથી તેણે **મેએન**ને લડાઈ આપીને હરાવ્યો (૧૫૮૯); બીજે વર્ષે પણ ઐવ્રીમાં હરાવ્યો. થોડા દહાડા પછી તેણે પારિસને ઘેરો ઘાલ્યો. સામા લશ્કરમાં સાધુ ઉપાધ્યાયોએ પણ હથિયાર ઝાલ્યાં હતાં ને તે ઝૂમમાં લડતા; તેવામાં મરકી ચાલી; મુએલાં માણસનાં હાડકાંની ભાખરી કરી ખાવામાં આવી; એ હાલત જોઈ હેન્રિએ દુશ્મનને ખોરાક પૂરો પાડ્યો હતો. એ ઘેરાને ઉઠાવવાને સ્પેનના ફિલિપ બીજાનો સરદાર લશ્કર લેઈ આવ્યો હતો.

એ લડાઈનાં ભડકાં ફ્રાન્સમાં ઠામઠામ પ્રસર્યાં હતાં તેવામાં કેટલાએક ડાહ્યા લોકના વચમાં પડવાથી સમાધાની થઇ ને રાજા પોતાનો પ્રોટેસ્ટંટ પંથ તજી કાથલિક માર્ગનો થયો ને તે ફ્રાન્સના કાથલિક પ્રોટેસ્ટંટ સૌનો રાજા મનાયો (૧૫૯૩). હેન્રિ ૧૫૯૪ ની ૨૨ મી માર્ચે પારિસમાં આવી રાજગાદીએ બેઠો. તેણે પાર્લમેંટ બોલાવી ૧૫૮૮ થી થએલા સઘળા ધારા તથા પારિસમાં મળેલી સભાના ઠરાવ એ સૌ રદ કરાવ્યા. ઈ૦ સ૦ ૧૫૯૮ માં નાણ્ટીસમાં રાજ્ય ઠરાવ થયો ને તેથી કાથલિક પ્રોટેસ્ટંટના ૩૬ વર્ષના ઝગડાનો અંત આવ્યો—પ્રોટેસ્ટંટો બંધનમાંથી છૂટ્યા ને તેઓને હક્ક મળ્યા.

એ પ્રમાણે સમાધાની આણી હેન્રિએ સ્પેનના રાજા સાથે સલાહના કરાર કીધા ને પછી પોતાના ડાહ્યા ને સદ્ગુણી પ્રધાન સલ્લીની સહાયતાથી રાજકાજમાં ચિત્ત રાખ્યું; રાજવસૂલની રૂડી વ્યવસ્થા રાખી. હેન્રિનું હૈયું સારૂં હતું ને બીજાઓ તેને ચહાય તેવી રીતે તે વર્તી જાણતો. તે રાજા રૂપે બડો જાલમ ને ઘાતકી જેવો હતો; તે પાર્લમેંટને પણ વેળાએ લેખવતો નહિ; તે પોતાની પ્રજાની સ્ત્રીઓ સાથે છૂટથી રમતો; તોપણ તેને સૌ ચહાતા ને હજીપણ લોક તેને સંભારેછે. હેન્રિ ૧૬૧૦ માં મરણ પામ્યો.

## જર્મની.

**માકિસમિલિયને** રાજધારા સુધાર્યા; જાથુ લશ્કર રાખવાનો નવો ધારો બાંધ્યો; પેદળ, હેદળ, તોપખાનું, રીજમીટ ને તૂકડીઓ એમ વિભાગ પાડી લશ્કરની વ્યવસ્થા કીધી; અને હંગરી તથા બોહીમિઆના રાજ્ય સાથે લગ્નદ્વારા સંબંધ કીધો. એ ૧૫૧૯ માં મરણ પામ્યો ત્યારે જર્મનીના રાજાધિરાજની પદવીને માટે ત્રણ ઉમેદવાર ઊભા થયા. ઇંગ્લંડનો હેન્રિ આઠમો તો દાવો દેખડાવી ખશી ગયો અને ઈલેકટરોએ ફ્રા-

ન્સમાં ફ્રાન્સિસ ૧ લાને ટાળી સ્પેનના ૧ લા ચાર્લસને જર્મનીનો રાજાધિરાજ ઠેરવ્યો ( ૧૫૧૯ ).*

ફ્રાન્સિસે નવાર ઉપર હૂમલો કરી તે લીધું ને પછી તે સ્પેનમાં વધ્યો; પણ ચાર્લસના લશ્કરે તેને હરાવી તેની જીત ખુંચવી તેને તેના રાજ્યમાં હાંકી મહેલ્યો. મીલાનના લોક ફ્રેંચ લશ્કરથી કાયર થઇ સામા થયા ને એઓને મદદ કરવાને ચાર્લસ, પોપ લીઓ ૧૦ મો, ને ઇંગ્લંડનો રાજા એઓએ સંપ બાંધ્યો. ફ્રેંચ લશ્કર ઠામ ઠામ હાર્યું ને ફ્રાન્સિસ ને ઈટલીમાંનો પોતાનો મૂલક ખાલી કરવો પડયો. પોપ લીઓ ૧૫૨૨ માં મુઆ પછી એડ્રિયન છઠ્ઠો પોપ થયો તેણે ફ્લોરેન્સ તથા બીજાં રાજ્યો સાથે સંપ કરી ફ્રાન્સિસ ઉપર ચઢાઈ કરી. ચાર્લસ ને હેન્રિ એઓએ ફ્રાન્સની ઉત્તરે દક્ષિણે પૂર્વે હૂમલા કીધા, પણ ફ્રેંચ લશ્કરોએ તેમને પાછા કહાડ્યા. એ જીતથી ઉશ્કેરાઈ ફ્રાન્સિસે ૧૫૨૫ માં ઈટલી ઉપર સવારી કરી ને પેવિયાને ઘેરો ઘાલ્યો. ચાર્લસના સરદારોએ આજુબાજૂનું પોતાનું લશ્કર એકઠું કરી ફ્રાન્સિસને હરાવ્યો ને કેદ કરી માદ્રિડ મોકલ્યો. પછી કોલકરાર થયા હતા ને બર્ગંડી આપી દેવાની કબૂલાતે ફ્રાન્સિસ છૂટયો હતો. ઇંગ્લંડનો રાજા ચાર્લસની સત્તા વધવાથી ચોંકયો, બર્ગંડીના લોક જર્મનીના તાબામાં ન ગયા ને પોપ ક્લેમેંટ ૭ મો એણે ફ્રાન્સિસને કોલકરારનાં બંધનથી મોકળો કીધો. એ સ્થિતિમાં ફ્રાન્સ, ઇંગ્લંડ, સ્વિટ્ઝર્લંડ, ફ્લોરેન્સ, મીલાન ને પોપ એ સૌએ સંપ કરી ચાર્લસને સપડાવ્યો; ને ચાર્લસે ઓળમાં રાખેલા ફ્રાન્સિસના દીકરા એને પાછા આપ્યા ને મીલાન સ્ફોર્ઝાને પાછું આપ્યું. ચાર્લસનું આટલું મોટું રાજ્ય છતાં તેને નાણાંની તરફની ઘણીજ ભીડ હતી, પણ તે કળે વળે એક પાસથી નાણું ભેગું કરતો ને બીજી પાસથી લડાઈઓ ચાલુ રાખતો. ચાર્લસનાં લશ્કરની સરદારી કોન્સ્ટેબલ બૂર્બો કરતો—એની જાગીર ફ્રાન્સિસે ખુંચી લીધી હતી તેથી તે ચાર્લસની તરફનો થયો હતો. સંપીલા લશ્કરે લડાઈ ચલાવી, પણ ફ્રાન્સિસની તરફથી પૂરતી કુમક ન મળવાથી કોન્સ્ટેબલ બૂર્બોએ મીલાનનો પ્રદેશ ઊજડ વાળ્યો ને તેના લશ્કરી લોક પગારવિના બખેડા કરતા તેથી તેણે રોમ ઉપર ચઢાઈ કરી—તે તો કપાઈ પડયો, પણ તેનાં લશ્કરે રોમ લૂંટ્યું ને પોપને કેદ કીધો. ૧૫૨૯ ના કોલકરારથી ફ્રાન્સિસ તથા ચાર્લસને સલાહ થઈ ને પોપનો છૂટકારો થયો; ફ્રાન્સિસે ઈટલી તથા ફ્લાંડર્સ ઉપરથી પોતાનો દાવો ઊઠાવ્યો ને તે ૧૫૩૦ માં પોપે ચાર્લસને મહારાજાનો મૂગટ પહેરાવ્યો ને લોમ્બર્ડીનો રાજા માન્યો.

**માર્ટિન લ્યૂથરે** ( ૧૫૧૭ માં ) પોપના અનાચાર ખુલ્લા પાડ્યા હતા ને ખ્રિસ્તી ધર્મનું સંશોધન કરી નવો પંથ ચલાવ્યો હતો ને ઉત્તર જર્મનીનાં સંસ્થાનોના સત્તાધારીઓ પોતાની પ્રજા સાથે લ્યૂથરપંથી થયા હતા. બ્રાંડનબર્ગનો માર્ગ્રેવ આલ્બર્ટ જે ટચૂટાનિક નૈટોનો ગ્રાંડમાસ્તર હતો તેણે લ્યૂથરમત તથા પોપ મતના ઝગડાનો લાભ લેઈ પ્રુશિયાની ડચી જે ધર્મખાતાની કહેવાતી તેને રાજકીયખાતાની કરી પોલંડના આશરા તળે રાખી ચાર્લસ ૧૫૩૦ ના જુલાઈમાં જર્મની આવ્યો. અહિં પ્રોટેસ્ટંટ પંથના અગ્રેસરોએ પોતાનાં મત ચાર્લસને જણાવ્યાં. તુર્કલોક હંગરી ઉપર ચઢાઈ કરતા તેનો બંદોબસ્ત કરવાનો હતો ને પ્રોટેસ્ટંટ પંથીઓને પોતાનાં મત પ્રમાણે વર્તવાની એકદમ છૂટ આપી દેતાં રાજ્યમાં વધારે ગરબડ થઈ જાય તેવું હતું તેટલા માટે ચાર્લસે પ્રોટેસ્ટંટ પંથીઓને ઉત્તર વાળ્યો હતો કે સભા ભરી નક્કી કરવામાં આવશે.

ચાર્લસ પોતાનું રાજ્ય વધારવામાં ફાવ્યો નહિ ને મોટો રાજ્યભાર પોતાને એકલાને નીભાવવો અઘરો પડયો તેથી તેણે પોતાના ભાઇ ફર્ડિનાંડને સાથે રાખ્યો ને તેને રોમનોનો રાજા ઠેરવ્યો ( ૧૫૩૧ ). એ ફર્ડિનાંડ, આસ્ટ્રિયા, બોહીમિઆ ને હંગરીની રાજ્યસત્તા ધરાવતો હતો. તુર્ક લોકે હંગરી ઉપર હલ્લો કીધો તેને પાછા હઠાવી ( ૧૫૩૨ માં ) ચાર્લસ સ્પેન ગયો ને ત્યાંથી ટચૂનિસના **બાર્બરોસ્સા** સાથે લડવા ગયો ( ૧૫૩૫ ). ચાર્લસની ગેરહાજરીમાં જર્મનીમાં ધર્મના બખેડામાં **આનબાપ્ટિસ્ટ**નો એક નવો પંથ નીકળ્યો હતો ને તે પંથના લોકે મન્સ્ટર શહેર પોતાને તાબે કીધું હતું. ને ત્યાંના ધર્માધ્યક્ષના સૈનની સામા થઈ તે રાખ્યું હતું, પણ પછી તેઓ હાર્યા હતા ને તેઓના મુખીઓને નિર્દયપણે મારી નાંખવામાં આવ્યા હતા. ચાર્લસ ટચૂનિસની જીત કરી પાછો આવ્યો કે તેને વળી ફ્રાન્સિસ સાથે લડાઈ કરવી પડી. ( ૧૫૩૬ ) ચાર્લસે

* માકિસમિલિયન મહારાજા આસ્ટ્રિયાનો ડયૂક હતો ને તે બર્ગંડીના ડયૂકની દીકરી સાથે પરણ્યો હતો કે જે સંબંધે તેને નેધર્લંડના પ્રાંતો મળ્યા હતા. માકિસમિલિયનનો દીકરો ફિલિપ—ફર્ડિનાંડ તથા ઈસાબેલાનો જમાઈ સ્પેનની ગાદીએ બેઠો હતો. એ મરણ પામ્યો ત્યારે એના બે દીકરા ચાર્લસ ને ફર્ડિનાંડ તેમાં વડા ચાર્લસને સ્પેનની ગાદી મળી હતી ( ૧૫૧૬ ); ને માકિસમિલિયન મુઆ ત્યારે તેના વારસામાં ચાર્લસને આસ્ટ્રિયા તથા તેના નેધર્લંડના પ્રાંતો મળ્યા. એ રીતે ચાર્લસ સ્પેનનો ૧ લો ને જર્મનીનો પાંચમો કહેવાયો.

ઈટલીમાંથી ફ્રેંચને કહાડી ફ્રાન્સઉપર ચઢાઇ કીધી, પણ અડધું લશ્કર નાશ કરાવી તે પાછો ફર્યો હતો. તુર્કસ્તાનના સુલતાનની તરફથી મહમ્મદે હંગરી ઉપર હલ્લો કીધો હતો અને બાર્બેરોસ્સા દક્ષિણ ઇટલીના કાંઠાને ઉજાડ કરતો હતો. એ ગભરાટમાં ચાર્લ્સે **પોપ પાઉલ ત્રીજાના** વચમાં પડવાથી ફ્રાન્સિસ સાથે દશ વર્ષનો તહ ખુશીથી કીધો (૧૫૩૮). ઘેંટમાં બળવો ઊઠેલો તેનો બંદોબસ્ત કરી ચાર્લ્સે ૧૫૪૧ માં લશ્કરી વહાણનો કાફલો લેઈ આફ્રિકાને કાંઠે ઊતરી ટ્યૂનિસને ઘેરો ઘાલવા માંડ્યો–તોફાન થઈ આવવાથી તેનાં વહાણ ભાગી ગયાં ને લશ્કરના મોટા ભાગનો નાશ થયો. ચાર્લ્સ પાછો આવ્યો. બે ફ્રેંચ જાસુસો કોન્સ્ટંટિનોપલ જતા હતા તેનાં મીલાનમાં ખૂન થયાં હતાં ને ચાર્લ્સે ખૂનીઓની તપાસ કરવાની ના કહી હતી તેથી ૧૫૪૨ માં ફ્રાન્સિસ ચાર્લ્સ વચ્ચે પાછી લડાઈ ચાલી. ફ્રાન્સિસે સુલતાન સાથે કુમકના કરાર ફરીથી કર્યા હતા ને ડેનૂમાર્ક તથા સ્વીડનના રાજાને સહાયમાં રાખ્યા હતા. ફ્રાન્સ, સ્પેન, ઈટલી, નેધર્લંડ્સ એમાં બે વર્ષ લડાઇ ચાલી–સેરીસોલીસ આગળ મોટી લડાઈ થઈ તેમાં ચાર્લ્સનાં ૧૦ હજાર માણસ સુઆં, ને શત્રુઓની જીત થઈ (૧૫૪૪). પછી ક્રેસ્પીમાં સલાહના કરાર થયા ને ફ્રાન્સિસ તથા ચાર્લ્સ એઓએ પોતપોતાનો જીતેલો મૂલક પાછો આપી દેવાને અને પોતપોતાના રાજ્યમાં નવા પંથનું બળ તોડવાને અને તુર્કની સામા એકસંપે લડવાને એક બીજાને કબૂલાત આપી.

ચાર્લ્સની ઇચ્છા પોતાના મહારાજ્યમાંના પ્રોટેસ્ટંટ પંથના રાજા સરદારોને નીચા પાડવાની હતી ને તે પ્રમાણે **વરમ્સ**માં મળેલી સભાએ પ્રોટેસ્ટંટોની વિરૂદ્ધ ઘણાએક ઠરાવ કીધા (૧૫૪૫). સાક્સનીનો ફ્રેડરિક અને હેસીનો **લાંડગ્રેવ** એ બેની સરદારી તળે પ્રોટેસ્ટંટો હથિયાર લેઈ સામા ઊઠ્યા. ચાર્લ્સ લશ્કર ભેગું કરી પોપના ૧૩ હજારની કુમક સાથે ઉત્તરજર્મની તરફ ગયો ને પ્રોટેસ્ટંટ પંથ માનનારા જે પ્રદેશ હતા તેઓને માથે કરભાર મૂકયા. ઇ૦ સ૦ ૧૫૪૭ માં **મૂલહેસેન** આગળ લડાઈ થઈ તેમાં સાક્સની ને હેસીવાળા કુંવરો હાર્યા ને કેદી થયા. ચાર્લ્સે સાક્સનીનું રાજ્ય ફ્રેડરિકના સગા **મોરીસ**ને આપ્યું—એ ફ્રેડરિકની તરફનો હતો, પણ ઠગાઈમાં ચાર્લ્સની તરફનો થયો હતો. પ્રોટેસ્ટંટ કમજોર થયા, ફ્રાન્સિસ મરી ગયો ને ચાર્લ્સ યથેચ્છ વર્તવા લાગ્યો. રાજ્યમાં કીઓ ધર્મ કેવી રીતે પાળવો તે વિષે એક શિક્ષાપત્રી **ઓગ્સબર્ગ**માં મળેલી સભાએ કહાડી ને તે ઉપર પ્રોટેસ્ટંટ પંથનાં રાજ્યોને સહી કરવાની ફરજ પાડી. લ્યૂથરમતના લોક નબળા પડ્યા હતા, પણ આધીન થયા નહોતા; રાજાઓ ચાર્લ્સની લોભભરી દાનતથી સારીપેઠે જાણીતા હતા; અને સાક્સનીનો **મોરીસ** એણે ચાર્લ્સની સામા થવાની જરૂર જોઈ. મોરીસ જે ચાર્લ્સના લશ્કરનો સરદાર ઠર્યો હતો તેણે ફ્રાન્સના હેન્રિ ૨ જા સાથે કુમકના કરાર કીધા ને પછી ડેન્માર્ક વગેરે ઉત્તરનાં રાજ્યો સાથે સલાહ રાખી પ્રોટેસ્ટંટ ધર્મને પુષ્ટિ આપવાને અને જર્મનીની સ્વતંત્રતા સાચવી રાખવાને તે છતો પડ્યો–વીસ હજાર પાયદળ ને ૨ હજાર ઘોડા સાથે તે દક્ષિણ જર્મનીમાં આવ્યો ને ઠામ ઠામના લ્યૂથરમતના ધર્માધિકારીઓ તથા માજિસ્ટ્રેટ એઓને પોતપોતાની પદવીએ પાછા બેસાડ્યા. ફ્રાન્સના હેન્રિએ જર્મનીની સ્વતંત્રતાનો અને બંદીવાન રાજકુંવરોનો રક્ષણકર્તા એમ કહેવડાવી લોરેન ઉપર ચઢાઇ કીધી. ચાર્લ્સે સલાહ કરવાને ફાંફાં માર્યા, પણ હેન્રિએ કે મોરીસે તેને લેખવ્યો નહિ—મોરીસ ઉતાવળી કૂચે **ઈન્સબ્રુક** આવ્યો ને તેણે ચાર્લ્સને કેદ કીધોજ હોત, પણ એ રતોવઈ નાશી ગયો ને ઊગર્યો. પ્રોટેસ્ટંટોએ આંગ્સબર્ગ લીધું, મેન નદી ઉપરના ફ્રાંકફર્ટને ઘેરો ઘાલ્યો અને અભિમાની ચાર્લ્સને તાબે થવાની ફરજ પડી. **પાસો**માં કોલકરાર થયા તેથી રાજ્ય માંહેના બખેડાનો અંત આવ્યો અને પ્રોટેસ્ટંટ ધર્મ ક્ષેમ પાયા ઉપર ઠર્યો (૧૫૫૨).

એક પાસથી હંગરીમાં તુર્ક સાથે ને બીજી પાસથી ફ્રેંચ સાથે લડાઈઓ ચાલેલી તે બંનેમાં ચાર્લ્સનું લશ્કર હાર્યું. ઇટલીમાં ઉત્તરથી તે દક્ષિણ સૂધી બળવા હતા. તુર્ક લોકનો કાફલો નેપલ્સના કાંઠાને ઊજાડ કરતો હતો. રાજ્યકાજની કાળજીથી કંટાળીને અને યૂરોપમાં પોતાનું એકચક્રી રાજ્ય કરવામાં ફાવ્યો નહિ તેથી ચાર્લ્સે ત્યાગી થવાનો નિશ્ચય કીધો. તેણે પોતાના દીકરા ફિલિપને **બ્રસેલ્સ**માં તેડી નેધર્લંડનો રાજા કીધો, ને થોડાં અઠવાડિયાં પછી સ્પેન તથા અમેરિકાના પ્રદેશની રાજ્યસત્તા પણ તેને આપી. ઈ૦ સ૦ ૧૫૫૬ માં જર્મનીના રાજાધિરાજનું તાજ પોતાના ભાઈ ફર્ડિનાંડને હવાલે કરી ચાર્લ્સે **સેંટજસ્ટ**ના મઠમાં વાસ કીધો ને ત્યાં તે બે વર્ષ પછી ૫૯ વર્ષની વયે મરણ પામ્યો.

ચાર્લ્સ કેવળ સ્વાર્થ સાધનારો રાજા હતો, એટલે તેને યૂરોપમાં પોતાનું એકચક્રી રાજ્ય કરવાનો લોભ હતો. તેણે પોતાનું ધાર્યું પાર પાડવાને અનેક ખટ-

પટ કરી અને બહુ ખહુ જૂઠાણું વાપર્યું. તેના શત્રુઓએ તેની સત્તા તેના ધાર્યા પ્રમાણે વધવા ન દીધી, તોપણ ગાદીએ બેઠો તેવારના કરતાં વધારે પ્રદેશની વ્યવસ્થા તેણે પોતાના વારસને માટે કરી હતી. તે હરેક વાતનો પ્રથમ લાંબો વિચાર ધીરજથી કરતો ને પછી એક નિશ્ચયને વળગી રહી અંતે શ્રમ કરી ધાર્યું કામ પાર પાડતો.

**ફર્ડિનાંડ ૧-લો** એ સંસાર તથા ધર્મસંબંધી પોતાના ને રાજ્યના હક્કને માટે પોપની સામા થયો હતો ને કાથલિક તથા પોટેસ્ટંટ એઓનું સમાધાન કરવાને તેણે મોટી સભા બોલાવી હતી, પણ કંઇ ફળ થયું નહોતું (૧૫૬૩). **માક્સિમિલિયન બીજો** એણે પણ સમાધાની આણવાની સારી મહેનત કીધી (૧૫૬૪). તેની કારકીર્દીમાં તુર્ક લોકે હંગરી ઉપર હલ્લો કીધો હતો, પણ તે હઠાવવામાં આવ્યો હતો. માક્સિમિલિયન પછવાડેથી હંગરીનો રાજા પણ થયો હતો.

ઈ૦ સ૦ ૧૫૭૬ માં **રૂડોલ્ફ બીજો** જર્મનીનો મહારાજા થયો. તેણે આસ્ટ્રિયામાં પ્રોટેસ્ટંટ પંથની ભક્તિ અટકાવી અને હંગરીના તથા બોહીમિઆના લોકના હક્ક છીનવી લીધા. રાજ્યમાં જ્યાં ત્યાં બખેડા મચી રહ્યા હતા. પ્રોટેસ્ટંટોએ પરસ્પર સંપ બાંધ્યો ને હાલંડ તથા ફ્રાન્સને મદદમાં રાખ્યાં. કાથલિકોએ પરસ્પર સંપ બાંધ્યો. જાહેર લડાઈ થવાની તૈયારી હતી તેટલામાં ફ્રાન્સનો હેન્રિ ૪ થો જે પોતાનું લશ્કર જર્મનીમાં લાવતો હતો તે માર્યો ગયો (૧૬૧૦). રૂડોલ્ફ પણ (૧૬૧૨) માં મરણ પામ્યો. એ રાજ્યમાં **કેપ્લર** જ્યોતિષી નામાંકિત હતો.

**સ્પેન**માં ફર્ડિનાંડ પછી આસ્ટ્રિયાનો ફિલિપ ને પછી **ચાર્લસ** રાજા થયો હતો (૧૫૧૬)–એ ૧૫૧૯ માં જર્મનીનો મહારાજા પણ થયો હતો. એ રાજાની સ્પેનની કારકીર્દીમાં વધારે જાણવા જેવું નથી. ઈ૦ સ૦ ૧૫૫૫ માં ફિલિપ બીજો રાજા થયો તેણે સ્પેનમાંથી પ્રોટેસ્ટંટ પંથનું મૂળ કહાડવાને કરડા ઉપાયો કામે લગાડ્યા. ૧૫૬૮ માં ઠરાવ કીધો કે મૂરલોકે પોતાની ભાષા પોતાનાં નામ ને પોતાની રીતભાત એ સૌ છોડી દેઈ ખ્રિસ્તી ધર્મ પાળવો. મુસલમાનોએ બળવો કીધો, પણ તે હાર્યા ને ખ્રિસ્તી પ્રગણાંઓમાં વેરાતા થઈ ગયા. ૧૫૮૦ માં પોર્ટુગલ સ્પેન સાથે જોડાયું ને ૧૫૮૮ માં ઇગ્લંડ ઉપર હૂમલો કરવાને લશ્કરી વહાણનો કાફલો ગયો હતો તે હાર્યો ને ભાગોતૂટો પાછો આવ્યો.

જે વેળા ફિલિપ ગાદીએ બેઠો તે વેળા મીલાન, નેપલ્સ, સિસિલી, નેધર્લંડ્સ, મેક્સિકો ને પીરૂ એ સૌ સ્પેનના રાજ્યમાં ગણાતાં; સ્પેનનું લશ્કર યૂરોપમાં પહેલાં દરજાનું ગણાતું; ને ફિલિપ પોતે પણ વિચારવાન, થોડું બોલો, ધીરો ને મહેનતથી થાકે નહિ તેવો હતો; પણ કાથલિક ધર્મનો–પોપમતનો ઘણોજ આગ્રહી હતો ને સદાકાળ તેના મનમાં ધર્મનોજ વિષય રમી રહ્યો હતો તેથી તેણે દેશ કાળ ન જોતાં મોટાં સાહસ કીધાં કે જેથી તેના મરણ પછી સ્પેન યૂરોપનાં રાજ્યોમાં ઓછું અગત્યનું ગણાતું થયું.

**નેધર્લંડ્સ** એ રાજ્ય વેપારથી મોટું દોલતમંદ થયું હતું–શહેરોને પોતપોતાની વ્યવસ્થા રાખનારી મંડળીઓ હતી ને લોકના પોતપોતાના સ્વતંત્ર વિચાર હતા ને પ્રોટેસ્ટંટ ધર્મ દાખલ થયો હતો. ચાર્લસ પાંચમાએ નવા પંથને દાબી નાંખવાને ઘણી મહેનત લીધી હતી, પણ તેનું ફાવ્યું નહોતું. ફિલિપ લોકને ને તેઓના મતને ધિક્કારતો; તેણે **એગમંટ** ને **હોરન**ના કૌંટને અને **ઓરેંજ**ના ભૂપને અપમાન આપ્યું ને એઓએ જૂલમથી પીડાતા લોકની આગેવાની કરી. લડાઈઓ ચાલી–મોટો સંહાર થયો. ઓરેંજના ભૂપે પ્રોટેસ્ટંટ પંથનાં સાત રાજ્યોનો એકસંપ કરાવ્યો (૧૫૭૯). પાર્માના રાજાએ કાથલિકનો સંપ કરાવ્યો. ફિલિપે ઓરેંજના ભૂપના માથાને માટે ઈનામ આપવું ઠેરવ્યું હતું ને એ શક્તિમાન ને દેશાભિમાની ભૂપ એક ખૂનીની છૂરીથી માર્યો ગયો. પાર્માના રાજાએ (ફિલિપની તરફથી) ઉપરાઉપરી જીત મેળવી. હાલંડના લોકે આંટવર્પ ખોયું ત્યારે ઇંગ્લંડની એલિઝાબેથે ૫ હજાર પાયદળ ને ૧ હજાર ઘોડા સાથે લીસ્ટરના અર્લને તેઓની મદદે મોકલ્યો. એનાથી તે લોક સાથે હળીને રહેવાયું નહિ ને રાણીએ તેને પાછો બોલાવી લીધો. પછી હાલંડનાં સાત પ્રોટેસ્ટંટ રાજ્યોએ મોરીસને પોતાનો ગવર્નર કીધો ને અંગ્રેજી લશ્કરની સરદારી લોર્ડ વિલબીને આપવામાં આવી. ૧૫૯૨ માં પાર્માનો રાજા મરી ગયો ને મોરીસે ૧૫૯૭ માં સ્પેનનાં લશ્કર ઉપર મોટી જીત મેળવી. ફિલિપ ૧૫૯૮ માં મુઆ પછી તેની દીકરીના વરે (આસ્ટ્રિયાના આલ્બર્ટે) હાલંડના પ્રોટેસ્ટંટ પ્રદેશોનો, સ્પેન તાબાના નેધર્લંડ્સ, સ્પેન ને પોર્ટુગલ એઓની સાથેનો વહેવાર બંધ કીધો. હાલંડના પ્રોટેસ્ટંટોએ સ્પાનિઅર્ડની પછવાડે વહાણનો કાફલો મોકલ્યો ને એ કાફલાએ હિંદુસ્તાન તરફ ફરવા માંડ્યું કે જેથી થોડે કાળે તેઓએ જે વેપાર પોર્ટુગલના લોકે પોતાને હાથ રાખ્યો હતો તે પોતાનો કીધો.

**સ્વિટ્ઝર્લેંડ**ને જર્મનીની સત્તા તળે રાખવાને માકિસમિલિયને લડાઈ કરી હતી, પણ સ્વિસ લોક જીત્યા હતા ને સલાહના કરાર થયા હતા (૧૫૯૯). ૧૫૧૬ માં ઝ્યુરિચનો એક ધર્માધિકારી (લ્યૂથરની પહેલાં) પોપે કહાડેલી મુક્તિપત્રિકા વેચાતી હતી તેની સામા થયો હતો ને તેના ધર્મમત પ્રજાતરાજ્યની નીતિ એ સંબંધી વિચારો ફ્રાન્સમાં, નેધર્લૅંડમાં, ને ઇગ્લંડમાં જણ્યામાં આવ્યા હતા. સ્વિસ લડવૈયા યૂરોપમાં મશહૂર થયા હતા–બીજાં રાજ્યો પોતાનાં લશ્કરમાં તેઓને પગાર આપી રાખતા.

**ઇટલી**માં ફ્રાન્સિસ ચાર્લસની લડાઇઓ પત્યા પછી સ્વસ્થતા હતી. ત્યાંના રાજા સ્પેનના અથવા તેના આશ્રયમાં અથવા તેના સંપમાં હતા. લોકમાંથી શૌર્ય ઘટ્યું હતું ને તેઓ મોજીલા શોખીલા થયા હતા. ફ્લોરેન્સ શહેર બહુ શોભીતું તથા દોલતમંદ હતું ને લોક રૂડા વિવેકી હતા.

**હંગરી** ને **બોહીમિઆ**–હંગરીનું ખ્રિસ્તી રાજ્ય સ્ટીફન ૧ લાના વખતથી (ઈ૦ સ૦ ૧૦૦૦) પ્રસિદ્ધિમાં આવ્યું. એ રાજ્યે તુર્ક લોકના હલ્લાઓની સામા ટકાવ રાખી પોતાની વૃદ્ધિ કરી હતી. રાજા પહેડી દર પહેડી નહોતા થતા, પણ લોક પોતાનામાંના કોઇને અથવા બીજા દેશના રાજાને પોતાનો રાજા ઠેરવતા. બોહીમિઆનું રાજ્ય જે બારમા સૈકાના અંતમાં પ્રસિદ્ધિમાં આવ્યું ત્યાં પણ લોકની ઇચ્છા પ્રમાણે રાજા નીમાતો; પણ તાજ જર્મનીના મહારાજા પહેરાવતા; તેમ જર્મનીનો મહારાજા સાત રાજ્યોના મતથી ઠરતો તેમાં એક મત બોહીમિઆનું પણ હતું. ઇ૦ સ૦ ૧૪૯૦ માં હંગરીનો રાજા મુઓ ત્યારે લોકે બોહીમિઆના રાજાને પોતાનો રાજા ઠેરવ્યો. એ રીતે બે રાજ્ય જોડાયાં–આસ્ટ્રિયાનો ફર્ડિનાંડ ૧ લો બોહીમિઆના રાજાની બેન સાથે પરણેલો તે બોહીમિઆના રાજાના મુઆ પછી ત્યાંની ગાદીએ બેઠો; પણ હંગરીના લોકે તેને માન્યો નહિ ને ઘણાક બખેડા થયા. તોપણ, ૧૫૬૩ માં **માકિસમિલિયન** બીજો એ હંગરી તથા બોહીમિઆ એ બે પ્રદેશનો રાજા થયો હતો.

## રૂશિયા.

નવમા સૈકામાં રૂશિયા નામથી ઓળખાતા મોટા પ્રદેશમાં ઘણીક જાતના સિથિયન ને તાર્તર લોક વસતા હતા; તેઓનાં ઘણાંએક સ્વતંત્ર રાજ્યો હતાં ને તેમાં **કૈયૂ** ને **નોવગોરોડ**નું એ બે મુખ્ય હતાં. ઇ૦ સ૦ ૮૫૦ માં **સ્વીડન નોર્વે** તરફના કોઇ **રયૂરિકે** રૂશિયામાં આવી રાજગાદી સ્થાપી–**વ્લાડિમિર**ની (૯૮૦–૧૦૧૫) કારકીર્દીમાં લોક ગ્રીક ગચ્છનો ખ્રિસ્તીધર્મ પાળતા થયા, હુનરો કરતા થયા ને એ રીતે રાજ્યના પાયાને કાંઈક મજબૂતી મળી. તેના મરણ પછી તેના દીકરાઓએ રાજ્ય વહેંચી લીધું ને પછી સો વર્ષ સૂધી રાજ્યોને માંહોમાંહે લડાઈ ચાલતી ને પોલંડના લોક હલ્લા કરતા. ઈ૦ સ૦ ૧૨૨૩ માં જંઘિસખાનના એક દીકરાએ સઘળા પ્રદેશમાં ફરી વળી ઘણાંક શહેર ગામડાંનો નાશ કીધો ને ઘણાક લોકને કાપી નાંખ્યા. પછી બસેં વર્ષ સૂધી રૂશિયાના રાજવંશીઓ સત્તાધારીના દાસ થઈ રહ્યા. ઇ૦ સ૦ ૧૪૬૨ માં **ઐવાન ૩ જો** એણે પોતાના દેશને પાછો સ્વતંત્ર કીધો. ઘણાક પ્રદેશને એક રાજ્યમાં આણ્યા ને કોન્સ્ટંટિનોપલની ગાદી મેળવવાની ઇચ્છા કીધી. તેનો વારસ **વાસિલી ૪ થો** એણે નવા પ્રદેશ જીતવાનો ઉદ્યમ ચલાવ્યો.

ઇ૦ સ૦ ૧૫૩૩ માં **ઐવાન ૪ થો** એણે પોતાના રાજ્યની સત્તા વધારી ને **ઝાર** એ ઉપનામ ધારણ કીધું; તેણે તાર્તર લોકના હલ્લા હઠાવ્યા, હમેશનું પેદળ લશ્કર કીધું ને કાયદા બાંધ્યા; લડવૈયા **કોસાકસ** લોક પોતાના સરદાર **ડોન** કોસાકસની ઇચ્છાથી રૂશિયાના રાજ્યમાં ગણાયા (૧૫૪૯) અને ૧૫૮૧ માં સૈબીરિયા જીત્યા પછી રૂશિયાનું રાજ્ય હતું તેથી બમણું થયું. એ રાજ્યમાં કેટલાક અંગ્રેજ વેપારીઓએ **શ્વેત સમુદ્ર**નો રસ્તો ખોળ્યો તે ઉપરથી ઇગ્લંડ ને રૂશિયા વચ્ચે વેપારસંબંધ થયો. ઐવાનને સૌ વિકરાળ કહેતા, પણ તે પોતાની રાની પ્રજાને વશ રાખવાને સર્વ પ્રકારે યોગ્ય હતો. તેનો વારસ થીઓડોર (૧૫૮૪) અશક્ત રાજા હતો. તેના મરણ પછી તેનો પ્રધાન **બોરીશ** રાજગાદીએ બેઠો (૧૫૯૮)—રૂરિકવંશની સમાપ્તિ થઈ. બોરીસે નવા દેશ જીતવાનું કામ જારી રાખ્યું; દાસ લોકની સ્થિતિ સારી કીધી; પરદેશથી કારીગરો બોલાવ્યા; વેપાર વધાર્યો ને પોતાના રાજ્યના કિલ્લા મજબૂત કીધા.

**પોલંડ**ના લોક સ્કાલાવોનિયન જાતના હતા ને તેઓનાં નાનાં રાજ્ય હતાં. ઇ૦ સ૦ ૯૬૫ માં તેઓ એક રાજ્યમાં મળ્યાં ને તે રાજ્ય જર્મનીના મહારાજાના આશરા તળે રહ્યું. ૧૩૭૦ માં લોકે હંગરીના રાજા લૂઇને પોતાનો પણ રાજા ઠેરવ્યો. લૂઈની પછી તેની દીકરી રાણી થઈ (૧૩૮૨) ને એ **લેથ્યુઆનિયા**ના ડ્યૂકને ખ્રિસ્તી કરી પરણી. એ પ્રદેશ ૧૫૬૯ માં પોલંડના રાજ્યમાં પૂરેપૂરો જોડાયો.

પોલંડના રાજા ઓટોમન તાર્તર ને મસ્કોવીટ એ લોક સાથે હંમેશ લડાઈમાં રોકાયા રહેતા. ઇ૦ સ૦ ૧૫૪૮ થી તે ૧૫૭૨ લગીમાં પોલંડના ઉપલા વર્ગના ઘણાખરા લોક પ્રોટેસ્ટંટ ધર્મ પાળતા થયા ને ૧૫૭૩ માં રાજસભાનો ઠરાવ થયો કે સૌએ પોતપોતાને ખરો લાગતો ધર્મ માનવો ને સૌના હક્ક સરખી રીતે જાળવવામાં આવશે. **સીજીસ્મંડ** બીજાના મરણ પછી આંજુના હેંત્રિને રાજા નીમવામાં આવ્યો હતો પણ તે છૂપી રીતે ફ્રાન્સ જતો રહ્યો ને ત્યાં **હેંત્રિ** ૩ જો થયો. પછી **ટ્રાન્સિલ્વેનિયા**ના રાજાને ઠેરવ્યો ને તેના પછી સ્વીડનના રાજાને રાજા કીધો—એ કાથલિક પંથનો હતો ને તેથી પોલંડમાં બખેડા ઊઠ્યા હતા તે મુશ્કેલીથી બેસાડવામાં આવ્યા હતા.

**ડેન્માર્ક, સ્વીડન ને નોર્વે** એ પ્રદેશોમાં વતની લોકને ખસેડી ગોથ લોક વસ્યા હતા. કોઈ **ગોરમ**ને કેટલાક પ્રદેશ જોડી નાંખી ડેન્માર્કનું રાજ્ય માંડ્યું હતું, (૮૬૩–૯૦૦). તેના દીકરાના રાજ્યમાં ખ્રિસ્તી ધર્મ દાખલ થયો (૯૭૦). કાન્યૂટે (૧૦૧૬) બધું ઇંગ્લંડ ને સ્કાટ્લંડનો થોડોક ભાગ એ તાબે કીધાં અને ૧૦૩૦ માં **નોર્વે**ને પૂરેપૂરૂં જીત્યું. પછી પાછું નોર્વેનું રાજ્ય જુદું પડ્યું હતું તે મારગ્રેટ રાણીએ વારસાથી મેળવ્યું ને લડાઈ જીતી સ્વીડનને પોતાના રાજ્ય સાથે જોડ્યું—એ ત્રણે મળીને એક રાજ્ય ગણાયું (૧૩૯૩). સ્વીડનના લોકને એકઠું રહેવું ગમ્યું નહિ ને તેઓએ ૧૫૨૩ માં પોતાનું સ્વતંત્ર રાજ્ય કીધું ને **ગસ્ટાવસ વાસા** એને રાજા કીધો. એ ૧૫૬૦ માં મરણ પામ્યો. પછી તેના દીકરાના રાજ્યમાં રૂશિયા ડેન્માર્ક વગેરે સાથે લડાઈઓ ચાલી હતી. ૧૫૭૦ માં સ્વીડનના રાજાએ ડેન્માર્ક સાથે સલાહ કીધી પણ રૂશિયા સાથે લડાઈ ચલાવ્યાં કીધી. ૧૫૯૨ માં સ્વીડન ને પોલંડ એક રાજ્યમાં ગણાયાં. સીજીસ્મંડે કાથલિક ધર્મને ઉત્તેજન આપ્યું તેથી બળવો થયો; પછી તેને પદભ્રષ્ટ ઠેરવી તેના કાકા ચાર્લ્સને રાજા કરવામાં આવ્યો હતો. (૧૬૦૦).

## ઓટોમન રાજ્ય–તુર્કસ્થાન.

વેનિસ સાથે (૧૫૦૩) કોલકરાર થયા પછી તે ૧૫૩૭ સુધી ઓટોમન રાજ્યને પડોસના રાજ્ય સાથે ટંટો નહોતો, પણ તેમાં સુલતાનનાજ બે નાના દીકરાઓએ પોતપોતાના પ્રાંતમાં બળવા ઊઠાવ્યા હતા ને તે બેને દેહાંત શિક્ષા સુલતાનના હૂકમથી થઈ હતી. તેના બીજા ત્રણ દીકરામાંના એકે—સીલીમે પોતાના બાપ બાજાઝેટને ગાદી ઉપરથી ખશી જવાની ફરજ પાડી ને પછી તેને ઝેર દેવડાવ્યું (૧૫૧૨). સીલીમે ભાઈ ભત્રીજાનાં ખૂન કરાવ્યાં ને ૪૦ હજાર સીહાપંથીઓની કતલ કરાવી. તેણે ઈરાનમાં સોફી વંશની સ્થાપના કરનાર **શાહ ઈસ્માયલ** સાથે લડાઈ કરી પોતાના ૪૦ હજાર માણસ ખોઇ ઈરાનીઓને ટોરિસ આગળ હરાવ્યા. તેણે સલાહથી કે બળથી પણ કુર્દીસ્તાન ને મેસોપોટામિયા એ પ્રદેશ મેળવ્યા. ઇજિપ્ટના મામેલ્યૂક સુલતાનના લશ્કરને અલેપ્પો આગળ હરાવ્યું. (૧૫૧૬) ને સીરીઆનો સઘળો પ્રદેશ સીલીમના રાજ્યમાં જોડાયો. તેણે ઇજિપ્ટ જઈ લડાઈ કરી કેરો શહેર લીધું ને ત્યાંના ૫૦ હજાર રહેવાશીઓની કતલ કરી નાંખવામાં આવી–ઇજિપ્ટ, તુર્ક રાજ્યનો પ્રાંત ગણાયો. આબાસ વંશનો છેલ્લો ખલીફ તાબે થયો ને કોન્સ્ટંટિનોપલ આવતાં મરી ગયો; પછી સીલીમે પોતાને ખલીફ કહેવડાવ્યો.

**સુલીમાન** ૨ જો (સીલીમનો દીકરો) ૧૫૨૦ માં સુલતાન થયો. તેણે હંગરીના બેલગ્રેડ તથા બીજા કેટલાક કિલ્લા લીધા; **રહોડસ** ટાપુ લીધો (૧૨૨૨). વળી લડાઇ કરી હંગરીના રાજાને રણમાં પાડી તેની રાજધાની લૂંટી (૧૫૨૬); ને ત્રણ વર્ષે પછી વીએનાને ઘેરો ઘાલ્યો–પણ અહીંથી તેને પાછા ફરવાની જરૂર પાડવામાં આવી હતી; પછી તેણે ઈરાન સાથે લડાઈ કરી બગદાદ લીધું.

ઇ૦ સ૦ ૧૫૧૮ માં આલ્જીઅર્સમાં **બારબોરાસ્સા** બીજાને તુર્ક લોકે હાકેમ માન્યો ને એણે સુલતાનના આશરા તળે ખ્રિસ્તીઓને હરાવી ટ્યૂનિસ લીધું ને પછી તે સુલતાનના લશ્કરી વહાણના કાફલાનો સરદાર થયો હતો, ૧૫૩૦;–ચાર્લ્સ પાંચમાએ ટ્યૂનિસ તેની પાસેથી લેઇને ત્યાંના આગલા હાકેમને આપ્યું હતું. સુલીમાનનું લશ્કર ઠેકાણે ઠેકાણે ફતેહ મેળવતું. ફ્રાન્સિસ ૧ લાએ તેની સાથે કોલકરાર કીધા હતા–ખ્રિસ્તી મુસલમાની રાજ્યના સંબંધમાં તે સંધિકરાર પહેલવહેલાજ હતા. ટ્રાન્સિલ્વેનિયાનો પ્રદેશ તુર્કી રાજ્યમાં જોડાયો, ૧૫૫૨. આફ્રિકાના કિનારા ઉપર ખ્રિસ્તી કાફલા સાથે લડાઈ કરતાં જીત મેળવી, ૧૫૬૦; તેથી તુર્કી લશ્કરી વહાણનું બળ ભૂમધ્યસમુદ્રમાં સૌથી વધારે ગણાયું; અને ૧૫૬૨ માં કોલકરાર થયા તેની રૂએ હંગરીમાં ફતેહ કરેલો મૂલક તુર્ક રાજ્યનો નક્કી ઠર્યો. એ રીતે બહાર ફતેહ હતી, પણ રાજ્યમાં બખેડા હતા. સુલીમાન ૧૫૬૬ માં મરણ પામ્યો.

એની પછી રાજ્યની પડતી થવા માંડી–ઇ૦ સ૦ ૧૫૭૧ માં **લીપાંટો** આગળ તુર્કી કાફલો નાશ પામ્યો.

અમરૂથ ૩ જાના રાજ્યમાં ૧૫૭૪–૧૫૯૫ જાનેસરીઓએ દશ વખત બળવો કીધો ને એક વખત તો કોન્સ્ટંટિનોપલને આગ લગાડી હતી કે જેથી ૧૫ હજાર ઘર બળી ગયાં હતાં ને ૫ કરોડ સુક્રૌન જેટલું નુકસાન થયું હતું.

એ સૈકામાં ઈરાનમાં **શેખએદર** (અલીનો વંશજ) એણે **સુફી** નામ રાખી નવો પંથ ચલાવેલો તેના દીકરા ઈસ્માએલે રાજ્ય થાપ્યું. ૧૫૧૪ માં સીલીમ સાથે લડાઈ થઈ તેમાં તેણે પાયતખ્ત **ટોરિસ** ખોયું. તે જીઓર્જિઆ તાબે કીધા પછી ૧૫૨૩ માં મરણ પામ્યો. તેના દીકરા **તમસ્પ**ના રાજ્યમાં તુર્ક લોકે ઇરાન ઉપર ચઢાઈ કરી, પણ તેઓ પોતાની ફતેહ કાયમ કરી શકયા નહિ. ૧૫૭૬ માં મહંમદ મીરઝાં થયો તેણે ખોરાસાનના સુલતાનને ઊઠાડી મૂકી તેના નાના દીકરા આબાસને ૧૫૮૫ માં ગાદીએ બેસાડયો.

**શાહ આબાસે** તુર્ક ને તાર્તર લોકે કેટલોક મૂલક તેના બાપની પાસથી છીનવી લીધેલો તે પાછો મેળવ્યો. ઓર્મેઝનો ટાપુ શહેર સાથે પોર્ટુગીઝ પાસેથી પાછો પોતાના તાબામાં આણ્યો ને પોતાની રૈયતને માટે રૂડા કાયદા બાંધ્યા. તેણે **ઇસ્પહાન**ને પોતાનું પાયતખ્ત રાખ્યું ને ત્યાં મહેલ, એક મોટી મસજીદ ને બીજાં મકાનો બંધાવ્યાં. શહેરનો એક ભાગ આર્મિનિયન લોકને રહેવાને માટે રાખ્યો ને ખ્રિસ્તી લોકના આવવાને ઉત્તેજન આપ્યું. તે ૧૬૨૮ માં મરણ પામ્યો હતો.

## હિંદુસ્તાન.

બાદશાહ ઈબ્રાહિમ લોદીના પંજાબના સૂબેદાર દોલતખાન લોદીએ બંડ કર્યું ને મદદમાં કાબુલના રાજા **બાબરને*** બોલાવ્યો. બાબરે ઇબ્રાહિમના અફગાન લશ્કરને લાહોર આગળ હરાવ્યું ને તે શહેરને બાળી મૂકયું (૧૫૨૪); દીબલપુર લીધું તથા કિલેદારોને ઠાર કીધા; ને દીલ્હી લેવા તે સરહિંદ સૂધી પહોંચ્યો, પણ પછી તે દિલ્હી ન જતાં પાછો વળ્યો ને કાબુલ ગયો.

તેના મૂકેલા સરદાર અલ્લાઉદ્દીને લડાઈ કરી ઈબ્રાહિમ બાદશાહને હરાવ્યો તેટલે બાબર પણ આવી પહોંચ્યો. ઇબ્રાહિમ એક લાખ માણસ ને એક હજાર હાથી એટલું લશ્કર લેઈ બાબરની સામો ગયો. બાબરની પાસે બાર હજાર ફોજ હતી. તેણે મોખરે તોપોની હાર, પછી પાયદળ ને એની ત્રણ બાજૂએ (છેક પાછલી ને બે બાજૂની) માટીના બુરજ કે લાકડાંની આડ એવી રીતે લશ્કરની ગોઠવણ રાખી હતી. ઇબ્રાહિમ બાબરની છાવણી ઉપર ધશ્યો ગયો. તે બાબરની આગલી હાર સાથે લડેછે તેવામાં એની ફોજની પાંખો ઈબ્રાહિમની ફોજની પાંખો ઉપર ને પાછલી હાર ઉપર તૂટી પડી; બાબરે તોપનો મારો ચલાવ્યો ને વચલી ફોજ ધશીને બહાર આવી;–ઈબ્રાહિમનું લશ્કર વિખેરાઇ ગયું ને તે મુઓ (૧૫૨૬ ના એપ્રિલની ૨૧ મી). એ લડાઇ પાણીપત આગળ સવારથી તે બપોર સૂધી ચાલી હતી. ઇબ્રાહિમનાં ૧૫–૧૬ હજાર માણસ કપાઇ પડ્યાં ને બંનેનાં મળીને લડાઇમાં ને પછી ૪૦ હજાર માણસનો નાશ થયો હતો.

એ લડાઇ પછી બાબરે દિલ્હી લીધી, આગ્રા લીધું (૧૫૨૬ ના મેની ૧૦ મીએ) દિલ્હીની વાયવ્ય દિશાનો પ્રાંત અને જમનાને કાંઠે આગ્રા સૂધીનો સાંકડો પ્રદેશ એટલું રાજ્ય તો તેણે સહજ પોતાનું કરી લીધું. પછી તેણે ધોળપુર ને ગ્વાલિયર લીધાં, જવાનપુર તાબે કીધું અને મારવાડ, જેપુર, મેવાડ એ રજપૂત રાજાઓ સાથે ફતેહમંદીથી લડાઇઓ કરી. ઇ૦ સ૦ ૧૫૨૮ માં તેણે **મેદનીરાય** ઉપર ચઢાઈ કરી ચંદેરી લીધું; બહાર પ્રાંત જીત્યો ને બંગાળાના રાજાને મોહ પમાડયો; પછી તે સિંધુ નદીથી તે ગંગા લગીના પ્રદેશનું રાજ્ય હુમાયૂંને માટે વારસામાં રાખી આગ્રા રાજધાનીમાં ૫૦ વર્ષની ઉમરે મરણ પામ્યો (૨૬ મી ડિસેંબર ૧૫૩૦). તેનું મુડદું તેના કહ્યાપ્રમાણે કાબુલ લેઈ જઈ ત્યાં દાટવામાં આવ્યું હતું.

બાબરે પોતાની ઉમર લડાઇઓ કરવામાં કહાડી છતાં તે પોતાના સગાઓની સાથે લડવામાં ન ફાવ્યો, પણ ઇબ્રાહિમનાં બંડખેડાવાળાં રાજ્યને તેણે થોડી ફોજે ઊંધું વાળ્યું ને આગ્રાથી દશ કોશ ઉપર સીકી

* બાબર તૈમુર મુગલના વંશમાં છઠ્ઠી પહેડીએ થયો. તે તુર્કી બોલી બોલતો. તેનો બાપ કાબુલનો હાકેમ હતો; પણ પછવાડેથી ફર્ગાણ પ્રાંતનો હાકેમ થયો હતો; તે મુઆ પછી (૧૪૯૪) બાર વર્ષનો બાબર ફર્ગાણની રાજગાદીએ બેઠો. તેનો કાકો સમરકંદનો રાજા ને તેનો મામો એ બે જે બાબરના બાપની સાથે લડાઈ કરતા તેઓએ બાબરને રઝળાવવાનું કીધું. એણે ૧૫૦૪ માં કાબુલ લીધું ને ઘણીવાર હારજીત પામ્યા પછી સમરકંદ ને બુખારા એ પ્રાંતો પોતાની સત્તામાં આણ્યા (૧૫૧૧). પછી ઉઝબેગ લોકે (તુર્ક મુગલ ને ફેનિક એ ત્રણ જાતિ સંકર થઇને પએલા તે) બાબરને સમરકંદમાંથી કહાડી મૂકયો. બાબરે ઈરાનીઓની મદદથી લડાઇઓ ચલાવી, પણ છેવટે તેની તદન હાર થઇ હતી ને તેણી તરફના મૂલકમાં ફક્ત બલખપ્રાંત શિવાય બીજું બધું તેનું રાજ્ય ગયું (૧૫૧૪). હિંદુસ્તાન ઉપર ચઢાઈ કરી ત્યારે કાબુલ ને બલખ પ્રાંત બાબરની સત્તામાં હતા.

( ફતેહપુર સિક્રી ) આગળ હિંદુ તથા અફગાન મુસલમાનોનાં એકઠાં મળેલાં સૈનના સરદાર સંગ્રામસિંહને (મેવાડનાને) હરાવી પોતાના લશ્કરી સરદારની મરજી ઉપરાંત થઈ હિંદુસ્તાનમાં મુગલ બાદશાઈ સ્થાપી. તે ફારસી તુર્કી ભાષામાં કાબેલ હતો ને તેણે પોતાની જીંદગીનો અહેવાલ લખ્યો છે.

**હુમાયૂં** ( બાબરનો વડો દીકરો ) તેણે પોતાના ભાઈઓને રાજ્યની વહેંચણ કરી આપી હિંદુસ્તાન-માંહેનો મૂલક પોતાને માટે રાખ્યો. તે બુંદેલખંડમાં કલંજરને ઘેરો ઘાલતો હતો તેવામાં અફગાન લોકે જવાનપુરમાં બંડ ઊઠાવેલું તેનો ને કાશીની પાસે ચુનારગઢનો કિલ્લો શીરખાન નામનો પઠાણ સરદાર લેઈ બેઠો હતો તેનો બંદોબસ્ત કરી હુમાયૂં પાછો આગ્રે આવ્યો ( ૧૫૩૨ ). પછી ગૂજરાતના મહમ્મદશાહ ઉપર ચઢાઈ કરી તેને નસાડચો ( ૧૫૩૪ ) ને ચાંપાનેરનો કિલ્લો લીધો ( ૧૫૩૫). પછવાડેથી ( ૧૫૩૬) મહંમદશાહનું ફાવ્યું હતું ને મુગલ લોક ગૂજરાત તથા માળવા છોડી જતા રહ્યા હતા. હુમાયૂં ગૂજરાતની ખટપટમાં પડેલો જોઈ શીરખાને બહાર પ્રાંત જીતી બંગાળાના રાજાને કહાડી મૂક્યો. હુમાયૂં ચુનારગઢ લેઇ પટણે જઈ પહોંચ્યો; રસ્તામાં તેને બંગાળનો મહમૂદ જે શીરખાનના ત્રાસથી નાશી આવતો હતો તે મળ્યો. શીરખાન જે પોતાનું જોર તજવીજથી વધાર્યા કરતો તેણે સાહસ કરવામાં લાભ છે એવો નક્કી વિચાર કરી પોતાને બાદશાહ કહેવડાવવા માંડચું. હુમાયૂંએ પોતાનાં લશ્કરને ગંગા પાર લેઈ જવાને પૂલ બંધાવ્યો, પણ તેટલે શીરખાને પોતાનાં વીણી કહાડેલાં લશ્કર સાથે રાતે છાનામાના જઇ હુમાયૂંની છાવણી ઉપર છાપો માર્યો. હુમાયૂંનું લશ્કર ગભરાટમાં પડી વેરાતું થઈ ગયું ને તેણે પોતાના ઘોડાને ગંગામાં મૂક્યો ને પછી મુસીબતથી તે સામે કાંઠે ઊતર્યો ને આગ્રે પહોંચ્યો. બીજે વર્ષે હુમાયૂંએ બીજી વાર શીરખાન સાથે લડાઈ કરી, પણ એમાં પણ તે હાર્યો. પછી શીરખાન–શાહની સામા ટકાવાનું નથી એમ વિચારી હુમાયૂં કુટુંબ કબીલો તથા કેટલુંક ધન લેઈ લાહોરમાં પોતાના ભાઈ કામરાનની પાસે ગયો ( ૧૫૪૦ ). રખેને હુમાયૂં મારૂં રાજ્ય લેઈ લેશે ને એને માટે શીરશાહ સાથે લડાઈ કરવી પડશે એમ વિચારી શીરશાહને પંજાબપ્રાંત હવાલે કરી કામરાન પોતાના કાબુલના રાજ્યમાં જઈ રહ્યો.

સઘળી પાસથી નિરાશ થયા પછી હુમાયૂં દોઢ વર્ષ સૂધી સિંધ લેવાને મથ્યો. તે ન મળ્યું ત્યારે તે જોધપુરની મદદ લેવા ગયો. અહીંથી પણ નાઉમેદ થઈ તે નગરકોટ ગયો, ને ત્યાંના રાજા રાણાપ્રસાદની ૧૫ હજાર ફોજ લેઈ ફરીથી સિંધ ઉપર ચઢચો પણ ફાવ્યો નહિ. પછી તે ૪૦–૫૦ માણસ સાથે કંધારને રસ્તે મોટી મુસીબતથી ઈરાન જઈ પહોંચ્યો.

શીરશાહે હુમાયૂંનું સઘળું રાજ્ય પોતાના તાબામાં કરી લેઈ બીજે વર્ષે (૧૫૪૨) માળવા લીધું; જોધપુર ઉપર ફાવ્યો નહિ, પણ ચિતોડ ઉપર હલ્લો કીધો ને કલીંજરને ઘેરો ઘાલ્યો; પણ એટલામાં તે મરણ પામ્યો (૧૫૪૫). એ પઠાણ બાદશાહે ૫ વર્ષ રાજ્ય કીધું તેમાં તેણે રસ્તાની સડકો કહડાવી, મુસાફરખાનાં તથા કૂવા તળાવ બંધાવ્યાં ને ઠામ ઠામ ઝાડો રોપાવ્યાં. તે અકલમંદ ને શાહાણો રાજા હતો. તેની પછી તેના દીકરા સીલીમશાહે નવ વર્ષ રાજ્ય કીધું. ને પછી મહંમદશાહ સૂર એણે ત્રણ વર્ષ કીધું. એ મહંમદશાહે ઘેલાળપણામાં ખજાનો ખાલી કીધો ને સરદારોની જાગીરો તેમની પાસેથી છીનવી લેઇ નાલાયક શખ્સોને આપી. તેનાજ ખાનદાનમાંના ઈબ્રાહિમે દિલ્હી તથા આગ્રા પોતાને તાબે કરી લીધાં ને બંગાળા માળવા વગેરેમાં બંડો થયાં.

એવામાં ઈરાન જઈ રહેલા હુમાયૂંએ પાછા આવી દિલ્હી તથા આગ્રા પોતાના તાબામાં કરી લીધાં. (ઈરાનથી આવતાં તેને ત્યાંના રાજા **તમસ્પે** ચૌદ હજાર સવાર આપ્યા હતા તેની કુમકે કંધાર અસ્કરી પાસેથી ને કાબુલ કામરાન પાસેથી છીનવી લીધાં હતાં). પછી મહંમદશાહ સૂરનો વજીર હેમૂ હુમાયૂંને કહાડવા આવેછે તેટલામાં હુમાયૂં મરણ પામ્યો ને તેનો દીકરો **અકબર** ગાદીએ બેઠો. હેમૂ ને અકબરનો વજીર બહેરામખાન એ બેની લડાઈ થઈ તેમાં હેમૂ હાર્યો ને પકડાયો. મહંમદશાહ સૂર પણ બંગાળામાંના બંડખોર સાથે લડતાં થોડે દહાડે મરણ પામ્યો. હુમાયૂંમાં શીરશાહ જેટલું સાહસ નહોતું. તે પોતાના તરકટી ભાઈ તથા બીજા સગાઓને જ્યારે ત્યારે માફી આપતો ને તેઓ ઉપલકીઆ મદદ કરતા તેથી તેણે રાજ્ય ખોયું હતું, બાકી તે ભણેલો તથા બુદ્ધિમાન, નિવૃત્ત પ્રકૃતિનો પણ ધીટ ને આગ્રહી પુરૂષ હતો.

**અકબર** (તેર વર્ષ ને ચાર મહિનાનો)* ઈ૦ સ૦ ૧૫૫૬ ના નવેંબરની પાંચમીએ આગ્રાની રાજગાદીએ બેઠો. રાજભાર સંઘો તેના બાપની વખતના સરદાર

* અકબર ઈ૦ સ૦ ૧૫૪૨ ના આક્ટોબરની ૧૪ મીએ હુમાયૂં બીજી વાર સિંધ ઉપર ચડવા નીકળેલો તેને બીજે દહાડે જન્મ્યો હતો. તેની માનું નામ હમીદા હતું. દીકરાના જ-

બહેરામખાનને શિર હતો ને એણે પાંચ વર્ષના કારભારમાં રાજ્યને ડગે નહિ તેવા પાયા ઉપર આણી મૂક્યું–ઘણી જગોનાં ઘણાં તડાંના મુસલમાનોની ફોજોના બખેડા બેસાડ્યા, આજુબાજૂના મૂલક ઉપર ચઢાઈઓ કરી, ને દૂરનાંરાજ્યોને મોહિત કીધાં. પણ તેની કરડી હાકમીથી લોક કંટાળ્યા હતા ને કેટલાક જણ તેના દુશ્મન બની ફર્યાદ કરતા હતા; વળી તે પોતે પણ મદે ભરાઇ વેળાએ વેળાએ અકબરને લેખવતો નહિ. અકબરે ૧૮ વર્ષની ઉમરે પોતાનું પરવશપણું જાણ્યું ને જાહેરનામું કીધું કે આજથી મારૂં રાજ્ય હું પોતેજ ચલાવીશ (૧૫૬૦). પછી તેણે બહેરામખાનને તેના ગુનાહ માફ કરી ધન આપી મક્કે જવાનો હૂકમ કર્યો. તે પછી મક્કે જતાં ગૂજરાતમાં માર્યો ગયો હતો.

રાજ્યને પહેલે વર્ષે પંજાબ પ્રાંત અને દિલ્હી તથા આગ્રાને લગતો પ્રદેશ એટલોજ મૂલક અકબરનો હતો. ત્રીજે વર્ષે અજમેર ને ચોથા વર્ષના આરંભમાં ગ્વાલિયર તાબે થયું હતું. રાજ્યસત્તા પોતાને હાથ લીધા પછી અકબરે અફગાન લોકના ને પોતાના સરદારોના બળવા બેસાડી તેઓએ કબજ કરેલો મૂલક (જવાનપુર, માળવા, અયોધ્યા, અલાહબાદ) પોતાની કાયમ સત્તામાં આણ્યો. કાબુલમાં અકબરનો નાનો ભાઇ મિર્ઝા હકીમ હાકમ હતો તેણે અકબરને નાગોરમાં ભરાએલા ઉઝબેગ લોકનું બંડ તોડવામાં રોકાએલો જોઈ લાહોર લેઈ પંજાબ પ્રાંત કબજે કીધો, પણ અકબરે તેને સપડાવી હિંદુસ્તાન બહાર કહાડી મૂક્યો, (૧૫૬૬). એજ વર્ષમાં સંભળના સુલતાન મિર્ઝા નામના સરદારના ચાર દીકરાઓ હૂકમની સામા થએલા તેઓને અકબરે નશીહત આપી ને પછી તેઓ ગૂજરાતના બાદશાહના આશરામાં જઈ રહ્યા હતા.

એ વેળા અથવા એની પહેલાં અકબરે રજપૂત રાજાઓને વશ કરી રાખવાનો વિચાર કીધો હતો–અકબર જેપુરના રાજા **બહારમલ**ની બેટી સાથે પરણ્યો હતો ને તેણે સસરાને તથા સાળા ભગવાનદાસને બાદશાહી લશ્કરમાં મોટા દરજ્જા આપ્યા હતા. અકબરે પોતાની મારવાડવાળી રજપૂત રાણીથી થએલા બેટાને જેપુરની એક રાજકન્યા સાથે પરણાવ્યો હતો. બાબરની સામા સંગ્રામસિંહ લડ્યો હતો તે બહાને ઉદેસિંહને નબળો જોઈ અકબરે ચિતોડ ઉપર ચઢાઇ કરી. ઉદેસિંહના સરદાર જેમલ રાઠોડે મુગલ લશ્કરને કિલ્લામાં આવવા ન દીધું, પણ આવું બન્યું કે એક રાતે જેમલ મસાલને અજવાળે મોરચો તપાસતો હતો તેને અકબરે દીઠો (એ પણ પોતાની ખાઈ જોવાને નીકળ્યો હતો), ને ગોળી મારી તે જેમલના માથામાં વાગી ને એ મરણ પામ્યો. પછી કિલ્લેદારોની હિંમત રહી નહિ–તેઓ થાણાં રાખી કિલ્લામાં ભરાયા–સ્ત્રીઓને જેમલના શવ સાથે બાળી મૂકી પાછા બહાર આવી મરણીઆ થઈ લડ્યા ને કપાઇ પડ્યા; અકબરે ચિતોડ લીધું* (માર્ચ, ૧૫૬૮). બીજે વર્ષે રણથંભોર ને કલંજર એ પહાડી કિલ્લા લીધા–રણથંભોર ઉપર અકબર જાતે ગયો હતો. જોધપુરના માલદેવે ઘટતો સત્કાર ન કરેલો તે ઉપરથી અકબરે જોધપુરનો મૂલક વિકાનેરના રાયસિંહને બક્ષિસ આપવાનું ધાર્યું હતું, પણ માલદેવ મુઆ પછી તેનો દીકરો શરણ આવ્યો ત્યારે અકબરે તેના ઉપર બહુ મહેરબાની કરી હતી.

મિર્ઝા લોક ગૂજરાતનાં રાજ્યયોમાં બખેડા મચાવી ત્યાંના મુજફ્ફરશાહને સતાવ્યાં કરતા. રાજકારભારી એતિમદખાને અકબરને તેડ્યો. મુજફ્ફરશાહ ૩ જો એણે પોતાનું રાજ્ય અકબરને હવાલે કરી દીધું (સપ્ટેંબર, ૧૫૭૨), એણે બળવાખોરને જીતી અમદાવાદમાં પોતાનો વાવટો ચઢાવ્યો (૧૮ મી નવેંબર). પછી વડોદરૂં, ચાંપાનેર, સૂરત એ સઘળો મિર્ઝાઓએ કબજ કરેલો મૂલક તેઓને હાંકી મહેલી પોતાની રાજ્યસત્તામાં આણી અકબર પાછો આગ્રે આવ્યો (જૂન, ૧૫૭૩).

ઇ૦ સ૦ ૧૫૬૦ માં કેટલોક બહાર પ્રાંત અકબરના તાબામાં આવ્યો હતો, પણ બાકીનો પ્રાંત તથા બંગાળા એ જીતવાનાં રહ્યાં હતાં. બંગાળામાં દાઉદ અફગાન રાજ્ય કરતો, પણ તેના વજીરે તેને ઊઠાડી મહેલવાની તજવીજ કરી હતી. તે લાગ જોઈ અકબરે બહાર પ્રાંત જીત્યો ને દાઉદને બંગાળામાંથી નસાડ્યો. દાઉદે ઓડિયા પ્રાંત જઇ ફોજ એકઠી કરી અકબરના સરદાર તોડરમલ્લને તથા બીજાઓને લઢાઇ આપી, પણ અંતે તે હાર્યો–બહાર તથા બંગાળા એ પ્રાંત અકબરના રાજ્યમાં આવ્યા (૧૫૭૫). કાબુલના મિર્ઝા

જમની ખુશખબર હુમાયૂંને પહોંચી ત્યારે સાથીઓને બક્ષિસ આપવાને તેની પાસે કસ્તૂરીની શીશી સિવાય બીજું કંઈજ નહોતું તેથી તેણે તેનું લહાણું કીધું હતું. અકબર ને હમીદા એ બેને મિર્ઝા અસ્કરીએ (હુમાયૂંના ભાઈએ) બંદીખાનામાં નાંખ્યાં હતાં, પણ હુમાયૂંએ ઈરાનથી આવતાં છોડવ્યાં હતાં.

* ઉદેસિંહે જંગલોમાં ભટક્યા પછી ઉદેપુર વસાવ્યું. એના દીકરા પ્રતાપરાણાએ લડાઈઓ કરી, પણ હારીને ઘણું રાનમાં વાસ કીધો હતો–એણે પછવાડેથી અકબરના મરતા પહેલાં પોતાનો ઘણોક મૂલક પાછો મેળવ્યો હતો, પણ તે ચિતોડ ચિતોડ કરતો મરણ પામ્યો હતો.

હકીમે પંજાબ ઉપર હલ્લો કરી ત્યાંના સૂબેદાર માનસિંહને નસાડચો (૧૫૫૧) તે ઉપરથી અકબરે ત્યાં જઈ હકીમને હરાવી કાબુલ લીધું, પણ પછવાડેથી હકીમ તાબે થયો ત્યારે કાબુલનો સૂબો તેને પાછો હવાલે કીધો. પંજાબનો સૂબો પોતાના સાળા રાજા ભગવાનદાસને સોંપ્યો ને સિંધુનદીના કાંઠા ઉપર અટકનો કિલ્લો બાંધ્યો, પછી તે આગ્રે આવ્યો હતો. પોતાના ભાઇ હકીમનું મરણ થયે કાબુલમાં બખેડા ન થાય તેનેસારૂ અકબરે અટકમાં પોતાનો મુકામ રાખ્યો હતો ને તેવામાં તેણે ભગવાનદાસને તથા મિર્ઝા સુલેમાનના દીકરા શાહરોખને કાશ્મીર જીતવાને મોકલ્યા હતા ને તેઓએ તે પ્રાંત આપ્યો હતો (૧૫૮૫). કાબુલની સરહદમાં જલાલ નામનો સરદાર હૂમલો કરતો તેની સામા અકબરનો દૂધભાઈ જૈનખાન ને રાજા બીરબલ એ લશ્કર લેઈ ગયા, પણ લડાઈમાં બીરબલ માર્યો ગયો ને જૈનખાન નાશી ગયો; પછી અકબરે રાજા માનસિંહ તથા તોડરમલને મોકલ્યા ને એઓએ બે વર્ષ લગી લડીને જલાલને હરાવ્યો હતો. ૧૫૯૫ માં અકબરે સિંધ પ્રાંત જીતી લીધો. કંધાર ઈરાની લોકે લીધું હતું, પણ માંહોમાંહે ટંટા થયા પછી તે પાછું અકબરના તાબામાં આવ્યું હતું.

અહુંમદનગરના રાજ્યમાં અંધેર હતું ને ચાર ટોળી બંધાઈને તે માંહોમાંહે લડતી. એ ટોળીમાંના એકના બોલાવ્યા ઉપરથી શાહજાદો **મુરાદ** ગૂજરાતમાંથી ફોજ લેઈ અને ખાનખાનાન મિર્ઝાખાન માળવામાંથી ફોજ લેઈ અહુંમદનગર ઉપર ચઢયા; એઓ જે ટોળીને મદદ કરવા આવેલા તે ટોળીને રાજધાનીમાંથી કહાડી મૂકી બહાદુર નિજામશાહ નામનો છોકરો ગાદીએ બેઠો હતો ને રાજ્યકારભાર તેની ફોઈ ચાંદબીબી કરતી હતી (૧૫૯૫). ચાંદબીબીએ પોતાની દુશ્મન બે ટોળીઓને સમજાવી પોતાની તરફની કરી લીધી ને વિજાપુરના રાજાની મદદ મેળવી. લડાઇ ચાલી તેમાં કિલ્લેદારોએ મુગલને હરાવ્યા. પછી તહ થયો તેમાં ચાંદબીબીએ વરાડ પ્રાંત બાદશાહને આપ્યો (૧૫૯૬). મુરાદને વરાડ પ્રાંતને માટે દક્ષિણના રાજાઓ સાથે ટંટા ચાલતો તેવામાં ચાંદબીબીના કારભારીએ ફિતૂર કરી મુરાદની મદદ માગી. ખાનદેશનો રાજા અકબરની તાબેદારી કબૂલ કરતો તે મુગલ લશ્કરને મળ્યો અને ગોવળકોંડાનો રાજા અહુંમદનગર તથા વિજાપુરના રાજાઓને આવી મળ્યો. ગોદાવરીને કાંઠે બે દહાડા લડાઈ ચાલી ને મુગલ લશ્કર હાર્યું. મુરાદ તથા ખાનખાનાન એ બેને બન્યું નહિ માટે બાદશાહે તેઓને બોલાવી લીધા ને અબૂલ ફઝલને* દક્ષિણમાં મોકલ્યો—એણે બાદશાહને દક્ષિણમાં આવવાની જરૂર જાણી તે ઉપરથી અકબર (૧૪ વર્ષ સિંધુનદીના પ્રદેશમાં રહ્યા પછી) નર્મદા ઉતર્યો (૧૫૯૯). એ વખતમાં મુગલ લશ્કરે દોલતાબાદ ને બીજા ઘણાએક પહાડી કિલ્લા સર કરી લીધા હતા. અકબરે બરહાનપુર આવી પોતાના દીકરા દાનીઅલ અને ખાનખાનાન એ બેને અહુંમદનગર ઉપર ઘેરો ઘાલવા મોકલ્યા. અહિં માંહોમાંહે ટંટા વધી ગયા હતા; ચાંદબીબીએ નિરાશ થઈ તહની માગણી કીધી, પણ તેટલામાં મુગલ લશ્કરે તેના મહેલમાં ધૂશી તેને મારી નાંખી–એ રીતે અહુંમદનગર જીતાયું† (૧૬૦૦ માં). આશીરગઢ જીતીને ખાનદેશનો રાજા સામો થયો હતો તેની સાથે લડીને તે રાજ્યનો અંત આણ્યો. પછી વિજાપુર તથા ગોવળકોંડાના રાજા સાથે સ્નેહ કરી અકબર રાજધાની તરફ પાછો વળ્યો (૧૬૦૧).

બાદશાહ દક્ષિણમાં ઝાઝીવાર રહ્યો નહિ તે આટલામાટે કે તેના વડા દીકરા સીલીમે પ્રયાગ, અયોધ્યા ને બહાર પ્રાંતમાં પોતાની આણ ફેરવાવી હતી ને ત્યાંની તીજોરીઓમાંથી ૩૦ લાખ રૂપિઆ લેઇ લીધા હતા. અકબરે ઘણીક રીતે તેને સમજાવ્યો ત્યારે તે બાદશાહના હૂકમ પ્રમાણે પ્રયાગ જઈ રહ્યો (૧૬૦૩). અહિં સીલીમને ને તેના દીકરા ખુશરૂને ટંટો થયો ને એ ઉપરથી ખુશરૂની માએ (માનસિંહની બેને) ઝેર ખાધું; ને સીલીમ હોલેદિલ થઇ અવિચારે વર્તવા લાગ્યો. પછી સીલીમ ખુશરૂના ઝગડા વધ્યા; મુરાદ ને દાનિયલ મરણ પામ્યા; ને અકબર માંદો પડી મરણ પામ્યો–(૬૩ વર્ષની ઉમરે ૧૬૦૫ ના અકટોબરની ૧૩ મીએ).

અકબર સાવધ, ઉદ્યુક્ત ને પ્રસંગે સાહસ કરનારો એવો શૂર લડવૈયો હતો. એણે અફગાન સરદાર તથા પોતાના સરદાર એઓના બંડબખેડા ભાગ્યા; તોપણ

* એ વડો વજીર અકબરનો બહુ માનીતો હતો. એને ને વડા શાહાજાદા સીલીમને બનાવ નહોતો. અકબરે કંઈક હોલેદિલ થએલા સીલીમ રાજી રાખીને ઠેકાણે આણવા સારૂ અબૂલ ફઝલને રાજધાનીથી ખસેડી દક્ષિણમાં મોકલ્યો હતો. એ પાછો આગ્રે જતો હતો તેવામાં સીલીમના મળતીઆ નરસિંહદેવ તેની સામા લડાઈ કીધી હતી ને તેનું ડોકું સીલીમને મોકલાવ્યું હતું.

† રાજધાની હાથમાં આવી, પણ પ્રાંત તાબે થયો નહોતો. એ રાજ્યની સમાપ્તિ ૧૬૩૭ માં થઈ હતી. ચાંદબીબી ખટપટમાં માહેર, લડાઈના કામથી વાકેફ, હિંમતવાળી ને બહાદુર હતી.

તેઓની તરફની તેના મનમાં દહેશત હતીજ; વળી, કેટલાંક મુસલમાની રાજ્યો હજી જોરાવર હતાં, ને રજપૂત રાજ્યો મુસલમાનથી સ્વતંત્ર રહેવાને ખંતીલાં હતાં—એ સ્થિતિમાં તેણે ભય દેખાડી, મોહ પમાડી, લગ્નસંબંધ કરી, મોટી પદવી આપી રજપૂતોને વશ કીધા, હિંદુ ને મુસલમાન સરદારો પાસે સરસાઈએ કામ કરાવ્યું, પોતે પણ તેવે તેવે ઠેકાણે ફોજને દોરી, ને જીતેલા મૂલકનો પાકો બંદોબસ્ત કીધો. એ પ્રકારે અકબરે આખી જીંદગી લડાઈના કામમાં ગાળી આખા હિંદુસ્તાનની બાદશાહી મેળવી, સ્થાપી ને વારસને માટે રાખી.

અકબરની રાજનીતિનું ધોરણ પ્રજાને પોતાની કરી રાખવા ઉપર હતું. તે હિંદુ મુસલમાન પ્રજાને સરખી ગણી યોગ્યતા પ્રમાણે અધિકાર આપતો, ઇચ્છા પ્રમાણે ધર્મ પાળવાની છૂટ આપતો, કર વેરા ઓછા કરતો ને વિદ્યાકળાને ઉત્તેજન આપતો. તેણે પોતાના કાબેલ મસલહતદારોની મદદથી રાજકાજની ગોઠવણ કીધી—રાજ્યના ૧૫ સૂબા કરી અક્કેકની વસૂલ ઠેરવી—જમીનની કુલ પેદાશનો ત્રીજો હિસ્સો તે સરકારમાં લેતો (ત્રીસ કરોડ રૂપિયાની જમા દરવર્ષે સરકારમાં ભરાતી); દીવાની ફોજદારી થાપી ને અમલદારોને માટે ધારા બાંધ્યા; ફોજમાં પાંચથી દશ હજાર સવારોની સરદારી શાહજાદા ને રજપૂતરાજા એઓનેજ માટે રાખી હતી; એવા સરદાર ૩૦ ને બીજા ૪૫૦ હતા ને અક્કેક સરદારના હવાલામાં સવાર લશ્કરથી અડધું પાયદળ હતું; પાયદળમાં ચોથો ભાગ બંદૂકીઆનો ને બાકીનો તીરંદાજનો હતો; તેની મૂલકી શીબંદી સુમારે ૪૪ લાખની હતી. તેણે અટક, ગોપુર, સિક્રી એ શહેરો વસાવ્યાં હતાં ને આગ્રા તથા પ્રયાગમાં કિલ્લા કોટ ઘુમટ વગેરે બંધાવ્યાં હતાં.

એક પાસથી લડાઈની ખટપટ કરવી ને બીજી પાસથી રાજકાજ કરવાં, એટલું છતાં તે શિકાર કરવામાં, ગ્રંથો લખાવવામાં, મુસલમાની ધર્મમાં ફેરફાર કરાવવામાં, કવિપંડિતસાથે વિનોદ કરવામાં કેટલોક વખત કહાડી શકતો. તે પછવાડેથી સીલીમની ઊછાંછળી વર્તણુકથી, અબૂલફ્ઝલના મોતથી, કુટુંબકલહથી દુઃખી થયો હતો એ તેની દયામણી હાલત હતી. તેણે નવરોજનો બજાર માંડી રજપૂતાણીઓને પટાવી ને કોઈ કોઈ વખત તેને ન ઘટે તેવી ક્રૂરતા દેખાડી, તોપણ તે કુટુંબ ઉપર ને પ્રજા ઉપર હેત રાખનારો ને દુશ્મનોને માફી બક્ષનારો હતો.

**અબૂલફ્ઝલ** ને **તોડરમલ** એ, વજીરો **ભગવાનદાસ, માનસિંહ, બીરબલ, અજીજ, ખાનખાનાન** એ સરદારો, **અબૂલફ્ઝલ, ફૈઝી, ખાનખાનાન** એ ગ્રંથ લખનારાઓ, **ગંગ, નરહર** એ કવિ, **બીરબલ** વિનોદી ને **તાનસેન** ગવૈયો,—સૌ અકબરની દરબારના **રંગ** હતા.

*સોળમા સૈકામાં યૂરોપિયન લોકે હિંદુસ્તાનમાં થાણાં ઘાલ્યાં—વાસ્કો દી ગામાની સફરની ને કલીકટની હકીકત જાણવાથી પોર્ટુગલની સરકારે હોંસે ભરાઈ **કાબ્રલને** હિંદુસ્તાનમાં મૂલક જીતવા મોકલ્યો (૧૫૦૦). એનો કાફલો ૧૩ વહાણનો ને તેમાં ૧૨૦૦ માણસ હતાં; એ બારસેંમાં કલીકટના રહેનારા પણ હતા ને હિંદુસ્તાનના લોકને ખ્રિસ્તી ધર્મનો ઉપદેશ કરવાને ૮ ખ્રિસ્તી સાધુઓ હતા. હિંદુસ્તાન આવતાં તેણે પશ્ચિમ તરફ હંકાર્યું ને દક્ષિણ અમેરિકાનો બ્રઝીલ પ્રદેશ જોયો ને તેને પોર્ટુગલની સરકારનો કહી તેનો કબજો કીધો હતો. પછી તેણે તોફાન ખાતાં હિંદુસ્તાન આવી કલીકટ બંદરમાં વહાણ નાગર્યાં. તેણે ઝામોરિનને નજરાણું કરી મહેરબાની મેળવી, પણ મૂરવેપારીઓની ખટપટથી ભંભેરાઈ ઝામોરિને તે નવા લોકને કહાડી મૂકવાનો હૂકમ કીધો. અમલદારોએ પોર્ટુગીઝ લોકોની કોઠી લૂંટી, પણ કાબ્રલે મૂરનાં દશ વહાણ લૂંટી બાળી મૂક્યાં ને તોપની આગે કલીકટમાં ભડકાં કીધાં. પછી કોચીનના રાજા સાથે દોસ્તી કરી ઘણોક માલ લેઈ કાબ્રલ પોર્ટુગલ જતો રહ્યો. પછી પાછો વાસ્કો દી ગામા આવ્યો તેણે કલીકટ બાળ્યું ને તે કોચીનથી માલ લેઇ ચાલ્યો ગયો—એમ વળી ત્રણેક વાર પોર્ટુગીઝો હિંદુસ્તાન આવી ગયા.

ઇ૦ સ૦ ૧૫૦૫ માં પોર્ટુગલના રાજાએ **આલમેડાને** હિંદુસ્તાન ખાતેના મૂલકનો નવાબ કરી મોકલ્યો (એક વીંધું ભોંય પણ તેઓની સત્તામાં નહોતી

* એ સૈકામાં તેલંગી લક્ષ્મણ ભટના દીકરા વલ્લભાચાર્યે (૧૪૭૯–૧૫૩૧) ને તેના દીકરા વિઠ્ઠલનાથે (૧૫૮૩ માં મરણ પામ્યો હતો) ગોકુળ મથુરાના પ્રદેશમાં ને ગુજરાત કચ્છમાં બાળકૃષ્ણની ભક્તિનો બોધ ને પુષ્ટિમાર્ગ પ્રવર્તાવ્યો હતો અને વલ્લભાચાર્યના જમાઈ ચૈતન્ય (બંગાળાના નદીઆનો બ્રાહ્મણ ૧૪૮૫–૧૫૨૭) એણે અને તેના શિષ્ય અદ્વૈતાચાર્યે ને નિત્યાનંદ એઓએ મથુરા ને જગંનાથ વચ્ચેના પ્રદેશમાં રાધાકૃષ્ણની ભક્તિનો બોધ માર્ગ પ્રવર્તાવ્યો હતો. એ સૈકામાં સુરદાસ, કેશવદાસ (બ્રીજ ભાષામાં), તુળસીદાસ (પૂર્વી ભાષામાં) નામાંકિત થયા અને કનોજની હિંદી ભાષામાં ફારસી શબ્દો ભેળાઈને લશ્કરમાં જે બોલી વપરાતી થઈ હતી તેનું ઉર્દૂ એવું નવું નામ પડ્યું.

તોપણ) તે આવ્યો કે વિજયનગરના રાજાએ નજરાણાં મોકલી સલાહના કરાર કીધા. તેની ને મૂર લોકની વચ્ચે વહાણની લડાઈઓ ચાલી—પોર્ટુગલને હિંદુસ્તાન સાથે વેપાર સંબંધ થતો જોઇ **વેનિસ** અદેખું થયેલું તેના ઉશ્કેરવાથી ઇજીપ્ટના સુલતાને મૂરની મદદે વહાણો મોકલ્યાં, ને ગૂજરાતના બાદશાહે પોતાના કાફલાના સરદાર **મલેક ઈયાઝને** મોકલ્યો; ચોલના બંદરમાં લડાઈ થઈ તેમાં મુસલમાન જીત્યા ને દીવ આગળ થઈ તેમાં મુસલમાનોને બહુ નુકસાન થયું; પછી કોલકરાર થયા હતા. ઇ૦ સ૦ ૧૫૦૬ માં આલબુકર્ક આવ્યો. તેણે ઇ૦ સ૦ ૧૫૧૦ માં **ગોઆ** લીધું ને તેને પોતાના થોડાક મેળવેલા મૂલકની રાજધાની કીધી. **કુનાહ** ગવર્નર થઈને આવ્યો તેણે ખંભાત ગૂજરાતના કાફલા તથા ઈજિપ્ટના કાફલા સાથે લડાઈઓ કરી દીવ બંદરમાં કિલ્લો બાંધ્યો (૧૫૩૬); ને **કાસ્ટ્રો** ગવર્નરે તે શહેર લીધું (૧૫૪૫). પછી ઇ૦ સ૦ ૧૫૭૦ માં આદેલખાન ને નિઝામ ઉલ મુલ્ક એ બે મુગલ સરદારોએ ઝામોરિન સાથે કુમક કરાર કીધા ને પોર્ટુગીઝને હિંદુસ્તાનમાંથી કહાડવાને ગોઆને ઘેરો ઘાલ્યો. ભારે લડાઈઓ થયા પછી **ગવર્નર આટેડ**ની જીત થઈ હતી.

## ચીન.

ક્યૂબ્લેખાને ચીનમાં મુગલરાજ્ય સ્થાપ્યું ત્યારપછી જે થયા તેમાં પ્રથમના ડાહ્યા હતા, પણ પછવાડેના મોજીલા, આળસુ ને જૂલમી રાજા હતા. દેશી ચીનાઓ લાગ જોયાં કરતા ને એક **શ્યુ** નામના સખ્સે ૧૩૩૩ માં મુગલ રાજા પાસેથી ગાદી છીનવી લીધી ને ૧૩૬૮ થી **મિંગ** વંશની ગાદી સ્થાપી. એ વંશના પુરૂષોએ ૧૬૪૪ સૂધી રાજ્ય કીધું ને ચીન આબાદ હતું—ત્યાંનો કાફલો ઇરાની અખાત તથા રાતા સમુદ્ર લગી આવતો. પોર્ટુગીઝ લોક ચીનનાં બંદરો સાથે ૧૫૧૭-૧૮ થી વેપાર કરવા લાગ્યા હતા.

## સંસ્થાનો.

**સ્પેનનાં સંસ્થાનો** પ્રથમ **હેટી, ક્યૂબા** ને **જમેકા** એ ટાપુઓમાં થયાં (૧૫૦૮-૧૦); ને ત્યાંની વસૂલજમા પહેલવહેલાં તો સ્પેનની સરકારને બેશુમાર હતી. ઈ૦ સ૦ ૧૫૧૭ માં **કોર્ડોવા** એણે **મેક્સિકો** નામનો પ્રદેશ ખોળ્યો હતો ને ૧૫૧૯ માં **કોર્ટેઝે** જઇ ત્યાંના **મોન્ટેઝ્યુમા** રાજા સાથે લડાઇ કરી તે જીતી લીધો હતો.—**પીઝારો** એ સરદારે ૧૫૩૧ માં **પીરૂ** પ્રદેશ લીધો હતો—એ સઘળાં રાજ્યોની વ્યવસ્થા ચાર્લ્સ પાંચમાએ ૧૫૪૨ માં ધારા બાંધી કીધી હતી. ત્યાં ખ્રિસ્તી ધર્મનો બહારનો ઠાઠ રાખવામાં આવ્યો હતો. અમેરિકામાં બે નવાબો, રાજ્યકારભારીઓ તથા શહેરના લોકની મંડળી એઓની મદદથી હાકમી કરતા ને તેઓનું કામ તપાસવાને સ્પેનમાં એક દરબારમંડળી હતી. એ સંસ્થાનોની મુખ્ય પેદાશ સોનાહીરાની ખાણોની હતી—એ ખાણો ખોદવાની મજૂરી દેશી વતની લોક પાસે જૂલમ સખ્તીથી કરાવવામાં આવતી. (એઓ પણ જ્યારે ઓછા પડ્યા ત્યારે આફ્રિકાથી ગુલામો આણવાનો ને તેઓને વેચવાનો વહીવટ ચાલ્યો હતો).

પોર્ટુગલે પશ્ચિમભણી બ્રઝીલમાં (૧૫૦૦) સંસ્થાન કીધું અને પૂર્વ ભણી તેઓએ ૧૨૦૦ મૈલના દરિયાકાંઠા ઉપર થોડી ઘણી પોતાની સત્તા કરી હતી. ઈરાનના બધા કાંઠાના વેપાર ને ઈરાની અખાતના બધા ટાપુ તેઓના હવાલામાં હતા; કેટલાક અરબ શાહજાદાઓ ખંડણી આપતા ને અરબસ્તાનમાં કોઈ તેઓનું દુશ્મન નહોતું; રાતા સમુદ્રમાં તેઓનીજ સત્તા-માન આપવાને લાયક હતી; આબિસિનિઆનો રાજા ને પૂર્વ આફ્રિકાના સરદારો એઓ સાથે ઘણીક રીતે વેપારને અર્થે પોર્ટુગીઝોએ સંબંધ રાખ્યો હતો; કેપ રામોઝથી તે કેપ કામોરિન સૂધીનો મલબાર કાંઠો; કોરોમાંડલ કાંઠો, બંગાળાનો ઉપસાગર, મલાક્કા એ સંધા ઉપર તેઓની સત્તા હતી. સીલોન, સુમાત્રા, જાવા એ ટાપુઓના સત્તાધારીઓ ખંડણી આપતા; ચીનમાં તેઓએ **મકાઉ** મેળવ્યું હતું, ને જપાનના ટાપુઓ સાથે વેપાર સંબંધ કીધો હતો. ઈ૦ સ૦ ૧૫૮૦ માં પોર્ટુગલ સ્પેન સાથે જોડાયાથી પોર્ટુગીઝ સત્તા નિસ્તેજ થઈ.

## ખ્રિસ્તી ધર્મનો પુનઃસંસ્કાર.

ખ્રિસ્તી ધર્મમાં દાખલ થયેલી મૂર્તિપૂજા, પોપના હક્ક ને એઓના દુરાચાર, ધર્માધિકારી તથા સાધુ વેરાગી એઓના મતભેદ ને એઓની અનીતિ,—એ સંધાંની વિરૂદ્ધ વિદ્વાનોએ જુદા જુદા દેશોમાં બોલવા લખવા માંડયું હતું; તેનું પરિણામ આ થયું કે પોપપક્ષના સ્પેન પોર્ટુગલના રાજાઓએ નિંદક લોકને પાખંડી ઠેરવી મરણદંડ કરવાને ન્યાયસભા **કોર્ટ આવ્ ઇન્કિવઝિશન** ઠેરવી ને એ સભાના અધિકારીઓએ હજારોને કેદ કીધા ને હજારોને જીવતા બાળી મૂકાવ્યા. જેમ કાથલિક લોકનો જૂલમ વધ્યો હતો તેમ નવા મતવાળા પણ મમતે ભરાયા હતા.

**પોપ જૂલિયસે** રોમમાં સેંટ પીટરનું દેવળ બંધાવાનો ખર્ચ ઊઘરાવવાને મુક્તિપત્રિકા કહાડી કા-

ન્સિસકન મઠના સાધુઓને વેચવા આપી. એઓ ઠામઠામ ફરીને બોલતા કે તમારી સ્ત્રી તથા દીકરીઓનાં ઘરેણાં પણ ઊતારો ને દેવળના ખર્ચમાં આપો ને આ આપણા ધર્માધ્યક્ષ પોપની ક્ષમાપત્રિકા લો. એથી તમે તમારાં સર્વ પાપથી મુક્ત થશો. પોપ લીઓએ પણ તે સાધુઓને ફેરવ્યા. કેટલાક જર્મનો તેઓને પૂછતા કે તમે પણ આમ કેમ બોલોછો? પોપ શી રીતે મુક્તિ અપાવશે? સાધુઓ કહેતા કે તમે શાપિત છો, ધર્મ ઉપર તમારી આસ્થા નથી ને તમે ધિક્કારપાત્ર છો. માર્ટિન લ્યૂથર નામના સાધુએ કહ્યું કે, તમે આવી **સ્વપ્નાંતર**ની વાતો કહેતાં કેમ લજવાતા નથી? પોપે લ્યૂથરને ૧૫૧૮ માં પતિત ઠેરવ્યો. લ્યૂથરે છતાં પડી પોપ વિરૂદ્ધ ભાષણ લખાણ કીધાં. મોટા ઝગડા ઊઠયા; જર્મનીમાં ચાર્લ્સ પાંચમો તથા પ્રોટેસ્ટંટ રાજાઓ એઓને સામસામી થઇ, લડાઇઓ થઈ, ને છેવટે ૧૫૫૫ માં ઓગ્સબર્ગની સભામાં ઠરાવ થઈ લ્યૂથર મતના-પ્રોટેસ્ટંટ લોકને પોતાનો ધર્માચાર પાળવાની છૂટ મળી.

સ્પેન તથા પોર્ટુગલમાં નવા મતવાળા ઉપર બહુ સખ્તી કરવામાં આવી હતી. પ્રોટેસ્ટંટ મતનો પ્રસાર યૂરોપમાં વધવા માંડેલો તેનો અટકાવ કરવાને પોપની ઉશ્કેરણીથી **જેસુટ** નામના સાધુઓના મઠ સ્થાપવામાં આવ્યા હતા ને મુખ્ય મઠ સ્પેનમાં હતો. **ઈગ્નેશિઅસ લોયોલા** એણે ૧૫૩૪ માં જેસુટની મંડળી કહાડી ને ૧૫૪૦ માં રોમે તેને કામ ચલાવવાની આજ્ઞા આપી. એ જેસુટ લોક પશ્ચિમ યૂરોપના રાજ્યમાં ફરી પ્રોટેસ્ટંટ મત વિરૂદ્ધ ઉપદેશ કરતા ને હિંદુસ્તાન, એથિઓપિયા ને બ્રઝીલમાં પણ ઉપદેશકો ફરતા થયા હતા. સ્વિટ્ઝર્લંડમાં **ઝિવગલે** ૧૫૧૮ માં પોપ વિરૂદ્ધ નવું મત પ્રગટ કરેલું તેનો **કાલ્વિને** ૧૫૪૧ માં પૂરો પ્રસાર કીધો. ફ્રાન્સમાં પણ કેટલાક પ્રાંતમાં તે મત ચાલતું થયું (૧૫૩૬) કે જે ઉપરથી ૧૫૭૨ માં મોટી કતલ થઈ હતી. ઇંગ્લંડ, સ્કાટ્લંડ, હાલંડ, પોલંડ એ રાજ્યોમાં પણ નવાં મત દાખલ થઈ ચૂક્યાં હતાં.

## ભાષા, કળા, વિદ્યા.

ઇંગ્લંડ ને હિંદુસ્તાનના વિદ્વાનો વિષે જણાવ્યું છે. ફ્રાન્સમાં ફ્રાન્સિસે ઈટલીથી કેટલાક ચિત્રકારને બોલાવી રાખ્યા હતા; **લસ્કારિસ** નામના ગ્રીકને બોલાવી રાજાની લૈબ્રેરીને માટે મોટો પુસ્તકસંગ્રહ કરાવ્યો હતો ને પારિસની પાઠશાળામાં ગ્રીક ભાષા ભણાવવાને પંડિત રાખ્યો હતો. **રોન્સર્ડ** કવિ (૧૫૮૫) **મોંટેન** નિબંધી (૧૫૯૫), ને **કાલ્વિન** ઈશ્વરજ્ઞાન સમજનારો એ નામાંકિત હતા. સ્પેનમાં **એર્સિલા** નામનો અને પોર્ટુગલમાં **કામોએન** નામનો વીરરસ કવિતા લખનારો હતો. જર્મનીમાં **આલ્બર્ટ ડ્યુરર** (૧૫૨૮) એણે ચિત્રતક્ષક વિદ્યામાં ને હાલંડમાં લેડનના **લ્યૂકે** (૧૫૩૩) પોતપોતાની નવી રીત પ્રવર્તાવી. પોલંડમાં **કોપર્નિકસ** (૧૫૪૩) જ્યોતિષી થયો. ઈટલીમાં **આરિઓસ્ટો** (૧૫૩૩) ને **ટાસ્સો** (૧૫૯૫) એ કવિયો હતા. **માકિયેવેલી** (૧૫૨૭) ને **ગીક્રીઆર્ડીની** (૧૫૪૦) એ ઈતિહાસ લખનારા હતા; અને **રાફ્રાએલ** (૧૫૨૦) ને **મૈકલ આંજેલો** એ નામાંકિત ચિત્રકાર હતા-આંજેલો તો શિલ્પ તથા તક્ષકકળામાં પણ નિપુણ હતો. એ સોળમા સૈકામાં દૂરબીનનો શોધ થયો ને ન્યુસ્પેપર નીકળવા માંડ્યાં.

---

## દર્શન ૧૫ મું.

### ઈ૦ સ૦ સૈકો ૧૭ મો.

### ગ્રેટબ્રિટન.

એલિઝાબેથના મરણથી (૧૧૮ વર્ષ ચાલેલા) ટચૂડર વંશની સમાપ્તિ થઇ ને સ્ટુવર્ટ વંશનો આરંભ થયો—સ્કાટ્લંડની રાણી **મેરી**નો દીકરો જે ત્યાં **જેમ્સ છઠ્ઠો** કહેવાતો તે એડિન્બરોથી લંડન આવી રાજગાદીએ બેઠો ને **જેમ્સ ૧ લો** કહેવાયો—ઇંગ્લંડ સ્કાટ્લંડનાં બે રાજ્ય જુદાં હતાં તે જોડાઇ **ગ્રેટબ્રિટન**નું એક રાજ્ય થયું (૧૬૦૩).

જેમ્સ વિદ્યાભ્યાસી ને બુદ્ધિમાન હતો, પણ નીચ વૃત્તિનો, બીકણ, ફૂલકણો તથા અહંકારી હતો—રાજાના હક્ક ઈશ્વરી છે એવા વિચારનો તે હતો ને જૂલમથી રાજ્ય કરવા ઉપર તેની વૃત્તિ હતી, પણ તેનામાં રાજ્ય ચલાવવાને શક્તિ, શૌર્ય ને પ્રપંચ નહોતાં. તે મેરીનો દીકરો છે જાણી કાથલિક ધર્મના લોકે બહુ બહુ આશાઓ રાખી હતી, પણ જેમ્સે એલિઝાબેથના વખતમાં થએલા ધારા કાયમ રાખ્યા ને પોતે એપિસ્કોપેલિઅન* પદ્ધતિ ચાલુ રાખી તેથી તેઓ તેના દ્વેષી થયા.

* ધર્માધિકારીઓમાં આચાર્ય, અધ્યક્ષ, ઉપાધ્યાય, ઈ૦ ક્રમ રાખી દેશીના ધર્મની વ્યવસ્થા રાખવી તે. પ્રેસ્બિટેરિઅન પદ્ધતિ આવી કે અમુક પ્રદેશમાં જેટલા અધિકારીઓ હોય તે સૌની એક મંડળીએ પોતાનાંમાંના એકને મુખી કરીને દેશી ધર્મની વ્યવસ્થા વાખવી તે. પ્યૂરિટન લોક કહેવાતા તે એપિસ્કોપલ રીતની સામા હતા ને કેટલીક વાતે પ્રેસ્બિટેરિઅન લોકને મળતા હતા—કેટલાક પ્યૂરિટન દેશીને દેશમાં સ્વતંત્ર હક્ક મળવા જોઈએ એવું પણ મત ધરાવતા હતા.

**કાટેસ્બી** નામનો એક જૂના કુળનો ગૃહસ્થ ને ટોમસ પર્સી એઓએ પોતાના કાથલિક સાથીઓની મસલહતે, રાજા ભાષણ કરતો હોય તે વેળા પાર્લમેંટ–રાજસભાનું મકાન અને રાજા તથા રાજકુટુંબ અને અમીર તથા લોકના પ્રતિનિધિ એ સૌને ખાળી મૂકવાની ગોઠવણ કીધી—ખરેખર દારૂનાં ચોસેટ પીપ તે મકાનની તળેના ભાંયરામાં મૂકી છાંચ્યાં હતાં ને તેને માટે ૧૬૦૫ ના નવેંબરની પાંચમી તારીખ નક્કી કીધી હતી. દશ દહાડા આગમચ તે તરકટ પકડાયું ને જેમ્સે ગુનેહગારોને સજા કરી. કાથલિકને માટે સખ્ત ધારા ઠરાવ્યા–કોઈ કાથલિક લંડનમાં રહે નહિ ને વકીલ દાક્તર થાય નહિ વગેરે; પણ તે ધારા પછવાડેથી ઢીલા પડી ગયા હતા.

આયર્લંડ આખામાં અંગ્રેજના કાયદા નહોતા ચાલતા પણ થોડોક પ્રદેશ જેને **પેલ** એવું નામ આપવામાં આવ્યું હતું ત્યાંજ ચાલતા. જેમ્સે આખા, આયર્લંડમાં કાયદા લાગુ પડાવ્યા; ગુનેહગારોને માફી આપી ને અંગ્રેજ, સ્કોચ ને ડાહ્યા ઐરિશો એઓને **અલ્સ્ટર** પ્રાંતમાં વસાવ્યા.

રાજા પોતાના હલકા માનીતાઓની સલાહથી ચાલતો, તેઓને દરજ્જા આપી વધારતો ને તેઓ છટેલ ઉડાઉ રહી લોક ઉપર સખ્તી ચલાવતા ને કામન્સ–લોક સભાના પસાર કરેલા ધારાને સમ્મત થતા નહિ. ઇ૦ સ૦ ૧૬૨૦ માં રાજાને ને કામન્સ–લોક સભાને સામાસામી થઇ. જેમ્સનું બોલવું થયું હતું કે મારૂં જે અપમાન કરશે અથવા મારી ઇચ્છા ઉપરાંત વર્તશે તેને શિક્ષા કરવાને હું સર્વ પ્રકારે અધિકાર ધરાવું છઉં; કામન્સે ઉત્તર વાળ્યો હતો કે અમારા વિચાર છૂટથી જાહેર કરવાનો હક્ક અમને પરંપરાથી મળ્યો છે; રાજાએ ક્રોધ કરી ઉત્તર વાળ્યો હતો કે આ ગાદીના બેસનારાઓએ તમને હક્ક આપેલો છે, પણ તે જ્યાંસૂધી તમે આજ્ઞામાં રહો ત્યાંસૂધી; તોપણ, અંતે લોક પક્ષનું વળી ફાવ્યું હતું ને પાર્લમેંટે પોતાના હક્કસંબંધી રાજા પાસે મંજૂરી લીધી હતી.

જેમ્સની દીકરી એલિઝાબેથ **ફ્રેડરિક** (ઈલેક્ટર પાલેટૈન) સાથે પરણી હતી (૧૬૧૩). ફ્રેડરિકે બોહીમિયાનું રાજપદ સ્વીકાર્યું તેઉપરથી તેને ને જર્મનીના ફર્ડિનાંડ બીજાને લડાઈ ચાલી હતી; સ્પેન તથા આસ્ટ્રિયા ફર્ડિનાંડ તરફ હતાં ને ફ્રેડરિક તરફ પ્રોટેસ્ટંટ રાજ્યો હતાં; વળી જમાઈની પાસથી ઇંગ્લંડ પણ હતું. એ લડાઈના ખર્ચને માટે પાર્લમેંટે ૩ લાખ પૌંડ આપવા કબૂલ કીધા હતા (૧૬૨૪). એજ વર્ષમાં જેમ્સનો પાટવી ચાર્લ્સ ફ્રાન્સના હેન્રિ ૪ થાની દીકરી **હેન્રિએટા મરાયા** સાથે પરણ્યો; અને ૧૬૨૫ માં જેમ્સ રાજા મરણ પામ્યો.

**ચાર્લ્સ ૧ લો** ૨૫ વર્ષની વયે ગાદીએ બેઠો. સ્પેન સાથે લડાઈ ચાલતી હતી તેના ખર્ચને માટે તેણે પાર્લમેંટ પાસે નાણું માગ્યું. પાર્લમેંટે આપ્યું તે ઓછું પડવાથી તેણે પોતાની સત્તા વાપરી, ***શિપમની**નો વેરો મૂકયો ને બહારથી આવતા કેટલાક માલ ઉપર જગાત કીધી; વળી ગુનેહગારોને માટે ભારે ભારે દંડ ઠેરવ્યા ને તે ઊઘરાવવાને માટે મોસલો નીમ્યા. **જોન હામ્પડન** નામના એક શ્રીમંત ગૃહસ્થે વેરો ન આપ્યો તેથી તેને તથા તેના ચાર સાથીઓને કેદ કરવામાં આવ્યા. એઓએ ઈનસાફ કોર્ટમાં દરખાસ્ત અપાવી કે બેગુનાહ કેદ કર્યા છે માટે અમને છોડવો. રાજાના મારેલા ઈનસાફદારોએ જવાબ આપ્યો કે એ કામમાં અમે હાથ ઘાલી શકતા નથી. ઇ૦ સ૦ ૧૬૨૮ માં લોકસભાએ પોતાના હક્ક મુકરર કરાવવાને અરજી કીધી અને ઘણી મુસીબતે–કંઠે પ્રાણ આવ્યા ત્યારે ચાર્લ્સે પોતાની મંજૂરીઅત આપી; પણ લોકસભાને ને તેને એટલી તો સામી બાજી ગઈ હતી કે તેણે ફરીથી ન બોલાવવી એવો ઠરાવ કરી મળેલી સભાને તુચ્છકારી ઊઠાડી મહેલી. એ વખત ઉપર તેના માનીતા બકીંગ્હામના ડ્યૂકનું ખૂન થયું હતું; અને કાંટર્બરીનો ધર્માચાર્ય **લોડ** તથા સ્ટાફર્ડનો અર્લ એ બે રાજાના મસલહતદાર થયા હતા;—એઓ દરબારના હૂકમથી લોકના ઉપર બેશુમાર સખ્તી કરતા.

સ્કાટ્લંડમાં **પ્રેસ્બિટેરિઅન** વિધિ ચાલતો તે બદલી ત્યાં ઇંગ્લંડનો એપિસ્કોપેલિઅન દાખલ કરવાની ચાર્લ્સે તજવીજ કીધી. ૧૬૩૮ માં સ્કાચ લોકે ધર્મસંબંધી પોતાના સ્વતંત્ર હક્ક જાળવવાનો લેખ કીધો ને રાજાની સામા બળવો ઊઠાવ્યો. એ સમા ઉપર આયર્લંડમાં બળવો થયો ને બળવાખોરે હજારો પ્રોટેસ્ટંટોને કાપી નાંખ્યા. એ હાલતમાં ઇંગ્લંડની લોકસભાએ ઠરાવ કીધો કે આપણા હક્ક મળે ને આપણા ઉપર પડેલાં દુઃખનો બદલો મળે ત્યાંસૂધી આપણે મળ્યાં કરવું. એ સભાના ઠરાવથી **સ્ટાફર્ડ ને લોડ** એ બેને અપરાધી ઠેરવી શિરચ્છેદ કરવામાં આવ્યા—એકને ૧૬૪૧ માં ને બીજાને ૧૬૪૪ માં. લોકસભામાં પ્રેસ્બિટેરિઅન ને પ્યૂરિટન ઘણા હતા તેથી તેઓએ **એપિસ્કોપેલિયન વિધિ** રાજ્યમાંથી સમૂળો કહાડી નાંખવાનો કાયદો કીધો (૧૬૪૩).

* બંદર, શહેર, કસબા, પ્રગણાંવાળાઓએ રાજાને લડાઈને માટે વહાણો પૂરાં પાડવાં તે અથવા તે નિમિત્ત નાણું આપવું તે.

ચાર્લ્સ તથા પાર્લમેંટના ઝગડાનું છેવટ લડાઈમાં ઊતર્યું. તેવામાં ઇંગ્લંડમાં કંઈ જાથુ લશ્કર નહોતું–કામ પડે તો ઊભું કરવામાં આવતું. અમીર, જમીદાર, એઓએ રાજપક્ષમાં રહી લશ્કર તૈયાર કીધું ને વેપારી તથા વચલા વર્ગના લોક પાર્લમેંટને માટે તૈયાર થયા. ઈ૦ સ૦ ૧૬૪૨ થી લડાઈઓ થવા માંડી તે ત્રણ વર્ષ ચાલી. ૧૬૪૫ માં **નેસ્બી** આગળ ચાર્લ્સ હાર્યો ને સ્કાચ લોકને શરણે જઇ રહ્યો. એઓએ રાજાને ઇંગ્લંડની પાર્લમેંટના મુખીઓને હવાલે કરી દીધો (૧૬૪૭). એ સમે પાર્લમેંટના કેટલાક જણ રાજ્યમાં તથા ધર્મમાં પ્રજાસત્તા રાખવાને ઇચ્છતા ને એમાં **ઓલિવર ક્રોમ્વેલ** (લોકપક્ષના લશ્કરનો સરદાર) આગેવાન હતો તેણે શક આવ્યા ઉપરથી પ્રેસ્બિટેરિઅન મતના ૨૦૦ જણને પાર્લમેંટમાંથી જબરદસ્તીથી કહાડી મૂક્યા ને પછી પોતાના સાથીઓની સમ્મતિથી ચાર્લ્સના ઉપર અપરાધ મૂક્યો કે રાજ્યની લોકસભાની સામા રાજાએ લડાઇઓ ચલાવી એ તેણે રાજ્યવિરોધ કીધો. પછી રાજાને ઈન્સાફ કોર્ટમાં બોલાવી ત્રણ વાર પૂછવામાં આવ્યું કે તમારા અપરાધના બચાવમાં કંઇ બોલવાનું છે? એના જવાબમાં રાજાએ ત્રણ વાર કહ્યું કે રાજાનો ઇનસાફ કરવાની સત્તા આ કોર્ટને નથી, પાર્લમેંટને બોલાવો. મુખ્ય ન્યાયાધીશ **બ્રોડશાએ** ટીપ મારી કે ચાર્લ્સ સ્ટુવર્ટ ઇંગ્લંડનો રાજા રાજ્ય વિરોધી છે માટે તેનો શિરચ્છેદ કરવો. ૧૬૪૯ ના જાનેવારીની ત્રીસમીએ ચાળીસ વર્ષનો ચાર્લ્સ રાજા શિરચ્છેદ પામ્યો.

ચાર્લ્સ પોતાના બાપની પેઠે રાજપદનો અધિકાર ઈશ્વરી સમજતો ને તેણે પોતાનું ધાર્યું ન થયેથી ચીડાઇને પાર્લમેંટની સામા થઇ લોકને ત્રાસ ઊપજાવ્યો; પણ તે ફાવ્યો નહિ તેનું કારણ આજ કે લોકની અંતર્સ્થિતિનું બળ જાણવાની તેનામાં શક્તિ નહોતી ને તેને શક્તિમાન કારભારી પણ નહોતા. ચાર્લ્સે પ્યુરિટન ખ્રિસ્તી અધિકારીઓ ઉપર બહુ જૂલમ કર્યો હતો; તેઓને ઉપદેશ કરતા ને લોકને સાંભળતા બંધ કીધા હતા; એ ઉપરથી તે લોકમાંના ઘણાએક ઇંગ્લંડ છોડી અમેરિકા જઇ વશ્યા હતા ને તેઓએ પોતાના પ્રદેશનું નામ **નવું ઈંગ્લંડ** એવું રાખ્યું હતું. **હામ્પડન, જોન પીમ,** ને **ઓલિવર ક્રોમ્વેલ** એઓ પણ અમેરિકા જવાને નીકળ્યા હતા, પણ ચાર્લ્સે તેઓને અટકાવ્યા હતા–એજ સખ્સો પાછળથી ચાર્લ્સના કટ્ટા દુશ્મન થયા હતા. પાર્લમેંટનું ફાવ્યું તેનાં કારણ આ પ્રમાણે છેઃ પ્લાંટાજિનેટ વંશના નિર્બળ રાજાઓ પાસે અમીર તથા પાદરીઓએ લોકની આગેવાની કરી પ્રજાના હક્ક મંજૂર કરાવ્યા હતા. પણ ટ્યુડર વંશના રાજાઓએ તે હક્ક કચરી નાંખ્યા હતા ને પાર્લમેંટને તાબેદાર કરી રાખી હતી; ધર્મમતની ભાંજગડથી ક્યાથલિક ને પ્રોટેસ્ટંટ એવાં બે તડાં પડ્યાં હતાં ને એલિઝાબેથના રાજ્યથી પ્રોટેસ્ટંટોનું જોર વધી ગયું હતું; લોક રાજાઓના જૂલમથી થતાં દુઃખનો અનુભવ પામી પોતાના હક્કને માટે પોકાર કરતા થયા હતા; ચાર્લ્સે પાર્લમેંટને ન ગાંઠતાં ઇચ્છા પ્રમાણે જૂલમ કીધો, પણ પોતાની ને કારભારીની શક્તિ નહિ તેથી લાગ જોતાં જોતાં પાર્લમેંટે લોકનું વલું પોતાની તરફનું કરવા માંડ્યું; તરતના દુઃખી લોકો રાજાથી થતાં ઊંધાં કામ નજરે જોએલાં તે પાર્લમેંટ ભણી વળ્યા; પાર્લમેંટમાં પ્યૂરિટન ગૃહસ્થો આગળ પડ્યા ને એઓએ ઉશ્કેરાયલાં લશ્કરને જોરે ઉન્મત્તપણે ચાર્લ્સની દુર્દશા કીધી ને રાજ્યસત્તા પોતાને હાથ રાખી.

**ક્રોમ્વેલે** પોતાની પાર્લમેંટ (એ **રમ્પ** કહેવાતી) સાથે સત્તા ચલાવવા માંડી. સ્કાટ્લંડમાં **મોંટ્રોઝના માર્કિવસે** રાજપક્ષના થઇ લડાઈમાં કેટલીક ફતેહ મેળવી હતી, પણ તે અંતે હાર્યો હતો ને તેને દેશમાંથી જતું રહેવું પડ્યું હતું. આયર્લંડમાં ઓર્મંડના ડ્યૂકે રાજપક્ષ ખેંચ્યો હતો ને ઘણાક ક્યાથલિક તેને મળવાના હતા, પણ તેવામાં ક્રોમ્વેલ મોટું લશ્કર લેઇ ત્યાં જઇ પહોંચ્યો ને શત્રુઓને હરાવી પાછો વળ્યો. ૧૬૫૦ માં સ્કાટ્લંડના લોકે ચાર્લ્સના દીકરાને ચાર્લ્સ બીજો કહી રાજા માન્યો. ક્રોમ્વેલે સ્કાચ લશ્કરને **ડનબાર** આગળ હરાવ્યું; અને જોકે પછી ચાર્લ્સે પોતાના લશ્કરને ઇંગ્લંડ આણ્યું તોપણ તે **ઉર્સેસ્ટર** આગળ હાર્યો ને તેને ફ્રાન્સ નાશી જવું પડ્યું (૧૬૫૧). પછી ક્રોમ્વેલે ઘણાં વર્ષ થયાં લાગલાગટ મળ્યાં કરનારી તેની તેજ પાર્લમેંટને વિસર્જન કીધી ને પોતે **લાર્ડ પ્રોટેક્ટર**–સત્તાધારી રક્ષક એ નામ ધારણ કીધું (૧૬૫૩). તેણે પોતાની સત્તા નક્કી કરવાને પાર્લમેંટને બોલાવી. એ પાર્લમેંટે કેટલાક વાંધા લીધા, પણ તેના ત્રાસથી તે સામી થઇ શકી નહિ. ક્રોમ્વેલે પાછલા રાજાઓ કરતાં વધારે જૂલમ કીધો ને પછવાડેથી તે પોતાનાજ રક્ષણને માટે ચિંતાતુર થઇ ૬૦ વર્ષની ઉમરે મરણ પામ્યો, ૧૬૫૮, સપટેંબર. ક્રોમ્વેલની કારકીર્દીમાં ઇંગ્લિશ વહાણોએ ડચ–વલંદાનાં વહાણો ઉપર જીત મેળવી હતી. સ્પેનના તાબાનો **જમેકા** ટાપુ ને **ડંકર્ક** બંદર એ અંગ્રેજી સત્તામાં આવ્યાં હતાં; વેનીશિઅન ને સ્વિસને રાજ્યકારભારીઓ ક્રોમ્વેલની મૈત્રિ ઇચ્છતા. ઇંગ્લંડમાં લોક સ્વસ્થ નહોતા પણ રાજ્યનો પ્રતાપ બહાર ઘણો હતો. ક્રો-

મ્વેલ પછી તેનો દીકરો લાર્ડ પ્રોટેક્ટર થયો, પણ અનેક પક્ષકારોની ખટપટ અને લશ્કરમાં બંધાએલી ટોળીઓના કાવાદાવાઓથી કંટાળીને તે રાજીનામું આપી ખશી ગયો. કલહ કરનારા પુરૂષો વિચારમાં પડી ગયા ને લોકે રાજકુટુંબની દયા ખાધી. વિચારવંતોએ રાજા તથા પાર્લીમેંટ એ બેનું રાજ્ય ઇગ્લંડને અનુકૂળ છે એવું જાણ્યું. તેટલામાં સ્કાટ્લંડનું લશ્કર લેઇ જનરલ મંક ઇંગ્લંડ આવ્યો ને એણે સ્વતંત્ર લોકની એક સભા મેળવી ને સર્વાનુમતે ચાર્લસને ગાદીએ બેસાડવાનું ઠેરવ્યું ને તેને તેડું મોકલ્યું.

**ચાર્લસ બીજો** એણે પોતાની ૩૦ મી વરસગાંઠને દહાડે લંડનમાં પ્રવેશ કીધો (૧૬૬૦ ના મેની ૨૯ મીએ). તેણે આરંભે તો સર્વ પક્ષના લોકમાંના ગૃહસ્થોને પોતાની મસલહતમાં રાખ્યા અને પોતાના બાપનું મરણ આણવામાં સામિલ તે સિવાય બીજા બધા ગુનેહગારોને માફી આપી. તેણે ક્રોમ્વેલનાં લશ્કરને રજા આપી; એપિસ્કોપલ પદ્ધતિ પાછી સ્થાપી અને રાજ્ય અપાવવામાં સહાય કરનારાઓને ઉપકાર વાળી રાજી કીધા. પણ તે ધર્મનીતિ વિષે બેદરકાર, વંઠેલ, મોજીલો ને આળસુ હતો તેથી તેના ઉડાઉપણા આગળ પાર્લીમેંટે તેને જે હક્ક મુકરર કરી આપ્યો હતો તે તેને ઓછો પડચો. તેણે ૪ લાખ રૂપિયા લેઇ ડંકર્ક બંદર ફ્રાન્સના લૂઇ ૧૪ માને આપી દીધું; અને પાર્લીમેંટની તરફથી મદદ મળે માટે તેણે હાલંડ સાથે વહાણની લડાઇ ચલાવી—એ લડાઇથી ડચનો કાફલો ટેમ્સમાં આવ્યો હતો ને લંડન જેમ તેમ કરી ઊગર્યું હતું (૧૬૬૩);* વળી તેણે પોર્ટુગલની શાહજાદી કાથેરૈન સાથે પરણી મુંબઈનો તથા ટાંજેરનો એ કિલ્લા અને ૩૦ લાખ રૂપિયા જેટલો અવેજ એટલું પહેરામણીમાં લીધું હતું.

ચાર્લસ પોતાને પ્રોટેસ્ટંટ કહેવડાવતો, પણ અંદરખાને તેનો વિચાર ઇંગ્લંડમાં કયાથલિક માર્ગ તથા પોપની સત્તા એ પાછાં દાખલ કરવાનો હતો. તેનો ભાઇ જેમ્સ (યાર્કનો ડ્યૂક) પ્રગટ રીતે જેસ્યુટ ઉપાધ્યાયો સાથે વહેવાર રાખતો. સ્કાટ્લંડમાં એપિસ્કોપેલિઅન પદ્ધતિ બળાત્કારે દાખલ કરવાની તજવીજમાં ૩૦૦ પ્રેસ્બિટેરિઅનોને તેણે રઝળતા કીધા; સામાવાળાઓએ ઘાતકીપણું કીધું તેથી બળવો ઊઠચો; એ બળવો સમ્યો, પણ અંગ્રેજ લોકનો ચાર્લસ ઉપરથી ભરોસો ઊઠચો. ૧૬૭૩ માં પાર્લીમેંટે **ટેસ્ટ એક્ટ**—સરકાર નોકરીમાં રહેનારાઓએ રાજ્યના સ્થાપિત ધર્મના શપત લેવા એવો ધારો કીધો; **ટેટ્સ ઓઆટિસ** એણે દેશમાં પોકાર ચલાવ્યો કે પોપની સાંસણીથી કયાથલિક લોક પ્રોટેસ્ટંટનો ઘાટ ઘડવાની વેતરણ કરેછે ને એ ઉપરથી ઘણાક નિરપરાધી કયાથલિકની કતલ થઈ; ગુનાહની તપાસ થયાવિના કોઇને કેદમાં ન રખાય એવો ધારો—**હેબીઅસ કોર્પસ આક્ટ** પસાર કીધો અને જેમ્સને ગાદીના વારસામાંથી ટાળવાને બિલ તૈયાર કીધું. એ બિલ ઉપરથી કેટલાક રાજપક્ષના ગૃહસ્થ સામા થયા ને રાજાએ પાર્લીમેંટને રજા આપી (૧૬૮૧); પછી લંડનમાં, ઇંગ્લંડની પશ્ચિમમાં ને સ્કાટ્લંડમાં એકજ વખતે બળવા ઊઠે તેવી ગોઠવણ થઈ ચૂકી હતી, પણ તે તરકટ પકડાયું હતું; અને તેમાંના આગેવાન **રસલ, સીડ્ની** ને બીજા જે રાજાને મારી નાખવાના એક બીજા તરકટમાં પણ સામિલ હતા તેઓને શિરચ્છેદ કરવામાં આવ્યા, ૧૬૮૩. ચાર્લસ ૨ જો ૧૬૮૫ માં મરણ પામ્યો.

**જેમ્સ બીજો** ગાદીએ બેઠો તેને માટે લોકસભાએ જોઇએ તેના કરતાં વધારે રકમ મુકરર કરી આપી; આકસફર્ડની પાઠશાળાએ તથા સ્કાટ્લંડની પાર્લીમેંટે તેની 'પવિત્ર સર્વોપરિ સત્તાને' માન આપ્યું અને રાજાએ પોતે પણ રાજ્યના ધારા પ્રમાણે સત્તા ચલાવવાનો વિચાર પ્રગટ જણાવ્યો. એમ છતાં સ્કાટ્લંડમાં **આર્ગેલના ડ્યૂકે** ને ઇંગ્લંડની પશ્ચિમમાં **મોન્મથના ડ્યૂકે** બળવા ઊઠાવેલા તે જ્યારે બેસાડી શકયો ત્યારે તેણે કયાથલિક ધર્મ પાછો રાજ્યમાં સ્થાપવાનો આરંભ કરવા માંડચો. તેણે **ટેસ્ટ આક્ટને** કોરણે રાખી કયાથલિકને સરકારી નોકરીમાં દાખલ કીધા; ૭ પ્રોટેસ્ટંટ ધર્માધ્યક્ષો સામા થયા તેને બંદીખાને નાંખ્યા (પછવાડેથી છોડ્યા હતા); કયાથલિક દેવળો બંધાતાં કીધાં; અને પોપની સાથે સંદેશા વહેવાર રાખ્યો; તેવામાં વળી તેના પાટવીનો જન્મ થયો. એ સંધાં ચિન્હો જોઈ પ્રોટેસ્ટંટ પંથના સઘળી સ્થિતિના લોક—ધર્માધિકારી ને સરદારો એઓએ વિચાર કરી ખટપટ કરી વિલિયમ (જેમ્સની દીકરી **મેરી**નો વર) જે **ઓરેંજ**નો ભૂપ હતો તેને હાલંડથી બોલાવ્યો.

વિલિયમ લશ્કરસાથે વહાણમાં બેશી ઇંગ્લંડ આવ્યો—તા૦ ૫ મી નવેંબરે **ટોર્બે** બંદરે ઊતર્યો. મોટા મોટા પ્રોટેસ્ટંટ સરદાર લોક તેને મળ્યા ને પછવાડેથી

* ઇ૦ સ૦ ૧૬૬૫ ના ઊનાળામાં લંડનમાં મરકી ચાલી હતી ને ૧ લાખ માણસનો ઘાણ વળ્યો હતો ને મરકી બંધ થવા આવી તેટલે મોટી આગ લાગી હતી; એ આગ અઠવાડીઆ લગી રહી હતી ને ૧૩,૨૦૦ ઘરનો તથા ૮૯ દેવળોનો નાશ થયો હતો.

જેમ્સનું લશ્કર પણ સામા લશ્કરને મળી ગયું. જેમ્સ પોતાના જમાઇને એક પણ લડાઈ આપ્યાવિના ફ્રાન્સ તરફ નાઠો (૧૬૮૮).

વિલિયમને ગાદીએ બેસાડતાં પહેલાં પાર્લમેંટે **પોતાના** હક્કની યાદી ઉપર પાસ મંજૂરીઅતની સહી લીધી હતી ને જ્યારે ૧૬૯૮ માં **વિલયમ ૩ જો** રાજા ને **મેરી** રાણી એમ રાજા રાણી સાથે સત્તાધારી ઠર્યાં ત્યારે પાર્લમેંટે પોતાના હક્કોને રાજ્યધારામાં દાખલ કરાવી અઢળ કીધા—પાર્લમેંટની મંજૂરીઅત વિના રાજા લોક પાસેથી નાણું કહડાવે તે ધારા વિરૂદ્ધ થાય; પાર્લમેંટમાં મોકલવાના ગૃહસ્થોની નિમણુક લોક પોતાના સ્વતંત્ર મતથી કરે; પાર્લમેંટ ઘણું ખરૂં મળ્યાં કરે; નાક કાન કાપવાની સજા બંધ થાય; સૌ પોતપોતાનો ધર્મ છૂટથી પાળે; વર્તમાનપત્રો છૂટથી પોતાના મત જણાવે; કોઇ રોમન કયાથલિક ઇંગ્લંડની ગાદીએ બેસે નહિ; વગેરે.

વિલિયમે વિઘ* તથા ટોરી બંને પક્ષનાને કારભારમાં લીધા હતા, પણ જેમ્સના પક્ષકાર જે **જાકોબૈટ** કહેવાતા તેને લીધા નહોતા; કેટલાક વલંદાઓને પણ દરજ્જે ચડાવ્યા હતા. તેણે ઇંગ્લંડની પ્રજાના લાભમાં, પ્રોટિસ્ટંટ માર્ગના પક્ષમાં ને પોતાની સત્તા કાયમ બેસાડવાના આગ્રહમાં કેટલાં કામ કીધાં તે અંગ્રેજ પ્રજાને અનુકૂળ ન આવ્યાં, તોપણ તેણે વખતે લૂટી જઇ, વખતે ઇચ્છા પ્રમાણે વર્તી, વિઘટોરીઓની ભાંજગડ ભાંજી, જાકોબૈટના બખેડા બેસાડી, ફતેહમંદીથી રાજ્ય ચલાવ્યું.

તેણે આયર્લંડના કયાથલિક તથા જાકોબૈટ જેઓએ પદભ્રષ્ટ જેમ્સને રાજા માની ફ્રાન્સની કુમકે લડાઇ ચલાવી હતી તેઓને હરાવ્યા હતા (૧૬૯૦) અને ફ્રાન્સના લૂઇ ૧૪ માની સામા બીજા રાજાઓને સંપમાં આણી બહાદુરીથી લડાઇઓ કીધી હતી. સંપીલાં રાજ્યોનાં લશ્કરની સરદારી કરવા તે જર્મની ગયો હતો ત્યારે ઇંગ્લંડમાં રાણી મેરીએજ રાજ્યસત્તા ચલાવી હતી. એ રાણી ૧૬૯૪ માં મરણ પામી. એજ વર્ષમાં ઇંગ્લંડની **નાશનલ બેંક**ની સ્થાપના થઇ, ફ્રેંચની સાથે ચાલેલી લડાઇનો અંત **રીઝવિક**ના કોલકરારથી આવ્યો હતો (૧૬૯૭). સ્કાટ્લંડના લોક પ્રથમ તો વિલિયમ ઉપર રાજી હતા, પણ પછવાડેથી ઘણાજ ખીજવાઇ ગયા હતા ને તેથી જાકોબૈટ લોક જોરાવર થયા હતા; પણ તેઓ જેમ્સને પાછો ગાદીએ બેસાડવાના ઉદ્યમમાં ફાવ્યા નહોતા.

સત્તરમા સૈકામાં ઇંગ્લંડમાં રાજાપ્રજાના ઝગડાના પક્ષકારોના ટંટાબખેડા શુમાર વિનાના હતા, પણ તેનાં પરિણામ રાજ્યમાં ને બીજાં રાજ્યોના સંબંધમાં ઘણાં સારાં નીપજ્યાં. પ્રજાએ કયાથલિક રાજાઓને ખસેડી પરદેશી પણ પ્રોટિસ્ટંટ રાજાને પોતાનો રાજા ઠેરવી પોતાના હક્ક મંજૂર કરાવી લીધા. બીજાં રાજ્યોની સાથે લડાઇઓ ચાલી તેથી ઇંગ્લંડનાં લશ્કરી વહાણોની ઘણેક ઠેકાણે ફતેહ થઇ ને વેપાર વધ્યો. કેટલાક અંગ્રેજ ધર્મસંબંધી દુઃખથી ને કેટલાક લોભથી અમેરિકા જઈ વશ્યા, તેમ કેટલાક હિંદુસ્તાન ચીન વગેરે સાથે વેપાર કરતા દોલતમંદ થયા. એલિઝાબેથના રાજ્યમાં વેપાર કરવાની મંડળી સ્થપાઈ હતી. તેણે પ્રદેશમાં કેટલેક ઠેકાણે કોઠીઓ ઘાલીને કેટલેક ઠેકાણે કિલ્લા બાંધ્યા. સાહુકારો પાસે નાણું વધ્યું ને તેઓ નાશનલ બેંકને ઉત્તેજન આપતા થયા. **ચર્ચિલનો અર્લ** એ સેનાપતિ, **રસલ** એ નૌકા સેનાપતિ, **બેકન, હાબ્સ, લાક** એ શાસ્ત્રી પંડિત, **ન્યૂટન** ગણિત શાસ્ત્રી, **હાર્વી** વૈદક શાસ્ત્રી, **લોર્ડ ક્લારેંડન** ઈતિહાસ લખનારો, **મિલ્ટન ને ડ્રેડન** કવિયો, **ઉર્સેસ્ટરનો માર્કિવસ** વરાળયંત્રનો શોધનાર એ સૌ નામાંકિત પુરૂષો હતા. વિદ્યાકળામાં શોધ કરવાને **રોયલ સોસૈટી**ની સ્થાપના ૧૬૪૫ માં થઇ હતી.

## ફ્રાન્સ.

બુર્બો વંશનો સ્થાપનાર હેન્રિ ચોથો ૧૬૧૦ માં મરણ પામ્યા પછી તેનો બાળક દીકરો લૂઈ ૧૩ મો એની આણ ફરી હતી ને રાજકાજ સૌ તેની મા **મેરી** કરતી. ૧૬૧૪ ના અક્ટોબરમાં લૂઈ રાજ્યસત્તા પોતાને હાથ રાખવાને વયે લાયક થયો; ને ૧૬૧૫ માં તે સ્પેનના ફિલિપ ૩ જાની દીકરી **આન** સાથે પરણ્યો. **સલી**એ દીવાનગીરી છોડેલી તેને ઠેકાણે **કોન્સિની** (ઈટાલિયન) દીવાન થયો હતો. તેણે અમીરોને તરછોડ્યા તેથી તેઓએ **કોંડેના** રાજકુંવરને આગેવાન કરી બખેડા કરવા માંડ્યા હતા, પણ પછી તે કલહ પત્યો હતો (૧૬૧૫). રાણીમા **મેરી** ને તેનો માનીતો કોન્સિની એ બેના કારભારથી રાજા પણ કંટાળ્યો ને એણે પોતાના એક જુવાન દરબારીની સલાહથી દીવાનને મરાવી નાંખ્યો. તેની બૈરી ઉપર જાદુ

* જેમ્સ ૧ લાની પાર્લમેન્ટમાં બે પક્ષ હતા, પણ ચાર્લ્સના વખતમાં તે વિઘ ને ટોરી નામથી જાહેરમાં ઓળખાયા. રાજદરબારની તરફના તે સામાવાળાને વિઘ કહેતા (સ્કાટ્લંડમાં ઘેલા ઝનુની લોકને માટે તે શબ્દ વપરાતો તે ઉપરથી) અને લોક તરફના તે દરબારીઓને ટોરી કહેતા (આયર્લંડમાં લૂંટારાઓને માટે તે શબ્દ વપરાતો તે ઉપરથી).

કીધાનો ગુનોહ ઠેરવી તેને પણ મરણદંડની શિક્ષા કીધી અને રાણીમાને પકડાવી બ્લોઈ મોકલી દીધી. મેરીએ કેટલાક અમીરની મદદે બે બંડ ઊઠાવ્યાં, પણ પછી **લ્યૂકોં**ના ધર્માધ્યક્ષ ( કાર્ડિનલ રિચિલ્યુએ ) વચમાં પડી માદીકરાનું સમાધાન કરાવ્યું. **કાલ્વિનિસ્ટ** ખ્રિસ્તીના કેટલાક હક્ક છીનવી લેવામાં આવેલા તે ઉપરથી તેઓએ બળવો કીધો હતો, પણ પછી **નાંટીસ**માં થએલો ઠરાવ બહાલ રાખી તેઓનું પતાવવામાં આવ્યું હતું (૧૬૨૨). એ બખેડામાં લૂઈની જે રાજાનો ખિલખતી દીવાન હતો તે મુઓ હતો.

ઇ૦ સ૦ ૧૬૨૪ માં **રિચિલ્યુ** દીવાન થયો ને એ શક્તિમાન પુરૂષ ઘટતી અઘટતી કોઇ પણ રીતે અમીરોને, હ્યુગેનોટ ખ્રિસ્તીઓને અને આસ્ટ્રિયાના રાજકુળને,–એઓને હલકાં પાડવામાં મચ્યો. તેણે રાજાની બેન **હેન્રિ એટ્ટાને** ઇગ્લંડના પાટવી ચાર્લસ સાથે પરણાવી, ને ઇંગ્લંડ, ફ્રાન્સ ને હાલંડ એ ત્રણેનો મૈત્રિસંબંધ રખાવ્યો. એ ઉપરથી સ્પેન સાથે લડાઈ ચાલી (૧૬૨૫), પણ તેમાં કંઈ ફળ થયું નહિ. પ્રોટેસ્ટંટોએ બળવો ઊઠાવેલો તે ઉપરથી રિચિલ્યુએ રોસેલના કિલ્લાને ઘેરો ઘાલી તે તાબે કર્યો (૧૬૨૮) ને સઘળા કિલ્લાવાળાં શહેરો તેઓની પાસેથી છીનવી લીધાં. એપ્રમાણે પોતાના દેશના પ્રોટેસ્ટંટોને હલકા પાડી આખા રાજ્યને એક સત્તામાં આણીને સ્વીડનના રાજા સાથે દોસ્તી બાંધી ને જર્મનીના પ્રોટેસ્ટંટોને આસ્ટ્રિયાની સામા લડવામાં મદદ કીધી; આસ્ટ્રિયાના ઈટલીમાંના પ્રદેશ ઉપર હુમલો કીધો; અને પોર્ટુગલ જે સ્પેનના રાજ્યમાં જોડાયું હતું તેને પાછું સ્વતંત્ર કરવામાં મદદ આપી. એ ખટપટની સાથે તેણે **આકેડેમી**–પંડિતોની અભ્યાસશાળા સ્થાપી, વિદ્યાકળાને ઘોતાળપણે ઉત્તેજન આપ્યું, અને દેશમાં ચાલેલી લાડાઈઓથી બે વર્ષમાં વેપાર પડી ભાગ્યો હતો તેને જીવતો કીધો. પોતાને અનેક શત્રુઓ છતાં રિચિલ્યુએ પોતાના મરતાં લગી (૧૬૪૨) રાજ્યસત્તા પોતાના ચક્રમાં રાખી. તે પાર્લમેંટને કે રાજાને કે ધારાને કે ઈનસાફદારને ન લેખવતાં જાલમપણે વર્તતો હતો. રિચિલ્યુ પછી થોડેક કાળે લૂઈ પણ મરણ પામ્યો હતો.

**લૂઈ ૧૪ મો** પાંચ વર્ષનો ૧૬૪૩ માં રાજગાદીએ બેઠો. રાણીમા આન તે તેની વતીની સર્વોપરિ રક્ષક કહેવાતી ને તેના માનીતા **માઝરીને** ( ઈટાલિયને ) દીવાન થઈ રાજા વયલાયક થયો ત્યાંલગી કારભાર કીધો—રિચિલ્યુએ પ્રગટ શૌર્ય કામો કીધાં ને માઝરીને કાવાદાવાથી કીધાં. સ્વીડનની મદદે આસ્ટ્રિયાની સામા લડાઈ ચાલતી તે વેસ્ટફેલિઆમાં થએલા સંધિકરાર પછી બંધ પડી (૧૬૪૮). એ કરાર પ્રમાણે વહેંચણ થતાં ફ્રાન્સને કેટલાક પ્રદેશ મળ્યા. કેટલાક અમીરો પાર્લમેંટને મદદમાં રાખી માઝરીનની સામા થયા હતા ને હુલ્લડીઆ લોકે એક વાર પારિસના રસ્તામાં અવરોધ ઊભા કરી બંદીખાને પડેલા બે અમલદારને છોડી મૂકવાની દરબારને ફરજ પાડી હતી. કોંડેના ભૂપે દરબારની વિનંતિ ઉપરથી બંડખોરોને વેરાતા કરી નાંખ્યા ને થોડીવાર સમાધાની રહી; પણ પછી કોંડે તથા બીજા એઓને પરહેજ કરવામાં આવ્યા તેથી તેઓના પક્ષીઓએ હથિયાર ઊચક્યાં ને તેમાં રાજાનો કાકો ઓર્લીઅન્સનો ડ્યૂક આગેવાન થયો. માઝરીન કોલોન તરફ નાશી ગયો. એણે ખટપટ કરી કોંડેના પક્ષકારોને ખસેડ્યા ને પોતે ૬૦ હજાર લશ્કર સાથે પાછો આવ્યો (૧૬૫૧). કોંડે સ્પેનનો આશ્રય ધરી ત્યાંના લશ્કર સાથે પારિસ આવ્યો. રાજાની તરફથી ટ્યૂરિને કોંડેને લડાઈ આપી, પણ ઓર્લીઅન્સના ડ્યૂકની દીકરીએ બાસ્ટીલની તોપ ટ્યૂરિનના લશ્કર ઉપર ચલાવવાની ભલામણ કીધી તેથી કોંડેની ફતેહ થઈ. રાજાએ માઝરીનને દીવાનગીરીથી દૂર કીધો ને લોક પાછા રાજાજ્ઞા માનતા થયા. માઝરીનને પાછો બોલાવવામાં આવ્યો. એણે અમીરોને સજા કીધી ને પાર્લમેંટને હલકી પાડી. સ્પેન સાથે ચાલેલી લડાઈ હજી બંધ પડી નહોતી. ફ્રાન્સની તરફથી ટ્યૂરિન ને સ્પેનની તરફથી કોંડે એ બે સમોવડીઆ સરદારોએ હારજીતને તોળી રાખી હતી. માઝરીને ઇંગ્લંડના ક્રોમ્‌વેલ સાથે કુમક કરાર કીધા, ને ફ્રાન્સની જીત થઈ–સ્પેનના કબજામાં ગએલું ડંકર્ક ઇંગ્લંડને આપવામાં આવ્યું. અને કેટલાંક શહેર ફ્રાન્સના તાબામાં આવ્યાં. માઝરીન ને સ્પેનનો દીવાન એ બેએ પિરીનીસના પ્રદેશમાં મળી કોલકરાર કીધા (૧૬૫૯)–સ્પેને આલ્સેસ ઉપરથી દાવો ઊઠાવ્યો; લૂઈએ કોંડેને માફી આપી; અને સ્પેનના રાજા ફિલિપની દીકરી મરાયાથેરિસા લૂઈ સાથે પરણી. વરસેક દહાડે માઝરીન મુઓ ને ૨૧ વર્ષના લૂઈએ રાજ્યકારભાર પોતાને હાથ લીધો (૧૬૬૧).

લૂઈએ યૂરોપમાં સર્વોપરિ રાજા થવાનો લોભ ધર્યો ને શક્તિમંત પુરૂષોને કારભારમાં રાખ્યા. **કોલ્બર્ટે** જમાવસૂલની વ્યવસ્થા કરી વૃદ્ધિ કીધી, ઉદ્યમ વેપારને વધાર્યો ને વિદ્યાકળાને આશરો આપ્યો. **લૂવોઇ** એણે લડાઇના ખાતાની વ્યવસ્થા કરી; વહાણ લશ્કર

ને સરંજામ એ વધારી સુધારી તૈયાર રાખ્યાં. સ્પેનનો ફિલિપ ૪ થો મુઓ કે લૂઈએ પોતાની સ્ત્રીની તરફથી બ્રબાંટની ઠચીને માટે દાવો કરી સ્પેનપાસે લડાઈ માગી. તેણે ૪૦ હજાર લશ્કર સાથે ફ્લાંડર્સ ઉપર ચઢી કેટલીક જીત મેળવી. હાલંડ, ઇંગ્લંડ ને સ્વીડન એ ત્રણ રાજ્યોએ સ્પેલની તરફથી લડવાને સંપ કીધો. પછી એઈલાશપેલમાં કોલકરાર થયા (૧૬૬૮) તેની રૂએ લૂઇને કોમટી પાછું આપી દેવું પડચું, પણ ફ્લાંડર્સ તેની પાસે રહ્યું.

લૂઈએ હાલંડ ઉપર પોતાનું વેર લેવાસારૂ ત્રણે રાજ્યોનો સંપ ભંજાવ્યો ને સ્પેનના ચાર્લીસ બીજા સાથે સ્નેહ બાંધ્યો. નજીવાં બહાનાં કહાડી બંને રાજાઓએ સામટી હાલંડ ઉપર ચડાઈ કરી (૧૬૭૨);—બંને રાજ્યોનાં મળીને ૧૦૦ વહાણનો કાફલો નીકળ્યો હતો ને ફ્રેંચ રાજા ૧ લાખ ૨૦ હજાર લશ્કર સાથે સરહદ ઉપર ઊતર્યો હતો. વલંદાનાં ૧૩૦ વહાણ હતાં. સાઉથવુલ્ડએ આગળ વહાણની મોટી લડાઈ થઈ તેમાં કોઈને પણ ફાયદા જેવું થોડુંકજ થયું. લૂઈના ઉપરીપણા તળે ટચૂરિન, કોંડે, લકસંબર્ગ એ સરદારોએ રહેન નદી પાર કરી, હાલંડ ને ઝીલંડ એ બે શિવાય બીજો બધો મૂલક જીતી લીધો. વળી તેટલામાં વલંદાઓએ વહાણની ત્રણ લડાઈઓ જીતી અને ઓરેંજના ભૂપે કોલન લીધું ને એથી ફ્રાન્સ હાલંડ વચ્ચેનો માર્ગસંબંધ તૂટ્યો ને લૂઈને પોતાનું લશ્કર ફ્રાન્સ બોલાવી લેવાની ફરજ પાડી (૧૬૭૩). સ્પેનના રાજાએ ફ્રાન્સપાસે લડાઇ માગી અને ખર્ચનું નાણું પોતાની પાર્લમેંટની પાસેથી મળે તેવું નહોતું તેથી તેણે યૂનૈટેડ ઓવિન્સિઝતા (બેલજીઅમ હાલંડના) રાજ્યસાથે સલાહ કીધી. પાંચ લડાઇઓ થઈ તેમાં ફ્રેંચ લશ્કરની થોડીક જીત હતી, પણ વહાણના કાફલાએ ડચ તથા સ્પેનના કાફલાઓને ભૂમધ્ય સમુદ્રમાં હરાવી ભગાડ્યા હતા. નીમેગ્યુએનમાં કોલકરાર થયા—ફ્રેંચે કોમટીનો પ્રદેશ તથા નેધર્લંડમાંના બીજા ૧૬ કિલ્લા લૂઈને મળ્યા (૧૬૭૮).

લૂઈ પોતાના કયાથલિક ધર્મના આગ્રહમાં પ્રોટેસ્ટંટોને ધિક્કારતો ને હુલ્લડીઆ સમજતો. લૂવોઈ એની, ને માડમ ડી મેંટેન જેની સાથે છાનાં લગ્ન કીધાં હતાં તેની અને જેસુટ લોકની ઉશ્કેરણીથી લૂઈએ નાંટીસમાં હેન્રિ ૪ થાની કારકીર્દીમાં (૧૫૯૮) પ્રોટેસ્ટંટોના હક્કસંબંધી ધારા થયા હતા તે રદ કીધા (૧૬૮૫). ઘણાંકનાં નામ મરણટીપમાં લખાયાં. એ ત્રાસથી ઉદ્યમી હુનરી ૮ લાખ માણસ ફ્રાન્સ છોડી ચાલતાં થયાં. સાત વર્ષના છોકરાઓને કયાથલિક સંસ્કાર કરીને માબાપથી છૂટા પાડવામાં આવ્યા; રાજ્યમાં કયાથલિક વિધિ સર્વત્ર પળાતો કરાવવાને લશ્કરનું બળ કામે લગાડવામાં આવ્યું, દેશ છોડી બહાર રહેવાની ઇચ્છા રાખનારાઓને તેમ કરવાની મના થઇ; અને પ્રોટેસ્ટંટ સાથે લગ્નસંબંધ કરવો તે ધારા વિરૂદ્ધ છે અને તેવા સંબંધથી થએલી સંતતિ અનૌરસ છે એવું ઠેરવવામાં આવ્યું.

ઓરેંજનો ભૂપ વિલિયમ જે ઇંગ્લંડનો રાજા થયો તે જર્મનીનો મહારાજા, હાલંડ, સ્પેન, વગેરે એઓએ લૂઇનો મદ ઉતારવાને ઓગ્સબર્ગમાં પસ્પર સંપ કીધો (૧૬૮૯), લૂઈએ બે મોટાં લશ્કર ફ્લાંડર્સ મોકલ્યાં, ત્રીજું લશ્કર સ્પાનિઅર્ડ સાથે લડવાને કાટેલોનિઆ મોકલ્યું, અને આયર્લંડમાં જેમ્સ બીજાને કુમક મોકલી. લૂવોઇએ પાલાટીનેટનો નાશ કીધો, લકસંબર્ગે ત્રણ ઠેકાણે ઇંગ્લંડના વિલિયમને હરાવ્યો અને કાટીનાટે સવોયના ડ્યૂકને હરાવ્યો. ૧૬૯૧ માં બીચીહેડ આગળ ફ્રેંચ કાફલાએ અંગ્રેજ તથા વલંદાના સંપીલા કાફલાને હરાવ્યો, પણ બીજે વર્ષે લાહોગ આગળ ફ્રેંચ કાફલો હાર્યો. વળી લકસંબર્ગે સંપીલાં લશ્કરના સરદાર વિલિયમને લાંડન આગળ હરાવ્યો (૧૬૯૩) ને ક્યાટીનાટે સવોયના ડ્યૂકને હરાવ્યો. જ્યાં ત્યાં માણસોની કતલ ચાલી હતી ને પ્રદેશો ઊજડ વળ્યા હતા. ફ્રાન્સમાં પણ ખેતી વેપાર નરમ પડી ગયા હતા ને બે બીજી લડાઇઓ થઇ તેમાં કંઈ નક્કી થયું નહિ. લૂઇએ ને સામાવાળા સૌએ લડાઇથી કંટાળીને રીઝવિકમાં કોલકરાર કીધા (૧૬૯૭) અને લૂઈએ વિલિયમને ઇંગ્લંડનો રાજા માન્યો ને તેની મુખ્ય મુખ્ય જીત તેને પાછી આપી.

લૂઇ ૧૪ માએ પોતાને સર્વોપરિ રાજા કહેવડાવાને લડાઈઓ કીધી, જીત મેળવી; પોતાના સહાયોનાં શૌર્ય પરાક્રમ દેખાયાં ને શત્રુ રાજ્યોને ઝાંખાં પાડ્યાં; તેમ કયાથલિક ધર્મનો પૂર્ણ હિમાયતી રાજા કહેવડાવ્યો. રાજ્યકારભારી ને લશ્કરી બુદ્ધિશક્તિમંત હતા. ડીગર્ટ (૧૬૫૦), પાસકલ (૧૬૬૨), માલબ્રાંશ (૧૭૧૫) એ તત્ત્વશાસ્ત્રી; બોકાર્ટ (૧૬૬૭) ને ડેશિયર (૧૭૨૦) શબ્દશાસ્ત્રી; માલહર્બ (૧૬૨૮) કવિ; મોલિયર (૧૬૭૩), કોરનીલ (૧૬૮૪) ને રસીન (૧૬૯૯) એ નાટક લખનારા; બાલઝાક (૧૬૫૪), ફ્રેનીલન (૧૭૧૫), બેલ (૧૭૦૬), પોઈલો (૧૭૧૧) એ ગદ્ય લખનારા; બુસ્સે (૧૭૦૪) વક્તા; સ્યૂએર ને બ્રન ચીતારા; સાલ્લો

(૧૬૬૯) એ યૂરોપમાં ભાષા વિષયનું પહેલું ચોપાનીઉં કહાડનારો;–એ સૌ નામાંકિત પુરૂષો હતા. દરબારીઓનો ઠાઠ, તેઓનું મોજીલાપણું ને રંગીલી લેડીઓની મહાલામહાલ એ સંધું હતું, પણ પ્રજાની સ્થિતિ ને રાજ્યનું અંતરબળ એ કેવાં હતાં તે હવે પછી જાણવામાં આવશે.

## હાલંડ.

સ્પેનનો ફિલિપ બીજો એકત્ર પ્રગણાંઓ સાથે લડાઇ કરતાં થાક્યો ને તેણે તે પ્રાંતોની સત્તા પોતાની દીકરી **ઈસાબેલા** તથા તેનો વર આસ્ટ્રિયાનો **આર્ચેડ્યૂક આલ્બર્ટ** એઓને સ્વાધીન કીધી. વળી લડાઇઓ ચાલી; હિંદુસ્તાન તથા પૂર્વનો વેપાર પોર્ટુગીઝે પોતાને હાથ રાખ્યો હતો તે ઘણોક ડચ–વલંદાને હાથ આવ્યો અને ઓરેંજ પ્રગણાના મોરીસે આલ્બર્ટને ઓસ્ટેંડ આગળ હરાવ્યો (૧૬૦૦). ચાર વર્ષ પછી તે શહેરને ઘેરો ઘાલ્યો તેથી સ્પેને ૭૦ હજાર માણસ ખોયાં. પછી સ્પેનની તરફથી સ્પીનોલા એણે સરદારી કરી બે એક લડાઈ જોઈ મત જણાવ્યું કે એકત્ર પ્રગણાં જીતાવાનાં નથી; ને ફિલિપ ૩ જાએ બાર વર્ષ લડાઇ બંધ રાખવાનાં તહનામાં ઉપર સહી કીધી (૧૬૦૯).

એ તહથી એકત્રપ્રગણાંનું પ્રજાસત્તાકરાજ્ય બહારની લડાઇઓથી પરવાર્યું, પણ માંહોમાંહેના ધર્મસંબંધી ઝગડાઓથી પાછું અસ્વસ્થ થયું. રાજ્યનો ધર્મ પ્રોટેસ્ટંટ તો હતોજ, પણ **લેડન**ના બે ધર્માધિકારીઓ **ગોમર** ને **આર્મિનિયસ** એ બે વચ્ચે મતવાદ ચાલ્યો. ઓરેંજ પ્રગણાંનો ભૂપતિ મોરીસ ને ઘણાક લોક ગોમર પક્ષના હતા ને કેટલાક શ્રીમંત સત્તાધારીઓ બીજા પક્ષના હતા. હુલ્લડ ને બખેડા થયા પછી **ડોર્ટ**માં ધર્મસભા ભરાઇ (૧૬૧૮, નવેંબર) તેમાં મોરીસ તથા તેના પક્ષની જીત થઇ ને સામાવાળા કેટલાક બંદીખાને પડ્યા, કેટલાક રાજ્યબહાર થયા કેટલાકે ગેરઇનસાફ તથા જૂલમ સાંખ્યા ને ૭૨ વર્ષનો **બારનીવેલ્ટ** દેશહિતકર્તા શિરચ્છેદ પામ્યો.

ધર્મસભાના ઠરાવથી યૂરોપનાં પ્રોટેસ્ટંટ રાજ્યોમાં ખળભળાટ થઈ રહ્યો. હાલંડમાં પણ તોફાન ઊઠત ને મોરીસની સત્તા ઘટત એવું ડોળ દેખાતું હતું, પણ સ્પેનની સાથે પાછી લડાઇ શરૂ થઈ ને રાજ્યના રક્ષણને માટે મોરીસનું કામ પડ્યું. મોરીસે પોતાના મરતાં લગી (૧૬૨૫) સ્પીનોલા સાથે ચાતુરી તથા બહાદુરીથી લડાઇઓ કીધી. મોરીસનો ભાઇ **ફ્રેડરિક હેન્રિ** એણે પણ સ્પેનને પોતાનું પરાક્રમ દેખાડ્યું ને રાજ્યમાંના સામાવાળા ઉપર રહેમ રાખી. હેન્રિનો દીકરો **વિલિયમ ૨ જો, સ્ટાટહોલ્ડર**–પ્રજારાજ્યોનો વડો થયો (૧૬૪૭) ને બીજે વર્ષે લડાઈનો અંત આવ્યો–**મન્સ્ટર**માં કોલકરાર થયા ને સ્પેને **બ્રબાંટ** તથા **ફ્લાંડર્સ**માં પોતાના તાબાની જગાઓ હતી તે આપી દેઈ એકત્ર પ્રગણાનું સ્વતંત્રપણું કબૂલ રાખ્યું. ડચ લોક પોતાના વેપારનો ફાયદો જાળવવે વિશેષે ખંતીલા હતા; તેઓએ શેલ્ટ નદીમાંથી સ્પેનનો માલ જતો આવતો બંધ કરાવ્યો ને તેથી આંટવર્પ શહેરનો ને સ્પેન તાબામાં રહેલાં કેટલાંક શહેરોનો વેપાર તોડ્યો. વિલિયમ ૨ જો પોતાનીજ સત્તા રાજ્યમાં મનાય તેવું કરવામાં ફાવ્યો નહિ ને અપજસ પામી ૧૬૫૦ માં મુઓ.

પછી રાજ્યમાં કે લશ્કરમાં કોઇ સમર્થ મુખી રહ્યું નહિં; વિલિયમનો દીકરો છેક બાળક હતો. એ સ્થિતિમાં લોકે રાજ્યકારભારમાં કેટલાક હક્ક મેળવ્યા ને **સ્ટેટ્સ જનરલે** લશ્કરની વ્યવસ્થા રાખી. એવામાં અંગ્રેજ લોકની દાનત હાલંડનો વેપાર તોડવાની થઈ. પછી બંને રાજ્યનાં લશ્કરી વહાણો વચ્ચે મોટી લડાઈ થઈ (૧૬૫૨–૧૬૫૪) તેમાં **વાનટ્રોંપ** ને **ડી રયૂટર** એ ડચ સરદારોનું **બ્લેક, ડીન** ને **મંક** એ અંગ્રેજ સરદારો આગળ ચાલ્યું નહિ; સલાહના કરાર થયા તેમાં તેઓએ અંગ્રેજી વાવટાને માન આપવાનું કબૂલ કીધું ને ઓરેંજના બાળકુંવરને અથવા તેના કોઇ કુટુંબીને **સ્ટાટહોલ્ડર્સ**ની પદવી ન આપવી એવી વલંદા પાસે અંગ્રેજોએ કબૂલાત કરાવી. ઇગ્લંડમાં રાજાની ફરી સ્થાપના થયા પછી અંગ્રેજ લોકે ડચ લોકની અદેખાઇ કરવા માંડેલી એ જોઈ ડચ પ્રજાસત્તાક રાજ્યના કારભારી **ડીવીટ** એણે ફ્રાન્સની સાથે મૈત્રિકરાર કરી રાખ્યા હતા. ઘણીક વહાણની લડાઈઓ ચાલી; યોર્કના ડ્યૂકે સામાવાળા નૌકાસેનાપતિ **ઓપડામને** હરાવ્યો અને ૧૬૬૭ માં વલંદાના કાફલાએ ટેમ્સ નદીમાં ઘસી **ચાથામ** આગળ ઘણાંક લશ્કરી વહાણ બાળી મૂકયાં. પછી **બ્રેડા**ના કોલકરારથી લડાઈ બંધ પડી.

લૂઇ ૧૪ માએ હાલંડ ઉપર ચડાઇ કીધી (૧૬૭૨) તે વખતના ગભરાટમાં લોકે ડીવીટ તથા તેનો ભાઈ એ બેને મારી નાંખ્યા અને ઓરેંજના બાવીસ વર્ષના **વિલિયમ ૩ જાને** તેના બાપની પદવીઓ ધારણ કરાવી ને વળી વિશેષ સત્તા પણ આપી. એણે લૂઇની સામા બહાદુરીથી લડી પોતાના રાજ્યનું રક્ષણ કીધું. ૧૬૭૮ માં નીમેગ્યુએનના કરારથી સલાહ થઇ. ૧૬૮૯

માં વિલિયમ ઇંગ્લંડનો રાજા થયો;–એ જેમ્સ ૨ જાનો ભાણેજ તેમ જમાઈ પણ થતો તેથી તેણે ઇંગ્લંડની સમૃદ્ધિવડે હાલંડનું બળ વધારી ફ્રેંચ લોકને હુમલા કરતા અટકાવ્યા.

એ સૈકામાં હાલંડમાં સ્પીનોઝા (૧૬૭૭) આદ્હિકારણવિષે સમર્થ સંશયકારી, અને **ગ્રોશિયસ** નીતિશાસ્ત્રકાર, અને **વોસ, હીઇન્સિયસ, સ્કેવેલિયસ, ગોલિયસ** શબ્દશાસ્ત્રી એ પ્રખ્યાત થયા. **ફ્લાંડર્સમાં રૂબેન, વાંડિક્ક, રયાંટ** ને બે **ટેનિયર** એ નામાંકિત ચીતારા હતા. **કોલોનનો લ્યૂડોલ્ફ** ગણિતશાસ્ત્રી હતો અને **વેલ** તથા **સિલવિયસ** એ પ્રાણી ધર્મગુણ શાસ્ત્રી હતા. **હ્યૂજેન્સ** એણે દુરબીનમાં ઘણો સુધારો કીધો ને લંગરવાળાં ઘડિયાળ કેમ બનાવવાં તેનો શોધ કીધો.

## જર્મની.

રૂડોલ્ફ પછી તેનો ભાઇ **માથીયસ** જેને હંગરી તથા બોહીમિઆનું રાજપદ મળ્યું હતું તે મહારાજા થયો (૧૬૧૨). પ્રથમ તો લ્યૂથરન ખ્રિસ્તી ઉપર રહેમ રાખી હતી, પણ તેઓના સ્વતંત્ર વિચાર આસ્ટ્રિયાની સ્વૈચ્છિક રાજનીતિને અનુકૂળ ન આવવાથી તેણે તે ઉપર અંકોશ રાખવાને માટે સ્પેનસાથે લગ્નસંબંધ કીધો ને પોતાનો સગો ફર્ડિનાંડ જે સ્ટીરિઆનો ડ્યૂક હતો તેને હંગરી બોહીમિઆનું રાજ્યપદ આપ્યું. એ પ્રદેશના લોકે ફર્ડિનાંડને રાજા માન્યો નહિ ને પ્રેગના ધર્માધ્યક્ષે બોહીમિઆમાં પ્રોટેસ્ટંટનાં દેવળો તોડી પાડ્યાં તે ઉપરથી બળવો ઊઠ્યો. બોહીમિઅન લોકે **ફ્રેડરિક પાંચમો ઇલેક્ટર પાલેટૈન** (ઇંગ્લંડના જેમ્સ ૧ લાનો બીજો જમાઇ) એને રાજા કીધો. જર્મનીમાં માથીઅસની પછી **ફર્ડિનાંડ બીજો** મહારાજા થએલો (૧૬૧૯) તે સામો થયો. ફ્રેડરિક તરફ સાક્સની વતરોગ જર્મનીનાં સઘળાં પ્રોટેસ્ટંટ રાજ્યો હતાં અને ઇંગ્લંડ, હાલંડ, ને ટ્રાન્સિલવેનિયા અહીંના લશ્કરની કુમક હતી; ફર્ડિનાંડ તરફ સ્પેનનો રાજા, તેના તાબાના નેધર્લંડનો ગવર્નર, આસ્ટ્રિયાનો **આર્ચડ્યૂક આલ્બર્ટ** અને બીજાં જર્મન કયાથલિક રાજ્યો હતાં. સ્પીનોલા સ્પેનના ૨૪ હજાર લશ્કર સાથે પાલેટૈન ઉપર ઊતર્યો; બવેરિઆના ડ્યૂકે ફ્રેડરિકને પ્રેગ આગળ હરાવ્યો (૧૬૨૦); અને **કોંટ ટિલ્લી** પાલેટૈનમાં ફરી વળ્યો. વળી ૧૬૨૫ માં પ્રોટેસ્ટંટોએ ડેનમાર્કના ક્રિશ્ચિયન ૪ થાને આગેવાન કરી બે લડાઈ કીધી, પણ બંનેમાં તે હાર્યો ને **ટિલ્લી** તથા **વાલેન્સ્ટીન** એ સરદારોએ મહારાજાની તરફથી ઠામઠામ જીત મેળવી; ડેમાર્કના રાજાને પાછો હાંકી કહાડવામાં આવ્યો ને એને સલાહ કરવાની જરૂર પડી (૧૬૨૯).

એ જીતથી ફર્ડિનાંડે ફૂલાઇને જર્મન રાજાઓને બીજા દેશોમાં જેમ તાબેદાર ઉમરાવો હોયછે તેવી હાલતમાં આણી મૂકવાનો ઉદ્યમ માંડ્યો. તેણે બોહીમિઆમાં પ્રોટેસ્ટંટ ધર્મ ચાલતો બંધ કીધો અને તે ધર્મના મુખીઓને મારી નંખાવી તેઓની મિલ્કત લેઈ લીધી; સાતસેં ઊંચાં કુટુંબ મરણ ટીપમાં નોંધ્યાં ને લોકની પાસે બલાત્કારે કયાથલિક ધર્મ મનાવ્યો. જર્મનીમાં તે બહુ સાવધ રહી વર્ત્યો—સૌને ઇચ્છાપ્રમાણે ધર્મ પાળવાની છૂટ હતી તેમાંથી તેણે કાલ્વિન મતના લોકને બાદ કીધા અને રાજઠરાવ કીધો કે **પાસ્સોના** કોલકરાર પછી જેટલી ધર્મખાતાની જમીનનો પ્રોટેસ્ટંટ રાજાઓએ કબજો કીધો હોય તેટલી પાછી લેવી; એ ઠરાવની સામા કયાથલિક ઇલેક્ટરો પણ હતા, કેમકે એઓએ પણ થોડીક તેવી જમીન મેળવી હતી. રાટિસબોનમાં સભા ભરાઇ ને ઠર્યું કે મહારાજા પોતાનું લશ્કર ઓછું કરે ને પોતાના સરદાર વાલેન્સ્ટીનને રજા આપે—એ ઘણો અભિમાની થયો હતો ને તેનાં લશ્કરમાં સારો બંદોબસ્ત નહોતો.

પ્રોટેસ્ટંટોએ સ્વીડનના રાજા **ગસ્ટાવસ આડોલ્ફસ** સાથે છૂપી સંધિ કીધી હતી; ફ્રાન્સના રીચીલ્યૂએ વર્ષે વર્ષે મોટી રકમની મદદ આપવાનું કબૂલ કીધું હતું; **હામિલ્ટનનો માર્કિવસ** ૬ હજાર લશ્કરસાથે કુમકે આવ્યો ને બ્રિટનમાંથી ઘણાક જણ સ્વેચ્છાથી લડવા નીકળ્યા. પોમેરાનિઆમાં જ્યારે આડોલ્ફસ પ્રથમ બહાર પડ્યો ત્યારે તરત તો જર્મનીનાં પ્રોટેસ્ટંટ રાજ્યો સાથી ન થયાં, પણ જેમ જેમ તેની ફતેહ થતી ગઇ તેમ તેમ તેઓ સામિલ થતાં ગયાં. આઠ મહિનામાં તેણે ૮૦ કિલ્લા લીધા ને પછી સાક્સનીની કુમકે તે લીપ્ઝિક તરફ વધ્યો. મહારાજા ફર્ડિનાંડની તરફથી તેનો સરદાર **ટિલ્લી** લડાઇ આપવાને સામો આવ્યો. ૧૬૩૧ ની ૭ મી ડિસેંબરે મોટી લડાઇ થઈ ને અંતે સ્વીડનના રાજાની ચતુરાઇએ ને તેના લશ્કરના પકાક્રમે પૂરી જીત મેળવી. તેનું લશ્કર સઘળા દેશમાં ફરી વળ્યું; ટિલ્લી તેનો અટકાવ કરતો હતો તેવામાં તે લડાઇમાં પડ્યો (૧૬૩૨) અને આડોલ્ફસે **મ્યુનિક** લીધું. વાલેન્સ્ટીનને ફરીથી સરદારી મળી ને એણે દુશ્મનોએ લીધેલી કેટલીક જગા પાછી મેળવી, પણ પછવાડેથી **લટઝન** આગળ લડાઇ થઈ તેમાં સ્વીડ લોકે બીજી મોટી જીત મેળવી, પણ એ જીત મળતાં બહાદુર આડોલ્ફસ લડાઇમાં પડ્યો (૧૬૩૨).

તોપણ લડાઇ ચાલ્યાં કીધી—૧૬૩૪ માં **નોર્ડલિંજન** આગળ સ્વીડ હાર્યા ને આસ્ટ્રિયનોની આશા સતેજ થઇ. જર્મન રાજાઓએ ફર્ડિનાન્ડ સાથે જુદા કોલકરાર કીધા ને ફર્ડિનાંડે ધર્મખાતાંની મિલ્કત છીનવી લેવાનું ઠરાવ્યું હતું તે રદ કીધું; લડાઇનો ભાર સ્વીડ તથા ફ્રેંચ એઓને માથે પડચો. ફર્ડિનાંડ પછી તેનો દીકરો ફર્ડિનાંડ ૩ જો મહારાજા થયો (૧૬૩૭). તે ડાહ્યો હતો પણ તેને બાપની પેઠે પ્રોટેસ્ટંટની સામે થવાની જરૂર પડી. ચાર લડાઇ થઇ તેમાં મહારાજાના લશ્કરની હાર થઇ અને ૧૬૪૧ માં સ્વીડ સરદાર **બાનીઅર** એણે ફર્ડિનાંડ રાટિસબનમાં સભા ભરતો હતો તેવામાં તેને કેદી કરવાનો લાગ સાધ્યો હતો. ફર્ડિનાંડના લશ્કરોની ઉપરાઉપરી હાર થતી ચાલી ને તેના કુટુંબને વીએનામાંથી નાશી જવું પડચું અને **ટ્યૂરેન ને વ્રાંજેલ** એઓએ **ઝમ્મર હોસન** આગળ જીત મેળવી તેથી મહારાજાને ત્રીસ વર્ષ થયાં ચાલેલી લડાઇનો અંત આણવાની જરૂર પડી. **વેસ્ટફેલિઆમાં** કોલકરાર થયા (૧૬૪૮) તેથી ફ્રાન્સ તથા સ્વીડનને ઘણોક લાભ થયો; લ્યૂથરન ને કયાથલિક એઓ સરખા ગણાતા થયા;—મહારાજસભામાં જેટલા કયાથલિક તેટલાજ લ્યૂથરન બેસતા થયા.

ફર્ડિનાંડ ૧૬૫૭ માં મરણ પામ્યો. તેનો દીકરો **લીઓપોલ્ડ** ૧ લો ૧૬૫૫ માં હંગરીનો રાજા થએલો તે ૧૬૫૭ માં બોહીમિઆનો પણ થયો અને લૂઈ ૧૪ માની સરસાઇ છતાં તેને મહારાજા નીમવામાં આવ્યો (૧૬૫૯). તુર્ક લોકે હંગરી ઉપર હલ્લો કીધો હતો, પણ તે હાર્યા હતા ને વીસ વર્ષનો તહ કરવામાં આવ્યો હતો. આસ્ટ્રિયન દરબારના કરડાપણાથી હંગરીના લોકે કૌંટ **ટેકેલીને** આગળ પાડી બળવો કીધો. કોન્સ્ટંટિનોપલવાળાએ તેને હંગરીનો રાજા ને તુર્ક રાજ્યનો ખંડિયો માન્યો; અને તરતજ સુલતાનનો વજીર તહ તોડી ૨॥ લાખ લશ્કર સાથે તેની મદદે આવ્યો. એ એકઠાં મળેલાં લશ્કરે મહારાજાના લશ્કરને **રાઆબ** આગળ હરાવ્યું ને ૧૬૮૩ ના જુલાઈની પંદરમીએ વીએનાને ઘેરો ઘાલ્યો. તુર્ક લોક કિલ્લો સર કરતા હતા તેવામાં **સોબીએસ્કી** પોલંડનો લશ્કરી સરદાર આવી પહોચ્યો ને એણે ૧૨ મી સપટેંબરે સત્રુને બે ત્રણ લડાઈમાં હરાવી હંગરીમાંથી હાંકી કહાડ્યા; ઉમરાવોને તોડવામાટે (હંગરીનો રાજા જ્યારે ત્યારે નીમાતો તે ધારો બંધ પાડી) આસ્ટ્રિયાના કુળનો રાજા વંશપરંપરા રાજ્ય કર્યાં કરે તેવું ઠેરવ્યું—લીઓપોલ્ડના દીકરા જોસેફને રાજા કીધો (૧૬૮૭). સવોયનાયૂજીને **ઝેન્ટા** આગળ ફતેહ મેળવી તેથી **કર્લોવિટ્ઝમાં** કરાર થયા ને તુર્ક લોકો સાથે ચાલેલી લડાઇનો છેડો આવ્યો (૧૬૯૭).

**લીઓપોલ્ડે** લૂઈ ૧૪ મા સાથે બે વાર લડાઇ કીધી હતી ને પછી રીઝવિકના કરાર થયા હતા (૧૬૯૭). એના રાજ્યમાં નવમો **ઇલેક્ટોરેટ** થયો—**બ્રંઝવિક** તથા લ્યૂનબર્ગનો ડ્યૂક **હાનોવરનો** ૧ લો **ઇલેક્ટર** થયો, (૧૬૯૨); **બ્રાંડનબર્ગનો ઇલેક્ટર** તથા પ્રુશિયાનો ડ્યૂક જે **ફ્રેડરિક** તેણે પોતાને રાજા કહેવડાવ્યો (૧૭૦૧); અને એક સ્થાયી મહારાજસભા સ્થાપવામાં આવી કે જેમાં ઈલેક્ટરો નહિ પણ તેઓના પ્રતિનિધિયો બેસતા થયા.

એ સૈકામાં જર્મનીમાં **કોનરીંગ, પ્યુફેનડોર્ફ** ને **લીબનિટ્ઝ** એ તત્ત્વશાસ્ત્રી ને રાજનીતિજ્ઞ થયા. **ઓપિટ્ઝ, બાલ્ડ ને કાનિટ્ઝ** એ કવિયો **બોએર, લેલી, નેલર** એ ચીતારા, અને **ગેરિક ને ગ્લોબર** એ પદાર્થશાસ્ત્રી ને રસાયનશાસ્ત્રી હતા.

**ઈટલીએ** પોતાનું રાજકીય તેજ ખોયું હતું. યૂરોપનું કોઈ પણ રાજ્ય પોપની કુમક કે સલાહ લેતું નહિ. એ ફેરફાર રેફર્મેશન—ખ્રિસ્તીધર્મના પુનઃસંસ્કારથી થયો. નેપલ્સ તથા સિસિલી ટાપુ અને મીલાન એમાં સ્પેનની સત્તા હતી. નેપલ્સમાં ૧૬૪૭ માં બળવો થયો ને **માસાનીએલ્લો** નામનો માછી રાજ્યસત્તા લેઈ બેઠો. પણ માદ્રિડથી આવેલા નવાબે તેને મારી નખાવ્યો. પછી **ગ્વૈઝના** ડ્યૂકે સત્તા લીધી તેને પણ પછવાડેથી કહાડવામાં આવ્યો હતો. મેસીનાના બળવાખોરે ૧૬૭૪ માં લૂઈ ૧૪ માને સિસિલીનો રાજા માન્યો. વહાણની એક લડાઈ થયા પછી નીમેગ્યુએનના કરારની રૂએ સિસિલી ટાપુ પાછો સ્પેનની સત્તામાં ગયો હતો. **વેનિસના** પ્રજાસત્તાક રાજ્યમાં ૧૬૧૪ માં ફોજદારી કામનો ઈનસાફ ૧૦ શ્રીમંત ગૃહસ્થોની સભા કરે એવું ઠર્યું હતું. રાજસભાએ ઠરાવ કર્યો હતો કે રાજ્યની સમ્મતિ લીધા વિના **પોપે** વધારે મઠ બાંધવા નહિ ને મિલ્કતો છીનવી લેઈ ધર્મખાતાંની કરવી નહિ. આસ્ટ્રિયાની સાંસણીથી **ડાલમેશિયાના** ચાંચીઆઓએ વેનિસ તાબાના ટાપુઓ ઉપર હલ્લા કીધા હતા તેને રાજ્યે હઠાવી પોતાની સત્તા કાયમ રાખી હતી. વેનિસે તુર્કસાથે બે લડાઈ કીધી તેમાં પેહેલી **કાંડિયામાં** ૨૫ વર્ષ ચાલી તે ૧૬૬૯ માં પતી હતી—તેમાં વેનિસે તે ટાપુ ખોયો હતો; બીજી ૧૬૮૪ માં શરૂ થઈ તેમાં વેનિસે **મોરીઆ** પાછું જીતી લીધું; અને ૧૬૯૯ માં તે મોરીઆ

પ્રાંત, **એજીના** ને **સાંટામોરા** એ ટાપુઓ, **ડાલમેશિયામાં**ના કેટલાક કિલ્લાઓ, **કાર્લોવિટઝ**ના કોલકરારથી વેનિસના રાજ્યમાં ગણાતા થયા હતા.

એ સૈકામાં ઇટાલિઅન વિદ્યા નિસ્તેજ થતી ચાલી. **કારાક્રીઓલસ** ગદ્ય લખનારો, **સાર્પીડાવિલા, બેંટીવોલીઓ** એ ઇતિહાસ લખનારા, **ગ્યુઇડો, આલબાનો, ડોમેનીકીનો, સાલવેટર, રોસા** એ ચીતારા, **ગ્યાલીલીઓ** જ્યોતિષી તથા પદાર્થ શાસ્ત્રી, **કાસ્સિની** ખગોળમાં શોધ કરનારો ને **ટોરીસેલ્લી** બારોમીટર—વાયુમાપદર્શક યંત્ર બનાવનારો એ નામાંકિત હતા.

**સ્પેનમાં** ફિલિપ ૩ જો (૧૫૯૮) આળસુ ને બાપના જેવો જાલમ હતો. તેને નેધર્લંડનાં એકત્ર પ્રગણાંની સાથે ૧૨ વર્ષનો તહ કરવો પડયો (૧૬૦૯); અને તેણે ઇનકિવઝિશન–ધર્મી અધર્મીનો ઇનસાફ કરનારાઓની તથા પોતાના દીવાનની સલાહથી સરકાર ઠરાવ જાહેર કીધો (૧૬૧૦) કે મુસલમાન પ્રજાએ ત્રીસ દહાડામાં સ્પેનમાંથી જતાં રહેવું. નિરાશ થએલા મૂરોએ બંડ ઊઠાવ્યાં, પણ તે ફાવ્યા નહિ અને દસ લાખ હુનર ઉદ્યમ કરનાર માણસોને સ્પેનમાંથી કહાડી મૂકવામાં આવ્યા. ફિલિપ ૪ થો છેક નિર્બળ હતો. જર્મનીમાં ટંટા ચાલ્યા તેના કારણોમાં એક કારણ તેનો ખટપટીઓ સ્વભાવ હતો. તે લડાઇઓ વેસ્ટફેલિયાના કરારથી પતી હતી. ફ્રાન્સ સાથે ઝગડો મચેલો તેનું છેવટ પિરીનીઝના કરારથી આવ્યું હતું. **જમેકા** ને **ડંકર્ક** અંગ્રેજને આપવાં પડ્યાં; ને ફ્રેંચોએ સ્પેનના લશ્કરને રોક્રોરના મેદાનમાં પૂરૂં હરાવ્યું. કાટેલોનિઆમાં બંડ થયા પછી ૧૬૪૦ માં પોર્ટુગલમાં બળવો ઊઠયો. સ્પેનનું રાજ્ય એટલું તો નિર્બળ થઇ ગયું હતું કે તેને રૂપાનું મૂલ ગણાતું રાખી તાંબાના સિક્કા વાપરવા પડ્યા હતા. ઇ૦ સ૦ ૧૬૪૩ માં હાલંડનું સ્વતંત્રપણું ફિલિપને કબૂલ રાખવું પડયું. **પોર્ટુગલ** પાછુ સ્વતંત્ર થઇ જુદું પડયું તે સ્પેનના નબળા પડવાથી–ત્યાંના કારભારી જૂલમ કરતા ને લશ્કરનો બંદોબસ્ત નહોતો. કાટેલોનિયાનું બંડ થયું ત્યારે માદ્રિદ સરકારથી હૂકમ આવ્યો કે પોર્ટુગીઝ અમીર સરદારે તે બંડ બેસાડવું. તેવામાં જે લોક રાજ્યને ઊધું વાળવાનો ઘણા દહાડા થયાં લાગ શોધતા હતા તેઓએ લિસ્બનના ધર્માધ્યક્ષને આગેવાન કરી બ્રગાન્ઝાના ડયૂકને **જોન ૪ થો** એ નામે પોર્ટુગલનો રાજા કીધો (૧૬૪૦), ને સૌએ માન્યો–હિંદુસ્તાનનાં ને આફ્રિકાનાં સંસ્થાનમાં પણ રાજ્ય સહેલથી બદલાયાં. પિરીનીઝનાં કોલકરારથી (૧૬૫૯) સ્પેન પોર્ટુગલને પોતાના રાજ્યમાં પાછું જોડવાને મુખત્યાર થયું હતું; તે ઉપરથી પોર્ટુગાલે પોતાની મદદમાં ઇંગ્લંડને રાખ્યું હતું. **આલ્ફોન્સો છઠ્ઠો** ૧૬૫૬ માં ગાદીએ બેઠો હતો તેણે પોતાની બેન કાથેરૈનને ઇંગ્લંડના ચાર્લ્સ બીજા સાથે પરણાવી હતી; ફ્રાન્સે પણ પોર્ટુગલની બાજૂ પકડી; લડાઇ ચાલી તેમાં આલ્ફોન્સોએ રાજીનામું આપ્યું ને તેનો ભાઈ **પીટર બીજો** ગાદીએ બેઠો. તેણે સ્પેનના રાજા સાથે સલાહ કીધી ને એણે પોર્ટુગલનું રાજ્ય સ્પેનથી જુદું સ્વતંત્ર છે એમ કબૂલ રાખ્યું (૧૬૬૮).

## રૂશિયા.

બોરીસ રાજ્ય કરતો હતો તેવામાં એક જણ હું માજી રાજાનો ભાઈ છઉં એમ કહી ગાદીએ બેઠો (૧૬૦૫). એ વરસ પછી લોકના બખેડામાં કપાઇ ગયો ને પછી અનેક જણ રાજગાદીને માટે દાવો કરતા થયા. **સ્વીડન** ને **પોલંડ**નાં રાજ્યોએ રૂશિયા ઉપર એકજ વખતે ચઢાઈ કરી ને પોલંડે પોતાના બાળરાજ **લાડિસલેઅસ**ને રૂશિયાનું રાજ્ય આપ્યું (૧૬૧૦). પણ જે કબૂલાતથી પોલંડના રાજાએ પોતાના દીકરાને રૂશિયાની ગાદી અપાવી હતી તે બજવામાં ન આવી ને રૂશિયનોએ સામા થઈ લડાઇ કરી પરદેશીઓને હાંકી કહાડ્યા (૧૬૧૩); બીજે વર્ષે **મૈકલ રોમોનોફ** (રૂરિકના કુળમાંનો) સકળ લોકની રાજીખુશીથી રૂશિયાનો ઝાર થયો.

**રોમોનોફે** બાલ્ટિક સમુદ્રના કાંઠાનો પ્રદેશ આપી દેઇને સ્વીડન સાથે સલાહ કીધી; વ્હેટ સી–ધોળા સમુદ્ર ઉપર **આર્ખેંજલ** એ બંદર માત્ર રૂશિયાના તાબામાં રહ્યું. ચૌદ વર્ષનો તહ હતો તેના બદલામાં **સ્મોલેન્સ્ક** પોલંડને આપ્યું (૧૬૧૮), એ પાછું લડાઈ કરી જીત્યું હેતું ને વળી હારી પાછું આપ્યું હતું, (૧૬૩૪). એ મોટું નુકસાન ખમી રોમેનોફે દુશ્મનોને અળગા કીધા; કિલ્લાઓ બાંધ્યા; પરદેશી લશ્કરે આફિસરોને પોતાનાં લશ્કરમાં નોકરીઓ આપી; અને વેપારના લાભને માટે ફ્રાન્સ તથા ઇંગ્લંડ સાથે સંધિ કીધી. ૧૬૪૫ માં આલેક્સિસ ગાદીએ બેઠો પણ તેની તરફથી રાજ્યસત્તા ચલાવનારો લોકપ્રિય નહોતો તેથી અમીરો સામા ઊઠયા હતા; પણ એ બખેડા આલેક્સિસે ૧૬૪૮ માં રાજ્યસત્તા પોતાને હાથ લીધા પછી બેસાડ્યા હતા. ૧૬૫૪ માં તેણે **યૂક્રેન કોસ્સાક્સ** આ લોકને મદદ આપી પોલંડ સાથે લડાયા ને ૧૬૫૬ માં **વીલના**માં તહનામું થયું તેની

રૂએ **સ્મોલેન્સ્ક** પાછું મેળવ્યું; અને ફરીથી લડાઈ ચાલી તે પતી તેમાં આલેક્સિસને કેટલોક ફાયદો થયો. રાજ્યમાં બખેડા ઘણા હતા ને ૧૬૬૭ માં **ડોન કોસ્સાકસ** એ લોકે પોતાના **રેઝીન** સરદારના ઉપરીપણા તળે રાજ્યને ભાંજી તોડી નાંખવાની વેતરણ કીધી. રેઝીને **આસ્ટ્રાકાન** જીતી લેઈ સ્વતંત્ર રાજા કહેવડાવ્યો; પણ પછવાડેથી તેને ને તેના સાથીઓને હરાવી મારી નાંખવામાં આવ્યા હતા. આલેક્સિસે કાયદાનો સંગ્રહ કરાવ્યો, સણ, રેશમ, લોઢું એનાં કારખાનાં મંડાવ્યાં ને ચીન સાથે વહેવાર કરવાની તજવીજ કીધી. તેની પછી તેનો વડો દીકરો **થીઓડોર** (૧૬૭૬) ગાદીએ આવ્યો. તેના રાજ્યમાં રૂશિયન ને ઓટોમન તુર્ક એ બેની પહેલી લડાઇ થઈ; એ લડાઇ ૧૬૮૨ માં હતી ને **યૂક્રેન** રૂશિયાના તાબામાં આવ્યું હતું.

ઇ૦ સ૦ ૧૬૮૯ માં આલેક્સિસનો એક નાનો દીકરો **પીટર** (સત્તર વર્ષની વયનો) રૂશિયાનો રાજા થયો; તેનાથી મોટો ભાઇ **ઐવાન** હતો તે રાજ્ય ચલાવવે કેવળ અશક્ત હતો. પીટરે પ્રથમ તો લશ્કરને અચ્છી રીતની કવાયત આપવામાં ને રાજ્યનું વિત્ત વધારવામાં મહેનત લીધી; ૧૬૯૪ માં તેણે ડોન નદીમાં ફરતાં થોડાંક નાનાં વહાણોમાં લશ્કર ભરી તુર્ક સાથે લડી **એઝોફ** બંદર લીધું–રૂશિયાનો દરિયાઇ કાફલો પ્રથમ તેટલોજ હતો. ત્રણ વર્ષ પછી તેણે વહાણ બાંધવાનાં કામમાં ને બીજી યંત્રકળામાં માહીતી મેળવવાને ઇંગ્લંડ, હાલંડ ને બીજા પ્રદેશોમાં પ્રવાસ કીધો ને ત્યાંના કારીગરોને પોતાના રાજ્યમાં આણ્યા.

**પોલંડ**ના રાજા **સિજિસ્મંડ ત્રીજા**એ રૂશિયા ઉપર હૂમલો કરી પોતાના દીકરાને ઝાર કીધો હતો (૧૬૧૦), પણ પછી (૧૬૧૮) રૂશિયનોએ તે **પોલ** લોકને પાછા કહાડ્યા હતા. જર્મનીમાં ૩૦ વર્ષની લડાઇ ચાલી તેમાં તે **આસ્ટ્રિયા**ની બાજૂએ રહ્યો હતો. તુર્કસ્તાન સાથે લડાઇ ચાલી તેમાં તેનો સરદાર **ઝોલકીયૂસ્કી** કપાઈ મુઓ (૧૬૨૦) ને બીજે વર્ષે સલાહ થઈ તેમાં **માલડેવિયા**નો પ્રદેશ તુર્કને આપવો પડયો; વળી સ્વીડન સાથે લડાઈ ચાલેલી (૧૬૧૮–૧૬૨૯) તેમાં **લૈવાનિયા** સ્વીડનને આપી દેવું પડયું. સિજિસ્મંડે અનેક ખટપટો કરી પ્રોટેસ્ટંટ પંથના લોકોનું સ્વતંત્ર શૌર્ય રૂંધી નાંખ્યું, ગ્રીક ખ્રિસ્તીમાર્ગ પાળનારાઓને પજવ્યા ને પોતાનું ઇચ્છેલું પાર પાડયું—પોપમતસત્તા પોતાના રાજ્યમાં બેસાડી. તેનો દીકરો **લાડિસલેઅસ ૪ થો** એણે રૂશિયાની સરહદ ઉપર હલ્લા કીધા ને કેટલાંક શહેર તાબે કીધાં. ૧૬૩૪ માં રૂશિયા સાથે નવો તહ કીધો; તુર્ક સાથે સલાહ કીધી; અને સ્વીડન સાથે ૨૬ વર્ષ લડાઈ બંધ રાખી. તે પોતે સદ્ગુણી ને બુદ્ધિમાન હતો એટલે રાજ્યનું અંતરબળ તેજ વધે તેવું હતું; પણ તેના બાપે રાજ્યમાં બહુ જેસ્યુટોને ઘાલ્યા હતા તેઓએ ઘણા બખેડા કરવા માંડ્યા ને તેનું છેવટ આ થયું કે **યૂક્રેનના કોસ્સાકસોએ** બળવો ઊઠાવ્યો; એ બેસાડવામાં આવ્યા પછી ૧૬૪૮ માં રાજા મરણ પામ્યો. તેના ભાઇ **જોન કાસીમીર**ના રાજ્યમાં **કોસ્સાકસોએ** ક્રીમિઆના તાર્તરોની મદદે બળવો ઊઠાવ્યો ને ૧૬૫૪ માં આલેક્સિસે કુમક મોકલી. કાસીમીરે **ચાર્લસ ગસ્ટાવસ**ને સ્વીડનનો રાજા માન્યો નહિ એ ઉપરથી એણે પોલંડ સાથે લડાઇ કીધી. લડાઇમાં રૂશિયનોએ પોતાનું તાકયું હતું. પછી બ્રાંડનબર્ગનો ઈલેક્ટર ખટપટ કરી પોલંડથી સ્વતંત્ર થયો (૧૬૫૭). ૧૬૬૦ માં સ્વીડન સાથે સલાહ થઇ ને પોલંડના રાજાએ સ્વીડનની ગાદી ઉપરથી હક્ક ઊઠાવ્યો. પછી રૂશિયનો સાથે લડાઈ ચાલી (૧૬૫૮–૧૬૬૭) તેનું છેવટ આ આવ્યું કે સિજિસ્મંડની વખતમાં જેટલું મેળવ્યું હતું તેટલું પોલંડે ખોયું. કાસીમીરે ૧૬૬૮ માં ગાદી છોડી ત્યાર પછી મકલને રાજા કરવામાં આવ્યો. તુર્ક લોકે પોલંડ ઉપર હૂમલો કીધો ને **જોન સોબીએસ્કી**એ યુદ્ધ કુશળતા વાપરી પરાક્રમ દેખાડયું, પણ તે હાર્યો ને યૂક્રેન પ્રાંત તુર્ક લોકને હાથ ગયો; વળી તેને ૨૨ હજાર ડસુકેટ દર વર્ષે ખંડણીના કબૂલ કરવા પડ્યા. પાછી લડાઇ ચાલી ને સોબીએસ્કીએ **ચોકઝીમ** આગળ ફતેહ મેળવી (૧૬૭૩). બીજે વર્ષે મૈકલ મુઓ ને સોબીએસ્કી સઘળા લોકની પ્રસન્નતાથી **જોન ત્રીજો** એ નામ ધારણ કરી પોલંડની ગાદીએ બેઠો.

એ રાજાએ અસાધારણ શ્રમ કરી લશ્કરનું બળ વધાર્યું ને પછી ઉપરાઉપરી જીત મેળવતાં યૂક્રેન પ્રાંત અડધા ઉપર પાછો જીતી લીધો (૧૬૭૬). ૧૬૮૩ માં તેણે તુર્ક લોકને વીએનામાંથી હાંકી કહાડી યૂરોપનાં ખ્રિસ્તી રાજ્યોને મોહ ઉપજાવ્યો; પણ પોતાના રાજ્યમાં રાજ્યના ધારા આગળ ને અમીરોના સામા થવા આગળ તેનું ચાલ્યું નહિ. ૧૬૮૬ ના **લીઓપોલ**ના કોલકરારથી તુર્ક તથા તાર્તરની સામા રૂશિયાની મદદ લેવી પડી; પણ તે ભારે થઇ પડી—ઘણોક પ્રદેશ આપી દેવો પડયો. ૧૬૮૮ ની રાજસભામાં ભારે ભાંજગડ ચાલી રહી તે પ્રસંગે તેણે રડીને કબૂલ કીધું હતું કે મારા દેશને ઝઝુમી રહેલા નાશમાંથી ઊગાર-

વાને મારામાં શક્તિ નથી. તે ૧૬૯૬ માં મરણ પામ્યો ને તેની સાથે પોલંડના મોટપણનો પણ અંત આવ્યો.

**સ્વીડન**ના ગસ્ટાવસ આડોલ્ફસે. (૧૬૧૧–૧૬૩૨) પોલંડના **સિજિસ્મંડ**ને અને રૂશિયાના **ઝાર**ને લડાઇઓમાં હરાવ્યા હતા ને ૧૬૨૯ માં સલાહ થઇ ત્યારે **રીગા** અને લાવોનિઆનો કેટલોક ભાગ તેણે પોતાના રાજ્યમાં જોડયો હતો. જર્મનીમાં જ્યારે કયાથલિક તથા લ્યૂથરન લોકને લડાઈ ચાલી ત્યારે તેણે લ્યૂથરન લશ્કરોની સરદારી કરી ઉપરાઉપરી જીત મેળવી હતી, પણ તે ૧૬૩૨ માં લટઝનની લડાઇ જીતતાં પડયો હતો. પછી એની દીકરી ક્રિસ્તિના ગાદીએ બેઠી. રાજ્યકારભારીઓ અનુભવી ને હોંસીલા હતા તેઓએ જર્મનીમાં ૧૬ વર્ષ લગી લડાઇ ચાલુ રાખી. ૧૬૪૪ થી રાણીએ પોતે કારભાર કરવા માંડયો. તેણે ડેન્માર્ક સાથે ચાલેલી લડાઈનો ફતેહમંદીથી અંત આણ્યો અને પ્રધાનમંડળીની ઇચ્છા ઉપરાંત જર્મનીના મહારાજાને કોલકરાર કરવાની તાકીદ કરાવી. એ ઉપરથી વેસ્ટફેલિઆના કોલકરારથી (૧૬૪૮) રાણીને (તેનાં લશ્કરે જીત મેળવી હતી તે ઉપરથી) કેટલાક લાખ ડાલર અને **પોમેરાનિઆ, બ્રેમેન, વર્ડન, વિસ્માર,** એ પ્રાંતો મળ્યા; વળી જર્મનીની મહારાજસભામાં ત્રણ મત આપવાનો અધિકાર મળ્યો. **ક્રિસ્તિના** રાણીમાં સ્ત્રીના કોમળ ગુણ થોડા હતા; તે ચોપડીઓ, શિક્કાઓ, પ્રયોગ કરવાનાં સાહિત્યો એ સંધાનો સંગ્રહ કરતી અને **ગ્રોશીઅસ, ડીકાર્ટ** જેવાને તથા **હેરબેલોટ, બોકાર્ટ** જેવાને પોતાના આશ્રયમાં રાખતી. તેણે પોતાની અઠ્ઠાવીશ વર્ષની ઉમરે એકાએક પોતાનીજ ઇચ્છાથી મોટા સમારંભ કરી રાજપાટ છોડી દીધું (૧૬૫૪).

ચાર્લસ ૧૦ મો એણે પોલંડના કાસીમીર[illegible]૪૩ માં ભગાડયો, પણ પોલ ને રૂશિયા એ બે મ[illegible] પરથી તેનું લશ્કર પાછું વળ્યું હતું. ડેન્માર્કના[illegible]તે સ્પેનીજાએ સ્વીડન ઉપર હૂમલો કીધો ત્યા[illegible] કરતા તેની સામા થઈ **જટ્લંડ**નો દ્વીપકલ્પ [illegible]ને [illegible]ંડેન-લોકને કોલકરાર કરવા પડ્યા, [illegible]જી જેવી [illegible]ચાર્લસે ડેન્માર્કને જીતી પોતાના રાજ્ય સાથે [illegible] લેવાની તૈયારી કીધી, પણ તેટલામાં તે મર[illegible]ર્યો(૧૬૬૦). તેનો દીકરો **ચાર્લસ ૧૧ મો** લૂઈ ૧૪ માની સામા થએલાં રાજ્યોનો સાથી થયો હતો. પણ લૂઈની ખટપટથી તે સંપીલાં રાજ્યોથી અળગો થયો હતો. પછી તે ડેન્માર્ક તથા હાલંડનાં રાજ્યો સાથે લડાઈમાં ગુંથાયો. એ લડાઇ ૧૬૭૯ માં પતી; ને ચાર્લસ ડેન્માર્કની રાજપુત્રી **એલીએનોરા** સાથે પરણ્યો. પછી તે રાજ્યનાં કામમાં પડયો; અમીરોએ સામા થવા માંડયું, પણ ૧૬૯૩ માં પ્રાંતોના કારભારીઓએ ઠરાવ કીધો કે રાજા ઇચ્છા પ્રમાણે વર્તવાને સ્વતંત્ર છે. ૧૬૯૭ માં તેનો દીકરો **ચાર્લસ ૧૨ મો** રાજા થયો.

**ડેન્માર્ક**ના **ક્રિસ્તિયન** ૪ થાએ લાપ્લાંડ ઉપર દાવો કરી સ્વીડન સાથે લડાઈઓ કીધી (૧૬૧૧–૧૬૧૩). સલાહ થયા પછી તેણે પ્રોટેસ્ટંટ રાજ્યોનાં લશ્કરની સરદારી કરવાનું માથે લેઈ કેટલીક જીત મેળવી, પણ પછવાડેથી તેને લજવાઈને કોલકરાર કરવા પડ્યા હતા (૧૬૨૯). વળી એ લડાઇમાં સ્વીડ ને ડચ એઓના લશ્કરી કાફલાએ ચાર્લસના કાફલાને હરાવ્યો હતો (૧૬૪૪). **ફ્રેડરિક ત્રીજા**ને સ્વીડન સાથે લડતાં કેટલોક પ્રદેશ આપી દેવો પડયો. **ક્રિસ્તિયન ૫ મો** ૧૬૭૦ માં ગાદીએ બેઠો ને સ્વીડન સામા સંપ બંધાયો હતો. તેમાં સામિલ થયો; એ લડાઈ ૧૬૭૯ માં પતી હતી. ૧૬૮૯ માં હોલસ્ટીનના ડ્યૂક સાથે ઘણા દહાડાનો ટંટો હતો તે પત્યો. એના રાજ્યમાં **વેસ્ટ ઇંડિયા કંપની**ની સ્થાપના થઈ અને વેસ્ટ ઇંડીઝમાં અને હિંદુસ્તાનના ટ્રાંકવીબારમાં સંસ્થાન મંડાયાં. એ રાજાએ વેપાર કારખાનાને ઉત્તેજન આપ્યું હતું ને ગરીબ લોકની હાલત સુધારવા ઉપર લક્ષ રાખ્યું હતું. ઈ૦ સ૦ ૧૬૯૯ માં **ફ્રેડરિક ૪ થો** ડેન્માર્કનો રાજા થયો.

## ઓટોમન રાજ્ય—તુર્કસ્તાન.

તુર્ક રાજ્યની સત્તા જો કે બહારથકી નિસ્તેજ થતી દેખાતી હતી તોપણ તે ઘણી ડરામણી હતી. **જાનીઝરીઝ** લશ્કરે પોતાનું ચરણ રાજ્યમાં વધાર્યું હતું ને એઓની ખટપટમાં પાંચ સુલતાન થઇ ગયા;— ૧૬૩૮ માં ઈરાનીઓ પાસેથી બગદાદ લીધું હતું. ૧૬૬૭ માં **મહમ્મદ ૪** થાના વજીરે **કાંડિયા** જીત્યું. ૧૬૭૨ માં **મહમ્મદે** કોસ્સાકસની રાજ્યસત્તા પોતાને હાથ લેઈ પોલંડની સામા ટકાવી રાખી, પણ તે તેને ૧૬૮૨ માં રૂશિયાને હવાલે કરી દેવી પડી. તુર્કી ફોજે વીએનાને ઘેરો ઘાલ્યો હતો, પણ **સોબીએસ્કી**એ તેઓને હઠાવ્યા. પછી **આસ્ટ્રિયા પોલંડ, ને રૂશિયા વેનિસ** એ ચારે સંપ કરી તૂટી પડ્યાં ને ૧૬૮૭ માં **મોહાકસ**ની લડાઇમાં ભારે હાર ખાધા પછી તુર્કને હંગરી પ્રાંત ખાલી કરવો પડયો ને ગ્રીસનો દક્ષિણ પ્રદેશ વેનિસે પોતાના તા-

બામાં લીધો. મહમદ પછી **સુલીમાન ત્રીજો** એ સુલતાન થયો. એણે લડાઇ જારી રાખી; ને **બેલગ્રેડનો** કિલ્લો આખરે તુર્કના હવાલામાં રહ્યો. સુલતાન **આકમેટ** બીજાની કારકીર્દીમાં **વરાડેઈન**નો કિલ્લો આસ્ટ્રિયનના તાબામાં ગયો ( ૧૬૯૧ ). સુલતાન મુસ્તફા બીજાની કારકીર્દીમાં **એઝોફ** રૂશિયાએ જીતી લીધું ને ૧૬૯૭ માં સવોયના યૂજીને ઝેન્ટા આગળ તુર્કને છેલ્લા હરાવ્યા. ૧૬૯૯ માં કાર્લોવીટ્ઝમાં કોલકરાર થયાથી લડાઇનો અંત આવ્યો, પણ તુર્કરાજ્ય હલકું પડ્યું;-**ટ્રાન્સિલ્વેનિયા, સ્લાવોનિયા** ને **હંગરી** એ જર્મનીના મહારાજાની સત્તામાં ગયાં; **પોડોલિયા** અને **યૂક્રેન**નો ભાગ એ પોલંડનાજ હવાલામાં રહ્યાં; કાળાસમુદ્ર ઉપરનો જીતેલો મૂલક રૂશિયા પાસે રહ્યો અને **મોરિયા** વેનિસને આપવામાં આવ્યું.

ઈરાનમાં **શાશ આબાસ** પછી **સાફ્ફી** થયો ( ૧૬૨૭–૧૬૪૧ ) તેણે માજી રાજાએ તુર્કનો જેટલો મૂલક જીતી લીધો હતો તે સઘળો ખોયો. પછી બે શાહ થયા તેના વખતમાં હુંનર વેપારની આબાદાની હતી; પણ દરબાર અતિશય મોજીલી હતી ને કામવિના લશ્કરની હોંસ ટહાડી પડી ગઇ હતી. ૧૬૯૪ માં હુસેન **મિરઝાં** છેક નિર્બળ ને ધર્માગ્રહી ગાદીએ બેઠો, તેણે વીસ વર્ષ નિરાંતે રાજ્ય કીધું; પછી અફગાન લોકે તેના રાજ્ય ઉપર હૂમલો કીધો હતો ને પોતાના સરદાર મહમ્મદના માથાપર મિરઝાં પાસેજ ઇરાનનું તાજ મૂકાવ્યું હતું ( ૧૭૨૨ ).

## હિંદુસ્તાન.

**જહાંગીર** ( પૃથ્વી જીતનારો ) એ નામ રાખી અકબરનો વડો દીકરો સીલીમ બાદશાહ થયો. શાહજાદા **ખુશરૂ**એ બંડ ઉઠાવ્યું, પણ તેનું ફાવ્યું નહિ ને બાદશાહે માફી આપી. બીજી વાર તેણે પંજાબ જઈ ૧૦ હજાર માણસ એકઠાં કરી લાહોર લીધું ને તે કિલ્લો તાબે કરતો હતો તેટલામાં બાદશાહી ફોજે તેને હરાવ્યો; પછી ખુશરૂને કેદ કરવામાં આવ્યો હતો ને તેના સાથીઓને સૂળીએ ચડાવવામાં આવ્યા હતા. દશ વર્ષ પછી ખુશરૂ બંદીખાનામાંજ માર્યો ગયો હતો.

ઉદેપુર ઉપર એક વાર મહોબતખાને ને બીજી વાર અબદુલ્લાખાને ચડાઈ કરી હતી, પણ જ્યારે શાહાજાદો ખુરમ ૨૦ હજાર લશ્કર સાથે ઉદેપુર જઇ પહોંચ્યો ત્યારે ત્યાંનો રાણો શરણ થયો. જહાંગીરે તેનું રાજ્ય તેને પાછું આપ્યું ને તેના દીકરાને પોતાનો એક સરદાર કીધો ( ૧૬૧૪ ). કાબુલમાં ઉસબેગ લોકે બંડ કીધું હતું ( ૧૬૧૧ ), પણ તેઓનો મુખી મરીજવાથી ત્યાં પાછો બંદોબસ્ત કરવામાં આવ્યો હતો. ખુરમે દક્ષિણમાં જઈ વિજાપુરના બાદશાહને મલીકંબરના સંપમાંથી છૂટો પાડયો એટલે એણે તાબે થઈ અહમદનગર તથા તેનો પ્રાંત બાદશાહના હવાલામાં કરી દીધો ( ૧૬૧૭ ). પછી ખુરમ માન્દુ જઈ બાદશાહને મળ્યો. વરસેક દહાડો ગૂજરાતમાં સાથે રહ્યા પછી ખુરમને ગૂજરાતનું કામ સોંપી બાદશાહ પંજાબ ગયો ને ત્યાંનો બખેડો બેસાડી કાશ્મીર ગયો ( ૧૬૧૮ ). વળી મલીકંબરે મુગલ સરદારોને અહેમદનગરમાંથી કહાડી મૂકયા ને વળી ખુરમે લડાઇ કરી મલીકંબરને હરાવ્યો ( ૧૬૨૧ ).

ઈરાની લોકે બાદશાહી તાબાનું કંધાર લીધું હતું તે પાછું જીતી લેવાને ખુરમને* ( શાહજહાંને ) હૂકમ થએલો, પણ તેણે આનાકાની કીધી તે ઉપરથી બાદશાહે શહેરીઆરને કંધાર મોકલી શાહજહાંની જાગીરો જપ્ત કરી તેટલો મૂલક તેને દક્ષિણમાં આપવાનું ઠેરવ્યું. શાહજહાં લશ્કર સાથે આગરા ભણી ધસ્યો; પણ બાદશાહી ફોજે તેને નસાડયો. શાહજાદો પર-

* એના ઉપર પ્યાર તો હતોજ, પણ લડાઈમાં તેની ફતેહમંદી જોઈ બાદશાહે વધારે પ્યાર કરી શાહજહાં એવો ખિતાબ આપ્યો હતો. શાહજહાંએ બેગમ નુરજહાંના ભાઈ અસફ્ખાનની બેટી સાથે શાદી કીધી હતી તેથી બેગમનો પ્યાર પણ હતો. બાદશાહ શાહજહાંને ગાદી આપવાનો ઠરાવ કરેછે એવું જ્યારે જાણ્યું ત્યારે બેગમે બાદશાહને ભંભેરી શાહજહાંને રાજ્યની સરહદ ઉપર મોકલવાનું કીધું—તેની મતલબ પોતાના આગલા ધણીથી થએલી છોકરીના વર શહેરીયારને ગાદી આપવાની હતી; એ મતલબ જાણી શાહજહાંએ બાદશાહનો હૂકમ માન્યો નહોતો. નૂરજહાં એ તાતાર દેશના એક ખાનદાન પણ ગરીબ માબાપની બેટી હતી ને તેઓની સાથે દિલ્હી આવી હતી. તે ઘણી ખૂબસુરત તથા કાબેલ હતી (શાહેરી કરતી) ને તેના ઉપર સીલીમ આશક પડયો હતો, પણ તેની સગાઈ કોઈ શેર અફગાન નામના એક તુર્ક સાથે થએલી તેથી સીલીમ શાદી કરી શકયો નહોતો. ગાદીએ બેઠા પછી તેણે ( બાદશાહે ) શેર અફગાનને વાઘ હાથી સાથે લડાવ્યો હતો તેની પાછળ ૪૦ મારાઓ રાખ્યા હતા ને એક કુતુબે તેને મારવાનું માથે લીધું તે ઉપરથી તેને બંગાળાનો સૂબેદાર કીધો હતો, પણ એટલું બધું છતાં શેર અફગાને પોતાનો જાન બચાવ્યો હતો. જ્યારે લશ્કરની તુકડી તેને પકડવા ગઈ ત્યારે પણ તેણે થોડીવાર પોતાની બહાદુરી બતાવી હતી, પણ પછી તે લાચાર થઇ જખમે વીંધાઈ પડયો હતો. પછી ચાર વર્ષ ગુજર્યા બાદ બાદશાહે નૂરજહાં સાથે શાદી કીધી હતી ને તેના ભાઈને વડો વજીર બનાવ્યો હતો.

વીજા, મહોબતખાન તથા ખાનખાનાન એઓએ બ્હાનપુર જઈ તેને સપડાવ્યો. શાહજહાં તૈલંગણને રસ્તે બંગાળે ગયો ને તેણી તરફના પ્રાંત તેણે પોતાના તાબામાં લીધા. બાદશાહ તથા તેના સરદારો ત્યાં પણ જઈ પહોંચ્યા ને પછી શાહજહાં નિરૂપાય થઈ પાછો દક્ષિણમાં જઈ મલીકંબર સાથે રહ્યો. અહિં પણ બાદશાહી ફોજે હૂમલો કીધો ને શાહજહાં પોતાની ફોજને સામી ફોજમાં મળી જતી જોઈ તાબે થયો. પછી તેણે બાદશાહના હૂકમથી રોટાસ તથા આશીરગઢ એ કિલ્લા તાબે કીધા ને પોતાના દીકરા દારા તથા ઔરંગજેબ એ બેને બાદશાહપાસે ઓળમાં મોકલ્યા (૧૬૨૫).

થોડા દહાડા પછી નૂરજહાંએ મહોબતખાન ઉપર બાદશાહની ઈતરાજી કરાવી. મહોબતખાન બાદશાહનો ભરોસાદાર દોસ્ત તથા વફાદાર સરદાર હતો ને તેણેજ શાહજહાંન ઉપર ઉપરાઉપરી ફતેહ કરી બાદશાહને જરાપણ આંચ આવવા દીધી નહોતી. બાદશાહે તેને બોલાવ્યો, પણ તે દરબારનું કારસ્તાન સમજી પોતાના રણથંભોરના કિલ્લામાં જઈ રહ્યો. ઉપરાઉપરી તેડાં આવ્યાં ત્યારે તે ૫ હજાર રજપૂત સાથે નીકળ્યો. બાદશાહી ફોજ કાબુલ જતી હતી તેણે જહલમ ઉપરનો પૂલ પસાર કીધો હતો ને બાદશાહ થોડાક દરબારીઓ સાથે પછવાડે રહ્યો હતો. એ લાગ જોઈ મહોબતખાને થોડુંક લશ્કર પૂલ ઊપર રાખી બાકીનું બાદશાહના તંબુ તરફ દોર્યું. ઉમરાવો સામા થયા, પણ મોટું લશ્કર જોઈ હઠયા ને મહોબતે નહાવાના તંબુમાં જહાંગીરને જોયો. બાદશાહે પૂછ્યું કે મહોબતખાન, આ શી ધાંધલ ને તારો શો ઈરાદો છે? મહોબતે જવાબ વાળ્યો કે દુશ્મનો મારા જાનપર આવ્યા છે માટે હું મારા બાદશાહને શરણ આવ્યો છઉં. બાદશાહે પૂછ્યું કે આ હથિયારબંધ માણસો શામાટે? મહોબતે જવાબ દીધો કે, એ લોક મારા જાનની સલામતીને માટે આપની પાસે ખાતરી માગેછે ને ખાતરી મળ્યાવિના તેઓ પાછા જનારા નથી. બાદશાહે કહ્યું કે, તારો જાન લેવા સંબંધી મેં કંઈ પણ ઈરાદો કીધો નથી ને મહોબતને થંડો પાડવા માંડ્યો, મહોબતે જોયું કે બાદશાહને શિકાર કરવા જવાનો આ વખત છે ને ઘોડો ખોટી થાયછે એમ જોઈ વધારે બોલ્યો નહિ; અને બાદશાહ લાઈલાજ થઈ ઘોડે બેઠો ને મહોબતના બહાદુર રજપૂતોના પહોરામાં શિકારને ગયો.

નૂરજહાં ને તેનો ભાઈ અસફખાન વજીર જે મોટી ફોજ સાથે હતાં તેઓ બાદશાહ કેદી થયાની ખબર સાંભળી મોટા ગભરાટમાં પડ્યાં ને પછી એવું ઠર્યું કે ગમે તેમ કરીને બાદશાહને છોડવવો. બહાદુર રજપૂતોની સામા ધસવાને નદી ઓળંગવાની હતી, પણ નૂરજહાંએ પોતાની ફોજને ઉશ્કેરવાને નદીમાં હાથી હંકાવ્યો ને ધાડી લડાઈમાં મચી તીરના ચાર ભાથા ખાલી કીધા; ત્રણ માવત વીંધાઈ પડ્યા ને એક દીકરી સાથે હતી તેને હાથમાં જખમ લાગ્યું. રજપૂતોએ ઠામઠામ ઊતરી આવતા દુશ્મનોના ઉપર હલ્લા કીધા, પણ ઉમરાવો મોટાં લશ્કર સાથે નદી ઊતરી આવી રજપૂતોની પાછલી હારને વીખેરી તંબુ આગળ જઈ પહોંચ્યા—તંબુ તીરોથી વીંધાઈ ગયો હતો ને બાદશાહ ઢાલોની ઘોલકીમાં ભરાઈ રહ્યાથી બચ્યો હતો; પણ મહોબતખાને આખરે લડાઈનો રંગ ફેરવી નાંખી પૂરી જીત મેળવી; નૂરજહાં લાહોર નાશી ગઈ. એને મહોબતખાને જહાંગીર પાસે કાગળો લખાવી તેડાવી;—નૂરજહાંને મોતની સજા કરવાને મહોબતખાને બાદશાહી હૂકમ લખાવી લીધો હતો. તદબીરબાજ બેગમે આવી બાદશાહની એક મુલાકાત લેવાની અરજ કરી ને મહોબતખાને તે પોતાની હજૂર થવાની કબૂલાતે રજા આપી. નૂરજહાં તંબુમાં ગઈ ને ટકટક જોતી ઉભી રહી—તેની ખૂબસુરતી ગમીની અંદર વધારે ચળકતી હતી. જહાંગીર રડી પડ્યો ને તેણે પોતાની દીલોજાન બેગમની જીંદગીની સલામતીને સારૂ આજીજી કીધી; મહોબત પીગળ્યો ને એણે બાદશાહને મરજીમુજબ કરવાની રજા આપી.

મહોબત બાદશાહને તેના બાદશાહી દબદબાસાથે કાબુલ લેઇ ગયો ને તેને સઘળો બાદશાહી કારભાર કરવા દીધો. એ દર્મિયાનમાં બાદશાહે નુકસાનનો બદલો ને બીજી મહેરબાનીઓ આપવાનું જણાવ્યું, પણ મહોબતે આભાર માની પોતાના ઓધાનું રાજીનામું આપ્યું; બાદશાહને કુલ અખત્યારી આપી દીધી ને પોતે સાધારણ સંસારી થઈ રહ્યો.

નૂરજહાંના દિલમાંથી વેર ખશ્યું નહોતું—તેણે બાદશાહ પાસે મહોબતનો જાન લેવાનો હૂકમ માગ્યો. બાદશાહે બહુ સમજાવી; ને ન માન્યું ત્યારે લાચાર થઇ હૂકમ આપ્યો; પણ તરતજ વળી મહોબતખાનને પણ છૂપી રીતે સંદેશો મોકલી જણાવ્યું. મહોબતખાન વેશ બદલી અહિં તહિં નાસતો થયો—બળવાખોરનું ડોકું લાવનારને માટે ઈનામ ઠેરવવામાં આવ્યું હતું.

અસફખાને બેનનું કામ પસંદ ન કીધું, પણ તેની સામા થઈ શકાય તેમ પણ નહોતું. એક રાતે અસફ-

ખાનને વરદી ગઈ કે કોઈ અદનો મુલાકાત ચાહેછે; પછી મહોબતખાન ને અસફખાન મળ્યા; એઓએ ખિલખત કરી નક્કી કીધું કે શાહજહાંને ગાદીએ બેસાડયાવિના બાદશાહી ચાલવાની નથી. તરત શાહજહાંને પેગામ ગયો, પણ કેટલીક હકીકતને લીધે કામ મુલતવી રહ્યું. દમનો રોગ હતો તે ઊભળ્યો ને જહાંગીર કાશ્મીરમાં મરણ પામ્યો (નવંબર, ૧૬૨૭). ખુશરૂ કેદમાં મુઓ હતો ને પછી પરવીજ પણ મરી ગયો હતો એટલે શાહજહાં ને શહેરીઆર એ બેમાં જહાંગીરે શહેરીઆરને ગાદી વારસ ઠેરવ્યો હતો, પણ મહોબતખાન ને અસફખાન એઓએ શાહજહાં દક્ષિણથી આવેછે તેટલામાં શહેરીઆરને હરાવી બંદીખાને નાંખી આંધળો કરી રાખ્યો ને નૂરજહાંને પણ બંદીખાને ઘાલી.

**શાહજહાં** આગ્રે આવી ગાદીએ બેઠો—અસફખાને ખુશરૂના દીકરા દાવરને શાહજહાંના આવતાં લગી નામનો બાદશાહ કરી માન્યો હતો તે ઈરાન નાશી ગયો; ને શાહજહાંએ પોતાના ભાઈ ભત્રીજા વગેરે કુટુંબનાં માણસોને દેહાંત કીધાં. પણ હજી તેને દક્ષિણની ફોજનો સરદાર પઠાણ બાદશાહના વંશનો **ખાનજહાં લોદી** કરીને હતો તેની તરફનું મોટું ભય હતું. લોદીએ શહેરીઆર તરફના થઈને શાહજહાંને આગ્રે પહોંચતાં ઘણીજ રીતે પજવ્યો હતો. શાહજહાંએ તેની ઉપર ફોજ મોકલી ને લોદી હથિયાર મૂકી તાબે થયો. પછી તેને માળવાના સૂબાનું કામ આપી આગ્રે બોલાવ્યો. કેટલાક ઉમરાવોએ તેને કડવાં સખુન કહ્યાં તે ઉપરથી તેના દીકરાએ તરવાર કહાડી ને મોટો બખેડો થયો. લોદી પોતાના બે દીકરાને લેઈ ઘોડાપર સવાર થઈ પોતાના સાથીઓને પાછળ આવવાનું કહી નાઠો; ઉમરાવો પાછળ પડ્યા; ચંબળ નદીને પૂર આવ્યું હતું તે છતાં ઝંપલાવી લોદી સામે પાર ઊતર્યો ને દક્ષિણમાં જઈ વિજાપુર તથા ગોવલકોંડાના રાજાઓને મદદમાં લેઈ મોટી ફોજનો સરદાર બની બાદશાહી ફોજની વાટ જોતો ઊભો. શાહજહાંએ ઇરાદતખાન તથા બીજા સરદારોને જુદી જુદી ફોજ સાથે મોકલ્યા ને અસફખાનને મોટી ફોજની સરદારી આપી. ગોવલકોંડાનો રાજા અસફખાનને મળી ગયો તે જાણી લોદી નાઠો ને શાહજહાંને સઘળાં નાકાં બંધ કીધાં છતાં તે માળવે જઈ પહોંચ્યો. બાદશાહે અબદલ્લા સરદારને ૧૦ હજાર ફોજ સાથે મોકલ્યો. લોદીના બે દીકરા મરણ પામ્યા ને માત્ર ૩૦૦ માંના ૩૦ સાથી તેના રહ્યા હતા. લોદીએ લાચાર થઈ તેમને બોલાવી જેમ ફાવે તેમ રસ્તો લેવાનું કહ્યું; એઓએ ન માન્યું ને લોદીએ દુશ્મનોની અંદર ઘોડો મારી મૂક્યો. એક ગોળી તેની છાતીમાં વાગી ને તે પડયો, ને તેના સાથી પડ્યા; ત્રણ વર્ષ ચાલેલા બખેડાનું છેવટ આવ્યું ને શાહજહાં હરખાયો (૧૬૩૦).

અહંમદનગરમાં મલીકંબરના દીકરા ફતેહખાને મૂર્તિજા નિઝામશાહને મારી નાંખી એક બાળકને ગાદી ઉપર બેસાડયો હતો. મહોબતખાને ફતેહખાનને દોલતાબાદમાં ઘેરી લેઇ સપડાવ્યો ને બાળક રાજાને ગ્વાલિયરના કિલ્લામાં લેઇ જઈ રાખ્યો (૧૬૧૩). **શાહજી ભોંસલા**એ વિજાપુરના રાજાની મદદે અહંમદનગરમાં નવો બાદશાહ બેસાડી પોતે કારભાર કરવો એવો નિશ્ચય કરી દોલતાબાદ તથા બીજા કેટલાક પ્રાંત મુગલ પાસેથી જીતી લીધા. શાહજહાંએ વિજાપુરવાળાને કહેવડાવ્યું કે અહંમદનગરના જે કિલ્લાઓ તમે લીધા છે તે સરંજામ સહિત અમને હવાલે કરો, **મૂલક મેદાન** નામની તોપ પુરિંડથી વિજાપુર લેઈ ગયા છો તે મોકલી દો ને શાહજીને મસલતમાંથી દૂર કરો; અમે કોકણપટ્ટીને લગતો નિઝામશાહી મૂલક તથા સોલાપુરનો કિલ્લો તમને આપીશું. વિજાપુરવાળાએ માન્યું નહિ. શાહજહાંએ બે ફોજ શાહજી સામા ને બે વિજાપુર સામા મોકલી. ચાંદવડ તથા નાશક ને બીજા કિલ્લાઓ જે શાહજીના હતા તે મુગલ સરદારોએ લીધા; ને વિજાપુરને ઘેરો ઘાલ્યો ત્યારે ત્યાંના રાજાએ દર સાલ વીસ લાખ રૂપિઆ ખંડણી આપવાનું કબૂલ કરી તેના બદલામાં નિજામશાહી રાજ્યને પેટે કેટલાક પ્રાંત મુગલ સરકાર આપે એવો ઠરાવ કરાવી લીધો (૧૬૩૬). પછી શાહજહાંની સમ્મતિથી શાહજી વિજાપુર સરકારમાં રહ્યો ને અહંમદનગરના રાજ્યની સમાપ્તિ થઈ (૧૬૩૭). એની પહેલાં ગોવલકોંડાના રાજાએ પણ દિલ્હી સરકારને ખંડણી આપવાનું કબૂલ કીધું હતું.*

* દિલ્હી સરકારનો એક સરદાર જફરખાન એણે દક્ષિણમાં બ્રાહ્મણી રાજ્ય સ્થાપ્યું હતું (૧૩૫૦). તે રાજ્ય ઈ૦ સ૦ ૧૫૦૦ માં પાંચ રાજ્યોમાં વહેંચાયું ને એમાંનાં ત્રણ જોરાવર થયાં—ગોવલકોંડાનું અથવા કુતુબશાહી, વિજાપુરનું અથવા અદિલશાહી ને અહંમદનગરનું અથવા નિજામશાહી. નિજામશાહી સરકારે શિકંદરના મરેઠા જાદવરાવને દશ હજાર ઘોડાના ખર્ચને માટે કેટલીક જાગીરો કરી આપી હતી—(શિકંદર ઔરંગાબાદની પૂર્વે ૬૦ મૈલ ઉપર). જાદવરાવે પોતાની દીકરી માલોજી ભોંસલેના દીકરા શાહજી સાથે પરણાવી હતી. માલોજીને પણ નિજામશાહી સરકારે પુના તથા સુપાની જાગીર આપી હતી ને શિવનેરી તથા ચારણના કિલ્લા આસપાસના

કંધાર દિલ્હીની બાદશાહીની સત્તામાંથી ટળી ઈરાનના તાબામાં ગયું હતું. ત્યાંના સૂબેદાર અલીમર્દાનખાને પોતાની સરકારથી કંટાળીને તે પ્રાંત શાહજહાંને હવાલે કરી દીધો. બલખ પ્રાંતમાં નજરમહંમદનો દીકરો અબદુલ અજીજ એણે બંડ કરેલું તેનો બંદોબસ્ત કરવાને અલીમર્દાનખાનને (૧૬૪૪) મોકલેલો પણ તે પાછો આવ્યો, વળી (૧૬૪૫ માં) ૧૪ હજાર રજપૂત સાથે જગતસિંહ, શાહજાદો મુરાદ તથા અલીમર્દાનખાન એ બીજી વાર ગયા ને બાદશાહે તે પ્રાંત પોતાનો છે એવું જાહેરનામું કીધું (૧૬૪૬). અબદુલ અજીજે મૂલક લૂંટવા માંડયો તેને પકડવાને શાહજાદો ઔરંગજેબ ગયો, પણ બલખમાં તે ગોંધાઈ રહ્યો. મહંમદ તાબે થઈ દરબારમાં આવી રહ્યો હતો તેને બાદશાહે ફરીથી બલખનો સૂબેદાર થાપ્યો ને ઔરંગજેબ બુણગું તથા ઘોડો ખોઈ ઈજા પામી પાછો આવ્યો (૧૬૪૭). ઈરાનીઓએ બલખ ઉપર ચઢાઈ કરી તે શહેર લીધું. બાદશાહનો વજીર સાઅદુલ્લા તથા ઔરંગજેબ બંને સાથે એક વાર ૧૬૪૯ માં ને બીજી વાર ૧૬૫૨ માં ગયા ને પાછા આવ્યા. શાહજાદો દારા ગયો તે પણ ફોજ ગુમાવી કાબુલ આવી રહ્યો (૧૬૫૩).

શાહજહાંએ વડા શાહજાદા દારાને પોતાની પાસે રાખી બંગાળાનો સૂબો શાહજાદા **સૂજાને**, ગૂજરાતનો શાહજાદા **મુરાદને**, ને દક્ષિણનો શાહજાદા **ઔરંગજેબને** સોંપ્યો હતો. ઔરંગજેબે વજીરને મેળવી લેઈ બેટાના લગ્ન સારૂ બંગાળે જવાનું છે એવું બહાનું કહાડી હેદરાબાદના બાદશાહને સપડાવ્યો ને એણે પોતાની દીકરી ઔરંગજેબના દીકરાને આપવાનું ને દિલ્હી સરકારને દરસાલ એક કરોડ રૂપિઆ ખંડણી આપવાનું કબૂલ કીધું. પછી ઔરંગજેબે વિજાપુર ઉપર હલ્લો કરી તે રાજ્યને ખંડણી આપતું કીધું.

મૂલક સાથે તેની સંભાળમાં રાખ્યા હતા. અહંમદનગરનું રાજ્ય શાહજહાં તાબે કરતો હતો તેવામાં શાહજી તેની તરફેનનો થયો હતો ને શાહજહાંએ તેનો જાગીરી તથા બીજો મૂલક તેના હવાલામાં રહેવા દીધો હતો. પછવાડેથી તેનો કેટલોક મૂલક બાદશાહે પોતાના રાજ્યમાં ગણવા માંડયો હતો ત્યારે શાહજી વિજાપુર સરકારની નોકરીમાં રહ્યો હતો. કોલકરાર થયા પછી પુના તથા સૂપા શાહજીને પાછાં મળ્યાં હતાં ને વિજાપુરવાળાએ પોતાની તરફથી કર્નાટકમાં કેટલોક મૂલક બીજો તેને આપ્યો હતો. એ મરેઠા સરદાર શાહજી ભોંસલેનો દીકરો શિવાજી જુન્નર ગામની પાસે શિવનેરીના કિલ્લામાં જન્મ્યો હતો (મે, ૧૬૨૭).

શાહજહાં એકાએક માંદો પડયો ને તેણે પોતાનો સઘળો રાજ્યકારભાર દારાને સોંપ્યો (૧૬૫૦). એણે પોતાના ભાઇઓ સાથે કોઈ સંબંધ ન રાખે તેવો હૂકમ ફેરવ્યો ને જે ઉમરાવો તેઓની તરફના હતા તેઓને કહાડી મૂક્યા. શાહજહાં ઘણા દહાડા બેભાન પડી રહ્યો હતો ને સારો થાય તેવી આશા નહોતી. એ સ્થિતિમાં અદેખો તથા મોટાઈખોર **દારા,** ધીમો તથા ખટપટી **ઔરંગજેબ,** ને લોભી તથા ભોળો મુરાદ એઓએ રાજ્યમાં ઉત્પાત કરી નાંખ્યો હતો. ઔરંગજેબે મુરાદને બાદશાહ કરી થાપવાની લાલચ બતાવી હતી; સૂજા તો બંગાળેથી કાશી લગી આવી પહોંચ્યો હતો. એટલામાં શાહજહાં સારો થયો ને તે ખબર સૂજાને પહોંચી છતાં તેણે આગળ વધવા માંડયું પણ દારાના દીકરાએ તેને હરાવ્યો ને તે મોંગીરના કિલ્લામાં ભરાઈ રહ્યો. ઔરંગજેબ ને મુરાદ એઓએ માળવામાં ક્ષિપ્રાને તીરે બાદશાહના સરદાર જસવતસિંહને હરાવ્યો. એ બખેડાનું ભયંકર રૂપ જોઈ શાહજહાંએ તે બેસાડવાને દારાની તરફેન ખેંચી ને તેની તરફથી લડાઈમાં સામિલ થવાનો જોસ્સો કીધો, પણ તે સામિલ થયો નહિ. શાહજહાંએ દારાના દીકરા સુલેમાનને ફરમાવ્યું કે તારે સૂજાનું મન મનાવી બીજા કાકાઓની સામા જવું. પછી દારા ને સુલેમાન એ બે જણ મોટી બાદશાહી ફોજ સાથે આગ્રેથી થોડેક દૂર ચંબલને તીરે જબરી છાવણી કરી રહ્યા. સામાવાળા ભાઈઓ ડુંગરી વાટે પોતાની ફોજ સામી લેઈ ગયા. મોટી લડાઈ થઈ—દારાએ મુરાદની ફોજ ભાંજી તેને જખમી કીધો, પણ ઔરંગજેબે પોતાની સામેની ફોજને નસાડી મુરાદની મદદે આવી પૂરી ફતેહ મેળવી (૧૬૫૭). ઔરંગજેબે સુલેમાનની ફોજમાં ફૂટ ઘલાવી ને બાદશાહને સંદેશો કહેવડાવ્યો કે આંટલે લગી વાત આવી તેને માટે હું પસ્તાઉં છઉં ને ખાતરી કરી માનજો કે હજી હું તાબેદાર દીકરો ને વફાદાર રૈયત છઉં. શાહજહાંએ તેનું ખરૂં માન્યું નહિ, પણ બને તો સમાધાની આણવી એવા વિચારથી પોતાની લાડકી દીકરી **જહાંનરાંને** ભાઇઓ પાસે મોકલી. મુરાદ તેને દારાનીજ તરફની જાણતો હતો તેથી તેણે તેની સાથે દિલથી વાત કરી નહિ, પણ ઔરંગજેબે પસ્તાવો સંભળાવ્યો ને બગડેલી વાત સુધારવાની કાળજી દેખાડવી. જહાંનરાં ભોળવાઇ, ને તેણે દરબારની વાત મસલહત ઔરંગજેબને કહી દીધી. જ્યારે **જહાંનરાંએ** જઇ બાપને કહ્યું ત્યારે એણે સાચું તો ન માન્યું, પણ મળવા આવવાની રજા આપી. ઔરંગજેબે કહેવડાવ્યું કે ગુનેહગાર હોયછે તેને બીક બહુ

હોયછે માટે મારો દીકરો થોડાંક હથિયારબંધ માણસો સાથે મહેલમાં આવે તો મને મારી જીંદગીની ખાતરી થાય. શાહજહાંએ તેમ કરવાની પણ રજા આપી. ઔરંગજેબનો દીકરો થોડાંક માણસો સાથે મહેલમાં ઠેરવેલી જગાએ જઈ ઊભો, પણ ત્યાં તેણે બાદશાહને રખેવાળીમાં ઘણાં માણસ દીઠાં. તેણે બાદશાહને જઈ કહ્યું કે આ માણસો નહિ ખસે ત્યાંસૂધી હું મારા બાપને અહિં બોલાવનાર નથી. બાદશાહે પોતાનાં માણસોને ખશી જવાનો હુકમ કીધો; તેટલે તેને ખબર થઈ કે ઔરંગજેબ અકબરની કબર આગળ બંદગી કરવા જાયછે. બાદશાહે ઔરંગજેબના દીકરાને પૂછ્યું કે અહિં ન આવતાં તેને ત્યાં જવાનું કારણ શું? તે છોકરાએ જવાબ વાળ્યો કે તેનો વિચાર બાદશાહને મળવાનો નહોતો. બાદશાહે પૂછ્યું કે, ત્યારે તું અહિં કેમ આવ્યો છે? તેણે જવાબ દીધો કે, કિલ્લો તાબામાં લેવાને. બાદશાહે પોતાને શાપ દેવા માંડ્યા; પછી તે છોકરાને કાલાવાલા કરી સમજાવ્યો કે મારી દુર્દશા ન કરો, હું મારી બાદશાહી ખુશીથી સ્વાધીન કરૂં છઉં. તે છોકરો કંઇક અંદેશામાં પડ્યો, પણ પછી બાદશાહનું કરગરવું ન લેખવતાં તેની પાસેથી ખશી ગયો (૧૬૫૮).

મુરાદે જખમ રૂઝાયા પછી પાછી લશ્કરી સરદારી લીધી. ઔરંગજેબે તેને સમજાવ્યું કે આ બધું તારે માટે કીધું છે–બાદશાહી ભોગવ ને મને રજા આપ કે હું મક્કે જઈ આવી દર્વેશની જીંદગી ગુજારૂં. બીજી પાસથી તેણે બક્ષિસો આપી ફોજના માણસોને વશ કરી લીધા. મુરાદે તે ખટપટ જોઈ તેને મારી નાંખવાની મતલબથી પોતાને ત્યાં ખાનાપર તેડ્યો. ઔરંગજેબ ગયો, પણ ચેતીને તબીએત બગડવાનું બહાનું કરી પાછો જતો રહ્યો. પછી ઔરંગજેબે મુરાદને તેડ્યો–એ નાચરંગ ને કેફમાં લટ્ટુ થઈ જઇ પોતાના તંબુમાં જઈ ઊંઘ્યો. ઔરંગજેબે તેને બંધાવ્યો; મુરાદ છૂટવાનાં ફાંફાં મારેછે ને તરવાર ખોળેછે તેવામાં ચક ઊઘાડી ઔરંગજેબે કહ્યું કે કાંતો તાબે થાય કે કાંતો મરે, સામો થાય તો મારી નાંખો; મુરાદ ઘણું બબડી તાબે થયો; ને પછી તેને કેદ કરી આગ્રે લેઇ ગયા હતા. ઔરંગજેબે તરત બાદશાહ ન કહેવડાવતાં થોડા દહાડા ગાળ્યા. મુરાદના ડોકાને બેહુરમત કરવામાં આવ્યું; ને ઔરંગજેબે ગાદીનશીન થવાનાં કારણો જણાવવાને પોતાના દીકરાને બાદશાહ પાસે મોકલ્યો. એણે ગુસ્સે થઇ જવાબ કહાવ્યો કે દીકરાઓએ પોતાના બાપને ગાદી ઉપરથી ઊઠાડ્યો છે, પણ દુર્દશામાં આવેલા બાપને ચીડવી રીબાવવાનું કામ ઔરંગજેબનેજ માટે બાકી રહ્યું હતું; તેનાં બહાનાં સાંભળવાં એ તેની ચાલચલણને વાજબી માન્યા જેવું થાય. ઔરંગજેબે જવાબ ન વાળ્યો. પછી શાહજહાં સાત વર્ષ સખ્ત કેદમાં પણ અદબઇજ્જત સાથે રહી મરણ પામ્યો.

શાહજહાંએ ૩૦ વર્ષ બાદશાહી કરી ૬૭ વર્ષની ઉમરે દેહ છોડી; તેમાં વીસ વર્ષ તો તેણે રાજકાજ યશસ્વી રીતે કીધાં. ડાહ્યા ને વિચારવંત પ્રધાન અસફખાન, મહોબતખાન ને સાઅદુલ્લાખાન મરણ પામ્યા પછી તેણે વિશેષ કાળજી રાખી હતી. તેણે મૂલકોની અજમાસ વીસ વર્ષ થયા ચાલતી હતી તે પૂરી કરાવી તોડરમલની ધોરણ સઘળે ઠેકાણે રાખી હતી; તે વાજબી ઈનસાફ કરતો,પણ કોઇ કોઇવાર સજા કરવે કરડો થતો. મુસલમાન હિંદુ પ્રજાને યથેચ્છ ધર્મ પાળવાની જે છૂટ હતી તે તેણે કાયમ રાખી હતી–તેણે સારા કામદાર રાખી રાજ્યનો બંદોબસ્ત રાખ્યો હતો ને તે પ્રજાનો વહાલો બાદશાહ હતો. તેની કારકીર્દીમાં જમનાની નહેર, જુમ્મામસજીદ, તાજમેહેલ (શાહજહાંની બેગમ નૂરજહાંની કબર; પોણો કરોડ રૂપિઆ ખર્ચ થયો હતો), હવેલીઓ, બાગબગીચા, વગેરે બન્યાં હતાં. તેણે પોતાને માટે હીરામાણેકથી જડેલું મયૂરાસન (તખ્તે તાઉસ) કરાવ્યું હતું. (એની કિંમત યૂરોપના એક ઝવેરીએ સાડા છ કરોડની કરી હતી). લવાજમ, બક્ષિસો, બે લાખ સવાર જાથુ નોકરીમાં તેનો પગાર, લડાઈઓનો ખર્ચ એ સઘળું જતાં તેના રાજને અંતે ચોવીસ કરોડ રૂપિઆ ને બીજું સોનું રૂપું જવાહિર એ તેના ખજાનામાં હતું, રાજવસૂલ ૩૨ કરોડની હતી.

**ઔરંગજેબ** ૧૬૫૮ માં ૪૧ વર્ષની વયે ગાદીએ બેઠો ને તેણે પોતાના નામનો શિક્કો પડાવ્યો. દારાએ લાહોરથી મુલતાનને રસ્તે ગૂજરાત જઇ પોતાને બાદશાહ કહેવડાવ્યો. ઔરંગજેબે તેને જેપુરપાસે હરાવ્યો; તે નાશી સિંધમાં ગયો, પણ ત્યાંના રાજાએ તેને કેદ કરી મોકલાવ્યો; ઔરંગજેબે તેને મારી નખાવી તેનું મુડદું શહેરમાંથી ઘસડાવી કહડાવ્યું. સૂજાને પ્રયાગ પાસે હરાવ્યો ને ૧૧૪ તોપ તથા ઘણાએક હાથી એ લૂંટમાં લીધા; સૂજા આરાકાન તરફ નાશી ગયો, પણ ત્યાં તે તથા તેનાં કુટુંબનાં માણસો માર્યા ગયાં. પછી ઔરંગજેબે આસામ ઉપર ફોજ મોકલી, પણ ત્યાંના રાજાએ માત્ર ખંડણી આપવી કબૂલ કીધી.

દક્ષિણમાં શાહજી ભોંસલેનો દીકરો શિવાજી બાદશાહી મૂલકમાં લૂંટફાટ કરતો તે ઉપરથી શાહિસ્તખાન જે ઔરંગાબાદમાં રહેતો તે તથા રાજા જસવતસિંહ (મારવાડનો) એ બે જણે પુના લીધું. શિવાજીએ તેમનાં લશ્કર ઉપર છાપો માર્યો. પછી શાહજાદો મોઅજ્જીમ દક્ષિણમાં ગયો; પણ શિવાજીએ તેને ન લેખવતાં કેટલાંક શહેર લૂંટ્યાં ને કેટલોક મૂલક ઊજડ વાળ્યો. બાદશાહે દીલીરખાન તથા જેસિંહને (જેપુરનો) મોકલ્યા. એઓએ લડાઇ કરી, પણ પછી મીલાપી કરાર થયા. શિવાજીએ જેસિંહ સાથે જઇને વિજાપુરના રાજા સાથે લડાઈ કીધી. પછી શિવાજી બાદશાહની મરજી ઉપરથી દિલ્હી ગયો, પણ ત્યાં તેને કેદ રાખ્યા જેવું કરવામાં આવ્યું એટલે તે ત્યાંથી નાશીને પાછો દક્ષિણમાં આવ્યો (૧૬૬૬). જેસિંહ વિજાપુર લેવાને મથ્યો, પણ ફાવ્યો નહિ ને થોડે દહાડે મરણ પામ્યો. (બાદશાહના હૂકમથી ઝેર આપવામાં આવ્યું હતું). બાદશાહની તરફથી મોઅજ્જીમ, દીલીરખાન ને જસવતસિંહ એ ત્રણ જણ દક્ષિણના મૂલકનો કારભાર કરતા તેમાંથી જસવતસિંહને શિવાજીએ પોતાની તરફનો કરી લીધો ને તેની મારફતે ઔરંગજેબ સાથે દોસ્તી બાંધી. એણે શિવાજીના ગુનાહ માફ કરીને તેનું જૂનું રાજ્ય તેને હવાલે કીધું ને બીજો પણ કેટલોક મૂલક આપ્યો (૧૬૬૭). થોડાં વર્ષ પછી બાતમી મળી કે બાદશાહનો ઈરાદો શિવાજીને પકડીને કેદ કરવાનો છે તે ઉપરથી એણે બાદશાહી મૂલક લૂંટવા માંડ્યો. ઔરંગજેબે ૪૦ હજાર ફોજ મોકલી, પણ તેની ભારે હાર થઈ (૧૬૭૨). પછી મહોબતખાન તથા મોઅજ્જીમને પાછા બોલાવી ગૂજરાતના સૂબેદાર ખાનજહાંને દક્ષિણ મોકલ્યો.

કાબુલમાં બળવો ઊઠેલો તેઉપરથી ત્યાં બે વરસ લડાઈ ચાલી, પણ પાકો બંદોબસ્ત થયો નહિ. મારવાડની કોઈ સતરામી વેરાગણે હિંદુ મુસલમાનને પોતાના ધર્મમતના કરી દિલ્હીથી થોડેક દૂર બંડ ઊઠાવ્યું હતું–એક બે વાર બાદશાહી ફોજને મારી હઠાવી હતી, પણ પછવાડેથી બંડખોરોનું જોર તૂટી પડ્યું હતું (૧૬૭૫).

ઔરંગજેબ મુસલમાની ધર્મનો આગ્રહ ધરી હિંદુપ્રજાને દમવા લાગ્યો–હિંદુઓને સરકારી કામમાં રાખવા નહિ, જાત્રા ભરાય નહિ એવો હૂકમ કીધો અને મુસલમાનને જકાત વેરો માફ કરી હિંદુઓ ઉપર જજીઆ કર નાંખ્યો. રજપૂતો પ્રથમથીજ ઔરંગજેબ ઉપર નારાજ હતા; જ્યારે તેણે ઊમરે આવતા દરેક હિંદુ જુવાન ઉપર વેરો મૂક્યો ત્યારે તેઓ બહુ ખીજવાયા; વળી જસવતસિંહ કાબુલમાં મરણ પામ્યો (બાદશાહના હૂકમથી ઝેર દેવામાં આવ્યું હતું) ત્યારે તેની રાણી (મેવાડની બેટી) ને તેનો બાળક **અજિત** એઓને કેદ કરવામાં આવ્યાં હતાં. જ્યાંસૂધી જસવતસિંહ ને જેસિંહ હતા ત્યાંસૂધી જજીઆનો વેરો મૂકવાને બાદશાહની હિંમત ચાલી નહોતી, પણ તે બેનું કાટલું કરાવ્યા પછી તેણે પોતાનો ઈરાદો અમલમાં આણ્યો હતો. ઉદેપુરનો રાણો રાજસિંહ સઘળી હિંદુ પ્રજાની તરફથી ને જોધપુરની તરફથી સામો થયો. બાદશાહે તેના ઉપર ચઢાઈ કરી. ઘણી ને મોટી લડાઈઓ ચાલી–હારજીત થયાં કીધી, મુસલમાનોએ ગામ બાળ્યાં, ઝાડ કપાવ્યાં, દહેરાં ભાંગ્યાં. રજપૂત બૈરાં છોકરાં ઉપર ક્રૂરતા ચલાવી; તેમ રજપૂતોએ પણ મસજીદો લૂંટી, કુરાનો બાળ્યાં ને મુલ્લાઓની આબરૂ લીધી. બંને તરફને કંટાળીને સલાહ કીધી; આવું ઠર્યું કે અજિતસિંહ મોટો થયે જોધપુરનું રાજ્ય બાદશાહ તેને પાછું આપે ને ઉદેપુરના રાણાએ શાહજાદા અકબરને બાદશાહ સામા મદદ કરી માટે તે થોડોક મૂલક પાછો આપે (૧૬૮૧).

એ લડાઇઓમાં ઔરંગજેબ રોકાયો હતો તેવામાં શિવાજીએ દક્ષિણમાં કોંકણપટ્ટી તણા ઘાટમાથા ઉપરનો કૃષ્ણા નદી સૂધીનો મૂલક તાબે કરી રાયગઢમાં રાજ્યાભિષેક કરાવ્યો હતો (૧૬૭૪); અને તેણે વિજાપુરવાળાને મદદ કરી બાદશાહના સરદાર દીલીરખાનને ઘેરો ઊઠાવી ખશી જવાની ફરજ પાડી હતી (૧૬૮૦). એ પ્રમાણે દક્ષિણની સ્થિતિ હતી તેવામાં ઔરંગજેબે દક્ષિણનાં રાજ્યોની સમાપ્તિ કરવાને બહ્રાનપુર આવી છાવણી કરી (૧૬૮૩). શાહજાદા અજીમને ચાંદવડનો મૂલક લેવાને અને શાહજાદા મોઅજ્જીમને ૪૦ હજાર ફોજસાથે કોંકણ લેવાને મોકલ્યો. એ બાદશાહી ફોજોનો શિવાજીના દીકરા સંભાજીએ ઘણો ખરો નાશ કીધો. પછી અજીમે વિજાપુર ઉપર (બાદશાહ પણ ત્યાં ગયો હતો) ને મોઅજ્જીમે ગોવળકોંડા ઉપર ચઢાઇ કરી. એ ચઢાઇઓનું છેવટ આ આવ્યું કે અબુલહસન રાજાએ સાત મહિના ટકાવ રાખ્યો, પણ પછી ફૂટ ફિતૂર થયે તેના ગોવળકોંડાના રાજ્યની સમાપ્તિ થઇ અને એ રાજ્યનો તથા વિજાપુરનો તથા મરેઠાનો એઓનો ઘણોક મૂલક બાદશાહના તાબામાં આવ્યો (૧૬૮૮).

સંભાજી કોંકણમાં સંગમેશ્વરમાં હતો તેવામાં તુકારબખાને તેના ઉપર છાપો મારી તેને કેદ કરી બાદશાહ

પાસે મોકલ્યો. ઔરંગજેબે તેને મુસલમાન થવાનું કહ્યું; સંભાજીએ ઔરંગજેબને તથા પેગંબરને ગાળો દીધી, અને ઔરંગજેબે તેની આંખો ફોડી જીભ ખેંચી કહાડી તેનું ડોકું કપાવી નાંખ્યું (૧૬૮૯). પછી મુગલોએ રાયગઢ કિલ્લો લીધો ને સંભાજીનો દીકરો શાહૂ તેઓના હાથમાં આવ્યો. શાહુનો કાકો રાજારામ શાહુને નામે મરાઠી રાજ્યનો કારભાર કરેછે એવી ખબર જાણવાથી બાદશાહે જુલ્ફીકારખાનને લશ્કર સાથે મોકલ્યો; પણ કિલ્લાને ઘેરો ઘાલવા જેટલી ફોજ તેની પાસે નહોતી. મરેઠા સરદારો તો ઠામ ઠામ લૂંટફાટ કરી ઘાસદાણો ચોથ વગેરેની ધાંધલમાં પડ્યા હતા ને સરકારખજાનો દિલ્હી જતો લૂંટી લેતા હતા. ઔરંગજેબે શાહાજાદા કામબક્ષને તથા જુલ્ફીકારખાનના બાપ અશદખાનને જંજી ઉપર ફોજ સાથે મોકલ્યા. એ બેને માંહોમાંહે વાકું પડયું. એટલામાં મરેઠા સરદારોએ વીસ હજાર વીણેલા ઘોડા સાથે કર્ણાટકમાં જઇ મુગલ લશ્કરને ઘાસ દાણા સીધાંની તંગીમાં આણ્યું, ને બૂમ ઊરાડી કે બાદશાહ મરણ પામ્યો (૧૬૯૭). કામબક્ષ સાથે મીલાપી ખટપટ કરી છે એ વાત જાણીને જુલ્ફીકારખાને કામબક્ષને કેદ કીધો ને એ ખબર ફેલાયાથી લશ્કરે ઘેરો ઊઠાવી પાછાં ફરવા માંડ્યું; મરેઠાઓએ તેને હાંકી કહાડયું. ઔરંગજેબે દક્ષિણમાં જઇ પંઢરપુર પાસે છાવણી કરી કામબક્ષ તથા અસદખાન એઓને તેડાવી લીધાં; ને જુલ્ફીકારખાને કેટલેક દહાડે જંજી કિલ્લો લીધો; પણ એણે રાજારામને અંદરખાને મીલાપ હતો માટે આગમચથી ચેતાવી નસાડી મૂકયો હતો (૧૬૯૮). રાજારામે કર્ણાટકમાંથી પાછાં આવી સતારામાં પોતાની રાજધાની કરી ને છેક ગોદાવરીની પેલીતરફ જાલના સૂધી ચોથાઇ લીધી. ઔરંગજેબે પંઢરપુરથી નીકળી પરળી, સતારા, કેળણા, ઇત્યાદિ કિલ્લાઓ ઉપરાઉપરી લીધા તો ખરા પણ પછી મરેઠાઓએ ઔરંગજેબને ત્રાહે ત્રાહે પોકરાવ્યો;—એની થોડીક ફોજ રજપૂતનાં બંડ બેસાડવાને ગઈ હતી ને ચાલતી લડાઇથી ઘણાંક માણસ ઓછાં થઈ ગયાં હતાં; ઘાસ દાણો ખૂટયો હતો; ખજાનો લૂંટાયાથી લશ્કરને પગાર આપવો મુશ્કેલ પડતો હતો અને મરેઠાઓ અહિં તહિં છાવણીઓ લૂંટાલૂંટ કરી રહ્યા હતા. એ આફતમાં બાદશાહે સલાહનું કહેણ મોકલ્યું, પણ સામું માગણું ઘણું હોવાથી તે પોતાનાં લશ્કર સાથે મુશ્કેલીથી અહંમદનગર આવી પહોંચ્યો ને પછી થોડે દહાડે ઔરંગાબાદમાં મરણ પામ્યો (૧૭૦૭).

**મરેઠાનું રાજ્ય**—પ્રથમ અહંમદનગરસરકારનો ને પછી વિજાપુર સરકારનો જાગીરદાર સરદાર **શાહાજી ભોંસલાનો** દીકરો **શિવાજી** ૧૬૨૭ માં જન્મ્યો હતો. તે શાહાજીના એક કામદાર **દાદાજી કોંડદેવ** નામના બ્રાહ્મણની સંભાળમાં ઊછર્યો હતો. ઓગણીસ વર્ષની વયે તેણે **તોરણા** કિલ્લો લીધો. દાદાજી મરી ગયા પછી જાગીરનું કામ પોતાને હાથ રાખ્યું ને વસૂલને પોતાના ઉપયોગમાં લેવા માંડી. તે દિલ્હી સરકાર તથા વિજાપુર સરકારના મૂલકોમાં હલ્લા કરી લૂંટ મેળવતો ને દોલત એકઠી કરી ડુંગરી કિલ્લાઓમાં રાખતો; એ દોલતવડે તે પોતાનું લશ્કર વધારવાને શક્તિમાન થયો હતો; તેનું લશ્કર ઘાટમાથાના માવળ પ્રાંતનું હતું. તેણે ૧૬૪૮ માં કલ્યાણી પ્રાંત લીધો. વિજાપુર સરકારે પોતાના સરદાર શાહાજી ઉપર શક આવેથી તેને કર્ણાટકથી તેડાવી સપડાવ્યો કે તારો દીકરો તાબે નહિ થાય તો તને મારી નાંખવામાં આવશે. પછી વિજાપુર સરકારે કર્ણાટકમાં બખેડા થયેથી શાહજીને પાછો ત્યાં મોકલ્યો. એ ચાર વર્ષના દર્મિયાનમાં પણ શિવાજીએ તે સરકારના મૂલક ઉપર થોડાક હલ્લા કર્યા હતા. વિજાપુર સરકારે ઘણીક વાર ફોજ મોકલેલી, પણ શિવાજી મૂલક ઊજડ કરતો અટકતો નહિ. ઔરંગજેબે ઉપરાઉપરી ફોજ મોકલી ત્યારે શિવાજીએ તાબે થઈ દિલ્હી સરકારના લીધેલા કિલ્લા તથા મૂલક પાછા આપ્યા ને બાદશાહનો તાબેદાર સરદાર થવાનું કબૂલ કીધું. બાદશાહના તેડાવ્યા ઉપરથી શિવાજી દિલ્હી ગયો, પણ ત્યાં ભય જેવું લાગવાથી છૂપો નાશી આવ્યો. ૧૬૬૪ માં શાહજાદા મોઅજ્જીમના વચમાં પડવાથી બાદશાહની મહેરબાની મેળવીને શિવાજીએ ૩૭ વર્ષની વયે રાયગઢમાં રાજા કહેવડાવ્યો. ૧૬૭૪ માં તેણે પોતાનો રાજ્યાભિષેક કરાવ્યો ને અષ્ટપ્રધાનની રાજસભા કરી—**પેશ્વા** અથવા મુખ્ય પ્રધાન, **પંતઅમાત્ય**—જમા વસૂલનો કામદાર, **પંતસચીવ**—દફતર રાખનાર તથા ચિટણીસ **મંત્રી**—રાજગૃહનાં કામકાજનો ઉપરી તથા રાજકાજમાં ખાસ મસલહતી, **સેનાપતિ સુમંત**—મૂલકી કામદાર, **ન્યાયાધીશ** ને **પંડિતરાજ** ધર્મશાસ્ત્રના મત આપનારો.

શિવાજીએ વહાણમાં લશ્કર લેઈ જઈ બારસીલોરનો મૂલક લૂંટ્યો. સૂરતને બે વાર લૂંટ્યું તેમાં બીજીવાર ૧૫ હજાર માણસ સાથે; **હુબ્લી** શહેર લૂંટી અતિશય લૂંટ મેળવી; અને ૪૦ હજાર પાયદળ તથા ૩૦ હજાર સવાર સાથે કર્ણાટકમાં પોતાના ભાઈ ઉપર ચઢાઈ

કરી;—બાપની જાગીરી મિલ્કતમાંથી ભાગ લેવાને અને વિજાપૂરનો મૂલક તાબે કરવાને; ને એ બંને કામ તેણે પાર પાડ્યાં હતાં. તે પોતે તાબે કરેલા મૂલકમાંથી **ચોથ** ( ચોથાઇ ) ને **સરદેશમુખી** ( દશમો હિસ્સો ) એ પ્રમાણે વસૂલ ઊઘરાવતો; ૧૬૭૦ માં તેણે દિલ્હી સરકારના તાબાના ખાનદેશ ઉપર પણ ખંડણી બેસાડી હતી. તેણે રાયગઢ પ્રતાપગઢ વગેરે કિલ્લા બંધાવ્યા હતા. તે ૧૬૮૦ માં ૫૩ વર્ષની વયે મરણ પામ્યો ત્યારે આખું **કોકણ**, પુનાનાં પ્રગણાં અને કર્ણાટકમાં અહીં તહીં થોડોક મૂલક એટલું તેની સત્તામાં હતું.

શિવાજીને બે દીકરા–સંભાજી ને રાજારામ, તેમાં સંભાજી ૨૩ વર્ષનો ગાદીએ બેઠો. તે બાપના જેવો બહાદુર પણ નિર્દય ને છકેલો હતો. તેણે પોતાના બાપની વખતના પ્રધાનોને ન લેખવતાં **કલુષા** નામના કનોજીઆ બ્રાહ્મણને રાજકાજનો સંધો અખત્યાર આપ્યો હતો. એક વાર તે પોતાના રખેવાળ સૈનથી છૂટો પડ્યો હતો તેવામાં તેને મુગલ ફોજના સરદારે પકડ્યો; ઔરંગજેબે તેને તથા કલુષાને નિર્દય રીતે મારી નંખાવ્યા ( ૧૬૮૯ ); અને રાણી તથા તેના કુંવર શાહુને કેદમાં રાખ્યાં.

મરેઠા સરદારોએ શાહુનો છૂટકારો થાય ત્યાંલગીને માટે રાજારામને રાજા ઠેરવ્યો. તેણે **સતારાને** રાજધાની કરી અને **પ્રતિનિધિ**ની નવી પદવી **પ્રલ્હાદનીરાજી**ને આપી અને સેનાપતિ **સંતાજી ઘોરપડે** એને **જરીપટકો** એ નામનો વાવટો બક્ષ્યો–રાજારામ ૧૭૦૦ માં મુઓ. તેની સ્ત્રી તારાબાઈ પોતાના દીકરા શાહુને રાજા કરી એને નામે કારભાર ચલાવતી થઈ. રાજારામ ને તારાબાઇ એ બેની કારકીર્દીમાં ઔરંગજેબે પોતાના મરતાં સૂધી મરેઠા રાજ્યનો નાશ કરવાને બહુ મથન કીધું હતું, પણ તેમ ન થતાં મરેઠા સરદારોએ રાજ્યસત્તા ઘણીક વધારી હતી.

**શીકલોક**—શિકંદર લોદી કે બાબરના રાજ્યમાં **નાનકે** પંજાબમાં લોકને નવો ધર્મ આપી શીક કરવા માંડ્યા હતા. પછીનાં રાજ્યોમાં શીકલોકની સંખ્યા ઘણી વધી ગઇ હતી. સત્તરમા સૈકાના અંતમાં ઔરંગજેબના જૂલમથી તેઓએ સામા હથિયાર ઊંચક્યાં. જ્યારે નાનકથી નવમી પહેડીના ગુરૂને પકડી ગ્વાલિયરના કિલ્લામાં આણી ઠાર કરાવ્યો ત્યારે તેના દીકરા ગુરૂગોવિંદે વેર લેવાનું પણ લેઈ ઔરંગજેબ સામા લડાવવાને પોતાને માનનારા લોકનો એક સંપ કરાવી કેટલાક કિલ્લા લીધા હતા.

*સત્તરમા સૈકામાં યૂરોપિયન લોકની સ્થિતિ હિંદુસ્તાનમાં આ પ્રમાણે હતી: **ડચ–વલંદા** લોકે (હાલંડ દેશના) પોર્ટુગીઝ સાથે લડીને **પલિકોટ, નાગપટ્ટણ, કલિકટ, કોચીન, કાનનુર,** એ શહેરો લીધાં ને કેટલેક ઠેકાણે કોઠીઓ કીધી. ડેન લોકે (ડેન્માર્કના) તંજાવરના રાજા પાસેથી ત્રાંકિવબાર લીધું. **ફ્રેંચ** લોકે ૧૬૬૪ માં કંપની કરી હિંદુસ્તાન આવી બાદશાહની રજાથી ૧૬૭૫ માં સૂરતમાં લાતી બાંધી ને ચાર વર્ષ પછી પોંડીચેરીમાં થાણું કીધું. **ઇંગ્લિશ, અંગ્રેજ** વેપારીની કંપનીએ ૧૬૧૧ માં પ્રથમ સૂરતમાં માલ ઊતારેલો ને પછી હિંદુસ્તાનમાં કોઠીઓ કરવામાટે જહાંગીર બાદશાહને અરજ કરેલી ને જેમ્સ બીજાની તરફથી **સર ટોમસ રો** વકીલે બાદશાહની મુલાકાત કરેલી, તેઉપરથી ૧૬૧૩ માં તેણે ( કંપનીએ ) **સૂરત, અમદાવાદ, ખંભાત, ઘોઘા** એ ઠેકાણે પોતાની કોઠીઓ કીધી, પણ તેનો વેપાર વલંદા જેવો ધમધોકારે ચાલ્યો નહિ. ૧૬૨૪ માં કંપનીએ પોતાના નોકરોના જાન ઊગારવા મારવાની રાજકીય સત્તા મેળવી, ૧૬૨૫ માં નેલોરની દક્ષિણે **આર્મિગમમાં** કોઠી કીધી. ૧૬૪૦ માં ગોવળકોંડાના રાજાની પરવાનગીથી મદ્રાસમાં થાણું કરી **ફોર્ટ સેંટ જયોર્જ** નામનો કિલ્લો બાંધ્યો અને મુગલ બાદશાહની મહેરબાનીથી ( ઓરિસામાં—ઊડીઆમાં ) **પીપલી**માં કોઠી કીધી. સૂરતની કોઠીમાં બૌટન નામના ડાકટરે ( ૧૬૫૧ માં ) આગરે જઈ શાહજહાંની બેટીને મરતાં ઊગારેલી તેના બદલામાં બાદશાહે તેને મોટી બક્ષિસ આપવાની મરજી જણાવી. ડાકટરે પોતાને માટે કંઈ ન માગતાં પોતાના દેશી અંગ્રેજ વેપારીઓના વેપાર સંબંધી કેટલાક હક્ક માગ્યા, ને પછી સૂરતમાં ઊતરતા માલ ઉપર જે જગાત લેવામાં આવતી તેની માફી થઈ હતી; તે ડાકટરે બંગાળના નવાબને રાજી કરી તેની ભલામણ ઉપરથી તે પ્રાંતમાં કેટલીક જગા મેળવી; ને ૧૬૫૬ માં કંપનીએ **હુગલી** ઉપર કોઠી બાંધી. બીજી બધી કરતાં મદ્રાસની કોઠીનો વેપાર બહુ મોટો હતો માટે ત્યાંના કારભારીઓ બીજી સૌનું ઉપરીપણું રાખતા. ૧૬૬૧ માં ઇંગ્લંડની સરકારે કંપનીને નવી

* એ સૈકામાં શિલ્પ ચિત્ર ગાયન એ વિદ્યાઓ વૃદ્ધિ પામી, અને પ્રાંત પ્રાંતની પ્રાકૃત ભાષામાં સુંદર કવિતા લખાઇ–હિંદુસ્તાનીમાં બિહારીદાસ ને ભૂખણ, દક્ષણીમાં તુકારામ, રામદાસ ને વામન, અને ગુજરાતીમાં પ્રેમાનંદ ને સામળ એ નામાંકિત થયા; ઉર્દુમાં વલી શાહેર હતો.

સત્તા આપી કે તે ખ્રિસ્તી શિવાય બીજા હરકોઇ સાથે સલાહ અથવા લડાઈ કરે. ૧૬૬૨ માં ચાર્લ્સ ૨ જાએ પોતાને પોર્ટુગલથી મળેલી પહેરામણીમાંનો મુંબઈ ટાપુ કંપનીને સ્વાધીન કીધો. (તે ટાપુ મુગલ સરકારે ફીરંગીઓને ૧૫૩૦ માં આપ્યો હતો). મુંબઈના ફીરંગી ને બીજા રહેનારા એઓએ કંપનીના કારભાર વિરૂદ્ધ ઇંગ્લંડના રાજાને લખી જણાવ્યું, પણ તેણે તે ન ગણકારતાં માત્ર તેઓના બંડ કરવાના ગુનાહને માફ કીધો. ફરીથી કંપની ઉપર કોઇ ઊઠાવણી ન કરે માટે તેણે સુરતને ટાળી મુંબઈને પશ્ચિમ હિંદુસ્તાનમાંની પોતાની જગાઓમાં મુખ્ય ઠેકાણું કીધું. (૧૬૮૫). ૧૬૬૪ માં શિવાજીએ સૂરત લૂંટ્યું હતું તે પ્રસંગે અંગ્રેજી કોઠીવાળાઓએ પોતાની કોઠીનું રક્ષણ કરી મરેઠાઓને કહાડી મૂકવામાં નવાબને મદદ કરી હતી.

એ સૈકાની આખેરીએ અંગ્રેજ કંપનીએ યૂરોપનો વેપાર ઘણોખરો પોતાને હાથ રાખ્યો હતો. તે કંપનીએ પહેલીવહેલી રાજકીય સત્તા સ્થાપવાનો ઉદ્યમ ચલાવ્યો તે ૧૬૮૬ થી. બંગાળખાતાના આડતીઆઓએ પોતાને હરકત કરનારા દેશી હાકેમોને સપડાવવાને ને પોતાની કોઠીઓના રક્ષણને માટે થોડુંક લશ્કર મોકલવાને ઇંગ્લંડ લખ્યું ને તે ડેરેક્ટરોએ મોકલ્યું. અંગ્રેજોએ **ચિટેગોંગ** હાથ કરી લેઈ ત્યાં કિલ્લો બાંધવા માંડ્યો. નવાબ સામો થયો—થોડીક સામસામી થઈ ને પટણામાં તથા કાસમ બજારમાં અંગ્રેજોની કોઠીઓ હતી તે લૂંટાઈ. અંગ્રેજોએ **બાલાસોર**ના બંદરમાં પોતાનાં વહાણો લેઇ જઈ નવાબ સરકારનાં ૪૦ વહાણ બાળી મૂકયાં. એ રીતની અંગ્રેજ લોકની ધાંધલ જોઈ ઔરંગજેબે કંપનીની સઘળી કોઠી ઉપર હલ્લા કરવાનો હૂકમ કીધો—સૂરત, મછલીપટ્ટણ ને વીજીગાપટ્ટણની કોઠી લીધી ને મુંબઈ તાબાનો કેટલોક મૂલક લીધો. કંપનીએ લાચાર થઈ બાદશાહને માગ્યા કરાર કરી આપ્યા, ને પછી ઔરંગજેબે પણ તે વિષે ઝાઝી દરકાર રાખી નહિ તેથી અંગ્રેજનો વેપાર આગળના જેવો ચાલુ રહ્યો. ઇ૦ સ૦ ૧૬૯૯ માં કંપનીએ કેટલાંક ગામ બંગાળાના નવાબ પાસેથી વેચાતાં લીધાં ને કલકત્તામાં **ફોર્ટ વિલિયમ** નામનો કિલ્લો બાંધ્યો. એ સનદી કંપનીને બહુ ફાયદો થતો જોઈ બીજા વેપારીઓએ નવી કંપની ઊભી કરી ઇંગ્લંડ સરકારને બે કરોડ રૂપિઆ વ્યાજે ધીરી હિંદુસ્તાનમાં વેપાર કરવાની સનદ મેળવી હતી (૧૬૯૩). પણ પછી ૧૭૦૨ ના જુલાઇની ૨૨ મીએ તે બે કંપની જોડાઇ જઇ એકઠી મળેલી, 'ઇંડિયા કંપની' એ નામે વહીવટ કરતી થઈ; તેનું ભંડોળ બે કરોડ રૂપિઆનું હતું.

## ચીન.

મુગલવંશ પછી મિંગવંશના રાજાઓએ (૧૩૬૮–૧૬૪૪) પીકીનમાં રાજ્ય કીધું ને પછી માંચ્યુવંશની સ્થાપના થઇ તે આવી રીતેઃ—જે મુગલોને ચીનમાંથી કહાડી મૂકવામાં આવેલા તે ઉત્તરપૂર્વના તાર્તર લોકમાં જઇ વસ્યા હતા. એ ભેળથી કેટલીક જાતિ **માંચ્યુ** કહેવાતી; ચીનના રાજ્યમાં પછવાડેથી મહાલ તાલુકાના અમલદારો માંહોમાંહે લડતા થયેલા તેઓ માંચ્યુ લોકની વખતે વખતે મદદ માગતા; એઓએ લાગ સાધી રાજ્ય ઊંધું વાળ્યું ને **ચુગ્ચીને** ગાદીએ બેસાડ્યો (૧૬૪૪). તેણે અનુભવી વજીર કારભારીઓની સલાહથી રાજ્ય ચલાવી શક્તિમાન બુદ્ધિમાન ને ઉદાર રાજાનું માન મેળવ્યું. તેનો દીકરો કાંગહી (૧૬૬૧) તેના સરખો સદ્ગુણી રાજા ચીનમાં થયો નહોતો—તેણે પ્રજાને સંપ સુલેહના ફાયદા બતાવી રાજ્ય આબાદ રહેતું કીધું. તેના રાજ્યમાં જેસ્યુટોએ કોઇ કોઇને ખ્રિસ્તીધર્મનો બોધ કીધો હતો; પ્રથમ તો રાજાએ તેઓના ઉપર કંઈ મહેર દેખાડી હતી, પણ પછવાડેથી તેઓને નાઉમેદ કીધા હતા; રાજા જેસ્યુટના ધર્મગુરૂ પોપની દૈવી સત્તા હશી કહાડતો.

**જપાનના ટાપુઓમાં** છેક જૂના કાળથી ચીનાલોક વસ્યા હતા. ઇ૦ સ૦ પૂ૦ ૭ મા સૈકામાં ચીનના રાજા તે ત્યાંના પણ હતા. પછવાડેથી ચીનની સત્તામાંથી છૂટા થઇ દેશી સરદારો પોતપોતાના મૂલક કરી રહ્યા હતા. પછવાડેથી એક મુખીની સત્તામાં તે ટાપુઓ હતા; તે મુખી રાજ્યસત્તા ને ધર્મસત્તા બંને ધરાવતો. ૧૫૮૫ માં બે જુદા જુદા સત્તાધારીઓ થયા. રાજાએ **જેડો** શહેરને અને આચાર્યે **મૈઆકો**ને પોતાનાં મુખ્ય શહેર કરી રાખ્યાં. એ ટાપુઓ સાથે પોર્ટુગીસે પહેલો વહેવાર ૧૫૪૧ માં કીધો હતો; રોમન ક્યાથલિક ધર્મ પ્રસરવા માંડ્યો હતો, પણ પછી ઘાતકીપણે તેને દેશમાંથી સમૂળો કહાડવામાં આવ્યો હતો. વલંદાઓએ ૧૬૬૧ માં તે લોક સાથે વેપાર કરવા માંડ્યો અને આજ કાલ યૂરોપના દેશમાંના તેજ લોક છે કે જેને તેઓ પોતાનાં બંદરોમાં આવવા દેછે.

## સંસ્થાન.

**અંગ્રેજ સંસ્થાન**—હિંદુસ્તાનમાં પાછળ જણાવ્યા પ્રમાણે હતાં. આફ્રિકામાં તેઓએ ગીનીને કાંઠે **સેંટ**

**જેમ્સ** ને **સીઅરાલીઓન** એ બંદરો ૧૬૭૪ માં કીધાં. વેસ્ટ ઇંડીસ ટાપુઓ ખાતે કેટલાક વેપારીઓએ **બાર્બેડોઝ** ને **સેંટ કીટ** એ બે ઠેકાણે ૧૬૨૫ માં કોઠી માંડી ને ૧૬૫૫ માં **જમૈકા ટાપુ** જીતમાં મળ્યા પછી તેણી તરફનો અંગ્રેજી વેપાર બહુ દોલત આણતો થયો. ઉત્તર અમેરિકા ખાતે ૧૬૨૦ માં **માસાચ્યુસેટ** ખાતે કેટલાક પ્રેસ્બિટેરિયન જઈ વસ્યા ને છ વર્ષ પછી તેઓએ **બોસ્ટન** શહેર વસાવ્યું; **રોડ ટાપુ** (૧૬૩૦) પ્યૂરિટન લોકે ને **મેરીલાંડ** (૧૬૩૨) એ ક્યાથલિક લોકે વસાવ્યા; **કારોલૈના**નો પ્રદેશ ચાર્લસ બીજાએ કેટલાક અમીરોના હવાલામાં આપ્યો (૧૬૬૨). **ચાર્લેસ્ટન** સંસ્થાન ૧૬૮૦ માં સ્થપાયું. **ચીસાપીક બે** એના કાંઠાનો મૂલક પ્રથમ સ્વીડનને તાબે હતો; તેઓની પાસેથી વલંદાપાસે ને તેઓની પાસેથી તે અંગ્રેજ પાસે આવ્યો હતો (૧૬૫૪). **ફિલાડેલ્ફિયા,** ૧૬૮૧ માં સ્થપાયું. **ન્યૂફોંડલંડ, નોવાસ્કોશિયા** ને બીજો કેટલોક મૂલક યૂટ્રેચના કોલકરારથી (૧૭૧૩) ગ્રેટ બ્રિટનની સત્તામાં આવ્યો હતો. **ફ્રેંચ સંસ્થાન** ૧૬૦૮ માં **કાનેડા**માં થયું ને ૧૬૮૫-૯૦ માં પોંડીચેરીમાં થયું. સ્પાનિશ સંસ્થાનોની દોલત સ્પેન આવતી તે લડાઇઓને લીધે ડચ, ફ્રેંચ ને અંગ્રેજી વહાણોવાળા લૂંટી લેતા. **પોર્ટુગીઝ સંસ્થાન** હિંદુસ્તાનમાં (૧૬૪૦ પછી) **ગોવા, દમણ** ને **દીવ** એજ રહ્યાં હતાં. બ્રઝીલનો મોટો ભાગ (૧૬૨૦-૧૬૪૦) **ડચ** લોકના હાથમાં ગએલો, પણ ૧૬૬૦ માં તે પાછો પોર્ટુગલના રાજ્યની સત્તામાં આવ્યો; ૧૭૦૦ માં કેટલીક ખાણોની ભાળ લાગી હતી. **વલંદા સંસ્થાનમાં કેપ આવ્ ગુડહોપનું** ૧૬૫૦ માં થયું; ૧૬૫૬ માં તેઓએ સીલોનના કોલંબોમાંથી પોર્ટુગીસને કહાડ્યા. પોર્ટુગીસની સત્તાવાળા મસાલાના ટાપુઓ ડચ લોકે ૧૬૦૫ માં પોતાના તાબામાં લીધા હતા અને દક્ષિણ અમેરિકામાં **સૂરીનમનું સંસ્થાન** ૧૫૯૦ માં સ્થપાયલું તે સત્તરમા સૈકામાં ઘણુંજ આબાદ થયું હતું.

---

## દર્શન ૧૬ સું.

### ઈ૦ સ૦ સૈકો ૧૮ મો.

### ગ્રેટબ્રિટન.

**વિલિયમ** ને તેની સાળી **આન્ન** એ બંનેને સંતાન ન હોવાથી પાર્લમેંટે તથા રાજાએ મળી ઠરાવ કરી રાખ્યો કે આન્નના મરણ પછી ઇંગ્લંડની રાજગાદી જેમ્સ ૧ લાની વડી દીકરીની દીકરી સોફાયા જે હાનોવરના ડ્યૂક સાથે પરણી હતી ને પ્રોટેસ્ટંટ પંથની હતી તેને ને તેના વારસને આપવી (૧૭૦૦). વિલિયમ ત્રીજો ૧૭૦૨ માં મરણ પામ્યો ને આન્ન ગાદીએ બેઠી. સ્પેનની ગાદીના વારસની તકરારમાં રાણીએ ઇંગ્લંડને જર્મની તથા હાલંડના સંપમાં રાખ્યું અને લૂઈ સામા લડવાને **માર્લબરોના ડ્યૂક**ને મોકલ્યો. તે સરદારના ઉપરીપણા તળે અંગ્રેજી લશ્કરે જર્મનીમાં ને ફ્લાંડર્સમાં કેટલીક અઘરી જીત કરી-**બ્લેનહામ**માં (૧૭૦૪) ને **રામિલીઝ**માં (૧૭૦૬); તેમ પીટર્બૈરોના અર્લે થોડાં લશ્કર વડે **જિબ્રાલ્ટર**નો કિલ્લો લીધો હતો (૧૭૦૪). એ લડાઈથી ઇંગ્લંડને ખરેખરો કંઈ ફાયદો નહોતો ને પાર્લમેંટના ટોરીઓએ તેનો છેડો આણવાની તજવીજ કરવા માંડેલી, પણ માર્લબરોના ડ્યૂકે લડાઈ ચાલુ રહે તેમાં પોતાનો લાભ જોઈ સલાહની વાત આગળ ચાલવા દીધી નહિ.

સ્કાટ્લંડની પાર્લમેંટે ખાતરી કરી લેવાને ઠરાવ કીધો કે ઇંગ્લંડ સ્કાટ્લંડને વેપાર સંબંધી સરખા હક્ક મળે નહિ તો રાણીના મરણ પછી ઇંગ્લંડની ગાદીએ બેસનારાને સ્કાટ્લંડનો રાજા માનવો નહિ; વળી તેણે લડાઈને માટે લોકને હથિયાર બંધાવવાનું કામ પણ ચાલતું કીધું (૧૭૦૩). એ ઉપરથી ઇંગ્લંડના પ્રધાનમંડળને ભય ઉત્પન્ન થયું કે રખેને સ્કાટ લોક પદભ્રષ્ટ થએલા જેમ્સ ૨ જાના દીકરાને રાજા કરે; અને પછી તેઓએ ઇંગ્લંડના તથા સ્કાટ્લંડના મુખ્ય મુખ્ય કારભારીઓની એક સભા મેળવી. એ સભાએ વિચાર કરી ઠેરવ્યું કે ઇંગ્લંડ સ્કાટ્લંડની પાર્લમેંટ બેની એક કરી નાંખવી; સ્કાટ લોક પોતાના રાજ્યમાંથી ૪૫ જણને ઇંગ્લંડની લોકસભામાં મોકલે ને ૧૬ જણને સરદાર સભામાં મોકલે અને ઈનસાફ તથા ધર્મનો વહીવટ છે તે કાયમ રાખે. પછી ૧૭૦૭ ના મેની ૧ લી તારીખે ઇંગ્લંડ તથા સ્કાટ્લંડનાં જુદાં બે રાજ્યો ટળી **ગ્રેટબ્રિટન**નું એકત્ર રાજ્ય કહેવાયું.

ફ્રાન્સ સાથે લડાઈ ચાલુજ હતી-અંગ્રેજી લશ્કરે **ઔદેનાર્દ**માં ફતેહ મેળવી (૧૭૦૮); પછી મનોર્કા તથા મિનોર્કા એ ટાપુઓ ઇંગ્લંડને તાબે થયા; અને (૧૭૦૯ માં) માલપ્લાકેટ આગળ જીત થઈ. પ્રધાનમંડળના અધિકારીઓ વ્હિગ હતા ને તેઓએ નિરર્થક લડાઇ ચાલુ રાખી ઇંગ્લંડને મોટા ખર્ચમાં નાખ્યું હતું તે ઉપરથી લોક નારાજ થયા હતા; રાણી પોતાની નાનપણની બેનપણી **સાહારાજેનિંગ**ના (માર્લબ-

રોના ડ્યૂકની લેડીના ) કહ્યા પ્રમાણે ચાલતી, પણ પછવાડેથી તેણે તેની મગરૂબ ને તોછડી રીતથી કંટાળીને **મિસિઝ માશામ**ને પોતાની માનીતી કીધી હતી; એ નવી બેનપણી રાજ્યનો સેક્રેટરી મિસ્તર હાર્લી જે વ્હિગ પ્રધાન મંડળીની સત્તા તોડવાની મહેનત કરતો તેના કહ્યામાં હતી; એ બધી ઘટતી જોગવાઈ મળેથી પ્રધાન મંડળ વ્હિગ હતું તે બદલાઇ ટોરી થયું ( ૧૭૧૦ ). માર્લબરો જ્યાં ત્યાં નિંદાયો, તેના ઉપર લાંચ લીધાનો ને જબરદસ્તીથી નાણાં કહડાવવાનો અપરાધ મૂકવામાં આવ્યો ને રાણીએ તેને આપેલા અધિકાર સઘળા છીનવી લીધા. ટોરી પ્રધાનમંડળે ફ્રાન્સસાથે ચાલેલી લડાઈનો અંત આણવાને ખંતથી મહેનત કીધી ને ૧૭૧૩ માં યૂટ્રેચના કોલકરારથી સામસામાં રાજ્યોને સલાહ થઈ—**જિબ્રાલ્ટર** ને **મિનોર્કા** એ બેજ ઇંગ્લંડના હાથમાં રહ્યાં. એ પછી બીજે વર્ષે રાણી આન્ન મરણ પામી.

**જ્યોર્જ ૧ લો** ( બ્રંઝવિગ કુળનો ને સોફાયાનો દીકરો ) ઇંગ્લંડનો રાજા કહેવાયો. વ્હિગ લોકની મહેનતથી ગાદી મળી હતી તેથી તેણે ટોરી પ્રધાનમંડળને રજા આપી પોતાનું વ્હિગ પ્રધાનમંડળ રાખ્યું. એ મંડળે પાછલા રાજ્યના ટોરીઓને અપરાધી ઠેરવવા માંડ્યા. ટોરીઓ બખેડા કરવા લાગ્યા, ને એને માટે ફિતૂર કરનારાનેમાટે વ્હિગોએ કાયદો ઠેરવ્યો. સત્તા—પદવી—નોકરી વિનાના નિરાશ થએલા ટોરીઓએ પાછલા રાજ્યના સેક્રેટરી **મારના અર્લ**ને આગેવાન કીધો ને એણે જેમ્સ બીજાના દીકરાને સ્કાટ્લંડની ગાદીએ બેસાડવાને ૧૦ હજાર પર્વતવાસી સ્કાટ્ને ભેળા કરી બળવો ઊઠાવ્યો; વળી તેજ વખતે **ડર્વેંટ વાટરના અર્લે** ઇંગ્લંડની ઉત્તરમાં બળવો ઊઠાવ્યો (૧૭૧૫). તે બળવા રાજાનાં લશ્કરોએ ભાંજ્યા ને તેના મુખીઓને સજા કરવામાં આવી. પછી પ્રધાનમંડળે રાજ્યમાં સ્વસ્થતા જોઈ ત્રણ ત્રણ વર્ષે નવી પાર્લમેંટ બોલાવવાનો ધારો હતો તે બદલી સાત સાત વર્ષે બોલાવવાનો ધારો કરાવ્યો ( ૧૭૧૬ ).

સ્પેનના રાજ્યે પોતાનો ગુમાવેલો ઈટલીનો મૂલક પાછો લેવાની ઊઠાવણી કરેલી ને ફ્રાન્સ, જર્મની ને હાલંડ એ સામાં થએલાં તે પ્રસંગમાં ઇંગ્લંડ ત્રણ રાજ્યનો પક્ષ કરી સ્પેનની સામા ઊતર્યું ( ૧૭૧૮ ). **આડ્મિરલબિંગે** ભૂમધ્યસમુદ્રમાં સિસિલી આગળ સ્પેનના કાફલાને હરાવ્યો; વળી સ્પેનનો જે કાફલો ઇંગ્લંડ ઉપર ચડચો હતો તે પણ હારી પાછો વળ્યો; એમ હાર થયેથી સ્પેનના રાજાએ સંપીલાં રાજ્યોની ઇચ્છાપ્રમાણે કોલકરાર કરી આપ્યા હતા ( ૧૭૧૯ ).

જ્યોર્જને અંગ્રેજી બોલતાં આવડતું નહિ; તે ઇંગ્લંડનો રાજ્યકારભાર જાતે કરવાની દરકાર ન રાખતાં પ્રધાનમંડળ પાસે કરાવતો ને ઘણુંખરૂં તે પોતાના હાનોવરમાંજ રહેતો. એ રાજ્યમાં **સાઉથસી કંપનીનું** ભોપાળું ખુલ્લું પડચું હતું ( ૧૭૨૦ ). ઇંગ્લંડના રાજ્યને ૫૦ કરોડ રૂપિઆનું દેવું હતું તે સંબંધી પ્રધાનમંડળ વિચાર કરતું કે વ્યાજ ૭ ટકા આપવામાં આવેછે તે પાંચ ટકા પ્રમાણે આપવું; એવામાં દક્ષિણ સમુદ્રમાં સ્પેનનાં સંસ્થાનો સાથે વેપાર કરવાને ઊભા થએલા વેપારીઓની કંપનીએ સરકાર દેવું વેચાતું લેઈ તેની વ્યવસ્થા કરવાનું માથે લીધું; ને શેરો કરી ફંડ વધારવાની સરકારે સત્તા આપી; શેરના ભાવ દશગણા વધ્યા, કેટલાક લોક શેર ખરીદી વેચી દોલતમંદ થયા; પણ તે આબાદી ઘણીવાર રહી નહિ; જૂઠાણું માલૂમ પડી આવ્યું; શેરના ભાવ ઘટચા ને હજારો જણ ખરાબેહાલ થઈ ગયા; લોકસભાએ મુશ્કેલીથી ને ગુંચવણવાળી તદબીરે નફા નુકસાનને સરભર કરી લોકમાં ધીર બેસાડી; અને એ કામમાં **સર રોબર્ટ વાલ્પોલે** ઘણી મહેનત લીધી હતી તે ઉપરથી તેને વડો પ્રધાન કરવામાં આવ્યો હતો.

**જ્યોર્જ ૨ જો** (જ્યોર્જ ૧ લાનો દીકરો ૪૦ વર્ષનો) ૧૭૨૭ માં રાજા થયો, પણ સઘળો રાજ્યકારભાર તેનો વડો પ્રધાન **સર રોબર્ટ વાલ્પોલ** કરતો. એ, રાજ્યમાં ને બીજાં રાજ્યોના સંબંધમાં સલાહ રહે તેવું ઇચ્છતો ને વસૂલનો બંદોબસ્ત કરવામાં ને વેપારથી સમૃદ્ધિ વધારવામાં ઘણી મહેનત લેતો; પણ પાર્લમેંટ સંબંધના કામમાં મેમ્બરોને પોતાના મતના કરી લેવાને તે લાંચ આપતો ને તેઓ તે લેતા.

સ્પેનનાં સંસ્થાનોનો વેપાર અંગ્રેજ વેપારીઓએ વગર હક્કે પોતાને હાથ કરી લીધેલો તેઉપરથી સ્પેનની સરકારે સાઉથસી—દક્ષિણ મહાસાગરમાં ફરતાં અંગ્રેજી વહાણોનો ઝાડો જોવાનો દાવો કીધો. લડાઈ કરવાની ઇચ્છા નહિ તે છતાં વાલ્પોલને સ્પેન સાથે લડાઈ ચલાવવી પડી ( ૧૭૩૯ ). એ લડાઈ ધીમે ધીમે ચાલતી—શરૂઆતમાં અંગ્રેજોએ **પોર્ટોબેલો** લીધું હતું, પણ બીજે વર્ષે **કાર્થેજીના** ઉપર હલ્લો કરતાં ૨૦ હજાર માણસ ખોયાં પણ તે લેવાયું નહોતું.

૧૭૪૦ માં જર્મનીના મહારાજે પોતાની વડી દીકરી **મરાયા થેરિસ્સા** જે હંગરીની રાણી હતી તેને પોતાના સઘળા રાજ્યપ્રદેશની વારસ ઠેરવી હતી; પણ ફ્રેંચોએ રાજ્યો વચ્ચે થએલા કોલકરારોની દરકાર ન રાખતાં **બવેરિઆના ઇલેક્ટર**ને મહારાજાની પ-

દવી અપાવી હતી. **પ્રશિયાના** રાજાએ **મરાયા થેરિસ્સાનો સિલિશિયા** પ્રાંત લેઇ લીધો અને **સાક્સની, બવેરિયા** ને **ફ્રાન્સ** એ ત્રણે મળી તે રાણીના બીજા પ્રાંતો ઉપર હૂમલા કીધા. એ લડાઇમાં હાનોવર ઉપર હલ્લા થવાનો સંભવ તેથી જ્યોર્જે પોતાના પ્રદેશને ક્ષેમ રાખવામાટે **મરાયાનો** પક્ષ લીધો. ફ્રેંચ લોકે જેને મહારાજા કીધો હતો તેને નાશી જવું પડ્યું ને તેને મદદ આપનારાં રાજ્યોએ તેને છોડી દીધો. ૧૭૪૩ માં આસ્ટ્રિયનોએ (**મરાયા**વાળા) ને જ્યોર્જની સરદારી તળે અંગ્રેજોએ **ડેટ્ટિનજેન** આગળ ફ્રેંચને હરાવ્યા; પણ બીજે વર્ષે કંબર્લંડના ડ્યૂકની સરદારી તળેના અંગ્રેજી લશ્કરને **ફ્રોંટીનોય** આગળ ફ્રેંચોએ હરાવી હઠાડ્યું (૧૭૪૫).

એ વર્ષમાં ફ્રાન્સનો લૂઈ પંદરમો એની દરબારે નેધર્લંડમાં ચાલેલી લડાઇમાં પોતાની ફતેહ થાય તેને માટે પદભ્રષ્ટ થએલા જેમ્સ ૨ જાના દીકરાના વડા દીકરા ચાર્લ્સ એડ્વર્ડને લશ્કરી વહાણોની મદદ આપી ઇંગ્લંડ ઉપર મોકલ્યો. એ કાફલો તોફાનથી પાછો ફર્યો, પણ એડવર્ડ બ્રિટનમાંના પોતાના મળતીઆઓને ભરોસે સ્કાટ્લંડ જઇ **ઇન્વર્નેસ શાયર**માં ઊતર્યો (જુલાઇ). ત્યાં ઘણાક પર્વતવાસી સરદારો તેને મળ્યા; પછી તેણે **એડિમ્બરો** લીધું ને ઇંગ્લંડના રાજાના લશ્કરને **પ્રેસ્ટોનપાન્સ** આગળ હરાવ્યું. ઇંગ્લંડમાં **ડર્બી** સૂધી આવ્યો; પણ ત્યાંથી તેને પાછું હઠવું પડ્યું. થોડા દહાડા પછી કમ્બર્લંડના ડ્યૂકે મોટું લશ્કર લેઇ જઈ દુશ્મનને **કલ્લોડેન** આગળ પૂરો હરાવી ફ્રાન્સ તરફ નસાડ્યો (૧૭૪૬). ફ્રાન્સની સામા આસ્ટ્રિયન તથા અંગ્રેજો લડતા તેમાં ફ્રેંચ ખુશકીની લડાઇમાં ને અંગ્રેજ વહાણની લડાઇમાં જીતતા; અંતે તે લડાઈ **એઈલાશ પેલ**ના કોલકરારથી પૂરી થઇ હતી (૧૭૪૮); એ લડાઇથી રાજ્યોના પોતપોતાના અસલ મૂલકમાં કંઇ પણ વધઘટ થઇ નહોતી.

૧૭૫૫ માં ઉત્તર અમેરિકામાં ફ્રેંચ કાનેડા ને બ્રિટિશ સંસ્થાનો વચ્ચેના સીમાડા બાબત ઇંગ્લંડ ફ્રાન્સને વાંધો પડ્યો ને ૧૭૫૬ થી* સાત વર્ષની લડાઇ મંડાઈ તે ૧૭૫૭ માં મિસ્ટર પિટ્ટ (પછવાડેથી **ચાથામનો અર્લ**) વડો પ્રધાન થયા પછી જોશથી ચાલી. **જનરલ ઉલ્ફે** કાનેડાનાં તથા બીજાં ફ્રેંચ સંસ્થાની રાજ્યનાં મુખ્ય શહેર **કિવબેક** ઉપર એક રાતે છાપો માર્યો ને પછી મારામારી ચાલી તેમાં ફ્રેંચ સરદાર **માર્કિવસ ડીમોંટકામ** પડ્યો ને ઉલ્ફ બીજી વારના જખમે મરણ પામ્યો, પણ તેના લશ્કરે સામા લશ્કરને હરાવી સઘળો કાનેડા પ્રાંત જીતી લીધો (૧૭૫૭). એજ વર્ષમાં ક્લૈવે હિંદુસ્તાનમાં **પ્લાસી**ની લડાઇ જીતી બંગાળામાં અંગ્રેજી રાજ્ય સ્થાપ્યું—(ઇંગ્લંડની સત્તા કેવે પ્રકારે હિંદુસ્તાનમાં વધતી ગઈ તે હિંદુસ્તાનનું પ્રકરણ વાંચેથી જણાશે); પણ યૂરોપમાં ફ્રેંચોએ હાનોવર ઉપર ચડાઈ કરી કંબર્લંડના ડ્યૂકને હરાવ્યો હતો ને તેના ૪૦ હજાર લશ્કરી સિપાઇઓને હથિયાર મૂકી દેવાની ફરજ પાડી હતી. પછી **સર એડવર્ડ હૉકે** (૧૭૫૯) ને **કપ્તાન બોસ્કાવેન** (૧૭૬૦) લશ્કરી કાફલાની સરદારી કરી જીતો મેળવી તેથી ઇંગ્લંડનું નૌકાબળ મોટી પ્રસિદ્ધિમાં આવ્યું. **જ્યોર્જ બીજો** ૧૭૬૦ માં મરણ પામ્યો ને તેના દીકરાનો દીકરો ૨૩ વર્ષનો ઇંગ્લંડની ગાદીએ બેઠો.

**જ્યોર્જ ત્રીજો** ઇંગ્લંડમાં જન્મ્યો હતો ને ઊછર્યો હતો; ને તે રાજકાજમાં સારીપેઠે મન ઘાલતો, પણ મતીઓ ને હઠીલો હતો. હિંદુસ્તાનમાં અંગ્રેજોએ ફ્રેંચની સત્તા તોડી (૧૭૬૦) ત્યારપછી ફ્રાન્સ, સ્પેન ને નેપલ્સ એ ત્રણે રાજ્યે સંપ કરી ઇંગ્લંડ સાથે લડાઈ શરૂ કરવાની ગોઠવણ કીધી. તેની ખબર પડતાંજ વડા પ્રધાન પિટ્ટે સ્પેન સાથે લડાઇ શરૂ કરવાનું મત આપ્યું, પણ જ્યોર્જે તે ન માન્યું ત્યારે પિટ્ટે પ્રધાનવટું છોડ્યું. રાજાએ તેને અમીર પદવી આપી ને વર્ષે ૩૦ હજાર રૂપિયાનું પેન્શન ઠેરવ્યું. ઇંગ્લંડ ફ્રાન્સની સાત વર્ષની લડાઇનું અને પ્રુશિયાએ ૧૭૫૬ થી બીજાં રાજ્યો સાથે લડાઈ ચલાવેલી તેનું છેવટ ૧૭૬૩ માં પારિસના કોલકરારથી આવ્યું. ઇંગ્લંડને લાભ થયો—**ફ્લોરિડા** તથા **મિનોર્કા** એ સ્પેન પાસેથી અને **લૂઇશિઆના, કાનેડા,** વેસ્ટ ઈંડીઝના કેટલાક ટાપુ એ ફ્રાન્સ પાસેથી મળ્યા. પણ એ વેળા ઇંગ્લંડના રાજ્યનું કરજ વધી એક અબજ ચાળીસ કરોડ રૂપિઆનું થયું હતું.

પિટ્ટના પછી **બ્યૂટનો અર્લ** (ટોરી પક્ષનો) પ્રધાન થયો હતો તે સલાહને ઇચ્છનારો હતો. તેણે ઇંગ્લંડની આટલી ફતેહમંદી છતાં રાજ્યો વચ્ચે સલાહ કરાવવાની ખટપટ કીધી હતી તે ઉપરથી તેના ઉપર લોક બહુ ચીડાયા હતા—ઠામ ઠામ તેનું પૂતળું કરી બાળ્યું હતું. **બ્યૂટ**ને પ્રધાનવટું છોડવું પડ્યું ને **ગ્રેનવિલ** મુખ્ય પ્રધાન થયો. એણે બ્યૂટનો કટ્ટો શત્રુ **જોન વિલ્કિસ** જે પાર્લમેંટનો મેમ્બર ને **નોર્થ બ્રિટન** નામના વર્તમાનપત્રનો અધિપતિ હતો તેના

* ઇંગ્લંડે હાનોવરના રક્ષણને માટે પ્રુશિયા સાથે કોલકરાર કીધા હતા ને તેને લશ્કરની કૂમક ને નાણાની મદદ કીધી હતી.

ઉપર રાજાને જૂઠો કહ્યાનો અપરાધ મૂકયો. તેને રાજ્યના સેક્રેટરીના એક સાધારણ વારંટથી પકડયો ને કિલ્લામાં નાંખ્યો, પણ થોડા દહાડા પછી પાર્લમેંટનો મેમ્બર જાણી છોડયો. પાર્લમેંટમાંથી કહાડી મૂકવામાં આવ્યો ને તેના વર્તમાનપત્રને ફાંસી દેવાનું કામ કરનારાને હાથે બાળી મૂકાવામાં આવ્યું, તોપણ વિલ્કિસે રાજ્યના સેક્રેટરી ઉપર વગર કાયદે કેદમાં નાંખ્યાનો અપરાધ મૂકી ફર્યાદ માંડી. વડા ન્યાયાધીશ **પ્રાટે** જણાવ્યું કે વારંટમાં નોર્થ બ્રિટન પેપરના છાપનાર તથા પ્રગટ કરનારને પકડવો એટલુંજ લખ્યું હતું, વિલ્કિસનું નામ લખ્યું નથી—એવા સાધારણ વારંટથી પકડવો એ ઇંગ્લંડના કાયદાથી વિરૂદ્ધ છે અને નુકસાનનો બદલો મળવાનું હૂકમનામું કરી આપ્યું.* એ સમય ઉપર રાજા તથા રાજ્યકારભારી એઓની નિંદાના ઘણાક કાગળ (**જૂનિયસ** એ નામની સહીના), વર્તમાનપત્રોમાં છપાયા હતા.

ઇંગ્લંડે અમેરિકામાં ફ્રેંચ સાથે જે લડાઇઓ કરી હતી તે પોતાનાં સંસ્થાનના રક્ષણને માટે; પણ તેથી ઇંગ્લંડને ઘણું કરજ થઇ ગયું હતું, ને તે ઘટાડવાને પ્રધાન મંડળીએ હવે સંસ્થાનો ઉપર કર મૂકવાનો વિચાર કીધો. ગ્રેનવીલે ૧૭૬૫ માં **સ્ટાંપ આકટ** પસાર કરાવ્યો. સંસ્થાનના લોકે અરજી કીધી કે પાર્લમેંટમાં અમારા મુખત્યારો દાખલ થયા નથી ત્યાંસૂધી ઇંગ્લંડને અમારા ઉપર કર વેરા મૂકવાનો અધિકાર નથી. અગર ઇંગ્લંડને નાણાંની જરૂર છે તો અમારા મુખત્યારોની સભા અમારાં બંદરોમાં આવતા જતા માલ ઉપર જકાત ઠેરવશે ને તે ઊઘરાવી ઇંગ્લંડ મોકલવામાં આવશે. એ ઉપરથી ઇંગ્લંડની પાર્લમેંટમાં વ્હિગટોરી† વચ્ચે ભારે ભાંજગડ ચાલી ને અંતે સ્ટાંપ આકટ રદ કરવામાં આવ્યો; પણ ૧૭૬૭ માં ઇંગ્લંડ સરકારે ચા, કાચ ને રંગ એ ઉપર જકાત કીધી. ૧૭૭૦ માં **લોર્ડનાર્થ**ની કારકીર્દીમાં બીજા માલ ઉપરથી જકાત કહાડી માત્ર એક ચા ઉપરજ રાખી ને એને માટે તો ઇંગ્લંડે મમતજ ધર્યો, નક્કી જણાવવાને કે સંસ્થાનો ઉપર કર મૂકવાની પાર્લમેંટને સત્તા છે. ૧૭૭૩ માં સંસ્થાનના લોકસામા થયા ને લડાઇઓ ચાલી તેનાં પરિણામમાં તે ઇંગ્લંડથી છૂટા થયા; ને ૧૭૮૩ માં **વર્સેલિસ**માં કોલકરાર થયા ત્યારે ઇંગ્લંડે તે એકત્ર સંસ્થાનનું સ્વાધીન સ્વતંત્ર રાજ્ય છે એવું કબૂલ રાખ્યું‡ (**યૂનૈટેડ સ્ટેટ્સ**નું પ્રકરણ જોવું). એની પહેલાં (૧૭૮૨ માં) આયર્લંડના લોકે પોતાની પાર્લમેંટને ઇંગ્લંડની પાર્લમેંટથી સ્વતંત્ર રાખવાની મંજૂરીઅત મેળવી હતી. એ સમા ઉપર ઇંગ્લંડને પ્રજાનું કરજ બે અબ્જ સડસેટ કરોડ રૂપિઆનું હતું.

* એ કામમાં વિલ્કિસ જીત્યો, પણ નિંદા કીધાનાં ને બીજાં તોહમત તેના ઉપર સાબીત થયાં ને લોકસભાએ તેને ટાળ્યો. પછી તે ઇંગ્લંડ છોડી બીજા રાજ્યમાં જઇ રહેલો તે ગ્રાફટનનો ડયૂક પ્રધાન થયો ત્યારે પાછો આવ્યો. મિડલસેકસ પરગણાના લોકે પોતાની તરફથી તેને મેમ્બર નીમ્યો, પણ પાર્લમેંટે દાખલ કીધો નહિ. બીજી વાર ને ત્રીજી વાર લોકે તેને નીમ્યો, પણ પાર્લમેંટે તેને રદ કીધો હતો. ૪૮ અમીર જેમાં ઘણાક વ્હિગ આગેવાન હતા તેઓ 'વિલ્કિસ ને સ્વતંત્રતા' એના પક્ષમાં પ્રગટ રીતે બોલ્યા હતા.

† ગ્રેનવિલ તથા તેના મળતીઆથી કંટાળીને રાજાએ વ્હિગના આગેવાન લોર્ડ રોકિંગહામને પ્રધાન કીધો હતો. પિટને પ્રધાન ન કીધો તેથી તેણે નારાજ થઇ પોતે વ્હિગ છતાં વ્હિગ ગૃહસ્થોમાં પક્ષ પડાવ્યા હતા. રોકિંગહામે પિટના મત પ્રમાણે સ્ટાંપ આકટ રદ કરવાની પાર્લમેંટની મંજૂરી મેળવી, પણ રાજા જે સંસ્થાનના લોકને બંડખોર સમજતો તે નારાજ થયો. વ્હિગમાં બે પક્ષ હતા તેથી રોકિંગહામનું ફાવ્યું નહિ; અને પિટ લડાઇને ચહાનારો છે જાણી રાજાએ તેને પ્રધાન કીધો; અને પ્રજા પણ રાજી થઇ કે તે અમેરિકાની સાથે સમાધાની આણશે; પણ પિટ માંદો પડયો, તેનો અવેજી પાર્લમેંટમાં સામાવાળાઓની આગળ ફાવ્યો નહિ અને ચા, કાચ વગેરે ઉપર જકાત લેવાનો ધારો થયો. સંસ્થાનો ઉપર જોર જૂલમથી કરવેરા નાંખવા ન જોઇએ એવું મત ધરાવનારા ચાથામ, બર્ક, ફોકસ એ સમર્થ પુરૂષો હતા, પણ પાર્લમેંટમાં રાજ્યકારભારીઓ તરફનાં ઘણાં મત પડયાં હતાં તેથી લડાઈ કરવાનો ઠરાવ થયો હતો.

‡ ઇંગ્લંડે પોતાના વેપારની ને લશ્કરની ફતેહમંદીથી બીજાં રાજ્યોને અદેખાં કીધાં હતાં; ને ૧૭૬૩ માં પારિસમાં કોલકરાર કરાવવામાં આગેવાની કીધી તેથી ફ્રાન્સને ઘણું નરસું લાગ્યું હતું; ૧૭૭૮ માં ફ્રાન્સે યુનાઇટેડ સંસ્થાનોને લશ્કરની કુમક કરી હતી; ૧૭૭૯ માં સ્પેને લડાઈ ચલાવી, ૧૭૮૦ માં હાલંડ પણ દુશ્મનોને મળ્યું હતું; અને રૂશિયા, સ્વીડન, ને ડેન્માર્ક એ તટસ્થ રહીને ઇંગ્લંડને હલકું પડેલું જોવાને ઇચ્છતાં. ૧૭૭૯ માં ૩ લાખ લશ્કરનું ને ૩૦૦ લશ્કરી વહાણનું બળ દુશ્મનના લશ્કરના બળને તોડવાને બસ નહોતું. વળી ૧૭૭૮ માં કયાથલિક વિરૂદ્ધ કેટલાક ફોજદારી કાયદા કરવામાં આવેલા તે ઉપરથી એડિંબરો, ગ્લાસગો, ને બીજાં શહેરોમાં કયાથલિકે બંડો કર્યાં હતાં. ૧૭૮૦ માં લોર્ડ ગોર્ડને કેટલાક લોકને એકઠા કરી રાજધાની લંડનને કબજે કરી સાત દહાડા સૂધી કયાથલિક દેવળો તથા કેટલીક ઇમારતો બાળી નાંખી હતી. એ સઘળાં સંકટમાં ઇંગ્લંડે બળવા બેસાડયા હતા; જિબ્રાલ્ટરને ફ્રાન્સ તથા સ્પેને ચાર વર્ષ (૧૭૭૯–૧૭૮૩) ઘેરામાં રાખ્યું હતું, પણ તે તાબે થયું નહોતું; અને રોડનીએ સ્પેનના કાફલાને ૧૭૮૦ માં ને ફ્રાન્સના કાફલાને ૧૭૮૨ માં હરાવ્યો હતો.

લાર્ડ નોર્થ પછી રોકિંગહામના માર્કિવસનું ને પછી શેલબર્નના અર્લનું પ્રધાનવટું થયું. એની કારકીર્દીમાં ટોરી **ફોક્સ** ને પિટ્ટવિહગ (ચાથામના અર્લનો દીકરો) એ બે સાથે મળી કામ કરનારા સેક્રેટરી થયા (૧૭૮૩). એઓએ **ઈંડિયા બિલ**–હિંદુસ્તાનના રાજ્યકારભારનું ઉપરીપણું રાખનારી મંડળી સ્થાપવાની દરખાસ્ત પાર્લમેંટમાં રજુ કરાવી, પણ તે સરદારોની સભામાં પસાર થઇ નહિ ને તે કારભારીઓને રાજાએ રજા આપી. પછી પિટ્ટ વડો પ્રધાન થયો. તેણે હિંદુસ્તાનનો કારભાર જોવાને 'બોર્ડ આવ્ કંટ્રોલ' ની સભા ઠરાવી. પણ બીજા કેટલાક સુધારાને માટે દરખાસ્ત કીધી તે પાર્લમેંટે મંજૂર રાખી નહિ. ૧૭૮૭ માં હિંદુસ્તાનના ગવર્નર જનરલ વારન હેસ્ટિંગ્સના ઉપર ચોટ્ટાઈ, ઘાતકીપણું વગેરેને માટે તોહમત મૂકવામાં આવ્યાં ને તેની તપાસનો નીવેડો સાત વર્ષ પછી આવ્યો હતો ને હેસ્ટિંગ્સ નિરપરાધી ઠર્યો હતો; હેસ્ટિંગ્સે પોતાના બચાવમાં પુષ્કળ નાણું ખરચ્યું હતું ને **બર્ક** એણે તથા બીજા કેટલાએકે (પાર્લમેંટના મેમ્બરોએ) તેની વિરુદ્ધ બોલવામાં કંઇજ કસર રાખી નહોતી.

ફ્રાન્સનું રાજ્ય ૧૭૮૯ થી ચકડોળે ચડવા માંડયું હતું, તે ૧૭૯૩ માં લૂઇ ૧૬ માના શિરચ્છેદથી છેલ્લી ચક્રી ખાઈ ઊંધું વળ્યું ને પ્રજાસત્તાનું નવું રાજ્ય સ્થપાયું. એ કાળે બ્રિટનમાં પણ કેટલીક મંડળીઓ પાર્લમેંટ પાસે રાજ્યમાં નવા સુધારા દાખલ કરાવાને આતુર હતી અને તેઓને ફ્રાન્સનું જોઈ ઉત્તેજન મળે તેવુંજ હતું;—એ કારણનેલીધે પ્રધાનમંડળ રાજ્યને ક્ષેમ રાખવાના હેતુથી જ્યારે ત્યારે પાર્લમેંટમાં સુધારાની વાત બોલનારાઓની સામે થતું. ફ્રેંચ એલચીને બ્રિટન છોડવાનું ફરમાવવામાં આવેલું તે ઉપરથી ફ્રેંચ રાજસભાએ ઇંગ્લંડપાસે લડાઈ માગી અને પિટ્ટે ફ્રાન્સના પ્રજાસત્તાક રાજ્યના શત્રુઓ સાથે સંધિ કીધી. યૂરોપમાં લડાઇ ચાલી તેમાં પ્રથમ તો ઇંગ્લંડને તથા કુમકી રાજ્યોને ફાયદા જેવું ન થયું, પણ ફ્રાન્સે પોતાનાં સંસ્થાનો ગુમાવ્યાં. **હૌએ** ૧૭૯૪ માં ને **નેલ્સને** ૧૭૯૮માં ફ્રેંચ કાફલાઓને હરાવ્યા; ત્રણ વાર ફ્રેંચે આયર્લંડ ઉપર ચઢાઇ કરી પણ તે ફાવ્યા નહિ; **જેર્વિસે** કેપ સેંટ વિન્સેંટ આગળ સ્પેનના કાફલાને હરાવ્યો અને **ડંકને ડચ** કાફલાનો નાશ કીધો(૧૭૯૭). હાલંડ પાસેથી કેપ આવ ગુડ હોપ અને સ્પેન પાસેથી ટ્રિનિદાદ એ લેઈ લેવામાં આવ્યાં. પછી **ઇંગ્લિશ ચાનલના** કાફલામાં બંડ થયું હતું ( ૧૭૯૭ ) તે અને આયર્લંડમાં બળવો ઊઠયો હતો ( ૧૭૯૮ ) તે પતાવવામાં આવ્યાં હતાં. ને ફ્રેંચ ટૂકડી જે આયર્લંડના બંડખોરોની કુમકે જતી હતી તેને પકડી કેદ કરવામાં આવી હતી. એ સમા ઉપર આયર્લંડને વધારે પાસેના સંબંધમાં લાવવાને તજવીજો થવા માંડી; ને પછી જેમ સ્કાટ્લંડ જોડાયું હતું તેમ આયર્લંડ પણ ગ્રેટબ્રિટન સાથે જોડાયું, અને જ્યોર્જ ત્રીજાએ ગ્રેટબ્રિટન તથા આયર્લંડનાં એકત્ર રાજ્યનો રાજા એવું નામ ધારણ કીધું ( ૧૮૦૧ ).*

## ફ્રાન્સ.

રીસ્વિકના કોલકરાર ( ૧૬૯૭ ) પછી રાજ્યોમાં પરસ્પર કેટલાંક વર્ષલગી સલાહ સંપ રહેશે એવું સૌ જાણતા, પણ એકાએક પાછી લડાઈ જાગી. ૧૭૦૦ માં સ્પેનનો ચાર્લસ બીજો મરણ પામ્યો તેની ગાદીએ લૂઇ ૧૪ માનો પૌત્ર **ફિલિપ** પાંચમો એ નામે સ્પેનનો રાજા થયો. જર્મનીનો મહારાજા **લીઓપોલ્ડ** અને તેનો સગો બવેરિઆનો નૃપ એ બે જણ પોતપોતાની તરફથી દાવો કરી લડવા નીકળ્યા. એકપાસ ફિલિપ તથા લૂઈ ૧૪ મો ને બીજી પાસ જર્મની, હાલંડ, ઇંગ્લંડ, એ રાજ્યો હતાં ને પાછળથી ( ૧૭૦૧ ) પ્રુશિયા, પોર્ટુગલ ને સવોય એ રાજ્યો કુમકે થયાં હતાં. ઠામ ઠામ લડાઇ ચાલી; મહારાજાના સેનના સરદાર યૂજીને ઇટલી ઉપર હૂમલો કીધો ને ફ્રેંચોને હરાવ્યા; અને સંપીલા સેનના સરદાર માર્લબરોએ નેધર્લંડમાં ફ્રેંચ સરદાર **બૂફ્લર્સને** હઠાવ્યો અને કેટલાંક શહેર લીધાં. એ હાર થઇ હતી, ભંડાર ખાલી થયો હતો, પ્રોટેસ્ટંટોએ બળવો કીધો હતો ( ૧૭૦૨ ), વળી એજ વર્ષમાં વહાણના કાફલાનો પણ **વેગો**

* એ કાળે ઇંગ્લંડનું કરજ બે અબજ ૪૪ કરોડ રૂપિઆનું હતું ને ૯ કરોડ ૩૧ લાખ સિત્તેર હજારનું તો વિયાજ આપવું પડતું; ને કર મૂકવામાં આવેલા તે પ્રજાને ભારે પડતા. હિંદુસ્તાન ખાતેની વસુલ જમા ૭ કરોડની હતી, પણ તેમાંની ઘણીખરી ત્યાંની વ્યવસ્થાના ખર્ચમાં જતી; તોપણ વેપાર, ખેતી ને કારખાનાં ઘણાં વધ્યાં હતાં—અમેરિકાનાં સંસ્થાનો તાબામાં હતાં તેવારના કરતાં તે સ્વતંત્ર થયા પછી તેની સાથેનો વેપાર ઘણોજ વધ્યો હતો. દરેક જણ પોતાની હાલત વધારે સારી કરવાનો ઉદ્યમ કરતો તેથી લોકની પુંજી વધી હતી ને તે નાણું ફરતું હોવાથી ધીરધાર પણ ઘણી સારી હતી. ઇંગ્લંડના રાજ્યની વસુલ ૧૬ કરોડની હતી ને તેનું લશ્કર ( ૧૭૯૬ માં ) બધું મળીને ૨ લાખ ૬ હજાર હતું; એનું અડધું સંસ્થાનોમાં હતું. ઇંગ્લંડનું ખરૂં બળ તેની અખૂટ દોલતમાં, પ્રજાના શૌર્યમાં તથા ઉદ્યમશક્તિમાં અને ૧૪૧ લશ્કરી વહાણના કાફલામાં હતું.

આગળ અંગ્રેજ તથા ડચ એઓએ નાશ કીધો હતો; ૧૭૦૪ માં બ્લેનહીમ આગળ હાર થઈ હતી; ૧૭૦૫ માં આર્ચડ્યૂક ચાર્લ્સે (આસ્ટ્રિયાવાળો) અને પીટર્બોરોના અર્લે સ્પેનનો ઘણોક ભાગ જીત્યો હતો; અને જો કે ફિલિપ પાંચમાના લશ્કરે તે બે જણને **આલમાન્ઝ** આગળ હરાવ્યા હતા (૧૭૦૭) તોપણ **રામિલિઝ** આગળ ફ્રેંચ લશ્કરની હાર થઇ તેથી આખું નેધર્લૅંડ શત્રુઓને હાથ ગયું હતું. યૂજીને **ટ્યૂરિન**ની લડાઇમાં ફ્રેંચને એવી હાર ખવડાવી હતી કે ઇટલીમાંના ફ્રેંચ લશ્કરનો મોટો ભાગ નાશ પામ્યો હતો (૧૭૦૬); વળી ઇંગ્લંડના સ્ટુવર્ટની મદદમાં જે ચઢાઈઓ કરેલી તેમાં પણ હાર થઇ હતી; એ હાલતમાં લૂઈ ૧૪ માએ સલાહની માગણી કીધી, પણ સંપીલાં રાજ્યોનું માગવું એટલું ભારી હતું કે તેણે મન ફેરવી નાંખી લડાઇજ આપી; પણ એમાંએ માર્લબરોએ **માલપ્લાકવેટ** આગળ ફ્રેંચ રાજાને છક્કડ ખવડાવી (૧૭૦૯). એણે બીજી વાર સલાહની માગણી કરી ને સામાવાળાઓને રાજી કરવાને ઘણું વીનવ્યા, પણ તેઓએ હજી વધારે જોઇએ એમ કહીને લૂઇનો અનાદર કર્યો. એવી દયામણી હાલતમાં લૂઇ આવી રહ્યો હતો તેવામાં (૧૭૧૧) ઇંગ્લંડનું પ્રધાનમંડળ વ્હિગ હતું તે બદલાઈ ટોરી થયું ને માર્લબરોની સરદારી ગઇ; વળી આર્ચડ્યૂક ચાર્લ્સ જર્મનીનો મહારાજા નીમાયો; બીજાં રાજ્યો સ્પેનને જેમ બૂર્બોના તાબામાં ગયલું જોવાને ઇચ્છતાં નહોતાં તેમ તે આસ્ટ્રિયાના તાબામાં પણ ગયેલું જોવાને ઇચ્છતાં નહોતાં; વળી સ્પેનમાં ફિલિપની તરફના ઘણા લોક થયા હતા. એ સ્થિતિમાં ઇ૦ સ૦ ૧૭૧૩ માં ઇંગ્લંડ તથા બીજાં મળેલાં રાજ્યો સાથે **યૂટ્રેચ**માં અને ૧૭૧૪ માં જર્મનીના મહારાજા સાથે **રાસ્ટાડ**માં સલાહના કોલકરાર થયા. એ કરારોથી ફિલિપનો સ્પેનની ગાદી ઉપરનો હક્ક કાયમ થયો પણ એવી શરત રાખવામાં આવી હતી કે સ્પેન તથા ફ્રાન્સ એ બે જોડાઈને કદી એક રાજ્ય થાય નહિ; ઇંગ્લંડને અમેરિકામાં કેટલોક પ્રદેશ મળ્યો; નેપલ્સ, મીલાન ને સ્પેન તાબાનું નેધર્લૅંડ એ આસ્ટ્રિયાના તાબામાં ગયાં; અને સિસિલીનું રાજ્ય સવોયના ડ્યૂકને મળ્યું. પછી ૧૭૧૫ માં લૂઈ ૧૪ મો મરણ પામ્યો હતો.

લૂઇ મોટો રાજા હતો-તેનામાં કામ પાછળ મંડવાની શક્તિ, બીજાઓની બુદ્ધિશક્તિ સમજી જઈ તેને પોતાના ઉપયોગમાં આણવાની ઝડપ અને તેઓ પોતાને વળગતા રહે તેમ કરવાની ચતુરાઈ હતી, પણ તેનો લોભ ને તેનો જૂલમ ન ખમાય તેવો હતો. તેણે ૭૨ વર્ષ કેવળ સ્વેચ્છાપ્રમાણે રાજ્ય કીધું. તેણે જાથુનાં મોટાં લશ્કર રાખ્યાં હતાં; સિપાઈઓ પાસે એકસરખો પોશાક રખાવ્યો હતો ને તેઓને એકસરખી બેયોનેટ આપી હતી. ૧૬૭૨ થી તેનું હમેશનું લશ્કર ૧ લાખ ૮૦ હજારનું હતું ને વહાણનાં લશ્કરસાથે સૌ મળીને ચાર લાખ પચાસ હજાર હથિયારવાળાં માણસ હતાં. તેના રાજ્યની વસૂલ ૩૦ કરોડ રૂપિઆની હતી અને તે મરણ પામ્યો ત્યારે ૮૩ કરોડથી વધારે દેવું હતું.

**લૂઈ ૧૫ મો** તે લૂઈ ૧૪ માનો પ્રપૌત્ર અને સ્પેનના ફિલિપ પાંચમાનો ભત્રીજો પાંચ વર્ષનો ૧૭૧૫ માં રાજા થયો. પાર્લમેંટે ઓર્લીઅન્સના ડ્યૂક ફિલિપને રાજાની વતીની સત્તા આપી, પણ તે પૂરો છટેલ હોઇને રાજકાજ કરવે બેદરકાર હતો. તેણે પ્રથમ તો કેટલાક જણ ઘણાં વરસ થયાં બાસ્ટીલમાં હતાં તેઓનો છૂટકારો કીધો; લશ્કર ઓછું કીધું, નિયમિત ખર્ચ રાખવાનું ઠેરવ્યું અને યૂરોપમાં સલાહ રહે તેવું ઇચ્છયું. પણ સ્પેનનો પ્રધાન **આલબેરોની** એણે તેને ખસેડવાને અને **યૂટ્રેચ**ના કરારથી આપી દીધેલો ઈટલીમાંનો મૂલક પાછો સ્પેનને અપાવવાને લડાઈની તૈયારી કરી. પણ આસ્ટ્રિયા, ફ્રાન્સ, ઇંગ્લંડ ને હાલંડ એ ચારે રાજ્યે સંપ કરી (૧૭૧૬) આલબેરોનીને રજા આપવાની ને સંપીલાં રાજ્યોનું કહ્યું માનવાની સ્પેનના ફિલિપને ફરજ પાડી હતી (૧૭૨૦).

ઓર્લીઅન્સના ડ્યૂકે સ્કાટ્લંડના એક **જાનલા**ની હીકમતી સલાહથી બેંક કહાડી હતી (૧૭૧૮)-તેના શેરો જેઓએ સરકારને નાણાં ધીર્યા હતાં તેને આપવામાં આવ્યા ને લોક તે શેરો ખરીદ કરે માટે બેંકને એક નવી ઊભી થએલી વેપારીઓની કંપની સાથે ભેળી નાંખી-એ કંપનીએ મિસિસિપી તથા કાનેડાના વેપારનો ઈજારો રાખ્યો હતો અને તંબાકુ તથા બીજી વસ્તુનો પાક ઉત્પન્ન કરવાને કેટલાક ખેડુત તથા કારીગરોને તે પ્રદેશોમાં વસવાને મોકલ્યા હતા. ૧૭૧૯ માં **ઇસ્ટ ઇંડિયા** ને **સેનીગાલ** એ કંપનીઓ પણ મિસ્સિસિપી કંપની સાથે જોડાઈ, ને એવું તો મોટું કામ ચાલ્યું કે શેરનો ભાવ સેંકડે બારસેં ટકા પ્રીમિઅમ ચઢયો. એ એકત્ર કંપનીએ રાજ્યની સઘળી વસૂલ જમે કરવાનો ને શિક્કા પાડવાનો હક્ક પોતાના હવાલામાં રાખ્યો હતો, ને પ્રજાનું કરજ પાછું આપવા માંડયું હતું, ૧૭૨૦ માં સેંકડે બે હજાર પચાસનું

પ્રીમિઅમ થયું; પણ તરતજ પછી નફાની આશા રાખી હતી તે ખોટી ઠરી ને બેંકે નોટનાં નાણાં આપવાં બંધ કીધાં. હજારો ધનવંત કેવળ નિર્ધન થઈ રહ્યા; અને **લા** બેઆબરૂ થઇ વેનિસ જઈ રહ્યો ને ત્યાં મુઓ. એ સમા ઉપર રાજ્યના **માર્સેલ** તરફના પ્રાંતમાં મરકીથી અડધી વસ્તી ઘસડાઈ ગઇ હતી.

ઈ૦ સ૦ ૧૭૨૩ માં ઓર્લીઅન્સનો ડ્યૂક મુઓ ને રાજાએ રાજ્યકારભાર પોતાને હાથ લીધો. લૂઈએ બૂર્બોના ડ્યૂકને પ્રધાન કીધો ને તેની સલાહથી પોલંડનો પદભ્રષ્ટ રાજા ફ્રાન્સમાં આવી રહ્યો હતો તેની કુંવરી **મરાયા** સાથે લગ્ન કીધાં. ૧૭૨૬ માં ડ્યૂકને રજા આપી **કાર્ડિનલ ફ્લેયુરી** એને પ્રધાન કીધો. એ રાજવસૂલનો બંદોબસ્ત કરવામાં, બંધ પડેલી ધીરધાર પાછી છૂટી કરી વેપાર પાછો ચાલતો કરવામાં ને સલાહ રહે તેવું કરવામાં સારીપેઠે મંડ્યો હતો.

૧૭૩૨ માં પોલંડના રાજાની તરફથી ફ્રાન્સે, રૂશિયા તથા આસ્ટ્રિયાની સાથે લડાઈ કીધી. ૧૭૩૪ માં ર્હેન નદીને તીરે બેર્વિકનો ડ્યૂક આસ્ટ્રિયન ફોજના સરદાર યૂજીનની સામા લડીને ફિલિપ્સબર્ગ લેતાં મરણ પામ્યો. ઇટલીમાં પણ ફ્રેંચ લશ્કરની ફતેહ હતી-**માર્શલ વિલ્લર્સ** એણે સાર્ડિનિઆના રાજાનાં લશ્કરને સાથે રાખીને મીલાન તથા બીજા કિલ્લાઓ લીધા અને સ્પેનના લશ્કરનો સરદાર **ડોન કાર્લો** (ફિલિપનો કુંવર) એણે નેપલ્સ જીતી લીધું. ૧૭૩૫ માં વીએનામાં કોલકરાર થયા ને લોરેનની ડચી પોલંડના રાજાને આપવામાં આવી, એવી કબૂલાતે કે તેના મુઆ પછી તે પ્રાંત ફ્રાન્સને મળે; નેપલ્સ તથા સિસિલી એ **ડોન કાર્લો**ને મળ્યાં;—બુર્બો વંશનાં ત્રણ રાજ્યો યૂરોપમાં થયાં.

એ કોલકરારથી ફ્રાન્સ, જર્મનીના ચાર્લ્સ છઠ્ઠાની પાછળ તેની દીકરી **મરાયા થેરિસ્સાને** આસ્ટ્રિયાની ગાદી અપાવવાને બંધાયલું હતું; પણ ચાર્લ્સના મરણ પછી લૂઇએ પોતાના પ્રધાનની સલાહ ન માનતાં બવેરિઆના ઈલેક્ટરને મહારાજપદ અપાવવામાં મદદ કીધી અને તેથી તેને ઇંગ્લંડની સાથે લડાઈ કરવામાં ગૂંચવાવું પડ્યું. હંગેરિઅન ને આસ્ટ્રિયન એઓ પોતાની રાણી મરાયા થેરિસ્સાને માટે જોશથી લડ્યા; ફ્રેંચ તથા બવેરિઅન એઓને બોહીમિઆમાંથી હાંકી કહાડવામાં આવ્યા અને એઓને ડેટિન્જેન આગળ (૧૭૪૩) જ્યોર્જ બીજાની સરદારી તળે અંગ્રેજી લશ્કરે પણ હરાવ્યા હતા. એજ વર્ષમાં ડાહ્યો ને સદ્દગુણી પ્રધાન મરણ પામ્યો ને લૂઇએ પ્રધાન વગર નિરંકુશ રહી રાજ્ય ચલાવવા માંડ્યું. તેણે આસ્ટ્રિયાના તાબાનું નેધર્લંડ જીતી લેવાને **માર્શલ સાક્સ**ને મોકલ્યો ને એણે **ફ્રૉટીનોય** આગળ ઇંગ્લંડ, આસ્ટ્રિયા, હાલંડ એ ત્રણની એકઠી મળેલી ફોજને મોટી કતલ કરી હરાવી (૧૭૪૫). પછી બે લડાઈ થઇ તેમાં પણ ફ્રાન્સની જીત થઈ હતી, પણ ઈટલીમાં ફ્રાન્સનો કાફલો નાશ પામ્યો હતો. તેનાં હિંદુસ્તાન તથા અમેરિકાનાં સંસ્થાનો જાય તેવો વખત ઇંગ્લંડે આણ્યો હતો. એ હાલતમાં **એઈલા-શપેલ**માં કોલકરાર થયા ને લડાઈ કરનારાં રાજ્યોએ એકમેકનો જીતેલો મૂલક જેનો તેને પાછો આપ્યો (૧૭૪૮).

પછી સાત વર્ષ ફ્રાન્સે સ્વસ્થતા ભોગવી અને રાજાએ પોતાની રાખેલીની તાબેદારી કર્યા કીધી. ૧૭૫૫ માં કાનેડા ને અંગ્રેજી સંસ્થાનો એ બેની સરહદને-માટે ભાંજગડ ઊઠી ને સાત વર્ષ લડાઈ ચાલી તેમાં-એક પાસ ફ્રાન્સ તથા આસ્ટ્રિયા ને બીજી પાસ ઇંગ્લંડ તથા પ્રુશિયા એ રાજ્યો હતાં; તેનું છેવટ ૧૭૬૩ માં પારિસના કોલકરારથી આવ્યું ને ફ્રાન્સને અમેરિકામાંનો તથા આફ્રિકામાંનો મૂલક અને વેસ્ટ ઇંડીઝના ઘણાંક ટાપુ એ આપી દેવાં પડ્યાં. રાજ્યની વસૂલમાં પણ ઘણો ગેરબંદોબસ્ત હતો ને રાજા ત્યારે નિર્લજ્જપણે રંડીબાજીમાં ગુલતાન રહેતો-તેણે મુસલમાન બાદશાહ સુલતાનની પેઠે મોટો જનાનો રાખ્યો હતો ને મોટી રકમો ઊડાવી દીધી હતી. તેનો પ્રધાન **ચોઈસ્યૂલનો ડ્યૂક** જે મોટો શક્તિમાન હતો તે વંઠેલ રાજાને ઠેકાણે આણવાનો પરિશ્રમ કરતો, પણ એને રાજાએ દરબારમાંથી કહાડી મૂક્યો (૧૭૭૦); અને પ્રાંતપ્રાંતની પાર્લમેંટ જે દરબારના કામની સામા તકરાર ઊઠાવતી તેને પોતાની સત્તાના જબરા હાથથી મસળી નાંખીઓ. લૂઇ ૧૫ મો ૧૭૭૪ માં મુઓ; તેનો પાટવી ૧૭૬૫ માં મરી ગયો હતો ને પાટવીને ત્રણ દીકરા હતા તે પછવાડેથી લૂઈ ૧૬ મો લૂઈ ૧૮ મો અને ચાર્લ્સ ૧૦ મો એ નામે ઓળખાયા.

લૂઇ ૧૫ મો ધિક્કારપાત્ર રાજા હતો. તેણે ફ્રાન્સના રાજ્યની કીર્તિ ઝાંખી કીધી ને દરબારની જાહેર બદફેલીઓના ખર્ચને માટે દરિદ્રી થએલા ને ભૂખે મરતા લોકને પણ નીચોવી લીધા-સરદાર ને ઉપલા વર્ગના ધર્માધિકારી એઓને આઘા રાખી ગરીબ લોકના ઉપર કર વેરા નાંખી તેઓને ચાંપી નાંખ્યા હતા; રાજ્યમાં મોજીલાપણું ને છટેલપણું ફેલાઇ રહ્યું

હતું. એ મુઓ ત્યારે રાજ્યને પોણા બે અબ્જ રૂપિઆનું દેવું હતું.

**લૂઈ ૧૬ મો** ૧૭૭૪ માં વીસ વર્ષની વયે ફ્રાન્સની રાજગાદીએ બેઠો. તે ૧૭૭૦ માં આસ્ટ્રિયાની મરાયા થેરિસ્સાની દીકરી **આણુટોઇનેટ્ટી** સાથે પરણ્યો હતો. રાજા મળતાવડો સદ્‌ગુણી હતો; તેણે પોતાની દરબારના નિંદિત દુરાચાર કહાડવાની તજવીજ કીધી ને તે પોતાની પ્રજાને સુખ થાય તેમ કરવાને અંતઃકરણથી ઇચ્છતો હતો; તે ઉદ્યોગી ને ખંતીલો હતો, પણ ચલિત મનનો ને સમા પ્રમાણે વર્તવાને અશક્ત હતો. પ્રથમ તો તેણે પારિસની પાર્લમેંટ જેને પાછલા રાજ્યમાં બરતરફ કરવામાં આવી હતી તેને પાછી બોલાવી સ્થાપી; અને રાજ્યનાં નાણાં પ્રકરણનું કામ **ટર્ગેટ** નામના પ્રધાનને સોંપ્યું. એણે રાજ્યનાં હિતને અર્થે કેટલાંક કામ રજુ કીધાં, પણ સરદાર લોકે ને પાર્લમેંટે પણ પોતાનું મોટપ ઓછું થશે એમ સમજી તે નામંજૂર કીધાં. લૂઈએ ૧૭૭૬ માં તે કામદારને રજા આપી ને તેની પદવી **નેકર**ને આપી—એ સ્વિટ્‌ઝર્લંડનો, પ્રોટેસ્ટંટ પંથનો, મોટી શક્તિનો ને સુવિચારનો પુરૂષ હતો. નાણાંની બહુજ ભીડ હતી તે છતાં અસાધારણ પરિશ્રમ કરીને તેણે વહાણના કાફલાને ઇંગ્લંડના કાફલાની બરોબરી કરી શકે તેવી સ્થિતિમાં આણ્યો હતો. જ્યારે સંસ્થાની લોકે ઇંગ્લંડથી સ્વતંત્ર થવા માંડયું ત્યારે ફ્રાન્સના લોક આગલી હીણપસ્તીનો બદલો વાળવાને લડાઇને માટે ટમટમી રહ્યા. પોતાની ઇચ્છા નહિ તે છતાં રાજાએ લોકનો પોકાર સાંભળી યૂનૈટેડ સ્ટેટ્‌સ સાથે વેપારના તથા કુમકના કોલકરાર કીધા (૧૭૭૮). તરતજ પછી **માર્કિવસ લાફાયેટી** ફ્રેંચ લશ્કર સાથે યૂનૈટેડ સ્ટેટ્‌સના લોકને મદદ કરવાને અમેરિકા ગયો હતો ને એ ફ્રાન્સ અમેરિકાના સંબંધવડે પ્રજા રાજ્યના વિચાર ફ્રેંચ લશ્કરમાં દાખલ થયા હતા ને પછી ફ્રાન્સમાં સર્વત્ર ફેલાયા હતા.

**રાજ્યનું ઊંધું વળવું**—રાજાએ **નેકર**ને રજા આપી (૧૭૮૧) ને **કલોન**ને કારભારી કીધો (૧૭૮૩). તેણે રાજાના નીમેલા કેટલાએક વગવાળા મોટા શ્રીમંતો—**નોટેબલ્સ**ની સભા મેળવી (૧૭૮૭) અને ઉમરાવની, ધર્માધિકારીની ને લોકની–સૌની સ્થાવર મિલકત ઉપર કર મૂકવા વિષે સમ્મતિ માગી. એ સભાજનો મોટા મોટા પ્રદેશના જાગીરદાર હોવાથી તેઓએ તરતજ મંત્રીનો વિચાર રદ કીધો; કલોને રાજીનામું આપ્યું; અને રાજાએ એક પછી એક એમ કેટલાકને મંત્રી રાખ્યા; પણ પાછો નેકરને બોલાવ્યો (૧૭૮૮). એણે **સ્ટેટ્‌સ જનરલ**–ઉમરાવ, ધર્માધિકારી ને લોક એ ત્રણ વર્ગના ગૃહસ્થોની **વર્સેલિસ**માં સભા મેળવી (મે, ૧૭૮૯). સૌ એકઠા થયા પછી લોકવર્ગના પ્રતિનિધિઓએ જણાવ્યું કે ત્રણે વર્ગે સાથે મળીને વિચાર કરવો, ઉમરાવ તથા ધર્માધિકારી એઓએ તેમ કરવાની ના પાડી; અને લોકના પ્રતિનિધિઓએ **નાશનલ આસેમ્બ્લી**—દેશીજનની સભા એવું પોતાનું નામ રાખ્યું.

એ સમા ઉપર પારિસમાં ને પ્રાંતોમાં મોટો ખળભળાટ થઇ રહ્યો હતો; તેવામાં વળી જેના ઉપર લોકનો પૂરો ભરોસો એવો કારભારી એક **નેકર** જે રાજા પાસે હતો તેને રાજાએ ફરીથી રજા આપી (૧૧ મી જુલાઈ). લોકમાં ઉહ્કું પડેલું જોઈ રાજાનો ભાઈ ને બીજા દરબારી ઉમરાવ એઓએ ઠામ ઠામનું લશ્કર વર્સેલિસ તથા પારિસની આસપાસ એકઠું કરવા માંડયું; અને પારિસના લોકે તથા ચડેલો પગાર ન મળેલો એવા લશ્કરી સિપાઈઓએ એકઠાં મળી પોતાનું **નાસનલ ગાર્ડ**–દેશરક્ષક સૈન્ય એ નામ રાખ્યું. એ સૈન્યે ઊતરતી સ્થિતિના લોકને સાથે રાખી **બાસ્ટીલ**ના કિલ્લા ઉપર છાપો માર્યો અને રખેવાળ ગવર્નરને તથા તેના હાથ નીચેનાને ઠાર કીધા; પ્રાંતોમાં પણ લોકે હુલ્લડ મચાવી શ્રીમંતોની હવેલીઓ ઉપર હૂમલા કીધા; અને રાજાનાં સગાંવહાલાં તથા ઘણાએક ઉમરાવો ભયભીત થઇ દેશ છોડવાની ખટપટમાં પડ્યાં; ગભરાટ ગુંચવણમાં પડેલા રાજાએ વળી નેકરને બોલાવ્યો. એણે **આસેમ્બ્લી**ને સમજાવવા માંડી, પણ લોકની ઝનૂન તે સભામાંના કેટલાક જણની અંદર આવી હતી તેથી તેઓએ તેનું કંઈ ન સાંભળતાં એકદમ ઉતાવળા થઇને રાજ્યવ્યવસ્થાના ધારા ઘડી કહાડ્યા—ને તે ઉપર આગસ્ટની ચોથીએ લૂઈની સહી લીધી. પારિસમાં તોફાન હતુંજ ને ભૂખમરાથી હેરાન તથા બીજા હુલ્લડીઆ એવા લોક ઊરપર આવ્યા હતા; એક ટોળાએ જઈ **વર્સેલિસ**ના મહેલ ઉપર હલ્લો કીધો; પહેરેદારને ઠાર કીધા અને રાજા તથા રાજકુટુંબને મરણભય દેખાડી પારિસ જઇ રહેવાનું કહ્યું; (**નાશનલ આસેમ્બ્લી** પણ ત્યાં ગઈ હતી). એ દહાડેથીજ જાકોબૈન ટોળીએ પોતાનું મળવાનું જારી રાખ્યું.

૧૭૯૦ માં રાજકુટુંબ **ટ્યૂલરિઝ**ના મહેલમાં કેદી જેવું હતું, ને **આસેમ્બ્લી** દેશ વ્યવસ્થાના ધારા ઠરવામાં ગુંથાએલી હતી. (જૂનની ૧૯ મીએ) વંશપરંપરાના હક્ક અને સર્વ પ્રકારની પદવી એ રાજ્યમાં ન

જોઈએ એવો આસેમ્બ્લીએ ધારો કીધો. અને ( નવેંબરમાં ) ઠરાવ કીધો કે ધર્માધિકારીઓ જો નવી વ્યવસ્થા પ્રમાણે વર્તવાના સોગન ન લે તો તેઓ જે ધર્માદા જમીનનો ઉપભોગ કરેછે તે તેઓની પાસેથી છીનવી લેવી. એ સમા ઉપર રાજાને સલાહ આપનાર કોઈ નહોતું; જેમ ઘણાખરા ઉમરાવ તથા શ્રીમંતો દેશ છોડી ગયા હતા તેમ નેકર પણ રાજીનામું આપી જતો રહ્યો હતો. લૂઈ ઉન્મત્ત લોકને ટહાડા પાડી શક્યો નહિ ને તેણે પણ નાશી જવાની તજવીજ કીધી (જૂન, ૧૭૯૧ ). તેને જતો અટકાવવામાં ને પછી પારિસમાં આણવામાં આવ્યો. આસેમ્બ્લીએ નવી વ્યવસ્થાના નિયમ પૂરા તૈયાર કરી સપ્ટેંબરમાં રાજા આગળ મૂક્યા ને લૂઈએ તે ભાવથી પાળવા વિષે સોગન લીધા. પછી નાશનલ આસેમ્બ્લી બરખાસ્ત થઈ, પણ આ ઠરાવ કરીને કે હવે **લેજિસ્લેટિવ–આસેમ્બ્લી**— કાયદા કરનારી સભા મળે તેમાં આ સભામાંનો કોઈ ફરીથી નીમાય નહિ. એ લેજિસ્લેટિવ સભાએ ૧ અક્ટોબરથી પોતાનું કામ ચલાવવા માંડ્યું. એ સભામાં સઘળાજ જણ **પ્રજાસત્તાક રાજ્ય થવું જોઇએ** એ મતના હતા; ઘણાક તો જાકોબૈન કલબની સાથે સંબંધ રાખનારા હતા ને **બ્રિસ્સટ** વગેરે કેટલાએક વિવેકી દેખાતા તે વગ સત્તા વિનાના હતા. તે સભાએ દેશ છોડી જનારાઓની મિલ્કત સરકારી કરી અને સોગન ન ખાનારા ધર્માધિકારીઓને રાજ્ય બહાર કર્યા; રાજાને પણ તિરસ્કાર કરવા માંડ્યો ને તેનું રક્ષકસૈન્ય ઓછું કરાવ્યું. એવામાં આસ્ટ્રિયાના તથા પ્રુશિયાના રાજા મોટાં લશ્કર લેઈ સરહદ ઉપર આવ્યા ને આસેમ્બ્લીએ તેઓને લડાઈ આપવાનું ઠેરવ્યું (એપ્રિલ, ૧૭૯૨ ). જુલાઈમાં બ્રંઝવિકનો ડ્યૂક જે આસ્ટ્રિયા પ્રુશિયાનાં એકઠાં મળેલાં લશ્કરનો સરદાર હતો તેણે જાહેરનામા કરી જણાવ્યું કે **રાજાની સત્તા** પાછી સ્થાપવામાં આવશે, રાજ્યમાં ફેરફાર કરી નાંખનારાઓને બળવાખોર દાખલ ગણવામાં આવશે અને રાજધાનીમાં લશ્કરી અમલ બેસાડવામાં આવશે. એ મગરૂબી ભરેલા જાહેરનામાથી સઘળા લોક વેર લેવાને ઉશ્કેરાયા ને પારિસના રહેનારા તો ખૂનીની ઝનૂતમાં આવી રહ્યા. આગસ્ટની ૧૦ મીએ તેઓએ **ટ્યૂલરિઝ** ઉપર હલ્લો કીધો; રક્ષકસૈન્ય સ્વિટ્ઝર્લંડના લોકનું હતું તેને ઠાર કર્યું અને રાજારાણીને આસેમ્બ્લીના દીવાનખાનામાં જવાની જબરદસ્તી કીધી ને ત્યાંથી પછી તેઓને કેદી દાખલ એક જૂના મહેલમાં લેઈ જઈ રાખ્યાં. જ્યારે શત્રુનાં લશ્કર ફ્રાન્સમાં આવવા લાગ્યાં ત્યારે કેટલાએક વિકરાળ ખૂનીઓએ બંદીખાનાંઓમાં જઈ સોગન ન ખાવેલા એવા જે ધર્માધિકારીઓને કેદ રાખવામાં આવેલા તેઓની કતલ કરી નાંખી ( ૨ જી સપ્ટેંબર ) અને એવાંજ ઘોર કર્મ પ્રાંતોનાં મુખ્ય શેહેરોમાં પણ થયાં.

**પ્રજાસત્તા**–પછી લેજિસ્લેટિવ આસેમ્બ્લી ટળી અને **નાશનલ કન્વેન્શન–દેશી રાજસમાજ** ઊભો થયો. એણે ફ્રાન્સના રાજાના રાજ્યને ભાંજી નાંખ્યું ને ફ્રાન્સનું રાજ્ય પ્રજાસત્તાક છે એવું જાહેર કીધું. થોડાક વખત પછી તેઓએ બીજા દેશના લોકને પોતપોતાનાં રાજ્ય ઊંધાં વાળવાની ભલામણ કીધી ને આશરો આવાનું જણાવ્યું. એ વેળા **જાકોબૈન** પાર્ટીના આગેવાન **ડાન્ટન ને રોબીસ પીઅર** પૂરી સત્તા ચલાવતા હતા; તેઓએ નામની તપાસ ચલાવી લૂઈ ૧૬ માને અપરાધી ઠેરવી તેનો શિરચ્છેદ કરાવ્યો ( ૨૧ મી જાનેવારી ૧૭૯૩ ).* ( રાણીનો શિરચ્છેદ ૧૪ મી અક્ટોબરે ને રાજાની બેનનો ૧૭૯૪ ના મેની ૧૦ મીએ થયો હતો; તેનો બાળક પાટવી ૧૭૯૫ માં કેદમાં મુઓ હતો; કેટલાક ફ્રેંચ કેદીઓના બદલામાં આસ્ટ્રિયનોને આપી દીધી હતી તેથી માત્ર એક રાજપુત્રી ઊગરી હતી (૧૭૯૫).

* ઇગ્લંડમાં પાર્લમેંટે પોતાના તથા રાજાના હક્ક વિષે વ્યવસ્થાનિયમ બાંધ્યા હતા તે છતાં રાજપદના અભિમાની ચાર્લસે પાર્લમેંટને તુચ્છકારી કહાડી લોક ઉપર કરવેરા મૂક્યા; કર ન આપનારાઓ ઉપર સખ્તી કીધી ને કેટલાકને કેદમાં નાંખ્યા; બીજાં ઘણાંએક કાયદા વિરૂદ્ધ કામ કીધાં; હઠીલા રાજાએ લશ્કરને જોરે પાર્લમેંટને છુંદી નાંખવાનું કીધું, પણ તે ફાવ્યો નહિ ને શિરચ્છેદ પામ્યો. ફ્રાન્સમાં પાર્લમેંટ નામનીજ હતી; રાજાની ઈચ્છા તેજ રાજ્યના ધારા હતા; ઉશ્કેરાએલા લોકે ઉતાવળમાં વ્યવસ્થાનિયમ તથા ધારા રચ્યા ને તે લૂઈએ માન્ય રાખ્યા; અને લોકે જે હક્ક તેને કરી આપેલા તે હક્કની રૂએ રાજા લેજિસ્લેટિવ સભાના કેટલાક ઠરાવ મંજૂર કરવાને વેળાએ આનાકાની કરતો ને ગભરાટમાં તેનાથી કેટલાંક સાહસ થયાં;–એ સ્થિતિપ્રસંગમાં અતિભલો રાજા પોતાના બાપદાદાનાં કરતુકોનો ભોગ થઈ પડી શિરચ્છેદ પામ્યો; પણ કારણો આ પ્રમાણે હતાં:–

લૂઈ ૧૪ માએ પોતાના પ્રોટેસ્ટંટ પંથના લોક ઉપર જુલમ કીધો ને હજારો કુટુંબને દેશ છોડાવ્યો તેથી રાજ્યમાં ઉદ્યમ ઘટ્યો; વળી તેણે લોભમાં લડાઈઓ કીધી ને દરબારનો ઠાઠ વધાર્યો તેથી રાજ્યને મોટું કરજ થયું. લૂઈ ૧૫ માની કારકીર્દીમાં મિસ્સિસિપીના સટ્ટાથી ને દરબારની છચોક રંડીબાજીથી રાજ્યનું કરજ હતું તેથી બમણું થયું; અને ફ્રાન્સના પોણા ભાગની જમીન જે ઉમરાવ તથા ધર્માધિકારીઓના કબજામાં હતી તે નકરી હતી, ને તેથી સઘળો કરભાર ગરીબ થઈ ગએલા લોક

**એ વેળા નવા સત્તાધારીઓએ ઘણાંએક લશ્કરોને પૂરા બંદોબસ્ત સાથે તૈયારી કરી રાખ્યાં હતાં અને**

ઉપર નાંખવામાં આવ્યો; વળી દરબાર, ઉમરાવ ને ધર્માધિકારી એઓનાં મોજીલાંપણાં; ઉડાઉપણાં; વંઠેલપણાં; ગર્વિષ્ઠપણાં, ઘાતકીપણાં અને રાજ્યસત્તા, ધર્મસત્તા એવિષે ઘણાંક પુસ્તક ને ચોપાનીઆં નીકળેલાં તે લોકમાં હોસથી વંચાયાં. લુઈ ૧૬ માએ અમેરિકા સાથે સ્નેહ કીધો તેથી ફ્રેંચ લશ્કરે અમેરિકા જઈ પ્રજાસત્તાક રાજ્યને માટે પૂરા ઊરમાં આવેલા લોકના સહવાસથી રાજ્યસંબંધી ને પ્રજાનાં સુખસંબંધી નવા વિચાર ગ્રહણ કીધા ને તે ફ્રાન્સમાં આણ્યા; તે લશ્કરના સરદાર લાફાયટીએ લડાઈઓમાંથી મળતી નવરાસમાં વાશિંગટન, પેન, આદિ સ્વતંત્રતાના સમર્થ હિમાયતીઓ સાથે વિચારો કીધા હતા; નોટેબલ્સની સભાથી જમીદારો સામા થયા ને સ્ટેટ્સ જનરલથી લોકને સામા થવાનો પ્રસંગ મળ્યો.

૧૭૮૯ ના મે ની ૫ મીએ વર્સેલિસમાં તે મોટી રાજસભા મળી. એક પાસ ઉમરાવોના મુખત્યાર, એક પાસ ધર્માધિકારીના મુખત્યાર, એક પાસ લોકના મુખત્યાર બેઠા ને તેમાં રાજા કુટુંબ સાથે વિરાજ્યો. રાજાએ ભાષણ કીધું તે સૌએ વખાણ્યું. પછી નેકર નાણાંની ભૂંડી હાલતવિષે ટુંકામાં બોલ્યો ને પછી રાજા સીધાર્યો એટલે ઉમરાવ તથા ધર્માધિકારી એઓએ ત્રીજા વર્ગ સાથે બેશી વિચાર કરવાની ના પાડી; ત્રીજા વર્ગે આગ્રહ ધર્યો; નેકરે રાજાની ઇચ્છા જણાવી કે એકેક વર્ગ પોતપોતાના વિચાર કરે ને પછી પરસ્પર જોવાને આપે; ત્રીજા વર્ગે જાણ્યું કે રાજા એમ કરીને વખત કહાડેછે ને પછી ૧ લા ૨ જા વર્ગવાળાને કહેવડાવ્યું કે આવવું હોય તો આવો, અમે વ્યવસ્થાનિયમ બાંધીએ છીએ; પછી ૨૪ જણની મંડળીને વ્યવસ્થાનિયમ તૈયાર કરવાનું સોંપ્યું; કામકાજને માટે છાપખાનું રાખ્યું; ફ્રેંચ પ્રોટેસ્ટંટ પંથના એક ધર્માધિકારીએ આવી કહ્યું કે પ્રધાનો સાથે વાત થઈ તે ઉપરથી ૧ લો ૨ જો વર્ગ સમજે તેવું જણાતું નથી; આખી સૌઇઝ એણે દરખાસ્ત કીધી ને સૌને મતે ઠર્યું કે ઉમરાવ ને ધર્માધિકારી એઓ લોકથી જુદા નથી, પણ લોકમાંના બે વર્ગ છે માટે રાજકાજમાં તેઓનાં મત બીજા લોકની પેઠેજ લેવામાં આવશે; અને અહીં અમને બોલાવવામાં આવ્યા છે માટે અમે રાજ્યના લોકના પ્રતિનિધિ છીએ. આ સભાને નાશનલ આસેમ્બ્લી એ નામ આપીએ છીએ; અને પછી પ્રતિનિધિઓએ સાચવટથી કામ કરવાને સોગન લીધા. એ આસેમ્બ્લીનો આગ્રહ જોઈ ધર્માધિકારી ગભરાયા ને પારિસનો ધર્માધ્યક્ષ સભામાં દાખલ થયો; કેટલાક ઉમરાવો, લાફાએટી, ઓર્લિઅન્સનો ડ્યૂક ( રાજાનો ભાઈ ) વગેરે પણ નોંધાયા; દરબારમંડળીએ ભય પામી સભાના મળવાના મકાનને તાળાં દેવડાવી ચોકી પહેરા રાખ્યા; સભા બીજે ઠેકાણે મળી ને તેણે ઠરાવ કીધો કે જ્યાંસૂધી આપણા ૨૪ પ્રતિનિધિઓ સોંપેલું કામ તૈયાર કરી રજુ ન કરે ત્યાંસૂધી પછી જીવ જાય તોપણ આપણે જુદાં પડવું નહિ. રાજાએ મોટું દરબાર ભરી જણાવ્યું

**જનરલ ડ્યૂમોરીએઝે બ્રંઝવિકના ડ્યૂકને હરાવી ફ્રાન્સથી દૂર હઠાવ્યો હતો ને એ જીતથી આસ્ટ્રિયન**

કે સ્ટેટ્સ જનરલની મંજૂરી વગર હું કર મૂકવાનો નથી ને ત્રીજા વર્ગની ઉદ્ધત વર્તણુક ઉપર થોડીક ટીકા કરીને ત્રણે વર્ગે સંપે રહી કામ કરવા વિષે ભલામણ કીધી. ભાષણને અંતે એક જણે આસેમ્બ્લીના પ્રમુખ બેઈલીને કહ્યું કે રાજાએ જે ફરમાવ્યું તે જાણોછોજ; તરત મીરાબો પોતાની હમેશની છટાથી બોલી ઊઠયો, હા અમે જાણીએ છીએ, કેમકે પ્રધાનોએ રાજાને શું ભણાવ્યો તે અમે સાંભળ્યું, પણ તારે અધિકાર વિના આહીં આવવાનું શું પ્રયોજન છે? જા, તારા સ્વામીને કહે કે અમે લોકની આપેલી સત્તાથી અહીં મળ્યા છીએ અને માત્ર બેયોનેટથીજ અમે ખશીશું. રાજાના ભાષણથી નારાજ થઈ નેકરે રાજીનામું આપ્યું; રાજાએ તે કબૂલ ન કીધું. રાજાનો ભરોસો ઊઠી જવાથી, રાણી ધિક્કાર્યો કરતી તે ઉપરથી ને બીજા દરબારીઓને પણ અળખામણો થયો હતો તેથી રાજાએ નેકરને ૨૪ કલાકમાં રાજ્ય બહાર જતાં રહેવાનો હુકમ કીધો ને લોકે પોતાના વહાલા નેકરના પૂતળાનો વરઘોડો કહાડી જીવતો રહે, ઘણું જીવે એવો પોકાર કીધો. એ ધામધુમના વખતમાં ઠામ ઠામ મહોલાંઓમાં ઊંચા આસન ઉપર ઊભા રહી કાબેલ શખ્સો ભાષણો કરતા ને લોક ઠઠ ભરાઈ સાંભળતા. થોડા વખતમાં પારિસના લોકે ૨૦ હજાર બંદૂકો મેળવી—કેટલાક તો કૂવાડા, હથોડા, ગજ, સળીઆ લેઈને સાથે થયા; નિરપરાધી કેદીઓને છોડી મૂક્યા ને એઓએ પોતાનાં દુઃખોની હકીકત છપાવી જાહેર કીધી; લોકે બાસ્ટીલના કીલ્લાનો નાશ કીધો, રાજાએ પોતાના સલાહ આપનારાઓને દેશબહાર કીધા ને નેકરને પાછો બોલાવ્યો. રાજા પારિસમાં આવ્યો; ને મીરાબોએ લોકના હક્કની યાદી રજુ કીધી:—સઘળાં માણસ સરખાં ને સ્વતંત્ર જન્મ્યાં છે; રાજ્યસત્તાનો ઉદ્દેશ સ્વતંત્ર રહેવું, જુલમની સામા થવું, અને મિલ્કત તથા જાનનું રક્ષણ કરવું એ છે; રાજ્યસત્તાનું મૂળ દેશજન સમસ્ત છે; ને જેથી બીજાને નુકસાન ન થાય તેવું કરવાની જે શક્તિ તેજ રાજકીય સ્વતંત્રતા છે; સમસ્ત લોકની ઇચ્છાનું પ્રગટ જણાવું તે કાયદો ને તે જનમંડળને દુઃખદાયક થઈ પડતાં કામની મના કરવાને છે, ઇત્યાદિ. રાજાએ નેકરને બોલાવ્યો; એણે પોતાના સહાયોનું નવું મંડળ રચી આસેમ્બ્લીમાં ભાષણ કરી લોન કહાડવાની સમ્મતિ માગી ને સભાએ તે આપી; પણ ત્રણ અઠવાડિયામાં ઘણુંજ થોડું નાણું ભરાયું. સભા વ્યવસ્થાનિયમ બાંધવામાં એટલી ગુંથાએલી હતી કે તેણે લોકની દરકાર રાખી નહિ. પછી વ્યવસ્થાનિયમ ને ધારા તૈયાર થએલા તેની ભાંજગડ ચાલી, તેવામાં કેટલાકે નેકર ઉપર ઉચાપતનું તોહમત મૂક્યું, એણે રાજીનામું આપ્યું; થોડા દહાડા પછી રાજાએ તેને પકડી મંગાવી કેદ કીધો, પણ આસેમ્બ્લીએ તેને છોડી મૂકવાનો ઠરાવ કીધો; રાજાએ સભામાં આવી નવી વ્યવસ્થા પ્રમાણે સત્તા ચલાવવાને સોગન લેઈ કબુલાત આપી. થોડા દહાડા

તાબાનું નેધર્લંડ ફ્રાન્સના નવા રાજ્યના તાબામાં આવ્યું. ૧૭૯૩ માં **ઈંગ્લંડ, સ્પેન,** ને **હાલંડ** એ ત્રણની સામા લડાઈ મચી. હાલંડ ઉપર ડ્યુમોરીએજે ચઢાઇ કરી, પણ પછવાડેથી તે સંપીલાં રાજ્યોને મળી ગયો; તોપણ વર્ષને અંતે ફ્લાંડર્સમાં ને ર્‍હૈન નદીના પ્રદેશમાં ફ્રેંચ લશ્કરોની ઠામઠામ જીત હતી. **લાયોન** શહેરના લોકે બળવો કીધેલો માટે બે મહિના ઘેરામાં રાખી પ્રજા રાજ્યના લશ્કરે તે શહેર લીધું ને ઘોર ઘાતકીપણું કીધું. **લાવેંડી**ના લોક રાજાની તરફની સામા ઊઠેલા તેઓને લડાઇમાં હરાવી હજારોને કાપી નાંખ્યા; અને **ટુલોં** બંદર જે અંગ્રેજોએ લીધું હતું તે પ્રજાસત્તાના તોપખાનાના લશ્કરના એક જુવાન સરદાર કોર્સિકા ટાપુના રહેનાર નેપોલિયન બોનાપાર્ટ એણે પાછું જીતી લીધું. કહેવાતું પ્રજારાજ્ય પણ ખરેખરૂં **ભયત્રાસનું રાજ્ય** જેમાં વિકરાળ ઘાતકીપણાં થયાં તેમાં અગ્રેસર થઈ સત્તા ચલાવનારા **રોબીસપીઅર** ને **કાર્નોટ** એ હતા. લશ્કરી કામનું ઉપરીપણું **કાર્નોટ** કરતો અને નવાં રાજ્યની સામે થએલા અપરાધીઓની તપાસને માટે સ્થાપેલી કોર્ટ જે હજારોની કતલ કરતી ને હજારોની મિલ્કત ખાલસા કરતી તેનું ઉપરીપણું **રોબીસપીઅર** કરતો. ૧૭૯૩ ના અક્ટોબરમાં **પ્રજાસમાજે** ઠરાવ જાહેર કીધો કે કોઈએ પ્રભુભક્તિ કરવી નહિ. પછી પ્રખ્યાત નાસ્તિક પુરૂષોનાં પૂતળાં માન સાથે મહોલ્લાઓમાં મૂકાયાં અને **બુદ્ધિદેવી**નો ઓચ્છવ કરવામાં આવ્યો. એક વર્ષમાં પારિસના સત્તાધારીઓએ ૧૧૦૮ જણને શિરચ્છેદ કીધા હતા ને તેમાં સમાજમાંની વિવેકી મંડળીમાંના પણ કેટલાક હતા; રોબીસપીઅરે પોતાના ઘણાક સાથીઓને અને બીજા હજારેકને દેહાંત શિક્ષા કીધી હતી. સમાજમાંના રહેલા લોકને કાલે આપણી શી વલે થશે એનું ભય પેદા થયું ને તેથી તેઓએ સંપ કરી **રોબીસપીઅર**નોજ શિરચ્છેદ કરાવ્યો (જુલાઈ ૧૭૯૪).

**વ્યવસ્થા રાખનારી મંડળી**—રોબીસપીઅર મુઆ પછી વિવેકી મંડળીના હાથમાં કારભાર આવ્યો, પણ લશ્કરી કારભાર હજી **કાર્નોટ**નાજ હાથમાં હતો ને લશ્કરની ફતેહમંદી તેવી ને તેવીજ હતી. પ્રજારાજ્યના વહાણના કાફલાનો અંગ્રેજી કાફલાએ નાશ કીધો હતો (૧૭૯૪) ને વેસ્ટઇંડીઝમાંનો મૂલક અંગ્રેજના તાબામાં ગયો હતો તોપણ ૧૭૯૫ ના આરંભમાં હાલંડ ફ્રાન્સનાં રાજ્યમાં જોડાયું હતું, જર્મનીમાં જીત થઈ હતી, પ્રુશિયાના ગર્વિષ્ઠ રાજાને દીન

---

પછી આસ્ટ્રિયા તથા પ્રુસિયાનાં લશ્કરો લૂઈની હિમાયતે સરહદપર આવ્યાં; રાજાએ નાશી જવાની તજવીજ કીધી, પણ તે પકડાયો. આસેમ્બ્લીએ નાસવાનાં કારણ જાણવાને રાજારાણીની જુબાની લેવાને કમિશનરો ઠેરવ્યા. એ વેળા જાકોબેન ટોળીનો અગ્રેસર રોબીસપીઅર બોલી ઊઠ્યો હતો કે કમિશનર કેવા મોકલવા—નગરનું કોઈ પણ માણસ પુરૂષ કે સ્ત્રી કોઈ પણ સ્થિતિનું કાયદાના અમલમાં મોટું નાનું નથી, રાણી નગરની છે, રાજા આ વેળા નગરજનમાંનો એક છે ને સમસ્ત નગરજનનો એક જવાબદાર છે ને લોકના પહેલા અમલદાર દાખલ તેના ઉપર કાયદાનો અમલ થવોજ જોઈએ—(જેમાં આગળ જાકોબેન સાધુઓ રહેતા તે મઠમાં કેટલાક લોક મળતા તે ઉપરથી જાકોબેન ટોળી કહેવાઇ છે; તેઓનો વિચાર વંશપરંપરાના રાજપદને અને ખ્રિસ્તી ધર્મને સમૂળો ઉખેડી નાંખવાનો હતો; તેઓએ પોતાનાં મતના રોસો, મીરાબો, ગાલટેર વગેરેનાં સ્મરણમાં મોટા ઓચ્છવ કરાવ્યા હતા ને વર્ષ મહિનાનાં નામ પણ ફેરવાવી નાંખ્યાં હતાં). રાજાએ લખાવ્યું કે અપમાન ને હલ્લા થવાથી મેં પારિસ છોડ્યું હતું, પણ રાજ્ય છોડી જવાનો મારો ઇરાદો નહોતો; અને રાણીએ કહ્યું કે રાજાની સાથે જવાની મારી ફરજ હતી. એ કમિશન ચાલતું તેવામાં જાકોબેન ટોળીએ એક નવી સભા ઊભી કરાવી તેનું નામ 'માણસના ને નગરના હક્કના મિત્રોની મંડળી' એવું રખાવી તેની પાસે એક અરજી તૈયાર કરાવી આસેમ્બ્લીને મોકલાવી; તેમાં લખેલું કે હવે આપણા દેશમાં રાજા ન જોઈએ, અમે કોઈને રાજા માનવાના નથી. અમે સ્વતંત્ર છઈએ, વિગેરે; એક જણે તે અરજીને બંડખોરી ભરેલી કહી, ત્યારે બે જણ બોલ્યા કે રાજ્ય બદલાવાની ભલામણ કરવાનો લોકને હક્ક છે; પછી નાશી જનારાઓને માટે કાયદા કીધા; રાજાનો ન્યાય થઇ તેને શિક્ષા કરાય કે નહિ તેવિષે ભાંજગડ ચાલી ને આસેમ્બ્લીએ ઠેરવ્યું કે ન થાય; જાકોબેન ટોળીએ લોકને ઉશ્કેરી આસેમ્બ્લીને નિંદાવી ને બીવડાવી; આસેમ્બ્લીએ ઠેરવ્યું કે રાજા લીધેલા સોગન રદ કરે અથવા સામો લડવા આવે તો તે પદભ્રષ્ટ છે એમ સમજવું; ને પદભ્રષ્ટ થયા પછી જેટલાં તે કામ કરે તેનો ન્યાય થવો જોઈએ. પછી લુઈને સમાજમાં બોલાવ્યો; તેના ઉપર ૧૪ તોહમત મૂકવામાં આવ્યાં—આવાં આવાં કે ૧૭૮૯ ની ૨૦ મી જુને લોકના પ્રતિનિધિઓની સભા બંધ રખાવી ને તેઓને જબરદસ્તીથી કહાડી મૂક્યા, એટલે લોકની રાજ્યસત્તા ઉપર હલ્લો કીધો; આસેમ્બ્લીની આસપાસ પહેરો રાખ્યો; પારિસના લોકને કતલ કરવાને લશ્કર મોકલ્યું; બીજા રાજાઓ સાથે સંધેશો ચલાવ્યો; નાશી ગયો ઇ૦ રાજાનો જવાબ લીધા પછી ટીપ મારી કે લુઇએ દેશી સમસ્તના સ્વતંત્રપણા વિરૂદ્ધ છૂપી મસલહત કીધી ને રાજ્યની સલામતી ઉપર હુમલો કીધો માટે તેને દેહાંત શિક્ષા છે. પછી રાજા પોતાના કુટુંબને મળી, ઘટતો બોધ આપી પોતાના આસપાસનાઓની આગળ ભાષણ કરી ગંભીરપણે શિરચ્છેદને આધીન થયો હતો.

થઇ સલાહ કરવી પડી હતી, ને સ્પેનમાં કાટેલોનિઆ લીધું ત્યારે સ્પેનના રાજાને લજ્જિતપણે સલાહ કરવી પડી હતી. અક્ટોબરમાં વિવેકી મંડળીનો કારભાર ટળી **પાંચ ડૈરેક્ટર** ને **બે ધારા કરનારી સભા** એઓનો કારભાર થયો-**બારાસ, કાર્નોટ, રચૂબેલ, લેપો** ને **લીટોરન્યુર** એ ડૈરેક્ટર હતા; **એન્શિએન્ટોની** ( જૂનાઓની ) સભામાં અઢીસેં જણ હતા ને બીજી સભા **પાંચસેં** જણની કહેવાતી. રાજ્ય બહાર જઈ રહેલા લોકને પાછા બોલાવવામાં આવ્યા અને ધર્માધિકારીઓએ રાજ્યમાંથી નીકળી ગએલી પ્રભુભક્તિ પાછી ચાલતી કીધી. હવે આસ્ટ્રિયા, ઇંગ્લંડ ને ઈટલીનાં કેટલાંક રાજ્યો એ જીતવાં બાકી હતાં તેને માટે ત્રણ મોટાં લશ્કર ત્રણ સરદારોને હવાલે કરી મોકલ્યાં—**સારેમ્બર** તથા **મ્યૂઝ** ઉપરનાં લશ્કરનો સરદાર **જોર્ડન** હતો, **રૈહન** તથા **મોસેલ** ઉપર **મોરો** હતો અને ઇટલીખાતાનો **બોનાપાર્ટ** હતો—એણે પારિસમાં વ્યવસ્થા રાખનાર મંડળીની અગત્યની નોકરી બજાવી હતી. ૧ લા તથા ૨ જા લશ્કરની સામા આસ્ટ્રિયાના આર્ચ ડ્યૂકનાં લશ્કરો હારજીત મેળવતાં, પણ નેપોલિયને આસ્ટ્રિયનોને ઉપરાઉપરી હરાવી ઉત્તર ઈટલીનાં રાજ્યોને લૂંટી **માંટ્યુઆ** શહેર લીધું ( ફેબ્રુઆરી, ૧૭૯૭ ), અને ત્યાંથી તે આલ્પસ પર્વત ઓળંગી **વીએના** ઉપર ઊતર્યો. પોતાની રાજધાની ઉપર ધાડ આવતી જોઈ મહારાજાને સલાહ કરવાની જરૂર પડી; અક્ટોબરમાં **કામ્પો ફોર્મિયો** આગળ કરાર થયા જેથી આસ્ટ્રિયન તાબાનો નેધર્લંડનો પ્રદેશ ફ્રાન્સના રાજ્યમાં ગણાયો; અને **મીલાન, માંટ્યુઆ, મોદીના, બોલોગના** ને **ફેરારા** એ શહેરો તથા તેને લગતો પ્રદેશ **સીસાલ-પૈન રિપબ્લિક** એ નામે અને જીનોઆનો પ્રદેશ **લેગ્યુરિયન રિપબ્લિક** એ નામે ઓળખાતો થયો ( ફ્રાન્સના તાબામાં ); પછી ફ્રેંચોએ ૧૭૯૮ માં રોમ લીધું ને પોપને પદભ્રષ્ટ કીધો; અને સ્વિટ્ઝર્લંડ ઉપર ચઢાઇ કરી ત્યાંના લોક પાસે પારિસના જેવી રાજ્યવ્યવસ્થા રાખવાનું કબૂલ કરાવ્યું.

હવે માત્ર એક ઇંગ્લંડનો મદ ઊતારવાનું રહેલું તેને માટે ડૈરેક્ટરોએ હિંદુસ્તાનમાંના અંગ્રેજ રાજ્ય ઉપર હૂમલો કરવાને કે પછી ખટપટી નેપોલિયનને ફ્રાન્સથી દૂરનો દૂર રાખવાને એને ટૂલોંથી ઊપડી ઇજીપ્ટ જવાનું ફરમાવ્યું. એ ૪૦ હજાર લશ્કર સાથે નીકળ્યો. વાટમાં **માલ્ટા** ટાપુ લીધો; નેલ્સનનો કાફલો તેને ઈજીપ્ટ જતો અટકાવવાને બહુ સાવધ હતો તે છતાં નેપોલિયન જુલાઇની પાંચમીએ અલેક્ઝાંડ્રિયામાં ઊતર્યો ને તેણે પોતાનો કાફલો અબૂકરના ઉપસાગરમાં રાખી તે શહેર લીધું. ૧ લી આગસ્ટે અંગ્રેજી કાફલાએ આવી ફ્રેંચ કાફલાનો નાશ કીધો ને ઈજીપ્ટમાંનાં ફ્રેંચ લશ્કરનો દરિયાઇ માર્ગ બંધ કીધો. નેપોલિયને ઈજીપ્ટ જીતી લીધું ને પછી પાલેસ્ટૈનમાં જઇ એકરને ઘેરો ઘાલ્યો. પણ ત્યાંના પાશ્ચાએ અંગ્રેજી લશ્કરી વહાણમાં નોકરી કરનાર **સર સિડ્ની સ્મિથ** નામના આફિસરને પોતાના લશ્કરનો સરદાર કીધેલો તેથી તે શહેરે જબરો ટકાવ કીધો ને નેપોલિયનને ઘેરો ઉઠાવવો પડયો. પછી પાછાં ઈજીપ્ટ આવી અબૂકર આગળ તુર્ક લોકની ફોજનો પૂરો નાશ કીધો ( ૧૭૯૯ ). ઈજીપ્ટમાંથી હિંદુસ્તાન જવાને માટે નેપોલિયને ટીપુ સુલતાને સાથે સંદેશા ચલાવ્યા હતા. નેલ્સને ફ્રેંચ વહાણોનો નાશ કીધો હતો તે ઉપરથી ઉશ્કેરાઈ આસ્ટ્રિયનોએ રૂશિયન સરદાર **સ્યુવારોના** લશ્કરની મદદે ઈટલીનો ગુમાવેલો મૂલક પાછો જીતી લીધો હતો. નેપોલિયન ઈજીપ્ટમાં જનરલ કલેબરને રાખી પોતે અંગ્રેજી વહાણોની ચોકીમાંથી છટકી ફ્રાન્સ આવ્યો. અહિં તેણે ઘણીએક ખટપટો કર્યા પછી લશ્કરની મદદે **પાંચસેં જણની સભાને** ધમકી સાથે વિસર્જન કરી અને ત્રણ કોન્સલ નીમ્યા તેમાં પોતે **૧ લો કોન્સલ**—પ્રજાસત્તાક રાજ્યનો સત્તાધારી–મુખ્ય કારભારી એ નામ ધારણ કીધું ( ૧૦ મી નવંબર, ૧૭૯૯ ).

રાજ્યવ્યવસ્થાસભા તૂટી ને શક્તિમાન લશ્કરી સરદારનો જય થયો એથી ફ્રાન્સનું રાજ્ય પાછું ઠામ પડયું. ફ્રાન્સના રાજ્યની ઊથલપાથલથી સઘળાં ખ્રિસ્તી રાજ્યોમાં શ્રીમંત ને વેપારી ને વિદ્વાન એ વચલા વર્ગના લોકની સત્તા વધવા માંડી ને અમીરોની ઘટવા માંડી. ફ્રાન્સમાં તરત તો આટલું થયું કે સ્વામીસેવકપણાંના હક્ક અને પ્રથમ જન્મેલા—પહેલા ખોળાના દીકરાઓના હક્ક એ નીકળી ગયા; નાના મોટા ઊંચ નીચ એકસરખા ધારાની સત્તામાં આવ્યા; ન્યાયના અધિકારી રાજાને આધીન હતા તે હવે સ્વતંત્ર થયા; લોકના પ્રતિનિધિઓની સ્થાપના થઇ ને સૌના ઉપર સરખો કરભાર મૂકવાનો વિધિ ચાલુ થયો; વર્તમાનપત્ર સ્વતંત્ર થયાં; ઇચ્છા પ્રમાણે ધર્મ પાળવાની સૌને છૂટ મળી; કલેશ પમાડી મારી નાંખવાની શિક્ષા બંધ થઈ; રાજ્યના પ્રાંતો હતા તે ટળી પ્રગણાં થયાં; **નાશનલ ગાર્ડ ઇન્સ્ટિટ્યૂટ, જ્યૂરી,** એ ત્રણની નવી સ્થાપના થઈ.

## પ્રુશિયા.

મૂળમાં **બ્રાંડનબર્ગ**નો પ્રાંત હતો ને ત્યાં **સ્વેવી** ને પછી **સ્લાવોનિઅન** અથવા **વાંડલ** જાતિના લોક વસતા. બ્રાંડનબર્ગને લગતો પ્રદેશ **ટ્યૂટોનિક નૈટ** (શસ્ત્ર બાંધનારા ખ્રિસ્તી સાધુ) એઓએ જીત્યો હતો (૧૨૩૦-૧૨૮૩). એ સઘળો પ્રદેશ-પ્રુશિયા તે ફ્યૂડલ ધારા પ્રમાણે પોલંડના રાજાના તાબાનો ગણાતો. ૧૪૧૧ માં પ્રુશિયાના ભૂપને મહારાજા સિજિસ્મંડે વંશપરંપરાનો **ઇલેક્ટર** (મહારાજા નીમવામાં મત આપનારો) ઠેરવ્યો. ૧૫૨૫ માં **ઇલેક્ટર આલૂબર્ટે** ટ્યૂટાનિક નૈટની ધર્મખાતાની જમીન ખાલસા કીધી ને પોતાના મૂલકમાં લ્યૂથરનો ધર્મમાર્ગ દાખલ કીધો. **ફ્રેડરિક વિલિયમ મોટો ઈલેક્ટર** એણે ૧૬૬૦ માં પોતાના દેશને સ્વતંત્ર કીધો. ૧૬૮૮ માં તે પોતાના રાજ્યને સત્તા, ધન ને વિસ્તારમાં વધારી મરણ પામ્યો. તેનો દીકરો માત્ર **ઈલેક્ટર** એ નામથીજ પ્રુશિયાનું રાજ્ય કરતો, પણ ૧૭૦૧ માં તેણે સ્પેનની ગાદીનાં વારસને માટે ચાલેલી લડાઈમાં મહારાજા **લીઓપોલ્ડને** મદદ આપવી કબૂલ કીધી તે ઉપરથી તેને તાજ પહેરવાની રજા મળી ને તે **ફ્રેડરિક ૧ લો** રાજા કહેવાયો. એ પ્રસંગે તેણે વાવટા ઉપર **કાળો ગરૂડ** એવું એક સૈન્ય ઊભું કીધું હતું. તેનું લશ્કર ટ્યુરિન ને **બ્લેનહીમ**ની લડાઈમાં વખણાયું હતું. તે ૧૭૧૩ માં મરણ પામ્યો ને તેનો દીકરો **ફ્રેડરિક વિલિયમ ૧ લો** રાજા થયો. તેને યૂટ્રેચના કોલકરારથી સ્પેન તાબાનો એક પ્રાંત ને સ્વિટ્ઝર્લંડનું એક પ્રગણું એ મળ્યાં. તેણે રાજવસૂલમાં સુધારો કીધો; લશ્કર વધારી કવાયતી કીધું; ધંધા હુન્નર કરનારા પરદેશીઓ પોતાના રાજ્યમાં આવી વસે તેવું કીધું; અને કેટલાંક સરકારી કામનાં ને કેટલાંક ધર્મખાતાંનાં મકાનો બાંધ્યાં. ૧૬૧૫ માં સ્વીડનના ચાર્લ્સ બારમાની મગરૂબી ઉપરથી વિલિયમ તેના શત્રુઓના સંપમાં દાખલ થયો હતો ને ૧૭૨૦ માં સલાહ થઈ ત્યારે પ્રુશિયાને ઘણોક મૂલક મળ્યો હતો. ફ્રેડરિક વિલિયમ ૧૭૪૦ માં મરણ પામ્યો ત્યારે તીજોરીમાં ૯૦ લાખ ડાલર હતા, ૭૦ હજાર સિપાઈનું જથુનું પગાર ખાતું લશ્કર હતું; તેનું રાજ્ય ૪૬ હજાર ચોરસ મૈલનું હતું ને વસ્તી ૨૨ લાખ ૪૦ હજારની હતી.

**ફ્રેડરિક ૨ જો જે મોટો** કહેવાયછે તેણે પોતાના બાપની દરબારમાં (દરબારના ચોકમાં લશ્કરને કવાયત આપવામાં આવતી) લશ્કરી કેળવણી લીધી હતી. ને **મોંશિયર ડ્યૂહાન**ના શિક્ષકપણાથી તેને તત્ત્વશાસ્ત્ર વિષયના વિચારો કરવાનો શોખ ઉત્પન્ન થયો હતો. તે અઠ્ઠાવીસ વર્ષની વયે ગાદીએ બેઠો (૧૭૪૦). જર્મેનીના મહારાજા ચાર્લ્સ છઠ્ઠાએ પોતાની દીકરી મરાયા થેરિસ્સા જે હંગરી તથા બોહીમિઆની રાણી હતી તેને પોતાની વારસ ઠેરવેલી, પણ બીજા રાજાઓએ દાવા કીધા ને પ્રુશિયાના રાજાએ દાવો દેખાડી મરાયા થેરિસ્સાના સિલિશિયા પ્રાંત ઉપર ચઢાઇ કીધી. લડાઈઓ થઇ તેમાં ફ્રેડરિક ને તેનાં લશ્કરો યૂરોપમાં ઘણાં વખણાયાં અને **ડ્રેસ્ડન**ના કોલકરારથી (૧૭૪૫) ફ્રેડરિકે **સિલિશિયા** પ્રાંત પોતાના રાજ્યમાં જોડચો; એની થોડીક આગમચ **ઇસ્ટ ફ્રીસ્લંડ**નું પ્રગણું ત્યાંના છેલ્લા કૌંટના મરણથી મળ્યું હતું. પછી અગિયાર વર્ષ ફ્રેડરિકે પોતાનાં રાજકાર્યની તથા લશ્કરની વ્યવસ્થા કરવામાં અને ભાષા વિદ્યાના ઉદ્યમમાં સ્વસ્થપણે ગુજાર્યાં. તેણે પોતાના પ્રધાન **કોક્સિઐ**ની મદદથી પોતાના રાજ્યને માટે ધારા બાંધ્યા જે **ફ્રેડરિકનો કોડ** કહેવાયછે; અને બીજાં અનેક કામમાં રોકાયો રહેતો છતાં તે પોતાના રાજ્યના ઘણાક ભાગમાં ફરી આવતો ને ખેતી, હુન્નર ને કારખાનાંને ઉત્તેજન આપતો. વસૂલજમાના ઘણા સારા બંદોબસ્તથી તે ૧ લાખ ૬૦ હજાર લશ્કર રાખી શકયો હતો અને **બર્લિન** તથા **પોટ્સડામ** એ બે શહેરોમાં મહેલો ને બીજાં ઘણાંક શોભીતાં મકાનો તેણે બંધાવ્યાં હતાં.

ઇ૦ સ૦ ૧૭૫૬ માં ઇગ્લંડ તથા ફ્રાન્સ એ વચ્ચે અમેરિકામાં સંસ્થાનની સરહદ બાબત લડાઈ ઊઠી—એક પાસ ઇગ્લંડ તથા પ્રુશિયા અને બીજી પાસ ફ્રાન્સ, જર્મેની, રૂશિયા, સ્વીડન, સાક્સની એકઠાં મળેલાં હતાં—એઓનો વિચાર ફ્રેડરિકના રાજ્યને ભાંજી નાંખી વહેંચી લેવાનો હતો. એ વિચાર ફ્રેડરિકના જાણ્યામાં આવ્યો કે તરત ફ્રેડરિકે ચઢાઈ કરી **ડ્રેસ્ડેન** પોતાને હાથ કરી લીધું અને બોહીમિઆમાં જતાં તેને **ઇલેક્ટરે** અટકાવ્યો ત્યારે એને હરાવી એનાં હારેલાં લશ્કરને પોતાનાં લશ્કરમાં નોકરી આપી. ૧૭૫૭ માં ફ્રેડરિકે બોહીમિઆમાં પ્રેગ આગળ આસ્ટ્રિયન લશ્કરના સરદાર લોરેનનો ચાર્લ્સ તથા કૌંટ બ્રોન એઓને હરાવ્યા; પણ તેમ માર્શલ ડોને **કોલીન** આગળ પ્રુશિયનોને હરાવી હઠાવ્યા; તેટલામાં વળી ફ્રેંચોએ અંગ્રેજ સરદાર કંબર્લંડના લશ્કરને હાનોવરમાંથી કહાડચું; રૂશિયન તથા સ્વીડ એઓએ ઉત્તર પ્રુશિયા ઉપર હૂમલો કીધો, અને ફ્રેંચ જર્મેનનાં એકઠાં મળેલાં લશ્કરે સાક-

સની ઉપર ચઢાઈ કરી. ફ્રેડરિકે ફ્રેંચ જર્મન લશ્કર જે પ્રુશિયન લશ્કરથી બમણું હતું તેને **રોસબાક** આગળ હરાવી નીચું જોવડાવ્યું; આસ્ટ્રિયન જેઓએ **બેવરન**ના ભૂપને હરાવી બ્રેસલો લીધું હતું તેઓને **લિસ્સા** આગળ હાર્યા પછી લીધેલો મૂલક પાછો આપી દેવો પડ્યો; ખોરાક ખૂટી પડવાથી રૂશિયનોને પાછા ફરવાની જરૂર પડી; સ્વીડ લશ્કરને **સ્ટ્રાલ્સંડ** સૂધી હાંકી કહાડવામાં આવ્યું; અને હાનોવરના લોકે બ્રંઝવિકના ફર્ડિનાંડની સરદારીવાળું લશ્કર પોતાના રાજાની મદદમાં ( ને ફ્રાન્સની સામા ) મોકલ્યું. ૧૭૫૮ માં **ઝોરનડોર્ફ**ની લડાઈમાં છેલ્લીવારે રૂશિયનો હાર્યા, પણ બંને તરફ ભારે નુકસાન થયું હતું. બીજે વર્ષે ફ્રેંચ **મિનડન** આગળ હાર્યા ને હાનોવર બચ્યું; ફ્રેડરિકે આસ્ટ્રિયન તથા રૂશિયનનાં એકઠાં મળેલાં લશ્કરને આગળ વધતાં અટકાવ્યાં ને **કયુનર્સડોર્ફ** આગળ હૂમલો કીધો, અને ભારે કતલ થયા પછી તે હાર્યો, તોપણ તેણે ચતુરાઈ ચલાવી દુશ્મનો પોતપોતાનોજ બચાવ કરે તેવું કીધું. ૧૭૬૦ માં દુશ્મનના લશ્કરે બ્રાંડનબર્ગમાં દાખલ થઈ બર્લિન લીધું; પણ ત્યાંથી નાણાંની મોટી રકમ આપવામાં આવી એટલે તે શહેરને લૂંટ્યા વિના દુશ્મનનું લશ્કર પાછું ફર્યું. તરત પછી ફ્રેડરિકે સાકસનીમાં **ટોરગો** આગળ આસ્ટ્રિયનોને હરાવ્યા. તોપણ તેની સ્થિતિ ઘણી ભુંડી હતી; તેને ( ૧૭૬૧ માં ) સિલિશિયામાં છાવણી કરી ભરાઇ રહેવું પડ્યું હતું. ૧૭૬૨ માં રૂશિયાની એલિઝાબેથ રાણી જે ફ્રેડરિકની કટ્ટી દુશ્મન હતી તે મરણ પામી ને તેના વારસ પીટર **ત્રીજા**એ ફ્રેડરિકસાથે મેલાપ રાખ્યો. એ મદદથી ફ્રેડરિકે આસ્ટ્રિયાનાં લશ્કરની સામા ફતેહમંદીથી લડાઈઓ કીધી અને ફર્ડિનાંડે વેસ્ટફેલિયામાં ને અંગ્રેજી કાફલાએ દરિયામાં ફ્રાન્સનું જોર તદન તોડ્યું. અંતે આસ્ટ્રિયા પ્રુશિયા વચ્ચે **હૂબર્ટ્સબર્ગ**માં(૧૭૬૩) સલાહના કોલકરાર થયા ને રાજ્યોની સરહદ લડાઈ શરૂ થઈ તે વખત જે હતી તેજ કાયમ રહી.

એ કતલ ભરેલી લડાઇઓથી **પ્રુશિયાનું રાજ્ય** યૂરોપમાં રાજકીય કામોમાં વગસત્તા ચલાવતું થયું; અને રાજાએ લડાઇઓથી થએલી ખરાબી દુરસ્ત કરવાની ને રાજ્યને રૂડી સ્થિતિમાં આણવાની મહેનત લીધી. ફ્રેડરિકે ૧૭૭૨ માં પોલંડના રાજ્યને તોડવાના વિચારથી રૂશિયાની કાથેરૈન ને આસ્ટ્રિયાની મરાયા થેરિસ્સા એઓની સાથે સંપ બાંધ્યો ને પછી કંઇ જૂના હસવા જેવા દાવાનાં બહાનાં બતાવી પોલંડ ઉપર ચઢાઈ કીધી. તે વેળા પોલંડના રાજાને પ્રુશિયા, આસ્ટ્રિયા, રૂશિયાની સામા મદદ કરી શકે તેવી સ્થિતિમાં યૂરોપમાં રાજ્યો નહોતાં ને પોલંડનો ત્રીજો ભાગ તે ત્રણ રાજ્યોએ વહેંચી લીધો–**ડાંટઝિક, થોર્ન ને નેટઝ**નું પ્રગણું એ શિવાયનું પોલંડ તાબાનું પ્રુશિયા ફ્રેડરિકે પોતાના રાજ્યમાં જોડ્યું ( ૧૭૭૩ ). ૧૭૮૬ માં ફ્રેડરિક મરણ પામ્યો ત્યારે તેના રાજ્યનો વિસ્તાર ગાદીએ બેઠો તેવારના કરતાં બમણો હતો; ૧૦ કરોડ રૂપિઆ તીજોરીમાં હતા અને ૨ લાખ માણસનું લશ્કર હતું. ફ્રેડરિક ઈશ્વરપ્રકાશિત ધર્મને માનતો નહોતો ને ધર્મસંબંધી વ્યવસ્થાકાર્યને ખુલ્લી રીતે ધિક્કારતો. તે ફ્રેંચ **વોલટેર** સાથે ઘણો સ્નેહ રાખતો; તેણે ઘણાંક પુસ્તકો ફ્રેંચ ભાષામાં લખ્યાં હતાં; તેની રાજ્યસંબંધી ને નીતિસંબંધી વર્તણકમાં જ્યારે ત્યારે તેનો સ્વાર્થ આગળ પડતો દેખાતો. તે કરડો ને જાલમ રાજા હતો, પણ બુદ્ધિમાન ને દૂરદર્શી હતો; તેણે પરાક્રમ કરી પોતાના રાજ્યનું રક્ષણ કરી તે વધાર્યું ને તેની રૂડી વ્યવસ્થા કરી આબાદ કીધું તેથી તેની પ્રજાએ તેને મોટો એ ઉપનામ આપ્યું હતું.

**ફ્રેડરિક વિલિયમ ૨ જો** પોતાના કાકાની ગાદીએ બેઠો. તેણે રૂશિયાની સાથે મળી પોલંડ ઉપર હૂમલો કરી ૨૧ હજાર ચોરસ મૈલનો પ્રદેશ **ડાંટઝિક** તથા **થોર્ન** એ શહેર સાથે પોતાના રાજ્યમાં વધાર્યો ( ૧૭૯૩ ). તેણે ૧૭૯૨ માં ૫૦ હજાર લશ્કર બ્રંઝવિકના ડ્યૂકની સરદારી તળે ફ્રાન્સના પ્રજાસત્તાના અધિકારીઓની સામા મોકલ્યું હતું; પણ તેની હાર થવાથી ૧૭૯૫ માં સલાહ કીધી હતી. તેના રાજ્યમાં **આન્સપાક ને બૈરયૂથના મારગ્રેવે** પોતાનો પ્રદેશ પ્રુશિયાને વેચ્યો હતો. ફ્રેડરિક વિલિયમ ૧૭૯૭ માં મરણ પામ્યો ત્યારે તેનો દીકરો **ફ્રેડરિક વિલિયમ ૩ જો** ગાદીએ બેઠો ને એણે પોતાના રાજ્યના આરંભમાં સલાહ રાખવાની ને ઉદ્યમ હુનર વધારવાની તજવીજો કીધી.

**જર્મની**માં લીઓપોલ્ડ પછી તેનો દીકરો **જોસેફ ૧ લો** ( ૧૭૦૫ માં ) મહારાજા થયો તેની કારકીર્દીમાં સ્પેનની ગાદીના વારસને માટે લડાઈઓ ચાલી. તેનો ભાઈ જે સ્પેનની ગાદીનો દાવો કરનારો હતો તે ૧૭૧૧ માં ચાર્લસ છઠ્ઠો એ નામ ધારણ કરી મહારાજા થયો. તેને યૂટ્રેચના કોલકરારથી ( ૧૭૧૩ ) સ્પેન તાબાનું નેધર્લંડ અને મીલાન, નેપલ્સ, સાર્ડિનિઆ એ મળ્યાં હતાં—પછવાડેથી તેણે સાર્ડિનિઆને બદલે સિસિલી મેળવ્યું હતું. ૧૭૧૫ માં તુર્ક લોકે મોરીઆ જીતી લીધું તેથી મહારાજાએ વેનિસ સાથે મળીને તુર્ક

સાથે લડાઈ કરી એઓને હરાવ્યા અને બેલગ્રેડ તથા સર્વિયાનો કેટલોક ભાગ એ પાછા પોતાના તાબામાં આણ્યા (૧૭૧૮). તેણે આસ્ટ્રિયાના રાજકુટુંબના વારસક્રમનો ધારો બાંધ્યો (૧૭૨૪). એ ધારો-**પ્રેગ્માટિક સાંકશન** જર્મનીનાં રાજ્યોના ભૂપોએ ને યૂરોપના કેટલાક રાજાઓએ મંજૂર રાખી તેપ્રમાણે અમલમાં આણવાની બાંહે ધરી આપી હતી.

ચાર્લસે રૂશિયાને તુર્ક સામા લડવામાં મદદ આપી હતી (૧૭૩૮), પણ તેનાં લશ્કરે ઉપરાઉપરી હાર ખાધી એટલુંજ નહિ, પણ બેલગ્રેડમાં સલાહના કરાર થયા તેની રૂએ આસ્ટ્રિયાએ ૧૭૧૮ માં જેટલો મૂલક મેળવ્યો હતો તે તેને પાછો આપી દેવો પડયો. ચાર્લસ ૧૭૪૦ માં મરણ પામ્યો. તે વિદ્યાકળાને આશ્રય આપનારો હતો; તેણે એક મોટી પુસ્તકશાળા સ્થાપી ને શિક્કાઓનો સંગ્રહ કરાવ્યો. તેણે પોતાના બાપદાદાનાં રાજ્યોમાં સડકો બંધાવી અને વેપાર કારખાનાંને ઉત્તેજન આપવામાં મહેનત લીધી હતી.

તેની દીકરી મરાયા થેરિસ્સા આસ્ટ્રિયાની રાજગાદીએ બેઠી કે દાવા કરનારા ઊભા થયા-બવેરિઆનો **ઇલેક્ટર ચાર્લસ આલ્બર્ટ**, પોલંડનો **ઓગસ્ટસ ૩ જો** અને સ્પેનનો રાજા; વળી પ્રુશિયાનો ફ્રેડરિક સિલિશિયાને માટે તથા સાર્ડિનિઆનો રાજા મીલાનને માટે એમ દાવા કરવા લાગ્યા. ફ્રેડરિકે સિલિશિયા ઉપર ચઢાઈ કરીને મરાયા થેરિસ્સાને કહ્યું કે જો લડાઈ કીધા વગર એમના એમ તે પ્રાંત મળે તો ફ્રેડરિક, મરાયાની સાથે મીલાપ રાખી તેના દુશ્મનોની સામા થાય; પણ રાણીએ મોટું મન રાખી ના પાડી. બવેરિઆના ઇલેક્ટરે આસ્ટ્રિયા તથા બોહીમિઆ ઉપર હૂમલો કીધો ને પોતાના લશ્કરને **વીએના** લગી દોરી રાણીને નાશી જવાની જરૂર પાડી. તરતની સૂવાવડમાંથી ઉઠેલી મરાયા પોતાના હંગરીના રાજ્યમાં ગઈ, ને **પ્રેસ્બર્ગ**માં રાજસભા ભરી તેણે હૈયું પીગળાવી નાંખે તેવું સરળ સુંદર ભાષણ કીધું ને લોક ઉશ્કેરાયા; ઉમરાવો રાણીનેમાટે જાન આપવા તૈયાર થયા (એ પ્રસંગે તેણે બાપના મરણનેલીધે શોકનાં વસ્ત્ર પહેર્યાં હતાં, બાળક દીકરાને પોતાની સોડમાં રાખ્યો હતો, ને પોતાના પૂર્વજની જૂની તરવાર હાથમાં લેઇ ચારે દિશાએ ફેરવી હતી), તેની તરફથી તેનો દીએર ચાર્લસ એણે અને જનરલ **કેવેન હૂલર** એણે ફ્રેંચ તથા બવેરિઅન એઓને આસ્ટ્રિયામાંથી કહાડ્યા; પણ હજી બોહીમિઆના દુશ્મનો હતા અને ઇલેક્ટરને જર્મનીનાં ઘણાંએક રાજ્યોએ ચાર્લસ ૭ મો ભણી મહારાજા માન્યો હતો. મરાયાને સિલિશિયા આપી દેઇ પ્રુશિયા સાથે સલાહ કરવાની જરૂર પડી; સ્પેન તથા ફ્રાન્સને પૂરાં પડવાસારૂ સાર્ડિનિઆ સાથે મીલાપ રાખવો પડયો; ફ્રેંચ હાર્યા; પ્રુશિયાનો ફ્રેડરિક સિલિશિયાથી ન ધરાતાં વધારે પ્રદેશ માગીને ચઢી આવ્યો, પણ સાક્સનીનો ઇલેક્ટર જે પછવાડેથી મરાયાની તરફનો થયો હતો તેણે તેના ૨૦ હજાર માણસનો ઘાણ કહાડી તેને બોહીમિઆમાંથી કહાડયો. ૧૭૪૫ માં ચાર્લસ ૭ મો મરણ પામ્યો ને મરાયાની ચઢતી દશા થઇ— તેનો વર જે **લોરેનનો ડ્યૂક** હતો તે **ફ્રાન્સિસ ૧ લો** એ નામે મહારાજા ઠર્યો; ઇટલીમાં આસ્ટ્રિયન લશ્કરે કેટલીક ફતેહ મેળવી. ૧૭૪૮ માં **એઈલાશપેલ**માં સલાહના કોલકરાર થયા ને સિલિશિયા સિવાયનો બીજો બધો પોતાનો મૂલક મરાયાનાજ તાબામાં રહ્યો. પછી મરાયાએ સ્વસ્થપણે રાજકાર્યની વ્યવસ્થા કરી, ને ઘણાએક સુધારાથી પોતાની પ્રજાનો પ્રેમ મેળવ્યો. રાજવસૂલ ઘણી વધી; ફ્રેડરિકનો સમોવડીઓ કૌંટ ડૌન સરદાર એણે લશ્કરની નવી ગોઠવણ કરી ને **પ્રિન્સ કૌનિટ્ઝ** રાજકાજ કરતો. એ પ્રધાનનો લક્ષ પ્રુશિયાની સત્તા તોડવા તરફ હતો ને તેણે રૂશિયા, સાક્સની, ફ્રાન્સ સાથે સંપ બાંધ્યો. **ફ્રાન્સ**ની લડાઈ ચાલતી તેથી ઇગ્લંડે ફ્રેડરિકને નાણાંની સારીપેઠે ને લશ્કરની થોડીક મદદ આપવી કબૂલ કરી હતી (૧૭૫૬). એ લડાઈ સાત વર્ષ ચાલી હતી ને કોઈ તરફેનો કાયદો થયો નહોતો (૧૭૬૩). ૧૭૬૫ માં મહારાજા ફ્રાન્સિસ મરણ પામ્યો ને તેનો દીકરો **જોસેફ બીજો** મહારાજા થયો. એની કારકીર્દીમાં પોલંડની પહેલી વહેંચણી થઇ ને આસ્ટ્રિયાને ઘણોક પ્રદેશ મળ્યો (૧૭૭૩); તેમ બવેરિઆના ઈલેક્ટરનો વારસો પણ મળ્યો (૧૭૭૭). પછી ૧૭૮૦ માં મરાયા થેરિસ્સા પ્રજાહિતનાં કામ કરતાં મરણ પામી—તેણે ૪૦ વર્ષ રાજ્ય કીધું. જોસેફે હાલંડ, તુર્કસ્તાન ને જર્મનીનાં નાનાં સંસ્થાનોને લૂંટી આસ્ટ્રિયાનું રાજ્ય વધારવાનો લોભ કીધો, પણ ફ્રાન્સ તથા પ્રુશિયા એઓએ તેને ફાવવા દીધો નહિ. રાજ્યમાં સર્વત્ર એકલી જર્મન ભાષાજ વપરાય, એકજ ધર્મ મનાય, એકસરખી રાજ્યવ્યવસ્થા રહે અને એકસરખો કર મૂકાય એવી એવી રીતના સુધારા કરવા માંડ્યા, પણ તેમાં તે ફાવ્યો નહિ. તેણે ૧૭૮૮ માં તુર્ક સાથે લડાઈ માંડી તેમાં બીજી વારનીમાં તે જીત્યો ને તેણે બેલગ્રેડ તથા બીજા કિલ્લાઓ મેળવ્યા (૧૭૮૯). પછી હંગરી, નેધર્લંડમાં બળવા થયા અને પ્રુશિયા તથા બીજાં રાજ્યો સામાં થયાં તેથી તે વધારે ફતેહ મેળવી

શકયો નહિ. જોસેફ્ બીજો ૧૭૯૦ માં મરણ પામ્યો ને તેનો ભાઈ જે ટસ્કનીનો ડ્યૂક હતો તે આસ્ટ્રિયાનો રાજા ને જર્મનીનો લીઓપોલ્ડ બીજો કહેવાયો. તેણે ભાઈના સુધારા રદ કીધા, પ્રુશિયા ઇંગ્લંડ સાથે સ્નેહ બાંધ્યો ને તુર્કસ્તાન સાથે ફાયદા ભરેલી સલાહ કીધી. તેણે પ્રુશિયાના રાજાની સાથે મળીને ફ્રાન્સની સરહદ ઉપર હૂમલો કીધો હતો (૧૭૯૨). એજ વર્ષમાં તે મરણ પામ્યો ને તેનો દીકરો ફ્રાન્સિસ ૨ જો મહારાજા થયો. એની કારકીર્દીમાં ફ્રાન્સ સાથે લડાઈ ચાલેલી, પણ બોનાપાર્ટની ઉપરાઉપરી ફતેહ થતી જોઇ તેણે સલાહ કીધી (૧૭૯૭). વળી ૧૭૯૯ માં આસ્ટ્રિયા, રૂશિયા ને ઇંગ્લંડ એ ત્રણે સંપ બાંધી ફ્રાન્સની સામાં થયાં ને ઇટલી તથા ર્‌હેન ઉપર જીત મેળવી, પણ આસ્ટ્રિયન ને રૂશિયન સરદારો વચ્ચે વાંધો પડવાથી રૂશિયન લશ્કરની હાર થઈ ને પછવાડેથી રૂશિયા સંપમાંથી આઘું ખસ્યું હતું. (૧૮૦૦).

**સ્પેન**ના ફિલિપ પાંચમાની કારકીર્દીમાં જે લડાઇઓ થઇ તે વિષે જાણ કરવામાં આવી છે. આલબેરોની, પાર્માની દરબાર તરફથી માદ્રિડની દરબારમાં એલચી હતો તેણે ફિલિપની રાણી મરણ પામ્યા પછી રાજાને બીજી વાર પાર્માની એલિઝાબેથ ફારનીશી સાથે પરણાવ્યો હતો; ને એ રાણીએ રાજાને વશ કીધો હતો ને આલબેરોનીને વડો પ્રધાન, ધર્માધ્યક્ષ ને ઉમરાવ કીધો હતો. એ પ્રધાને શક્તિથી ને ડહાપણથી કારભાર કરી સ્પેનનાં અમેરિકાનાં સંસ્થાનોના ઉત્પન્નનો રૂડો ઉપયોગ કરી સ્પેનને પાછું આબાદ કરવા માંડયું હતું, પણ તેટલામાં રાણીએ ફિલિપને સમજાવી ઇટલીમાંનો ગયેલો મૂલક પાછો લેવાને લડાઇ જગાવી—પણ તેમાં ફાવ્યું નહોતું ને ઇંગ્લંડ તથા ફ્રાન્સે આલબેરોનીને કહડાવી મૂકયો હતો. ફિલિપ ૧૭૪૬ માં મરણ પામ્યા પછી ફર્ડિનાંડ છઠ્ઠો રાજા થયો તેણે પોતાના પ્રધાનની મદદથી રાજવસૂલનો બંદોબસ્ત કીધો, ઘણાક કરભાર ઓછા કીધા ને ખેતીને ઉત્તેજન આપ્યું. ૧૭૫૯ માં ચાર્લ્સ ૩ જો ગાદીએ બેઠો તે સાત વર્ષની લડાઇમાં પ્રથમ તો નહિ પણ પછવાડેથી સામિલ થયો ને તેથી તેને ઇંગ્લંડ સાથે બગડી (૧૭૬૧). પોર્ટુગલે ઇંગ્લંડનો સ્નેહ ન તોડયો તેથી સ્પેનના લશ્કરે તે દેશ ઉપર હૂમલો કીધો—પણ તે ફતેહ પામ્યું નહિ; અંગ્રેજી કાફલાએ **હાવાના** લીધું; ફિલિપૈન ટાપુઓ અંગ્રેજને હાથ ગયા; અને ૧૭૬૩ માં કરાર થયા ત્યારે **સ્પેન**ને **ફલોરિડા** આપી દેવું પડયું. પછી ચાર્લ્સે રાજ્યમાં સુધારા કરવા માંડ્યા. ખેતી હુનરના વધારાને માટે મંડળીઓ સ્થાપી, નવી સડકો બંધાવી રસ્તા સુધાર્યા, લશ્કરી નિશાળો માંડી **જેસુટ** તથા **ઇન્કિવઝિશન**ની સત્તાને હદમાં રાખી; અને લશ્કરી વહાણનો સુધારો કીધો કે જે અમેરિકાની લડાઈમાં ફ્રાન્સને અગત્યના થઈ પડ્યા. ચાર્લ્સ ૩ જો ૧૭૮૮ માં મરણ પામ્યો. ચાર્લ્સ ૪ ની કારકીર્દીમાં રાણીના માનીતા **ગોડોય** એણે પ્રધાન પદે ચઢીને રાજ્યને દુર્દશામાં આણ્યું—ફ્રાન્સે લડાઈ માગી; સ્પેન પોર્ટુગલના લશ્કર સામાં થયાં પણ ફ્રેંચોએ કાટેલોનિઆ લીધું ને રાજાને સલાહ કરવાની જરૂર પડી; પછી તેણે ફ્રાન્સ સાથે મીલાપ રાખ્યો તેથી ઇંગ્લંડે લડાઈ કરી ટ્રિનિડાડ ને મિનોર્કા એ લેઈ લીધાં અને સંસ્તાન સાથેના ને બીજા બહારના સ્પેનના વેપારને મોટો ધોકો લગાડયો. સ્પેનનું રાજ્ય ફ્રાન્સના તાબાનું હોય તેવી હાલતમાં આવી રહ્યું અને પોર્ટુગલનો **ઓલીવેનઝાનો** કિલ્લો ફ્રેંચને આપી દેવો પડયો ને ઇંગ્લંડનાં વહાણોને બંદરોમાં આવતાં બંધ કરવાં પડ્યાં (૧૮૦૧). પોર્ટુગલમાં ૧૭૫૫ ના નવેંબરમાં લિસ્બોન શહેર ધરતીકંપથી ઊંધું વળ્યું હતું ને ૧૫ હજાર પ્રાણી નાશ પામ્યાં હતાં.

**હાલંડ**નું પ્રજાસત્તાક રાજ્ય એને માટે **વિલિયમ ત્રીજા**એ ઇંગ્લંડનો રાજા થયા પછી પણ ઘણી કાળજી રાખી હતી. વિલિયમે લૂઈ ૧૪ માનો મદ ઊતારવાને ઘણી બહાદુરીથી લડાઈ ચલાવી, પણ તેમાં તેને ફાયદો થયો નહોતો. તેના મરણ પછી સંસ્તાનોએ પોતાની જૂની રાજ્યવ્યવસ્થા પ્રમાણે પોતાનો સંપીલો કારભાર ચલાવ્યો. સુખી **હીઇનસીઅસે માર્લબરો** તથા **પ્રિન્સ યૂજીન** સાથે રહીને અને તેઓને સલાહ આપીને **બ્લેનહીમ, રામાલીઝ, ઑદનાર્દ**ને **માલપ્લાકેટ** એ ઠેકાણે જીત મેળવી. ૧૭૧૩ ના યૂટ્રેચના કરારથી હાલંડની સરહદ ઉપરના કિલ્લા પોતાના તાબામાં સલામત રહ્યા ને તેની વગ સત્તા તથા તેનું મોટપ એ પણ વધ્યાં, તેનો શત્રુ છેક દીન થયો, તેનો વેપાર પાછો ચાલતો થયો, વસૂલ જમે સારી સ્થિતિમાં આવી ને આસપાસનાં રાજ્યો ઇર્ષા તથા માનથી હાલંડને જોતાં થયાં. પછી ત્રીસ વર્ષ હાલંડે સ્વસ્થતાનો ઉપભોગ કીધો—૧૭૨૯ માં હાલંડે **આગ્ર્માટિક સાંકશન** મંજૂર રાખ્યું. ૧૭૪૦ માં મરાયા થેરિસ્સાનો પક્ષ કરી ૨૦ હજાર લશ્કરને કેટલુંક નાણું મોકલ્યું હતું. ૧૭૪૩ માં ઇંગ્લંડ, હાલંડ ને આસ્ટ્રિયા એઓએ **ડેટિન્જેન**ની લડાઇ જીતી હતી, પણ ૧૭૪૪ માં ભારે હાર ખાધી હતી. એ હાલતમાં હાલંડનાં સંસ્થાનોએ

ઓરેંજનો વિલિયમ ૪ થો જે **જ્યાર્જ** બીજાની દીકરી સાથે પરણ્યો હતો તેને પોતાનો મુખી કીધો હતો. પછી હાલંડને કંઈ નુકસાન ન થતાં **એઈલાશપેલમાં** સલાહના કરાર થયા હતા. ૧૭૪૪ માં સાત વર્ષની લડાઈમાં હાલંડે કોઈનો પક્ષ ધર્યો નહોતો. વિલિયમ ૪ થાનો દીકરો વિલિયમ પાંચમો એણે ૧૭૬૬ માં કારભાર પોતાને હાથ લીધો ને બે વર્ષ પછી તે પ્રુશિયાના **ફ્રેડરિક** મોટાની ભાણજી સાથે પરણ્યો. પછી ઓરેંજ કુળના શત્રુઓ કારભારમાં આગળ પડ્યા ને વલંદાઓને ઇંગ્લંડ ઉપર વેર ઊપજ્યું. તેઓએ અંદરખાનેથી સંસ્થાની લોકને મદદ કરી તે ઉપરથી ઇંગ્લંડે લડાઈ માગી (૧૭૮૦). ચાર વર્ષની લડાઈમાં હાલંડના વેપારને મોટો ધોકો પહોંચ્યો, ઘણાંક સંસ્થાનો ગયાં તે ૧૭૮૪ ના કરારથી ઇંગ્લંડે રાખ્યાં; ૧૭૮૧ માં જર્મનીના મહારાજે સરહદ ઉપરનાં શહેરો પોતાને તાબે કીધાં હતાં. એ ખરાબી જોઈ લોક વિલિયમ ઉપર ચીડાઇ ગયા, તેઓએ તેના અધિકાર છીનવી લીધા ને તેની રાણી જે તડાંઓ વચ્ચે સમાધાની આણવાની મહેનત કરતી તેને પકડી કેદ કરવામાં આવી. પ્રુશિયાના રાજાએ ભાણજીનું પસતું કરીને ૨૦ હજાર લશ્કર સાથે બ્રંઝવિકના ડ્યૂકને મોકલ્યો. એણે **આમસ્ટર્ડામને** ઘેરો ઘાલ્યો, એ તાબે થયું ને વિલિયમને પોતાની સત્તા પાછી મળી. પણ તે સત્તા તેણે ઘણાં વરસ ભોગવી નહિ. ૧૭૮૮ માં હાલંડે પ્રુશિયા તથા ઇંગ્લંડ સાથે મીલાપ રાખેલો તે ઉપરથી ફ્રેંચ જનરલ **પીચેગ્રુ**, એણે ૧ લાખ લશ્કર સાથે જઈને ફ્લાંડર્સના કેટલાક કિલ્લા લીધા (૧૭૯૪) ને પછી આખું હાલંડ જીતી લીધું. ઓરેંજનો ભૂપ વિલિયમ સંસ્થાનોના પ્રતિનિધિઓ જે હેગમાં મળ્યા હતા તેઓને પોતાના અધિકારનું રાજીનામું આપી ઇંગ્લંડ જતો રહ્યો; અને એકત્ર સંસ્થાનોને પોતાની રાજ્યવ્યવસ્થા બદલવી પડી ને પોતાનું નામ પણ બદલવું પડ્યું. ફ્રેંચ સરકારે **બટેવિઅન રિપબ્લિક** એ નામ આપ્યું ને ફ્રાન્સના જેવી વ્યવસ્થા ત્યાં રખાવી (૧૭૯૫).

## રૂશિયા.

પોતાની બેન સોફાયાની ઉશ્કેરણીથી **માસ્કોના** લશ્કરે બળવો ઊઠાવેલો તેની ખબર પડતાંજ પીટર જે પ્રવાસમાં હતો તે વહેલો વહેલો સ્વરાજ્યમાં આવ્યો; બળવો તો પીટરનો વિશ્વાસુ સરદાર **જનરલ ગોર્ડન** એણે બેસાડ્યો હતો; પીટરે ઘણાકને મરણ શિક્ષા કરાવી બંડખોર લશ્કરને કહાડી નાંખ્યું. તેણે પોલંડ તથા ડેન્માર્કને કુમકે રાખી નાર્વાને ઘેરો ઘાલી સ્વીડન સાથે લડાઈ શરૂ કીધી (૧૭૦૦); પણ આઠ હજાર સ્વીડે એંશી હજાર રૂશિયનોને હરાવી કહાડ્યા. એ હારથી પીટરે હઠી ન જતાં જેવામાં ચાર્લ્સ ૧૨ મો (સ્વીડનનો) પોલંડ તથા સાક્સનીમાં રોકાયો હતો તેવામાં **ઇંગ્રિયા** ને **કારેલિયા** એ તાબે કરી લીધાં. ૧૭૦૨ માં તેણે મારીએનબર્ગ એ શહેર લીધું ને બીજે વર્ષે સેંટપીટર્સબર્ગને* રાજધાની કરવાનો પાયો નાંખ્યો. પછી તેણે **લૈવોનિઆ** ને **એસ્થોનિઆ** એ પ્રાંતોમાં ફરી વળી ૧૭૦૯ માં તેણે જાતે સરદારી કરીને ચાર્લ્સ ૧૨ માને **પલટોવા** આગળ પૂરેપૂરો હરાવ્યો.

૧૬૯૬ માં પીટરે પોતાની રાણીને તલાક આપી હતી. રાણીથી તેને **આલેક્સિસ** નામનો દીકરો થયો હતો. ૧૭૧૧ માં પીટર પોતાની પ્રિયા લૈવોનિઆની **કાથેરૈન આલેકસીના** સાથે પરણ્યો. એ વખતે ચાર્લ્સ ૧૨ માની ખટપટથી તુર્કસ્તાનના સુલતાને રૂશિયા સાથે લડાઇ ચલાવી હતી; પીટરે પોતાનું લશ્કર મોલ્ડેવિઆમાં લેઇ જઇ પ્રુથ નદીને કાંઠે છાવણી રાખી; પણ દુશ્મનોએ તેને ઘેરી લેઇ મોટા સંકટમાં આણી મૂક્યો. કાથેરૈને પીટરને ન જણાવતાં બહારોબહાર સુલતાનના વજીરને ઘણીએક લાંચ આપી પોતાની તરફનો કરી લીધો ને પછી કોલકરાર થયા, પણ તેથી પીટરને એઝોફ બંદર તુર્કને આપી દેવું પડ્યું. એ પછી પીટરે સ્વીડનની સાથે ચાલેલી લડાઈઓમાં ઉપરાઉપરી ફતેહ મેળવી, ને પોતાની નવી રાજધાનીને હરકત કરનારી જેટલી સ્વીડનના તાબાની જગાઓ હતી તે બધી ૧૭૧૨ ની સાલ આખર લગીમાં પોતાના તાબામાં ખેંચી લીધી. મેકલેન્બર્ગ લેવાની આશાએ તેણે ઉત્તરનાં રાજ્યો સાથે બાંધેલો સંપ તોડી સ્વીડન સાથે દોસ્તી કીધી; પણ વળી પાછી લડાઈ ચાલી તેનો અંત ૧૭૨૧ માં **નીસટાડ્ટની** સલાહથી આવ્યો હતો—એ પ્રસંગે થએલા કોલકરારથી પીટરે મેળવેલી સઘળી જીત તેનીજ પાસે કાયમ રહી હતી. એ સમય ઉપર રાજસભાએ પીટરને રૂશિયાના સકળ રાજ્યનો **માહારાજા** ભણ્યો ને તેના નામ સાથે **મોટો** એ ઉપનામ જોડ્યું.

* ૧૭૧૩ માં રાજસભા માસ્કોથી પીટર્સબર્ગમાં લેઈ જવામાં આવી અને ઊનાળા શીઆળાના મહેલો બે વર્ષે પછી બંધાયા હતા; ગોદી, વહાણ, ડક્કા, કિલ્લાકોટ બાંધવામાં ૪૦ હજાર માણસો કામે લગાડવામાં આવ્યાં હતાં. નીવા નદીના કાંઠા જે પાણીકાદવથી ભરેલા રહેતા ત્યાં મોટાં મોટાં મકાનો બંધાયાં. તે શહેર વેપાર દોલતનું મોટું મથક થઈ શોભ્યું.

એ પછી પીટરે ઊન તથા સણનાં કપડાંનાં કારખાનાંઓ વધાર્યાં, નહેરો બંધાવવા માંડી, ઈસ્પીતાલો કહાડી, તોલ વજન માપ એકસરખાં રાખ્યાં અને લોકની રીતભાત સુઘડ કરવાને ઘણીક રીતે મહેનત લીધી. વચમાં ૧૭૨૩ માં તેણે ઇરાન તાબાના મૂલક ઉપર ચઢાઈ કરી **ઘીલાન, માઝનદરાન** ને **આસ્ટ્રાબાદ** એ પ્રાંતો મેળવ્યા. એજ વર્ષમાં તેણે સેંટ પીટર્સબર્ગમાં શાસ્ત્રવિદ્યાના વધારાનેમાટે આકેડેમી સ્થાપી, કાથેરૈનને તાજ પહેરાવ્યું ને વડી દીકરીને પરણાવી. પીટર ૧૭૨૫ ના જાનેવારીની ૨૮ મીએ મરણ પામ્યો.

કાથેરૈન મહારાણીએ બે વર્ષ રાજ્ય કીધું, તે પછી આલેક્સિસનો દીકરો આલેક્સિસ બીજો **ઝાર** થયો. એની કારકીર્દીમાં **મેનઝીકાફ** જેને કાથેરૈને છેક અપ્રસિદ્ધ સ્થિતિમાંથી કહાડીને પીટર્સબર્ગ રાજધાનીનો ગવર્નર કીધો હતો ને જેને વડે કાથેરૈને તાજ પહેર્યું હતું તેને પકડાવી સૈબીરિયાના ઊજડ મૂલકમાં મોકલવામાં આવ્યો હતો. પછી **આન્ન** મહારાણીની કારકીર્દીમાં પીટરનો મેળવેલો ઈરાન તાબાનો મૂલક ગયો; પણ પોલંડના રાજ્યનેમાટે બે જણે દાવા કરેલા તેમાં રૂશિયાએ લડાઇ કરવા નીકળી એકને અપાવ્યું હતું (૧૭૩૩); અને આસ્ટ્રિયાની સાથે રહી તુર્કસ્તાન સાથે લડી એઝોફ બંદર પાછું તાબામાં આણ્યું હતું (૧૭૩૯). આન્ન ૧૭૪૦ માં મરણ પામી ને એલિઝાબેથ (પીટરની દીકરી, કાથેરૈનથી થએલી) મહારાણી થઈ. ત્રણ વર્ષ પછી તેણે સ્વીડન પાસેથી ફિન્લાંડનો ભાગ મેળવ્યો ને ૧૭૪૭ માં ૩૬ હજાર લશ્કર મરાયા થેરિસાની કુમકે મોકલ્યું. યૂરોપની સાત વર્ષની લડાઈમાં રૂશિયાએ પ્રુશિયા ઉપર હૂમલો કીધો હતો તે બીજે ઠેકાણે જણાવ્યું છે. મહારાણી ૧૭૬૨ માં મરણ પામી ને **પીટર ત્રીજો ઝાર** થયો તેને તેની રાણી કાથેરૈને કેદમાં નંખાવી ઝેરથી મરાવ્યો ને પછી પોતે મહારાણી થઇ. તેણે પોલંડની બાબતમાં છૂપી ખટપટો ચલાવી તે રાજ્યની વહેંચણી કરાવી પોતાનો હિસ્સો લીધો અને તુર્કસ્તાનના રાજ્યસાથે લડાઇ ચલાવી તેમાં પણ કેટલીક જીત મેળવી (૧૭૬૮). એ વખતમાં રૂશિયાનો લશ્કરી વહાણનો કાફલો પ્રથમજ ભૂમધ્યસમુદ્રમાં દેખાયો ને તેણે તુર્કના કાફલાને હરાવ્યો; ખુશકીનાં લશ્કરે **ક્રિમતાર્તરી, મોલડેવિયા, વાલેશિયા,** એ પ્રાંતો જીત્યા; અને ૧૭૭૪ માં સલાહ થઇ ત્યારે રૂશિયાએ મોટો મૂલક મેળવ્યો અને પોતાના દુશ્મનોપાસે **ક્રિમતાર્તર** લોકનું સ્વતંત્રપણું કબૂલ કરાવ્યું. એ થયું તેવામાંજ રાજ્યની વ્યવસ્થા પણ થઇ–૪૩ સૂબા પોતપોતાના જુદા તાલુકા સાથે કરવામાં આવ્યા, ધારાઓનો નવો સંગ્રહ થઇ તે પ્રમાણે ધીમે ધીમે અમલ થવા માંડચો; માંહેના વિશાળ પ્રદેશમાં વસ્તી વધી,–બસેંક ગામ **પોટેમકીન** વડા પ્રધાને વસાવ્યાં. ૧૭૮૪ માં ક્રિમતાર્તરી રૂશિયા સાથે જોડાયું ને ૧૭૮૯ માં તુર્ક સાથે લડાઈ ચાલી તેમાં **પોટેમકીન** ને **સ્યુવારો** એઓએ કતલ કરી જીત મેળવી; **બેંડર, ઇસ્માએલ** વગેરે શહેરો લીધાં. ૧૭૯૨ માં **જાસ્સીની** સલાહથી રૂશિયા તુર્કસ્તાન વચ્ચે **નીસ્તર** નદીની હદ મુકરર કરવામાં આવી; બે વર્ષ અગાઉ સ્વીડનના ગસ્તાવસ સાથે થોડીવાર લડાઈ ચાલેલી ને તેનો અંત આવેલો તેમાં કંઈ મૂલક વધ્યો ઘટચો નહોતો.

એ લડાઇઓ ચાલતી તેવામાં મહારાણીનો લક્ષ પોલંડના રાજ્ય ઉપર તરાપ મારવાનો હતો. તેણે ૧૭૭૨ ની વહેંચણીથી તેનો કેટલોક ભાગ રાજ્યમાં જોડયો હતો ને ૧૭૯૩ ની બીજી વહેંચણીમાં કેટલોક નવો જોડયો. ફ્રાન્સનું રાજ્ય ચકડોળે ચડેલું તેવામાં તેણે બ્રિટન સાથે વેપારસંબંધી કેટલાક કરાર કીધા અને ૧૭૯૫ માં પોલંડના રાજ્યનો અંત આણ્યો. બીજે વર્ષે મહારાણી મરણ પામી (૧૭૯૬).

**પાઉલ ૧ લો.** ફ્રાન્સ ઉપર સંપીલા રાજ્યોએ બીજી વાર ચઢાઇ કરેલી (૧૭૯૮) તેમાં સામિલ રહ્યો હતો અને **સ્યુવારો** તથા **કોરસેકૌ** એઓની સરદારી તળે રૂશિયન લશ્કરોએ ઈટલીમાં જઈ સ્વિટ્ઝર્લંડમાં ઉપરાઉપરી જીત મેળવી હતી (૧૭૯૯). પછવાડેથી તેણે એકત્ર થએલાં રાજ્યોના સંપમાંથી ખશી બોનાપાર્ટ સાથે સલાહ કીધી હતી; અને ૧૮૦૦ માં ઉત્તરનાં રાજ્યોએ ઇંગ્લંડની સામા વખત આવે તો ઊતરવાને સંપ બાંધ્યો હતો તેમાં તેણે આગેવાની કીધી હતી.

**સ્વીડન**માં ચાર્લસ ૧૨ મો પંદર વર્ષનો ૧૬૯૭ માં ગાદીએ આવ્યો. **ડેન્માર્કનો ફ્રેડરિક ૪ થો, સાક્સનીનો ઇલેક્ટર** ને પોલંડનો રાજા **ફ્રેડરિક ઓગસ્ટસ** અને રૂશિયાનો **પીટર ૧ લો** એઓએ પોતાનો ગએલો મૂલ પાછો લેવાને અથવા રાજ્યને ભાંજી કકડા કરવાને સ્વીડન ઉપર ત્રણ બાજૂએથી હુમલા કીધા (૧૭૦૦). ચાર્લસે ઇંગ્લંડ તથા હાલંડના કુમકી લશ્કરો સાથે પોતાના લશ્કરના સરદાર થઇ રાજ્યનું રક્ષણ કરવાનું પણ લીધું. તેણે વહાણમાં લશ્કર ભરી **કોપનહેગન** જઈ તે રાજધાની ઉપર હૂમલો કીધો અને થોડાં અઠવાડિયામાં તેણે ડેન્માર્કના રાજાને સલાહ કરવાની જરૂર પાડી. પછી તેણે ૮૦ હજાર રૂ-

શિયનો જે ઈંગ્રિયામાં **નારવાને** ઘેરો ઘાલતા હતા તેઓને ૮ હજાર લશ્કરે તદ્દન હરાવી ભગાડ્યા. પછી સ્વીડ લશ્કરે લડાઈ આપી આપીને **ડ્વીના** નદી ઓળંગી સઘળું કુરલાંડ લેઈ લીધું ને પછી ઓગસ્ટસને લડાઈ આપી તેનું ધાર્યું ન થવા દેઈ **સ્ટાનિયસને** પોલંડનો રાજા ઠેરવ્યો (૧૭૦૪). ચાર્લસ ૫૦ હજાર લશ્કર સાથે લીપઝિક આગળ પડેલો ત્યાં મોટા મોટા રાજાઓના એલચીઓની તેણે મુલાકાત લીધી ને જર્મનીના મહારાજા પાસે કેટલીક કબૂલાત કરાવી જેથી સિલિશિયાના પ્રોટેસ્ટંટોને પોતાનો ધર્મ પાળવાની છૂટ મળી. પણ એવી રાજકીય ખટપટમાં વગ સત્તા જાળવી રાખવાના કરતાં તે રૂશિયાના પીટરને ગાદી ઉપરથી ઊઠાડવાને અતિશય ખંતીલો રહેતો. ૧૭૦૭ ના સપ્ટેંબરમાં તે **સ્મોલેન્સ્ક** લગી પહોંચ્યો; પણ શીઆળો ઢુંકડે આવેછે જાણી તેણે માસ્કો ઉપર ચઢાઇ કરવાનું માંડી વાળ્યું ને પછી યૂક્રેનમાં શીઆળો ગાળ્યો—પણ એ દર્મિયાનમાં તેણે તોપખાનું ખોયું, ૧૫ હજાર લશ્કર મદદને આવતું તેને દુશ્મનના લશ્કરે સપડાવી અટકાવ્યું અને જે સહાયોની તેણે આશા રાખી હતી તે વેરણ ખેરણ થઈ રહ્યા. એ સ્થિતિમાં તેણે પીટરની સરદારીવાળા ૭૦ હજાર લશ્કરને **પલટોવા** આગળ લડાઈ આપી. પણ તે હાર્યો ને તેના ૯ હજાર બહાદુર સિપાઈઓ કપાઇ પડ્યા. એ હારથી સ્વીડનનું ઉપરીપણું ટળી રૂશિયાનું થયું; ચાર્લસ તુર્કસ્તાનની દરબારમાં આશરો ધરી રહ્યો; ડેન્માર્કે તથા પોલંડે જે કરાર કરી આપ્યા હતા તે રદ કીધા; ઓગસ્ટસ પાછો રાજધાની **ઓરસમાં** આવ્યો અને પીટરે **લૈવોનિયા** પોતાના રાજ્યમાં જોડ્યું.

ચાર્લસે પોતાના રાજ્યનું રક્ષણ કરવા પાછા સ્વદેશ ન જતાં પાંચ વર્ષ તુર્કસ્તાનમાં ખટપટ કર્યા કીધી અને તેના દુશ્મનોએ સ્વીડન તાબાના યૂરોપમાંના પ્રાંત ઉપર હલ્લા કર્યા કીધા. ૧૭૧૪ ના અક્ટોબરમાં તે તુર્કસ્તાન છોડી હંગરી ને જર્મનીમાં થઈ સ્ટ્રાલસંદ આગળ આવ્યો ને અહીં પ્રુશિયા, ડેન્માર્ક, સાક્સની ને રૂશિયા એમને લડાઈઓ આપી. પીટર સાથે તો સલાહ કરવામાં આવેલી, પણ ડેન્સ સાથે લડાઈ ચાલુ રાખેલી તેવામાં તે દુશ્મનના તોપખાનાના એક ગોળાથી પડ્યો (૧૭૧૮). પછી સ્વીડને નાણાંના અવેજમાં કેટલોક મૂલક હાનોવરને (૧૭૧૯) ને કેટલોક મૂલક પ્રુશિયાને આપ્યો (૧૭૨૦); સ્ટાનિસ્લેઅસને ઊઠાડી મહેલી ઓગસ્ટસને પોલંડનો રાજા માન્યો. ૧૭૨૧ ના **નીસ્ટાડ** ના કરારથી લૈવોનિયા, ઈસ્થોનિયા, ઇંગ્રિયા વગેરે પ્રાંતો રૂશિયાને મળ્યા ને રૂશિયાએ નાણું લેઈ ફિન્લંડ પાછું સ્વીડનને આપી દીધું. ઉમરાવોમાં બે પક્ષ પડ્યા—એકે પ્રબળ થઈ રૂશિયા સાથે સલાહ તોડી ને ફિન્લંડમાં ઘણીક લડાઈ થઈ તેમાં દરેકમાં સ્વીડને હાર ખાધી ને પછી **આબોમાં** સલાહ થઈ તેથી રૂશિયાની રાણીનો એક સગો સ્વીડનનો રાજા ઠર્યો (૧૭૪૩). નવા રાજાએ કેટલાંક રાજ્યોપયોગી કામો માંડ્યાં, પણ **હાટ** ને **કાપ** (બે તરેહની ટોપી પહેરતા તે ઉપરથી) એ નામના પક્ષકારો તેને બહુ સંતાપતા. સાત વર્ષની લડાઈમાં તેણે લશ્કર મોકલેલું તેની ભારે હાર થઇ. ૧૭૭૧ માં તેનો દીકરો **ગસ્ટાવસ ૩ જો** રાજા થયો તેણે કેટલોક સુધારો કરવા માંડ્યો, પણ **હાટ** ને **કાપ** એઓએ તેને ઝંપવા દીધો નહિ. તેની કારકીર્દીમાં સ્વીડનના લશ્કરી કાફલાએ રૂશિયન ઉપર એક જીત મેળવી હતી. ૧૭૯૨ માં ઉમરાવોએ તેને મરાવી નાંખ્યો ને તેના દીકરાની **ગસ્ટાવસ ૪ થો** એ નામે આણ ફેરવાવી.

**પોલંડમાં જોન સોબીએસ્કીના** મરણ પછી સાક્સનીનો ઈલેક્ટર **ઓગસ્ટસ બીજો** રાજા થયો (૧૬૯૭). બે વર્ષ પછી **કાર્લોવિટ્ઝની** સલાહથી તેને તુર્ક પાસેથી કેટલોક મૂલક મળ્યો. ૧૭૦૦ માં તેણે રૂશિઆ સાથે મળી સ્વીડન ઉપર ચઢાઇ કીધી તેનું પરિણામ આ થયું કે તેને રાજ્ય છોડી દેવું પડ્યું (૧૭૦૭). **પલટોવામાં** ચાર્લસની હાર થએથી તે ફરીથી તે રાજ્યપદ પામ્યો. લડાઇઓથી રાજ્યની કેટલીક ખરાબી થઈ હતીજ તેમાં તે પૂર્ણ સત્તા પોતાને હાથ કરી લેવાને મથતો હતો; અને રોમના ધર્મમત સિવાય બીજા પંથના લોક ઉપર અતિ જૂલમ ગુજારતો. તે મુઆ પછી તેનો દીકરો **ઓગસ્ટસ ૩ જો** સાક્સનીનો ઇલેક્ટર થયો તેણે પોલંડની ગાદીને માટે દાવો કીધો અને જો કે લોકે તથા ફ્રાન્સે **સ્ટાનીસલેઅસનો** પક્ષ ખેંચ્યો હતો તોપણ તેણે રૂશિયાની મદદથી પોલંડની ગાદી મેળવી હતી (૧૭૩૬). તેણે પોતાના દીવાનની સલાહથી જર્મનીમાં ચાલતી લડાઈમાં કોઈ વાર આ પક્ષમાં ને કોઈ વાર તે પક્ષમાં લશ્કર મોકલ્યાં હતાં. ૧૭૬૨ માં ઓગસ્ટસ મરણ પામ્યા પછી રૂશિયાની કાથેરૈને પોતાની સત્તાના દબાણમાં આવેલાં રાજ્યોમાં ખટપટો કીધી; ક્યાથલિક લોકે પ્રબલ થઈ બળવો ઊઠાવ્યો; અને તેવામાં વળી રૂશિયા સાથે લડાઈ ચાલી; તુર્ક લોકે પોલંડની મદદે રહી દુશ્મનો સાથે લડાઈઓ કીધી, પણ તે હાર્યો—એ કારણોથી પોલંડના રાજ્યની પડતી આવી.

પ્રુશિયાનો ફ્રેડરિક, રૂશિયાની કાથેરૈન ને આસ્ટ્રિયાની મરાયા થેરિસ્સા એઓએ સંપ કરી પોલંડનો કેટલોક ભાગ વહેંચી લીધો (૧૭૭૨). રાજ્યના લોકને શુદ્ધિ આવી અને તેઓએ (રાજા તો છેક નિર્બળ હતો) રાજ્યમાં કેટલોક સુધારો કર્યો, પણ તેના રક્ષણને માટે જાથુકનું લશ્કર ઊભું ન કીધું; રૂશિયાની રાણીએ કેટલાક ઉમરાવો પાસે બખેડા મચાવ્યા; પ્રુશિયાનો રાજા જેણે રાજ્યમાં નવો સુધારો કરાવવા મદદ આપી હતી તેજ રૂશિયાની રાણીને મળ્યો ને પછી એ બેએ હલ્લા કરી બીજી વાર વહેંચણી કરી લીધી (૧૭૯૩). રૂશિયાને ૮૫ હજાર ને પ્રુશિયાને ૨૧ હજાર ચોરસ મૈલનો મૂલક મળ્યો. હવે માત્ર ૮૫ હજારનો પ્રદેશ પોલંડનો રહ્યો. એ બીજી વારની વહેંચણીનો પ્રસંગ લાવવામાં જે રાજદ્રોહી હતા તેઓએ દેશાભિમાની લોક ઉપર સખ્તી ગુજારીને કેટલાકને દેશનિકાલ કીધા, તોપણ રાજ્યહિતેચ્છુઓએ બળવા ઊઠાવ્યા ને મોટો સંપ બાંધ્યો. **કુશિઉસ્કો** જે પહેલી વહેંચણીની વખત બહાર ગયો હતો તે પાછો આવ્યો ને એણે ગામડીઆઓને જેવાં તેવાં હથિયાર સજાવી એઓની સરદારી કરીને **કાકો** શહેર લીધું; વોર્સામાં જબરૂં રૂશિયન લશ્કર હતું તોપણ ત્યાંના લોકે તેને કાપાકાપીની લડાઈ કરી હાંકી મહેલ્યું; અને **વિલના**ના લોકે પણ તેમજ કીધું રાજધાની **વોર્સા** પાછી મેળવવામાં પ્રુશિયાનો રાજા ફાવ્યો નહોતો તેથી લોકને જીતની આશા થઇ હતી, પણ તેટલે કુશિઉસ્કો લડાઈમાં હાર્યો, જખમી થયો ને પકડાઈ રૂશિયનોનો કેદી થયો. ૧૭૯૫ માં **વોર્સા** પડયું; ત્યાંના રાજાને ગાદીઉપરથી ઊઠાડી પીટર્સબર્ગમાં પેન્શન આપી રાખ્યો અને પોલંડના રાજ્યને રૂશિયા, પ્રુશિયા ને આસ્ટ્રિયા એઓએ વહેંચી લીધું.

**તુર્કસ્તાન**માં **કાર્લોવિટ્ઝ**ની સલાહ થયા પછી **મુસતફા બીજા**ને ઊઠાડી તેના ભાઈ **આકમેટ ૩ જા**ને ગાદી આપવામાં આવી હતી (૧૭૦૨). તેણે ચાર્લસ ૧૨ માને આશ્રય આપ્યો હતો ને એઝોફ બંદર પાછું મેળવ્યું હતું (૧૭૧૧). તુર્કોએ વેનીશિઅનોને કહાડી **મોરિઆ** પાછું લીધું (૧૭૧૫) તે ઉપરથી જર્મનીના મહારાજા ચાર્લસ છઠ્ઠાએ લડાઈ ચલાવેલી ને (૧૭૧૮) સલાહ થએલી તેમાં સુલતાનને આસ્ટ્રિયાની જીત આપી દેવી પડી હતી, પણ **મોરિઆ** તેની પાસે રહ્યું હતું. ૧૭૨૭ માં આકમેટે ઇરાન તાબાના **જીઓર્જિઆ** ને **આર્મીનિઆ** એ પ્રાંતો લીધા, પણ નાદીરશાહે ઘણીક લડાઈઓમાં તુર્કોને હરાવ્યા તેથી અમીરોએ આકમેટને ઊઠાડી બંદીખાને નાંખ્યો (૧૭૩૦).

મહમૂદ ૧ લાની કારકીર્દીમાં ઇરાન સાથે લડાઇ ચાલી તેનું છેવટ ૧૭૩૬ માં આ થયું કે રાજ્યોની અસલ સરહદ કાયમ રહી. રૂશિયનોએ **ક્રીમીઆ** ઉપર ચઢાઈ કીધી તેમાં તેઓને એઝોફનો કિલ્લો તોડી નાંખવો પડયો ને બ્લાકસી–કાળા સમુદ્રમાં વહાણ ખેડવાસંબંધી સઘળા દાવા ઊઠાડી લેવા પડ્યા; જર્મનીનો મહારાજા તુર્કની મદદમાં રહેવું કબૂલ કરી રૂશિયાને મળી જઇ હૂમલો કરવા આવ્યો હતો તેને બેલગ્રેડ આપી દેવું પડયું હતું ને **ડાન્યુબ** તથા **સાવ** એ નદીઓ બે રાજ્ય વચ્ચે સરહદ થઇ હતી. મહમૂદ ૧૭૪૫ માં મુઓ; તેના ભાઈ **ઓસમન ૩ જાએ** ભત્રીજાઓને ઝેર આપી મારી નાંખવાનું કીધું–બે મુઆ તેટલામાં કાકો મરવાથી બીજા બે બચ્યા; એમાંનો એક **મુસતફા ૩ જો** એણે ૧૭૫૭ માં ગાદીએ બેઠા પછી **મહમ્મદ રઘીબ** વજીરની મદદથી ૧૦ વર્ષસૂધી સારી રીતે રાજ્ય કીધું. પણ રૂશિયાની **કાથેરૈન બીજી** એ કોલકરાર તોડવામાં લગાર પણ આચકો ખાતી નહિ તેથી સુલતાને લડાઈ ચલાવી (૧૭૬૮). ૧૭૭૪ માં **અબદુલ હમીદસુલતા**ને અતિશે લાચારીના કોલકરાર કરી આપ્યા; અને ૧૭૮૪ માં **ક્રીમીઆ** રૂશિયનના તાબામાં ગયું. **કાથેરૈન** ને **મહારાજા જોસેફ** એઓ તુર્ક રાજ્યને તોડી વહેંચી લેવાની મસલહત કરતા તે ઉપરથી સુલતાને ૧૭૮૭ માં લડાઈ માંડી. આસ્ટ્રિયન સાથે લડતાં તુર્ક લશ્કર વીએના લગી જઇ પહોંચ્યું, પણ રૂશિયનોએ વહાણની ને ખુશકીની બંને લડાઈઓમાં ફતેહ મેળવી (૧૭૮૮). બીજે વર્ષે **સીલીમ ૩ જો** સુલતાન થયો તેની કારકીર્દીમાં આસ્ટ્રિયન લશ્કરે **રીમનીક** આગળ લડાઇ કરી તુર્કને હરાવ્યા ને તોપખાનું લૂંટી લેઈ **વાલેશિઆ**માં જઈ **બુકારેસ્ટ** લીધું ને રૂશિયન લશ્કરે બેંદર તાબે કરી **ઈસ્માએલ**ના જબરા કિલ્લાને ઘેરો ઘાલ્યો. બીજે વર્ષે તે કિલ્લો લીધો ને ૪૦ હજાર કિલેદાર તુર્ક લશ્કરને કાપી નાંખ્યું; આસ્ટ્રિયન લશ્કરે બેલગ્રેડની હાલત થઇ તેવી હાલત ઉપર તુર્કરાજ્ય આવી પહોંચ્યું હતું, પણ તેટલામાં હુંગરી અને નેધર્લંડમાં બળવા થયા અને બીજાં રાજ્યો પણ રૂશિયા આસ્ટ્રિયાનાં અદેખાં થયાં–એ કારણોથી તુર્ક રાજ્ય સલામત રહ્યું,-ઇંગ્લંડ, હાલંડ, ને પ્રુશિયા એ ત્રણે રાજ્યે મળીને જર્મનીના મહારાજા પાસે સુલતાન સાથે કોલકરાર કરાવ્યા ને તેણે જીતેલો મૂલક પાછો આપી દીધો (૧૭૯૧);

અને કાથેરૈને પણ ૧૭૭૪ ના જાસ્સીના કોલકરાર પ્રમાણે સરહદ રાખવી કબૂલ કીધી—માત્ર એક **ઓકઝાકોનો** કિલ્લો વધારે રાખ્યો.

એ લડાઇઓથી તુર્કરાજ્યનો મૂલક ન ગયો, પણ રાજ્યમાંહે **જાનેસરીઓના** બખેડા વધ્યા ને પ્રાંતોમાં પણ બળવા ઊઠ્યા;—**અલીએ** એણે ઈજીપ્ટમાં સ્વતંત્ર કહેવડાવ્યું; **જનીનાના અલીપાશાએ** પણ તેમજ કીધું; **વીડીનના** અમલદારે બળવો ઊઠાવ્યો; **સર્વિઅન** લોકે હથીઆર ઊંચક્યાં; ને **વહાબી** લોકે અરબસ્તાન પોતાનું કરી લીધું. સુલતાને પોતાનું મોજીલાપણું છોડી દઈ રાજ્યમાં સુધારો કરવા માંડ્યો ને નવું લશ્કર ઊભું કીધું—એ લશ્કરે નેપોલિયનની સામા **એકરનો** બચાવ કરી પોતાની આબરૂ વધારી હતી. ૧૭૯૮ માં ફ્રાન્સની સામા લડવાને ઇંગ્લંડ, રૂશિયાએ સંપ બાંધ્યો હતો તેમાં તુર્કરાજ્ય પણ સામિલ થયું હતું.

## ઇરાન.

અફગાન મહમૂદ ઘાતકીપણે રાજ્ય કરી પછવાડેથી ઘેલો થઈ ૧૭૨૫ માં મુઓ પણ હુસેનનો શાહજાદો **તમસ્પ** જે **આર્મીનિઆમાં** પોતાનું રાજ્ય રાખી રહ્યો હતો તેણે ૧૭૨૩ માં કાસ્પિયન સમુદ્રને લગતા કેટલાક પ્રાંત રૂશિયાને આપ્યા હતા, એવું વચન લેઇને કે તે મદદ કરે, પણ પછી તેણે વચન પાળ્યું નહોતું. મહમૂદનો દીકરો **અશરાફ** એ પણ કેટલાક પ્રાંત આપી તુર્કરાજ્ય મને ઈરાનનો શાહ કરી થાપે એવું ઇચ્છતો; ને તેણે આકમેટને ઉશ્કેરી ઈરાનના કેટલાક પ્રાંત લેવા દીધા હતા; પણ તમસ્પને **નાદીર કૈલી** નામના સરદારે મદદ કીધી. નાદીર તુર્ક જાતનો ભરવાડ હતો, પણ પછવાડેથી તે પોતાની અકલ ને બહાદુરીથી મોટી વગસત્તા ધરાવતો થયો હતો. લડાઇ થઈ તેમાં અફગાન રાજા હાર્યો ને કપાઈ પડ્યો; અને નાદીરે સઘળા અફગાનોને દેશમાંથી હાંકી કહાડ્યા (૧૭૩૦). તમસ્પે નાદીરને ચાર પ્રાંતનો અમલ આપ્યો. પછી નાદીરે તુર્ક લોક સાથે ફતેહમંદીથી લડાઈ ચલાવી, પણ જેવામાં તે ખોરાસાનમાં હતો તેવામાં તમસ્પે પાકી ગોઠવણ કીધાવિના તુર્ક સાથે લડાઈ કીધી અને હારીને શરમ ભરેલા કરાર કરી આપ્યા તે ઉપરથી નાદીરે શાહને ગાદીએથી ઊઠાડી તેના દીકરા આબાસ ૩ જાને બેસાડ્યો (૧૭૩૨). પછી તુર્ક લોકે ઈરાન ખાલી કીધું હતું ને કોલકરારથી ઈરાન ને તુર્કરાજ્ય એ બેની સરહદ નક્કી કરવામાં આવી હતી (૧૭૩૬). એજ વર્ષમાં બાળક આબાસ મરી ગયો ને હવે કોઈ સોફી વંશમાં રહ્યું નથી એમ કહી નાદીરે પોતાને ઈરાનનો શાહ કહેવડાવ્યો. નાદીરશાહે પોતાની કુદ્રતી શક્તિવડે ઈરાનના રાજ્યને આબાસના રાજ્ય કરતાં વધારે તેજીમાં આણ્યું—અફગાનીસ્તાનનો મોટો ભાગ તાબે કીધો અને ૧૭૩૯ માં દિલ્હીના મોગલે દોસ્તી તોડી તેઉપરથી નાદીર મોટી ફોજસાથે હિંદુસ્તાન જઈ મોટો સંહાર કરી ૩૦ કરોડ રૂપિઆ લૂંટ લેઈ પાછો ઈરાન આવ્યો હતો. બીજે વર્ષે તેણે ઉસબેગ લોકની પાસેથી **ખીવ** ને **બોખારા** એ શહેરો લીધાં, અને તુર્કરાજ્ય સાથે લડાઇ કરી તેમાં ઈરાનને ફાયદો થયો હતો (૧૭૪૩). જ્યારે બહારના દુશ્મન ન રહ્યા ત્યારે નાદીરે પોતાનું વિકરાળપણું સગાં ને રૈયત ઉપર વાપર્યું—પોતાના બહાદુર દીકરાને આંધળો કીધો ને રૈયતમાંના હજારોને કતલ કીધા. નાદીરને તેના સરદારોએ મારી નાંખ્યો (૧૭૪૭).

ઉસબેગ લોક તાબેદારી છોડી છૂટા પડ્યા; અફગાનીસ્તાનનું સ્વતંત્ર રાજ્ય થયું ને છ ઉમેદવારના બખેડામાં ઝંદકુળના **કરીમખાને** ગાદી ઝડપી (૧૭૫૯). એ ૧૭૭૯ માં મરણ પામ્યા પછી પાછા બખેડા ચાલ્યા, અને **આગા મહમદખાન** ઈરાનનો બાદશાહ થયો (૧૭૯૫)—**આબાસ મોટાએ કજીર** જાતના તુર્કોને માઝનદરાનમાં વસાવ્યા હતા તેઓનો તે સરદાર હતો. **એ આગાએ** તહેરાનને પાયતખ્ત કીધું અને જીઓર્જિઆના લોકે બળવો કીધો હતો તેઓની કતલ કીધી. પછી એ શાહને મારી નાંખવામાં આવ્યો ને તેનો ભત્રીજો **શાહ ફતેઅલી** ગાદીએ બેઠો (૧૭૯૭). એની કારકીર્દીની શરૂઆતમાં ફ્રાન્સ ને ઇંગ્લંડ એ બે ઇરાનની સાથે હિંદુસ્તાનસંબંધી સરસાઇથી ખટપટ કરતાં હતાં.

## હિંદુસ્તાન.

ઔરંગજેબના મરણ પછી તેનો દીકરો શાહઆલમ દિલ્હીની ગાદીએ બેઠો (૧૭૦૭) એની પાંચ વર્ષની કારકીર્દીમાં મરેઠાઓએ ઘણોએક મૂલક જીત્યો; રજપૂત જેઓ પૂરેપૂરા તો બાદશાહીને તાબે થયાજ નહોતા તેઓએ પોતાને સ્વતંત્ર કહેવડાવ્યા અને દિલ્હી લાહોરના પ્રાંતોમાં હિંદુ મુસલમાન જાતિ ભેદ તૂટી લડવૈયા શીખનો સંપ વધતો દેખાયો. ૧૭૧૨ માં શાહઆલમ પછી ચાર દીકરાઓ વચ્ચે ટંટા થઈને નિદાને વડો **જહાંદારશાહ** એ નામ રાખી બાદશાહ થયો. એ રંડીબાજીમાં છેક જ વહી ગયો ને રાજ્ય કરી શક્યો નહિ. **અબદુલ્લા** ને **હુસેનઅલી** એ બે ભાઇ જે સૈયદ (પેગંબરના વંશના) ઉપનામથી ઓળ-

ખાતા તેઓએ ફીરોકશીરને બાદશાહ માન્યો. જુલ્ફિકારખાન સરદારે લડાઈ કીધી, પણ તે તદ્દન હાર્યો ને પછી તેને તથા જહાંદારશાહને મારી નાંખવામાં આવ્યા. ફીરોકશીરની કારકીર્દીમાં હુસેનઅલીએ મારવાડના રાજા સાથે સલાહ કીધી; બંધુ નામના શીખ સરદારને તેના ૭૪૦ સાથીઓ સાથે કેદ કરી દિલ્લી આણી ઘાતકી રીતે ઠાર કીધો; દક્ષિણમાં જઈ લડાઈ ચલાવી પણ આખરે શાહુ સાથે સલાહ કીધી. એ સૈયદ ભાઇઓએ ફીરોકશીરને તો બાવલા જેઓ ગણી સાત વર્ષ સૂધી કુલ અખત્યારી ચલાવી. પછી તેઓએ બાદશાહને ઊઠાડી નવો કીધો ને એ મુઓ એટલે બીજાને કીધો ને એ મુઓ ત્યારે **રોશન અખતાર** એને **મહમદશાહ** એ ખિતાબ આપ્યો (સપ્ટેંબર, ૧૭૧૯).

**મહમ્મદશાહે** ગાદીએ બેઠા પછી બે મહિનામાં તે બે સૈયદ ભાઇને ઠાર કરાવ્યા. તેણે પોતાના બે કાબેલ બહાદુર ને ભરોસાદાર વજીર **સઆદતખાન** તથા **નિઝામ ઉલમુલ્ક** એ બેને ન લેખવતાં કમઅક્કલના જુવાનીઆઓની સલાહથી ચાલવા માંડ્યું તે ઉપરથી એકે અયોધ્યામાં ને બીજાએ દક્ષિણમાં પોતપોતાની સત્તા કાયમ કરવાની તજવીજો ચલાવી. મરેઠાઓએ માળવા તથા ગૂજરાતમાં ફરી વળી આગ્રા સૂધી જઈ દિલ્લીમાં ડર ઊપજાવ્યો; સઆદતખાને અયોધ્યેથી આવી મરેઠાઓને હરાવ્યા, પણ તેટલામાં બાદશાહે પોતાના એક માનીતાને સરદારી આપવાને લડાઈ બંધ રખાવી; સઆદત ખીજવાઈને અયોધ્યે ગયો અને મરેઠાઓએ છેક દિલ્લી નજીકના મૂલક ઉપર હૂમલો કીધો ને મોટી લૂંટ મેળવી (૧૭૩૪).

ઈરાનનો નાદીરશાહ અફગાનીસ્તાનમાં આવેલો તેણે ત્યાં સાંભળ્યું કે દિલ્લીની બાદશાહી કમજોર છે; તરત તેણે બાદશાહને સંદેશો મોકલ્યો કે તમારી દિલ્હીમાં બંડખોર અફગાન છે તે અમને હવાલે કરી દેવા; પણ તેનો જવાબ ન આવેથી નાદીરે દિલ્હી ઉપર ચઢાઈ કરી (અક્ટોબર, ૧૭૩૮). લાહોરનો સૂબેદાર અટકાવી શક્યો નહિ ને નાદીર તથા મહંમદ એ બેની ફોજનો કરનાળ આગળ મેલાપ થયો. લડાઇમાં નીઝામ ઉલમુલ્ક તો આવ્યોજ નહોતો ને સઆદત આવેલો તે દુશ્મનને હાથ પકડાયો; મહંમદશાહે તાબેદારી દેખડાવી ને પછી બંને બાદશાહ સાથે દિલ્હી આવ્યા (માર્ચ, ૧૭૩૯). બીજે દહાડે શહેરમાં ગપ ચાલી કે નાદીર મરી ગયો; ને એ ઉપરથી દિલ્હીના લોકે ઈરાનીઓને મારવા માંડ્યા. એ બખેડો બેસાડવાને નાદીર ઘોડાપર બેશી શહેરમાં ફરવા નીકળ્યો તો તેણે ઇરાનીઓનાં મુડદાં દીઠાં ને લોકોએ તેના ઉપર પથરા તીર ગોળીઓ માર્યા તેથી તેણે ખીજવાઈને પોતાની ફોજને હૂકમ કરી ૩૦ હજાર લોકની કતલ કરાવી. પછી નાદીરે ખંડણીની બોલી ઠરાવી બાદશાહી ખજાનો, જરીયાન, તખતેતાઉસ એ લૂંટમાં લીધાં, અમીર ને લોક સૌનાં ઘરબાર ફોજ પાસે લૂંટાવ્યાં; અને પછી તે આઠ નવ કરોડ રૂપિઆ રોકડા લેઈ (બીજો અવેજસાથે ગણતાં ૩૦ કરોડ થાય) દિલ્હીની એક શાહજાદી સાથે પોતાના શાહજાદાની શ્યાદી કરાવી મહંમદશાહને પાછો ગાદીએ બેસાડી ઈરાન જતો રહ્યો (૧૭૩૯).

કેટલાક અફગાન સરદારો નાસભાગ કરતાં અયોધ્યા પ્રાંત તથા હિમાલય પર્વત એ બેની વચમાંના મૂલકમાં જઈ વસેલા તેઓએ પોતાનું **રોહીલા** નામ રાખી રોહીલખંડનું સ્વતંત્ર સંસ્થાન કરવા માંડ્યું હતું; ને જોકે તેઓની ધાંધલ બાદશાહી ફોજે બેસાડી હતી (૧૭૪૫) તોપણ તેઓ પછી લાગ જોયાં કરતા હતા. ૧૭૪૭ માં મહંમદશાહ મુઓ ને તેનો દીકરો **અહંમદશાહ** ગાદીએ બેઠો. તેની છ વર્ષની કારકીર્દીમાં ઉત્તરના પ્રાંતોનો અફગાંન રોહીલાઓએ ને ઉત્તર પશ્ચિમના પ્રાંતોનો શીખ લોકે કબજો કીધો; તેમ રજપૂતોએ અજમેર સૂધી પોતાનો પ્રદેશ વધાર્યો. નિઝામ ઉલમુલ્કના દીકરાના દીકરા **ગ્યાસુદ્દીન** એણે ૧૭૫૩ માં બાદશાહને ઊઠાડી મૂકી **આલમગીરને** ગાદીએ બેસાડ્યો—દરબારમાં ઘણીક ખટપટો ચાલી ને જ્યાં ત્યાં ગેરબંદોબસ્ત થઈ રહ્યો. અફગાન લોકે દિલ્હી ઉપર હૂમલો કરી ઘાતકીપણું કીધું. ૧૭૫૯ માં ગ્યાસુદ્દીને આલમગીરને મરાવી નાંખ્યો ને બીજા કોઈને ગાદીએ બેસાડવાની તજવીજ કરવા માંડી તેવામાં મરેઠાઓએ ઉપરાઉપરી જીત મેળવી મૂલક વધાર્યો, અફગાન લોકને મુલતાન તથા લાહોરમાંથી કહાડ્યા, અને સઘળું હિંદુસ્તાન જીતી લેવાની હિંમત દેખડાવી. મુસલમાન સત્તાધારીઓએ માંહોમાંહે સંપ કીધો ને નાદીરના મરણ પછી **અહંમદ અબદલ્લા** જે અફગાનીસ્તાનનો સુલતાન થયો હતો તેણે મદદ કીધી; તેમ હિંદુ રાજ્યોએ ને ગ્યાસુદ્દીન એઓએ મરેઠા સાથે મેલાપ રાખ્યો. **પાણીપત** આગળ મોટી લડાઈ થઈ તેમાં મરેઠાઓની પૂરેપૂરી હાર થઈ અને ફતેહ મેળવનાર **અફગાન સુલતાને** સિંધુ નદીની પશ્ચિમના મૂલકથી સંતોષ માની **શાહઆલમ બીજાને** દિલ્હીની બાદશાહી આપી (૧૭૬૧)—એ બાદશાહ મુગલાઈ રાજ્યની આખર વખતની હેડકીઓ જોઈ ઈસ્ટ ઇંડિયા કંપની સરકારનું પેન્શન ખાતો થયો હતો.

**મરેઠા રાજ્ય—પેશવાઈ;** પ્રથમ અહંમદનગર સરકારના ને પછવાડેથી વિજાપુર સરકારના મોટા જાગીરદાર સરદાર શાહજીના દીકરા શિવાજીએ, દક્ષિણનાં રાજ્યોના ગેરબંદોબસ્ત જોઇ પોતાના પહાડી માળવા લોકને સાથે કરી, મૂલકો લૂટી, લશ્કર વધારી, ઔરંગજેબના સરદારોને લડાઈ આપતાં, મૂલકો લૂંટતાં, દક્ષિણનાં રાજ્યો સાથે ને મુગલ સરદારો સાથે ખટપટ કરતાં બાદશાહને તાબે થતાં, વળી પાછા સામે થતાં; બહારવટીઆ લૂંટારાનું પણ અસાધારણ સાહસ પરાક્રમ દેખડાવી, અભિષેક કરાવી પોતાનું રાજ્ય સ્થાપ્યું હતું (૧૬૭૪).

શિવાજી પછી સંભાજીએ ને પછી રાજારામે સતારામાં રાજધાની આણી ૧૧ વર્ષ રાજ્ય કીધું; અને પછી, તેની સ્ત્રી તારાબાઈ પોતાના દીકરાને નામે રાજ્ય કરતી હતી. તેણે શાહુના છૂટચા પછી કોલાપુરમાં નવી ગાદી કીધી (૧૭૦૮). ઔરંગજેબના મરણ પછી સંભાજીનો દીકરો શાહુ છૂટચો ને ૨૪ વર્ષની વયે સતારાની ગાદીએ બેઠો. એ જ્યારે કેદમાં હતો ત્યારે ઔરંગજેબની દીકરીએ તેની સારી બરદાસ્ત લીધી હતી ને તેને બે મરેઠા સરદારોની દીકરીઓ સાથે પરણાવી કેટલાંક પ્રગણાંની જાગીર કરી આપી હતી. શાહુ ગાદીએ બેસવા સતારે આવતો હતો તેવામાં તેનાં માણસને અને તારાબાઇનાં માણસને ઝગડો થયો હતો. એ પ્રસંગે કોઈના ફેંકવાથી એક બાળક શાહુના પગ આગળ આવી પડચો તેને શાહુએ ઉછેરી ભણાવ્યો હતો—તે અક્કલકોટના રાજ્યનો મૂળપુરૂષ કહેવાયછે. શાહુ પોતાના રાજ્યનો કારભાર પોતાના પ્રધાનોને સોંપી મોજમઝામાં ગુલતાન રહેતો. શાહુ રાજાના રાજ્યના આરંભમાં **સેનાપતિ ધનાજી જાધવ** ચોથ તથા સરદેશમુખી ઊઘરાવતો ને તેણે **બાબાજી પુરંદરે** ને **બાલાજી વિશ્વનાથ** એ બેને કારકૂન રાખ્યા હતા. ધનાજી જાધવ મુઆ પછી બાલાજી વિશ્વનાથ પેશ્વા—મુખ્ય પ્રધાન થયો (૧૭૧૪). એ ૭ વર્ષ કારભાર કરી મરણ પામ્યો ને તેનો મોટો દીકરો બાજીરાવ પેશ્વા થયો ને એના મરણ પછી (૧૭૪૦) એના દીકરા બાલાજી બાજીરાવને શાહુ રાજાએ પોતાના મરણ સમા ઉપર સનદપટો કરી આપ્યો કે તેણે શિવાજીના કુળના રાજાને માન આપી મરેઠી રાજ્યનો પૂર્ણ સત્તાથી કારભાર કરવો. શાહુ રાજા ૪૨ વર્ષ રાજ્ય કરી ૬૬ વર્ષની વયે ૧૭૪૯ માં મરણ પામ્યો. તેને સંતાન નહોતું તેથી તેણે કોલાપુરના શિવાજીના દીકરાને દત્તક લીધો હતો ને એ રામરાજા ૧૭૭૭ માં મુઆ પછી તેના લીધેલા દત્તક શાહુ મહારાજે સતારાની રાજગાદી ભોગવી હતી. શાહુની પછીના રાજાઓ છેક નિર્બળ ને પેશ્વાના કેદી જેવા હતા.

પહેલો પેશ્વા **બાલાજી વિશ્વનાથ** (૧૭૧૪–૧૭૨૦) એણે દિલ્હીના સૈયદ ભાઈઓની મદદે બાદશાહ પાસેથી શિવાજી મુઓ ત્યારે કેટલાંક પ્રગણાં મુગલ સરકારે લેઈ લીધેલાં તે પાછાં મેળવ્યાં અને આખા દક્ષિણની ચોથ તથા સરદેશમુખીનો હક્ક મેળવ્યો. બાલાજીને બે દીકરા—બાજીરાવ ને ચિમનાજી આપ્પા, તેમાં વડો બાજીરાવ પેશ્વા થયો.

બીજો પેશ્વા **બાજીરાવ** (૧૭૨૦–૧૭૪૦) અને **નિજામ ઉલમુલ્ક** જે દક્ષિણમાં બાદશાહી મૂલકનો નવાબ હતો તે જ્યારે ત્યારે સામો થઈ ફાવવા દેતો નહિ; પણ બાજીરાવે મુગલ લશ્કરને બે વાર એવું તો સપડાવી ઘેરી લીધું કે નિજામને પેશ્વાના કહ્યા પ્રમાણે સલાહના કરાર કરી આપવા પડ્યા. બીજો શત્રુ સેનાપતિ ત્ર્યંબકરાવ દાભાડે હતો તેને બાજીરાવે વડોદરા આગળ હરાવ્યો (૧૭૩૧)—દાભાડે પડચો ને પેશ્વાની સત્તા મરેઠી રાજ્યમાં સર્વત્ર ન ઠળે તેવી સ્થપાઈ. બાજીરાવે ગુજરાત તથા માળવાની ચોથ તથા સરદેશમુખીની સનદ દિલ્હી દરબાર પાસેથી મેળવી—તેની માગણીની સામા થઇ શકે તેવો કોઈ રાજા કે સરદાર નહોતો ને નિજામ ઉલમુલ્કને પણ નિદાને માળવાની સત્તા તેને આપી દેવી પડી. તેણે સાલસેટ–સાષ્ટીનો ટાપુ ફિરંગી સાથે લડીને લીધો હતો. બાજીરાવની કારકીર્દીમાં તેના સરદાર **મલ્હરરાવ હોળકરે** ઈંદોરમાં, **રાણોજી સિંધિયાએ ગ્વાલિયરમાં** ને **પિલાજી ગાયકવાડે વડોદરામાં** પોતપોતાનાં પેટાં રાજ્ય સ્થાપ્યાં.

ત્રીજો પેશ્વા **બાલાજી બાજીરાવ—નાનાસાહેબ** (૧૭૪૦–૧૭૬૧) એણે શાહુના મરણ પછી રાજા તથા રાજકુટુંબને સતારામાં રહેવા દેઈ પુનાને રાજધાની કીધી. નાગપુરનો રઘુજી ભોંસલે પેશ્વાની સર્વોપરી સત્તાની સામા થયો, પણ શાહુ, રાજાએ વચમાં પડી તે બે જણનાં મન મનાવ્યાં—બંગાલ, બહાર ને અયોધ્યામાં મરેઠી રાજ્યના જે હક્ક લાગા હતા તે રઘુજીને આપ્યા અને માળવા તથા હિંદુસ્તાનનો પશ્ચિમ પ્રદેશ એ પેશ્વાની સત્તામાં આપ્યાં. બાલાજીને બે મુખ્ય કારભારીઓ હતા તેમાં તેના કાકા ચિમનાજી આપ્પાનો દીકરો **સદાશિવરાવ ભાઉ** રાજ્યની અંતર્વ્યવસ્થા વગેરેનો કારભાર રાખતો ને બાલાજીનો સગો

ભાઇ **રઘુનાથરાવ** સૈન્ય-યુદ્ધવિષયનો કારભાર કરતો. પેશ્વા રાજકીય કાર્યમાં વિચક્ષણ પણ પોતાનો અર્થ સાધવામાં કૃત્રિમ કરતાં લેશ સંકોચાતો નહિ; તે પોતે આળસુ ને વિષયાસક્ત હતો, પણ તેના સમર્થ ભાઇયોવડે મરેઠી રાજ્યની સત્તા દૃઢીભૂત થઈ પૂર્ણ ઉત્કર્ષને પામી. ભાઉએ રામચંદ્ર સણવીને મદદમાં લેઇ પ્રજાની સ્થિતિ સુધારી—વેઠ, લૂંટ, ધમકી, માર એનો તથા જે શિવાજીના કાળથી સત્તાધારી તથા અમલદારોમાં ચાલતો આવ્યો હતો તેમાં ઘટાડો કરવામાં આવ્યો ને સંભાળ રાખવામાં આવી. રઘુનાથરાવે કર્નાટક તથા ઉત્તર હિંદુસ્તાનમાં સૈન્યો મોકલ્યાં ને મરેઠા દિલ્હીની દરબારની અંધાધુંધીમાં કોઈવાર એક પક્ષને ને કોઈવાર બીજા પક્ષને મદદ કરવાની ખટપટમાં આગળ પડી કામ કરતા થયા.

એ પેશ્વાની કારકીર્દીમાં ત્રણ વાર ઉત્તર હિંદુસ્તાનમાં મરેઠાઓએ ચઢાઇ કરી; પહેલી બેમાં રઘુનાથરાવે જાતે સરદારી કરી હતી;—બીજીમાં તેણે અફગાનનો રાજા અહ્‌મદશાહ અબદલ્લી જે પંજાબ હાથ કરી બેઠા હતો તેને ત્યાંથી હાંકી કહાડ્યો (૧૭૫૮); અને લાહોર જઈ સિંધુ નદીના પ્રાંતના પ્રદેશના લોકને થોડીવાર પોતાની સત્તા માનતા કીધા; પણ એ ચઢાઇઓમાં બહુ મોટો ખર્ચ થએલો તે પ્રમાણે બદલો મળ્યો નહિ; પછી મલ્હારરાવ હોલકર તથા સિંધિયાનાં કુટુંબના કેટલાક સરદાર એઓને ચોથ વગેરે ઊઘરાવવા સારૂ તે પ્રાંતમાં લશ્કરસાથે રાખી રઘુનાથરાવ પુને આવ્યો હતો.

ત્રીજી ચઢાઈનો પ્રસંગ આ કે અહ્‌મદશાહ મોટું લશ્કર લેઈ મરેઠાઓને લડાઇ આપવા પાછો હિંદુસ્તાનમાં આવેલો તેથી **સદાશિવરાવ ભાઉ** તથા પેશ્વાનો વડો દીકરો **વિશ્વાસરાવ** એ બે જણ મોટું લશ્કર લેઈને દિલ્હી તરફ ધશ્યા. એક પાસ અફગાન ફોજ તથા દિલ્હીના કેટલાક અમીરોની ફોજ હતી; અને બીજીપાસ પેશ્વાનું પોતાનું, સિંધિયા હોલકર ગાએકવાડનું-મરેઠાનાં લશ્કર, વળી દિલ્હીના વજીર તથા બીજા કેટલાક અમીરોને જાટ લોક એઓનું કુમકી લશ્કર એ હતાં. અબદલ્લી જમનાના પૂરમાં ઝંપલાવી લશ્કર સાથે ઊતરી આવ્યો તે જોઇ મરેઠા ચોંક્યા ને પછી પાણીપતના મેદાનમાં ખંડક કરી ભીત ચણી તેમાં છાવણી કરી રહ્યા. અબદલ્લીએ સામા ન ધસતાં દુશ્મનને ખોરાક પહોંચતો અટકાવ્યો,—એથી મરેઠાઓએ તોપોનો મારો ચલાવી એકદમ ધસારો કીધો; પણ અબદલ્લીએ આજુબાજૂએથી ઘેરી લેઇ પોતાની ફોજને એકદમ તૂટી પડવાને હૂકમ કીધો; હલકી સવારીના ઘાટી ઘોડાઓ ભારે સવારીના ઘોડાઓની સામા મેદાનમાં ફાવી શક્યા નહિ ને મરેઠાનું લશ્કર ચારે દિશાએ ઘેરાતું થઇ ગયું. ૧૫ હજાર પાયદલ, ૬૦ હજાર સવાર ને બીજા ૨ લાખ માણસમાંથી ચતુર્થાંશ લોક જીવતા પાછા વળ્યા હતા; સૌ મળીને ૨ લાખ માણસ લડાઈમાં અથવા ભૂખમરાથી મરણ પામ્યાં હતાં. વિશ્વાસરાવે નિઝામ ઉલમુલ્કના દીકરા નિઝામઅલ્લીઉપર ફતેહ મેળવી હતી તે ઉપરથી એણે ઉશ્કેરાઈ ધસારો કીધો હતો. એ લડાઈ ૧૭૬૧ ના જાનેવારીમાં થઇ હતી—વિશ્વાસરાવ જખમી થઇ મરવા પડ્યો તે સાંભળી સદાશિવરાવ હબક્યો, ધશ્યો ને લોપ થયો. જંકોજી સિંધિયા ને પેશ્વાના પાયદળના સરદાર **ઈબ્રાહીમખાન ગારદી** એ બે કેદી પકડાયા ને માર્યા ગયા; મલ્હારરાવ હોલકર ને દામાજી ગાયકવાડ એ બે તો પ્રથમથીજ નાશી ગયાં હતા; વિંચુકર, રાજા બહાદુર વગેરેને દિલ્હીમાં કારભાર કરવાને રાખેલા તે જેમ તેમ કરી પોતાને દેશ જઈ પહોંચ્યા. અબદલ્લા, પુરૂષ કેદીઓને મરાવી નાંખી, બૈરાં છોકરાંઓને ગુલામ કરી અને દિલ્હીની ગાદીએ આલમગીર બીજાના વડા દીકરાને બેસાડી પોતાના રાજ્યમાં જઈ રહ્યો.

એ લડાઇ પછી થોડે મહિને નાનાસાહેબ પેશ્વા મરણ પામ્યો. એણે મરાઠા રાજ્યની છેલ્લી ચડતી જોઈ તેમ પડતી પણ જોઈ-પડતી એવી કે ફરીથી મરેઠાઓ પાછા ઊઠી શક્યા નહિ; અંગ્રેજોએ કોંકણની કેટલીક લડાઈમાં મદદ કીધી હતી તે ઉપરથી નાનાસાહેબે તેઓને બાણકોટ તથા તેની પડોસનાં નવ ગામ આપ્યાં હતાં ને ઈસ્ટ ઇંડિયા કંપનીસાથે વેપાર સંબંધી કરાર કીધા હતા.

ચોથો પેશ્વા **માધવરાવ ૧ લો** (૧૭૬૧-૧૭૭૨) એણે લાંચખાઉ કારભારીઓ ઉપર તાકીદ રાખી તેઓને યથાન્યાય વર્તતા કીધા. તેણે પોતાના કાકા રાઘોબાએ બળવો ઊઠાવેલો તેને હરાવી પકડી પુનાના મહેલમાં કેદ રાખ્યો હતો. એ પેશ્વા યુદ્ધમાં ને રાજનીતિમાં વખણાઈ ૨૮ વર્ષની વયે મરણ પામ્યો ત્યારે મરેઠાના રાજ્યનું ઉત્પન્ન (સિંધિયા હોલકર ભોંસલે વગેરેની જાગીરો સુદ્ધાં) ૧૦ કરોડનું ગણાતું, પણ ખરેખરી વસૂલ જમા ૭ કરોડની હતી. **બાલાજી ભાનુ** જે **નાનાફડનવીસ**ના નામથી પ્રસિદ્ધ છે તે રાજ-વસૂલ ખાતાનો મુખ્ય કારભારી હતો. એ પેશ્વાના વખતમાં **હૈદરઅલ્લી**એ દક્ષિણમાં પોતાનું નવું રાજ્ય

માંડી મરેઠાઓના લાગાની સામા થવા માંડયું હતું. પાંચમો પેશ્વા **નારાયણરાવ** એને આઠ મહિના પછી તેના કાકા **રાઘોબા**એ મરાવી નાંખી પોતાને છઠ્ઠો પેશ્વા કેહેવડાવ્યો (૧૭૭૪ સૂધી). પછી નારાયણરાવનો બાળક દીકરો **સવાઈ માધવરાવ** સાતમા પેશ્વાની આણ ફરી ને નાનાફડનવીસ એણે રાજ્યમાં કારભાર કીધો. રાઘોબા દાદાએ સાષ્ટી વસઈ વગેરે અંગ્રેજને આપી એઓની મદદે સવાઈ માધવરાવને ઉઠાડી મેહેલવાની તજવીજ કીધી હતી, પણ તેમ થયું નહોતું; ને અંગ્રેજે ફડનવીસસાથે કરાર કીધા તેની રૂએ તેઓને સાષ્ટી ટાપુ મળ્યો ને રાઘોબા કેટલીક મુદત પછી પોતાનાં લશ્કરને રજા આપીને કોપરગામની જાગીર તથા બીજું સાલીઆણું નક્કી કરાવી ત્યાં જઈ રહ્યો ને ૧૭૮૪ માં મરણ પામ્યો. સવાઇ માધવરાવ વયે મોટો થયો, તોપણ નાનાફડનવીસે તેને સત્તા ન આપતાં કેદી જેવો રાખવા માંડયો તે ઉપરથી તે એક દહાડો ચીડાઈને મહેલની અગાશીમાંથી નીચે ઝંપલાવી મરણ પામ્યો (૧૭૯૫). પછી રાઘોબા દાદાનો વડો દીકરો **બાજીરાવ** આઠમો ને છેલ્લો પેશ્વા થયો. તેણે દોલતરાવ સિંધિયાને ઉશ્કેરી નાનાફડનવીસને કેદમાં નખાવ્યો, પણ પછવાડેથી તેનો છૂટકારો કરી પાછો પ્રધાન કીધો. નાનાફડનવીસ ૧૮૦૦ માં મરણ પામ્યો ને તેની સાથે મરેઠાના રાજ્યની પણ સમીસાંજ થઇ.

**ફ્રેંચ અંગ્રેજની સરસાઈ**—યૂરોપમાં ફ્રાન્સ અને ઇંગ્લંડ સામસામાં ઊતર્યાં હતાં (૧૭૪૪). લડાઈ માત્ર યૂરોપમાંજ નહિ પણ જ્યાં જ્યાં જેની જેની સત્તા હોય ત્યાં ત્યાં તેની તેનીસાથે કરવી એમ તરફેને ઇચ્છ્યું ને ચલાવ્યું. હિંદુસ્તાનમાં વલંદા, અંગ્રેજ ને ફ્રેંચ એ ત્રણેનાં સંસ્થાન હતાં; તેમાં વલંદા પોતાનાનેવિષે બેદરકાર હતા; પણ અંગ્રેજ ને ફ્રેંચ એ બેએ હિંદુસ્તાનમાં પોતપોતાની સત્તા વધારવાને અહીં પણ લડાઈ ચલાવી. **ફ્રેંચ લેબોર્ડને** એણે પાંચ દહાડા ઘેરો રાખી મદ્રાસ લીધું (૧૭૪૬); પણ પછી કેટલુંક ધન લેઇ તે શહેર તેઓને પાછું આપ્યું. પોંડીચરીના ગવર્નર **ડ્યૂપ્લીને** તે ગમ્યું નહિ ને એણે **લેબોર્ડને** પાછો ફ્રાન્સ ગયો એટલે મદ્રાસને પાછું ફ્રેંચ સરકારના તાબામાં લીધું. ૧૭૪૮ માં **એઇલાશપેલ**ની સલાહ થઈ ત્યારે મદ્રાસ અંગ્રેજોને પાછું આપવામાં આવ્યું હતું.

દિલ્હીના બાદશાહનો દક્ષિણનો સૂબેદાર નિજામ ઉલમુલ્ક ૧૭૪૮ માં મરણ પામ્યો ત્યારે તેનો દીકરો નાસરજંગ હેદરાબાદની ગાદીએ બેઠો; પણ ડ્યૂપ્લીએ ખટપટ કરી નિજામની દીકરીનો દીકરો મુઝફ્ફરજંગ એને દાવો કરવા ઊભો કીધો. કર્ણાટકની નવાબીને માટે અનવરૂદ્દીન ને ચંદાસાહેબ એ બે દાવો કરતા તેમાં પણ ડ્યૂપ્લીએ ચંદાસાહેબનો પક્ષ કરી લડાઈઓ કરી તેને નવાબી અપાવી; ને એ મદદના બદલામાં પોંડીચરીની આજુબાજૂનાં ૮૧ ગામ મેળવ્યાં (૧૭૫૦). અનવરૂદ્દીન લડાઈમાં કપાઈ પડયો હતો, પણ તેનો દીકરો મહંમદઅલ્લી ત્રિચિનાપલી રાખી રહ્યો હતો. તેને અંગ્રેજોએ કુમક કરવી કબૂલ કીધી. મુઝફ્ફરજંગને ફ્રેંચ સરદારોસાથે વાંધો પડયો; એઓ તથા ચંદાસાહેબ ખશી ગયા; મુઝફ્ફરજંગ નાસરજંગને શરણ થઈ કેદમાં પડયો. આગળ મહંમદઅલ્લી તથા નાસરજંગ એઓને અંગ્રેજસાથે વાંધો પડયો તે લાગ જોઇ ડ્યૂપ્લીએ નાસરજંગઉપર ચઢાઈ કરી તેને સપડાવ્યો; પઠાણોપાસે બખેડા કરાવી તેને મારી નખાવી મુઝફ્ફરજંગને કેદમાંથી છૂટો કરી ગાદીએ બેસાડયો અને જ્યારે એના પણ ઠંઠાખોરોએ પ્રાણ લીધા ત્યારે નિજામના દીકરામાંથી એક સલાબતજંગને નિજામી આપી. અંગ્રેજોએ મહંમદઅલ્લીની કુમકે લડનારાઓને ત્રિચિનાપલી મોકલ્યા, પણ ચંદાસાહેબે તેઓને લડાઈ આપી ભગાડ્યા; તેમાં દેશી સિપાઈ કરતાં અંગ્રેજો પહેલા નાઠા. થોડી મુદ્દત પછી ક્લૈવે ૨૦૦ અંગ્રેજ, ૩૦૦ દેશી ને ત્રણ નાની તોપ એ સાથે આવી **અર્કાટ** (કર્ણાટકની રાજધાની) લીધું. દુશ્મનોએ ઘેરો ઘાલ્યો, પણ ક્લૈવે રહેલા ૮૦ ગોરા તથા ૧૨૦ કાળા સિપાઈઓસાથે કિલ્લામાંથી બહાર નીકળી આવી તેઓને નસાડ્યા અને મદ્રાસથી કુમક આવી પહોંચી એટલે તેણે ફ્રેંચનું કાંચી શહેર લીધું; વળી તેણે ને મેજર લોરેન્સે ત્રિચનાપલીને ઘેરો ઘાલનારાં ફ્રેંચનાં તથા ચંદાસાહેબનાં લશ્કરને હરાવ્યાં (૧૭૫૨). ફ્રેંચની હાર થવા માંડી હતી, પણ હેદરાબાદની દરબારમાં તેઓનો વગ ઘણો વધ્યો હતો—સલાબતજંગે ફ્રેંચ સરદાર **બુશી**ને મદાપલ્લીથી તે જગંનાથપુરીલગી ત્રણસેં કોશમાં આવેલા પ્રાંતની અમલદારી આપી હતી. પછી અંગ્રેજ ફ્રેંચ વચ્ચે કેટલીક લડાઈઓ થઈ, પણ છેલ્લે લંડનમાં સલાહના કરાર થયા તે પ્રમાણે ફ્રેંચોએ જીતેલો મૂલક પાછો આપી દીધો ને મહમ્મદઅલ્લીને નવાબ કબૂલ રાખ્યો; અંગ્રેજોએ સલાબતજંગને દક્ષિણનો સૂબેદાર માન્યો; અને બંને ટોપીઓએ દેશી રાજ્યોની ખટપટમાં ન પડવાસંબંધી એકમેકને કબૂલાત આપી (૧૭૫૪).

**અંગ્રેજી રાજ્યસત્તાની સ્થાપના**—કલકત્તાની કોઠી મદ્રાસની કોઠીના ઉપરીપણાતળે હતી તોપણ

તેની કમાણી તથા વગસત્તા બહુ વધી હતી. બંગાળાનો સૂબેદાર **સુરાજઉદ્દૌલા**એ કોઠીવાળાને જણાવેલું કે અમારો ગુનેગાર નવાબ જે તમારા આશરામાં રહ્યો છે તેને મોકલી દેવો; પણ કોઠીવાળાએ જવાબ ન વાળેલો તે ઉપરથી સૂબેદારે કલકત્તાઉપર ચઢાઈ કરી (૧૭૫૬);–કોઠીનો મુખી ને બીજા સૌ વહાણો ઉપર નાશી ગયા, પણ ૧૪૬ કિલ્લેદાર પકડાયા. (એઓને પહેરેગીરોએ એક વખારના ૧૮ ફુટ ચોરસ ઓરડામાં ગોંધેલા તેમાંથી સૂરજ ઊગતે માત્ર ૧૬ જણ જીવતા નીકળ્યા હતા,—૨૦ મી જૂન). મદ્રાસની કોઠીવાળાએ **ક્લૈવ**ને લશ્કરસાથે કલકત્તે મોકલ્યો. એણે કલકત્તા તથા હુગલી પાછાં લીધાં ને પછી સુરાજઉદ્દૌલા તથા ક્લૈવ વચ્ચે સલાહના કરાર થયા. ક્લૈવને મદ્રાસ સરકારનો હૂકમ હતો કે કામ પુરૂં થયેથી તરત પાછું આવવું, પણ ક્લૈવે મદ્રાસ ન જતાં બંગાળામાં રહી ત્યાંની રાજખટપટમાં માથું ઘાલ્યું. સુરાજઉદ્દૌલાની ફોજને પગાર આપનારો બક્ષી મીરઝાફર એણે ક્લૈવને નાણું આપવું કબૂલ કીધું ને ક્લૈવે તેને સૂબેદાર કરવાનું માથે લીધું. એ મસલહત ખુલ્લી પડેથી જાફર સૂબેદારપાસે માફ માગી ને એણે તે આપી, એવી કબૂલાતે કે તેણે અંગ્રેજની સામા લડવામાં મદદ કરવી. સુરાજઉદ્દૌલા ૫૦ હજાર પાયદલ, ૧૮ હજાર સવાર ને ૫૦ તોપસાથે ક્લૈવને શિક્ષા કરવા નીકળ્યો; ને ક્લૈવ પણ ૯૦૦ ગોરા ને ૨,૦૦૦ કાળા સિપાઈઓ લેઇ **પ્લાસી** ગામ આગળ આવી પહોંચ્યો; થોડીવાર સામસામો તોપનો મારો ચાલ્યો એટલે વળી મીરજાફર પોતાની ફોજસાથે ક્લૈવને મળ્યો ને એણે કુમકને બળે સૂબેદારની ફોજની જબરી તૂકડી ઉપર એકદમ ધસારો કરી તેને નસાડી; સુરાજઉદ્દૌલા સાંઢણીઉપર ચડી પાછો વળ્યો ને ક્લૈવે જીત મેળવી (૨૨ જૂન, ૧૭૫૭). પછી જાફર બંગાળાનો સૂબેદાર થયો ને તેણે સવાબે કરોડ ને વીસ લાખ રૂપિઆ અંગ્રેજ કંપનીને આપવા કબૂલ કીધા—સુરાજઉદ્દૌલાને જાફરના દીકરાના હૂકમથી ઠાર કરવામાં આવ્યો હતો. તરતજ પછી અંગ્રેજો બંગાળાની તીજોરી જોઈ વળ્યા તો તેમાં માત્ર દહોઢ કરોડ રૂપિઆ હતા ને એ સઘળા તો ઉપાડાય નહિ ત્યારે તેઓએ ૮૦ લાખ રોકડા ને બીજું કેટલુંએક જરીઆન મળીને ૧ કરોડ ને ૧૦ લાખ જેટલું તો લેઈ લીધું ને બાકીના ત્રણ વર્ષમાં પૂરા કરી આપવાનું જાફરે કબૂલ કીધું. દિલ્હીના બાદશાહનો શાહજાદો, અયોધ્યાનો નવાબ ને અલાહાબાદનો સૂબેદાર એઓ જાફરને ઊઠાડી મૂકવા ક્લૈવને લડાઈ આપવા આવ્યા; પણ પાછલા બેમાં ટંટા થયો તેમાં અયોધ્યાવાળાનો જીવ ગયો ને પછી શાહજાદો એકલો પડી ગયો તેથી તે કેટલુંક નાણું લેઈ પાછો વળ્યો. ક્લૈવે લડાઈની સમાધાની આણવામાં મદદ કરી વાસ્તે જાફરે ક્લૈવને કેટલીક ખાસગી જાગીરો આપી.

૧૭૬૦ માં **વાન્સિટાર્ટ** કોઠીનો પ્રેસિડેંટ થયો તેણે ખજાનો ખાલી ને મીરજાફરથી કબૂલેલું નાણું અપાતું નથી એ જોઇ નવાબના ભાઈ **કાસિમ**ને નવાબ કીધો. જાફર મુર્શીદાબાદ છોડી કલકત્તે જઈ રહ્યો. કંપની સિવાય બીજા અંગ્રેજ વેપારીઓએ દાણ ભરવું એવું કાસિમે ઠેરાવ્યું તે કંપનીને પાલવ્યું નહિ; કંપનીના તાબેદાર દેશીઓ પણ જકાત આપતા નહિ; કંપનીએ વેપારના સઘળા હક્ક પોતાનેજ માટે રાખેલા તેથી દેશીઓનો વેપાર ડૂબ્યો; વસૂલાતમાં બાધ પડી; નવાબ તથા કંપનીના લોકમાં વારંવાર ટંટા થતા; એ સંધા ઉપરથી કાસિમે બધા લોકને દાણની માફી કરી. કંપની ખીજવાઈ, ને **એલિસે** પટણા લીધું; કાસિમે એક અંગ્રેજ વકીલ મોંઘીરથી કલકત્તે જતો હતો તેને તેના રિસાલા સુદ્ધાં મરાવી નાંખ્યો; પટણાનો સૂબેદાર જે અંગ્રેજના આવવાથી ખશી ગયો હતો તેણે મોંઘીરની કુમકે ત્યાંના અંગ્રેજોને કેદ કરી નવાબ પાસે મોકલ્યા; અને કાસમબજારના અંગ્રેજોની પણ તેવીજ હાલત થઇ (૧૭૬૩). પછી કંપનીના લશ્કરે નવી રાજધાની મોંઘીર શહેર લીધું (બીજી આગસ્ટ ૧૭૬૩); અને કાસિમ મુર્શીદાબાદમાંના અંગ્રેજોની કતલ કરાવી અયોધ્યાના નવાબ પાસે જઈ રહ્યો. અંગ્રેજો અયોધ્યાની સરહદ ઉપર છાવણી કરી રહ્યા. અયોધ્યાનો નવાબ અને દિલ્હીનો બાદશાહ એ બે કાસિમની મદદે લડવા આવેલા તેમને **મેજર મન્રો**એ (મુંબઇથી આવી) **બકસર** આગળ હરાવ્યા (૨૨ અક્ટોબર, ૧૭૬૪). અયોધ્યાના નવાબે લડાઇનો ખર્ચ આપવાનું કબૂલ કરી સલાહ કીધી ને બાદશાહ અંગ્રેજોને ગાઝીપુર વગેરે પ્રાંત આપવા ના કહી પાછો ફર્યો. પછી કંપનીએ મીરજાફરને પાછો ગાદીએ બેસાડ્યો ને તે મુઆ પછી તેના દીકરા **નિઝામઉદ્દૌલા**ને નવાબ કરી જૂના દીવાન નંદકુમારને કહાડી મહમ્મદ રીઝાખાન એને દીવાન કીધો ને કેટલાક કરાર કરાવી લીધા. ક્લૈવ વચમાં વિલાયત ગયો હતો તે ત્યાંથી **લોર્ડ** પદવી ધારણ કરી પાછો કલકત્તે આવ્યો ને પછી તેણે મુર્શીદાબાદ જઇ (૨૫ જૂન, ૧૭૬૫) નિઝામખાનસાથે કારભાર કરવાને દુર્લભરામ તથા જગતશેઠ એ બેને નીમ્યા; દરસાલ ૫૦ લાખ ઠેરવી નવાબને ખ-

સત્તા કીધો અને દરોબસ્ત કારભાર રાખી કંપની મૂલકનું વસૂલ લે તેવું ઠેરવ્યું. ૧૭૬૫ ના આગસ્ટની ૧૨ મીએ દિલ્હીના બાદશાહે દરસાલ છવ્વીસ લાખ રૂપિઆ લેવા કબૂલ કરીને બંગાળા, બહાર ને ઓઢીઆ એ પ્રાંતોનું વસૂલ લેવાનો અધિકાર—દીવાની ફરમાન અંગ્રેજ કંપનીને આપ્યો;-ઈસ્ટ ઇંડિયા કંપનીએ વેપારી ટળી રાજકીય સત્તા ધારણ કીધી. કર્ણાટકમાં કંપનીની બહાદુરી મનાતી ને **ઉત્તર સરકાર**ના પ્રાંત તેને નવા મળ્યા હતા.

ક્લૈવ ૧૭૬૭ માં વિલાયત ગયા પછી **કાર્ટિયર** બંગાળાનો ગવર્નર થયો હતો ને એના પછી **વારન હેસ્ટિંગ્સ** થયો (૧૭૭૨). ૧૭૭૩ માં ઇંગ્લંડની પાર્લમેંટમાં કેટલાક ઠરાવ થયા: કલકત્તા, મદ્રાસ, મુંબઈ એ ત્રણ ઈલાકાના ગવર્નરોએ એક **ગવર્નર જનરલ** તથા **કૌન્સિલ** એના હૂકમમાં રહી પોતાનાં કામ કરવાં, ગવર્નર જનરલની નીમણુક ઇંગ્લંડનો રાજા કરે; પ્રધાનમંડળને કામ પડે ત્યારે ગવર્નર જનરલે કંપનીનું દફતર દેખાડવું; કલકત્તામાં ઇનસાફની અદાલત રાખવી; કંપનીના ચોવીસ ડૈરેક્ટરો વર્ષોવર્ષ નવા ન નીમતાં દરવર્ષે માત્ર ૭ નવા નીમવા; વગેરે. એ ઠરાવ પ્રમાણે કંપનીનો વહીવટ ૧૭૭૪ ના આગસ્ટની પહેલી તારીખથી બદલાયો ને **વારન હેસ્ટિંગ્સ** હિંદુસ્તાનના બ્રિટિશ રાજ્યનો પહેલો ગવર્નર જનરલ ઠર્યો.*

---

* ઇ૦ સ૦ ૧૭૫૪ માં સલાહ થયા પછી પાછી જ્યારે ફ્રાન્સ ઇંગ્લંડની સાત વર્ષની લડાઈ ચાલી (૧૭૫૬—૧૭૬૩) ત્યારે હિંદુસ્તાનમાં પણ ફ્રેંચ અંગ્રેજો વચ્ચે ચાલી. ક્લૈવે ચંદ્રનગર લીધું (૧૪ માર્ચ ૧૭૫૭) અંગ્રેજી આરમારે ફ્રેંચ આરમારને કડલૂર બંદરમાં હરાવી, પણ ફ્રેંચ સરદાર લાલીએ સેંટ ડેવિડ કિલ્લો લીધો (૧ જૂન ૧૭૫૮); તેણે મદ્રાસને ઘેરો ઘાલી શહેરનો દેશી વસ્તીનો ભાગ લીધો (૧૪ ડિસેંબર). અંગ્રેજને મુંબઈથી કુમક આવી કે ફ્રેંચ પોતાના માંદા તથા ઘાયલ લોકને મૂકી ચાલ્યા ગયા; ત્રિકોમાલી આગળ ફ્રેંચની હાર થઈ; અંગ્રેજ સરકાર કૂટે વાન્દિવાશનો કિલ્લો લીધો તે પાછો લેવા લાલીએ ચઢાઈ કરી, પણ એ હાર્યો ને એના હૂકમથી બુશી હેદરાબાદથી આવતો હતો તેને અંગ્રેજોએ પકડ્યો; બુશીએ હેદરાબાદ છોડ્યું તેથી ત્યાં ફ્રેંચનું વજન ઓછું થયું (જાનેવારી, ૧૭૬૦); પછી અંગ્રેજ સરદાર કૂટે અર્કાટ, છંજી દેવીકોટ ને બીજા નવ કીલ્લા લીધા ને પછી મે મહિનામાં પોંડીચરીને ઘેરો ઘાલ્યો; લાલીએ ઘેરો ઊઠાડવાને બહુ બહુ ફાંફાં માર્યાં, પણ તેનું વળ્યું નહિ. ૧૭૬૧ ના જાનેવારીની ૧૪ મીએ તે કિલ્લો અંગ્રેજોએ કંપનીને નામે લીધો ને ત્યાંનો કોટ ભાગી નાંખ્યો. એ હારથી હિંદુસ્તાનમાંની ફ્રેંચસત્તા પૂરી નાશ પામી–૧૭૬૩ માં પારિસમાં સલાહ કરાર થયા ત્યારે પોંડીચરી ને બીજાં સંસ્થાનો ફ્રેંચોને પાછાં આપવામાં આવ્યાં હતાં. દેશી સિપાઈઓને યૂરોપની કવાયત શીખવવાની ચાલ પ્રથમ ફ્રેંચોએ કહાડી હતી.

વિજયનગરની ગાદી તૂટ્યા પછી મ્હૈસૂરના ખંડીઆ રાજાએ સ્વતંત્ર કહેવડાવ્યું; ત્યાં કોઈ રાજા હતો ને તેનો કારભાર નંદરાજ કરતો. નંદરાજને હૈદર નામનો એક સરદાર હતો. હૈદર દશ વર્ષનો હતો ત્યારે તેનો ગરીબ બાપ (પંજાબથી આવેલો) જેણે લશ્કરમાં નોકરી લીધી હતી તે કપાઈ મુઓ હતો. લશ્કરી ચાકરીનો હૈદરને કંટાળો હતો તોપણ તેણે તે ૨૭ વર્ષની ઉમરે કબુલ કીધી હતી. નંદરાજે તેને એક પાયગા આપી ને તે વધારવાની રજા આપી. હૈદરે ઘણાક લૂંટારૂ લોકને એકઠા કરી ૧૫૦૦ સવાર તથા ૫ હજાર પાયદળ અને હાથી ઊંટ વગેરે કેટલોક સરંજામ એ સૌ તૈયાર કીધું. નંદરાજે ખુશ થઈ તેને ડિંડીગલની ફોજદારી આપી ને તે ભીલ રાજાઓનો બંદોબસ્ત રાખતો. નંદરાજે રાજાને કેદમાં નાંખી તેના કેટલાક સંબંધીઓનાં નાક કાન કાપેલાં તેથી લોક તેના ઉપર નારાજ થયા હતા; હૈદર તથા તેનો કારકુન ખંડેરાવ એઓએ રાજ્યનો પક્ષ કીધો; નંદરાજે કારભાર છોડી મ્હૈસૂર જઈ ફોજ એકઠી કીધી; હૈદરે તેના ઉપર ચઢાઈ કરી તે શહેર લીધું ને પછી પોતે કારભારી થયો; ખંડેરાવે હૈદરનાં લશ્કર ઉપર તોપ ચલાવી, પણ હૈદર નાશી ગયો. હૈદરે નંદરાજની પાસે માફી માગી તેના થઈ જઈ ખંડેરાવને નસાડ્યો ને પછી રાજાને ત્રણ લાખનો ને નંદરાજને ૧ લાખનો પ્રાંત આપી પોતે શ્રીરંગપટણમાં સુલતાન થયો (૧૭૬૧). તેણે ખંડેરાવને મરતાં સૂધી લોઢાનાં પાંજરામાં ઘાલી રાખ્યો હતો.

દિલ્હીના બાદશાહે મહંમદ અલીને કર્ણાટકનો નવાબ માન્યો હતો ને ઉત્તર સરકારના પ્રાંત અંગ્રેજોને આપ્યા હતા. એ પ્રાંત હેદરાબાદના નિજામઅલીના (સલાબતજંગના ભાઈના) તાબાના હોવાથી તે, નવાબ તથા અંગ્રેજના મૂલક ઉપર ચઢાઈ કરતો; પણ મદ્રાસ સરકાર તેને વાહી વાહીને તેનો ગુસ્સો નરમ પાડતી. હૈદરઅલીની સત્તા તોડવાને નિજામ, મરેઠી સરદાર માધવરાવને અંગ્રેજ કંપની એઓએ સંપ બાંધ્યો (૧૭૭૦). નિજામ તથા કંપનીનાં લશ્કર નીકળ્યાં તેની પહેલાં મરેઠા સવારો મ્હૈસૂરના સપાટ પ્રદેશમાં ફરી વળ્યા હતા—એ લશ્કરની સામા ભીડવાની હૈદરની હિંમત ચાલી નહિ ને તેણે ૩૫ લાખ આપવાની બોલી કરી માધવરાવને વીદાય કર્યો (પાછળથી રૂપિઆ આપ્યા નહોતા) અને નિજામના મનમાં અંગ્રેજ વિષે માઠું આણાવ્યું. હૈદરે ત્રિન્નોમાલી આગળ કર્નલ સ્મિથ ઉપર હલ્લો કીધો, પણ તેમાં ને બીજી લડાઈઓમાં તે હાર્યો; અને નિજામે હૈદરને છોડી અંગ્રેજ સાથે સલાહ કીધી (૧૭૬૮). અંગ્રેજોએ લડીને તેનો કેટલોક મૂલક લીધો; ત્યારે હૈદરે સલાહનું કહેણ મોકલ્યું, પણ અંગ્રેજોએ માન્યું નહિ. હૈદરે દહોડ મહિનામાં

**વારન હેસ્ટિંગ્સ** ( ૧૭૭૩—૧૭૮૫ )—ઇંગ્લંડ અમેરિકાની લડાઇ ચાલી તેનો લાભ લેઈને ફ્રેંચોએ મરેઠા, નિઝામ ને મ્હેસૂરના હૈદરઅલ્લી એઓ સાથે અંગ્રેજ સામા સંપ બાંધ્યો, પણ તેઓએ ચંદ્રનગર, મછલીપટણ ને પોંડીચરી એ ખોયાં ( ૧૭૭૮ ). મુસદ્દીગીરી ભરેલા કોલકરારથી દુશ્મનો કમજોર થયા, પણ ૧૭૮૦ માં હૈદરે એકદમ તૂટી પડી કર્ણાટકમાં મોટો સંહાર કીધો. જ્યારે તે અર્કાટને ઘેરો ઘાલતો હતો તેવામાં તેણે એક બીજાથી છ મૈલને અંતરે રહેલાં એવાં બે મોટાં લશ્કરને હરાવ્યાં; પણ પછી કૂટે તેને હરાવ્યો; ને તેના કાફલાનો બ્રૂએ નાશ કીધો. ૧૭૮૨ માં હૈદર મુઓ ને તેના દીકરા ટીપુએ ૧૭૮૪ ની સલાહ થઇ ત્યાંસૂધી લડાઇ જારી રાખી. ગવર્નર જનરલ ૧૭૮૫ ના ફેબ્રુઆરીમાં વિલાયત ગયો. તેણે હિંદુસ્તાનમાં માઠી વર્તણુક ચલાવેલી ને મોટા ગુનાહ કરેલા તે વિષે ચર્ચા ચાલવાથી તેના ઉપર પાર્લેમેંટમાં આઠ વર્ષ કામ ચાલ્યું હતું, પણ આખરે તે નિરપરાધી ઠર્યો હતો.

**લોર્ડ કોર્નવાલિસ** (૧૭૮૫-૧૭૯૩). ત્રાવણકોરનો રાજા જે કંપનીનો દોસ્ત હતો તે અને **ટીપુ** એ બેમાં ઝગડો જાગ્યો ને લડાઇ શરૂ થઈ ( ૧૭૯૦. ). કેટલીક હાર ખાધા પછી કંપનીએ બાંગલોર લીધું ને શ્રીરંગપટણને ઘેરો ઘાલવાનું ભય દેખાડયું. ૧૭૯૨ ના ફેબ્રુઆરીની પાંચમી તારીખે દુશ્મનો શ્રીરંગપટણ નજીક આવી પહોંચ્યા ને ટીપુ સુલતાને પોતાનું અડધું રાજ્ય દુશ્મનોને ( કંપની, નિઝામ ને પેશવા એઓને ) આપી દેવાનું, લડાઇના ખર્ચના ૩૫ લાખ રૂપિઆ આપવાનું ને બે શાહજાદા ઓળમાં મૂકવાનું કબૂલ કીધું. કોર્નવાલિસે બંગાળામાં હમેશના જમીદાર ઠેરવ્યા—જમીનનાં ઉત્પન્નનો આકાર જાણી લેઈ હમેશને માટે દર બાંધી આપ્યો.

**સર જાન શોર** ( ૧૭૯૩—૧૭૯૮ ) એની કારકીર્દીમાં નિઝામ, કંપની સરકારનો કટ્ટો દુશ્મન થયો. એ લાગ જોઈ ટીપુએ સત્તાધારીઓ સાથે સંપ બાંધ્યો ને ફ્રાન્સના સત્તાધારીઓની મદદને માટે તેઓ સાથે સંદેશા ચલાવ્યા.

**લોર્ડ મોર્નિંગ્ટન** ( પછવાડેથી **વેલસ્લીનો માર્કિવસ** ) એણે મોટી લડાઇ કરી ટીપુને હરાવ્યો—એ તોપના ગોળાથી પડયો ને શ્રીરંગપટણ તાબે થયું—પુષ્કળ ધન, જીત મેળવનારાઓને મળ્યું ને અંગ્રેજી રાજ્યસત્તા મક્કમ પાયા ઉપર આવી ( ૧૭૯૯ ).

## ચીન.

**માઞ્ચુતાર્તર** કુળના રાજા રાજ્ય કરતા. જેસુટ લોક ખ્રિસ્તી ધર્મનો બોધ કરતા તેઓને સખ્ત મના કરવામાં આવી હતી ને તે ધર્મ દેશમાંથી નીકળી ગયો. યૂરોપ સાથે વેપાર વધ્યો હતો.

## યૂનેટેડ સ્ટેટ્સ.

ઉત્તર અમેરિકામાં ન્યૂહામ્પશૈર, માસ્સાચ્યુસેટ, હ્રોડ ટાપુ વગેરે, કનેક્ટિકટ, ન્યૂયોર્ક, ન્યૂજર્સી, પેન્સિલવેનિયા, ડિલાવેર, મેરીલાંડ, વર્જિનિયા, ઉત્તર—દક્ષિણ કારોલૈના અને જ્યોર્જિયા એ તેર સંસ્થાન એકમેકથી સ્વતંત્ર હતાં. તે સંસ્થાનોના લોક પોતપોતાની મંડળીઓ કરી પોતાના પ્રદેશની વ્યવસ્થા રાખતા. પછવાડેથી ઇંગ્લંડે ગવર્નરો નીમવાની સત્તા પોતાને હાથ રાખી હતી ને લોકે પોતપોતાના પ્રતિનિધિઓની રાજ્યસભાઓ રાખી હતી. સંસ્થાની લોકને પોતાના શત્રુઓની સામા થવામાં ઇંગ્લંડની મદદ મળતી ને ઇંગ્લંડને તે ફળદ્રુપ પ્રદેશનાં ઉત્પન્નના તમામ વેપારનો ફાયદો મળતો. જ્યારે શત્રુની તરફની નિરાંત થઈ ત્યાર પછી સંસ્થાનીઓને ઇંગ્લંડની મદદની જરૂર નહોતી;—એ સ્થિતિમાં ઇંગ્લંડે સ્વતંત્રચાલતા થયા. અયોધ્યાના નવાબે ને હેસ્ટિંગ્સે રોહીલાની મદદમાં લશ્કર મોકલ્યાં હતાં તેના ખર્ચને માટે તેઓ સાથે લડાઇ કીધી ને તેઓને પૂરા તાબે કીધા ( ૧૩ એપ્રિલ, ૧૭૭૪ ). રોહીલાની સામા નવાબને મદદ કરવામાં હેસ્ટિંગ્સને લોભ વગર બીજું કંઇ કારણ નહોતું. ૧૭૭૬ માં અંગ્રેજોને રાઘોબા દાદાની ખટપટમાં સાષ્ટી ટાપુ મળ્યો હતો.

કોઈમતૂર વગેરે ખોએલા પ્રાંત પાછા લીધા ને પછી છ હજાર સવાર સાથે લાંબી મજલ કાપી તે મદ્રાસ નજીક જઈ પહોંચ્યો. મદ્રાસના કામદારોએ સલાહ કીધી—મૂલકની સરહદ લડાઈ પહેલાં હતી તેવી રાખવી ને એકમેકને મદદ કરવી એવા કરાર થયા ( ૧૭૬૯ ).

અફગાન રોહીલાઓએ બાદશાહને દિલ્હીથી બહાર કહાડેલો, પણ મરેઠાઓએ તેને પાછો ગાદીએ બેસાડયો (૧૭૭૧). બાદશાહે અલાહબાદ વગેરે પ્રાંત મરેઠાઓને આપ્યા. હેસ્ટિંગ્સે છવ્વીસ લાખનું સાલીઆણું બાદશાહને આપવું બંધ કીધું. ને અલાહાબાદ વગેરે પ્રાંત મરેઠાને હાથ ન જાય તેને માટે તેણે તે ૫૦ લાખ લેઇને અયોધ્યાના નવાબને વેચ્યા. મરેઠાઓ રોહીલાઓને હરાવી તેઓનો પ્રાંત લૂટી ઊજડ વાળી સ્વદેશભણી

હેસ્ટિંગ્સના ઉપર લાંચ ખાધાની ફર્યાદીઓ થએલી ને હુગલીનો ફોજદાર નંદકુમાર સપડાયો. એના ઉપર કોઇએ પાંચ વર્ષની વાત ઉપર ખોટી સહી કીધાનું તોહમત મૂકેલું તેની તપાસ ચલાવી સુપ્રીમ કોર્ટે તેને ફાંસીની સજા કીધી હતી—એ કામ હેસ્ટિંગ્સે કરાવ્યું એવું કહી કૌન્સિલના મેમ્બર સામા થયા હતા ને તે ભાંજગડ ઘણી વધી ગઈ હતી.

તાને ઇચ્છનારા તે લોક સાથે જેવી રીતે વર્તવું જોઇએ તેવી રીતે ન વર્તતાં તેઓના ઉપર વિશેષ રાજ્યસત્તા ચલાવવાનો મમત ધર્યો—કરભાર મૂકવા વિષે પાર્લમેંટમાં ઠરાવો થયા.

નિદાને ૧૭૭૩ માં ઇંગ્લંડે ફક્ત ચાહ ઉપર જકાત લેવાનું રાખ્યું; પણ અમેરિકનોએ જાણ્યું કે એ કર દાખલ થવાથી પછવાડેથી બીજા પણ થશે. ન્યૂયોર્ક ને ફિલાડેલ્ફિયાના લોકે અંગ્રેજી વહાણનો માલ બંદર ઉપર ઊતરવા દીધો નહિ; ચાર્લસ્ટનવાળાઓએ ઊતરવા દેઇ વખારોમાં ભરાવા દીધો, પણ વેચાતો અટકાવ્યો; બોસ્ટનમાં કેટલાક લોકે વહાણમાંથી ઊતરતો કેટલોક માલ દરિયામાં ફેંકી દીધો. એ ઉન્મત્તાઈ ઉપરથી તે બંદર બંધ કરવાનો એક ને **માસ્સાચ્યુસેટ**ની ધારા બાંધનારી લોકસભાને ઊઠાડી નાંખવાનો બીજો એવા બે ધારા ઇંગ્લંડની પાર્લમેંટમાં પસાર થયા. ૧૭૭૪ ના સપ્ટેંબરમાં તેરે સંસ્થાનના મુખત્યારો ફિલાડેલ્ફિયામાં મળ્યા ને એકસંપે તેઓએ ઇંગ્લંડના રાજાને અરજી કરી—કર મૂકવાની ને રાજ્યમાંહેની વ્યવસ્થા કરવાની સત્તા માત્ર સંસ્થાનિક સભાઓનીજ છે; રાજ્યના ગુનાહમાં આવેલા અમેરિકનોની તપાસ ઇંગ્લંડમાં થવાનો ધારો થયો છે તે ઘટતો થયો નથી; અને વેપાર વહીવટ આવી આવી રીતે રાખવો એવું તેમાં લખી જણાવ્યું હતું. ઇંગ્લંડ સરકારે તે અરજી લીધી નહિ; અને રાજા તથા પાર્લમેંટ એઓએ લડાઇથી અમેરિકનોને ઠેકાણે આણવાનું ઠેરવ્યું.

૧૭૭૫ ના વર્ષમાં પ્રથમ ભીડંભીડા, લડાઇનાં સરંજામનો કબજો કરી લેવા માટે બ્રિટિશ લશ્કરી સિપાઇઓ અને હથિયારબંધ સંસ્થાનીઓ વચ્ચે લેક્સિંગટનમાં થઇ; ફિલાડેલ્ફિયામાં મળેલા મુખત્યારોએ પોતાની સભાનું નામ પાડ્યું—"ઉત્તર અમેરિકાના એકત્ર સંસ્થાનોની રાજસભા;" અને દેશના રક્ષણને માટે લશ્કર ઉભું કરવાનો ઠરાવ કીધો ને પગાર આપવાને નોટો કહાડી. પહેલી લડાઇ **બોસ્ટન** આગળ ૧૭ મી જૂને થઈ તેમાં બ્રિટિશ લશ્કરે ભારી માર ખાધો. પછી વર્જિનિઆનો એક તવંગર ગૃહસ્થ **જોર્જ વાશિંગ્ટન** જે કાનેડાને માટે થઇ ગએલી લડાઈમાં પ્રખ્યાતિ પામ્યો હતો તેને સંસ્થાનિક સેનનો સરદાર નીમવામાં આવ્યો. જનરલ મોંટગોમેરીએ કાનેડા ઉપર ચઢાઈ કરી તેમાં તે ફાવ્યો નહિ. પણ તેમ વર્ષ પૂરૂં થયું છતે બ્રિટિશ સરકારથી અમેરિકનોને તાબે કરી શકાયા નહિ; (કાનેડાના લોક સંસ્થાનીઓને ન મળતાં ઇંગ્લંડનેજ વળગી રહ્યા હતા). અમેરિકનોએ બોસ્ટનને ઘેરો ઘાલ્યો અને જનરલ હૌને ૭ હજાર સિપાઇ સાથે તે શહેર ખાલી કરી હાલિફાક્સ તરફ નીકળી જવું પડયું. એથી કેટલુંક તોપખાનું તથા કેટલોક સરંજામ એ અમેરિકનોને મળ્યું ને વાશિંગ્ટને જીતની પ્રસન્નતામાં તે નગરમાં પ્રવેશ કર્યો (માર્ચ, ૧૭૭૬). **કૉંગ્રેસ—સંસ્થાનોની રાજસભાએ** જુલાઈની ૪ થીએ **સંસ્થાનો સ્વતંત્ર** છે એવું જાહેરનામું કહાડ્યું અને સંપીલાં સંસ્થાનોએ "**અમેરિકાના યૂનૈટેડ સ્ટેટ્સ**" એવું નામ ધારણ કીધું.

નવાં પ્રજાસત્તાક રાજ્યે **ન્યૂયોર્ક** ને **ન્યૂ જર્સી** ખોયાં ને તેને કૉંગ્રેસ **મેરીલાંડ**માં લેઈ જવી પડી; **જનરલ હૌએ વાશિંગ્ટન**ને **બ્રાંડીવેન ક્રીક** આગળ હરાવ્યો ને ફિલાડેલ્ફિયા લીધું (૧૭૭૭)—વાશિંગ્ટનનાં ૧૨૦૦ માણસ ઓછાં થયાં. **લેફ્ટેનંટ જનરલ બરગોઇને** એને ૧૦ હજાર લશ્કર સાથે કાનેડાથી હૌને મળવાને મોકલેલો તેણે અમેરિકનોને હરાવી હાંકી કહાડ્યા ને **ટિકોનડરેગો** લીધું; પણ પછવાડેથી તે એટલી મુશ્કેલીમાં આવી પડયો ને **ગેટ્સ** તથા **આર્નલ્ડ** એ બે અમેરિકન સરદારો એવા તો સામા થયા કે **બરગોઇન**ને બે ભારે લડાઈ આપ્યા પછી પોતાનાં બધાં લશ્કર સાથે **સારાટોગા** આગળ તાબે થઈ રહેવાની જરૂર પડી. એ જીત જોઇને ફ્રાન્સના પ્રધાનમંડળે યૂનૈટેડ સ્ટેટ્સ સાથે દોસ્તીના કરાર કીધા (૧૭૭૮); અને લાફાએટી તથા બીજા સરદારો પોતાનાં ફ્રેંચ લશ્કરો સાથે નવા રાજ્યનાં લશ્કરને મદદ કરતા થયા. **જનરલ કિલન્ટન** જે બ્રિટિશ રાજ્યસૈન્યનો મુખી હતો તે ફિલાડેલ્ફિયા ખાલી કરી ન્યૂયોર્ક જઇ રહ્યો. હ્રોડ ટાપુ ઉપર અમેરિકન સરદાર **સુલિવાન** અને ફ્રેંચ વહાણના કાફલાનો સરદાર **ડી એસટેંગ** એઓએ ચઢાઈ કરી, પણ ત્યાં તેઓ ફાવ્યા નહિ. એ સમા ઉપર ઇંગ્લંડથી કમિશનરો આવેલા તેઓએ સમાધાની આણવાની બહુ બહુ તજવીજ કીધી, પણ કોંગ્રેસે પોતાનું સ્વતંત્રપણું કબૂલ કરાવવાનોજ મમત ધરી રાખ્યો.

૧૭૭૯ માં બ્રિટિશ તથા (અમેરિકાની મદદમાં) ફ્રેંચ કાફલાઓની વચ્ચે ઘણીક લડાઈઓ થઈ; ફ્રેંચ કાફલાને સ્પેનનાં વહાણોએ મદદ કરી તેથી ઇંગ્લંડના વેપારને મોટો ધોકો પહોંચ્યો. ૧૭૮૦ માં ઉત્તર—દક્ષિણ કારોલેનના લોકે ઇંગ્લંડની રાજ્યસત્તામાં રહેવું ઇચ્છી જનરલ કિલન્ટનને મદદ કરી; અને **લોર્ડ કોર્નવાલિસે** અમેરિકન જનરલ **ગેટસ**ને કામ્પડન આગળ ભારે શેહ પહોંચાડી; તોપણ બીજે વર્ષે **ગ્રીને**

બ્રિટિશ લશ્કરને હંફાવી **ઉત્તર-દક્ષિણ કારોલૈના** પ્રાંતો તાબે કરી લીધા; અને વાશિંગ્ટને ક્લિન્ટનને ભીવડાવી દક્ષિણમાં જઇ કોર્નવાલિસને **યોર્કટૌન**માં મહાત કીધો; સપ્ટેંબરમાં વાશિંગ્ટનના લશ્કરને બીજી અમેરિકન તથા ફ્રેંચ તૂકડીઓ મળી અને ત્રણ અઠવાડીઆંમાં બ્રિટિશ તોપખાનું અવાજ કરતું બંધ પડચું—બધી બ્રિટિશ ફોજને તાબે થવાની જરૂર પડી—લડાઈનો છેડો આવ્યો.

૧૭૮૨ ના આરંભમાં બ્રિટિશ પાર્લમેંટે લડાઇ બંધ રાખવાનો ઠરાવ કીધો ને પછી નવેંબરમાં સલાહના કોલકરાર સંબંધી પારીસમાં મુસદ્દા તૈયાર થયા; ને નવા વર્ષના ફેબ્રુઆરીમાં બ્રિટને જાહેર કબૂલ કીધું કે યૂનૈટેડ સ્ટેટ્સનું અમારાથી જાુદું ને સ્વતંત્ર રાજ્ય છે. યૂરોપનાં બીજાં રાજ્યોએ પણ તેવું માન્યું અને વાશિંગ્ટન જેનાં દેશાભિમાન તથા એક નિશ્ચયપણા વડે સંસ્થાનો સ્વતંત્ર થયાં તે મહાપુરૂષ પોતાની સત્તા કોંગ્રેસને સોંપી પાછો સાધારણ સંસારીજન થઈ રહ્યો.

હવે અમેરિકન આગેવાનો પોતાના નવા રાજ્યની વ્યવસ્થા કરી તેને દૃઢીભૂત કરવાના ઉદ્યમમાં મચ્યા. રાજ્યમાં સર્વત્ર નાશ દેખાતો હતો; ખેતી વેપાર બંધ હતાં, ને રાજ્યને ભારે દેવું હતું. તેઓએ સારા સારા ધારા બાંધ્યા અને ૧૭૮૭ માં સર્વ સંસ્થાનોના પ્રતિનિધિઓની એક મોટી સભા ફિલાડેલ્ફિયામાં ભરી વાશિંગ્ટનને પ્રજાસત્તાક રાજ્યના વ્યવસ્થાનિયમ ઘડી કહાડનાર મંડળીનો મુખ્ય કીધો. તેણે તે કામ યશસ્વી રીતે બજાવ્યું. ૧૭૮૯ માં તેને યૂનૈટેડ સ્ટેટ્સનો ૧ લો પ્રમુખ સ્થાપવામાં આવ્યો. ૧૭૯૩ માં બીજી વાર તેને તે પદ મળ્યું અને જે બુદ્ધિ ને જે નિર્લોભપણું તેણે લશ્કરી કારકીર્દીમાં દેખાડચું હતું તે તેણે રાજ્યના પ્રમુખ સત્તાધારીની કારકીર્દીમાં પણ દેખાડચું. ફ્રેંચરાજ્ય ઊંધું વળ્યું તેના ઝગડાથી તે ડહાપણ ભર્યા વિચારે અળગો રહ્યો; તેણે બ્રિટન, સ્પેન ને બીજાં રાજ્યો સાથે દોસ્તીના ને વેપારના કરારો કીધા અને રાજ્યમાંહેના સુધારાના કામમાં તેણે ખંતથી મદદ કર્યા કીધી,—એવી રીતની કે યૂનૈટેડ સ્ટેટ્સનું રાજ્ય વસ્તીમાં ને દોલતમાં અસાધારણ આબાદાનીને પામ્યું. ૧૭૯૬ માં તેણે સઘળાં સરકારી કામનું રાજીનામું આપ્યું ને મોટું માન તથા ખરૂં વહાલ પામી તે કુટુંબસુખ લેતો થયો. વાશિંગ્ટન પછી મિસ્ટર આડમ્સ જે સ્વતંત્રતાના યુદ્ધમાં તેનો એક સાથી હતો તે પ્રમુખ થયો.

## હેટી ટાપુ ને ગુલામી.

વેસ્ટ ઈંડીઝ ટાપુઓમાં વિસ્તારમાં બીજો પણ ઉત્પન્નમાં પહેલો એવો જે **હેટી** ટાપુ તે કોલમ્બસે ૧૪૯૫ માં શોધ્યો હતો. ત્યાં સ્પાનિઅર્ડ લોક જઇ વસ્યા હતા ને તેઓએ ૨૦ વર્ષમાં ત્યાંની અસલ વસ્તી ૧૦ લાખ માણસની હતી તેને નિકંદન કીધી હતી. બીજા સૈકામાં ત્યાં ઘણાક ગુલામોને આણવામાં આવ્યા હતા. ૧૬૬૫ માં ફ્રેંચ લોકે તે ટાપુના પશ્ચિમ કાંઠાનો પ્રદેશ મેળવીને ૧૬૯૭ માં તેઓ અડધા ટાપુના ધણી થયા હતા. ત્યાંની ખાંડ, ઊન ને રૂ એ જનસોની પેદાશ ૧૭૮૯ માં આઠ કરોડની ગણાઇ હતી. એ મોટી પેદાશ આફ્રિકાના અભાગિયા લોકની ગુલામગીરી વડે થતી હતી—ધણીઓ પોતાના ગુલામોને ખાવા જેટલું આપી મરતમાર મારી કામ કરાવતા.

એ ગુલામોનાં દુઃખવિષે વિચાર કરવાને ને તેમાંથી તેઓને છોડવવાને ૧૮ મા સૈકામાં ડેન્માર્ક, ફ્રાન્સ ને ઇંગ્લંડમાં મંડળીઓ સ્થપાઈ ને ભાષણ લખાણ થવા માંડ્યાં. ઇંગ્લંડના ક્વેકર ખ્રિસ્તીઓએ ગુલામી ધંધાની વિરૂદ્ધ ૧૭૫૪ થી બોલવા માંડચું હતું ને ૧૭૮૬ માં ટોમસ ક્લાર્કસનનાં ભાષણોથી લોકમાં દયાભાવ ઉત્પન્ન થયો હતો. ફ્રાન્સમાં એક મંડળીએ (૧૭૮૮) તો ગુલામગીરી કહાડી નાંખવાના તરતના ઉપાયો લીધા અને રાજ્યની વ્યવસ્થામંડળીએ (૧૭૯૧) કાળાગોરા સૌને માટે સમાનતાના હક્ક આપ્યા. એ ખબર થતાંજ હેટીના ગુલામોએ હથિયાર ઊંચક્યાં ને પોતાના આગલા ગોરા ધણીઓને વહાડી નાંખ્યા. ગોરાઓ પણ કાળાઉપર ઊલટચા; મોટો બખેડો મચી રહ્યો કે જેનું સમાધાન બહુવારે થયું; તોપણ ધારા બાંધનારી સભા તથા ડૈરેક્ટર મંડળી એઓએ (૧૭૯૩) કાળાઓને સર્વ પ્રકારનું છૂટાપણું મળવાવિષે જણાવ્યું હતું.

## ભાષા, કળા, વિદ્યા.

**ગ્રેટ બ્રિટનમાં—યંગ** (૧૭૬૫), **પોપ** (૧૭૪૪), **ટોમ્સન** (૧૭૪૮), **ગ્રે** (૧૭૭૧), **ગોલ્ડસ્મિથ** (૧૭૭૪), **રોબર્ટ બર્ન્સ** (૧૭૯૬), ને **કૌપર** (૧૮૦૦) એ કવિયો હતા. **સ્ટીલ** (૧૭૨૯), **આડિસન** (૧૭૧૯), **ડીફો** (૧૭૩૧), **ગોલ્ડસ્મિથ** એ પ્રસ્તાવિક ગદ્ય લખનારા હતા. **સ્વિફ્ટ** (૧૭૪૫), **ફિલડિંગ** (૧૭૫૪), **રિચર્ડસન** (૧૭૬૧), ને **સ્મોલેટ** (૧૭૭૧) એ વાર્તા લખનારા હતા. **વાનબ્રૂ** (૧૭૨૬) તથા **કોંગ્રીવ** (૧૭૨૮) એ હાસ્યરસ નાટક લખનારા હતા. **જોન્સન** (૧૭૮૪) કો-

શકર્તા ને ગદ્યપદ્ય લખનારો હતો. **હ્યૂમ** ( ૧૭૭૬ ), **રોબર્ટસન** ( ૧૭૯૩ ) ને **ગિબન** ( ૧૭૯૪ ), એ ઈતિહાસ લખનારા હતા. **ન્યૂટન** ( ૧૭૧૯ ) ને **હાલી** ( ૧૭૪૨ ) એ ગણીત, જ્યોતિષ ને પદાર્થવિજ્ઞાનમાં કુશળ હતા. **બટ્લર** ( ૧૭૫૨ ), **પેલી** ( ૧૮૦૫ ) એ ઈશ્વરજ્ઞાન વિષય લખનારા હતા. **બ્લાકસ્ટન** ( ૧૭૮૦ ) ઇંગ્લંડના ધારા સંબંધી વ્યાખ્યાન લખનારો હતો. **આડમસ્મિથ** ( ૧૭૯૦ ) 'રાજ્યોની દોલત' વિષે લખનારો હતો. **રીડ** ( ૧૭૯૬ ) માનસશાસ્ત્રી, **ફ્રાંકિલન** ( ૧૭૯૦ ) વીજળી સંબંધી શોધ કરનારો ને **પ્રિસ્ટલી** ( ૧૮૦૪ ) રસાયનશાસ્ત્રી એ નામાંકિત હતા. **જોશ્યુઆ રેનલ્ડ** ( ૧૭૯૨ ) ચિત્રકાર હતો. **વોટ** ( ૧૮૧૯ ), **હારગ્રીવ, આર્કરૈટ** એ યંત્રકળામાં શોધ કરીને નવાં યંત્ર બનાવનારા હતા.

**ફ્રાન્સમાં**—**વોલટેર** (૧૭૭૮) ને **રોસ્સો** (૧૭૭૮) એના ગ્રંથો ફ્રાન્સના રાજ્યને ઊંધું વાળવાનાં કારણોમાં અવશ્ય ગણાયછે; '**સર્વસંગ્રહ**' પુસ્તક જે ૧૭૫૧ માં નીકળ્યું તેના અધિપતિ **ડૈડેરટ** ( ૧૭૮૪ ) ને **ડી આલેંબર્ટ** એ હતા; એ બીજો પદાર્થવિજ્ઞાન ને ગણિતમાં પણ કુશળ હતો. **કોંડીલાક** ( ૧૭૮૦ ) માનસશાસ્ત્રી, **મોંટેસ્કયુ** (૧૭૫૫) ધારાનું સત્વ—રાજનીતિવિષે લખનારો, **રોલીન** ( ૧૭૪૨ ) ઇતિહાસ લખનારો, **રીઓમર** ( ૧૭૫૭ ) સૃષ્ટિપદાર્થ શાસ્ત્રી, **બૂફોં** ( ૧૭૮૪ ) પશુપક્ષ્યાદિ પ્રાણીઓનો ઇતિહાસ લખનારો, **લવો ઈઝીઅર** ( ૧૭૯૪ ) રસાયનશાસ્ત્રી, **લાલાંડ** ( ૧૮૦૭ ) ને **લાગ્રાંજ** ગણિતશાસ્ત્રી તથા જ્યોતિષી એ સૌ નામાંકિત હતા. **વેરનેટ** (૧૭૮૬) ને **વીએન** ( ૧૮૧૦ ) એ ચિત્રકાર હતા.

**ઈટલીમાં**—**ગોલડોની** ( ૧૭૭૨ ), **મેટાસટાસિયો** ( ૧૭૮૨ ) ને **આલફેરી** ( ૧૮૦૩ ) એ નાટક ગાયન લખનારા હતા; **મ્યુરેટોરી** ( ૧૭૫૦ ), **ગૈઆનોન** ( ૧૭૪૮ ) એ ઈતિહાસ લખનારા હતા ને **ટીરાબોશી** ( ૧૭૯૪ ) એણે ઈટાલિયન ભાષાવિદ્યાનું વર્ષાનુક્રમ વૃત્તાંત લખ્યું હતું. **ફીલાનજીએરી** (૧૭૯૮) એ અર્થશાસ્ત્ર વિષે લખનારો ને **મોરગાગની** (૧૭૭૧) શારીરવિદ્યામાં નિપુણ હતો; **કાસીની** ( ૧૭૫૬ ) ને **બોસ્કોવિક** ( ૧૭૮૭ ) એ જ્યોતિષી હતા; સૃષ્ટિઇતિહાસમાં **સ્પાલાનઝની** ( ૧૭૯૮ ) હતો; અને **ગાલવાની** ( ૧૭૯૮ ) અને **વોલ્ટા** ( ૧૮૨૭ ) એઓએ વિદ્યુતવિદ્યાને વધારી. **લુટ્ટી** ( ૧૭૨૪ ) ને **બટ્ટોની** ( ૧૭૮૬ ) એ ચિત્રકાર હતા.

**જર્મનીમાં**—**શ્લીગલ** (૧૭૫૯) રસાલંકારશાસ્ત્રી, **શીલર** ( ૧૮૦૫ ) નાટક ને ઈતિહાસ લખનારો, **ગેટી** ( ૧૮૩૨ ) કવિ, વાર્તા લખનારો ને માનના ધર્મ જાણનારો, **કાણ્ટ** ( ૧૮૦૪ ) માનસશાસ્ત્રી, **સ્ટ્રુવ** ( ૧૭૩૮ ), **મોશીમ** ( ૧૭૫૫ ) ને **સ્કલોઝર** ( ૧૮૦૯ ) ઈતિહાસ લખનારા, **જેસનર** ( ૧૭૬૧ ) ને **એરનેસ્ટી** શબ્દશાસ્ત્રી, **સ્ટાલ્હ** ( ૧૭૩૪ ) રસાયનશાસ્ત્રી, **હોફ્મન** ( ૧૭૪૨ ) વૈદ્ય એ હતા; ને **ફાહ્રેનહેટ** ( ૧૭૪૩ ) થર્મોમીટર—ઉષ્ણતાદર્શક યંત્રથી પ્રસિદ્ધ હતો. **યૂલર** ( ૧૭૮૩ ) ગણિતશાસ્ત્રી, **વેરનર** ( ૧૮૧૭ ) ભૂતલવિદ્યા જાણનારો ને **લાવેટર** ( ૧૮૦૧ ) મુખચર્યા ઉપરથી સ્વભાવ જાણવાવિષે લખનારો હતો. **મેંગ્સ** (૧૭૭૯), **ડીએટ્રિક** (૧૭૭૪) ચિત્રકાર અને **હાલંડ** ( ૧૭૫૯ ), **મોઝાર્ટ** (૧૭૯૧), **હેડન** ( ૧૮૦૯ ), **બીથોવન** ( ૧૮૦૭ ), **વીબર** ( ૧૮૨૬ ) એ સંગીતગાયન જોડનારા હતા.

**હિંદુસ્તાનમાં**—**શ્રીધર** ( ૧૭૨૮ ) ને **મોરોપંત** ( ૧૭૨૯-૧૭૯૪ ) મરાઠી કવિ, **દયારામ** ( ૧૭૭૭-૧૮૫૧ ) ગૂજરાતી કવિ, ને **પદ્માકર** **હિંદી** કવિ એ હતા.

---

## વર્ત્તમાન દર્શન—અપૂર્ણ.

### ગ્રેટ બ્રિટન.

આયર્લંડ ટાપુ રાજકીય વ્યવહારમાં ગ્રેટબ્રિટન સાથે જોડાયો ને ત્યાંના રાજવંશી ૨૮ સરદાર તથા ૪ ધર્માધ્યક્ષ એઓને બ્રિટિશ પાર્લમેંટની સરદારસભામાં દાખલ થવાનો અને ત્યાંના ૧૦૦ મુખત્યારી જણને બ્રિટિશ પાર્લમેંટની લોકસભામાં દાખલ થવાનો હક્ક મળ્યો, (૧૮૦૧). રૂશિયાનો ઝાર નેપોલિયનનો દોસ્ત થયો હતો તે પોતાનાં બંદરોમાં ફરતાં અંગ્રેજી વહાણો ઉપર તૂટી પડયો; અને ડેન્માર્ક તથા સ્વીડન એઓ તેની સાથે મળી જવાની તૈયારીમાં હતાં; એઉપરથી બ્રિટને એક કાફલો બાલ્ટિક સમુદ્રમાં મોકલ્યો ને ત્યાં નેલસને ડેન્માર્કના કાફલાને હરાવ્યો. થોડે દહાડે ઝાર મરણ પામ્યો ને નવા ઝાર **અલેકઝાંડરે** બ્રિટન

સાથે મેળાપ રાખ્યો. ઈજીપ્ટમાં જે અંગ્રેજી લશ્કર હતું તેણે ફ્રેંચોને ત્યાંથી કહાડ્યા, પણ **સર રાલ્ફ આબર્ક્રોમ્બી** એ સરદાર ઘાયલ થઈ મરણ પામ્યો (૨૧ મી માર્ચ). યૂરોપના દેશોમાં ફ્રાન્સની ઉપરાઉપરી અદ્ભુત જીત થતી હતી તેથી ને ઘણાક લોક દુકાળ પડવાથી હેરાન થતા હતા તેથી સૌ સલાહને માટે આતુર થયા હતા. નવા વર્ષની શરૂઆતમાં મિસ્ટર આડિંગ્ટન પ્રધાન થયો; ને પછી **એમીએન્સમાં** સલાહના કરાર થયા, (૨૭ માર્ચ ૧૮૦૨)– સંસ્થાનોમાંની જીત બ્રિટન પાસે રહી ને યૂરોપના દેશોમાંની જીત ફ્રાન્સ પાસે રહી.

કોલકરારમાં કેટલુંક વાંધા ભરેલું હતું તેનો લાભ લેઈ નેપોલિયને એવીતો ઊઘાડી અપ્રીતિ દેખાડવા માંડી કે બ્રિટિશોએ **માલ્ટા ટાપુ** (૧૮૦૦માં મળેલો) પાછો ન આપતાં પોતાનીજ પાસે રાખ્યો, ને એ ઉપરથી પાછી લડાઇ ચાલી (મે, ૧૮૦૩). અંગ્રેજોએ પોતાનાં બંદરોમાં આવજાવ કરતાં ફ્રેંચ વહાણોને અટકાવ્યાં તથા વેસ્ટ ઇંડિઝમાંના કેટલાક ટાપુઓ ફ્રેંચ પાસેથી છીનવી લેવાને ત્યાં કાફલો રાખ્યો; નેપોલિયને ઘણાક અંગ્રેજ જે ફ્રાન્સમાં હતા તેમને કેદ કીધા; હાનોવરમાં દોડીવળી હામ્બર્ગનો બ્રિટન સાથેનો વેપાર બંધ કરાવ્યો; અને ઇંગ્લંડ ઉપર ચઢાઈ કરવાને બોલોનનાં બંદરમાં મનવારોનો મોટો કાફલો સજ કીધો. ૧૮૦૪ માં **મિસ્ટર પિટ્ટ** પાછો પ્રધાન થયો ને તેણે મહેનત કરી બ્રિટન, રૂશિયા, સ્વીડન, આસ્ટ્રિયા ને નેપલ્સ એઓને નેપોલિયનની સામા લડવાને સંપીલાં કીધાં (૧૮૦૫). નેપોલિયને હાલંડ, ઈટલી, સ્પેન ને પોર્ટુગલ એ દેશોનું પૂરૂં ધણીપણું મેળવીને સમુદ્રના રાજ્યને માટે બ્રિટનની સામા ભીડવાનો મોટો ઉદ્યમ ચલાવ્યો. **ટ્રાફલગર** આગળ લડાઇ થઇ (૨૧ મી આક્ટોબર ૧૮૦૫) તેમાં ૨૭ વહાણના બ્રિટિશ કાફલાએ ૩૩ વહાણના ફ્રેંચ કાફલાને હરાવી મોટી જીત મેળવી (**નેલ્સન** સરદારનો પ્રાણ ગયો હતો); પણ જમીન ઉપર લડાઇઓ ચાલી તેમાં નેપોલિયન જે ઉપરાઉપરી જીત મેળવતો તેને સંપીલાં રાજ્યોનાં લશ્કરો અટકાવી શક્યાં નહિ. **ઓસ્ટર્લિટ્ઝની** હારથી આસ્ટ્રિયા ચીત થઇ પડ્યું ને વર્ષની આખેરીએ તેને નેપોલિયનની ઇચ્છા પ્રમાણે કોલકરાર કરી આપવા પડ્યા. એ બનાવે બ્રિટનની રાજમંડળીમાં નાઉમેદી પેદા કીધી; મિસ્ટર પિટ્ટ મરણ પામ્યો (જાનેવારી, ૧૮૦૬). મિસ્ટર ફોક્સ પ્રધાન થયો, તે પણ સપ્ટેંબરમાં મરણ પામ્યો. બીજે વર્ષે મિસ્ટર પર્સિવલ પ્રધાન થયો. તેના પ્રધાનવટામાં પ્રથમ તો ડેન્માર્કનો કાફલો ફ્રાન્સની મદદે જશે એમ ધારી તેને પકડી આણવાને બ્રિટિશ કાફલો રવાને કરવામાં આવ્યો ને એ કાફલાએ તેમ કીધું, પણ બ્રિટને તટસ્થ રહેલાં રાજ્યો ઉપર હૂમલો કીધો તે બીજાં રાજ્યોએ ગેરવાજબી જાણ્યું અને રૂશિયાના મહારાજાએ ફ્રાન્સ સાથે સલાહ કરી પોતાના એલચીને લંડનથી બોલાવી લીધો. **ડાર્ડેનલ્સ** ઉપર, ઈજીપ્ટ ઉપર અને દક્ષિણ અમેરિકાનાં સ્પેનનાં સંસ્થાનો ઉપર ઘણીક ચઢાઇઓ કરવામાં આવી હતી, પણ તેથી બ્રિટનને ફાયદો થયો નહોતો.

૧૮૦૮ માં બ્રિટન એકલું પડી જવાથી મોટા સંકટમાં આવી પડ્યું હતું–આસ્ટ્રિયનોને ઘણાક પ્રદેશ નેપોલિયનને આપી દેવા પડ્યો હતો; **જીનાને ઓએરસ્ટેડ્ટની** લડાઇથી પ્રુશિયા છેક્જ નિર્બળ થયું હતું; ઈટલી, સ્પેન ને પોર્ટુગલ એ ત્રણ ફ્રાન્સના રાજ્યમાં જોડાયાં હતાં; રૂશિયાએ ફ્રાન્સ સાથે સલાહ કીધી હતી; અને નેપોલિયને બર્લિનમાં કરેલા ઠરાવોથી સઘળાં રાજ્યોને બ્રિટન સાથે વેપાર કરવાની મના ફરમાવી બ્રિટનને ઘેરામાં ઘાલ્યું હોય તેવું કરી મૂક્યું હતું. પણ વળી બાજીનો રંગ ફરવા માંડ્યો–સ્પેનના લોકે બળવો ઊઠાવ્યો ને બ્રિટનની મદદ માગી; **સર આર્થર વેલ્સલી** ૧૦ હજાર લશ્કર સાથે **મોંડેગોમાં** ઊતર્યો ને **વૈમીઇરો** આગળ ફ્રેંચ સરદાર **જ્યુનોટ** હાર્યો (૨૧ મી આગસ્ટ). એ ઉપરથી ફ્રેંચોએ વેલ્સલીની જગોએ **સર હ્યૂ ડાલરિમ્પલ** થયો હતો તેની સાથે અંગ્રેજી લશ્કર પોર્ટુગલમાંથી ખસેડવાની ગોઠવણ કીધી. પણ **સર જોન મૂર** સરદાર થઇ નવી કુમક સાથે નવંબરમાં આવ્યો તેણે અંગ્રેજી લશ્કરને પાછું સ્પેનમાં દોર્યું; પણ ત્યાં તેનાથી નેપોલિયનની સામા ટકાઇ શકાયું નહિ. તેને **કોરન્ના** બંદર તરફ પાછું હઠવું પડ્યું; ત્યાં પણ ફ્રેંચ સરદારે તેની પછવાડે પડી તેના લશ્કર ને મોટી મુસીબતમાં આણ્યું—લશ્કરને વહાણ ઉપર ચઢાવતાં લડાઇ આપવી પડી તેમાં સર જોન કપાઈ પડ્યો (૧૬ મી જાનેવારી ૧૮૦૯). સર આર્થર વેલ્સલી ફરીથી સરદાર નીમાયો ને એણે મોટા લશ્કરસાથે પોર્ટુગલમાં ઊતરી (અપ્રેલ) ઓપોર્ટોમાંથી દુશ્મનને કહાડી માદ્રિડ ઉપર ધસારો કીધો. તેણે **ટાલાવેરા** આગળ ફ્રેંચ સરદાર **વિક્ટરને** પાછો હઠતો કીધો; પણ પછી તેને પોતાને પોર્ટુગલમાં પાછું આવવું પડ્યું હતું. ટાળાવેરામાં થોડીક જીત મળી તેથી અંગ્રેજી રાજ્યના લોકને ઉમેદ આવવા માંડી; વે-

લ્સલીને ઉમરાવ પદવી મળી ને તે **બારન ડૌરો** ને **વૈકૌંટ વેલિંગ્ટન** કહેવાયો. **વાલચેરન**ના ટાપુ ઉપર અંગ્રેજી લશ્કર ચડવું હતું તેનું છેવટ ત્યાંનાં હવાપાણીનેલીધે ને સરદાર અનુભવી નહિ તેનેલીધે ઘણુંજ ભૂંડું આવ્યું હતું. આસ્ટ્રિયાના મહારાજાએ લડાઇમાં હારીને પોતાની દીકરી **મરાયા લૂઇસા** પરણાવવી કબૂલ કરી નેપોલિયન સાથે સલાહ કીધી હતી.

૧૮૧૦ માં ફ્રેંચ રાજાએ સ્પેનમાંના પોતાનાં લશ્કરોને વધાર્યાં અને અંગ્રેજોને ત્યાંથી હાંકી કહાડવાનો **મસ્સેના**ને હુકમ આપ્યો. લોર્ડ વેલિંગ્ટને અંગ્રેજી તથા પોર્ટુગાલી ૮૦ હજાર લશ્કર **બ્યુસેકો**ની ડુંગરીઓ પર રાખ્યું; સપ્ટેંબરમાં ફ્રેંચના તેટલાજ લશ્કરને હરાવી હઠાડ્યું; અને પછી પોતે પોતાના લશ્કર સાથે **ટોર્રેસ વેદ્રાસ** આગળ જઈ છાવણી કરી. ઇગ્લંડમાં જ્યોર્જ ૩ જો રાજા વખતે વખતે વિકળ થતો તે એ વર્ષની (૧૮૧૦) આખરે છેક ઘેલો થઈ ગયો ને તેથી તેનો પાટવી કુંવર રીજેંટ—રાજપ્રતિનિધી ઠર્યો. ૧૮૧૧ માં સ્પેનમાં ભારે લડાઈ મચી—ફ્રેંચ લશ્કર હાર્યું (૫ મી મે); **આલમેડા** શહેર અંગ્રેજોને તાબે થયું તથા **જનરલ બેરેસફોર્ડ**વાળી ટૂકડીએ **આલબ્યુએરા**ની લડાઈમાં ફ્રેંચ જનરલ સોલ્ટને હરાવ્યો; અને **જનરલ ગ્રેહામ**ની ટૂકડીએ **બારોસ્સા** આગળ ફતેહ મેળવી. વેલિંગ્ટને **બાડેજોસ**ને ઘેરો ઘાલ્યો હતો, પણ તેને ત્યાંથી ખશી પોર્ટુગલ તરફ પાછું ફરવું પડયું હતું. એ વર્ષમાં અંગ્રેજ લોકને મોટી આપદા વેઠવી પડી;—નેપોલિયને પોતાનાં જીતેલાં રાજ્યોને બ્રિટન સાથે વેપાર કરવાની મના કરેલી તેનું વેર લેવાને બ્રિટિશ પ્રધાન મંડળમાં કેટલાક ઠરાવ થયા હતા ને તેથી જોકે ફ્રેંચ લોક મુઝાતા હતા તોપણ તે ઠરાવોમાં તટસ્થ રાજ્યો સાથે વેપાર કરવા સંબંધી કેટલીક નવી નડતરો રાખેલી તેથી વેપાર ધંધો કરનારા ને કારખાનાવાળા અંગ્રેજ લોકમાં નાઉમેદીનો ભારે ગભરાટ ઊઠયો હતો. ૧૮૧૨ ના મેની ૧૧ મીએ પ્રધાન મિ૦ પર્સિવલ કોઈ ગાંડાએ મારેલી ગોળીથી મુઓ ને પછી લાર્ડ **લિવર્પુલ**, લોર્ડ **કાસલરીઘ** ને બીજાઓ રાજ્યકારભારી થયા હતા.

નેપોલિયને **મારકો** ઉપર ચઢાઈ કરેલી ત્યાં તેનું મોટું લશ્કર નાશ પામ્યું ને એ લાગ જોઇ ૧૮૧૩ ની શરૂઆતમાં રૂશિયા, પ્રુશિયા, આસ્ટ્રિયા ને બીજાં નાનાં રાજ્યોએ સંપ બાંધી ઉત્તર જર્મનીમાં ફ્રાન્સ સાથે લડાઈ ચલાવી, સ્પેનમાં વેલિંગ્ટને **સાલામાંકા**ની લડાઈ જીતી માડ્રિડ શહેર લીધું હતું (૧૮૧૨); અને જોકે પછી પાછું તેને પોર્ટુગલ તરફ હઠી જવું પડયું હતું તોપણ તેણે પોતાના ઉપર લશ્કરનો ભરોસો બેસાડી તેને હોંસીલું કીધું હતું. ૧૮૧૩ ના મેમાં વેલિંગ્ટન પાછો લડાઇ આપવા નીકળ્યો; તેણે **રાજા જોસેફ** તથા **માર્શલ જોરડન** એ બેની સરદારીવાળાં લશ્કરને **વિટોરિઆ** આગળ હરાવ્યાં (૨૧ જૂન); અને નાસનારાઓને **પિરીનીઝ પર્વત**ની પેલી પાસ હાંકી કહાડી ફ્રાન્સમાં પ્રવેશ કીધો (૭ મી અક્ટોબર). ૧૮૧૪ ના એપ્રિલની ૧૦ મીએ **ટૂલો** આગળ જનરલ વેલિંગ્ટને જનરલ સોલ્ટને પૂરેપૂરો હરાવ્યો; સંપીલાં રાજ્યોનાં લશ્કરે ર્‌હૈન નદી ઓળંગી માર્ચની ૩૦ મીએ પારિસ આગળ જીત મેળવી બીજે દહાડે તે શહેર લીધું હતું. થોડા દહાડા પછી નેપોલિયન સાથે કોલકરાર કરવામાં આવ્યા ને એણે રાજ્ય છોડી દેઈ ભૂમધ્ય સમુદ્રના **એલબા** નામના ટાપુમાં જઈ રહેવાનું કબૂલ કીધું. મેની ૩૦ મીએ ફ્રાન્સ સાથે સલાહના કરાર નક્કી થયા ને તેથી ફ્રાન્સના રાજ્યની સરહદ ૧૭૯૨ માં હતી તેજ કાયમ રહી પણ કેટલાંક સંસ્થાન તેને પાછાં મળ્યાં; અને ઇંગ્લંડે **માલ્ટા, કેપ આવ્‌ ગુડ હોપ ને હેલીગોલંડ**નો ટાપુ એ રાખ્યા. પછી રૂશિઆનો મહારાજા ને પ્રુશિયાનો રાજા એ બે લંડન આવ્યા હતા ને તેઓનો હરખથી સત્કાર કરવામાં આવ્યો હતો; વેલિંગ્ટનને ડ્યૂકનો ખિતાબ ને (પ્રથમ ૧૦ લાખ આપેલા તે ઉપરાંત બીજા) ૪૦ લાખની જાગીર એ આપવામાં આવ્યાં હતાં. અક્ટોબરની ૨ જીએ સઘળાં રાજ્યોના પ્રતિનિધિની સભા **વીએના**માં મળી ને તેણે લડાઈઓથી બદલાઇ ગએલી સરહદો પાછી નક્કી કરવા માંડી.

એ કામ ચાલેછે તેવામાં ૧૮૧૫ ના આરંભમાં નેપોલિયન એલ્બેથી ફ્રાન્સ ગયો ને ત્યાંના લશ્કરે તેને સરદાર માન્યો. એ ખબર થતાંજ ૧ લાખ પ્રુશિયન લશ્કર તથા ૮૦ હજાર અંગ્રેજી લશ્કર એ બે નેધર્લંડમાં સાથે થયાં ને આસ્ટ્રિયન તથા રૂશિયનનાં ઝુંડો પણ ત્યાં આવી મળવા લાગ્યાં. સંપીલાં લશ્કરને એકત્ર થતાં અટકાવવાને નેપોલિયને અહિં તહિં છુટક છુટક ને કેટલીક ભારે લડાઈઓ કીધી, પણ પછી તેણે પોતાનું ૮૦ હજાર લશ્કર વેલિંગ્ટનનાં ૭૨ હજાર સામાં દોર્યું. **બ્રુસ્સલ્સ**ની પાસે **વાટર્લુ** ગામ આગળ જૂનની ૧૮ મીએ આખો દહાડો લડાઇ મચી; ફ્રેંચ લશ્કરે અંગ્રેજી લશ્કર ઉપર ઉપરાઉપરી હલ્લા કીધા ને અંગ્રેજી લશ્કરે ધીટ થઇ તે હઠાવ્યા; સાંજે સાત વાગતે નેપોલિયન કુમકને માટે રાખી મૂકેલું પાયદળ બહાર આણી અંગ્રેજી લશ્કરના મધ્ય ઉપર તૂટી પડવાની ગોઠવણ કરતો

હતો, પણ તેટલામાં અંગ્રેજી લશ્કરે ધસારો કરી દુશ્મનને ગભરાટમાં નાંખી નસાડ્યા ને વળી પ્રુશિયન જનરલ **બ્લૂચરે** પણ આવી પહોંચી દુશ્મનના લશ્કરની જમણી પાંખ ઉપર છાપો માર્યો;–ફ્રેંચ લશ્કર ત્રુટિત થઇ જ્યાં ત્યાં નાસભાગ કરતું થઈ વેરાઈ ગયું ને નેપોલિયન મુસીબતે ઉતાવળે પારિસ જઈ પહોંચ્યો. અહિં તેણે રાજ્યકારભારીઓનો પોતાના ઉપર પાછો ભરોસો બેસાડવાને ઘણી મહેનત કીધી, પણ જ્યારે તેનું ન ફાવ્યું ત્યારે તેણે પોતાના દીકરાને ગાદીએ બેસાડવાની નિરર્થક ખટપટ કરી પોતાનું રાજપદ છોડી દીધું; ને થોડા દહાડા પછી અમેરિકા જવાને તે **બેલરફોં** નામની અંગ્રેજી મનવારના કપ્તાનને શરણ થયો. એ કપ્તાને પોતાના રાજ્યના હૂકમથી તેને કેદ કીધો ને તરતજ પછી સંપીલાં રાજ્યોએ તેને મરતાં સૂધી **સેંટ હેલીના**માં કેદ રહેવાની સજા ઠેરવી; ત્યાં તે છ વર્ષ પછી ( ૧૮૨૧ માં ) મરણ પામ્યો હતો.

૧૮૦૦ થી તે ૧૮૧૫ સૂધી જે લડાઈઓ ચાલી તેથી ઇંગ્લંડના રાજ્યના પ્રદેશમાં વધારો થયો નહોતો ને ઊલટું કરજ વધીને ૮ અબજ ૬૦ કરોડ રૂપિઆનું થયું હતું; લાભ આટલો થયો હતો કે લડાઈથી થતી ખરાબીથી દેશના કાંઠા ઊગર્યા હતા ને યોદ્ધાઓનાં પરાક્રમથી કીર્તિ વધી હતી. એ ૧૬ વર્ષમાં વરાળના સાંચા નીકળવાથી લોકને વટાણાના પદાર્થો સસતા મળવા લાગ્યા ને બહારના લોક પણ નેપોલિયનની મના છતે સસતામાં મળતો અંગ્રેજી માલ પોતાના દેશમાં દાખલ કરતા. ૧૮૦૬ માં **વેલબરફોર્સ, કલાર્કસન, એન વિલશાર્પ** આદિ કેટલાક સુજન પુરૂષોના ખંતીલા શ્રમથી આફ્રિકાનો ગુલામી ધંધો બંધ કરવાનો ધારો પસાર થયો. ૧૮૦૭ માં **ફુલ્ટને** યૂનૈટેડ સ્ટેટ્સમાં હડ્સન નદીમાં પ્રથમ આગબોટ ચલાવી. ઘણીક નિશાળો વધી ને **ડાક્ટર બેર** તથા મિસ્ટર જોસેફ એઓના કેટલાક સુધારા કેળવણીખાતામાં દાખલ થયા; પરમૂલકમાં ખ્રિસ્તીધર્મનો પ્રસાર કરવાને ઘણીએક મંડળીઓ ઊભી થઈ; ભૂગોળવિદ્યાના શોધનેમાટે—નવા મૂલક ખોળવામાં ઘણાક વહાણવટીઓને રાજ્યથી તથા શ્રીમંતોથી ઉત્તેજન મળ્યાં; ડાકની ગાડીઓથી મુસાફરી સહેલી થઈ ને ઠામઠામની ખબર રાજ્યમાં સઘળે ઝડપથી ફેલાવા માંડી. એ પ્રમાણે આબાદી છતાં ફ્રેંચ સાથે સલાહ થયા પછી લોકની હાલત ભુંડી હતી—લડાઇના ખર્ચનો મોટો ભાગ તો હજી આપવાનો સરકારને બાકી હતો, અને વેપારી ધંધાદારી લોક જે રાજ્યની લડાઇઓના ખર્ચમાં પોતાના ફાયદાની ઉમેદ રાખતા તેઓને કર ભરવા પ્રાપ્ત થયા હતા; પાર્લમેંટની લોકસભાના ગૃહસ્થો લોકની તરફનું કામ નથી કરતા એવી ફર્યાદ ઊઠી રહી હતી ને તેમાં સુધારો કરવા વિષે પોકાર થઈ રહ્યો હતો; રાજપ્રતિનિધિ તથા પ્રધાનમંડળને મારી નાંખવાને ઘણેક ઠેકાણે મસલહતો ચાલતી હતી; વળી જાહેર મંડળીઓ તથા વાદવિવાદ એની વિરૂદ્ધ સરકારે છ કરડા કાયદા કીધા હતા; ૧૮૧૮ માં માન્ચેસ્ટરમાં એક જાહેર મંડળીમાં મળેલા લોક ઉપર લશ્કર મોકલી હૂમલો કરાવવામાં આવ્યો હતો ને ત્યાં કાપાકાપી પણ ચાલી હતી; ને એથી સુલેહને ચહાનારા લોક ઘણાજ નારાજ થઈ ગયા હતા.

૧૮૨૦ ના જાનેવારીની ૨૯ મીએ **જ્યોર્જ ૩ જો** મરણ પામ્યો ને પાટવી રાજપ્રતિનિધિ તે **જ્યોર્જ ૪ થો** એ નામે ગાદીએ બેઠો. ૧૮૨૪ માં વેપારીઓમાં મોટો સટ્ટો ચાલ્યો ને ૧૮૨૫–૨૬ માં ઘણાંક દેવાળાં નીકળ્યાં. ૧૮૨૯ માં વેલિંગ્ટન પ્રધાનની કારકીર્દીમાં રોમન કયાથોલિકને પાર્લમેંટમાં ને બીજાં મોટાં સરકારી ખાતામાં દાખલ કરવાનો ધારો થયો. જ્યોર્જ ૪ થો ૧૮૩૦ માં મુઓ ને તેનો ભાઈ **કલારેન્સનો ડ્યૂક તે વિલિયમ ૪ થો** એ નામે રાજા થયો. પાર્લમેંટ સંબંધી સુધારો થવાવિષે લોકની આતુરતા એટલી વધી ગઈ હતી કે તેઓએ લોકસભાને માટે જે નવા ગૃહસ્થો નીમ્યા તે ટોરી પ્રધાન મંડળને અનુકૂળ થાય તેવા નહોતા અને તેટલામાટે વેલિંગ્ટનનું પ્રધાન મંડળ બદલાઇ **અર્લ ગ્રે**નું થયું. એ પ્રધાનની કારકીર્દીમાં **રીફાર્મ બિલ** પસાર થયું (૧૮૩૨) ને તેથી લોકસભાને માટે ગૃહસ્થો પસંદ કરી નીમવાનો હક્ક વચલા વર્ગના લોકને મળ્યો. ૧૮૩૩ માં સંસ્થાનોમાં ગુલામો ન રાખવાવિષે ધારો થયો; ને તેઓના ધણીઓને નુકસાનના બદલામાં ૨૦ કરોડ રૂપિયા આપવામાં આવ્યા.

૧૮૩૭ માં રાજા વિલિયમની ભત્રીજી વિક્ટોરીઆ એણે ( ૧૮ વર્ષની વયે ) રાણીપદ ધારણ કીધું. ૧૮૩૮ માં પહેલી આગબોટ આટ્લાંટિક મહાસાગર કાપી અમેરિકા ગઈ. ૧૮૩૯ માં **પેનીપોસ્ટેજ**નો ધારો ચાલ્યો. ૧૮૪૦ માં (જર્મનીના) **સાકસકોબર્ગ** તથા **ગોથા** અહિંનો રાજકુંવર આલબર્ટ એની સાથે રાણીનાં લગ્ન થયાં. ૧૮૪૨ માં રાણી તથા પ્રિન્સ આલ્બર્ટ એઓ ફ્રેંચ રાજાની મુલાકાત કરવા ગયાં–હેન્રિ આઠમા પછી ૩૦૦ વર્ષમાં ઇંગ્લંડના કોઇ રાજાએ ફ્રાન્સના કાંઠા ઉપર પગલું મૂક્યું નહોતું. ૧૮૪૬ માં

બીજે દેશથી આવતાં અનાજ ઉપર જકાત લેવાતી તે બંધ કરવામાં આવી. ૧૮૪૭ માં આયર્લંડમાં બટાટાનો પાક ન ઊતર્યો ને ભૂખમરાથી કેટલાક લોક મુઆ ને કેટલાક અમેરિકા જઈ વસ્યા. રેલવેના ને જોઇંટ-સ્ટાક કંપનીના શેરોમાં કાવતરાંના સટ્ટા ચાલ્યા ને ઘણીક પહેડીઓએ દેવાળાં કહાડ્યાં ને કારીગર લોક કામધંધા વગર ઘણા હેરાન થયા. ૧૮૫૪ માં ઇંગ્લંડ તથા ફ્રાન્સ એઓએ તુર્કસ્તાનનો પક્ષ કરી રૂશિયા સાથે લડાઇ ચલાવી–રૂશિયાના મહારાજાએ ડાન્યૂબ નદી ઉપરનો તુર્કનો કેટલોક મૂલક પોતાના કબજામાં લેઈ લીધો હતો. **આલાકલાવા** ને **ઇનકરમન** એ બે ઠેકાણે મોટી લડાઇઓ થઈ હતી ને સિબાસ્ટપોલનો કિલ્લો અંગ્રેજી તથા ફ્રેંચ લશ્કરે લીધો હતો. ૧૮૫૬ ના માર્ચની ૩૧ મીએ સલાહના કરાર થયા તેમાં રૂશિયાના રાજ્યની હદ નક્કી કરવામાં આવી કે જેથી ડાન્યૂબ નદીનો તેનો વેપાર બંધ થયો; બ્લાકસી—કાળા સમુદ્રના કાંઠાનો વેપાર સૌ દેશના લોકનેમાટે ખુલ્લો થયો; રૂશિયાએ તથા તુર્કસ્તાને લશ્કરી વહાણનો કાફલો તે દરિયામાં રાખવો નહિ; વગેરે. ઇરાનના શાહે રૂશિયાની ઉશ્કેરણીથી તથા મદદથી અફગાનિસ્તાનના **હીરાટ** ઉપર હુમલો કરી તે કિલ્લો લીધો હતો; ને તે ઉપરથી **સર જેમ્સ ઔટ્રામે** ઈરાની અખાતમાં જઇ **બૂશર**નું બંદર લીધું ને બે વાર ઈરાની ફોજને હરાવી; પણ તેટલામાં પારિસમાં કોલકરાર થયા ને શાહે હીરાટ પાછું આપ્યું (માર્ચ, ૧૮૫૭). ૧૮૪૨ ના કોલકરારથી **હોંગકોંગ**નો ટાપુ ઇંગ્લંડના રાજ્યને મળ્યો હતો અને **કેંતાન, ફુચૂ, નિંગપો, અમોય** ને **સાંઘે** એ બંદરોમાં વેપારને માટે કોઠીઓ ઘાલવાની છૂટ મળી હતી, પણ પછવાડે વાંધા નીકળ્યા ને અંગ્રેજ તથા ફ્રેંચ લશ્કરે **કેંતાન** ને **ટીએન્ટસિન** તાબે કીધાં; પણ પછી ચીનના મહારાજા સાથે કોલકરાર થઇ સલાહ થઇ હતી (૧૮૫૮). હિંદુસ્તાનમાં ૧૮૫૭ માં બળવો ઊઠેલો તેનું પણ સમાધાન થયું હતું ને કંપનીનું રાજ્ય ટળી મહારાણીની આણ વર્તિ હતી (૧ લી નવેંબર ૧૮૫૮).

**ભાષા, કળા, વિદ્યા–શેલી, સ્કાટ, બૈરન, સૌધી, કામ્બેલ, મૂર, વર્ડસ્વર્થ** ને બીજા કેટલાએક કવિયો હતા; નવામાં મુખ્ય **આલફ્રેડ ટેનિસન** રાજ્યકવિ છે. **સ્કાટ, બુલ્વર, ડિકન્સ, થાકરે, ડિઝરાએલી,** એઓ નોવેલ—વાર્તા લખવામાં નામાંકિત ગણાયછે; **મિસ એજવર્થ, મિસ ફેરીઅર,** ને **મિસ બ્રોંટી** એ ત્રણ સ્ત્રીઓ પણ વાર્તા લખીને પ્રખ્યાત થઈ છે. **હાલમ, આલીસન** ને **મકાલે** એઓએ ઈતિહાસ લખીને અને **લાંડોર, જેફ્રી, વિલ્સન, કાર્લેલ** એઓએ ભાષાવિદ્યાના ગ્રંથો લખીને વિખ્યાતિ મેળવી છે. **બર્ક, ફ્રોક્સ, પિટ્ટ, શેરિડન** ને બીજાઓએ પાર્લમેંટમાં સુંદર વક્તાનાં માન અને **આલમર્સ, ઈર્વિંગ, હાલ** એઓએ ધર્મવિષયોનાં વ્યાખ્યાન કર્તાનાં માન મેળવ્યાં છે. **સ્ટુવર્ટ, બ્રૌન,** ને પછી **સર વિલિયમ હામિલટન** એઓએ માનસશાસ્ત્ર વિષયમાં કીર્તિ મેળવી હતી. **રીકાર્ડો** ને **માલ્થસ** એઓએ અર્થશાસ્ત્રમાં, **પ્લેફેર** ને **લેસ્લી** એઓએ ગણિતમાં તથા પદાર્થવિજ્ઞાનમાં, **સર હંફ્રી ડેવી, ઉલસ્ટન, ડાલ્ટન, ફારેડે** એઓએ રસાયનશાસ્ત્રમાં, **બકલંડ, સેજવિક, માંટેલ, કોનીબીઅર, લૈઅલ, મર્ચિસન** એઓએ ભૂતળવિદ્યામાં, **એબેન, ગ્રેગરી, જેનર** (ગૌશીતળાવાળો), **સિમ્સન** એઓએ વૈદકશાસ્ત્રમાં. **બાંક્સ, બ્રોન, હૂકર** એઓએ પ્રાણી તથા પદાર્થના ઈતિહાસ લખવામાં નામ કીધાં છે. ડાગેરેએ ફ્રેંચના શોધથી નીકળેલી ફોટોગ્રાફીની નવી વિદ્યા ચિત્રકારના તથા લોકના ઉપયોગમાં આવી છે. **લોરેન્સ, વિલ્કી, ટર્નર, મિલ્લેઈસ, લાંડસિર, મકલીસ, સ્ટાનફીલ્ડ** એ ચિતારા, **ચાંટ્રી, નોબલ, ફ્રોલી** એ નકશી કામ કરનારા અને **બારી, સ્કોટ,** એ શિલ્પી પ્રસિદ્ધ છે. આગગાડી, આગબોટ, વીજળીના તાર વગેરેમાં ઘણાએક ઉપયોગી શોધ થયા છે.

**આધીન રાજ્ય ને સંસ્થાનો**—હિંદુસ્તાન સંબંધી વૃત્તાંત તો તેનાં જુદાં પડેલાં પ્રકરણ ઉપરથી જાણવામાં આવશે ને બીજા દેશ સંબંધી આ પ્રમાણે છેઃ—૬૦ વર્ષ ઉપર **ઓસ્ટ્રેલિઆ**માં દેશનિકાલ કરેલા કેદીઓને મોકલવામાં આવતા, પણ હાલ ત્યાં ઘણાંક દોલતમંદ શહેરો થયાં છે. તે પ્રદેશમાં ઉત્પન્ન ઝાઝું ઢોરનું હતું, પણ ૧૮૫૧ માં સોનાની ખાણો જડવાથી ત્યાંના અંગ્રેજ લોકની સ્થિતિ ઉદ્યમ વેપારથી તેજાળી થઈ છે. એ મોટા ટાપુના **ન્યૂ સૌથવેલ્સ** પ્રાંતમાં ૧૮૪૦ થી કેદીઓ મોકલવા બંધ કરવામાં આવ્યા ને આજ ત્યાં ૩ લાખ માણસની વસ્તી છે ને એમાંના ૮૦ હજાર તો **સિડની** શહેરમાં છે. **વિક્ટોરિઆ** પ્રાંતમાં મોટી મોટી ખાણો હોવાથી ત્યાંની વસ્તી ૫ લાખની થઈ છે ને તેના મુખ્ય શહેર **મેલ્બોર્ન**માં ૧ લાખ માણસો છે. **ન્યૂ સૌથવેલ્સ, વિક્ટોરિઆ, સૌથ ઓસ્ટ્રલિઆ** ને **ક્વીન્સલાંડ** એ દરેક પ્રાંતમાં આજ લોકની તરફથી નીમાતી

ધારામંડળી અને ( લોકને જવાબદાર રહી ) રાણીના નીમેલા ગવર્નરને સલાહ આપનારી મંડળી; એવી બે મંડળી છે ને તે રાજ્યવ્યવસ્થા રાખેછે. ત્યાંના લોક તાંબું સોનું ઊન બીજે દેશાવર મોકલેછે; જતા આવતા માલની કીમત ૧૮૫૯ માં ૪૬ કરોડ રૂપિઆની ગણાઈ હતી ને દેશનું ઉત્પન્ન ૭ કરોડનું હતું.

આફ્રિકામાં **કેપ ગુડ હોપ** ને **કેપ નતાલ** એ બે બ્રિટિશ સંસ્થાનો છે; એ સંસ્થાની લોકને કાફ્રિઓ સાથે જ્યારે ત્યારે ટંટા થયાં કરેછે તેથી તેઓ હજી દીપતા નથી; એક વાર બ્રિટને પોતાના કેદીઓને ત્યાં મોકલવાની ગોઠવણ કીધેલી, પણ સંસ્થાની લોકે કેદીઓને દાખલ નજ કરવા એવો પક્કો ઠરાવ કીધો હતો ને સરકારને પોતાનો ઠરાવ ફેરવવો પડચો હતો.

જેમ આસ્ટ્રેલિઆ ને કાલીફોર્નિઆ થોડાક કાળમાં આબાદ થયાં તેમ કાનેડાનો પ્રદેશ પણ ઘણોજ આબાદ થયોછે—સો વર્ષ ઉપર ૭૦ હજાર માણસ હતાં ને ૧૮૫૭ માં ૨૫ લાખ ૭૦ હજારથી વધારે વસ્તી ગણાઇ હતી. **બ્રિટિશ કોલંબિઆ** એ એક નવું સંસ્થાન મંડાયું છે

### ફ્રાન્સ.

નેપોલિયને નવી વ્યવસ્થા કરી ત્રણ **કોન્સલ** ઠેરવ્યા ને તેમાં પોતે મુખ્ય થયો ( ૨૪ મી ડિસેંબર, ૧૭૯૯). તેણે ઇંગ્લંડ તથા આસ્ટ્રિયા સાથે સલાહ કરવાને કહેણ મોકલ્યાં, પણ તે રાજ્યોએ કબૂલ રાખ્યાં નહિ. નેપોલિયને આસ્ટ્રિયા સાથે લડાઈ ચલાવી. ફ્રેનના લશ્કરનો સરદાર **મોરો** જર્મનીમાં જીત મેળવવા લાગ્યો અને ઈટલીવાળા લશ્કરની સરદારી કરી નેપોલિયન પોતે સ્વિટ્ઝર્લંડમાંથી **ગ્રેટ સેંટ બર્નર્ડ** નામના ડુંગરની વાટે ઉતાવળો મીલાનમાં ઉતર્યો ( ૨ જી જુન, ૧૮૦૦ ); અને પછી તરતજ **મરેંગોના** મેદાનમાં આસ્ટ્રિયન લશ્કરને હરાવ્યું. આસ્ટ્રિયન સરદાર **મેલાસે** તહ માગી પોતાનું લશ્કર **માંચુઆ** તથા **મિનશિઓ** એ તરફ વાળ્યું; અને લોમ્બર્ડીનો ઘણોક ભાગ ફ્રેંચોએ રાખ્યો. **મીલાન, ટ્યૂરિન, જીનોઆ** એ ત્રણ ઠેકાણે રાજ્યવ્યવસ્થા કરી નેપોલિયન પારિસ આવ્યો; અને પછી આસ્ટ્રિયા ફ્રાન્સ વચ્ચે સલાહના કરાર થયા. એ કરાર ઇંગ્લંડે કબૂલ રાખ્યા નહિ ને પછી લડાઇ ચાલી. **હોહિનલંડન** આગળ **મોરોએ** આર્ચ ડ્યૂક જોનને હરાવ્યો ( ૩ જી ડિસેંબર ). ૧૮૦૧ ના ફેબ્રુઆરીની ૯ મીએ **લ્યુનેવિલ** આગળ આસ્ટ્રિઆએ ઇંગ્લંડને સાથે ન રાખતાં સલાહના કોલકરાર ઉપર સહી કીધી;–**બટેવિયન** ( હાલંડ ), **સ્વિસ્સ, સિસાલપૈન,** ને **લગ્યુરિયન** એ પ્રજાસત્તાક રાજ્યો કોઈના તાબામાં નથી એવું કબૂલ કીધું; અને ફ્રેંચ તથા આસ્ટ્રિયન રાજ્યોની સરહદ **રેન** નદી ઠરી. નેપલ્સના રાજાએ પણ સલાહ મેળવી; નવા **પોપને** નેપોલિયને મંજૂર રાખ્યો ને ધર્મખાતાની કેટલીક જમીન તેના કબજામાં જવા દીધી; **માલ્ટા** ટાપુ ઇંગ્લંડના તાબામાં ગયો હતોજ; વળી ફ્રેંચ સરદાર **કલેબરને** ઠેકાણે **મીનો** થયેલો તેણે હાર ખાધી હતી ને ફ્રેંચોએ ઈજીપ્ટ ખાલી કરી જવાનું કબૂલ કીધું હતું; એટલે હવે, ફ્રાન્સ બ્રિટન વચ્ચે સલાહની ગોઠવણ થવામાં અડચણ રહી નહોતી. ૧૮૦૨ ના માર્ચમાં **એમાએન્સમાં** સલાહના કોલકરાર થયા–અંગ્રેજોએ **સીલોન** ને **ટ્રિનિડાડ** એ બે સિવાય બીજા જીતેલા પ્રદેશો આપી દેવા કબૂલ કીધા; **ઐઓનિયમ** ટાપુમાં પ્રજાસત્તાક રાજ્ય મંડાય ને **માલ્ટા સેંટ** જોનના **નૈટોના** હવાલામાં જાય એવું ઠર્યું.

પ્રજાસત્તા રાજ્યના ને રાજાસત્તા રાજ્યના હિમાયતીઓમાંના કેટલાએક નેપોલિયનના અધિકારની સામા હતા; એઓએ તેનો ઘાટ ઘડી નાંખવાની વેતરણ કરી હતી–૧૮૦૦ ના સપટેંબરની ૨૪ મીએ તે પોતાની ગાડીમાં એક સાંકડા મોહોલ્લામાંથી ઓ[illegible]ા–નાટચ સંગીત જોવા જતો હતો તેવામાં તેઓએ દ[illegible]નાં પીપથી ભરેલા એક ગાડાને ઊડાવી દીધું હ[illegible] એ ઉપરથી તેણે કેટલાકને રાજદ્રોહી ઠેરવી શિક્ષા [illegible]ધી હતી અને ઠામઠામની બાતમી લાવનારા કેટલાક જણની છૂપી પોલીસ રાજ્યમાં રાખી હતી. ૧૮૦૧ ના એપ્રિલમાં તેણે દેશબાહાર જઇ રહેલા રાજ્યઅપરાધીઓને માટે ક્ષમાપત્ર પ્રસિદ્ધ કીધું કે જેઓ ફ્રાન્સમાં આવવાને ઇચ્છતા હોય તેઓ રાજભક્ત રહેવાના સોગન ખાઇ સુખે પાછા આવે. ૧૮૦૨ માં તેણે પોપની સાથે કરેલો લેખ પારિસમાં પ્રસિદ્ધ કીધો ને રોમન કયાથલિક ધર્મ પાછો રાજ્યનો કરી સ્થાપ્યો ને પ્રોટેસ્ટંટોને પોતાનો ધર્મ પાળવાની છૂટ તથા કેટલીક ધર્માદા નિમણુક કરી આપી. મેની ૧૯ મી એ તેણે '**લીજિઅન આવ્ આનર**' એ નામનું માનપદ શૂરવીર પુરૂષોનેમાટે નવું કહાડયું. ૧૮૦૨ ના જાનેવારીમાં નેપોલિયને **સિસાલપૈન રિપબ્લિકનો** પ્રમુખ એ ઉપનામ ધારણ કીધું હતું ને આગસ્ટમાં રાજસભાની ગોઠવણથી તે ( જીવતાં સૂધીનો ) પહેલો કોન્સલ ઠર્યો. સ્વિટ્ઝર્લંડ પરતંત્ર સત્તાને આધીન નથી પણ સ્વતંત્રજ છે અને તે ચાલેલી લડાઇમાં કોઈ-

ની તરફેન ન ખેંચતાં તટસ્થજ રહ્યું છે એવું કબૂલ રાખવામાં આવ્યું; પણ તે રાજ્યને ૧૬ હજાર લશ્કર ફ્રાન્સની નોકરીમાં રાખવું પડ્યું. નેપોલિયને કેળવણીખાતામાં પણ કેટલાક નવા ધારા બાંધ્યા ને કેટલીક નિશાળો મંડાવી; લશ્કરી કેળવણીને વિશેષે ઉત્તેજન આપ્યું; તેણે દીવાની ધારાઓનો સંગ્રહ પોતાના ઉપરીપણાતળે મોટા કાબેલ શખ્સો પાસે તૈયાર કરાવી પ્રસિદ્ધ કીધો—એ તેણે ફ્રાન્સને એક મોટું બક્ષિશ આપ્યું છે.

**એમીએન્સ**ના સલાહકરાર કાયમ રહ્યા નહિ; ૧૮૦૨ ના અક્ટોબરમાં ફ્રેંચોએ ઈટલીમાંનું પાર્માનું રાજ્ય ફ્રાન્સના રાજ્ય સાથે જોડી નાંખ્યું ને એક મહિના પછી પીડમોંટ પણ જોડ્યું; અને અંગ્રેજોએ **સેંટ જોન**ના **નૈટો**ને માલ્ટા ટાપુ આપવાનો કબૂલ કીધો હતો તે તેઓએ ન આપતાં પોતાનોજ કરી રાખ્યો. ૧૮૦૩ ના મેમાં લંડનની પ્રધાન મંડળીએ પોતાનાં બંદરોમાં ફરતાં ફ્રેંચ વહાણોના માલને જપ્ત કરી લેવાના તથા તેને અટકાવી રાખવાના હૂકમ કહાડ્યા અને ફ્રેંચ સરકારે ફ્રાન્સ તથા હાલંડમાં રહેનારા તમામ અંગ્રેજને કેદ કીધા. એ સમા ઉપર ફ્રેંચ લશ્કરે હાનોવર પ્રાંત જીતી લીધો અને ઇંગ્લંડ ઉપર ચઢાઇ કરવાને ઠામઠામનાં લશ્કરી વહાણોને **બુલોં**ના બંદરમાં એકઠાં કરાવ્યાં.

૧૮૦૪ ના ફેબ્રુઆરીમાં કેટલાક શખ્સોએ રાજ્યની સામા સંપ કીધો હતો ને તેમાં તેના કેટલાક સરદારો સામિલ હતા; **એનધીન**નો **ડ્યૂક** જે બેડનમાં રહેતો તેના ઉપર શક જવાથી નેપોલિયને તેને પકડી મંગાવ્યો, તેનો ઇનસાફ કરાવ્યો ને ગોળીથી મારી નખાવ્યો; થોડે દહાડે એક સરદાર કેદખાનામાં મરી ગયો, એકને દેશનિકાલ ને એકને શિરચ્છેદ કરવામાં આવ્યો. નેપોલિયને રાજસભાના ઠરાવથી મેની ૨૪ મીએ **ફ્રેંચલોકનો મહારાજા** એ નામ ધારણ કીધું; પોપે રોમથી પારિસ આવી તેને મૂગટ પહેરાવ્યો; ઈટલીના લોકે લોમ્બર્ડીના જૂના રાજાઓ જે લોહમૂગટ પહેરતા તે તેને માથે મૂક્યો; અને મેની ૨૬ મીએ તે ઈટલીનો રાજા કહેવાયો.

૧૮૦૫ ના ઊનાળામાં ઇંગ્લંડ, આસ્ટ્રિયા ને રૂશિયા એઓએ નેપોલિયનની સામા ત્રીજી વારનો સંપ કીધો. નેપોલિયન ઉતાવળો જર્મનીમાં ગયો ત્યાં તેને **વર્ટેમ્બર્ગ**નો **ડ્યૂક** ને **બવેરિઆનો ઇલેક્ટર** એ બે ઝુમકે થયા ને એઓને નેપોલિયને રાજાની પદવી આપી. ૨૪ મી તારીખે આસ્ટ્રિયન સરદાર પોતાનાં ૨૦ હજાર લશ્કર સાથે તાબે થયો ને ફ્રેંચ લશ્કર ૧૩ મી નવંબરે વીએનામાં દાખલ થયું. ૨૭ મી નવંબરે **ઓસ્ટર્લિટ્ઝ**ની મોટી લડાઈમાં એકઠાં મળેલાં રૂશિયન તથા આસ્ટ્રિયન લશ્કર હાર્યાં ને નેપોલિયને ૨૬ મી ડિસેંબરે પોતાની ઇચ્છા પ્રમાણે **પ્રેસ્બર્ગ**માં સલાહના કોલકરાર કરાવ્યા—નેપોલિયન ફ્રેંચનો મહારાજા ને ઇટલીનો રાજા છે એવું કબૂલ રાખવામાં આવ્યું; બવેરિઆવાળો તથા વર્ટેમ્બર્ગવાળો એઓને રાજપદ આપવામાં આવેલાં તે મંજૂર રહ્યાં; **વેનિસ** ફ્રાન્સના ને **ટૈરલ** બવેરિઆના તાબામાં ગયાં; રૂશિયાના મહારાજે પોતાનું લશ્કર પોતાના રાજ્યમાં તેડાવી લીધું; અને પ્રુશિયાનો રાજા તટસ્થ રહ્યો હતો તેથી તેને નેપોલિયને હાનોવર આપ્યું; એ આપવાનું કારણ આમ પણ હોય કે તે ઇંગ્લંડ સાથે સંપમાં ન મળે. હવે ઇંગ્લંડ સાથે વહાણની લડાઇ ચાલતી તેનું છેવટ ટ્રાફલગરની લડાઈમાં અંગ્રેજોએ જીત મેળવી (૧૮૦૫ ના અક્ટોબરની ૨૧ મી) તેથી આ આવ્યું કે નેપોલિયને ઇંગ્લંડ ઉપર ચઢાઇ કરવાની આશા સમૂળગી મૂકી. તોપણ, નેપલ્સના રાજાએ રૂશિયન તથા બ્રિટિશ લશ્કરને પોતાના પ્રદેશમાં ઊતરવા દીધાં હતાં તેથી નેપોલિયને લશ્કર મોકલી તે શહેર લીધું (૧૮૦૬ ના ફેબ્રુઆરીમાં), અને પોતાના ભાઈ **જોસેફ બોનાપાર્ટ**ને ત્યાંનો રાજા કીધો (માર્ચ) પોતાના બીજા ભાઇ **લૂઈ બોનાપાર્ટને** હાલંડનો રાજા થાપ્યો; પોતાના મુખ્ય સરદારોને ઈટલી તથા જર્મનીના કેટલાક પ્રાંતના **ડ્યૂક** બનાવ્યા; અને જર્મનીના દક્ષિણ તથા પશ્ચિમ પ્રદેશના ૧૪ ભૂપ તે પરસ્પર રક્ષણને માટે **ર્‍હૈનનું કોન્ફેડરેશન** એ નામનું ઐક્યજૂટ કરી ફ્રાન્સના આશ્રયમાં રહેતા થયા.

પ્રુશિયાને હાનોવર મળ્યું હતું તે છતાં તેણે રૂશિયા સાથે સંપ કરી ફ્રાન્સ પાસે લડાઇ માગી. નેપોલિયને **ઓએર્સ્ટાડ્ટ** ને **જીના** એ બે મોટી લડાઇઓ જીતી (૧૪ મી અક્ટોબર ૧૮૦૬) ને થોડા દહાડા પછી બર્લિન (પ્રુશિયાની રાજધાની) લીધું. અહિંથી તેણે ૨૧ નવંબરે પોતાના રાજ્યમાં સંધે હૂકમ લખાવ્યો કે **ગ્રેટબ્રિટન** સાથે કોઇએ વેપાર કરવો નહિ અને અંગ્રેજી મિલ્કત જ્યાંથી હાથ લાગે ત્યાંથી તે બધી લૂંટી લેવી. પછી રૂશિયન લશ્કર વિશ્ચુલા નદી તરફ ધશ્યું આવતું હતું તેની સામા નેપોલિયન ભીડચો, પણ ૨૮ મી ડિસેંબરે **પલટસ્ક** આગળ તેને શેહ મળી. ૧૮૦૭ ના ફેબ્રુઆરીની ૮ મીએ **ઇચલો** આગળ ભારે કાપાકાપી થઈ; પણ છેવટે જૂનની ૧૪ મીએ **ફ્રીડલંડ**

આગળ રૂશિયનોના ભૂંડા હાલ થયા ને તેઓને **આલર**ની પેલીપાસ હાંકી મહેલવામાં આવ્યા. રૂશિયાના અલેક્ઝાંડરે સલાહની માગણી કીધી અને જુલાઈની ૭ મીએ **ટિલસિટ**માં કોલકરાર થયા—અલેક્ઝાંડરે અંગ્રેજનો વેપાર તોડવાના કામમાં મદદ આપવાનું કબૂલ કીધું; નેપોલિયને પ્રુશિયાના રાજાને તેનું અરધું રાજ્ય પાછું આપ્યું; અરધામાંથી એક ભાગ સાકસનીના ઈલેક્ટરને રાજપદ સહિત આપ્યો ને બાકીનો ભાગ **વેસ્ટફેલિયા** સાથે જોડી **જેરોમ બોનાપાર્ટ**ને ત્યાંનો રાજા ઠેરવ્યો; **બ્રંઝવિક** ને **હેસીકાસલ** એ બે રાજ્યો તોડીને વેસ્ટફેલિયાનું નવું રાજ્ય બનાવ્યું હતું. નેપોલિયને **માર્શલ જ્યુનોટ**ને પોર્ટુગલ જીતી લેવાને મોકલ્યો; ત્યાંનો રાજા સામું લડવામાં ફાયદો નથી એમ જાણી છાનોમાનો **બ્રઝિલ** જતો રહ્યો; અને ૩૦ મી નવંબરે ફ્રેંચોએ **લિસ્બન** શહેર લીધું. બીજે વર્ષે સ્પેનનો રાજા ફ્રેંચ રાજાના ભયથી પોતાની મેળે ગાદી ઉપરથી ખશ્યો; અને નેપોલિયને નેપલ્સના જોસેફને સ્પેનની ગાદી આપી; મ્યૂરાટને નેપલ્સનો રાજા કીધો; સ્પેનનો રાજા **ચાર્લસ ૪ થો** તથા તેનો દીકરો ફર્ડિનાંડ એઓને ફ્રાન્સમાં નજરકેદ રાખ્યા. પછી સ્પેનમાં બળવો થયો ને લડાઈઓ ચાલી તે વિષે **સ્પેન** તથા **બ્રિટન**નાં પ્રકરણ જોવાં.

આસ્ટ્રિયા ૫ લાખ માણસનું લશ્કર ઊભું કરી વળી પાછું લડવા આવ્યું ને ૧૮૦૯ ના વસંતમાં ટૈરોલના લોકે બવેરિઆની ઝુંસરી તોડી નાંખી. નેપોલિયને **ઓગ્સબર્ગ** જઈ **એકમ્હુલ** ને **એસ્સલિંગ** એ બે લડાઈ જીતી ને વળી પાછું વીએના શહેર લીધું, (૧૨ મી મે, ૧૮૦૯). ડાન્યૂબને ડાબે કાંઠે આસ્ટ્રિયનોને લડાઈ આપી તેમાં ફ્રેંચ લશ્કરના માઠા હાલ થયા, તોપણ નેપોલિયને **વાગ્રામ** આગળ દુશ્મનોને પૂરેપૂરા હરાવ્યા (છઠ્ઠી જુલાઈ) ને પછી **સ્કેનબ્રુન**માં કોલકરાર કરાવ્યા તે ૧૪ મી અક્ટોબરે નક્કી મંજૂર થયા. તેણે પોતાની રાણી **જોસેફેનને** તલાક આપી મહારાજા ફ્રાન્સિસની દીકરી આસ્ટ્રિયાની આર્ચડચેસ **મરાયા લૂઈસા** સાથે લગ્ન કીધાં (૧૧ મી માર્ચ, ૧૮૧૦); અને બીજે વર્ષે કુંવર જન્મ્યો તેને **રોમ**નો **રાજા** કરી થાપ્યો. આખા યૂરોપખંડને પોતાની હાકથી ધ્રૂજાવી નેપોલિયન ૮ કરોડ લોકના ભાગ્યની વ્યવસ્થા કરતો થયો—પોપે તેને પતિત ઠેરવ્યો હતો તે ઉપરથી ૧૮૦૯ ના જુલાઈની પાંચમીએ પોપને પકડી લેઈ જઇ પ્રથમ **સાવોના**માં ને પછી **ફોંટેનબ્લો**માં કેદ રાખવામાં આવ્યો હતો; **બર્નાડોટ** નામના પોતાના એક સરદારને **સ્વીડન**ની રાજગાદીએ બેસાડવામાં આવ્યો; અને હાલંડના લોક ઇંગ્લંડ સાથે છૂપો સંદેશો ચલાવતા ને તે વિષે ત્યાંનો રાજા લૂઈ (પોતાનો ભાઇ) આંખઆડા કાન કરતો, તે ઉપરથી તેને ગાદીએથી ઊઠાડી મૂકી તે રાજ્યપ્રદેશ ફ્રાન્સના રાજ્ય સાથે જોડી નાંખવામાં આવ્યો (ડિસેંબર, ૧૮૧૦).

રૂશિયાના મહારાજાએ ટિલસિટના સલાહકરાર તોડી લંડનની દરબાર સાથે ફરીથી વહેવાર ચલાવવો શરૂ કીધો હતો (૧૮૧૦ ની આખરમાં) ને પછી લડાઈની તૈયારી કરવા માંડી હતી. નેપોલિયને (૧૮૧૨ ના વસંતમાં) સરહદ ઉપર પાંચ લાખ લશ્કર એકઠું કીધું ને પછી **નીમેન નદી** ઉતરી **વીલના** લીધું (૨૪ જૂન). ૧૯ મી આગસ્ટે રૂશિયન તથા ફ્રેંચ લશ્કરો **સ્મોલેન્સ્ક** આગળ મળ્યાં. ઘણીવાર મથ્યા પછી રૂશિયન સરદાર ત્યાંથી ખશી માસ્કો તરફ પાછો ફર્યો. ૭ મી સપ્ટેંબરે **બોરોડીનો** ગામ આગળ લડાઈ થઈ ને ભારે કાપાકાપી ચાલી. **રૂશિયન જનરલ કુટુસોફ્ફે** વિચાર્યું કે બીજી લડાઈ આપી પોતાના લશ્કરને કમજોર કરવું તેના કરતાં માસ્કોનું જેમ થાય તેમ થવા દેવું એ વધારે સારૂં છે ને પછી તે ત્યાંથી આઘો ખશી ગયો; ને નેપોલિયને **માસ્કો** લીધું (૧૪ મી સપ્ટેંબર, ૧૮૧૨). માસ્કોમાં થોડાક નીચલોક સિવાય બીજા બધા લોક પોતાનાં ઘરબાર મૂકીને જતા રહ્યા હતા. ફ્રેંચ લશ્કર શહેરમાં પેઠું તેની અગાઉ ઘણેખરે ઠેકાણે આગ લાગી હતી, ને પવન જબરો હતો તેથી તે બહુ ફેલાઇ હતી, ફ્રેંચ સિપાઇઓ ઘરો લૂંટવા મંડી પડેલા તેઓએ તે હોલવવાની કાળજી કીધી નહિ; અને ત્રીજે દહાડે ફ્રેંચ લશ્કરને શહેર ખાલી કરવું પડ્યું. **ક્રેમલિન**માં નેપોલિયને પોતાની છાવણી રાખી ને લશ્કરને માસ્કોનાં આગથી બચેલાં ઘરોમાં રાખ્યું (૨૧ મીએ); ખોરાક સરંજામ વગેરેની તંગી પડી જવાથી લશ્કરને ઘોડાનું માંસ ખાવાની જરૂર પડી; એ ભુંડી દશા જોઇ નેપોલિયને રૂશિયન જનરલને સલાહને માટે માગણી કીધી. **કુટુસેફ્ફિે** જવાબ વાળ્યો કે જ્યાંલગી દુશ્મને રૂશિયાનો મૂલક છોડ્યો નથી ત્યાંલગી તેની સાથે કોલકરાર થઈ શકતા નથી. અને નેપોલિયને નિરાશ થઈ કટ્ટા શિયાલામાં લશ્કરને પાછાં ફરવાનો હૂકમ આપ્યો–૧૯ મી અક્ટોબરે ફ્રેંચ લશ્કરે માસ્કો છોડ્યું; રૂશિયનો પછવાડે લાગ્યા ને લડાઇ થઇ તેમાં ફ્રેંચોએ દુશ્મનને હઠાવ્યા; પણ નવંબરની છઠ્ઠીથી બરફ પડવા માંડ્યું ને દુર્દશા થઇ; માસ્કોથી ૧ લાખ ૨૦ હજાર લશ્કર નીકળેલું તેમાંથી માત્ર ૧૨

હજાર **બેરેસીના** નદીને તીરે જીવતું આવી પહોચ્યું ને ૪૦ હજાર ઘોડા હતા તે ૩ હજારે આવી રહ્યા. એ લશ્કર ને બીજું ૫૦ હજાર લશ્કર જે કુમક કરવાને આવી મળ્યું તે સાથે નેપોલિયને નદી ઉતરવા માંડી, પણ દુશ્મનના સામા મારથી તેનું અડધું લશ્કર નાશ પામ્યું. પછી પોતાનું ઊગરેલું લશ્કર જનરલ **મ્યુરટને** સોંપી નેપોલિયન **સ્લેજ** કહેવાતી એક તરેહની વગર પૈડાંની ગાડીએ મજલ કાપી ૧૮ મી ડિસેંબરે મધરાતે પારિસ આવી પહોંચ્યો. ( પાંચ લાખ ફ્રેંચ લશ્કર રૂશિયા ઉપર ચઢેલું તેમાંથી ૧ લાખ ૨૫ હજાર લડાઈમાં પડ્યું; થાક ભૂખ શરદીથી ૧ લાખ ૩૨ હજાર મરણ પામ્યું અને ૧ લાખ ૯૩ હજાર કેદી થયું હતું–ને એમાં ૪૮ સરદારો ને ૩ હજાર બીજા આફિસરો હતા ).

૧૮૧૩ ના વસંતમાં નેપોલિયને ૩ લાખ ૫૦ હજારનું નવું લશ્કર ઊભું કીધું. પ્રુશિયાના રાજાએ રૂશિયાના અલેક્ઝાંડર સાથે સંપ બાંધ્યો; સ્વીડનવાળો પણ મળ્યો; ને ત્રણે રાજ્યનાં લશ્કર **એલ્બ** નદી લગી આવી પહોંચ્યાં. નેપોલિયને **લટ્ઝન** આગળ જીત મેળવી ( મેની ૨ જીએ ); પણ પછી આસ્ટ્રિયાના વચમાં પડવાથી તહ થયો ને સલાહના કરાર કરવાને રાજાઓના વકીલ પ્રેગમાં મળ્યા ( જુલાઇ ૪ થી ). નેપોલિયને પોતાની સત્તામાં ઘટાડો કરે તેવા કરારને સાંભળ્યા નહિ ને તહની મુદ્દત ૧૦ મી આગસ્ટે પૂરી થઇ કે આસ્ટ્રિયા સંપીલાં રાજ્યોના સંપમાં મળ્યું. ડ્રેસડેનની પડોસમાં ને બોહિમિઆમાં લડાઇઓ થઈ. સંપીલાં લશ્કરોનું જોર વધવા માંડ્યું; લીપઝિક આગળ બે લડાઇઓ થઈને બીજામાં ફ્રેંચ હર્યા ને ર્હૈન તરફ પાછા ફર્યા ( ૧૮ મી સપ્ટેંબર ). બવેરિઆનાં લશ્કરે પણ સંપીલાં રાજ્યોની તરફથી હાનૌ આગળ ફ્રેંચ લશ્કરને હરાવ્યું ને નેપોલિયન ૭૦ હજાર લશ્કર સાથે પાછો ફ્રાન્સ આવ્યો ( ૭ મી નવેંબર ). એંસી હજાર લશ્કર પ્રુશિયાના કિલ્લાઓની રખેવાળીને માટે રાખ્યું હતું તે સંપીલાં રાજ્યોને શરણ થયું અને હાલંડે ફ્રેંચ ઝુંસરી કાઢી નાંખી **ઓરેંજના** ભૂપને પાછો બોલાવ્યો.

એ ગભરાટવાળી સ્થિતિમાં પણ નેપોલિયને ઝડપથી ૩ લાખ લશ્કર નવું ઊભું કીધું. આસ્ટ્રિયન સરદાર તથા રૂશિયન સરદારો દોઢ લાખ લશ્કર સાથે સ્વિટ્ઝર્લંડની સરહદ ઉપર ચઢ્યા આવ્યા; પ્રુશિયન સરદાર **બ્લૂચર** ૧ લાખ ૩૦ હજાર સાથે ફ્રાંકફોર્ટથી નીકળેલો આવી પહોંચ્યો હતો; ફ્રેંચ સરદાર **બર્નાડોટ** ૧ લાખ લશ્કર સાથે નેધર્લંડ તરફ ધશ્યો હતો અને વેલિંગ્ટન પોતાના અંગ્રેજી લશ્કર સાથે **બયોન** આગળ હતો. સંપીલાં લશ્કરોએ ર્હૈન નદી ઓળંગી. ૧૮૧૪ ના જાનેવારીમાં રાજ્યોના વકીલોએ **ચાટીલનમાં** મળી ઠેરવ્યું કે ૧૭૯૨ માં ફ્રાન્સની જે સરહદ હતી તે કાયમ રાખવી; પણ નેપોલિયને તે કબૂલ રાખ્યું નહિ. જાનેવારીની આખરમાં તેણે લડાઇ આપવી શરૂ કીધી ને બે મહિના સૂધી પોતાનાં થોડાં લશ્કર વડે પણ અસાધારણ યુદ્ધચાતુરીથી ને વિદ્યુતસમ દોડાદોડીથી શત્રુઓને હંફાવ્યા; પણ જ્યારે તેણે ફ્રાન્સ ઉપર ચઢી આવનારા લશ્કરની પછવાડેની ટૂકડીઓ ઉપર હૂમલો કીધો ત્યારે દુશ્મનો પારિસ ઉપર ધશ્યા આવ્યા; ૩૦ મી માર્ચે મોટી લડાઈ થઈ ને બીજે દહાડે પારિસ શરણ થયું. બીજી એપ્રિલે ફ્રાન્સની રાજ્યસભાએ ઠરાવ પ્રસિદ્ધ કીધો કે "નેપોલિયન બોનાપાર્ટે રાજ્ય ઉપરથી પોતાનો ને પોતાના વારસોનો હક્ક ઊઠાડી લીધો છે અને લોક તથા લશ્કર તેની સત્તા માનવાના સોગનથી છૂટા થયા છે." ૬ ઠ્ઠી એ રાજા **લૂઈ ૧૮ મો*** એની આણ ફરી. પોતાના સરદાર પારિસ ઉપર હૂમલો કરવાના વિચારમાં સાથી થયા નહિ તેથી નેપોલિયને ૧૧ મીએ પોતાના રાજપદનું રાજીનામું આપ્યું ને ઠરાવ થયા પ્રમાણે તે પોતાનો મહારાજાનો ખિતાબ રાખી દરસાલ ૨૫ લાખ રૂપિઆનું પેન્શન ભોગવવાને **એલ્બા** ટાપુમાં જઈ રહ્યો.

લૂઈ ૧૮ મો ૧૮૧૪ ના મેની ૩ જીએ પારિસમાં આવ્યો. ૩૦ મી તારીખે તેણે સંપીલાં રાજ્યો સાથે સલાહકરાર કીધા જેથી ફ્રાન્સના રાજ્યની સરહદ ૧૭૯૨ માં જેટલી હતી તેટલીજ કાયમ રહી; ઈંગ્લંડે **સેંટ લ્યુશિયા** તથા **ટોબેગો** એ વેસ્ટઈંડીઝના ટાપુઓ અને **મોરિશિયસ** એ સિવાય બીજી બધી સંસ્થાનિક જીત પાછી આપી દીધી. રાજસભાએ જે નિયમ બાંધી આપ્યા હતા તે પાયા ઉપર લૂઈએ વ્યવસ્થાનિયમ નવા રચી ધારા બાંધનારી સભાને આપ્યા ને એણે તે મંજૂર કીધા. એમ છતાં, બહાર જઈ રહેલા તે પાછા ફ્રાન્સમાં આવેલા એવા કેટલાક લોકના તોર વધી જવાથી અને હજી લશ્કરનો મોટો ભાગ નેપોલિયનના લાભમાં હતો તેથી, ફ્રાન્સમાં આવી વાત ફેલાઈ કે દરબારનો વિચાર જૂની તથા જૂલમી રાજનીતિ પાછી દાખલ કરવાનો છે. કેટલાક લોકે છૂપી મસલહત કરી નેપોલિયનને તેડાવ્યો ને એ

* લૂઈ ૧૬ મા નો દીકરો લૂઈ ૧૭ મો ૧૭૯૫ માં કેદખાનામાં મરણ પામ્યો હતો, લૂઈ ૧૮ મો તે લૂઈ ૧૬ માંનો ભાઈ.

પોતાના જૂના ૧ હજાર અંગરક્ષક સિપાઈઓ સાથે **એલ્બેથી** નીકળી ફ્રાન્સમાં **કેન્નસ** ગામ છે ત્યાં ઊતર્યો (૧૮૧૫ ના માર્ચની ૧ લીએ). **ગ્રેનોબલ** આગળ કર્નલ લાબેડોએરીવાળી ૭ મી રીજમીટ તેને મળી ગઇ; પછી **માર્શલ** જેને નેપોલિયનને ધસ્યો આવતો અટકાવવાને મોકલેલો તે પણ તેને મળી ગયો; અને નેપોલિયન ફ્રોંટેનબ્લો પહોંચ્યો એટલે તો ફ્રાન્સનું ઘણું ખરૂં લશ્કર તેની તાબેદારીમાં આવી મળ્યું. માર્ચની ૨૦ મીએ તે **ટયુરઇલીઝ**ના મહેલમાં દાખલ થયો. લૂઈ ૧૮ મો મળસકામાં ત્યાંથી નીકળી ગયો હતો, ને પછી ઓસ્ટેંડ થઇ ઘેંટ જઈ રહ્યો હતો. થોડાએક સિવાય બીજા બધા દીવાની ને લશ્કરી અમલદારો નેપોલિયનને માન આપતા થયા ને એ બીજી વાર રાજગાદીએ બેઠો.

નેપોલિયને સંપીલાં રાજ્યો સાથે સલાહના કરાર કરવા સંબંધી ભાંજગડ ચલાવી, પણ તેઓએ તે પત કરી નહિ; રૂશિયા, પ્રુશિયા, આસ્ટ્રિયા ને ઇંગ્લંડ એઓએ **વીએના**માં સંપ રાખી સામા થવાના કોલકરાર કીધા. બ્લૂચર ને વેલિંગટન એ બે સરદારોએ નેધર્લંડમાં પોતાનાં લશ્કર આણવા માંડ્યાં ને નેપોલિયન તે બેને એકઠાં થતાં અટકાવવાને સવા લાખ વીણી કહાડેલા સિપાઇઓ સાથે ધસ્યો (૧૫ જૂન). બીજે દહાડે પ્રુશિયન બ્લૂચરે **લિગની** આગળ ૯૦ હજાર ફ્રેંચ લશ્કરને ટક્કર આપી ટકાવ રાખ્યો, પણ પછી તે ડેલનદી ઉપર **વામે** તરફ પાછો હઠ્યો અને એજ દિવસે **માર્શલ** ને એણે **કવાર્ટર બ્રાસ** આગળ છાવણી કરી રહેલાં વેલિંગટનનાં લશ્કર ઉપર હલ્લો કીધો. જૂનની ૧૮ મીએ (૧૮૧૫) વેલિંગટને પોતાનું લશ્કર **વાટર્લુ** આગળ આણી રાખ્યું ને ત્યાં તેને બ્લૂચરનું લશ્કર મળવાનું હતું. ફ્રેંચોએ પ્રથમ દુશ્મનનાં લશ્કરના જમણા વ્યૂહ ઉપર હલ્લો કીધો, પણ ત્યાં માર ખાધો ને પછી ડાબા વ્યૂહ ઉપર હલ્લો કીધો ત્યાં પણ તેમ થયું. નેપોલિયને ત્રીજો ધસારો મધ્ય ઉપર કરાવી એક અગત્યનો મુકામ હાથ કીધો ને ઘોડેસવાર તથા પાયદળ પલટન ઉપરાઉપરી સામટી શત્રુ ઉપર ગબડાવી. પણ વેલિંગટને પોલા ચોરસ વ્યૂહ રચીને જબ્બર ટકાવ રાખ્યો એટલે ફ્રેંચ નરમ પડ્યા. એ સમા ઉપર બ્લૂચરવાળું લશ્કર આવી પહોંચ્યું ને તેણે ફ્રેંચ લશ્કરની જમણી પાંખને પીંખવા માંડી. નેપોલિયને પોતાનું રક્ષકસૈન્ય બહાર કહાડ્યું પણ પોતે સરદારી કરી નહિ. બ્રિટિશ લશ્કર જે ફ્રેંચના હઠવાથી થોડુંક આગળ વધ્યું હતું ને તોપબંદૂકનો મારો ચલાવ્યા કરતું હતું તેની સામા નેપોલિયનનું સૈન ટકાવ રાખી શક્યું નહિ અને એ પ્રસંગે વેલિંગટને તોપનો સામટો મારો ચલાવવાનો હુકમ કીધો ને તેના લશ્કરે ડુંગરી પરથી નીચે ઉતરી દુશ્મનને વીખેરી નાંખ્યા:–મરેંગોની લડાઈનો જીતનારો નાઠો ને મુસીબત વેઠતાં પારિસ આવી પહોંચી મોકાણના સમાચાર રાજસભાને પહેલવહેલા તેણે પોતેજ કહ્યા. પછી પરરાજ્યોનાં લશ્કર પારિસમાં આવ્યાં; નેપોલિયને બીજી વાર રાજ્યાસન છોડ્યું. તે અમેરિકા જવાની તજવીજમાં અંગ્રેજી વહાણના કપ્તાનને શરણ થયો; ને સંપીલાં રાજ્યના ઠરાવથી તેને **સેંટ હેલીના**માં કેદી થઇ રહેવું પડ્યું; તે ત્યાંજ ૧૮૨૧ ના મેની પાંચમીએ મરણ પામ્યો હતો.

લૂઈ ૧૮ માએ ૮ મી જુલાઈએ પારિસમાં આવી નવંબરની ૨૦ મીએ સંપીલાં રાજ્યો સાથે કોલકરાર કીધા–રાજ્યની સરહદમાં **નેધર્લંડ, જર્મની, સેવોય** એ તરફ જૂજ ફેરફાર થયો; ત્રણ વર્ષ લગી સંપીલાં રાજ્યનું દોઢ લાખ લશ્કર ફ્રાન્સની સરહદ ઉપર રહે ને ફ્રાન્સ ૨૯ કરોડ ને ૧૭ લાખ રૂપિયા લડાઈનો ખર્ચ આપે એવું ઠર્યું.

૧૮૨૪ માં લૂઈ ૧૮ મો મરણ પામ્યો ને તેનો ભાઈ ચાર્લ્સ ૧૦ મો એ નામે ગાદીએ બેઠો. એણે ૧૮૨૯ માં **પોલીગનાક**ને પ્રધાન કીધો. એણે રાજાને સમજાવી છ ઠરાવ પ્રસિદ્ધ કરાવ્યા કે જેથી છાપખાનાંની સ્વતંત્રતા ગઈ ને લોકના મુખત્યારોની સભાની વ્યવસ્થામાં ફેરફાર થઇ ગયો; ને એથી જે **ચાર્ટર-પટા** પ્રમાણે વર્તવાને રાજાએ સોગન લીધેલા તે રદ થવાનો સંભવ જણાયો. પારિસના લોકે બળવો ઊઠાવ્યો; ત્રણ દહાડા મોહોલ્લાઓમાં કાપાકાપી ચાલી, તેમાં કેટલીક રીજમીટો લોકની તરફ થઈ ગઇ ને રાજાના લશ્કરને શહેરમાંથી નીકળી જવું પડ્યું; પછી તરતને માટે બંદોબસ્ત થયો;—પારિસનું રક્ષકસૈન્ય વૃદ્ધ **લાફાયેટી**ની સરદારી તળે સોંપાયું અને ઓર્લીઅન્સના ડ્યૂકને રાજ્યનો **લેફ્ટેનેંટ જનરલ** એવો ખિતાબ આપવામાં આવ્યો. ૨ જી આગસ્ટે ચાર્લ્સને રાજીનામું આપવું પડ્યું ને પછી તે ઇંગ્લંડ જતો રહ્યો. ૯ મી તારીખે ડ્યૂકને **લૂઈ ફિલિપ** એ નામે ફ્રેંચ લોકનો રાજા કરી થાપ્યો ને રાજગાદી તેના વારસોને ઉત્તરોત્તર મળ્યાં કરે તેવું ઠેરવવામાં આવ્યું. ૧૮૩૦ ના મે મહિનામાં પોલીગનાક પ્રધાને આલજીઅર્સ ઉપર ચઢાઇ કરી તેને ફ્રાન્સ તાબાનું સંસ્થાન ગણાતું કીધું, પણ ૧૮૪૭ માં જ્યારે બહાદુર અબદુલ કાદર

તાબે થયો ત્યારેજ મૂરલોક સાથે લડાઈ છેલ્લી બંધ થઈ હતી. (**ઓટાહેટી** ટાપુ ફ્રાન્સના વાવટાના આશ્રયમાં આવ્યો હતો; **માર્કવેસાસ**માં ને **ન્યૂકાલીડોનિઆ**માં ફ્રેંચો જઇ વશ્યા હતા અને આફ્રિકાના પશ્ચિમ કાંઠા ઉપર કેટલીક નવી કોઠીઓ ઘાલવામાં આવી હતી).

લૂઈ ફીલિપના રાજ્યમાં ઘણાંક વર્ષ સ્વસ્થતા ને આબાદાની રહી, પણ પછી લોક રાજ્યથી કંટાળી પાછા પ્રજાસત્તાને ઇચ્છતા દેખાયા ને રાજાએ પણ લોકના મુખત્યારોના ભરોસાદાર પ્રધાનોને પણ ન લેખવતાં પૂરી સત્તાથી વર્તવા માંડયું. **થીઅર્સ** ને **ગીઝો** એ બે કારભારીઓ એકદિલીથી મળીને કારભાર કરતા તેથી રાજાને ભય લાગ્યું ને એણે એકના વિચારને મળતા થઈ બીજાને હલકો પાડવા માંડયો—ગીઝોમાં રાજાના લોભની સામા થવાનું ધીટપણુ નહોતું. રાજાએ આખા દેશમાં ઠામઠામ સરકારી કામદારોની સંખ્યામાં વધારો કીધો ને તેમાં ઘણાક તો લોકના મુખત્યારજ હતા કે તેઓ તેના પક્ષમાં રહે; તેણે લશ્કર વધાર્યું; પારિસની આસપાસ કિલ્લાકોટ બાંધ્યા જેથી ભારે ખર્ચ થયો; કર વધ્યા ને રાજ્યનું કરજ વધ્યું. અંતે જણાયું કે કેટલુંક નાણું મોજમઝામાં ઊડયું; મોટા અમલદારોના ઉપર લાંચ રૂશ્વતનાં તોહમત મૂકવામાં આવ્યાં; અને દરબારી લોકે કરેલાં કેટલાંક ઘાતકી કામો ખુલ્લાં પડ્યાં; પ્રધાનો લોકને અળખામણા થતા ગયા ને રાજાએ રૂશિયા વગેરે રાજ્યો સાથે સ્નેહ બાંધવા માંડયો; તેણે પોતાના દીકરાને સ્પેનની એક કુંવરી સાથે પરણાવી આખા યૂરોપમાં નામોશી મેળવી. **કંમ્યુનિસ્ટ** ને **સોશિયલિસ્ટ** એ મતવાદીઓ લોકને સમજાવતા કે દેશના લોક સૌ સમાન છે માટે દરેક જણ સરખી મિલ્કતનો ભોગવટો કરે—લોકને પોતાનાં કામ પ્રમાણે વધતો ઓછો બદલો ન મળવો પણ રાજ્ય સૌને ખવડાવે પીવડાવે ને સરખા ગણે. ૧૮૪૭ માં ફ્રાન્સના વેપારીઓ ને કારખાનાંવાળા કારીગરો મોટી ભીડમાં આવી પડ્યા; બટાટાનો પાક કમ ઊતરેથી કેટલાક લોક ભૂખે પીડાતા થયા. એ સ્થિતિમાં કેટલાક જણે, જેવો ઇંગ્લંડમાં ૧૭૩૨ માં પાર્લમેંટમાં સુધારો થયો તેવો કરાવવાને એટલે રાજસભાના મુખત્યારોનેમાટે મત આપનારાની સંખ્યામાં વધારો કરાવવાને ઇચ્છ્યું; રાજા તથા પ્રધાનમંડળ એઓ જિદ્દે ભરાઈ સામા થયા. રાજ્યમાં ઠામઠામ મંડળીઓએ સુધારાના મત સારીપેઠે ચરચાય તેનેમાટે જમવાને બહાને મળવા માંડયું—ખાણાંઓ કરવા માંડ્યાં ને પારિસમાં એક મોટું ખાણું કરવાનું ઠેરવ્યું (૧૮૪૮). લોક એકઠા ન થાય તેનેમાટે રાજાએ જાહેરનામું કહાડયું. તેની મંડળીઓ ભરાય તેમાં કંઈ ધારા વિરૂદ્ધ નથી એમ જણાવવાને આગેવાન મુખત્યારોએ ૨૨ મી ફેબ્રુઆરીનો દહાડો મુકરર કીધો; એ સંધી જોઈ પ્રજાસત્તાના મતવાળા ને સૌ દેશીને સમાન હક્ક મળવા જોઇએ એ મતવાળા રાજ્યની સામા ઊઠવાને તૈયાર થઈ રહ્યા. ૨૨ મીની સવારે લોક એકઠા થઈને પોકાર કરવા લાગ્યા કે 'ગીઝોને કહાડો'—'સુધારો કરો.' એ દહાડો તો પસાર થયો, પણ પછી જ્યારે પ્રજાસત્તાના મતીઆઓએ જાણ્યું કે લશ્કર આપણી સામા નહિ થાય ત્યારે તેઓએ મધરાતે મોહોલ્લાઓમાં પથરા ઝાડ ગાડી ગાડાં વગેરે એકઠાં કરી તે ઉપર ચણતર કરવા માંડ્યાં ને સવારે તો ભયંકર અવરોધ ચણાઈ રહેલા દેખાયા. લોકે બંદૂકની દુકાનો લૂંટી ને બીજાં હથિયારો પણ ભેગાં કર્યાં. નાશનલ ગાર્ડના સિપાઇઓ પણ સામે ન થતાં ટકટક જોયાં કરતા હતા અથવા તેઓને મળવાનું કરતા હતા. એ સ્થિતિમાં રાજાએ ગીઝોને બોલાવ્યો ને એણે રાજીનામું આપ્યું. પણ એક **લાગ્રાંજ** નામના શખ્સે એક લશ્કરી સરદાર ઉપર પીસ્તોલ છોડી ને તેના સિપાઈઓએ બંદૂકના બાર કીધા તેથી કેટલાક લોક મરી ગયા. તેઓનાં મુડદાં ઊચકીને મસાલને અજવાળે પારિસના મોહોલ્લાઓમાં દેખાડવામાં આવ્યાં; લોક ઉશ્કેરાયા ને એક રાત તથા એક દહાડો બખેડો ચાલ્યો. રાજાની તરફથી જણાવવામાં આવ્યું કે ગીઝોએ રાજીનામું આપ્યું છે ને થીઅર્સ (લોકનો માનીતો) પ્રધાન થયો છે ને પાર્લમેંટમાં સુધારો કરવા સંબંધી તેને સત્તા આપવામાં આવી છે. પણ લોકે લૂઇ ફિલિપને ઊઠાડી મૂકવાનો પોકાર કીધો. તેઓ હથિયાર સજેલા થયા હતા તથા તેઓને દોરનાર સારા સરદારો હતા તેથી તેઓએ રાજમહેલ ઉપર હૂમલો કીધો ને જે મ્યુનિસિપલ લશ્કર તેની રખેવાળી કરતું તેને કાપી નાંખી મહેલ લૂંટયો. બળવાખોર ટયૂઈલરીઝ ઉપર ધશ્યા આવેછે એ જોઈ રાજાએ પોતાનું રાજીનામું આપવું કબૂલ કીધું, પણ તેઓએ માન્યું નહિ ને લૂઈ ફિલિપ કુટુંબ સાથે પારિસ છોડી નાઠો.

પ્રજાસત્તાના મતવાળા ને સમાન હક્કના મતવાળા એ બેના આગેવાનોએ એકો કરી સર્વ દેશીલોકની સભા મેળવી. એ સભાના ઘણાક જણ સુલેહને ચાહનારા હતા તેથી હુલ્લડીઆ લોક સામા થયા ને પછી રાજસભા તોડી નાંખી સઘળી રાજ્યસત્તા **જનરલ કા-**

**વેગનાક**ને સોંપવામાં આવી. ત્રણ દહાડા જોશમાં ઝગડો રહ્યો, ને ૭ સાત હજાર માણસોના જીવ ગયા ત્યારે બળવો સમ્યો. પછી ૧૮ મી ડીસેંબરે ૭૫ લાખ મતથી લૂઈ (નેપોલિયન બોનાપાર્ટનો ભત્રીજો) પ્રજાસત્તાક રાજ્યનો પ્રમુખ ઠર્યો (કાવેગનાકને માટે ૧૫ લાખ કરતાં ઓછાં મત આવ્યાં હતાં). લૂઈએ ધીમે ધીમે સઘળી સત્તા પોતાને હાથ કરી લીધી—લોકના પ્રતિનિધિની સભા ટાળી તેને બદલે રાજ્યમંડળી સ્થાપી; અને વર્તમાન પત્રો ઉપર સખ્ત નીઘેદારી રાખવાને માણસ નીમ્યાં. તોપણ હજી કેટલાક વગવાળા લોક તેની સત્તાની સામા હતા. તેથી તેણે ત્રાસ બેસાડવાનો ઠરાવ કીધો—૧૮૫૧ ની ૧ લી ડિસેંબરે તેવા લોકને પોલીસ પાસે એકદમ પકડાવી પારિસની બહાર કહડાવ્યાં; શહેરમાં ગરબડ ઊઠી, પણ લશ્કરે થોડીક કાપાકાપી કરીને તે બેસાડી દીધી.—એ કામ ધારા વિરૂદ્ધ છતાં લોકને-ફ્રેંચ લોકને પસંદ પડયું ને તેઓએ લૂઈ નેપોલિયનને જીવતા લગીનો પ્રમુખ ઠેરવ્યો. ૧૮૫૨ ના ડિસેંબરની બીજીએ તે લોકના બહુ મતથી **ફ્રેંચનો મહારાજા** કહેવાયો. ૧૮૫૩ માં તે સ્પેનના એક ખાનદાન કુટુંબની **યૂજીની** સાથે પરણ્યો.

લૂઈ નેપોલિયને બ્રિટન સાથે દોસ્તી મીલાપ રાખ્યો. જ્યારે રૂશિયાએ તુર્કસ્તાન સાથે લડાઇ ચલાવી ત્યારે તેણે ફ્રેંચ રાજ્યના શિરસ્તા પ્રમાણે પાલેસ્ટેનના રોમન કયાથલિક ખ્રિસ્તીઓના રક્ષક દાખલ બ્રિટનની સાથે રહી તુર્કનો પક્ષ ખેંચ્યો ને રૂશિયા સાથે લડાઈ કીધી. એ પ્રસંગે ફ્રાન્સના વહાણનો કાફલો બ્રિટનના કાફલા કરતાં નાનો હતો, પણ તેનું ખુશકી લશ્કર વધારે મોટું હતું. એ લડાઇઓમાં ફ્રેંચ ઘણી બહાદુરીથી લડ્યા, પણ ફ્રાન્સ ઘણા ખર્ચમાં આવ્યું.

રોમ ફ્રાન્સના તાબામાં હતું તેથી ઈટલીના લોક પોતાનેમાટે વધારે સારૂં રાજ્ય કરવાના શ્રમમાં ફાવી શકતા નહિ. **ઓરસીની** એણે ઘણાક જણ સાથે છૂપી મસલહત કરી ફ્રેંચના મહારાજાનો પ્રાણ લેવાને ઉદ્યોગ કીધો, પણ તે પકડાયો ને શિરચ્છેદ પામ્યો. પણ એ ઉપરથી **નેપોલિયન ત્રીજાએ** સાર્ડિનિઆના રાજા સાથે દોસ્તીના કરાર છૂપા કરી રાખેલા તે ત્યાંના **રાજાવિકટર ઇમાન્યુએલ**ની દીકરી સાથે પોતાના પિત્રાઈ ભાઇને પરણાવી પાકા કીધા. આસ્ટ્રિયાએ સાર્ડિનિયા ઉપર ચઢાઈ કરી ત્યારે ફ્રેંચોએ સાર્ડિનિયાની મદદે રહી જય મેળવ્યો હતો ને **ઝયુરિચ**ના સલાહકરારથી લોમ્બર્ડી પીડમોંટ સાથે જોડાયું (૧૮૫૯); ને કરેલી મદદના બદલામાં **સવોય** ને **નેસ** એ ફ્રાન્સને મળ્યાં હતાં.

**ભાષા, કળા, વિદ્યા**—**સેંટ પૈએર** (મુઓ ૧૮૧૪), **માડમ કોટિન** (૧૮૦૭) ને **માડમ ડિ જેનલિસ** (૧૮૩૦) એ વાર્તા લખનારા હતા; પ્રધાન નેકરની દીકરી **માડમ ડી સ્ટેલ** (૧૮૧૭) વાર્તા ને ઇતિહાસ લખવામાં નામાંકિત ગણાઈ છે; હ્યૂગો ને ગીત કવિતા લખવામાં એક્કો **બીરાંજર** (૧૮૫૭) ને **લામાર્ટીન** એ ત્રણ કવિ હતા; **લામાર્ટીને** ઈતિહાસ તથા રાજ્યનીતિવિષયમાં પણ લખ્યું છે; **ચાટેઓબ્રાચંડ** (૧૮૪૮), **ડુમાસ, યૂજીન સ્યૂએ** (૧૮૫૭) એઓ વાર્તા લખનારા હતા. **થીઅર્સ, ગીઝો, મીચેલેટ, થીએરી** (૧૮૫૬), **સીસમોંડી** (૧૮૪૨) ને **બરાંટી** એ ઈતિહાસ લખવામાં મુખ્ય મનાય છે. **વોલની ને ડીનન** મુસાફરીની હકીકત લખનારા હતા. ગણિતશાસ્ત્રમાં **લાપ્લાસ** (૧૮૨૭), ઉદ્ભિજશાસ્ત્રમાં **જુસ્સિયુ** (૧૮૩૬) ને ખગોળશાસ્ત્રમાં **વેરીએર** એ હતા.—એ છેલ્લાએ એક નવો ગ્રહ શોધ્યો હતો (૧૮૪૬). તત્ત્વશોધનમાં કુંક એણે '**પોઝિટિવિઝમ**' નામનું નવું મત પ્રશિદ્ધ કીધું (૧૮૫૭); **કયુવિઅરે** (૧૮૩૨) પક્ષી પશ્વાદિ પ્રાણીઓનો ઈતિહાસ લખી આખા યૂરોપમાં માન મેળવ્યું છે.

**સ્પેન**—નેપોલિયને પોતાના ભાઈ જોસેફને સ્પેનનો રાજા કીધો, પણ ત્યાંના લોકે માન્યો નહિ; તેઓએ **ફર્ડિનાંડ** ૭ માને રાજા ઠેરવ્યો (૧૮૦૮) તેઓએ અંગ્રેજની મદદથી ફ્રેંચ સાથે લડાઈ ચલાવ્યાં કીધી ને ૧૮૧૩ માં ફ્રેંચોને પોતાના દેશમાંથી છેક્ષા કહાડ્યા. ૧૮૨૦ માં લશ્કરે બળવો કરી ફર્ડિનાંડને રાજધારાથી ઊલટો ચાલતો અટકાવ્યો; રાજ્યતરફના લોકે ખ્રિસ્તી સાધુઓની મદદે લોકને ફ્રેંચના હૂમલાનું ભય બતાવી દાબમાં રાખવાની તજવીજો કીધી ને દેશાભિમાનીઓ એક નિશ્ચયે સામા થયા, પણ પછવાડેથી તેઓને તાબે થઈ રહેવું પડયું. ફર્ડિનાંડ ૧૮૩૩ માં મુઓ ત્યારે રાજગાદીને માટે મારામારી ચાલી ને તેમાં ઘણાક કપાઈ મુઆ. રાજકારભાર દીકરીની મા કરતી તેણે ૧૮૧૨ માં નક્કી થએલા રાજધારા પ્રમાણે ચાલવાનું કબૂલ કરીને લોકનું વહાલ મેળવ્યું. એ માંહોમાંહેની લડાઈનું છેવટ ફર્ડિનાંડનો ભાઈ **ડોન કાર્લો** હારવાથી આવ્યું (૧૮૩૯). ૧૮૪૦ માં કારભાર કરતી રાણીને રાજીનામું આપવું પડયું ને **વિટોરિયાનો ડયૂક** રાજપ્રતિનિધિ થયો; ને એને પણ દેશમાંથી કહાડી મૂકવામાં આવ્યો (૧૮૪૩). એ વર્ષમાં ફર્ડિનાંડની દીકરી ઈસાબેલા રાજ્ય ચલાવવાને યોગ્ય થઈ. ૧૮૪૬ માં તે પોતાના પિત્રાઇ ભાઇ કે-

રિઝના ડ્યૂક સાથે પરણી ને તેની બેન લૂઈ ફિલિપના નાના દીકરા સાથે પરણી. રાણી પોતાના માનીતાઓના કહ્યા પ્રમાણે ચાલતી ને છેકજ કુટિલપણે મોજમઝામાં ગુલતાન રહેતી; એ ઉપરથી લશ્કરે ૧૮૫૪ માં બળવો કરી માનીતાઓની સત્તાને નિકંદન કરી. પછી કેટલાંક વર્ષ કારભારીઓની ફેરબદલી, ખટપટ, કાવતરાં ને રાજધારાનું ઉલ્લંઘન એ જોવામાં આવતાં. મૂર લોકો સાથે લડાઇ થઇ તે ઉપરથી આટલું જણાયું કે સ્પેનના રાજ્યની સ્થિતિ તો હીણી થઈ, પણ લોકનું શૌર્ય તો જેવું અસલ હતું તેવુંજ રહ્યું હતું (૧૮૫૯).

**સંસ્થાનો** અમેરિકામાં પ્રથમ થયાં ત્યારથી તે ૧૮ મા સૈકાની આખર લગી સ્પેનના રાજ્યની તાબેદારીમાં હતાં:–નવાબથી માંડીને તે છેક હલકા કારકુન લગીની જગા સ્પેનના લોકથી પૂરાતી; એઓ લાંચ રૂશવત લેતા; બધો વેપાર ફક્ત સ્પેન સાથેજ ચાલતો; સંસ્થાનના લોક ધાતુ આપી માલ લેતા; એઓને બીજાં રાજ્યો સાથે સંબંધ રાખવાની સખ્ત મના હતી; જેસૂટ બંધ થયા પછી સ્પેનના મઠમાંથી સાધુઓને મોકલવામાં આવતા ને એઓ લોકને વધારે વહેમી ને અજ્ઞાન કરતા; છાપખાનાં ને વાદવિવાદની છૂટ એ ત્યાં નહોતાંજ. એ પ્રમાણે સ્પેન સરકારનો જૂલમ ને લોકની તાબેદારી છતાં જે સ્વતંત્રતાના જોસ્સાથી અમેરિકાનાં તથા ફ્રાન્સનાં રાજ્યો ઊંધાં વળ્યાં તેની અસર તે પ્રદેશોમાં થવા માંડી હતી. **મેક્સિકો** એ સંસ્થાન પ્રદેશનો **મીરાંડા** નામનો શખ્સ જેણે **ડ્યુમોરીએઝ** ફ્રેંચ સરદારના હાથ તળે લશ્કરમાં અમલદારી કરી હતી તેણે થોડાંક માણસો સાથે **કારાકાસ**માં બળવો ઊઠાવ્યો (૧૮૦૬), પણ તે પાકા વિચારથી ને પાકા પાયા પર ઊઠાવેલો નહિ તેથી તેનું ફાવ્યું નહિ; તોપણ સ્પેનની સત્તામાંથી છૂટા થવાની આતુરતા લોકમાં વધી, ને ૧૮૧૦ માં તેઓએ **વેનીઝ્યુલા**માં સ્વતંત્ર રાજ્ય કરવાને સભા મેળવી. **ન્યૂ ગ્રાનેડા**ની રાજધાની **બોગોટા** ત્યાં પણ તેમ થયું. સ્પેનનાં લશ્કર સામાં થયાં, પણ **સૈમન, બોલીવર** એઓએ લોકની તરફનાં લશ્કરોની સરદારી કરી ફતેહ મેળવી કામ પાર પાડ્યું. **બ્વેનોસ એરીસ** ૧૮૧૬ માં, ને **ચિલિ** ૧૮૧૮ માં, સ્પેનથી છૂટાં પડ્યાં. **મેક્સિકો, પીરૂ,** ને **ગાટીમાલા** એ ૧૮૨૧ માં સ્વતંત્ર થયાં. ૧૮૨૪ ના ડિસેંબરમાં દેશાભિમાનીઓનાં એકત્ર લશ્કરના સરદાર **સ્યૂક્રે** ને **મિલ્લર** એઓએ **આયાક્યુચો**ની લડાઇમાં સ્પેનના લશ્કરને છેલ્લું હરાવ્યું ને દક્ષિણ અમેરિકાનાં સંસ્થાનોને સ્વતંત્ર કીધાં.

**પોર્ટુગલ**ના લોકે અંગ્રેજની મદદથી ફ્રેંચોને કહાડ્યા ને ૧૮૧૦ માં મરાયા ઈસાબેલ્લા મરણ પામી તેથી તેનો રાજપ્રતિનિધિ જોન જે બ્રઝિલ જઈ રહ્યો હતો તેના નામની આણ ફરી. તેણે ૧૮૨૧ માં પોર્ટુગલ આવી છ વર્ષ રાજ્ય કીધું ને પછી બ્રઝિલનો મહારાજા **ડોનપેડ્રો** પોર્ટુગલનો રાજા ઠર્યો ને એણે પોતાની બાળક દીકરી **ડોન્ના મરાયા**ના નામનું રાજ્ય કીધું ને **ડોન મિગ્વેલ**ને રાજપ્રતિનિધિ કીધો. એણે ૧૮૨૯ માં રાજસભા મેળવી પોતાને પોર્ટુગલનો રાજા કહેવડાવ્યો. ડોન પેડ્રોએ યૂરોપમાં આવી પોતાની દીકરીના હક્કને માટે બ્રિટન તથા ફ્રાન્સની મદદે પોતાના ભાઈ **ડોન મિગ્વેલ** સાથે લડાઈઓ ચલાવીને ૧૮૩૪ માં લિસ્બનમાં સલાહના કરાર થયા–નાનો ભાઈ પોતાનો હક્ક ઊઠાવી લેઇ વગર હરકતે રાજ્ય બહાર જઈ રહ્યો; ને **ડોન્ના મરાયા**એ રાજ્યસત્તા પોતાને હાથ લીધી તે મરતા સૂધી (૧૮૫૩ લગી) ભોગવી; પછી તેનો દીકરો **પેડ્રો પાંચમો** રાજા થયો હતો.

**સંસ્થાન**–જ્યારે ફ્રેંચોએ પોર્ટુગલ ઉપર હૂમલો કીધો ત્યારે ત્યાંનો રાજા બ્રગાંઝા કુળનો **જોન** પોતાના બ્રાઝિલ સંસ્થાનમાં જઈ **રાયોજનેરો** રાજધાનીમાં જઈ રહ્યો. જ્યારે તે પોર્ટુગલની ગાદીએ બેસવાને પાછો આવ્યો (૧૮૨૧) ત્યારે યૂરોપમાં જેટલો પ્રદેશ રૂશિયાનો છે તેટલા વિસ્તારવાળું બ્રઝિલનું રાજ્ય જોનના દીકરા **ડોન પેડ્રો**થી સંભાળી શકાયું નહિ. પોર્ટુગલની રાજસભાએ બ્રઝિલનો વેપાર પોર્ટુગલનેમાટે રાખવો એવું ઠેરવ્યું તે ઉપરથી સંસ્થાનીઓએ પરતંત્રપણામાંથી છૂટા થવાનો નિશ્ચય કીધો ને **ડોન પેડ્રોને** બ્રઝિલનો મહારાજા ઠેરવ્યો (૧૨ મી અક્ટોબર, ૧૮૨૨). એણે પોર્ટુગલના લશ્કરને યૂરોપ જવાની જરૂર પાડી ને ૧૮૨૪ માં બ્રઝિલમાં વંશપરંપરાની રાજગાદી મંડાઈ; રાજ્યનો ધર્મ રોમન કયાથલિક સ્થપાયો, પણ લોકને પોતપોતાનો ધર્મ પાળવાની છૂટ રહી. ડોન પેડ્રો ૧૮૩૧ માં પોતાનું રાજ્ય પોતાના બાળક દીકરાના નામનું કરી આઘો થયો. **બ્વેનોસ એરીસ**નો ડિક્ટેટર લશ્કર સાથે ચઢી આવ્યો તેને બ્રઝિલિઅનોએ લડાઇ આપી જીત મેળવી (૧૮૫૧) પોતાના રાજ્યનું રક્ષણ કીધું ને ફરીથી દુશ્મન હૂમલો ન કરે તેવી રીતનું પોતાનું બળ વધાર્યું.

**ઇટલી**–૧૮૦૬ ના માર્ચમાં **નેપલ્સ**ની ગાદી નેપોલિયને **જોસેફ**ને આપી હતી, પણ જ્યારે તેને સ્પેન મોકલ્યો ત્યારે મ્યૂરાટને રાજા કીધો (૧૮૦૮). એણે પોપના મૂલક ઉપર ચઢાઇ કીધી ને ઉત્તર ઇટલીનાં

રાજ્યોને પણ ભડકાવ્યાં. **વાટર્લૂમાં** નેપોલિયનની હાર થઇ એટલે તેની પણ રાજ્યસત્તા ગઇ; પ્રથમનો રાજા ફર્ડિનાંડ ૪ થો પાછો નેપલ્સનો રાજા થયો (૧૮૧૫). **ઉત્તર ઈટલીની** વ્યવસ્થા વીએનામાં મળેલી સભાના ઠરાવથી આ પ્રમાણે થઇ–**સાર્ડિનિઆનું** રાજ્ય, **સવોય** સિવાય પણ **જીનોઆની** ડચી સાથે, વિક્ટર ઇમાન્યુએલ પાસે રહ્યું; વેનિસના પ્રાંત અને માન્ચુઆ તથા મીલાન એ સંધાતું એક રાજ્ય **લોમ્બર્ડી** તથા **વેનિસનું** એ નામે આસ્ટ્રિયાના તાબામાં ગયું; **મોદીનાનું** રાજ્ય **આસ્ટ્રોએસ્ટીના** કુળને સ્વાધીન થયું; **પારમાની** ડચી પદભ્રષ્ટ થએલી રાણી મરાયા લૂઇસાને આપવામાં આવી; આસ્ટ્રિયાનો આર્ચ ડ્યૂક ફર્ડિનાંડ **ટસ્કનીનો ગ્રાંડ ડ્યૂક** ઠર્યો; અને **લક્કા,** એટ્રુરિઆની રાણીને આપવામાં આવ્યું. પારિસમાં બીજી વાર સલાહના કરાર થયા તેની રૂએ **સવોય** પાછળથી સાર્ડિનિયાના રાજ્યમાં જોડાયું હતું.

ઈટલીના લોક પોતાના દેશમાં **આસ્ટ્રિયાની સત્તા** જોઈ બળ્યાં કરતા ને ૧૮૪૭ માં તેઓએ મીલાન તથા બીજે કેટલેક ઠેકાણે બળવા કીધા–એવું જણાવીને કે આસ્ટ્રિયન સરકાર દેશીઓ તરફ કરડા ને દગલબાજીના ઉપાયો કામે લગાડેછે. તંબાકુના વેચાણની વસૂલજમા આસ્ટ્રિયન સરકારને બહુ થતી તેથી ઇટાલિઅનોએ તંબાકુનો ઉપયોગ કરવો છોડી દીધો. ઈટલીનાં બીજાં રાજ્યોમાં પણ બળવા થયા ને સામસામી કાપાકાપી ચાલી. **પોપ પાયસ ૯ મો** અને સાર્ડિનિયાનો રાજા **ચાર્લ્સ આલ્બર્ટ** એ બે જણે ઈટલીના લોકને આસ્ટ્રિયાના જૂલમમાંથી બચાવવાની આગેવાની લીધી; ટસ્કનીના ગ્રાંડ ડ્યૂકે નાખુશીથી પણ લોકના પોકારને આધીન થઈ જવાબદાર પ્રધાનમંડળ ને રાજ્યરક્ષક સૈન્ય એ પોતાના રાજ્યમાં દાખલ કીધાં ખરાં, પણ તેવી રીતે રાજ્ય ચલાવવું તેને ગમ્યું નહિ તેથી તે પોતાનું રાજ્ય છોડી નાશી ગયો. **ચાર્લ્સ આલ્બર્ટે** પોતાની પ્રજાને રાજકાજમાં હક્ક મળે તેવા ધારા આપ્યા (ફેબ્રુઆરી, ૧૮૪૮); આસ્ટ્રિયનો મીલાનના બંડખોરોને શિક્ષા કરવાને લડાઇની તૈયારી કરતા હતા તેવામાં ફ્રાન્સના રાજ્યમાં મોટો ફેરફાર થયો. મીલાનમાં ઉદમાતીઆ લોકે આસ્ટ્રિયન લશ્કરનાં માણસો ઉપર હલ્લો કરી તેઓને નસાડ્યાં ને મહેલ ઉપર ત્રિરંગી વાવટો ચઢાવ્યો. એ જોઈને બીજે ઠેકાણે પણ બળવા ઊઠયા. આસ્ટ્રિયાની સરકાર જર્મની તથા હંગરીના લોકના ઝગડામાં રોકાઈ હતી તેથી ઇટલીમાં થએલા બખેડા તાબડતોબ બેસાડી શકી નહિ; અને સાર્ડિનિયાના ચાર્લ્સ આલ્બર્ટે પોતાના રાજ્યનું લશ્કર ઈટાલીઅનોની મદદમાં આણી એકત્ર સૈન્યની સરદારી કરી કેટલેક ઠેકાણે ફતેહ મેળવી; પણ પછવાડેથી ઈટાલીઅનો પોતાના સરદારને વિષે બેદરકાર થયા; આસ્ટ્રિયન લશ્કરના સરદારે ઉપરાઉપરી ફતેહ મેળવવા માંડી ને આલ્બર્ટે ઇટલીને આસ્ટ્રિયાની સત્તામાંથી છોડવવાનો વિચાર પડતો મહેલ્યો. આસ્ટ્રિયન સત્તા ઈટલીમાં પાછી બેઠી ને ઇગ્લંડ તથા ફ્રાન્સ વચમાં ન પડ્યાં હોત તો લોકની ઘણી ભુંડી દશા થઈ હોત.

જેવામાં મીલાનના લોક આસ્ટ્રિયા સાથે લડાઈ કરતા તેવામાં **પોપે** પોતાના રાજ્યના લોકને નવા ધારા આપ્યા ને લોકે ઇચ્છયું કે તેણે ઈટલીને પરાધીનપણામાંથી છોડવવાના કામમાં આગેવાન થવું. આસ્ટ્રિયાનું રાજ્ય રોમના ધર્મનું સદા રક્ષણ કરનારૂં તેથી પોપે આનાકાની કર્યા કીધી. રોમના મહોલ્લાઓમાં લોહી પડયું ને પોપ ચાકરનો વેશ લેઇ નેપલ્સના રાજ્યમાં નાસી ગયો. ફ્રેંચ જે લોકપક્ષનું મત ધરાવનારા તેઓ લોકપક્ષને સહાય ન થતાં પોતાના ધર્મના ઉપરી પોપને સહાય થયા. ફ્રેંચ લશ્કર ને રોમના લોક સામા થયા, પણ ફ્રેંચોએ ઘેરો ઘાલી તે શહેર લીધું ને પોપની સત્તા પાછી બેસાડી આપી (જુલાઈ ૧૮૪૯). સિસિલીના લોકે નેપલ્સના દરબારથી છૂટા પડવાને બંડો ઊઠાવી રાજાને ઊઠાડી જીનોઆના ડ્યૂકને (સાર્ડિનિયાના રાજાના બીજા દીકરાને,) બેસાડવાની તજવીજ કરી હતી, પણ તેઓ ફાવ્યા નહોતા.

સાર્ડિનિયાનો રાજા ઈટલીના લોકની તરફના આગેવાન દાખલ રૂશિયાની સામા બ્રિટન તથા ફ્રાન્સના સંપમાં દાખલ થયો ને ત્યાંની ટૂકડીએ ક્રીમીઆની લડાઈમાં શાબાશી મેળવી. પારિસમાં સલાહના કરાર કરવાની ભાંજગડમાં પણ સાર્ડિનિયાના રાજાએ થોડોક ભાગ લીધો ને તે ઈટાલીઅનોને આસ્ટ્રિયાથી છૂટા પાડવામાં આગેવાન છે એમ ખુલ્લું પડયું. સાર્ડિનિયા ને આસ્ટ્રિયા વચ્ચે લડાઇ ચાલી; અને ફ્રાન્સ હમેશ આસ્ટ્રિયાની સાંમું તેથી તેણે સાર્ડિનિયાને મદદ કરી. **નૈસ** તથા **સવોય** ફ્રાન્સે લીધાં ને લોમ્બર્ડી તથા વેનિસ પીંડમોંટ સાથે જોડયાં; વળી સાર્ડિનિયાના રાજાએ પોતાની દીકરી નેપોલિયન ૩ જાના પિત્રાઇ સાથે પરણાવી. એ વાત જાણી આસ્ટ્રિયને ફ્રેંચ લશ્કર આવતાં પહેલાં પીંડમોંટ ઉપર ચઢાઇ

કીધી તેટલે ફ્રેંચ લશ્કર આવી પહોચ્યું ને **મોંટે બેલ્લો, પાલેસ્ટ્રો, માજેંટા સોલફેરીનો,** એ ઠેકાણે લડાઇઓ થઇ. આસ્ટ્રિયનોને લોમ્બર્ડી છોડી જતું રહેવું પડયું ને **વીલા ફ્રાંકા**માં સલાહના કરાર થઇ ઝુરિકમાં મંજૂર રહ્યા તેની રૂએ લોમ્બર્ડી પ્રદેશ નેપોલિયન ૩ જાને મળ્યો, પણ એણે તે સાર્ડિનિયાના રાજા વિકટર ઇમાન્યુએલને આપી દીધો.

મધ્ય ઇટલીમાં પણ ટસ્કનીના ને મેદીનાના લોકે પોતાના સત્તાધારીઓને હાંકી કહાડ્યા; **રોમાગનાં ને બીજાં પોપના સંસ્થાનો** એ પોપની સત્તા ન માનતાં એકઠાં મળી સાર્ડિનિયાની સત્તા માનતાં થયાં; પોપે મુસારદાર લશ્કર ઊભું કરી એક ફ્રેંચને સરદારી આપી બંડખોર પ્રજા પાસેથી પ્રદેશ પાછો લેવાની તજવીજ કીધી, પણ તેમાં તે ફાવ્યો નહિ ને **પાયસ ૯ મા**ની એવી દુર્દશા થઈ કે આપીનેનની પેલી તરફ એક ઇંચ જેટલી જમીન પણ તેની સત્તામાં ન રહી.

નેપલ્સના રાજાઓ ઉશ્કેરાયલી પ્રજા ઉપર સખ્તી કરતા. સિસિલીના લોક સામા થયા; **ગારિબાલ્ડી** જેણે રોમને ઘેરો ઘાલતી વેળા ને આસ્ટ્રિયાની સાથે લડાઇ ચાલી તે પ્રસંગે પોતાની બહાદુરી બતાવી હતી તેણે સિસિલીના લોકને મદદ કરી નેપલ્સના રાજાએ રાખેલા પરદેશી સિપાઇઓને હાંકી મહેલ્યા ને પછી તે પાછો ઈટલી આવ્યો; અંહિ તેણે ઉપરાઉપરી જીત મેળવી ને નેપલ્સનો રાજા નાશી ગયો. કાપ્યુયા આગળ લડાઈ થઈ ને તે તાબે થયું; રાજા ગએટામાં ભરાયો; ત્યાં લોકના લશ્કરે ઘેરો ઘાલ્યો; **રાજા ફ્રાન્સિસ બીજો** શરણ થયો. નેપલ્સનું રાજ્ય પીંડમોંટ સાથે જોડાયું ને **વિકટર ઇમાન્યુએલ** એણે **ઇટલીનો રાજા** એ પદ ધારણ કીધું (૧૮૬૧).

**સ્વિટ્ઝર્લંડ**ના રાજ્યમાં કેટલાક ફેરફાર થઇને ૧૮૧૫ માં સ્વસ્થતા થઇ-સંસ્થાનોનું નવું જૂટ બંધાયું ને તે સંબંધી વ્યવસ્થાનિયમ **ઝ્યુરિક**માં મુકરર થયા; ૧૯ નાં ૨૨ સંસ્થાનો થયાં—**જીનીવ, ન્યૂચાટેલ,** ને **વાલેસ** એ ત્રણ ઉમેરાયાં. ઘણા કાળથી એ પ્રજાસત્તાક રાજ્યનાં પહાડી સંસ્થાનોના લોક દક્ષિણ યૂરોપના જાલમ રાજાઓના અંગરક્ષક સૈન્યમાં મુસારદારની નોકરી કરતા, પણ ૧૮૫૯ ની ઈટલીની લડાઈથી તે ચાલ બંધ પડી અને પરદેશી ધર્માધિકારીઓની સત્તા તે પ્રજાસત્તાક રાજ્ય ઉપર ચાલતી તે પણ ખસેડી નાંખવામાં આવી.

**જર્મની**—નેપોલિયન બોનાપાર્ટે મરેંગોની લડાઈમાં (૧૮૦૦) ને **ઓસ્ટર્લિટ્ઝ**ની લડાઈમાં (૧૮૦૫) મહારાજા ફ્રાન્સિસ બીજાને હરાવી જર્મનીનું હજાર વર્ષનું જૂનું રાજ્ય તોડયું ને ર્‍હૈનનાં સંસ્થાનોનું જૂટ સ્થાપ્યું. એ મંડળ ૧૮૧૩ માં ફ્રેંચની હાર થયા પછી તૂટયું ને વીએનાની સભાએ ૧૮૧૫ ના જૂનની ૯ મીએ જર્મન રાજ્યસ્થાનોનું નવું જૂટ સ્થાપ્યું; એમાં આસ્ટ્રિયાનો, પ્રુશિયાનો ને નેધર્લંડનો કેટલોક ભાગ ગણવામાં આવ્યો. સૌ મળીને ૩૪ રાજ્યસ્થાન તેમાં એક **મહારાજ્ય આસ્ટ્રિયા**નું; પાંચ રાજ્ય—**પ્રુશિયા**નું, **બવેરિઆ**નું, **હાનોવર**નું, **વર્ટેમ્બર્ગ**નું ને **સાક્સની**નું; એક **ઇલેક્ટોરેટ, ડચી** તથા **મોટી ડચી** મળીને ચૌદ; આઠ **પ્રિન્સિપાલિટી; એક લાન્ડગ્રાવિયેટ;** ને ચાર શહેર—**હામ્બર્ગ, લ્યૂબેક, બ્રેમેન ને ફ્રાંકફોર્ટ.** એ સંપનો ઉદ્દેશ પ્રત્યેક રાજ્યનું સ્વાધીનપણું રાખવાનો ને જર્મનીનું સામાન્ય સંરક્ષણ કરવાનો હતો. ૧૮૩૩ માં પ્રુશિયાના આશરા તળે વેપારને અર્થે કેટલાંક રાજ્યોએ માંહોમાંહે બંદોબસ્ત કીધો; બીજાં રાજ્યો ૧૮૪૮ સૂધી પોતાનો જૂનો રિવાજ રાખી રહ્યાં. એ વર્ષમાં ફ્રેંચ રાજ્યની ધાંધલમાં બેડનના ડ્યૂકને લોકના સામા થવા ઉપરથી વર્તમાનપત્રને છૂટ તથા કેટલાક હક્ક એ આપવાં પડ્યાં; કોલોનમાં બખેડા થયા; ને ર્‍હેનીશ પ્રાંતોમાં મોટો બળવો થયો; હેસી કાસલના મહોલ્લાઓમાં અવરોધ ચણાયા ને બવેરિઆનો રાજા પોતાના દીકરાને ગાદીએ બેસાડી દૂર બેઠો. સાક્સની, હાનોવર, ને બીજાં રાજ્યોને પણ લોકની માગણી કબૂલ રાખવી પડી. ફ્રાંકફોર્ટમાં જેવામાં સભા મળતી હતી તેવામાં ૫૦૦ જણે દેશી પાર્લમેંટ સ્થાપવાનાં મત આપ્યાં; એકેકું રાજ્ય પોતાની વસ્તી પ્રમાણે એક અથવા વધારે મુખત્યાર તેમાં મોકલે એવો વિચાર જણાવ્યો. ૧૮૪૮ ના મેની ૧૮ મીએ પાર્લમેંટ મળી ને એ તથા ડાએટ—રાજસભાએ મળીને એક રાજપ્રતિનિધી ઠેરવ્યો. કેટલાંક જર્મન રાજ્યો પાર્લમેંટ સ્થાપવાની સામાં થયાં ને ફ્રાંકફોર્ટમાં બળવો થયો તે મહોલ્લાઓમાં ભારે કતલ ચાલ્યા પછી બેઠો. આસ્ટ્રિયાએ કોઇ પણ પ્રકારની પાર્લમેંટ સ્થાપવાવિષે સંમતિ આપી નહિ ને પ્રુશિયાના રાજાએ જર્મનીના એકત્ર રાજ્યના મુખી થવાનો લોભ રાખ્યો. એ કુસંપનું ફળ આ પ્રમાણે થયું—જે રાજ્યોએ પોતાની પ્રજાને હક્ક આપ્યા હતા તે તેઓએ રદ કીધા; અને જો કે જુદાં જુદાં રાજ્યો દોલત તથા આબાદાનીમાં વધ્યાં છે તોપણ ત્યાંના અધિપો કુટુંબના વડીલો—ના જેવી સત્તા ચલાવેછે. વર્તમાનપત્રોમાં વાદવિવાદ કરવાની છૂટ થઇ છે, પણ લોકને સ્વાધીનતાનું રાજકીય સુખ નથી.

**ભાષા, કળા, વિદ્યા**-માનસશાસ્ત્રમાં જર્મનો શ્રેષ્ઠ ઠર્યા છે-**ફ્રિક્ટ** (૧૮૧૯), **શેલિંગ ને હીગલ** (૧૮૩૧) એઓએ દેશની કીર્તિ વધારીછે. **ડાક્ટર ગોલ** (૧૮૨૮) એણે **ફ્રેનોલોજી**-મસ્તક સામુદ્રિકનું નવું શાસ્ત્ર શોધ્યુંછે. ઘણાજણે નાટક લખ્યાં છે ને પરભાષાનાં નાટકોનાં ભાષાંતર કીધાં છે. **કોરનર** (૧૮૧૩), **હૈન** (૧૮૫૪), **શૅકેનડોર્ફ** (૧૮૧૭) વગેરે કવિ અને **રીચટર** (૧૮૨૫), **હોફ્ફમાન** એ વાર્તા લખનારા થયા. **શ્લીગલ** (૧૮૨૯) વાર્તા, કવિતા, ગ્રંથવિવેચન ને ઇતિહાસ એ બધામાં ફાવ્યો છે. **હરડર** (૧૮૦૩), **વોન મુલ્લર** (૧૮૦૯) **હીરન, ઈચહોરન** અને **નીબર** (૧૮૩૧) એઓએ ઈતિહાસ લખ્યા છે. **લેસિંગ હીન, ઉલ્ફ** એ ટીકાકાર થયા. નામીચો મુસાફર **હમબોલ્ટ** (૧૮૫૯) એણે ઘણાં પુસ્તકો લખ્યાં છે ને તેનાં ભાષાંતર યૂરોપની ઘણીએક ભાષામાં થયાં છે. ઈશ્વરજ્ઞાન વિષે પણ ઘણાક ગ્રંથકારો થયા છે. **ઓલબર્સે** ખગોળમાં અને **લીબીગ** તથા **બન્સન** એઓએ રસાયનશાસ્ત્રમાં શોધ કીધા છે.

## આસ્ટ્રિયા.

**ફ્રાન્સિસ બીજો** ૧૭૯૨ માં આસ્ટ્રિયાની રાજગાદીએ બેઠો ને તેણે જર્મનીના મહારાજાનું પદ ધારણ કીધું. ને નેપોલિયને તેને ઉપરાઉપરી હાર ખવડાવી ને હૈનનાં રાજ્યોનું નવું જૂટ સ્થાપી જર્મનીનું રાજ્ય ઊંધું વાળ્યું ત્યારે ફ્રાન્સિસે આસ્ટ્રિયાનો મહારાજા અને હંગરી તથા બોહીમિઆનો રાજા એ પ્રમાણે પોતાને કહેવડાવ્યું (૧૮૦૫). ફ્રાન્સ પ્રુશિયા વચ્ચે જે લડાઇ ચાલતી તેમાં પડવું માંડીવાળી ફ્રાન્સિસે પોતાના રાજ્યમાં લડાઇઓથી જે ખરાબી થઈ હતી તે સમારવાનો અને વસૂલજમા તથા લશ્કરી જોર વધારવાનો ખંતથી ઉદ્યોગ ચલાવ્યો. તોપણ ૧૮૦૯ માં જ્યારે સ્પેનમાં ફ્રેંચોની હાર થવા માંડી ત્યારે તે જર્મનીને પરતંત્રતામાંથી છોડવવાને ઉશ્કેરાયો. આર્ચ્યડ્યૂક ચાર્લસે પોતે બોનાપાર્ટને **આસપરન** આગળ હરાવ્યો; પછી વાગ્રામ આગળ આસ્ટ્રિયનો હાર્યા તોપણ તેઓ સારી હાલતમાં બોહીમિઆમાં ગયા; પ્રથમ તહ ને પછી સ્કોનબ્રાનમાં સલાહના કરાર થયા; થોડીક મુદ્દત પછી ફ્રાન્સિસે પોતાની કુંવરી મરાયા લુઈસા ફ્રાન્સના મહારાજા સાથે પરણાવી. વાટર્લૂની લડાઈ પછી વીએનામાં મળેલા પુરૂષોની સભાના ઠરાવથી ઈટલીમાંનો કેટલોક મૂલક ને પાછો જીતેલો ઇલીરીઆમાંનો મૂલક ને બવેરિઆને આપી દેવો પડેલો તે મૂલક, આસ્ટ્રિયાના મહારાજ્યમાં જોડાયા. ફ્રાન્સિસ ૧૮૩૫ માં મરણ પામ્યો ને ફર્દિનાંડ ૧ લો આસ્ટ્રિયાનો મહારાજા થયો.

૧૮૪૮ માં ફ્રાન્સના દાખલાથી ઘણાંખરાં રાજ્યોના લોક પોતાના રાજાઓની સામા થવાને ઉશ્કેરાયા હતા તેમ આસ્ટ્રિયાની પ્રજા પણ ઉશ્કેરાઈ હતી. પ્રધાન **પ્રિન્સ મેટેરનીક** જે હમેશ લોકની માગણીની સામો હતો તેણે આ પ્રસંગે પણ તેઓને ગાંઠ્યા નહિ. પાઠશાળાના વિદ્યાર્થીઓ લોકની તરફના થઈ બહાર પડ્યા, પણ **મેટેરનીકે** લશ્કર પાસે કતલ કરાવી તેઓને હરાવ્યા. પણ અંતે જે પ્રધાને પોતાની રાજ્યનીતિથી ઘણાં વર્ષ લોકનાં ભાગ્ય ઉપર અંકોશ રાખીયૂરોપમાં નામ મેળવ્યું હતું તેને **એકદમ** નાશીને બ્રિટન જઈ રહેવું પડયું. એપ્રિલની ૨૬ મીએ આસ્ટ્રિયાનાં રાજ્યોમાં લોકના મુખત્યારોની સભા થઇ. રાજધાનીની સંભાળ તથા વ્યવસ્થા વિદ્યાર્થીઓ તથા શહેરના લોક એઓના હાથમાં ગઇ; રાજા નાશીને ટૈરોલના પહાડમાં ભરાયો (૧૭ મી મે); પણ પછી પ્રધાનોએ લોક સાથે સમજૂતી કરી રાજાને પાછો ગાદીએ બેસાડ્યો (આગસ્ટ).

બોહીમિઆના લોકે મંડળીઓમાં વિચાર કરી જાહેર કર્યું કે અમને જર્મન સરખા ગણી સરખા હક્ક આપો ને મંમત લીધો કે દરેક સરકારી અમલદારે બે ભાષા જાણવી જોઇએ. તેઓની માગણી કબૂલ કરવામાં આવી ને જર્મનોએ સ્લાવોનિક ભાષા શીખવાનું કબૂલ ન રાખેલું તેથી જર્મનલોકની અમલદારી કેટલીક ઓછી થઈ. બોહીમિઆના સ્લાવોનિક લોકના મુખત્યારોની સભા પ્રેગમાં મળી ને એણે પોતાની હમેશને માટે સ્થાપના કરવાનું ઇચ્છ્યું; આસ્ટ્રિયન પ્રધાનો કબૂલ થયા નહિ; પ્રેગને ઘેરો ઘાલવામાં આવ્યો. કાપાકાપી થઇ; શહેરનો કેટલોક ભાગ નાશ પામ્યો; ને અંતે નવી વ્યવસ્થા કરનારા હારીને છૂટા પડી ગયા.

ક્રોએશિયામાં વીએનાથી જે ગવર્નર જતા તે **બાન** કહેવાતા. ત્યાંના લોકે માગ્યું કે બાનની પદવી ફક્ત જર્મનોનેજ ન મળે પણ અમારામાંનાને પણ મળે અને તે **જેલાચિચને** આપો. એને આસ્ટ્રિયન સરકારે બાન બનાવ્યો; એણે પોતાની બીજી સ્લાવોનિક જાતોને એકઠી કરી જર્મનોથી જુદાં પડવાની ગોઠવણ કીધી. જર્મન જાતોમાં પણ રાજ્યવ્યવસ્થા બદલવાનો જોસ્સો હતો ને હંગરીએ પોતાનું જુદુંજ રાજ્ય કરવા માંડ્યું હતું-એ ગભરાટમાં આસ્ટ્રિયન સરકારથી સાવધ રહેવાયું નહિ; કેટલુંક લશ્કર ફોટ લોકને

મળી ગયું; બળવાખોરોએ રાજ્ય તરફના લશ્કરને હાંકી મહેલ્યું ને યુદ્ધપ્રધાનને મારી નાંખ્યો; રાજા નાશી ગયો; પણ પછી **જેલાચિચે** રાજસેનાપતિને સાથે લેઈ લશ્કરને કામે લગાડી વીએનાનો બખેડો પતાવ્યો હતો. સ્વસ્થતા થયા પછી રાજા ૨ જી ડિસેંબરે પોતાના ભત્રીજા ફ્રાન્સિસ ચાર્લસને રાજ્ય સોંપી આઘો બેઠો. એ નવા રાજાએ નવી વ્યવસ્થાનો ધારાસંગ્રહ કરી તેને પોતાના રાજ્યમાં સર્વત્ર પ્રવર્ત્તાવ્યો (૪ થી માર્ચ, ૧૮૪૯).

હંગરી પ્રાંત આસ્ટ્રિયાના મહારાજાના તાબામાં હતો, પણ ત્યાંના લોક પોતાનું જુદું રાજ્ય કરવાને ઘણા કાળથી ઇચ્છતા હતા. જેવામાં વીએનામાં બખેડો ચાલતો તેવામાં હંગરીના લોકમાંથી કેટલાએકે આગેવાની કરી હતી; ટ્રાન્સિલવેનિઆની રાજસભાના ગૃહસ્થો ને વીએનાના લોક એઓ સામિલ થયા હતા, હંગરીના લોકે ઈટાલિઅનની સામા આસ્ટ્રિયાને મદદ કરવાની ના પાડી ને આસ્ટ્રિયન સરકારને વકીલો મોકલી બળવાખોરોની હકીકત જણાવી; આસ્ટ્રિયન સરકારના ખ્યાલમાં હતું કે ક્રોટ લોક હંગરીના દુશ્મન છે માટે આપણી મદદમાં રહેશેજ, પણ તેઓ તો સામા હતા. આસ્ટ્રિયન સરકારે કંઈ દાદ સાંભળી નહિ ને હંગરીના લોકે **કોસથ**ને ભાંજગડ પતતાં સૂધીનો ડિક્ટેટર બનાવ્યો. મહારાજાએ **કોંટ લામ્બર્ગ**ને નવાબ કરી મોકલ્યો; હંગરીની રાજસભાએ તેને માન્યો નહિ ને બૂડાના મહોલ્લામાં લોકે તેને મારી નાંખ્યો. લડાઈઓ ચાલી—હંગેરિઅન પ્રથમ જીત્યા, પણ **એરલો** આગળ હાર્યા (ફેબ્રુઆરી, ૧૮૪૯); વળી તેઓએ આસ્ટ્રિયન લશ્કરને બે ત્રણ ઠેકાણે હરાવ્યાં ને યૂરોપમાં સૌએ જાણ્યું કે તેઓ સ્વતંત્ર થશે, પણ ઊનાળામાં એવી ખબર ફેલાઈ કે રૂશિયન લશ્કર હંગરી ઉપર ચડ્યાં, હંગરીના લોકે ટકાવ કીધો પણ આખરે ઘણાની આગળ થોડાનું ચાલ્યું નહિ ને ૧૩ મી આગસ્ટે ગોરગે સરદારવાળું હંગરીનું લશ્કર રૂશિયન લશ્કરને તાબે થયું. જનરલ **હેન્નો**એ લોકના ઉપર ઘણુંજ ઘાતકીપણું વાપર્યું; **કોસથ, બેમ** વગેરે લોકના આગેવાનો તુર્કસ્તાનમાં ને તેઓના સાથી આસપાસના મૂલકમાં નાશી ગયા. રૂશિયાના ઝારને બહાનું મળ્યું ને તેણે સુલતાનને જણાવ્યું કે હંગરીના જે લોક તમારા રાજ્યમાં હોય તેમને અમારે હવાલે કરવા, ને નહિ કરો તો આપણે દુશ્મન જેવા થઇશું; પણ તેટલામાં અંગ્રેજી કાફલો કાળા સમુદ્રમાં આવી પહોંચ્યો ને ઝારે સુલતાન સાથે લડાઈ કરવી માંડી વાળી.

ક્રીમિઆની લડાઈમાં આસ્ટ્રિયા રૂશિયાનો ઉપકાર ભૂલી ન જતાં તેના પક્ષમાં તો ન ઊતર્યું, પણ તટસ્થ રહ્યું ને બીજું કારણ આ હતું કે ઈટલીમાંના પોતાના રાજ્યમાં બળવા બખેડા થતા હતા. સીબાસ્ટેપોલની લડાઇ પછી આસ્ટ્રિયાએ વચમાં પડી રૂશિયા અને તુર્કસ્તાન, ઇંગ્લંડ, ફ્રાન્સ એઓ વચ્ચે સલાહ કરાવી (૧૮૫૬). ઈટલીમાં ૧૮૫૯ માં સાર્ડિનિઅન તથા ફ્રેંચ એ લશ્કરોએ આસ્ટ્રિયન લશ્કરને લોમ્બર્ડિમાંથી હાંકી મહેલ્યું; માત્ર **વેનિસ**નો પ્રાંત મહારાજાના તાબામાં રહ્યો.

## પ્રુશિયા.

ફ્રેડરિક ૩ જાની કારકીર્દીમાં **જીના ને એઅેરસ્ટાડ્ટ**ની હારથી પ્રુશિયા નેપોલિયનને તાબે થઈ રહ્યું (૧૮૦૬). **ટિલસિટ**ના કોલકરારથી (૧૮૦૭) પ્રુશિયાનું અડધું રાજ્ય ગયું—નેપોલિયને વેસ્ટફેલિઆ જેરોમ બોનાપાર્ટને આપ્યું; **વોર્સા**ની ગ્રાંડ ડચી કરી તેને સાકસનીના રાજાના આશ્રયમાં રાખી; **ડાંટ્ઝિકને** સ્વતંત્ર નગર કીધું; ને બીજાં બંદરોને ઇંગ્લંડ સાથે વેપાર કરતાં અટકાવ્યાં ફ્રેંચોએ ઠેકાણે ઠેકાણેથી બળાત્કારે નાણાં કહડાવ્યાં ને લોકના ઉપર ધિક્કાર દેખાડચો. ૧૮૧૩ ના આરંભમાં રાજાએ લડાઈની તૈયારી કરીને સઘળા પ્રુશિયનો સાથે થવાને તૈયાર થયા; તેઓએ **મોકરન** આગળ ૩૦ હજાર ફ્રેંચોને હરાવ્યા. **બોટઝેન**ની ને **લટઝેન**ની લડાઈ ઉપરથી તહ થયો; પણ પછી પાછી લડાઈઓ ચાલી તેમાં પ્રુશિયનોએ ઉપરાઉપરી ફતેહ મેળવી—**કાટઝબેક** આગળ બ્લૂચરે માકડોનલ્ડને હરાવી સિલીશિઆમાંથી કહાડચો; **વાનડામ** સરદાર કેદી થયો ને તેનું લશ્કર **કલ્મ** આગળ નાશ પામ્યું; અને સરદાર ને જેને પ્રુશિયાનું તાજ મળવાનું હતું તે **ડેનેવિટઝ** આગળ હાર્યો ને એલ્બ નદીતરફ નાઠો. એ ફતેહ થઇયો ને વળી બ્લૂચરે **જનરલ બરટ્રાંડ**ની છાવણી ઉપર છાપો માર્યો તેથી સંપીલાં લશ્કર **લીપઝિક** આગળ સહેલથી મળી શક્યાં. નેપોલિયન સાથે ત્રણ દહાડા લડાઈ ચલાવી તેને હરાવ્યો (૧૬ મી, ૧૮ મી ને ૧૯ મી આક્ટોબર ૧૮૧૩); ને પછી તે સંપીલું લશ્કર ફ્રાન્સમાં દાખલ થયું હતું. ડિલસિટના કરારથી (૧૮૦૭) જેટલો પ્રદેશ ગુમાવ્યો હતો તેટલો પ્રદેશ વીએનાની સભાના કરારથી (૧૮૧૪) પ્રુશિયાને પાછો મળ્યો; પોલંડવાળો કેટલોક મૂલક ગયો તેના બદલામાં અડધું સાકસની અને રૈનના ડાબા કાંઠા ઉપરના કેટલાક પ્રાંત એ પ્રુશિયાને મળ્યા.

પછી ઘણાં વર્ષ સ્વસ્થતા ચાલી. ૧૮૩૦ માં ફ્રેંચ રાજ્યમાં ગડબડ થઇ તેની અસર પ્રુશિયા ઉપર ઝાઝી થઇ નહિ. ૧૮૪૦ માં ફ્રેડરિક વિલિયમ ૪ થો રાજગાદીએ બેઠો. ૧૮૪૭ માં રાજાએ આખા રાજ્યને માટે એક પાર્લમેંટ સ્થાપી તથા કેટલાક હક્ક શહેરના લોકને આપ્યા ને કેટલાક નવા ધારા કીધા. તે રાજસભાની પહેલી બેઠક એપ્રિલની ૧૧ મીએ થઈ. એ સભા વિસર્જન થઈ કે તરતજ ઠેકાણે ઠેકાણે મંડળીઓ મળવા માંડી ને ભાષણો થવા માંડ્યાં કે રાજા સુધારા કરવાનું ડોલ બતાવેછે પણ અંદરથી તેનો વિચાર લોકને છેતરવાનો છે. જર્મનીનાં એક બીજાથી જુદાં એવાં રાજ્યો જે એકસંપની સત્તામાં છે તે ટાળી સઘળાં રાજસ્થાનના લોક એકસરખી રાજ્યસત્તાને આધીન રહે તેવું કરવાના વિચારમાં કેટલાક લોક પડ્યા હતા; ને એઓના આગેવાન થઈને રાજાએ લોકનો ભરોસો પાછો મેળવ્યો. રાજા લોકની આગળ ભાષણ કરતો હતો તેવામાં ઘોડેસવાર પલટન આવી પહોંચી ને મારામારી થઇ તેમાં કેટલાક લોકના જીવ ગયા. પોતાને વિષે લોકનું સારૂં મત બેસાડવાને રાજાએ વારે વારે પ્રધાન બદલ્યા; રાજરક્ષક સૈન્ય ઊભું કીધું; અને લોક રાજી થયા તેવી રીતનું કેટલુંક રાજધારામાં દાખલ કીધું. એટલું છતાં જ્યારે લોકે તેના ઉપર વિશ્વાસ ન રાખ્યો ને જ્યારે તેણે જોયું કે શેઠ ટળીને સેવક થવાનો વખત આવ્યો ત્યારે તેણે લશ્કરને ઉપયોગમાં આણ્યું. રાજસભા બર્લિનમાં મળતી ને તેને લોક મદદ કરતા તેથી બ્રાંડનબર્ગમાં તે મળે એવો ઠરાવ કીધો, કે જ્યાં રાજ્યસત્તાનો ભય લોકને વિશેષ રહે. લોકે બર્લિનમાં મળ્યાં કીધું, પણ રાજાએ લશ્કર મોકલી તેઓને છૂટા પાડી નાંખ્યા. બીજી વાર લોકે મળી કર આપવો બંધ કીધો; અને મોટું લશ્કર તથા બર્લિનના લોક એઓ રાજાના લશ્કરની સામા થયા પણ હાર્યા. બ્રાંડનબર્ગમાં જે રાજસભા મળતી તે રાજકાજ કરી શકી નહિ ને રાજાએ તેને પણ વિસર્જન કીધી. ૧૮૪૯ માં રાજ્યમાં સ્વસ્થતા થઈ ને વ્યવસ્થા તથા ધારા તૈયાર કરવામાં આવ્યા. ૧૮૫૦ ના ફેબ્રુઆરીની ૬ ઠ્ઠીએ રાજા, પ્રધાનો ને ધારા બાંધનારી સભાના ગૃહસ્થો એઓએ નવી વ્યવસ્થા પ્રમાણે વર્તવાના શપત લીધા.

પ્રુશિયા હોલસ્ટીન બળવાખોરોને ઘણીક મદદ આપતું ને હેસીના લોકને પોતાના સત્તાધારીની સામા થવામાં ઉશ્કેરણી આપતું;—એથી આસ્ટ્રિયા પ્રુશિયા વચ્ચે લડાઇ ઊઠે તેવો વખત આવ્યો હતો. ૧૮૫૩ માં તથા ૧૮૫૬ માં રાજધારામાં અગત્યના ફેરફાર થયા, પણ તે લોકને અનુકૂળ પડે તેવા નહોતા. ક્રીમિઆની લડાઇમાં ને પહેલાં પ્રુશિયાની રાજનીતિ ચલિત હતી તેથી યૂરોપમાં તે રાજ્ય ઓછાં વજનનું ગણાવા લાગ્યું. રાજા રાજ્ય ચલાવી શકતો નહિ તેથી તેનો કુંવર ૧૮૫૮ માં રાજપ્રતિનિધિ ઠર્યો. પ્રુશિયા, આસ્ટ્રિયાનું જોર તૂટેલું જોવાને ઇચ્છતું તેથી તે ઇટલીની લડાઈમાં ફ્રાન્સની સામા થયું નહિ. ૧૮૬૧ માં રાજા મરણ પામ્યો ને રાજપ્રતિનિધિ તે રાજા થયો.

**હાલંડ ને બેલ્જિયમ**-૧૭૯૫ ના વર્ષથી એકત્ર પ્રાંતોએ ફ્રાન્સની તાબેદારીમાં રહીને પોતાનો વેપાર ને પોતાનાં સંસ્થાન ગુમાવ્યાં. ૧૮૦૬ માં નેપોલિયને તે એકત્ર પ્રાંતોનું હાલંડ નામનું રાજ્ય સ્થાપી **લૂઈ બોનાપાર્ટ**ને ગાદીએ બેસાડ્યો. તેને તેના ભાઇએ જે થોડીક સત્તા આપી હતી તે તેણે લોકલાભમાં વાપરી. બ્રિટન સાથે વેપાર બંધ રખાવવાના મોટાભાઈના જે હુકમો આવતા તેને તે દાબી રાખતો; પણ એ વાત પછવાડેથી તેના મોટાભાઇના જાણ્યામાં આવેથી લૂઇએ પોતાના દીકરાના નામની કરી પોતે રાજગાદી છોડી; પણ એ મોટાભાઈની નજરમાં ઠીક ન આવ્યું ને હાલંડ ફ્રાન્સ સાથે જોડાયું (૧૮૧૦). સ્વતંત્રતાને ઇચ્છનારા લોકના ઉપર નવા સત્તાધારીઓએ બળાત્કાર કીધા ને એઓ સામા થયા. ૧૮૧૪ ના અક્ટોબરમાં બ્રિટન સાથે સલાહના કરાર થયા ને એની રૂએ **કેપ આવ્ ગુડ હોપ, ડેમેરારા, એસ્સેક્વીબો** ને **બેરબીસ** એ બ્રિટને રાખ્યાં ને **બટેવિઆ, મોલક્કાસ, સુરીનામ** ને બીજાં ઠેકાણાં હાલંડને પાછાં મળ્યાં. ૧૮૧૫ ના મેની ૨૧ મીએ વીએનાની સભાના ઠરાવથી નેધર્લંડના ૧૦ પ્રાંત જે અસલ બર્ગંડીના ડ્યૂકના તાબામાં હતા તે વિલિયમ ફ્રેડરિકની રાજ્યસત્તામાં સોંપ્યા ને એણે યૂનૈટેડ નેધર્લેંડ્સ રાજા એ પદ ધારણ કીધું–રાજ્યની વ્યવસ્થા આવી રીતની કે, રાજા વંશપરંપરા રાજ્ય કરે, પણ લોકના મુખત્યારોની સભાના પસાર કીધેલા ધારાને અમલમાં લાવે.

**બેલ્જિયમના** લોકે ૧૮૩૦ માં એકત્રપણું છાંડી જુદું પડવું ઇચ્છ્યું. આગસ્ટમાં **બ્રસલ્સના** લોક રાજસેનની સામા થયા; ફ્રેંચ લશ્કરે આંટવર્પને ઘેરો ઘાલ્યો ને શહેર તાબે થયું. તરતજ પછી બેલ્જિયમનું રાજ્ય જુદું ગણાયું ને સાક્સ કોબર્ગના પ્રિન્સ લીઓપોલ્ડે તાજ પહેર્યું (૨૧ મી જુલાઈ, ૧૮૩૧).

**ડેનમાર્ક**ના કોપનહેગનના રક્ષણનેમાટે જે વહાણ હતાં તેને નેલ્સને ડૂબાડ્યાં હતાં, બાળ્યાં હતાં ને પકડ્યાં હતાં. ૧૮૦૭ માં ડેન્માર્કનાં લશ્કરી વહાણ અં-

ગ્રેન સરદાર **ગામબીઅર** ને **કાથકાર્ટ** એઓને તાબે થયાં હતાં. નેપોલિયન હાર્યા પછી **નોર્વે**, સ્વીડનના હવાલામાં ગયું અને સ્વીડનનો પોમેરાનિઆ પ્રાંત અને રૂજનનો ટાપુ એ ડેન્માર્કના હવાલામાં આવ્યાં. વીએનાના કરારથી (૧૮૧૫) એ મૂલક પ્રુશિયાને આપવામાં આવ્યો. ડેન્માર્કના રાજાને **લ્યુએમબર્ગ**ની ડચી મળી. **સ્લેઝવિક** ને **હોલસ્ટેન** એ બે ડચીઓ વારસાથી ડેન્માર્કના રાજાને મળતી હતી, પણ ત્યાંના લોક ભાષામાં ને રીતભાતમાં જર્મન હતા તેથી તેઓને ડેન્સ સાથે પાલવ્યું નહિ ને તેઓએ (૧૮૪૮ માં) જર્મન લોકના સંપમાં મળી ડેન્સસાથે લડાઇઓ ચલાવી–બીજાં રાજ્યોના વચમાં પડવાથી સમાધાની થઈ; પણ ટંટાનું મૂળ ગયું નહિ; ૧૨ વર્ષ પછી (૧૮૬૨ માં) છેલ્લો નીવેડો આવ્યો હતો. ૧૮૩૦ માં પ્રાંત પ્રાંતની મંડળીઓને રાજકાજના વિચાર કરવાને સત્તા મળી હતી અને ૧૮૪૯ માં લોકના મુખત્યારોની રાજસભા સ્થાપવામાં આવી હતી.

**સ્વીડન**માં ૧૮૦૯ માં ચાર્લસ ૧૩ મો ગાદીએ બેઠો. તેણે રૂશિયા તથા ડેન્માર્ક વચ્ચે ચાલેલી લડાઈનો અંત આણ્યો ને તેમાં ચોથો ભાગ મૂલક ને ત્રીજો ભાગ વસ્તી એટલું ખોયું. ૧૮૧૦ માં તેને નેપોલિયનના પક્ષમાં રહી પોમેરાનિઆનો પ્રાંત મેળવ્યો. એ વર્ષમાં પાટવી મરી ગયો તેથી રાજસભાએ **બર્નાડોટ** (નેપોલિયનનો માર્શલ) એને **ક્રોન પ્રિન્સ** ઠેરવ્યો. ૧૮૧૨ માં સ્વીડનનાં બંદરો બીજા દેશના લોકના વેપારને માટે ખુલ્લાં થયાં; ૧૮૧૩ માં **બર્નાડોટે** બ્રિટન સાથે દોસ્તીકરાર કરી નેપોલિયન સામા લડાઇ કીધી ને એના બદલામાં સંપીલાં રાજ્યોએ તેને **નોર્વે** આપ્યું (૧૮૧૪). ૧૮૧૮ માં **બર્નાડોટ** સ્વીડન તથા નોર્વેના એકત્ર રાજ્યનો રાજા થયો ને **ચાર્લસ ૧૪ મો** કહેવાયો. એની પછી એનો દીકરો **ઓસ્કર** રાજગાદીએ બેઠો હતો (૧૮૪૪).

## રૂશિયા.

**મહારાજા પાઉલ**નો ઘેલછાવાળો જૂલમ લોકથી સંખાયો નહિ ને ૧૮૦૧ ના માર્ચમાં તેનું તેના મહેલમાંજ ખૂન થયું. **અલેક્ઝાંડર ૧ લો** એણે નેપોલિયનનો મહારાજાનો ખિતાબ કબુલ રાખ્યો નહિ ને રાજ્યોના સંપમાં રૂશિયાને સામિલ કીધું. **ઓસ્ટર્લિટ્ઝ**ની લડાઈમાં તે જાતે પોતાનાં લશ્કર સાથે લડ્યો હતો. ૧૮૦૬ માં તેણે પ્રુશિયા સાથે મેળાપ રાખ્યો, પણ એ રાજ્યની હાર થઇ ને પોતાનાં લશ્કરે પણ **ઇલો** ને **ફ્રીન્લાંડ** આગળ ભારે હાર ખાધી તેથી તેણે તહ માગ્યો હતો ને પછી તેને ને નેપોલિયનને દોસ્તી થઇ હતી. ૧૮૦૯ માં તેણે બ્રિટન તથા સ્વીડન સાથે લડાઈ કીધી ને ફીન્લાંડનો રહેલો મૂલક, પૂર્વ **બોથનિઆ** ને **આલંડ** એ સ્વીડને રૂશિયાને આપ્યાં.

ત્રણ વર્ષ થયાં રૂશિયા ને તુર્કસ્તાન એ બે વચ્ચે રહી રહીને લડાઈ ચાલ્યાં કરતી તે ૧૮૦૯ માં જોરથી ચાલી. રૂશિયનોએ ડાન્યુબ ઓળંગી ને શુમલાના કિલ્લા ઉપર મારો ચલાવ્યો; પણ તુર્ક લોક ડગ્યા નહિ ને મોટા વજીરે હૂમલો કરનારનું અડધું લશ્કર નસાડયું (૧૮૧૦); પણ નાસતાં લશ્કરની પાછળ પડતાં વજીરને **કુટુસોફે** સપડાવી હરાવ્યો ને વજીર મુસીબતથી નાશી ઊગર્યો. પછી **બુકરેસ્ટ**ના સલાહકરારની રૂએ સુલતાને પ્રુથના ડાબા તીરના મૂલક ઉપરથી હાથ ઊઠાવ્યો (૧૮૧૨). એ પ્રમાણે રૂશિયાએ એક પાસથી સ્વીડનનો ને બીજી પાસથી તુર્કસ્તાનનો મૂલક મેળવી પોતાનો રાજ્યપ્રદેશ વધાર્યો.

નેપોલિયને બ્રિટન સાથે વેપાર કરવાની સઘળાં રાજ્યોમાં બંધી કરાવેલી તેનો ગભરાટ રૂશિયામાં પણ હતો; તેવામાં વળી **ઓલડેનબર્ગ**ના ડ્યૂકનો મૂલક નેપોલિયને કબજે કીધો (૧૮૧૧); એ ઊપરથી અલેક્ઝાંડરે નેપોલિયન સાથે દોસ્તી તોડી ને સ્વીડન સાથે મેળાપ રાખી ફ્રેંચ મહારાજાની સામા લડાઇ ચલાવવા માંડી (૧૯ માર્ચ, ૧૮૧૨). એ લડાઈનું છેવટ ફ્રાન્સના પ્રકરણમાં જણાવ્યું છે. ગુલીસ્તાનમાં થએલા કરારની રૂએ રૂશિયાને ઇરાનનો કેટલોક મૂલક મળ્યો (૧૮૧૩). વીએનાની સભાના ઠરાવથી (૧૮૧૫) રૂશિયાને **વોર્સો શહેર** ને આજુબાજૂનો મૂલક મળ્યો.

અલેક્ઝાંડર ૧૮૨૫ માં મરણ પામ્યો ને **નિકોલસ ઝાર** થયો. એણે ઈરાનના મૂલક ઉપર હૂમલા કરી કેટલોક મૂલક મેળવ્યો (૧૮૨૮). ગ્રીસમાં બખેડા થયા તેનો લાભ લેઇ રૂશિયાએ સુલતાનના મૂલક ઉપર હૂમલો કરી **વાર્ના** લીધું (૧૮૨૮); સિલિસ્ટ્રિયા (૧૮૨૯) લીધું, **આડ્રિઆનોપલ** લીધું ને રાજધાની કોન્સ્ટંટિનોપલને તડકાવી. સુલતાન ગભરાયો ને આડ્રિઆનોપલમાં સલાહના કરાર થયા તેની રૂએ રૂશિયાએ કેટલોક મૂલક પોતાનામાં વધાર્યો; ડાન્યૂબના મુખપ્રદેશ ઉપર સત્તા બેસાડી અને **વાલેચીઆ** તથા **મોલડેવિયા**ના લોકના હક્ક જાળવનાર દાખલ સુલતાનના રાજકારભારમાં વચમાં પડવાનો અધિકાર મેળવ્યો. **અંકીઆર સ્કેલેસ્સી**ના કોલકરારથી રૂશિયાએ કાળો સમુદ્ર પોતાની સત્તામાં લીધો ને તુર્કસ્તાને બીજા દેશનાં વહાણોને **ડાર્ડેનલ્સ**ની વાટે અંદર આવતાં બંધ કીધાં.

૧૮૩૦ માં યૂરોપનાં રાજ્યોમાં ધાંધલ ચાલેલી તેથી ઉશ્કેરાઇને પોલંડના દેશાભિમાનીઓએ વોર્સાની લશ્કરી નિશાળના વિદ્યાર્થીઓને આગેવાન કરી હથિયાર ઊંચક્યાં (૨૯ મી નવેંબર); કામ ચાલતું કરવાને રાજ્યવ્યવસ્થા કીધી; **ક્લોપીકી** નામના ઘરડા લડવૈયાએ લશ્કરની સરદારી કરી; અને ઝારનો ભાઇ ગ્રાંડ-ડ્યૂક કોન્સ્ટન્ટૈન એને પોતાનો અધિકાર છોડી દેવો પડ્યો. પણ રૂશિયન લશ્કર ઉપરાઉપરી આવી પહોંચ્યાં, ને પોલંડના લોક બહાદુરીથી લડ્યા. પણ ઘણાની આગળ થોડાનું ચાલ્યું નહિ (સપ્ટેંબર, ૧૮૩૧). રૂશિયનોએ બળવાખોરોમાંના કેટલાકને રાજ્યબહાર જઇ રહેવાનું કહ્યું ને ઘણાકને સૈબીરિઆના ઊજડ વગડામાં વસવાને મોકલ્યા. ૧૮૪૬ માં બીજી વાર પોલંડના લોકે ઊઠાવણી કીધી, પણ રૂશિયાએ તેને દાબી નાંખી; પછી રૂશિયા આસ્ટ્રિયા વચ્ચે કરાર થયા તેથી વીએનાના કરારની વિરૂદ્ધ **ક્રાકોનું** પ્રજાસત્તાક રાજ્ય આસ્ટ્રિયા સાથે જોડાયું. ૧૮૪૮ માં રૂશિયાએ આસ્ટ્રિયાને મદદ કરી હંગરીનો બળવો બેસાડ્યો; અને તુર્કસ્તાનમાં જઇ રહેલા બળવાખોરને આપીદેવાનું સુલતાનને જણાવ્યું. સુલતાને ન માન્યું ને ઝાર કોન્સ્ટંટીનોપલ ઉપર ચઢાઇ કરવા નીકળ્યો; ઇંગ્લંડે તુર્કસ્તાનને મદદ કીધી ને રૂશિયાએ ચઢાઈ કરવી માંડી વાળી.

બે વર્ષ પછી રૂશિયાએ તુર્કસ્તાન સાથે લડાઈ કરવાનો નિશ્ચય કીધો. મુસલમાની રાજ્યના ખ્રિસ્તીઓને દુઃખ ન થાય અને જરૂસલમમાંનાં પવિત્ર સ્થળોની સંભાળ રખાય તેવી ખાતરી કરી લેવાને વોલેચિઆ તથા મોલ્ડેવિઆ એ પ્રાંત માગ્યા; સુલતાને સમાધાનીને માટે કેટલુંક કબૂલ કરી કરાર કરવાની મહેતલ લીધી, પણ રૂશિયાએ ૧૮૫૩ ના જુલાઇમાં પ્રુથ-નદી ઓળંગી ને તુર્કસ્તાને સામી લડાઈ આપવાને જાહેરમાં જણાવ્યું (૫ મી અક્ટોબર). રૂશિયાએ ઘણાક તુર્કની કતલ કરી નાંખી ને **સૈનોપેના** ઉપસાગરમાં જે વહાણો હતાં તેમનો નાશ કીધો; અંગ્રેજ તથા ફ્રેંચ એઓએ સાથે થઈ તુર્કની તરફથી લડાઈ ચલાવી; રૂશિયનોએ સબાસ્તેપોલમાં હાર ખાધી; ને પછી રાજ્યો-વચ્ચે સલાહ થઇ, તે વિષે બ્રિટનના પ્રકરણમાં જણાવ્યું છે. નિકોલસ ઝાર, ૧૮૫૫ ના માર્ચની ૨ જીએ મરણ પામ્યો ને સપ્ટેંબર ૧૮૫૬ માં **અલેક્ઝાંડર ૨ જો** એણે મોટા વિધિથી મૂગટ પહેર્યો.

**તુર્કસ્તાન ને ગ્રીસ**—નેપોલિયને ઈજીપ્ટ ઉપર હૂમલો કીધો તે ઉપરથી ૧૭૯૮ માં સુલતાન સીલીમે રૂશિયા તથા ઇંગ્લંડ સાથે રક્ષણને અર્થે દોસ્તીકરાર કીધા ને ઇંગ્લંડે તે પ્રાંત તુર્કસ્તાનને પાછો અપાવ્યો. સુલતાને પોતાના લશ્કરમાં યૂરોપની કવાયત દાખલ કરેલી તેઉપરથી જૂના **જાનીસરી** બેદિલ થયા હતા; તેમાં વળી ફ્રાન્સે સુલતાનને સમજાવી ઇંગ્લંડ તથા રૂશિયા સામા લડાઈ કરાવી (૧૮૦૬). રૂશિયાએ વોલેચિઆને મોલ્ડેવિઆ એ પ્રાંત કબજ કીધા ને **આડ્મિરલ ડકવર્થ**વાળો અંગ્રેજી વહાણનો કાફલો ડાર્ડૅનલ્સ પસાર કરી કોન્સ્ટંટિનોપલ ઉપર ધશ્યો આવ્યો, પણ તરતજ તેને પાછું ફરવાની જરૂર પડી. રૂશિયાની સરહદ ઉપર વજીર મોટું લશ્કર લેઇ ગયો તેવામાં **જાનીસરી** ફોજે બળવો કીધો ને સીલીમને ઊઠાડી મૂકવાનું માગી તેનો ભત્રીજો મુસ્તફો ૪ થો એને ગાદીએ બેસાડ્યો.

**રૂસ્તચક**ના પાચ્છા **બૈરાક્તર** એણે ૪૦ હજાર **આલબેનિઅન**ની ફોજ સાથે આવી બળવાખોરને હરાવ્યા; સીલીમને તો તે પાછો ગાદીએ બેસાડી ન શક્યો (દુશ્મનોએ તેને મારી નાંખ્યો હતો), પણ તેણે મુસ્તફાને ઊઠાડી મહમૂદ ૨ જાને ગાદીએ બેસાડી રાજ્યમાં બંદોબસ્ત કીધો. સીલીમના ખૂનનું વેર લેતાં ઘણાક જણની કતલ કરવામાં આવી; તોપણ હજી **જાનીસરી**નું જોર નરમ પડ્યું નહોતું ને તેઓએ **બૈરાક્તર**ને મારી નાંખ્યો. રૂશિયા સાથે ચાલેલી લડાઈ બુકરેસ્ટમાં થએલા સલાહકરારથી બંધ પડી (૧૮૧૨) ને સુલતાને પોતાના રાજ્યનો કારભાર મોટી શક્તિથી ને રાજકીય બુદ્ધિથી ચલાવ્યો કે જેથી તે પોતાના કાળના શક્તિમંત રાજાઓમાંનો એક ગણાયો. તેણે પોતાના હુલ્લડિયા નવાબોને સપડાવ્યા; વંશપરંપરાની નવાબી કહાડી નાંખી અને જાનીસરી લોકો જે પાયતખ્તને પોતાના જૂલમથી ત્રાસમાં રાખતા તેઓનું જોર તદ્દન નાબુદ કીધું; વળી અરબસ્તાનના વહાબીઓના બખેડા બેસાડી તેઓને હૂકમ માનતા કરવાનું કામ ઈજીપ્ટના નવાબ-મહમદઅલીને સોંપ્યું.

૧૮૨૦ થી મોરીઆના ગ્રીક લોકે પોતાનો દેશ તુર્કના તાબામાંથી છૂટો પડવાને હથિયાર ઊંચક્યાં, ને તેઓ છ વર્ષ લડ્યા. ૧૮૨૭ માં ઇંગ્લંડ, ફ્રાન્સ ને રૂશિયા એઓએ ત્યાંના બખેડાનો છેલ્લો નીવેડો આણવાને તુર્કસ્તાન સાથે ભાંજગડ ચલાવી. પણ સુલતાને ન માનતાં ઇજીપ્ટથી કુમકી લશ્કર મગાવ્યું. ઇબ્રાહીમ પાચ્છા ઇજીપ્ટથી ૯૨ વહાણ લશ્કર તથા ખોરાક ભરી તુર્કનો લશ્કરી કાફલો **નવારીનો** આગળ પડ્યો હતો તેની કુમકે આવવા નીકળ્યો; પણ બ્રિટિશ, રૂશિયન

ને ફ્રેંચ વહાણોએ ઇજીપ્ટના કાફલાને ઘેરયો આવતો અટકાવ્યો. વીસ દહાડાનો તહ નક્કી કરવામાં આવ્યો, પણ તે દર્મિયાનમાં વહાણો કંઈ એકાએક સામસામાં અથડાયાં ને તે ઉપરથી ભયંકર લડાઇ ચાલી; ને ઓટામન કાફલાનો નાશ થયો (૨૦ મી અકટોબર, ૧૮૨૭). સુલતાને ગ્રીસને મદદ કરનારાં ત્રણે રાજ્યો સાથે લડાઈ ચલાવવાનું જણાવ્યું. તુર્ક રૂશિયનો વચ્ચે લડાઈ મચી તેમાં છેલ્લી વારે રૂશિયનો જીત્યા. પછી તુર્ક ગ્રીક વચ્ચે કેટલીક મુદ્દત સૂધી મારામારી ચાલી ને અંતે ગ્રીસ તુર્કસ્તાનથી જુદું પડયું—**અવેરિઆનો પ્રિન્સ ઓથો** ગ્રીસનો રાજા થયો (૧૮૩૩).

ઇજીપ્ટનો મહમદઅલ્લી સુલતાનના તાબામાંથી ખસવાને ફતેહ મેળવતો હતો તે યૂરોપનાં રાજ્યોના વચમાં પડવાથી અટક્યો (૧૮૩૩). ૧૮૩૯ માં **નેઝીબ** આગળ લડાઈ થયા પછી યૂરોપનાં રાજ્યોએ સંપ કરી પાચ્છાનું જોર તોડયું, પણ આટલું ઠેરવ્યું કે ઇજીપ્ટનો પાચ્છા સુલતાનના તાબામાં રહે, પણ ઓલાદ દર ઓલાદ પાચ્છાઈ ભોગવે (૧૮૪૦). તુર્કસ્તાનની સત્તા ઓછી થવાથી રૂશિયાનું બળ વધી જશે તે વિષે રાજ્યોનાં પ્રધાનમંડળમાં વિચાર થવા લાગ્યા; તેવામાં રૂશિયાએ સુલતાન પાસે બંડખોર હંગેરિઅનોને માગ્યા; અને તે ઉપરથી બ્રિટન તથા ફ્રાન્સ એઓએ સુલતાનને મદદ કરવાનો નિશ્ચય કીધો. **ક્રિમીઆ**ની લડાઈ ચાલી તેનો છેડો ૧૮૫૬ માં આવ્યો. એ લડાઈમાં **ઓલટેનિટઝા, કાલાફટ સિલિસ્ટિયા ને કાર્સ** એ ઠેકાણે તુર્કોએ મોટી બહાદુરી બતાવી હતી. ૧૮૫૬ ના સલાહકરારથી તુર્કસ્તાનના રાજ્યમાં જૂજ મૂલકનો વધારો થયો ને રૂશિયા જ્યારે ત્યારે વચમાં પડતું તે ન પડે તેવી તેને બાંહેધરી મળી. વેલેચિઆ ને મોલડેવિઆ એ પ્રાંત તુર્કસ્તાનનાજ તાબામાં રહ્યા, પણ ત્યાંના લોકના ધારાના તથા હક્કના રક્ષણનો અધિકાર રૂશિયનોના હાથમાં ગયો. સુલતાને પોતાના રાજ્યમાં સઘળા ધર્મની પ્રજાને એકસરખા હક્ક આપવા માંડયા. ખ્રિસ્તી લોકને પણ દરજા મળતા થયા તે ચુસ્ત મુસલમાનોને પરવડયું નહિ ને તેઓએ સુલતાનને ઊઠાડી મૂકવાને તથા ખરેખરૂં મુસલમાની રાજ્ય રાખવાને છૂપી મસલહતો કરી ને તે રાજ્યમાં બધે છૂપી છૂપી ફેલાવી; ઠામ ઠામ બળવા ઊઠવાની તૈયારી થઇ રહી હતી, પણ તેટલામાં સરકારને ખબર પડી ને મસલહત કરનારાઓ મોતની સજા પામ્યા (૧૮૫૯).

**ઇરાન**—૧૮ મા સૈકામાં પશ્ચિમ ઇરાનનું, ને પૂર્વ ઈરાન અથવા અફગાનીસ્તાનનું, એ બે રાજ્ય જુદાં પડ્યાં હતાં. પશ્ચિમ ઈરાનમાં આગા મહમ્મદખાન ૧૭૯૫ માં રાજ્યગાદીએ બેઠેલો તેનું ૧૭૯૮ માં ખૂન થયું ને તેનો દીકરો ફતેહ અલીશાહ થયો. તેની સાથે બ્રિટિશ લોકે દોસ્તીના કરાર કીધા હતા (૧૮૦૦)—આવી મતલબથી કે અફગાન લોક ડરતા રહી હિંદુસ્તાન ઉપર હૂમલો કરે નહિ. **અફગાનીસ્તાન**માં મહમ્મદશાહ અબદલ્લી જેણે ૧૭૬૧ માં પાણીપતની લડાઈ જીતી હતી તેણે ૧૭૭૩ સૂધી રાજ્ય કીધું હતું ને પછી તૈમૂરશાહ ૧૭૯૨ સૂધી ને પછી **ઝીમનશાહ** રાજ્ય કરતો.

૧૮૦૯ માં પશ્ચિમ ઇરાન અથવા ઈરાન ને રૂશિયા સાથે લડાઈ ચાલેલી તે ૧૮૧૩ માં બ્રિટિશના વચમાં પડવાથી પતી, દાઘેસ્તાન સ્કીરવાન, ને કાસ્પિઅન સમુદ્રના પશ્ચિમ કાંઠાનો સઘળો મૂલક ઈરાને રૂશિયાને આપી દીધો; જીઓર્જિઆ, ઇમેરીશીઆ, ગ્યુરીએલ મિંગ્રેલીઆ એ પ્રાંતો ઉપરથી પોતાનો દાવો ઊઠાવી લીધો; અને કાસ્પિયન સમુદ્રમાં ફક્ત રૂશિયાનાંજ લડાઈનાં વહાણો રહે એવી કબૂલાત આપી. ૧૮૨૨ માં પાછી લડાઈ ઊઠી ને બીજે વર્ષે સલાહ થઈ; પણ વળી પાછી ૧૮૨૮ માં લડાઈ ચાલી તેનું પરિણામ રૂશિયાના લાભમાં આવ્યું હતું.

## હિંદુસ્તાન.

હિંદુસ્તાનમાં અંગ્રેજ વેપારીઓએ ૧૬૧૧ માં આવી ૧૬૧૨ માં કોઠી ઘાલી અને ૧૭૫૭ માં પ્લાસીની લડાઈ કરી બંગાળાના રાજકારભારમાં ભાગ લીધો; ૧૭૬૩ થી ફ્રેંચ લોકની વગસત્તા ઓછી થઇ; ૧૭૬૫ થી અંગ્રેજ કંપનીની રાજ્યસત્તા ખરેખરી સ્થપાવા મંડાઈ; ૧૭૯૯ માં ટીપુ મુઓ; તોપણ હજી મરેઠાઓની સત્તા હાક વાગતી. સિંધિયાએ ઉત્તર તરફ ફતેહ મેળવતાં દિલ્હી આગ્રા જીતી લીધાં; અને દિલ્હી લેતાં મુગલ બાદશાહ પકડાયો (૧૭૮૮). એ જીતેલા પ્રદેશનો રાજકારભાર સિંધિયાએ પોતાની નોકરીમાં **પેરન** નામનો ફ્રેંચ સરદાર હતો તેને સોંપ્યો. બ્રિટિશ લોકે બાજીરાવ પેશ્વાને સિંધિયાની સામા થવામાં મદદ આપવામાં વસાઇમાં કોલકરાર કીધા (૩૧ મી ડિસેંબર, ૧૮૦૨)* તે ઉપરથી જનરલ

* બાજીરાવે પોતાને ગાદી મળવાની ખટપટમાં દોલતરાવ સિંધિયાને મદદ બદલ બે કરોડ રૂપિઆ આપવા કબૂલ કીધા હતા; એ રૂપિઆ આપવાને પેશ્વાની પાસે સાધન નહોતાં ને સિંધિયાને તો પોતાના લશ્કરને આપવાને જોઇતા હતા. એવી ગોઠવણ કરવામાં આવી કે પુનાના શ્રીમંત ગૃહસ્થો પાસેથી

પેરનને ગુસ્સો ચઢ્યો ને તેણે તેઓની સાથે લડાઈ ચલાવી; ખીરારનો રાજા તેની મદદમાં હતો. જનરલ **લેકે** જનરલ **પેરનને** લડાઈ આપી; **અલીગઢનો** કિલ્લો લીધા પછી પેરનને સમજાવી તેની પાસે સિંધિયાની નોકરી છોડાવી અને પછી ઉત્તરના પ્રાંતોમાં ધશીને **દિલ્હી** લીધી ને મુગલ બાદશાહને પોતાના પહેરામાં રાખ્યો, ૧૮૦૩ ના સપ્ટેંબરની ૧૬ મીએ. ૨૩ મીએ મેજર જેનરલ વેલ્સલિ (વેલિંગટનનો ડ્યૂક) એણે સિંધિયા તથા રઘુજી ભોંસલાનાં એકઠાં મળેલાં લશ્કરને **આસાય** આગળ હરાવ્યું. પછી સલાહના કરાર થયા તેની રૂએ અંગ્રેજ સરકારને મધ્ય હિંદુસ્તાનમાં મોટાં વિસ્તારવાળો મૂલક મળ્યો; દિલ્હી તથા આગ્રા એ પણ મળ્યાં અને મુગલ બાદશાહ તાબામાં આવ્યો.–(એને પેન્શન દાખલ રકમ બાંધી આપવામાં આવી હતી; તે ૧૮૦૭ માં મરણ પામ્યો હતો).

એ કરાર થયા ને થોડા દહાડા થયા તેટલે તો હોલકરે દૂઆબના મૂલક ઉપર ચઢાઈ કરી કપટથી દિલ્હી લેવાની તજવીજ કીધી (૧૮૦૪). પણ તેને કંપનીના લશ્કરે પાછો કહાડ્યો ને તેના પાયદળને મેજર જનરલ ફ્રેજરે **દીઓજ** આગળ હરાવ્યું; **લોર્ડ લેકે** તેના ઘોડેસવારોને ફરક્કાબાદ આગળ પકડી કહાડી ભારે કતલ કરી ભગાડી મૂક્યા. હોલકરનો મૂલક અંગ્રેજે પોતાના તાબામાં લીધો, પણ ૧૮૦૫ માં તે તેને પાછો આપવામાં આવ્યો.

એ વર્ષમાં **સર આર્થર વેલ્સલી** ગવર્નર જનરલ ઇગ્લંડ ગયો ને લોર્ડ **કોર્નવાલિસ** બીજી વાર આવ્યો, પણ થોડાં અઠવાડિયાં પછી મરણ પામ્યો ને કૌન્સિલનો મેમ્બર **સર જ્યોર્જ બાર્લો** ગવર્નર જનરલ થયો (અક્ટોબર, ૧૮૦૫) તેની કારકીર્દીમાં વેલોરની કાળી પલટણે યૂરોપીઅન ઓફિસરના મગરૂબ મીજાસથી ને ગોરાઓના જેવો લશ્કરી પહેરવેશ રાખવો ગમ્યો નહિ તેથી ફીસાદ ઉઠાવ્યો; ૧૩ આફિસર ને ૮૩ સોલ્જરોને મારી નાંખ્યા ને ૯૨ ને ઘાયલ કીધા. જ્યારે આર્કોટથી લશ્કર આવ્યું ત્યારે બીજા યૂરોપીઅનો ઉગર્યા હતા. ૧૭ બંડખોરને ફાંસી દેવામાં આવી ને બીજાઓને બરતરફ કરવામાં આવ્યા. એ ફિસાદમાં ટીપુના છોકરા સામિલ હતા એવો શક પડવાથી તેઓને કલકત્તે લેઈ જઈ રાખ્યા. કમાંડર-ઇન ચીફ તથા મદ્રાસનો ગવર્નર એઓને પદચ્યુત કરવામાં આવ્યા, ને બાર્લોને મદ્રાસનો ગવર્નર કરવામાં આવ્યો. (૧૮૦૬).

---

સિંધિયો નાણું કહડાવી લે; ને એ ઉપરથી ઘણાંક જણના જીવ ગયા હતા. સિંધિયાને ને હોલકરને લડાઈ ચાલતી; હોલકર એલીબિલા ગામ તરફ હતો તેવામાં સદાશિવ ભાસ્કરની સરદારીવાળું સિંધિયાનું લશ્કર જાલનાને રસ્તે પુને આવી પેશ્વાને મળ્યું. પછી સિંધિયાનું તથા પેશ્વાનું બંને લશ્કર એલીબિલા તરફ હોલકર સામાં ગયાં; હોલકર રાજવાડીનો ઘાટ ઉતરી પુના પાસે લોણી અને હડપસર વચ્ચે આવી પડ્યો; પેશ્વા તથા સિંધિયાનાં લશ્કર એલીબિલાથી નીકળી પુના પાસે ગારપીરમાં આવી રહ્યાં; પેશ્વાના સરદાર વિંચુરકરને હોલકરના પઠાણોએ હરાવ્યો; હોલકરની તરફના ફતેહસિંહ માનાએ પેશ્વાની હજુર પાયગા ઉપર ફતેહમંદીથી હલ્લા કીધા; સિંધિયાના સવારોએ હોલકરના સવારો ઉપર હલ્લો કીધો, પણ તેટલે હોલકરે પછવાડેથી આવીને સિંધિયાના સવારોને પાછા હઠાવ્યા; લડાઈ મચી; ને હોલકરે જીત મેળવી. લડાઈ ચાલતી તેવામાં બાજીરાવ ત્યાં જવાને મહેલમાંથી બહાર નીકળ્યો પણ તોપના અવાજથી ચોંકીને દરવાજા આગળજ ઊભો રહ્યો. જ્યારે ખબર પડી કે હાર થઈ છે ત્યારે તે ૭ હજાર લશ્કર સાથે સિંહગઢ ગયો ને ત્યાંથી તેણે કર્નલ ક્લોસ નામનો અંગ્રેજોનો વકીલ પુનામાં હતો તેને સંદેશો મોકલ્યો કે અંગ્રેજોએ પલટણો સાથે અમારી મદદમાં રહેવું. યશવંતરાવ હોલકર પુનામાં કર્નલ ક્લોસને મળ્યો ને પોતાના તથા પેશ્વાના ટંટામાં અંગ્રેજો મધ્યસ્થ થાય એવી ઇચ્છા દેખાડી, પણ તેની મતલબ બાજીરાવને પુને તેડી પોતાના કબજામાં રાખવાની હતી. બાજીરાવે સિંહગઢથી રામગઢ ને ત્યાંથી મહાડ જઈ મુંબઈની કંપની સરકારને લખ્યું કે વહાણો મોકલી મને તથા મારા લશ્કરને તમારી હદમાં લેઈ જાઓ; તેવામાં વસાઈનો સરસૂબેદાર જેની પાછળ હોલકર પડ્યો હતો તે બાજીરાવને મળ્યો. હોલકરને આવતો જાણી બાજીરાવ તથા સૂબેદાર સુવર્ણદુર્ગ ને પછી દેવગઢ ગયા ને ત્યાંથી અંગ્રેજનાં વહાણોમાં બેશી વસાઈ જઈ રહ્યા. અહિં કરાર થયા તે આ રીતે કે પેશ્વા તથા ઇંગ્લિશ એઓએ એકબીજાના તથા પોતાના સહાયના શત્રુઓની સામા એકસંપે રહેવું; છ હજાર અંગ્રેજી લશ્કર તથા ગોલંદાજ સાથે તોપખાનું પેશ્વાના રાજ્યમાં રહે ને એમાંથી બે હજાર માણસ હમેશ પેશ્વાની પાસે રહે; તેમ પેશ્વાના દશ હજાર સ્વાર તથા છ હજાર પાયદળ જરૂર પડે ત્યારે અંગ્રેજને મદદ કરે; યૂરોપમાં જે મૂલક સાથે અંગ્રેજને લડાઈ ચાલેછે ત્યાંના કોઈને પેશ્વાએ નોકરીમાં રાખવા નહિ; અંગ્રેજી લશ્કરના ખર્ચ સારૂ બાજીરાવ વીસ લાખનો મૂલક આપે, પેશ્વાને સૂરતમાંથી જે કેટલોક હક્ક મળતો તે તે ન માગે; નિજામ તથા ગાયકવાડ પાસે પેશ્વાનું જે લહેણું નીકળે તે અંગ્રેજની મારફતે તેને મળે. (એ પ્રમાણે કરારનામું તૈયાર થાયછે તેવામાં બાજીરાવે અંગ્રેજોને હાંકી કહાડવાને સિંધિયા તથા રઘુજી ભોંસલે એઓને દક્ષિણમાં આવવાનો સંદેશો મોકલ્યો હતો). બાજીરાવ કરારનામા ઉપર સહી કરીને બારસેં ગોરા તથા બે હજાર કાળા સાથે પુને આવ્યો હતો.

૧૮૦૭ માં **લોર્ડ મિંટો** ગવર્નર જનરલ થઈ આવેલો તેની કારકીર્દીમાં ટ્રાવનકોરમાં બળવો થયો ને બેઠો (૧૮૦૮–૧૮૦૯). શીખ લોકના રણજીતસિંહ સાથે કોલકરાર કરવામાં આવ્યા ને તેથી જમના તથા સતલજ એ બેની વચમાંનાં ને આસપાસનાં સંસ્થાન અંગ્રેજ સરકારના આશ્રયમાં ઠર્યાં (૧૮૦૯). બુંદેલખંડમાંના **કલીંજરને અજયનગર** એ બે શહેર લીધાં ને તે પ્રાંતમાં સમાધાની આણી (૧૮૦૯–૧૮૧૨). ૧૮૧૩ માં **લોર્ડ હેસ્ટિંગ્સ** ગવર્નર જનરલ થઇ આવ્યો. નીપાલના ગુરકા લોક જે જ્યારે ત્યારે હલ્લા કરતા તેઓએ સરહદ ઉપરની ટૂકડીને કાપી નાંખી; એ ઉપરથી બે મોટી લડાઈ થઇ ને તેઓનો મૂલક તાબે કરવામાં આવ્યો (૧૮૧૪–૧૮૧૬). પિંડારાના ૩૦ હજાર માણસ નાની નાની ટૂકડીઓમાં વહેચાઈ અંગ્રેજ સરકારના મૂલકમાં દોડાદોડ ને કાપાકાપ, લૂંટાલૂંટ ને વણસાડ કરતા તેઓનો નાશ કરવાને બંગાલ, દક્ષિણ ને ગૂજરાતનું મળીને ૧ લાખ લશ્કર કામે વળગ્યું—વાલીસ મહમ્મદ, કરીમખાન વગેરે આગેવાન તાબે થયા ને ચીતુ જંગલમાં નાઠો તેને વાઘે ખાધો (૧૮૧૬).

ગુરકા તથા પિંડારા એઓની સાથે લડાઇ ચાલતી હતી ને સીરૂરનું લશ્કર તેમાં રોકાયું હતું તેવામાં પેશ્વાએ પોતાના માનીતા ત્ર્યંબકજી* ડેંગલાની ઉશ્કેરણીથી અંગ્રેજના અંકોશમાંથી નીકળવાની ખટપટ કીધી. ૧૮૧૭ ના નવેંબરની પાંચમીએ **બાપુ ગોખલેની** સરદારી તળે મરેઠી લશ્કરે **ખડકીમાં** થોડુંક અંગ્રેજી લશ્કર હતું તે ઉપર હલ્લો કીધો, પણ તેને **કર્નલ બર્ર** એણે હરાવી પાછું હઠાડ્યું. તેટલામાં **જનરલ સ્મિથ** મોટું લશ્કર લેઈ પુના તરફ વળ્યો ને બાજીરાવ એક પણ લડાઈ આપ્યા વિના રાતોરાત નાઠો (તા૦ ૧૬ મી નવેંબર). નાસભાગ કરેલા ખાનદેશના ઉત્તરપૂર્વ ભાગમાં બાજીરાવ **સર જોન માલ્કમને** શરણ થયો (૩ જી જૂન, ૧૮૧૮)† અને દર વર્ષે આઠ લાખનું પેન્શન લેવું કબૂલ કરી રાજ્ય ઉપરથી હક્ક ઉઠાવી કાનપુરની પાસે બ્રહ્મવર્તમાં જઈ રહ્યો;—હિંદુસ્તાનમાં સર્વોપરિ સત્તા **અંગ્રેજકંપની સરકારની થઈ.**

એજ વર્ષમાં રજપૂત સંસ્થાનો સાથે કોલકરાર કરવામાં આવ્યા ને તે કંપનીસરકારના આશ્રયમાં ગણાયાં. ૧૮૧૯ માં સરકારે સિંધિયાનો આશીરગઢ કિલ્લો લીધો; અને મરેઠાની સાથે થએલી બીજી મોટી લડાઇનો અંત આવ્યો (૧૮૧૬–૧૮૧૯). ૧૮૨૩ માં લોર્ડ હેસ્ટિંગ્સ ઇંગ્લંડ ગયો; કૌન્સિલના મેમ્બર **જોન**

* પેશ્વાએ ગાયકવાડ ઉપર કેટલુંક લહેણું કહાડ્યું હતું તે ઉપરથી કેટલીક રકમ મુજરે લેવાને ગાયકવાડે અંગ્રેજ સરકારની બાંહે ધરી અપાવીને ગંગાધર શાસ્ત્રીને વકીલ દાખલ પુને મોકલ્યો હતો. હિસાબનો વાંધો પત્યો નહિ તેથી શાસ્ત્રીએ તે કામ પુનાના રેસિડંટ એલ્ફિન્સ્ટન સાહેબને સોંપી પાછાં વડોદરે જવાનું નક્કી કીધું. પેશ્વા તથા ત્ર્યંબકજીએ જાણ્યું કે અંગ્રેજને હાથ ચૂકાદો કરવાનું જશે તો ગુજરાત સાથે સંદેશો વહેવાર બંધ થશે ને તેથી તેઓએ શાસ્ત્રીનું બહુ માન કરી તેના દીકરાને પુંડરિક નાઈક રાસ્તેની કન્યા સાથે પરણાવવાની લાલચ આપી રાખ્યો. પેશ્વા પંઢરપુરની જાત્રા જવા નીકળ્યો ત્યારે તેણે શાસ્ત્રીને સાથે લીધો. ૧૮૧૫ ના જુલાઈની ૧૪ મીએ શાસ્ત્રી હથિયાર વગરનાં થોડાંક માણસ લેઈ દેવદર્શન કરવા નીકળ્યો; ત્ર્યંબકજી સાથે ને પેશ્વા સાથે વાતો કરી તે ઘર તરફ જવા લાગ્યો ને થોડુંક ચાલ્યો એટલે કેટલાએક મારાઓએ આવી તેના કટકે કટકા કરી નાંખ્યા. એ ખૂન ત્ર્યંબકજીએ કરાવ્યું એવું ઠેરવી અંગ્રેજ સરકારે પેશ્વા પાસે ત્ર્યંબકજીને માગ્યો ને તેણે લાચાર થઈ આપ્યો. પછી તેને થાણાના કિલ્લામાં કેદ રાખવામાં આવ્યો. પણ ૧૮૧૬ ના સપટેંબરની ૧૨ મીની રાતે તે વેશ બદલી કિલ્લામાંથી નાઠો. તે પાછો ૧૮૧૮ માં પકડાયો હતો ને તેને કાશીની પાસે ચુનારગઢના કિલ્લામાં જન્મસખ્તી કેદ રાખવામાં આવ્યો હતો. શાસ્ત્રીનું ખૂન ત્ર્યંબકજીએ કીધું તે વાત બાજીરાવ જાણવા છતાં નાકબૂલ કરેછે, વળી તે મરેઠા સરદારો સાથે છૂપી મસલહત ચલાવેછે એમ જાણી અંગ્રેજ સરકારે પેશ્વા પાસે નવા કોલકરાર કરાવી લીધા ને તેના ઉપર વધારે જાપતો રાખ્યો (૧૮૧૭).

† પેશ્વા પુનેથી નાઠો તે પ્રથમ સતારે ને પછી પંઢરપુર જઈ રહ્યો. અહીંથી તેણે સતારાના રાજાને પોતાની સાથે નાસવાને તેડાવ્યો; ને પછી જુંનર તરફ જતાં ત્ર્યંબકજી મળ્યો. જનરલ સ્મિથ પછવાડે આવેછે એમ જાણી પેશ્વા પોતાની મંડળી સહિત દક્ષિણ તરફ નાઠો. તે પુના ઉપર હલ્લો કરવા આવેછે જાણી કર્નલ બર્ર ભીમાનદીને કાંઠે કોરેગામ આગળ જઈ પહોંચ્યો. તેટલામાં બાપુ ગોખલે, આપા દેસાઇ, નિપાણકર ને ત્ર્યંબકજી ડેંગલે એઓએ મસલહત કરી ભારે લડાઇ આપી (૧ લી જાનેવારી ૧૮૧૮). પણ ફેબ્રુઆરીની ૧૯ મીએ બાપુ ગોખલે તથા બાજીરાવ ને સતારાનો રાજા અષ્ટીગામમાં હતા ત્યાં જનરલ સ્મિથ જઈ પહોંચ્યો. બાજીરાવ પોતાના લશ્કર સાથે છટકી નાઠો, પણ બાપુ ગોખલે થોડાક સવાર સાથે પછવાડે હતો તે સપડાયો ને લડતાં પડ્યો; અને સતારાનો રાજા પરિવાર સહિત અંગ્રેજોના હાથમાં આવ્યો.

નાગપુરનો આપાસાહેબ સીતાબલદી આગળ અંગ્રેજ સાથે લડાઈ કરી હાર્યો હતો (૧૭ નવેંબર, ૧૮૧૭); હોલકરના સરદારોને માહુપુર આગળ હિસ્લોપ સાહેબે હરાવ્યા હતા (૨૧ મી ડિસેંબર, ૧૮૧૭); ને પછી કરાર થયા હતા તેથી ખાનદેશનો તથા સાતપૂડાની દક્ષિણનો કેટલોક મૂલક અંગ્રેજની સત્તામાં આવ્યો હતો.

**આડમે** ગવર્નર જનરલનું કામ કીધું (જાનેવારીથી તે આગસ્ટ સૂધી); પછી **લોર્ડ આમહર્સ્ટ** ઇંગ્લંડથી આવ્યો તેની કારકીર્દીમાં બ્રહ્મદેશના રાજા સાથે લડાઇઓ ચાલી (૧૮૨૪–૧૮૨૬) અને **આસામ, આરાકાન** ને **તેનાસરીમ** એ પ્રાંતો હિંદુસ્તાનના બ્રિટિશ રાજ્ય સાથે જોડાયા. ૧૮૨૬ માં અંગ્રેજ સરકારે ભરતપુર લીધું ને ત્યાંનો બળવંતસિંહ જેને દુર્જનસાલે ઉઠાડી મૂક્યો હતો તેને પાછો ગાદીએ બેસાડ્યો. ૧૮૨૮ માં લોર્ડ વિલિયમ બેંટિંકે સતી થવાનો ચાલ બંધ કીધો; દેશીઓને અંગ્રેજી કેળવણીનું ઉત્તેજન આપ્યું ને જાહેર છાપાની સ્વતંત્રતા વધારી. તેની કારકીર્દીમાં ખૂની લૂંટારા ઠગોની ટોળીઓનું મૂળ ઉખેડાયું ને **કુર્ગનું** રાજ્ય બ્રિટિશ રાજ્ય સાથે જોડાયું. ૧૮૩૫ માં **ચાર્લ્સ મેટ્કાફે** જાહેર છાપાને સ્વતંત્ર ઠેરવ્યું; **લોર્ડ ઓકલંડ** ઇંગ્લંડથી આવ્યો; રૂશિયાની ઉશ્કેરણીથી ઇરાનના શાહે **હીરાત** લીધેલું (૧૮૩૭) તે ઉપરથી કાબુલમાં બ્રિટિશસત્તા બેસાડવાને **કાપ્ટન બર્ન્સને** ત્યાં મોકલવામાં આવ્યો; એણે ત્યાંના શાહસૂજાને ગાદી ઉપરથી ઉઠાડી મૂકનાર **દોસ્તમહમ્મદ** સાથે કરાર કરવાની મહેનત લીધી, પણ તેણે માન્યું નહિ; પછી શાહસૂજા, પંજાબનો રણજીતસિંહ, ને કંપની સરકાર એઓ વચ્ચે કરાર થયા તે આવા કે કંપની રણજીતસિંહના મૂલકને કંઈ હલ્લો ન આવવા દે અને શાહસૂજાને અફગાનીસ્તાનની ગાદીએ બેસાડવો; એજ વર્ષમાં (૧૮૩૮) સિંધ તથા બલુચીસ્તાનને માર્ગે કેટલુંક લશ્કર કાબુલ ઉપર હૂમલો કરવા મોકલવામાં આવ્યું. ૧૮૩૯ માં રણજીતસિંહ મરણ પામ્યો ને શીખનું રાજ્ય અસ્તવ્યસ્ત થયું; સિંધના અમીરોએ અંગ્રેજી લશ્કરને પોતાના દેશમાંથી જવાની ના પાડી તેઉપરથી ત્યાં લડાઈ થઈ ને અંગ્રેજે કરાંચી લીધું; પછી કાબુલમાં શાહસૂજાને ગાદીએ બેસાડ્યો ને થોડાંક માણસ કાબુલમાં રાખી અંગ્રેજી લશ્કર પાછું હિંદુસ્તાનમાં આવ્યું. દોસ્તમહમ્મદ બોખારામાં નાશી ગએલો તેને ત્યાંના રાજાએ કેદ કર્યો હતો, પણ તે પાછો ત્યાંથી નાશીને કેટલાક અફગાન સરદારોને મળ્યો હતો; તેણે અંગ્રેજોને દેશમાંથી હાંકી મૂકવાને લડાઈ કીધી, પણ જ્યારે હાર્યો ત્યારે તે **મેગ્નાટન સાહેબને** શરણ થયો, ને એણે તેને કેદી દાખલ **લુધીઆને** મોકલી દીધો (૧૮૪૦). ૧૮૪૧ માં કાબુલમાં બળવો થયો, અંગ્રેજોનાં ઘરઉપર હૂમલા થયા ને તે બાળ્યાં, અમલદારો કપાયા, બૈરાંઓની દુર્દશા થઈ ને તીજોરી લૂંટાઈ; મેગ્નાટન સાહેબ દોસ્તમહમ્મદના દીકરા જોડે વાતો કરતો હતો તેવામાં તે માર્યો ગયો; ૧૮૪૨ માં અંગ્રેજી લશ્કર કાબુલ ખાલી કરી પાછું આવતું હતું તે દુશ્મનના હાથથી ને ભૂખ થાક ટંઢીથી નાશ પામ્યું. એજ વર્ષમાં **લોર્ડ એલેનબરો** આવ્યો. ૧૮૪૩ માં સિંધના અમીરો સાથે **મીઆની** તથા **ડબ્બા** આગળ લડાઈ થઈ ને **સર ચાર્લ્સ નેપીઅરે** સિંધને બ્રિટિશરાજ્ય સાથે જોડ્યું.

**સર હેન્રિ હાર્ડિંજની** (૧૮૪૪–૧૮૪૮) કારકીર્દીમાં શીખલોક સાથે **મુડકી ફીરોજશાહ** ને **સોબ્રો** આગળ લડાઇઓ થઈ (૧૮૪૫–૧૮૪૬) તેનું છેવટ સલાહના કોલકરારથી આવ્યું કે સતલજ તથા બીઆ એ નદીઓની વચમાંનો પ્રદેશ શીખ લોક અંગ્રેજ સરકારને આપે, લડાઇનો ખર્ચ દોઢ કરોડનો તે આપે, લશ્કરને રજા આપે ને તોપખાનું આપી દે. પણ પંજાબનો મહારાજા દુલિપસિંહ તે રકમ આપવાને અશક્ત હતો તેથી તેના રાજ્યનો કેટલોક પ્રદેશ ગુલાબસિંહને આપવામાં આવ્યો ને એણે ૧ કરોડ અંગ્રેજને આપ્યા. ૧૮૪૮ માં **લોર્ડ ડેલ્હૌસી** ગવર્નર જનરલ આવ્યો. બીજી વાર શીખ સાથે લડાઈ ચાલી; કેટલીક મારામારી થયા પછી **મુળરાજ** તાબે થયો ને તેને બે મોટા અમલદારોનાં ખૂનને માટે જન્મકેદ રાખવામાં આવ્યો; શીરસિંહ સરદારના ૬૦ હજાર શીખ ને દોસ્તમહમ્મદના દીકરાની સરદારીવાળા ૩ હજાર અફગાન એઓએ લડાઈ કીધી, પણ **લોર્ડ ગોફ** એણે ૨૫ હજાર લશ્કર વડે તેઓને **ગુજરાત** ગામ આગળ હરાવ્યા (૨૧ ફેબ્રુઆરી, ૧૮૪૯), અને એ જીતથી મોટા મોટા મુખ્ય શીખ સરદારો તાબે થયા; શીખ લશ્કરને રજા મળી, પંજાબ બ્રિટિશ રાજ્યમાં જોડાયું, દુલીપસિંહને પેન્શન મળ્યું ને કોહીનુર હીરો રાણી વિક્ટોરિઆના મૂગટમાં જડાયો.

૧૮૫૩ માં કંપનીની નવી સનદ થઈ—ડૈરેક્ટર્સની સંખ્યા ઓછી થઈ, બે ભાગ જેટલા કંપનીની તરફથી ને એક ભાગ જેટલા રાણીની તરફથી નીમાવા માંડ્યા; હિંદુસ્તાનનેમાટે ધારા બાંધનારી સભા સ્થપાઈ; અને દીવાનીખાતામાં તથા ડાક્ટરીખાતામાં દેશીઓને મોટા દરજાની નોકરી આપવાનો ઠરાવ થયો. એજ વર્ષમાં **બીરારનું** ને ૧૮૫૪ માં **નાગપુરનું** એ બે રાજ્ય ખાલસા કરવામાં આવ્યાં. ૧૮૫૬ માં **અયોધ્યાનું** રાજ્ય બ્રિટિશરાજ્ય સાથે જોડાયું; લોર્ડ ડેલ્હૌસી બ્રિટિશરાજ્ય પ્રદેશને વિસ્તીર્ણ કરી, રેલવેની સડકો કહાડી, ઇંગ્લંડ ગયો ને **લોર્ડ કેનિંગ** આવ્યો.

૧૮૫૭ ના આરંભમાં બંગાળાની બારમી દેશી રીજમેંટે બેદિલીની નિશાની દેખડાવી તે ઉપરથી તેને બા-

રાકપુર મોકલવામાં આવી; ને જેઓએ 'કાર્ટ્રિજ' વાપરવાની ના પાડી તેઓને રજા આપવામાં આવી (તારીખ ૧૯ મી ફેબ્રુઆરી); પણ મીરટમાં ત્રણ રીજમીટે પોતાના યૂરોપિયન આફિસર તથા સોલજરો એઓની સામા બાર કીધા ને પછી **દિલ્હી** લીધી (૧૦ મી મે); અહીં બીજી ત્રણ દેશી રીજમીટો મળી; બળવાખોરોએ **શાહઆલમ** બાદશાહની આણ ફેરવી ને શહેરમાં જેટલા ગોરા હતા તેટલાને કાપી નાંખ્યા. **જનરલ બર્નાર્ડ** ને **જનરલ વિલ્સન** એઓએ **દિલ્હીને** ઘેરો ઘાલ્યો ને પછી કુમક આવેથી વિલ્સને દીલ્હી લીધી (૨૦ મી સપટેંબર); બુઢા બાદશાહને કેદમાં રાખ્યો ને તેના શાહજાદાને તોપથી ઉડાવ્યા. કાનપુરના અંગ્રેજો બોટમાં બેશી અલાહબાદ જતા હતા તેવામાં ત્યાંના સિપાઈઓએ તેઓના ઉપર બાર કીધા ને તેઓનાં બૈરાં છોકરાંઓને કેદ રાખી પછવાડેથી વહાડી નાંખ્યાં હતાં (૧૫ જુલાઈ). **જનરલ હાવેલોકે** બળવાખોરોને કાનપુરમાંથી હાંકી કાઢ્યા. બળવાખોરોએ પછી **લખનોર** આગળ જમાવ કીધો; **સર હેન્રિ લોરેન્સ** એણે ૮૭ દહાડા કિલ્લાનું રક્ષણ કીધું ને પછી **જનરલ હાવેલોક** ને **જનરલ ઔટ્રામ** એઓ તે ગ્યારીસનની કુમકે જઈ પહોંચ્યા (૨૫, સપટેંબર) ને **કમાંડર ઈન ચીફ સર કોલિન કેમ્પબેલ** એણે લખનોર તાબામાં લીધું (૨૧ મારચ, ૧૮૫૮)—**નાનાસાહેબ** નેપાલ તરફ જતો રહ્યો ને **તાતીઆ ટોપી** જે બંડખોરનો સરદાર થઈ મધ્ય હિંદુસ્તાનમાં રાજા તથા લોકને ઉશ્કેરતો, મૂલકો લૂંટતો ને લડાઈ કરતો તે પકડાયો ને ફાંસીએ ચડયો; બળવાખોરોએ **ગ્વાલિયરના** રાજાને નસાડી તે શહેર તાબે કીધું હતું, પણ **સર હ્યૂ રોજે** તે પાછું લીધું હતું ને રાજાને પાછો ગાદીએ બેસાડયો હતો. ૧૮૫૮ ના નવેંબરની ૧ લીથી કંપનીની રાજ્યસત્તા ટળી ને મહારાણી શ્રીવિક્ટોરિઆએ જાહેર ઢંઢેરાથી હિંદુસ્તાનનો રાજ્યકારભાર પોતાના હવાલામાં લીધો.

**બ્રહ્મદેશ પિગુના** લોકે ૧૭૫૨ માં જીતી લીધો હતો; પણ ત્યાંનો એક વતની **આલોમપ્રો** એણે બળવો ઉઠાવી પરદેશીઓને હાંકી મહેલી પોતાનું રાજ્ય માંડયું હતું; એ ૧૭૬૦ માં મરણ પામ્યા પછી **શેમ-બ્યુઅન** એણે ૧૭૭૬ સૂધી રાજ્ય કીધું. તેના વખતમાં ચીનાઓએ બ્રહ્મદેશ ઉપર હૂમલો કીધેલો, પણ ૫૦ હજારમાંથી કોઈ એક પણ સલામત પાછું ચીન પહોંચ્યું નહોતું. **મ્યુગુઆ** રાજા પદભ્રષ્ટ થઈ ૧૭૮૨ માં મુઓ; પછી **આલોમપ્રોના** વડા દીકરાનો દીકરો ગાદીએ બેઠો, પણ તેના કાકા **મિંદ્રાજીપ્રો** એણે તેને ઊઠાડી પોતે રાજ્ય ચલાવ્યું ને આરાકાન જીત્યું; તેણે આસામના રાજા સાથે લડાઈ ચાલાવેલી (૧૭૮૬–૧૭૯૬) પણ પછી કોલકરાર થયા હતા; આરાકાનના કેટલોક લોક અંગ્રેજ તાબાના **ચિટેગોંગમાં** જઈ રહ્યા હતા તેઓ ચાંચીઆનું કામ કરી આરાકાનનાં વેપારમાં અડચણ કરતા તે ઉપરથી મિંદ્રાજીએ ૧૭૯૪ માં ગુનેહગારોને પકડવાને ૫ હજાર ફોજ મોકલી હતી; પછી અંગ્રેજ સરકારે તે બાબતનો બંદોબસ્ત કીધો હતો. મિંદ્રાજી ૩૭ વર્ષ રાજ્ય કરીને ૧૮૧૯ માં મરણ પામ્યો. તેની પછી જે રાજા થયો તેણે અંગ્રેજ સરકારના તાબાના મૂલકની પાસેનું કાસ્સે જીતી લીધું. પછી અંગ્રેજ સાથે વાંધો પડયો ને લડાઈ ચાલી. બ્રહ્મદેશના લોક બહાદુરીથી ને ચતુરાઈથી લડ્યા ને અંગ્રેજને બહુ થકવ્યા, પણ અંતે એઓએ ૧૮૨૫ માં **પ્રોમ** શહેર લીધું; **આરાકાન** તાબામાં આણ્યું ને **કાચાર** તથા **આસામ** એ પ્રાંતોમાંથી સામાવાળાને હાંકી મહેલ્યા. પછી કોલકરાર થયા (૧૮૨૬) તેની રૂએ **બ્રહ્મદેશ, આસામ** તથા તેના તાબાના મૂલક, **ઇયૂએકાનનાં** ચાર પ્રગણાં ને **તેનાસરીમના** કાંઠાનો મૂલક એ સૌ અંગ્રેજને મળ્યું અને **મણિપુર** કાચારના રાજાને આપવામાં આવ્યું. ૧૮૫૨ માં બીજી વાર બ્રહ્મદેશના રાજ્યસાથે લડાઈ થઇ ને **પીગુ** પ્રાંત અંગ્રેજી રાજ્યમાં જોડાયો.

**આનામ** અથવા **વીએટનામ** એ રાજ્ય, **ટોકીન કોચીન–ચીન, સીઆમ્પા, કામ્બોડીઆ,** ને **લેઓસ** એ પ્રાંતો એકઠા જોડાઇને સ્થપાયું હતું—૧૮ મા સૈકાની આખરે.

**સીઆમનું** રાજ્ય, બ્રહ્મદેશના સત્તાધારીઓએ લડાઈઓ ચલાવી હતી તોપણ સ્વતંત્ર રહ્યું હતું; ૧૮૨૧ માં બ્રિટિશ ઇંડિઆના ગવર્નર જનરલે ત્યાં વકીલો મોકલ્યા હતા.

## ચીન.

**માંચુ તાર્તર** એ લોકે ચીન ઉપર હૂમલો કરી સીંગ ઉપનામના રાજાઓની ગાદી માંડી (૧૬૪૪) તે પાછળ જણાવ્યું છે. પછવાડેથી સત્તાધારી લોક ને પ્રજાલોક એકત્ર થઈ ગયા હતા. ૧૭૯૩ માં અંગ્રેજ સરકારે પ્રથમ પોતાનો એલચી ચીનના રાજા પાસે મોકલ્યો હતો. **કીનલોંગ** રાજા ૬૧ વર્ષ રાજ્ય કરીને ૧૭૯૬ માં મરણ પામ્યો ને **કીઆકીંગ** રાજા થયો; એ ૧૮૨૦ માં મરણ પામ્યો; ને **ટાઓકવાંગ** રાજા થયો. ૧૮૩૯ માં અંગ્રેજ સરકારને ચીનના

રાજા સાથે ખટપટ ને પછી લડાઇ ચાલી હતી, પણ ૧૮૪૨ માં કોલકરાર થયા તેની રૂએ નુકસાનના બદલામાં બે કરોડ દશ લાખ ડાલર ચીનના રાજાએ આપવા કબૂલ કીધા; **કન્તાન, ફૂચુ, નિંગપો, અમોય ને શાંઘે** એ બંદરો સાથે વેપાર કરવાની ને ત્યાં કોઠીઓ કરવાની છુટ્ટી આપી; અને **હોંગકોંગ**નો નાનો ટાપુ અંગ્રેજ સરકારને આપી દીધો. એ કરાર પ્રમાણે ચીનાઓ ચાલ્યા નહિ ને અંગ્રેજ તથા ફ્રેંચ એઓએ કંતાન ઉપર હૂમલો કરી તે શહેર લીધું; ને પછી જ્યારે **ટીએનસીન** લીધું ત્યારે કોલકરાર થયા હતા—(૧૮૫૮).

## યૂનૈટેડ સ્ટેટ્સ.

એ પ્રજાસત્તાક રાજ્યે યૂરોપની મચેલી લડાઈઓમાં સામિલ ન થતાં પોતાનાં વેપાર ખેતીની આબાદી કર્યા કીધી. ૧૮૦૧ માં **મિસ્ટર ટોમસ જેફર્સન** પ્રમુખ થયો તેણે ૧૮૦૨ માં ૧ા કરોડ ડાલર આપી **લૂઈશિઆના**નો પ્રદેશ ફ્રાન્સ પાસેથી લીધો—૧૭ નાં ૨૪ સંસ્થાનો થયાં ને વસ્તી ઇંગ્લંડથી છુટાં પડતી વેળા જે હતી તેથી બમણી થઈ હતી.

જે રાજ્યો ફ્રાન્સની સાથે ચાલેલી લડાઈમાં ભાગ ન લેતાં તટસ્થ રહ્યાં હતાં તેઓનાં વહાણોનો ઝાડો લેવાનો બ્રિટને હક્ક ઊભો કીધો—આટલા માટે કે કોઇ વહાણ દુશ્મનની મદદમાં લડાઈનો સરંજામ વગેરે લેઇ જાય નહિ. એ હક્ક બ્રિટને અમેરિકન વહાણો ઉપર બજાવવો ઇચ્છયો. **યૂનૈટેડ સ્ટેટ્સ**વાળાએ નાખુશીથી પણ તેમ કરવા દીધું, પણ જ્યારે એક પાસથી નેપોલિયનના ને બીજી પાસથી બ્રિટિશ પ્રધાનમંડળના ઠરાવથી તેઓનો બ્રિટન તથા બીજાં રાજ્યો સાથે વેપાર બંધ થયો ત્યારે તેઓ બહુ ચીઢાયા. ૧૮૦૯ માં **મિસ્ટર મેડિસન** પ્રમુખની કારકીર્દીમાં રાજસભાએ ઠરાવ કીધો કે ફ્રાન્સ તથા બ્રિટન સાથે એક વર્ષ લગી અથવા તે રાજ્યો પોતાના ઠરાવ ફેરવે ત્યાંલગી વેપાર બંધ રાખવો. ૧૮૧૦ ની આખેરી લગીમાં ફ્રાન્સે તો પોતાનો ઠરાવ ફેરવ્યો, પણ ઇંગ્લંડે ન ફેરવ્યો, ને બે રાજ્યનાં વહાણો વચ્ચે મારામારી થઈ તેથી યૂનૈટેડ સ્ટેટ્સે બ્રિટન સાથે લડાઈ ચલાવી (જૂન, ૧૮૧૨). **બ્રિગેડિઅર હલ** એણે કાનેડા ઉપર ચઢાઈ કીધી, પણ તેને **મેજર જનરલ બ્રોકે** પાછો હઠાડચો; બીજી લડાઇમાં પણ અમેરિકનો ફાવ્યા નહિ, પણ દરિયાની લડાઈમાં તેઓ ફતેહમંદ હતા. બ્રિટનથી કેટલુંક લશ્કર લેઈ **મેજર જનરલ રોસ** અમેરિકા આવ્યો ને અહીં **આડ્મિરલ કોકબર્ન** સાથે મળીને વાશિંગ્ટન લીધું ને જાહેર મકાનોનો નાશ કીધો; અને અમેરિકન **જનરલ જાકસને સર એડ્વર્ડ પેકનહામને** હરાવ્યો. એની પહેલાં થોડા દહાડા ઉપર બે રાજ્યો વચ્ચે **ઘેંટ**માં કોલકરાર થયા હતા.

૧૮૧૭ માં **મિસ્તર જેમ્સ મોનરો** પ્રેસિડેંટ થયો તેણે સ્પેન તાબાનો પૂર્વ તથા પશ્ચિમ ફ્લોરિડા પ્રદેશ ખરીદ કીધો ને ૧૮૨૧ માં તેનો કબજો કીધો;—ઉત્તરના મોટા સરોવરથી તે મેક્સિકોના અખાત સૂધી અને આટ્લાંટિકથી તે પાસિફિક મહાસાગર સૂધીનો પ્રદેશ યૂનૈટેડ સ્ટેટ્સના રાજ્યનો ગણાયો; તેનું મોટપ બીજાં રાજ્યોમાં મનાતું હતું ને તેનો વેપાર દરેક બંદર સાથે ચાલતો હતો. ૧૮૩૫ માં **ટેક્સાસ**ના લોકોએ મેક્સિકોના રાજ્યની સત્તા ન માનતાં સ્વતંત્ર કહેવડાવ્યું ને તે ૧૮૪૫ માં એકત્ર સંસ્થાનોમાં ગણાયું. મેક્સિકનોએ લડાઈ કીધી ને એકત્ર સંસ્થાન રાજ્યે સોનાની ખાણવાળો કાલીફોર્નિઆ પ્રાંત (મેક્સિકોના તાબાનો) જીતી લીધો—૧૮૪૮ ના કોલકરારથી સલાહ થઈ હતી.

૧૮૫૦ માં ૩૧ સંસ્થાન ને બીજા સાત પ્રદેશ તથા એક પ્રગણું એટલું રાજ્ય હતું. એ રાજ્યના ઉત્તરસંસ્થાની લોકો ગુલામી ધંધાની સામા હતા ને દક્ષિણના લોક તે ધંધાની તરફમાં હતા ને તેઓ વચ્ચે જ્યારે ત્યારે રાજસભામાં તકરારો ચાલ્યાં કરતી. ૧૭૮૭ માં એવું ઠર્યું હતું કે ઓહિઓ નદીની વાયવ્ય દિશામાં ગુલામનો ધંધો રાખી રહે તેવું કોઈ નવું સંસ્થાન ન હોવું જોઇએ. એ ઠરાવ ફ્રેંચ સંસ્થાનોને રાજ્યમાં દાખલ કરતી વેળા છોડી દેવામાં આવ્યો હતો ને **મીસૌરી**નો કરાર અમલમાં આવ્યો હતો તે આ કે ૩૬°૩′ એ અક્ષાંશની ઉપર જેટલાં નવાં સંસ્થાન થાય ત્યાં ગુલામ રખાય નહિ. એ પ્રકારે ગુલામ રાખવાનો પક્ષ કરનાર લોકનું રાજસભામાં વજનચલણ થયું હતું. ૧૮૫૪ માં મીસૌરીનો કરાર રદ કરવામાં આવ્યો ને **બિલ્લ** પસાર થયું તેથી નવાં સંસ્થાનને ગુલામ રાખવા ન રાખવા વિષે મુખત્યારી મળી. એ પ્રમાણે દક્ષિણવાળાનું ફાવતું થતું તેથી ઉત્તરવાળા ખિન્ન થયા હતા ને ભારે ઝગડો મચવાનું બી રોપાયું હતું.

૧૮૫૬ માં **પ્રેસિડેંટ પીઅર્સે** બ્રિટિશ એલચીને રજા આપી. એ રાજ્યવ્યવહાર પ્રમાણે મોટું અપમાન મળ્યું મનાય ને લડાઇ ઊઠે, પણ બ્રિટને સ્પેનમાં આગલે વર્ષે તેવું બન્યું હતું તેનો દાખલો લેઈ એલચીને રજા મળ્યાની વાતની દરકાર રાખી નહિ.

એજ વર્ષના અંતમાં **મિસ્ટર બકાનન** જે એટબ્રિટન ખાતે એલચી હતો તે પ્રેસિડેંટ થયો. તેણે ગુલામના ધંધાને ઘણીક રીતે ઉત્તેજન આપ્યું અને રાજદરબારી ભાષા પણ સ્વતંત્ર સંસ્થાનોના હક્ક ઉપર પાણી ફેરવે તેવી વપરાઇ. તેણે એક ધારો આવો પસાર કરાવ્યો કે જે જે સંસ્થાનોમાં નાશી આવેલા ગુલામો હોય તે સંસ્થાનોએ તે ગુલામોને પાછા આપી દેવા ને બીજો ધારો કરાવ્યો કે હબશીઓને નગરવાસીના હક્ક ન મળે. એક કોઈ જોન બ્રૌન એણે થોડાક સાથીઓ લેઈ ગુલામોને માલિકોની સામા થવાને ઉશ્કેર્યા, ને હથિયારખાનું લૂંટ્યું; પણ તે પકડાયો ને મોતની સજા પામ્યો. ૧૮૬૦ ના નવેંબરમાં **લિન્કન** પ્રેસિડેંટ થયો; ને બીજે મહિનેજ દક્ષિણ કારોલેના છૂટું પડ્યું ને ૧૮૬૧ ના ફેબ્રુઆરીમાં જીઓર્જિઆ, આલાબામા, ફ્લોરિડા, મિસિસિપી, લૂઇશિઆના, ઉત્તર કારોલૈના, વર્જિનિઆ, ટેનીસી, આરકાનસાસ, ને ટેક્સાસ એ છૂટાં પડ્યાં—એઓએ પોતાનું એકત્ર પણાનું નામ '**કોન્ફેડરેટેડ સ્ટેટ્સ**' એવું રાખ્યું ને **મિસ્ટર જેફર્સન ડેવિસ**ને પોતાનો પ્રેસિડેંટ કીધો. સામસામી લડાઇઓ ચાલી હતી ને અંતે **ફેડરલ યૂનિયન** ઉત્તર સંસ્થાનોવાળા જીત્યા હતા.

---

(પાછળ કથ્યા પ્રમાણે રાજ્યોનાં ષોડશ દર્શન છે. એ દર્શનો પરસ્પર સંબંધમાં હોવાથી થોડો અથવા ઘણો સમાન રંગ રાખેછે; ને એમ છે તેથી સોળ દર્શન તે બે મહાદર્શનમાં સમાવેશ પામેછે. પહેલાં સાત મળીને પહેલું, ને બાકીનાં (વર્ત્તમાન સહિત) બીજું મહાદર્શન થાયછે—પ્રાચીન કાળનો ને અર્વાચીન કાળનો ઇતિહાસ કહેવાયછે.)

## ૧ લું મહાદર્શન.

૧. પ્રલય પછી પ્રથમજ સ્થપાયાં તે ચાર રાજ્ય આ હતાં; હોઆંગહો ને યાંગસીક્યાંગ એ નદીઓના પ્રદેશનું—ચીનાઓનું, સિંધુનદીના પ્રદેશનું—આર્યજનનું, ટૈગ્રિસ યૂફ્રેટિસ એ નદીઓના પ્રદેશનું—આસીરિયનનું અને નૈલનદીના પ્રદેશનું—ઈજીપ્શિયનનું.

એ મોટાં રાજ્યો પોતપોતાના ઉત્કર્ષમાં પ્રકાશતાં તેવામાં નવાં રાજ્યો મંડાઇ દીપ્યાં તે આ હતાં; એશિયામાં ઇરાની, યાહુદી ને ફીનશિયનનાં અને યૂરોપમાં ગ્રીક લોકનાં.

### (ચીનાઓનું.)

પ્રલય સમે વહાણમાં ઊગરેલા **ફૈચફ**ના સંતાનનો મૂળ રાજ્યપ્રદેશ નાનો હતો, પણ પછવાડેથી વિસ્તીર્ણ થયો હતો.* ચીનાઓ પોતાની પૂર્વ રીતભાતને પાળતા ને વડીલની આજ્ઞામાં રહી પરંપરાથી ચાલ્યો આવતો સંસારવહેવાર ચલાવતા; તેઓ પરદેશીઓના સંબંધથી દૂર રહેતા; રાજા મંત્રીમંડળના વિચાર લેતા, પણ પોતે રાજ્યકુટુંબના સર્વોપરિ વડીલ રૂપે પૂરી સત્તાથી વર્તતા. ભૂમિની તથા હુનરકળાની સમૃદ્ધિ રાજ્યમાં બિરાજતી.

---

* એ રાજ્યનો પ્રાચીન ઈતિહાસ ઈ૦ સ૦ પૂ૦ ૧૮૪ માં પૂરો થાયછે. પછી હન ને તાર્તર રાજા થયા તેઓએ રાજ્યનો ચાલુ વહીવટ કાયમ રાખ્યો હતો. ઈ૦ સ૦ પૂ૦ સૈકા છઠામાં કનફ્યૂશિયસે પાંચ યકીંગ નામનાં પુસ્તક લખી રાજ-ધર્મ-નીતિ સંબંધી કેટલીક શિક્ષા આપી હતી. જેમ પ્રત્યેક કુટુંબમાં વડીલની તેમ પ્રજારૂપ મોટા કુટુંબમાં માત્ર એક રાજાની સત્તા છે; રાજ્યને ગેરફાયદા જેવું નહોય તેવાં કામમાં બાપ પોતાના કુટુંબનો ઈનસાફદાર થાયછે ને પોતાનાં છોકરાંને મારી નાંખવા લગીનો હક્ક ધરાવેછે; દીવાની ફોજદારી અમલદારોના ફેસલા ઉપર અપીલ નથી; માત્ર શક ઉપરથી પણ રાજ્યના અપરાધીને ગરદન મારવાનો પ્રાંતના અમલદારને કુલ અખત્યાર છે; દીવાની ઈનસાફ પણ પાછલા ધોરણ પ્રમાણે ઈનસાફદારની બુદ્ધિ અથવા ઈચ્છા પ્રમાણે થાયછે; રાજ્યના ધારામાં દુર્ગુણીને દંડવાનું લખ્યું છે તેમ વિદ્વાન્ સદ્ગુણીને માન આશ્રય આપવાનું પણ લખ્યું છે. વિદ્વાનોને પદવી પ્રતિષ્ઠા મળેછે. ગરીબ નોધારાંનું ભરણપોષણ રાજ્યના ખર્ચથી થાયછે. ધર્મ—એક સર્વ શક્તિમાન મહાત્મા પ્રભુ સ્વર્ગમાં રહેછે; તેણે આ જગત્ ને એમાંનું સૌ ઉત્પન્ન કીધું છે; તે સદ્ગુણ જોઇ પ્રસન્ન થાયછે ને દુર્ગુણને ધિક્કારેછે; તે હૈયાની છાની વાત પણ જાણેછે. એક ઈશ્વરને માનવો, રાજધારાને માન આપવું, સાચવટ ને ઈનસાફથી ચાલવું, પારકાનું સારૂં કરવું એ કનફ્યૂશિયસનો આપેલો ધર્મ હતો; પણ લોક પોતાના પૂર્વજોને ને બીજી મૂર્તિઓને પણ પૂજતા. ચીનાઓમાં ઉચ્ચારણોને માટે વર્ણલિપિ નથી, પણ વસ્તુઅર્થ દેખાડવાને ચિત્રરૂપ ચિન્હ હોયછે. જેણે માંડરીનની પદવી મેળવવી હોય તેણે ઓછામાં ઓછા દશ હજાર ચહેરા જેવા વર્ણ જાણી રાખવા જોઇએ. ચીનાઓને પ્રાચીનકાળમાં પણ જ્યોતિષ ને વૈદકમાં જાણ હતી. તેઓ કાચ તથા (વાંસમાંથી) કાગળ બનાવી જાણતા. ફોડવાના દારૂનો પહેલો શોધ તેઓએ કીધેલો, પણ આતશબાજી શિવાય બીજા કોઇ કામમાં તેનો ઉપયોગ કીધો નહોતો. જૂલિયસ સીઝરનાં વખતમાં તેઓએ છાપવાની કળા શોધી કહાડી હતી. હોકાયંત્ર પણ પ્રથમ તેઓએ ખોળ્યો (ઈ૦ સ૦ ૭૮) કહેવાયછે. શિલ્પમાં તેઓની ખૂબી ઓછો ભાર રાખી મજબૂતી આપવામાં ને ઘણી ઘણી તરેહ કરવામાં છે; તાર્તર લોકના હૂમલા અટકાવવાને ૧૫૦૦ મૈલ લાંબી, ૪૫ ફુટ ઉંચી ને ૧૮ ઇંચ જાડી દીવાલ બાંધેલી છે.

## ( આર્યજનનું. )

**મનુ**ના વંશજો પ્રથમ સિંધુનદીના પ્રદેશમાં આવી વસ્યા ને ત્યાંથી પછી યમુના ગંગાના પ્રદેશો ભણી આગળ વધ્યા; તેઓએ પોતાના મોટામાં મોટા પ્રદેશને આર્યાવર્ત કહ્યો છે-દ્વાપરના અંતસૂધી આર્યજનનો સ્થાયી વાસ ઉત્તર હિંદુસ્તાનમાંજ હતો. તેઓ ગૌરવર્ણ હતા ને જૂની સંસ્કૃત ભાષા બોલતા; કોઈ ખેતી કરતા ને કોઈ પશુ પાળતા; કોઈ સૂતાર, કોઇ લુહાર, કોઈ કંસારા વગેરેના ધંધા કરતા; કોઇ ઘાતકરક્ષક શસ્ત્ર બનાવતા; કોઈ નાનાં વહાણો બાંધતા ને કોઈ તે ચલાવી પણ જાણતા; કેટલાક જણ ઔષધિવિષય જાણતા; કેટલાક જણ વિદ્યાભ્યાસ કરી ધર્મકર્મ કરતા ને કરાવતા; અને કેટલાક જણ મૂળ વતની લોક સાથે લડતા ને જય મેળવી નવા પ્રદેશ પોતાની સત્તામાં આણતા. તેઓમાં જાતિભેદ નહોતો, એકમેકનું ખાધેપીધેથી અભડાઈ જાય તેવું નહોતું; તેઓ માંસ પણ ખાતા ને સોમવલ્લી તથા જવનો મદ્ય પીતા; કોઇ એક, ને કોઈ ઘણી સ્ત્રી પરણતા ને કોઇ સ્ત્રીનાં હરણ પણ કરી આવતા. તેઓમાં પ્રથમ લખવાની લિપિ નહોતી; તેઓ અગ્નિ, વાયુ, સૂર્ય એ મુખ્ય ને ઇંદ્ર, વરૂણ, સોમ, ઉષસ્, યમ, ઇત્યાદિ દેવતાઓનાં સ્તવન કરતા. એઓને ઘી તથા ધાન્યનાં ને સોમરસ તથા પશુઓનાં બલિદાન આપતા, અને આરોગ્ય, દીર્ઘાયુ, વંશવૃદ્ધિ, ધાન્યપશુની સંપત્તિ, યુદ્ધમાં જય, ઇત્યાદિ સંસારપ્રવૃત્તિનાં સુખ ઇચ્છતા; તેઓ પિતૃઓને પણ બલિદાનથી સંતોખતા; તેઓમાં કોઈ દેવની મૂર્તિ નહોતી, દહેરાં નહોતાં; સૌ પોતપોતાના ઘરમાં સ્તવન કરતા ને હોમ યજ્ઞ કરતા તે ઘરમાં અથવા આંગણાં આગળ ખુલ્લામાં; કોઈ કોઈ ગામમાં યજ્ઞશાળાઓ પણ બાંધી રાખતા; તેઓ તત્ત્વ દેવતાઓને આરાધતા, તોપણ જગત્કર્તા એક પરમેશ્વર છે એવું તેઓ માનતા ને કેટલાક ઋષિયોએ તેનાં પણ સ્તવન રચ્યાં છે.*

કાળાંતરે યુદ્ધમાં ઘૂમનારાઓએ ઉપરાઉપરી પ્રદેશ જીત્યા ને તેથી આર્યપ્રજા નવા લોકના સંબંધમાં આવવાથી નવા નવા મોહ-વિચાર-ઉદ્યમમાં પડી. તેનો વેદોક્ત દેવતા ઉપર આગળના જેટલો ભક્તિભાવ ને ધર્મકર્મ ઉપર તેટલો આગ્રહ રહ્યો નહિ; ઉન્મત્ત યોદ્ધાઓએ ઋષિપુત્રોને ગાંઠ્યા નહિ; એ સ્થિતિમાં ઋષિપુત્રોએ ક્રોધે ભરાઈ ઉન્મત્ત યોદ્ધાઓનો સંહાર કરી તેઓના પ્રદેશ પોતે વહેંચી લીધા ને આધીન થયા તેઓને પાછા આપ્યા; અને એ જયથી તેઓએ પોતાનું શ્રેષ્ઠપણું સ્થાપી વ્યવસ્થાનિયમ બાંધ્યા, જે દ્વાપરના અંતસૂધી યથાસ્થિત ચાલ્યા.

ધર્માધિકારી ઋષિપુત્ર-બ્રાહ્મણોએ પ્રથમ તો જગદીશ્વર વિષે ને તેને પામવાના ઉપાયો વિષે આ પ્રમાણે નક્કી કરી સ્થાપ્યું; જગત્ અંધકાર પ્રલયરૂપ હતું; જ્ઞાનમય એક સૂક્ષ્મ પરમાત્માએ સ્વેચ્છાએ પોતાનું મહાતેજ પ્રગટ કીધું ને અંધકારનો નાશ કીધો. પછી જળ ઉત્પન્ન કીધું; જળમાં બીજ રોપ્યું તેનું અંડ થયું; પછી અંડ ફાટ્યું ને પરમાત્માએ બ્રહ્મદેવને રૂપે જન્મ લીધો; બ્રહ્મદેવે અંડનાં બે ફાડચાંનાં પૃથ્વી તથા સ્વર્ગ નિર્માણ કરી તે બેની વચમાં આકાશ રાખ્યું ને જળને માટે સ્થાન નક્કી કીધાં. પછી તેણે આત્માતત્ત્વ તથા તેમાંથી અહંકાર, મન, સત્વ, રજ, તમ એ ત્રણ ગુણ, શબ્દ, સ્પર્શ, રસ, રૂપ, ગંધ, એ વિષયની પાંચ જ્ઞાનેંદ્રિય તથા કર્મેંદ્રિય અને પંચમહાભૂત એ ઉત્પન્ન કીધાં; પછી પોતાના અર્દ્ધભાગનો પુરૂષ ને અર્દ્ધભાગની સ્ત્રી એ ઉત્પન્ન કીધાં ને તે સ્ત્રીપુરૂષથી **વિરાટ** પુત્ર થયો ને એણે **મનુ**ને ઉત્પન્ન કીધો ને એણે દશ પ્રજાપતિને ઉત્પન્ન કીધા ને એઓએ દેવ મનુષ્ય પશુ પક્ષી ઈત્યાદિ પ્રાણીસૃષ્ટિ રચી અને સૌને પોતપોતાનાં કર્મ સોંપી દીધાં. મનુષ્યને બે આત્મા છે—જીવાત્મા (જેથી હાલચાલ થાયછે તે) ને અંતરાત્મા (સદસત્નું જ્ઞાન ધરાવનારો); એ બેની સ્થિતિ જૂદી જૂદી છે, પણ ઈશ્વરી તેજ જે સર્વત્ર વ્યાપી રહ્યું છે તેની સાથે તેઓનો સંબંધ છેજ. જીવાત્મા પોતાનાં રૂડાં ભુંડાં કર્મ પ્રમાણે રૂડી ભુંડી ગતિને પામેછે—તે અનેક યોનિમાં (વૃક્ષજાતિમાં પણ) જન્મ લેછે, દંડ પીડા ભોગવી નિર્દોષ થાયછે ને પછી કાયિકવાચિકમાનસિક કર્મને વશ રાખી પરમાત્માને વિષે જ્ઞાન પામી તેમાં મળી જાયછે. સત્કર્મે ને સદ્વિચારે ઉત્તરોત્તર ઊંચી સ્થિતિ પ્રાપ્ત થાયછે; સકામ કર્મેથી સ્વર્ગ મળેછે, પણ નિષ્કામ કર્મેથીજ મોક્ષ મળેછે; અને સત્કર્મપ્રકાર ને સત્યજ્ઞાન વેદાધ્યયનમાં ને વેદાર્થ વિચારમાંજ છે.

આર્યધર્મમાં સ્નાન પ્રાયશ્ચિત્તાદિ કર્મો એ બાહ્યાંતર શૂચિ રાખવા વિષે મોટો આગ્રહ છે—'આચારો પ્રથમો ધર્મઃ' એવું કહ્યું છે. સોળ સંસ્કાર કહ્યા છે તેમાં

---

* આર્યજનના ધર્મજ્ઞાનનો વિષય તે અથવા એ વિષયનો જે ગ્રંથ તે વેદ એ નામે પ્રસિદ્ધ છે. પ્રથમ એક ઋગ્વેદ હતો, પણ પછી બીજા ત્રણ થયા—યજુસ, સામ ને અથર્વ; એકેક વેદના ત્રણ ભાગ છે,—સ્તુતિ પ્રાર્થનાનો સંગ્રહ તે સંહિતા, કર્મકાંડ સંબંધી શિક્ષા તે બ્રાહ્મણ ને આત્મા પરમાત્મા સંબંધી વિચાર તે ઉપનિષદ્. સંહિતા ભાગ ઋષિઓએ પ્રથમ રચેલો છે ને બીજા ભાગ પાછળથી રચાઈ ઊમેરાયા છે.

ગાયત્રી મંત્રનો* ઉપદેશ લેવો ને યજ્ઞોપવીત ધારણ કરવું એ સૌથી શ્રેષ્ઠ સંસ્કાર છે કે જેથી જનનો બીજો રૂડો જન્મ થયો એમ મનાયછે ને એ ઉપરથી આર્યપ્રજા તે દ્વિજ કહેવાયછે. કેટલીક શિક્ષા પોતપોતાનાં જાતિધર્મ કર્મ પાળવાવિષે છે—યજન યાજન, અધ્યયન અધ્યાપન, દાન.પ્રતિગ્રહ એ છ ગૃહસ્થ બ્રાહ્મણનાં કર્મ છે; ક્ષત્રીએ વેદાભ્યાસ કરવો, યુદ્ધ વિદ્યાભ્યાસ કરવો, પ્રસંગે યુદ્ધ કરવાં, પ્રજાનું રક્ષણ કરવું, રાજ્યકાર્યે કરવાં ને યજ્ઞ કરવા; વૈશ્યે વેદનો અભ્યાસ કરવો, (કરાવવો નહિ), હોમ કરવા, દાન કરવાં, પશુ પાળવાં, ખેતી કરવી, વણજ વેપાર કરવા. દ્વિજે આટલાં કર્મ તો નિત્ય કરવાં: પ્રતિદિન સ્નાન કરવું, સૂર્યોદય મધ્યાન્હ ને સૂર્યાસ્ત સમયે સંધ્યા કરવી અને પંચયજ્ઞ કરવા—વેદ ભણવો ભણાવવો તે બ્રહ્મયજ્ઞ, અન્ન ઉદકથી તર્પણ કરવું તે પિતૃયજ્ઞ, વૈશ્વદેવ હોમ કરવો તે દેવયજ્ઞ, ભૂતપ્રેતાદિને બલિ આપવો તે ભૂતયજ્ઞ ને અતિથિને જમાડવો તે મનુષ્યયજ્ઞ. જનનમરણનું સૂતક પાળવું, શવને દહન કરવું, વ્રત પાળવાં; રૂડે અવસરે ને પિતૃતિથિયે શ્રાદ્ધ કરવાં, તીર્થયાત્રા કરવી, દેવતાઓની પ્રસાદી મેળવવાને યજ્ઞ કરવા, ઈત્યાદિ કર્મ પ્રસંગે પ્રસંગે કરવાનાં કહ્યાં છે. દેવતાઓની પ્રતિમા કરી તેની પૂજા કરવાનો નિષેધ કર્યો છે.

દ્વિજે આટલા પદાર્થ ન ખાવા ને આટલા ખાવા—માંસ ખાનારાં પક્ષી, બારણાં આગળ ફરનારાં ભુંડ, મરઘાં વગેરેનાં માંસ ન ખાવાં; શાહુડી ઘો કાચબો વગેરે ખાવાં અને મોટા સમારંભમાં ને શ્રાદ્ધમાં ગાયનું માંસ પણ ખાવું. બ્રાહ્મણે યજ્ઞવિના બીજે પ્રસંગે માંસ ભક્ષણ કરવું નહિ. નિરર્થક જીવહિંસા ન કરવી, વડીલ પૂજ્ય ગુરૂની સામા ન બોલવું, શરણાગતને ન મારવો, ઉપકારને બદલે અપકાર કરવો, કુટુંબને દુર્દશામાં આણી પરોપકાર કરવો એ મોટા દોષ છે; ગાય બ્રાહ્મણનું રક્ષણ થતું હોય અથવા કોઈનો પણ જીવ ઊગરતો હોય તો તે પ્રસંગ અને વિલાસ તથા વિવાહપ્રસંગ એ સિવાય બીજે બધે પ્રસંગે જૂઠું બોલવાનો ને ખોટી સાક્ષી આપવાનો મોટો દોષ કહ્યોછે; યજ્ઞકાર્યને માટે વેળાએ કરી હોય તો તે નહિ, પણ બીજી બધી ચોરી અપરાધમાં ગણી છે. રાજદંડથી ને ધર્મોક્ત પ્રાયશ્ચિત્ત–જપ તપ વ્રત યજ્ઞ એ કર્મથી અપરાધી જન થોડો અથવા બધો દોષમુક્ત થશે; પણ અતિઅધમ અપરાધીને તો મુઆ પછી યમદંડ ભોગવી હીણ યોનિમાં ભટકયા વિના છૂટકો નથી.

**રાજ્યવ્યવસ્થા ને રાજનીતિ**—રાજા† ક્ષત્રીકુળના પોતપોતાના પ્રદેશમાં વંશપરંપરાના હતા. બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્ય, સંકર જાતિ ને શૂદ્ર એ સૌ મળીને તેની પ્રજા હતી. રાજાની સત્તા સર્વ પ્રજા ઉપર હતી, પણ તેઓ બ્રાહ્મણના બાંધી આપેલા ધારાને આધીન હતા; રાજા તથા સાત ક્ષત્રી પ્રધાન અને દશ કે પાંચ કે ત્રણ બ્રાહ્મણ એઓની સભા અથવા એ સભાને બદલે એક બ્રાહ્મણ (જેને મુખ્ય પ્રધાન ગણવામાં આવતો) એઓના વિચારથી રાજકાર્યે ચાલતું. બીજા કામદારોમાં ન્યાયાધીશ, (દૂત પરરાજ્ય સંબંધી કામની નિધા રાખનારો તથા સંધિવિગ્રહ કરાવનારો) અને સેનાપતિ એ મુખ્ય હતા. રાજધાની સિવાય બાકીના પ્રદેશના વહીવટને માટે એક–દસ–વીસ–સો–હજાર ગામના અધિપતિ ઠેરવવામાં આવતા; એક ગામના અધિપતિયે પોતાના ગામના લોક પાસેથી ધાન્ય દ્રવ્ય લેઈ તે ઉપર પોતાનો નિર્વાહ કરવો; દશ ગામવાળાને નિર્વાહને માટે છ છ બળદનાં બે હળથી જેટલી ખેડાય તેટલી ને વીસવાળાને ૧૦ હળ ખેડી શકે તેટલી જમીન મળતી; સો ગામવાળાને એક નાનું ગામ ને હજાર ગામવાળાને મોટું ગામ મળતું; એક ગામના વહીવટદારથી ચોરી ફિતૂરનો બંદોબસ્ત ન થતો તો તે

* મંત્રનો અર્થ આ છે કે પરમાત્માના અથવા સૂર્યના સ્તુત્ય તેજનું આપણે ધ્યાન ધરીએ કે તે આપણી બુદ્ધિને પ્રકાશિત કરે. "ગાયત્રી વેદનું મુખ છે," "તેના જપથી મહાપાતક બળી જાયછે," "ત્રણ વેદનાં અધ્યયનનું ફળ મળેછે," "મોક્ષ પ્રાપ્તિ થાયછે." ઈ૦

† "રાજ્યનું બળ, રાષ્ટ્ર, દુર્ગ, અર્થ (ભંડાર), ને સૈન્ય એ ઉપર વિશેષ આધાર રાખેછે માટે રાજાએ તે સંબંધી પાકો બંદોબસ્ત રાખવા. તેણે વિચારથી સુંદર જગામાં રાજધાની રાખવી–સૈન્ય તથા યુદ્ધસામગ્રી એ કિલ્લામાં રાખવાં, પોતાનો મહેલ કિલ્લાની વચ્ચોવચ્ચ જબરો ને દેખાવડો ચોતરફ પાણી તથા ઝાડ હોય તેવી રીતે બાંધવો. તેણે માટે પરોઢીએ ઊઠી સંધ્યાહોમથી પરવારી સભા ભરવી ને ત્યાં મળેલી પ્રજા ઉપર કૃપાદૃષ્ટિ કરી તથા તેની સાથે કાર્યપૂરતું ભાષણ કરી સૌને વિદાય કરી પોતે એકાંતમાં જઈ મંત્રીઓની સાથે વિચાર કરવા; એ થયા પછી તેણે ક્ષત્રીને યોગ્ય એવી ક્રીડા કરી સ્નાન કરી ભોજન કરવું; પછી મનને આનંદ પમાડે તેવી વાર્તા કુટુંબ અથવા બીજા સાથે કરવી; પછી ઘરની વ્યવસ્થાનો કામદાર નીમવાનો અને જે કામ પોતાનેજ કરવાનું છે તેનો વિચાર કરવો; પછી સૈન્યના પુરૂષ, હાથી તથા ઘોડા વગેરેની કવાયત ને શસ્ત્રની કસરત જોવી; સૂર્યાસ્ત સમયે સંધ્યા કર્યા પછી ચાર દૂત એઓએ જે વર્તમાન આણ્યા હોય તે સાંભળી લેવાં; પછી રાતનું ભોજન કરી થોડીક વેળા સુંદર વાદ્યો સાંભળી સૂવા જવું.

દશ ગામવાળાને જણાવતો ને એમ ઉત્તરોત્તર; લશ્કર પણ જુદે જુદે ઠેકાણે જ્યાં જેટલું જોઈએ ત્યાં તેટલું અમલદારોના ઉપરીપણા તળે રાખવામાં આવતું. એ બધાં ગામના સમસ્ત તથા જુદા જુદા કામદારો યોગ્ય પ્રકારે કામ ચલાવેછે કે નહિ તેની તપાસ રાખવાને માટે ઉપરીઓ નીમવામાં આવતા ને દરેક મોટા નગરમાં એકેકો સરસૂબો રાખવામાં આવતો. જમાબંદી ને કરવેરા વિષે નિયમ હતા. રાજા તંગીમાં આવી મરવા જેવો થયો હોય તોપણ તેણે વેદશાસ્ત્ર સમ્પન્ન બ્રાહ્મણ પાસેથી કર લેવો નહિ તથા તેવા બ્રાહ્મણને તેણે પોતાના રાજ્યમાં ભૂખે મરવા દેવો નહિ.

**યુદ્ધનિયમ**–રાજાએ શત્રુને સામ, દામ, ભેદ, દંડ એ ચાર ઉપાયથી જીતવા, તેમાં સામ ને દંડ એ ઉપાયને પંડિતોએ વખાણ્યા છે; લડાઈમાં છૂપા જાસુસો જરૂર રાખવા. વારણયુદ્ધ એટલે ચઢી આવેલા શત્રુને નિવારી પોતાનું રક્ષણ કરવું હોય તે પ્રસંગે રાજાએ સંગ્રામમાંથી પાછા ફરવું નહિ, પણ ક્ષત્રીનો ધર્મ શો છે તેનું વારંવાર સ્મરણ કરી ઉત્સાહથી લડવું. પોતાનું સૈન્ય વ્યવસ્થિત ને શત્રુનું અવ્યવસ્થિત હોય તો તેણે એકદમ ધસારો કરવો; શત્રુ વધારે બળવાન હોય ને સપડાઈ જવાય તેવું હોય તો થોડુંક સૈન્ય શત્રુની સામા રાખી સંધિ કરવાનો યત્ન કરવો અથવા શત્રુથી ન અવાય તેવે ઠેકાણે પોતે ભરાવું અથવા કોઇ બળવાન રાજાનો આશ્રય લેવો; પણ જ્યારે તેને જણાય કે એ આશ્રય દુઃખદાયક છે તો તેણે અવ્યવસ્થિત છતે એકલાએજ મરણીયો થઇ યુદ્ધ કરવું. મારણયુદ્ધ એટલે શત્રુ ઉપર ધશી ચઢવાને પ્રસંગે તેણે માગશર અથવા ફાગણ ચૈત્રમાં ચઢાઇ કરવી કે ચોમાસું કે શીઆળુ પાક લશ્કરને મળે; જય થવાનો સંભવ હોય તો ગમે ત્યારે ચઢાઇ કરવી; જળમાર્ગ, જમીનનો માર્ગ ને ઝાડીનો માર્ગ ખોળી, હાથી ઘોડા રથ પાયદળ સરદાર તથા ચાકર એઓની ગોઠવણ કર્યા પછી શત્રુની રાજધાની ઉપર ચઢાઈ કરવી; શત્રુની નોકરીમાં પોતાના મિત્ર હોય તે વિષે ને આવતા જતા દૂત વિષે સાવધ રહેવું; કૂચ કરતાં ને લડાઈમાં પ્રસંગ વિચારી અનેક પ્રકારની રચના કરવી; દંડ–શકટ–વરાહ–મકર–સૂચી–ગરૂડ વ્યૂહ કરવા; કમળ ફૂલના જેવી રચના કરવી ને રાજાએ પોતે વચમાં રહેવું; મેદાન હોય ત્યાં રથમાં અથવા ઘોડા ઉપર રહી લડવું; જળપ્રદેશમાં હોડીઓમાં રહી અથવા હાથી ઉપર બેશી લડવું; ઝાડીવાળી જગોમાં તીરકામઠાંથી લડવું ને સપાટ જગામાં ઢાલ તરવાર તથા બીજાં શસ્ત્રોથી લડવું. કુરૂક્ષેત્રમાં, મત્સ્ય દેશમાં, પંચાળ દેશમાં, સૂરસેન દેશમાં જન્મેલા તથા બીજા ઊંચા કદાવર યોદ્ધાઓને મોખરે રાખવા; પછી વીરરસનું ભાષણ કરી ઉત્તેજન આપી આરંભ કરવાની આજ્ઞા આપવી. શત્રુને ઘેરો ઘાલવાના પ્રસંગમાં રાજાએ છાવણી નાંખી રહેવું ને આસપાસના મૂલકને ઊજડ કરવો ને સામાવાળાનાં અન્નપાણી લાકડાં વગેરેનું નુકસાન કરવું; શત્રુપક્ષના આગેવાનોને ગુપ્ત રીતે મેળવી લેવા, શત્રુની ચર્ચા જોવી ને પછી લાગ જોઇ શત્રુ ઉપર તૂટી પડવું. લૂંટમાં જેને જે મળે તે તેનુંજ પણ ભારે કીમતી વસ્તુ રાજાએ લશ્કરને વ્હેંચી આપવી. ધર્મયુદ્ધના નિયમઃ–ગુપ્ત વસ્ત્રે, કાંટાદાર તીરે, અગ્નિબાણે ઘા કરવો નહિ; ઘોડેસ્વાર અથવા રથીએ પેદલને મારવો નહિ; શરણે આવે તેને, કેશ વિખેરાઇ ગયાથી જોઈ શકતો ન હોય તેને, થાક ખાવા બેઠો હોય તેને, ઊંઘતાને, શસ્ત્ર રહિત થએલાને, નાસતાને, તટસ્થ રહી જોનારને ઈ૦ ના ઉપર ઘા કરવો નહિ. દેશ જીત્યા પછી તે દેશમાં જે દેવની પૂજા થતી હોય તેનું રાજાએ વંદન કરવું,* બ્રાહ્મણોને દાન આપવું, મોટા મોટા લોકને બક્ષિશ આપવી ને સર્વને અભય આપવું; જીતેલા દેશના લોકની ઇચ્છા જાણ્યા પછી ત્યાંના રાજવંશી કુમારને ગાદીએ બેસાડવો ને તેને તેના ધારા પ્રમાણે રાજ્ય ચલાવવા દેવું અથવા પોતાની આજ્ઞા પ્રમાણે થોડા ફેરફાર સાથે ચલાવવાનું કહેવું; જીતેલા દેશના રાજાને પોતાનો મંડલિક અથવા પોતાનો મિત્ર ગણવો; ખરો મિત્ર એવો રાજા મળવાથી સ્વરાજ્યનું જેટલું બળ વધેછે તેટલું બળ, ધન અથવા પ્રદેશ મળ્યાથી વધતું નથી.

**ન્યાય** રાજાએ પોતે કરવો અને કદાપિ પોતાનાથી ન બને તો એક મુખ્ય ને ત્રણ સહાયી એમ ચાર બ્રાહ્મણોએ કરવો; ન્યાયાધીશે ધર્મશાસ્ત્ર જાણી કુલાચાર ગ્રામાચાર ને વેપારી વહાણવટી વગેરેના શિરસ્તા જાણી ન્યાયાન્યાય સમજી અને વાદીપ્રતિવાદીના સાક્ષી તથા તેઓની મુખચર્યા એ ઉપર વિચાર કરી ફેસલો આપવો. **દીવાની ધારા**—( મિલ્કત સંબંધી ): બ્રહ્મચારી, અનાથ બાળક, વિધવા વગેરેની મિલ્કતની રાજાએ સંભાળ રાખવી. એક જણે ખોઈ ને બીજાને જડી એવી મિલ્કત રાજાએ કોઇની સંભાળમાં મૂકવી ને એવી મિલ્કત ચોરનારને હાથીના પગતળે કચરા-

* ગ્રીક લોક પણ તેમજ કરતા—શિકંદરે જરૂસલેમ લીધું ત્યારે તેણે ત્યાંના ધર્માધ્યક્ષે દેખાડવેલા વિધિ પ્રમાણે જીહોવાને બલિ આપ્યો હતો.

થવો. (લેવડ દેવડ વ્યાજ જામીની સંબંધી): ન્યાયમાં લેણું ખરૂં ઠરતું તો તે વાદીને આપવામાં આવતું ને પ્રતિવાદીને સેંકડે પાંચ કે દશ ટકા દંડ કરવામાં આવતો. માલ ગીરો રાખી નાણાં ધીર્યાનું વ્યાજ દર મહિને દર સેંકડે ૧ા ટકો ને અંગુ ધીર્યાનું બે ટકા બ્રાહ્મણ પાસેથી, ત્રણ ટકા ક્ષત્રી પાસેથી, ૪ ટકા વૈશ્ય પાસેથી, ને પાંચ ટકા શૂદ્ર પાસેથી લેવાનું. કરજદાર હાજર ન થાય તો તેના જામીને દેણ ચૂકવવું, પણ તે બંધન જામીનના છોકરાને નહોતું; ગવૈયા વગેરેને આપવી કબૂલ કરેલી અથવા જુગારમાં ગુમાવેલી અથવા દારૂ પીવામાં ખરચેલી અથવા દંડ જગતમાં આપવી બાકી રહેલી એવી રકમ લેણદારને પાછી આપવાને કરજદારોનો અથવા જામીનનો છોકરો ધારાના બંધનમાં આવતો નથી; પણ લેણદાર નહિ આપે તો હું આપીશ એમ કહી જે જામીન થયો હોય તેના વારસોએ તે દેણ આપવું; કુટુંબનાં ભરણપોષણ માટે દેવું કરી કોઈ મરી ગયો હોય તો તેનાં કુટુંબે તે આપવું. અનામત મૂકેલો માલ રાખનારો પાછો ન આપે ને શાહેદો ન હોય તો ન્યાયાધીશે ગુપ્ત માણસો પાસે તેને ત્યાં સોનું અનામત મૂકાવી પછી પારખું જોવું. કોઇ કોઈવાર વેળાએ પક્ષકારો પાસે ધીજ કરાવવામાં આવતી. (વારસા સંબંધી): મરનાર પછી તેનો પુત્ર ને પછી પૌત્ર ને એ ન હોય તો એકઠો રહેતો કાકો ને તે ન હોય તો તેના છોકરા વારસ થાય; કુટુંબ જાદું પડચું હોય ને મરનારને છોકરો ન હોય તો તેની ધણીઆણી; દત્તપુત્ર પણ વારસ થાય પણ તેનો પોતાના ખરા બાપની મિલ્કત ઉપર હક્ક પહોંચે નહિ. દત્તક લીધા પછી લેનારને પુત્ર થાય તોપણ દત્તકનો ચોથા ભાગ ઉપર હક્ક પહોંચે. સાત પહેડીમાં કોઇ ન હોય તો ગુરૂ અથવા શિષ્ય; અને એ પણ ન હોય ને મરનાર બ્રાહ્મણ હોય તો સઘળા બ્રાહ્મણ વારસ થાયછે; મરનાર બીજી જ્ઞાતિનો હોય તો વારસો રાજાને મળે. બાપના મરણ પછી ભાઈઓ સાથે રહે અથવા મિલ્કત વહેચી લે, પણ બાપ જીવતો છતાં તેઓથી જુદા પડાય નહિ; ભાઇઓ જુદા નથી પડ્યા ત્યાંસૂધી મોટા ભાઈએ ધનમાલનું ધણીપણું રાખવું ને ભાઇઓ જુદા પડે તો બારમો હિસ્સો મોટાને, એંસીમો હિસ્સો નાનાને ને ચાળીસમો બીજા સૌએ વહેચી લેવો અને બાકી રહેલી પુંજીના બરાબર ભાગ કરી વહેંચણ કરવી; કુંવારી બેનને ભાઈએ પાળવી; છોકરીઓને બાપની મિલ્કતમાંથી ભાગ ન મળે, પણ માની મિલ્કતમાંથી ભાઈઓની બરાબર ભાગ મળે; ઉપરની વહેંચણી એક માનાં અથવા એક વર્ણની માનાં છોકરાંઓને માટે છે, પણ તેવું ન હોય તો બ્રાહ્મણીના છોકરાને ચાર ભાગ, ક્ષત્રાણીનાને ત્રણ, વૈશ્યાણીનાને બે ને શૂદ્રીનાને એક ભાગ એમ મળતાં; એકજ છોકરો ને શૂદ્રીના પેટનો હોય તોપણ તેને દશમોજ હિસ્સો મળે; નપુંસક, જાતિભ્રષ્ટ, મુંગો, બહેરો, આંધળો, હાથપગરહિત, ગાંડો, મૂર્ખ એ વારસાને પાત્ર નથી, એઓ ભરણપોષણના હક્કદાર છે ખરા. (ગોવાળીઆ સંબંધી): જે ગોવાળને મહેનતના બદલામાં દૂધ આપવામાં આવેછે તેણે ધણીની રજા લેઈ દશમાંની એક સરસ ગાયનું દૂધ દોહી લેવું; ગોવાળની કસૂરથી ઢોર નાશી જાય, તેને જીવજંત કૂતરૂં કરડે અથવા તે ખાડામાં પડી મરી જાય તો ગોવાળે કીમત ભરી આપવી; ચોર ચોરી જાય ને તેની જાણ ગોવાળ જો ધણીને કરે તો તે નુકસાનનો જવાબદાર નહિ; ઢોર મરી જાય ત્યારે કાન, ચામડું, પૂછડું, નાભિની નીચેનો ભાગ, અંડ, મસ્તકમાંથી નીકળતો મદ્ય એ સર્વ ધણીને સોંપવા તથા હાડકાં પડ્યાં હોય તે ઠેકાણું દેખાડવું. (સીમાડા સંબંધી): જેઠ મહિનામાં સીમાડા નક્કી કરવા; વડ, પીપળો, ખાખરો, શીમળો, શાલ, તાડ એ ઝાડ અથવા જેમાંથી દૂધ નીકળતું હોય તેવાં ઝાડ અથવા ગુચ્છાવાળાં ઝાડ રોપવાં ને માટીની પાળ બાંધી લેવી; તળાવ, વાવ, કૂવા ખોદાવવા; જમીનની તળે કોતરેલા પત્થર વગેરેની છાની એંધાણી કરાવી રાખવી. જ્યાં વાંધો પડે ત્યાં વાદી પ્રતીવાદીઓની સમક્ષ સાક્ષીના માથા ઉપર માટી મૂકી તેને કોટમાં રાતાં ફૂલનો હાર ઘાલી, રાતાં વસ્ત્ર પહેરાવી શપથ આપી પૂછી લેવું; જો એ રીતે નિવેડો ન આવે તો રાજાએ પોતાની સત્તાથી સીમાડો નક્કી કરી આપવો. **ફોજદારી ધારા**—(નિંદાસંબંધી): બ્રાહ્મણને અપશબ્દથી નિંદનારા ક્ષત્રીને ૧૦૦ પણ (પૈસા), વૈશ્યને ૧૫૦ અથવા ૨૦૦ પણ દંડ કરવો ને શૂદ્રને ફટકા મારવા; બ્રાહ્મણ ક્ષત્રીને નિંદવાથી ૫૦ પણ, વૈશ્યને નિંદવાથી ૨૫ પણ ને શૂદ્રને નિંદવાથી ૧૨ પણના દંડને પાત્ર થાયછે; દ્વિજની નિંદા કરનારા શૂદ્રની જીભમાં છેદ પાડવો, નામને તથા જાતને ગાળ દે તો દશ આંગળ લાંબો લોઢાનો ધગધગતો સળીઓ તેના મોંમાં ઘાલવો, ને ઉન્મત્તાઇથી બ્રાહ્મણને ધર્મનીતિનો ઉપદેશ કરે તો તેના મોમાં તથા કાનમાં કડકડતું તેલ રેડવું. (વ્યભિચાર સંબંધી): પરસ્ત્રી સાથે સંભોગ કરવાની ઇચ્છા કીધાનાં ચિન્હ જણાય તો લોકને જોતાં ત્રાસ ઉપજે તેવે તેવે ઠેકાણે તેને ડામ દેવા ને રાજ્યમાંથી હાંકી કહાડવો; ચારે વર્ણની સ્ત્રીઓનું રક્ષણ કરવું, પણ શૂદ્ર બ્રાહ્મણી સાથે છીનાળું

કરે તો તેને દેહાંત દંડ કરવો; જાહેર નાચનારી ગાનારીઓને સજા નથી, પણ એઓની સાથે કામ પાડનારાઓને થોડોક દંડ ભરવો પડતો; સ્ત્રી ઉપર બળાત્કાર કરનારાને અંગભંગ શિક્ષા હતી; ઊંચવર્ણ પુરૂષ પાસે સ્ત્રી જાય તો તે પુરૂષને રાજાએ દંડ કરવો નહિ, પણ હલકી જાતના પુરૂષ પાસે જાય તો એણે તે સ્ત્રીના ઘરમાં વાસ કરવો; વ્યભિચારી પુરૂષને તપાવેલા પલંગ ઉપર મરતાં લગી સૂવાડવો; એક સ્ત્રી બીજીથી બગડે તો ૨૦૦ પણ દંડ તથા બમણું પલ્લું લેવું ને તેને દશ ફટકા મારવા; જે સ્ત્રી બીજીને બગાડે તેનું માથું તરત બોડાવવું, તેની આંગળીઓ કપાવવી ને ગધેડે બેસાડી ગામમાં ફેરવવી; કુટુંબસંબંધી જનનું અભિમાન રાખનારી સ્ત્રી સ્વામીપ્રતિ યોગ્ય ધર્મ ન પાળે તો તેને પ્રસિદ્ધ જગામાં કૂતરા ફાડી ખાય તેવી હાલતમાં આણવી; (સાધુ, ભાટ, યજ્ઞ કરાવનાર બ્રાહ્મણો ને કારીગર એટલાને સ્ત્રીઓ સાથે ભાષણ કરવાની છૂટ હતી). ધાડ, ચોરી, ઘરબાળનારા એવાઓના હાથ કાપી નાખવા. તીક્ષ્ણ સૂળીએ ચઢાવવા. 'ઠગમાં ઠગ સોનીઓ હોયછે માટે તેઓની ઠગાઈ માલૂમ પડે તો અસ્ત્રેવતી તેઓના કકડેકકડા કરાવવા;' નઠારૂં અનાજ સારૂં કહી વેચનાર ને સીમાડાની એંધાણી તોડનાર એઓને એવી શિક્ષા કરવી કે તેઓનું શરીર છિન્ન થાય. બ્રહ્મહત્યા, સુરાપાન, બ્રાહ્મણનું સુવર્ણ ચોરવું, ગુરૂની સ્ત્રી, શિષ્યની સ્ત્રી–મા–માશી–બેન–દીકરી વગેરે સાથે સંબંધ કરવો એ મહાપાતક કરનારા દેહાંતદંડને પાત્ર છે.

**સંસારસ્થિતિ, રીતભાત, કળા, વિદ્યા**–(બ્રહ્મચર્ય આશ્રમમાં) સર્વ દ્વિજની બહુધા સમાન સ્થિતિ હતી–ભિક્ષા માગી વિદ્યાભ્યાસ કરવો ને ગુરૂની સેવા કરવી; બ્રાહ્મણને ૮ મે વર્ષે સૂતરના જનોઈનો, ક્ષત્રીને ૧૧ મે વર્ષે સણના જનોઇનો (પૂર્વ કાળમાં મૃગચર્મનું હતું) ને વૈશ્યને ૧૨ મે વર્ષે ઊનના જનોઇનો સંસ્કાર હતો;—વહેલામાં વહેલો કાળ ૫, ૬, ૮ અને મોડામાં મોડો ૧૬,૨૦ ને ૨૪ વર્ષની વયનો હતો; જનોઈ વિનાનો આર્ય તે આર્ય નહિ. જનોઈનો વિધિ નહિ, બાકી બીજા શરીરસંસ્કાર યથાકાળે ને યથાક્રમે પણ મંત્ર ભણ્યાવિના સ્ત્રીઓને પણ કરાવવા.* બ્રાહ્મણમાં આચાર્ય, ઉપાધ્યાય ને ઋત્વિજ એ ત્રણ ભેદ હતા. આચાર્ય જનોઇનો સંસ્કાર આપતો ને ચાર વેદ તથા તેના બ્રાહ્મણ તથા ઉપનિષદ્ ભણાવતો; તેનો નિર્વાહ બ્રહ્મચારી શિષ્યો ભિક્ષા માગી કરતા; ઉપાધ્યાય છ

* જરતોસ્તી ધર્મ પાળનારી સ્ત્રીઓને કુસ્તી છે.

વેદાંગ–શિક્ષા (ઉચ્ચાર), છંદ (કવિતા), વ્યાકરણ, નિરૂક્ત (શબ્દાર્થ), જ્યોતિષ ને કલ્પ (કર્મવિધિ) શિષ્યોને ભણાવતો; અને સામગ્રી તૈયાર કરી યજ્ઞકર્મ કરાવનારો તે ઋત્વિજ જેને કંઇ અમુક રકમ મળ્યાં કરતી. બ્રહ્મચારી શિષ્યોને ગુરૂઓની તરફથી ઘણું ખરૂં આવો ઉપદેશ થતો કે ગુરૂની ખોડ કહાઢયાથી ગધેડાનો, નિંદા કરવાથી કૂતરાનો, તેના ધનનો ઉપભોગ કીધાથી કીડાનો અવતાર લેવો પડેછે; કામવાસના પૂરી પાડનારના કરતાં કામવાસનાનો ત્યાગ કરનારો શ્રેષ્ઠ છે. **ગૃહસ્થાશ્રમવિષે**—વેદાભ્યાસ કરી ઋષિનું, બલિદાન આપી દેવતાનું તેમ પુત્ર ઉત્પન્ન કરી પિતૃઓનું ઋણ આપવું; પુત્રને હાથે પિંડ પાણી મળ્યા વિના મરીગએલા પિતાની સદ્ગતિ થતી નથી માટે સૌએ પરણીને ગૃહસ્થાશ્રમ માંડવો; ૩૦ વર્ષનો ૧૨ વર્ષની અને મનને પ્રિય લાગે તેવી કન્યાને વરી શકે; અથવા ચોવીસ વર્ષનો આઠ વર્ષની કન્યાને વરી શકે; જે કન્યા પુરૂષના બાપની અથવા માના કુળની ૬ પહેડીના સંબંધમાં ન હોય તેની સાથે પુરૂષે લગ્ન કરવું; ધર્મહીન ને વંશરહિત ને રોગી કુળમાંની ન પરણવી; જે કન્યાનો એક સાથે વેસવાળ થયો હોય તે બીજાને ન વરીશકે. લગ્નના પ્રકાર–વેદ ભણેલો તથા સદાચારી એવા પુરૂષને બોલાવી સન્માન કરી કન્યાદાન આપવું તે (બ્રાહ્મવિવાહ); યજ્ઞકર્મ કરાવનાર ઋત્વિજને અલંકારસહિત કન્યા આપવી તે (દૈવવિવાહ); સસરો જમાઈ પાસેથી ગાય ગોધાની એક કે બે જોડ (ધર્મકર્મના ઉપયોગને માટે) લેઈ વિધિયુક્ત કન્યાને પરણાવે તે (આર્ષવિવાહ–એ ઋષિયોમાંજ ચાલતો); 'બંને જણાં તમે તમારો ધર્મ પાળો' એવું કહી વરકન્યાનું પૂજન કરી કન્યા આપવી તે (પ્રાજાપત્યવિવાહ); કન્યાના બાપને અથવા સંબંધીને અથવા કન્યાને દ્રવ્ય આપી પરણવું તે (આસુરવિવાહ); સ્ત્રીપુરૂષની પરસ્પર ઇચ્છાથી ધણીધણિઆણી થઈ રહે તે (ગાંધર્વવિવાહ); કન્યાનાં સગાંને મારીને કન્યાનું હરણ કરી લાવવી તે (રાક્ષસવિવાહ); ઊંઘેલીની કે ઘેનમાં પડેલીની સાથે સંભોગ કીધાથી જે લગ્નસંબંધ થાય તે (પૈશાચવિવાહ).* પાણિગ્રહણ—

* કેટલાક કહેછે કે પહેલા છ બ્રાહ્મણને ઇષ્ટ છે, અસુરાદિ છેલ્લા ચાર ક્ષત્રીને, અને રાક્ષસ સિવાય ક્ષત્રીના તે વૈશ્ય તથા શૂદ્રને ઇષ્ટ છે; કેટલાક કહેછે કે પહેલા ચાર બ્રાહ્મણને ઇષ્ટ છે, રાક્ષસવિવાહ ક્ષત્રીને અને વૈશ્ય શૂદ્રને અસુરવિવાહ ઇષ્ટ છે; પણ મનુના ધર્મશાસ્ત્રમાં છેલ્લા પાંચમાંના પ્રાજાપત્ય, ગાંધર્વ ને રાક્ષસ એ ત્રણ ધર્મ છે, પૈશાચ ને અસુર કદાપિ કરવા નહિ.

હસ્તમેલાપકનો સંસ્કાર પોતાના વર્ણની કન્યા હોય તેનીજ સાથે કરવો; ક્ષત્રીની કન્યાએ બ્રાહ્મણ સાથે લગ્ન કરતી વેળા હાથમાં તીર ઝાલવું; વૈશ્યની કન્યાએ બ્રાહ્મણ અથવા ક્ષત્રી સાથે પરણતાં હાથમાં ચાબખો રાખવો, અને શૂદ્રની કન્યાએ બ્રાહ્મણ અથવા ક્ષત્રી અથવા વૈશ્ય સાથે પરણતાં વસ્ત્રનો છેડો ઝાલી રાખવો. સ્ત્રીને ઋતુ કાળ પ્રાપ્ત થયા પછી તેના ધણીએ રતિ સંબંધ કરવો. પુરૂષ એક અથવા વધારે સ્ત્રી સાથે પરણે તો; તેણે પોતાનાથી ઊતરતી વર્ણની સ્ત્રી સાથે લગ્ન કરવું, પણ ઉપલી વર્ણની સ્ત્રી સાથે ન કરવું; બ્રાહ્મણે શૂદ્રી સાથે લગ્ન કરવું નહિ ને કરવું તો પ્રથમ શૂદ્રી સાથે કરવું નહિ; ઘણી સ્ત્રીઓમાં ઊંચી પદવી પ્રથમ પરણેલીની ગણાતી; ક્ષત્રીની કન્યા સ્વયંવર કરતી. દ્વેષ રાખનારી સ્ત્રીનો ત્યાગ કરવા વિષે, તેમ પરદેશ ગયેલા ધણીને અમુક વર્ષ લગી વાટ જોઈ સ્ત્રી છોડી શકે તેવિષે પણ ધારા હતા. સ્ત્રીએ પ્રેમભક્તિ પૂર્વક પતિની આજ્ઞામાં રહેવું, તેમ પતિયે તેનાં નિરપકારી ઇચ્છાસુખ પૂરાં પાડવાં; પતિ પરદેશ હોય અથવા મરી ગયો હોય તો તેણે સંબંધી પુરૂષના આશ્રયમાં રહેવું; સ્ત્રીના ભરણપોષણના બંદોબસ્તને માટે ને તેના સન્માન વિષે ઘણે ઠેકાણે લખ્યું છે—જે કુળમાં સ્ત્રીઓનું સન્માન છે તે કુળ ઉપર દેવ સન્તુષ્ટ છે ને જે કુળમાં નથી તે કુળની યજ્ઞાદિ ધર્મક્રિયા નિષ્ફળ છે, જે કુળમાં સ્ત્રીઓ કંકાસ કરતી નથી તે કુળની નિરંતર ચડતી થાયછે, જે કુળમાં ધણીધણીઆણી એક બીજાથી સંતુષ્ટ છે તે કુળમાં સદા કલ્યાણનો વાસ છે; પતિયે અન્નવસ્ત્ર આભૂષણથી સ્ત્રીને સંતુષ્ટ રાખવી કે તે પતિને સંતુષ્ટ રાખે. વિધવાઓનાં રક્ષણ વિષે, તેઓનાં ભરણપોષણ વિષે ને તેઓના ધર્મ વિષે પણ ઘણુંક લખ્યું છે, પણ સતી થવા વિષે કંઈજ લખ્યું નથી. બ્રાહ્મણને તેના સત્યના, ક્ષત્રીને તેના ઘોડાના અથવા શસ્ત્રના, વૈશ્યને ગાય અનાજ અથવા સોનાના શપથ ખવડાવવા ને શૂદ્રને આવા કે જૂઠું બોલું તો જેટલા અપરાધ કહેવાય છે તે સંધાનું પાપ મારે માથે. હુનરો તોફે કારીગરીના નહિ, પણ સાદા ને શોભીતા હતા—સોનાં રૂપાનાં ને જડાવ ઘરેણાં, સૂતરાઉ ને રેશમી વસ્ત્ર રથ–ઘોડા–હાથી–પાલખીના સાજ, અનેક પ્રકારનાં વાસણ ને શસ્ત્ર, રાજમંદિર, વાડીઓ એ સૌને માટે સારા હુનર જોઇએ તે હતા; પણ નકશીકામ, ચિત્રકામ, શિક્કાકામ વગેરે હુનરો ઝાઝા ને સારા નહોતા. ધર્મજ્ઞાન વિષય, નીતિશાસ્ત્ર, પદાર્થવિજ્ઞાન, વ્યવહારશાસ્ત્ર એ સંધામાં આર્યપંડિતો નિપુણ હતા. વેદની જૂની સંસ્કૃત ભાષા કેળવાતાં સ્મૃતિની ભાષામાં ને પછી રામાયણ મહાભારતની ભાષામાં ઊતરી હતી. વાનપ્રસ્થ ને સંન્યસ્ત આશ્રમમાં* આર્યદ્વિજોએ જે વિચાર કર્યા તે તત્ત્વશાસ્ત્ર રૂપે પ્રકાશ્યા. **પૂર્વ મિમાંસા** (જૈમિની રચિત) વેદોના અર્થ સમજવાને છે,–કીએ ઠેકાણે કીઓ તર્ક બાંધવો, કીઆં કર્મ કીએ પ્રસંગે કેવી રીતે કરવાં તે સંબંધી વિષય છે. **ઉત્તર મિમાંસા**—(વ્યાસગ્રંથિત) એક અનાદિ કારણ, ઉપાદાન કારણ નિત્ય, સર્વ શક્તિમાન, સર્વ વ્યાપક, સર્વજ્ઞ, પરમાત્માએ પોતાની ઇચ્છાએ વિશ્વ રચ્યું છે ને તે પાછું પોતાનામાં સંહારી લેશે. પ્રત્યેક આત્મા તે જેમ અગ્નિનો તણખો તેમ ઈશ્વરના ચૈતન્યનો અંશ છે; પોતાના પૂર્વના સંકલ્પ પ્રમાણે કર્મપ્રવૃત્ત થવાને સમર્થ છે, પણ તે સ્વભાવે નિવૃત્ત છે, બુદ્ધિ તથા પાંચ જ્ઞાનેંદ્રિય, મન અને પ્રાણ તથા પાંચ કર્મેંદ્રિય એ મળીને આત્માનો સૂક્ષ્મદેહ બંધાયછે. એ દેહ સાથે તે ચંદ્રલોકમાં જાય છે; ત્યાં તેને જળરૂપ દેહ પ્રાપ્ત થાયછે, પછી તે વર્ષાદને માર્ગે નીચે પડેછે ને એકાદ વનસ્પતિમાં ભરાય છે ને એમાંથી અન્નરૂપે જીવાશયમાં પેસેછે; એ પ્રમાણે કર્મ પ્રમાણે જન્માંતરો ભો-

* ગૃહસ્થ જાણે કે હવે મારૂં અંગ શિથિલ થયું છે ને હું વૃદ્ધ થયો છઉં ત્યારે તેણે સંસારખટલો પોતાના છોકરાને સોંપી એકલા અથવા સ્ત્રીની ઈચ્છા હોય તો તેને સાથે લેઇ વનમાં જઈ રહેવું. અગ્નિહોત્રના રાચ સિવાય અન્નવસ્ત્ર વાસણ એમાંનું કંઈએ સાથે લેવું નહિ, તેણે વસ્ત્રને બદલે મૃગચર્મ અથવા વલ્કલ પહેરવું, પંચકેશ તથા નખ વધારવા; પણ ખેડયાં ધાન શાક તથા કંદફળ ખાવાં, ત્રિકાળ સ્નાન, પંચયજ્ઞ, વેદાધ્યયન એ કરવાં ને પોતાના ખાવામાંથી બલિ તથા ભિક્ષાનો ભાગ કહાડવો ને આશ્રમમાં જે આવે તેને જળ ફળ આપી સત્કારથી રાખવો; સર્વના ઉપર દયાભાવ રાખવો ને પરોપકાર કરવો, દાતા રહેવું, પણ ધન લેવું નહિ; ભૂમિ ઉપર આળોટવું, પગના અંગૂઠા ઉપર ઊભા રહેવું, ગ્રીષ્મમાં પંચાગ્નિ સાધવો, વર્ષામાં ઊઘાડા રહી ભીંજાવું, હેમંતમાં ઝીણાં વસ્ત્ર પહેરી રહેવું, એવ એવે પ્રકારે તપશ્ચર્યા કરવી ને સદા ઈશ્વરના ચિંતનમાં રહેવું. વાનપ્રસ્થમાં રહેલા દ્વિજે ચોથો આશ્રમ સંન્યસ્તનો લેવો;—બ્રાહ્મણ બ્રહ્મચર્ય અથવા ગૃહસ્થાશ્રમમાંથી પણ સંન્યસ્ત લેઇ શકે. તેણે અગ્નિ તથા સ્ત્રી રહિત થઈ નિ:સંગ એકલા રહેવું; ગામમાં માત્ર અન્નને અર્થે જવું; વ્યાધિથી પીડા થાયછે, ઘરડપણમાં શક્તિ ઘટેછે, પ્રાણ જતી વેળા દુ:ખ થાયછે, કર્મના દોષે અધોગતિ થાયછે, ને અનેક જન્મ લેવા પડેછે, આત્મા પરમાત્માને સંબંધ શો છે, એ સંધાનો તેણે વિચાર કરવો અને યોગ્ય સમાધિ લેઇ સૂક્ષ્મ પરમાત્માનું ચિંતન કરવું.

ગયા પછી આત્મા મોક્ષને પામેછે. મોક્ષ ત્રણ પ્રકારનો છેઃ આત્મા પરમાત્મામાં મળી જાય તે પૂર્ણ મોક્ષ; બ્રહ્મલોકમાં જઈ રહે તે; અને આ લોકમાંજ ઈશ્વરી શક્તિયો પ્રાપ્ત થાય તે,–મનની શક્તિ બહુ બહુ ઉપભોગ લેવાને પાત્ર થાય પણ કર્મો કરી શકે નહિ.–યજ્ઞ તથા ભક્તિયે ધ્યાન ધરવાથી છેલ્લા બે મોક્ષ મળેછે. **સાંખ્ય**–જગતનો કર્તા કોઈ ઈશ્વર નથી, પણ પ્રકૃતિજ અનાદ્યંત, અવ્યક્ત, નિરવયવ, અવિકૃત ને જગતને ઉત્પન્ન કરનારી છે. આત્મા પ્રકૃતિથી જુદો છે, તે કોઇનાથી ઉત્પન્ન થતો નથી ને તે કોઇને ઉત્પન્ન કરી શકતો નથી, તે ઘણીક વસ્તુઓ સાથે રહ્યો છતાં જુદો છે, સચેતન અવિનાશી ને પ્રકૃતિ વિના પણ રહી શકે તેવો છે. પ્રત્યક્ષ, અનુમાન ને શબ્દ એ ત્રણ પ્રમાણોથી પદાર્થોનું ખરૂં જ્ઞાન થાયછે, પદાર્થમાત્રનો સમાવેશ પચીસ તત્વમાં થાયછેઃ–**પ્રકૃતિ, મહત્તત્વ, અહંકાર, પંચતન્માત્રા, એકાદશ ઇન્દ્રિય, પંચમહાભૂત** અને **આત્મા.** આત્મા તથા પ્રકૃતિનો સંજોગ થાયછે ને તે સંજોગ થકી મહત્તત્વ વગેરે ઉત્પન્ન થઈ સૃષ્ટિ-ઉત્પન્ન થાયછે. આત્મા ઉપભોગ તથા મોક્ષની ઇચ્છા કરેછે; એ પ્રાપ્ત થાય તેને માટે બુદ્ધિ, અહંકાર, એકાદશ ઇન્દ્રિય ને તન્માત્રા એઓથી રચેલો સૂક્ષ્મદેહ તેને મળેછે; એ દેહ સર્વ પ્રકારની અડચણોથી છૂટો ને મનના ધર્મથી વિકાર પામનારો છે, પણ પંચમહાભૂતથી ઘડાયલા સ્થૂલદેહ વિના તે વિષયોનો ઉપભોગ લેવાને શક્તિમાન નથી; સ્થૂલદેહ નાશવંત છે, પણ સૂક્ષ્મદેહ ઘણીવાર સુધી રહેછે ને જન્માન્તરોમાં પણ આત્મા સાથે રહેછે. સ્થૂલ દેહીના ચૌદ વર્ગ છે તેમાં દેવ ભૂત પિશાચાદિ આઠ તે મનુષ્યયોનિથી શ્રેષ્ઠ ને પશુ વૃક્ષ ખનિજ આદિ પાંચ તે કનિષ્ઠ છે; સ્થૂલદેહ તથા સૂક્ષ્મદેહ એ સિવાય બુદ્ધિના વિકારથી બનેલી એક ભાવસૃષ્ટિ છે. પ્રકૃતિના ત્રણ ગુણ –સત્વ, રજ, તમ એ સજીવ તથા નિર્જીવ ભૂતોને વિકાર કરેછે; સત્વથી ધર્મ તથા સુખ, રજથી અધર્મ, અને તમથી અવ્યવસ્થિતપણું ને દુઃખ પ્રાપ્ત થાયછે. એ નિરીશ્વર સાંખ્યનો કર્તા કપિલ કહેછે કે આત્મા જુદા જુદા છે, બુદ્ધિ પ્રકૃતિની જાળ ઊકેલીને સૃષ્ટિ પેદા કરેછે; પણ પ્રકૃતિરૂપ અથવા ચૈતન્યરૂપ પરમેશ્વર નથી. પતંજલી કહેછે કે સર્વ આત્માઓથકી જુદો એવો એક જુદો આત્મા છે, જે દુઃખો બીજાને થાયછે તે તેને થતાં નથી, તે અનંત ને સર્વજ્ઞ ઈશ્વર છે–પતંજલી યોગસૂત્રમાં અનેક રીતના પ્રાણાયામથી (શ્વાસ રૂંધવાથી) ને પ્રત્યાહારથી (ઇન્દ્રિયો જીતીને) આત્માનું પરમાત્મા સાથે ઐક્ય કરવું એવું કહ્યું છે. યોગી સમાધિએ ભૂત ભવિષ્યનું અને પાસે આઘેની વસ્તુઓનું જ્ઞાન પામી શકેછે, તે બીજાનાં મનની વાત જાણેછે, તે હાથીનું બળ, સિંહનું શૌર્ય, પવનનો વેગ પ્રાપ્ત કરી શકેછે, તે વાયુમાં ઊડેછે, પાણીમાં તરેછે, સર્વ ભુવન જોઇ શકેછે, ને અનન્ત ઐશ્વર્યનો ઉપભોગ કરી શકેછે. **ન્યાયશાસ્ત્ર** (ગૌતમકૃતમાં) અગોચર પદાર્થો સંબંધી અને (કણાદકૃતમાં) ગોચર પદાર્થો સંબંધી વિચાર કર્યો છે. ગૌતમે તર્કવાદ કરવાનાં સાધનના સોળ પ્રકાર જણાવ્યા છેઃ પ્રમાણ, પ્રમેય, સંશય, પ્રયોજન, દૃષ્ટાંત, સિદ્ધાંત, અવયવ, તર્ક, નિર્ણય, વાદ, જલ્પ, વિતંડ, હેત્વાભાવ, છલ, જાતિ, નિગ્રહસ્થાન. પ્રમાણ ચાર પ્રકારનું. પ્રત્યક્ષ, અનુમાન, ઉપમાન ને શબ્દ. પ્રમેય બાર પ્રકારનુંઃ આત્મા, શરીર, ઇન્દ્રિયો, ઇન્દ્રિયોના વિષય, બુદ્ધિ, મન, ચાંચલ્ય, દોષ, જીવવું, મરવું, ફળસિદ્ધિ, દુઃખ ને મોક્ષ. વળી આત્માના ચૌદ ગુણ છેઃ સંખ્યા, પરિમાણ, જુદાપણું, સંજોગ, વિભાગ, બુદ્ધિ, સુખ, દુઃખ, ઇચ્છા, દ્વેષ, પ્રયત્ન, ધર્મ, અધર્મ અને ભાવના. એ પ્રમાણે બીજાં સાધનો વિષે પણ ઘણી ઘણી જાણ કરીછે. એ મત પ્રમાણે આત્મા અનાદ્યન્ત, પ્રકૃતિ રહિત, ને સ્વતંત્ર છે; ઈશ્વર એ પરમાત્મા અનાદ્યન્ત, જ્ઞાનનું ઠામ, સર્વ વસ્તુઓને ઉત્પન્ન કરનારો છે. કણાદે પાંચ પદાર્થ મુખ્ય ગણ્યા છેઃ દ્રવ્ય, ગુણ, કર્મ, સામાન્ય, વિશેષ ને સમવાય. તેણે પણ ઈન્દ્રિયો, પંચમહાભૂત, આત્મા, તેની શક્તિયો, કાળ દેશ ઇત્યાદિનું ગૌતમની પેઠેજ વર્ણન કીધું છે. તે કહેછે કે જેને આદિ નથી, જેના વિભાગ થઈ શકતા નથી એવા પરમાણુઓના સ્વભાવસંયોગે આ નાશવંત જગત રચાયુંછે.

વિશાળ રસાળ સુંદર પ્રદેશમાં જય વાસ કરનારા શાંત સ્વભાવના પણ આગ્રહી વૃત્તિના ને પ્રૌઢ બુદ્ધિના આર્યજનો દ્વિજરૂપી ઐક્યમાં પોતપોતાનાં કર્મ પ્રમાણે જાતિયો રાખી, વેદોક્ત કર્મવિધિ તથા રાજ્યધારા* એને કેવળ આધીન રહી, પોતપોતાના પ્રદેશના પ્રતાપી રાજાઓનાં વિવેકછત્ર તળે બાહ્યાંતર શૂચિ પાળતા, ધર્મકર્મનાં તથા સંસારકર્મનાં યશસુખ ભોગવતા ને ત્રણ રંગે પણ એક આર્યસ્વરૂપે શોભતા. રાજ્યના લોકની સર્વ પ્રકારની વ્યવસ્થા કરવામાં ને રાખવામાં સદા ઉદ્યુક્ત, અર્થસાધુ, અભિમાની, તથા 'ભય વિના પ્રીતિ નહિ' એ નીતિથી વર્તનારો સ્વતંત્ર બ્રાહ્મણવર્ગ

* સત્યયુગમાં મનુસ્મૃતિ, ત્રેતામાં ગૌતમસ્મૃતિ, ને દ્વાપરમાં શંખસ્મૃતિ પ્રધાન મનાતી.

અને ધર્મ—પ્રદેશના રક્ષણને અર્થે યુદ્ધના ઉત્સાહી તથા પ્રજાભક્તિ સંપાદવાને અર્થે વિવેકી ધોતાળ ક્ષત્રીવર્ગ એ બે વર્ગ આર્યરાજ્યના મહાસ્તંભ હતા; એ બે વર્ગને પ્રસન્ન રાખી પોતાના ઠાવકા ઉદ્યમની સંમૃદ્ધિમાં પ્રસન્ન સંતોષી વૈશ્યવર્ગ હતો; (રાજ્યમાંના શૂદ્રો પોતાના સ્વામીઓના તિરસ્કાર છતાં તેઓના તેજમાં મોહિત હતા); વળી, સ્ત્રીવર્ગમાં કેટલીક બ્રાહ્મણી તથા ક્ષત્રાણી તે વિદ્યા સદાચાર ગૃહકાર્યે વ્યવહારમાં ને કેટલીએક સ્વરૂપે કે પ્રેમીપણે સૌંદર્ય દાખવતી. રાજાઓમાં કેટલાએક અશ્વમેધાદિ યજ્ઞ ને પુત્રીઓના સ્વયંવર કરતા ને તે સમારંભોમાં દેશદેશનાં આર્ય સ્ત્રીપુરૂષો મોટા આનંદ મહાલતાં. તપપ્રધાન સત્યયુગમાં આર્યજન સ્વચ્છંદી તથા ઉત્સાહી હતા; જ્ઞાનપ્રધાન ત્રેતામાં કર્મિષ્ઠ તથા જયી હતા;—સૂર્યવંશી રઘુકુળ **રામે** પીળો જયધ્વજ (ત્રિકોણ) રાજ્યમંદિર ઉપર ચઢાવી **આર્યરાજ્ય**નો ઉત્કર્ષ દેખાડ્યો; યજ્ઞપ્રધાન દ્વાપરમાં લોક વિલાસી તથા ઉન્મત્ત હતા,—ચંદ્રવંશી યદુકુળ કૃષ્ણે ઘણાક મદમાતા રાજાઓનો સંહાર કર્યો ને કરાવ્યો;—**યુધિષ્ઠિરે આર્યધર્મ**નો ભગવો ઝુંડો આર્યાવર્તમાં દેખડાવી શક પ્રવર્તમાન કીધો.*

## (આસીરિયનનું.)

નીનીવે ને બાબિલન એ બે જુદાં રાજ્ય હતાં. નીનીવેના રાજા નૈનસે બાબિલનના રાજ્યને જીતીને પોતાના રાજ્ય સાથે જોડ્યું (સૈકા ૨૦ કે ૧૯માં) ત્યારથી આસીરિયાનું મહારાજ્ય સ્થપાયું હતું. નૈનસે મીડિઆ, આર્મીનિયા, બાકટ્રિયા વગેરેનાં રાજ્યો પાસે પણ પોતાની આણ મનાવી હતી. નૈનસના દીકરા પછી વીસમો રાજા ટૉટમસ તેણે પોતાની આણ માનતા (ટ્રાયના) પ્રાયમ રાજાને લશ્કરની મદદ મોકલી હતી.

રાજકાર્યને અર્થે ધારા નહોતા ને જૂના રિવાજ પણ ઘણીવાર ફેરવી નાંખવામાં આવતા; રાજા ઈશ્વરનો અવતાર કહેવડાવી રાજ્યનું ને ધર્મનું ઉપરી પણું કરતો; તેના મહેલમાં ઘણીક પરણીઅત ને ઘણીક રાખેલી સ્ત્રીઓ હીજડાઓની ચોકી સંભાળમાં રહેતી. રક્ષકસૈન્યનો સરદાર રાજાના હૂકમ પ્રમાણે ગુનેહગારોને સજા કરતો; હીજડાઓનો મુખી જનાનાને સાચવતો તેમ રાજકુંવરોની કેળવણીનું ઉપરીપણું પણ કરતો; મુખ્ય ઉપાધ્યો બીજા ગોર ઉપાધ્યા જે સ્વપ્નવાર્તાના ખુલાસા કરતા ને જોષ જોઈ ભવિષ્ય વર્તતા તેઓની શાળાનું ઉપરીપણું કરતો; અને એક વડો વજીર લોકની ફર્યાદ સાંભળતો ને ઈનસાફ ચૂકવતો—એ પ્રમાણે કામદારો હતા.

ઉપાધ્યાય લોકોનો બહોળો વાસ કાલ્ડિઆ પ્રાંતમાં હતો તે ઉપરથી તે કાલ્ડિઅન કહેવાયા; તેઓ વંશપરંપરા તેનો તેજ ધંધો કરતા; તેઓ સૂર્ય, ચંદ્ર, તારા એઓની પૂજા કરતા ને કરાવતા—એ **સૈબીઅન** પૂજા કહેવાઈ છે. પછવાડેથી તેઓએ પ્રતાપી પુરૂષોને ઈશ્વરરૂપે મનાવ્યા હતા. તેઓનો મુખ્ય દેવ **બાલ** (સૂર્ય અથવા રાજ્ય સ્થાપનાર મૂળ પુરૂષ) કહેવાતો. **મૈલિટ્ટી** દેવતા ચંદ્ર અથવા પૃથ્વીની ઉત્પાદક શક્તિ અથવા વળી સેમિરામિસ રાણી એ ત્રણ રૂપે મનાતી—તેના દહેરાનો એક ભાગ જે 'દીકરીઓનો વાસ' કહેવાતો તે સ્ત્રીપુરૂષના અનાચારનાં કારખાનાં હતાં. મનુષ્યનાં બલિદાન આપવાં ને સ્ત્રીપુરૂષે વ્યભિચાર કરવા એ બાબિલન આસીરિયાના લોકનાં ધર્મકર્મનાં અંગ હતાં. દેવદેવીઓની મૂર્તિયો ઘણાં માથાંની અને મનુષ્ય તથા પક્ષીપશ્વાદિ પ્રાણિયોના અવયવો મેળવીને વિચિત્ર ભયાનક બનાવવામાં આવતી.

બાપને પોતાની દીકરીનાં લગ્ન કરવાનો હક્ક નહોતો; જ્યારે છોકરીઓ મોટી ઉમરની થતી ત્યારે તેમનું લીલામ કરી વધારે નાણું આપનારને તે વેચવામાં આવતી; તેથી ખૂબસુરત છોકરીઓને ગરીબ તથા કદરૂપા ધણીઓ મળતા. લોક વ્યભિચારી, મદ્યપાન કરનારા, મોજમઝાથી ઈન્દ્રિયોને તૃપ્ત કરનારા અને ઉપાધ્યાયના તથા જાદુગરના વહેમના ગુલામ હતા.

નીનીવે શહેર ટૈગ્રિસ નદીને પૂર્વ કાંઠે હતું; તે ચોખૂણ આકૃતિનું ૧૫ મૈલ લાંબું, ૯ મૈલ પહોળું ને ૪૮ મૈલ પરિઘમાં હતું—ગામગામડાં, અમીર ઉમરાવની વાડીઓ એ બધું મળીને શહેર કહેવાતું. કોટની દીવાલ ૨૦૦ ફુટ ઊંચી હતી ને એટલી પહોળી હતી કે ત્રણ ગાડી સાથે તે ઉપરથી ચાલી જતી; ૧૫૦૦ બૂરજી કિલ્લા હતા. એ રાજ્યના પ્રદેશમાં ધાન્ય ને ફળ થતાં પણ લાકડાં કામ લાગે તેવાં ઝાડ થતાં નહોતાં; પત્થર પણ કહીં કહીંજ હતા, પણ મટોડું અને નખતેલ તથા ભૂમિતેલનાં ઝરણ એ બહુ હતાં; મટોડાંને સૂકવી અથવા પકાવી કરેલી ઇંટ અને ચૂનાને ઠેકાણે નખતેલથી ભીંજવેલાં ઘાસ પાતરાં એથી ઘણાંજ મજબૂત ચણ-

* ક્ષત્રીઓ પરસ્પર સ્પર્દ્ધા દ્વેષે લડયા ને નાશ પામ્યા તથી આર્યોનું જયીપણું—આર્યપણું—કુળ ધર્મ વિદ્યાયુદ્ધથી પ્રાપ્ત કરેલું શ્રેષ્ઠપણું નિસ્તેજ થયું; અને બ્રાહ્મણોએ બુદ્ધિવાદ કીધો ને તેમાંથી ઉત્પન્ન થયેલા બૌદ્ધધર્મે આર્યધર્મને નિસ્તેજ કીધો.

તરે બનતાં;–સેંકડો વર્ષનાં હવા પાણી ખાધાં છતાં રહેલી જૂની ભીંતમાંની ઈંટો હજુ ઘસાઈ નથી ને તેના ઉપર કોતરેલા તીરના જેવા માથાંવાળા અક્ષરો સલામત રહ્યા છે.

ઉદ્ધત સ્વભાવના, ચંચળવૃત્તિના, શોધકમોહક બુદ્ધિના લોક પોતાના પ્રૌઢ ધૂર્ત કાલ્ડિઅન ધર્મોપાધ્યાયની ને નિરંકુશ રાજાની સત્તા તળે કેવળ સંસારી ઉદ્યમમાંજ સુખ માનતા; વિચિત્ર ભયંકર મૂર્તિઓને પૂજતા; અનીતિથી વર્તતા; હુનરધંધામાં ચાતુરી બતાવતા ને રાજા–સરદારની સાથે પ્રદેશ જીતવા નીકળ્યા પછી ઊછળતે જોસ્સે લડતાં રાજા કીર્તિના લોભી, પરાક્રમી, મદાભિમાની ને નિર્દય હતા તેમ કેટલાએક કાતર, વિષયાસક્ત, ક્રોધી ને ઉદાર પણ હતા.

## ( ઇજિપ્શિયનનું )*

પૂર્વ તરફના પહાડમાં ને બેટના ભાઠામાં વસનારા તે પશુપાળનો ધંધો કરતા; નદી તટો ઉપર માછી ને નાવખેડુ રહેતા, અને સપાટ રસાળ પ્રદેશમાં સુધરેલા લોક વસતા. ઈજિપ્ટના લોકમાં ઉપાધ્યાય ને લડવૈયા ઉત્તમવર્ગમાં મનાતા; ખેડુત, વેપારી, કારીગરો, ખલાશી એ બીજા વર્ગના અને પશુપાળ ભરવાડ એ કનિષ્ઠવર્ગના ગણાતા;–ઉપાધ્યાયોએ દક્ષિણમાં જુદે જુદે કાળે સંસ્થાનો સ્થાપ્યાં હોય એમ જણાયછે—વચમાં દહેરૂં ને આસપાસ ગામ–નગર એવી રીતની દરેક સંસ્થાનની રચના હતી; ધર્મ સૌનો એક હતો, પણ પ્રત્યેક સંસ્થાનીની ગ્રામદેવતા જુદી જુદી હતી; રાજ્યકીય વ્યવસ્થા પણ જુદી જુદી હતી.

ઉપાધ્યાયની જાતમાં પ્રત્યેક કુળ પ્રત્યેક દેવળના સંબંધમાં હતું. થીબ્સ નગરના **આમન** દેવનો પૂજારી અથવા તેનો દીકરો **હેલીઓપોલિસના** સૂર્યનો પૂજારી થઇ શકતો નહિ; એ સઘળા સ્વતંત્ર પૂજારીઓનું ઉપરીપણું રાખનારા મોટાં મોટાં નગરમાં વંશપરંપરાના મુખ્ય ઉપાધ્યાયો હતા. સઘળી વિદ્યા ઉપાધ્યાયવર્ગમાં હતી–તેઓ પૂજારી ને ધર્મનીતિનો ઉપદેશ કરનારા હતા એટલુંજ નહિ, પણ ન્યાયાધીશ, ભવિષ્યવક્તા, જ્યોતિષી, વૈદ્ય અને શિલ્પકામ તથા નકશીકામ જાણનારા હતા. રાજકુળ, લડવૈયા લોકની જાતિમાં ગણાતું–એ લોકના નિર્વાહને માટે કેટલાક પ્રદેશ આપવામાં આવ્યા હતા ને તે પ્રદેશો એશિયાની સરહદને લગતા ને નૈલનદીનાં મૂળ ભણી હતા કે જ્યાંથી પરદેશીઓના હુમલાઓનું રાજ્યને ભય હતું. લડાઈમાં ઘોડાની નાની નાની ચારઠ વપરાતી–ઘોડાઓને બહુ જતનથી ઉછેરી કેળવવામાં આવતા; તીરકામઠાં, વાંકાં ખડ્ગ, ફરસી, કોહાડા, સોટા, ગદા એ સૌ લડાઇનાં ઘાતક, અને ટોપ બખ્તર, લાંબી ચોખૂણ ઢાલ એ રક્ષક હથિયાર હતાં; તેઓનાં લશ્કરમાં ઘોડેસવારો પણ હતા; લશ્કરની ટૂકડીઓને પોતપોતાના ઝુંડા હતા; કવાયત પણ સારી હતી; ઈજિપ્ટના લોક પોતાના કેદીઓના ઉપર બહુ નિર્દય થતા. બીજા ત્રીજા વર્ગની સ્થિતિ કાળે કાળે જુદી જુદી હતી, પણ ધંધો તો બાપદાદા જે કરતા આવેલા તેજ હતો; છેક નીચા વર્ગના લોકને વેઠે પકડી મોટી મોટી ઇમારતો બાંધવાનાં કામમાં લગાડવામાં આવતા.

રાજા પરંપરાના હતા; ઠાઠમાઠથી ને બડી મઝામાં રહેતા; લોક નીચા વળી તેઓને માન આપતા. રાજા રાજ્યનું કામ કરે ને તેની સાથે ધર્મવિષયનાં કામની પણ ચોકશી રાખે એ રીતની રાજ્યવ્યવસ્થા હતી. દરેક મોટા કામને માટે ધર્મવિધિ હતો ને તે રાજાને પાળવો પડતો. આખા રાજ્યની ત્રીજે હિસ્સે જમીનના ધણી ઉપાધ્યાય હતાં; પાંચમો હિસ્સો રાજકુળના હવાલામાં હતો. ઉપાધ્યાયો રાજ્યમાં મોટી પદવી ધરાવતા; તેઓ દીવાની ફોજદારી અમલદારી કરતા; સરકારી દફતર રાખતા ને કરવેરા મૂકવાનું તથા તોલમાપ નક્કી કરવાનું કામ પણ તેઓના હવાલામાં હતું, ત્રીસ ન્યાયાધીશની રાજસભા હતી. હેલીઓપોલિસ, થીબ્સ ને મેમ્ફિસ એ ત્રણ મુખ્ય શહેરમાંથી અકેકમાંથી દશ દશ એ રીતે ન્યાયાધીશ નીમાતા; એઓને સોગન ખવડાવવામાં આવતા કે રાજાનો હૂકમ હોય તોપણ અમારે પોતાની ફરજ બજાવતાં અંજાવું નહિ. એ ન્યાયાધીશોનો ખર્ચ સરકારમાંથી અપાતો–લોકના ઉપર નહોતો પડતો.

કાયદા ઘણા સખ્ત હતા. પોતાના નગરજનનો જીવ ઉગારવાને શક્તિ છતાં. જે પોતાની ફરજમાં ગાફિલ થતો તેને ખૂની ગણવામાં આવતો–જો કોઈ માણસનું ખૂન થયેલું માલૂમ પટતું તો જે શહેરની હદમાં તે ખૂન થયું હોય ત્યાંના લોકોને મોટા ખર્ચ કરી તેના

* ઇજિપ્ટની દક્ષિણમાં એથિયોપિયા દેશમાં મીરોઈનું રાજ્ય જાના કાળથી સુધરેલું હતું–ત્યાંનાં શિલ્પકામના નમૂના ઉપરથી ઇજિપ્ટમાં પિરેમિડ તથા દહેરાં બંધાયાં હતાં; ત્યાંના લોક વિદ્યાકળામાં પ્રવીણ હતા; લડાઇના કામમાં પણ જાણીતા હતા. ઈ૦ સ૦ પૂ૦ ૭૭૦ થી તે ઈ૦ સ૦ પૂ૦ ૬૫૬ સૂધીમાં એથીયોપિયાના રાજાઓએ ઇજિપ્ટમાં રાજ્ય કીધું હતું.

શરીરને એમ્બામ કરવું પડતું.* ખોટા કસમ પણ મોટા ગુન્હો ગણાતો. ચાડીઆ નિંદાખોરને માટે પણ સજા હતી. જે નગરજન રાજ્યની છાની વાત દુશ્મન આગળ કહેતો તેની જીભ કાપી નાંખવામાં આવતી. સરકારી કાગળ અથવા ખાનગી દસ્તાવેજ અથવા ચલણી શિક્કા નવા બનાવે અને ખોટાં માપતોલ ચલાવે તેઓના હાથ કાપી નાંખવામાં આવતા. જે કોઇ સ્ત્રી-ઉપર બળાત્કાર કરતો તેનાં વૃષણ કાપી નાંખવામાં આવતાં; અને છીનાળું કરવાને બાળી મૂકવાની સજા હતી. વળી બીજા કાયદા આવા હતા: વર્ષે વર્ષે દરેક શખ્શે માજિસ્ટ્રેટ પાસે જઇ પોતે કેવી રીતે ગુજરાન કરેછે તે જણાવવું; જે માણસ પ્રમાણિકપણે પોતાનું ગુજરાન મેળવી શકતો નહિ તેને માટે મોટી સજા હતી. દેણદાર પોતાના બાપનું એમ્બામ કરેલી મમી ગીરો મૂકી કરજ વાળ્યા વિના મરી જતો તો તેના મુડદાને પણ એમ્બામ કરવામાં આવતું નહિ,–જેનાથી પોતાના બાપદાદાની ગીરો મૂકેલી મમી કરજ અદા કરી પાછી લેવાતી નહિ તો તેને ઘણુંજ હીણું કહેવાતું. બાળકને રખડતાં ન રાખવા વિષે ધારો હતો; બાપે પોતાના છોકરાને ઉછેરી કેળવણી આપવીજ જોઈએ, પછી તે પણીએત બૈરીથી હોય કે દાસીથી અથવા વેશ્યાથી થએલા હોય. ખૂનને બદલે મોતની સજા હતી, પછી તે ગુલામનું ખૂન હોય તોપણ; અને નાના અપરાધને માટે સોટીના ફટકા હતા.

ધર્મ–લોક મૂર્તિપૂજક હતા. ઘણાક દેવદેવીને અને પશુ, પક્ષી, વૃક્ષને પૂજતા. તેઓમાં બે મોટી દેવતા, ઓસિરિસ–સૂર્ય ને ઐસિસ ચંદ્ર એ હતી; ઓસિરિસનું વાહન વૃષભ ને ઐસિસનું વાહન ગાય. રાજ્યના જુદા જુદા ભાગમાં જુદાં જુદાં પૂજનકર્મ હતાં; જે પ્રાણી એક પ્રાંતમાં પૂજાતાં તે બીજા પ્રાંતમાં મારી નાંખવામાં ને ખાવામાં આવતાં,–એક પ્રગણામાં કૂતરો પવિત્ર મનાતો તો બીજામાં તેનું માંસ ઘણું સારૂં ગણાતું; એકમાં બિલાડાં, એકમાં ઊંદર ને એકમાં સુસવાળ એમ પૂજાતાં. ગાય પૂજાતી, પણ બળદનું માંસ ખાવામાં આવતું; પશુદેવતાઓ નિમિત્ત દહેરાંઓ હતાં ને તેના એક ભાગમાં તે પ્રાણીઓને રાખવામાં, ખવાડવામાં, નવાડવામાં ને શણગાર સજાવવામાં આવતા; તેમાંનું કોઈ મરી જતું તો આખું પ્રગણું શોક કરતું ને તેની ક્રિયા કરવામાં ઉપાધ્યાયો પોતાની તરફથી ખર્ચ કરતા એટલુંજ નહિ, પણ સરકાર પણ ખર્ચ આપતી; લોક પોતાનાં બૈરાં છોકરાં કરતાં પશુદેવતાઓની વધારે કાળજી રાખતા. પણ ઉપાધ્યાય વર્ગમાં એક ઈશ્વરનો વિચાર હતો; તેઓ માનતા કે તેની શક્તિયો મનુષ્યનાં જુદાં જુદાં કર્મની અધિષ્ઠાતા છે; મનુષ્યનો આત્મા તે સર્વાત્મા પ્રભુનો અંશ છે; આત્મા અનેક જન્માંતર પછી પરમાત્માને પાછો મળેછે; આત્મા અમર છે; પ્રાપ્ત થવાના દેહ કરતાં વર્તમાન દેહ ઓછા મૂલનો છે; સદ્ગુણમાં જીંદગી ગુજારવાથી ઉત્તમ જન્મ પ્રાપ્ત થાયછે. ત્રણ તત્ત્વ મળીને આ સૃષ્ટિની ઉત્પત્તિ થઈછે–સર્વાત્મા એણે આ જગત્ તથા તેના સઘળા ભાગને આકાર ને ચૈતન્ય એ આપ્યાં; પદાર્થ તત્ત્વ–પ્રકૃતિ (એ પણ અનાદિ માનેલી) અને ગુણ જે પોતાની અપૂર્ણતાને લીધે સર્વાત્માના શુભ વિચારની સામો થાયછે;–(એ ત્રણ તત્ત્વ ઓસિરિસ, ઐસિસ ને ટૈફન એ દેવતારૂપે મનાયાં).

વિદ્યાકળા–ઉપાધ્યાયોને જ્યોતિષ સંબંધી જાણ હતી; તેઓ ચંદ્રસૂર્યનાં ગ્રહણ વર્ત્તતા ને ગ્રહતારાઉપરથી ભવિષ્યની વાત કહેતા; યંત્રશાસ્ત્ર ને ભૂમિતિ જાણતા; વૈદ્યકમાં ઘણું નહિ પણ સારૂં જ્ઞાન હતું. (ટોલેમીના વખતમાં ઈજિપ્શિયન વૈદ્યો વખણાયા હતા). શિલ્પકામમાં ઈજિપ્ટના લોક બહુ કુશળ હતા. પિરેમિડ ને ઓબેલિસ્ક એઓને તડકા હવાથી હજી કંઇ પણ નુકસાન લાગ્યું નથી. આખાના આખા પથરાઓની તે બનાવેલી છે. સૌ મળીને ૨૦ પિરેમિડ છે તેમાં કેરો શહેરની પાસે ત્રણ છે; ને સૌથી મોટી છે તે સમચોરસ છે,—પાયાની દરેક બાજૂ ૬૯૩ ફુટની છે, તેનું ક્ષેત્રફળ ૧૧ એકર છે, કેટલાક પથરા દરેક ત્રીસ ત્રીસ ફુટ લાંબા ત્રણ ત્રણ ફુટ પહોળા ને ચાર ચાર ફુટ ઊંચા છે; પિરેમિડની ઊંચાઈ ૪૮૦ ફુટ છે, તેને પગથીઆં છે, ને તેનું શિખર દશ બાર પથરાનું તેર

* એમ્બામ એટલે મુડદાને મસાલો ભરી રાખી મૂકવું. ઈજિપ્શિયન લોક માનતા કે જ્યાંસુધી શરીરને વિકાર લાગ્યો નથી ત્યાંસુધી જીવ તેના સંબંધમાં છેજ; પણ આમ કરી છૂટો પડયો કે તે બીજા શરીરમાં જાયછે,—શરીરને કંતાનમાં મસાલા સાથે લપેટી એક જાતના ખારમાં રાખી મૂકવામાં આવતું ને બહારની બાજૂ રંગવામાં આવતી પછી તે મસાલો ભરેલાં મુડદાંને–મમીને માણસના આકારનું લાકડાનું ખોખું તૈયાર કરી તેમાં તે મમી ઊભી રાખી કુટુંબનાં મસાણની ભીંત સાથે ગોઠવી મૂકવામાં આવતી. મરનારે કપટથી લોકનું નાણું ઘાલ્યું હોય અથવા તે નઠારી ચાલનો હોય તો તેની મરણક્રિયા કરવાને ન્યાયાધીશની સભા હૂકમ આપતી નહિ. મરનાર સદ્ગુણી રૂડો માલૂમ પડતો તો તેનાં સરકાર તરફથી જાહેર વખાણ કરવામાં આવતાં. ચાળીસ ન્યાયાધીશની કોર્ટ રાજાઓની પણ કરડી ને અદલ તપાસ કરતા ને કેટલાક રાજાઓનાં મૂડદાં પણ ક્રિયાવિના દાટયાવિના રઝળ્યાં હતાં.

ફુટ ડાબી બાજૂનું સમચોરસ છે; એક બે ઓરડા સિવાય બધું નક્કર કામ છે; પિરેમિડ રાજાની કબરો હશે ને એક લાખ માણસે વીસ વર્ષે બાંધી હશે એમ અનુમાન થાય છે. ઓબેલિસ્ક એ ચોધારા જયસ્તંભ છે. દેવળના કેટલાક થાંભલા સાઠ સાઠ ફુટ ઊંચા ને અગિયાર અગિયાર ફુટ વ્યાસના છે; કાર્નાકના દહેરાનો પરિઘ બે મૈલ છે; સો દરવાજાનું થીબ્સ શહેર ટ્રોજન લડાઈની વખતમાં ઘણું દેખાવડું હતું તેમાં ચાર મોટાં દહેરાં હતાં; મેમનની મૂર્તિ ૫૦ ફુટ ઊંચી હતી ને નિત્ય સૂરજ ઊગતે શબ્દ કરતી. મૂર્તિ ને પૂતળાઓ શરીરના ભાગના પ્રમાણમાં ઘડેલાં છે, પણ ચાંચલ્યભાવ દેખડાવતી નથી. ઈજિપ્શિઅન લોક કાચ બનાવતા ને રંગતા; સોના રૂપાના તારનું ભરતકામ, ધાતુ માટી ઉપર નકશીકામ ઘણી સારી કારીગરીથી બનાવી જાણતા; શિક્કા બનાવી જાણતા; દરાખનો રસ કહાડવાનાં કારખાનાં રાખતા.

રીતભાત ને સ્થિતિ–લોક માથું મૂંડાવતા ને ઘણીક તરેહની ટોપીઓ પહેરતા; વણજ ધંધાનું કામ બૈરાંઓ કરતાં ને કાંતવા ભરવાનું કામ મરદો કરતા; જમતી વેળા તેઓ પલાંઠીવાળી નહોતા બેસતા, પણ ખુરશી ટેબલ વાપરતા. જમણવારોમાં મરદની સાથે બૈરાંઓ પણ બેસતાં; કસરત ને ગાયન એનો લોકમાં શોખ હતો. સ્ત્રીઓનાં માન હતાં, પણ દોષ જણાયાથી તેઓના અવયવો કાપવાની તથા તેઓને મારી નાંખવાની તેઓના ધણીઓને સત્તા હતી. વૃદ્ધ વય તથા પદવી એને બહુ માન આપવામાં આવતું—કોને સલામ કરવી ને કોને લાંબા થઈ પગે લાગવું એ સંબંધી રીત મુકરર કરી રાખેલી હતી. ઇજિપ્ટના લોક પોતાની જૂની રીતભાતને હઠથી વળગી રહેતા, પરદેશીઓને ધિક્કારતા, પણ ધિક્કારીને તેઓને તાબે કરવાનો તેઓનામાં જોસ્સો નહોતો. સદ્ગુણી પણ ઘણી નીચી જાતનો હોય તો તેને વધારે માન આપવામાં આવતું નહિ એવો જાતિભેદ હતો. તેઓ દેવતાઓના ઓચ્છવમાં ઘણીજ બેઅદબી કરતા. લોક સાચવટથી ચાલનારા નહોતા, પણ લુચ્ચા ને ઠગાઈ કરનારા હતા. તેઓ સુલેહને ઇચ્છનારા હતા ને દેશરક્ષણને માટે લશ્કર રાખતા, પણ એ જોરાવર નહોતું તેથી તેઓને વચમાં વચમાં પરદેશીઓની ધુંસરી વેઠવી પડતી—સૈકા ૧૯ થી તે ૧૭ સૂધીમાં ભરવાડ રાજા હતા; ઇ૦ સ૦ પૂ૦ ૭૬૦ થી તે ઇ૦ સ૦ પૂ૦ ૬૫૬ સૂધી એથિઓપિઆના રાજા હતા; પછી પાછું જૂના વંશના સામેટિકસે ઇજિપ્ટનું રાજ્ય માંડ્યું હતું.*

નૈલનદીવાળા નાના પ્રદેશના પણ બહોળી વસ્તીના ઇજિપ્શિઅન લોક પોતપોતાની જાતિના ધંધા કરતા, ને ખેતી કરવાની થોડી તેથી હુનર કારીગરીમાં વિશેષ ચાતુરી બતાવતા; તેઓ પોતપોતાનાં પ્રગણાંમાં જુદાં જુદાં દેવદેવીને માનતા, ઉપાધ્યાયોના બોધ પ્રમાણે શુભાશુભ કર્મ કરતા; વ્યવહારમાં જૂઠાણું તથા ઠગાઈ વાપરતા; અને છેક ઊતરતી જાતિના લોક વેઠે પકડાઈ કામ કરતા. બુદ્ધિશાળી અષ્ટવિદ્યાની પણ સ્વાર્થી ઉપાધ્યાયો પોતાનાં ગુરૂ પદની તથા રાજકારભારીપણાની સત્તાવડે ને પોતાની વિદ્યાવડે રાજા પ્રજા ઉપર સરખો અંકોશ રાખતા અને વંશપરંપરાના રાજા નિર્બળ તથા વૈભવી હતા; તેઓ દેશનું રક્ષણ કરવાને લશ્કરનો ઠાઠ રાખતા. પણ શૌર્યે પરાક્રમે નવા પ્રદેશ જીતવાનો લોભ રાખનારો તો એક સીસોસ્ટ્રિસજ નીકળ્યો હતો.

---

* સામેટિકસના વખતથી પરદેશીઓના સંબંધ વડે જૂના વહીવટમાં ઘણોએક ફેરફાર થયો. ઇજિપ્ટના લોક વેપાર કરતા નહોતા તે વેપાર કરતા થયા—ભૂમધ્ય સમુદ્ર ઉપરના ને રાતા સમુદ્ર ઉપરના પરદેશીઓ ઇજિપ્ટનાં બંદરોમાં આવતા થયા; એ રાજાઓએ ગ્રીક લોકને પોતાના રાજ્યમાં વસે તેવું કીધું—ઇજિપ્ટના છોકરાઓને ભણાવવાને ગ્રીક પંડિતો રાખ્યા; અને એ રીતે ઇજિપ્ટના લોક જે બીજા લોકના સંબંધમાં આવવાને ઇચ્છતા નહિ તેઓને મેદાન મૂક્યા. ઇજિપ્શિઅનોએ પોતાની જૂની ચહેરાલિપિ બદલીને નવી વર્ણલિપિ કરી, જૂની લિપિ બે પ્રકારની હતી, એક પત્થર લાકડાં ઉપર લેખ કોતરવાની એટલે માણસ ચીતરી માણસ, ઘોડો ચીતરી ઘોડો તાજ કહાડી રાજા, સૂરજ કહાડી દહાડો સમજાવવો; અને બીજી ઉપાધ્યાયો જે પોતાના સંકેત જણાવવાને વાપરતા તે.

- ઇજિપ્ટમાં લાકડું નહોતું મળતું તેથી નૈલનદી ખેડવાને બરોડાનાં અથવા પકાવેલાં મટોડાંનાં હોડકાં હતાં, પણ ફીનિશિઅન લોકનાં જંગલ તેઓના તાબામાં આવ્યાં ત્યારથી તેઓ મોટાં વહાણો બાંધતા થયા—થીબેઇડ એ વેપારનું મોટું મથક હતું—દક્ષિણ એશિયા તથા પશ્ચિમનો મૂલક અને એથિઓપિઆ તથા ઉત્તર આફ્રિકા એ સંધાનો માલ ત્યાં એકઠો થતો. એથિઓપિઆથી વણજારમાં સોનું, હાથીદાંત, ચામડાં, ગુલામો એ આવતાં; ધૂપ સુગંધીની વસ્તુઓ અરબસ્તાનથી ને મસાલા હિંદુસ્તાનથી આવતા; એ માલ ગ્રીક ને ફિનિશિઅન ખરીદ કરતા; ઇજિપ્ટથી અનાજ ને વણાટકામ બીજે દેશ જતાં; રાજ્યની તરફથી ઉત્તેજન મળતું તેથી લોક ખેતી ઉપર વિશેષ લક્ષ રાખતા ને તેથી ઇજિપ્ટમાં અનાજનો પાક ઝાઝો થતો.

## ( ઈરાનીઓનું. )

ઝંદ અવસ્તાનો ધર્મ આપનારો જરતોસ્ત પેગંબર ઈ૦ સ૦ પૂ૦ ૧૫૭૧ માં ને કોઇ કહેછે કે ૧૨૧૯ માં હતો.* જરતોસ્તે કેટલાક મોજેજા કરી બાકટ્રિયાના રાજા ગુસ્તાસ્પને પોતાના ધર્મમતનો કીધો. ગુસ્તાસ્પે સેબિઅન ધર્મ છોડયો ને સીથિયાના જે રાજાને ખંડણી આપતો તેને કહેવડાવ્યું કે તમે જો સેબિઅન પૂજા છોડો તો હું ખંડણી ભરૂં. તે રાજાએ ગુસ્સે થઈ લશ્કર સાથે આવી બલખ શહેર લીધું ને જરતોસ્તને તથા બીજા ૮૦ ઉપાધ્યાયોને મારી નાંખ્યા. પછી ગુસ્તાસ્પે લશ્કર એકઠું કરી સીથિયનોને કાપી નાંખી પોતાનું રાજ્ય પાછું મેળવ્યું હતું. ને જરતોસ્તી ધર્મને સબળા પાયાપર આણ્યો હતો.

ધર્મ—જગદીશ્વર એક ને અનાદ્યંત છે; અનાદ્યંતતત્વ—હમેશથી એ આદિતત્ત્વ છે; સત્યશુભ-સુંદર કર્મની અધિષ્ઠાતાશક્તિ **હોરમજદ** ને અસત્ય—અશુભ—મલીનકર્મની અધિષ્ઠાતા શક્તિ **અહેરીમન** છે; ફરેસ્તાઓ, તત્ત્વ—ઋતુઓ મનુષ્યજાતિની વ્યવસ્થા રાખેછે ને અહેરીમનના દૂત જે અવ્યવસ્થા—નાશ કરવાને મથેછે તેઓનું ફાવવા દેતા નથી; અંતે હોરમજદનો જય છે; પ્રકાશ એ હોરમજદના યશનું ચિન્હ છે ને તેટલા ઉપરથી તેના બનાવેલા સૂર્યને અથવા જગતમાં વ્યાપી રહેલા અગ્નિને પૂજી તે હોરમજદની સ્તુતિ પ્રાર્થના કરવી; વાયુ, પાણી, પૃથ્વી એ તત્ત્વોને પણ માન આપવાનું કહ્યું છે. પડતર ખેતર ખેડવું, ફળનાં ઝાડ રોપવાં, વિકરાળ પશુઓનો નાશ કરવો, સૂકી જમીનમાં પાણી આણવું એ કામ મનુષ્યજાતને સુખ આપનારાં છે-માટે તે કામ ઈશ્વરને ગમતાં છે અને ઈશ્વર પોતાનાં ઉત્પન્ન કરેલાં પ્રાણીઓને ઉંચું સુખ થાઓ એવું ઇચ્છેછે. ધર્મના ઉપાધ્યાયો મોટી સત્તા ધરાવતા; એમાંના કેટલાક જ્ઞાની તથા ભવિષ્યવક્તા હતા; તેઓ દરબારમાં બેસતા ને દીવાની કામના ઈનસાફ પણ કરતા. ઉપાધ્યાય, રાજા ને સૌ લોક રાજ્યના જે જૂના ધારા ( ધર્મના પાયા ઉપર રચાયલા ) તેને માન આપતા.

સ્થિતિ—જૂના ઈરાનીઓ શરીરે મજબૂત ને લડવૈયા હતા; ઘરડા ને નબળા સિવાય સૌ મરદને રાજાની સાથે લડાઇમાં જવું પડતું તેઓ માછલીનાં ભીંગડાંઓના આકારનું ધાતુના પત્રાનું બખ્તર પહેરતા; તીર મારવાની કામઠીઓ બહુ લાંબી રાખતા; એક નાની તરવાર ને એક ઢાલ દરેક જણ રાખતો; ઘોડાને પણ તેવાંજ બખ્તર હતાં; તેઓ લડાઈમાં ગાડી પણ વાપરતા; લડનારાઓને લૂંટ સિવાય બીજો પગાર નહોતો; તેઓ લડવા જતા ત્યારે તેઓની પાછળ બૈરાં છોકરાં ચાકર ચાકરડી એ સૌ પરિવાર પણ નીકળતો ને લડાઈના મેદાનથી થોડેક છેટે રહેતો. ઈરાનીઓ લડાઈમાં મોટી હિંમત દેખાડતા ને લડાઇમાં દગા કાવતરાં કામે લગાડવાં તે ઘણું હીણું છે એમ સમજતા; દુશ્મન એકાએક છાપો મારતો તોજ તેઓ રાત્રે લડતા, બાકી લડતા નહિ. લોક મોજીલા નહોતા; તેઓ ડુંગર રાનના સાંકડા પ્રદેશમાં રહેતા; ચામડાં પહેરતા, જંગલી મેવો ખાતા ને પાણી પી સંતોખાતા; છોકરાઓની કેળવણી ઉપર ઘણું ધ્યાન આપવામાં આવતું-ઘોડા ઉપર સવારી કરવી, તીર મારવામાં ચપળતા દેખડાવવી અને સાચું બોલવું એ ત્રણ વાતનો નાનપણથીજ અભ્યાસ કરવામાં આવતો; છીનાળું કરવું એ ગુનેહ ગણાતો તેમ કુંવારા રહેવું એ પણ ગુનેહ કહેવાતો; ખૂન ચોરી માણસ જાતના સુખનો નાશ કરનારાં છે માટે તે મોટા ગુનાહ ગણાતા.

## ( યાહુદીઓનું. )

યાહુદીઓ ઈજિપ્ટમાં વસ્યા પછી પોતાનો ભરવાડનો ધંધો મૂકી ખેતી કામ કરતા થયા હતા ને તેઓએ ત્યાંના ધર્મવિચાર તથા ત્યાંની રીતભાત એમાંનું કેટલુંક પોતાનામાં દાખલ કીધું હતું. જ્યારે તેઓએ ઈજિપ્ટ છોડયું ત્યારે તેઓની સંખ્યા બે ત્રણ લાખની હતી ને ઘણાખરા વીસ પચીસ વર્ષની વયના હતા; એ સૌ ચાળીસ વર્ષના ભ્રમણમાં પોતાની ઉન્મતાઈથી નાશ પામ્યા હતા, પણ એઓની બાળ તરૂણ સંતતિ જેણે મોઝીઝ—મૂસાની શિક્ષા અદ્ભુત કર્મો જોઈ જોઇને ખાતરીથી મનમાં ઠાંશી હતી તેણે **હામ**ના વંશજોમાંના ઘણાક જે કનાનમાં હતા તેઓને ત્યાંથી કહાડી મહેલી ત્યાં પોતાનો સ્થાયી વાસ કીધો—એબ્રેહામે પોતાની જન્મભૂમિ છોડી ત્યાર પછી ૪૭૦ વર્ષે, ૧૪૫૧ માં.

* જરતોસ્ત ઈ૦ સ૦ પૂ૦ સૈકા છઠામાં થયો એવું પૂર્વે લખાયું છે, પણ તે તો જરતોસ્તની ગાદી ચલાવનારો હતો. ઈરાન તથા મીડિઆ એ બે જુદાં જુદાં રાજ્ય હતાં, પણ ધર્મ એક હતો. મીડિઆના ઉપાધ્યાયોએ આસીરિયા—બાબિલનના લોકની સંગતિથી પોતાના જૂના ધર્મમાં ફેરફાર કર્યો હતો ને તેઓ માજી કહેવાઇ પોતાના નવા પંથનો બોધ ઈરાનીઓને કરતા ને એઓને તેઓનો ચેપ લાગ્યો હતો. સૈરસે માજીઓ ઉપર જુલમ ગુજાર્યો હતો ને જરતોસ્તી ધર્મના એક આગ્રહી ઉપાધ્યાયે—તેણે ધર્મ પાછો મનાતો કીધો હતો(ઈ૦સ૦પૂ૦ ૫૨૨).

એ વેળા યાહુદીઓનાં ૧૨ કુળ હતાં; તેઓને કનાનનો પ્રદેશ વહેંચી આપવામાં આવ્યો. યાહુદી પ્રજાસત્તાક રાજ્ય ૩૫૬ વર્ષ રહ્યું તે કાળમાં તેઓએ પરસ્પર ટંટા કીધા ને બીજાં રાજ્યો સાથે લડતાં સાત વાર તેઓની તાબેદારીમાં રહી જૂલમ વેઠયો. પોતાનાં ધર્મકર્મ મોટા ઠાઠનાં હતાં તે છતાં ઘણાક લોક મૂર્તિપૂજક ને દુરાચારી થયા. તેઓનાં સ્તુતિપાત્ર કર્મ આ હતાં કે તેઓએ ફિલિસ્ટૈન સાથે લડતાં વચમાં વચમાં શૌર્ય પરાક્રમ દેખાડ્યાં અને જોકે તેઓ સ્વચ્છંદે વર્તતા તોપણ તેઓ વડીલોનું ઊપલકીઆ પણ માન રાખતા અને મુખ્ય ઉપાધ્યાય દ્વારે દેવવાણી થતી તે તથા ભાવિવક્તા જે કહેતા તે સાંભળતા. પંદર ન્યાયાધીશમાં છેલ્લો સામ્યુએલ જે ભાવિવક્તા પણ હતો તેણે ઠામઠામ ફરી જાતિયોના ટંટા પતાવી મૂર્તિપૂજા કહડાવવાને ભાષણ કરી શુદ્ધ ધર્મ બોધને માટે ઉપાધ્યાયોની સભા સ્થાપી હતી. પછી સાઉલ રાજા થયો-(૧૦૯૫) તેણે યાહુદીઓને લડવૈયાની કીર્તિ અપાવી, પણ હજી તેઓ દોલત ને મોજશોખ વિનાના ખેડુત તથા પશુપાળનીજ સ્થિતિમાં હતા. પણ ડેવિડની તથા સોલોમનની કારકીર્દીમાં યાહુદી રાજ્યનો પૂર્ણ ઉત્કર્ષ હતો-ઉત્તરસીમા **રીબલાહ** સૂધીને ઉત્તરપૂર્વ તરફ યુફ્રેટિસ સૂધી હતી; ત્યાંથી **આમન, મોઆબ** ને **ઇડમ** એ પ્રદેશોની પેલીગમથી તે રાતા સમુદ્રના પૂર્વ કાંઠા સૂધી હતી ને પશ્ચિમસીમા ભૂમધ્યસમુદ્રનો કાંઠો હતો; ફિલિસ્ટૈનનો પ્રદેશ તાબામાં આવ્યો હતો ને ફીનિશિઅન તેઓના દોસ્ત થયા હતા.

ડેવિડે જરૂસલેમને રાજધાની કરી ને ત્યાં મોટું દેવળ બંધાવ્યું. જ્યારે "સાક્ષ્યલેખની પેટી" ત્યાં પધરાવી ત્યારે ૨૨ હજાર બળદ ને ૧ લાખ ૨૦ હજાર ઘેટાંનો ઈશ્વરને ભોગ આપવામાં આવ્યો હતો. સોલોમનની કારકીર્દીમાં જાથુને માટે રાખેલું લશ્કર પડોશનાં રાજ્યોને ભારે ભયમાં રાખતું; દોલત ને મોજશોખ પારવિનાની હતી. યાહુદીઓનાં વહાણ દેશાવરોનો માલ આણતાં થયાં; ને ફીનિશિઅન લોક પાસેથી શિલ્પકામ શીખી લીધેલાં તેમાં તેઓએ વધારો કીધો. નીતિશાસ્ત્ર ને પદાર્થશાસ્ત્ર, રાજ્યવ્યવસ્થા ને રાજકાર્ય, પદાર્થ પ્રાણી ઇતિહાસ ને કવિતા એ સંધામાં યાહુદીઓ કુશળ શોભ્યા.

એ પ્રમાણે યાહુદીઓનો સંસારી ઉત્કર્ષ હતો, પણ તેઓના જોસ્સા તેઓના તાબામાં નહોતા. સોલોમને પરદેશી ને વિજાતિ મૂર્તિપૂજક લોકની સ્ત્રીઓ સાથે સંબંધ કીધો ને મૂર્તિપૂજા કીધી; તેના મરણ પછી જાતિઓમાં કલહ ઉઠયો; જ્યૂડાનું તથા ઇસ્રાએલનું એમ બે રાજ્ય જુદાં પાડ્યાં ને લોક પાછા મૂર્તિ પૂજવા લાગ્યા. ઈસ્રાએલનું રાજ્ય મોટું ને ઘણી વસ્તીવાળું હતું, પણ જ્યૂડાનું વધારે દોલતમંદ ને રાજધાની તથા દહેરાંને લીધે અને ડેવિડવંશજ રાજાઓને લીધે વધારે અગત્યનું માનવંતું મનાતું; અને એથી બે રાજ્યો વચ્ચે ટંટા ચાલ્યાંજ કીધા. ઈસ્રાએલના રાજ્યમાં જોકે ખરો ધર્મ સખ્તીથી કાયમ રાખવામાં આવ્યો હતો તોપણ ખરાને ખોટા ભાવિવક્તાઓનાં ટંટાથી ત્યાંના લોકની સ્થિતિ ભુંડી હતી.

નીનીવેના શાલમેનાસરે ઈસ્રાએલના રાજ્ય ઉપર ચઢાઈ કરી સમારીઆનો પ્રાંત ઊજડ કીધો ને દશ જાતને કેદ કરી લેઈ જઈ આર્મીનિઆ ને મીડિયામાં રાખી (ઈ૦ સ૦ પૂ૦ ૭૨૨). સમારીઆમાં જે થોડાક યાહુદીઓને રહેવા દીધેલા તેઓ ત્યાં નવા વસાવેલા મૂર્તિપૂજક લોક સાથે એકઠા થયેથી પોતાનો ને બીજાઓનો મળીને એક નવો ધર્મ માનતા થયા. નેબૂકડનેઝરે જરૂસલેમ લુંટયું ને જ્યૂડાના લોકને બાબિલનમાં કેદ રાખ્યા (ઇ૦ સ૦ પૂ૦ ૫૮૮).

**ધર્મ**-જગતની ઉત્પત્તિ વિષે મોઝીઝે આ પ્રમાણે કથ્યું છે-પ્રથમ સર્વત્ર અંધકારમય જળ હતું, ને તે ઉપર પ્રભુનો શ્વાસ ચાલતો હતો. પ્રભુએ કહ્યું કે પ્રકાશ થાઓ ને તે થયો; પ્રભુએ પ્રકાશને અંધકારમાંથી જુદો પાડયો; પ્રકાશને દહાડો કહ્યો ને અંધારાને રાત કહી. બીજે દિવસે પ્રભુએ કહ્યું કે પાણીની વચ્ચે અંતરિક્ષ થાઓ ને તે થયું ને પાણી ઉપર તળે જુદાં પડ્યાં. ત્રીજે દિવસે પ્રભુએ કહ્યું કે આકાશની નીચેનાં પાણી એક જગાએ એકઠાં થાઓ ને કોરી જમીન દેખાઓ, ને તેમ થયું; અને પ્રભુએ કોરી જમીનને પૃથ્વી કહી ને એકઠાં મળીજતાં પાણીને સમુદ્ર કહ્યા; પૃથ્વી ઉપર ઘાસ, વનસ્પતિ, વૃક્ષ એ કીધાં. ચોથે દિવસે સૂર્ય ચંદ્ર નક્ષત્ર ઉત્પન્ન કીધાં. પાંચમે દિવસે જંતુ, પક્ષી, જળચર એ ઉત્પન્ન કીધાં. છઠ્ઠે દિવસે ઉરગ, પશુ, ઢોર એ ઉત્પન્ન કીધાં; અને પછી પ્રભુએ પોતાની પ્રતિછાયા પ્રમાણે ને પ્રતિમા પ્રમાણે મનુષ્યને ઉત્પન્ન કીધો.* એ પ્રમાણે જગત્ ઉત્પન્ન કરી સાતમે દિવસે પ્રભુએ વિશ્રાંતિ લીધી ને એ દિવસને **સાબાથ** પવિત્ર સ્થાપ્યો.

* પ્રભુએ ભાંયની મટોડીનો માણસ બનાવ્યો ને તેનાં નસકોરાંમાં શ્વાસ ફુંક્યો એટલે તે સજીવ થયો. એ આદમને નિદ્રાવશ કરી તેની એક પાંસળી કહાડી ચીરાયલા માંસને એ-

ધર્મનીતિ વિષયમાં સુન્નતથી સંસ્કારી થયેલા યાહુદીઓને માટે ઈશ્વરની મુખ્ય દશ આજ્ઞા આ પ્રમાણે હતી. હું વિના બીજા કોઈ દેવોને તું માનીશ નહિ; તું તારે માટે દેવરૂપ કોઈ કોતરેલી મૂર્તિ કરીશ નહિ; આકાશમાંની કે પૃથ્વી ઉપરની કે પાણીમાંની કોઈ પણ પ્રતિમા કરીશ નહિ; તું તેને નમીશ નહિ; તું તેની સેવા પૂજા કરીશ નહિ;–જેઓ મને ધિક્કારશે તેઓના ઉપર તેઓની ત્રીજી ચોથી પહેડી સૂધી હું કોપીશ અને જેઓ મારા ભક્ત રહેશે, મારી આજ્ઞા પાળશે તેઓની હજારો પહેડી સૂધી હું દયા રાખીશ; તું વિનાકારણ વૃથા તારા પ્રભુનું નામ લેઈશ નહિ, જો લેઈશ તો તે તને નિર્દોષ નહિ માને; સાબાથ દિવસને પવિત્ર માની પાળજે; તું તારાં માબાપનું સન્માન રાખજે કે તારૂં આવર્દા વધે; તું કોઈની હત્યા કરીશ નહિ; તું વ્યભિચાર કરીશ નહિ; તું ચોરી કરીશ નહિ; તું તારા પડોશીની સામા ખોટી સાક્ષી પૂરીશ નહિ; તું તારા પડોશીના ઘરની, તેની સ્ત્રીની, તેનાં ચાકરચાકરડીની, તેનાં બળદ ગધેડાંની તૃષ્ણા રાખીશ નહિ.

મોઝીઝે પ્રભુની આજ્ઞા ઉપરથી યાહુદીઓ પાસે સર્વ સામગ્રી એકઠી કરાવીને લોકસમુદાયના તંબુમાં ઊંચો મંડપ રચાવ્યો; તેમાં અઢી હાથ લાંબી, દહોઢ હાથ પહોળી ને દહોઢ હાથ ઊંચી એવી, વળી માંહેથી ને બહારથી ચોખ્ખા સોનાથી મઢેલી બાવળના લાકડાની પેટી મૂકી ને તેમાં સાક્ષ્યલેખ† રાખ્યો હતો. પેટી ઉપર અઢી હાથ લાંબું ને દહોઢ હાથ પહોળું એવું ને જેના બે છેડાપર પાંખો પસરેલી એવા બે ફરેસ્તા કરેલા એવું એક દયાસન મૂક્યું હતું—(એ દયાસનપરથી પ્રભુએ પ્રસંગે પ્રસંગે વાણીદ્વારે યાહુદીઓને આજ્ઞા આપ્યાં કરીશ એવું કહ્યું હતું); મંડપની ઉત્તરે પડદા બહાર મેજ મૂકી તે ઉપર પ્રભુની સન્મુખ રોટલી રાખી હતી; મંડપની દક્ષિણ બાજૂએ દીવાનું સોનાનું ઝુમ્મર રખાવ્યું હતું; તંબુમાં પડદાની સામા ધૂપને માટે સોનાની વેદી રખાવી હતી; મંડપના દ્વારની સામા પડદો ઊભો કરાવ્યો હતો ને દ્વારની પાસે બાળવાનો બલિ તથા ખાવાનો બલિ અર્પણ કરવાને યજ્ઞવેદીઓ રખાવી હતી; તંબુ તથા વેદીની વચમાં પાણીનો હોજ કરાવ્યો હતો (નહાવા તથા હાથપગ ધોવાને); એ પ્રકારની રચનાવાળા મંદિરની પ્રતિષ્ઠા કરી, તેમાં કરવાનાં કાર્યનો વિધિ દેખડાવી મોઝીઝે સઘળું ધર્મકાર્ય અધિકારીઓને સોંપી દીધું હતું.

યાહુદીઓ કેવળ શુદ્ધ રહી શ્રદ્ધાથી પ્રભુની આજ્ઞા માને ને તેને પ્રસન્ન રાખે એવિષે ધર્માધિકારીઓનો મોટો પરિશ્રમ હતો. અજાણે પાપ કર્યાનું—ધર્માધિકારીએ પાપ કર્યાનું—સમસ્ત લોકે પાપ કર્યાનું—હાકેમે પાપ કર્યાનું–પોતાની જાણ છૂપી રાખ્યાનું–અપવિત્ર વસ્તુને અડકયાનું—ખોટા સોગન ખાધાનું—મંદિરની વસ્તુ ચોર્યાનું ઈત્યાદિકનાં પ્રાયશ્ચિત્ત હતાં; અને તેને માટે વિધિપૂર્વક બલિ હતા–દહનીય બલિ બળદ, ઘેટાં, કબૂતર વગેરેના હતા. વળી માનતા, રૂડા અવસર વગેરે નિમિત્તના પણ બલિ હતા. વર્ષમાં ત્રણ વાર મહોત્સવ કરવા (એકમાં સાત દહાડા ખમીરવાળી રોટલી ના ખાવી); વર્ષમાં ત્રણ વાર યાહુદી સમસ્તે પ્રભુમંદિરમાં આવવું; કોઈ પણ દેવની મૂર્તિ ન કરવી, બીજા દેશના લોકોના દેવને બલિ ન આપવા, મૂર્તિપૂજકોના ઉપર દ્વેષ રાખવો ને તેઓની મૂર્તિનો નાશ કરવો એવી પ્રભુએ આજ્ઞા આપી હતી. ભક્ષ્યાભક્ષ્ય વિષે આ પ્રમાણે: બે ખરીના પગવાળાં ને વાગોળનારાં પશુ ખાવાં—ઊંટ સસલાંને બે ખરી નથી માટે તે અને ભૂંડ વાગોળતું નથી માટે તે અપવિત્ર પ્રાણીનું માંસ ખાવું નહિ ને તેના શબને અડકવું નહિ; પાંખ ને ભીંગડાં હોય, તે દરિયાનાં પ્રાણી ખાવાં; ગરૂડ, ગીધ, કાગડો, ઘૂવડ, સકરો, હંસ, સારસ, ક્રૌંચ, વડવાગોળ વગેરે ન ખાવાં, પણ ઊડનારા ચાર પગના જીવ જેઓને પગ ઉપરાંત કૂદવાની ટંગડી હોયછે તે ખાવાં વગેરે. છોકરો જણનારી સ્ત્રી ૭ દહાડા કેવળ અપવિત્ર ને પછી તે ૩૩

કડું કરી દીધું ને પાંસળીની બૈરી બનાવી. એ દંપતિને પ્રભુએ ઇડન વાડીમાં રાખ્યું હતું ને આજ્ઞા આપી હતી કે વાડીમાં વચ્ચોવચ્ચ જ્ઞાનનું ઝાડ છે તેનું ફળ ખાશો નહિ; એવું છતાં તેઓએ એક ધૂર્ત સર્પના ભમાવ્યાથી ફળ ખાધું હતું ને એ પાપને માટે પ્રભુએ આદમ તથા ઇવ તથા સર્પ એ ત્રણેને શાપ દીધા હતા. પછી આદમનો દીકરો કેન પોતાના ભાઈ આબેલનું ખૂન કરી પ્રભુથી વિમુખ થયો, પણ તેના કરગરવાથી પ્રભુએ તેના વંશની વૃદ્ધિ કરી હતી. કેટલેક કાળે મનુષ્યોની અનીતિથી કંટાળી પ્રભુએ કહ્યું કે 'મારો આત્મા સદા મનુષ્યોની ખટપટમાં નહિ પડે; હવે તેનું આવરદા એકસો ત્રીસ વર્ષનું થશે.' કેટલેક કાળે પ્રભુએ જોયું કે માણસો બહુ પાપી થયાં છે; તેઓનાં હૈયાંના વિચાર ને તર્ક નિરંતર કેવળ દુર્વાસનાથી ભરેલા છે; ને પ્રભુએ મનુષ્યને ઉત્પન્ન કીધા તેને માટે પસ્તાવો કીધો ને પછી ખિન્ન થઈ કહ્યું કે પૃથ્વી દુષ્ટ ને નિર્દય કર્મથી ભરપૂર થઈ છે માટે હું તેનો સંહાર કરીશ; પછી જળપ્રલયથી સંહાર કીધો હતો, ને પોતાના ભક્ત નોહાને ઉગાર્યો હતો.

† સાક્ષ્યલેખની પેટી ફિલિસ્ટૈન લોક લેઈ ગયા હતા, પણ તે પાછી આણવામાં આવી હતી ને જ્યારે દહેરૂં બંધાયું ત્યારે તેને ત્યાં રાખવામાં આવી હતી.

દહાડા લગી કોઈ પવિત્ર વસ્તુને અડકે નહિ ને મંદિરે જાય નહિ; છોકરી જણનારી બે અઠવાડીઆં લગી કેવળ અપવિત્ર ને પછી ૬૬ દહાડા અભડાયલી જેવી રહે. કોઢીયું માણસ ને તેનું ઘર ઘણુંજ અપવિત્ર મનાતું.

**ધારાઓ-દાસદાસી સંબંધી:** ખરીદ કરેલો યાહુદી નોકર ૭ વર્ષ નોકરી કર્યા પછી સાતમે વર્ષે કંઈ પણ આપ્યા વિના ધણીથી છૂટો થાય; પરણેલો હોય તો તેની બૈરી પણ તેની સાથે જાય; શેઠે ચાકરને પરણાવ્યો હોય તો ચાકર એકલો બંધનથી છૂટે ને તેનાં બૈરાં છોકરાં શેઠની પાસે રહે; જો ચાકર કહે કે હું મારા શેઠને તથા મારાં બૈરાં છોકરાંઓને ચાહું છઉં, મારે છૂટી જવાની ઇચ્છા નથી તો શેઠ તેને ન્યાયાધીશ આગળ લેઈ જાય ને તેનો કાન વીંધે; દાસીનું કામ કરવાને વેચેલી દીકરી તે શેઠથી છૂટી ન થાય. શેઠે લગ્ન કરવા સારૂ ખરીદ કરી હોય ને પછી તે પસંદ ન પડે તો નાણું પાછું લઇ પાછી અપાય, પણ યાહુદી વિના બીજી જાતના કોઈને વેચાય નહિ. જો કોઈ પોતાને સારૂ બીજી સ્ત્રી કરે તો પહેલીને અન્નવસ્ત્ર ને વાસો એ ઓછાં ન કરે ને ઓછાં કરે તો તે સ્ત્રી કંઇ પણ આપ્યાવિના છૂટી પડી શકે. **મારમરણ સંબંધી:** મારથી સામું માણસ મરી જાય તો મારનારને મારી નાંખવો; જો કોઇ દ્વેષથી પોતાના પડોશીને મારવા આવે તો તેને પ્રભુની વેદીથી બહાર કહાડવો કે તે મરે; જે પોતાનાં માબાપને મારે તેને મારી નાંખવો; માણસને ચોરી વેચે તેને મારી નાંખવો; જે માબાપને શાપ દે તેને મારી નાંખવો; મારામારીમાં પત્થર કે મુક્કી વગેરેથી જો કોઇ માંદો પડે તો મારનારે નુકસાન ભરી આપવું; શેઠ પોતાના ચાકર કે ચાકરડીને લાકડી મારે ને તેથી મરણ થાય તો શેઠને શિક્ષા કરવી; પણ માર ખાનાર એક બે દહાડા જીવે તો શેઠને શિક્ષા નહિ, કેમકે તે તેનો માલ છે; માર ધક્કાથી સ્ત્રીનો ગર્ભ પડે ને બીજી હાનિ ન થાય તો સ્ત્રીનો ધણી જે કહે ને ન્યાયાધીશ મંજૂર કરે તે મારનારો આપે, અને જો હાનિ થાય તો જીવ સાટે જીવ, આંખ સાટે આંખ, દાંત સાટે દાંત, હાથ સાટે હાથ, પગ સાટે પગ વગેરે મારનારો ખોય; મારથી દાસ દાસીની આંખ ફૂટે અથવા દાંત પડે તો તેને માટે શેઠને શિક્ષા નહિ; ગોધાને શિંગડાં મારવાની ટેવ હોય ને તેના ધણીને ખબર છતાં તેણે બાંધી ન રાખ્યો ને માણસ મરણ પામ્યું તો ગોધાને પત્થરે પત્થરે મારી નાંખવો ને તેના ધણીને પણ મરણશિક્ષા થાય; કોઈ ખાડો ખોદે ને ન ઢાંકે અને તેમાં ગોધો કે ગધેડું પડે તો ખાડાવાળો નુકસાનનો અવેજ આપે ને મુએલું ઢોર તેનું થાય; એકનો ગોધો બીજાના ગોધાને મારી નાંખે તો જીવતા ગોધાને વેચી નાંખી અડધો અડધો અવેજ બંને ધણી વહેંચી લે ને મુએલા ગોધાને પણ વહેંચી લે, પણ ગોધાને મારવાની ટેવ છે એમ તેનો ધણી જાણતો હોય તો તે ગોધાને બદલે નવો ગોધો આપે ને મુએલો પોતે રાખે. દુષ્ટ ને હૂલડીઓ દીકરો બાપની આજ્ઞા ન માનતો હોય તો માબાપે તેને પકડી પોતાના શહેરના મુખીઓ પાસે લેઇ જવો ને તેઓ પણ જાણે કે છોકરો હઠીલો છે તો તેને સૌએ પત્થર મારી મારીને મારી નાંખવો; કોઈ પાપકર્મ કરવાથી મરણદંડને પાત્ર થયો હોય તો તેને ઝાડ ઉપર લટકાવી મારી નાંખવો; અજાણે ખૂન કરનારાઓને માટે ધારો કે જ્યાંસૂધી ન્યાય થાય ત્યાંસૂધી તેઓ ઠેરવેલાં કેટલાંક શહેરોમાંથી કોઇમાં જઇ રહે; એ શહેરની બહાર ભમતો હોય ને વેર લેનારો તેને મારી નાંખે તો એ ગુનેહગાર નહિ. **ચોરી સંબંધી:** જે કોઈ ગોધાને કે ઘેટાંને ચોરે ને કાપે કે વેચે તે ગોધાને બદલે પાંચ ગોધા ને ઘેટાંને બદલે ચાર ઘેટાં આપે; જો ચોર ખાતર પાડતાં પકડાય ને વહાણું વાયું હોય તો તેને લીધે રક્ત પડે તો તેણે બદલો વાળવો જોઈએ, તે કંગાલ હોય તો તે વેચાય; ગોધો ગધેડું કે ઘેટું કે ચોરેલી વસ્તુ તેના હાથમાં જીવતી મળે તો તે તેનું બમણું પાછું આપે. **નુકસાનો સંબંધી:** જે કોઇ બીજાના ખેતરમાં કે દ્રાક્ષાવાડીમાં ઢોર હાંકી વણસાડ કરાવે તો પોતાના ખેતરમાંનું ને પોતાની વાડીમાંનું જે કંઈ મોઘું તે તેને બદલે આપે; આગથી ખેતર વણશે તો આગ લગાડનાર નુકસાન ભરી આપે. પડોશીને ત્યાં મૂકેલું રૂપું કે ઘરેણું ચોરાય તો ચોર મળેથી તે બમણું આપે ને ચોર ન મળે તો તે પડોશીને ન્યાયાધીશ આગળ આણવો; ખોવાયલી વસ્તુના ધણી થવા આવનારાઓની ફર્યાદ ન્યાયાધીશ ચૂકવે, જે અપરાધી ઠરે તે બમણું આપે. **વારસા સંબંધી:** કોઈને દીકરો ન હોય તો દીકરી વારસ થાય, દીકરી ન હોય તો તેના ભાઇઓ; ભાઇઓ ન હોય તો બાપના ભાઇઓ ને એ ન હોય તો કુટુંબના પાસેના સંબંધી વારસ ગણાય. વેસવાળ ન થયેલો એવી કુંવારીને ભોળવી તેની સાથે સૂએ તો તે તેને પલ્લું આપી પરણે અને કુંવારીનો બાપ પરણાવવાની ના કહે તો કુંવારીઓનાં પલ્લાં પ્રમાણે ગુનેહગાર તેને રૂપું આપે. એક કુળની દીકરી બીજા કુળના દીકરા સાથે પરણવાથી પહેલા કુળવાળાને વારસાનું નુકસાન થવા લાગ્યું તેથી એમ ઠરાવવામાં આવ્યું કે દીકરીઓ બાપનાજ કુળમાં પરણે ને કાકાના દીકરાઓ સાથે પ-

રણવાની રીત ચાલી. **છીનાળા સંબંધી:** છીનાળું કરનાર સ્ત્રીપુરૂષોને અને પુરૂષ-પશુ સાથે સોબત કરનારાઓને મારી નાંખવાં; જો કોઈ સ્ત્રી પશુ સાથે સોબત કરે તો તે સ્ત્રીને તથા પશુને બંનેને મારી નાંખવાં; દીકરો માની સાથે સોબત કરે તો તે બંનેને જીવતાં બાળી મૂકવાં. **તલાકનો ધારો:** આવી રીતનો કે ધણીએ પોતાની સ્ત્રીનામાં અનાચાર જોયો હોય તો તલાક આપી છે એવી ચિઠ્ઠી તેણે બૈરીને આપી કહાડી મૂકવી; એ બૈરી બીજાની સાથે પરણી શકે; એ પણ તલાક આપે તો પહેલો ધણી તેને પાછી સંઘરે નહિ. નવા પરણેલા પુરૂષને માટે ધારો હતો કે તે વર્ષ દહાડા સૂધી લડાઈમાં જાય નહિ. બીજી શિક્ષાઓ આ પ્રમાણે હતી—ડાકેણને જીવતી ન રાખ; પ્રભુવિના બીજા કોઈ દેવ નિમિત્ત યજ્ઞ કરાવનારાને મારી નાંખ; પ્રવાસીને, વિધવાને કે અનાથને દુઃખ ન દે; ગરીબને ધીરેલાં રૂપાનું વ્યાજ ન લે; પડોશીનું વસ્ત્ર ઘરેણે લીધું હોય તો તે સાંજ પડતાં પહેલાં તેને પાછું આપ નહિતો તે શેમાં સૂશે? દેવની નિંદા ન કર ને લોકના હાકેમને શાપ ન દે; ખોટી વાર્તા ન ચલાવ; અધર્મી સાક્ષી થવાને દુષ્ટનો સાથી ન રહે; દુષ્ટપણું કરવાને તું ઘણા જણમાં સામિલ ન થા; ન્યાય ફેરવાવવાને તું ઘણાઓની પેઠે ઈનકાર ન કર; દુશ્મનનું ગોધું ગધેડું ભટકતું કેથે નજરે પડે તો તું તેને પાછું આપ; તું તારાં ગરીબના વાદમાં ન્યાય ન ફેરવ; જૂઠાણાથી દૂર રહે અને નિર્દોષ તથા ધર્મીને મારીશ નહિ; તું લાંચ લેઇશ નહિ; કેમકે લાંચ ડાહ્યાને આંધળો કરેછે ને ન્યાયીઓની વાતને ફેરવી નાંખેછે; ૭ વર્ષ તું તારી જમીનનું ઉત્પન્ન ખા, પણ સાતમે વર્ષે તેને પડતલ રાખ કે ગરીબગરબાં ને પશુઓ તેનું ઉત્પન્ન ખાય. વ્યાજખોરી કરતો નહિ; વળી બાપ-મા-બેન (બાપની અથવા માની દીકરી)-દીકરાની દીકરી-દીકરીની દીકરી-ફોઈ-માશી-કાકી-દીકરાની વહુ—ભાભી એ સૌની નગ્નતા ન જો, તે દુષ્કર્મ છે; એક સ્ત્રીના જીવતાં તેને ખીજવવાને તેની બેનની કે અળગીની કે સૂવાવડીની કે પડોશીની સ્ત્રીની નગ્નતા ન જો; પુરૂષસંભોગ કે પશુસંભોગ કરીશ નહિ; સ્ત્રીપશુ સંભોગ કરીશ નહિ,—એ ઘોર પાતક છે; પોતાની દીકરીને છીનાળું કરાવી ભ્રષ્ટ ન કરીશ; ખેતરની નિશાની ન ખસેડીશ; યાહુદી વિના બીજા કોઈ પરદેશી સાથે કશી રીતનો સંબંધ રાખીશ નહિ.

યાહુદી સ્ત્રીઓ ઓચ્છવને ટાણે એકઠી મળી ડફ ખંજરી લેઇ ગાતી ને નાચતી. ઇજિપ્ટના ફેરો રાજાનું સેન પાણીમાં ડૂબી ગયું ને યાહુદીઓ ક્ષેમ ઊગર્યા તે પ્રસંગે મોઝીઝની બેન મરીઅમે પ્રભુનું જયગીત ગાઈ ગવાડયું હતું. **જેર** ન્યાયાધીશની પછી યાહુદીઓ ફિલિસ્ટૈન તથા આમોનૈટ લોકથી પરાભવ પામ્યા ત્યારે યાહુદીઓએ **જેફ્તાને** પોતાનો સરદાર કીધો હતો ને જય મેળવી તે પાછો આવતો હતો તે પ્રસંગે તેની દીકરી ઘણીએક સ્ત્રીઓ સાથે ગાતી નાચતી બાપને મળવાને સામી ગઇ હતી.

યાહુદીઓના વડીલ એક જગદીશ્વરને માનતા; ઇજિપ્ટમાં જઈ વશ્યા પછી યાહુદીઓને ત્યાંની મૂર્તિપૂજા તથા અનીતિનો પાશ લાગ્યો હતો; તેઓને મોઝીઝે અનેક અદ્ભુતથી ને અનેક ભયથી એક ઈશ્વરને ભજવા વિષે, સદા શૂચિમાં રહેવા વિષે ને રાજ્યમાં તથા વ્યવહારમાં વર્તવા વિષે ધર્મનીતિનો યથાસ્થિત્ બોધ કીધો; ઉપાધ્યાયોએ મોઝીઝની શિક્ષાનો લોકને સુબોધ કર્યા કીધો ને રખેને પડોસનાં રાજ્યના સંબંધથી પ્રજા ભ્રષ્ટ થાય માટે કેટલાક ધારા પણ ચલાવ્યા;–તોપણ, યાહુદીઓનાં ચિત્ત મૂર્તિપૂજા ને સંસારી મોજમઝા તરફ ઘસ્યાં જતાં અટકયાં નહિ. પરસ્પર કલહ ને પારકાના સંસારી વૈભવ ઉપર મોહ એ બેથી તેઓની સ્થિતિ ભુંડી થઇ; તોપણ ડેવિડ સોલોમનના પૂરા તેજસ્વી રાજ્યમાં યોદ્ધા રાજાએ એક ઈશ્વરને સંભારી ક્ષમા માગતાં ઉપકાર માનતાં તેના ગુણ ગાયા ને તેના પુત્રે મૂર્તિપૂજામાં તથા અનીતિમાં રમતાં નીતિસૂત્રો કીધાં—એ મોઝીઝના ધર્મનો મોટો યશ છે. બીજા દેશના લોકે અક્કેકા વિષયમાં સંપૂર્ણ લાવો લીધો, પણ યાહુદીઓએ ડેવિડ સોલોમનના વખતમાં એકે સમે સામટો ઉત્કર્ષ દેખાડયો.

## (ફીનિશિઅનોનું).

અક્કેક શહેર સ્વતંત્ર રાજ્ય હતું, પણ રક્ષણને માટે તે સંઘાં સંપ બાંધી રહ્યાં હતાં ને તેમાં પ્રથમ, **સૈડનનું** (ઇ० સ० પૂ० ૯ માં હતું) ને પછી **ટાયરનું** ઉપરીપણું હતું. પણ એ સંપ, સ્વાર્થ ને વેપારની અદેખાઇથી વારે વારે તૂટતો. શહેર શહેરમાં રાજાઓ, પ્રજાસત્તાક રાજ્યના થોડાઘણા ધારાથી રાજ્યવ્યવસ્થા રાખતા.*

* ટાયરના સત્તાધારી આજુબાજુનાં શહેર ગામ ઉપર નિર્દેયપણે સત્તા ચલાવતા તે ઉપરથી ફીનિશિઅન લોકે આસિરિઅન ને પછી બાબિલોનીઅન એઓની મદદ માગી હતી; પણ ટાયરના લોક વહાણની લડાઈમાં બહુ જોરાવર હતા તેથી તેઓએ દુશ્મનોનું ફાવવા દીધું નહોતું. પણ જ્યારે નેબૂકડનેઝરે ટાયરને ઘેરો થાલી તેરમે વર્ષે જમીનદોસ્ત કીધું ત્યારે તેઓએ નિરૂપાય થઈ ત્યાંથી ખશી જઇ નવું ટાયર વસાવ્યું હતું. સૈરસે બાબિલન લીધું ત્યારે ફીનિશિઅન શહેરો રાજીખુશીથી તેને તાબે થયાં હતાં.

વહાણ ખેડવાની જાણમાં ને વેપાર કરવામાં ફીનિશિઅન જેવા તે કાળમાં બીજા કોઈ લોક નહોતા. ટાયરના લોક એક જાતની માછલીના રંસનો રંગ બનાવતા ને તેથી રંગેલાં કપડાં બહુજ વખણાતાં. તેઓ સણ, રૂ ને સૂતર ઇજિપ્ટથી આણતા ને પછી તેનાં ઘણી તરેહનાં અને રંગદાર કપડાં બનાવી દેશાવરોમાં લેઇ જતા. લાકડાં હાથીદાંતના પદાર્થો બનાવવાનાં અને કીમતી મણિ સોના રૂપાના જડાવનાં કારખાનાં હતાં. તેઓનો વેપાર ઇજિપ્ટ અરબસ્તાન સાથે, સીરિયા બાબિલન, મધ્ય એશિયા ને કોકેસસ પર્વતના પ્રદેશો સાથે ઊંટની વણજારોથી ચાલતો; ભૂમધ્યસમુદ્રના કાંઠા તથા ટાપુ સાથેનો ને હિંદી મહાસાગરના ટાપુઓ સાથેનો વેપાર વહાણે ચાલતો. તેઓએ સ્પેનની ખાણોની દોલત પોતાની કરી હતી ને ત્યાંના લોક પાસે ગુલામી કરાવી હતી.

ઉપાધ્યાયોની પણ સત્તા ચાલતી, પણ તેઓની વંશપરંપરાની જાતિ નહોતી. તેઓ **મોલોક**ને મનુષ્યના ભોગ આપતા–**બાલ**ને પણ માનતા—તેઓ છૂરીથી પોતાનાં ડોકાં કાપી દેવને પ્રસન્ન કરતા. **થામ્મઝા એડોનિસ** એ દેવને પણ અનાચારયુક્ત વિધિથી પૂજતા.

## ( ગ્રીકનાં. )

મૂળવતની, પિલાસ્જિઅન કહેવાતા; પછી તેજ જાતિનું પડોશમાં રહેનારૂં એક ટોળું જે હેલીનીઝનું કહેવાતું તેણે પીલાસ્જિઅનોને ખસેડ્યા ને તે દેશમાં સઘળે ફરીવળ્યું. ગ્રીસના ઉત્તરપ્રદેશમાં થેસલી પ્રાંત છે ત્યાંના એક શહેરનો રાજા હેલીના નામનો હતો–તેને ત્રણ દીકરા **ઈઓલસ, ડોરસ** ને **ઝૂથસ** નામના હતા–એ છેલ્લાને **ઐઓન** ને **એકીઅસ** એ નામના બે દીકરા હતા—એ સૌ આખું ગ્રીસ જીતી લેઈ જુદે જુદે ઠેકાણે વસ્યા. ઇઓલિયન, ડોરિયન, ઐઓનિયન, એકીઅન એ નામનાં ચાર કુળનો વિસ્તાર ચાલ્યો —એ ચારમાં ઐઓનિયન અને ડોરિયન એ બે કુળ વિશેષ બહાર પડ્યાં અને જોકે તે પોતાનું એકલોહી રાખતાં છતાં ગુણ કર્મે પરત્વે જુદે જુદે પ્રકારે દેખાયાં, તોપણ એક ભાષા, એક ધર્મ ને ઘણુંકરીને એકસરખો રાજકીય વહીવટ એને લીધે તે બે કુળને બીજાં પણ સામાન્ય પક્ષ એકજ સ્વરૂપે શોભતાં.*

ગ્રીક લોકે પોતાના એકદેશી સંપે ટ્રાયની લડાઈમાં જય મેળવતાં પોતાનું સ્વરૂપ આગેમેમ્નન, એકિલિઝ, યુલિસિઝ, એજાક્સ, હેલનનો ધણી મેનેલેઅસ, નેસ્ટર, પેટ્રોક્લસ આદિ યોધ્ધાઓના ગુણકર્મમાં દેખડાવ્યું હતું (ઈ૦ સ૦ પૂ૦ ૧૧૮૪); પછી ગ્રીસમાં ફેરફાર થઈ ગયા હતા, ને છેલ્લીવારે ડોરિયન ગ્રીકનું પ્રબળ થયું હતું ને બીજા ગ્રીકો અહીં તહીં જઇ રહ્યા હતા. એ હંગામમાં ઘણાક ગ્રીક લોકે સ્વદેશ છોડી આસપાસના ટાપુઓમાં, એશિયાના પશ્ચિમ કાંઠા ઉપર ને ટસ્કનીના દરીઆને લગતા ઈટલીના સઘળા કાંઠા ઉપર નવાં ગામ વસાવ્યાં હતાં. ૧૧૮૪ થી સ્પાર્ટાનું નવું રાજ્ય મંડાયલું ત્યાં એકજ સમે બબ્બે રાજા સાથે રાજ્ય કરે તેવી વ્યવસ્થા ચાલતી. ડોરિયનોએ આથેન્સ ઉપર હૂમલો કરેલો, પણ તેઓ ફાવ્યા નહોતા ને ત્યાંના લોકે પોતાના કોટ્રસ રાજાના મરણ પછી (૧૦૯૫ થી) આર્કનો ઠેરવવા શરૂ કીધા હતા. ઇ૦ સ૦ પૂ૦ નવમા સૈકામાં લૈકર્ગસે સ્પાર્ટાના રાજ્યને ધારા બાંધી આપ્યા (ક્રીટીના રાજ્યમાં મૈનસે ૧૪૩૧ માં ધારા આપ્યા હતા); ઈ૦ સ૦ પૂ૦ ૭૭૬ થી ગ્રીસના લોકે ઓલિમ્પિક શક ચાલુ કરી કાળગણના કરવા માંડી હતી.

ધર્મ–ઉત્પત્તિ વિષે ગ્રીક માનતા કે પ્રથમ તત્ત્વોનું અસ્તવ્યસ્તપણું હતું, અંધકાર રૂપ રાત્રિ હતી; રાત્રિયે પોતાની કાળી પાંખો વડે વાયુરૂપ અંડ ઉત્પન્ન કીધું, એમાંથી પૂરી મુદ્દતે કામદેવ (પીઠ ઉપર સોનેરી પાંખ હતી) બહાર કૂદી નીકળ્યો; એણે કાળી પાંખવાળી અંધકાર રૂપ રાત્રિને ભેટતા પક્ષી ઉત્પન્ન કીધાં:–પછી તત્ત્વોની વ્યવસ્થા થઇ ને સ્વર્ગ, સમુદ્ર, પૃથ્વી અને અમર દેવતાઓ એ ઉત્પન્ન થયાં. બાપ સ્વર્ગ ને મા પૃથ્વી એ બીથી **ક્રોનસ** (કાળ) ઉત્પન્ન થયો. એણે દુનિયાનું રાજ્ય પોતાના બાપ પાસેથી છીનવી

* ઐઓનિયન લોકે પ્રજાસત્તાક રાજ્ય વિષે પ્રીતિ દેખાડી વંશપરંપરાના હક્કની સામા થવામાં શૌર્ય દેખાડ્યું છે; તેઓ ઉલ્લાસી, ચંચળવૃત્તિના અને પોતાનું તથા પોતાના દેશનું અભિમાન રાખનારા હતા; તેઓ રસિક હતા, પણ યુદ્ધમાં તેટલા વીર્યવંત નહોતા; તેઓ વેપારથી સમૃદ્ધિ વધારવી ઇચ્છતા ને બડા ખટપટીઆ હતા; તેઓ પોતાના તાબાના સંસ્થાની લોકના ઉપર નિર્દયપણે વર્તતા. ડોરિયન ગ્રીક રીતભાતમાં સાદા ને જૂના વહીવટને વળગી રહેનારા હતા; તેઓ શ્રીમંતવર્ગની રાજ્યસત્તાને માન આપનારા હતા; ને પુખ્ત ઉમરના અમલદારોને પસંદ કરતા કે તેઓ નવો વહીવટ રાજ્યમાં દાખલ કરે નહિ; તેઓ સત્તાના લોભી હતા ને રાજ્યના લોક જડસા લડવૈયા રહે તેવું ખંતથી ઇચ્છતા. દરેક ડોરિયન સંસ્થાનમાં ગુલામની હાલત છેક કંગાલ હતી—વંશપરંપરાના ગુલામો હતા ને તે હળ ખેડતા; વેપારથી લોકની સ્થિતિમાં ફેરફાર થાય માટે લોકને તેની સખ્ત મના હતી; અને રખેને લોક મોજીલા આળસુ જનાની થાય માટે સુંદર હુનરકળા શીખવાનો અટકાવ હતો.

લીધું અને એની પાસેથી એના દીકરા **ઝીયૂસ** એણે છીનવી લીધું; ઝીયૂસને ભાઈઓ હતા તેથી સૃષ્ટિના રાજ્યની વહેંચણ (ચિઠ્ઠી નાંખી) કરી લીધી તે આ પ્રમાણે—સ્વર્ગ ને ઉપરના પ્રદેશ ઝીયૂસની સત્તામાં, સમુદ્ર **પોસીઈડન**ની સત્તામાં ને પાતાળ પ્રદેશ **હેડીસ**ની સત્તામાં; પણ પૃથ્વી ત્રણેની સામાન્ય સત્તામાં રહી. ઝીયૂસ સર્વોપરિ દેવ હતો ને થેસલીમાં ઓલિમ્પસ પર્વત ઉપર તેનો વાસ હતો. ગ્રીકના દેવને સ્ત્રી સંતતિનો પરિવાર હતો—ને અક્રેક દેવ ને દેવી અક્રેક વિષયનું અધિષ્ઠાતાપણું કરતો ને કરતી. ગ્રીકો દેવદેવીની મૂર્તિઓની પ્રતિષ્ઠા કરી મંદિરો બેસાડતા ને ત્યાં **ઓરેકલ-દેવાજ્ઞા** જાણવાને પૂજારીઓ રાખતા. કોઈ પણ વર્ગનો ગ્રીક પૂજારી થતો; પૂજારીઓ વંશપરંપરાના નહોતા ને તેઓ બીજા સંસારી ધંધા પણ કરતા. મનુષ્યમાં જે સદ્ગુણ દુર્ગુણ તે ગ્રીકના દેવોમાં પણ હતા—અંતર આટલોજ કે ગ્રીકના દેવ અમર હતા; તેઓ મનુષ્યના ઝગડામાં પડતા ને પોતપોતાના ભકતોને માટે પોતાનામાં ઝગડા મચાવતા. લોક દેવના કોપ સમાવવાને અને પોતાનાં કામમાં યશ મેળવવાને પશુનાં ને કોઈ કોઈ વાર મનુષ્યનાં બલિ ભાવથી આપતા. પાપ પુણ્ય સંબંધી ને મરણ પછી થવાની સ્થિતિ સંબંધી વિચાર ગ્રીક લોકના ધર્મમાં ઝાઝા નહોતા.

## કાળસ્વરૂપ.

પ્રલય સમયથી* તે ઈ૦ સ૦ પૂ૦ સૈકા ૮–૭ સૂધીના કાળમાં **ધર્મરાજે** ભયદંડે પ્રબળ રાજ્ય કીધું, ઘણેખરે ઠેકાણે લોક જગત્કર્તાની શક્તિયોની પ્રતિમાઓ કરી એને પૂજતા; યાહુદીઓ એક જગત્કર્તા પ્રભુનેજ ભજતા; ઈરાનીઓ જગત્કર્તાની મહાશુભશક્તિ હોરમજ્દને સૂર્ય અગ્નિદ્વારા આરાધતા ને હિંદુસ્તાનમાં આર્યજન એક જગત્કર્તા પરમાત્માનું ચિંતન કરતા તથા સ્વર્ગના દેવતાઓની કૃપાપ્રસાદી મેળવવાને એઓને આરાધતા. અનેક ધર્મકર્મ હતાં, પણ હોમબલિના પ્રકાર સર્વ લોકમાં હતા. સદાચાર શિક્ષા હિંદુસ્તાન–ઇરાન ને પાલેસ્ટૈનમાં વિશેષે હતી. જ્યાં ત્યાં ધર્માધિકારીઓ પૂજાતા–રાજાઓ તેમને આધીન હતા (એક બે ઠેકાણે પાછળથી કેટલાક રાજાઓએ ધર્માધિકારીઓને દબતા રાખ્યા હતા); ઉપાધ્યાય વર્ગના જન સર્વ વિદ્યાના જાણનારા, ધર્મકાર્ય કરનારા ને કરાવનારા, રાજ્યના ધારા બાંધી આપી મંત્રી ન્યાયાધીશ રૂપે રાજકારભાર કરનારા અને ઘેરઘેર ધર્મનીતિનો બોધ કરનારા હતા; કેટલાએકે કેટલેક ઠેકાણે સમયે સમયે યોદ્ધારૂપે પણ જય મેળવ્યા હતા. આર્યબ્રાહ્મણો સ્થાપવે ને વ્યવસ્થિત રાખવે સર્વ પ્રકારે વિજયી પ્રકાશ્યા અને યાહુદી ઉપાધ્યાયો સ્થાપવે જયી શોભ્યા.

પ્રથમ તો કુટુંબ કુટુંબના વડીલોમાંના શ્રેષ્ઠ જન સકળ મંડળ ઉપર સત્તા ચલાવતા. જ્યારથી રાજપદ સ્થપાયાં ત્યારથી રાજા વંશપરંપરાના મનાતા થયા ને તેઓ તથા એક મંત્રિમંડળ મળીને રાજકાર્ય ચલાવતા; કેટલેક ઠેકાણે એકજ રાજા મંત્રિમંડળ સાથે, કેટલેક ઠેકાણે એકજ નિરંકુશ રાજા, ને કેટલેક ઠેકાણે પ્રદેશ પ્રદેશના સ્વાધીન રાજા પોતપોતાનાં મંત્રિમંડળ સાથે પણ તે સકળ રાજ્યોને અર્થે બાંધેલા સામાન્ય ધારા પ્રમાણે વર્તનારા, એમ ત્રણ પ્રકારની રાજ્યવ્યવસ્થા હતી. (ઉત્તર કાળમાં ગ્રીક સંસ્થાનોમાં લોકની સત્તાવાળાં રાજ્યો મંડાયાં હતાં ને ગ્રીસમાં મંડાતાં હતાં.) હિંદુસ્તાનના ક્ષત્રી રાજા સત્વગુણે વિજયી તપ્યા ને ચળકયા, તુર્કસ્તાનના રાજા રજોગુણે વિજયી ઝળકયા ને ગ્રીસના રાજા તમોગુણે જયી દીપ્યા (ટ્રોજન સાથે લડીને).

આર્ય રાજ્યમાં રસાળ ભૂમિની ને વિદ્યા તથા ઊંચા તર્કની, ચીના–આસિરીયન–ઇજિપ્શિયન રાજ્યમાં હુનરકળાની અને ફીનિશિઅન રાજ્યોમાં વેપારની સમૃદ્ધિ વિશેષે પ્રકાશી; સાહસિકપણે વહાણ ખેડવાના ધંધા વેપારથી દેશદેશની વસ્તુઓ લોકના ઉપભોગમાં આણનાર ફીનિશિઅન લોકજ હતા;–એઓનાં માંડેલાં સંસ્થાનોમાં કાર્થેજનું સર્વોપરિ હતું; ઉત્તરકાળમાં ગ્રીક લોક ફીનિશિઅનોનો વેપાર તોડતા થયા હતા.

ધારાઓ ઉપરથી જણાયછે કે પ્રથમના લોકમાં મોટો ભાગ ઉન્મત્ત હતો ને સમજુકોએ અપરાધને માટે કરડી શિક્ષા રાખી હતી; જાન, માલ, દેશ, ધર્મ એ સૌનું રક્ષણ થવાવિષે નિયમ હતા, પણ ધર્મના રક્ષણવિષે અત્યાગ્રહ હતો. ધારાઓ દેશ દેશના

* પ્રલયના વર્ષને માટે કેટલાક વિદ્વાન ઈ૦ સ૦ પૂ૦ ૩૩૦૮ ને કેટલાક ૩૨૪૬ ઠેરવેછે, પણ ૨૩૪૮ એ બહુમતે રાખવામાં આવ્યું છે; આ અઠાવીસમા કલિયુગનો આરંભ ઈ૦ સ૦ પૂ૦ ૩૧૦૧ માં થયો એમ મનાય છે, પણ કાળે કાળે દેશ દેશમાં જગતમાં સર્વત્ર એકસરખી રીતના બનાવો બન્યા છે તે જોતાં ને બ્રાહ્મણોએ કલિયુગનું સ્વરૂપ વર્ણ્યું છે તેની સાથે મેળવતાં તે યુગનો આરંભ બુદ્ધના કાળથી (ઈ૦ સ૦ પૂ૦ સૈકા ૬–૫ માં) થયો એમ હું માનું છઉં. દ્વાપરને અંતે કૃષ્ણાવતાર ને કલયુગમાં બુદ્ધાવતાર થયો એમ તો હિંદુઓ માનેછેજ.

જુદા જુદા છતે કેટલીક વાતે મળતા હતા અને રીતભાતો જુદી જુદી છતે કેટલીએક એકસરખીજ હતી.*

એ કાળમાં આત્મા પરમાત્મા જગત્ જગદીશ્વર એના જ્ઞાનના વિચાર આર્યે લોકેજ કીધા. યાહુદીઓએ નીતિવિષયમાં સુંદર વિચાર જણાવ્યા. ઉપલા વર્ગમાંના કેટલાએક જણ જ્યોતિષ, ભૂમિતિ, શિલ્પ એ શાસ્ત્ર જાણનારા ને નીચલા વર્ગમાં કેટલાએક સારા હુનરી હતા. સંસારસ્થિતિ ઉપાધ્યાયવર્ગની તથા રાજ્યવર્ગની ઘણી રૂડી હતી, પણ હલકા કારીગર ગુલામ વગેરે જે લોક તેઓની ઘણીજ ભુંડી હતી.

૨. કાળાંતરે એશિયામાં આ પ્રમાણે રાજ્યો શોભ્યાં: આર્યેરાજ્ય તૂટ્યા પછી હિંદુસ્તાનમાં મગધનું† રાજ્ય (ઇ૦ સ૦ સૈકા પાંચ સૂધી) પ્રસિદ્ધિમાં હતું; આસીરિયાનું મોટું રાજ્ય તૂટી નીનીવે, બાબિલન ને મિડિઆ એ ત્રણ રાજ્યમાં વહેંચાયું; ત્યારપછી નેબૂકદનેઝરે બાબિલનનું મહારાજ્ય કીધું (ઈ૦ સ૦ પૂ૦ ૫૮૮); અને પછી સૈરસે ઈરાનનું મહારાજ્ય કીધું (૫૩૬).

* આર્યજન ને ઇજિપ્શિઅન એમાં પરંપરાનાં જાતિકુળ કર્મ હતાં; ઇજિપ્શિઅન, કાલદિઅન, ઈરાની, આર્યજન, ચીના એ સૌ સાઠ સાઠ વર્ષનું ધોરણ રાખી કાળની ગણના કરતા; તેઓનાં દહેરાં—યજ્ઞમંડપો પૂર્વાભિમુખ હતાં; અઠવાડિયાંના દિવસના નામ ગ્રહો ઉપરથી પાડેલાં તે એકસરખાં અનુક્રમમાં હતાં; તેઓ (યાહુદીઓ પણ) પોતાનાથી જુદાં ટોળાંના અથવા પરદેશીઓના સંબંધમાં આવવાને ઇચ્છતા નહિ; તેઓના છોકરાઓ પોતાના વડીલનું માન રાખી મર્યાદશીલ રહેતા. ઇજિપ્શિઅન ને ચીના વિશેષે કળાકુશળ હતા; બંનેની લિપિ એક સરખી હતી; ઇજિપ્શિઅનોમાં એક તહેવાર દીવાઓનો કહેવાતો ને ચીનાઓમાં એક તહેવાર ફાનસોનો કહેવાયછે.

† મહાભારતના યુદ્ધ પછી મગધમાં જરાસંધનો દીકરો સહદેવ રાજ્ય કરતો; એનાથી ૩૫ મો અજાતશત્રુ થયો ને તેની રાજધાની રાજગૃહ કાશીની પૂર્વદક્ષિણ ભણી ૧૫૦ મૈલ ઉપર હતી; તે ગૌતમ—બુદ્ધના મરણ પહેલાં સાત વર્ષ ઉપર પોતાના બાપને મારીનાંખી ગાદી ઉપર બેઠો હતો. તે પ્રથમ તો બુદ્ધની સામા હતો, પણ પછવાડેથી તેણે બુદ્ધનો ધર્મ સ્વીકાર્યો હતો ને બુદ્ધની દેખાડાવેલી તજવીજથી કપિલ (બુદ્ધની જન્મભૂમિ), કોસલી ને વેસલી એ રાજ્ય પ્રદેશો જીત્યા હતા. તેણે બુદ્ધના મરણ પછી પાંચસેં બૌદ્ધ સાધુઓની સભા ભરી બુદ્ધનાં ચરિત્રો તથા તેણે આપેલી શિક્ષાઓ એ સૌનો સંગ્રહ કરાવ્યો હતો. (બુદ્ધના મરણનું વર્ષ કોઈ ઇ૦ સ૦ પૂ૦ ૫૪૩ ને કોઈ ૪૭૭ ઠરવેછે). અજાતશત્રુ પછી નંદરાજા થયો ને એનાથી નવમો ચંદ્રગુપ્ત (ઇ૦ સ૦ પૂ૦ ૩૧૫ માં) ને એનાથી ત્રીજો અશોક રાજા થયો—ઇ૦ સ૦ પૂ૦ ૨૬૩ માં તેના નામની આણ ફરી. ૨૫૯ માં તેનો રાજ્યાભિષેક થયો ને ૨૪૬ કે ૨૪૨ માં તેણે બૌદ્ધ ધર્મના પ્રસારને અર્થે સભા ભરી ઠામ ઠામ ઉપદેશકો મોકલ્યા હતા.

આર્ય રાજ્યની પડતીના કાળમાં બુદ્ધવાદો વધ્યા, સૌત્રાંતિક, વૈભાષિક, માધ્યમિક, યોગાચાર એ શૂન્યવાદીઓનાં મત આગળ પડ્યાં ને લોક બૌદ્ધ ધર્મ પાળતા થયા. છેક જૂનું મત આવું કે જગત્ કર્તા કોઈ ઇશ્વર છેજ નહિ; પ્રકૃતિ અનાદિ તથા અવિનાશી છે ને એનામાંજ શક્તિ છે કે જેથી જગત્ ઉત્પન્ન થાયછે, નાશ પામેછે ને પાછું ઊભું થાયછે; પ્રકૃતિના દરેક કણમાં ચૈતન્ય બુદ્ધિતત્ત્વ ને ચિકીર્ષા—ઇચ્છાતત્ત્વ (વળી કોઈ મતે ત્રીજું અહંકારતત્ત્વ) છે ને એ બેના અથવા ત્રણના ભેળથી જે સ્વરૂપ—ભૂત—બુદ્ધ પ્રથમ ઉત્પન્ન થાયછે તે કેવળ શરીરમનની ચેષ્ટારહિત છે. બીજું મત આવું છે કે ચૈતન્ય સ્વરૂપ, પ્રકૃત્યાતીત સ્વતંત્ર તથા વિશ્વારક્ષમ જે મૂળતત્ત્વ તે કેવળ ચેષ્ટારહિત છે ને તે પરમેશ્વર છે; કેટલાક કહેછે કે તે સ્વયંભૂ છે તથા પ્રકૃત્યાતીત છે અને કેટલાક કહેછે કે તે પ્રકૃતિનો સંબંધ કરી એક પુરૂષ ઉત્પન્ન કરેછે ને એ જગતને ઉત્પન્ન કરેછે. તેણે પોતાના તત્ત્વમાંથી પાંચ ને કોઈ કહેછે કે સાત બુદ્ધો ઉત્પન્ન કીધા ને તે બુદ્ધો થકી પાંચ—સાત બોધિસત્વ (બીજાં સ્વરૂપ) ઉત્પન્ન થયાં ને એકેકું બોધિસત્વ એકેકું જગત્ વારાફરતી ઉત્પન્ન કરેછે—એવા કાયદાથી કરેછે કે પછી તે (જગત્) પોતાની મેળેજ આગળ વધ્યાં કરેછે; કેટલાક કહેછે કે બોધિસત્વો પોતાની તરફનું કામ ચલાવવાને નવાં ભૂત ઉત્પન્ન કરેછે ને કેટલાક કહેછે કે જે બોધિસત્વે હાલનું જગત્ નિર્માણ કીધું છે તેણે સત્વ, રજ, તમ એ ત્રણ ગુણ ધરાવનારી દેવીઓ ઉત્પન્ન કરી છે ને એઓ ઉત્પત્તિ, સ્થિતિ ને લય કરવાનું કામ કર્યાંજ કરેછે.

મનુષ્યસૃષ્ટિમાં પ્રકૃતિથકી ઉત્પન્ન થએલાં તત્ત્વો—ભૂતો અનેક જન્માંતર ભોગવી કર્મ તથા તપને બળે જ્યારે પૂર્ણ ચેષ્ટારહિત—નિર્ગુણ થાયછે, ને એ સ્થિતિમાં જે તેઓનાં સ્વરૂપ તે બુદ્ધ છે. બીજાં મતવાળા કહેછે કે મનુષ્યમાંથી થયેલા બુદ્ધો તે આદિ બુદ્ધ—ઇશ્વરના તેજ થકી અથવા બીજા બુદ્ધો અથવા બોધિસત્વો એઓના અંશ છે; અને છેલ્લીવારે તે પોતાના ઇશ્વરી તેજમાં મળી જાયછે—(એ મત વેદાંતમતને મળતું છે). આ જગતમાં તથા થયેલાં જગતમાં મનુષ્યબુદ્ધો ઘણા થઇ ગયા છે ને છેલ્લા સાતમા ગૌતમે હાલના બૌદ્ધ ધર્મનો ઉપદેશ કીધો છે. એ બુદ્ધોથી ઉતરતી પદવીના અનેક બુદ્ધ છે તે પોતાના પુણ્યને બળે પૂર્ણ નિશ્ચેષ્ટતાની પાસે પાસે આવી રહેલા છે; અનેક બુદ્ધ સિવાય સ્વર્ગમાં ને પૃથ્વી ઉપર રહેનારા ભૂતો તે દેવરૂપ છે. સિંહલદ્વીપના લોક જૂનો બૌદ્ધ ધર્મ પાળેછે ને નેપાળ તથા ચીનના તે બીજાં મતનો બૌદ્ધધર્મ પાળેછે.

બૌદ્ધલોક વેદોક્ત ધર્મને માનતા નથી; તેઓમાં જાતિભેદ નથી; સંસારી ને સાધુ એવા બેજ વર્ગ છે; કોઈ પણ સંસારી સાધુ થઇ શકેછે. સાધુઓએ એકાંત મઠમાં રહેવું. પીળો જામો પહેરવો, અડવાણે પગે રહેવું, માથું તથા દાઢી મૂંડાવવાં, ઘણાકે એકઠા મળી દરરોજ કેટલીકવાર પોતાનાં દેવળમાં જઇ

યૂરોપમાં-ગ્રીસનાં રાજ્ય વ્યવસ્થિત ને બળિષ્ઠ થતાં હતાં તે રૂઢી વ્યવસ્થા કરતાં મારેથનની લડાઈ (ઈ૦ સ૦ પૂ૦ ૪૯૦) પછી પેરિક્લિસના કાળમાં પૂર્ણ ઉત્કર્ષને પામ્યાં. માસીડનના ફિલિપે ગ્રીક રાજ્યો પાસે પોતાનું સર્વોપરિપણું કબૂલ રખાવ્યું ને શિકંદરે ઈરાની રાજ્ય જીતી પોતાનું કીધું (૩૩૧). રોમનું રાજ્ય ઈ૦ સ૦ પૂ૦ ૭૫૩ થી ૫૦૯ સૂધી ચાલતું; પછી ત્યાં સરદાર વર્ગની સત્તા પ્રબળ હતી, પણ પછી પ્રજાસત્તાક રાજ્યની યોગ્ય વ્યવસ્થા થઈ હતી (ઈ૦ સ૦ પૂ૦ ૩૩૬).

## (બાબિલનનું).

ઈ૦ સ૦ પૂ૦ ૬૮૦ માં નીનીવેનું ને બાબિલનનું એ બે રાજ્ય પાછાં જોડાયાં હતાં, પણ કાલડિઅન નેબોપોલાસરે મીડિઆના કૈયાક્સરિઝની મદદે નીનીવેના રાજાના મરણ પછી તે રાજ્યને પોતાના બાબિલનના રાજ્યની આણ માનતું કીધું (૬૨૫); અને નેબૂકડનેઝરે (૬૦૪-૫૬૧) જ્યૂડાનું રાજ્ય ઊંધું વાળી બાબિલનનું મહારાજ્ય કીધું. તેણે પાલેસ્ટૈન, ઐડ્યૂમિઆ, આમ્મન, મોઆબ એ પ્રદેશો જીત્યા હતા ને ઈરાનને તાબે કીધું હતું. પછીના રાજાઓ કમજોર, જાલમ ને ઘાતકી હતા. છેલ્લો બેલશાઝ્ઝાર લીડિઆના રાજાની મદદે મોટું લશ્કર એકઠું કરી સૈરસની સામા લડતાં થિમ્બ્રા આગળ હાર્યો (૫૪૫) ને પછી ૫૩૮ માં સૈરસે બાબિલન લીધું હતું. નેબૂકડનેઝરે કળા વેપારને ઉત્તેજન આપ્યું હતું; રાજ્યના લોક ઠાવકા ઉદ્યમી હતા; અને રાજ્ય, વ્યવસ્થિત હોઇને બળ મોટપથી ભવ્ય, અનેક સમૃદ્ધિથી ભરપૂર ને ઉત્સાહશૌર્યથી પ્રૌઢ, તેજસ્વી શોભતું હતું. એ રાજ્યનો પ્રદેશ ૨,૫૦,૦૦૦ ચોરસ મૈલ હતો.

બાબિલન શહેર સપાટ પ્રદેશમાં ને ચોરસ હતું—યુફ્રેટિસ નદી શહેરના મધ્યમાંથી વહેતી ને કોટ ભીંતને લગતા ખંડકો ભર્યા રાખતી; ફરતા કોટને સો દરવાજા હતા ને એને નક્કર પીતળનાં બારણાં હતાં; મહોલ્લાઓ સીધા હોવાથી જ્યાં તે મળતા ત્યાં ચોરસ ચકલા તથા; કોટતી દીવાલ ઇંટની, ૮૭ ફુટ જાડી ને ૩૦૦ ફુટ ઊંચી હતી; વચમાં વચમાં બૂરજો કિલ્લા હતા; સૌ મળીને શહેરમાં ૬૭૬ ચકલા હતા; એમાના કેટલાએક તો વસ્તી વિનાના રાન થતા તેના ઉમરાવોના ખેતર વાડીરૂપે હતાં; નદીને બન્ને તીરે એકેકો રાજમેહેલ હતો ને તે બે ૬૬૦ ફુટ લાંબા ને ૩૦ ફુટ પહોળા પૂલથી જોડાયા હતા. બાલનું દહેરૂં જમીનથી ૬૦૦ ફુટ ઊંચે બાંધેલું હતું ને ત્યાં જવાને પગથીઆં નહોતાં, પણ ગાડી તથા ભારબરદારી પશુઓને ચઢવાને ઢોળાવ રાખ્યા હતા; તે દહેરામાં સોનાની મૂર્તિઓ હતી, અને જેટલી દોલત બાસિલોનિયનોએ લૂંટમાં મેળવી હતી તેટલી બધીથી તેને શોભતું કીધું હતું; જૂનો રાજમહેલ બહુ જબરો બાંધેલો હતો ને નવા રાજમ્હેલની ચારેમેર ૮ મૈલ ફરતી વાડીઓ હતી.

લોક યાંત્રિકકળા ને ગણિતમાં જાણીતા હતા ને જ્યોતિષ વિદ્યામાં પ્રવીણ હતા. તેઓ ધાતુકામ ને વણાટકામમાં કુશળ હતા. તેઓ બાળવાનાં લાકડાંને ઠેકાણે નખતેલ ને ભૂમિતેલ વાપરતા હતા; અને બહુ ચતુરાઈવાળી જુક્તિનાં સાધનો કામે લગાડી ધાતુ ગાળતા. ઝીણા કુમાસની ને ચકચકીત રંગની મલમલ વણાતી તે રાજકુટુંબના વાપરવામાં આવતી. કારમાનીઆ તથા સીરિયાના પ્રાંતોમાંથી રૂ આવતું ને તેનાં કાપડ કરવાનાં કારખાનાં બાબિલન તથા તેના તાબાનાં ઘણાંક શહેરોમાં હતાં. સુગંધી દ્રવ્ય, કોતરેલી લાકડીઓ, નકશીકામના પત્થર ને મહોરદાર વીટીઓ એ શહેરમાં બનતી; રત્ન કાપવા ઘસવાની કળા ઉત્કૃષ્ટ હતી; તેવી આજ કોઈ ઠેકાણે નથી.

બાબિલન રાજ્યના લોક ઈરાન તથા હિંદુસ્તાનની ઉત્તરના પ્રદેશ સાથે વેપાર કરતા ને ત્યાંથી સોનું, કીમતી પત્થર, રંગનો સામાન ને શિકારી કૂતરા લાવતા; કંદહાર તથા કાશ્મિરથી ઊન તથા શાલ અને બાક્ટ્રિઆનાં મેદાનમાંથી પાનાં વગેરે મણી આણી

નીમેલી પૂજા કરવી, પરણવું નહિ, એક ઓરડીમાં બેશી બધાએ સાથે જમવું, સૂતી વેળા કેટલીક ક્રિયા કરવી, અઠવાડીઆમાં એક વખત સૌએ સાથે નહાવા જવું, ભિક્ષા લેવા બહાર જવું તે સિવાય બીજે કોઈ પ્રસંગે કદી પણ તેઓએ પોતાના મઠ છોડવા નહિ, મઠની માંહેના દેવળમાં બીજા લોકને આવવા દેવા નહિ, લોકને માટે મઠની બહાર દેવળો રાખવાં એવા તેઓના ધારા છે. ઝીણા જીવ પેટમાં ન જાય માટે સાધુઓ બપોર પછી કંઈ ખાતાપીતા નથી; લોક સાધુઓનાં હાડકાં કે દાંત કે વાળ દાટી તેના ઉપર ઘંટાકારની સમાધિયો—સ્તૂપો બાંધેછે. બુદ્ધોની પ્રતિમા કહીં કહીં ઊભી પણ ઘણે ઠેકાણે પલાંઠી વાળી ધ્યાનમાં હોય તેમ અક્કડ બેસાડેલી હોયછે, માથાંના નીમાળા વાંકડીઆ હોયછે; યેરૂળ, કારલે વગેરેની ગુફામાં ઘણાંએક દેવળો કરેલાં તે આજ પણ છે.

જીવહિંસા ન કરવી, ચોરી ન કરવી, બીજાં માણસના જીવ દુખાય માટે ઇન્દ્રિયોને બેકાવવી નહિ, જૂઠું બોલવું નહિ, કોઈ પણ કેફ કરવો નહિ એ પાંચ આજ્ઞા અવશ્ય પાળવી; જિતેંદ્રિય થવું, પરોપકાર—પરમાર્થ કરવો, ધ્યાન કરવાનો અભ્યાસ રાખવો એ બૌદ્ધ ધર્મની શિક્ષા છે.

પશ્ચિમ એશિયા તથા યૂરોપ તરફ મોકલતા. હિંદુસ્તાનની ઉત્તર તરફથી કીરમજ, લાખ, સોનું તથા સોનાની ધૂળ એ સૌ બાબિલનમાં આવતું; એ ધંધો ઊંટની વણજારથી બલખ શહેરને માર્ગે ચાલતો. બાબિલનના લોકે ઈરાની અખાતના બહેરીન ટાપુઓમાં વેપારને માટે વખારો રાખી હતી–અહીંથી તેઓને વહાણો બાંધવાનાં લાકડાં ને મોતીઓ મળતાં. યુફ્રેટિસ તથા ટૈગ્રિસનાં મુખ અને હિંદુસ્તાનનો પશ્ચિમ કાંઠો એ બેની વચમાંનો દરિયો તેઓ ખેડતા ને ઘણી જાતનાં લાકડાં, મોતી, તજ તથા બીજા મસાલા એ સઘળું પોતાના મૂલકમાં આણતા.

## ( ઈરાનનું ).

ઈરાન, આસીરિયાના મહારાજ્યના પાંચ લાખ ચોરસ મૈલના પ્રદેશમાં ગણાતું; સાર્ડેનાપાલસને ઉઠાડી મૂકવામાં ઈરાનીઓએ મીડ તથા બાબિલોનિયનને મદદ કરી હતી, પણ તેઓ નવાં મંડાયલાં તે બે લોકનાં રાજ્યોની તાબેદારીમાંથી છૂટયા નહોતા; બાબિલનના નેબૂકડનેઝરે તેને પોતાના તાબામાં ગણ્યું હતું, પણ તેના મરણ પછી તે મીડિઆનીજ સત્તામાં ગયું હતું;—એ વેળા મીડિઆનું મહારાજ્ય થયું હતું (૫ લાખ ચોરસ મૈલ અથવા હિંદુસ્તાનના વિસ્તારના ત્રીજા હિસ્સા જેટલું ); ઈરાનીઓએ જેની જેની તાબેદારી કીધી હતી તે તે રાજ્યોની સમૃદ્ધિઓ અંતે સૈરસે ઈરાનમાં આણી અને ડરાયસ તથા ઝેર્કિસિઝ એઓએ મોટા ઠાઠથી રાજકાર્યનો તથા સંસારી વિષયનો વૈભવ કીધો. તખ્ત સોનાનું હતું ને તેના ઉપર ખજૂરી તથા દરાખના માંડવાના ઝાડનું સોનાનું છત્તર હતું ને તેને ફળના લૂમખાને ઠેકાણે મોતીમણીના લટકતા ઝૂમખાઓ હતા. અગાઉ રાજ્યમાં સોના રૂપાના ચલણી શિક્કા નહોતા તે ડરાયસે નવા કહાડ્યા. ઈરાનીઓએ મીડિઆના રાજ્યના લોકનો પહેરવેશ તથા તેઓની રીતભાત એ પોતાનામાં દાખલ કીધાં હતાં; ને ઇજિપ્ટ જીત્યા પછી ત્યાંનાં બખ્તર રાખવા માંડ્યાં હતાં.*

## ( ગ્રીસનાં ).

**રાજ્યવ્યવસ્થા**—જુદાં જુદાં નગર ( લગતા થોડાક પ્રદેશ સાથે અથવા તેવિના પણ ) તે જુદાં જુદાં સ્વાધીન રાજ્ય હતાં; એક નગરનું મુખીપણું બીજાં નગરો થોડી ઘણીવાર માન્ય રાખતાં, પણ કીઆં કે જ્યાંના લોક મુખ્ય નગરના લોકની કુળશાખામાંના હતા તે; આથેન્સ એ સર્વ ઐઓનિયન ગ્રીકનું ને સ્પાર્ટા એ સર્વ ડોરિયન ગ્રીકનું મુખ્ય નગર હતું; આકાયા પ્રદેશનાં નગરો એકબીજાના કુળસંબંધમાં નહોતાં, પણ રાજકીય સંપમાં હતાં; અને થીબ્સ નગર બિઓશિયા પ્રાંતનાં બીજાં નગરો ઉપર વેળાએ વેળાએ પોતાની સત્તા રાખતું હતું. એક નાના દેશમાં અનેક નગરરાજ્યો, એઓ વચ્ચે ઝટઝટ તથા સંપ કુસંપને ઝટઝટ અક્કેક લડાઈ, સલાહ થતી. રાજ્યમાં વારે વારે થતા ફેરફાર અને દેશના સામાન્ય સંપમાં (યુદ્ધ પ્રસંગમાં ને મહોત્સવ પ્રસંગમાં ) પણ પોતપોતાનાં નગરની સરસાઇ,–એ કારણોથી ગ્રીક લોકમાં નગરનું માહાત્મ્ય વિશેષે આગળ પડ્યું. નગરનું રક્ષણ કરવું, નગરનાં થવું, નગરને શોભાવવું, નગરની કીર્તિ વધારવી અને એને માટે અનેક પ્રવૃત્તિમાં મચવું; વળી, ઘરમાં લડવું, કુટુંબ પડોશી સાથે લડવું, પરદેશી શત્રુ સામા લડવું એમાં ગ્રીક લોકનો અત્યાગ્રહ હતો. ધર્મરક્ષણ ને કુટુંબસુખ એના વિચાર ગૌણ હતા, પણ દેશરક્ષણ ને દેશીરૂપે પોતપોતાના સ્વતંત્ર યશ પ્રગટ કરવા એ વિચાર પ્રધાન હતા. અપાલો દેવ તથા તેનાં દહેરાંનો કારભાર એ સંબંધી વિચારો કરવાને સર્વ સંસ્થાનોના મુખત્યારો ડેલ્ફીમાં મળતા અને ઓલિમ્પિક વગેરે ઓચ્છવ ટાણે સઘળા ગ્રીક એકઠા થતા—એવી નીતે જો કે દેશી સમસ્તનો પ્રસંગે પ્રસંગે મોટો મેળાવડો થતો, તોપણ રાજકીય વિચારને અર્થે તેઓ વર્ષમાં એક વાર પણ મળતા નહોતા.† પરસ્પર ઈર્ષા હતી ને તે જુદાં જુદાં સંસ્થાનોમાં જુદી જુદી રાજ્યવ્યવસ્થા હોવાથી વધતી હતી, એ કારણને લીધે દેશીસંપ હમેશને માટે બંધાયો નહોતો; પ્રસંગે પ્રસંગે સંસ્થાનો વચ્ચે સંધિવ્યવહાર ચાલતો, પણ પછવાડેથી

* અંતરસ્થિતિ આ પ્રમાણે હતી; રાજાઓ ને પ્રગણાંના સત્રપો ઠાઠથી રહેતા ને યથેચ્છ વર્તતા. જનાનખાનાંઓની સંભાળ ખટપટી હીજડાઓ કરતા. જનાનાનાં છૈરાં રાજગાદીના ઉમેદવારોની તરફેન કરવામાં અથવા તેમને મારી નખાવવામાં ખટપટ કરતાં. પદવીના ઠાઠના ને જનાનખાનાની મોજમઝાના ખર્ચમાં રાજ્યનું વસૂલ વપરાતું. ખેડુતો કરવેરા ભરતાં કંગાલ થયા હતા. અનેક જાતનું ભેળાયલું મોટું લશ્કર જથ્થુ રાખવામાં આવતું, ને તેમાં સરહદ ઉપરના જંગલીઓ પણ હતા. લશ્કરને રાજ્યની ફતેહ અથવા સલામતીની દરકાર નહોતી;—તેઓ પગાર અથવા લૂટની મતલબે લડતા ને સરદાર કપાઈ પડેથી અથવા પાછા હઠેથી પોતે પણ નાસભાગ કરી વેરાતા થઈ જતા.

† ડ્યૂકેલીઅનના દીકરા આમ્ફિક્ટીઅને તેવું કંઈક યોજ્યું હતું ( ઈ૦ સ૦ પૂ૦ ૧૫૨૧ ); પણ તે પછવાડેથી બંધ પડી ગયું હતું.

વધારે તૂટ પડતી ને નિરંતર માંહોમાંહે લડાઈ ચાલતી.

પ્રથમ તો સંસ્થાન સંસ્થાનમાં વંશપરંપરાના રાજા, પોતાના ખરેખરીઆ સરદારોને સાથે રાખી જૂના વહીવટ પ્રમાણે રાજ્ય ચલાવતા. ટ્રોયની લડાઇ પછી બે ત્રણ સૈકામાં રાજાની સત્તા ઓછી થઈ ગઈ ને કેટલેક ઠેકાણે રાજગાદી નીકળી ગઇ-પરરાજ્ય ઉપર હૂમલા ને સ્વરાજ્યમાં ફેરફાર બહુ થયા હતા અને થેસેલિઅન, બીઓશિઅન ને ડોરિઅન એ લોકે જ્યાં ત્યાં ફરીવળી જૂના રાજવંશોનો ઉચ્છેદ કીધો હતો. એ ટોળાં જોકે પૂર્વેના રાજપદને માન આપનારાં હતાં તોપણ પોતાની જૂની સ્થિતિ બદલાવાથી તેઓનું વલણ રાજાની સત્તા તોડવા તરફ થયું હતું, તેઓ રાજાઓને કહેતા કે તમારી સત્તા લોકના ઉપર તથા શસ્ત્રધર પુરૂષો ઉપર આધાર રાખેછે; પણ મૂળ કારણ જોઈએ તો તે આ હતું કે ગ્રીક લોક પ્રકૃતિથીજ ચંચળ બુદ્ધિના ને ઉદ્યમી હતા. ઠામઠામની રાજગાદીઓ એક સપાટે નીકળી નહોતી ગઈ; રાજાઓ વંશપરંપરાના હતા તે ટળી નવા નવા નીમાતા થયા, પ્રથમ એક કુળમાંથી ને પછી કોઇ પણ કુળમાંથી, જીંદગી લગીના ને પછી મુદ્દત મુદ્દત લગીના; ને છેલ્લીવારે રાજ્યસત્તા ઘણા જણના હાથમાં ગઇ હતી. એ પ્રકારે રાજા સરદારોને જવાબદાર થતા ગયા ને અમલદાર જેવા થઇ રહ્યા; કુળથી, લશ્કરી બહાદુરીથી તથા ચતુરાઈથી અને લોકને પસંદ પડે તેવા સદ્ગુણથી જે સરદારો પ્રસિદ્ધિમાં આવેલા તેઓની મંડળી રાજ્યમાં આગેવાની કરતી થઈ; કાળાંતરે સરદાર મંડળીઓની સત્તા ઘટી અને લોક જે સ્વતંત્ર હતા પણ રાજકાજમાં ભાગ લેઈ શકતા નહિ તેમાંના ઘણાએકે લોકની તરફથી નવા નવા હક્ક માગવા માંડ્યા. એવું એવું મોટાં શહેરોમાં અવશ્ય થયું. શરદારમંડળી સ્થાવર મિલ્કતના વેચાણનો અટકાવ કરતી અને રાજ્યકારભારમાં હક્ક ધરાવનારાઓની સંખ્યામાં વધઘટ ન થાય તેવા ઉપાયો કામે લગાડતી; પણ તેથી આટલુંજ થતું કે તે પોતાની સત્તા જાળવી શકતી, પણ પોતાની સામા લોકનો સંપ વધતો તેનો અટકાવ કરી શકતી નહિ ને પોતાનું બંધારણ પણ ધટ્ટ કરી શકતી નહિ; એ સ્થિતિમાં સરદારમંડળી કેટલાકને રાજકારભારમાં થોડોક ભાગ આપતી અથવા કુળવંતને બદલે દ્રવ્યવંતને પણ વધારે હક્ક આપતી થઈ. સરદારો પણ મોટા જમીદાર હતા તેથી રાજ્યવ્યવસ્થામાં ઝાઝો ફેરફાર થતો નહિ, પણ જે રાજ્યમાં થોડી જમીદારીવાળા લોકને પણ રાજકારભાર કરવામાં હક્ક મળતો જતો તે રાજ્ય શ્રેષ્ઠ ને વધારે સ્થાયી કહેવાતું. કોઈ કોઇ વાર સરદારમંડળી ને લોક એ બે વચ્ચેના ટંટામાં સૌ જણ કોઈએક શખ્સને થોડીવારને માટે સર્વોપરિ સત્તા આપતા.

એ પ્રકારના એટલે સરદારવર્ગની અથવા સરદારવર્ગ તથા લોકવર્ગ એ બંને વર્ગમાંના થોડાકની સત્તાવાળાં રાજ્યો માંહોમાંહેના ટંટાથી ઊંધાં વળતાં ને કોઈ ખાનદાન સરદાર પોતાની શક્તિ ચાતુરીથી લોકને પોતાની તરફના કરી લેઈ રાજાના જેવી સર્વોપરિ સત્તા ચલાવતો; એમ જે ઘૂસનારા તે **ટૈરંટ** કહેવાતા ને તે પોતાની સત્તા કાયમ રાખવાને ગરીબ લોકને ઘણાંક વર્ષ લગી ઉદ્યોગે વળગાડી શહેરમાં મોટાં મોટાં મકાનો બંધાવી રીઝમાં રાખતા; વળી તે ટૈરંટ ખંતીલા રહી બીજાં રાજ્યો સામા લડાઈઓ કરવાનું ઉપજાવતા, મતલબ કે પજવનારા મિત્રો ને સંકટમાં આણનારા શત્રુઓ સૌ રોકાયા રહે ને જય મળેથી પોતાની સત્તા દૃઢ થાય. એવા ટૈરંટોમાંના કેટલાકે પોતાની સત્તા પોતાના વારસને માટે મૂકેલી, પણ ત્રીજી ચોથી પહેડીએ તે પાછી જતી રહેલી. કેટલાક ટૈરંટ પરરાજ્યનાં લશ્કરની મદદે પોતાના શત્રુનો નાશ કરતા અથવા તેઓને રાજ્ય બહાર કરતા ને તેવાં બીજાં કર્મથી તેઓ લોકને અળખામણા થતા ને પછી માર્યા જતા; એવા ટૈરંટોને કહાડવામાં રાજ્યો સ્પાર્ટાની મદદ માગતાં ને એ તરત આપતું-પોતાના રાજ્યમાં તેવો કોઇ ટૈરંટ ન ઊભો થાય માટે અને બીજાં રાજ્યોમાં પોતાની વગસત્તા વધે માટે. ઈરાનની સાથે લડાઇઓ ચાલી તેની પહેલાં જ્યાં જ્યાં ટૈરંટો ભરાચલા ત્યાં ત્યાંથી સ્પાર્ટાએજ તેઓને કહાડ્યા હતા ને તેથી ગ્રીસના રાજકીય કારભારમાં સ્પાર્ટા સર્વોપરિ વગસત્તા ધરાવનારૂં થયું હતું. સ્પાર્ટાની બીજી મતલબ આ હતી કે બીજાં રાજ્યોમાં પણ જ્યાં ફાવે ત્યાં પોતાના જેવોજ રાજપ્રકાર રખાવવો; પણ એવી તજવીજ કરવામાં તે પોતાના વિચારને નહિ પણ વિરૂદ્ધ વિચારને સબળ કરતું-કારણ કે સરદાર ને લોકના ઝગડા નવા નવા ઊઠયાંજ કરતા ને તેમાં લોક ફાવતા ને તેનું પરિણામ આ થતું કે લોકમાંના કેટલાક ધનવંત પણ રાજકારભારમાં દાખલ થતા. કેટલેક દહાડે થોડી જમીદારીવાળાને પણ હક્ક મળતા થયા ને તેથી પછી ખરેખરાં પ્રજારાજ્ય ઘડાઈ રહ્યાં. જે પ્રમાણે આથેન્સમાં ને સ્પાર્ટામાં થયું હતું* તેજ પ્રમાણે

* આથેન્સમાં છેલ્લીવારે પ્રજારાજ્ય બની રહ્યું હતું અને સ્પાર્ટામાં જો કે રાજગાદી હતી તોપણ રાજાની સત્તા સરદારમંડળીના અને લોકમાંથી નીમાતા એફોરી એટલે માજિસ્ટ્રેટના અંકોશમાં હતી-કેટલેક કાળે એ એફોરીઓએ સરદાર તથા રાજા એઓની સત્તા ઘણીક રીતે ઓછી કરી નાંખી હતી.

ગ્રીસનાં બીજાં બધાં સંસ્થાનોમાંથી પણ રાજગાદી કહાડી નાંખવામાં આવી હતી ને તે ઘણુંકરીને એકસરખાંજ કારણોથી.

**યુદ્ધ**—સ્પાર્ટન ને થીબન એ ગ્રીકે જમીનની લડાઈમાં ને આથીનિયનોએ દરિયાની લડાઈમાં વધારે કુશળતા દેખાડી છે. યુદ્ધસંકટમાં ગ્રીક બહુ બહાદુરીથી લડી રસ્તો કહાડતા, પણ હથિયાર લેઇ ધશીને છાપો કેમ મારવો–હલ્લો કેમ કરવો તે તેઓ જાણતા નહિ ને એવે પ્રસંગે તેઓ જ્યારે ત્યારે નિર્બળ જેવા જણાયા છે. તેઓ નિશ્ચયપૂર્વક કેસરીઆં કરી લડ્યા નથી; **ડેલિયમ ને આમ્ફિપોલિસ**ની મોટી લડાઈ થઇ તેમાં રૂડો જોગ આવી મળ્યાથી જીત હતી.

**સ્ત્રી તથા દાસ** એઓની સ્થિતિ દયામણી હતી. હોમરના અને તેની પૂર્વના કાળમાં પુરૂષની સ્ત્રીપ્રત્યે વર્તણુક સૂધી ને સાચવટવાળી હતી; રાજાયોદ્ધાઓની સ્ત્રીઓ પણ ઘરનાં કામકાજમાં ગુંથાઈ રહેતી:સીવતી, વણતી, પાણી આણતી, કપડાં ધોતી વગેરે; બાપ પોતાની દીકરીને ઇચ્છામાં આવે તેને પરણાવતો; લગ્ન વેળા સામસામાં બક્ષિશો આપવામાં આવતાં અને જો સ્ત્રીને અન્યાય વિના પોતાને પીહેર આવવાની જરૂર પડતી તો તે સાસરેથી મળેલું પોતાના હિસ્સાનું ધન પોતાની સાથે આણતી; પુરૂષનાં ધન ને કુળ એ ઉપર તેટલું નહિ પણ બળ, હિંમત, બહાદુરી, ચતુરાઈ ને લડાઇનાં કામની કસરત એ જેનામાં વિશેષ હતાં તેને છોકરી પરણાવવામાં આવતી; ઘણે ઠેકાણે પુરૂષો સ્ત્રીઓને હરણ કરી જઈ પરણતા; સ્ત્રીઓ પતિવ્રતે રહેતી. કાળાંતરે સ્થિતિ બદલાઇ તે આ પ્રમાણે હતી: સ્પાર્ટામાં છોકરીઓને પુરૂષની પેઠે કસરત કરાવવામાં આવતી કે તેઓ પરણ્યા પછી મજબૂત બાંધાનાં છોકરાં જણે; પુરૂષ બળે અથવા છળે છોકરીને તેના માબાપનાં ઘરમાંથી કહાડી લેઇ જઈ પરણતો; પરણ્યા પછી સ્ત્રી ઝાઝી લોકની નજરે પડતી નહિ; અને જોકે તેઓ પોતાના ધણીઓના સહવાસમાં થોડી રહેતી તોપણ તેઓનું માન રાખવામાં આવતું ને તેઓનું એટલું તો ચલણ હતું કે તે ગ્રીસના બીજા ભાગના લોકમાં બહુજ નઠારૂં ને દુઃખદાયક મનાતું; સ્પાર્ટાના ઈતિહાસના છેલ્લા કાળમાં માત્ર ત્યાંનીજ સ્ત્રીએ પોતાનું ગૌરવ રાખી રહી રોમન ગૃહસ્થાણીઓની સરસાઇ કરવે યોગ્ય જણાઇ હતી. આથેન્સમાં સોલનના ધારામાં હતું કે સ્ત્રીઓએ ત્રણ જોડ લૂગડાં ને થોડુંક ખાવાનું સાથે રાખ્યાવિના બહાર જવું નહિ; રાતે મહોલ્લામાંથી જવું નહિ ને જવું તો ગાડીમાં ને આગળ મસાલ રાખવી, અને મરણ પ્રસંગે ઘેલછાથી અથવા મલાવીને વિલાપ કરવા નહિ. કાળાંતરે સ્ત્રીઓને જનાનામાંજ રાખવામાં આવતી. પ્લેટોએ કહ્યું છે કે જે પુરૂષો બીકણ હોઇને અપ્રમાણિકપણે વર્તેછે તે બીજે જન્મે સ્ત્રીજાતમાં અવતરેછે; તેનો ધર્મ આટલોજ કે ઘરનું કામકાજ કરી સંભાળ રાખવી ને ધણીની આજ્ઞા માનવી. આરિસ્ટોટલે કહ્યું છે કે જ્યારે ગર્ભ, પ્રકૃતિવિકારે પુરૂષરૂપે નથી ઘડતો ત્યારે સ્ત્રીરૂપે ઘડાય છે; સ્ત્રી સ્વતંત્ર રહેવાને પાત્ર નથી; તેણે બાપ–ધણી–દીકરો–સગો એનો આશ્રય ધરી તેને આધીન રહેવું જોઇએ. ગ્રીસમાં સર્વત્ર ગુલામો ઉપર ઘણીજ સખ્તી હતી. સોલનના ધારામાં તેઓને મરતમાર મારી તેઓની સાક્ષી લેવી એવું હતું; પછીના વખતમાં આથેન્સમાં ગુલામોની હાલત કંઇક સારી થઈ હતી.

**ભાષા, કળા, વિદ્યા**—ગ્રીક ભાષા તે મૂળ પીલાસ્જિઅન લોકની ભાષાને બહુધા મળતી હતી, પણ દેશ કાળ ને જનસ્થિતિ પરત્વે બદલાયલી હતી. હેલેનીઝની ભાષા પીલાસ્જિઅન ભાષાથી માત્ર પ્રત્યયઅનુબંધમાં જુદી પડતી, પણ વધારે જોરવાળી હતી; એ ભાષા ગ્રીસમાં સર્વત્ર બોલાતી થઈ; પણ પ્રાંત પ્રાંત પરત્વે થોડો થોડો ફેરફાર હતો. ગ્રીસના ઉત્તર ભાગની **ડોરિક** કહેવાતી તે પ્રથમ કઠોર ને પહોળાં ઉચ્ચારણની હતી, પણ પાછળથી ઘણી સુંદર થઈ હતી ને પિંડારે નવી ડોરિકમાં લખ્યું હતું; બીઓશિયા ને પેલોપોનીસસની ભાષા ઈઓલિઅન તે ડોરિકને ઘણીખરી મળતી હતી—સાફોએ એ ભાષામાં લખ્યું હતું. આટિકાના ઐઓનિયન લોક એશિયા મૈનરમાં જઈ વશ્યા ને ત્યાંના લોકના સંબંધવડે ઐયોનિક ભાષા હલકાં ભારી ઉચ્ચારણ નિયમિતપણે જોડાયાથી મધુર થઇ. હોમરે જૂની ને આનાક્રિયને નવી ઐયોનિકમાં લખ્યું હતું. આટિક (આથેન્સની) ભાષા કેળવાતાં કેળવાતાં કેટલેક કાળે ઘણી સરળ ને સુંદર થઈ ને ગ્રીસના સર્વ વિદ્વાનોએ તેનેજ વાપરી. શોકવિષયનાટક લખનારા ને થ્યુસિડિડીઝ એઓએ જૂની આટિક ગ્રીક ભાષામાં લખ્યું; આરિસ્ટોફનીસ, પ્લેટો, ઝેનોફન એઓએ જૂની નવી એકત્ર થતી એવીમાં અને એસ્કિનીસ, ડીમોસ્થિનીસ વગેરેએ નવી આટિકમાં લખ્યું. ગ્રીક વર્ણલિપિ ફિનીશિઅન ઉપરથી થઈ હતી. **કવિતા** કરવા વિષે લોકની સ્વભાવવૃત્તિ બહુજ બહાર પડતી હતી ને તેઓએ પોતાના યશ દેખાડ્યા છે. ઇ૦ સ૦ પૂ૦ ૯૦૦–૮૦૮ માં **હોમર ને હીસીઅડ** એ બે મોટા કવિયો થયા. ઇ૦ સ૦ પૂ૦ ૭૦૦–૪૪૨ સૂધીમાં જુદા જુદા છંદમાં સંગીતકવિતા રચાઇ; **આ-**

**ક્રીલોકસ** દોષ બોલવામાં ને હશી કહાડવામાં એક્કો થઈ ગયો; **સીમોનીડીસે** સ્ત્રીને ભુંડણ, કહોલી, કૂતરી, ગધેડી, નોળીએણ, વાંદરી, મધમાખી અને મટોડી, દરિયો એનાં રૂપક આપી આપી વર્ણવી છે; **ટેરટ્યૂસે** યુદ્ધગીત લખ્યાં; સોલને નીતિસંબંધી ને રાજકીય પ્રકરણ સંબંધી લખ્યું, (ઇ૦ સ૦ પૂ૦ ૬૧૧); **આલક્યૂઝે** ઈશ્ક તથા મોજમઝા સંબંધી ને તેની પ્રિયા **સાફ્ફો** એણે હૈયું પીગલાવે તેવાં ઈશ્ક સંબંધી લખ્યું; **આનાક્રિયન** (૫૬૦) એણે ઈશ્ક તથા દારૂને વખાણ્યાં છે; અને **પિંડાર** (૫૨૨-૪૪૨) એણે **ઓલિમ્પિયન, પીથિયન, નીમિયન ને ઇસ્થમિયન** એ ધર્મયાત્રા મહોત્સવોમાં જેઓએ જય મેળવેલા તેઓના અનેક છંદમાં અનેક વિષયયુક્ત ગીત લખ્યાં છે; પિંડાર સંગીતકવિયોમાં શ્રેષ્ઠ ગણાયો છે. **નાટક** લખનારામાં **એસ્કીલસ** (૫૨૪-૪૫૬) એણે ૭૦ નાટક લખ્યાં હતાં (માત્ર ૭ હાલ છે); સોફોક્લિસે (૪૯૫-૪૦૬) ૧૩૦ લખ્યાં હતાં (માત્ર સાત હાલ છે); ને **યૂરિપિડીસે** (૪૮૬-૪૦૬) ૭૫ કે ૯૨ લખ્યાં હતાં (માત્ર ૧૯ હાલ છે). ધર્મનું રહસ્ય જેમાં રહેલું તેવા ગૂઢ વિષય અથવા ધર્મનો બાહ્ય વિષય એ નાટક રૂપે વર્ણ્યામાં આવ્યા હતા. એસ્કીલસે પોતાના પ્રૌઢ તર્કને ભવ્ય દીપક શબ્દોમાં ઈશ્વરી અદ્દ્ભુત સામર્થ્યમંત પુરૂષ-કર્મ-બનાવને ચીતર્યા; સોફોક્લિસે મનુષ્યો જેવાં હોવાં જોઇએ તેવાં ને યૂરિપિડીસે જેવાં છે તેવાં ચીતર્યાં હતાં. **મદ્યદેવ ડૈયોનીશિઅસ** એને બકરાંનો ભોગ આપવામાં આવતો તે પ્રસંગે પૂજક લોક નાચતા, ગાતા, વેદીની પ્રદક્ષિણા કરતા-એક ગાતો ને બીજા સઘળા ઝીલતા; પછવાડેથી એક જણ વેશ લેતો થયો; એ પ્રમાણે નાટકની ઉત્પત્તિ કહેવાયછે. એસ્કીલસે બે જણને વેશ લેતા કીધા, ગાયકગણનું કામ થોડામાં આણ્યું ને એક મધ્યસ્થને વધાર્યો કે જે નાટકના સઘળા રસ પોતાના અનુભાવે દેખાડતો ને સૌ જોનારાનો લક્ષ તેનાજ ઉપર ઠરતો. હાસ્યનાટક લખવામાં આરિસ્ટોફનીસ (૪૪૪-૩૮૦) શ્રેષ્ઠ હતો—તેણે પોતાની વખતના નામાંકિત પુરૂષોને વિકૃત રૂપવેશે દેખાડી દેખાડી તેઓનું ઉપહાસ્ય કીધું હતું. **ઇતિહાસ** તથા **વક્તૃત્વ**-**હેરોડોટસની** (૪૮૪-૪૪૩) પહેલાં કેટલાંક ત્રૂટિત ઇતિહાસ રૂપ કથન હતાં, પણ શુદ્ધ ઇતિહાસ સ્વરૂપ તો તેણેજ પ્રથમ દેખાડ્યું. તેણે ગ્રીક ને ઈરાની એઓ વચ્ચે જૂના કાળથી જે દ્વેષ ચાલેલો તે સંબંધી લખ્યા પછી જે લડાઇઓ ચાલી તે સંબંધી યથાસ્થિત ઇતિહાસ લખ્યો; **થ્યુસિડિડીસે** (૪૭૧-૩૯૫) આથેન્સ સ્પાર્ટા વચ્ચે ચાલેલી લડાઇનો ઇતિહાસ લખ્યો; અને ઝેનોફને (૪૪૪-૩૫૪) થ્યુસિડિડીસે જ્યાંથી અધૂરૂં રાખેલું ત્યાંથી આગળ ચલાવી લડાઈનો ઇતિહાસ પૂરો કીધો, ને **માંટીનીઆની** લડાઈના કાળ સૂધીનો (૩૬૨) નવો લખ્યો. થેમિસ્ટોકલીસ, આરિસ્ટૈડીસ ને પેરિકલીસ એ સમર્થ વક્તા હતા, પણ કેવળ એજ વિદ્યાથી નામાંકિત થએલા તેમાં શ્રેષ્ઠ તો **ડીમોસ્થિનીઝ** (૩૮૫-૩૨૨) હતો. તેનાં ૫૯ ભાષણોમાં ૧૭ રાજકીય હતાં ને એમાંનાં ૧૨ તો માસીડનના ફિલિપની સામા ગ્રીકને સાવધ રાખવાને માટે હતાં; ને ૪૨ ન્યાયવિષયનાં હતાં. **શિલ્પમાં** ગ્રીક ઘણાજ કુશળ હતા. **સ્તંભરચના** ઉપર તેઓનો વિશેષ લક્ષ ને મોટો શ્રમ હતો-એ સ્તંભો **ડોરિક, ઐઓનિક** ને **કોરિન્થિયન** એવા ત્રણ પ્રકારના હતા કે જે આજ પણ શિલ્પશાસ્ત્રમાં નમૂના ગણાય છે. ડોરિકનો હેતુ નભ્ભરપણું-મજબૂતી આપવાનો, ઐઓનિકનો નાજુક ને સુંદર દેખડાવવાનો અને કોરિન્થિયનનો ભવ્ય શોભાયમાન કરવાનો હતો. **તક્ષક**-કોતરકામ પણ સારૂં હતું; લાકડું, પથ્થર, આરસપાહાણ, હાથીદાંત, મણી, સોનું રૂપું, તાંબું, પિત્તળ, મટોડી, મીણ એ પદાર્થો ઉપર નકશી કરવામાં આવતી; **ફીડીઆસ** શિલ્પ ને તક્ષક બંનેમાં નિપુણ હતો. **ચિત્રવિદ્યા** સાદી ને સાધારણ હતી. તક્ષકમાં જેવી મનની ધારણા ઉત્કૃષ્ટ હતી તેવીજ પ્રત્યક્ષ મૂર્તિ બનતી-મન ને હાથ સરખી રીતે સૌંદર્ય દેખાડતાં પણ તેવું ચિત્રમાં નહોતું-એ કળા તેઓ સુંદર દેખડાવી શક્યા નહોતા. **ગાયનનો** ઉદ્દેશ કાનને ખુશ કરવા કરતાં મનને ઉત્તેજન આપવાનો હતો એમ ગ્રીક સમજતા-તેઓ ગાયનથી લડાઈમાં શૌર્ય ઉપજાવતા અને જંગલી રીતિઓને સુધડ કરતા; એ કારણને લીધે એ વિદ્યામાં તેઓ સારી કેળવણી લેતા.

તત્વવિચારનો આરંભ ઈ૦ સ૦ પૂ૦ ૭ મા સૈકાથી થયો. જેવામાં ડોરિયન લોકે ગ્રીસમાં જ્યાં ત્યાં ફરી વળી રાજ્યોમાં ઊથલપાથલ કરી નાંખી તેવામાં કેટલાએક ગ્રીકે એશિયામૈનરમાં આવી **ઐઓનિઆ** વસાવ્યું હતું. એ રાજ્યના તાબાના મેલેટસ નગરમાં **થાલીસ** નામના ગ્રીકે (ઈ૦ સ૦ પૂ૦ ૬૪૦-૫૪૮) ઈજિપ્ટ વગેરે દેશમાં પ્રવાસ કરી જ્ઞાન સંપાદન કરી આ પ્રમાણે વિચાર જણાવ્યા હતા-"સર્વ વસ્તુનું મૂળ જળ છે; જળમાંથી સર્વ વસ્તુ ઉત્પન્ન થાયછે ને પાછી જળમાં સમાય છે, પણ ઈશ્વરે-બુદ્ધિએ સર્વ વસ્તુ તેમાંથી બનાવી છે. સર્વ વસ્તુ જો કે પાર ન આવે તેમ વિભાજ્ય છે, તોપણ કેટલાએક અવિભાજ્ય મૂળ પર-

માણુઓવડે તે બનેલી છે-ઈશ્વર અનાદિ છે ને મરવું ને જીવવું એ બે જુદાં નથી, જીવ અમર છે; તે માનતો કે સૃષ્ટિ ભલાં ભુંડાં માણસોના (શરીર રહિત) જીવોથી ભરેલી છે; જેને માટે આપણે બીજાનો દોષ બોલીએ તે આપણે પણ ન કરવું એ નીતિએ માનમાં ને ન્યાયીપણે માણસે જીંદગી ગુજારવી." **સામોસ** ટાપુનો **પિથાગોરસ** (૫૮૯ કે ૫૬૮ માં જન્મ્યો હતો) ઇજિપ્ટ અને પૂર્વ તરફના કેટલાક દેશોમાં પ્રવાસ કરી આવ્યા પછી ઈટલીમાં **ક્રોટાના**માં વસ્યો હતો. અહિં તેણે ઘણાએક શિષ્ય કરી પોતાની શાળા સ્થાપી હતી, તેના શિષ્યો દેવબલિમાં ન ખપતાં એવાં પ્રાણીનું માંસ ખાતા નહિ; ધર્મસંબંધી ક્રિયા કરતાં ધોળાં વસ્ત્ર પહેરતા; મૌન્ય, મર્યાદશીલતા, ખાવાપીવામાં મિતપણું ને પરસ્પર સ્નેહ-બંધુત્વ રાખતા; અને શિષ્ય થનારને પાંચ વર્ષ પછી સંકેત સૂત્રોમાં સિદ્ધાંત સમજાવવામાં આવતા. જ્યોતિષનો અભ્યાસ કરી તેણે જણાવ્યું હતું કે સઘળા ગ્રહ, પ્રકાશનો ગોળો જે સૂર્ય તેની પ્રદક્ષિણા કરેછે; પૃથ્વી પોતાના આંસ ઉપર ફરેછે ને તેથી રાત દહાડો થાયછે; પૃથ્વીનો ગોળો હવામાં અદ્ધર રહેલો છે; અને ચંદ્ર તથા બીજા ગ્રહોમાં પણ વસ્તી છે. થાલીસની પેઠે તે પણ અવિભાજ્ય પરમાણુ છે અને એ પરમાણુઓ અમુક સંખ્યા પ્રમાણમાં ગોઠવાયાથી અગ્નિ-પૃથ્વી-જળ-હવા ઉત્પન્ન થાયછે એમ તે કહેતો. એક ઈશ્વર સર્વ વસ્તુનું મૂળ છે; સત્ય એ તેનું સત્વ છે; જેઓ પ્રેમથી તેને ભજેછે તેઓને તે સુખ આપેછે; તે સર્વ વસ્તુનો આત્મા છે-સર્વ વ્યાપક ને સર્વનો આધાર; માણસના જીવ મરણ પછી પણ હોય છે; સઘળું આકાશ જીવોથી ભરેલું છે; જે જીવ આ જીંદગીમાં ધર્મનીતિથી વર્ત્યા છે તેઓ માનસ્તુતિને પાત્ર છે; ભક્તિ કરવાના અભ્યાસથી જીવ પોતાની વૃત્તિયો શુદ્ધ કરેછે; ઈશ્વરની પ્રકૃતિ તથા તેનું આનંદીપણું એ પામવાને જ્ઞાન શોધવું જોઇએ. વળી એઓનિઆ તાબાના કલાઝોમીની નગરનો **આનાક્સાગોરાસ** (૫૦૦-૪૨૮) એ પોતાની મિલ્કત વેચી વીસ વર્ષની વયે આથેન્સ જઇ વસ્યો ને અહીં ત્રીસ વર્ષ રહ્યો; તે યૂરિપિડીસ તથા પેરિક્લીસ એ બેનો મિત્ર ને ગુરૂ હતો; તેનાં મત આથિનિઅન લોકને અનુકૂળ ન આવવાથી તેને પાખંડી ઠેરવી રાજ્ય બહાર કરવામાં આવ્યો હતો (૪૫૦). તેણે પોતાના શિષ્યોને ભણાવ્યું કે એક ઈશ્વર છે ને તે સર્વજ્ઞ મન છે કે જેણે જગત્‌ના ચૈતન્યવિનાના જડ પરમાણુઓને ગતિમાન્ કીધા છે ને એથી તે પરમાણુઓએ અનેક રૂપ ધર્યા છે, તે મન સર્વત્ર પ્રસરિત હોઇને સર્વ પ્રકૃતિની વ્યવસ્થા કરી છે, તોપણ તે કોઈ પણ જડ વસ્તુની સાથે કોઈ પણ રીતે ભળેલું નથી પણ કેવળ જુદુંજ છે. **સોક્રેટીસ** (૪૬૯-૪૦૦) આથેન્સની પાસેના ગામનો મૂર્તિઘડો ને આનાક્સાગોરાસનો શિષ્ય એણે શાળા કહાડી નહોતી કે જાહેર ભાષણો પણ કીધાં નહોતાં; પણ તે કહેતો કે મને કોઇ અંતરપ્રેરણા કરેછે ને તે પ્રમાણે હું બોધ કરૂં છઉં. તે બજારમાં, દુકાનોમાં, રંગ અખાડામાં ઠામઠામ ફરતો ને બાળક, તરૂણ, વૃદ્ધ સૌને નીતિયુક્ત અંતરબોધ માનવા વિષે અને કર્મનો ઉદ્દેશ તથા તેનાં ફળ એ સંબંધી જ્ઞાન મેળવવા વિષે વાદ સાથે સંભાષણો કરતો; મતીઆ પંડિતોના યુક્તિવાદમાં લોક મોહ પામતા તેઓને પોતાની બુદ્ધિએ ખરૂં ખોટું સારૂં નરસું સમજવાની શક્તિ આવે તેટલામાટે તેણે બીજો ધંધો કરવો છોડી દઇ અહીં તહીં ભટકતાં બોધ આપવાનો ધંધો સ્વીકાર્યો હતો-તું તારી મેળે જાણ, તું પોતાને જાણ, એમ તે કહેતો. તેણે ડોળઘાલુ મતીઆ પંડિતોને કુંઠિત કરતાં ન્યાયશાસ્ત્રનો પાયો રચ્યો હતો. કોઈ એક દેખદેખ રાખનાર ઈશ્વરી સત્તાછે, મરણ પછી જીવને સદ્દગતિ છે, ને એટલામાટે નમ્રતા આદિ સદ્દગુણ તથા સત્કર્મ એ અવશ્ય છે એવી તેની આસ્થા હતી. **પ્લેટો** એ આથીનિયન ગ્રીક (૪૨૮-૩૪૮) પોતાના વિચાર આ પ્રમાણે ફેલાવ્યા: આ જગત્‌ની ઉત્પત્તિને કોઇ પણ એક આદ્યંતરહિત સ્વયંભૂ કારણ ને સકળ વસ્તુનો પિતા હોવો જોઇએ, ને તે શુભ સુંદર બુદ્ધિમાન્ ને શક્તિમાન્ છે; ને જ્ઞાનીયોને પણ દુર્લભ છે તો લોકની બુદ્ધિને અગમ્ય કેમ ન હોય? એ આદ્યંતરહિત પિતાએ પોતાના વિચારમાં એક નમૂનો ઊભો કરી પછી આ સૃષ્ટિનો ઘાટ રચ્યો છે અને આત્માવિના કોઈ પણ વસ્તુ પૂર્ણ શુભ સુંદર નથી એવું વિચારી તેણે સૃષ્ટિને સજીવ કીધી; તેના સકળ જડ વિભાગને ઈશ્વરી સત્વ-તેજથી સચેતન કીધા. આત્મા સ્થૂળ શરીરથી જુદો છે, અમર છે અને તે જે ઈશ્વરીસત્વ જડમાં વ્યાપી રહ્યું છે તેનો અંશ છે; ઈશ્વરમાં સમાઈ જવું તે મોક્ષ. નીતિસંબંધી વિચાર પોતાના ગુરૂ સોક્રેટીસના જેવાજ હતા—ન્યાય, મિતભોગ, રાજ્યધારા પ્રત્યે આજ્ઞાંકિતપણું ને પૂર્ણ સદાચારીપણું એ ચાર વાનાં જેને જ્ઞાની થવું હોય તેને અવશ્ય છે અને સદ્દગુણી સુંદર માણસજ સુખી હોયછે. પદાર્થવિજ્ઞાનમાં પ્લેટો પિથાગોરાસના મતનો હતો. **આરિસ્ટોટલ** (૩૮૪-૩૨૨) માસીડોનિઆના સ્ટાજીરા નગરમાં જન્મ્યો હતો; તે ૩૬૭ માં આથેન્સ આવી પ્લેટોની શાળામાં શિષ્ય થઈ ગુરૂના મરણ સૂધી (૩૪૭) ત્યાં રહ્યો હતો; પછી કેટલાંક વર્ષ બહાર ફરી

આવી પાછી તેણે આથેન્સમાં શાળા કહાડી ૧૩ વર્ષ ભાષણ કીધાં હતાં ને ગ્રંથો લખ્યા હતા. તેણે વાદના સૂત્ર બાંધી ન્યાયશાસ્ત્ર રચ્યું છે, ને થઈ ગયેલા પંડિતોના વિચારનું શાસ્ત્રીય રીતે વિવેચન કર્યું છે. તે કહેછે કે જેમ આંખની કીકી ને દૃષ્ટિ તેમ શરીર ને આત્મા છે, પણ આત્મા શરીરથી જુદો પડી શકતો નથી; આત્મા અમર હોય પણ સ્મરણશક્તિ રહિત. જગત્ એ કાર્યને કોઈ પણ આદિકારણ છે, ને તે કારણ ગમનક્રિયા આરંભેછે, પણ પોતે ક્રિયામાં પડતું નથી, તે કારણ તે બુદ્ધિ છે કે જે પોતાનેજ ઓળખેછે, જગત્‌ને જાણતું નથી ને એ રીતે તે જગત્‌થી જુદું છે. નીતિસંબંધી વિચાર, 'અતિસર્વત્ર વર્જયેત્' એને મળતા હતા—પ્લેટોનું મત આવું કે મનોવિકારને જીતવા; ને આરિસ્ટોટલનું આવું કે તેમને નિયમિત રાખવા. આરિસ્ટોટલ પછી બીજા પંડિતો પણ થયા હતા.*

સમુદ્રના ફાંટાથી કતરાયલો કાંઠો, કાંઠાની પડોસના ટાપુઓના ઝૂમખા, માંહેનો પ્રદેશ પહાડ, ખિડ, મેદાનથી ખંડિત થયલો, નહિ મોટો ને નહિ રસાળ એવા ગ્રીસ દેશના પીલાસ્‌જિઅન હેલીનીઝ નામના ઉદ્ધત, સ્વચ્છંદી પહાડી લોકે ઈજિપ્શિઅન ફિનીશિયનના સહવાસથી પોતાની સ્થિતિ સુધારી, પોતપોતાનાં કુળનાં રાજ્યો સ્થાપ્યાં ને કેટલેક કાળે સ્વદેશી રાજામાંના એકને અપમાન મળ્યું તેનું વેર લેવાને સંપસાહસે ટ્રોજન સાથે લડાઇઓ કરી જય મેળવ્યો (૧૧૮૪).

કાળાંતરે તે ગ્રીકના વંશજો તૂટયા; થેસલીના પીલાસ્‌જિઅનોએ બિઓશિયાના ઈઓલિયનોને ભગાડ્યા ને એઓ જ્યાં જેમ ફાવ્યા ત્યાં તેમ વશ્યા, દક્ષિણમાં પ્રબલ થયા; પછી ડોરિયન ગ્રીકોએ ધસાધસ કરીને ઘણાંક રાજ્ય ઊંધાં વાળ્યાં ને પોતાનાં નવાં કીધાં. આટ્ટિકાના રાજ્ય ઉપર ડોરિયનો ફાવ્યા નહોતા, પણ ત્યાં નાસરણે આવી વસેલાં ઘણાંક કુટુંબો ભેગાં થયાં હતાં; એ અસ્તવ્યસ્ત સ્થિતિમાં સત્તાધારીઓના જૂલમથી, માંહોમાંહેના ઝગડાથી ને પડોસનાં રાજ્યો સાથે નિરંતર ચાલતી લડાઈઓથી કંટાળીને કેટલાંક કુટુંબ ગ્રીસ છોડી બીજા પ્રદેશમાં જઈ વશ્યાં ને પોતપોતાનાં

* ઝીનો (ઈ૦ સ૦ પૂ૦ ૩૧૦—૨૬૦) સૈપ્રસમાં જન્મેલો તે આથેન્સમાં આવી વશ્યો હતો. તે સૈનિક કહેવાતા પંડિત ક્રેટિસનો શિષ્ય હતો. ઝીનોના શિષ્ય તે સ્ટોઈક કહેવાતા. તે ઈન્દ્રિયજિત ને સાધુ સાદો પુરૂષ હતો. એક ઈશ્વર જે સ્વયંભૂ સૃષ્ટિમાં જીવ મૂકનાર ને પૂર્ણ જ્ઞાન છે તેણે આરંભે હવાની વસ્તુનું પાણી કીધું અને તેમાં પોતાનું સત્વ રોપ્યું; એથી ચાર તત્વ થયાં ને એમાંથી સઘળી વસ્તુઓ બની છે ને એમાંજ તે પાછી સમાશે; સૃષ્ટિ તેજ ઈશ્વર છે—કારણ કે જેનામાં બુદ્ધિ છે તે બુદ્ધિ નથી એવાના કરતાં વધારે સારૂં છે, સૃષ્ટિ કરતાં વધારે સારૂં બીજું કંઈ નથી માટે સૃષ્ટિનામાં પણ બુદ્ધિ છે; વળી જેનામાં જ્ઞાન અનાદિપણું છે તે જેનામાં નથી તેના કરતાં વધારે સારૂં છે, પણ જગત્ કરતાં વધારે સારૂં કંઈ નથી, માટે જગત્ તે ઈશ્વર છે. નીતિસંબંધી વિચાર જન્મનું સાર્થક ક્યારે કે પોતાના સ્વાભાવિક વલણ પ્રમાણે વર્તીયાં કરે; બાળક ઉપર હેત, કુટુંબ સંસાર વહેવારનો સંબંધ તથા એઉપરથી અવશ્ય પાળવા જેવા જે ધર્મ એ સૌ સ્વાભાવિક વલણ છે. જીવ એ એક ગરમ પવન છે ને તે નષ્ટ વસ્તુનો બનેલો છે; સદાચારે રહેવામાં સુખ છે તો દુરાચારે રહેવું એનાં દુઃખ સિવાય બીજું દુઃખ નથી માટે દેહકષ્ટ એ ખોટું નથી—વિષયનો ત્યાગ કરવો ને દેહકષ્ટથી ઇંદ્રિયજિત થવું. એપિક્યૂરસ સામોસ ટાપુમાં ૩૪૨ માં જન્મ્યો હતો, પણ ૩૦૭ થી આથેન્સમાં આવી ૨૭૧ માં મરણ પામ્યો ત્યાંસૂધી ત્યાંજ રહ્યો હતો. ઝીનોનું મત આ કે સુખની સ્પૃહા ન રાખતાં સદ્ગુણ વધારવા પણ એપિક્યૂરસનું આવું કે સુખને અર્થે સદ્ગુણ વધારવા. પ્રકૃતિ-જડ અનાદિ છે,—અનંત પરમાણુ સદૈવ અનંત આકાશમાં ગમન કર્યા કરેછે, તર્યા કરેછે ને અનેક પદાર્થો બનાવેછે. એ પદાર્થો પાછા પરમાણુ રૂપ થઇ જાયછે, પણ મૂળપ્રકૃતિ રૂપ પરમાણુઓ વધતા ઓછા થતા નથી. સત્ય પારખવાનાં ત્રણ લક્ષણ છે—ઈન્દ્રિયવડે જાણવું; ન દીઠામાં આવેલી વસ્તુઓની મનમાં છાપ પડે તેથી—સ્મરણથી—અનુમાનથી જાણવું અને સુખદુઃખ થાય તેથી જાણવું; પણ શરીર તથા આકાશ એના ખરાપણાની પેલીપાસ સમજાય તેવું બીજું કંઈ નથી; મરણ એ નાશ છે; મરણ પછી જો બીજી સ્થિતિની આશા નથી તો સદ્ગુણની પ્રશંસા કરવી એ મિથ્યા છે. નીતિસંબંધી—ડાહ્યાં માણસે જીવ જવો તે માઠું છે એમ ન માનવું, તેણે પોતાની જીંદગી વધારે લાંબી કરવાનાં કરતાં સુખમાં જાય તેવું કરવાનો પ્રયત્ન કરવો; સુખમાં રહેવાને ઈન્દ્રિયની ભૂખતરસ પૂરી પાડવી કે જેથી શરીર આરોગ્ય તથા સ્વસ્થ રહે ને એથી મન પણ નડતરથકી છૂટું રહે; દુઃખ ને ગભરાટ એથી દૂર રહેવાને આપણે પ્રયત્ન કરવો જોઈએ, કેમકે સુખ એ આપણાં જીવતરનો ઉદ્દેશ છે; પણ દરેક જાતની મોજમઝા ડાહ્યાં માણસે ખોળવી નહિ, કેમકે જે માણસે મિતપણાથી રોટલી પાણીમાં સ્વાદ માન્યો છે તેને મોજીલાં જમણની જરૂર નથી; માટે સુખ એટલે નિરંકુશ મોજમઝા ન સમજવી; જે કોઈ પોતાની ઈચ્છાને વિવેકના પ્રકાશથી જોઈને આટલી યોગ્ય છે એમ નક્કી કરેછે ને બીજીને દાબેછે તે ખરો સુખી છે; જે ડહાપણથી ને પ્રમાણિકપણે વર્તતો નથી તે સુખમાં રહી શકનાર નથી, અને સુખી થયા વિના કોઈ ડહાપણથી ને પ્રમાણિકપણે રહી શકનાર નથી, કેમકે સદ્ગુણ ને સુખ એ બે એકબીજાથી છૂટાં પડી શકે તેવાં નથી.

નવાં રાજ્ય કરી ઉદ્યમે વળગ્યાં. થોડો કાળમાં સંસ્થાની રાજ્યનો ઉત્કર્ષ થયો જોઇ ગ્રીસના લોકે હૈયે દાઝી સ્વતંત્રેજ રાજ્ય ચાલુ રાખવાનો ઉત્સાહ પ્રગટ કીધો ને દેશી ઐક્યનો શક આરંભ્યો (૭૭૬).

લૈકર્ગસે સ્પાર્ટાને ધારા બાંધી આપેલા તે પ્રમાણે રાજ્યમાં વ્યવસ્થા હતીજ; આથેન્સમાં સોલને ધારા બાંધી આપ્યા; ને જો કે લોકમાં તડાં હતાં ને પિસિસ્ટ્રેટસે સર્વોપરિ સત્તા પોતાને હાથ રાખી હતી તોપણ રાજ્યમાં ઘણાક સુધારા થયા હતા; બીજાં રાજ્યોમાં પણ લોક ચંચળ ને ઉદ્યમી હતા. હીપિયસને પદભ્રષ્ટ કરવામાં આવ્યો તે સમા ઉપર આથેન્સ ને સ્પાર્ટા આ પ્રમાણે શોભ્યાં; આથેન્સના લોક શાંતિને ઇચ્છી અનેક ઉદ્યમમાં વધારો કરવોને ઇચ્છતા અને લોક ઉદ્યમી રહે તેવા ત્યાંના રાજ્યધારા હતા. દરેક જણને રાજકાજમાં મત આપવાનો હક્ક હતો તેથી તે પોતાનું મોટપ સમજતો, પોતાની સૂઝ તથા શક્તિ ઉપર વધારે ભરોસો રાખતો, ને સરસાઇમાં વધારે સારા કહેવાવાને નિરંતર ઉદ્યમમાં મચ્યો રહેતો; કોઈને મોજમઝાનો ને અનીતિનો ચેપ લાગ્યો નહોતો, ને દરેક વર્ગમાં ને દરેક જણમાં દેશાભિમાન વ્યાપી રહી તકતકતું હતું; લોક ઉત્તમ નૌકાસૈન્યે, મોટી સમૃદ્ધિયે, કેળવાયલી બુદ્ધિયે ને પ્રપંચ વૃત્તિયે રાજ્યને બળિષ્ઠ ને સુંદર કરતા હતા. સ્પાર્ટાનું રાજ્ય કેવળ લશ્કરી હતું; લોકને ખાવાપીવા પહેરવા ઓઢવા વગેરેનું રાજ્યમાંથી મળતું એટલે તેઓને પોતપોતાનો સંસાર ચલાવવાને ઉદ્યમ કરવાની જરૂર નહોતી; તેઓ યુદ્ધકાળમાં શૂર વિકરાળ હતા પણ શાંતિકાળમાં આળસુ ને નિસ્તેજ હતા; તેઓ વિદ્યાકળાને તથા જેઓ તેનો અભ્યાસ કરે તેને ધિક્કારતા; તોપણ યોદ્ધાનું માન સર્વોપરિ છે એમ તેઓ માનતા. દરેક જણ રાજધારાની આજ્ઞામાં રહી એક સરખી કરડી કેળવણી લેતા, કોઈના બળાત્કારથી નહિ કે રાજતંત્રમાં જડ રૂપ ગોઠવાવાને નહિ, પણ આખા રાજ્યરૂપી પ્રૌઢ પુરૂષનું હું એક સચેતન ને કામ કરી શકું તેવું અંગ છઉં એમ સમજીને કેળવણી લેતો ને તેની છાતી દેશાભિમાનથી, શૌર્ય ભર્યા હું પદથી ને મોતના ધિક્કારથી ધમધમતી હતી.

યોગ આવ્યો—સંસ્થાની ઐઓનિયને ઈરાની રાજ્યની ધુંસરીમાંથી નીકળવાને પોતાનાં કુળના આથેનિયનોની મદદ માગી, એઓએ તે આપી ને ઈરાની રાજ્ય કોપ્યું. સૌ ગ્રીક રાજ્યો સાવધ થયાં ને સંપ બાંધી સજ થયાં,—આથેન્સ ને સ્પાર્ટા, એક વિદ્યાકળાને માન આપનારૂં ને બીજું તેને ધિક્કારનારૂં, એક **માન-નામને** માટે આતુર ને મોટાં શૌર્યથી લડનારૂં ને બીજું કઠણ કરેલાં અંગબળથી તથા લડાઇની કરડી કેળવણથી વિકરાળ થઈ લડનારૂં હતું; બંનેનું લશ્કરી બળ ઘણુંકરીને સરખુંજ ને બંને સ્વતંત્રતાના અધીર અને તે બંનેના તથા બીજાં પણ ગ્રીક રાજ્યોનાં દરેક જણનાં ને સૌ જણનાં હૃદય દેશાભિમાનથી પ્રજ્વલિત હતાં. ઇરાનીઓ ઉપરાઉપરી મોટે ધસારે પણ ભારે ઠાઠથી ખુશકીએ ને વહાણે ગ્રીક જીતવા આવ્યા; ગ્રીકે સામા થઈ લડાઈ આપી શત્રુને હરાવ્યા; શત્રુએ આડીવાટે ગ્રીસમાં ઉતરી આથેન્સને બાળ્યું, પણ સાવધ, ચતુર, ચપળ, ગ્રીકોએ વહાણની લડાઈ જીતી મહારાજા ઝેર્કિસસને લજ્જિત કરી પાછો કહાડયો. લીઓનિડાસે અલગ રહી સ્પાર્ટાના રાજપ્રતિ પોતાની ભક્તિ પોતાનો વધ કરાવી શિક્ષણીય રાખી; ને સૌ ગ્રીક જનોએ ઓલિમ્પિક ઓચ્છવમાં થેમિસ્ટોક્લીસને ધન્ય ધન્ય ભણ્યું—દેશાભિમાની સ્વતંત્ર લોકના એકદેશી સંપનો જય પ્રકાશ્યો (૪૮૦).

પેરિક્લીસના સમયમાં આથેન્સના કીર્ત્તિમાન રાજ્યનો વૈભવ પૂરેપૂરો શોભ્યો ને નાટકકારોએ તે યથાસ્થિત ચીતરી દર્શાવ્યો (૪૬૦–૪૨૯).

પેરિક્લીસના મરણની સાથે આથીનિયનોમાં દેશાભિમાન ને યુદ્ધનો ઉત્સાહ એ ઘટવા માંડ્યાં—તેઓ બુદ્ધિના તથા સમૃદ્ધિના મદમાં જેટલું સારૂં તેટલું અમારૂંજ એ સ્વાર્થ ને અમેજ સૌથી મોટા એ ગર્વ વિશેષે રાખતા થયા; ઈરાનની રીતભાત તથા મોજશોખ જોકે કેળવાયલા સુંદર રૂપમાં દેખડાવતા તોપણ તેઓ ઘણાજ ખટપટી ને અનીતિમાન થયા હતા. આથેન્સ સ્પાર્ટાને મૂળથીજ પરસ્પર સ્પર્દ્ધા હતી ને તેમાં આથેન્સ ચઢ્યું એટલે સ્પાર્ટાએ ડોળા કહાડ્યા. ઈરાને હૂમલો કર્યો તે વેળા લડાઇમાં સ્પાર્ટન સરદારને સર્વોપરિ સત્તા આપવામાં આવી હતી; તે સત્તા (૪૭૭ થી) આથેન્સે પોતે રાખી હતી ને એ સત્તા સ્પાર્ટે પાછી પોતે લેવાનો નિશ્ચય કીધો. સત્તાવીસ વર્ષ લડાઇ ચાલી ને આથેન્સે સ્પાર્ટાની તાબેદારી કીધી. (૪૦૪ થી) સ્પાર્ટાએ સઘળાં ગ્રીક રાજ્યોમાં સર્વોપરિ બળવાન કહેવડાવ્યું; એનો મદ થીબ્સે ઉતાર્યો (૩૭૧) ને તે ઝળક્યું. પડતીના કાળમાં તત્ત્વશાસ્ત્રીઓએ પોતાના શોધ પ્રગટ કીધા. ડીમોસ્થિનીસે સૌ ગ્રીક રાજ્યોને માસીડનના ફિલિપની સામા ઉશ્કેરવાને મથન કીધું. પણ ફિલિપે ગ્રીક સમસ્તને પોતાની આણ માનતા કીધા (૩૩૮).

અને પછી શિકંદરે વીસ લાખ ચોરસ મૈલનું ઈરાની મહારાજ્ય જીત્યું ને ગ્રીક જયનો જગતમાં વિસ્તાર કીધો (૩૩૧).

## ( રોમનું ).

ગ્રીસ દેશમાં એક જાતનાં જુદાં જુદાં કુળે જુદે જુદે ઠેકાણે રાજ્યો માંડ્યાં, પણ એકથી વધારે જાતિકુળના લોકે રોમમાં સત્તા સ્થાપી, રોમનું મોટપ વધારી અને **રોમનગર**ના રોમન છીએ એવું પોતાને કહી કહેવડાવી પોતાની વિખ્યાતિ કીધી. સંસારિક રાજકીય ને સૈનિક વ્યવસ્થા રોમ્યુલસે કરેલી તે આ પ્રમાણે હતી. (૧) સકળ વસ્તીના બે મોટા વર્ગ હતા—નગરજન (પેટ્રન) અને તેઓના અનુજીવી (કલાયંટ) અનુજીવીઓને કોઇની તરફથી દુઃખ નુકસાન થતું તો તેના સ્વામી પેટ્રન ધારા—વહીવટથી તેઓનું રક્ષણ કરતા અને અનુજીવીઓ પોતાના પેટ્રનની કેટલીક નોકરી બજાવતા; સઘળા રાજકીય હક્ક નગરજનોએ પોતાનેજ માટે રાખ્યા હતા. (૨) નગરજનની ત્રણ વર્ણ (ટ્રેબ) હતીઃ **રામનીઝ** (રોમ્યુલસના રોમન); **ટેટીઝ** (સબૈન રોમન); ને **લ્યૂસરીઝ** (ઈટ્રસ્કન રોમન); એકેક વર્ણમાં દશ દશ કુળ (ક્યૂરી) ને એક એક કુળનો એકેકો મુખી અમલદાર હતો; સૌ મળીને ૩૦ કુળ હતાં જે ૩૦ સબૈન સ્ત્રીઓ વડે રોમન તથા સબૈન એ બે એકઠા મળી ગયા હતા તેઓને નામે ઓળખાતાં. રાજા સઘળી રાજકીય બાબતો **ક્યૂરિ**ઓની સભામાં મૂકતો ને તેઓનાં વધતાં ઓછાં મત પ્રમાણે દરેક કામનો નીકાલ કરવામાં આવતો. તેઓની સમ્મતિ વિના રાજાથી કોઈ નવો ધારો થઈ શકતો નહિ અને ક્યૂરીઓની સભામાં ઠરાવ થતો ત્યારેજ રાજાને રાજ્યસત્તા ધારા પ્રમાણે મળી કહેવાતી. રાજા યુદ્ધમાં મુખ્ય સેનાધિપતિની તથા પ્રાણ ઊગારવા લેવા સંબંધી સર્વ કામમાં મુખ્ય ન્યાયાધીશની સત્તા ધરાવતો અને એની નિશાનીમાં તેની સાથે બાર **લિક્ટર** (છડીદાર) રહેતા—એઓ ડાંગ રાખતા ને દરેક ડાંગમાં વચમાંથી ફરશી જેવું હથિયાર બેસાડેલું હતું. ક્યૂરીઓની સભામાં સઘળા કુલીન નગરજનને મત આપવાનો હક્ક હતો. વળી એ સભા સિવાય બીજી એક મોટેરાઓની સભાસેનેટ હતી તે રાજાને સલાહ આપવાને માટે હતી—પ્રથમ તેમાં ૧૦૦ જણ હતા, પણ જ્યારે સબૈન રોમન સાથે મળી ગયા ત્યારે ૧૦૦ બીજા વધારવામાં આવ્યા હતા—૧૦ રામનીઝ તથા ૧૦ ટૈટીઝ ક્યૂરીઓમાંની એકેકીમાંથી દશ દશ; લ્યૂસીરીઝ વર્ણની ૧૦ ક્યૂરી હતી, પણ તેને પોતાની તરફથી સેનેટમાં મોકલવાનો અધિકાર મળ્યો નહોતો. સૈનિક વ્યવસ્થામાં આવું હતું કે દરેક વર્ણ ૧૦૦૦ પાયદળ ને ૧૦૦ ઘોડેસ્વાર પૂરા પાડતી ને એ રીતે કુલીન સરદારોની તરફનું લશ્કર ૩૦૦૦ પાયદળ ને ૩૦૦ ઘોડેસવારનું હતું ને તે **લીજીઅન** કહેવાતું; દરેક વર્ણના લશ્કરી સવારની તુકડી તે **સૈંચુરી** કહેવાતી ને ત્રણ સૈંચુરી તે **રામનીઝ, ટૈટીઝ, લ્યૂસરીઝ** એ નામે ઓળખાતી; સઘળા રસાલાનો વડો અમલદાર તે દરજામાં રાજા પછી બીજો ગણાતો.

ધર્મ તથા ધર્માધિકારી સંબંધી વ્યવસ્થા ન્યૂમાએ આ પ્રમાણે કરી હતી; જૂપિટરે* આકાશમાંથી એક ઢાલ નાંખી તે ચોરાઈ ન જાય માટે ન્યૂમાએ તેના સરખી બીજી અગિયાર કરાવી ને પછી બાર ઢાલના બાર પૂજારી (સાલીએ) ઠેરવ્યા હતા. દેવતાના પૂજનવિધિનું ઉપરીપણું રાખવાને તથા ધર્મને લગતી બાબતનો વિચાર કરવાને ચાર આચાર્ય (પૌંટિફ) ઠેરવ્યા હતા. એ ચાર મળીને ધર્મની વ્યવસ્થા રાખતા. રોમના શ્રેષ્ઠ નામાંકિત કુલીન જનને આચાર્ય પદ મળતું. ધર્મકર્મ કરાવનારાઓનો જુદો વર્ગ નહોતો. રોમનગરપાળ બે દેવનો એકેકો ને એક જૂપિટરનો એવા ત્રણ પૂજારી (ફ્લામેન્સ) હતા. દેવતાઓની ઇચ્છા—આજ્ઞા જાણવાને ચાર શકુન પરીક્ષક ભવિષ્ય વર્તનારા (ઓગર) નીમ્યા હતા. રોમની જણતી જે આલ્બા નગરી ત્યાંની **વેસ્તા** દેવીનો અગ્નિ રોમ આણી રાખેલો તેને નિત્ય સતેજ રાખવાને વેસ્તાનું દહેરૂં બંધાવ્યું ને તેની જોડેના મકાનમાં ચાર કુમારિકાઓને રાખી. સંગ્રામકાળ ને શાંતિસ્વસ્થતાનો કાળ જુદો દેખડાવવાને બે મોઢાંના (આગળ પાછળ) **જેનસ** દેવનું દહરૂં બંધાવ્યું. ધાન્યાદિકનાંજ બલિ દેવને આપવાં એવું ઠેરવ્યું. દરેકનાં ખેતરને હદ કરી આપી હતી ને એ હદ ખસેડવી તે ખેતરપાળ દેવની ચોરી મનાતી; ખેતરપાળનો દરવર્ષે ઓચ્છવ થતો. ન્યૂમાએ લોકના ધંધા પ્રમાણે વર્ગ કીધા; **ગુડફેથ**નું (ધીરપતીજ—સત્ય વિશ્વાસનું) દહેરૂં બંધાવ્યું; ટાણાં તહેવારના દહાડા નક્કી કર્યા; અને તેણે રોમ્યુલસે ઠેરવેલા વર્ષના ૧૦ મહિના હતા (કેટલાક મહિના ૨૦ દહાડાના હતા) તેમાં જાનેવારી ને ફેબ્રુવારી એ બે મહિના ઊમેર્યા ને ૧૨ ચંદ્રમાસ ને એક દહાડો ઉપર એટલે ૩૫૫ દહાડાનું વર્ષ ઠેરવ્યું.

આંક્સ માર્શિયસે કેટલાંક લાટિન શહેરો લીધાં ને

* સ્વર્ગનો દેવ—વૃષ્ટિ વાયુ ગર્જન વિદ્યુતનો અધિષ્ઠાતા; એ સર્વોપરિ દેવ મનાતો; દરેક ધર્મકાર્ય અથવા સંસારકાર્યના આરંભમાં તેનું આરાધન કરવામાં આવતું; તે પ્રકાશનો દેવ હતો ને શ્વેતરંગ તેને ગમતો ને તેથી જયી યોદ્ધાની સવારીમાં રથને ચાર સફેદ ઘોડા હતા. ધર્માધિકારી સફેદ ટોપી પહેરતા.

ત્યાંનાં મુખ્ય કુટુંબોને નગરજન બનાવ્યા. જેઓએ રોમમાં રહેવું ઇચ્છયું તેઓને પાંચમી ડુંગરીમાં વસાવ્યા; જે રોમની સત્તા માની પોતપોતાનાં ગામમાં રહ્યા તે નગરજન તથા અનુજીવી એ સ્વામીસેવકના સંબંધથી અળગા હતા. ટાર્કિવનિયસ પ્રિસકસે લ્યૂસરીઓને સેનેટમાં દાખલ કરી બીજી વર્ણોની બરાબરીએ આણ્યા એટલે સેનેટ ત્રણસેં જણની થઈ; પેટ્રન તે પાટ્રિશિયન કહેવાયા. પાટ્રિશિયનોનો પરસ્પર સંબંધ જણાવવાને કુટુંબોના વર્ગ કીધા* (કુળ શાખા પ્રમાણે કે બીજી રીતે તે જણવામાં આવ્યું નથી)-એઓને પરસ્પર લગ્ન કરવાની છૂટ હતી; પાટ્રિશિયન અનુજીવી સાથે પરણે તો દીકરો પાટ્રિશિયન ન કહેવાય ને તે પોતાના બાપના ઘરમાંનો ન ગણાય; પાટ્રિશિયન નહિ ને અનુજીવી નહિ એવા કેટલાક લાટિન લોક (રોમની સત્તામાં નવા આવેલા) હતા તેઓ **પ્લેબ્સ** કહેવાયા—એઓ રાજકાજમાં હક્ક ધરાવી શકતા નહિ તથા પાટ્રિશિયન સાથે લગ્ન સંબંધ કરી શકતા નહિ, પણ તેઓ કોઇ રીતના સ્વામીસેવકના સંબંધ રહિત હોવાથી અનુજીવી કરતાં વધારે છૂટથી રહેતા હતા ને કેટલાક શ્રીમંત પણ હતા; એ પ્લેબ્સમાંનાં કેટલાંક કુટુંબને અક્કેકી વર્ણ સાથે જોડી નાંખ્યાં ને અક્કેકી વર્ણ જૂની તથા નવી કહેવાઈ; એ રીતે કેટલાક પ્લેબ્સ પાટ્રિશિયન થયા, પણ તેઓ હજી રાજકાજમાં ભાગ ન લેઈ શકે તેવા હતા. ટલ્લસ હોસ્ટિલિયસે ઘોડેસવાર રસાલાની સંખ્યા ત્રણસેંની છસેં કીધી હતી ને ટાર્કિવનિયસે બારસેંની કીધી.

**સર્વિયસ ટલ્લિયસ** રાજાએ પ્લીબીઅન લોકને સંખ્યામાં ને દોલતમાં વધતા જોઈ તેઓને રાજકાજમાં ભાગ નથી માટે સામા થશે એમ વિચારી એક નવી લોકસભા ઊભી કીધી કે જેમાં સૌ નગરવાસીને—પાટ્રિશિયન ને પ્લીબીઅન એકસરખા દાખલ કીધા—તે સભાનું વ્યવસ્થા સ્વરૂપ લશ્કરી હતું—તે શહેરની બહાર માર્સના (યુદ્ધદેવના) ક્ષેત્રમાં ભરાતી; સભાસદો પોતપોતાનાં હથિયાર સાથે આવી પોતપોતાનાં મત આપતા; જેઓને ઓછામાં ઓછી ૧૧ હજાર રતલ જેટલી જમીનની પેદાશ અથવા ઘરની મિલ્કત હતી તેજ માત્ર નવી સભામાં દાખલ થઇ શકતા; સભાના પાંચ વર્ગ મિલ્કત પ્રમાણે કરવામાં આવ્યા હતા; અક્કેકા વર્ગની સેંચુરી કંપનીઓ કરવામાં આવી હતી; ને એમાં ૧૭ થી તે ૪૫ સૂધીની ઉમરના તે **જૂનિઅર**ને ૪૫ થી તે ૬૦ સૂધીના તે **સીનિઅર** કહેવાતા; એ પાંચ વર્ગની ઉપર ઘોડેસવાર હતા—એઓની ૭ સેંચુરી હતી ને તે પાટ્રિશિયનનીજ હતી; તેમાં ૧૨ પ્લીબીઅન કુટુંબનાં માણસોથી વધારી સૌ મળીને ૩,૬૦૦ ઘોડાનો રસાલો કીધો—ઘોડાનો ખર્ચ વર્ષને માટે મુકરર કરેલી રકમ પ્રમાણે સરકારમાંથી આપવામાં આવતો; વળી ઈજનેરનાં કામને માટે સૂતાર લુહારની બે કંપની હતી તેનાં માણસો અને ૧૧ રતલથી ઓછી પેદાશના તે પાંચમા વર્ગમાં ભેળી નાંખવામાં આવ્યા હતા—એ નવી સભાએ (જૂનિઅરની—પ્લીબીઅન ઘણા હતા) ધીમે ધીમે કયૂરીઓની સભાનું કામ પોતે કરવા માંડયું અને જોકે નવી સભાએ યોજેલા ધારા કયૂરીની સભામાં તપાસાતા ને પછી તેના ઉપર સેનેટ મંજૂરી આપતી તોપણ આગળ જતાં સેંચુરીએટ આસેમ્બ્લી—નવી સભા રાજ્યમાં કાયદા કરનારી સર્વોપરિ થઈ હતી.

લાશિયમનો મોટો પ્રદેશ રોમના રાજ્યમાં જોડાયો હતો; ને સર્વિયસે તે બધાના મોટા નાના ભાગ પાડયા ને ત્યાં વસનારા લોકની જાતિ (ટ્રેબ) મુકરર કીધી. રોમ્યુલસની બાંધેલી વર્ણ—ટ્રેબ માત્ર ત્રણ ને તે કુળપરત્વે પાટ્રિશિયન નગરજનની હતી, પણ સર્વિયસની બાંધેલી જાતિ—ટ્રેબ ૨૦ હતી ને તે પ્રદેશના જુદા જુદા ભાગમાં વાસ કરનારા પ્લીબીઅનોનીજ હતી. રોમ્યુલસની ટ્રેબમાંનો અથવા સર્વિયસની ટ્રેબમાંનો કોઇ પોતાનું રહેઠાણ બદલતો તો તે પોતાની ઠેરવેલી જાતનોજ ગણાતો. દરેક ટ્રેબના મુખીઓ ઠેરવ્યા હતા કે જે ટીપ રાખતા, પણ કોઈ બીજે ઠેકાણે જઈ રહ્યો તો તેટલાજ ઉપરથી તેનું નામ પોતાની ટીપમાંથી કહાડી નાંખવાની તેઓની સત્તા નહોતી, ચાર ટ્રેબ શહેરની હદની અંદરને માટે ને બીજી બહારને માટે હતી. ટ્રેબમાં નોંધાયલા પ્લીબીઅનો શહેરના ચોકબજારમાં—**ફોરમ**માં જ્યારે જ્યારે ગૂજરી ભરાતી ત્યારે ત્યારે મળતા ને રાજકાજ સંબંધી પોતાના મત આપતા.

એક ઠેકાણે મળેલા લોકનાં મત સામટાં લેઈ લેવાનો વહીવટ રોમમાં નહોતો; મત આપનારા લોકની મંડળીઓમાં વહેંચણ કરવી ને પછી તે મંડળીઓના બહુ મત પ્રમાણે કામનો નીકાલ કરવો એવો વહીવટ હતો. એ પ્રમાણે રોમનાં રાજકાજની વ્યવસ્થાને માટે બે હતી તેની ચાર સભા થઇ—કયૂરી પ્રમાણે મળતા પાટ્રિશિયનની તે ચોકબજારના છેડાના ભાગમાં મળતી, પોતપોતાની જાતિમાં પ્લીબીઅનો મળતા તે ચોકબજા-

* આર્ય બ્રાહ્મણોએ ગોત્ર, શાખા, શર્મા અને દ્વિવેદી, ત્રિપાઠી, યાજ્ઞિક વગેરે એ પ્રકારે વ્યવસ્થા કરી હતી.

રમાંજ; પાટ્રિશિયન પ્લીબીઅન સૌ લોકની તે યુદ્ધદેવના ક્ષેત્રમાં મળતી; અને એ ત્રણેની વાતને મંજૂર રાખનાર અથવા રદ કરનાર સર્વોપરિ સભા સેનેટની હતીજ. (પછવાડેથી) પાટ્રિશિયનની સભા નામનીજ રહી હતી; પ્લીબીઅન ટ્રૈબોની સભાએ ધીમે ધીમે સત્તા મેળવી રાજ્યના ધારા બાંધવાનું કામ પોતાને હસ્તક રાખ્યું હતું અને પાટ્રિશિયન પ્લીબીઅનની મોટી સભા તે ધીમે ધીમે પાટ્રિશિયનની સત્તા તોડી ખરેખરી લોકસભા જેવી થઈ હતી.

રાજાને કહાડ્યા પછી પાટ્રિશિયનોએ સઘળી સત્તા પોતાને હાથ રાખી, પણ પ્લીબીઅનોને રાજી રાખવાને તેઓના પસંદ કરેલા બે વડા અમલદાર **પ્રીટર** (એજ પાછળથી કોન્સલ કહેવાયા હતા) રાજાના જેટલીજ સત્તાથી હાકમી કરે એવું કબૂલ કીધું ને સેંચુરીની (લોકની) સભાએ એને ઠેરવ્યા ને ક્યૂરીની સભાએ તેઓને પટ્ટાભિષેક કીધા. કોન્સલોએ રાજાઓની વખતમાં સેનેટ હતી તે પ્રમાણે ૩૦૦ પાટ્રિશિયનોની નવી સેનેટ સ્થાપી. વાલેરિઅસ કોન્સલના વખતથી વહીવટ ધારા ચાલ્યા કે કોન્સલો પોતાની લીજીઅન સાથે શહેર બહારના મૂલકમાં હોય ત્યારેજ તેઓ ઉગારવા મારવાની સત્તા વાપરે, શહેરમાં નહિ; અને કોન્સલનાં કામ ઉપર લોકસભાને અપીલ કરવાનો હક્ક દરેક રોમનગરજન ધરાવે. કોન્સલ વર્ષને માટે નીમાતા એટલે તેઓ પોતાનાં કામને માટે જવાબદાર હતા ને એ શાંતિકાળમાં લોકના હક્કમાં ઠીક હતું, પણ યુદ્ધકાળમાં જ્યારે કોન્સલો લડાઈમાં ગુંથાતા અને વળી લોકે પસંદ કરેલા એટલે તે હમેશના પ્રવીણ સરદાર જેવા હોયજ નહિ ને હોય તોપણ તેઓને વર્ષ પછી અધિકાર છોડી દેવો પડે એવું હતું તેથી સેનેટે (વાલેરિઅસના મરણ પછી) ઠેરવ્યું કે જરૂરની વખતે બેમાંથી એક કોન્સલ કોઇને છ મહીનાને માટે ડિક્ટેટર કરે—તેની સત્તા શહેરમાં ને બહાર ચાલે, તેની સાથે ફરશીવાળી ડાંગ રાખનારા રહે,* તે ચાહે તેને મારે કે ઊગારે ને તે પોતાનાં કામને માટે કશી વાતે જવાબદાર નહિ. એ ઠરાવ પ્રમાણે ૪૯૮ થી ડિક્ટેટર નીમાયો (સેંચુરી સભાનો હક્ક છીનવી લેવાયો).

ટાર્કિનની સામા ચાલેલી લડાઈઓથી રોમનોએ કેટલોક પ્રદેશ ગુમાવ્યો હતો ને તેથી ઘણાક પ્લીબીઅનો કંગાલ થઈ ગયા હતા—થોડાંક કુટુંબ પાટ્રિશિયન જેટલાં દોલતમંદ હતાં, પણ ઘણાંક તો ગામ ગામડાંમાં રહી પોતપોતાનાં નાનાં ખેતરો જાતે ખેડીને અથવા કરજ કહાડીને ગુજરો કરતાં; રાજ્યની નોકરીમાં જ્યારે તેઓ ઊનાળામાં લડાઇને માટે નીકળતા ત્યારે તેઓનાં પોતાનાં ખેતર અણખેડ્યાં રહેતાં અથવા પડોશીઓ તે ખેડતા. વળી સરહદ ઉપર દુશ્મનો પણ ખેતરો વણસાડતા. પાટ્રિશિયનો તો રોમમાંજ રહેતા; તેઓ પોતાની જમીન પોતાના અનુજીવી પાસે ખેડાવતા, ને એઓની પાસે બીજા ધંધા કરાવી નફો મેળવતા; પાછલા રાજાની કેટલીક ખાસ જમીન જે રાજ્યની થઈ હતી તે પાટ્રિશિયનોએ પોતાના હવાલામાં રાખી હતી ને તેનું ઊચકો ભાડું સરકારમાં ભરી પોતે તે જમીન ખેડાવી તેનું ઉત્પન્ન ખાતા; તેઓ લોકને નાણાં ધીરતા ને દેણદારથી મુદ્દતસર તે પાછાં નહોતાં ભરાતાં તો રાજ્યના ધારા પ્રમાણે તેઓ દેણદારની પાસે ગુલામી કરાવતા અથવા તેને પકડી કેદ કરી ગુલામ દાખલ વેચતા અથવા મારી નાંખતા. પ્લીબીઅન બહુ અકળાતા હતા તેવામાં એક પ્રસંગ બન્યો, એવો કે ચીથરે હાલ ને લાંબી મેલી દાઢીવાળો ને પગમાં બેડી એવો એક રોમન બજાર ભરાયલો તે દહાડે **ફોરમ**માં ધૂશ્યો; સૌએ તેને ઓળખ્યો કે તેતો ફલાણો બહાદુર સિપાઈ છે; પછી તેણે પોતાની વાત કહી કે લડાઈ ચાલતી તેવામાં દુશ્મને મારૂં ઘર બાળી નાંખ્યું ને નાનું ખેતર લૂંટી લીધું, પછી મેં એક પાટ્રિશિયનનું કરજ કહાડ્યું, ને તે મારાથી અદા ન થયું તેથી તેણે મારી આ દશા કરી છે. એ ઉપરથી સઘળા પ્લીબીઅનો ઉશ્કેરાયા; એક કોન્સલ તો સંતાઈ ગયો ને બીજાએ પ્લીબીઅનોની તરફથી સેનેટને સમજાવવાનું માથે લીધું. થોડે દહાડે સરહદ ઉપર દુશ્મનો ચઢી આવ્યા ને તેની સામા જવાને કોન્સલોએ લશ્કર બોલાવ્યું, પણ પ્લીબીઅનોએ ધારા પ્રમાણે સમ ખાઈ નામ નોંધાવવાની ના પાડી; સર્વિલિયસ કોન્સલે સરકારી લેખ કરી જણાવ્યું કે લડાઈ ચાલશે તે દર્મિયાનમાં કોઈ દેણદારને કેદ કરવામાં નહિ આવે ને લડાઈ પૂરી થયા પછી દેણદારના ધારામાં ફેરફાર કરવાવિષે તે સેનેટને સમજાવશે. પ્લીબીઅનોએ તે કોન્સલના ઉપર ભરોસો રાખી દુશ્મન સામા જઈ તેઓને હાંકી કહાડ્યા; પણ જ્યારે કોન્સલ પોતાના જયી સિપાઈઓ સાથે પાછો આવ્યો ત્યારે સેનેટે તેને જય કર્યાનું માન ન આપ્યું ને દેણદારના ધારામાં પણ

* વાલેરિયસના વખતથી કોન્સલોના લિક્ટરો નગરમાં ફરશી વિનાની ડાંગ રાખતા. પાછલા વખતમાં મહિના મહિનાના વારા પ્રમાણે જ્યારે એક કોન્સલના બાર લિક્ટર ફરશીવાળી ડાંગ રાખતા ત્યારે બીજાના બાર ફરશી વિનાની રાખતા. ફરશીવાળી ડાંગ એ મારવા ઊગારવા સંબંધી કુલ અખત્યારની નિશાની હતી.

કંઈ ફેરફાર કરવાની ના પાડી. પ્લીબીઅનો વધારે ક્રોધે ભરાયા; વળી દુશ્મનોની સામા જવાનો વખત આવ્યો; સેનેટે વાલેરિઅસને ડિક્ટેટર નીમ્યો કે તે સમજાવીને લોકને લડવા મોકલે. વાલેરિઅસે વચનથી ખાતરી આપી કે હું તમારૂં દુઃખ ઓછું કરાવીશ. લડાઈ પૂરી થઈ; સેનેટે કંઈ કીધું નહિ ને વાલેરિઅસે પોતાનો અધિકાર છોડયો–કહીને કે મારૂં વચન પાળ્યું નહિ તેમાં મારો દોષ નથી. જે પ્લીબીઅન લશ્કરવડે વાલેરિઅસે જય મેળવ્યો હતો તેણે હજી હથિયાર ઊતાર્યાં નહોતાં; અને આપ્પીઅસ કોન્સલે તેઓને રજા ન આપી. લશ્કરે પોતાનામાંના બે જણને પોતાના સરદારો કરી કૂચ કીધી ને ટ્રૈબર તથા આનીઓ એ બે નદીના સંગમ આગળની ટેકરી ઉપર (રોમથી બે મૈલ દૂર) નવું શહેર વસાવવાનો નિશ્ચય કીધો. પાટ્રિશિયનોએ ઉપરાઉપરી સંદેશા મોકલ્યા, પણ પ્લીબીઅનોએ કાને લીધું નહિ; આપ્પીઅસે કહ્યું કે પ્લીબીઅન વિના ચાલશે, પણ બેજણ જે આગળ ડિક્ટેટર થયા હતા તે અને મેનેનીઅસ આગ્રિપ્પા નામનો પાટ્રિશિયન જે લોકનો હિતુ હતો તે વચમાં પડયો. આગ્રિપ્પાએ 'શરીર તથા તેના અવયવ' એની વાત પ્લીબીઅન લશ્કરને સંભળાવી ને સમાધાની આણવી કબૂલ કરાવી. પ્લીબીઅનોએ આ પ્રમાણે સંદેશો કહેવડાવ્યો કે જે દેણદારોથી કરજ અદા થઈ શકતું નથી તે કરજ માંડીવળાય તથા જેઓને ગુલામગીરીમાં રાખ્યા છે તેઓ છૂટા થાય; પાટ્રિશિયન અમલદારોની સામા પ્લીબીઅનોનું રક્ષણ કરવાને માટે પ્લીબીઅનોમાંથીજ બે ટ્રૈબ્યૂન નામના અમલદાર નીમાય; જેટલો કાળ તેઓ અમલદાર રહે તેટલો કાળ તેઓનાં અંગને આંચ ન આવે; તેઓ શહેર છોડી બીજે કહીં જાય નહિ ને તેઓનાં ઘર રાતદહાડો ઊઘાડાં રહે કે જ્યારે જેને જરૂર પડે ત્યારે તેને તાબડતોબ મદદ મળે. એ માગણી પાટ્રિશિયનોએ કબૂલ રાખી, પણ આટલું ઊમેરાવ્યું કે સેંચુરીની મોટી સભા ટ્રૈબ્યૂનોને નીમે–આવી મતલબથી કે તે સભામાં પાટ્રિશિયન તથા તેના દોલતમંદ અનુજીવી એઓનાં બહુ મત રહે. ટ્રૈબ્યૂનોને સેનેટની સભામાં બેસવાનો હક્ક હતો ને વળી તેઓને મોટી ને જોખમ ભરેલી સત્તા મળી કે જેથી કોઈ પણ ટ્રૈબ્યૂન એકાદો કાયદો થતો બંધ પાડે અથવા સેનેટના ઠરાવને અમલમાં આવતો અટકાવે. જે ઠેકાણે કોલકરાર થયા તે ઠેકાણે પ્લીબીઅનોએ જૂપિટરની વેદી બાંધી ને તે ટેકરી **પવિત્ર ટેકરી** એ નામે ઓળખાઈ. થોડે દહાડે પ્લીબીઅનોને પોતાનામાંથી બે **એડીલ** નીમવાનો હક્ક મળ્યો હતો–તેઓ મહોલ્લાઓમાં સુલેહ રાખતા, ને મકાન રસ્તાઓ સમરાવતા.

**આગ્રેરિયન લા**–એ ધારો પસાર થયો તે આ રીતે,–રાજાઓની ખાસગી જમીન જે સરકારી થયેલી તેમાં વધારો થયાં કરતો–દુશ્મનનો મૂલક બધો અથવા થોડો જીતનારા લોકના ઉપયોગ તથા લાભને માટે રાજ્યમાં દાખલ કરવાનો વહીવટ હતો; એવી ઘણીક જમીન પાટ્રિશિયનોએ પોતાના વાપરમાં લીધી હતી, તોપણ કેટલીક ઢોરને ચરવા લાયકની રહી હતી; **સ્પ્યુરિયસ કાસ્સીઅસ** નામના એક પાટ્રિશિયને ગરીબની દાઝ જાણી દરખાસ્ત કીધી કે પ્લીબીઅનો જે નાનાં નાનાં ખેતર ખેડી મુસીબતે ગુજારો કરેછે તેઓનાં ઢોરને માટે ઉપર કહી તેવી અણખેડી જમીન થોડી વહેંચી આપવામાં આવે તો તેઓની સ્થિતિ સારી થાય. કાસ્સીઅસે મોટાં કામ કીધાં હતાં, તે ત્રીજી વારનો કોન્સલ હતો ને તેની સત્તા ઘણી હતી; વળી પવિત્ર ટેકરીનું સ્મરણ પાટ્રિશિયનોને હતુંજ; એ ઉપરથી સેંચુરીની મોટી સભામાં ધારો ઘડાઇ નક્કી થયેલો તે ક્યૂરીની સભાએ મંજૂર રાખ્યો–વિચારીને કે ધારો થતો અટકાવ્યા કરતાં તેનો અમલ થતો અટકાવવો એ વધારે ડહાપણ છે.

પછી પાટ્રિશિયનોએ રાજ્યદ્રોહનો અપરાધ મૂકી કાસ્સીઅસને શિરચ્છેદ કરાવ્યો ને તેનું ઘર તોડી પડાવ્યું. ચારેક વર્ષ તો પાટ્રિશિયનોએ **આગ્રેરિયન** લાની ચર્ચા ચાલવા દીધી નહિ, કોન્સલો શહેરની બહાર પોતાની કચેરી કરતા કે જ્યાં તેઓ ઊગારવા મારવાની સત્તા ચલાવી શકે ને ટ્રૈબ્યૂનોની સત્તા ચાલે નહિ. ઈ૦ સ૦ પૂ૦ ૪૭૬ માં ટ્રૈબ્યૂનોએ એક કોન્સલને અપરાધી ઠેરવી દંડ કરાવ્યો; ૪૭૩ માં જેન્યુશિયસ ટ્રૈબ્યૂને પાછલાં વર્ષના કોન્સલના ઉપર આગ્રેરિયન **લા**નો અમલ થતો અટકાવ્યો એવો અપરાધ મૂકયો; પાટ્રિશિયનો ગભરાયા, એને તેઓએ તે ટ્રૈબ્યૂનનું ખૂન કરાવ્યું. પછી પાછી ભાંજગડ ચાલી; હુલ્લડ થયું ને કોન્સલો સેનેટ સભાના મકાનમાં ભરાઈ રહ્યા. **વોલેરો પબ્લીઅસ** એ ટ્રૈબ્યૂને દરખાસ્ત કીધી કે ટ્રૈબ્યૂન ને એડીલ એઓની નીમણૂક સેંચુરીની સભા ન કરે પણ ફોરમમાં મળતી પ્લીબીઅનોની જાતિની–ટ્રૈબની સભા કરે; એ દરખાસ્ત થઇ, પણ પાટ્રિશિયનોએ તે ધારો થવા દીધો નહિ; પણ પ્લીબીઅનોએ મમતથી પબ્લીઅસને બીજીવાર ટ્રૈબ્યૂન ઠેરવ્યો ને તેનો સાથી લેટોરિઅસ હતો તે પણ દૃઢ નિશ્ચયથી કામ કરનારો હતો. એ બે જણે ફોરમમાં જાતિયોની સ-

ભામાં ધારો બાંધવા માંડચો; કૉન્સલોએ પોતાના લિકટરો સાથે ત્યાં જઈ અટકાવ કરવા માંડચો; લેટોરિઅસે તેમને પાછાં જવાનું કહ્યું; હુલ્લડ થયું; ધસારામાં પ્લીબીઅનો **કાપિટલની*** ટેકરીપર ચઢી ગયા ને તેઓએ પાટ્રિશિયનોના હલ્લાઓને હઠાવ્યા; પછી જતિયોની સભામાંથી ટ્રેબ્યૂન ને એડીલ નીમવાનો ધારો પસાર થયો હતો. પ્લીબીઅનોએ પાંચ ટ્રેબ્યૂન નીમ્યા તે પ્રસંગે (૪૭૦ માં) પાટ્રિશિયનો આડા આવ્યા નહિ.

ટ્રેબ્યૂનો **આગ્રેરિયન લા** પૂરેપૂરો અમલમાં આવતો કરવાને બહુ મથ્યા, પણ ફાવ્યા નહિ—કૉન્સલોની નીમણુક પાટ્રિશિયનો કરતા ને કૉન્સલો પોતાની જુલમી સત્તા વાપરતા એટલે પ્લીબીઅનોનું શું ફાવે ? તોપણ (૪૬૨ માં) **ટેરેનટિલિયસ** નામના શખ્સે આવી દરખાસ્ત કીધી કે પાટ્રિશિયન તથા પ્લીબીઅન એઓએ હવે પછી એકબીજાના સંબંધમાં કેમ વર્તવું તે વિષે નક્કી ધારા બાંધવાને ૧૦ જણને કમિશનર મુકરર કરવા જોઈએ. પાટ્રિશિયનોએ તે દરખાસ્તની સામા થયાં કીધું, ને પ્લીબીઅનોએ ટેરેનટિલિઅસને મદદ આપ્યાં કીધી—પાંચ વર્ષ સૂધી પ્લીબીઅનોએ તેના તેજ ટ્રેબ્યૂનો નીમ્યા કીધા હતા. ટ્રેબ્યૂનો પાટ્રિશિયનની દરકાર ન રાખતાં કમિશનરો નીમવાનો ઠરાવ કરતા હતા તેવામાં કેટલાક જુવાનીઆ પાટ્રિશિયનોએ સભાઓમાં જઈ તેમને કામ કરતા અટકાવ્યા; એ ઉપરથી બન્ને તરફેન વચ્ચે લડાઈ ચાલવાનો સંભવ હતો. પણ તેટલામાં ટ્રેબ્યૂનોએ શહેરમાંથી કહાડી મૂકેલા એવા કેટલાએક રોમનોએ સબૈન લોકની મદદથી કાપિટલની ટેકરી લીધી એવું સાંભળ્યું ને કૉન્સલોએ ટસક્યુલમના લાટિનોને ભરોસો આપી સાથે લેઈ બંડ બેસાડચું; પણ કૉન્સલ ઝગડામાં કપાઇ પડચો ને પાટ્રિશિયનોએ ધારા બાંધવાની વાત ઉપર દરકાર રાખી નહિ. સિન્સિનેટસે ઈકવીઅન લોકના હૂમલાને હઠાવ્યો તેમ શહેરમાં ટ્રેબ્યૂનોની સત્તા પણ તોડી; પ્લીબીઅનમાંના કેટલાક આગેવાનોનાં ખૂન પણ થયાં; રોમમાં ધારાનું ચલણ નહિ સરખું થયું; જ્યાં ત્યાં કલહ મચી રહ્યો; તોપણ પાટ્રિશિયન ને પ્લીબીઅન એ બેમાં કેટલાક સમજુક હતા-તેઓએ સમાધાની આણી. સેનેટે પાંચના દશ ટ્રેબ્યૂન કરવાની મંજૂરી આપી (૪૫૭);પાટ્રિશિયઓને ઠેરવ્યું કે ત્રણ માણસ ગ્રીસ જઈને સોલનના ધારા તથા બીજા રાજ્યોના ધારા તથા વ્યવસ્થાનિયમ જે તેઓને સારા ને ઉપયોગી જણાય તે લેઈ આવે; **આવેનટૈન** ટેકરી જે સરકારી ખુલ્લી જમીન હતી તે પ્લીબીઅનોને જથ્થુ રહેવાને આપી. જે ત્રણ જણ ગ્રીસ ગયા હતા તે ત્રીજે વર્ષે (૪૫૨) પોતાનું કામ કરી પાછા આવ્યા.

એ સમે પાટ્રિશિયનો સમાધાનીને એટલા ચહાતા હતા કે તેઓ કૉન્સલ તથા બીજા અમલદારોને કહાડી નાંખી દશ જણની સભાને સઘળો રાજ્યકારભાર સોંપવાને કબૂલ થયા—તે દશ જણ એક પાસથી રાજ્યવ્યવસ્થા રાખે, ન્યાય ચૂકવે, સૈન્યની સરદારી કરે અને બીજી પાસથી ધારાઓનો સંગ્રહ રચે. **ડિસેંવર**—દશ જણની સભા ૪૫૧ માં સ્થપાઈ; તે બધા પાટ્રિશિયનોજ હતા. પહેલા વર્ષના ડિસેંવરોએ ન્યાયે ને મિતપણે રાજ્ય ચલાવ્યું ને વર્ષને અંતે ધારાસંગ્રહની ૧૦ પાટી-ટેબલ (કોતરેલી) તૈયાર કીધી ને **ફોરમ**માં ટાંગી કે નગરજન તે તપાસે ને સુધારવા સંબંધી સૂચના કરે; નિયમિત કાળ પછી તે ધારા સૈંચુરીની લોકસભાએ મંજૂર રાખ્યા ને તે નક્કી થયા—એ ધારાનો હેતુ પાટ્રિશિયન ને પ્લીબીઅન બંનેને એકસરખી રીતે ન્યાય આપવાનો હતો. વર્ષને અંતે ૧૦ જણે પોતાના અધિકાર છોડ્યા ને નવા દશ થયા તેમાં એક જૂનામાંનો **આપ્પીઅસ** ખટપટ કરી પાછો દાખલ થયો હતો; ને થોડાએક પ્લીબીઅન પણ હતા. **આપ્પીઅસ** ને પ્લીબીઅન **ઓપ્પીઅસ** એ બે શહેરમાં રહેતા ને મુખ્ય ગણાતા; અને બીજા આઠ લશ્કરોની સરદારી કરતા ને એડીલ, ક્વેસ્ટર વગેરેનાં કામ કરતા. **આપ્પીઅસ** જે પહેલે વર્ષે જનહિતુ જણાયો હતો તેણે બીજે વર્ષે પોતાના પાટ્રિશિયન સાથીઓને સમજાવી તથા પ્લીબીઅન સાથીઓને રૂશ્વતથી દાબી ત્રાસદાયક કારભાર કીધો; સેનેટ કવચિત્ મળતી ને લોકને પોતાના વિચાર છૂટથી જણાવવાની બંધી હતી. વર્ષ પૂરૂં થયું તેની આગમજ ડિસેંવરોએ બે બીજી ટે-

* એ ટેકરી પર જ્યુપિટરનું દહેરૂં હતું—કાપિટલ કહેવાનું કારણ આ કે દહેરાને-માટે પાયો ખોદતાં માણસનું ડોકું નીકળ્યું હતું; ટાર્કિવનિયસ પ્રિસકસે દહેરૂં બાંધવા માંડ્યું હતું તે છેલ્લા ટાર્કિવનની કારકીર્દીમાં પૂરૂં બંધાઈ રહ્યું હતું; પણ પ્રજારાજ્યના ત્રીજા વર્ષમાં (૫૦૭) તેની પ્રતિષ્ઠા થઈ હતી. તે ભવ્ય દહેરૂં અકેકી બાજુ ૨૦૦ ફુટની એવું સમચોરસ હતું; તે દહેરે જવાને સો પગથીઆં ચઢવાં પડતાં; કાંસાના જેવા મિશ્રધાતુનાં બારણાં હતાં; દહેરાનો સોનાનો શણગાર તેજ માત્ર ૧૨ હજારી ટાલેંટનો હતો; તે દહેરામાં સૈબીલ ભવિષ્યવાણી કહેનારી સ્ત્રીઓનાં પુસ્તક રાખવામાં આવ્યાં હતાં; ત્યાંજ કૉન્સલો પોતાનો અધિકાર લેતી વખત સોગન ખાતા ને બલિ આપતા; અને જયી સરદારો ધામધૂમથી ત્યાંજ જઈ જ્યુપિટરને વંદન કરતા.

બલ તૈયાર કરી ને તેને ધારા માનવા એવું ઠેરવ્યું—એ
ધારા જાલમ હતા ને તેનો હેતુ પાટ્રિશિયનોને તેઓના
જૂના હક્ક પાછા મળે તેવું કરવાનો હતો; વર્ષ પૂરૂં થયું
તોપણ તેઓએ પોતાના અધિકાર છોડ્યા નહિ.
એવામાં સબૈન ને ઈક્વીઅન એઓની સામા લડાઈ
ચાલી; પ્લીબીઅન લશ્કરો દિલથી લડ્યાં નહિ; ને વ-
ચમાં કેટલાક બનાવો બન્યા તેથી તે પોતાની આવેન-
ટૈન ટેકરી ઉપર છાવણી કરી રહ્યા. શહેરના લોક જે
આપ્પીઅસની સામા થયા હતા તે પણ લશ્કરને મળ્યા;
ને તેઓ રોમ ઉપર તૂટી પડવાની તૈયારી કરતા હતા.
એ સ્થિતિ જોઇ સેનેટ સભા મળી ને તેણે સમાધાનીનાં
કહેણ મોકલાવ્યાં, પણ તેમાં કંઇ વળ્યું નહિ. જ્યારે
સેનેટે ડિસેંવરને પોતાના અધિકાર છોડી દેવાની ફરજ
પાડી ને લોકના હેતુ એવા બે જણને કોલકરાર કરવાને
માટે મોકલ્યા ત્યારે પ્લીબીઅનોએ આ પ્રમાણે કહે-
વડાવ્યું:—ટ્રૈબ્યૂનો પાછા નીમાય ને જાતિયોની સભા
રાજ્યકાજમાં ભાગ લે; સર્વોપરિ અધિકારીના ઉપર
લોકને અપીલ કરાય; ચાલેલા ઝગડામાં જે પ્લીબીઅ-
નોએ આગેવાની કીધી છે તેમને માફી મળે અને ડિ-
સેંવરોને જીવતા બાળી મૂકવા; સેનેટે ત્રણ વાત કબૂલ
રાખી ને ચોથીને માટે માંડીવાળ્યું. જાતિયોની સભા
ભરાઈ; દશ ટ્રૈબ્યૂનો નીમાયા, ને પ્લીબીઅનો પાછા
શહેરમાં આવ્યા. પછી પાટ્રિશિયનોની ઇચ્છા ઉપ-
રથી પ્લીબીઅનોએ કબૂલ રાખ્યું ને સેંચુરીની લોકસ-
ભાએ બે કોન્સલ ઠેરવ્યા ને એઓએ લોકને અપીલ
કરવાનો ધારો જે ડિસેંવરોએ મંજૂર રાખ્યો હતો તે
ચાલતો કીધો—(લોકને એટલે સેંચુરીની સભાને);
જાતિયોની સભા કાયદા બાંધે ને મંજૂર થાય તે સેંચુ-
રીની સભાના કાયદાની પેઠે પાટ્રિશિયન ને પ્લીબી-
અન સૌ નગરજન ઉપર અમલ ચલાવે. **બાર ટેબ-**
**લના** ધારા એ સર્વ રાજધારાઓના મૂળ પાયારૂપે
હતા એવું મનાયું છે—સિસરો તેને ભાવથી માન આ-
પતો. (બાર ટેબલના ધારામાંના કેટલાક તૂટક હાથ
લાગ્યા છે). એ ધારાઓ વડે પ્લીબીઅન ને પાટ્રિ-
શિયનના સંબંધમાં જે વાંધા હતા તેમાંના કેટલાક
નીકળી ગયા.

**કાન્યુલીઅન લા**—ઈ૦ સ૦ પૂ૦ ૪૪૫ માં કા-
ન્યુલીઅસ ટ્રૈબ્યૂને બીલ રજુ કીધું કે પાટ્રિશિયન ને
પ્લીબીઅન વચ્ચે લગ્નવહેવારનો અંતરાય છે તે દૂર ક-
રવો; તેના નવ સાથીઓએ દરખાસ્ત કીધી કે કોન્સ-
લનો અધિકાર એકલા પાટ્રિશિયનનેજ નહિ પણ પ્લી-
બીઅનને પણ મળે; ટ્રૈબ્યૂનોએ તકરાર લીધી કે જો
પાટ્રિશિયનો અમારી સાથે લગ્નસંબંધ કરવામાં નીચું
સમજેછે તો તેઓએ અમારાથી જુદા રહેવું; ને સૌ
પ્લીબીઅનો શહેરમાંથી નીકળી જઈ **જાનીક્યૂલમ**માં
વસ્યા. વળી ભાંજગડ ચાલી ને પરસ્પર લગ્નવહેવાર
કરવાનો ધારો પસાર થયો. પાટ્રિશિયનો પોતાને
પ્લીબીઅનોથી ઊંચા ને જુદી જાતના છેએ એમ માનતા
તે અંતર ટળ્યો; પણ પ્લીબીઅનો પણ કોન્સલ થાય
એવિષે ઘણી ભાંજગડ ચાલ્યા પછી ઠર્યું કે કોન્સલની
નીમણુક વિષે પૂરતી ગોઠવણ થાય ત્યાંસૂધી લશ્કરી
ટ્રૈબ્યૂન એ નામના અમલદારો કોન્સલના જેવી સત્તા
વાપરનારા નીમવા ને તે સેંચુરીની સભા કોઈ પણ
વર્ગમાંનાને નીમે. એ રીતે પાટ્રિશિયનોએ પ્લીબી-
અનોને રાજી કીધા, પણ તેજ વર્ષમાં તેઓએ **સેન્સર**
નામના બે અમલદારો સેનેટના ઠરાવથી નીમ્યા કે
જેથી કેટલાંક અગત્યનાં કામ લશ્કરી ટ્રૈબ્યૂનોના હાથ-
માંથી ગયાં. ૪૨૧ માં પ્લીબીઅનો ક્વેસ્ટરના અધિ-
કારને પાત્ર ગણાયા. ક્વેસ્ટરના અધિકાર મળતા
થયા કે પછી તેઓને સેનેટમાં જગા મળતી થઈ. લ-
શ્કરી ટ્રૈબ્યૂનોને માટે ધારો ૪૪૫ માં થયો, પણ તે
પ્લીબીઅનમાંથી પ્રથમ નીમાયા તે ઈ૦ સ૦ પૂ૦ ૪૦૦
માં. ધારા પસાર થયા ને પ્લીબીઅનો અધિકારને
પાત્ર થયા, તોપણ સંતોષી ને રાજકીય પ્રકરણ વિષે
થોડી સ્પૃહા રાખનારા તેથી પાટ્રિશિયનો જ્યારે ત્યારે
તેઓની વાતમાં આડા પડતા. ૪૧૪ માં પાટ્રિશિય-
નવર્ગના એક લશ્કરી ટ્રૈબ્યૂને એક્વીઅન લોક પાસેથી
મળેલી કેટલીક જમીન ગરીબ પ્લીબીઅનોને વહેંચી
આપવામાં આવતી તેનો અટકાવ કીધો ને લશ્કરના
સરદારના ઓદ્ધામાં લશ્કરને ધમકી આપી—લશ્કરે
તેના ઉપર પત્થર ફેંકી તેને મારી નાંખ્યો હતો.

દહાડે દહાડે પાટ્રિશિયન તથા પ્લીબીઅન એ બેનો
અંતર ટળી જતો હતો—પાટ્રિશિયન કુટુંબો ઓછાં થતાં
હતાં ને પ્લીબીઅન કુટુંબો વધતાં હતાં. પ્લીબીઅનો
સેનેટમાં દાખલ થયા હતા, લશ્કરી ટ્રૈબ્યૂન દાખલ
રાજ્યના લશ્કરોની સરદારી કરતા થયા હતા, અને
બીજા બધા અધિકાર મેળવતા થયા હતા, પણ સેન્સર
ને કોન્સલ એ બેને માટે વાંધો રહ્યો હતો; કારણ કે
કેટલાંક ધર્મકાર્ય પાટ્રિશિયનોએજ કરવાં જોઈએ એવું
પ્રથમથી ચાલ્યું આવ્યું હતું ને તે બદલતમાં પહેલાં કેટ-
લાક શકુન જોવા જોઈએ એવું હતું. પણ હવે લોકોએ
સમજવા માંડ્યું હતું કે બંને વર્ગ માણસ રૂપે સરખા
સ્વભાવના છે ને રાજ્યની સેવામાં સંકટ સમે સરખો
ભાગ લેનારા છે તો અંતર શામાટે રાખવો? ઇ૦ સ૦

પૂ૦ ૩૭૬ માં **લીચીનીઅસ** ને **સેક્સટીઅસ** એ બે ટ્રૈબ્યૂનોએ ત્રણ બીલ રજુ કીધાં–કરજે લીધેલાં નાણાંનું જેટલું વ્યાજ આવ્યું હોય તેટલું મુદ્દલમાંથી બાદ કરી બાકીનું મુદ્દલ ત્રણ વર્ષમાં પાછું આપી દેવું; કોઈ નગરજને ૩૨૦ એકરથી વધારે રાજ્યની જમીન રાખવી નહિ ને જે જમીન ઢોરને ચરવાને માટે હોય તે ઉપર ૧૦૦ થી વધારે મોટાં ને ૫૦૦ થી વધારે નાનાં ઢોર ચરે નહિ, ત્રીજું આ કે હવે પછી હમેશ કોન્સલ જેવા ટ્રૈબ્યૂન નહિ પણ કોન્સલોજ સર્વાનુમતે નીમવા ને બેમાંનો એક કોન્સલ પ્લીબીઅન હોવા જોઇએ. પાટ્રિશિયનો કેટલાક ધનવંત પ્લીબીઅનોને પોતાની તરફ ખેંચી લેઈ ત્રણે બીલની સામા થયા; અને કેટલાક ટ્રૈબ્યૂનોએ ( પ્લીબીઅનનાજ રક્ષકોએ ) ત્રણે બીલ ઉપર વીટો મૂક્યો (અટકાવ કરવાની નિશાની લખી); પણ લીસીનીઅસ ને સેક્સટીઅસ (પ્લીબીઅન–ટ્રૈબ્યૂન) એ બેજણે સેંચુરીની સભામાં નવા અમલદારોની નીમણુક થતી હતી તે અટકાવી; અને તેથી પછી ચાર વર્ષ તો કોન્સ્યુલર ટ્રૈબ્યૂન, સેન્શર ને ક્વેસ્ટર વિનાનું રાજ્ય હતું, માત્ર ટ્રૈબ્યૂન ને એડીલ એ બે અમલદારની નીમણુક જાતિયોની મંડળીમાંથી થયાં કરતી. પાંચમે વર્ષે આવું બન્યું કે જ્યારે લાટિનની સામા લડવાને ટસ્કયુલમના લોકે રોમની મદદ માગી ત્યારે ટ્રૈબ્યૂનોએ લશ્કરની સરદારી કરવાને કોન્સ્યુલર ટ્રૈબ્યૂનો કરવાની જરૂર જણાવી ને જેઓ બહુમતથી નીમાયા તેમાં એક લીસીનીઅસનો મિત્ર સિસરો હતો ને એણે વળી એક નવું ચોથું બીલ રજુ કર્યું કે **સૈબીલીન**–ભવિષ્યવાણીનાં ધર્મપુસ્તકોના રક્ષણને માટે જે બે જણને રાખવામાં આવ્યા છે તે દશ જોઇએ ને તે પ્લીબીઅનમાંના પણ નીમાય, માત્ર પાટ્રિશિયનજ ધર્મ વ્યવસ્થા રાખે એમ તો ન બને. પાટ્રિશિયનો સમજ્યા કે હવે આપણું ફાવવાનું નથી તોપણ સેનેટે ડિક્ટેટર નીમી પોતાના લાભમાં બીલ સંબંધી ફડચો કરાવવા માંડચો, પણ તેઓ પણ હારી બેઠા. સમજુક પાટ્રિશિયનો આગળ પડ્યા–એઓએ ચોથા બીલને મંજૂર કરી ધારો થવા દીધો અને ઇચ્છા જણાવી કે જો પ્લીબીઅનો કોન્સલ સંબંધી બીલને માટે મમત ન કરે તો પહેલાં બે બીલ ધારાના રૂપમાં આવવા દઈએ. ટ્રૈબ્યૂનોએ કહ્યું કે જ્યાંસૂધી રાજકીય સર્વોપરિ સત્તાના હક્ક ન મળે ત્યાંસૂધી પ્લીબીઅનોનાં સંસારી દુઃખ ટળનાર નથી માટે પ્રથમ તો કોન્સલ સંબંધીજ ધારો થવો જોઈએ. પાટ્રિશિયનોએ ટ્રૈબ્યૂનોને ઘણીક રીતે સમજાવ્યા પણ ફોકટ; તેઓને સ્વાર્થી ને સત્તાલોભી કહ્યા ને ઘણાક પ્લીબીઅન લોકે પણ પોતાનો આગ્રહ મૂકી દેઈ સમાધાની આણવાનું કબૂલ કીધું; પણ ટ્રૈબ્યૂનોએ ઉપલા વર્ગની દહેશત ને નીચલા વર્ગની અરજ એ બેને ગણકારી નહિ; પાંચ વર્ષ એ ઝગડો ચાલ્યો ને છેવટે ત્રણે બીલ પસાર થઈ ધારાના રૂપમાં આવ્યાં ( ઈ૦ સ૦ પૂ૦ ૩૬૭ ).

એ ધારા થયા પછી **સેક્સટીઅસ** પહેલો પ્લીબીઅન કોન્સલ થયો. કોન્સલો જેને સેંચુરીની સભા બહુમતે ઠેરવતી તેઓને ક્યૂરીની સભાના ધારાથી સર્વોપરિ અમલદારી મળવી જોઇએ; પણ ક્યૂરીઓમાં પાટ્રિશિયનોજ હતા તેઓએ તે નામંજૂર કીધું ને સેનેટે **કામિલ્લીઅસ**ને ડિક્ટેટર કીધો–એણે પ્રથમ તો પાટ્રિશિયનની તરફની જીકરો ચલાવી, પણ ન ફાવ્યું ત્યારે મધ્યસ્થ રૂપે સમાધાની આણવાને તજવીજ કીધી. પ્લીબીઅન કોન્સલને સર્વોપરિ અમલદારી મળી, પણ ન્યાયસત્તા એક મુખ્ય પાટ્રિશિયન ન્યાયાધીશને આપવામાં આવી, ને તે શહેરનો પ્રીટર કહેવાયો; એ પ્રીટર ફોજદારી સિવાયના બીજા મુકદ્દમા મુકરર કરેલા સો જણને સોંપી શકતો. **ક્યૂરીલ એડીલ**નો અધિકાર એક વર્ષ પાટ્રિશિયનને તો બીજે વર્ષે પ્લીબીઅનને મળતો; તેઓ મોટા ઓચ્છવનાં કાર્યોની વ્યવસ્થા રાખતા ને એને સારૂ તેઓને રાજ્યભંડારમાંથી મુકરર કરેલી રકમ મળતી. પછી સંપસલાહનું એક દહેરૂં બાંધવામાં આવ્યું હતું. એ પ્રમાણે સર્વ રોમનોનું ધારાથી ઐક્ય થયું–પ્લીબીઅન ડિક્ટેટર ( ૩૫૯ માં ), સેન્સર ( ૩૫૧ માં ), પ્રીટર ( ૩૩૭ માં ) અને આચાર્ય ( ૩૦૧ માં ) થયા; ( આગ્રેરિયન લામાં કલમ વધારી કેટલાક ગરીબ રોમનોને સાડાચાર નહિ પણ નવ એકર પ્રમાણે જમીન વહેંચી આપવામાં આવી, ૨૮૬.—પછી ૧૫૦ વર્ષ સૂધી રોમનોમાં પરસ્પર કલહ નહોતો ).

## કાળસ્વરૂપ.

એ કાળમાં **કામે** સ્વેચ્છાશક્તિયે સ્વતંત્રતાના સુંદર જય દેખાડ્યા. **ધર્મે** લોક પાસે ધર્માધિકારીઓની તથા રાજાઓની સત્તાઆજ્ઞા પૂરેપૂરી મનાવી જુદાં જુદાં રાજકીય ઐક્યને ઘટ્ટ કરી રાખવાના ઉપાયો કામે લગાડ્યા હતા; પણ **કામે** દેશદેશના લોક પાસે પોતપોતાનાં રાજ્ય તથા ધર્મસંબંધી નવાં ઐક્ય કરાવવાને ને સબળ રખાવવાને પ્રત્યેક જનને ને સકળજનસમૂહને પોતપોતાનાં સ્વાધીન અને સ્વતંત્ર શૌર્યે ઉદ્યુક્ત કીધા. ચીનમાં કનફ્યૂશિયસે પરંપરાથી ચાલ્યા આવેલા જડવહીવટની નક્કી વ્યવસ્થા કરી. હિંદુસ્તાનમાં વિદ્વાનો અનેક બુદ્ધિવાદે વેદનું ખંડન કરતા થયા;

શૂન્યવાદીઓ નીકળ્યા ને બુદ્ધે નવો ધર્મ ચલાવી લોકને પરંપરાનાં જાતિકુળબંધનમાંથી મુક્ત કીધા; મૂર્તિપૂજન નવું સ્થાપ્યું, લોકભાષાને ઉત્તેજન આપ્યું ને નવા ઉપદેશકોને ઉત્સાહી કરી લોકમાં નવું ચાંચલ્ય આણ્યું. ઈરાન જે આસીરિયા બાબિલન મીડિઆ એ મહારાજ્યોની ઘણા કાળથી તાબેદારીમાં હતું તેણે તે સૌને જીતી પોતાનું મહારાજ્ય કીધું ને એ, અનેક જાતના લોક, અનેક પ્રકારનાં બળ ને અનેક પ્રકારની સમૃદ્ધિ એથી ઝળાંઝળાં કરી રહ્યું;—પણ એ **મહારાજ્યને** નાનાસરખા ગ્રીસ દેશના લોક પ્રમાણમાં ઘણાજ થોડા છતે એક સંપે સપાટાની સાથે ઝાંખું પાડી નાંખ્યું. અને પછી એક રાજપુત્રે જોતાં જોતાંમાં જીતી લેઈ એશિયાયૂરોપનો સંબંધ વહેવાર શોભાવ્યો. ગ્રીકની ઉચ્છૃંકળ સ્વચ્છંદી પણ સુઘડ વૃત્તિના અને ઊંચી બુદ્ધિશક્તિના જય સંસારી રીતભાતમાં અને વિદ્યાકળામાં સર્વત્ર વિરાજ્યા.* રોમનોએ પોતાના રાજાને નસાડ્યો ને પ્રજાસત્તાક રાજ્ય માંડ્યું; પણ જૂના કુળના રોમન સર્વ રાજ્યસત્તા પોતાને હાથ રાખી લોક રોમનના હક્ક છીનવી લેતા તે ઉપરથી એઓએ પોતાના સ્વતંત્રશૌર્યે સમાનતાને માટે ભારે ઝગડા મચાવ્યા ને ફાવતાં ફાવતાં સરખા હક્ક લીધા.

શિકંદરના મરણથી તે રોમનું રાજ્ય ઊંધું વળ્યું ત્યાંસૂધીના આઠસેં વર્ષના કાળમાં પ્રથમ તો ગ્રીકના મહારાજ્યમાંનાં રાજ્યો, કાર્થેજનું મહારાજ્ય ને રોમનું રાજ્ય એ હતાં; પણ પાછળથી રોમે તે મહારાજ્યોને જીતી પોતાનું અતિ વિસ્તારવાળું મહારાજ્ય કીધું (ઈ૦ સ૦ પૂ૦ ૧૪૬) ને ભોગવ્યું (ઈ૦ સ૦ ૪૭૬ સૂધી). ચીન તથા હિંદુસ્તાન અને જૂડિઆ એ દેશોમાં જૂના નવા ધર્મના યુદ્ધનો ચળકાટ હતો.

## (હિંદુસ્તાન.)

જન્મેજય, ને પછી નંદ, ને પછી ચંદ્રગુપ્ત એ રાજાઓ થયા ને પછી ચક્રવર્ત્તી પણ બૌદ્ધ મહારાજા અશોક હિંદુસ્તાનમાં સર્વત્ર, સિંહલદ્વીપમાં ને ચીનમાં ધર્મપ્રસાર કરાવવાને અર્થે મહાઉદાર ને મહાઉદ્યુક્ત વિરાજ્યો (ઈ૦ સ૦ પૂ૦ ૨૫૦).

માળવામાં વિદ્વાન રાજા ભર્તૃહરિ થયો ને તેની પછી તેના ભાઈ વિક્રમે પરદેશી શકાદિ લોકને હિંદુસ્તાનમાંથી કહાડી દિલ્હીની ગાદીએ બેશી મહાપરાક્રમી ચક્રવર્તી રાજાપણાનો શક પ્રવર્તાવ્યો (ઈ૦ સ૦ પૂ૦ ૫૬). શાલિવાહને દક્ષિણહિંદુસ્તાનમાં શક ચલાવ્યો (ઈ૦ સ૦ ૭૮).

બ્રાહ્મણોએ આર્યધર્મનું નવું સ્વરૂપ મૂર્તિપૂજનનું દર્શાવ્યું,† પુરાણો રચવા માંડ્યાં ને બૌદ્ધધર્મને નિકંદન કરવાનો સંકલ્પ કીધો; જૈનધર્મ નવો ઉદે થયો.‡

* ઈટાલિઅનોએ ગ્રીકવર્ણો ને ગ્રીક દેવતા પ્રથમથીજ પોતાનામાં દાખલ કીધા હતા; રોમ એ નામ પણ ગ્રીક છે; રોમન બાળકોને ગ્રીકભાષા શીખવવામાં આવતી અને રોમના ઈતિહાસ લખનારાઓમાં જે પહેલો થયો તેણે ગ્રીકભાષામાં ગ્રંથ લખ્યો હતો (ઈ૦ સ૦ પૂ૦ ૨૦૦); અને ગ્રીકની રીતભાત મોજશોખ ને આપવડાઈ—એ લઘુતા રોમનોએ પોતાનામાં દાખલ કરી હતી અને ગ્રીકતત્ત્વજ્ઞાને રોમનોની ધર્મ ઉપરથી આસ્થા ઊઠાડી હતી.

† એક જગદીશ્વર પરમાત્માનું ચિંતન, વેદોક્ત કર્મ ને સ્મૃતિયોમાં કહેલો આચાર એ આર્યલોકનો ધર્મ હતો (તે વેળા શૂદ્ર ને બીજા અનાર્ય લોકમાં મૂર્તિયો હતી કે નહીં તે વિષે કંઈ જાણ નથી; કોઈ આર્યજને બૌદ્ધધર્મ ચલાવ્યો ને તેમાં બુદ્ધોનું મૂર્તિપૂજન રાખ્યું; કાળાંતરે રાજ્યોમાં અસ્તાવ્યસ્તતા થઈ—આશ્રય આપનારા રાજા ન રહ્યા તેથી બૌદ્ધ સાધુઓનો ઉદ્યોગ છેક મંદ પડ્યો; પણ બ્રાહ્મણોનો મોટો ભાગ જે હજી પોતાનો વેદોક્ત ધર્મ આગ્રહથી રાખી રહ્યો હતો તેણે દેશ કાળ સ્થિતિ પરત્વે બાવરા થઈ ગયેલા લોકને મૂર્તિપૂજનજ અનુકૂળ છે એમ વિચારી ધર્મનું સ્વરૂપ બદલ્યું. જગદીશ્વરને સગુણ ને ત્રિગુણાત્મક માન્યો; ને ઉત્પત્તિ-સ્થિતિ-લયનો એકેકો મોટો દેવ તથા તેની એકેકી શક્તિ તે એકેકી મોટી દેવી એમ માન્યું; અને પછી ઈશ્વરની અનેક ગુણશક્તિયોને દેવદેવી રૂપે માન્યાં (પૂર્વકાળમાં દેવાત્માઓ તે પરમાત્માથી જુદા હતા, જગદીશ્વરના ઉત્પન્ન કરેલા લોકમાં દેવલોક પણ હતા, પણ હાલમાં દેવદેવીઓ તે જગત્કર્તાનાંજ જુદાં જુદાં સ્વરૂપો છે એમ માનેલું છે). એ એકેકા સ્વરૂપને યથેચ્છ કલ્પિત પ્રતિમા રૂપે પૂજવાનો સંપ્રદાય ચાલતો કીધો અને પુરાણોમાં, સૃષ્ટિની ઉત્પત્તિ આદિ લેઈ તત્ત્વવિચાર, દેવદેવીનાં ચરિત્ર, પૂજનક્રિયા ને ભક્તિબોધ એ વિષયો લખવા માંડ્યા. પૂર્વકાળમાં બ્રહ્માનું મહાત્મ્ય હતું પણ તેની મૂર્તિ નહોતી; પુરાણ સંપ્રદાય ચાલ્યા પછી તેની મૂર્તિનું પૂજન ચાલ્યું હશે-(હિંદુસ્તાનમાં એક તેનું દહેરૂં આજ પણ છે); પછી કાળાંતરે સંહારશક્તિવાળા તથા ફરીથી સૃષ્ટિ કરવાવાળા મહાદેવનું પૂજન ચાલ્યું ને પછી અનેક દેવદેવીઓનાં પૂજન ચાલતાં થયાં. બ્રાહ્મણો શિવપૂજન કરતા થયા, પણ તેઓએ સંધ્યા જપ, શ્રાદ્ધ ઈત્યાદી વેદોક્ત કર્મ મૂક્યાં નહિ. (કેટલાક વિદ્વાનો કહેછે કે બધાં પુરાણો ખ્રિસ્તી શકના ૮–૧૬ સૈકામાં થયાં છે).

‡ જગત્કર્તા કોઈ ઈશ્વર નથી, પ્રકૃતિ અનાદિ છે, જીવહિંસા ન કરવી, વેદને તથા અગ્નિને ન માનવા, નિચેષ્ટ ધ્યાનાવસ્થા તેજ પરમ સુખ છે, પરમ સાધુ સિદ્ધની પ્રતિમાનું પૂજન કરવું એ વિચારો બૌદ્ધ જૈનના સરખાજ છે; વિશેષ આ પ્રમાણે છે કે જૈનોએ નવ તત્ત્વ ગણ્યાં છે–જીવ, અજીવ, પુણ્ય, પાપ, આસ્રવ,

ગ્રીક લોકે ઉત્તરહિંદુસ્તાનના લોક સાથે સંબંધવહેવાર રાખ્યો હતો ને રોમન લોક દક્ષિણહિંદુસ્તાનનાં બંદરો સાથે વેપાર ચલાવતા હતા.

## ( જૂડિઆ. )

એ પ્રદેશ ઈજિપ્ટના ગ્રીક રાજ્યના તાબામાં ગયો હતો, પણ ટોલેમી ચોથાના રાજ્યમાં જૂલમ ગુજર્યો ત્યારે યાહુદીઓ સીરિઆના આંટિઓકસની તાબેદારી માનતા થયા ( ઈ૦ સ૦ પૂ૦ ૧૯૮ ). સીરિઆના રાજા એપિફેનસને જ્યારે રોમનોએ ઇજિપ્ટમાં જીત મેળવતો અટકાવ્યો ત્યારે તેણે જૂડિઆઉપર વેર કહાડ્યું—૪૦ હજાર યાહુદીઓને કાપી નાંખ્યા ને ૪૦ હજારને કેદમાં નાંખ્યા ( ઇ૦ સ૦ પૂ૦ ૧૭૦ ). તેણે પોતાના રાજ્યમાં સર્વત્ર ગ્રીક મૂર્તિપૂજન રખાવવાનો ને જેઓ ન રાખે તેને દેહાંત દંડ કરવાનો જાહેર હૂકમ કીધો. ઘણાક યાહુદી પુરૂષ, સ્ત્રી, બાળક દુર્દશા પામી મુઆં ( ૧૬૮ ). પણ પછી મત્તાથિયસ નામનો એક શ્રીમંત યાહુદી સામો થયો, પણ વૃદ્ધાવસ્થાને લીધે જ્યારે તેનાથી લાંબી મુદ્દત લડાઈમાં રહેવાઈ શકાયું નહિ ત્યારે તેણે એકબીજા કુટુંબના જૂડાસ નામના એક જુવાન બહાદુરને સરદારી આપી ને એણે દુશ્મનનાં લશ્કરને હરાવી જૂડિઆને સીરિઆની ઝૂંસરીમાંથી છૂટું કીધું ( ૧૬૬ ). તોપણ લડાઇઓ ચાલ્યાં કરતી; ને તે જૂડાસ જે **મક્કાબી**ના ઉપનામથી ઓળખાતો તે જ્યારે લડતાં પડ્યો ( ૧૬૧ ) ત્યારે તેના ભાઈઓએ પરાક્રમ કરી દેશનું રક્ષણ કીધું ને તેમાંના હીરકેનસે યાહુદી રાજ્યને વધાર્યું. પછી તેનો દીકરો રાજા થયો ( ૧૦૫ ). ધીમે ધીમે રોમનોએ જૂડિઆના કારભારમાં વધારે હાથ ઘાલ્યો; ઇ૦ સ૦ પૂ૦ ૬૩ માં પોમ્પીએ જરૂસલેમ લીધું ને પછી ઈ૦ સ૦ પૂ૦ ૩૯ માં આંટીપેટરનો દીકરો **હેરોડ** જૂડિઆનો રાજા થયો હતો—એના રાજ્યના છેલ્લા વર્ષમાં જીજસક્રેસ્ટનો જન્મ થયો* ( હમણા જે ઇસ્વી સન ચાલેછે તેની પહેલાં ચાર વર્ષ ઉપર ).

---

સંવર, નિર્જરા, બંધ ને મોક્ષ, અને પાછા એકેક તત્વના વિષયોના વર્ગો પાડ્યા છે. જીવ એ અતાદિત્વ અનેક રૂપમાં છે; પણ મુખ્યત્વે બે પ્રકારે છે—ગતિ કરનારાં તે પશુ, પક્ષી, કીટ, પ્રાણી, મનુષ્ય, ભૂત, દેવ ઈત્યાદિ; અને પૃથ્વી, પાણી, વાયુ, અગ્નિ એ ચાર તત્વથી થયેલા તે ધાતુ, વરાળ, વાયુ ઉદ્ભિજ પદાર્થ, ઈત્યાદિ; વળી એક-બે-ત્રણ-ચાર-પાંચ ઇન્દ્રિયો પ્રમાણે જીવોના વર્ગ છે; એ પ્રમાણે બીજાં તત્વોવિષે પણ કથન છે. જીવતત્વો અનેક જન્માન્તર પછી નિશ્ચેષ્ટ સ્થિતિમાં આવી રહે ત્યારે તેનો કેવળ મોક્ષ છે; જૈનો જાતિભેદ પાળેછે; અનેક દેવદેવીઓને માનેછે, પણ તે તીર્થંકરોના કરતાં ઊતરતી પદવીના છે એમ સમજે છે; તીર્થંકરો ( ઊંચી પદવીને પામેલા પરમાર્થનો પ્રકાશ કરવાવાળા મુક્ત જીવો) પાછલા જુગમાં ચોવીસ હતા, આ જુગમાં ચોવીસ છે ને હવે પછી ચોવીસ થશે; ચાલતા જુગમાં પહેલો ઋષભદેવ, તેવીસમો પાર્શ્વનાથ ને ચોવીસમો મહાવીર. જૈનોમાં ઘણાંક મત છે, પણ દિગંબરનું ને શ્વેતાંબરનું એ બે મત મુખ્ય છે—એક સિદ્ધની મૂર્તિઓ નગ્ન રાખેછે ને બીજા વસ્ત્રાભૂષણ પહેરાવેછે, એક કહેછે કે ૧૬ સ્વર્ગ તથા ૧૦૦ ઇન્દ્ર છે ને બીજા કહેછે કે ૧૨ સ્વર્ગ ને ૬૪ ઇન્દ્ર છે, એક કહેછે કે અંગ ( ધર્મપુસ્તક ) આચાર્યોનાં રચેલાં છે ને બીજા કહેછે કે તે તીર્થંકરોના શિષ્યોએ રચેલાં છે; એક કહેછે કે સાધુએ ઓઘો કમંડળ રાખવાં એ કંઇ અવશ્ય નથી ને બીજા કહેછે કે અવશ્ય છે; એક કહેછે કે સ્ત્રી મોક્ષને પાત્ર નથી ને બીજા કહેછે કે તેને પણ મોક્ષ મળેછે. જૈન સાધુઓ લોકમાનાં કોઇ પણ વર્ગમાંથી થઇ શકેછે, વંશપરંપરાના નથી, ને પરણતા નથી; એ વાતમાં તો તેઓ બૌદ્ધને મળતા છે, પણ તેઓ બૌદ્ધમતના સાધુઓની પેઠે હાડકાં પૂજાવતા નથી ને બૌધ મઠોની પેઠે જૈનના મઠો નથી. સિદ્ધોની મૂર્તિ આરસપાહાણની હોયછે; આબુ ઉપર ને વેરૂળ, નાશકની ગુફાઓમાં જૈન દહેરાંઓ છે, મ્હેસૂરમાં તીર્થંકરનું પૂતળું પત્થરમાં કોતરેલું છે તે ચોપનથી તે સિત્તેર ફુટ ઊંચું છે: (કેટલાક વિદ્વાન કહેછે કે ઈ૦ સ૦ સૈકા ૬–૭ માં જૈન પ્રગટ થયા. ૮–૯ માં પ્રસિદ્ધિ પામ્યા, ૧૧ માં ઉત્કર્ષને પામ્યા ને ૧૨ મામાં પડ્યા).

* એ અવતારી પુરૂષ, સત્તાધારી હેરોડ આંટીપસના હિંસક ક્રોધને લીધે ૩૦ વર્ષ તો છતો ન પડ્યો, પણ જોન સાધુને કેદમાં નાંખ્યો છે એવું જ્યારે સાંભળ્યું ત્યારે તેણે કેટલાક માછીઓને પોતાના શિષ્ય કરી સૌ લોકને ઉપદેશ કરવા માંડ્યો—" પશ્ચાત્તાપ કરી લો, સ્વર્ગનું રાજ્ય ઢુંકડે છે." ( જીસસ બાપ્ટિઝમ ) ( જળસંસ્કાર ) પામ્યો ત્યારે આકાશવાણી થઈ હતી કે " એ મારો પ્રિયપુત્ર છે ને એના ઉપર હું પ્રસન્ન છઉં;" પછી તેણે ઈશ્વરી–પવિત્ર આત્માની પ્રેરણાથી રાનમાં જઈ ૪૦ ઉપવાસ કીધા હતા ને સેતાને તેને મોહજાળમાં નાંખવાને યત્ન કીધા હતા, પણ તે ચલિત થયો નહોતો ને ઈશ્વરના દૂતોએ આવી સેવા કીધી હતી). "ધન્ય છે દીન સ્વભાવના જનને કેમકે તેઓને માટે પ્રભુનું ધામ છે; ધન્ય છે શોકપિડિતને કે તેઓની આસનાવાસના થશે; ધન્ય છે નમ્રજનને કે તે પૃથ્વીનું વતન પામશે; ધર્મીપણાની ભૂખ તરસ રાખનારાંઓને ધન્ય છે, કેમકે તે પ્રભુનાં દર્શન કરશે; ધન્ય છે સમાધાની સલાહ કરાવનારને કેમકે તે પ્રભુનાં પ્રિય બાળક કહેવાશે; ધર્મીપણાનેમાટે કષ્ટ પામનારને ધન્ય છે કેમકે તેનેમાટે પ્રભુનું ધામ છે." " આવું ન ધારશો કે હું ધર્મશાસ્ત્રનો કે ભાવિવક્તાઓનાં કથનનો નાશ કરવા આવ્યો છઉં; હું નાશ કરવા નથી આવ્યો પણ વચનોની સિદ્ધિ કરવા આવ્યો છઉં;" " તમે ઘણા કાળથી સાંભળતા આવ્યા છો કે 'તું હત્યા કરીશ નહિ, કરીશ તો ન્યાયથી શિક્ષા થશે,' પણ હું કહું છઉં કે જે કોઇ પોતાના ભાઈને મૂર્ખ

કહેશે તેને તો નરકાગ્નિ વેઠવો પડશે." પૂર્વે કહ્યું છે કે 'વ્યભિચાર કરીશ નહિ' પણ "જે કોઇ પરસ્ત્રી ઉપર દૃષ્ટિ કરેછે તે પોતાના મનમાં તેની સાથે વ્યભિચાર કરેજ છે: જો તારી જમણી આંખ તને ભૂલાવે તો તેને કહાડી નાંખ ને જો તારો હાથ તને ભૂલાવે તો તેને કહાડી નાંખ, કેમકે એક અંગ જાય તો સારૂં નહિ તો તારૂં બધું શરીર નરક ભોગવશે." પૂર્વે કહ્યું છે કે 'જેણે પોતાની બૈરીને કહાડી મૂકવી હોય તો તે તલાક લખી આપીને તેમ કરે, પણ હું કહું છઉં કે "વ્યભિચારનાં ખરાં કારણ વગર જે કોઇ પોતાની બૈરીને છોડે તે તેની પાસે વ્યભિચાર કરાવેછે ને તેવીની સાથે પરણનાર તે વ્યભિચાર કરેછે;" વળી તમે સાંભળ્યું છે કે 'તું ખોટા સોગન ખાઇશ નહિ, પણ પ્રભુ પ્રત્યે જે તારા સોગન હોય તે બરાબર પાળ,' પણ હું કહું છઉં કે "તું સોગનજ ન લે." તમે સાંભળ્યું છે કે 'આંખને સાટે આંખ ને દાંતને સાટે દાંત,' પણ હું કહું છઉં કે "લુંડાની સામો ન થા, જે કોઇ તારા જમણા ગાલ ઉપર મારે તો તું ડાબો પણ ધર;" તમે સાંભળ્યું છે કે "તું તારા પડોશીના ઉપર પ્રીતિ કરજે ને શત્રુને ધિક્કારજે," પણ હું કહું છઉં કે શત્રુ ઉપર પણ પ્રીતિ રાખ, જે તને શાપ દે તેને તું આશિષ દે, જે તારો દ્વેષી હોય તેને તું ભલું કર, અને જે તને તુચ્છકારી સતાવે તેને માટે પ્રભુની પ્રાર્થના કર;" દાન કરે તો ગુપ્ત કર, કીર્તિધર્મને માટે ન કર; પ્રાર્થના કરે તો એકાંતમાં કર ને તેમાં લવારો ન કર; ઉપવાસ કરે તો લોકને દેખાડવાને લેવાઇ ગયલે મ્હોડે ન કર, માથે તેલ લગાડીને મ્હોડું ધોઇને કર; પૃથ્વી ઉપર દ્રવ્ય સંચય ન કર, પણ તું તારે માટે સ્વર્ગમાં એકઠું કર; શરીરનો દીવો આંખ છે ને તારી આંખ જો નિર્દોષ છે તો તે આખા શરીરને પ્રકાશિત કરશે; એક જણથી બે ધણીની સેવા થઇ શકતી નથી, તેમ દેવ ને દ્રવ્ય બંને સાથે સેવાતાં નથી; જીંદગીમાં શું ખાંઇશું, શું પીશું, શું પહેરીશું, શું ઓઢીશું એની કંઇ પણ ચિંતા ન કર; પ્રભુ સૌનું પેટ ભરેછે, તેના જાણ્યામાંજ છે કે તારે તે જોઇશે; પ્રથમ તેના રાજ્યને ને તેના પવિત્રપણાને શોધ ને તને તે બધી વસ્તુઓ મળશેજ; આવતી કાલનો વિચાર ન કર; જો તું માણસના અપરાધને ક્ષમા કરીશ તો સ્વર્ગનો પિતા તારા અપરાધ ક્ષમા કરશે; જેવું તું બીજા પાસેથી ઇચ્છેછે તેવું તું બીજાઓને પણ કર.

જીજસે કેટલાંક રોગી તથા અપંગને સારાં કીધાં, કેટલાંકનાં ભૂત કહાડયાં, પ્રચંડ વાયુને શાંત કીધો, પાંચ રોટલી ને બે માછલીમાંથી ઘણાકજણને તૃપ્ત કીધા, કેટલાક મુઆને જીવતા કીધા. સામા થનારા શાસ્ત્રી તથા મતવાદીઓનાં પ્રશ્નનાં સમાધાન કીધાં, ઇત્યાદિ લીલા કરી પોતાનું પ્રભુપણું સ્થાપિત કરી લોકને ભક્તિબોધ કીધો. "પ્રેરિતોએ પ્રભુને કહ્યું કે તારે વિષે અમારી આસ્થા વધાર, ને પ્રભુએ કહ્યું કે તમારી આસ્થા રાઇ જેટલી હોત ને તમે કહ્યું હોત કે ઉખડરે ગુલર સમુદ્રમાં રોપા, તો તે તેમ કરત." "જે કોઇ પોતાનો જીવ ઊગારશે તે તે ખોશે ને જે કોઇ મારે માટે પોતાનો જીવ આપશે તે પોતાના જીવનું તારણ કરશે." "જે સારૂં બીજ રોપેછે તે માણસનો દીકરો છે, જગત્ એ ક્ષેત્ર છે, સારાં બીજ તે રાજ્યનાં છોકરાં છે, કડવા દાણા તે લુંડાંનાં છોકરાં છે, એ દાણા રોપનારો સેતાન છે, કાપણી તેજ જગતનો અંત છે, ને કાપણી કરનારા તે દૂતો છે; માણસનો દીકરો પોતાના દૂતોને મોકલશે ને એઓ દુઃખદાયક ને લુંડાઓને અગ્નિકુંડમાં નાંખશે ને પછી દુષ્ટને અધર્મીઓ ચીસો પાડશે ને દાંતો પીસશે, પણ તે વખત ધર્મીઓ પોતાના બાપના રાજ્યમાં સૂરજ સરખા પ્રકાશશે." "પરસ્પર પ્રીતિથી રહો; જૂઠા ભાવિવક્તાઓથી સાવધ રહો; પવિત્ર આત્માને નિંદશો નહિ; હું પવિત્ર આત્માને પ્રભુની પાસેથી તમારી કને મોકલીશ ને સત્યના આત્માને પણ કે જેઓ મારે વિષે તમને ખાતરી કરી આપશે."

"તારણનો ઉપાય દેખાડવાને, માણસનાં પાપોનેમાટે મરવાને ને તેઓનેમાટે શુદ્ધ ધર્મીપણું પ્રવર્તાવવાને પ્રભુએ ક્રૈસ્ટને મોકલ્યો હતો." "તેણે સ્વર્ગારોહણ કરતી વેળા પોતાના શિષ્યોને આજ્ઞા આપી હતી કે જગતમાં ફરો ને મંગળવાર્તાનો દરેક પ્રાણીને ઉપદેશ કરો—જે માનશે તે સંસ્કારી થશે, તેનું તારણ થશે, પણ જે કોઇ નહિ માને તે શાપિત થશે." ક્રૈસ્ટ ઇ૦ સ૦ ૩૦ ની ૩૦ મી એપ્રેલે મરણ પામ્યો તે વેળા તેના શિષ્યો ૧૨૫ હતા; દશ દહાડા પછી પીટરે ૩ હજાર યાહુદીઓને ક્રિશ્ચિયન કીધા; થોડા દહાડા પછી બે હજાર વધ્યા. સત્તાધારીઓએ કેટલાક શિષ્યોને કેદમાં નાંખ્યા ને કેટલાકને મરાવી નાંખ્યા; અને કેટલાક બહાર વેરાતા થઇ જઇ ઉપદેશ કરવા લાગ્યા. પ્રથમ તો યાહુદીઓનેજ ઉપદેશ કરવામાં આવ્યો હતો, પણ પ્રભુની પ્રેરણા થવાથી પીટરે એક રોમન સેંચ્યુરીઅનને ક્રિશ્ચિયન કીધો. ક્રૈસ્ટનો ધર્મ પાળનારા પ્રથમ ક્રિશ્ચિયન કહેવાયા તે આંટિઓક શહેરમાં ઇ૦ સ૦ ૪૦ માં; મૂર્તિપૂજકોને ઉપદેશ કરનાર પાઉલ હતો તે એશિયા તથા યૂરોપના ઘણાક ભાગમાં ફરીને ઉપદેશ કરતો, તેને પાંચ વાર ચાબકનો ને ત્રણ વાર લાકડીનો માર પડયો હતો, એક વાર તેણે પત્થરોનો માર ખાધો હતો, ચાર વાર તે વહાણ ભાંગવાથી ડૂબતો હતો, એક દહાડો ને રાત તે દરિયામાં હતો ને છેહલે તેને રોમમાં શિરચ્છેદ કરવામાં આવ્યો હતો; બીજા ઉપદેશકોની પણ ઘણી દુર્દશા થઇ હતી; પણ જેમ જેમ ઉપદેશકોના ઉપર જાલમ થતો તેમ તેમ ઘણા લોક ક્રિશ્ચિયન ધર્મ માનતા થતા હતા. રોમમાં ક્રિશ્ચિયનો ઉપર દશ વાર મહારાજાઓની તરફથી જાલમ થયો હતો ને જ્યારે કોન્સ્ટંટેને તે ધર્મ સ્વીકાર્યો ત્યારે ક્રિશ્ચિયનોને વેઠેલાં દુઃખનો બદલો મળ્યો હતો.

## (ગ્રીક મહારાજ્યમાંનાં રાજ્યો.)

શિકંદરના મરણ પછી તેના બે બાળક દીકરાનાં ખૂન થયાં ને લશ્કરી સરદારાએ માંહોમાંહે લડી મહારાજ્યને વહેંચી લીધું ને ચાર રાજ્ય થયાં. થ્રેસનું વહેલુંજ નાશ પામ્યું ને પછી તે પ્રદેશમાં ગાલેશિયાનું, પોંટસનું ને બીથિનિયાનું એ ત્રણ રાજ્ય થયાં

હતાં. **સીરિયાનું** રાજ્ય (ઈરાન, મીડિઆ, બાબિલોનિયા સુદ્ધાં) બહુ મોટું હતું; એને ને ટાલેમીવાળા ઈજિપ્ટના રાજ્યને જ્યારે ત્યારે લડાઇઓ ચાલતી; ઈ૦ સ૦ પૂ૦ ૩ જા સૈકામાં પાર્થીઆ* ને બાક્ટ્રિયા એ બે પ્રાંતો ખંડ કરી સીરિયાથી જુદા પડ્યા ને બે નવાં રાજ્ય થયાં; રાજા આંટીઓકસ (મોટો) એણે થોડીવાર સીરિયાના રાજ્યને ઝળકાવ્યું; પણ તેણે રોમન સાથે લડાઈ કરી હારીને કેટલોક પ્રદેશ રોમને હવાલે કીધો (ઈ૦ સ૦ પૂ૦ ૧૯૦); તેના દીકરા **આંટીઓકસ એપિફનીસ** એણે સીરિઆ ઈજિપ્ટની પાંચમીવારની લડાઇ ચલાવી હતી; તેનો વિચાર પોતાના રાજ્યમાં સઘળે બળાત્કારથી પણ ગ્રીક મૂર્તિપૂજા પળાવવાનો હતો ને તેથી જૂડિઆ સ્વતંત્ર થયું હતું. પછીના રાજાઓની કારકીર્દીમાં માંહોમાંહે ઝગડા ને સરહદ ઉપર હલ્લા થયા તેથી સીરિયાનું રાજ્ય નિર્બળ થયું ને તે રોમના મહારાજ્યનો એક પ્રાંત ગણાયો (ઈ૦ સ૦ પૂ૦ ૬૪).

**ઇજિપ્ટ**માં ટાલેમી ૧ લાએ અલેક્ઝાંડ્રિયાને શણગાર્યું ને મોટું પુસ્તકાલય સ્થાપ્યું; તેનું રાજ્ય, વિદ્યા તથા વેપારથી સુધારામાં વૃદ્ધિ પામતું હતું. તેના દીકરાએ પોતાના એક ભાઈને મારી નખાવ્યો હતો ને એકને રાજ્યબહાર કર્યો હતો, તોપણ તે વિદ્વાનોને ઘેલાળ થઈ આશ્રય આપતો હતો. તેના હૂકમથી યાહુદી ધર્મપુસ્તકનું ભાષાંતર કરવાને ૭૦ દુભાષીઆઓ કામે વળગ્યા હતા; **ફેરોસ**ની દીવાદાંડી બંધાઇ હતી ને નહેર કરવાને રાતો સમુદ્ર તથા નૈલ નદી એ બેની વચમાંની જમીન ખોદાઈ હતી. ટાલેમી ૩ જો (હિતકર્તા) એની કારકીર્દીમાં (૨૪૬–૨૨૧) ઇજિપ્ટનું રાજ્ય ઘણુંજ આબાદ હતું. પછી વિષયી ને નિર્દય રાજા થયા; ને ઈજિપ્ટનું રાજ્ય માસીડન તથા સીરિયાના હલ્લાઓમાંથી ઊગરવાને રોમની સેનેટને શરણ થયું (ઇ૦ સ૦ પૂ૦ ૨૦૨).

**ગ્રીસ**–શિકંદરના મરણ પછી તેના સરદારો વચ્ચે લડાઈઓ ચાલતી તેવામાં આથેન્સે સઘળાં રાજ્યોમાં ઐક્ય કરાવવાની તજવીજ કીધી હતી, પણ કોઈ સાથી થયું નહોતું ને તે એકલું લડ્યું પણ ફાવ્યું નહિ; તોપણ તેણે પોતાનું થોડીવાર રક્ષણ કીધું ને પોતાનું પ્રજાસત્તાક રાજ્ય પાછું સ્થાપ્યું (ઈ૦ સ૦ પૂ૦ ૩૦૭); પણ પોતાનામાંજ પરસ્પર ઝગડા મચ્યાં કરતા તેથી તે પોતાનું સ્વાધીનપણું રાખી શક્યું નહિ. ડીમેટ્રિયસે માસીડનનો રાજા થઈ સાત વર્ષ ગ્રીસનું રાજ્ય કીધું; આથેન્સ પાછું સ્વાધીન રાજ્ય થયું (૨૮૭) ને વળી પાછું માસીડનને આધીન થઈ રહ્યું (૨૬૨). સ્પાર્ટા શિકંદરના સરદારોના ટંટામાં પડ્યું નહોતું, પણ અવ્યવસ્થિત બહુ હતું. રાજા **આજીસ** ૪ થાએ સુધાર્યું પણ પછી તે આકાયન નગરોના સંપની સામે થયું ને પડ્યું. તે માસીડનની સત્તા તોડવામાં રોમનોનું સાથી થયું, પછી વળી રોમનોની સામા માસીડનની તરફનું થયું, ને અંતે રોમન રાજ્યનો એક પ્રદેશ ગણાયો. ગ્રીસના આકાયાના પ્રદેશનાં નગરોએ સૌ સરખાં એવી વ્યવસ્થાવાળું સંપીલું જૂટ બાંધ્યું હતું તે શિકંદરના મરણ પછી તૂટ્યું હતું. પાછું બંધાવા માંડ્યું હતું (૨૮૦) તે, આથેન્સ તથા બીજાં નગર રાજ્યોનાં મળવાથી જોરાવર થઈ માસીડનની સામા અચ્છું મચ્યું હતું (૨૪૩–૨૨૯). એ જૂટ તોડવાને રોમનોએ ખટપટ કીધી, પણ **ફીલોપિમેન** એણે લગાર આંચ આવવા દીધી નહિ; એ ૧૮૩ માં મરણ પામ્યા પછી જૂટ નબળું પડ્યું. **આરેટસ લૈકોર્ટિસ ને ફીલોપીમેન** એ ત્રણ, ગ્રીસની સ્વતંત્રતાને માટે મથન કરનારા છેલ્લા દેશાભિમાની પુરૂષો હતા. પછી અકાયનોએ ૧૪૭ માં રોમનો સાથે લડાઈ કરી હતી, પણ કોરિંથની લડાઈમાં હાર થયા પછી તેઓનું જૂટ તૂટ્યું હતું ને ગ્રીસનો પ્રદેશ આકાયાને નામે રોમન રાજ્યનો એક પ્રાંત ગણાતો થયો હતો.

* પાર્થીઆનું રાજ્ય ઈ૦ સ૦ પૂ૦ ૫૫૬ માં નવું મંડાયું. ત્યાંના રાજાઓએ રોમનો સાથે હઠે ભરાઇ લડાઇઓ કીધી હતી ને એક લડાઈમાં ક્રાસસ હારીને કપાઇ પડ્યો હતો (ઈ૦ સ૦ પૂ૦ ૫૩). પાર્થીઅનો પરદેશીઓની સાથે સંબંધ નજ રાખવો એવો આગ્રહ રાખતા હતા; તેઓ પૂર્વ પશ્ચિમના વેપારનો અટકાવ કરતા હતા—એ ઉપરથી પલમૈરાનો રસ્તો વેપારીઓએ શોધ્યો હતો. પાર્થીઆના તાબાના ઈરાન પ્રાંતમાં નવું રાજ્ય મંડાયું (ઈ૦ સ૦ ૨૨૬) તેણે પાર્થીઆના રાજ્યનો અંત આણ્યો હતો.

પલમૈરા શહેર સીરિયાના મોટા રણમાં હતું, ત્યાં યુફ્રેટિસને લગતા પ્રદેશના સારાસેન લોકનું રાજ્ય હતું. ઝીનોબીઆ નામની રાણી ત્યાં રાજ્ય કરતી. તેણે ઇજિપ્ટને જીતી લીધું ને સીરિયાના પ્રદેશને પોતાના રાજ્યમાં જોડવાનું કીધું. આરેલીઅને જઈ આંટિઓક લીધું ને તેની પડોશમાં ઝીનોબીઆના બખ્તરવાળા રસાલદારોને તથા ચપળ તીરંદાજોને હરાવ્યા. બીજી લડાઈમાં પણ રાણી હારી ને પછી તે રાજધાનીમાં ભરાઈ; મહારાજાએ ઘેરો ઘાલી પલમૈરા લીવું (ઈ૦ સ૦ ૨૭૩). બે વર્ષ પછી તેને હીરાઓથી શણગારી તેની ડોકમાં સોનાની સાંકળ ઘાલી, ને એનો એક છેડો એક ગુલામના હાથમાં રખાવી, જયી મહારાજાના રથની આગળ ચલાવવામાં આવી હતી.

બાક્ટ્રિયાનું રાજ્ય જે ઈ૦ સ૦ પૂ૦ ૨૫૫ માં મંડાયલું તેને પાર્થીઅનોએ ઈ૦ સ૦ પૂ૦ ૧૩૪ કે ૧૨૫ માં ઊંધું વાળ્યું હતું.

**માસીડન**માં કાસ્સાંડર તથા તેનો દીકરો એ મુઆ પછી રાજગાદીને માટે લડાઈઓ ચાલી હતી ને પછી ડીમેટ્રિયસ રાજા થયો હતો (૨૯૪). એને ઈપૈરસના પિહ્રસે ઊઠાડી મૂક્યો (૨૮૭) ને એને થ્રેસના રાજાએ ઊઠાડચો; વળી અંધાધુંધી ચાલી, પણ પછી આંટીગોનસ ગોનાટાસ એણે માસીડનને લડાઇઓની દુર્દશામાંથી કહાડી જોરાવર કીધું ને ૪૮ વર્ષ ગ્રીસનાં રાજ્યો ઉપર કરડી હાકમી કીધી. ૨૨૧ માં ફિલિપ ૫ મો ગાદીએ બેઠો; તે ગ્રીસનાં રાજ્યોના ઝગડામાં પડચો ને તેણે રોમનોની સામા હાનિબલ સાથે સંધિકરાર કીધા. ફિલિપ તથા રોમનો વચ્ચે લડાઈ થઈ ને ફિલિપે હારી ગ્રીસમાંથી ગ્યારિસન લશ્કર ખસેડી લેવાની, લશ્કરી વહાણ ઓછાં કરવાની ને લડાઈનો ખર્ચ આપવાની કબૂલાત આપી. એટલું છતાં તેના દીકરાએ રોમન સાથે પાછી લડાઈ ચલાવી, પણ તે હાર્યો, પકડાયો ને કેદમાં મુઓ; માસીડન રોમનો પ્રાંત થયો (૧૬૮) ને પછી થોડે વર્ષે ગ્રીસ પણ રોમના રાજ્યનો પ્રાંત ગણાયો હતો (ઇ૦ સ૦ પૂ૦ ૧૪૬).

## (કાર્થેજનું મહારાજ્ય).

પૂર્વે કહ્યું છે કે કાર્થેજનું સંસ્થાન ટાયર નગરના ફીનિશિઅનોએ ઈ૦ સ૦ પૂ૦ ૯ મા સૈકામાં સ્થાપ્યું હતું ને સૈકા ૬–૫ માં વૃદ્ધિ પામી ઉત્કર્ષને પામ્યું હતું. રાજનગરનો કોટ વીસ મૈલ પરિઘમાં હતો ને તેની વસ્તી (રોમન સાથે લડીને સઘળો રાજ્યપ્રદેશ ખોયા પછી પણ) ૭ લાખની હતી. ત્રણસેં લીબીઅન શહેરો તેને ખંડણી આપતાં; સ્પેનમાં તેની સત્તા નવી થઇ હતી. વહાણનો કાફલો જોરાવર હતો, જમીન ઉપર લડનારૂં લશ્કર પણ બહુ મોટું હતું ને સમૃદ્ધિ અનર્ગળ હતી. એ રાજ્યે સિસિલી લેવાનો લોભ કરી રોમનો સાથે લડાઈઓ કીધી; અને તે પોતાના ફીનિશિઅન વેપારિપણાનાં બળસૌંદર્યનો પૂર્ણ ને છેલ્લો રંગ દેખડાવી નિરાશાના તામસમાં પોતાનાં પ્રેમભક્તસંતાન સહિત ભડકે બળી ભસ્મ થયું.

**હાન્નો** (મોટા આફ્રિકામાં નવા પ્રદેશો જીતનારો ને રાજકાજમાં આગળ પડી સત્તાથી કામ કરનારો, **હાન્નો** નવા પ્રદેશ શોધનારો સાહસિક વહાણવટી-**હામિલ્કર બાર્કા**–સિસિલીમાં રોમન સામા ટકાવ કરી રાખનાર ને સ્પેનનો મોટો ભાગ કાર્થેજની સત્તામાં આણનારો, તેનો જમાઈ **હાસડુબલ** તથા નાનો દીકરો હાસડુબલ ને મોટો દીકરો **હાનિબલ** એ સરદાર યોદ્ધાઓ,–એ નામો કાર્થેજ તથા રોમના સંબંધમાં અમર છે.

કાર્થેજીનીઅનો, વેપારી રાજ્યની પ્રજારૂપે ઉદ્યમી ને મિતવ્યયી હતા; તેઓ પ્રાપ્તિના નવા રસ્તા ખોળતા ને નવા નવા શોધ કરતા; છાતીવાળા ધનવંતો હુનરી કારીગરોને, કારખાનાંવાળાને ને મહેનત મજૂરી કરનારાઓને ઉદ્યોગે લગાડતા. તેઓની રીતભાત માનની સમજથી નહિ, પણ સ્વાર્થની સમજમાં સુધરેલી હતી; તેઓ વિવેકી ને મળતાવડા હતા. તેઓ ખગોળ—નૌકા—સાધારણ ગણિત–યંત્રવિદ્યા ને બીજી સંસારવહેવારના ઉપયોગમાં આવતી એવીજ વિદ્યા ભણતા; લોકની દાનત દોલત ને મિલ્કત મેળવવા ઉપર હતી એટલે ફક્ત દિલને ખુશ કરે કે બુદ્ધિને કંઈ પણ સુઘડ કરે તેવી મનની મહેનત કરનારાને ઉત્તેજન મળે તેવું નહોતુંજ; ભાષાવિદ્યા ખેડાઈ નહોતી; પાછળથી ગ્રીકભાષા શીખવાની કંઇજ જરૂર જણાઇ હતી. તેઓ નફાનુકસાનને ધોરણે દરેક વસ્તુની તુલના બૂજ–કરતા; અને દરેકજણનાં ને સૌનાં સુખનું મોટું સાધન દ્રવ્યજ છે એ તેઓનો વિચાર બહાર પડતો હતો; તેઓ રાજ્યમાં દરજા તથા નોકરીઓ છચોક નાણું આપી ખરીદ કરતા. વચન ભરૂસો તોડવે ને છળકપટ કરવે તેઓ એક્કા હતા. પડોસનાં રાજ્યો સાથે સલાહ હોય તો વેપાર આબાદીને ધોકો ન લાગે એ વિચારથી તેઓ લશ્કરીપણાને હલકું માનતા ને એ સમજથી તેઓ હિંમત સાહસમાં રોમન કરતાં ઊતરતા જણાયા હતા, બાકી પ્રકૃતિથી તેઓ તે ગુણોમાં લગાર પણ ઊતરતા નહોતા. લશ્કર* પોતાના લોકનું નહિ પણ જીતેલા દેશના લોકમાંથી મુસારો આપવો કરી જોઈએ ત્યારે ઊભું કરવામાં આવતું ને એ વગર દિલના ને વગર કવાયતના માણસો જ્યારે ત્યારે રોમનોથી હારતા; જ્યારે વળી કોઈ અસાધારણ બુદ્ધિનો હાનિબલ જેવો સરદાર નીકળી આવતો ત્યારે તેજએક તેવાં લશ્કરપાસે પોતાનું ધાર્યું કરાવતો. જ્યાં દરેક જણ પોતાના અર્થને રાજ્યના સામાન્ય અર્થથી જુદો સમજે ત્યાં દેશાભિમાન હોયજ નહિ અને એ નહોતું તેથીજ રાજસભાના કુળકુળના ગૃહસ્થોમાં સામસામી ચાલી હતી;

* લીબિઆ, ઇટલી, સ્પેન, ગૉલ, ને ગ્રીસ, અહીંનાં માણસોનાં લશ્કર હતાં; ઘોડેસવાર લશ્કર જંગલી કઠણ ન્યૂમીડિઅન લોકનું હતું; ગોફણ મારવામાં બેલીઆરીસ ટાપુના લોક હતા; એ લશ્કરોની સરદારી રાજનગરના કાર્થેજીનિઅનો કરતા; એઓ લશ્કરી કવાયત લેતા, પણ મિશ્ર લોકનાં લશ્કરની સરદારી કરવે લાયક નહોતા; જેઓ શ્રીમંતકુળના પક્ષમાં અથવા તેના ગુણ ગાનારા હતા તેઓને સરદારી આપવામાં આવતી; ને તેઓ જ્યારે હારીને આવતા ત્યારે તેઓને કાર્થેજ સરકાર દંડ, કેદ કે ફાંસીની સજા કરતી.

એ દ્વેષને લીધે મોટા રાજ્યમાં બંદોબસ્ત રહ્યો નહિ ને તે રોમના પંજામાંથી છુટ્યું નહિ.

## ( રોમનું મહારાજ્ય ).

ઈ૦ સ૦ પૂ૦ ૨૦૧ માં કાર્થેજ સાથે સલાહ થઈ ત્યાંસૂધીની રાજ્યવ્યવસ્થા આવી હતી. પાટ્રિશિયન કુટુંબો ઘટ્યાં ને પ્લીબીઅન કુટુંબ વધ્યાં તેથી ક્યૂરીની સભા નામનીજ રહી; તે સભાએ સિસરોના વખત સૂધી મળ્યાં કીધું, પણ તે ધર્માચારની વ્યવસ્થાસંબંધી માત્ર કામ કરતી; ૨૭ વર્ષની ઉમરે ક્વેસ્ટર, ૩૭ વર્ષનીએ એડીલ, ૪૦ વર્ષનીએ પ્રીટર, ને ઓછામાં ઓછાં ૪૩ વર્ષનીએ કોન્સલ થવાનો ધારો રાખેલો પણ તેમ ચાલતું નહોતું; એડીલ સરકારી મકાનોની સંભાળ તથા મહોલ્લાની ગોઠવણ રાખતા ને ઓચ્છવટાણાંના મેળામાં તથા બીજાં પોલીસ સંબંધી કામની તજવીજ રાખતા; ક્વેસ્ટર તે કોન્સલ તથા પ્રીટરના સંબંધમાં હતા ને તે કર ઊઘરાવનારા પાસેથી જે રકમો મળતી તેનો જમે ખર્ચ રાખતા ને તેમાંથી લશ્કરખાતું, વહાણખાતું, દીવાનીખાતું એ ત્રણેમાં થતો ખર્ચ પગાર કરતા; તેઓ પ્રથમ બે હતા પણ પછવાડેથી ચાર ને પછી આઠ થયા હતા—બે રોમમાં રહેતા ને બાકીના કોન્સલ, પ્રીટર, પ્રોકોન્સલ* સાથે બહાર મૂલકમાં રહેતા; પ્રીટર પ્રથમ શહેરના દીવાનીખાતાનાજ ન્યાયાધીશ હતા, પણ પછી જીતેલા મૂલકો પ્રીટરને કારભારમાં સોંપાતા; તેઓ કોન્સલની ગેરહાજરીમાં સેનેટમાં ને સેંચુરીની મોટી સભામાં અધ્યક્ષસ્થાને બેસતા. સઘળા ધારા સેનેટ તથા લોકને નામે બહાર પડી વહીવટમાં આવતા; અને જોકે તે સભા માત્ર ૩૦૦ જણની હતી તોપણ તે સ્થાયી ને બુદ્ધિશાળી લોકની હોવાથી રાજ્યકારભારને વ્યવસ્થિત સતેજ રાખતી. સેનેટના ગૃહસ્થો વંશપરંપરાના નહોતા, પણ તે જીવે ત્યાંસૂધીના સેનેટર કહેવાતા; તેઓ લોકનાં બહુ મતથી નીમાતા ને અગર કોઈ વાંકમાં આવતો તો તેને બીજી ઊતરતી પદવી આપવામાં આવતી; ક્વેસ્ટરનું તથા તેનાથી ઉપલી પદવીનું કામ જેણે કીધું હોય કે અમુક મિલ્કતવાળો હોય ( મિલ્કતનું પછવાડેથી ઠર્યું હતું,—ઓગસ્ટસે સાડાદશ હજાર પૌંડ મિલકત ઠેરવી હતી), ને ત્રીસ વર્ષની ઉમરનો હોય તે સેનેટર થતો; સેનેટસભામાં ધારો વંચાતો ને સેંચુરીની સભા મત આપતી; સેનેટ સભા એક ઠરાવ કરતી ને તે જો યોગ્ય ન જણાયો તો સેંચુરીની સભા તે ઠરાવ અમલમાં આવતો અટકાવી શકતી; લડાઈ કરવી કે સલાહ કરવી એ બે વાતમાં લોકનું મત પૂછવામાં આવતું, પણ એ સિવાયનાં બીજાં રાજકાજમાં સેનેટ કેવળ નિરંકુશ હતી; તે કોન્સલ પ્રીટરને મૂલકનો કારભાર તથા લશ્કરની સરદારી આપતી, તેઓની પાસેથી કામ પાછું લેઈ શકતી, કોન્સલના જયનો ઓચ્છવ કરવાને રજા આપતી અથવા ન આપતી, તે પરરાજ્યોમાં પોતાનામાંથી વકીલો નીમી મોકલતી ને તે રાજ્યો સંબંધી સંધું કામ પોતેજ કરતી, રાજ્યની વસૂલ વ્યવસ્થા તે તેનેજ હાથ હતી, તેના ઠરાવ તે ધારા રૂપે મનાતા, તેમ તે પ્રસંગે ધારાનો અમલ થોડીક મુદ્દત સૂધી બંધ રખાવી શકતી, વગેરે. ટ્રેબની સભા સેનેટની મરજી ઉપરાંત પણ લોકહિતના ધારા બાંધતી; પણ સેંચુરીની સભા તો સેનેટની તાબેદાર જેવી હતી; કોન્સલ, પ્રીટર, સેન્સર એ સેંચુરીની સભામાંથી નીમાતા; ટ્રેબ્યૂન એડીલ પછવાડેથી ક્વેસ્ટર લશ્કરી ટ્રેબ્યૂન ને બીજા ઊતરતી પદવીના અધિકારીઓ ટ્રૈબની સભામાંથી નીમાતા; પણ જ્યારે ક્વેસ્ટર તથા એડીલમાંથી પ્રીટર કોન્સલ નીમવા એવું ઠર્યું ત્યારે સેંચુરીની સભાથી ટ્રૈબની સભા ચઢીઆતું વજન ધરાવનારી થઈ.

રોમના જીતેલા મૂલકની વ્યવસ્થા આ પ્રમાણે હતી: જે લોકે તરત તાબેદારી કબૂલ કરેલી અથવા લડાઇમાં મદદ કરેલી તેઓના ઉપર કોઈ રીતનો કરવેરો નાંખવામાં આવતો નહિ; જે શહેરો લડાઇથી તાબે થતાં તે તેના મહાલ સાથે રોમની મિલ્કત થતી; ઘણાક લોક પોતપોતાના પ્રદેશમાં સ્વતંત્ર રાજ્યકારભાર રાખતા, પણ રોમ અથવા રોમન સંબંધી કામકાજને માટે મુખ્ય શહેરોમાં રોમ સરકારથી જે પ્રીટરો નીમાઇ આવતા તેઓની તાબેદારી કબૂલ રાખી તેની કચેરીના ખર્ચને માટે ભાગે પડતું આપતા. ઇટલીની સઘળી જમીન ઉપર કર નહોતો, પણ ઇટલી બહારના મૂલકો ઉપર કર હતો (પછી કોલકરારમાં અથવા સેનેટના ઠરાવમાં ન લેવાનું હોય તો ન લેવાતો). સરકારી જમીનનું ભાડું અથવા ઉપલક ગણોત, દાણજગાત, વેરા ને મૂલકી જમીન ઉપર કર એ પ્રકારની રાજ્યની વસૂલજમા હતી ને તે **કાપિટલ**ની તળેટીમાં **ફોરમ** હતું ને તેને છેડે **સાર્ટન**નું દહેરૂં હતું ત્યાં ભંડારમાં ભરાતી. ગુલામોનો છુટકારો થતો તે સમા ઉપર સેંકડે પાંચ ટકા લેવામાં આવતા ને તે અડીવેળાએ વાપરવાને માટે અમાનત જમા રાખી મૂકવામાં આવતા. પ્રજારાજ્યનાં દીવાનીખાતાંના ખર્ચને માટે તેની વસૂલજમા પૂરતી હતી; રોમને પોતાના રાજ્યકારભારી તથા અમ-

* કોન્સલ અથવા પ્રીટરપણાની મુદ્દત થઈ રહ્યા પછી જરૂરને લીધે જેને વધારે મુદ્દત લગી રાખવા પડતા તે પ્રોકોન્સલ ને પ્રોપ્રીટર કહેવાતા.

લદાર એઓને પગાર આપવો પડતો નહિ; લડાઇના ખર્ચને માટે મિલ્કત ઉપર કર મૂકવામાં આવતો ને તે પૂરો ન પડતો તો દોલતમંદ લોકો પાસેથી ઊછીનાં નાણાં લેવામાં આવતાં-લશ્કરી સામાન પૂરો પાડવાને કંટ્રાકટ આપવામાં આવતા; ઇ૦ સ૦ ૧૬૭ માં બહારના મૂલકની વસૂલજમા બહુ વધી ગઈ હતી ને તેથી કેટલાક કહાડી નાંખવામાં આવ્યા હતા.

**સૈનિક વ્યવસ્થા**—જૂના કાળમાં રોમન લોક **ગ્રીક ફેલાંકસ**ની પેઠે ઘટ્ટ ચોરસ રચના (ઘનવ્યૂહ) કરી લાંબા ભાલાથી લડતા ને ગોળ ઢાલ રાખતા; પ્રજારાજ્યમાં તેઓ બે બરછી તથા લંબગોળ ઢાલ રાખતા; અક્કેક સિપાઈ અક્કેક વારને અંતરે ઊભો રહેતો; પાછલી હારનાં માણસો આગલીનાં માણસોની બરોબર પીઠ પાછળ નહિ પણ આગલીના વચગાળાઓની પાછળ ઊભા રહેતા; આગલી હાર ઘા કરી પાછી હઠતી ને પાછલી હાર વચગાળામાંથી બહાર આવી લડતી ને એમ અક્કેકી હાર આગળ આવતી ને અક્કેકી આગલી પાછળ જતી ને છેલ્લીવારે બધું સેન ભીડંભીડા કરવાને દુશ્મન ઉપર તૂટી પડતું. મરાયસ ને સીઝરના વખતમાં આખી લીજિઅનનાં માણસોને એકસરખાં હથિયાર હતાં; એકેકી લીજિઅનની દશ **કોહર્ટ** ને એકેકી કોહર્ટની ૬ સેંચુરી ને એકેકી સેંચુરીને એકેકો આફિસર હતો. લાટિન સામા લડાઈ ચાલી તેવામાં લીજિઅનની ત્રણ બટાલિઅન હતી. એ એકેકીમાં ૧૨૦૦ જબરા સિપાઈ ને વળી તેના સંબંધમાં કેટલાક ઘોડેસવાર, કામઠીવાળા ને ગોફણવાળાઓ હતા; પહેલી બટાલિઅનવાળાને લાંબા ભાલા હતા, એની પાછળ બે નાની નાની તરવારવાળા કુલીન રોમનોની બટાલિઅન હતી; પાછળ ધ્વજો રહેતા ને એની પાછળ ત્રીજી બટાલિઅન અનુભવી સિપાઈઓની હતી જે આગલી બટાલિઅનને જરૂર પડે ત્યારે મદદ કરતી; એકેકી બટાલિઅનની સાથે ત્રણસેં ત્રણસેં ઘોડાનો રસાલો હતો; પણ રોમનું ઘોડેસવાર લશ્કર સમર્થ નહોતું; પાયદળ ઉપર જીતનો મુખ્ય આધાર હતો; લાટિન ઘોડેસવારો બહુ જબરા હતા. કાર્થેજની લડાઈની આખેરીએ લશ્કરની ગોઠવણ આ રીતની હતી:—સત્તરથી તે પિસ્તાળીસ વર્ષની ઉમર લગીનો ને ઓછામાં ઓછા ૪ હજાર રતલ તાંબાં જેટલી મિલ્કતવાળો દરેક રોમન લડાઈ વખતે લશ્કરમાં નોંધાતો; એ પ્રમાણે એકેક કોન્સલને માટે બબ્બે લીજિઅનો ઊભી થતી ને વર્ષ પછી સિપાઇઓને છૂટા થવાનો હક્ક હતો; જાથુના આફિસરો પણ નહોતા; એકેકી લીજિઅનને ૬ ટ્રિબ્યૂન ને ૬૦ સેંચુરિઅન હતા; ટ્રિબ્યૂનો ટ્રેબની સભા નીમતી ને બાકીના આફિસરો જેઓ લીજિઅનમાં રહી ઓછામાં ઓછી પાંચ લડાઈ લડ્યા હોય તેઓમાંથી જોઈને તેટલાને કોન્સલો નીમતા; રાજ્યકાર્યમાં ને સેનમાં એકસરખીજ વ્યવસ્થા હતી. મુકરર કરી રાખેલા લશ્કરી અમલદારો નહોતા, પણ જેઓએ રાજ્યકારભાર કરેલો અથવા લડાઈમાં કામ કરેલું તેઓ લડાઇની વખતે આફિસરો બનતા; જાથુનું લશ્કર નહોતું, પણ લડાઈની વખતે જેટલું જોઇએ તેટલું લશ્કર ઊભું થતું; કવાયત શીખેલા સિપાઇઓ નહોતા પણ દરેક સિપાઈએ ઘણીક લડાઈમાં નોકરી કરી અનુભવ મેળવેલો હતો. પછવાડેના કાળમાં રોમન સેન પોતાના સરદારનેજ વળગતું રહેતું, રાજ્યની સેવામાં તેટલું નહોતું; એમ કરવાની રીત સિપિઓથી શરૂ થઈ ને મરાયસ તથા સીઝરે પૂરેપૂરી દેખાડી; સિપિઓને કુમકી લશ્કર આપવાની જ્યારે સેનેટે ના કહી ત્યારે તેણે પોતાના જુમ્મા ઉપર લશ્કર ઊભું કીધું હતું ને તેઓને પછી ઈટલીના દક્ષિણભાગમાં જમીનો વહેંચી આપી હતી; એવાં લશ્કર લૂંટને લોભે ઘણાં ઊભાં થતાં હતાં.

સર્વિયસ રાજાએ રોમના કેટલાક ધનવંતોને રાજ્યમાંથી ઘોડા આપી શહેરનાં લશ્કરમાં નોકરી કરવાનું સોંપ્યું હતું ને **ઈક્વૈટ** કહેવાતા ને તે સૌ મળીને છત્રીસેં જણ હતા. જ્યારે રોમે બહુ મૂલક મેળવ્યો ત્યારે રોમમાં ઘણાએક જણ દોલતમંદ થયા હતા ને એમાંના ઘણાએકે પોતાને ખાનગી ખર્ચે ઘોડેસવાર થઈ લશ્કરમાં નોકરી કરવાની ઇચ્છા દેખાડી હતી ને તે ઉપરથી નવી ગોઠવણ થઈ હતી—સરકારી ઘોડાવાળા ને પોતાના ઘોડાવાળા એમ બે પ્રકારના **નૈટ** કહેવાતા. જે ઈક્વૈટ સેનેટર થતો તે પોતાના વર્ગમાંથી ટળતો; ઈક્વૈટ કેટલાક સેનેટરના કુળમાંના ને કેટલાક તવંગર વેપારી હતા—એઓ (જાણે એક નાનો અમીરવર્ગ હોયની તેવે રૂપે) પ્રસંગે પ્રસંગે સેનેટ સભાના કામની સામા થતા.

લીજિઅનનો ધ્વજ તે એક મોટા ભાલા ઉપર રસેલા ધાતુનો ગરૂડ હતો, ને પદવીવાળો આફિસર તે ધ્વજ ઝાલતો; સૌ સિપાઇઓ ધ્વજને ભક્તિપૂર્વક માન આપતા; વાદ્યમાં માત્ર પિત્તળની તતૂડીઓ હતી; લશ્કરનો કવાયતીબંદોબસ્ત સખ્તી કરીને પણ બરોબર રાખવામાં આવતો; અસાધારણ પરાક્રમ કરનારાને બક્ષિશ આપવામાં આવતા; જે દુશ્મનના કોટ ઉપર પ્રથમ ચઢતો તેને અને જે સિપાઈ પોતાના સાથીનો જીવ ઊગારતો તેને ક્રૌન (તાજ અથવા માથાનો એક શણગાર) પહેરાવી માન આપવામાં આવતું અને જે

મુખ્ય સરદાર જીતતો તેને માથે **લોરલ** ઝાડનાં પાતરાંનો હાર વીંટાળી માન આપવામાં આવતું. સેનેટ જો આજ્ઞા આપતી તો જયી સરદાર મોટા ઠાઠથી રોમમાં પ્રવેશ કરતો—નકશીવાળો મહેરાબ ઊભો કરવામાં આવતો ને તેની નીચેથી તે સરદાર નગરમાં દાખલ થતો; લોકના જોવામાં આવે માટે બજારોમાં ને મહોલ્લાઓમાં પાલખો ઊભી કરવામાં આવતી; પ્રથમ ઘોડેસવારની તૂકડી વાજતાં રણશિંગાં સાથે દેખાતી, પછી પૂજારીઓ (પવિત્ર જભ્ભા પહેરીને) બળિદાન આપવાના સો ધોળા બળદ તથા તેના રખેવાળો સાથે દેખાતા, પછી જીતેલા લોકનાં શસ્ત્ર ધ્વજ તથા લૂંટનો સામાન એથી ભરેલા રથો ને તેની પાછળ કેદીઓનાં ઝુંડ એ દેખાતાં; પછી પાછાં રણશિંગડાં વાજતાં ને જાંબુઆ રંગનો જભ્ભો પહેરેલો તથા લોરલ પત્રનો હાર કપાળે વીંટાળેલો એવો, અને હાથીદાંતનો દંડ હાથમાં લીધેલો એવો, વળી જેની આગળ ગરૂડવાળો ધ્વજ તથા ઘોડેસવારો એવો જયી સરદાર ચાર ધોળા ઘોડાના સુંદર રથમાં બેશી આવતો દેખાતો; તેની ચોમેર સુંદર વસ્ત્ર શસ્ત્ર સજેલા લશ્કરી સરદારો ફરીવળેલા શોભતા; ધોળાં વસ્ત્ર પહેરેલાં છોકરાંઓ તેની ઉપર સુગંધિ તથા પુષ્પ ફેંકતાં ને યશગીત ગાતાં; છેલ્લીવારે લડીને જીત કરેલી તે લશ્કર આવતું; એ પ્રમાણે સવારીનો ઠાઠ હતો. કેદી થયેલા રાજાઓને સૌને દેખાડ્યા પછી મારી નાંખવામાં આવતા ને બીજા કેદીઓને ઓચ્છવની રમતમાં વિકરાળ પશુઓ સાથે લડવાને મોકલવામાં આવતા. રોમનાં લડાઇનાં વહાણો બેડોળ હતાં; નાળનું માથું કોઈ પશુના આકારનું ને લોઢાનું કરતા કે શત્રુનાં વહાણને ડૂબાડવાં સહેલ પડે.

**ધર્મ**—મૂળ તો સબૈન લોકનો, પછી કેટલાક દેવનાં નામ ને ક્રિયા એ ઈટ્રસ્કન લોકનાં આવ્યાં ને હેલેનિક દેવદેવીઓ એ પણ હતાં. અસલની વખતના રોમન ખેડુતો ઈશ્વરનું ભય માનતા;—અમારાં કરતાં તે શ્રેષ્ઠ છે ને અમારાં કર્મની તે તપાસ રાખેછે, વળી તે સારાં કર્મને તથા સાધુવૃત્તિને ચાહેછે ને ભૂંડાં કર્મને તથા અપ્રમાણિકપણાને ધિક્કારેછે એ સાચું માની તે પ્રમાણે વર્તતા. પણ કાર્થેજની લડાઈ પછી લોકની ધર્મનીતિ ઉપરથી આસ્થા ઊઠી ગઈ હતી; ઉત્તરકાળમાં તેઓમાં વહેમ બહુ વધી ગયો હતો—જૂના ઓરેકલને કોઈ માનતું નહોતું, પણ ઈજિપ્ટના ને પૂર્વ તરફના દેશોના દેવદેવતા તથા તેઓ સંબંધી ક્રિયાઓ તેઓએ દાખલ કરી હતી. છેલ્લીવારે તેઓ ખ્રિસ્તી થયા હતા.

**લોકની સ્થિતિ, નીતિ, રીતભાત**—સામનૈટ સાથે લડાઈ ચાલી ત્યારથી તે કાર્થેજીનિઅન સાથે બીજીવારની લડાઇ પૂરી થઈ ત્યાંસૂધીના (૩૪૩–૨૦૨) કાળમાં આ પ્રમાણે હતી; પ્રગણાંના લોક સાદા, પ્રમાણિક ને અસભ્ય તડભડિયા હતા; કોટ ચણેલાં નગરોમાં મુખ્ય ગૃહસ્થો ને તેના અનુજીવી તથા ગુલામો રહેતા; પણ અદાસ નગરજનનો મોટો ભાગ નગરની આસપાસના પ્રદેશોમાં પોતપોતાનાં ખેતરનાં ઉત્પન્ન ઉપર નિર્વાહ કરી રહેતો; તેઓ પોતાનો માલ વેચવાને અથવા રાજસભાઓનાં કામમાં ભાગ લેવાને વખતે વખતે નગરમાં આવતા; તેઓનાં ઢોરને ચરવાને સરકારી જમીન હતી; તેઓનાં બૈરાં સણ ઊન કાંતી વણી ઉપયોગમાં લાવતાં; તેઓને ઘર બાંધવાને ને ખેતીનાં ઓજાર કરવાને લાકડાં પથરાની છત હતી–ધાતુ ને મીઠું એ ઉપર રાજ્યનોજ મખતો હતો. જેમ જેમ વંશવિસ્તાર વધતો તેમ તેમ કેટલાક ખેડુત રોમનો પોતાનાં ખેતર વેચી બીજે ઠેકાણે જઈ વસતા ને કેટલાક મજૂરીનો ધંધો કરી કરકસરથી ગુજરાન ચલાવતા. રાજ્યતાબામાં આવેલી ઘણીએક જમીન હતી તે સત્તાધારીઓએ તેમને અને લાટિન થતા બીજા લોક જેઓ સંસ્થાની નગરજન થવાને ઇચ્છતા હતા તેઓને વસવાને કહાડી આપી હતી–જો શત્રુલોક લડાઈ કીધા વિના તાબે થતા તો તે રોમની પ્રજા ગણાતા, પણ જો તે સામા થઈ લડતા ને હારતા તો તે ગુલામ થતા. નાના ખેડુતો ખરીદ કરી શકતા નહિ તેથી તવંગર પાટ્રિશિયન તથા પ્લીબીઅન એઓ ગુલામોને ખરીદ કરતા–એ ગુલામો બે પ્રકારના હતા–શંહેરના ને ગામડાંના; તેઓને નગરજનના કોઈ પણ હક્ક નહોતા; તેઓ રાજ્યના ધારા પ્રમાણે લગ્ન કરી શકતા નહિ; તેઓની પોતાનાં છોકરા ઉપર સત્તા નહોતી; તેઓ પોતાને નામે જમીન રાખી શકતા નહિ; ગુનાહને માટે તેઓનો સરકારી કોર્ટમાં ઇનસાફ થતો ને ગુલામની કીમતથી વધારે નહિ તેટલા નુકસાનની જવાબદારી ધણીઓને શિર રહેતી; ગુલામને મારી નાંખવો, લંગડો કરવો, તેના ઉપર સખ્તી કરવી એ તેના ધણીને નુકસાન થયું એમ મનાતું ને ધણી નુકસાનનો દાવો માંડી બદલો મેળવતો; ધણીને નુકસાન ન થાય ને ગુલામને દુઃખ દીધું હોય તો તે બાબતની દુઃખ દેનારને સજા નહોતી. જો કે મોટે ઘેર કેટલાક ગુલામોને દુઃખ ન હોતું ને એઓ પોતાના ધણીના માનીતા તથા સલાહ આપનારા હતા, ને કેટલાક ગુલામોના તાબામાં બીજા ગુલામો હતા, તોપણ ગુલામોની મોટી સંખ્યા—વિશેષે ખેડુત ગુલામો ઢોર પ્રમાણે ગણવામાં આવતા; તોપણ વળી સારી

ચાલના બદલામાં તેઓને છૂટાપણું મેળવવાની આશા રહેતી તેથી હાલના હબશી ગુલામોના જેવી તેઓની હાલત નહોતી. છૂટા થયેલા ગુલામો પરચુરણ ધંધો કરતા, દુકાન માંડતા ને કેટલાક તો સારી કેળવણી પામેલા હતા. સ્ત્રીઓની સ્થિતિ સારી હતી; કુટુંબમાં તેઓનાં માન હતાં, **લ્યુક્રેસિયા, વેલમ્નિયા,** ને **ગ્રીકીની મા કોર્નેલીઆ** જેવી સ્ત્રીઓથીજ પુરૂષના હૃદયમાં મોટી ઇચ્છા ને શૂરવીરપણાના વિચારો એ ઉત્પન્ન થયાં હતાં. જેમ સ્ત્રીઓ પતિવ્રતા, સંભાળીને ખર્ચ કરનારી હતીઓ તેમ પુરૂષો મિતપણે રહેતા ને પ્રસંગે પોતાના પ્રાણ પણ અર્પણ કરતા. રાજ્યના ધારાપ્રમાણે પરણેલી સ્ત્રીઓને ખાસ હક્ક નહોતા ને તેઓ ગુલામની પેઠે તદન પોતાના ધણીની તાબેદારીમાં હતી તોપણ તેઓનાં માન હતાં. જ્યાંસૂધી બાપ પોતાના છોકરાને સ્વતંત્રપણે વર્તવાની છૂટી ન આપે ત્યાંસૂધી એઓ તેમને આધીન હતા. જેપ્રમાણે માણુસે દેવતાઓને પૂજવા ઘટિત છે તેપ્રમાણે છોકરાંઓએ બાપને પૂજ્ય વડીલ જાણી તેની આજ્ઞામાં રહેવું એવું હતું; વડીલ બાપનો ધાક ને સૂધી નીતિનો અભ્યાસ એથી તરૂણો વિચારમાં તથા કર્મમાં બેમર્યાદ થતા નહિ. રોમે કાર્થેજ સાથે તથા ગ્રીસ સાથે છેલ્લી લડાઈઓ કરી જીત મેળવી, ને પોતાનું ચક્રવર્તી રાજ્ય કહેવડાવ્યું તેવામાં રોમનો બીજા દેશોના સંબંધમાં આવવાથી છટેલ ને મોજીલા થયા હતા; ગામગામડાંના લોકે પોતાની જમીન મિલ્કત વેચી શહેર કસ્બામાં રહેવા માંડયું ને પરિણામ આ થયું કે ત્યાં ને સૌથી વધારે રોમમાં ગરજાઉ, ભેખીકરા, તોફાન હુલ્લડ કરવાને તૈયાર એવા લોકની સંખ્યા વધી ગઈ હતી. રાજ્યકારભારીઓ લોભી લાંચીઆ થયા હતા ને સ્ત્રીઓ પણ મોજીલી ને છટેલી થઈ હતીઓ. રોમનલોકના પહેરવેશમાં બાંય વગરનો અર્દ્ધચંદ્રાકાર રમતો જભ્ભો ને તંગીઓ એ હતાં; પુરૂષો ઊઘાડે માથે ફરતા; પગમાં પાવડી–ચંપળ અથવા અડધો નળો ઢંકાય તેવા ઊંચી એડીના જોડા પહેરતા. ખાનપાન જૂના વખતમાં સાદું હતું, પણ જેમ જેમ તેઓ સત્તામાં વધ્યા તેમ તેમ તાબે કરેલા મૂલકના લોકનું સવાદદાર ખાણું ખાતા થયા–કેટલાક મહારાજાઓ પોતાનાં ખાણાં ઉપર નવાઈની વસ્તુઓ દેખડાવવાને ઉડાઉપણે ખર્ચ કરતા; નાનાં પક્ષીઓનાં ભેજાં, તથા કલેજાં, પોપટનાં માથાં, મોર તથા બુલબુલની જીભ એનાં ખાણાં તો રોજનાં હતાં–રોમનો કોચ ઉપર અઠેલીને જમતા. કોઈએ કુંવારા રહેવું નહિ એવો રાજ્યનો ધારો હતો, રહે તેને માટે સજા હતી; એકવાર સેન્સરોએ સઘળા કુંવારા જુવાનોને એક મુકરર મુદ્દતમાં પરણવાને માટે શપથ ખવડાવ્યા હતા. લોકના ખેલતમાશામાં મુક્કીબાજી, કુસ્તીબાજી, હથિયારબાજી, ગાડીઓની શરત એ હતાં, પણ જંગલી પશુઓ ને જોરાવર માણસો એ બેની લડાઈનો તમાશો રોમનોને બહુ ગમતો હતો ને એ જોવાનેમાટે ગોળાકૃતિ મકાનો બંધવવામાં આવ્યાં હતાં–કોલોસ્સીઅમ નામનું હતું તેમાં એંશી હજાર માણસનો સમાવેશ થતો; ઇ૦ સ૦ પૂ૦ ૨૫૦ પછી એવા તમાશા ઘણા થતા હતા. ( મહારાજા કોન્સ્ટંટૈને ખ્રિસ્તીધર્મ સ્વીકાર્યા પછી તે બંધ કરાવ્યા હતા. )

**ભાષા, વિદ્યા, કળા**–રોમે ઇટલીનો સર્વ પ્રદેશ પોતાના તાબામાં લીધો ( ૨૭૪–૨૬૪ ) ત્યારથી તે કાર્થેજ સાથે પહેલી લડાઈ પૂરી થઈ ( ૨૪૧ ) તે દર્મિયાનમાં રોમન લોકની લાટિન ભાષા સુંદર ઘડાઈ–લાટિન લોકની ભાષામાં કેટલાક શબ્દ ગ્રીકને મળતા હતા; ( કેટલાક ધાતુ તો ગ્રીક તથા સંસ્કૃત સરખાજ છે; લાટિન ભાષા ગ્રીક કરતાં સંસ્કૃતને વધારે મળતી છે ) રોમની લાટિન ભાષામાં પીલાસ્જિઅન ને હેલેનિક શબ્દોની સાથે ઓસ્કન, આમ્બ્રીઅન ને વિશેષે સબૈન શબ્દો ઉમેરાયા; એ પ્રકારે થયેલી રોમની લાટિન ભાષા તે કાળપરત્વે કેળવાતાં ખરબચડી ટળી સરળ સુંદર થઈ ( લાટિન લોક રોમના રાજ્યમાં મળી ગયા તેથી તેઓએ પણ નવી લાટિન સ્વીકારી હતી ). દક્ષિણ ઇટલી ને સિસિલી એની જીત કીધા પછી ગ્રીક લોકના સંબંધથી રોમનોએ ભાષાવિદ્યા તરફ મન દોડાવ્યું; તેઓને નાટકોનો બહુ શોખ હતો તેથી પ્રથમ તે રચાયો (ઈ૦ સ૦ પૂ૦ ૩ જા સૈકામાં);–પણ તે ઘણાંખરાં ગ્રીક નાટકોનાં ને વિશેષે યૂરિપિડીસનાં નાટકનાં ભાષાંતર હતાં; નીવિયસે કાર્થેજની પહેલી લડાઈ ઉપર વીરરસ કવિતા રચી હતી ( એ કવિ ૨૦૩ માં મરણ પામ્યો હતો ); એન્નીઅસ કવિયે ( ૨૩૮–૧૬૮ ) દેશી ગીતોને ઊંચાં મૂકી ગ્રીકછંદ ને રીતિયો એ લાટિનમાં વપરાતાં કીધાં હતાં. એણે ગ્રીકના શોકનાટકનાં તથા હાસ્યનાટકનાં ભાષાંતર કીધાં હતાં, પણ તેણે રોમનું વૃત્તાંત–કાર્થેજની લડાઈ એ ઉપર વીરરસ કવિતા લખી તેથી તેની કીર્તિ જાતુ રહી છે. **ફેબીઅસ** ને **સિન્સર** એ બે પહેલવહેલા લાટિન ગદ્ય લખનારા હતા, તે બંનેએ કાર્થેજની બીજી લડાઈની હકીકત લખી હતી ( ફેબીઅસ ૨૨૫ માં સેનેટર થયો હતો ). કોતર—નકશીકામ ને ચિત્રકામ માનવંતાં ગણાતાં. કાપિટલવાળી ટેકરી ઉપર પિત્તળનું એક મોટું પૂતળું ઊભું કરવામાં આવ્યું હતું ( ૨૯૩ );- **ફોરમમાં** જૂના કાળના મહાપુરૂષોનાં

પૂતળાં ઊભાં કરવામાં આવ્યાં હતાં; રોમ્યુલસ તથા રીમસ એ બેની જોડ વરૂને ધાવતી એવો પિત્તળનો એક ઘાટ કાપિટલ ઉપર મૂકવામાં આવ્યો હતો (૨૯૬); જ્યારે દક્ષિણઇટલીની જીત કીધી ત્યારે ગ્રીક હુનર રોમનોના જોવામાં સારીપેઠે આવ્યો. જૂના વખતમાં માત્ર તાંબાનો બેડોળ શિક્કો તેઓ વાપરતા–એક રતલ તાંબાના કકડા ઉપર વહાણની નાળ ગમે તેવી કહાડતા; રૂપાનો શિક્કો પહેલવહેલો ૨૬૯ માં પડચો, ને સોનાના શિક્કા ૨૦૫ માં પડ્યા; જીતેલા પ્રદેશોમાંથી પૂતળાં ને ચિત્ર હજારો આણ્યાં હતાં, પણ રોમનો પોતાની નવી યોજના ઉમેરી સુંદર કળામાં વધારો કરી શકયા નહોતા. સિસરોના વખતમાં પણ તેઓ વ્યવહારમાં કામ લાગે તેટલીજ ગણિતવિદ્યા જાણતા; એક છાયાયંત્ર ૨૯૩ માં ને બીજો ૩૦ વર્ષ પછી રોમમાં આવ્યા હતા, પણ તે વખત દેખડાવે તેવી રીતે કોઈ માંડી શકયા નહોતા. ઘરોનાં છાપરાં પાતળાં પાટીઆંનાં હતાં ને ૨૬૪ થી નળીઆં વપરાતાં થયાં હતાં; ઇમારત તથા વહાણ બાંધવાનો હુનર ને ઇજનેરી કળા એમાં રોમનો ઘણાજ નિપુણ હતા. તેઓ નબ્બર ટકાઉ, ઉપયોગી ને સુંદર ભવ્ય શિલાકામ–રસ્તા, પુલ, નહેર, અર્ધચંદ્રાકાર નાટકશાળા, ઈત્યાદિ ઘણાંજ વખણાયછે.

રોમે ગ્રીસની જીતથી એકચક્રી રાજ્ય ચલાવ્યું તે સમા ઉપર ને પહેલાં વિદ્યાકળાની સ્થિતિ આ પ્રમાણે હતી—**પ્લૉટસ, ટીરેન્સ,** વગેરે ઘણાક નાટક લખનારા થયા, પણ તેથી લોકના ઉપર ટકે તેવી અસર થઇ નહિ; તોપણ નિંદા–ઉપહાસ્યની કવિતામાં રોમનોએ પોતાની બુદ્ધિ યશસ્વી દેખાડી. એ કવિતાનો ઉદય પ્રથમ **લ્યૂસિલિયસે** (૧૪૮–૧૦૩) કીધો ને પછી **હૉરેસ** તથા **જુવેનલ** એઓએ પૂરો ઉત્કર્ષ દેખાડચો હતો. લાટિન ગદ્યમાં વૃદ્ધિ થઈ નહોતી; રાજકાર્ય–ન્યાયપ્રકરણ સંબંધી ભાષણો કરવાનો પ્રથા બહુ વધ્યો હતો તેથી ભાષણો માત્ર ગદ્યમાં લખાયાં હતાં.

માંહોમાંહે લડાઇ ચાલી ત્યારથી તે ઑગસ્ટસ મહારાજાના સમય સૂધીમાં ભાષણો કરવાની વિદ્યા સર્વ પ્રકારે સુંદર દેખાઈ; **સિસરો** શાસ્ત્રી ને રાજ્યવ્યવહારમાં સર્વોપરિ ભાષણ કરનારો હતો; **ગ્રાકી, આંટોનિઅસ કાસ્સર, સલપીશીઅસ, કોટ્ટા, હોર્ટેનશીઅસ, સીઝર** એ પણ પ્રખ્યાત હતા. વૃત્તાંત, ઇતિહાસ, ચરિત્ર એ ઘણાં ને સારા લખાયાં—**સ્ટ્રાબો, ઓટીપેટર, સૈશેના, કાટ્યૂલસ, રૂફસ, સાલસ્ટ, સિલ્લા, સીઝર, હિરશીઅસ, એપીઅસ, બાલબસ** એ હતા; પણ પ્રજાસત્તાક રાજ્યનો છેલ્લો જોસ્સાવાળો લખનારો **સાલસ્ટ** હતો ને એણે લાટિન ભાષાનું જેટલું કૌવત હતું તેટલું દેખાડચું; અને **લિવિ** જે ઇ૦ સ૦ પૂ૦ ૫૯ માં જન્મ્યો તેણે ઈતિહાસ લખનારાઓમાં સર્વોપરિ માન મેળવ્યું. વ્યાકરણ તથા શબ્દશાસ્ત્રમાં કેટલાક જણે અભ્યાસ કરવા માંડેલો, પણ તેમાં **વાર્રો** એણે લાટિન ભાષાવિષે સમર્થ ગ્રંથ લખ્યો હતો. નાટક લખતાં ને થતાં તદન બંધ પડી ગયાં; હાસ્ય ઊપજાવનારા સંવાદ લખાતા થયા, પણ તેના ઉપર લોકનો પ્યાર થોડા દહાડા રહ્યો. કવિતા નવી નવી ને સારી સારી લખાઈ–લ્યૂસીલીઅસ પછી સાઠ વર્ષમાં **લ્યૂક્રેશિયસ** (૯૫–૫૧) ને **કાટલ્લસ** (૮૭ માં જન્મ્યો હતો ને ૪૭ માં જીવતો હતો) એ બે કવિયો પ્રખ્યાતિમાં હતા; પછી **વર્જિલ** (૭૦–૧૯ ઈ૦ સ૦ પૂ૦) એણે **ઇનીઅડ** નામની સુંદર વીરરસ કવિતા (માત્ર ઈલિયડથીજ ઊતરતી) લખી છે. હોરેસ (૬૫–૮) ને જુવેનલ (પહેલા સૈકાના અંતમાં હતો) એ કવિયોએ લોકના દુરાચારને હશી કહાડ્યા અને કવિ **ઓવિડે** (ઇ૦ સ૦ પૂ૦ ૪૩–ઈ૦ સ૦ ૧૮) જે માણસોએ બીજી દેહ ધારણ કરેલી તેઓની વાર્તા લખી છે, પણ તે પ્રેમવિષય કવિતાથી વિશેષે પ્રસિદ્ધ છે.

ઈટલી દેશમાં અનેક જાતના લોકની ઊથલપાથલ થઈને કેટલાંક રાજ્યો મંડાયાં હતાં; તેમાં લાટિન, સબૈન, ઇટ્રૂસ્કન એ પણ રાજ્યો હતાં; લાટિન એ એક કુળના શુદ્ધ નહિ પણ સંકર લોક હતા; કેટલાએક રાજવંશી લાટિન બહારવટીઆઓએ ટૈબર નદીને તીરે પાલેટૈન ડુંગરી ઉપર ચોર લૂંટારાઓનું રોમ નામનું ગામ વસાવ્યું (ઇ૦ સ૦ પૂ૦ ૭૫૩). ઉદ્ધત ઉન્મત્ત વાંઢા જુવાનોએ સબૈન રાજકુટુંબનાં બૈરાં લૂંટયાં ને પછી લાટિન સબૈન લોક ભેળા થઇ રોમનગરીની સત્તા માનતા થયા. થોડેક કાળે ઇટ્રૂસ્કન તથા લાશિયમના લોક ભળ્યા ને રોમે પોતાની વસતીને માટે સાત ડુંગરીઓનો પ્રદેશ રોકયો;–તે **સપ્તશૃંગી રોમ**નગરી કહેવાતી થઈ. એ નગરીમાં વસનારામાં રાજકુળ તથા સૈનિકજન તેજ માત્ર **રોમન** અથવા **રોમના સ્વતંત્ર નગરજન** કહેવાતા; બીજા તે મિશ્ર દાસલોક હતા; રોમનોને માટે યુદ્ધ ને કૃષિ એ બેજ કર્મ હતાં; અને બીજા સઘળા ધંધા મિશ્ર ને દાસ લોક કરતા; રોમનો તે કેવળ પ્રદેશ પ્રદેશના ભળેલા લશ્કરી લોક હતા, પણ તેમાં લાટિન વીર્ય બહાર પડતું જણાતું, તેઓની ભાષા સંકર પણ લાટિન હતી, અને તેઓનો

ધર્મ ગ્રીકના ધર્મને ઘણોખરો મળતો હતો; પણ ગ્રીસમાં ધર્મ તથા રાજ્યને જેટલો સંબંધ હતો તેના કરતાં રોમમાં વધારે હતો, ( રોમમાં ધર્મ તે રાજ્યનો એક વિષય હતો ); તેઓ અનેક દેવદેવીઓને પૂજતા, ને સારાનરસા શકુન માનતા; સરકારથી નીમાયલા ઉપાધ્યાયો શુભાશુભ કર્મ કરાવતા.* દરેક રોમન ( ઠેરવેલી વયનો) યુદ્ધને પ્રસંગે શસ્ત્ર ધરતો, સરદારની આજ્ઞામાં રહેતો ને યુદ્ધમાં શત્રુથી સરસ થવું તે મોટી ને ઊંચી માન પ્રાપ્તિ છે એમ સમજી લડતો; સમાધાનીના કાળમાં તેઓ લૂંટમાં મળેલી પોતપોતાના હિસ્સાની જમીનો ખેડતા (રોમના ઉત્કર્ષકાળમાં પણ મોટમોટા લોક પોતાની નવરાસમાં ખેતી કરી આનંદ માનતા ); ખેતીકામથી તેઓનાં શરીર કસાયલાં કઠણ હોવાથી તેઓ કોઈપણ વખતે લડવા નીકળી પડવાને તૈયારજ રહેતા. પોતાનામાંનો કોઈ સરદાર પોતાનું મહત્ત્વ વધારવાને તજવીજ કરતો અથવા ગર્વિષ્ઠપણે વર્તતો તો તેઓ તે સહન કરી શકતા નહિ ને તેવિષે નિસ્પૃહ પણ રહેતા નહિ. સાત રાજાઓ થયા તેમાં રોમ્યુલસે સાંસારિક રાજકીય ને સૈનિક વ્યવસ્થા કરી વિશેષે લાટિનશક્તિ દેખડાવી અને ન્યૂમાએ ધર્મવિષયની વ્યવસ્થા કરી વિશેષે સબૈનનીતિ દેખડાવી; બે રાજ્યમાં સબૈન સુધારો બહાર પડ્યો. ટલ્લસ ને આંકસ એ બેનાં રાજ્યમાં લાટિન સબૈન લોક પરસ્પર હળીગયેલા દેખાયા, પણ જીતેલા પ્રદેશના લાટિન લોક રોમની વસ્તીમાં વધ્યા ને તેઓનો એક સ્વતંત્ર વર્ગ પ્લીબીઅન નામનો ઊભો થયો. ટાર્કિવન ને સર્વિયસનાં રાજ્યોમાં રાજકીય વ્યવહાર માટે લોકની જાતિયોની વ્યવસ્થા થઇ–ઈસ્ટ્રૂસ્કન ને લાટિન એઓની એક નવી જાતિ થઈ; પણ તેમાં પાછળથી લાટિન લોક આગળ પડ્યા; એ રાજાઓએ પ્રથમ તો પ્લીબીઅનોને કેટલાક હક્ક આપી એઓની મદદે સેનેટની સત્તા ઘટાડી પોતાની વધારી. છેલ્લા ટાર્કિવને પ્લીબીઅનોને પણ તુચ્છકાર્યા ને પોતાનીજ નિરંકુશ સત્તા ચલાવી; તેના દીકરાએ લ્યૂક્રેશિયાની આબરૂ લૂંટી ને પછી પાટ્રિશિઅન તથા પ્લીબીઅન એઓએ એકત્રપણે રાજાને કુટુંબસહિત ભગાડ્યો–રોમનોનું પ્રજાસત્તાક રાજ્ય થયું.

વર્ષે વર્ષે બબ્બે કોન્સલ પ્લીબીઅનોનાં બહુમતે પાટ્રિશિઅનોમાંથી નીમાતા થયા. કોન્સલો રાજાના જેવીજ સત્તા વાપરવા લાગ્યા ને પાટ્રિશિઅનોએ પ્લીબીઅનોને લૂંટવા દમવા તુચ્છકાર કરવા માંડ્યા; પ્લીબીઅનો સામા થયા; ભારે ટંટા ચાલ્યા; દુરાગ્રહી પાટ્રિશિઅનો પોતાનું ઉપરીપણું–ઉચ્ચપણું જુદું જાળવી શક્યા નહિ ને ખંતી પ્લીબીઅનોએ ઘણે વર્ષે પણ સરખા હક્ક લીધા. પરસ્પર ટંટા ચાલ્યા તેથી ઘણાએક ધારાઓ પણ બંધાયા: **આગ્રેરિયનલૉ** † ચર્ચાયો (૪૮૬ માં ); દીવાની ધારા સર્વાનુમતે બહાલ રહીને પિત્તળની ટેબલો‡ ઉપર કોતરાયા, (૪૫૧); બંને વર્ગ એક બીજા સાથે લગ્નવહેવાર રાખે તે સંબંધી ધારો થયો ( ૪૭૫ ); ઈત્યાદિ. જે કાળમાં રોમનો ન્યાય તથા સમાનતાને માટે માંહોમાંહે સ્પર્દ્ધાદ્વેષથી વઢતા તેજ કાળમાં તેઓ નગર–રાજની ભક્તિના અભિમાનથી સાથે મળી બહારના શત્રુઓના ઉપદ્રવ નિવારવાને લડાઈઓ કરતા ને આપોપું પ્રગટ કરતા: **બ્રૂટસે** નિષ્ઠુરપણે કેવળ ન્યાયે રાજદ્રોહી દીકરાઓને દેહાંત કીધા. એટ્રુરિયાના એક નગરનો રાજા પોરસેન્ના જે પદભ્રષ્ટ ટાર્કિવનની તરફથી રોમ ઉપર ધસ્યો આવી છાવણી કરી રહ્યો હતો તેને મારી નાંખવાને મ્યુશિયસ સ્કીવોલા તેની છાવણીમાં ધૂસ્યો ને કારભારીને રાજા જાણી ખંજર મારી કેદી થઈ સપડાયો, અને પોરસેન્નાએ જ્યારે કહ્યું કે રોમન લશ્કરનો છૂપો ભેદ જણાવી

---

* નવાં નગરની સ્થાપના કરતી વેળા કર્મ કરાવનારાઓ પ્રથમ તો અગ્નિને ઓળંગી શુદ્ધ થતા, પછી ગોળ ખાડો ખોદી તેમાં ઋતુનાં પહેલાં ફળ ને જૂના નગરની થોડીએક મટોડી નાંખતા; પછી બલિદાનમાં વધેરેલાં પશુઓનાં આંતરડાં ઉપરથી જો અનુકૂળ છે એવું જાણવામાં આવ્યું તો તેઓ ચાકેવતી નગરની સીમની નિશાનીઓ કરી આવતા; ને પછી એક ધોળો ગોધો ને એક વાછરડી એ બે હોળને જોડી તે હોળ નિશાની પ્રમાણે ફેરવવામાં આવતી ને પછી ક્ષેત્રપાળ કુળદેવી વગેરેની આરાધના કરવામાં આવતી. ન્યૂમાએ માણસ કે કોઇ બીજા પ્રાણીની મૂર્તિ પૂજવાની મના કીધી હતી; ને ત્યાર પછી ૧૬૦ વર્ષ તો તેઓનાં દહેરાંઓમાં મૂર્તિઓ નહોતી.

† એ ધારાને માટે બીજીવારની દરખાસ્ત ટેબીરિઅસ ગ્રાક્કસે કરી હતી ને ઓક્ટેવિઅસ સામો હતો, તોપણ ઘણાક ફેરફાર સાથે તે પસાર થયા હતા ને જમીનની વહેંચણી કરવાને કમિશનરોને અખત્યાર આપવામાં આવ્યો હતો (૧૩૩); સીઝરે કંપેનિઆની જમીનનેમાટે એ ધારો અમલમાં આણ્યો હતો ( ૫૯ ).

‡ પહેલી ટેબલમાં જુદા જુદા અમલદારો આગળ દીવાની કામ ચલાવવા સંબંધી, બીજીમાં ચોરી, વિશ્વાસઘાત, ધાડ લૂંટ સંબંધી, ત્રીજીમાં દેણદાર સંબંધી, ચોથીમાં બાપની દીકરાઓ ઉપર કેટલી સત્તા તે સંબંધી, પાંચમીમાં વારસ વાલી સંબંધી, છઠીમાં મિલ્કત ને કબજા સંબંધી, સાતમીમાં જુદા જુદા અપરાધ સંબંધી, આઠમીમાં જમીન, વતન, રસ્તા, સીમાડા, વાડીઓ તથા ઝાડ રોપવા સંબંધી, નવમીમાં લોકના–રોમનનગરજનના હક્ક સંબંધી, દશમીમાં મરણક્રિયા સંબંધી, અગિયારમીમાં ધર્મ ને પૂજન સંબંધી અને બારમીમાં લગ્ન સંબંધી, તથા ધણીધણીઆણીના હક્ક સંબંધી ધારા હતા.

દે, નહિતો તને જીવતો બાળી મૂકવામાં આવશે ત્યારે મ્યુશિયસે પાસે દેવતા ધગધગતો હતો તેમાં પોતાનો હાથ ધરી રાખી બાળી મૂકયો,–એમ તેણે દેખડાવ્યું કે રોમનો રાજ્યને દ્રોહ કરે તેવા નથી ને કોઈપણ દુઃખ ખમવાને ધીટ છે. (પોરસેના, રોમન સાથે સલાહ કરી પાછો વળ્યો હતો.) દુકાળમાં સેનેટે સિસિલીથી અનાજ મંગાવ્યું હતું ને મફત આપવું કે વેચવું એનો તે વિચાર કરતી હતી, તેમાં **કોરિયોલેનસ** જેણે વોલ્સી લોક સામા ઘણીકવાર લડીને રાજ્યસેવા કીધી હતી, પણ જેને પ્લીબીઅન ઉપર દ્વેષ હતો તેણે અનાજને વેચવાવિષે મમત ધર્યો; લોકે તેને નગર બહાર કીધો; તે જઈ રોમના શત્રુ વોલ્સી લોકને મળ્યો ને લશ્કર એકઠું કરી રોમને ઘેરો ઘાલવા આવ્યો; સેનેટરોએ ને ઉપાધ્યાયોએ જઈ જઈ વિનવી વિનવીને સમજાવ્યું, પણ તેણે ન માન્યું; તેની મા ને તેનું કુટુંબ કરગરવા લાગ્યાં કે જન્મભૂમિનો નાશ ન કરવો; એ પ્રસંગે તે બોલ્યો હતો કે "મા હું તાબે થાઉં છઉં, પણ તેં રોમને ઊગારી તારા દીકરાનો નાશ કીધોછે." (કોરિયોલેનસે લશ્કર પાછું વાળ્યું ને વોલ્સી લોકે તેને મારી નાંખ્યો). વળી **ફેબીઐ, વર્જિનિઅસ, સિનસિનેટસ, ડેંટેટસ,** એ પણ નામાંકિત હતા. પ્રજાસત્તાક રાજ્ય સ્થપાયા પછી રોમનોએ તેર વર્ષ તો ટાર્કિવન તથા તેની તરફથી લડવા આવેલા પડોસના રાજાઓની સામા લડાઇ કીધી હતી ને તેમાં **રેજિલ્લસ** સરોવરને તીરે જે થઈ હતી (૪૯૮) તેમાં રોમનોએ જીત મેળવી હતી. પછી તેઓએ પડોસના લોક સાથે ને મુખ્યત્વે વોલ્સીઅન ને વીએનટૈન લોક સાથે જ્યારે ત્યારે લડાઇઓ કીધી હતી ને તેમાં છેલ્લી **વીઐ** સાથે દશ વર્ષ ચાલી હતી—હઠ્ઠી પાટ્રિશિઅન ને મોટો લશ્કરી સરદાર **કાંમ્મિલસ** એણે ઘણી ઝડપથી ધસારો કરી ઘેરો ઘાલ્યો ને સુરંગ ખોદાવી કિલ્લો લીધો ને પુષ્કળ લૂટ મેળવી (૩૯૬); ફ્લસીઅન સાથે તે લડતો હતો તે પ્રસંગે નગરના એક નિશાળ ભણાવનાર મહેતાજીએ પોતાના નિશાળીઆ જે મોટા લોકના દીકરા હતા તેઓને કામ્મિલસને હવાલે કરી દેવાં માંડ્યા, પણ એણે તે મહેતાજીના હાથ બંધાવી તેનાજ નિશાળીઆ પાસે સોટીઓથી તેને મરાવ્યો હતો ને બોલ્યો હતો કે રોમનો છોકરાઓ સાથે લડતા નથી, પણ પુરૂષો સાથે લડેછે; એ વર્તણુકથી પ્રસન્ન થઇ ફ્લસીઅન લોક ખુશીથી તાબે થયા હતા (૩૯૪); ૩૯૧ માં વીઐની લૂંટની વાજબી વાંટણી ન કરી એવો તેના ઉપર અપરાધ મૂકવામાં આવ્યો તે ઉપરથી તે પોતાની મેળેજ રાજ્ય બહાર થયો; ૩૯૦ માં ગોલ લોકે રોમને લૂંટ્યું ને બાળ્યું હતું ને પછી તેઓ ઘણુંક સોનું લેઇ વિદાય થતા હતા તેવામાં કામ્મિલસે બહાર આવી તેઓને હાંકી કહાડયા ને રોમને ફરીથી બંધાવ્યું; ૩૬૭ માં તે પાંચમી વારનો ડિક્ટેટર હતો ને એંશી વર્ષનો હતો તોપણ તેણે બીજી વાર આવેલા ગોલને મારી કહાડયા હતા. એ સમા ઉપર સબૈન, એટ્રુરિઅન, લાટિન, એકવી, વોલ્સી એ રાજ્યો સાથે પણ લડાઇઓ ચાલ્યાં કરતી ને તેમાં રોમની ઉપરાઉપરી જીત થઈ હતી; તોપણ હજી રોમનગરી પોતાનો રાજ્યપ્રદેશ વધારી શકી નહોતી;—તે પોતાનાં જેવાં નાનાં નાનાં ને અદેખાં વિકરાળ પડોશી રાજ્યો સાથે ટક્કર લયાં કરતી, પોતાનાં માનનું ને જાતનું રક્ષણ કર્યાં કરતી ને વેળાએ વેળાએ સામાને મોહ પમાડતી. રોમનો ઈ૦ સ૦ પૂ૦ ૩૪૩ માં સામનેટ સાથે લડવાને બહાર પડયા. ડેશિયસ અતિ સાહસ કરતાં પડયો, પણ રોમનોની જીત થઈ (૩૪૧); લાટિન લોકે સામનેટને મદદ કરેલી તે ઉપરથી તે લોક સાથે લડાઇ કરી તે લોકને ફરી ન ઊઠે તેવા કીધા (૩૩૮); બીજી વાર સામનેટ સાથે લડાઈ થઇ (૩૨૬–૩૦૪) તેમાં (૩૨૧) જોકે તેઓને **કોડીન ફોર્કર્સ**ની નેળમાંથી બે આડી ને એક ઊભી એમ તરવારો મૂકીને કરેલી ઝુંસરીમાંથી પૂર્ણ લજ્જિતપણે નીકળવું પડયું હતું તોપણ તેઓ પ્રકૃતિથીજ ખંતીલા ને કોઇના દબાવ્યા દબે નહિ તેવા લોહધૃતિવાળા હતા તેથી તેઓએ પોતાને થયેલા નુકસાનનો વિચાર ન કરતાં હીણી શરતે સલાહ ન કરતાં લડાઈઓ આપ્યાં કીધી ને અંતે સમોવડીઆ સામનેટને પૂરેપૂરા હરાવ્યા (૨૯૦). પછી તેઓએ દક્ષિણ ઈટલીમાં ટરેનટૈન ગ્રીક સાથે લડાઈ કીધી ને એઓએ પોતાની મદદમાં ઈપૈરસના પ્રિંહસને બોલાવ્યો; એણે છ વર્ષ (૨૮૦–૨૭૫) લડાઈ કરી કેટલીક જીત મેળવી, પણ અંતે તેને પોતાને દેશ જતું રહેવું પડયું ને ૨૭૧ માં ટરેનટૈન તૂટયું. પછી ૨૬૪ સૂધીમાં રોમનગરીએ આખા ઇટલીદેશમાં સર્વત્ર પોતાના ગરવા ગરૂડની આણ વર્તાવી ને તેના પુત્રો કાર્થેજીનિઅન સાથે લડી (૨૬૩–૨૪૧) મહાજય મેળવી, જગત્‌માં કીર્તિ કરી જેનસનું દહેરૂં બંધ રખાવી (૨૩૫) વિશ્રામ આનંદ લેતા વિરાજ્યા.

જેઓની સ્થિતિ સાદી ને સૂધી હતી, જેઓને મોજમઝાનો ચેપ લાગ્યો નહોતો, જેઓ ઘરમાં, રાજ્યમાં ને રાજ્ય બહાર પોતાનું શૌર્ય કેળવતા ને સુઘટ કરતા, સાહસ કરતા ને સહન કરતા, પોતાના મહત્ત્વ શ્રેષ્ઠત્વનાં અભિમાન રાખતા, જેઓએ માંહોમાંહે લડીને

પોતાની રાજનીતિ દૃઢ કીધી હતી; જેઓએ પરરૂપના અંતરાગ કહાડી નાંખી એક બળવાન સ્વરૂપ ધારણ કીધું હતું, જેઓનું લશ્કર જાથનું ને અનુભવી સરદારોવાળું હતું,—તે રોમનોએ આખો દેશ પોતાની સત્તામાં આણ્યો; પોતાની પાસે વહાણનો કાફલો નહિ તે છતાં તરતનોતરત નવો કરી કોન્સલ **ડ્યુઈલિયસ**ની સરદારી તળે વહાણની લડાઈ સર્વોપરિ રીતે લડનાર એવા જે કાર્થેઝીનિયન તેઓને હરાવ્યા (૨૬૦); કોન્સલ રેગ્યુલસના* (૨૫૬) ઉત્તેજનથી લડાઈ જારી રાખીને અદ્ભુત જય મેળવ્યો (૨૪૧); એટલેથીજ તેઓ અટક્યા નહિ;—તેઓએ લશ્કરી વહાણે ઈલીરિઆના ચાંચીઆઓનો નાશ કરી ગ્રીસનાં રાજ્યોમાં ખટપટ કીધી; ૭ લાખ પેદળ ને ૭૦ હજાર હેદળ એકઠું કરી ૭ વર્ષ ગોલ લોક સાથે લડાઈઓ કીધી; ક્લૂશિયમ આગળ ૫૦ હજાર કપાઇ પડ્યા, પણ **ટેલામો** આગળ જય મેળવી (૨૨૫), ઉત્તર ઈટલી તાબે કીધું; ઈસ્ટ્રિયા ને ઈલીરિઆ જીત્યાં (૨૧૯) ને ગ્રીસમાં દાખલ થવાનો રસ્તો પાડ્યો; કાર્થેજ સાથે બીજી વાર ભારે લડાઈ મચી (૨૧૮–૨૦૨) તેમાં **સિપિઓ**ની સરદારી તળે કાર્થેજનાં છેલ્લાં શૌર્ય પરાક્રમ દેખાડનારા **હાનિબલને** ઝામા આગળ હરાવી તે મહારાજ્યનું તેજ પોતાનામાં વધાર્યું; માસીડન સાથે લડાઈ કરી (૨૧૪–૧૯૪) ને **ફ્લામિનિયસ** સરદારની મારફતે ગ્રીસની ભાંજગડમાં ન્યાયાધીશપણું કીધું; સીરિયાના આંટિઓકસ સાથે લડાઈ કરી ત્યાંના કારભાર સંબંધી વ્યવસ્થા કીધી (૧૯૨–૧૮૮); ઉત્તર ઇટલીમાં ને મધ્ય સ્પેનમાં લડાઈઓ કરી બંડ બેસાડ્યાં ને હલ્લા હઠાવ્યા, (૨૦૦–૧૭૭); માસીડન સાથે ત્રીજી વારની લડાઈ કીધી (૧૮૦–૧૬૮); માસીડન તથા ગ્રીસ સાથે છેલ્લી લડાઈઓ કરી (૧૫૧–૧૪૬) તે પ્રદેશોને પોતાના પ્રાંત કીધા; કાર્થેજ સાથે ત્રીજી વાર લડાઈ કરી (૧૫૪–૧૪૬) તે જૂના રાજ્યની સમાપ્તિ કરી; અને પોતાને અજિત સર્વોપરિ વિજયી કહેવડાવ્યો;—રોમનગરી મહા વિસ્તારવાળા પ્રદેશની સત્તાધારી મહારાણી રૂપે જગત્નાં અનેક સૌંદર્યથી પ્રકાશી.

ઇ૦ સ૦ પૂ૦ ૨૩૫ માં કાર્થેજની સમૃદ્ધિ પોતાની કરી લેવાનું નક્કી કરી અશ્રાંત સ્વભાવના રોમનો પાછા લડાઈમાં ઊતર્યા, ને પછી નવા નવા જય તથા નવી નવી સમૃદ્ધિ દેખી મોહલોભથી ઉશ્કેરાઈ વિજયી ને સમૃદ્ધિ ભરપૂર શોભ્યા; પણ તેઓની અંતર્સ્થિતિ આ પ્રમાણે હતી: લશ્કરના સરદારો અને પ્રાંતના હાકેમો પુષ્કળ દ્રવ્ય ને પુષ્કળ દાસ સાથે રોમમાં પ્રવેશ કરતા, ખેતર ને ઘરો ખરીદ કરી તેની વાડીઓ બનાવતા, ને પોતાના દાસને કામે લગાડતા; એથી ઘણાએક ગરીબ લોક ભૂખે મરતા થયા હતા; પણ તે ગરીબ લોક રોમનગરજન હતા ને રાજકાજમાં મત આપવાનો હક્ક ધરાવતા હતા, ને તેઓ પદવીઓના ઉમેદવારો પાસેથી લાંચો લેઈ વધારે આપનારાને માટે પોતાનું મત આપતા, તેથી યોગ્ય પુરૂષો નહિ પણ શ્રીમંત તથા ધીતાળ પુરૂષો મોટી પદવીનો કારભાર કરતા;—એઓ ખરચેલાં નાણાનો અવેજ વધારા સાથે પાછો મેળવવાને લોક પાસે બળાત્કારે નાણાં કહડાવતા; અન્યાયે કારભાર કરતા ને અનેક શિક્ષાથી લોકને પીડા કરતા. કાર્થેજની વેપાર દોલત, પશ્ચિમ એશિયાની મોજમઝા ને છટેલાઈ, ગ્રીસની કળા ને સુધરાઈ એ સંધાના રંગોમાં રોમની બડછટ કઠીણાઈ ભળી, ને **કેટો** તથા **સિપિઓ** એ બે જુદા શોભ્યા. સ્થિતિ સાદી ને સૂધી હતી તે હવે ઠાઠમાઠ, મોઝમઝા ને ખટપટવાળી થઇ; રોમનો સૂધા ને સાધુ હતા તે હવે લડાઈખોર, લોભી ને રીતભાતમાં અહંકારી થયા હતા; નવા દેશ જીતવાનો જોસ્સો હજી તેઓનો ઘટ્યો નહોતો, પણ લડાઈમાં તેઓ અતિક્રૂર થતા હતા. એ સ્થિતિમાં ૨ લાખ ગુલામોએ સિસિલીમાં સત્તાધારીઓની સામા લડાઇઓ કીધી (૧૩૪–૧૩૧) ને બીજી વાર (૧૦૫–૧૦૨) કરેલી તે રોમનોએ બેસાડી હતી, પણ બંનેમાં મળીને ૧૦ લાખ જીવનો ઘાણ વાળ્યો હતો. શ્રીમંતોના અનાચારથી ગરીબ રોમનો પીડિત થતા તેની દાઝે ટૈબીરિઅસે જમીન સંબંધી ધારાના સુધારાને માટે પોકાર ઊઠાવ્યા ને બહુ લોકનાં મતથી કેટલાક પસાર પણ કરાવ્યા, પણ શ્રીમંતોએ દ્વેષે ભરાઈ તેને મરાવી નાંખ્યો; ટૈબીરિઅસનો ભાઈ કેઅસ ઈટલિઅન લોકને પણ નગરજનના હક્ક અપાવવાને બહાર પડ્યો, પણ એ ૩ હજાર માણસ સાથે રોમના મહોલ્લામાં ક-

* એણે આફ્રિકા જઈ હાસદ્રુબલ, બોસ્તાર, હામિલકર એ સરદારોને હરાવ્યા હતા; લાસીડીમનના ક્ઝાન્તિપ્પસે કર્થેજના લશ્કરની સરદારી કરી રોમનોને હરાવ્યા ને રેગ્યુલસ પાંચ વર્ષ કેદમાં રહ્યો (૨૫૫–૨૫૦); વળી જ્યારે રોમનોએ કર્થેજીનિઅનોને હરાવ્યા ત્યારે એઓએ સલાહની માગણી કરવાને વકીલો મોકલેલા તેની સાથે રેગ્યુલસને પણ મોકલ્યો હતો, પણ આવું વચન લેઈને કે જો અમારી માગણી રોમ કબૂલ ન રાખે તો તારે પાછાં આવવું; એણે રોમ જઈ કર્થેજના બળનો ભેદ જણાવી દેઈ સેનેટને લડાઈ ચાલુ રાખવાનું સમજાવ્યું; સૌએ તેને રોમમાં રહી પડવાનું કહ્યું તોપણ તે પોતાનું વચન પાળવાને પાછો કાર્થેજ ગયો હતો ને ભુંડે મોતે મુઓ હતો.

પાઈ પડચો (૧૨૧); એ બે ભાઇઓ ગયા, પણ લોકમાં ધારા સુધારવાનો જે જોસ્સો હતો તે મટચો નહોતો ને મરાયસ જેણે ન્યૂમીડિઆના જગરથા રાજાને કેદી કરી રોમમાં જયમાન મેળવ્યું હતું (૧૦૬) ને જેણે કોન્સલપણામાં ક્રિમ્બી ને ટચૂટન લોકનાં ૧ લાખ ૪૦ હજાર માણસ કાપી નાંખી જય મેળવ્યો હતો (૧૦૧) તેણે કેટલીએક નીચી જાતિયોને રોમના લશ્કરમાં નોધી ને તે નવાં માણસોને રોમ ઉપર ભક્તિ નહિ તેથી તેઓ લૂંટ અપાવનારા અમલદારોની ચાકરીમાં રહેતા થયા. રાજ્યનાં પોતાનાં લશ્કર ન રહ્યાં, પણ શ્રીમંત સત્તાધારીઓનાં પોતપોતાનાં રાખેલાં લશ્કર થયાં. સ્પેન રોમને તાબે થયું હતું, પોમ્પીએ પોંટસના રાજા મિથ્રિડેટિસને હરાવી સીરિઆનો રોમનો પ્રાંત કીધો હતો; પણ જેમ મૂલકોમાં તેમ રોમમાં પણ લોકમાં સામસામા પક્ષ બંધાયા હતા; શ્રીમંતો ને લોક એઓ વચ્ચે, શ્રીમંત ને વગવાળા એઓ વચ્ચે અને વળી પોતપોતામાં મોટી સત્તા—અગ્રેસરપણું–શ્રેષ્ઠપણું એને માટે જોશમાં ઝગડા ચાલતા; યુદ્ધની કીર્તિ, રાજ્યની સ્વતંત્રતા ને સ્વદેશનું માન તથા તેનો ઉત્કર્ષ એનો ભાવ રોમનોએ ઘટાડી નાંખ્યો હતો ને તેઓ મદોન્મત્ત હાથીઓનાં યુદ્ધમાં જેમ ફાવે તેમ ભાગ લેતા થયા હતા. લોકપક્ષનો **મરાયસ** ને સરદાર પક્ષનો **સિલ્લા** એ બે જણે પરસ્પર લડાઇ કરી મોટો સંહાર કીધો (૮૯) અને સિલ્લાએ જબરી કરીને વગર મુદ્દતનું ડિક્ટેટરપણું મેળવ્યું. **સિસરો**એ કાટીલેનનું તર્કટ ખુલ્લું પાડચું. પછી યુદ્ધકુશળ **પોમ્પી**, બુદ્ધિશાળી **સીઝર** ને ધનાઢચ **ક્રાસ્સસ** એઓએ રોમના મહારાજ્યનો કારભાર વહેંચી લીધો. **ક્રાસ્સસ** પાર્થિઅન સાથે લડતાં પડચો ને પછી બે જણ સર્વોપરિ સત્તાને માટે સ્પર્દ્ધા કરતા થયા. સીઝરે ગોલમાં જીત મેળવી હતી ને તે લોકનો માનીતો હતો તેથી સરદારપક્ષનો પોમ્પી અધીર થયો ને એણે સેનેટ પાસે ઠરાવો કરાવી સીઝરને ઈટલી બહાર રાખ્યો, પણ એણે ધશી આવી રોમ લીધું ને પોમ્પીને ફાર્સેલીઆની લડાઇમાં (૪૮) હરાવ્યો; (પોમ્પીને ઇજિપ્ટમાં કોઈએ મારી નાંખ્યો); અને પછી તેણે આફ્રિકા તથા સ્પેનમાં પોમ્પીપક્ષના લોકને જીતી જયોચ્છવના ઠાઠથી રોમમાં પ્રવેશ કીધો; સેનેટે તેને રોમના મહારાજ્યનો સદાનો **ડિક્ટેટર** ઠેરવ્યો ને **ઇમ્પરેટર—સરદાર** એ ઉપનામ આપી સર્વોપરી શ્રેષ્ઠ માન આપ્યું (ઈ૦ સ૦ પૂ૦ ૪૬).

સીઝરવાળો રોમનો ગરૂડ પોમ્પીવાળા રોમના ગરૂડને પરાભવ પમાડી પૂર્ણતૃપ્ત—કૃતાર્થ થઈ દીપ્યો;* પણ તરતજ પછી સીઝર રોમનરૂપી ગરૂડ સેનેટસભામાં જખમો લેઈ પડચો ને રોમનું પ્રજાસત્તાક રાજ્ય ચંપાઈ ગયું. રોમનો જે પ્રથમ સ્વતંત્ર, સાધુવૃત્તિના, રાજભક્ત, રાજકીર્તિને અર્થે પોતાની કીર્તિના ઉત્કંઠિત ને પ્રૌઢપ્રતાપી હતા તે પાછળથી પરતંત્ર, પ્રપંચવૃત્તિના આત્મભક્ત, આત્મકીર્તિની તૃષ્ણા રાખનારા ને કેવળ સંસારવિલાસી થયા હતા; તેઓએ કેટો ને સિસરો એ પુરૂષોની તતૂડીઓને કાન આપ્યો નહોતો, ને સીઝરને મારનારામાંના બ્રૂટસે સ્વતંત્રતાના હિમાયતી થઈ લશ્કર ઊભું કીધું, પણ તે હારીને પોતાનીજ તરવાર ઉપર પડચો; ઓક્ટેવિયસ (સીઝરનો દત્તપુત્ર) ને આંટની એ બે જણ સીઝરના મોતનું વેર લેવાને સાથી થયા ને બે જણે સાથે મહારાજ્યમાં સત્તા ચલાવી, પણ તે બે પાછા લડચા; આંટની આકિસઅમની લડાઈમાં પડચો (ઇ૦ સ૦ પૂ૦ ૩૧) ને ઓક્ટેવિયસ એણે તદબીર કરી સઘળી સત્તા પોતાને હાથ લેઈ લીધી—**ઓગસ્ટસ**–કીર્તિમાન એ ઉપનામ ધારણ કીધું–(ઈ૦ સ૦ પૂ૦ ૨૭).

રોમમાં પ્રથમ રાજાઓનું રાજ્ય હતું; પછી પ્રજાસત્તાક થયું પણ પાટ્રિશિઅનો કર્તાહર્તા હતા; પછી શુદ્ધ પ્રજાસત્તાક થયું; પછી ભ્રષ્ટ પ્રજાસત્તાક રાજ્યમાં શ્રીમંત રોમનો કર્તાહર્તા થઈ પડચા ને છેલ્લે હવે પાછું કેવળ રાજાઓનુંજ રાજ્ય થયું. બ્રિટન, ફ્રાન્સ, સ્પેન, ઈટલી, ગ્રીસ, એશિયામૈનર, આસીરિયા, સીરિઆ, પાલેસ્ટૈન, અરબસ્તાનનો કેટલોક પ્રદેશ, ઇજિપ્ટ ને આફ્રિકાના

* સીઝરે જે પુષ્કળ લૂંટ મેળવી હતી તે તેણે ધોતાળપણે વહેંચી નાંખી હતી; દરેક સોજરને હજાર હજાર ડાલર ને દરેક રોમનગરજનને વીસ વીસ ડાલર મળ્યા હતા; તેલ અનાજ પુષ્કળ વહેંચ્યાં હતાં, અનેક તમાશા કીધા હતા, ને એક વખત ૨૨ હજાર ઓરડાઓમાં રોમના સઘળા લોકને પોતાને ખર્ચે જમાડયા હતા; દરેક ઓરડામાં ૧૨૬ ગ્યાલનનું એક બદ એવાં બબ્બે બદ દરાખના દારૂનાં રાખ્યાં હતાં. મોજશોખ ને છટેલાઇ વધી ગઈ હતી; શ્રીમંતો ઠાઠમાઠ રાખતા, મોજીલા રહેતા, તેઓનાં ઘર આરસ પાહાણનાં હતાં ને તે હાથીદાંત સોનું રૂપું એથી શણગારેલાં હતાં; દેશદેશની નવાઈની વસ્તુઓને ખાવાપીવામાં લેતા; થોડા મિત્રોને એક વાર જમવા તેડવાનો ખર્ચ ૧૦ હજાર ડાલર થતો; ને એક ઉડાઉ પોતાની મોટી દોલત ઉડાવી દીધા પછી અઢીસેં ડાલર પાસે રહ્યા એટલે તે માત્ર એકજ વર્ષની શીલક છે એમ વિચારી આપઘાત કરી મુઓ હતો. ધોતાળપણું કરવાને રોમનો પ્રાંતપ્રાંતના શ્રીમંતોને લૂંટતા ને મોટાનું જોઇને લોક પણ આળસુ, છટેલ, અસ્વસ્થ ને ઉદમાતીઆ થયા હતા.

ઉત્તરકાંઠાનો પ્રદેશ એટલી પૃથ્વીનાં-મહારાજ્યનો મહારાજા ઓગસ્ટસ સીઝર રાજધાની રોમના સુંદર રાજમંદિરમાં પ્રૌઢ વિરાજ્યો; અને પૂર્વનો રોમન રંગ, રોમન ગ્રંથકારોનાં સુંદર લખાણમાં છાયારૂપ પણ તકતકતો ભાસ્યો. ઓગસ્ટસથી તે કોમોડસ સૂધીનાં બસેં વર્ષના કાળમાં રાજ્યસ્થિતિ આ પ્રમાણે હતી: ઓગસ્ટસ ને ટ્રેજનની વચમાંના વખતમાં બ્રિટન રોમના રાજ્યનો એક પ્રાંત થયો હતો; ટ્રેજન ડેશિયા (હંગરીનો કેટલોક પ્રદેશ વાલેચિઆ ને મોલદેવિઆ) જીતી હિંદુસ્તાન તરફ વધ્યો હતો, પણ હેડ્રિયને ડેશિયા રાખી બાકીનો મૂલક છોડી દીધો હતો. મહારાજ્યનું લશ્કર પોણાચાર લાખ માણસનું ત્રીસ લીજિઅનનું હતું,—ત્રણ બ્રિટન ખાતે, સોળ ફ્રૈન તથા ડાન્યૂબ ખાતે, આઠ યૂફ્રેટિસ ખાતે ને અફ્રેકી સ્પેન, લીબિઆ ને આફ્રિકાનાં જંગલ એ ખાતે હતી. સેનેટ ને લશ્કરી સિપાઈઓ એ બેની સમ્મતિથી મહારાજા નીમાતા, પણ એઓ પોતાના વંશજોને ગાદી મળે તેવી તજવીજ કરતા; પ્રાંતના લોક પોતપોતાનો ધર્મ પાળતા, પણ રાજકીય સુખ તેઓને નહોતું; મહારાજા ને સેનેટ એઓના નીમેલા અમલદારો મૂલકી કારભાર કરતા. મૂલકી કારભાર કરતા રોમન અને સંસ્થાનોના રોમન એઓને રોમનગરજનના હક્ક મળતા. રોમનાં વહાણ રાતા સમુદ્રનાં બંદરો ઉપરથી ઊપડી મલબાર કાંઠાના ને સીલોનનાં બંદરોમાં જતાં ને રૂપાના બદલામાં રેશમ મોતી મસાલા લેઈ આવતા. કમ્મોડસ પછી (ઇ૦ સ૦ ૧૯૨) પ્રીટોરિઅન ગાર્ડ ને તેઓના પ્રીફેક્ટ એઓના ઠેરવેલા પુરૂષો મહારાજા થતા ને એઓ પાછલાની તથા તેના સંબંધીઓની કતલ કરતા. સેપ્ટેમિઅસ સેવરસ એણે સેનેટને કહાડી નાંખી ને રોમના મહારાજા કેવળ નિરંકુશ થયા. મહારાજ્યના સઘળા લોક એકત્ર થઈ એકબીજા સાથે હળીમળી જવા લાગ્યા; માત્ર યાહુદીઓ પોતાના ધર્મના આગ્રહથી ને ગ્રીક પોતાના તત્ત્વશાસ્ત્રના અભ્યાસથી જુદા રહ્યા. દરેક મહારાજાના મોત પછી પ્રાંતપ્રાંતનાં લશ્કરો પોતપોતાના માનીતા સરદારોને મહારાજા ઠેરવતા, ને એઓ પરસ્પર લડતા ને જબરા થતા તે બીજાઓને હણવાનો પ્રયત્ન કરતા; ડાયોક્લીશિઅન (૨૮૪) મહારાજાએ પોતાનું મહારાજ્ય પોતાના ચાર દીકરાને વહેંચી આપ્યું, પણ પાછા ટંટા ચાલ્યા ને તેમાં અંતે કોન્સ્ટનટૈન ફાવ્યો ને આખા રોમનરાજ્યનો મહારાજા થયો. તેણે કુળનો ધર્મ છોડી ખ્રિસ્તીધર્મ સ્વીકાર્યો (૩૧૨) ને બૈઝાનૂશિઅમ નગરને ફરીથી બંધાવી કોન્સ્ટંટિનોપલ નામ રાખી તેને પોતાનું રાજનગર કીધું (૩૩૨).

ખ્રિસ્તી લોકે પહેલાંના મહારાજાઓના કાળમાં બહુ બહુ દુઃખ વેઠયાં હતાં, પણ હવે રાજ્યાશ્રય મળવાથી તેઓ મૂર્તિપૂજકોને હણવા લાગ્યા; ખ્રિસ્તી મઠ ને દેવળ રોમમાં કહીં કહીં ને છૂપે છૂપે ઠેકાણે હતાં તે હવે પ્રગટ ભવ્ય બંધાયાં; ધર્મને માટે કષ્ટ પામી મરણ પામેલા પુરૂષોની ઘોરની પાસે ઝુંપડીઓ બાંધી તેમાં ખ્રિસ્તીમંડળો પ્રાર્થના કરતાં, પણ હવે ધર્મના ઉપાધ્યાયો તથા સાધુઓ સુંદર દેવળોમાં ઠાઠથી પ્રાર્થના ને ભાષણો કરતા થયા; ધર્મનો પ્રસાર થવાથી ધર્મકર્મવિધાન નવાં રચાયાં. પ્રાચીન કાળનાં દહેરાંનો તથા મૂર્તિયોનો સંહાર થયો ને મૂર્તિપૂજકો નાશ પામ્યા અથવા ખ્રિસ્તી થયા. એ રીતે **રોમનો** ને રોમના રાજ્યના લોક ખ્રિસ્તી ધર્મ પાળતા થયા. મહારાજા હેનોરિઅસ પછી આખા મહારાજ્યનાં બે રાજ્ય થયાં (૩૯૫) અને થોડાં વર્ષ પહેલાં કે પછી તેટલામાં કયાથલિક ખ્રિસ્તીઓમાં ગ્રીક ને રોમન એ બે પંથ નીકળવાના વિચારે ચાલ્યા. પછી ગોથ, વાંડલ, હન વગેરે જુદી જુદી જાતના જંગલી લોકોએ રોમના રાજ્ય ઉપર હૂમલાઓ કીધા; અને છેલ્લે રોમનો રાજા રોમ્યુલસ પોતાનાં રાજચિન્હ મૂકીને હેર્યુલી જાતના જંગલી ટોળાના સરદાર ઓડોઆસર એને શરણ થયો; રોમ-ઇટલીના લોક પાછા સંકર થયા (૪૭૬).

## કાળસ્વરૂપ.

એ કાળમાં **અર્થે** વસ્તુપ્રાપ્તિના યત્ન, યત્નથી પ્રાપ્ત થયેલા જય, વૈભવ ને નાશ એની લીલા દેખાડી. ભયસંકટ દુઃખે પીડિત એવાઓએ અને લોભથી ઉત્કંઠિત એવાઓએ જગત્માં દોડાદોડ ને ધૂમાધૂમ કરી મૂકી. ઈ૦ સ૦ પૂ૦ ૧૮૪ માં હન લોકે ચીનની ગાદી ઝડપી ને ઈ૦ સ૦ ૨૬૫ થકી રાજ્યમાં અસ્તવ્યસ્ત હતી. ઈ૦ સ૦ ૫૯ પછી બૌદ્ધ ઉપદેશકોએ પોતાનો ધર્મ ચીનાઓ પાસે પળાવ્યો હતો. હિંદુસ્તાનમાં બૌદ્ધોએ ચક્રવર્તી રાજા અશોકનો આશ્રય મેળવી ધર્મપ્રસાર કીધો; સિથિઅન લોકે આવી રાજ્ય માંડેલાં તેને વિક્રમે હરાવી દેશમાંથી કહાડ્યા; બ્રાહ્મણોએ ગ્રંથો લખી વાદ કરી રાજાઓનાં આશ્રય શોધી બૌદ્ધને પજવ્યા, ને હિંદુસ્તાનમાંથી કહાડ્યા. સીરિઆના રાજ્યમાંથી પાર્થિઆ તથા બાક્ટ્રિયા એ બે જુદાં પડ્યાં ને ઇરાનનું નવું રાજ્ય મંડાયું. રોમનોએ ભીતરના પ્રપંચે ને બહારના યુદ્ધે ઉપરાઉપરી ઘણાંક મોટાં ને બળવંત રાજ્યો જીતી લેઈ પોતાનું મહારાજ્ય કીધું—

આઠ ચોરસ મૈલની ને ત્રણ ચાર હજાર વસ્તીની રોમનગરી ને એજ રાજ્ય તે ૧૫ લાખ ચોરસ મૈલનું ને ૧૨ કરોડ વસ્તીનું* મહારાજ્ય અસંખ્ય સમૃદ્ધિથી શોભ્યું ને પાછળથી સદ્ગુણી રોમનોએ દુર્ગુણી થઈ રાક્ષસની પેઠે મહાવૈભવ કીધો. પછી મહારાજ્ય અવ્યવસ્થિત થયું;-(ત્રીજા સૈકામાં) કેટલાક પ્રદેશો ઉપર ગોથ, ફ્રાંક વગેરે લોકે હૂમલા કીધા; (ચોથા સૈકામાં) ખ્રિસ્તીધર્મે રોમ ઇટલી ને બીજા કેટલાક પ્રાંતોમાં જય મેળવ્યો; (પાંચમા સૈકામાં) હન, ઓસ્ટ્રોગોથ, વીસીગોથ, વાંડલ, આલની, સ્વેવી, ફ્રાંક, બર્ગેંડિયન ઇત્યાદિ જંગલી ઝુંડો ઊભરાયાં; રોમ-જગત્નું રાજનગર લૂંટાયું, ને મહારાજકીય પ્રલય થઈ રહ્યો.

## મહાકાળસ્વરૂપ.

**લોકજાતિ**—પ્રલયસમયથી તે ઈ૦ સ૦ સૈકા પાંચ સૂધીમાં કેટલાક દેશ પ્રદેશોમાં લોકનાં રાજ્યમંડળો હતાં અને રાજ્યોની સરહદ પાર ભટકતા પહાડી રાની લોકનાં અનેક ટોળાં હતાં. અસ્વસ્થ તથા અણઘડ લોકે વિકરાળપણે રાજ્યક્ષેત્રો ઉપર તૂટી સમયે થોડો ને સમયે મોટો નાશ કીધો; અને સ્વસ્થ તથા સુઘડ લોકે મહેચ્છાએ રાજ્યક્ષેત્રોના વિસ્તારની ને વિવેકે તેનાં બળસૌંદર્યની વૃદ્ધિ કીધી. રાજ્યમંડળના લોક બેશુદ્ધ ને એક સંકર એમ ત્રણ જાતિમાં જણાયા. હિંદુસ્તાનના આર્યરાજ્યના તે ઉચ્ચેચ્છ તથા વિવેકી, અને તુર્કસ્તાનના તે મહેચ્છ તથા ઉદ્ધત હતા; વળી એ બેના ગુણોમાંના થોડાઘણાનાં મિશ્રણથી ઘડાએલે નવે નવે સ્વરૂપે બીજા લોક હતા: ચીનાઓ ઉગ્રપ્રપંચી પણ વળી વિવેકી, ઇજિપ્શિઅનો ઉદ્ધતપ્રપંચી પણ વળી વિવેકી, ઈરાની મીડિઅન તે વિવેકી ને મહેચ્છ, ગ્રીક તે ઉચ્ચેચ્છ પણ સ્વચ્છંદી અને રોમન તે વિવેકી, મહેચ્છ ને વળી પ્રપંચી ઉદ્ધત હતા. હિંદુસ્તાનના આર્યજને, ઈજિપ્શિઅનોએ ને તુર્કસ્તાનના યાહુદી-ઓએ ધર્મસત્તાના રંગ, આસીરિયન, બાબિલોનિયન, મીડિઅન ઈરાની એઓએ નિરંકુશ રાજ્યસત્તાના રંગ, ગ્રીકે સ્વતંત્રતાના રંગ ને રોમનોએ સત્તાસ્વતંત્રતાનાં યુદ્ધના રંગ વિશેષ દર્શાવ્યા; વળી, ફિનિશિઅન કાર્થે-જીનિઅનોએ સાહસ ઉદ્યમના વેપારરંગ દર્શાવ્યા. આર્ય તથા યાહુદી એઓએ ધર્મનાં રાજ્ય પ્રવર્તમાન કીધાં ને ગ્રીક તથા રોમન એઓએ કેવળ રાજ્યના ધર્મ પ્રવર્તાવ્યા. ચીના, આર્યજન, ઇરાની, યાહુદી, ઈજિપ્શિઅન અને ગ્રીક તથા રોમન એઓમાં રાજ્ય-ધારા હતા.

**વ્યવસ્થાનીતિ**—મુખ્યત્વે બે પ્રકારની દેખાઈ—એક જાતના લોકે બહુ કુળમાં વહેંચાઇ પોતપોતાની જુદી જુદી ને વળી એક સામાન્ય એવી* અથવા પોતપોતાની જુદી જુદીજ એવી† નીતિ દેખાડી; અને અનેક જાત—કુળના લોકે એક ઠેકાણે રહી એક સામાન્ય નીતિ દેખડાવી.‡ હિંદુસ્તાન, ઈજિપ્ટ, પાલેસ્ટૈન ને ચીન એ દેશપ્રદેશના લોકે, પોતાની સ્થાપેલી વ્યવસ્થાને વળગી રહી, પરજાત—પરદેશીના સંબંધી દૂર રહી, ધર્મ તથા પ્રદેશનું સંરક્ષણ કીધું; હિંદુસ્તાન ને ઈજિપ્ટના લોકમાં વિશેષ આ હતું કે તેઓએ જાથુની જાતિયો રાખી આગ્રહી અભ્યાસે પોતપોતાનાં કર્મમાં વિશેષ કુશળતા મેળવી રાજ્યનું બળ તેજ વધારવાના યત્ન કીધા. ઈરાની, મીડિઅન, આસીરિઅન, બાબિલોનિઅન એઓની નીતિ આવી કે ઘણી જાતનાં ને ઘણાંને એકત્ર કરી ઘણાં જણનાં એકઠાં થયેલાં શરીર-બળે પોતપોતાનાં રાજ્યરૂપી ઐક્યને ઘટ્ટ કરવાં. ગ્રીકની નીતિ આવી કે એક જાતનું—અક્કેક જણનું હોય તેને બહુ રૂપે કરી બુદ્ધિબળ તથા શૌર્યાદિ સદ્ગુણ વધારી એક સંપે રહેવું; અને રોમનોએ કુળભેદ કહાડી સમાનતા આણી ઐક્યને ઘટ્ટ સબળ કીધું. આર્ય તથા યાહુદી એઓએ અવશ્ય ધર્મ કર્મ કરવામાં ને સદાચાર પાળવામાં પોતાનાં તહીં અહીંનાં સુખ શોધ્યાં; આસીરિઅન ઈરાની એઓએ મોટા પ્રદેશ ને બહુ સમૃદ્ધિ એના કેવળ સંસારી વૈભવમાં યશ શોધ્યા; ગ્રીકે સ્વતંત્ર નગરના ઉપર પ્રેમભક્તિ રાખવામાં પોતપોતાના અનેક સ્વતંત્ર યશ શોધ્યા; અને રોમનોએ નગરીનું માન વધારતાં પોતાનું માન વધારી લોભને વશ થઈ મહાપ્રદેશ ને મહાસમૃદ્ધિના વૈભવ શોધ્યા. આર્ય રાજ્ય તે ધર્મપુરૂષનું રાજ્ય હતું ને તેને આધીન પ્રદેશ પ્રદેશના રક્ષકસ્વામી સ્વતંત્ર ક્ષત્રી રાજા હતા. યાહુદી પ્રજાસત્તાકમાં પાછળથી રાજા થયા. ગ્રીક ને રોમન જેઓએ પોતાના રાજાઓને કહાડી મૂકી ગર્વિષ્ઠપણે પ્રજાસત્તાક રાજ્ય કીધાં હતાં તેઓજ પાછા ઉત્તરકાળમાં નિરંકુશ રાજાઓની પ્રજારૂપે પરવશ થઈ

* ૨ કરોડ રોમન સ્ત્રી બાળક સાથે, ૪ કરોડ મૂલકના લોક ને ૭ કરોડ ગુલામ.

* હિંદુસ્તાન, ઇજિપ્ટ ને ગ્રીસના લોક. (ગ્રીસમાં સ્પાર્ટન તે ક્ષત્રી ને થીબેન તે વૈશ્ય હતા).

† તુર્કસ્તાનના લોક. એમાં આસીરિઅન તે ક્ષત્રી, ફીનિશિઅન તે વૈશ્ય ને યાહુદી તે બ્રાહ્મણ.

‡ આથીનિઅન અને રોમન.

રહ્યા. બીજાં બધાં રાજ્યોમાં તો વંશપરંપરાના રાજા હતાજઃ–એ સઘળાં રાજ્યો તૂટયાં; ને તેમાં ધર્મપુરૂષનાં રાજ્યોમાં જે મોટું તથા પ્રૌઢ વ્યવસ્થાવાળું આર્યરાજ્ય તે પરસ્પર સ્પર્દ્ધાથી પોતાનામાંજ લય પામ્યું અને દેશપ્રકૃતિનાં રાજ્યોમાં જે મોટું તથા પ્રૌઢ વ્યવસ્થાવાળું રોમનરાજ્ય તે અવ્યવસ્થિત થઈ દુર્દશા પામી પરદેશી જંગલી લોકના નાશમાં સમાઈ ગયું.*

**ધર્મજ્ઞાન**—ધર્મમૂર્તિકાળમાં સઘળાં રાજ્યમંડળના લોકોમાં જગત્કર્તા એક ઈશ્વર છે તથા તે સર્વશક્તિમાન છે એવી થોડીઘણી જાણની સાથે તેઓનાં પોતપોતાનાં ધર્મ કર્મ સ્તવનપૂજન હતાં. બીજાં સૌ રાજ્યોમાં ઈશ્વરી–કુદ્રતી શક્તિયોની પ્રતિમાઓ હતી, પણ આર્ય ઇરાની મીડિઅન ને યાહુદીઓમાં મૂર્તિપૂજન નહોતું, ( પહેલા ત્રણ નિત્યકર્મને અર્થે અખંડ હોમાગ્નિ રાખતા ને યાહુદીઓએ દયાસનને દેવળમાં રાખ્યું હતું ); આર્યમાં આટલું વિશેષ હતું કે ધર્મ કર્મની સાથે ધર્મતત્ત્વનાં જ્ઞાન ઉપનિષદોના પાઠ પણ વંચાતા. કામ મૂર્તિકાળમાંઃ–કનફ્યૂશિયસે મૂર્તિપૂજક ચીનાઓને એક ઈશ્વરનું જ્ઞાન થાય ને તેઓ નીતિમાન રહે તેવો બોધ આપ્યો. જરતોસ્તી ધર્મને સેબિઅન ધર્મનો પાશ લાગ્યો હતો તેનું સંશોધન થયું. યાહુદીઓએ રાજ્ય ગુમાવ્યાં ત્યાર પછી પરાધીનપણાનાં દુઃખના અનુભવથી તેઓ પોતાનાં પૂર્વ પાપોનો પશ્ચાત્તાપ કરતા થયા હતા ને સદાચારે વર્તતા; વળી તેઓના ભાવિવક્તાઓ નિરાશાથી શાંતિમાં આવેલી પ્રજાને ઉત્સાહી કરતા ને સદાચારનો બોધ કરતાં દેવવાણી ભણતા કે હવે થોડા કાળમાં પ્રભુનો સંદેશો આવનારો છે.†

હિંદુસ્તાનમાં આર્યરાજ્ય તૂટયા પછી વિદ્વાનો નાસ્તિક ધર્મભ્રષ્ટ થયા હતા ને લોકની સંસારી સ્થિતિ પણ ભ્રષ્ટ હતી;–એવામાં કેટલાએક આર્ય પુરૂષોએ સમયને અનુકૂળ બૌદ્ધધર્મ નવો પ્રવર્તાવ્યો. આર્યમૂર્તિકાળમાંઃ–હિંદુસ્તાનમાં બૌદ્ધધર્મે એકચક્રે રાજ્ય કીધું ને દેશાંતરોમાં આણ મનાતી કીધી ( ઇ૦ સ૦ પૂ૦ ૨૪૨ ); પછી ત્રણસેં ચારસેં વર્ષ દબાઇ રહેલા બ્રાહ્મણોએ દેશકાળ વિચારી વેદધર્મને અનુસરતો પુરાણ સંપ્રદાય પ્રવર્તાવ્યો ને તેઓ રાજાઓનો આશ્રય શોધતા થયા; પાંચમા સૈકાના અંતમાં બૌદ્ધધર્મે સ્વદેશમાં રાજ્ય રાખવાની આશા છોડી, ને પૂર્વ તરફના પ્રદેશોમાં ભારે ધસારો કરી ત્યાં વિજય કીધો–બ્રહ્મદેશ ને ચીનમાં લોક બૌદ્ધધર્મ પાળતા થયા; ટિબેટ, નેપાળ ને સીલોનના લોક તો તે ધર્મના થયેલા હતાજ. યાહુદીઓની સ્થિતિ ઈજિપ્ટ સીરિઆ ને રોમ એ રાજ્યોની તાબેદારી કરવાથી ઘણી ભુંડી થઇ હતી. તેઓ અનેક ધર્મમત પાળતા થઈ પરસ્પર ઝગડો કરતા ને તેઓ કેવળ સ્વચ્છંદી દુરાચારી થયા હતા;—એ સ્થિતિમાં ક્રૈસ્ટનો જન્મ થયો ને એણે પોતાના યાહુદીઓને શુદ્ધ ધર્મબોધ કીધો. થોડાએક માછી તેના શિષ્ય થયા ને એઓએ તેના મરણ પછી જૂજ યાહુદીઓને પણ પોતાના ધર્મમાં લીધા; પણ

* આર્ય રાજ્યનો સુધારો પડોસનાં કોઇ પણ રાજ્યની સંગતિના લાભવિના આર્યજનોનાં પોતાનાંજ બુદ્ધિબળ વડે થયો હતો અને રોમન રાજ્યનો સુધારો તો પ્રથમથીજ મિશ્ર હતો. આર્યરાજ્યે પોતાનું સ્વરૂપ ત્રણ રંગે દાખવ્યું અને રોમના રાજ્યે પ્રથમ ત્રણ રંગે ( સબૈન, લાટિન, ટસ્કર), પછી બબ્બે રંગે ( સબૈન તથા ટસ્કન, સબૈન તથા લાટિન, ધર્મ તથા સૈન્ય, પાટ્રિશિયન ને પ્લીબીઅન, સ્થાવર મિલ્કત ને જંગમ મિલ્કત, સ્થિરતા ને વૃદ્ધિ, સત્તા ને સ્વતંત્રતા ) દેખાડયું ને પછી એક શુદ્ધ સ્વરૂપ દેખાડયું; પછી પાછું તે લોભી ને મદોન્મત્ત થયું હતું. આર્યરાજ્યનો છેલ્લો મહાપુરૂષ કૃષ્ણ એણે કાબાનું તીર પગમાં વાગેથી દેહ છોડી અને રોમન રાજ્યનો છેલ્લો મહાપુરૂષ સીઝર એ સેનેટની સભામાં ધોળે દહાડે ન્યાય ચૂકવતાં ૨૩ જખમે પોતાના સમોવડીઆ પોમ્પીના પૂતળા પાસે પડયો. ગ્રીક સોક્રેટિસને વિષ પીવું પડયું. ઈજિપ્ટનો સીસોસ્ટ્રિસ વિજયી રાજા ઘડપણમાં આંધળો થયો હતો ને તે દુઃખ તેનાથી સહન ન થયાથી તેણે આપઘાત કીધો હતો. ઈરાની જરતોસ્ત હોરમજદના ગુણ ગાતાં શત્રુથી કપાઈ પડયો, ઝેર્કિસઝનું ખૂન થયું ને છેલ્લો ડરાયસ નાસભાગમાં પોતાનાજ એક તાબેદાર અમલદારની તરવારથી મુઓ. જૂડિઆનો છેલ્લો મહાપુરૂપ ક્રૈસ્ટ સૂળીએ જડાઈ મરણ પામ્યો. આસીરિઆનો સાર્ડેનાપાલસ પોતાનાજ મહેલમાં ચિતા ખડકાવી પ્રિયાઓ ધનમાલ સાથે બળી મુઓ. ફીનિશિઅન કાર્થેજિઅન હાનિબલ ઝેર ખાઈ મરણ પામ્યો.

† ઈ૦ સ૦ પૂ૦ ૭૨૧ માં ઈસ્રાએલનું રાજ્ય ઊજડ વળ્યું, યાહુદીઓમાં સામારિટન નામનો પંથ આસીરિઅનોની સંગતિથી નીકળ્યો; ઈ૦ સ૦ પૂ૦ ૬૦૬ માં જૂડિઆના યાહુદીઓ બાબિલનમાં ગોંધાયા ને જૂડિયા બાબિલનનો પ્રાંત ગણાયો (૫૮૮); સૈરસે તેઓને છોડી પાછા સ્વદેશ મોકલ્યો, પચાસ હજાર યાહુદી જરૂસલેમમાં આવ્યા ને ફરી દેવળ બંધાયું ( ૫૧૫); તેઓની બોલવાની ભાષા બગડીને યાહુદીકાલદી થઈ હતી; છેલ્લો ભાવિવક્તા ઈ૦ સ૦ પૂ૦ ૪૨૦ માં મરણ પામ્યો; જરૂસલેમના ઉપરી ઉપાધ્યાયે શિકંદરના સંદેશાનો ઉત્તર વાળ્યો હતો કે ઈરાની રાજ્યના માયાળુપણાના બદલામાં તેની સત્તામાંથી ખશી જવું એ કૃતઘ્નતા ને કપટ છે; શિકંદર લડવા આવ્યો ત્યારે તે સામું થવું મિથ્યા છે જાણી શરણ થયો હતો.

પછી તેઓએ યાહુદીઓની આશા છોડી ને પશ્ચિમ ભણીનાં રાજ્યોમાં ઉપદેશ આરંભ્યો; ખ્રિસ્તીઓએ બહુ બહુ દુઃખ વેઠયાં, પણ અંતે ખ્રિસ્તી ધર્મે કોન્સ્ટંટૈનને પ્રેરણા કીધી ને પછી રોમના મહારાજ્યમાં વિજય મેળવ્યો.*

ઉચ્ચેચ્છ વિવેકી આર્યજને વેદોક્ત ને બૌદ્ધ એ બે ધર્મ પ્રવર્તાવ્યા;—જે પોતાની ઇચ્છાએ ને પોતાનીજ શક્તી વડે જગત્ ઉત્પન્ન કરેછે ને જગત્‌ને પાછું પોતાનામાં સંવરી લેછે, જે સર્વ શક્તિમાન હોવાથી પ્રસંગે પ્રસંગે મોટી કર્મપ્રવૃત્તિમાં મચેછે, પણ પરવારીને પાછો પોતાનો શાંતિ—વિશ્રામનો આનંદ વેભવેછે તે એક પરમાત્માને પામવાનાં સાધન વેદે દેખાડ્યાં; અને (ઉત્તરકાળમાં) અનાદિ અવિનાશી મૂળતત્ત્વ—પ્રકૃતિમાંજ શક્તિ છે કે જેથી જગત્‌ની ઉત્પત્તિ ને પુનરૂત્પત્તિ થયાં કરેછે, અને પ્રકૃતિના અંશોમાંના અનેક ચૈતન્યો પોતપોતાના અનેક જન્માંતરો કરી સ્વર્ગ નરક ભોગવી રૂડાં ભુંડાં કર્મનું ત્રાજવું બરોબર કરી પૂર્ણ સ્થિર થઈ શૂન્યતા નિર્વાણને પામેછે;—એ મોક્ષ પામવાનાં સાધન બૌદ્ધધર્મે દેખડાવ્યાં, એકે પુરૂષ ને બીજાએ પ્રકૃતિને આદિ માની; એકે સકળ આત્માને પરમાત્મામાં ભેળ્યા ને બીજાએ પ્રત્યેક આત્માને સ્વતંત્ર ઈશ્વર રૂપ કીધા; એકે દેવતાઓને મનુષ્યથી શ્રેષ્ઠ સ્થાપ્યા ને બીજાએ તેઓને મનુષ્યથી શ્રેષ્ઠ પણ મનુષ્યમાંથી થયેલા બુદ્ધ તથા બોધિસત્વોથી ઊતરતા રાખ્યા; એકે આચારને ને બીજાએ અહિંસાને એમ પ્રધાન ભણ્યાં; એકે જાતિ રાખી પોતાનાનેજ બોધ કીધો ને બીજાએ ધર્મના ઉપદેશને અર્થે જાતિયો ન રાખી; બંનેએ પાપ પુણ્ય પ્રમાણે નરક, સ્વર્ગ, જન્માંતરો મનાવી પોતપોતાની ત્રિગુણાતીત નિવૃત્તિ દેખાડી † મહેચ્છ ઉદ્ધત યાહુદીઓમાં મોઝીઝે પ્રવૃત્તિકર્મના વૈભવી જગત્કર્તા પ્રભુનાં સાક્ષાત્ દર્શન કરી તેની આજ્ઞાપ્રમાણે ધર્મ કર્મ—પવિત્રતા પોતાના લોકમાં પ્રવર્તાવ્યાં ને તેનું ઉલ્લંઘન ન કરવા વિષે પ્રભુની તરફનું દારૂણ ભય દાખવ્યું ને પોતાની તરફની કરડી શિક્ષા ભણી; અને (ઉત્તર કાળમાં) ક્રેસ્ટે પ્રભુપુત્રરૂપે અવતરી પોતાનાં વચન ઉપર વિશ્વાસ બેસડાવવા વિષે, પ્રભુને શુદ્ધ અંતઃકરણે ભજવા વિષે, શુદ્ધ ભાવે ધર્મકર્મ કરવા વિષે પણ અવશ્ય ઉત્તમ નીતિ પળાવવા વિષે બોધ કરતાં જનદયા, સહનશીલતા, પ્રેમભાવ દાખવ્યાં—બંનેજણે પ્રભુનાં સામર્થ્ય

---

* ઈ૦ સ૦ ૪૦ થી તે ૩૧૨ સૂધી ખ્રિસ્તી ઉપદેશકોએ દુઃખ વેઠતાં ઘણાક લોકને ખ્રિસ્તી કીધા હતા, પણ તેઓમાંજ ઘણાક પંથ નીકળ્યા હતા—કેટલાંક મંડળ ક્રેસ્ટનું પ્રભુપુત્રપણું કબૂલ કરતાં નહોતાં; કેટલાક તેને માણસ ને પ્રભુની વચમાંની પદવી આપતા; કેટલાક કહેતા કે ક્રેસ્ટ ને માણસમાં ભેદ નથી; કેટલાક કહેતા કે પાપ ને પ્રભુની કૃપા એ સંધું જૂઠું છે; કેટલાક કહેતા કે ભાવ ને જનદયા એ સિવાય બીજી બાબતો ઉપર આગ્રહ ધરવો તે મિથ્યા છે; કેટલાક કહેતા કે આત્માને શુદ્ધ કરવાને દેહકષ્ટ કરવાની જરૂર છે; કેટલાક કહેતા કે સંસારી વિષયમાં સારાસારનો ભેદજ નથી; કેટલાક કહેતા કે અતિ વ્યભિચાર કરવાથી દુઃખ દેનારી કાયામાંથી આત્માનો જેવો વહેલો છૂટકો થાયછે તેવો પશ્ચાત્તાપ ઉપવાસ ને બીજાં દેહકષ્ટથી થતો નથી. ગ્રીક ખ્રિસ્તીઓનાં મતમાં એકાંતવાસ, દેહકષ્ટ, ઉપવાસ ને પ્રાર્થના એ ચાર રાખવા વિષે આગ્રહ છે. રાજ્યાશ્રય મેળવ્યા પછી ઠેકાણાં ઠેકાણાંના મઠ મંદિરના ખ્રિસ્તી ઉપદેશકોની સભાઓ ભરવામાં આવી હતી, નૈસીમાં (૩૨૫), કોનસ્ટંટિનોપલમાં (૩૮૧), એફેસસમાં (૪૩૧) ને કાલસિડનમાં (૪૫૧) ને પછી ક્રેસ્ટ પુરૂપ વિષે, પ્રભુ પુત્ર ને આત્મા એ ત્રણ વિષે, અવતાર વિષે ને પશ્ચાતાપ પ્રાયશ્ચિત્ત વિષે નક્કી કરવામાં આવ્યું હતું; પણ તે પ્રમાણે વર્તનારા થોડાકજ હતા. એક જણે લખ્યું છે કે પાંચમા સૈકામાં અનેક તર્કથી ને મૂર્તિપૂજકોની અનેક ક્રિયા ભળ્યાથી ખ્રિસ્તી ધર્મ ભ્રષ્ટ થયો હતો; મંડળોની વ્યવસ્થા જે સાદી સૂધી હતી તે હવે ગૂચવણીવાળી પણ નિયમ પદ્ધતિવાળી થઈ હતી.

† નામ, રૂપ, ઈંદ્રિયો, ધારણા, ઈચ્છા, આધિ, વ્યાધિ, ઉપાધિ, દુઃખ, શોક, શ્રમ, જરા, મૃત્યુ એ સંધાંનું મૂળ કારણ જન્મ છે ને જન્મનું મૂળ કારણ અજ્ઞાન—અવિદ્યા છે ને અવિદ્યાનો નાશ ધર્મથી થાયછે; ધર્મી પુરૂષનો ઉદ્દેશ આવો હોવો જોઈએ કે તેણે હઠયોગથી સંસાર સુખવાસનાનો ત્યાગ કરી લોકકલ્યાણનાં કામો કરી પોતાના મનની સ્થિતિ એવી ઊંચી કરવી કે તે પૂર્ણ શાંતિને પામી નિર્વાણ પ્રાપ્ત કરે. નિર્વાણવિષે સમજાવતાં શાક્યબુદ્ધે કહ્યું હતું કે વસ્તુઓ સ્વભાવથી ઉત્પન્ન થાયછે ને અનેક રૂપાંતરો સ્વભાવથી પ્રાપ્ત કરેછે, પણ તે અંતે શૂન્યતામાં જાયછે. જન્મ એક ઝાડ છે, માણસનાં સારાં નરસાં કર્મ તે તેનાં ફળ છે ને એ ફળ તે ફરી લેવાનો જે જન્મ તેનાં બીજ છે. મોત તે જે જૂનાં ઝાડમાંથી બીજાં થવાનાં છે તેનો નાશ છે, ધર્મજ્ઞાન તથા નીતિ એથી ઝાડની ઊગવાની શક્તિ જતી રહેછે, ને એ ગયા પછી નવું ઝાડ ઊગવાનો સંભવ નથી. દીવાની જોત જતી રહેવી (વિચાર કરનારૂં તત્ત્વ અટકી જાય) તે નિર્વાણ. મોઝીઝદત્તધર્મ તથા વેદોક્તધર્મ એ બંએ પોતાના સિવાય બીજા લોકને બોધ ન કીધો, પણ બૌદ્ધધર્મે તથા ક્રિશ્ચિયન ધર્મે કોઈ પણ પ્રદેશના ને કોઈ પણ જાતના લોકને બોધ કરવાનું રાખ્યું; એ બંનેમાં જનદયા પરોપકાર વગેરે સદ્ગુણનો વિશેષ બોધ છે; બંનેના સાધુઓને માટે મઠ હતા ને ધર્મકર્મની કેટલીક રીત બંનેમાં સરખી હતી.

પ્રેમ વિષે બોધ કીધો ને બંને જણે પાપપુણ્યના બદલામાં સ્વર્ગ નરક સમજાવ્યાં—સૃષ્ટિના નાશને સમે સઘળાં મૃતજન ફરીથી પાછાં પોતાનાં શરીર ધારણ કરશે ને પ્રભુની ન્યાયસભાના ઠરાવપ્રમાણે પોતાનાં ભુંડાં કર્મના બદલામાં સદા નરકમાં વાસ કરશે ને રૂડાં કર્મના બદલામાં નિરંતર પ્રભુના રાજધામમાં વાસ કરશે.

**વિદ્યાકળા**—સકળ રાજ્યમંડળોના વિદ્વાનોમાં આર્ય તથા ગ્રીક એ બેએજ શાસ્ત્રીય રીતે તત્ત્વશોધન કરી પોતપોતાના વિચાર જણાવ્યા—( વિશ્વનું મૂળ કારણ, આત્મા તથા પ્રકૃતિ ને એ બેનો સંબંધ એ આદી વિષયોના વિચાર તે બંનેના ઘણાખરા સરખાજ છે );—વેદાંતશાસ્ત્રકર્તાઓ તથા ન્યાયકર્તા ગૌતમ એઓએ માત્ર એક પરમાત્માનેજ અનાદિ તત્ત્વ માન્યું, પણ બીજા સૌએ ઘણું કરીને બે મુખ્ય તત્ત્વ માન્યાંઃ કર્તૃક ને અકર્તૃક—આત્મા ને પ્રકૃતિ—ચૈતન્ય ને જડ, પણ એ કેવે સંબંધે રહ્યાં છે તે વિષે અનેક વિચાર કર્યા તેમાં બે મુખ્ય છે. કેટલાકે કહ્યું કે તે બે મૂળથીજ જુદાં છે ને કોઈ પણ રીતે પરસ્પર ભળી શકતાંજ નથી અને કેટલાકે કહ્યું કે તે બે વસ્તુતઃ જુદાંજ છે પણ સંબંધે રહ્યાં છે. એ વિચારોથી પ્રદેશપ્રદેશના લોકના ધર્મ નીતિવિષયમાં અનેક ભેદ પડ્યા; એ વિચારો કરતાં પદાર્થવિજ્ઞાનશાસ્ત્રમાં કેટલોક શોધ થયો ને વાદ કરવાની પદ્ધતિઓ નીકળી; તર્કવિદ્યાની ઘણીક રીતે વૃદ્ધિ થઇ. જ્યોતિષવિદ્યા ચીના, આર્યજન, કાલ્ડિયન ને ઈજિપ્શિયન એ લોકમાં હતી. શિલ્પશાસ્ત્રમાં હિંદુસ્તાનના લોક, આસીરિઅન, ઈજિપ્શિયન, ગ્રીક ને રોમન પ્રવીણ હતા—બૌદ્ધલોકે સ્તૂપગ્રીકે સ્તંભ ને રોમને ગોલખંડ ( મહેરાબ ) સુંદર દેખાડ્યા; ગણિતશાસ્ત્રનો અભ્યાસ હિંદુસ્તાન ઇજિપ્ટ ને ગ્રીસના લોકે કીધો ને ભૂમિતિવિદ્યાનો ઉત્કર્ષ તો ગ્રીક લોકેજ દેખડાવ્યો. વ્યાકરણ, કોશ ને શબ્દાર્થવિષય હિંદુસ્તાનમાંજ યથાસ્થિત કેળવાયા; કવિતા તથા નાટક હિંદુસ્તાન તથા ગ્રીસમાંજ સર્વોપરિ વિરાજ્યાં;—ભક્તિનીતિની કવિતા જૂડિઆમાંજ હતી, ને ઈટલીમાં નાટકને ઠેકાણે ઓપેરા હતા; વળી, કવિતાવિષય પણ પછવાડેથી સારો કેળવાયો હતો. રસાલંકારશાસ્ત્ર ને વક્તૃત્વશાસ્ત્ર એ હિંદુસ્તાન, ગ્રીસ ને રોમમાં હતાં. ઈતિહાસ માત્ર ગ્રીકે ને રોમન એઓએજ લખ્યા;—( હિંદુઓએ પુરાણ લખ્યાં ); વાર્તા વિષયમાં કંઈ કંઈ હિંદુ ને ગ્રીકે લખ્યું. ગાયન હિંદુસ્તાન, ગ્રીસ ને રોમમાં હતું. વૈદક ને રસાયન હિંદુસ્તાન ને ગ્રીસમાં હતાં. લખવાનું કામ પ્રથમ પત્થર, ધાતુ કે તાડપત્ર એ ઉપર અક્ષર કોતર્યાથી ચાલતું, પછી ઝાડોની અંતર્છાલ ( ભોજપત્ર જેવી ) ઉપયોગમાં આવતી થઈ; પછી મીણ પાયલાં કપડાં વપરાતાં થયાં. શિકંદરની વખતમાં કાગળો વપરાતા થયા ને પછી તેવે તેવે પ્રસંગે ચામડાં ઉપર લખવાનો રિવાજ ચાલ્યો. ધાતુનાં ભરતકામ, હીરા માણેકનાં જડાવકામ, કોતરકામ, કાપડનાં વણાટકામ ને સાદી પણ યંત્રરચના એમાં બાબિલન ને ઈજિપ્ટના લોક કુશળ હતા. બીબાંથી છાપવાની કળા ચીનમાં હતી.

**જયીજિત** લોક ચીનમાં પરસ્પર ભળી એકત્ર થયા હતા; હિંદુસ્તાનના આર્યરાજ્યમાં સ્મૃતિકારોએ શૂદ્રને માટે કરડી શિક્ષાઓ લખી, તોપણ તેઓની સ્થિતિ છેક હીણી નહોતી; ઈજિપ્ટમાં છેલ્લા વર્ગના લોકની સ્થિતિ છેકજ હીણી હતી; ગ્રીસ ને ઈટલીમાં પ્રથમ તો ગુલામોની હાલત બહુજ ભુંડી હતી, પણ પછવાડેથી કાંઈક ઠીક થઇ હતી. શૂદ્રજાતિની સ્થિતિ હીણી હતી તેમ આર્ય બ્રાહ્મણો, ઈરાનીએ, યાહુદીઓ ને ગ્રીકજનો એ જ્યારે પરાજિત થયા ત્યારે એઓની સ્થિતિ પણ દયામણી હતી.

**પુરૂષ સ્ત્રી**—એ બેમાં પુરૂષે પોતાની જાતિને શ્રેષ્ઠ સ્થાપી એટલુંજ નહિ, પણ કેટલાક લોકે ને ગ્રીક પંડિતોએ સ્ત્રીજાતને અધમ ગણી; આર્ય સ્મૃતિકારોએ સ્ત્રીજાતને સ્વતંત્રતા ન આપવા વિષે લખ્યું ને દુરાચારી સ્ત્રીઓને માટે કરડી શિક્ષા લખી તોપણ તેઓએ તેમને અધમ ગણી નથી; ને તેઓમાં સ્ત્રીજાતની સ્થિતિ રૂડી હતી. ઉપલા વર્ગની ગ્રીક સ્ત્રીઓની સ્થિતિ દયામણી નહોતી ને રોમન લોકમાં તો સ્ત્રીઓનાં માન હતાં. આર્ય સ્ત્રી ને રોમન સ્ત્રી એમાંથી કેટલીકે પોતાના સદ્ગુણથી મોટી પ્રસિદ્ધિ મેળવી હતી.

**સંહાર**—પ્રલયથી ( ઈ૦ સ૦ પૂ૦ સૈકા ૨૪ થી ) તે રોમનું રાજ્ય ભાગ્યું (ઇ૦ સ૦ સૈકા ૫) ત્યાંસૂધીના ૩,૦૦૦ વર્ષથી વધારેના મહાકાળે અસંખ્ય માણસોને જન્મ આપી પાછાં મોતને આધીન કીધાં, તેમાં અદ્ભુત નથી, કેમકે સંહાર કરવો એ તો તેનો ધર્મજ છે; તોપણ, તેણે મહાસમર્થ બુદ્ધિમાન **માળી** રૂપે વહાડકાપ કરી અનેક રાજ્યરૂપી વાટિકા તથા ઉપવન એ કીધાં—સુશોભિત કીધાં ને વળી પાછાં યુદ્ધના ઘમસાણ મચાવી, અગ્નિ ને કરાં વરસાવી, દુકાળ ને મરકી ચલાવી, પાણી ને લોહી વહેતાં કરી, વાયુ ને ધરતીકંપ કરી, અનેક રીતે ઘાણવાળી, સુંદર રાજ્યોને રાન જંગલ જેવાં કીધાં એ મહદ્ અદ્ભુત કર્મ છે;—ધર્મ રક્ષણ

ને દેશ રક્ષણ કરતાં લાખો જણ મુઆ; પ્રદેશ વધારવાના લોભમાં નેબૂકડનેઝર સૈરસ, અલેકઝાંડર ને સીઝર ને બીજા એઓએ લાખોના પ્રાણ લીધા; ને રાજગાદીના લોભમાં તથા તેને પોતાનીજ કરી રાખવાના ઉદ્યમમાં રાજા તથા સગાં સંબંધીઓના જીવ ગયા! સરહદ પરના રાની લોકે આવી રંગમાં ભંગ કરી નાંખ્યો! રાય ને રંક, ધર્મી ને અધર્મી, વિદ્વાન ને મૂર્ખ, નગરવાસી ને રાનવાસી, મોતે ને કમોતે નાશ પામ્યા; સુંદર રાજ્યધામ તે ભયંકર રાન થયાં; ધર્મવિજયી ને રાજ્યવિજયી પુરૂષોએ મહાબુદ્ધિયે ને મહાશક્તિયે સદાકાળ એક રંગ રાખવાને મહાપ્રયત્નો કીધાં, પણ તેઓ તેમ કરી શક્યા નહિ;—તેઓએ ઉત્પન્ન કરતાં ને સ્થિતિ રાખતાં પણ નાશને જોયો!—રે **મહાકાળ** પોતે પણ **ધર્મસ્વરૂપે, કામસ્વરૂપે, અર્થસ્વરૂપે** લીલા દેખડાવી સંહાર કરી ( પણ **બીજવિભૂતિ**—પોતાની પ્રસાદી રાખીને ) **અનંતકાળમાં** સાયુજ્યલય પામ્યો.